યજ્ઞ પ્રકાશન સમિતિ
તરફથી સપ્રેમ ભેટ

# જયપ્રકાશ

સંપાદન :

નારાયણ દેસાઈ · કાન્તિ શાહ

યજ્ઞ પ્રકાશન

ભૂમિપુત્ર હુજરાતપાગા વડોદરા ૩૯૦૦૦૧

# સંપાદકોના બે બોલ

આ ગ્રંથ તૈયાર કરવા પાછળ મૂળ પ્રેરણા લોકનાયકને અમારી શ્રદ્ધાંજલિ અર્પિત કરવાની છે. શ્રદ્ધાંજલિ આપવાની બીજીયે રીતો અલબત્ત છે. આ ગ્રંથમાં પણ એક કરતાં વધુ લેખકોના લેખોમાં લોકનાયકને સાચી અંજલિ કેવી હોઈ શકે એને લગતાં સૂચનો છે. આ ગ્રંથના બંને સંપાદકો અને એમના મિત્રો, જેમણે સંપાદકોને આવો ગ્રંથ તૈયાર કરવા પ્રેર્યા, તે સૌ પોતપોતાના ક્ષેત્રમાં, પોતપોતાની શક્તિમતિ મુજબ સંપૂર્ણ ક્રાંતિના કામને આગળ વધારવા પ્રયત્નશીલ પણ છે. અને તેમ છતાં માનવજાતના આ એક મહાન સેવક પ્રત્યેની આપણા સહુની શ્રદ્ધાને કાંઈક અભિવ્યક્તિની જરૂર હતી, આપણા સહુના તેમ જ હવે એમને નજરોનજર ન જોઈ શકનારી આવનારી પેઢીઓનાં માર્ગદર્શન અને પ્રેરણા માટે એમનાં જીવન, કાર્ય તેમ જ વિચારોના સમગ્ર આકલનની જરૂર હતી. સંપાદન એ અમારો સહજપ્રાપ્ત ધર્મ છે, એટલે લોકનાયકને શ્રદ્ધાંજલિ રૂપ અને એમના જીવનકાર્યની સ્મૃતિ રૂપ આ ગ્રંથ તૈયાર કરવાની જવાબદારી અમે સ્વીકારી.

મૂળ કલ્પના પહેલી પુણ્યતિથિએ ગ્રંથ બહાર પાડવાની હતી. પણ તે ન બની શક્યું. અન્ય જવાબદારીઓમાંથી અમારી જાતને સંકોરી લઈ અમે પૂરેપૂરા આ કામમાં ખૂંપી તો ગયા. પરંતુ જેમ જેમ કામ આગળ વધતું ગયું તેમ તેમ આ કામના વ્યાપ અને ઊંડાણનો યથાતથ ખ્યાલ અમને આવતો ગયો. અને ત્યારે પછી કેલેન્ડરની તિથિને વળગી રહેવાનું શક્ય ન લાગ્યું, તેમ ઉચિત પણ ન લાગ્યું. અમારી ભાવનાને સંતોષ થાય અને કામમાં યથાશક્ય સમગ્રતા લાવી શકાય. એવી દૃષ્ટિ સાથે અમે કાર્યરત રહ્યા. આજેય જો કે પૂર્ણ સંતોષ ને પૂર્ણ સમગ્રતાનો દાવો તો થઈ શકે તેમ નથી. તેમ છતાં અમારી યથા શક્તિમતિ જેટલું થઈ શક્યું છે, તેટલું તમારી સમક્ષ મૂકી દઈએ છીએ.

ગ્રંથનો પહેલો ખંડ છે, "જયપ્રકાશ : અમારી નજરે." જયપ્રકાશજીને નજીકથી જોવા-જાણવાની તક જેમને સાંપડી છે, એવાઓની નજરે તેમાં આલેખન થયું છે. આ માટે આશરે સવાસો જેટલા લોકો પર પત્રો ગયા : એક વાર નહીં, બે વાર નહીં, ત્રણ-ત્રણ વાર. કોઈ કોઈને તાર પણ ગયા. આ સામૂહિક શ્રદ્ધાંજલિ હતી. તેથી તેમાં અમુક લોકો તો ભળવા જ જોઈએ, એવો અમારો આગ્રહ. 'પહેલાં લખેલો લેખ છે, એ લઈ લો' એમ કહેનારને મૌલિક લખાણના અમારા આગ્રહે પડતા મૂક્યા. હા, તેમાં મો૦ ક૦ છાગલા જેવા થોડા જૈફ લોકોના અપવાદ હતા, જેમણે અમને કહ્યું કે 'મારી હવે ઉંમર થઈ, મારા ફલાણા લેખને પરિસ્થિતિ મુજબ સુધારાવધારા સાથે લઈ લો, નવો લેખ લખી શકું એવી શક્તિ નથી રહી.' તો કેટલીક પૂર્વપ્રકાશિત સામગ્રી એવીયે હતી, જે આ ગ્રંથમાં સંઘરાવી જોઈએ એમ અમને લાગ્યું. તેવી સામગ્રી અહીં સમાવી લેવામાં સંકોચ નથી રાખ્યો.

લેખકોની પસંદગીમાં નાના-મોટા કે પ્રસિદ્ધ-અપ્રસિદ્ધનો ખ્યાલ રાખ્યો નથી. જે૦પી૦ સાથેની હાર્દિક, વૈચારિક કે કર્મ સંબંધિત નિકટતાને કસોટી માનીને અમે લોકો પાસેથી લખાણ મંગાવેલાં. કેટલાકના લેખ છેવટ સુધી અમે ન મેળવી શક્યા તેનો વસવસો હજીય અમારા મનમાં છે. પરંતુ જેમના લેખ મળ્યા છે. તેને વાંચતાં, સંપાદિત કરતાં, પાંચ ભાષાઓમાંથી તેને ગુજરાતીમાં ઉતારતાં અમે કૃતાર્થતા અનુભવી છે. હા, પાનાંની મર્યાદા જોતાં અને પુનરુક્તિને ટાળવા અમારે કોઈક કોઈક ઠેકાણે કાપકૂપ કરવી પડી છે. પરંતુ કાપકૂપ કરતી વખતે લેખકના વિચાર કે અભિપ્રાયને આંચ ન આવે તે જોવા અમે બનતો પ્રયાસ કર્યો છે.

"અમારી નજરે" વિભાગમાં ૭૮ લેખકોના સંસ્મરણાત્મક ને સમીક્ષાત્મક લેખો છે. તેમાં સિદ્ધહસ્ત લેખકો પણ છે અને છેલ્લાં વરસોમાં એમની અંગત સેવામાં રહેનાર ગુલાબ યાદવ જેવા સાવ પહેલી જ વાર કલમ હાથમાં લેનારા પણ છે. અમારે કહેવું જોઈએ કે જે૦પી૦ના વિવિધરંગી વ્યક્તિત્વ ઉપર પ્રકાશ પાડવામાં આમાંનો એકે એક લેખ કંઈક ને કંઈક નાનકડું પ્રદાન કરી ગયો છે. ગમે તેટલી ભાવના અને પ્રયત્ન છતાં કોઈ પણ એક નજરે આવા મહાપુરુષોના સમગ્ર વ્યક્તિત્વનું આકલન કરવું સંભવ નથી હોતું. અનેક નજરોના સરવાળાથી કદાચ એ

સંભવ બની શકે. ખરું જોતાં, આવા ગ્રંથોમાંનાં વિવિધ સંભારણાં અને સમીક્ષા સામૂહિક જીવનચરિત્ર-લેખન જેવાં થઈ પડે છે. જીવનચરિત્રમાં ગંગોત્રીથી માંડીને ગંગા-સાગર સુધીની સળંગ યાત્રા હોય, તો આવા લેખોમાં એ યાત્રા દરમ્યાન આવેલાં વિવિધ તીર્થક્ષેત્રોનું વધુ નજીકથી, વધુ ભાવથી અને કેટલીક વાર વધુ સમીક્ષક-દૃષ્ટિથી કરાયેલ દર્શન હોય. વાસ્તવમાં આવા મહાપુરુષોની મહાનતા એમની જીવવાની રીતમાં રહેલી હોય છે. અનેક નાના-નાના મનોહર પ્રસંગોમાં એમની આવી જીવવાની રીત આપણને જોવા-સમજવા મળે છે.

ગ્રંથનો બીજો ખંડ છે, " જયપ્રકાશ : કેમેરાની નજરે. " તેમાં કેમેરાની નજરે ઝિલાયેલાં જે૦પી૦નાં મધુર-સુરુચિપૂર્ણ-ગતિશીલ વ્યક્તિત્વનાં વિવિધ પાસાં તેમ જ ભાવમુદ્રાને અંકિત કરતા ૧૮૮ ફોટા છે. અનેક મિત્રો અને સંસ્થાઓ પાસેથી મેળવેલ આના કરતાં ચાર-પાંચ ગણા ફોટાઓમાંથી આટલા પસંદ કરીને આપ્યા છે. પસંદગીમાં ફોટોગ્રાફીની કળાની દૃષ્ટિ અવશ્ય રહી છે, છતાં એ જ એકમાત્ર દૃષ્ટિ નથી. સરવાળે આ ખંડ સુશોભન પૂરતો ન રહેતાં આખાયે ગ્રંથના એક અવિભાજ્ય અંગ રૂપ તેમ જ સમગ્ર આયોજનમાં પોતાની રીતે પૂરક બની રહે, એવી દૃષ્ટિ અમારી રહી છે. તેથી તેમાં જે૦પી૦ના જીવનનાં વિવિધ કાળ, વિવિધ પ્રવૃત્તિઓ, વિવિધ ઘટનાઓ, સંબંધિત વિવિધ વ્યક્તિઓ, વિવિધ અદાઓ, વિવિધ લાક્ષણિકતાઓ, વિવિધ ભાવછટાઓ, વિવિધ મિજાજો, વ્યક્તિત્વનાં વિવિધ પાસાંઓ વગેરે દૃષ્ટિગોચર કરી આપવાની કોશિશ અમે કરી છે. જે૦પી૦ના જીવન-કાર્યની એક સળંગ નયનમનોહર ઝલક પ્રગટ કરવાનો તેમાં પ્રયાસ છે.

ગ્રંથનો ત્રીજો ખંડ છે, " જીવનયાત્રા ". ગંગોત્રીથી ગંગા-સાગર સુધીની જીવનયાત્રાનું તેમાં સળંગ વિવરણ છે. આ વિવરણ આધારભૂત સામગ્રીને આધારે આપવા અમે પૂરતી જહેમત ઉઠાવી છે. જ્યાં-જ્યાંથી જેટલી સામગ્રી ઉપલબ્ધ થઈ શકી તેટલી કરવાનો અમારો પ્રયત્ન રહ્યો. જે૦પી૦નાં પત્રો, ફાઈલો, નિવેદનો, ભાષણો, લેખો, પુસ્તકો વગેરે જેટલું હાથ લાગ્યું તે બધું જોઈ ગયા. આ અગાઉ પ્રકાશિત થયેલ જીવનચરિત્રો તેમ જ અન્ય ગ્રંથો પણ ઉથલાવી ગયા. જે૦પી૦ની જેલ ડાયરીઓ, પ્રભાવતીજીની લગભગ છેલ્લા દિવસો સુધી લખાયેલ રોજનીશી, ડૉ૦ હરિ દેવ શર્મા, ભોલા ચેટર્જી, અજિત ભટ્ટાચાર્ય વગેરેએ લીધેલી જે૦પી૦ની વિસ્તૃત મુલાકાતો વગેરે બધું ઝીણવટથી જોઈ ગયા. આ બધી અઢળક સામગ્રીમાં ડૂબકી દેતાં સત્સંગનો અનુભવ થયો, એમ જ કહેવું જોઈએ. રાષ્ટ્રને અને માનવજાતને સંપૂર્ણપણે સમર્પિત એવા એક ઉદાત્ત જીવનનો નિકટથી પરિચય થયો. એ પરિચયની અનુભૂતિને શબ્દબદ્ધ કરવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

સ્ફટિકશા નિર્મળ આ વ્યક્તિત્વમાં આખા જીવન દરમ્યાન જે સળંગસૂત્રતા રહી છે તે અમારા આલેખનમાં ઉપસાવી આપવાની અને તેની સાથે સાથે એ જીવનયાત્રાના બધા વળાંકોને પ્રગટ કરી આપવાની કોશિશ અમારી રહી છે. આઝાદી મ ઝંખના અને જૂલ્મીને કોઈ પણ ભૂખ્યું કોઈની પણ આ છિનવાતી હોય તો તેની સામે ઝઝૂમવાની વૃત્તિ, નિત્ય વિ શીલતા, અખંડ જ્ઞાનપિપાસા, હૃદયની ઋજુતા, વિચાર આચારની એકતા, જીવનનાં તમામ ક્ષેત્રોમાં જડત્વ અન્યાયનો સામનો, વ્યક્તિગત શુદ્ધિ અને સામાજિક ક્રાં અભિન્ન સાધના, દીનદલિત દુઃખી સારુ પારાવાર કરુણા, મા કલ્યાણ માટેના ઉપાયોની અવિરત ખોજ અને એ ખોજ ખ જીવનમાં ગમે તેટલો પલટો લાવવાની તૈયારી —આવી કે બાબતોની અખંડ સેર જે૦પી૦ની જીવનયાત્રામાં જોવા મળે તેની સાથોસાથ એમના જીવનમાં એટએટલા વળાંકો આવ્યા જેણે એક કાળે જયપ્રકાશને જોયા જાણ્યા ને વખાણ્યા હોય બીજા કાળના જયપ્રકાશ કોઈક નવા જ અવતાર સમા લ " અમે જાણ્યા એ જ જયપ્રકાશ સાચા, " એમ એમના કેટલ સાથીઓને લાગે તો નવાઈ નહીં. અને છતાં બધા સીમાડા ઓળંગતું, નિત્ય નિરંતર ક્ષિતિજો વિસ્તારતું જયપ્રકાશજી વિભૂતિમત્વ છતું કરવાનો પ્રયાસ અમે જીવનયાત્રામાં કર્યો જો કે અહીં એટલુંયે ઉમેરી દઈએ કે " અમે જાણ્યા એ જયપ્રકાશ સાચા " એવો દાવો અમારો પણ નથી જ.

અલબત્ત, એવુંયે બને કે કેટલીક બાબતમાં લોકમાનસમાં ઊ થયેલી છાપ કરતાં વાસ્તવિક હકીકતો કાંઈક જુદી પણ હો પરંતુ ત્યારે " પબ્લિક ઇમેજ " કરતાં " ઑબ્જેક્ટિવ ઇમેજ ' ને જ અહીં સ્વાભાવિક સ્થાન મળ્યું છે. એવી રીતે આ ગ્રંથમાંના જ " અમારી નજરે " વિભાગમાંની અને " જીવ યાત્રા "ની અમુક હકીકતો ને તથ્યો વચ્ચે ભિન્નતા કે વિરો જણાય, ત્યારે " જીવનયાત્રા " વિભાગની હકીકતો ને તથ્યો આધારભૂત ગણવા વિનંતી છે. મંતવ્યો ભલે ભિન્ન હિ હોઈ શકે, પરંતુ હકીકતો ને તથ્યો અમે પૂરતાં ચકાસી " જીવનયાત્રા " વિભાગમાં રજૂ કર્યાં છે. શક્ય તેટલી રજૂઆ જયપ્રકાશજીના પોતાના શબ્દોમાં જ કરી છે.

જે૦પી૦ના વિવિધરંગી અને વિવિધરૂપી વ્યક્તિત્વને અને વિવિધ વળાંકોવાળી એમની જીવનયાત્રાને સમજવામાં કેટલાક કોયડાઓ, પ્રશ્નો ઊભા થાય એ સ્વાભાવિક છે. જયપ્રભાનું દાંપત્યજીવન કેવું હશે ? અમેરિકામાં સામ્યવાદી રંગે રંગાયેલા છતાં દેશમાં આવી કોંગ્રેસમાં કેમ જોડાયા ? કોંગ્રેસ સમાજવાદી પક્ષ અને સામ્યવાદીઓનું સંવનન અને વિચ્છેદ કેમ કરી થયાં ? જયપ્રકાશ ખરેખર સત્તા મેળવવા ઇચ્છતા હતા ? લોહિયા અને જયપ્રકાશના તથા નેહરુ અને જયપ્રકાશના સંબંધો કેવા હતા ? છેવટે એમણે ગાંધીમાર્ગ સ્વીકાર્યો એ શું અકસ્માત હતો ? સર્વોદયમાં ગાળેલા બે દાયકા શું અરણ્યવાસના હતા ? દીકરી જેવી ઇંદિરા જોડે શાથી વંકાયું ? વિનોબાને મળવા જવા જે૦પી૦નું મન છેવટ લગી શાને તરફડતું હતું ? જે૦પી૦ના જીવનના અંતિમ વળાંકનું સ્વરૂપ કેવું હતું ? જે૦પી૦નો વર્ગ-

સંઘર્ષ એટલે શું માર્ક્સવાદમાં એમનો પુનઃપ્રવેશ? જીવનના અંતિમ દિવસોમાં એમની મનઃસ્થિતિ કેવી હતી?—આવા આવા પ્રશ્નો જયપ્રકાશજીનું જીવન બારીકાઈથી તપાસવા માગતા સૌ જિજ્ઞાસુઓ આગળ ખડા થવાના. તેમાં વળી ચીન, પાકિસ્તાન,નાગાલૅન્ડ, કાશ્મીર વગેરે સવાલો અંગેનાં એમનાં મંતવ્યોએ પણ કેટલાકને અકળાવ્યા હશે. વાસ્તવિક હકીકતોને આધારે આ બધા પ્રશ્નોની છણાવટ કરવાનો નમ્ર પ્રયાસ "જીવનયાત્રા"ના આલેખનમાં કરવામાં આવ્યો છે.

જે૦પી૦એ સ્વતંત્ર રીતે પોતાનું કહેવાય એવું કામ સમાજવાદી પરિબળોના અનુસંધાનમાં થોડુંક કર્યું, ૧૯૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિ વખતે કર્યું, લોકનીતિના વ્યાપક અમલીકરણ અંગે કર્યું, બિહાર આંદોલનમાં કર્યું તથા કટોકટી અને તેના અનુસંધાનમાં કર્યું. આ સિવાયનું એમનું બાકીનું બધું કર્તૃત્વ ગાંધીના આંદોલનના અને પછી વિનોબાના આંદોલનના અંગરૂપ બનીને, એક આગેવાન સૈનિકની રૂએ થયું છે. આમ, જે૦પી૦ની પ્રવૃત્તિના આલેખનમાં ગાંધી-વિનોબાના આંદોલનની, જે–તે કાળની આનુસંગિક પરિસ્થિતિની તેમ જ ગાંધી–વિનોબા સાથેના એમના સંબંધની છણાવટ કરવાનું અનિવાર્ય જણાયું છે.

ગ્રંથનો ચોથો ખંડ છે, "મારી વિચારયાત્રા". તેમાં બધી રજૂઆત જે૦પી૦ના પોતાના શબ્દોમાં જ થઈ છે. એમના જીવતાં એમના વિચારોનાં બે સંપાદિત પુસ્તકો— "મારી વિચારયાત્રા" અને "સંપૂર્ણ ક્રાન્તિની ખોજમાં"— પ્રકાશિત થયેલાં અને એમની અનુમતિ પણ પામેલાં. મુખ્યત્વે આ બે પુસ્તકની તેમ જ થોડી બીજી સામગ્રી પરથી આ ખંડ નવેસરથી સંપાદન કરીને તૈયાર કરવામાં આવ્યો છે.

જો કે અમને એવો અનુભવ થયો કે જીવનયાત્રાથી વિચારયાત્રાને છૂટી પાડવાનું ઘણું મુશ્કેલ છે, અને કેટલીક જગ્યાએ તો અશક્ય છે. ખરું જોતાં, વિચારોના વિકાસ પ્રમાણે જે૦પી૦ના જીવનનું સ્વરૂપ બદલાતું ગયું, પ્રવૃત્તિનું સ્વરૂપ બદલાતું ગયું. જે૦પી૦ એક અપ્રતિમ પ્રયોગવીર હતા. માનવની અને સમાજની સ્થિતિ સુધારવા માટે સાચા ઉપાયોની ખોજ એ નિરંતર કરતા રહ્યા. તે માટે અનેક પ્રયોગો કર્યા અને અનુભવના આધારે આગળ વધતા રહ્યા. તે દરમ્યાન એમના વિચારોનો સતત વિકાસ થતો રહ્યો, અને કેટલીક બાબતમાં તો રેશમના કીડાનું ભમરમાં રૂપાંતર થઈ જાય એટલી હદે પરિવર્તન થઈ ગયું. આ બધું વિવરણ ત્રીજા ખંડમાં આવી જાય છે.

આમ, વિચારયાત્રાનો ક્રમિક વિકાસ, વિકાસનો આડછેદ અને વિચાર-પરિવર્તનની સેર જીવનયાત્રા સાથે વણી લીધી છે. અને ત્યાર બાદ આ ચોથા ખંડમાં વિચારયાત્રાનું એક સમગ્ર સિંહાવલોકન કરી લઈને વિવિધ વિષયો વિશેના જે૦પી૦ના અંતિમ નિષ્કર્ષ રૂપ વિચારો રજૂ કર્યા છે. તેમાં વ્યક્તિઓ અને પરિસ્થિતિના પરપોટાથી ઉપર ઊઠીને ચિરકાળ મહત્ત્વનું લાગ્યું તે આપ્યું છે. "વિચારયાત્રા"ના સંપાદનમાં દૃષ્ટિ એ રહી છે કે જે૦પી૦ના અનુભવના અંતિમ નિચોડ અને તારણ રૂપ વિચારો સમાજ સમક્ષ મૂકી દેવાય. કે જેથી ભાવિ પ્રયોગવીરોને, ક્રાંતિના સહયાત્રિકોને કાંઈક ભાથું મળે, માર્ગદર્શન અને પ્રેરણા મળે. આ વિભાગ પોતાનામાં પૂર્ણ બને એ ખાતર કેટલુંક પુનરાવર્તન જાણી જોઈને થવા દીધું છે.

પાંચમો અને છેલ્લો ખંડ છે, "થોડુંક યાદગાર." જે૦પી૦ના જીવનમાં યાદગાર એવું તો ઘણું છે. તેમાંથી ચાંગળુંક આચમન રૂપ થોડુંક અહીં આપ્યું છે. તેમાં ઘટનાક્રમ અને ગ્રંથ-સૂચિ પણ આવી જાય છે. ત્વરિત રેફરન્સ માટે વ્યક્તિવાર અને વિષયવાર સૂચિ તૈયાર કરી છે.

ગ્રંથના નામ અંગે અમે ઠીક ઠીક માથાકૂટ કરી. દસપંદર જેટલાં નામો વિચારાયાં હશે. એક એક નામમાં જે૦પી૦ના વ્યક્તિત્વની કોઈક ને કોઈક મોહકતા છુપાયેલી હતી. પરંતુ એમના સમગ્ર વ્યક્તિત્વને એક શબ્દ કે શબ્દગુચ્છમાં સમાવવું અશક્ય લાગ્યું. આખરે દરેક વિશેષણ વિશેષ્યના અર્થને સીમિત કરતું હતું. તેથી બધાં વિશેષણો પડતાં મૂકી માત્ર "જયપ્રકાશ" નામ રાખવા અંગે જ સહુ લાગતાવળગતા એકમત થયા.

આ ગ્રંથના સંપાદનકાર્ય અંગે અમારે જે કહેવાનું છે તે આટલું. અમારી જવાબદારી પાર પાડવા અમે પૂરેપૂરી કોશિશ કરી છે. તેમ છતાંયે કેટલીક ક્યાશ ને ઊણપ તો રહી જ ગઈ છે. આની બીજી આવૃત્તિ થાય તો તેમાં અને હિંદી-અંગ્રેજી સંસ્કરણમાં તે દૂર કરવાનો યથાશક્ય પ્રયત્ન કરીશું. સુજ્ઞ વાચકો પણ આવી ક્યાશ પ્રત્યે ધ્યાન દોરશે. તો તે અમને ઉપયોગી થશે.

માનવજાતના એક મહાન સેવક પ્રત્યેની આપણા સહુની પ્રેમભરી શ્રદ્ધાંજલિ પ્રગટ કરવાના આ ઉમદા કાર્યમાં અમે પણ અમારો અલ્પ ફાળો આપી શક્યા, તેનો અમને સંતોષ છે, આનંદ છે.

તા. ૧-૮-૧૯૮૧

○ નારાયણ દેસાઈ
○ કાન્તિ શાહ

સંભવ બની શકે. ખરું જોતાં, આવા ગ્રંથોમાંનાં વિવિધ સંભારણાં અને સમીક્ષા સામૂહિક જીવનચરિત્ર-લેખન જેવાં થઈ પડે છે. જીવનચરિત્રમાં ગંગોત્રીથી માંડીને ગંગા-સાગર સુધીની સળંગ યાત્રા હોય, તો આવા લેખોમાં એ યાત્રા દરમ્યાન આવેલાં વિવિધ તીર્થક્ષેત્રોનું વધુ નજીકથી, વધુ ભાવથી અને કેટલીક વાર વધુ સમીક્ષક-દૃષ્ટિથી કરાયેલ દર્શન હોય. વાસ્તવમાં આવા મહાપુરુષોની મહાનતા એમની જીવવાની રીતમાં રહેલી હોય છે. અનેક નાના-નાના મનોહર પ્રસંગોમાં એમની આવી જીવવાની રીત આપણને જોવા-સમજવા મળે છે.

ગ્રંથનો બીજો ખંડ છે, " જયપ્રકાશ : કૅમેરાની નજરે. " તેમાં કૅમેરાની નજરે ઝિલાયેલાં જે૦પી૦નાં મધુર-સુરુચિપૂર્ણ-ગતિશીલ વ્યક્તિત્વનાં વિવિધ પાસાં તેમ જ ભાવમુદ્રાને અંકિત કરતા ૧૮૮ ફોટા છે. અનેક મિત્રો અને સંસ્થાઓ પાસેથી મેળવેલ આના કરતાં ચાર-પાંચ ગણા ફોટાઓમાંથી આટલા પસંદ કરીને આપ્યા છે. પસંદગીમાં ફોટોગ્રાફીની કળાની દૃષ્ટિ અવશ્ય રહી છે, છતાં એ જ એકમાત્ર દૃષ્ટિ નથી. સરવાળે આ ખંડ સુશોભન પૂરતો ન રહેતાં આખાયે ગ્રંથના એક અવિભાજ્ય અંગ રૂપ તેમ જ સમગ્ર આયોજનમાં પોતાની રીતે પૂરક બની રહે, એવી દૃષ્ટિ અમારી રહી છે. તેથી તેમાં જે૦પી૦ના જીવનનાં વિવિધ કાળ, વિવિધ પ્રવૃત્તિઓ, વિવિધ ઘટનાઓ, સંબંધિત વિવિધ વ્યક્તિઓ, વિવિધ અદાઓ, વિવિધ લાક્ષણિકતાઓ, વિવિધ ભાવછટાઓ, વિવિધ મિજાજો, વ્યક્તિત્વનાં વિવિધ પાસાંઓ વગેરે દૃષ્ટિગોચર કરી આપવાની કોશિશ અમે કરી છે. જે૦પી૦ના જીવન-કાર્યની એક સળંગ નયનમનોહર ઝલક પ્રગટ કરવાનો તેમાં પ્રયાસ છે.

ગ્રંથનો ત્રીજો ખંડ છે, " જીવનયાત્રા ". ગંગોત્રીથી ગંગા-સાગર સુધીની જીવનયાત્રાનું તેમાં સળંગ વિવરણ છે. આ વિવરણ આધારભૂત સામગ્રીને આધારે આપવા અમે પૂરતી જહેમત ઉઠાવી છે. જ્યાં-જ્યાંથી જેટલી સામગ્રી ઉપલબ્ધ થઈ શકી તેટલી કરવાનો અમારો પ્રયત્ન રહ્યો. જે૦પી૦નાં પત્રો, ફાઈલો, નિવેદનો, ભાષણો, લેખો, પુસ્તકો વગેરે જેટલું હાથ લાગ્યું તે બધું જોઈ ગયા. આ અગાઉ પ્રકાશિત થયેલ જીવનચરિત્રો તેમ જ અન્ય ગ્રંથો પણ ઉથલાવી ગયા. જે૦પી૦ની જેલ ડાયરીઓ, પ્રભાવતીજીની લગભગ છેલ્લા દિવસો સુધી લખાયેલ રોજનીશી, ડૉ૦ હરિદેવ શર્મા, ભોલા ચેટર્જી, અજિત ભટ્ટાચાર્ય વગેરેએ લીધેલી જે૦પી૦ની વિસ્તૃત મુલાકાતો વગેરે બધું ઑગણ-વટથી જોઈ ગયા. આ બધી અઢળક સામગ્રીમાં ડૂબકી દેતાં સત્સંગનો અનુભવ થયો, એમ જ કહેવું જોઈએ. રાષ્ટ્રને અને માનવજાતને સંપૂર્ણપણે સમર્પિત એવા એક ઊર્ધ્વ જીવનનો નિકટથી પરિચય થયો. એ પરિચયની અનુભૂતિને શબ્દબદ્ધ કરવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

સ્ફટિક-શા નિર્મળ આ વ્યક્તિત્વમાં આખા જીવન દરમ્યાન જે સર્વાંગસુંદરતા રહી છે તે અમારા આલેખનમાં ઉપસાવી આપવાનો અને તેની સાથે સાથે એ જીવનયાત્રાના બધા વળાંકોને પ્રગટ કરી આપવાની કોશિશ અમારી રહી છે. આઝાદી માટેની ઝંખના અને પૃથ્વીને કોઈ પણ ખૂણે કોઈની પણ આઝાદી છિનવાતી હોય તો તેની સામે ઝઝૂમવાની વૃત્તિ, નિત્ય વિકાસ-શીલતા, અખંડ જ્ઞાનપિપાસા, હૃદયની ઋજુતા, વિચાર અને આચારની એકતા, જીવનનાં તમામ ક્ષેત્રોમાં જડત્વ અને અન્યાયનો સામનો, વ્યક્તિગત શુદ્ધિ અને સામાજિક ક્રાંતિની અભિન્ન સાધના, દીનદલિત દુઃખી સારુ પારાવાર કરુણા, માનવ-કલ્યાણ માટેના ઉપાયોની અવિરત ખોજ અને એ ખોજ ખાતર જીવનમાં ગમે તેટલો પલટો લાવવાની તૈયારી —આવી કેટલીક બાબતોની અખંડ સેર જે૦પી૦ની જીવનયાત્રામાં જોવા મળે છે. તેની સાથોસાથ એમના જીવનમાં એટએટલા વળાંકો આવ્યા કે જેણે એક કાળે જયપ્રકાશને જોયા જાણ્યા ને વખાણ્યા હોય તેને બીજા કાળના જયપ્રકાશ કોઈક નવા જ અવતાર સમા લાગે. " અમે જાણ્યા એ જ જયપ્રકાશ સાચા, " એમ એમના કેટલાક સાથીઓને લાગે તો નવાઈ નહીં. અને છતાં બધા સીમાડાઓ ઓળંગતું, નિત્ય નિરંતર ક્ષિતિજો વિસ્તારતું જયપ્રકાશજીનું વિભૂતિમત્ત્વ છતું કરવાનો પ્રયાસ અમે જીવનયાત્રામાં કર્યો છે. જો કે અહીં એટલુંયે ઉમેરી દઈએ કે " અમે જાણ્યા એ જ જયપ્રકાશ સાચા " એવો દાવો અમારો પણ નથી જ.

અલબત્ત, એવુંયે બને કે કેટલીક બાબતમાં લોકમાનસમાં ઊભી થયેલી છાપ કરતાં વાસ્તવિક હકીકતો કાંઈક જુદી પણ હોય. પરંતુ ત્યારે " પબ્લિક ઇમેજ " કરતાં " ઑબ્જેક્ટિવ ઇમેજ "-ને જ અહીં સ્વાભાવિક સ્થાન મળ્યું છે. એવી રીતે આ ગ્રંથમાંના જ " અમારી નજરે " વિભાગમાંની અને " જીવન-યાત્રા "ની અમુક હકીકતો ને તથ્યો વચ્ચે ભિન્નતા કે વિરોધ જણાય, ત્યારે " જીવનયાત્રા " વિભાગની હકીકતો ને તથ્યોને આધારભૂત ગણવા વિનંતી છે. મંતવ્યો ભલે ભિન્ન ભિન્ન હોઈ શકે, પરંતુ હકીકતો ને તથ્યો અમે પૂરતાં ચકાસીને " જીવનયાત્રા " વિભાગમાં રજૂ કર્યાં છે. શક્ય તેટલી રજૂઆત જયપ્રકાશજીના પોતાના શબ્દોમાં જ કરી છે.

જે૦પી૦ના વિવિધરંગી અને વિવિધરૂપી વ્યક્તિત્વને અને વિવિધ વળાંકોવાળી એમની જીવનયાત્રાને સમજવામાં કેટલાક કોયડાઓ, પ્રશ્નો ઊભા થાય એ સ્વાભાવિક છે. જયપ્રભાનું દાંપત્યજીવન કેવું હશે ? અમેરિકામાં સામ્યવાદી રંગે રંગાયેલા છતાં દેશમાં આવી કોંગ્રેસમાં કેમ જોડાયા ? કોંગ્રેસ સમાજવાદી પક્ષ અને સામ્યવાદીઓનું સંવનન અને વિચ્છેદ કેમ કરી થયાં ? જયપ્રકાશ ખરેખર સત્તા મેળવવા ઇચ્છતા હતા ? લોહિયા અને જયપ્રકાશના તથા નેહરુ અને જયપ્રકાશના સંબંધો કેવા હતા ? છેવટે એમણે ગાંધીમાર્ગ સ્વીકાર્યો એ શું અકસ્માત હતો ? સર્વોદયમાં ગાળેલા બે દાયકા શું અરણ્યવાસના હતા ? દીકરી જેવી ઇંદિરા જોડે શાથી વંકાયું ? વિનોબાને મળવા જવા જે૦પી૦નું મન છેવટ લગી શાને તરફડતું હતું ? જે૦પી૦ના જીવનના અંતિમ વળાંકનું સ્વરૂપ કેવું હતું ? જે૦પી૦નો વર્ગ-

સંઘર્ષ એટલે શું માર્ક્સવાદમાં એમનો પુનઃપ્રવેશ ? જીવનના અંતિમ દિવસોમાં એમની મનઃસ્થિતિ કેવી હતી ? —આવા આવા પ્રશ્નો જયપ્રકાશજીનું જીવન બારીકાઈથી તપાસવા માગતા સૌ જિજ્ઞાસુઓ આગળ ખડા થવાના. તેમાં વળી ચીન, પાકિસ્તાન,નાગાલેન્ડ, કાશ્મીર વગેરે સવાલો અંગેનાં એમનાં મંતવ્યોએ પણ કેટલાકને અકળાવ્યા હશે. વાસ્તવિક હકીકતોને આધારે આ બધા પ્રશ્નોની છણાવટ કરવાનો નમ્ર પ્રયાસ " જીવનયાત્રા " ના આલેખનમાં કરવામાં આવ્યો છે.

જે૦પી૦એ સ્વતંત્ર રીતે પોતાનું કહેવાય એવું કામ સમાજવાદી પરિબળોના અનુસંધાનમાં થોડુંક કર્યું, ૧૯૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિ વખતે કર્યું, લોકનીતિના વ્યાપક અમલીકરણ અંગે કર્યું, બિહાર આંદોલનમાં કર્યું તથા કટોકટી અને તેના અનુસંધાનમાં કર્યું. આ સિવાયનું એમનું બાકીનું બધું કર્તૃત્વ ગાંધીના આંદોલનના અને પછી વિનોબાના આંદોલનના અંગરૂપ બનીને, એક આગેવાન સૈનિકની રૂએ થયું છે. આમ, જે૦પી૦ની પ્રવૃત્તિના આલેખનમાં ગાંધી-વિનોબાના આંદોલનની, જે-તે કાળની આનુસંગિક પરિસ્થિતિની તેમ જ ગાંધી-વિનોબા સાથેના એમના સંબંધની છણાવટ કરવાનું અનિવાર્ય જણાયું છે.

ગ્રંથનો ચોથો ખંડ છે, "મારી વિચારયાત્રા ". તેમાં બધી રજૂઆત જે૦પી૦ના પોતાના શબ્દોમાં જ થઈ છે. એમના જીવતાં એમના વિચારોનાં બે સંપાદિત પુસ્તકો— " મારી વિચારયાત્રા " અને " સંપૂર્ણ ક્રાન્તિની ખોજમાં "— પ્રકાશિત થયેલાં અને એમની અનુમતિ પણ પામેલાં. મુખ્યત્વે આ બે પુસ્તકની તેમ જ થોડી બીજી સામગ્રી પરથી આ ખંડ નવેસરથી સંપાદન કરીને તૈયાર કરવામાં આવ્યો છે.

જો કે અમને એવો અનુભવ થયો કે જીવનયાત્રાથી વિચારયાત્રાને છૂટી પાડવાનું ઘણું મુશ્કેલ છે, અને કેટલીક જગ્યાએ તો અશક્ય છે. ખરું જોતાં, વિચારોના વિકાસ પ્રમાણે જે૦પી૦ના જીવનનું સ્વરૂપ બદલાતું ગયું, પ્રવૃત્તિનું સ્વરૂપ બદલાતું ગયું. જે૦પી૦ એક અપ્રતિમ પ્રયોગવીર હતા. માનવની અને સમાજની સ્થિતિ સુધારવા માટે સાચા ઉપાયોની ખોજ એ નિરંતર કરતા રહ્યા. તે માટે અનેક પ્રયોગો કર્યા અને અનુભવના આધારે આગળ વધતા રહ્યા. તે દરમ્યાન એમના વિચારોનો સતત વિકાસ થતો રહ્યો, અને કેટલીક બાબતમાં તો રેશમના કીડાનું ભમરમાં રૂપાંતર થઈ જાય એટલી હદે પરિવર્તન થઈ ગયું. આ બધું વિવરણ ત્રીજા ખંડમાં આવી જાય છે.

આમ, વિચારયાત્રાનો ક્રમિક વિકાસ, વિકાસનો આડછેદ અને વિચાર-પરિવર્તનની સેર જીવનયાત્રા સાથે વણી લીધી છે. અને ત્યાર બાદ આ ચોથા ખંડમાં વિચારયાત્રાનું એક સમગ્ર સિંહાવલોકન કરી લઈને વિવિધ વિષયો વિશેના જે૦પી૦ના અંતિમ નિષ્કર્ષ રૂપ વિચારો રજૂ કર્યા છે. તેમાં વ્યક્તિઓ અને પરિસ્થિતિના પરપોટાથી ઉપર ઊઠીને ચિરકાળ મહત્ત્વનું લાગ્યું તે આપ્યું છે. " વિચારયાત્રા "ના સંપાદનમાં દૃષ્ટિ એ રહી છે કે જે૦પી૦ના અનુભવના અંતિમ નિચોડ અને તારણ રૂપ વિચારો સમાજ સમક્ષ મૂકી દેવાય, કે જેથી ભાવિ પ્રયોગવીરોને, ક્રાંતિના સહયાત્રિકોને કાંઈક ભાથું મળે, માર્ગદર્શન અને પ્રેરણા મળે. આ વિભાગ પોતાનામાં પૂર્ણ બને એ ખાતર કેટલુંક પુનરાવર્તન જાણી જોઈને થવા દીધું છે.

પાંચમો અને છેલ્લો ખંડ છે, " થોડુંક યાદગાર. " જે૦પી૦ના જીવનમાં યાદગાર એવું તો ઘણું છે. તેમાંથી ચાંગળુંક આચમન રૂપ થોડુંક અહીં આપ્યું છે. તેમાં ઘટનાક્રમ અને ગ્રંથસૂચિ પણ આવી જાય છે. ત્વરિત રેફરન્સ માટે વ્યક્તિવાર અને વિષયવાર સૂચિ તૈયાર કરી છે.

ગ્રંથના નામ અંગે અમે ઠીક ઠીક માથાકૂટ કરી. દસ-પંદર જેટલાં નામો વિચાર્યાં હશે. એક એક નામમાં જે૦પી૦ના વ્યક્તિત્વની કોઈક ને કોઈક મોહકતા છુપાયેલી હતી. પરંતુ એમના સમગ્ર વ્યક્તિત્વને એક શબ્દ કે શબ્દગુચ્છમાં સમાવવું અશક્ય લાગ્યું. આખરે દરેક વિશેષણ વિશેષ્યના અર્થને સીમિત કરતું હતું. તેથી બધાં વિશેષણો પડતાં મૂકી માત્ર " જયપ્રકાશ " નામ રાખવા અંગે જ સહુ લાગતાવળગતા એકમત થયા.

આ ગ્રંથના સંપાદનકાર્ય અંગે અમારે જે કહેવાનું છે તે આટલું. અમારી જવાબદારી પાર પાડવા અમે પૂરેપૂરી કોશિશ કરી છે. તેમ છતાંયે કેટલીક ક્યાશ ને ઊણપ તો રહી જ ગઈ છે. આની બીજી આવૃત્તિ થાય તો તેમાં અને હિંદી-અંગ્રેજી સંસ્કરણમાં તે દૂર કરવાનો યથાશક્ય પ્રયત્ન કરીશું. સુજ્ઞ વાચકો પણ આવી ક્યાશ પ્રત્યે ધ્યાન દોરશે, તો તે અમને ઉપયોગી થશે.

માનવજાતના એક મહાન સેવક પ્રત્યેની આપણા સહુની પ્રેમભરી શ્રદ્ધાંજલિ પ્રગટ કરવાના આ ઉમદા કાર્યમાં અમે પણ અમારો અલ્પ ફાળો આપી શક્યા, તેનો અમને સંતોષ છે, આનંદ છે.

○ નારાયણ દેસાઈ

તા. ૧-૮-૧૯૮૧ ○ કાન્તિ શાહ

# પ્રકાશકીય

ગુજરાતી વાંચી શકતી જનતા સમક્ષ આ ગ્રંથ રજૂ કરતા એક હાશકારો થાય છે, અને કાંઈક ઋણ ફેડ્યાનો ભાવ થાય છે. આપણા જમાનાના એક મહાન દેશભક્ત, સત્તા-નિરપેક્ષ લોકસેવાનો નમૂનો પૂરો પાડનાર નિખાલસ ને નિર્દંભી સેવક અને આજીવન ક્રાંતિકારીને શ્રદ્ધાંજલિ આપવાનો આ એક નમ્ર પ્રયાસ છે.

જેપીના અવસાન બાદ તુરત મારા દિલમાં એવી ભાવના ઊઠેલી કે આ મહાપુરુષ પ્રત્યેની આપણી પ્રેમ અને આદરની લાગણીને કાંઈક વાચા મળવી જોઈએ, કાંઈક અભિવ્યક્તિ મળવી જોઈએ. આવી જ ભાવના બીજા સાથીઓના દિલમાંયે ઊઠેલી. હરિવિલાસબહેનના દિલમાં પણ આવું જ કાંઈક ઘોળાતું હતું. અને બીજા ઘણા મિત્રોના દિલમાં આનો પડઘો પડ્યો. એટલે આવા એક ગ્રંથની યોજના આકાર લેવા લાગી. આજે હવે લગભગ બસ—સવા વરસની જહેમત બાદ અમારા સહુની ભાવના ફળીભૂત થઈ રહી છે, તેને લીધે તૃપ્તિનો ભાવ થાય એ સ્વાભાવિક છે.

અનેક મિત્રોના અનેકવિધ સાથ-સહકાર વિના આવું મોટું કામ પાર પડી શકે નહીં. એ સહુ પ્રત્યે અત્યારે આભારની લાગણી થાય છે. ગ્રંથનિર્માણનો મુખ્ય ભાર ઉપાડ્યો છે બે સંપાદકોએ. આ બંને સંપાદકો ગુજરાતને જાણીતા છે. એમની સંપાદનકળા નીવડેલી છે. પણ તે ઉપરાંત બંને જેપીની નિકટના છે. નારાયણભાઈ જેપીના વિશ્વાસુ લેફ્ટેનન્ટોમાંના એક છે. અ૦ભા૦ શાંતિસેના મંડળના જેપી વરસો સુધી અધ્યક્ષ રહ્યા અને નારાયણભાઈ મંત્રી. બિહાર આંદોલન દરમ્યાન પ્રોસ્ટેટના ઑપરેશન માટે બિહાર બહાર જવાનું થયું, ત્યારે આંદોલનના સંચાલનની જવાબદારી પોતાના જે ચાર વરિષ્ઠ સાથીઓ પર નાખીને જેપી વેલોર ગયેલા, તેમાં એક નારાયણભાઈ પણ હતા. કાન્તિભાઈ જેપીનાં જીવન, કાર્ય

અને વિચારોનું વર્ષોથી અધ્યયન કરતા રહ્યા છે. જે૦પી૦ વિચારના સંપાદન બાબત એમણે ખુદ જે૦પી૦નો વિશ્વાસ પ્રાપ્ત કર્યો છે કાન્તિભાઈ દ્વારા સંપાદિત 'મારી વિચારયાત્રા' અને "સંપૂર્ણ ક્રાંતિની ખોજમાં" પુસ્તકોની ગણના જે૦પી૦ના આધારભૂત સાહિત્યમાં થાય છે આવા બે અધિકારી સંપાદકો દ્વારા આ ગ્રંથનું સંપાદન થયું તે સમુચિત જ છે

આ અગાઉ જે૦પી૦ સંબંધિત જે કાંઈ સાહિત્ય પ્રકાશિત થયેલું છે, તેની આ ગ્રંથનિર્માણમાં મદદ મળી તે બદલ તેના લેખકો, સંપાદકો પ્રકાશકો વગેરેના અમે ઋણી છીએ આ ગ્રંથ માટે જે૦પી૦ને જાણનારા અનેક મિત્રોએ પ્રેમથી લેખ સંસ્મરણો લખી દીધા છે અન્ય ભાષાઓમાં લખાયેલ લેખોને ગુજરાતીમાં ઉતારી આપવામાં શ્રી ચુનીભાઈ વૈદ્ય અને સૌ૦ સુભદ્રાબહેન ગાંધીએ મદદ કરી છે

ગ્રંથમાં છપાયેલ ફોટાઓ અમને સર્વશ્રી મોહનભાઈ પરીખ, રાજેશ્વર પ્રસાદ, નારાયણ દેસાઈ કુમાર પ્રશાંત અશોકકુમાર, જ્યોતિભાઈ દેસાઈ, નાનાજી દેશમુખ, ભવનસિંહ, "સ્ટેટ્સમેન"—કલકત્તા, ગુજરાત લોકસમિતિ અને નેહરુ સ્મારક સંગ્રહાલય ઓર પુસ્તકાલય પાસેથી પ્રાપ્ત થયા છે એ સહુના અમે આભારી છીએ ગ્રંથના આવરણ પર છપાયેલ ફોટા માટે અમે શ્રી રઘુ રાયના તથા અનુપમ મિશ્રના આભારી છીએ

જે૦પી૦ના પત્રો, ફાઈલો વગેરે બધા કાગળિયા નેહરુ સ્મારક સંગ્રહાલય ઓર પુસ્તકાલય, નવી દિલ્હીમાં સુરક્ષિત છે તે અમને ઉપલબ્ધ કરી આપવા બદલ તેના અમે આભારી છીએ આ ઉપરાંત ત્યાંના મૌખિક ઇતિહાસ વિભાગના ડૉ૦ હરિદેવ શર્માએ ટીપુરુન્ટાનાહલ્લી (બેંગલોર) ખાતે તા ૩-૭-૭૨ના રોજ લીધેલી પ્રભાવતીજીની અને તા ૨૯-૬-૭૨ થી તા ૬-૭-૭૨ દરમ્યાન લીધેલી જયપ્રકાશજીની વિસ્તૃત મુલાકાત અમને ઉપલબ્ધ કરી આપવા બદલ અમે એમના ઋણી છીએ ડૉ૦ હરિદેવ શર્માએ ઘટનાક્રમ અને ગ્રંથ-સૂચિ તૈયાર કરવામાંયે ઘણી મદદ કરી છે વ્યક્તિવાર અને વિષયવાર સૂચિ સર્વોદય નાહિનીના મિત્રો સર્વશ્રી અંબરીષ મહેતા, ગણેશ મિશ્ર અને કૌમુદી રાવતે ઘણી ચીવટથી તૈયાર કરી આપી છે

પાદપૂર્તિ રૂપે છપાયેલ રેખાંકનોએ ગ્રંથના સુશોભનમાં મદદ કરી છે એ રેખાંકનો માટે અમે સર્વશ્રી વાસુદેવ સ્માર્ત, હકુ શાહ વિનય ત્રિવેદી અને દિનેશ શાહના આભારી છીએ શરતચૂકથી જે-તે રેખાંકન નીચે તેના કળાકારનું નામ છાપવાનું રહી ગયું છે તે બદલ અમે દિલગીર છીએ

ગ્રંથનું સમગ્ર કળાનિર્દેશન, ફોટાઓ સમેતનો લે-આઉટ, આવરણ ડિઝાઈન વગેરે બધું અમારા કળાકાર મિત્ર વિનય ત્રિવેદીએ અત્યંત સહૃદયતાપૂર્વક કરી આપ્યું છે

ગ્રંથના પ્રચારાર્થે અનેક મિત્રોએ દાનની મોટી રકમ ઉઘરાવી આપી છે, જેને લીધે ઘણી ઓછી કીમતે આ ગ્રંથ અમે લોકોને આપી શક્યા છીએ આ ઉપરાંત ગ્રંથના પ્રકાશનની જાહેરાત થતાં આગોતરા ગ્રાહક તરીકે નામ નોંધાવનાર હજારો અગિયારસો જે૦પી૦-ચાહકોનાયે અમે આભારી છીએ

ગ્રંથના છાપકામ પાછળ યંત્ર મુદ્રિકાના સર્વ કર્મચારી ભાઈઓ અને શ્રી રવીન્દ્ર ભટ્ટ રાત ને દિવસ ખંતપૂર્વક ઘણી જહેમત ઉઠાવી છે ઉપરાંત બ્લૉકમેકર શ્રી રામ પ્રોસેસ વર્ક્સ અને બાઇન્ડર જય મહાદેવ બાઇન્ડિંગ વર્ક્સનો પણ સુંદર સહકાર મળ્યો છે એ સહુ ધન્યવાદને પાત્ર છે

જે૦પી૦ સુંદરતાના ઉપાસક હતા સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા હંમેશા એમના પોશાક તેમ જ વહેવાર વર્તનમાં રહેતી મધુરતા અને સુરુચિ એમનામાં ભારોભાર વર્તાતી જે૦પી૦ના આવા વ્યક્તિત્વને અનુરૂપ આ ગ્રંથના સમગ્ર નિર્માણને સુંદર તેમ જ સુરુચિપૂર્ણ બનાવવા અમે બનતી કોશિશ કરી છે કાગળ, લે-આઉટ, છાપકામ બધામાં જ સાદાઈ છતાં ગુણવત્તાનું ઊંચું ધોરણ જાળવવા અમે પ્રયત્નશીલ રહ્યા છીએ અને તેમ છતાં કેટલીક કસર રહી ગઈ છે, તેનો અમને અફસોસ છે

દિલમાં જે એક ભાવના ઊઠેલી, તે આજે મૂર્તિમંત થઈ શકી છે, તેનો અમને ઘણો હર્ષ છે અનેકોના સાથ-સહકાર અને પુરુષાર્થથી આ શક્ય બન્યું છે તે સહુ કોઈ મિત્રોનો અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ અને જે૦પી૦ પ્રત્યેની આપણા સહુની વિનમ્ર શ્રદ્ધાંજલિ રૂપ આ ગ્રંથ ગુજરાતના ચરણે ધરીએ છીએ આ ગ્રંથના પ્રકાશનથી યજ્ઞ પ્રકાશન ગૌરવાન્વિત થયું છે એવી અમારી લાગણી છે

૦ જગદીશ શાહ

સંયોજક યજ્ઞ પ્રકાશન સમિતિ

# અનુક્રમ

૧ : અમારી નજરે ૧ થી ૨૦૮

૨ : કૅમેરાની નજરે (૧ થી ૮૮)

૩ : જીવનયાત્રા ૨૦૯ થી ૪૩૨

૪ : મારી વિચારયાત્રા ૪૩૩ થી ૫૧૦

૫ : થોડુંક યાદગાર ૫૧૧ થી ૫૬૦

## ૧. અમારી નજરે

સંભારણાં


**ગુચ્છ એક : સાચો ઇન્સાન**

નર્યા માણસ — કાન્તાન્હરવિલાસ ૫
હાનો દુશ્મન — સુમંગલ પ્રકાશ ૮
પ્રકાશ કિરણો — પ્રભુદાસ ગાંધી ૧૫
મારા મહેમાન–મારા દોસ્ત — રામનાથ ગોયેન્કા ૧૭
માનવી તરીકે — શૈલેશકુમાર બંદોપાધ્યાય ૧૯

**ગુચ્છ બે : નિર્ભય-નિર્વૈર**

નિઃસ્વાર્થ ઈમાનદારીનો વારસો — હોરેસ એલેક્ઝાન્ડર ૨૩
જ્યારે ઓલ્યા ક્રોસનાં દર્શન થાય — મૈત્રેયી દેવી ૨૪
ચંબલનાં કોતરોમાં — એસ૦ એન૦ સુબ્બારાવ ૨૭
વિશ્વશાંતિ-સૈનિક — ચાર્લ્સ સી૦ વૉકર ૨૮
સમાજવાદી જે૦પી૦ :
કોમી એખલાસના ખિદમતગાર — સ૦ હ૦ રઝી ૩૨

**ગુચ્છ ત્રણ : ઘર આંગણે**

અજબ આત્મીયતા — જ્યોતિભાઈ દેસાઈ ૩૯
મારો માડીજાયો — રાજેશ્વર પ્રસાદ ૪૫
આશ્રમને આંગણે — માલતી ચૌધુરી ૫૦
સેવકની નજરે — ગુલાબ યાદવ ૫૧
એવા તે અવર ક્યારે આવશે ? — દીપ્તિ બરુવા ૫૪

**ગુચ્છ ચાર : વિવિધરંગી વ્યક્તિત્વ**

સર્વે શુભોપમા યોગ્ય — ધીરુભાઈ મણિભાઈ દેસાઈ ૫૭
સભ્યતા કદી ન ચુકાય — ચંદ્રપ્રતાપ તિવારી ૫૮
ભલાઈ, ભૂદાન, બાંગ્લાદેશ, નક્સલપંથ
— ક્ષિતીશરાય ચૌધુરી ૬૦
વિરોધ પક્ષોમાં એકતા સારુ મથામણ — સુરેન્દ્ર મોહન ૬૧

**ગુચ્છ પાંચ : માંદગાને બિછાને**

દીકરીની ડાયરીમાંથી — જાનકી ૬૩
અંતરના પરસે ઓળખ્યા હરિ ! — ડૉ૦ અભય બંગ ૬૬
અંતિમ અધ્યાય — સિદ્ધરાજ ઢઢ્ઢા ૬૯

એક નજરમાં આખો નર

**ગુચ્છ એક : નખ-દર્પણ**

અજર અમર જે૦પી૦ — લૉર્ડ ફેન્નર બ્રોકવે ૭૨
વિભૂતિસંપન્ન વ્યક્તિત્વ — દાદા ધર્માધિકારી ૭૨
અવિભક્ત માનવ — બી૦જી૦ વર્ગીઝ ૭૩
જયપ્રકાશનો મતલબ — કુમાર પ્રશાંત ૭૪
અદૃષ્ટને ઉતારવા મથનારા — મનુભાઈ પંચોળી ૭૮
એમની ત્રણ વિશેષતાઓ — વિનોબા ૭૯

**ગુચ્છ બે : દૈવી સંપત્તિનો રત્નાકર**

જે૦પી૦ના નેતૃત્વનાં લક્ષણો — દેવકી જૈન ૮૦
સભ્યતાના સંરક્ષક — રેવરંડ માઈકલ સ્કૉટ ૮૧
મનોબળ અને એમનું આત્મબળ — રાજમોહન ગાંધી ૮૨
ભલાઈનો દૂત — જયનારાયણ સહાય ૮૪
એ તો પરમહંસ હતા — નની પાલખીવાળા ૮૭
નખશિખ માનવ — વેલ્સ હેંગેન ૮૮
જયપ્રકાશ — વિમલા ઠકાર ૯૦
એક અસામાન્ય વ્યક્તિત્વ — રામકૃષ્ણ બજાજ ૯૧
વ્યક્તિત્વ એક ફકીરનું — ઓમપ્રકાશ ગુપ્ત ૯૨

**ગુચ્છ ત્રણ : યુગપુરુષ**

જયપ્રકાશ : આપણા સમયના નાયક — નિર્મલ વર્મા ૯૪
સ્વપ્નોના દ્રષ્ટા જયપ્રકાશ ભારતના ભાગ્યવિધાતા છે
— યુસૂફ મહેરઅલી ૯૭
આઝાદીનો લડવૈયો ને માનવતાનો ઘડવૈયો
— ડૉ. એસ૦ વિજયલક્ષ્મી ૯૯
સાચી સફળતા — મીનૂ મસાણી ૧૦૦
વિચાર અને આચારથી સભર — સાદિકઅલી ૧૦૨
પોતાના જમાનાથી ઘણા આગળ — અબ્દુલગફૂર નૂરાણી ૧૦૨

**ગુચ્છ ચાર : સાધકની સાધના**

ક્રાંતિની તલાશ — સચ્ચિદાનંદ ૧૦૪
નિત્ય વિકાસશીલ, અનાસક્ત વિશ્વમિત્ર
— મૃત્યુંજય પ્રસાદ ૧૦૭
હૃદયથી વિચારનાર, હૃદયથી જીવનાર — મોગીલાલ ગાંધી ૧૦૯
એમની એ ઉત્કટ જીવનસાધના — કાશિનાથ ત્રિવેદી ૧૧૨
અદ્ભુત સંવેદનશીલ મનીષી — નાના દેશમુખ ૧૧૩

એક હીરાનાં અનેક પાસાં

**ગુચ્છ એક : ઇતિહાસની આરસીમાં**

જે૦પી૦ : સૌમ્ય નરસિંહ — હરિ વિષ્ણુ કામથ ૧૧૬
‘ ભારત છોડો ’ આન્દોલન અને જે૦પી૦
— રં. રા. દિવાકર ૧૧૮

બિહાર આન્દોલનના નેતા જે૦પી૦ — રામમૂર્તિ ૧૧૯
મહાનિશાના ગર્ભમાંથી ઉજ્જવલ પ્રભા — રામનંદન મિશ્ર ૧૨૩
આઝાદી ખાતર જીવી ને મરી જાણનાર — નયનતારા સહગલ ૧૨૬

**ગુચ્છ બે : ગાંધીના વારસ**

સાચા ગાંધીવાદી — ચંદ્રશેખર ૧૨૮
કાળ કેરી રેતી પર પગલાં — અકબરઅલી ખાન ૧૨૯
બીજા ગાંધી — લક્ષ્મીચંદ જૈન ૧૩૦
ક્રાંતિ અને સાધનાનો સંગમ — નારાયણ દેસાઈ ૧૩૧
લોકવત્સલ લોકનાયક — ઉમાશંકર જોશી ૧૩૪

**ગુચ્છ ત્રણ : યુવાનોની પ્રેરણામૂર્તિ**

જયપ્રકાશ હૈ નામ દેશ કી આતુર હઠી જવાની કા — ડૉ૦ રામજીસિંહ ૧૩૭
યુવકો જે૦પી૦ પાસેથી શો પાઠ લેશે ? — મૂળશંકર ભટ્ટ ૧૩૯
જયપ્રકાશ : ક્રાંતિપ્રકાશ — ગણેશ મંત્રી ૧૪૧

*જીવનદર્શન*

**ગુચ્છ એક : વાદોના વાડા ઓળંગતાં**

સામ્યવાદીઓ જોડે — દિનકર મહેતા ૧૪૭
જે૦પી૦નો સમાજવાદ : એક વિવેચન — રોહિત દવે ૧૫૦
ગાંધીવાદની ગતિશીલતા — સુરેન્દ્રનાથ દ્વિવેદી ૧૫૪
સામ્યવાદથી આગળ — પ્રા૦ સમર ગુહ ૧૫૬
જે૦પી૦ સાથેનો મારો સામનો — મનમોહન ચૌધુરી ૧૫૯

**ગુચ્છ બે : ક્રાંતિ-કમળ વિકાસ**

જે૦પી૦ના વિચારોનો વિકાસ — મધુ દંડવતે ૧૬૫
જયપ્રકાશજી, માર્ક્સવાદ ને સર્વોદય — વસંત નારગોળકર ૧૬૮
જે૦પી૦ના વિચારો—એક ચિંતન — કૃષ્ણાબાઈ નીંબકર ૧૭૨
ભારતના રાજકીય વિચારોને જે૦પી૦ની દેણ — દેવદત્ત ૧૭૬
લોકમાન્યથી લોકનાયક — દાદા ધર્માધિકારી ૧૮૨

**ગુચ્છ ત્રણ : કેટલાંક વિચાર-પાસાં**

સંપૂર્ણ ક્રાંતિ અંગે જે૦પી૦ની સંકલ્પના — વિઠ્ઠલ મહાદેવ તારકુંડે ૧૮૫
વિશ્વવિચારમાં જે૦પી૦ની દેણ — કે૦ અરુણાચલમ્ ૧૮૭
જયપ્રકાશ અને અધ્યાત્મ — યદુનાથ થત્તે ૧૮૯
જયપ્રકાશની ધર્મદૃષ્ટિ — દાદા ધર્માધિકારી ૧૯૨
જયપ્રકાશજી અને ટ્રસ્ટીશિપ — ગોવિંદરાવ દેશપાંડે ૧૯૭

**ગુચ્છ ચાર : ભાવિભણી દૃષ્ટિ**

જયપ્રકાશજીની દેણ ને આપણું કર્તવ્ય — એસ.એમ. જોશી ૨૦૧
જે૦પી૦નું સપનું હજી અધૂરું છે — મો૦ ક૦ છાગલા ૨૦૩
જયપ્રકાશજી સાજા રહ્યા હોત તો… — ઠાકુરદાસ બંગ ૨૦૪
ભારતમાતાનો પનોતો પુત્ર — ગાંધીજી ૨૦૭


## ૨. કૅમેરાની નજરે

(આર્ટ પેપર ઉપર છપાયેલ આ ખંડના પાન નંબર સ્વતંત્ર છે)


માતા-પિતા. સિતાબદિયારાનું ઘર 2
શ્વશુર. પ્રભાવતીનાં કુટુંબીજનો 3
સમયના વહેવા સાથે 4
પત્ની પ્રભાવતી 8
બાપુની બેટી 10
કન્યાકુમારીથી કાશ્મીર : દેશભ્રમણ-લોકજાગરણ 12
સમાજવાદના પુરસ્કર્તા 16
સર્વોદયનું અનુશીલન : ગાંધી-વિનોબા સાથે 18
અમુકના જ નહીં, અનેકોના 20
વિદેશયાત્રા 27
મેગ્સેસે ઍવૉર્ડ 32
[illegible] 34
બાગી આત્મસમર્પણ 42
વિવિધ વેશ, વિવિધ રંગ 46
અનશન 48
[illegible] 50
[illegible] 52
ચિંતનમગ્ન 54
દૂર દૂર દૃષ્ટિ 56
અંતરના ઊંડાણમાં ડૂબકી 57
અવનવી અદાઓ 58
ગરવી ભાવછટા 60
લાક્ષણિક મુદ્રાઓ 62
લોકનાયક — આગમન 66
સભાના મંચ પર 67
માનવ મહેરામણ પર એક વિહંગદૃષ્ટિ 70
મેરે યુવક સાથિયો, ભાઈયો ઔર બહનો ! 72
વહ ક્રાંતિ હૈ, મિત્રો ! સંપૂર્ણ ક્રાંતિ ! 73
જસલોકના બિછાને 81
ડાયાલિસિસની યંત્રણા 82
ગંભીર માંદગી અને સુધારાનાં ઝોલાં 83
ચિરનિદ્રા 84
શ્રદ્ધાંજલિ 85
પુષ્પાંજલિ 88

## ૩. જીવનયાત્રા


| | | | |
|---|---|---|---|
| ૧ પ્રારંભિક સંસ્કારો | ૨૧૩ | ૧૧ ગ્રામભારતની સાક્ષાત્ અનુભૂતિ | ૩૧૨ |
| ૨ જીવનનો નવતારંભ | ૨૧૮ | ૧૨ લોકનીતિની અનન્ય ઉપાસના | ૩૧૯ |
| ૩ વ્યક્તિત્વનું ઘડતર | ૨૨૩ | ૧૩ નાખેલા બીજને મૂળમાં જઈ જગાડવા મથન | [illegible] |
| ૪ સ્વરાજની લડતની દીક્ષા | ૨૩૧ | ૧૪ ચંબલના બાગીઓનું આત્મસમર્પણ | ૩૫૩ |
| ૫ અનોખું દાંપત્ય | ૨૩૮ | ૧૫ કાળની થપાટો અને નવો વળાંક | ૩૫૯ |
| ૬ સમાજવાદ માટે મથામણ | ૨૪૬ | ૧૬ લોકશક્તિ જગાડવાનો એક પ્રયોગ | ૩૭૦ |
| ૭ “કરેંગે યા મરેંગે” | ૨૫૯ | ૧૭ તુમુલ મંથન | ૩૮૯ |
| ૮ સ્વરાજ્યના પરોઢે | ૨૬૭ | ૧૮ અંતિમ અધ્યાય | ૪૦૦ |
| ૯ અહિંસાત્મક ક્રાંતિ માટે જીવન સમર્પણ ! | ૨૭૮ | ૧૯ ક્રાંતિની ખોજયાત્રા | ૪૧૧ |
| ૧૦ ગ્રામસ્વરાજ આંદોલન | ૨૯૬ | ૨૦ માણસ નથી માણસ ! | ૪૨૫ |


## ૪. મારી વિચારયાત્રા


| | | | |
|---|---|---|---|
| ૧ સિંહાવલોકન | ૪૩૭ | ૭ શાંતિ માટેની વિશ્વખોજ | ૪૭૦ |
| ૨ હિંસાના માર્ગની નિરર્થકતા | ૪૪૩ | ૮ ખરા અર્થમાં લોકોનું રાજ | ૪૭૭ |
| ૩ સંસદના માર્ગની મર્યાદા | ૪૪૮ | ૯ લોકશાહીનું રખોપું | ૪૮૩ |
| ૪ અભિનવ ક્રાંતિ માટે [illegible] શાન્તિ | ૪૫૨ | ૧૦ લોક-આંદોલનો વિશે થોડી છણાવટ | ૪૮૯ |
| ૫ દુનિયા માટે તારક ગાંધીવિચાર | ૪૫૬ | ૧૧ ક્રાંતિમાર્ગના સહનાવિકોને | ૪૮૮ |
| ૬ અહિંસાના માર્ગે સામાજિક ક્રાંતિનો પ્રયોગ | ૪૬૨ | ૧૨ સંપૂર્ણ ક્રાંતિ | ૫૦૧ |


## ૫. થોડુંક યાદગાર

**કેટલાક પ્રાસંગિક કાવ્યો**


| | | |
|---|---|---|
| કહતે હૈ ઉનકો જયપ્રકાશ ! | દિનકર | ૫૧૫ |
| જયપ્રકાશ ના મિશાલ બન | રામગોપાલ દીક્ષિત | ૫૧૭ |
| બઢે ચલો | | ૫૧૭ |
| ભારતીય સાંસ્કૃતિક ક્રાંતિ | અશોક ભાર્ગવ | ૫૧૭ |
| સંપૂર્ણ ક્રાંતિ અબ નારા હૈ | અરુણ-સંતોષ | ૫૧૭ |
| મુનાદી — ઢંઢેરો | ધર્મવીર ભારતી | ૫૧૮ |
| આભાર તમારો જયપ્રકાશ ! | [illegible] દવે | ૫૨૧ |
| કમાલ છે ! | ગીતા પરીખ | ૫૨૨ |
| અંત્યેષ્ટિ | [illegible] | ૫૨૨ |
| પ્રથમ પુણ્યતિથિએ | ભગવતીકુમાર શર્મા | ૫૨૨ |


**જે.પી.ના ત્રણ કાવ્યો**


| | | |
|---|---|---|
| A Dreary Routine—ગશિયું જીવતર | જયપ્રકાશ | ૫૨૩ |
| ચિડ઼ ઔર ચિડ઼ી | જયપ્રકાશ | ૫૨૪ |
| મેરા જીવન | જયપ્રકાશ | ૫૨૫ |


**બે લાક્ષણિક પત્રો**


| | | |
|---|---|---|
| Dear Brother— પ્રિય ભાઈ (મુજીબુર રહેમાનને) | જયપ્રકાશ | ૫૨૬ |
| Dear Prime Minister —પ્રિય વડા પ્રધાન ! (ઇન્દિરા ગાંધીને) | જયપ્રકાશ | ૫૩૧ |

જીવનયાત્રા : ઘટનાક્રમ ૫૪૦

ગ્રંથ-સૂચિ
- સ્વ-લિખિત ૫૪૩
- સંપાદિત ૫૪૩
- જીવન-ચરિત્ર ૫૪૪
- જે૦પી૦ અને એમના કાર્ય વિશે ૫૪૫

સૂચિ ૫૪૭

જે૦પી૦ના હસ્તાક્ષર
(ચંડીગઢ જેલ-ડાયરીનાં કેટલાંક પાનાં)
- ડાયરીનું પ્રથમ પૃષ્ઠ — તા. ૨૧-૭-૭૫ ૫૫૩
- જેલવાસના એક માસને અંતે —તા. ૨૬-૭-૭૫ ૫૫૫
- ગાંધી-જયંતીએ તા. ૨-૧૦-૭૫ ૫૫૭
- ઑગસ્ટ ક્રાંતિ-દિને જીવન-સમીક્ષા —તા. ૯-૮-૭૫ ૫૫૮

જીવન
વિફલતાઓંસે ભરા હૈ
સફલતાએં
જબ ભી આઈ નિકટ,
દૂર ઠેલા હૈ ઉન્હેં
નિજ માર્ગ સે.

તો
ક્યા વહ મૂર્ખતા થી ?
નહીં.
સફલતા
ઔર વિફલતા કી
પરિભાષાએં
ભિન્ન હૈં મેરી.

જગ
જિન્હેં કહતા વિફલતા
થીં
શોધ કી વે મંજિલેં.

○ જયપ્રકાશ

ફર્યા. ગ્રામજનોને મળ્યા. એમના સવાલો સમજ્યા. શાંતિનો પયગામ સંભળાવ્યો. નક્ષલવાદી આતંકથી ત્રસ્ત એ પ્રદેશમાં ફરી શાંતિ સ્થાપી. અનેક રચનાત્મક કામો ઉપાડ્યાં. બાંગ્લાદેશના પ્રશ્નને લીધે એમને અચાનક મુસહરી છોડી વિશ્વયાત્રાએ જવું પડ્યું અને પછી જુદાં જુદાં કામોમાં પડ્યા એટલે મુસહરી છૂટી ગયું. એમ ન થયું હોત તો કદાચ ઇતિહાસ જુદો હોત. ખેર, મુસહરીમાં પણ હૃદયની સંવેદનશીલતાના કારણે જ દોડી ગયેલા.

આ બધું એમના લોહીમાં હતું. અને આમાં કોઈ ભેદભાવ પણ નહીં. દરેકને માટે એમનું હૃદય કૂણું જ હોય. મુસહરીમાં હતા ત્યારે એક મોટા જમીનદાર બેચુબાબુનું નક્ષલવાદીઓએ ખૂન કર્યું અને તેના ઘરને આગ લગાવી. આ જમીનદારને હજી થોડા દિવસ પહેલાં જ જે૦પી૦ મળેલા. પણ જે૦પી૦ની વાત એણે નહોતી માની. બે-પાંચ એકર જમીન આપવા પણ તૈયાર નહોતા થયા. પરંતુ એ જ બેચુબાબુની હત્યાના સમાચાર મળ્યા, ત્યારે જે૦પી૦ બે હાથ વચ્ચે માથું મૂકી નાના બાળકની જેમ ચોધાર આંસુએ રડ્યા. તરત એમનાં કુટુંબીજનો પાસે દોડી ગયા. ૮-૧૦ દિવસ સુધી બહુ જ ગમગીન રહ્યા. કહેતા રહ્યા કે મારી અહીં હાજરી છતાં આવી હત્યા થઈ તો મારી અહિંસા શું કામની ?

માણસાઈ અને પ્રેમ આગળ એમને મન બીજું બધું જ ગૌણ. એકવાર વડોદરા આવેલા. હરિભાઈ દેસાઈને ત્યાં ઉતારો. એમની દીકરી ગોપાલી ત્યારે નાની. એણે પ્રેમથી ઓશીકાના બે-ત્રણ ગલેફ સરસ ભરતકામ કરીને જે૦પી૦ અને પ્રભાદીદીને ભેટ આપવા માટે તૈયાર કરેલા. પણ કોઈએ કહ્યું, આ મિલનું કાપડ જે૦પી૦ ન વાપરે. એમને તો ખાદી જ જોઈએ. ગોપાલી બિચારી શિયાવિયા થઈ ગઈ. પરંતુ જે૦પી૦એ તેને થાબડીને ભેટ સ્વીકારી લીધી. બોલ્યા, 'કાપડનું શું મહત્ત્વ છે? મહત્ત્વ છે તારા પ્રેમનું.' તે વખતે એ છોકરીના ચહેરા પર જે આનંદ હતો તે આજેય નજર સામે આવી જાય છે.

આપણને એમ થાય કે જે૦પી૦ જેવા મોટા માણસ, એમને તો પાણી માંગતાં દૂધ મળતું હશે. પૈસાની તો એમને તંગી હોય જ શાની? પણ ના, એવું નહોતું. કેટલીયે વાર અમે જોયું છે કે બોલાવનારા જે૦પી૦ને બોલાવે. જલદી પહોંચવાનું હોય તો જે૦પી૦ વિમાનમાં ઊડીને જાય, પરંતુ પૈસાના અભાવે પ્રભાદીદી અને અબ્રાહમ પાછળથી ટ્રેન દ્વારા પહોંચે. સંકોચશીલ એવા કે કોઈના પર વધારે બોજ ન પડવા દે.

એકવાર અમદાવાદ આવેલા. પ્રભાદીદી સાથે. તેવામાં કલકત્તાથી તાર આવ્યો. દીદીના ભાઈ એકદમ બીમાર થઈ ગયેલા. અમે જોયું કે બંને આઘાપાછા થાય, મોઢા પર ચિંતા વરતાઈ આવે. પહેલાં તો થયું કે માંદગીના સમાચારને કારણે હશે. અધવા દીદીને જે૦પી૦ની દેખભાળની ચિંતા થતી હશે. અમે કહ્યું, જરીકે ચિંતા ન કરતા, અમે સંભાળી લઈશું. દીદી તોયે ન બોલ્યાં. છેવટે જે૦પી૦ બોલી પડ્યા, 'અરે, મેરી ક્યા ચિંતા? લેકિન તુમ્હારી દીદી જાય કૈસે? ટ્રેનમેં તો તીન દિન લગ જાયેંગે!'

ત્યારે ઘટસ્ફોટ થયો. તુરત વિમાનની ટિકિટની વ્યવસ્થા કરીને દીદીને કલકત્તા મોકલ્યાં. અને ત્યારથી જે૦પી૦ને કહી રાખ્યું કે આ ગુજરાતનું સર્વોદય મંડળ તમારું જ છે. તમને કશી આર્થિક મુશ્કેલી ન પડવી જોઈએ. જ્યારે જોઈએ ત્યારે માગજો. ચિઠ્ઠી લખશો તોયે મોકલી આપીશું. તોયે એમનો સંકોચ જાય નહીં. એટલે રૂબરૂ મળીએ ત્યારે એકાંતમાં એમને પૂછી જ લઈએ. બે-ચાર વાર આગ્રહ કરી કરીને પૂછીએ ત્યારે માંડ ધીરેથી કહે. અને ત્યારે પણ વિગતે કહેવા બેસે કે ફલાણું ખર્ચ આવી પડ્યું એટલે......એમને રોકતાં નાકે દમ આવે. કહીએ અમારે કાંઈ જાણવું નથી. અમે તમારા જ છીએ ને! તમારા માટે કાંઈક કરી શકીએ એવું ભાગ્ય ક્યાંથી?

ખરેખર, બહુ નિખાલસ હતા, બહુ જ નિખાલસ! પ્રભાદીદી જતા રહ્યાં પછી જ્યારે જ્યારે જે૦પી૦ ગુજરાત આવે, ત્યારે અમારે એમની અંગત દેખભાળમાં રહેવાનું થતું. ત્યારે વળી, વધુ નિકટથી જોવાનો મોકો મળતો. અત્યંત નિર્મળ અને પ્રેમાળ. સુસંસ્કારિતાની પણ જીવતીજાગતી મૂર્તિ. સ્વચ્છતા, સુઘડતા એમને બહુ ગમતી. કપડાં પર જરીકેય ડાઘ સહન ન કરી શકે. હોય ખાદીનાં જ, અને મોટેભાગે સફેદ. છતાં તેમાંય સાદગીભર્યો વૈભવ હતો. એમના દરેક વહેવારવર્તનમાં સભ્યતાની અને સજ્જનતાની છાંટ રહેતી.

એક વાર બન્યું એવું કે નાસ્તાનો સમય એમણે નવ વાગ્યાનો નક્કી કરેલો. નવને ટકોરે અમે તો નાસ્તાની ડિશ સાથે એમના રૂમનું બારણું ખોલ્યું. તેઓ બાથરૂમમાંથી નાહીને લાગલા જ બહાર આવ્યા હશે. હજી ટુવાલભેર જ હતા. અમને જોઈને રાતાપીળા થઈ ગયા...'આપ લોગ સમજતે નહીં, ક્યા જલદી...' અમે સ્તબ્ધ! નરસવેંસ. શી ભૂલ થઈ, સમજાય નહીં. ધીરેથી કહ્યું, 'નાસ્તો..., તમે નવ વાગ્યાનું કહ્યું હતું ને?' અને ગુસ્સો ક્યાં જતો રહ્યો, ખબર નહીં. 'ઓહ!... નૌ બજ ગયે?... સોરી...' પાછા હળવાફૂલ. અમને સમજાયું કે મૂળમાં પોતે હજી ટુવાલભેર જ હતા તેના સંકોચે એમને રાતાપીળા કરી મૂકેલા.

ખાવાના શોખીન હતા. સ્વાદ પારખે. સારું સારું ખાવાનું ભાવે. ડાયાબિટીસને કારણે ગળ્યું ત્યાજ્ય હતું, તોયે થોડું થોડું ચાખે તો ખરા જ. એટલા રસપૂર્વક ખાય કે ખવડાવનારને શેર લોહી ચઢે. એક વખત ભારે થઈ! અમદાવાદમાં મુખ્ય પ્રધાન બળવંતરાય મહેતાને ત્યાં જમવા ગયેલા. વાતવાતમાં જે૦પી૦એ કહેલું કે 'મૈં મીઠા નહીં ખાતા.' સહુ જમવા બેઠા. જાતજાતની વાનગીઓ બનાવેલી. ઘણી સ્વાદિષ્ટ રસોઈ હતી. અમે બધાં ટેસથી ખાતાં હતાં. જે૦પી૦ આજુબાજુ જોતા જાય. એમના મોઢામાં રોજ જેવો રસ છૂટતો ન લાગ્યો. થોડીક વારે કહે, 'નમક લાઓ તો!' અને ભાંડો ફૂટ્યો. એમણે કહેલું, 'મીઠા

નહીં ખાતા ' એટલે કે મીઠાઈ નહીં, ગળ્યું નહીં. અને ગુજરાતીઓ સમજ્યા કે મીઠું નથી ખાતા. એટલે જે૦પી૦ માટે બધી જ વાનગી ખાસ નમક નાખ્યા વિનાની બનાવેલી. બધું જ મોળું-મોળું. બધાં ખૂબ હસ્યાં. પછી તો અમને પિરસાયેલી બધી વાનગીઓ એમને પીરસવામાં આવી. અને એમણે રસપૂર્વક ખાધી.

જે૦પી૦ના પ્રવાસના કાર્યક્રમ ખૂબ જ ભરચક રહેતા. ભાષણ, મુલાકાત વગેરે એક પછી એક ગોઠવાયેલાં જ હોય. આખો વખત જે૦પી૦ ભારે વ્યસ્ત રહે. અને છતાં અમે જોતાં કે જે૦પી૦ના મન પર આનો કદી બોજ નહીં. ક્યારેય ધાંધ ન દેખાય. કશી દોડધામ નહીં. શાંત ચિત્તે બધું ચાલ્યા કરે. ભાષણ કરવા બેસે કે વાતો કરવા બેસે. તે તદ્દન નિરાંતે જ કરે. સમયનું કશું બંધન એમને ન ફાવે. ટ્રેન પકડવાની હોય કે સભાનો સમય સાચવવાનો હોય એટલે આજુબાજુવાળા ઊંચા-નીચા થાય. વચ્ચે વચ્ચે કહેતા રહે કે સમય થઈ ગયો. જે૦પી૦ કહેતા રહે કે ' હાં, અભી ઊઠતા હૂં...અભી...' પણ એ અભી કદી પૂરું થાય નહીં ! ઘડિયાળનો કાંટો ફરતો જ રહે અને આપણા જીવ ઊંચક થઈ જાય. પછી મારતી મોટરે ટ્રેન પકડવા જઈએ. હજી પુલ ઉપર હોઈએ ત્યાં ગાર્ડની સીટી સંભળાય. એક જણ દોડે, ગાર્ડને કહી બે-પાંચ મિનિટ ગાડી થોભાવવા. પણ બાપુજી તો સાવ શાંતિથી પુલનાં પગથિયાં ઊતરી રહ્યા હોય ! એમને કશો ઉચાટ નહીં. એક વાર કહેતા હતા કે ૧૯૪૨ વખતે ભૂગર્ભવાસમાં હતો ત્યારે ગાડી ઊપડે પછી જ તેમાં ચઢવાનું થાય. એટલે ત્યારથી ચાલુ ટ્રેને ચઢવાની ટેવ પડી ગઈ છે.

આવાં કેટલાંય સંસ્મરણો ઊભરાય છે. એક વિશિષ્ટ વ્યક્તિત્વ એમનું હતું. તેનાં અનેક આકર્ષક પાસાં હતાં. પ્રભાદીદીના ગયા પછી બેએક વરસ ક્રાંતિની નવી મશાલ લઈને ઊભા થઈ ગયેલા. ત્યારે જાણે એમનામાં નવી જુવાની આવેલી. એ દિવસોના જે૦પી૦ કાંઈ ઓર જ હતા. પરંતુ દેશ ઉપર કટોકટી ઝિંકાઈ અને જે૦પી૦ સ્વતંત્ર ભારતમાં ફરી સરકારના બંદી બન્યા. તેવામાં એકાએક એમની ગંભીર માંદગીના અને તેને કારણે એમને પેરોલ પર છોડ્યા છે એવા સમાચાર મળ્યા. સમાચાર સાંભળ્યા કે તત્ક્ષણ એમની પાસે દોડી જવાની ઇચ્છા થઈ. અમે સીધા ચંડીગઢ પહોંચ્યાં.

બાર-ચૌદ જણ સાથે અમેય જે૦પી૦ને ફરી જોવા તલપાપડ હતાં. એક દાક્તર અમને દોરી ગયા. એક ગેલેરીમાંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજીમાં. હા, આ એ જ ગેલેરી હતી, જ્યાંથી ન બહારનું આકાશ દેખાય ન કોઈ માણસ. જે૦પી૦એ અહીં જ એક છેડેથી બીજા છેડે સુધી "ઇવનીંગ વૉક"—સાંજનું ટહેલી લેવાનું. એમની બંને બાજુ એક એક બંદૂકધારી સિપાઈ. જે૦પી૦ થોભે તો એય થોભે, જે૦પી૦ ચાલે તો એય ચાલે, જે૦પી૦ પાછા ફરે તો એય પાછા ફરે, હા, આ એ જ ગેલેરી !

આમ સાંભળતાં-સાંભળતાં એક ઓરડામાં દાખલ થયાં. સામે જોયું તો ખાટલામાં જ અર્ધ લેટેલી અવસ્થામાં જે૦પી૦ બેઠા હતા. સહુને જોઈ હરખાયા. ગદ્‌ગદ્ થઈ ગયા. એમની આંખ ભરાઈ આવી. ત્યારે તો બે-ચાર મિનિટમાં જ બધાંને દર્શન કરી બહાર નીકળવાનો આદેશ મળ્યો. પણ પછી ફરી અમે એમને નિરાંતે મળ્યાં ત્યારે પૂછ્યું, 'તમારા જન્મદિને ગુજરાતમાંથી પંદર-વીસ હજાર શુભેચ્છાની રાખડીઓ મોકલાવેલી. તમને મળી છે કે ?'

બાળક જેવા નિર્મળ હાસ્ય અને આંખમાં અનેરી ચમક સાથે જે૦પી૦ બોલ્યા : ' હા. હા. જુઓ, પેલી પેટીમાં મેં સંભાળીને રાખી છે. બીજા સામાન સાથે પટણા જશે.'

લોકોનો પ્રેમ એ જ એમની શક્તિ હતી. લોકો માટે બનતું કરી છૂટવું એ જ એમનું જીવન હતું. એટલે આવી માંદગીમાં-થી ફરી બેઠા થયા. બેઠા જ નહીં, ઊભા થયા. અરે, ટંકાર થયો અને વીર યોદ્ધાની જેમ દેશ આખામાં ઘૂમી વળ્યા. જેને બીજી આઝાદી કહેવાય છે, તે આઝાદી જે૦પી૦ના આવા પ્રચંડ પુરુષાર્થને કારણે જ શક્ય બની. પરંતુ ત્યાર પછી એમને મળવા જઈએ, ત્યારે આંખમાં આંસુ આવી જતાં. ભારે શારીરિક કષ્ટ એમને ભોગવવું પડતું. એકાંતરે કરવા પડતા ડાયાલિસીસને લીધે તેઓ તંગ આવી ગયેલા. સખત બીમારીના સમાચાર સાંભળી મુંબઈ પહોંચ્યા. ત્યાં જસલોકમાં એમને કરથી બેભાન અવસ્થામાં કણસતા અને અમળાતા જોયા ત્યારે હૈયું હાથ ન રહ્યું. એમનો કોમળ, નાજુક દેહ ચિમળાઈ ગયો હતો.

એમના મૃત્યુથી પંદરેક મહિના પહેલાં મુંબઈમાં એમનાં છેલ્લાં દર્શન થયાં. કાંતાબહેનની કેન્સરની બીમારીને કારણે અમારે મુંબઈ બેએક મહિના રહેવાનું થયું. જે૦પી૦ ત્યાં જ હતા. પણ એમને મળવા જવા અમારો પગ નહોતો ઊપડતો. કાંતાબહેનની તબિયતની વાત કરવી પડે. પ્રભાવતીદીદી કેન્સરમાં જ ગયાં. એ બધું યાદ આવતાં જે૦પી૦ અત્યંત વિહ્વળ થઈ જતા. અમારે એ ટાળવું હતું.

પરંતુ એમને ખબર પડી. એક મિત્રે આવીને કહ્યું કે જે૦પી૦ તમને યાદ કરતા હતા. ત્યારે રહેવાયું નહીં. અમે મળવા ગયાં. કંઈક ઠપકાના ભાવ સાથે પહેલો સવાલ એમનો એ હતો કે આટલા દિવસોથી મુંબઈમાં છો, છતાં મળવા કેમ ન આવ્યાં ? અમારે ગાળા ચાવવા પડ્યા કે તમારી નાજુક તબિયતમાં તકલીફ ક્યાં આપવી, વગેરે. ત્યાં તો એકદમ બોલી ઊઠ્યા : ' હાથમાં ત્રાજવું લો અને એક પલ્લામાં તકલીફ અને બીજા પલ્લામાં મળવાથી થતો આનંદ મૂકો, તો આનંદનું પલ્લું જ નમી જશે.'

એમાં કશી ઔપચારિકતા નહોતી, આપણને પોતીકા કરી લેતી હાર્દિકતા હતી. જે૦પી૦ આવા હતા. નર્યા માણસ હતા. અને પછી તો કેટલીયે વાર સુધી નિરાંતે અમારી સાથે વાતો કરતા રહ્યા. અમે તો એમની સાથે શી મોટી ચર્ચા કરવાનાં ? પણ એક કુટુંબીજનની જેમ એમણે વાતો કર્યા કરી. લોકો સાથે હળવું-મળવું એ જ એમનું જીવન હતું. તેઓ ક્યારેય

લોકોને મળતાં થાકતા નહીં. તેથી જ તો લોકોના હૃદયની વાતને તેઓ બુલંદ વાચા આપી શકતા.

આવું એક અત્યંત ઋજુ હૃદય! જે એમની નિકટ પહોંચે તેને આ હૃદયનો સ્પર્શ અચૂક થતો. એ દૂરથી તો રળિયામણા હતા જ, નજીકથી તેના કરતાંયે વધુ રળિયામણા હતા. જેમને જેમને જે૦પી૦ને નજીકથી જોવાનો—અનુભવવાનો મોકો મળ્યો હશે, તે બધા જ એમ કહેવાના કે આ માણસ દૂરથી લાગતો તેના કરતા નજીકથી વધુ મહાન લાગતો હતો. નજીક પહોંચ્યા, તો એમના જ થઈ ગયા.

**૦ કાન્તા-હરવિલાસ**

## દા નો દુ શ્મ ન

જયપ્રકાશજી સાથે મારો પરિચય કંઈક નાટકીય રીતે થયો હતો. ૧૯૩૨નું સત્યાગ્રહ આંદોલન જોરથી ચાલી રહ્યું હતું. લખનૌથી સંયુક્ત પ્રાંતીય કોંગ્રેસ કમિટી દ્વારા છૂપી રીતે બહાર પડતી સાપ્તાહિક પત્રિકા 'કોંગ્રેસ બુલેટિન'નો હું સંપાદક હતો. લખનૌની સેન્ટ્રલ જેલમાં મારી એક બહેન સત્યાગ્રહી કેદી હતી. મુલાકાતના દિવસે એકવાર એને મળવા ગયો ત્યારે એણે મને સૂચવ્યું કે મારે પ્રભાવતીબહેનને પણ મળતા જવું. કારણ તે દિવસ જયપ્રકાશજી કોઈક કારણસર પ્રભાવતીબહેનને મળવા આવી શક્યા નહોતા, અને આ વખતની મુલાકાત માટેનો એ છેલ્લો દિવસ હતો, ત્યાર બાદ એ મુલાકાત રદ થાય તેમ હતી.

આ પહેલા મે પ્રભાવતીબહેનને કે જયપ્રકાશજીને ક્યારેય જોયા નહોતા. પરંતુ મારી બહેન પ્રભાવતીજી સાથે સાબરમતી આશ્રમમાં રહી હતી, અને બંને સાથે સત્યાગ્રહ કરી જેલમાં પણ સાથે આવ્યાં હતાં.

કોઈ અપરિચિત બહેનને જેલમાં મળવા માટે અરજી કરવામાં મને ભારે સંકોચ થયો. પરંતુ મારી બહેને ખૂબ જ આગ્રહ કર્યો: "ભૈયા, એ તને સારી રીતે ઓળખે છે... તું મને જે કાગળો લખે છે તે હું એમને બતાવતી હોઉં છું... બાપુના આદર્શો માટે તારા મનમાં જે લગન છે તે જોઈને એમણે તને પોતાનો ભાઈ માની લીધો છે... એમની આ મુલાકાત રદ થશે તો એમને ઘણું ઓછું આવશે... એમણે જ મને ખૂબ આગ્રહપૂર્વક કહ્યું છે કે જયપ્રકાશજી આવી શક્યા નથી તો તું એમને મળ..."

પરિણામે હું તો પ્રભાવતીબહેનને મળી આવ્યો; પરંતુ કેટલાક દહાડા પછી જયપ્રકાશજી તરફથી તે વખતની સંયુક્ત પ્રાંતીય કોંગ્રેસ કમિટીના ગુપ્ત-સંચાલક પ્રોફેસર રામશરણજી જોગ એક તીખો પત્ર આવ્યો. એમાં એમણે "આશ્રમવાસી ભાઈઓ"ની સખત ઝાટકણી કાઢી હતી. એ કાગળ વાંચ્યો ત્યારે જ મને ખબર પડી કે તે દિવસ મારી મોડી પડવાથી જયપ્રકાશજી લખનૌ પહોંચવામાં મોડા પડ્યા હતા. જેલ પર જઈ પ્રભાવતીજીની મુલાકાત માટે અરજી કરી ત્યારે જ એમને ખબર પડી કે મુલાકાત તો કોઈ બીજા ભાઈ લઈ ગયા. તપાસ કરી ત્યારે એમને મારા આ ધૃષ્ટતાભર્યા વર્તનની ખબર પડી અને તેથી એમનું આ પત્ર લખ્યો હતો.

મારા એ વર્તનનો ખુલાસો કરતો એક ખાસ્સો લાંબો કાગળ પ્રો. રામશરણજી મારફત મેં જયપ્રકાશજીને લખ્યો. તે વખતે શું શું લખી માર્યું હતું તે તો આજે યાદ નથી. પરંતુ એટલું યાદ છે કે આખી પરિસ્થિતિની ચોખવટ કર્યા બાદ, સભ્યતાનો દાવો કરનાર અમેરિકામાં એ કેટલાંક વર્ષ રહી આવ્યા હતા તે હકીકત પર ટોણો મારી મેં એમને પ્રશ્ન કર્યો હતો કે આશ્રમવાસીઓ શું કરે છે ને શું નથી કરતા એ વાતને ઘડીભર મનમાંથી કાઢી નાખી મને જરા કહેશો કે પાશ્ચાત્ય સભ્યતા પામેલી એમના જેવી વ્યક્તિને જેલમાંની કોઈ મહિલા મુલાકાત લેવા વિનંતી કરે તો એ વ્યક્તિ એને ના પાડી શકે ખરી? ત્યાર બાદ મેં એમાં સલાહ આપી હતી કે પોતાની પત્ની પાસેથી પત્ર દ્વારા અથવા ત્યાર બાદની મુલાકાત વખતે સાચી વસ્તુસ્થિતિ જાણ્યા બાદ જ એમણે જે તે તારણ પર પહોંચવું જોઈતું હતું!

જોકે મારા પર જે તહોમત એમણે મૂક્યું હતું તેનાથી મને ઊંડો આઘાત થયો હતો એ વાત સાચી. પ્રોફેસર રામશરણજીએ મારા ભાઈને એમ કહીને શાંત પાડવા પ્રયત્ન કર્યો કે ગાંધીજી અને એમના આશ્રમવાસીઓના બ્રહ્મચર્ય અંગે જે આચારવિચાર છે તેને વિષે જયપ્રકાશજીને ભારે ફરિયાદ છે, અને તેથી જ મારે વિષે એમના મનમાં આવી કડવી પ્રતિક્રિયા થઈ હશે, અને દાંડીયાત્રાને કારણે એ મને આશ્રમવાસી સમજી બેઠા હશે.

આ પછી જ મને ખબર પડી કે જયપ્રકાશજી અમેરિકામાં હતા ત્યારે એમનાં પત્ની પ્રભાવતીબહેન વરસો સુધી આશ્રમમાં રહ્યાં હતાં અને બનતા સુધી એમણે આજીવન બ્રહ્મચર્યવ્રત લીધું હતું.

જયપ્રકાશજીએ મારા એ પત્રનો કોઈ જવાબ વાળ્યો હતો કે નહીં તે આજે તો યાદ નથી. પણ એક વાર હું મારી બહેનને જેલમાં મળી પાછો ફરવામાં હતો ત્યારે જ જયપ્રકાશજી પણ પ્રભાવતીજીની મુલાકાત લેવા આવી પહોંચ્યા. કોઈ કે ઓળખાણ કરાવી એટલે એમણે કદાચ પાછલી ગેરસમજ ધોઈ નાખવાના ખ્યાલથી કે કેમ, અત્યંત સૌજન્ય અને વિવેકપૂર્વક મને પણ એમની સાથે સાથે પ્રભાવતીબહેનને મળવા આગ્રહ કર્યો. હું જેમ તેમ કરીને મહામુશ્કેલીએ એમનો એ આગ્રહ ટાળી શક્યો હતો.

પણ એ દિવસથી જયપ્રકાશજી માટે મારા મનમાં એક આદરનો ભાવ પેદા થયો. એમની અંદર રહેલી એમની જે વાસ્તવિક મૂર્તિનાં તે દિવસે દર્શન થયાં તે આજ દિન સુધી એમનાં તેમ

છે. એ મૂર્તિ હતી એક એવી સૌજન્યપૂર્ણ વ્યક્તિની જેને અંગ્રેજીમાં perfect gentleman નખશિખ સજ્જન કહે છે.

૧૯૩૪ થી ૧૯૫૪ સુધી વીસ વર્ષના ગાળા દરમ્યાન મારો ઘણોખરો સમય પટણામાં પત્રકાર તરીકે વીત્યો. આ ગાળા દરમ્યાન જયપ્રકાશજીને મળવાના અનેક પ્રસંગો આવ્યા. હા, પહેલા દશકામાં જરા ઓછા, કારણ કે એ દરમ્યાન એ વધારે વખત બહાર જ રહ્યા; પણ બીજા દશકામાં એવા પ્રસંગો ઘણા આવ્યા.

૧૯૩૬માં મારાં લગ્ન થયાં. લગભગ એ જ અરસામાં જયપ્રકાશજી પહેલવહેલા એક મકાન ભાડે રાખી ઘર વસાવી પ્રભાવતીજી સાથે રહેવા લાગ્યા હતા. એટલે મારાં લગ્ન વખતે કેટલા ઉમંગથી પ્રભાવતીબહેને પોતાના આ ભાઈના ઘરને શણગારી–સજાવી એમાં પોતાની ભાભીનું સ્વાગત કર્યું હતું, અને ત્યાર બાદની ભાઈબીજને દહાડે ત્યાં આવી આ ભાઈને તિલક કરીને કેટલા પ્રેમથી અમને બંનેને જમાડયાં હતાં !

અને જયપ્રકાશજીએ પણ, પોતાની પત્નીએ બાંધેલા આ સંબંધને એટલા જ સૌજન્યપૂર્વક અને એટલી સહજતાથી કબૂલ રાખ્યો હતો. એ બંનેએ મળી અમને બંનેને મારાં લગ્નના નિમિત્તે જમવા તેડ્યાં, અને તેવી જ રીતે અમારું આમંત્રણ સ્વીકારી અમારે ત્યાં જમવા આવ્યાં.

પરંતુ જયપ્રકાશજી સાથે મારો આ સિવાય બીજો સંબંધ બંધાયો નહોતો. એ વખત સુધી હું પાકો ગાંધીવાદી હતો અને એ પાકા માર્ક્સવાદી. અને પછીથી હું ધીરે ધીરે માર્ક્સવાદી થયો તે કરતાં વધારે રશિયા અને સ્ટાલિનનો સમર્થક બન્યો, ત્યારે એ સ્ટાલિનના વિરોધી બની ચૂક્યા હતા. એક વાર જયપ્રકાશજી સાથે મારે આ વિષય પર ચર્ચા થઈ ત્યારે એમણે સ્ટાલિનની બહુ જ આકરી ટીકા કરી હતી.

દેશના ભાગલા અને સ્વાધીનતાપ્રાપ્તિ પહેલાં ૧૯૪૬–૪૭માં જયપ્રકાશજી અને પ્રભાવતીજી ફરી પટણામાં ઘર લઈને રહ્યાં. પરંતુ ત્યાં સુધીમાં ૧૯૪૨ ના 'હિરો' તરીકે જયપ્રકાશજીએ દેશના આગેવાન નેતાઓમાં પોતાનું એક વિશિષ્ટ સ્થાન બનાવી લીધું હતું. ઉપરાંત ગાંધીજી અને ગાંધીવાદ તરફના એમના દૃષ્ટિકોણમાં ખાસો ફેર પડી ચૂક્યો હતો. ઉપરાંત સમાજવાદના સૌથી ઉપરના નેતા તરીકે એ સમાજવાદ અને ગાંધીવાદ વચ્ચે મેળ પાડવાના પ્રયત્નમાં લાગેલા હતા.

ત્યાં સુધીમાં હું પોતે ગાંધીજી અને કોંગ્રેસના નેતૃત્વનો પાકો વિરોધી બની ચૂક્યો હતો, પણ બીજે હાથે સ્ટાલિનના રશિયા અને માઓના ચીનનો પૂરો સમર્થક હોવા છતાં ભારતીય સામ્યવાદી પાર્ટીથી નિરાશ થતો જઈ રહ્યો હતો. એ દિવસોમાં મારા મનમાં એક વાતની પાકી ગાંઠ વળી હતી કે ભારત જેવા દેશમાં કોઈ પણ રાજકીય પક્ષ કેવળ પોતાની વિચારધારાના જોરે જનતાના હૃદયને સ્પર્શી શકે નહીં. એ માટે તો એની પાસે એવો કોઈ નેતા હોવો જોઈએ જેને સામાન્ય જનતા વીર તરીકે યા 'હીરો' તરીકે પૂજી શકે. સામ્યવાદી પક્ષમાં આવા નેતાનો સદંતર અભાવ હતો. કોંગ્રેસ પાસે જવાહરલાલ હતા, પરંતુ બીજા કોઈ પક્ષ પાસે એવો કોઈ નેતા નહોતો.

૧૯૪૨ના આંદોલને દેશ સમક્ષ બે વિભૂતિઓ ખડી કરી : નેતાજી સુભાષ બોઝ અને જયપ્રકાશ નારાયણ. આમાંથી સુભાષબોઝની તો એક અમર શહીદ તરીકેની વંદનીય સ્મૃતિ જ રહી ગઈ હતી, જ્યારે જયપ્રકાશજી એ વખતે જેલમાંથી છૂટા થઈને આવ્યા હતા અને દેશ આખામાં એમનો જયજયકાર થઈ રહ્યો હતો. હજારીબાગ જેલમાંથી ભાગી છૂટવાના, નેપાળમાં છુપાઈને દેશના આંદોલનની બુઝાતી જતી આગને જલતી રાખવાના, ફરી પકડાયા બાદ એમના પર કરાતા અત્યાચારોના—એવા એવા અનેક કિસ્સા લોકજીભે ચડી ગયા હતા.

મારા મનમાં પ્રશ્ન ઊઠયો :

'હું જેની શોધમાં હતો તે દેશના ભાવિ નેતા જયપ્રકાશજી તો નહોતા ! ?' પણ... પણ સ્ટાલિન-વિરોધી એમના જે વિચારો હતા તેનો મારી કલ્પનાના નેતા સાથે કશો મેળ નહોતો.

છેવટે એક દિવસ હું એમની પાસે પહોંચ્યો; અને એમની સામે મારી આ મૂંઝવણ રજૂ કરી દીધી. ફાવે તો એ મને એમના વિચારોનો સમર્થક બનાવે અને હું એમને નેતા તરીકે સ્વીકારી મારી સમસ્યાનું સમાધાન મેળવું; અને નહીં તો, એમના સ્ટાલિનવિરોધી વિચારોને બદલવામાં હું સફળ થાઉં.

વાત કહેતાંની સાથે જ જયપ્રકાશજી સંમત થયા. પછી તો એમને ઘેરે રોજ એક-એક દોઢ-દોઢ કલાક વાત ચાલતી.

આઠ-દસ દિવસની લાંબી લાંબી ચર્ચા બાદ મેં જોયું કે અમે બંને જ્યાંથી નીકળ્યા હતા ત્યાં જ હતા !

૧૯૪૭ની વાત છે. એ દિવસોમાં હું એક સ્વતંત્ર વિચાર વ્યક્ત કરનાર દૈનિકનો સંપાદક હતો, અને ધર્મના આધાર પર દેશના ભાગલા પાડવાની બ્રિટિશ-યોજનાનો ઘોર વિરોધી હતો. ૧૫મી ઓગસ્ટે દેશના ભાગલા પડ્યા અને આઝાદી પ્રાપ્ત થઈ તેના કેટલાય મહિનાઓ પહેલાં અને ત્યાર બાદ પણ ક્યાંય સુધી હું ભાગલાનો વિરોધ કરતો હતો અને ભાગલા પડે જ તો પછી ધર્મના આધાર પર વસ્તીની પણ ફેરબદલી કરવાની વાતનું સમર્થન કરતો હતો. ઉપરાંત, મુસ્લિમ લીગે હિંદુઓ વિરુદ્ધ જે હિંસાત્મક ભાવના અને પ્રવૃત્તિ ભડકાવી હતી તેનો 'ઇંટનો જવાબ પથ્થર'થી વાળવો જોઈએ એવી જોરદાર ગરમાગરમ દલીલ હું કરતો રહ્યો હતો. ત્યારે મહાત્મા ગાંધી અને જવાહરલાલની જેમ જયપ્રકાશજી પણ હિંદુ–મુસ્લિમ એકતાની તરફેણમાં જોરદાર પ્રચાર કરતા દેશભરમાં ઘૂમી રહ્યા હતા, અને વસ્તીની ફેરબદલીનો ઘોર વિરોધ કરતા હતા. હું પણ મારા છાપામાં ગાંધી અને નેહરુ વિરુદ્ધ ઝેર ઠાલવતો હતો તે જ રીતે જયપ્રકાશજીની વિરુદ્ધ પણ ઠાલવતો હતો.

આ ગાળા દરમ્યાન જયપ્રકાશજી અને પ્રભાવતીજી સાથે અમારું મળવા કરવાનું લગભગ નહીંવત્ થતું ગયું હતું. ક્યારેક ક્યાંક મળી પણ ગયા તો તે કેવળ ઔપચારિકતા નિભાવવા પૂરતું.

આમ તો આ સિલસિલો ભાગ્યે જ સાલ દોઢ–સાલ ચાલ્યો હશે. કારણ, દેશ સ્વાધીન થવાથી અને ગાંધીજીની હત્યા થયા બાદ એમ પણ સ્થિતિ બદલાતી જઈ રહી હતી. પણ મેં જોયું કે પ્રભાવતીજીનું અમારે ત્યાં આવવું જવું લગભગ બંધ થઈ ગયું હતું. જોકે જયપ્રકાશજીની જે કટુ આલોચના હું કરતો હતો તેના બારામાં પ્રભાવતીજીએ ન તો મારી આગળ કે ન તો એમનાં ભાભી આગળ ક્યારેય વાત છેડી હતી.

આ પછી થોડા સમય બાદ ગાંધીજીનાં સંસ્મરણો રૂપે મારી એક પુસ્તિકા "બાપુ કે સાથ" પ્રકાશિત થઈ. એની એક નકલ જયપ્રકાશ–પ્રભાવતીને ભેટ આપવા માટે હું એમને ઘેર ગયો અને જયપ્રકાશજીને એની નિષ્પક્ષ સમીક્ષા લખી મોકલવા વિનંતા કરી.

જયપ્રકાશજી પુસ્તકની સમીક્ષા લખી ન મોકલત યા મોકલવાનું લંબાવ્યે જાત તો મને ખાસ આશ્ચર્ય ન થાત. કારણ એક પક્ષના મુખ્ય નેતા હોવાને કારણે એમની પાસે આમેય સમયનો અભાવ હતો; વળી આ દરમ્યાન હું મારા છાપામાં જે ઉગ્ર અને કટુતાપૂર્ણ ભાષામાં એમની ટીકા કરતો જતો હતો તે જોતાં એ મારી વિનંતીની અવગણના કરે એ સ્વાભાવિક પણ હતું.

પરંતુ એમણે ટૂંકા સમયમાં પુસ્તક બહુ ધ્યાનપૂર્વક વાંચ્યું. ધ્યાનપૂર્વક વાંચ્યું હતું એ વાત એમણે લખી મોકલેલી સમીક્ષા પરથી સાફ વરતાતી હતી. રાજનૈતિક તેમ જ સાહિત્યિક ક્ષેત્રોમાં મારી એ પુસ્તિકાની ખાસી પ્રશંસા થઈ, પરંતુ જેટલી સૂક્ષ્મ દષ્ટિપૂર્વક જયપ્રકાશજી એ પુસ્તિકાના મર્મ સુધી પહોંચ્યા હતા તેવું સૂક્ષ્મ નિદર્શન બહુ થોડી ટીકાઓમાં જોવા મળ્યું.

અને જયપ્રકાશજીના મારા પ્રત્યેના આ ઉદાર વહેવારથી હું કૃતાર્થ થઈ ગયો. મારા પ્રત્યે એમના ચિત્તમાં તલ માત્ર ક્ષોભ રહ્યો હોત તો એની જરાતરા પણ ગંધ એમાંથી આવ્યા વગર ન રહેત.

૧૯૫૪ પછી પટણા અને પત્રકારત્વ બંને છોડી દિલ્હીમાં રહેવા મંડ્યો હતો અને ૧૯૫૮માં તો દિલ્હીમાં ઘર માંડી સ્થિર થયો. આ દરમ્યાન જયપ્રકાશજી અને પ્રભાવતી કંઈ કેટલીયેવાર દિલ્હી આવ્યાં હશે, પરંતુ અમે એમને એક વાર પણ મળવા ગયાં નહીં. આનું ખાસ કારણ એ જ હતું કે પટણા રહેતો હતો તે દરમ્યાન મેં પ્રભાવતીજીના કોમળ દિલને જે રીતે ચોટ પહોંચાડી હતી, અને પરિણામે મારા તરફ એમને જે રીતે ઉદાસીન થતાં જોયાં હતાં તે જોતાં આ રીતનું મળવું કોરી ઔપચારિકતા જ થાત. વળી, આ દરમ્યાન મારા રાજકીય વિચારોની ઉગ્રતા પણ ઘટતી ગઈ હતી; આથી આ અગાઉ મેં એમના પ્રત્યે જે ખરાબ વર્તન દાખવ્યું હતું તેને લઈને હું શરમની લાગણી અનુભવવા માંડ્યો હતો. આને કારણે પણ એમને મળવાના પ્રસંગો હું ટાળવા ઇચ્છતો. મારી અંદર વધતી જતી શરમ અને સંકોચની લાગણીનો પહેલો આભાસ તો મને ત્યારે થયો જ્યારે મારા પટણા છોડ્યાનાં બારતેર વર્ષ પછી લાલબહાદુરજીના મૃત્યુ અને એમની અંત્યેષ્ટિ પ્રસંગે એમની કોઠી પર જયપ્રકાશજી અચાનક જ મને દેખાઈ ગયા અને એમની નજર સામે આવવામાંથી હું મને બચાવી ન શક્યો.

"ઘણાં વરસો બાદ મુલાકાત થઈ! આજકાલ ક્યાં છો?" —જયપ્રકાશજીએ અકૃત્રિમ સ્નેહભર્યા સ્વરે પૂછ્યું, ને હું એક હદ સુધી લેવાઈ ગયો.

એ પછી ફરી કેટલાંય વર્ષો વીત્યાં. જયપ્રકાશ–પ્રભાવતીના દિલ્હી આવવાના સમાચાર મળતા રહેતા. પરંતુ પ્રભાવતીજી પ્રત્યે મનમાં જે અપરાધ-ભાવ ભેગો થતો ગયો હતો તેને કારણે એ લોકોને મળવા જવા જેટલી હિમ્મત હું ભેગી ન જ કરી શક્યો.

જૂન ૧૯૭૨ માં જયપ્રકાશ–પ્રભાવતી દિલ્હી આવી ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનમાં ઊતર્યાં હતાં. એક વિવાહ સમારંભમાં હું ગયો હતો ત્યાં મેં એમને દૂરથી જોયા. મારા દિલમાં કશું હચમચી ઊઠ્યું, અને મેં નક્કી કર્યું કે આ વખત તો હું જ પહેલ કરીને એમને મળું અને બધો જૂનો મેલ ધોઈ નાખવા કોશિશ કરું. અને એક મિત્ર મારફત જયપ્રકાશજીના સચિવ પાસે મુલાકાતીઓની સૂચિમાં મારું નામ લખાવડાવ્યું.

બનતાં સુધી બપોરનો વખત હતો. ટેલિફોનની ઘંટડી રણકી. રિસીવર કાને લગાડ્યું તો એ ચિર-પરિચિત અવાજ કાને પડ્યો:

"સુમંગલ પ્રસાદજી છે?" પ્રભાવતીજીનો અવાજ પણ કેટલો ઔપચારિકતાભર્યો!

મારા દિલ પર જાણે કોઈએ ભારી પથરો મેલ્યો.

"કોણ...પ્રભાવતીબહેન?" મેં ખંચકાતા પૂછ્યું.

"હા"—એક ટૂંકો ને ટચ ઉત્તર.

અને પછી, "તમે જે૦પી૦ને મળવા માટે સમય માગ્યો હતો?...કાલે સવારે નવ વાગે આવો."

હું મારી જાતને સંભાળી ઔપચારિકતાની આ દીવાલ તોડી નાખું—એમ કહીને કે "મારે તો તને જ મળવું છે...પ્રભાવતી!" ત્યાં સુધીમાં ટેલિફોન કટ દઈને કપાઈ ગયો.

બીજે દિવસે પત્નીને લઈને ઠરાવેલા સમયે પહોંચ્યો. ખબર પડી કે જયપ્રકાશજી પાસે કોઈ છે...થોડું થોભવું પડશે.

'પ્રભાવતીજીને ખબર આપો'—મેં કહી જ નાખ્યું, 'એ નવરાં હોય તો...'

છેવટે કહેણ આવ્યું. અમે બન્નેએ અંદર જવા માટે ડગલાં ભર્યાં.

થોડે જ દૂરથી પ્રભાવતીજી સામેથી આવતાં દેખાયાં. મને જોતાં જ બોલી ઊઠ્યાં:

"ભાભી પણ આવ્યાં છે?"

ત્યાં સુધીમાં મિનતિ જરા પાછળ રહી ગઈ હતી.

"હા, એ પણ આવી છે" મેં જવાબ આપ્યો; અને જોયું તો આટલું સાંભળતાં જ પ્રભાવતીજીનો ચહેરો ખીલી ઊઠયો.

અમને બન્નેને એ સૂવાના ખંડમાં જ સીધાં લઈ ગયાં. મને તરત જ કળાયું... વીસ વર્ષની એ ખાઈ પૂરેપૂરી ભરાઈ ગઈ છે— જાણે ખાઈ કયારેય હતી જ નહીં... એ ખાઈને ભરવા માટે કશું જ કરવું પડયું નહીં... પહેલાં અમારા પ્રત્યે પ્રભાવતી હતાં પૂરેપૂરાં તેવાં જ — સહજ સ્નિગ્ધ અને અંતરંગ.

ત્યાર બાદ જયપ્રકાશજી આવ્યા એટલે અમે ચારે જણાં ઊઠીને એમના મુલાકાતના ઓરડામાં જઈને બેઠાં. એ બન્ને જણાંએ આ ગાળા દરમ્યાનની અમારા અંગેની માહિતી અંતરની જિજ્ઞાસાપૂર્વક પૂછી. અમે બંનેએ પણ જયપ્રકાશજીની તબિયતની સારસંભાળ અંગે અમારાં તરફથી ચિંતા વ્યક્ત કરી. જવાબમાં પ્રભાવતીજી પોતાની મુશ્કેલીઓ વર્ણવતા રહ્યાં અને એમના જે૦પી૦ પણ કંઈક ભોંઠપ અનુભવતા પોતાની લાચરી ગણાવતા રહ્યા; વર્ણવતા રહ્યા કે સાર્વજનિક કાર્યોમાં આરોગ્ય અંગેના નિયમોનું પાલન કરવું કેવું અઘરું હોય છે!

આ વાત જૂન ૧૯૭૨ની છે. આમ તો જયપ્રકાશજી ગયા જિલ્લાના એક ગામને કેન્દ્ર બનાવી, ત્યાં જ રહી સર્વોદયનાં કામ કરતા હતા. પરંતુ બહુ ઝડપભેર કથળતી જતી દેશની દશા જોઈ જે૦પી૦ના દિલમાં એક ગડમથલ ઊભી થઈ હતી. જે૦પી૦એ થોડાક મહિના પર જ એક વર્ષ આરામ કરવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો હતો. એ ગાળામાં તમામ પ્રકારના સાર્વજનિક જીવનથી વેગળા રહી એ આત્મચિંતન કરવા માગતા હતા. પરંતુ જયપ્રકાશજી સાથે સંબંધિત દિલ્હીના કેટલાક રાજનૈતિક ક્ષેત્રોમાંથી છેલ્લાં કેટલાંક અઠવાડિયાંઓથી એવી અટકળબાજી ચાલવા માંડી હતી કે વડાપ્રધાન ઇંદિરાગાંધી જે ઝડપથી સરમુખત્યારશાહીના રસ્તે ધપી રહ્યાં છે, અને રશિયા સાથે એમની જે નવી સમજૂતી થઈ છે તે જોતાં જયપ્રકાશજીને આરામનું એક વર્ષ પૂરું થતાં પહેલાં જ રાજનીતિના મેદાનમાં ઊતરી આવવું પડશે. હું જ્યારે આ વાત એમની સાથે છેડી બેઠો ત્યારે ઊલટા એમણે જ મારી પાસેથી દિલ્હીની રાજનીતિ અંગે જાણવા ચાહ્યું. મેં પણ કંઈક ઉશ્કેરાટપૂર્વક ત્યાંની વાતો કહેવા માંડી. આનાથી જે૦પી૦ની અંદર કશુંક ખૂબ જોરથી આંદોલિત થઈ ઊઠ્યું. એ જોઈને, કદાચ એમની વધારે પડતી આશા પર બ્રેક મારવાના ખ્યાલથી પ્રભાવતીજી બોલી ઊઠ્યાં, "તમે ધારો છો એવું કશું જ થવાનું નથી, જોઈ લેજો..."

લાલ બહાદુર શાસ્ત્રી મર્યા તેના પહેલાનાં લગભગ અગિયાર વર્ષ હું એમના અને અખિલ ભારત કોંગ્રેસ કમિટીના નિકટના સંપર્કમાં રહ્યો હતો. શાસ્ત્રીજીના મૃત્યુ બાદ "વહ નન્હા સા આદમી" નામે એમનાં સંસ્મરણોની પુસ્તિકા લખી હતી. જયપ્રકાશજી લાલબહાદુર શાસ્ત્રીજીના નિકટના મિત્રોમાંના હતા. એટલે એમને મારી એ પુસ્તિકા વાંચવાનું મન થયું. પછી તો વાતમાંથી વાત નીકળતાં ઇન્દિરાજીની વાત નીકળી. પરંતુ તે દિવસે એમને મળવા સારુ કેટલાક મિત્રો આવવાના હતા એટલે વાત ત્યાં જ અટકી. અમે નક્કી કરીને ઊઠ્યા કે બીજે દિવસે મારે મારી પુસ્તિકા લઈને આવવું અને ત્યારે આ મુદ્દા અંગે વધારે વિસ્તારથી વાત કરવી.

બીજે દિવસે અમારી વચ્ચે લગભગ એક કલાક સુધી વાત ચાલી. એમાં એક માત્ર મુદ્દો હતો ઇંદિરાજીનું એ સ્વરૂપ જે મેં લાલબહાદુરજી પાસેથી અત્યંત ભીતરની માહિતીને આધારે જાણ્યું હતું અને જ્યાં જેને હું મારી પુસ્તિકામાં વર્ણવી શકયો નહોતો. આ સ્વરૂપ એક ઘોર મહત્ત્વાકાંક્ષી અને સંપૂર્ણ રીતે નિરંકુશ આત્મકેન્દ્રી વ્યક્તિનું હતું.

બધું સાંભળી લીધા પછી જયપ્રકાશજીએ કહ્યું, "આ બધી તો ઇતિહાસની મહત્ત્વપૂર્ણ સામગ્રી છે, સુમંગલજી! આને તો તમારે પ્રકાશમાં આણવી જ જોઈએ."

મેં વળતો સવાલ કર્યો, "પણ આજે એને માટે અનુકૂળ સમય છે ખરો?"

જયપ્રકાશજી મારી સાથે સંમત થયા. છતાં એમણે કહ્યું:

"જે હોય તે...પણ થોડો વખત કાઢીને આ બધી માહિતી લખીતો રાખો...ભવિષ્ય માટે."

એ બે દિવસોની ચર્ચા દરમ્યાન એક મુદ્દા પર મારી અને જયપ્રકાશજી વચ્ચે ઘણો મોટો મતભેદ થયો. જયપ્રકાશજીના મનમાં પાકો વિશ્વાસ બેસી ગયો હતો કે ઇંદિરાજી સામ્યવાદીઓ અને રશિયાનાં પૂરેપૂરાં સમર્થક છે. અને એ ભારતને આંતરરાષ્ટ્રીય સામ્યવાદી છાવણીમાં લઈ જઈને રહેશે. પણ, લાલબહાદુરજીની સાથે મારા નિકટ સંપર્કને કારણે મને ઇંદિરાજીના અંતરંગની જે ઝાંખી થઈ હતી તેને આધારે મેં પણ એટલી જ દૃઢતાપૂર્વક મારો મત વ્યક્ત કર્યો કે ઇંદિરાજી કોઈ કહેતાં કોઈ પણ રાજનૈતિક કે આર્થિક 'વાદ' માં માનતાં નથી, એ તો માને છે કેવળ 'ઇંદિરાવાદ'માં, અને પોતાની સત્તા ટકાવવા માટે જરૂરત પડી તો રશિયાને ઠેંગો દેખાડી એટલી જ સહેલાઈથી એ અમેરિકાની અથવા મૂડીવાદી-સામ્રાજ્યવાદી છાવણીમાં ચાલી જઈ શકશે.

એ વખતે તો જયપ્રકાશજી અને પ્રભાવતીજી તરત જ દિલ્હીથી રવાના થવાનાં હતાં એટલે અમારે ત્યાં ભોજન કરવા આવવાનો સમય કાઢી શક્યાં નહોતાં; પરંતુ ત્યાર પછી જ્યારે એ ફરીવાર દિલ્હી આવ્યાં ત્યારે પ્રભાવતીજીએ મને ફોન પર સૂચના આપી કે એ લોકો અમુક દિવસે રાતનું ભોજન અમારે ત્યાં કરશે.

પ્રભાવતીજીને ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનમાંથી બપોરે મારે ત્યાં તેડી લાવ્યો, પરંતુ જયપ્રકાશજી કોઈ વિવાહ-સમારંભમાં ગયા હતા ત્યાંથી મારે એમને પછીથી લઈ આવવાના હતા. સમારંભ પૂરો થયો એટલે હું ત્યાં પહોંચી ગયો. ત્યાં જયપ્રકાશજી સાથે ગંગાબાબુ પણ ભેટી ગયા. જયપ્રકાશજી માટેની ગાડીમાં ગંગાબાબુ આવીને બેસી ગયા અને કહે કે મને વેસ્ટર્ન કોર્ટ—જ્યાં એ એકલા રહેતા હતા ત્યાં—ઉતારતા જજો.

જયપ્રકાશજી અને ગંગાબાબુ બન્નેને ખાવામાં ઘણી પરેજી. એટલે એમણે વિવાહ-સમારંભમાં કશું જ ખાધું નહોતું.

જયપ્રકાશજીએ ગંગાબાબુને કહ્યું, "અત્યારથી વેસ્ટર્ન કોર્ટ જઈને શું કરશો ? સુમંગલજીને ત્યાં તમે પણ ચાલો, તમારે ભોજન કરવાનું બાકી જ છે ને ?" પછી મારી સામે જોઈને હસતાં હસતાં બોલી પડ્યા, "લો, આ તો તમને પૂછ્યા વગર જ તમારા તરફથી ગંગાબાબુને આમંત્રણ આપી બેઠો."

મને હાર્દિક પ્રસન્નતા થઈ કે જયપ્રકાશજીએ આટલી સહજ અને નિસ્સંકોચ રીતે મારા ઘરને પોતાનું ઘર ગણી લીધું.

પછી મેં પણ ખુશીપૂર્વક ગંગાબાબુને અમારી સાથે આવવા કહ્યું. ત્યારબાદ જયપ્રકાશજીએ મારી વાતમાં આટલું ઉમેર્યું :

"જે કંઈ થયું હશે તે હળીમળીને વહેંચી ખાઈશું."

મેં એ બંનેનો સંકોચ દૂર કરતાં કહ્યું, "એની ચિંતા કરવાની જરૂર નથી. મિનતિ અને પ્રભા એ બંનેને રસોડામાં કામ ભળાવીને આવ્યો છું એટલે ખાવાની ખોટ પડવાની નથી."

પ્રભાવતીજીને ઘેરે લાવીને મેં જ્યારે કહ્યું કે તમારે પોતે જ આજે રોટી શેકીને પીરસવાની છે—જે૦પી૦ને ગમે છે બરાબર તેવી, ત્યારે ખરેખર જ એમનો ચહેરો આનંદથી ખીલી ઊઠ્યો હતો, અને એ જ ઘડીએ અમારા ઘરને પોતાનું જ ઘર માની પોતાની ભાભી સાથે પૂરા ઉત્સાહથી રસોઈના કામમાં લાગી ગયાં હતાં. કેટલાય વખતથી જયપ્રકાશજી અને પ્રભાવતી મુસાફરીમાં સાથે જ રહેતાં. આમ છતાં, અને પ્રભાવતીની ઘણીયે ઇચ્છા હોવા છતાં પોતાને હાથે રાંધીને જે૦પી૦ને ખવડાવવાના અવસર બહુ ઓછા આવતા. મિનતિએ પણ આગલે દિવસે પ્રભાવતીજી સાથે ફોન પર પૂછીને જયપ્રકાશજીની તબિયતની દૃષ્ટિએ ખાવામાં શું શું અનુકૂળ રહેશે તેની માહિતી મેળવી લીધી હતી. અને હવે પ્રભાવતીજી પોતે જ આવ્યાં હતાં એટલે એમને પૂછીને બાકીની વ્યવસ્થા કરી લીધી.

અને અમારા ઘરમાં ગૃહિણીની ભૂમિકા પામીને પ્રભાવતીજીએ કેટલી સંતોષની લાગણી અનુભવી, કેટલા આનંદપૂર્વક જે૦પી૦ને અને બીજાઓને પણ એક એક રોટલી શેકીને પીરસી તે જોઈને અમે તો ખરેખર કૃતકૃત્ય થઈ ગયાં.

સપ્ટેમ્બર ૧૯૭૨ માં તો પ્રભાવતીજીએ અમારે ઘેર પોતાને હાથે શેકેલી રોટલીઓ જયપ્રકાશજીને ખવરાવી હતી, ત્યાં તો કેટલાક જ મહિના બાદ અમે છાપાંમાં વાંચ્યું કે પ્રભાવતીજીને કૅન્સર થઈ ગયું છે. મુંબઈમાં એમને ઑપરેશન કરવામાં આવ્યું. ઑપરેશન તદ્દન સફળ થયું હતું એમ પણ સમાચાર હતા. ત્યાર બાદ એ આરામ માટે કલકત્તા ગયાં. મેં કલકત્તાને સરનામે એક કાગળ લખ્યો જેના જવાબમાં બીમારી બાદ એમણે પહેલવહેલો જ કાગળ પોતાના હસ્તાક્ષરોમાં અમને લખ્યો. કાગળમાં એમણે લખ્યું હતું કે ઑપરેશન સફળ તો થયું હતું પરંતુ તબિયતમાં કંઈ ને કંઈ ગરબડ રહ્યા કરતી હતી, અને અશક્તિ પણ ઘણી રહેતી હતી.

એ વાતને માંડ એક મહિનો વીત્યો હશે અને પ્રભાવતીજી પટણાથી ફરી મુંબઈની હૉસ્પિટલમાં જઈ દિલ્હી આવ્યાં. આ વખતે એમનું કૅન્સર અસાધ્ય જાહેર કરવામાં આવ્યું.

મારા ને જયપ્રકાશજીના મિત્ર રાજારામજી તરફથી મારા પર ફોન આવ્યો કે જયપ્રકાશજી મુંબઈથી પ્રભાવતીજીને લઈને આવ્યા છે અને અહીંના લોકોને છેલ્લા મળી લેવા પ્રભાવતીજી બે ચાર દિવસ અહીં રોકાવાનાં છે.

ધડકતા દિલે હું પહોંચ્યો. પ્રભાવતીજીએ પહેલો જ પ્રશ્ન કર્યો, "ભાભી નથી આવ્યાં ?"

મેં કહ્યું, "એ રાંચી ગઈ છે."

આમ પણ પ્રભાવતીજી કાયમનાં જ દૂબળાં હતાં, પણ હવે તો એ તદ્દન હાડપિંજર જ રહી ગયાં હતાં. પથારી પર પડ્યાં પડ્યાં લગાતાર એ કંઈ ને કંઈ વાતો કર્યા કરતાં હતાં, અને પટણા એમને ઘરે ટેલિફોન જોડ્યો હતો તેથી અવારનવાર ઊઠી ઊઠીને ટેલિફોન પાસે જતાં હતાં. જયપ્રકાશજીના ભત્રીજાનાં લગ્ન થોડા દિવસ બાદ થવાનાં હતાં, અહીં બેઠાં બેઠાં પણ એ તેની નાની નાની વાતની ચિંતા કરતાં હતાં.

એમને મળવા આવનારા બધાં એમની સ્થિરતા જોઈને મોંમાં આંગળાં ઘાલી જતાં. ચહેરા પર ચિંતાનો કે ગભરાટનો એકેય ભાવ નહોતો. તેને બદલે ભત્રીજાનાં લગ્નની અને જે૦પી૦ની તબિયતની ફિકર પણ હતી, અને તે એમની દરેક હાલચાલ ને વાતમાંથી વરતાતી હતી.

"હવે એમના જે૦પી૦નું શું થશે ?"— એ પ્રશ્ન રહી રહીને મારા મનમાં ઊઠતો રહ્યો. અને હું ત્યાં કલાક દોઢ કલાક રહ્યો ત્યાં સુધી એ જ પ્રશ્ન પ્રભાવતીજીની પણ ફરતે ચકરાતો મેં જોયો. પોતાની અંતિમ ઘડી નક્કી માનીને પ્રભાવતીજી જે ધીરજ અને મક્કમતાથી એનો સ્વીકાર કરતાં હતાં, તેટલી જ તત્પરતા જે૦પી૦ની પોતાની પણ એ માટે હતી ખરી ?... ગાંધીજીના મૃત્યુ પછી છેલ્લાં પચ્ચીસ વર્ષ દરમ્યાન પ્રભાવતીજીએ પોતાની જાતને જે૦પી૦ને સંપૂર્ણ સમર્પિત કરી દીધી હતી. તેવી જ રીતે કોઈ બાળક પોતાની બધી જ દેખભાળ માટે પોતાની પળ પર આધાર રાખે તેમ જે૦પી૦ પણ બધી જ બાબતો મા પ્રભાવતી પર આધાર રાખતા થઈ ગયા હતા.

પ્રભાવતીજી પાસે થોડી વાર બેઠો. બીજા લોકો પણ એમની પાસે આવીને બેઠા હતા. એટલે ત્યાંથી ઊઠી હું બીજા ઓરડામાં, જયપ્રકાશજી બેસીને આવનારાઓ સાથે વાત કરતા હતા ત્યાં આવીને બેઠો. જયપ્રકાશજીએ ખાલી ખાલી નજરે મારા ભણી જોયું. પછી એવી જ અન્યમનસ્કતાથી બીજી વ્યક્તિની વાત સાંભળવા લાગ્યા. એ જોઈને મારા દિલને એક ઊંડો આઘાત થયો. મનમાં ઘણી ગડમથલ ચાલી—એ આખરી ઘડી આવી પહોંચે ત્યારે આ માણસને ભાંગી પડતા કઈ રીતે બચાવવા ? આ મહિનાઓ દરમ્યાન દેશની રાજકીય હાલત બગડતી ચાલી હતી.

એની ડૂબતી નાવને પાર ઉતારે એવું દેશ આખામાં આ માણસ સિવાય બીજું કોઈ ક્યાંય દેખાતું નહોતું !

એ સજ્જન વિદાય થયા એટલે મેં જયપ્રકાશજીને કહ્યું કે સૂવાના ઓરડામાં જઈને જરા આડા પડો. મુલાકાતીઓને ના પડાય તેમ ન જ હોય તો સૂતાં સૂતાં જ વાતો કરો.

એ ઊઠ્યા. મને લઈને સૂવાના ઓરડા તરફ જતાં કહે કે ત્યાં જ વાત કરીશું ને સાથે સાથે થોડો આરામ પણ થઈ જશે. પણ એટલામાં જ શાંતિપ્રસાદ જૈન આવી પહોંચ્યા. જયપ્રકાશજી ઊભા રહી ગયા. ઊભા ઊભા જ જયપ્રકાશજી અને એમની વચ્ચે પ્રભાવતીજીની તબિયત અંગે વાતચીત ચાલી. એ હમણાં જ પ્રભાવતીજીના ઓરડામાં જઈને આવ્યા હતા. મારાથી ખલેલ પાડ્યા વગર ન રહેવાયું, મેં કહ્યું, "જયપ્રકાશજી, તમે હવે અંદર જઈને થોડો આરામ કરો." શાંતિપ્રસાદજી જરા છેડાઈ ઊઠ્યા હોય એમ લાગ્યું.

પણ ત્યાં સુધીમાં અમે ત્રણે ચાલતાં ચાલતાં સૂવાના ઓરડામાં પહોંચી ગયા.

જયપ્રકાશજી એમના ખાટલા પર બેઠા અને હું તથા શાંતિપ્રસાદજી ખુરશી અને સ્ટૂલ પર ગોઠવાયા.

થોડીવાર પછી મારે ફરી એમને આડા પડવા આગ્રહ કરવો પડ્યો. પણ જયપ્રકાશજી જરા ખંચકાતા લાગ્યા. શાંતિપ્રસાદજી સાથે મારે ખાસ ઓળખાણ નહોતી તેમ છતાં મારાથી પુછાઈ ગયું : "એ સૂતાં સૂતાં વાત કરે તો તમને વાંધો નથી ને ?"

ત્યાં સુધી શાંતિપ્રસાદજીને કદાચ સ્થિતિનો ખ્યાલ આવ્યો નહોતો, પણ હવે જ્યારે એમના ખ્યાલમાં વાત આવી એટલે ખૂબ શરમ અને સંકોચ અનુભવતાં એમણે જે૦પી૦ને આગ્રહપૂર્વક આડા પડવા કહ્યું.

એ લોકો દિલ્લીમાં ત્રણ ચાર દિવસ રહ્યાં. એ દરમ્યાન હું રોજ થોડો વખત એમની સાથે ગાળતો. એ દરમ્યાન મેં જોયું કે પ્રભાવતીજીનું તમામ ધ્યાન બે જ વાતો પર કેન્દ્રિત થયેલું હતું—એક તો એ કે ભત્રીજાનાં લગ્ન પોતાની આંખે જોઈને જાય, અને બીજી એ કે પોતાનાં બધાં જ સ્નેહીજનોને મળી લે. આવાં સ્નેહીજનોની સંખ્યા કંઈ ઓછી નહોતી, ખાસી મોટી હતી.

પહેલે દિવસે મારી સાથે મિનતિને ન જોઈ એટલે લાગલું જ પ્રભાવતીજીએ મને કહ્યું, "ભાભીને રાંચી કાગળ લખી દેજો કે મને પટણા આવીને મળી જાય." મેં તરત જ લખવા હા પાડી.

પણ તે વખતે કોણે ધાર્યું હતું કે એ આટલાં વહેલાં વિદાય થઈ જશે. ૨૬ માર્ચ ૧૯૭૩ના દિવસે તો એમને નઈ દિલ્હીના સ્ટેશન પર આખરી વિદાય આપી હતી, અને ૧૫મી એપ્રિલે તો એમના અવસાનના સમાચાર મળ્યા. એમના કુટુંબીઓને સૌથી મોટો વસવસો એ રહી ગયો કે લગ્ન પૂરાં પતે તેના એક દિવસ પહેલાં જ એ વિદાય થઈ ગયાં — વરવધૂને આશીર્વાદ દીધા વગર જ. જ્યારે મારી પત્ની મિનતિના દિલમાં એક દુઃખ અને ખટકો હમેશને માટે રહી ગયો કે પ્રભાવતીજીને મારું આપેલું વચન એ પાળી ન શકી, કારણ થોડા જ દિવસ બાદ રાંચીથી પટણા થઈને દિલ્હી જવાનો એનો કાર્યક્રમ હતો તેનો ક્રૂર વિધાતાના કાર્યક્રમ સાથે મેળ ન ખાધો.

અને બિચારા જયપ્રકાશજી !

સહાનુભૂતિનો જે કાગળ મેં એમને લખ્યો હતો તે એ વાંચી શક્યા તે પહેલાં સુધીની એમના મનની અવસ્થા કેવી રહી હશે ?

લગભગ દોઢ મહિના પછી મે ૧૯૭૩ માં જયપ્રકાશજી દિલ્લી આવવાના સમાચાર ભાઈ રાજારામ તરફથી ટેલિફોન પર મળ્યા. એમણે જ જયપ્રકાશજીના મંત્રી પાસેથી એમની અને મારી મુલાકાત માટે સમય માંગ્યો હતો. જયપ્રકાશજીએ બપોરે ભોજન પહેલાં મળવાનું નિમંત્રણ મોકલ્યું, સાથે જ ભોજનનું નિમંત્રણ પણ મોકલ્યું હતું.

એક વાતને લઈને જરા મુશ્કેલી ઊભી થઈ—મારી પત્ની મિનતિએ સ્વાભાવિક જ મારી સાથે જે૦પી૦ને મળવા આવવા ઇચ્છા વ્યક્ત કરી, જ્યારે બીજી બાજુ મુલાકાતની સાથે સાથે ભોજનનું નિમંત્રણ પણ હતું. અને, જ્યાં જવાનું હતું તે જયપ્રકાશજીનું પોતાનું ઘર નહોતું, એ પોતે જ રામનાથ ગોયેન્કાના મહેમાન હતા.

બીજી બાજુ, પ્રભાવતીજીના મૃત્યુ પછી જયપ્રકાશજીને મળવા માટે મિનતિની ઇચ્છા એટલી તીવ્ર હતી કે એને છોડીને જવું પણ ઉચિત લાગ્યું નહીં. છેવટે અમે તોડ કાઢ્યો કે ભોજન શરૂ થાય તે પહેલાં એ કોઈક બહાનું કાઢી ત્યાંથી નીકળી જશે.

અને જતાંની સાથે જ અમને સમજાયું કે મિનતિના જવાથી જયપ્રકાશજીને ખૂબ જ સારું લાગ્યું. એટલું જ નહીં, મને તો લાગે છે કે વાત નીકળી ત્યારે મિનતિની હાજરીને કારણે જ જયપ્રકાશજીના દર્દની વાત એમના મોઢેથી આટલા ઊંડાણથી નીકળી શકી.

પહેલાં તો મળતાંની સાથે થોડી વાર તો અમે બધાં સૂનમૂન બેસી રહ્યાં. પછી ધીરે ધીરે વાત શરૂ થઈ એટલે એમણે મિનતિ સામે જોયું, એમના મોઢામાંથી નીકળી પડ્યું,

"લાગે છે...મારી અંદર કશુંક બુઝાઈ ગયું છે !"

પછી તો ધીમે ધીમે દેશની રાજકીય પરિસ્થિતિની વાત નીકળી. અમને એ જાણીને ખુશી થઈ કે જયપ્રકાશજીને આ શોકના ઊંડાણમાંથી બહાર લાવવા માટે એમના કેટલાક મિત્રો અને સાથીઓએ એમની સામે કેટલીક એવી યોજનાઓ ધરવા માંડી હતી કે જેમાં એમના સક્રિય થવાથી દેશની કથળતી જતી હાલતમાં થોડો સુધારો થવા સંભવ હતો. વાતચીત દરમ્યાન અમે બધાએ એ વાતનો આગ્રહ રાખ્યો કે હવે એમણે પોતાના સ્વાસ્થ્ય અંગે પૂરી કાળજી લેવી જોઈએ.

થોડીવાર પછી રામનાથ ગોયેન્કા આવ્યા. એમણે બધાને ભોજન માટે ઊઠવા કહ્યું. જયપ્રકાશજીએ પણ અમને બધાંને

ભોજન માટે ઊઠવા કહ્યું. મેં મિનતિને બહાર પહોંચાડી આવવા જેટલો સમય માગ્યો, પણ જયપ્રકાશજી વાત કળી ગયા.

"ઓ હો, તમે પણ છો એ તો ધ્યાન જ ન રહ્યું"— મિનતિ તરફ ફરીને એ બોલ્યા, "આવો, આવો, અહીં ગોયેન્કાજીને ત્યાં તમારા ખાધાથી થોડો જ ફેર પડી જવાનો હતો!?"

લાંબા મેજની બન્ને બાજુએ ખુરશીઓ કંઈ ઓછી નહોતી. એમાંની કેટલીક તો અંત સુધી ખાલી જ રહી. ગોયેન્કાજીના કુટુંબના માણસો ઉપરાંત જયપ્રકાશજીને મળવા આવનારાઓ પણ આવતા ગયા તેમ તેમ બેસતા ગયા. ગોયેન્કાજીનો આ હાર્દિક સત્કાર જોઈને મને વર્ષો પહેલાં વર્ધામાં અનુભવેલા શેઠ જમનાલાલ બજાજના અતિથિ સત્કારની આછી યાદ આવી ગઈ.

ખાઈ કરીને અમે પાછા જયપ્રકાશજીના બેઠકના ઓરડામાં આવ્યાં. થોડીવાર સુધી વાતચીત ચાલતી રહી. જયપ્રકાશજીને આરામ મળે એટલા માટે અમે કેટલીયે વાર ઊઠવા પ્રયત્ન કર્યો, પણ દરેક વખતે જયપ્રકાશજીએ જ આગ્રહપૂર્વક પાછાં બેસાડ્યાં.

છેવટે થોડી વાર પછી ગોયેન્કાજી આવ્યા. અને કોઈનો સંકોચ રાખવાની કાળજી કર્યા વગર એમણે કહી નાંખ્યું કે હવે જયપ્રકાશજીને આરામ કરવા રજા આપો.

અમે જરા કંઈક આકળા જ થઈ ગયાં ને તરત જ ઊભા થઈ ગયાં, પણ જયપ્રકાશજીએ ફરી રોકયા.

પછી ગોયેન્કાજી તરફ જોઈને કહે, "આ બધાં અમારા જૂનાં મિત્રો છે; એમની સાથે વાતો કરવાથી મન હળવું થાય છે... તેમાંય આ લોકો તો પ્રભાવતીજીના પોતાનાં સ્વજનો પૈકીનાં છે."

બિચારા ગોયેન્કાજીને પાછા ફરવું પડયું. પણ મેં જ એમને જતાં જતાં આશ્વસ્ત કર્યા કે હવે અમે પણ ઝાઝું નહીં બેસીએ... અને જયપ્રકાશજીના આરામમાં ખલેલ નહીં પહોંચાડીએ.

ત્યાર બાદ અમે થોડી વાર બેઠાં. એ દરમ્યાન પણ અમે આગ્રહ કરીને એમને આરામ કરાવવાની દૃષ્ટિએ આડા પડવા સમજાવી શક્યાં.

પછી તો ૧૯૭૪–૭૫ ના જન-આંદોલનના આંધી–તૂફાનના દિવસો આવ્યા. એ આંધી-તૂફાનની વચ્ચે જયપ્રકાશજી જોતજોતામાં "લોકનાયક જયપ્રકાશ" બની ગયા. એ ભીડભાડની વચ્ચે પણ એક વાર રાજારામની સાથે એમને મળવા પહોંચી ગયો હતો અને એ બધા બીજી વચ્ચે એક બે મિનિટ પૂરતી પણ એમની સાથે વાત કરી લીધી હતી. ઘણાક વખત પર 'સ્પોંડિલાઈટિસ' રોગ થવાને કારણે ઈ આસનમાં જરા લથડવા લાગ્યા હતા, એટલે હાથમાં લાકડી રાખતા. લાકડી પર નજર પડી એટલે આશ્ચર્ય પામી જયપ્રકાશજી બોલ્યા, "અત્યારથી લાકડી રાખવાની જરૂર પડી!"

અમે મિનિટ [illegible] હતાં, પણ જયપ્રકાશજી તો [illegible] કરતાં [illegible] હતા. અને જતાં લાકડીના ટેકા વગર ચાલતા [illegible] મેં જ્યારે મારી માંદગીની વાત કહી ત્યારે એ જરા [illegible]

એમનાં એ રોકાણો ને ભીડભાડ વચ્ચે મારે બે–પાંચ મિનિટનો સમય લઈને એમના પર બોજો વધારવો નહોતો. છતાં એમણે તો પૂછી જ લીધું કે બીજું કંઈ ખાસ કામ તો નહોતું ને? હું ઉતાવળે એમ કહેતો ઊઠ્યો કે ના, હું તો તમારાં દર્શન કરવા પૂરતો જ આવ્યો હતો. જોકે એમને વખત હોત તો મારે એક બે વ્યક્તિગત વાત તરફ એમનું ધ્યાન ખેંચવું હતું.

ત્યાર બાદ પોતાના જન-આંદોલનના સિલસિલામાં જયપ્રકાશજી બે એક વાર દિલ્લી આવ્યા હતા. પરંતુ એમનો સમય લેવો મને ઠીક નહોતું લાગ્યું. પછી તો ૨૬મી જૂનની સવારે 'સ્ટેટ્સમેન'માં એ જ દિવસે વહેલી સવારે થયેલી એમની ધરપકડના અને કટોકટીની જાહેરાતના સમાચારોની સાથે સાથે આગલે દિવસે રામલીલા મેદાન પર વિરાટ જનસભા સમક્ષ અપાયેલું એમનું ઐતિહાસિક ભાષણ પણ વાંચ્યું.

ત્યાર બાદ તરેહ તરેહની અફવાઓ આવવા લાગી...જયપ્રકાશજી બીમાર થઈ જવાથી એમને હરિયાણાથી દિલ્હીની હોસ્પિટલમાં લાવ્યા છે તેની...વળી ચંડીગઢ જેલમાં એમને એકાંતવાસમાં પૂર્યાની...તો વળી ગંગાબાબુ દવા લઈને એમને મળવા ગયા તો એમને મળવા ન દીધા અને તેથી ઘોર નિરાશા અને ક્ષોભના માર્યા એમણે ઇંદિરા ગાંધીને રોષપૂર્ણ પત્ર લખ્યો કે જે૦પી૦નું જેલમાં મૃત્યુ થાય તો કમમાં કમ એમની લાશ તો એમને સોંપવામાં આવશે કે નહીં, શું આટલી દયાની અપેક્ષા એમની પાસે રાખી શકાય કે નહીં? ...વગેરે.

પછી તો ૧૫મી નવેમ્બર ૧૯૭૫ના દિવસે જયપ્રકાશજીને ચંડીગઢથી છૂટા કરી દિલ્હીની એક મોટી હોસ્પિટલમાં લાવવામાં આવ્યા. બીજે દિવસે સાંજે હું, મિનતિ અને રાજારામ એમને મળવા ગયાં. કોંગ્રેસી સૂત્રો પ્રમાણે તો જયપ્રકાશજી બે એક દિવસના મહેમાન છે એમ સમજીને જ એમને છૂટા કર્યા હતા. એમના ઓરડાની બહાર અમે થોડી વાર રાહ જોતા ઊભા રહ્યા હતા. જ્યારે અમારો વારો આવ્યો ત્યારે મારું હૃદય એકદમ જોરથી ધડકવા મંડી ગયું. એમના સેક્રેટરી અબ્રહામ અમને જે૦પી૦ પાસે મૂકીને થોડી વાર બહાર ગયા. હોસ્પિટલના ખાટલા પર પડેલા જે૦પી૦નો રક્તહીન ચહેરો જોઈને અંદરથી બળજબરીપૂર્વક નીકળી આવતા ડૂસકાને મેં જેમ તેમ ખાળ્યું.

અમને બધાંને ઓળખતાં જે૦પી૦ને કેટલોક સમય લાગ્યો. પણ જ્યારે એમની ચેતનામાં અમે ત્રણે એક એક કરીને સ્પષ્ટ થઈ ગયાં ત્યારે માની ન શકતા હોય તેમ એમના ગળામાંથી એક દુર્બળ, ક્ષીણ અવાજ આવ્યો:

"તમે લોકો!?"

અને જાણે કોઈ ખંડેરમાંથી આછી પ્રકાશની આભા ફરતી હોય તેમ એમના ચહેરા પર ખુશીની એક જરાક અમસ્તી લહેર આવી.

એમનામાં બોલવાની શક્તિ બહુ જ ઓછી હતી, અને અમે પણ એમના કષ્ટમાં વધારો કરવા નહોતાં આવ્યાં.

અત્યંત લાંબી લાગતી આઠ દસ પળો ચૂપકીદીમાં પસાર થઈ. ત્યાર બાદ જાણે કોઈ દૂર ઊંડાણેથી આ અકલ્પિત અને માન્યામાં ન આવે એવી દુનિયામાં પ્રવેશ કરતા હોય તેમ અત્યંત ક્ષીણ અવાજમાં બોલ્યા :

“ શું હાલ છે બહારના ? ”

એમને જવાબ આપું એમ હું વિચારતો જ હતો, ત્યાં તો રાજારામજી જ બોલ્યા. બીજા અનેક કોંગ્રેસી સંસદસભ્યોની જેમ એ પણ જયપ્રકાશજી સાથે ઘણી બાબતોમાં સહમત થતા હતા. છતાં કોઈક લાચારીના માર્યા એકદમ ખુલ્લી રીતે જાહેરમાં બોલી શકતા નહોતા. એમણે કહ્યું,

“ એક ગૂંગળામણ અનુભવી રહ્યું છે..... સહુ કોઈ ! ”

એક પળ ભર જયપ્રકાશજીના ચહેરા પર રાહતનો ભાવ દેખાયો. મેં જરા વધારે એમની નજીક પહોંચી એમને કહ્યું,

“ જયપ્રકાશજી, આજે તો તમારે બચીને ઊભા થવાની જરૂર સૌથી વધારે છે...બીજી કોઈ પણ ચિંતાનો બોજો મન પર ન રાખશો... કેવળ પોતાની જાતને સંભાળી રાખો... આવનારા વખત માટે...”

ત્યારથી માંડીને આ લખી રહ્યો છું ત્યાં સુધી એમને ફરી મળવાનું થયું નથી.

( મૂળ હિંદી ‘ જયપ્રકાશ અભિનંદન ગ્રંથ ’ માંથી )

**૦ સુમંગલ પ્રકાશ**

## પ્ર કા શ કિ ર ણો

જયપ્રકાશજીના પ્રસંગમાં આવવાનું સદ્ભાગ્ય મને બહુ ઓછું મળેલું. પણ થોડા સંપર્કમાંયે તેમની બહુ ઊંડી છાપ મારા ચિત્ત પર રહી છે. એમની ઉમદા વિચારસરણી અને આશાસ્પદ દોરવણીની વાત સૌ પહેલાં મને મારા ઉત્સાહી એક બે મિત્રોએ જણાવેલી અને મને જયપ્રકાશજીનું પુસ્તક વાંચવા આપેલું. અમે સૌ ત્યારે સમાન ઉંમરના તરુણો હતા. જયપ્રકાશજી પણ અમારી ઉંમરના તરુણ હતા.

કોંગ્રેસે સને ૧૯૨૯માં લાહોરના અધિવેશનમાં પૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો અને એ માટેની આગેવાની બાપુજીને સોંપી. બાપુજીએ સ્વાતંત્ર્યની લડતનું મંડાણ દાંડીકૂચથી કર્યું અને મીઠાનો સત્યાગ્રહ આરંભ્યો. આખા દેશમાં ઠેર ઠેર એ સત્યાગ્રહે જોર પકડ્યું. ગાંધી-ઇરવિન સમાધાની થઈ પણ ફરી અંગ્રેજ સરકારે ભારે દમન ચલાવ્યું તથા કોંગ્રેસનું નામનિશાન આ દેશમાં ભૂંસી નાખવા માટે આકાશપાતાળ જેટલી મારપછાડ કરી. પરિણામે મીઠા સત્યાગ્રહની ત્રણેક વરસની લડત પછી દેશમાં નિરાશાનું જોર વધ્યું.

જુવાનો ગાંધીજીની રીતે સ્વરાજ મળવાની આશા ખોઈ બેઠા. વાતો કરવા લાગ્યા કે ગાંધી અંગ્રેજોને હટાવવામાં ફાવવાના નથી. કંઈક નવા ઉપાયની જરૂર છે.

બાપુજી પોતે મક્કમ હતા. નિરાશાને એમણે દૂર જ રાખેલી. સત્યાગ્રહ કરીને જેલ જવાનો કાર્યક્રમ એમણે બંધ કર્યો હતો. અને દેશને વધારે બળવાન બનાવવાના કાર્યક્રમો વિચાર્યા હતા. આ અંગે એમણે ગ્રામોદ્યોગ સંઘની રચના કરી. અને જેલમાંથી છૂટી આવેલા સત્યાગ્રહીઓ તથા દેશસેવકોને ગામડાંઓમાં ફેલાઈ જવાનું સૂચવ્યું. ત્યાં રેંટિયા ઉપરાંત ઘંટી, ઘાણી, સાંબેલું, સૂપડું, ઝાડુ, ગોસેવા વગેરે રચનાત્મક કામમાં ગૂંથાઈ જવાની દોરવણી આપી. પણ જવાહરલાલ નેહરુ, સુભાષચંદ્ર બોઝ વગેરે જુવાનોને બાપુના આ કાર્યક્રમમાં રસ ન આવ્યો. ગરીબીમાં પીડાતા ભાંગેલાં ગામડાંઓ ચરખા-ચક્કી વડે બેઠાં થઈ જશે એવી આશા એમને બેસતી નહોતી. બાપુજીની દોરવણી નીચે ઉત્તરપ્રદેશના ગામડામાં હું ખાદીગ્રામોદ્યોગનું કામ કરતો હતો. ત્યાં પણ ગામના જુવાનો ગાંધીના નામથી અને એમની વાતથી કંટાળ્યા હતા. જયપ્રકાશજીના પુસ્તક વડે માર્ક્સવાદ અને સમાજવાદની ચર્ચા વધી. કેવી રીતે એ વાતનું જોર વધ્યું તેનો મને ખ્યાલ નથી પણ કલ્પના એ હતી કે આ માટીના ઢગલા જેવા ગામડાં સમૂળગાં હટાવી દેવાં જોઈએ. અને દસ-પંદર હજારની વસ્તીવાળાં વ્યવસ્થિત નાનાં શહેર ઊભાં કરી ત્યાં વીજળી, પાણી, જરૂરી કારખાનાં વડે સૌને પૂરતી સગવડ મળે અને કોઈ ગરીબીમાં પીડાય નહીં એવું કરવું જોઈએ.

મને તે દિવસથી સમજાયું કે જયપ્રકાશજી એક ક્રાંતિકારી વ્યક્તિ છે. પણ એમને પગલે ચાલવાનો ઉત્સાહ મને થયો નહીં. કેમ કે ઘરમૂળથી ગામડાંઓને મટાડી દઈ નાનાં નાનાં શહેરો રચવાનું કામ પરદેશી રાજ હોય ત્યાં સુધી તો શક્ય દેખાતું જ નહોતું. જેવાં છે એવાં જ ગામડાંને બળવાન બનાવવાની આવશ્યકતા સમજાતી હતી.

ગ્રામ-ઉદ્યોગ સંઘની સ્થાપના વખતે બાપુજી હવે સ્વરાજ નહીં મેળવી શકે, એવું જે વાતાવરણ હતું તે આઠ વરસ પછી બદલાયું. અને બાપુજીએ અંગ્રેજો સામે ‘ ભારત છોડો ’ સંગ્રામ ’૪૨માં શરૂ કર્યો તેથી જુવાનોની નિરાશા ઊડી ગઈ.

એ આંદોલન વખતે કારાવાસની એકાંત કોટડીમાં ફાંસીના કેદીઓની લગોલગ અમે ત્રણ જુવાન સાથીઓ અલગ અલગ ઓરડીમાં એક એક પુરાયા હતા. બહારના સમાચારો અમને ન મળે એવો આકરો ચોકીપહેરો ચાલતો હતો. એ સ્થિતિમાં રાતનો ચોકીપહેરો કરનાર એક જમાદાર અધરાતે બહુ ધીમેથી અમારા ત્રણેયને દરવાજે બે બહુ મોટી ખબરો આપમેળે પહોંચાડી ગયો. એક ખબર એ હતી કે મહાત્મા ગાંધીજી ૨૧ દિવસના ઉપવાસ કરે છે અને એમનું શરીર હવે ટકે એમ નથી લાગતું. હવે છેલ્લી ઘડી ગણાય. અને બીજી વાત એ કે જયપ્રકાશ નારાયણની જેલમાં ભયંકર સતામણી થઈ રહી છે. એમને બરફની પાટ ઉપર સુવાડવામાં આવે છે અને આખી રાત ઊંઘવા દેતા નથી. પણ એ ભારે વીર જુવાન છે. જરાયે નમતું આપતા નથી.

બાપુજીના માઠા શકભર્યા સમાચાર જે રાત્રે મળ્યા તેની બીજી સવારે જ્યારે જેલ સુપ્રિન્ટેન્ડન્ટ અમારી અંધારી કોટડીએ આવ્યા ત્યારે મેં બાપુજીને વિશે પૂછ્યું. અને મને એટલો જ જવાબ મળ્યો કે તમારા દાદાની ચિંતા ન કરશો. આથી વધારે સમાચાર હું ન આપી શકું. અમને જયપ્રકાશજી અંગેના સમાચાર વધુ મળી શક્યા નહીં. પણ ભારત માતાની આઝાદી માટેની એમની વીરતા મારે સારુ રોજ સ્મરણ-મનનની વસ્તુ બની ગઈ.

સમય બદલાયો. અંગ્રેજો શાંતિથી ભારત છોડી ગયા. ભારત સ્વતંત્ર બન્યું. પણ બાપુજીએ કહ્યું કે હજી ખરું સ્વરાજ લાવવા ઘણું વધારે ઝૂઝવું પડશે. અને સ્વાતંત્ર્ય પછી તરત ભગવાને બાપુજીને પોતાની પાસે બોલાવી લીધા. હિંસાની પ્રચંડ જ્વાલાઓ ઠારવા એમણે અંતિમ શ્વાસ લગી અહિંસાનું અમૃત વરસાવ્યું.

સ્વાતંત્ર્ય મળ્યા પછી જ્યારે તેલંગાણામાં સામ્યવાદી દૃષ્ટિકોણને કારણે વર્ગયુદ્ધનો દાવનળ ફેલાયો. ઘણાંય લોકોની હત્યા થઈ અને સરકારી દમનથી ઉશ્કેરાયેલા ભૂમિહીન લોકોને ટાઢા પાડી શકાયા નહીં ત્યારે વિનોબાએ અહિંસાનો ઉપાય હાથ ધર્યો. એમાંથી ભૂદાન કાર્યક્રમ શરૂ થયો. તે લાંબા વખત સુધી નિહાળ્યા–તપાસ્યા પછી જયપ્રકાશજીએ વિનોબાની મદદમાં ઝંપલાવ્યું અને બાપુએ શીખવેલા અહિંસા ધર્મના તેઓ ખરા હૃદયથી ભક્ત બન્યા.

ભૂદાન આંદોલનમાં સર્વોદયની વિચારધારા જયપ્રકાશજીને મુખે કલાકો સુધી સાંભળતાં થાક લાગતો નહોતો. અને બને તેટલું કરવાની પ્રેરણા મળતી હતી. સત્ય–પ્રેમ–કરુણા એ વિનોબાનો મંત્ર જયપ્રકાશજીમાં મૂર્તિમંત પ્રગટ થયો. ગ્રામદાની ગામ ગ્રામ-સમૂહના નવનિર્માણ માટે નમૂનારૂપ બને તે હેતુથી એમણે સોખોદેવરા ક્ષેત્રમાં ગ્રામવિકાસનો કાર્યક્રમ ચાલુ કર્યો. અને ત્યાં ખાદી અને ગ્રામોદ્યોગોની પ્રવૃત્તિઓ માટે ને લોકોની જાગૃતિ માટે જાતે ગ્રામ-સેવાના કામમાં પરોવાઈ ગયા.

ગ્રામદાનનો કાર્યક્રમ ઘણા વેગથી આગળ વધતો હતો તે દિવસોમાં મને જયપ્રકાશજીનાં દર્શન કરવાનો અમૂલ્ય લહાવો મળ્યો. ગયાજીની તીર્થભૂમિથી થોડે દૂર બોધગયામાં ભૂદાન-ગ્રામદાન આંદોલનનું એ મુખ્ય કેન્દ્ર બન્યું હતું. ત્યાં દાનમાં મળેલી એક જગ્યાએ વિનોબાએ સમન્વય આશ્રમની સ્થાપના કરી.

વિનોબાજીની જેમ જયપ્રકાશજી સંત ન હતા. એ સમન્વય આશ્રમના અધિષ્ઠાતા તેઓ ન બન્યા. પણ ગ્રામનિર્માણના હેતુથી સોખોદેવરામાં એમણે કામ શરૂ કરેલું તે સ્થળ બોધગયા પાસેની ફાલ્ગુ નદીને સામે પારના ડુંગરા તથા વનની પાસે આવેલું હતું. એટલે સોખોદેવરાથી બોધગયા આવવા-જવાનું જયપ્રકાશજીએ રાખ્યું. તેથી સિંહની ગુફાની જેમ સમન્વય આશ્રમ પણ જયપ્રકાશજીનાં રહેણાંક જેવું એક સ્થળ બની ગયું.

બાપુજીએ ઘણાંયે યુવકયુવતીઓનાં દાંપત્ય જીવનમાં ઊંડો પ્રવેશ સાધ્યો હતો. અનેક પરણેલાં દંપતીને એમણે જીવનભર અખંડ બ્રહ્મચર્ય પાળી સહજીવન ગાળવાનું શિક્ષણ આપ્યું હતું. આવાં યુગલોમાં જયપ્રકાશજી અને પ્રભાવતીબહેનના પાવન દામ્પત્યનો પ્રકાશ અદ્‌ભુત ગણાતો. મોટે ભાગે પતિના પવિત્ર સંકલ્પને પગલે પત્ની પણ વ્રતસ્થ જીવન અપનાવે એવું બને. આ યુગલનો ઇતિહાસ વિશેષ હતો. બાપુજીની પ્રેરણાથી પ્રભાવતીબહેને પોતાની ઊગતી જુવાનીમાં, પતિ જયપ્રકાશજી અધ્યયન માટે વિદેશ ગયા હતા ત્યારે આજીવન બ્રહ્મચર્યનું વ્રત લીધું. આ પ્રસંગ ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થી કે સંન્યાસી બનવાનો નહોતો, પણ ઘર માંડ્યાં પહેલાં જ જીવન-ભર માટે વ્રતધારી બનવાનો પ્રસંગ હતો. સોનામાં સુગંધ ભળે તેમ જયપ્રકાશજીએ અંતરના ઉત્સાહથી પ્રભાવતીબહેનના વ્રતમાં સાથ પુરાવ્યો. આવા પાવન યુગલને પ્રત્યક્ષ જોવાની તથા એમનું સાન્નિધ્ય સેવવાની મને ઉત્સુકતા હતી. બોધગયાના સમન્વય આશ્રમમાં મને એ અવસર સાંપડ્યો. પાંચ છ દિવસ સુધી હું અને મારાં પત્ની ત્યાં રહ્યાં. પ્રભાવતીબહેને અને જયપ્રકાશજીએ અમને અતિથિ જ નહીં, ઘરના સ્વજન બનાવી લીધાં.

આ વખતે બોધગયાની આસપાસ ગ્રામદાન અને જિલ્લાદાનનું કામ વ્યાપક બન્યું હતું. સમન્વય આશ્રમના આશ્રમ-વાસીઓ લોકસંપર્ક વધારી રહ્યા હતા. દેશના વિખ્યાત નેતા જે વ્યક્તિ બને, જેમનાં વ્યાખ્યાન સાંભળવા લાખથીયે વધુ શ્રોતાઓ ભેગા થાય તથા જેમને પગલે "દળ હાલ્યાં અને વાદળ ઊમટ્યાં" નું ગીત સાકાર બને તેવા જયપ્રકાશજીનું વ્યક્તિત્વ પ્રચંડ જ્વાળામુખી સમું સંતપ્ત હોવાને બદલે ઘણું શાંત અને શીતળ અમે અનુભવ્યું. તેમજ એ પાવન યુગલના સહજીવનમાં અનેરું માધુર્ય નીતરતું જણાયું. વિનોબાજી સાથેની પદયાત્રામાં એકવાર મને શિવાજી મહારાજના સમયનું એવું અસાધારણ શિવલિંગ જોવાનો લ્હાવો મળેલો જે આખુંયે પારદર્શક, સ્વચ્છ, ચળકતા સ્ફટિકનું બનેલું હતું. એ શિવલિંગ સમીપે જેવી પવિત્ર ભાવના હૈયે જાગેલી તેવી આ યુગલનું દર્શન કરતાં અનુભવી. બાપુજીને મુખે મેં સાંભળેલું કે પરિણીત જીવનમાં અડગ સંયમ જાળવવો એ હિમાલયના ઊંચામાં ઊંચા શિખરે ચઢવા કરતાંયે વધારે કઠણ ચઢાણવાળું છે. બાપુજીની આત્મકથામાંયે વાંચેલું કે તેઓ વ્રતસ્થ બન્યા ત્યારે એ ચઢાણ કેટલું બધું કસોટીરૂપ બનેલું. પણ જયપ્રકાશજી અને પ્રભાવતી-બહેન આ ચઢાણમાં કંઈ ખાસ પરિશ્રમ વેઠતા જણાયા નહીં. વિશાળ મેદાનમાં જેમ ગંગા નદીની નીલધારા સરળ, શાંત વહેણથી આગળ વધે જાય તેવું આ બંનેનું દાંપત્યજીવન ભવ્ય દેખાયું. બંને જાણે બાળપણથી નિર્દોષ, નિર્મળ સ્નેહગાંઠે બંધા-યેલા સહોદર ભાઈ-બહેન ! એકબીજાની સેવા લેવાની ભૂખ ન દેખાઈ. પણ આખો વખત એકબીજાને સેવા આપવાની ઉત્સુકતા ટપકતી જણાઈ.

એક સાંજે મને જે જોવા મળ્યું એમાં જયપ્રકાશજીની પ્રતિભા દેખાઈ આવતી હતી. બોધગયા નાના રૂપાળા શહેર જેવું છે. અનેક મોટાં બૌદ્ધ મંદિરો ત્યાં છે. વનશ્રી, પોખરમાંનાં

સંયુક્ત પ્રયાસ કરવો જોઈએ. એ પ્રયાસના એક ભાગ તરીકે જે૦પી૦ લોકોના પ્રશ્નો અને એના ઉકેલ સારુ સમર્પિત હોય એવું એક સામયિક કાઢવા માગતા હતા. વિચાર તો એ પ્રશંસનીય હતો, પણ જે૦પી૦ આ આખું કામ પોતે એકલા કરી શકે એવા વ્યાવહારિક છે એમ હું નહોતો માનતો. તેથી મેં એ છાપું એમને સારુ શરૂ કરી આપવાની અને મારાથી બનતું બધું કરવાની તૈયારી બતાવી.

'એવિમેન્સ' નામના સાપ્તાહિક છાપાં તથા એક એવી મૈત્રીની શરૂઆત હતી કે જે હું કદી ભૂલી નહીં શકું. ૧૯૭૪થી તે પાંચ વર્ષ પછી એમના સ્વર્ગવાસ સુધી જે૦પી૦ અને હું અવારનવાર મળતા. કેટલીક વાર તો મહિનાઓ સુધી અમે સાથે રહેતા. દિલ્લી અને મુંબઈમાં એ મારી સાથે રહેતા. અને કદીક એમનો કાર્યક્રમ એમને દક્ષિણમાં લઈ જતો ત્યારે પણ એ મારી સાથે રહેતા. આ કાળ સુધીમાં તેમની તબિયત ઘણી નબળી પડી ગઈ હતી. એમને ઘણીયે ફરિયાદો હતી. મેં હોસ્પિટલમાં એમની સારવાર કરેલી. વેલોર હોસ્પિટલમાંથી મે ૧૯૭૪માં એમને છૂટા કરવામાં આવ્યા ત્યાર બાદ એમની તબિયત સારી હતી. જેલમાં એમને મૂત્રપિંડનો રોગ લાગુ પડ્યો, જે છેવટે જીવલેણ નીવડ્યો. એક સંતની માફક તેમણે એમની શહાદતને વેઠી લીધી. જે હોસ્પિટલોમાં એમને જવાની ફરજ પડતી તેમાં ભાગ્યે જ એકેય દાક્તર કે નર્સ એવાં હશે કે જેમની ઉપર તરત એમના વ્યક્તિત્વે કામણ નહીં કર્યું હોય. તેઓ બધાં એમને પ્રેમ કરતાં હતાં. હકીકતમાં તો એમના સંપર્કમાં આવનાર સૌ કોઈ એમના પ્રેમમાં પડી જતાં. એમને પોતાને તો ઘણીવાર કષ્ટ વેઠવું પડતું, પણ એમની આગળ જે કોઈ આવે તેને તેઓ સાન્ત્વના અને સુખ આપતા. એમનો સૌમ્ય ચહેરો અને અવાજ એમના ચારિત્ર્યના સાચા પ્રતિબિંબ સમા હતા.

આ સૌમ્યતા જે મુખમંડળ પર કોઈ રાજનીના વૈભવ જેવી લાગતી, અને જે કોઈને તેઓ મળતા તેમની ઉપર કામણ કરતી. તેઓ કોઈ કોઈ વાર જેમને ધૂર્ત સિવાય બીજું કાંઈ કહી ન શકાય તેવા લોકોની તરફેણ કરતા એથી ઘણીવાર હું અકળાઈ ઊઠતો. તેઓ પોતે પણ એ જાણતા કે આ લોકો ધૂર્ત હતા, [illegible] જ્યારે હું વિરોધ નોંધાવતો ત્યારે ગંભીર સ્મિત કરી કહેતા: '[illegible] વસુધૈવ [illegible]!' લોકોને નોકરીઓ અપાવવા [illegible] કરતા. મને પણ કહેતા. જ્યારે એ લોકો પૂરેપૂરા [illegible] થાય ત્યારે તેનું અદ્ભુત સ્મિત કરીને કહેતા: 'એમાં કાંઈ છૂટકો છે!' આને લીધે અમુક અંશે [illegible] બગડતી, પણ [illegible] માનવમાં કાંઈક ભલાપણું [illegible] અને અખંડ શ્રદ્ધા સંતો જેવી હતી. એક [illegible] પોલીસની જેના પર ભીંસ [illegible] નક્સલવાદી તેમ [illegible] નક્સલી દાઢી મૂછ [illegible] જે૦પી૦ને [illegible]

ઓછી આવે છે તેમાં ખલેલ ન પહોંચાડાય. પણ નક્સલવાદીએ કહ્યું કે એમનું કામ રાષ્ટ્રીય મહત્ત્વનું હતું તેથી છેવટે મારે જે૦પી૦ને ઉઠાડવા પડ્યા. મેં એમની વાતચીત તો સાંભળી નહોતી પણ પાછળથી એમ માલૂમ પડ્યું કે નક્સલવાદીને પોતાની દીકરીના લગ્ન સારુ રૂપિયા ૫૦૦૦/–ની જરૂર હતી. જ્યારે જે૦પી૦એ અચકાતા અચકાતા આ રકમની માગણી કરી ત્યારે મેં કહ્યું, "તમે આ હત્યારાઓને પોષવા શા સારુ ચાહો છો?" પણ જે૦પી૦એ જવાબ આપ્યો, "એ લોકો એટલા સારુ હત્યા કરે છે કે તેઓ માને છે કે એ લોકોએ ગરીબ અને લાચાર લોકોને કષ્ટ આપ્યું છે. આવા વિચારોથી એ લોકોને કાંઈ લાભ તો નથી થતો, કમ સે કમ કાંઈ અંગત લાભ તો નથી જ થતો. એ લોકો એમ માને છે કે તેઓ લોકોની મદદ કરી રહ્યા છે. તમારાથી બની શકતું હોય તો જરૂર એમને મદદ કરજો."

મેં નક્સલવાદીને બીજે દિવસે તે કામ કરી આપવા વચન આપ્યું. એણે મને કહ્યું કે એની પર પોલીસની એવી સખત ભીંસ હતી કે બીજે દિવસે એ ક્યાં હશે તેની એને ખબર નહોતી. તે વખતે મારી પાસે પૈસા નહોતા. પરોઢિયે એક વાર હું એક એવા મિત્રને ત્યાં ગાડી હંકારી ગયો જેની પાસેથી એ રકમ મળી.

આવી ઘટનાઓથી હું ઘણી વાર અકળાઈ ઊઠતો. જે૦પી૦ સ્વભાવે ગર્ભશ્રીમંત પણ વહેવારમાં સામાન્ય જન હતા. જો એમને સારુ ભોજનની મોટી તૈયારી કરી હોય તો તેઓ ફરિયાદ કરતા, "દેશમાં જ્યારે લાખો લોકો ભૂખા મરે છે ત્યારે તમે મને આવું શા સારુ ખવડાવો છો?" પણ પોતાના મહેમાનો અંગે તેઓ જ આગ્રહ રાખતા કે જેવું ભોજન લેવાનો તેમણે ઈન્કાર કર્યો હતો તેવું ભોજન મહેમાનોને આપવામાં આવે. ગળથૂથીમાંથી જ તેઓ વિનય શીખેલા હતા અને તેઓ કોઈને પણ તકલીફ આપવા ઇચ્છતા નહીં. એક વાર વેલોરમાં હતા ત્યારે એમની તબિયત અતિશય ખરાબ હતી. એમને સખત ઝાડા થઈ ગયા હતા અને તેઓ કમજોરીને લીધે માંડ માંડ બોલી પણ શકતા હતા. પણ અત્યંત ક્ષીણ અવાજે તેમણે મને કહ્યું, "અત્યારે જો હું મરી જાઉં તો ઉત્તરક્રિયા સારુ મારા દેહને પટના લઈ જવાની તકલીફ ન લેશો. અહીં જ બધું પતાવી દેજો. મારે લોકો પાસે ખોટો ખરચ શા સારુ કરાવવો જોઈએ?" પણ જો કોઈ બીજું માંદું પડીને મરી ગયું હોત તો એ અજાણ્યો માણસ હોત તોય એની પૂરી અને વ્યવસ્થિત ઉત્તરક્રિયા કરવાનો જે૦પી૦એ આગ્રહ રાખ્યો હોત.

દેશ અને લોકોને તેઓ જિંદગીમાં બીજાં બધાં કરતાં વધુ પ્રેમ કરતા. હિન્દીના કવિ દિનકરે એક વાર લખ્યું હતું કે જો રાષ્ટ્રને બચાવવા સારુ બલિદાન આપવાની વાત હોત તો જે૦પી૦ એ જ્વાળામાં સૌ પ્રથમ ઝંપલાવીને પોતાની આહુતિ આપત. એ વાત સાવ સાચી હતી. તેઓ એક જમાનામાં માર્ક્સવાદી હતા—[illegible] મધ્યમાં, જ્યારે તેઓ અમેરિકામાં વિદ્યાર્થી

તરીકે હતા, તેઓ અમેરિકાથી રશિયા જવાના હતા, પણ રશિયામાં વ્યક્તિગત સ્વતંત્રતા પર મુકાયલા કાપની વાત સાંભળી તેમનો ભ્રમ ભાંગી ગયો. તેઓ રશિયા જવાને બદલે ભારત આવી ગયા, જેનાથી દેશને લાભ થયો. આખી જિંદગી-ભર તેમને પોતાના વિચારો ઝટઝટ બદલવાની ટેવ હતી, પણ તે કદી કોઈની વાત સાંભળીને કે માત્ર સંક્રાન્તિકાળની લાગણીને લીધે નહીં. એમના મિજાજનું પરિવર્તન અનુભવને આધારે થતું. દાખલા તરીકે કટોકટી પહેલાં તેઓ જનસંઘને કોમવાદી પક્ષ માનતા અને તેનો વિરોધ કરતા હતા. પાછળથી એમણે અનુ-ભવ્યું કે એ રાષ્ટ્રવાદી પક્ષ છે. એટલે એમણે તેને ટેકો આપ્યો. તેઓ કદી સિદ્ધાન્તજડ નહોતા.

મારા સાઠ કરતાં વધુ વરસના અનુભવમાં અને ભારતના જાહેર જીવન અને રાજકારણ સાથે સંકળાયેલા લગભગ તમામ કાર્યકરોના સમાગમમાં આવવાની તક મળી છે. પણ જયપ્રકાશ નારાયણ અને શ્રી રફી અહમદ કિડવાઈ જેવા નૈતિક સ્વભાવના બીજા કોઈ મહત્ત્વના માણસને મેં જાણ્યા નથી. એમની કરુણા કદી કદી દોષ બની જાય એટલી હદે જતી. એ લોકોની ઉદારતાના અનેક દાખલાઓ આપી શકાય એમ છે. પણ આ કામ સારુ એક લેખ પૂરતો નથી, એને સારુ તો અનેક ગ્રંથો થાય એવું પુસ્તક લખવાની જરૂર પડે એમ છે.

આવા માણસને જાણવાનું અને એમના જીવનનાં છેલ્લાં થોડાં વર્ષો સુધી તો બહુ નિકટથી અને ઘનિષ્ઠ મિત્ર તરીકે મેળ-વવાનું અહોભાગ્ય મને સાંપડયું હતું. તેઓ અંગ્રેજ કવિ સાથે એ કહી શકયા હોત કે "મેં શ્રદ્ધા જાળવી છે, ગરીબો સારુ કરી છૂટ્યો છું, સન્માન આપ્યું અને મેળવ્યું છે, મારે આંગણેથી કોઈ નિરાશ પાછો નથી ગયો." અને પોતાની મૃત્યુ-શય્યા—જ્યાં હું તો દુર્ભાગ્યે મૃત્યુ પછી જ પહોંચી શકયો હતો—પરથી તેઓ પોતાને સહજ એવી નમ્રતા અને વિશ્વાસથી કહી શકયા હોત કે "તારા દાસને વિદાય લેવા દો. એણે તારા મોક્ષને નિહાળ્યું છે." હું એમને ચિરકાળ યાદ રાખીશ.

**૦ રામનાથ ગોયેન્કા**

## માનવી તરીકે

હું હતો તેમનો રાવણ-ભક્ત.

વાત જરા ફોડ પાડીને કહેવી પડશે.

૧૯૪૬ના છેવટના ભાગની વાત છે. છએક વર્ષ ટાટાનગરમાં રેલવેની નોકરીની સાથે સાથે કોંગ્રેસના સ્વયંસેવક તરીકે કામ કર્યા પછી નેતાઓની સલાહથી થોડા માસ પહેલાં નોકરી છોડીને જમશેદપુર કોંગ્રેસ ઓફિસમાં હું પૂરા સમયના કાર્યકર્તા તરીકે જોડાયો હતો. તે કાળના જિલ્લા કોંગ્રેસના નેતૃસ્થાનીય લોકો મને સિંહભૂમ જિલ્લામાં એક રચનાત્મક કેન્દ્ર ખડું કરવા સારુ ગોઠવવા માગતા હતા. પણ તે કાળે રચનાત્મક કાર્ય અને કોંગ્રેસમાં લગભગ એક સરખું કામ હતું તેથી ગામડાનું કેન્દ્ર શરૂ ન થાય ત્યાં સુધી હું કોંગ્રેસ ઓફિસમાં કામકાજ કરતો હતો. જમશેદપુર ટાટા વર્કર્સ યુનિયન એટલે કે ટાટા કારખાનાના મજૂર સંઘ અને કોંગ્રેસ ઓફિસ તે કાળે એક મકાનમાં હતાં એટલું જ નહીં, એના નેતાઓ પણ એક જ હતા. જમશેદપુર જેવા કારખાના-નગરમાં કોંગ્રેસનું કામ મજૂરોને આધારે ચાલે એ સ્વાભાવિક પણ હતું.

હું કોંગ્રેસ પ્રત્યે આકર્ષાયો હતો ગાંધીજીની પ્રેરણાથી. ૧૯૪૧માં મેં મારા જન્મસ્થળ ચક્રધરપુરમાં વ્યક્તિગત સત્યાગ્રહનું દૃશ્ય રોમાંચિત થઈને નિહાળ્યું હતું. ત્યાં જ ઑગસ્ટ આન્દો-લનમાં પણ થોડો ઘણો ભળ્યો હતો અને એકેક વાર ગિરફતાર પણ થયો હતો. ત્યાં સુધીમાં જેટલી રાજનૈતિક સૂઝબૂઝ હતી તેને લીધે ભલે ઊંડું ન સમજ્યો હોઉં, પણ આ બધાના મૂળમાં ગાંધીજીનો પ્રભાવ હતો. ચાકરીની સલામતીને ઠેલીને કોંગ્રેસના પૂરા સમયના કાર્યકર્તા થવામાં જે અનિશ્ચિતતા હતી તે સ્વીકા-રવામાં મધ્યમવર્ગના બંગાળી પરિવારમાં જે કાંઈ બાધા આવે તેનો સામનો કરી શકયો હતો તેનું કારણ પણ ગાંધીજીની પ્રેરણા જ હતું.

૧૯૪૬ની સાલ કોંગ્રેસના ઇતિહાસમાં એક સંક્રાંતિકાળ સમાન હતી. તે કાળે રાજનૈતિક ક્ષિતિજે પર માત્ર આઝાદીની સંભાવનાઓ ઊપસી આવી હતી એટલું જ નહીં, એની સાથે સાથે સ્વતંત્ર-તાની લડાઈના કાળ દરમ્યાન કોંગ્રેસનું સ્વરૂપ જે અનેક મત-વાળા લોકોના બનેલા 'પ્લેટફૉર્મ' જેવું હતું તે હવે એક વિશિષ્ટ મતના રાજનૈતિક પક્ષનું રૂપ ધારણ કરી રહ્યું હતું. અલગ રાજનૈતિક આદર્શોને કારણે કૉમ્યુનિસ્ટો તે પહેલાં જ કોંગ્રેસ છોડી ચૂકયા હતા. હવે જાણે કે સમાજવાદીઓ (કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટી)નો વારો આવ્યો હતો. જયપ્રકાશ, નરેન્દ્ર દેવ, લોહિયા, અચ્યુત પટવર્ધન, યુસુફ મહેરઅલી જેવા નેતાઓ તક મળતાં કોંગ્રેસની નીતિની ખુલ્લી ટીકા પણ કરતા.

આદર્શ અને કાર્યક્રમની આ અથડામણનો મોટો ભાગ સમ-જવા જેવી મારી બુદ્ધિ નહોતી. છતાં અમારા એટલે કે વિધિસરની કોંગ્રેસના નેતાઓની એ વાત મનમાં ઘર કરી ગઈ હતી કે સમાજવાદીઓ ગાંધીજીની સત્ય-અહિંસાની નીતિની વિરુદ્ધ છે અને સાધનશુદ્ધિનો એ લોકો કશો વિચાર કરતા નથી. એ લોકો ગમે તે, એટલે કે હિંસાત્મક ઉપાય વડે પણ સમાજવાદના લક્ષ સુધી પહોંચવા ચાહે છે. નહીં તો ગાંધીજી પોતે જ જ્યારે સમાજવાદી હોય—અલબત્ત અહિંસક સમાજવાદી—ત્યારે તેમના આદર્શ મુજબ ચાલતી કોંગ્રેસની નેતાગીરીનો વિરોધ કરવાનો અર્થ શો હતો? તેથી ગાંધીજીની પ્રેરણાથી કોંગ્રેસમાં સમય આપનાર અને નિયમિત રીતે એમની 'હરિજન' પત્રિકા વાંચ-વાને લીધે એમના વિચારોથી પ્રભાવિત એવા મારા જેવા સારુ

સમાજવાદના ટેકેદાર થવાનો પ્રશ્ન જ ઊઠતો નહોતો. તે કાળે કોંગ્રેસ ઑફિસમાં ઘણી વાર સમાજવાદીઓની ભૂમિકાની કડક ટીકા ટિપ્પણી થતી. મારા જેવા નાની ઉમ્મરના કાર્યકર્તાઓ પણ એ સાંભળીને પ્રભાવિત થતા.

તે કાળે એટલે કે ૧૯૪૬ના છેવટના ભાગમાં, અચાનક સંભળાયું કે જયપ્રકાશજી જમશેદપુર આવે છે અને સ્થાનિક સમાજવાદીઓના પ્રયાસથી સાકચીના એલ ટાઉન મેદાન ( આજ-કાલનું નામ બારી મેદાન )માં એક જાહેર સભામાં ભાષણ આપશે.

કહેવાની જરૂર નથી કે એ ખબર સાંભળતાં જ અમારી, એટલે કે વિધિસરની કોંગ્રેસની છાવણીમાં ખળભળાટ મચી ગયો. જમશેદપુરમાં કોંગ્રેસ અને ટાટા વર્ક્સ યુનિયન વચ્ચે અંતરંગ સંબંધ હતો તેથી કોંગ્રેસના ગૃહવિવાદની મજૂર સંગઠન ઉપર પણ અસર પડી હતી. ત્યાં સુધી સમાજવાદી કાર્યકર્તાઓ યુનિયનમાં રહીને પણ મનથી એક અલગ અસ્મિતા ધરાવતા હતા. આ અસ્મિતા ગમે તે દિવસે હરીફ મજૂર સંગઠનનું રૂપ ધારણ કરી શકે એવી શંકા કાંઈ અકારણ નહોતી. અને નેતૃત્વ ચાલ્યું જાય એ કોઈ સહેજે સ્વીકારે ખરું ? કારણ નેતૃત્વ સાથે કર્તૃત્વનો ઘનિષ્ટ સંબંધ છે. અને સત્તાનો નશો એ પણ કદાચ સેક્સ અને ભૂખના જેવી જ માણસની આદિમ પ્રવૃત્તિ હશે. તેથી ટાટા વર્ક્સ યુનિયનના નેતાઓએ નક્કી કર્યું કે જયપ્રકાશ-જીનો વિરોધ કરવો. તે જ દિવસે એક જ સમયે સમાનાન્તર સભા ગોઠવવી અને એમાં યુનિયનના પ્રમુખે જિલ્લા કોંગ્રેસના નેતા અધ્યાપક અબ્દુલ બારીના પ્રમુખપણા હેઠળ વિષ્ટુપુરમાં જી. ટાઉન મેદાનમાં સભા કરવી એમ ઠરાવવામાં આવ્યું કે જેથી જયપ્રકાશજીનું ભાષણ સાંભળીને ઘણા લોકો પ્રભાવિત ન થાય. જમશેદપુર યુનિયન અને કોંગ્રેસ અભિન્ન હતાં એટલે બીજા બધા કાર્યકર્તાઓ સાથે મારે પણ લાગી જવું પડ્યું બારી સાહેબની સભાના પ્રચારમાં.

લાગ્યા તો ખરો, પણ શરૂઆતથી જ આ કામ મારા મનમાં કઠતું હતું. એક તો મજૂર યુનિયનના સાધારણ કાર્યકર્તાઓ વચ્ચે જે ભાષામાં જયપ્રકાશજીની નિંદા ચાલતી તે મને ખૂંચતી. બીજું જયપ્રકાશજીના વિચારો અને માર્ગને સરખી રીતે ભલે ન જાણતા હોઈએ તો પણ ઑગસ્ટ આન્દોલનના નાયક રૂપે એમનું નામ ખૂબ પરિચિત હતું. ખાસ કરીને હજારીબાગ જેલ-માંથી નાસી જવાની અસામાન્ય સાહસિકતાભરી કહાણી અમારા જેવા નાની ઉંમરના રાજનૈતિક કાર્યકર્તાની કલ્પનાને ઉદ્દીપ્ત કરવા માટે પૂરતી હતી. તેથી વિધિસરની કોંગ્રેસના વિરોધને લીધે એમને પ્રત્યે ઉદાસીન હોવા છતાં તેમના વ્યક્તિત્વ પ્રત્યે એક આકર્ષણ હતું. મને અમારા નેતાઓએ એમનું ભાષણ સાંભળવાની ના પાડી હતી તેથી નિષિદ્ધ ફળ પ્રત્યેનું આકર્ષણ [illegible] વધી ગયું. વિષ્ટુપુરમાં અમારી સભા પૂરી થયે થોડી જ વાર [illegible] કે મેં [illegible]ની સાંજના [illegible]ની પિછોડી ઓઢી.

પછી નિત્ય સહચરી સાયકલની મદદ વડે થોડી વારમાં જ સાકચીમાં જયપ્રકાશજીની સભામાં ઉપસ્થિત થયો.

કોંગ્રેસ અને યુનિયનનો છાપેલો કાર્યકર્તા હતો. તેથી કોઈની નજરે ન ચડી જાઉં એમ કરી એ સભામાં ( અમારી સમાના-ન્તર સભા હોવા છતાંય સારી મેદની જામી હતી ) મોં પર ચાદર વીંટીને એક કોર ઊભો રહ્યો. જયપ્રકાશજીનું ભાષણ ચાલતું હતું. પણ વચવચમાં સભાના એક એક ખૂણામાંથી ખલેલ પાડ-વામાં આવતી હતી. ભીડની એક બાજુથી બે જણ બોલ્યા— 'બેસી જાઓ.' થોડી વાર પછી બીજી બાજુથી ચાર જણ બરાડી ઊઠ્યા, 'કંપની કા દલાલ.' બીજું થોડું બોલે ન બોલે ત્યાં તો એક ખૂણામાંથી બીજા કેટલાક વળી કાંઈક ખલેલ પહોંચાડી.

રાજનીતિના કાયદાકાનૂન વિષે જે વાકેફ ન હોય તે લોકો આવું દૃશ્ય જોઈને એમ વિચારી શકે કે ઘણાખરા શ્રોતાઓને વક્તા વિષે અણગમો છે. પણ જેઓ આ ખેલ જાણે છે તેમને ખબર છે કે વિરોધીની સભામાં ધાંધલ મચાવવાની આ એક જૂની અને જાણીતી કુશળતા છે. પોતાના જાણીતા વીસ પચીશ લોક ત્રણ ચાર ટોળીમાં વહેંચાઈ મોટી મોટી સભામાં વેરાઈ જઈને આ પ્રક્રિયાનો આશરો લે છે. આંખ ફાડીને જોયું કે તે દિવસે એ સભાના સક્રિય વિરોધીઓમાંના ઘણા મારા પરિચિત અમારા યુનિયનના લોકો જ હતા.

જોઈને સ્તબ્ધ થઈ ગયો.

પણ ભાષણ સાંભળીને વધુ સ્તબ્ધ થયો. ગરબડ કરનારાઓને સંબોધીને જયપ્રકાશજી કહેતા હતા—ભારતવાસી તરીકે, સ્વતંત્-તાના એક સૈનિક તરીકે દેશવાસીઓ આગળ મારા વિચારો રજૂ કરવાનો મને જરૂર અધિકાર છે. મારી વાત જેને સાંભળવી ન હોય તે સભા છોડીને જઈ શકે છે. મારી વાતમાં કાંઈક તર્ક-સંગતિ ન હોય તો પાછળથી એ લોકો મારો વિરોધ પણ કરી શકે છે. પણ જે લોકો મારી વાત સાંભળવા માગે છે એમને ખલેલ શા સારુ પહોંચાડો છો ? સ્વતંત્ર ભારતનું કામકાજ શું આમ જ ચાલશે ? વાત જૂની છે એટલે એમના શબ્દો તો બરાબર યાદ નથી. પણ એમના કહેવાનો ભાવ આવો જ હતો. ખૂબ આવેગ અને આજીજી સાથે સમજાવતાં સમજાવતાં જયપ્રકાશ-જીએ આ વાત કરી હતી.

એ કહેવાની જરૂર નથી કે કોઈ પણ સમજુ માણસની માફક એમની દલીલ મારા હૃદયને પણ સ્પર્શ કરી ગઈ.

પણ એના કરતાં પણ વધુ અસર એક બીજી વાતની થઈ. આમ તેમ કરીને જોયું કે સભામાં સમાજવાદી કાર્યકર્તાઓની હાજરી પણ કાંઈ ઓછી નહોતી. તેઓ સભા ઉપર હુમલો ન થાય એટલા સારુ મંચની આસપાસ કોર્ડન કરીને જ નહોતા ઊભા, એમના ઘણા સ્વયંસેવકો મોટી સંખ્યામાં સભાની વચ્ચે પણ આંટાફેરા કરતા હતા. જયપ્રકાશજી પાસેથી એ જાતક

ઈશારે કે ટેકો મળે તો જાદુગરની જેમ અમારા કાર્યકર્તાઓને વીણી વીણીને સભામાંથી કાઢી શકે એમ હતા અને મજૂરોની સભામાં આવી જાનનો ભય એ તો સાધારણ વાત હતી આ સભા પહેલાં અને પછી જમશેદપુરમાં વિરોધી મજૂરોના આગેવાનો સાથે સંઘર્ષો અનેક થયા છે પણ એ લોકો એમ કરતા ન હોતા ઉત્તેજિત હોવા છતાં એ લોકો સંયત હતા

સમજતાં વાર ન લાગી કે એના મૂળમાં જયપ્રકાશ હતા આ બધામાં એમનો ટેકો નહોતો તેઓ વિરોધ કરનારાઓને સમજાવવાનો પ્રયત્ન કરતા હતા, એમનું હૃદય પરિવર્તન કરવાનો પ્રયત્ન કરતા હતા.

અચાનક મનમાં પ્રશ્ન ઊઠ્યો તો પછી ગાંધીવાદી કોણ? જે લોકો આ સભામાં ગરબડ કરવાની ગોઠવણ કરતા હતા તે કે જે આવી ઉત્તેજના છતાંય ધૈર્ય દેખાડતા હતા અને સમજાવતા હતા, તે?

કહેવાની જરૂર નથી કે જવાબ દીવા જેવો ચોખ્ખો હતો તેથી તેમનો વિરોધી હોવા છતાંય તે દિવસથી એમનો ભક્ત બન્યો બીજે દિવસે જ્યારે તેઓ આગલા દિવસની સાંજનો કડવો અનુભવ વિસારી દઈને મારી નાહેમના નિમંત્રણને માન આપીને યુનિયનની ઓફિસમાં આવ્યા ત્યારે એ ભક્તિ વધુ દૃઢ બની જોયું કે તેઓ અત્યંત ક્ષમાશીલ અને નિરભિમાન છે એવા તો ગાંધીવાદીએ હોવું જોઈએ

૭

ત્યાર પછી વધુ નિકટતા કેળવવાનું સદ્ભાગ્ય સાંપડ્યું

૧૯૫૪-૫૫ની વાત છે જયપ્રકાશજીએ ભૂદાન ગ્રામદાન આંદોલન માટે જીવન સમર્પિત કર્યું હતું બિહારમાં વ્યાપક રીતે આ કામ કરવા માટે તેઓ પોતાનો મોટા ભાગનો સમય ગાળતા હતા આ કાર્યક્રમને ગામે ગામ લઈ જવા માટે સર્વ સેવા સંઘે છાત્રો અને યુવકોને ઉત્સાહિત કર્યા હતા એ કહેવાની જરૂર નથી કે જયપ્રકાશજી જેવા યુવકહૃદય સમ્રાટ જે આંદોલનની આગેવાની કરતા હોય તેવા આંદોલનમાં તરુણોને ઝંપલાવવા પ્રેરવામાં કોઈ મુશ્કેલી આવવાનો પ્રશ્ન નહોતો

ખુદ જયપ્રકાશજીના નેતૃત્વમાં અમને ચાર તરુણ કાર્યકર્તાઓને ભૂદાન ગ્રામદાન આંદોલનના પ્રચારના કાર્યક્રમને અમલમાં લાવવાનું કામ સોંપાયું હતું જયપ્રકાશજીને વિનંતી કરીને છાત્રો અને યુવકો માટે એમનું એક નિવેદન તૈયાર કરાવીને છાપ્યું હતું અમે એ લઈને બિહારના કેટલાય સ્કૂલ, કોલેજ અને વિશ્વવિદ્યાલયમાં યુવકોની સભાઓ ગોઠવી હતી જયપ્રકાશજી જાતે એ બધી સભાઓમાં ભૂદાન ગ્રામદાનની ક્રાંતિસૂચીની વ્યાખ્યા કરીને યુવાનોને એ આંદોલનમાં જોડાવાનું આહ્વાન કરતા એમની હાકલને ઝીલીને જે લોકો આગળ આવતા તેમને તાલીમ આપીને કામમાં લગાડવાની જવાબદારી શ્રદ્ધેય ધીરેનદાની હતી

આખા બિહારમાં આ કાર્યક્રમને એક ઝુંબેશ રૂપે ઉપાડવામાં આવ્યો હતો અને એને માટે જયપ્રકાશજીએ સમય આપ્યો હતો કામ કરવાની અમારી રીત એવી હતી કે એક સાથી સાથે હું સવારે કે સાંજે નવી જગાએ જઈને પૂર્વપરિચિત સ્થાનિક કાર્યકર્તાઓની મદદથી છાત્ર યુવકોની સભા કેવી ગોઠવાઈ છે તે જોઈ લેતો ક્યાંક કાંઈ કમી લાગે તો તેની પૂર્તિ કરતો પછી સભાના આયોજનમાં ભાગ લેતો એટલામાં દીદી (પ્રભાવતીદેવી) સહિત જયપ્રકાશજી આવી પહોંચતા એમને એ જગાના કામકાજ વિશે ખબર આપીને અમે બે જણ યુવકોની સભા શરૂ થતાં પહેલાં અથવા શરૂ થતાંની સાથે સાથે આગલી સભાની જગાએ પૂર્વતૈયારી કરવા ચાલ્યા જતા બાકીના બે સાથીઓ ત્યાં રોકાઈ જતા અને યુવનેતાઓ સાથે વાતચીત કરીને આંદોલનમાં જોડાવા ઇચ્છતા તરુણોના નામઠેકાણાં લઈને ધીરેનદા પાસે પહોંચાડવાની વ્યવસ્થા કરતા

આ જાતના કામની વચમાં એક દિવસ સવારે અચાનક હું માંદો પડી ગયો આગલી સભાની જગાએ જઈ શકું એમ નહોતો તેથી સાથીને જવાનું કહીને હું ખાદી ભંડારના કાર્યકર્તાની નાનકડી કોટડીમાં સૂઈ રહ્યો એ દિવસે જયપ્રકાશજી સભા પછી રાતની સ્ટીમર પકડીને ગંગાપાર ઉત્તર બિહારની આગલી સભાના સ્થળે જવાના થાય એવી વાત હતી તાવમાં પડેલો હું ચિંતા કરતો હતો કે સાથીને એકલા જવામાં મુશ્કેલી પડી હશે, આગલી સભામાં ક્યાંક કોઈ ખામી ન આવે

સવારે જોઉં તો જયપ્રકાશજી સાથે પાછળના કામ સારુ જે લોકો રોકાઈ જતા તે પૈકીનો એક જણ આવીને તબિયતના ખબર પૂછે છે મેં નવાઈ પામી પૂછ્યું, તમારે તો જયપ્રકાશજી સાથે આગલી સભાની જગાએ જવાનું હતું, ગયા નહીં?

એમણે જવાબ આપ્યો— ગયો તો હતો, પણ જે૦પી૦એ રાતે જ અહીં પાછો મોકલાવી દીધો

કેમ કેમ? પથારીમાં પડ્યા પડ્યા જ મેં પૂછ્યું

તમારી સાથે જનાર ટોળીના તમારા બીજા સાથી પાસે તમારા તાવના સમાચાર સાંભળીને

મારા પોતાના કાન પર જાણે કે ભરોસો નથી બેસતો મારા જેવા એક અતિસાધારણ પછીની હરોળના કાર્યકર્તાના તાવના સમાચાર સાંભળતાંની સાથે જયપ્રકાશજીએ મારી ખબર કાઢવા માણસ મોકલ્યો!

પણ વધુ નવાઈની વાત તો હજુ બાકી હતી પેલા ભાઈએ કહ્યું કે જે૦પી૦એ પુછાવ્યું છે કે તમારી પાસે મચ્છરદાની છે કે નહીં? ન હોય તો ખાદીભંડારના મેનેજરને મળીને મેળવી આપવાનું કહ્યું છે અને દવાદારૂની વ્યવસ્થા બરાબર થઈ છે કે નહીં એ પણ જોવાનું કહ્યું છે

મારી આંખમાં પાણી આવી ગયાં

આટલું વાત્સલ્ય ! અને આવડા મોટા નેતા એક સાધારણ કાર્યકર્તા સારુ આટલી ચિંતા કરે... આટલી ફિકર !

પાછળથી સમજાયું કે હૃદયવેત્તા તરીકે અને સંવેદનશીલતાને કારણે જ જે૦પી૦ આટલા મહાન છે. એ પણ સમજેલો કે ઝીણી ઝીણી વિગતો અંગે આટલી તીક્ષ્ણ નજર વિના પ્રથમ પંક્તિના નેતા થવાતું નથી.

જે૦પી૦ના અંતેવાસીઓ આવા દરદી માણસ આગળ પૂર્ણપણે આત્મ સમર્પણ કરે એમાં શી નવાઈ ? એ જ સ્નેહને અનુપ્રાણિત કરે છે.

૩

પછી જયપ્રકાશજીની હજુ વધુ નજીક જવાનું સૌભાગ્ય સાંપડ્યું.

જુદા જુદા પ્રદેશોના ગ્રામદાની ક્ષેત્રોનું અધ્યયન કરીને વિનોબાજી જયપ્રકાશજી સહિત સર્વ સેવા સંઘના મુખ્ય નેતાઓ આગળ રિપોર્ટ રજૂ કરવાની જવાબદારી મને સોંપાઈ હતી. જે૦પી૦એ એક દિવસ કહ્યું કે તારા રિપોર્ટ વિષે થોડી વાત કરવી છે. રાતે જમતી વખતે વાત કરીશું. તું પણ મારી જોડે ખાજે.

જે૦પી૦ સાથે એકલા ચર્ચા કરવાનું આ સૂચન લલચાવનારું હતું. પણ મારા શરમાળ સ્વભાવને લીધે થોડું મૂંઝવનાર પણ ખરું. છતાં વખતસર સોખોદેવરા આશ્રમની જયપ્રકાશજીની કુટીરે પહોંચ્યો. દીદીએ 'રસોઈ તૈયાર છે' એમ કહ્યું કે મારી મુશ્કેલી શરૂ થઈ. મેં જોયું કે મારે માટે હાથ ધોવાનું પાણી લઈને ખડા છે ખુદ જયપ્રકાશજી. મારી દૃષ્ટિએ જે લગભગ ઉપલી દુનિયાના માણસ હતા તેમને આ રીતે સેવામાં ખડા જોઈને મારા મનના જે હાલ થયા તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

પણ એમને કાંઈ એમને એમ ઊભા તો રાખી શકાય ના. હાથ ધોતાં ધોતાં મેં જોયું કે એમના મોં આંખની અભિવ્યક્તિમાં જરાય પરિવર્તન થયું નહોતું. એમની એ ઘરધણીની ભૂમિકા સાવ સહજ સ્વાભાવિક હતી, પછી અતિથિ ગમે તે સ્તરનો ભલે ને હોય.

ખાતી વખતે એમના બધા પ્રશ્નોના જવાબ આપ્યા. મારા રિપોર્ટમાં એક બે ત્રુટિઓ હતી. આવતા રિપોર્ટમાં એ સુધારી લેવાની સલાહ આપી. લગભગ અર્ધા કલાક સુધી ગ્રામસમીક્ષા વિશે મારો એક કલાસ લીધો એમ કહી શકાય.

પણ ખાવાનું પૂરું થતાં બીજી એક આફત આવી. આ વખતે ગમે તે ઉપાય જાતે જ પાણી લઈને હાથ ધોઈ નાખ્યા, પણ આમ જોઉં છું તો મોઢું લૂછવા સારુ ટુવાલ લઈને તેઓ ઊભા હતા. જયપ્રકાશજીને શિષ્ટાચાર અને ભદ્રતાના જીવંત પ્રતીક જ કહી શકાય.

સૌ સાથે એમના સંપૂર્ણ ભવ્યતાવાળા આચરણને જોઈને વચ્ચવચ્ચમાં મને થતું કે એટલે અંશે એ ભારતીય નહીં, યુરોપિયન હતા.

એક બીજી રીતે પણ તેઓ યુરોપિયન લાગતા—સફાઈ અંગેની અતિ તીક્ષ્ણ નજરની દૃષ્ટિએ. ગાંધીજીમાં પણ આ ગુણ હતો. પણ તેના મૂળમાં પણ પાશ્ચાત્ય પ્રભાવ હતો એવી મારી ધારણા છે. ભારતમાં આપણે વ્યક્તિગત શુદ્ધિના પર જેટલું ધ્યાન રાખીએ છીએ એટલા જ સામૂહિક સ્વચ્છતા વિશે ઉદાસીન રહીએ છીએ.

પણ સિદ્ધાન્તની વાત જવા દો. માણસ તરીકે જયપ્રકાશજીની વાત કરતા હતા.

વિનોદ, ખાસ કરીને પોતાની જાતને લઈને વિનોદ કરી શકવો એ માણસનો એક મોટો ગુણ છે. જે૦પી૦માં એની કોઈ કમી નહોતી. એમના અંતરંગ સાન્નિધ્યમાં આવેલા લોકો કહે છે કે એમને વારંવાર એમનું હાસ્યથી ઊજળું મુખ યાદ આવે છે.

બારેક વર્ષ પહેલાંની વાત છે. પશ્ચિમ બંગાળના ગાંધીનિધિના કાર્યકર્તાઓના સમ્મેલનમાં એમને લઈ જઈ રહ્યો હતો, ગાડીમાં વાત ચાલતી હતી તે કાળના હિપ્પી પ્રભાવને લીધે તરુણોમાં લાંબા વાળ ને જુલ્ફાં રાખવા અંગે. હસતાં હસતાં જે૦પી૦એ કહ્યું કે આ લાંબાં જુલ્ફાંને માત્ર આ યુગની વિશેષતા ન માનીશ, અમેરિકામાં ભણતો હતો ત્યારે મેં પણ થોડા દિવસ જુલ્ફાં વધાર્યાં હતાં.

વિસ્મિત થઈને મેં પ્રશ્ન કર્યો—તમે ? હસતાં હસતાં જ એમણે ઉત્તર આપ્યો, હા, હા મેં જ. ફક્ત મેં જ નહીં, મારા ઘણા સહાધ્યાયીઓએ તે કાળના વિખ્યાત ચલચિત્ર અભિનેતાનું અનુસરણ કરીને—એમનું શું નામ હતું—ઘણા દિવસ થયા. ભૂલી ગયો છું.

યાદ દેવડાવવા મેં પૂછ્યું—કોણ, ડગ્લાસ ફેરબેંક્સ તો નહીં ?

હા—હા. ડગ્લાસ ફેરબેંક્સ. એ જ હતા ત્યારના મારા જેવા અમેરિકાના તરુણોના હીરો. એમનું જોઈને જ લાંબાં જુલ્ફાં... જે૦પી૦ હસતા હસતા બોલતા હતા. દીદી સાથે હતાં. તેઓ પણ હસતાં હતાં. કદાચ જયપ્રકાશજીની એ લાંબાં જુલ્ફાં અને ગલપટ્ટાવાળી મુખાકૃતિને યાદ કરીને હસતાં હશે. આમ અનેક અંતરંગ ક્ષણોની વાત યાદ આવે છે.

એકવાર એમની સાથે બેસીને ખાતાં ખાતાં સમાજવાદી નેતા, પંડિત અને સુરસિક ગંગાશરણસિંહજીને મોઢે 'બંગાળી બુદ્ધિ' આગળ સરદાર બલદેવસિંહજીની નેસ્તાનાબૂદીની વાત સાંભળીને જે૦પી૦ને નાના બાળકની માફક બેવડા વળીને હસતાં જોયા છે.

અને યાદ આવે છે કટોકટી કાળના એ શ્વાસ ઘૂંટાવનારા દિવસો, જ્યારે ભયથી કોઈ એમની પાસે ખાસ મળવા જતું નહીં તેથી લોકોના માણસ જયપ્રકાશજીના મનમાં કેટલો ક્ષોભ હતો તે વાત. મુંબઈના 'ઇંડિયન એક્સપ્રેસ'ના ગેસ્ટહાઉસ કે કદમકુઆંમાં એની વચ્ચે જ એમને મળવા જતો ત્યારે કેટલા રાજી થતા ! લગભગ બંદી હાલતમાં હતા ને બહારના લોકોના સારાનરસા સમાચાર સાંભળીને કેટલો આનંદ થતો એમને ! વારંવાર કહેતા, ફરી આવજો.

(મૂળ બંગાળી)

○ શૈલેશકુમાર બંદોપાધ્યાય

ગુચ્છ બે

# નિર્ભય-નિર્વૈર

## નિઃસ્વાર્થ ઈમાનદારીનો વારસો

હું એવી માન્યતા ધરાવનારાઓમાંનો એક છું કે ભાવિ પેઢીઓ જે૦પી૦ નારાયણને આ સદીના ઉત્તરાર્ધના સૌથી મહાન લોકો પૈકી ગણશે. એમનો વિકાસ કદી અટક્યો નહીં. એમના છેવટના દિવસના એમના અંતેવાસીઓ એ કહી શકશે કે સંપૂર્ણ ક્રાંતિ માટેના એમના આગ્રહનો અર્થ શો થતો હતો. પણ કમ સે કમ આંશિક રૂપે તો તેઓ આપણને ગાંધીજી હમેશા કહેતા આવ્યા હતા તે જ કહેવા માગતા હતા કે માનવમાત્રની સાચી એકરાગિતા તો ત્યારે જ સધાશે કે જ્યારે ક્ષુદ્રમાં ક્ષુદ્ર માણસને પણ સામાજિક દૃષ્ટિએ મોટામાં મોટા પંડિત જેટલું જ સ્થાન આપવામાં આવશે. અત્યાર સુધીમાં કોઈ આધુનિક રાજનૈતિક ક્રાંતિ આ પરિવર્તન લાવવાની નજીક સુધ્ધાં પણ જઈ શકી નથી.

પણ અહીં હું ઘણાં વરસ પહેલાં લંડનમાં બનેલા એક બનાવને આધારે એમની મહાનતાના એક બીજા પાસા પર ભાર મૂકવા માગું છું.

લંડનના ફ્રેન્ડ્ઝ હાઉસમાં કાશ્મીરના પ્રશ્નને લઈને ભારત-પાકિસ્તાન તંગદિલી વિષે એ બોલતા હતા. એમણે કહ્યું કે તેઓ તો એવા દિવસની રાહ જોઈ રહ્યા હતા કે જ્યારે માત્ર ભારત અને પાકિસ્તાન જ નહીં પણ દક્ષિણ એશિયાના બીજાય દેશો જેમ કે સિલોન, ભુટાન, સિક્કિમ અને કદાચ બીજાય એક બે દેશો ભેગા મળીને એક રાજ્યસંઘ બનશે. એમણે કહ્યું કે દરેકે દરેક દેશ પૂરેપૂરી સ્વેચ્છાથી કોઈ પણ પ્રકારના દબાણ વિના એમાં જોડાવા તૈયાર થાય તો જ આ શક્ય બને. પણ એમનો વિશ્વાસ હતો કે એ પ્રકારના જોડાણથી દરેકને લાભ જ થાય.

શ્રોતાઓમાં સંખ્યાબંધ પાકિસ્તાનીઓ હતા. હું વિચારતો હતો કે આ વાત જે૦પી૦ તરફથી આવી છે તે છતાંય, અને એમણે જે શરતો સાથે એ વાત રજૂ કરી છે તે છતાંય, એ ભાઈઓ એને કોણ જાણે કેવા અર્થમાં લેશે. પણ એમ જણાયું કે એ લોકોને તો આ વાત પસંદ પડી. મેં તે વખતે પણ મારા મનમાં પ્રશ્ન પૂછેલો અને આજે પણ મારા મનમાં એ પ્રશ્ન છે કે જો કોઈ પણ બીજા હિન્દુસ્તાનીને મોઢે આવું સૂચન આવ્યું હોત તો પાકિસ્તાની વિદ્યાર્થીઓ તેને આવા અર્થમાં લેત ખરા? બીજા કોઈને પણ મોઢે આ વાત આવી હોત તો એમણે એવી શંકા ન કરી હોત કે પોતાના બધા પાડોશી દેશોને ભારતના અંકુશ હેઠળ લાવવાની આ એક સૂક્ષ્મ યોજના છે? પણ જ્યારે એ જે૦પી૦ને મોઢે આવી ત્યારે એવી શંકા ન ગઈ. કારણ એમની ઈમાનદારી શંકાથી પર હતી.

જેને આપણે ઈમાનદારી કે નેકી કહીએ છીએ તે ગુણ છે શું? મારે મન એનો અર્થ સૌથી પહેલાં તો એ થાય છે કે માણસ જાહેરજીવનમાં પોતાની અંગત મહત્ત્વાકાંક્ષાને લીધે નહીં, પણ પોતાના માનવ બંધુઓના કલ્યાણ અર્થે કામ કરતો

આટલું વાત્સલ્ય! અને આવડા મોટા નેતા એક સાધારણ કાર્યકર્તા સારુ આટલી ચિંતા કરે... આટલી ફિકર!

પાછળથી સમજાયું કે હૃદયવેત્તા તરીકે અને સંવેદનશીલતાને કારણે જ જે૦પી૦ આટલા મહાન છે. એ પણ સમજાયું કે ઝીણી ઝીણી વિગતો અંગે આટલી તીક્ષ્ણ નજર વિના પ્રથમ પંક્તિના નેતા થવાતું નથી.

જે૦પી૦ના અંતેવાસીઓ આવા દરદી માણસ આગળ પૂર્ણપણે આત્મ સમર્પણ કરે એમાં શી નવાઈ? એ જ સ્નેહને અનુપ્રાણિત કરે છે.

૩

પછી જયપ્રકાશજીની હજુ વધુ નજીક જવાનું સૌભાગ્ય સાંપડ્યું.

જુદા જુદા પ્રદેશોના ગ્રામદાની ક્ષેત્રોનું અધ્યયન કરીને વિનોબાજી જયપ્રકાશજી સહિત સર્વ સેવા સંઘના મુખ્ય નેતાઓ આગળ રિપોર્ટ રજૂ કરવાની જવાબદારી મને સોંપાઈ હતી. જે૦પી૦એ એક દિવસ કહ્યું કે તારા રિપોર્ટ વિષે થોડી વાત કરવી છે. રાતે જમતી વખતે વાત કરીશું. તું પણ મારી જોડે ખાજે.

જે૦પી૦ સાથે એકલા ચર્ચા કરવાનું આ સૂચન લલચાવનારું હતું. પણ મારા શરમાળ સ્વભાવને લીધે થોડું મૂંઝવનાર પણ ખરું. છતાં વખતસર સોખોદેવરા આશ્રમની જયપ્રકાશજીની કુટીરે પહોંચ્યો. દીદીએ 'રસોઈ તૈયાર છે' એમ કહ્યું કે મારી મુશ્કેલી શરૂ થઈ. મેં જોયું કે મારે માટે હાથ ધોવાનું પાણી લઈને ખડા છે ખુદ જયપ્રકાશજી. મારી દૃષ્ટિએ જે લગભગ ઉપલી દુનિયાના માણસ હતા તેમને આ રીતે સેવામાં ખડા જોઈને મારા મનના જે હાલ થયા તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

પણ એમને કાંઈ એમને એમ ઊભા તો રાખી શકાય ના. હાથ ધોતાં ધોતાં મેં જોયું કે એમના મોં આંખની અભિવ્યક્તિમાં જરાય પરિવર્તન થયું નહોતું. એમની એ ઘરધણીની ભૂમિકા સાવ સહજ સ્વાભાવિક હતી, પછી અતિથિ ગમે તે સ્તરનો ભલે ને હોય.

ખાતી વખતે એમના બધા પ્રશ્નોના જવાબ આપ્યા. મારા રિપોર્ટમાં એક બે ત્રુટિઓ હતી. આવતા રિપોર્ટમાં એ સુધારી લેવાની સલાહ આપી. લગભગ અર્ધા કલાક સુધી ગ્રામ-સમીક્ષા વિશે મારો એક કલાસ લીધો એમ કહી શકાય.

પણ ખાવાનું પૂરું થતાં બીજી એક આફત આવી. આ વખતે ગમે તે ઉપાય જાતે જ પાણી લઈને હાથ ધોઈ નાખ્યા, પણ આમ જોઉં છું તો મોઢું લૂછવા સારુ ટુવાલ લઈને તેઓ ઊભા હતા. જયપ્રકાશજીને શિષ્ટાચાર અને ભદ્રતાના જીવંત પ્રતીક જ કહી શકાય.

સૌ સાથે એમના સંપૂર્ણ ભવ્યતાવાળા આચરણને જોઈને વચ-વચમાં મને થતું કે એટલે અંશે એ ભારતીય નહીં, યુરોપિયન હતા.

એક બીજી રીતે પણ તેઓ યુરોપિયન લાગતા—સફાઈ અંગેની અતિ તીક્ષ્ણ નજરની દૃષ્ટિએ. ગાંધીજીમાં પણ આ ગુણ હતો. પણ તેના મૂળમાં પણ પાશ્ચાત્ય પ્રભાવ હતો એવી મારી ધારણા છે. ભારતમાં આપણે વ્યક્તિગત શુદ્ધિ પર જેટલું ધ્યાન રાખીએ છીએ એટલા જ સામૂહિક સ્વચ્છતા વિષે ઉદાસીન રહીએ છીએ.

પણ સિદ્ધાન્તની વાત જવા દો. માણસ તરીકે જયપ્રકાશજીની વાત કરતા હતા.

વિનોદ, ખાસ કરીને પોતાની જાતને લઈને વિનોદ કરી શકવો એ માણસનો એક મોટો ગુણ છે. જે૦પી૦માં એની કોઈ કમી નહોતી. એમના અંતરંગ સાન્નિધ્યમાં આવેલા લોકો કહે છે કે એમને વારંવાર એમનું હાસ્યથી ઊભરાતું મુખ યાદ આવે છે.

બારેક વર્ષ પહેલાંની વાત છે. પશ્ચિમ બંગાળના ગાંધી નિધિના કાર્યકર્તાઓના સમ્મેલનમાં એમને લઈ જઈ રહ્યો હતો, ગાડીમાં વાત ચાલતી હતી તે કાળના હિપ્પી પ્રભાવને લીધે તરુણોમાં લાંબા વાળ ને જુલ્ફાં રાખવા અંગે. હસતાં હસતાં જે૦પી૦એ કહ્યું કે આ લાંબાં જુલ્ફાંને માત્ર આ યુગની વિશેષતા ન માનીશ, અમેરિકામાં ભણતો હતો ત્યારે મેં પણ થોડા દિવસ જુલ્ફાં વધાર્યાં હતાં.

વિસ્મિત થઈને મેં પ્રશ્ન કર્યો—તમે? હસતાં હસતાં જ એમણે ઉત્તર આપ્યો, હા, હા મેં જ. ફક્ત મેં જ નહીં, મારા ઘણા સહાધ્યાયીઓએ તે કાળના વિખ્યાત ચલચિત્ર અભિનેતાનું અનુસરણ કરીને—એમનું શું નામ હતું—ઘણા દિવસ થયા. ભૂલી ગયો છું.

યાદ દેવડાવવા મેં પૂછ્યું—કોણ, ડગ્લાસ ફેરબેંક્સ તો નહીં?

હા—હા. ડગ્લાસ ફેરબેંક્સ. એ જ હતા સારના મારા જેવા અમેરિકાના તરુણોના હીરો. એમનું જોઈને જ લાંબાં જુલ્ફાં... જે૦પી૦ હસતા હસતા બોલતા હતા. દીદી સાથે હતાં. તેઓ પણ હસતાં હતાં. કદાચ જયપ્રકાશજીની એ લાંબાં જુલ્ફાં અને ગલપટ્ટાવાળી મુખાકૃતિને યાદ કરીને હસતાં હશે. આમ અનેક અંતરંગ ક્ષણોની વાત યાદ આવે છે.

એકવાર એમની સાથે બેસીને ખાતાં ખાતાં સમાજવાદી નેતા, પંડિત અને સુરસિક ગંગાશરણસિંહજીને મોઢે 'બંગાળી બુદ્ધિ' આગળ સરદાર બલદેવસિંહજીની નેસ્તાનાબૂદીની વાત સાંભળીને જે૦પી૦ને નાના બાળકની માફક બેવડા વળીને હસતાં જોયા છે.

અને યાદ આવે છે કટોકટી કાળના એ શ્વાસ ઘૂંટાવનારા દિવસો, જ્યારે ભયથી કોઈ એમની પાસે ખાસ મળવા જતું નહીં તેથી લોકોના માણસ જયપ્રકાશજીના મનમાં કેટલો ક્ષોભ હતો તે વાત. મુંબઈના 'ઇંડિયન એક્સપ્રેસ'ના ગેસ્ટહાઉસ કે કદમકુઆંમાં એની વચ્ચે જ એમને મળવા જતો ત્યારે કેટલા રાજી થતા! લગભગ બંદી હાલતમાં હતા ને બહારના લોકોના સારાનરસા સમાચાર સાંભળીને કેટલો આનંદ થતો એમને! વારંવાર કહેતા, ફરી આવજે.

(મૂળ બંગાળી)

• શૈલેશકુમાર બંદોપાધ્યાય

સુરેશ જે

# નિર્ભય - નિર્વૈર

## નિઃસ્વાર્થ ઈમાનદારીનો વારસો

હું એવી માન્યતા ધરાવનારાઓમાંનો એક છું કે ભાવિ પેઢીઓ જે૦પી૦ નારાયણને આ સદીના ઉત્તરાર્ધના સૌથી મહાન નેતા લેખી ગણશે. એમનો વિકાસ કદી અટક્યો નહીં. એમના છેવટના દિવસના એમના અંતેવાસીઓ એ કહી શકશે કે સંપૂર્ણ ક્રાંતિ માટેના એમના આગ્રહનો અર્થ શો થતો હતો. પણ કમ સે કમ આત્મિક રૂપે તો તેઓ આપણને ગાંધીજી હંમેશા કહેતા આવ્યા હતા તે જ કહેવા માગતા હતા કે માનવમાત્રની સાચી એકાત્મતા તો ત્યારે જ સધાશે કે જ્યારે ક્ષુદ્રમાં ક્ષુદ્ર માણસને પણ સામાજિક દૃષ્ટિએ મોટામાં મોટા પંડિત જેટલું જ સ્થાન આપવામાં આવશે. અત્યાર સુધીમાં કોઈ આધુનિક રાજનૈતિક ક્રાંતિ આ પરિવર્તન લાવવાની નજીક સુધ્ધાં પણ જઈ શકી નથી.

પણ અહીં હું થોડાં વરસ પહેલાં લંડનમાં બનેલા એક બનાવને આધારે એમની મહાનતાના એક બીજા પાસા પર ભાર મૂકવા માગું છું.

લંડનના ફ્રેન્ડ્ઝ હાઉસમાં કાશ્મીરના પ્રશ્નને લઈને ભારત-પાકિસ્તાન તંગદિલી વિષે એ બોલતા હતા. એમણે કહ્યું કે તેઓ તો એવા દિવસની રાહ જોઈ રહ્યા હતા કે જ્યારે માત્ર ભારત અને પાકિસ્તાન જ નહીં પણ દક્ષિણ એશિયાના બીજાય દેશો જેમ કે સિલોન, ભુટાન, સિક્કિમ અને કદાચ બીજાય એક બે દેશો ભેગા મળીને એક રાજ્યસંઘ બનાવે. એમણે કહ્યું કે દરેકે દરેક દેશ પૂરેપૂરી સ્વેચ્છાથી કોઈ પણ પ્રકારના દબાણ વિના એમાં જોડાવા તૈયાર થાય તો જ આ શક્ય બને. પણ એમનો વિશ્વાસ હતો કે એ પ્રકારના જોડાણથી દરેકને લાભ જ થાય.

શ્રોતાઓમાં સંખ્યાબંધ પાકિસ્તાનીઓ હતા. હું વિચારતો હતો કે આ વાત જે૦પી૦ તરફથી આવી છે તે છતાં, અને એમણે જે ભરોસા સાથે એ વાત રજૂ કરી છે તે છતાંય, એ ભાઈઓ એને કોઈ જુદા જ અર્થમાં લેશે. પણ એમ જણાયું કે એ લોકોને તો આ વાત પસંદ પડી. મેં તે વખતે પણ મારા મનમાં પ્રશ્ન પૂછેલો અને આજે પણ મારા મનમાં એ પ્રશ્ન છે કે જો કોઈ પણ બીજા હિન્દુસ્તાનીને મોઢે આવું સૂચન આવ્યું હોત તો પાકિસ્તાની વિદ્યાર્થીઓ તેને આવા અર્થમાં લેત ખરા? બીજા કોઈને પણ મોઢે આ વાત આવી હોત તો એમણે એવી શંકા ન કરી હોત કે પોતાના બધા પાડોશી દેશોને ભારતના અંકુશ હેઠળ લાવવાની આ એક સૂક્ષ્મ યોજના છે? પણ જ્યારે એ જે૦પી૦ને મોઢે આવી ત્યારે એવી શંકા ન ગઈ. કારણ એમની ઈમાનદારી શંકાથી પર હતી.

જેને આપણે ઈમાનદારી કે નેકી કહીએ છીએ તે ગુણ છે શું? મારે મન એનો અર્થ સૌથી પહેલાં તો એ થાય છે કે માણસ જાહેરજીવનમાં પોતાની અંગત મહત્ત્વાકાંક્ષાને લીધે નહીં, પણ પોતાના માનવ બંધુઓના કલ્યાણ અર્થે કામ કરતો

હોય. મારા ખ્યાલ મુજબ, જે૦પી૦ વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાઓથી માણસ જેટલો વધુ દૂર જઈ શકે એટલા દૂર હતા. માનુસ જીવન માટે જેટલું વધુમાં વધુ શક્ય છે એટલા પ્રમાણમાં એમણે જીવન જાહેર સેવાને પૂર્ણપણે અને હૃદયપૂર્વક વરેલું હતું. એ તો પોતાની આશાઓ પૂરી થતી જોવા જીવ્યા નહીં. પણ તેઓ પોતાનો એક વારસો મૂકતા ગયા છે. આવતી પેઢીનાં સ્ત્રી પુરુષો જો કાંઈક પ્રમાણમાં એ નિઃસ્વાર્થ ઈમાનદારી કેળવી શકે તો એ વારસો શોભાવી શકે.

• હોરેસ એલેક્ઝાન્ડર

## જ્યારે ઓલ્યા ફોસનાં દર્શન થાય

જયપ્રકાશજી વિષે થોડું લખવાનું મને કહેવામાં આવ્યું છે. હું એમની રાજનૈતિક ફિલસૂફી વગેરે વિષે નહીં લખું, કારણ એને અંગે મારી કલ્પના ખૂબ ઝાંખી હોવાનો સંભવ છે. પણ એમને હું એક માનવી તરીકે જેવા ઓળખતી હતી તે વિષે લખીશ.

૧૯૪૦ પછીના દિવસોમાં હું જે૦પી૦ને ઓળખવા લાગી. મારા બે ભાઈઓ એમના ચુસ્ત અનુયાયીઓ હતા. અમે એમ સાંભળતાં કે જે૦પી૦ અને અરુણા આસફઅલી એ બે એવા સમાજવાદી નેતાઓ હતા કે જે ગાંધીના ચીલાચાલુ રસ્તાથી અલગ થઈ ગયા હતા. એને લીધે જુવાન બંગાળના લોકોનું એમણે ધ્યાન ખેચ્યું હતું. બેંતાળીસનું આંદોલન ચાલુ હતું. જે૦પી૦ ભૂગર્ભમાં હતા. પણ અવારનવાર તેઓ ભભૂકતા જ્વાળામુખીની જેમ ધરતીના પેટાળમાંથી માથું ઊંચું કરતા. પછી અમે તેમના ઠેકાણા વિષે છાનીમાની વાતો સાંભળતા. અને એમના ચુસ્ત અનુયાયીઓ એમને ક્યાં મળવું એ પણ જાણી લાવતા. મારે માટે તો તેઓ એક રહસ્યમય વ્યક્તિ હતા. ધીરે ધીરે અમારે કાને એવી વાત આવવા લાગી કે જયપ્રકાશજી તો એમનાં બધા રાજનૈતિક સાહસોમાં નિષ્ફળ જ નીવડવાના છે અને એ તો સદાય હાર ખાનાર વ્યક્તિ જ છે. ઠેઠ ૧૯૬૪માં જ હું એ વાત સમજી શકી કે એમની પાસે કાંઈક એવી જાદુઈ લાકડી હતી કે જેને લીધે એ બધી નિષ્ફળતાને સફળતામાં ફેરવી નાખતા હતા.

૧૯૬૪માં પૂર્વ પાકિસ્તાન અને ભારતમાં સંખ્યાબંધ કોમી હુલ્લડો ફાટી નીકળ્યાં. એની શરૂઆત કુમિલ્લામાં સુબૂરખાન નામના એક ધર્મઝનૂની માણસની ઉશ્કેરણીથી થઈ. શણની મિલમાં કામ કરનાર મુસ્લિમ મજૂરોએ ગામડાના હિન્દુઓ પર હુમલો કર્યો. કલકત્તા અને તેનાં પરાંઓમાં રહેનારા હિન્દુઓએ એનો હિંસક બદલો વાળ્યો. અને એમ આખા ઉપખંડમાં હુલ્લડોની એક શૃંખલા જ રચાઈ ગઈ. એને લીધે ઘણા શાણા લોકો સુધ્ધાં ઉશ્કેરાઈ ઊઠ્યા. છાપાંઓમાં જે એકતરફી લખાયું એણે હિન્દ બનાવમાં મદદગાર અને હિન્દ છાપાં વાંચનાર કે કોઈ કાયદા, પણ કદી નહોતા શકતા કે હિન્દુઓ, કાલે, પણ જીવન જોખમમાં આવી જશે એવો. છાપાંઓમાં માત્ર એક જ તરફી વાત કરતી, એટલે કે પૂર્વ પાકિસ્તાનમાં શું થઈ ગયું છે તેની જ વાત છપાતી અને અહીં જે બન્યું હતું તેને ઢાંકે તે બાબતમાં મોં સીવીને બેઠાં હતાં. હું એક મુસ્લિમ લત્તામાં રહેતી હતી અને મારા બધા મિત્રોને એ બાબતની ચિંતા હતી કે મને ક્યાંક મુસલમાનો મારી ન નાખે—જ્યારે હું તો, દિવસોના દિવસો સુધી એ વાતની સાક્ષી હતી કે કેટલાંય કોલેજિયનો 'વંદેમાતરમ'ના નાદ સાથે હિન્દુ મકાનોને આગ ચાંપતા અને પોલીસ એમને કેવું સંરક્ષણ આપતી હતી. મેં એ પણ જોયું કે આસપાસના મકાનોમાંથી પચાસ લોકો ફર્નિચરથી ભર્યું જોતા હતા અને બધી બહેનોની ફિકર ઉતારતા હતા. મને શરમ આવી. તે વખતે અમે એક સંગઠન ખડું કર્યું—કોમી એકતા પ્રેરક સંઘ (કાઉન્સિલ ફોર પ્રોમોશન ઓફ કોમ્યુનલ હાર્મની). મેં જોયું કે ગાંડપણની એ ઘડીમાં બહુ ઓછા લોકો હિંમતથી ખોટું બોલવાની બાકી સત્ય બોલવા તૈયાર હતા. ફોન ની માનવતાની બડાશ હાંકનારા સામ્યવાદીઓ પણ ક્યાંય દેખાતા નહોતા. હું રાજનૈતિક નેતાઓથી નિરાશ થઈ ગઈ. મેં મારા ભાઈને પૂછ્યું કે રાજકારણી લોકોમાં આજે હિન્દુ-મુસ્લિમ પ્રશ્નની ચિંતા કરનાર કોઈ છે ખરું? એણે કહ્યું, 'તને ખબર નથી? જે૦પી૦નું સ્વપ્ન માત્ર ભારતના હિન્દુઓ અને મુસલમાનોમાં એકતા લાવવાનું જ નહીં પણ ભારત અને પાકિસ્તાન વચ્ચે એખલાસ લાવવાનું છે.' મેં ઠેઠ ત્યારે જ જે૦પી૦ને મળવાનો પ્રયત્ન કર્યો.

પહેલાં મેં એમની સાથે ફોન પર વાત કરી. "મને માર્ગદર્શન આપો, રસ્તો દેખાડો." મેં કહ્યું. એમણે કહ્યું, "હું કાંઈ કદી ભૂલ ન કરનાર માણસ નથી. તમારું માર્ગદર્શન તો શું કરું? પણ હા, આપણે જરૂર સાથે કામ કરી શકીએ. એનાથી આપણને બંનેને લાભ થશે."

હું તો આશ્ચર્યચકિત થઈ ગઈ. મોટા માણસોમાં આટલી નમ્રતા ભાગ્યે જ જોવા જડે છે. એમણે તો એક ક્ષણમાં મારા જેવી શિખાઉ આગળ પોતાનો અનુભવી હાથ ધરી દીધો અને મને પોતાની સાથી બનાવી દીધી. હું પ્રફુલ્લિત થઈ ઊઠી અને બેવડી શ્રદ્ધાથી કામમાં લાગી ગઈ.

ભયભીત નિરાશ્રિતો પૂર્વ પાકિસ્તાનની સરહદ ઓળંગીને આ બાજુ નાસી આવતા હતા તેમ તેમ છાપાંઓ વધુ ને વધુ ઝેર વરસાવતાં જતાં હતાં. એ લોકો પાછલાં આઠસો વરસનો ઇતિહાસ ટાંકીને સર્વ સામાન્યપણે 'મુસ્લિમો' અંગે લખતાં. હિન્દુ જીવન પદ્ધતિ પર તેમણે કેવું અતિક્રમ કર્યું વગેરે શોધ કરનારા વિદ્વાનોએ લેખો લખ્યા. કવિઓએ કવિતાઓ લખી અને જાણીતા લેખકોએ મુસલમાનોની લંપટતા રજૂ કરતી વાર્તાઓ લખી.

પ્રચારનાં આ બધાં માધ્યમો દ્વારા કોમી ધિક્કારની લાગણીની આગને ફૂંક મારીને પ્રજ્વળવામાં આવી અને એમાંથી એવી અગ્નિશિખાઓ ભભૂકી ઊઠી કે જેણે ભારતની સંસ્કૃતિના સર્વોત્તમ વારસાને અને માનવમાં રહેલા ઉત્તમ તત્ત્વોને જ ખાખ કરી નાખ્યાં. આ અર્થ વિનાના ગાંડપણના હુમલાથી અમે લોકોએ લાચારી અનુભવી. આમાં કાંઈ નવાઈની વાત નથી. દરેક દેશમાં—ખાસ કરીને ભારત જેવા દેશોમાં જ્યાં જુદી જુદી જાતિ અને ધર્મના લોકોને સાથે રહેવાનું છે અને પોતાની અસ્મિતા જાળવી રાખવા સારુ મથવાનું છે ત્યાં આવું થાય.

છાનીમાની વાતો કાને આવવા લાગી કે રાઉરકેલામાં કાંઈક થયું છે, હિન્દુઓએ કાંઈક બદલો વાળ્યો છે. પણ છાપાંઓમાં કાંઈ ન આવ્યું. પછી અચાનક એક દિવસ સવારે અમે 'સ્ટેટ્સમેન' છાપામાં રાઉરકેલાની ઘટના અંગે 'બોલવાની વેળા'નાં મથાળા હેઠળનું જે૦પી૦નું નિવેદન વાંચ્યું. ઢાકાનો બદલો વાળવાની નેમથી ત્યાં જે ક્રૂર કૃત્ય કરવામાં આવ્યું હતું તેના પ્રમાણનો વિચાર કરતાં આખું કલકત્તા શહેર હેબતાઈ ગયું. એકલા જયપ્રકાશજી આટલી સ્પષ્ટતાથી, નિઃસંકોચપણે, સચ્ચાઈથી અને શા પ્રત્યાઘાતો પડશે તેની તમા રાખ્યા વિના બોલી શક્યા હોત. આખા દેશમાં ખળભળાટ વ્યાપી વળ્યો. છાપાંઓએ હિન્દુઓ પ્રત્યેની એમની બેવફાઈ સારુ એમને ગાળો દેવા માંડી. ફરી પાછું લેખકોએ હુલ્લડ મચાવી દીધું. અત્યંત લોકપ્રિય એવી 'દેશ' પત્રિકામાં એવાં લખાણો આવવા લાગ્યાં કે જેમાં એમને એક અવળે માર્ગે ચડેલા અને સંત બનવાનો ડોળ કરતા માણસ તરીકે ચીતરવામાં આવ્યા. પણ એ બધાંથી વિચલિત ના થતાં જે૦પી૦ તો બોલતા રહ્યા, ડહાપણ પાછું લાવવાનો પ્રયત્ન કરતા રહ્યા.

એ દિવસોમાં તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં કેટલાક તોફાનીઓ નકરી ગુંડાઇથી એમની સભામાં વિઘ્ન નાખવા પ્રયત્ન કરતા.

૧૯૬૫માં અમે એક સંમેલન બોલાવ્યું જેમાં શ્રીમતી ગાંધી અને બીજા ઘણા નેતાઓ બોલ્યા. જે દિવસે જે૦પી૦ને બોલવાનું હતું તે દિવસે હું એમને તેડવા શોર્ટ સ્ટ્રીટ પર ગઈ. એ ત્યારે જ દિલ્હીથી આવ્યા હતા. એમણે પોતાની દર્દભરી આંખો ઊંચી કરીને કહ્યું, "મૈત્રેયી દેવી, તમે મને શા સારુ બોલવાને કહો છો ? હું તો ગદ્દાર છું." એમના શબ્દોમાં એટલું દર્દ હતું કે મારી આંખોમાં પાણી આવી ગયાં. "કાળ જ એ નક્કી કરશે કે કોણ ગદ્દાર છે ને કોણ નથી." મેં કહ્યું. પણ સભા શરૂ થતાંની સાથે જ ધાંધલ થઈ. કેટલાકે કહ્યું, 'હિન્દીમાં બોલો.' કેટલાકે કહ્યું, 'બંગાળીમાં બોલો.' મેં બૂમ પાડીને લોકોને કહ્યું કે એમણે અંગ્રેજીમાં બોલવાનું શરૂ કર્યું છે એટલે તેઓ અંગ્રેજીમાં જ બોલશે. જેમને ન સમજાય તે જઈ શકે છે. તોફાનીઓ કોણ છે તે પારખી પાડી શકાયું અને એમને કાઢવામાં આવ્યા. જયપ્રકાશે શરૂઆત આમ કરી : "આ પ્રશ્ન ભાષાનો નથી. આ તો મારો—ગદ્દારનો પ્રશ્ન છે. એ લોકો તો હું જ્યાં જાઉં છું ત્યાં મારી પાછળ ડાઘિયાની જેમ પડ્યા છે." આજે પણ એ કરુણ શબ્દો મારા કાનમાં ગૂંજે છે.

જ્યારે આપણા ઘણાખરા નેતાઓ વિષે એમ લાગતું હતું કે એ લોકો પોતાના કાળ કરતાં વધુ જીવી ગયા છે, ત્યારે જયપ્રકાશ તો હમેશા તરુણ જ લાગતા. એમના અભિપ્રાયો લાગણી નહીં પણ બુદ્ધિ પર આધારિત હતા. એમને એ પોસાતું, કારણ એમને કશાનીયે કામના નહોતી—મતનીયે નહીં અને ધનનીયે નહીં.

અને છતાં એમને અંગે વધુમાં વધુ ગેરસમજૂતી થતી. પણ જે૦પી૦ કેટલાક લોકોને મદદ કરીને અને કેટલાંક મૂલ્યોને વળગી રહીને પોતાની લોકપ્રિયતા અંગે ખતરો વહોરી લેતા. તેઓ આજના વોટભિક્ષુ રાજનૈતિક વાતાવરણમાં નિષ્કામ કર્મી-નિઃસ્વાર્થ કાર્યકર્તા તરીકે અળગા તરી આવતા.

જે૦પી૦ પેરોલ પર છૂટીને આવ્યા. એક દિવસ કલકત્તામાં રોકાવાના હતા. ત્યારે તેમના ભાણેજ શ્રી પ્રેમે મારા અને ગૌરી સારુ ગાડી મોકલાવી. તેઓ અમને મળવા ઉત્સુક હતા. ગાડી ફૂલપાંદડીઓથી ભરેલી હતી. લોકોએ પોલીસની કોર્ડનની પરવા ન કરીને એમની ઉપર ચારે કોરથી ફૂલોનો કેવો વરસાદ વરસાવ્યો હતો તે અમે સાંભળ્યું. ભારતના એક ઉમદા પુરુષને લઈ જનાર ગાડીમાં બેસીને અમે રોમાંચ અનુભવ્યો. આ માંદા માણસ સારુ લોકોનો પ્રેમ અને આદર દર્શાવનાર ફૂલપાંદડીઓમાંથી અમે કેટલીક વીણી લીધી.

અમે એમને ૬, શોર્ટસ્ટ્રીટ પર મળ્યા. ઘર લોકોથી ભરચક. મેં એમને પૂછ્યું કે એમને શું લાગે છે, એમની માંદગી કોઈ બાહ્ય કારણોને લીધે, ઈરાદાપૂર્વક પહોંચાડવામાં આવેલી ઈજાને લીધે આવી હશે ? તે વખતે એવી અફવાઓ જોરમાં હતી. પણ એમણે કહ્યું કે શંકા કરવાનું કોઈ કારણ નહોતું. તેથી એમ જ માનવામાં સાર હતો કે કોઈ કુદરતી કારણને લીધે જ માંદગી આવી હશે.

મને ખાતરી થઈ કે જેમણે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એમની ઉપર આવી આફત ઉતારી તે લોકો સારુ એમનાં મનમાં લવલેશ પણ દ્વેષ કે ખૂરો ભાવ નહોતો. છેલ્લા કેટલાક વખતથી, એટલે કે ગાંધીજીના દિવસો વીતી ગયા ત્યાર પછી આપણને રાજનૈતિક કજિયાઓને અંગત તિરસ્કારમાં પલટાતા જોવાની ટેવ પડી ગઈ છે. ચરિત્રહનન એ તો સાધારણ નિયમ થઈ ગયો છે. એ ભીડવાળા અને ઘોંઘાટવાળા ખંડમાં બેઠાં બેઠાં મને એમ લાગ્યું કે હું જાણે કે અચાનક જ ઊંચાઈને કે કોઈ અન્ય સ્તર પર જઈ પહોંચી ગઈ, જ્યાં રોજેરોજનાં લાભ અને હાનિ અવાસ્તવિક બની જતાં હતાં અને એ માણસની ખાનદાની એની સફળતાઓ અને વિફળતાઓથી ક્યાંય ઊંચી અગાઉથી ઊઠતી હતી. આવી જ ક્ષણોમાં માણસને પોતે જેની શોધ કરતો હોય છે, કે એનો જે ઉદ્દેશ્ય હોવો જોઈએ, તે જડી જાય છે.

અમે જયપ્રકાશને નક્સલવાદી લૂંટફાટના દિવસોમાં એ ભૂલા પડેલા અને ઈમાનદારીથી કામ કરવા ઇચ્છતા છોકરાઓને મદદ



૪

કરવાનો પ્રયત્ન કરતા જોયા. બાંગ્લાદેશ આન્દોલન વખતે પણ જે૦પી૦ એટલા જ ઊંડા ઊતર્યા હતા.

શરીરની બધી મર્યાદાઓનો મુકાબલો કરીને નવા નવા પડકારોને ઝીલી લેવાની એમની આતુરતા આશ્ચર્યકારક હતી.

દિવસ-રાત અમે એમની માંદગીના સમાચાર સાંભળતાં. ડાયેલિસિસ ચાલુ હતું. ઘણી વાર એમને મુંબઈ લઈ જવામાં આવતા. મુંબઈ જતાં રસ્તે કલકત્તામાં શોર્ટ સ્ટ્રીટ પર અમે એમને મળતાં. તેઓ સદાય પ્રસન્નવદન. દરેકને સારુ એમની પાસે કાંઈકને કાંઈક મીઠા બોલ હોય જ.

૧૯૭૬માં હું ચીન ગઈ. મને ખબર હતી કે જયપ્રકાશ અને સામ્યવાદીઓ વચ્ચે કાંઈ બહુ પ્રેમસગાઈ નહોતી રહી. તેથી જ્યારે ઇન્ડો-ચાઈના ફ્રેંડશિપ સોસાયટીએ મને જે૦પી૦ પાસે સંદેશો મંગાવવા કહ્યું ત્યારે મેં ખૂબ અચકાતે મને લખ્યું. પણ કદમકુઆંથી તરત એમનો સંદેશો આવ્યો અને એની સાથે મને હરખ આપનાર કાગળ પણ ખરો. પત્ર નીચે મુજબ હતો :

પટના

સપ્ટેમ્બર ૨૬, ૧૯૭૭

મારાં વહાલાં શ્રીમતી મૈત્રેયી દેવીજી,

તમારા ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૭૭ના પત્ર બદલ આભાર. એ મને આજે જ આપવામાં આવ્યો.

મને એ જાણીને ખૂબ આનંદ થયો કે તમે તાજેતરમાં ચીન ગયાં હતાં. અને એ દેશે સાધેલી પ્રગતિ તમે જાતે નિહાળી. તમે ખરેખર ત્યાં શું જોયું તે જાણવાનો મને રસ છે. મારી ખરાબ તબિયતને લીધે હું તો અહીં બંધાયેલો છું અને ઝાઝું આમતેમ ફરી શકતો નથી. પણ તમે જો કદીક આ બાજુ આવવાનાં હો તો તમને મળીને ખૂબ આનંદ થશે.

તમારી ઇચ્છા મુજબ ઇન્ડો-ચાઈના એસોસિયેશનના ૧લીથી ૩જી ઑક્ટોબર સુધી ભરાનાર સંમેલન સારુ એક ટૂંકો સંદેશ મોકલાવું છું.

આદર સાથે,

તમારો વિશ્વાસુ,

જયપ્રકાશ નારાયણ

જે૦પી૦ ત્યારે ખૂબ બીમાર હતા અને મને લાગ્યું કે તેઓ કદાચ કદીય કલકત્તા નહીં આવી શકે. અને એમને ચીન વિષે જાણવાની જિજ્ઞાસા છે તો મારે જઈને એમને મળી આવવું જોઈએ. હું કદમકુઆં આવી અને જે૦પી૦ની પડખેની ઓરડીમાં બે દિવસ રહી. બીજે દિવસે એમની વરસગાંઠ હતી. એમના દર્શનાર્થીઓની કતાર લાગી. પણ મને તો ભીડની ગેરશિસ્ત જોઈને ચિંતા થતી હતી. બધાએ પાસે આવવું જ જોઈએ, એમના ચરણસ્પર્શ કરવાં જ જોઈએ—જોકે એમના પગ સૂજેલા હતા અને એ લોકોના નખના સ્પર્શે વિક્ષિપ્ત થયેલા હતા. એ વખતે જે૦પી૦ની લોકપ્રિયતા ખૂબ ઊંચી હતી. માત્ર લોકો જ નહીં પણ પત્રો અને તારના પણ ઘોડાપૂર રોજે રોજ આવતાં. નીચલા એક ઓરડામાં બે કે ત્રણ લોકો એ પત્રોને એના મહત્ત્વ અને વિષય મુજબ નોખા પાડતા હતા. પત્રોનો જથ્થો એટલો બધો હતો કે કોઈ એક માણસને સારુ એ બધા વાંચી જવાનું શક્ય જ નહોતું.

એ કાળે જયપ્રકાશ ખૂબ માંદા હતા. અમે વરંડામાં ગપ્પે બેઠાં ત્યારે તેમણે ધીરેથી ચીન વિષે પૂછવા માંડ્યું—ત્યાંની શિક્ષણ પદ્ધતિ વિષે, સાંસ્કૃતિક ક્રાંતિ અંગે અને કોમ્યૂન વિષે. હું એમના પ્રશ્નોના એક પછી એક મુદ્દાવાર જવાબ આપતી હતી. અને તેનાં મારા અભિપ્રાયો પણ જોડતી જતી હતી. એટલામાં બે જણ મળવા આવ્યા. એમના દેખાવ ઉપરથી તેઓ પ્રતિષ્ઠિત હિન્દુઓ જણાતા હતા. કપાળ પર મોટાં ટીલાં હતાં. એમણે જ્યારે સાંભળ્યું કે હું ચીન વિષે કહી રહી હતી ત્યારે તેમણે મને કોરે મૂકી દીધી અને કહ્યું, 'ત્યાં તે વળી શું જોયું હશે !' એમની કલ્પના મુજબ તો અમને આંખે પાટા બાંધીને ફેરવ્યા હશે. અને માત્ર એમને દેખાડવી હશે એટલી જ જગાઓ દેખાડી હશે. અને એની એ જ જુલમોની અને આઝાદીની કમીની વાતો. હું તો ચૂપ બેઠી હતી. જયપ્રકાશે એ લોકોને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો : 'પણ મૈત્રેયી દેવી ત્યાં જાતે જઈ આવ્યાં છે, એટલે મારે એમના જાત અનુભવની વાત સાંભળવી છે.'

અહીં એક મરવા પડેલો માણસ હતો જેનો આત્મા યુવાન હતો—જિજ્ઞાસાથી ભરપૂર, અજ્ઞાતને જાણવાની ઇંતેજારીવાળો. પણ દુર્ભાગ્યે એવા લોકોથી વીંટળાયેલો જે સર્વજ્ઞાની હતા અને પોતાના જ પૂર્વગ્રહોની કબરમાં દટાયલા હતા.

સવારે હું બહાર ગઈ હતી. ત્યાંથી પાછી ફરી ત્યારે જે૦પી૦ તો એમના સૂવાના ઓરડામાં ડાયાલિસિસ પર હતા. એમના હસમુખા સેક્રેટરીએ મને અંદર જવા કહ્યું. હું સંકોચ અનુભવતી હતી, પણ એમણે કહ્યું કે એમને ૭ કલાકથી વધારે વખત સુધી પડ્યા રહેવું પડશે એટલે મન બીજે પરોવવા ખાતર પણ જવું સારું છે. તેથી હું ચૂપચાપ માંદાની ઓરડીમાં પ્રવેશી. મારા મન પર કોઈક અજાણ્યું જોરદાર લાગણીનું વાદળ છવાયેલું હતું. મશીન ચાલુ થઈ ચૂક્યું હતું. એમના જમણા હાથમાંથી બે સોય વડે લોહી બહાર આવતું અને અંદર જતું હતું—જે કાચની નળીમાંથી દેખાતું હતું. એમની પીઠ મારી તરફ હતી. પણ એમને મારી હાજરી વર્તાઈ. એમણે પૂછ્યું : "મૈત્રેયી દેવી, તમે ભોજન લીધું ?" "હા," મેં જવાબ આપ્યો. "તમે કેવા પ્રકારનો ખોરાક લો છો તે અમને ખબર નથી. કોણ જાણે તમને અમારું ખાવાનું ગમ્યું હશે કે કેમ." હું સંકોચ અનુભવતી હતી. મેં કહ્યું : "જયપ્રકાશજી, મારા ખાવાની તમે ચિંતા ન કરો. મને તમારી પડખે બેસીને તમને તમારા ક્રૉસનો બોજો વંઢેરતા નિહાળવા દો."

મારા એ વચનની સત્યતા હું તે વખતે પૂરેપૂરી નહોતી સમજી. પણ પાછળથી થોડાક માસમાં જ એ સ્પષ્ટ થયું કે આ ક્રૉસ પર એમના બિરાદરો દ્વારા જ ખીલા જડવામાં આવ્યા હતા.
(મૂળ અંગ્રેજી)

○ મૈત્રેયી દેવી

ચંબલની ખીણના ટોળીનાયકોમાં સૌથી વધુ ભયંકર મોહરસિંહ હતો. અખાડાબાજ શરીર, મોટામસ્સ ડોળા, અને થોભિયાવાળી મૂછોની વાત જવા દઈએ તોપણ પોલીસના અહેવાલ મુજબ સુધ્ધાં મોહરસિંહની ટોળી સૌથી વધુ બિહામણી હતી. ૯૦ ડાકુઓ, છેલ્લામાં છેલ્લી ઢબનાં શસ્ત્રો, અપહરણ કરી જનારાઓની સંખ્યા પણ એની ટોળીમાં મોટી હતી. બીજી ટોળીઓ કરતાં એની ટોળી વધુ સંગઠિત પણ હતી. આ બધાં ઉપરાંત મોહરસિંહને માથે ૨ લાખનું ઇનામ હતું. એને જીવતો કે મરેલો આણી દો અને બે લાખ રોકડા લઈ જાઓ. તેથી જ્યારે ડાકુઓની ઐતિહાસિક શરણાગતિની બધી તૈયારીઓ થઈ ત્યારે દરેકના મનમાં એ પ્રશ્ન હતો કે "મોહરસિંહ શરણે આવશે ખરો ?" અને ગ્વાલિયરનો પોલીસ વડો ડી. આઇ. જી. કહેતો હતો, "બીજા ભલે આવતા, મોહરસિંહ ન આવે."

જ્યારે મોહરસિંહને ડી. આઇ. જી.નું વેણ સંભળાવવામાં આવ્યું ત્યારે એ લગભગ ગુસ્સે થઈ ગયો અને એણે કહ્યું, 'શું ડી. આઇ. જી. કહે છે કે હું શરણાગતિ નહીં સ્વીકારું ? જાઓ, એમને કહી દેજો કે મોહરસિંહ સૌ કરતાં વહેલો સ્વીકારશે, મારું એ પ્રણ છે.' પછી એણે ચાલુ રાખ્યું : 'જુઓ, તમે રેડિયોવાળાને આ સમાચારની જાહેરાત કરો તો જોજો, નાના ડાકુઓ દોડતા શરણે આવશે.' અને એણે એમ જ કર્યું અને થયું પણ એમ જ ! પહેલાં તો કાર્યકર્તાઓને બાગીઓની શોધમાં જવું પડતું હતું પણ પાછળથી બાગીઓ જે૦પી૦ને શોધતા આવ્યા.

સર્વોદય કાર્યકર્તાઓ મોહરસિંહને લાવવા ઉત્સુક હતા. પણ બાગીઓમાંયે મોહરસિંહ વી૦આઈ૦પી૦ ( ઘણા અગત્યનો માણસ ) હતો ! એણે પોતાની શરતો રજૂ કરી : "પહેલાં મને જે૦પી૦ને મળવા દો, અને દરેક મુદ્દા અને વિગતોની ચર્ચા કરી લેવા દો, પછી હું શરણે જઈશ."

એવી ગોઠવણ થઈ કે જે૦પી૦ પગારાબંધ પર ૧૨, ૧૩, ૧૪ મી એપ્રિલે ડાકબંગલોમાં ( સ્થાનિક લોકોને મન તો ડાકુ બંગલો, કારણ ત્યાર સુધી એ લોકો જ એમાં રહેતા હતા ! ) ગેકારો અને ત્યાં જ શરણે આવનારા સૌ કોઈ એમને અંગત રીતે મળશે.

મોહરસિંહનો વારો આવ્યો ત્યારે સર્વોદય કાર્યકરોએ એને કહ્યું, 'હવે તમે જે૦પી૦ને જાતે મળશો. એમની સાથે જ તમે બધી ચર્ચા કરી લેજો. મોહરસિંહની માંહેલો સિંહ ગરજી ઊઠ્યો : "શું, એ મહાત્મા જોડે હું ચર્ચાઓ કરું ? ના, ના, તમે જ મારા વતી વાત કરજો." અને એ જ્યારે જે૦પી૦ને મળ્યો ત્યારે તેણે બસ જે૦પી૦ના ચરણસ્પર્શ કર્યાં અને બે હાથ જોડીને નમ્રતાથી એમની સામે ઊભો રહી ગયો ! જે૦પી૦એ એનું સ્વાગત કર્યું, 'મોહરસિંહ, ભલે પધાર્યા. તમે શરણાગતિ સ્વીકારવાનું નક્કી કર્યું એ ઠીક કર્યું." મોહરસિંહે કહ્યું : "આપના આશીર્વાદથી આપની ઇચ્છા મુજબ". અને મુલાકાત પૂરી થઈ. મોહરસિંહે પોતાનું સમાધાન અવશ્ય મેળવ્યું. શરણે આવનારાઓમાં એ જ સર્વ પ્રથમ હતા.

મોહરસિંહને નામે સૌ કરતાં વધુ ખૂન બોલતાં હતાં. એનાં શસ્ત્રોમાં એસ. એલ. આર. અને મૌઝર હતાં. એના નામની આખા ક્ષેત્રમાં ધાક બોલતી. પણ જ્યારે એ જે૦પી૦ની સામે આવીને ઊભા ત્યારે એ બાળવત્ શિથિલ થઈ ગયો. જે૦પી૦ના આત્મા આગળ શસ્ત્રો ખૂબ નબળાં પડે છે.

* *

ડાકુઓની શરણાગતિનો કાર્યક્રમ તો વિશાળ હતો અને એમાં તો ૫૦૦૦૦ લોકોએ હાજરી આપી હતી. પણ ખરેખરી અસર તો ૧૪મીની સવારના એક નાનકડા પગારા ડાકબંગલાના ખાનગી કાર્યક્રમની થઈ, જેમાં જે૦પી૦, એમનાં પત્ની પ્રભાદીદી અને મુઠ્ઠીભર સર્વોદય કાર્યકરો ભળ્યા હતા. કાર્યક્રમની શરૂઆત રાષ્ટ્ર સંત તુકડોજી મહારાજના ભજનથી થઈ. એટલામાં જ જે૦પી૦ અને બાગીઓની આંખમાં આંસુ આવી ગયાં. પછી એક પછી એક બાગી આવતો ગયો, જે૦પી૦ એને ભેટ્યા અને દીદીએ દરેકને હાથે ઘેર બનાવેલી રાખડી બાંધી. બાગીઓને પહેલીવાર લાગ્યું કે એમને કોઈ પ્રેમ કરે છે, અને સમાજને એમની પણ જરૂર છે ! એમણે વધુ સારું જીવન જીવવું જોઈએ.

* *

જે૦પી૦ પગારાથી જૌરા જવા નીકળ્યા ત્યારે મધ્યપ્રદેશની સરકાર તરફથી આપવામાં આવેલી મોટી કારમા હું પણ સાથે હતો. કાર ઉપડતાં વેંત જ જાણે પોતાના મન સાથે વાત કરતા હોય તેમ જે૦પી૦ બોલ્યા : સુબ્બારાવજી. આપણી સરકારમાં જો જરા પણ કલ્પનાશક્તિ હોત તો આ કાર્યક્રમ સારુ આન્તરરાષ્ટ્રીય પ્રેસ, ટેલિવિઝન અને રેડિયોની ગોઠવણ કરી હોત." પણ કાંઈક વિચિત્ર તર્કને લીધે તમામ પ્રસિદ્ધિની મનાઈ હતી. માત્ર એક જગાએ મોટા પાટિયા પર લખેલું હતું, "બંદૂકો અને શિકારની મનાઈ છે !" માત્ર કેટલાક બ્રિટિશ ફોટોગ્રાફરો જ છાનાંછપનાં બાગીઓના થોડા ફોટાઓ પાડી ગયા !

* *

એક જમાનાના ચંબલના કોતરોના ત્રાસ સમ ગણાતા તહેસિલદારસિંહ જ્યારે એ, લોકમન દીક્ષિત અને હું જે૦પી૦ને પેન્ટ હાઉસમાં મળ્યા ત્યારે રડી પડ્યા. જે૦પી૦એ એમને દિલાસો આપ્યો : "હવે ચિંતા કરવાને કારણ નથી, હું ઝડપભેર સાજો થઈ રહ્યો છું. અને હવે તો થોડાં ડગલાં ચાલી પણ શકું છું." થોડી ક્ષણ ખબર અંતર પૂછ્યા પછી અમે રજા લેવા ઊભા થયા ત્યારે તહેસિલદારસિંહ આદરપૂર્વક જે૦પી૦ને પગે લાગ્યા. એમના પછી વિનોબાજીની પ્રેરણાથી શરણે આવનાર બાગીઓમાં જેમણે આગેવાની લીધેલી તે લોકમન દીક્ષિતજી પગે લાગ્યા.

જે૦પી૦એ ત્યારે પોતાના પગ પાછા ખેંચી લેતાં કહ્યું, "અરે, તમે તો પંડિત છો. તમે મને પગે લાગશો ?" પણ એ લોકો પાસે તો એનો જવાબ તૈયાર જ હતો : "એ ભલે પંડિત હોય, પણ આપ તો મહાત્મા છો."

અમે જ્યારે જે૦પી૦ને છેલ્લી વારના મળ્યા ત્યારે તેહસિલદારસિંહે જે૦પી૦ને જે વાત કરી તેનાથી તેઓ દુઃખી થયા. "જેલની અંદર અને બહાર બાગીઓ ઉપેક્ષાયા છે." તેહસિલદારસિંહે કહ્યું : "તમારામાં ન માનતી સરકાર હતી ત્યારે અમારો પુનર્વસવાટ નહોતો થયો. પણ હવે તો આપણી પોતાની બાબુજી ( જે૦પી૦ ) સરકાર છે. અને છતાંય અમે કષ્ટ ભોગવીએ છીએ. જે૦પી૦એ જનતા પાર્ટીની સરકારને કહ્યું હતું ખરું. એ લોકો ધારત તો બધાને છોડી દઈને એમનો પુનર્વાસ કરાવીને નામ કમાઈ શકયા હોત. પણ એ લોકો પોતાના ધંધામાં જ વ્યસ્ત હતા, છેવટે એમને કોંગ્રેસ સરકારે જ છોડયા.

પુનર્વાસ એ ધીમી પ્રક્રિયા છે. જે૦પી૦નું સપનું પૂરું કરવા સારુ ધન અને જન બંનેની જરૂર પડે છે અને સૌથી વધારે તો સંગઠનની જરૂર પડે છે. પુનર્વાસ મોરચે મધ્યપ્રદેશ સરકારે ઘણાને જમીન આપી છે અને આખી પ્રક્રિયા પતાવવામાં છે. પણ ઘણાને પીયત વિનાની જમીન મળી છે અને થોડાં વર્ષો સુધી તો બેંકોએ એમને કાંઈ ધીરાણ ન કર્યું. એ લોકો ખાય શું ? ૧૯૭૨માં એક ધનવાન માણસે આ ભાગોમાં કૂવા ખોદાવી આપવા કબૂલ્યું હતું પણ એ વચન હવે ફોક થઈ ગયું છે. બાગીઓ પૈકી સો કરતાં વધારેને કૂવા, બળદ, રહેંટની જરૂર છે.

ઉત્તર પ્રદેશ પાસે જમીન નહોતી. એમણે શરણાગતિએ જનાર બાગીઓને એક એક ભેંસ આપવા કબૂલ્યું હતું. પણ ૧૯૭૨ માં શરણે જનારા પૈકી કેટલાક તો આજ સુધી કોડી વિનાના છે.

રાજસ્થાને હજી હાલમાં જ એમને રાજસ્થાન નહેર પાસે જમીન આપી છે. એનાથી ઠીક રાહત થઈ છે. પણ બાગીઓને રહેવાનાં ઝૂંપડાં અને ખેતી કરવાનાં સાધનો જોઈશે.

શરણાગતિને દિવસે જે૦પી૦એ કહ્યું હતું કે ચંબલના કોયડાના ઉકેલની આ શરૂઆત છે. આ કાંઈ એનો અંત નથી; પણ જે૦પી૦ની નજીકના લોકો સહિત ઘણાને મન એ જ અંત હતો. એ લોકો એને વિષે ભૂલી ગયા.

ડાકુઓની નવી ટોળકીઓ પેદા ન થાય એ જોવું તે મુખ્ય કાર્યક્રમ બનવો જોઈએ. જે૦પી૦એ સૂચવ્યું હતું તેમ દરેક ગામમાં એક શાંતિ કેન્દ્ર હોવું જોઈએ જે અવારનવાર ઊભા થતા સ્થાનિક પ્રશ્નોનો ઉકેલ આણે. આ બધા સારુ નિષ્ઠાવાન કાર્યકર્તાઓની જરૂર પડશે. શકયતાઓ ભારે છે. જે૦પી૦નું એ યોગ્ય સ્મારક થશે.

• એસ. એન. સુબ્બારાવ

## વિશ્વ શાંતિ સૈનિક

આલીપુરની બહાર શાંતિ સૈનિકોનો પડાવ શોધી કાઢવો એ કાંઈ સાદું કામ નહોતું, આસાહલ-નિઝામવાળાએ ઘણી મદદ કરી અને મેં ઘણા પત્રો વહેંચાવ્યા—અને છેવટે એ જગ્યા મળી ગઈ. દરવાજે આવીને મેં મારું સ્વાગત ત્યાં તો જયપ્રકાશ નારાયણ સામા આવ્યા. મેં એમને એક વર્ષ અગાઉ દીઠેલા અને તેય બીજા દેશમાં.

"તમે મોડા પડ્યા છો." એમણે હસ્યા વિના કહ્યું. મેં તરત મોડા આવવા બદલ માફી માગી. જે૦પી૦ જલદી કામ પૂરું કરવાની ઈંતેજારી ઉતાવળમાં સપડાયેલા લોકો પૈકી એક હતા. સમય બગડ્યો એટલે ક્રાંતિ એટલી પાછળ ઠેલાઈ.

થોડા દિવસ પછી એક રાતે એમણે હજારો લોકોની માનવમેદનીને સંબોધીને ભાષણ કર્યું. એમનું એ ભાષણ મારા અનુભવેલા સૌથી વધુ સ્મરણીય પ્રસંગો પૈકીનું એક હતું. હું એક શબ્દ સમજ્યો નહોતો, પણ એક અનુવાદક દોસ્ત પાસે હોવા છતાં, મારે સમજવાની કાંઈ જરૂરેય નહોતી. શ્રોતાઓના ચહેરાઓ જોવાથી જ એ માણસ અને એના સંદેશની ચમત્કારિક શક્તિ સમજાઈ જતી હતી.

એનાથી મને ૧૭૬૨ની કવેકર જહોન વુલમેનની બીજા ઇન્ડિયનો જોડે—પેન્સિલવેનિયાના ડિલાવર ઇન્ડિયનો જોડેની મુલાકાત યાદ આવી. સમજાવવાની શક્તિની એમને દૈવી બક્ષિસ હતી. કદાચ એ જ કારણે કવેકર લોકોએ અમેરિકાના આંતર વિગ્રહ કરતાં એક સદી પહેલાં જ પોતાના ગુલામોને મુક્ત કરી દીધા હતા. ઇન્ડિયનો સાથેની એક ધાર્મિક મિટિંગમા એમણે જોયું કે ભાષાન્તર બરાબર થતું નહોતું. થોડી વાર એ દુભાષિયા વિના બોલ્યા, પણ એની અસર દેખીતી હતી. પછીથી ઇન્ડિયનોના વડા પાપુનેહાંગે દુભાષિયાને કહ્યું : "શબ્દો કયાંથી આવે છે તેનો અનુભવ કરવો હું પસંદ કરું છું." તે દિવસે રાતે મારું એવું જ થયું અને મને ખાતરી છે એ સભામાંથી બીજા પણ ઘણાને એમ જ થયું હશે.

પહેલી વાર અમે લંડનમાં ૧૯૬૨ માં, વર્લ્ડ પીસ બ્રિગેડ ( વિશ્વ શાંતિ સેના )ની આન્તરરાષ્ટ્રીય કારોબારીમા મળ્યા. એનાથી છ માસ અગાઉ બેરુતમાં વર્લ્ડ પીસ બ્રિગેડની સ્થાપના માટેના સમ્મેલનમાં **ન આવીને** એમણે ખૂબ ઊંડી છાપ પાડી હતી.

ગોવામાં ભારત સરકારે જે કર્યું હતું તેનાથી તેઓ ઉદ્વિગ્ન હતા. એમણે સમ્મેલનને લખ્યું :

"માત્ર ચૌદ વરસ પહેલા, ઐતિહાસિક પરિબળોની સહાયે અમે અમારા દેશના મોટા ભાગને શસ્ત્રો ઉપાડ્યા વિના પરદેશી રાજની ઝૂંસરી હેઠળથી મુક્ત કર્યો હતો. હવે, જ્યારે અમારી શક્તિ માપી ન શકાય એટલી વધી ગઈ છે અને ઐતિહાસિક પરિબળો પણ જ્યારે વધુ અનુકૂળ છે, ત્યારે અમને અમારી માતૃભૂમિના એક નાનકડા ભાગને મુક્ત કરવા સારુ અહિંસક સાધન ન જડ્યાં...

"અમારો દેશ જે આંતરરાષ્ટ્રીય વિખવાદોમાં ગૂંચવાયો છે તેની તરફ અમે જાણી જોઈને અને દૃઢતાપૂર્વક એમ કહીને પીઠ કરી દીધી છે કે અમે અહિંસક ઉકેલો સૂચવી શકીએ એટલા શક્તિશાળી નથી. મારા મત મુજબ ઉકેલોનો વિચાર કરવામાં ભૂલ હતી. કારણ એ ઈશ્વરના હાથમાં હોય છે. જરૂર તો માત્ર એટલાની જ છે કે જે સાચું હોય તે કરવું જોઈએ. આપણે આપણી મંજિલ સુધી પહોંચીએ નહીં ત્યાં સુધી ઘટનાઓ આપણી વાટ જોતી બેસી નથી રહેવાની.

"કોઈ સરકાર પાસે એવી અપેક્ષા ન રાખી શકાય કે એ અહિંસાને વરે. અહિંસક ક્રાંતિ કરવાની હોય તો તે લોકોએ જ કરવી જોઈએ. અને દુનિયામાં આ કામ સારુ ભારતના લોકો કરતાં વધુ યોગ્ય બીજા કોઈ નથી."

પણ સંમેલનમાં એમની "હાજરી" વ્યાપક રીતે પ્રસરેલી હતી. અને તેઓ પ્રમુખો પૈકી એક ચૂંટાયા.

ત્યાં લંડનમાં હું વિચાર કરતો હતો: "જે૦પી૦ અહીં સદેહે હાજર છે. પણ એમનો કરિશ્મા ક્યાં છે? રાજનૈતિક લોકોના ચુંબકત્વને ધોરણે એ આકર્ષતા પણ નથી. અને 'મહાન પુરુષ'ના ધોરણ મુજબ એ બધાથી અળગા પણ રહેતા નથી. એ તો માત્ર છે, અમારી વચ્ચે છે. એમનું રહસ્ય શું હશે?"

એક બેઠકમાં એમણે પ્રમુખ તરીકે કામ કર્યું અને હું સમજવા લાગ્યો. કામ કરતું મન એ એક ઘટના સમાન હતું: એ મન આખી મિટિંગ પર અને એના સભ્યો પર ફરી વળતું. કોઈક સહેજ વિચાર સુઝાડે તો એને તરત ચોક્કસ ઘાટ આપે, કોઈ કાંઈ અપ્રસ્તુત વાત કરે તો એને જરાય કિન્નાખોરી વિના પણ બાજુએ મૂકી દે અને આખી સભાને રચનાત્મક દિશામાં આગળ ધપાવે. જ્યારે માઈકલ સ્કોટ, જેઓ સહ-પ્રમુખ હતા, તેમણે એમની પડખે બેસીને નાગા લોકો માટેનો કોઈ વિચાર સુઝાડ્યો, જે તે ટાણે ભારતમાં એક નાજુક મુદ્દો હતો, ત્યારે જે૦પી૦એ સહેજ અસ્વસ્થતા અનુભવી, પણ એમણે પોતાના સંયમ દ્વારા (કારણ એમને ત્યાંની પરિસ્થિતિ બરાબર ખબર હતી) પોતાની ઉદારતા દેખાડી. અમે જો જાણતા ન હોઈએ કે ભૂલી ગયા હોઈએ તો તેઓ અમને એ શીખવતા હતા કે અનેક દેશના લોકો સાથે મળીને કામ કરતા હોઈએ ત્યારે કેવું વલણ રાખવું જોઈએ. માઈકલે જ્યારે બોલવું પૂરું કર્યું ત્યારે જે૦પી૦એ ચેતવણીનો એક શાંત ઉદ્ગાર કાઢીને સભા આગળ ચલાવી. એમનું નેતૃત્વ એ 'ભૂમિકા' કરતાં ઘણું વધારે હતું. એ એક શિસ્તબદ્ધ કલ્પના, એક સમગ્ર રચના અને તેથી એકાત્મતાની કૃતિ હતી.

વર્લ્ડ પીસ બ્રિગેડના એમના ત્રીજા સાથી ઉપપ્રમુખ એ. જે. મસ્તી સાથે એમના જીવનમાં જે સમાનતાઓ હતી તેને વિષે જે૦પી૦ અને એ.જે. બંને જાણકાર હોય એમ લાગતું. બંનેને પોતાના નામના આદ્ય અક્ષરોથી માન અને આદર સાથે બોલાવવામાં આવતા. બંનેએ મજૂરોના આંદોલનમાં કામ કર્યું હતું. બંને સમાજવાદી નેતાઓ હતા પણ માર્ક્સવાદ–લેનિનવાદથી છૂટા પડ્યા હતા. અમુક અંશે સાધન–સાધ્ય વિવેકના મુદ્દા પર બંનેને લોક આંદોલનની મોહિની હતી. બંને સ્વતંત્રતાના સૈનિકો હતા અને બંનેને મન મુક્તિ એ કદી ન છિપાય તેવી પ્યાસ હતી. બંને માનતા કે આજકાલ યુવકોએ ખાસ ભાગ ભજવવાનો છે અને બંનેએ સામાજિક અન્યાયની વિરુદ્ધના યુવા આંદોલનો જોડે અગત્યનાં જોડાણ કર્યાં હતાં.

અને બંને અસાધ્ય રાજનૈતિક પુરુષો હતા. પરંપરાગત રાજનૈતિક મેદાનથી એ ગમે તેટલા દૂર ગયા હોય તોય તે લોકો તે તરફ ખેંચાતા. આ વિષયમાં એમનો પત્રવ્યવહાર હાર્દિક અને માર્મિક હતો. બંને પોતાના માર્ગદર્શક ગાંધી પાસે એ શીખ્યા હતા કે સમગ્ર જીવનમાં રાજકારણનું એક એવું પાસું હોય છે કે જેમાંથી છટકી ન શકાય. જીવન વિષેના કેટલાક નિર્ણયો એવા હોય છે કે જે **સમુદાયને નામે** જ કરવા પડતા હોય છે. કોઈ વ્યક્તિગત જવાબ કસોટીમાં ખરો ઊતરતો નથી.

સંવેદનશીલ ક્રિયાશીલ લોકો જે૦પી૦ની માફક એ નિર્ણય ઉપર આવી શકે કે મનુષ્ય સમુદાયોમાં માનવીય મૂલ્યો દાખલ કરવામાં લોક આંદોલનો સાધનરૂપ થઈ શકે, પછી ભલે ને એ અચોક્કસ સાધન હોય. લોક આંદોલનો સંગઠકો વડે નથી બનતાં. તે યાંત્રિક રીતે નહીં, પણ દમનકારી પરિસ્થિતિમાં સુકાયેલા લોકોની ઊંડી ફરિયાદોમાંથી ઉદ્ભવ પામે છે. એ નવાં જ કામોની યાદીઓ ખડી કરે છે. એનો જવાબ ન આપવો એ તો કઠણ અને કોઈક વાર કઠોર પ્રશ્નોના સંદર્ભમાં પોતાની જાતને નામર્દગીમાં ધકેલી દેવા બરાબર છે. કાળની એંધાણીઓ ઓળખવી એ તો નેતાગીરીની ખરી કસોટીઓ પૈકી એક છે. એ લાગણીઓને આકાર આપવો એ એક મહાન વ્યવસાય છે.

જે૦પી૦ એક આન્તરરાષ્ટ્રવાદી હતા. એને લીધે ભારત પ્રત્યેનો એમનો પ્રેમ જરાય ઓછો થતો નહોતો. માણસને જો પોતાના દેશની પરંપરાઓ અને સંઘર્ષોના મૂળ ન હોય તો બીજાને આપવા લાયક કાંઈ અધિકૃત અનુભવ રહેતો નથી. એ પછી માત્ર શુષ્ક સિદ્ધાન્ત કે માત્ર તંત્રકૌશલ જ રહી જાય છે.

ઘણાય પ્રશ્નોને આંતરરાષ્ટ્રીય કે બહુરાષ્ટ્રીય પરિમાણ હોય છે. દાખલા તરીકે શાંતિ એ કાંઈ માત્ર રાષ્ટ્રીય કાર્ય નથી. કોઈ વિરોધી પાડોશી એને ખતમ કરી શકે, અથવા કોઈ મહાસત્તા દુનિયાને ધડાકે ઉડાડી શકે અથવા એના લોકોનો કિરણોત્સર્ગથી નાશ કરી શકે.

આંતરરાષ્ટ્રીયતાનો અર્થ આખી દુનિયામાં સભાઓ કરતા ફરવું એ નથી, પછી ભલેને એ સભાઓ ઉપયોગી હોય. સૌથી પ્રથમ તો એ એક વૃત્તિ છે, જે પોતાની જાતિ, વર્ણ કે દેશથી ઉપર ઊઠવામાં પ્રગટ થાય છે. માણસ એક ઝૂંપડીમાં રહી અને પોતાને સ્થાનેથી ૫૦ કિલોમિટરથી વધુ દૂર ગયા વિના પણ અધિકારી આંતરરાષ્ટ્રવાદી થઈ શકે છે.

જે૦પી૦ બીજા દેશોના મિત્રો અને સાથીઓ વચ્ચે સુખ પામતા. તેઓ હિન્દુસ્તાન વતી બોલી શકતા અને ભારતે જે

ઉદ્દેશને ટેકો આપવો જોઈએ એવું તેમને લાગતું તેવા વધુ વિશાળ ઉદ્દેશોનું પણ તેઓ સમર્થન કરી શકતા. એમને ખબર હતી કે છેવટનો ઉદ્દેશ તો સમગ્ર માનવજાત છે. જેઓ એમને કદીયે નહોતા ગાળ્યા એ લોકો પણ જે૦પી૦ને પોતાના તરીકે લેખતા.

દાખલા તરીકે બાંગ્લાદેશના સંકટ વખતે જે૦પી૦એ એમના પક્ષમાં બીજા દેશના સરકારી અને બિનસરકારી જેવા પાક પણ હતા (જેમણે જવાબ આપેલો) તેવા નેતાઓ જોડે પત્રવ્યવહાર કરી તે લોકોને સ્વાભાવિક લાગ્યું હતું. વિનોબાએ જ્યારે આન્તરરાષ્ટ્રીય શાંતિસેનાની વાત કરી અને ભારત તરફે એક લાખ શાંતિ સૈનિક નોંધવાની ઑફર કરી ત્યારે શાંતિસેના મંડળ વતી જે૦પી૦એ જ ઉથાંને સંયુક્ત રાષ્ટ્રસંઘમાં પત્ર લખેલો. એમને તેઓ વિશ્વની યાત્રામાં મળી ચૂક્યા હતા.

ઝામ્બિયાની સ્વતંત્રતા સારુ વર્લ્ડ પીસ બ્રિગેડે કરેલા પ્રયાસમાં જે૦પી૦એ મદદ કરી હતી. કેનેથ કાઉન્ડાની યુનિપ પાર્ટી માટે ફાળો ભેગો કરવામાં તેઓ ખાસ્સા સફળ થયા હતા. અને ટાંગાન્યિકામાં રાષ્ટ્રપતિ જુલિયસ ન્યેરેરેની તાનુ પાર્ટીના આફ્રિકનો અને ભારતીયો વચ્ચેના અંતરાયો દૂર કરવામાં એ સારા સફળ થયા હતા. દારેસ્સલામમાં સંસ્થાનવાદ અંગેની સંયુક્ત રાષ્ટ્રસંઘની કમિટી આગળ અસરકારક રીતે સાક્ષી આપેલી.

કેનેથ કાઉન્ડા, જે તે વખતે ઝામ્બિયાના રાષ્ટ્રપતિ થવામાં હતા તેમણે જે૦પી૦ને તાર કરેલો :

"અમારી મદદે આવવા સારુ અમે તમારા આભારી છીએ... વર્લ્ડ પીસ બ્રિગેડ સાથે તમારી હાજરીની જબરદસ્ત અસર પડી છે...તમારા ટેકાથી આપણા બન્નેના દેશો નિકટ આવે છે... શાંતિયાત્રાની હાજરી જરૂર પડી શકે. તેથી ભારતીય પ્રતિનિધિઓ તૈયાર રહે. —કાઉન્ડા."

જે૦પી૦એ ભારત-પાકિસ્તાન મેળ જૂથ (ઇન્ડિયા પાકિસ્તાન કોન્સલિએશન ગ્રુપ) સ્થાપ્યું અને એને ઓછા વધતા પ્રમાણમાં જીવતું રાખ્યું. એમણે પહેલાં તિબેટ અંગે અને પાછળથી બાંગ્લાદેશ અંગે આન્તરરાષ્ટ્રીય સમ્મેલનો ભર્યાં. તેઓ કોંગ્રેસ ફોર કલ્ચરલ ફ્રીડમ પ્રત્યે આકર્ષાયા હતા, જોકે કદાચ તેમને એનાં આંતરિક કારભારના વિસ્વાદની ખબર નહીં હોય. એની જ એક બેઠકમાં એમણે સ્પેનના સેલ્વેડોર ડી. મદારિયાગા જોડે મળીને એક જાહેરનામું બહાર પાડ્યું હતું જેમાં આન્તરરાષ્ટ્રીય ક્રિયાઓમાં નિઃશસ્ત્ર દરમિયાનગીરીનો વિશ્વશાંતિ રક્ષકદળનો મૂળ વિચાર આવ્યો હતો.

ભારત-ચીન સીમા વિવાદનો સમય જે૦પી૦ની લાગણીઓ ઉપર ખૂબ તાણ લાવે એવો હતો. એક તરફ હિન્દુસ્તાનીઓ એટલા ચેતનવંતા ને સક્રિય થઈ ગયા હતા જેટલા ઘણા લાંબા ગાળા સુધી નહોતા થયા. રાષ્ટ્રભક્તિ—અને એના કરતાં પણ વધુ અગત્યની તો એકતાની લાગણીઓ ખૂબ જોરદાર હતી. બીજી તરફ હિંસા [illegible] પોતાના [illegible] સેવા કરતી [illegible] શકતા, પછી ભલે તે હિંસા [illegible] ન હોય. [illegible] નાગપુરના [illegible] સર્વોદય સંમેલન (૮ મે ૧૯૬૪)ના [illegible] આપણમાં તેમણે કહ્યું :

"જ્યારે રાજેન્દ્રબાબુએ પટનામાં ખૂબ [illegible] અસરકારક અપીલ કરી ત્યારે હું [illegible] દીધો અને મેં મારાં બધી પ્રભાવતીનાં પણ [illegible] ઘરેણાં ગાહ્યાં હોય તે રાજેન્દ્રબાબુને આપી દેવા કહ્યું હતું. પાછળથી મેં એની પર વિચાર કર્યો ત્યારે મને સમજાયું કે [illegible] ક્ષેત્રોમાં માત્ર કામ જ કરવાથી અમે, કે જે લોકોની વચ્ચે અમે કામ કરતા હતા તે લોકો, ચિની આક્રમણ વખતે અહિંસા કેમ કામ કરી શકે તે સમજ્યા નહોતા.

અમે એટલી અધૂરી રીતે સમજ્યાં આવતી અહિંસામાં. ખાસ કરીને દિલ્હી પેકિંગ મૈત્રી યાત્રામાં તેમણે પોતાની શ્રદ્ધા જાહેર કરી :

"તમે લોકોએ કાળા વાવટાઓ વિષે, વિરોધી દેખાવો વિષે, સૂત્રોચ્ચાર અંગે, વિધાનસભામાં ચર્ચાઓ વિષે, મુખ્ય મંત્રીના ઉદ્ગારો વિષે છાપાંમાં ગમે તે વાંચ્યું હોય પણ હું તમને ખાતરી આપું છું કે જ્યાં જ્યાં આ યાત્રીઓ ખરેખર લોકોને મળ્યા છે, એમની સાથે વાતો કરી છે, એમના પ્રશ્નોના જવાબો આપ્યા છે, પોતાનાં દિલ ખોલ્યાં છે, બરોબરીયા કે મિત્રો તરીકે એમની સાથે પોતાના વિચારોની આપલે કરી છે, ત્યાં ત્યાં એમણે એવી છાપ પાડી છે કે જેનું વર્ણન કરવું ખૂબ મુશ્કેલ છે. જો ભારત અને ચીન વચ્ચેનો આ પ્રશ્ન શાંતિથી ઉકેલવો હોય તો આ કૃત્ય એને સારુ વધારે કરતાં ઘણો વધારે ફાળો આપી રહી છે."

તે ઉનાળામાં મારી સાથેની એક મુલાકાતમાં એમણે આન્તરરાષ્ટ્રીય સાથીઓ મારફત એમની ઉપર કરવામાં આવતા હુમલાઓ અંગે અથવા એમની ઊલટ તપાસ કરતા હોય એવી પૂછપરછ અંગે પોતાનો વિષાદ વ્યક્ત કર્યો. ટીકાઓ કરનારાઓ પૈકી કેટલાક રાજનૈતિક અને ધાર્મિક બાબતો અંગે કંઈક અંશે ઘસાતી ટીકાઓ કરી હતી (બહુરાષ્ટ્રીય યોજનામાં આ એક વ્યાપક અને કઠણ પણ બહુ ચેતીને ચાલવા જેવો પ્રશ્ન છે). શાંતિવાદી પત્રોમાં કેટલાક લેખોએ એમનો ઉધડો લીધો હતો. પણ એમના અંગત વિષાદ અને નિરાશા છતાં પણ, એમણે ઉદારતાપૂર્વક મૈત્રીયાત્રાનો તો એમના સરકારી અને ગાંધીવાદી ટીકાકારો સામે બચાવ જ કર્યો. અરે, એમનું એક ભાષણ તો એટલું બધું યુદ્ધ-વિરોધી લેખાયું કે એક પ્રદેશના અધિકારીએ તો રાજદ્રોહ બદલ એમની ગિરફ્તારી કરવી જોઈએ, એવી હાકલ કરેલી. મદ્રાસમાં એમની ૬૧ મી વરસગાંઠે એમણે હાયકી રીતે કહ્યું : "આપણે કદાચ એવો રસ્તો પસંદ કરવાની તૈયારીમા છીએ કે જે રસ્તો આપણને મહાત્મા ગાંધીએ આખી જિંદગી જેને સારુ કામ કર્યું એનાથી આઘા ને આઘા લઈ જાય."

એમણે કહ્યું કે ગાંધી અને ટાગોરે જે રાષ્ટ્રવાદનું ચિત્ર આપણી આગળ ધર્યું હતું તેનાથી આપણે દોરવાવું જોઈએ.

આંદોલનોમાં કેટલીક વાર એવા રાજનૈતિક કાર્યકર્તાઓ હોય છે કે જેમનો મુખ્ય ધંધો બધા પ્રશ્નો અંગે સુસંગતિ જાળવી રાખવાનો હોય છે. એ સુસંગતિને એ લોકો ઈમાનદારી કહેવી પસંદ કરે છે. રાજનૈતિક દુનિયા જ્યાં તકવાદનો જ સામાન્ય નિયમ હોય છે, જ્યાં તેલ જોઈ, તેલની ધાર જોઈ પગલાં માંડવાને ગુણ અને શાણપણ માનવામાં આવે છે, ત્યાં ઈમાનદારીને ઉતારી ન પાડવી જોઈએ. એ બહુ દુર્લભ વસ્તુ છે, મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે.

એને સારુ સૈદ્ધાન્તિક બનીને અમૂર્ત 'સિદ્ધાન્તો' પર અવલંબવા ને એમ ધારી લેવા કે સામસામા સિદ્ધાન્તો વચ્ચે દેખાતો વિરોધ એ તર્કથી તરત ઉકલી જશે એમ માનવાને મન લલચાય છે. એ લોકોને વિશાળ લોકઆન્દોલનોમાં કામ કરવામાં એમની જડતાઓને લીધે મુશ્કેલી પડે છે. રિચાર્ડ ગ્રેગના શબ્દોમાં એમનો સિદ્ધાન્ત એ દુરાગ્રહી આગ્રહ થઈ પડે છે.

બીજા એવા હોય છે કે જે સામસામા અથડાતા ઈષ્ટ તત્ત્વોની પોતાની ઉપર અસર થવા દે છે. જો એમને બીજો કોઈ સારો વિકલ્પ ન દેખાતો હોય તો ઓછા અનિષ્ટને શોધી કાઢવા પ્રયત્ન કરે છે. એમની ઉપર "પોતાના સમયની કૃતિઓ અને આવેશોની" તીવ્ર અસર થાય છે. એમનો આન્તરિક સંઘર્ષ બહારના પરસ્પર અથડાતા જટિલ અને ગોટાળામાં નાખનાર, તરત અંકુશમાં ન આવે એવા ઇતિહાસ સર્જિત તત્ત્વોની અથડામણના પ્રતિબિંબ રૂપ હોય છે.

જે૦પી૦માં આ બંને પ્રકારની લાગણીઓ હતી. કોઈ કોઈવાર એ ખૂબ ત્યાગ કરીને પોતાના સિદ્ધાન્તો મુજબ જીવવાનો પ્રયત્ન કરતા. છતાં મને લાગે છે કે ખરેખર આદર્શવાદીની સુસંગતતાની જે૦પી૦ને મન ભાગ્યે જ ઊંચી કિંમત હતી. એમની પાસે સિદ્ધાન્તોનો પ્રોક્રસ્ટીયન પલંગ નહોતો કે જેમાં બંધબેસતા કરવા સારુ તેઓ હકીકતોની કાપકૂપ કરતા હોય. એ તો પ્રશ્નો સાથે કુસ્તી કરતા. જેમ બાઈબલના જેકબે ફિરસ્તા સાથે આખી રાત કુસ્તી કરીને આખરે કહેલું, "હં, હવે તને ઓળખ્યો !'

એમની પહેલી પ્રતિક્રિયા તો મુક્તિ માટેના લડવૈયા તરીકેની જ થતી અને એને લીધે જ યોગ્ય અધિકારે તેઓ પીડિત લોકો સારુ એક બહુમૂલ્ય ખજાના સ્વરૂપ હતા. મુક્તિની માગ રાજનૈતિક વ્યાખ્યાનોમાં કેવી સહેલાઈથી લપસી જાય છે ! આ હું એવે ટાણે લખી રહ્યો છું કે જ્યારે પોલેંડમાં રાજનૈતિક સંકટ ઊભું થયું છે (દાન્સ્ક) અને એક આગળ પડતા રાજનૈતિક લેખક એમ વિચારે છે કે પોલેન્ડના મજૂરોને યુનિયન રચવા દેવા જેવા 'અમૂર્ત પ્રશ્નો' વિષે આટલી બધી લપ શા સારુ કરવામાં આવતી હશે ! પાછળથી જે૦પી૦ વધુ વિચારવાળા અને વધુ સંતુલાવાળી સ્થિતિ પર પહોંચતા, કારણ કે તેઓ સાંભળતા હતા.

તેઓ કહે છે : "ક્રાંતિનો આ વીંછુડો તો હું હાઈસ્કૂલમાં ભણતો તે દહાડાનો મને ડંખેલો. તે વખતે તેનું નામ હતું રાષ્ટ્રીય ક્રાંતિ, રાષ્ટ્રીય સ્વતંત્રતા." પાછલાં વર્ષોમાં એમણે લખ્યું : "વખત જતાં સ્વતંત્રતાનો અર્થ માત્ર પોતાના દેશની સ્વતંત્રતા એટલો જ ન રહ્યો, પણ મનુષ્યની સર્વત્ર અને સર્વ પ્રકારનાં બંધનોથી મુક્તિ. એવો થઈ ગયો, બલ્કે તેનાથીયે આગળ વધીને માનવીય વ્યક્તિત્વની સ્વતંત્રતા, વિચારની સ્વતંત્રતા. આત્માની સ્વતંત્રતા, એવો થઈ ગયો. આ સ્વતંત્રતા જીવનની એક નિષ્ઠા બની ગઈ છે. હું રોટલા ખાતર, સત્તા ખાતર, સુરક્ષા ખાતર, સમૃદ્ધિ ખાતર, રાજ્યની પ્રતિષ્ઠા ખાતર અથવા બીજી કોઈ પણ વસ્તુ ખાતર તેની સાથે કશીયે બાંધછોડ કરી શકું તેમ નથી."

કેટલાક મૂઢમતિના લોકોને જે ગૂંચવાડો દેખાતો હતો તે તો ખરું જોતાં એમનો પોતાનો હતો. એમને તો સીધા ને સટ જવાબો, નારાઓ, બધા રોગોની એક જ દવા જોઈતી હતી. કોઈ વિસંગતિ નહીં. કોઈ બેકાર નહીં. કેટલાક લોકો પોતાના વિરોધીઓને ઠોકવા માટે આ આક્ષેપનો દલીલની કે ટીકાની સોટી તરીકે ઉપયોગ કરતા. જે૦પી૦ ઘણી વાર ફરિયાદ કરતા કે એમના ટીકાકારો સરકારને એની મર્યાદામાં રહીને જે કરવા હું સૂચનો કરું છું તેની અને મને પોતાને અમલમાં મૂકવા સારુ જોઈતી તક મળવાની હોય તો હું કેમ કરું એ બે વચ્ચેનો ભેદ નથી સમજતા.

આ બધા આક્ષેપો છતાંય, અને એ આક્ષેપોમાં જેટલું તથ્ય હોય તે છતાંય, જે૦પી૦ સર્વોપરીપણે તો એક જોડનારા હતા. તેઓ સાવ ભિન્ન ભિન્ન (કેટલાક તો દાવો કરતા કે અતિ ભિન્ન) જૂથોને, શક્તિશાળી વ્યક્તિઓને અને સરકારને સુધ્ધાં પાસે લાવી શકયા હતા. આ સિદ્ધિ કાંઈ સંગઠનાત્મક ચાલાકીઓથી કે સુગમ વ્યૂહરચનાઓથી નહોતી થઈ. એકાત્મ્ય તો સૌથી પ્રથમ એમની કલ્પનામાં થતું, એમના મનમાં થતું, એમના આત્મામાં થતું. એમના જીવનનો એક ધ્રુવતારક હતો. એ વિષે કોણ શંકા કરી શકે કે એમના જીવનમાં એક શંકાતીત સ્પષ્ટ દિશા હતી ? એ દિશા હતી સર્વોદયની, સર્વના ઉદયની.

૧૯૭૫ના ઓગસ્ટની ૭ મી તારીખની એમની 'જેલ ડાયરી'ની નોંધ ભાવાના મનોહર શબ્દો તરીકે અમર રહેશે :

"સંપૂર્ણ ક્રાંતિ અબ નારા હૈ
ભાવિ ઇતિહાસ હમારા હૈ."

શું આ સૂત્ર હવે ઇતિહાસનો એક વ્યંગ બની રહેશે ? બધા જ 'જી હજૂરિયા', કાયર ને ખૂટલદિલો આજે આપણા પર હસતા હશે. કહેતા હશે, "મોટા નીકળી પડ્યા'તા આસમાનેથી તારા તોડી લાવવા. લો, હવે કેવા પડ્યા છો ઊંધે મોંએ ભોંય ચાટતા !" પણ દુનિયામાં જે કંઈ કર્યું છે તે આસમાનમાંથી તારા તોડી આણવાની ઝંખનાવાળાઓએ જ. ભલે ને પછી એ માટે એમણે પોતાના પ્રાણો વડે મૂલ ચૂકવવાં પડ્યાં હોય...

સંપૂર્ણ ક્રાંતિને ઠેકાણે આજે તો સંપૂર્ણ પ્રતિક્રાંતિનો ઘટાટોપ છાઈ રહ્યો છે. અત્યારે તો ઘુવડ ને શિયાળ જ સૌથી વધુ ગેલમાં દેખાય છે. ચારેકોરથી હુઆ...હુઆ...ને હૂ...હૂ... ના અવાજ કાને પડે છે. પણ કાળચક્ર તો ઘૂમતું જ રહે છે.

રાતનો અંધકાર ગમે તેટલો ગાઢ હો, પ્રભાતનાં કિરણ ફૂટ્યા વિના નહિ રહે...

૬ સપ્ટેમ્બર ૧૯૮૦
ઍને, પેન્સિલ્વેનિયા. ૧૯૩૧૯.

[ચાર્લ્સ વૉકર સંયુક્ત રાષ્ટ્ર અમેરિકામાં ગાંધી ઇન્સ્ટિટ્યૂટના નિર્દેશક છે. અહિંસક પગલાંના તેઓ એક અનુભવી સંગઠક અને પ્રશિક્ષક છે. ક્રાંતિકારી રાજનૈતિક કાર્યોમાં તથા સામાજિક ન્યાય અને શાંતિના અનેક આન્દોલનોમાં આગળ પડતા રહ્યા છે. —સં૦]

**૦ ચાર્લ્સ સી. વૉકર**

## સમાજવાદી જે૦પી૦: કોમી એખલાસના ખિદમતગાર

૧૯૩૪નો માર્ચ. સમય લગભગ રાતના નવ.

દાનાપુર કેંટ સ્ટેશનનું પ્લેટફૉર્મ. અપ એક્સપ્રેસ ગાડીનો ઇંટર ક્લાસ. એક અવાજ: 'બેનીપુરીજી, તમે આમાં જ છો?' અમે બધાએ એ અવાજ તરફ દૃષ્ટિ કરવી. બારીમાંથી અંદર ડોકાવતો એક મનોહર ચહેરો. હોઠ પર આછું સ્મિત. 'જી હા, અમે આમાં જ છીએ.' રામવૃક્ષ બેનીપુરીએ ઉત્તર આપ્યો. 'મફ઼ કરજો. પટના જંક્શન પર પહોંચ્યા ત્યારે ગાડી ઊપડી રહી હતી, એટલે હું પાછળના એક ડબ્બામાં ચઢી ગયો. તમને સૂવાની જગા તો મળી ગઈ છે ને?' હસમુખ ચહેરે બોલ્યો. 'જી હા, મળી ગઈ.' બેનીપુરીનો જવાબ. ડબ્બામાં અમે ચાર જણ હતા. એક સમ્મેલન સારુ અલ્લાહાબાદ જઈ રહ્યા હતા. અમે બધા પ્લૅટફૉર્મ પર ઊતરી આવ્યા. સસ્મિત-વદન ઇન્સાન એક ઊંચા એકવડા શરીરનો ધણી હતો. હશે ત્રીસ-બત્રીશ વરસનો, ફક્કડ઼ો. હલકા વાંકડિયા કાળા વાળ, સેંથી વચ્ચોવચ્ચ પાડેલી. વિશાળ ભાલ. ચમકતી આંખો પાંપણોમાંથી જોતી હતી. [illegible] રંગ, સ્પષ્ટ જડબાં. સરખા ઘાટની હડપચી. શરીરે સફેદ ખાદીનો કુરતો, પાયજામો કે ધોતી પહેરવાની. પગમાં કાબુલી સૅન્ડલ. એક સુંદર ફુટડો જુવાન.

અમે એ વ્યક્તિ તરફ આશ્ચર્યથી તાકતો જોઈને બેનીપુરીએ કહ્યું, 'જયપ્રકાશ'. પછી મારી તરફ આંગળી કરી જયપ્રકાશને કહ્યું, '[illegible]'

[illegible] જયપ્રકાશજી ન કહેવું—જે૦પી૦' મેં મનમાં [illegible] મેં ડિરૂવામાં [illegible]

અદામાં ઊઠ્યો. મારા મોંમાંથી નીકળ્યું, 'પ્રણામ'. પેલી બાજુથી 'આદાબ'. મારા દિલે કહ્યું—કલ્ચર!

જે૦પી૦ પણ અમારા ડબ્બામાં ચાલ્યા આવ્યા. બેનીપુરીએ પૂછ્યું, 'તમારો સામાન પણ આ ડબ્બામાં લઈ આવું? અહીં ગાડી ઘણી રોકાય છે.'

જે૦પી૦એ ડબ્બામાં આમતેમ નજર ફેરવી. નીચેની જગ્યે અને ઉપરની બંને સીટો પર બિસ્તરા પાથર્યા હતા. બોલ્યા, 'ના મને સૂવાની જગા મળી ગઈ છે'. પછી જરા વધુ સ્મિત કરીને કહ્યું, 'હું અહીં આવું તો તમારામાંથી કોઈકને તો ડિસ્પ્લેસ જ કરવો પડે ને!' કેટલો વિચારશીલ ઇન્સાન!

'આપનો વ્યવસાય શો છે?' જે૦પી૦એ મને પૂછ્યું. બીજાઓને કદાચ તેઓ પહેલેથી ઓળખતા હતા. હું ઉત્તર આપું તે પહેલાં જ અનીઉર્રહમાન જેઓ એક ઉર્દૂ સાપ્તાહિકના તંત્રી હતા, તેઓ બોલી ઊઠ્યા, 'યે નમક બના ન પાયે તો ચીની બનાને લગ ગયે'.

જે૦પી૦ સમજી ન શક્યા એટલે પ્રશ્નની મુદ્રામાં તે તરફ જોવા લાગ્યા. અઝીઝે સ્પષ્ટતા કરી, 'મીઠાના સત્યાગ્રહના દિવસોમાં એ બીમાર હતા, અને અત્યારે એક ખાંડની મિલમાં કેમિસ્ટ છે.' જે૦પી૦ મોકળે મને હસી પડ્યા. એ હાસ્યમાં બીજાઓ પણ સામેલ થયા અને હું જરા લજવાઈ ગયો

'તમે કયા કારખાનામાં છો?' જે૦પી૦એ પૂછ્યું.

મેં કહ્યું, 'મહારાજ ગંજ શુગર ફેક્ટરીમાં.'

'એ જ મહારાજ ગંજ ને જ્યાં ડોરંડાથી લાઈન જાય છે?'

મેં 'હા'માં જવાબ વાળ્યો.

'એ તો મારા સારણ જિલ્લામાં આવ્યું.' જે૦પી૦ જાણે સ્વગત જ બોલ્યા.

પછી થોડી વાર સુધી એ ખાંડ બનાવવાની વિધિ વિષે ખૂબ રસપૂર્વક પૂછતા રહ્યા અને હું જવાબ આપતો રહ્યો, પછી પોતે ખાંડના રાસાયનિક દ્રવ્યો, ફૉર્મ્યુલા અને પરિવર્તનો વિષે બોલવા લાગ્યા અને પૂછ્યું, 'કેમ બરાબર છે ને? હું ભૂલ્યો તો નથી ને? હું પણ એક જમાનામાં વિજ્ઞાનનો વિદ્યાર્થી હતો!'

મને નવાઈ લાગતી હતી કે આ રાજનીતિક અને માર્ક્સવાદી ખાંડ બનાવવાની રીતમાં આટલો રસ કેમ લે છે? સમજું છું કે આવું કરીને એ મારી લાજ મટાડવાનો અને ઘનિષ્ઠતા કેળવવાનો પ્રયાસ હતો. આ વ્યક્તિ ખૂબ વેગપૂર્વક મારા દિલના પોતા સારુ જગા બનાવી રહ્યો હતો.

બેનીપુરીએ કદાચ અનુભવ્યું હશે કે વાતચીતમાં બધાને રસ નહોતો પડતો. એટલે બોલ્યા, 'જી બિહાર સોશલિસ્ટ પાર્ટીના મંત્રી પણ છે.'

અહીંથી જાણે કે જે૦પી૦ની ચમકતી આંખો વધુ ચમકી ઊઠી.

‘ એ તો ઘણી ખુશીની વાત છે. ’ જે૦પી૦ બોલ્યા. પછી સમાજવાદ, માર્ક્સવાદ, સામ્યવાદ અને દેશની રાજનીતિ વિષે ઘણીવાર સુધી ચર્ચા ચાલતી રહી. જે૦પી૦એ કહ્યું કે તેઓ અખિલ ભારતીય સ્તર પર એક સોશલિસ્ટ સંમેલનનો વિચાર કરી રહ્યા હતા.

ગાડી મોગલસરાય સ્ટેશને ઊભી રહી. અર્ધીથી વધુ રાત વીતી ચૂકી હતી. જે૦પી૦ અમારાથી છૂટા પડ્યા અને ‘ અલ્લાહાબાદમાં ફરી મળીશું ’ કહી પોતાના ડબ્બા તરફ ચાલ્યા ગયા.

પછી ખબર પડી કે ધરતીકંપ રાહત કાર્ય અંગે તેઓ, પણ અલ્લાહાબાદ જ જઈ રહ્યા હતા.

આ હતી જે૦પી૦ સાથે મારી પહેલી મુલાકાત. અને આ પ્રથમ મિલનમાં જ મારા હૃદયમાં એમના પ્રત્યે શ્રદ્ધા પેદા કરી દીધી—એક સ્નેહભરી હસ્તી !

સવાર પડી. અલ્લાહાબાદ સ્ટેશને ગાડી પહોંચી. અમે સૌ ઊતરી પડ્યા. સ્ટેશન પર સંમેલનના કાર્યકર્તાઓ કેમ્પ નાંખીને હાજર હતા. અમે અમારા સામાન સાથે કેમ્પ તરફ ગયા. જોયું કે જે૦પી૦ ગાડીના પાછલા ભાગ તરફથી આવી રહ્યા છે. એ જ નિરંતરનું હળવું સ્મિત. હાથ ખાલી. સાથે કોઈ કુલી પણ નહોતો. અમારી પાસે આવીને થોભ્યા.

‘ આપનો સામાન ? ’ કોઈકે પૂછ્યું. તેઓ હસી પડ્યા. બોલ્યા, ‘ સામાન ? એ તો કોઈ લઈ ગયા. મુગલસરાયમાં ડબ્બામાં પહોંચ્યો ત્યારે સામાન ગાયબ હતો ! ’

‘ જી. આર. પી. ’ ને ખબર ન આપ્યા ? ’

‘ ના. ’ પછી જરા ગંભીર સ્વરમાં કહે. ‘ જે લઈ ગયો એને પણ કામ આવશે. ’

‘ કેવો મહાન છે આ શખ્સ ! ’ મારા મસ્તિષ્કમાં ગુંજ્યું.

‘ તમારી રહેવાની વ્યવસ્થા ક્યાં છે ? ’ અને એક સ્વયંસેવક તરફ જોયું. ‘ સ્વદેશી પ્રદર્શનમાં. ’ સ્વયંસેવક બોલ્યો. ત્યાં જ પ્રદર્શન પણ છે અને રહેવાની વ્યવસ્થા પણ છે.

‘ આપ ક્યાં જશો ? ’ મેં જે૦પી૦ને પૂછ્યું.

‘ આનંદ ભવન. ત્યાં જ એક અગત્યના કામે આવ્યો છું. ’

અમે સ્ટેશનેથી બહાર નીકળ્યા ત્યારે છાંટા પડતા હતા. રાતે કદાચ વરસાદ વધુ પડ્યો હશે. જ્યાં ત્યાં પાણી ભેગું થયેલું હતું.

એ જ દિવસે. સ્વદેશી પ્રદર્શનનું આંગણું. તંબુઓની હાર. ઝીણો ઝરમર મેહ ચાલુ હતો. દિવસે અગિયાર બારનો સમય હશે.

અમે એક તંબુમાં ખાટલે બેઠાં ગપ્પાં મારતાં હતા. જમીન પર ભેજ ઢાંકવા પરાળ પાથરેલી હતી. સંમેલન ત્રીજે પહોરે શરૂ થવાનું હતું. જોયું તો તંબુની સામે જે૦પી૦ ઊભા છે. હાથમાં છત્રી હતી. સાથે એક સ્વયંસેવક. અમે બધા ઊભા થઈ ગયા.

તંબુમાં આવી જે૦પી૦એ કહ્યું. ‘ થયું તમારા શા હાલ છે તે જોતો જાઉં. મજામાં છો ને ? ’ પછી સ્વયંસેવકને—‘ તકલીફ લીધી તે બદલ આભાર. ’ સ્વયંસેવક ચાલ્યો ગયો.

‘ અરે, અહીં તો ભેજ ઘણો છે ’ જે૦પી૦ બેસતાં બેસતાં બોલ્યા. તમને સૌને અહીં તકલીફ થશે. ક્યાંક બીજી સારી જગાએ રહેવાની વ્યવસ્થા થઈ શકે છે. શો વિચાર છે ? ’

‘ અહીં જ ઠીક છે ’ બેનીપુરી. ‘ સંમેલનનો પંડાલ પાસે જ છે. આ વરસાદમાં બહારથી જવા આવવામાં મુશ્કેલી પડશે. ’

હું જે૦પી૦ને નિહાળી રહ્યો હતો. તેઓ કપડાં બદલી ચૂક્યા હતા. સફેદ ધોતિયું અને ઝભ્ભો. ઊની કથ્થાઈ બંડી, ખભા પર એ જ રંગની ગરમ ચાદર. સામાન તો ખોવાઈ ગયો પછી...( મનમાં જ. )

જે૦પી૦એ તાડી લીધું. ‘ આ કપડાં ? એ તો પંડિતજીનાં છે. ’ કહીને હસવા લાગ્યા. કેટલું મુક્ત હાસ્ય ! કેટલો સરળ સ્વભાવ ! કોઈ આડંબર નહીં, કોઈ બનાવટ નહીં.

વાતો ચાલી રહી હતી. એટલામાં સંમેલનના કેટલાક આયોજકો આવ્યા અને સંમેલનમાં ભાગ લેવા જે૦પી૦ને આગ્રહ કર્યો.

જે૦પી૦એ એ જ સરળ રીતે જવાબ આપ્યો. ‘ ક્ષમા કરજો. આજે તો ફુરસદ નથી. કાલે સવારે પણ બેઠક છે ને ? તેમાં આવીશ. ’

એક આયોજકશ્રીએ ધન્યવાદ આપતાં કહ્યું, ‘ આપ જો સંમેલનને સંબોધો તો મોટી કૃપા થાય. ’

આ તો સાહિત્યિક સંમેલન છે. એમાં હું તે વળી શું બોલવાનો હતો, મોટા મોટા વિદ્વાનો આગળ ? ’

‘ નવજુવાન લેખકોને પ્રોત્સાહિત કરવા. બસ, બેચાર શબ્દો. ’

‘ મને તો માફ જ કરજો. ’ ખૂબ જ નમ્રતાથી બોલ્યા.

બીજે દિવસે સંમેલનનો પંડાલ. બેઠક શરૂ થયા પછી આશરે દશ પંદર મિનિટે જે૦પી૦ આવી ગયા. આયોજકોએ એમને તેડી જઈને મંચ પર બેસાડ્યા. એ વખતે એક ભાષણ ચાલી રહ્યું હતું. જે૦પી૦એ આમતેમ નજર ફેરવી. અમને સામે ખુરશી પર બેઠેલા જોયા. મંચ પરથી ઊતરીને પાસેની ખુરશી પર આવી બેઠા અને ધ્યાનથી ભાષણ સાંભળવા લાગ્યા. ભાષણ છાયાવાદના પક્ષમાં હતું.

થોડી વારે ભાષણ સમાપ્ત થયું. મંચ પરથી પ્રમુખશ્રીનો અવાજ આવ્યો : “હવે જયપ્રકાશ નારાયણ પોતાના વિચારો વ્યક્ત કરશે. સદ્ભાગ્યે તેઓ અહીં હાજર છે. એમનો પરિચય આપવાની કાંઈ ખાસ જરૂર નથી. તેઓ તમારી વચ્ચે આ જ શહેરમાં કોંગ્રેસના મહામંત્રી તરીકે રહી ચૂક્યા છે. એમ તો દેશના સૌ લોકો એમને સારી રીતે ઓળખે છે. ”

તાળીઓ.

મંચ પરથી – આવો, પધારો !

જે૦પી૦એ અમારી તરફ એવી રીતે જોયું કે જાણે એમને બલિવેદી પર બોલાવવામાં આવતા હોય ! ખૂબ સંકોચ સાથે ઊઠીને મંચ પર ગયા. માઈકને આંગળીથી ખખડાવ્યું. પછી સાહિત્યના પ્રવાહો વિશે પોતાના છેટા વિષે માફી માંગી ભાષણ

શરૂ કર્યું. સીધી સાદી સરળ અને શુદ્ધ ભાષા. અવાજમાં કશો ખાસ ઉતાર-ચઢાવ નહીં. જાણે કે નિશાળના વર્ગના વિદ્યાર્થીઓને ભણાવતા ન હોય! આશરે પંદરવીસ મિનિટ બોલીને પોતાની જગાએ આવીને બેઠા. તેમનું ભાષણ સાહિત્ય અને સમાજના સંબંધ વિષે હતું. શ્રોતાઓ ખૂબ પ્રભાવિત હોય એમ લાગ્યું. વચવચમાં અને છેવટે તાળીઓના ગડગડાટ એ વાત સૂચવતી હતી. એમની વિદ્વત્તાની પણ મારી પર ઘણી અસર પડી.

* *

૧૯૪૬માં બિહારમાં ભયંકર કોમી હુલ્લડો.

જે૦પી૦ બિહારમાં નહોતા. ખબર સાંભળતાં જ ભારતનો પ્રવાસ વચમાંથી મૂકીને પટના ચાલ્યા આવ્યા. પટનામાં હાજર એવા કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીના પોતાના સૌ સાથીઓને બોલાવ્યા. અમે એમનાં કદમકુઆંના નિવાસસ્થાને ભેગા થયા.

મેં પહેલી વાર એમના હોઠ પરનું એ ચિરંતન સ્મિત ગાયબ જોયું. ચહેરા પર કાંઈક અજબ શોકાકુલ ગંભીરતા દેખાઈ. લલાટ પર ચિંતાની ઊંડી કરચલીઓ હતી. એવું લાગ્યું કે જાણે તેઓ અચાનક પોતાની ઉમ્મરનાં ઘણાં વર્ષો વટાવી ગયા હોય. બંને હાથ પાછળ રાખીને બેચેનીમાં આંટાફેરા કરી રહ્યા હતા.

તેઓ એક ખુરશી પર ચૂપચાપ બેસી ગયા. લોકો હજી આવી રહ્યા હતા. થોડી વાર ગુમસૂમ બેઠા રહ્યા, પછી અમારી તરફ જોઈને ભરાયલે અવાજે બોલ્યા, 'બિહારના હિંદુઓને આ શું થઈ ગયું?'

પછી સૌ પાસે પરિસ્થિતિ અંગે માહિતી લેતા રહ્યા. મેં કહ્યું કે હવે આગ થોડી ઠરવા આવી છે.

'તમે લોકો શું કરી રહ્યા છો? પટનામાં બેઠાં શું કરો છો?' કાંઈક ખિન્ન સ્વરે પૂછ્યું.

બેનીપુરીએ અમારા સૌના પ્રવક્તાના રૂપમાં જવાબ આપ્યો, 'પાર્ટીના લગભગ સૌ કાર્યકરો હુલ્લડ રોકવાના કામમાં લાગેલા છે. ઘણા સાથીઓ હુલ્લડગ્રસ્ત ક્ષેત્રોમાં ગયા છે. કેટલાક હજી પાછાયે નથી આવ્યા.

'હુલ્લડ રોકવામાં તમારામાંથી કેટલાએ જાન આપ્યો, કેટલાએ ઘા સહ્યા?'

અમે બધા ચુપ!

એટલામાં જે૦પી૦ની નજર મારા પર પડી. 'રઝી સાહેબ, તમે કુશળ તો છો ને? તમારા ઘરનાં? ફાતમી સાહેબ (અહદ ફાતમી) ક્યાં છે? એમના સમાચાર?' એટલા બધા પ્રશ્નો એકી સાથે!

'જી, સૌ સારાંવાનાં છે. મારા ઘરનાં સૌએ અહીં જ પટના સિટિમાં હતાં, હવે ગર્દનીબાગમાં સગાંવહાલાંને ત્યાં આવી ગયાં છે. ફાતમી એને ઘેર જ છે અને શાંતિ જાળવવા પોતાના વિસ્તારમાં ફરે છે.'

'એમના રક્ષણની કાંઈ વ્યવસ્થા તમે લોકોએ કરી છે?' બીજાઓને સંબોધતાં પૂછ્યું.

કોઈએ કહ્યું, 'ચિંતા કરવા જેવું નથી. ફાતમી સાહેબ પોતાના વિસ્તારમાં ખૂબ લોકપ્રિય છે અને આસપાસની વસ્તીના લોકો એમની સાથે ફરી રહ્યા છે. એમના ગામના રક્ષણ સારુ પણ એ જ લોકો દેખરેખ રાખે છે. હું કાલે જ ત્યાંથી આવ્યો છું. ફાતમી સાહેબ અને એમના સાથીઓના પ્રયત્નને લીધે એ વિસ્તારમાં કોઈ અપ્રિય બનાવ નથી બન્યો.

'પટનામાં પણ હુલ્લડ થયાં કે?'

'હજી સુધી તો પટના બચ્યું છે.' મેં ઉત્તર આપ્યો.

'પટના સિટિમાં માત્ર એક ડોસાનું ખૂન થયું છે. વાતાવરણ તંગ છે, ખાસ કરીને પટના સિટિ વિસ્તારમાં લોકો ભયભીત છે અને મુસલમાનોના મોટા મોટા મહોલ્લાઓમાં શરણ લે છે. પટનાની આસપાસનાં ગામોમાં બનાવો બન્યા છે, ખાસ કરીને મસૌઢી અને તે ચોકીનાં ઘણાં ગામોમાં જાનમાલનું ઘણું નુકસાન થયું છે.'

બેનીપુરીએ કહ્યું, 'રઝી જાતે એ વિસ્તારમાં ચાર પાંચ દિવસ ફરી કાલે જ પાછા ફર્યા છે.'

જે૦પી૦એ મને ત્યાંની વિસ્તૃત માહિતી આપવા કહ્યું. મસૌઢીમાં પહેલાં કેવી ખોટી અફવા અને ગેરસમજૂતીને કારણે હુલ્લડ થયું, બચ્ચાં ઓરત મરદ સૌ મળીને સિત્તેર જણા માર્યા ગયાં, જેમની લાશો મળી છે તે કહ્યું. મેં એ પણ કહ્યું કે ત્યાં હુલ્લડની ધધકતી આગ કેવી અચાનક ઓલવાઈ ગઈ. જાણે કે વીજળીનું બટન ઑફ કરી દીધું ન હોય! બન્યું એમ કે એક સાધુબાવાની કુટીમાં ૭ ઓરતો અને બાળકોએ રક્ષણ લીધું. સાધુબાવાએ એમને લઈને અંદરથી દરવાજો બંધ કરી દીધો. હુલ્લડખોરોને ખબર પડી ગઈ. એમણે કુટી પર હુમલો કર્યો અને નિરાશ્રિતોને બહાર કાઢવાની માંગ કરી. સાધુબાવાએ સાફ ઈન્કાર કર્યો. ભીડે આગ ચાંપી દેવાની ધમકી આપી. તોયે સાધુબાવાએ શરણે આવેલાંઓને એમને હવાલે ન કર્યાં. અને કહ્યું, 'ચાંપી દો આગ. હું પણ એમની સાથે જ બળી મરીશ. થયું પણ એમ જ. કુટી બાળી નાખવામાં આવી અને સાધુબાવા પણ એ બધાંની સાથે બળી મૂઆ. આ ખબર વીજળીની જેમ ફેલાઈ ગઈ અને હુલ્લડ એકાએક અટકી ગયું. જાણે કોઈકે બ્રેક લગાવી દીધી હોય! સાધુબાવા ઘણા લોકપ્રિય હતા.

એમ લાગ્યું કે આ સાંભળીને જે૦પી૦ના ચહેરા પર જાણે કે સંતોષની એક લહેર પસાર થઈ ગઈ. બોલ્યા—'એમ લાગે છે કે ઇન્સાનિયત હજી ક્યાંક ક્યાંક જીવતી છે.'

થોડી ક્ષણોમાં જ એમણે નિર્ણય લઈ લીધો. 'હું આવતી કાલથી હુલ્લડગ્રસ્ત વિસ્તારોમાં ફરીશ'. પછી પૂછ્યું, 'કયા કયા વિસ્તારોમાં સૌથી વધુ ઉપદ્રવ છે?' જવાબ મળ્યો કે પટના જિલ્લાનો હિલસા વિસ્તાર, મુંગેર જિલ્લાનો લખીસરાય, તારાપુર વગેરે વિસ્તારો.

‘ હું પહેલાં ત્યાં જ જઈશ. ’

મેં કહ્યું, ‘ હું યે સાથે આવીશ. ’

‘ તમે ન આવો એ ઠીક છે. તમે મસૌઢીનું જે વર્ણન કર્યું તે ઉપરથી હું એ અટકળ કરી શકું છું કે માણસની હેવાનિયતની તમારી પર શી અસર થઈ હશે. તમારા મન પર વધુ બોજો ન નાખો.’

મેં સતત આગ્રહ કર્યો ત્યારે સાથે લઈ જવા રાજી થયા. સાથે જનારાની યાદી બની. એકંદરે અગિયાર જણ થયા. વાહનની વ્યવસ્થાની જવાબદારી પણ સાથીને સોંપવામાં આવી.

અનુગ્રહબાબુ તે વખતે બિહારના મુખ્યપ્રધાન હતા. એમને ખબર મળતાં એક જીપ અને એક નાની બસની વ્યવસ્થા કરી આપી. એ તો પોલીસના કેટલાક હથિયારધારી જવાનોને પણ સાથે આપવા માગતા હતા, પણ જે૦પી૦એ ના પાડી દીધી.

બીજે દિવસે સવારે દસ વાગે નીકળ્યા. પટનાથી ફતુહા જતાં રસ્તે જેઠુલી ગામ આવ્યું. આ એકલા મુસલમાનોનું જ ગામ હતું. પણ ગામ બિલકુલ સૂનું પડ્યું હતું. કેટલાંક કૂતરાં, મરઘીઓ અને બકરીઓ આમતેમ રખડી રહ્યાં હતાં. મકાનો બળી ગયાં હતાં અને કેટલાંક ઘરોથી તો તે સમય સુધી ધુમાડા નીકળી રહ્યા હતા. જે૦પી૦એ જીપ થોભાવી. જીપની આગલી સીટ પર જે૦પી૦ સાથે હું હતો. મેં કહ્યું, ‘ અહીં તો કોઈ દેખાતું નથી. વાત કોની સાથે કરશો ? ’ તેઓ બોલ્યા, ‘ ઊતરો, જોઈ તો લઈએ.’

ગામની વચ્ચેથી ખૂબ સાંકડી સડક પસાર થતી હતી. અમે બધા ઊતર્યા. બસમાંથી પણ બીજા સાથીઓ ઊતરી આવ્યા. સડકની બંને બાજુએ બળેલા કે ધૂમાતા મકાનોને જોતાં અમે જરા આગળ વધ્યા હોઈશું કે ડાબી બાજુની મસ્જિદ તરફથી એક જઈફ માણસ નીકળ્યા. સફેદ દાઢી, કમ્મર ઝૂકેલી. જે૦પી૦એ એમને પાસે બોલાવી પૂછ્યું, ‘ આપ અહીં જ રહો છો ? ’

બહુ ક્ષીણ અવાજમાં જવાબ મળ્યો, ‘ જી હા. આ જ મસ્જિદમાં મુઅજ્જિન છું.’

‘ આપનું નામ શું છે ? ’

‘ અબ્દુલ્લા. ’

‘ ગામના લોકો ક્યાં ગયા ? ’

‘ ખબર નથી. સૌ ઘર છોડીને ક્યાંક ભાગી ગયા છે. ’

‘ કોઈનો જાન ગયો ? ’

‘ ના, હજૂર. હુલ્લડખોરોના આવતાં પહેલાં જ લોકો ભાગી ચૂક્યા હતા. ’

‘ આપ કેમ ન ભાગ્યા ? ’

‘ હું મસ્જિદની ખિદમત કરું છું. હું ભાગી જાત તો ખુદાના આ ઘરમાં ચિરાગ કોણ જલાવત ? ’ અમારામાંથી કોઈકે પૂછ્યું, ‘ તે તમને મારી નાખત તો ? ’

જવાબ : અલ્લાહની મરજી.

જે૦પી૦એ પાછો સવાલ પૂછ્યો : ‘ મસ્જિદ પર પણ હુમલો થયો હતો કે ? ’

‘ જી ના. એ લોકો તો લૂટવા આવ્યા હતા. મસ્જિદમાં લૂટવા જેવું શું હતું ? ’

‘ હુમલો ક્યારે થયો ? ’

‘ ચાર દિન પહેલાં. ’

‘ તમારા ખાવાપીવાની શી સગવડ છે ? ’

‘ અલ્લાહ માલિક છે. ’

જે૦પી૦ની આંખો છલકાઈ આવી. એમણે મુઅજ્જિનના અવાજ પરથી પારખી લીધું કે તેઓ ભૂખ્યા હતા. પટના સિટિથી ત્યાંના કેટલાક લોકોએ ગાડી થોભાવીને ખાવાની ચીજો અને ફળ બળજબરીથી સાથે આપી દીધાં હતાં. જે૦પી૦એ એ બધી વસ્તુઓ ઘરડા મુઅજ્જિનને અપાવી દીધી. એમણે પહેલાં તો લેવાની ના પાડી. પણ જે૦પી૦એ આગ્રહ કર્યો ત્યારે ‘ ખુદા આપ લોગોં કો સલામત રખે ’ કહીને લઈ લીધી. જે૦પી૦ કાંઈક પૈસા પણ આપવા માગતા હતા પણ બુઢ્ઢાએ ન લીધા. અને કહ્યું કે પૈસાનું શું કરું ? દુકાનદાર તો ચાલ્યા ગયા અને દુકાનો બળી ગઈ.

અમે ત્યાંથી નીકળી પડ્યા. સાંજ પહેલાં તેલહાડા ગામે પહોંચ્યું હતું. તે હિલ્સા પોલીસ ચોકી હેઠળનું મુસલમાનોનું એક મોટું ગામ હતું. ત્રણ–ચાર હજારની વસ્તી હશે. ખબર એવી મળી હતી કે પૂરું ગામ તબાહ થયું છે અને એક પણ માણસ જીવતો નથી બચ્યો.

તેલહાડા જતાં રસ્તે એક મજાનો બનાવ બન્યો.

ફતુહાથી ઇસ્લામપુર સુધી નાની (નેરો) રેલવે લાઈનની સાથે સાંકડી પણ પાકી સડક જાય છે. સડક પર ઠેર ઠેર નદી નાળાંઓના કોઝવે હતા, જેની ઉપર પથ્થરની ઈંટો બિછાવેલી હતી. અમે ફતુહાથી બે ત્રણ માઈલ આગળ ગયા હોઈશું ત્યાં પાછળથી રેલ ગાડી એના પાટા પર આવી. પાટા પર તો પુલ હતો, પણ સડક કોઝવે પર થઈને જતી હતી. ગાડી અમારી જીપથી આગળ નીકળી. ડ્રાઈવર સાહેબને ગાડી સાથે હોડ બકવાનું સૂઝ્યું. ઝડપ વધારી દીધી. આ બાજુ એન્જિન ડ્રાઈવરે પણ ઝડપ વધારી. જીપ અને ટ્રેન લગભગ સાથે સાથે જ ઝડપભેર ચાલી રહી હતી. ગાડી પુલ પર અને જીપ કોઝવે પર. જે૦પી૦એ ડ્રાઈવરને વેગ ઘટાડવા કહ્યું પણ એણે ન માન્યું. નવજુવાન હતો અને કદાચ તોરી પણ હશે. કોઝવે પર પથ્થરની કેટલીક ઈંટો ઊખડેલી હતી. ડ્રાઈવર સંભાળી ન શક્યો અને જીપ તે બાજુની ઈંટો પર ચઢીને ઊછળીને પાસેના ખાડામાં પડી. ખાડામાં પાણી હતું; પણ ઊંડું નહીં. જીપ આડી પડીને પાણીમાં થોભી ગઈ. ખેર એ હતી કે જીપનું હુડ ખોલી નાખવામાં આવ્યું હતું. ડ્રાઈવર સિવાય અમે ચાર જણ જીપમાં હતા. કોણ જાણે શી રીતે અમે સૌએ જોયું કે

અમે બધાં આડી પડેલી જીપમાં ઊભા છીએ, કમ્મર સુધીના પાણીમાં.

જીપને પાણીમાં ગબડતી જોઈને એન્જિન ડ્રાઇવરે ગાડી રોકી લીધી અને એમાંથી મુસાફરો ઊતરીને અમારી તરફ દોડ્યા. ત્યાં સુધીમાં પાછળથી આવતી જીપ પણ રોકાઈ અને એમાંથી પણ લોકો દોડ્યા. ગમે તેમ કરીને અમે સડક પર આવ્યા. જે૦પી૦ની ચપ્પલ પાણી પર તરતી હતી. જીપનું પેટ્રોલ પણ પાણીમાં તરતું દેખાતું હતું. આ જોઈને અમે બધાં હસવા લાગ્યા. પણ જે૦પી૦ના હોઠ પર હળવું સ્મિત પણ નહોતું. જાણે કે એ ક્યાંક ખોવાઈ ન ગયા હોય. મને ખાતરી છે કે સાધારણ પરિસ્થિતિમાં તેઓ પણ સ્વાભાવિક રીતે જ હસી પડ્યા હોત. પણ એ સમયે એ હાસ્ય કોણ જાણે ક્યાં લુપ્ત થઈ ગયું હતું? આ આખા પ્રવાસમાં મેં એમને એક વાર હસતા કે મરકતા ન જોયા. કેટલી ઘેરી અસર હતી એમની ઉપર!

ગાડીના મુસાફરો જે૦પી૦ની ચપ્પલ પાણીમાંથી કાઢી લાવ્યા અને જીપને પણ સડક પર લાવીને ઊભી રાખી. અમને લાગતું હતું કે જીપ છોડવી પડશે અને હવે પછીની મુસાફરી બસમાં જ કરવી પડશે. પણ ભલું થજો જીપના શોધનારનું કે મુસાફરોએ થોડા ધક્કા માર્યા અને એના સાઇલેન્સરે છીંકાછીંક કરીને પાણી બહાર કાઢી નાખ્યું. એન્જિન સ્ટાર્ટ થઈ ગયું. જીપને જ્યારે ધક્કો મારવામાં આવી રહ્યો હતો ત્યારે અમે સૌ ચૂપચાપ ઊભા તમાશો જોતા હતા, પણ જે૦પી૦ ઝડપથી દોડીને ધક્કો દેનારામાં ભળી ચૂક્યા હતા. અમે સૌ શરમના માર્યા જમીનમાં દટાઈ ગયા. એમની અને અમારી ઇચ્છાનિરપેક્ષ પ્રતિક્રિયા (રિફ્લેક્સ એક્શન) માં?

તેલહાડા ગામ બે ભાગમાં વહેંચાયલું હતું. અસલ તેલહાડામાં મુસલમાનોની વસ્તી હતી અને લગભગ અર્ધો ફર્લાંગ પર એનું ફળિયું હતું, જે વધીને ખુદ એક ગામ બની ચૂક્યું હતું. ત્યાં ફક્ત હિંદુ વસ્તી હતી. રસ્તે પહેલાં ફળિયું આવતું હતું. અમે ત્યાં પહોંચ્યા ત્યારે અંધારું થઈ ચૂક્યું હતું. વસ્તીની બહાર સશસ્ત્ર પોલીસની છાવણી મળી. પોલીસનો એક જવાન અમને લોકોને ફાનસના પ્રકાશમાં ફળિયાના એક પાકા મકાનના વરંડા પર લઈ ગયો. ઘર કોઈ સુખી ખેડૂતનું જણાયું. ત્યાં એક ઘરડો માણસ મળ્યો. પોલીસના જવાને અમારી ઓળખાણ આપી. જયપ્રકાશ નામ સાંભળતાં જ વૃદ્ધ ઊભો થઈ ગયો. ઔપચારિકતાઓ પછી અમને સૌને બે પાટ અને એક પલંગડી પર બેસાડ્યા. જે૦પી૦એ કહ્યું કે હું હુલ્લડગ્રસ્ત ગામમાં જઈશ. 'ત્યાં તો કોઈ નથી. જઈને શું કરશો?' વૃદ્ધે એવી રીતે કહ્યું કે જાણે કે જે૦પી૦ ત્યાં જાય એમ ઇચ્છતા ન હોય.

'હું મારી આંખે જોવા માગું છું.' જે૦પી૦એ ગંભીર સ્વરે કહ્યું.

'ત્યાં તો બિલકુલ અંધારું છે, સરકાર!'

'સિપાઈજી પાસે ફાનસ અને અમારી પાસે ટોર્ચ પણ છે.' વૃદ્ધે સમજી લીધું કે આ માનવાના નથી. એણે કોઈનું નામ લઈને બૂમ મારી. ઘરની અંદરથી બે જુવાન નીકળ્યા. પહેલાં તો એ અમને જોઈને નવાઈ પામ્યા. પણ વૃદ્ધે જ્યારે ઓળખાણ આપી ત્યારે બંનેએ જે૦પી૦ને પ્રણામ કર્યા.

'જાઓ, ફાનસ લઈને જયપ્રકાશ બાબુને મિયાંઘરના દેખાડો.' એ સાંભળીને કાંઈક સંકોચમાં પડ્યા, પણ પછી એક જુવાન ગયો ને ફાનસ લઈ આવ્યો.

અમે બધા ઊભા થઈ ગયા. જે૦પી૦એ જુવાનોને કહ્યું, 'તમારે બંનેએ આવવાની જરૂર નથી, સિપાઈજી દેખાડશે.' પછી સિપાઈને પૂછ્યું, 'તમે તો ગામ જોયું છે ને?'

સિપાઈએ એટેન્શનમાં આવીને જવાબ આપ્યો, જી હા, હજૂર. હું બે દિવસથી ગામમાં છું. જે૦પી૦એ આ વખતે જરા સખ્તાઈ કરીને મને જતાં રોકયો. મારે રોકાઈ જવું પડ્યું.

બીજું ફાનસ લઈને બધા ગામ તરફ ચાલ્યા ગયા. હું ત્યાં જ બેઠો રહ્યો. બંને જુવાનિયાઓએ એક મોટી શેતરંજી લાવીને ઓશરી પર પાથરી દીધી. વૃદ્ધે એમને કાંઈક કહ્યું ને એ ચાલ્યા ગયા. થોડી વાર પછી બીજા લોકો આવીને શેતરંજી પર બેસવા લાગ્યા. જે૦પી૦ના પાછા આવતાં પહેલાં જ વીસ પચ્ચીસ લોકો એકઠા થઈ ચૂક્યા હતા.

લગભગ કલાકેક પછી જે૦પી૦ પાછા આવ્યા. ફાનસના આછા અજવાળામાં મેં જોયું તો એમની આંખોમાંથી આંસુ નીકળતાં હતાં, જેને એ રૂમાલથી વારંવાર લૂછતા હતા. અને વારંવાર ગળતું નાક સાફ કરતા હતા. આવીને ચૂપચાપ શેતરંજી પર બેસી ગયા. જ્યારે આંસુ જરા અટક્યાં ત્યારે બોલ્યા, 'હવે જવું જોઈએ.'

વૃદ્ધે કહ્યું, 'ગામના લોકો આપનું ભાષણ સાંભળવા આવ્યા છે. બે બોલ કહેતા જાઓ.'

'મારે કાંઈ નથી કહેવું. તમે લોકોએ અહીં જે રક્તપાત કર્યો છે તે પછી મારી કનેથી શું શાબાશી લેવી છે?' પછી અચાનક કાંઈક વિચાર કરતા ઊભા થઈ ગયા અને બોલ્યા, 'તમે લોકોએ ભારતમાતાના વદન પર કલંક લગાડ્યું છે. હું હમણાં જ મારી આંખો વડે તમારી બર્બરતા જોઈને ચાલ્યો આવું છું. મેં મારા જીવનમાં આવું ભયંકર દૃશ્ય કદી નહોતું જોયું. તમે પણ કદાચ નહીં જોયું હોય. આ લોકો સદાકાળ તમારી સાથે રહેતા આવ્યા હતા. જેને તમે કદાચ કાલ સુધી કાકા, મામા, ભાઈ, બેટા, બેટી કહેતાં હશો, તેમને તમે કાપી નાખ્યાં. આ નિર્દોષ, હથિયાર વિનાનાં બચ્ચાં, બુઢ્ઢા ઔરત મરદો પર તમારા હાથ શી રીતે ઊપડ્યા? આ તે કેવું ગાંડપણ તમારે માથે સવાર થયું કે તમે એકાએક માણસમાંથી જાનવર, માનવમાંથી દાનવ બની ગયા? મને સિપાઈજીએ કહ્યું કે ગામમાં એકેય મુસલમાન જીવતો નથી રહ્યો. બુઢ્ઢા, જુવાન,

વધુ વધશે. મેં કહ્યું, 'છોડો, જવા દો.' બોલ્યા, 'મેં કેમ ભૂલ કહ્યું છે, એ મારી ભૂલ હતી. મારે એમ નહોતું કહેવું જોઈતું. હું એની માફી માગીશ.' મેં કહ્યું, 'એણે સાંભળ્યું પણ નહીં હોય. પણ જે૦પી૦ ન માન્યા. જીપ રોકાવી ઊતરી પડ્યા. વાન આવતી દેખાઈ. જે૦પી૦એ હાથના ઈશારાથી એને રોકવા ઇચ્છ્યું, પણ કોણ જાણે વાનવાળો શું યે સમજ્યો તે રોકવાને બદલે વેગ વધારીને નીકળી ગયો.

છેલ્લી મુલાકાત.

૫ મી ઑક્ટોબર ૧૯૭૯ની સાંજ.

આઠમી ઑક્ટોબરના સવારના પહોરમાં જ રેડિયો પર પ્રે... લેતા સમાચાર સાંભળ્યા—જે૦પી૦ હવે નથી.

જે૦પી૦ નથી.

જૂઝ ગયા વહ મતવાલા સચ્ચાઈ કા રખવાલા !

બુઝાઈ ગઈ એ જ્વાલા જે દરેક પતંગિયાનું લક્ષ હતી. જ્વાલા બુઝાઈ ગઈ, પણ કેવી અદ્ભુત જ્વાલા ! કેવો નિરાળો પ્રકાશપુંજ, જે લુપ્ત થઈને પણ પ્રકાશ આપે છે. પ્રકાશપુંજ નથી, પણ રોશની બાકી છે—રાહ દેખાડતી. ચાલવાનું છે આ જ રોશનીમાં, આ જ પ્રકાશમાં—જયપ્રકાશ !

૦ સ. હ. રબ્બી



જયપ્રકાશજી અમારા હતા એમ કહેવામાં અમેરિકા ગર્વ અનુભવશે. એમના મૃત્યુથી ભારતને તો ખોટ પડી જ છે, દુનિયા આખીને પણ ખોટ પડી છે.

રાષ્ટ્રપતિ સંજીવ રેડ્ડી જોગ શોક સંદેશમાં શ્રી કાર્ટરે કહ્યું : જયપ્રકાશ નારાયણના મૃત્યુના સમાચાર જાણી મને ઊંડું દુઃખ થયું છે. જે૦પી૦ એક મહાન અને સજ્જન વ્યક્તિ હતા. દુનિયા જેની કદર બૂજે છે એવી એક આગવી ગાંધીવાદી વિશેષતા એમનામાં હતી. દુનિયાને પાકી ખાતરી થવી બાકી છે કે શક્તિ નૈતિકતામાંથી પેદા થાય છે, અને કાયમી પરિવર્તન માત્ર શાંતિપૂર્ણ ક્રાંતિમાંથી જ આવે છે તથા સરકારો પોતાની સત્તા જનતા પાસેથી જ પ્રાપ્ત કરે છે.

જે૦પી૦ પચાસ વર્ષ અગાઉ અમેરિકામાં રહીને ભણ્યા હતા છતાં આજે પણ અમે એમને અમારા કહેવામાં ગર્વ અનુભવીએ છીએ. છેલ્લે ૧૯૭૭માં એ અમેરિકા આવ્યા ત્યારે અમેરિકાને પોતાનું બીજું ઘર કહીને એમણે અમને ગૌરવાન્વિત કર્યા હતા.

રાષ્ટ્રપતિ કાર્ટર

ગુચ્છ ત્રણ

# ઘર આંગણે

## અજબ આત્મીયતા

જયપ્રકાશજી વિશે લખું તો શું લખું ?

જેમની વાત લખવા જતાં આપણી વાત લખાઈ જાય તેવું વિલીન થઈ જનારું અને બીજાનું ગૌરવ વધારી આપનારું વ્યક્તિત્વ એટલે જે૰પી૰.

"દીદી"ની માંદગી અંગેના કિસ્સાથી પ્રારંભ કરું.

'દીદીને શું થયું છે ? તપાસ થઈ ? ડૉકટરે શું કહ્યું ?' એકીસાથે ત્રણ પ્રશ્નો મેં જે૰પી૰ને પૂછી લીધા. આ પ્રશ્નો અંગેનો જે૰પી૰નો પ્રતિભાવ જે હતો તે અવર્ણનીય જ કહેવો જોઈએ. તેમનો મુખ્ય ભાવ એક ગુનેગારનો હતો. મેં તેમને પકડી પાડ્યા હોય તેવા ભાવથી જવાબ આપતા મને લાગ્યા. 'દીદી'નો મારા પર વિશેષ પ્રેમ છે તેવો સ્વીકાર તેમણે કરેલો જ હતો. પણ આ પ્રશ્નોના જવાબમાં તો હું દીદીના ભાઈ તરીકે બનેવીનો ખુલાસો માંગતો હોઉં તેવા મુજરીમ તે જે૰પી૰ ! પોણો કલાકનો જવાબ એક વિસ્તૃત ખુલાસો હતો. સાંભળનાર તરીકે મારી ખરી કસોટી થઈ. ક્યાં આ પ્રશ્નો મેં જે૰પી૰ને પૂછીને પજવ્યા. એમણે મને બે ચાર વાક્યોમાં નિશ્ચિંત કરી દીધો હોત તો હું કાંઈ ન માનત ?, પણ જવાબ આપનાર કોઈ જુદી ધરતીનો માણસ હતો. દિલ્હીમાં અને મુંબઈમાં બેય ઠેકાણે જે તપાસ થઈ, દરેક ઠેકાણે ડાક્ટરે શું કહ્યું, દવાખાને ગયાં ત્યારે શું શું થયું, કોણ કોણ ડાક્ટરો હાજર હતા, કેવા કેવા અનુભવ તેમ જ યોજના ધરાવતા હતા, શી શી તપાસ થઈ, પછી શો રિપોર્ટ આવ્યો અને ત્યાર પછી કેવી ચકાસણી ને વળી પાછા રિપોર્ટ. દીદીએ શું શું કહ્યું, શું શું પૂછ્યું, જે૰પી૰એ પોતે શું શું જાણ્યા તેમ જ સમજવા પ્રયત્ન કર્યા…' બનેવી અમારા '— "મારાથી બનતુ બધું કર્યું છે અને કરીશ. સંપૂર્ણ કાળજી તમારાં દીદીની રાખવાની મહેનત સતત કરું છું" એવું સમાધાન કરાવવાના પ્રયત્નમાં મંડી પડ્યા ! ૧૯૭૧ ના સપ્ટેમ્બરની આ વાત. તે વખતે કેન્સરનું નિદાન નહીં થયેલું, દીદીને કંઈ નથી એટલી જ વાત જે૰પી૰ કહી શક્યા હોત. પણ એમને તો મને સમાધાન કરાવવાનું માથે લીધું. વળી કેન્સર નથી—એ તો અફવા છે તે વાત મને સમજાવવાની હતી. પોતે ડોક્ટરોની—શ્રેષ્ઠતમ ડોક્ટરોની સલાહ પ્રમાણે જ વર્તી રહ્યા છે તે વાત સિદ્ધ કરવા લાગ્યા. જે૰પી૰ને માટે આટલું બધું બોલવાની, કહેવાની, ખુલાસો કરવાની મેં પરિસ્થિતિ સર્જી તેનો પસ્તાવો થવા લાગ્યો. બે વાર ગોઠણેથી મારો પગ પકડી પકડીને ( મોટરમાં સાથે બેઠા હતા તેથી સહેજે તેમનો હાથ ત્યાં પહોંચી જતો ) "અબ કોઈ સંદેહ નહીં રહા હૈ ! ઐસે હી ડોક્ટરો કે મન મેં શંકા ઊઠી થી ઔર બાત ફૈલ ગઈ ! કોઈ ડર નહીં હૈ !"

આ જે૰પી૰.

તમે તેમની વાત બરોબર સમજી લો તે માટે તંતોતંત સમજાવવા અને સિલસિલાબંધ બધું યાદ કરવા, કરાવવામાં જે તેઓ

પ્રયત્ન કરતા તેથી તો આભા જ બની જવાય. 'શા માટે આટલું વિસ્તારથી કહેવું? આ કોણ? એને તો બે વાક્યમાં પતાવી દેવાય.' એવો ભાવ જે૦પી૦ દ્વારા ક્યારેય કોઈનેય માટે વ્યક્ત થતો મેં જોયો નથી. જે૦પી૦ની ભૂમિકા એક જ, અને આગ્રહ-પૂર્વક તે રહી કે પ્રશ્ન પુછાયો તો તેનો આપણી સમજનો પૂરો જવાબ આપવો તે આપણી ફરજ છે.

સુપ્રિમ કોર્ટના જજોની નિમણૂકના વિવાદ પછી પાર્લામેન્ટના કોંગ્રેસી સભ્યોને ઉદ્દેશીને જે૦પી૦એ પત્ર લખેલો. પ્રથમ પાંચ ફકરામાં ભૂમિકા બાંધી હતી જેમાં મુખ્યત્વે જે૦પી૦ની રાષ્ટ્રને સંગીન બનાવવાની મથામણોની વિગતો આપી હતી. મેં કહ્યું, 'આ બહુ લંબાણ છે. તમે જે૦પી૦, દુનિયા તમને ઓળખે. તમે રાષ્ટ્રની ચિંતા કરતા રહ્યા છો તેવું બધું, આટલું લાંબું, આ કોંગ્રેસીઓને લખવાને કોઈ કારણ નથી. તમે કેમ જાણે વિનવણી કરતા હો તેવો ભાવ આવી જાય છે. આપણે તો પ્રસંગના ગાંભીર્ય તરફ અને બંધારણીય સ્થિતિ તરફ તેમનું ધ્યાન ખેંચવા માગીએ છીએ. તેમાં આ પાંચ ફકરાનો વિસ્તાર કાઢી નાખીએ તો?' આ વિચાર ત્યાં હાજર રહેલા સૌ કોઈનો છે (સાથીઓનો) તેમ જે૦પી૦ સમજી ચૂક્યા હતા. "યહ જે૦પી૦કા પત્ર હૈ! જે૦પી૦ ઐસે હી લિખતા હૈ!" તમે લખો તો કદાચ એ પાંચ ફકરા ન હોય પણ હું તો વિનંતિ જ કરીશ અને મારી ભૂમિકા, મારી રાષ્ટ્ર માટેની ખેવનાની વાત રજૂ કરવાની ફરજ હું છોડવા માંગતો નથી.

આ જે૦પી૦.

સામાને માટેનું આદરબિંદુ તે અત્યંત ઊંચું. પૂરા દિલથી વિનંતિ કરવી કે મારા સાથીઓ, મિત્રો, આવું કરવા જેવું નથી. હું મારી બધી શક્તિ અને તમામ લાગણીથી સમજાવવા ઇચ્છું છું કે ગેરમાર્ગે ન દોરવાઓ. ન દોરવાઓ!

ઇન્દિરાજી સાથેની વ્યવહારની ભૂમિકા તો આથીય નિકટની હતી. અંગત વાતોમાં 'ઇન્દુ' ઇન્દિરાજીને કહી દેતા. અને બાપ કરતાં બમણા વહાલથી બોલાવતા હોય તેવો ભાવ 'ઇન્દુ' ઉચ્ચારણમાં મને સંભળાયો છે. તેથી જ તો "ઇન્દુ-એ આવું કર્યું? મને જેલમાં પૂર્યો?" એ વાતનો આઘાત તેમને માટે કારમો હતો. એમને તે વાત ગળે જ ઊતરતી ન હતી. અત્યંત કોમળ હૃદયના જે૦પી૦ શા માટે લડાઈઓ લડવા નીકળતા હશે? એમ પ્રશ્ન થઈ જાય. તેઓ લડે તે તો પૂરા સામર્થ્યથી પણ પ્રેમની લાગણી છોડી જ ન શકે. ખૂબ લાગણીના ઊભરા આવે અને દુઃખી થાય. નવેમ્બરની ર૬મી ૧૯૭૫ને દિવસે જે૦પી૦ જસલોક પહોંચ્યા. ત્યારે હુંય ત્યાં જઈ પહોંચ્યો. એ જે વાતો કરે, તે સાંભળીને એક જ વાત આપણા કાન સાંભળ્યા કરે—આપણા મનમાં ઊઠે, 'આ મૃદુ જીવને દુશ્મનો છે નહીં. એને દુશ્મન માનીને વર્તનારા એની સાથે એક કલાક નહીં, પંદર જ મિનિટ વાતચીત કરેને તોય સમજી જાય કે આ જે૦પી૦ને દુશ્મનાવટ હોઈ શકે એવી તેની આવડત જ નથી. એ તો પ્રેમનો માર્યો જ લડવા નીકળ્યો છે. એનાથી માની જેમ નથી રહેવાતું માટે વાગવા ધાય છે. "આવું ન કરો, ભાઈ ન કરો. આ આપણે કેવી રીતે કરી શકીએ?" એવો જે આર્તનાદ છે તેને તમે પડકાર માનો, તેને તમે રણશિંગું ફૂક્યું માનો તો એ બિચારો શું કરે? કચાઈ જાય, વિલાઈ જાય અને થયું તેમ. અસ્ત થઈ ગયા—'યહ કૈસે હો સકતા હૈ' એમ પૂછતો, પૂછતો!

એક અત્યંત કોમળ શરવીર. પ્રેમળ યોદ્ધો. કેમ જાણે વિધાતાએ અવનવો પ્રયોગ જે૦પી૦ દ્વારા કરવા ધાર્યો. સત્યાગ્રહી અને પૂરો પ્રેમી. નિર્દંભ એવો અગ્નિશુદ્ધ યોદ્ધો તૈયાર કરી મોકલ્યો. આ દુનિયા તેને શી રીતે ઓળખે? આ દુનિયાના માપદંડે તે મપાયો અને પાનારે ઝેર પાયાં; જીવલેણ ઘા પર મીઠું ભભરાવી ભભરાવી ઘા ચચરાવનારાએ તેમ કરીને માર્યા. ઈશુનું મરવું કદાચ સહેલું હતું. ગાંધી તો ક્ષણમાં ગયા. આ તો રિબાઈ રિબાઈને ગયો. કહે છે કે કેન્સર રોગમાં સો વીંછી એકી સાથે કરડે તેવી વેદના થાય. કાંઈક આપ્તજન અને ગુરુજન (સહિત)ના ડંખોથી પિંખાઈને મરવાનું આવ્યું તે જે૦પી૦ને. ઈશુની જેમ એમનો કોઈ પંથ સ્થપાશે નહીં. પણ જે૦પી૦ના લેખાજોખાં જીવન સમગ્રના લેવા નીકળીએ ત્યારે એવું કહેવાની છૂટ લેવા માગું છું કે જેમણે એમને પોતાના ગણ્યા, જેમને માટે તે જીવ્યા તે સૌએ તેમને મરવા તરફ જ ધકેલ્યા. કેવળ 'ઇન્દુ'એ જ નહીં, વિનોબાએ પણ. સામાન્યતઃ પારકાં એલફેલ બોલે તો કોણ ગણકારે—જોકે જે૦પી૦ને પારકા કોઈ હતા નહીં, તેથી તેવું કોઈનુંય ચલાવી ન લે. પણ આ તો જેમની પાછળ ચાલી 'જીવનદાન' આપ્યું તેમણેય એમને છેહ દીધો! "શું ગાંધીજી હોત તો મને મળવાને ન આવત?" એવું જે૦પી૦ કહેતા.

ગાંડા રે ભાઈ, ગાંધી તો તારી વાટ જોઈને સ્વર્ગને દરવાજે ઊભો છે. તમારું એ ભવ્ય મિલન દીદી કેવુંક વર્ણવશે! ડાયરીમાં નોંધશે! જે૦પી૦ ગાંધીના થયા ત્યારે ગાંધી પૃથ્વી પર ન હતા તેનું દુઃખ દીદીને હતું. હવે તો ત્યાં બેયની ધીરજ ખૂટી દેખાય છે. એટલે તમને લઈ જ ગયા.

આપણે કાર્યકર્તાઓ, સાથીઓ એટલા નબળા કે તેમની આ ભૂમિકા પૂરી સમજી ન શક્યા. અને ભલા ભાઈઓએ તેમને દુશ્મન કે પ્રતિસ્પર્ધી માન્યા!

અસત્ય ન સાંખવાની તીવ્રતા પારાવાર હતી. અન્યાય સામે ઝઝૂમવું એ જીવનધર્મ હતો. સાથે જ સામાને ન દૂભવવાની લાગણી અત્યંત પ્રબળ રહેતી. બેયનો સંપૂર્ણ મેળ એટલે જે૦પી૦.

બિહાર વિદ્યાપીઠના પ્રસંગો ફિલ્મની જેમ નજર સમક્ષથી પસાર થાય છે. અસત્ય સાથે કશો જ વ્યવહાર ન રાખવો અને બાંધછોડ વગર સંપૂર્ણ સફાઈ આર્થિક વ્યવહારની કરવી જ તેવો તેમનો પ્રયત્ન અભૂતપૂર્વ પૂરા અર્થમાં મને લાગ્યો છે. માંડી વાળો, બાંધછોડ કરો, તેવું વલણ ક્યાંય આ બિહાર વિદ્યાપીઠના પ્રકરણમાં તેમણે ન દાખવ્યું. ત્રીસ ત્રીસ વર્ષ જૂના

પ્રેસ ટાવર. બધે અનેકાનેક પ્રસંગોમાં ભાગ લેવાનું થયેલું પણ તે નથી લખવા. પણ તે દિવસો દરમ્યાન પણ મારી પાસે અપેક્ષાઓ જે૦પી૦ રાખે જતા. એમનું કાંઈ કરી શકશો કે નને કરી શકશો, પણ તેમણે મારા ઉપર ઉત્તરોત્તર વધુ ને વધુ વિશ્વાસ મૂકયા જ મૂકયો, તેવું હું અનુભવતો રહ્યો. એ બધા પ્રસંગોથી ઘણા નજીક છીએ અને અનેક વ્યક્તિઓની વાત થાય તેમ છે. તેથી વિગત નથી મૂકતો પણ એમની ભૂમિકા એક ઘડાયેલા સૈનિકની જ. આપ્તજનોની બાધાઈ હોય કે સરકારની તોછડાઈ કે પછી સાથીઓનું અભિમાન એ બધું એમણે જે રીતે પચાવ્યું તેનાં વર્ણનો કરનારા મળશે. મારે તો એટલું જ કહેવું છે કે એમને તલ તલ પીંખાતાં પીંખાતાં જે ધૈર્યથી એમણે મૃત્યુ મેળવ્યું તે અદ્વિતીય હતું.

*

'પ્રધાનમંત્રીએ અપીલ કરી છે કે પેટ્રોલ વગેરે આયાત તેલનો ઉપયોગ આપણે ઘટાડી દેવો જોઈએ' બપોરે જમતાં જમતાં રેડિયો પર સમાચાર અમે સાંભળ્યા : તરત જ જે૦પી૦એ અબ્રહામને બોલાવ્યા. "જુઓ, BRC (બિહાર રીલીફ કમિટી) માં ફોન કરીને બધાં વાહનો અટકાવી દો. આપણે ઇન્દિરાજીની અપેક્ષા પ્રમાણે બરોબર કરકસર આ તેલ વપરાશમાં કરવી જ છે. અબ્રહામને યાદ આવ્યું એટલે કહ્યું, 'સાંજની જાહેરસભામાં જવા માટે આપણે BRCની ગાડી મંગાવી છે તે—" "હા, તેનું પણ 'ના' કહો. હું રિક્ષામાં કે ચાલતો જઈશ. વડાપ્રધાનના સૂચનનો અમલ આપણે કરવો જ જોઈએ" રેડિયો ઉપર થયેલી જાહેરાતથી કરકસરનો આગ્રહ ધરનાર શિસ્તબદ્ધ સૈનિક તે જે૦પી૦.

રાત્રે ભોજન વખતે જે૦પી૦ને ખ્યાલ આવ્યો કે વહેલી પરોઢની ગાડીમાં હું પટણાથી નીકળવાનો હતો. "અબ ક્યા હોગા ? હમને તો સબ ગાડીઓં પર બંદી લગા દી હૈ ! સુબહ આપ સ્ટેશન કૈસે પહુંચેંગે ?" આ જે૦પી૦ને શું કહેવું ? રાજા મારા, અમે તો ખભે થેલો નાંખીને જનારા અને ગામે ગામ રખડનારા, વાહન વળી કેવાં ? પણ જે૦પી૦ માને શેના ? "સુબહ ઇતને ભોરમેં, રિક્ષા કૈસે મિલેગા ?" અબ્રહામને પૂછે અને જગદીશ બાબુ સાથે ચર્ચા કરે, ભાઈ વાત તો ચર્ચાવા માંડી. જે૦પી૦ 'અપવાદ કરીએ અને ગાડી આવી જ જાય તેમ ગોઠવીએ' ત્યાં સુધી જવાને તૈયાર થયેલા. માંડ મનાવ્યા. દીદીના ગુજરાતનો કાર્યકર્તા. તે સવારે ૪-૦૦ વાગે ગાડી ન પકડી શકે તો પોતે કેવા બેદરકાર ગણાય તેની જે૦પી૦ને ચિંતા. ખાવાપીવા, રહેવા, સૂવાની રજ રજ ચિંતા અને ચોકસાઈ કરતાં તેમને જોઈને આપણે મૂંઝાઈ જઈએ. પણ એમનો સ્વભાવ જ એવો. "તમે કેવી રીતે જશો ? શું ગોઠવાયું છે ?" એમાં સમય આપે અને બે ત્રણ જણાને તાકીદ કરે જ કરે. આ ગુજરાતવાળા કહેવાય. તેમનું વ્યવસ્થાનું ધોરણ ઘણું ઊંચું છે હોં ! એ વાત સતત કરે જ કરે.

આ મુદ્દે આપણાની એક મઝાની વાત પણ હતી. "હવે, તમે બહાર બેસો. મારે જે વાત કરવાની છે તેમાં તમે હાજર નહીં રહેશો" એવું બધું ભાગ્યેજ કહી શકતા. અનેક પ્રસંગે, મોટા આગેવાન કે અંગત મિત્રો બધાંયને કહેવામાં તેમને સંકોચ કે અન્યથા ભાવ ન થતો. આ વાતચીતમાં બીજા કોઈ હાજર હોય તો લાભ ન થાય તે વાત સમજી શકતા. બાંગ્લાદેશની મુક્તિ વાહિનીના કમાન્ડરને મળવા ભારતની સરહદ વટીને અંદર (તે વખતના પૂર્વ પાકિસ્તાનમાં) દાખલ થયેલા. તેમને બાંગ્લાદેશનાં (ત્યારે થયું ન હતું, યુદ્ધ પણ શરૂ નહોતું થયું, જેમાં શરણાર્થી આ ભારત આવી ગયેલા) દાખલ થતા રોકવાને ભારત સરકારે એક વડા અધિકારી નીમેલા તેમને જે૦પી૦ કહે, "હવે અમારે જે વાત કરવાની છે તેમાં તમારી હાજરી જરૂરી નથી. તમે બહાર બેસો." પેલો અધિકારી તો ક્યારનોય અવાક થયેલો. કારણ જે૦પી૦એ જબરી કુનેહથી તેના બધા રોકવાના પ્રયત્નો નિષ્ફળ બનાવેલા અને આ મુલાકાતમાં પણ હાજર રહેવાની 'ના' કહેવાઈ તો એ શું કરે ! મારી સાથે બહાર બેઠા. જે૦પી૦ આવું કરી શકતા. કારણ નિષ્કપટ અને નિખાલસ હતા. તમારું અપમાન નથી કરવું પણ આ ચર્ચામાં તમે બિનજરૂરી છો, એ વાત ગળે ઉતરાવવાનું તેમને અઘરું લાગ્યું નથી.

*

દીદીએ અમને દૂધપાકપૂરી જમાડેલા તે પ્રસંગ તો ટાંકવો જ રહ્યો. એમના વતનના ગામે પૂ. મૂળશંકરભાઈ અને બંગાળના નઈ તાલીમના કાર્યકર્તા ડૉ. અનિલ મોહન ગુપ્તાને લઈને જવાનું થયેલું. અમે કસમયે, તે એવા કસમયે પહોંચ્યા કે અમારે માટે રાંધેલું બધું દીદીએ વ્હેંચી દીધેલું. દીદી તો મારા પર બરોબર ખિજવાયાં, 'આ બિહારી લોકોની જેમ વર્તતો થઈ ગયો ?' ત્યાં જે૦પી૦એ દીદીને આદેશ કર્યો, 'ગુજરાતવાળાઓને તો દૂધપાકપૂરી જ જમાડવાં જોઈએ.' હવે તો દીદીનો ગુસ્સો હાથમાં રહે તેમ નહોતો. મને અલગ બોલાવી કહે, "આ તમારા જે૦પી૦. એમને શું કહું ? આઠ માઈલ દૂર એક માણસ જશે, ત્યાંથી ખાંડ લાવશે ત્યારે દૂધપાક થશે. બધું ભેગું કરતાં કેટલો સમય જશે તેની કાંઈ કલ્પના છે ?" મેં માંડી વાળવાને દલીલો શરૂ કરી. અમે જે૦પી૦ને મનાવી લઈશું. આ મૂળશંકરભાઈને બહુ ભારે ખાવાનું નથી, ગુપ્તાજી હાર્ટવાળા છે વગેરે. 'હા ! તમે મનાવશો, પણ હું શા માટે માનું ?' અસલ પ્રભાવતી પ્રગટ્યાં. "જે૦પી૦એ ઇચ્છ્યું છે માટે દૂધપાકપૂરી, ભજિયાં બધું જ કરીશું. જરા મોડું થશે એટલું જ ને ! જે૦પી૦ તમે જમવા બેસશો ત્યારે સામે બેસીને પીરસાવશે, ત્યારે, તેમની ઇચ્છા મુજબનું જ પીરસાય તે જોવું તે મારું કામ છે. તમારે કશું કોઈને મનાવવા, સમજાવવાનું નથી. જાવ જઈને નાહી ધોઈ તૈયાર થઈ જાવ." અને અમે જે૦પી૦ સમક્ષ દૂધપાકપૂરી આદિ આદિ, એમની ઇચ્છા મુજબનું ગુજરાતી ભોજન જમ્યા. જે૦પી૦ને તો ડાયાબિટીસને કારણે કશું ખપે તેમ ન હતું. પણ

દીદી અમારાં દિલ લઈને તેમની ઇચ્છા પૂર્ણ કરવામાં પડેલાં. અમે ભોજન લઈ રહ્યા હતા અમે દીદીનો ક્ષણિક ગુસ્સો ફરજ અદા કરવામાં ક્યાં વિલીન થઈ ગયો અને હોંશે હોંશે જમાડનાર મોટીબહેન બની ગયાં તે મંગળ પ્રસંગમાં નહાઈ રહ્યા હતા !

ટાટાની કૅન્સર હૉસ્પિટલમાં દીદીને મળવા જવા જે૦પી૦ની સાથે થયેલું. ત્યારે જે૦પી૦એ આગ્રહ કર્યો, દીદીના બિછાના પાસેની ખુરશી પર જ બેસો. હું તો સંકોચાઈને બેસવામાં આનાકાની કરવા લાગ્યો. દીદી સામેય જોવું અશક્ય હતું. ત્રસ્ત હતાં, નંખાઈ ગયેલાં હતાં પણ છતાં મુખ પર હાસ્ય લાવીને મને પાસે બોલાવ્યો. જે૦પી૦ને એ દૃશ્ય જોવાનું શું મન હશે ? બસ જોયા જ કરે. બહેનને તેનો નાનો ભાઈ મળી ગયો છે. બહેન ભાઈને સમજાવી રહી છે. તે વાતો સાંભળ્યા કરે છે. વાતમાં કશું હતું તો નહીં. પણ જે૦પી૦ની અમી દૃષ્ટિ નીચેનો તે પ્રસંગ હૃદયમાં કોરાયેલો છે. મારા મનમાં થયા કરતું હતું, જે૦પી૦ માંદા ગણાય પણ દીદીએ રેસમાં જીતવાનો જંગ માંડ્યો છે. એમનું સતીત્વ જીતે તે ગમે. પણ પછી જે૦પી૦નું શું ? આમાં માંડ આંસુ રોકીને બેઠો હતો. "તમે મળવા આવી ગયા ને તેથી તમારાં દીદીને ઘણું ગમ્યું હશે." જ્યારે જે૦પી૦ને મુખે રૂમની બહાર નીકળતાં નીકળતાં એવા શબ્દો બોલાયા ત્યારે મારી પકડી રાખેલી આંસુની ધારાનો બંધ તૂટી ગયો. "પ્રભાવતીને બહુત હિમ્મત સે સ્વીકાર કિયા હૈ. જબ ડૉક્ટરને કેન્સર બતાયા તો મુઝે સૂચના દી થી કી ઉન્હેં ન બતાના, પર ઐસા મૈં કૈસે કર સકતા ? જીવનમેં કભી ઐસા હુઆ હી નહીં કિ મૈંને પ્રભાવતી સે છુપા કે કુછ કિયા હો, હમારે રિશ્તે ડૉક્ટરોં કો કૈસે સમઝાઉં ? મૈંને તો તુરન્ત બતા હી દિયા. ઉન્હોંને સુના તો એક ક્ષણ, શાયદ ઉતના ભી નહીં, અસ્વસ્થ હુઈ થીં પર બાદમેં મુઝે હિંમત દેને કા કામ કરતી રહી હૈ, ઉનસે યહી સીખના હૈ."

* *

મુસહરીથી શિક્ષકો તેમ જ ગ્રામજનોનું મંડળ વેડછી લઈ જવાનું કર્યું. આ મંડળમાં પચ્ચીસ શિક્ષકો હોય, ગ્રામ સભાઓ પસંદ કરીને પાંચ ગ્રામજનો મોકલે અને પ્રખંડના શિક્ષણ વિભાગના અધિકારી પણ ભળે તેવું મંડળ બનાવવાનું વિચારાયું હતું. આ બધું જે૦પી૦એ રસ લઈને ઠરાવેલું અને જાતે મુઝફ્ફરપુર જઈને પસંદગી કરેલી. પસંદ થયેલાની સભા બોલાવી વિગતવાર સમજાવ્યું, 'ગુજરાત જાવ છો. બિહારીની જેમ નહીં રહેતા. અહીં નઈ તાલીમનું કામ કેવી રીતે ખીલવીએ તે શીખવા જાવ છો માટે હજી જેમનાં મન ડગુમગુ હોય તો વિચાર કરી લો. મોટી જવાબદારી ઉપાડો છો. મન ઢીલાં હોય કે અથવા ગુજરાત જોવા જવાની ઇચ્છા હોય તો માંડી વાળજો.' પછી એકે એકને વ્યક્તિગત મળ્યા ને વાત ફરી ફરી ઠસાવવા પ્રયત્ન કર્યો અને છેવટે ગુજરાત માટે મંડળને રવાના કર્યું. આવું વિગતમાં ઊતરનાર જે૦પી૦ને મસમોટા નેતા કે મહાન આગેવાન તરીકે હું શી રીતે જોઉં ? ૧૯૭૭ પછી પૂર આવ્યું અને કાંઈક વિશેષણો વપરાયા અને શપથો લેવાયા. તે વખતના જે૦પી૦ દુનિયાને જુદા દેખાયા હશે. પણ મને એ મુસહરીના કાર્યકર્તા જ દેખાયા છે. "બુઝતે હો ! ગુજરાત મેં સીખને જાના હૈ ! અપને ગાંવ કો અચ્છા બનાને કા સીખના હૈ. સિર્ફ પઢાઈ કી બાતેં યા પાંચ ઘંટે કી નૌકરી કી બાત નહીં હૈ. જિમ્મેવારિયાં હૈ !" એવી એવી કાંઈક લંબાણથી વાતો સમજાવનારો એક બુઝુર્ગ સાથી જ નજર સમક્ષ છે. મુસહરીનો શિરમોર પ્રસંગ તો એક ડંકીનો (હૅન્ડપંપનો) છે. એક દીન હરિજન ભાઈએ આવીને સવારે નવેક વાગે કહ્યું, "બાબુજી હમારા કુછ નહીં હુઆ. બેંકવાલે કહતે રહતે હૈં, હો જાયેગા. આપ કી ચિઠ્ઠી ભી દી. પંદ્રહ દિન સે આપ કા નામ લેકર જાતા હૂં કુછ નહીં હો રહા હૈ." બાબુજી બરોબર ખિજાયા. 'ચલો, હમ આતે હૈં.' બધું બીજું કામ મૂકીને સીધા એ ભાઈના ગામે લેન્ડગેવરમાં પહોંચ્યા. સાથે દીદી અને ચાર પાંચ કાર્યકર્તા. સ્થળ જોયું. પરિસ્થિતિ સમજ્યા. વિગતે પૂછપરછ કરી. તે માટે નિમાયેલા કાર્યકર્તા ગલ્લાંતલ્લાં કરતા હતા. જે૦પી૦એ નવો અભિગમ અપનાવવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો, "ઐસા કરો મૈં યહાં રુકતા હૂં. જબતક યહાં ચાપાકલ નહીં બૈઠેગા, યહાં સે નહીં નિકલેંગે." એકદમ સોપો પડી ગયો. હવે, જે૦પી૦ આવડા શા આંગણમાં આ માંડ માંડ ટકેલી ખટિયા પર કેટલુંક બેસશે ? ક્યારે આ હેંડપંપ બેસે ? એને લાવવો, ખોદવું, બેસાડવો, બધાં સો વાનાં થાય ! કાંઈક દોડાદોડ શરૂ થઈ. બેંકનો એજન્ટ જીપ લઈને આવ્યો, 'હમ સબ કુછ કર દેંગે, હમે ટાઈમ દીજીયે.' "આપકો સમય તો થા હી. મુજે યહાં પર પાની નિકાલકર દેખના હૈ. યહાં કલ બિઠવાનેકા કામ કરવાઈએ. ઔર બાકી સબ બહસ છોડ દીજિયે". રાત્રે ૧૧–૩૦ વાગે પેટ્રોમેક્ષ સમક્ષ જે૦પી૦એ હરિજનભાઈને ત્યાં કલમાંથી પાણી કાઢ્યું ને પછી વિદાય થયા. ત્યાર પછી આ ડંકીઓ બેસાડવાના કામનું જે૦પી૦ જે મહત્ત્વ આંકતા હતા તે બેંક અધિકારીના મગજમાં બરોબર બેસી ગયું. આ કામને એક નવું પરિમાણ પ્રાપ્ત થયું. મુઝફ્ફરપુરની બેંક ઑફ બરોડાના એ એજન્ટ ત્યાર પછી જે ગતિ અને સમજણથી આ કામમાં પડ્યો તેનાથી હું તો તેમને 'જેમ્સ બૉન્ડ' જ કહેતો ! ૪ થી ૬ લાખ રૂપિયાનાં ધીરાણો આ પંપ માટે ખેતરે ખેતરે જઈને કર્યાં, જે૦પી૦ના સૈનિક બનીને આ નાના ભૂમિહીન શા લોકોને ધાન ભેગા કર્યા. જે૦પી૦નો એક જ દિવસનો સત્યાગ્રહ જમાના જૂની ખેતી પલટાવી ગયો.

* *

મધ્યપ્રદેશના, મુરેના જિલ્લાના જૌરા આશ્રમમાં અમારી વેડછીની મંડળી ગયેલી. ત્યાં નજીક ૫૧૧ બાગીઓનું આત્મસમર્પણ થયેલું. તે સ્થળ જોવા ગયાં. શું જોયું ? સાત શિલાલેખોની તક્તીઓ ત્યાં મુકાયેલી હતી. મધ્યપ્રદેશના તે સમયના મુખ્ય મંત્રી શ્રી

શેઠીથી માંડીને કલેક્ટરની પણ જુદી તકતી હતી. "અહીં બાગીઓએ સમર્પણ કરેલું શ્રી..........શ્રીની હાજરીમાં." અત્યંત નોંધપાત્ર આમાં એક વાત હતી કે ક્યાંય જે૦પી૦ની ઉપસ્થિતિ નોંધાયેલી ન હતી! નગુણા એવા દેશમાં આવું સંતકાર્ય કરી બેસે તેવો બાબાલાલ જે૦પી૦ કાંઈ તકતાને પાત્ર છે? સાત સાત તકતીઓ કરાવનારાઓને અને તેના ઉદ્ઘાટકોને સલામ! આ પ્રસંગ સાથે જે૦પી૦નું નામ ભૂસવાના પ્રયત્નો માટે અભિનંદન! પણ જે૦પી૦ તો વસે છે ત્યાંના ગ્રામજનોના હૃદયમાં. આસપાસના ગામોમાં અમે શ્રમકાર્ય, સફાઈ, સંસ્કૃતિક કાર્યક્રમો આદિ કરવા ફરેલાં. લોકમુખેથી એક વાત હંમેશા સંભળાતી રહી. 'અમે આ સમર્પણ પછી સુખી થઈ ગયા છીએ.' 'મેરામાં જોયું ને હવે ગામની બહાર લોકો વસવા માંડ્યા છે. ગામની ચારે બાજુ ૫૦–૬૦ ઘરોની બાંધણીઓ થઈ છે. દુકાનો પણ ત્યાં ખૂલી છે. હજી બાંધકામો ચાલુ છે. હવે ભય નથી રહ્યો. જે૦પી૦એ આ પ્રદેશને શાંતિ બક્ષી છે.' મુરેના સ્ટેશને જે જાણ્યું તે ન લખું તો શાંતિ શી રીતે થાય? મુરેના સ્ટેશનેથી હવે વેગનોથી નહીં ભારખાનાંઓ ભરી ભરીને સરસવની નિકાસ થાય છે. કદી મુરેના જિલ્લામાં આવો કે આટલો પાક થતો જ ન હતો. ખેડૂત ખેડે કે પકવે જ નહીં. કારણ આ બાગીઓ ના લઈ જાય તો પોલીસ લૂંટી જાય તેવી સ્થિતિ જમાનાઓથી હતી. એ પ્રદેશ આજે નિકાસ કરી શકે તેટલું ઉત્પાદન કરતો થયો છે. જે૦પી૦નાં સમર્પણ કાર્યના કારણે જ. આ વાતની તકતી ક્યાં મુકાશે? જન જનના જીવનનો વ્યવહાર સમૃદ્ધ કરનાર કોઈ અજાણ લાડીલો! એની શી ખાંભી?

'એ પથ્થર પર નવ કોતરશો કોઈ કવિતા લાંબી
લખજો ખાક પડી આહીં કોઈના લાડકવાયાની'.

*

"હું તો સંત નથી. હું તો અધ્યાત્મમાં સમજતો નથી. ધર્મ અંગે તો મને કશી આવડત જ નથી. સાધના વગેરે મેં ક્યારેય કરી નથી" એવું કહેનારો અને માનનારો સાધક તે જે૦પી૦. ચમ્બલના મિત્રો માટે તેમના હૃદયમાં જે સ્થાન હતું તે આ તેમના સંત કોટિના સ્વભાવનો પરિચય આપનારું હતું. માધોસિંહ વિશે મેં તેમની સાથે વાત છેડી. સમર્પણ પછી પાંચેક મહિને અમારી મંડળી આ બાગીઓ સાથે ગ્વાલિયર જેલમાં રહી આવેલી. ત્યાં માધોસિંહનો બરોબર પરિચય થયેલો. તેથી જે૦પી૦ને કહ્યું, "માધોસિંહ ઘણો હોશિયાર અને બુદ્ધિશાળી માણસ છે ખરો, પણ જરા તિકડમી લાગે છે!" જે૦પી૦ આટલું સાંભળીને તરત જ બોલેલા, "મેરા ઉન પર પૂર્ણ વિશ્વાસ હૈ. ઉન્હોંને મેરે વિશ્વાસ કિયા વહ પૂરા નિભાયા હૈ. મુઝે કહા થા ચમ્બલ કે સબ સિરોહ સમર્પણ કરેંગે. એક દો કી બાત નહીં હૈ, સારે કે સારે બાગી સમર્પણ કરેંગે. યહ કલંક હમ ધો ડાલેંગે. પતા હૈ ઉન્હોંને અપની પૂરી તાકત લગાઈ ઔર અપના વાદા પૂરા કિયા. ઔર તો ઓર ઉન્હોંને મૂરતસિંહજી કા સન્માન કર કે આગે કિયા ઔર ખુદ અપના નામ પીછે રખા! ઐસા સમર્પણ કિનકા હૈ! ઉન્હોંને જો કહા વહ કિયા! મેરા વિશ્વાસ પૂરા નિભાયા હૈ!" જે૦પી૦ જે આત્મવિશ્વાસના રણકાથી બોલતા જતા હતા, મને સંદેહમુક્ત કરવાને પૂરતું હતું.

સામે પક્ષે માધોસિંહે જે૦પી૦ને પ્રમાણપત્ર આપ્યું તે રજૂ કરવા જેવું છે: "જે. જે. પટણાથી હું પ્રયત્ન કરતો હતો કે સમર્પણ કરું. બાગી જીવનથી ત્રસ્ત હતો. કાંઈ કેટલાયને મળ્યો હોઈશ— વકીલો, મિનિસ્ટરો, ધારાસભ્યો, કોંગ્રેસના આગેવાનો, સમાજસેવકો અને જે કોઈ મોટા લાગ્યા તે. પણ આ એક જ એવા મારી બધી પરીક્ષામાંથી પાસ થનારા નીકળ્યા કે જેના પર પૂર્ણ વિશ્વાસ બેઠો. મને પૂરી ખાતરી થઈ હતી કે અમારા સમર્પણથી સ્વમાનનો લાભ ન ઉઠાવવાની ઇચ્છા રાખનાર નિસ્વાર્થી એવો કોઈ હોય તો તે આ બાબુજી જ!"

ચમ્બલના કામની જે૦પી૦ની ભૂમિકા રાજકારણીઓએ ખોરવી નાંખી તો તેમાં તેમને હર્ષશોક ન હતો. ચિંતા પૂરી હતી. પણ જે૦પી૦નો આદમ ક્યાંય ન દોરવાયો છે, તેવું થવા ન દેનારને જે૦પી૦ સંતોને શોભે તેવી ઉદારતા, ધર્માત્માને શોભે તેવો વિશ્વાસ જાગ્રત કરનાર જે૦પી૦ સત્ય ધર્મનો, સત્યાગ્રહનો પંથનો સાત્ત્વિક પથિક હતો.

* *

"ઇસ ડાયલિસિસ કે સાયન્સ મેં કોઈ નઈ બાતેં નહીં હો રહી હૈ ક્યા?" છ થી આઠ કલાક ચાલતા ડાયાલિસિસથી કંટાળીને જે૦પી૦ પૂછી લેતા. ડૉક્ટર મણિ માટે તો ભારોભાર આદર અને પ્રેમ. 'ઉન્હોંને સબ કુછ કિયા.' જે૦પી૦ને મોતના મુખમાંથી પાછા લાવનાર ડૉ. મણિ વિશેના જે૦પી૦ના અભિપ્રાય માટે આફરીન શબ્દ ઓછો પડે. હતું એ તેવું જ. છતાં માનવ સહજ ઉદ્ગાર– આ ડાયાલિસિસમાંથી છુટાય તેમ કોઈ શાથી નથી શોધાતું? તેમ બોલી પડાતું. જે૦પી૦ કાંઈ કાયમ જીવવાના નહતા. શરીર તો ક્યારેક સૌનું છૂટે પણ આમને તો ધક્કો મારીને દુનિયાની બહાર કાઢવામાં આવ્યા. આટલી સચ્ચાઈ, આવી નિખાલસતા, આવો પ્રેમ અમને ન ખપે. દુનિયાને ખપે જ નહીં તેવો અલગારી હતો, વધુ પ્રામાણિક હતો. ચેતનવંતો હતો, કશું નથી કરી શકાતું તેનો સતત વસવસો ધરાવનારો હતો, આપણને તેમની ઊંચાઈનો ખ્યાલ આવવો જ અઘરો હતો. મહા પંડિત તેમના દ્વેષમાં પડે અને સર્વ સત્તાધીશ તેનાથી ડરતા ફરે તેવો ઝળહળતો પ્રકાશ હતો. જયપ્રકાશ જયપ્રકાશ હતો.

જેમનું બ્યૂગલ ફૂંકાતા સંતોને ડર પેસાડ્યો તે જયપ્રકાશના બ્યૂગલનો એક મહાપ્રસંગ કેમ ન લખું?

૧૯૭૪નો એપ્રિલ! પૂર બહાર! જે૦પી૦નું સરઘસ!
પટણાની ભવ્ય રેલી! ઇન્દિરા બ્રિગેડનો ગોળીબાર!

અને ગાંધી મેદાનની વિરાટ સભા! ૪ થી ૫ લાખનો માનવ સાગર! આ પ્રસંગે ઇન્દિરા બ્રિગેડના ગોળીબારથી ઘાયલ થયેલા, લોહીથી ખરડાયેલાં વસ્ત્રો પહેરેલાં બે જુવાનિયા મંચ પર દોડી આવ્યા. "અમારે આ અત્યાચાર વિશે સભાને કહેવું છે!"

મામલો હાથમાં ન રહે એવી પૂરી પરિસ્થિતિ. નારાયણભાઈએ સૂચવ્યું, "તમે રજૂ કરશો તે કરતાં જે૦પી૦ જો તમારી વાત સભાને કરશે તો વધુ સારું થશે તેમ નથી લાગતું ?" 'કબૂલ.' અને જે૦પી૦એ શું કર્યું ? ત્રણ ત્રણ વાર સભાને વચન આપવા ફરજ પાડી. અહીંથી પાછા ફરતા—સભા વિખરાય પછી ક્યાંય કોઈ નુકસાન નહીં કરે—'હમલા ચાહે જિતના હોગા હાથ હમારા નહીં ઊઠેગા, નહીં ઊઠેગા !' અને અહિંસક સંગ્રામોના ઇતિહાસમાં એક આગળનું કદમ ભરાયું. બીજે દિવસે ગફૂર સરકારે કેબિનેટમાં ઠરાવ કરીને જાહેર આભાર માન્યો, 'જો જે૦પી૦ ન હોત તો આજે પટણા શહેર ભડકે સળગતું હોત ! એમની હાજરીને કારણે જ આટલો મોટો સમૂહ વિક્ષેપ વગર વિખરાયો હતો. બાપુને પણ આવો અહિંસક સામનો કરવાનો પ્રસંગ નહોતો આવ્યો. લાખોની મેદનીને અહિંસક રીતે વર્તવાનો કમાલ કરાવી આપનાર જે૦પી૦ એક કદમ આગે આ અહિંસક સત્યાગ્રહને લઈ ગયા. જે૦પી૦ની અહિંસા કે તેમના જીવનકાર્ય વિશે ચર્ચાઓ ચાલ્યા કરે તે માન્ય છે. પણ તેમની જે ઊંચાઈ હતી તે આજવે તોલવાની શક્તિ ધરાવનાર કોઈ હોય તેમ માની શકાતું નથી.

બાગી સમર્પણ, બાંગ્લાદેશનું સ્વાતંત્ર્ય, મુસહરી જેવા કામોના તેમના જીવનના અંતિમ પ્રકરણોમાં ઘરના માણસ તરીકે ભગવાને મને બેસાડી દીધેલો. મારું સ્ટેશન આવતાં ઊતરી જવું પડ્યું પણ દરમ્યાન જે ભવ્ય દર્શનો થયાં તે રજૂ કર્યાં છે. જે૦પી૦ તો આજે પણ સ્વર્ગમાં વિચારતા હશે... ફિર ક્યા કરના ચાહિયે ? હજી વધુ હું શું કરું જેથી બાપુનું સ્વપ્ન સિદ્ધ થાય, સમાજવાદ લાવી શકાય. યુવાનોનો કંટકીર્ણ માર્ગ સાફ થાય ! શું કરું ? શું કરું ?... અનંત ચિંતાઓથી વિચારમગ્ન જે૦પી૦ નજર સમક્ષ બેઠા છે.

એમની મોટી નબળાઈ એ હતી કે તેમને અભિમાન સ્પર્શતું ન હતું. બીજા આગળ વધે વિકસે તેમાં તેમને રસ હતો. અન્યના વિકાસ માટે જીવનારો અને મરનારો એવો એ પ્રેમીજન શા વિશેષણોથી નવાજી શકાય ?

૦ જ્યોતિભાઈ દેસાઈ

## મારો મા ડી જા યો

( ૧ )

અમે મૂળ ઉત્તર પ્રદેશના બલિયા જિલ્લાના. આજે અમારા ગામનું જે ગામઠાણ તે મૂળમાં અમારા કુટુંબની ખેડાણની જમીન હતી. આજે એ જમીનના કેટલાક ભાગ પર ગામ વસ્યું છે, જ્યારે બીજી કેટલીક જમીન ખેડાણ હેઠળ છે. પહેલાં આ જગા 'બબુરબાની' નામે ઓળખાતી, આજે એને જયપ્રકાશ નગર કહે છે.

આમ શી રીતે બન્યું તે જોઈએ.

આમ તો અમે મૂળ છપરા જિલ્લાના સીતાબદિયારા ગામના. એ ગામમાં બાવીસ ફળિયાં. એમાંના એક ફળિયાનું નામ કાયસ્થ ટોલા. કાયસ્થો ઉપરાંત ગામમાં રજપૂત, બ્રાહ્મણ, યાદવ, કુર્મિ, હરિજન વગેરેનાં પણ ઘરો હતાં. ગામની ઉત્તરે સરયૂ અને દક્ષિણે ગંગા. પૂર્વમાં બંનેનો સંગમ. સરયૂ ને ગંગાના પટોની વચ્ચે વસેલું ગામ તે જ અમારું સીતાબદિયારા.

સરયૂએ ગામને દક્ષિણેથી જમીન કાપવા માંડી. એનો કોપ સૌથી વધારે અમારા ફળિયા પર જ પડ્યો. ધીરે ધીરે ધોવાણ વધતું ગયું અને ગામ આખું ઘસડાઈ જાય તેવો ભય ઊભો થયો. એ વખતે અમારા પિતાજીએ પોતાના ઘરનાં લોકોને અને ગામ લોકોને સલાહ આપી કે સૌ પોતપોતાનાં મકાનો ઉતારી બને તેટલો સામાન બચાવી લે. અમારું ઘર ઉતારી ઇંટ, છાપરાની વળીઓ, બારી બારણાં વગેરે જે કાઢી શકાય તેમ હતું તે કાઢી 'બબુરવાની' લઈ ગયા. બધા આમ તો પોતપોતાની જમીન પર વસ્યા હતા; અને અહીંની જમીન ખેડવા ઉપરાંત દર વરસે એ લોકો બબુરવાની જમીન પણ ભાગે ખેડતા. ગામ આખું ઊઠીને ત્યાં ગયા પછી બબુરવાનીની કેટલીક જમીન અમે વસવાટ માટે કાઢી. લોકોને ઘરથાળની જમીન મફત આપી અને બાકીની જમીન ખેતી માટે રાખી.

અમારા પિતાજી એમના કુટુંબના એક માત્ર દીકરા. એક બહેન હતી; એનાં લગ્ન થઈ ગયાં હતાં.

અમારા કુટુંબમાં ત્રણ બહેનો અને ત્રણ ભાઈઓ થયાં. સૌથી મોટી દીકરી. અને એની પછી એક દીકરો હતો. પણ એ બન્ને નાનપણમાં જ અકાળે અવસાન પામ્યાં. ત્યાર બાદ ત્રીજે ને પાંચમે નંબરે દીકરીઓ અને ચોથા ને છઠ્ઠા નંબરે દીકરા હતા. આમાં જે૦પી૦ અમારા કુટુંબનું ચોથું સંતાન. ત્રીજા નંબરની બહેન હતી તેનું જે૦પી૦ મરતાં પહેલાં થોડાંક વરસો પર જ અવસાન થયું હતું. ઉપર કહ્યું તેમ જે૦પી૦ પછી પાંચમે નંબરે એક બહેન હતી અને હું છઠ્ઠા નંબરે—સૌથી નાનો હતો.

પિતાજી સરકારના નહેર વિભાગમાં ડેપ્યુટિ મેજિસ્ટ્રેટ હતા. સ્વાભાવિક જ એમને ગામડાંઓમાં નહેરની પાસે રહેવાનું થતું. અમે આખું કુટુંબ સાથે જ રહેતાં. પરંતુ મોટી બહેનનાં લગ્ન થયા બાદ એ પટણા એની સાસરીમાં ગઈ. જે૦પી૦ પણ ભણવા માટે પટણા ગયા.

જે૦પી૦ ભણવામાં બહુ તેજ. વર્ગમાં હમેશા આગળ જ હોય. દરેક પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ માર્ક્સ મેળવતા. હાઈસ્કૂલમાંથી પહેલે નંબરે પાસ થયા અને પટણા યુનિવર્સિટીના પહેલા પાંચ છાત્રોમાં હતા.

રજાઓમાં ઘેર આવે ત્યારે અમારો ભેટો થતો. મને બરાબર યાદ છે કે રજાના દિવસોમાંય એ ભણવાનું જરા પણ ન છોડતા. બીજો કશો જ કાર્યક્રમ નહીં; સાંજે થોડું ફરવા જતા ...

ચિંતા, શોક અને દુઃખમાં એમને "ડ્રોપ્સી ઑફ ધ હાર્ટ" નામની બીમારી થઈ. સાત વરસે જે૦પી૦ પાછા ફર્યા ત્યાં સુધી પણ એ એમાંથી મુક્ત થઈ શક્યા નહોતા. છેવટે એ જ બીમારી લઈ વિદાય થયા.

પટણા કૉલેજમાં જે૦પી૦ કેમિસ્ટ્રી કરતા હતા, એટલે અમેરિકા જઈને પણ એમણે એપ્લાઈડ કેમિસ્ટ્રી જ લીધી. પરંતુ ગાંધીજીના આંદોલનને કારણે એમનામાં રાજકીય ચેતના જાગી ચૂકી હતી. અમેરિકામાં એમને એ વિષયમાં વધુ રસ જાગ્યો. છેવટે સાયન્સનો વિષય પડતો કરી આર્ટ્સમાં દાખલ થયા. પ્રારંભથી માંડી એમ.એ. સુધીનું કર્યું અને સમાજશાસ્ત્ર લઈ એમ.એ. પાસ થયા. અમેરિકામાં એ કેવી રીતે રહ્યા, કેવી રીતે ભણ્યા, ભણવામાં કેવી રીતે અત્યંત તેજસ્વીમાં એમની ગણતરી થઈ વગેરે વાતો એમને અંગેનાં લગભગ બધાં પુસ્તકોમાં આવી છે, એટલે અહીં એની એ વાત કરી કહેવાની જરૂર નથી.

સાત વર્ષ બાદ ૧૯૨૯માં અમેરિકાથી પાછા આવ્યા. પિતાજી, અનેક સાથીઓ ને સંબંધીઓ એમના સ્વાગત માટે સ્ટેશન પર આવ્યા હતા. જે૦પી૦ ઊતર્યા ત્યારે હું તો એમને ઓળખી જ ન શક્યો કે આ જ મારા વડીલ બંધુ! એમનો પહેરવેશ, કપડાં અને માથાના વાળ સુધ્ધાં એટલાં બદલાઈ ચૂક્યાં હતાં કે કોઈ બીજો જ માણસ હોય તેવું લાગ્યું. પણ બધા એમને મળવા લાગ્યા તેના પરથી હું ઓળખી શક્યો કે આ જ જે૦પી૦ છે. સાત વર્ષના ગાળામાં હું પણ બદલાઈ ચૂક્યો હતો. એમની બાજુમાં જ ઊભો હતો તોય એ મને ઓળખી ન શક્યા. હું ચૂપચાપ ઊભો હતો. બધાએ મળી લીધું, ત્યાર બાદ એમનાથી ન રહેવાયું, એમણે પૂછ્યું, "રાજા કહાં હૈ?" કોઈકે કહ્યું, તમારી બાજુ ઊભો એ શું! સાંભળતાં જ મને ખૂબ પ્યારથી ભેટ્યા. પછી મેં એમને ભોજપુરીમાં પૂછ્યું, "તૂ હમરાકે ન પહચનલ?" (તું મને ન ઓળખી શક્યો?) એ સાંભળી એ ખૂબ ખુશ થયા. અને ભોજપુરીમાં બોલ્યા, "તૂ શબ્દ બહુત મીઠા હ, ઇહે સુને કે હમ ચાહત રહીં. હમરા ડર રહે કિ અબ તૂ હમરાકે 'આપ' કહબ. બરાબર 'તૂ' કહકે બોલઇહ." (તું શબ્દ બહુ મીઠો છે, એ જ સાંભળવા મન તલસતું હતું. મને ડર હતો કે હવે તું મને 'આપ' કહીને બોલાવશે. હમેશાં તું કહીને જ તું મારી સાથે વાત કરજે.)

(क)

દેશમાં પાછા ફર્યા બાદ થોડા દિવસ તો જે નોકરી મળી તે કરતા રહ્યા. પણ તરત જ એ છોડી રાજનીતિમાં પડ્યા. પિતાજીને હતું કે દીકરો દેશાવરથી આવી કોઈ મોટી નોકરી લેશે અને સારી કમાણી કરશે. પણ એમ ન થયું તેથી પિતાજી અત્યન્ત નિરાશ થઈ ગયા. જોકે એ નિરાશાને ઢાંકવા એમણે એમનાથી બનતા પ્રયત્ન જરૂર કર્યા.

રાજનીતિમાં પડવાને કારણે જે૦પી૦ને ખૂબ જ દોડાદોડી રહેતી. એક રીતે પટણા તો છૂટી જ ગયું. વચ્ચે વચ્ચે કદાચ આવી જાય એ જ. સ્વાભાવિક જ મારો પણ સાથ છૂટી ગયો. આમ, બચપણથી જ અમે સાથે બહુ ઓછું રહી શક્યા.

૧૯૩૫થી હું મુંબઈમાં કામે લાગ્યો. સાધારણ નોકરી એટલે સામાન્ય જગ્યામાં રહેતો. જે૦પી૦ મુંબઈ આવે ત્યારે પોતાના મિત્રોને ત્યાં ઊતરે અને મને પણ આવીને મળી જતા. અહીં મુંબઈમાં રહેવાની તકલીફ હતી. અને બીજી બાજુ બબુરવાનીમાં અમારી જમીન પડી હતી. અમે ત્યાં રહેતા નહોતા, ખેતી પણ નહોતા કરતા. બીજા ખેડૂતોને ભાગમાં ખેડવા આપતા. વળી, સરયૂ નદીનું દક્ષિણ તરફ વધવાનું ચાલુ જ હતું, અને એ તરફ લગભગ દોઢ માઈલ જેટલી આગળ વધી ગઈ હતી. મેં જે૦પી૦ને કહ્યું કે જમીન વેચી પટણા તથા મુંબઈમાં મકાન બાંધીએ. પણ એમને એ વાત પસંદ ન પડી. એટલે મેં મારા ભાગની જમીન વેચવા રજા માગી. એ વાત એમણે મંજૂર રાખી. મેં મારા ભાગની જમીન વેચી અને ૧૯૪૯–'૫૦માં મરીન ડ્રાઈવ પર એક ફ્લેટ ખરીદ્યો. ફ્લેટમાં ત્રણ બેડરૂમ, એક હૉલ, રસોડું અને બાથરૂમ હતાં.

મરીન ડ્રાઈવ રહેવાનું શરૂ કર્યા બાદ પણ મેં જે૦પી૦ને મારે ત્યાં ઊતરવાનું ન કહ્યું. કારણ, મેં જોયું કે એ જ્યાં ઊતરતા હતા ત્યાં મારા ઘર કરતાં ક્યાંયે વધુ સગવડ અને આરામ હતાં. મને થયું કે જે૦પી૦ને મારે ત્યાં ઊતરવાનું કહેવું એટલે એમને દુવિધામાં નાખવા જેવું થશે, પરંતુ જ્યારે એમનો મુંબઈ આવવાનો વારો આવ્યો ત્યારે એમણે મને લખ્યું કે મારે ત્યાં જગ્યા હોય તો એ બન્ને મારે ત્યાં ઊતરવું પસંદ કરશે. મેં જવાબમાં વળતું લખ્યું કે જગ્યા તો ઘણી છે, પણ કદાચ મારે ત્યાં ઊતરવામાં એમને અગવડ વેઠવી પડે. જે૦પી૦ ને ભાભી બન્ને આવ્યાં. મકાન જોઈને ખૂબ ખુશ થયાં. ૧૯૫૦ થી ૧૯૬૦ સુધી હું એ ફ્લેટમાં રહ્યો ત્યાં સુધી જે૦પી૦ મારે ત્યાં જ ઊતરતા. મેં ભાભીને કહી રાખ્યું હતું કે એમના કે જે૦પી૦ના મિત્રોને ખાવા યા ચા-પાણી માટે બોલાવવા હોય તો બોલાવી શકે છે. અમને પહેલેથી ખબર આપે તો ઘરની સગવડ કરી શકાશે.

૧૯૬૦ માં હું ફ્લેટ વેચીને બહાર ગયો હતો. મુંબઈ પાછો આવ્યો ત્યારે ફ્લેટોના ભાવ ખૂબ જ ઊંચા ગયેલા. કેટલાંય વરસો નાનાં ઘરોમાં રહ્યો. અને અંતે ૧૯૭૦–૭૨માં 'અલ્ટા માઉન્ટ' રોડ પર એક મોટો ફ્લેટ લીધો. આ બધા વરસો જે૦પી૦ પોતાના એક મિત્રને ત્યાં ઊતરતા.

પરંતુ અલ્ટા માઉન્ટ રોડ પર આવ્યા બાદ ભાભી અને જે૦પી૦ મારે ત્યાં ઊતરવા લાગ્યા. ત્યાર બાદ મેં મકાન કેટલાબર બદલ્યું. ત્યારે પણ એ લોકોએ મારે ત્યાં જ ઊતરવાનું રાખ્યું. ૧૯૭૩ થી ૧૯૭૫ દરમ્યાન એ લોકો કાલાબા મ.રે ત્યાં ઊતરતા. પરંતુ ૧૯૭૫માં જ્યારે હું એમને ચંડીગઢથી જસલોક લઈ આવ્યો ત્યારે એમની સાથે રહેનારાઓની સંખ્યા વધી ગઈ હતી. એમના સેક્રેટરી, નોકર, પરિચારક વગેરે ઘણા લોકો વધી ગયા હતા. એટલે એ જસલોકમાંથી છૂટા થાય ત્યાર બાદ એમને મારે ત્યાં

તો પિતાજીના આદેશને કારણે. બાકી એ તો સવારથી માંડીને રાત સુધી વાંચ વાંચ વાંચ!

થાકે ત્યારે થોડો આરામ કરે. એવે વખતે મારી સાથે થોડો વખત રમતા યા મને રમાડતા. વચ્ચે વચ્ચે મને સતાવવાનું પણ એમને મન થાય. ત્યારે હું ગુસ્સામાં એમને ખૂબ પીટતો. પણ એ તો "વાહ નોકર વાહ, હજી વધુ ચંપી કર. વાહ નોકર વાહ, હજી વધુ ચંપી કર!" એમ બોલતા રહેતા. અંતે થાકીને હું જ ભાગી જતો.

કુટુંબમાં મા, બાપુજી, ભાઈ અને બહેનોમાં પરસ્પર ખૂબ જ પ્રેમ હતો. એકબીજાને ખૂબ જ ચાહતાં. કોઈ કોઈની ચુગલી ન કરે. અંદર અંદર ગમે તેટલું બાઝયાં હોય, પણ વડીલો આગળ ચુગલી કરવાની નહીં. અને ગમે તેટલું લડયાં હોઈએ, પણ લડનારાં પાછાં ભેગાં ન થાય અથવા હસવા બોલવાનું શરૂ ન થાય ત્યાં સુધી એકલા બેસી કોઈ ભોજન નહીં કરતું. જમવા તો બધાં સાથે જ બેસે. ક્યારેક ક્યાંકથી મીઠાઈ ફળ વગેરે વસ્તુ આવી હોય અને ઘરનું કોઈ જણ હાજર ન હોય તો વસ્તુને સંભાળીને રાખી મૂકતા. બધાં ભેગાં થયા પછી જ ખાતાં.

બચપણથી જ જે૦પીનો સ્વભાવ નમ્ર અને શાંત. પટણા ભણવા ગયા તોય માથાના બાલ વધાર્યા નહીં. માથું ઢાંકવા પૂરતા જ બાલ રાખતા, એટલે કાંસકો ફેરવવાની જરૂર જ નહીં.

હું સાત આઠ વર્ષનો થયો એટલે ભણવા માટે પટણા આવ્યો. મોટી બહેનના પતિ 'બડે જીજાજી' પટણા હાઈકોર્ટમાં નોકરી કરતા અને એના ક્વાર્ટર્સમાં પોતાના કુટુંબ સાથે રહેતા. હું પણ એમની સાથે રહ્યો. એ દિવસોમાં જે૦પી૦ પણ બડે જીજાજીને ત્યાં રહી કૉલેજમાં ભણે. આમ, એ દિવસોમાં અમને સાથે રહેવાનો મોકો મળ્યો.

( आ )

અગાઉ કહ્યું તેમ જે૦પી૦ને રાત દિવસ એક જ ધૂન— વાંચ વાંચ વાંચ! સવારે ઊઠીને વાંચે, કૉલેજના વખતે કૉલેજ, કૉલેજથી સાંજે પાછા ફરી, પાછા પોથી ખોલી બેસી જાય. આમ જમતાં, નહાતી અને ખાતી વખતે જે ટાઈમ મળે તેમાં બધાં સાથે ટોળટપ્પાં કરે, હસે બોલે ને દિલ્લગી કરે. પણ આ બધા પાછળ ઓછામાં ઓછો સમય આપે. એ દિવસોમાં વિદ્યાર્થીઓ માટે હૉકી, ફૂટબૉલ, હુતુતુતુ વગેરે રમતો ઓછામાં ઓછા એક કલાક રમવી ફરજિયાત હતી. પરંતુ જે૦પી૦ એમાં પણ ભાગ ન લેતા. ભણવું, કૉલેજ જવુંઆવવું એ જ એમનો કાર્યક્રમ.

કોઈ પણ જાતનાં વ્યાયામ ખેલકૂદ કશું જ નહીં. ઘરથી કૉલેજ લગભગ ત્રણ માઈલ. સાંજે ચાલતા ઘેર આવે એ જ એમનો વ્યાયામ. ઇન્ટર સાયન્સમાં કેમિસ્ટ્રિ, ફિઝિક્સ અને મેથેમેટિક્સ લીધાં હતાં.

એમનો પહેરવેશ સાવ સાધારણ—ધોતિયું ને ઝભ્ભો, ખાદીમાં ફરતા. ખાવાનો પણ શોખ, જ્યાં જે મળે તે આનંદથી ખાય. અમારે ઘેર તો અમે માંસાહાર કરતા, પરંતુ બહેનના ઘરમાં કટ્ટર શાકાહારી. કારણ કે અમારા જીજાજી પાકા વૈષ્ણવ હતા. કાંદા, લસણ, ટમાટાં કશું જ ન ખાય, એટલું જ નહીં, ઘરમાં ઘુસવા પણ ન દે. જે૦પી૦ને બે વસ્તુઓ ખૂબ ભાવે—ચાહ અને મીઠાઈ અથવા પછી કોઈ પણ ગળી ચીજ. મીઠાઈ ન મળે તો ગોળથી ચાલી જાય. ચાહ ને ગોળ રોજ જોઈએ જ.

પટણામાં ક્યારેક બજારમાં જતા. તે વખતે મારે માટે પુસ્તકો, નોટબૂક, પેન્સિલ વગેરે ખરીદવા મને પણ સાથે લઈ જતા. હું ક્યારેક રમકડાં કે એવી કોઈ વસ્તુ લેવા હઠ કરું તો પણ લઈ આપતા નહીં. હું અટકીને ઊભો રહું કે ભેંકડો તાણું તો કહે: અરે ચૂપ ચૂપ! લોકો શું કહેશે! કહેશે કે આ માણસ બાળકને રડાવે છે, કેવો છે એ માણસ! પણ તેમ છતાં હું ન જ માનું તો પાછા વળીને જઈને એ વસ્તુ ખરીદી આપતા.

આ દરમ્યાન એમનાં લગ્ન થયાં. એ પ્રસંગે અમે સહકુટુંબ સીતાબદિયારા ગયાં હતાં. તે વખતે હું નવ વર્ષનો. મારા માટે તો સીતાબદિયારા જવાનો આ પહેલો પ્રસંગ હતો. આના પરથી સમજાશે કે પિતાજી સીતાબદિયારા કેટલું ઓછું જતા! આમ છતાં જે૦પી૦ને સીતાબદિયારા પ્રત્યે કેટલો પ્રેમ હતો તે આગળ ઉપર તમને સમજાશે.

કૉલેજમાં પણ જે૦પી૦ ઘણા માર્ક લાવતા. એ વખતના એમના વર્ગની બેચ ઘણી તેજસ્વી ગણાતી. પોતાના વર્ગમાં એ હંમેશા પહેલા, બીજા કે ત્રીજા નંબરે રહેતા. ઇન્ટર સાયન્સની કૉલેજની પરીક્ષા પૂરી થઈ હતી. જે૦પી૦ એમાં પણ પ્રથમ શ્રેણીમાં પ્રથમ આવ્યા હતા. યુનિવર્સિટીની પરીક્ષાની તૈયારી કરવામાં પડ્યા હતા. ઠીક એ જ દિવસોમાં—૧૯૨૧—ગાંધીજીની સત્યાગ્રહની હાકલ આવી. ગાંધીજીએ વિદ્યાર્થીઓને સત્યાગ્રહમાં ભળવા આહ્વાન આપ્યું હતું. અત્યાર સુધી તો જે૦પી૦એ રાજનીતિમાં રસ લીધો નહોતો. પરંતુ બીજી બાજુ ગાંધીજીનાં નિવેદનો પ્રકાશિત થતાં રહેતાં હતાં. જે૦પી૦ એનાથી પૂરેપૂરા પ્રભાવિત થયા અને પોતાના અનેક સાથીઓ સાથે એમણે આંદોલનમાં ઝંપલાવ્યું. ઇન્ટર સાયન્સની પરીક્ષા એને ઠેકાણે રહી. એટલું જ નહીં, પટણાની કૉલેજ બ્રિટિશ કૉલેજ હતી, તેના પ્રિન્સિપાલને જે૦પી૦એ લખી મોકલ્યું—It is a sin to study in a British institute—બ્રિટિશ સંસ્થામાં ભણવું એ પાપ છે.

ગાંધીજીનું આંદોલન તો એક વર્ષમાં સમાપ્ત થયું. ફરી ભણવા જવાની વાત નીકળી. પણ એમણે પટણા કૉલેજમાં ભણવા જવાની ના પાડી. એક સૂચન વિલાયત જવાનું આવ્યું તેની પણ ના પાડી. તેથી છેવટે અમેરિકા જવાનું ઠર્યું. પિતાજી અને જે૦પી૦ના સસરા સંમત થયા એટલે માએ પણ સંમતિ આપી, પરંતુ આની એમના હૃદય પર ભારે અસર પડી. એ જ

ચિંતા, શોક અને દુઃખમાં એમને "ડ્રોપ્સી ઑફ ધ હાર્ટ" નામની બીમારી થઈ. સાત વરસે જે૦પી૦ પાછા ફર્યા ત્યાં સુધી પણ એ એમાંથી મુક્ત થઈ શક્યા નહોતા. છેવટે એ જ બીમારી લઈ વિદાય થયા.

પટણા કૉલેજમાં જે૦પી૦ કેમિસ્ટ્રિ કરતા હતા. એટલે અમેરિકા જઈને પણ એમણે એપ્લાઈડ કેમિસ્ટ્રિ જ લીધી. પરંતુ ગાંધીજીના આંદોલનને કારણે એમનામાં રાજકીય ચેતના જાગી ચૂકી હતી. અમેરિકામાં એમને એ વિષયમાં વધુ રસ જાગ્યો. છેવટે સાયન્સનો વિષય પડતો કરી આર્ટ્સમાં દાખલ થયા. પ્રારંભથી માંડી એમ.એ. સુધીનું કર્યું અને સમાજશાસ્ત્ર લઈ એમ.એ. પાસ થયા. અમેરિકામાં એ કેવી રીતે રહ્યા, કેવી રીતે ભણ્યા, ભણવામાં કેવી રીતે અત્યંત તેજસ્વીમાં એમની ગણતરી થઈ વગેરે વાતો એમને અંગેનાં લગભગ બધાં પુસ્તકોમાં આવી છે. એટલે અહીં એની એ વાત ફરી કહેવાની જરૂર નથી.

સાત વર્ષ બાદ ૧૯૨૯માં અમેરિકાથી પાછા આવ્યા. પિતાજી, અનેક સાથીઓ ને સંબંધીઓ એમના સ્વાગત માટે સ્ટેશન પર આવ્યા હતા. જે૦પી૦ ઊતર્યા ત્યારે હું તો એમને ઓળખી જ ન શક્યો કે આ જ મારા વડીલ બંધુ! એમનો પહેરવેશ, કપડાં અને માથાના વાળ સુધ્ધાં એટલાં બદલાઈ ચૂક્યાં હતાં કે કોઈ બીજો જ માણસ હોય તેવું લાગ્યું. પણ બધા એમને મળવા લાગ્યા તેના પરથી હું ઓળખી શક્યો કે આ જ જે૦પી૦ છે. સાત વર્ષના ગાળામાં હું પણ બદલાઈ ચૂક્યો હતો. એમની બાજુમાં જ ઊભો હતો તોય એ મને ઓળખી ન શક્યા. હું ચૂપચાપ ઊભો હતો. બધાએ મળી લીધું, ત્યાર બાદ એમનાથી ન રહેવાયું, એમણે પૂછ્યું, "રાજા કહાં હૈ?" કોઈકે કહ્યું, તમારી બાજુ ઊભો એ શું! સાંભળતાં જ મને ખૂબ પ્યારથી ભેટ્યા. પછી મેં એમને ભોજપુરીમાં પૂછ્યું, "તૂ હમરાકે ન પહચનલ?" (તું મને ન ઓળખી શક્યો?) એ સાંભળી એ ખૂબ ખુશ થયા. અને ભોજપુરીમાં બોલ્યા, "તૂ શબ્દ બહુત મીઠા હ. ઇહે સુને કે હમ ચાહત રહીં. હમરા ડર રહે કિ અબ તૂ હમરાકે 'આપ' કહબ. બરાબર 'તૂ' કહકે બોલઈહ." (તું શબ્દ બહુ મીઠો છે, એ જ સાંભળવા મન તલસતું હતું. મને ડર હતો કે હવે તું મને 'આપ' કહીને બોલાવશે. હમેશા તું કહીને જ તું મારી સાથે વાત કરજે.)

(ક)

દેશમાં પાછા ફર્યા બાદ થોડા દિવસ તો જે નોકરી મળી તે કરતા રહ્યા. પણ તરત જ એ છોડી રાજનીતિમાં પડ્યા. પિતાજીને હતું કે દીકરો દેશાવરથી આવી કોઈ મોટી નોકરી લેશે અને સારી કમાણી કરશે. પણ એમ ન થયું તેથી પિતાજી અત્યન્ત નિરાશ થઈ ગયા. જોકે એ નિરાશાને ઢાંકવા એમણે એમનાથી બનતા પ્રયત્ન જરૂર કર્યા.

રાજનીતિમાં પડવાને કારણે જે૦પી૦ને ખૂબ જ દોડાદોડી રહેતી. એક રીતે પટણા તો છૂટી જ ગયું. વચ્ચે વચ્ચે ક્યારેક આવી જાય એ જ. સ્વાભાવિક જ મારો પણ સાથ છૂટી ગયો. આમ, બચપણથી જ અમે સાથે બહુ ઓછું રહી શક્યા.

૧૯૩૫થી હું મુંબઈમાં કામે લાગ્યો. સાધારણ નોકરી એટલે સામાન્ય જગ્યામાં રહેતો. જે૦પી૦ મુંબઈ આવે ત્યારે પોતાના મિત્રોને ત્યાં ઊતરે અને મને પણ આવીને મળી જતા. અહીં મુંબઈમાં રહેવાની તકલીફ હતી. અને બીજી બાજુ બલુર-વાનીમાં અમારી જમીન પડી હતી. અમે ત્યાં રહેતા નહોતા, ખેતી પણ નહોતા કરતા. બીજા ખેડૂતોને ભાગમાં ખેડવા આપતા. વળી, સરયૂ નદીનું દક્ષિણ તરફ વધવાનું ચાલુ જ હતું, અને એ તરફ લગભગ દોઢ માઈલ જેટલી આગળ વધી ગઈ હતી. મેં જે૦પી૦ને કહ્યું કે જમીન વેચી પટણા તથા મુંબઈમાં મકાન બાંધીએ. પણ એમને એ વાત પસંદ ન પડી. એટલે મેં મારા ભાગની જમીન વેચવા રજા માગી. એ વાત એમણે મંજૂર રાખી. મેં મારા ભાગની જમીન વેચી અને ૧૯૪૯–'૫૦માં મરીન ડ્રાઈવ પર એક ફ્લૅટ ખરીદ્યો. ફ્લૅટમાં ત્રણ બેડરૂમ. એક હૉલ, રસોડું અને બાથરૂમ હતાં.

મરીન ડ્રાઈવ રહેવાનું શરૂ કર્યા બાદ પણ મેં જે૦પી૦ને મારે ત્યાં ઊતરવાનું ન કહ્યું. કારણ, મેં જોયું કે એ જ્યાં ઊતરતા હતા ત્યાં મારા ઘર કરતાં ક્યાંય વધુ સગવડ અને આરામ હતાં. મને થયું કે જે૦પી૦ને મારે ત્યાં ઊતરવાનું કહેવું એટલે એમને દુવિધામાં નાખવા જેવું થશે, પરંતુ જ્યારે એમનો મુંબઈ આવવાનો વારો આવ્યો ત્યારે એમણે મને લખ્યું કે મારે ત્યાં જગ્યા હોય તો એ બન્ને મારે ત્યાં ઊતરવું પસંદ કરશે. મેં જવાબમાં વળતું લખ્યું કે જગ્યા તો ઘણી છે, પણ કદાચ મારે ત્યાં ઊતરવામાં એમને અગવડ વેઠવી પડે. જે૦પી૦ ને ભાભી બન્ને આવ્યાં. મકાન જોઈને ખૂબ ખુશ થયાં. ૧૯૫૦ થી ૧૯૬૦ સુધી હું એ ફ્લૅટમાં રહ્યો ત્યાં સુધી જે૦પી૦ મારે ત્યાં જ ઊતરતા. મેં ભાભીને કહી રાખ્યું હતું કે એમના કે જે૦પી૦ના મિત્રોને ખાવા યા ચા-પાણી માટે બોલાવવા હોય તો બોલાવી શકે છે. અમને પહેલેથી ખબર આપે તો ઘટતી સગવડ કરી શકાશે.

૧૯૬૦ મા હું ફ્લૅટ વેચીને બહાર ગયો હતો. મુંબઈ પાછો આવ્યો ત્યારે ફ્લૅટોના ભાવ ખૂબ જ ઊંચા ગયેલા. કેટલાંય વરસો નાનાં ઘરોમાં રહ્યો, અને અંતે ૧૯૭૦–૭૧માં 'અલ્ટા માઉન્ટ' રોડ પર એક મોટો ફ્લૅટ લીધો. આ બધા વરસો જે૦પી૦ પોતાના એક મિત્રને ત્યાં ઊતરતા.

પરંતુ અલ્ટા માઉન્ટ રોડ પર આવ્યા બાદ ભાભી અને જે૦પી૦ મારે ત્યાં ઊતરવા લાગ્યા. ત્યાર બાદ મેં મકાન કોલાબા બદલ્યું. ત્યારે પણ એ લોકોએ મારે ત્યાં જ ઊતરવાનું રાખ્યું. ૧૯૭૩ થી ૧૯૭૫ દરમ્યાન એ લોકો કોલાબા મારે ત્યાં ઊતરતા. પરંતુ ૧૯૭૫માં જ્યારે હું એમને ચંડીગઢથી જસલોક લઈ આવ્યો ત્યારે એમની સાથે રહેનારાંઓની સંખ્યા વધી ગઈ હતી. એમના સેક્રેટરી, નોકર, પરિચારક વગેરે ઘણા લોકો વધી ગયા હતા. એટલે એ જસલોકમાંથી છૂટા થાય ત્યાર બાદ એમને મારે ત્યાં

લઈ જવાનું વિચાર્યું કે કહ્યું નહોતું. પરંતુ જસલોકમાંથી છૂટવાની વાત આવી ત્યારે શ્રી રામનાથ ગોયેન્કાએ કલકત્તાથી શ્રી સી. એ. નારાયણ જોગ એક ટેલેક્સ સંદેશો મોકલ્યો. સાંજે એ સંદેશો લઈને શ્રી નારાયણ જે૦પી૦ પાસે આવ્યા. હું પણ ત્યાં હતો. મારો દીકરો અનિલ પણ ત્યાં હાજર હતો. શ્રી નારાયણે ગોયેન્કાજીનો સંદેશો વાંચી સંભળાવ્યો. એમાં ગોયેન્કાએ જે૦પી૦ને એમના રેસ્ટ હાઉસમાં રહેવા આગ્રહ કર્યો હતો. એમ પણ કહ્યું હતું, ત્યાં બધી જ સગવડો થઈ જશે અને ગોયેન્કાજી પોતે મુંબઈ રહી દેખરેખ રાખશે. જે૦પી૦એ સંદેશો સાંભળ્યો. એમણે મને કે અનિલને કશું જ ન પૂછતાં શ્રી નારાયણને કહ્યું, "રામનાથજીનો મારા તરફથી ખૂબ આભાર માનજો અને કહેજો, એમના રેસ્ટ હાઉસમાં મને ખૂબ જ આરામ રહેશે એ વાત હું જાણું છું, છતાં હાલ હું મારા ભાઈને ત્યાં જવા ઇચ્છું છું." આને માટે અનિલની કે મારી તૈયારી નહોતી. ઘરમાં આટલા માણસોને રાખવા જેટલી જગ્યા નહોતી. છતાં જે૦પી૦ની ઇચ્છા પૂરી પણ કરવી હતી. અમે શ્રી નારાયણ પાસેથી એમનું 'ક્વેસ્ટ એન્ડ' નામનું રેસ્ટ હાઉસ માગી લીધું. આ રેસ્ટ હાઉસ અમારા કોલાબા ફ્લેટ 'અજન્ટા'ની પાસે જ હતું. જે૦પી૦ને અમે અમારે ઘેર લઈ આવ્યા અને એમની સાથે રહેનારાઓને 'ક્વેસ્ટ એન્ડ" ઉતાર્યા.

શ્રી રામનાથજી કોલાબાવાળા મારે ઘેર આવીને જે૦પી૦ને આગ્રહ કરતા રહેતા કે 'પેન્ટ હાઉસ' ચાલો. વળતું જે૦પી૦ કહેતા, "રાજનને પૂછો." મેં રામનાથજીને કહ્યું કે જે૦પી૦ જસલોકમાંથી બહાર આવ્યા છે એ ખરું, પરંતુ હજી એ ખતરાથી મુક્ત નથી, તેથી "જે થવાનું હોય તે અમારે ત્યાં જ થશે; જે૦પી૦ સારા થઈ ગયા બાદ હું જાતે જ એમને કહીશ કે હવે એમને જ્યાં જવું હોય ત્યાં જવા છુટ્ટી છે." ત્યાર બાદ રામનાથજીએ એ વાત છોડી. જે૦પી૦ અમારે ત્યા ત્રણ મહિના રહ્યા. દરમ્યાન રોજ સાંજે એમને બહાર લઈ જઈ ચાલવાનો અભ્યાસ કરવાનો હતો. ત્યાર બાદ એક મહિના સુધી જે૦પી૦ પોતાની મેળે લાકડીને ટેકે ચાલવા મંડ્યા ત્યારે મેં એમને કહ્યું કે હવે એ બીજે કોઈ ઠેકાણે જવા માગતા હોય તો જઈ શકે છે. જે૦પી૦એ વ્યાખ્યમાં કહ્યું, "ઠીક છે, ગોયેન્કાજીએ કેટલીયે વાર પેન્ટ હાઉસ જવા આગ્રહ કર્યો હતો. હું ન ગયો તેથી એમને ખોટું લાગ્યું હશે એટલે હવે ત્યાં જઈશ" પરંતુ ૧૯૭૬માં એ વખતે વાતાવરણ કંઈક એવું હતું કે મેં જે૦પી૦ને કહ્યું કે રામનાથજીને ત્યાં જવું હોય તો ભલે જાવ, પરંતુ પેન્ટ હાઉસ ન જતાં એમના બીજા રેસ્ટ હાઉસ "ક્વેસ્ટ એન્ડ"માં જાવ. જે૦પી૦ એમના સાથ સાથે "ક્વેસ્ટ એન્ડ" ગયા.

મુંબઈમાં મારે ઘેર રહેવા આવ્યાની વખતે મેં માંડીને વિસ્તાર-પૂર્વક [illegible] કહ્યું કે જે૦પી૦ને બીજે ઠેકાણે રહેઠાણ, આરામ, [illegible] એમને [illegible] કહેવું હતું. નારાયણજીથી [illegible]

સીધા અને કુટુંબના જીવ હોવાને કારણે છેવટ સુધી એમનું એ જ પ્રકારનું સાધારણ અને પ્રેમભર્યું જીવન રહ્યું.

જે૦પી૦ને કુટુંબ માટે અત્યંત પ્રેમભાવ હતો. કુટુંબ માટે એમનાથી સહજ રીતે જેટલું થઈ શકે તે કરતા. છતાં કુટુંબીઓ માટે, ખાસ તો એમનાં પોતાનાં ભાઈબહેનો માટે ભલામણ ક્યારેય ન કરતા, સરકારી વિભાગમાં તો બિલકુલ જ નહીં; અને ખાનગી ક્ષેત્રમાં પણ જોઈ વિચારીને જ કરતા. હું એમનો આ સ્વભાવ જાણતો હતો એટલે એ મારે ત્યાં રહ્યા તેનો મેં જરા પણ લાભ ન ઉઠાવ્યો. મોટા મોટા લોકો એમને મળવા આવતા, પરંતુ હું કોઈને ક્યારેય કશું કહેતો નહીં. જે૦પી૦ આ વાત જાણતા હતા, અને એમને મારો એ સ્વભાવ ગમતો.

ભાભીનો ઉલ્લેખ કરવાનો રહી ગયો. જે૦પી૦નો મારા માટે સ્નેહ હતો તેવો જ ભાભીનો પણ મારા પ્રત્યે સ્નેહભાવ હતો. જે૦પી૦ના જીવન સાથે એ અભિન્ન રીતે વણાયેલાં હતાં, એટલે જે૦પી૦ અંગે જે કંઈ મેં કહ્યું છે તે બધું એમને અંગે પણ ગણાય.

૧૯૬૮-'૬૯માં હું બીમાર થઈને હોસ્પિટલમાં પડ્યો હતો. ભાઈ ને ભાભી એમના પ્રવાસના કાર્યક્રમમાં મુંબઈ આવ્યાં. મને હોસ્પિટલમાં મળવા આવ્યાં. કાર્યક્રમ પૂછતાં કહ્યું કે એક દિવસ માટે આવ્યાં છે અને બીજે દિવસે પાછાં ચાલ્યાં જશે. ત્યાર બાદ મારા ડૉક્ટરો સાથે એમની વાત થઈ. એમને ખબર પડી કે મારી બીમારી ગંભીર છે. એમણે પોતાના પ્રવાસનો કાર્યક્રમ રદ કર્યો અને ડૉક્ટરો ખાતરી ન આપે કે હું ખતરામાંથી બહાર નીકળી ગયો છું ત્યાં સુધી મુંબઈમાં જ રહેવાનું ઠરાવ્યું. મને પણ મારી ખરી હાલતની ખબર ત્યારે જ પડી. ભાઈ ને ભાભી દરરોજ મુલાકાતના સમય દરમ્યાન સવારે ને સાંજે મારી પાસે આવીને બેસતા.

( ૭ )

૧૯૭૫ ની જૂનની ૨૬ મીએ વહેલી સવારે લગભગ ત્રણ વાગે યા તે પહેલાં જે૦પી૦ને અચાનક પકડી લેવામાં આવ્યા. એ દિવસે સવારે હું ઊઠ્યો ત્યારે મારો ફોન બંધ હતો. દસ દિવસ સુધી એ બંધ જ રહ્યો. સવારનાં છાપાંઓમાં પણ કશી ખબર નહોતી. બપોર પછી બે મિત્રો મળવા આવ્યા ત્યારે જ જાણ્યું કે જે૦પી૦ પકડાઈ ગયા છે અને દેશ પર કટોકટી લાદવામાં આવી છે. એક બે દિવસ પછી ભાતભાતની ભયંકર અફવાઓ આવવા માંડી. પહેલા ખબર આવી કે જે૦પી૦ ભૂખહડતાલ પર ઊતર્યા છે, અને એમને દિલ્હીના એ. આઈ. આઈ. એમ. એસ. માં રાખીને બળજબરીપૂર્વક ખોરાક આપવામાં આવે છે. બીજે દિવસે વળી અફવા આવી કે જે૦પી૦ને હૃદયરોગનો ભારી હુમલો આવ્યો છે; અને સારવાર માટે એ. આઈ. આઈ. એમ. એસ. માં રાખવામાં આવ્યા છે. આ સમાચાર મને ૩૦મી જૂને મળ્યા, હું ૧લી જુલાઈના રોજ દિલ્હી પહોંચ્યો. પણ કોઈની પણ પાસેથી કોઈ ચોક્કસ માહિતી ન મળી. જે૦પી૦ અત્યારે છે ક્યાં તે કોઈ જાણતું નહોતું, અને

કોઈ અધિકારી કહેવા તૈયાર નહોતા. છેવટે છઠ્ઠી જુલાઈને રોજ ખબર મળ્યા કે જે૦પી૦ને ચંડીગઢ જેલમાં રાખવામાં આવ્યા છે. ૭મી જુલાઈની સવારે હું શ્રી તારકુંડે અને શ્રી ગોયલને લઈને ચંડીગઢ પહોંચ્યો. ત્યાં ડેપ્યુટિ કમિશ્નર શ્રી દેવસહાયને બપોરે બે વાગે મને એક કલાક મળવાની રજા આપી. ત્યારબાદ ચાર વાગે બન્ને વકીલોને મળવા અડધા કલાકનો સમય આપ્યો.

ત્યાર બાદ હું દર મહિને કમ ને કમ એક વાર જે૦પી૦ને મળવા જતો. મેં જોયું કે દર મહિને એમની તબિયત ઉત્તરોત્તર બગડતી જ જતી હતી. એ શરીરે નબળા પડતા જઈ રહ્યા હતા. ઉકાળા વળતા અને ઊલટી થતી. ભૂખ મરી ગઈ હતી. પગે અને આંખની નીચેના ભાગમાં સોજા વધતા જતા હતા. પી.જી. આઈ.માં એમની બીમારીનો ઇલાજ કરવા પ્રયાસ ચાલી રહ્યા હતા, પરંતુ કશો જ ફાયદો નહોતો.

૭મી નવેમ્બર ૧૯૭૫ના રોજ એમને મળ્યો ત્યારે જોયું કે એમની હાલત ખૂબ જ લથડી ચૂકી હતી. સોજો અને બીજાં બીમારીનાં ચિહ્નો વધતાં જઈ રહ્યાં હતાં. મને તો થયું કે એમનો અંતકાળ સમીપ હતો. ૯મી નવેમ્બરે દિલ્હી જઈ પ્રધાનમંત્રી ઇંદિરાજીને પત્ર લખ્યો. પત્ર લખી હું મુંબઈ ચાલ્યો આવ્યો. ૧૨મી નવેમ્બરની સાંજે તારકુંડેનો ફોન આવ્યો કે જે૦પી૦ને છોડી મૂકવાનો હુકમ નીકળી ચૂક્યો છે. તરત જ હું ચંડીગઢ જવા રવાના થયો. ૧૪મીએ પહોંચી જે૦પી૦ને મુંબઈ લઈ જવા ખટપટ શરૂ કરી. ડોક્ટરોએ કહ્યું કે એમને કિડનિની બીમારી છે. એમને ૫મી નવેમ્બરે જ કિડનિની બીમારી હોવાની ખબર પડી હતી. એમણે એમ પણ કહ્યું કે જે૦પી૦ની શારીરિક હાલત એવી નથી કે એક જ દિવસમાં એમને ચંડીગઢથી દિલ્હી લઈ જઈ, ત્યાંથી વિમાન બદલી મુંબઈ લઈ જઈ શકાય. એમણે સૂચવ્યું કે એમને ચંડીગઢથી સીધા મુંબઈ લઈ જવા માટે વિમાનની ગોઠવણ કરવી; નહીં તો ચંડીગઢથી દિલ્હી લઈ જઈને એક દિવસ એ.આઈ. આઈ. એમ એસ.માં રાખી બીજે જ દિવસે મુંબઈ લઈ જવા. ચંડીગઢથી સીધા મુંબઈ જવાની વ્યવસ્થા ન થઈ શકવાથી એમને એક દિવસ માટે દિલ્હી લઈ આવ્યો. એ વખતે એ. આઈ. આઈ. એમ. એસ. ના મેડિકલ ડાયરેક્ટર ડો. સુજા રોય હતા. અગાઉ જે૦પી૦ને હૃદય રોગનો હુમલો થયો હતો ત્યારે આ ડોક્ટર સુજા રોયે જ એમનો ઇલાજ કર્યો હતો, અને એનાથી જે૦પી૦ સાજા પણ થયા હતા. આથી જે૦પી૦ એમની વાત માનતા. ડૉક્ટર રોયના આગ્રહને લઈને જે૦પી૦ ત્યાં એ. આઈ. આઈ. એમ. એસ. માં રહેવા તૈયાર થઈ ગયા અને મુંબઈ જવાનો વિચાર માંડી વાળ્યો.

મને આ વાતની ખબર પડી ત્યારે બિલકુલ ગમી નહીં. મેં જે૦પી૦ને સમજાવ્યા. છેવટે એમણે મારી વાત માની, પણ ડોક્ટર સુજા રોય સાથે વાત કરવા કહ્યું. એમની સાથે વાત થઈ, અડધા કલાક સુધી ચર્ચા ચાલી, પણ કોઈ રીતે ન માને. છેવટે એમણે મારી પાસે લેખિત બાંહેધરી માગી કે જે૦પી૦ને મુંબઈ લઈ જાઉં તો જસલોકમાં એમનો ઇલાજ હું મારી જવાબદારી પર કરાવીશ. મેં એ પ્રમાણે લેખિત આપ્યું. એ. આઈ. આઈ. એમ. એસ. તરફથી જસલોક હૉસ્પિટલને જે હેવાલ મોકલી અપાયો તેમાં આ વાતનો ઉલ્લેખ છે. આનો અર્થ એ થતો હતો કે જે૦પી૦ને મુંબઈ લાવવાની અને એમનો ઇલાજ કરાવવાની જવાબદારી મારી ગણાઈ. જે૦પી૦ અને જસલોકના ડૉક્ટરો આ વાત જાણતા હતા. હું ઘણી જ તકલીફપૂર્વક મારી જવાબદારી સંભાળી શક્યો.

ડૉક્ટર સુજા રોય હૃદયરોગના નિષ્ણાત હતા, કિડનિના નહીં. આમ છતાં એમના કહેવાથી દિલ્હીમાં રહી પડવાનો જે૦પી૦નો નિર્ણય સૂચવે છે કે જે૦પી૦ને પોતાના મિત્રો પર કેટલો વિશ્વાસ, કેટલો ભરોસો હતો. આ એમની આગવી અને મોટી વિશેષતા હતી.

મુંબઈની જસલોક હૉસ્પિટલમાં જે૦પી૦ ૨૨ નવેમ્બર ૧૯૭૫ ના રોજ દાખલ થયા હતા. દોઢ મહિના સુધી દવા અને ડાયાલિસિસનો ઇલાજ લીધા બાદ, અગાઉ લખ્યું છે તેમ ડિસેમ્બર આખરમાં યા જાન્યુઆરી ૧૯૭૬ ના આરંભમાં મારે ઘેર આવ્યા.

ડાયાલિસિસ અને હૃદયની બીમારી એ બેને આમ સંબંધ નથી. પરંતુ ડાયાલિસિસ કરવાથી હૃદય પર બોજો પડે છે. અને જો એટલા સારુ થઈને ડાયાલિસિસ ન કરીએ તો, બન્ને કિડનિ બગડી ગઈ હોવાથી લોહીમાંનું ઝેર શરીર બહાર નીકળી ન શકે. એટલે એમને માટે ડાયાલિસિસ એક માત્ર અને અનિવાર્ય ઉપાય હતો. આમ આ બે તકલીફ વચ્ચે ફસાયા હતા. એને લીધે એમને છાતીમાં ભારેપણું અને ઝીણો ઝીણો દુખાવો રહેતાં. ડાયાલિસિસની ક્રિયા બહુ આકરી અને ચિંતા પ્રેરે તેવી હતી. બે થી અઢી મહિના સુધી હાલત ખરાબ રહી. સુધારો બહુ ધીરે ધીરે થયો. લોકોને જે૦પી૦ને મળવા અંગે અને વાતચીત કરવા અંગે ડૉક્ટરોની સખત મનાઈ હતી. "મુલાકાત પ્રતિબંધિત છે" એવું મોટું પાટિયું અમે લટકાવી રાખ્યું હતુ, આમ છતાં દિવસ રાત એમની પાસે નાનકડું ટોળું જામેલું રહેતું. જે૦પી૦ને પણ પોતાના કાર્યકર્તાઓને તથા નેતાઓને મળ્યા વિના ચેન પડતુ નહોતુ એટલે લોકોને બોલાવી બોલાવી મળતા ને વાતો કરતા રહેતા. એમ કરવાથી ક્યારે એમની મુશ્કેલી વધી પડતી, તેમ છતાં એની પરવા કરતા નહોતા. ડૉક્ટરોને અને અમને કુટુંબીજનોને આ બધું ગમતુ નહોતુ. પરંતુ જે૦પી૦નુ મન આનંદિત રાખવા આ બધું ચલાવી લેવું પડતુ હતુ.

જે૦પી૦ને પ્રથમ જસલોક લઈ ગયા ત્યારે ડૉક્ટરોએ તપાસ્યા બાદ નિરાશા વ્યક્ત કરી હતી. કહ્યું હતું કે બચવાની આશા નથી એટલું જ નહીં, એમણે એટલે સુધી કહ્યું કે વિદેશમાં તો કોઈ પણ ડૉક્ટર યા હૉસ્પિટલ આવો કેસ હાથમાં ન લે, કારણ કે અપજશ વહોરવા કોઈ તૈયાર નથી હોતું. પણ જસલોક હૉસ્પિટલ એક રીતે જુઓ તો જે૦પી૦ની, અને આ દેશ હિંદુસ્તાન છે એટલે અહીંના ડૉક્ટરોએ એ જોખમ ખેડ્યું અને

જવાબદારી સ્વીકારી જે૦પી૦ એ આફતમાંથી ઊગરી બહાર આવ્યા, પરંતુ ડૉક્ટરોએ કહ્યું કે આમાં જશ અમારે કે અમારા ઇલાજને ફાળે નથી આવતો, જે૦પી૦ પોતાના સંકલ્પબળથી જ ઊભા થયા છે. એમણે એમના સંકલ્પ-બળની તારીફ કરી. આવી ભયંકર હાલત હોવા છતાં જાનનું જોખમ ખેડીને પણ એમણે પોતાના કુટુંબીઓ, સંબંધીઓ અને મિત્રોને મળવાનું ન છોડ્યું, એટલું જ નહીં, સામા ચાલી મળવા બોલાવતા હતા. એ રીતે એ એક જુદી જ તબિયતના માણસ હતા.

૭ મહિના પછી સાજા થઈને એ ૧૯૭૬ની અધવચ પટણા ગયા. ત્યાં એમના નિવાસસ્થાને ડાયાલિસિસ યંત્ર બેસાડવામા આવ્યું હતુ; તેથી ઘર પર જ ડાયાલિસિસ થઈ શકતુ.

ફરી ૧૯૭૭–૭૮માં તબિયત લથડી અને મુંબઈ આવવું પડ્યું. ગ્રાફ્ટિંગ માટે અમેરિકા પણ જવું પડયું. ફરી ૧૯૭૯મા તબિયત ખૂબ જ ગંભીર થઈ અને એમને સાવ મરવાની હાલતમા મુબઈ લાવવા પડયા. એ ત્રણ દિવસમાં કાર્ડિયાક એરેસ્ટ થઈ ગયો એટલે કે હૃદય બંધ પડી ગયું. સદ્‌ભાગ્યે હૃદયના વિશેષજ્ઞ ડૉક્ટર ત્યાં હાજર હતા. એમણે માલિશ કરી હૃદયને ફરી ધબકતુ કર્યું; અને આમ એમને સજીવન કર્યા. આ વખત પણ ડૉક્ટરોએ એમને બચાવ્યા અને પાછા પટણા જઈ શકયા.

હું બરાબર એમની સાથે પટણા જતો. ૧૯૭૯ ના જુલાઈમાં પણ ગયો હતો. ત્યાંથી સપ્ટેમ્બરના પ્રારંભમાં હું મુંબઈ પાછો ફર્યો. ૭ મી ઑક્ટોબરે મારી ભાણી પટણાથી મુંબઈ પાછી આવી. એણે મને કહ્યું કે તમને મોટા મામા યાદ કરતા હતા. ૮ મી ઑક્ટોબરની વહેલી સવારે પટણાથી ફોન આવ્યો—જે૦પી૦ હમણાં હમણાં ગયા. મને એમણે શા માટે યાદ કર્યો હતો એ વાત એમની સાથે ગઈ. અમે ૯ મી ઑક્ટોબરે પટણા પહોંચ્યા. (મૂળ હિન્દી)

**૦ રાજેશ્વર પ્રસાદ**

## આશ્રમને આંગણે

૧૯૬૪માં નાગાલૅંડના ભૂગર્ભવાસી વિદ્રોહી નગા બંધુઓએ આખા નાગાલૅંડમાં વિદ્રોહની એક આબોહવા પેદા કરી. નાગાલૅન્ડના બધા ભાગોમાં એ લોકોના હુમલા ચાલુ હતા. એટલે સુધી કે તળેટીમાં ઊતરી આવી ટ્રેનો પર સુધ્ધાં આક્રમણ કરતા. શાસક પક્ષને આત્યન્તિક હેરાનગતિમાં પડવું પડયું. વિદ્રોહી નગાઓના નેતા ભાઈ ફિઝોએ વિલાયત ભાગી જઈને આશ્રય લીધો. ત્યાંથી આદેશ નિર્દેશ મોકલતા. સ્વર્ગીય શ્રદ્ધેયા શ્રીમતી આશાદેવી અને આર્યનાયકમજીએ રેવરંડ માઈકેલ સ્કૉટની સાથે ફિઝો જોડે મુલાકાત લીધી અને એમના મનોભાવ અને ઉદ્દેશ્યને સમજવાનો પ્રયાસ કર્યો. ભારત પાછા આવીને એમણે જયપ્રકાશજી સાથે મસલત કરીને નક્કી કર્યું કે નાગાલૅંડમાં શાંતિ મિશન સ્થાપી નગાબંધુઓ સાથે સૌહાર્દ સ્થાપિત કરવું પડશે. અને ધીરે ધીરે એમનામાં પ્રવેશ કરીને એમનાં મન જીતી લેવાં એ જ શ્રેષ્ઠ રસ્તો થશે. જયપ્રકાશજી અને કાયા સહ છાયા જેવાં તેમનાં સહધર્મચારિણી શ્રીમતી પ્રભાવતીબહેન, શ્રીમતી માર્જરી સાઈક્સ, શ્રદ્ધેય નવબાબુ (ચૌધુરી), ખુદ માઈકેલ સ્કૉટ અને દાક્તર અરમ વગેરે કેટલાક વિશિષ્ટ મિત્રો આ મિશનના સભ્ય રૂપે નાગાલૅંડ જાય એમ નક્કી થયું. કોહિમામાં એક મકાન ભાડે રાખવામાં આવ્યું અને ત્યાં નગા શાંતિ મિશનનું કેન્દ્ર સ્થાપવામા આવ્યું. કહેવાની જરૂર નથી કે જયપ્રકાશજીએ આ મિશનનું નેતૃત્વ સંભાળ્યું શ્રી નવબાબુ કેવી રીતે ધીરે ધીરે નગા લોકોના ગામડાંમાં જઈને ઘેરે ઘેરે ઘૂસીને એમની સાથે દોસ્તી કરતા હતા તે વિષે એમની પાસેથી નિયમિત રીતે પત્રો પણ મળતા હતા અચાનક એક દિવસ જયપ્રકાશજીનો એક લાંબો પત્ર એમના પોતાના હાથે લખેલો મારી પર આવી પહોંચ્યો. ખૂબ કાલાવાલા કરીને અને ત્યાં જઈને નવબાબુ સાથે કામ કરવા આગ્રહ કર્યો હતો તેમાં. એ પત્રથી હુ તો અભિભૂત થઈ ગઈ. કારણ જે૦પી૦ પાસેથી આવો સૌહાર્દપૂર્ણ પત્ર મેળવવાની આશા તો મેં કદીય રાખી નહોતી, તેય વળી એમને પોતાને હાથે લખેલો પત્ર ! જે દંપતી કાયા છાયાની માફક જોડાઈને હંમેશા રહેતાં આવ્યાં હતાં તેમને સારુ એ વિચારવુ સ્વાભાવિક હતુ કે મારા વિના નવબાબુને નાના પ્રકારની મુશ્કેલીઓ આવતી હશે. પ્રભાવતીના સ્નેહનુ આહ્‌વાન પણ આ પત્રમાં વ્યક્ત થયું હતુ. માત્ર આવડું મોટું સ્નેહનુ નિમંત્રણ હોવા છતાં હું એમના આગ્રહનો સ્વીકાર કરી નહોતી શકી. મારા મનમા એનો વસવસો સદા માટે રહી ગયો. કારણ મને ખબર છે કે જો હુ જઈ શકી હોત તો આ અસાધારણ દંપતીની અતિ પોતીકી થઈને નિકટ આવી શકી હોત. એ તક ચૂકી. આજે પણ એ પત્ર વાંચતાં મારા મનમાં ક્ષોભ થાય છે.

અનુગુલનુ બાજી રાઉત છાત્રાવાસ જયપ્રકાશજીનુ એક પ્રિય સ્થાન હતું. ઓરિસ્સા આવે ત્યારે અનુગુલ આવીને છાત્રાવાસમાં રહેવાનું એમને ગમતુ. છાત્રાવાસનાં રંગીન માટીથી લીંપેલાં ઝૂંપડાં એમના કળાકાર હૃદયને મનોરમ લાગતાં. પહેલી વાર જ્યારે તેઓ આવીને અમારા ઘરની માટીની ઓશરીમાં બેઠા ત્યારે તેમણે ખૂબ આનંદ અનુભવ્યો. સોખોદેવરાનાં પાકાં મકાનો સાથે સરખામણી કરીને કહે કે અમે પણ આવાં જ નાનાં નાનાં માટીનાં ઘર કર્યાં હોત તો સારું થાત. આ તરફ અમે ડરતાં હતા કે પૈસાની કમીને લીધે સેપ્ટિક પાયખાનુ બનાવી નહોતાં શકયાં, નહાવા સારુ જુદી ઓરડી પણ નહોતી. ગમે તેમ કરીને આ બધાં કામો માટે એમને સારુ અલાયદી વ્યવસ્થા કરી દીધી હતી. પણ એમનું ધ્યાન એ બાજુ નહોતુ અને એમણે એને સારુ કોઈનો વાંક પણ નહોતો કાઢ્યો. અહીંના વાતાવરણમાં તેઓ એટલા રાજી થતા કે અમારી ઓશરી પર ધ્યાનસ્થની માફક બેસી રહેતા અને કહેતા કે ખૂબ શાંતિ લાગે છે. અમારા પરિવારનાં નાનાં મોટાં

સૌને તેઓ તદ્દન પોતીકાં માનતા. સ્નેહ–શ્રદ્ધાભર્યાં નયનો વડે અમને જોતા.

સાંજની પ્રાર્થના પછી છોકરાંઓએ જે૦પી૦ જેલમાંથી કેવી રીતે નાસી છૂટ્યા હતા તેની વાર્તા સાંભળવા હઠ પકડી. જયપ્રકાશજી એક મીઠું હાસ્ય વેરી બોલ્યા, 'સાંભળવી છે તો સાંભળો.' છોકરાંઓને એ વાર્તા સંભળાવવા બેઠા. દીકરી ઉત્તરા આ સાંભળી આશ્ચર્યચકિત થઈ ગઈ હતી. આ વાર્તા તો એ કોઈને કહેવા ઇચ્છતા નથી. પણ બાળકોના આગ્રહને તેઓ ખાળી ન શક્યા. બાળકો સાથે અમે પણ મુગ્ધ થઈને એ પલાયનની વીરકથા સાંભળતાં હતાં. અફસોસ એટલો જ છે કે તે વખતે આધુનિક વિજ્ઞાનનું ઉપકરણ ટેપ રેકોર્ડર અમારી પાસે નહોતું. બાળકો વચ્ચે વચ્ચે પ્રશ્નો પૂછતાં અને તેઓ એના ઉત્તર પણ આપતા. લગભગ ભૂખે પેટે નેપાલ પહોંચવાની વાત સાંભળીને બાળકો ઉત્તેજિત થઈ ગયાં હતાં. સૌથી મર્મસ્પર્શી વાત એ લોકો જ્યારે દીવાલ કૂદી ગયા હતા તે વખતે ડ્યૂટિ પર હાજર સિપાઈ ઉપર સરકારે જુલમ ગુજાર્યા અને પાછળથી એને નોકરીમાંથી કાઢી મૂક્યો એ સમાચાર જયપ્રકાશજીને મન યંત્રણાસમ થઈ પડ્યા તે હતી. એ વાત સમજવી બાળકોને માટે અઘરી હતી. ખેર, પણ જયપ્રકાશજી સાથે નાસી છૂટેલા લોકો ફાળો કરીને જેલના એ વાર્ડરને મદદ પાઠવતા. આ હતી હૃદયવાન જયપ્રકાશજીની હૃદયસ્પર્શી વ્યવસ્થા. એમના જેલમાંથી નાસી છૂટવાથી માંડીને પાછી ધરપકડ સુધીનું પૂરું વિવરણ 'ધર્મયુગ'માં કુમાર પ્રશાંતના લેખમાં છપાયું છે. કેવી અદ્ભુત સહનશક્તિ, કેટલી અદ્ભુત ધીરજ, કેટલું અદ્ભુત વીરત્વ અને ત્યાગ! દેશની સ્વતંત્રતા સારુ પોતાને તલ તલ કરીને સમર્પણ કરવાની કહાણી ઇતિહાસમાં વિરલ અને દુર્લભ પણ ખરી. વાંચતી વખતે એ પણ વિચાર આવ્યો કે સ્વતંત્રતા સારુ લડનાર આવા એક મહાન આત્માને સ્વાધીન ભારતમાં એ લોકોએ જેલમાં પૂર્યા, જેમણે કદાચ સ્વતંત્રતાની લડાઈ વખતે મોજમાં દિવસો ગાળ્યા હશે.

લોકો કહે છે કે બ્રહ્મચારીઓ સામાન્યપણે ઉગ્ર અને અસહિષ્ણુ હોય છે. પણ આજના બ્રહ્મચારી જયપ્રકાશજી બરાબર એનાથી ઊલટા હતા. અતિ નમ્ર, સહિષ્ણુ, સ્વભાવ કે ચહેરા પર ઉગ્રતાનું ચિહ્ન સુધ્ધાં નહીં. એક કાળે પૂજ્યા હેમલતા ઠાકુર, જેઓ બંગાળીના સાહિત્યમાં 'બડમા' નામે પ્રસિદ્ધ છે, તેમની આગળ મારી 'ઓટોગ્રાફબૂક' કાંઈક સંદેશો લખવા ધરી દીધેલી તેની વાત યાદ આવે છે. કવયિત્રીએ તરત ચાર લીટીની રચના લખી આપી હતી :

> "નમ્ર જે તે ઊર્ધ્વ ભણી ઊઠે
> શાંત જે અજેય તેનું જગ
> સંયમી ફૂલની જેમ ફૂટે
> સંતુષ્ટ જે તેને જ મળે ફળ."

આજે એમ લાગે છે કે આ પંક્તિઓ જયપ્રકાશજીને અનુલક્ષીને લખાઈ હતી, જોકે તે વખતે તો હું તેમને ઓળખતીયે નહોતી. આજે એમનો નમ્ર, શાન્ત, સંયમી તથા સંતુષ્ટ ચહેરો જ્યારે આંખ આગળ તરી આવે છે ત્યારે એમ લાગે છે કે આ પંક્તિઓ એમને સારુ જ લખાઈ હશે. અને મારું માથું આપોઆપ નત થઈ જાય છે.

બાળકો પ્રત્યે એમને અદ્ભુત મમતા હતી. એ જોઈને હમેશાં લાગતું કે ગાંધીજી આગળ પ્રતિજ્ઞાબદ્ધ પ્રભાવતીબહેનના વચનને માન આપીને આ દંપતી સંતાનહીન રહ્યાં ખરાં, પણ જયપ્રકાશજીના અંતરના વાત્સલ્ય, પ્રીતિ કે અપત્ય સ્નેહનો ઉત્સ ચિરદિન કંગાળ રહી ગયો. મેં એમને એમના કદમકુઆંના મકાનમાં બાલવાડીનાં રમતાં નાનાં નાનાં ભૂલકાંઓ તરફ ગંભીર સ્નેહપૂર્ણ અતૃપ્ત દૃષ્ટિએ કલાકો સુધી તાકી રહેતા જોયા છે. ત્યારે મનમાં લાગતું કે આ દંપતી પાસે બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કરાવીને ગાંધીજીએ ભૂલ કરી હતી!

(મૂળ ઓડિયા)

• માલતી ચૌધુરી

## સેવકની નજરે

૧૯૭૧ના માર્ચની ૧૮મી તારીખે મુજફ્ફરપુરમાં દાદાજી અને દીદીજીની પાસે આવ્યો ત્યારથી માંડીને આખર સુધી એમની સેવામાં જ રહ્યો. હું ગયા જિલ્લાના બારાચટ્ટી થાણામાં આવેલા ગોસાંઈ પસેરા ગામનો વતની છું. દાદાજી સાથે જોડાતાં પહેલાં હું બોધગયા સમન્વયાશ્રમમાં રહેતો હતો. એક વાર દાદા દીદી આશ્રમમાં આવ્યાં હતાં ત્યારે એમને મેં પહેલવહેલાં જોયાં. સંજોગવશ થયું એવું કે દાદાના ગામનો એમનો સેવક શિવશંકર પ્રસાદ માંદો પડી ગયો. એટલે પ્રભાવતીદીદીએ અમારા આશ્રમના સંચાલક દ્વારકો સુંદરાણીને પત્ર લખ્યો કે ગુલાબ યાદવને કેટલાક દિવસ માટે મારી પાસે મોકલી આપો, અમારો સેવક સાજો થઈ જશે એટલે ગુલાબને તમારી પાસે પાછો મોકલી દઈશ. પત્ર મળ્યો એટલે દ્વારકોભાઈ મને લઈને પ્રભાવતીજી પાસે મુઝફ્ફરપુરના નરસિંહપુર ગામે આવ્યા. ત્યારે નરસિંહપુરમાં સર્વોદય કાર્યકરોની એક બેઠક હતી.

એ વખતે મારી ઉંમર પંદર વર્ષની. હું તો ગામડાનો અબુધ ભોળો બાળક હતો, કામમાં ખાસ કાંઈ આવડે નહીં. રસોઈ કરવી વગેરે કશું જ જાણતો નહોતો. પણ પહોંચ્યો તેના બીજા જ દિવસથી દીદીએ રસોઈ કરવાનું શીખવવા માંડ્યું. સાથે રહેવાથી થોડા દિવસમાં રસોઈ કરવાનું થોડું થોડું આવડવા માંડ્યું. પછી તો ધીરે ધીરે બધું જ આવડી ગયું. એટલે દીદીએ દ્વારકોભાઈને કહીને મને રસોઈ તથા બીજાં કામો માટે રાખી લીધો. મને લગભગ ત્રણ વર્ષ દીદીની સેવા કરવાનું સૌભાગ્ય મળ્યું. દુર્ભાગ્યે દીદીને કૅન્સર થયું અને એ ૧૫ એપ્રિલ ૧૯૭૩ના અપશુકનિયાળ

દિને સવારે પોણા નવ વાગે આ દુનિયામાંથી વિદાય થઈ ગયાં. એમના મૃત્યુ પછી હું ઘણો દુઃખી રહેતો. દીદી મને દીકરા જેવો ગણતાં. એમણે મને માતાનો જે પ્યાર અને સ્નેહ આપ્યા તે મારે માટે ઘણા મહત્ત્વના હતા. જીવનભર એની યાદ રહેશે. ભગવાન એમના આત્માને શાંતિ આપો. દીદીના ગયા બાદ દાદાજી એકદમ દુઃખી અને ઉદાસ રહેવા લાગ્યા. એમને દુઃખી જોઈને હું પણ દુઃખી દુઃખી થઈ જતો. મારા જીવનમાં આમ દુઃખી થવાની ઘટના પહેલી હતી. એ પહેલાં મેં જીવનમાં દુઃખનો અનુભવ જ કર્યો નહોતો. એટલે આ દુઃખની મારા મન પર વધારે પડતી અસર થઈ. પણ એ પણ ક્યાં સુધી વેંઢારવું? આખરે દુઃખ માનવાથી દુઃખ વધે જ છે. ત્યાર બાદ મારે માથે એ વાતની ચિંતાનો બોજો આવી પડ્યો કે હું એકલે હાથે દાદાજીને શી રીતે સંભાળીશ? પણ દીદીના આશીર્વાદથી એમાંથી પાર ઊતર્યો. દાદાની સેવા હું ખૂબ લગનપૂર્વક કરતો. દાદાજી જ્યાં જ્યાં જાય, હું પણ એમની સાથે જતો. સન ૧૯૭૪-ના આન્દોલનમાં પણ હું એમની સાથે રહ્યો. કટોકટી દરમ્યાન હું એમને જેલમાં મળવા ગયો હતો. જેલમાંથી જ એમની હાલત લથડી. જેલમાંથી છૂટ્યા બાદ ઇલાજ માટે દાદાજી જ્યાં જ્યાં ગયા ત્યાં હું પણ એમની સાથે ગયો.

૧૯૭૨ ની વાત છે. ચંબલના ડાકુઓના સરદાર માધોસિંહ પટણા આવ્યા અને દાદાજીને મળ્યા. પહેલાં તો એમણે પોતાની ખરી ઓળખાણ આપી નહોતી. વાતમાં એમણે કહ્યું કે હું ચંબલના ડાકુઓ સાથે વાતચીત કરીને આવ્યો છું. બધા ડાકુ તમારી પાસે સહકારની આશા રાખે છે, એ બધા આત્મસમર્પણ કરવા તૈયાર છે. બધી વાત સાંભળ્યા પછી દાદાજીએ સાફ સાફ શબ્દોમાં કહ્યું કે મારે આ કામમાં નથી પડવું, મારી પાસે એટલો સમય પણ નથી; વળી મારી તબિયત પણ બરોબર નથી. એને બદલે તમે વિનોબાજી પાસે જાવ અને એમની પાસે આ કામ કરાવો. માધોસિંહે જવાબ આપ્યો કે હું પહેલાં વિનોબા પાસે જ ગયો હતો, એમણે જ મને તમારી પાસે મોકલ્યો છે. આમ છતાં દાદાજીની ઇચ્છા એ કામમાં પડવાની ન થઈ. છેવટે માધોસિંહ દાદાજીના પગમાં પડ્યા અને કહ્યું કે હું પોતે જ માધોસિંહ છું—એ પહેલાં એમણે પોતાનું નામ રામસિંહ કહ્યું હતું. પણ માધોસિંહે કબૂલાત કરી એટલે દાદાજી વિચારમાં પડ્યા. એમણે પહેલું કામ તો માધોસિંહને સોખોદેવરા આશ્રમ મોકલી આપવાનું કર્યું. ત્યાં એમને એક મહિના સુધી છુપાવી રાખ્યા, અને આ દરમ્યાન એમણે મધ્ય પ્રદેશની સરકાર સાથે વાટાઘાટ શરૂ કરી. વાટાઘાટ ચાલી તેમાં દાદાજીએ મધ્ય-પ્રદેશના મુખ્ય મંત્રી સામે બે શરત મૂકી: પહેલી શરત એ કે આ બાગીઓને ફાંસી દેવાની નહીં. બીજી શરત એ કે આ લોકોને અમુક વર્ષ પછી છોડી મૂકવા. મુખ્યમંત્રીએ બન્ને શરતો કબૂલ રાખી. એ કબૂલ રાખ્યા બાદ દાદાજી દીદી અને કેટલાક સર્વોદય કાર્યકરોને સાથે લઈ ગ્વાલિયર પહોંચ્યા. સ્ટેશન પર સ્વાગત માટે ખાસી ભીડ જામી હતી. ત્યાર પછી અમે સૌ ચંબલ ઘાટી તરફ જવા રવાના થયા. શહેરમાં હતા ત્યાં સુધી અમારે માટે પોલીસનો પૂરો બંદોબસ્ત હતો. ઘણી પોલીસ સાથે પોલીસની ગાડી પાછળ પાછળ આવતી હતી. પણ શહેર પૂરું થયું એટલે પોલીસની ગાડી પાછી વળી. મને તો એ જોઈને ભારે અચરજ થયું. મેં દાદાજીને પૂછ્યું કે આમ કેમ? જંગલ શરૂ થતાં જ પોલીસ પાછી શા માટે વળી ગઈ? દાદાજીએ મને સમજાવ્યું કે પોલીસ સાથે હશે તો આપણા પર આફત આવવા-ની વકી છે. કારણ, એમને અસલી ઝઘડો તો પોલીસ સાથે છે. ત્યાર બાદ અમે ચંબલ ઘાટીના વિસ્તારમાં પ્રવેશ્યા. ત્યાં અંગ્રેજો-ના જમાનામાં બનાવેલા એક જૂના ડાક બંગલામાં ઊતર્યા. ત્યાં ડાકુઓએ અમારા ખાવા અને રહેવા કરવાની સારી વ્યવસ્થા કરી હતી. અમે ત્યાં અનેક દિવસ રોકાયા. ચાર દિવસ પછી જૌરા નામના સ્થળે બધા ડાકુઓએ ગાંધીજીનાં ચરણોમાં આત્મસમર્પણ કર્યું. અમારી સાથે એક બહેન સર્વોદય કાર્યકર્તા પણ ગઈ હતી. એણે બધા ડાકુઓને રાખડી બાંધી. રાખડીની ખુશીમાં મોહરસિંહ નામના ડાકુએ એ બહેનને સોનાની ચેઈનવાળી એક ઘડિયાળ ભેટ આપી. ત્યાર બાદ એ લોકોએ સરકારને પોતાની જાત સોંપી. સરકારે એમને જેલમાં મોકલી આપ્યા. એ બધામાંથી આજે હવે બહુ ઓછા જેલમાં છે. દાદાજી જીવતા હતા ત્યાં સુધી એ લોકોને મળવા બરાબર જતા રહેતા. એમની સાથે હું પણ જતો.

૧૨ મી માર્ચ ૧૯૭૪ ને દિને બિહાર આંદોલન શરૂ થયું. આમ તો આંદોલનનો આરંભ તો ગુજરાતથી જ થયો હતો. ગુજરાતના વિદ્યાર્થીઓની જેમ જ બિહારના વિદ્યાર્થીઓએ બિહાર સરકાર પાસે પોતાની કેટલીક માગણીઓ રજૂ કરી. પણ બિહાર સરકાર એક પણ માગણી સ્વીકારવા તૈયાર નહોતી. એથી દુઃખી થઈને વિદ્યાર્થીઓએ આંદોલન કરવાનું ઠરાવ્યું. કેટલાય વિદ્યાર્થીઓને એ માટે પોતાના જીવનની કુરબાની કરવી પડી, કેટલાય વિદ્યાર્થીઓને જેલવાસ ભોગવવો પડ્યો અને કેટલાય લાઠીમારના ભોગ બન્યા. ચારે બાજુથી વિદ્યાર્થીઓ પર માર પડવા માંડ્યો, વિદ્યાર્થીઓને હાર ખમવી પડી ત્યારે એ દાદાજી પાસે આવ્યા. આમ તો દાદાજીની ઇચ્છા આંદોલનમાં પડવાની નહોતી પરંતુ જ્યારે એમણે જોયું કે વિદ્યાર્થીઓની વાત સાચી છે, એ લોકો ખરે રસ્તે આગળ વધી રહ્યા છે ત્યારે એમણે એ આંદોલનને આગળ ધપાવવાનું અને એનું નેતૃત્વ કરવાનું સ્વીકાર્યું. એ દિવસોમાં દાદાજીની તબિયત ખરાબ હતી એટલે ઇલાજ માટે એમને વેલોર જવું પડ્યું. ત્યાં એમનું પેટનું ઓપરેશન થયું, હજી ઇલાજ ચાલુ જ હતો, ત્યાં અચાનક એમનું મન ઊઠી ગયું. ડૉક્ટરો ના પાડતા જ રહ્યા છતાં દાદાજી પટણા ચાલી આવ્યા. કારણ, ૫ મી જૂને એક મોટું સરઘસ નીકળવાનું હતું. દાદાજીને એમાં ભાગ લેવો હતો. સરઘસ શાંતિ-પૂર્ણ રહ્યું. આમ છતાં બિહાર સરકાર પર એની કશી જ અસર ન થઈ. આંદોલનમાં ગતિ આવી અને વીજળીવેગે એ ફેલાયું.

આંદોલન દરમ્યાન દાદાજી જ્યાં જ્યાં જતા, હું પણ એમની સાથે જતો. હું એકાગ્ર ચિત્તે તનમનથી એમની સેવા બજાવતો કારણ કે મારું તો કામ જ એ હતું. અને એ હું અંત સુધી બજાવતો રહ્યો. ૨૬ જૂન ૧૯૭૫ના રોજ દાદાજી દિલ્હીમાંથી ગિરફતાર થયા. ૨૬ જૂનને રોજ દાદાજી પટણા જવાના હતા, તેથી એમણે મને ૨૫મીએ ટ્રેન રસ્તે પટણા મોકલી આપ્યો, એ પોતે ૨૬મીની સવારે વિમાન દ્વારા પટણા પહોંચવાના હતા, પરંતુ ૨૬મીની વહેલી સવારે લગભગ ત્રણ વાગે પોલીસે એમને ગિરફતાર કર્યા. ગિરફતારી વખતે એ ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનમાં હતા, ત્યાંથી પોલીસ એમને ક્યા લઈ ગઈ તેની કોઈને ખબર ન પડી. હુ પટણા પહોંચ્યો ત્યારે સમાચાર મળ્યા કે દાદાજીને પકડી લીધા છે. સાંભળી મને તો ખૂબ દુઃખ થયું. પણ દુઃખી થઈને પણ શું વળવાનું હતું! ત્રીજે દિવસે દાદાજીના કપડાં લઈ હુ દિલ્હી પહોંચ્યો, પોલીસને ખબર આપી. પોલીસ આવીને દાદાજીના કપડાં લઈ ગઈ. કેટલોક વખત રહીને અમને ખબર પડી કે દાદાજીને હરિયાણાના કોઈ ડાક બંગલોમાં રાખવામાં આવ્યા છે. અમે લોકો તપાસ કરવા હરિયાણા પહોંચ્યા, પણ એ લોકોએ અમને કશી ખબર પડવા ન દીધી. એટલે કંટાળીને અમે દિલ્હી પાછા ગયા. બે દિવસ પછી પોલીસ દાદાજીની તબિયત ખરાબ થવાથી એની તપાસ માટે એમને દિલ્હી લાવવામાં આવ્યા; પણ તપાસ પછી ફરી ચંડીગઢ લઈ ગયા. હું એ વખતે દિલ્હી જ હતો. દાદાજીને મળવા માટે હું પ્રયત્ન કરતો હતો. દરમ્યાન દાદાજીના ભાઈ રાજેશ્વર પ્રસાદ દિલ્હી આવ્યા. એ અને એમની સાથે બીજી બે વ્યક્તિ અને હું એટલા લોકો અમે ચંડીગઢ ગયા અને દાદાજીને મળ્યા. મને તો મળવાની રજા આપતા જ નહોતા, પરંતુ દાદાજીએ જેલના ઉપરીને ખૂબ વિનંતિ કરી કે કમમાં કમ મને બે મિનિટ માટે તો મળવા જ દો, ત્યારે બે જ મિનિટ મળવાની રજા મળી. ૬ જુલાઈ ૧૯૭૫ના રોજ મેં જેલમાં દાદાજીની હાલત જોઈ ને મારાથી ન રહેવાયું અને હું રડવા મંડ્યો. મને રડતો જોઈને દાદાજી પણ રોવા લાગ્યા. દાદાજીએ મને એક કાગળ આપ્યો. જેલમાં એકલા એકલા એમને ગોઠતું નહોતું. તેમાંય પાછું ઘડપણ. એટલે એમને બહુ જ કષ્ટ થતું હતું. દાદાજીએ ઇંદિરા ગાંધીને પોતાની સાથે કોઈને રહેવા દેવા ઘણી વિનંતિ કરી પણ ઇંદિરાજીએ મને એમની સાથે રહેવા રજા ન જ આપી. આથી દાદાજીને બહુ જ ખરાબ લાગ્યું— દુઃખ થયું. અમને પણ થયું કે ઇંદિરાજી જેટલું ખરાબ શાસન તો અંગ્રેજોના જમાનામાં પણ નહોતું. જેલમાં રહીને દાદાજીની તબિયત ખૂબ જ નબળી પડી હતી. અને ૩૧મી ઓક્ટોબરે હું ફરી દાદાજીને મળ્યો ત્યારે દાદાજીની તબિયત એટલી બધી કથળી ગઈ હતી કે હું તમને શું કહું!? એ વખતે દાદાજીના પેટમાં ઝીણો ઝીણો દુખાવો રહેતો હતો. ભૂખ પણ લાગતી નહોતી, અને એટલા નબળા પડી ગયા હતા કે ઊભા થવું પણ અઘરું પડતું હતું.

ત્યાર બાદ હું પટણા પાછો ગયો. ૧૨ નવેમ્બર ૧૯૭૫ના રોજ રાતે નવ વાગે પોલીસ અમારા ઘેર આવી; મને કહે કે તમને ડી. એમ. સાહેબ બોલાવે છે. હું ઊઠ્યો ને પોલીસની ગાડીમાં તરત જ ડી. એમ. સાહેબ પાસે પહોંચ્યો. મને ડી. એમ. સાહેબે કહ્યું કે તમે હમણાં ને હમણાં જે૦પી૦ પાસે જાવ, એ તમારી રાહ જુએ છે. મેં ડી. એમ. સાહેબને કહ્યું કે સરકાર મને દાદાજીની સેવા કરવા દે જ છે ક્યાં કે હું એમની સેવા કરી શકું? ત્યારે ડી. એમ. સાહેબે કહ્યું કે ઠીક છે, હવે તમને એમની પાસે રહેવાની રજા મળી ગઈ છે. મેં વળતું કહ્યું કે હું મારા માણસો સાથે આ અંગે વિચાર કરીને પછી જઈશ. બીજે દિવસે સવારે દિલ્હીથી અમરેશચંદ્ર સેનનો ફોન આવ્યો કે ગુલાબ, તું તરત જ આવ, જે૦પી૦ને જેલમાંથી છૂટા કરવામાં આવ્યા છે. આ સાંભળી હું તરત જ દિલ્હી જવા ઊપડ્યો. દિલ્હી પહોંચ્યો ત્યારે ખબર પડી કે સેન સાહેબ ચંડીગઢ ગયા છે. હું પણ તરત ચંડીગઢ જવા નીકળી ગયો. દરમ્યાનમાં સેન સાહેબનો દિલ્હી ફોન આવ્યો કે મારે ચંડીગઢ ન જવું કારણ કે એ પોતે જે૦પી૦ને લઈને દિલ્હી આવી રહ્યા હતા. પણ ત્યાં સુધીમાં તો હું ચંડીગઢ પહોંચી જ ગયો હતો. ત્યાં દાદાજીની દશા જોઈને મારાથી ન રહેવાયું, હું ધ્રુસકે ધ્રુસકે રડવા માંડ્યો. રડવા સિવાય બીજું શું થઈ શકે તેમ હતું! દાદાજીના આખા શરીરે સોજા આવી ગયા હતા. ચંડીગઢથી દાદાજીને લઈને દિલ્હી આવ્યા. ત્યાં એમના ઉપચાર શરૂ થયા. પરંતુ ત્યાં કશો ફેર ન પડવાથી મુંબઈ જસલોક હોસ્પિટલમાં એમને દાખલ કર્યા. ત્યાં ડોક્ટરોએ તપાસ કરીને કહ્યું કે દાદાજીની કિડની ખરાબ થઈ ગઈ છે. એમને ડાયાલિસિસ પર રાખવા પડશે. આ બન્યું ૨૨ નવેમ્બર ૧૯૭૫ના રોજ. ડાયાલિસિસ કરવું હોય તો ડાયાલિસિસ મશીન ખરીદવું પડે. પણ એટલા બધા રૂપિયા ક્યાંથી લાવવા? કેટલાક લોકો સાથે મળી વિચારી જાહેર જનતા જોગ એક અપીલ બહાર પાડી કે જે૦પી૦ માટે ડાયાલિસિસ મશીન ખરીદવાની જરૂર છે. બધે ફાળો થવા માંડ્યો. ફાળો થયો એટલે મશીન ખરીદવામાં આવ્યું અને ડાયાલિસિસ શરૂ થયું. પણ જસલોક હોસ્પિટલમાં રહી રહીને દાદાજી કંટાળ્યા અને એમને પટણા જવાની તાલાવેલી લાગી. કેટલાકનો અભિપ્રાય એવો રહ્યો કે એમને સારું થાય એટલે પટણા લઈ જવા. દાદાજી પાસે એવા પણ કેટલાક લોકો હતા કે જેમને માટે દાદાજીને નફરત હતી, પણ દાદાજી એમને કશું કહેતા નહીં. મારે આ બધું કહેવું નથી. અને હવે કહેવાથી ફાયદો પણ શું? પટણામાં કેટલાક લોકો એવા હતા જે દાદાજીને દિવસ હોય તો રાત કહે, અને રાત હોય તો દિવસ કહે. આવા લોકોનાં નામ હું નથી આપતો, કશો ફાયદો પણ નથી, છતાં આટલું લખી મન વાળું છું. દિલમાં તો ઘણું ઘણું ભર્યું છે, પણ શું થાય?

* *

અમારું દુર્ભાગ્ય. દાદાજી અચાનક જ ૮ મી ઑક્ટોબર ૧૯૭૮ના રોજ સવારે લગભગ ૭ વાગે આ દુનિયા છોડી ચાલતા થયા. રાતે તો હું લગભગ બાર વાગ્યા સુધી એમની પાસે હતો. બાર વાગ્યા પછી અમૃત કિશોરજી એમની પાસે બેઠા અને હું ઊઠીને બાજુના મારા ઓરડામાં જઈને સૂઈ ગયો. સવારે લગભગ ૭ વાગે એમના ઓરડામાં જઈને જોઉં છું તો દાદાજી બિછાનામાં મરી ગયા હોય તેમ પડ્યા છે, એક હાથ બિછાનાની બહાર લટકતો હતો. આ જોતાં જ મારા હોશકોશ ઊડી ગયા, હું ધબ દઈને ભોંય પર ફસડાઈ પડ્યો ને જોર જોરથી રોવા લાગ્યો. કેટલાક લોકો અંદર દોડી આવ્યા. દાદાજીને જોઈને તરત જ ડૉક્ટરને તેડાવ્યા. ડૉક્ટરે આવીને દાદાજી મરી ગયા છે એવું જાહેર કર્યું. મને ભારે આઘાત લાગ્યો. દસ મિનિટમા જ દેશ આખામાં ખબર પહોંચી ગઈ. રડવાથી શું વળે ? એમ વિચારી મનને મેં શાંત કર્યું. મારે માટે એ એક અત્યંત અંધકારમય સમય હતો. ચારે બાજુ અંધકાર ઘેરી વળ્યો હતો, જ્યાં જોઉં ત્યાં અંધારું જ અંધારું ! હું અનાથ જેવો થઈ ગયો, ક્યાં જઈશ, કોની પાસે રહીશ ? કેટલાકે મને આશ્વાસન આપ્યું, ગભરાવાની જરૂર નથી, અમે તને લઈ જઈશું, અમારે ત્યાં કામે રાખીશું. પણ મન કોઈ રીતે શાંત થતું નહોતું.

દાદાજીના જે સ્નેહ અને પ્રેમ મને મળ્યા તેટલા સ્નેહ અને પ્રેમ મારા માબાપ તરફથી પણ મને મળ્યા નહોતા. એ બધું યાદ આવે છે ને મન દુઃખી દુઃખી થઈ જાય છે. જીવતો હોઈશ ત્યાં સુધી એમના સ્નેહ અને પ્યાર નહીં ભુલાય. ભગવાન દાદાજીના આત્માને શાંતિ આપે !

( મૂળ હિંદી )

• ગુલાબ યાદવ

## એવા તે અવસર ક્યારે આવશે ?

જે૦પી૦ સાથેની પહેલી મુલાકાત મને બરાબર યાદ એટલા માટે છે કે એ એવી જગાએ થઈ હતી કે જ્યાં પ્રાકૃતિક સૌન્દર્યનું રાજ્ય પ્રવર્તે છે, જ્યાં એક જોમવાળી પ્રજા રહે છે, પણ જ્યાં પરસ્પર અવિશ્વાસ, તિરસ્કાર અને નગાભૂગર્ભ સેના અને ભારતીય સૈનિક ટુકડીઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું. સ્થાન હતું કોહીમા, નાગાલેંડ, ભારતીય સંઘના નવા રચાયેલ ૧૬મા રાજ્યની રાજધાની. નાગાલેંડનું પ્રાકૃતિક દૃશ્ય નિરાળું જ છે. ઉપર ઉન્નત ગિરિ ગગનચૂંબી પર્વત શિખરો અને નીચે નયનમનોહર ખીણો અને ઈશ્વરની સ્તુતિ ગાતી સરિતાઓનો કલકલ નિનાદ. આવી પાર્શ્વભૂમિ વચ્ચે મને ઉત્કટ દેશપ્રેમે વર્ડ્ઝવર્થની મધુર કવિતા યાદ આવી :

"વસંત આગમે વનની
લહેરખી સ્પર્શતી જનની
લાગણી ભૂંડી કે રૂડી
કૈંક સંતોથી અદકેરી."

૧૯૬૪નું વર્ષ હતું. હું હંદિકે કન્યા મહાવિદ્યાલય ગોહાટીમાં અભ્યાસ કરતી વિદ્યાર્થિની હતી. મારા પિતા નાગાલેંડના શિક્ષણ ખાતાના નિયામક હતા. અમારી કૉલેજમાં ઉનાળાની રજા પડી હતી. હું મારાં માબાપ સાથે રજા ગાળવા કોહીમા ગઈ. ત્યાર સુધીમાં સરકારના જુદા જુદા નિયામકોનાં રહેવાનાં મકાનો બંધાયાં નહોતાં તેથી કોહીમામાં અમારું કામચલાઉ રહેઠાણ ધારાસભ્યોની હોસ્ટેલની બે ઓરડીઓમાં હતું. એની પડખેની બે ઓરડીઓમાં જે૦પી૦ અને તેમનાં પત્ની પ્રભાવતીબહેન રહેતાં હતાં. અમારાં બંને કુટુંબો તે વખતે એક પરિવારની જેમ જ રહેતાં હતાં. તે દિવસમા હું ખૂબ દુષ્ટ, તોફાની અને અટકચાળી હતી. હું જે દિવસે સાંજે કોહીમા પહોંચી તે દિવસે જ મારા માતાપિતાએ મને કહ્યું કે અમારા પડોશીઓ જે૦પી૦ અને તેમનાં પત્ની પ્રભાવતીદેવી હતા. એમણે મને એમ પણ કહ્યુ કે જે૦પી૦ માત્ર મોટા નેતા જ નહીં પણ દેશના વિખ્યાત સપૂત હતા અને પ્રભાવતીદેવી પણ પોતાના ક્ષેત્રમાં એટલાં જ જાણીતાં હતાં. એમણે મને સરખી રીતે વર્તવાની સલાહ આપી. મેં ડોકું હલાવીને હા પાડી. જે૦પી૦ અમારા આદરણીય નેતા અને તે કાળના આસામના મુખ્યમંત્રી સ્વર્ગીય શ્રી વિમલા પ્રસાદ ચાલિહા અને રેવરંડ માઈકેલ સ્કોટ સાથે કોહીમા આવ્યા હતા— નાગાલેંડમાં સ્થાયી શાંતિ લાવવા સારુ વાટાઘાટો શરૂ કરવા માટે શસ્ત્રવિરામ કરાવવા.

બીજે દિવસે કોહીમાના ઉનાળાની ઠંડી હવાએ મને વહેલી ઉઠાડી. દેશના સૌથી વધુ ખાનદાન પૈકી એક સપૂતના દર્શનના સુખદાયી વિચાર સાથે હું જાગી. આંખો ઊઘડતાંની સાથે હુ પથારીમાંથી કૂદીને પડખેની વી.આઈ.પી. ઓરડીઓ જોવા ઊપડી. મને નવાઈ તો એ લાગી કે જે૦પી૦ જે બે ઓરડીઓમાં રહેતા હતા તે તદ્દન અમારી ઓરડીઓને અડોઅડ હતી. ત્યારે હુ સમજી કે મારા માતાપિતાએ આગલી સાંજે મને ડાહીડમરી થઈને વર્તવાની સલાહ કેમ આપી હતી. ક્ષણે ક્ષણે મારી જિજ્ઞાસા વધતી ગઈ, અને છેવટે બધો સંકોચ કોરે મૂકીને મેં એમની ઓરડીમાં ડોકિયું કર્યું. પણ મારાં નસીબ સારાં નહોતાં એટલે મને બેમાંથી એકેયનાં દર્શન ન થયાં. પછી હું અમારી ઓરડી સામેના બગીચામાં ગઈ. ત્યાંથી મનમોહક દૃશ્ય નિહાળતાં હું વિચારોમાં તન્મય થઈ ગઈ. મને ખબર નથી કે એવી અવસ્થામાં હું કેટલો વખત રહી હોઈશ. કદાચ એકાદ કલાક વીતી ગયો હશે. મેં જ્યારે પાછા વળીને જોયું ત્યારે મને ખબર પડી કે ઓસરીમાં મારા પિતા અને જે૦પી૦ સોફા પર બેસીને કંઈક રસિક ચર્ચા કરી રહ્યા હતા. હું ઉત્સુક રહીને મારા પિતા પાસે ગઈ એમની પડખે જઈને ઊભી રહી.

બાપાએ જે૦પી૦ સાથે મારી ઓળખાણ કરાવી. એમણે હેતભર્યા સ્મિત સાથે મારી ભણી જોયું અને સ્નેહથી મારી પીઠ થાબડી. એ જાદુઈ સ્પર્શ હતો. મારું આખું શરીર એક ઉચ્ચ આનંદથી ભરાઈ ગયું. જે૦પી૦માં મને મારા બીજા પિતા મળી ગયા. ત્યારથી હું તેમને બાપિ કહેતી. કેટલો મધુર શબ્દ !

આ કઠણ કામને સુચારુ રૂપે અને આગ્રહથી પૂરું કરી શકાય એટલા સારુ આખું રાજભવન બાપિને હવાલે કરવામાં આવ્યું હતું. એ ઉંમરે બાપિની તબિયત ખાસ સારી નહોતી. એમને અંગત કાળજી અને આરામની જરૂર હતી. બાપિ એક મહાન ઉદ્દેશ લઈને આવ્યા હતા. એમને મન અંગત આરામ કરતાં ઉદ્દેશ વધુ અગત્યનો હતો. એમણે વિચાર્યું કે ભૂગર્ભ નેતાઓ, સ્થાનિક અને સર્વનેતાઓ અને બીજાઓ સાથે રાજભવનનો ઠાઠમાઠ દિવસ રાત ગમે તે વખતે આવીને વાત કરવાની દૃષ્ટિએ અનુકૂળ નહીં પડે તેથી એમણે પોતાના આરોગ્ય અને આરામનો વિચાર કર્યા વિના એક સાદા મકાનમાં સાદા ફર્નિચર સાથે રહેવાનો નિર્ણય કર્યો. ફોરેસ્ટ કોલોનીમાં એક મધ્યમકદનો ૫-૬ ઓરડાવાળો બંગલો બંધાઈ રહેવાની તૈયારીમાં હતો. મારા પિતા એ બંગલામાં ખસવા માગતા હતા કારણ કે એમને મળવા સવારથી સાંજ સુધી દૂર દૂરના ખૂણેખાંચરેથી સંખ્યાબંધ લોકો આવતા. આસામની સૌથી વધુ સંનિષ્ઠ સુકન્યા શ્રી અમલપ્રભાદાસ, જેમને આખા દેશના રચનાત્મક કાર્યકર્તાઓ બાઈદેઉ એટલે કે મોટીબહેન તરીકે ઓળખે છે, તેઓ શરણિયા આશ્રમની બીજી બે ત્રણ બહેનો સાથે બાપિ અને પ્રભાવતીદેવી જોડે એમનાં સુખસગવડની વ્યવસ્થા કરવા આવ્યાં હતાં. શ્રી દાસે મારા પિતાને પૂછ્યું કે તેઓ જે૦પી૦ અને પ્રભાવતીદેવીને ફોરેસ્ટ બંગલામાં રાખી શકે ખરા ? મારા પિતાએ ઉત્તર આપ્યો કે જો જે૦પી૦ અને પ્રભાવતીદેવી એમની સાથે રહેશે તો મારી મા અને તેઓ ખૂબ ગર્વ અનુભવશે. પણ એ દરમ્યાન શહેરની વચ્ચોવચ એક ભાડાનું મકાન મળી ગયું. એટલે જે૦પી૦એ એ ભાડે લઈ લીધું અને ત્યાં શાંતિ કેન્દ્ર સ્થાપ્યું.

શાંતિ કેન્દ્ર સ્થાપ્યા પછી એમાં સરખું રાચરચીલું વસાવવાનો પ્રશ્ન થયો. એક વાર બાપિ પટનાથી કોહીમા આવતા હતા. શાંતિ કેન્દ્ર સારુ રાચરચીલું ખરીદવા તેઓ ગૌહાટીમાં રોકાયા. એમણે મને હોસ્ટેલથી બોલાવી મંગાવી. મને એમણે પોતાની સાથે ખરીદી કરવા બજારમાં આવવા કહ્યું. બાપિ એક સર્વતોભદ્ર પુરુષ હતા અને એમની અભિરુચિ પણ સર્વતોભદ્ર હતી. એમણે ખૂબ ઓછી કિંમતની ખૂબ સાદી સાદી ચીજો ખરીદી પણ એમની પસંદગી ઉત્તમ હતી. હું તો આભી બનીને જોઈ જ રહી કે બાપિ, જેમની જિંદગી ખૂબ વ્યસ્ત રહેતી અને જેમણે જીવનનાં ઘણાં વર્ષો તો જેલમાં ગાળ્યાં તેમણે આવી સુરુચિ શી રીતે કેળવી હશે ! આ સામાનથી શાંતિ કેન્દ્રમાં અતિરેક વિનાનું રાચરચીલું આવ્યું અને તે સુંદર રીતે શણગારાયું. થોડા વખતમાં ઓરિસ્સાના માજી મુખ્ય મંત્રી શ્રી નવકૃષ્ણ ચૌધુરી, માર્જરી સાઈક્સ, જેઓ બુનિયાદી તાલીમના ક્ષેત્રમાં બાપુજીનાં સાથી હતાં તે, કુમારી કુસુમ દેશપાંડે અને ડૉ. અરમ આવીને શાંતિ કેન્દ્રમાં જોડાયા. પછી તો કેન્દ્ર પ્રવૃત્તિઓથી ધમધમી ઊઠ્યું. બાપિની ભૂગર્ભના નેતાઓ અને ચર્ચના નેતાઓ સાથે લાંબી લાંબી વાટાઘાટો ચાલતી અને કોઈ કોઈ વાર તેઓ એ લોકોને ભોજન સારુ આમંત્રણ આપતા. અમારી ફરજ મહેમાનોની આગતાસ્વાગતા અને તેમની દેખરેખ રાખવાની રહેતી. બાપિ કામ લેવામાં ખૂબ આકરા હતા. પણ બધું કામ હેમખેમ પાર પડે ત્યારે તેઓ રાજી પણ ખૂબ થતા. આવી બાબતોમાં તેઓ મારી ઉપર ખૂબ આધાર રાખતા. હું યે એમને સંતોષ થાય એવું કરવા બરાબર મથતી. મારા સચ્ચાઈ ભરેલા કામને લીધે હું એમની લાડકી બની ગઈ.

થોડા જ વખતમાં શાંતિ કેન્દ્ર સુદ્ધ વિરામની પ્રવૃત્તિઓનું ધમધમતું કેન્દ્ર જ ન રહ્યું પણ અમારાં બધાંનું સુખી ઘર બની ગયું. આ સુખી ઘરનું વાતાવરણ પ્રેમ, મૈત્રી, સ્નેહ અને આનંદ–વિનોદથી સભર બની ગયું. હું જે૦પી૦ને બાપિ કહેતી અને પ્રભાવતીદેવીને દીદી કહેતી. એ એક એવી વિચિત્ર જાતનું સગપણ હતું કે એને લીધે ઘણીવાર હું લોકોની રેકડીનું પાત્ર બની જતી ! દીદી ખૂબ સરસ ગૃહિણી હતાં. તેઓ એક ક્ષણ પણ બગાડતાં નહીં. તેઓ જે કાળજીથી બાપિ સારુ ખાવાનું બનાવતાં અને પીરસતાં તે તો એક દેવોને પણ દુર્લભ એવું દૃશ્ય હતું. એમને જ્યારે ખબર પડી કે ઘરમાં છ બાળકોમાં સૌથી નાની હોવાને લીધે હું મારા વડીલોની, ખાસ કરીને મારા પિતાની ખૂબ લાડકી હતી અને નાનપણથી જ છાત્રાલયમાં રહેવાને લીધે ઘરનાં કામકાજ હું કાંઈ નહોતી જાણતી ત્યારે એમણે મારી માને કહ્યું કે દરેક છોકરીએ ભણતર ઉપરાંત ગૃહિણી બનતાં પણ શીખવું જોઈએ. એમણે ખૂબ મહેનત કરીને મને રાંધતાં અને ઘર રાખતાં શીખવ્યું. હવે મારા પતિ અને ત્રણ બાળકોના નાનકડા પરિવારની ગૃહિણી બની છું ત્યારે મને સમજાય છે કે એમનું એ શિક્ષણ મને કેટલું કામ લાગ્યું.

મેં આગળ કહ્યું તેમ ભૂગર્ભ અને ચર્ચના નેતાઓ સાથે બાપિની જ્યારે લાંબી વાટાઘાટો ચાલતી તે દિવસો દરમ્યાન અમારે તેમની સરભરા કરવી પડતી. આ રીતે મને ભૂગર્ભ નેતાઓ સાથે દોસ્તી કરવાની સારી તક મળી. આનાથી બાપિને ખૂબ આનંદ થયો.

ભૂગર્ભ નેતાઓએ કોહીમાથી ત્રણ માઈલ દૂર ચેડેના ગામમાં એમનું પોતાનું એક શાંતિ કેન્દ્ર સ્થાપ્યું. નગા નેતાઓમાં રાણુ શાયઝા કે જેઓ ઇંગ્લૅંડમાં વસતા નગાઓના બિનહરીફ નેતા ફિઝોનાં ભત્રીજી છે, તેમનું અને તેમના પતિ શ્રી હુંગખાંગ શાઈઝાનાં નામ મારે ખાસ દેવાં જોઈએ. કારણ તેઓ બાપિના કેન્દ્રમાં નિયમિત આવતાં રહેતાં. આ વાટાઘાટો દરમ્યાન ઘણી વાર એવી નાજુક ઘડીઓ આવી જતી કે જ્યારે એમ

લાગતું કે બાપિ અને ચાલિહા જે રેશમી ધાગા વડે આપણા નગા ભાઈ બહેનોને ભારતના રાષ્ટ્રીય જીવનની મુખ્ય ધારા જોડે સાંધવા માગતા હતા તે જાણે કે કપાઈ જશે. આવી ઘડીએ ચાલિહા અને બાપિ ખૂબ કુનેહ અને ચતુરાઈ દેખાડી આવા પ્રસંગોને ટાળી દેતા. અને છેવટે સપ્ટેમ્બર ૧૯૬૪માં યુદ્ધ-વિરામ સંધિ પર સહી થઈ અને ૧૭ વરસને લાંબે ગાળે નાગાલૅંડમાં શાંતિ સ્થપાઈ. ચેડેમાના શાંતિ કેન્દ્રમાં યુદ્ધવિરામ કરાર પર સહી કરીને પોતાના શાંતિ-કેન્દ્રમાં પાછા ફર્યા ત્યારે તેઓ થાકીને લોથ થઈ ગયા હતા પણ એમના ચહેરા પર કૃતકૃત્યતાના સંતોષનો આનંદ અને કાંતિ હતાં. એ જોઈને મને શેક્સપીઅરના 'વેનિસનો વેપારી'ની પેલી સરસ લીટીઓ યાદ આવી—

> પેલા નાના શા કોડિયાની જ્યોત જાય દૂર દૂર
> તેમ કજિયાળી દુનિયામાં સત્કર્મનું શોભતું નૂર !

આઝાદી પછી હિંદુસ્તાનમાં યુદ્ધથી પિંખાયેલા નાગાલૅંડમાં ગાંધીના બે સાચા અનુયાયીઓ ચલિહા અને બાપિ દ્વારા અહિંસાનો પહેલો સફળ પ્રયોગ થયો.

આવા હતા જે૦પી૦. એવા તે અવર ક્યારે આવશે ?

૦ દીપ્તિ બરુવા





શુભ્ર આર

# વિવિધરંગી વ્યક્તિત્વ

## સર્વે શુભોપમા યોગ્ય

ઈ. સ. ૧૯૪૫માં પ્રજાસમાજવાદી મિત્રોનું એક સંમેલન મુંબઈના એક વિદ્યાલયમાં (જેનો હું આચાર્ય હતો), શ્રી અશોક મહેતાના સૂચનથી અને સંસ્થાના અધ્યક્ષ દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીની સંમતિથી યોજાયેલું. શ્રી જયપ્રકાશજી પ્રમુખસ્થાને હતા. તે પ્રસંગે એમનાં નિકટથી દર્શન થયેલાં. ૧૯૫૨માં મુંબઈ રાજ્યની વિધાનસભાની ચૂંટણી વખતે સમાજવાદી ઉમેદવારના સમર્થનમાં તેઓ ચીખલી (જિ. વલસાડ) પધાર્યા. પરંતુ ત્યારે રાજકીય વિચારોની ભિન્નતાને લીધે તેમની સભામાં હું નહોતો ગયો.

'૧૯૫૫થી ૧૯૬૮ દરમ્યાન હું ખાદી ગ્રામોદ્યોગ કમિશનમાં હતો, ત્યારે તેઓ સંસ્થાની "વીકર સેક્શન્સ કમિટી"ના અધ્યક્ષ હતા. તથા તેમ જ ભૂદાન આંદોલન, સર્વોદય સંમેલનો, કેટલાક પરિસંવાદો, પરિષદો વગેરેમાં એમને જોવા સાંભળવાની તકો અવારનવાર મળતી રહેતી. બિહારના દુષ્કાળ દરમિયાન તેઓ મુંબઈ પધારેલા ત્યારે સોનાપુરમાં યોજાયેલી જાહેર સભા પ્રસંગે અને પાછળથી નવનિર્માણ, ૧૯૭૫માં ગુજરાત વિધાનસભા અને ૧૯૭૭માં લોકસભાની ચૂંટણી વખતે તેમની અમદાવાદની મુલાકાતો દરમિયાન તેમના સંપર્કમાં આવવાનો મને લાભ મળેલો. તેને હું મારું સદ્ભાગ્ય સમજું છું. જેમ જેમ એમનો અને એમના વિચારોનો સંપર્ક વધતો ગયો, તેમ તેમ હું એમના વિરલ વ્યક્તિત્વથી વધુ ને વધુ પ્રભાવિત થતો ગયો; અને તેથી 'ગુજરાત લોક સમિતિ' તથા 'જયપ્રકાશ અમૃત કોષ' (ગુજરાત) સાથે હું સક્રિય રીતે સંકળાયેલો.

શ્રી જયપ્રકાશ બાબુના જીવનનાં અનેક મહત્ત્વનાં પાસાંઓ વિશે ઘણું લખી શકાય. તેઓ ગુણોના ભંડાર એવા એક ક્રાંતિકારી વીર યોદ્ધા, સંવેદનશીલ સ્વપ્નદ્રષ્ટા અને મહાન વિશ્વ નેતા જ નહિ, પરંતુ એક **મહામાનવ** હતા.

રાજકારણ, અર્થકારણ, શિક્ષણ તથા સમાજજીવનના અન્ય વિવિધ ક્ષેત્રોમાં તેમણે મૌલિક અને મહત્ત્વનું પ્રદાન કર્યું છે. એ દરેક પાસાં વિશે સ્વતંત્ર લેખો લખી શકાય એમ છે. એમના જીવનની સૌથી મહત્ત્વની વાત તો લોકો (આમ જનતા અને તેમાંય સૌથી વિશેષ ગરીબ, પછાત, કચડાયેલા, શોષિત લોકો) માટેનો તેમનો અત્યંત અને અતૂટ પ્રેમ હતો. એનાથી પ્રેરાઈને જ તેમની સેવામાં તેમણે પોતાનું સમગ્ર જીવન સમર્પિત કર્યું.

પશ્ચિમની વિચારસરણીની અસરવાળા માર્ક્સિસ્ટ જે૦પી૦ પાછળથી મહાત્મા ગાંધીજી અને વિનોબાજીના વિચારોથી પ્રભાવિત થયા અને તેનો પોતાના જીવનમાં સંપૂર્ણ સચ્ચાઈથી તેમણે અમલ કર્યો. રાજકીય તેમજ અન્ય બાબતોમાં ખૂબ વ્યસ્ત રહેલા જયપ્રકાશજી 'મહિલા ચરખા સમિતિ, પટણા,' 'સર્વોદય આશ્રમ, સોખોદેવરા' અને 'ગ્રામ નિર્માણ મંડળ, ગયા' જેવી

રચનાત્મક સંસ્થાઓ સાથે નિકટતાથી સંકળાયેલા રહ્યા એ ઘણી સૂચક બાબત છે.

ગુલામી, ગરીબી, અજ્ઞાન, અસમાનતા, અન્યાય વગેરે સામે જીવનભર સતત સંઘર્ષ કરનાર જયપ્રકાશજીએ જીવનના અંતિમ વર્ષોમાં મૃત્યુ સામે પણ વિરલ સંઘર્ષ કર્યો. નિષ્ણાત ડૉક્ટરો પણ એને એક ચમત્કાર જ ગણે છે. એમના અંગત ડૉક્ટર (ડૉ. ઠાકર) ને એમના મનની જે છેલ્લી વાત એમણે કહેલી કે, "જો આ દેહ (માનવસેવામાં) કાંઈ ઉપયોગી નહિ થઈ શકતો હોય તો એને ટકાવી રાખવાનો શો અર્થ ?"—તે બતાવે છે કે એમણે પોતે જિજીવિષાનો ત્યાગ કર્યો ત્યારે જ મૃત્યુ એમના પર વિજય મેળવી શક્યું.

મહાત્મા ગાંધીજી પછીથી, સ્વેચ્છાએ કોઈ પણ રાજકીય સત્તા સ્થાન ન સ્વીકારનાર જયપ્રકાશ બાબુએ સર્વોચ્ચ પદાધિકારીને દુર્લભ એવું કરોડો માનવીઓના હૃદયમાં સ્થાન તેમજ મન પર આધિપત્ય મેળવ્યું હતું. એ માટે કારણભૂત હતા એમના અનેક ગુણો—ઉત્કટ દેશપ્રેમ, અનન્ય નિઃસ્વાર્થ સેવા, સ્વાર્પણ, સ્ફટિક સમું નિર્મળ ચારિત્ર્ય, નીડરતા, કરુણા, સાદાઈ, નિરાભિમાનતા, નમ્રતા, મૃદુતા, પ્રભાવશાળી વ્યક્તિત્વ, દૃઢ સંકલ્પબળ, જીવનનાં ઉચ્ચ મૂલ્યો તથા આદર્શો અને વિરલ સૌજન્ય વગેરે. ક્ષણભંગુર અને વિકારમય માનવદેહમાં રહીને પણ આત્મા કેટલો ઊર્ધ્વગામી બની શકે એનાં દૃષ્ટાંતો સમા મહામાનવોમાં જયપ્રકાશજીનું નામ ઇતિહાસને પાને અવશ્ય નોંધાશે.

વિદ્યાર્થી અવસ્થામાં અમેરિકામાં સખત શ્રમયજ્ઞ કરીને તેમણે શ્રમના ગૌરવનું; ૨૯ વર્ષની ભરયુવાન વયે તેમનાં સહધર્મચારિણી પ્રભાવતીદેવીની બ્રહ્મચર્યની પ્રતિજ્ઞાના પાલનમાં સ્વેચ્છાએ સંપૂર્ણ સાથ અને સહકાર આપીને સ્ત્રી-સ્વાતંત્ર્ય અને સ્ત્રી-પુરુષની સમાનતાની ભાવનાનું તેમજ અચલ મનોબળનું; સ્વાતંત્ર્યની લડતોમાં સક્રિય અને આગેવાનીભર્યો ભાગ લઈને, જેલનાં કષ્ટો વગેરે સહન કરીને ઉત્કટ દેશપ્રેમનું; હજારીબાગ જેલમાંથી ઊંચી દીવાલો ઠેકીને બહાર નીકળી જવામાં અજોડ હિંમત, સાહસ અને વ્યૂહરચનાનું; ફરીથી પકડાયા બાદ લાહોરના કિલ્લામાં અમાનુષી ત્રાસ સહન કરીને ભારે સહિષ્ણુતાનું, રાજકારણ તથા સમગ્ર જાહેર જીવનમાં સત્ય, નીતિમત્તા, નિઃસ્વાર્થતા અને અનાસક્તિનું, લોકોની અપ્રિયતા તથા રોષ વહોરીને પણ તિબેટ, કાશ્મીર, નાગાલેન્ડ વગેરે પ્રશ્નો અંગે પોતાનો નિખાલસ અભિપ્રાય વ્યક્ત કરીને સ્પષ્ટ વક્તવ્યનું, ચંબલઘાટીના બાગીઓનું હૃદય પરિવર્તન કરીને અદ્વિતીય આત્મબળનું, નવનિર્માણ આંદોલનની પ્રેરણા તેમ જ એલાન આપીને તથા પોલીસ અને લશ્કરને ગેરકાનૂની હુકમોનો અનાદર કરવાની સલાહ આપીને સાચી લોકશાહીના પુરસ્કર્તાનું અને પક્ષવિહીન લોકશાહીનો વિચાર રજૂ કરીને એક મૌલિક રાજકીય વિચારકનું સચોટ અને વિરલ દૃષ્ટાંત તેમણે રાષ્ટ્ર તેમ જ વિશ્વ સમક્ષ રજૂ કર્યું છે.

એમના આંતરરાષ્ટ્રીય પ્રભાવશાળી વ્યક્તિત્વને લીધે સંયુક્ત રાષ્ટ્રસંસ્થા "યુનો"એ નિયમોની ઉપરવટ જઈને જયપ્રકાશજીને જે શ્રદ્ધાંજલિ આપી તે બહુ મોટી તેમ જ સૂચક બાબત છે.

એમનું સાચું તર્પણ તો સંપૂર્ણ ક્રાંતિના એમના વિચારોને મૂર્ત કરવા તેમ જ એમના અનેક ગુણો જીવનમાં ઉતારવા માટે સચ્ચાઈપૂર્વક પ્રયાસો કરીને જ કરી શકાય.

○ ધીરુભાઈ મણિભાઈ દેસાઈ

## સભ્યતા કદી ન ચૂકાય

૧૯૫૫ ના જુલાઈમાં પ્રજા સોશ્યાલિસ્ટ પાર્ટીની રાષ્ટ્રીય સમિતિની બેઠક જયપુરમાં મળવાની હતી. એ દિવસોમાં ડૉ. રામ મનોહર લોહિયા તરફથી એક અલગ પાર્ટી બનાવવાનો તોફાની દોર શરૂ થઈ ગયો હતો. પાર્ટીમાં હવે ભંગાણ નિશ્ચિત બની ગયું હતું. રાષ્ટ્રીય સમિતિ સમક્ષ મુખ્ય મુદ્દો એક જ હતો કે, પાર્ટીને તૂટતી કેમ કરી બચાવી લેવાય ? મોટા ભાગના સભ્યોનો આગ્રહ હતો કે પાર્ટીના અધ્યક્ષ આચાર્ય જે૦ બી૦ કૃપલાનીજીએ લોહિયા સાથે વાત કરવી. આચાર્ય નરેન્દ્રદેવ એ દિવસોમાં ગંભીર બીમાર હતા. એટલે તેઓ તો લોહિયાજીને મળી શકે એમ જ નહોતા. કૃપલાનીજીએ લોહિયાજી સાથે વાતચીત કરવાની ના તો ન પાડી, પરંતુ એમના મનમાં આશંકા હતી કે કદાચ લોહિયાજી એમને મળવા ઇચ્છશે જ નહિ. અંતે બેઠકમાં જયપ્રકાશજીએ કહ્યું કે એ બધું જવા દઈએ. એક વાત તો સાચી જ છે કે પાર્ટીની શિસ્ત ગમે તેવા મોટા નેતા કરતાંય ઊંચી વસ્તુ છે. ઉપલા સ્તરના નેતાઓ ઉઘાડે છોગ પાર્ટીની શિસ્તનો ભંગ કરે ને છતાં એ બધું ચલાવી લેવામાં આવે, તો કોઈ પાર્ટી ચાલી શકે નહિ. ને ધારો કે પાર્ટી એવું ચલાવી લે તો એવી પાર્ટી જનતાને માટે કશા કામની રહેશે ખરી ?

અંતે ડૉ. લોહિયાને પાર્ટીમાંથી બરતરફ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો.

બેઠક પૂરી થયા પછી હું મારા ઓરડામાં પહોંચ્યો. જઈને જોઉં છું તો જયપ્રકાશજી મારા બિછાના પર બેઠેલા છે. મેં ચૂપચાપ મારા હાથમાંની ફાઈલ એક બાજુ મૂકી દીધી, ને હું પાછે પગલે બહાર નીકળવા લાગ્યો. મારા મનમાં એમ કે કોઈની સાથે કંઈક વાતચીત કરવાની હશે, એટલે રાહ જોતા બેઠા છે. ને મનમાં એમ પણ ખરું કે, મને તો તેઓ ખાસ ઓળખતાય નહિ હોય. માંડ પચાસેક ડગલાં ગયો હોઈશ, ત્યાં મારા નામનો સાદ કરી એમણે મને પાછો બોલાવ્યો ને કહ્યું, 'તિવારિજી, હું તમારી સાથે જ વાત કરવા અહીં બેઠો છું...' હું તો અવાક્ થઈ ગયો. જઈને એમની પડખે બેસી ગયો. પાર્ટીના ભાવિ વિઘટનની અસર વિંધ્ય પ્રદેશમાં કેવી થશે, એ વિષે તેઓ મને ખૂબ વિગતે બધું પૂછવા લાગ્યા. મારા એક સાથી કાર્યકરની આર્થિક સ્થિતિ

વિષે પણ એમણે સવાલો પૂછ્યા. તેઓ લોહિયાજીની સાથે જ પાર્ટીમાંથી નીકળી ગયા હતા. પૈસાટકા બાબતની એમના ચારિત્ર્યની કમજોરીઓનો મેં એમને કંઈક ખ્યાલ આપ્યો, ત્યારે જયપ્રકાશજી દુઃખી થઈને કહેવા લાગ્યા કે, અગાઉ જાગિયાજીએ આ બાબત મને ઈશારો કરેલો, પણ મને એમની વાત પર વિશ્વાસ બેઠેલો નહિ.

સોશિયાલિસ્ટોમાં પ્રત્યેક સભ્ય પૂરેપૂરો ઈમાનદાર હોવો જોઈએ—એવી એમની અપેક્ષા હતી. સાથીઓમાં આ પ્રકારની કમજોરી જોતાં એમનું દિલ રડી ઊઠતું.

* *

મધ્ય પ્રદેશમાં ૧૯૭૨ની સાલમાં ડાકુઓના આત્મસમર્પણનો પ્રસંગ છત્તરપુર ખાતે બનેલો. સમર્પણ પૂર્વે ગાંધી સ્મારકમાં ડાકુઓ સાથેની અંતિમ બેઠક માટે જયપ્રકાશજીએ જવાનું હતું. એ બેઠકમાં તેઓ મને પણ સાથે લઈ ગયેલા. પ્રભાવતીજી પણ એ બેઠકમાં હાજર હતાં, ડાકુઓ જોડે પોતાના દીકરાઓ જેવો એમનો ભાવ ને વર્તાવ હતાં. ને ડાકુઓ પણ એમની સાથે પિતા સરખાં માન આદરથી વર્તી રહ્યા હતા, એ જોઈ મને ખૂબ આશ્ચર્ય થયું. અંતે હસીને મારા ભણી ઈશારો કરતાં એમણે ડાકુઓને કહ્યું કે, હવે તમે લોકો એમના મહેમાન બનવાના છો. આ તમારા લોકોના જેલમંત્રી છે.

ડાકુઓના આત્મ સમર્પણ બાદ ત્યાંથી વિદાય થતી વખતે જયપ્રકાશજીએ મને કહ્યું કે, બે દિવસ પછી આ લોકોની ડાકુઓની મુલાકાત માટે આપણે ગ્વાલિયર જેલમાં મળીશું. એ મુલાકાત વખતે પણ તમે સાથે રહો તો વધારે સારું. ડાકુઓ ત્યાં આપણને એવી કેટલીક માહિતી આપશે કે જે સરકારને ઉપયોગી નીવડશે. એવી વાતો એ લોકો કદાચ ગમે તેની આગળ પ્રગટ કરવા નથ ઇચ્છે... દિલ્હીમાં મુખ્યમંત્રી પ્રકાશચંદ્ર શેઠીએ મને મનાઈ ફરમાવી દીધી, એટલે હું એ પ્રસંગે ગ્વાલિયર જઈ શકેલો નહિ. એથી આવા પ્રસંગે એ મહાપુરુષનું સાન્નિધ્ય ન મળ્યું ને એથી કોઈક અપૂર્વ ઉપલબ્ધિથી હું વંચિત રહી ગયો.

* *

એક વાર જે૦પી૦ ભોપાલમાં ત્યાંના રાજ્યપાલના અતિથિ હતા. પોતાના એકએક સમાજવાદી સાથીના એમણે ખબર પૂછ્યા. મને આશ્ચર્ય થયું કે, દેશ ને દુનિયાની મોટી મોટી સમસ્યાઓ સામે ઝૂઝનારા આ મહાપુરુષને આટઆટલાં વર્ષો પછીય અમારા જેવા નાના મોટા કાર્યકરોનાં નામ શી રીતે યાદ રહી ગયાં હશે? તે વખતના આઈ. જી. પી. ડાકુઓના આત્મસમર્પણની પ્રક્રિયામાં વિઘ્ન ઊભાં કરી રહ્યા હતા, તેથી એમણે સાફ શબ્દોમાં એ વિષે મને ટોકારતાં જ કહ્યું કે, આપ મંત્રી હો ને છતાં મારે આઈ. જી. પી. બાબત આપની પાસે ફરિયાદ કરવી પડે, તે કેવું?

તે રાતે જે૦પી૦ મારે ઘેર જમવા આવેલા. ભોજન બાદ મારી પત્નીએ આવીને એમને નમસ્કાર કર્યા. મેં મારી પત્નીની બીમારી વિષે એમને વાત કરી...મને શી ખબર કે વર્ષો પછી પણ એમને એ વાતની યાદ રહી ગઈ હશે?

આત્મસમર્પણ બાદ ડાકુઓ માટેની ખુલ્લી જેલ મુંગાવલીમાં રાખેલી. જયપ્રકાશજીની હાજરીમાં મુખ્યમંત્રી દ્વારા એનો ઉદ્ઘાટન સમારોહ ઊજવવામાં આવ્યો. બીજે દિવસે પરસ્પર ચર્ચા માટે બધા ભેગા મળવાના હતા. જયપ્રકાશજી પણ આવેલા, હું ત્યાં ઉપસ્થિત હતો. ડાકુઓની વાતો સાંભળી લીધા બાદ જયપ્રકાશજીએ કંઈક કહેવાનું હતું. તેઓ એટલું જ બોલ્યા કે, આપણે તો બધા અહીં ભેગા મળ્યા છીએ, પણ આજે પ્રભાવતીજી આપણી વચ્ચે નથી...ને આટલું બોલી તેઓ ધ્રુસકે ને ધ્રુસકે રોઈ પડ્યા. ડાકુઓ સહિત બધાં જ રડ્યાં. છત્તરપુરની ગાંધી સ્મારકવાળી બેઠકનું ચિત્ર એમની નજર સામે તરવરી રહ્યું હતું...બેઠક પૂરી થયા પછી સરકીટ હાઉસમાં પહોંચ્યા કે તરત એમણે મને પોતાની પાસે બોલાવ્યો. ક્યાંય લગી અમારી વાતો ચાલ્યા કરી. મુખ્યમંત્રી શેઠીજીએ એ દિવસોમાં છાપાંવાળાઓ આગળ જયપ્રકાશજી વિષે અનાપ-શનાપ બકવાદ કરેલો, ને એના અહેવાલ છાપામાં છપાયેલા પણ ખરા. છતાં જે૦પી૦ તે દિવસેય શેઠીજીને ઉતારી પાડતો એકે અક્ષર બોલેલા નહિ.

* *

૧૯૭૪ માં હું વેલોરની ઇસ્પિતાલમાં જે૦પી૦ને મળવા ગયેલો. સદ્ભાગ્યે ડૉક્ટરોએ મને એમની પાસે બેસવાની રજા આપી—એમ કહીને કે તમારી સાથેની વાતચીતથી જે૦પી૦ 'ઇરિટેટ' નહિ થાય. પરિણામે બે દિવસમાં મળીને પાંચ સાત કલાક હું એમની પાસે ગાળી શક્યો. એમની સાથેની વાતચીતમાંનું જેટલું યાદ રહેતું એટલું હું સરકીટ હાઉસ પહોંચીને કાગળ પર ટપકાવી લેતો. એમની સાથેની વાતચીતમાં જે આત્મીયતા અનુભવવા મળી છે, એની અમીટ છાપ મારા જીવનમાં રહી જશે.

* *

૧૯૭૪ માં જે૦પી૦ના આંદોલન બાબત સર્વ સેવા સંઘની એક બેઠક પવનારમાં મળી રહી હતી. હું ગયેલો તો વિનોબાજીનાં દર્શન કરવા પણ એથીય અધિક જિજ્ઞાસા હતી મારા મનમાં સર્વ સેવા સંઘની ચર્ચા ને એના નિર્ણય વિષે જાણવાની. જે૦પી૦ના 'એવરીમેન્સ' નામના અંગ્રેજી સાપ્તાહિકનું પ્રકાશન શરૂ થઈ ચૂક્યું હતું. વિનોબાએ એના પર જે ટીકાટિપ્પણ કરેલું...એથી જે૦પી૦ ઘણા વ્યથિત હતા. એ બાબત ચર્ચા થઈ, તે પછી ચૂંટણી ખર્ચ બાબત પણ મેં કંઈક ચર્ચા કરી. બીજે દિવસે સવારના પહોરમાં જેવો હું જે૦પી૦ની પાસે પહોંચ્યો કે એમણે કહ્યું, તિવારીજી, મારી ભૂલ થઈ ગઈ. ગઈકાલની સભામાં નાહક તમારા નામનો ઉલ્લેખ કરી બેઠો. હું હસી પડ્યો—મેં કહ્યું, એમાં ચિંતા કરવા જેવું છે શું? 'મિનિસ્ટ્રી' જતી રહેશે એટલું જ ને? મિનિસ્ટરશીપ કંઈ નોકરી ઓછી જ છે?

એ સાંભળીને એમના મન પરનો બોજ હળવો થઈ ગયો. ને એય હસી પડ્યા.

પવનારથી પાછા આવ્યા બાદ મંત્રીમંડળમાંથી મને ફારેગ કરવામાં આવ્યો. એ બાબત અફસોસ વ્યક્ત કરતાં જે૦પી૦એ મને પત્ર લખ્યો. એમણે લખ્યું કે—

આખરે શેઠીજીએ મંત્રીમંડળમાંથી તમને ફારેગ કર્યા જ, તો પછી આ લોકો ભ્રષ્ટાચાર દૂર કરવાની વાત શી રીતે કરતા હશે ?

" "

૧૯૭૭માં જસલોક હૉસ્પિટલમાં હું એમની ખબર કાઢવા ગયેલો. એમના રહસ્ય મંત્રી અબ્રાહમે મને સખત તાકીદ કરેલી કે, ડાક્ટરોએ એમને વાત કરવાની મનાઈ કરી છે. એટલે કેવળ નમસ્કાર કરીને જ આપ પાછા વળી જજો. પરંતુ જયપ્રકાશજીએ કામ આગળ પોતાના શરીરની ચિંતા ક્યારે કરી છે ? એ તો લોકસમિતિઓ બાબત ચર્ચા કરવા ઊઠીને બેઠા થવા લાગ્યા. એ જોઈને અબ્રાહમે જ ખાટલાની સ્પ્રીંગ ફેરવીને એમના ઓશિકાવાળો ભાગ ઊંચો કરી આપ્યો. હું એકદમ ગળગળો થઈ ગયો. મેં વિનમ્રપૂર્વક એમને સમજાવ્યું કે આપ સૂતા જ રહો. લોકસમિતિઓ વિષે મેં જે કંઈ વિચાર્યું છે, તેને અંગેની નોટ હું હાલે અહીં આપી જઈશ. એમને પ્રણામ કરીને હું બહાર નીકળતો હતો, ત્યાં એમણે મારાં પત્નીના સ્વાસ્થ્યની ખબર પૂછી...સારું છે, કહીને હું એમના ઓરડાની બહાર નીકળી ગયો.

○ ચંદ્ર પ્રતાપ તિવારી

## ભલાઈ, ભૂદાન, બાંગ્લાદેશ, નક્સલપંથ

૧૯૫૦ ની આસપાસ રંગૂનના એશિયાઈ સમાજવાદી સમ્મેલનમાંથી પાછા ફરતાં જયપ્રકાશ મિદનાપુર જિલ્લાના બલરામપુર ગામે અભયાશ્રમમાં એક દિવસ સારુ ગાંધી સ્મારક નિધિના કાર્યકર્તાઓની એક બેઠકમાં આવ્યા હતા. તે વખતે એમને નિકટથી જોવાની મને તક મળી. એમ લાગે છે કે તે ટાણે એમનું મન સાધનસાધ્ય વિવેકના પ્રશ્ન બાબતમા ખૂબ મંથન અનુભવી રહ્યુ હતુ. તે વખતના 'જનતા'માં 'ભલાઈનુ પ્રેરણા સ્રોત' નામના લેખથી તે સ્પષ્ટ થયું હતુ.

એમણે એક મૂળભૂત જિજ્ઞાસા ઊભી કરી— ભૌતિકવાદમાં એવી કોઈ પ્રેરણા છે ખરી ? મેં જે૦પી૦ સાથે આ વિષે ચર્ચા કરી. મને લાગ્યું કે કટ્ટર માર્ક્સવાદી પીગળી રહ્યા હતા. કદાચ એ પ્રક્રિયાનો તે પ્રારંભ હશે. તે વખતે મધુર બની ગયેલા જે૦પી૦ મને ૧૯૪૨ ના આન્દોલનના દંતકથારૂપ બની ગયેલા અને દેશના જુવાનિયાઓને હચમચાવતા વીર પુરુષ કરતા સાવ ઊલટા જ જણાયા હતા.

વિનોબાના નેતૃત્વ હેઠળ ભૂદાન આન્દોલનમાં અમારામાંથી ઘણાને વારંવાર જે૦પી૦ના સંપર્કમાં આવવાની તક મળી હતી. અમે એમને નજીક અને દૂરથી નિહાળતા. અમને એ માનવી નબળાઈ લાગતી કે જે માણસોમાં તેમના વ્યક્તિત્વ [illegible] ઓળખ હતું તે જાણતા અને તેના મર્યાદાઓથી [illegible] રીતે કરી શકતા હતા. એમનામાં ગાંધીજીના જેવી [illegible], આંતરિક અનાસક્તિ અને કાર્યકાળની [illegible] મહિનાથી દૂર નહીં નાખી શકતા હતા. નાના મોટા, મજૂરો [illegible] કાગળી [illegible] અટકાવતી.

માનવની શાંતિ સારુ એમની ચિંતામાંથી એમને [illegible] જ્યાં લગીને હોય, [illegible] એ સિદ્ધાન્ત સમજાયો હતો કે [illegible] જ સિદ્ધિ પર આધાર રહે છે. એમના જીવનનો છેલ્લો અધ્યાય એ સર્વોદયના સિદ્ધાન્તને સંપૂર્ણ સમર્પણનો હતો. સંપૂર્ણ ક્રાંતિને નક્કર સ્વરૂપ આપવા સારુ એમનો સંઘર્ષ સર્વોદય સિદ્ધાન્તને અનુરૂપ જ હતો.

૧૯૬૩માં વિનોબા પશ્ચિમ બંગાળમાં પદયાત્રા કરી રહ્યા હતા. એમની સગવડ સાચવવા સર્વ સેવા સંઘે પોતાની એક બેઠક પશ્ચિમ બંગાળના હુગલી જિલ્લાના આરામબાગ નગરના તાલુકા મથકે ગોઠવી હતી. જે૦પી૦એ ત્યાં આગળ દેશના અહિંસક સંરક્ષણ વિષે એક વિશાળ જાહેર સભા સમક્ષ ભાષણ આપ્યું હતું. આગલે વર્ષે થયેલું ચીની આક્રમણ એમના મનમાં તાજું હતું. જે૦પી૦ એ વિષય પર બોલતા હતા. શ્રોતાઓ મંત્રમુગ્ધ થઈને સાંભળતા હતા. તેઓ હિન્દીમાં બોલતા હતા. હું એક એક વાક્યનું બંગાળી ભાષાન્તર કરતો હતો. મને લાગતું હતું કે એમની મારફત ગાંધી બોલી રહ્યા હતા. અંતરના ઊંડાણથી ઊભરાતી એમની ઈમાનદાર વાણીની શ્રોતાઓ પર ખૂબ ભારે અસર થઈ રહી હતી. વિનોબાને એનાથી ખૂબ પ્રસન્નતા થઈ. જે૦પી૦એ એમને લેનિન અને ગાંધી વચ્ચેના, આદર્શ અને કાર્યપદ્ધતિ વચ્ચેના પુલ જેવા અને એક નવી સમાજરચના તરફના એક મોટા પગલા તરીકે ગણાવ્યા.

પીડિત અને દુખિયારી જનતા માટેની એમની સહાનુભૂતિ હમેશા જે૦પી૦ને સક્રિય બનાવી જતી. તે કાળના પૂર્વ પાકિસ્તાન અને હાલના બાંગ્લાદેશની મુક્તિના આન્દોલનમાં એમનો ફાળો અદ્વિતીય અને અજોડ હતો. લશ્કરના હુમલા પછી તરત જ તેઓ કલકત્તા આવ્યા અને અમે તેમને બેનાપોલ આગળ ભારત પાક સીમાડા પર લઈ ગયા હતા. સીમા પર હિન્દુ અને મુસ્લિમ નિરાશ્રિતોની છાવણીઓની સગવડો વિષે એમણે અમારી સાથે વિગતવાર વાતો કરી હતી. મને બને એટલી માહિતી ભેગી કરવા સારુ આગરતલા મોકલવામાં આવ્યો. એનાથી મને હાલના બાંગ્લાદેશના રાષ્ટ્રપતિ લેફ્ટનંટ કર્નલ ઝિયાઉર્રહમાન જોડે ચટ્ટગ્રામ અને ત્રિપુરાની સરહદ પર સાબ્રુમ પાસે મળવાની તક મળી હતી. ખૂનામરકી, બળાત્કાર, લૂંટ અને આગના સમાચારોથી જે૦પી૦નુ હૃદય ચીરાઈ જતું હતું. ફેબ્રુઆરીમાં બાંગ્લાદેશ પ્રગટ થયો અને મુજીબુર્રહેમાન ઢાકા સહીસલામત પાછા ગયા અને લોકોના બેતાજ બાદશાહ ગણાયા. અચાનક પટનાથી કોલ

આવ્યો કે જે૦પી૦ને મળો. એમણે એવોર્ડના શ્રી એ. સી. સેન અને મને પોતાના અંગત દૂત તરીકે એમનો પત્ર લઈને જવા સૂચન કર્યું, જે૦પી૦નો પત્ર એક ઐતિહાસિક પત્ર હતો. સ્વ-ભાવે ભાવુક મુજીબ સાહેબ એનાથી લાગણીભીના થઈ ગયા હતા. એમણે કહ્યું: 'જે૦પી૦ના ખરા દિલના અને અથક પ્રયાસથી બાંગ્લાદેશની મુક્તિના અમારા પ્રયાસમાં ખૂબ જ મદદ મળી હતી. અમે સદાય એમના ઋણી રહીશું'!'

પશ્ચિમ બંગાળનાં તરુણોના જીવન પર નક્સલ આંદોલને એક ઊંડો ઉઝરડો પાડ્યો છે. આ આંદોલનને કચડવા સારુ પોલીસે કરેલા ઘાતકી પ્રહારો અને અવિવેકી હુમલાઓ સામે એમણે સખત વિરોધ નોંધાવેલો. ખોટે રસ્તે ગયેલા તરુણોને ફરી વસાવવા જે૦પી૦ તલપાપડ હતા. તેઓ નક્સલવાદી કેદીઓને મળવા પ્રેસીડેંસી જેલમાં ગયા. એમની કરુણ કહાણી એમણે સાંભળી. એમને માટે કરુણાથી એમનું હૃદય ભરાઈ ગયું. એ લોકો પૈકી એક જૂથ જે૦પી૦ના સંપૂર્ણ ક્રાંતિના વિચારને સ્વીકારતું થઈ ગયું અને કલકત્તામાં ૫મી જૂન ૧૯૭૫ ને દિન ભરાયેલી લાખોની જંગી રેલીમાં એ લોકો સામેલ થયા. કોંગ્રેસ સિવાય બીજા બધા રાજનૈતિક પક્ષો એમાં કોઈ પણ પ્રકારના ધ્વજ પતાકા વિના જોડાયા. આ પ્રસંગે પશ્ચિમ બંગાળના લોકોનાં હૃદયમાં જે૦પી૦ અંગે જે ચુંબકીય આકર્ષણ હતું તે દેખાઈ આવ્યું. આવો જવાબ જોઈને જે૦પી૦ પણ ખૂબ રાજી થયા. એમની મધુરતા, પ્રેમ અને ગોઠિનીની અસર એમને મળવા આવતા નાનામાં નાના કાર્યકર્તા પર પણ થયા વિના ન રહેતી. મને સાંભરે છે કે જ્યારે તેઓ પોતાના સાળા શ્રી શિવનાથ પ્રસાદને ઘેર ૬, મોર્ટ સ્ટ્રીટ પર રહેતા ત્યારે અમને વળાવવા લિફ્ટ સુધી આવવાની એમની હંમેશાની ટેવ હતી. શારીરિક રીતે એમની તબિયત સારી નહોતી. ઘણીવાર હું એની સામે વાંધો ઉઠાવતો, પણ એક સ્મિત દ્વારા એમને પરાસ્ત કરીને તેઓ કહેતા, 'એ તો ભારતીય સંસ્કૃતિ છે.' ખરું જોતાં આ અમારા સૌના સારુ વિનયનો એક પાઠ જ હતો.

૧૯૭૯ની ૩૧મી જુલાઈની સાંજે અમે કેટલાક લોકો જે૦પી૦ને મળ્યા. તેઓ પોતાની પથારીમાં શાંતિથી પડ્યા હતા. અમને જોઈને એમણે પહેલો પ્રશ્ન પૂછ્યો, 'તમે ક્યાં ઊતર્યા છો? સાથી કાર્યકરો અંગેની એમની ચિંતા એનાથી વ્યક્ત થતી હતી. એમણે સચ્ચિદાનંદને અમને ચા આપવા કહ્યું. આ હતી તો નાની બાબતો, પણ એ અમારા અંતરના ઊંડાણને સ્પર્શી ગઈ. અમારા સૌ માટે એ અવિસ્મરણીય બની ગઈ. એમણે પશ્ચિમ બંગાળની માર્ક્સવાદી સરકાર અને જનતા પર એની અસર અંગે અમને પ્રશ્નો પૂછ્યા. અમે રાજ્યમાં સર્વોદય કાર્યકર્તાઓના પ્રશ્નો, લોક-સમિતિ, છાત્રયુવા સંઘર્ષ વાહિનીની પ્રવૃત્તિઓની વાત કરી. એમણે અમારી વાતો ધીરજથી સાંભળી. એમનું મન સાવ જાગૃત હતું. વાતચીત અધૂરી હતી તેથી એમણે બીજે દિવસે સવારે સાડા સાત વાગે આવવા કહ્યું. પહેલી ઓગસ્ટની સવારે અમે અમારી બીજી મુલાકાત લીધી. એમણે અમને લોકસમિતિના કામ પર કેન્દ્રિત થવાનું અને લોકસંપર્કને વિસ્તૃત અને ઊંડો કરવાનું કહ્યું. અમારી સાથે ફોટો પડાવવા એ ઊભા રહ્યા. કોને ખબર હતી કે આ નશ્વરદેહે એમની સાથેની અમારી એ છેવટની મુલાકાત હતી!

બળવાખોર અને ક્રાંતિકારી, સત્યના શોધક, માર્ક્સવાદથી સર્વોદય સુધીના અનુપમ યાત્રી, આજીવન યોદ્ધા, કોટિ કોટિ પદદલિત અને પતિત જનતાના અથક અને સ્નેહાળ નેતા જે૦પી૦ આજે ભલે આપણી વચ્ચે નહીં હોય પણ એમનું નામ ભવિષ્યમાં પણ ગૂંજ્યા કરશે. ઇતિહાસમાં એમની સ્થિતિ અંગે મૂલ્યાંકન કરવા સારુ એ આપણી અતિ નિકટ છે. ભવિષ્યની શક્તિઓ ભાવિ પેઢીઓના પ્રશ્નોના ઉકેલ સારુ આવા વ્યક્તિત્વો ફરી પેદા કરવા સારુ માનવજાતે ઘણો લાંબો વખત રાહ જોવી પડશે.

(મૂળ અંગ્રેજી)

• ક્ષિતીશ રાય ચૌધુરી

## વિરોધ પક્ષોમાં એકતા સારુ મથામણ

૧૯૭૩ સુધીમાં જે૦પી૦ને પૂરેપૂરી ખાતરી થઈ ગઈ હતી કે વિરોધ પક્ષોને એકઠા કરવાથી જ લોકશાહીને બચાવી શકાશે. જૂના સમાજવાદી પક્ષનું પ્રતિનિધિ મંડળ જ્યારે એમને ૨૩મી જુલાઈ ૧૯૭૪ને દિને અલ્લાહાબાદમાં મળ્યું, ત્યારે તેમણે અમારી આગળ આ જ મુદ્દો ખડો કર્યો. અમે એવી રજૂઆત કરી કે વિરોધ પક્ષો વિષમ છે. તેથી એની એકતાની પ્રક્રિયા સજીવ હોવી જોઈએ. તે સંઘર્ષ મારફત ખીલવી જોઈએ અને બધાના સામુદાયિક વિચારને આધારે રચાવી જોઈએ. જે૦પી૦ પણ એટલા જ ઉત્સુક હતા કે સંયુક્ત વિરોધપક્ષ માત્ર વહેવારુ જ નહીં પણ મૂળગામી દૃષ્ટિકોણવાળો પણ હોવો જોઈએ. હકીકતમાં લોક આન્દોલનમાં એમણે જૂન ૧૯૭૪માં જમીનનાં ખાતાંઓના રજિસ્ટરની તપાસણી, સમત્વયુક્ત ભૂવિતરણ જેવા મુદ્દાઓ પણ ઉમેર્યા હતા.

૩૧મી ઓગસ્ટ ૧૯૭૪ને દિને દર પક્ષના જિલ્લાદીઠ પાંચ સભ્યોની મિટિંગમાં જે૦પી૦એ પૂછ્યું કે તમારા પૈકી કમજોર વર્ગના કેટલા છે? આન્દોલનનો પાયો વિસ્તૃત કરવા અંગે પણ તેમણે ભાર મૂકેલો.

અમારા સૂચનથી માર્ક્સવાદી કોમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાન પ્રમોદ દાસગુપ્ત અને બાસવપુન્નૈયા એમને ૨૦મી સપ્ટેમ્બર ૧૯૭૪ને દિન મળ્યા. આ મિટિંગમાં સમાજવાદી પક્ષનું પ્રતિ-નિધિત્વ મધુ દંડવતેએ કર્યું હતું. એક સર્વસમ્મત નિવેદન બહાર પાડવામાં આવ્યું, જેમાં લોક આન્દોલનના મૂળગામી ઉદ્દેશોની રૂપરેખા આપવામાં આવી હતી. આ દસ્તાવેજ અંગે

જે૦પી૦ અને માર્ક્સવાદી સામ્યવાદી પક્ષની પૂરેપૂરી સંમતિ હતી. છતાં માર્ક્સવાદી સામ્યવાદી પક્ષ સંઘર્ષમાં જોડાયો નહોતો.

૨૫મી નવેમ્બર ૧૯૭૪ને દિને જ્યારે લોકસંઘર્ષ અંગે રાષ્ટ્રીય સમન્વય સમિતિની સ્થાપના કરવામાં આવી અને લોકોની એક ફ્રન્ટ યોજવાનું ઠરાવવામાં આવ્યું ત્યારે ઘોષણાપત્રનો ખરડો ઘડવામાં જે૦પી૦એ ખાસ્સો ભાગ ભજવેલો. ખરડો મૂળમાં મૂળગામી ક્રાંતિકારી દસ્તાવેજ હતો. મેં જ્યારે ૨૭મી મે ૧૯૭૫ને રોજ એમને કહ્યું કે ભારતીય જનસંઘ, ભારતીય લોકદળ, સંગઠન કોંગ્રેસ અને સમાજવાદી પક્ષના એકત્રીકરણથી મૂળગામી પક્ષ બનતો નથી ત્યારે તેમણે કહ્યું કે આપણા જેવા ગરીબ દેશની લોકશાહીમાં વિરોધી પક્ષ મૂળગામી ક્રાંતિકારી થયા વિના રહે જ નહીં.

૨૭મી જાન્યુઆરી ૧૯૭૫ ને દિને જે૦પી૦એ વિરોધી પક્ષોના નેતાઓને મળીને બાંગ્લાદેશમાં કટોકટી લાગુ થઈ હતી તેને અંગે વિચારણા કરી. એમને સાફ શંકા હતી કે ભારત પણ એ રસ્તે જશે. એમણે સીધું ને સટ પૂછી પાડયું: 'તમે અત્યારે કાંઈક કરશો કે આભ ટૂટી પડયા પછી જ કરશો? તમે અત્યારે એકતા સ્થાપશો કે જેલમાં ઘલાયા પછી જ એની ચર્ચા વિચારણા કરશો?'

વિરોધ પક્ષોના એકત્રીકરણ અંગેની જે૦પી૦ની ઉત્કટતાનો મને એક બીજો પણ અનુભવ છે. એમણે ૨૫મી મે ૧૯૭૬ ને રોજ એવી જાહેરાત કરી હતી કે તેઓ એક નવો પક્ષ શરૂ કરશે, જેમાં સંઘર્ષમાં માનનાર બધા પક્ષો જોડાશે. પણ એનું પરિણામ મીંડું આવ્યું. પાછળથી વિરોધ પક્ષના નેતાઓ મળ્યા, પણ એકીકરણ એ દૂરની વાત રહી. પછી ૧૯૭૬ની નવેમ્બરની ૧૩–૧૪મી તારીખે એમણે પટનામાં એક બીજી બેઠક બોલાવી. ત્યાં સુધીમાં અશોક મહેતાએ એવું વલણ અખત્યાર કર્યું હતું કે એકતા તો સંગઠન કોંગ્રેસના માળખા હેઠળ જ થઈ શકે. અને એના નામમાં 'કોંગ્રેસ' શબ્દ હોવા અંગે કશી ચર્ચાને ગુંજાશ જ નથી. બીજાઓ આ બે શરતો સારુ તૈયાર નહોતા. ૧૩મીએ નેતાઓને જુદા જુદા મળ્યા બાદ જે૦પી૦ ખૂબ નિરાશ અને ખિન્ન થઈ ગયા. તે દિવસે સાંજે નાનાસાહેબ ગોરે, વિનોદ પ્રસાદ સિંહ અને હું એમની સાથે જમવામાં હતા. એમણે નાનાસાહેબને પૂછ્યું કે શું મારા મરતાં પહેલાં એકત્રિત વિરોધપક્ષ રચાવાની મારી ઈચ્છા પૂરી નહીં થાય કે શું? દેશમાં લોકશાહીને બચાવવા એ જ એક માત્ર ઉપાય છે. નહીં તો હકનો કાર્યકર્તાઓ જેલોમાં સબડશે અને એને સારૂ એમની પોતાની જ જવાબદારી છે એવી જે૦પી૦ની લાગણી હતી.

આ એક પીડાદાયક પળ હતી. બીજે દિવસે કોઈક ઉકેલ-સૂત્ર ઘડવામાં આવ્યું પણ કેટલાક પક્ષોના નેતાઓને એનાથી સંતોષ ન થયો. જે૦પી૦એ પછી ગયા ડાક્ટર સુબ્બાને મળન આપવા ભાયા. નેતાઓના વલણ અંગે એમણે પોતાની નરી ખિન્નતા વ્યક્ત કરી. એમણે કહ્યું કે તેઓ જો સાજા હોત તો આખા દેશમાં ફરી વળીને લોકોને સંગઠિત કર્યા હોત, પણ તેઓ શારીરિક રીતે સાવ પાંગળા થઈ ગયા હતા, એ જ એક દુઃખનો વિષય હતો. એટલે જ વિરોધ પક્ષોને ભેગા કરવા સારૂ તેમને મથવું પડતું હતું. પણ એમને લાગતું હતું કે એમની શારીરિક અશક્તતાને એકતાની શરતો સારુ વાપરવામાં આવી રહી હતી.

કમનસીબે તે પ્રયાસ પછી પણ એકતાની વાત કળણમાં જ ખૂંચેલી રહી. ૧૫મી ડિસેમ્બર ૧૯૭૬ ને રોજ જ્યારે એમણે જોયું કે એકતા બાબત કાંઈ ઝાઝી પ્રગતિ થઈ રહી નહોતી ત્યારે એમની ઇચ્છા એવી હતી કે નેતાઓને કહેવામાં આવે કે જો ૧૯૭૭ની ૨૬મી જાન્યુઆરી સુધીમાં વિરોધી પક્ષો એક નહીં થાય તો એમને એક નવો પક્ષ સ્થાપવાની ફરજ પડશે.

૧૭–૧૮મી ડિસેમ્બરે જ્યારે નેતાઓ ભેળા મળ્યા ત્યારે તેમને આ વાત કહેવામાં આવી. અને એની એમની ઉપર ચોક્કસ અસર પડી. ૧૮મીએ નેતાઓમાં એક સમજૂતી થઈ છતાં એ દુઃખદ અને લંબાયે જતી વાટાઘાટો તે સમજૂતીથી પતી નહીં. જે૦પી૦એ છેવટના પ્રયાસ તરીકે એસ. એમ. જોશી મારફત એ કહેવડાવ્યું કે જો વિરોધ પક્ષો એકત્રિત થયેલ પક્ષની મારફત લોકસભાની ચૂંટણી નહીં લડે તો તેઓ ચૂંટણી ઝુંબેશમાં સમૂળગા પડશે જ નહીં. આ વાત કામ કરી ગઈ. એક સંયુક્ત પક્ષ રચાયો. જે૦પી૦એ એને સારુ ચૂંટણી પ્રચાર કર્યો. ચૂંટણી જીતાઈ અને લોકશાહી પુનઃ સ્થપાઈ. જેમણે સરકારનો વહીવટ હાથમાં લીધો તે લોકો જે૦પી૦ અને એમની શીખને ભૂલી ગયા. અત્યન્ત ઉદાસ મને જે૦પી૦ વિદાય થયા. આખું ચક્કર પૂરૂ થયું.

○ સુરેન્દ્ર મોહન



ગુચ્છ પાંચ

# માંદગીને બિછાને

## હીકરીની ડાયરીમાંથી

તા. ૧૫-૧૬ ડિસેમ્બર, ૧૯૭૫

પૂરા ૭ મહિના થયા... આજે મારા વિખૂટા પડી ગયેલા બાપુ મને પાછા મળ્યા. આ ૭ મહિના કેમ વીત્યા તેની તો એક આખી કહાણી છે. કોને કલ્પના હતી કે આટલી જલ્દી આટ-આટલું બની જશે? ઈશોપનિષદ્‌માં "કવિઃ મનીષી" શબ્દ આવે છે. બરાબર એ જ રીતે આ ક્રાંતદર્શીએ ઘણા સમય અગાઉથી આ બધાની ઝાંખી કરી લીધી હતી. રાધેપુરની અમારી નાનકડી ઝૂંપડીમાં મેં નિકટથી આ ક્રાંતિદેવતાને દેખ્યા હતા. ત્યારે મને ખ્યાલ પણ નહોતો કે તેઓ જ આગળ જતાં મારાં માબાપ, ભાઈબહેન બધું જ બનવાના છે. આ ગાળા દરમિયાન જ મારી મા આ દુનિયા છોડીને ચાલી ગઈ. જાણે એ જ મને બાપુને ખોળે સોંપતી ગઈ! શું ખરેખર ઈશ્વર આટલો બધો દયાળુ છે?

જેલમાં ગઈ ત્યારે તો કલ્પના પણ નહોતી કે હું આટલી જલ્દી છૂટવા પામીશ. પરંતુ 'મિસા' આડો ઊતરે તે પહેલાં જ હું જામીન પર છૂટી આવી. જેલમાંથી છૂટી તેવી જ પટણા થઈને મુંબઈ ચાલી આવી.

ઘણી ઘણી રાહ જોયા પછી, કેટકેટલી આજીજી વિનંતીને અંતે જસલોક હૉસ્પિતાલમાં બાપુને મળી શકી. બાપુએ છાતીએ ચાંપી. બેઉ ખૂબ રોયાં. બાપુની તબિયતના હાલ જોઈ જાણે આંખો પર વિશ્વાસ બેસતો નહતો. શરીર આખું જર્જર બની ગયું છે. શું આ બધું જાણી બૂજીને કરવામાં આવ્યું હશે? શું આનું પાપ બધાંની સાથે વિનોબાને પણ નહિ લાગે? નહિ તો શું એવી હિંમત કોઈ કરી શકત?

બિહારના બધા સમાચાર સાંભળીને બહુ ખુશ લાગ્યા. આટ-આટલી તકલીફો ને બેચેનીમાં પણ લાગ્યું કે જાણે કંઈક નવું જોશ અનુભવી રહ્યા હોય, પણ બાપુની બેહાલી જોઈને મને તો ઈશ્વર પર પણ ગુસ્સો આવતો હતો. પોતાના ભક્તની તમે આ આ ગતિ થવા દીધી? દલિતો કે જેની આજે કોઈ પરવાહ કરતું નથી, તેની સેવા કરનારા આ ભક્તની શું તમેય આવી જ કદર કરી? તમે પણ વિનોબાની માફક નિષ્ઠુર સત્તાને જ સાથ આપ્યો?...એવું ન હોત તો બાપુની આ દશા ન થાત.

બાપુને બહુ વ્હાલું ભજન "તૂ દયાલુ દીન હૈ" ગાઈ સંભળાવ્યું. આખો વખત રડતા જ રહ્યા. પોતાની પરવશ દશાને કારણે ખૂબ ભાવુક બની ગયા છે. આંખ વારંવાર ભીની થઈ આવે છે. બહુ કમજોર થઈ ગયા છે. કોને ખબર શરીરમાં તાકાત ક્યારે આવશે? આખાયે દેશ ને દુનિયાની દુઆ એમના પર વરસી રહી છે, એના આધારે જ ટકી રહ્યા છે, બાકી તો એમને ટકાવે એવું કોઈ કારણ નજરે ચઢતું નથી. કહેવાય છે કે, બાબરે દુઆઓથી પોતાના પુત્ર હુમાયુને સાજો કરી દીધેલો. તો શું કરોડો માનવીઓની દુઆઓ બાપુને સાજા નહિ કરી શકે?

અંતરમાં વિશ્વાસ જાગે છે કે, બાપુ સાજા થઈને ફરી પાછા જરૂર જનતાની વચ્ચે પહોંચી જશે...

૨૯ ડિસેમ્બર '૭૫

આઠ વાગે ડૉ. મહેતા આવેલા. એમણે ઘણી બધી વાતો બાપુને કહી. એમણે કહ્યું કે કિડનિ એકદમ ખલાસ થઈ ગઈ છે. બાપુએ કહ્યું, 'આ સમાચાર તો મારે માટે બહુ માઠા ગણાય.' ડૉક્ટર કહે, પણ જો તમે કોઈ રીતે સજા થઈ જાઓ તો ભગવાનની કૃપાથી તમારી આવી કિડનિ પણ પાછી કામ કરતી થઈ જાય! અમારો બધાંનો ભરોસો આજે તો ઉપરવાળા પર જ છે. એની શું મરજી છે એ કોઈ જાણતું નથી.

ખોરાકમાં પ્રોટીન વધારે લેવાનું કહ્યું. અત્યારે આપીએ છીએ તેટલું લઈ શકતા નથી. પરંતુ બાપુના સ્વાસ્થ્યની ધીમી પ્રગતિથી ડૉક્ટરને સંતોષ છે. કહેતા હતા કે, આરંભના દિવસોમાં તો અમે લોકો રાતે ઊંઘનું મટકુંય મારી શકતા નહિ.

૩૧ ડિસેમ્બર '૭૫

બાપુ આજે ડાયાલિસિસ પર હતા. પહેલવહેલી વાર મેં આજે ડાયાલિસિસની પ્રક્રિયા જોઈ. આખી પ્રક્રિયા જોતાં જોતાં જ માથું ચકરાવા લાગ્યું. મારી આ નબળાઈ પર મને શરમ આવી.

બહુ દહાડે બાપુને આજે જમાડવાનો મોકો મળ્યો. કોને ખબર બાપુને હું એમની પાસે રહું તે ગમતું હશે કે નહિ? મનમાં મનમાં ડર રહ્યા કરે છે.

૧ જાન્યુઆરી '૭૬

'આજે જે માનસિક ને શારીરિક સ્થિતિમાં છું તેમાં દેશને હું કોઈ નવો રસ્તો સુઝાડી શકું તેમ નથી.' આજે નવા વર્ષનું સ્વાગત કરતાં બાપુ બોલ્યા...

મારા મનમાં હતું કે નવું વર્ષ કંઈક નવલાપણું લઈને આવશે, પરંતુ જે પરિસ્થિતિ લઈને એ આવ્યું છે તેમાં તો કોઈ એનું સ્વાગત કરે એમ નથી. એથી જ જાણે મોં છુપાવીને એ ચૂપચાપ દાખલ થઈ ગયું છે. ગુલામીની આ આબોહવામાં શ્વાસ લેવાનું એને પણ જાણે પસંદ નથી; છતાં શું કરે?...આપણ સહુની જેમ જ એ પણ મજબૂર છે...

૬ જાન્યુઆરી '૭૬

આજે બાપુની તબિયત કંઈક ઠીક લાગી. દિવસે થોડી ઊંઘ પણ લઈ શક્યા.

બી. બી. સી. વાળા રત્નાકર ભારતીય બાપુને મળવા આવેલા. અડધોએક કલાક એમની પાસે બેઠા. બી. બી. સી. ના સમાચારો અંગે એમને માહિતગાર કર્યા. બાપુએ પણ એમના સાહસ બદલ એમને ધન્યવાદ આપ્યા. કહેવા લાગ્યા: લંડનમાં બેઠાં આપ અમને મદદ કરી રહ્યા છો. રત્નાકરજી કહે, આપ પોતાનો સંદેશ અમને ટેપ કરાવી દો, તો વખત આવ્યે આપની રજા મળતાં અમે એનો ઉપયોગ કરી શકીશું. ક્યાંક કામરાજ નાદરના મૃત્યુ બાદ બન્યું એવું ન થાય.

બાપુએ પણ એમની વાતનો સ્વીકાર કર્યો. બાપુ હિન્દુસ્તાનની પરિસ્થિતિ વિષે એમની સાથે વાત કરી રહ્યા હતા. એમની વાતો સાંભળીને મને એ વખતે બહુ આશ્ચર્ય થયું. બીજી બધી બાબતમાં બાપુ કેટલા ભુલકણા થઈ ગયા છે! પણ પોતાના વિચારોની બાબતમાં બધી વાતો એમને પૂરેપૂરી યાદ છે! કહે કે, ઇંદિરાજી પોતાની સત્તાની ખાતર આ બધું કરી રહ્યાં છે. સંજયની અસર બહુ છે એમના પર. આજે એ જ બધું કરાવી રહ્યો છે. આંદોલનને વિષે વાત કરતાં એમણે કહ્યું કે, હવે એમાં કોઈ ઉપાય નહિ આવે. જેટલું થયું છે એટલું જ ઘણું છે. હું તો કોઈ પણ મંત્રણા માટે હંમેશાં તૈયાર છું.

૨૨ જાન્યુઆરી '૭૬

સંથાલ પરગણા (બિહાર)ના કેટલાક છોકરા મળવા આવેલા. એમણે સંઘર્ષવાહિનીને માટે કાર્યક્રમ સૂચવવા કહ્યું.

બાપુએ કહ્યું, (૧) સંગઠન (૨) વાહિની ભરતી (૩) પ્રશિક્ષણ (૪) ગામડે ગામડે જઈ જનતાને આજની પરિસ્થિતિની સમજણ આપવી. આજની પરિસ્થિતિમાં આ બધું બહુ શક્ય તો નહિ બને, છતાં બનતી કોશિશે ગામલોકો સુધી પહોંચવું તો જોઈએ જ.

સંઘર્ષવાહિની પાસે બાપુને ઘણી ઘણી અપેક્ષાઓ છે.

ચંપા લિમયે મળવા આવેલા. એમણે ખબર આપ્યા કે લિમયે લોકસભામાંથી રાજીનામું આપવા વિચારી રહ્યા છે. બાપુએ કહ્યું, સંસદમાંથી રાજીનામું આપ્યે કોઈ લાભ નથી કારણ આ મહિલા પર સૌમ્ય ગાંધી-પદ્ધતિથી કોઈ અસર થવાની નથી. બાકી સભ્યપદની અવધિ પૂરી થવા આવતાં રાજીનામું આપવાનો વિચાર સારો છે. હું માનું છું કે વિરોધ પક્ષો આજે જે કોઈ કામ કરે તે સંગઠિત બનીને કરે તો સારું. ને લોકો પર જે કામની અસર સારી થાય એવાં કામો તેઓ ઉપાડી લે. સંઘર્ષની બાબતમાં તો હું કશું જ કરી શકું એમ નથી.. આપણે ઝૂકી પડવાનું નથી. મને ખબર મળ્યા છે તે મુજબ જેલોમાં પણ સારો ઉત્સાહ છે. આપણા સાથીઓએ લાંબો વખત જેલમાં રહેવું પડે તો ભલે, પણ આપણે ઝૂકવાનું નથી.

બાપુએ કહ્યું કે, આપણે સંપૂર્ણ ક્રાંતિની વાત ગામડાંમાં લોકોને સમજાવવી જોઈએ...એકાદ વર્ષ પછી ચૂંટણીઓ આવવાની જ છે. એને વિષે પણ લોકોને સમજણ આપવી જોઈએ. શહેરોમાં રહેનારાઓના જીવનમાં પણ સંપૂર્ણ ક્રાંતિનું તત્ત્વ દેખાવું જોઈએ. લગ્નમાં હુંડા લેવા એ લોકો અટકે એ જોવું જોઈએ.

મોરારજી કાકાનો દીકરો ને વહુ મળવા આવેલા. એમની હાજરીમાં બાપુએ કહ્યું કે, આવડું મોટું તોફાન આવી ગયું, પણ પાર્ટીઓનાં મન ને એમના ચરિત્ર બદલાયાં નથી. તેઓ જૂના પગલા ચીલે જ ચાલે છે.

નારગોલકરજી આવ્યા હતા. એ બધાંનું કહેવું એમ હતું કે, માનભર્યું સમાધાન ન હોય તો સમાધાન નહિ કરવું જોઈએ. બાપુનું માનવું પણ એ જ હતું.

બિહારથી આવેલા સાથીઓ સાથે વાત કરતાં એમણે કહ્યું કે બિહાર સાથેનો મારો સંપર્ક તૂટી ગયો છે. ને એને કારણે ત્યાંની પરિસ્થિતિ પર હવે મારી પકડ રહી નથી. એ હાલતમાં હું અત્યારે કોઈ કાર્યક્રમ આપી શકું તેમ નથી. બધા લોકો ભેગા મળીને વિચાર કરો તો કંઈ બને.

૨૬ જાન્યુઆરી '૭૬

સાંજે ૫–૩૦ વાગે ડાયાલિસિસ પૂરું થયે બાપુ ઘેર આવ્યા. બધા 'રિપબ્લિક ડે'ની રોશની જોવા જવાનું કહેવા લાગ્યા. મેં પૂછ્યું, આપના દિલમાં ૧૫મી ઑગસ્ટ યા તો આજના દિવસ બાબત ખાસ સંવેદનો છે ? તો કહેવા લાગ્યા, ના રે, ખાસ તો કશું જ નહિ. આપણે આ દેશને આજે એવી બૂરી દિશામાં ધકેલી દીધો કે મનમાં કશો ઉલ્લાસ જ જાગે એમ નથી. ગુલામીના દિવસોમાં જેમ ચાલતું હતું તેનાથી આજે જુદું શું રહ્યું જ છે ? તે દિવસોમાં અમારો વિશિષ્ટ દિન તો હતો ૯મી ઑગસ્ટ ! અમે લોકો દેશના ભાગલાના સખત વિરોધી હતા. પરંતુ આખરે બાપુએ પણ જ્યારે એમ કહ્યું કે, તમારે તમારું આગવું નિવેદન આપવું હોય તો આપી દો, પણ મિટિંગમાં વિરોધ ન કરતા. એ. આઈ. સી. સી. ની એ મિટિંગમાં અમે જવાનું જ માંડી વાળેલું. કેવળ લોહિયાજી અમારા પ્રતિનિધિ તરીકે ગયેલા. છતાં તે દિવસેય જો અમે એ ઠરાવનો વિરોધ કરવાનું ઠરાવ્યું હોત તો એક તૃતિયાંશ મત અમારા પક્ષે પડ્યા હોત. આઝાદી પૂર્વે નેહરુજીને અમે લોકો પ્રગતિશીલ માનતા હતા. ને તેઓ પણ શરૂ શરૂમાં ચાલુ વ્યવસ્થાના વિરોધમાં ખૂબ બોલતા. પણ આઝાદી પછી તેઓ પણ એના એ પુરાણા ઢાંચામાં ગોઠવાઈ ગયા. એમના સાથીઓ પણ એમ માનતા થઈ ગયા. જે કંઈ ચાલી રહ્યું છે તે નેહરુજીને પસંદ છે. એ અગાઉ સરદાર પટેલને અમે પરંપરાવાદી માનતા હતા...પરંતુ આજે સમજાય છે કે એમની બાબતના મૂલ્યાંકનમાં અમે ચૂક્યા હતા.

શાસ્ત્રીજી રહ્યા હોત તો કદાચ કંઈક નવું કરી શકત ખરા. છતાં એ પણ કેટલું શક્ય બન્યું હોત તે કહેવું મુશ્કેલ છે. કારણ કે એ જ કૉંગ્રેસ, એ જ તંત્ર વડે એમણે એ બધું કરવું પડત. તેમ છતાં એમની બાબત કંઈક આશા મનમાં હતી. લોકો એમને બહુ ભોળા માનતા પણ તેઓ ખૂબ સમજદાર હતા. પોતે જીવનમાં ખૂબ સહન કરેલું હતું, એટલે ગરીબીનું કષ્ટ શું વસ્તુ છે, એ તેઓ બરાબર જાણતા હતા. નેહરુજી જનતાની વચ્ચે જીવનારા કદી ન હતા. સરદાર પટેલે તો જનતાનો સાથ જીતી બારડોલી જેવી સત્યાગ્રહની લડતો લડેલી, છતાં સભાઓ તો નહેરુજીની જ મોટી થતી. નેહરુજી થોડો વખત અલાહાબાદ ને એની આસપાસનાં ગામડાંઓમાં ફરેલા પરંતુ જન સામાન્યના જીવન સાથે એમનો એથી વિશેષ સંપર્ક નહિ.

૧૬ ફેબ્રુઆરી '૭૬

સવારે દસ વાગે જસલોક પહોંચી.

બાપુ ડાયાલિસિસ પર હતા ને અબ્રાહમ એમની પાસે બેઠેલા હતા, હું બહાર જ બેસી ગઈ. કારણ અંદર એક જ વ્યક્તિ રહી શકતી. મને ડાયાલિસિસ શિખવાડી દેવા બાબત ડૉ. મણિ સાથે બાપુ વાત કરી લે તો સારું એમ થતું હતું. એ બાબત એમને યાદ કરાવવા ઇચ્છની હતી, પણ અંદર જાઉં જ શી રીતે ? અબ્રાહમ ચા પીવા ગયા ત્યારે હું અંદર બાપુ પાસે જઈને બેઠી. મને જોતાંવેંત બાપુએ કહ્યું, 'ડૉ. મણિ સાથે તારે વિષે વાત થઈ ગઈ છે. એમણે પણ મંજૂર કર્યું...' બાપુની સ્મરણશક્તિ પર આશ્ચર્ય થયું.

પાંચ વાગે કૌલાબા આવી તો ખબર મળ્યા કે બાપુ હજી જસલોકથી પાછા ફર્યા નથી. ત્યાં જ ખબર આવ્યા કે એમની તબિયત બગડી હોવાથી એમને 'ઇન્ટેન્સીવ કેયર યુનિટ'માં લઈ ગયા છે. આ ખબર સાંભળતાં જ મને લાગ્યું કે આજે નવી કિડનિ પર ડાયાલિસિસનો પ્રયોગ કરવામાં આવ્યો હશે, ને એને જ કારણે આવું થયું હોવું જોઈએ. પાછળથી જાણવા મળ્યું કે તબિયત બગડવાનું કારણ એ જ હતું. ગુલાબે કહ્યું કે પાંચ મિનિટ લગી તો બાપુ બિલકુલ બેહોશ રહેલા. ડૉ. મણિ પણ કંઈક ગભરાઈ ગયેલા. ડાયાલિસિસ અધવચ્ચે જ અટકાવી દેવું પડેલું. આ નવી કિડનિને કારણે વજન એમનું ખૂબ જ ઘટી ગયેલું. જેથી તરત એમને સેલાઈનના બાટલા ચઢાવવા પડેલા. થોડા કલાકો બાદ બાપુ ઠીક થઈ ગયેલા. પણ જાણે તેઓ પહેલાં જેવા તંદુરસ્ત થઈ શકશે, એવી આશા જ જાગતી નથી. આપણે બધાંએ પોતાના મનને આ નવી વાસ્તવતા સ્વીકારવા તૈયાર કરવાં પડશે.

૧૭ માર્ચ '૭૬

આજે બાપુને ડાયાલિસિસ બાદ ખૂબ થાક લાગ્યો હતો. કહેવા લાગ્યા, હવે મારે આ ડાયાલિસિસનો ઉપચાર કરાવવો જ નથી. હું એનાથી ત્રાસી ગયો છું.

સાંજે એમની આગળ રામાયણ વાંચવા બેઠી : રામાયણ સાંભળતાં સાંભળતાં વચ્ચે ખૂબ પ્રેમપૂર્વક કંઈક ને કંઈક બોલ્યા કરતા હતા. કહે, તુલસીના જીવન વિષેનું "માનસકા હંસ" નામનું પુસ્તક મને ખૂબ ગમ્યું. મેં કુસુમ (દેશપાંડે)ને ભેટ પણ આપેલું. કોણ જાણે એણે વાંચ્યું કે પછી પસ્તીમાં નાખી દીધું ! પોતે એ વાંચ્યું કે નહિ એ વિષે એણે મને કદી લખ્યું પણ નહિ. 'રશ્મિરથી' પણ મને બહુ જ ગમે છે. આ વખતે જેલમાં હું ફરીથી વાંચી ગયો. દિનકરજીએ એમાં કર્ણનું ચરિત્ર બહુ ઉદાત્ત આલેખેલું છે. વ્યક્તિ પોતાની પ્રતિભા તથા સાધનાના બળ પર કેટલી ઉન્નત કક્ષાએ પહોંચી શકે છે... કર્ણનું ચરિત્ર એનું એક સુંદર ઉદાહરણ છે. એનું ચરિત્ર ગુરુવાદનું જબરજસ્ત ખંડન કરે છે. કર્ણનું ચરિત્ર મને અત્યંત આકર્ષે છે. કર્ણ

સાથેના પ્રસંગમાં કૃષ્ણે પોતાની પ્રભુતાને કલંકિત કરેલી છે. એ બદલ કૃષ્ણને મારું મન હજી ક્ષમા કરી શક્યું નથી.

૨૩ માર્ચ '૭૬

ગઈ કાલથી બાપુને જસલોકમાં જ રાખી લીધા છે. આજે સવારે પણ એમને પેટનું દર્દ ને ઊલટીની તકલીફ થઈ. સવારનાં તેઓ ખૂબ જ પરેશાન થયા. બપોરે દોઢ વાગ્યા સુધી હું બાપુની પાસે જ રહી, પ્રશાંતે એમને વાંચવા લાયક પુસ્તકો સૂચવેલા એનું લિસ્ટ માગતા હતા. વાર્તા ને કવિતાનાં પુસ્તકોની ખોજ કરી રહ્યા હતા. મેં પૂછ્યું, આજકાલ મનમાં કેવા પ્રકારનું ચિંતન ચાલે છે ? કહે, ચિંતન નહિ, અત્યારે તો આ દેશમાંથી સરમુખત્યારશાહીને શી રીતે ખસેડવી એની ચિંતા છે.' કોઈ પણ દેશનો સરમુખત્યાર પહેલાં તો કોઈ ને કોઈ કારણસર પોતાની જાતને 'હીરો ' બનાવી દે છે. હિટલરનું પણ એવું જ હતું. એણે લશ્કર એવડું જબરજસ્ત ઊભું કરી લીધેલું, કે એના જોરે એને આખી દુનિયા જીતી લેવાની મંશા જાગેલી...બીજા વિશ્વયુદ્ધમાં તારાજ થઈ ગયેલા પોતાના દેશને દુનિયાની એક શક્તિ રૂપે એણે ઊભો કર્યો... એટલે જનતાએ એને માન્ય કર્યો પરંતુ આખરે પોતાની નાનીશી ભૂલને કારણે એય હાર્યો જ...

આપણા દેશમાં પણ એમ બન્યું છે. ઇન્દિરાજીનો સિતારો ત્રણ કારણે ઊંચે આવ્યો. ( ૧ ) એક તો કોંગ્રેસમાંથી બુઢ્ઢાઓનો પગ કાઢી દેશમાં એક નવી આશા જગાવી. ( ૨ ) ૧૯૭૧ ની ચૂંટણીઓમાં ' ગરીબી હટાઓ 'નું સૂત્ર પોકારી લોકોની ભાવના એમણે પોતાના તરફ આકર્ષી ( ૩ ) મોસમ સારી આવવાને કારણે અનાજના ભાવ નીચે આવ્યા...અત્યારે લોકતંત્રને નામે તેઓ જે ઢોંગ રચી બેઠાં છે, એને કારણે આગળ ઉપર ચૂંટણી તો એમણે આપવી જ પડશે. ચૂંટણીને માટે 'કરોક્ટી ' દૂર કરવી પડશે. તે આ બધું જો નહિ કરે તો દેશમાં હિંસા ફાટી નીકળવાની. છૂટી છવાઈ હિંસા થતી રહેશે ત્યાં સુધી તો એ દબાવી દેશે—પણ વ્યાપક હિંસા ફાટી નીકળી તો એમનેય કામ ચલાવવું મુશ્કેલ બની જશે. હિંસાની આ આગમાં ઇન્દિરાજીની સરમુખત્યારી વધુ મજબૂત બનીને બહાર આવશે, કાં એની આગમાં બળીને ભસ્મ થઈ જશે—કશું કહી શકાય નહિ. મને ચિંતા એક જ વાતની છે કે આપણી જનતાને પોતાના અધિકારો છિનવાઈ ગયાનો જરા સરખો અહેસાસ નથી ! એમને એ વાતનું ભાન કરાવવું એ સૌથી મહત્ત્વનું કામ છે આજે.

સાંજે દાદા ધર્માધિકારી ને સંજીવ રેડ્ડી મળવા આવેલા. સંજીવ રેડ્ડી કહેવા લાગ્યા કે વિરોધ પક્ષોના કોઈ સમાચાર છાપાંમાં આવતા જ નથી.

રાતે બાપુ કહેવા લાગ્યા કે ભગવાને મને કેવો લાચાર બનાવી મૂક્યો છે ! જેલમાં હોત તો મારા મનને એટલું તો આશ્વાસન રહેત કે હું જેલમાં છું. પણ આજે તો બહાર છું, ને છતાં તબિયતને કારણે કશું જ કરી શકતો નથી ! આ લાચારી કંઈ જોઈ લેવી છે ! આજે મારી શાંતિ ગીતા સાંભળવાની તો કહું મન દુઃખી દુઃખી થઈ રહ્યું છે !

૨૬ માર્ચ '૭૬

ડાયાલિસિસ કરાવીને આવ્યા તેવા જ બાપુ સૂઈ ગયા. સાંજના આઠ વાગ્યા સુધી ૧૦૦ ડિગ્રી તાવ રહ્યો.

આગલનાં ગીતો સાંભળતાં સાંભળતાં બાપુએ કહ્યું, ' રૂવાંટાંને ઉદ્દેશીને એક કવિતા મનમાં ઘુમરાઈ રહી છે..." ચાલવિહૃ ", પણ એ લખાશે નહિ જાણે... એટલી એકાગ્રતા બાપથી જ છૂટી ગઈ ગયું છે મારે માટે.

૧૨ એપ્રિલ '૭૬

બાપુ કહેવા લાગ્યા, જાનકી, બેટા ! આમ પથારીમાં પડ્યાં પડ્યાં થાકી ગયો છું હવે, ભગવાનને એક જ પ્રાર્થના કરું છું કે હવે બોલાવી લે મને. મારું કામ તો પૂરું થઈ ગયું... તારા કામને હવે તું જ સંભાળી લે.

તાવ આજે ૧૦૨ ડિગ્રી થઈ ગયેલો. ટાઢ પણ ખૂબ લાગતી હતી. શરીરની વેદનાઓને કારણે ખૂબ કણસતા રહ્યા. વારંવાર મુખેથી ઉદ્ગાર સરી પડતો...' હે રામ. '

બાપુની તબિયત જોઈ જોઈને અંતર સળગ્યા કરે છે.

૧૬ એપ્રિલ '૭૬

આજે વાતચીત દરમ્યાન બાપુ કહેવા લાગ્યા, ' મને વિનોબા પર પૂરો ભરોસો છે. એ જે કંઈ કરશે તે સહી જ કરશે. આ દેશમાંથી લોકતંત્રને એ ખતમ નહિ થવા દે. બીજાઓ પાસેથી જે કંઈ સાંભળું છું તે ઉપરથી લાગે છે કે સપ્ટેમ્બર પછી પણ જો આજની સ્થિતિમાં પલટો ન આવ્યો તો તેઓ સત્યાગ્રહ કરશે. એમના સત્યાગ્રહનું સ્વરૂપ ઉપવાસ હશે.'

બાબા પર આજે પણ બાપુને કેટલો બધો ભરોસો છે ? શું આપણે પરસ્પર એકબીજા પર આવો વિશ્વાસ રાખી શકીએ છીએ ? પાછલા દિવસોમાં બાબાનો વ્યવહાર બાપુની બાબતમાં કેવો રહ્યો છે...! એમ છતાં બાપુના મુખે આ શબ્દો સાંભળીએ છીએ, ત્યારે થાય છે કે બાપુના હૃદયની આ મહાનતા !

૦ જાનકી

## અંતરના પરસે ઓળખ્યા હરિ !

જે૦પી૦ના જીવનનું, એમના વિચારોનું અને ભારતના ઇતિહાસને વળાંક આપવાની એમની ઐતિહાસિક ભૂમિકાનું મૂલ્યાંકન તો કોઈ વિચારક કે ઇતિહાસકાર કરશે. મારું એ ગજું નથી. પરંતુ મારા બચપણથી જે૦પી૦ સાથે મારો સંપર્ક થયો તેનાં કેટલાંક સ્મરણો મનમાં ઊઠે છે. એ જ કહું.

જે૦પી૦ વિષે વિચાર કરતાં આજે મારામાં જે નમ્રતા અનુભવું છું તેનો છાંટોયે નાનપણમાં મારામાં નહોતો. સૌ પ્રથમ એમને જોવાનું યાદ આવે છે તે કદાચ સન ૧૯૫૯ માં. જે૦પી૦ વર્ધા જિલ્લામાં ભૂદાનના કોઈ કામસર આવવાના હતા. લોકોમાં જોરદાર ચર્ચા ચાલતી હતી અને કાર્યકર્તાઓમાં ખૂબ ઉત્સાહ હતો. હું તે વખતે આઠ નવ વર્ષનો. આમ તેમ, જરા અકડાઈની સાથે જ, હું આંટા માર્યા કરતો હતો. કંઈક કુતૂહલ હતું તો કંઈક બંદાને પોતાનો રોબ પણ પાડવાની વૃત્તિ ખરી. જે૦પી૦ના સૂવા માટે જે ખાટ લાવ્યા હતા તે જે૦પી૦ને ટૂંકો પડશે એવું કોઈકનું કહેવું હતું, અને તેથી બધા કાર્યકર્તાઓ બીજો ખાટ ક્યાંથી લાવવો એ ચિંતામાં માથાનું દહીં કરવામાં પડ્યા હતા.

મને એ બધું જોઈને હસવું આવ્યું. મનોમન મન ભરી મલકાયો : " મૂરખના સરદાર ! " મેં મનોમન કહ્યું, " અરે આવડા મોટા ખાટ પર તો મારા જેવા ચચ્ચાર છોકરા સૂઈ શકે ! અને આ લોકો અમસ્તા માથે ભાર લઈને ફરે છે કે જે૦પી૦ નામનો કોઈ માણસ આવવાનો છે તેને ખાટલો નાનો પડશે ! આ ઘેલિયાંને ધંધો જ નથી, કાલા ગાઉં ફી ફિકર લઈને ફરે છે ! "

મનમાં આ ઉદ્દંડ હાંસી છતાં એ પ્રસંગને કારણે જે૦પી૦ નામના માણસને જોવાની ઉત્સુકતા મનમાં ખરી : " કહે છે, આટલો મોટો ખાટલો નાનો પડશે, તો એ માણસ છે કેવોક ! ?"

પણ જે૦પી૦ આવ્યા ત્યારે મને ખાસી નિરાશા જ થઈ. માણસ લાંબો હતો ખરો, પણ બીજો ખાસ દમ એનામાં ન લાગ્યો. કપડાં જરા મારા કરતાં વધારે ઊજળાં ખરાં ! બાકી હાલચાલમાં કે વાતચીતમાં એ મને ક્યાંય 'હીરો' ન લાગ્યા. એના કરતાં તો વધારે રસ મને પ્રભાવતીદીદીમાં પડ્યો. એમની પાસે જે૦પી૦ની ખાવાપીવાની વસ્તુઓ હતી; એમણે એમાંથી કેટલાંક ફળ ને બિસ્કૂટ મને પણ ખૂબ પ્રેમપૂર્વક આપ્યાં. " બરાબર છે, માણસે આ પ્રમાણે ઉદાર હોવું જોઈએ " મેં મનોમન કહ્યું, " નહીં તો મારી મા ! એ તો મને આવી વસ્તુઓને આઘેથીય અડવા નથી દેતી ! "

૧૯૬૭માં જે૦પી૦ની પ્રેરણાથી શાંતિ સેના સ્થાપવામાં આવી. તરુણોને ગાંધી અને સર્વોદય વિચાર તરફ વાળી કાર્યકર્તાઓની એક નવી પેઢી સર્વોદય પરિવારમાં દાખલ કરવાનું શ્રેય તરુણ શાંતિ સેનાને ફાળે જશે. હું એ સંગઠન સાથે આરંભથી અંત સુધી સંકળાયેલો હતો. જે૦પી૦માં તરુણો વિષે જે આસ્થાનો ભાવ હતો, એમની જાગતિક શાંતિની દૃષ્ટિ અને ભૂમિકા હતી એ બધું તરુણ શાંતિ સેનામાં હતો ત્યારે ધીરે ધીરે મને દેખાવા લાગ્યું હતું. વળી ત્યાં સુધીમાં જે૦પી૦ વિષે મારું જે બાલિશ મૂલ્યાંકન હતું તે પણ ગાયબ થઈ ચૂક્યું હતું.

જે૦પી૦ના રાષ્ટ્રપ્રેમ પર વારંવાર કાદવ ઉછાળવામાં આવ્યો —ખાસ તો જનસંઘી વર્તુળમાંથી. સંકુચિત રાષ્ટ્રવાદથી આંધળી-ભીંત નજરવાળા આ નવા 'દેશભક્તો'ને જે૦પી૦ની કાશ્મીર અંગેની ભૂમિકા, નાગાલેન્ડમાં શાંતિ-સ્થાપના માટેની એમની પહેલ, અક્સાઈ ચીન અંગેનું એમનું નિવેદન વગેરે સમજાતાં નહોતાં. બને ત્યાં સુધી તો જે૦પી૦ આ બધા આરોપોનો જવાબ શાંતિપૂર્વક આપતા. પણ ક્યારેક આ બધું એમને અસહ્ય થઈ પડતું. ૧૯૬૮માં પઠાણકોટ મુકામે જે૦પી૦નું તરુણ શાંતિ સેના શિબિર સમક્ષ ભાષણ થયું. પ્રશ્નોત્તરીમાં એક બે તરુણોએ જે૦પી૦ની કાશ્મીર અને નાગાલેન્ડની ભૂમિકા અંગે એવા અવિવેકપૂર્વક સવાલો પૂછ્યા અને જીભાજોડી કરવા માંડી કે જે૦પી૦ તપી ગયા : " તમે લોકો એક તો કશું સમજતા નથી અને સંકુચિત રાષ્ટ્રવાદની ભાવનાથી ઉપર ઊઠી શાંત બુદ્ધિથી વિચારવા પ્રયત્ન પણ કરતા નથી. " પહેલીવાર તે દિવસે જે૦પી૦ને મેં નારાજ થતા જોયા. આખો દિવસ જે૦પી૦ના મન પર આ વાતની છાયા રહી. રાતે પઠાણકોટની જાહેર સભામાં ભાષણ દરમ્યાન આ એક વાક્ય કહેતાં સાંભળી અમે હાલી ગયા : " કેટલાક લોકો મને દેશદ્રોહી કહે છે. મને દેશભક્તિ શીખવવા નીકળ્યા છે. જે જયપ્રકાશની દેશભક્તિ અંગે સંદેહ વ્યક્ત કરે છે તે યાદ રાખે—જે દિવસે જયપ્રકાશ દેશદ્રોહી બનશે તે દિવસે દેશ આખો દેશદ્રોહી થઈ જશે. "

ત્યારબાદ જે૦પી૦ને આવું જ બોલતાં મેં બે ત્રણ વાર સાંભળ્યા. મહારાષ્ટ્રમાં, હૈદ્રાબાદમાં અને બીજે કોઈ એક ઠેકાણે. જે૦પી૦ને આમ કહેતા સાંભળવા એ ક્લેશદાયી અનુભવ હતો. આ રીતે આત્મસમર્થન કરવા વારો જે૦પી૦નો આવે એ વાત અમને બહુ શરમજનક લાગતી હતી. પણ કમનસીબે જે૦પી૦ જ્યાં જતાં ત્યાં એમને " દેશદ્રોહી ", " ગદ્દાર " એવાં સૂત્રો યા આક્ષેપોનો સામનો કરવો પડતો.

જે૦પી૦ની લોકપ્રિયતાનો આ સૌથી નબળો કાળ હતો. ખાસ કરીને શહેરી મધ્યમ વર્ગના લોકોના મનમાં એમની પ્રતિમા બહુ આકર્ષક નહોતી રહી. મારા જેવા જેમણે જે૦પી૦ની ૧૯૪૨ની લોકપ્રિયતા નહોતી જોઈ તેમને ઘણી વાર સવાલ થતો કે ખરેખર જે૦પી૦ ક્યારેક જનમાનસમાં 'હીરો' રહ્યા હશે ખરા ? પરંતુ જે૦પી૦ લોકપ્રિયતાની પાછળ પાછળ દોડનારા નેતા નહોતા. સોક્રેટિસની જેમ એમણે અપ્રિય સત્ય કહેવાનું ક્યારેય છોડ્યું નહીં અને એને માટે એમને બહુ લાંબા વખત સુધી સતત ઝેરના ઘૂંટડા ગળવા પડ્યા. આ એમણે ભગવાન શંકરની ગરિમાપૂર્વક પીધું અને કંઠમાં ધારણ કર્યું.

રાષ્ટ્રીય પરિસ્થિતિ ધીરે ધીરે એવી થતી જઈ રહી હતી કે જે૦પી૦ માટે રાજનીતિથી અળગા–વિમુખ રહેવું અસંભવ જેવું બનતું જતું હતું. સર્વોદય આંદોલન એક હદ સુધી આવી અટકીને ઊભું રહી ગયું હતું. જે૦પી૦ના મનમાં એક ઊંડી હાલચાલ ચાલી રહી હતી. એ કેટલીક મૂળભૂત બાબતો પર પુનર્વિચાર કરવા લાગ્યા હતા. એમની નજર તે જ વખતથી તરુણો પર લાગી હતી. ૧૯૭૩ માં કુરુક્ષેત્રના સર્વોદય સંમેલન પ્રસંગે મેં શાંતિ

સેના પર એક ભાષણ આપ્યું હતું. એ પાછળથી એમણે ક્યાંક વાંચ્યું. ખૂબ પ્રસન્ન થયા. પ્રભાવતીદીદીના અવસાનને હજી ઝાઝા દિવસ વીત્યા નહોતા. છતાં એવી મનઃસ્થિતિમાં પણ એમણે પોતાને હાથે પત્ર લખી મને અભિનંદન આપ્યા. ત્યાર બાદ 'એવરીમેન્સ' સાપ્તાહિક શરૂ કર્યું ત્યારે મને એક કાગળ લખી એ જ ભાષણની યાદ દેવડાવી મને સૂચવ્યું કે મારે તરુણોના માનસ અને આંદોલન અંગે લખવું. આમ એ વખતે એ તરુણોને ચકાસી રહ્યા હતા.

૧૯૭૩ની એક સાંજ મને યાદ આવે છે. તે વખતે પવનાર આશ્રમમાં સર્વ સેવા સંઘની એક સંગીતિ ચાલતી હતી. તે સાંજે તરુણ શાંતિ સેના સાથે સંબંધિત અમને—દસ બાર તરુણોને પોતાના ઓરડામાં બોલાવ્યા અને "Youth for Democracy"—લોકતંત્રની સુરક્ષા માટે યુવાનોને હાકલ કરવાનું પોતાનું મન અમારી સામે વ્યક્ત કર્યું. બહાર ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. રાજનીતિથી સંત્રસ્ત જે૦પી૦ રાજનીતિ પર અંકુશ લાવવા માટે નવી શક્તિની ખોજમાં પોતાની જૂની "તરુણ હૃદય સમ્રાટ"ની ભૂમિકામાં પુનર્જન્મ લઈ રહ્યા હતા. એમના જીવનનો એ સ્વર્ણિમ્ કાલખંડ ફરી આરંભ પામી રહ્યો હતો.

એ પછીનો ઇતિહાસ સૌ જાણે છે. "લોકતંત્રની સુરક્ષા માટે યુવાશક્તિ". પછી ગુજરાત આંદોલન અને પછી બિહાર આંદોલન. અમારા જે૦પી૦ વધતા ગયા, વધતા ગયા અને રાષ્ટ્ર-જીવન પર છવાતા ગયા. જે૦પી૦ની સભામાં લાખો લોક આવવા મંડ્યા. ત્યારે એમની ૧૯૪૨ વાળી લોકપ્રિયતાની અમને પ્રતીતિ થવા માંડી. દુર્ભાગ્યે આ જ ગાળામાં તરુણ શાંતિ સેનાના વિસર્જનના પ્રશ્ન પર અમારે જે૦પી૦ સાથે ટકરાવું પડ્યું. જે૦પી૦ની અવગણના કરવી પડી—જેને જે૦પી૦એ પિતૃ તુલ્ય સ્મિત સાથે સહી લીધી.

નવેમ્બર ૧૯૭૫ માં મરણાસન્ન જે૦પી૦ ચંડીગઢથી છૂટી જસ-લોક હોસ્પિટલમાં ગયા. ખૂબ મથામણ બાદ એમની હાલત સુધરવા લાગી. એ દિવસોમાં હું એમને જસલોકમાં મળ્યો હતો. એમણે ખૂબ ઉત્સુકતાપૂર્વક બહારની સ્થિતિ, જનમાનસ અને ખાસ તો તરુણો-ની મનઃસ્થિતિ વિષે પૂછપરછ કરી. એમના અનેક સવાલોના જવાબ આપ્યા બાદ મેં જે૦પી૦ને પૂછ્યું, "પી.જી.આઈ.માં તમે અન્ન ત્યાગ કર્યો છે એવા સમાચાર બી.બી.સી. રેડિયો પરથી સાંભળ્યા હતા. અમે તો એ સાંભળી ખૂબ ગભરાયા હતા. તો ખરી વાત શું હતી?' મારા આ સવાલનો જે૦પી૦એ જે જવાબ આપ્યો તે એમના સ્વભાવના એક પાયાનો ખૂબ ઊંડો પરિચય આપે છે.

એમણે કહ્યું, "હા, બહાર ઇંદિરાજી મારા તથા આંદોલન વિષે વારંવાર જૂઠાં નિવેદનો કરતાં હતાં તેથી એક વાર ઉદ્વિગ્ન થઈને મેં અનશન કરવાનો નિર્ણય લીધો હતો. પરંતુ ચંડીગઢના ડૉક્ટરો ગભરાયા. અખબાર અને રેડિયો તો મારી પાસે નહોતાં. [illegible] ઇંદિરાજીનાં નિવેદનોની [illegible] એમને જ મને આપી હશે એવો શક સરકારને આવે અને એમને નોકરી-માંથી કાઢી મૂકે એવો ડર એમને હતો. એક બચરવાળ ગૃહસ્થ પર મારે લીધે આવી આફત ન આવે એટલા સારુ થઈને મેં અનશનનો વિચાર છોડી દીધો." ક્રાંતિકારી, રાષ્ટ્રનેતા, સત્યાગ્રહી આ બધાં સ્વરૂપોની અંદર આ વ્યક્તિ એક 'માનવી' હતા, નર્યો આદમી! આ કહેતી વખતે જે૦પી૦ની આંખોમાં એક એવું સહૃદય સમાધાન ચમકી રહ્યું હતું કે "કમિશનરનો આ ડર સાચો હતો કે પછી તમારા દયાળુ હૃદયનો લાભ લઈ તમારા અનશનને ટાળવાની સરકારી તરકીબ હતી?" એવો સંદેહપૂર્ણ સવાલ કરવાની ક્રૂરતા હું દાખવી શક્યો નહીં.

સમાજ-પરિવર્તનના વિચારો અને આંદોલનોથી ડૉક્ટરો અને દાક્તરી શાખાના વિદ્યાર્થીઓ હમેશાં અળગા રહી જતા. આ વાત મને હમેશા ખટકતી. એટલે એ લોકોમાં સામાજિક જવાબદારીની ભાવના નિર્માણ કરવાના ખ્યાલથી ૧૯૭૩ માં અમે કેટલાક મિત્રો-એ 'મેડિકો ફ્રેન્ડ સર્કલ' (MFC) નામનું એક સંગઠન ઊભું કર્યું. એને જે૦પી૦ના આશીર્વાદ મળ્યા હતા—"સંપૂર્ણ ક્રાંતિ-માં, સ્વાસ્થ્ય-વ્યવસ્થામાં પરિવર્તન થવું બહુ જરૂરી છે. તમે લોકો એનું એક ચિત્ર ઊભું કરવા મથી રહ્યા છો તે ખુશીની વાત છે."

આ જ એમ૦એફ૦સી૦ તરફથી ડૉ. અશ્વિન પટેલે એક માસિક કાઢવાનું શરૂ કર્યું હતું. ૧૯૭૬ ની વાત છે. બરાબર એ જ અરસામાં જે૦પી૦ને મુંબઈથી પટણા લઈ જઈ ત્યાં જ ઘરમાં ડાયાલિસિસ કરવાની તૈયારી કરાવા માંડી હતી. ઘેરે ડાયાલિસિસ કરવું હોય તો એ માટે ઘર પર હમેશા રહે એવા એક ડૉક્ટરની જરૂરત હતી. અને એ એવો ડૉક્ટર હોવો જોઈએ કે જેના પર પૂરો ભરોસો મૂકી શકાય. કારણ, ચંડીગઢમાં જે૦પી૦ની કિડની ખરાબ થયા પછી ડૉક્ટરનું ચારિત્ર્ય શંકાથી પર રહ્યું નહોતું. જે૦પી૦ની નજીકના લોકોને અચાનક એમ૦-એફ૦સી૦ સાંભરી આવ્યું. અશ્વિનને સંદેશો ગયો—જે૦પી૦ના ડાયાલિસિસની જવાબદારી સ્વીકારીશ? અશ્વિન વિમાસણમાં પડ્યો. એમ૦એફ૦સી૦ બુલેટિનની જવાબદારી હજી હમણાં જ તાજી જ ઉપાડેલી. એને એકદમ શી રીતે પડતું કરાય? પણ બીજી બાજુ જયપ્રકાશજીની જરૂરત! અશ્વિન માટે એ દિવસ ભારે દ્વન્દ્વના ગયા. છેવટે અમે બધાએ ઠરાવ્યું કે જે૦પી૦ માટે થઈને બુલેટિન બંધ કરવું પડે તો કરવું. અશ્વિન મુંબઈ જસલોકમાં પહોંચ્યો. પણ જે૦પી૦એ પોતે જ એને ના પાડી: "એક ફીલ્ડ-વર્કર—કાર્યક્ષેત્રમાં લાગેલો કાર્યકર્તા પોતાનું કામ છોડી મારી સાથે બંધાયેલો રહે એ મારે નથી જોઈતું" જે૦પી૦ની આ નિઃસ્વાર્થ વૃત્તિ જોઈને એમના પ્રત્યે અશ્વિન અને આખા એમ૦-એફ૦સી૦નો આદર [illegible] ગણો વધી ગયો.

જે૦પી૦ સાથેની મારી આખરી મુલાકાત મારી ડૉક્ટરીને કારણે જ થઈ શકી. મેં ૧૯૭૯મા એમના મૃત્યુની ખબર લોક-સભામાં અપાયા ત્યાં જે૦પી૦ જીવી ગયા હતા. મુંબઈના

એક્સપ્રેસ ટાવરમાં રહીને ઉપચાર ચાલતા હતા. હું અને અશ્વિન એમ૦એફ૦સીના કામે મુંબઈ ગયા હતા. સહજ જ જે૦પી૦ને જોવા. મળવાનો તો સવાલ જ નહોતો. એક્સપ્રેસ ટાવર પહોંચ્યા. અંદર ગયા ત્યારે ખબર પડી કે જોવાની પણ સખત મનાઈ છે. અમે પાછા જ ફરતા હતા કે જે૦પી૦ની માનસપુત્રી જાનકી દોડતી આવી: "તમે લોકો તરત જ અંદર આવો, જે૦પી૦ને શ્વાસ લેવામાં ખૂબ કષ્ટ થઈ રહ્યું છે." અમે દોડતાક જે૦પી૦ના બિછાના પાસે પહોંચ્યા. જે૦પી૦ ખૂબ બેચેન હતા. પૂછ્યું તો કહે, "છાતીમાં ભાર હોય તેવું લાગે છે અને શ્વાસ લેવામાં તકલીફ પડે છે." શરીર સાવ હાડકાંનો માળો. ચામડી ચીમળાયેલી અને કરચલી ભરેલી. જનાગ્રણી ભીષ્મ પિતામહ શરશય્યા પર પડ્યા પડ્યા પોતાની ઇચ્છાશક્તિને બળે મૃત્યુને રોકી વેદનાનો બોજ ભોગવી રહ્યા હતા. મેં એમના હૃદય પર સ્ટેથોસ્કોપ મૂક્યું. નાનાવિધ અનેક ચિત્રવિચિત્ર અવાજ! હૃદય અનેક ઠેકાણેથી જાણે છેદાઈ ન રહ્યું હોય! પોતે જ જેને પાળી મોટા કર્યા હતા એવા પોતાના જ અર્જુનો ને શિખંડીઓના મારેલા તીરોના આ ઘા હતા. મોતના ઘોડાના ડાબલાના ડબાક ડબાક જેવા અવાજ સંભળાતા હતા. એક્યૂટ લેફ્ટ વેન્ટ્રીક્યુલર ફેઈલ્યોર—

જે૦પી૦નું હૃદય અટકવા માંડ્યું હતું. છાતીમાં ભરાયેલા પાણીની પરપોટીઓ વચ્ચે થઈને શ્વાસ લેવાની એ કોશિશ કરી રહ્યા હતા, અને આ અસ્વસ્થતા છતાં ખૂબ જ નિર્દોષ આંખોથી મારી સામે મીટ માંડી જોઈ રહ્યા હતા. નજરમાં ઓળખાણ જણાયે નહોતી. એ જોઈને જાનકી કહે, "અભય છે, ઓળખ્યો નહીં?"

જે૦પી૦ની આંખોમાં ઓળખાણ ઊભરી કે નહીં તે જોઈ ન શક્યો. કારણ, અચાનક ઉભરાઈ આવેલા અશ્રુજળે મારી પોતાની દૃષ્ટિ જ ધૂંધળી થઈ ગઈ હતી!

૦ ડૉ. અભય બંગ

## અંતિમ અધ્યાય

૧૯૭૭માં હું જેલમાંથી છૂટ્યો. જયપ્રકાશજી તે વખતે શારીરિક રીતે ઠીક ઠીક અશક્ત બની ગયા હતા. અઠવાડિયામાં ત્રણ દિવસ ડાયાલિસિસ કરવાનું હોવાથી એ બહાર નીકળી શકતા નહોતા તેથી એમણે કેટલીય વાર ઇચ્છા પ્રકટ કરી હતી કે અમારામાંથી કોઈ જઈને એમની પાસે રહે. એમ કરવાથી એમને મદદ થશે. એમની એ ઇચ્છાનો ખ્યાલ કરીને જ મેં માર્ચ ૧૯૭૮ના કોઈ એક દિવસે એમની સાથે રહેવા ઠરાવ્યું અને સર્વ સેવા સંઘની અધ્યક્ષતાથી મુક્ત થઈ પટણા રહેવા ગયો.

સવારે સાંજે અને ક્યારેક રાતે ભોજન બાદ મળી હું કુલ ત્રણ-ચાર-પાંચ કલાક જે૦પી૦ની સાથે ગાળતો. દુનિયાના જાણીતા-માનીતા લોકોથી માંડીને ઠેઠ અદના આદમી સુધીના મળવા આવનારા લોકોનો તાંતો સતત જે૦પી૦ પાસે લાગેલો રહેતો. મળવા આવનારાઓમાંથી મોટા ભાગના તો પોતાના રાજકીય યા સાર્વજનિક કામમાં અને કેટલાક વ્યક્તિગત જીવનમાં જે૦પી૦ પાસે મદદ મેળવવાના ખ્યાલથી આવતા. શારીરિક રીતે જે૦પી૦ બીમાર અને લાચાર હતા, જ્યાં એ પોતાથી બનતું બધું કરતા જ રહેતા. મારું કામ જે૦પી૦ પાસે બેસી રહેવાનું, ચર્ચાઓ સાંભળવાનું અને જે૦પી૦ ચીંધે તે કામ કરી દેવાનું રહેતું.

લોકમાનસમાં જે૦પી૦ની છબી એક રક્ષણહાર તરીકે અંકિત થઈ ગઈ હતી તેની સાબિતી ત્યાં રોજેરોજ બરાબર મળતી હતી. ખરો કે ખોટો, જેને લાગતું એને અન્યાય થયો છે તે પોતાની ફરિયાદ લઈને જે૦પી૦ પાસે પહોંચતું. એકવાર આનંદમાર્ગીઓનું એક આંતરરાષ્ટ્રીય દળ જે૦પી૦ના દરવાજે ધરણાં કરીને બેઠું હતું. એમની માગણી એ હતી કે એમના આધ્યાત્મિક નેતા પી૦સી૦ સરકાર જેલમાં હતા. તેમની સાથે આ લોકોની સામૂહિક મુલાકાત જે૦પી૦ ગોઠવી આપે. વળી એક દિવસ ત્યાં દાઉદી વહોરા સમાજનાં સેંકડો સ્ત્રી-પુરુષ અને બાળબચ્ચાંઓ જે૦પી૦ને ઘેર પહોંચ્યા. એમની માગણી એ હતી કે એમના સમાજના સુધારાવાદીઓની પ્રવૃત્તિથી એમના રિવાજ ઉપર ખતરો પેદા થયો હતો તેનાથી જે૦પી૦ એમને બચાવે. તો વળી એક દિવસ ગામડાનો એક ખેડૂત આવીને બેઠો; કોઈએ એની જમીનનો દસ્તાવેજ એની પાસેથી પડાવી લીધો હતો. એની માગણી હતી કે જે૦પી૦ એને એનો દસ્તાવેજ પાછો અપાવે. એક દિવસ પટણાની હાઈસ્કૂલોનાં નાનાં નાનાં છોકરા-છોકરી સૂત્રો ઉચ્ચારતાં જે૦પી૦ના નિવાસસ્થાને પહોંચ્યાં. એમની ફરિયાદ એ હતી કે સરકારે એમની ફી તો માફ કરી હતી પણ બસ ભાડું વધારી દીધું હતું, એટલે એક હાથ આપેલી રાહત બીજે હાથે છીનવી લીધી હતી; જે૦પી૦ એ અન્યાય દૂર કરાવે. ત્યાં આવનાર બધાની વાત જે૦પી૦ ધીરજથી સાંભળતા, અને બનતું કરતા. કેટલાક તો જાણતા કે આમાં જે૦પી૦ કશું કરી શકે તેમ નથી છતાં એમની આગળ પોતાનું દુઃખ રોઈ મન હળવું કરવા જ આવતા.

કેવળ દર્શન કરવા માટે પણ ઠેકઠેકાણેથી અને દેશ-વિદેશથી સેંકડો લોકો આવતા રહેતા. સાંજના એક કલાક તો ગમે તે આવે તેને માટે ખુલ્લો રાખવામાં આવ્યો હતો. ક્યારેક તો આ રીતે સેંકડોની સંખ્યામાં લોકો આવી ચડતા, તેવે વખતે આવા લોકો નીચે ચરખા સમિતિના કંપાઉંડમાં ઊભા રહેતાં અને જે૦પી૦ ઉપર બારીમાં ઊભા રહીને એમનાં અભિવાદન સ્વીકારતા. વિદેશોથી આવનાર રાજનૈતિક નેતાઓ, રાજદૂતો અને વિશિષ્ટ વ્યક્તિઓમાંથી મોટા ભાગના જે૦પી૦ને મળી એમના પ્રત્યેની પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવા માટે જ ખાસ પટણા આવતા.

અને રાજકારણી નેતાઓનું તો કહેવું જ શું? હા, જે 'મેળવી ચૂક્યા હતા' તે લોકો જે૦પી૦ પાસે જવાનું ટાળતા કારણ કે એમને તો મળવાનું હતું તે મળી ચૂક્યું હતું, હવે

વધારે મળવાની આશા નહોતી. પરંતુ બાકીનામાંથી શાસક પક્ષના તેમ જ વિરોધ પક્ષના લોકો પોતપોતાનાં દુઃખડાં-ફરિયાદ રોવા સતત આવતા રહેતા. જે૦પી૦ના મનમાં ક્યારેય ભ્રમ નહોતો કે દેશના પાયાના પ્રશ્નો સત્તા દ્વારા ઉકેલી શકાશે. એટલે એમણે જનતા પાર્ટીની સરકારની રચનાને પહેલે દિવસે જ—તા. ૨૪ માર્ચ ૧૯૭૭ના રોજ લોકોને ચેતવ્યા હતા કે કેવળ સત્તા-પરિવર્તનથી જ બધી સમસ્યાઓનો ઉકેલ થઈ જશે એવા ભ્રમમાં રખે રહેતા. એમણે લોકોને હાકલ કરી કે ઠેકઠેકાણે લોકસમિતિઓની રચના કરે અને પોતાની સંગઠિત શક્તિ દ્વારા સરકાર પર અંકુશ રાખવાની તૈયારી કરે. લોકસમિતિની વાત પર ભાર મૂકવાનું બીજું કારણ પણ હતું, જે૦પી૦ માનતા હતા કે જનતા પોતાના અભિક્રમ અને પોતાની શક્તિથી પોતાની સમસ્યાઓનો યથાસંભવ ઉકેલ નથી લાવી શકતી તો એને વાતે વાતે સરકારનું મોઢું તાકતાં રહેવું પડશે. આમાં સરકારની શક્તિ ઉત્તરોત્તર વધતી જશે, પરિણામે દેશમાં લોકતંત્ર ટકી નહીં શકે. વળી, જનતાના સ્વૈચ્છિક અને સક્રિય સહકાર વિના દેશનું નિર્માણ અને વિકાસ પણ સંભવ નથી.

દુર્ભાગ્યે, જેનો ડર હતો તે જ થયું. જનતા પાર્ટીના નેતાઓ સમજ અને હૈયા-ઉકલતપૂર્વક કામ કરી શક્યા હોત, જે ક્રાંતિકારી પરિસ્થિતિ ઊભી થઈ હતી તેનો લાભ ઉઠાવી શક્યા હોત તો કદાચ રાજ્યશક્તિ અને લોકશક્તિના યોગથી દેશને એક નવી દિશા મળી શકી હોત. પણ તેમ ન થયું, અને ફરી એકવાર દેશમાં નિરાશાનું વાતાવરણ જામતું ગયું. શરૂઆતમાં તો ફરિયાદ કરનારાઓને જે૦પી૦ કહેતા કે નવી સરકારને ઓછામાં ઓછો એક વર્ષનો સમય તો આપવો જોઈએ. એ અવધિ પણ પૂરી થઈ. એ વખતે જે૦પી૦ સાજાસમા હોત તો એ દેશભરમાં ફરીને જનશક્તિ સંગઠિત કરત. પણ એમને અઠવાડિયામાં ત્રણવાર ડાયાલિસિસ મશીન સાથે પાંચ પાંચ—છ છ કલાક બંધાઈ રહેવું પડતું હતું. શરીરમાંનું તમામ લોહી એક નળીમાંથી બહાર નીકળી, મશીનમાં સાફ થઈ બીજી નળી મારફતે ફરી શરીરમાં પ્રવેશતું. મનુષ્યના શરીરમાં મૂત્રપિંડનું જે કામ છે તે કામ મૂત્રપિંડ બગડી ગયાં હોવાથી મશીન પાસે લેવું પડતું. એટલે પ્રવાસ તો જે૦પી૦ માટે લગભગ અશક્ય બની ગયો હતો. આ વાતનું એમને દુઃખ હતું અને ક્યારેક ક્યારેક એ વ્યક્ત પણ કરતા. એક દિવસ વિદ્યાર્થીઓ અને યુવાનો સમક્ષ બોલતાં જે૦પી૦એ કહ્યું. "હું મોટી મોટી સભાઓમાં જતો ત્યારે લોકોના ચહેરા જોતાં મને લાગતું કે એ લોકો મને કંઈક કહે છે અને હું એમને વળતું કહું છું. પણ દુર્ભાગ્યવશ હવે એ પ્રક્રિયા બંધ થઈ ગઈ છે. આજે હું કંઈ પણ કહેતાં કે પ્રગટ કરતાં અચકાઉં છું. કારણ, હું જાતે તો કંઈ કરી શકતો નથી. હા, લોકો આવીને મારી સલાહ લઈ શકે, પરંતુ તેમાં પણ હવે 'ચરખી હલાવવાળા' તો આવતા નથી, અને બીજી [illegible] આવે છે તે, તે [illegible] અલગ !"

પરંતુ જે૦પી૦ને દેશની સામાન્ય જનતા પર ભારે ભરોસો હતો. બીજા એક પ્રસંગે નવજવાનોને સંબોધન કરતાં એમણે યાદ દેવડાવ્યું કે આમજનતાને લીધે જ એક વાર વિદેશી ગુલામીમાંથી અને બીજી વાર સરમુખત્યારીની ગુલામીમાંથી દેશ મુક્ત થઈ શક્યો હતો: "આપણા દેશની વસ્તી ઘણી વધારે છે. એક રીતે જુઓ તો આપણા પગની બેડી જેવી લાગે, પણ બીજી રીતે જુઓ તો એ આપણી એક બહુ મોટી શક્તિ પણ થઈ શકે તેમ છે—હા, જો લોકો પોતાનું કર્તવ્યપાલન કરે તો." જયપ્રકાશજીએ બહુ જ ભાવપૂર્વક બંકિમચંદ્રની પંક્તિ સંભળાવી—'કે બોલે માં, તુમિ અબલે !'

જયપ્રકાશજી ક્રાંત-દ્રષ્ટા હતા. એમની નજર પાસેની નિરાશાને ભેદતી દૂર ક્ષિતિજ પર ખોડાયેલી રહેતી. ઉપરચોટિયું જોનારને લાગતું કે જે૦પી૦ એક પછી એક એકબીજાથી ભિન્ન દેખાતી પ્રવૃત્તિઓમાં પડતા જાય છે. ક્યારેક કાશ્મીરનો સવાલ લીધો તો ક્યારેક નાગાલૅન્ડનો, ક્યારેક તિબેટનો તો ક્યારેક બાંગ્લાદેશનો; પણ ખરું પુછાવો તો આ બધી જુદી જુદી લાગતી પ્રવૃત્તિઓ પાછળ જે૦પી૦ના દિલમાં એક જ ભાવના કામ કરતી હતી—દુઃખી પીડિતોનાં દુઃખો ન જોઈ શકનાર, ન વેઠી શકનાર સંવેદનશીલ આત્માની વ્યાકુળતા ! ૧૯૭૫ના કારાવાસ દરમ્યાન એમણે લખેલી પોતાની જેલ-ડાયરીમાં જે૦પી૦એ પોતે લખ્યું છે કે "હાઈસ્કૂલના દિવસોથી જ ક્રાંતિના કીડાએ મને દંશ દીધો હતો. પણ એ વખતે ક્રાંતિનો અર્થ હતો દેશની આઝાદી. ગાંધીજીએ જ્યારે હાકલ કરી ત્યારે એ જ કીડાના ડંખની બેચેનીએ મારી પાસે સ્કૂલ છોડાવી !...એ જ ડંખનો માર્યો હું માર્ક્સવાદ ભણી વળ્યો, અને એનો જ માર્યો હું રાષ્ટ્રીય આઝાદીના આંદોલનમાંથી થઈ લોકતાંત્રિક સમાજવાદ તરફ અને ત્યાર બાદ વિનોબાજીની અહિંસક ક્રાંતિ તરફ વળ્યો."

બીમારીની અવસ્થામાં પણ જે૦પી૦ સંપૂર્ણ ક્રાંતિનો વિચાર સમજાવતાં કંટાળતા નહોતા. એક દિવસ કહે, "સંપૂર્ણ ક્રાંતિ એટલે જીવનના દરેક ક્ષેત્રમાં ક્રાંતિ. સંપૂર્ણનો એ અર્થ નથી કે આપણે આખરી મુકામે પહોંચી ગયા છીએ અથવા હવે પહોંચવામાં છીએ. એનો અર્થ ક્રાંતિ પૂરી થઈ જશે એવો પણ નથી, હું સર્વાંગીણના અર્થમાં સંપૂર્ણ શબ્દ વાપરું છું. ક્રાંતિ અમુક વખતે સંપૂર્ણ થઈ ગઈ એમ ન કહી શકાય કારણ કે જીવન તો નિરંતર વિકાસશીલ છે. એમાં નવા નવા સવાલો પેદા થતા જવાના. એટલે એ રીતે જોતાં ક્રાંતિ ક્યારેય સંપૂર્ણ થતી નથી. ક્રાંતિ તો સતત ચાલનારી પ્રક્રિયા—Continuing revolution છે. જીવનના દરેક ક્ષેત્રમાં ક્રાંતિ આવવી જોઈએ, એટલે કે વ્યક્તિ અને સમાજ બન્નેને નવી દિશા આપવાની છે. નવી દિશા એટલે પ્રગતિ તરફ લઈ જનારી દિશા. એટલે સંભાવના હોય ત્યાં સુધી સતત સંપૂર્ણતાની દિશામાં વધતા જ જવું, વધતા જ જવું !"

સંપૂર્ણ ક્રાંતિ અંગે જે૦પી૦એ બે વાત વારંવાર ઘૂંટી છે: એક તો એ કે સંપૂર્ણ ક્રાંતિ હિંસા મારફતે લાવી ન શકાય,

બીજી વાત એ કે એ સત્તા અને કાયદા દ્વારા પણ નહીં આવે. વ્યક્તિગત અને સામાજિક જીવનમાં આમૂલ પરિવર્તન લાવવું હોય તો તે લોકોના પોતાના અભિક્રમ અને પ્રયત્નથી જ લાવી શકાય. આ બધી બાબતો ધ્યાનમાં રહે તો સંપૂર્ણ ક્રાંતિ સમજવી એ અઘરું કામ નથી. એ કોઈ રહસ્યમય વસ્તુ નથી.

લોકતંત્રને ટકાવવું હોય તો સામાજિક ક્રાંતિ અહિંસક જ હોવી જોઈએ. ગાંધીજીએ ક્રાંતિને અહિંસક રાખવા અંગે એટલે સુધી કહી દીધું હતું કે "હિંસાથી સ્વરાજ્ય પણ મળતું હોય તો મને એ ખપતું નથી." જે૦પી૦એ પણ પોતાની જેલ-ડાયરીમાં સ્પષ્ટ લખ્યું છે— હિંસા અને અવ્યવસ્થાનો લોકતંત્ર સાથે કશો મેળ નથી.

સત્તા દ્વારા ક્રાંતિ સંભવ નથી. આ મુદ્દે જે૦પી૦ અને ગાંધી એકમત છે. ૧૯૪૭માં ગાંધીના પ્રયત્નોથી વિદેશી શાસન ખતમ થયું અને સત્તામાં પરિવર્તન આવ્યું. ૧૯૭૭માં જે૦પી૦ના પ્રયત્નોથી જનતા સરમુખત્યારશાહીની ચુંગાલમાંથી છૂટી. ૧૯૪૭ અને ૧૯૭૭ના સત્તાપરિવર્તન પ્રસંગે ગાંધી અને જે૦પી૦ની પ્રતિક્રિયા એકસરખી હતી. બન્નેએ પોતપોતાને પ્રસંગે ચેતવણી ઉચ્ચારી હતી કે કેવળ સત્તા પરિવર્તનથી ક્રાંતિ પૂરી નથી થતી. સ્વરાજ્ય મળવાની સાથે જ ગાંધીજીએ કોંગ્રેસને ક્રાંતિકારી સલાહ આપી કે એ પોતાનું રાજનૈતિક સ્વરૂપ સમાપ્ત કરી લોકસેવક સંઘના રૂપમાં કામ કરે, અને મતદાતાનાં વ્યાપક શિક્ષણ અને સેવા દ્વારા એમની શક્તિ વધારવાના કામને જ પોતાનું મુખ્ય કામ ગણી ચાલે. જે૦પી૦એ પણ માર્ચ ૧૯૭૭માં સત્તાપરિવર્તન પ્રસંગે લોકસમિતિના માધ્યમથી જનતાની શક્તિ સંગઠિત કરવા પર ભાર દીધો એ આપણે જાણીએ છીએ. જે૦પી૦એ પોતાની જેલ-ડાયરીમાં આ પ્રશ્નની વિશદ છણાવટ કરી છે. આના મહત્ત્વની દૃષ્ટિએ એ વાત જે૦પી૦ના પોતાના શબ્દોમાં જ કહેવી વધારે ઠીક થશે: "આજની વ્યવસ્થામાં લોકતાંત્રિક પ્રક્રિયા દ્વારા બુનિયાદી પરિવર્તન સંભવ છે ખરું? વિરોધ પક્ષ (ચૂંટણીમાં) જીતી પણ જાય તો તેથી શું ચિત્ર બદલાઈ જવાનું છે? મને ડર છે કે નહીં બદલાય. કાયદાઓ ઘડાય અને એમનો અમલ પણ થાય, પૈસો પણ ખરચાય— તો પણ આજનું માળખું, વ્યવસ્થા અથવા સમાજની સ્થિતિ બદલાઈ જવાની થોડી જ છે? મને લાગે છે કે નહીં બદલાય. આ બધું સિદ્ધ કરવા માટે તો વ્યાપક જનજાગૃતિ અને વ્યાપક જનસંઘર્ષની જરૂરત પડશે."

આગળ જતાં જે૦પી૦ કહે છે, "પણ પ્રશ્ન આથી પણ મોટો છે. તે એ છે કે સમાજ વ્યવસ્થામાં પરિવર્તન એટલે કે જેને મેં સંપૂર્ણ ક્રાંતિ—સમાજના દરેક પાસામાં અને દરેક ક્ષેત્રમાં ક્રાંતિનું નામ આપ્યું છે તે શી રીતે થવાની છે? સાથે એ પણ ઉમેરીએ કે આપણે સંપૂર્ણ ક્રાંતિ શાંતિમય ઉપાયોથી અને સમાજના લોકતાંત્રિક માળખાને ધક્કો પહોંચાડ્યા વિના કરવાની છે ત્યારે પ્રશ્નનો સવાલ ઓર પણ જટિલ બની જાય છે. મોટામાં મોટો બંધારણવાદી અને કાયદાની શક્તિમાં શ્રદ્ધા ધરાવનારો પણ કબૂલ કરશે કે લોકતાંત્રિક પ્રક્રિયા કેવળ ચૂંટણી, કાયદો, નિયોજન અને પ્રશાસનિક અમલ પૂરતી જ મર્યાદિત રહેવાની હશે તો આ બધું કામ અત્યારે સાધી શકાશે નહીં. એની સાથે સાથે જનતા દ્વારા સીધી કાર્યવાહી થાય તે પણ જરૂરી છે. આ સીધી કાર્યવાહીમાં બીજી બધી વાતોની સાથે સવિનય કાનૂન ભંગ, શાંતિપૂર્ણ પ્રતિરોધ, અને અસહકાર—ટૂંકમાં આપણે જેને સત્યાગ્રહ કહીએ છીએ તે પણ જરૂર સમાવવો જોઈએ. આ જાતના સત્યાગ્રહમાં એક અલિખિત આશય એ પણ છે કે સત્યાગ્રહ કરનાર વ્યક્તિમાં પરિવર્તન થવું જરૂરી છે. સમાજને બદલવા માગે છે તેણે કોઈ પણ કાર્યવાહી શરૂ કરતાં પહેલાં ખુદને બદલવો જોઈશે."

સંપૂર્ણ ક્રાંતિના સ્વરૂપ અને એની પ્રક્રિયા વિષે આથી વધારે સ્પષ્ટ બીજું શું હોઈ શકે? લોકજાગૃતિ, લોકસંગઠન, રચનાત્મક કામ એટલે કે લોકો પોતાના સવાલો યથાસંભવ પોતાની શક્તિથી જ ઉકેલે અને એ રીતનો પ્રયત્ન કરવા જતાં તથા ઉપરોક્ત બધાં કામો કરવા જતાં આડે કોઈ રુકાવટ ખડી થાય તો તેને દૂર કરવા સંઘર્ષ. ક્રાંતિના આ ચારે આયામોને જે૦પી૦એ વારંવાર સ્પષ્ટ કર્યા છે.

ઘણી વાર એવો એક ભ્રમ ઊભો થાય છે કે સંપૂર્ણ ક્રાંતિ અને સર્વોદય એ જુદી જુદી ચીજ છે. જે૦પી૦એ ૪ જાન્યુઆરી ૧૯૭૮ના રોજ રાજસ્થાન માટે આપેલ એક સંદેશામાં એમનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ થાય છે. એમણે કહ્યું હતું, "મારી સમજ પ્રમાણે સંપૂર્ણ ક્રાંતિ અને સર્વોદય બન્ને, લક્ષ્યને લાગે વળગે છે ત્યાં સુધી એક જ છે, પદ્ધતિમાં બનતાં સુધી થોડો ફરક છે, અને તે પણ ભાર દેવાનો. ક્રાંતિ શબ્દથી બુનિયાદી પરિવર્તનનો બોધ થાય છે. 'ઉદય' શબ્દથી એ નથી થતો. સંપૂર્ણ ક્રાંતિ શબ્દ વધારે આકર્ષક છે તેથી હું એનો ઉપયોગ કરું છું."

સંપૂર્ણ ક્રાંતિના આ મસીહાનું જીવન તલતલ કપાતું જઈ રહ્યું હતું. શારીરિક અશક્તિ અને લોકોની વચ્ચે જઈ શકવાની અશક્તિનું દુઃખ એમના મનમાં બરાબર રહ્યા કર્યું. કેટલીયે વાર એમને મોઢેથી નીકળી જતું, "હવે જીવન ભારરૂપ બની ગયું છે. આમ જીવીને શું લાભ?" તો વળી ક્યારેક સંસ્કૃતનું સુભાષિત —"મુહૂર્ત પ્રજ્જ્વલિતં શ્રેયં, ન તુ ધુમાયતે ચિરમ્" બોલીને પોતાના મનની વાત વ્યક્ત કરતા.

એક દિવસ કાશ્મીરના માજી નરેશ ડૉ. કર્ણસિંહ જે૦પી૦ના નિવાસસ્થાને એક સમારંભમાં આવ્યા હતા. એમણે કહ્યું, "પુરાણ કાળના શંકરની જેમ દેશને આજે જયપ્રકાશજી જેવા વ્યક્તિત્વની જરૂર છે, જે ચારે બાજુની વિષમ પરિસ્થિતિનું વિષ પીને એને અમૃતમાં ફેરવી નાખી શકે." પણ મનુષ્ય કયો અમર રહ્યો છે? આખરે એ પ્રકાશ કાળની જ્યોતિમાં સમાઈ ગયો અને યુગો સુધી લોકમાનસની સ્મૃતિમાં પ્રતિષ્ઠિત થઈ ગયો.

(મૂળ હિંદી)

० સિદ્ધરાજ ઢઢ્ઢા

# એક નજરમાં આખો નર

શુષ્ઠ એક

## નખ-દર્પણ

### અજર અમર જે૦પી૦

જે૦પી૦ ભારતના મહાન લોકો પૈકી હતા, ચારિત્ર્ય અને નેતૃત્વની બાબતમાં કદાચ ગાંધીજી પછી સૌથી મહાન. એમની મહત્તા સુંદરતા અને પ્રીતિવાળા એમના પોતાના વ્યક્તિત્વ અને દીન દુઃખી, કિસાનો, અસ્પૃશ્યોની એમની સેવા તરફની સહાનુભૂતિમાં રહેલી હતી. દમનનો વિરોધ કરવામા અને હેઠે પડેલાઓની હિમાયત કરવામા એમની વીરતા ભારત અને વિશ્વની મંગલ કામના કરનાર હર કોઈ માટે નિરંતર પ્રેરણા આપતી રહેશે. એ સદાકાળ જીવિત છે અને જીવિત રહેશે.

(મૂળ અંગ્રેજી)

• લૉર્ડ ફેન્નર બ્રોકવે

### વિભૂતિસંપન્ન વ્યક્તિત્વ

જયપ્રકાશ નારાયણ એ એક એવું વ્યક્તિત્વ છે, જેમા વિભૂતિના અનેક પરિમાણો વિદ્યમાન છે. અદ્ભુત રમ્યતાની સાથે સાથે જ એમના વ્યક્તિત્વમા ઇન્દ્રધનુષ જેવી મોહક વિવિધતા છે. એમનું વ્યક્તિત્વ જેટલું વિવાદગ્રસ્ત છે, તેટલું જ મનોરમ પણ છે. એમના મોટાભાગના વિરોધીઓને પણ મનમા તો એની જ કરુણ હોય છે કે આ આમાની જેમ ન તો સારું થાત. આમ વિરોધમાં પણ ગર્ભિત પ્રશંસા રહેલી હોય છે, આવી ટીકામાં પણ ગૌરવગાન સમાયેલું હોય છે

એકંદરે એમની મુખમુદ્રામાં એક પ્રકારની મધુરતા છે, એક જાતની સુભગતાનો ભાવ છે. નીચોન્યસ્વત શ્યામ વર્ણ, એ સુભગતાને વધારે છે. એમની સ્નેહશીલતામા વિલાસિતા કે પ્રસાધનપ્રિયતા નથી. પરંતુ સહૃઅભિરુચિ અને રસિકતા પૂરતા પ્રમાણમાં છે એમના વ્યવહારની સુંદરતા અને સજ્જનતા અનુકરણીય છે પરંતુ એમના સ્વભાવમા ઔપચારિકતા કશાય જોવા જડતી નથી એટલે એમના સ્વભાવના દોષ પણ ઝાઝા આવતા લાગતા નથી. ખુશામત એમને ગમતી નથી. પણ પ્રસન્ન થઈ જતાંયે વાર લાગતી નથી. બાળકની જેમ જરાકમા પ્રસન્ન થઈ જાય છે, અને રિસાઈ જાય છે પણ જગતમા એમની સ્ફટિક જેવી પ્રાંજલતાને કારણે આમ થાય છે. એમના હૃદયમા સંતતુલ્ય શુચિતા છે, તે જ પ્રમાણે બાળસુલભ ઋજુતા અને સરળતા પણ છે. અંગ્રેજીમા જેને 'પ્રી-પઝેસિંગ પ્રેઝન્સ' (મંત્રમુગ્ધ કરી દે તેવું અસ્તિત્વ) કહે છે તેવો કંઈક પ્રભાવ આપણા ચિત્ત પર પડે છે

વીર પુરુષ તરીકે તો એમને બધા જ લોકો જાણે છે, અને માને છે સ્વરાજની લડતમા એમણે જે અતુલ પરાક્રમ અને સાહસિકતા બતાવ્યા છે, એની ગાથા વીરકાવ્ય જેટલી જ રોમાંચક અને હૃદયસ્પર્શી છે. પરંતુ સાચો વીર તો તે છે, જેનું

હૃદય કરુણાના પીયૂષથી છલોછલ હોય, અને તેથી જ માખણ જેવું મૃદુલ હોય. જયપ્રકાશજીના સ્વભાવમાં કાળમીંઢ ભેખડોને ભેદી શકે તેવી તરલતા છે. પ્રસંગ પડચે એમના ચિત્તમાં આવેશ અને રોષ પણ જાગ્રત થાય છે. પણ એના મૂળમાં કરુણાની જ સહજ પ્રેરણા પડેલી હોય છે. બુદ્ધિ અને હૃદય, ઋજુતા અને પ્રાંજલતાનું અદ્‌ભુત સામંજસ્ય એમના વ્યક્તિત્વમાં થયું છે.

જે વખતે જે સત્ય તેઓ જુએ છે, તેને પોતાના સંપૂર્ણ ચિત્તથી તેઓ ગ્રહણ કરી લે છે, અને તેને અમલી બનાવવા માટે પ્રાણપણે મચી પડે છે. એને જ લઈને એમના વ્યક્તિત્વને કોઈ મત-વાદ, કોઈ સંપ્રદાય, કોઈ સંસ્થા કે કોઈ સંગઠન પોતાના સીમાડામાં કેદ કરી શક્યું નથી. પરિસ્થિતિમાં જ્યારે જ્યારે પડકાર ઊભો થાય છે, ત્યારે ત્યારે સહજ પ્રેરણાથી તેને ઝીલી લે છે.

પોતાના મત વિશે અભિનિવેશ હોવા છતાં તેમની બુદ્ધિમાં આગ્રહ કે જકને માટે જગ્યા નથી હોતી. પરિણામે એમના સ્વભાવમાં ઉત્કટતા હોવા છતાં અસહિષ્ણુતા નથી. આને જ કારણે નવા વિચારો ગ્રહણ કરવાની ક્ષમતા એમની બુદ્ધિમાં કદી લોપ પામી નથી. આગ્રહ જ તો બુદ્ધિમત્તાનું અનન્ય લક્ષણ છે.

અનાગ્રહને કારણે જ એમનું સૌહાર્દ અને સહૃદયતા મતભેદોના અંતરપટ ચીરીને પ્રતિપક્ષીના હૃદયને પણ સ્પર્શી જાય છે. જય-પ્રકાશજીનો સ્વમત-પ્રતિપાદનનો આવેશ કોઈ કોઈ વાર અસહિ-ષ્ણુતાની સીમાને અડી જતો હોય એવો ભાસ થાય છે. પરંતુ એમના હૃદયની ઉદારતા તમામ મતભેદોને ઓળંગીને માનવીય સંબંધોને જ પરિપુષ્ટ કરતી રહે છે. કોઈ પણ પ્રકરણમાં તથ્યોની તલાશ કરવાની એક અદમ્ય આકાંક્ષા એમને સદૈવ રહે છે. તે પણ એમને ક્ષુદ્ર મતાગ્રહથી કાયમ બચાવતી રહી છે.

અદમ્ય પરાક્રમશીલતા હોવા છતાં પણ મહત્ત્વાકાંક્ષા તેમને મુદ્દલે સ્પર્શી શકી નથી. કદાચ એટલે જ એમના એક મિત્રે એમના જીવનને ખોયેલી તકોની કથની તરીકે વર્ણવ્યું છે. પરંતુ પરિસ્થિતિમાં આપોઆપ તક પર તક સામે ચાલીને આવતી જ ગઈ. પણ પોતાને માટે તેનો લાભ લઈ લેવાની નીયત જ એમના મનમાં કદી જાગી નહીં.

ખરી વાત એ છે કે જયપ્રકાશે સત્તાના રાજકારણના સાંકડા વાડામાંથી નીકળીને લોકનીતિના કે લોકકારણના ક્ષિતિજવ્યાપી ક્ષેત્રમાં પદાર્પણ કર્યું. તળાવમાંથી નીકળીને વિશાળ સમુદ્રમાં એમણે પોતાની નાવ છૂટી મૂકી. પ્રધાનમંત્રી કે રાષ્ટ્રપતિના પદની પરિધિ અને વર્તુળ અવશ્ય ઘણાં મોટાં છે, પરંતુ નિરુ-પાધિક નાગરિકતાનું ક્ષેત્ર તો અસીમ છે, એ દૃષ્ટિએ જય-પ્રકાશજીનું વ્યક્તિત્વ પણ વ્યાપક બનતું ગયું. ઈશુએ કહ્યું છે કે પોતાના જીવનનો ઉત્સર્ગ કરનારને જ ખરેખર તો જીવનની યથાર્થ ઉપલબ્ધિ થતી હોય છે.

(મૂળ હિન્દી)

◦ દાદા ધર્માધિકારી

## અ વિ ભ ક્ત મા ન વ

જયપ્રકાશ નારાયણના વ્યક્તિત્વને અનેક પાસાં હતાં. તેથી એમના જીવન અને કાર્યના કોઈ એક અંગને બીજા કરતાં શ્રેષ્ઠ તરીકે તારવવામાં મુશ્કેલી ઊભી થાય. પરંતુ એમના પથપ્રદર્શક ગાંધીની માફક તેઓ પણ એક સંપૂર્ણ માનવ હતા અને ખંડોમાં નહોતા જીવતા. જે૦પી૦ના વ્યક્તિત્વની આ એક એવી વિશેષતા હતી કે જે જુદે જુદે પ્રસંગે જુદું જુદું વ્યક્તિત્વ ધરાવતા હતા અથવા અત્યારે પણ ધરાવે છે તેવા એમના સમ-કાલીનો પૈકી ઘણા કરતાં એમને નોખા પાડી દેતી.

જો વિનોબા ભાવેએ ગાંધીની મશાલ ૧૯૫૦થી '૬૦ દરમ્યાન ભૂદાન અને ગ્રામદાન મારફત ઉન્નત રાખી તો જે૦પી૦એ ૧૯૬૦થી '૭૦ અને '૭૦ થી પછીનાં વરસો દરમ્યાન સુલેહ-શાંતિની વાટાઘાટો (નાગાલેંડ, કાશ્મીર, ઇન્ડિયા પાકિસ્તાન કન્સીલીએશન ગ્રૂપ, ચંબલ ઘાટી અને દેશમાં સહમતી સ્થાપવાના પ્રયત્નો) દ્વારા; વિકાસનાં કામો (દુકાળ રાહત અને મુસહરી) દ્વારા; અને છેવટે સંઘર્ષ (ગુજરાત, બિહાર અને જનતા પાર્ટીના જન્મ) દ્વારા ગાંધી દર્શનનું પુનઃ અર્થઘટન કર્યું.

રાજ્યની વધતી જતી સત્તા અને વ્યક્તિ અને સમાજની સ્વાશ્રય વૃત્તિના ધોવાણને જોઈ જયપ્રકાશ નારાયણ ભડકી ગયા હતા અને તેમણે ત્રાજવાને સમાજ તથા વ્યક્તિની તરફ નમાવવા પ્રયત્ન કર્યો. તેથી તેઓ ઉત્પાદનનાં એકમોને વિકેન્દ્રિત કરવા અને સ્વયંશાસન તરફ વધુ ને વધુ વળતા ગયા અને છેવટે એમણે લોકનીતિ અંગેની પોતાની કલ્પનાનો વિસ્તાર કર્યો. એમણે એના કરતાં ઘણા અગાઉથી જ અખિલ ભારત પંચાયત પરિષદ તથા એસોસિયેશન ઓફ વૉલેટરી એજન્સીઝ ફોર રૂરલ ડેવલપમેન્ટને પોતાનો શક્તિશાળી ટેકો આપ્યો હતો. અને પાછળ-થી નિરંકુશ સત્તાવાદની પ્રવૃત્તિ વધતાં જનતંત્ર સમાજ, પીપલ્સ યુનિયન ફોર સિવિલ લિબર્ટીઝ અને રાષ્ટ્રીય લોકસમિતિને ટેકો આપ્યો હતો.

બિહાર અને બીજા પ્રદેશોમાં ૧૯૬૬-૬૭માં દુષ્કાળની બિહામણી કરુણ હાલત જોઈને વિકાસનાં કાર્યોમાં નવી અગ્રતાઓ અને સ્વૈચ્છિક અને સામુદાયિક કૃતિ દ્વારા નવાં સાધનો વડે સામાજિક અને આર્થિક પરિવર્તનો લાવી નવો સમાજ લાવવા-ની જરૂરિયાત તેમને સમજાઈ. નેહરુની માફક જે૦પી૦ પણ વૈજ્ઞાનિક વૃત્તિ અને વૈશ્વિક દૃષ્ટિથી ભરપૂર હતા અને ભારતની ઘટનાઓને ટેક્નોલોજીની કૂચ સાથે અને ભાવિના એક દર્શન સાથે સાંકળી શકતા. એ દર્શન દિવસો જતાં જે૦પી૦ સારુ વધુ ને વધુ ગાંધીવાદી બનતું ગયું.

નેહરુવાદી માન્યતાઓના ભાંગી પડવાથી અને ચાલુ વ્યવસ્થા દ્વારા લોકોની આકાંક્ષાઓ પૂરી થવી તો દૂર રહી, પણ એની પર ભરોસો રાખવો પણ મુશ્કેલ બની ગયો તે જે૦પી૦ને એમની આસપાસ દેખાતા ઉત્તરોત્તર વધતા જતા ભ્રષ્ટાચાર અને રાજ-નૈતિક દુરાચારના [illegible] જણાયું. ૧૯૭૦ અને ત્યાર

બાદનાં તરતનાં વર્ષોમાં એમણે લગભગ મરણિયા થઈને એક રાષ્ટ્ર-માન્ય વિચાર ઊભો કરવા પ્રયત્નો કર્યા. પણ સત્તાધારી પક્ષે એમના પ્રયાસોને ગંભીરતાથી ન લીધા. તેથી નિરાશ થઈને તેઓ એક સંયુક્ત વિરોધ પક્ષ બનાવવા તરફ વળ્યા. જોકે છેલ્લા કેટલાક વખતથી તેઓ સર્વ રાજનૈતિક પક્ષોથી તથા ઘરડા લોકોની અનાસ્થા અને લોભ જોઈ નિરાશ થઈ ચૂક્યા હતા અને જુવાનો તરફ વળ્યા હતા—જેમનામાં એમને ભ્રષ્ટ ન થઈ શકે તેઓ આદર્શવાદ અને રચનાત્મક શક્તિ દેખાતાં હતાં. ગુજરાત અને બિહારના સંઘર્ષે એમને પુનઃ જીવન બક્ષ્યું. શિક્ષણ અને ચૂંટણી પદ્ધતિમાં સુધાર અને લોકપાલ એ એમને મન સદાય અગત્યના વિષયો હતા.

૧૯૭૪ સુધીમાં જે૦પી૦ બીજા કોઈ કરતાં વધુ રાષ્ટ્રના વિવેકપુરુષ બની ચૂક્યા હતા અને લોકોની મનોવૃત્તિઓનો એ પડઘો પાડતા. પોતાની આસપાસ ભ્રષ્ટાચાર અને સડા સિવાય કશું ન દેખાવાથી એમણે સંપૂર્ણ ક્રાંતિની હાકલ કરી. એ હાકલ અંગે કેટલાકની ગેરસમજ થઈ અને ઘણાએ એની ઠેકડી ઉડાડી. પણ ઐતિહાસિક ઘટનાઓએ એ સિદ્ધ કરી આપ્યું છે કે ભારત એક ખૂબ ઘેરા સંકટમાં આવી પડ્યું છે અને માળખાં અને સંસ્થાઓમાં પરિવર્તન, વિકેન્દ્રીકરણ દ્વારા લોકોની વધુ ને વધુ ભાગીદારી, અને યોજનાઓમાં એવી બાબતોને અગ્રતા આપવી કે જે વસતીના સૌથી ઓછું ખાટેલા લોકો તરફ ધ્યાન કેન્દ્રિત કરતી હોય, તે સિવાય એક ડગલુંયે આગળ વધી શકાય એમ નથી. લોકો એને ગમે તે નામ ભલેને આપે, એ જ સંપૂર્ણ ક્રાંતિ છે.
(મૂળ અંગ્રેજી)

○ બી. જી. વર્ગીજ

## જયપ્રકાશનો મતલબ

ચીની ભાષામાં કહેવત છે :

" મૃત્યુ તો સૌ કોઈનું હોય છે,
કોઈનું ફૂલશું ફોરું તો કોઈનું વસમું પહાડ જેવું. "

જયપ્રકાશનું મૃત્યુ પહાડ જેવું વસમું લાગ્યું. આ કોઈ ભાવુક મનનો ઉદ્ગાર નથી. જોકે ભાવુકતામાં વહેવડાવી લઈ જાય એવો આ અવસર છે. આ કોઈ ભયભીતની ત્રસ્ત-વાણી નથી. જોકે ભવિષ્યમાં ભયનાં અગણિત તત્ત્વો મોજૂદ છે. નથી આ જયપ્રકાશની મહત્તાનાં સ્તુતિગાન. અલબત્ત, સ્તુતિગાન અહીં અસામયિક નથી જ.

જે૦પી૦ એક એવી હસ્તી હતા, જેમની આસપાસ વાંઝણી ભાવુકતાને ટકવાનો કોઈ અવકાશ જ ન હતો. એટલે જ જે૦પીનું મૃત્યુ પહાડ જેવું ભારે શાથી એ સમજવા આપણે જે૦પી૦ના અસ્તિત્વનો અર્થ સમજવો રહ્યો.

હવે જયપ્રકાશ નથી રહ્યા. અર્થાત્ કે ઘોર અંધકારમાં પ્રકાશની સંભાવના તલાશનારી આંખો ન રહી. સ્વાર્થના આંધળા ચિત્કારોથી ગાજી રહેલ વાતાવરણમાં વિવેકની વાણી મૌન બની ગઈ. જયપ્રકાશ નથી એટલા જ કારણસર આપણા સૌની ભીતરનું શુભતત્ત્વ જાણે કંઈક કમજોર ને હતપ્રભ બની ગયું છે.

જયપ્રકાશ એક યાત્રાળુ હતા—જીવનમાં જે કંઈ શુભ છે, સુંદર છે, સત્ય છે, એની દિશા પકડીને એમની યાત્રા અવિરત ચાલતી રહી. જય-પરાજય, યશ-અપયશ, માન-અપમાનને એક ઉપવસ્ત્રની અદાથી અળગાં કરી દઈ, આગળ નીકળી જનારો એ યાત્રાળુ અંતે પોતાની નશ્વર કાયાને પણ પોતાથી અળગી કરી દઈ ક્યાંક ચાલ્યો ગયો. ને આપણે બધાં જ ઠગાઈ ગયાં ! કોણ હતો એ ? ને ક્યાં ચાલ્યો ગયો એ ? ?

જયપ્રકાશના વ્યક્તિત્વની ધરી હતી કરુણા, ને એમની ચાલક-શક્તિ હતી અન્વેષણ...ખોજ.

કરુણા અકારણ જ થઈ આવે છે. એને પેદા થવા માટે દેશ-કાળ-પરિસ્થિતિ-પાત્ર-અપાત્ર-એવી કોઈ કસોટીની જરૂર નથી હોતી. એ સામેવાળાની દીનતા-હીનતામાંથી પેદા થતી નથી. એ તો અકારણ જ જ્યાં ત્યાં વરસી પડે છે, કારણ એ વર્ષાની ભરેલી વાદળી જેવી હોય છે. માનવીનાં દુઃખ-દર્દ, સંકટ, દૈન્ય દારિદ્ર્ય જેવાં ભૌતિક સંકટોને કારણે મનુષ્યના અંતરમાં પેદા થયેલી એ એક આધ્યાત્મિક ભૂખ છે. કરુણાની નદીના પટ સર્વથા ખુલ્લા જ હોય છે. આવી અકારણ કરુણા કદી કદી વ્યર્થ પણ જતી હોય છે. પરંતુ કરુણા પાસે એવાં લેખાંજોખાંનો કોઈ જોગ જ નથી હોતો. જે૦પી૦ના જીવનની ભૂલોને કમજોરીઓનું આકલન કરવાવાળા એમના આ કરુણામય સ્વભાવને તદ્દન ભૂલી જતા હોય છે.

જે૦પી૦એ પોતાના જીવનમાં કદી કોઈ બાબતનો દાવો કર્યો ન હતો. ન સિદ્ધાંતનો, ન જ્ઞાનનો, ન ત્યાગનો કે ન વીરતાનો. પોતાના જીવનમાં હમેશાં તેઓ કોઈ લેનિનનો, કોઈ ગાંધીનો, કોઈ વિનોબાનો, તો કદીક ગુજરાતના છોકરાઓનો ઋણ સ્વીકાર કરતા રહેલા. છતાં તેઓ પોતે પણ કંઈક હતા. પોતાની જીવનયાત્રાના માર્ગમાં મળી આવનાર હરકોઈ એમને મન અસાધારણ હતાં, એમની પોતાની અસાધારણતામાં કંઈ ઉમેરો કરી આપનારાં નીવડતાં. એથી જ તો મારા જેવાના મુખેથી પણ તેઓ ક્રાંતિ માટેના પ્રયાસમાં રહી ગયેલી કમજોરીઓ બાબતના વાંધાવચકા સાંભળી લેતા, ને અમારા જેવજેવડાંનેય સમજાવવાની કોશિશ કરતા. તેમાંય ભૂમિકા એવી કે જાણે અમારા મુખેથી નીકળેલી બધી વાતો સાવ નવીન હોય, ને પોતે એમાંથીય કંઈક શીખવા પામતા હોય ! અંચળાની માફક ઓઢી રાખવા માટે પ્રયાસપૂર્વક કેળવેલો વિનય આ નહોતો જ...આવા સરળ સ્વભાવના સાધારણ આદમીમાં ક્રાંતિને લાયક વિશેષતાઓ ભલા હોઈ જ શું શકે ?

એમને જોયા છે: તોફાની વાયરામાં ઝાડનાં પાંદડાં કાંપતાં હોય, એમ એમનું સમગ્ર અસ્તિત્વ કંપી રહ્યું હતું!

એક દિવસ સાંભળ્યું કે તેઓ મુસાફરીનું કામ છોડીને બાંગ્લા દેશની સમસ્યા અંગે વિશ્વયાત્રાએ નીકળી પડે છે. એ દિવસોમાં હું એમને ઓળખતોય કેટલો ?—આગળ જઈને કહું તો વિશેષ માત્રામાં મૂર્ખ હોવાને કારણે એ દિવસોમાં હું કંઈક વધારે પડતો વાચાળ પણ હતો. મેં એમની સાથે ચર્ચા કરવા માંડી ને કહ્યું કે 'તમારે અહીંથી ખસવું ન જોઈએ.' એમણે મારી વાતો સાંભળ્યા કરી. કંઈક થોડી ચીઢ પણ ચઢી હશે એમને. અંતે નહિ રહેવાયું હોય ત્યારે બોલી ઊઠ્યા, "હું ક્યાંય નહિ જાઉં તેથી કંઈ મારા કાનના પડદા પર અથડાઈ રહેલો આ ચિત્કાર થંભી જવાનો ઓછો જ છે? આવડો બધો ઉમટેલો લોકજુવાળ, સૈન્યની શક્તિ વડે કચડી નાખવામાં આવે, ને આપણે એ બધું મૂંગે-મૂંગા જોઈ જ રહેવાનું ? શું નિષ્ફળ જશે આ બધું...?"

કરુણાના આ જ પ્રબળ તત્ત્વે જયપ્રકાશને આ સદીના સૌથી વીર યોદ્ધાનું પદ બક્ષ્યું. "સ્વતંત્રતા એ મારા જીવનની એક નિષ્ઠા બની ગઈ છે. ને રોટલો, સત્તા, સલામતી, સમૃદ્ધિ, રાષ્ટ્રની પ્રતિષ્ઠા યા એવી કોઈ પણ ચીજને માટે હું એનો સોદો કરવા તૈયાર નથી." પોતાની આ ઘોષણાને તત્ત્વતઃ સાકાર કરતાં એનો શબ્દે શબ્દ તેઓ જીવ્યા છે. ૧૯૭૪ થી ૧૯૭૭ સુધી જો આ એકાકી વિરલાનો જીવતોજાગતો વિદ્રોહ ન જોયો હોત તો જયપ્રકાશનું વિશ્લેષણ કરનારા ગૂંચવાડામાં પડી જાત. આ બધું તો નિર્માયેલું જ હતું, કારણ એના વિના જયપ્રકાશની છબિ અધૂરી રહી જાય એમ હતી. દેશ વિદેશની સીમ સરહદોનો વિચાર કર્યા વિના, માનવીય અધિકારો તથા એની ગરિમાના પ્રશ્ન બાબતની એમની ગાઢ આંતરિકતા-ક્યાંક તો ગાંધીનેય ટપી જાય એવી રહી છે.

* * *

જયપ્રકાશ પોતાની કરુણાને લીધે જ 'રોમાંટિક' અર્થાત્ સ્વપ્નદર્શી હતા. ક્રાંતિના રોમાંસે ચેપી રોગની માફક એમનો પીછો પકડેલો હતો, ને એથી જ એમના સંસર્ગમાં આવનારાઓને પણ તેઓ એમાં ડુબાડતા. જનતા સાથેનો એમનો નાતો એક પ્રેમીનો હતો. એની તાકાત પર જ તેઓ ઝૂઝતા ને એની પાસેથી જ પોતાની શક્તિ ને સ્ફૂર્તિ જોગવતા. આ જ તો જવાહરલાલજી તથા જયપ્રકાશ વચ્ચે સૌથી મોટો ભેદ હતો. જવાહરલાલજી પણ 'રોમાંટિક'—સ્વપ્નદર્શી હતા—શેક્સપીયરના કોઈ પ્રેમ-નાટકના રોમાંટિક પાત્ર સરીખા જ! આ દેશ તેમજ ધરતી સાથે એમને જોડી-જકડી રાખનારી ભાવનાઓ પણ એમની ઘણી તીવ્ર-તાતી હતી. જયપ્રકાશની જેમ જ જીવનની સુંદરતાના એ સાધક હતા. ઘર હો યા સમાજ-કૂવડપણું, કુરૂપતા બંનેને સરખાં જ કઠતાં, તે અસહ્ય થઈ પડતાં. પરંતુ જવાહરલાલજીને મૂળિયાં ન હતાં. તેઓ એવા સ્વપ્નદર્શી હતા કે જેમનો બિસ્તરો જનતાની વચ્ચે. ધરતી પર કદી પથરાયો ન હતો. એથી જ તેઓ પાશ્ચાત્ય વધુ રહ્યા. પોતાના નેતૃત્વ હેઠળ દેશને ખોટી દિશામાં વળી જતો તેઓ જોતા રહ્યા ને પોતાની રોમાંટિક કલ્પનાઓમાં એનું કોક જુદું જ ચિત્ર સદા આંકતા રહ્યા.

જયપ્રકાશના સ્વપ્નને જીવન માટેનો ખોરાક આ ધરતીની માટીમાંથી મળતો. એથી જ એમનાં સ્વપ્નોની વાણી બહુ તાતી રહી—ને એ ચીલાચાલુ પરિપાટીનો પટ ચીરીને તળિયા લગી પહોંચી શકતી હતી. એટલે જ જ્યારે જ્યારે ભારતીય માનસનાં શાંત, બંધિયાર જળમાં વિવાદની કાંકરી ફેંકવાની જરૂરિયાત વર્તાઈ ત્યારે ત્યારે નિર્વિકલ્પણે એમણે પોતાની ફરજ બજાવી જ હતી. તેવે વખતે ન તો બાપુ પ્રત્યેનો પ્રેમ એમને એમ કરતાં અટકાવી શકેલો, ન તો 'ભાઈ' (જવાહરલાલજી) સાથેનો આત્મીયતાનો નાતો એમાં બાધક બની શકેલો, કે ન વિનોબાનું નેતૃત્વ એમને વિચલિત કરી શકેલું. હંગેરીનો સવાલ હો, યા તિબેટનો સવાલ હો, ભારતની ગ્રામ પંચાયતોનો સવાલ હો યા ઘઉંના વ્યાપારનું રાષ્ટ્રીકરણ કરવાનો સવાલ હો, કોમી રમખાણોનો સવાલ હો યા કાશ્મીર ને શેખ અબદુલ્લાનો સવાલ હો, નાગાલેન્ડની સમસ્યા હો, યા ચંબલના ડાકુઓનો સવાલ હો, બાંગ્લાદેશનો સવાલ હો, યા ન્યાયમૂર્તિઓનાં પ્રમોશનનો સવાલ હો, ભારતીય બંધારણનો સવાલ હો, યા ભૂમિસમસ્યા હો, ભૂદાન આંદોલનનો સવાલ હો, યા સમાજવાદી આંદોલનનો સવાલ હો, વન સંરક્ષણનો સવાલ હો, યા મહાનગરોના બેબંધ-વિસ્તારનો સવાલ હો—જયપ્રકાશ બરફની માફક પોતાની સમતુલા જાળવીને નિજનો અભિપ્રાય પ્રગટ કરતા જ રહ્યા.

આજે ઇતિહાસ લગભગ આ તમામ વિષયો પર જયપ્રકાશના મતની તરફદારી કરતો ખડો છે.

જયપ્રકાશના વ્યક્તિત્વમાં આ જે એક અદ્ભુત સંતુલન હતું, એણે જ એમને નર્યા મૂર્તિભંજક બની જતા બચાવી લીધા હતા. ભારતીય સમાજમાં ને વિશ્વની બૌદ્ધિક બિરાદરીમાં એમનું જે સ્થાન હતું, તે જોતાં જરૂર એમ કહી શકાય કે, એમણે જો પોતાની વિરોધી હસ્તીઓને, ને વિચારોને નગ્ન કરવાનું જ કામ કર્યું હોત તો બીજા તમામની તુલનામાં તેઓ વધુ પ્રહારક ઠર્યા હોત. પરંતુ જયપ્રકાશની કરુણાએ એમને એ લપસણી ભોંય ભણી સરી જતાં હંમેશાં બચાવી લીધા હતા. તેઓ પ્રહાર તો કરતા, પણ એ સવાલના રચનાત્મક પાસાને દૃષ્ટિથી ઓઝલ કદી થવા ન દેતા. રામમનોહર લોહિયા પણ પ્રહાર કરનારા જ હતા. પરંતુ તેઓ કેવળ એક મૂર્તિભંજક તરીકેની ભૂમિકા જ આદરી શક્યા. અલબત્ત, ઇતિહાસમાં આવા લોકોની ભૂમિકા મુખ્ય ગણાતી આવી છે, પરંતુ એવા લોકો ઇતિહાસ સરજી શકતા નથી. લોહિયાજીના પ્રહારોમાં રચનાત્મક સંયમ ન હતો. એથી જ તેઓ જીવનભર એવા મંચોની જ તલાશમાં રહ્યા કે જ્યાંથી સૌથી વધુ ઘાતક પ્રહાર કરી શકાય. જયપ્રકાશના વ્યક્તિત્વમાં જે સંતુલન હતું એને કારણે તેઓ પ્રહાર પણ એવે જ ઠેકાણેથી કરતા કે જ્યાંથી એક નવીન મંડાણની શરૂઆત થતી હોય.

૧૯૭૭માં ઇંદિરાજીના પરાજયથી માંડીને તે પોતાના મૃત્યુ લગી, જયપ્રકાશજીએ સૌથી ઓછી ચર્ચા કોઈ વિષયની કરી હોય તો તે ઇંદિરાજીની—ને આ કંઈ અકારણ ન હતું. ઇંદિરાજીના શાસન પર તો એમણે સૌથી વધુ ઘાતક પ્રહારો કર્યા હતા પરંતુ એમની દૃષ્ટિ ક્યાંક બીજે જ જડાયેલી રહેતી. ઇંદિરાજીને "ઉજ્જ્વલત્તર ભાવિ"ના આશીર્વાદ આપ્યા તે કંઈ એમની જીભની ચૂક ન હતી. જનતા પાર્ટીએ સત્તાનાં સૂત્રો સંભાળી લીધાં કે જયપ્રકાશ જાતે ઇંદિરાજીને મળવા માટે એમને ઘેર ગયેલા, કારણ કે વ્યક્તિ તો એમને મન તે વખતે પણ અંતિમ જ હતી, પ્રેમને પાત્ર હતી. લોહિયાજીને શ્રદ્ધાંજલિ આપતાં ભર સભામાં એમને છુટ્ટા મોંએ રડતા કોણે નથી દીઠા !

તેઓ મૂર્તિઓને જમીનદોસ્ત કરનારા નહિ, પરંતુ મૂર્તિઓને ઘડનારા—નવો ઘાટ આપનારા શિલ્પી હતા.

* *

કેટલાય જાણકાર લોકોનું માનવું એમ છે કે, તેઓ સ્થિર ન હતા. તેઓ વારંવાર પોતાનો માર્ગ બદલતા રહ્યા. કોઈને એમની માર્ક્સવાદી નિષ્ઠામાં, તો કોઈને એમની સમાજવાદી નિષ્ઠામાં, તો કોઈને એમની સર્વોદયી નિષ્ઠામાં જ શંકા આવે છે. આપણી પોતાની સાથે સરખામણી કરતાં આપણે એમના ભણી જોઈએ છીએ, ને પછી સવાલ કરીએ છીએ કે, આપણી માફક આ માણસ એક ઠેકાણે ઊભો કેમ નથી રહેતો ?

એ એક ઠેકાણે ઊભો નથી રહ્યો, કારણ કે એણે પોતાનાં મન-બુદ્ધિના દરવાજા કદી બંધ ન કર્યા. ગાંધીજીએ કહેલું કે, "તમારાં બધાં બારીબારણાં ઉઘાડી નાખો, જેથી બધી દિશાઓથી હવા અંદર આવી શકે, ને આપણે આપણા પગ ધરતી પર અડગ રાખી શકીએ." પોતાના સહજ વિકાસક્રમના એકધારા દોર દરમિયાન આ કસોટીમાં કોઈ પાર ઊતર્યું હોય તો તે જયપ્રકાશ જ. ક્રાંતિની ભૂમિ પર એમના પગ ખોડાયેલા—અડગ રહ્યા, ને તે છેક મૃત્યુ પર્યંત. તેઓ એમાંથી કદી ડગ્યા નહિ. પોતાના દરવાજા એમણે સદાય ઉઘાડા રાખેલા. દસે દિશાએથી આવતા પવનો સાથે તેઓ ટક્કર લેતા રહ્યા, ને એમાંથી ગ્રાહ્ય લાગ્યું તે ગ્રહણ કરતા રહ્યા. અંગ્રેજીમાં જેને 'કમિટેડ' કહેવામાં આવે છે તેવા તેઓ કદી ન બન્યા. તેઓ કશાથી જકડાયેલા ન રહ્યા. લેનિનથી માંડીને ગાંધી લગી, ને ગાંધીથી માંડીને સમાજવાદ સુધી પહોંચી, વિનોબા લગી આવી પહોંચ્યા પછીય ત્યાંથી સંપૂર્ણ ક્રાંતિ લગીની યાત્રા એમની વણથંભી ચાલુ જ રહી. આય એક ખોજ જ હતી તો—

"જગ જિસે કહતા વિફલતા
થી શોધકી વે મંજિલેં..."

મનુષ્યને સ્વતંત્રતા ને સમાનતા બંને પ્રાપ્ત થાય, ને એની પ્રાપ્તિ માટેનો માર્ગ માનવીની મનુષ્યતાને ઉન્નત બનાવનારો નીવડે, એને જ માટેની—થોડા શબ્દોમાં કહો તો—એમની આ ખોજ હતી. પ્રત્યેક ક્રાંતિકારીની કદાચ આ જ ખોજ હોય છે. પહેલાં વિચારોનું ચોકઠું રચી પછી એમાં મનુષ્યની સ્વતંત્રતા ને સમાનતાને ગોઠવવાની જે કોશિશો અગાઉ થયેલી તેના કરતાં જે૰પી૰નો આ પ્રયાસ કંઈક જુદો જ હતો. જે વિચારો એમને પોતાની ખોજમાં ઉપયોગી જણાયા તે તમામ વિચારોમાં કંઈક ઉમેરો કરવાની કોશિશ એમણે કરી. પણ આ હરેક વિચારના ઇજારદારોએ એમને ગાળો દીધી, કારણ કે પુરાણા ધર્મધુરંધરોની માફક એ તમામ લોકોએ પોતાના વિચારવારસાને ઉન્નત બનાવવાને બદલે જે તે સ્વરૂપે જ એને માટે મનુ ને મનુસ્મૃતિનું સ્થાન કોરી કાઢવા ઇચ્છ્યું. આથી દર વખતે ખૂબ લાંબા ગાળા લગી એમણે એકલયાત્રી બની રહેવું પડ્યું. એકલપંડે યાત્રા કરવાની હિંમત એવો જ માણસ કરી શકે છે, જે ઘણા લોકો સાથે ચાલવાનો ઉદ્યમ કરી ચૂક્યો હોય. જવલ્લેજ કોઈક ગાંધી યા જયપ્રકાશ જેવા જ પોતાના તમામ સ્નેહ-સંબંધોથી ચાતરીને, એકલવાયા યાત્રી બની નીકળી પડતા હોય છે. આની પાછળનું કારણ એ છે કે જેઓ એમની સાથે નથી, તેવાઓની ઉપર પણ એમના હૃદયમાં બેશુમાર પ્રેમ ભર્યો હોય છે. જે પ્રેમ બાંધે યા ગુલામ બનાવે, તે પ્રેમ જ નથી. એટલે જ તો આવા લોકો એકલા એકલા નીકળી પડે છે—એમની તતરપતા એમને ક્યાંય અટકવા દેતી નથી ને એમનો પ્રેમ બીજાને પોતાની સાથે બંધાઈ રહેવા વિવશ બનાવતો નથી.

પોતાના સંપૂર્ણ ક્રાંતિના પ્રયોગના આરંભમાં જ, જ્યારે એમણે જોયું કે પોતાના સર્વોદય-મિત્રો પણ દ્વિધામાં પડી ગયા છે, ત્યારે અત્યંત સહજ ભાવે એમણે કહી દીધું કે "આ પ્રયોગ મેં મારી પોતાની જવાબદારી પર આરંભેલો છે. એ પ્રયોગ સર્વોદય આંદોલન માટે બંધનકર્તા હું માનતો નથી." ઉંમરની એ અવસ્થાએ, આવા એક કઠિન કાર્યનો આરંભ કરતી વખતે આટલા શબ્દો ઉચ્ચારીને પોતાના સાથીઓથી વિખૂટા પડવાની હિંમત કરવી એ કંઈ જેવું તેવું સાહસ નથી. અંધારામાં એકલપંડે કૂદી પડવાનું સાહસ કોઈ ઊંડી આસ્થા વિના પેદા જ ન થઈ શકે.

હરેક મૃત્યુ સાથે એક જીવન પર પડદો પડી જતો હોય છે. જયપ્રકાશના મૃત્યુ સાથે પણ એમના જીવન પર પડદો પડી ગયો એમાં કોઈ નવી વાત નથી. તત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહો તો મૃત્યુ, મૃત્યુ છે જ નહિ. "ઇટ ઇઝ ધી એનોબ્લિંગ ઑફ મૅન્સ નેચર," (It is the ennobling of man's nature) તો પછી આવી એક વ્યક્તિના મૃત્યુનો શોક શા માટે ? જે માણસ લાઓ ત્સેના શબ્દોમાં ઘોષણા કરતો વિદાય લે છે—"જે મળ્યું છે, તે ઘણું છે. હું કૃતાર્થ છું, અનુગ્રહિત છું. જે પામ્યો નથી, તેને માટે મારા મનની ખોટ નથી."

પરંતુ એવી હેસિયતો પણ હોય છે, કે જેમના મૃત્યુથી એમના જીવન પર પડદો પડી જાય એટલું જ નહીં પણ એમના મૃત્યુની સાથોસાથ રાષ્ટ્ર તેમજ વ્યક્તિના જીવનની ઘણી ઘણી ચર્ચાઓ ટૂંકાઈ યા થંભી જાય છે. જયપ્રકાશનું મૃત્યુ કંઈક આ પ્રકારનું

મૃત્યુ દીસે છે, ને એથી જ એ પહાડ જેવું ભારે ને વસમું લાગી રહ્યું છે.

દેશ સામે પડેલી વિકરાળ સમસ્યાઓ ને આ દેશની અપરિમિત સંભાવનાઓ પર દૃષ્ટિ દોડાવતાં એની સામે આપણે બધાં તદ્દન વામણા લાગીએ છીએ. રાષ્ટ્રીય કદની ખુરશીઓ પર એ ખુરશીઓ કરતાંય વામણા એવા ઠિંગુજીઓ બિરાજી રહ્યા છે. ક્રાંતિની જે ખોજ—યાત્રા ગાંધીએ આરંભેલી, એ જાણે અટકી પડી છે. એ કદાચ બીજા જયપ્રકાશની વાટ જોઈ રહી હશે? ઇતિહાસ પોતાની આવશ્યકતા પૂર્ણ કરે એવી વ્યક્તિ પેદા કરી જ લેતો હોય છે, એવી એક ક્રાંતિકારી આસ્થા છે. પરંતુ એવી વ્યક્તિને પેદા કરવા માટે કોઈ ક્રાંતિકારી પરિસ્થિતિની પણ જરૂર હોય છે જ.

આજની પરિસ્થિતિમાં દેશ જે૦પી૦ની ગેરહાજરીને કેવી રીતે સહી લે છે તે તો એની પોતાની જિજીવિષા ને અસ્તિત્વનો સવાલ છે. બાકી દેશમાં આજે કોણ એવું છે જે પ્રત્યેક ખોટી વસ્તુ સામે પોતાની આંગળી ઉઠાવતું રહેવાનું છે? ખોટાને ખોટું કહીને 'રૂક જાવ' કહેનાર ને સાચી વસ્તુને સાચી પ્રમાણી એની પ્રતિષ્ઠા માટે ઝૂઝવા નીકળી પડનાર એવો બીજો જયપ્રકાશ આ દેશને ક્યારે સાંપડશે? ને નહિ જ સાંપડે તો આ દેશ ક્યાં જશે? નીતિવિહોણા રાજકારણના આ જંગલમાં નાગરિકતાનો જ શિકાર ખેલાતો રહે છે ત્યારે એને પડકારનાર, એની સામે અવાજ ઉઠાવનાર, આજે છે કોણ? દેશ આખાને ઢંઢોળીને જગાડનાર ને પછી સૌના મોખરે રહી આગળ આગળ ચાલી નીકળનારું છે કોણ?

જયપ્રકાશનો અર્થ આટલો જ.

આ દેશ તેમ જ જયપ્રકાશના અનુગામીઓ, જેટલા જલ્દી આ અર્થ સમજી લેશે, તેટલા જ જલ્દી જયપ્રકાશના જીવન ને મૃત્યુમાંથી એક નવો જ અર્થ ઊઘડતો જોશે.
(મૂળ હિન્દી)

**○ કુમાર પ્રશાંત**

## અદૃષ્ટને ઉતારવા મથનારા

જયપ્રકાશજીએ પોતાની આત્મકથા લખી હોત તો તેને "સત્યના પ્રયોગો"નું નામ આપી શકાત.

જે૦પી૦ના શક્ય આત્મવૃત્તાંતને ગાંધીજીની આત્મકથાનું નામ આપવાનું સૂચવવું તે કદાચ ધૃષ્ટતા લાગે. કારણ કે જે૦પી૦એ કદી અધ્યાત્મ, મોક્ષ, વીતરાગ, કર્મ-કર્મવિપાક, અકર્મ, વૈરાગ્ય—આવા શબ્દોને સ્પર્શ પણ કર્યો નહોતો. ઊલટું તે કહેતા કે મારે એવી ચર્ચા કરવાનો અધિકાર નથી, અને રસ પણ નથી.

પણ સત્ય જ્યારે અને જેવું હાથ લાગે તેને અનન્ય ભાવે સેવવું, અને જ્યારે તેમાં અસત્યનો ભાસ થાય ત્યારે કશીય અવઢવ વિના તજવું. આ જો સત્યાગ્રહીનું લક્ષણ હોય તો તે જે૦પી૦માં ભરપૂર હતું.

સત્યાગ્રહીનું બીજું લક્ષણ છે: છેવટનું સત્ય મારા હાથમાં હજુ નથી આવ્યું, હાલ પૂરતું ભલે મને સત્ય દેખાતું હોય પણ તે આખરી નથી. આવી નિખાલસતા!

આ નમ્રતા કે નિખાલસતા ન હોય તેવાથી સત્યની ખોજ ન થઈ શકે.

કારણ કે, સત્ય એ હયાતી હોવા છતાં તેની પૂર્ણ સ્વરૂપે પ્રાપ્તિ શક્ય નથી. તે ખોજનો વિષય છે, અને દરેક ખોજ તેના સાવધ સંશોધકને સત્યની નજીક અને નજીક લઈ જાય છે.

આ બીજી વાત પણ જે૦પી૦માં અનન્ય સ્વરૂપે હતી.

આમ ન હોત તો સામ્યવાદથી સર્વોદય સુધીની તેમની યાત્રા થઈ જ ન હોત.

આ યાત્રાપથ પર કેટકેટલાં જૂનાં નિરર્થક વિચારનાં ખોખાં વેરાયેલાં છે! આ બધા વિચારો કોઈક દિવસ તેમના અસ્તિત્વના આધાર સમા હતા. માર્ક્સવાદ, રશિયા, લેનિન, લાસ્કી, ટ્રૉટ્સ્કી તરફનો તેમનો અહોભાવ મુગ્ધ પ્રેમી જેવો હતો; ક્રાંતિકારી સમાજવાદ, લોકશાહી સમાજવાદ, સ્વાતંત્ર્ય માટેનો રાષ્ટ્રવાદ, આ બધાં એમનાં પ્રિયજનો હતાં—યુધિષ્ઠિરને જેમ અર્જુન, ભીમ, દ્રૌપદી હતાં તેમ.

પણ યુધિષ્ઠિરે તો ચાલ્યા જ કર્યું, જે પડ્યા તેને પડવા દીધા. સકરુણદૃષ્ટિ નાખી ચાલ્યા આગળ ને આગળ.

છેવટે જેને પોતે જીવનદાન અર્પ્યું હતું તે વિનોબાજી અને જેમની હિલચાલને પોતાની શંકાઓને નિર્મૂળ કરનારી ગણાવી હતી તે ભૂદાન પણ કસોટીને અંતે છોડ્યાં.

ભારે કઠણ કામ બન્યું હશે આ તેમને માટે. માત્ર કલ્પી જ શકાય—સ્વહસ્તે ચામડી ઊતરડવાનું આ દુઃખ!

પણ તેય કર્યું હસતાં હસતાં—સકરુણ ભાવે. કારણ—

सत्यान्नास्ति परोधर्मः ।

જે૦પી૦ને કોઈ પોતાના વર્તુળમાં બાંધી ન શક્યું. કારણ, તેમનું વર્તુળ વિશાળ–વિશાળતર થતું જ ગયું.

સત્ય અનંત છે.

તેમાં બાગીઓનું આત્મવિસર્જન છે, તેમાં નાગભૂમિનું શાંતિ-મિશન છે, પાકિસ્તાન–ભારત વચ્ચે શાંતિ સ્થાપવાનું સ્વપ્નું છે, અને તે જ પાકિસ્તાન સામે બાંગ્લાદેશ પરના આક્રમણ સામેનો આક્રોશ છે. ઇંદિરાજીને બાંગ્લાદેશની સ્વાધીનતામાં મદદરૂપ થવા માટે પૂરા હૃદયપૂર્વકના ધન્યવાદ છે. અને એ જ ઇંદિરાજીનું આસન ડોલાવનારું વિરાટ આંદોલન પણ છે.

આમાં ક્યાંક જય છે, ક્યાંક નથી. પણ પ્રકાશ સર્વત્ર છે.

જે૦પી૦નું યથાર્થ મૂલ્યાંકન કરવાનું હજુ દૂર છે; ઘણું દૂર છે. પણ એટલું અવશ્ય કહી શકાય કે તે અદૃષ્ટને ઉતારવા મથનારા મહાપુરુષ હતા.

જે દેખાય છે તેને તો સ્વીકાર્યે જ છૂટકો. પણ દૃશ્યનો પણ જે આધાર છે, તે અદૃષ્ટને વેલાસર જોઈ, તેને પ્રત્યક્ષ કરવા મથનારા કોઈક જ હોય છે.

જે૦પી૦ આમાંના એક જ હતા. એટલે તો રંગુનની એશિયન સમાજવાદીઓની સભામાં લેનિન ને માર્ક્સને ઉવેખીને કહી શક્યા કે "એશિયાઈ સમાજવાદનો આધાર મજૂર નહિ પણ કિસાન હશે."

હજુ પણ એને સમજનારા કેટલા છે? આ વાત તેમને મન તો હાથના આંબળા જેવી હતી, એટલે જ તેઓએ ગ્રામદાન આંદોલન સાથે પોતાની જાતને જોડી.

કારણ કે ન્યાયી સમાજરચના વિનાની ન્યાયની પિપાસા અવાસ્તવિક છે, અને એશિયામાં ન્યાયી સમાજરચના માટે સુલભ ગ્રામદાન કરતાં ચડિયાતી વ્યવસ્થા બીજી નથી.

પણ કોઈ પણ નવી સમાજરચના જૂની રચના જોડે અથડામણમાં ઊતર્યા સિવાય શક્ય નથી. આ અથડામણ હિંસક હોય ત્યારે કાં ન્યાયનો, અને કાં બંનેનો નાશ થાય છે.

ન્યાયી સમાજરચના અસત્ય, કપટ કે બળજબરીથી શક્ય નથી. તેમાં બળનો જ વિજય થાય છે—ન્યાયની ઓથે ન્યાયની સામાજિક કે સામૂહિક પ્રસ્થાપના સામૂહિક નવજાગરણ સિવાય અસંભવિત છે

આ સામૂહિક નવજાગરણને તેમણે સંપૂર્ણ ક્રાંતિ કહી.

સામૂહિક + નવ + જાગરણ. થોડાનું નવજાગરણ એટલે પ્લેટોના તત્ત્વજ્ઞાનીઓનું રાજ્ય

માત્ર જાગરણ નહિ, જાગરણ નવું જ હોય. ભૂતકાળના અહોભાવનું જાગરણ પણ હોય, તે તો ખ્વાબી જ બની જાય. ભૂતકાળનું ખાતર થાય. ખોરાક નહિ; એટલે ભૂતકાળને સજીવ કરવા મથનારું જાગરણ સાર્થક ન થાય.

જાગરણ નવ જ હોવું જોઈએ. આવું સામૂહિક નવ જાગરણ એટલે બળ આધારિત સત્તાનું, કે અજ્ઞાન આધારિત ભયનું ક્રમશઃ વિલોપન; આવો ભય કે સત્તા જતાં; જે રહ્યું તે સ્વરાજ. મારા અને અમારા વર્તમાન અને ભાવિ પરનો કાબૂ—એટલે અમે અમારું કરેલું નિયમન. અને તેનાથી પ્રેરિત થતું મારું કે અમારું સંચાલન.

જે૦પી૦ એ યુટોપિયન આદર્શ કે સ્વપ્નઘેલા ઓલિયાઓના સંગાથી હતા. જેની માર્ક્સ-એન્જલ્સે ટીકા કે અવગણના કરી છે.

પણ તેઓ જ salt of earth—વિશ્વની અમોલી મૂડી છે. કારણ કે તેઓ સમૂહની આત્મશક્તિને અભિનંદી પાણી ચડાવવાવાળા પુરુષો છે. અહીં સમૂહની આત્મશક્તિનો મહિમા છે, કેવળ સંઘશક્તિનો નહિ.

આવા મહાપુરુષો કદીક વિગતોમાં ભૂલ કરે છે. પણ મૂળ વાતમાં, સરવૈયામાં કદી ભૂલ કરતા નથી. ચર્ચીલની ભાષામાં કહીએ તો તેઓ ધીંગાણામાં હારી જાય છે પણ સંગ્રામમાં જીતે છે.

They may lose battle and win war

આજે આપણે ધીંગાણામાં અવશ્ય હાર્યા છીએ, પણ યુદ્ધમાં જીતવાના છીએ. જે૦પી૦ તેના દીપસ્તંભ છે.

० **મનુભાઈ પંચોળી**

## એમની ત્રણ વિશેષતાઓ

જયપ્રકાશજીની સાથે મારો પરિચય થયો છે ત્યારથી એમના અનેક ગુણોની મારા પર અસર થઈ છે. એમના હૃદયની સરળતા મને ખૂબ ગમે છે. એ જ સરળતાને લીધે એમના વિશે ઠીક ઠીક ગેરસમજ પણ થાય છે અને એ જ સરળતાને લીધે તેઓ પોતે પણ ક્યારેક ભૂલચૂક કરી શકે ખરા.

એમની ત્રણ વિશેષતાઓ છે. જવાહરલાલ પછી વડાપ્રધાન તરીકે જયપ્રકાશજીનું નામ લેવામાં આવતું હતું. પરંતુ એમણે કદી સત્તા હાથમાં લીધી નહીં. એમને સત્તાની અભિલાષા નથી. બીજી વાત—ગૃહસ્થાશ્રમી હોવા છતાંય બ્રહ્મચર્ય પાળે છે. પરંતુ એ એવા તો વિનમ્ર છે કે એ વાતની બહુ ઓછા લોકોને જાણ છે. ગાંધીજી, અરવિંદ, રામકૃષ્ણની વાત જાહેર છે. પરંતુ જયપ્રકાશજીના બ્રહ્મચર્ય વિશે કોઈ જાણતું નથી. એમની ત્રીજી વિશેષતા છે— નમ્રતા, સરળતા અને સ્નેહ.

० **વિનોબા**



ગુચ્છ બે

# દૈવી સંપત્તિનો રત્નાકર

## જે૦પી૦ના નેતૃત્વનાં લક્ષણો

જે૦પી૦ માત્ર સામાન્યજનોને મન જ નહીં, પણ વિભિન્ન વિચારસરણીવાળા લોકોને મન અને સમાજના બીજા આગેવાનોને મન પણ નેતા કેવી રીતે બન્યા એ અભ્યાસ કરવા જેવો વિષય છે. તેઓ રાજનૈતિક નેતા હતા એ વાત તો નિઃશંક છે, પણ જો આપણે એમની લાક્ષણિકતાઓની યાદી બનાવીએ તો આજના ભારતીય સંદર્ભમાં નેતા બનવા સારુ જે જે યોગ્યતાઓ ગણી શકાય એમ છે તેનાથી એમના ગુણો સાવ ઊલટા જ જોવા મળશે.

જે૦પી૦ સૌથી પ્રથમ તો ખૂબ ભાવગ્રાહી હતા—લાગણી અને વિચારો બંનેની દૃષ્ટિએ. આ ભાવગ્રાહિતાને લીધે એમનામાં જડતાનો એવો અભાવ દેખાતો હતો કે ઘણીવાર તે માત્ર દૃઢતાની કમી જ નહીં પણ ચંચળતા સુધ્ધાં ગણાઈ જતી. તેમણે ઘણીવાર પોતાના રાજનૈતિક વિચારો બદલ્યા છે, લોકો અંગેની પોતાની દૃષ્ટિ બદલી છે, અને, પોતા વિરોધના ક્યાસ પણ બદલ્યા છે. એમ લાગતું કે તેઓ નિરંતર આપણા દેશ સારુ કંઈક તત્કાળની શોધમાં પડેલા રહેતા. બિહારમાં તો આ દેશના રાષ્ટ્રીય અસ્તિત્વનું કેંદ્ર વ્યક્તિત્વ જ જોવા મળતું. ટીકાકારો તો [illegible] કહી શકે કે એમના વ્યક્તિત્વમાં એમની એક [illegible] રહી. પણ જે સંદેહ [illegible] હતી તે એમને કદી [illegible] નહીં. અને એમ કદાચ તો એમને મોટી કિંમત ચૂકવવી પડી.

આટલી બધી ભાવગ્રાહિતા સાથે જે ગુણ સામાન્યપણે જોવા નથી મળતો તે બીજો ગુણ હતો ભવ્ય માનસનો. તેઓ એક બુદ્ધિશાળી માણસ હતા—જો કાર્યકારણ વિષે વિચાર કરનારને, ઉપસ્થિત પરિસ્થિતિનું પૃથક્કરણ કરવામાં જે પૂર્વના સર્વ જ્ઞાનને એકત્રિત કરી શકે તેવા માણસને, એક પગલું પાછું ભરીને પણ જે પરિસ્થિતિના તકાજા મુજબ સાચો દૃષ્ટિકોણ ગ્રહણ કરી શકે તેવાને, સુવ્યવસ્થિત રીતે ચિંતન કરી શકે તેવાને, જો બુદ્ધિશાળી કહી શકાય તો જે૦પી૦ બુદ્ધિશાળી હતા. ઉપરોક્ત બધાં કામો જે૦પી૦ ખૂબ શક્તિશાળી રીતે અને ચોકસાઈપૂર્વક કરી શકતા. જેમણે એમને સાંભળ્યા છે કે એમને વાંચ્યા છે—ખાસ કરીને સ્વરાજ પહેલાંના દિવસોમાં—તે આ વાત બરાબર જાણે છે.

વળી જે૦પી૦માં એક ત્રીજો ગુણ હતો અને તે પણ પુષ્કળ પ્રમાણમાં. તે ગુણ એટલે કે પ્રેમ. લોકો કે દેશ અંગેનો નિર્લેપ પ્રેમ જ માત્ર નહીં, પણ તેઓ જેમને ઓળખતા કે મળતા હોય અથવા તો જે શ્રોતાઓને તેઓ સંબોધતા હોય તેમની સાથે સીધા પ્રેમમાં પડી જનારો પ્રેમ. જ્યારે તેઓ સામાન્યપણે ભાષણ કરતા, ખાસ કરીને બિહાર આંદોલન દરમ્યાન, ત્યારે એટલા ધીમા અવાજે બોલતા કે જાણે કે પોતાના અંતર જોડે જ વાત કરતા ન હોય! બોલતી વખતે તેઓ ખાસ હાથ હલાવતા નહોતા કે લાગણીઓને ઉશ્કેરતા નહોતા. પણ પોતાના મનની વાત શ્રોતાઓની આગળ ધરી દેતા. શ્રોતાઓ સમજુ, શક્તિશાળી

અને વિચારની માંડણી સમજી શકે એવા છે એમ માનીને જ તેઓ તેમની જોડે વર્તતા. એમનાં વચનોનું આકર્ષણ એમની સત્યનિષ્ઠામાં, કોમળતામાં, દૃઢ અને ચિંતાની અભિવ્યક્તિમાં હતું; જોરદાર આવેશમાં કે ટીખળ કે રૂપકોમાં નહીં. નાની સભાઓ કે મંડળીઓમાં તો તેઓ હજી વધુ સૌમ્ય હતા. તેમાં તેઓ ભાગ્યે જ બોલતા, હમેશાં સાંભળવા ઇચ્છતા, વધુ માહિતી મેળવતા, પ્રશ્નો પૂછતા, પોતે કેમ આગળ વધવું જોઈએ એને વિષે અભિપ્રાય પણ પૂછતા, પણ આ મંડળીઓમાં ભલે એમ લાગતું હોય કે તેમના અભિપ્રાયોથી એ જખમી થઈ શકે એવી છે અથવા સામેનાની વાતમાં આવી જાય એમ પણ છે, પણ ખરેખર હતું એનાથી તદ્દન ઊલટું. એમની બુદ્ધિ આ અભિપ્રાયો, આ હકીકતો, આ દૃષ્ટિકોણોને ગ્રહણ કરતી અને પછી પોતાના નૈતિક કાયદાની ભૂમિકામાં લોકશક્તિ જગવવાના ઉદ્દેશને સામે રાખીને એમાંથી તેઓ પોતાના કાર્યની દિશા નક્કી કરતા.

એમનું અંગત જીવન પણ મધુર હતું, શુષ્ક નહીં. અતિશય કઠોર નહીં, બહુ ટોળાંશાહી પણ નહીં. એમનાં પત્નીની સાથે તેઓ આનંદિત રહેતા, પોતાના ભત્રીજાને મળવાનું એમને ગમતું. એમને આ બાજુ કે તે બાજુ કોઈ ગ્રંથિ નહોતી. એ સંબંધ બીજા કોઈ પણ રક્ત કે સ્નેહના સંબંધ જેટલા જ સ્વાભાવિક હતા. અનાસક્તિનો કોઈ દેખાડો કે ઢોંગ નહીં.

આ પ્રકારનાં સૌમ્ય અત્યંત ઉચ્ચ પ્રકારના બુદ્ધિશાળી ચારિત્ર્યે જનતા અને ભદ્ર સમાજ બંનેનાં મન મોહ્યાં હતાં અને તેથી તેઓ ઉચ્ચતમથી પણ મૂઠી ઊંચેરા બની રહેતા હતા. પણ સામાન્ય રીતે એવું ગૃહીત માનવામાં આવે છે કે રાજકારણી પુરુષને એક જ ધૂન હોવી જોઈએ. એક વિચારસરણીને એ વરેલો હોવો જોઈએ, માઈક્રોફોન પર બરાડા પાડવાની એને આવડત હોવી જોઈએ. એનામાં ભાષણબાજીથી શ્રોતાઓને મંત્રમુગ્ધ કરવાનું કૌશલ હોવું જોઈએ. એને પક્ષ અને વિધાનસભામાં યુક્તિ પ્રયુક્તિઓ કરતાં આવડવી જોઈએ. એમ પણ સૂચવવામાં આવે છે કે સારી નિશ્ચયી સરકાર ચલાવવા માટે લાગણી કરતાં તર્કની વધુ જરૂર હોય છે. એવી 'મજબૂત દૃઢ' નેતાગીરીના દાખલાઓ આજે ભારતમાં ઘણા જોવા મળે છે. પણ ભારતની જનતા આવી કહેવાતી દૃઢ સંકલ્પ નેતાગીરીને હલકી કે સસ્તી લેખે છે. જે૦પી૦ વિષેનો એનો આદરભાવ જોતાં ભારતની જનતા કેવા પ્રકારના નેતા પસંદ કરે છે તેને અંગે ફેરવિચારણાની જરૂર છે. જનતા તો એવા સૌમ્ય લોકોને પસંદ કરતી અને એમની ઉપર વિશ્વાસ ધરાવતી લાગે છે, જેમનો ભાવગ્રાહી નૈતિક સ્વભાવ હોય, જે જનતાની સાથે હાલી ચાલી અને રહી પણ શકતા હોય, જે પોતાના અંતરની કમજોરીઓ પણ એમની આગળ ધરી દઈ શકતા હોય; પણ આ બધું હમેશાં લોકોના પ્રશ્નોના ઉકેલ શોધવા સારુ કરવામાં આવતી સૌમ્ય યાત્રાના એક અંગ તરીકે. ગાંધીજીમાં પ્રેમ કરવાનો, ઘનિષ્ઠતાની સાથે એકાત્મતા સાધવાનો ગુણ હતો. જે૦પી૦માં પણ આ ગુણ હતો. એમ કહેવાય છે કે વિયેટનામના હોચિમિન્હ એવા સૌમ્ય પુરુષ હતા કે જે હસતા, હેત કરતા લોકોનાં હૈયાં સુધી પહોંચી જતા અને એમની મનસ્થિતિને આધારે પોતાની નીતિઓ બદલતા.

આજે મૂળિયાંમાંથી સંગઠન થાય, લોકો પોતાને માટે વિચારતા થાય, પોતે પોતાના અધિકારોને માટે સંઘર્ષ કરતા થાય, લોકોમાંથી જ નેતૃત્વ પેદા થાય, જે છેવટે ભારતના સમાજમાં સમાનતા લાવે વગેરે વાતોનું બહુ ડિમડિમ પીટવામાં આવે છે. પણ આવા વિચાર કરનારાઓ પૈકી સૌથી ઊંચા આદર્શવાદીઓ સહિત સૌનાં મનને ખૂણે એક વિચારસરણી તો છુપાયેલી હોય છે જ, કે જેને એ લોકો દીનદુખિયાંઓ સુધી પહોંચતી કરવા માગતા હોય છે. આ લોકો એવી વાત કરે છે કે જનતા પોતે જ પોતાનું નેતૃત્વ કરે, પણ મનની ભીતરમાં તો તેઓ એમ ઇચ્છતા હોય છે કે લોકો બહારથી જનારા 'મેળવણ કરનારાંઓ' મારફત અપાયેલી એક ચોક્કસ વિચારસરણીના ગુલામ બનીને જ કામ કરે. એ લોક મનમાં એમ ગૃહીત ધરીને ચાલે છે કે સમાજ અન્યાય અને અસમાનતાથી ભરપૂર અને ક્રૂર છે અને એને બદલવા સારુ આજ સુધી ઉપેક્ષિત અને શોષિત રહેલા લોકોને ઊઠી, કબજો કરી અને કબજો રાખવાની તાલીમ આપવાની જરૂર છે.

પ્રેમ, પહેલેથી ગાંઠ ન વાળી દેનારું મોકળું મન, શાંતિ, મૌન, ત્યાગ, આત્મભોગ દ્વારા પરસ્પર નિકટ આવવું, સૌમ્યતા વગેરેની આખી ફિલસૂફીને ગેરલાભદાયી ગણી બાજુએ ખસેડી દેવામાં આવે છે. પણ ભારત જ્યારે તીવ્ર ગોટાળા અને સંકટમાંથી પસાર થતું હતું તેવે ટાણે જે૦પી૦ જનતાના વિશ્વાસબિંદુ બન્યા એ હકીકત જ એ સૂચવે છે કે છેવટે તો આ જ ગુણો વ્યગ્ર ભદ્ર સમાજ ભલે એનાથી અપ્રભાવિત રહેતો, પણ કમ સે કમ 'લોકો' પર તો પ્રભાવશાળી નીવડશે જ. જે૦પી૦નું સાચું સ્મારક સમાજનું ધારણ કરનાર આવા ગુણોના ચીલા પાડવા એ જ છે. એ ચીલાઓ જેટલા પુરાતન હશે તેટલા જ તે અદ્યતન પણ છે.

(મૂળ અંગ્રેજી)

○ દેવકી જૈન

## સભ્યતાના સંરક્ષક

“જે૦પી૦,” જેઓ ઘણા દેશોમાં એ નામથી જ ઓળખાતા હતા, તે કોઈ પણ દેશ સારુ એક દુર્લભ હસ્તી હતા. તેઓ એક બિનપક્ષીય મૂળગામી ક્રાંતિકારી અને, અલબત્ત પોતાની કલ્પના, સ્વતંત્રતા—સૈનિક હતા. 'સ્થાપિત વ્યવસ્થા' અને સાધારણ જનતા બંનેનો એમને આદર સાંપડ્યો હતો. સામ્રાજ્યવાદના કાળ દરમ્યાન એમની સાથે ખભેખભો મેળવીને લડનારા લોકો જ્યારે દેશની સત્તા પર આવ્યા, જે દેશ આજે તો એક-પક્ષીય

રાજ્ય બની રહ્યો છે, ત્યારે મુક્તમને બોલવામાં એમણે લગીરે ભય અનુભવ્યો નહીં.

એમની જિંદગી દરમ્યાન એમની પ્રવૃત્તિઓ તો અમુક અંશે અનિવાર્ય રીતે દેશની સરહદો અને દેશના અનેકવિધ કોયડાઓ સુધી સીમિત થઈ, પણ એમના વિચારો કદી સીમિત થતા નહીં. બીજા દેશોમાં જે૦પી૦ જેવા પુરુષો અને એમનાં પત્ની જેવી સ્ત્રીઓની કમી છે તેથી જ દુનિયા આજે આત્મઘાતી સત્યાનાશના ખતરામાં મુકાઈ ગઈ છે.

સંસ્થાનવાદ અને પરમાણુ શસ્ત્રોના ખતરાની સામે તેમણે— વર્લ્ડપીસ બ્રિગેડના એક સ્થાપક સભ્ય તરીકે આફ્રિકામાં કામ કર્યું ત્યારે એમને પોતાના વિચારોની વિશ્વવ્યાપી સાર્થકતા દેખાયેલી. પરંતુ પોતાના દેશમાં અને સર્વોદય આન્દોલનમાં એ અને એમનાં એકનિષ્ઠ પત્ની નિરંતર કામ કરતાં રહ્યાં. તે કામ હતું આપણા જમાનાનાં વધતાં જતાં દૂષણો—રાજનૈતિક અહંકેન્દ્રિતતા, ભ્રષ્ટાચાર અને પૂર્વના સત્તાધારી આપખુદો પાસેથી સ્વતંત્રતાને નામે સત્તા પોતાને કબજે કરી લેનાર લોકોના સત્તાના દુરુપયોગની સામે ઝઝૂમવાનું. જે મૂલ્યો આગલી લડાઈમાં તેમણે સંપાદન કર્યાં હતાં અને જેની કિમ્મત એમને મન અંગત સ્વતંત્રતા, વ્યક્તિગત લાભ કે ખુદ જિંદગી કરતાંય વધુ હતી તે મૂલ્યોની પ્રાપ્તિ માટે તેમણે રચનાત્મક રીતે સંઘર્ષ ચાલુ રાખ્યો. જે૦પી૦એ પોતાની જિંદગી દરમ્યાન ધાર્મિક અસહિષ્ણુતા તથા સ્વાર્થી લોકો દ્વારા ઝનૂની રાષ્ટ્રવાદના કરાતા દુરુપયોગ સામે સંઘર્ષ કરીને જે મૂલ્યો હૃદયમાં સંઘર્યાં હતા, તે આજે આ ગ્રહ ઉપર સભ્યતાના રક્ષણ કાજે ખૂબ જીવસટોસટીના ગુણો મનાય છે. પણ આ મૂલ્યો દુનિયાના લોકો દ્વારા એટલી સ્વીકૃતિ પામશે ખરા કે જેથી દુનિયાને અને આપણ સૌને સત્યાનાશ તરફ ધકેલી જતી પ્રક્રિયાને વેળાસર થંભાવી અને પલટાવી શકાય? સર્વનાશને આરે ધકેલાઈ જવાને બદલે પ્રતિસ્પર્ધામાં સહકારના વિકલ્પ તરફ જવાની વાત કરતાં મોસ્કો ઑલિમ્પિક રમતોના અધ્યક્ષ લૉર્ડ કાલિનિને પોતાના પૂર્ણાહુતિ પ્રવચનમાં આ ચેતવણીનો સૂર ખૂબ બહાદુરીપૂર્વક સંભળાવ્યો હતો.

રોમન સભ્યતા જે કદી શીખી નહીં અને પૂર્વ અને પશ્ચિમ સારુ હજી જે શીખવાનું બાકી છે, તે છે "ચારિત્ર્ય વિના શાણપણ નહીં" (Nil virtute sed sapientia). આપણે આનો આજે મોટા પ્રમાણમાં ઇન્કાર કરી રહ્યા છીએ જેને લીધે આપણી પરનો ખતરો નિરંતર વધી રહ્યો છે. અને એવાય લોકો પડ્યા છે કે જે ઉદ્યોગો અને રાજકારણના "સંરક્ષણ"ની ઉત્તરોત્તર વધતી જતી કુશળતાના ખોટા ઉદ્દેશને લીધે હ્રાસાબંધ નકો કરે છે. આપણા રાજકારણના ગણિતને લીધે આજે બહુલાયતના જમાનામાં બેકારી અને ભૂખમરો, અવિચારીપણું અને કોઈનું ઉત્પાદન જ ગુણાકારને હિસાબે થઈ રહ્યું છે. અને આપણી ધર્મભાવનામાં પ્રેમ જ સૌથી વધુ વિસરાતું તત્ત્વ લાગે છે. પણ હજી બારી છે જ્યાં હજી પસંદગી કરવાનો મોકો ખુલ્લો પડ્યો છે. ટી. એસ. ઇલિયટે એ પસંદગીને પોતાની 'લિટલ ગિડન' નામની કવિતામાં ખૂબ ઊંડાણ અને દૂરદૃષ્ટિથી વ્યક્ત કરી છે. ('લિટલ ગિડન' એટલે જ્યાં સર્વોદયનો ઇંગ્લિશ પ્રયોગ થયેલો તે સ્થાન.)

કપોતનું—પવિત્ર આત્માનું—અવતરણ હવાને તોડે
ઝળાંઝળાં મહાભીતિની જ્વાળા વડે—
જિહ્વાઓ જેની ઘોષિત કરે
છુટકારો પાપમાંથી—ભૂલમાંથી.
એક માત્ર આશા, નહીં તો પછી નિરાશા,
રહી છે ચિતા ને ચિતા વચ્ચેની પસંદગીમાં
ઊગરવા માટે અગ્નિ વડે અગ્નિમાંથી.
કોણ તો આ યોજે છે યાતના? પ્રેમ.
પ્રેમ છે અપરિચિત નામ,
તે બે હાથ પૂંઠળનું, જેમણે વણ્યું
અસહ્ય અગ્નિજ્વાળાનું પહેરણ,
માનવી સત્તા જેનું ન કરી શકે નિવારણ.
આપણે તો માત્ર શ્વસીએ, નિઃશ્વસીએ,
ભરખાતા આ અગ્નિ કે તે અગ્નિ વડે.

(અનુ૦ ઉમાશંકર)

(મૂળ અંગ્રેજી)

**૦ રેવરંડ માઈકેલ સ્કૉટ**

## મનોબળ અને એમનું આત્મબળ

ક્રાંતિકારી તો જે૦પી૦ અલબત્ત હતા જ, પણ મારા મત મુજબ એમનામાં કાંઈક સંતપણું પણ હતું. સંતપણાનાં બે પાસાં હોય છે. એની શિસ્ત એટલે કે એના ત્યાગ અને સંયમ તથા એનો પ્રેમ. આપણા જેવા સાધારણ દુનિયાદારી લોકો, જેમનામાં આ બંને ગુણોની ખૂબ કમી હોય છે, તે આ બે ગુણોમાંથી કયો વધુ મહત્ત્વનો એને અંગે વાદ ચલાવે એનો કશો અર્થ નથી. જે૦પી૦ની શિસ્ત કાંઈ સાધારણ પ્રકારની નહોતી, પણ એમનો પ્રેમ જ ઝળહળતો હતો. એને લીધે જ તેઓ બીજાને સારુ આટલી કાળજી રાખતા, આટલા કરુણાવાન હતા અને જેમની તેઓ ચિંતા રાખતા તેમને અન્યાય થતો જુએ ત્યારે આટલા આવેશવાળા બની જતા.

તેમણે રાજ્ય સત્તા કદી ધારણ કરી નહોતી, જોકે દાયકાઓથી એમને સત્તાસ્થાનને યોગ્ય ગણવામાં આવતા હતા. સને ૧૯૭૪ થી ૧૯૭૭ સુધી તેમણે એક એવું ચાંદરણું ઊભું કર્યું હતું કે જે વિધિસરની સરકારની બરોબરી કરી શકે એમ હતું. અને તેઓ ૧૯૭૭ થી ૧૯૭૯ સુધી ભારત પર જે સરકારે રાજ્ય કર્યું તેના જનક (અલબત્ત કોરે મૂકેલા) ગણાતા હતા.

તેઓ દેશના લોકમાન્ય નેતા હતા, રાજકર્તા કદી નહીં. લોકો એમની પાસે સરકાર સામેની ફરિયાદો લઈને જતા, ઝગડતા જૂથો એમની પાસે મધ્યસ્થી સારુ જતા. ડાકુઓ જિંદગીને નવેસરથી શરૂ કરવા સારુ એમના ભણી મીટ માંડતા. પણ એમણે કદી કાયદેસરથી સ્થાપેલી સત્તાનો અધિકાર ભોગવ્યો નહોતો.

અને જે૦પી૦ પાછા એવા વિરોધપક્ષના રાજકારણી પુરુષ પણ નહોતા કે જે સત્તા કબજે કરતાં કરતાં સહેજ સારુ રહી ગયા હોય—દુનિયા એવા રાજકારણીઓને ઓળખે છે. ઘણાય પક્ષોના મોવડીઓ એવા હોય છે કે જેમણે સત્તાનો સ્વાદ માણ્યા વિના જ પક્ષ કે જુદા જુદા હિતોના જોડાણના તંત્ર પર અંકુશ રાખ્યો હોય. જે૦પી૦ કદી આ પ્રકારના પક્ષના સેનાપતિ નહોતા.

જે૦પી૦ને જેમ ઇતિહાસ શરીરબળવાળા માણસ તરીકે નહીં વર્ણવે તેમ તેમનામાં વિલક્ષણ બુદ્ધિ હતી તે છતાંય એમના બુદ્ધિબળ સારુ પણ તેઓ ખાસ નહીં ઓળખાય. જોકે એમનાં કેટલાંક પગલાં ઘણાને મૂંઝવણમાં મૂકી દેતાં—દાખલા તરીકે પચાસના દાયકાથી સિત્તેરના દાયકા સુધી એમણે લીધેલો સક્રિય રાજનીતિમાંથી કર્મ સંન્યાસ—છતાં વારંવાર તેઓ બાહોશ રાજનૈતિક સૂઝ વાપરતા. હિન્દી અને અંગ્રેજીમાં એમનાં લખાણમાં ઓજસ્વિતા અને મનોહારિતા છે. એમાં એક વિશાળ, ગંભીર અને કલાત્મક મસ્તિષ્કની સમૃદ્ધતા દેખાઈ આવે છે. લોકશક્તિ અને લોકોની જવાબદારી અંગેના એમના વિચારોમાં મૌલિકતા છે, પણ આ બધું છતાંય એમનું હૈયું એમના મસ્તિષ્ક કરતાં મહાન હતું.

ખરેખરની ખપ પડે ત્યારે તેઓ આવેશયુક્ત ભાષણો પણ કરી શકતા. પણ લોકો પર પોતાની વક્તૃત્વ છટાથી ભૂરખી નાખે તે પૈકીના વક્તા તેઓ નહોતા. એમનું વક્તવ્ય સાધારણ રીતે તો તર્ક કરનાર લોકોને સારુ જ થતું, જેમાં ભારોભાર સંસ્કારિતા, તર્કસંગતતા અને સમજાવટ હતી.

આપણે એમના અસાધારણ અંતઃકરણ અને અસાધારણ સંકલ્પશક્તિને કારણે એમની વાતનો પ્રતિભાવ પાડતા. એમના બીજા ગુણો, એમના અંતઃકરણ અને એમની સંકલ્પશક્તિની પૂર્તિ કરતા, કદી એની હરીફાઈ કરતા નહીં.

ભારતની મુક્તિ અને આખી દુનિયામાં સામાજિક ન્યાય સારુ એમનો સંકલ્પ હતો. મંદીના વરસો દરમ્યાન અમેરિકામાં કેળવેલો સામ્યવાદ તો એમણે ત્યજી દીધેલો, પણ વંચિત લોકો સારુ એમની કાળજી કાળક્રમે વધતી જ ગઈ.

એ હજારીબાગની જેલ, જ્યાં બ્રિટિશ રાજે એમને પૂર્યા હતા, ત્યાંથી નાસી છૂટયા અને એક રાષ્ટ્રીય વીરપુરુષ બની ગયા. પકડાયા પછી લાહોર કિલ્લામાં એમની સાથે ક્રૂર વહેવાર કરવામાં આવ્યો. એ કષ્ટસહન વિષે મૌન જાળવવાનું એમણે પસંદ કર્યું અને એમના દેશવાસીઓના એ વધુ લાડીલા બન્યા. ચોથા દાયકા અને પાંચમા દાયકા દરમ્યાન મહાન તુમાખીવાળી અને બેદરકાર કોંગ્રેસનો અને સાતમા દાયકામાં વિપુલ સાધનસામગ્રી ધરાવનાર એક ચતુર અને શક્તિશાળી વ્યક્તિની કંગ્રેસ અને આપખુદીનો એમણે ખુલ્લમખુલ્લા સામનો કર્યો.

આ બધા એમના મનોબળના દાખલા હતા. જ્યારે તેમણે રાજનૈતિક સગવડોના તમામ માન્ય નિયમોની અવગણના કરીને ૧૯૫૧માં તિબેટ પરના આક્રમણ અંગે, ૧૯૫૬માં હંગેરી અંગે અને ૧૯૬૮માં ચેકોસ્લોવાકિયા અંગે ભારત વતી ઉદ્‌ગાર કાઢ્યા (એમને તેમ કરવાનો કાયદેસરનો અધિકાર ભલેને ન હોય, પણ નૈતિક અધિકાર તો સદાય હતો) ત્યારે તેમની માનવતા પ્રગટ થઈ હતી. બાંગ્લાદેશને ટેકો આપનાર તેઓ પ્રથમ લબ્ધપ્રતિષ્ઠ ભારતવાસી હતા. અને ભારતની સીમાઓની અંદર નાગા અને કાશ્મીરી લોકોની લાગણીઓ તેઓ સમજ્યા અને તેને તેમણે વાચા આપી, અને આ પ્રસંગે પણ એનો વિચાર ન કર્યો કે એમ કરવાથી એમની રાજનૈતિક ખ્યાતિ પર કેવી અસર પડશે.

જે કોઈ એમને મળતા તે એમની સૌજન્યશીલતા, શૂરવીરતા અને આરસા જેવી સચ્ચાઈથી જિતાઈ જતા. એ એમની આન્તરિક શક્તિનાં અંગો હતાં. કોઈ ઉદ્દેશ્ય સારુ દૃઢ સંકલ્પ મોટાભાગના લોકોને કઠોર બનાવે છે. રાજકારણનો તો એક નિયમ જ છે કે જે પોતાની લાગણીઓને વશમાં રાખી શકે છે તેને જ યશ સાંપડે છે. પણ જે૦પી૦નો ચહેરો અને એમની વાણી તો અંદરથી તેઓ જે વિચારતા તેના દર્પણ જેવાં હતાં. એઓ મજબૂત અને બહાદુર હોવાની સાથે સાથે ઘણા માનવીય હતા.

૧૯૪૭માં ગાંધી જે૦પી૦ને કેન્દ્રીય નેતાગીરીમાં નેહરુ અને પટેલ જોડે સ્થાપવા માગતા હતા. પણ એમના મરણને લીધે બે અઠવાડિયાં સુધી જે૦પી૦ એક માનસિક આઘાતની અવસ્થામાં રહ્યા તે એ કારણે નહીં. એક બહુમૂલી માનવીય કડી અચાનક કપાઈ ગઈ હતી, જે૦પી૦ ભાંગી પડ્યા અને સુકાન વિનાના વહાણ જેવા થઈ ગયા.

એમની નમ્રતા છતાંય જે૦પી૦ને વચ્ચે વચ્ચે રાજનૈતિક સફળતાઓ જોવા જડતી હતી. એમણે જો પોતાના દિલને પોતાનાં મગજના અંકુશમાં રાખ્યું હોત તો શું એ સફળતાઓ વધુ વાર આવી ન હોત અને વધુ ટકી ન હોત? ૧૯૫૫ની આસપાસથી ૧૯૭૦ની આસપાસના ગાળા સુધી તેઓ સક્રિય રાજકારણથી અળગા રહ્યા, તેમાં એમણે શું ભૂલ કરી હતી? એમણે જો સત્તાવાંચ્છુ હોવાનો આરોપ વહોરી લીધો હોત તો શું એ ભારતની વધુ સેવા કરી શક્યા હોત? એ કર્તવ્ય ચૂકયા—કે પછી એમણે એક નાલાયક યત્નને લાત મારીને ફગાવી દીધો?

આ પ્રશ્ન અંગે મતભેદ રહેવાનો જ. અને કદાચ આપણે સારુ બેય સાથે મેળવવાનો કોઈ માર્ગ જ નહોતો—એક તરફ જે૦પી૦ આપણા સંઘર્ષમાં લાગણીપૂર્વક ભળીને આપણને જગાડી શકે અને બીજી તરફ જે૦પી૦ સત્તા મેળવવા સારુ પોતાના સોગટાં ગોઠવતા હોય. એ બંને સાથે અને એમ નહોતું. બીજા પ્રકારના કામ માટે જે ધગશ અને ધૂર્તતા જોઈએ તેનાથી તો

એમની માનવતા પર જ અસર થઈ હોત, એ તો એમનો સૌથી વધુ ગમે તેવો ગુણ હતો.

આ કદાચ સાચું છે. છતાં મારે કબૂલ કરવું જોઈએ કે કેટલીક વાર મારા મનમાંયે એ વાતનો વસવસો થાય છે કે જે૦પી૦એ થોડા વખત સારુ પણ વધુ સીધી રીતે દેશની લગામ કેમ ન સંભાળી, એમનામાં એટલી બધી સર્જનાત્મકતા હતી ! તેઓ અન્યાયના વિધ્વંસક હતા, પણ તેઓ એક સર્જક પણ હતા,—એક એવા સ્થપતિ કે જે સુરુચિ અને વહેવારકુશળતા બંને ધરાવતા હતા.

મારા મત મુજબ વિશ્વના ઉચ્ચ નેતાઓની સભામાં પણ તેઓ ભવ્ય ભાગીદાર બની શક્યા હોત—એક રાષ્ટ્રભક્ત છતાં વિશ્વ-નાગરિક તરીકે જે આતરરાષ્ટ્રીય સભામાં જે૦પી૦ હાજર હોત તેમાં સત્તાની સંતુલાના વિચાર ઉપરાંત ન્યાય અન્યાયનો પણ વિચાર થયો હોત અને તેઓ ભારતની પ્રતિમાને કોઈ વાર ઝાંખપ આપનાર રશિયાન્તરફી વલણને ટાળી શક્યા હોત.

શું થઈ શક્યા હોત ને શું નહીં, તે અટકળને જવા દઈએ તો પણ જે૦પી૦ એક વિલક્ષણ વિશ્વમાનુષ તરીકે તરી આવે છે—બધા કરતાં વધારે તો ભારતમાં લોકશાહી સારુ એમણે ખેલેલા જંગને લીધે. ગરીબો પણ અમીર દેશોની માફક આઝાદી-ના પ્યાસા છે, કદાચ અમીર કરતાં પણ ગરીબ વધારે, એ સત્ય જે૦પી૦એ આપણા જમાનામાં સિદ્ધ કરી આપ્યું. આજે એ ખૂબ પ્રસ્તુત છે, ખાસ કરીને જેમને ઘરગથ્થુ ,તાનાશાહી નીચે જીવવું પડે છે તેવા ત્રીજી દુનિયાના ઘણા દેશોને સારુ.

જે૦પી૦ ગરીબ માણસ માટે લડ્યા—પણ એના સમગ્ર વ્યક્તિત્વ માટે—એના પેટની સાથે એના હૃદય અને એના આત્મા સારુ પણ ખરા. એમને એ કલ્પના બહુ દુષ્ટ લાગતી કે ગરીબ માણસ એ લાગણી વિનાનુ માત્ર પેટવાળું માનવાકૃતિ યંત્ર છે. આઝાદી બાબતમાં કોઈ પણ પ્રકારની બાંધછોડ ન કરવા અંગેનાં એમનાં શક્તિશાળી વચનો એ જ કદાચ એમનો સૌથી મોટો વારસો છે.

( મૂળ અંગ્રેજી )

**• રાજમોહન ગાંધી**

## ભલાઈનો દૂત

૧. શ્રી એમ. એન. રોયે સ્ટાલિનને અંજલિ આપતાં કહ્યું હતું કે સ્ટાલિન મહાન માણસ હતો. અને મહાનતા ભલાઈની કિંમત ચૂકવ્યા સિવાય આવતી નથી આપણા જમાનાના માનવીય ચારિત્ર્યનું આ ખરેખર ખૂબ વાસ્તવવાદી ચિત્ર હતું, પણ માનવની શક્યતાઓનું એ મૂલ્યાંકન તો ખચિત નહોતું જ. જે૦પી૦ની જિંદગી તીવ્રપણે એ બાબતની સાક્ષી પૂરતી હતી કે માણસની ભલાઈ એ જ એની મહાનતાનું સાચું માપ છે અને ભલાઈથી જુદી એવી કોઈ મહાનતા હોતી જ નથી. એમનાં મન, વચન અને કર્મનું દરેક કૃત્ય આ પાયાના મૂલ્યબીજની અભિવ્યક્તિ હતી. અને એમની જિંદગી આ દિશામાં થયેલા સતત પુરુષાર્થનું અદ્વિતીય ઉદાહરણ હતું.

૨. ૧૯૨૦માં જ્યારે બાપુની હાકલથી તેઓ પટના કૉલેજ છોડીને અસહકાર આન્દોલનમાં જોડાયા ત્યારે તે કામ કંઈ રાજ-નૈતિક મહત્ત્વાકાંક્ષાને લીધે નહોતું થયું અને એમાં મહાન બનવાની કોઈ ઇચ્છા પણ કામ નહોતી કરતી. મહાત્માની હાક-લથી બ્રિટિશ સરકારની કૉલેજ છોડવી એ અંદરથી કર્તવ્યનું ભાન હતુ. પોતાની જાત પ્રત્યેનું, સમાજ પ્રત્યેનું, દેશ પ્રત્યેનું અને માનવજાત પ્રત્યેનું કર્તવ્ય. અને તેમણે તે બજાવ્યું. એ જ ચાલનાને લીધે બે વરસ પછી તેઓ અભ્યાસ સારુ અમેરિકા ગયા અને એને લીધે જ તેમણે ત્યાં પ્રાકૃતિક વિજ્ઞાનના વિષયો બદલીને સમાજ વિજ્ઞાનના વિષયો લીધા. આ બધામાં અંગત મહત્ત્વાકાંક્ષાનો એક છાંટોયે નહોતો. અમેરિકામાં પ્રાચીન ઋષિઓના આશ્રમમાં રહેતા હોય તેવું જીવન જીવીને તેમણે એ વાતની શોધ કરી કે ભલા કેવી રીતે થવાય અને ભલાઈની શોધ એમને પાકા માર્ક્સવાદી બનાવી ગઈ. માર્ક્સવાદના મક્કા જેવા મૉસ્કો જવાની એ તૈયારીમાં જ હતા તે જ વખતે કેટલીક જરૂરિયાતોને લીધે એમને ૧૯૨૯ માં સ્વદેશ પાછા ફરવું પડ્યું. પાછા આવ્યા પછી તેઓ એક માર્ક્સવાદી સેના ખડી કરવામાં પૂરા દિલથી લાગી ગયા, જે માણસ સમાજના શોષણનો શિકાર બની અસ્વાસ્થ્યકર બંધનોથી પીડાય નહીં તેવો સમાજવાદી પલ્ટો લાવી શકે. બ્રિટિશ સામ્રાજ્યની ધૂંસરીને ફગાવી દેવાની લડાઈને માત્ર એક અટૂલી હકીકત તરીકે ન જોતાં તેમણે તેને શોષણ અને વિષમતા પર આધારિત સમાજને ખતમ કરવાના સંદર્ભમાં જોઈ. ત્યાર સુધી તેઓ અહિંસાના પુરસ્કર્તા નહોતા થયા. પણ છેવટે તો તેઓ એક અહિંસક સમાજ જ લાવવા માગતા હતા કે જ્યાં માનવીય સમાનતા અને બંધુતા હોય, જ્યાં દરેક પોતાની શક્તિ મુજબ આપતો અને પોતાની જરૂરિયાત મુજબ લેતો હોય.

૩. એમના જીવનના આ સમાજવાદી સર્ગમાં જોકે તેમની પસંદગી સ્વાભાવિક અને અનિવાર્ય રીતે જ એમની પાર્ટી કૉંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીના મંત્રી તરીકે કરવામાં આવી હતી, પણ એમણે પોતે એક અંગત સિદ્ધિ તરીકે આ પદ મેળવવા કે એને વળગી રહેવા સારુ જરીકે પ્રયત્ન કર્યો હોય એવો કોઈ પુરાવો નથી. દરેકે દરેક કામ એમને સોંપાયેલી ફરજ સમાન હતું. અને બધી જવાબદારી તેમણે ધર્મ સમજીને જ લીધી હતી. એને પોતાની પૂરી શક્તિમતિ મુજબ જ તેઓ પાર પાડતા. તેઓ કદી એક ટોળકી બનાવનાર, કે પાવિત્ર્યવાદી સંકુચિત સિદ્ધાન્તવાદી સૈદ્ધાન્તિક નહોતા કે તેઓ ઘમંડપૂર્વક પોતાને રસ્તે એકલા ચાલવાય માગતા નહોતા એ કદી પોતાની પ્રસિદ્ધિ ઇચ્છતા નહીં, અને મતભેદોને પોતાની ખ્યાતિ સારુ વાપરતા નહી. તેઓ કદી ભૂલ કરતા નહીં એમ નહીં, પણ

એમની ભૂલો પણ એમની ભલાઈને લીધે થતી. કોઈ માણસ મૂળમાં જ ખરાબ હોઈ શકે એમ તેઓ માની શકતા જ નહીં અને દરેકનાં વચનો પર એ વિશ્વાસ રાખતા. જ્યારે એમણે કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીમાં સામ્યવાદીઓને લેવાનું નક્કી કર્યું ત્યારે એમના જૂથમાં શંકાશીલ લોકો હતા. પણ એમની ભલાઈ એ સામ્યવાદીઓના આશયો કે ઈમાનદારી વિષે શંકા કરવા દે એમ નહોતી. પાછળથી જોકે આને લીધે એમની પાર્ટીને ભારે કિમ્મત ચૂકવવી પડી હતી અને આ નિર્ણય અંગે એમને પસ્તાવો પણ થયો હતો. એવું જ ત્રિપુરિમાંયે થયું. જે૦પી૦ના નેતૃત્વ હેઠળ કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીએ પ્રમુખ તરીકેની ચૂંટણીમાં ડૉ. પટ્ટાભિ સીતારામૈયાની વિરુદ્ધ સુભાષબાબુને ટેકો આપેલો. પણ ચૂંટણી, જેમાં સુભાષબાબુની જીત થઈ હતી, તે પછી જ્યારે ગાંધીજીએ ડૉ. પટ્ટાભિ સીતારામૈયાની હારને પોતાની હાર તરીકે લેખી અને કોંગ્રેસને એમના માર્ગદર્શનનો લાભ ન મળે એવો ભય પેદા થયો ત્યારે, ત્રિપુરિ કોંગ્રેસમાં, કોંગ્રેસના ભાગલા પડી જશે એ ભયે (અને એમ થાય તો તો એ રાષ્ટ્રીય આફત સમાન જ ગણાય) જે૦પી૦ના નેતૃત્વ હેઠળ કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીએ પંત ઠરાવની વિરુદ્ધ વોટ ન આપ્યો. એ ઠરાવ કોંગ્રેસના બંધારણની વિરુદ્ધ હતો અને એને વિષે ગાંધીજીએ સુધ્ધાં પાછળથી કહ્યું હતું કે 'હું એને જેમ જેમ વાંચું છું તેમ તેમ ધિક્કારું છું.' મેં જે૦પી૦ને વારંવાર પૂછ્યું હતું કે એમણે એ ઠરાવની વિરુદ્ધ મત કેમ નહોતો આપ્યો? એમનો એક જ જવાબ હતો કે આઝાદીની લડતના સાધનરૂપ કોંગ્રેસ સંસ્થામાં જ એનાથી ભંગાણ પડે એવો એમને ભય હતો. 'વામપંથી' કહેવાતા કે સમાજવાદી લોકો પર ત્રિપુરિની માઠી અસર પડેલી, પણ જે૦પી૦એ એ નિર્ણય બધી ગાળો સહીને પણ રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ લીધેલો. આ હતો તે ભલો માણસ જે રાષ્ટ્ર અને માનવજાત સારુ જે કામને એ ઇષ્ટ ગણતા હતા તે કરવા જતાં પોતાને શું થાય છે તેની પરવા કરતા નહોતા.

૪. ભલાઈની ગોધે એમની પાસે દેશ સારુ એક રૂપરેખા તૈયાર કરાવી જે એમણે જેલમાંથી રામગઢ કોંગ્રેસ વખતે ગાંધીજી પાસે મોકલાવી. ગાંધીજીએ આ દસ્તાવેજને બહાલ રાખ્યો અને તેની તેમણે કદર કરી. પણ એ કોંગ્રેસ આગળ પસાર થવા સારુ માત્ર એક જ કારણસર રજૂ કરવામાં ન આવ્યો કે તે વખતની પરિસ્થિતિની ગંભીરતા જોતાં ફક્ત ભારત-બ્રિટિશ સંબંધો અંગે એક જ ઠરાવ પસાર કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. આ ખરડો જોઈને જ ગાંધીજીને એમ કહેવાનું મન થયું હતું કે સમાજવાદ વિષે જે જયપ્રકાશ નથી જાણતા તે બીજા કોઈ નથી જાણતા. પછી આવી ઑગસ્ટ ૧૯૪૨ની લડાઈ, જેમાં જયપ્રકાશ બહાદુરીથી જેલમાંથી છટકી નાઠા, છેવટે લાહોરના કિલ્લામાં સલામતી ધારા હેઠળના કેદી તરીકે આવ્યા અને સાથીઓ અને ટેકેદારો અંગે એમની પાસેથી માહિતી કઢાવવા પોતા પર ગુજારવામાં આવેલી અત્યંત અમાનવીય શારીરિક અને માનસિક રિબામણીને તેમણે શાંતિથી સહી લીધી.

૫. આઝાદી પછી એમનું સ્થાન એવું હતું કે સત્તાના સ્થાનોમાં કોઈ પણ મોખરાનું પદ એમને સહેલાઈથી મળ્યું હોત. તે વખતે સામાન્ય રીતે એમ માનવામાં આવતું કે જયપ્રકાશ જવાહરલાલ નેહરુના સ્વાભાવિક વારસ છે. આઝાદી પછીના શરૂઆતના દિવસોમાં નેહરુએ સુધ્ધાં એનો ઈશારો કરેલો. પણ ઇતિહાસે એમને સારુ કોઈક બીજી જ ભૂમિકા ગોઠવી રાખી હતી. ભારતને સ્વરાજ મળતાંની સાથે જ લોકશાહી રાજનીતિને સફળ બનાવવા સમાજવાદી જૂથ કોંગ્રેસમાંથી અલગ પડીને વિરોધી પક્ષ તરીકે કામ કરવા લાગ્યું. છતાંય જયપ્રકાશને સત્તા ગ્રહણ કરાવવાના પ્રયાસો થયેલા, પણ એમને સત્તામાં નહીં પણ નીતિઓ અને કાર્યક્રમોમાં રસ હતો. એમને એમનું સ્થાન લોકોની ઉપર નહીં પણ લોકોની વચ્ચે લાગતું હતું.

૬. ખરું જોતાં એમના ચિત્તને ચેન નહોતું. એમણે જોયું કે લોકોનાં દુઃખ દરદો વધતાં જાય છે. સ્વાર્થી સંકુચિતતા અને વાડાઓનો વિચાર બધા ક્ષેત્રોમાં અને ખાસ કરીને સત્તાના ક્ષેત્રો અને સંસ્થાઓમાં ઉપર આવી રહ્યો હતો, ગાંધીવાદી દૃષ્ટિકોણ ક્ષિતિજની પાછળ આથમી ગયો હતો અને તામસિક જડતાની ધૂમ મચી હતી. તે ક્ષણે આચાર્ય વિનોબા ભાવે કજિયા-કંકાસથી વીંખાયલા તેલંગણા પર શીતળ લેપ લગાડવા પ્રયાસ કરી રહ્યા હતા અને ત્યાં જ એમને ભૂદાનનો વિચાર સૂઝ્યો હતો. જે૦પી૦ના સત્યગ્રાહી ચિત્તે આ વિચારમાં એક જુદા જ પ્રકારના આન્દોલનની શક્યતા નિહાળી—વ્યક્તિઓ અને જૂથો દ્વારા સ્વૈચ્છિક કર્મો દ્વારા સામાજિક પલટાનાં આન્દોલનની શક્યતા જોતાં તેઓ એ આન્દોલનમાં જોડાયા અને અને એની શક્તિ અને એનું આકર્ષણ બની ગયા. એમના આન્દોલનમાં જોડાવાનો અર્થ સમાજ અંગેના એમના નવીન ચિંતનનો આરંભ થતો હતો. તેઓ એ નિષ્કર્ષ પર આવી ગયા હતા કે અત્યારની પક્ષ અને પક્ષપાતો પર આધારિત સત્તાકેન્દ્રિત સંસદીય પદ્ધતિથી કશું વળવાનું નથી. દેશને મૂળમાંથી ઉપર આવતી નિષ્પક્ષ લોકશાહીની જરૂર છે. વિરાટકાય મતદાર ક્ષેત્રોની જગાએ પાયામાં પુખ્ત મતાધિકાર સાથે પ્રાતિનિધિક મતદાર મંડળોની જરૂર છે. સ્વૈચ્છિક કર્મને આધારે ગ્રામ સભા સંગઠિત કરવાની અને પંચાયત પદ્ધતિને ફરી ચાલુ કરવાની જરૂર છે. સરકારની પરવાનગી આપનારાઓને બદલે લોકોના હાથમાં પહેલ જવી જોઈએ. સમાજના એકમ તરીકે પરિવારને મજબૂત કરવા પર તેમણે ભાર મૂક્યો. સમાજ પરિવર્તનના સાધન તરીકે શિક્ષણની શક્યતાઓ તેમણે સમજી અને અનૌપચારિક શિક્ષણ સારુ સ્વૈચ્છિક કાર્યો પર તેમણે જોર દીધું. આ બધા ચિંતનમાં એમના વિચારોની પાછળ 'માનવ' મુખ્ય હતો. એમને એ સમજાઈ ગયું હતું કે ભલાઈની પ્રેરણા ભૌતિકવાદથી મળતી નથી, અને માણસની મૂળભૂત ભલાઈ પર પૂરું ધ્યાન દેવા અને વિશ્વાસ મૂકવાની જરૂર છે. જે૦પી૦ સાહેબ 'સાચા' ક્રાંતિકારીએ રોગનું નિદાન કરી નાખ્યું અને એનો ઈલાજ પણ શોધી લીધો હતો, પણ એ ઉદ્દેશ સુધી પહોંચવા સારુ પ્રભાવકારી સાધનની એ હજી શોધમાં હતા.

૭. ભૂદાન આન્દોલને ધીરે ધીરે એનું જોમ ગુમાવી દીધું હતું અને સંસ્થાકીય વ્યવસ્થાઓનું એ બંદી બની ગયું હતું. બીજી બાજુ દેશની સ્થિતિ ખરેખર ભયાનક હતી. ભ્રષ્ટાચાર અને સત્તાનું રાજકારણ એ બંને અભિન્ન થઈ ગયાં હતાં. બંને પરસ્પરના ટેકાથી પુષ્ટ થતાં હતાં. એક મૂળભૂત માનવીય અધિકાર—અભિવ્યક્તિની આઝાદી—નો અમલ એ એક ભયભરેલો વ્યાપાર થઈ ચૂક્યો હતો અને બંધારણીય સત્તાવાદ આવી રહ્યો હતો. આવી ભેંકાર પરિસ્થિતિમાં જયપ્રકાશે આમતેમ નજર ફેરવી જોઈ. ક્રાંતિના સંભવિત વાહન તરીકે તેમની નજર તરુણો પર ઠરી. વિલાસિતા અને ક્ષુલ્લક મુદ્દાઓ અંગે હિંસક પ્રવૃત્તિઓ આદરતા તરુણોની શક્તિઓને તેઓ સમાજ પરિવર્તન તરફ વાળવા માગતા હતા. આમ એમણે બિહારના વિદ્યાર્થીઓની આગેવાની સ્વીકારી અને એમને સાર્થક દિશામાં લઈ જવાની એમને આશા હતી. પણ તત્કાલીન સત્તાધારીઓને એમના પ્રયાસોમાં પોતાના અધિકાર સામેનો પડકાર દેખાણો અને એમણે સંઘર્ષનો એવો મારગ લીધો કે જે તેમને છેવટે જે૰પી૰ અને બીજાઓને જેલમાં લઈ જવા અને દેશ પર આંતરિક કટોકટી લાદવા સુધી લઈ ગયો. એમનો જેલવાસ એવો હતો કે ટૂંક સમયમાં જ એ મૃત્યુમુખે પહોંચી ગયા, અને જોકે એ થોડાં વર્ષો સુધી જીવતા રહ્યા છતાંય એમની તબિયત એટલી ખરાબ હતી અને તેઓ એવા પાંગળા થઈ ગયા હતા કે તરુણોને અને જનતાને એમના ઉદ્દેશો સુધી જવાનું માર્ગદર્શન ન આપી શક્યા. એમાં તો શક જ નથી કે એમનું ચિત્ત કાંઈક ને કાંઈક કરી છૂટવા તરફડતું હતું, પણ એમનું શરીર પંગુ બની ગયું હતું. ૧૯૭૭ની ચૂંટણીઓ આવી ત્યારે પોતાની તબિયતને જોખમે પણ એમણે બિહાર અને બહારનાં કેટલાંક સ્થળોની મુસાફરી કરી, પણ તેમ કરતાં ફેબ્રુઆરીમાં જ તેઓ પાછા પટકાઈને મુંબઈની હોસ્પિટલમાં જઈ ચડ્યા. છતાં લોકોની ભલાઈ વિષે એમને જે પરમ શ્રદ્ધા હતી તેનાં પરિણામો ૧૯૭૭ની ચૂંટણીના પરિણામોમાં સરસ દેખાઈ આવ્યાં. ફરી જ્યારે ચૂંટણી પતી ગઈ ત્યારે એ કેટલાક મિત્રોની દિલ્લી આવવાની માગણીને ઇન્કારી ન શક્યા. પણ તેમ કરતાં બીજે જ દિવસે હોસ્પિટલમાં અને પછીથી સીએટલ ગયા.

૮. વખત વીતતો ગયો તેમ તેમ એ વધુ ને વધુ ક્ષીણ થતા ગયા. તેમણે જ્યારે જોયું કે આન્તરિક કટોકટીને લીધે છિનવાયેલી આઝાદીને પાછી લાવવામાં એમણે જેમનો સાથ લીધો હતો એ લોકો પણ સત્તાના રાજકારણની મેલી રમતના એવા જ શિકાર બની ગયા હતા ત્યારે તેમણે માણસના અંતિમ ભાવિ પર કે માણસના અંતરમાં રહેલી ભલાઈ કે લોકોની નિગરાણી પરથી નહીં, પણ પોતા પરથી વિશ્વાસ ખોઈ દીધો અને એમને થયું કે હવે તેઓ કોઈ કામના રહ્યા નથી. જે બની ગયું હતું તેને અંગે તેઓ શોક કરતા હતા અને એમાંથી મુક્તિ ઇચ્છતા હતા, જે છેવટે ૮મી ઑક્ટોબર ૧૯૭૯ની વહેલી પરોઢે એમને આવી મળી. આમ માનવીની ભલાઈના ફિરસ્તાની પાર્થિવ યાત્રા પૂરી થઈ.

૯. વારંવાર મત પરિવર્તનો અને વિસંગતિના એમની ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યા છે. આ બધા વિરોધાભાસો અને વિસંગતિઓની પાછળ જોનાર નજરને ભલાઈની અંતરધારા ખોળતું ઝરણું જોવા જડશે. ભલાઈની આ શોધ ખાતર એમને કશુંય અલંઘનીય નહોતું લાગતું. મહાન બંગાળી કવિ ચંડીદાસની માફક તેઓ પણ માનતા કે સૌની ઉપરે મનુષ્ય જ સત્ય છે અને બધા માનવીય પુરુષાર્થનો એક જ ઉદ્દેશ હોવો જોઈએ—માનવને માનવ તરીકે લેખવાનો.

અંગત વહેવારોમાં એમની નમ્રતા અને બીજાઓ માટે એમની કાળજી એ ખરેખર દુર્લભ અને આદર્શરૂપ હતા. બીજાઓ વિષે વિચાર કરવામાં કોઈ કોઈ વાર એ દોષ ગણાઈ જાય એટલા ઉદાર હતા. પણ એમની પોતાની અંગત જિંદગીનું નૈતિક ધોરણ ખૂબ ઊંચું હતું. જ્યારે તેઓ વિદ્યાર્થી તરીકે અમેરિકામાં હતા ત્યારે એમનાં તરુણ પત્ની પ્રભાવતીજી, જેઓ તે વખતે ગાંધીજી સાથે રહેતાં હતા, તેમણે આજીવન બ્રહ્મચર્ય પાળવા અંગે એમની પરવાનગી ઇચ્છેલી. તે વખતે તેઓ આ મૂલ્યમાં માનતા નહોતા. પણ એ પોતાની પત્નીની ઇચ્છા વિરુદ્ધ જીવવાનું શી રીતે કરી શકે? અને પોતાની જીવનસંગિનીને સુખી કરવા એક સહજ પ્રવૃત્તિ છોડી ન દેવાય? તત્ક્ષણ પરવાનગી અપાઈ ગઈ. જ્યારે તેઓ સ્વદેશ પાછા આવ્યા ત્યારે પ્રભાવતીની સમ્મતિથી ગાંધીજીએ સૂચવ્યું કે જયપ્રકાશ જો ઇચ્છે તો ફરી લગ્ન કરી શકે છે. જયપ્રકાશને આ વિચારથી ભારે આઘાત લાગ્યો અને એમને દુઃખ એ વાતનું થયું કે એમને આવા સ્વાર્થી અને નીચ શી રીતે માનવામાં આવ્યા હશે? આ હતો ભલો જયપ્રકાશ, જે જિંદગીની એક માત્ર કસોટી ભલાઈને જ ગણતો હતો. સ્વાર્થ અને પાર્થિવ વાસનાઓથી મુક્ત એવી આ યુગલની ભાગીદારી પરસ્પર સારુ ત્યાગ અને માનવમાત્રની સેવા સારુ અર્પિત હતી. અને છતાં એમની ભલાઈની મહાનતા એમાં હતી કે એમણે પોતાની જાતને સાધારણ મર્ત્ય માનવો કરતાં વધુ અને મહાન માની નહોતી. મહાન તરીકે એમની સાથે વહેવાર કરવામાં આવે તે એમને હમેશા નાપસંદ હતું.

૧૦. રાજકારણ એમના સારુ ધંધો નહોતો, એ તો માત્ર લોકોની સેવાનાં સાધનો પૈકીનું એક હતું. ૧૯૬૬માં જ્યારે બિહારમાં દુષ્કાળ પડ્યો ત્યારે તેમણે તરત બિહાર રિલીફ કમિટીની સ્થાપના કરી, બધી ઝગડતી પાર્ટીઓને ભેગી કરી, ફાળાઓ ઉઘરાવ્યા, આખા દેશમાંથી કાર્યકર્તાઓ ભેગા કર્યા, અને અનોખી સેવા બજાવી. એમના વિના એ દુકાળમાં બિહારમાં લાખો લોકો મર્યા હોત. વળી જ્યારે ઑગસ્ટ ૧૯૭૫માં પટનામાં અભૂતપૂર્વ પૂર આવ્યાં ત્યારે એમના માંહેલો ભલો માણસ બધા રાજકીય અને અંગત વિચારોથી ઉપર ઊઠ્યો. એમણે વડાપ્રધાન ઇન્દિરાજી જેમણે એમને કેદમાં રાખ્યાં હતાં તેમને પોતાને પેરોલ પર છોડવા વિનંતિ કરી અને તેઓ કોઈ રાજનૈતિક પ્રવૃત્તિમાં નહીં પડે એવી શરત પણ સ્વીકારવા તૈયાર થયા. આ બધું

એટલા માટે કે એમનાથી પટનાના લોકોની આવી વિપત્તિને કાળે સેવા થઈ શકે. આ એક એવો પવિત્ર પુરુષ હતો જેને સેવા કરતાં કશાયનો બાધ આવતો નહોતો. કમળા નેહરુ અને 'ભાઈ' જવાહર અંગે તેમને હમેશા અંગત સ્નેહ હતો. તેમની દીકરી વિષે કદી અંગત પૂર્વગ્રહ નહોતો. જાહેર મંચો પરથી પણ જ્યારે એમને અંગેનો કાંઈક ઉલ્લેખ કરવો પડતો ત્યારે તેઓ બહુ કષ્ટ અને સંકોચ સાથે એમનું નામ ઉચ્ચારતા. ૧૯૭૭માં જ્યારે તેઓ જે૦પી૦ને પટનામાં ચૂંટણીઓ પછી મળ્યાં ત્યારે એમનું સ્વાગત કરતી વખતે એમની આંખો ભરાઈ આવી હતી અને એમણે જેવો એમની ઓરડીમાંથી બહાર પગ મૂકયો કે તરત જ તેઓ પ્રેસ આગળ બોલી પડ્યા હતા : "એનો ભૂતકાળ ઉજ્જ્વળ હતો અને મારી શુભેચ્છા છે,એમનું ભવિષ્ય પણ ઊજળું નીવડે." ઘણા લોકો આને એમનું મોટું મન ગણશે. પણ જે૦પી૦ને પોતાનામાં એવો કોઈ ભારેખમ ગુણ હોયાનું ભાન સરખુંયે નહોતું. એમને માટે તો એ સાવ સ્વાભાવિક હતું.

૧૧. કેટલાક લોકો એમની માંદગી અને એમના સાન્નિધ્યનો લાભ લઈને એમને વટાવી ખાતા તેનું વર્ણન કરવાનો આ મોકો કે અવસર નથી. પણ હકીકત એ છે કે તેઓ દરેકની પ્રામાણિકતા પર વિશ્વાસ ધરાવતા અને દરેક પર નિસ્સંકોચપણે ભરોસો રાખતા. બારીક જોવા અને પરખ કરવાની એમની શક્તિ છેવટના દિવસોમાં ક્ષીણ થઈ હતી. પણ લોકો પર ભરોસો મૂકવાનો એમનો સ્વભાવ અને મનુષ્ય માત્રની ભલાઈ વિષેની એમની શ્રદ્ધા ઠેઠ અંત સુધી એમનાં એમ રહેલાં. એમનું નકરું મનુષ્યત્વ જ પુરવાર કરે તેવા દાખલાઓ અસંખ્ય છે—એમની નકરી ભલમનસાઈ કે જેની આગળ બધી વસ્તુઓ ઝૂકી અને પીગળી જતી. આપણી સામેનો પડકાર તો એ છે કે શું આપણે એમના વારસાને યોગ્ય છીએ? શું આપણે આ ભલાઈનો ચેપ પહેલાં આપણને અને પછી બીજાઓને લગાડી શકીએ?
(મૂળ અંગ્રેજી)

० જયનારાયણ સહાય

## એ તો પરમહંસ હતા

જે૦પી૦ વિષે લખવાનું નિમંત્રણ સહભોજના નિમંત્રણ જેવું છે. લખવા બેસનારની નજર સામે જે૦પી૦ના જીવનનું સ્પષ્ટ ચિત્ર આવીને ઊભું રહેશે. જે૦પી૦નું મધુરું સ્મિત, એમનો સરળ સ્વભાવ, એમની વાણીની ગંભીરતા, એમનો વાત્સલ્યભાવ, એમની ગૌરીશંકર સરખી મહાનતા, એમની સાગર શી ગહનતા અને શુકદેવ જેવી પ્રખર બુદ્ધિ! દેશ માટે એમણે કેવો મહાન ત્યાગ કર્યો હતો! ઈસા મસીહ તો એક જ દિવસ શૂળીએ ચઢ્યા હતા પણ જે૦પી૦ તો પૂરાં છ વર્ષ સુધી હસતાં હસતાં મૃત્યુના પારણામાં ઝૂલતા રહ્યા! એ બધું શા માટે? એમના જીવનથી દેશનું જે કંઈ ભલું થઈ શકે તે ખરું. એમનો એક એક શ્વાસ સેવા માટે જ ટકયો હતો. એમનું નામ જયપ્રકાશ નારાયણ. જીવનભર એ જયની પ્રેરણા આપતા રહ્યા. એમના જીવનની પળ પળ દેશને જ નહીં, સારી દુનિયાને ઉજાળતી રહી, અને અંતે હસતાં હસતાં નારાયણમાં જ સમાઈ ગયા.

પ્રભાવતીબહેન અને જે૦પી૦ એક જ સિક્કાની બે બાજુ. પરમહંસ રામકૃષ્ણની સાધના સારુ થઈને શારદા માએ આજીવન બ્રહ્મચર્યનું પાલન કર્યું, તો પ્રભાવતીજીની સાધના માટે જે૦પી૦એ આજીવન બ્રહ્મચર્યનું પાલન કર્યું. પરમહંસ કેન્સરની બીમારીને કારણે શારદા મા પહેલાં જ પરવર્યા અને પ્રભાવતીબહેન પણ કેન્સરની બીમારીને કારણે જે૦પી૦ પહેલાં પરવર્યાં. આ કોઈ ભાવના યા કલ્પનાની વાત નથી, આત્માના અમરત્વના વિચારે જ એની સાખ ગીતા પૂરે છે :

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

હું તું કે આ મહિપાળો, પૂર્વે ક્યારે હતા નહીં,
ન હઈશું ભવિષ્યેયે એમ તું જાણતો રખે. (ગીતા ૨–૧૨.)

ગાંધી સેવા સંઘનું સંમેલન બિહારમાં વૃંદાવન મુકામે હતું. ત્યાંથી હું અને સુરેન્દ્રજી સાથે પાછા ફરતા હતા. પટણામાં જે૦પી૦ને મળવા ગયા. અમારી વાતચીત ચાલતી હતી ત્યાં એક સોશ્યલિસ્ટ કાર્યકર્તા આવ્યા. જે૦પી૦એ પૂછ્યું, "કેમ છો?" પેલાએ જવાબમાં કહ્યું, "બે દિવસથી ખાવા પામ્યો નથી, ભૂખ્યો છું." કરુણાથી જે૦પી૦ની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. ગજવામાં હાથ નાખ્યો તો બે રૂપિયા. એ આપતાં કહે, "આજ તો મારી પાસે પણ આ બે જ રૂપિયા છે; એ લે, કાલે વળી જોઈશું." કાર્યકર્તા બે રૂપિયા લઈને ચૂપચાપ ચાલ્યો ગયો. અમે જે૦પી૦ના મોઢા સામું જોતા જ રહી ગયા. માનવતા આને કહેવાય!

મારી ને જે૦પી૦ વચ્ચે ક્યારેય વાતચીત ન થતી. હું એમને મળતો ત્યારે એ આટલું જ પૂછતા, "બલવંતસિંહ કેમ છો? ઠીક છો ને?" હું કહેતો, "ઠીક છું." પછી આગળ વાત ન ચલાવતા કારણ કે એ જાણતા હતા કે હું મળવા તો પ્રભાવતીને ગયો છું.

એમની રચેલી જનતા પાર્ટીના જે હાલ થયા તે લખીને હું મારી કલમ ખરડવા નથી માગતો. સ્વાર્થમાં આંધળા સ્વાર્થી નેતાઓએ જે૦પી૦ના આત્મા પર જે કુઠારાઘાત કર્યો તેને કારણે એમને ભારે વેદના સહેવી પડી.

રામાયણની ભાષામાં કહેવું હોય તો :

કામ ક્રોધ મદ માન ન મોહા
લોભ ન છોભ ન રાગ ન દ્રોહા
જિનકે કપટ દંભ નહીં માયા
તિન્હ કે હૃદય બસહુ રઘુરાયા

સબકે પ્રિય સબકે હિતકારી
દુખ સુખ સરિસ પ્રસંસા ગારી
કહહિ સત્ય પ્રિય વચન વિચારી
જાગત સોવત સરન તુમ્હારી
જનની સમ જાનહિ પરનારી
ધનુ પરાવ વિષ તે વિષ ભારી
જે હરસહીં પર સંપતિ દેખી
દુખિત હોહિ પર વિપત્તિ વિસેખી

આ બધા ગુણો જે૦પી૦ અને પ્રભાવતીબહેનના જીવનમા મેં જોયા હતા. એ ખરેખર જ વિશ્વમાનવ હતાં. એમના દર્શનથી માનવતા ધન્ય બની હતી. જનકરાજાએ સીતાજીના સ્વયંવર વખતે કહ્યું હતું : પુત્રી પવિત્ર કરઉ કુલ દોઉ ! વ્રજકિશોરબાબુએ પણ પ્રભાવતીબહેનને જે૦પી૦ના હાથોમાં સોંપતી વખતે એમ જ કહ્યું હશે ને ! ખરેખર જ પ્રભાવતીબહેને બન્ને કુળોને પવિત્ર કર્યાં. મેં પ્રભાવતીબહેનના મૃત્યુ પ્રસંગે લખેલા લેખમાં લખ્યું હતું : "કહિ પ્રકાર બરણોં યશ તુમ્હારા ". આવાં સંત સ્ત્રી-પુરુષો દુનિયામાં ક્યારેક ક્યારેક આવે છે, આવીને પોતાની સત્કીર્તિની સુવાસ આ ધરા પર ફેલાવી ચાલતાં થાય છે. એવાં સ્ત્રી-પુરુષોના સદ્ગુણો હવા પાણી પામી કેટલાય છોડ ઊગી ઊભા થાય છે અને એ પણ આ ધરાને સુગંધિત કરતા રહે છે, અને એમ ગુણોનો ભંડાર અક્ષુણ્ણ ટકી રહે છે. બાપુએ ભવિષ્યવાણી ભાખતા કહેલું કે મારા બાદ જે૦પી૦ મારી જ ભાષા બોલવાનો છે, અને ખરેખર બાપુની ભવિષ્યવાણી સાચી પડી. જે૦પી૦એ બાબા સાથે ખભે-ખભા મેળવી સર્વોદય ગ્રામદાન અને ભૂદાનના કામમાં સંપૂર્ણ સહકાર આપ્યો. એમના જીવનદાનના સંકલ્પને મે હસી કાઢ્યો હતો કારણ કે એમનું જીવનદાન જનનીના ગર્ભમાં જ અપાઈ ચૂક્યું હતું—એ મા કે જેણે એમને પાળી પોષીને મોટા કર્યા અને દેશને એક મોટી થાપણ આપી સ્વર્ગે સંચરી. બાપુ કહેતા હતા કે નઈ તાલીમનું શિક્ષણ માના ગર્ભમાંથી જ શરૂ થાય છે. દીધેલી ચીજનું ફરી દાન દેવું એ બુદ્ધિમત્તાનું કામ નથી. એમ કરવાથી તો જે૦પી૦ની ગતિ શની ગ્રહના જેવી થઈ હોત.

न त्वहं कामये राज्यम् न स्वर्गम् नाप्युनर्भवम्
कामये दुःखतप्तानाम् प्राणिनाम् आर्तिनाशनम् ॥

આ શ્લોકમાં કહ્યું છે તેમ ન તો એમને રાજ્યની કામના હતી, ન સ્વર્ગની. અરે, મોક્ષની ઇચ્છા પણ એમને નહોતી. માત્ર દુઃખથી પીડિત પ્રાણીઓની પીડા દૂર થાય એ જ એમની માત્ર ઇચ્છા હતી.

આવા હતા અમારા પ્રિય સાથી જયપ્રકાશ. એમનું સમગ્ર આનંદમય [illegible] આવા સપૂત માટે કેવળ ભારત માતા જ નહીં, સમગ્ર દુનિયાની માનવજાતિ ગૌરવ અનુભવશે. એ આપણી એક [illegible] હતા, એમના મેળાપથી હોવાનો અમને ગર્વ છે, [illegible]
( [illegible] )

○ [illegible]

## એક અંજલિ

કટોકટીના ઓથાર પછી સ્વતંત્રતા મેળવ્યા બાદ લોકોએ પહેલું કામ તો પોતાના અંતરના ઊંડાણથી તેઓ જે ઉચ્ચ શક્તિઓમાં વિશ્વાસ ધરાવતા હોય તેમનો એ મુક્તિ બદલ આભાર માનવો જોઈએ.

અંધારા દુર્ભાગ્યો ને વિરોધી શક્તિથી પરે
ખડી છે એક શક્તિ તે અવિચળ સહુ ઉપરે
એ સર્વશક્તિશાળીને સોંપ કર્મ ફળો તવ
બધી વિપત્તિઓ જાશે પામે ઈશ કૃપા જવ.

પછી આપણે પાડ માનીએ એમનો જેમણે જુદી જુદી રીતે કષ્ટો સહન કરી અને બલિદાન આપી આપણે સારુ આ આઝાદી મેળવી આપી. આ પૈકી જયપ્રકાશ નારાયણનું નામ હરકોઈની જીભે સર્વ પ્રથમ ચડશે. ગાંધીજીના જમાના પછી આજ સુધીમાં બીજા કોઈ મારફત આટલા નબળા અને સાદા માણસના રૂપમા નૈતિક શક્તિઓએ દુષ્ટતા પર આવો વિજય મેળવ્યો નહોતો. એણે નિશ્ચયાત્મક રીતે ઇતિહાસના પ્રવાહને પલટાવી દીધો. એક હસ્તીએ બાંસઠ કરોડનો જીવનપલટો કરાવ્યો. એનું એ યુગપ્રવર્તનકારી કાર્ય ચાલુ રાખવું જોઈએ અને લોક શિક્ષણની પ્રક્રિયા કદી અટકવી ન જોઈએ. જયપ્રકાશ નારાયણે રાષ્ટ્રને જે મૂલ્યોની શીખ આપી છે તેનો પ્રચાર બીજાઓએ ચાલુ રાખવો પડશે—એવી શીખ જે કદાચ આપણા લોકોને પૂરેપૂરી યાદ ન પણ રહે પરંતુ જેને તેઓ કદી પૂરેપૂરી ભૂલી પણ નહીં શકે.

લોકો આજે પણ એવી મનઃસ્થિતિમા છે કે જે દેશની જિંદગીમાં જવલ્લે જ આવે છે. લોકો અજવાળી આંખે જોઈ રહ્યા છે એક નવી દિશા ભણી, એક નવા યુગ ભણી, એક નવી જિંદગી ભણી. આ ટાણું માત્ર નવા બજેટનું કે નવી લાઈસેન્સ નીતિનું કે નવા મૂલ્ય માળખાનું નથી. આ ટાણું તો છે એક નવો સમાજ ઢાળવા અને ઘડવાનું, દેશને એક નવી અસ્મિતા આપવાનું.

આ યુગપરિવર્તનકારી રૂપાન્તરની પ્રક્રિયામાં માર્ગદર્શન આપવા સારુ જયપ્રકાશ નારાયણ અમર રહો
( મૂળ અંગ્રેજી )

○ નની પાલખીવાળા

## નખશિખ માનવ

એક વાર એશિયાના સૌથી આગળ પડતા સમાજવાદી તરીકે ઓળખાતા જયપ્રકાશ નારાયણ આજે ભારતમાં ઊંડી લોકચાહના ધરાવે છે. તેમના જીવનના અંતરાત્મામાં સામાન્ય ભાગની માનવજાતની ચેતનાનું પ્રતિબિંબ પડે છે. યુવાવસ્થામાંથી બહાર નીકળી ચૂકેલ આ દુનિયામાં તે હજુયે મહાત્મા ગાંધીના વિચારો અને

આદર્શોને અનુસરવા મથી રહ્યા છે. ગાંધીએ એમને ભારતમાંના સર્વશ્રેષ્ઠ માર્ક્સવાદી કહેલા. અત્યારે ઘણા ભારતવાસીઓ એમને સર્વશ્રેષ્ઠ ગાંધીવાદી કહે છે. વિચારસરણીની ખોજની એમની અનંતયાત્રાએ એમને રાજકારણમાં એક વટેમાર્ગુ જેવા બનાવી મૂક્યા છે, અને તેમ છતા એમની એ ખોજયાત્રા ભારતીય વિચારના સ્થિર જળમાં હજીયે તરંગો જન્માવતી રહે છે. એ ભારતના સૌથી આગળ પડતા આલોચક, પ્રસ્થાપિત મતો સામે અસંમતિનો સૂર કાઢનાર, બીબાંઢાળ એકરૂપતાના હમેશાં વિરોધી અને "હવે આમાં કાંઈ નહીં વળે" એમ સામાન્ય રીતે લોકો માની લેતા હોય એવા ઉદ્દેશો માટે ઝઝૂમનારા છે. બીજાઓ જ્યારે હલકી કંગાલ રીતે સાચા ઠરતા હોય છે, ત્યારે આ માણસ જાણે ખાનદાનીપૂર્વક ખોટા ઠરવા માટે જ સર્જાયો છે!

જયપ્રકાશ કદીયે પ્રધાન નથી બન્યા અથવા કોઈ સરકારી હોદ્દો એમણે નથી ભોગવ્યો. વ્યવહારુતા માટે એમને રુચિ નથી. એ જે પ્રકારનું રાજકારણ ખેડે છે, તે ખરું જોતાં અસંભવિતતાની કળા છે. એ હમેશાં રોજિંદી ઘટનાક્રમથી એક ડગલું વેગળા જ હોય છે, એકાદ પેઢી બહુ વહેલા અથવા બહુ મોડા. અમુક ચીજોને પ્રાથમિકતા આપવાની એમની તીવ્ર ઇચ્છાને કારણે એ રાજકીય વનવાસમાં અને ફિલસૂફી શૂન્યાવકાશમાં સરકી ગયા છે. એ ક્યારેક પરસ્પર વિરોધી, સમજમાં ન આવે એવા, કેયડારૂપ, સંદિગ્ધ, અથવા સાવ ગૂંચવણભર્યા પણ હોય છે. તેમ છતાં "નેહરુ પછી કોણ"—નો વિચાર કરીએ ત્યારે જયપ્રકાશનું વ્યાપક ને દૂરદર્શી ચિત્ત તેમ જ ભયમુક્ત અંતરાત્મા ભારત માટે અનિવાર્ય સાબિત થઈ શકે તેમ છે

જે૦પી૦નો ચહેરો-મોરો કંઈક ગંભીર અને અન્યમનસ્ક પ્રાધ્યાપક જેવો છે. અડધી કોરના ચશ્મા દૂરંદેશપણાની આભામા વધારો કરે છે. વાન એમનો ગોરો છે. વિન્સેન્ટ શીને કહ્યું છે તેમ એમના દેખાવ, અવાજ અને બોલચાલમાં આદ્યંત એક પ્રકારની ખાનદાની ઝળકે છે. એમનામાં અવિચળ સ્વસ્થતા અને ગાંધી જેવી પ્રસન્ન ગંભીરતા છે. એમનો અવાજ ધીમો, સુસંવાદી અને જરીક થાકની છાંટવાળો છે. ક્યારેક ધર્માચાર્યની અદાવાળાં એમનાં કેટલાંક કથન ઉપરથી આપણે કલ્પના કરી હોય, તેના કરતાં એ અત્યંત વધારે મોહક વ્યક્તિત્વ ધરાવે છે. એ વિનયશીલ, મોટા મનના અને નમ્ર દેખાઈ આવે એવા છે. એમની વક્રોક્તિ કદી બહુ ઊંડી નથી હોતી. ભારતના અન્ય સમકાલીન રાજપુરુષોમાં ખાસ જોવા નથી મળતી એવી સુરુચિ, સંસ્કારિતા અને લગભગ અખૂટ એવું ધૈર્ય જયપ્રકાશમા જોવા મળે છે. મોરારજી દેસાઈ કરતાં જુદી રીતે. જયપ્રકાશની ગાંધીવાદી સાધુતા કદી યંત્રવત્ અને બીજાઓ માટે બોજરૂપ નથી બનતી. દાખલા તરીકે ફળો વિશેના પોતાના જ્ઞાન માટે એમને ગૌરવ છે અને પોતાને ફળો બહુ ભાવે છે એ વાત છડેચોક કહી શકે છે. એ શાકાહારી છે અને મીઠી પેશાબના દરદી છે, છતાં પોતાના ખોરાક વિશે કશો ગોકીરો કે ઠોળ એ કદી નથી કરતા. એ સહુ સાથે ભળી જાય તેવા વિશ્વ-નાગરિક છે. છતાં પોતાની આગવી સુસ્પષ્ટ ભારતીયતા એમણે કદી છોડી નથી.

મારી જિંદગીનો એક લાંબામા લાંબો દિવસ મેં એમની સાથેની વાતચીતમાં પટણામાં ગાળ્યો હતો. જયપ્રકાશ કદી કંટાળાજનક બની જાય છે એમ નહીં, પણ પવન વિનાના એમના નાનકડા ઓરડામાં દી આખો નીચે જમીન ઉપર પલાંઠી વાળીને બેસવું એ કોઈ પણ પશ્ચિમના માણસ માટે અત્યંત થકવી નાખનારું છે. એક કન્યાશાળાનો થોડોક ભાગ જયપ્રકાશ પોતે પટણામાં હોય ત્યારે રહેઠાણ તરીકે વાપરે છે. ઓરડામાં કેવળ ચટાઈ અને થોડાક તકિયા હતા. ચારે કોર કાચનાં કબાટો પીળાં પડતાં જતાં પુસ્તકો અને કાગળિયાં વગેરેથી ભરેલા હતાં. વાતાવરણ મને કોઈ મોટા રાજપુરુષના કામ કરવાના ઓરડા જેવું નહીં, પણ મ્યુઝિયમ જેવું લાગ્યું! એક ખખડધજ છત-પંખો ભાગ્યે જ થોડી હવા આપતો હતો.

પરંતુ સસ્મિત વદને જેવો એમણે ઓરડામાં પગ મૂક્યો કે ત્યાંની બધી જ સુસ્તતા ને ઊબ એકાએક અલોપ થઈ ગયાં. ફર્નિચરના અભાવ માટે એમણે મારી માફી માગી અને પોતાને નીચે બેસીને કામ કરવાની આદત છે એમ સમજાવ્યું. પ્રાધ્યાપકની જેમ ઝીણી ઝીણી ચોકસાઈપૂર્વક એમણે મારે પીઠ પાછળ તકિયા કેવી રીતે ગોઠવવા તેની સમજણ આપી. મેં એમના શરૂઆતના જીવન વિશે એકાદ પ્રશ્ન પૂછ્યો, અને એમણે મૃદુ સ્વરમાં પોતાની વાત શરૂ કરી.

એમના વિશે એક તાજગીભરી બાબત (મોટા ભાગના અન્ય ભારતીય રાજપુરુષોની સરખામણીમાં) એ છે કે આડંબરી શૈલી અને ચવાઈ ગયેલાં સૂત્રોનું રટણ એ હંમેશાં ટાળે છે. એ કલાકો સુધી બોલ્યા કરે, છતા વાતોડિયા ન લાગે. શબ્દોની એમની પસંદગી એકેએક વાક્યને રસાળ ને આનંદદાયક બનાવી મૂકે. પોતાનાં જુદાં જુદાં પગલાંને સમજાવવાનો પ્રયત્ન એ જરૂર કરે છે, પરંતુ પોતાની ભૂલો છુપાવવાનો પ્રયાસ કદાપિ નથી કરતા. રાજપુરુષોમાં સામાન્ય રીતે જોવા મળતો આપ-બડાઈનો ચસકો એમનામાં તમને નહીં જોવા મળે. એમને એમ લાગે છે કે પોતાની નિષ્ઠા ને ચોખ્ખી દાનત વિશે સમ ખાઈને બીજાને કહ્યે રાખવાની કોઈ જરૂર નથી. સખત અભિપ્રાયો ઉચ્ચારતાં એ ડરતા નથી. કશુંક છળકપટ કે પ્રપંચ જેવું લાગે તો તેને એકદમ વખોડી કાઢતાંયે અચકાતા નથી અને તેમ છતાં મેં એમનામા ક્યારેય કોઈ દંશ, કડવાશ કે કિન્નાખોરી નથી જોયાં. આ બાબતમાં એ કૃષ્ણ મેનન કરતાં સાવ બીજા છેડાના છે.

તે દિવસ જયપ્રકાશે પોતાના જીવનના અત્યંત રોમાંચક અનુભવો લગભગ ચિકિત્સકના અનાસક્ત ભાવે વર્ણવ્યા. પરંતુ જ્યારે એ ભારતના આમજનની સ્થિતિ વિશે વાત કરવા લાગ્યા, ત્યારે મોટે ભાગે સ્વસ્થ ને શાંત લાગતા એમના ચહેરા પર દબાવી રાખેલ ભારોભાર વેદનાનાં વાદળ છવાઈ ગયાં. પહેલી વાર મેં એમને ચિંતાગ્રસ્ત જોયા. એમના હાવભાવ વધુ મક્કમ

બન્યા. એમણે કહ્યું કે ભારતીયો જર્મન, જાપાનીઝ કે ચીનાઓ કરતાં કોઈ રીતે જુદા નથી. પરંતુ લાંબા વખતના વિદેશી શાસને એમને સંપૂર્ણપણે પંગુ બનાવી દીધા છે. હાડકું ભાંગ્યા પછી કોઈ અંગને પ્લાસ્ટરમાં રાખવું પડે અને પ્લાસ્ટર તોડયા પછી એ અંગમાં જે નબળાઈ વર્તાય એવી સ્થિતિ આજે ભારતની પ્રજાની છે.

હું જોઈ રહ્યો હતો કે એમનો દેહ ત્યાં હાજર હતો, પણ એમનું ચિત્ત ભારતનાં ધૂળધોયાં ગામડાંમાં અને તેના બેહાલ કંગાલ ગ્રામજનોમાં વિહરતું હતું. એ દેશબાંધવોની સ્થિતિમાં પરિવર્તન શી રીતે લાવવું ? બોલતાં-બોલતાં એ મૂંગા થઈ ગયા અને ગમગીન ભાવે શૂન્યવત્ તાકી રહ્યા. મારે વધુ પ્રશ્નો પૂછવા હતા, પરંતુ તે વખતના મૌનનો ભંગ કરવો એ મને સાવ પાપી કૃત્ય લાગ્યું. એક હરફ પણ ઉચ્ચાર્યા વિના અમે બેઉ ત્યાં કેટલો વખત બેઠા રહ્યા હોઈશું, મને ખબર નથી.

છેવટે એક ગરોળીએ જયપ્રકાશને એમના આ દિવાસ્વપ્નમાંથી ફરી ધરતી ઉપર આણ્યા. ‘ અરે, કોઈ છે કે ? જલદી આ કબાટ ઉઘાડો ! બિચારી કેટલો વખતથી ત્યાં પુરાયેલી હશે ! ’ સેક્રેટરીએ આવીને એકદમ પુસ્તકનું કાચનું કબાટ ખોલ્યું, અને નાની ગરોળી ઝટ બહાર કૂદી ત્યારે જયપ્રકાશને હાશ થઈ !

હું વિચારતો રહ્યો કે ભારતમાં એવું શું છે જે એક વખતના આ લોખંડી મનોબળવાળા ક્રાંતિકારીને એક પુરાયેલી ગરોળી જોતાંવેંત અસ્વસ્થ કરી મૂકે છે ? ઘણી વાર મને એમ થાય છે કે ભારતવાસીઓ માણસો કરતાં પશુઓનું વધુ ધ્યાન રાખે છે, પશુઓની વધુ ચિંતા કરે છે. પરંતુ જયપ્રકાશની બાબતમાં આ સાચું નથી. એ તો દરેક જાણની અને દરેક વાતની ચિંતા કરે છે. અને એ જ તો એમની એક મુશ્કેલી છે !

• વેલ્સ હંગેન

## જ ય પ્ર કા શ

હું જયપ્રકાશના આલોચકોમાંની એક છું. એમના સંતાન જેવી છું, ને છતાં એમની આલોચક પણ છું. એમના સંતાન જેવી શે કહું છું ? રાજસ્થાનના કાર્યકર્તાઓ માટેની એક શિબિર હતી. જયપ્રકાશજી આબુ આવેલા. ૧૯૬૫ ની સાલની એ વાત. કોઈએ જે૦પી૦ને કહ્યું કે, ‘ જે૦પી૦ ! હવે તમારી ઉંમર થવા આવી, તમે કોઈને ખોળે લઈ લો તો સારું નહિ ?’ હું એમની પડખે જ બેઠેલી હતી. પ્રભાવતીજી પણ ત્યાં જ હતાં. જે૦પી૦એ કહ્યું, “ અમારો ખોળો વળી ખાલી ક્યાં છે ? આ વિમલાબહેન છે જ તો ? કેમ પ્રભા ! આપણો ખોળો કંઈ ખાલી કહેવાય ? ” આમ મારા પર પોતાના સંતાન જેટલો સ્નેહ પણ તેઓ રાખતા આવેલા. એમની કને બેસીને જ હું હિંદી શીખેલી. એમનો આત્મોત્સર્ગ તો જગજાહેર જ છે. એને વિષે મારે કંઈ કહેવાનું નથી. મારે એક જ વાત કહેવાની છે તે એ કે, જેવી અસફળતા જટાયુને મળેલી, એવી જ અસફળતા આજે જયપ્રકાશજીના કાર્યને મળી રહી હોય એવું લાગે છે. ગમે તે કહો, રાવણની સફળતા કરતાં જટાયુની અસફળતા ઉજ્જ્વલ જ છે. સવાલ એ છે કે, એમની અસફળતાઓ કેવા પ્રકારની હતી ? ગાંધીજી તથા વિનોબાજીનું લોકનીતિ અંગેનું જે દર્શન હતું, તેને વિશદ કરવાનો—એને વાસ્તવિક ભૂમિકા આપી પ્રત્યક્ષ બનાવવાનો પ્રયાસ જે૦પી૦એ કર્યો. લોકનીતિ વિષે વિનોબાજી ૧૯૫૭ માં બોલેલા.

એમણે કહેલું કે, “ રાજનીતિના દિવસો ભરાઈ ચૂક્યા છે, હવે તો લોકનીતિના દિવસો આવી રહ્યા છે. ધર્મના દિવસ આથમી ચૂક્યા છે, અધ્યાત્મના દિવસ આવી રહ્યા છે. વિજ્ઞાન ને અધ્યાત્મનો સમન્વય થવામાં છે. ” એ વખતે તેઓ ભૂમિનો સવાલ લઈને દેશ આખાની પદયાત્રા કરી રહ્યા હતા. જે૦પી૦ના મનમાં ત્યારથી પક્ષાતીત લોકશાહી તથા પક્ષમુક્ત ચૂંટણી-પદ્ધતિના વિચારો ચાલી રહ્યા હતા.

મેં મુંબઈમાં કામ કર્યું. ત્યારબાદ ૧૯૬૨–’૬૬ માં ગુજરાતમાં પણ કામ કર્યું. જ્યાં સ્વાયત્ત શાસન હોય ત્યાં પક્ષ-મુક્ત ચૂંટણીઓ કેવી રીતે થાય, કેવી રીતે કરાવી શકાય એ સવાલ આરંભથી જે૦પી૦ના મનમાં ચાલ્યા જ કરતો હતો. રાજકીય પક્ષોની મદદથી, સત્તા તેમજ જનતાના સહયોગથી આ દેશને પક્ષ-નીતિ તરફથી વાળી લઈ, લોકનીતિ ભણી દોરી જવાનો પ્રયાસ એમણે આરંભ્યો, પરંતુ એ પ્રયાસ અધૂરો જ રહી જવા પામ્યો છે. કદાચ એ પ્રયાસ એમના હાથે પૂર્ણ થવા નય સરજાયો હોય. કોઈ બીજાએ જ એને પાર પાડવાનો આવે. પરંતુ અહિંસાના વિચારની માફક, સત્તાના વિકેન્દ્રીકરણના વિચારની માફક ને શોષણ-મુક્ત સમાજના વિચારની માફક જ પંચાયતો તથા ગામડાંઓ લગી સત્તાના અધિષ્ઠાનને પહોંચાડી લોકતંત્રને પ્રાણવાન બનાવવા માટેનાં દર્શન તથા પ્રયોગને આજે નહિ તો આવતી કાલે કોઈએ ને કોઈએ—આપણે નહિ તો આવતી પેઢીએ હાથ ધરવો જ પડવાનો છે. એ વિના કોઈ આરો જ નથી. એટલે જ આજે તો હું એમના એ દર્શનને ને એની પ્રાપ્તિ માટે એમણે આપણી સમક્ષ પ્રશસ્ત કરેલા પથને જ હું મારા પ્રણામ પાઠવું છું. અધ્યાત્મનિષ્ઠ વ્યક્તિઓ જ માનવીય સમસ્યાઓની ગહેરાઈઓમાં ઊતરતી હોય છે. એ વિના એમનું અધ્યાત્મ અધૂરું રહી જાય છે.

સને ૧૯૫૩ પછી મારે જયપ્રકાશજીને મળવાનું થયું ને તે પછી જ એમની સાથેનો પરિચય પણ વધ્યો. સને ૧૯૫૮માં દક્ષિણ ભારતના મદુરાઈ જિલ્લામાં તામિલનાડુ, તેલંગણા તથા આંધ્રની કોલેજના વિદ્યાર્થીઓનો એક શિબિર અમે ચલાવી રહ્યાં હતાં. જયપ્રકાશજી એના પ્રમુખ હતા. એ શિબિરમાં મદદરૂપ થવા હું પણ ત્યાં પહોંચી ગઈ હતી. એક દિવસ અચાનક જ પ્રભાવતીજી

સખત બીમાર પડી ગયાં. એમને ગાંધીગ્રામ લઈ જવા પડ્યાં. જે૦પી૦ને એમની સાથે જવું પડ્યું. શિબિરની બધી જવાબદારી મારે સંભાળી લેવી પડી. આ દરમિયાન પ્રભાવતીજીની તબિયત એકદમ ગંભીર બની ગઈ. અમને તેડવા માટે ગાડી આવી પહોંચી. અમે ગાંધીગ્રામ પહોંચ્યાં.

અંદરના ઓરડામાં જઈને જોઉં છું તો પ્રભાવતીજી ખૂબ સખત તાવમાં શેકાઈ રહ્યાં હતાં. બે દિવસ થયા, એમની ઊંઘ પણ જતી રહી હતી. મને જોતાંવેંત એમણે જયપ્રકાશજીને કહ્યું, 'તમે જરા વાર બહાર જઈને બેસો તો ! મારે વિમલ સાથે થોડી વાત કરવી છે.' ને પછી મારા ભણી ફરી કહે, "દેશ જે૦પી૦ને એક નેતા તરીકે ઓળખે છે. પરંતુ એક માનવ તરીકે, વ્યક્તિ તરીકે એ કેટલા મહાન છે એ કોઈ જાણવા પામ્યું નથી. મારો આ દેહ ન રહ્યો હોય, તેવે વખતે આ વાત તમે એમને કહેજો. મેં આ વાત લખીય રાખી છે." ઘડીક અટકીને કહે, "જ્યારે હું સાબરમતી આશ્રમમાં બાપુ પાસે રહેતી હતી ને જયપ્રકાશ અમેરિકામાં હતા, તે દિવસોની વાત છે. બે ચાર વર્ષોના આશ્રમવાસ દરમિયાન જ મારા પર બાપુના બ્રહ્મચર્ય-વ્રતનો પ્રભાવ ખૂબ વધી ગયો હતો. એક દિવસ, મારી વરસગાંઠના અવસરે, હું બાપુ પાસે ગઈ ને એમને કહ્યું, મને આશીર્વાદ આપો. બાપુએ પૂછ્યું, આશીર્વાદ શેના ? મેં કહ્યું, એ પછીથી કહીશ. બા ને બાપુ આગળ આમ આશીર્વાદને માટે મેં ખૂબ જીદ કરી. એથી બાપુએ કહ્યું, જા આપ્યા, બસ. હવે કહે કે, આશીર્વાદ શેના ? મેં કહ્યું, મેં બ્રહ્મચર્ય-વ્રત પાલનની પ્રતિજ્ઞા લીધી છે. બાપુ કહે, અરે ! જયપ્રકાશ તો અમેરિકામાં છે. એને પૂછ્યા વિના આવી પ્રતિજ્ઞા લેવાનો તને કોઈ અધિકાર નથી. આવી પ્રતિજ્ઞા લેવાય જ નહિ. મેં કહ્યું, પ્રતિજ્ઞા તો હવે લેવાઈ જ ગઈ. જે૦પી૦ સાથેના પત્રવ્યવહારમાં મેં એમને જાણ કરી તો જવાબ આવ્યો કે, હું ત્યાં આવું પછી આપણે વાત કરીશું. જે૦પી૦ પાછા આવ્યા તે પછી એક દિવસ મહાદેવભાઈ દેસાઈ, સરદાર પટેલ, ગાંધીજી, પ્રભાવતીજી, તથા જે૦પી૦ બધાં ભેગાં બેઠાં. બધાંએ પ્રભાવતીજીને બહુ સમજાવ્યાં. બાપુએ જે૦પી૦ની માફી પણ માંગી. કહે, આ છોકરી તો અહીં આવી પ્રતિજ્ઞા લઈ બેઠી છે. ને એમાં ટસથી મસ થવા તૈયાર નથી. પોતાની પ્રતિજ્ઞા બાબત એની જક્ક ભારે છે. હવે તમે જ કહો, જયપ્રકાશ ! આમાં શું થઈ શકે ? આ તો કોઈ રીતે માનવા જ તૈયાર નથી.

જવાબમાં જયપ્રકાશ ધ્રુસકે ને ધ્રુસકે રડી પડ્યા. પછી કહે, બાપુ ! તમે શું એવું માનો છો કે હું સાત વરસ અમેરિકા રહી આવ્યો એટલે હિન્દુ મટી ગયો છું ? ને હું બીજું લગ્ન કરી લઈશ ? આ જન્મમાં તો પ્રભાવતી સિવાયની બધી મારી મા-બહેન છે. આ પછીની વાત બહુ મહત્ત્વની છે. જે૦પી૦ કહેવા લાગ્યા, બાપુ ! આજ લગી પતિનાં વ્રત પત્ની અપનાવી લેતી. હવે આપ જોશો કે પત્નીના વ્રતમાં જયપ્રકાશ સામેલ છે."

પ્રભાવતીજી આ આખોય કિસ્સો મને સંભળાવ્યે જતાં હતાં ને રડતાં જતાં હતાં.

છેવટે એમણે કહ્યું, "ત્યારથી હું જે૦પી૦ની સાથે છું. ૧૯૪૬ થી તો હું એમની સાથે ને સાથે ઘૂમતી રહી છું. જે૦પી૦એ કદી એવો ઈશારોય કર્યો નથી કે કદી એવો શબ્દય ઉચ્ચાર્યો નથી કે તારે કારણે મારે આવા વ્રતનું બંધન સ્વીકારવું પડ્યું. મારા બ્રહ્મચર્યવ્રતને એ બહુ સરળતાથી જીવી ગયા છે. વ્રત ને સંકલ્પ મારાં હતાં, પણ એને જીવી જાણ્યાં જયપ્રકાશે !"

કદાચ સુશીલા નાયરે પણ ક્યાંક લખેલું છે કે, "બાપુએ જયપ્રકાશની બાબતમાં એક વખત એમ કહેલું કે, રામકૃષ્ણ પરમહંસ પછી બ્રહ્મચર્યને સહજતાપૂર્વક કોઈ સાધી શક્યું હોય તો તે જયપ્રકાશ છે. આવી તો એમની કેટલીય વાતો છે. અહીં કેટલી કહું તમને ?

(મૂળ હિંદી)

• વિમલા ઠકાર

## એક અસામાન્ય વ્યક્તિત્વ

લોકનાયક જયપ્રકાશજીનું જીવન ત્યાગ, સાદાઈ ને સંઘર્ષની એક લાંબી યાત્રા સમું વીત્યું. એમના ચાલ્યા જવાથી એક એવી નૈતિક શક્તિનો લોપ થયો છે, જે આ દેશના આત્માનું પ્રતીક બની ગઈ હતી.

જે૦પી૦ હમેશાં રૂઢિવાદનાં બંધનોથી મુક્ત રહ્યા. પોતે સ્વીકારી લીધેલા દર્શનથી વિરુદ્ધ હોય તો પણ દેશની બદલાયે જતી પરિસ્થિતિઓ તેમજ જરૂરિયાતો અનુસાર એક નવા દર્શનને અપનાવવા તેઓ સદાય તત્પર રહ્યા. અલબત્ત, અમુક પાયાના સિદ્ધાંતોને એમણે કદી છોડ્યા નહિ. (જાહેર જીવનમાં પડેલાઓમાં પોતાના ધ્યેય પ્રત્યેની આવી ઈમાનદારી બહુ ઓછા લોકોમાં જોવા મળે છે.

ગાંધીજીના નેતૃત્વ હેઠળ આપણે રાષ્ટ્રીય સ્વતંત્રતા હાંસલ કરી, ને જે૦પી૦ના નેતૃત્વ હેઠળ આપણે વ્યક્તિગત સ્વતંત્રતા પ્રાપ્ત કરી. સત્તાના કોઈ પણ પદનો એમણે કદી સ્વીકાર કર્યો નહિ ને છતાં પોતાની નિષ્ઠા, નિષ્કામ કર્મ, તથા પારદર્શી નિર્મલતાના બળે એમણે દેશવાસીઓનાં હૃદયમાં પોતાને માટે એક અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું. વિદેશમાં પણ તેઓ વિશિષ્ટ આદર ને સન્માનનું પાત્ર બન્યા.

સૈદ્ધાન્તિક મતભેદ તો એમને ઘણા લોકોની સાથે રહ્યો. પરંતુ પોતાના મનની વાત સૌકોઈની સમક્ષ તેઓ નિર્વિકલ્પણે રજૂ કરતા. આમ છતાં વ્યક્તિગત વેરભાવ એમને કોઈનીય સાથે કદી બંધાયો નહિ.

પૂજ્ય કાકાજી ( સ્વ. જમનાલાલજી )ના સમયથી અમારા કુટુંબ સાથે તેઓને ગાઢ સંબંધ હતો. પ્રભાવતીજીને તો કાકાજી પોતાની દીકરી જ ગણતા હતા. આખર લગી અમારા આ કૌટુંબિક સંબંધ ટકી રહ્યા. ફેઅર ટ્રેડ પ્રૅક્ટીસીસ ઍસોસિએશન કે જેની સ્થાપનામાં મારો પણ થોડો ઘણો હિસ્સો રહેલો, એ સંસ્થાના કામમાં પણ તેઓ ઘણો રસ લેતા ને વેપારી વર્ગનું સ્તર ઊંચું આણવામાં તેઓની પ્રેરણા મળતી રહેતી. મને પોતાને એમની પાસેથી પુષ્કળ સ્નેહ ને માર્ગદર્શન મળતાં રહેલાં.

આજે જે૦પી૦ આપણી વચ્ચે નથી રહ્યા. તેને લીધે રાષ્ટ્રીય ને સાર્વજનિક જીવનમા કેમ જાણે એક પ્રકારનો ખાલીપો વર્તાય છે. એમના જવાથી ગાંધીયુગનો એક શાનદાર શક્તિશાળી સ્તંભ તૂટી પડ્યો છે.

જે૦પી૦ને હું મારી સ્મરણાંજલિ અર્પું છું.

( મૂળ હિંદી )

**૦ રામકૃષ્ણ બજાજ**

## વ્યક્તિત્વ એક ફકીરનું

જયપ્રકાશજી એક મહામાનવ હતા. સામાન્ય માણસથી બહુ ઉપર, તેમ છતાં ઉપનિષદની ભાષામાં 'દૂર છતાં નિરંતર પાસે.' જે૦પી૦ સામાન્ય માણસથી કદી અળગા નહોતા. એમણે સામાન્ય માણસને આત્મસાત્ કરી લીધો હતો. એ એના જ થઈ ગયા હતા, અને એ એમનો થઈ ગયો હતો. એમની બધી સાધના કે એમનો બધો સંઘર્ષ મનુષ્યને ઉપર ઉઠાવવા માટેનો, એને સાચો ને સારો બનાવવા માટેનો હતો. એ જ્યારે પાકા માર્ક્સવાદી હતા ત્યારેયે પોતાના માર્ક્સવાદને માનવતાની કસોટીએ કસતા રહ્યા, અથવા કહો કે માનવતાની સરાણે ચઢાવીને એને ઓપ આપતા ગયા.

કેટલાક જે૦પી૦ને માર્ક્સવાદી કહે છે, કેટલાક એમને સમાજવાદી માને છે, તો વર્તમાન પેઢી એમને ગાંધીવાદી કે સર્વોદયવાદી કહે છે. અને વાત ખોટી પણ નથી. જે૦પી૦એ માર્ક્સને પચાવ્યો, સમાજવાદ અપનાવ્યો અને છેવટે ગાંધી-વિનોબાનો માર્ગ પણ પકડ્યો. એટલે લોકો આમ કહે તે સાવ ખોટું નથી. તેમ છતાં સમજવાની વાત એ છે કે જે૦પી૦ કોઈ પણ વાડામાં કેદ નહોતા રહ્યા. એ હંમેશા એક સ્વતંત્ર વિચારક રહ્યા છે. આ બાબત પર ભાર મૂકવાનું કારણ એ છે કે લોકો પહેલાં તો એક વાદમા એમને બાંધી દે છે. અને પછી જ્યારે એમના પ્રત્યક્ષ જીવનમાં એવું કાંઈક જુએ છે, જે એ વાદના દાય-ગમાં ન સમાતુ હોય કે તેના ચોકઠા સાથે બંધબેસતું ન થતું હોય, ત્યારે એકદમ ટીકા કરવા બેસે છે, એમને પલાયનવાદી વગેરે કહેવા લાગે છે. એ લોકો ભૂલી જાય છે કે જે૦પી૦ મૂળમાં માનવ હતા તથા માનવને ઉપર ઉઠાવવા માટે અને માનવતાને દાનવતાની જાળમાથી, એની મૃગતૃષ્ણા અને એના હિપ્નૉટિઝમમાંથી મુક્ત કરાવવાની જ એમની નિરંતર મથામણ હતી. એટલા સારુ જ એમણે માર્ક્સનો દરવાજો ખખડાવ્યો, અને એની જ ખોજમા એમણે સમાજવાદ અને છેવટે ગાંધી–વિનોબાના સત્સંગમા તપ કર્યું. માટે જે૦પી૦ ન માર્ક્સવાદી હતા, ન સમાજવાદી, ન સર્વોદયવાદી. એ કોઈ પ્રકારના વાદી હતા તો કહો કે સત્યવાદી હતા, કરુણાવાદી હતા, પ્રેમવાદી હતા. એ નિર્ભયવાદી હતા, નિષ્પક્ષવાદી હતા, નિર્વિવાદી હતા, માનવતા-વાદી હતા. માનવતાની ખોજમાં એમનુ આરોહણ ચાલતું રહ્યું.

એક વખત સોખોદેવરા આશ્રમમાં કોઈક સંદર્ભમાં મેં એક સાથીને કહી દીધું કે 'વિનોબા વિનોબા છે, જે૦પી૦ જે૦પી૦ છે' એ મિત્રે ન જાણે કેવી ઢબે મારી આ વાત મારા નામે જે૦પી૦ આગળ કરી. જે૦પી૦ બહુ પરેશાન થઈ ગયા. રાતે જ પ્રભાવતીજીને લઈને મારા ઓરડામાં આવ્યા અને ચર્ચા કરી. એમની તો સત્યની ખોજ ચાલતી હતી. મેં સહજ ભાવે મારી વાત દોહરાવતાં કહ્યું કે વિનોબાની ભૂમિકા અલગ છે, એમનું જીવન અલગ છે, અને જે૦પી૦નુ વ્યક્તિત્વ અલગ છે, એમની ભૂમિકા અલગ છે, એટલા માટે વિનોબા વિનોબા છે અને વિનોબા જ રહેશે, તથા જે૦પી૦ જે૦પી૦ છે અને જે૦પી૦ જ રહેશે. મને લાગ્યું કે તે દિવસની અમારી ચર્ચાથી જે૦પી૦ની પરેશાની અને ગેરસમજ દૂર થયેલી.

જે૦પી૦ નિર્ભય હતા. અને નિર્ભયતાની કસોટી સ્વયં નિર્ભય હોવાની સાથોસાથ સામેવાળાને પણ નિર્ભય બનાવવામા છે. સોખોદેવરા આશ્રમમા ઘણી વખત એમની સાથે મતભેદના પ્રસંગ ઊભા થયા, પણ ક્યારેય એમણે એ મતભેદોને વ્યક્તિગત ન બનાવ્યા કે જુદા મતને દાબવાની પણ કદી કોશિશ ન કરી. એક વાર એમણે સોખોદેવરામા ટ્રેક્ટર મંગાવ્યુ. તે વખતે ત્યાના વિદ્યાલયનું કામ હું સંભાળતો. અમે વિદ્યાલયમાં એક સાપ્તાહિક પત્રિકા કાઢતા. તેમા મેં ટ્રેક્ટર અંગે સખત ટીકા કરી. લોકોએ જઈને જે૦પી૦ને કહ્યું. જે૦પી૦ પોતે વિદ્યાલયમાં આવ્યા અને મારો તે લેખ વાંચી ગયા. વાચીને તેઓ પ્રસન્ન થયા હોય એવું તો ન લાગ્યું. પણ પાછળથી ચર્ચા કરી. અને છેવટે એક દિવસ અમે જોયું કે આશ્રમમાથી ટ્રેક્ટરને વિદાય કરી દેવામા આવ્યું.

સોખોદેવરામા અગાઉના સમાજવાદીઓ મોટી સંખ્યામાં આવેલા. એમનો આ અગાઉ આશ્રમજીવન અને આશ્રમની નિષ્ઠાઓ સાથે કદી પાલો નહોતો પડ્યો. એ લોકો હિસાબ-કિતાબની વાતનેય અસમાજવાદી પ્રવૃત્તિ માનતા. આ જ હિસાબ-કિતાબની બાબત અંગે એક વાર મારે જે૦પી૦ સાથે થોડી ગરમાગરમી થઈ ગઈ. મેં કહ્યું, તમે આશ્રમ માટે લાખો રૂપિયા અને લાખોનો માલસામાન બહારથી લાવો છો, પણ પછી તેનું શું થયું તેનુ ધ્યાન રાખો છો ખરા? જે૦પી૦ ખિજાઈ ગયા. ગુસ્સાથી કે કંઈક નિરાશાથી એમના મોમાથી એકદમ નીકળી ગયું, 'તો હું આ આશ્રમ સર્વ સેવા સંઘને સોંપી દઈશ.'

મેં કહ્યું, 'તમે શું સોંપશો સર્વ સેવા સંઘને—આ ઈંટ-પથ્થરના મકાનને કે આ ઓમપ્રકાશને?' હું યે ભારે ક્ષુબ્ધ હતો. મારા મોંમાથી એમ પણ નીકળી ગયું કે 'જે૦પી૦, આ આશ્રમનો ગર્ભ તમે ધારણ કર્યો છે, એટલે તેની પ્રસવપીડા પણ તમારે જ સહન કરવી પડશે' અને બસ. આટલું કહી હું આવતો રહ્યો અને એક પત્ર લખીને મારો આશ્રમ છોડવાનો નિર્ણય એમને જણાવી દીધો.

પરંતુ જે૦પી૦ ક્યારેય કોઈ સાથીને છોડવા તૈયાર થાય? એમનો પ્રેમ કહો કે વાત્સલ્ય, તુરત પ્રભાવતીજી આવ્યાં અને પોતાની ઢબે એમણે મને સમજાવ્યું. 'ઓમપ્રકાશભાઈ, જે૦પી૦ બહુ જ દુઃખી છે. તમારા બધાના આધારે જ એમણે આશ્રમ શરૂ કર્યો છે. તમે છોડીને કેવી રીતે જઈ શકો?'

અગાઉ આશ્રમ માટેની જગ્યા જોઈ લીધી અને બધું નક્કી થઈ ગયું ત્યારે વિનોબાજી સાથે ચર્ચા કરવા હું ઝરિયા પડાવ પર ગયેલો. ત્યારે અન્ય સલાહ-સૂચનો સાથે એમણે મને પૂછેલું કે 'જુઓ, તમે લોકોએ આશ્રમ બનાવવાનો તો નિર્ણય કરી લીધો છે, પરંતુ કોઈ "મા" પણ શોધી છે ખરી?' મને લાગે છે કે સોખોદેવરા આશ્રમમા જે૦પી૦ મા બનીને અમારી સાથે વહેવાર કરતા. બાળકો કઈ રીતે વર્તે છે તે તરફ ન જોતાં મા તો સદા બધાં બાળકો પર પોતાનું વાત્સલ્ય ઢોળતી રહે છે. એ જે૦પી૦નું વાત્સલ્ય જ હતું, જે અમને સહુને એમની સાથે બાંધી રાખતું.

આશ્રમમાં બંને વખત પ્રાર્થના થતી. એક પણ દિવસ એવો નહીં ગયો હોય જ્યારે જે૦પી૦ આશ્રમમાં હોવા છતા પ્રાર્થનામા હાજર ન રહ્યા હોય. એકાદશ વ્રતનો રોજ પાઠ થતો હતો. તેમાં શરીરશ્રમ પણ એક વ્રત છે. જે૦પી૦ રોજ શરીરશ્રમ કરતા. ખાડા ખોદતા, માટી ઉપાડતા, ઝાડોને પાણી પાતા. અને બધો શરીરશ્રમ એમનો થતો યજ્ઞની ભાવનાથી.

જે૦પી૦ એક રૂઢિ રૂપે પ્રાર્થના નહોતા કરતા. દરેક મંત્રનો અર્થ સમજતા અને જીવનમાં તેનો શો ઉપયોગ છે તે અંગે ચિંતન-મનનની સાથોસાથ ઘણીવાર ચર્ચાયે કરતા. એમણે સામ્યવાદમાં જે અભાવ જોયો અને જેની પૂર્તિ માટે એ ગાંધી–વિનોબાની જીવન પદ્ધતિ તરફ આકર્ષાયા, તે એ હતું કે માર્ક્સ-વાદી જીવન પદ્ધતિમાં એમને માનવનાં પ્રેમ, કરુણા, નિર્ભયતા ઇત્યાદિ મૂલ્યોને વિકસિત કરવાની અને સુરક્ષિત રાખવાની તકનો નિતાંત અભાવ જણાતો હતો. જ્યારે વિનોબાની કરુણા-આધારિત અપીલ પર અત્યંત ગરીબ લોકોએ પણ ભારે ઉત્સાહ સાથે પોતાની થોડીક જમીનમાંથીયે દરિદ્રનારાયણના નામે અમુક હિસ્સો આપવાનું શરૂ કર્યું, ત્યારે જે૦પી૦ને એક નવો પ્રકાશ મળી ગયો. જે વસ્તુ તેઓ શોધતા હતા, તે જાણે એમનાં ચરણોમાં આવી પડી. એમનો વિશ્વાસ પાકો થઈ ગયો કે સમાજને બદલવા માટે માણસને બદલવો પડશે તથા માણસ બદલાશે એના સુષુપ્ત માનવીય ગુણોને ફરી વિકસિત કરવાથી.

એ માનવીય ગુણો એમના પોતાના જીવનમાં આપણને ભારોભાર જોવા મળે છે. સોખોદેવરા આશ્રમમાં રાતે એમને માટે મચ્છરદાની બંધાતી, કેમ કે મચ્છરોથી એમને ઊંઘ નહોતી આવતી. પરંતુ સહુને આત્મવત્ જોનારા આ અદ્વૈતી સાધકને ત્યાં સુધી ચેન નહોતું પડતું, જ્યાં સુધી પોતાના હાથે એ અમને બધાંને મચ્છરોથી બચવાની દવા ઓડોમસ વહેંચી નહોતા જતા.

એક વાર હું એમની સાથે ટ્રેનમા ક્યાંક જઈ રહ્યો હતો. જે૦પી૦ માટે પહેલા વર્ગની ટિકિટ હતી, મારા માટે ત્રીજા વર્ગની. પણ બીજા સ્ટેશને ટ્રેન ઊભી કે જે૦પી૦ મારા ડબ્બામાં આવ્યા. કહે, તમે ત્રીજા વર્ગમાં બેસો અને હું પહેલા વર્ગમાં તે મને સારું નથી લાગતું. ઘણી ચર્ચાને અંતે એમના તરફથી એક સૂચન આવ્યું: 'અચ્છા, ઓમપ્રકાશજી! એક સમાધાન કરીએ. હું પહેલામાં નહીં અને તમે ત્રીજામા નહીં, આપણે બંને સાથે બીજા વર્ગમાં બેસીશું.' અને આટલું કહેતાં આગલા સ્ટેશન સુધીમાં એ મને બીજા વર્ગમાં તાણી ગયા.

જે૦પી૦ના હૃદયની કોમળતા અને સંવેદનશીલતાની એક ઝાંખી જોઈએ. પટણા સિટિ કૉલેજમાં ગોળીબાર થયેલો. દીવાલોમાં ગોળીનાં નિશાન હતાં. જે૦પી૦ ત્યાં ગયા. ફરીને બધું જોયું. લોકોનાં દુઃખ-દર્દ સાંભળતાં એમની આંખોમાથી અશ્રુધારા વહેવા લાગી. એક શબ્દ પણ બોલી ન શક્યા. બીજે દિવસ પંડિત નેહરુ આ જ દુર્ઘટનાના સંદર્ભમાં પટણા આવતા હતા. જે૦પી૦એ વિમાનઘર પર જ પંડિતજી માટે એક પત્ર મોકલી સભા-સ્થળ પર જતા પહેલાં એક વાર તે કૉલેજ જોઈ આવવાની માગણી કરી હતી. પણ પંડિતજી ત્યાં ન ગયા. સીધા સભા-સ્થળે પહોંચી ગયા. જે૦પી૦ના કોમળ હૃદયને ઠેસ પહોંચી. પંડિતજીને તેઓ હંમેશાં ભાઈ કહીને પત્ર લખતા. પટણાની આ ઘટનાથી જે૦પી૦ એટલા વિહ્વળ થઈ ગયા અને એમને એટલું ખોટું લાગ્યું કે એમણે પંડિતજીને બીજો પત્ર લખ્યો તેમાં 'મિસ્ટર પ્રાઇમ મિનિસ્ટર' કહીને એમને સંબોધન કર્યું. આ નમૂનો છે લોકહિત અને સ્વહિત બંનેને એક કરીને જોવાની જે૦પી૦ની સર્વભૂતેષુ આત્મવત્ વૃત્તિનો.

તપોપૂત જે૦પી૦ના બાળપણથી લઈને અંતિમ કાળ સુધીના જીવનનું સિંહાવલોકન કરતાં એક વાત નિરપવાદપણે સિદ્ધ થાય છે કે એમનું આખુંયે જીવન તપોમય હતું. અમેરિકા જવા પહેલા તપ કરવું પડ્યું. અમેરિકામાં રહેતાં સ્વાવલંબન માટે તપ કર્યું. અંદર, બહાર અને સર્વત્ર એમનું જીવન તપના પ્રયોગોની એક મનમોહક કથા છે. કોઈ કવિનો એક દોહો યાદ આવી જાય છે—

> હદમેં તપે સો ઔલિયા, બેહદ તપે સો પીર
> હદબેહદ દોન્યૂ તપે, તાકો નામ ફકીર

આ કવિની ભાષામાં કહેવું હોય તો જે૦પી૦ બસ એક ફકીર હતા. એમનું આખું વ્યક્તિત્વ એમની ફકીરીનો એક સાચો આયનો છે.

(મૂળ હિન્દી)

○ ઓમપ્રકાશ ગુપ્ત

ગુચ્છ ત્રણ

# યુ ગ પુ રુ ષ

## જયપ્રકાશ : આપણા સમયના નાયક

ઘણા વખત પહેલાં માર્ક્સવાદી ચિંતક ક્રિસ્ટોફર કોડવેલે પોતાના એક વિચારોત્તેજક પુસ્તક ‘ એસેઝ ઇન ડાઈંગ કલ્ચર ’ માં ટી. ઈ. લૉરેન્સ વિષે કહ્યું હતું કે તેઓ કદાચ પશ્ચિમી સમાજના અંતિમ ‘ હીરો ’ હતા. એમનું કહેવું હતું કે યુરોપની સભ્યતા એક એવી પતનોન્મુખ અવસ્થાએ પહોંચી ચૂકી છે કે જેમાં ‘ નાયક ’ની ભૂમિકા પૂરી કરવાની બધી રોમાંટિક સંભાવનાઓ ખતમ થઈ ચૂકી છે. પશ્ચિમી સમાજના સંદર્ભમાં આજે કોડવેલનું એ કથન મને ખૂબ સારપૂર્ણ લાગે છે. શું એ જ કારણે યુરોપીય સંસ્કૃતિના ચોકઠાથી કંટાળીને ફ્રેંચ લેખક ડેબરે, બોલીવિયાનાં જંગલોમાં ગેરીલા વિદ્રોહીઓ સાથે ભટકતા નહોતા, કે જેથી તેઓ કોઈ પણ પ્રકારે ‘ નાયક કર્મ ’ ( હીરોઈક એક્શન ) પૂરું કરી શકે ? કોઈ પણ આદર્શવાદી, રોમાંટિક કર્મની શક્યતાઓ ચૂકી ગયા પછી પશ્ચિમી સમાજનો વિદ્રોહી પોતાનો સમાજ છોડી બીજા ‘ અર્ધ વિકસિત, પછાત ’ દેશોમાં ચાલ્યો જાય છે. જ્યાં પરિવર્તનનાં બારણાં હજીયે ખુલ્લાં છે અથવા તો ખોલી શકાય એમ છે. બીજી તરફ એમ પણ થાય છે કે આવા વિદ્રોહી ચિંતકોને સોલ્ઝેનિત્સિનનું થયું તેમ ખુદ પોતાના સમાજથી કાઢી મૂકવામાં આવે છે. ગમે તેમ હોય, આ બંને દાખલાઓમાં એક વિકટ અને કટુ સત્ય સમાન છે—પશ્ચિમી સમાજ ( મૂડીવાદી કે કહેવાતા સમાજવાદી )માં આજે વ્યક્તિ ‘નાયકત્વ’ની ક્રાંતિકારી ભૂમિકા અદા કરવામાં પોતાની જાતને અસમર્થ જુએ છે. તે ગમે તે થઈ શકે—એક વિદ્રોહી ચિંતક, એક રાજ્યદ્રોહી ડિસિડંટ, બૉમ્બ ફેંકનાર ત્રાસવાદી, હાઈજેકર. પણ જેના કર્મમાં જુદા જુદા વર્ગોના લોકો પોતાના આત્માની કસોટી, પોતાની મુક્તિ શોધી શકે તેવો પોતાના સમાજનો પ્રતિનિધિ નાયક નથી થઈ શકતો.

અહીં—ખાસ આ સંદર્ભમાં જયપ્રકાશ નારાયણની નાયક ભૂમિકા એક દુર્લભ અને અસાધારણ પ્રાસંગિકતા લઈને આગળ આવે છે. તેઓ જો ઓગણીસમી સદીના ‘ રોમાંટિક હીરો ’ અને આપણા સમયના છદ્મ અને તાનાશાહ નાયકો કરતાં આટલા જુદા દેખાતા હોય તો તે એટલા સારુ કે તેમણે પોતાના રાજનીતિક કર્મમાં ખુદ નાયકની વ્યાખ્યાને જ પાયા-માથી બદલાવવા ઇચ્છી હતી. જ્યારે રાજ્યની સત્તા અને મનુષ્યની સ્વતંત્રતા વચ્ચે એક એવી સંતુલા પેદા થઈ શકે કે જ્યાં રાજનીતિક કર્મ અને નૈતિક જવાબદારી એ એકબીજાના વિરોધી નહીં, એકબીજાના પૂરક બને ત્યારે જ એ શક્ય બને. પશ્ચિમમાં ‘ નાયક ’ની આ નૈતિક સંકલ્પના આજે લુપ્ત શી થઈ ગઈ છે—ખાસ કરીને રૂસી ક્રાંતિ પછી એ ધારણા પુષ્ટ થઈ છે કે દરેક ક્રાંતિ પોતાના નાયકને ખાઈ જાય છે. અને સ્ટાલિન જેવા જે નાયક બન્યે છે તે પોતે ક્રાંતિના આદર્શોને ભ્રષ્ટ કરી દે છે.

પણ પશ્ચિમમાં જ નહીં. ખુદ આપણા દેશમાં પણ 'નાયક'નો દરજ્જો બહુ સંદિગ્ધ અને શંકાપૂર્ણ રહ્યો છે. આપણા દેશની જનતાએ ગાંધીજીને નાયકનો નહીં, મહાત્માનો આદર આપ્યો હતો. નેહરુ જરૂર કાંઈક 'હીરો' જેવા દેખાતા હતા. પણ અસલી અર્થમાં તેઓ એક સારા. લોકતાંત્રિક આદર્શોમાં વિશ્વાસ ધરાવનાર લિબરલ વ્યક્તિ હતા, જેમને અંગ્રેજીમાં 'સ્ટેટ્સમેન' કહેવાય છે. લોહિયા એક ગરીબ દેશના સજાગ, અત્યંત પ્રતિભાવાન રણસૈનિક જ રહ્યા— પોતાના સમયથી બહુ આગળનું વિચારનાર બુદ્ધિજીવી રાજનીતિજ્ઞ–ડૉન કુહાતો (ભદ્રંભદ્ર)ની જેમ કાંઈક અંશે હાસ્યસ્પદ, ભારતીય સંસ્કૃતિની વચ્ચેવચ રહેવા છતાંય રાજનીતિમાં આઉટસાઈડર—નાયક કરતાં પ્રતિનાયક વધારે.

ભારતની વિશિષ્ટ સ્થિતિમાં મહાત્મા, સ્ટેટ્સમેન, વિદ્રોહી ચિંતકથી અળગું પણ એક સ્થાન ખાલી રહી જાય છે જેમાં અલગ અલગ ભૂમિકા આપસમાં મળી જાય— એક સોશ્યલિસ્ટ પ્રકારની ભૂમિકા— જે જયપ્રકાશજીએ અદા કરી. તેઓ જો 'નાયક' હતા તો તે કોડવેલે પશ્ચિમી સમાજના સંદર્ભમાં જેની વ્યાખ્યા કરેલી તે ક્લાસિક અર્થમાં નહીં. જયપ્રકાશજીની ભૂમિકા એના કરતાં ઘણી વધુ વ્યાપક અને બહુમુખી હતી. એમણે આધુનિક રાજનીતિની તૈયાર બતાવી રાખેલી જડવત્ ભૂમિકાઓ અને માળખાંઓથી અલગ એક વિશિષ્ટ પ્રકારની દુર્લભ અને દુઃસાહસભરેલી જવાબદારી નિભાવવાની કોશિશ કરી હતી, જેમાં તેઓ એક બુદ્ધિજીવીયે હતા, એક સંતેય હતા, એક સોશલિસ્ટ ક્રાંતિકારી અને ગાંધીવાદી સત્યાગ્રહીયે હતા. એમણે ભારતીય રાજનીતિના પશ્ચિમની દેખાદેખીમાં ઊભા કરાયેલ એક પરિમાણવાળા, એકસ્તરીય પ્રોફેશનલ માળખાને તોડવા પ્રયાસ કર્યો હતો. એમનું આખું જીવન આ દુર્લભ સંદેશનું પ્રતીક અને વાહક હતું કે ભારતની વિરાટ, ગૂંચવાળી, ઔપનિવેશિક સમસ્યાઓના સંદર્ભમાં કોઈ પણ વ્યક્તિ ફક્ત નર્યો ચિંતક, નર્યો બુદ્ધિજીવી, નર્યો રાજનીતિજ્ઞ, નર્યો સંત રહીને પોતાની ભારતીય જવાબદારી પૂરી કરી ન શકે, ખુદ પોતાનું સત્ય પોતાના વાડામાં ન શોધી શકે. મારા ખ્યાલ મુજબ અહીં જ એમના અજબ 'નાયકત્વ'નો ભેદ નિહિત છે—એક વિશિષ્ટ રોલનો નાયક નહીં બદલે એક સર્વતોમુખી વ્યક્તિત્વની સમગ્ર ભૂમિકા—જેમાં સમસ્ત માનવીય પ્રેરણાઓ સમન્વિત થતી હોય. અંતિમ વરસોમાં ભારતીય જનતાને એમને સારુ 'લોકનાયક'થી બહેતર અને સ્નેહપૂર્ણ બીજું કોઈ નામ સૂઝ્યું નહીં એમાં અચરજ નથી.

સ્નેહપૂર્ણ–ભાગ્યે જ બીજી કોઈ વ્યક્તિને ભારતીય જનતાનો જયપ્રકાશ જેટલો મર્મસ્પર્શી સ્નેહ–લાડ સુધી પહોંચી જાય એવો પ્યાર મળ્યો હશે. હું જ્યારે આ સ્નેહનું કારણ શોધું છું ત્યારે મને ફક્ત એક જવાબ મળે છે— એમની ગહન. અંતહીન સંવેદના વીસમી સદીના લોહીથી ખરડાયેલી ગલીગૂંચીમાં ચાલતાં આપણી મુલાકાત એક એવી વ્યક્તિ સાથે થઈ જાય છે જેણે એક 'ભૂખ્યા પછાત સમાજ'માં એક સાધારણ હિન્દુસ્તાનીમાં છુપાયેલ સંવેદનશીલ હમદર્દીને પ્રગટ કરી હતી. અહીં જયપ્રકાશ કદાચ ગાંધીજી કરતાં પણ આગળ હતા, કારણ ભારતની ક્રૂર મરુસ્થલી. સ્વાર્થપરક રાજનીતિમાં ખુદ 'રાજનીતિક સંવેદનશીલતા'નો કોઈ વિનયશીલ ખૂણો, કોઈ હરિયાળો રણદ્વીપ હોઈ શકે છે, એ જયપ્રકાશજીની અનુપમ ખોજ હતી. આ ખોજ સહેલી નહોતી અને જયપ્રકાશજી કોઈ બૌદ્ધપુરુષ નહોતા—( નહોતા, તેથી જ કદાચ લોકો તેમને આટલો પ્યાર કરતા હતા ) જયપ્રકાશની સામે જો પશ્ચિમના રાજનીતિજ્ઞ અને આજના ભારતીય નેતા વામણા લાગતા હોય તો તે એટલા ખાતર કે એમણે સંવેદનને ધર્મ અને કવિતાથી ઉઠાવીને રાજનીતિનું મૂલ્ય બનાવ્યું. પોતાને રાજનીતિક છળકપટ મુજબ ન વાળતાં ખુદ રાજનીતિને જ માનવીય સંવેદનાને અનુરૂપ વાળવામાં પ્રયત્ન કર્યો હતો. એમનું નાયકત્વ એમની જીતોમાં નહીં, એમની હારોમાં નિહિત હતું—કારણ વીસમી સદીની હિંસાત્મક અને સત્તામૂલક રાજનીતિમાં નાયક માત્ર પરાજિત નાયક જ હોઈ શકે છે. સફળ નાયક નથી હોતા એમ નહીં, પણ આધુનિક રાજનીતિની એ વિડંબના છે કે તે હમેશાં કોમીસાર રૂપે જ આગળ આવે છે.

પણ ઇતિહાસમાં દરેક પરાજય ગૌરવપૂર્ણ નથી હોતો. કોઈ કોઈ વાર એક જાતિ સારુ તે ભીષણ દુઃખ અને દુર્ભાગ્યનું કારણ બની જાય છે. ભારતીય રાજનીતિમાં ગાંધીજીના અચાનક ચાલ્યા જવાથી જે દિગ્ભ્રમિત શૂન્યતા ઘેરાઈ આવી હતી એને એક સ્પષ્ટ અને અર્થપૂર્ણ દિશા તો જયપ્રકાશજી જ આપી શકતા હતા.

ચૂંટણીમાં સમાજવાદી પાર્ટીની હાર એ પોતે જ આત્મપરીક્ષણ અને નવા વિકલ્પોની શોધ કરવાનો અવસર બની શકતી હતી. આ એવો મોકો હતો કે જ્યારે પશ્ચિમી લોકતંત્ર અને માર્ક્સવાદી પાર્ટીઓની જુનવાણી સંકીર્ણતા વચ્ચે એક એવા રસ્તાનું અન્વેષણ થઈ શકત કે જેનો સંકેત વર્ષો પહેલાં ગાંધીજીએ કર્યો હતો. એક મૌલિક, ક્રાંતિકારી અન્વેષણ—જે પોતે જ આફ્રિકી અને એશિયાઈ દેશો સારુ એક દીવાદાંડી બની જાત. જયપ્રકાશજી એવું ન કરી શક્યા—એનાં અનેક કારણો શોધી શકાય એમ છે—પણ એની પાછળ એમની દ્વિધા અને એમની આનાકાની સૌથી વધુ ઉલ્લેખનીય જણાય છે. આનાકાની અને સંશય–મારા મત મુજબ એ જયપ્રકાશજીના પ્રૌઢ જીવનનો સૌથી મોટો માનવીય ગુણ હતો—અને એ જ એમનું સૌથી મોટું ટ્રેજિક પાસું પણ. કોઈ કોઈ વાર જયપ્રકાશજી વિષે વિચારતાં મને કાફકાની એ લીટીઓ યાદ આવી જાય છે, જે એમણે પોતાની ડાયરીમાં લખી હતી— "લક્ષ્ય છે, પણ રસ્તો કોઈ નથી. જેને રસ્તો માનીએ છીએ તે ફક્ત આનાકાની છે."

આ આનાકાની કમજોરી કે કાયરતામાંથી ઉત્પન્ન નહોતી થઈ; ઊલટું એની પાછળ એક એવું સજાગ બૌદ્ધિક વ્યક્તિત્વ હતું કે જે રાજનીતિની ક્રૂર વિડંબનાને જાણતું હતું. એ વ્યક્તિ જ શંકા કરી શકે છે, જે જાણે છે—અને એવી વ્યક્તિ પીડા

પણ ભોગવે છે, જેને વિષે આપણે કાંઈ નથી જાણતા. જયપ્રકાશજીની આ શંકા મૂળમાં રાજ્યસત્તાના ચરિત્ર વિષે હતી—પોતાના રાજનીતિક જીવનના આરંભમા તેઓ વિચારતા હતા કે સત્તાને બદલીને એને મનુષ્યના સુખી અને સ્વતંત્ર જીવનનુ યંત્ર બનાવી શકાય છે. એ વિશ્વાસ એમને માર્કસવાદી દર્શનમાંથી પ્રાપ્ત થયો હતો. પછીનાં વરસોમાં—મોહભંગની અવસ્થામા—એમને લાગ્યું કે સત્તા પોતે જ 'પાપ અને ઈવિલ' છે અને જ્યાં સુધી માણસ પોતાને ન બદલે ત્યાં સુધી સત્તામા પરિવર્તન કરવાનો ખ્યાલ ઝાંઝવાના મોહ જેવો છે. આ પ્રેરણા એમને ગાંધીજી પાસેથી મળી હતી પણ તે અધીં પ્રેરણા હતી—કારણ ગાંધીજીએ રાજનીતિ અને નૈતિકતા વચ્ચે જે તણાવભર્યો પડકાર પ્રસ્તુત કર્યો હતો (જેને લોહિયાએ એક સાંસ્કૃતિક પીઠિકા આપી હતી) તે રસ્તો ક્યાંક બીજે જતો હતો—એક સંપૂર્ણ સાંસ્કૃતિક ક્રાંતિ તરફ એને છોડીને હતાશા અને મોહભંગની સ્થિતિમા જયપ્રકાશજી સર્વોદય અને ભૂદાન તરફ વળ્યા હતા— જે એમનાં જીવનના અમૂલ્ય ખોયેલા વરસ હતા, જેમાં એમણે સત્તા અને સ્વતંત્રતા, રાજનીતિ અને નૈતિકતા વચ્ચે પડકાર થકી મો ફેરવીને ફક્ત 'માનવીય મૂલ્યો 'માં પોતાનુ સત્ય શોધવા ચાહ્યું, પણ ત્યાં કોઇ સત્ય હતુ નહીં, ત્યા હતા વિનોબા, જેમણે ગાંધીજી અન્વેષી પ્રયોગો ને ઘૂંટેલા સૂત્રો— ખુદ ગાંધીજીને એક પેરોડી (વિડંબન કાવ્ય)મા બદલી નાખ્યા હતા

રાજનીતિમાં ફક્ત 'મૂલ્યોમા વિશ્વાસ ' એ સમય સુધી કારગર નથી હતો કે જ્યા સુધી આ મૂલ્યોને નિરંતર ગાઢી થતી માનવીય યાતના અને ગુલામીના સંદર્ભમાં એક તાત્કાલિક, જીવન્ત પ્રશ્નના રૂપમાં રજૂ કરવામાં ન આવે. ત્યા રાજસત્તાથી નિર્વાસન નહીં, સીધે સીધો સામનો કરવો પડે છે. જેમ એક કળાકાર સારુ એક માત્ર પડકાર એ હોય છે કે તે અદૃશ્ય સૌન્દર્યને નક્કર આકાર અને શબ્દમા ઢેરવી શકે, તેમ સર્જનશીલ ક્રાંતિકારી સારુ પણ સૌથી મોટો પડકાર એ હોય છે કે તે માનવીય સ્વતંત્રતા અને ન્યાયના અમૂર્ત નૈતિક મૂલ્યોને રાજનીતિના મેલા, ઘિનોણા અને ધૂળ માટી અને લોહીથી ખરડાયેલ મેદાનમાં ઉતારી અને આલોકિત કરી શકે. કોઈ પણ એવી વ્યક્તિ એનાથી હાથ ખંખેરીને અલગ ન થઈ શકે—વિશેષે કરીને જયપ્રકાશજી જેવી વ્યક્તિ—જે ભારતીય જીવનમાં, ભારતીય રાજનીતિ અને લોકતંત્રમાં સમૂળગાં પરિવર્તન લાવવા માગતા હોય. આ જ ટૉલ્સ્ટૉય, ગાંધી અને લેનિન વચ્ચે મૂળભૂત અંતર હતું. ટૉલ્સ્ટૉય કદી પોતાના આદર્શોને પોતાના કર્મ સાથે જોડી ન શક્યા. બીજી તરફ લેનિન હતા, જેમને કર્મ જ આદર્શ બની ગયું. ક્રાંતિ પોતે જ એક લક્ષ્ય, જેની વેદી પર તે ખુદ ક્રાંતિનાં સંતાનોને બલિ ચઢાવવા તૈયાર હતા. ગાંધી જ એક માત્ર રાજનીતિજ્ઞ હતા—જેને તેમને રાજનીતિજ્ઞ કહી શકાય તો—કે જે કર્મના ઘટાટોપમાં ન તો મૂલ્યોની અવહેલના કરી શક્યા, ન આદર્શોની સ્વપ્નશીલતામાં મનુષ્ય કર્મને તિરોહિત કરી શક્યા. આ કર્મ અને મૂલ્ય વચ્ચેનો સગવડિયો, સરલીકૃત સમન્વય નહોતો; ખુદ વીસમી સદીની અરાજક અને મૂલ્યહીન પીઠિકા પર રાજનીતિના ધર્મની અનોખી અને સંપૂર્ણ વ્યાખ્યા હતી.

જયપ્રકાશજી એક લાંબી, પીડાભરેલી, ભુલભુલામણીમાથી પસાર થતા પોતાના જીવનના છેલ્લાં વરસોમા રાજનીતિક ધર્મની આ સંપૂર્ણ વ્યાખ્યાને ઠેકેલે પહોંચ્યા હતા. ત્યાં પહોંચતાં વાર જ એમનો બધો સંશય, નિરાશા, ઊહાપોહ સવારના ધૂંધળા પ્રકાશની માફક વેરાઈ ગયો. એ એમની હિમ્મત અને આપણા સૌભાગ્યનો વિષય હતો કે એ ઠેકેલે પહોંચ્યા પછી એમણે સંપૂર્ણ ક્રાંતિની ઝુંબેશ શરૂ કરી હતી. તેઓ કદાચ પહેલી વ્યક્તિ હતા જેમણે ભારતીય રાજનીતિની ક્ષિતિજ પર પાપ અને દુરાચાર (ઈવિલ)ને ઊગતાં જોયાં હતાં. ઇંદિરા ગાંધીના પહેલાં ભારતીય રાજનીતિ પાપથી મુક્ત હતી એમ નહીં, પણ તે (ઇંદિરા) પોતાના આચરણ અને વ્યક્તિત્વમાં પાપની સંપૂર્ણ વ્યાખ્યાને અભિવ્યક્ત કરતી હતી. 'સંપૂર્ણ પાપ'નો સામનો કેવળ 'સંપૂર્ણ ક્રાંતિ'થી જ થઈ શકતો હતો. જયપ્રકાશજીનું સર્વાંગીણ નાયકત્વ—જે એમની લાંબી સંઘર્ષયાત્રામાં અલગ અલગ ખંડોમા વહેંચાયેલું દેખાય છે—સંપૂર્ણ ક્રાંતિના આન્દોલનમાં ખુદ પોતાના જીવનની સંપૂર્ણતાને ઉપલબ્ધ કરી શક્યું હતું.

પણ જયપ્રકાશજીની ઝુંબેશ કેવળ ભારતીય સંદર્ભમા નહોતી—તે એનાથી ઘણા વધુ વ્યાપક અને ઊંડા વીસમી સદીના વિક્ષુબ્ધ કાતર અને નિરીહ મનુષ્યનો વિદ્રોહ પણ હતો— રાજનીતિના પ્રપંચ અને ઇતિહાસના પાશવિક, લૌહવત્ 'નિયમો'નું અતિક્રમણ કરવાનો પ્રયાસ કે જેથી દરેક વ્યક્તિ પોતાના આત્માના આંતરિક નિયમોનું અનુસરણ કરી શકે. સંપૂર્ણ ક્રાંતિનું આ નૈતિક પરિમાણ તેને વીસમી સદીમા થયેલી તમામ સત્તા-લિપ્સિત ક્રાંતિઓથી ઉપર ઉઠાવી દે છે. જયપ્રકાશજી પોતાના છેવટના વરસોમા એક એવા કવિ-ક્રાંતિકારી થઈ ગયા કે જેમને જિંદગીભર ભટક્યા બાદ અંદર ઘોળાતા સ્વપ્ન સારુ એક જીવંત શબ્દ, રૂપ અને આકાર મળી ગયો હતો.

શું આપણે એ સ્વપ્નને એની સમગ્ર પવિત્રતા, ઉજ્જ્વલતા અને સંવેદનામા આપણા રાજનીતિક કર્મમાં આકાર આપી શકીશું?

આ પ્રશ્ન તેઓ આપણે સારુ—આપણ સૌ હિન્દુસ્તાનીઓને સારુ મૂકતા ગયા છે.

(મૂળ હિન્દી)

○ નિર્મલ વર્મા

## સ્વપ્નોના દ્રષ્ટા જયપ્રકાશ ભારતના ભાગ્યવિધાતા છે

૧૯૩૩ નો એક દિવસ. લાંબા સરખા અને બીજાથી અલગ તરી આવતા એક યુવકની સજાની મુદત પૂરી થઈ. એને છૂટો કરવા નાસિક રોડના કેન્દ્રીય કારાગારના દરવાજા ઊઘડ્યા. ભાવિ ઇતિહાસકાર આપણા જમાના અંગે પોતાનું મંતવ્ય આપશે ત્યારે સન ૧૯૩૩ ના એ દિવસની એ પળને ભારતની સૌથી મહત્વની પળોમાંની એક લેખાવશે એ વિષે મારા મનમાં રજ માત્ર સંદેહ નથી. કારણ, એ પળે થયેલી એ મુક્તિની સાથે ભારતીય રાજનીતિમાં એક નવી જ શક્તિનો પ્રાદુર્ભાવ થયો હતો. જેલમાંથી જયપ્રકાશજી એક વિશેષ વિચાર, સંકલ્પ અને દ્રષ્ટિ લઈને બહાર નીકળ્યા હતા. અને એમાંથી જ કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીનો જન્મ થયો હતો.

ભારતીય જનજીવનમાં આજે જયપ્રકાશજીનું નામ સૌથી વધુ લોકપ્રિય અને સન્માનિત નામોમાંથી એક છે. આમ છતાં બહુ ઓછા લોકો જાણે છે કે જયપ્રકાશના નામે ઓળખનાર એ આ વ્યક્તિત્વ કેટલું ભવ્ય છે. અને એથીયે ઓછા લોકોને ખબર છે કે આ મોહક વ્યક્તિત્વના ઘડતરમાં કેવા કેવા અદ્‌ભુત અનુભવ અને સાહસિક કાર્યોનો ફાળો રહ્યો છે.

એમણે જીવનને બહુ નિકટથી અને ઊંડાણથી નીરખ્યું છે. કદાચ એને જ લીધે એમનું ચિંતન આટલું સ્પષ્ટ છે. ભણતર પૂરું કરવા માટે એ અમેરિકા પહોંચ્યા ત્યારે એમણે એમનું જીવન કોઈ કક્ષાના ઓરડામાં નહીં પણ એક ખેતર પર શરૂ કર્યું. ૧૯૨૨ના ઓક્ટોબરમાં એ કેલિફોર્નિયા પહોંચ્યા ત્યારે એમને ખબર પડી કે વિશ્વવિદ્યાલયનું નવું સત્ર શરૂ થવાને હજી ત્રણ મહિનાની વાર હતી. એ પોતે એટલા સાધનસંપન્ન નહોતા કે ત્રણ મહિના સુધી બેઠા બેઠા ખાય. એટલે એ એક ફળોના બગીચામા કામ કરવા ગયા. કેલિફોર્નિયામાં ઘણા ભારતીયો રહે છે, એમાંના મોટા ભાગના શીખ અને પઠાણ છે. જયપ્રકાશ એક પઠાણોની ટોળીમાં કામ માટે જોડાયા. આ ટોળીનો નાયક હતો શેરખાં. વિલક્ષણ આકૃતિ ને લંબાઈ–પહોળાઈમાં અબ્દુલ ગફ્ફારખાનથી પણ બમણો દેખાય. ભારતમાં એ વખતે ચાલતા અસહકાર આન્દોલને દુનિયાના તમામ ભાગોમાં વસતા ભારતીયોને હચમચાવી મૂક્યા હતા. એટલે ભારતથી કોઈ પણ માણસ ત્યા પહોંચે તો બધાનું ધ્યાન એના તરફ ખેંચાતું. એ લોકોને ખબર પડી કે અસહકાર આન્દોલનમાં ભાગ લેવા માટે થઈને જયપ્રકાશે કોલેજ વિશ્વવિદ્યાલય અને મળતી છાત્રવૃત્તિનો ત્યાગ કર્યો હતો એટલે પછી એમને કામ શોધવામાં કોઈ મુશ્કેલી ન નડી.

એ વખતે ફળોની મોસમ પૂરી થવામા હતી. દ્રાક્ષ, ખુબાની, બદામ અને આલૂનાં ઝાડો હેઠળ સવારથી સાંજ સુધી સખત મહેનત ચાલતી. ઝાડ પરથી ફળો તોડી, એમનું વર્ગીકરણ કરી ફળો પર ચૂનો અને ગંધક છાંટવામાં આવતા. પછી લૂછીને કારખાનામાં ચડાવાતાં. જયપ્રકાશનુ કામ ટોપલીઓમાંથી ખરાબ ફળો વીણીને બહાર કાઢવાનું હતું. કદાચ આજે પણ એ એ જ કામ કરી રહ્યા છે— કોંગ્રેસના ટોપલામાંથી સડેલા ગળેલાઓને કાઢી કાઢીને બહાર ફેંકવાનું. આમ જયપ્રકાશજી રોજ દસ કલાક અને અઠવાડિયાના સાતે દિવસ, રવિવારની રજા પણ ભોગવ્યા વિના કામ કરતા. અને મજૂરી પણ ખાસી મળતી હતી— રોજના લગભગ ચૌદ રૂપિયા જેટલી. જયપ્રકાશને મન તો અધધધ થાય તેટલી મજૂરી હતી. એક મહિનામાં એ એંસી ડોલર જેટલી બચત પણ કરી શક્યા. ફળોની મોસમ પૂરી થઈ એટલે જયપ્રકાશ બર્કલે પહોંચ્યા. ત્યાં એક ઓરડી ભાડે રાખી. રસોઈ પણ એ હાથે જ બનાવી લેતા.

કેલિફોર્નિયા વિશ્વવિદ્યાલયમાં એક સત્ર પૂરું થતાં સુધીમાં જયપ્રકાશ ખિસ્સે ખાલી થઈ ગયા. કેલિફોર્નિયાથી છોડી જયપ્રકાશ આયોવા ગયા. અહીં વિશ્વવિદ્યાલયમાં કેલિફોર્નિયાની સરખામણીમાં ચોથા ભાગની જ ફી હતી. પણ અહીં પણ એમને પીચના બગીચામાં કામ કરવું પડ્યું. આયોવાથી નીકળી જયપ્રકાશ વિસકોન્સિન વિદ્યાલયમાં ગયા. અહીં એમના જીવનમાં એક નવું તત્ત્વ દાખલ થયું. એ તત્ત્વ એમના જીવનને એક મહત્ત્વનો વળાંક આપનારું નીવડ્યું.

આ જગ્યાએ જયપ્રકાશના બેચેન સમજને એ પ્રકાશ મળ્યો કે જેની શોધમા એ ભટકતા હતા. અમેરિકામાં કમાવાનો યા વિકાસનો મોકો સૌને મળી શકતો. આવા દેશમા પણ ઉત્કટ અમીરી અને બેહદ ગરીબી જોઈને એમને આઘાત લાગ્યો. આમ થવાનું કારણ શું ? એવું કેમ કે મુઠ્ઠીભર લોકો દુનિયાભરના ભોગ ભોગવે અને મોટા ભાગના લોકોને અભાવ અને ગરીબીમાં સબડવું પડે ? એમના વિશ્વવિદ્યાલયના એક પ્રોફેસર કહેતા કે મૂડીવાદી અર્થવ્યવસ્થામાં ગરીબીના પ્રશ્નનો કોઈ ઉકેલ નથી. એ પ્રોફેસર કટ્ટર સમાજવાદી તરીકે જાણીતા હતા. જયપ્રકાશજી એ પ્રોફેસર તરફ આકર્ષાયા અને બન્ને વચ્ચે એક ઊંડો સ્નેહનો સંબંધ બંધાયો. પરિણામે જયપ્રકાશજી માર્ક્સવાદી પુસ્તકોના અધ્યયનમાં પડ્યા અને જોતજોતામાં એ કટ્ટર સમાજવાદી વિચારના બની ગયા. એમના જીવનમાં એક નવો વળાંક આવ્યો. એમણે વિજ્ઞાનનો વિષય છોડ્યો અને અર્થશાસ્ત્ર લઈને એના અધ્યયનમાં લાગ્યા. એમના સ્નાતકોત્તર મહાનિબંધને સૌએ વખાણ્યો અને એમની ગણના વિશ્વવિદ્યાલયના પ્રતિભાશાળી વિદ્યાર્થીઓમાં થવા લાગી. અહીંથી એ ન્યુયોર્ક ગયા. ત્યાં ગંભીર બીમારીમાં સપડાયા, અને એમને મહિનાઓ સુધી હોસ્પિટલમાં રહેવું પડ્યુ.

જયપ્રકાશજી અમેરિકામાં લગભગ આઠ વર્ષ સુધી રહ્યા અને ત્યાં એમણે પાંચ વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ કર્યો. શરૂઆત એમણે ગણિત, પદાર્થ-વિજ્ઞાન અને રસાયણશાસ્ત્રથી કરી પછીથી અમુક વર્ષ જીવનવિદ્યા, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના અધ્યયનમાં ગાળ્યાં. કમાવા માટે એમને એક બે સત્ર અભ્યાસનુ રોકવું પડ્યું. ફળ-બગીચાઓમાં મજૂર તરીકે, મુરબ્બાના કાર-

ખાનાંઓમાં પેકર તરીકે, પોલાદના કારખાનામાં મિકેનિક તરીકે અને હોટલોમાં છોકરા–વેઈટર તરીકે રોજ એમણે દસ દસ કલાક મજૂરી કરી. દુકાનના વેચાણ વિભાગમાં પણ એમણે કામ કરી જોયું હતું. એટલે ૧૯૩૧માં ભારત પાછા ફર્યા ત્યારે આરામનું જીવન જીવવાની આશા સેવનારા વિદ્યાર્થી તરીકે એ નહોતા આવ્યા. એમણે જીવનની વાસ્તવિકતાઓને નિકટથી નિહાળી હતી અને હવે પછીનુ જીવન 'સમાજ-સેવામાં જ ખપાવવાનો નિર્ણય કર્યો હતો.

જયપ્રકાશજીના આવતાંની સાથે પંડિત જવાહરલાલે કોંગ્રેસના શ્રમિક-શોધ વિભાગની જવાબદારી એમને માથે નાખી દીધી. થોડા જ મહિના બાદ સવિનય કાનૂનભંગની ચળવળ ચાલી ત્યારે જયપ્રકાશજી કોંગ્રેસના મહામંત્રી તરીકેનું કામ બજાવવા લાગ્યા.

જયપ્રકાશજી નાસિક જેલમાં હતા એ દિવસો યાદ કરીને ઇતિહાસ પોતાને ગૌરવાન્વિત માનશે. તે વખતે એમની સાથે જેલમાં કોંગ્રેસના અનેક પ્રખ્યાત નેતાઓ હતા. એમાં મીનુ મસાણી અને અચ્યુત પટવર્ધન પણ હતા. એમણે અને બીજા કેટલાક સાથીઓએ મળી અહીં જ કોંગ્રેસ–સોશ્યાલિસ્ટ પાર્ટીની રૂપરેખા તૈયાર કરી હતી. તેવી જ રીતે બીજી જેલોમાં પણ નવી પેઢીના જે કોંગ્રેસીઓ તે વખતની કોંગ્રેસી રાજનીતિની પતનશીલતા જોઈને અસંતોષ અનુભવતા હતા તે બધા સમાજવાદના ગતિશીલ કાર્યક્રમ તરફ વળ્યા.

છૂટયા બાદ તરત જ જયપ્રકાશજીએ આચાર્ય નરેન્દ્રદેવની અધ્યક્ષતામાં કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીનું પહેલું સંમેલન પટણા મુકામે બોલાવ્યું. આ ઘટનાનું મહત્ત્વ ખાસ તો એટલા કારણસર વધી ગયું કે બરાબર આ જ દિવસોમાં અખિલ ભારતીય કોંગ્રેસની કારોબારી સમિતિ સવિનય કાનૂનભંગનો કાર્યક્રમ પડતો મેલી સંસદીય કાર્યક્રમ તૈયાર કરવામાં લાગી હતી. એટલે કોંગ્રેસને દક્ષિણપંથી વલણ લેતાં રોકવા માટે વામપંથીઓ પોતાની શક્તિઓ સંગઠિત કરે તે જરૂરી હતું. જયપ્રકાશજીને સંગઠક સમિતિના મહામંત્રી નીમવામાં આવ્યા. ત્યાર બાદના મહિનાઓમાં એ પ્રાંતે પ્રાંતમાં જઈને ક્રાંતિકારીઓને શોધી શોધીને કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીની શાખાઓની રચના કરતા રહ્યા. ત્યાર બાદ કેટલેક મહિને મુંબઈમાં કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીની વિધિવત્ સ્થાપના થઈ. જયપ્રકાશજી એના મહામંત્રી નિમાયા. લખનૌમાં કોંગ્રેસની કારોબારી સમિતિના સભ્ય નિમાતાં સુધી એ સોશ્યાલિસ્ટ પાર્ટીના મંત્રી તરીકે રહ્યા. વળી થોડા જ મહિના બાદ કોંગ્રેસની કારોબારી સમિતિમાંથી રાજીનામું આપી જયપ્રકાશજી ફરી સમાજવાદી પક્ષના મહામંત્રી બન્યા.

કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીના ચોટીના નેતાઓ પૈકી જયપ્રકાશજી સમાજવાદી સિદ્ધાંતોથી સૌથી વધુ પ્રભાવિત થયેલા હતા. આમ છતાં એ મતાગ્રહી નહોતા. એમની આંગળીઓ લોકોની નાડને બરાબર પારખી શકતી. સંકુચિતતાને એ સૌથી વધુ નાપસંદ કરતા. કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટી રાજનૈતિક સ્વરૂપથી આગળ વધીને એક શક્તિશાળી આન્દોલન બની શકી; અને એના સિદ્ધાંતોથી પ્રભાવિત થઈને મોટી સંખ્યામાં લોકો એમાં જોડાયા તેનો યશ જયપ્રકાશજીને ફાળે જાય છે. જયપ્રકાશજીની લેખનની શૈલી સાદી અને સીધી છે. તેથી જ એમનું પુસ્તક 'સમાજવાદ કયોં ?' એક ઉત્કૃષ્ટ કલાકૃતિ તરીકે લેખાય છે. અને ભારતના પ્રશ્નો પર લખાયેલાં પુસ્તકોમાં એ ખરેખર સર્વશ્રેષ્ઠ છે. વક્તા તરીકે એ શ્રેષ્ઠ વક્તા નથી. પરંતુ વિષયની જાણકારી અને એના પ્રત્યેની એમની ઈમાનદારીને લઈને એ શ્રોતાઓના મન પર એટલી ઊંડી છાપ પાડે છે કે ગમે તેવા શ્રેષ્ઠ વક્તા માટે પણ એવી છાપ પાડવી અઘરું કામ છે.

એમના બે દોષ મેં શોધી કાઢ્યા છે. એક તો એ એક સુંદર શેવિંગ સેટ (હજામતનો સામાન) રાખે છે. હળવું હળવું મલકાતાં મલકાતાં એ કહે છે કે આખા શહેરમાં આ શેવિંગ સેટ સૌથી સુંદર સેટ છે. જયપ્રકાશજી જેવા ખૂબસૂરત ચહેરાવાળાને આટલો દોષ માફ કરવા જેવો ખરો !

એમના બીજા દોષનુ વર્ણન શી રીતે કરવું તે સમજાતું નથી. સમયનું મૂલ્ય એ જાણતા નથી એમ જ કહેવું પડશે. કારણ, સમયનું પાલન ન કરવું એટલું જ એમાં નથી. વાત એમ છે કે જયપ્રકાશજીને ચર્ચા કરવાનો ખૂબ શોખ છે. અને કયાંક ચર્ચા સરસ જામી ગઈ તો એ બીજી કેટલીયે મુલાકાતો રદ કરી શકે છે. પણ પછી એમાંથી પરવારી એ જ્યારે મોડા પહોંચે છે ત્યારે એમના ચહેરા પર સચ્ચાઈભર્યો એવો ઊંડો ખેદ અંકિત થયેલો દેખાય છે કે આ મોડા પડવું જ એમને લોકોમાં પ્રિય બનાવી દે છે.

જયપ્રકાશ હજી જુવાન છે. હજી તો ઓગણચાલીસ વર્ષના જ છે. છતાં એમનામાં જ્ઞાનનો એટલો મોટો ભંડાર ભરેલો પડ્યો છે કે એની બરાબરી દેશમાં ગણ્યાગાંઠ્યા લોકો જ કરી શકે. એ જેટલા નરમ છે તેટલા જ દૃઢ સ્વભાવના પણ છે. અને એમણે દુનિયાને દેખાડી આપ્યું છે કે નિર્ણય કરવામાં એ કેટલા સાહસિક છે. આ બધા ઉપર છોગા જેવો એમનો ગુણ તે એમની માનવતા છે જેને લઈને એ એમને મળનારા તમામ લોકોના ચિત્ત પર એક અમીટ છાપ મૂકતા જાય છે. આવા છે જયપ્રકાશ...સંકોચશીલ, આત્યંતિક રીતે ઉદાર, સૂર્યની રોશની જેવા ઈમાનદાર અને આજનાં સાધનો વડે ઊજળી આવતી કાલ ઘડવા માટે મથનારા. બિહારના સારણ જિલ્લાના સિતાબદિયારા ગામમાં જન્મેલ આ કિસાનના દીકરાએ જીવનને ઓગણીસમે વર્ષે કલકત્તામાં પહેલી વાર ટ્રામ જોઈ હતી. એવો એ ગામડિયો માનવી આજે એક એવા આન્દોલનનો કર્ણધાર છે જેની સાથે આ દેશનું ભાવિ જડાયેલું છે.

( મૂળ અંગ્રેજી, ૧૯૪૧ )

○ યુસૂફ મહેરઅલી

## આઝાદીનો લડવૈયો ને માનવતાનો ઘડવૈયો

જયપ્રકાશજી વિષે થોડી લીટીઓ લખવા બેસતાં જૂની સ્મૃતિઓ તાજી થાય છે. આ મહાન નેતાના ખાનદાની અન્ય આકર્ષક ગુણોથી સંપન્ન વ્યક્તિત્વ ઉપરાંત આ દેશની આઝાદીની લડતમાં તેમણે જે વીરતાભર્યો અને સ્મરણીય ભાગ ભજવેલો તે અને ઓગસ્ટ ક્રાંતિમાં તેમણે જે આગળ પડતો ઐતિહાસિક ભાગ ભજવેલો તે સ્મૃતિમાં તાજો થાય છે. આ મહાન ભડવીરે રાષ્ટ્રના આઝાદીના સંઘર્ષની મોખરે ઊભા રહી હજારો હૃદયોમાં જે ચિનગારી પેટાવી હતી તે એક એવા વડવાનળમાં પલટાઈ ગઈ કે બ્રિટિશ સામ્રાજ્યવાદ પણ એની સામે ટક્યું નહીં, આ વાત ભવિષ્યની પેઢીઓ યાદ કરશે.

ભારતની આઝાદીનો લડવૈયો કોંગ્રેસની જૂની કાર્યપદ્ધતિનો સમર્થ. ભારતના સ્વાતંત્ર્ય આન્દોલનને આવેશ આપનાર ઊગતા નરપુંગવોમાંથી એક, અખિલ ભારત કોંગ્રેસ કમિટીની મજૂર શાખાનો વડો, ભારતીય સમાજવાદી આન્દોલનના વડીલ અને એના સ્થાપક અને છેવટે એક માનવતાવાદી અને સંત પ્રકૃતિનો સર્વોદયનો પ્રચાર કરતો જયપ્રકાશ! બધું મંત્રમુગ્ધ કરે તેવું!

માણસ તરીકે જે૦પી૦ એક વધારે પડતા આદર્શવાદી, ભાવવાહી અને નમ્રતાના નમૂનારૂપ હતા. જે૦પી૦ દરેક પ્રકારની ખુશામતખોરી અને સ્તુતિ-કીર્તનના સૈદ્ધાન્તિક રીતે વિરોધી હતા. એમની વરસગાંઠની જાહેર ઉજવણી થાય એ વિચારને તેઓ તિરસ્કારી કાઢતા. છતાં એમની વરસગાંઠ દેશના જુદા જુદા ભાગોમાં ઊજવવામાં આવતી. ૧૯૬૩ ની સાલ હતી. સ્વ. વી. આર. રાધાકૃષ્ણે મદ્રાસમાં જે૦પી૦ની વરસગાંઠ ધામધૂમથી ઊજવવાની યોજના ઘડી. તે કાળના મુખ્યમંત્રી કામરાજજીને હાથે એક સ્મૃતિગ્રંથ બહાર પડવાનો હતો. જે૦પી૦ સર્વોદય સંમેલનમાં ભાગ લીધા પછી મદ્રાસ આવ્યા હતા. એ સમાચાર બહાર આવી ગયા કે એમની વરસગાંઠની જમ્બરી તૈયારીઓ ચાલી રહી હતી. જે૦પી૦ને એથી ભારે સંકોચ થયો અને મદ્રાસમાં વધુ રોકાવાનો એમણે ઇન્કાર કર્યો. "મારે સર્વ પ્રકારની ચાપલૂસી અને પ્રશંસાના શિકાર થવું પડશે, જેની હું બિલકુલ વિરુદ્ધ છું." જે૦પી૦એ કહ્યું. કામરાજજીએ એમને રહેવા સારુ સમજાવ્યા. નેતાઓમાં પ્રસિદ્ધિ-પ્રેમ અને ખુશામતપ્રિયતા જોવા જડે છે તેમની વચ્ચે જયપ્રકાશજી જેવી નમ્રતા દુર્લભ હતી.

આ દેશ સારુ જયપ્રકાશજીના ઊંડા પ્રેમ, નિષ્કામ ત્યાગ અને એમની વીરતાએ એક એવો આદર્શ પૂરો પાડ્યો હતો કે જેનાથી દેશદાઝથી જલતા યુવકોની એક પેઢી ઊછરી. આ લેખની લેખિકા પણ તે પૈકી એક હતી. તે કાળે નોકરી કરીને સરકારી તંત્રના ભાગ બનવા કરતાં જે૦પી૦ના સેનાપતિત્વ હેઠળ એક સૈનિક બની શોષણ અને ગરીબી વિનાનો સમાજવાદી ભારત દેશ બનાવવાની ખેવના વધુ તીવ્ર હતી.

જરા યાદ કરો એ જયપ્રકાશજીને જે એક અધ્યયનશીલ ગામડિયા તરુણ હતા. જે ભારતમાં અધ્યયન પછી અમેરિકા ભણવા ગયા હતા કે જેથી પાછળથી કોઈ યુનિવર્સિટીના પ્રોફેસર થઈ શકાય. મહાત્મા ગાંધીના નેતૃત્વ હેઠળ જે આન્દોલન ખડું થયું હતું તેનાથી જે૦પી૦નું ધ્યાન ખેંચાયું અને પોતાની આંખ આગળ દેશમાં જે મહાન શક્તિઓ કામ કરી રહી હતી તેને તેઓ એક અવર્ણનીય વિસ્મયથી નિહાળી રહ્યા. પી૦એચ૦ડી૦ થવાનું પડતું મૂકીને આ ભારતીય તરુણ ૧૯૨૯ માં પાછો સ્વદેશ આવ્યો. ભારતમાં આવ્યા ત્યારે તેઓ એક પાકા માર્ક્સવાદી હતા. માર્ક્સનાં લખાણોમાંથી કશુંય એમણે વાંચવાનું બાકી નહોતું રાખ્યું. એક જર્મન જાણનાર મિત્રની મદદથી જર્મન સાહિત્ય પણ વાંચી નાખ્યું હતું.

બીજે જ વર્ષે ગાંધી દ્વારા આરંભાયેલ મીઠાનો સત્યાગ્રહ જોયો. ભારતના સ્વાતંત્ર્ય આન્દોલનના આવા પુનરુત્થાન કાળે જ જે૦પી૦એ પોતાની રાજનૈતિક કારકિર્દીની શરૂઆત કરી. જે૦પી૦ કહે છે— "સ્વાભાવિક રીતે મેં એમાં પૂરા દિલથી ઝંપલાવ્યું."

હજારીબાગ જેલમાંથી દિવાળીની પૂર્વસંધ્યાએ એમનું નાટકીય પલાયન એ તો એક કિંવદંતી બની ગયું. આ મહાન છુટકારા પછી દેશના સ્વતંત્રતા સૈનિકોને ઉદ્દેશીને લખાયેલા એમના પત્રે નવા વિચારોનું એક પૂર આણી દીધું. ઓગસ્ટ ક્રાંતિમાં ઉપલી પેઢીના આગેવાનો અને તરુણોની મોટા પ્રમાણમાં ધરપકડ પછી જે૦પી૦ના પત્રે દરેક હિન્દુસ્તાનીના હૃદયમાં એક નવી દેશભક્તિ જગાડી. ભૂગર્ભવાસના થોડા કાળ બાદ જે૦પી૦ પકડાઈ ગયા અને જેલના અધિકારીઓ તરફથી એમની ઉપર પારાવાર જુલમ ગુજારવામાં આવ્યો. દેશના દરેકે દરેક દેશભક્ત આગળ આ વાત પહોંચી ગઈ હતી. નસનસમાં રાષ્ટ્રભક્ત અને સામ્રાજ્યવાદ વિરોધી એવા જે૦પી૦ પોતાની માતૃભૂમિની આઝાદીની આડે એવી કોઈ બાંધછોડ કરવા તૈયાર ન હતા.

અંતે ૧૯૫૨ માં એમના પ્રસિદ્ધ ઉપવાસ પછી ઘણા આંતરિક મનોમંથનને અંતે તેમણે માર્ક્સવાદ સાથે વિચ્છેદ કર્યો. એમણે કેટલાક મૂળભૂત પ્રશ્નો ઊભા કર્યા જેના જવાબો કદાચ એમને મરતાં સુધી નહોતા મળી શક્યા. જે૦પી૦ અન્યાય, શોષણ અને સર્વ પ્રકારની સામાજિક બૂરાઈઓના કૃતનિશ્ચય શત્રુ હતા. માત્ર માર્ક્સવાદની ફિલસૂફી કે વિચારધારાના અધૂરાપણાને લીધે તેઓ આ વ્યક્તિગત અવસ્થા સુધી પહોંચ્યા નહોતા. કદાચ એમનો પાકો નિશ્ચય થઈ ચૂક્યો હતો કે શોષક વર્ગ કે શ્રમજીવી જનતાનું રક્ત ચૂસનારા સ્થાપિત હિતોનો અંત માર્ક્સવાદી પદ્ધતિથી કે સંસદીય લોકશાહીની પદ્ધતિથી આવવાનો નથી. એક આદર્શવાદી તરીકે એમને ગરીબ જનતાનાં દુઃખ દૂર કરવામાં આ બંને પદ્ધતિઓની અપર્યાપ્તતા દેખાઈ ચૂકી હતી. જે૦પી૦ના ઘણા અનુયાયીઓ એમના અંગત નિર્ણયથી નિરાશ અને છિન્નસંશય થઈને એમની સાથે ગરમાગરમ ચર્ચાઓમાં પડતા. જે૦પી૦ને એવી ચર્ચાઓમાં મજા આવતી છતાં આવી ચર્ચાથી કાંઈ અર્થ

સરતો નહીં. કારણ જે૦પી૦ કાંઈ એમનો નિર્ણય એમ બદલે એમ નહોતા.

આ મહાન દેશભક્ત ક્રાંતિકાર જેમણે એક કાળે 'ભારત છોડો' આન્દોલનમાં મોટો ભાગ ભજવેલો તેમને માનવતાવાદી અને સંત સમા પુરુષ થઈ જતાં જોવા એ ખૂબ દિલચસ્પ વાત હતી. એમની પર 'સાધનોની અસર સિદ્ધિ પર પડે છે' એ સિદ્ધાન્તની અસર પડી હતી. પ્રજાસમાજવાદી બિરાદરોને ઉદ્દેશીને લખેલા એમના ખુલ્લા પત્રમાં તેઓ દિલગીરી સાથે લખે છે કે "ગાંધીજી જીવતા હતા ત્યારે હું મારા જીવનમાં આ બિંદુ સુધી પહોંચ્યો નહોતો." આ પહેલાં જે૦પી૦ ગાંધીજી સાથે સામ્રાજ્યવાદ સામેની લડાઈ અંગે મતભેદ ધરાવતા હતા. ગાંધીજીના અવસાન બાદ ચાર વર્ષે સર્વોદયના સિદ્ધાન્તને જે૦પી૦નું સમર્થન એ સૂચક બની રહ્યું. જનતાના કલ્યાણ જેટલો રસ એમને બીજા કશામાં નહોતો. એમને મન સર્વોદય એટલે બળજબરીનો ઇન્કાર. અને હિંસાનો તિરસ્કાર ને સ્વૈચ્છિક કામો, વિકેન્દ્રીકરણ અને સહકારને ટેકો.

જે૦પી૦ની માર્ક્સવાદમાં પાકી નિષ્ઠાથી માંડીને શોષણ રહિત, ગરીબી અને બેકારી વિનાના સર્વોદય સમાજ સુધીની આ મક્કમ યાત્રામાં પાછા વળીને જોવાપણું નહોતું. આ મહાન યાત્રાનું વર્ણન કરતાં અશોક મહેતા લખે છે: "એ બળવાખોરનું માર્ક્સવાદ, સામ્યવાદ અને લોકશાહી સમાજને રસ્તે થઈને ગાંધીજીના કાલ્પનિક રામરાજ્ય સુધીનું પુનરાગમન હતું."

જે૦પી૦નો આત્મા ચેન વિનાનો હતો. તેઓ આખી જિંદગી ભારતની જનતાને સ્પર્શે તેવા તમામ કોયડાઓ અંગે જેહાદ કરતા રહ્યા અને શેષ આખું જીવન તેમણે ઘડીનોય વિસામો લીધો નહીં. એમની નાદુરસ્ત તબિયત પણ એમને ગરીબોના પ્રશ્નોની તરફદારી કરતા રોકી શકી નહીં.

તેઓ જાહેર પ્રશ્નોના પુરસ્કર્તા હતા, પછી તે શ્રમજીવી જનતાની ગરીબીનો પ્રશ્ન હોય, બાંગ્લાદેશની મુક્તિનો પ્રશ્ન હોય, નાગાલેન્ડની શાંતિનો પ્રશ્ન હોય કે ગ્રામ પુનર્નિર્માણનો પ્રશ્ન હોય. એવા બધા પ્રશ્નો પ્રત્યે તેમનું ધ્યાન ખેંચાતું.

(મૂળ અંગ્રેજી)

**૦ ડૉ. એસ. વિજયલક્ષ્મી**

## સાચી સફળતા

જે૦પી૦નું ભવિષ્ય ગમે તેવું હોય, પણ એમણે જિંદગીનું એક મોટું મિશન સિદ્ધ કર્યું છે. ગાંધીએ જેમ દેશને વિદેશી રાજ્યમાંથી મુક્ત કરાવ્યો તેમ જે૦પી૦ આપણને આન્તરિક આપખુદ તંત્રમાંથી મુક્તિ અપાવી આપણા બીજી વારના મુક્તિદાતા બન્યા. જેની તેઓ ઝંખના કરતા હતા તે સંપૂર્ણ ક્રાંતિ તો એમણે સિદ્ધ ના કરી, પરંતુ એમણે પોતાના એ કાર્યનો પહેલો અધ્યાય અવશ્ય પાર પાડ્યો. એ અધ્યાય હતો લોકતંત્રની પ્રક્રિયાને પાછી લાવી આપવાનો અને એક એવો મુક્ત સમાજ લાવવાનો, જેમાં બાકીની ક્રાંતિ કદાચ શાંતિપૂર્વક આવી શકે.

મુંબઈમાં ૨૭ જૂન ૧૯૭૭ ને દિને મેં એમની આગળ એક એવો પ્રશ્ન રજૂ કર્યો હતો કે અત્યાર સુધી જે સિદ્ધિ થઈ હતી તે અને જે બાકી રહી હતી તેની વ્યાખ્યા કરો. એના જવાબમાં એમણે પોતાનું જીવનકાર્ય કેટલે અંશે સિદ્ધ થયું તેને અંગેની પોતાની સમજણ આમ રજૂ કરી હતી:

"સૌથી મોટી સિદ્ધિ, જેનું પૂરું શ્રેય કાંઈ હું એકલો જ ન લઈ શકું, તે તો છે અભૂતપૂર્વ લોકજાગૃતિ—ખાસ કરીને યુવકોમાં આવેલી જાગૃતિ. બાકી કામ રહ્યું છે આ જાગૃત થતી લોકશક્તિ અને યુવાશક્તિને આખા ભારતીય સમાજને બદલવા સારુ રચનાત્મક દિશામાં વાળવાનું. આ પરિવર્તન લોકોના જીવનનાં અનેક પાસાંઓને વ્યાપી વળશે—રાજનૈતિક, આર્થિક, સામાજિક, કૃષિ સંબંધી. ઔદ્યોગિક અને કૃષિ-ઔદ્યોગિક અર્થશાસ્ત્ર અને સમાજ ખડો કરવાનું કામ. વળી આ પરિવર્તનમાં આપણી શિક્ષણ પદ્ધતિમાં અને વહીવટીતંત્રમાં સુધ્ધાં ધરમૂળનો ફેરફાર આવી જશે. મેં તો થોડાંક પાસાંઓનો જ ઉલ્લેખ કર્યો છે, પણ સંપૂર્ણ ક્રાંતિમાં તો લોકજીવનનાં ઘણાં વધુ અંગો સમાવાં જોઈએ—એકેય અંગ બાકી ન રહેવું જોઈએ."

પછી મેં કહ્યું કે પાર્લમેન્ટની ચૂંટણીના પરિણામ દ્વારા સરકાર બદલવાનું શ્રેય સાચી રીતે તેમને જ ફાળે જાય છે અને એમ જ લોકો કહે પણ છે. મેં પૂછ્યું કે હવે તમે ચૂંટાયેલા પ્રતિનિધિઓ પર કઈ રીતે એવી અસર પાડી શકશો કે જેથી પ્રજાને એમની પાસેથી જે ધોરણની અપેક્ષાઓ રાખતી તમે કરી મૂકી છે તેવું જીવન એ લોકો જીવવા લાગે? જવાબ આપતાં મેં એમને જે શ્રેય આપ્યું હતું તેને અંગે જે૦પી૦ થોડા ખંચકાયા. એમણે કહ્યું:

"મારે કે બીજી વ્યક્તિને ફાળે સરકાર બદલવા અંગે ગમે તેટલું શ્રેય ભલેને જતું હોય, સૌથી વધુ શ્રેય તો લોકોને પોતાને જ ફાળે જાય છે. મને એ કોઈ પક્ષની કે પક્ષોના જોડાણની જીત નથી લાગતી. એ તો લોકોની જીત છે કે જેમણે સભાનતાથી સરમુખત્યારશાહીની જગાએ લોકશાહી સારુ વોટ આપ્યા અને જે જે વિદ્વાનો એમ કહેતા હતા કે આ બધા દરિદ્ર અજ્ઞાન લોકો વ્યક્તિગત સ્વતંત્રતા અને લોકશાહીની કીમત શું સમજે તેમને ખોટા પાડ્યા." મારા પ્રશ્નનો આગળ જવાબ આપતાં જે૦પી૦એ કહ્યું:

"સરકાર પર અસર પાડવાની વાતને લાગેવળગે છે ત્યાં સુધી હું તો મોટે ભાગે લોકોની શક્તિ પર ભરોસો રાખું છું. લોકોનો અર્થ સચિવાલયો સામે કે મંત્રીઓના ઘર આગળ જઈને પોકાર કરનાર ધાડું નહીં, પણ એક શાંતિમય, સંગઠિત અને લોકશાહી રીતે લોકોના નિશ્ચય અને આકાંક્ષાની અભિવ્યક્તિ.

## વિચાર અને આચારથી સભર

જયપ્રકાશજીનું જીવન બે સ્પષ્ટપણે અલગ અલગ તબક્કાઓમાં વહેંચાઈ જાય છે. પહેલો આઝાદીની લડતનો તબક્કો અને બીજો સ્વરાજ પછીનો તબક્કો. એમના ચારિત્ર્ય અને વ્યક્તિત્વની કેટલીક ખૂબીઓ બંને તબક્કાઓમાં જોવા મળે છે. એ છે :

૧. જે કોઈ પણ કામ ઉપાડી લે તેને સારુ એમની તીવ્ર ભક્તિ, ૨. સાહસ અને નિર્ભયતા, ૩. સ્વતંત્ર વિચાર, ૪. વિચારો અને આચરણમાં મૂળગામી ક્રાંતિકારિતા, ૫. સંકીર્ણ વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાઓનો અભાવ. આ બધી ખૂબીઓ આપણને સ્વરાજ પહેલાના એમના જીવનકાળમાં મળે છે. આ ગુણોને લીધે પુષ્કળ તરુણોના તેઓ આદરપાત્ર બન્યા હતા. નેતાઓને પણ એમને પ્રત્યે આદર હતો, ખાસ કરીને ગાંધીજી અને નેહરુને. ગાંધીજી સાથે એમને અનેક મતભેદો હતા, પણ જ્યારે ગાંધીજી કોઈ લડત ઉપાડતા ત્યારે જયપ્રકાશજી એમને પ્રત્યે ખાસ આકર્ષાતા. ગાંધીજીને ખબર હતી કે જયપ્રકાશજીના વિચારો માર્ક્સવાદી છે, પણ તેને લીધે જે૦પી૦ના ચારિત્ર્ય અને એમની રાષ્ટ્રભક્તિ વિષે ગાંધીજીનો ઊંડો આદર જરાય ઓછો નહોતો થતો.

ભારત આઝાદ થયું ત્યાર પછી ઘણાં વર્ષો સુધી જે૦પી૦એ રાજનૈતિક અને ફિલસૂફીની દૃષ્ટિએ એક રીતે અરણ્યવાસ વિતાવ્યો. તેઓ જ્યારે સમાજવાદી પક્ષ ઘડવામાં લાગેલા હતા ત્યારે પણ આ વાત એટલી જ સાચી હતી. એમના મિત્રો અને પ્રશંસકોને મન એમને અંગે ઘણીયે મહત્ત્વાકાંક્ષાઓ હતી, પણ એમની લગની કંઈ ઓર જ હતી. એ વ્યક્તિગત અને સામાજિક સ્તર પર પોતાના જીવનદર્શનને અંગે સ્પષ્ટ અને દૃઢ થઈ જવા માગતા હતા. જેમ જેમ એ વિચારતા ગયા તેમ તેમ તેઓ દેશ અને દુનિયાના કેટલાક પાયાના પ્રશ્નો અંગે ગાંધીજી જે કહી ગયા હતા તે તરફ ખેંચાતા જતા હતા. એમણે પોતાના નવા વિચારોને ઘાટ આપવા પ્રયત્ન કર્યો. અમુક કાળ સુધી તેમણે ભૂદાન અને એની પાછળની જે ફિલસૂફી એમને દેખાતી હતી તેને સારુ અસાધારણ ઉત્સાહ અને ભક્તિપૂર્વક કામ કર્યું. પણ કેટલીક એવી પરિસ્થિતિઓ સર્જાઈ જેને એમનો આ નવો ઉત્સાહ આવરી લઈ શક્યો નહીં. જ્યારે જ્યારે પણ એમને ભારતમાં લોકશાહી કે એના મૂલ્યો પર ખતરો આવતો જણાય ત્યારે અથવા બીજા પ્રશ્નો દેખાય ત્યારે તેઓ દેશના પ્રશ્નોના વધુ સારા અને વધુ સંપૂર્ણ ઉકેલ શોધતા. લોકો સહજ પ્રેરણાથી એમની પાસે માર્ગદર્શનની અપેક્ષા રાખતા. સંપૂર્ણ ક્રાંતિની વિભાવના મારફત તેઓ આ માર્ગદર્શન પૂરું પાડતા. સંપૂર્ણ ક્રાંતિનો અર્થ 'આધુનિક સમસ્યાઓનો જે૦પી૦-ની છાપ સાથે ગાંધીવાદી ઉકેલ' એવો કરી શકાય. એટલે કે આધુનિક માનવી અને સમાજ આગળના પ્રશ્નો અંગે એમણે કરેલું ગંભીર ચિંતન એમ પણ કહી શકાય.

મૂળ વિચાર અને તત્ત્વદર્શનને અલગ રાખીએ તો ખરું જે૦પી૦નું પોતાનું અનેરું વ્યક્તિત્વ છે. પ્રશ્નોના ઉકેલ અંગે મૂળે તેઓ માનવતાવાદી અને કરુણા પ્રેરિત છે. કોઈ સંપ્રદાય કે પંથના બંધન તેમને કદી નડતા નથી. એમની ઈમાનદારી નિર્વિવાદ છે. એમની પર પ્રાચી અને પ્રતીચી બંનેના સંસ્કાર પડેલા છે. એમના આખી દુનિયામાં ઘણાય મિત્રો અને પ્રશંસકો છે. યેન કેન પ્રકારેણ સફળતા ઝંખતા રાજકારણી પુરુષના ફૂવડપણાનો તેમને સ્પર્શ સરખોયે થયો નથી. દેશના કે દુનિયાના સુધ્ધાં રાજકારણી પુરુષોમાં એમનું સ્થાન આગવું જ છે.

રાજનૈતિક સત્તાનો માર્ગ એમને સારુ સદાય ખુલ્લો હતો પણ એમની સૂક્ષ્મ ભાવગ્રાહી બુદ્ધિએ એમને હમેશાં એ માર્ગથી છેટા રાખ્યા છે. એ રસ્તો એમણે બીજાઓ સારુ મોકળો રાખ્યો. પોતે તો અતિ ઉત્કટતાથી નવા લોકતાંત્રિક, સમાજવાદી અને ધર્મ-નિરપેક્ષ ભારત આગળ ઉપસ્થિત થતા કઠણ પ્રશ્નોના ઉકેલ અંગે સ્પષ્ટ દર્શનનો જ રસ્તો લીધો છે. કોઈ પણ સમાજરચનામાં સત્તા મેળવવી એ ન ટાળી શકાય એવી આવશ્યકતા છે, પણ લોકશાહીમાં એ નિયંત્રિત રહે છે અને સત્તાપ્રાપ્તિના માર્ગને નિયંત્રિત કરવા સારુ લોકશાહીમાં કેટલાંક ધોરણો વિકસ્યાં છે. જે૦પી૦એ સત્તા માટેની ખેવના બીજાઓ સારુ રાખી અને એમણે પોતે તો એની મર્યાદાઓ અને એના સાચા ઉપયોગ પર જ સદાય ભાર દીધો. તેમણે પોતે તો વિકેન્દ્રીકરણ અને લોકશાહી પ્રક્રિયામાં લોકોની અસરકારક ભાગેદારી સારુ જ કામ કર્યું. એમની નિષ્ઠા તો એક એવા સમાજ સારુ છે કે જેમાં દરેક સ્ત્રી પુરુષ પોતાની જિંદગી દરમ્યાન મુક્તિની ઉષ્મા અનુભવી શકે. એમનું આખુંયે જીવન વિચાર અને આચારથી સભર ભર્યું છે.

( મૂળ અંગ્રેજી )

**૦ સાદિકઅલી**

## પોતાના જમાનાથી ઘણા આગળ

છેક ૧૯૪૬માં જવાહરલાલ નેહરુને જયપ્રકાશ નારાયણમાં ભાવિ વડાપ્રધાન દેખાયા હતા. એમણે પોતાની હયાતીમાં જ જે૦પી૦ને સત્તાનો ત્યાગ કરતાં, છતાં નેહરુના મુખ્ય રાજનૈતિક ટીકાકાર તરીકેની ફરજ અદા કરવી ચાલુ રાખતા જોયા. ખરી વાત તો એ હતી કે જે૦પી૦ દ્વારા મૂંઝવણમાં મુકાઈ જતાં નેહરુને સ્વરાજ પછી ઝાઝો સમય લાગ્યો નહોતો. એમના જીવનકથાકાર ડૉ. એસ. ગોપાળ જણાવે છે કે ૧૯૪૮ની ૧લી જુલાઈએ નેહરુએ ગોવિંદ વલ્લભ પંતને લખ્યું હતું કે "( તેઓ ) ઘણી વાર ખોટે રસ્તે દોરવાઈ જવા અને ગેરજવાબદારીપૂર્વક વર્તવા ટેવાયેલા છે. પણ તેઓ હું જિંદગીમાં મળ્યો છું તે પૈકી સૌથી વધુ ઋજુ અને રૂડા માણસ છે. અને ચારિત્ર્યની જો કાંઈ કિમ્મત હોય, જે છે જ, તો એ મહામૂલા છે, મને તો એ એક

કમનસીબી લાગે છે કે એમના જેવા માણસ પરિસ્થિતિને લીધે અરણ્યમાં ધકેલાઈ ગયા છે."

બીજી બાજુ જે૦પી૦ને મન નેહરુ પાયાની ભૂલ કરી રહ્યા હતા: "તમારે સમાજવાદ તરફ જવું છે, પણ તમે ઇચ્છો છો કે મૂડીવાદીઓ તેમાં તમને મદદ કરે. તમારે મૂડીવાદની મદદ વડે સમાજવાદ જોઈએ છે. તમે એમાં નિષ્ફળ જ નીવડવાના."

નેપાલ વિષે જે૦પી૦ નેહરુ અંગે એનાથીયે વધારે આકરા હતા. "અચ્છા, તો એક પડોશી દેશની લોકશાહી ક્રાંતિ વિષે આમ વર્તવું છે!... તમે તમારી જાતનો નાશ કરી રહ્યા છો. એક પછી એક તમે તમારા ઉમદા આદર્શોનો નાશ કરી રહ્યા છો. તમે બાંધછોડ કરો છો, તમે નમતું જોખો છો. તમે તમારા દોસ્તોથી વિખૂટા પડો છો, અને તમારા દુશ્મનોના દરબારમાં જઈ રહ્યા છો." જે૦પી૦એ આ નેહરુને ૧૭મી નવેમ્બર ૧૯૫૦ને દિન લખ્યું. થોડા મહિનાઓ પછી જે૦પી૦એ નેહરુને કહ્યું: "મારી ભ્રમણાઓ ભાંગી ગઈ છે અને તમારી ટીકા કરવી, અરે, તમારી પર આક્રમણ કરવું, એ હવે મારી જાહેર ફરજ થઈ પડી છે."

એ દુર્ભાગ્યનો વિષય છે કે નેહરુ–જે૦પી૦ ઘાટાઘાટોનો અંત આવી ગયો. મૂળ વાત એ હતી કે નેહરુને જે૦પી૦નો સહકાર કોઈ નક્કર કાર્યક્રમમાં બંધાયા વિના પોતાની શરતોએ જોઈતો હતો. આ ૧૯૫૩માં. એનાથી થોડા સમય બાદ જ જે૦પી૦એ પક્ષીય રાજકારણ આડે પોતાની પીઠ ફેરવી દીધી અને ઠેઠ બે દાયકાઓ પછી અતિશય અડચણ અને તાકીદની પરિસ્થિતિમાં જ જનતા પાર્ટી સ્થાપવા તેઓ એ બાજુ ફરીને આવ્યા.

૧૯૫૩ થી ૧૯૭૭ સુધી દેશમાં જે૦પી૦નો અવાજ એટલે અસંમતિનો અવાજ, પછી તે કાશ્મીર અંગે હોય, નાગાલેંડ અંગે હોય કે ચીન અંગે હોય.

અલબત્ત એવાય પ્રસંગો હતા કે જ્યારે તેઓ સાવ ભૂલમાં હોય. એમણે ૧૯૫૦માં પાકિસ્તાન સાથે યુદ્ધ કરવાની સલાહ આપેલી— ભલેને એને અંગે પાછળથી ચોખવટો કરી હોય. ૧૯૭૧માં બાંગ્લાદેશ અંગે તેમણે ઉતાવળાપણું દેખાડ્યું હતું, અને એક તરફથી પખ્તૂનિસ્તાનની હિમાયત અને બીજી તરફ કાશ્મીર અંગેની એમની નીતિ સુસંગત નહોતી, એ તેઓ સમજ્યા નહોતા. અને રાષ્ટ્રપતિ અય્યૂબખાનની પાયાની લોકશાહી અંગેના તેમના અભિપ્રાયો બીજું કાંઈ નહીં તો બાલિશ હતા. અમદાવાદના હુલ્લડો અંગેનો જે૦પી૦નો અભિપ્રાય તો લગભગ વિકૃતિને આરે પહોંચી ગયો હતો.

પણ રાષ્ટ્રને આળા પ્રશ્નો અંગે પોતાની ભૂલો સમજાવવા માટે જે૦પી૦ જેવી કક્ષાના પુરુષની જરૂર પડતી. જે૦પી૦ મોકા પર મોખરે આવતા. ૧૯૬૪માં ત્રણ અત્યંત નાજુક વિષયો અંગે રાષ્ટ્રના પૂર્વગ્રહો સામે તેઓ એકી સાથે ઝઝૂમ્યા હતા— કોમી હુલ્લડો, કાશ્મીર અને નાગાલેંડ. નાગાલેંડમાં યુદ્ધવિરામનું કાર્ય મહદ્ અંશે જે૦પી૦ને જાય છે. આ પ્રશ્નો, અને આવા તો બીજા કેટલાય પ્રશ્નો અંગે જે૦પી૦ રાષ્ટ્રના સર્વસામાન્ય વિચારને પડકારતા અને તેને નવેસરથી વિચારણા કરવાની ફરજ પાડતા. એ પડકારને ઉવેખી નહોતો શકાતો કારણ તે એવા માણસ કનેથી આવતો હતો જેણે સત્તાનો ત્યાગ કર્યો હતો.

૧૯૭૨ માં જ્યારે જે૦પી૦એ એમનો છેવટનો અને આખરે જતાં સફળ પડકાર ફેંક્યો ત્યારે ઇન્દિરા ગાંધી જેવી વ્યક્તિ જ એમના ઉદ્દેશ વિષે શંકા કરી શકે એમ હતી. જે૦પી૦ કાંઈ રાજનૈતિક વિચારક નહોતા. "સંપૂર્ણ ક્રાંતિ" ની છેવટ લગી વ્યાખ્યા ન થઈ, પણ તેથી એ કાંઈ ન ઓળખાય એવી કલ્પના નહોતી રહી. ઠેઠ અત્યારે સમજાય છે કે રાષ્ટ્રની અસફળતાઓ દરેક ક્ષેત્રમાં દરેક સ્તરે થઈ છે—આર્થિક, રાજનૈતિક, સામાજિક, શૈક્ષણિક અને નૈતિક. ઇન્દિરા ગાંધી અને એમના ખાંધિયાઓની ખુશામત કરનારાઓ કાંઈ માત્ર રાજકારણી લોકો જ નથી. પોતાનો આત્મા વેચવા તૈયાર એવા આ લોકોમાં તમને શિક્ષણ-શાસ્ત્રીઓ, લેખકો અને એવા બીજાઓ પણ જોવા જડશે. જે૦પી૦ ૧૯૭૨ થી ૧૯૭૯ સુધી જે વસ્તુ લાવવા તીવ્રપણે ચાહતા હતા તે શું અઘરી હતી—એક સંપૂર્ણ ક્રાંતિ, શિષ્ટતા કે ઔચિત્ય તરફ પાછા વળવું, તર્કસંગતતા તરફ, રાષ્ટ્રીય પુરુષાર્થના તમામ ક્ષેત્રોમાં મૂલ્યો તરફ જવું એ વાત શું અઘરી હતી?

એ એક સૂચક હકીકત હતી કે ૧૯૭૨ માં જે૦પી૦ની ઝુંબેશ ભ્રષ્ટાચારના મુદ્દાથી શરૂ થઈ. તે વખતે પણ એ પ્રશ્ને જે સ્વરૂપ ધારણ કર્યું હતું તેનાથી તેઓ ત્રાસી ઊઠ્યા હતા અને લોકપાલની વ્યવસ્થા સ્થાપવા એમણે ખૂબ મથામણ કરી હતી. ૧૯૭૩ માં સર્વોચ્ચ અદાલતના સૌથી વરિષ્ઠ ત્રણ ન્યાયમૂર્તિઓની ઉપરવટ થઈને કરાયેલી નિમણૂક એ અધિકારવાદ તરફ થઈ રહેલી ગતિનાં એંધાણ હતાં. જે૦પી૦ ન્યાયવ્યવસ્થાની સ્વતંત્રતા વિષે બુલંદીથી બોલ્યા. ગુજરાત અને બિહારે દેશના યૌવનને કસોટીએ ચઢવાનો મોકો આપ્યો. એક અર્થમાં કદાચ જે૦પી૦ આન્દોલન કદાચ બહુ ખરાબ રીતે નિષ્ફળ નીવડ્યું કહેવાય.

પરંતુ કટોકટીના કાળા દિવસોમાં જે૦પી૦ એકલા જ દીવાદાંડી સમા બની શક્યા હોત. અને બની રહ્યા. અને એમના જ આગ્રહને લીધે જનતા પાર્ટીનો જન્મ પણ થવા પામ્યો હતો. જે૦પી૦એ પોતાની હયાતીમાં જ જનતા પાર્ટીને પણ ખૂબ ખરાબ રીતે નિષ્ફળ નીવડેલી જોઈ. એક કરતાં વધુ અર્થમાં જે૦પી૦ પોતાના જમાના કરતાં ઘણા આગળ હતા. જે૦પી૦ કઈ કઈ વસ્તુઓ સારુ જીવી ગયા એ આજે કેટલાને યાદ હશે?

૦ અબ્દુલ ગફૂર નૂરાણી

ગુચ્છ ચાર

# સાધકની સાધના

## ક્રાંતિની તલાશ

લોકનાયક જે૦પી૦ના વ્યક્તિત્વનું પૃથક્કરણ અને મૂલ્યાંકન અનેક લોકો અનેક પ્રકારે કરે છે. જે૦પી૦નાં અનેક રૂપો હતાં, એમના વ્યક્તિત્વનાં અનેક પાસાં હતાં. તેઓ વિદ્રોહી હતા, ક્રાંતિકારી હતા ક્રાંતિદર્શી હતા, ક્રાંતિ-સાધક અને ક્રાંતિશોધક હતા. તેઓ સમાજશાસ્ત્રી, સમાજ વૈજ્ઞાનિક અને સમાજ નિર્માતા પણ હતા. પણ એક ચીજ જે એમના જીવનને દિશા આપતી રહી અને જેને કારણે એમની દિશા બદલાતી રહી તે હતી ક્રાંતિની તલાશ. એ ક્રાંતિ એમની આરાધ્ય દેવી હતી.

ચંડીગઢના કારાવાસ દરમ્યાન જે૦પી૦એ જે કારાવાસ કહાણી લખી ( જે 'જેલ ડાયરી 'ને નામે જાહેર છે ), તેમાં એમણે ક્રાંતિ સાથેના પોતાના 'તીવ્ર લગાવ 'ની વાત કરી છે. એમણે લખ્યું છે કે :

" ક્રાંતિનો પીંછુડો તો હુ હાઇસ્કૂલમાં ભણતો, તે દહાડાનો મને ડંખેલો. એ વખતે તેનું નામ હતું રાષ્ટ્રીય ક્રાંતિ, રાષ્ટ્રીય સ્વતંત્રતા...ક્રાંતિ કરવાની જે તીવ્રતા મારા મનમા હતી, તે મને માર્ક્સવાદ તરફ અને રાષ્ટ્રીય આંદોલનમાંથી પસાર થઈ લોકશાહી સમાજવાદ તરફ અને પછી વિનોબાજીની પ્રેમ દ્વારા ક્રાંતિ તરફ ખેંચી ગઈ. . ક્રાંતિ સાથેનો મારો ' લગાવ ' હોવાને કારણે જ્યારે મને લાગ્યું કે ગ્રામસ્વરાજ્યથી એ અહિંસક ક્રાંતિ' નથી થવાની ત્યારે હું બીજા રસ્તાઓની તલાશ કરવા લાગ્યો ."

એ જાણીતી વાત છે કે ક્રાંતિની તલાશ એ જ જે૦પી૦ના જીવનનું મુખ્ય પ્રેરક તત્ત્વ હતું. ચંડીગઢના કારાવાસ કાલમાં એમણે પોતાના જીવનની વ્યાખ્યા કરતી એક કવિતા લખી જે એમના વ્યક્તિત્વ અને કૃતિત્વનું સાચું મૂલ્યાંકન કરે છે. આ કવિતામાં જે૦પી૦એ પોતાની જાતને ' ક્રાંતિ શોધક ' તરીકે વર્ણવી છે. ગાંધી પોતાને સત્ય શોધક કહેતા હતા. એમણે પોતાની જીવનકથાનું નામ જ રાખ્યું : ' સત્યના પ્રયોગો '. જે૦પી૦એ ગાંધીની માફક આત્મકથા તો ન લખી. એ લખત તો કદાચ એનું નામ આપત ' ક્રાંતિના પ્રયોગો.' ક્રાંતિની શોધમાં તેઓ સામ્યવાદી, સમાજવાદી, સર્વોદયી અને અંતમા સંપૂર્ણ ક્રાંતિકારી બન્યા. સામ્યવાદથી સંપૂર્ણ ક્રાંતિ સુધીની એમની યાત્રા આ જ શોધની કહાણી છે. સંપૂર્ણ ક્રાંતિ એમની જીવનસાધનાની છેલ્લી મંજિલ હતી. આ સંપૂર્ણ શબ્દ ખૂબ જ અર્થપૂર્ણ છે. ઇતિહાસમાં ક્રાંતિઓ અનેક થઈ છે. પણ સંપૂર્ણ ક્રાંતિ કદી અને ક્યાંય નથી થઈ. માનવસમાજ-પોતાના વિકાસના ક્રમમા પોતાની દિશા બદલતો રહે છે એની વિકાસયાત્રામા અનેક વળાંકો આવે છે. આવા દરેક વળાંકને ક્રાંતિ કહી શકાય. પણ ઇતિહાસ સાક્ષી છે કે સમાજના જીવનમા સર્વાંગીણ ક્રાંતિ, જેને જે૦પી૦એ સંપૂર્ણ ક્રાંતિનું નામ આપ્યું, તે નથી થઈ. ફ્રાન્સની ક્રાંતિ અને રૂસ-ચીનની ક્રાંતિઓ પણ જે૦પી૦ની નજરે અધૂરી અથવા અપૂર્ણ છે. તે સર્વાંગીણ કે સંપૂર્ણ તો હરગિજ નથી. જે૦પી૦ પોતાના જીવનના છેલ્લા શ્વાસ સુધી આવી સર્વાંગીણ કે સંપૂર્ણ ક્રાંતિની

ખોજ કરતા રહ્યા અને તે મંજિલ સુધી પહોંચવા સારુ વારંવાર પોતાનો માર્ગ બદલતા રહ્યા.

ગાંધીએ પોતાના રેંટિયામાં ક્રાંતિનું દર્શન કર્યું હતું. એમણે કહ્યું હતું કે એના દરેક ફેરામાં ક્રાંતિ છે. ક્રાંતિના માપ અલગ અલગ લોકો સારુ અલગ અલગ હોય છે. ગાંધીનું માપ હતો રેંટિયો. ભૂગોળશાસ્ત્રીઓએ પણ ક્રાંતિની વ્યાખ્યા પોતાની ઢબે કરી છે. એમણે પૃથ્વી દ્વારા સૂર્યની વાર્ષિક પરિક્રમાને ક્રાંતિનુ નામ આપ્યું છે. જો ગાંધીના રેંટિયામાં કે પૃથ્વી દ્વારા સૂર્યની પરિક્રમામાં ક્રાંતિ નિહિત હોય તો તે સતત ક્રાંતિના નમૂના છે. વૈજ્ઞાનિક પરિભાષા મુજબ ક્રાંતિ ત્યારે થાય છે જ્યારે સમાજ વિકાસની એક ટૂંક પરથી છલાંગ મારીને આગળની બીજી ટૂંક પર પહોંચે છે. જે૦પી૦ની ક્રાંતિની વ્યાખ્યા પણ કાંઈક આવી જ હતી. પૃથ્વી સૂર્યની પ્રેરણાથી એક નિશ્ચિત કક્ષામાં પરિક્રમા કરે છે. જે૦પી૦ની જીવનયાત્રા જે સૂર્યથી પ્રેરિત હતી તે એક નવો સમાજ અને નવો માનવી બનાવવાના આદર્શથી પ્રેરિત હતી. પણ પૃથ્વી અને જે૦પી૦ની યાત્રામાં એક અંતર હતું. પૃથ્વી પોતાની નક્કી કક્ષાથી બહાર નથી નીકળી શકતી. તે જો પોતાની કક્ષા છોડી દે તો પ્રલય થઈ જાય. જે૦પી૦ પોતાના આદર્શ—સૂર્યના પ્રકાશમાં પોતાની મંજિલ તરફ સતત આગળ વધતા રહ્યા અને એ ક્રમમાં એમણે પોતાની કક્ષા વારંવાર બદલી. તેઓ પહેલા માર્ક્સ દ્વારા નિર્ધારિત કક્ષા કે માર્ગ પર ચાલ્યા, અને જ્યારે એમણે જોયું કે એ માર્ગ એમને ગંતવ્યસ્થાને પહોંચાડી નથી શકતો ત્યારે છલાંગ મારીને તેઓ ગાંધીની કક્ષામાં પહોંચી ગયા. છલાંગ મારીને આગળ વધવાની આ વાત એમના જીવનમાં શરૂઆતથી જ હતી. ૧૯૪૨મા હજારીબાગ જેલની દીવાલેથી છલાંગ મારીને તેઓ નેપાલના જંગલોમાં પહોંચી ગયા હતા. એમને કોઈ વાડામાં બાંધીને રાખી શકાતા નહોતા. મહાકવિ દિનકરે બરાબર લખ્યું છે કે 'હૈ જયપ્રકાશ વહ જો ન કભી સીમિત રહ સકતા ઘેરે મેં." લક્ષ્ય સુધી પહોંચવાનો તરફડાટ એમને દરેક વાડાને તોડી નીકળવા મજબૂર કરી દેતો. દ્વંદ્વાત્મક ભૌતિકવાદના મંદિરમાં પૂજા કરતાં જ્યારે એમને લાગ્યું કે આ પૂજા વ્યર્થ છે ત્યારે એમણે તે દેવતાને નમસ્કાર કર્યા ને ચાલી નીકળ્યા. માર્ક્સવાદ પછી લોકતાંત્રિક સમાજવાદનો વાડો પણ તોડીને કે છોડીને તેઓ બહાર નીકળી આવ્યા. એમના સાથીઓ જોતા રહી ગયા, વારતા રહી ગયા; પણ તેઓ રોકાયા નહીં. આ ઘટનાનું સુંદર વર્ણન શ્રી બી. પી. કોઈરાલાએ ગઈ ૧૧ મી ઓક્ટોબરે પટનામાં જે૦પી૦ સ્મૃતિનું ઉદ્દ્ઘાટન કરતાં કર્યું. એમણે જે કહ્યું તેને અહીં હું મારી ભાષામાં રજૂ કરું છું.

જ્ઞાન-પ્રાપ્તિ પહેલાં સિદ્ધાર્થે પોતાના સાથીઓ જોડે ઘણા દિવસો સુધી ઉપવાસ કર્યા પણ જ્યારે એમણે જોયું કે એમ શરીર ગાળવું વ્યર્થ છે, ત્યારે તે બોધિવૃક્ષ તળે બેસીને ચિંતન કરવા લાગ્યા અને એમને જ્ઞાનની પ્રાપ્તિ થઈ. એમના ઉપવાસ-નિષ્ઠ સાથીઓએ કહ્યું કે તમે અમારો સાથ છોડી દીધો. એનો સિદ્ધાર્થે જવાબ આપ્યો કે ઉપવાસની પદ્ધતિમા એમને વિશ્વાસ નહોતો રહ્યો એટલે તેઓ એમને છોડીને ચાલ્યા ગયા. ખરું જોતાં જ્યારે એમને નવું જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે એમની તપસ્યાની શૈલી બદલાઈ ગઈ અને તેથી એમના જૂના સાથીઓને તેમનાથી અળગા થવું પડ્યું. શ્રી કોઈરાલાએ કહ્યું—'બુદ્ધની જેમ જ જે૦પી૦એ જ્યારે જોયું કે માર્ક્સવાદના ચાલુ કર્મકાંડો વ્યર્થ છે ત્યારે તે એને છોડીને આગળ વધી ગયા. એમના સાથીઓએ ફરિયાદ કરી કે જે૦પી૦એ અમારો સંગાથ છોડી દીધો. એમની ફરિયાદ સિદ્ધાર્થના તપસ્વી સાથીઓ જેવી જ હતી.' સિદ્ધાર્થ સાથે જે૦પી૦ની આ તુલના બહુ બરાબર અને સાર્થક છે. ક્રાંતિની શોધમાં જે૦પી૦એ પણ બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું. વાસ્તવમાં આ બંને મહાપુરુષોની રાજસત્તા-વિરક્તિ પણ સમાન હતી. જે૦પી૦એ જાતે લખ્યું છે :

"ઇતિહાસ સે પૂછો કિ વર્ષો પૂર્વ
બન નહીં સકતા પ્રધાનમંત્રી ક્યા ?
કિંતુ મુઝ ક્રાંતિ શોધક કે લિએ
કુછ અન્ય હી પથ માન્ય થે, ઉદ્દિષ્ટ થે
પથ ત્યાગ કે, સેવા કે, નિર્માણ કે
પથ સંઘર્ષ કે, સંપૂર્ણ ક્રાંતિ કે."

જે૦પી૦નો સ્વભાવ બુદ્ધના સ્વભાવ જોડે બહુ મળતો હતો. એમ જણાય છે કે પ્રચલિત કર્મકાંડ પ્રત્યે વિદ્રોહની ભાવના એમને બુદ્ધ પાસેથી વારસામાં મળી હતી. અમેરિકા જતાં પહેલાં જે૦પી૦ ગીતાના ઉપાસક હતા. પણ ગીતાના મંત્ર એમને માર્ક્સવાદી બનતાં અટકાવી ન શક્યા. કેટલાક લોકો ગીતાની વ્યાખ્યા પણ માર્ક્સવાદી દૃષ્ટિકોણથી કરે છે. જે૦પી૦એ ગીતાનું અધ્યયન પોતાની તટસ્થ બુદ્ધિથી કર્યું. પણ હિંદુધર્મના પ્રતીક તરીકે તેમણે ગીતાનો કદી સ્વીકાર ન કર્યો. ઘણા લોકો જે૦પી૦ને હિંદુ ધર્મના વાડામાં જોવાની કોશિશ કરે છે. જે૦પી૦ હિંદુ પરિવારમાં પેદા જરૂર થયા હતા. જેમ બુદ્ધ પણ થયા હતા. પણ હિંદુ ધર્મના મિથ્યા આચરણોએ એમને વિદ્રોહી બનાવ્યા. રામ અને કૃષ્ણના ઈશ્વર-ત્વને પણ તેમણે સ્વીકાર્યું નહીં. મર્યાદા પુરુષોત્તમ વિશે એમના મનમાં આદરભાવ હતો. પણ કૃષ્ણને તેઓ એક ધૂર્ત રાજ-નીતિજ્ઞ સમજતા હતા. મહાભારતમાં કર્ણના ચરિત્રને તેઓ આદર્શ માનતા હતા. એમના જીવનના છેવટના દિવસોમાં જ્યારે તેઓ અઠવાડિયે ત્રણ દિવસ ડાયાલિસિસ પર જતા, ત્યારે હું તેમને ઘણીવાર મહાભારત વાંચી સંભળાવતો. ડાયાલિસિસની વ્યથાથી એમનું ધ્યાન હટાવવાની દૃષ્ટિએ જ હું મહાભારતની કથા વાંચતો અને તેઓ ધ્યાનસ્થ થઈને સાંભળતા, અને તે સમયે ડાયાલિસિસ-ની વ્યથાને પણ ભૂલી જતા. મહાભારતમાં ઇતિહાસ છે કે નહીં એ વિવાદનો વિષય છે. પરંતુ એ વાતનો ઇન્કાર થાય એમ નથી કે મહાભારતના પાત્રોનો ભારતીય જીવન અને ચિંતન પર ઊંડો પ્રભાવ પડ્યો છે. જે૦પી૦ના મન પર પણ એનો પ્રભાવ હતો. પણ આશ્ચર્યની વાત છે કે જે કૃષ્ણની પૂજા સૌ કરે છે તેનું ચરિત્ર જે૦પી૦ને બિલકુલ ગમતું નહોતું. જ્યારે હું એમને કર્ણ-કૃષ્ણ

સંવાદ સંભળાવતો ત્યારે તેઓ પોતાની તીવ્ર પ્રતિક્રિયા, કૃષ્ણના વચનો વિષે, વ્યક્ત કરતા હતા. તેઓ બોલી ઊઠતા, "જુઓ, આ કૃષ્ણ કેટલો ધૂર્ત છે, કર્ણને પણ ધર્મનો ઉપદેશ આપી રહ્યો છે !'

જે૦પી૦ને સમજવા અને સમજાવવા સારુ મેં આ પ્રસંગોનો ઉલ્લેખ કર્યો છે. જે૦પી૦ જન્મજાત વિદ્રોહી હતા. પણ એમના વિદ્રોહમાં કાંઈ છીછરાપણું નહોતુ. એમાં સાગરનું ઊંડાણ હતું, અને કદાચ તેથી જ તેઓ ક્રાંતિકારી બન્યા. દરેક વિદ્રોહી ક્રાંતિશોધક તો શું પણ ક્રાંતિકારી પણ નથી થઈ શકતો. જ્યારે વિદ્રોહ ઊંડો જાય છે ત્યારે તે ક્રાંતિનું રૂપ લે છે. જે૦પી૦ના ક્રાંતિકારી વ્યક્તિત્વની પણ આ જ વ્યાખ્યા છે. વિશ્વના ક્રાંતિકારીઓમાં જે૦પી૦નું અનોખું સ્થાન છે. જેમ દરેક વિદ્રોહી ક્રાંતિકારી નથી હોતો, તેમ દરેક ક્રાંતિકારી ક્રાંતિશોધક નથી હોતો. જે૦પી૦ એકી સાથે વિદ્રોહી, ક્રાંતિકારી અને ક્રાંતિશોધક હતા. એમની માનસિક બનાવટ વૈજ્ઞાનિક હતી. વિદ્રોહ, વિચાર અને વિજ્ઞાને મળીને એમને ક્રાંતિશોધક બનવા મજબૂર કર્યા.

જે૦પી૦ની સંપૂર્ણ ક્રાંતિની ઘણી વાર ઠેકડી ઉડાડવામાં આવે છે. એમના કેટલાક નિકટના સાથીઓ પણ કહે છે કે સંપૂર્ણ ક્રાંતિ એમની સમજમાં આવતી નથી. જે એમ કહે છે તેમણે જે૦પી૦ને પૂરા નથી સમજ્યા. એમણે જે૦પી૦નું કેવળ એક રૂપ જોયું છે— એમનું રાજનૈતિક નેતાનું રૂપ. એમના મત મુજબ સફળ નેતા એ છે કે જે ચૂંટણી જીતીને સત્તા પ્રાપ્ત કરે છે. જે૦પી૦માં એ શક્તિ તો હતી જ. એમની એ શક્તિનો પરિચય લોકોને ૧૯૭૭મા મળ્યો. પણ એમનું જે વાસ્તવિક રૂપ હતું, ક્રાંતિકારી યા ક્રાંતિશોધકનુ રૂપ તેને બહુ થોડા લોકો સમજ્યા છે. જે૦પી૦એ સંપૂર્ણ ક્રાંતિનો સાર્વજનિક રૂપે ઉદ્‌ઘોષ ૧૯૭૪માં કર્યો. પણ આ શબ્દનો પ્રયોગ લગભગ ચાર દાયકા પહેલાં એમણે પોતાના એક લિખિત સંદેશમા કર્યો હતો. એ દેખીતું છે કે સંપૂર્ણ ક્રાંતિની કલ્પના એમના મનમાં બહુ પહેલેથી હતી. એ પણ દેખીતું છે કે એમની એ કલ્પના અનુભવો જોડે સમૃદ્ધ થતી ગઈ. ઇતિહાસમા જે ક્રાંતિઓ થઈ તેના ખૂની અનુભવો પાસેથી પાઠ લઈ જે૦પી૦ રક્તહીન ક્રાંતિની શોધમાં લાગ્યા. રક્તહીન ક્રાંતિનો વિચાર એ દલીલ પર આધારિત હતો કે કેમકે હિંસક ક્રાંતિની પરિણતિ અનિવાર્ય રીતે સરમુખત્યારશાહીમાં થાય છે, તેથી હિંસાના માર્ગ ત્યાજ્ય છે. જે૦પી૦એ આ દલીલનો આધાર કદી છોડ્યો [illegible]. પણ ધીરે ધીરે ગાંધી-વિચારના માનવીય પાસાએ એમને પ્રભાવિત કર્યા. રક્તહીન ક્રાંતિની કલ્પના એમને લોક[illegible]જવાદ સુધી ખેંચી લાવી હતી, માનવીય ક્રાંતિનો [illegible] સુધી ખેંચી ગયો. શરૂઆતમાં એમની [illegible] રાજનીતિક આર્થિક સામાજિક ક્રાંતિ [illegible] તેઓ બળપૂર્વક રાજ્ય શક્તિ [illegible] કરવા ચાહતા હતા. શાંતિમય [illegible] શૈક્ષણિક અને બૌદ્ધિક

ક્રાંતિના પરિમાણો જોયાં. અહિંસાની દલીલે નૈતિક કે આધ્યાત્મિક ક્રાંતિની આવશ્યકતાનું ભાન કરાવ્યું. આમ સંપૂર્ણ ક્રાંતિનું સાત પરિમાણવાળું સ્વરૂપ વિકસ્યું

જે૦પી૦ ત્યાં જ અટકી જવાના હતા એમ માની લેવું એ ભૂલભરેલું છે. ૧૯૭૪-૭૫ના આન્દોલનના અનુભવોના પ્રકાશમાં એમની ખોજ આગળ વધત એમાં શક નથી. . એમના માંહ્યલો ક્રાંતિશોધક એમના ક્રાંતિકારીની સાથે સાથે ચાલતો. ક્રાંતિના દર પગલાથી તેઓ કંઈક શીખ્યા અને એના અનુભવોના પ્રકાશમાં એમની શોધ આગળ વધી.

જે૦પી૦ના જીવનમાં વિફળતાઓ ઘણી છે. એ એમણે જાતે સ્વીકાર્યું છે. પણ આ વિફળતાઓ ગોધની મંજિલો છે. એમના જીવનમાં આટલી વિફળતાઓ એટલા સારુ દેખાય છે કે એમણે ઘણા બધા અને ઘણા પ્રકારના પ્રયોગો કર્યા એક વૈજ્ઞાનિક જેટલા વધુ પ્રયોગો કરે એને એટલી વિફળતાઓનો સામનો કરવો પડે છે. અને ત્યારે એમની શોધ એટલી જ શુદ્ધ અને પૂર્ણ થાય છે. જે૦પી૦ના જીવનની પ્રયોગશાળામાં પૂરાં પચાસ વર્ષો સુધી નિરંતર પ્રયોગો ચાલતા રહ્યા. આ અવધિમાં માર્ક્સથી માંડીને ગાંધી-વિનોબા સુધી જેટલા પ્રયોગો થયા છે, તે સૌનું પરીક્ષણ જે૦પી૦એ પોતાની પ્રયોગશાળામાં કર્યું. ફ્રાંસની રાજ્ય-ક્રાંતિ, રૂસ-ચીનની સમાજવાદી-સામ્યવાદી ક્રાંતિ, ભારતની અહિંસક રાજ્ય-ક્રાંતિ અને અંતે વિનોબાના નેતૃત્વ હેઠળ અધૂરી ભૂમિ-ક્રાંતિના પ્રયોગોએ જે૦પી૦ને આગળ વધવા પ્રેરિત કર્યા. એમણે આ બધી ક્રાંતિઓ પાસેથી કંઈક લીધું, અને એનો જે ભાગ એમની કસોટીમાં ખરો ન ઊતર્યો તેને તેમણે છોડી દીધો. જે૦પી૦નું આ આચરણ શુદ્ધ વૈજ્ઞાનિક આચરણ હતું. વૈજ્ઞાનિકોને પોતાના પ્રયોગો દરમ્યાન તટસ્થ બુદ્ધિથી કામ કરવું પડે છે. તે કોઈ સિદ્ધાન્તને વળગીને ન રહી શકે. જ્યાં સુધી કોઈ સિદ્ધાન્ત પ્રયોગ કે પરીક્ષણથી ખોટો સિદ્ધ ન થાય ત્યા સુધી તેની ઉપર એનો વિશ્વાસ અડગ હોય છે. પૂરી સચ્ચાઈથી પ્રયોગ કર્યા પછી જ્યારે એ સિદ્ધાંત ખોટો સિદ્ધ થાય છે, ત્યારે એને છોડીને તે બીજા સિદ્ધાતની ખોજમાં લાગી જાય છે. જે૦પી૦ના દરેક પ્રયોગમાં વૈજ્ઞાનિકની આ નિષ્ઠા દેખાઈ છે. જે૦પી૦ અત્યન્ત માનવીય હોવા છતાં પણ સૈદ્ધાન્તિક બાબતોમાં નિર્મમ હતા. જ્યારે તેમને માર્ક્સ અને લેનિનના વિચારોમાં આસ્થા હતી, ત્યારે તેઓ ગાંધીની કઠોર આલોચના કરતા ચૂકતા નહોતા. એ જ રીતે જ્યારે ગાંધીમાં એમની આસ્થા જામી ત્યારે એમણે માર્ક્સ અને લેનિનના સિદ્ધાન્ત પર કઠોર પ્રહાર કર્યા. પણ માર્ક્સ, લેનિન અને ગાંધી પ્રત્યે એમના મનમાં જે આદર હતો, તે કદી ઘટ્યો નહીં. એમની આ સૈદ્ધાન્તિક નિર્મમતા વિનોબા સાથે મતભેદો થયા પછી પણ પ્રગટ થઈ. ૧૯૫૪માં એમણે વિનોબા દ્વારા કલ્પેલી ભૂદાનયજ્ઞમૂલક અહિંસક ક્રાંતિ સારુ જીવનદાનની ઘોષણા કરી હતી. ૧૯૭૪માં વિનોબા સાથે એમનો ગંભીર મતભેદ થયો. અને એમણે વિનોબાના વિરોધ

છતાંય સંઘર્ષનો માર્ગ લીધો. એમની અંદરના વૈજ્ઞાનિક શોધકે જ્યારે જોયું કે વિનોબાના માર્ગે અભીષ્ટ ક્રાંતિ તરફ આગળ વધવું શક્ય નથી ત્યારે તેમણે તેમનો સાથ છોડવાનો નિર્ણય કર્યો. પણ આ મતભેદ અને ભંગાણ પછી પણ વિનોબા પ્રત્યેનો એમનો આદર ઓછો ન થયો.

જે૦પી૦નું આ વૈજ્ઞાનિક શોધકનું રૂપ એમના ક્રાંતિકારી વ્યક્તિત્વનું અભિન્ન ક્ષેત્ર હતું. સપ્ત પરિમાણવાળી સંપૂર્ણક્રાંતિ અર્ધી સદીની એમની શોધની નિષ્પત્તિ છે. જે૦પી૦ના પ્રયોગ ઇતિહાસની અનેક ક્રાંતિઓના અનુભવોની પૃષ્ઠભૂમિમા અને એના પ્રકાશમાં થયા. આ પ્રયોગોના માર્ગે જતાં એમની ચિંતનધારા જે બિંદુ પર પહોંચી તે આધુનિક ક્રાંતિશાસ્ત્રનો અંતિમ શબ્દ છે. ભાવિ ક્રાંતિનુ ચિંતન આ અંતિમ બિંદુથી શરૂ થશે અને એની શોધ આગળ જતાં નવા પ્રયોગોને જન્મ આપશે. જે૦પી૦એ ક્રાંતિઓના ઇતિહાસમાં એક નવો અધ્યાય જોડયો છે, અને વિશ્વના ક્રાંતિશાસ્ત્રને તે એમની અભૂતપૂર્વ દેણ છે
(મૂળ હિંદી)

૦ સચ્ચિદાનંદ

## નિત્ય વિકાસશીલ, અનાસક્ત વિશ્વમિત્ર

મને લાગે છે કે લોકનાયક જયપ્રકાશ નારાયણની સૌથી મોટી વિશેષતા એ હતી કે એ નૈતિક તથા માનસિક રીતે જીવંત વ્યક્તિ હતા અને અંત સુધી એમની વિચારધારા અનવરત ચાલતી રહી હતી. અને આને જ લીધે એમની માન્યતાઓ અને ધારણાઓમાં વખતોવખત પરિવર્તનો આવતા રહ્યાં હતાં. જે વખતે એમને જે વાત ગળે ઊતરી, જે સિદ્ધાંતનો એમણે સ્વીકાર કર્યો તેના પર એ તે જ વખતે આચરણ કરતા. અને એમ ચાલતાં ચાલતાં વિચારયાત્રાના એવા ટપ્પા પર પહોંચ્યા કે જેની એમને પોતાની જૂની માન્યતા યા જૂની શ્રદ્ધાઓ ખોટી લાગી તેવું જ તેઓ નવી માન્યતાને અનુરૂપ આચરણ શરૂ કરતા. આમ કરવા જતાં એમને ભારે કિંમત ચૂકવવી પડતી. પરંતુ પોતાની નિંદા યા સ્તુતિ થશે, સાથીઓ મિત્રો સહકર્મીઓ અને બિરાદરો પોતાની સાથે રહેશે, સહારો આપશે કે છોડી જશે તેની જરા પણ ફિકર એમણે ક્યારેય નથી કરી. એ તો સતત પોતાના આત્માના સત્યને પારખવા પ્રયત્નશીલ રહેતા અને એમને સત્ય જ્યારે જે પ્રમાણે દેખાતું તે પ્રમાણે એને સ્વીકારવા એ પ્રયત્ન કરતા. પરિવર્તન, ક્ષુદ્ર સ્વાર્થના માર્યા ન આવ્યું હોય તો જીવનનું એ એક બહુ મોટું લક્ષણ છે. બાકી જે લોકો જોવું, સાંભળવું અને વિચારવું બંધ કરી દે છે તેવા લોકો તો એક વાર માન્યું એ માન્યું ને ઝાલ્યું એ ઝાલ્યું એમ કરીને પોતાની વાતને વળગી રહે છે, પછી ભલેને એની વિરુદ્ધ ગમે તેટલી સાબિતીઓ અને તથ્યો પ્રાપ્ત થાય. પણ એને જ લીધે આવા લોકો વિચારી કે ચિંતવી શકતા નથી; એવા લોકો માનસિક વૈચારિક અને નૈતિક દૃષ્ટિએ જીવંત વ્યક્તિ છે એમ ન કહી શકાય. આ જ અર્થમાં લોકનાયક જીવંત હતા.

પરંતુ આવી જીવંત વ્યક્તિઓને એમના સાથીઓ મિત્રો અને નિકટના સાથીઓ સાથે વિરોધ અને સંઘર્ષ થાય જ થાય. તેમાંય જે વ્યક્તિઓમા સ્વાર્થની વૃત્તિ વધારે પડતી હોય છે તેવા લોકો આ જાતના વિરોધને રાજનૈતિક, વૈચારિક અને નૈતિક સ્તર પરથી નીચે પાડી દઈ વ્યક્તિગત સ્તર પર લાવી દે છે. આથી ઊલટું, લોકનાયકનું વલણ હમેશા નૈતિક રહેતું હોવાને કારણે એમણે પોતાની સાથેના રાજનૈતિક કે વૈચારિક મતભેદને અથવા અસંમતિને લઈને કોઈની પણ સાથેના સંબંધોને વ્યક્તિગત સ્તર પર બગડવા દીધા નહોતા, જ્યારે બીજાઓએ એમની સાથેના મતભેદો અને વિરોધોને વ્યક્તિગત સ્તર પર ઉતારવામા કશી કસર નહોતી રાખી. આનુ સૌથી જ્વલંત ઉદાહરણ આપવુ હોય તો તે જયપ્રકાશજીના ઇંદિરાજી પ્રત્યેના વાત્સલ્યભાવનુ આપી શકાય. જયપ્રકાશજી પંડિત જવાહરલાલને મોટાભાઈ માનતા હતા. અને એ સંબંધને હિસાબે ઇંદિરાજી ૧૪-૧૫ વર્ષનાં હતા ત્યારથી એમને પુત્રી અથવા ભત્રીજી તરીકે લેખતા આવ્યા હતા. ઇંદિરાજી શ્રીમતી ગાંધી બન્યાં ત્યારે પણ એમના પ્રત્યે જયપ્રકાશજીનો એ જ ભાવ રહ્યો. પણ જ્યારે એમને એ વાતની પાકી ગેઠ બેસી ગઈ કે દેશના હિતની દૃષ્ટિએ ઇંદિરા સરકારે પોતાની જાતને સુધારવી જોઈએ, અને એ જો એમ ન કરે તો એને ઉથલાવી એને ઠેકાણે સારી સરકાર સ્થાપવી જોઈએ ત્યારે એમને પેલો વ્યક્તિગત સંબંધ આડો આવી ન શક્યો. ઇંદિરા સરકારનો વિરોધ કરતી વખતે, એને ગબડાવવા માટે તમામ અહિંસક અને લોકતાંત્રિક પ્રયત્નો કરતી વખતે પણ એ વચ્ચે વચ્ચે ઇન્દુ બેટીને ઘેર જરૂર જઈ આવતા. એટલે સુધી કે ચંડીગઢથી છૂટીને મુંબઈ જસલોક હૉસ્પિટલમાં ડાયાલિસિસની ચિકિત્સા પામી સારા થયા બાદ એ દિલ્હી ગયા તો કોઈને પૂછયાગાછયા વિના અને કોઈના બોલાવ્યા વિના પોતે થઈને દીકરી ઇન્દુને મળવા એના ઘેર પહોંચી ગયા હતા. આ ઘટનાને લઈને જયપ્રકાશજીના સાથીઓમાં ગેરસમજ પેદા થઈ અને ઘણાને ખોટું લાગ્યું. લોકોએ એમને યાદ દેવરાવ્યું કે આ જ દેવીજીએ પોતાની ગાદીની સલામતી ખાતર આખા દેશને અને દેશના નેતા તમને વગર વાંકે જેલમાં પૂરી અનેક પ્રકારની યાતનાઓ ગુજારી હતી. પરંતુ આ વાતની કોઈ પણ જાતની અસર લોકનાયકે પોતાના મન પર થવા ન દીધી. વડા પ્રધાનનો વિરોધ કરતા હતા. એમને ગાદી પરથી ઉતારવા કોશિશ કરતા હતા, પરંતુ ઘરમાં તો એ જ વડાપ્રધાન એમની દીકરી કે ભત્રીજી હતી. આ સંબંધનો અસ્વીકાર શી રીતે થાય? લોકનાયકની મહાનતાઓમા આ સૌથી વધુ ઉલ્લેખનીય મહાનતા હતી.

આટલા પરથી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે કે બીજાઓ એમની સાથે ગમે તેવી દુશ્મનાવટ ભલે ને રાખતા હોય, લોકનાયક

પોતે ન કોઈના શત્રુ હતા કે ન કોઈના શત્રુ થઈ શકે તેમ હતા. એમનો વિરોધ, એમની શત્રુતા સામાવાળાના આચરણ, સામાજિક યા વહીવટી ગ્રંથિઓ સામે હતી, કોઈ વ્યક્તિ–વિશેષ સામે નહોતી. હા, ભ્રષ્ટાચાર યા અન્યાય–પછી તે ગમે ત્યા થતો હોય, એની સામે એમનાં દિલમાં ઘોર વિરોધની ભાવના જરૂર રહેતી. તેથી કોઈ એમને અજાતશત્રુ ભલે ન કહે પણ એ વિશ્વમિત્ર જરૂર કહેવાશે, કારણ કે એમના દિલમાં સૌને માટે મિત્રતા કરુણા પ્રેમ અને વાત્સલ્યની ધારા વહેતી હતી. આને જ કારણે એમના જીવનમાં ક્યારેક સોગંદ ખાવા પૂરતી કડવાશ આવી હોય તો જુદી વાત છે, બાકી મોટે ભાગે કડવાશ આવી જ નહોતી, એમના અંતરમાં સદા માધુર્ય જ રહ્યું. એમના દિલની આ ભાવનાને કારણે એમના રાજનૈતિક જીવનમાં એક પ્રકારની કમજોરી ( કચાશ ) આવી જતી હતી. એ બીજાના દોષ, ખામી, નબળાઈ અને દગાખોરીના સહેલાઈથી અને ઝટ લઈને શિકાર બની જતા. કારણ, એમને સૌ પ્રથમ સામેવાળાના ગુણ જ દેખાતા. અને ખરાબમાં ખરાબ માણસ પણ સાવ નિર્ગુણ તો નથી જ હોતો. એટલે પહેલાં તો એમને ગુણ જ દેખાતા. અને દોષ તો સાવ દીવા જેવો આંખ સામે ન આવે ત્યાં સુધી એમને દેખાતો જ નહીં.

એમનો એક બીજો બહુ મોટો ગુણ હતો એમની નિર્લિપ્તતા. એમણે અનેક સંસ્થાઓ ઘડી, જૂની સંસ્થાઓને સરખી રીતે ચલાવવામાં મદદ પણ કરી, પરંતુ કોઈ પણ સંસ્થાને એવી રીતે કોટે ન બાંધી કે જેથી એને રાખતાં કે છોડતાં પળની પણ વાર લાગે. ગાંધીજીએ જોતજોતામાં સાબરમતી આશ્રમ છોડી દીધો હતો અને પછી પહેલાંની જેમ એના તરફ પાછા વળીને નજર સુધ્ધાં નાખી નહોતી તેવી જ વૃત્તિ લોકનાયકમાં પણ હતી. કામ કરવું તો પૂરી શક્તિ દઈને કામ કરવું, અને છોડવું તો એક ઝટકામાં છોડી દેવું. અને છોડ્યા પછી એના માટે મનમાં કોઈ પણ જાતની માયા મમતા ન રહે. આવો નિઃસ્વાર્થ ભાવ, નિર્લિપ્તતા એ જ ખરા અર્થમાં અનાસક્તિ યોગ છે. ગીતાનું નામ લીધા વિના જ લોકનાયકે એ અનાસક્તિ યોગ સાધ્યો હતો.

લોકનાયકમાં ગુરુજનો પ્રત્યે અપાર સન્માનની ભાવના અને અતુલનીય પ્રેમ હતો. તેવી જ રીતે સમવયસ્ક કાર્યકર્તાઓ અને સંગીસાથીઓ પ્રત્યે એમનો મિત્રતા અને હાર્દિક પ્રેમનો વહેવાર રહેતો. તેમ જ પોતાનાથી નાના પ્રત્યે વાત્સલ્યનો ભાવ રહેતો. કોઈની પણ સાથે સામાજિક સંબંધ નિભાવવામાં એમણે ક્યારેય બાંધછોડ કરી નથી. એ જેમના સંપર્કમાં આવ્યા અથવા એમના સંપર્કમાં જે જે આવ્યા તે તમામ એમના પ્રેમ અને સૌહાર્દને વશ થઈ ગયા. પરંતુ જ્યાં વિચાર, સિદ્ધાંત, આદર્શનો સવાલ આવ્યો ત્યાં એમણે સામાજિક સંબંધોની અસર એના પર પડવા ન દીધી. તેવી જ રીતે અસંમતિ, વિચારભેદ, માર્ગ ભેદ વગેરેની અસર એમણે સામાજિક સંબંધો પર પણ પડવા દીધી નહીં. એમને મારે મન જાણે ગાંધી કેવળ પિતાતુલ્ય નહોતા, એમનાં પત્ની પ્રભાવતીજીના પણ પિતાના સ્થાને હતા. માતા કસ્તુરબા અને ગાંધીજી પાસેથી એમને માતાપિતા અને સાસુ-સસરાના પ્રેમ જેવો પ્રેમ મળ્યો; વળતું એમણે પણ દીકરા અને જમાઈ તરીકે સન્માન અને પ્રેમ દાખવ્યાં, પરંતુ ગાંધીજીના જીવતે જીવત એ ગાંધીવાદી ન બન્યા, ન બની શક્યા. એ સર્વોદયી અને અહિંસક ગાંધીવાદી બન્યા ખરા, પણ તે ગાંધીજીના ગયા પછી જ. એવો જ સંબંધ એમનો સ્વર્ગસ્થ ડૉ. રાજેન્દ્રપ્રસાદ સાથે પણ હતો. લોકનાયક ગાંધીવાદી અથવા અહિંસક સર્વોદયી બન્યા ત્યાર બાદ જ એ રાજેન્દ્રબાબુ સાથે વિચારોમાં નજીક આવી શક્યા. સમવયસ્ક કાર્યકર્તાઓ સાથે પણ એમનો સંબંધ એ જ પ્રકારનો રહ્યો. એમના પ્રારંભિક કાળના રાજનીતિના સાથીઓ સાથે એમ મતભેદ થયો કારણ કે એમની વિચારયાત્રા તો ચાલુ રહી, જ્યારે સંગીસાથીઓ વિચારમાં પાછળ રહી ગયા. આમ છતાં એ લોકો સાથેના વ્યક્તિગત સૌહાર્દમાં એમણે કોઈ કમી આવવા દીધી નહીં, કોઈ પણ જાતનું અંતર પડવા દીધું નહીં અને કડવાશ પણ પેદા થવા દીધી નહીં. વ્યક્તિગત રીતે એ મારા વડીલ હતા, પરંતુ મોટા વડીલ નહીં. એમના અને મારા કુટુંબ વચ્ચે ત્રણ પ્રકારના સંબંધ છે. બે સંબંધ પ્રમાણે એ મારા મોટા વડીલ થાય, અને સૌથી નજીકના સગા પ્રમાણે એ મારા મોટાભાઈ થાય. એટલે અમારી વચ્ચે નાના અને મોટાભાઈ જેવો સંબંધ હતો અને એ પોતાના તરફથી હોવો જોઈએ એટલી સુંદર રીતનો સંબંધ જાળવતા. પરંતુ વિચારને લાગેવળગે છે ત્યાં સુધી હું ૧૯૭૪ના જૂનમાં જ એમના નેતૃત્વનો પૂરો સ્વીકાર કરી શક્યો. ઓક્ટોબર ૧૯૭૪ના પહેલા અઠવાડિયામાં બિહાર-બંધના પ્રસંગે હું પટણાના સચિવાલયના પૂર્વ દરવાજે પહોંચ્યો. ત્યાં આગળ જયપ્રકાશજી છાત્ર સંઘર્ષ સમિતિના સભ્યો તથા બીજા સત્યાગ્રહીઓ સાથે બેઠા હતા. મને જોઈને એ ખૂબ જ પ્રસન્ન થયા. એમણે મને સ્પષ્ટ રીતે પૂછ્યું કે સત્યાગ્રહ જોવા આવ્યા છો કે જેલ જવાની તૈયારીથી આવ્યા છો ? મેં કહ્યું કે તૈયારી પહેલેથી કરવાની નથી હોતી, પરંતુ ડગલું આગળ ભર્યું એટલે પાછા હટવાની વાત રહેતી નથી. એ સાંભળી એ ખુશ થયા અને મને લઈ જઈને પશ્ચિમના દરવાજા આગળ જોડ્યો. પણ એ દિવસે ધરપકડ ન થઈ. બીજે દિવસે સવારે નવ વાગે મને સચિવાલયની પાસે ગિરફતાર કર્યો. એકાદ કલાક પછી લોકનાયક બીજેથી ફરતા ફરતા આવ્યા, મને કેદીના રૂપમાં જોઈ મળીને ખૂબ પ્રસન્ન થયા. અમારા વચ્ચે ઘણી બાબતોમાં મતભેદ હતા, પરંતુ એમાંથી એમણે મતભેદ ક્યારેય ઊભો થવા ન દીધો.

ત્યાર બાદ જે જે બન્યું તે બધું ઇતિહાસને પાને અંકિત થઈ ચૂક્યું છે. શરીરથી બધી રીતે લાચાર હોવા છતાં એમણે જનતા પાર્ટીની રચના કરી. જુદા જુદા વિચાર, આદર્શ અને સિદ્ધાંતો-વાળાઓને એક સાથે પરોવી જનતા પાર્ટીને ચૂંટણીમાં વિજય અપાવ્યો, ઇન્દિરા ગાંધીની સરકારને સ્થાને જનતા પાર્ટીની સરકારને બેસાડી. પણ જનતા પાર્ટીવાળા સામે બધા આગ્રહો જૂથવાદ છોડી

ન શક્યા. પોતાના ક્ષુદ્ર સ્વાર્થ માટે અમે જનતા પાર્ટી તોડી, જનતા સરકારને પાડી અને એક નેતાએ પોતાના મનનો અભરખો પૂરો કર્યો. આવાં બધાં કારણોસર, જનતા સરકાર બન્યા બાદ થોડા જ દિવસો પછી જનતા પાર્ટીવાળાને લોકનાયકની જરૂરત ઓછી થતી ગઈ. એમની સલાહ અને માર્ગદર્શન ઘટતાં ગયાં. અને અંતિમ ચોટ તો એવી આવી કે જમની સામે પણ ઝૂઝી લેનાર જેપીના મનમાં જીવવાની ઇચ્છા જ ન રહી, બલ્કે એમ કહેવું જોઈએ કે એ મનોમન પોતાનું મોત ઇચ્છવા લાગ્યા હતા. કટોકટી વખતે ચંડીગઢની હૉસ્પિટલમાં જે ન બની શક્યું અને આ બાજુ પટણામાં જેપીના શબની નિષ્ફળ પ્રતીક્ષા થતી રહી ગઈ તે કામ અમારા નેતાઓએ પૂરું કરી નાખ્યું. અને પછી એ બધા દિલ્હી મુંબઈ કલકત્તાથી વિમાનોએ ચઢી જેપીના શબનાં દર્શન માટે પટણા ઊતરી આવ્યા. ફૂલના હાર ચઢાવીને ચાલતા થયા. આજે થાય છે કે એ ઠીક મોકાસર ગયા. હજી થોડાક દિવસ વધુ જીવ્યા હોત તો દુખી વધારે થાત અને શબ પર ફૂલમાળા ઓછી ચઢત.

(મૂળ હિંદી)

• મૃત્યુંજય પ્રસાદ

## હૃદયથી વિચારનાર, હૃદયથી જીવનાર

જયપ્રકાશજી અંગે થોડીક હૃદયની વાતો કહેવી છે. ૧૯૩૪માં જેલમાંથી છૂટીને આવેલા મારા જેવા અનેક મુગ્ધ જુવાનિયાઓ, એ જ વરસે જેપીએ સ્થાપેલા કોંગ્રેસ સમાજવાદી પક્ષમાં જોડાઈ ગયા. જેપીએ 'સમાજવાદ શા માટે?' લખીને પગદંડી આંકી આપી. આમ તો '૩૨–૩૪ની જેલ દરમ્યાન જ શેખ (તૈયબ) અને બુખારી (જલાલુદ્દીન) મને માર્ક્સવાદના પાટે ચઢાવવા મથેલા. અને ત્યારે જેલ બહારના નિકટના સાથીઓમાંના કેટલાક જેપીના પક્ષમાં જોડાયેલા. બે ત્રણ વરસમાં કેટલાક કમ્યુનિસ્ટ બની ગયેલા અને બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં હુંય કમ્યુનિસ્ટ બન્યો...અઢાર વરસે એય છોડીને, વિદ્યાપીઠમાં કૃપલાનીજી અને કાકાસાહેબે વાવેલાં ગાંધીનાં મૂળિયાં ફરી પાછો ફંફોસતો થઈ ગયો. આ અરસામાં (૧૯૫૭) જેપી વડોદરા આવ્યા ને મેં અગ્રણી નાગરિકોની નાનકડી બેઠકમાં એમનું સ્વાગત કર્યું. પેલો વરસો જૂનો તાંતણો સંધાઈ ગયો. હું ઉમળકાભેર બોલ્યો: "આવો વીર માણસ, સત્યનિષ્ઠ માણસ, મૃદુ રીતે અને બીકાશપૂર્વક સત્યને પ્રગટ કરનારો માણસ ગમે તેવાં ઘસ્યે આવતાં પૂરમાં સામી છાતીએ પડનારો માણસ તે આ—આ જયપ્રકાશજી છે." અને મારી મૂંઝવણ પણ એ જ ઘડીએ રજૂ કરી: "પરંતુ જેપીને સમજવાનું ખૂબ મુશ્કેલ છે. ઘણીવાર એમનું નિવેદન છાપામાં વાંચું તે વિચારમાં પડી જાઉં કે આ જેપીનું જ છે કે બીજા કોઈનું હશે? એ જ ઘટના અંગેનું બીજું નિવેદન ત્રણ ચાર દિવસ પછી આવે અને લાગે કે જેપીની વાત હવે કંઈક સમજાય એવી છે. ત્રીજો ખુલાસો આવે ત્યારે લાગે કે જેપીએ ઘટનાનું હાર્દ તો પહેલેથી જ પકડ્યું છે, રજૂઆત ભળતી કરતા રહ્યા છે... આવો માણસ ઘણીવાર આપણને ઉલઝનમાં નાખી દે છે"— એમ કહી મેં ચીન, કાશ્મીર, નાગાલેન્ડ, પાકિસ્તાન અંગેનાં તેમનાં નિવેદનોનાં દૃષ્ટાંતો પણ આપેલાં...

*

જેપીના સ્વાગતની બેઠકમાં સમસ્યા પ્રગટ કરેલી એ પછી પંદરેક વરસે એક નાનકડા સમારંભનું સમાપન કરતાં મેં ઉપરની વાત યાદ કરી. મેં કહ્યું કે કાંતિભાઈએ જેપીના વિરોધાભાસો અને છબરડાઓનો ખુલાસો બૌદ્ધિક સ્તરે સમજાવવા કોશિશ કરી છે પણ મને લાગે છે કે આ કોઈક જુદા જ સ્તરની વાત છે. આ વાત ભલે પગ ધરતી પર હોવા છતાં કેવળ ધરતી પરની વાત નથી લાગતી. તો આ શું છે? જેપીનું ચિત્ત કેવી રીતે કામ કરે છે? એ સમજવાની મારી મથામણ તમારી સમક્ષ લાઉડ થિંકિંગ રૂપે જ રજૂ કરું છું, એમ કહી કેટલુંક વિવરણ કરેલું.*

ગાંધીજીની વાત લઈએ. એમનાંય ઘણાં બધાં વિધાનો એકબીજાથી વિરોધી લાગતાં. દા. ત. બિહારના ધરતીકંપ માટે અસ્પૃશ્યતાનું પાપ કારણરૂપ હોવાનું એમણે કહેલું ત્યારે તો ઘણાને 'વાહિયાત' લાગેલું. અનેકવાર એમનાં વિધાનોનો અર્થ ઊલટો નીકળતો. કેવળ તર્ક (લૉજિક) લગાડો તો વિરોધાભાસ અને છબરડા જ લાગે. તમે અકળાઈ ગયા વિના ન રહો. તો એમને સમજવા શી રીતે? મને લાગે છે: ગાંધીજી–જેપી જેવાઓ ઘણીવાર સૂત્રોમાં (ઇડિયમ્સમાં) બોલતા હોય છે. ગાંધીજી પાસે નિશ્ચિત મૂલ્ય હતું, એની પાછળ સત્યનું દર્શન હતું. એ સત્ય તેઓ લોકોમાં રૂઢ થયેલા સંદર્ભમાં પ્રગટ કરતા; લોકોના માનસમાં જડ નાખેલી પુરાણી પરંપરામાં બાપુ બોલતા, લખતા. આ રહસ્ય સમજીએ તો એમનું ઘણું બધું સમજાઈ જાય.

હા, ગાંધીજીને આપણે યુટોપીઅન કહી શકીએ. જેપી પણ યુટોપીઅન છે. યુટોપીઅન હોવું એ નાલેશીની વાત નથી. એને 'તરંગી' કહીનેય તરછોડવાનું માર્ક્સવાદીઓ ભલે કરે પણ એવું કશું છે નહીં. યુટોપીઅનો એટલું દૂરનું, એટલું ઊંડું દર્શન કરતા હોય છે કે એ પ્રગટ કરવા માટે પ્રચલિત ભાષા પૂરતી બનતી નથી ત્યારે તેઓ સૂત્રો અને રૂપકોનો ઉપયોગ કરતા હોય છે.

ગાંધીજી ને જેપી બેઉને આ વાત લાગુ પડે છે, છતાં બંનેની જુદાઈ પણ છે. ગાંધીજીનાં ઇડિયમ્સ-ઉપમા, મેં હમણાં

---

* ૧૯૭૨ના અંતમાં કાંતિભાઈ શાહ સંપાદિત જેપીના 'મારી વિચારયાત્રા' ગ્રંથના પ્રકાશનનો નાનકડો સમારોહ ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનના ઉપક્રમે મળેલો. તે વખતે રેકર્ડ થયેલી ઘણી ઉક્તિઓ આ લખાણમાં નવેસર વણી લીધી છે.

જ કહ્યું તેમ, લોકમાનસમાં પરંપરાગત જડ નાખી પડેલાં હતાં, ત્યારે જે૦પી૦નાં ઇડિયમ્સ અદ્યતન હતાં. ગાંધીજી સંત-પરંપરાના હતા. સંતની વાણી તર્કથી સમજવા જઈએ તો સમજાતી નથી. જે૦પી૦ કલાકાર (આર્ટિસ્ટ) હતા. આર્ટિસ્ટની રચનાનું પણ એવું જ છે. એ રેખાંકનો ને રંગના લપેડા કરવા બેસે ત્યારે, આપણે બાજુએ ઊભા હોઈએ તો, બધું સાવ મનસ્વી લાગે, ક્યારેક બાલિશ. વાત એ છે કે સંતનું અને આર્ટિસ્ટનું સત્ય 'લોજિક' થી 'દૂર' જ નહીં, 'પર' હોય છે. પરંતુ એનો અર્થ એ નથી કે 'બુદ્ધિ'થી હમેશાં પર હોય છે. ગાંધીજી અને જે૦પી૦ બંનેના ચિંતનનો અંતઃસ્રોત અંતઃકરણ છે, અને સાથે સાથે તેઓ એને બુદ્ધિથી પ્રમાણિત કરવા મથે છે. જોકે આર્ટિસ્ટની લાક્ષણિકતા વિશેષ છે: એની એક એક રેખા આરંભથી અંત સુધીની મનસ્વી લાગે. એ 'પકડાય' નહીં, 'સમજાય' નહીં પણ અંતે 'દેખાય' નક્કી...બંનેમાંથી એકે રહસ્યવાદી 'મિસ્ટિક' નથી અતઃસ્રોતમાંથી જે 'ચિંતનો' પ્રગટ્યાં એ કેવળ અનુભૂતિથી જ પ્રમાણિત થઈ શકે એવાં કેવળ 'સંવેદનો' નથી...તો બીજી બાજુ, તેઓ 'બૌદ્ધિક'–વિદ્વાન–પંડિત નથી. દા૦ ત૦ એક વિદ્વત્તા દાદા ધર્માધિકારીમાં જોવા મળે છે, તો બીજા પ્રકારની વિનોબાજીમાં જોઈએ છીએ; અને ત્રીજા પ્રકારની વિદ્વત્તા રાજાજીમા હતી.

ખેર, આપણે જે૦પી૦ અને ગાંધીજીના વિરોધાભાસો અને છબરડાની વાત કરતા હતા. ખૂબ જ ઊહાપોહ પામેલા ગાંધીજીના પ્રસંગો ઓછા નથી. સત્યાગ્રહની દેશવ્યાપી લડતના આરંભે ચૌરીચૌરાની ઘટના બનતાં આખી લડત જ સંકેલી લીધી; બ્રિટિશ સલ્તનત સાથેનો ટર્કીનો ખિલાફત અંગેનો ધાર્મિક ઝઘડો વહોરી લઈ, કોંગ્રેસની સ્વરાજની લડત સાથે જોતરી દીધો; મુસ્લિમ કોમવાદને જીતી લેવા શૌકતઅલી મહમદઅલીમાં સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો ને છેતરાયા, ૧૯૩૦ની લડત ખરેખર જામવામા હતી ત્યારે અધવચ્ચે મોકૂફી જાહેર કરી વાટાઘાટો માટે લંડન પરિષદમાં ઊપડ્યા: ભાગલાની પૂર્વસંધ્યાએ ઝીણાને કોરો ચેક આપવાનીય ઓફર કરી; અને દેશના શ્રેષ્ઠ ધુરંધરોએ 'લેસર ઈવિલ' તરીકે 'અર્ધં ત્યજતિ પંડિતઃ'ની વ્યવહારુ દક્ષતાને નામે ભારતના ભાગલા હિતાવહ લેખ્યા ત્યારે એકલા મહાત્માએ અડીખમ વિરોધ નોંધાવ્યો... અને ભાગલા પછીય પાકની હઠને સંતોષવા અતિ ઉમદા–તરંગી (?) વ્યવહારના આગ્રહમાં શહાદત વહોરી લીધી.

*

જે૦પી૦ના છબરડા પણ ગાંધીના જેવા છે. ૧૯૩૫–૪૦નાં વરસોમાં કમ્યુનિસ્ટો સાથેની જે૦પી૦ની 'દિલ્લગી' એમના જ નિકટતમ સાથીઓને ઓછી અકળાવનારી ન હતી. સાથીઓ જે૦પી૦ને ચેતવતા રહ્યા ને જે૦પી૦ હસીલા રહ્યા; પરિણામ સાથીઓએ ધાર્યું હતું જ આવ્યું: સામ્યવાદીઓ સોશિયાલિસ્ટોને ગળી ગયા! બીજું દૃષ્ટાંત તાજેતરનું. છેલ્લે છેલ્લે, વિરોધપક્ષોને થાબડી–ને શરમાવી ખેંચીને (?) જનતા પાર્ટીમાં જોતર્યા; એ જ પક્ષે જે૦પી૦ને તરછોડ્યા, દૂભવ્યા અને અંતે શાસન માટે નાદાર પુરવાર થયા; જે૦પી૦ને અને દેશ આખાને ઓછી કિંમત ચૂકવવી પડી નથી.

ગેરસમજો પેદા કરવામાં તો જે૦પી૦ ગાંધીજીનેય ટપી જાય છે. ૧૯૭૩ માં જે૦પી૦ ગુજરાત આવેલા ત્યારે (સ્વ.) જયંતિભાઈ દલાલને ત્યાંની મુલાકાતમાં એમની સાથે હું ઝઘડી પડેલો. અન્ય સર્વોદયી ચિંતકોની જેમ જે૦પી૦ પણ "માર્ક્સવાદ કરુણા મૂલક છે" એવું વિધાન કરતા હતા. મારે મન માર્ક્સની મૂળ નિષ્ઠા ગમે તે હો, પરંતુ માર્ક્સવાદ આઇડિયોલોજી (વિચાર–સૂત્ર–ધારા) છે, એમાં 'કરુણામૂલક' ક્યાંય–કશું નથી. માર્ક્સે પોતે આવા વેવલા વિચારોને બુઝર્વા ગણીને તરછોડેલા. એમને મન તો શ્રમજીવી ક્રાંતિની સમગ્ર પ્રક્રિયા ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમ (દ્વંદ્વાત્મક ભૌતિકવાદ) અને હિસ્ટોરિકલ મટિરિયાલિઝમ (ઐતિહાસિક ભૌતિકવાદ) ના જડબેસલાખ વિજ્ઞાનિક કાનૂનોનું અનિવાર્ય પરિણામ હતું. એમાં મનુષ્યની ચેતનાનો ફાળો હોય તો તે અતિ ગૌણ...વગેરે. મેં જે૦પી૦ને મારું આ મંતવ્ય જણાવ્યું. તેમણે ચાર જ શબ્દોમાં કહ્યું: "મૈં કહાં તત્ત્વજ્ઞાની હું?" અને હું શરમિંદો બન્યો હતો.

૧૯૭૪ ના અંતમાં મને ને સુભદ્રાને જે૦પી૦ સાથે બિહારમાં પ્રવાસ કરવાની તક ગોઠવી આપી નારાયણભાઈએ. પાંચ દિવસનો પ્રવાસ પૂરો કરી પટણા પાછાં આવ્યાં. જે૦પી૦નાં ભાષણો અને નિવેદનોએ એમનાં કેટલાંક સૂત્રો પર ઠીક ઠીક ઊહાપોહ જગાવ્યો હતો. આ સૂત્રો હતાં: પીપલ્સ એસેમ્બલી, પેરેલલ ગવર્નમેન્ટ. ગેરસમજ વધારવામાં કારણરૂપ હતા જે૦પી૦ના જ કેટલાક અતિ ઉત્સાહી ઉદ્દામ સાથીઓ: બિહારના અમુક પ્રદેશોમાં પીપલ્સ એસેમ્બલી અને પેરેલલ ગવર્નમેન્ટ સ્થપાઈ ગયાનો દાવો કરતા...આ બેઉ સૂત્રોના અર્થો, રાજકારણી પરિભાષામાં, ક્રાંતિના સંદર્ભમાં, નિશ્ચિત હતા. જે૦પી૦ સાવ ભિન્ન રીતે આ શબ્દો વાપરતા. વિરાટ મેદનીઓમાં આનું ભાષ્ય કરતા ત્યારે સાચા લોક-પ્રતિનિધિઓવાળી વિધાનસભા અને બિનસરકારી વિતરણ વ્યવસ્થા એવો અર્થ નીકળતો.

આથી પ્રવાસ દરમ્યાન છાપાંઓમાંનો ઊહાપોહ જોઈ હું અકળાતો હતો. જે૦પી૦નું ધ્યાન ખેંચવા ઇચ્છતો હતો. પરંતુ પ્રવાસમાં રોજના સવાસો–દોઢસો કિ મિ.ની મજલ, વચ્ચેમાં ઠેરઠેર સત્કાર–સેકાણો, રોજના પાંચ છ કલાકનાં ભાષણો અને સંભાષણો! જે૦પી૦ ખૂબ જ થાકેલા રહેતા આથી પ્રવાસ દરમ્યાન થોડીક હળવી વાતો સિવાય વધુ ચર્ચા કરવાનું હિતાવહ ન હતું. પટણા પહોંચ્યા પછીય ઉપરાછાપરી કાર્યક્રમોનો ભરડો ચાલુ હતો. છેવટે પટણા છોડવાની પહેલાંની સવારે દશેક મિનિટ માટે એમને મળવાનું બન્યું. સહ પ્રવાસના અનન્ય અનુભવનું સુખ મેં બે વાક્યમાં વ્યક્ત કર્યું. ગુજરાત જઈને આ પ્રવાસ અંગે વિસ્તારથી લખવાની ઇચ્છા પ્રગટ કરી. જે૦પી૦ પ્રસન્ન હતા. મેં ઉપરનાં બે

સૂત્રોને કારણે, ખાસ કરીને ઇંગ્લિશ છાપાંઓમાં જે ગેરસમજો ઊભી થઈ હતી ને ઊહાપોહ જાગ્યો હતો તે તરફ ધ્યાન ખેંચ્યું. દાસને તાજ્જુબ મને આવાં સૂત્રો અપ્રસ્તુત લાગે છે એમ પણ કહ્યું; ને આ ક્રાંતિસૂત્રોને લક્ષમાં રાખીને આખો કડીબદ્ધ કાર્યક્રમ તૈયાર કરવા સૂચવ્યું...

તેમની સાથેના આવા આગલા બે પ્રસંગો મને યાદ હતા. એક તો સ્વ. જયંતિભાઈ દલાલનો, જે હમણાં જ હું કહી ગયો છું. ને બીજો હતો જેંપીની 'રીકન્સ્ટ્રક્શન ઑફ ઇન્ડિયન પોલિટી'વાળી થિસિસ ઉપર પટણામાં ભરાયેલ સેમિનાર વખતનો. સેમિનારના અંતે, અંગત રીતે જેંપીને મળીને મેં એમનું ધ્યાન ખેંચ્યું હતું કે ભારતની આદિ પંચાયતો અંગેનું એમનું ચિત્રણ વધારે પડતું રૂપાળું—'રોઝી' છે; અને બીજું, હાલના આંતરરાષ્ટ્રીય આર્થિક માળખામાં ગ્રામવિસ્તારના અર્થતંત્ર પર પડનારી અસરોનો ખ્યાલ ધ્યાનમાં લેવાયો નથી એવી મારી છાપ છે...

પહેલા પ્રસંગે એમના ચાર શબ્દોના જવાબથી હું શરમાયો હતો. આ બીજા પ્રસંગે મને આશ્વાસન આપતાં બોલ્યા: "તમે કહી એવી આલોચના અગાઉ એક પ્રોફેસરે (સ્વ. ધવને ?) પણ મને કરી હતી; નવી આવૃત્તિ વખતે ઠીક કરી લઈશ." હવે, આ ત્રીજા પ્રસંગે જેંપી જરાકે માર્ક્સવાદી રહ્યા હોત તો જરૂર એમણે 'એ ટુ એન્ટિ-થિસિસ' લખવાનું વિચાર્યું હોત—લખવાનું બનત નહીં એ જુદી વાત, પણ વિચાર્યું તો હોત. પરંતુ એમણે કહ્યું: "બાપુ પાસેથી શીખ્યો છું: એક કદમ બસ છે." અને પછી સહેજ રહીને ઉમેર્યું: "ક્રાન્તિની દિશાનું એ પગલું હોય એ પૂરતું છે..."

*

૧૯૭૨ના અંતમાં જેંપીના 'મારી વિચારયાત્રા' ગ્રંથના પ્રકાશનમિલન વખતે જેંપીની લાક્ષણિકતા અંગેના મારા લાઉડ થિંકિંગમાં અર્ધવિરામે અટક્યો હોઈશ, તેનું પૂર્ણવિરામ આ ક્ષણે લાધ્યું એમ કહું તો અતિશયોક્તિ નથી...

જેંપી એમનાં વિચારો—વ્યવહારોનાં જોખમો જોઈ શકતા ન હતા એમ નથી. જેંપી સાહસવીર હતા, પ્રયોગવીર હતા. કમ્યુનિસ્ટો સાથેની 'દિલ્લગી'માં જોખમ હોય તો હોય. કોંગ્રેસ ઉપર સામાજિક ન્યાયના રાજકારણનો પ્રભાવ પાડવો હોય તો દેશના ઉદ્દામોને એકઠા કરવા રહ્યા. તે જ રીતે, એકહથ્થુ ઇન્દિરા શાસન સામે સંગઠિત તાકાત જમાવવી હોય તો વિરોધ પક્ષોને એકત્ર કરવા રહ્યા. લગામ સલામત હાથોમાં રહે એટલે બસ. અને 'રહેશે' એવો ત્યારે આત્મવિશ્વાસ પણ ખરો. જોકે બંને વખતે બન્યું ઊલટું...... ખિલાફતના કિસ્સામાં મહાત્મા માટે બન્યું હતું એવું !...

આ માણસ (જેંપી) વાદ ('ઇઝમ')થી પર ગયો હતો, પક્ષોથી પર ઊઠ્યો હતો. પરંતુ એને એકેનો ડર ન હતો. જેંપીને જેમ ઇઝમ કે પક્ષનું વળગણ ન હતું તેમ ગુરુનુંય ન રહ્યું. વિદેશ અભ્યાસકાળ દરમ્યાન જ માર્ક્સને પ્રથમ ગુરુ બનાવ્યા, ભારત આવતાં ગાંધીને માર્ક્સની સાથે સ્થાપ્યા; ગાંધી જતાં વિનોબાને ગાંધી અને માર્ક્સની સાથે મૂક્યા. આ ત્રિમૂર્તિનો પ્રભાવ એમના ચિત્ત ઉપર હંમેશાં રહ્યો. "માર્ક્સવાદ" છોડ્યો, "સમાજવાદ" છોડ્યો; તેમ અંતે "ભૂદાનવાદ" પણ છોડ્યો. સર્વ પ્રકારની—'ગાંધીવાદ'નીય—સજ્જડતાને તિલાંજલિ આપી. વળી, એક જ સ્થળે બેસી જવાનો ને ભૂદાનને જીવન સમર્પણ કર્યાનો સંકલ્પ પણ એના સ્થૂળ અર્થમાં ત્યજ્યો. કોઈ અમુક વિચાર કે સંસ્થા કે સંગઠન કે આંદોલન સાથે નહીં, એમનું દિલ દમન, શોષણ અને આપખુદી સામે સતત જલતું રહ્યું, ઝૂઝતું રહ્યું.

આ દેશની જ નહીં, સમસ્ત માનવજાતનાં સુખદુઃખની સમસ્યામાં જેંપી પૂરેપૂરા સંડોવાયેલા ('ટોટલી ઇન્વૉલ્વ્ડ') હતા. જ્યારે જે પ્રસંગ આવે ત્યારે બીજાં બધાં વળગણો ભૂલીને, છોડીને એ દોડી ન પહોંચે તો જેંપી નહીં. અને પ્રજાને અને સાથીઓને અથથી ઇતિ સુધીનું સત્ય સમજાવવામાં એ કલાકો બોલતા—સામે વિરાટ મેદની હોય યા નાનું જૂથ હોય—શક્તિ નિચોવી નાખતા. પ્રભાવતીજી આગ્રહથી કબૂલાત કરાવે કે અમુક સમયે આરામ લેશે જ...કબૂલ કર્યા પછીય બંધનમાં રહેવાનું જેંપી માટે અનિવાર્ય કપરું હતું.

*

પ્રભાવતીજીનો વિયોગ જેંપી માટે અસહ્ય હતો. એ સહ્ય બનાવવા પ્રવૃત્તિઓમાં દટાયેલા રહ્યા. પરંતુ હૃદયનો કબજો તો જીવનસાથીને સોંપેલો તેવો જ રહ્યો. ૧૯૭૪ના અંતમાં બિહાર-પ્રવાસ દરમ્યાન એક સાંજે જેંપીના પોતાના આશ્રમ સોખો-દેવરા અમે જઈ રહ્યાં હતાં. કારમાં આગલી સીટમાં બેઠેલા જેંપીનું અંતર વલોવાઈ રહ્યું હતું. આશ્રમની વાત નીકળતાં, કદાચ હળવા બનવા, બહુ મૃદુ વાણીમાં અમને એનો ઇતિહાસ કહી રહ્યા હતા: પંદરેક વરસ અગાઉ પ્રભાવતીજી સાથે મહિનાઓ સુધી જંગલ અને ડુંગરા ખૂંદીને આશ્રમ માટે આ સ્થળની પસંદગી કરી હતી. ચીટકીને રહેવાનું બહુ બન્યું નહીં...પ્રભાવતીજીના અવસાન બાદ પહેલી વાર જઈ રહ્યો છું' ...જેંપીનો કંઠ ભરાઈ ગયો. પહાડ જેવી સ્વસ્થતા ઓગળી ગઈ. "એકલો જઈ રહ્યો છું" એ શબ્દો સરી પડતાં વાણી રૂંધાઈ ગઈ. પાછલી જ બેઠકમાં બેઠેલાં અમે (સુભદ્રા ને હું) પાણીનો પ્યાલો ધર્યો...ઘૂંટડો પીધો...ભારેખમ શાંતિ છાઈ ગઈ...

આશ્રમે રાતે પહોંચ્યાં. આશ્રમના અંતરંગ સાથીઓના પ્રેમાદરનો પાર ન હતો; ડાક્ટર પણ હાજર હતા. જેંપી બધાંને મળી મૂક વંદન કરી પોતાના ખંડમાં પહોંચી ગયા. એમની એકલતા ટાળવાની કોઈની ગુંજાશ ન હતી. સૌ લાચાર હતાં. અમે અમારા ઉતારે પહોંચ્યાં. બીજી સવારે જાણ્યું કે જેંપીની

એ રાત 'ભારે' ગઈ હતી. (પહેલી વાર લો બ્લડપ્રેશરની અસર થઈ હતી); પરંતુ થોડી જ વારમાં સંદેશો આવ્યો કે જે૦પી૦ આશ્રમની લટાર મારવા નીકળે છે, તમને સાથે થવા કહેવડાવ્યું છે...અમારું મહેમાનગૃહ થોડુંક દૂર હતું. હું ઉતાવળે પહોંચ્યો ત્યારે જે૦પી૦ આશ્રમની વાડીમાં થઈ પાછા ફરી રહ્યા હતા. કદાચ એમનાથી રાતની એકલતા સહી નહીં ગઈ હોય અને કોઈ સાથે હોય એ પણ નહીં સહેવાયું હોય...પાછા ફરતાં ભેટી ગયા. અને એક કાર્યકરને મારી સાથે ફરીને બધું બતાવવા સૂચવ્યું. પરંતુ હવે મારુંય દિલ ડાલાઢાલા ફરવામાં ન હતું...

જે૦પી૦ હૃદયથી વિચારનારો ને હૃદયથી જીવનારો આદમી. ધાર્મિક અર્થમાં ક્યારેક નાસ્તિક પણ ખરો. પરંતુ જે૦પી૦માં આધ્યાત્મિક પોત (સ્પિરિચ્યુઅલ ફાઈબર) જન્મજાત હશે.— પ્રભાવતીજીના સાન્નિધ્યમાં એ તંતુને વળ મળ્યો હશે. પ્રભાવતીજીના જતાં એ બલિષ્ઠ બન્યો હશે... એ જ ફાઈબર એમને જીવનભર સન્માર્ગે દોરતો રહ્યો...? એમ જ હશે.

° ભોગીલાલ ગાંધી

## એમની એ ઉત્કટ જીવનસાધના

પોતાના લાંબા લોકસેવાપરાયણ જીવનમા પ્રકટરૂપે દીસતી વિફલતાઓમા છુપાયેલી સો સો સફળતાઓ દ્વારા લોકનાયક જયપ્રકાશજી પોતાના સાધનામય જીવનને નિરંતર પુષ્ટ ને સમૃદ્ધ બનાવતા રહ્યા હતા. સહજ સરલતા, નિશ્ચલતા, નિર્મલતા, શાલીનતા, કુલીનતા, ભદ્રતા, સહૃદયતા, ઊંડી સંવેદનશીલતા, આંતરબાહ્ય શુચિતા, જાગરૂકતા, કર્મણ્યતા, સાહસિકતા, તેમજ સમર્પણશીલતાએ એમની જીવનસાધનાને નાના પ્રકારે તેજસ્વિતા બક્ષી તથા એક પ્રકારની અપૂર્વતા ને અદ્વિતીયતા પ્રદાન કરી, એમના વ્યક્તિત્વને સ્પૃહણીય ને અનુસરણીય બનાવી દીધેલું. તેમને વીસ વરસની ઉંમરના એક ફૂટડા નવજુવાન સ્વરૂપે, ૧૯૨૯ ની સાલમાં મેં પહેલવહેલા જોયા ત્યારે તેઓ સાત વરસ લગી અમેરિકામા રહીને, પોતાનો સ્વાવલંબી વિદ્યાભ્યાસ પૂરો કરીને ભારતમાં પાછા આવેલા. એ દિવસોમાં હું સાબરમતીના, સત્યાગ્રહ આશ્રમમાં રહીને 'હિંદી-નવજીવન'ના સમ્પાદક તરીકેનુ કામ સંભાળતો ને સાથે સાથે આશ્રમનાં હિન્દી નહિ જાણનાર અંતેવાસીઓને હિન્દી ભાષા શીખવવાનુ કામ કરતો. એ આશ્રમમાં જ ગાંધીજીએ જેમને પોતાની દીકરી માનેલી તે શ્રી પ્રભાવતીબહેન સાથે મારો પરિચય વધેલો ને અમુક સમય સુધી એમને પણ હિંદી શીખવવાનું સૌભાગ્ય મને સાંપડેલું.

સાબરની આશ્રમ પછી જયપ્રકાશજીને દૂરથી તેમ જ નિકટથી નિહાળવાનો બીજો અવસર મને લાહોરમાં મળ્યો. એ દિવસોમાં એટલે કે ૧૯૨૯ ના ડિસેમ્બર માસના આખરી સપ્તાહમાં ગાંધીજીના જૂથ સાથે કોંગ્રેસ અધિવેશનમાં ભાગ લેવા માટે હું લાહોર પહોંચેલો. આમ ૧૯૨૯માં શરૂ થયેલો અમારો પરિચય ત્યાર બાદ પણ છેક ૧૯૭૯ સુધી ચાલુ રહેલો. આ આખાયે સમયગાળા દરમિયાન પ્રભાવતીબહેનને કારણે અમારા પરિચયને એકધારું બળ, પોષણ ને પ્રોત્સાહન મળતું રહેલું. અમારી વચ્ચે એક પ્રકારની આત્મીયતા ને કૌટુંબિકતા પલ્લવિત થતી રહેલી. જયપ્રકાશજીના સાન્નિધ્યમાં ખૂબ નિકટ રહેવાના અવસર તો ખાસ મને પ્રાપ્ત થયેલા નહિ, પરંતુ પ્રસંગોપાત, જ્યારે જ્યારે એમના સાન્નિધ્ય ને સત્સંગનો લાભ મળ્યો છે, ત્યારે ત્યારે એ હંમેશાં મારે માટે એક સુખદ ને પ્રેરણાદાયી અવસર બની રહ્યો હતો.

સન ૧૯૭૭ના જાન્યુઆરી મહિનાનો એક એવો જ મધુર ને પ્રેરણાદાયી પ્રસંગ છે. ગુજરાતના સર્વોદયી સાથીઓનું એક જૂથ પવનારમાં પૂજ્ય વિનોબાજીની મુલાકાતે આવેલું. સવાર-સાંજની બેઠકમાં આ જૂથના સાથીઓએ કટોકટીને કારણે પેદા થયેલ વિકટ પરિસ્થિતિ બાબત, તેમ જ એ કાળ દરમિયાન પ્રચાર પામેલ અનેક ભ્રાંતિઓ બાબત વિવરણ આપી, વિનોબાજી સાથે લાંબી ને સ્પષ્ટ ચર્ચાઓ કરેલી. વડોદરાના 'ભૂમિપુત્ર'માં આ ચર્ચાઓનો અહેવાલ પણ છપાયેલો. આ બધી ચર્ચાઓ ગુજરાતીમાં જ થયેલી. જયપ્રકાશજી એ દિવસો દરમિયાન પટણામાં હતા. એમના પર ડાયાલિસિસનો પ્રયોગ ચાલી રહ્યો હતો. એમાં એક દિવસ મેં એમને કહ્યું કે જો તેઓ ઇચ્છે ને સમય કાઢી શકે, તો એ આખીય ચર્ચાનો હિન્દી અનુવાદ હું એમને અથથી ઇતિ લગી સંભળાવું. એમણે તરત સંમતિ આપી. નિશ્ચિત સમયે હું એમના ડાયાલિસિસવાળા ઓરડામાં એમની પાસે પહોંચી ગયો.

એમણે કહ્યું, 'હું તૈયાર છું, તમે શરૂ કરો.'

આખી પુસ્તિકાના બધા જ સંવાદો એમણે ખૂબ એકાગ્રતા ને રુચિપૂર્વક સાભળ્યા. સાંભળીને ખૂબ પ્રસન્ન થયા. પ્રભાવિત થયા.

કહે, 'કાશીનાથજી, આને હિંદીમાં છપાવી એનો વ્યાપક પ્રચાર કરવો જોઇએ.'

મેં પ્રેસ ને કાગળ વગેરેના ખર્ચનો સવાલ એમની સામે રજૂ કર્યો.

એમણે કહ્યું, 'હું શિવબાબુને વાત કરીશ. ને તેઓ એની બધી વ્યવસ્થા કરી દેશે. કલકત્તામાં જ છપાવી લઈશું ને એના ખર્ચની બધી વ્યવસ્થા થઈ જશે.

પછી એમને વિચાર આવ્યો કે, 'ભૂમિપુત્ર' વાળા જ પોતાના પ્રેસમાં છાપી આપે તો એના જેવું રૂડું કશું નહિ. ખર્ચની વ્યવસ્થા તો થઈ જ જશે.

જયપ્રકાશજીની આ વાત મેં કાન્તિભાઈ શાહની સામે રજૂ કરી. તેઓ પણ એ કામ માટે તરત સંમત થઈ ગયા. મકર સંક્રાંતિના મહાપર્વને ટાણે આ વાત પાકી થઈ ગઈ. ૧૬ મી

પ્રતિભાઓના પુંજ હોવા છતાં પણ તેઓ વૈચારિક હઠ-વાદથી મુક્ત હતા—એ જ હતું જે૦પી૦નું અદ્વિતીય વ્યક્તિત્વ. દરેક મત અને વ્યક્તિ સાથે અભિન્ન બનીને એમના ગર્ભને સમજવો એ જે૦પી૦નો સ્વભાવ હતો. પણ આ બધું યે પોતાને માટે નહીં, પોતાની ખ્યાતિને માટે નહીં, પોતાના પ્રભાવના વિસ્તાર માટે નહીં, પોતાના ઉત્કર્ષ માટે નહીં—આ બધું થતું માનવતા પ્રત્યેના સમર્પણ માટે. તેઓ પોતાને માટે તો એક ક્ષણ માત્ર પણ ન જીવ્યા. સતત વિકાસમાન, સતત ગતિમાન—છેલ્લા શ્વાસ સુધી મહાનતાના પગથિયાં ચડતા જ રહ્યા.

એમની સંવેદનશીલતા એમના વૈચારિક ઉડ્ડયનોમાં કદી બાધક ન બની. કઠોરતમ નિર્ણયોમાં પણ કદી આડે ન આવી. એણે એમને એકી સાથે મનીષી, દ્રષ્ટા તથા કર્મવીર બનાવ્યા—ત્રિગુણાત્મક શક્તિનું સાકાર સ્વરૂપ! યુવાવસ્થાથી માંડીને જીવનની અંતિમ ક્ષણ સુધી તેઓ દેશના યુવકોના સાથી-સખા અને નેતા રહ્યા.

તેઓ જે કાંઈ પણ કામ હાથ પર લેતા તે પોતાની બુદ્ધિ, તર્કશક્તિ અને પ્રામાણિક અનુભૂતિને આધારે જ. લોકો દ્વારા થતી ટીકાથી તેઓ અપ્રભાવિત રહેતા. પરંતુ એમ ધારવામાં ભૂલ થશે કે જે૦પી૦ પોતાની ભૂલ કદી નહોતા અનુભવતા, અથવા એને કબૂલ કરતાં અચકાતા હતા. તેઓ સ્પષ્ટવક્તા હતા. તેઓ જેમને વિષે શ્રદ્ધા ધરાવતા હતા તે શ્રદ્ધામાં લગીરેય કમી આવ્યા દીધા સિવાય એમની ભૂલોનોય ઉલ્લેખ કરવામા સંકોચ નહોતા અનુભવતા. પોતાને ખાતર કોઈને ભ્રમ કે અંધકારમાં રાખવા એ એમને સારુ અસહ્ય થઈ પડતું. શુદ્ધાત્માની આ પ્રામાણિકતા જે૦પી૦માં ઠસોઠસ ભરેલી હતી. પાકિસ્તાન બનવાની વિરુદ્ધ જે૦પી૦એ જ્યારે મહાત્માજી સાથે સત્યાગ્રહ કરવાની વાત કરી ત્યારે ગાંધીજીએ જે૦પી૦ને કહ્યું હતું, "જયપ્રકાશ! મારી પાસે બે મહોરાં હતાં, નેહરુ અને પટેલ. બંને હાથમાંથી ગયા. હવે વિરોધ ન કરો. જે થયું તે થયું. આપણે બંનેને મેળવીશું" તે વખતે જે૦પી૦ શાંત જરૂર થયા, પણ મનમાં બેચેન રહ્યા. પછીથી જે૦પી૦એ ખુલ્લી રીતે કહ્યું, "એક ભૂલ ગાંધીજીએ કરી–પાકિસ્તાનના નિર્માણનો વિરોધ ન કરીને, બીજી ભૂલ મેં કરી–ગાંધીજીની વાત માનીને." કેવું સરળ, નિષ્પાપ અને સંવેદનશીલ હૃદય હતું જે૦પી૦નું! —અહંકાર થકી પૂર્ણતઃ મુક્ત–પોતાની ભૂલને સાર્વજનિક રૂપે માનનારા.

તેઓ સમાજના અંતરંગમાં ઘૂસીને એના માનસની અનુભૂતિ કરતા. કોઈ પણ સાથે એકરૂપ થવાની એમનામાં ક્ષમતા હતી. ચારે બાજુના પતનથી મર્માહત થઈને જે૦પી૦એ કહ્યું હતું—"વ્યક્તિ આજે એ પ્રશ્ન કરે છે કે તે સારી શા સારુ બને. હવે તો ઈશ્વર નથી. કોઈ આત્મા નથી, નૈતિકતા નથી, આ જીવન બાદ કોઈ જીવન નથી, અને જન્મ-મરણનું કોઈ ચક્કર નથી. એ તો દ્રવ્યોનો એક અનાયાસ થઈ ગયેલ સમુચ્ચય માત્ર છે, અને ઝડપભેર તે દ્રવ્યના અસીમ મહાસાગરમાં વિખરાઈ જવાનો છે. તે પોતાની ચારે બાજુ બૂરાઈ, ભ્રષ્ટાચાર, નફાખોરી, જુઠ, ફરેબ, ક્રૂરતા, સત્તાલોલુપતા, હિંસા વગેરેને સફળ થતાં જુએ છે. એ સહેજે પ્રશ્ન પૂછે છે કે એ સદાચારી શા સારુ બને? આજે આપણાં જે સામાજિક રૂપો છે અને મનુષ્યના કાર્યકલાપો પર જે ભૌતિકવાદી દર્શનનું પ્રભુત્વ છે તે ઉત્તર આપે છે કે એને સદાચારી બનવાની જરૂર નથી. હવે તે જેટલો ચતુર હોય, જેટલો પ્રતિભાસંપન્ન હોય, એટલા સાહસ સાથે તે આ નવી નૈતિકતાને પોતાના આચરણમાં ઉતારે છે, અને આ નૈતિકતાના ફેરમાં માનવ જાતિનાં સર્વ સપનાં અને અરમાન પણ ઠીંગરાઈ જાય છે."

આ જ અનુભૂતિમાં જે૦પી૦એ કહ્યું, "અનેક વર્ષો સુધી મેં દ્વંદ્વાત્મક ભૌતિકવાદની દેવીના મંદિરમાં ઉપાસના કરી છે. આ દર્શન મને બીજા કોઈ પણ દર્શન કરતાં બૌદ્ધિક રીતે વધુ સંતોષકારક લાગતું હતું. પણ દર્શનની મારી મુખ્ય જિજ્ઞાસા તો મારી એ બાબતમા અતૃપ્ત રહી કે મારી આગળ એ સ્પષ્ટ થઈ ગયું છે કે ભૌતિકવાદ ગમે તે પ્રકારનો હોય તો પણ તે સાચા અર્થમાં મનુષ્યને માનવીય બનવાના સાધનોથી વંચિત કરી દે છે. ભૌતિકવાદી સભ્યતાથી માણસને સારા બનવા સારુ કંઈ તર્કસંગત પ્રેરણા નથી મળતી. એ સંભવ છે કે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના રાજ્યમાં ભય માણસને શિસ્તબદ્ધ થવાની પ્રેરણા આપતો હોય અને પક્ષ ભગવાનનુ સ્થાન લેતો હોય. પણ જ્યાં ભગવાન જ બૂરો થઈ જાય છે, ત્યાં પછી બૂરા થવુ એ જ એક સાર્વજનિક નિયમ બની જાય છે.

જે૦પી૦ ના ઉપરોક્ત ચિંતનનો અર્થ એ નહીં કે તેઓ પરિસ્થિતિને લીધે નિરાશ હતા—તેઓ આ દયનીય દશાને પડકાર માનતા હતા. એમણે તરુણ શાંતિ-સૈનિકો સાથે વાતચીતમાં કહ્યું હતું, "લોકશાહીનાં મૂળ નિરંતર પોલા થઈ રહ્યાં છે. ૧૯૫૨ ની ચૂંટણીમાં જે નૈતિકતા હતી તે આજે નથી રહી અને જે કાંઇ શેષ બચી છે તે ભવિષ્યમાં રહેવાની નથી. નૈતિકતા જ જો નહીં રહે તો લોકશાહીની સ્થિતિ શી થશે? આ આપણા સૌને માટે પડકારરૂપ છે."

જે૦પી૦ ભારતના નવનિર્માણ સારુ ફક્ત શાસન પર નિર્ભર રહેવાને ખોટું માનતા હતા. એમનું કહેવું છે કે—'કેવળ રાજ્યના પ્રયાસથી કોઈ દેશનો વિકાસ થઈ ગયો હોય એવો કોઈ દાખલો ઇતિહાસમાં છે કે કેમ તે નથી જાણતો. આ વાત લોકશાહી અને સરમુખત્યારશાહી બંને પ્રકારનાં રાજ્યો વિષે સાચી છે. કોઈ પણ રાષ્ટ્રનું નિર્માણ તે કાર્યમાં જનતાની વ્યાપક ભાગીદારી વિના અસંભવ છે. આ વાત પર હું વધુમાં વધુ ભાર દેવા ઇચ્છીશ, કારણ મારી દૃષ્ટિએ આ દેશની વર્તમાન પરિસ્થિતિનું આ ગૂઢ કારણ છે. દેશના નેતાઓ એ સ્વપ્ન જોવાનું છોડી દે કે ફક્ત રાજનૈતિક સત્તાથી જ કામ થઈ જશે."

જે૦પી૦એ આપણા દેશની બગડતી જતી ચિંતાજનક સ્થિતિનો મર્મ જાણીને જ સ્પષ્ટ શબ્દોમાં માર્ગદર્શન આપ્યું હતું. એમનું કહેવું હતું કે— "આધુનિક ઉદ્યોગવાદ અને એના દ્વારા પેદા

કરવામાં આવેલી આર્થિકવાદની ભાવનાઓ, જે દરેક માનવીય મૂલ્યને લાભ અને હાનિ અને કહેવાતા આર્થિક પ્રગતિના ત્રાજવે તોલે છે તેણે સમાજને વિઘટિત કરી નાખ્યો છે અને માનવને પોતાના જ માનવબંધુઓ વચ્ચે પરાયો કરી નાખ્યો છે. આજની સભ્યતાની સમસ્યા સામાજિક એકીકરણની સમસ્યા છે—મનુષ્યને મનુષ્યના સંપર્કમાં રાખવાની છે. સંક્ષેપમાં સમસ્યા માનવસમુદાયને ફરીને નિર્માણ કરવાની છે."

જે૦પી૦ની નવનિર્માણ અંગેની સૂક્ષ્મ દૃષ્ટિ થકી ગામડાંની મૂલ્યવિહીન અવસ્થા છુપાયેલી ન રહી શકી. એ વિષે જે૦પી૦એ કહ્યું હતું કે, "આજે આપણાં ગામ રેતીના કણ જેવાં વિખેરાયેલી વ્યક્તિઓના આકાર વગરના સમૂહ માત્ર છે. એવા ગામોને આધારે સામુદાયિક સમાજની રચના ન થઈ શકે ને ન પંચાયતી રાજની કોઈ યોજના સફળ થઈ શકે. સામુદાયિક સમાજ, સામુદાયિક લોકતંત્ર અને સામુદાયિક રાજ્ય-વ્યવસ્થાના નિર્માણ સારુ પાયાની શરત એ છે કે ગામ એક વાસ્તવિક સમુદાય બને. પણ ગામ એક સમુદાય તો જ બને જો ગામના બધા લોકોના હિતોમાં સમાનતા હોય અને એમાં અથડામણ ન હોય. જૂનાં ગામમાં કદીક અથડામણ થતી તો ગામની સામુદાયિક ચેતના એનું સમાધાન કરી લેતી હતી. અંગ્રેજી સામ્રાજ્યવાદે ગ્રામીણ સમાજમાં ભેદનાં તત્ત્વો દાખલ કર્યાં. પછી સ્વરાજ્ય પ્રાપ્તિ બાદ જે બંધારણ બન્યું તેણે પણ ગાંધીજીની પંચાયતી લોકશાહીની કલ્પનાને ઠોકર મારી વ્યક્તિવાદી લોકતંત્રની સ્થાપના કરી. એને લીધે ગામમાં વ્યક્તિ-નિષ્ઠ રાજનીતિનો પ્રવેશ થયો અને ગામડાની રહીસહી એકતા પણ સમાપ્ત થઈ ગઈ. સત્તા સારુ હરીફાઈ પર આધારિત એ રાજનીતિએ ગામમાં ભેદની પ્રક્રિયાને હજી તેજ કરી દીધી છે."

જે૦પી૦ દરેક વાત પર કેટલું મૂલગામી ચિંતન કરતા! સ્વાર્થથી નિર્લિપ્ત વ્યક્તિ દ્વારા જ એ શક્ય હતું. જે૦પી૦નું એ માર્મિક ચિંતન અને નક્કર માર્ગદર્શન આજે પણ આપણે સારુ એટલું જ અર્થપૂર્ણ, સામયિક અને કરવા જેવું છે. આજીવન કઠોરતમ તપસ્યાને કારણે જે૦પી૦નું શરીર ક્ષીણ થઈ ગયું હતું. પણ રાષ્ટ્રના ભવિષ્ય સારુ એમની આકાંક્ષાઓ છેલ્લા શ્વાસ સુધી આભને અડતી હતી. ચોથી નવેમ્બર ૧૯૭૪ને દિને એમની જુવાનોને પણ લજવે તેવી સ્ફૂર્તિ સાહસ અને બલિદાનની ત્રિદ્ધતા જોઈને મહાનમાં મહાન પણ હૃદયવાળી વ્યક્તિ એમની સામે નતમસ્તક થયા વિના ન રહેત. એ એમની શારીરિક ક્ષમતાનું દ્યોતક નહીં, આંતરિક દૃઢતા અને સંવેદનશીલ હૃદયના કોમલતમ તત્ત્વની પરાકાષ્ઠા હતી.

એમણે પોતાની પાકટ વયે સંપૂર્ણ ક્રાંતિનો સૂત્રપાત કર્યો હતો. કેટલો અડગ આત્મવિશ્વાસ અને રાષ્ટ્રીય પુનર્નિર્માણની તીવ્ર આકાંક્ષા હતી એમના હૃદયમાં! એ દુર્ભાગ્ય છે કે એમનું શરીર એમની અસીમ આકાંક્ષાઓને સાથ ન આપી શક્યું. પણ એમના શમણાંમાં સમાયેલી એમની દેદીપ્યમાન પ્રેરણા આજે પણ ધબકે છે. એ જ પ્રેરણા એમનાં શમણાંને સાકાર કરવા ભારતના યૌવનમાં આકાંક્ષા, સાહસ અને શક્તિનો સંચાર કરશે. ભારતનું—ભારતના માધ્યમ વડે આખી માનવજાતનું ભવિષ્ય ઉજ્જવલ છે—એ જ ઉજ્જવલતામાં જે૦પી૦ની સંવેદનશીલ પ્રતિમા સદા સર્વદા આલોકિત થતી રહેશે.

(મૂળ હિન્દી)

**○ નાના દેશમુખ**



# એક હીરાનાં અનેક પાસાં

ગુચ્છ એક

## ઇતિહાસની આરસીમાં

### જે૦પી૦ : સૌમ્ય નરસિંહ

મરણે સ્વતંત્રતાના સંગ્રામના ઝળહળતા ગૌરવમય ઇતિહાસ સાથેની એક વધુ કડીને છીનવી લીધી છે. આઝાદી, લોકશાહી અને સામાજિક ન્યાય સારુ આજીવન ઝુંબેશ ચલાવનાર એક બીજો યોદ્ધો ગયો. લોકનાયક જયપ્રકાશ નારાયણ એવા વિરલ એકનિષ્ઠ લોકો પૈકી હતા કે જેઓ પીડિત માનવતાની સેવાની અને ત્યાગની ભાવનાથી જ અવિરામ કાર્ય કરતા રહ્યા. સત્તાના શણગારની એમને જરાય તમા નહોતી. લગભગ માર્ક્સવાદી સમાજવાદથી લોકશાહી સમાજવાદમા થઈને સર્વોદય, અને છેવટે ભ્રષ્ટાચાર અને આપખુદશાહીની સામેની અથક લડાઈના પાર્ટીઓથી ઉપરના રાષ્ટ્રીય નેતા અને ૧૯૭૭ના અદ્‌ભુત વર્ષની જનતા પાર્ટીની જીતના સર્વોપરી સ્રષ્ટા સુધી જતી એમની અસાધારણ જીવનયાત્રા આબાલવૃદ્ધ સૌ કોઈને પ્રેરણા આપતી હતી અને આપતી રહેશે.

હું એમને સૌ પ્રથમ ૪૧ વર્ષ પહેલાં ૧૯૩૯માં ત્રિપુરી કોંગ્રેસ અધિવેશન અગાઉ મળ્યો હતો. એ અધિવેશનના પ્રમુખ નેતાજી સુભાષચંદ્ર બોઝ હતા. મેં આઈ. સી. એસ. ની નોકરીમાંથી ૧૯૩૮માં સુભાષની જુસ્સાદાર હાકલને લીધે રાજીનામું આપ્યું હતું અને કોંગ્રેસનો સભ્ય બની સ્વતંત્રતા સંગ્રામમાં ઝંપલાવ્યું હતું. જયપ્રકાશ ત્યારે કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીના નેતા હતા. એ પાર્ટીએ કોંગ્રેસની ગાદી સારુ થયેલી પહેલવહેલી ચૂંટણીમાં સુભાષ તરફે વોટ આપીને એમનો વિજય નિશ્ચિત બનાવ્યો હતો. પણ ત્રિપુરીના ખુલ્લા અધિવેશનમાં જયપ્રકાશ અને એનો પક્ષ જવાહરલાલ નેહરુના કાલાવાલાને વશ થઈ પ્રમુખની સત્તામાં કાપ મૂકનાર પંત ઠરાવ અંગે તટસ્થ રહ્યા હતા, જેને કારણે પાછળથી સુભાષે રાજીનામું આપ્યું હતું. જયપ્રકાશ તે વખતે એમની ત્રીશીના છેલ્લાં વર્ષોમાં અને હું મારી ત્રીશીના શરૂઆતનાં વર્ષોમાં હતો. એમના મળતાવડા સ્વભાવની મારી ઉપર સારી છાપ પડી હતી.

વર્ષો વહી ગયાં. જે૦પી૦ની ક્રાંતિ વિષેની હોંશ મહાત્મા ગાંધી દ્વારા ૧૯૪૨ માં આરંભાયેલી ' ભારત છોડો ' આન્દોલનમાં પ્રગટ થઈ. એ મહત્ત્વના બનાવોવાળો કાળ એટલો જાણીતો છે કે અહીં હું એને વિષે વિસ્તાર નથી કરતો. પાંચ વર્ષ પછી રાજનૈતિક આઝાદી મહાયોગી શ્રી અરવિંદના શબ્દોમાં ' તડાવાળી આઝાદી ' આવી, પણ અમારા ઘણા લોકોની જેમ જયપ્રકાશને પણ માતૃભૂમિના વિભાજન અંગે સમાધાન ન થયું. આપણે એ ભુલવું ન જોઈએ કે તે કાળના વાયસરોય લોર્ડ માઉન્ટબેટનની વિભાજન અંગેની પહેલી યોજના અંગે તો ગાધીજીની સર્વપ્રથમ એવી જ પ્રતિક્રિયા થઈ હતી કે " મારા મૃતદેહ પર જ પાકિસ્તાન રચાશે. "

૧૯૫૩ માં જ્યારે વડાપ્રધાન નેહરુએ જયપ્રકાશ દ્વારા રજૂ કરાયેલા કાર્યક્રમ અને નીતિને સ્વીકૃતિ ન આપી ત્યારે તેમણે પ્રધાનમંડળમાં જોડાવાની એમની ઓફરને નમ્રતા છતાં દૃઢતાથી

ના પાડી દીધી હતી. એ જ વર્ષે જે૦પી૦એ મારી વિનંતિને માન આપીને કલકત્તા આવી સુભાષના ફોરવર્ડ બ્લોક અને પ્રજાસમાજવાદી પક્ષના જોડાણને આશીર્વાદ આપ્યા હતા. પ્રજાસમાજવાદી પક્ષ ૧૯૫૨ માં સામાન્ય ચૂંટણી પછી તરત આચાર્યકૃપલાનીજીની કિસાન મજદૂર પ્રજા પાર્ટી અને સોશલિસ્ટ પાર્ટીના જોડાણથી બન્યો હતો. ફોરવર્ડ બ્લોકના સમ્મેલનમાં એમણે ટૂંકું ભાષણ કર્યું હતું. પણ એમના સાદા છતાં સુંદર શબ્દો કે "આ જોડાણથી નેતાજીનો પ્રાણ સમાજવાદી આન્દોલનના હૃદયમાં પ્રવેશ કરી ગયો છે" હજી સુધી મારા સ્મૃતિપટ પર અમીટ રીતે અંકાયેલા છે.

૧૯૫૪ થી ૧૯૭૪ સુધી આઝાદી અને સૌ માટે ન્યાય, ખાસ કરીને 'પાછામાં પાછા, નીચામાં નીચા રંક'ને સારુ ન્યાયની અથક શોધ કરનાર એમનો આત્મા એમને આચાર્ય વિનોબા ભાવે સાથેના સહકારમાં ભૂદાન અને સર્વોદયના માર્ગો શોધવા લઈ ગયો. એ કાળમાં સક્રિય રાજકારણમાંથી તેઓ વાસ્તવિક રીતે નિવૃત્ત જ થઈ ગયા હતા. પણ મહાન માનવીય પ્રશ્નો એમને ઢંઢોળીને સક્રિય બનાવી મૂકતા. ચીન દ્વારા તિબેટને તાબામાં લેવું એ એવો એક પ્રશ્ન હતો.

એમના જીવનની ઉત્તમ ઘડીઓ ૧૯૭૪ મા અને ત્યાર બાદ આવી. એમણે દેશને ભ્રષ્ટાચાર, નૈતિક મૂલ્યોના ઊંડા હ્રાસ અને કટોકટીની આપખુદશાહી સામે જંગ છેડવા આહ્વાન કર્યું. ૧૯૭૭ માં એમના ગતિશીલ નેતૃત્વ નીચે ઘણા વિષમ પક્ષોએ મળીને એક હથિયાર બનાવ્યું—જનતા પાર્ટીરૂપી. જયપ્રકાશજીની દષ્ટિ, સાધનના અભાવને લીધે સારી પેઠે તકલીફ ભોગવતી હોવા છતાયે જનતા પાર્ટીની જોરદાર ચૂંટણી ઝુંબેશ. લોકોનો બહાદુરી ભર્યો જવાબ—અને જાણે કે આ બધું કોઈ દૈવી શક્તિની પ્રેરણાથી થયું—એનાથી કટોકટીના કાળા દિવસો દરમ્યાન જેનો ખાતમો બોલી ગયો હતો તે આઝાદી અને લોકશાહી પુનઃ સજીવન થયાં. પણ જયપ્રકાશ એમના ૧૯૭૫ ના જેલવાસથી શારીરિક રીતે ભાંગી પડ્યા હતા. છતાં એમણે જનતા પાર્ટી સ્થાપી અને ૧૯૭૭ માં એને એવી જીત અપાવી કે જે ૨૦–૨૦ મહિનાની આપખુદશાહી અને જુલમને ખતમ કરી શકી.

હું એમને ગયા ચાળીશ વરસો દરમ્યાન ઘણી વાર મળ્યો છું અને રાજકારણ, યોગ, પ્રાણાયામ, દવા અને ખોરાક જેવા વિવિધ વિષયો પર વાત છેડું ત્યારે તેઓ એમની ટેવ મુજબ મને મોકળે મને વાત કરવા દેતા. છેલ્લા મેં એમને ફક્ત ચાર માસ પહેલાં જૂન ૧૯૭૯ માં મુંબઈના એક્સપ્રેસ ટાવરમાં દરિયાકાંઠા તરફની એમની હવાઉજાસવાળી ઓરડીમાં જોયા ત્યારે તેઓ એમની પથારી પર આડા પડ્યા હતા. જસલોક હોસ્પિટલમાંથી એમને તાજા જ મુક્ત કરવામાં આવ્યા હતા, પણ તેઓ ખૂબ કૃશ અને ક્લાન્ત દેખાતા હતા. છતાં એમણે મને ઓળખી કાઢ્યો અને ચહેરા પર એક આછા સ્મિત સાથે મને પોતાની બાજુમાં બેસવા ઈશારો કર્યો. એક વાત એમણે એ પણ કરી કે પટના પાછા જવાનું એમને મન હતું, પણ મેં એમને જુલાઈના આરંભ સુધી મુંબઈ રોકાઈ જવા વિનંતિ કરી કે જેથી પટનાનો આકરો ઉનાળો ટાળી શકાય. પછી એમણે આંખો મીંચી દીધી, પણ એક બે મિનિટ પછી પાછી ખોલી. વચ્ચે વચ્ચે એમને સાવ વિસ્મરણ થઈ જતું હતું તે વાત એના ઉપરથી સ્પષ્ટ થઈ ગઈ કે એમણે મને પૂછ્યું: 'તમે જસલોક હોસ્પિટલના સુપરિન્ટેન્ડન્ટ છો?' હું ખિન્ન અને દુઃખી થઈ ગયો. ત્યાંથી નીકળતી વખતે એમની શારીરિક અને માનસિક અવદશા જોઈને મારા ગળામાં ડૂમો ભરાઈ આવ્યો. એના પહેલાં એપ્રિલ માસમાં મેં એમને જસલોક હોસ્પિટલમાં જોયા હતા એટલે મેં માત્ર મૂંગે ભાવે એમનાં દર્શન' જ કર્યાં હતાં.

જયપ્રકાશજીએ ભોળપણમાં એવી આશા રાખેલી કે જનતા પાર્ટી કેન્દ્રમાં એક સ્થિર, મજબૂત, સ્વચ્છ અને કાર્યદક્ષ સરકાર આપી શકશે. પણ એના અખંડ ચાલતા આન્તરિક કલહો, ભારતના રાજકારણમાં ચાલતી પદ, સત્તા અને પૈસા માટેની સાઠમારી જે ૧૯૬૦ના દાયકાથી એને સારુ અભિશાપરૂપ નીવડી હતી, તેનાથી ખાસ જુદા નહોતા. એને લીધે એમણે સ્થાપેલા પક્ષના ભાગલા પડી ગયા. જનતા સરકારનું પતન અને એની જગાએ એક આડે રસ્તેથી અને બેઈમાનીથી નિમાયેલી કામચલાઉ સંભાળ રાખનાર સરકાર સ્થપાઈ તે જોઈને એમને ઊંડી માનસિક પીડા થઈ હશે. પોતાની શારીરિક અશક્તિને લીધે તેમને પોતાની આસપાસના હલકટ રાજકારણના મૂંગા સાક્ષી બનીને રહેવું પડતું હતું તેને લીધે કદાચ તેમની જિજીવિષા શોષાઈ ગઈ હશે. તેથી જ એમના જીવનનો અંત વહેલો આવ્યો. તેઓ ખરેખર કહી શક્યા હોત:

नत्वहं कामये राज्यं न स्वर्गं नाऽपुनर्भवम्
कामये दु:खतप्तानां प्राणिनां आर्तिनाशनम् ॥

કોઈ પણ જાતનો હોદ્દો ધરાવ્યા વિના અને સત્તાનું બખ્તર ધારણ કર્યા વિના જયપ્રકાશનો લોકો પર એટલો પ્રભાવ હતો કે તેઓ રાષ્ટ્રપતિઓ અને વડાપ્રધાનોની અદેખાઈના વિષય બની શક્યા હોત. એમનામાં લોકોના આદર સાથે એમનો સ્નેહ મેળવવાની પણ બક્ષિસ હતી. અને સાત સમુંદર પાર દૂરદૂરના દેશોમાં સુધ્ધાં એમના અસંખ્ય મિત્રો હતા.

આપણે જે એમની પછવાડે રહ્યા છીએ તેમને સારુ એમનું અધૂરું કાર્ય બાકી છે: સંપૂર્ણ ક્રાંતિના વજ્ર-માળખા રૂપે એક એવી સામાજિક આર્થિક ક્રાંતિ કરવી કે જે લોકશાહી ધોરણોથી દીપ્ત હોય, સમાજવાદી વિચારોથી ઉલ્લસિત હોય તથા નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યોના દઢ પાયા પર રચાયેલી હોય. ભગવાન આપણને એ ઉદ્દેશ તરફ વણથંભી કૂચ કરવા શ્રદ્ધા અને શક્તિ, હિમ્મત અને ડહાપણ આપે!

માર્ચ ૧૯૭૭ માં મતપેટી દ્વારા સંપન્ન થયેલી શાંતિમય ક્રાંતિના તેઓ જનક હતા. એમણે ૧૯૭૯ ની પહેલી ઓક્ટોબરે

પોતાનાં ૭૭ વર્ષ પૂરાં કર્યાં. ત્યારબાદ સાત દિવસ પછી સૌમ્ય નરસિંહનો આત્મા પેલે પારના મહા નિર્વાણ તરફ પ્રસ્થાન કરી ગયો.

○ હરિ વિષ્ણુ કામથ

## 'ભારત છોડો' આન્દોલન અને જે૦પી૦

૧૯૪૨ ના 'ભારત છોડો' આન્દોલનની અધિકૃત, પૂરી, દસ્તાવેજી કહાની લખનાર, ઇતિહાસની સૂઝવાળા, સંશોધન કરી શકે તેવી યોગ્યતાવાળા, અને આકર્ષક શૈલીવાળા સારા લેખકની હજી વાટ જોવાય છે. ભારત જેવી એક નિઃશસ્ત્ર, નેતૃત્વવિહોણી, બંડખોર, મરણિયા પ્રજા સામ્રાજ્યવાદી બ્રિટિશ સરકારની પાપભીંસની વિરુદ્ધ શું કરી શકી એના કરતાં ઘણી વધુ અગત્યની વાત એ છે જ્યારે જાપાની સૈના ભારતનાં બારણાં ખખડાવતી હતી ત્યારે રાષ્ટ્રીય શક્તિઓના નેતા ગાંધીએ બ્રિટિશરો સારુ 'ભારત છોડો'નો અને ભારતીયો સારુ 'કરો યા મરો'નો કેવો બેવડો આદેશ આપ્યો! જો યુદ્ધનું પલ્લું બ્રિટિશ અને મિત્ર રાજ્યોની વિરુદ્ધ ગયું હોત તો બ્રિટિશોને ભારત છોડવાની હાકલનો અર્થ જાપાનીઓને નોતરું આપવા બરાબર થયો હોત. શું ગાંધીજીની ઇચ્છા એવી હતી? ના. તેઓ તો બિલકુલ સ્પષ્ટ હતા અને ભારપૂર્વક કહેતા હતા કે ૧૯૪૨ ની ૮ મી ઓગસ્ટે રાતના દશના ટકોરાથી દરેક ભારતીયે પોતાની જાતને આઝાદ માનીને આ પવિત્ર ભૂમિ પર કબજો મેળવવા ઇચ્છનાર કોઈ પણ વિદેશીનો મુકાબલો કરવા તૈયાર રહેવાનું હતું. 'કરો યા મરો' તો દબાઈ રહેલી આઝાદીની ભાવના—રાષ્ટ્ર પ્રત્યેની ભક્તિને પ્રગટ કરવા સારુ હતું. એ 'ભારત છોડો' એ બ્રિટિશ રાજ પ્રત્યે સત્યાગ્રહના ઋષિનો અભિશાપ હતો, તો 'કરો યા મરો' ભારતીયો સારુ આઝાદીની અંતિમ લડાઈમાં ઊતરીને વિજય મેળવવા સારુ રક્ષા મંત્ર હતો

એકવીશ વર્ષ સુધી (૧૮૮૫–૧૯૦૬) સરકારમાં નોકરીઓ અને પદ સારુ અરજી-આજીજીઓ કરી કરીને ભારતીય રાષ્ટ્રીય મહાસભાએ બંગભંગને કારણે જાગેલા સ્વદેશી આન્દોલનને લીધે આવેલી રાષ્ટ્રીય જાગૃતિને પરિણામે ૧૯૦૬ માં 'સ્વરાજ'ને રાષ્ટ્રીય ઉદ્દેશ તરીકે જાહેર કર્યો હતો. પણ સ્વરાજની વ્યાખ્યા સ્વતંત્રતા તરીકે કરતા મોટાભાગના ભદ્ર સમાજના લોકોને શરમ આવતી હતી. 'હોમરુલ' (ગૃહ તંત્ર) ની માગણી કરતાં તો બીજાં આઠ વર્ષ લાગ્યાં. યોદ્ધાસમા લોકમાન્ય તિલકે ૧૯૧૬ માં મુંબઈની હાઈકોર્ટમાં કેસ લડીને એ જાહેર કરાવ્યું કે 'સ્વરાજ એ મારો જન્મસિદ્ધ અધિકાર છે.' એમ કહેવું એ કાંઈ રાજદ્રોહ નથી સારે તેમણે બંધારણની એક લડાઈમાં ફતેહ મેળવી હતી! અલબત્ત એ પહેલાં પણ બ્રહ્માબાંધવ ઉપાધ્યાય જેવા બળવાખોર છવો તો હતા જ કે જેમણે છેક ૧૯૦૬ માં કહી દીધેલું કે અમે બ્રિટિશ કોર્ટોનો સ્વીકાર જ નથી કરતા. પણ જ્યાં કોંગ્રેસને લાહોરમાં ૧૯૨૯ માં 'પૂર્ણ સ્વરાજ'ને રાષ્ટ્રીય ઉદ્દેશ તરીકે જાહેર કરતાં બીજાં તેર વરસ લાગી ગયાં.

૧૯૨૯ થી ૧૯૪૨ સુધી ભારતે પોતાના અહિંસક સિપાઈઓને લાખોની સંખ્યામાં જેલમાં મોકલવા પડ્યા, અને અનેક પ્રકારની યાતનાઓ સહેવી પડી. છેવટ બીજા વિશ્વયુદ્ધ વખતે એવો દિન આવી પહોંચ્યો કે જ્યારે ગાંધીએ એકલા ખડા રહીને બ્રિટિશ લોકોને એમના યુદ્ધ પ્રયાસમાં સાથ આપવાનો પણ ઇન્કાર કરવો પડ્યો, જોકે એમના સાવ નિકટના સાથીઓ દુન્યવી ડહાપણમાં એમ કહેતા હતા કે ભારતની ભૂમિ ઉપર ચડી આવતા જાપાનીઓ સામે બ્રિટિશરોને મદદ કરવામાં શાણપણ ગણાશે. દરેક માણસની જિંદગીમાં એવી કેટલીક પળો આવે છે કે જ્યારે એણે એકલા ઊભા રહીને કવિવર ટાગોરની પેલી અમર પંક્તિઓ સ્મરવી પડે છે: 'એકલો જાને રે!' મુંબઈના ગોવાળિયા તળાવ પર ૭ મી અને ૮ મી ઓગસ્ટ ૧૯૪૨ ને દિને કોંગ્રેસ કમિટીની બેઠક થઈ તે પહેલાં જ ગાંધીજીએ 'હરિજન'માં લખી દીધું હતું કે દેશ ભલે ભગવાનને કે અરાજકતાને હવાલે થાય પણ અંગ્રેજોએ તો દેશ છોડવો જ જોઈશે'

ત્યાર સુધીમાં કોંગ્રેસના નેતાઓ ગાંધીજીના વિચારોની હારમાં આવી ગયા હતા. મુંબઈમાં હું હાજર હતો અને કર્ણાટક સારુ ગાંધીજીનો એ સંદેશો લેવાનું સૌભાગ્ય મારું જ હતું કે—'મેરી ઉમ્મીદ હૈ કિ કર્ણાટક ઇસ યજ્ઞ મેં અપના હિસ્સા દેગા'

૧૯૪૨ ની ઓગસ્ટની નવમીનું પ્રભાત ઊઘડે તે પહેલાં તો કોંગ્રેસ કારોબારીના બધા સભ્યો જેલના સળિયા પાછળ હતા. અને ગાંધીજીને એમનાથી વિખૂટા પાડીને આગાખાન મહેલમાં રાખવામાં આવ્યા હતા. ભાવિ કાર્યક્રમ અંગે કેટલોક ગૂંચવાડો અને મતભેદ હતો. પણ મોટાભાગના લોકોનો અભિપ્રાય એવો હતો કે સરકારને કામ કરતી અટકાવવા સારુ કોઈનો જાન લીધા વિના ભાંગફોડ કરવી.

હવે આપણે સૌ જાણીએ છીએ કે 'કરો યા મરો' મંત્રની અસર જેલની બહાર રહેનારા લોકો પર કેવી પડી. પણ એ મંત્ર તો હઝારીબાગ જેલની નક્કર દીવાલોને વીંધીને અંદર ઘૂસી ગયો. જ્યારે આખા દેશને આગ લાગી હોય ત્યારે જે૦પી૦નો નિર્ભય આત્મા ચૂપ બેસીને સરકારી રાશનના રોટલા ખાવા શી રીતે રોકાય? એમને લાગ્યું કે એમનું સ્થાન તો બહાર રહીને લડનારાઓ સાથે હતું. જાનને જોખમે, અને સારી પેઠે કષ્ટો વેઠીને તેઓ જેલની દીવાલ કૂદીને બહાર આવ્યા, અને તે વખતે કામ કરી રહેલી 'યુદ્ધ કાઉન્સિલ'માં જોડાયા. એની એક મિટિંગમાં જ્યારે હું એમને મળ્યો ત્યારે કર્ણાટક ભાંગફોડના કાર્યક્રમમાં કેટલી પ્રગતિ કરી રહ્યું હતું તેની વિગતો કહી. તેઓ એનાથી ખુશ થયા અને બીજાં રાજ્યોને પણ તેમ કરવાની તેમણે ભલામણ

કરી અને એ કાર્યક્રમને તેમણે 'કર્ણાટક ભાત' તરીકે વર્ણવી. એમનો સાહસી જીવ એમને આન્દોલનના વધુ ઊંડાણમાં લઈ ગયો અને એમણે ઠેક ઠેકાણે કાર્યકર્તાઓને કેવી પ્રેરણા આપી તે આપણે જાણીએ છીએ. છેવટે સરકારે એમને ફરીથી પકડી પાડ્યા પણ એ પહેલાં તો તેમણે આન્દોલનને નેતૃત્વ, નૈતિક તાકાત અને અંતિમ વિજય અંગેની શ્રદ્ધાના રૂપમાં પોતાનો ઉત્તમ ઉપહાર આપી દીધો હતો.

'કરો યા મરો'ના મંત્રે એવી જ રીતે એક બીજા ભારતના રાષ્ટ્રભક્ત, સુભાષચંદ્ર બોઝ પર પણ અસર પાડી હતી. એમની કથા જે તે કાળે એક દંતકથા જેવી બની ગઈ હતી તે હવે ઇતિહાસ બની ચૂકી છે. એમના એક સાથી એન. જી. ગાંગુલી 'નેતાજી ઇન જર્મની' નામના પોતાના પુસ્તકમાં બધી વિગતો આપે છે—ભારતની કામચલાઉ સરકારના પ્રતિનિધિ તરીકે તેમણે હિટલર સાથે કેવી વાટાઘાટો કરી, જર્મનીમાં પકડાયલા ૪૦૦૦ ભારતીય યુદ્ધકેદીઓમાંથી કેવી રીતે તેમણે એક ફોજ ઊભી કરી. 'જનગણમન' ગીતને કેવી રીતે સૂર આપવામાં આવ્યો, એ બધું એમાં આવે છે.

આમ, ૯મી ઑગસ્ટની ગાંધીજી દ્વારા કરાયેલી કોંગ્રેસની હાકલ એ બ્રિટિશ રાજ્યના અંતનો આરંભ હતી અને ભારતનો આત્મા સદીઓથી જે બંધન વેઠી રહ્યો હતો તેમાંથી મુક્તિનો એ ઉષઃકાળ હતો.

(મૂળ અંગ્રેજી)

○ રં. રા. દિવાકર

## બિહાર આન્દોલનના નેતા જેપી૦

૪થી નવેમ્બર ૧૯૭૪નો દિવસ હતો. તે દિવસે પટણામાં પોલીસે જેપી૦ ઉપર લાઠી ઉગામેલી. બીજે દિવસે એ ખબર ચોમેર ફેલાઈ ગઈ હતી. આ પ્રકારની ખબર સાંભળતાં જ દેશભરમાં ક્ષોભની લાગણી પ્રસરી ગઈ હતી.

એ પ્રસંગ બન્યો ત્યારે સર્વોદયના અમે ચારેય સાથી બિહારની બહાર હતા. આંદોલનને કારણે બિહાર સરકારે અમને બિહારમાંથી હદપાર કરેલા. ૬ઠ્ઠી તારીખે વારાણસીમાં અમને સંદેશો મળ્યો કે, 'પટણા આવો, જેપી૦ તમને મળવા ઇચ્છે છે.'

૬ઠ્ઠીની રાતે જ હું પટણા પહોંચી ગયો. ૭મીની સવારે જેપી૦ને મળવા માટે એમના નિવાસસ્થાને ગયો. જેપી૦ બહાર ઓસરીમાં પોતાની આરામખુરશીમાં બેઠેલા હતા. એમને જોતાંવેંત મન પીડા ને ક્ષોભથી ભરાઈ ગયું. ભલા, એવો તે કોણ સિપાઈ હશે જેણે જેપી૦ પર હાથ ઉગામ્યો? એવો તે કયો પ્રધાન હશે, જેણે પોતાના અધિકારીને આવું કામ કરવાનો આદેશ આપ્યો હશે? શું આ દેશમાં એવીય કોઈ સભ્ય સરકાર હોઈ શકે ખરી, જેની વિવેકબુદ્ધિ આટલી હદે ભ્રષ્ટ થઈ ગઈ હોય?

એક બાજુ મનમાં આવા સવાલો ઊઠી રહ્યા હતા, તો બીજી બાજુથી મનમાં ને મનમાં એમના પર એવી ખીજ પણ ચઢી હતી કે, આખરે જેપી૦ ગાંધી મેદાનમાં ગયા જ શું કામ? અહીંના સાથીઓએ એમને રોકવાની કોશિશ શા માટે ન કરી? આખરે મારાથી રહેવાયું નહિ. એટલે મેં એમને જ પૂછી નાખ્યું: આપે મેદાનમાં જવાની જરૂર જ શી હતી? શું બીજા કોઈ નહોતા? લાઠી માથામાં વાગી હોત તો શું થાત?

જેપી૦એ હસતાં હસતાં કહી નાખ્યું, 'બંદૂકના લાયસન્સની માફક નેતૃત્વને માટે પણ પરવાનો હોય છે, તે સમયે સમયે 'રિન્યૂ' કરાવવો પડે છે...તે એવું કંઈ વધારે વાગ્યુંય નથી.'

'નેતૃત્વનું પણ લાયસન્સ હોય છે'...આવો નગદ જવાબ મળી ગયા પછી હું શું પૂછવાનો હતો એમને? પૂછીને જાણવા જેવું કંઈ બાકી જ રહ્યું નહોતું. મારે મૂંગા થઈ જવું પડ્યું. મને સાંભરી આવ્યું કે ગાંધીજીએ પણ નોઆખલી જઈને કોમી રમખાણોની આગમાં ઝંપલાવી પોતાનું લાયસન્સ રિન્યૂ કરાવેલું જ ને? એ જ રીતે જેપી૦એ પણ પોલીસની લાઠી ખાઈ પોતાનું લાયસન્સ રિન્યૂ કરાવી લીધું.

હળવેક રહીને જેપી૦ પોતાનું પહેરણ કાઢી ખભા પર વાગેલ મારનાં નિશાન દેખાડવા લાગ્યા પરંતુ એમની જબાન પર મારનારને માટે ફરિયાદનો એક શબ્દ સરખો સાંભળવા મળ્યો નહિ! શરીર પરનાં નિશાન તે એવી રીતે દેખાડી રહ્યા હતા, કેમ જાણે એ માર કોઈ બીજાને જ લાગ્યો હોય!

નેતાએ પોતાની નેતાગીરી ટકાવવી હોય તો જનતા પાસે જઈ, એનું લાયસન્સ રિન્યૂ કરાવવું જોઈએ, એવી વાત આ જ પહેલાં મેં કદીય સાંભળી ન હતી. સાંભળવા પામું જ ક્યાંથી? કારણ એવું આજ લગી કોઈએ કદી વિચાર્યું યા કહ્યું જ નહોતું. નેતા લાયસન્સ માગે ને જનતા લાયસન્સ આપે, એવો સંબંધ આજની રાજનીતિમાં ક્યાંય જોવા મળ્યો હોય તો ને? અહીં તો એક વાર નેતા બની જવા માટે, ને બની ગયા પછી સદાકાળ નેતા બની રહેવા માટે માણસ બધાં કાળાંધોળાં કરી છૂટતો હોય છે. એ માટે કોઈ નુસખો અજમાવતાં એને કશાનો બાધ નડતો નથી. રાજનીતિના ખેલ સત્તા કબજે કરવા માટે જ છે. એને કાજે જે કંઈ કરવું પડે તે બધું ક્ષમ્ય ને ઉચિત જ મનાયું છે.

૧૯૭૪–૭૫નું આંદોલન જેપી૦એ પોતે થઈને શરૂ કરેલું આન્દોલન નહોતું. અલબત્ત, ૧૯૭૩ના અંતમાં એમણે ક્ષિતિજ પર એને અંગેના સંકેત જરૂર જોયેલા. ને એ જ વખતે ચેતવણીનો સૂર કાઢતાં એમણે ભાખેલું કે દેશની પરિસ્થિતિ બહુ ઝડપભેર વણસી રહી છે, એને વેળાસર સંભાળી લેવા માટે યુવાનોએ આગળ

આવવું જોઈએ. બિહારમાં ૧૯૭૪ના માર્ચની ૧૮મી તારીખે પટણા ખાતે જે ઘટનાઓ બની ને એ વખતની સરકારનું જે નાલેશીભર્યું સ્વરૂપ પ્રગટ થયું, એને છુપાવવા માટે એણે દમનનો જે રસ્તો પકડ્યો, એવે વખતે બિહારના વિદ્યાર્થીઓ તેમજ યુવકોએ ખૂબ ડહાપણભર્યું કામ એ કર્યું કે તેઓ જે૦પી૦ પાસે પહોંચી ગયા ને એમને જ નેતૃત્વની લગામ હાથમા લેવા વીનવ્યા. ઘણું સમજી વિચારીને, પોતાની બીમાર હાલત છતાં જે૦પી૦એ પણ એમની વિનંતિ ને આગ્રહનો સ્વીકાર કર્યો. ને તેમ કરવા માટે પોતાની બે શરતો એમની પાસે કબૂલ કરાવી. પહેલી શરત એ કે, આંદોલન શાંતિમય માર્ગે જ ચલાવવાનું રહેશે. ને બીજી શરત એ કે એમાં કોઈ પક્ષને સ્થાન નહિ હોય.

તે પછી ૮મી એપ્રિલે પટણામાં જે મૌન સરઘસ નીકળેલું તેણે આ બને શરતોના નૈતિક મૂલ્યને પ્રગટ કર્યું. જે૦પી૦ એમાં સૌની મોખરે રહેલા. જે આંદોલન હિંસા–પ્રતિહિંસાના આઘાત પ્રત્યાઘાતમા ક્યાંનું ક્યાં અટવાઈ પડયું હોત, એ આંદોલનને જે૦પી૦ના નેતૃત્વે માનવીય ને લોકશાહી મૂલ્યોના ઊંચા સ્તર પર ખડું કરી આપ્યું. એને કારણે સમગ્ર આંદોલનને એક નૈતિક મૂલ્ય હાંસલ થયું, ને એને લોકતંત્રની સાચી દિશા લાધી. બીજા રાજનૈતિક નેતાઓની માફક જે૦પી૦એ આંદોલનની શક્તિનો ઉપયોગ પોતાનું વડપણ યા મહત્તા વધારવા માટે કદી કર્યો નહિ. એવું કરવાનો વિચાર સુધ્ધા એમના મનમાં કદી ઊગ્યો નહિ.

સત્તા માટેની રાજકીય રમતોમા નેતાઓ અને એમના અનુયાયીઓ બંને એકબીજાનો ઉપયોગ પોતપોતાના સ્વાર્થ નિભાવવા માટે કરતા હોય છે. જે૦પી૦એ જીવનના અંતિમ શ્વાસ સુધી કદી કોઈનીય સાથે નેતા-અનુયાયીનો નાતો બંધાવા જ દીધો નહિ. સરકાર સામે એમની લડત જરૂર હતી, પરંતુ એ લડતને એમણે નેતાગીરી ને પક્ષીય રાજકારણના સંકુચિત કૂંડાળામાંથી બહાર કાઢી. એ લડતને એમણે લોકોના હિત વિરુદ્ધની નિરંકુશ ભ્રષ્ટ સત્તા તેમજ જનતા વચ્ચેના સંઘર્ષ રૂપે જ જોઈ. એને કારણે એ સંઘર્ષનું આખું સ્વરૂપ પલટાઈ ગયું. એનું લક્ષ્ય કેવળ સંઘર્ષ યા સત્તાની હોડ ન રહેતાં સહયોગ બની ગયું—એ સહયોગ એટલે રાજ્યશક્તિ તેમ જ લોકશક્તિ વચ્ચેનો સહયોગ. જે૦પી૦ માનતા હતા કે આ બંને શક્તિઓ તો નીતિનાં બે પૈડાં છે. આવું નિસ્પૃહ ને નિર્લિપ્ત નેતૃત્વ—કે જે પોતાની જાતને શૂન્ય કરી દેવાને જ પોતાની સફળતા લેખતું હોય, એનું સ્મરણ આજના પક્ષોની રાજનીતિમાં ક્યાંથી સાંપડતું હોય ?

જે૦પીની આ દૃષ્ટિના બિહારની જ નહિ, સમગ્ર દેશની [illegible] [illegible] [illegible] વિના રહી નહિ. ને એનો [illegible] સ્વીકાર, [illegible] [illegible] [illegible] સુધ્ધાં એને [illegible] આપવી પડી. [illegible] [illegible] આંદોલનમાં [illegible] [illegible] [illegible] પહેલી વાર જોયું કે [illegible] [illegible] [illegible] નેતૃત્વ [illegible] [illegible]

તરીકા અનિવાર્ય નથી. જનતાની રાજનીતિમા લોકજીવનનાં મૂલ્યોની સ્થાપનાને માટે પણ ચોક્કસ અવકાશ છે જ. ગામડાંઓમાં વસનારા લોકો પણ એટલી વાત સાફ સાફ સમજી ચૂક્યા હતા કે, આ લડતમાં જે૦પી૦ને પોતાનો અંગત એવો કોઈ સ્વાર્થ સાધવાનો છે નહિ. સરકાર સામેની લડતમાં લડનારાનું મન સત્તા પ્રત્યે નિસ્પૃહ હોય, એ એક કૌતુક પ્રેરનારી ઘટના હતી. ને તે જનતાએ પોતાની સગી આંખે જોયું. ગાંધીજીએ આ કૌતુક દેખાડેલું ત્યારે તેઓ ‘ મહાત્મા ’ના પદે પહોંચી ચૂક્યા હતા. પરંતુ જે૦પી૦ તો ‘ એક સાદા સીધા માનવી ’ હતા. ખાનપાન ને રહેણીકરણીમાં સામાન્ય માણસની માફક જ જીવનારા. શું કોઈ સામાન્ય માનવી પણ આવો હોઈ શકે ખરો ? શું કોઈ રાજકીય લડતનું નેતૃત્વ આટલું સ્વાર્થવિમુક્ત હોઈ શકે ખરું ? શું રાજકારણના ક્ષેત્રમાં પણ સેવાની ભાવના લઈને કામ થઈ શકે ખરું ? જે૦પી૦ આ તમામ પ્રશ્નોના જીવતા જાગતા ઉત્તર સમા હતા....

જે૦પી૦એ જે કંઈ કરી દેખાડયું છે તે જ ભાવિ લોકતંત્રનો પ્રાણ છે. અલબત્ત, વિચારમા તો હંમેશાં એ વાતનો સ્વીકાર બધેથી થતો જ આવ્યો છે કે લોકતંત્રમાં રાજકીય નેતાગીરીથી અળગું એવું નૈતિક નેતૃત્વ પ્રગટ થવું જોઈએ. ને એ થશે ત્યારે જ એનું ચારિત્ર્ય કંઈક ઊંચું આવશે ને ગતિ માટેની સાચી દિશા લાધશે. પરંતુ આ વસ્તુ જે૦પી૦ના ચિંતનમાં પાયાનું મહત્ત્વ ધરાવનારી રહી છે. જે૦પી૦નું જ શું કામ, સમગ્ર ગાંધી-વિચારનું આધારતત્ત્વ જ આ છે. જે૦પી૦ વારંવાર કહેતા કે ‘ હું રાજકારણથી વેગળો રહેનારો માણસ નથી, હું કેવળ પક્ષીય રાજકારણથી અળગો રહેનારો છું. ’

સત્તા માટેની રાજકીય પક્ષો વચ્ચેની હોડથી મુક્ત થયે જ રાજકારણનાં ચરિત્રમાં નૈતિકતા સ્થાપી શકાશે ને તે પછી રાજકારણ જૂનું રાજકારણ ન રહેતાં લોકકારણ બની જાય છે. રાજકારણમાં રાજ્યો પોતાના હિત સાધવા માટેની નીતિઓ ઘડતાં રહે છે. એટલું જ નહિ, પોતાની પાસેની સૈન્યશક્તિ દ્વારા એ પોતાની નીતિનો લોકો પાસે સ્વીકાર કરાવતાં રહે છે. એથી ઊલટું લોકનીતિમા ‘નીતિ’ લોકો દ્વારા નિર્ધારિત થતી રહે છે ને રાજ્યનું તંત્ર એને અનુકૂળતા કરી આપવાનો કાર્યભાર સંભાળે છે. આમ જોવા જઈએ તો બંને રાજનીતિ યા રાજકારણ જ છે. પરંતુ પહેલી રાજનીતિ બીજી રાજનીતિ કરતાં કેટલી બધી જુદી છે ? એક રાજનીતિ રાજ્યવાદી સત્તાવાદ તરફ લઈ જાય છે, ત્યારે બીજી રાજનીતિ રાજ્યના તંત્ર પર લોકોનો—તથા લોકો પર નૈતિક મૂલ્યોનો અંકુશ સ્થાપિત કરનારી બને છે. ને આમ રાજનીતિ પોતે જ રાજ્ય સત્તાનિષ્ઠ યા વહીવટી તંત્રનિષ્ઠ ન રહેતાં લોકનિષ્ઠ ને જીવનનિષ્ઠ બની રહે છે. અર્થાત્ કે,—કે એવી રાજનીતિ એ જનતાના વિકાસ માટેની એક વિધાયક શક્તિ બની જાય છે. આવી રાજનીતિ એ સેવા છે, ત્યારે સત્તાવાદી, મર્યાદિત રાજનીતિ એ સત્તા માટેનો સંઘર્ષ-વિખવાદ યા શીત

ગૃહયુદ્ધ જ છે. ઉપરાંત તે એક રીતે શોષણ ને દમનની જ પ્રક્રિયા છે.

૧૯૭૪ના માર્ચ મહિનાની ૧૮ મી તારીખથી માંડીને તે જૂનની ૫ મી તારીખ સુધીના અઢી મહિના લગી, એકલા જે૦પી૦ના નેતૃત્વના પ્રભાવને કારણે જ એક અસંગઠિત, કંઈક અંશે ઉચ્છૃંખલ એવા 'પ્રોટેસ્ટ' ને સંપૂર્ણ ક્રાંતિનું નામ, ચરિત્ર, આયામ, દિશા, નીતિ, કાર્યક્રમ ઇત્યાદિ પ્રાપ્ત થયા જે૦પી૦એ એ પ્રોટેસ્ટને નાગરિકોનું સમર્થન, યુવકોની શક્તિ ને સર્વોદયનાં જીવનમૂલ્યો બક્ષી સશક્ત બનાવ્યું.

બિહાર આન્દોલનની આરંભની પ્રેરણા એ પ્રતિકારની હતી. એને કારણે પ્રતિકારની આક્રમકતા એમાં અંત લગી રહી. યુવાશક્તિની આગેવાની હતી. તેમાં વળી વિરોધી પક્ષો સુધ્ધાંએ એમાં ભાગ લેવા માંડ્યો. એને કારણે આન્દોલનમાં ઉગ્રતાની ઓટ કદી ન આવી. પરંતુ જે૦પી૦ સારી રીતે જાણતા હતા કે બિહાર આન્દોલનનો જન્મ એક નિરંકુશ સત્તા સામેનો વિરોધ-'પ્રોટેસ્ટ' રૂપે પટણાની સડકો પર થયેલો છે. એમાં ક્રાંતિનાં મૂળભૂત ઉદ્દેશો તથા એના મૂલ્યો પરત્વેની નિષ્ઠા-(કમિટમેન્ટ)ની ઊણપ રહેલી જ છે.

ગાંધીજીના અસહયોગ આન્દોલનનો જન્મ પણ જલિયાંવાલાની ગલીઓમાં જ થયેલો. પરંતુ સ્વરાજ માટેનો પોકાર તો વર્ષો જૂનો હતો મોટા મોટા રાષ્ટ્રીય નેતાઓ દેશમાં પહેલેથી મોજૂદ હતા. ગાંધીજી તેમજ જે૦પી૦ બેઉનાં આન્દોલન 'રાજનૈતિક' હતાં. વિદેશી શાસન વિરુદ્ધ પ્રતિકારની જે રાષ્ટ્રીય શક્તિ ખડી થઈ તેને પોતાના રચનાત્મક કાર્યક્રમમાં સમેટી લઈ, એક સમગ્ર સામાજિક-સાંસ્કૃતિક ક્રાંતિની દિશામાં ગતિ આપવાની કોશિશ ગાંધીજીએ કરી હતી. ૬૦ વર્ષ બાદ એક નિરંકુશ દેશી શાસન વિરુદ્ધ ઉભરેલી પ્રતિકારશક્તિને સંપૂર્ણ ક્રાંતિના ધ્યેય તરફ વાળી, 'જનતા-સરકાર'ના મૂળભૂત પાયાના કાર્યક્રમો દ્વારા એક સમગ્ર માનવીય ક્રાંતિની દિશા દેખાડવાની કોશિશ જે૦પી૦એ કરી. આમ સંઘર્ષને એમણે એક નવો અર્થ ને આયામ બક્ષ્યાં—જે પ્રચલિત પક્ષીય રાજકારણના સંઘર્ષો કરતા સર્વથા ભિન્ન વસ્તુ હતી. જે૦પી૦નો શાંતિમય સંઘર્ષ કેવળ સત્તા સામેની ટક્કર ન હતી. એ લોકશક્તિનો એક વ્યાપક પુરુષાર્થ હતો ને આરોહણની એક પ્રક્રિયા હતી આ પ્રકારનો સંઘર્ષ સહકાર ને સમન્વયની ભૂમિકા રચી આપનારો હોય છે. વર્ગસંઘર્ષનો સ્વીકાર પણ જે૦પી૦એ વર્ગપ્રહાર—વર્ગદ્વેષના પ્રતિકારની એક પ્રક્રિયાના સ્વરૂપમાં જ કરેલો છે, સમાજ પરિવર્તનના માર્ક્સવાદના ડાયનેમિક્સ રૂપે નહિ જ.

સંઘર્ષ કેવો હોવો જોઈએ? શાંતિમય લોકશક્તિ દ્વારા, તેમજ લોકતંત્રની મર્યાદાઓ જાળવીને થવો જોઈએ. જો આપણું સાધ્ય એ લોકતંત્ર જ હોય તો લોકતંત્રને બાધક એવું કોઈ સાધન વાપરી જ ન શકાય. આ વસ્તુની જે૦પી૦એ હંમેશાં કાળજી રાખી હતી. આમ છતા જે૦પી૦ને લોકતંત્ર તેમજ બંધારણ વચ્ચેના અંતરનો ખ્યાલ હતો. ને એ અંતરનો ઉપયોગ એમણે પોતાના આન્દોલનને માટે કર્યો હતો. જે૦પી૦એ ગયાના હત્યાકાંડ બાદ બિહાર વિધાનસભાના સભ્યો પાસે રાજીનામા અપાવવા માંગ ઉઠાવી. આ માંગણીનો સવાલ લઈને એમ કહેવામાં આવ્યું કે આવી માંગ બંધારણની વિરુદ્ધ છે. એનો જવાબ આપતાં જે૦પી૦એ કહ્યું કે, 'હા, અમારી એ માંગ બંધારણ વિરુદ્ધ હોઈ શકે છે. પરંતુ એ લોકતંત્રની વિરુદ્ધ તો નથી જ. બંધારણ કાનૂની સત્તા છે, પરંતુ રાજનૈતિક સત્તા હંમેશાં મતદાતાના હાથમા જ રહે છે...યા રહેવી જોઈએ. કાનૂની દૃષ્ટિએ સાર્વભૌમ (લીગલ સોવરેન) બંધારણ ગણાય, ને રાજકીય દૃષ્ટિએ સાર્વભૌમ (પોલિટિકલ સોવરેન) મતદાતા ગણાય, આ ભેદરેખા સ્પષ્ટ કરવા એમણે આન્દોલન માટેની નીતિ આંકી હતી.

જે૦પી૦એ વારંવાર એ પ્રશ્ન ઉઠાવેલો કે લોકતંત્રમા મતદાતાના અધિકાર ક્યા ને કેટલા? શું ચૂંટણી વખતે એક વાર મતદાન કરી આવ્યા પછી એ શૂન્ય બની જાય છે? જે માણસને એણે પોતાનો મત આપીને પોતાના પ્રતિનિધિ તરીકે એક વાર ચૂંટી મોકલ્યો, એ પ્રતિનિધિ નકામો સાબિત થતાં શું એને પાછો બોલાવી લેવાનો અધિકાર એને નહિ? ગાંધીજીએ સત્ય માટેના આગ્રહમા નાગરિકના સવિનય કાનૂન ભંગનો અધિકાર —જન્મસિદ્ધ અધિકાર તરીકે ગણાવ્યો છે. જે૦પી૦એ લોકતંત્રમાં મતદાતાના ત્રણ અધિકારો અકાટ્ય હોવાનું માન્યું છે. (૧) પોતે ચૂંટેલો પ્રતિનિધિ નાલાયક ઠરતાં તેને પાછો બોલાવી લેવાનો અધિકાર (૨) ચૂંટણીમાં રાજકીય પક્ષોથી બિલકુલ નિરાળા રહીને પોતાનો ઉમેદવાર ઊભો કરવાનો અધિકાર. (૩) સરકારી તંત્રના વહીવટી માળખાથી અલગ રહીને એ તંત્રના સહયોગ દ્વારા ગામડે ગામડે, નગર નગરમાં પોતાના દૈનંદિન જીવનને લગતો કારભાર સંભાળી લેવાની સ્વાયત્તતા.

'જનતા સરકાર' બનાવવાના કાર્યક્રમમા આ ત્રણે અધિકારોને પાયાના માનવામા આવ્યા હતા. ૧૯૭૫ના જુલાઈથી જે૦પી૦એ પોતાની મુખ્ય શક્તિ આ પ્રયોગને સફળ બનાવવાના કાર્યક્રમ પાછળ યોજી હતી પરંતુ ઇંદિરા સરકારે લોકતંત્રના બંધારણને તોડી મરોડીને લોકતંત્રની જે પરિભાષા યોજી હતી, એમા એણે દેશમા 'આંતરિક કટોકટી' જાહેર કરી દઈ લોકતંત્રના આ વાસ્તવિક, અભિનવ, લોકશક્તિ-મૂલક પ્રયોગને જ સમાપ્ત કરી દીધો. પરંતુ એ વાત સમજી લેવી જોઈએ કે આજે પણ આપણા લોકતંત્રનું ભાવિ આ પ્રયોગ પર જ અવલંબી રહેલું છે. એટલે હવે પછી પણ તાનાશાહી વિરુદ્ધ લોકશાહી માટે જો લાંબી લડત આપવાની આવશે, તો તેને માટે જે૦પી૦ વિધાયક લોકશક્તિના હાથમા આ નવું લોકતાંત્રિક હથિયાર આપતા ગયેલા છે.

રાજસત્તાની હિંસાથી (સ્ટેટ વાયોલન્સ) લોકજીવનની મુક્તિ એ જ ગાંધીજીના રાજનૈતિક તત્ત્વજ્ઞાનની આધારશીલા છે. ને

કોઈ ક્રાંતિની સફળતા માટે એના કેન્દ્રમા એમના વ્યક્તિત્વનું હોવું પણ આવશ્યક છે. એટલે કે પરિવર્તનની મહત્તાની સાથે સાથે જયપ્રકાશજીના પોતાના વ્યક્તિત્વની મહત્તા પણ એમના અંતરમા જાગતી રહી. આને કારણે એમના નિકટના સાથીઓ પણ ઘણી વાર ક્ષુબ્ધ થયા છે. પરંતુ આ બધી અડચણોને પાર કરતું એમનું વ્યક્તિત્વ આગળ વધતું જ ગયું. અને માર્ચ ૧૯૭૪માં દેશના અત્યાચારી શાસકોને હટાવવા માટે જયપ્રકાશજીએ પોતાના જાનની બાજી લગાવી દીધી ત્યારે દેશ આ અને એમના દોષોને પણ ભૂલી ગયો.

સન ૧૯૫૪મા ગયા મુકામે મળેલા સર્વોદય સંમેલનમાં પૂજ્ય વિનોબાજી અન્નદાન, ભૂમિદાન, શ્રમદાન વગેરેની ચર્ચા કરતા હતા ત્યારે અણધારી રીતે એકાએક જયપ્રકાશજીએ પોતાના જીવન-દાનની જાહેરાત કરી. આખું સંમેલન આશ્ચર્યથી દંગ થઈ ગયું. કેટલાકોએ આને કેવળ સ્ટંટ માન્યું. પણ સમયે બતાવી આપ્યું કે એમના જીવન-દાનમાં સચ્ચાઈ હતી.

ગઈ હતી. સત્તાધારી પક્ષના નેતાઓ ભ્રષ્ટાચારની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા તો વિરોધ પક્ષો અંદર અંદર લડીને શક્તિહીન બની રહ્યા હતા. બુદ્ધિજીવી વર્ગ ઊંચા જીવન-ધોરણના મોહમા ફસાઈને અધર્મને અધર્મ કહેવાની નૈતિક હિમ્મત પણ ખોઈ બેઠો હતો. જનતા નિર્જીવ-નિષ્પ્રાણ થઈને પડી હતી. ભાડુ ગવાયેલા નગરવાલા કેસ સાથે સંકળાયેલી ત્રણ વ્યક્તિઓ રહસ્ય-મય રીતે મૃત્યુની ગોદમાં પહોંચી ગઈ. મહા નિશાની કાળી છાયા ભારતીય રાજનીતિને આવરી વળી ચારે બાજુ છવાઈ ગઈ. તે વખતે મેં મારી એક અપ્રકાશિત કવિતામાં લખ્યું હતું :

> બિક ગઈ તપસ્યા, સેવાએં
> મિટ ગયે સભી આદર્શ ધર્મ
> જો આગ લગી ઈસ રાજનીતિમેં
> કુછ બચ ન સકા, કુછ રહ ન સકા.

આવી રાજનૈતિક પરિસ્થિતિની મલિનતામાં જાણે રશિયન પડ્યંત્રના પંજા ફેલાવા લાગ્યા અને થયું કે ભારત હવે રશિયન બિરાદરીમાં ભળી જશે કે શું !

એ જ દિવસોમાં જયપ્રકાશજીએ અતિ વ્યાકુળ હૃદયે એક લેખ લખ્યો—નિરાશાની ઘડી—A Hopeless Situation. એ તે વખતના પત્રોમાં પ્રકાશિત થયો. એક વાર મળવાનું થયું ત્યારે મેં કહ્યું, "જયપ્રકાશજી, વખત મળ્યો તો એક વળતો લેખ લખવો છે— "નિરાશાની ઘડીમાં એક દીપ-શિખા." એ વખતે મનેય ઓછી ખબર હતી કે એ રાજનૈતિક નિરાશાની ઘડીમા જયપ્રકાશજી પોતે જ દીપશિખા બનીને ઉદ્દભાસિત થશે ?

એ દિવસોમાં જયપ્રકાશજી ઉદ્દભ્રાન્ત જેવા થઈને કોઈ અસરકારક રસ્તો ખોળવા મથામણ કરતા હતા. સંઘર્ષ કરે તો પણ કોના બળ પર ? ૧૯૪૨ના મધ્યમાં ગાંધીજીના દિલમાં પણ આવી જ બેચેની હતી. પણ એમની સાથે તો કોંગ્રેસ જેવી મહાન સંસ્થા હતી જેને એમણે આગની ભઠ્ઠીમા નાખી. પણ જયપ્રકાશ લડે તો કઈ જમાત કે સંગઠનને સહારે ? "બાંહ ન હાથ, દહૈ રિસ છાતી !" છાતીની રીસ હાથ વહી શકતા નથી.

જયપ્રકાશજીને જાણે રસ્તો મળી ગયો. "યુથ ફોર ડેમોક્રસી" —( લોકતંત્રના બચાવ માટે યુવકો ) ના નામથી એક કાર્યક્રમ ઘડી કાઢ્યો. પછી એમને પાતળી પ્રકાશ રેખા ગુજરાતના યુવકોમાંથી નજરે ચડી. બિહાર પાછા ફરીને એમણે વિદ્યાર્થીઓનો સંપર્ક કરવા માંડ્યો. ધીરે ધીરે દેશમાં ખબર ફેલાવા માંડી કે જય-પ્રકાશજી આન્દોલનમાં ઊતરે છે. એમણે વિરોધી પાર્ટીઓને સંઘર્ષમા સાથ આપવા હાકલ કરી. જુદા જુદા પક્ષો વચ્ચે વિચારણા શરૂ થઈ. માર્ક્સિસ્ટ પાર્ટીના નેતા શ્રી જ્યોતિ બસુએ જયપ્રકાશજીને મળીને આવ્યા બાદ કલકત્તામાં એક નિવેદનમાં કહ્યું, "જે૦પી૦ સાથે વાત કરતાં મને લાગ્યું કે એમના દિલમાં આઝાદીની આગ ભડકે બળે છે, હવે એમને કોઈ રોકી શકે તેમ નથી."

દેશની આ અવદશાની સાથે પ્રભાવતીજીની વિરહભાવનાએ ભળી જઈને જયપ્રકાશના હૃદયમાંથી જીવન માટેના મોહનો જાણે લોપ જ કરી દીધો હતો. અને એ હૃદયપૂર્વક જાણે પોતાની જીવન-દાનની પ્રતિજ્ઞાને સાર્થક બનાવી શહીદ બનવા માગતા હતા.

૧૮ માર્ચ ૧૯૭૪ના રોજ પટણામાં સંઘર્ષનું બ્યુગલ ફૂંકાયું. દેશ અવાક બનીને જોઈ રહ્યો કે ગણ્યાગાંઠ્યા યુવાનોને સાથે લઈને વૃદ્ધાવસ્થામાં ને બીમાર દેહે જયપ્રકાશજીએ સંઘર્ષના મેદાન-માં ઝંપલાવી દીધું હતું. એ જ પટણામાં ૪ નવેમ્બર ૧૯૭૪ના રોજ સી.આર.પી.ના ખૂંખાર જવાનોના વ્યૂહમાં ખાલી હાથે ઘુસી જઈને પોતાના બલિદાનનું દૃશ્ય ઊભું કર્યું તેને ભારત લાંબા કાળ સુધી ભૂલી નહીં શકે.

ત્યારબાદ ફરી જ્યારે જયપ્રકાશજીને મળવાનું થયું ત્યારે મેં એમને કહ્યું : "૧૯૫૪માં તમે જીવનદાનનો સંકલ્પ કર્યો હતો તેની પૂર્ણાહુતિ તમે આપી દીધી. એની કૃતાર્થતા અને ઉલ્લાસથી તમારું દિલ ભર્યું ભર્યું રહેવું જોઈએ." આગળ મેં કહ્યું કે સંભવ છે કે (૧) સરકારી દમનને કારણે, (૨) વિરોધી પક્ષોના આપસના ઝઘડાઓથી અને (૩) વિદ્યાર્થીઓના હૃદયંદ્વંદ્વથી આ આન્દોલન દબાઈ જાય તો પણ એ કદી વ્યર્થ નથી જવાનું.

આન્દોલન તીવ્ર અને તીવ્રતર બનતું ગયું. એ જ વખતે સંજય ગાંધી ભાવિ સર્વોચ્ચ શાસક તરીકે ભારતીય રાજનીતિના ગગનમંડળમાં ગાજવા લાગ્યા હતા. અલાહાબાદની હાઈકોર્ટે ભ્રષ્ટ રસ્તો અપનાવવાના આરોપસર ઇંદિરાજીની ચૂંટણી રદ કરી. દિલ્હીનું વાતાવરણ તપ્ત થઈ ગયું અને ૨૫ જૂન ૧૯૭૫ની રાતે ઇંદિરાજીએ મંત્રીમંડળને પણ અંધારામાં રાખીને કટોકટી જાહેર કરી દીધી. એ જ રાતે જયપ્રકાશજીને ગિરફતાર કરવામાં આવ્યા. ગિરફતારી વખતે એમના મોંઢેથી સહજ શબ્દ સરી પડ્યા : "વિનાશકાળે વિપરીત બુદ્ધિ."

જયપ્રકાશના જીવનમાં ફરી જેલયાતનાનો આરંભ થયો. કારાવાસમાં એકાંતવાસ જેવી કષ્ટદાયક વસ્તુ બીજી એકેય હોતી નથી. જયપ્રકાશજીનું સ્વાસ્થ્ય ધીરે ધીરે બગડવા માંડ્યું. બન્ને કિડ્નિ-મૂત્રપિંડો સડી ગયાં. ઓક્ટોબર ૧૯૭૫માં ડોક્ટરોએ ભારત સરકારને ખબર આપી કે જયપ્રકાશજી હવે એક મહિનાથી વધારે ખેંચે તેમ નથી. ૧૨મી નવેમ્બર ૧૯૭૫ને રોજ એમને પેરોલ પર છોડવામાં આવ્યા હતા. દસ દિવસ બાદ મુંબઈની જસલોક હૉસ્પિટલમાં દાખલ થયા. તે વખતે ભારત સરકારની ધારણા નહોતી કે જયપ્રકાશજી એક મહિનાથી વધારે જીવે. એવું પણ સાંભળ્યું છે કે એમના મૃત્યુની પ્રતિક્રિયામાં દેશમાં અશાંતિ ફાટી નીકળે તો તેને પહોંચી વળવાનો કાર્યક્રમ પણ આંકી કાઢવામાં આવ્યો હતો.

પણ ભારત સરકારની આશા ન ફળી. જયપ્રકાશજી મૃત્યુની ધારાને ભૂમિતિની સ્પર્શરેખા ( tangent )ની જેમ અડતાંક ને નીકળી ગયા. પાછળથી જસલોક હૉસ્પિટલના ડૉક્ટરોએ જય-પ્રકાશજીને કહ્યું હતું : તમારા જીવતા રહેવાનો જશ અમારી દાક્તરી વિદ્યાને નથી. અમે તો આને દૈવી ચમત્કાર જ લેખીએ છીએ. હા, ચમત્કાર આજના યુગમાં પણ થતા રહે છે. કેટલાક મહિના પછી લોકસભાની ચૂંટણીઓમાં ઉત્તર ભારતનાં બધાં રાજ્યોમાંથી કોંગ્રેસને ઝાડીઝપટી વાળીને ફેંકી દીધી. એ બીજો દૈવી ચમત્કાર હતો.

આજે દુનિયાના પટ પર જયપ્રકાશજીનું શરીર નથી. પણ કેવળ તેટલા જ સારુ એમને સ્વર્ગવાસી કહેવા મને ઠીક નથી લાગતું. એ લોકના અને ખાસ તો યુવકોના હૃદયવાસી બની ગયા છે. "જગન્નાથ ધામ"ના સમુદ્ર તટ પર સાગરનાં ઊછળતાં મોજાં નિહાળતો બેઠો હતો ત્યારે એક સજ્જને આવીને ખબર આપી : "જયપ્રકાશજી ગયા !" સમાચાર સાંભળી હસું કે રડું—સમજ જ ન પડી. આવી દ્વિવિધ ભાવનાની પાછળ મારી મનોદશા શું હતી તે થોડાં વાક્યોમાં કહેવા માગું છું.

લગભગ પંદર મહિના પર મારા નવા પુસ્તક—"ગાંધી, વિનોબા, લોહિયા, જયપ્રકાશ" નામક પુસ્તકની ભૂમિકામાં મેં લખ્યું હતું, "લોકનાયક જયપ્રકાશ અર્ધમૃત અવસ્થામાં પડ્યા છે અને અંતર્દાહથી પ્રજ્વળી રહ્યા છે. અમૃત મહોત્સવના પ્રસંગે મેં લખ્યું હતું :

'મધુરસ ચાખનહાર
વિષ ભી પીના હોગા'

જયપ્રકાશના વિષ-પાનનો સમય ઢૂંકડો આવ્યો છે. ભોગલોલુપ મહત્ત્વાકાંક્ષી ભારતનો રાજકારણી સમાજ એમને વિષની જ્વાળામાં જલાવવાનો જ છે."

આજથી લગભગ અઢી મહિના પહેલાં—ગઈ ૧૩ મી જુલાઈ-ના રોજ પટણા જઈ જયપ્રકાશજીને મળ્યો હતો. મેં એમને કહ્યું હતું, "જયપ્રકાશજી, તમારે સંસારમાંથી વિદાય લેવાનો સમય નિકટ આવી પહોંચ્યો છે. હું પણ આ સંસારમાં ઝાઝા દિવસ રહેવાનો નથી. તેથી હું તમને મળવા નહીં, તમારી આખરી વિદાય લેવા આવ્યો છું. મારી એક જ વિનંતી છે, રોતાં રોતાં વિદાય ન લેશો. આધ્યાત્મિક દૃષ્ટિએ મૃત્યુ સંસારનાં તમામ દુઃખોમાંથી તારે છે. મૃત્યુનું આલિંગન આનંદથી કરવું જોઈએ. એક માણસથી થઈ શકે તેટલું તમે માનવજાતિ માટે કર્યું છે. માનવ સમાજના કલ્યાણ સારુ તમે તમારી આહુતિ આપી. પરિણામ તમારા હાથની વાત નહોતી. ગાંધીજીનું અંતર પણ જતાં પહેલાં આગની ભઠ્ઠીમાં બળતું હતું. રામમનોહર લોહિયા પણ તડપતાં તડપતાં સંસાર છોડી ગયા. કાળના ઝંઝાવાતે તમામ મહાન પ્રયત્નોને નિષ્ફળ કરી મેલ્યા."

જર્જર શરીરમાં જયપ્રકાશનું અંતર વિષ-જ્વાલામાં જલી રહ્યું હતું. મૃત્યુએ આ બેવડા તાપમાંથી એમનો ઉદ્ધાર કર્યો. મારા આદરણીય મિત્રને પહોંચેલી આ રાહતથી મને ખુશી થઈ.

બીજી બાજુ દેશની આજની દશા જોઉં છું તો રડવું આવે છે. ઉન્મત્ત અને આંધળા રાજનીતિજ્ઞોને રસ્તો દેખાડનારું કોઈ

રહ્યું નહીં. આ મહાનિશામાં એક જયપ્રકાશજી નામની દીપશિખા જલતી હતી તે પણ બુઝાઈ ગઈ. કવિવર દિનકરના શબ્દોમાં થોડો ફેરફાર કરી મારું અંતર કહે છે :

દિપ અભા કા હુઆ તિરોહિત
સારા આકાશ અંધેરા હૈ.

આમ છતાં હૃદયમાં, એક આશા દિલમા જાગે છે કે જયપ્રકાશજી જે યુવા-શક્તિને જગાડી પ્રતિષ્ઠા આપીને ગયા છે તે શક્તિ આ મહાનિશામા નિર્ભયતા સાથે એમના દાખવેલા પંથ પર ચાલતી રહેશે. યુવા-શક્તિને મારે કહેવું છે, "મહાનિશાના ગર્ભમાંથી ઉજ્જવળ પ્રભાતનો જન્મ થાય છે. ભારતના મરણવ્રતી યૌવન, આ મહાનિશામાં જયપ્રકાશજી જે મશાલ જલાવી ગયા છે તેને બૂઝવા ન દેશો.

(મૂળ હિંદી)

૦ રામનંદન મિશ્ર

## આઝાદી ખાતર જીવી અને મરી જાણનાર

કેટલાક સ્ત્રી પુરુષો એવાં હોય છે કે જેમનું કામ ભલે એમના પોતાના વાતાવરણમાં થયું હોય, પણ એમના જીવનનું એક વિશ્વવ્યાપી મૂલ્ય હોય છે. જયપ્રકાશ નારાયણે ૧૯૫૭ માં 'સમાજવાદથી સર્વોદય' નામે લખેલા એક લેખમાં એમના જીવનની મુખ્ય દેણ કઈ તે આપણને સમજાવી છે.

"વખત જતા સ્વતંત્રતાનો અર્થ માત્ર પોતાના દેશની સ્વતંત્રતા એટલો જ ન રહ્યો, પણ મનુષ્યની સર્વત્ર અને સર્વ પ્રકારના બંધનોમાંથી મુક્તિ, એવો થઈ ગયો; બલ્કે તેનાથીયે આગળ વધીને માનવીય વ્યક્તિત્વની સ્વતંત્રતા, વિચારની સ્વતંત્રતા, આત્માની સ્વતંત્રતા, એવો થઈ ગયો. આ સ્વતંત્રતા જીવનની એક નિષ્ઠા બની ગઈ છે. હું રોટલા ખાતર, સત્તા ખાતર, સુરક્ષા ખાતર, સમૃદ્ધિ ખાતર, રાજ્યની પ્રતિષ્ઠા ખાતર અથવા બીજી કોઈ પણ વસ્તુ ખાતર તેની સાથે કશીયે બાંધછોડ કરી શકું તેમ નથી."

બહુ મોટી વાત કરી દીધી. પ્રસંગોચિતતા કે વિચારધારાને નામે કોઈ પણ યુક્તિ પ્રયુક્તિની એમાં છૂટ નથી રાખવામા આવી. એક એવો પુરુષ જે પોતાને પરિવર્તનને વરેલો ક્રાંતિકારી કહેતો હતો તેવા જાહેરજીવનમા પડેલા, ઘણાં વર્ષો સુધી રાજકારણમા રહેલા આદમી માટે આ એક બહુ ઊંચી કસોટી હતી. ઘણાય દેશોમા સ્વતંત્રતા સાથે ઘણીયે ક્રૂર બાંધછોડ થઈ છે, જ્યા સ્વતંત્રતા અંગે ભક્તિ કેળવાનો દાવો કરતા નેતાઓએ ઉપર જણાવેલાં કારણો પૈકી કોઈ પણ એક અથવા તે બધાં કારણોને ખાતર—રોટલા ખાતર, સત્તા ખાતર, સુરક્ષા ખાતર, સમૃદ્ધિ ખાતર, રાજ્યની પ્રતિષ્ઠા ખાતર—સ્વતંત્રતાને છેહ દીધો છે. પણ 'તેની સાથે કશીયે બાંધછોડ કરી શકું તેમ નથી' એ એક એવી ભીષ્મ પ્રતિજ્ઞા છે કે એમાં કોઈ ભંગ કે અપવાદ થઈ જ ન શકે. અને જે૦પી૦એ કોઈ કર્યો પણ નહી. પોતાની વીશીમાં માર્ક્સવાદી તરીકે એમને સારુ કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાવું એ જ તર્કસંગત હતું. પણ એ કોંગ્રેસમાં જોડાયા. કારણ એમના મનમાં એટલું સ્પષ્ટ હતુ કે વિદેશી હકૂમતમાંથી આઝાદી મેળવવા માટેની રાષ્ટ્રીય લડતને જ પહેલી પસંદગી આપવાની હોય. સિત્તેર વટાવ્યાં પછી એક ગાંધીવાદી તરીકે પત્ની-વિરહના શોક અને નિવૃત્તિમાંથી બહાર નીકળી આવીને દેશની સરકાર દ્વારા જ ભારતની લોકશાહી પર તોળાઈ રહેલા વધતા જતા ખતરાનો સામનો કરવા નાગરિકોના એક આન્દોલનનું નેતૃત્વ કર્યું. આખી જિંદગી દરમ્યાન એમણે જે નૈતિક કાઠું કાઢ્યું હતું તેને લીધે જે એક સ્વયંસ્ફૂર્ત સ્ફોટ હતો તે લોક આન્દોલનમાં અને છેવટે એક શક્તિશાળી રાજનૈતિક પડકારમા ફેરવાઈ ગયો. રાજનીતિની દિશા આમ સંપૂર્ણપણે બદલવાનું શ્રેય બહુ ઓછા લોકોને ફાળે જાય છે. પણ જે૦પી૦એ તાનાશાહીના જુવાળને રોકીને તે જ સિદ્ધ કર્યું. પણ આ આખા પ્રયાસની ભવ્યતા તો એને દિશા આપનાર પુરુષની ઈમાનદારીમા રહેલી હતી, અને એ હકીકતમાં રહેલી હતી કે રાજકારણ કે જિંદગીની કઠોરતાને કારણે સૌથી અગત્યનાં મૂલ્યો જરાયે જુદા થયા કે ક્ષય પામ્યાં નહોતાં.

જે૦પી૦ને સારુ સ્વાતંત્ર્ય એ કાંઈ અમૂર્ત ભાવવાચક મૂલ્ય નહોતું. એનાં મૂળ વ્યક્તિની સ્વતંત્રતામાં હતાં. અને શ્રમિક વર્ગ, ગ્રામીણ ગરીબો, અને વંચિત જાતિઓની વચ્ચે કામ કરવાથી એમની સ્વતંત્રતા માટે નિષ્ઠા વધુ મજબૂત થઈ હતી. બીજાઓ કરતાં વધારે તો આ લોકો જે સદીઓ સુધી માત્ર રાજનૈતિક ગુલામીમા જ નહીં, પણ આર્થિક, સામાજિક અને મનોવૈજ્ઞાનિક ગુલામીમા સબડતા હતા તેમને પોતાની જાતને વ્યક્ત કરવાની અને પોતાના હક્કોનુ પ્રતિપાદન કરવાની જરૂર હતી. એમને મન માનવીય અધિકારો એ કાંઈ સરકારની મુનસફી મુજબ આપવા કે રોકી રાખવાની સોગાત નહીં, માનવીય વિકાસના સમગ્ર પ્રયાસના રક્તમાંસ સમાન હતા.

ભારતીય સંદર્ભમાં જે૦પી૦ના ગુણો દુર્લભ હતા. ભારતીય વારસામાં તરબોળ, કિસાનોના પ્રશ્નો અને દુઃખદર્દોમાં સંડોવાયેલા, છતાં તેઓ આધુનિક તર્કસંગત અને આપણામાંના અદ્યતનતમ લોકોને પણ જે વહેમ અને ભ્રમો ભૂતની માફક વળગેલાં જ હોય છે, તેનાથી અસ્પૃષ્ટ અને નિર્મળ હતા. એમણે કોઈ ખાસ કુટુંબમાં રહસ્યમય શક્તિ હોય છે, એ વિચારનો એટલી સ્પષ્ટતાથી ઈન્કાર કર્યો હતો કે એને લીધે તેઓ ૧૯૭૪ માં તાનાશાહીના હુમલાનો સામનો કરી શક્યા—એ તાનાશાહીનું અતિનિર્વિઘ્ન એક એવા પૂજ્ય પરિવારની કન્યા કરી રહી હતી કે જે પરિવાર સાથે એમને અંગત હેત અને ઘરોબાનો સંબંધ હતો. ઉચ્ચ કક્ષાની બુદ્ધિ અને તેજસ્વી વિદ્વત્તાભરી કારકીર્દિ હોવા છતાં એ મૂળ તો નક્કર પ્રશ્નોના નક્કર ઉકેલો શોધનાર

કર્મયોગી જ હતા. તેમણે પોતે તો અહિંસાની મર્યાદા સ્વીકારેલી હતી. પણ જે લોકો હિંસા દ્વારા પરિવર્તન લાવવા ઉતાવળિયા થતા હતા તેવા આદર્શવાદીઓ પ્રત્યે તેઓ સહાનુભૂતિ ધરાવી શકતા હતા. પોતે ખૂબ નૈષ્ઠિક રીતે નૈતિક હતા, પણ નીતિવાદી વેદિયા નહોતા, એને લીધે બળવાખોર તરુણોના એ પ્રિય થઈ પડતા. એ કોઈના ગુરુ બનવા નહોતા ઇચ્છતા. એ કોઈને ઉપદેશ દેતા નહીં ને કોઈનો લેતા નહીં. જિંદગીના અંત સુધી તેઓ સમોવડિયા લોકો પૈકી એક જ રહ્યા. સંવાદની લેવા દેવાની પદ્ધતિમાં એમને વિશ્વાસ હતો. એ બોલવા જેટલા ઉત્સુક રહેતા એટલા જ સાંભળવા સારુ પણ ઉત્સુક રહેતા. એમની હાજરી જ વિચારોને નિમંત્રી જતી. અને મહાત્મા ગાંધીની માફક. એમના અધિકારને સત્તાની ગલીઓ કે સત્તાના પદ સાથે કશોય સંબંધ નહોતો. એ અધિકારને સંબંધ હતો ચારિત્ર્ય અને એમના જીવનના દૃષ્ટાંત સાથે. આ એક કારણને લીધે પણ એમનો પ્રભાવ ચિરસ્થાયી રહેશે. અને એટલું તો નક્કી જ છે કે ભવિષ્યમાં જ્યારે જ્યારે પણ આઝાદી ખતરામાં મુકાશે ત્યારે આપણને અને આખી દુનિયાને આઝાદી મેળવવા તેઓ જે રીતે જીવ્યા અને તેનું રક્ષણ કરવા જે રીતે મર્યા તેનું સ્મરણ થશે.

(મૂળ અંગ્રેજી)

૦ નયનતારા સહગલ



શુરછ બે

# ગાંધીના વારસ

## સાચા ગાંધીવાદી

જે૦પી૦એ આ દેશમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે. રાજકીય દૃષ્ટિએ એ એક અત્યંત વિવાદાસ્પદ વ્યક્તિ ગણાતા રહ્યા છે સાર્વજનિક મહત્ત્વના મામલાઓમા એમના વિચારોએ જનતામાં વ્યાપક રીતે રસ જગાડવાનું કામ કર્યું છે. કેટલાય લોકોએ જે૦પી૦ને એક ભ્રમિત, કુંઠિત અને કડવાશભર્યા વ્યક્તિત્વના રૂપમાં ચીતરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ આમજનતા એમને નિકટથી જાણતી હતી. એમને મન જે૦પી૦ હમેશાં અન્યાય, અત્યાચાર અને અસમાનતા સામે બાથ ભીડનાર વ્યક્તિ હતા. એમના જેવા સ્વાર્થ-રહિત અને સમર્પિત સમાજ-સેવામય જીવનનું ઉદાહરણ પૂરુ પાડી શકે એવો એકેય રાજનૈતિક નેતા આજે દેશમાં નથી. જે૦પી૦નું જીવનમૂલ્ય કેવળ એમના સમાજ-વાદથી સર્વોદય સુધીની જીવન-યાત્રામા જ રહેલું નથી, એ તો એમના હેતુઓની પ્રામાણિકતામા અને જે નિર્ભયતાપૂર્વક અને દૃઢતા સાથે પોતાના લક્ષ્યની પૂર્તિમાં એ લાગેલા રહ્યા તેમાથી પ્રકટ થાય છે.

૧૯૪૨ નો ઐતિહાસિક પુરુષ જેણે સશસ્ત્ર બળવા માટે હાકલ કરી હતી અને બીજી બાજુ અંત સમે જયપ્રકાશ કે જેની સામે ડાકુઓએ આત્મ-સમર્પણ કર્યું હતું એ બેની વચ્ચે કંઈ મેળ દેખાતો નથી. પરંતુ આ બન્ને અનુભૂતિઓની પૂર્ણ અભિવ્યક્તિ એમના વ્યક્તિત્વમાં સમાય છે. વામણા રાજકારણીઓના કાદવ ઉછાળવાથી એમની કરુણામાં કશો જ ફેર પડતો નથી. અત્યંત પ્રતિકૂળ સંજોગોમાં પણ એમનો સંકલ્પ લેશ પણ ડગતો નથી. માનવમૂલ્યોનું આવું અનોખું જે સંમિશ્રણ એમનામાં છે તેને જ લીધે પ્રતિકૂળ પરિસ્થિતિઓ અને ઝંઝાવાતમાં એ અડગ રહી શકયા છે. સત્ય અને નૈતિકતાના કપરા માર્ગ પર કશાયે ફળની કામના કર્યા વિના 'એકલો જાને રે'ની ખરી ગાંધીવાદી અભિરુચિની આથી વધારે નક્કર અભિવ્યક્તિ બીજી કઈ હોઈ શકે?

સંકટની પ્રત્યેક પળે આપણું રાજનૈતિક અને સામાજિક જીવન અવમૂલ્યનકારી પ્રવૃત્તિઓમા ફસાઈ જાય છે ત્યારે જે૦પી૦ પરિણામની પરવા કર્યા વગર પોતાના એકલ અવાજને બુલંદ કરે છે. ખોટું લાગ્યું ત્યાં એમણે કોઈને પણ જતા કર્યા નથી, અને તેથી જ એમને પોતાના મિત્રો અને પ્રશંસકોના ક્રોધના ભોગ બનવું પડયું છે. એમની સાથે ઘણાને મતભેદ થઈ શકે, પરંતુ એમની ઈમાનદારી વિશે શંકા કરવાનું કામ તો એ લોકો જ કરી શકે જે પોતે જ કોઈના પ્રત્યે ઈમાનદાર નથી.

એમણે હમેશા પોતાને સત્તાની હોડથી અળગા રાખ્યા. અને તેથી જ સત્તાધારી લોકોની એમણે કયારેય પરવા કરી નહીં. લોક-આચરણની કોઈ સંહિતા બને એ માટે એમણે ઘણા પ્રયત્ન કર્યા, પણ વ્યર્થ. પવિત્ર ઉદ્દેશો માટે એમણે હમેશા પોતાની સેવા વગર ખંચકાટ વગર આપી, પણ ઘણીયે વાર બદલામાં

એમને ઠપકો અને ગુસ્સો વહોરવા પડ્યા. આમ છતાં એ પોતાના રસ્તેથી જરા પણ ડગ્યા નહીં.

દલિતો અને પીડિતોની વેદના એમને તત્કાલ સ્પર્શી જતી. ગમે તેવી આફત હોય—કુદરતી હો યા માણસના પાગલપણામાથી ઊભી થયેલી હોય—એમાં કૂદી પડતાં એમાં રહેલાં જોખમનો એમણે ક્યારેય ખ્યાલ રાખ્યો નથી. બિહારના દુકાળ વખતે જે૦પી૦ ઝોળી લઈને આખા દેશમા ઘૂમ્યા. દેશના કેટલાયે ભાગોમાં આતંક અને ભયનું વાતાવરણ પેદા થયું ત્યારે જે૦પી૦ પારસ્પરિક સમજદારી અને સામંજસ્યનો સંદેશો લઈને દેશભરમાં ઘૂમતા દેખાયા. આપણી લોકતાંત્રિક સંસ્થાઓના પાયા પર જ શંકાઓ ઉઠાવવામાં આવી ત્યારે એમણે શંકાઓનું સમાધાન કરી વિશ્વાસ અને આશાનું વાતાવરણ ઊભું કર્યું. એ સફળ થાય કે નિષ્ફળ, પરંતુ પોતાના હૃદય અને બુદ્ધિના અનોખા ગુણોથી પ્રામાણિક ઉદ્દેશ્ય અને લગનથી એમણે પોતાના સબળ આશાવાદને છૂટવા દીધો નથી. આપણા દેશના સામાજિક, રાજનૈતિક જીવનમાં જે૦પી૦ વરસો સુધી બહુ મહત્ત્વની ભૂમિકા અદા કરતા રહ્યા.

( મૂળ અંગ્રેજી )

૦ ચંદ્રશેખર

## કાળ કેરી રેતી પર પગલાં

મારા મત મુજબ એકલા ભારતના જ નહીં, પણ બહારના લોકો પણ નિઃશંકપણે એ વાત સ્વીકારે છે કે જયપ્રકાશ નારાયણ આધુનિક ભારતની સૌથી આગળ પડતી વ્યક્તિઓ પૈકી એક હતા. એમણે નૈતિક મૂલ્યો પ્રત્યે દુર્લક્ષ ન કરવાની દોરવણી આપી અને એ પણ શીખવ્યું કે ઊંચી સિદ્ધિ મેળવવા સારુ સાધનો પણ ઊચાં અને પવિત્ર વાપરવાં જોઈએ. હું એમને મારા દેશના સૌથી આગળ પડતા નેતાઓમાં સ્થાન આપું છું. મહાત્મા ગાધી અને જવાહરલાલ નેહરુ પછી એ સૌથી મોખરે હતા.

હૃદય અને મસ્તિષ્કના અનેક ગુણો એમનામાં વિપુલ માત્રામાં હતા, પણ એમની એક લાક્ષણિકતા તો તરત નજરે ચડે તેવી હતી. એમને કદી કોઈ પક્ષ કે સરકારમાં પદ કે હોદ્દો નહોતો જોઈતો. મને અંગત રીતે એ વાતની જાણ છે કે એક કરતાં વધારે વખત જવાહરલાલ નેહરુએ એમને દેશના વિવિધ કોયડાઓ ઉકેલવામાં મદદ કરવાની ઓફર કરેલી. અને જો હું જવાહરલાલ નેહરુનું મન બરાબર સમજી શક્યો હોઉં તો, તેઓ ઇચ્છા અને અપેક્ષા રાખતા હતા કે જયપ્રકાશ નારાયણ એમના વારસ બને અને એમ ન જ થઈ શક્યું તેથી પછી એમની પસંદગી લાલબહાદુર શાસ્ત્રી પર પડી. પણ જયપ્રકાશ નારાયણ સદાય એવા મતના હતા કે એમણે સરકારમાં કોઈ જવાબદારી ન સ્વીકારવી અને સરકારની બહાર રહીને એક જાહેર વ્યક્તિ તરીકે સરકારની ટીકા આલોચના કરવી. એમણે છેવટની ઘડી સુધી આ વિચાર જાળવી રાખ્યો.

એમની એક બીજી વિશેષ લાક્ષણિકતા એ હતી કે તેમણે પોતાના અંગત મૈત્રીના સંબંધો જોડે કદી રાજકારણને ભેળવ્યું નહીં. જ્યારે એમને ઊંડો મતભેદ થાય ત્યારે તેઓ પક્ષ છોડી દેતા અને પોતાની રીતે વિરોધમાં રાજનૈતિક કામ ચાલુ રાખતા પણ જેમની સાથે મતભેદ થતો તેમની સાથેનો અંગત સંબંધ એ કદી ન છોડતા. આ વાત એમની જિંદગીની શરૂઆતથી જ સ્પષ્ટ હતી. તેઓ જ્યારે કોમ્યુનિસ્ટ મનોવૃત્તિના હતા ત્યારે કે પાછળથી જ્યારે તેમણે કોંગ્રેસ છોડીને આચાર્ય નરેન્દ્રદેવ વગેરે સાથે સમાજવાદી પક્ષ રચ્યો ત્યારે પણ મહાત્મા ગાધી, જવાહરલાલ નેહરુ, અબુલ કલામ આઝાદ, ડૉ. રાજેન્દ્રપ્રસાદ વગેરે સાથે એમના અંગત સંબંધો તો એમની જોડે કામ કરતી વખતે હતા તેવાને તેવા જ રહ્યા.

આ લાક્ષણિકતાની સૌથી વિલક્ષણ બાબત તો એ હતી કે જ્યારે તેમણે ભારત સરકાર સામે હિલચાલ શરૂ કરી ત્યારે પણ એમણે ઇન્દિરા ગાંધી સાથે તો સારા સંબંધો ચાલુ રાખ્યા અને એમની સાથે તો એ પોતાની ભત્રીજી તરીકે જ સ્નેહથી વર્તતા. મારે એ પણ કહેવું જોઈએ કે શ્રીમતી ઇન્દિરા ગાંધીએ પણ પરિવારના સંબંધો ચાલુ રાખ્યા. તેઓ એમને કાકા કહીને સ્નેહ અને આદરથી સંબોધતાં— જોકે રાજનૈતિક કારણોસર તેમણે એમને પકડીને જેલના સળિયા પાછળ મૂક્યા હતા.

ભૂદાન આન્દોલન શરૂ થયું ત્યારથી હું એમની સાથે ઘનિષ્ટ સંપર્કમાં હતો. એમને આ ક્ષેત્રની જવાબદારી સોંપવામાં આવી હતી અને મને હૈદરાબાદના ભૂદાન આન્દોલનનો પ્રમુખ બનાવવામાં આવ્યો હતો. મારા પર એમની સાદગી અને સ્નેહની અને ભૂદાન આન્દોલન નિમિત્તે ઉત્પન્ન થતા પ્રશ્નોને ઉકેલવામાં એમના દયાળુપણાની ખૂબ અસર પડી. એમાં તો કોઈ શક જ નથી કે અમારા ક્ષેત્રમાં ભૂદાન આન્દોલનની સફળતાનું શ્રેય વિનોબાજીને જતું હતું કે જેઓ ગામેગામ પગપાળા ફરતા હતા અને એક મોટે ઉપાડે એને સંગઠિત કરતા હતા; પણ એ પણ સ્પષ્ટ છે કે જે૦પી૦ આ મિશનને ખૂબ સંગઠિત અને વ્યવસ્થિત રીતે ચલાવતા હતા. અમારે મન જે૦પી૦ મિત્ર, ફિલસૂફ અને માર્ગદર્શક સમાન હતા. એમણે મારા જીવન પર અસર કરી છે અને એમની સાથેના નિકટના સંપર્કથી હું ઘણું ઘણું શીખ્યો છું. મારે એ પણ કહેવું જોઈએ કે એમના જીવનસંગિની પ્રભાવતીદેવી જયપ્રકાશજીની તબિયત જાળવવામાં અને એમની પ્રવૃત્તિઓની સંભાળ રાખવામાં ઘણાં મદદરૂપ થતાં. તેઓ જયપ્રકાશજીના સાથીઓને પણ ઘણી મદદ કરતા અને તેમની કાળજી રાખતાં.

એ વાત સૌ કોઈ જાણે છે કે શ્રીમતી પ્રભાવતીદેવીને શ્રીમતી કમલા નેહરુ જોડે ખૂબ નિકટનો સંબંધ હતો. એમને

પ્રભાવતીદેવી પર પૂરો ભરોસો હતો અને ઘણી વાર એમની આગળ પોતાનું દિલ ખોલીને સાન્ત્વના પણ મેળવતાં. પ્રભાવતી દેવીના મરણ પછી કમલાદેવીએ એમની ઉપર લખેલ બધા પત્રો જયપ્રકાશજીએ શ્રીમતી ઇન્દિરા ગાંધીને આપી દીધા. પણ જયપ્રકાશ નારાયણ કે શ્રીમતી પ્રભાવતીબહેને આ સંબંધો અંગે કદી કશી ધાંધલ કરી કે કદી એનો ખોટો લાભ લેવાનો વિચાર સરખોયે ન કર્યો અને કદી એવું પણ કામ ન કર્યું કે જેથી જવાહરલાલ નેહરુના પરિવારના સભ્યોના પરસ્પરના સંબંધો કડવા થાય.

મને તો તેઓ હમેશા ક્ષમાશીલ સ્વભાવના જણાયા છે. તેઓ ગમે તેને પણ માફી બક્ષી શકતા અને એમને હાનિ પહોંચાડી હોય તેને દરગુજર કરતા. અને કદીયે બદલો લેવાનો કે દુશ્મનને નુકસાન પહોંચાડવાનો વિચાર સરખોયે ન કરતા.

મને લાગે છે કે રાજકારણને ક્ષેત્રે એમની નોંધપાત્ર સિદ્ધિ જુદાં જુદાં તત્ત્વોને ભેગાં કરીને એક પક્ષ ઊભો કરીને જામી ગયેલી કોંગ્રેસ પાર્ટીની વિરુદ્ધ ૧૯૭૭મા ચૂંટણી લડવાની હતી. આ નવી જનતા પાર્ટીએ ઉત્તર ભારતમાં કોંગ્રેસને જબરી શિકસ્ત ખવડાવી. કોંગ્રેસના અને સરકારના ખરાબમાં ખરાબ વિરોધીઓએ પણ એ કલ્પ્યું નહોતું કે ઉત્તર પ્રદેશ અને બિહાર જેવા રાજ્યોમાંથી કોંગ્રેસ સાવ ઊખડી જશે અને શ્રીમતી ઇન્દિરા ગાંધી સુધ્ધાં હારી જશે. પણ આવું મોટું પરિવર્તન ખચિત આવ્યું જ અને મોરારજી દેસાઈની સરકાર રચાઈ. વડા પ્રધાનની નિમણૂક પણ મોટે ભાગે જયપ્રકાશ નારાયણના ટેકાને લીધે થઈ.

એમની માંદગી દરમ્યાન હું એમને ઘણી વાર મળતો અને મેં જોયું કે નવા પક્ષના સખત મતભેદો જોઈ અને એમને વિકાસનાં કે રચનાત્મક કામો—ખાસ કરીને ગરીબ તબક્કાના લોકો માટેનાં કામો ઓછાં કરતાં જોઈને એમને ભારે વેદના થતી. ખરેખર મને ઈમાનદારીથી એમ લાગે છે કે તેઓ નાસીપાસ થઈને મૂઆ.

એમના ઘણા મિત્રોએ મને કહ્યું કે દાક્તરોએ એમને એક ગંભીર ઑપરેશન કરાવવાની સલાહ આપી હતી પણ તેઓ એને ટાળ્યે જતા હતા. અને હવે વધુ મોડું કરે તો આ વિલંબ જીવલેણ નીવડી શકે એમ હતો. હું એમને જાતે જઈને મળ્યો અને મેં મારી સાથે લખનૌમાં આવીને રહેવા અને એમની પસંદગીના દાક્તર પાસે ઑપરેશન કરાવવા વિનંતી કરી. ખૂબ સમજાવટને અંતે હું દિલ્હીમાં એક બેઠક બોલાવવામા સફળ થયો, જેમાં છેવટનો નિર્ણય લેવાયો.

શ્રીમતી ઇન્દિરા ગાંધીએ ભારત સરકારની બધી સેવાઓ આપવાની ઑફર કરી અને કહ્યુ કે જે૦પી૦ ગમે તે સરકારી હૉસ્પિટલ પસંદ કરી લે, એમને બધી મદદ આપવામાં આવશે. જયપ્રકાશ નારાયણની ઇચ્છા ઑપરેશન બિન સરકારી હૉસ્પિટલમાં કરાવવાની હતી તેથી વેલોરની પસંદગી થઈ. ઑપરેશન કાળ દરમ્યાન બે ત્રણ દિવસ મને એમની સાથે રહેવાનું સદ્ભાગ્ય મળ્યું હતું. ઑપરેશન પછી પણ હું એમના દાક્તરો સાથે સંપર્કમાં રહેતો. એ લોકો મને લખતા કે જે૦પી૦ને એમની સૂચનાઓ મુજબ વર્તવાની વિનંતી કરો. એમની સૂચનાઓને તેઓ ઘણી વખત અવગણતા. મેં મારા નમ્ર પ્રયાસો કર્યા અને અમુક મર્યાદિત અંશે જ એમાં સફળ થયો.

મારું એ અહોભાગ્ય હતું કે જ્યારે ક્યારેય પણ તેઓ ફૈઝાબાદ, લખનૌ કે ભુવનેશ્વર આવતા ત્યારે તેઓ મને મળવા આવતા અને મારી સાથે થોડો સમય ગાળતા—જોકે એમની રાજનૈતિક વ્યૂહરચના બાબત અમારે બંનેને મતભેદો હતા. એ જ્યારે તેમની પાર્ટી સારુ ચૂંટણી-પ્રચાર કરી રહ્યા હતા ત્યારે પાર્ટીના નેતાઓનો વિરોધ વહોરીને પણ તેઓ મારે ત્યાં આવેલા. આ બતાવે છે કે અંગત મૈત્રીને એ કેટલું મહત્ત્વ આપતા.

એમના મરણને લીધે અમે, એમના મિત્રોએ, એક મિત્ર અને માર્ગદર્શક ગુમાવ્યા છે. દેશે એક મોટા રાષ્ટ્રભક્ત અને રાષ્ટ્રીય નેતા ગુમાવ્યા છે અને દુનિયાએ એક મોટા માનવતાવાદી અને વિશ્વમાં શાંતિ અને મૈત્રી લાવી શકે તેવી આન્તરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓના એક તેજસ્વી પુરસ્કર્તા ગુમાવ્યા છે. એમની પ્રથમ મૃત્યુ-તિથિએ હું અત્યંત આદરપાત્ર મિત્ર જયપ્રકાશ નારાયણજીની સ્મૃતિને મારી નમ્ર શ્રદ્ધાંજલિ અર્પિત કરું છું. હું નીચેની કડીથી વિરમું છું.

મહાપુરુષનાં જીવન<br>
કરાવતાં સ્મરણ<br>
ધારીએ તો આપણે<br>
જીવીને જનને<br>
કાળ કેરી રેત પર<br>
કાયમને ખાતર<br>
પગલીઓ પાડી<br>
થઈ શકીએ ધન્ય.

( મૂળ અંગ્રેજી )

**૦ અકબરઅલી ખાન**

## બીજા ગાંધી

" શક્તિ લોકોમાં રહેલી છે. " જે૦પી૦ માટે આ માત્ર નારો નહીં પણ નિષ્ઠાની કલમ હતી. એને તેમણે અનેકવાર પોતાના અનુભવોની કસોટી પર કસી હતી. દાખલા તરીકે ૧૯૪૨નું આન્દોલન; સ્વરાજ પછી કોંગ્રેસથી છૂટા થવું— કારણ એમના મત મુજબ સ્વરાજ સોદાથી આવ્યું હતું; ૧૯૫૪માં ભૂદાન—સ્વેચ્છાપૂર્વક ભૂમિહીનોને નામે જમીન કરવા સારુ; ૧૯૬૭માં બિહારના દુષ્કાળ સામે શક્તિઓનું અદ્વિતીય સંગઠન; ગ્રામીણ ગરીબી પર હુમલો કરવા મુસહરીની ઝુંબેશ; ઈમાનદાર સરકાર સારુ ૧૯૭૪માં બિહાર આન્દોલન; કટોકટી સામેની જેહાદ; લોકોને

એક જ પથના પથિક. જયપ્રકાશ સમાજ-વિજ્ઞાન અને અધ્યાત્મના બેવડા અથવા બેકિલા પથના પથિક હતા. બંને પથે શોધ, તપસ્યા, સફળતા–અસફળતા અંગે નિરપેક્ષ મન અને પુરુષાર્થની અપેક્ષા હોય છે. જે૦પી૦ને કદીય આ ગુણોની ખોટ નહોતી.

ગાંધીની હયાતી દરમ્યાન જે૦પી૦ એમની સાથે મતભેદો ધરાવનારા, અવારનવાર એમની આકરી ટીકા કરનારા, આંદોલનો વખતે એમનું નેતૃત્વ સ્વીકારનારા, જ્યાં ચળવળની પદ્ધતિ વિષે પોતાની સ્વતંત્ર કલ્પના રાખનારા અને સમાજરચના અંગેની જુદી સંકલ્પના ધરાવનારા એવા એમના સાથી હતા. પણ સખત મતભેદો છતાંયે બંનેમાં કેટલાક ગુણો સામાન્ય હતા. બંને શોધ કરનારા, એક સત્યની—બીજો ક્રાંતિની પણ બંને માનવકલ્યાણની. બંને નિર્ભય, બંને સતત પરાક્રમી અને બંને નિત્યવિકાસશીલ. બંનેને જ્યાં પોતાની ભૂલ જણાય, ત્યાં એનો જાહેર એકરાર કરીને વરસોની મહેનત એની પછવાડે હોય તોય, સર્પકંચુકી સમ અનાસક્તિથી એને ત્યજી દઈ શકે તેવા.

ગાંધી ગયા તે પહેલાં જ, ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ વખતની સામ્યવાદીઓની ભૂમિકા અને તેથીયે પહેલાં રશિયામાં સ્ટાલિનની નીતિ અને રાજનીતિ જોઈને સામ્યવાદ વિષે જયપ્રકાશનો ભ્રમનિરાસ થઈ ચૂક્યો હતો. ગાંધી ગયા ત્યારબાદના પ્રથમ નિવેદનમાં જે૦પી૦એ એવું સૂચન કરેલું કે ભારતના સમાજ જીવનમાં પડેલા રિક્ત સ્થાનની પૂર્તિ કરવા દેશના આધ્યાત્મિક અગ્રણીઓએ બહાર આવવું જોઈએ. 'મારા ગયા પછી આ માણસ મારી ભાષામાં બોલશે'વાળા ગાંધી-વચનનો આરંભ તો જે૦પી૦ના જીવનમાં ગાંધીના જવાના થોડા કાળ પહેલા જ પ્રારંભ થઈ ચૂકેલો. ભારતના ભાગલાના વિરોધમાં અને કોમી હુલ્લડો વખતે જાનને જોખમે શાંતિકાર્ય કરવા બાબત બંનેનો પંથ એક થઈ ચૂકેલો હતો.

જયપ્રકાશની યાત્રામાં ક્રાંતિ અને સાધના બંને અભિન્ન હતા, તેથી જ તેઓ શુદ્ધ સાધનના આગ્રહ ભણી વળ્યા; તેથી જ પ્રભાવતીબહેનના વ્રતને માન આપવા પોતે બ્રહ્મચર્ય સ્વીકાર્યું (અને ગાંધીજી દ્વારા બીજી વાર લગ્ન કરી લેવાનું આડકતરું સૂચન આવતા પોક મૂકીને એ વિચારે રડી પડ્યા, કે ગાંધીજીએ મને આવો અધમ કેમ ધાર્યો હશે કે મારા અંગત સુખ ખાતર જેની સાથે અગ્નિસાક્ષીએ છેડો બાંધ્યો છે તેને સાથ ન આપું ?) તેથી જ તેમણે લાહોરના લાલ કિલ્લાની યાતનાઓનો ઉલ્લેખ જાહેરમાં કદી કર્યો નહીં; તેથી જ જીવનયાત્રાના વળાંકોમાં જે જે પંથનો વાડો ઓળંગતા ગયા તે વાડાના નાના મોટા સૌ કાર્યકરો સાથેનો તેમનો સંબંધ એવો ,ને એવો જ સ્નેહમાધુર્યપૂર્ણ રહ્યો.

સાધનાનો પથ માનવજાતને સર્વધર્મ સમન્વય, જ્ઞાન-કર્મ-ભક્તિના સામ્ય, મનુષ્યસેવા મારફતે જ પ્રભુ સેવા; પોતાના અહંકારને પ્રેમના દરિયામાં ડુબાડતા જઈને પોતાની ક્ષિતિજોનો વિસ્તાર કરતાં સર્વની સાથે તાદાત્મ્ય સાધવા તરફ લઈ જતો હતો. જે૦પી૦ને મન સાધનાનો આ માર્ગ નવાઈ ભરેલો નહોતો, બલ્કે સહજ હતો, સતત જીવનમાં ઉતારવા લાયક હતો. જે૦પી૦ની સ્ફટિકશી પ્રાંજલતા, એમની નિરભિમાનતા, એમની જિજ્ઞાસા અને સત્યની એક પછી એક ટૂક સર કરવાની એમની મથામણને લીધે જે૦પી૦ને સારુ આ માર્ગ સહજ હતો.

પરંતુ એમની સાધના એકાંતિક નહોતી. સમાજ પરિવર્તનની કસોટી પર ઊતરે નહીં એ સાધના જે૦પી૦ને ખપતી નહોતી. આ બે ધારાઓનો સંગમ કાંઈ આકસ્મિક સંજોગોના અનુબંધ વિના નહીં થયો હોય. એમને તો તુકારામની માફક 'रात्रन् दिवस आम्हा युद्धाचा प्रसंग' હતો. પણ એક વાર જીવનમાં આ સંગમ સધાયો ત્યાર બાદ એમના જીવનને અવનવાં પરિમાણો સાંપડ્યાં. જે૦પી૦નું એક એક કાર્યક્ષેત્ર અર્જુનના કુરુક્ષેત્ર જેટલું જ મંથનપૂર્ણ હતું અને તેથી જ તે ધર્મક્ષેત્ર બની રહેતું. ૧૯૫૨ના જે૦પી૦ના ઉપવાસ એ તેમની આન્તરબાહ્ય યાત્રાના એક મોટા સીમાચિહ્ન સમાન હતા. દુઃખનું મૂળ શોધવા સિદ્ધાર્થે તપસ્યા કરેલી. ભલાઈનું મૂળ શોધવા જયપ્રકાશે ઉપવાસ કર્યા.

વ્યક્તિ અને સમષ્ટિ એ તો માણસે પાડેલા કૃત્રિમ ભેદ છે. એ કૃત્રિમ ભેદોને લીધે જ ચિત્તશુદ્ધિ અને સમાજક્રાંતિના માર્ગો અલગ અલગ ફંટાય છે. પણ જ્યારે એ બંને વચ્ચેનો અભેદ સમજાય છે, ત્યારે તેમાંથી ક્રાંતિ અને સાધના વચ્ચે સમન્વય સધાય છે. ત્યારે ચિત્તશુદ્ધિનું લક્ષ્ય સમાજ-પરિવર્તન અને સમાજ પરિવર્તનનું માધ્યમ ચિત્તશુદ્ધિ બની રહે છે.

વ્યક્તિ જેને ગુણ કહે છે, સમાજના ક્ષેત્રમાં તે મૂલ્ય બને છે. વ્યક્તિગત ગુણોને સામાજિક મૂલ્યોમાં પરિણત કરવાં એ જ ક્રાંતિ છે. સત્ય અને અહિંસા વ્યક્તિગત ગુણો મનાતા. ગાંધીએ સત્યાગ્રહ દ્વારા એને સામાજિક મૂલ્યમાં ફેરવી નાખ્યાં અને એક ક્રાંતિ સધાઈ. અપરિગ્રહ અને અસ્તેય એ વ્યક્તિગત ગુણો મનાતા. વિનોબાએ ભૂદાન-ગ્રામદાન દ્વારા એને સામાજિક મૂલ્યમાં ફેરવી નાખ્યા અને એક બીજી ક્રાંતિની દિશા સૂઝી. જયપ્રકાશ એ બંને ક્રાંતિથી આકર્ષાયા એમાં ક્રાંતિ અને સાધના બંને પ્રત્યેની એમની સહજ પ્રવૃત્તિ કામ કરતી હતી. માર્ક્સની ક્રાંતિ સમત્વના ગુણને સામાજિક મૂલ્યમાં ફેરવવાનો કાર્યક્રમ હતો. જે૦પી૦એ આ તમામનો સમન્વય સાધવા પ્રયાસ કર્યો, પણ માત્ર નકલ કરીને નહીં, પોતાના જીવનમાં ઘટાવીને અને દેશકાલ મુજબ પરિસ્થિતિને અનુરૂપ બનાવીને.

ક્રાંતિનો રસ્તો માણસ જાતને સ્વતંત્રતા, સમાનતા ને બંધુતાનાં સૂત્રો આપી એક તરફ લોકતંત્ર અને બીજી તરફ સમાજવાદ (સામ્યવાદ) સુધી લઈ ગયો હતો. ક્રાંતિ રાજા કે તેના સેનાપતિઓ જ કરી શકે એ વિચાર જીર્ણ થઈને ક્રાંતિનો અગ્રદૂત શ્રમિક કે કિસાન બને ત્યાં સુધી પહોંચ્યો હતો. બીજા વિશ્વયુદ્ધ પછી ક્રાંતિના અગ્રદૂત યુવાન અને વિદ્વાન થાય એવું એક નવું પરિમાણ જગતને લાધ્યું હતું. ક્રાંતિના આગલા કદમ સારુ એવા રસ્તાની ખોજ હતી, જેમાં બંધુતા જ પરિવર્તનનું માધ્યમ

વાર્યા રહે એવા નહોતા. કોઈ અખતરો ખતરા વિના થયો છે ખરો ? અખતરો વિફળ થયા પછી ચેતવણી આપનારા બોલે કહેતા રહે કે 'અમે તમને નહોતું કીધું ?' પણ એ ખતરો વહોરીને જે૦પી૦ તો ક્યારેય આગળ ધપી ગયા હોય. અને ચેતવણી આપનારાઓ તો તીરે ઊભા તમાશો જોતાં જ રહી ગયા હોય.

સાધક અને ક્રાંતિકારી બંનેની સિદ્ધિનો માપદંડ એમની સફળતા નથી હોતો. એમ જોવા જઈએ તો કયો સાધક કે ક્રાંતિકારી સફળ થયો છે ? સૉક્રેટીસ, ઈસુ ખ્રિસ્ત કે ગાંધીનાં જીવન સફળતાઓ-માં મપાય એમ છે ? આ સાધકક્રાંતિકારીઓની ખૂબી જ એ હતી કે દરેક નિષ્ફળતાને એમણે આગલા આરોહણનો પહેલો પડાવ બનાવ્યો હતો. અને છેવટને પગલે પોતાની સાધના-ક્રાંતિના યજ્ઞમાં પોતાની જાતને હોમી દેતાં જેમને લવલેશ પણ સંકોચ થયો નહીં. 'અમે તમને નહોતું કીધું ?' કહેનારા તો સૉક્રેટીસ, ઈસુ કે ગાંધીને પણ ક્યાં નહોતા મળ્યા ? પણ ઇતિહાસ એમને યાદ નથી કરતો. એ તો સફળતા-નિષ્ફળતાની પરવા કર્યા વિના પોતાની જાતને મૂલ્યો અને આદર્શો પાછળ હોમી દેનારને જ યાદ કરે છે.

○ નારાયણ દેસાઈ

## લોકવત્સલ લોકનાયક

જયપ્રકાશજી જેવા નેતાઓ એવી માટીના બનેલા હોય છે કે તેમને શબ્દની પુષ્પાંજલિઓ અર્પી અભરાઈએ ચઢાવવા મુશ્કેલ છે. વધારે સારી માનવદુનિયાનાં સ્વપ્નાં સેવનાર તમામને એ બેચેન કર્યા વગર રહેવાનાં નહીં.

હિન્દુસ્તાનના અર્વાચીન પુનરુત્થાનનાં છેલ્લાં દોઢસો વરસમાં અનેક માનવરત્નો પાક્યાં. પરતંત્રતાની ધૂંસરી ફગાવી દેવા માટે દેશે જે મહાન પ્રયત્ન કર્યો તે સૌમાં લોકો વચ્ચે સતત કામ કરતા રહી ઊંચા માનવમૂલ્યને સ્થાપવા મથનાર ત્રણ નેતાઓએ દુનિયા આખીનું ધ્યાન ખેંચ્યું છે. ગાંધીજીના હાથે જેમ જેમ સ્વાતંત્ર્યનો સંઘર્ષ વધુ ને વધુ તીવ્ર થતો ગયો અને વિશાળ જનસમુદાય એમાં જોડાતો ગયો તેની સાથે સાથે જ દુનિયા આગળ એક મોટા માનવમૂલ્યની સ્થાપના થતી ચાલી કે નીતિને અને રાજનીતિને અલગ પાડવાં જોઈએ નહીં. જવાહરલાલ નેહરુએ સંઘર્ષ ચલાવવા ઉપરાંત, પછીથી રાજ્યધુરા ઉપાડવાની જવાબદારી ઉઠાવી. પણ અનેક વરસો એમને જેલમાં રાખનાર સામ્રાજ્યના પ્રતિનિધિ ચર્ચિલે એમને માટે કહ્યું હતું હતું તેમ માનવજાતિની બે કમજોરીઓ-ભય અને ધિક્કાર તેનાથી એ મુક્ત હતા. રાજનીતિને નીતિના માળખામાં એમણે જાળવી. સંયુક્ત રાષ્ટ્રસંઘમાં ઉદ્બોધન હોય કે વિદેશનીતિના પ્રશ્નો અંગેના પ્રતિભાવો હોય, દુનિયા એમના અવાજમાં પોતાના ઘા ઝૂકાય એવું કંઈક અનુભવતી. જયપ્રકાશ નારાયણ, જ્યાં સ્વાતંત્ર્યોત્તર યુગમાં દેશમાં વધતી ગયેલા અન્યાયની સામે અસ-હકાર ન બને એ સામે લોકોને સાબદા કરવા માટે—લોકશક્તિ જગાવવા માટે—આંદોલનો ચલાવવાનું સ્વીકાર્યું. તે એમનું નૈતિકતાની ઘણી ઊંચી સપાટીએ આંબેલ હતું કે સત્તાસ્થાનથી દૂર રહી શક્યા. માણસાઈની જે ઊંચી કક્ષા એમણે બતાવી એથી દેશના અંતરાત્મા જેવા એ બન્યા હતા અને દુનિયાએ એમને ગાંધીને પગલે ચાલનાર ઉમદા માનવ તરીકે જોયા.

આ સદીમાં દુનિયા બે મહાન યુદ્ધોમાંથી પસાર થઈ છે અને બીજાં અનેક નાનાં મોટાં કારણે યુદ્ધો ખેલાયાં છે—જે તો આ ક્ષણે ચાલી રહ્યાં છે—તેમાં ભારતે ગાંધી, જવાહરલાલ અને જયપ્રકાશ જેવા મહાનુભાવો દ્વારા નીતિથી રાજનીતિને અળગી ન રાખવાનો, કહેવાતા વિરોધીએ પ્રત્યે વેરભાવ-દુર્ભાવ ન રાખવાનો, સહિષ્ણુતાનો સંદેશ ફેલાવ્યો છે તે સંઘવની રૂપ બને એવો છે.

રાજકારણને એમણે સાંકડા અર્થમાં જોયું નહીં—એટલે કે સત્તાકારણમાં રાજકારણની ઇતિશ્રી માની નહીં. માનવસમાજના સાચા હિતનું સાધન રાજકારણ થઈ શકે એ તેઓ જોઈ શકતા હતા અને તેથી એને છેક છાંડી દઈ શક્યા નહીં. રાજકારણથી એ દૂર રહ્યા નહીં. પદવી-સત્તાધારણથી દૂર રહ્યા. ભલભલી રાજકીય ફિલસૂફીઓ વાતો તો લોકના ભલાની કરે પણ રાજ-કારણને સાધનને બદલે સાધ્ય માની બેસવાથી-સત્તાપ્રાપ્તિ અને સત્તાધારણના ષડ્યંત્રમાં પરિણમી શકે છે એ એમની નરવી આંખે જોઈ લીધું. એ અર્થમાં એ ગાંધીની નજીકમાં નજીક છે. વર્તમાન સમયમાં ગાંધીના સાચા અનુયાયી તરીકે દુનિયાના કેટલાક અગ્રણી-ઓએ તેમને જોયા એમાં કોઈ આશ્ચર્ય નથી.

દેશ સ્વતંત્ર બન્યા પછી ૨૮ વર્ષે સરમુખત્યારશાહીના માર્ગ ઉપર જઈ પહોંચ્યો, તેમાંથી બચીને બીજી વાર સ્વાતંત્ર્ય એ પામ્યો તે જાગ્રત લોકશક્તિને પ્રતાપે. જયપ્રકાશજીનું અર્પણ હોય તો તે એ કે તેઓ લોકશક્તિ જાગ્રત કરવામાં રચ્યાપચ્યા રહ્યા.

જયપ્રકાશજી નકરા રાજકારણમાં કેમ ન રહ્યા, સત્તાસ્થાન પર પહોંચીને સેવા કેમ ન કરી—એવા પ્રશ્નો ઉઠાવવામાં આવે એ સ્વાભાવિક છે. જયપ્રકાશજી નખશિખ લોકકારણમાં રંગાયેલા હતા, સત્તાકારણમાં હરગિજ નહીં. સત્તાના તત્ત્વને ઓળખતા, સત્તાની માવજત યોગ્ય રીતે થાય તે માટે જાગ્રત હતા, સતત સચિંત હતા. પણ સકળ સત્તાની ગંગોત્રી લોકશક્તિ તેને સંચારિત કરવામાં એમણે પોતાનું જીવનકાર્ય જોયું. સ્વાતંત્ર્યનાં આરંભનાં વરસોમાં નેહરુ સાથે સમાજવાદીઓ જોડાય એવી વાટાઘાટો ચાલી, પણ તૂટી પડી. એક વાર અમદાવાદમાં સદ્ગત જિતેન્દ્ર મહેતાને ત્યાં ઝાડ નીચે ચર્ચામાં જયપ્રકાશે કહ્યું : કૅબિનેટમેં જવાહરલાલ અકેલે હૈં, મારા જેવાથી બોલાઈ ગયું : અગર આપ સાથ દેતે તો હમેં દો જવાહરલાલ મિલ જાતે. જે૦પી૦એ જરીક ખમચાઈ-ને અંગ્રેજી કહેવતની યાદ આપી કે એક કોયલથી વસંત જામતી

નથી. આપણો અભિગમ બદલાવો જોઈએ. વિચારો એના એ, પક્ષતંત્ર એનું એ, નોકરશાહી એની એ,—તો પછી તમે જોડાઈને કાંઈ નવું કરી શકો એ આશા કેવી? ગાંધીજીની જે કાંઈ સમગ્રપણે કરવાની નેમ હતી અને જીવન ટૂંકાતાં એ પાર ન પડી, તેનું મૂલગામી સર્વસ્પર્શી કશુંક થાય એ અભિલાષા જયપ્રકાશજીના હૃદયનો કબજો લઈને બેઠેલી જોઈ શકાય છે. એમાંથી જ સમયક્રમે 'સંપૂર્ણ ક્રાન્તિ'નું સ્વપ્ન એમણે પ્રસ્તુત કર્યું. એના વાહન તરીકે સરકારો એમના મનમાં વસે એમ ન હતું. ગમ્મત વિરાટ લોકશક્તિ કરતાં ઓછાથી ન જ ચાલે એ એમણે જોયું અને લોકશક્તિને સંચાલિત કરવામાં પોતાનું જીવનકાર્ય માન્યું. જયપ્રકાશમાં વિરાટ આન્દોલનો જગાવવાની જેટલી શક્તિ હતી તેટલી જ શાંતિ અને નક્કર રચનાત્મક કાર્ય–નિર્માણકાર્ય કરવાની શક્તિ હતી, જેના તરફ પૂરતું ધ્યાન અપાય તો સત્તા સ્વીકારીને જવાબદારી કેમ અદા ન કરી એ પ્રશ્ન પણ પૂછવા વારો ન રહે. અળગા લાગતા હતા ત્યારેય જયપ્રકાશજી કેવા પ્રજાના પ્રાણરૂપ પ્રશ્નો સાથે ભિડાયેલા રહેતા હતા! ચંબલખીણના ડાકુઓની સમસ્યા ઉકેલવામાં એ રોકાયા. મને જે૦પી૦ના જીવનના વિવિધ અધ્યાયોમાં આતંકવાદીઓની નક્સાલિટ્રી સાથીઓને મળતાં મુસાફરીમાં તેઓ પ્રભાવતીદેવી સાથે પહોંચી જઈ ઝાડ નીચે ધામા નાખી ગામનાં કામો–આતંકવાદીઓનાં માગાપોનાં પણ–નિપટાવે છે અને છેવટે આતંકવાદીઓને પણ રચનાત્મક કાર્યની મહત્તા સ્વીકારવા પ્રેરણા આપે છે—એ અધ્યાય ખૂબ હૃદયંગમ લાગે છે. રાજકારણની જે૦પી૦ પદ્ધતિના મુખાકૃર એવા અધ્યાયોમાંથી પકડાશે. જે૦પી૦એ કર્યાં સેમિનાર–સંમેલન ભર્યાં. ચૂંટણી બધા રાજકીય ભ્રષ્ટાચારની ગંગોત્રી હોઈ ચૂંટણીસુધારા માટેની ચર્ચામાં જનસંઘીઓનો ક્ષોભ પડતો મૂકીને પણ જોડાવા માર્ક્સવાદીઓને એ પ્રેરી શક્યા. બાંગલાદેશની લડાઈ વખતે જે૦પી૦ વિદેશમાં સદ્ભાવ–મિશન ઉપર ઊપડ્યા, શરૂઆતમાં જ આરબ દેશમાં અપમાનિત થયા પણ ધીરજ હારે તો જયપ્રકાશ શાના? સુંદર કાર્ય કર્યું. દેશમાં આંતરરાષ્ટ્રીય બાંગલાદેશ સંમેલન પણ એમણે ભર્યું.

લોકશક્તિ સાબદી હોય તો ગાંધીનગર કે દિલ્હીમાં તો ગમે તેને બેસાડોને! હવે માનવજીવન એટલું સંકુલ થતું આવે છે કે લોકશક્તિ જાગ્રત હોય એ જ મોટી અને સાચી ઓથરૂપ નીવડી શકશે.

જયપ્રકાશજીએ જે માનવહિતનો રાજમાર્ગ ચીંધ્યો અને સાંકડા સત્તાકારણમાં જાતને પુરાવા ન દીધી તેની પાછળ એમના ઋજુ હૃદયની વિશાળતા, એમનું અત્યારના ઇતિહાસનું નરવું અવલોકન અને ગાંધીજીનો પ્રત્યક્ષ દાખલો, એ પ્રેરણાઓ ઉપરાંત મને લાગે છે કે પ્રભાવતીદેવી પણ એક મુખ્ય પ્રેરણા હોવા સંભવ છે. પ્રભાવતીદેવીએ લગ્ન સંસારીસુખ માટે તો કર્યું ન હતું. પોતે જેનાં સહધર્મચારિણી બન્યાં તે પુરુષ ગાંધીબાપુના માર્ગને અનુસરે ને અજવાળે એવી એમની અંતરતમ આશા (આશિષ જ કહોને) હોય તો શી નવાઈ? પ્રભાવતીજીના અવસાન પછી એક વાર સંસદના કેન્દ્રીય ખંડમાં શ્રી ગંગાબાબુએ મને કહ્યું: સવારે જે૦પી૦ને મળ્યો. એમનામાં જીવવાની ઇચ્છા (વિલ ટુ લિવ) મેં ન જોઈ. મેં કહ્યું, ચાલો, એમને મળીએ. એ કહે, એ તો બપોરની ગાડીથી પટના ગયા. પહેલી વાર મેં કાગળ લખ્યો અને 'નાભિનન્દેત મરણમ્ નાભિનન્દેત જીવનમ્' —જીવનને ન વધાવીએ, મરણને પણ ન વધાવીએ, પ્રભાવતીજી વતીનું કામ પણ કરવાનું છે વગેરે લખ્યું. જયપ્રકાશજીએ છેલ્લાં વર્ષોમાં જે કામ કર્યું તેથી ભારતમાતાની આંતરડી ઠરી છે. એ જ પ્રમાણે પ્રભાવતીજીના આત્માએ પણ પૂર્ણ પ્રસન્નતા અનુભવી હશે.

જયપ્રકાશજી અને પ્રભાવતીજીનો અમારા કુટુંબ સાથે આત્મીય સંબંધ હતો. એક વખત અમદાવાદમાં સાથે પણ રહેલાં. દીકરીઓ ઉપર બહુ ભાવ. બીજી વાર આવ્યા ત્યારે સ્વાતિ પરદેશ હતી એટલે કાગળમાં લખ્યું, 'તુમ્હારે બિના ઘર સૂના લગા' ૧૯૭૪માં તેમની ઉત્તર બિહારના હાજીપુર, સીતામઢી જિલ્લાઓની યાત્રામાં હું સાથે રહ્યો હતો. રસ્તાઓ ઉપર, ગામેગામ, સભાસ્થાનોએ લોકોના ઉત્સાહનું દર્શન એ એક અનુભવ હતો. વાતાવરણમાં અપૂર્વ ચેતનાનો સંચાર હતો. ૧૯૭૫ના નવેમ્બરમાં અત્યંત બીમાર હાલતમાં એમને છોડી મૂક્યા ત્યારે દિલ્હીમાં હોસ્પિટલમાં એમને મળવા ગયો હતો. પગ સૂજી ગયેલા હતા. અવાજ બહુ જ ક્ષીણ હતો. પછી મુંબઈ જસલોકમાં પણ અવારનવાર મળવા જતો. પટણા બે વાર ખબર કાઢવા ગયો હતો. છેલ્લા ફેબ્રુઆરીમાં ગયો ત્યારે પ્રમાણમાં તેમની તબિયત સારી હતી. સાંજે થોડુંક બહાર નીકળતા. દાદર સુધી આવતાં જમણી તરફ દીવાલ પર સાથી લોહિયાની છબી આગળ ઊભા રહી ગયા. લડાક માણસ સુંદર કેટલો લાગે છે—એ જાતના ઉદ્ગાર સાથે મિત્રની છબી તરફ જોઈ રહ્યા. ગંગાકાકે પોતે સ્થાપેલા સમાજ સંશોધન કેન્દ્રના ઉતારે મને મૂકી બહેનને ઘેર ગયા. સવારે એમની સાથે નાસ્તા માટે જવાનું હતું. અગાશી ઉપર ખુલ્લામાં અમે બે–અઢી કલાક, ડાયાલિસિસ માટે એ ઊઠ્યા ત્યાં સુધી વાતો કરતા બેઠા. અગાશી હતી નાનકડી પણ અત્યંત સુંદર ખિલેલાં ગુલાબોથી ઊભરાતી હતી. ગુલાબોની જમાતમાં જઈ ચઢ્યા હોઈએ એવું લાગે. સદ્ગત રાવસાહેબ પટવર્ધને અગાશીમાં ગુલાબો ખિલાવેલાં તેની મેં વાત કરી. હાથ ધોવા એ ઊઠ્યા–સ્વચ્છતા અને સુઘડ પહેરવેશમાં જે૦પી૦ને ઓછા લોકો પહોંચી શકે—અને એક ઊંચી ડાળી પરના પ્રફુલ્લદલ વાટીલા ગુલાબપુષ્પ તરફ એમણે ધ્યાન ખેંચ્યું.

અમસ્તા વાયુકંપથી જેના તાર બજી ઊઠે એવી બીન જેવું નાજુક જે૦પી૦નું હૃદયતંત્ર હતું. અને વજ્રકઠોર પણ હતું સ્તો. કોઈ વાર લાગે કે નિવેદનોની બાબતોમાં તે કમનસીબ હતા. (એક વાર મેં આ તરફ એમનું ધ્યાન ખેંચવાની ધૃષ્ટતા કરેલી.) ગાંધીજીની હત્યા પછી સરદાર બે ખાતાંની કામગીરી સંભાળતા

હના તે અંગેનું, શ્યામપ્રસાદ મુકરજીના અવસાન પછીનું, દ્વિજ-રતીઓનો પ્રશ્ન વિકટ બન્યો ત્યારે પૂર્વ પાકિસ્તાન સામે ચઢાઈ કરવા અંગેનું—એવાં કેટલાક નિવેદનોનું જાગૃકારોને તરત સ્મરણ થશે. પણ લાંબો સમય ગેરસમજૂતી રહેવા પામતી નહીં. યથાર્થ સ્પષ્ટીકરણ તરત થઈ જતું. આમાં એમના સ્વભાવની સરલતા ભાગ ભજવી જતી, પણ વિજય થતો એમના મહાનુ-ભાવપણાનો, હૃદયની નિરાગસ સચ્ચાઈનો. જ્યાં મૂલ્યોનો પ્રશ્ન હોય ત્યાં એમને કોઈ મૂંગા રાખી શકે નહીં. પણ પોતે તદ્દન નિઃસ્પૃહ અને કોઈનીય પ્રત્યે—કહેવાતા વિરોધી પ્રત્યે પણ જરીકે દુર્ભાવ નહીં બલકે સદ્‌ભાવનો અભાવ નહીં, તેથી બધું સરખું નરવું નીવડી આવે.

સર્વોદય મંડળની એક માન્યતા વિશે સાંભળ્યું છે કે ભૂદાન-પ્રવૃત્તિમાં એક સંત છે, એક રાજપુરુષ. સંત તે પટણાના.

ગાંધીજીના ઉત્તરાધિકારી પોતે છે એવો અભિનિવેશ કોઈ કોઈમાં જોવા મળ્યો છે. એવા કશા અભિનિવેશ વગર, બલકે પોતાની નિર્બળતાઓના પૂરા ભાન સાથે, સહજ ભાવે જયપ્રકાશજી ગાંધીજીના સાચા ઉત્તરાધિકારી નીવડી આવ્યા. મને લાગે છે કે મહત્ત્વની વસ્તુ છે તે એ છે કે માણસ વડાપ્રધાન તરીકેની જવાબદારી સ્વીકારે કે ન સ્વીકારે એ પ્રશ્ન નથી, માણસ સંગ્રામ-ની ભીંસમાં વચ્ચોવચ (ઇન ધ થિક ઑફ ધ બૅટલ) ચાલુ અડીખમ ઊભો રહે છે કે કેમ તે છે. જ્યારે જવાહરલાલજી અને સરદાર લોકોને ઊણા ઊતરતા જણાયા, ત્યારે ગાંધીજીએ કહ્યું હતું કે જો આ બે જણા મારી વાત સમજતા ન હોય તો શું હું કુમારપ્પા અને જાજૂજીને દિલ્હીમાં બેસાડું? છેવટે રાજકાજ વ્યક્તિવિશેષો દ્વારા ચાલવાનું છે, જો તેઓ કાળજી વગરના બની જાય તો મૂળ પ્રેરણામૂર્તિ વ્યક્તિ એકલી કેટલું કરી શકે? ગાંધીજી અને જયપ્રકાશજી નિર્લેપપણે સતત સંગ્રામની ભીંસમાં ખડા રહેતા તે એમનું માનવઇતિહાસમાં મુખ્ય અર્પણ છે.

જે૦પી૦ના જીવનકાર્યની ફલશ્રુતિ? પરાજય? વિફલતા? ચંડી-ગઢમાં એમનું દિલ આક્રોશ કરી ઊઠે છે: મારી આખી દુનિયા મારી આસપાસ ભૂકેભૂકા થઈને વેરવિખેર પડી છે. તે પછી વિજય પણ સાંપડ્યો. દિલ્હીમાં વિરોધી પક્ષોની સરકાર સ્થાપી શકાઈ. પણ તે ચંદરોજ. જનતાપક્ષ તૂટ્યો તેની સાથે જે૦પી૦ના સ્વપ્નો તૂટતાં નથી. એ પક્ષના ધુરીણો ઉપરાંત પણ દેશમાં માણસો—ખાસ કરીને યુવાનો છે, આવી રહ્યા છે. ઉપરાંત ગાંધીજી વિશે ગુરુદેવ ટાગોરે કહ્યું હતું તે સ્મૃતિમાં રાખીએ: ગાંધીના આવ-વાથી જગત સુધરી જશે એવું નહીં બને, પણ જગતના લોકોને હંમેશાં એમનામાંથી પ્રકાશ મળતો રહેશે. શ્રીકૃષ્ણનો અંત, ગાંધીજી-નો અંત પણ સ્મરણમાં રાખીએ. જે૦પી૦ને મેની આખરે મુંબઈમાં છેલ્લો મળ્યો ત્યારે બોલી ગયા: કૌનસે પાપ કિયે હોંગે કિ યહ સબ દેખના પડતા હૈ? ગાંધીજીના છેલ્લા મહિનાઓના ઉદ્‌ગારો પણ ઓછા હૃદયવેધક નથી. જે૦પી૦ને મેં માત્ર કહ્યું: આપકી પુણ્યાઈ બહુત હૈ, ભારતકી ભી.

પક્ષાપક્ષીના આ વાતાવરણમાં સરકારના કે પોતે અને જવાહરલાલજીના કાળાને અવગણવાના પ્રશ્નો થાય છે, તેમ જયપ્રકાશજી અંગે પણ થશે, ગાંધીજી અંગેય ન થયા નહોય કિં. પણ આખરે પાછલા આ ગાળાનો વિરોધાભાસોમાં ઉન્નત શૃંગો જેમ હંમેશાં પ્રેરણાસ્રોત બની રહેવાના છે.

હવે જ્યારે પક્ષાપક્ષીની ખેંચતાણીઓની પાર જયપ્રકાશજીને આપણે જોઈએ છીએ—એક વરસ પછી—જવું કે યુગો પછી—ત્યારે તેમને એ કેવી રીતે આપણા કાળના નેતા તેમ એમના 'સંપૂર્ણ ક્રાન્તિ'ના કાર્યક્રમને ધ્યાનપૂર્વક જોઈને ધ્યાન કાઢેલ જોઈએ એમણે કહ્યું છે કે મોટે ભાગે એ ગાંધીજીના વિચારમાળખા પર આધારિત છે.

ગામડાંને પ્રાધાન્ય મળે, મધ્યમ અને નાના ઉદ્યોગોને રક્ષણ અપાય, તેને માટેની સંનિવેશનિક પદ્ધતિઓને અપનાવવાનું વલણ રહે, સત્તાનું વિકેન્દ્રીકરણ થાય—રાજકારણમાં વધુ વિશાળવર્ગોની સાચી હિસ્સેદારી વધે, કેળવણી લાદવણી ય ન રહેતાં લક્ષ્મણના સામાજિક-આર્થિક જીવનને બંધબેસતી અને પોષનારી હોય, જાતિ અને વર્ગના ભેદો ભૂંસાતા આવે એવાં વિકાસકાર્યો અને પરિ-વર્તનોનાં મંડાણ થાય, એ આખો નકશો વીસમી સદીની છેલ્લી વીશીમાં ભારતને કામ આપે એવો છે.

જયપ્રકાશજી ક્યારેક કાવ્યરચના કરતા. કટોકટી સમયના 'જયગીત' (શીર્ષકમાં જ એક પ્રકારની કટાક્ષમયતા છે)માં એમણે પોતાના જીવનકાર્યની ફલશ્રુતિ યોગ્ય રીતે નિર્દેશી છે:

સબ કુછ સમર્પિત ઈશ કો તો

'દેશ કો' કહેતા નથી, 'ઈશ કો' કહે છે. દેશ પણ ઈશને પહોંચવાનું સાધન. દેશથી પણ કંઈક ઊંચેરું છે તેને સર્વસમર્પણ કરવાનું તો હોય.

સબ કુછ સમર્પિત ઈશ કો, તો<br>
વિફલતાઓં પર તુષ્ટ હૂં અપની<br>
ઔર યહ વિફલ જીવન<br>
શત શત ધન્ય હોગા, યદિ<br>
સમાનધર્મા પ્રિય તરુણોં કા<br>
કંટકાકીર્ણ માર્ગ યહ<br>
કુછ સુગમ બન જાયે.

જયપ્રકાશજીના જીવનકાર્યમાં કંઈક એવું સત્ત્વ તું છે કે એમને સમાનધર્માઓ મળ્યે જવાના. યુવાનોનો જેટલો સાથ જયપ્રકાશજીને મળ્યો તેટલો ગાંધીજી પછી ભાગ્યે જ કોઈને મળ્યો હોય. એમણે સમાનધર્માઓના માર્ગમાંથી કંટકો દૂર કરવાનો જ પ્રયત્ન કર્યો નથી, આંતર પ્રેરણાની ખુશબો પણ રેલાવી છે

○ ઉમાશંકર જોશી

ગુચ્છ ત્રણ

# યુવાનોની પ્રેરણામૂર્તિ

## જયપ્રકાશ હૈ નામ દેશકી આતુર હઠી જવાનીકા

હાં જયપ્રકાશ હૈ નામ સમયકી કરવટકા અંગડાઈકા
ભૂચાલ બવંડરકે ખ્વાબોંસે ભરી હુઈ તરુણાઈકા.

રાષ્ટ્રકવિ દિનકરની આ પંક્તિઓ રહી રહીને યાદ દેવડાવે છે કે જે૦પી૦ સૌના હતા, પરંતુ સૌથી વધુ તરુણોના હતા. તેથી ૧૯૪૨નો વિદ્રોહ હો યા ૧૯૭૪નું તોફાન હો, દેશની તરુણાઈ જે૦પી૦ની પાછળ પાગલ હતી. ધર્મવીર ભારતીનું ખેંચેલું ચિત્ર કેટલું મર્મસ્પર્શી છે :

> ના-સમઝ બચ્ચોંને પટક દિયે પોથિયાં ઔર બસ્તે
> ફેંક દી હૈં ખડિયા ઔર સ્લેટ
> ઈસ નામાકૂલ જાદૂગરકે પીછે ચૂહોંકી તરહ
> સફર–સફર ભાગતે ચલે જા રહે હૈં
>
> . ...ખલક ખુદાકા, મુલુક બાશ્શાકા...

જયપ્રકાશે રાષ્ટ્રની તરુણ શક્તિને નવ પરિચય અને નવગાન આપ્યાં. ચિર-ઉપેક્ષિત, ચિર-તિરસ્કૃત વિદ્રોહિણી યુવાશક્તિની અપાર અને અનંત સંભાવનાઓને જે૦પી૦એ પ્રકાશિત કરી. ક્રાંતિના સનાતન પથિક જયપ્રકાશે ક્રાંતિની ખોજમાં મજૂરો, કિસાનો, રાજકીય પક્ષો અને સર્વોદય— આ બધાની સાધના કરી પણ છેવટે તો ટેકો લીધો દેશની તરુણાઈનો. ક્રાંતિના વિધાતાએ સંગઠિત યુવાશક્તિને જ ક્રાંતિના સૌથી વિશ્વાસપાત્ર સાધન તરીકે માની.

આનું મુખ્ય કારણ એ છે કે તરુણાઈમાં નિહિત સ્વાર્થ સૌથી ઓછામાં ઓછો હોય છે. શ્રમિકોની ક્રાંતિ— "પેન્શન અને પ્રમોશન"માં, કિસાનોની ક્રાંતિ— "વીજળી, ખાતર ને પાણી"માં, અને રાજકીય પક્ષોની ક્રાંતિ— "યેન કેન પ્રકારેણ સત્તા પ્રાપ્ત કરવામાં અને ટકાવી રાખવામાં" જ સમાપ્ત થાય છે. સત્તા-પરિવર્તનથી ક્રાંતિ થઈ જતી હોત તો વિશ્વમાં જેટલાં સત્તા-પરિવર્તનો થયાં છે તે બધા ક્રાંતિ જ કહેવાત. પરંતુ સત્તા પર જનતાનું વર્ચસ્વ નહીં સ્થપાય ત્યાં સુધી સાચી ક્રાંતિ નહીં થાય. તરુણોને પોતાનો કોઈ નિહિત સ્વાર્થ નથી હોતો, એ લોકો તો ક્રાંતિ-કુંડમાં ઝંપલાવે છે તે એટલા માટે કે રાષ્ટ્રહિત અને જનતાના હિતનું સાધન થઈ શકે. જે કોઈ નિહિત સ્વાર્થનો ગુલામ હશે તે ક્યારેય ભગતસિંહ, રાજગુરુ, સુખદેવ યા જયપ્રકાશ નહીં બની શકે. નિહિત સ્વાર્થના પૂજારી સત્તાના સોદાગર બની શકે, ક્રાંતિ-પથના રાહી નહીં.

નવયુવાનો નિહિત સ્વાર્થોથી છેટા રહી શકે છે કારણ કે એમનાં દિલ બીજાઓ કરતાં વધારે સંવેદનશીલ હોય છે. જ્યાં એ વેદના અને પીડા ભાળે છે ત્યાં એ સહજ જ ખેંચાઈ જાય છે અને કંઈ ને કંઈ કરવા મંડી પડે છે. બુદ્ધનું હૃદય સંવેદનશીલ ન હોત તો વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જે સંસ્પર્શ એમને થયો તે ન થયો હોત અને એ કરુણાની ક્રાંતિના જનક ન બન્યા હોત. સુકુમાર લોકોનાં હૃદય સંવેદનશીલ હોય તે સ્વાભાવિક જ

છે, અને તેથી જ એ લોકો ક્રાંતિના સ્વાભાવિક વાહક બની જાય છે. એ પોતાની આંખો સામે અન્યાય અને જુલમ સાંખી શકતા નથી અને તેથી એનો પ્રતિકાર કરવા ઊતરી પડે છે. આમાંથી જ ક્રાંતિના શ્રીગણેશ થાય છે.

કેવળ સંવેદનશીલતા ક્રાંતિ માટે પૂરતો મસાલો નથી. એની સાથે જોખમ ઉઠાવવાનું સાહસ પણ હોવું જોઈએ. જે વ્યક્તિ નિહિત સ્વાર્થમાં ફસાયેલી હોય છે તે ઘણું ખરું ભારે જોખમ ખેડી શકતી નથી. નવજવાનોમાં જોખમ ખેડવાની વૃત્તિ અને શક્તિ બંને હોય છે.

ક્રાંતિને પુરુષાર્થ અને અભિક્રમ જોઈતા હોય છે. યુવાવર્ગ પાસે બંને હોય છે. ખરી વાત એ છે કે આ વર્ગ પાસે અતિરિક્ત ( surplus ) શક્તિ હોય છે, તેથી એને થાક ઓછો લાગે છે. પુરુષાર્થ અને ક્રિયાશીલતામાં જ એને આનંદ આવે છે. જે લોકો વૃદ્ધ હોય છે તે મોટે ભાગે થાકી જતા હોય છે. યુવક વર્ગને નથી લાગતો માનસિક થાક કે નથી લાગતો શારીરિક થાક. એ તો નિરંતર પુરુષાર્થ પ્રકટ કરવા માગતો હોય છે.

ક્રાંતિને સંવેદનશીલતા, અભિક્રમ અને સાહસની સાથે સર્જનાત્મકતા પણ જોઈતી હોય છે. કારણ, ક્રાંતિ ચીલામાં જ ચાલનારી વસ્તુ નથી. એને નવો પંથ અને નવી કલ્પના જોઈતાં હોય છે. તરુણ પણ હમેશાં નવી કલ્પના અને નવા પંથ પર ચાલવા ઇચ્છતો હોય છે. આ એનો સ્વાભાવિક ધર્મ છે અને તેથી ક્રાંતિ માટે એ બીજા લોકો કરતાં વધારે અનુકૂળ હોય છે. તરુણાઈને રૂઢિઓ અને અંધવિશ્વાસ પ્રત્યે મોહ નથી હોતો, એ પરિવર્તનની પક્ષકાર હોય છે.

મોટે ભાગે તરુણાઈ સહેલાઈથી સંગઠિત થઈ શકે છે. શિક્ષણ સંસ્થાઓમાં એ લોકો સ્વાભાવિક જ સાથે રહેતા હોય છે. એટલે ક્રાંતિની અગ્નિશિખા પ્રજ્વલિત થવા માંડે ત્યાં તત્ક્ષણ યુવાવર્ગ એનો જ્યોતિર્ધર બનવા આગળ ધપી આવે છે. ગુજરાત હો, બિહાર હો કે અસામ હો, દરેક જગ્યાએ યુવાશક્તિ આન્દોલનની જવાબદારી ઉઠાવી લે છે.

બીજી રીતે જુઓ તો તરુણોની સંખ્યાશક્તિ પણ ઓછી નથી હોતી. દસ વર્ષના કિશોરથી માંડીને પાંત્રીસ વર્ષ સુધીના લોકોની એમાં ગણતરી કરીએ તો એ સંપૂર્ણ વસ્તીના અડધાથી વધારે હોય છે. આવી રીતે સમાજના અડધાથી વધારે ભાગના લોકો એક વાતને વરીને એના માટે કામ કરવા લાગી જાય તો સમાજમાં એનાથી એક આન્દોલન ઊભું થઈ જાય. એ જે તરફ આગળ વધે ત્યાં આકાશ ઝૂકી જાય.

ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે કે સમકાલીન વિશ્વમાં મોટા મોટા સત્તાધારીઓ પણ યુવકોની અગ્નિ સામે ધૂળ ફાકતા થઈ ગયા. પાકિસ્તાનમાં અયૂબશાહી, ઇંડોનેશિયામાં સુકર્ણશાહી, ફ્રાંસમાં દ'ગોલશાહી અને ભારતમાં ઇંદિરાશાહી યુવાશક્તિ સામે ઝૂકી ગઈ. ભારતમાં બધા વિરોધી પક્ષો વરસોથી પોતાની તાકાત અજમાવી રહ્યા હતા, પરંતુ કોંગ્રેસના કાંગરા ખર્યા નહોતા. પણ યુવાશક્તિ સંગઠિત થઈને ઊભી થઈ અને સત્તાનો તખ્તો પલટાઈ ગયો.

આધ્યાત્મિક દૃષ્ટિએ પણ યુવાશક્તિ તુલનાત્મક રીતે વધુ શુદ્ધ, નિષ્પાપ અને નિષ્પ્રપંચ હોય છે. તેથી જનતાને ખૂબ એના પર વધારે વિશ્વાસ હોય છે. કહે છે ને કે બાળકોનાં હૃદયમાં ભગવાનનો વાસ હોય છે. એનો અર્થ એટલો જ કે એ લોકો સરળ અને નિષ્પ્રપંચ હોય છે. અને આને જ લીધે એ લોકો નિહિત સ્વાર્થથી વેગળા રહી શકે છે.

યુવાશક્તિ આખે જ યુગ પલટી નાખે છે. કેવળ રાજકીય ક્ષેત્રમાં જ નહીં, આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ યુવાશક્તિએ કમાલ કરી દેખાડી છે. વિશ્વવિજેતા સિકંદર યુવાન હતો તો વિરાગના ક્ષેત્રમાં દિગ્વિજય કરનાર શંકરાચાર્ય પણ યુવાન હતા. ચક્રવ્યૂહ ભેદવાનો પુરુષાર્થ યુવાન અભિમન્યુ કરી શકતો હતો તો વેદાંતના સંદેશાથી વિશ્વને પ્રભાવિત કરનાર વિવેકાનંદ પણ યુવાન જ હતા. યુદ્ધભૂમિમાં શ્રીકૃષ્ણે ગીતાનું ગાન કર્યું ત્યારે એ યુવાન જ હતા અને કપિલવસ્તુનો ત્યાગ કર્યો ત્યારે ભગવાન બુદ્ધ પણ યુવાન હતા. આ બધા પરથી ફલિત તો એટલું જ થાય છે કે યુવાશક્તિ વગર નથી તો રાજકીય ક્રાંતિ ટકી શકતી કે નથી આધ્યાત્મિક યુગાન્તર આવી શકતું. ખરું જોતાં યુગાંતર સામાજિક હો યા આધ્યાત્મિક, એ નવો પંથ માગે છે, નવું બલિદાન માગે છે અને નિત્યસમર્પણ માગે છે જે કેવળ યુવાવર્ગ જ આપી શકે તેમ છે.

આવાં આવાં કારણોને લઈને જે૦પી૦ યુવાવર્ગ પ્રત્યે આટલા અભિમુખ હતા. યુવાવર્ગમાં અપાર કર્તૃત્વશક્તિ ભરેલી હોય છે. એ યથાશક્તિને સ્વીકારી જ નથી શકતા. એ વાત ખરી કે એમનામાં જોશ વધારે અને હોશ પ્રમાણમાં ઓછાં હોય છે. પણ જો એમને સરખી દિશા આપવામાં આવે તો એ અસંભવને સંભવ કરી દેખાડી શકે. જે૦પી૦એ પોતાના જીવનમાં આનો અનેક વાર પ્રયોગ કરી દેખાડ્યો. સ્વતંત્રતા સંગ્રામના એ ઝંઝાવાતી દિવસોમાં પોતાને બાળી આઝાદીની જ્યોત ઝગમગાવનાર આ નવજવાનો જ હતા. એ વખતે રાજનીતિના મોટા ભાગના ભીષ્મપિતામહો તો ચુપચુપ જેલોના સળિયા પાછળ બંધ થઈ ગયા. પરંતુ તે વખતે પણ ક્રાંતિની જ્વાળા પ્રગટાવનાર યુવાનો જ હતા. ત્યાર બાદ જ્યારે જે૦પી૦ને પક્ષીય રાજકારણ તરફ અણગમો થયો, અને સર્વોદયના ક્ષેત્રમાં આવ્યા ત્યારે પણ એમણે 'તરુણ શાંતિ સેના' નામનું સંગઠન રચ્યું અને વિકસિત કર્યું. ખુદ સર્વોદય સમાજમાં પણ યુગાંતર આણવાની આવશ્યકતા ઊભી થઈ હતી. તરુણ શાંતિસેના રચનાત્મક કામ કરતી જ હતી, પણ અન્યાયનો પ્રતીકાર કરવા સદા સચેત પણ રહેતી. બિહારના ભીષણ દુકાળ વખતે દેશની સામે પડકાર હતો. જે૦પી૦ને થયું કે રાષ્ટ્રની આવી વિરાટ સમસ્યાઓ સામે ઝૂઝવા માટે રાષ્ટ્રની યુવાશક્તિને વિધાયક દિશા આપવામાં આવે તો એ ચમત્કાર સર્જી શકે.

કાળનાં હિન્દુ અને મુસ્લિમ નેતાઓએ ચેતવણીનો સૂર કાઢ્યો હતો કે ખિલાફતના મુદ્દાને હિન્દુ-મુસ્લિમ ઐક્યના ઉકેલ માટેના ઉપાય તરીકે હાથ ધરવામાં રાજકીય ગેરડહાપણ છે. પણ ગાંધીજીએ એ જોખમ ઉઠાવ્યું. તેનું રાજકીય 'પોસ્ટ મોર્ટમ' કરનારા પંડિતોએ નિદાન કર્યું તેમાં આ કેસને રાજકીય ગેરડહાપણનો ગણ્યો. અમુક અંશે એ નિદાન સાચું પણ છે. પણ પ્રશ્ન એ છે કે આ વિકટ સમસ્યા ઉકેલ્યા વગર દેશ આગળ નહિ વધી શકે, એવું બધા નેતાઓ માનતા હોવા છતાં તેના ઉકેલ માટેનો પુરુષાર્થ કરવાનું બીજા કોઈને કેમ ન સૂઝ્યું? એટલું જ નહિ, પણ એ પ્રશ્ન જ નથી, એમ માની આંખમીંચામણાં કેમ કર્યાં? લોકનાયકો હંમેશાં આવાં જોખમો ખેડવાનું જિગર ધરાવતા હોય છે. 'કોઈકે કંઈક તો કરવું જ પડશે ને?' એવો ભાવ તેમના ચિત્તમાં ઉગ્રપણે વ્યાપી ગયેલો હોય છે. અને તેવે વખતે મોટા ભાગના બૌદ્ધિકો જોખમ રહિત કિનારા પર ઊભાં ઊભાં જોખમોના વેગીલા પ્રવાહમાં સામે પૂરે તરતા નાયકોના એકેએક વર્તનને ઓલિમ્પિકના પ્રેક્ષકની અદાથી જોતા હોય છે. આથી જ ગાંધીજીએ દેશની અનેક સમસ્યાઓમાંની એક સમસ્યા એ કહી હતી કે આ દેશમાં બૌદ્ધિકો કઠોરચિત્ત છે.

આ જ વાત જે૦પી૦એ ખેડેલા જોખમને લાગુ પડે છે એમ મને લાગે છે.

જે૦પી૦નું સમગ્રજીવન એક ભવ્ય યાત્રા જેવું છે. ઘણા વિચાર-દેવતાઓના તીર્થે તેમણે માથું નમાવીને ભક્તિ અર્પી છે. પણ તેમના જીવને અજંપો ચાલુ જ રહ્યો છે. માનવીય પ્રશ્નોને ગહરાઈથી જોવા સમજવાની તેમની તીવ્ર જિજ્ઞાસા, લોકહિતાર્થે જીવન સમર્પી દેવાની તમન્ના, સ્ફટિક સમ શુદ્ધ ચિત્તતંત્ર, નિર્ભયતા અને અંગત રાગદ્વેષમાંથી છૂટી વૈચારિક ભૂમિકા પર જ ગુણ-અવગુણને જોવાની દૃષ્ટિ, અને સતત ચિત્તના ઊંડાણમાંથી પાતાળ ફોડીને નીકળતો ચેતનાનો પ્રવાહ—આ બધાના બળથી તેઓ એક પછી એક ઉત્તુંગ શિખરો પર ચડતાં ચડતાં કેટકેટલા દેવતાઓનાં તીર્થસ્થાનોએ યાત્રા કરતા ફર્યા. આમાંથી તેમને એક જીવનદર્શન લાધ્યું હોય એમ લાગે છે. જોકે એવો ભારે શબ્દ તેઓ કદી પોતાને માટે ન જ વાપરે. ગાંધીજીએ 'હિન્દ સ્વરાજ' ૧૯૦૯માં લખ્યું, લગભગ ૪૦ વરસની ઉંમરે તેમના ચિંતનમાં ને શ્રદ્ધાપિંડમાં પકવતા આવી ગઈ હતી. જે૦પી૦નું એવું નથી થયું. સમગ્ર ક્રાંતિની તેમની વિભાવના પૂરી સ્પષ્ટ બહુ જ મોડી થઈ. પણ માનવીના ભાવિની માર્ક્સની, ગાંધીજીની, વિનોબાજીની કલ્પનાના અભ્યાસમાંથી તેમનો પોતાનો વિચારપિંડ બંધાયો. પણ તેના માધ્યમ તરીકે માર્ક્સ, ગાંધી કે વિનોબાની જેમ કોઈ વિશિષ્ટ ફલક બાંધી નહોતા શક્યા. સ્વભાવે તેઓ ક્ષત્રિય હતા. નિર્ભયતા તો તેમના લોહીના કણેકણમાં હતી. જેવી નિર્ભયતા, તેવી જ નમ્રતા. જેવી વીરતા તેવી જ ક્ષમાવૃત્તિ. આથી તે સ્વરાજના પૂર્વકાળના ને સ્વરાજ પછીના આન્દોલનોમાં લોકોના હામી તરીકેનું આદરપાત્ર સ્થાન પામ્યા. क्षतात् किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनेषु रूढः। કાલિદાસની એ વ્યાખ્યા મુજબ તેઓ હંમેશાં પ્રજાના કોઈ પણ—ને ખાસ કરીને ગરીબ નબળા-વર્ગને થતા ક્ષતમાંથી બચાવનાર તરીકેનો રોલ ભજવવાનું કામ તેમનું રહ્યું છે. તેમનું નિત્યયૌવન આમાં અનેક યુવાનોને પણ પ્રેરણા ને બળ આપનાર બનતું હતું. યુવાશક્તિનું અત્યંત ઉદ્દામ, શુદ્ધ ને ગતિશીલ સ્વરૂપ જે૦પી૦માં પ્રગટ થાય છે. પણ કેવળ રાજકીય ફલક પર આવા અન્યાયોનો સામનો કરવામાં અન્યાયોના મૂળને ડામી શકાતું નથી, એ તેમની નજરમાં આવતાં વાર ન લાગી. આમાંથી જ ગાંધીજી અને વિનોબાના વિચારો, કાર્યક્રમો ને કાર્યપદ્ધતિ તરફ તેમનું ધ્યાન ખેંચાયું ને તેનું આકર્ષણ થયું. ને આમાંથી જ તેમના મનમાં 'સમગ્ર ક્રાંતિ'ની વિભાવનાએ મૂળ નાખ્યાં.

આ સમગ્ર ક્રાંતિ તે કાંઈ જે૦પી૦ની નવી વિચારની પજ નથી પણ તેમાં તેમણે પોતાના કાર્યને એક વ્યાપક દિશાને ફલક આપ્યો, એમ કહી શકાય. લોકશાહી પર આપણા રાજકારણની ગતિવિધિમાંથી, રાજકીય પક્ષોની સત્તા માટેની સાઠમારીમાંથી ખતરાઓ ઊભા થતા દેખાયા. અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ આ ખતરાઓને વધુ તીવ્ર બનાવે તેવી પરિસ્થિતિ પણ ઊભી થવા લાગી. ભ્રષ્ટાચાર રાજકીય ક્ષેત્રમાંથી ફેલાતાં ફેલાતાં જાહેર જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં ને સ્તરે ફેલાવા લાગ્યો ને જીવનનાં મૂલ્યોનો હ્રાસ થતો દેખાવા લાગ્યો ત્યારે એક બાજુથી જેમ તેમને લોકશાહીનાં જ સાધનોથી આ બળો સામે સંઘર્ષ કરવાનું તાક્યું, તેમ બીજી બાજુથી આ સંઘર્ષમાં પડનાર સૈનિકો—યુવાશક્તિએ તેમના અંગત, કૌટુમ્બિક અને સામાજિક જીવનમાં થતા અન્યાયો સામે પણ એવો જ સંઘર્ષ ખેલવાનો છે, તેની યાદ સતત આવ્યા કરી. અને એ રીતે આમૂલ ક્રાંતિ—વૈચારિકક્ષેત્રે ને આચારક્ષેત્રે ઊભી કરવાનો ભગીરથ પુરુષાર્થ તેમનું જીવનકાર્ય તેમનાં છેલ્લાં વરસોમાં બની રહ્યું. પણ જેમ ગાંધીજીના જીવનકાળમાં બન્યું હતું, તેમ તેમના સાથીઓને—બૌદ્ધિકોને ને સામાન્ય પ્રજાજનને માત્ર સ્વરાજ મળે તેનો રસ હતો. પણ સ્વરાજની તેમની કલ્પના માત્ર પરદેશી શાસનમાંથી મુક્તિથી આગળ જતી નહોતી. તેમજ જે૦પી૦ની પાછળ સંઘર્ષોમાં પડેલા યુવાનો, રાજકીય પક્ષના નેતાઓ કે બૌદ્ધિકોને તત્કાલીન પ્રશ્નો આ સંઘર્ષ દ્વારા પતે તો 'ભયોભયો' લાગતું હતું. આથી જ નવનિર્માણના આંદોલનનો અંત અને અંત્યેષ્ઠિ લગભગ સાથે જ થયાં. બિહાર આન્દોલનની પણ આ સ્થિતિ થઈ. જનતા પક્ષની રચનામાં પણ આ જ સ્થિતિ થઈ. પણ તેનો દોષ જે૦પી૦ની કાચી રાજકીય સમજને આપવો તે તેમને અન્યાય કરવા જેવું છે. જેમનો આત્મા સામે જ થઈ રહેલા અન્યાયોથી કકળી ઊઠ્યો હોય, તે તો માત્ર પોતાના જીવના જોખમે જ નહિ પણ લોકશક્તિના કાચાં પાકાં સાધનોને લઈને પણ ઝંપલાવે છે. ને તેમાંથી નવી શક્તિ નિર્માણ થઈ પણ જાય એવી આશા સેવે છે.

પણ આપણે જોયું કે જે૦પી૦ની આપણને જેટલી જરૂર લાગી તેટલી જે૦પી૦ના વિચારની જરૂર આપણા નેતાઓને કે મધ્યમ-

વર્ગને કે યુવાનોને ન લાગી એ આપણું રાજકીય ગેરડહાપણ, બુદ્ધિની અપરિપક્વતા બતાવે છે. પક્ષ અને રાષ્ટ્ર વચ્ચેનો ભેદ સમજવા જેટલી સામાન્ય બુદ્ધિ કે જે લોકશાહીને ગતિ આપવામાં પહેલી શરત ગણાય—પણ આપણે હજી મેળવવાની બાકી છે, એટલો જ એનો અર્થ થાય. જે૦પી૦ તો આ રાજકીય પરિપક્વતાને આંબી ગયેલો લોકનાયક હતો. આપણે જ કાચા પડ્યા.

પણ હવે ભલે જે૦પી૦ નથી પણ તેમના વારસદાર હોવાનો ગર્વ અનુભવનાર યુવાશક્તિએ પોતાના વ્યક્તિગત જીવનમાં આ સમગ્ર ક્રાંતિની હવા ભરવી જોઈશે. ક્રાતિ કંઈ ઉપરથી પડતી નથી, તે કોઈના તરફથી ભેટ પણ મળતી નથી, તેનું તો ચિત્તના ગર્ભમાં સેવન કરવું પડે છે. આજે યુવાશક્તિની મથરાવટી મેલી છે. આડધડે તોડફોડ કરવી, તે યુવાશક્તિનું વ્યાવર્તક લક્ષણ ગણાય છે. યુવાશક્તિ તે કેવળ શક્તિ જ હોય તો તેને તો કોઈ પણ બુદ્ધિનો સબળ પણ શક્તિનો દુર્બળ નેતા કે પક્ષ કે વર્ગ ભાડે લઈ શકશે ને 'ચડ જા બેટા શૂળીએ'ના આદેશો આપશે. તેવે વખતે યુવાશક્તિનું જે સ્વરૂપ જે૦પી૦એ આપણી સમક્ષ જીવી બતાવ્યું છે, તેને જ આપણું લક્ષ્ય બનાવીએ.

આવી યુવાશક્તિ જ લોકશક્તિના ધ્વજધારી બની શકશે. આજે લોકસમિતિઓ જામતી નથી, લોકશક્તિ તેના સાચા સ્વરૂપે પ્રગટ થતી નથી, તેમાં લોકોમાંના યુવાવર્ગની નાદારી, લાચારી, હેતુશૂન્યતા, ઘણે અંશે કારણભૂત છે એમ મને લાગે છે.

જે૦પી૦ની ભૂલો જોવાના કામમાં જાણે કે આપણે એવી ભૂલ નથી કરી, એમ કહીને પોતાનો વાંસો પોતે થાબડવાની આપશાબાશી લેનારાઓ જો એટલું વિચારે કે જે૦પી૦એ જે કર્યું છે, તેમાથી થોડુંક કરવા જેટલો પુરુષાર્થ તો હું કરી જોઉં!

પુરુષાર્થહીનતા એ યુવાશક્તિ પરનો મોટામાં મોટો શાપ છે, એટલી વાત પણ જો જે૦પી૦ના જીવનમાંથી મળે તો તે પણ ઘણું છે.

○ મૂળશંકર ભટ્ટ

## જયપ્રકાશ : ક્રાંતિપ્રકાશ

જીવન વિફલતાઓસે ભરા હૈ.
સફલતાએં જબ કભી આયીં નિકટ
દૂર ઠેલા હૈ ઉન્હેં નિજ માર્ગ સે
તો ક્યા વહ મૂર્ખતા થી ?
નહીં.
મુઝ ક્રાન્તિ શોધક કે લિએ
કુછ અન્ય હી પથ માન્ય થે
ઉદ્દિષ્ટ થે પથ ત્યાગ કે
પથ સંઘર્ષ કે, સંપૂર્ણ ક્રાતિ કે

કટોકટીના દિવસોમાં જેલવાસ દરમ્યાન જયપ્રકાશજીએ ઉપરોક્ત પંક્તિઓ પોતાની જેલ ડાયરીમાં ટપકાવી હતી. કવિતાની દૃષ્ટિએ એમાં ઊણપ હોઈ શકે, પરંતુ જયપ્રકાશજીની વિચારયાત્રા સમજવા અને એમના ક્રાંતિ-દર્શનને આત્મસાત્ કરવા માટેની ચાવી આ પંક્તિઓમાં પડેલી છે. જે૦પી૦ની વિચારયાત્રા ચીલે ચીલે ચાલી નથી. એમાં કેટલાયે અટપટા વાંકાચૂંકા, આડાઅવળા વળાંકો ને ચકરાવા તથા ચઢાવઉતાર આવ્યા છે. તેથી કહેનારાઓએ એમ પણ કહ્યું કે જે૦પી૦ની પોતાની કોઈ સુનિશ્ચિત જીવન-દૃષ્ટિ હતી જ નહીં, એમનું પોતાનું કોઈ ક્રાંતિ-દર્શન નહોતું, એ તો અંધારામાં ફાંફાં જ મારતા રહ્યા હતા. જીવન અને ક્રાંતિને કોઈ રૂઢ વિચાર-પરંપરાના ચોકઠામાં મૂકીને જ જોનારાઓની આવી પ્રતિક્રિયા હોય તે સહજ છે. જડ વિચારોના જંગલોમાંથી નવી કેડીઓ કંડારવા મથનારાઓ તરફ લોકો ઘણુંખરું આ જ દૃષ્ટિએ જુએ છે. આવા લોકો એ વાત ભૂલી જાય છે કે જીવન શું ને ક્રાંતિ પણ શું, એમનો માર્ગ જડ ચોકઠાઓમાં જકડાયેલો હોતો જ નથી. એ તો અનુભવ અને પરિસ્થિતિઓ પ્રમાણે સતત બદલાતો રહે છે અને એનું સ્વરૂપ ક્રમશઃ વિકસિત થતું રહે છે. સતત બદલાતી અને વિકાસ પામતી રહેતી આ યાત્રામા કેવળ એ જ મૂલ્યો સુનિશ્ચિત રહે છે જે ક્રાંતિકારીના જીવન-પંથને સદૈવ આલોકિત કરતાં રહેતા હોય છે, જે ક્રાંતિકારીના લાંબા જીવન-સંઘર્ષમા, હતાશા અને મુશ્કેલીભરી પરિસ્થિતિઓમાં પ્રેરણા દેતાં રહેતાં હોય છે. આવાં જીવન-મૂલ્યોને જયપ્રકાશજીએ "પ્રકાશમાન આકાશદીપ" કહી ઓળખાવ્યાં. આ જીવન-મૂલ્યો જે૦પી૦ના અટપટા લાગતા જીવન-પંથ પર એમનું સતત માર્ગદર્શન કરતાં રહ્યાં; એ પ્રકાશમાન આકાશદીપ એમની જીવનયાત્રા દરમ્યાન ક્યારેય ઝાંખા પડ્યા નહોતા કે બદલાયા નહોતા. આ પ્રકાશમાન આકાશદીપ તે સ્વતંત્રતા અને સમતા. જે૦પી૦ માર્ક્સવાદી હતા ત્યારે કે ગાંધીવાદી બન્યા ત્યારે, ભૂદાન આન્દોલનમાં જીવનદાની બન્યા ત્યારે કે પછી સંપૂર્ણ ક્રાંતિના આન્દોલનકારી બન્યા ત્યારે સ્વતંત્રતા અને સમતાના આકાશદીપ, આઝાદી અને સમાનતાના આદર્શ સતત એમની નજર સામે રહ્યા. જે૦પી૦નું સમગ્ર જીવન અને ક્રાંતિ-ચિંતન સ્વતંત્રતા અને સમતાના આદર્શોને જીવનમાં ઉતારવાના અને એને અનુરૂપ સમાજ-રચના કરવાના પ્રયાસરૂપ રહ્યું. એ સ્વતંત્રતા અને સમતાના નિરાકાર મૂલ્યોને સમાજવ્યવસ્થામાં સાકાર રૂપ આપવાની શોધ-યાત્રા સમું રહ્યું.

શોધયાત્રી અને સામાન્ય યાત્રીઓ વચ્ચે જે ફરક હોય છે તે જ ફરક જે૦પી૦ અને ચીલાચાલુ ક્રાંતિકારીઓ વચ્ચે રહ્યો. સામાન્ય રીતે લોકો પરિચિત અને પારખેલા રસ્તે જ જવાનું પસંદ કરતા હોય છે. કારણ, એમાં કશાં ભય-જોખમ હોતાં નથી. બીજાઓએ રસ્તો ટીપીને તૈયાર કરી મેલ્યો છે, હવે આપણે તો લીટે લીટે ચાલ્યા જવાનું! વચ્ચે ક્યારેક અડચણ ઊભી થઈ તો જરા આમ કે તેમ ફંટાયા ને વળી ફરી ફરીને જૂના ચીલે ચઢી ગયા. જ્યારે શોધયાત્રી હોય છે તે જોખમ

આવશ્યક શરત હોય. આવા સમાજવાદી લોકતંત્રમાં જે મજૂરસંઘો હશે તે રાજ્યનાં અંગ કે અનુચર નહીં હોય, પરંતુ રાજ્યનું સમર્થન કરનારી સ્વાધીન સંસ્થાઓ હશે; આ સંસ્થાઓ સરકારના રોજબરોજનાં કામો પર અંકુશ રાખશે. જે૦પી૦ના જ શબ્દોમાં કહીએ તો આ એવું લોકતંત્ર હશે "જેમાં મનુષ્ય ન તો મૂડીવાદનો ગુલામ હશે, એને ન રાજ્યનો ગુલામ હશે, એ સ્વતંત્ર માનવ હશે." એ સમાજની સેવા કરશે અને બદલામાં સમાજ એને આજીવિકાનું સાધન આપશે. પરંતુ પોતાનો ધંધો પસંદ કરવા બાબત તથા સમાજમાં પોતાનું સ્થાન પસંદ કરવા બાબત એ એક હદ સુધી સ્વતંત્ર હશે. વિચારોની અભિવ્યક્તિ માટે એને સંપૂર્ણ સ્વતંત્રતા હશે અને પોતાના નૈતિક વિકાસ માટે એને પૂરતી મોકળાશ રહેશે.

પણ આવું આદર્શ લોકતંત્ર સ્થપાશે શી રીતે? પાર્ટીને મજબૂત બનાવવાથી આ પ્રકારનું લોકતંત્ર સ્થાપી શકાશે ખરું? રાજ્યની શક્તિ વધારવાથી આવા લોકતંત્રનો રસ્તો મોકળો થશે? નહીં, તો પછી ઉપાય શો રહ્યો? લોકતાંત્રિક સમાજવાદીઓને આ બધા પ્રશ્નો મૂંઝવતા રહ્યા છે. જયપ્રકાશ પણ એમાં અપવાદ નહોતા. અને સાચું પૂછાવો તો આ પ્રશ્નોનું સમાધાન શોધવાના પ્રયાસમાં જ એ સત્તા માટે સંઘર્ષની રાજનીતિમાંથી નીકળી વિનોબાના સર્વોદય અને ભૂદાન આન્દોલન તરફ વળ્યા હતા. ચારે બાજુ વિંટળાઈ વળેલા ઘોર અંધકાર વચ્ચે એમને સર્વોદયમાં પ્રકાશનો એક નવો સ્રોત દેખાયો હતો. પોતાના જૂના મિત્રો સાથીઓ વગેરેની માયા છોડી જે૦પી૦ એ પ્રકાશની દિશામાં આગળ ધપ્યા. એમને લાગેલું બેઠું કે ભૂદાન સર્વોદય આન્દોલન મારફતે દેશમાં લોકશક્તિ જાગૃત કરી શકાશે. એમને ભાસ્યું કે લોકશક્તિ અને રાજ્યશક્તિ વચ્ચેના સહયોગ દ્વારા સંભવિત એક અહિંસક ક્રાંતિને આરે દેશ આવીને ઊભો છે. આવી ક્રાંતિ સાકાર કરવા માટે એમણે જીવનદાન દીધું અને લગભગ વીસ વરસ સુધી ભૂદાન-ગ્રામદાનના આન્દોલનમાં લાગેલા રહ્યા. આની સાથે સાથે સમતાવાદી સમાજ માટેની એમની શોધ ચાલુ જ હતી. આ ગાળા દરમ્યાન જે૦પી૦ વારંવાર કહેતા રહ્યા કે આવા પ્રકારનો સમાજ પક્ષીય રાજકારણ દ્વારા સ્થાપી ન શકાય. પક્ષીય રાજનીતિને મન તો સામાન્ય માણસ એટલે માત્ર એક મતદાતા—વોટર. એની પાસેથી એનો વોટ કઢાવી લેવો એટલું જ એ જાણે છે. વોટ કઢાવી લીધા પછી એનો ભાવ સુધ્ધાં એ પૂછતી નથી. આવી રાજનીતિને ઠેકાણે લોકનીતિ ચાલે તો જ સાચું લોકતંત્ર સ્થાપી શકાય. લોકનીતિ એટલે "રાજકીય પક્ષોથી નિરપેક્ષ રીતે લોકો પોતે રાજ્યનાં કામોમાં સીધા સામેલ થાય તે." આવી લોકનીતિનો મુખ્ય ઉદ્દેશ વર્તમાન વ્યવસ્થાના મૂળ આધારો બદલવાનો હતો. આ મૂળ આધારો એટલે 'શુભ લાભ'ની લોભી સંસ્કૃતિ અને એમાંથી પેદા થનારી વર્ગ, વર્ણ, જાતિ, સંપ્રદાય, ક્ષેત્ર અને પ્રદેશ વચ્ચેની અસમાનતાઓ. લોભ અને અસમાનતાના આધાર પર ખડી સમાજવ્યવસ્થામાં સ્વાભાવિક રીતે જ વધુમાં વધુ આધિક સત્તા, વિશેષાધિકાર, શક્તિની પડાપડી અને હરીફાઈ રહેવાનાં; આવી હરીફાઈના વિષચક્રમાંથી સામાજિક અન્યાયને ટકાવી રાખવા માટે અને ક્યારેક એની સાથે બાથ ભીડવા માટે હિંસા પેદા થવાની. જે૦પી૦નું માનવું એમ છે કે લોભ, અસમાનતા, હરીફાઈ અને હિંસાને બદલે સામુદાયિક હિત, સમતા, સહયોગ અને સદ્ભાવના આધાર પર જ શોષણમુક્ત સમાજ રચી શકાય. આવો સમાજ કેવળ રાજ્ય સત્તા પર આધાર રાખવાથી નહીં, બલ્કે લોકોની પોતાની પહેલ, એમના સ્વૈચ્છિક સેવાના પ્રયાસો અને સામુદાયિક સહયોગના આધાર પર જ રચી શકાય. લોકનીતિનું કામ લોકોની રાજ્ય-નિર્ભરતા ઓછી કરતા જવાનું અને એમની કાર્ય કરવાની પહેલ અને પ્રેરણાને આગળ વધારવાનું છે. ભૂદાન-ગ્રામદાનનું કામ કરતી વખતે લોકનીતિ પર જે૦પી૦ ભાર દેતા હતા તેના પરથી ક્યારેક એમ જ લાગતું કે એ રાજ્ય-સંસ્થા અથવા શાસનની સંપૂર્ણ ઉપેક્ષા કરીને જ ચાલે છે અથવા તો ચૂપચાપ અને આખી ને આખી સ્વીકારી લઈને ચાલે છે. કહેવાવાળાઓએ એટલે સુધી કહી દીધું કે વિનોબા-જયપ્રકાશનો સર્વોદય આધુનિક રાજ્યતંત્રની વિરાટ શક્તિની વાસ્તવિકતાને જોવા સુધ્ધાં માગતો નથી. વિનોબાની વાત છોડી દઈએ તો જયપ્રકાશજીનો તો રાજ્યસંસ્થા શાસન-સરકારના સ્વરૂપ અને વહેવાર સાથે સંબંધ બરાબર રહ્યો છે. વખતોવખત સરકારી આચરણની ટીકા કરવા ઉપરાંત સમગ્ર રાજકીય વ્યવસ્થાને નવું સ્વરૂપ આપવા માટેના નક્કર સૂચનો એ કરતા રહ્યા છે.

એમાં કોઈ શંકા નથી કે જે૦પી૦ને લોકતંત્રમાં બહુ ઊંડી નિષ્ઠા હતી. પ્રચલિત શાસન-પદ્ધતિઓમાં જે૦પી૦ લોકતંત્રને સૌથી સારી અને વિવેકસંમત પદ્ધતિ માનતા. જીવનના આખરી કાળમાં લોકતંત્રની રક્ષા ખાતર એ મોટા સંઘર્ષમાં પણ ઊતર્યા. આમ એને માટે સંઘર્ષ કરવા છતાં લોકતંત્રના પરંપરાગત સ્વરૂપ અંગે એ ક્યારેય સંતુષ્ટ નહોતા. એ માનતા કે કેવળ ભારતમાં જ નહીં, પશ્ચિમના દેશોમાં પણ લોકતંત્ર એટલે ચૂંટાયેલા અલ્પતંત્રનું શાસન. એ શાસનમાં લોકોનું કામ કેવળ મત આપવા પૂરતું જ રહી ગયું છે. લોકતંત્રની બોદી થતી જતી આ દશાને રોકવા માટે નાગરિક પોતાના સામાજિક-આર્થિક-સાંસ્કૃતિક જીવનના સંચાલનમાં મહત્ત્વપૂર્ણ ભૂમિકા અદા કરતો હોય એ જરૂરી છે. પરંતુ, રાજ્ય અને સરકારના હાથોમાં વધુમાં વધુ સત્તા મૂકનાર આજની કેન્દ્રિત વ્યવસ્થામાં આ શી રીતે થઈ શકે? એ જો સંભવ ન જ હોય તો પછી એની અવેજીમાં બીજી વ્યવસ્થા શી હોઈ શકે?

લગભગ વીસ વર્ષ પહેલાં "ભારતીય રાજ્યવ્યવસ્થાના પુનર્નિર્માણ"ની રૂપરેખા રજૂ કરતી વખતે જે૦પી૦એ આ પ્રશ્ન પર ઘણો ઊંડો વિચાર કર્યો હતો. ગાંધીજીની જેમ જે૦પી૦ પણ એવા તારણ પર આવ્યા હતા કે રાજ્યશક્તિના કેન્દ્રીકરણમાંથી પેદા થયેલા આ બધા પ્રશ્નોનો ઉકેલ રાજ્યશક્તિના વિકેન્દ્રીકરણથી જ આવી શકશે. આ માટે આપણે નવેસરથી એક સામાજિક જીવનની

વ્યવસ્થા ઊભી કરવી પડશે— એવી વ્યવસ્થા કે જેના સામાજિક-આર્થિક વહેવારમાં નાગરિક એકબીજાથી વિખૂટો કે એકબીજાનો હરીફ નહીં હોય, એ આખા સમુદાયના એક અંગરૂપ હશે. ગામડાંઓમાં આવું સામુદાયિક જીવન પંચાયતી રાજ્ય દ્વારા જ ઊભું થઈ શકશે એમાં સંદેહ નથી. લોહિયાની કલ્પનાના ચૌખંભા રાજ્યની જેમ જે૦પી૦ની સામુદાયિક રાજ્ય-વ્યવસ્થામાં શાસનનું સૌથી મહત્ત્વપૂર્ણ અને આધારભૂત એકમ ગામનો સમુદાય છે. એ એક એવો સમુદાય હશે જેમાં જનતા જાતિ, વર્ગ, વર્ણ તથા સંપ્રદાયના ભેદોથી ભાગ ભાગ થયેલી નહીં હોય, બલ્કે એમાં વ્યક્તિઓ સામુદાયિક હિતની ભાવના વડે એકબીજા સાથે જોડાયેલી હશે અને સામુદાયિક જીવનમાં એકબીજાની સહયોગી હશે. ગામો અને સમુદાયોના આવા પાયા પર જ ક્ષેત્રીય, જિલ્લા, પ્રાદેશિક અને છેલ્લે રાષ્ટ્રીય સમુદાયનો પિરામિડ ઊભો થશે. આવી જાતની રાજકીય વ્યવસ્થામાં સ્વાભાવિક છે કે રાષ્ટ્રીય અને પ્રાદેશિક એકમો પાસે બહુ જ ઓછી સત્તા રહેશે, જેના વિના ચાલી ન શકે તેટલી જ સત્તા એમની પાસે રહેશે. પણ આવું બનવું સંભવિત છે ખરું ? પ્રચલિત આચરણ, સામાજિક—આર્થિક તંત્રો અને રાજકીય વ્યવસ્થાને મનુષ્ય સ્વભાવની એક માત્ર નિષ્પત્તિ ગણનારાઓને આ વાત અસંભવિત લાગે છે. તેથી એવા લોકો કેવળ જે૦પી૦ને જ નહીં, તમામ પ્રકારના ક્રાંતિકારી ચિંતકોને વેદિયા યા સ્વપ્નદર્શી તરીકે ગણાવે છે અને વર્તમાન વ્યવસ્થાને જેમની તેમ રાખવા પ્રયત્ન કરતા રહે છે. આ બધા પ્રયત્નો અને આરોપો થતા હોવા છતાં સમાજના ગર્ભમાં જે ક્રાંતિકારી ભાવનાઓ તથા સ્થિતિઓ માથું ઊંચકી રહી છે તે આ સામાજિક વ્યવસ્થાને એકાએક ઊંધીચત્તી કરી નાખે તો જુદી વાત છે.

સામાજિક વ્યવસ્થાને ઊંધીચત્તી કરી નાંખનારી શક્તિઓ બે પ્રકારની હોઈ શકે. એક તો સામાજિક-આર્થિક સંબંધોની અથડામણ અને સંક્રમણમાંથી પેદા થતી અનિયંત્રિત અરાજક સ્થિતિ. બીજી, આ સંબંધોની અથડામણ અને સંક્રમણની સ્થિતિને સમતા, સ્વતંત્રતા, વિકેન્દ્રીકરણ અને સામુદાયિક સહયોગની દિશામાં પ્રવૃત્ત કરનારી ક્રાંતિકારી શક્તિ. ૧૯૭૩–૭૫ નાં છાત્ર-આંદોલનો વખતે જે૦પી૦એ આ જ ક્રાંતિકારી શક્તિના સંગઠન માટે પ્રયત્ન કર્યો હતો. આન્દોલન પહેલાં અને આંદોલન દરમ્યાન જે૦પી૦એ વધુ ભાર મૂક્યો હતો— શોષિતો-દલિતોને સામાજિક પરિવર્તનના અભિયાનમાં વધુમાં વધુ સક્રિય અને ભાગીદાર બનાવવા પર. અને તેથી જ જે૦પી૦ વારંવાર હરિજનો, આદિવાસીઓ, લઘુમતીઓ, મહિલાઓ, પછાત જાતિઓ વગેરેને જન-સંઘર્ષ-સમિતિઓમાં ખાસ સામેલ કરવાનો આગ્રહ કરતા. જે૦પી૦ એમના આ આન્દોલનને સંપૂર્ણ ક્રાંતિનું આન્દોલન કહેતા. એમની કલ્પના એક એવી ક્રાંતિની હતી કે જે સામાજિક, આર્થિક, રાજનૈતિક સાંસ્કૃતિક, માનસિક, શૈક્ષણિક અને નૈતિક સંદર્ભોમાં પાયાનું પરિવર્તન લાવે.

સંપૂર્ણ ક્રાંતિનું આ અભિયાન જે૦પી૦ના જીવન અને ચિંતનમાં એક જુદો જ વળાંક છે. જે૦પી૦એ પોતાની નબળાઈ અને અસહાયતાને લીધે પોતાના આ આન્દોલનને સર્વોદય પરંપરાગત પ્રયોગના વિકલ્પ તરીકે અપનાવ્યો નહોતો, પરંતુ આ આન્દોલન દરમ્યાનના જે૦પી૦ ચોક્કસ કેવળ ભૂદાની-ગ્રામદાની જે૦પી૦ નહોતા. માર્ક્સવાદ અને લોકતાંત્રિક સમાજવાદના પ્રયોગની જેમ જ એ પ્રયોગ પણ એમના જીવનમાં પાછળ રહી ગયો હતો. ખરું પૂછાવો તો એ ભૂદાન ગ્રામદાનના અસરકારક ઢંગથી નિરાશ થઈ ચૂક્યા હતા. સર્વોદય આન્દોલનની રણનીતિથી એમનો મોટેભાગે મોહભંગ થઈ ચૂક્યો હતો. એમને થયા કરતું કે સર્વોદય આન્દોલનની રણનીતિના મૂળમાં ક્યાંક કશી ખામી રહી જવા પામી છે. આ ખામી તે સર્વોદયની એકાંગી વ્યૂહરચના—એકાંગી રણનીતિ હતી.

સર્વોદય આન્દોલન એવું માનીને ચાલ્યું હતું કે દેશની રાજ્યશક્તિ, સંગઠિત રાજ્યસત્તા પણ સમાજવાદી સમાજ-રચનાના આદર્શને વરેલી છે. તેથી એની રણનીતિ લોકશક્તિને સંગઠિત કરી એને રાજ્ય-શક્તિ સાથે સહકાર કરવા પ્રેરિત કરવાની રહી; એમ કરવાથી દેશમાં ધીમે ધીમે નવી સમાજ-વ્યવસ્થાનો આધાર ઊભો થઈ શકશે એવું એનું માનવું હતું. આને લીધે સર્વોદય આન્દોલન પોતાની બધી શક્તિ સરકાર સાથેના સહકાર પર લગાડતું રહ્યું. પ્રારંભમાં ખુદ જે૦પી૦નું પણ એમ જ હતું. જોકે એમણે "ભારતીય રાજ્યવ્યવસ્થાના પુનર્નિર્માણ"ની રૂપરેખા પ્રસ્તુત કરી ત્યારે એ એમ માનીને ચાલ્યા હતા કે આ કામનો મુખ્ય ભાર તો સ્વયંસેવી સામાજિક, રાજનૈતિક કાર્યકર્તાઓ તથા સંગઠનોએ ઉઠાવવાનો રહેશે. છતાં સાથે સાથે, કેન્દ્રિત સત્તાના આધારે ઊભેલી સત્તા પાસે પણ એમણે અપેક્ષા રાખીને કહ્યું કે "આ કાર્યને સંપૂર્ણ સમર્થન આપવું એ સરકારનું કર્તવ્ય છે."* આ રીતે સર્વોદય આન્દોલન ગાંધીના પ્રતિકાર અને સહકારના જોડિયા માર્ગથી ચાતરીને ચાલ્યું. પરિણામે સત્યાગ્રહનું અસ્ત્ર એને માટે નિરુપયોગી થઈ ગયું, અથવા એમ કહી શકાય કે સત્યાગ્રહની એવી શાસ્ત્રીય અને પાંડિત્યપૂર્ણ વ્યાખ્યા કરવામાં આવી કે જેથી શોષણપૂર્ણ વ્યવસ્થાના પ્રતિકાર માટે પ્રેરણા જ બચવા ન પામી.

આ એકાંગી રણનીતિનું પરિણામ તરત જ પ્રત્યક્ષ થયું. રાજ્ય-શક્તિ ફાલતી જ ચાલી ગઈ. એનું કેન્દ્રીકરણ થતું ગયું. એ અનિયંત્રિત બનતી ગઈ. સર્વોદયના બધા શુભ પ્રયત્નો અને એની આસપાસ ઊભી કરાયેલી સુંદર શબ્દજાળ છતાં દેશ અને સમાજમાં શોષણ ને ભ્રષ્ટાચાર વધતાં જ ગયાં. સાથે સર્વોદય આન્દોલન તેજોહીન થતું ગયું. એની શક્તિ ખતમ થતી ગઈ. એ કરમાવા માંડ્યું. આ વિસંગતિ બીજા કોઈ પણ સર્વોદય નેતા કરતાં જયપ્રકાશજી પહેલાં પામી ગયા. ગાંધી શતાબ્દીના વર્ષમાં જ એમને સમજાવા લાગ્યું હતું કે સંઘર્ષ વિના ભૂમિહીનોનો

* "જયપ્રકાશ નારાયણ કે વિચાર"—પાનું ૨૯૫

સવાલ ઊકલવાનો નથી અને નથી તો સમતામૂલક સમાજનો પાયો નંખાવાનો. તે વખતે જે૦પી૦એ કહ્યું હતું કે વર્તમાન વ્યવસ્થામાં વ્યાપક ક્રાંતિ કર્યા વિના આ ખતમ નહીં થાય. હવે આપણે વિચારવાનું રહે છે કે આવી વ્યાપક ક્રાંતિ શી રીતે થઈ શકે ? ૧૯૭૪–૭૫માં એમણે આવી જ વ્યાપક ક્રાંતિ માટે પ્રયત્ન કર્યો હતો. એ આન્દોલનને કચડી નાખવા માટે કટોકટી લાદવામાં આવી. એને કારણે આન્દોલનનો પ્રવાહ કેવી રીતે રૂંધાયો અને કેવી રીતે એનું લક્ષ્ય સમાજ-પરિવર્તનને બદલે સર-મુખત્યારીને હરાવવાનું બની ગયું એ બધી તો હમણાં જ થયેલી તાજી ઘટનાઓ છે. એ પણ સાચું કે જે૦પી૦ની માંદગીને લીધે પાછળથી આખુંય આન્દોલન અને એના પરિણામ-સ્વરૂપે આવેલી સત્તા, સત્તાલોલુપ રાજકારણીઓના હાથમાં જઈ પડ્યાં અને ત્યાર બાદ પણ ૧૯૭૭માં જન આન્દોલનનાં મોજાં પર ચઢી સત્તા મેળવનારા આ રાજકારણીઓ આન્દોલનની મૂળભૂત માગણીનું વિરોધી આચરણ કરતાં પણ જરાય ખંચકાયા નહીં. પરિણામે સંપૂર્ણ ક્રાંતિને ઠેકાણે સંપૂર્ણ ભ્રાંતિની અવસ્થા સર્જાઈને ઊભી રહી.

આ બધું છતાં, ૧૯૭૪–૭૫ના સંપૂર્ણ ક્રાંતિના જે૦પી૦ આન્દોલનની પોતાની જે ઉપલબ્ધિઓ હતી તે કોઈ રીતે ઓછી નહોતી. સ્વતંત્રતાની પ્રાપ્તિ બાદ દેશ આખામાં સામાન્ય નાગરિક રાજનીતિના પ્રવાહમાંથી તીર ઉપર ફંગોળાઈ ગયો હતો તેને આઝાદી બાદ પહેલીવાર આ આન્દોલને લાવીને રાજનીતિના મંચની વચ્ચોવચ ખડો કરી દીધો. પાછળથી કટોકટી દરમ્યાન દમન ચાલ્યું તે વખતે આ સામાન્ય માનવી અમુક વખત ખામોશ રહી ગયો ખરો, પરંતુ માર્ચ ૧૯૭૭માં મોકો મળતાં જ જે૦પી૦ના આવાહન પર એક વાર તો એણે દેશની પૂરી રાજનીતિની દિશાને બદલી નાખી. પરંતુ ત્યાર બાદ જે૦પી૦ના શિષ્યોની નિષ્ફળતા એ વાતમાં રહી કે ૧૯૭૭ થી ૧૯૭૯ના ગાળા દરમ્યાન રાજનૈતિક ક્ષેત્રની બહાર ચાલતાં રચનાત્મક કામોમાં કોઈ ખાસ નવી ભાત ન પાડી શક્યા, અને ન તો એ લોકો નવી સત્તાના પ્રતિ-ક્રાંતિકારી ચારિત્ર્યની સામે સંઘર્ષની શક્તિ ઊભી કરી શક્યા. એ લોકો યા તો કિંકર્તવ્યવિમૂઢ થઈને ઊભા રહી ગયા યા તો પ્રભાવહીન થઈને રહ્યા. આનું પરિણામ એ પણ આવ્યું કે જે૦પી૦ના આંદોલનની બીજી મોટી ઉપલબ્ધિ પણ એની ચરમ સફળતાના પગથારે પહોંચીને વિરુદ્ધ થઈ ગઈ. એ ઉપલબ્ધિ હતી નવી પેઢીના રાજનીતિકરણની. જે૦પી૦ના નેતૃત્વમાં ચાલેલા આંદોલને નવી પેઢીને એના સીમાડાઓમાંથી બહાર કાઢી દેશના વ્યાપક પ્રશ્નો સાથે જોડી આપી હતી એ હકીકતનો કોણ અસ્વીકાર કરી શકે તેમ છે ? આ અગાઉ જુદા જુદા પક્ષોની પોતાના સંકુચિત સ્વાર્થ માટે વિદ્યાર્થીઓને રાજનીતિમાં ઘસડવાની જૂની પરંપરા હતી જ, પરંતુ જે૦પી૦ના આંદોલને યુવાન પેઢીના રાજનીતિકરણની જે પ્રક્રિયા ચલાવી તે રાજકીય પક્ષોની પ્રક્રિયાથી સાવ ભિન્ન વસ્તુ હતી. એ આંદોલને શહેરી યુવાનોની સાથે સાથે કસ્બાવાસી અને ગ્રામીણ યુવાનોનું રાજનીતિકરણ કર્યું એટલું જ નહીં, એ બધાને સંઘર્ષની આંચમાં પીગળીને રચનાત્મક કાર્યનાં બીબાંમાં ઢાળી એક નવું વ્યક્તિત્વ આપવાનો પ્રયત્ન પણ કર્યો. ગામો અને તાલુકાઓમાં જનતા-સરકારની સ્થાપનાનો કાર્યક્રમ આપીને જે૦પી૦એ આ યુવાશક્તિને આન્દોલનાત્મક કાર્યક્રમો ઉપરાંત રચનાત્મક નવનિર્માણના કાર્યમાં પણ જોડવાનો પ્રયત્ન કર્યો.

આ એક એવું બુનિયાદી કામ હતું કે જેના અભાવને કારણે જ આઝાદી બાદના તમામ વેરવિખેર ક્રાંતિકારી પ્રયત્નો વિલાઈ ગયા હતા. કારણ, ક્રાંતિ એ કેવળ ધ્વંસ કે વિનાશ નથી, એ તો સર્જન અને નિર્માણની પ્રક્રિયા છે. પરંતુ ભાડૂતી માણસો દ્વારા એ સાધી ન શકાય, એને માટે ઘણા વધારે ક્રાંતિકારી સ્વયંસેવકો જોઈએ. દેશની સામાજિક-આર્થિક વસ્તુસ્થિતિથી અજાણ્યા રહેનારા અને તોતાની જેમ ગોખેલી વિદેશી શબ્દાવલિનું રટણ કરીને પોતાને ક્રાંતિકારી તરીકે ખપાવનારા લોકોને ગાંધીથી માંડી જયપ્રકાશ સુધીના સેવકોની સેવા નર્યો સુધારવાદી રુઝાપાટ લાગતો રહ્યો છે. પરંતુ આપણા દેશના સામાજિક સંદર્ભમાં જોતાં એ સેવાનાં દૂરગામી પરિણામોની ઉપેક્ષા થઈ શકે તેમ નથી. આપણે ત્યાં જાતિપ્રથાને કારણે, હાથે પગે મહેનત કરનારી નીચી જાતિઓ અને મહેનતના કામને તુચ્છ ગણનારી ઊંચી જાતિઓ વચ્ચે ભેદની મોટી ખાઈ પેઢી દર પેઢી ચાલી આવી છે. દેશને આધુનિક બનાવવાનો દાવો કરનારી અને કારકુન પેદા કરનારા અંગ્રેજી શિક્ષણે એ ખાઈને વધારે જ પહોળી કરવાનું કામ કર્યું. એ ખાઈ એટલી પહોળી કરી કે મહેનત મજૂરી કરનાર અને ભણેલાગણેલા વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ બચવા પામ્યો નહીં. રાષ્ટ્રીય આન્દોલન વખતે રચનાત્મક કામ પર ભાર દઈને આ વિશેષ વર્ગ અને આમજનતા વચ્ચેની ખાઈને પૂરવા માટે એક હદ સુધી પ્રયત્ન થયો હતો. જે૦પી૦એ જ્યારે સ્વયંસેવકી— સ્વેચ્છાપૂર્વકની સેવા પર જોર દીધું ત્યારે એમના મનમાં આ જ ઉદ્દેશ હતો. એ માનતા હતા કે જૂની વ્યવસ્થાના ધ્વંસની સાથે સાથે નવી વ્યવસ્થા માટે યોગ્ય મનુષ્યોનું નિર્માણ કરવું હશે તો તે આ જાતનાં સ્વયંસેવી કાર્યોમાં લોકોના ભાગ લેવાથી જ થશે. પણ આન્દોલન ચાલતું હતું તે દરમ્યાન આ પ્રક્રિયા બહુ આગળ વધી શકી નહીં, અને ૧૯૭૭ બાદ તો એ સાવ છિન્નભિન્ન થઈ ગઈ. દેશમાં જડતાની શક્તિઓ કેટલી પ્રબળ છે અને એની સરખામણીમાં ક્રાંતિકારી સંકલ્પ કેટલો નિર્બળ છે તેનો આ પુરાવો છે. ભવિષ્યમાં આ સંકલ્પની દૃઢતાની એક કસોટી એ પણ રહેશે કે પોતાને ક્રાંતિકારી કાર્યોને સમર્પિત ગણાવનારા લોકો ગામ અને મહોલ્લાનાં રચનાત્મક કામોમાં કેટલા પ્રમાણમાં સ્વયંસેવકી કરવા તૈયાર છે.

સંપૂર્ણ ક્રાંતિના આન્દોલનની બીજી એક મોટી ઉપલબ્ધિ થઈ તે ગાંધી-વિચારના નવસંસ્કરણની. કારણ જે હોય તે, પરંતુ

સ્વતંત્રતા પછી પરંપરાગત ગાંધીવાદ આ દેશમાં સ્થાપિત વ્યવસ્થાનો એક અબૂધ સાક્ષી બની રહી ગયો હતો. કમમાં કમ પડકારને લાગે વળગે છે ત્યાં સુધી એ સત્ત્વહીન બની ગયો હતો. દેશનો શાસક વર્ગ પોતાનાં કામોમાં ગાંધીવાદીઓની મૌન સંમતિ ગણી લઈને ચાલતો હતો. પણ જે૦પી૦ના આન્દોલનમાં સર્વોદય કાર્યકર્તાઓએ સક્રિય ભાગ લીધો અને નેતૃત્વ કર્યું તેનાથી પેલી મૌન સંમતિનું ભ્રામક જાળું તો તૂટયું; એટલું જ નહીં સૌમ્ય, સૌમ્યતર, સૌમ્યતમ સત્યાગ્રહની શાસ્ત્રીય ભુલભુલામણીમાંથી નીકળીને સર્વોદય આન્દોલન જનસંઘર્ષની નક્કર ભૂમિ પર પહોંચી ગયું. જોકે આમ થવામાં સર્વોદય આન્દોલનમાં ભાગલા પડયા, તો બીજી બાજુ એનામાં નવા યુવાન લોહીનો સંચાર પણ થયો. આમાં સૌથી મોટી વાત થઈ તે એ કે ગાંધીવાદ ફરી એક વાર દેશ માટે પ્રસ્તુત નીવડ્યો. પોતાની આ પ્રસ્તુતતા ટકાવી રાખવી હશે તો ગાંધીવાદે પોતાની ચીલા ચાલુ પદ્ધતિઓ અને સંસ્થાઓની ચાર દીવાલોમાંની સલામતીનો મોહ છોડવો પડશે. આ રીતે જોતાં જે૦પી૦ના નામે મોટી મોટી સંસ્થાઓ ઊભી કરનારા લોકો કરતાં બોધગયા તથા તેવા જ બીજાં ક્ષેત્રોમાં કામ કરનારા યુવકો લોકનાયકના ચિંતન અને કાર્યના અધિક સાચા વારસદાર ગણાશે.

○ ગણેશ મંત્રી



# જીવનદર્શન

ખંડ એક

## વાદોના વાડા ઓળંગતાં

### સામ્યવાદીઓ વિશે

૧૯૭૪ની ગુજરાતની નવનિર્માણ લડતના અધવચમાં ૧૨ મી ફેબ્રુઆરીએ જયપ્રકાશ નારાયણ અમદાવાદ આવ્યા હતા, ત્યારે તેમની સાથેનો વર્ષો વર્ષોથી કપાઈ ગયેલો મારો સંબંધ એ દિવસોમાં સજીવન થયો. ૧૯૪૦ થી અમે અલગ પડી ગયા હતા. છેક ૧૯૩૪ થી મારો જયપ્રકાશનો પરિચય શરૂ થયો હતો. ૧૯૩૨–૩૩ ની લડતનાં વળતાં પાણી થયા પછી દેશમાં ઉદ્દામવાદ અને સમાજવાદનું મોજું ઊછળવા માંડ્યું હતું અને ગાંધીવાદી વિચારો અને પદ્ધતિઓ અપૂરતા છે એવો ખ્યાલ જોર પકડતો જતો હતો ત્યારે જયપ્રકાશ નારાયણે બીજા કેટલાક જુવાન કોંગ્રેસીઓ સાથે બિહારમાં કોંગ્રેસ સમાજવાદી જૂથની સ્થાપના કરી હતી. આ વિચાર કોઈ ગણ્યાગાંઠ્યા લોકોના ન હતા પરંતુ દેશભરમાં તે ઊભા થઈ ગયા હતા. સાડાચાર વર્ષ સુધી જેલમાં રખાયેલા સામ્યવાદીઓ સામે ચાલી રહેલા મેરઠ કાવતરા કેસનો ચુકાદો ૧૯૩૩ માં આવ્યો ત્યારે સામ્યવાદી વિચારોને મોટી પ્રસિદ્ધિ મળી હતી. રશિયાની પંચવર્ષીય યોજનાએ પણ સમાજવાદ સામ્યવાદ પ્રત્યેનું આકર્ષણ વધાર્યું હતું. આ વાતાવરણમાં જયપ્રકાશે કરેલી નવી પહેલનો પડઘો દેશભરમાં ઊઠવા પામ્યો હતો. ગુજરાતમાં પણ કોંગ્રેસ સમાજવાદી જૂથ સ્થપાયું હતું અને તેમાં મારા ઉપરાંત રોહિત મહેતા, ઈશ્વરલાલ દેસાઈ, કમળાશંકર પંડ્યા વગેરે સાથીઓ હતા. ગુજરાતમાં તેની એક નીતિ ભાત પડી હતી. જયપ્રકાશની જેમ હું પણ ગાંધીજીનો એક નિકટનો વિદ્યાર્થી અને કાર્યકર્તા હતો. જયપ્રકાશનાં પત્ની પ્રભાવતીદેવી તો ગાંધીજીના આશ્રમમાં જ રહેતાં હતાં અને તેમનાં પરમ ભક્ત હતાં. મારા મનમાં સામ્યવાદના વિચારો પરિપક્વ થતા જતા હતા તે સાથે ગાંધીજી સાથે સતત ચર્ચાવિચારણા પણ ચાલુ હતી. છેલ્લે દિવસે ૩૦મી જૂન ૧૯૩૪ને દિવસે આશ્રમ પાસેના લાલ બંગલામાં ગાંધીજી સાથે લાંબી ચર્ચાઓ થઈ અને અમે કોંગ્રેસ સમાજવાદી પક્ષ રચવાની અમારી તૈયારીની તેમને જાણ કરી. તેમણે કહ્યું, “ખુશીથી, અહીં હરિજન છાત્રાલયમાં તમે તમારી મિટિંગ ભરી શકો.” સાંજે અમે ત્યાં સભા ભરી પક્ષની સ્થાપના કરી અને તે માટે આવેલો જયપ્રકાશનો સંદેશો પણ તેમાં વાંચ્યો.

હજી હું તેમને મળ્યો ન હતો. ૧૯૩૪ના ઓક્ટોબરમાં મુંબઈમાં રાષ્ટ્રીય કોંગ્રેસનું અધિવેશન ભરાયું તે સાથે જ ત્યાં નરિમાનના ભૂતિયા બંગલાના વિશાળ ખંડમાં કોંગ્રેસ સમાજવાદી પક્ષની પહેલી પરિષદ ઉત્તર પ્રદેશના સંપૂર્ણાનંદના અધ્યક્ષપદે મળી. અહીં જ હું જયપ્રકાશને પહેલો મળ્યો અને તરત જ અમે મિત્ર બની ગયા. અમારા બંનેની ભૂમિકા ગાંધીવાદની હતી અને નવો અભિગમ માર્કસવાદ તરફ થઈ રહ્યો હતો. પરિષદની લંબાણ ચર્ચાઓમાં સમતુલા જાળવવાનું કામ ઓછાબોલા જયપ્રકાશ વખતોવખત કરતા રહેતા. કેમ કે ત્યાં જાતજાતના પ્રવાહોની ખેંચતાણ પણ ચાલતી

હતી. એક પ્રવાહ વધુ કોંગ્રેસ તરફી, બીજો હતો વધુ સામ્યવાદ તરફી, અને જયપ્રકાશ બે વચ્ચેનો માર્ગ કાઢતા હતા. પરિષદને અંતે કારોબારીની ચૂંટણી થઈ તેમાં પાંચ મંત્રીઓ ચૂંટાયા, જેમાં જયપ્રકાશ મુખ્યમંત્રી અને મારા સહિત બીજા ચાર સહમંત્રીઓ ચૂંટાયા હતા—સ્વ. મહેરઅલી, મીનુ મસાણી, નંબૂદ્રીપાદ.

આ પછી તો અમે વધુ નિકટ આવતા ગયા. પક્ષનો શ્રમજીવી વિભાગ મને સોંપાયો હતો અને જયપ્રકાશની સહાયથી તથા સામ્યવાદીઓના સહકારથી ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસમાં પડેલા ભાગલા બે એક વર્ષમાં સાંધી શકાયા. એપ્રિલ ૧૯૩૬માં લખનૌમા કોંગ્રેસનું મહત્ત્વનું અધિવેશન મળ્યું. જવાહરલાલ નેહરુ તેના પ્રમુખ વરાયેલા હતા અને તેમણે ખુલ્લી રીતે પ્રમુખ તરીકેના પ્રવચનમાં સમાજવાદ માટેની હિમાયત કરી. એ જ દિવસોમાં ત્યાં 'અખિલ હિંદ કિસાન સભા'ની પણ સ્થાપના થઈ જેમાં જયપ્રકાશે મોટો ફાળો આપ્યો હતો. સ્વ. ઇંદુલાલ યાજ્ઞિક તેના મુખ્યમંત્રી ચૂંટાયા હતા. અને સ્વ. સ્વામી સહજાનંદ પ્રમુખ. તે દિવસોમાં સામ્યવાદી પક્ષના ઘણા આગેવાનો જેલમાંથી છૂટ્યા હતા અને તે પક્ષનું ભૂગર્ભ કેન્દ્ર લખનૌમાં કામ કરતું હતું. હું ૧૯૩૫ થી ગેરકાયદેસરના એ સામ્યવાદી પક્ષનો સભ્ય બની ચૂક્યો હતો એટલે તેની સાથે મારો નિકટનો સંબંધ ચાલુ થઈ ગયો હતો. એ ભૂગર્ભ કેન્દ્રમાં કામ કરતા સામ્યવાદી પક્ષના મુખ્યમંત્રી પૂરણચંદ જોષીની મુલાકાત માટે જયપ્રકાશને હું ત્યાં લઈ ગયો અને સામ્યવાદી અને કોંગ્રેસ સમાજવાદી પક્ષો વચ્ચેના સહકારની ભૂમિકાનો વિસ્તાર કરવા વિશે અમે ઘણી વાતો કરી. ત્યાં વિચારાયું કે જે પ્રાંતોમાં સામ્યવાદી પક્ષ હયાત હોય અને કોંગ્રેસ સમાજવાદી પક્ષ રચાયો ન હોય ત્યાં સામ્યવાદીઓના સહકારથી કોંગ્રેસ સમાજવાદી પક્ષ રચી શકાય. બીજા બધા પ્રાંતોમાં તો સામ્યવાદીઓ કોંગ્રેસ સમાજવાદી પક્ષના સભ્ય થતા હતા. આ પ્રક્રિયા કેટલાક સમય પહેલાંથી જ ચાલુ થઈ ગઈ હતી. જયપ્રકાશની સામ્યવાદી પક્ષમાં જોડાવાની ઇચ્છા પણ ત્યાં જોવા મળી હતી. આ નિર્ણય મુજબ કોંગ્રેસ સમાજવાદી પક્ષની કારોબારીની સૂચનાથી આંધ્ર, તામિલનાડુ તથા કેરળમાં મેં કોંગ્રેસ સમાજવાદી પક્ષની પરિષદોમાં પક્ષની શાખાઓ રચી, જેમાં આંધ્રમાં સુંદરૈયાનો, તામિલનાડુમાં રામમૂર્તિનો અને કેરળમાં નામ્બુદ્રીપાદનો મહત્ત્વનો ફાળો હતો. અને એ પ્રદેશમાં બંને પક્ષોનો ઝડપી વિકાસ થતો ગયો.

૧૯૩૬ ના ડિસેમ્બરમાં મહારાષ્ટ્રમાં ફૈઝપુરમાં કોંગ્રેસનું અધિવેશન મળ્યું ત્યારે અમારા પક્ષનું સંમેલન ત્યાં મળ્યું સારે પક્ષના કાર્યક્રમ અને વિચારસરણીના મુખ્ય મુદ્દાઓની ચર્ચા–વિચારણા જયપ્રકાશ સાથે કરીને તેનો ખરડો તૈયાર કરવાનું મને સોંપાયું હતું. મારી જેમ જયપ્રકાશને પણ વિચારસરણી વિશે ગંભીરતા અને આગ્રહ હતા, જ્યારે મસાણી વગેરે તે વાત હસી કાઢતા અને મસાણીએ મને જયપ્રકાશના "કૉન્શીયન્સકીપર" અંતરાત્માના રખેવાળનો ઇલકાબ આપ્યો હતો. ફૈઝપુરમાં અમારી કારોબારીએ ગામડાંઓમાં મજૂરો અને નાના ખેડૂતોની જમીનદારી શોષણ સામેની પ્રવૃત્તિ પર ભાર મૂક્યો અને કિસાનક્રાંતિ એ ભારતીય ક્રાંતિની ધરી છે એ વાત પણ વધુ સ્પષ્ટ કરી. કોંગ્રેસના આ અધિવેશનના અંતે કોંગ્રેસની વર્કિંગ કમિટીમાં જયપ્રકાશ નારાયણ અને બીજા બે સમાજવાદી આગેવાનોને સ્થાન અપાયું પણ તેમાં તેમનો અનુભવ સારો ન થયો. આ જ અરસામાં જયપ્રકાશે "વ્હાઈ સૉશ્યાલીઝમ" નામનું લોકપ્રિય પુસ્તક લખ્યું જે અમે "સમાજવાદ શા માટે" એ નામે અમારા 'નવી દુનિયા પ્રકાશન ગૃહ' તરફથી ગુજરાતીમાં પ્રસિદ્ધ કર્યું.

એ જ અરસામાં મેરઠમાં અમારા પક્ષની કારોબારીની બેઠક મળી. મરતાં સુધી જે ધ્યેયને વળગી રહે તે જ ધ્યેયનિષ્ઠા ગણાય પણ કેટલાક વ્યક્તિગત ક્રાંતિકારીઓનો પણ કોકવાર કરુણ વિનિપાત થાય છે. સ્વ. એમ. એન. રૉયનું આવું બન્યું. તેમની ક્રાંતિકારી જુવાનીથી ઘણાને પ્રેરણા મળી હતી, પણ પછી તો તે છેલ્લે પાટલે જઈ બેઠા. "સામ્રાજ્યવાદ પોતે જ સંસ્થાનોને આઝાદ કરશે અને તેમની ઔદ્યોગિક પ્રગતિ આવશે. ભારતમાં સામ્યવાદી કે સમાજવાદી કોઈ પક્ષની જરૂર નથી, ફક્ત કોંગ્રેસ જ બસ છે. તે જ સૌનો ઉદ્ધાર કરશે." આવું માનનારા તે વખતના રૉયવાદીઓમાંના કેટલાક કોંગ્રેસ સમાજવાદી પક્ષને તોડી નાખવા તેમાં જોડાયા હતા એની ખાતરી થતાં જયપ્રકાશની પહેલથી કારોબારીએ મેરઠમાં અમારા પક્ષમાંથી તે સૌને બરતરફ કર્યા.

આ પછી મારે જયપ્રકાશ સાથે પટણામાં વધારે રહેવાનું થતું અને કેટલીક વાર તેમની સાથે હું પક્ષના કામે કલકત્તા વગેરે પણ જતો. આથી અમે વધુ નિકટ આવતા ગયા. માર્ક્સવાદી વિચારોને આપણા દેશમાં કેવી રીતે વધુ પ્રચલિત કરવા, સમાજવાદમાં માનનારાં જુદાં જુદાં જૂથોને કેવી રીતે સંયુક્ત કરવાં, કોંગ્રેસને સમાજવાદી સ્વરૂપ આપી શકાય કે કેમ વગેરે મુદ્દાઓ પર અમારે ઊંડાણથી વાતચીત થતી. કોંગ્રેસ મૂડીવાદી વર્ચસ્વવાળી સંસ્થા છે એટલે તેને સમાજવાદ લાવવા માટેનું સાધન બનાવવાની વાત ભ્રામક છે એ બાબત અમે બંને સંમત થતા. સરદાર પટેલના સમાજવાદી-સામ્યવાદીઓ સામેના ઉગ્ર વિરોધને કેવી રીતે પહોંચી વળવું એના માર્ગો પણ અમે શોધતા. તે સાથે જયપ્રકાશને પણ ખાતરી હતી કે જવાહરલાલજી સમાજવાદની ગમે તેટલી વાતો કરે છે પરંતુ તે સમાજવાદી નથી પરંતુ માત્ર કંઈક અંશે ઉદ્દામ મતવાદી છે. આ અરસામાં અમે બિહારમાં સોનપુરમાં પક્ષના ત્રણસો જેટલા કાર્યકર્તાઓની દસ દિવસ માટેની તાલિમ શિબિર પણ યોજી હતી, જેનું સંચાલન મુખ્યત્વે જયપ્રકાશ કરતા હતા. પરંતુ આ દરમ્યાન સમાજવાદી પક્ષની અંદરના જૂથો વચ્ચે વિચારો અને રાજકીય નીતિ વિશેના ઘર્ષણો વધતાં જતાં હતાં. અને મસાણી તથા અશોક મહેતા જયપ્રકાશને સામ્યવાદ વિરોધી અસરમાં ખેંચવા અવિરત પ્રયાસ કરતા હતા એ અરસામાં રશિયામા કેટલાક અદાલતી મુકદમાઓ

આવ્યા હતા જેમાં કેટલાક જૂના જાણીતા સામ્યવાદી આગેવાનોને તકસીરવાર કરતાં સજા થઈ હતી. આ બાબત મસાણીએ જયપ્રકાશના વિચારોમાં ગૂંચવાડો પેદા કરી રશિયામાં સ્ટાલીનની નોકરશાહી ચાલે છે, એવી વાત તેમના મનમાં ઠસાવી. વળી એ દિવસોમાં બનહામ નામના અમેરિકન લેખકનું પુસ્તક "મેનેજેરીયલ રેવોલ્યુશન" ભારતના કેટલાક બુદ્ધિજીવી વર્તુળોમાં લોકપ્રિય થયું હતું. મસાણી અને અશોક મહેતા તેના ખાસ ઉપાસક બન્યા હતા અને જયપ્રકાશને પણ તેના વિચારો તરફ તેમણે ખેંચ્યા. તેનો સાર એ હતો કે સામાજિક ક્રાંતિ નહિ પણ વહીવટમાં ક્રાંતિ કરવાથી ધારેલાં પરિણામ આણી શકાય. સમાજવાદી પક્ષમાં સમાજવાદીઓ વચ્ચેનું ઘર્ષણ વધવા માંડ્યું અને જયપ્રકાશનું મન મસાણીની દિશામાં વહેવા માંડ્યું. જયપ્રકાશે હજી પક્ષમાં તટસ્થતા જાળવી રાખી હતી અને પક્ષમાં ભંગાણ ન પડે તે માટે તે આતુર હતા. ૧૯૩૮માં અમૃતસરમાં મળેલી પક્ષની પરિષદમાં બે પરસ્પર વિરોધી દરખાસ્તો રજૂ કરવામાં આવી હતી જેમાં એક સામ્યવાદ તરફી હતી, તેમાં મારું નામ પણ હતું. વિરોધી દરખાસ્તમાં મસાણી, અશોક વગેરે હતા. જયપ્રકાશ અને નરેન્દ્રદેવના પ્રયાસથી બન્ને દરખાસ્તો પડતી મુકાઈ પણ આંતરિક મતભેદ વધુ ઉગ્ર બનતો ગયો અને મારા અને જયપ્રકાશ વચ્ચે અંતર વધતું ગયું. વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા પછી માર્ચ ૧૯૪૦માં ભરાયેલ રામગઢ કોંગ્રેસ પછી સમાજવાદી પક્ષમાંથી વધુમતીના ઠરાવથી સામ્યવાદીઓને દૂર કરવામા આવ્યા. જયપ્રકાશથી છૂટા પડતાં મને દુઃખ થયું પરંતુ તેમના વિચારોમા આવતા ફેરફારો અને મારી દૃષ્ટિએ તેમની થતી વૈચારિક પીછેહઠ પણ મને એટલી જ દુખદ લાગતી હતી. ૧૯૩૯માં ભરાયેલી ત્રિપુરી કોંગ્રેસમાં ગાંધીજીની મરજી વિરુદ્ધ સુભાષબાબુ પ્રમુખ ચૂંટાયા હતા. તેથી ગાંધીવાદીઓ રોષે ભરાયા હતા અને તેઓ સુભાષબાબુને કોંગ્રેસમાંથી હાંકી કાઢવા માગતા હતા. આવા મર્મવાળા ત્યાં રજૂ થયેલા ગાંધીવાદીઓના ઠરાવ વિશે તટસ્થ રહેવાનો નિર્ણય કારોબારીએ કર્યો; તેમાં જયપ્રકાશ, મસાણી વગેરે સાથે ખેંચાઈ ગયા હતા. સમાજવાદીઓ તટસ્થ ન રહ્યા હોત તો ગાંધીવાદીઓનો એ ઠરાવ ત્યાં પસાર થઈ શકત નહિ. આમ ૧૯૨૯ માં જયપ્રકાશ અમેરિકા ગયા ત્યારથી શરૂ થયેલું સમાજવાદની દિશા તરફનું તેમનું પ્રયાણ પાછું જૂની દિશામાં વળવા માંડ્યું હતું અને તે ગાંધીજીની પ્રતિભાની વધુ ને વધુ વૈચારિક અસર નીચે ખેંચાતા ગયા.

પણ અમારું વિખૂટા પડવાનું સદ્‌ભાગ્યે કાયમી ન નીવડ્યું. દેશ અને દુનિયા અનેક ઊથલપાથલોમાંથી પસાર થઈ રહ્યાં હતાં અને ઘણાં વર્ષોના ગાળા પછી અમે ફરી પાછા મળવાના હતા. બધા જાતજાતના અનુભવોમાંથી પસાર થઈ ચૂક્યા હતા. ૧૯૪૫ પછી સામ્યવાદીઓને કોંગ્રેસમાંથી દૂર કરવામાં આવ્યા હતા તો આઝાદી પછી જયપ્રકાશ, કૃપાલાણીજી વગેરે પણ કોંગ્રેસમાંથી છૂટા થઈ ગયા. સામ્યવાદીઓને લાગતું હતું કે આ આઝાદી પૂરી કે જનતાના હિત સધાય તેવી નથી, તેવી જ રીતે જે૦પી૦ને પણ પ્રતીતિ થવા માંડી હતી. ગાંધીજીએ તો ખુલ્લી રીતે જણાવ્યું કે મારે જોઈતી હતી તે આઝાદી આ નથી અને તેમણે ૧૯૪૭ની પંદરમી ઓગસ્ટે ઉત્સવ માણવાને બદલે ઉપવાસ કર્યો. વચ્ચેના ઘણાં વર્ષો જયપ્રકાશે વિનોબાજી સાથે વિતાવ્યાં. કોંગ્રેસ સરકાર સામેનો અમારો સંઘર્ષ લાંબાં વર્ષો ચાલુ રહ્યો. બીજા સમાજવાદી પ્રવાહો ઝાંખા પડતા ગયા, ત્યારે સામ્યવાદી અને તેમાંય માર્કસવાદી સામ્યવાદી પ્રવાહ આગળ વધતો રહ્યો. પશ્ચિમ બંગાળમાં કોંગ્રેસની સરકારને હાથે માર્કસવાદીઓ પરનો જુલમ વધી ગયો હતો ત્યારે જયપ્રકાશે એ સાચી વાત કહેવાની હિંમત કરી જણાવ્યું કે ૧૯૭૨ની વિધાનસભાની ચૂંટણીમાં કોંગ્રેસે ભારે ગોલમાલ કરી હતી અને સામ્યવાદીઓ પર ભારે અત્યાચારો કર્યા હતા. ૧૯૬૩ માં પણ ભારત ચીન વચ્ચેની લડાઈ પછી સામ્યવાદીઓની જેમ જયપ્રકાશે એ કહેવાની હિંમત કરી કે "બંને દેશો વચ્ચે શાંતિમય અને બિનશરતી વાટાઘાટોથી ઝઘડાનો ઉકેલ આણવો જોઈએ અને આવું કહેવા માટે મને જિંદગીભર જેલમાં રાખવામાં આવે તો તે માટે હું તૈયાર છું." પછી તો જયપ્રકાશ લોકલડતના મેદાનમાં મોખરે આવવા માંડ્યા એ પહેલાં સર્વોદયવાદીઓ અને કોંગ્રેસીઓનો સિદ્ધાન્ત ચાલતો હતો કે હવે તો દેશમાં દેશી સરકાર છે. એટલે તેની સામે આવી લડત ન થઈ શકે. નવનિર્માણ પછી આ મુદ્દા પર સર્વોદયવાદીઓમાં મોટું ભંગાણ પડ્યું અને વધુમતી સાથે જયપ્રકાશે લોકલડત અને લોકશાહી તરફ પ્રયાણ કર્યું તો વિનોબાજીએ અને તેમના જૂજ સાથીઓએ ઇંદિરાજીની એકહથ્થુ નીતિનું સમર્થન કર્યું.

૧૯૭૪માં બિહારમાં ચાલતી નકસલવાદી પ્રવૃત્તિના અનુસંધાનમાં તેમણે કહ્યું હતુ, આપણે આઝાદી પછી આટલાં બધાં વર્ષોમાં પણ ગરીબી અને શોષણના સવાલો ઉકેલવામાં નિષ્ફળ નીવડ્યા છીએ. હવે દશ વર્ષમાં અહિંસક રીતે એ ઉકેલાશે નહિ તો હિંસા સિવાય કોઈ માર્ગ રહેશે નહિ. વર્ગવિગ્રહ એક વાસ્તવિક ઘટના છે. તેનો કોઈ ઇન્કાર કરી શકે એમ નથી.

૧૯૭૪–૭૫માં જયપ્રકાશ અમદાવાદ આવ્યા ત્યારે સ્વ. જીતેન્દ્ર મહેતાને ત્યાં અમે ઘણે વર્ષે પાછા મળ્યા. પ્રભાબહેન અને નલિનીની વાતો નીકળી. બન્નેનાં અવસાનનું ઊંડું દુઃખ અમારાં મનમાં હતું. પછી બીજી વાતો નીકળી. ખાસ કરીને ગુજરાતની નવનિર્માણ લડતની અને બિહારની લડતની. વર્ષો પહેલાં, ૧૯૪૦ પહેલાં કોંગ્રેસ સામે જેમ બધાં પ્રગતિશીલ બળો સંયુક્ત રીતે તેની કેટલીક પ્રત્યાઘાતી નીતિઓ સામે લડત આપતા હતા તેમ હવે ફરી ઇન્દિરાજીની સરમુખત્યારશાહી સામે બધાં પરિબળોને સંગઠિત કરવાની, સંયુક્ત કરવાની વિગતવાર વાતો અમારી વચ્ચે થઈ. તે પછી બહાર ચૌગાનમાં મિત્રોની સભામાં મેં જણાવ્યું કે નવનિર્માણ આન્દોલન તથા સરમુખત્યારશાહી સામેનું લોકશાહી માટેનું આન્દોલન પણ ગરીબ લોકો

સુધી અને ખાસ કરીને ગામડાંઓમાં આપણે હજી પહોંચાડયું નથી એ મોટી ઊણપ છે. વક્તવ્યોનું સમાપન કરતાં જયપ્રકાશે આ અધૂરા કાર્ય પર ખાસ ભાર મૂક્યો.

પછી તો બનાવો ઝડપથી બનતા ગયા. અત્યાર સુધી જેઓ વિરોધી હતા એવા જમેણુરી અને ડાબેરી બળો સરમુખત્યારશાહી વિરોધના ગંભીર અને જીવંત મહત્ત્વના સવાલ પર આંતરિક વિરોધ દબાવી દઈ એકબીજાની નજીક આવવા માંડયા તે પ્રક્રિયામાં જયપ્રકાશનો સૌથી મોટો અને સફળ ફાળો હતો. મોરારજીભાઈ જેવાએ એકાદવાર સામ્યવાદ વિરોધી વરાળ બહાર કાઢી પછીથી તેના પુનરોચ્ચારણ પર સંયમ મૂકી દીધો અને લોકશાહી માટેની ચીવટ વિશે વધુ ગંભીર બનતા ગયા. પશ્ચિમ બંગાળમાં ચાલી રહેલા ઇન્દિરા સરકારના દમન વિશે પણ તેમણે મૌન છોડવા માંડયું. પરિણામે ડાબેરી અને જમણેરી સૌ લોકશાહીના આગ્રહી અને સરમુખત્યારશાહીના વિરોધી બહુ નિકટ આવ્યા. છઠ્ઠી જૂને (૧૯૭૫) કલકત્તામાં જયપ્રકાશે એક જ મંચ પર એક બાજુ જ્યોતિબાસુ અને બીજી બાજુ જૂના કટ્ટર સામ્યવાદી વિરોધી શ્રી. પી. સી. સેનને બેસાડયા અને વચ્ચે જેપી૦ બેઠા. સૌની ભાવનાનો પડઘો પાડતું જેપી૦નું ભાષણ લાખોની એ મેદનીએ ઝીલ્યું અને સરમુખત્યારશાહી વિરોધી લોકશક્તિ વજ્ર જેવી મજબૂત બનેલી દેખાઈ. ૨૫મી જૂને દિલ્હીમાં આ પ્રક્રિયાએ એક ડગલું આગળ ભર્યું ને રાતોરાત ઇમર્જન્સી ઠોકાઈ જતાં, જેપી૦, માર્ક્સવાદીઓ, મોરારજીભાઈ, જનસંઘીઓ, સમાજવાદીઓ, બધા જ દેશભરની જેલોની દીવાલો પાછળ જકડાઈ ગયા અને વધુ મક્કમ સામનાનો પાઠ ભણ્યા.

મરણતોલ દશામાં પહોંચતા, બીમારીને કારણે જેપી૦ને વચમાં જ છોડવા પડ્યા હતા. આ પછી થોડે વખતે હું તેમને મુંબઈમાં કફ પેરેડ પર મળ્યો. ઘણે વરસે અમે એકલા બેસીને સાથે કોફી પીતાં પીતાં વાતો કરી ત્યારે કલકત્તાના છઠ્ઠી જૂનના બનાવ માટે મેં તેમને ખાસ બિરદાવ્યા અને કલકત્તાની અમારી વારંવારની જૂની સફરો અને ગુફતેગો યાદ કરી. મેં કહ્યું, માર્ક્સવાદની ચીનગારી હજી તમારામાં બુઝાઈ ગઈ નથી તેથી મને આનંદ થાય છે. તેમણે પણ હસતે મોઢે આનંદ વ્યક્ત કર્યો. ૧૯૭૭માં ચૂંટણી જાહેર થતાં તેમણે છૂટી છૂટી ઈંટો ભેગી કરી કાચી ઇમારત ઊભી કરી. હજી તેમાં લોખંડ અને સિમેન્ટ કોંક્રિટ રેડાયા ન હતાં છતાં જેવા તેવા જનતા પક્ષરૂપી એ હથિયારથી ઇન્દિરાના એકહથ્થુ સત્તાવાદી દમન અને અત્યાચારોના રાજને લોકોએ મહાત કર્યું. જયપ્રકાશે ભારે હિંમત કરીને મોરારજીભાઈને દેશના વડાપ્રધાન બનાવ્યા પણ પારકું પુણ્ય ક્યાં સુધી તારે ? સત્તાસ્થાને બેસાડવામાં આવેલા એ જર્જરિત, ઘસાઈ ગયેલા અધૂરા ઘડાઓ છલકાવા માંડ્યા અને એકબીજા સાથે અથડાતાં તૂટી ગયા. જેપી૦એ ચિત્કાર કર્યો, "બાગ બિગડ ગયા."

આઝાદી પછીની ઘટનાઓથી દુઃખી અને નિરાશ થઈ, પોતાના નિકટના અનુયાયીઓ અને સાથીઓથી લગભગ ત્યજાયેલી દશામાં ગાંધીજી જલદી મરવાની ઝંખના સેવતા થઈ ગયા અને થોડા જ વખતમાં કુદરતે નહિ પણ બીજા કરપીણ હાથોએ તેમની હત્યા કરી દેશમાં હાહાકાર મચાવ્યો; લગભગ તેવી જ રીતે જયપ્રકાશે પણ કાયમી વિદાય લીધી. પહેલાં તો તેમના અવસાનના સમાચાર સરકારી રેડિયોએ ફેલાવ્યા તે ખોટા નીવડ્યા ત્યારે મને બહુ આનંદ થયો. મોરારજીભાઈએ કહ્યું કે હવે એ સો વરસ જીવશે. પણ એવું કહેનારાઓનું વર્તન એથી વિરુદ્ધનું ચાલુ રહ્યું, જેથી જેલવાસ દરમ્યાન જીવલેણ બીમારીમાં કેદ થઈ ગયેલા છતાં ફરજ બજાવવાના ફક્ત દૃઢ નિશ્ચયબળથી જેમ તેમ જીવી રહેલા જયપ્રકાશનું દેહ ભાંગી પડ્યું તેમના દુઃખદ અવસાનના સમાચાર બીજી વાર રેડિયોએ ખોટા જાહેર ન કર્યા.

ગાંધીજીના અવસાન પછી જેમ એક જમાનો પૂરો થયો હતો તેમ જેપી૦ના મૃત્યુ પછી બીજો એક સમયખંડ વહી ગયો. હવે સમાધાન, ડામાડોળપણું, અચોક્કસતાની સાંજ ઝડપથી આથમી ગઈ છે અને વધુ કઠોર નિશ્ચયાત્મક સંગ્રામના કાળે ઇતિહાસના તખ્તા પર પ્રવેશ કર્યો છે. જૂના ભંગારમાંથી જનતા અને જનતાની ક્રાંતિ સામે સરમુખત્યારશાહી પંજો ઉગામાયો છે રાહતોની અને સમજૂતીની સુફિયાણી વાતો ભલે ચાલતી રહે પણ વધુ કપરા સંગ્રામનો કાળ ઘનઘોર વાદળાંની જેમ માથે ઝઝૂમી રહ્યો છે. એ પહેલાંના ધૂંધળા દિવસોમા પણ પડતા આખડતા આખર સુધી ઝઝૂમતા રહેલા જયપ્રકાશને ભારે હૈયે પણ આશાની ચિનગારી સાથે અંજલિ.

○ દિનકર મહેતા

## જેપી૦નો સમાજવાદ : એક વિવેચન

જેપી૦ની પ્રતિભાનાં અનેક પાસાઓ છે; અને એ દરેકમાંથી એના અંતરમાં રહેલો પ્રકાશ માર્ગદર્શન અને પ્રેરણારૂપે આજે પણ આપણી પાસે મોજૂદ છે. આમાં એમનો માર્ક્સવાદ અને સર્વોદય પંથ એ બે પાસાઓ મુખ્ય છે. એ બેઉમાંથી માનવી સ્વાતંત્ર્ય, સમાનતા, ભ્રાતૃભાવ અને શાંતિની એમને સતત પ્રેરતી ઝંખનાઓ ડોકિયું કરે છે. એમણે પ્રસ્તુત કરેલો અને સ્વીકારેલો સમાજવાદ આ પ્રેરણાઓથી રંગાયેલો છે. એમના જીવનનું મહાભિનિષ્ક્રમણ માર્ક્સવાદમાંથી સર્વોદય તરફનું પ્રયાણ છે. એને અંતે માર્ક્સવાદના લગભગ બધા જ મૂળભૂત સિદ્ધાંતોનો એમણે ત્યાગ કર્યો અને સર્વોદયની ભૂમિકા સ્વીકારી છતાં એ પ્રેરણાઓ એની એ જ રહી. એ પ્રવાસનું વર્ણન એમની લાક્ષણિક શૈલીમાં એમણે આપ્યું છે. એમની લેખન શક્તિ પ્રભાવકારી હતી, જીવનકાર્ય જોઈને પણ મુગ્ધ કરી નાખે એવું હતું, અને આપણા સમાજમાં એમનું સ્થાન પણ ભવ્ય હતું. એટલે એમનાં ચિંતન અને કાર્યની આપણા હૃદય પર અસર થાય એ સ્વાભાવિક

છે. પણ એથી જો આપણી તુલનાશક્તિ ઢીલી પડે તો તેથી એમનું અધૂરું પૂરું કરવા માટેની આપણી લાયકાતને હાનિ પહોંચે.

વિદ્યાર્થીજીવનથી માંડીને જે૦પી૦ની એક જ ખોજ હતી : વ્યક્તિ અને સમાજના પરિવર્તન માટે એક એવો વૈજ્ઞાનિક માર્ગ શોધી કાઢવો જેથી માનવીનું માનવત્વ સ્થપાય, દૃઢ થાય અને જીવનના અનિવાર્ય ઝંઝાવાતો વચ્ચે એને જાળવી શકાય. એમના અમેરિકાની વિદ્યાપીઠ માટે તૈયાર કરવા ધારેલા મહાનિબંધમાં પણ આ જ સવાલ મોખરે હતો. અમેરિકાના નિવાસ દરમ્યાન યહૂદી યુવાન મિત્રોના સહવાસમાં એમને આ પ્રશ્નનો ઉત્તર મળ્યો માર્ક્સવાદના રૂપમાં. માર્ક્સવાદ ઉપરનું સઘળું ઉપલબ્ધ સાહિત્ય વાંચી ગયા પછી એમનો દૃઢ વિશ્વાસ બંધાયો કે માર્ક્સવાદ દ્વારા જ શોષિતોનો ઉદ્ધાર થઈ શકે એમ છે. એનું જ્વલંત દૃષ્ટાન્ત એમને રશિયાની ક્રાંતિમાં દેખાયું. અને તેઓ કટ્ટર માર્ક્સવાદી બન્યા. ભારતમાં આવી ક્રાંતિ લાવવાની હોંશે એમણે અભ્યાસ અધૂરો મૂક્યો અને ભારત પાછા ફર્યા—એ તમન્ના લઈને કે બ્રિટિશ સલ્તનત સામે ઝૂમતાં રાષ્ટ્રિય બળો અને માર્ક્સવાદને વરેલા સામ્યવાદીઓને ભેગા કરી એક એવો સંયુક્ત મોરચો ઊભો કરવો કે જેમાંથી ભારતમાં માર્ક્સવાદ પર આધારિત સમાજવાદી સમાજરચનાની સ્થાપના થઈ શકે.

ભારતમાં પાછા ફર્યા બાદ આથી એમણે ગાંધીજીની નેતાગીરી નીચેની રાષ્ટ્રિય લડતમાં ઝંપલાવ્યું અને કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીની સ્થાપનામાં આગળ પડતો ભાગ લીધો. એમની આ પ્રવૃત્તિની ભૂમિકા સમજાવવા એમણે 'સમાજવાદ શા માટે ?' એ નામની એક પુસ્તિકા લખી. આ પુસ્તિકા સમાજવાદીઓને ઉદ્દેશીને નથી લખાઈ પણ મહાસભાના મધ્યમવર્ગના અને ખેડૂત વર્ગના કાર્યકરોને ઉદ્દેશીને લખાઈ છે. એ લખવાનો હેતુ એ હતો કે આ સભ્યોને એ વાતનું ભાન કરાવવું કે તત્કાલીન મહાસભાના નેતાઓ અને કાર્યક્રમમાં આમૂલ ફેરફારની જરૂરત હતી. ગાંધીજીની સરદારી નીચે જે જાતનો ભારતીય સમાજ સ્થાપવાનો ઉદ્દેશ હતો તેમાં અસમાનતા કાયમ રહેવાની હતી, સ્વાતંત્ર્ય બાદ પણ શોષિતોનું શોષણ ચાલુ રહેવાનું હતું એટલું જ નહિ પણ જે પ્રકારની લડત મહાસભાને અભિપ્રેત હતી તેનાથી બ્રિટિશ સલ્તનતને દૂર કરવાનું પણ શક્ય ન હતું. કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીની સ્થાપના આ કાર્યક્રમ, આ નેતાગીરી અને કોંગ્રેસનું બંધારણ બદલવાના હેતુથી કરવામાં આવી હતી જેથી સ્વાતંત્ર્ય પ્રાપ્તિની સાથે વર્ગવિહીન સમાજરચનાની સ્થાપના પણ થઈ શકે. ગાંધીજીના વિચારોની એમાં કડક આલોચના કરવામાં આવી હતી. જે૦પી૦ને આ વિચારો સમાજવાદી ઇતિહાસમાં જેને સુધારાવાદ તરીકે ઓળખવામાં આવે છે તે પ્રકારના લાગ્યા હતા. સુધારાવાદનું મુખ્ય ધ્યેય હંમેશ વર્તમાન સમાજરચના ટકાવી રાખવાનું જ રહ્યું છે. એનો આદર્શ સામાજિક અન્યાયો ટાળવાનો નહીં પણ ધાબાંઓ ઢાંકવાનો જ છે. ગાંધીજીનો જમીનદાર અને મૂડીદાર તરફનો અભિગમ આ વાતની સાક્ષી પૂરતો હતો. એમના રામરાજ્યમાં શ્રમજીવીઓ અને મહારાજાઓને અન્યાયમાંથી સરખું સંરક્ષણ મળવાનું હતું. સંપત્તિના માલિકોના હાથમાં શ્રમજીવીઓનું વાલીપણું આવવાનું હતું. જે૦પી૦એ સવાલ કર્યો કે માલિકોનો આ વાલીપણાનો હક ક્યા ધોરણે સ્વીકારાતો હતો ? એમણે મેળવેલી મિલકત શું ન્યાયી માર્ગે મેળવાઈ હતી ? તો પછી આ મિલકતવિહોણા માટે દંભી અનુકંપા શા માટે ?

જે૦પી૦ના સમાજવાદનો ઉદ્દેશ હતો વર્ગવિહીન સમાજનો જેમાં માલિક અને શ્રમજીવી એવા ભેદને જ અવકાશ ન હતો. આવા સમાજની સ્થાપના માટે બ્રિટિશસત્તાનો નાશ આવશ્યક હતો કારણ એ સત્તાના જોરે જ માલિકો શ્રમજીવીઓનું શોષણ કરી રહ્યા હતા. રાષ્ટ્રિય મોરચાની આખી કલ્પના જ આથી બેહૂદી હતી. જમીનદારો અને મૂડીદારો બ્રિટિશ રાજ્ય ખતમ થાય એવા કાર્યક્રમમાં સાથ આપે એ શક્ય જ ન હતું, કારણ એમનું અસ્તિત્વ જ આ સત્તા પર નિર્ભર હતું. આથી કિસાનો, મજૂરો અને અન્ય શોષિત વર્ગોએ પોતાનું નવું સંગઠન ઊભું કરવાની જરૂર હતી જેથી બ્રિટિશ સલ્તનતને પડકારી શકાય અને સમાજવાદી સમાજરચનાની સ્થાપના કરી શકાય. એને માટે શ્રમજીવીઓની વર્ગીય શક્તિ વિકસાવવાની હતી, તેમને સંગઠિત કરવાના હતા, તેમની શક્તિનું ભાન તેમને કરાવવાનું હતું. આ માટે બધા માર્ક્સવાદીઓ અને ક્રાંતિકારીઓએ ભેગા મળી સોવિયેટ ઊભું કરવાનું હતું અને તેના હાથમાં સ્વાતંત્ર્ય સંગ્રામની આગેવાની સોંપવાની હતી.

જે૦પી૦એ પાછળથી એમના વિચારો બદલ્યા તેટલા ખાતર એમના એ વખતના વિચારોની ઉપેક્ષા યોગ્ય નથી. કારણ એમાં માર્ક્સવાદ અને રાષ્ટ્રવાદ વચ્ચેના સંબંધોના પ્રશ્નો સમાયલા છે જે આજે પણ ઘણા મહત્ત્વના છે. એક સવાલ એ ઊઠે છે કે આ વિચારો સાથે પાછા ફરેલા જે૦પી૦એ સામ્યવાદી પક્ષમાં જોડાવાને બદલે મહાસભામાં જોડાવાનું કેમ પસંદ કર્યું ? સંઘર્ષ તો એ વખતે સામ્યવાદીઓ પણ ચલાવતા હતા. રાષ્ટ્રિય લડતમાં ન જોડાવાનાં એમનાં કારણો જે૦પી૦એ આ લડતની ભૂમિકાની કરેલી ટીકાને અનુરૂપ હતા. મહાસભામાં સામ્યવાદીઓને આકર્ષવાને બદલે સામ્યવાદી પક્ષમાં મધ્યમવર્ગીય ક્રાંતિવાદીઓને આકર્ષવાનો કાર્યક્રમ પણ સ્વીકારાઈ શકાયો હોત. આ સવાલનો સંતોષકારક રીતે જવાબ આપવા માટે આપણી પાસે પૂરતી સામગ્રી નથી. અમેરિકાના એમના માર્ક્સવાદી સહાધ્યાયીઓનું રશિયાની સરકાર તરફનું વલણ કેવું હતું ? સામ્યવાદી વડેરાઓ તેમના તરફ કેવી નજરે જોતા હતા ? ભારતના સામ્યવાદી નેતાઓ સાથે ભારતમાં આવતાંની સાથે સંબંધ સ્થાપવાના જે૦પી૦એ પ્રયત્નો કર્યા હતા કે નહિ ? જો કર્યા હોય તો એનો કેવો જવાબ મળ્યો હતો ? આ બધા પ્રશ્નોના જવાબ મળી શકે તો માર્ક્સવાદને બદલે રાષ્ટ્રવાદને ભૂમિકા બનાવી તે દ્વારા જે૦પી૦એ ક્રાંતિની

દિશામાં આગળ વધવાનું શા માટે પસંદ કર્યું તે નક્કી કરવામાં સરળતા થાય.

આવાં વૈયક્તિક કારણો ઉપરાંત સૈદ્ધાન્તિક પ્રશ્નો પણ આ પસંદગી માટે જવાબદાર હોઈ શકે. જે૦પી૦એ સભાનતાપૂર્વક રાષ્ટ્રિયતાની ક્રાંતિકારી શક્યતાઓ સ્વીકારી હતી જે સામ્યવાદીઓ લાંબા વખત સુધી કરવા તૈયાર ન હતા. બીજો મોટો ફરક એ હતો કે જે૦પી૦ ખુલ્લી ક્રાંતિકારી ચળવળના હિમાયતી હતા. એમને મહાસભાનું આખું સ્વરૂપ બદલવું હતું. પણ તે કોઈ કાવતરાં દ્વારા નહિ પણ બહુમતીને પોતાના અભિપ્રાય તરફ વાળીને. મહાસભાના મોટા ભાગના સભ્યોના માનસ પરિવર્તન દ્વારા પોતાના ઉદ્દેશો પાર પાડવા એ ઇચ્છતા હતા. આ માનસ પરિવર્તન માટે તેમની સાથે ખભાઓ મિલાવી કામ કરવાની, લડત લડવાની જરૂરિયાત એમણે સ્વીકારી હતી. સાચો ભાઈચારો સંઘર્ષ દ્વારા જ સિદ્ધ કરી શકાય એવી એમની માન્યતા હતી. સામ્યવાદી પક્ષનું આખું વાતાવરણ એમને ગૂંગળાવતું લાગ્યું હોય અને મહાસભાના વાતાવરણમાં નિખાલસતા, સત્યના અન્વેષણની તૈયારી, વિચારોની આપ-લેની શક્યતા તથા સ્વતંત્ર વિચાર કરવાની શક્તિનાં દર્શન થયાં હોય એ પણ શક્ય છે. આથી વધારે ઊંડાં ઊતરતાં એવી પણ શક્યતા તપાસવા જેવી છે કે ગાંધીજીએ ભારતની રાષ્ટ્રિય અસ્મિતા પર જે ભાર મૂક્યો હતો તેનાથી જે૦પી૦ પ્રભાવિત થયા હોય. એમની પુસ્તિકામાં તો એમણે સ્પષ્ટ લખ્યું હતું કે સમાજવાદને રાષ્ટ્રિય મર્યાદા ન હોય. સમાજવાદને જેટલું સ્થાન ઇંગ્લંડમાં છે, એટલું જ જાપાનમાં; જેટલું જર્મનીમાં છે એટલું જ હિંદમાં. પરંતુ આ તો સામાન્ય ઉદ્દેશોની વાત થઈ. આજે માર્ક્સવાદીઓનો પણ એક વર્ગ માને છે કે માર્ક્સવાદી વિજ્ઞાનનાં સત્યો વ્યવહારમાં ઉતારવા માટે ઉદ્દિષ્ટ સમાજના સાંસ્કૃતિક વારસાનો, ઐતિહાસિક અનુભવોનો, આર્થિક પરિસ્થિતિ ઉપરાંત બીજી પરિસ્થિતિઓનો પણ અભ્યાસ આવશ્યક છે. એ શક્ય છે કે જે૦પી૦નાં સંવેદનશીલ માનસમાં ઊંડે ઊંડે ખાસ તત્ત્વો સમજાયાં હોય અને એની અસર એમના નિર્ણય પર પડી હોય.

બીજો એક સવાલ ઊઠે છે તે એ કે જે૦પી૦નો મહાસભામાં જોડાવાનો નિર્ણય કેટલા પ્રમાણમાં એમને એમના ઉદ્દેશની સિદ્ધિની દિશામાં આગળ લઈ જઈ શક્યો ? મહાસભાના કાર્યકરોને તેઓ ગાંધીમાર્ગથી દૂર લઈ જઈ શક્યા ? સમાજવાદી ક્રાંતિના હિમાયતીઓ બનાવી શક્યા ? જો આ વર્ષોમાં એમણે ગાંધીજીનાં લખાણોનો વધારે સહૃદયતાથી અભ્યાસ કર્યો હોત તો તેઓ વધારે કામયાબી પ્રાપ્ત ન કરી શક્યા હોત ? ગાંધીમાર્ગ અને માર્ક્સવાદ વચ્ચે જે સમાન ભૂમિકા છે તેના પર લોકોનું ધ્યાન કેન્દ્રિત ન કરી શક્યા હોત ? આ માત્ર ઐતિહાસિક શક્યતાઓ પર વિમર્શ કરવાની બૌદ્ધિક રમત નથી પણ માર્ક્સવાદનું રાષ્ટ્રિય પુનરુત્થાનમાં શું સ્થાન હોઈ શકે તે મહત્ત્વનો પ્રશ્ન આ વિચાર-વિમર્શમાં સમાયેલો છે.

કારણ ગમે તે હોય તો પણ જે૦પી૦એ મહાસભા દ્વારા પોતાના આદર્શો સિદ્ધ કરવાનો નિર્ણય કર્યો અને એ રીતે પોતાના જીવનકાર્યને એક ચોક્કસ દિશા આપી. શરૂઆતમાં એમને સારો વિજય મળતો લાગ્યો. મહાસભાના કાર્યકરોમાં સમાજવાદ વિશેની જિજ્ઞાસા તેઓ જાગૃત કરી શક્યા. અને સમાજવાદી કાર્યક્રમની યોગ્યતા—અયોગ્યતા પર એ વર્તુળોમાં સારી ચર્ચા થવા લાગી. જર્મનીમાં નાઝીઓનો વિજય થયો તેથી રશિયાએ રાષ્ટ્રિય મોરચા સાથેના સંબંધની નીતિ બદલી અને એમના સહકારથી ફાસીવાદનો સામનો કરવાનો આદેશ દુનિયાભરના સામ્યવાદીઓને આપ્યો. આ આદેશ અનુસાર ભારતના સામ્યવાદીઓએ પણ મહાસભામાં અને કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીમાં પ્રવેશ માટે અરજી કરી અને જે૦પી૦એ તેમના આ અભિગમને સહર્ષ વધાવી લીધો. આમ જે મનોરથો લઈને તેઓ વિદેશથી પાછા ફર્યા હતા તે ફળતા એમને લાગ્યા. પણ આ આશાનું વાતાવરણ લાંબો વખત ટકી ન શક્યું. ૧૯૩૫ના બંધારણીય કાયદાનો સવિરોધ સ્વીકાર કરવાનો મહાસભાએ નિર્ણય કર્યો. જે૦પી૦એ આ નિર્ણયનો વિરોધ કર્યો અને આ બંધારણ બદલવાની ફરજ પાડવા માટે દેશવ્યાપી આંદોલન ઉપાડવાના કાર્યક્રમનો અનુરોધ કર્યો. પરંતુ મહાસભાએ રાજ્ય સ્તરે ૧૯૩૭માં મંત્રીમંડળોમાં ભાગ લીધો અને રાજ્ય કારભાર ચલાવવાની જવાબદારી સંભાળી બંધારણીય માર્ગનો આશ્રય લીધો. સામ્યવાદીઓ સાથેના જે૦પી૦ના વર્તાવથી એમના સમાજવાદી સહકાર્યકરોમાંના કેટલાકો નારાજ થયા. અને અંતે સામ્યવાદીઓએ કાવતરાઓના જોરે કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીના દક્ષિણ ભારતના લગભગ બધાં જ એકમો પોતાને હસ્તગત કરી એના પર પોતાનું વર્ચસ્વ જમાવ્યું. રશિયાની ક્રાંતિએ લીધેલા વળાંકને લીધે એ ક્રાંતિને આદર્શ ઘટના તરીકે વર્ણવવાનું કામ પણ મુશ્કેલ બનવા લાગ્યું. બ્રિટિશ સરકારને જે૦પી૦માં એક સમર્થ ક્રાંતિકારનાં દર્શન થયાં અને એમને વારંવાર જેલમાં પૂરવા માંડ્યા. જે૦પી૦ને માટે આ મંથનનાં વર્ષો હતાં. એમની વિચારધારામાં પરિવર્તનો થવાનાં શરૂ થયાં હતાં. એમને સારે નસીબે આ અરસામાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને ગાંધીજીએ 'ભારત છોડો'ની લડત ઉપાડી. આથી એમાં સંપૂર્ણપણે ઝંપલાવવાની એમને તક મળી. એમણે જેલમાંથી પલાયન કર્યું. રિવોલ્વરોથી સજ્જ સાથીદારો સાથે ભારતમાં અને નેપાળમાં ઠેરઠેર ઘૂમી એમણે આંદોલનને જીવંત રાખવાના પ્રયાસો આરંભ્યા, અંતે પકડાયા, અને આખરે જેલમાંથી છૂટ્યા. મુક્ત જે૦પી૦ ભારતના યુવાનોના એક લાડકડા નેતા બની ગયા. એમની સભાઓમાં મોટી સંખ્યામાં આ યુવાનોએ હાજરી આપવા માંડી અને જે૦પી૦ને ખાતરી થઈ ગઈ કે એક વધુ વ્યાપક આંદોલન બાદ ભારત સ્વતંત્ર થઈ જશે અને સમાજવાદી સ્તરે ભારતના રાજ્યનું, અર્થકારણનું અને સમાજનું નિર્માણ શક્ય બનશે.

પરંતુ સંજોગોએ વળી પલટો લીધો. આન્દોલનો તો થયાં પણ તે ક્રાંતિકારી આન્દોલનના રૂપમાં નહિ પણ કોમવાદી તોફાનોનાં

રૂપમાં, સશસ્ત્ર દેશોના બળવાના રૂપમાં. આઝાદી તો મળી પણ તે એક મહાન ક્રાંતિના ફળ રૂપે નહિ પણ બ્રિટિશ પાર્લમેન્ટે આપેલી ભેટ તરીકે અને તે પણ દેશના ભાગલાની કિંમત ચૂકવ્યા બાદ. રશિયાએ કહ્યું, ભારતને આઝાદી મળી જ ન હતી. કારણ એમાં સામ્યવાદી પક્ષના હાથમાં સત્તા આવી ન હતી. ગાંધીજીએ પણ પ્રથમ આઝાદી દિને ઉપવાસ કરી એમનો અસંતોષ દાખવ્યો. જે૦પી૦ને પણ આ આઝાદી સાચી આઝાદી ન લાગી. કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટીએ બંધારણ સભામાં ભાગ ન લેવાનો નિર્ણય કર્યો તે જે૦પી૦ના પ્રભાવથી. મંજૂર થયેલા બંધારણમાં એમનો હિસ્સો નહોતો. તેમજ જે૦પી૦ના વિચારોના પડઘાઓ પણ એમાં પડતા ન હતા. એટલે સવાલ એ ઊઠે છે કે આ બધા બનાવો જે૦પી૦એ કેમ મૂંગા મૂંગા નિહાળ્યા. ક્રાંતિની લડત માટેની જરૂર એમણે સ્વીકારી હતી, યુવાનોનો એમને સાથ હતો, દેશના શ્રમજીવીઓ ગાડી ગુમાવતા હતા એ વિશે એમના મનમાં જરા પણ શંકા ન હતી. છતાં મહાસભાના આગેવાનોના માર્ગમાં વિઘ્નરૂપ બનવાની ગાંધીજીની સલાહ એમણે માન્ય રાખી અને એક પ્રેક્ષક બની રહ્યા.

આ વૃત્તિને સમજવા માટે પણ આપણી પાસેની સામગ્રી હજી અધૂરી છે. એમના સમાજવાદી સહકાર્યકરોનો એમના તરફનો વૈયક્તિક પ્રેમ એનો એ હતો. પણ વિચારમાં ભિન્નતા આવતી જતી હતી. મીનુ મસાણીને એવી પાકી ખાતરી થઈ ગઈ હતી કે રશિયાનો સામ્યવાદ માનવી સ્વાતંત્ર્યનો મોટામાં મોટો શત્રુ છે અને એનાથી માત્ર અમેરિકા જ વિશ્વને બચાવી શકે એમ છે. વળી સ્વતંત્રતા અને સમાનતા વચ્ચે એમણે તીવ્ર વિરોધ નિહાળ્યો અને સ્વતંત્રતા તથા એને માટે જરૂરી સ્પર્ધાત્મક આર્થિક સંગઠનને એમણે ટેકો આપ્યો. અચ્યુત પટવર્ધન અધ્યાત્મવાદ તરફ ઢળતા હતા અને રાજકારણમાંથી નિવૃત્તિ ચાહતા હતા. અશોક મહેતા પહેલાં મહાસભાથી અલગ સંગઠન ઊભું કરી આગામી ચૂંટણીઓનો લાભ લઈ, સમાજવાદ માટે યુવાનોમાં જામેલા પ્રેમને જોરે શહેરના કામગારોના સહકારથી સત્તા કબજે કરવાની આશા રાખતા હતા. ડૉ. લોહિયા અદના માનવીના હિતોનું વિકેન્દ્રિત સત્તા મારફત સંરક્ષણ કરી આખા દેશમાં એક નવચેતન રેડવાની તૈયારીમાં પડ્યા હતા. જે૦પી૦ને એકવાર મહાસભાવાદીઓ અને સામ્યવાદીઓ બેઉ ખપતા હતા. લોહિયા આ બેઉથી સમાંતર દૂર રહેવા ઇચ્છતા હતા. આચાર્ય નરેન્દ્રદેવ હજીએ માર્ક્સવાદ પર પૂરી શ્રદ્ધા ધરાવતા હતા અને એના વિજય માટે સમાજવાદીઓ કામ કરે એમ ઇચ્છતા હતા. આ બધામાં જે૦પી૦નું સ્થાન ક્યાં? એમના વિચારોમાં ઊંડું મન્થન ચાલતું હતું છતાં સમાજવાદી પક્ષ સાથે રહી પોતાનો માર્ગ નક્કી કરવા માગતા હતા. એમણે મહાસભા છોડવાના નિર્ણયને અનુમોદન આપ્યું. બંધારણ અંગે ખાસ ઉત્સાહ ન હતો તો પણ સમાજવાદી ઉમેદવારોના વિજય માટે દેશભરમાં ઘૂમી પ્રયાસો કર્યા. માત્ર પોતે ઉમેદવારી કરવાની સાફ ના પાડી.

આ પ્રવાસ દરમ્યાન એમણે જે જોયું અને અનુભવ્યું તેથી તથા ચૂંટણીનાં પરિણામોને લીધે સમાજવાદીઓમાં વ્યાપેલી નિરાશા નિહાળી આખરે એમણે એમના વિચારો અનુસાર કામ કરવાનો નિર્ણય કર્યો અને સર્વોદયને પોતાનું જીવનદાન કર્યું.

સર્વોદયના સ્વીકાર પાછળ માર્ક્સવાદના લગભગ બધા જ મૂળભૂત સિદ્ધાંતો વિષે જે૦પી૦ના વિચારોમાં આવેલું પરિવર્તન જવાબદાર હતું, એમ એમણે પ્રજાસમાજવાદી પક્ષના કાર્યકરોને લખેલા જાહેર પત્રમાં જણાવ્યું છે. ભૌતિકવાદનો ત્યાગ કરીને આધ્યાત્મિકવાદના સ્વીકાર પાછળનાં કારણો આપતાં તેઓ જણાવે છે કે ભૌતિકવાદને અનુસરનાર વ્યક્તિ માટે નીતિમાન જીવન જીવવા માટે કોઈ કારણ જ નથી. ઈશ્વર અને આત્માનું અસ્તિત્વ અને ભૌતિક જીવન ઉપરાંત અન્ય જીવનનો સ્વીકાર કરવામાં આવે તો જ માણસ સ્વાર્થત્યાગ કરવા પ્રેરાય અને નીતિમાન જીવન ગુજારી શકે. આજે જગતમાં પ્રસરતી જતી અંધ સ્વાર્થલોલુપતા અને ભ્રષ્ટાચાર માટે ભૌતિકવાદને જ તેઓ દોષ આપે છે. આધુનિક તાંત્રિકવાદના ઝોક પ્રત્યે એમને માન નથી કારણ એનાથી સર્વ સત્તાનું કેન્દ્રીકરણ અનિવાર્ય બને છે. એને સ્થાને એમને એવું તાંત્રિક વિજ્ઞાન અભિપ્રેત છે કે જેનાથી સત્તાનું વિકેન્દ્રીકરણ થાય અને માનવીનું શોષણ અટકાવી શકાય. વર્ગશક્તિ અને વર્ગસંગઠનો ઊભાં કરવાને બદલે લોકશક્તિ જાગૃત કરવાની જરૂરિયાત તેઓ સમજાવે છે. રાજ્યશક્તિને સ્થાને અંતે નાનાં સંગઠનોમાં વિકસતી લોકશક્તિ નવી સમાજરચનાની જવાબદારી ઉપાડી લેશે એવા મંતવ્ય પર તેઓ આવ્યા હતા એમ જણાવે છે. આને પરિણામે પક્ષીય રાજકારણને કોઈ સ્થાન જ નહિ રહે; પક્ષ પક્ષ વચ્ચેના કલહો, સ્પર્ધાઓ અને તેને પરિણામે સમાજમાં પ્રસરતી કડવાશ અદૃશ્ય થઈ જશે એમ તેઓ માને છે.

આમ સર્વોદયના સ્વીકાર પાછળ માર્ક્સવાદનો ત્યાગ અને ગાંધીમાર્ગનો સંપૂર્ણ સ્વીકાર જવાબદાર હતાં એ વાતની જે૦પી૦એ સ્પષ્ટતા કરી છે. પરંતુ આધુનિક ભારતની સમસ્યાઓ ઉકેલવા માટે સર્વોદય સમાજની સ્થાપનાને માર્ગે કેવી રીતે આગળ વધવું તે અંગેની એમના મનમાં ચાલેલી ગડમથલ લાંબા વખત સુધી ચાલુ રહી અને અંતે સર્વગ્રાહી ક્રાંતિના સંદેશમાં પરિણમી. છતાં આ ક્રાંતિના પ્રથમ સોપાન તરીકે જનતા પક્ષને એમણે આશીર્વાદ આપ્યા અને લોકોને આ પક્ષને મજબૂત બનાવવાનો અનુરોધ કર્યો.

આમ સર્વોદયનો સ્વીકાર કરતાં જે૦પી૦એ માત્ર માર્ક્સવાદી સમાજવાદને જ નહિ પણ આધુનિક રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના કેટલાક પાયાના સિદ્ધાંતોને પણ પડકાર્યા છે. એમણે શરૂ કરેલી આ મહત્ત્વની ચર્ચા હજી વધુ વિચારણા માગી લે છે. સ્વાતંત્ર્ય બાદ ભારતમાં જે પરિસ્થિતિ સર્જાઈ છે તેને પરિણામે જે૦પી૦ને આઘાત જરૂર પહોંચ્યો હતો અને એ એમને માટે સ્વાભાવિક જ હતું. પણ આ સત્તા માટેની પડાપડી રાતોરાત

કોઈ પણ સાધનોનો ઉપયોગ કરી નીતિમર્યાદાઓને તિલાંજલિ આપી કરોડપતિ થઈ જવાની ઘેલછા અને ભ્રષ્ટાચાર માટે ભૌતિકવાદ કેટલા પ્રમાણમાં જવાબદાર છે એનો વધુ અભ્યાસ જરૂરી છે. ભારતના આજના રાજકીય પક્ષોની ગતિરીતિથી કોઈને પણ ઘૃણા ઊપજે. પણ દેશમાં પક્ષો નબળા પડ્યા છે અને પરિણામે પક્ષીય રાજકારણનું સ્થાન વ્યક્તિઓની સ્પર્ધાએ લીધું છે, જે૦પી૦એ સ્થાપવા ધારેલી લોકસમિતિઓએ નહિ. આમ કેમ બન્યું તે પ્રશ્ન તપાસવા જેવો છે. લોકસમિતિની આખી કલ્પનામાં કશે કોઈ નિર્બળતા તો નથી રહી ગઈ જેથી આમ બનવા પામ્યું હોય એની ચર્ચા નિઃસંકોચ થવી જરૂરી છે. આર્થિક વિકેન્દ્રીકરણની યોજનાઓ કેમ નિષ્ફળ જાય છે એમાં પણ ઊંડા ઊતરવાની જરૂર છે. વ્યવસ્થિત ઔદ્યોગિક ક્ષેત્ર તરફથી થતી તીવ્ર હરીફાઈ, રાજદ્વારી પુરુષોની માત્ર મૌખિક સહાનુભૂતિ એનાં કારણો હોઈ શકે. પણ કદાચ વિકેન્દ્રિત અર્થકારણ જે વ્યવસ્થાઓ માગી લે છે તેનો અભાવ પણ એને માટે જવાબદાર હોય. વિકેન્દ્રિત આર્થિક ઉત્પાદનથી આર્થિક સત્તા પણ વિકેન્દ્રિત થઈ જશે એ માન્યતા કદાચ સાચી ન પણ પડે. એને માટે ગાંધીજીએ જે વ્યક્તિમાનસ ખિલવવાનો આગ્રહ રાખ્યો હતો તે આપણે વિકસાવી શક્યા નથી. આથી વિકેન્દ્રિત આર્થિક ઉત્પાદન ગામડાંઓને શહેરો પર વધારે આધાર મૂકતાં કરી મૂકે એ શક્ય છે. જે૦પી૦ના સમાજવાદનાં સ્વપ્નો સાકાર કરવા આ બધી અન્વેષણા આપણે હાથમાં લઈએ અને સત્ય જ્યાં લઈ જાય ત્યાં નિઃસંકોચ જવાનો દૃઢ નિર્ણય કરીએ તો જ જે૦પી૦ના અનુગામી બનવાનો આપણો હેતુ બર આવે અને એમની સ્મૃતિ કાયમ માટે જાળવી શકાય.

• રોહિત દવે

## ગાંધીવાદની ગતિશીલતા

જયપ્રકાશ નારાયણે પોતાના જીવનનો આરંભ કર્યો, માર્ક્સવાદી તરીકે ને અવસાન પામ્યા આધુનિક સમયના એક મહાન ગાંધીવાદી તરીકે. ગાંધીના વિચારોને એમણે પુનર્જીવિત કર્યા. એટલું જ નહિ, પોતાના નક્કર વ્યવહાર દ્વારા એમણે દુનિયાને બતાવી આપ્યું કે, ગાંધીવાદી પદ્ધતિથી કરેલો સંઘર્ષ જ સૌથી વધુ શક્તિશાળી ને અસરકારક નીવડે છે. સંઘર્ષની એ પદ્ધતિ દ્વારા હજારો લાખો માણસોને કોઈ ચોક્કસ ઉદ્દેશ માટે સક્રિય બનાવી શકાય છે; ને કોઈ પણ અત્યાચારી સત્તાને યા સરમુખત્યારશાહીને ફેંકી નાખવા માટેનું એક કારગત સાધન એને બનાવી શકાય છે. જીવનમાં મૂલ્યોની પ્રતિષ્ઠા કેવળ સમજાવટથી યા નૈતિક બળજબરીથી યા સત્તા સાથે સમાધાનની શોધી લેવાથી સાધી શકાતી નથી; એને માટે તો ધારદાર કે હાર્યા વિના બિનકાયદી અહિંસક. ક્રાંતિનું લક્ષ્યનો અમલમાં કેવો મૂકે છે. જયપ્રકાશ નારાયણે આ ચમત્કાર સિદ્ધ કરી દેખાડ્યો છે, એમ કહીએ તો ચાલે—ને તે એવે સમયે, કે જ્યારે આ દેશ આખો નૈતિક, આર્થિક, તેમજ રાજકીય દૃષ્ટિએ પતનની ઊંડી ખાઈ ભણી ધકેલાઈ રહ્યો હતો, ને જનતામાં અસહાયતા, હતાશા ને ભ્રષ્ટાચાર સર્વવ્યાપી બની પ્રસરી રહ્યાં હતાં.

હું એમ માનું છું કે, આજે જે૦પી૦ જ્યારે આપણી વચ્ચેથી વિદાય થઈ ચૂક્યા છે, ત્યારે એવો સમય આવી ગયો છે, જ્યારે ગાંધીવાદી વિચારકોએ ભેગા મળી જયપ્રકાશજીની આ સિદ્ધિનું સ્વસ્થ ચિત્તે સમ્યક્ બુદ્ધિથી વિશ્લેષણ કરવું જોઈએ. જે ગાંધીવાદી આદર્શોને જયપ્રકાશ નારાયણે ગતિને ચાલના આપી પુનર્જીવિત કર્યા છે; એને આગળ લઈ જવા માટેની યોજનાઓ વિચારવી જોઈએ.

૧૯૫૪ની સાલમાં, જે૦પી૦એ ભૂદાન માટે 'જીવનદાન'ની ઘોષણા કરી. પ્રજા સોશિયાલિસ્ટ પાર્ટીનો ત્યાગ કરી, પોતે વિનોબા ભાવે સાથે જોડાયા, તે પૂર્વે એટલે કે ૧૯૫૩ના ડિસેમ્બરની ૧૯મી તારીખે જયપ્રકાશ નારાયણે, મુંબઈ ખાતે મળેલી મુંબઈ શહેરની પી૦એસ૦પી૦ની પરિષદમાં ભાષણ કરતાં કહેલું કે,

"ગાંધીવાદનું ધ્યેય કેવળ સત્તા કબજે કરવાનું નથી, કે નથી રાજ્યસત્તા એનો મુખ્ય આધાર બનતી. એ વિચાર સીધો જનતા પાસે પહોંચે છે, ને જનતાને મદદરૂપ બની, એમના વ્યક્તિગત તેમજ સામાજિક જીવનમાં એક પ્રકારની ક્રાંતિ નિપજાવે છે. જો આ રીતે જનતાની સંગઠિત શક્તિને એક વાર જગાડી શકાઈ તો રાજ્ય સત્તાનો સહયોગ અચૂક પ્રાપ્ત થઈ શકે છે."

આ પછી તેઓ વિનોબા સાથે જોડાયા ને સંપૂર્ણપણે એક સર્વોદયી નેતા બન્યા. ને સક્રિય રાજકારણમાંથી એમણે પોતાનો રસ પાછો ખેંચી લીધો. અહીં પણ વિનોબાજી સાથે જોડાતી વેળાએય ગાંધીવિચાર તથા ગાંધીના સિદ્ધાંતો બાબત એમના મનમાં પૂરી સ્પષ્ટતા હતી જ. ૧૯૫૭ની સાલમાં પી.એસ.પી.ના સાથીઓને લખેલા એમના સુવિખ્યાત પત્રમાં એમણે કહેલું કે,

"વિનોબાજી સાથે જોડાતાં પહેલાં, એમની સાથે ચર્ચાઓ કરી લઈને, મેં મારા મનને ખાતરી કરાવી લીધી હતી કે, કેવળ ભૂમિહીનોને ભૂમિ અપાવી દેવા પૂરતો જ એમના ભૂદાનયજ્ઞનો ઉદ્દેશ નથી. પરંતુ માણસમાં તથા સમાજમાં મૂળભૂત પરિવર્તન આણવા માટેની પ્રક્રિયા એના દ્વારા ચાલી રહી છે. અર્થાત્ માનવીય પરિવર્તન દ્વારા સામાજિક પરિવર્તન—આને જ હું બેવડી ક્રાંતિ કહું છું."

વર્તમાન કાળના કોઈ પણ જાણીતા ગાંધીવિચારક કરતાં જે૦પી૦ ગાંધી વિચારને વધુ સારી રીતે સમજ્યા હતા, ને એનાં મૂલ્યોને વધુ સારી રીતે ચકાસી કરીને એને કાર્યક્ષમ બનાવવામાં સફળ થયા હતા.

આપણે ગાંધી શું હતા? આ સમાજમાં જે અન્યાયો છે, જે સામાજિક અનિષ્ટો છે, તે તમામના નિરોધનું તેઓ એક

પ્રતીક હતા. આને માટેનું એક જ નાનકડું ઉદાહરણ હું આપું. વ્યક્તિગત રીતે શરૂઆતના તબક્કામાં અમારામાંના કેટલાય લોકોને ગાંધીજીનાં પગલાંની કારગતતા બાબત, પૂરો ભરોંસો નહોતો.

ગાંધીજીએ ૧૯૩૩ માં સત્યાગ્રહની લડત પાછી ખેંચી લીધી તે અડગ સંકલ્પપૂર્વક પગપાળા આખા દેશની યાત્રાએ નીકળી પડી અસ્પૃશ્યતાના પાપને જાકારો દેવાની ઝુંબેશ ઉપાડી. ૧૯૩૪ માં પદયાત્રા કરતાં કરતાં તેઓ ઓરિસ્સા પહોંચ્યા. અમે એમનું નિરીક્ષણ કરતાં બધું જોયા કરતાં હતા. એક ગામડામાં જઈને ગાંધીજીએ એ ગામના મંદિરના દરવાજા હરિજનોના પ્રવેશને માટે ખુલ્લા કરી આપ્યા ને આખા ગામને એક ઠેકાણે ભેગું કરીને પોતે ભાષણ કર્યું. મેં એક ગ્રામવાસીને પૂછ્યું, "મહાત્માજીએ શું કહ્યું તમને ?" એણે તરત જવાબ આપ્યો, "એમણે કહ્યું કે બ્રિટિશરોને મહેસૂલ-વેરા ભરશો નહિ. એ આપણને ચૂસનારા છે." અર્થાત્ કે ગાંધીજી જે કંઈ કામ ઉપાડતા—પછી ભલે તે માત્ર સામાજિક અનિષ્ટને દૂર કરવા માટેનું પગલું હોય—પરંતુ એ તમામમાં પ્રતિકારનું એક તત્ત્વ રહેતું જ. ને એમાં સત્તા સામેનો પડકાર આમેજ હોય જ.

અલબત્ત, વિનોબાએ પણ દેશમાં ભૂદાન આંદોલનનો આરંભ કરી, આ દેશના બૌદ્ધિકોને ઢંઢોળીને વિચાર કરતા કરી મૂક્યા હતા. અમુક હદ સુધી એ આંદોલનમાંય આગ્રહનું તત્ત્વ પણ સારા એવા પ્રમાણમાં જોવા મળ્યું છે. પરંતુ પાછળથી એમણે પોતાની જાતને એક અનન્ય નૈતિક સત્તાના સ્થાને સ્થાપી દીધી. આમ, એક જ પગલામાં એમણે ગાંધી તેમજ ગાંધી વિચાર બંનેને ખતમ કરી એક ઊંડી ખાઈમાં દફનાવી દીધાં ને કટોકટી ટાણે સત્તાને ચરણે સંપૂર્ણ શરણાગતિ સ્વીકારી લઈ, એના પગલાને 'અનુશાસન પર્વ' તરીકે બિરદાવીને તો એમણે જે કંઈ અધૂરું હતું તે પૂરું કરી દીધેલું. અનિષ્ટને તાબે થવું ને સત્તા સામે ઝૂકી પડવું, એ ઘોર અનીતિ જ છે– ને એના જેટલું ગાંધી વિચાર વિરોધી કૃત્ય કદાચ બીજું એકેય નહિ હોય. આવી વર્તણૂક તથા આ પ્રકારના વલણને કારણે. લોકોના પક્ષે રહેવાને બદલે સત્તાની શેહમાં ખેંચાઈ, એનો સાથ પુરાવવાની વર્તણૂક તથા વલણે જ તો ગાંધી-વિચાર તેમજ ગાંધીવાદીઓને લોકોની નજરે હાસ્યાસ્પદ બનાવી મૂક્યા છે.

ગમે તેવું નૈતિક આન્દોલન હોય પણ તે જો સરકારની મદદથી ચાલતું હશે તો એના થકી સામાજિક અનિષ્ટ સામે બંડ યા પ્રતિકારની ભાવના જગાડી જ શકાશે નહિ.

જયપ્રકાશે પોતાની જેલડાયરીમાં લખ્યું કે, "જે ટાઢા-બોળ વાતાવરણમાં ગ્રામસ્વરાજનું કામ ચાલી રહ્યું હતું, એમાં પ્રજાની ચિત્તશક્તિ નિદ્રિત જ રહી જતી. અલબત્ત, આધ્યાત્મિક ને નૈતિક ભાવનાઓને ઉદ્બોધન થતું. વિનોબાજીની સ્વસ્થ નિશ્ચય વિભુતિમત્વની અસરને કારણે અમુક વ્યક્તિઓમાં ગજબ-નું નૈતિક પરિવર્તન પણ જોવા મળ્યું હતું. પરંતુ એમાંથી કદી સામાજિક યા લોકમાનસમાં જાગૃતિ કે જોશ પેદા થઈ શક્યાં નહિ."

ને ગાંધી વિચારનો અર્ક જ તો આ છે. ગાંધીવાદી આન્દો-લનની ગતિશીલતાનું કોઈ માપ કાઢવું હોય તો તે એ જ રીતે કાઢી શકાય કે 'માણસ તેમજ સમાજના "આમૂલ પરિવર્તન" ની પ્રક્રિયા માટે સંઘર્ષની ભાવના ને માનસિક ચેતના લોકોમાં કેટલી પેદા થઈ શકી ?'

વિનોબાથી વિખૂટા પડી ગયેલા જે૦પી૦ના નેતૃત્વ હેઠળ વિદ્યાર્થીઓ તેમજ યુવાનોનું જે આન્દોલન ચાલ્યું, તેણે લોકોમાં એક જબરજસ્ત અદમ્ય એવો જુવાળ આણી દીધો જે એટલો અહિંસક ને શાંતિમય હતો કે આઝાદી પછીના કાળમાં, આજ પૂર્વે આ દેશમાં ક્યારેય જોવા મળ્યો ન હતો. આ ક્રાંતિએ જ દેશમાં લોકશાહી તથા જનતાની સર્વોપરીતાની પુનઃસ્થાપના કરી. એટલું જ નહિ, નૈતિક તંદ્રામાં પડેલા ગાંધી-વિચારને પુનર્જીવિત કરી હજારો ગાંધીવાદી કાર્યકર્તાઓનાં દિલમાં નવો વિશ્વાસ ને આસ્થા જગાડ્યાં. સાથે સાથે સંઘર્ષમાં પડેલા યુવાનો, વિદ્યાર્થી-ઓ તેમજ એકંદર જનતામાં પણ એ વિષે એક નવી આસ્થા પેદા કરી.

આ ગાંધીવાદી ક્રાંતિનો પ્રથમ તબક્કો એક રીતે જોતાં સફળ ગણાય. પણ બીજી દૃષ્ટિએ જોતાં એ નિષ્ફળ રહ્યો. રાજકીય સત્તા કે જેનો ઉદ્‌ભવ લોકોની સત્તા ખડી કરવા માટે થયેલો તેનું જ પતન થયું. કારણ કે સત્તા એવા લોકોના હાથમાં જઈ પડી હતી, જેઓ માટીપગા માણસો હતા, ને એમને સમૂળી ક્રાંતિના ધ્યેયમાં કોઈ આસ્થા ન હતી. બીજો તબક્કો એટલે લોકોની સત્તા સુદૃઢ કરવા અર્થે લોકસમિતિના ગઠનનો. ૧૯૭૭ના જુલાઈમાં જે૦પી૦ સાથે આ બાબત મારે ખૂબ લાંબી ચર્ચા થયેલી ને ત્યારે મેં એમને એ સમજાવવા કોશિશ કરેલી કે કોઈ પણ પ્રકારના રાજ-કીય હેતુ વિના ઊભું કરેલું આ બિનપક્ષીય સંગઠન કે જેનું નેતૃત્વ રાજકારણથી અતડાં ને અળગાં રહેનારાં એકલદોકલ ગાંધીવાદી સ્ત્રી-પુરુષોના હાથમાં હોવાનું કલ્પો છો, એવી આ લોકસમિતિઓ અંતે જતાં ભૂદાન આન્દોલન જેવી જ નિષ્ફલ, નિષ્પ્રયોજન, પ્રભાવવિહોણી બની જવાની. ને યુવાનો કે લોકોને તે ભાગ્યે જ આકર્ષી શકશે. જે૦પી૦ને આ વાતમાં રહેલું તથ્ય સમજાયું ને એમણે એ સંગઠનમાં રહેલી ઊણપનો સ્વીકાર કરતાં કહ્યું પણ ખરું કે, સાજા થઈને પોતે આ વિષે વધુ વિચાર કરી કંઈક કરશે. પરંતુ અફસોસ કે તેઓ આપણી વચ્ચે રહ્યા જ નહિ !

હવે તો ભવિષ્ય જ બતાવશે કે ગાંધીવાદી કાર્યકર્તાઓ લોકશક્તિ ખડી કરવા માટેના આ નવા પ્રયોગને આગળ વધારવા માટે તેમજ ગાંધી-વિચારની ગતિશીલતાને વાસ્તવિકતાની ભોંય પર ઉતારવા માટે કેટલી સજ્જતા બતાવે છે !

○ સુરેન્દ્રનાથ દ્વિવેદી

દેશ અને વિદેશમાં એવી એક સામાન્ય અપેક્ષા હતી કે જવાહરલાલ નેહરુ પછી જયપ્રકાશ નારાયણ વડાપ્રધાન બનશે. જ્યારે નેહરુએ ૧૯૫૦ની આસપાસ જે૦પી૦ને નાયબ વડાપ્રધાન થવાની વાત કરી ત્યારે આ અપેક્ષા પૂરી થવાની અણી પર હતી. પણ નેહરુએ ૧૪ મુદ્દાનો સમાજવાદી કાર્યક્રમ સ્વીકારવાની ના પાડી, એટલે જે૦પી૦એ પણ નેહરુની ઓફરને ફગાવી દીધી. દેશના ઉચ્ચતમ નેતૃવંદમાં જાણીતા એવા એ જ એક નેતા હતા કે જે કદી પાર્લામેન્ટ કે ધારાસભાની ચૂંટણી લડ્યા નહોતા. (ગાંધીજી અને બાદશાહખાન કદી ચૂંટણી લડ્યા નહોતા. ૧૯૪૦ માં જેલમાં રહીને નેતાજીએ કેન્દ્રીય એસેમ્બ્લીની ચૂંટણીમાં ભાગ લીધેલો, પણ તે તો નાસી છૂટવાના એક ઓથા રૂપે.) વિધિએ એમને સારુ એક બીજા જ પ્રકારનું નેતૃત્વ નિર્મેલું હતું— રાજ્યના નહીં પણ લોકોના નેતૃત્વનું. જે૦પી૦ લોકનેતા હતા, રાજ્યનેતા નહીં. લોકોએ એમને 'લોકનાયક'નું બિરુદ આપીને એમની જીવનની ફિલસૂફીને સાંકેતિક રીતે માન્યતા આપી હતી.

જે૦પી૦ને નજીકથી જાણનાર લોકો તો ખરા જ, પણ એમને જાહેર કાર્યક્રમોમાં જ જેમણે જોયા હોય એવા લોકો પણ એ વાત બરાબર રીતે સમજતા કે એક પણ ડાઘ વિનાના ચોખ્ખા વેશધારી એમના વ્યક્તિત્વમાંથી ઉત્કટ મોહકતાની સુવાસ પ્રસરતી. તેઓ ખૂબ સંકોચશીલ છતાંય ખૂબ મળતાવડા, શાંત, ધીર અને માનવીય લાગણીઓથી ભરપૂર-એવા ગુણોવાળા હતા. કોઈ કોઈ વાર એ સમજવું મુશ્કેલ થઈ જતું કે આવા રેશમી સ્વભાવનો માણસ આટલા ઝંઝાવાતી સંઘર્ષોનો આટલી દૃઢતાથી શી રીતે મુકાબલો કરી શકતો હશે.

પોતાના હાવભાવમાં તેઓ કદી દેખાડાવાળા કે ઝનૂની નહોતા. તેઓ કદી ઉશ્કેરણીભર્યાં ભાષણો કરતા નહીં. પણ અંગત વાતોમાં કે જાહેર ભાષણોમાં શ્રોતાઓનાં મન પર એમના બોલવાથી ઊંડી અસર પડતી. બીજા રાજકારણી નેતાઓ કરતાં એમના ભાષણના સ્વર અને સૂર કાંઈ જુદા જ હતા. તેઓ જે વિષયનું પ્રતિપાદન કરતા તે એમની ઊંડી નિષ્ઠાના ઉત્સમાંથી સ્ફુરતી. બેવડી જબાનમાં તેઓ કદી બોલતા નહીં. કોઈ તાત્કાલિક સ્વાર્થ સિદ્ધ કરવા કે શ્રોતાઓને ખુશ કરવા તેઓ કદી શબ્દોની ગોઠવણીમાં દાવપેચ ખેલતા નહીં. સત્યની લડાઈ લડનાર કોઈ ધર્મોપદેશક કે ધર્મગુરુ બોલતો હોય તેવી જ વાણી તેઓ ઉચ્ચારતા. પોતાના જીવનના છેવટના કાળમાં જે૦પી૦એ જ્યારે સંપૂર્ણ ક્રાંતિ માટે પોતાની ઝુંબેશ શરૂ કરી ત્યારે તેઓ લોકોને સીધાં પગલાં ભરવા સારુ અને સત્યાગ્રહ સારુ તૈયાર કરવા માગતા હતા, પણ રાજનૈતિક ચળવળોના નેતાઓ જે રીતે લોકોને ઉશ્કેરે છે તેમ કરવા તેમણે કદી પ્રયાસ ન કર્યો. જે૦પી૦ હંમેશા લોકોમાં આદર્શવાદી જુસ્સો જગાડીને એમની ચેતનાને એક ઊંચા સ્તર પર લઈ જવા મથતા. તેઓ પોતાના બોલવા-ચાલવા અને રંગીલીકરણીથી પોતાની આસપાસ હંમેશા એક આદર્શવાદી વાતાવરણ ખડું કરતા. જે૦પી૦ને સૌથી વધુ ઉપયોગી તો એમનું વ્યક્તિત્વ થયું. એમનું વ્યક્તિત્વ કરુણાવાન અને મોહક હતું. એવું દેખીતી રીતે અનેરું હતું કે પોતાના ઉદ્દેશો પાર પાડવામાં એમને તે વ્યક્તિત્વ મદદરૂપ થઈ પડતું. પંડિત નેહરુ અને નેતાજી બોઝ વિશાળ રાષ્ટ્રીય મંચ પરથી ત્રીશીના છેવટનાં વર્ષોમાં પણ સમાજવાદનો ઉપદેશ આપતા, અને કોંગ્રેસ સોશ્યલિસ્ટ પાર્ટીની સ્થાપના ઘણા જુવાન અને આધેડ વયના કોંગ્રેસ આગેવાનોના સામૂહિક પ્રયાસથી સ્થપાઈ હતી, પણ જુવાન જયપ્રકાશ નારાયણના માર્મિક ઉલ્લાસને લીધે જ આખા દેશમાં આ સમાજવાદી સંગઠનની શાખા પ્રશાખાઓ ઝડપથી ફેલાઈ ગઈ હતી. આ સમાજવાદી પક્ષના તેઓ ફિલસૂફ, સ્થપતિ અને માર્ગદર્શક હતા. આખા દેશને ખૂણે ખૂણેથી તરુણોની એક તેજસ્વી મંડળીને તેઓ કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીમાં તાણી લાવ્યા. ખરું જોતા મહાત્મા ગાંધી અને નેતાજી સુભાષને બાદ કરતાં બીજા કોઈ આગેવાન જયપ્રકાશ નારાયણ જેટલા તરુણોને રાષ્ટ્રસેવાના આદર્શ તરફ ખેંચીને એક આદર્શવાદી સંગઠનના નેજા હેઠળ લાવી શક્યા નહોતા. આ તરુણ સમાજવાદી આગેવાનના પ્રયાસોને લીધે જ કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટી ૧૯૩૦ ની આસપાસ અતિ ટૂંકા ગાળામાં ભારતના આદર્શવાદી તરુણોની રાજનૈતિક સંસ્થા બની ગઈ. સમાજવાદી મંચનું આકર્ષણ એટલું દુર્નિવાર હતું કે કોમ્યુનિસ્ટો, જેમની કને ત્યારે કોઈ ખુલ્લો મંચ નહોતો, તેઓ કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીની લોકપ્રિયતાને વટાવી ખાવા એમાં જોડાયા અને પોતાના માર્ક્સવાદી વિચારોનો પ્રચાર કરવા સારુ એના વિશાળ મંચનો ઉપયોગ કર્યો. કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટી સ્થપાઈ ત્યાર પછી થોડા વર્ષોમાં જ જયપ્રકાશ નારાયણે યુવકો અને વિદ્યાર્થીઓનાં સંગઠનોની એક જાળ બિછાવી દીધી. અને રેલવે, ટપાલખાતા અને બીજા મોટા ઉદ્યોગોના મજૂરોમા સંગઠનોને ફરી તાકાત આપવામાં અને આખા દેશના વિવિધ પ્રાન્તોમા કિસાન સંગઠનો સ્થાપવામાં તેઓ સફળ થયા. તેઓ તરુણ સમાજવાદી કાર્યકર્તાઓ સારુ, આખા દેશમાં તોફાની વેગે જાહેર સભાઓ કરતા, તાલીમ વર્ગો ગોઠવતા, સભા સમ્મેલનો અને અભ્યાસવર્તુળો ગોઠવતા ફરી વળ્યા. જયપ્રકાશ નારાયણને વાદ વિવેચન કરવાનો અને સામાજિક-રાજનૈતિક વિચારોનો પ્રચાર કરવાનો ઉત્કટ રસ હતો અને એને સારુ તેમણે દેશના જુદા જુદા ભાગોમાં 'ખોજ પરિષદ' નામની સામાજિક સાંસ્કૃતિક સંસ્થાઓ સ્થાપી હતી. વિચારધારા અંગેના પ્રશ્નોની તેમની છણાવટની ખૂબી એ હતી કે તેઓ એ અંગે એટલી સરળ અને બિન પાંડિત્યપૂર્ણ શૈલીમાં સમજાવતા કે તેથી નવાઈ ઊપજતી.

ભારતમા સમાજવાદી આન્દોલનના ઇતિહાસમાં જે૦પી૦નું સ્થાન નિર્વિવાદ રીતે એક સ્થાપક સ્થપતિનું રહેવાનું. એશિયા અને યુરોપના સમાજવાદી આન્દોલનના આગેવાનોમાં તેમની શાખ ઘણી ઊંચી હતી. રંગૂનમાં ૧૯૫૬માં મળેલ સમાજવાદી

સમ્મેલન, જેમાં એશિયા અને યુરોપના દેશોના ઉચ્ચ કક્ષાના નેતાઓએ હાજરી આપી હતી. ત્યાં જે૦પી૦ બધાં કરતાં મૂઠી ઊંચેરા તરી આવતા હતા. આ પ્રસંગે એમણે પોતાના પ્રવચનમાં ઉત્પાદન અને વિતરણનાં સાધનોની માલિકીના રાષ્ટ્રીયકરણને બદલે એના સામાજીકરણની જે વાત કરી તેને સમાજવાદી વિચારના વિકાસમાં એક નવી દેણ તરીકે લેખવામાં આવી. તેઓ સર્વોદય આન્દોલન સાથે જોડાયા ત્યાર પછી પણ એક સમાજવાદી નેતા તરીકે જે૦પી૦ની પ્રતિમા અક્ષુણ્ણ રહી. કારણ સર્વોદયને ભારતના રાજનૈતિક, સામાજિક અને આર્થિક સંદર્ભમાં સમાજવાદી વિચારધારાનો જ વિકાસ ગણવામાં આવતો.

જે૦પી૦ જન્મ્યા જ મહાન હતા અને સ્વરાજ પૂર્વે અને ત્યાર બાદના ભારતમાં એમને ભાગે એક મહાન ભૂમિકા ભજવવાની લખેલી જ હતી. પણ એ દુર્ભાગ્યની વાત હતી કે એમને પોતાની ભૂમિકાની વિલક્ષણતા બહુ મોડી મોડી સમજાઈ. આઝાદીની લડાઈ દરમ્યાન 'ભારત છોડો' આન્દોલનના એક અપવાદને બાદ કરતાં જે૦પી૦એ પોતાની જાતને કદી સ્વતંત્ર આગેવાન તરીકે વાપરી જ નહીં, સ્વરાજ પછીના દિવસોમાં તેઓ છેક ૧૯૭૦ પછી જ પોતાના સ્વતંત્ર નિર્ણય મુજબ કામ કરવા લાગ્યા.

જે૦પી૦ મોટે ભાગે મહાત્મા ગાંધી, પંડિત નેહરુ અને આચાર્ય વિનોબા ભાવેના વ્યક્તિત્વોની ભૂરકી હેઠળ રહ્યા. મહાત્મા ગાંધી જે૦પી૦ની વિચારધારા પર વિજય મેળવીને એમને પોતાના વિચારના કરી શક્યા, પણ પોતાની હયાતી દરમ્યાન નહીં. આઝાદીની લડાઈમાં તેઓ માર્ક્સવાદી વિચારસરણીમાં માનતા. સંઘર્ષના પ્રશ્ન અંગે પણ તેઓ સો ટકા ગાંધીવાદી નહોતા. એ દિવસોમાં જે૦પી૦ પર જેમની વધુમાં વધુ અસર થઈ તે પંડિત નેહરુ હતા. નેહરુએ અલ્લાહાબાદમાં કોંગ્રેસ મહાસમિતિમાં જે૦પી૦, લોહિયા અને બીજા કેટલાક સમાજવાદી જુવાનિયાઓને સંઘરેલા. દેશના વિભાજન પછી તરત જ લોહિયા તો નેહરુથી છૂટા પડી ગયા, પણ નેહરુના અંગત આકર્ષણને ખાળી જતાં જે૦પી૦ને ઘણાં વર્ષો લાગ્યાં. નેહરુ જે૦પી૦ની આગેવાનીનો વિકાસ કરવા સારુ એમને કોઈ ચોક્કસ દિશા ન આપી શક્યા. ઊલટું નેહરુ સાથેના સંબંધોને લીધે સમાજવાદી આન્દોલનના સૌથી વધુ આશાસ્પદ નેતૃત્વના વિકાસને કુંઠિત જ કર્યો. નેહરુ બૌદ્ધિક રીતે માર્ક્સવાદી હતા, પણ વિચારોમાં તેઓ ફેબિયન જ હતા. ચોથીમાં જે૦પી૦ અને બીજા સમાજવાદીઓ પરની નેહરુની અસરને લીધે કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીને સંઘર્ષશીલ ક્રાંતિકારી સંગઠન બનવાની છૂટ પ્રક્રિયામાં બાધા પડી. એને લીધે જે૦પી૦ અને કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટી બીજા વિશ્વયુદ્ધ પછી સુભાષચંદ્ર બોઝે શરૂ કરેલી વામપંથી ચળવળ સાથે પણ ન જોડાઈ શક્યાં.

દેશના વિભાજન પછી, અને ખાસ કરીને ૧૯૫૨ની ચૂંટણીમાં સમાજવાદીઓના ધબડકા પછી જે૦પી૦નો ભ્રમ ભાંગ્યો હતો. એમણે જોકે સોશલિસ્ટ પાર્ટી, આચાર્ય કૃપલાનીની કિસાન મઝદૂર પ્રજા પાર્ટી અને સુભાષવાદી ફોરવર્ડ બ્લૉકના જોડાણથી પ્રજા સોશલિસ્ટ પાર્ટી સ્થાપવામાં પહેલ કરી, પણ એમનું મન એમાં નહોતું. ૧૪ મુદ્દાના સમાજવાદી કાર્યક્રમ અંગે નેહરુ–જે૦પી૦ વાટાઘાટોની નિષ્ફળતા પછી જે૦પી૦ની એમના એક અતિ નિકટના સાથી દ્વારા અંગત બદબોઈ કરવામાં આવી, જેને લીધે જે૦પી૦ ભીતરથી કંટાળી ગયા. ખરેખર એ જે૦પી૦ના જીવનનો અત્યંત કટોકટીનો કાળ હતો. સત્તાના રાજકારણની ગંદી રમત અંગે ભ્રમ ભાંગવાને લીધે આચાર્ય વિનોબાની ભૂદાન ચળવળમાં તેમને પોતાના આદર્શોની ખેવના પૂરી કરનાર એક નવો રસ્તો દેખાયો.

જે૦પી૦ ભૂદાન આન્દોલનમાં જીવનદાની તરીકે જોડાયા અને છેવટે એમણે પ્રજાસમાજવાદી પાર્ટી સાથે પોતાનો સંબંધ સમૂળગો કાપી નાખ્યો. એમને લાગ્યું કે ભૂદાન આન્દોલન ગાંધીજીના સર્વોદયી કાર્યક્રમને પાર પાડનાર એક અદ્વિતીય સાધન છે. જે૦પી૦ જ્યારે ભૂદાનમાં જોડાયા ત્યારે તેઓ પચાસ પંચાવનના હશે. એમણે આ આન્દોલનને લગભગ બે દાયકાઓ સુધી પોતાની જિંદગીનો ઉત્તમ ઉપહાર આપ્યો. આ નવી ગાંધીવાદી ચળવળ જોકે વિનોબાએ શરૂ કરી હતી. પણ જે૦પી૦ ભૂદાન ગ્રામદાનના મુખ્ય સિદ્ધાન્ત સમજાવનાર અને સર્વોદય દર્શનના સૌથી વધુ મુખર પ્રવક્તા બની ગયા. ભૂદાનનો સંદેશો લઈને અને ભૂદાન આન્દોલનનું સંગઠન કરતાં તેઓ સતત આખા દેશમાં ઘૂમતા. પંદર કરતાં વધુ વરસો સુધી તેઓ સર્વોદયના યાત્રી તરીકે આખા દેશને એક ખૂણેથી બીજે ખૂણે સુધી ઘૂમતા રહ્યા. આ કાળ દરમ્યાન જે૦પી૦એ દેશમાં જેટલી મુસાફરી કરી એટલી બીજા કોઈ નેતાએ કદી પણ કરી નહીં હોય. લગભગ બે દાયકા સુધીના આવા પ્રચંડ પ્રયાસ પછી જે૦પી૦એ જોયું કે ભૂદાન ગ્રામદાન આન્દોલને સર્વોદયના આદર્શ તરફ જવાનું પોતાનું નૂર ગુમાવ્યું હતું. એમને લાગ્યું કે એની સફળતામાં ઘણી મિથ્યા અને બહુ થોડી વાસ્તવિક હતી.

સત્યાગ્રહને ગાંધી માર્ગનો એક અખંડ ભાગ માનવામાં આવતો. ૧૯૫૭માં ભૂક્રાન્તિની વિનોબાની હાકલને ભૂદાનની અંદરના અને બહારના સૌ કોઈએ રાષ્ટ્રવ્યાપી ભૂમિ સત્યાગ્રહની હાકલ જ માની હતી. પણ કાલડીના ભૂદાન સમ્મેલનમાં ભૂમિક્રાંતિની વાત પડતી મૂકવામાં આવી અને ભૂદાનને ગ્રામદાનના કહેવાતા ઉપલા સ્તર પર ઉઠાવવામાં આવ્યું. જે૦પી૦ માટે આ એ વાત સમજવાનો અવસર હતો કે વિનોબા ગાંધીના સત્યાગ્રહના માર્ગને ટાળે છે અને ભૂદાનને તેઓ એવે રસ્તે લઈ જઈ રહ્યા છે કે એ કદી સુધારવાદી આન્દોલનથી વધુ મહત્ત્વનું બની જ ન શકે. થોડાં વરસ પછી જે૦પી૦ સમજ્યા કે ભૂદાન શાંતિમય ક્રાંતિની વાત ભલે કરતું હોય પણ એની ક્રાંતિકારી પ્રેરણા સુધારવાદમાં ખોવાઈ ગઈ છે.

જે૦પી૦ માત્ર બે જ પ્રસંગોએ સ્વતંત્ર રીતે વર્ત્યા. એક વાર 'ભારત છોડો' આન્દોલન વખતે તેમણે એને 'ઑગસ્ટ

ક્રાંતિ'નું ગૌરવભર્યું સ્થાન અપાવ્યું અને ભારતની આઝાદીના આન્દોલનના ઇતિહાસમાં પોતાને સારુ અવિસ્મરણીય સ્થાન મેળવ્યું. બીજો પ્રસંગ ૧૯૭૫માં તાનાશાહી તંત્ર સામે સંઘર્ષની હાકલ કરવાનો હતો. અને છેવટે તેઓ શાંતિમય રીતે એને હટાવવામાં સફળ થયા. તેઓ બે વાર સ્વતંત્ર રીતે વર્ત્યા અને બંને વાર તેઓ શ્રેષ્ઠ સાબિત થયા. તેમને ઑગસ્ટ ક્રાંતિના વીર અને '૭૪ પછી ભારતની જનતાના લોકનાયક તરીકે નવાજવામા આવ્યા.

જે૦પી૦ને સુભાષચંદ્ર બોઝ સારુ ખૂબ આદર અને આકર્ષણ હતાં. પણ ગાંધી અને નેહરુની અસરથી મુક્ત થઈને બોઝ સાથેના તેમના સંબંધો વધુ પરિપક્વ ન બન્યા. જે૦પી૦એ આ લેખકને કહ્યું હતું કે તેમને કૉંગ્રેસની અંદર સમાજવાદી પક્ષ સ્થાપવા સારુ બોઝે ખૂબ પ્રોત્સાહન અને ટેકો આપેલો. જે૦પી૦ના કહેવા મુજબ કૉંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીની સ્થાપના પછી સુભાષચંદ્રએ નવા પક્ષમાં જોડાવાની પોતાની તૈયારી દેખાડેલી પણ જે૦પી૦એ સૂચવેલું કે એમના જેવા રાષ્ટ્રીય નેતાએ તો રાષ્ટ્રીય મહાસભાના વિશાળ ફલક પરથી વામપંથી આન્દોલનને સ્વતંત્ર રીતે માર્ગદર્શન આપવું જોઈએ. જે૦પી૦ અને કૉંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીએ બોઝની રાજનૈતિક નીતિ તથા ત્રિપુરી કૉંગ્રેસ સારુ પ્રમુખ તરીકેની એમની ઉમેદવારીને ગાંધીવાદી પટ્ટાભિસીતારામૈયાની વિરુદ્ધ ટેકો આપેલો. પણ ત્રિપુરી કૉંગ્રેસ અધિવેશન દરમ્યાન નેહરુ જે૦પી૦ અને કૉંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીને બોઝને પડતા મૂકવાનું સમજાવવામાં સફળ થયા. એક ખૂબ અગત્યના નેતા દ્વારા જે૦પી૦ અને સમાજવાદી જુવાનિયાઓને પૂછવામાં આવ્યું કે 'તમે ગાંધીજીની વિરુદ્ધ બાબાઈ સાહેબને ટેકો આપશો ?' એ તીર કામ કરી ગયું અને જે૦પી૦ તથા સમાજવાદીઓએ સુભાષચંદ્ર બોઝ અંગેનો પોતાનો ટેકો પાછો ખેંચ્યો.

જે૦પી૦ અને કૉંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીએ લેફ્ટ કૉન્સોલિડેશન કમિટીને મજબૂત બનાવવા ફરી એક વાર ગળવાખોર પ્રમુખ બોઝ સાથે હાથ મેળવ્યા. પણ ફરી વાર યુદ્ધની પરિસ્થિતિ અંગે બોઝ ગાંધી અને નેહરુની નીતિ સાથે સખત સંઘર્ષની નીતિ અપનાવી ત્યારે જે૦પી૦ બોઝ પાસેથી છૂટા પડ્યા હતા. કૉંગ્રેસ સોશલિસ્ટ પાર્ટી, ગાંધીવાદીઓ અને કોમ્યુનિસ્ટોએ એક પછી એક બોઝને છોડી દીધા અને તાત્કાલિક રાષ્ટ્રીય સંઘર્ષ લડવા સારુ એમને એકલા નાખી દીધા. ત્યાર બાદ તરત બીજું વિશ્વયુદ્ધ [illegible] જે૦પી૦ને [illegible] કરવામાં આવ્યા અને [illegible] હજારીબાગ જેલમાં [illegible] કરવામાં આવ્યા. બોઝ સાથેના [illegible] [illegible] [illegible] હતા. તેમનું [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] આઝાદીની [illegible] [illegible] [illegible]

કદી માર્ક્સવાદી સિદ્ધાન્તોમાં માનતા જ નહોતા. અને એટલા વખતમાં તો એમણે બહારથી આઝાદ હિંદ ક્રાંતિની એમની વ્યૂહરચના ઘડી પણ કાઢી હતી.

૧૯૪૨ માં બોઝ છૂટા થયા ત્યાર પછી જેલની અંદર અને જેલ બહાર એમના ટેકેદારો અને સાથીઓ પૈકી ઘણાએ એમને દોષી ઠરાવ્યા અને એમની નિંદા કરી. કોમ્યુનિસ્ટોએ તો નેતાજીને ગાળો ભાંડવાની ઝુંબેશ જ ઉપાડી અને એમને અમીચંદ સુધ્ધાં કહ્યા. એમણે તો છડેચોક એવી પણ ધમકી આપી કે જો બોઝ ભારતમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરશે તો તેમનું 'ગોળીઓના હાર 'થી સ્વાગત કરવામાં આવશે. એ એવો કાળ હતો કે જ્યારે સુભાષચંદ્ર બોઝનું નામ લેવું એ પણ અંગ્રેજોની નજરે દેશદ્રોહ જ હતો. પણ ઑગસ્ટ ક્રાંતિના ભૂગર્ભ નેતા જે૦પી૦એ ભારતની જનતાને નામે લખેલા તેમના ઐતિહાસિક પત્રોમાં નેતાજીને હાર્દિક ટેકો આપ્યો અને પોતાના દેશવાસીઓને વિનંતિ કરી કે સુભાષચંદ્ર બોઝ પોતાની મુક્તિ ફોજ સાથે ભારતમાં પ્રવેશે ત્યારે તેમને પૂરો સહકાર આપજો. એટલું જ નહીં, જે૦પી૦એ એથી પણ વિશેષ કર્યું. જે૦પી૦એ આ લેખકને જણાવ્યું હતું કે બે દૂતો ( એક અભ્યંકર અને બીજાનું નામ જે૦પી૦ ભૂલી ગયા હતા )ને તેમણે નેતાજી સાથે પોતા વતી સંપર્ક કરવા બ્રહ્મદેશ મોકલાવ્યા હતા.

૧૯૪૬માં જે૦પી૦ જ્યારે જેલમાંથી બહાર આવ્યા ત્યારે શ્રદ્ધાનંદ પાર્ક, કલકત્તાની એક સભામાં ઑગસ્ટ ક્રાંતિના આ નેતાએ આઝાદ હિન્દ યુદ્ધના પ્રખ્યાત નેતાને ભારતની જનતાના નેતાજી તરીકે નવાજ્યા હતા. નેતાજી અંગેની પોતાની ઊંડી લાગણી વ્યક્ત કરતાં જે૦પી૦એ જો નેતાજી ભારત પાછા ફરે તો તેમનુ અનુસરણ કરવાની જાહેરમા પ્રતિજ્ઞા લીધી હતી.

એ એક બદનસીબી છે કે નેતાજી અને જે૦પી૦ વચ્ચેના સંબંધો પૂરતા પાકયા નહીં. જો એમ થયું હોત તો હિંદુસ્તાનની આઝાદીની લડત અને સ્વાતંત્ર્યોત્તર ભારતનું ચિત્ર કાંઈ અનેરું જ હોત.

જે૦પી૦એ ભારતના રાજકારણમાં પાકા માર્ક્સવાદી તરીકે પ્રવેશ કર્યો હતો. જોકે તેઓ રાષ્ટ્રવાદી હતા અને તેઓ ભારતની પરિસ્થિતિ મુજબ માર્ક્સવાદ લાવવા માગતા હતા. એમના પુસ્તક 'વ્હાય સોશલિઝમ'—જેમાં સમાજવાદી વિચારોની માર્ક્સવાદી રજૂઆત હતી—તેને તો એમના અસમાજવાદીઓ લગભગ ધર્મગ્રંથ જેવું લેખતા હતા. પણ એકાદ દાયકા પછી માર્ક્સવાદી વિજ્ઞાનવાદ અંગેની એમની મોહમુક્તિ શરૂ થઈ. અને આખા આઝાદીના જંગ દરમ્યાન કોમ્યુનિસ્ટોની [illegible] વિરોધી ભૂમિકાને લીધે એમને વધતા સાથે માર્ક્સવાદી દર્શન, કોમ્યુનિસ્ટ પક્ષની કાર્યપદ્ધતિઓ અને આન્દોલન [illegible] [illegible] પડી. [illegible] એમ. એન. રાય, જેઓ [illegible] આન્દોલનના [illegible] હતા, તેમની માફક [illegible] માર્ક્સવાદનો [illegible] તરીકે [illegible]

નક્કી કર્યું. આ વૈચારિક કાયાપલટની આ કટોકટીની ઘડીએ, જે૦પી૦એ ૨૧ દિવસના ઉપવાસ કરીને 'ભલાઈનું પ્રેરક તત્ત્વ' શોધવા પ્રયત્ન કર્યો જે એમને માર્ક્સવાદમાં નહોતું દેખાયું. આ સૂચક ઉપવાસ પછી જે૦પી૦ જીવનના એક નવા તબક્કામાં પ્રવેશ્યા. અધ્યાત્મને ભલાઈનું પ્રેરક તત્ત્વ માનીને એ સાચા ભારતીય બન્યા. તે મુજબ સામાજિક, રાજનૈતિક પ્રવૃત્તિઓ અંગે એમનું વલણ પણ ધરમૂળથી બદલાયું.

જે૦પી૦ ત્યારે સામ્યવાદની તાનાશાહી સંકલ્પનાને ઠેકાણે માનવીય મુક્તિની એક નવી ફિલસૂફીની શોધમાં હતા. સામ્યવાદ હવે તેમને રાજાશાહી અને મૂડીવાદ કરતાં પણ વધારે સંપૂર્ણ ગુલામીની હાકલ જેવો જણાયો. એમ. એન. રૉયના નવા માનવતાવાદે એમને આકર્ષ્યા પણ છેવટે રાજનૈતિક અને આર્થિક સત્તાના વિકેન્દ્રીકરણ અને સામ્યવાદી કે ફાસીવાદી તાનાશાહી વિચાર મુજબ સરકાર પર જ બધો આધાર રાખવાને બદલે લોકશક્તિ વધારવા પર ભાર મૂકવાની ગાંધીવાદી સંકલ્પનામાં એમને પોતાની વૈચારિક જિજ્ઞાસાનું સમાધાન જડ્યું. 'વન'માં પ્રવેશ કરતી વખતે તેમણે ગાંધીવાદી માર્ગ સ્વીકાર્યો. પોતાના કાર્યના ઉદ્દેશ તરીકે એમણે સર્વોદય સમાજનો આદર્શ સ્વીકાર્યો. એમણે પોતાની લાક્ષણિક નિષ્ઠાથી ભૂદાન આંદોલનમાં ઝંપલાવ્યું અને એને સર્વોદય સમાજ સિદ્ધ કરવા સારુ લોક આંદોલન ખડું કરવાના એક પગલાં તરીકે લેખ્યું. શરૂઆતમાં વિનોબા ક્રાંતિની. અલબત્ત, અહિંસક ક્રાંતિની વાત કરતા હતા. જે૦પી૦એ ભૂદાનને ખરેખર ક્રાંતિકારી આંદોલન તરીકે સ્વીકાર કર્યું. જે૦પી૦એ ભૂદાનને એક જીવંત ક્રાંતિકારી આંદોલન બનાવવા સારુ ભગીરથ પ્રયાસ કર્યા, પણ એમણે ખેદ સાથે જોયું કે ભૂદાન બંધિયાર થઈ ગયું અને તે કોકડું વળીને એક સુધારવાદી આંદોલન જ બની રહ્યું.

હૃદય પરીક્ષણની નવી ઘડીમાં જે૦પી૦એ બે મૂળભૂત પ્રશ્નો અંગે ચિંતન કર્યું. એક તો ભૂદાન જેવી હિલચાલો સંઘર્ષ ટાળીને ખરેખર ક્રાંતિકારી બની શકે ખરી? અને બીજો પ્રશ્ન એ કે શું સર્વોદય સરકારની સત્તાની સામગ્રીને વાપરવાનું ટાળી શકશે ખરો? ગાંધી માર્ગનું પુનર્મૂલ્યાંકન કરતાં તેમને જણાયું કે યોગ્ય પરિસ્થિતિમાં સંઘર્ષને ગાંધીજી સત્યાગ્રહની પોતાની કલ્પનાનું અંગ માનતા હતા. તેઓ એમ કદી નહોતા માનતા કે સ્વરાજ અરાજકતાના કોઈ સ્વપ્નિલ વાતાવરણમાં આવશે.

૧૯૭૪–૭૫માં જે૦પી૦એ સંપૂર્ણ ક્રાંતિ અને સંઘર્ષની હાકલ કરી અને સરકારની સત્તા વાપરનાર એક સાધન બનાવવા એક સંયુક્ત વિરોધ પક્ષ ઊભો કરવામાં સક્રિયપણે રસ લીધો. પણ એમને માટે તે બહુ મોડું હતું. કારણ કે કટોકટીની જેલ દરમ્યાન તેઓ જે દુઃખાન્તિકાના ભોગ બન્યા તેણે તેમને સંપૂર્ણ ક્રાંતિની સક્રિય આગેવાનીમાંથી છીનવી લીધા.

જે૦પી૦ હમેશા આદર્શવાદી હતા. તેઓ એક એવા સ્વપ્નદ્રષ્ટા હતા જે માત્ર ભારતને સારુ આદર્શ નહોતા. પણ માનવજાતિના વિકાસને પ્રેરણા આપે તેવા આદર્શ શોધતા હતા. એક કાળે સામ્યવાદને મૂડીવાદી લોકશાહીની મુક્તિની કલ્પનાને પાછળ રાખી દેનાર મુક્તિની ઊંચી ફિલસૂફી લેખવામાં આવતી પણ એના સિદ્ધાન્તોના અમલ વખતે એ જોવામાં આવ્યું કે એનાથી માનવી સંસ્કૃતિના વિકાસમાં એક નવું કઠોર અંતરાય ઊભું થાય છે. જે૦પી૦એ તેથી ભારતના ક્રાંતિકારી આદર્શવાદીઓને સામ્યવાદના તબક્કાથી આગળ જવા કહ્યું. અને તેમણે સંપૂર્ણ ક્રાંતિની હાકલ એને સારુ જ કરી. સંપૂર્ણ ક્રાંતિની હાકલ રાજનૈતિક, આર્થિક અને સામાજિક મૂલ્યોનો સમન્વય કરી મનુષ્યની મુક્તિની એક ઊંચી કલ્પના તરફ જવાની હાકલ છે. સામ્યવાદી દેશમાં સરકાર અથવા પાર્ટી, જેને લગભગ એક સરખો અધિકાર હોય છે, તે જ સર્વ સ્વતંત્રતાની રખેવાળ છે. ત્યાં લોકોને ગુલામીના એક નવા પ્રકારમાં ધકેલી દેવામાં આવે છે, જ્યારે મૂડીવાદી દેશમાં આર્થિક સ્વાતંત્ર્યના અભાવને લીધે લોકોની રાજનૈતિક અને સામાજિક સ્વતંત્રતાનું ધોવાણ અથવા એનો ઈન્કાર પણ થઈ જાય છે. જે૦પી૦એ મનુષ્યની સર્વાંગીણ મુક્તિની શોધ સારુ સંપૂર્ણ ક્રાંતિની હાકલ કરી હતી.

સંપૂર્ણ ક્રાંતિનો જે૦પી૦નો અંતિમ સંદેશ સામ્યવાદથી આગળ વધવાની હાકલ છે. ગાંધીજીએ સર્વોદય સમાજની પોતાની કલ્પનામાં લોકોને મનુષ્યની મુક્તિની એક નવી ક્ષિતિજ તરફ આગળ જવા કહ્યું હતું. ટોકિયોના ૧૯૪૪ના પોતાના ઐતિહાસિક ભાષણમાં નેતાજીએ ભારતીય જનતાને 'દુનિયાની રાજનૈતિક અને સામાજિક ઉત્ક્રાન્તિના નવા તબક્કા' તરફ આગળ વધવા કહ્યું હતું. જે૦પી૦નો સંપૂર્ણ ક્રાંતિનો અંતિમ સંદેશો માનવીય મુક્તિનું એક નવું ભાવી ઘડવાની હાકલ છે.

(મૂળ અંગ્રેજી)

૦ પ્રા. સમર ગુહ

## જે૦પી૦ સાથેનો મારો સામનો

સર્વોદય આન્દોલનમાં જોડાતાં જે૦પી૦એ નિઃસંકોચપણે વિનોબાજીની આગેવાની સ્વીકારી હતી. તે એટલે સુધી કે વિનોબાજીની સલાહ આગળ પોતાની વિવેકબુદ્ધિને પણ તેઓ બાજુએ રાખતા. બહારના બધા દેખાવ મુજબ ગ્રામદાન આન્દોલને બિહાર અને તામિલનાડુમાં અદ્ભુત પ્રગતિ સાધી હતી અને વિનોબાજીએ ગ્રામસભાઓ દ્વારા. લોકો મારફત નીચેથી ઉપર સુધીની ક્રાંતિ થશે એમ કહ્યું હતું. નીચેથી રચના કરીને એક નવો સમાજ ઘડવાનો હતો જે ચાલુ વ્યવસ્થાની જગા લેવાનો હતો. રાજનીતિની જગા લોકનીતિ લેવાની હતી. તેથી જૂની વ્યવસ્થાને પીસનારા કોયડાઓ અંગે વિચાર કરવો એ નાહક શક્તિ એળે ગાળવા સમાન ગણાતું હતું. ભ્રષ્ટાચાર, વધતા ભાવો, બેકારી,

અને સડેલી શિક્ષણ વ્યવસ્થા એ બધી તો જૂની વ્યવસ્થાની અનિવાર્ય લાક્ષણિકતાઓ ગણાતી. તેથી રોગનું મૂળ જ જ્યાં જવા બેઠું હતું ત્યાં લક્ષણો સાથે શા સારુ ચેડાં કરવાં?

પણ જ્યારે એ વાતની જાણ થઈ કે બિહારનાં ગ્રામદાનો બધાં સાજાંનરવાં નહોતાં ત્યારે આ વિચારને સખત ઝાટકો લાગ્યો. ઘણાં ક્ષેત્રોમાં ગંભીર અનિયમિતતાઓ થવા પામી હતી અને તે ક્ષેત્રોમાં લોકો ગ્રામદાનનો ગર્ભિત અર્થ પૂરો સમજ્યા નહોતા અને એના સિદ્ધાન્તોને અમલમાં મૂકી શકે તેમ નહોતા. આણે જે૦પી૦ને વિચાર કરતા કરી મૂક્યા. તેઓ એ નહોતા સમજી શકતા કે ગ્રામદાન આન્દોલન દેશના ઘોડાપૂરે આગળ ધસતા કોયડાઓનો ઉકેલ શી રીતે લાવી શકશે. મુસહરીના ગ્રામ વિસ્તારમાં ઉત્કટતાથી કામ કર્યા બાદ એમને જે અનુભવ આવ્યો તેનાથી તેમની શંકા દૃઢ બની.

એમને ખાસ દરદ તો લોકશાહીનાં મૂલ્યોનાં ધોવાણ અને ઊંચા હોદ્દેદાર લોકોમાં ફેલાયેલા બેસુમાર ભ્રષ્ટાચાર અંગે હતું. એમણે ભ્રષ્ટાચાર અંગે શ્રીમતી ગાંધી સાથે ચર્ચા કરી હતી. પણ એમના ટાઢાબોળ જવાબથી જે૦પી૦ નિરાશ થયા હતા. આવા વાતાવરણમાં કેટલાક સર્વોદય કાર્યકરો અને બીજા કેટલાક બૌદ્ધિકો જોડે બેંગ્લોર પાસે ટિપ્પુગોંડનહલ્લીમા જુલાઈ ૧૯૭૨માં એક પરિસંવાદ ગોઠવવામાં આવ્યો. આ પરિસંવાદ એક આખું અઠવાડિયું ચાલ્યો. સર્વોદય આન્દોલનને વધુ સક્રિય કરવાના સૂચનો અંગે ચર્ચાઓ થઈ. રાષ્ટ્રીય પરિસ્થિતિ અંગે પણ સિંહાવલોકન કરવામાં આવ્યું. અને શ્રીમતી ગાંધીની સરકાર પર પણ એને ભાગે પડતી ટીકાઓ થઈ.

તે ટાણે હું ગ્રામદાનનો પૂરેપૂરો સમર્થક હતો અને મને લાગતું કે રાજનૈતિક પરિસ્થિતિ અંગેની જે૦પી૦ની ચિંતા એમને ક્રાંતિની દિશામાથી આડે ફાટે લઈ જાય છે. ખાસ કરીને એમની અને બીજા કેટલાક સાથીઓની શ્રીમતી ગાંધી અંગેની ટીકાઓ મને પૂર્વગ્રહગ્રસિત લાગતી અને તેથી કેટલાક મિત્રોને મન હું શ્રીમતી ગાંધીનો ટેકેદાર લાગતો.

જે૦પી૦ અંગેનું મારું આ ટીકાત્મક વલણ તો ઠેઠ ૧૯૬૨થી શરૂ થયેલું કે જ્યારે તેઓ વી. કે. કૃષ્ણમેનનની વિરુદ્ધ ચૂંટણી પ્રચાર કરવા મુંબઈ ગયેલા. તે વખતે મેં એમને લખેલું કે બધા રાજનૈતિક પક્ષો પ્રત્યે તટસ્થ રહેવાની સર્વોદયની નીતિથી તેઓ આડા ફંટાઈ રહ્યા છે. ૧૯૭૩ માં જ્યારે તેઓ બીજુ પટનાયકને મળ્યા અને એમણે એક નિવેદન બહાર પાડ્યું કે જો બધા વિરોધી પક્ષો એક થતા હોય તો તેમને તેઓ નૈતિક ટેકો આપવા અને સલાહસૂચનો કરવા પણ તૈયાર છે, ત્યારે મારી [illegible] જ લાગણી ફરી એક વાર ઉભરાઈ આવી હતી. મારી [illegible] ખાસ્સી [illegible] થઈ હતી અને મેં એક લાંબી નોંધ [illegible] કેટલાક સાથીઓ તથા જે૦પી૦ને મોકલાવી. [illegible] મોકલાવ્યો જે તમને મળ્યું છે. અમે પ્રભાવતી બહેનની પહેલી શ્રાદ્ધતિથિને આગલે દિવસે સાંજે મળ્યા. બીજા દિવસની તૈયારીઓની દેખરેખ રાખવાને લીધે અને પ્રસંગની લાગણીઓ પરની અસરને લીધે જે૦પી૦ થાકીને લોથ થયેલા જણાતા હતા. પણ એમણે મોડી રાતે મારે માટે સમય કાઢ્યો.

તે વખતે હું બીજાં કારણોને લીધે પણ બેચેન હતો. વિનોબાજી ગ્રામદાન આન્દોલનને જાણે કે બીબાંઢાળ સૂત્રોમાં બાંધવા માગતા હોય એમ લાગતું હતું. આન્દોલન દિશા ચૂક્યું હોય એમ લાગતું હતું. અને આ બાજુ જે૦પી૦ વિરોધી પક્ષો જોડે ગોઠડી કરતા હતા. નામ તો એ લોકનીતિનું લેતા હતા અને વર્તના એ પરંપરાગત રાજનીતિજ્ઞની જેમ હતા. લોકનીતિ રાજનીતિની પ્રક્રિયાને જોવા અને એનું પૃથક્કરણ કરવાનો કોઈ નવો રસ્તો બતાવે છે કે નહીં? મેં આ બધા પ્રશ્નો એમની આગળ ધરી દીધા અને બનતી કાળજી સાથે એમને એ પણ કહી દીધું કે એમના વર્તનથી તો ગોટાળામાં વધારો જ થતો હતો.

એમણે મને ધીરજપૂર્વક સાંભળી લીધો અને કહ્યું કે મારી ટીકાઓમાંથી ઘણીખરી સાથે તેઓ સંમત હતા. પણ લોકનીતિને લાગતું વળગતું હતું ત્યાં સુધી એક ગામમાં સુધ્ધાં એ અમલમાં લાવી શકાઈ નહોતી. ઓછામાં ઓછું તેઓ પોતે તો એને ક્યાંય અમલમાં મૂકી શક્યા નહોતા. અને તેથી એમણે કહ્યું કે તેઓ જાણે કે ડૉક્ટર જેકિલ અને મિસ્ટર હાઈડ જેવું બેવડું જીવન જીવી રહ્યા હોય એવું એમને લાગતું હતું. વિરોધી પક્ષોને લાગતું વળગતું હતું ત્યાં સુધી તો એમ હતું કે તેઓ એમને પોતાના મત પર લઈ આવવા માગતા હતા, પણ એમને એમની ભાષામાં સમજાવવા માગતા હતા. એ પહેલાં એમણે એક લેખ દ્વારા જાહેર જીવનમાંથી લોકશાહી મૂલ્યોના ઝડપી ધોવાણ અને ભ્રષ્ટાચારના ઉછાળા અંગે પોતાની ચિંતા વ્યક્ત કરી હતી. મને તે પરિસ્થિતિ અંગે જુનવાણી ઢબે વિચારવાની પદ્ધતિ લાગી હતી.

મેં ભ્રષ્ટાચારની એક એવી વ્યાખ્યા કરી કે જેમા માર્ક્સવાદી રંગ હતો. મેં કહ્યું કે આ સત્તાભૂખ્યા રાજદ્વારી લોકો એક વર્ગનું હિત જ જુએ છે અને મૂળ ધારણાઓને અને વર્ગ-સંબંધોને પડકાર્યા વિના રાજકારણનું નૈતિક વાતાવરણ કાંઈ ઓછું બદલાઈ શકે? કારણ સમાજ નૈતિક ધોરણોના મૂળમાં તો એ ધારણાઓ અને સંબંધો છે. ધાલમેલના રાજકારણમાં ગળા સુધી ખૂંપેલા પક્ષોને આપણો નૈતિક ટેકો આપવાનો શો લાભ? મેં કહ્યું કે એના કરતાં લોકોને કોઈ આન્દોલનને આધારે એકત્રિત કરવા એ વધુ ઠીક થશે. એ સાંભળી જે૦પી૦ ખીલી ઊઠ્યા. એમણે કહ્યું, 'ઓહ, તને પણ એમ લાગે છે? એ તો ઘણી દિલચસ્પ વાત છે.' એમનો થાક ઊતરી ગયેલો હતો, તેથી એમણે મોટેભાગે મને જ બોલવા દીધા. એમ નક્કી થયું કે વધુ વિસ્તારથી ચર્ચા કરવા અમે ફરી પાછા મળીશું.

ફરી મળવાનો મોકો તેઓ જ્યારે જુલાઈના પહેલા અઠવાડિયામાં કલકત્તામાં થોડા દિવસ રહ્યા ત્યારે મળ્યો. ત્રણ દિવસ સુધી અમે રોજ એક એક કલાક બેઠા.

તેઓ મારા નિબંધને ધ્યાનપૂર્વક વાંચી ગયા હતા અને એમણે કહ્યું કે બે મુદ્દાઓ સિવાય મારા બધા મુદ્દાઓ સાથે તેઓ સમ્મત હતા. એક તો એ કે તેઓ માનતા હતા કે લોકતાંત્રિક પદ્ધતિ સરખી રીતે ચલાવવામાં આવે તો એનાથી લોકોનું કલ્યાણ થશે અને બીજું એ કે એવી અવસ્થા લાવવામાં તેઓ મદદ કરવાના હતા. એમણે એમ પણ કહ્યું કે નિષ્પક્ષ લોકશાહીનો વિચાર તેમણે નેવે મૂક્યો નહોતો અને દ્વિપક્ષ પદ્ધતિને તેઓ આદર્શ નહોતા ગણતા. અમારી ચર્ચાઓ સર્વોદય આન્દોલનમાં આવેલ ઓટથી માંડીને રાજનૈતિક પક્ષોનાં ચરિત્ર, વાતાવરણનાં પ્રદૂષણ અને મહાસત્તાઓના રાજકારણ સુધીના ફલક પર વિસ્તરેલી હતી. મારી મીમાંસામાં ઘણી એવી ધારણાઓ હતી જે જે૦પી૦ના વિચારોથી જુદી પડતી હતી. એને અંગે ફેરવિચારણાઓ તો મેં બહુ પાછળથી કરી. મારો એવો મત હતો કે વ્યક્તિઓ તો સામાજિક-આર્થિક પરિબળોની નિષ્પત્તિ હોય છે અને તે ઘટનાઓ ઉપર કાંઈ ખાસ અસર કરી શકે એમ માનવું એ ભૂલભરેલું હતું. દાખલા તરીકે જ્યારે જે૦પી૦એ એમ કહ્યું કે ગાંધીજી જીવતા હોત તો તેઓ કોંગ્રેસ સંગઠનને જુદો ઘાટ આપી શક્યા હોત ત્યારે મેં ટપ દઈને એમને કહ્યું હતું કે તેઓ કાંઈ સામાજિક અને આર્થિક સ્વરૂપને અને લાખો કોંગ્રેસ જનોના વર્ગહિતોને બદલાવી ન શક્યા હોત.

વળી હું એમ માનતો હતો કે આખી વ્યવસ્થા, સંસદીય લોકશાહી તો જેનો એક ભાગ જ હતી, તેનો આમૂલ વિરોધ કરવો જોઈએ અને એને ઉખાડી પાડવી જોઈએ. એ વ્યવસ્થાની અંદરના આંતરિક પ્રશ્નોનો વિચાર કરવા જવાથી તો લોકોનું ધ્યાન ખોટી બાજુ દોરવાશે, આખી વ્યવસ્થાને બદલવાની વાત તેઓ વિસારે પાડશે. એમાંથી ફલિત પ્રમેય એ નીકળતું હતું કે વ્યવસ્થાની અંદર ટૂંકા ગાળાના ઉકેલો શોધવા જતાં તે ગાળાના અને ક્રાંતિકારી ઉકેલોની આડે આવશે. તેથી આપણે ટૂંકા ગાળાના ઉકેલો શોધવામાં ગૂંચવાવાથી બચવું જોઈએ. તે કાળે હું અમેરિકન સામ્રાજ્યવાદને એના રશિયન સામા અડધિયા કરતાં ઘણો વધુ ખતરનાક માનતો હતો.

હું એક ધર્મપ્રચારકની મનઃસ્થિતિમાં હતો. જે૦પી૦એ મને ધીરજપૂર્વક સાંભળ્યો. એમણે પોતાના મુદ્દાઓ પણ પોતાની લાક્ષણિક સૌમ્ય શૈલીમાં અને હસતે મોંએ રજૂ કર્યા. પણ એની મારી પર તે ઘડીએ તો ખાસ અસર થયેલી જણાઈ નહોતી. મારી પર તો એ વાતની અસર ખૂબ પડી કે એમનું મગજ સાવ મોકળું હતું અને મારા વિચારોને એમણે આદરપૂર્વક સાંભળી લીધા હતા.

સર્વ સેવા સંઘની પ્રબંધ સમિતિ તે પછી એક અઠવાડિયે વારાણસીમાં મળી. તેમાં જે૦પી૦એ અનાજની તંગી, ભ્રષ્ટાચાર, લોકશાહી અને શિક્ષણમાં સંકટ અંગે પોતાની ચિંતા વ્યક્ત કરી. મારો વારો આવ્યો ત્યારે મેં મારી 'મીમાંસા' રજૂ કરી, જેમાં લાંબી ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની વાત હતી, જે જે૦પી૦ના ટૂંકા ગાળાના રસ્તા કરતાં વિરોધી હતી.

ઑગસ્ટમાં હું વિનોબાને મળવા પવનાર ગયો, કારણ મને લાગતું હતું કે આ બે નેતાઓ એકબીજાથી અળગા થઈ રહ્યા હતા અને મેં મારે માથે એ બે વચ્ચેની કડી થવાનું લીધું. પવનારમાં મેં ચાર દિવસ ગાળ્યા અને રોજ વિનોબા સાથે બબ્બે વાર હું મળ્યો. પણ જે૦પી૦ સાથે જે પ્રશ્નો મેં વિચાર્યા હતા તેની વિચારણામાં ઊતરવાનો તેમણે ઇન્કાર કર્યો. અને એને બદલે 'બ્રહ્મચર્ય' અને ભક્તિ જેવા વિષયો લઈ આવ્યા. રાષ્ટ્રની પરિસ્થિતિ અને સર્વોદય આંદોલનને લાગેવળગે છે ત્યાં સુધી એ મુલાકાત સાવ નિષ્ફળ ગઈ.

મને જોકે હડધૂત કરવામાં આવ્યો હતો, તે છતાંય જે૦પી૦ કરતાં હું વિનોબા જોડે વધુ મળતો આવતો હતો. અને જે૦પી૦ની વ્યૂહરચના અંગે મારા મનમાં ખૂબ શંકાઓ હતી. સર્વ સેવા સંઘે ૧૯૭૩ના સપ્ટેમ્બરમાં સેવાગ્રામમાં એક રાષ્ટ્રીય ગોષ્ઠી બોલાવી. એમાં રાજનૈતિક પક્ષોના પ્રતિનિધિઓને નિમંત્રણ આપવાનો વિરોધ કરનારાઓ પૈકી હું એક હતો. ગુજરાતના યુવા આંદોલનની શક્યતાઓ અંગે હું બીજાઓ જેટલો ઉત્સાહી નહોતો અને જે૦પી૦એ કહ્યું કે તે વખતનું વાતાવરણ ૧૯૪૨ની યાદ અપાવે તેવું હતું તેને અંગે પણ હું શંકા ધરાવતો હતો.

વિચારપલટાનો સમય તો આવ્યો માર્ચ ૧૯૭૪ની આખરે જળગાંવમાં પ્રબંધ સમિતિની મિટિંગ થઈ ત્યારે. ત્યાર સુધીમાં મારી પાસે દેશમાં બનતી ઘટનાઓ અંગે કેટલીક ભરોસાપાત્ર માહિતી આવી ચૂકી હતી, જેમાંની એક એ પણ હતી કે પશ્ચિમ બંગાળમાં ડાબેરી પક્ષોના હજારેક જેટલા કાર્યકર્તાઓની સત્તારૂઢ પક્ષ દ્વારા હત્યા કરવામાં આવી હતી. એનાથી મને ખાતરી થઈ ગઈ હતી કે જે થઈ રહ્યું હતું તે સાધારણ રીતે ભારતની રાજનૈતિક આબોહવામાં થતું હતું. તેની હદ વટાવી ગયું હતું. ત્યાર સુધીમાં જે૦પી૦ બિહાર આન્દોલનમાં વિદ્યાર્થીઓનું નેતૃત્વ સ્વીકારી ચૂક્યા હતા. પ્રબંધ સમિતિ વિદ્યાર્થીઓની કદર કરતો અને ભ્રષ્ટાચાર અને ભાવવૃદ્ધિ જેવા સ્થાનિક પ્રશ્નોને હાથ ધરીને અહિંસક લોક આન્દોલન ઉપાડવા સારુ કાર્યકર્તાઓને હાકલ કરતો ઠરાવ કરવા ચાહતી હતી. પણ પ્રબંધ સમિતિ આગળ તે ટાણે વિનોબાની એક ચિઠ્ઠી આવી પડી કે જેમાં કહેવામાં આવ્યું હતું કે અહિંસક આન્દોલનો સહિત બધાં આન્દોલનોથી દૂર રહેવું જોઈએ. અને સર્વોદય કાર્યકરોએ રચનાત્મક કામોમાં નિષ્ઠાપૂર્વક લાગી જવું જોઈએ. મોટા ભાગના લોકોને આ સૂચન અસ્વીકાર્ય હતું. ફક્ત નિર્મળા દેશપાંડે અને બીજા એક બે જણને આ સૂચન અથવા ફતવો માન્ય હતો. એક પ્રતિનિધિ મંડળ વિનોબા સાથે વાતનો તોડ કાઢવા પવનાર ગયું. વિનોબા

પોતાની વાત પર મક્કમ હતા અને માત્ર સરકાર વિરોધી ન હોય તેવાં અહિંસક આન્દોલનનો મારુ છૂટ આપવા તૈયાર હતા. અમે આ વાટાઘાટોમાં રોકાયેલા હતા તે દરમિયાન છાપાંઓમાં ઝળકેલા એક સમાચારે અમારું ધ્યાન ખેંચ્યું. ભુવનેશ્વરની એક સભામાં વડાપ્રધાને કહ્યું હતું કે જે૦પી૦ના નેતૃત્વ હેઠળ સર્વોદય કાર્યકરો રાજકારણમાં માથા મારે છે અને વિનોબાએ એમને આશ્વાસન આપ્યું હતું કે તેઓ વાતને થાળે પાડશે. જે૦પી૦ને ભૂંડા દેખાડવા સારુ વિનોબાના નામના આવા ઉપયોગથી અમે બધા ઉશ્કેરાઈ ગયા. અમે વિનોબાને આનો રદિયો બહાર પાડવા વિનવણી કરી. કલાકોના થકવી મૂકનાર વાદવિવાદ પછી વિનોબાએ એટલું માન્યું કે સર્વ સેવા સંઘ એમના વતી એક હળવો રદિયો બહાર પાડી શકે છે.

એ જ વખતે એક બીજી ઘટના પ્રત્યે પણ ધ્યાન દોરાયું. ઓરિસ્સાનાં તે કાળનાં મુખ્ય મંત્રી શ્રીમતી નંદિની શતપથીએ વિનોબાજીને તાર દ્વારા એવી માહિતી આપી હતી કે એમને ત્યાં સ્ત્રીઓ અને સમાજના નબળા વર્ગો ઉપર ભારે જુલમ ગુજારવામાં આવ્યો છે. વિનોબાએ એના જવાબમાં જરૂર હોય ત્યાં બળપ્રયોગ કરવાની છૂટ આપતો અને આશીર્વાદ આપતો તાર પાઠવ્યો હતો. મેં થોડા જ દિવસ અગાઉ ઓરિસ્સા છોડ્યું હતું. ત્યાં આવી અસાધારણ પરિસ્થિતિ પેદા થઈ હોય એવી કોઈ માહિતી મારી જાણમાં નહોતી. આ તો દેખીતી રીતે કોંગ્રેસ સરકાર દ્વારા વિનોબાનો નૈતિક ટેકો પોતાની તરફેણમાં લેવાનો પ્રયાસ હતો. નિર્મળા સિવાય અમે બધાએ આ બાબતમા વિનોબાના વલણનો સખત વિરોધ કર્યો.

ત્યાર પછી તરત બાદ મેં જે૦પી૦ને એક લાંબો કાગળ લખ્યો, જેમા મેં પરિસ્થિતિનુ આકલન નીચે મુજબ કર્યું :

"ખૂબ દેખીતી રીતે કોંગ્રેસ અને વિરોધી પક્ષો દ્વારા સર્વોદય આંદોલને મેળવેલી સાખને પોતપોતાની તરફેણમાં વટાવવાનો પ્રયાસ ચાલે છે. કોંગ્રેસને વિનોબાજી પાસે પહોંચવું સહેલું લાગે છે અને વિરોધી પક્ષો તમારા ભણી તાકે છે."

પછી તો તરત જ અમે સૌ બિહાર આંદોલનના ઘોડાપૂરમાં આવી ગયા અને લોકો અને બેજવાબદાર સરકાર વચ્ચેના આ સંઘર્ષમાં વિનોબાની તટસ્થતા અપ્રસ્તુત જ નહીં, પણ અનૈતિક લાગવા માંડી. ધીરે ધીરે મેં મારી વૈદિયાવૃત્તિ ખંખેરી નાખવા માંડી હતી અને જે૦પી૦ અને એમના આંદોલન સાથે હું મારી જાતને જોડતો જતો હતો. પણ વિરોધી પક્ષો જોડે બહુ ટાંટિયા ભેળવવાથી આંદોલનને નુકસાન થશે એ લાગણી તો ચાલુ જ હતી. મેં આ બાબતમાં જે૦પી૦ને લાંબા પત્રો લખ્યા. બીજા સાથીઓને પણ એમ લાગતું હતું. એમ જણાતું હતું કે રાજનૈતિક પક્ષો આંદોલનને કિનારે રહેવાને બદલે એનાં કેન્દ્રસ્થાન પર કબજો જમાવી ગયા હતા.

આ વિષયની ચર્ચા ૧૯મા અને ૨૦મી ઓક્ટોબરે એક બેઠકમાં જે૦પી૦ સાથે વિસ્તારથી થઈ. પક્ષોના ચરિત્ર અંગે જે૦પી૦ અમારી સાથે સામાન્યપણે સંમત થતા હતા, પણ એમનું કહેવું હતું કે પક્ષો પાસે કાર્યકર્તાઓની એક ફોજ હતી જે અમારી કને નહોતી અને આંદોલનને લોકો સુધી પહોંચાડવા સારુ આવી ફોજની જરૂર હતી. એમનું ધ્યાન એ તરફ ખેંચવામાં આવ્યું કે મુખ્ય પક્ષોની ફોજ તો ચૂંટણી સારુ કેળવાયેલી હોય છે અને ત્યાગના આંદોલનમાં એ કાંઈ કામ નહીં લાગે. વાતને તે વખતે ત્યાં જ રહેવા દેવામાં આવી કારણ અમે લોકો પણ જે૦પી૦ના મુદ્દાની વજૂદ સમજ્યા હતા. પછી એક એવું સૂચન કરવામાં આવ્યું કે આન્દોલનમાં જોડાનાર પક્ષોએ કાંઈક આચારસંહિતા સ્વીકારવી જોઈએ અને આન્દોલનનો એક મુખ્ય મુદ્દો ભ્રષ્ટાચાર નિર્મૂલનનો હોવાને લીધે આચારસંહિતામાં એને અંગે પણ કાંઈક હોવું જોઈએ. જે૦પી૦ આ સૂચન જોડે સમ્મત થયા. પછીથી ભરાયેલ એક પત્રકાર પરિષદમાં એમણે આ મુદ્દાનો ઉલ્લેખ પણ કરેલો. મારા ખ્યાલ મુજબ દિલ્લીમા નવેમ્બરમાં મળેલ રાષ્ટ્રીય સમ્મેલનમાં પણ આ મુદ્દો ઉઠાવવામાં આવ્યો હતો. ત્યાં તૈયાર કરવામાં આવેલ જનતાના ઢંઢેરામાં એક મુદ્દો એવો હતો કે ધારાસભ્યો અને જાહેર નોકરીઓ કરતા લોકોની મિલ્કતની જાહેરાત કરવાની કાયદેસરની ગોઠવણ થવી જોઈએ. પણ એમ જણાય છે કે પક્ષોએ પોતાની ઉપર આ પ્રકારની સંહિતા વહોરી લેવાનું ટાળ્યું.

ત્યાર પછી ઘટનાઓ એવી ધસમસતી આવી કે આ મુદ્દાનો વિચાર કરવાને કોઈ સમય જ આપી ન શક્યું. પણ જે૦પી૦ના મનમાં એ વાત હતી અને જનતા પક્ષ સત્તા પર આવ્યો ત્યારે એ વાત ફરી ઉપાડવામા આવી. પક્ષ દ્વારા કોઈને એ અંગે ખરડો ઘડવાનું કામ સોંપાયું પણ પાછળથી એ બાબત કશું સંભળાયું નહીં.

આ બાબત પાછું વળીને જોતાં મને એક એવો અહંમન્ય સંતોષ થાય છે કે વિરોધી પક્ષોના ચરિત્ર અને એમના ઇરાદાઓ અંગેની મારી આગાહી કમનસીબે ખરી સાબિત થઈ. છતાં મને લાગે છે કે લાંબી દૃષ્ટિએ જોઈએ તો જે૦પી૦ ઘણા વધુ ખરા હતા. કટોકટી લાદવાની તૈયારીઓ ઝપાટાબંધ ચાલી રહી હતી. અલ્લાહાબાદ હાઈકોર્ટનો ચુકાદો અને ગુજરાતની ચૂંટણીના પરિણામે આવીને સમગ્ર સત્તા કબજે કરવાના દાવમાં વધુ ઝડપ આણી દીધી ન હોત તોપણ કટોકટી આશરે છ એક માસમાં તો આવી જ પૂગી હોત. બાંગ્લાદેશમાં એક પૂર્વતૈયારીની યોજનાનાં મંડાણ તો થઈ જ ચૂક્યાં હતા શેખ મુજીબુર રહમાને પોતાની સરકારને ભારતીય નેતાઓની સલાહ અને તેમના આશીર્વાદથી તાનાશાહીમાં ફેરવી નાખી હતી. આવી પરિસ્થિતિઓમાં જે૦પી૦ને બહુ ઝડપે કામ કરવાનું હતું. એમણે એક લોકઆન્દોલન શરૂ કર્યું હતું. પણ એમની પાસે જે ટૂંકા ગાળાનો સમય હતો એટલા સમયમાં એમાથી કાઈ એક નવી નેતાગીરી પેદા ન થઈ ગઈ હોત. બાકી ટૂંકી તાકીદમાં એક વિકલ્પ ખડો કરવાનો હતો. તેથી તેમણે જે સામગ્રી ઉપલબ્ધ હતી તેમાંથી

તે ઘડવા સાંકડો હતો. પણ તેઓ હમેશાં એ સ્પષ્ટતા કરતા રહ્યા કે વિરોધી પક્ષોની સરકાર આવવાથી કાંઈ સંપૂર્ણ ક્રાંતિની સફળતા સિદ્ધ થવાની નથી. "ઘણા એમ માનશે કે મોરારજી-ભાઈ, અટલબિહારી બાજપેયી કે જ્યોતિ બસુ સત્તા પર આવ્યા એટલે ક્રાંતિ આવી ગઈ, પણ વાત એમ નથી." એમણે ચેતવણી આપ્યે રાખી. એમણે એક એવું લોક આન્દોલન ખડું કરવા પોતાની શક્તિ નિચોવી નાખી કે જે નવી સરકાર ઉપર પણ એક સુધારનાર બળ તરીકે કામ કરી શકે. તેઓ જ્યારે જનતા સરકારના વડા પ્રધાન તરીકે શ્રી મોરારજીભાઈના નામની જાહેરાત કરતા હતા ત્યારે પણ તેમણે સંપૂર્ણ ક્રાંતિ સારુ લોક આન્દોલનની પોતાની કલ્પનાનું ચિત્ર ખડું કર્યું હતું. એમણે કહ્યું કે એમને આશા છે કે નવી સરકાર લોકોની શક્તિની એવી જાગૃતિને પોતાની દુશ્મન નહીં માને. ત્યાર પછી તરત જ એમણે લોકસમિતિઓ સ્થાપવાના રાષ્ટ્રીય કાર્યક્રમની હાકલ કરી. એમની કરુણ માંદગી અને શારીરિક અશક્તિને કારણે જ એમની યોજના પાછળ રહી ગઈ. જે લોકોએ એમના સ્વપ્નને પૂરું કરવાનું બીડું ઝડપ્યું તે બધાની સંયુક્ત શક્તિ તેઓ જાતે જે કરી શકયા હોત તેની સમોવડી સાબિત ન થઈ.

બીજા એક મુદ્દા પર એમની સાથે મતભેદ ધરાવનારા અમે વધુ નક્કર ભૂમિકા પર હતા. ૫મી જૂન ૧૯૭૪ને દિવસે બિહાર મંત્રી મંડળનું રાજીનામું માગતી ૨૩ લાખ સહીઓ સાથે રાજ-ભવન તરફ સરઘસ ગયું હતું. તે દિવસે સવારે જે૦પી૦એ અમને કેટલાક મિત્રોને બોલાવ્યા અને એમની સાથે તે દિવસે સાંજની જાહેરસભામાં જે મુદ્દાઓ વિષે બોલવા તેઓ માગતા હતા તેની ચર્ચા કરી. એમણે કહ્યું કે હું નાકર આન્દોલનની હાકલ કરવા માગું છું. એમને લાગતું હતું કે બિહારના લોકો એને સારુ તૈયાર હતા. વૈદ્યનાથ બાબુ ત્યાં હાજર હતા. એમને લાગતું હતું કે અમારી પાસે એવી ઝુંબેશ ચલાવવા સારુ જોઈએ તેવું સંગઠન નહોતું. પહેલાં સંગઠન બનવું જોઈએ. ત્યાં હાજર બીજા લોકો વૈદ્યનાથ બાબુ જોડે સહમત હતા. પણ જે૦પી૦ને એ વિચાર માન્ય નહોતો. એમનો મત એવો હતો કે સંગઠન તો આન્દોલનમાંથી જ નીપજે છે, પહેલાં સંગઠન ખડું કરવાની જરૂર નથી હોતી. એમણે આવો અભિપ્રાય પહેલાં પણ વ્યક્ત કર્યો હતો. મને લાગે છે કે આન્દોલનમાં સંગઠનની ભૂમિકા વિષે જે૦પી૦ની ધારણા બરાબર નહોતી. ગાંધીજીના આન્દોલનના અનુભવ પરથી આપણને સમજાય છે કે પહેલાં એક સંગઠનનું નમૂનારૂપ માળખું તો જોઈએ. આન્દોલન એ સંગઠનમાં રક્તમાંસ ભરી શકે, પણ પહેલવહેલાં એક સંગઠન તો જોઈએ જ. બિહારની હાકલને જવાબ આપનાર વિદ્યાર્થીઓ અને યુવકો પૈકી મોટા ભાગના કોઈ રાજનૈતિક પક્ષના નહોતા. આન્દોલનના શરૂઆતના દિવસોમાં જ એ સૂચન કરવામાં આવ્યું હતું કે આન્દોલનના આદર્શો પ્રત્યે વફાદાર હોય એવા લોકોનું એક સંગઠન બનવું જોઈએ. છેવટે સંઘર્ષ વાહિની પેદા થઈ પણ એ તો બહુ મોડી મોડી.

'મેં તમને નહોતું કહ્યું !' એમ કહેવાના એવા કેટલાક પ્રસંગોને યાદ કરતાં મને જાતે જ નવાઈ લાગે છે કે જે૦પી૦ સાથેના મારા સંપર્કો—અથવા કહો કે મારા સામનાઓ—કારણ ઘણી વખતે મારી મનઃસ્થિતિ એવી જ હતી— ને લીધે મારા વિચારોમાં ધીમી ગતિએ અને સૂક્ષ્મ રીતે પરિવર્તન થઈ રહ્યું હતું. આપણે સામાજિક શક્તિઓ અને વ્યક્તિઓનો પ્રશ્ન લઈએ. વ્યવસ્થાનું ભૂત મારી ઉપર એટલું બધું ચડેલું હતું કે મેં કોઈ પણ પ્રકારના વિવેક વિના એ માર્ક્સવાદી વિચારને સ્વીકારી લીધો હતો કે વ્યક્તિઓ તો સામાજિક શક્તિઓની નિષ્પત્તિ માત્ર હોય છે તેથી તેમના વ્યક્તિત્વની કાંઈ સારી માઠી અસર થતી નથી. એને લીધે નૈતિક વહેવાર અને ભ્રષ્ટાચાર તો વ્યવસ્થાની આડ પેદાશ રૂપ થાય છે. તેથી નૈતિક વહેવાર લાવવા કે ભ્રષ્ટા-ચાર દૂર કરવાના પ્રયાસો એ તો માત્ર શક્તિનો બગાડ છે. તમે વ્યવસ્થાને બદલવા પર ધ્યાન કેન્દ્રિત કરો. જ્યારે વ્યવસ્થા બદલાશે ત્યારે એની આડપેદાશો પણ આપોઆપ બદલાઈ જશે. આ વાત માત્ર અમુક હદ સુધી જ સાચી છે. ગાંધીનો અનુ-ભવ આપણને કહે છે કે વ્યક્તિ ભલેને મહદ્ અંશે પરિસ્થિતિનું સર્જન હોય પણ એણે નિર્ણય લેવાની શક્તિ કેળવવી જોઈએ. અને જરૂર પડે તો વહેણની વિરુદ્ધ તરતાં પણ શીખવું જોઈએ. વ્યક્તિની આ પ્રકારની ભૂમિકાને આધારેસ્તો નવી સમાજ રચના અંગેની ગાંધી-દૃષ્ટિ પ્રતિષ્ઠિત છે. જે૦પી૦એ રાજનૈતિક સદાચાર પર જે ભાર મૂક્યો. જેની વિનોબા જેવાએ પણ ક્રાંતિના કાર્ય-ક્રમની ટોચ પર મૂકવા બાબત ઉપેક્ષા કરી છે. તે તો ગાંધીનો દાખલો ફરી બેસાડવાની વાત હતી.

સંપૂર્ણ ક્રાંતિની હાકલ જ્યારે પહેલવહેલી આવી ત્યારે તો એમ જ લાગતું હતું કે ક્રાંતિના ઉદ્દેશોની વાત ફરી વાર કહેવાય છે. એમ લાગતું હતું કે 'સંપૂર્ણ' શબ્દ તો માત્ર છાપ પાડવા સારુ જ વપરાયો છે. પણ એવી ધારણા પણ ક્રાંતિની મોટે ભાગે માર્ક્સવાદી કલ્પનાને લીધે જ બની હતી. અમને તો એવું સમ-જાવવાની ટેવ જ પડી ગઈ હતી કે ગ્રામદાનની ક્રાંતિ રશિયા અને ચીનની ક્રાંતિની આગલી કડી છે.

માર્ક્સના વિચાર મુજબ સમાજનું આખું માળખું ઉત્પા-દનની પદ્ધતિ પર આધારિત હોય છે. એક વાર એ પદ્ધતિ બદલાય અને વ્યક્તિગત માલિકી, જે આજની વ્યવસ્થાના હાર્દમાં છે, તે ખતમ થાય એટલે બાકી બધું મોટે ભાગે આપોઆપ જ બદલાઈ જશે. ગ્રામદાનમાં અમે અમારી નજર વ્યક્તિગત માલિકી પર ઠેરવી હતી અને વળી એમાં 'એકે સાથે સબ સધે'નો સિદ્ધાન્ત ભળવાથી અમે માર્ક્સવાદી ક્રાંતિ બાદ હિંસાના નમૂના ઉપર જ અમારી ક્રાંતિની કલ્પના કરતા હતા.

લોકશાહીની પરંપરા અને પોતાના આગવા પ્રયોગોના મૂળ-માંથી ઊગેલા ગાંધીજીનો અનુભવ કાંઈક જુદો જ હતો. પશ્ચિમના લોકશાહી દેશોમાં સમાજમાં માનવતાવાદી મૂલ્યોનો વિકાસ સમાજનાં જુદાં જુદાં ક્ષેત્રોના કોયડાઓ અંગેના જુદા જુદા

આન્દોલનોની એક શૃંખલાને લીધે થયો છે. ગુલામીની વિરુદ્ધ એક આન્દોલન થયું, સ્ત્રીઓના મતાધિકાર સારુ બીજું આન્દોલન થયું અને હવે સ્ત્રીસ્વાતંત્ર્ય સારુ આન્દોલન થાય છે. મજૂરોના અધિકારો સારુ આન્દોલનો થયા છે, શિક્ષણમાં સુધાર સારુ થયાં છે, દંડ પદ્ધતિમાં સુધાર સારુ થયાં છે. અને આખો વખત ફિલસૂફીના સ્તર પર નવું ચિંતન ચાલતું રહ્યું છે, જેને પરિણામે સામાજિક દૃષ્ટિકોણ પર ક્રાંતિકારી અસર પડી છે. ગાંધીજીએ દેશની આઝાદી મેળવવાને પોતાનું જીવનકાર્ય બનાવ્યું, પણ એમણે જોયું કે આ મહાન ધ્યેયની પ્રાપ્તિથી જ બીજું બધું આપોઆપ બદલાઈ નહીં જાય. સ્ત્રીઓની સમાનતા, જાતિના વાડાઓ દૂર કરવા, કોમી એકતા, શિક્ષણ અંગેની નવી દૃષ્ટિ, શાંતિ સારુ નવું અર્થશાસ્ત્ર અને નવું યંત્રોદ્યોગશાસ્ત્ર વગેરે વગેરે અનેક પરિવર્તનનોની જરૂર છે અને દરેક સારુ એક એક ક્રાંતિની જરૂર પડશે. આ બધા કાર્યક્રમોની પછવાડેનાં મૂલ્યોનો સમાવેશ સત્ય અને અહિંસામાં થઈ જાય પણ દરેકને નોખો તારવવો પડશે, એને અંગે પ્રયોગો કરવા પડશે અને દરેકને સ્વતંત્ર રીતે ધારદાર બનાવવો પડશે. એમાંથી એમના રચનાત્મક કાર્યક્રમનો જન્મ થયો, જે સ્વતંત્રતાના આન્દોલનનો જ એક ભાગ હતો. ધીરે ધીરે હું એ સમજ્યો કે જે૦પી૦ના સંપૂર્ણ ક્રાંતિના વિચારમાં તો અનેક મોરચેથી આક્રમણ કરવાનો ગાંધીજીનો વિચાર જ પુનરુજ્જિવિત થતો હતો. ગાંધીજી જેમ જેમ કાર્યક્રમો એમની સામે આવતા ગયા તેમ તેમ તેને વધારતા ગયા. જે૦પી૦એ એ અભિગમને ક્યાં ક્યાં ક્ષેત્રમાં ક્રાંતિની જરૂર હતી તે જણાવીને એક વૈજ્ઞાનિક આંચળો પહેરાવ્યો—આર્થિક, રાજનૈતિક, સામાજિક, સાંસ્કૃતિક વગેરે. આમ જે૦પી૦ની સંપૂર્ણ ક્રાંતિની કલ્પના માત્ર માર્ક્સવાદી ક્રાંતિઓ સાથે જ પોતાની કડી નથી સાંધતી, પણ પશ્ચિમી લોકતંત્રની પરંપરાઓ જોડે જોડે છે, જે ભારતના સંદર્ભમાં વધુ પ્રસ્તુત છે.

હું એ વાત સમજ્યો કે ‘ વ્યવસ્થા ’ અંગે ઘસાતું બોલીને અમે સંસદીય લોકશાહી લોકોને પગ મૂકવાની જે જગા આપે છે તેની જ ઉપેક્ષા કરી હતી અને લોકશાહીની પ્રક્રિયા વિષે ઉદાસીન રહીને અમે અમારાં આન્દોલનના પાયા રૂપ મૂલ્યો અંગે જ અનાસ્થા ઊભી કરી હતી.

મારા દૃષ્ટિકોણમાં આવા કેટલાક મોટા ફેરફારો કરવામાં જે૦પી૦એ મને મદદ કરી. બીજા પણ ઘણા લોકોએ આ પ્રકારના ફેરફારો અનુભવ્યા છે અને આપણે સારુ જે૦પી૦નો આ જ સૌથી મોટો વારસો છે.

(મૂળ અંગ્રેજી)

**૦ મનમોહન ચૌધુરી**



ગુચ્છ બે

# ક્રાંતિ-ક્રમળ વિકાસ

## જે૦પી૦ના વિચારોનો વિકાસ

જયપ્રકાશ નારાયણે પોતાની ઘટનાઓથી ભરપૂર જિંદગીની શરૂઆત ત્રીશીની શરૂઆતમાં સમાજવાદી ક્રાંતિને વરેલા એક ઉત્કટ માર્ક્સવાદી તરીકે કરી. તે કાળમાં તેઓ માર્ક્સવાદી વિચારના સૌથી વધુ વાચાળ પ્રવક્તા રહ્યા. તમામ સામાજિક ઘટનાઓનું તેઓ મૂળભૂત માર્ક્સવાદી સિદ્ધાન્તો મુજબ ભાષ્ય કરતા અને એને વિષે બારીક છણાવટ કરવાની જરૂર પણ નહોતા જોતા.

પણ ધીરે ધીરે જે૦પી૦એ પોતાના મનની બારીઓ ઉઘાડી અને ત્યારથી તેઓ હમેશા પરિવર્તનને ગ્રહણ કરવા તૈયાર રહ્યા છે. રવીન્દ્રનાથ ઠાકુરને લખેલા પોતાના પત્રમાં ગાંધીજીએ કહ્યું હતું, "હું મારા ઘરની ફરતે ચારે બાજુએ દીવાલ ખડી કરીને બારીઓને સજ્જડ બંધ કરી રાખવા નથી માગતો. હું તો મારા ઘરની આસપાસ બધા દેશોની સંસ્કૃતિઓ છૂટથી ફૂંકાય એમ ઇચ્છું છું. પણ કોઈનાથીયે હું ઊખડી જવાને ઇન્કાર કરું છું." આ શબ્દો જયપ્રકાશ નારાયણની વિચારપ્રક્રિયા અને કાર્યોની પણ અભિવ્યક્તિ બની રહ્યા.

માર્ક્સવાદી વિચારોના જે જડ માળખા અંગે જે૦પી૦ વર્ષો સુધી સોગન ખાઈને બોલતા હતા તે બીજા વિશ્વયુદ્ધના જમાનામાં વાંકું વળવા લાગ્યું અને માર્ક્સવાદને લવચીક બનાવવાની અનિવાર્યતા તેમને સમજાવા લાગી. જ્યાં તેમણે પોતાને માર્ક્સવાદી કહેવાનું ચાલુ રાખ્યું હતું. દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અંગેની એમની નિષ્ઠા અફર રહી.

૧૯૪૮માં નાસિકમાં સમાજવાદી પક્ષના રાષ્ટ્રીય સમ્મેલનમાં મહામંત્રી તરીકે શ્રી જયપ્રકાશ નારાયણનો અહેવાલ એમની વિચારપ્રક્રિયાના એક નવા સિમાચિહ્ન સ્વરૂપ હતો. એમના અહેવાલમાં એમણે સાધ્યસાધનના પ્રશ્ન અંગે વિસ્તારથી ચર્ચા કરીને કહ્યું હતું કે જો શુદ્ધ સાધનો પર ભાર મૂકવામાં નહીં આવે તો આપણે સાધ્ય સુધી પહોંચતાં ચૂકી જઈશું. આ સંદર્ભમાં તેમણે સમાજવાદીઓને અપીલ કરી કે આપણે સમજવું જોઈએ કે સમાજવાદી સમાજ બનાવવામાં એક કામ એ પણ છે કે સમાજમાં એવું વાતાવરણ નિર્માણ કરવું કે જેથી જીવનમાં નૈતિક અને માનવીય મૂલ્યો સ્થાપવામાં અનુકૂળતા પડે.

એ પ્રસંગે તેમણે એવી આશા પ્રદર્શિત કરી હતી કે રમણ મહર્ષિ જેવા મહાન અધ્યાત્મવાદીઓ દેશના નૈતિક પુનરુજ્જીવનમાં પોતાનો ભાગ ભજવશે.

જે૦પી૦એ વ્યક્ત કરેલા આ વિચારો તો પાશેરામાં પહેલી પૂણી જેવા હતા. પાછળથી સ્તાલિનના રશિયાના કારમાં કૃત્યોની ભૂમિકામાં આ વિચારોને વધુ સ્પષ્ટ કરતાં તેમણે લખ્યું:

"રશિયામાં જે ભયંકરમાં ભયંકર જુલમો થયા, તેને લીધે માર્ક્સવાદી ક્રાંતિકારી નીતિની સામે મારું મન વિદ્રોહ પોકારી

ઊઠ્યું અને હું વિચારવા લાગ્યો કે શું અશુદ્ધ સાધનો વડે ક્યારેય શુદ્ધ સાધ્યો મેળવી શકાય ખરાં ?

રશિયામાં આપણે કેવળ ' ઔપચારિક ' સ્વતંત્રતાનો નિષેધ જ ન જોયો, બલ્કે સામાજિક ન્યાય અને સમાનતાનોયે નિષેધ જોયો. અમલદારશાહી શાસકોનો એક નવો વર્ગ ત્યાં ઊભો થયો તથા શોષણનાં નવાં નવાં રૂપ પણ આપણે જોયાં. આ બધું સમાજવાદનો અભાવ માત્ર જ નહીં, બલ્કે તેનો નિષેધ પણ છે. મને લાગ્યું કે રશિયામાં જે આ બધું થયું, તે માત્ર કોઈ માથા ફરેલ માણસના દુષ્ટ કર્મોનું પરિણામ નથી, પરંતુ ત્યાં જે પ્રકારની સામાજિક, આર્થિક વ્યવસ્થા ઊભી કરવામાં આવી તેનું જ પરિણામ હતું. રાજકીય તેમજ આર્થિક સત્તાનું અત્યંત કેન્દ્રીકરણ અને સંપૂર્ણ રાજ્યવાદ જ સ્પષ્ટ રીતે આ બૂરાઈની જડમાં હતાં."

પણ જયપ્રકાશ નારાયણના વૈચારિક દિશાનિર્ધારણમાં એક નિર્ણયાત્મક ઘડી તો ૧૯૫૨માં આવી, જ્યારે એમણે પૂનામાં આત્મશુદ્ધિ સારુ ૨૧ દિવસના ઉપવાસ કર્યા. ઉપવાસની અગ્નિ-પરીક્ષા અંતરની શરમાંથી આવી હતી. જે૦પી૦એ ત્યારે તત્કાલીન તાર-ટપાલ ખાતાના મંત્રી શ્રી રફી અહમદ કિદવાઈ જોડે ૧૯૪૬ની ટપાલ-હડતાળની માગણીઓ અંગે વાટાઘાટો કરી હતી. આ વાટાઘાટોને આધારે જે૦પી૦એ ટપાલ ખાતાના કર્મચારીઓને, ખાસ કરીને હડતાળના કાળ દરમ્યાનની મજૂરી અંગે કેટલાંક વચનો આપ્યાં હતાં. પછી એમને મંત્રીના જાહેર નિવેદનો મારફત ખબર પડી કે એમણે તો એવાં કોઈ વચનો આપ્યાં નહોતાં. જે૦પી૦ને લાગ્યું કે આ વચનો લિખિત રૂપમાં ન લેવામાં એ પોતાની ફરજ ચૂક્યા હતા. આ મુદ્દા અંગે પોતાની હૃદયવેદનામાંથી મુક્ત થવા તેમણે ઉપવાસ કરેલા.

આ ઉપવાસ દરમ્યાન જે૦પી૦એ પોતાના પાછલા બધા આદર્શ-વિચારોનાં મૂળિયાં અંગે પુનઃપરીક્ષણ કર્યું અને જીવનના નવા પડકારો અંગે ચિંતનમનન કર્યું. ઉપવાસ પછી જે૦પી૦ એક નવા જ માણસ તરીકે વિચારોનાં નવા પરિમાણો લઈને આગળ આવ્યા. એમણે પોતાની જાતને એ પ્રશ્ન પૂછ્યો કે ભૌતિકવાદ પાછળની આ અખંડ દોટ શું ખરેખર કદી પણ ભલાઈ માટેના અભિક્રમો આપી શકશે ખરી ? તેઓ એવા નિર્ણય પર પહોંચ્યા કે આ વિષય પર નવેસરથી વિચાર કરવાની તાતી જરૂર છે. ઉપવાસ પછી લખેલ ' ભલાઈના અભિક્રમો ' નામના ટૂંકા લેખમા શ્રી જયપ્રકાશ નારાયણે એ કબૂલ કર્યું કે મેં ઘણાં વર્ષો સુધી દ્વંદ્વાત્મક ભૌતિકવાદની દેવીના મંદિરમાં પૂજા કરી છે. દરેક પ્રકારનો ભૌતિકવાદ માણસને સાચા માનવ બનવાનાં સાધનોથી વંચિત કરે છે. ભલાઈના અભિક્રમો શોધવા માણસે ભૌતિકથી પર જવું પડશે. ભૌતિકતાને પરમ સત્ય તરીકે સ્વીકારવાનું છોડવાથી માણસ તરત નૈતિક સ્તર પર ચઢે છે".

ઉપવાસ પછી જે૦પી૦ જૂના સનાતની માર્ક્સવાદી ન રહ્યા. એમની વિચારધારાનાં તત્ત્વો ઉપર માનવવાદની છાયા પડવા લાગી અને એમના વિચારો પર નવો નૈતિક રંગ ચડ્યો.

૧૯૫૨ની સામાન્ય ચૂંટણી વખતે એમનું વ્યાપક ચૂંટણી પ્રવાસો ખેડ્યા પણ આ ચૂંટણી જંગ વખતે પણ તેઓ કદી એમ નહોતા માનતા કે પરિવર્તનનું એક માત્ર સાધન મતપેટી જ છે. જે બહુ થોડા લોકોએ મતપેટીની સાથે સાથે રચનાત્મક અને સંઘર્ષાત્મક કાર્યોની જરૂર ઉપર ભાર મૂક્યો હતો તેમાંના એક જે૦પી૦ હતા. જે૦પી૦ સમાજવાદી પાર્ટીના સૌથી વધુ જીવંત પ્રતીક રહ્યા. તે છતાં તેઓ જાતે કદી ચૂંટણી લડ્યા નહીં, એ માત્ર અકસ્માત નહોતો. બધા ચૂંટણી જંગોની વચ્ચે પણ એ સૌ સમાજવાદીઓના ગળે ઉતારવા માગતા હતા કે વિધાનસભાઓ તથા સત્તાની ગલીઓની બહારનું કામ પણ એટલું જ મહત્ત્વનું હતું

અહીં તેલંગણાની ઘટનાઓની ભૂમિકામા આચાર્ય વિનોબા ભાવેના વિચારો જોડે જે૦પી૦ની કાંઈક કડી મળી. તેલંગણામા જેમની ભૂમિ જમીન માલિકો દ્વારા અન્યાયપૂર્વક છીનવી લેવામાં આવી હતી તેના ભૂમિહીનોએ માલિકો વિરુદ્ધ હથિયાર હાથ ધર્યાં હતાં. કોમ્યુનિસ્ટો તેલંગણાને હિંસા અને બંડ દ્વારા પરિવર્તન લાવવાના પોતાની પ્રયોગશાળા બનાવવા મથી રહ્યા હતા. વિનોબાને હિંસામાં વિશ્વાસ નહોતો, પણ તેઓ માનતા હતા કે કિસાનોની જમીન માટેની ભૂખ સાચી છે. અને તેથી કિસાનોના જમીન માટેના સશસ્ત્ર સંઘર્ષની અવેજમા તેઓ કાંઈક અહિંસક વિકલ્પ પૂરો પાડવા માગતા હતા.

વિનોબાએ તેલંગણાના એક ગામડામા જમીન માલિકોને પોતાની જમીનનો ખાસ્સો હિસ્સો ભૂમિહીનોને નામે કરી આપવા એમના અંતરાત્માને વિનંતિ કરીને ભૂદાનના પ્રયોગની શરૂઆત કરી.

શ્રી જયપ્રકાશ નારાયણના ભાવગ્રાહી માનસને વિનોબાના આન્દોલનનો ઉમદા વિચાર સ્પર્શી ગયો અને તેમણે પક્ષાપક્ષીનુ રાજકારણ છોડીને ભૂદાન આન્દોલનના પાયાના કામમાં જોડાવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. પણ ભૂદાન આન્દોલનમાં જોડાતી વખતે જે૦પી૦ પોતાની સાથે સમાજવાદી આન્દોલનના સંઘર્ષાત્મક દૃષ્ટિકોણનો વારસો લેતા આવ્યા. તેઓ વારંવાર એ વાતની જાહેરાત કરતા કે ભૂદાન આન્દોલન જમીન માલિકોને પોતાની જમીન ભૂમિહીનોને નામે કરાવવાની અપીલ તો કરે છે, પણ સાથે સાથે આપણે ભૂમિહીનો દ્વારા માલિકો અથવા સરકારના અન્યાયની સામે શાંતિમય સંઘર્ષની વાતને પણ કાઢી નાખવી ન જોઈએ. જે૦પી૦એ ભૂદાન આન્દોલનને સરકારી તંત્રથી સ્વતંત્ર રાખવાની વાત પર પણ ભાર મૂકયો હતો.

કટોકટીની જાહેરાત પહેલાં મુંબઈમાં ભારતીય વિદ્યાભવનમા સામાજિક કાર્યકર્તાઓ આગળ બોલતાં તેમણે ભૂતકાળમા કરેલી ભૂલો અંગે કહ્યું હતું. એમણે કબૂલ કર્યું કે ગાંધીજીનો રસ્તો

વધુ ચોક્કસ અને વાસ્તવિક નીકળ્યો, જ્યારે વિનોબાનો અને તેમનો પોતાનો ભૂલભરેલો હતો. રચનાત્મક કામો અને સામાજિક સુધારા પર ભાર મૂકતી વખતે પણ ગાંધીજીએ રાજકારણનું માધ્યમ ત્યજી દીધું નહોતું. એમણે માત્ર એને શુદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો હતો.

પોતાના ભાષણમાં જે૦પી૦એ એ સ્વીકાર કર્યું કે રાજકારણના માધ્યમની શક્યતાઓની કિંમત ઓછી આંકી એ તેમની ભૂલ હતી. બીજું એમણે ભૂદાન આન્દોલનની નિષ્ફળતાનું આંશિક કારણ એ જણાવ્યું કે દાનમાં મળેલી જમીનના વિતરણ સારુ એણે સરકારી તંત્ર તરફ મીટ માંડી. ત્રીજું, જે૦પી૦એ કહ્યું કે ભૂદાન આન્દોલન કિસાનોના શાંતિમય સંઘર્ષોને વર્જ્ય હેતું નથી એવી એમની જાહેરાતો તો થતી, પણ એ અમલમાં ન આવ્યું.

જે૦પી૦ અને વિનોબા બંનેએ કરુણાનો ભાવ મહાત્મા પાસે વારસામાં લીધો. પણ વિનોબાની માફક એ કરુણાનો ભાવ સ્થાપિત હિતો અને 'વ્યવસ્થા'ને સારુ ઢાલ રૂપ ન બનવા દેવાનું શ્રેય જે૦પી૦ને ફાળે જાય છે. અહીં જે૦પી૦નો રસ્તો વિનોબાથી જુદો ફંટાયો.

કટોકટીના કાળા કાળ દરમ્યાન લોકોનો કઠોર સંઘર્ષ અને કટોકટી પાછી ખેંચાઈ ત્યાર પછી લોકશાહી શક્તિઓનો અંતિમ વિજય એ આપખુદશાહી સામે પણ નિષ્ક્રિયતાની વિનોબાની નીતિ ઉપર જયપ્રકાશ નારાયણના સંઘર્ષ દૃષ્ટિકોણની જીત હતી. બંનેના રસ્તાઓ વચ્ચેનો ભેદ ત્યારે વધુ સ્પષ્ટપણે દેખાયો.

કટોકટી પહેલાંની ગુજરાત અને બિહારની ચળવળ દરમ્યાન જે૦પી૦એ સંપૂર્ણ ક્રાંતિ માટે હાકલ કરી. સંપૂર્ણ ક્રાંતિની આ વિભાવના બદલાતી પરિસ્થિતિઓ અંગે એક એક તબક્કે ક્રાંતિ વિષેના જે૦પી૦ના વિચારો જે પરિપક્વ થઈ રહ્યા હતા તેની પરાકાષ્ઠા હતી. જે૦પી૦એ જાહેર કર્યું કે સંપૂર્ણ ક્રાંતિનું ફલક વ્યાપક હતું. એમાં સામાજિક, આર્થિક અને નૈતિક ક્ષેત્રો સમાઈ જતાં હતાં.

ઘણી વાર એમના સંપૂર્ણ ક્રાંતિના વિચારોને આવકારનારાઓ એ નથી સમજતા કે જે૦પી૦ના કેટલાક વિચારો એમને સારુ ગળે ઉતારવા અશક્ય છે. દાખલા તરીકે જાતિવાદ, રૂઢિચુસ્તતા અને વહેમ સામેની જે૦પી૦ની જેહાદ એમના કેટલાક અનુયાયીઓ માટે અકળાવનારી હતી. વારાણસીમાં એમણે એક સભામાં યુવકોને આગળ આવીને પોતાના શરીર પરની જનોઈને ફટ દઈને તોડી નાખીને જાતિવાદની કેદમાંથી મુક્ત થવા કહ્યું હતું.

હતો તો એ નાનકડો પ્રસંગ, પણ મહત્ત્વપૂર્ણ હતો. કારણ જે૦પી૦એ યુવકોને કહ્યું કે જન્મજાત વિશેષાધિકાર આપનાર જાતિવ્યવસ્થામાં તેઓ માનતા નહોતા. જનોઈ માત્ર ઉપલી જાતમાં જન્મેલા લોકો જ પહેરી શકે છે, તેથી તે સામાજિક અસમાનતાનું પ્રતીક બની રહે છે, માટે તેને છોડવી જોઈએ. જે લોકોનાં મન રૂઢિચુસ્તતા અને પરંપરાના બોજથી લદાયેલાં હતાં તેમને યુવકો પ્રત્યેની આ હાકલથી ખિન્નતા થાય એમાં કાંઈ નવાઈ નહોતી.

હરિજનો અને આદિવાસીઓ પરના જુલમ વિષે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં જયપ્રકાશ નારાયણે સમાજને એ ચેતવણી આપી હતી કે જો આ પ્રશ્ન સમજાવટથી નહીં ઊકલે તો વર્ગ-સંઘર્ષની ભાવના પેદા કરવી પડશે. જે૦પી૦ની આ જાહેરાતથી ઘણા ખળભળી ઊઠ્યા હતા. એમના કહેવાનો સાર એ હતો કે ભૂમિહીન હરિજનો અને આદિવાસીઓના સંઘર્ષોનો, તેઓ જે સામાજિક દમન હેઠળ પીડાય છે તેની વિરુદ્ધના સંઘર્ષ સાથે મેળ કરવો પડશે.

જ્યારે જનતા સરકાર સ્થપાઈ ત્યારે પણ જયપ્રકાશ નારાયણે વાજબી રીતે જ એ વાત પર ભાર મૂકયો હતો કે લોકોના સ્તર પર સાધારણ માનવીના હકો અને હિતોની રક્ષા કાજે નિગરાણી સમિતિઓ રચવી જોઈએ. જેટલે અંશે નિગરાણી કરનાર આ શક્તિઓ મજબૂત અને તાકતવર થશે તેટલે અંશે વહીવટી તંત્રની ત્રુટિઓ ઓછી થશે અને લોકોનાં હિતોની રક્ષા થશે—પછી તે ગમે તે પક્ષની સરકાર કેમ ન હોય.

જે૦પી૦ની કલ્પનાની સંપૂર્ણ ક્રાંતિ તો આર્થિક નિયોજનનાં મૂળભૂત વલણો સહિત તમામ ક્ષેત્રો સુધી ફેલાઈ જવી જોઈશે. આપણા જેવા વિકાસશીલ દેશમાં જે૦પી૦ મૂડીવાદી કે સામ્યવાદી દેશોની વિકસિત ટેકનોલોજીનું કેવળ અનુકરણ થાય તેના પક્ષમાં નહોતા. તેઓ એ વાત પર ભાર મૂકતા હતા કે આર્થિક સત્તાનું વિકેન્દ્રીકરણ અને ગ્રામ ક્ષેત્રો સુધી આર્થિક ટેકનોલોજીને લઈ જવાનું કામ તો જ શક્ય બને જો કુટીર ઉદ્યોગ, લઘુ ઉદ્યોગો અને મોટા ઉદ્યોગો વચ્ચે કંઈક સંતુલા જળવાય. અને એવી દોરવણી આપવામાં આવે કે જે કાંઈ પણ કુટીર ઉદ્યોગો મારફત ઉત્પન્ન થઈ શકતું હશે તેને લઘુ ઉદ્યોગો મારફત ઉત્પન્ન કરવા દેવામાં નહીં આવે, અને જે કાંઈ લઘુ ઉદ્યોગોમાં ઉત્પન્ન થઈ શકતું હશે તેને મોટા ઉદ્યોગોમાં નહીં બનવા દેવામાં આવે. ગાંધી વિચારના ચોકઠામાં રહીને આવો કાંઈક નવો લય પેદા થાય એમ જે૦પી૦ ઇચ્છતા હતા.

કદાચ એમ કહું તો વિરોધાભાસ જેવું લાગશે કે શ્રી જયપ્રકાશ નારાયણની સંપૂર્ણ ક્રાંતિ અંગેની કલ્પનાએ જ ઘણો વિકાસ જોયો છે. આ વિકાસ કદાચ નવાઈભરેલો લાગે. પણ શ્રી જયપ્રકાશ નારાયણ સારુ તો એ તદ્દન સ્વાભાવિક વિકાસ હતો.

૦ મધુ દંડવતે

જયપ્રકાશજીની વિચારયાત્રા બહુ લાંબી ને વાંકીચૂકી હતી. પરંતુ એ યાત્રાની કહાણી બહુ રોચક છે. ખાસ કરીને યુવકોને માટે એ જેટલી રોચક છે, તેટલી જ બોધપ્રદ પણ છે. આજે તો જે તે ઊભો થઈને સમાજ તેમજ એની સમસ્યાઓનું વર્ગીય વિશ્લેષણ કરીને, વર્ગ-સંઘર્ષનાં સૂત્રો પોકારી, પોતાની જાતને ક્રાંતિકારી કહેવડાવે છે. જયપ્રકાશજી એમની યુવાવસ્થાથી માંડીને આખર લગી પાકા ક્રાંતિકારી રહ્યા. પરંતુ જેમ જેમ એમની રાજનૈતિક તથા દાર્શનિક પ્રજ્ઞા પરિણત થતી ગઈ, તેમ તેમ ક્રાંતિના ઊંડા અર્થો ને એના ભિન્ન ભિન્ન પરિમાણ એમની સમક્ષ સ્પષ્ટ થતા ગયા. એમની વિચારયાત્રાનું બરાબર અધ્યયન કરવામાં આવે તો એમનું ઉદાહરણ આખી દુનિયાના રાજનૈતિક વિચારકો તથા યુવકોને માટે ઘણું જ બોધપ્રદ થઈ પડે તેવું છે.

જયપ્રકાશજીમાં એક વિલક્ષણ ગુણ હતો. તેઓ પોતાની વૈચારિક યા રાજનૈતિક ભૂલો અત્યંત સરલ ભાવે સૌ કોઈની સમક્ષ સ્વીકારી લેતા. એથી એમની આંતરિક ચિંતન પ્રક્રિયાનો ખરેખરો ખ્યાલ અધ્યયનકર્તાને તરત આવી જાય છે. એમની વિચારયાત્રાનો આરંભ તો છેક ૧૯૨૨ની સાલથી થઈ ચૂક્યો હતો. ૧૯૨૨ થી માંડીને ૧૯૨૯ સુધી તેઓ અમેરિકામાં હતા. ૧૯૨૯માં વિશ્વવિદ્યાલયનો અભ્યાસ પૂરો કરી એમણે અમેરિકા છોડયું ત્યાં સુધીમાં તેઓ પૂરા સામ્યવાદી (કમ્યુનિસ્ટ) બની ચૂક્યા હતા. ૧૯૨૯માં ભારત પાછા આવ્યા બાદ તેઓ મહાત્મા ગાંધી તથા પંડિત જવાહરલાલ નેહરુના સંપર્કમાં આવ્યા. ત્યારથી એમના વિચારોનો ઝોક લોકતાંત્રિક સમાજવાદ ભણી વળવા લાગ્યો હતો. ૧૯૩૪ની સાલમાં એ સમયની રાષ્ટ્રીય કોંગ્રેસની અંદર એક સમાજવાદી પક્ષની સ્થાપના થઈ. જયપ્રકાશજી એના મહામંત્રી બન્યા. આગળ જતાં ૧૯૫૭માં પોતાના પ્રજા-સમાજવાદી પક્ષના સાથીઓને લખેલા એક પત્રમાં એમણે પોતાની વિચારયાત્રાની એક લાંબી કહાણી આલેખી છે. એમાં એમણે પોતાના અમેરિકા ખાતેના વસવાટના દિવસોનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કે,

"વાત તો કંઈક વિચિત્ર જેવી લાગશે, પરંતુ અમેરિકામાં... હું માર્ક્સવાદનો— અથવા તો કહો કે રશિયન સામ્યવાદનું એ સમયે જે સ્વરૂપ હતું તેનો—પૂરો સમર્થક બની ગયો હતો. વિસ્કોંસીન વિશ્વવિદ્યાલયમાં મેં યહૂદી ને યુરોપિયન સહાધ્યાયીઓની સાથે રહીને માર્ક્સવાદનો ખૂબ ઊંડો અભ્યાસ કર્યો. શ્રી માનવેન્દ્ર રોયના, તીખા તમતમતા ને મર્મસ્પર્શી લેખો વાંચીને માર્ક્સવાદ તરફનું મારું આકર્ષણ અને શ્રદ્ધા દૃઢ થઈ ગયાં."

૧૯૩૫માં જયપ્રકાશજીએ "સમાજવાદ જ શા માટે?" (વ્હાય સોશિયાલિઝમ) ના શીર્ષકવાળી એક અંગ્રેજી પુસ્તિકા લખી. એ પુસ્તિકામાં એમણે સમાજવાદના બુનિયાદી સિદ્ધાંતો, સમાજવાદી દળના ઉદ્દેશો તથા કાર્યક્રમ વિષે સમજૂતી આપતું વિવરણ આપ્યું હતું. સાથે સાથે એ જ પુસ્તિકામાં એમણે ગાંધીજીના "વર્ગસહયોગ" (ક્લાસ કોલેબોરેશન), ટ્રસ્ટીશિપ તથા અહિંસા આદિ સિદ્ધાંતોની ખૂબ કડક આલોચના કરેલી. એ સમયે જયપ્રકાશજીએ ગાંધીજીના વિચારો પર જે ઉગ્ર શબ્દોમાં આક્રમણ કરેલું એ વાંચીને પુસ્તક વાંચનારને આશ્ચર્ય તો વિસ્મય જ થાય.

જયપ્રકાશજી સહિત આચાર્ય નરેન્દ્રદેવ, ડૉ. રામમનોહર લોહિયા, અચ્યુત પટવર્ધન, અશોક મહેતા, તથા ના. ગ. ગોરે જેવા સમાજવાદીઓનો પણ સમાજની તમામ સમસ્યાઓ પ્રત્યે જોવાનો દૃષ્ટિકોણ માર્ક્સવાદી તથા અતિસૈદ્ધાન્તિક (ડોક્ટ્રીનેઅર) જ હતો. તેઓ બધા જ અત્યંત બુદ્ધિવાન, નિ:સ્વાર્થી ને દેશદાઝથી પ્રેરાયેલા માણસો હતા. પરંતુ એ બધાંની નજર સમક્ષ લોકશાહી સમાજવાદના યુરોપીય નમૂના જ તરવરી રહ્યા હતા. ક્રાંતિનું માળખું કેવું હોવું જોઈએ, યા આ દેશની આર્થિક સમસ્યાઓનો ઉકેલ શી રીતે થવો જોઈએ વગેરે પ્રશ્નોના જવાબ તેઓ માર્ક્સવાદનાં પુસ્તકોમાં જ શોધતા. એ વખતે અહીંની જનતામાં તેઓનાં મૂળિયાં નંખાયેલાં ન હતાં. એને કારણે એમના વિચારો તથા કાર્યક્રમોમાં અમુક અંશે વાસ્તવિકતાનો અભાવ વર્તાઈ આવતો હતો. બીજી બાજુથી એ પણ એક હકીકત છે કે, ભારે મુસીબતો વેઠીને, સખત વિરોધ સહન કરીને, જયપ્રકાશજી તથા એમના સાથીઓએ જ ભારતમાં સમાજવાદી આંદોલનનો પાયો નાંખ્યો હતો. લોકશાહી સમાજવાદ પ્રત્યેની એમની નિષ્ઠા એટલી પાકી હતી કે, રશિયન સામ્યવાદી પાર્ટીના ઈશારે ચાલનારી ને એની જ રાજનીતિને અનુકૂળ આવે એવી નીતિ પોતાની પાર્ટી માટે ઘડનારી ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટી સાથે હાથ મિલાવવાનો એમણે સાફ ઇન્કાર કર્યો હતો. તદુપરાંત આમાંના ઘણા ખરા સમાજવાદી નેતાઓ પર ધીરે ધીરે ગાંધી જીવનદર્શન તથા ગાંધી આચારનો પ્રભાવ પડવા લાગ્યો હતો. કેટલાએક ભારતીય સમાજવાદીઓ તો પહેલેથી જ વૈચારિક દૃષ્ટિએ સર્વોદયથી ઘણા નજદીક રહેલા છે. ૧૯૩૪માં કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના બાદ "સમાજવાદ પર પુનર્વિચાર" (સોશિયાલિઝમ રીકન્સીડર્ડ) એવા શીર્ષક હેઠળ શ્રી મીનુ મસાણીએ એક પુસ્તક લખ્યું, ને "ગાંધીવાદ પર પુનર્વિચાર" (ગાંધીઝમ રીકન્સિડર્ડ) એવા શીર્ષક હેઠળ બીજું એક પુસ્તક શ્રી એમ. એલ. દાંતવાળાએ લખી પ્રગટ કર્યું.

આ બધું છતાં, ૧૯૪૨ લગી જયપ્રકાશજી ચુસ્ત સમાજવાદી જ રહેલા. ત્યાં લગી સાધ્ય-સાધનવિવેક (એન્ડ્સ એન્ડ મીન્સ) નો વિચાર એમને રુચ્યો નહિ. ભારતની આઝાદીના સંગ્રામ કાજે, ડૉ. લોહિયા તથા બીજા દેશભક્ત સમાજવાદીઓની માફક એમને પણ હિંસા આચરવા બાબત કોઈ પરહેજ જરૂરી જણાયો ન હતો. એટલું જ નહિ એ દિવસોમાં સશસ્ત્ર ક્રાંતિ માટે તેઓએ પરાક્રમયુક્ત પ્રયત્નો પણ કરેલા. પરંતુ એમ જોવા મળે છે કે ૧૯૪૮માં ગાંધીજીની હત્યા થઈ, ત્યાર પછી એમના

વિચારોમાં પરિવર્તન આવવું શરૂ થઈ ગયું હતું. સાધનશુદ્ધિ તથા અન્ય નૈતિક, આધ્યાત્મિક મૂલ્યો પ્રત્યે એમની આસ્થા વધવા લાગી હતી. ૧૯૪૮ની સાલમાં નાસિકમાં સમાજવાદી દળનું એક અધિવેશન મળી રહ્યું હતું, જેમાં પોતાના ઉદ્દામપંથી સાથીઓને ઉદ્દેશી તેઓએ કહેલું કે,

"દેશમાં સાંપ્રદાયિકતા જ્યાં ત્યાં ફૂટી નીકળે છે. માનવતાની ભાવનાને જ જડમૂળથી ઉખાડી નાખવામાં આવે છે...આ બધું કેવળ આર્થિક વિષમતાને કારણે જ બની રહ્યું છે શું ? શું મૂડીવાદ જ એક માત્ર ખરાબી છે ? શું આપણે કેવળ વર્ગ સંઘર્ષના સાધન પર જ નિર્ભર રહી શકીએ એમ છીએ ? હું નથી માનતો કે કેવળ આર્થિક દૃષ્ટિકોણમાં જ બધું આવી જાય છે... અધ્યાત્મમાં હું વિશ્વાસ ધરાવતો નથી. મારી આખી વિચારધારા ઐહિક ને માનવતાવાદી છે...

...માર્ક્સના સિદ્ધાંતોને અનુસરીને જે ક્રાંતિઓ થયેલી છે, એનું પરિણામ શું આવ્યું છે ?... હું માનું છું કે લોકતંત્રને અપનાવ્યા વિના સમાજવાદ પરિપૂર્ણ યા સફળ બની શકશે નહિ.

આપણું ધ્યેય શુદ્ધ છે. એને માટે આપણે શુદ્ધ સાધનોનો જ ઉપયોગ કરવો જોઈએ... ગાંધીજીએ આપણને શીખવ્યું છે કે ખૂરાં સાધનો ઉપયોગમાં લઈને સારું પરિણામ કદી નિપજાવી શકાતું નથી... સાધનશુદ્ધિના સિદ્ધાંત વિષે મારી શ્રદ્ધા દૃઢ થતી ગઈ છે."

જયપ્રકાશજીનું આ વક્તવ્ય અત્યંત મહત્ત્વનું છે. કારણ આ પછી થોડાં જ વર્ષોમાં એમના કાર્યે જે દિશા પકડી હતી, ને સિદ્ધાંતની દૃષ્ટિએ પણ સર્વોદયની જે વિચારપ્રણાલી પ્રત્યે એમનું આકર્ષણ વધતું ગયું છે, એનો મૂળ સ્રોત આ બયાનમાં મળી આવે છે.

૧૯૫૧ના એપ્રિલ મહિનામાં વિનોબાજીના ભૂદાનયજ્ઞ આંદોલનનો આરંભ થયો. સુપ્રસિદ્ધ ગાંધીવાદી વિચારક શ્રી કિશોરલાલજી મશરૂવાળા સાથે પણ એમની મુલાકાત થઈ. તેમજ ગાંધીવાદી વિચાર ને સિદ્ધાંતો બાબત એ બંને જણ વચ્ચે ખાસ્સો વાર્તાલાપ પણ ચાલ્યો. આ બધાને પરિણામે જયપ્રકાશજીની મનોભૂમિકામાં રાજનીતિક્ષેત્રે પણ નૈતિકતા ભણીનો ઝુકાવ જોર પકડતો જતો હતો. તારટપાલ ખાતાના કર્મચારીઓના ફેડરેશનના અધ્યક્ષને નાતે એમણે પૂનામાં ૧૯૫૨ના જૂન મહિનામાં પોતાની કેટલીક ભૂલોના પ્રાયશ્ચિતરૂપે ૨૧ દિવસના આત્મશુદ્ધિના ઉપવાસ કરેલા. ઉપવાસકાળ દરમિયાન એમના મનમાં ચાલેલા ચિંતનની ઝાંખી પણ એમના અગાઉ ટાંકેલા પત્રમાંથી જ મળી આવે છે. એમણે લખેલું કે,

"જો કે હજી હજી લગી રાજનીતિ સાથેનો મારો સંબંધ મેં કાપી નાખ્યો નથી. પૂનામાં ત્રણ અઠવાડિયાના ઉપવાસ દરમિયાન માર્ક્સવાદ પરનો મારો વિશ્વાસ સદંતર ઊડી ગયો છે... હું એ વસ્તુ સ્પષ્ટ રીતે જોઈ શકું છું કે, તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો નૈતિક આચરણને માટે અથવા તો ભલમનસાઈની પ્રેરણાને માટે (ઇન્સેન્ટીવ ટુ ગુડનેસ) ભૌતિકવાદમાં કોઈ આધાર શોધ્યો જડે એમ નથી".

૧૯૫૩માં વડાપ્રધાન શ્રી જવાહરલાલ નેહરુએ જયપ્રકાશજીને પોતાના પ્રધાનમંડળમાં સામેલ થવા આમંત્રણ આપ્યું પણ જયપ્રકાશજીએ તો સત્તા હાથમાં લેવાનો કદી વિચાર જ કરેલો નહિ. એમણે પ્રધાનમંડળમાં સામેલ થવાના જવાહરલાલજીના નિમંત્રણનો અસ્વીકાર કરી દીધો. ઇતિહાસમાં જોવા જઈએ તો ગાંધીજી સિવાય બીજો એકેય દાખલો એવો નહિ મળે કે જેમાં રાજનીતિમાં પડેલા કોઈ માણસને સત્તામાં મહત્ત્વનું પદ મળતું હોય છતાં એણે એનો ઇન્કાર કર્યો હોય. સર્વોદયનો તો એક સિદ્ધાંત જ છે કે સત્તા દ્વારા સાચી લોકક્રાંતિ લાવવી સંભાવિત જ નથી.

૧૯૫૪માં જયપ્રકાશજીનું વિચાર પરિવર્તન પૂરું થઈ ગયું હતું. બોધગયાના સર્વોદય સંમેલનમાં એમણે "ભૂદાનયજ્ઞમૂલક ગ્રામોદ્યોગપ્રધાન અહિંસક સમાજરચના" ને કાજે પોતાનું જીવન સમર્પણ કર્યું. બીજે જ દિવસે જયપ્રકાશજીનાં ધર્મપત્ની પ્રભાવતીદેવી વિનોબાજીની પાસે ગયાં, વિનોબાજીનો ચરણસ્પર્શ કરીને એમની સામે ઊભાં રહ્યાં. એમની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી. વિનોબાજીએ પૂછ્યું, "કેમ ? શું વાત છે ?" રૂંધાએલા કંઠે અટકતાં અટકતાં તેઓ બોલ્યાં, 'એટલા માટે કે, ભગવાને મને આ રૂડો દિવસ દેખાડ્યો ! એ બદલ ભગવાનનો પાડ માનવા મારી પાસે શબ્દો નથી...પણ...પણ બાબા...જો બાપુના જીવનાં એમનામાં આ પરિવર્તન આવ્યું હોત તો કેટલું સારું થાત ?"

ગાંધીભક્ત પ્રભાવતી દેવીનાં આનંદાશ્રુ તથા અંતરના આ ઉદ્ગારો સાથે જ જાણે જયપ્રકાશજીને સર્વોદયની દીક્ષા દેવાનો વિધિ પૂરો થયો. પોતાની વિચારયાત્રામાં જયપ્રકાશજી સમાજવાદથી સર્વોદયની મંઝિલ સુધી કેવી રીતે પહોંચ્યા એની આ રોચક ને બોધપ્રદ કહાણી છે.

હવે રહી સર્વોદય આંદોલનની અંદર અંદર એમણે જે વિચારયાત્રા ખેડી છે, તેની કહાણી. જયપ્રકાશજીની વિચારયાત્રામાં પણ ઋતુચક્રની ગતિ જેવી કંઈક નિયમિતતા દેખાય છે. ૧૯૩૪ થી ૧૯૫૪ લગીનાં વીસ વર્ષ તેઓ સમાજવાદી રહ્યા. ૧૯૫૪ થી ૧૯૭૪નાં વીસ વર્ષ તેઓ વિનોબાજીની લોકશિક્ષણાત્મક કાર્યપદ્ધતિના સમર્થક રહ્યા. ૧૯૫૪માં જેમ એમના વિચારોમાં પરિવર્તન આવેલું, તે જ રીતે વળી પાછું ૧૯૭૪માં પણ એમના ચિંતન-વિચારમાં પરિવર્તન જોવા મળે છે. બોધગયા સર્વોદય સંમેલનથી માંડીને તે પછીનાં પૂરાં વીસ વર્ષ એમણે પોતાની મુખ્ય શક્તિ ભૂદાન, ગ્રામદાન, ગ્રામસ્વરાજ્યના આંદોલન તથા વ્યાપક સર્વોદય આંદોલનને માટે ખરચી હતી.

પરંતુ આ કાલખંડના આખરનાં કેટલાંક વર્ષોથી વિનોબાજીની કાર્યપદ્ધતિની કારગતતા બાબત એમના મનમાં સંદેહ જાગવા

લાગ્યો હતો. આ પહેલાં તો વિનોબાજીની માફક જ જયપ્રકાશજીએ પણ, પોતાના સર્વોદયનિષ્ઠ સાથીઓની એ વિષયની આલોચના ભણી ઉપેક્ષા જ સેવેલી. ગાંધીપ્રણિત સત્યાગ્રહ તંત્રનો વિનોબાજીએ બુદ્ધિપૂર્વક ત્યાગ કર્યો બાબત આ સર્વોદયનિષ્ઠ સાથીઓએ વારંવાર પોતાની વ્યથા વ્યક્ત કરેલી. આજે તો આ એક આશ્ચર્યજનક વાત લાગે છે. પરંતુ એ દિવસોમાં સત્યાગ્રહ વિષેની ચર્ચા નીકળતાં ભિન્ન ભિન્ન સંદર્ભોમાં એમણે કહેલું કે,

"સત્યાગ્રહની વાત હંમેશાં થતી આવી છે. ને એમ કહેવામાં આવે છે કે ગાંધીજી સત્યાગ્રહ કરતા ને વિનોબા નથી કરતા. એને કારણે એમના કામનો પ્રભાવ સમાજ પર નથી પડતો... તો શું આ લોકોને એવું લાગે છે કે વિનોબા ગાંધીની વાત સમજ્યા જ નથી?

"શું અહીં તહીં સત્યાગ્રહ કરવાથી સર્વોદય થઈ જવાનો છે? શું એથી સમાજ પરિવર્તન થઈ જવાનું છે? મેં (બિહારના) મુસહરી પ્રખંડમાં ગ્રામદાન પુષ્ટિનું કામ ઉપાડ્યું છે. હું તો મારા આ કામને પણ સત્યાગ્રહ જ સમજું છું... આ બાબતમાં મારો દૃષ્ટિકોણ વિનોબાજી સાથે બિલકુલ મળતો આવે છે." ('મારી વિચારયાત્રા' પૃ. ૧૩૨-૩૫)

પરંતુ ૧૯૭૦ની આસપાસ એમના સત્યાગ્રહ વિષયક વિચારોમાં તેમ જ સર્વોદયની કાર્યપદ્ધતિ વિષેના એમના ચિંતનમાં પરિવર્તન આવવું શરૂ થયું. નકસલવાદીઓનો અહિંસક રીતે મુકાબલો કરવા માટે, તેમ જ ગ્રામદાનપુષ્ટિને માટે જ્યારે તેઓ મુજફ્ફરપુર જિલ્લાના મુસહરી પ્રખંડમાં ગયા, ત્યારે ત્યાંના ગામડાંની અસલ હાલત જોઈને એમની આંખો ઊઘડી ગઈ. તેઓ સમજી ગયા કે, ભૂદાન ગ્રામદાનના કામ માટે કેવળ લોકશિક્ષણ દ્વારા ક્રાંતિ આણવાનો વિનોબાજીનો તરીકો બેકાર છે. તે એ જ વખતે એમણે "સામને સામને" (ફેઈસ ટુ ફેઈસ) નામક પુસ્તિકા લખી, પોતાના વિચાર પ્રગટ કરતાં કહ્યું કે, "આપણા આંદોલનના અંગારા ઠરતા રહ્યા છે. આપણો કાર્યકર્તાગણ નિસ્તેજ ને નિષ્પ્રાણ બની રહ્યો છે...આપણા કામનું સ્વરૂપ કંઈક એટલું બધું સૌમ્ય છે કે ...એમાં આપણી પાસેથી બહુ મોટા ત્યાગની કોઈ અપેક્ષા રાખવામાં આવતી નથી...આ બધાને કારણે લોકશાહી કારગત નીવડવાની નથી એવું જો સિદ્ધ થતું હોય, ને હિંસાથી પણ કોઈ સમાધાન નીકળવાનું ન હોય, તો પછી આપણી સામે રસ્તો જ કયો રહે છે! એ રસ્તો શોધી કાઢવાને માટે આપણે ગાંધીજી ભણી પાછા ફરવું પડે...આપણા વર્તમાન કાર્યક્રમના સંદર્ભમાં મોટા પાયા પર કાર્યવાહી કરવા પર એની આવશ્યકતા ઊભી થઈ શકે છે, ને એને માટે...પરિસ્થિતિ પક્વ બની રહી છે..."

પરિસ્થિતિ તો એમ [illegible] બની ચૂકી હતી. પરંતુ [illegible] એનું ભાન કંઈક મોડું જ આવી શક્યું. ૧૯૭૧ [illegible] [illegible] મુકાયેલા હતા. [illegible] કે પછી શું બન્યું, ને કેમ થયું, તે કોણ જાણે, પણ તેઓ એક દૃષ્ટિની મર્યાદામાંથી મુક્ત બની ગયા, ને એમને વ્યાપક રીતે મોટા પાયા પર આંદોલનો કરવાની કલ્પના સૂઝવા લાગી.

૧૯૭૪માં બિહાર આંદોલનનો પ્રારંભ થયો. થોડા જ સમય બાદ એ આંદોલન 'સંપૂર્ણ ક્રાંતિ'ના આંદોલનમાં પરિવર્તિત થઈ દેશભરમાં ફેલાય એવી શક્યતાઓ ઊઘડી ગઈ હતી. એને ખાળવા માટે દેશમાં કટોકટી લાદવામાં આવી. જયપ્રકાશજીને ચંદીગઢની મેડિકલ રિસર્ચ ઈન્સ્ટિટ્યૂટમાં એક કેદી તરીકે પૂરી દેવામાં આવ્યા. પાછળથી એમને છોડી મૂક્યા. એ પછીનો ઈતિહાસ તો તાજો જ છે, આ બધા પરથી એક વાત બહુ સ્પષ્ટ રીતે સમજવા મળે છે કે, જયપ્રકાશજીના દૂરદર્શી ને વિલક્ષણ નેતૃત્વને કારણે, તેમજ એમના અથાગ પ્રયત્નોને કારણે જ આ દેશમાં લોકશાહી રાજ્યવ્યવસ્થા જીવંત રહી, ને મૂળભૂત અધિકારો આ દેશના નાગરિકોને પાછા મળ્યા.

એક બે પ્રસંગો બાદ કરતાં જયપ્રકાશજીએ કોઈ દિવસ વિનોબાજીની સ્પષ્ટ ટીકા કરી ન હતી એનું એક કારણ તો એ કે, તેઓ બહુ સૌમ્ય સ્વભાવના હતા. બીજી વાત એ કે, વિનોબાજીની આધ્યાત્મિક શ્રેષ્ઠતા બાબત એમનો બોધ સદા જાગૃત રહેતો પરંતુ વિનોબાજીની કાર્યપદ્ધતિ બાબત એમના વિચાર સ્પષ્ટ થતા ગયા, તે તો મુસહરીની વાસ્તવિક પરિસ્થિતિના સ્વાનુભવ, ને બિહાર આન્દોલન પછી જ. ચંદીગઢમાં કેદી તરીકે રહેતા હતા તે દરમિયાન તેઓએ પોતાની દૈનંદિની લખી હતી. એમાં બીજી ઓક્ટોબર ૧૯૭૫ના દિને ગાંધી જયંતી નિમિત્તે ગાંધીને ઉદ્દેશી તેઓએ લખ્યું કે,

"બાપુ! આપનાં ચરણોમાં શ્રદ્ધાપૂર્વક નમન...

"બાપુનું નામ તો આજદિન લગી આપણે બહુ લીધા કર્યું, પણ એમનું કામ બહુ થોડું કર્યું છે. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં તો આ દેશના વિદ્વાનો એવું અનુભવી રહ્યા છે કે, બાપુએ ચીંધેલો માર્ગ છોડી દઈને ભારતે બહુ મોટી ભૂલ કરી છે...

"...વિનોબાજીએ અમુક વર્ષો લગી (ભૂદાનયજ્ઞ) તો એક અપૂર્વ ચમત્કાર દેખાડ્યો. એમ લાગવા માંડ્યું કે સમાજ પરિવર્તન તથા નવનિર્માણની એક નવી જ ગાંધી-વિચાર-નિષ્ઠ પ્રક્રિયાનો આરંભ થઈ ચૂક્યો છે. 'ભૂદાન-તૂફાન' બાદ ગ્રામદાન. ગ્રામસ્વરાજ કે અન્ય કોઈ કાર્યક્રમનું 'અતિ-તુફાન' તો શું મંદ સમીરની લહેરખી સુધ્ધાં વહેતી જોવા મળતી નથી. આ દરમિયાન એમણે તો સૂક્ષ્મમાં પ્રવેશ કરી, અકર્મના કર્મનો પ્રયોગ આરંભ્યો છે. એ અકર્મ પણ હજી લગી તો ફળ્યાનું દેખાતું નથી... ને આ ગાળા દરમિયાન દેશ તો અધઃપતનની બાજુ ભણી સરકતો જ જાય છે...."

વિનોબા પ્રેરિત 'સૂક્ષ્મ' તથા 'અકર્મ'નો ઉલ્લેખ કરીને, આ [illegible] દ્વારા જયપ્રકાશજીએ એમની 'સૌમ્યનમ'

આલોચના કરી છે. પરંતુ અહીં જયપ્રકાશજી ભૂલી ગયા છે કે તેઓએ પોતે જ અનેક વર્ષો સુધી વિનોબાજી તેમજ એમની કાર્યપદ્ધતિનું સમર્થન કર્યું હતું.

એ વાત ખરી કે, જયપ્રકાશજીએ માર્ક્સવાદ તથા ભૌતિકવાદનો ૧૯૫૨થી ત્યાગ કરેલો. તેમ છતાં એમની વૃત્તિ ધાર્મિકતા ભણી વળેલી ન હતી. તાત્ત્વિક દર્શનના સ્તરે તેઓ ઈશ્વરના અસ્તિત્વમાં માનતા હતા ખરા, કોઈ કોઈ વેળાએ પોતાનાં ભાષણોમાં અથવા પોતાના લેખોમાં ઈશ્વરનો ઉલ્લેખ પણ તેઓ કરતા. પરંતુ એકંદર એમનું વલણ એ પ્રકારના ઉલ્લેખ ટાળવાનું જ રહેતું. વિનોબાજી ને જયપ્રકાશજી વચ્ચે આ એક મોટો ફરક હતો. કદાચ એને કારણેય યુવકોને તેઓ પોતા પ્રત્યે આકર્ષિત કરી શક્યા હશે.

ગાંધી વિનોબાનું ચિંતન-કથન, આ બેઉમાં પણ ખાસ કરીને વિનોબાજીનું ચિંતન ને કથન ભારતીય પૌરાણિક સંદર્ભો તથા આધ્યાત્મિક પરિભાષાથી ઓતપ્રોત રહ્યું છે. એથી ઊલટું, સર્વોદયના સિદ્ધાંત સમજાવતી સમયે પણ જયપ્રકાશજી મોટે ભાગે આધુનિક સમાજશાસ્ત્રીય ને વૈજ્ઞાનિક પરિભાષાનો જ ઉપયોગ કરતા. આમ તો એમનામાં કોઈ પ્રકારનો સૈદ્ધાંતિક હઠાગ્રહ (હઠધર્મિતા–ડૉગ્મેટિઝમ) બિલકુલ ન હતો. કદાચ એને જ કારણે સમય સમયે તેઓ પોતાના વિચારોમાં પરિવર્તન આણી શક્યા ને એમની વિચારયાત્રાનો માર્ગ આવો વાંકોચૂકો જોવા મળે છે.

જયપ્રકાશજીની આ વિચારયાત્રાના સર્પોલા માર્ગનું એક અંતિમ ઉદાહરણ એમણે ૧૯૭૭માં—અર્થાત્ પોતાના મૃત્યુના એક વર્ષ પૂર્વે પેશ કર્યું છે. એમણે ક્યાંક 'વર્ગસંઘર્ષ'ના સિદ્ધાંત પરત્વે પોતાનો વિશ્વાસ ફરીથી જાગતો થયાનો ઉલ્લેખ કરેલો. ૧૯૭૭ના સપ્ટેમ્બરમાં કોઈએ એમને સવાલ કર્યો કે, ગાંધી વિચારમાં શ્રદ્ધા ધરાવનારા જે૦પી૦ને વળી 'વર્ગસંઘર્ષ'નો શબ્દ ક્યાંથી સૂઝ્યો ?

એમણે એને જવાબ આપતાં કહ્યું કે, "મારા મનમાં માર્ક્સવાદની પુરાણી ભૂમિકા ન હોત તો કદાચ મને આ શબ્દ ન સૂઝ્યો હોત. પરંતુ અહીં મેં એ શબ્દનો પ્રયોગ માર્ક્સવાદી અર્થમાં નથી કર્યો...

"મારી ચિંતનધારામાં લેનિન ને ગાંધી બેઉ મળેલા છે. જનસંઘર્ષ અહિંસક હોઈ શકે છે, એ વાત તો આજે સિદ્ધ થઈ ચૂકેલી છે. સત્યાગ્રહ એ અહિંસક સંઘર્ષ જ તો છે."

જો એમને કોઈએ પૂછ્યું હોત તો તેઓએ માઓ ત્સે તુંગના વિચારો ને કૃતિઓનો હવાલો પણ આપ્યો હોત. માઓના નેતૃત્વ હેઠળ ચીનમાં ૧૯૬૬ થી ૧૯૬૯ સુધી 'સાંસ્કૃતિક ક્રાંતિ' થઈ, ને એમાં વિદ્યાર્થીઓ તેમજ યુવકોએ જ વિશેષ ભાગ ભજવેલો. ૧૯૭૪ના બિહાર આન્દોલનમાં તથા સંપૂર્ણ ક્રાંતિના આન્દોલનમાં છાત્રો ને યુવાનોના વર્ગે જ મોરચો સંભાળેલો. 'વર્ગસંઘર્ષ'ની વાત અહિંસાના વિચારથી દીક્ષિત નહિ થયેલા યુવાનોને સ્વાભાવિક રીતે જ તરત જચી જાય છે. હિંસાની બાબતમાં પણ એ જ વાત છે. પરંતુ અહિંસાની દીક્ષા લીધા પછી એ જ યુવાનોના મુખે સૂત્રોચ્ચાર સાંભળવા પામીએ છીએ કે "હમલા ચાહે જૈસા હોગા, હાથ હમારા નહીં ઉઠેગા." બિહારના વિદ્યાર્થીઓ તથા યુવકોએ ૧૯૭૪-૭૫ દરમિયાન આ સૂત્રને આત્મસાત્ કરી લીધું હતું. શુદ્ધ દાર્શનિક દૃષ્ટિએ જોવા જાય તો સર્વોદયમાં જેમ હિંસાને સ્થાન નથી. તેમ દ્વેષ તથા મત્સરને જાગૃત કરનારા એવા અપરિવર્તનશીલ વર્ગોના અસ્તિત્વના સિદ્ધાંતને સ્થાન નથી. ને આવા ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચે મૂળભૂત રીતે વિરોધ હોવાના સિદ્ધાંતને તો એમાં સ્થાન કદાપિ હોઈ જ ન શકે. તત્ત્વજ્ઞાનમાં જેમ અદ્વૈત સ્વીકારાયું છે, એ જ રીતે સર્વોદય વિચારસામાજિક અદ્વૈતમાં માને છે. કોઈ પણ વ્યક્તિ યા સમૂહનું સાચું હિત બીજી વ્યક્તિ યા સમૂહના સાચા હિતનું વિરોધી હોઈ જ ન શકે. અલબત્ત, એક વ્યક્તિ યા જમાતનો ખોટો સ્વાર્થ બીજી વ્યક્તિ યા જમાતના હિત સાથે ટકરાય એ સંભવિત છે. એટલા માટે તો જ તો નથી ગાંધીજીએ કદી વર્ગસંઘર્ષની વાત કરી કે નથી વિનોબાજીએ કદી એનું નામ લીધું. સર્વોદયનું ધ્યેય 'વર્ગ સમન્વય' નહિ પણ વર્ગનિરાકરણ લગી પહોંચવાનું છે. એથી જ તો જયપ્રકાશજીને ય સ્પષ્ટતા કરતાં કહેવું પડયું કે,

"વર્ગસંઘર્ષની માર્ક્સવાદી કલ્પના આપણને કામ નથી લાગવાની... માર્ક્સે જે કંઈ કહેલું તે ઔદ્યોગિક સમાજને લાગુ પડે છે. ભારતના કૃષિપ્રધાન સમાજ માટે એવું વર્ગીકરણ બરાબર પણ નથી... ને હિંસાનો માર્ગ અપનાવવામાં આવશે, તો એમાં તો એ જ લોકો મરવાના છે, કે જેના હિતને ખાતર વર્ગસંઘર્ષની વાત આપણે કરી રહ્યા છીએ... મારી કલ્પનાનો વર્ગસંઘર્ષ શાંતિમય સંઘર્ષ રૂપે અસહયોગ યા સત્યાગ્રહ સ્વરૂપે જ ચાલી શકે... જેની સામે આપણે સંઘર્ષ કરવાના છીએ, તેનું પણ હૃદયપરિવર્તન કરવા આપણે મથતા રહેવાનું છે. એમના પ્રત્યે પણ આપણે તો સ્નેહભાવ જ રાખવાનો છે. એમને આપણે દુશ્મન નથી માનવાના. સામાન્ય રીતે, 'ક્લાસ સ્ટ્રગલ'માં, વર્ગ સંઘર્ષમાં નથી હોતી તેવી આ નવી વાત આપણા સંઘર્ષમાં હશે."

આ તો ગાંધી બોધ્યા હૃદયપરિવર્તનવાળી પુરાણી વાત જ થઈ. એને માર્ક્સવાદમાં કોઈ જ સ્થાન નથી, આ ઉદાહરણ પરથી એક વાત સ્પષ્ટ થાય છે કે 'જયપ્રકાશજી અહીં ગરીબ ખેતમજૂરો, નાના કિસાનો, હરિજનો તથા અન્ય શોષિતોને સંગઠિત બનાવી એમને શાંતિમય સંઘર્ષને માર્ગે દોરી જવા તરફ ઇશારો કરી રહ્યા હતા. અલબત્ત, 'વર્ગસંઘર્ષ' શબ્દ એમણે લીધો માર્ક્સવાદ પાસેથી, પરંતુ વાસ્તવમાં એમનો અભિપ્રાય એ હતો કે યુવકો ગાંધીચીંધ્યા 'અંત્યોદય'ને પોતાના ધ્યેય તરીકે અપનાવી લે, ને એને સિદ્ધ કરવા માટે ગાંધીપ્રણિત સત્યાગ્રહતંત્રનો જ ઉપયોગ કરે.

છેલ્લાં પચીસ વર્ષોમાં જયપ્રકાશજીને કારણે સર્વોદયની વિચારધારા સમૃદ્ધ થતી રહી. છે ખાસ કરીને ૧૯૭૪માં એમણે પોતાના માર્ગદર્શન હેઠળ પ્રત્યક્ષ કૃતિ દ્વારા ગાંધી વિચારને સૈદ્ધાંતિક તેમજ ક્રિયાત્મક અવનતિથી બચાવી લીધેલ છે. સર્વોદય લોકનીતિમા માને છે, રાજનીતિમા નહિ; તેમ છતાં એનો અર્થ એવો ન કરી શકાય કે લોકતંત્રાત્મક રાજ્યવ્યવસ્થા ખાડે જઈ રહી હોય, ન્યાયાલયોની સ્વાયત્તતા ઝૂંટવાઈ રહી હોય, નાગરિકની પાસેથી એની સ્વતંત્રતાઓ છિનવાઈ રહી હોય, લોકો પર અત્યાચાર ગુજરી રહ્યા હોય, તેવે વખતે પણ સર્વોદય-નિષ્ઠ વ્યક્તિ તરીકે, ‘ આ તો રાજકારણ છે, એમાં આપણે પડી શકીએ નહિ’ કહી માણસે ચૂપ બેઠા રહેવુ પડે. જયપ્રકાશજીએ પોતાની કૃતિથી બતાવી આપ્યું કે, લોકતંત્રાત્મક રાજ્યપદ્ધતિમાં જ લોકનીતિ વિકસી શકે છે, સરમુખત્યારશાહી વાતાવરણમાં નહિ.

વિનોબા-પ્રણિત સર્વોદયમાં જે ન્યૂનતાઓ પેદા થઈ ગઈ હતી, એને ૧૯૭૪ના આરંભમા જ દૂર કરવાની કોશિશ જયપ્રકાશજીએ શરૂ કરી દીધી હતી. એમણે ગાંધી-પ્રણિત સત્યાગ્રહ-તંત્રને પુનર્જીવિત કર્યું, જેનો વિનોબાજીએ હેતુપૂર્વક ત્યાગ કર્યો હતો. એ જ રીતે જયપ્રકાશજીએ પશ્ચિમના દેશો પાસેથી ઉછીનાં આણેલાં લોકશાહીના તત્ત્વને તથા લોકશાહીનાં મૂલ્યોને જીવતાં રાખવાનું એક મોટું કાર્ય આધુનિક ભારતના ઇતિહાસમાં કર્યું છે. એને માટે આવતી પેઢીઓ સદા એમની ઋણી રહેશે, ત્રીજી વાત એ કે વિદ્યાર્થીઓ તથા યુવકોની ઊગતી પેઢીને એમણે ‘ સંપૂર્ણ ક્રાંતિ ’નો વિચાર તથા કાર્યક્રમ બક્ષ્યાં છે. ચોથી વાત એ કે એમણે એક પુરાણા માર્ક્સવાદી વિચારક તથા સક્રિય રાજનીતિજ્ઞને નાતે ભારતના સમાજવાદીઓ, સામ્યવાદીઓ તથા નકસલવાદીઓને એ સમજાવવાની કોશિશ કરી કે, સૈદ્ધાંતિક સ્તરે સર્વોદય જ આજને માટે સર્વશ્રેષ્ઠ વિચાર છે. ને એને માટે ૧૯૫૭માં પોતાના સાથીઓને ઉદ્દેશી લખેલા એક પત્રમાં તેઓએ કહેલું કે,

“ હું માનું છું કે, આજે દુનિયામાં જે ભિન્ન ભિન્ન વિચાર પ્રણાલિઓ ને સમાજવ્યવસ્થાઓ પ્રવર્તી રહેલ છે, એ સૌમાં સર્વોદય એક કદમ મોખરે છે...મારી એક અચલ શ્રદ્ધા છે કે દુનિયામાં જો કદીય શાંતિ, સ્વતંત્રતા ને બંધુત્વ સ્થાપિત કરવું હશે. તો સમાજવાદે આખર સર્વોદયમાં જ વિલીન થવું પડશે”.

સર્વોદયનાં અનેક પાસાં છે. એ વિચારધારા કેવળ ભારત માટે જ છે એવું નથી. એ તો સમગ્ર માનવજાતને માટેનો આદર્શ બની શકે એવો વિચાર છે. પરંતુ એ પણ એક સ્વયંસિદ્ધ વસ્તુ છે કે, દુનિયાના અન્ય રાષ્ટ્રો એક જીવનદર્શનને નાતે સર્વોદયનો સ્વીકાર ત્યારે જ કરશે, જ્યારે આપણે ભારતીય લોકોએ પોતાના દેશમાં એના સફળ પ્રયોગો કરીને જયપ્રકાશજીની ઇચ્છા અનુસાર ‘સંપૂર્ણ ક્રાંતિ ’ની કલ્પનાને સંપન્ન બનાવી હશે.

● વસંત નારગોળકર

## જે૦પી૦ના વિચારો – એક ચિંતન

ગાંધીજીની માફક જે૦પી૦ મૂળમાં એક શોધક હતા, કદાચ બલ્કે જે૦પી૦ ગાંધીજી જેટલી ઊંચાઈએ ન પહોંચી શક્યા હોય. એમની આખી જાહેર અને કર્મઠ સક્રિય જિંદગી દરમ્યાન તેમની એ શોધ ચાલુ જ હતી. પરંતુ એમની શોધ કઈ દિશામાં હતી ?

એમ તો જોકે દ્રષ્ટા હતા, પણ તોય તેમના પગ જમીન પર રહેતા. તેથી એમની ચિંતા તો માનવજાત અંગે જ હતી—સૃષ્ટિમાં માણસના સરખા સ્થાન અંગે, એના સ્વાભાવિક સ્થાન અંગે, એના માનવ બંધુઓ સાથેના સમાજમાં એના સંબંધો અંગે, દેશના નાગરિક તરીકે એના અધિકારો અને કર્તવ્યો અંગે વગેરે વગેરે. સૃષ્ટિમાં બીજા બધા કરતા મનુષ્યનો અગ્રત્વમા જે૦પી૦ માનતા પણ તેઓ સાથે સાથે એમ પણ માનતા કે આ અગ્રત્વને જો નૈતિક આધાર ન હોય તો તો માણસ જંગલના જાનવરો પૈકી એક જ રહી જાય. જે૦પી૦ માનતા કે માણસે પોતાના સંચાલન સારુ કાયદાઓ ઘડવા જોઈએ. સાથે સાથે એણે પોતાના જ બનાવેલા કાયદાઓ સાથે બેફામ રીતે વર્તીને એનુ સંચાલન પોતે જ કરવાનો પ્રયાસ ન કરવો જોઈએ. આમ જે૦પી૦ માનતા કે એની પોતાની અગ્રત્વને લીધે એને માત્ર એટલા જ પ્રમાણમાં સ્વતંત્રતા મળે છે કે જેટલી એ પોતે પોતા પર મૂકેલી સ્વતંત્રતાની સ્વાભાવિક મર્યાદામા રહીને એ જાળવી શકે. જે૦પી૦ના સમગ્ર ચિંતનનો આ નૈતિક આધાર હતો. એને લીધે માણસના અધિકારો અને એ અધિકારોના ડહાપણભર્યા ઉપયોગ સારુ જરૂરી એવી અંકુશ વ્યવસ્થા મળી રહેતી. આ તર્કમાંથી સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા દ્વારા ઘોષિત માનવ અધિકારો માટેની જે૦પી૦ની વફાદારી ઉદ્‌ભવતી. આ ચોપણામાંથી ભારતના બંધારણમાં જેની બાંહેધરી આપવામાં આવી છે તે મૂળભૂત અધિકારો ફલિત થાય છે. તેથી બંધારણની બધી મર્યાદાઓના પૂરા ભાગ સાથે પણ જે૦પી૦એ એને સ્વીકાર્યું હતું. બંધારણમાં મનુષ્યના અગ્રસ્થાનને સ્વીકારવામાં આવ્યું છે તેથી જે૦પી૦ માનતા કે દરેક નાગરિકે એ વાતને દેશના સર્વોપરી કાનૂન તરીકે સ્વીકારવી જોઈએ. બંધારણ અંગેની એવી વફાદારીમાંથી જ ભારતની રાજનીતિમાં લોકશાહીનું સ્થાન જળવાઈ રહેશે. આમ બધી વિવિધતા છતાંયે ભારતની રાજનીતિને એના બંધારણમાં એની એકતા મળી શકે. પણ એની સાથોસાથ ક્રાંતિકારી જે૦પી૦ને એમ કહેતાં સંકોચ નહોતો થતો કે જો જરૂર પડે તો જે કાયદાઓને લોકશાહી કે નૈતિક આધાર ન હોય તેનો નિર્ભીકપણે વિરોધ થઈ શકે અને કરવો જોઈએ. આવા વિરોધને બંધારણ પ્રત્યેની ગેરવફાદારી ન ગણી શકાય. જે૦પી૦ને મન લોકતંત્ર એ નૈતિકતા, ભયમુક્તિ અને કોઈ પણ પ્રકારના શોષણમાંથી મુક્તિ સાથે સમાનાર્થ શબ્દ હતો.

પણ માણસ જાતે જ જો માણસનું શોષણ કરે તો તે જગતમાં માણસના અગ્રસ્થાન, નૈતિક આધાર પર ખડા થયેલા

કાયદાઓ અને લોકશાહીની વાતો વ્યર્થ છે. જેપી૦ના મત મુજબ આવા શોષણનો એક પ્રકાર સરમુખત્યારશાહી છે. જ્યારે આપણા દેશમાં આમ બન્યું ત્યારે જેપી૦એ ૧૯૭૭માં એની વિરુદ્ધ અહિંસક લડત ચલાવીને એમાં ફતેહ મેળવી. તેમણે લોકશક્તિ જગવવા શિક્ષણ, રચના અને સંગઠનની સાથે સાથે આવા અનિષ્ટની સામે સંઘર્ષ કરવાની પણ શીખ આપી. ૧૯૭૫માં જ્યારે જેપી૦ને ગિરફતાર કરવામાં આવ્યા ત્યારે તેમને આંચકા સાથે એ વસ્તુનું ભાન થયું કે આ દેશના વાસીઓ સારુ તાનાશાહીનો કેટલો જબરદસ્ત ખતરો છે. તેથી તેમણે એ લોકો સારુ એક સરળ રાષ્ટ્રીય વિચારસરણી વિચારી કાઢી, જે લોકોને પ્રતિકારની પ્રેરણા આપે. જેપી૦ને એમ લાગ્યું કે આવી વિચારસરણીથી ભારતના બંધારણમાં આવેલ રાષ્ટ્રીય આદર્શનો અમલ કરવામા મદદરૂપ નીવડશે. આને તેમણે સંપૂર્ણ ક્રાંતિ કહી. સંપૂર્ણ ક્રાંતિની આ મીમાંસા પાછળની ફિલસૂફી એ પોતાના દેશવાસીઓ સારુ જેપી૦ની અદ્વિતીય દેણ હતી. વરસોનો એમનો અનુભવ, એમની તટસ્થતા અને એમનું શાણપણ એ બધાંએ આ ફિલસૂફી સુધી પહોંચવામાં મદદ કરી. ૧૯૭૫માં ઉત્પન્ન થયેલા સંકટ કાળ અંગેના એમના અહિંસક પ્રલયપ્રકોપે લોકોને જે જાતના નેતૃત્વની ખૂબ જરૂર હતી તે તત્કાળ પૂરું પાડ્યું. આ એક એવી હકીકત હતી કે જે આચાર્ય વિનોબા ભાવે જેવા જીવંત ગાંધીવાદીઓ પૂરી પાડી નહોતા શક્યા. આમ ગાંધીજીની માફક જેપી૦ પોતાના દેશવાસીઓની તમામ અહિંસક શક્તિઓને એકત્ર કરીને તાનાશાહી જુવાળને ખાળવા સારુ લડત આપી શક્યા. જો રાષ્ટ્રનો આવો અનુભવ આજના રાજનૈતિક નેતાઓ અને કાર્યકર્તાઓને ભવિષ્યમાં એવી કોઈ કટોકટીની વેળાએ એનો મુકાબલો કરવાનું શિક્ષણ આપી ન શકે તો બીજી કોઈ વાતથી એ શિક્ષણ મળવાનું નથી. તો તો એમની ઉપર અભિશાપ જ વરસી રહેશે!

એક બાજુ માર્ક્સવાદીઓ અને સમાજવાદીઓ સાથેના પોતાના મતભેદો છતાંય એમણે તેમને નાગરિક સ્વતંત્રતા સારુ તેમણે દેખાડેલી કાળજી અને તાનાશાહીની વિરુદ્ધ કોંગ્રેસ વિરોધી, સામ્યવાદી-વિરોધી મોરચામાં જોડાવા સારુ એમની તીવ્રતા માટે શ્રેય આપ્યું. બીજી બાજુ ભારતીય સંસ્કૃતિમાં માનનાર કટ્ટર રાષ્ટ્રવાદી જૂથની સાથે સંબંધ જોડતાં એમને સંકોચ થયો નહીં. આ લોકો વગર શરતે એમની છાવણીમાં જોડાયા ને તેમણે તાનાશાહી વિરોધી આન્દોલનને ઘણી શક્તિ અને શિસ્ત આપ્યાં. એ વાત નોંધવા જેવી છે કે આ લોકો અંગે જેપી૦એ કશોય આભડછેટ ન રાખ્યો. એમનો ઉદ્દેશ આ લોકોનો માત્ર ઉપયોગ કરી લેવાનો નહોતો, તેઓ એમને એકાંતવાસમાંથી કાઢીને રાષ્ટ્રીય ચળવળની મુખ્યધારામાં લઈ આવવા માગતા હતા. જ્યારે કેટલાક લોકોએ ચેતવણી આપી કે આ લોકો ફાસીવાદી છે. ત્યારે જેપી૦એ એમને રોકડું પરખાવી દીધું કે જો એ ફાસીવાદી હોય તો હુંય ફાસીવાદી છું! આ બધાથી લોકશાહીના ભાવિને લાભ થયો.

પરંતુ એ વિચારતાં દુઃખ થાય છે કે જ્યારે જેપી૦ મૃત્યુ-શૈયા પર હતા ત્યારે આ આંદોલનની પીઠમાં છરો ભોંકાયો. જેપી૦એ જે વામપંથીઓ પર વિશ્વાસ મૂકયો હતો અને જેઓ જેપી૦ને જોરશોરથી ટેકો આપતા હતા એ જ નકરા તકસાધુ અને સ્વાર્થી બની ગયા જેપી૦ આન્દોલન સરમુખત્યારશાહીની વિરુદ્ધ પોતાનો વિજય નોંધાવી રહ્યું હતું તે ટાણે જ એમણે છૂપી રીતે એનો ચૂરો કરી નાખવાનો ઘાટ ઘડ્યો. પણ તે છતાંય ભારતીય લોકશાહીએ પોતાની શક્તિ ખોઈ નહીં કે એ મરી પણ નહીં. પોતાની જેલ ડાયરીમાં એમણે કહ્યું હતું તેમ 'ભારતની લોકશાહી સ્મશાનમાંથી પણ જાગશે.' પોતાના લોકો ઉપર જેપી૦ને એટલો દૃઢ વિશ્વાસ હતો. આ બધાનો વિચાર કરી સંપૂર્ણ ક્રાંતિ આન્દોલનના કાર્યકરોએ હિમ્મત રાખીને પોતે ઉપાડેલી લડત નિઃસંકોચ-પણે ચાલુ રાખવી જોઈએ. અને એને ઠેઠ સુધી પહોંચાડવી જોઈએ. કારણ એમણે એ સમજવું જોઈએ કે તાનાશાહીનો વિરોધ અને સંપૂર્ણ ક્રાંતિ બંને સાથેસાથ જાય છે. પણ આન્દોલનના દરેક સૈનિકે જેપી૦ની માફક બીજાની વાતને સમજવા પ્રયત્ન કરવો જોઈએ અને સાથીઓ વિષે વિશ્વાસ કેળવવો જોઈએ.

આજે સમાજમાં જે માનસિક બીમારી પ્રવર્તે છે તેને તેમણે વશ ન થવું કારણ એને લીધે આખો દેશ માનસિક રોગ-ગ્રસ્ત બને છે. જ્યાં આપ-લેની વૃત્તિ હોય, જ્યાં જાહેર હિત માટે પોતાનો સ્વાર્થ ત્યાગવાની વૃત્તિ હોય, અને જ્યાં પરસ્પરના સંબંધોમાં ખુલ્લાપણું હોય ત્યાં મનનો મેળ થાય જ. ગાંધીજી જેવા ચતુર રાજકારણી માણસે કાંઈ અમસ્તું નહોતું કહ્યું કે મારું મન ખુલ્લી કિતાબ જેવું છે. સંપૂર્ણ ક્રાંતિના દરેક કાર્ય-કરનું મન પણ એવું જ ખુલ્લું હોવું જોઈએ. જ્યાં બધું ખુલ્લું અને જાહેર હોય ત્યાં સત્ય અને શક્તિ વસે છે.

સંપૂર્ણ ક્રાંતિ અંગેના પોતાના વિચારો વિકસિત કરવાની સાથે સાથે જેપી૦ હમેશા તેને પોતાની જિંદગીમાં ચાલુ પરિસ્થિતિ સાથે લાગુ પાડતા જતા હતા. વિચાર અને આચા-રોનો જે ભંડાર તેઓ મૂકી ગયા છે તે ખોજ કરનારાઓની ભાવિ પેઢીઓને ભાષ્ય કરવા, અને પ્રત્યક્ષ આચરણ દ્વારા સંશોધન કરવા કામ લાગશે. ગાંધીજીની માફક જેપી૦એ પણ આખી જિંદગી સામ્યવાદથી સ્વતંત્ર અને ભારતના વાતાવરણને અનુકૂળ આવે એવી વિચારધારા શોધવામાં ગાળી. માર્ક્સવાદ, સામ્યવાદ, સમાજવાદ, સર્વોદય અને ભૂદાન જ્યાં જ્યાં એમની તોફાની મુસાફરી એમને લઈ ગઈ ત્યાં ત્યાં તેમણે પોતાના વિચારોને પ્રયોગ ક્ષેત્રમાં મૂકી જોયા. એનાથી તેઓ દરેક પ્રકારના માનવબંધુઓની નિકટ આવી શક્યા. એ લોકોના સહકારથી તેમણે પોતાના વિચારોને આકાર આપવા સારુ સંસ્થાઓ ઊભી કરી. એમાંની થોડીનાં નામ લઈએ તોય

છેલ્લાં પચીસ વર્ષોમાં જયપ્રકાશજીને કારણે સર્વોદયની વિચારધારા સમૃદ્ધ થતી રહી છે. ખાસ કરીને ૧૯૭૪માં એમણે પોતાના માર્ગદર્શન હેઠળ પ્રત્યક્ષ કૃતિ દ્વારા ગાંધી વિચારને સૈદ્ધાંતિક તેમજ ક્રિયાત્મક અવનતિથી બચાવી લીધેલ છે. સર્વોદય લોકનીતિમાં માને છે, રાજનીતિમાં નહિ, તેમ છતા એનો અર્થ એવો ન કરી શકાય કે લોકતંત્રાત્મક રાજ્યવ્યવસ્થા ખાડે જઈ રહી હોય, ન્યાયાલયોની સ્વાયત્તતા ઝૂંટવાઈ રહી હોય, નાગરિકની પાસેથી એની સ્વતંત્રતાઓ છિનવાઈ રહી હોય, લોકો પર અત્યાચાર ગુજરી રહ્યા હોય, તેવે વખતે પણ સર્વોદય-નિષ્ઠ વ્યક્તિ તરીકે, ' આ તો રાજકારણ છે, એમાં આપણે પડી શકીએ નહિ' કહી માણસે ચૂપ બેઠા રહેવુ પડે. જયપ્રકાશજીએ પોતાની કૃતિથી બતાવી આપ્યું કે, લોકતંત્રાત્મક રાજ્યપદ્ધતિમાં જ લોકનીતિ વિકસી શકે છે, સરમુખત્યારશાહી વાતાવરણમા નહિ.

વિનોબા-પ્રણિત સર્વોદયમાં જે ન્યૂનતાઓ પેદા થઈ ગઈ હતી, એને ૧૯૭૪ના આરંભમા જ દૂર કરવાની કોશિશ જયપ્રકાશજીએ શરૂ કરી દીધી હતી. એમણે ગાંધી-પ્રણિત સત્યાગ્રહ-તંત્રને પુનર્જીવિત કર્યું, જેનો વિનોબાજીએ હેતુપૂર્વક ત્યાગ કર્યો હતો. એ જ રીતે જયપ્રકાશજીએ પશ્ચિમના દેશો પાસેથી ઉછીનાં આણેલાં લોકશાહીના તત્ત્વને તથા લોકશાહીના મૂલ્યોને જીવતા રાખવાનું એક મોટું કાર્ય આધુનિક ભારતના ઇતિહાસમાં કર્યું છે. એને માટે આવતી પેઢીઓ સદા એમની ઋણી રહેશે, ત્રીજી વાત એ કે વિદ્યાર્થીઓ તથા યુવકોની ઊગતી પેઢીને એમણે 'સંપૂર્ણ ક્રાંતિ'નો વિચાર તથા કાર્યક્રમ બક્ષ્યા છે. ચોથી વાત એ કે એમણે એક પુરાણા માર્ક્સવાદી વિચારક તથા સક્રિય રાજનીતિજ્ઞને નાતે ભારતના સમાજવાદીઓ, સામ્યવાદીઓ તથા નક્સલવાદીઓને એ સમજાવવાની કોશિશ કરી કે, સૈદ્ધાંતિક સ્તરે સર્વોદય જ આજને માટે સર્વશ્રેષ્ઠ વિચાર છે. ને એને માટે ૧૯૫૭માં પોતાના સાથીઓને ઉદ્દેશી લખેલા એક પત્રમાં તેઓએ કહેલું કે,

"હું માનું છું કે, આજે દુનિયામાં જે ભિન્ન ભિન્ન વિચાર પ્રણાલિઓ ને સમાજવ્યવસ્થાઓ પ્રવર્તી રહેલ છે, એ સૌમાં સર્વોદય એક કદમ મોખરે છે...મારી એક અચલ શ્રદ્ધા છે કે દુનિયામાં જો ખરેખર શાંતિ, સ્વતંત્રતા ને બંધુત્વ સ્થાપિત કરવું હશે, તો સમાજવાદે આખરે સર્વોદયમા જ વિલીન થવું પડશે".

સર્વોદયનાં અનેક પાસાં છે. એ વિચારધારા કેવળ ભારત માટે જ છે એવું નથી. એ તો સમગ્ર માનવજાતને માટેનો આદર્શ [illegible] એવો વિચાર છે. પરંતુ એ પણ એક સ્વયંસિદ્ધ સત્ય છે કે, દુનિયાનાં અન્ય રાષ્ટ્રો એક જીવનદર્શન તરીકે સર્વોદયનો સ્વીકાર [illegible] જ કરશે, જ્યારે આપણું ભારતીય [illegible] દેશમાં એનો સફળ પ્રયોગ કરીને જયપ્રકાશજીના [illegible] સંપૂર્ણ ક્રાંતિની કલ્પના સંપન્ન [illegible].

• [illegible]

## જે૦પી૦ના વિચારો – એક ચિંતન

ગાંધીજીની માફક જે૦પી૦ મૂળમાં એક શોધક હતા, પછી ભલેને જે૦પી૦ ગાંધીજી જેટલી ઊંચાઈએ ન પહોંચી શક્યા હોય. એમની આખી ખાનગી અને જાહેર સક્રિય જિંદગી દરમ્યાન તેમની એ શોધ ચાલુ જ હતી પરંતુ એમની શોધ કઈ દિશામાં હતી?

એમ તો જોકે દ્રષ્ટા હતા, પણ તોય તેમના પગ જમીન પર રહેતા. તેથી એમની ચિંતા તો માનવજાત અંગે જ હતી—સૃષ્ટિમાં માણસના સરખા સ્થાન અંગે, એના સ્વાભાવિક સ્થાન અંગે, એના માનવ બંધુઓ સાથેના સમાજમાં એના સંબંધો અંગે, દેશના નાગરિક તરીકે એના અધિકારો અને કર્તવ્યો અંગે વગેરે વગેરે. સૃષ્ટિમાં બીજા બધા કરતા મનુષ્યની અગત્યમાં જે૦પી૦ માનતા પણ તેઓ સાથે સાથે એમ પણ માનતા કે આ અગત્યને જો નૈતિક આધાર ન હોય તો તો માણસ જંગલના જાનવરો પૈકી એક જ રહી જાય. જે૦પી૦ માનતા કે માણસે પોતાના સંચાલન સારુ કાયદાઓ ઘડવા જોઈએ. સાથે સાથે એણે પોતાના જ બનાવેલા કાયદાઓ સાથે બેફામ રીતે વર્તીને એનુ સંચાલન પોતે જ કરવાનો પ્રયાસ ન કરવો જોઈએ. આમ જે૦પી૦ માનતા કે એની પોતાની અગત્યને લીધે એને માત્ર એટલા જ પ્રમાણમા સ્વતંત્રતા મળે છે કે જેટલી એ પોતે પોતા પર મૂકેલી સ્વતંત્રતાની સ્વાભાવિક મર્યાદામાં રહીને એ જાળવી શકે. જે૦પી૦ના સમગ્ર ચિંતનનો આ નૈતિક આધાર હતો. એને લીધે માણસના અધિકારો અને એ અધિકારોના ડહાપણભર્યા ઉપયોગ સારુ જરૂરી એવી અંકુશ વ્યવસ્થા મળી રહેતી. આ તર્કમાંથી સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા દ્વારા ઘોષિત માનવ અધિકારો માટેની જે૦પી૦ની વફાદારી ઉદ્ભવતી. આ ઘોષણામાંથી ભારતના બંધારણમાં જેની બાંહેધરી આપવામાં આવી છે તે મૂળભૂત અધિકારો ફલિત થાય છે. તેથી બંધારણની બધી મર્યાદાઓના પૂરા ભાન સાથે પણ જે૦પી૦એ એને સ્વીકાર્યું હતું. બંધારણમાં મનુષ્યના અગ્રસ્થાનને સ્વીકારવામાં આવ્યું છે તેથી જે૦પી૦ માનતા કે દરેક નાગરિકે એ વાતને દેશના સર્વોપરી કાનૂન તરીકે સ્વીકારવી જોઈએ. બંધારણ અંગેની એવી વફાદારીમાંથી જ ભારતની રાજનીતિમાં લોકશાહીનું સ્થાન જળવાઈ રહેશે. આમ બધી વિવિધતા છતાંયે ભારતની રાજનીતિને એના બંધારણમાં એની એકતા મળી શકે. પણ એની સાથોસાથ ક્રાંતિકારી જે૦પી૦ને એમ કહેતાં સંકોચ નહોતો થતો કે જો જરૂર પડે તો જે કાયદાઓને લોકશાહી કે નૈતિક આધાર ન હોય તેનો નિર્ભયપણે વિરોધ થઈ શકે અને કરવો જોઈએ. આમ આ વિરોધને બંધારણ પ્રત્યેની બેવફાદારી ન ગણી શકાય. જે૦પી૦ને મન લોકતંત્ર એ નૈતિકતા, ભયમુક્તિ અને [illegible] અજ્ઞાનના [illegible]માંથી મુક્તિ સાથે સમાનાર્થ શબ્દ હતો.

[illegible] માણસ જાતે જ જો આપણું [illegible] કરે તો તે [illegible] મનુષ્યના [illegible], નૈતિક આધાર પર ખડા રહેવા

કાયદાઓ અને લોકશાહીની વાતો વ્યર્થ છે. જે૦પી૦ના મત મુજબ આવા શોષણનો એક પ્રકાર સરમુખત્યારશાહી છે. જ્યારે આપણા દેશમાં આમ બન્યું ત્યારે જે૦પી૦એ ૧૯૭૭માં એની વિરુદ્ધ અહિંસક લડત ચલાવીને એમાં ફતેહ મેળવી. તેમણે લોકશક્તિ જગાવવા શિક્ષણ, રચના અને સંગઠનની સાથે સાથે આવા અનિષ્ટની સામે સંઘર્ષ કરવાની પણ શીખ આપી. ૧૯૭૫માં જ્યારે જે૦પી૦ને ગિરફતાર કરવામાં આવ્યા ત્યારે તેમને આંચકા સાથે એ વસ્તુનું ભાન થયું કે આ દેશના વાસીઓ સારુ તાનાશાહીનો કેટલો જબરદસ્ત ખતરો છે. તેથી તેમણે એ લોકો સારુ એક સરળ રાષ્ટ્રીય વિચારસરણી વિચારી કાઢી, જે લોકોને પ્રતિકારની પ્રેરણા આપે. જે૦પી૦ને એમ લાગ્યું કે આવી વિચારસરણીથી ભારતના બંધારણમાં આવેલ રાષ્ટ્રીય આદર્શનો અમલ કરવામાં મદદરૂપ નીવડશે. આને તેમણે સંપૂર્ણ ક્રાંતિ કહી. સંપૂર્ણ ક્રાંતિની આ મીમાંસા પાછળની ફિલસૂફી એ પોતાના દેશવાસીઓ સારુ જે૦પી૦ની અદ્વિતીય દેણ હતી. વરસોનો એમનો અનુભવ, એમની તટસ્થતા અને એમનું શાણપણ એ બધાંએ આ ફિલસૂફી સુધી પહોંચવામા મદદ કરી. ૧૯૭૫માં ઉત્પન્ન થયેલા સંકટ કાળ અંગેના એમના અહિંસક પ્રત્યપ્રકોપે લોકોને જે જનના નેતૃત્વની ખૂબ જરૂર હતી તે તત્કાળ પૂરું પાડ્યું. આ એક એવી હકીકત હતી કે જે આચાર્ય વિનોબા ભાવે જેવા જીવંત ગાંધીવાદીઓ પૂરી પાડી નહોતા શક્યા. આમ ગાંધીજીની માફક જે૦પી૦ પોતાના દેશવાસીઓની તમામ અહિંસક શક્તિઓને એકત્ર કરીને તાનાશાહી જુવાળને ખાળવા સારુ લડત આપી શક્યા. જો રાષ્ટ્રનો આવો અનુભવ આજના રાજનૈતિક નેતાઓ અને કાર્યકર્તાઓને ભવિષ્યમાં એવી કોઈ કટોકટીની વેળાએ એનો મુકાબલો કરવાનું શિક્ષણ આપી ન શકે તો બીજી કોઈ વાતથી એ શિક્ષણ મળવાનું નથી. તો તો એમની ઉપર અભિશાપ જ વરસી રહેશે!

એક બાજુ માર્ક્સવાદીઓ અને સમાજવાદીઓ સાથેના પોતાના મતભેદો છતાંય એમણે તેમને નાગરિક સ્વતંત્રતા સારુ તેમણે દેખાડેલી કાળજી અને તાનાશાહીની વિરુદ્ધ કોંગ્રેસ વિરોધી. સામ્યવાદી-વિરોધી મોરચામાં જોડાવા સારુ એમની તીવ્રતા માટે શ્રેય આપ્યું. બીજી બાજુ ભારતીય સંસ્કૃતિમાં માનનાર કટ્ટર રાષ્ટ્રવાદી જૂથની સાથે સંબંધ જોડતાં એમને સંકોચ થયો નહીં. આ લોકો વગર શરતે એમની છાવણીમાં જોડાયા ને તેમણે તાનાશાહી વિરોધી આન્દોલનને ઘણી શક્તિ અને શિસ્ત આપ્યાં. એ વાત નોંધવા જેવી છે કે આ લોકો અંગે જે૦પી૦એ કશોય આભડછેટ ન ગણ્યો. એમનો ઉદ્દેશ આ લોકોનો માત્ર ઉપયોગ કરી લેવાનો નહોતો. તેઓ એમને એકાંતવાસમાંથી કાઢીને રાષ્ટ્રીય ચળવળની મુખ્યધારામાં લઈ આવવા માગતા હતા. જ્યારે કેટલાક લોકોએ ચેતવણી આપી કે આ લોકો ફાસીવાદી છે, ત્યારે જે૦પી૦એ એમને મોઢું પરખાવી દીધું કે જો એ ફાસીવાદી હોય તો હુંય ફાસીવાદી છું! આ બધાથી લોકશાહીના ભાવિને લાભ થયો.

પરંતુ એ વિચારતાં દુઃખ થાય છે કે જ્યારે જે૦પી૦ મૃત્યુ-શૈયા પર હતા ત્યારે આ આંદોલનની પીઠમાં છરો ભોંકાયો. જે૦પી૦એ જે વામપંથીઓ પર વિશ્વાસ મૂક્યો હતો અને જેઓ જે૦પી૦ને જોરશોરથી ટેકો આપતા હતા એ જ નકરા તકસાધુ અને સ્વાર્થી બની ગયા જે૦પી૦ આન્દોલન સરમુખત્યારશાહીની વિરુદ્ધ પોતાનો વિજય નોંધાવી રહ્યું હતું તે ટાણે જ એમણે છૂપી રીતે એનો ચૂરો કરી નાખવાનો ઘાટ ઘડ્યો. પણ તે છતાંય ભારતીય લોકશાહીએ પોતાની શક્તિ ખોઈ નહીં કે એ મરી પણ નહીં. પોતાની જેલ ડાયરીમાં એમણે કહ્યું હતું તેમ 'ભારતની લોકશાહી સ્મશાનમાંથી પણ જાગશે.' પોતાના લોકો ઉપર જે૦પી૦ને એટલો દૃઢ વિશ્વાસ હતો. આ બધાનો વિચાર કરી સંપૂર્ણ ક્રાંતિ આન્દોલનના કાર્યકરોએ હિમ્મત રાખીને પોતે ઉપાડેલી લડત નિઃસંકોચ-પણે ચાલુ રાખવી જોઈએ. અને એને ઠેઠ સુધી પહોંચાડવી જોઈએ. કારણ એમણે એ સમજવું જોઈએ કે તાનાશાહીનો વિરોધ અને સંપૂર્ણ ક્રાંતિ બંને સાથોસાથ જાય છે. પણ આન્દોલનના દરેક સૈનિકે જે૦પી૦ની માફક બીજાની વાતને સમજવા પ્રયત્ન કરવો જોઈએ અને સાથીઓ વિશે વિશ્વાસ કેળવવો જોઈએ.

આજે સમાજમાં જે માનસિક બીમારી પ્રવર્તે છે તેને તેમણે વશ ન થવું કારણ એને લીધે આખો દેશ માનસિક રોગ-ગ્રસ્ત બને છે. જ્યાં આપ-લેની વૃત્તિ હોય, જ્યાં જાહેર હિત માટે પોતાનો સ્વાર્થ ત્યાગવાની વૃત્તિ હોય. અને જ્યાં પરસ્પરના સંબંધોમાં ખુલ્લાપણું હોય ત્યાં મનનો મેળ થાય જ. ગાંધીજી જેવા ચતુર રાજકારણી માણસે કાંઈ અમસ્તું નહોતું કહ્યું કે મારું મન ખુલ્લી કિતાબ જેવું છે. સંપૂર્ણ ક્રાંતિના દરેક કાર્ય-કરનું મન પણ એવું જ ખુલ્લું હોવું જોઈએ. જ્યાં બધું ખુલ્લું અને જાહેર હોય ત્યાં સત્ય અને શક્તિ વસે છે.

સંપૂર્ણ ક્રાંતિ અંગેના પોતાના વિચારો વિકસિત કરવાની સાથે સાથે જે૦પી૦ હમેશા તેને પોતાની જિંદગીમાં ચાલુ પરિસ્થિતિ સાથે લાગુ પાડતા જતા હતા. વિચાર અને આચા-રોનો જે ભંડાર તેઓ મૂકી ગયા છે તે ખોજ કરનારાઓની ભાવિ પેઢીઓને ભાષ્ય કરવા, અને પ્રત્યક્ષ આચરણ દ્વારા સંશોધન કરવા કામ લાગશે. ગાંધીજીની માફક જે૦પી૦એ પણ આખી જિંદગી સામ્યવાદથી સ્વતંત્ર અને ભારતના વાતાવરણને અનુકૂળ આવે એવી વિચારધારા શોધવામાં ગાળી. માર્ક્સવાદ, સામ્યવાદ, સમાજવાદ, સર્વોદય અને ભૂદાન જ્યાં જ્યાં એમની તોફાની મુસાફરી એમને લઈ ગઈ ત્યાં ત્યાં તેમણે પોતાના વિચારોને પ્રયોગ ક્ષેત્રમાં મૂકી જોયા. એનાથી તેઓ દરેક પ્રકારના માનવબંધુઓની નિકટ આવી શક્યા. એ લોકોના સહકારથી તેમણે પોતાના વિચારોને આકાર આપવા સારુ સંસ્થાઓ ઊભી કરી. એમાંની થોડીનાં નામ લઈએ તોય

એવાર્ડ, ટ્રસ્ટીશિપ ફાઉન્ડેશન, ગાંધી શાંતિ પ્રતિષ્ઠાન, સિવિલ લિબર્ટીઝ આન્દોલન. ચૂંટણી સુધાર માટે, બંધારણ સુધાર માટે, શિક્ષણમાં સુધાર, ગ્રામીણ સ્વાસ્થ્ય વગેરે વગેરે માટેની સમિતિઓ વગેરે આવી જાય. પોતાના વિચારોને સંસ્થા-સ્વરૂપ આપવા સારુ તેઓ ફાળો પણ સફળતાપૂર્વક કરી શકતા. પણ આ સંસ્થાઓ જે૦પી૦ના વિચારોની સામગ્રી પૂરી પાડવામાં અને એનો પ્રસાર કરવામાં કેટલે અંશે સફળ થઈ એ તો એ સંસ્થાઓ સાથે સંકળાયેલા લોકોની દૃષ્ટિ અને પ્રામાણિકતા પર અવલંબે છે.

જે૦પી૦નો રસ્તો શ્રીમતી ગાંધીના રસ્તાથી કેમ છૂટો પડ્યો તેનો અભ્યાસ કરવા જેવો છે. એ કોઈ વ્યક્તિત્વની ટક્કર નહીં, પણ સિદ્ધાન્તોની ટક્કર હતી. શ્રીમતી ગાંધી ઝડપી વિકાસ અને આધુનિકરણ દ્વારા, મુખ્યત્વે રાજ્યના અંકુશ અને આયોજન તથા વહીવટના કેન્દ્રીકરણ દ્વારા ગરીબી હઠાવવા, પછાત લોકોનો ઉદ્ધાર કરવા અને સામાજિક આર્થિક પલટો લાવવા ચાહતાં હતાં. શ્રીમતી ગાંધીની સામાજિક અને આર્થિક નીતિઓ કામચલાઉ તે તે કામ અંગે બનતી. એમનું રાજકારણ કોઈ પણ પ્રકારના આદર્શ વિનાનું સત્તાવાદી હતું. જાહેર બાબતોમાં કામ લેવાની એમની પદ્ધતિ આપખુદ, લહેરી અને સ્વકેન્દ્રી હતી. સર્વસમ્મત રાજ્ય કરવાનો વિચાર ધીરે ધીરે પડતો મૂકવામાં આવ્યો. સત્ય, નૈતિક સિદ્ધાન્તો, મૂલ્યો તથા બીજાના વિચારો પ્રત્યેનો એમનો આદરભાવ દિન પ્રતિદિન ક્ષીણ થતો ગયો. સૌથી વધારે તો એમની પ્રેરણા મુખ્યત્વે તો સત્તાની ભૂખમાંથી, એમના દીકરા સાથેના પ્રશ્નોમાંથી, પોતાના અને પોતાના પરિવારની સત્તા વધારવાની વૃત્તિમાંથી પેદા થતી હતી અને એ બધું ભલતા નીચાણ સુધી પહોંચી રહ્યું હતું. દેશના ધનનો દુરુપયોગ, રાજનૈતિક ખટપટોમાં દેશનો સમય વેડફવો, જાહેર અને વહીવટી બાબતોમાં ખરાબ વહીવટ, રાજનૈતિક લોકો અને કાર્યકર્તાઓમાં પરસ્પરના સુમેળની જગાએ ઈર્ષા અને તિરસ્કાર દાખલ કર્યાં. સસ્તા ગૌરવ સારુ અને સત્તા ભૂખને સંતોષવા પોતાની મોહિનીને વારાંગના સમ વટાવવી એ એમના બીજા કેટલાક ઉઘાડા દુર્ગુણો હતા, જે મહાન દેશના નેતાને શોભે તેવા નહોતા. ટૂંકમાં શ્રીમતી ગાંધીની રીતરસમો એવી હતી કે જે બીજાઓ તો શું પણ એમના પોતાના લોકોની નજરમાં પણ એ દેશનું ગૌરવ વધારવાને બદલે ઘટાડે એવી હતી. સત્તા પર ટકી રહેવા સારુ એમને આડાઅવળા અને અપ્રામાણિક રસ્તાઓ લેવા પડતા. એ પદ્ધતિઓ પૈકીની એક, ગરીબ અને ભોળા લોકોને સસ્તી લોકપ્રિયતા ભર્યાં વચનો આપીને છેતરવાની હતી જે ગાંધીજીના શબ્દોમાં કહીએ તો, "ભાંગતી પેઢી પર ભાવિ તારીખના ચેક આપવા" બરાબર હતું. આખા દેશના બીજા વિચારવાન લોકોની જેમ આ બધું જે૦પી૦ને ચિંતામાં નાખી દેતું હતું. અધૂરામાં પૂરું શ્રીમતી ગાંધીએ આ બધી નુકસાનકારક વલણોને પોતાના નબીરા પુત્ર સંજય. તે એમને પગલે જ ચાલતો હતો, તેને એમની બધી સત્તા સોંપવાની તૈયારી કરવા માંડી. એને કોઈ બાબતમાં ગંભીરતા તો હતી જ નહીં. અને પોતાને સર્વોચ્ચ સ્થાને મૂકવા સારુ એ બંધારણ જેવી સર્વોચ્ચ વસ્તુને છેડતાં અચકાયાં નહીં. એ પોતાને આધુનિક માનતાં, પણ એમનું ચિંતન બીજું કોઈ વિશેષણ ન વાપરીએ તો મધ્યયુગીન હતું.

તેથી જે૦પી૦ને લાગ્યું કે બંધારણ પરનો એમનો હુમલો એ માત્ર એક કુવિચાર જ નહોતો પણ આપણા જેવા સમાજ સારુ જે હજી સંક્રાન્તિ કાળમાં હતો અને જેની ઉપર ભીતર બહાર બંને બાજુથી આક્રમણનો ભય તોળાતો હતો, તેને સારુ એ ખતરનાક વાત હતી. જે૦પી૦નો મત એવો હતો કે બંધારણમાં કોઈ પણ ફેરફાર કરવા હોય તો તે લોકશાહીની પદ્ધતિ વડે જ કરવા જોઈએ, પાર્લામેન્ટમાં શ્રીમતી ગાંધીને જે બહુમત મળેલો હતો તે બહુમતનું પશુબળ વાપરીને નહીં. જે૦પી૦ને લાગતું કે જો શ્રીમતી ગાંધી રાષ્ટ્રીય આદર્શોમાં જ ફેરફાર કરવા હોય તો તેની પદ્ધતિની વ્યાખ્યા થવી જોઈએ અને તે ભારતના બંધારણના માર્ગદર્શક સિદ્ધાન્તોના પ્રકરણમાં સ્પષ્ટપણે રજૂ કરવામાં આવેલા સિદ્ધાન્તો મુજબના સાધનો વડે કરવા જોઈએ. જે૦પી૦ને લાગતું કે શ્રીમતી ગાંધી જો દેશને આગળ લઈ જવા માંગતાં હોય તો તેની પદ્ધતિ સસ્તા સૂત્રોચ્ચારણની, રાજકીય ખટપટોની અને પ્રશ્નોને રાજનૈતિક બનાવી દેવાની નથી. જરૂર તો હતી એમના અને એમની પાર્ટીના મત મુજબ રાષ્ટ્રીય ઉદ્દેશો તથા તે પ્રાપ્ત કરવા સારુ વાપરવામાં આવનાર સાધનોની ફેર જાહેરાત કરવાની અને એ અંગે લોકોનો સહકાર મેળવવાની. જે૦પી૦ને લાગતું કે બંધારણ, જે સર્વોપરિ છે, તેની હેઠળ રહીને શ્રીમતી ગાંધી આ બધું જરૂર કરી શકે. એમને લાગ્યું કે બંધારણ પરનો ખતરો એટલે તો અરાજકતા જ થાય, ખાસ કરીને કોમવાદ અને રશિયન મનસૂબાઓ એવો ખતરો ઊભો કરી રહ્યા હતા. અને જે૦પી૦ બીજું બધું ભલે હોય, તેઓ કદી અરાજકતાવાદી નહોતા. જે૦પી૦નો વિરોધ, સારા ઉદ્દેશો પૂરા કરવા સારુ શ્રીમતી ગાંધી હેઠાં ઊતરીને, અધમ સાધનો વાપરે તેની સામે હતો. પણ આવી સાબૂત સલાહના પ્રત્યાઘાતરૂપે શ્રીમતી ગાંધીએ જે૦પી૦ને સી. આઈ. એ.ના દલાલ કહીને કોરાણે મૂકી દીધા !

વળી જે૦પી૦ એમના પુરોગામી ગાંધીજી અને સમકાલીન સોલ્ઝેનિત્સિનની માફક ભાગેડૂ યંત્રોદ્યોગ શાસ્ત્રના સતત વધતા સ્વરૂપો અને પરિણામે લોકોની મોટી વસતીને એક જગાએ રહેવાની પડતી ફરજ અને તેમાંથી ટોળાંશાહી રીતે વિચાર કરવાની પડતી ટેવ, જેને લીધે માણસનું વ્યક્તિત્વ ઠિંગરાય છે અને એનો આત્મા કુંઠિત થાય છે, તેને વિષે ચિંતિત હતા. જે૦પી૦ને લાગ્યું કે કોંગ્રેસ અને તેની સંસ્કૃતિ, જેની ઉપર સ્વરાજ પ્રાપ્તિથી માંડીને શ્રીમતી ગાંધીનો અમલ પ્રવર્તતો હતો તેમણે આ માર્મિક હકીકતની નોંધ જ લીધી નહોતી. ગાંધીજી

અને નહેરુને મોઢે અપાતી અંજલિઓ છતાંય શ્રીમતી ગાંધી અને એમની સંસ્કૃતિ. એમના મનથી. આવા તત્ત્વજ્ઞાન કે તેના અમલથી દૂર રહ્યાં. દાખલા તરીકે ગાંધીજી અને બંધારણના બીજા ઘડવૈયાઓ એક-માણસ એક-મતના સિદ્ધાન્તમાં માનતા અને વિશાળ જનસમુદાયના પ્રૌઢ શિક્ષણ માટે તેમની પોતાની વ્યક્તિગત ઉન્નતિ અને લોકશાહીની ગુણવત્તા સુધારવા સારુ પણ એમણે એ જ ઉપાય સૂચવેલો. પણ કોંગ્રેસમાં સ્થાપિત હિત પેદા થયું. લઘુમતી, સ્ત્રીઓ અને પછાત વર્ગો વગેરેના પ્રશ્નો અંગે તેમણે વિભાજન કરનારી નીતિ અપનાવી. તેથી શ્રીમતી ગાંધી અને તેમની કોંગ્રેસ ચૂંટણીઓને રાજનૈતિક બનાવીને આવા લોકો તેમ જ મતદારોમાંથી બીજા વર્ગોનાં જૂથો બનાવી પોતાને સારુ 'મત બેંકો' ઊભી કરી. જે હવે તો આગામી ચૂંટણીઓના નક્કર અંગો બની ગયાં. પણ આમ કરવામાં કોંગ્રેસ ભ્રષ્ટાચારને ટાળી ન શકી. ચૂંટણી પદ્ધતિને દૂષિત કરીને કોંગ્રેસ પોતે જ રાષ્ટ્રપ્રેમી નાગરિકો અને ભોળા લોકોના દૃષ્ટિકોણને આડે રસ્તે દોરનાર સાધન બની ગઈ. જે૦પી૦ને લાગ્યું કે આ રીતે લોકશાહીને ઝડપભેર એક મશ્કરીમાં ફેરવી નાખવામાં આવી. કપટપૂર્વક અને કાવતરાપૂર્વક એક ખરેખર પ્રાતિનિધિક દ્વિપક્ષી સંસદીય પદ્ધતિ પર એકધારી કોંગ્રેસ પાર્ટી વર્ચસ્વ ધરાવવા લાગી છે અને એને એક-પાર્ટી પદ્ધતિમાં ફેરવી નાખી વિરોધ પક્ષોને સાવ પ્રભાવ વિનાના અને ટચૂકડા બનાવી દે છે. આ બધાથી કોંગ્રેસને પ્રભાવશાળી રાખવા અને નિરંતર એને સત્તામાં રાખવા અને શ્રીમતી ગાંધીને એના અનિવાર્ય તાનાશાહ બનાવવામાં મદદ મળે છે. જે૦પી૦ એક વિકલ્પ તરીકે નિષ્પક્ષ લોકશાહી વિષે જોરશોરથી વિચારવા લાગ્યા, પરંતુ એમને લાગ્યું કે એક પદ્ધતિમાંથી બીજીમાં સરળતાથી પલટો લાવવાનો સમય પાક્યો નહોતો. તેથી તેમણે આ વિચારને આગળ વધારવાનું મુલતવી રાખ્યું. ભારત જેવા વિવિધતાવાળા દેશમાં દ્વિપક્ષી લોકશાહી પદ્ધતિ અને ઉપર રાષ્ટ્રીય સ્તરે કાનૂન ઘડનાર એક સંઘીય સરકારની હજી ઉપયોગિતા છે. નિષ્પક્ષ લોકશાહી સ્થાપવા સારુ પણ કેન્દ્રીય અધિકાર સ્થાનેથી ઘડતા કાયદાઓ ઘડવા જરૂરી છે. અને આ સ્થાન હાલતુરત તો પાર્લમેન્ટનું જ છે. તેથી સાચી લોકશાહી મજબૂત થાય ત્યાં સુધી સંસદીય લોકશાહીની અખંડિતતાને પુષ્ટ કરવામાં જે૦પી૦એ પોતાનું મન પરોવ્યું. તેમને લાગ્યું કે શ્રીમતી ગાંધી અને એમની ટોળકીની ભાંખોડિયે ચાલતી સરમુખત્યારશાહીને, ગમે તેટલી કિંમત ચૂકવીને પણ કમને, લેતી અટકાવવી જોઈએ.

શ્રીમતી ગાંધી દેશના અર્થતંત્રને પણ નુકસાન પહોંચાડી રહ્યાં હતાં એમ જે૦પી૦ને લાગ્યું. મૂળમાં નેહરુએ ચાલુ કરેલી મિશ્ર અર્થરચનાની નીતિને એક વિચિત્ર શંભુમેળામાં ફેરવી નાખવામાં આવી રહી હતી. ગ્રામીણ અર્થતંત્રની પૂરી અવગણના કરવામાં આવી રહી હતી. શ્રીમતી ગાંધી અને એમની કોંગ્રેસે પોતાની કોઈ નિશ્ચિત નીતિ બનાવી નહોતી તેથી તેઓ અતિ વિકસિત દેશો અથવા સર્વોપરિ સત્તાઓની નીતિની જ આધુનિકીકરણને નામે નકલમાંથી નકલ કરવા માગતા હતા! આ બધું ભારતના ગામડાંના લોકોને પૂછ્યા વિના અને આ અર્થનીતિનો જરીક્ય લાભ લેવા એ લોકો તૈયાર છે કે નહીં એનો વિચાર સુધ્ધાં કર્યા વિના કરવામાં આવતું હતું. આ નકલમાં રશિયાના સરકારી મૂડીવાદ અને અમેરિકાના ઉપભોક્તા મૂડીવાદના અનિષ્ટ તત્ત્વોનો સમાવેશ થતો હતો. આ બધાને લીધે ગાંધીવાદી વ્યવસ્થા કે જેને વિષે એવી સામાન્ય માન્યતા હતી કે એનાથી મોટા ભાગના લોકોનું વધુ કલ્યાણ થશે, તેને સારુ નજીવો જ અવકાશ રહી જતો હતો. તેથી જે૦પી૦ને લાગ્યું કે શ્રીમતી ગાંધીની ઢચુપચુ આર્થિક નીતિઓ માત્ર ગરીબો અને અમીરો વચ્ચેની ખાઈ જ વધારી આપશે. જે૦પી૦એ શ્રીમતી ગાંધીને એક પત્રમાં લખ્યું (જે એમની જેલયાત્રામાં છપાયો છે) કે રાજકારણ અને અર્થશાસ્ત્ર અંગે તમારી આખી નીતિ જ બદલવાની જરૂર છે. કારણ જે૦પી૦ માનતા હતા કે ગાંધીવાદી અર્થશાસ્ત્ર વહેંચણી પર અને મજૂરીનું કેન્દ્રીકરણ ઘટાડવા પર ભાર મૂકે છે. એ વધુ સ્વાશ્રયમાં પણ માને છે. એને લીધે શ્રમને પ્રતિષ્ઠા મળે છે. ગાંધીની માફક જે૦પી૦ પણ એ વાત પર ભાર મૂકતા હતા કે ગ્રામીણ અર્થતંત્રને સુધારવા તરફ ધ્યાન આપવું જોઈએ. જે૦પી૦એ ગાંધીજીના ટ્રસ્ટીશિપ અંગેના વિચારોને આગળ વધારીને શ્રમિકો અને ઉદ્યોગપતિઓના સંબંધો સુધારવાની વાત કરી. પણ શ્રીમતી ગાંધીએ પોતાની ટૂંકી બુદ્ધિને લીધે આ બધી ડાહી શીખામણને લાત મારીને ઠેલી દીધી.

આ રીતે રાજનૈતિક અને આર્થિક સત્તાને ઘટાડીને એનું વિકેન્દ્રીકરણ કરવાની અને રાજ્યોને વધુ સ્વાયત્તતા આપવાની જે૦પી૦ની સલાહ પણ શ્રીમતી ગાંધીને ખપતી નહોતી. એમને એમ લાગતું હતું કે આવાં પગલાંથી એમની અંગત સત્તાને આંચ આવશે એટલે એમણે દેશને એનાથી સાવ ઊલટી દિશામાં લઈ જવા માંડ્યો. તેમણે બંધારણ મુજબ સંઘીય શાસનમાં અપાતી પ્રદેશોની મર્યાદિત સ્વાયત્તતાને પણ ઓછી કરવા માંડી. એને બદલે પોતાની સરકાર આપખુદ કેન્દ્રવાદ તરફ જાય તે તેમણે પસંદ કર્યું.

આ બધા વિષયોને લીધે એવા મહત્ત્વના સૈદ્ધાન્તિક મતભેદો જાગ્યા કે જેને લીધે જે૦પી૦ના વિચારોની શ્રીમતી ગાંધીના વિચારો સાથે ટક્કર થઈ. જો શ્રીમતી ગાંધીએ સલાહ માનવાનું કે માર્ગદર્શન ઇચ્છયું હોત તો આમાંના ઘણા મતભેદો અંગે સુલેહ થઈ શકે એમ હતું. પણ એમના સ્વભાવમાં મળતાવડાપણું હતું જ નહીં. પણ જ્યારે શ્રીમતી ગાંધીએ સરમુખત્યારના અધિકારો મેળવવા સારુ બંધારણ સાથે લહેરી રીતે અને ઇરાદાપૂર્વક છેડતી કરવા માંડી ત્યારે જે૦પી૦ને મન એ હદ થઈ ગઈ. તે ક્ષણથી સામસામી અથડામણની શરૂઆત થઈ. એના પછી જે થયું તે તો ઇતિહાસની વાત બની ચૂકી છે. પણ એમ કહેવાય છે કે ઇતિહાસ વારંવાર ભજવાતો હોય છે. એવો સંભવ છે કે જે૦પી૦ પોતાના વિચારો મારફત ઘણા લોકોના માધ્યમ વડે ફરી અવતરે અને આ જન્મે એમણે છેવટ લગી જે લડાઈ લડી

તેને ચાલુ રાખે. કદાચ એવે વખતે એમણું જે સૂત્ર હસતાં હસતાં, કડવાશ કે તિરસ્કારના છાંટા વિના, પણ પૂરેપૂરી ગંભીરતાથી આપ્યું હોત તે હોત, " લોકશાહી કચડાતાં પહેલાં સ્મશાનમાંથી જાગીને કચડી નાખે છે. સાવધાન. "

તેથી જે૦પી૦ કાંઈ વ્યર્થ જીવ્યા અને મર્યા નહોતા. અને એમની સાથે એમના વિચારો પણ મરણ નથી પામ્યા. જે૦પી૦ જેવા સાદા અને અનાક્રમક વ્યક્તિત્વો જાહેર યાદદાસ્તમાંથી કદાચ સરી ભલે જાય. પણ એમના મહાન વિચારો અજાણતામાં જ જાહેર જનતાના સુષુપ્ત માનસમાં બી વાવી જાય છે. અને તે એમની પાછળ જીવી જાય છે. આસામના લોક આન્દોલને ક્યાંથી પ્રેરણા મેળવી હશે? પ્રેસનો એક ભાગ જે પોતાનું સ્વાતંત્ર્ય જાળવી રાખવા મથી રહ્યો છે, તેણે શ્રીમતી ગાંધીની ભૂલ કરતી સરકારની ટીકા કરવાની હિમ્મત ક્યાંથી મેળવી હશે? કટોકટી કાળના પેલા અધિકારીઓ, જેમને શ્રીમતી ગાંધીએ સત્તામાં ફરી વાર આવતાંની સાથે અન્યાયપૂર્વક કાઢી મૂક્યા, તે પૈકી કેટલાકમાં હજી પણ નિર્ભયતાથી બોલવાની હિમ્મત રહી હોય તો તે જે૦પી૦ના વિચારોને લીધે નહીં? એવું જ કદાચ ન્યાયપાલિકાનું પણ બન્યું હોય જે હરાયા આત્માની જેમ હજી પણ વહીવટી તંત્રથી સ્વતંત્ર રહેવા મથે છે. જો તામિલનાડુ, જે એક કાળે અંધકારમાં સરી ગયેલું મનાતું હતું તે પ્રદેશની સ્વાયત્તતા સારુ જાહેર રીતે બોલી શકે છે, તો તે જે૦પી૦ના આ અંગેના વિચારોને લીધે નહીં હોય? જો હરિજનો અને સ્ત્રીઓ જેવા દલિત વર્ગો સામાજિક જુલમ સામે ખડા રહે છે તો તે જે૦પી૦ના વિચારોને લીધે. આ બધી હકીકતોનો એકંદરે અર્થ, સંપૂર્ણ શોષણમુક્તિ અને સંપૂર્ણ ક્રાંતિના જે૦પી૦ના વિચારોને વણબોલી શ્રદ્ધાંજલિ સમો થાય છે. માટે, જે૦પી૦ને દેવ બનાવ્યા વિના પણ આપણે એમના વિચારોની તાકાતને પિછાણીએ અને આપણી લોકશાહીની ગુણવત્તાને ઉત્તરોત્તર સુધારીએ અને મજબૂત કરીએ. એ બાબતમાં તો શક જ નથી કે જે૦પી૦એ ગાંધીજીની માફક પોતાના વિચારો અને આદર્શોનો એવો વારસો મૂક્યો છે કે ભાવિ પેઢીઓને પ્રેરણા આપતો રહેશે. તે કાળના વિવાદગ્રસ્ત પ્રશ્નો અંગેના એમના વિચારો આજની પરિસ્થિતિ સારુ પણ સમયોચિત છે.

એમ કહેવાય છે કે વિચારોમાં ભારે શક્તિ હોય છે. જો આજની પેઢીએ પોતાના ગૌરવ અને આત્મસન્માનને જાળવીને જીવવું હશે તો એને વિષે ચિંતન મનન કરવું પડશે. જૂની ભાષામાં કહીએ તો દેવાસુર સંપદનો સંઘર્ષ આરંભાયો છે. એ સંઘર્ષ છેવટ સુધી લડાવો જોઈએ. જો આસુરી સંપદ પર દૈવી સંપદનો વિજય મેળવવો હોય તો એને સારુ કોઈ પણ ભોગ મોટો ન ગણાવો જોઈએ. દેશના નેતાઓ દ્વારા રાષ્ટ્ર અંગે નિર્ણય કરવાની ઘડી કાં આજે છે, કાં ક્યારેય નહીં આવે.

( મૂળ અંગ્રેજી )

○ કૃષ્ણાબાઈ નીંબકર

## ભારતના રાજકીય વિચારોને જે૦પી૦ની દેણ

કિંતુ યુગ ક્રાંતિસાધક કે લિયે
કુછ અન્ય હી પથ માન્ય થે, ઉદ્દિષ્ટ થે
પથ ત્યાગ કે, સેવા કે, નિર્માણ કે
પથ સંઘર્ષ કે, સંપૂર્ણ ક્રાંતિ કે,
જન કો સમર્પિત દેશ કો

ઓ યુગ વિફલ જીવન
શત શત ધન્ય હોગા
યદિ સમાનધર્મી પ્રિય તરુણિકા
કંટકાકીર્ણ માર્ગ
કુછ સફલ બના પાયે

ઉપરની લીટીઓ અસાધારણ અનાસક્તિ અને લાગણીને હચમચાવી નાખે તેવી નમ્રતાથી ભારતના રાજકીય વિચારોને જે૦પી૦ની દેણ શી છે તે અંગે એમનો પોતાનો પ્રયાસ રજૂ કરે છે.

રામમોહન રાયથી માંડીને એમ. એન. રાય સુધીના આધુનિક ભારતના રાજનૈતિક ચિંતકો પૈકી બહુ ઓછા એવા હતા કે જે સંપૂર્ણ સામાજિક પરિવર્તન સુધી લઈ જાય તેવા વિચારો અને આચારો સારુ આવી પ્રામાણિક, આજીવન, ફળ ન આપનાર કષ્ટભરી શોધમાં પડ્યા હોય. જયપ્રકાશ નારાયણ એક રાજકીય શોધખોળ કરનાર હતા જેમણે આશા સાથે યાત્રા ચાલુ રાખવાનું પસંદ કર્યું હતું, કારણ તેઓ એટલા કલ્પનાવિહારી અને આદર્શવાદી હતા કે વિચારસરણીના આરોહણની દરેક ટૂંકે એમને જે પ્રાપ્ત થતું તેનાથી એમને સંતોષ થતો નહીં.

જે૦પી૦ મુખ્યત્વે તો 'આચરણ કસોટી'માં રસ ધરાવતા. પણ ભારતની તત્કાલીન વિચારસરણીઓનો વિચાર ન કરે તેવા અભાન નહોતા. એમના નૈતિક અને બૌદ્ધિક વિકાસના જુદા જુદા પગથિયે જે૦પી૦એ જુદા જુદા રાજકીય વિચારો અને વિચારસરણીઓ તથા કાર્યની જુદી જુદી પદ્ધતિઓ સ્વીકારી.

મુક્તિ, સમાનતા, અને એકતાના આધાર પર આપણા સમાજમાં સંપૂર્ણ પરિવર્તન લાવવા સારુ ૫૦ વર્ષની એમની ખોજમા રાષ્ટ્રવાદ અને રાષ્ટ્રીય આન્દોલનમાં એમનું ભળવું; માર્ક્સવાદ, સમાજવાદ અને સમાજવાદી આન્દોલનમાં એમનું સમર્પણ; ભૂદાન ગ્રામદાન આન્દોલન પ્રત્યેનું એમનું નિષ્ઠાપૂર્વક સમર્પણ; ગાંધીની ફિલસૂફી અંગેની એમની ફેરવિચારણા અને પુનઃ મૂલ્યાંકન; ભારતની લોકશાહીના તત્ત્વને ઊંડે લઈ જવાનો અને લાંબા ગાળાની દૃષ્ટિએ એને મજબૂત કરવાનો એમનો પ્રયત્ન અને સંપૂર્ણ ક્રાંતિ સારુ બૌદ્ધિક પાયા રચવા અને તેને સારુ યોગ્ય એવી સંસ્થાઓ અને માળખાંઓ રચવાનો એમનો પ્રયાસ—આ વિવિધ અને વિરોધી સુધ્ધાં પ્રયોગો અને શોધખોળો એ એમની ક્રાંતિયાત્રાના સીમાચિહ્નો કે વિરામસ્થાનો ગણી શકાય એમ છે.

### જે૦પી૦ અને રાષ્ટ્રવાદ

જે૦પી૦એ જે જે વિચારસરણીઓ સ્વીકારી તેમાં રાષ્ટ્રવાદ એક એવી વિચારસરણી હતી કે જેને એ કદી ઓળંગી ન ગયા કે જેનો એમણે કદી અસ્વીકાર ન કર્યો.

પણ એમના નેતૃત્વ હેઠળ ત્રીશીના આરંભમા કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટી (સી૦એસ૦પી૦) એ કોંગ્રેસના રાષ્ટ્રવાદી આન્દોલનને સામ્રાજ્યવાદ-વિરોધી આન્દોલન તરીકે લેખવાનો આરંભ કર્યો.

સી૦એસ૦પી૦ની સ્થાપના છેલ્લા સવિનય કાનૂનભંગ આન્દોલનને અંતે એવા કોંગ્રેસજનો દ્વારા થઈ કે જેઓ એમ માનતા હતા કે રાષ્ટ્રીય આન્દોલનના નવસંસ્કરણની જરૂર છે, એના ઉદ્દેશોની ફેર-વ્યાખ્યા અને એની કાર્યપદ્ધતિ અંગે પુનર્વિચારણાની જરૂર છે. સી. એસ. પીનાં દસ્તાવેજો મુજબ: "તરત કરવાનું કામ તો રાષ્ટ્રીય આન્દોલનને એક એવા ખરા સામ્રાજ્યવાદ વિરોધી આન્દોલનમાં વિકસિત કરવાનું છે જેની નેમ પરદેશી સત્તાથી મુક્તિ અને શોષણની સ્થાનિક વ્યવસ્થામાંથી મુક્તિ હોય."[1]

એ સ્પષ્ટપણે કહેવામાં આવ્યું હતું કે પાર્ટીએ કોંગ્રેસના મંચ પરથી માત્ર સામ્રાજ્યવાદ-વિરોધી નીતિ જ રાખવી. કોંગ્રેસ આગળ આખો સમાજવાદી કાર્યક્રમ મૂકવાની ભૂલ ન કરવી. આ હેતુસર કાર્ય કરો. કિસાનો અને નિમ્ન મધ્યમ વર્ગને કામ લાગે તેવો સામ્રાજ્યવાદ-વિરોધી કાર્યક્રમ બનાવવો.[2]

જે૦પી૦ના નેતૃત્વ હેઠળ કોંગ્રેસ સોશલિસ્ટો કેટલેક અંશે કોંગ્રેસના નેજા હેઠળની ચળવળને સંઘર્ષનું વધુ વિશાળ પાયા વાળું અને અસરકારક સાધન બનાવવામાં સફળ થઈ શક્યા કોંગ્રેસની અંદર સંસદીય મનોવૃત્તિને પેદા થતી રોકવામાં તેઓ નજીવા પ્રમાણમાં સફળ થયા અને બહાર કિસાનો અને મજૂરોને આર્થિક પ્રશ્નો પર સંગઠિત કરવાનો તેમણે પ્રયત્ન કર્યો.[3]

મધ્ય ત્રીસીની આસપાસ કોંગ્રેસની વિચારસરણીનો મુખ્ય પ્રેરણાસ્રોત ઉદાર મત હતો. જે૦પી૦ના નેતૃત્વ હેઠળ કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટી ઉદારમતવાદી ચળવળમાં સમાજવાદી કાર્યક્રમો અને નીતિઓ દાખલ કરી શકી.

### માર્ક્સવાદ-સમાજવાદ અને જે૦પી૦

માર્ક્સવાદ અને સમાજવાદ વિષે જે૦પી૦ના ભ્રમનિરાસની શરૂઆત અમુક અંશે (૧) ત્રીશીમાં કોમ્યુનિસ્ટો સાથેના કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીના અનુભવો, (૨) સ્ટેલીન હેઠળ સોવિયેટ રશિયાનો વિકાસ અને (૩) ખુદ કોંગ્રેસને લીધે થયો. પણ મુખ્યત્વે તેમણે વિચારસરણી અને નૈતિક કારણોસર ૧૯૫૦ની આસપાસમાં બંને વિચારસરણીઓનો અસ્વીકાર કર્યો.

જે૦પી૦એ સત્તાના રાજકારણ અને રાજ્યકારણ વચ્ચે એક રેખા દોરી હતી. રાજ્ય જ સમાજ કલ્યાણનું એક માત્ર સાધન છે એ સિદ્ધાન્તને તેમણે પડકાર્યો. ૧૯૫૩ના જાન્યુઆરીની એશિયન સોશલિસ્ટ કોન્ફરન્સ વખતે તેમણે "માનવીય પુનર્નિર્માણની વિશાળ ચળવળ કે સમાજવાદી ચળવળ" પર ભાર મૂક્યો.

તેથી સમાજવાદના રાજ્ય-સ્વરૂપને છોડવા મજબૂર થયા. ભારતના રાજકારણના પુનર્નિર્માણ સારુ રાજ્ય બહારનો સમાજવાદ વિકસાવવાની શક્યતાઓ તેઓ શોધતા રહ્યા. સ્વૈચ્છિક પ્રયાસ દ્વારા સમાજવાદી જીવનનો એક પ્રકાર, જેને તેમણે 'લોકોનો સમાજવાદ' કે 'સ્વૈચ્છિક સમાજવાદ' એવું નામ આપ્યુ એટલે કે સર્વોદય,[4] જે એમણે સમાજવાદથી સ્પષ્ટપણે એક પગલા આગળ તરીકે ૧૯૫૦ પછી તરત સ્વીકાર્યો.

### લોકશાહી અને જે૦પી૦

જે૦પી૦ સ્વતંત્રતાને એક મૂલ્ય તરીકે સમર્પિત હતા. તેઓ આખી જિંદગી એક કટ્ટર ઉદાર મતવાદી રહ્યા માર્ક્સવાદી કાળમાં સુદ્ધાં. પરંતુ તેમણે લોકશાહી સંસ્થાઓના સ્ખલન સ્થાનો, કમીઓ અને અધૂરપ અંગે વિચાર કર્યો અને તેમણે ભારતમાં સંસદીય માળખાની ભીતર અને બહાર વધારાના સંતુલાત્મક સાધનો ઊભાં કરવા સંખ્યાબંધ પ્રયત્નો કર્યા.

જે૦પી૦એ સંસદીય પદ્ધતિ અને સંસ્થાઓના સુધાર સારુ ઠીક ઠીક વિચાર અને મહેનત કર્યાં — એટલે કે મતની નોંધ રાખવી, મર્યાદિત આંકેલી વ્યવસ્થા, મત આપવાની વ્યવસ્થા, મતદાન મથકોની સંખ્યા, પક્ષપલટાઓ, અંગત વાહન વહેવારનો ઉપયોગ. પક્ષપદ્ધતિ અને સત્તાનું વિકેન્દ્રીકરણ, પણ આ બધા પ્રયાસો ભારત અને બહાર આખી દુનિયામાં વિચારવાન લોકશાહી સમર્થકોએ જેવા વિચારો કર્યા હતા તેવા જ પરંપરાગત વિચારો પર આધારિત હતા.

ભારતમાં અત્યાર સુધી લોકશાહી ટકી તે અંગે ત્રણ નવાં મૌલિક કારણો જે૦પી૦એ રજૂ કર્યાં.[5]

૧. આઝાદી શાંતિમય સાધનોથી જીતાય છે.

૨. કોંગ્રેસ દેશભરમાં એક જન સંગઠન બની ગઈ હતી અને તેથી લોકશાહીનું તંત્ર ચલાવવા સારુ એણે એક તૈયાર સાધન પૂરું પાડ્યું.

---

૧. સી. એસ. પી. એંડ ઇટસ પોલિસી, પાર્ટીનો મેરઠ સિદ્ધાન્ત તરીકે જાણીતો ખરડો.

૨. ઉપરોક્ત.

૩. ૧૯૩૬માં કોંગ્રેસ બંધારણ સમિતિના સભ્ય તરીકે જયપ્રકાશ નારાયણ દ્વારા રજૂ થયેલ એક અહેવાલ. એમાં તેમણે કોંગ્રેસને એક લોક સંગઠન બનાવવા સારુ અ. ભા. કોંગ્રેસ કમિટીમાં કિસાનો અને મજૂરોના પ્રતિનિધિત્વની માગણી કરેલી.

૪. જયપ્રકાશ નારાયણ: રીકન્સ્ટ્રક્શન ઑફ ઇન્ડિયન પોલિટી હિંદી, પૃ. ૩૦

૫ જે૦પી૦ ફ્યુચર ઑફ ડેમોક્રસી—રેડિકલ હ્યુમેનિસ્ટ, ઑગસ્ટ ૧૯૭૨. એમાં ૧૯૫૦ માં નેહરુ આગળ રજુ કરેલા ૧૪ મુદ્દાઓ ઉપરાંત આ મુદ્દાઓ જે૦પી૦એ રજૂ કરેલા.

૩. નૌરોજીથી માંડીને ગાંધી સુધી રાષ્ટ્રીય ચળવળ દરમ્યાન સ્થપાયેલ જાહેર જીવનના અને લોકશાહી મૂલ્યોનાં ધોરણો.

જે૦પી૦એ રાષ્ટ્રીય ચળવળની પરંપરાઓ સાથે આઝાદી પછીના ભારતના રાજકારણને ફરી જોડી આપવા આકરી મથામણ કરી.

જયપ્રકાશ નારાયણે જોયું કે ૧૯૬૯ થી એકધારી અવનતી થઈ રહી હતી. જો સિદ્ધિ થતી હોય તો તેને સારુ ગમે તે સાધન પણ યોગ્ય ગણાય છે. એમાં કોઈ મર્યાદા નથી.

"એક પછાત સમાજ જેની કને લોકશાહી માટેનું જરૂરી માળખું ન હોય અને વિકસિત સમાજનો મુકાબલો કરવાની શક્તિ ન હોય તેને સારુ ઠંડી ચાણક્યનીતિ વિનાશકારી સિદ્ધ થઈ શકે છે."[૬]

એમને લાગ્યું કે દેશની નાજુક પરિસ્થિતિનું મૂળ કારણ જાહેર જીવનમાંથી નૈતિક સ્તરનું પતન એ છે... "આપણે નાસ્તિક બની ગયા છીએ, એટલે જે કાંઈ થાય છે એને ચલાવી લઈએ છીએ."[૭]

"રાજકારણે કમસે કમ એની લક્ષ્મણ રેખાઓ તો જાણી જ લેવી જોઈએ. નહીં તો અંગત સત્તા કે અંગત સ્વાર્થ માટેની નાગી હરીફાઈ......".[૮]

"બિહાર આન્દોલન"નું એક ઐતિહાસિક મહત્ત્વ હતું. ભારતની સંસદીય વ્યવસ્થા પર કોંગ્રેસ એકહથ્થું અસરના મનોવૈજ્ઞાનિક અને ચૂંટણી વિષયક આધારનો તેણે પાયો ખોદી કાઢ્યો. કોંગ્રેસ પાર્ટી અજેય છે એવી મિથ્યા ધારણાનું એમણે પોકળ ખોલી દીધું. ભારતની લોકશાહીનાં મૂલ્યો ચાતરી જવાનું એક મોટું કારણ અટકાવી દેવામાં આવ્યું.

એની તમામ સૂગ ચડે તેવી વિકૃતિઓ અને મર્યાદાઓ છતાંય જનતા પાર્ટી—જેની સ્થાપના એ ભારતમાં દ્વિપક્ષી લોકશાહી ઊભી કરવાની ૧૯૭૩ થી જે૦પી૦ની સતત મથામણનું પરિણામ હતું— એણે કેન્દ્રમાં કોંગ્રેસની સત્તાનો ઇજારો તોડી પાડ્યો.

બિહાર, ગુજરાત અને બીજે ઠેકાણે જુવાળ દરમ્યાન ઉત્પન્ન થયેલા લોકમતના વાતાવરણમાં જે૦પી૦એ "લોકોની સત્તાના ગામડાથી માંડીને મતદાન ક્ષેત્રો સુધીના સ્થાયી સાધનો તૈયાર કરવા પ્રયત્ન કર્યો."[૯]

ક્રમશઃ ૧૯૭૭ અને ૧૯૭૮માં 'લોકસમિતિઓ' અને 'જનતા સરકાર'ની એમની સંકલ્પના એ નવા પ્રયોગોના ક્ષેત્રમાં જે૦પી૦ની મુખ્ય દેન છે. તેમણે અત્યારની લોકશાહી વ્યવસ્થાની વિધિ વિષયક, બંધારણીય અને રાજકીય વ્યવસ્થામાં નવાં સંતુલા સાધનો ઊભાં કર્યાં.

એમણે કહ્યું. "જ્યાં જ્યાં આ જનતા સરકારો સ્થાઈ ત્યાં ત્યાં એ હજી ખૂબ આરંભિક અવસ્થામાં છે છતાંય એમની કામગીરી ખૂબ છાપ પાડે તેવી નીવડી છે. આ જનતા સરકારો કેટલી સ્થાયી થશે તે કહેવું એ મારે માટે અત્યારે બહુ ઉતાવળું કહેવાય એમ છે. પણ મારો પ્રયત્ન એ છે કે આપણી લોકશાહીના માળખાના સ્થાયી અંગ બની રહે. જનતા સરકારને કાર્યક્ષમના અધિકારો આપતા કાનૂનો બનાવવાનો પ્રયત્ન કરીશ."[૧૦]

**ભૂદાન-ગ્રામદાન-ગ્રામસ્વરાજ અને જે૦પી૦**

જે૦પી૦એ ૧૯૫૨માં સર્વોદયની ફિલસૂફી સ્વીકારી. એક નવો સમાજ ઘડવાના માર્ક્સવાદી અને સમાજવાદી નુસખાઓ અંગેના વિશ્વાસનો તેમણે વિધિસર ત્યાગ કર્યો.

એનો અર્થ એ નહીં કે તેમણે તે વિચારસરણીઓને વખોડી કાઢી. ખરું જોતાં તો સામાજિક વાસ્તવિકતાને બરાબર સમજવા સારુ એક સાધન તરીકે એમણે માર્ક્સવાદી પૃથક્કરણને વાપરવાનું ચાલુ રાખ્યું.

એમણે ભૂદાન આન્દોલનમાં ઝંપલાવ્યું. તેઓ એ આન્દોલનમાં ૨૦ વરસ સુધી હતા. એમને એ આશા હતી કે "સરકારી સંસ્થાઓના સાથથી ભૂદાન આન્દોલન ગ્રામીણ અર્થરચનાને બેઠી કરશે અને રાષ્ટ્રીય પુરુષાર્થનું કેન્દ્ર ગામડું બનશે."[૧૧]

પણ ભૂદાન આન્દોલનમાં ભળવાની પ્રક્રિયાનાં પોતાના પરિણામો, એની અંદરની ગત્યાત્મકતા હતી. સમય જતાં, એની શક્યતાઓ અને કેટલીક આંતરિક મર્યાદાઓ, અને આન્દોલન તથા વિનોબા ભાવેની જ કેટલીક કમીઓ પણ બહાર આવી; ખાસ કરીને સંઘર્ષની બાબતમાં.

૧૯૭૨ સુધીમાં જયપ્રકાશ નારાયણે એ અનુભવ્યું હતું કે "ભૂદાન આન્દોલન એની સમજાવટ, અને હૃદય પરિવર્તનની પદ્ધતિથી વિકાસને અનુકૂળ પરિસ્થિતિ બનાવી શકતું નથી."[૧૨] ૧૯૭૫માં જેલ ડાયરીમાં તેઓ લખે છે: "કદાચ વિનોબાજી માનતા હતા અને હજી પણ માનતા હશે કે રાજકીય વ્યવસ્થામાં સંઘર્ષ વિના જ પરિવર્તન લાવી શકાય છે. ગ્રામસ્વરાજના કામને લીધે હું એ નિષ્કર્ષ પર પહોંચ્યો છું કે ગ્રામસ્વરાજ જો કામ કરે અને માત્ર કાગળિયા પર ન રહે તો તે પણ એક મૂલ્યવાન

---

૬. જે૦પી૦: ફ્યુચર ઓફ ડેમોક્રસી.

૭. જે૦પી૦ ફર્સ્ટ થિંગ્ઝ, ફર્સ્ટ એવિમેન્સ ૨૮ જુલાઈ ૧૯૭૩.

૮. એજન. હઉ વાયલન્સ એન ઓલ્ટરનેટિવ ? નામની તેમની ચોપડીમાં તેઓ કહે છે: હું એ નિષ્કર્ષ પર પહોંચ્યો છું કે લોકશાહી પદ્ધતિથી સામાજિક ક્રાંતિ લાવવી શક્ય નથી.

૯. જે૦પી૦ એવરીમેન્સ ૨૫ મીએ ૧૯૭૪.

૧૦. જે૦પી૦: બિહાર મેનિફેસ્ટો, સન્ડે સ્ટેન્ડર્ડ ૧૧ મી મે ૧૯૭૫

૧૧. એજન.

૧૨ અજ્ઞાન ઈ. ટોટલ રેવોલ્યુશન ગ્રં. IXCVII

રાજનૈતિક સંગઠન બની શકે છે. પણ ગ્રામસ્વરાજ આન્દોલન વ્યવસ્થિત રાજકીય ક્રાંતિ લાવવામાં સફળ ન નીવડ્યું.

એમણે વિચાર્યું, "ગ્રામદાનને પોતાને જ એક સિદ્ધિ માની લેવામાં આવી. ગ્રામદાનના સમાજમાં આર્થિક અને સામાજિક સત્તાના માળખામાં કોઈ પરિવર્તનો ન થયાં. આપણે ગ્રામદાની ગામોને આર્થિક રીતે આત્મનિર્ભર, આત્મવિશ્વાસપૂર્ણ અને સ્વરાજ બનાવવાનો પ્રયત્ન ન કર્યો."૧૩

તેઓ આગળ કહે છે: "આપણે એમ માની લીધું કે રાજકીય વ્યવસ્થા આપણી નીતિઓ મુજબ ચાલશે અને એ એવી ઉદાર છે. કે એના પાયા અંગે જ પડકાર કે, કે એવા સત્કર્મને એ સાંખી લેશે. આ ખોટી સમજ હતી."૧૪ જે૦પી૦ને એ વાતનો ખેદ હતો કે સંઘર્ષનું વાતાવરણ બનાવવામાં નહોતું આવ્યું. એમને લાગ્યું કે ગ્રામદાનનું કામ એક બિનક્રાંતિકારી વાતાવરણમાં ચલાવવામાં આવે છે. તેથી તેની મારફત લોકોની એવી મનોવૈજ્ઞાનિક શક્તિ નહીં નીકળે કે જે તેમને બધા પડકારનો વીરતાથી સામનો કરવાની શક્તિ આપે.

એમને એમ પણ લાગ્યું કે આ આન્દોલને સમાજના બળવાન વર્ગોને વધુ બળવાન બનાવ્યા. નબળા વર્ગો કરતાં આ વર્ગોએ વધુ ધ્યાન દોર્યું છે. આન્દોલને સબળા વર્ગોનું પરિવર્તન કરવા પ્રયાસ કર્યો, પણ નબળા વર્ગોની ભૂમિકા ખૂબ મર્યાદિત હતી.

**સંપૂર્ણ ક્રાંતિ:**

આમ જે૦પી૦ સંપૂર્ણ ક્રાંતિના આદર્શ તરફ વળ્યા. જેનો અર્થ એ થતો હતો કે જો યોગ્ય ક્રાંતિકારી પરિસ્થિતિ હોય તો ટૂંકા ગાળામાં જીવનના સાત ક્ષેત્રોમાં ક્રાંતિ કરી શકાય એવો થતો હતો. આ સાત ક્ષેત્રો તે રાજનૈતિક, આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક, નૈતિક અને આધ્યાત્મિક.

બિહાર આન્દોલનના સંઘર્ષમાં જે૦પી૦એ બે કાર્યક્રમો સૂચવ્યા. એક કાર્યક્રમ ચાલુ સરકારને ડપ કરીને નાગરિક જીવનને એના વિના જ ચલાવવાનો હતો; અને બીજો કાર્યક્રમ ચાલુ સરકારને નહીં સ્વીકારવાનો અને નાકરની લડત ચલાવવાનો હતો.

"જનતા સરકારનો અર્થ એ છે કે જનતા પોતે જ સરકાર છે. સરકાર નામની કોઈ અલાયદી વ્યવસ્થા નથી રહેતી."૧૫ એમની સંકલ્પના એવી હતી કે જનતા સરકારના સંગઠનાત્મક એકમો ચાલુ વ્યવસ્થા સાથે સમાનાન્તરે નીચેનાં કામો સારુ ચાલશે: (૧) ગામને ચાલુ સરકાર સામે શાંતિમય સંઘર્ષ ચલાવવા તૈયાર કરવું. (૨) ગામની અંદર કોઈ અન્યાય ન થાય તે જોવું (૩) ગામની અંદરના સંઘર્ષો ઉકેલવા કે જેથી તે કરવા સારુ સરકારી સંસ્થાઓને કામ કરવાની જરૂર ન રહે.

૧૩. જે૦પી૦ જેલ ડાયરી ૧૯૫૫.

૧૪. ઉપરોક્ત..

૧૫. જે૦પી૦એ મેનિફેસ્ટો ફોર બિહાર, ૧૧મી મે, ૧૯૭૫.

"કોઈ કામ સંગઠન વિના શક્ય નથી, તેથી જનતા સરકારની ગામડાથી માંડીને રાજ્ય સુધી બે પાંખો હશે, છાત્ર સંઘર્ષ સમિતિ અને જન સંઘર્ષ સમિતિ.

સંપૂર્ણ ક્રાંતિ લાવવા સારુ આ કાયમી કાર્યો હતા. જે૦પી૦એ માન્યું હતું કે વર્તમાન સરકારી વ્યવસ્થા પણ ચાલુ રહેશે.

**જે૦પી૦ના વિચારોનો સાર**

બહુ ઊંડા અર્થમાં જે૦પી૦ની રાજકીય ફિલસૂફી અને એમના રાજકીય વિચારોનો સૌથી અગત્યનો મુદ્દો શો છે?

સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા અંગે એમને આજીવન નિષ્ઠા હતી, એ ત્રણનો સમન્વય થતો હોય એવાં આન્દોલનની શોધ કરવા સારુ તેઓ અમથા જ દેશની મુખ્ય સામાજિક અને રાજનૈતિક ચળવળોમાંથી બહાર નીકળી ગયા અને તેમાં પાછા આવ્યા. એમને સમજાયું કે સામાજિક પરિવર્તન અને પુનર્નિર્માણના પાયાના કાર્યક્રમ સારુ કોઈ એમ એક વિચારસરણી પર્યાપ્ત નથી. વળી કોઈ એક પ્રકારની સંસ્થાઓ, ખાસ કરીને રાજનૈતિક સત્તા સાથે સંકળાયેલી સંસ્થાઓ ઉપર પણ આ કામ સારુ ભરોસો રાખી શકાય એમ નથી.

ક્રાંતિ એક સતત ચાલતી પ્રક્રિયા છે અને તેથી સતત નવીનીકરણની કોઈ કાયમી વ્યવસ્થા શોધી કાઢવી જોઈએ. આ નવીનીકરણ સંસ્થાઓમાં નહીં, નેતૃત્વમાં નહીં. કાનૂની માળખામાં નહીં, પણ લોકમાનસની ચેતનામાં, જે પરિવર્તનનો અખૂટ અને સતત વહેતો સ્રોત છે. જયપ્રકાશ નારાયણના રાજનૈતિક ચિંતનનો પાયાનો પથરો લોકશક્તિ પર પરમ આસ્થા છે. એ માનતા હતા કે લોકો સંગઠિત થઈ શકે છે અને ચાલુ ઔપચારિક માળખા પર દેખરેખ અને અંકુશ રાખનાર એક બિનસરકારી, સત્તાવિનાનું વૈકલ્પિક માળખું ખડું કરી શકાય છે. ૧૯૭૫માં એને એક જાડું સંગઠનાત્મક સ્વરૂપ આપવામાં આવ્યું હતું.

"કોણ સત્તામાં છે એ પ્રશ્નને મેં કદી મહત્વ નથી આપ્યું. મને તો એ પ્રશ્નમાં રસ છે કે સત્તાનો ઉપયોગ કઈ રીતે અને શા સારુ થાય છે. એ લોકો સારુ છે કે લોકોની વિરુદ્ધ છે? એ સત્તા લોકોના વિરોધ છતાં મેળવવામાં આવી છે કે એમના સહકારથી? કાનૂન, બંધારણ અને વહીવટી કારવાઈ, પુખ્ત મતાધિકાર, મતદાતાઓ પ્રત્યેની પ્રતિનિધિઓની જવાબદારી એટલા જ માત્રથી આપોઆપ સત્તા અને મૂળ જવાબદારીઓનો દુરુપયોગ નહીં અટકી જાય."

૨૭ વર્ષના અનુભવે એમને શીખવ્યું કે અધૂરા સ્વરાજને પૂરું કરવા માટેની ક્રાંતિ લોકોએ જ કરવી પડશે. જયપ્રકાશ નારાયણે આ વાત જૂન ૫, ૧૯૭૪માં સંપૂર્ણ ક્રાંતિ માટેની હાકલ કરી ત્યાર બાદ નવ મહિને ૧૯૭૫માં ઉપરોક્ત વિધાન કર્યું.

તેઓ એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે આ વિચારો માત્ર બિન-પાર્ટી અને બિનસત્તા રાજકારણમાં જ ચરિતાર્થ થઈ શકે. તેઓ સમાજવાદી રાજ્ય અને સમાજવાદી સમાજ વચ્ચે, એક સૂચક ભેદ પાડે છે—સિદ્ધાન્ત અને મૂલ્યોનો. જો રાજ્ય એ સમાજ પરિવર્તનનું એક માત્ર સાધન હોય તો તેમાંથી કેટલાય પ્રકારનું સત્તાનું રાજકારણ પેદા થશે. એમણે વિચાર્યું કે સામાજિક ક્રાંતિ માટે લોકશક્તિના ઉપયોગની શક્યતાઓ શોધવાની જરૂર છે. જે૦પી૦ એ વાત સમજ્યા કે, "મારી અને બિહારની આગળના પ્રશ્નો કોઈ એક વિચારસરણીના માળખામાં રહીને ઉકલે નહીં. ઇતિહાસમાં એના પુરાવા છે કે જ્યારે વિચારસરણીઓ સામે સામાજિક વાસ્તવિકતાઓ અને ક્રાંતિનાં પ્રત્યક્ષ કાર્યો તેમ જ ક્રાન્તિ પછીના નવનિર્માણનાં કાર્યો આવી પડે છે ત્યારે વિચારસરણીઓ પોતાના મૂળ ચરિત્રને જ બદલી નાખે છે.૧૧

એમની રાજકીય ફિલસૂફી કંઈક એવી હોય એમ લાગે છે કે: "જો કેટલાંક મૂલ્યો વિષેની નિષ્ઠા અને કેટલાક ઉદ્દેશો હોય તો પછી પ્રશ્નો ઉકેલવા અને સામાજિક પુનર્નિર્માણ એ ગંભીર વૈજ્ઞાનિક કાર્યો જ રહી જાય છે. મૂલ્યો વિષેની નિષ્ઠા અને વિચારસરણીમાં માન્યતા બે વચ્ચે ગોટાળો ન કરવો જોઈએ. એક વાર ધ્યેય નક્કી થઈ જાય અને મૂલ્યોની બરાબર વ્યાખ્યા થઈ જાય તો પછી એ ઉદ્દેશો અને મૂલ્યો સ્પષ્ટપણે નજર સામે રહે તે જોવાનું કામ વિજ્ઞાનનું છે. અને પછી સાધનો તો અનુભવને આધારે બદલી શકાય."

સામાજિક-આર્થિક પરિવર્તનો લાવવામાં કાયદાના અને વહીવટી પગલાંની મર્યાદા તેઓ સમજતા હતા. કેટલાક અગત્યના પ્રસંગોએ સરખી અગમચેતીથી કરેલી વ્યવસ્થાના અભાવને લીધે આ પગલાંઓથી પ્રતિનિધિઓની લોકો પ્રત્યેના ઉત્તરદાયિત્વની ખાતરી નથી રાખી શકાતી. જ્યાં સુધી લોકોને પોતાના અધિકારો વિષે સભાન ન કરી શકાય અને એને સારુ સંઘર્ષ કરવા સંગઠિત ન કરી શકાય અને ત્યાં સુધી તેઓ આવાં પગલાંથી મળતા લાભનો ઉપયોગ કરી શકતા નથી.

આ આદર્શો સુધી પહોંચવાના એક માત્ર સાધન તરીકે સરકાર કે રાજકીય સત્તા કેટલાં અપર્યાપ્ત છે તે જે૦પી૦ સમજતા હતા. અને લોકોના ડહાપણ અને સર્જનાત્મક પ્રતિભા અંગેની એમની અસર શ્રદ્ધાને લીધે તેમને સરકારને આપખુદ થઈ જતી અટકાવવા સારુ લોકશક્તિ, લોક અભિક્રમ અને લોકોના સહકારને વધુમાં વધુ મહત્ત્વ આપના કરી મૂક્યા હતા.

"સામાજિક વ્યવસ્થાની ફેરગોઠવણીનું કામ બંધારણીય સુધારાઓ કે સમાજ ઉપરથી નહીં પણ અહિંસક ક્રાંતિ વડે જ થઈ શકે છે. રાજનૈતિક પક્ષોને અસરકારી સામાજિક પરિવર્તન લાવવાના કામ સારુ સક્ષમ બનાવવા જોઈએ."

૧૧. [illegible]

સામાજિક પરિવર્તન લાવવામાં સામાજિક કાર્યવાહી કરતાં રાજનૈતિક કાર્યવાહીનું મહત્ત્વ ગૌણ છે. મનુષ્યની સ્વતંત્રતાનો વિચાર કરીએ તો એક ધાર્મિક સરકાર કરતાં માનવ સમાજની ભૂમિકાનું મહત્ત્વ ઘણું વધારે છે.

**જે૦પી૦ અને ભારતીય રાજકીય વિચારો :**

રામમોહન રોયના જમાનાથી આજ સુધી ચાર મુખ્ય ધારાઓ—ઉદારમત, માર્ક્સવાદ, સમાજવાદ અને ગાંધીવિચારોએ ભારતની જનતાના કાર્યો અને એમની જિંદગી પર અસર પાડી છે. આ બધી વિચારસરણીઓનો ઉપયોગ રાષ્ટ્રીય આઝાદીની ચળવળના સંદર્ભમાં જનતાને જાગૃત કરવા સારુ કરવામાં આવ્યો હતો તેથી રાષ્ટ્રવાદ અને રાષ્ટ્રીય આન્દોલન જ આ વિચારસરણીઓ કેટલી સ્વીકાર્ય બને તેનો નિર્ણય કરી શકતાં.

પોતાના યુગની ભીતર રહેલી આ ચારેય વિચારસરણીઓને જે૦પી૦એ પોતાની ૧૯૩૦ થી ૧૯૭૯ સુધીની જિંદગી દરમ્યાન છૂટી જાણી હતી. તેથી આપણે કહી શકીએ છીએ કે જે૦પી૦ને પણ રાજકીય વિચારસરણી હતી. એમની એક પ્રકારની રાજકીય ફિલસૂફી પણ હતી. કારણ કે રાજનૈતિક પ્રવૃત્તિઓ સાથે સંકળાતા વિચારોનું એ ધીરજપૂર્વક પૃથક્કરણ કરતા અને આપણા ચિંતનમાંથી એની કેટલીક 'વક્રતાઓ' દૂર કરવા પ્રયત્ન કરતા.

જે૦પી૦ જોકે બહુ મૌલિક વિચારક નહોતા પણ ભારતે સંસ્થાનમાંથી સ્વતંત્ર રાષ્ટ્ર બનતા અને પરંપરામાંથી આધુનિકતા સુધીના સંક્રાંતિકાલ દરમ્યાન અનુભવેલા પ્રત્યક્ષ પ્રશ્નો અંગે માર્ક્સવાદ, સર્વોદય, લોકશાહી અને રાષ્ટ્રવાદ અંગે તેઓ અભિપ્રાયો, વિચારો, સ્પષ્ટતાઓ, દલીલો અને ભાષ્યો અને ચિંતન-કણિકાઓ મૂકતા ગયા છે.

પણ વિનોબા દ્વારા વ્યક્ત થતા સર્વોદય ચિંતન અંગે એમણે ખાસ પ્રકારની દેણ બે રીતે આપી :

પ્રથમ તો વિનોબાએ શરૂ કરેલ ભૂદાન, ગ્રામદાન, ગ્રામસ્વરાજ્ય, ને જે૦પી૦ના ચિંતનને લીધે એક નવો ધક્કો મળ્યો. ભૂદાન અને વિતરણનું કામ જે વિનોબાએ ૧૯૭૬માં સરકારને સોંપી દીધું તે પછી જે૦પી૦નો સંપૂર્ણ ક્રાંતિનો કાર્યક્રમ જ ગાંધીવાદીઓ સારુ મુખ્ય ગંતવ્ય સ્થાન બની ગયો.

સંપૂર્ણ ક્રાંતિના કાર્યક્રમના પ્રચારને લીધે ઘણા ગાંધીવાદી કાર્યકરો મનોવૃત્તિમાં અને એમની સર્વોદય સંસ્થાની નીતિઓ અને કાર્યક્રમોમાં એક શાંત લડાયકતા, અધીરાઈ અને યથાસ્થિતિ વિરોધ આણ્યાં. એણે સંઘર્ષાનુકૂલ વાતાવરણ ખડું કર્યું. તેમણે પોતાનું ધ્યાન ભૂમિહીન મજૂરો અને ગ્રામીણ જનતાના નબળા વર્ગો તરફ ફેરવ્યું.

આ જ સંદર્ભમાં ગાંધીવાદીઓ વર્ગસંઘર્ષ અંગે ગંભીરતાથી પુનર્વિચાર કરવા લાગ્યા. આ સંકલ્પના જે૦પી૦એ પોતાના જીવનના છેલ્લા બે વર્ષો દરમ્યાન કરી જગવી હતી.

એ સાચું છે કે સામાન્ય લોકો સમજે છે તે અર્થમાં વર્ગ-સંઘર્ષની વાત ગાંધીએ મૂકેલી ચિંતન પરંપરા સાથે મેળ ખાતી નથી. પણ એને એક વ્યાવહારિક માર્ગ તરીકે કેટલાક ગાંધીવાદીઓ ( મોટા ભાગના તરુણો ) સ્વીકારે છે, વિનોબા પછીની ભૂદાન ચળવળ સાથે એને જોડી ભૂમિહીનો તેમજ બીજા ગરીબ વર્ગોના સંગઠન સાથે જોડે છે.

સંક્ષેપમાં એમના સામાન્ય રચનાત્મક કાર્યો સાથે ગાંધીવાદી સંસ્થાઓએ જે૦પી૦ના સંપૂર્ણ ક્રાંતિના કાર્યક્રમમાંથી નીચેની વિગતો લીધી છે:

૧ લોકસમિતિઓ—આખા દેશમાં એનું સંગઠન.

૨ સંપૂર્ણ ક્રાંતિ પ્રયોગ ક્ષેત્ર—દેશમાં લગભગ એકસો ક્ષેત્રોમાં.

૩ ગ્રામીણ ગરીબોને અહિંસક સંઘર્ષ સારુ તૈયાર કરવા અને અધિકારીઓનો સ્થાનિક પ્રશ્નો અંગે મુકાબલો કરવા યુવા સંગઠનો અને લોકસમિતિઓ દ્વારા નબળા વર્ગના સંઘર્ષ તરીકે વર્ગ સંઘર્ષ.

બીજું જયપ્રકાશ નારાયણના મત મુજબ સ્વૈચ્છિક સંસ્થાઓના કામો નીચે મુજબનાં હતાં :

(અ) વ્યાપક લોકસંપર્ક અને લોકોનો વિશ્વાસ સંપાદન કરવો.

(આ) સમાજમાં નૈતિક અધિષ્ઠાનો તૈયાર કરવાં.

(ઇ) લોકોને પ્રતિનિર્માણના કામમાં સહભાગી બનાવવા અને એમને અહિંસક કાર્યવાહી સારુ તાલીમ આપવી.

જે૦પી૦એ એને રાજનૈતિક લોકો અને સંસદ અને વિધાન સભાના હાથમાંથી ખેંચી લઈ લોકોને પાછા સોંપવાનું આન્દોલન કહ્યું. આપણે તો આ દેશને બનાવવા અને બદલવાનું મુખ્ય કામ રાજનૈતિક લોકો, રાજ્ય અને સરકારને સોંપી દીધું છે

પણ દુર્ભાગ્યે જે૦પી૦એ શરૂ કરેલી સ્વૈચ્છિક સંસ્થાઓ પણ યથાસ્થિતિ સાથે સહકાર કરનાર અને તટસ્થ, સ્વૈચ્છિક કામ કરનારા લોકોનો એક જાન વગરનો સંપ્રદાય જ નીવડી.

### ગાંધી અને જે૦પી૦

એક સમય દૃષ્ટિકોણથી જોઈએ તો જે૦પી૦ના ચિંતનનો ધ્વનિ અને એનું પોત, એમના મૂળભૂત આવેગો અને મિજાજ, પુનર્નિર્માણ અને સુધાર અંગેના એમના પાયાના વલણમાં એક ગાંધીવાદી રંગ ચડેલો દેખાય છે. આમ વિચારસરણીની દૃષ્ટિએ જે૦પી૦એ સર્વોદયથી સંપૂર્ણ ક્રાંતિ સુધીની જે મજલ કાપી છે, તેનું અંતર શૂન્ય જ છે. એમાં સારી પેઠે હિલચાલ, શોધ અને ખોળ થઈ છે, પણ ભાગ્યે જ કશું બદલાયું છે.

ગાંધીના જગજાહેર રાજનૈતિક વારસ નેહરુએ રાષ્ટ્રીય આન્દોલન દરમ્યાન ગાંધી દ્વારા આરંભાયેલ પરંપરા અને પ્રણાલિકાઓને આગળ નહોતી વધારી. ત્રીશી દરમ્યાન એક જમાનાના મહાત્મા ગાંધીના વિરોધી જયપ્રકાશ નારાયણે ગાંધીએ આરંભેલ જાહેર જીવનની કેટલીક પરંપરાઓને ચાલુ રાખી હતી.

દાખલા તરીકે જે૦પી૦ને સરકારની બહાર લોકોની સત્તાના કેન્દ્રોની વૈકલ્પિક વ્યવસ્થા અંગે આસ્થા છે. લોકશિક્ષણના માધ્યમ તરીકે સંઘર્ષના મહત્ત્વ પર પણ એમણે ભાર મૂક્યો. હિંસાના વિકલ્પો એ શોધતા જ રહ્યા અને સાધનશુદ્ધિનો એમણે આગ્રહ રાખ્યો. રાજનીતિમાં નૈતિક મૂલ્યો ( સહિષ્ણુતા, નિર્વૈરતા અને કિન્નાખોરીના અભાવ )નો એમણે આગ્રહ રાખ્યો. આ બધાં ગાંધીની નેતાગીરી હેઠળ ચાલેલી રાષ્ટ્રીય ચળવળનાં અંગે જ છે.

અમારા નિષ્કર્ષો એ વાતથી પુષ્ટ થાય છે કે જે૦પી૦ એમના વલણો વિષે સભાન હતા. એમણે કહ્યું હતું, " મેં મહાત્મા ગાંધીની માનવીય ફિલસૂફીને અમલમાં ઉતારી છે—જે એક વ્યક્તિની ઉચ્ચતમ. ઐહિક, નૈતિક, અને શારીરિક વિકાસની ફિલસૂફી છે. "[૧૭]

ગાંધીએ આજની સભ્યતાના ઘેટો (યહૂદીવાડા)માં—વર્ણવાદી દક્ષિણ આફ્રિકા અને સંસ્થાનવાદી ભારતમા સત્યના અગ્રિમ પ્રયોગો સફળતાથી પાર પાડ્યા. તેઓ પોતાની પછવાડે એક ભારે કીમતી વારસો મૂકી ગયા. એક ફિલસૂફી અને વિચારસરણી ઘડવા અને પ્રેમ અને અહિંસાને આધારે પ્રતિ-સભ્યતા ખડી કરવાની વ્યૂહરચના સારુ એ કાચો માલ છે.

જે૦પી૦એ પોતાના લક્ષ્યાંકો ગાંધી કરતાં નીચાં રાખ્યાં હતાં. એમણે રાષ્ટ્રીય આન્દોલન અને રાષ્ટ્રીય પુનર્નિર્માણના સંદર્ભમાં તત્કાલીન ક્રાંતિકારી વિચારસરણીઓ અંગે માત્ર પ્રયોગશાળાના અખતરાઓ જ કર્યા હતા.

વિનોબાને હાથે ગાંધીના વિચારોને ખૂબ ઉચ્ચ પ્રકારના બૌદ્ધિક સંસ્કાર સાંપડ્યા, ( સૂક્ષ્મમાંથી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ સુધી ) વિનોબાએ ગાંધી વિચારોને બહુ ઝીણા કાંત્યા અને તેને લીધે તેમણે તેને અવ્યવહાર્ય બનાવી દીધા. એક ક્રાંતિકારી વિચારસરણીને યથાસ્થિતિ સમર્થક બનાવી દેવામાં આવી.

જે૦પી૦એ ગાંધીના કાર્યક્રમોને અમલમાં મૂકવાની પ્રક્રિયાને પાછી ચાલુ કરી. યથાસ્થિતિવાદના વિરોધનું તત્ત્વ અને તીવ્રતામાં લગભગ ક્રાંતિકારી કહી શકાય તેટલો જુસ્સો એમનામાં હતો. પણ તેમ કરવામાં એમણે તેને સરળ, તર્કશુદ્ધ-વ્યવસ્થા-સંસ્કારિત અને ધર્મનિરપેક્ષ બનાવ્યો.

જે૦પી૦ના હાથમાં ગાંધીવાદે એક શુષ્ક બનવાની પ્રક્રિયા પણ અનુભવી, કારણ ગાંધીવાદ એક અવર્ણનીય ગુણ—જેમાંથી અધ્યાત્મવિદ્યા અને ગાંધીના મૂળ વિચાર અને આચરણો અંગેની સર્જકતા પ્રગટે છે—માંથી વંચિત થયો.

ગાંધી અહિંસાની વાત કરતા. પણ જે૦પી૦એ શાંતિમય સાધનોની વાત કરી. એમણે કહ્યું : " છેલ્લાં વીશ વર્ષોથી

૧૭. જયપ્રકાશ નારાયણ, ફ્રોમ સોશલિઝમ ટુ સર્વોદય ૧૯૫૮.

વિનોબાજીની આગેવાની હેઠળ આપણે જે કાંઈ કામ કરી રહ્યા હતા તેનો ઉદ્દેશ શો હતો ? એક ઉદ્દેશમાં એક શાંતિમય લોકશક્તિ નિર્માણનો અને અહિંસક શક્તિના અમલનો હતો, છતાં આપણે સૌ કદાચ અહિંસક ન પણ હોઈએ. પણ વિશાળ લોક આન્દોલન સારુ સંપૂર્ણ અહિંસાનું પાલન કદાચ શક્ય નહોતું. તેથી આપણો ઉદ્દેશ શાંતિમય સાધનો દ્વારા સામાજિક પરિવર્તનનો છે.૧૮

ગાધીની મનોવૃત્તિ સત્તા માટેની હતી. તેઓ સરકારની સત્તાની ગતિશીલતાને સમજતા અને સત્તા અંગેની એમની પોતાની કલ્પના હતી. આ બાબતમાં જે૦પી૦ના ચિંતનમાં ખાસ ઊણપ હતી. તેથી એમનો સત્તાવિહિન રાજકારણનો સિદ્ધાન્ત અસ્પષ્ટ અને ઝાંખો છે. એ એમ માનતા કે લોકશક્તિની ઉપર, રાજ્ય શક્તિ પર અસર કરતાં કાનૂનોની અસર કોઈ કારણસર નહીં પડે. એમણે લોકશક્તિના વિચારને વ્યવસ્થિત રીતે વિકસાવ્યો નહોતો. આખું જીવન તેઓ એક સ્વપ્નિલ આદર્શવાદી જ રહ્યા. અહિંસક ક્રાંતિના સિદ્ધાન્તનુ તેઓ ઐતિહાસિક અનુભવને આધારે સમર્થન કરતા : “હિંસક ક્રાંતિમાંથી ક્રાંતિદ્રોહ પેદા થાય છે.” પણ ગાંધી તો અહિંસામા એક મૂલ્ય તરીકે માનતા હતા.

ગાંધીએ કેટલીક મૂળભૂત સંકલ્પનાઓ– સત્ય અને અહિંસાને સ્વીકારી હતી. અને સામાજિક ક્રાતિના પ્રયોગો કરી એમણે તેમાંથી સામાજિક નિર્માણનું એક શાસ્ત્ર નિર્માણ કર્યું હતું પણ જે૦પી૦નું માનસ એવુ આધ્યાત્મિક અને ધાર્મિક નહોતું. તેથી તેમણે કેટલીક વિચારસરણીઓ જોડે પ્રયોગો કર્યા. ગાંધીની દુનિયામા જે૦પી૦એ વર્ગ સંઘર્ષનો વિચાર દાખલ કરીને ગાધીના સત્યાગ્રહની ફેર વ્યાખ્યા કરવા પ્રયત્ન કર્યો હતો. અને સમાજના કમજોર વર્ગોને એમના શોષકોની સામે સંગઠિત કરવામા એનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કર્યો હતો. જે૦પી૦ ભારત વિષે, ભારતીય સમાજ વિષે ચિંતિત હતા અને તેઓ એની જરૂરિયાતો પૂરી પાડે તેવી વિચારસરણીની ખોજમાં હતા. ગાંધી સભ્યતા વિષે ચિંતિત હતા. અને તેઓ સત્ય અને અહિંસાને આધારે એ સંસ્કૃતિને પલટવાની યોગ્ય વ્યૂહરચનાની શોધમા હતા.

(મૂળ અંગ્રેજી)

○ દેવદત્ત

ઇતિહાસ છે. આપણા દેશમાં સમાજવાદના વિકાસના ઇતિહાસનું પરિશીલન કરવા સારુ જે જે ચરિત્રો જોવાં પડે, તેમા જયપ્રકાશજીનું સ્થાન અગ્રગણ્ય છે.

રંગૂનમાં સમાજવાદી પરિષદના મંચ પરથી જયપ્રકાશજીએ કહેલું : ‘આગામી સમાજવાદી ક્રાંતિની વિભૂતિ મજૂર નહીં, કિસાન થશે.’ પરંપરાગત સમાજવાદી વિચારમાં આ બહુ મોટો તફાવત છે.

વળી, વૈજ્ઞાનિક સમાજવાદની પ્રગતિમા હવે હિંસાને સ્થાન નથી, એવી ઘોષણા કરવામાંયે જયપ્રકાશજી પહેલા હતા. પેરકશાહી સમાજવાદના નેતાઓએ પણ આ ઘોષણા કરી હતી. પણ વૈજ્ઞાનિક ક્રાંતિકારી સમાજવાદી તરીકે આ મહત્ત્વપૂર્ણ ઘોષણા જયપ્રકાશજીએ પહેલી કરેલી. સમાજવાદી આન્દોલનના અધ્વર્યુંની હેસિયતથી એમણે એમ પણ કહેલું કે માણસને સદાચારની પ્રેરણા ભૌતિક કારણોસર નથી થતી. ભૌતિક પ્રેરણાઓ કરતાં બીજી કોઈ મૂળભૂત માનવીય પ્રેરણા તરફ ડગ માંડવા પડશે. આમાં સમાજવાદનું આધુનિકતમ વૈજ્ઞાનિક સ્વરૂપ અભિવ્યક્ત થાય છે.

ભારતીય સમાજવાદી પક્ષની સ્થાપના વખતે જયપ્રકાશજીએ “why Socialism ?” નામનું એક પુસ્તક લખ્યું તેમાં ગાંધીમાર્ગની કડક આલોચનાની સાથોસાથ સમાજવાદ ઉપર કરવામાં આવતા કેટલાક આક્ષેપોના જવાબ પણ હતા. એક આક્ષેપ એ હતો કે સમાજવાદને માણસમા વિશ્વાસ નથી. તેના ઉત્તરમાં જયપ્રકાશજીએ લખ્યું હતું કે જો સમાજવાદની બુનિયાદી માન્યતાની જડમાં માણસમાં વિશ્વાસ ન હોત, તો બધી સત્તા અને સંપત્તિ થોડા માણસોના હાથમાં સોંપવાની વાત એ કેમ કરી શકત ? મજૂર અને કિસાનોની તાનાશાહીમા સત્તા અને સંપત્તિ તો એમના નેતાઓના જ હાથમાં હશે. મનુષ્યની મૂળભૂત સત્પ્રવૃત્તિમાં વિશ્વાસ ન હોય, તો આ શક્ય જ કેમ બને ? આવી મતલબનો ઉત્તર એમણે આપેલો. એટલે કે તે વખતે પણ એમના વિશ્વાસનો આધાર કેવળ ભૌતિક પ્રેરણાઓ જ નહોતી.

આમ, જયપ્રકાશજીના વ્યક્તિત્વના વિકાસની અંદર આપણા દેશના સમાજવાદના વિકાસનાં દર્શન થાય છે. એમના પદાર્પણથી સર્વોદય અધિક વૈજ્ઞાનિક. અધિક સમૃદ્ધ અને માનવીય દૃષ્ટિએ વધુ આધ્યાત્મિક બન્યો છે.

જયપ્રકાશજીની વિચારયાત્રા પણ એમની પરાક્રમયાત્રા જેટલી જ ઉદાત્ત, રમ્ય અને મનોજ્ઞ છે. પરાક્રમયાત્રામાં ક્રાંતિકારી જયપ્રકાશની વૃત્તિ જેમ સશસ્ત્ર ક્રાંતિના માર્ગનું અનુસરણ કરવામા કુંઠિત નથી થઈ, તે જ રીતે એમણે જ્યારે શાંતિમય ક્રાંતિની પ્રક્રિયાને બુદ્ધિપૂર્વક અંગીકારી, ત્યારથી એ માર્ગે પણ તેમની વીરવૃત્તિ અકુંઠિત જ આગે બઢી છે. અકુતોભયવૃત્તિ વીરતાનું અનન્ય લક્ષણ છે. એ વૃત્તિ એમની કર્મયાત્રાની જેમ એમની વિચારયાત્રાને પણ તેટલી જ લાગુ પડે છે.

બીજું પણ એક લક્ષણ નોંધવા જેવું છે. તેઓ જે કોઈ

વિચારને પકડે છે, તેને સંપૂર્ણ નિષ્ઠા સાથે ગ્રહણ કરે છે. પરંતુ એમની નિષ્ઠા જિજ્ઞાસાના અંત તરીકે નથી આવતી. એમની જિજ્ઞાસા તો અબાધિત જ રહે છે. કોઈ પણ બાબતમાં તથ્યોની તલાશ કરવાની એક અદમ્ય આકાંક્ષા એમને સદૈવ રહે છે. તે પણ એમને ક્ષુદ્ર મતાગ્રહથી કાયમ બચાવતી રહી છે. તેઓ બીજાની વાત સમજવા માટે નિત્ય તત્પર રહે છે. એને જ લઈને એમના વ્યક્તિત્વને કોઈ મતવાદ, કોઈ સંપ્રદાય, કોઈ સંસ્થા કે કોઈ સંગઠન પોતાના સીસાડામાં કેદ કરી શક્યું નથી. એમનું વ્યક્તિત્વ એકેય વિચારધારાથી સીમિત નથી થયું, પરિમિત નથી થયું. અમુક વખતે અમુક વિચારધારાના પ્રતિનિધિ હોવા છતાં તેઓ તેની સાથોસાથ તેથી ઘણું વધારે પણ હોય છે. તેથી જ નવા વિચારો ગ્રહણ કરવામાં અને જૂના વિચારોની શૃંખલા તોડવામા એમને કશી મુશ્કેલી નડતી નથી. એમના વ્યક્તિત્વની સજીવતાનું આ સૌથી મોટું પ્રમાણ છે. પરંપરાગત અર્થમાં જયપ્રકાશજી પોતાની જિંદગી સત્યની શોધ માટે છે એમ માનનારા મનુષ્ય નથી. પરંતુ વસ્તુનિષ્ઠા અને અને સત્યનિષ્ઠાની બાબતમાં એમની ભૂમિકા પ્રશંસનીય રહી છે. પરિણામે બુદ્ધિએ જ્યારે જે સત્યને ગ્રહણ કર્યું હોય, તેમાં એમની અહંતા કદી આડે આવી નથી. અને એ રીતે એમની વિચારયાત્રા અમુક વિચારસરણીના વિકાસની દ્યોતક બની રહે છે.

જયપ્રકાશના વ્યક્તિત્વમાં જેમ સમાજવાદના વિકાસનાં દર્શન થાય છે, તેમ તેમાં લોકશક્તિની ઉપાસનાનાં પણ દર્શન થાય છે. આપણા રાષ્ટ્રે આત્મોપલબ્ધિ દ્વારા વિશ્વાત્મા સાથે અનુસંધાન સાધવાની જે સાધના કરી છે. તેના પથપ્રદર્શક મહાનુભાવોની એક ઉજ્જવળ પરંપરા છે. આ જ શતાબ્દીમાં જે મહાનુભાવોએ ભારતીય લોકાત્માનું ઉદ્‌બોધન અને આવાહન કર્યું, એમનામાં ઉલ્લેખનીય છે— શ્રી અરવિંદ, લોકમાન્ય ટિળક અને માનનીય ગોખલે. આ નામ લોકશક્તિના વિશિષ્ટ ઉપાસકોનાં છે. આ લોકનેતાઓએ એ તથ્યને ઓળખ્યું કે આપણા દેશમાં સામાન્ય નાગરિકના પરાક્રમ મારફત જ સ્વતંત્રતાની પ્રાપ્તિ થવી જોઈએ. આપણી વિશિષ્ટ પરિસ્થિતિમાં સશસ્ત્ર ક્રાંતિ શક્ય નહોતી. કેવળ વિનય, અનુનય અને નિવેદનથી પણ સ્વતંત્રતા મેળવવી શક્ય નહોતી. તેથી સર્વ લોકોને સુલભ એવી પ્રતિકાર પદ્ધતિની ખોજ કરવાનુ આવશ્યક હતું. શ્રી અરવિંદ અને લોકમાન્ય ટિળકે નિઃશસ્ત્ર પ્રતિકારનો આવિષ્કાર કર્યો, અને તેના પ્રયોગનો આરંભ ખાસ કરીને ટિળકે. ગોખલેએ આ પ્રતિકાર પદ્ધતિનું સમર્થન કર્યું, જો કે પ્રત્યક્ષ પ્રયોગમાં એ સામેલ નહોતા થયા. તેમ છતાં ભારતના રાષ્ટ્રીય આંદોલનના વિકાસમાં એમનો પોતાનોયે એક વિશેષ ફાળો હતો. સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટીની સ્થાપના વખતે એમણે એવો સંકલ્પ જાહેર કર્યો કે આધ્યાત્મિક મૂલ્યોનો વિનિયોગ રાજનીતિના ક્ષેત્રમાં કરવાનો આપણો પ્રયત્ન રહેશે.

આ જ પરંપરાના ઉત્તરાધિકારી ગાંધી હતા. ઉત્તરાધિકારી મોટે ભાગે અનુયાયી નથી હોતા, તેઓ પોતાને નમ્રભાવે શિષ્ય ભલે કહેવડાવે. ઉત્તરાધિકારી લકીરના ફકીર નથી હોતા. પોતાની પહેલાં થઈ ગયેલી લોકનેતાઓ દ્વારા દર્શાવાયેલ દિશામાં એ નવો માર્ગ પ્રશસ્ત કરે છે, અને પગદંડીઓ શોધે છે. ગાંધીએ લોકમાન્ય દ્વારા પ્રતિપાદિત સાધનોને પરિશુદ્ધ કર્યાં. અને વધુ પરિણામક્ષમ બનાવ્યાં. નિઃશસ્ત્ર પ્રતિકારનો એમણે સત્યાગ્રહ રૂપે વિકાસ કર્યો અને એક અમોઘ તેમ જ સર્વકલ્યાણકારી અસ્ત્ર રૂપે તેને માનવસમાજ સમક્ષ મૂક્યું.

ગાંધીજીના ઉત્તરાધિકારી વિનોબા પણ પોતાને ગાંધીજીના શિષ્ય માને છે. પરંતુ એમણે પણ ગાંધી-માર્ગને વધુ સંશોધિત રૂપ આપ્યું. એમના અહિંસાત્મક સત્યાગ્રહની વધુ વૈજ્ઞાનિક તેમ જ તર્કશુદ્ધ વ્યાખ્યા કરી, ક્રાંતિની પ્રક્રિયાને સૌહાર્દની સાધનાનુ આધ્યાત્મિક રૂપ આપ્યું, અને તેને એક અદ્‌ભુત લલિતકળાના સ્તર ઉપર લાવીને બેસાડી દીધો. ભૂદાન અને ગ્રામદાન મારફત સહયોગાત્મક ક્રાંતિનો વિનોબાનો અભૂતપૂર્વ પ્રયોગ માનવીય પ્રેમામૃતથી. ભુવનવ્યાપી કરુણા-પીયૂષથી, અને પારસ્પરિકતાની સુધાથી છલોછલ હતો. જ્યાં સુધી ક્રાંતિના દર્શન અને તેની સંકલ્પનાને સંબંધ છે, વિનોબાની કલ્પનાશક્તિની ક્ષિતિજને હજી સુધી કોઈએ પાર નથી કરી. સમાજવાદના ઇતિહાસમાં આદર્શવાદી સમાજવાદીઓનું જે સ્થાન હતું. તે સહયોગાત્મક અહિંસક ક્રાંતિના ઇતિહાસમાં વિનોબાનું છે. એ કેવળ દાર્શનિક કે દ્રષ્ટા જ નહીં, પ્રયોગી પણ છે. પોતાના દર્શનને લોકજીવનમાં ચરિતાર્થ કરવાનો નૈષ્ઠિક પ્રયોગ એમણે કર્યો. તેમાં સંપૂર્ણ સફળતા ભલે ન મળી. પણ એ પ્રયોગ જ પોતાનામાં માનવીય પ્રગતિની દૃષ્ટિએ એક સંપૂર્ણ સંસિદ્ધિ છે.

જયપ્રકાશને હું વિનોબાના ઉત્તરાધિકારી માનું છું. ગાંધીના સત્યાગ્રહમાં જેવી રીતે ગોખલે અને ટિળકના વારસાનો મનોહર સમુચ્ચય હતો, તેવી જ રીતે જયપ્રકાશના પ્રયોગમાં ગાંધી-વિનોબાના વારસાનો સમુચ્ચય છે. હું તો ત્યાં સુધી કહીશ કે લોકનાયકના રૂપમાં જયપ્રકાશજીનો આવિર્ભાવ વિનોબાના આંદોલનમાંથી જ થયો. વિનોબાના તત્ત્વાવધાનમાં જ એમનો ઉપનયન થયો, એમ કહીએ તોયે ખોટું નહીં ગણાય. અને લોકનાયકના રૂપમાં એમને દ્વિજત્વ પ્રાપ્ત થયું.

જયપ્રકાશજીના આ આન્દોલનનું પ્રયોજન એ હતું કે લોકતંત્રને દેશમાં સુદૃઢ અને સુપ્રતિષ્ઠિત કરવામાં આવે, તેની બુનિયાદ સંગીન બનાવાય. આ માટે તેનો આધાર બદલવો જરૂરી હતો. લોકતંત્રનુ "પીઠબળ" (Sanction) તો શસ્ત્રબળ હોઈ જ ન શકે. તેનો શાશ્વત આધાર છે, લોકસંમતિ. એ આધારને સુપ્રતિષ્ઠિત કરવાનો પ્રયાસ જે૦પી૦એ કર્યો. એ દૃષ્ટિએ જોઈએ તો એ વખતના સત્તાધીશો સાથે આ સહયોગ જ હતો. ઉપર ટપકે જોતાં એ પ્રતિકાર અવશ્ય હતો, પણ અસલમાં હતો સહયોગ. એ વખતના સત્તાધારીઓએ તેને સમજવાની કોશિશ ન કરી.

એક વાત આ સંબંધમાં વિચારણીય છે. લોકશક્તિનું પર્યવસાન પક્ષશક્તિમાં ન થાય તે જોવું રહ્યું. કેમ કે પક્ષસત્તાનો પ્રાદુર્ભાવ લોકસત્તાની પ્રાણ-પ્રતિષ્ઠા માટે બાધક નીવડશે. જે૦પી૦નું આન્દોલન પણ છેવટે છેવટે પક્ષના આન્દોલનનું જ સંકીર્ણ રૂપ લેતું હોય એમ લાગતું હતું. આ બાબત ગંભીર ચિંતનની છે.

સૌથી છેવાડેનો માણસ એવા ભ્રમમાં છે કે શક્તિ એના સિવાય બીજે ક્યાંક છે. વાસ્તવમાં શક્તિનો સ્રોત તો એ જ, છેલ્લો માણસ જ છે. જેઓ સંપન્ન અને પ્રતિષ્ઠિત છે, એમની શક્તિનું અધિષ્ઠાન પણ એ જ છે. પરંતુ એને આનો બોધ નથી. એ બોધ એને કરાવવો, એ જ વાસ્તવિક લોકશિક્ષણ છે. લોકક્રાંતિના બધા પ્રયોગોનો આ જ ઉદ્દેશ છે કે એ છેલ્લા માણસને પોતાની શક્તિની પ્રતીતિ થાય અને એનામાં પરાક્રમની પ્રેરણા જાગે. આ બધા પ્રયાસ હજી સુધી પ્રયોગાવસ્થામાં જ રહ્યા છે; પરંતુ તેની દિશા સાચી છે, અને પ્રયોગ પણ પ્રામાણિક છે.

જયપ્રકાશજીનું બિહાર આન્દોલન આ જ દિશામાં એક પ્રયોગ હતો. તેના ફળ સ્વરૂપે આ દેશમા સૂતેલો અને ખોવાયેલો સામાન્ય માણસ જાગી ગયો અને આળસ મરડવા લાગ્યો. મારા માટે એ આન્દોલનની આટલી ફળશ્રુતિ પૂરતી છે, જો કે ક્રાંતિ માટે અપૂરતી છે એ આન્દોલનમાં પણ તેની પહેલાંનાં આન્દોલનોની જેમ ભ્રમ અને સમ્યક નિર્ણયના અભાવમા પ્રમાદ તેમજ ભૂલો થઈ. આ પ્રમાદ અને ભૂલોના પ્રકાશમાં આત્મ-પરીક્ષણની આવશ્યકતા છે. પરંતુ ત્રુટીઓ અને દોષો હોવા છતાં સરવાળે એ આન્દોલનને લોકાત્માના આવાહનમાં અપેક્ષાતીત સફળતા પ્રાપ્ત થઈ.

અહીં વિનોબાની બાબતમાં થોડુંક નિવેદન કરી દેવાનું અપ્રસ્તુત નહીં ગણાય. બિહાર આન્દોલનના સંદર્ભમા વિનોબા પ્રત્યે સમુચિત ન્યાય નથી થયો. એમના વિશે એક પ્રતિકૂળતા અને અનાદરનું વાતાવરણ પેદા થયું. એમની ભૂમિકા સમજવાની પૂરતી કોશિશ ન થઈ. એ ખરું કે કેટલાક પ્રસંગે વિનોબાની ભૂમિકા અનાકલનીય હતી. તેમ છતાં એટલું તો માનવું જ પડશે કે જેટલો અધિકાર વિનોબા સાથે મતભેદ રાખવાનો આપણને છે, ઓછામા ઓછો એટલો અધિકાર તો આપણી સાથે મતભેદ રાખવાનો વિનોબાને પણ દેવો જોઈએ. અને પાછળ ફરીને જોઈએ તો કદાચ એવોયે અનુભવ થાય કે કેટલીક બાબતમાં એ આપણા કરતા વધારે દૂરદર્શી સાબિત થયા.

વળી, એ ન ભૂલવું જોઈએ કે દુનિયાના ઇતિહાસમાં આજ સુધી વિનોબાનું આન્દોલન એ પોતાની ઢબનું એક જ આન્દોલન થયું છે. અન્ય આન્દોલનો કરતાં તેની ભૂમિકા જ ભિન્ન હતી. દલિત અને સંકટગ્રસ્ત માણસના પરાક્રમની યોજના વિનોબાના આંદોલનમાં અવશ્ય હતી પરંતુ તે યોજનામાં પણ ત્યાગ અને આત્મશુદ્ધિની પ્રેરણા જ મુખ્ય હતી અને ઊંડાણથી વિચારીશું તો આપણને સમજાશે કે આપણી ક્રાંતિનું રચનાત્મક પાસું વિનોબાના કાર્યક્રમના આધાર પર જ ક્રિયાન્વિત થઈ શકે તેમ છે. તેના વિના લોકક્રાંતિ અને સંપૂર્ણ ક્રાંતિ શક્ય જ નથી. નામભેદ થવાથી વસ્તુભેદ નથી થતો.

લોકમાનસમા જયપ્રકાશજીની છબી મૂળનાં એક વીરાત્માની છે. એમના વ્યક્તિત્વનું મુખ્ય ઉપાદાન વીરશ્રી જ છે. એમનુ આખુયે વ્યક્તિત્વ વીરરસથી ઓતપ્રોત છે. એ વીરશ્રીને એમની ક્રાંતિનિષ્ઠા અને લોકનિષ્ઠાએ પરિષ્કૃત તેમજ ગૌરવાન્વિત કરી છે. એમની લોકપ્રિયતાનુંયે મુખ્ય કારણ એમની આ વીરતા છે. લોકમાનસમાં વીરતા માટે અદમ્ય આકર્ષણ છે ને! અલબત્ત, વીર રસ એ જયપ્રકાશના વ્યક્તિત્વનો પ્રધાન રસ છે. અને, તેમ છતાં એમનો ઉદ્દેશ તો સંપૂર્ણ ક્રાંતિ છે, જે મુખ્યત્વે રચનાત્મક જ હોઈ શકે. એનું પ્રયોજન એક જ છે કે વિપન્ન અવસ્થામાં મૃતક જીવન જીવનારા છેલ્લા માણસમાં સમાજ-પરિવર્તનની પ્રેરણા અને સામર્થ્ય જાગ્રત થાય. નહીં તો વાસ્તવિક લોકક્રાંતિ અશક્ય છે.

ક્રાંતિનો યક્ષ પ્રશ્ન એ છે કે જેને ક્રાંતિની આવશ્યકતા છે, તે પદ-દલિત, શોષિત અને પરિવંચિત મનુષ્ય ક્રાંતિનો અધિષ્ઠાતા કઈ રીતે બને? લોકમાન્યથી લઈને લોકનાયક સુધી બધાની આ જ એક ઉત્કંઠા રહી છે, આ જ ખોજ રહી છે. જયપ્રકાશના આન્દોલન પછીયે એ ખોજ ચાલુ છે. પદ્ધતિનો આવિષ્કાર અમુક હદ સુધી થયો છે. પરંતુ પ્રયોગ હજી તો તેની કોર સુધીયે નથી પહોંચી શક્યો. ક્રાંતિની જેને આવશ્યકતા છે, તેનામાં પ્રેરણા તો દૂર રહી, આકાંક્ષાયે હજી નથી જાગી. માટે લોકોના પરાક્રમથી ક્રાંતિ કરવાની બાબતમાં આપણે અંતર્મુખ બનીને ચિંતન અને સંશોધન કરવું જોઈએ.

( 'મારી વિચારયાત્રા' અને 'સંપૂર્ણ ક્રાંતિની ખોજમાં'ની પ્રસ્તાવનામાંથી સારવીને સંકલિત )

**○ દાદા ધર્માધિકારી**

ગુચ્છ ત્રણ

# કેટલાંક વિચાર પાસાં

## સંપૂર્ણ ક્રાંતિ અંગે જેૅ૦પી૦ની સંકલ્પના

જે૦પી૦એ કેટલીયે વાર સંપૂર્ણ ક્રાંતિ અને તે કરવાના માર્ગ અંગે પોતાની સંકલ્પના સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. છતાં તે ઘણા ટીકાકારોને મન ઝાંખી અને આકાર વિનાની છે. એનું કારણ કદાચ એ છે કે આ ટીકાકારોને ક્રાંતિઓ અંગે માર્ક્સવાદી બીબાંમાં જ વિચારવાની ટેવ છે. એમને મન ક્રાંતિ એટલે સમાજની આર્થિક ફેરગોઠવણી. ક્રાંતિકારી રાજનૈતિક પાર્ટી, સત્તાને કબજે કરી, આર્થિક સ્થાપિત હિતોને ખતમ કરીને અભિપ્સિત આર્થિક ફેરગોઠવણી લાવે. એમ અહિત ધરીને ચાલવામાં આવે છે કે આવશ્યક આર્થિક ફેરગોઠવણી બાદ સંસ્કૃતિક અને સામાજિક કાયાપલટ તો કાળે કરી સહજ ક્રમમાં જ આવી જશે અને કેન્દ્રિત રાજ્ય સત્તા પણ કરમાઈ જશે.

સંપૂર્ણ ક્રાંતિ અંગેનો જે૦પી૦નો વિચાર મૂળમાં જુદો હતો. સૌથી પ્રથમ તો તેઓ એમ માનતા હતા કે ક્રાંતિથી સમાજની સર્વતોમુખી મૂળગામી કાયાપલટ થવી જોઈએ—રાજનૈતિક, આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક. તેથી તેમણે એને 'સંપૂર્ણ ક્રાંતિ' કહી. તેઓ, ઐતિહાસિક કાળક્રમે જ ક્રાંતિ થશે—પહેલાં આર્થિક કાયાપલટ અને યથાક્રમે સામાજિક અને સાંસ્કૃતિક. એમ નહોતા માનતા.

વ્યક્તિગત અને સામાજિક જીવનના તમામ ક્ષેત્રોમાં એક સાથે પલટો આવવાની વાત પરંપરાગત માર્ક્સવાદ સાથે જે૦પી૦ના બીજા મતભેદ જોડે તાર્કિક રીતે સંકળાયેલી હતી. જે૦પી૦ માનતા હતા કે જો એમની કલ્પનાની ક્રાંતિ કરવી હોય અને આઝાદી અને સમાનતાનાં મૂલ્યોને જાળવી રાખવાં હોય તો લોકોએ તે નીચેથી જ કરવી પડશે. કોઈ કેન્દ્રિત સરકાર તેને ઉપરથી નહીં કરી શકે. ક્રાંતિ જો લોકઆન્દોલન દ્વારા થાય તો તે દેખીતી રીતે જીવનના કોઈ એક ક્ષેત્રે, દાખલા તરીકે આર્થિક ક્ષેત્રની કાયાપલટથી અટકી ન જાય. લોકઆન્દોલન તો આઝાદી અને સમાનતા જેવાં કોઈક પાયાનાં મૂલ્યો ઉપર જ આધારિત હોય છે અને જીવનના કોઈક એક ક્ષેત્ર સુધી જ તે સીમિત રહે અને બીજાં ક્ષેત્રો સુધી એ પહોંચે નહીં એ ન સંભવે. નીચેથી આરંભાયેલા ખરા લોકઆન્દોલનથી તો સમાજની સર્વતોમુખી કાયાપલટ જ થાય.

એનો અર્થ એ નહીં કે જે૦પી૦ કોઈ અનુકૂળ સરકાર હોવાની વાત વિસરી ગયા હતા. એવી સરકાર સંપૂર્ણ ક્રાંતિ માટેના લોક આન્દોલનની તરફેણમાં હોય, વિરોધમાં નહીં જે૦પી૦ તો માનતા હતા કે જનશક્તિ અને રાજશક્તિ વચ્ચે સહકાર હોવો જોઈએ. છતાં એ એમ માનતા હતા કે એમાં સર્વોપરિતા જનશક્તિને અપાવી જોઈએ. લોકોએ એક તરફથી સર્વાંગીણ સામાજિક કાયાપલટ સારુ શક્તિશાળી આન્દોલન ખડું કરવું જોઈએ, સાથે સાથે એક એવી સરકાર પણ સ્થાપવી જોઈએ કે જે એમના આન્દોલનને અનુકૂળ હોય. તેથી જ એક

અંતિમ ઉદ્દેશ તરીકે પક્ષવિહીન સરકારના વિચારને માનતા હોવા છતાં તેમણે જુદા જુદા વિરોધ પક્ષોને જનતાપક્ષ રૂપે ભેગા કર્યા. એમને એમ હતું કે જનતા પક્ષની સરકાર બિહાર અને બીજે ઠેકાણે એમણે જેવું વાતાવરણ સર્જ્યું હતું તેવા આન્દોલનને ટેકો આપશે. તેઓ એમ નહોતા માનતા કે શું જનતા સરકાર, કે શું બીજી કોઈ પણ સરકાર, એમની કલ્પના મુજબની સંપૂર્ણ ક્રાંતિ લાવી શકશે. ખરી ક્રાંતિકારી શક્તિ તો અસલ લોકઆન્દોલન-માંથી જ આવવી જોઈએ. એવું આન્દોલન એમણે બે સંગઠનો દ્વારા ઊભું કરવા પ્રયત્ન કર્યો— જનસંઘર્ષ સમિતિ અને છાત્ર સંઘર્ષ સમિતિ. આ સંગઠનોની મદદથી તેમણે ઘણાં ગ્રામીણ ક્ષેત્રોમાં જનતા સરકાર સ્થાપવા પ્રયાસ કર્યો.

સંપૂર્ણ ક્રાંતિ સારુ લોકઆન્દોલન કરવામાં, નબળા વર્ગના લોકોને પોતાના અધિકાર સારુ સંગઠિત કરવા ઉપર, ખાસ ભાર મુકાવો જોઈએ એમ જે૦પી૦ માનતા હતા. એ આન્દોલન વર્ગ સંઘર્ષને ઉત્તેજન આપવા નહીં, સામાજિક ન્યાય સ્થાપવા સારુ હશે. એમને એ વાતની કલ્પના હતી કે આવાં આન્દોલન આડે સ્થાપિત હિતોવાળા લોકો ઘણાં વિઘ્નો ઊભા કરશે અને આન્દોલને એ વિઘ્નોને જીતવાં પડશે.

સંપૂર્ણ ક્રાંતિ અંગેની જે૦પી૦ની કલ્પનામાં (ક) વ્યક્તિગત અને સામાજિક જીવનના દરેક ક્ષેત્રમાં જડમૂળથી પરિવર્તન, (ખ) લોકોના એક આન્દોલન વડે, નીચેથી ઉપર સુધી કરવું— ઉપરથી કોઈ કેન્દ્રિત સરકાર વડે નહીં, (ગ) પણ મૈત્રી ભરેલી સરકારની બને એટલી મદદ લેવી અને (ઘ) સ્થાપિત હિતો કંઈ બાધા નાખે તો તેનો મુકાબલો કરવો—આ બધાં તત્ત્વોનો સમાવેશ થતો હતો.

૧૯૭૪-૧૯૭૬ સુધીના બિહાર આન્દોલન અને ત્યાર પછીનાં એમનાં લખાણો અને મુલાકાતોમાંથી જે૦પી૦ની સંપૂર્ણ-ક્રાંતિ અંગેની આ પાયાની લાક્ષણિકતાઓ તારવી શકાય. બ્રહ્માનંદના 'જયપ્રકાશ નારાયણ—ટુવર્ડ્ઝ ટોટલ રેવોલ્યુશન' ગ્રંથના ચોથા ભાગમાં એ એકત્રિત કરેલી જોવા મળે છે.*

બિહાર આન્દોલન વિષે બોલતાં જે૦પી૦એ કહ્યું હતું કે, આ સંઘર્ષ ચાર ઉદ્દેશોથી શરૂ થયો. ભ્રષ્ટાચાર નિર્મૂલન, ભાવવૃદ્ધિ, બેકારી અને શિક્ષણમાં ક્રાંતિ. જે અનિષ્ટ તત્ત્વો સામે આન્દોલન ઝૂઝે છે, તેમાંથી કોઈ પણ સમાજમા મૂળગામી પરિવર્તન લાવ્યા વિના શક્ય નથી. આ ઉદ્દેશો ભલે મર્યાદિત સ્વરૂપના દેખાતા હોય, પણ તે સર્વાંગીણ ક્રાંતિ વિના— રાજનૈતિક, આર્થિક, સામાજિક, શૈક્ષણિક, નૈતિક અને સાંસ્કૃતિક ક્રાંતિ વિના–સિદ્ધ ન થઈ શકે. એક બીજી જગાએ તેમણે કહ્યું : સંપૂર્ણ ક્રાંતિ સાત ક્રાંતિઓનું સંમિશ્રણ છે : સામાજિક, આર્થિક, રાજનૈતિક સાંસ્કૃતિક, વૈચારિક અથવા બૌદ્ધિક, શૈક્ષણિક અને આધ્યાત્મિક. આ આંકડાને તમે વધારી-ઘટાડી શકો છો. મૂળવિચાર વ્યક્તિગત અને સામૂહિક જીવનમાં એકી સાથે ક્રાંતિ લાવવાનો હતો.

જે૦પી૦એ એ વિષય પર ભાર મૂક્યો કે બિહાર આન્દોલને કેટલાંક એવાં પરિબળો ઊભાં કર્યાં છે કે જો એને સરખી રીતે સંગઠિત કરવામાં આવે અને દિશા આપવામાં આવે તો તે સમાજ પરિવર્તન અને નિર્માણમાં ભારગો ફાળો આપી શકે. દેશમાં બે નવી શક્તિઓ જાગી છે, તેમણે કહ્યું. 'એક જન-શક્તિ અને બીજી યુવાશક્તિ. બિહારમાં આ બે શક્તિઓનું સંગઠિત સ્વરૂપ જનસંઘર્ષ સમિતિ અને છાત્ર સંઘર્ષ સમિતિઓનું છે. આખા દેશમાં આવી સમિતિઓ રચાઈ રહી છે.'

સ્થાપિત હિતો તમામ પ્રકારના અન્યાયોની વિરુદ્ધના લોક-આન્દોલનનો વિરોધ કરી શકે એ વાતનું ભાન જે૦પી૦ને હતું એ એમના નિવેદનો પરથી સ્પષ્ટ છે. એમણે કહ્યું હતું કે. "એ તો દેખીતું જ છે કે આવી સંપૂર્ણ ક્રાંતિનો સમાજનાં અનેક જુદાં જુદાં ક્ષેત્રોમાં વિરોધ થવાનો. દરેક પ્રકારના સ્થાપિત હિતો વિઘ્નો નાખશે અને કદાચ સક્રિય પ્રતિકાર પણ કરે. આ વિષયમાં એક વધુ સૂચક વિધાન એમણે આ બાબતમાં બ્રહ્માનંદને આપેલી એક મુલાકાતમાં કર્યું. એમણે કહ્યું, "તમે જાણો છો તેમ સર્વોદયની પ્રવૃત્તિ તો એ રહે કે સમાજના સબળ તત્ત્વોનાં હૃદયપરિવર્તન થાય અને પોતાની જવાબદારીઓ અને ફરજોનું સ્મરણ કરીને સમાજનાં નબળાં તત્ત્વો સારુ કાંઈક કરે. મેં એની ઉપર આધાર રાખ્યો હતો, અને એ વિચારપ્રચાર પણ કર્યો હતો. મેં જોયું કે પરિસ્થિતિ પર એની બહુ ઓછી અસર પડી. તેથી મેં નક્કી કર્યું કે મારે નબળા વર્ગોને એ સલાહ આપવી જોઈએ કે તેઓ સંગઠિત થાય, મજબૂત બનીને સબળા વર્ગોની સામે લડાઈ ભલે ન કરે, પણ પોતાના અધિકારોનો દાવો જરૂર કરે. ભૂમિ સુધાર, રહેઠાણની જમીન તેવા બીજા કાયદાઓ એમને જે સગવડો આપે છે, તેનો લાભ ઉઠાવે. એમણે આ સગવડોનો લાભ લીધો નથી અને આપણે એવી આશા રાખીએ છીએ કે સબળા વર્ગો પોતાની ફરજ અદા કરશે અને આ બધી સગવડો ગરીબો સુધી પહોંચતી કરશે. પણ થોડા અપવાદો બાદ કરતાં એમ થયું નથી. તેથી મને લાગે છે કે તેમણે સંગઠિત થવું જોઈએ."

દરેક ક્રાંતિકારી આગળ મૂળ પ્રશ્ન તો એ જ હોય છે કે ધારેલું પરિવર્તન લાવવું શી રીતે? આ અંગે જે૦પી૦એ કહ્યું છે કે, "આ પ્રશ્નનો જવાબ શોધવા જતાં હું માર્ક્સવાદમાંથી લોકશાહી સમાજવાદ અને ત્યાંથી સર્વોદયમાં આવ્યો." આગળ ચાલતાં એમણે કહ્યું છે : "હું એ નિષ્કર્ષ પર પહોંચ્યો છું કે મારી અને બિહાર આન્દોલનની સામેના આ પ્રશ્નનો જવાબ કોઈ એક વિચારધારાના ચોકઠામાં મળવો શક્ય નથી. પછી ભલે વિચારધારા ગમે તેટલી મૂળગામી ભાસતી હોય." એમણે એવો ઈશારો કર્યો કે ક્રાંતિકારી આન્દોલન કેટલાંક મૂલ્યો પ્રત્યેની નિષ્ઠા અને કેટલાંક ધ્યેયો પર આધારિત હોવું જોઈએ.

મને જ્યાં સુધી જાણ છે ત્યાં સુધી જે૦પી૦એ ક્રાંતિકારી આન્દોલન કઈ મૂલ્યનિષ્ઠા અને મૂલ્યો પર આધારિત હોવું જોઈએ તેને અંગે કાંઈ ચોક્કસ લખાણ કર્યું નથી. પરંતુ એમનાં

* ગુજરાતીમાં 'સંપૂર્ણ ક્રાંતિની ખોજમાં'—લે. જયપ્રકાશ નારાયણ, યજ્ઞ પ્રકાશન, વડોદરામાં, આ વિચારો સંકલિત મળશે

હતું : " ભારતને તો આજે રાજનૈતિક ક્ષેત્રે અહિંસક સામાજિક ક્રાંતિની જરૂર છે— માત્ર એ નૈતિક કારણે જ નહીં કે તેનાથી હિંસા વધે છે. મારા સર્વોદયના મિત્રો હવે હું જે કહેવા જાઉં છું, તેનાથી કદાચ નવાઈ પામશે. હું જવાબદારીના પૂરા ભાન સાથે કહુ છું કે જો મને ખાતરી થશે કે હિંસા વિના લોકોની મુક્તિ શક્ય નથી તો જયપ્રકાશ નારાયણ પણ હિંસાનો રસ્તો લેશે. હું આ પાયાના પ્રશ્નો ઊભા કરી રહ્યો છું, કારણ કે એના વિના ગાંધી શતાબ્દીની ઊજવણીનો કાંઈ અર્થ નથી. સમાજ વ્યવસ્થા બદલવા અંગે આપણે કાંઈ કરી શકવાના ન હોઈએ તો મને એમાં રસ નથી."

જે૦પી૦એ સત્યની શોધ ખાતર જે મજલ પસાર કરી તેનુ અધ્યયન કરવાથી ઘણું શીખવા મળે એમ છે. તેઓ એક અહિંસક અસહકારી તરીકે ભારત છોડીને અમેરિકાના સ્વતંત્ર વાતાવરણમાં ભણવા ગયા હતા. અમેરિકામાં તેમને રાજકારણનો રસ જાગ્યો. અબ્રાહમ સેંડી નામના એક મિત્રની સોબતમાં તેમણે માર્ક્સવાદી સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો. તેઓ ત્યાં હતા તે અરસામાં તેઓ એમ. એન. રોયનાં લખાણોના સંપર્કમાં પણ આવ્યા. તે વખતે લેનિન સાથેના રોયના સ્થાનને લીધે જે૦પી૦ને એમને વિષે માન ઊપજ્યું. તેઓ એ નિષ્કર્ષ પર પહોંચ્યા કે ભારતની મુશ્કેલીઓનુ સાચું પૃથક્કરણ દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં જોવા મળે છે. દુર્ભાગ્યે જે૦પી૦ને એ ખબર નહોતી કે લેનિને ગાંધીજીની નિંદા કરવા અંગે રોયની ઝાટકણી કાઢી હતી. લેનિન એમ માનતા હતા કે ગાંધીજી બીજા ભારતીય નેતાઓ કરતાં નોખા પડીને સામ્રાજ્યવાદ અને સંસ્થાનવાદનો મુકાબલો કરવા સારુ લોકઆન્દોલન કરી રહ્યા હતા. રોયે ગાંધીજીના વલણ અંગેનો પોતાનો હુમલો ચાલુ રાખ્યો. જે૦પી૦ રોયના તર્કવાદી વલણથી આકર્ષાયા અને ગાંધીજીની વ્યૂહરચના અંગે તેઓ વિરક્ત થયા. અહિંસક અસહકારની ચળવળ અંગે એમની શ્રદ્ધા ઊઠી ગઈ.

તેઓ કોલંબિયામાં ઓહાયો યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્રની સ્નાતકોત્તર પદવી પ્રાપ્ત કરીને એક પાકા માર્ક્સવાદી રૂપે ભારત પાછા ફર્યા. ભારતમાં તેઓ પોતાનો વિદ્યાવ્યાસંગ ચાલુ રાખી ન શક્યા, કારણ કે રાષ્ટ્ર અંગેના એમના રસના પ્રમાણમાં વિદ્યા અંગેનો એમનો રસ ગૌણ હતો. જવાહરલાલ નેહરુનું ધ્યાન એમની તરફ ગયું. તેઓ કોંગ્રેસમાં જોડાયા. એમને સવિનય કાનૂનભંગનો ઇતિહાસ લખવાનું કામ સોંપવામાં આવ્યું. પણ ઘટનાચક્ર એટલું ઝડપથી ચાલ્યું કે જે૦પી૦ જાતે જ સવિનય કાનૂનભંગની લડતમાં પડી ગયા, અને તેમને પકડીને નાસિકની જેલમાં લઈ જવામાં આવ્યા. અહીં કોંગ્રેસ સોશલિસ્ટ પાર્ટીનો જન્મ થયો. ત્યાર સુધીમાં લેનિન પછીના આન્તરરાષ્ટ્રીય સામ્યવાદમાં આવેલા પરિવર્તનોને લીધે એને અંગેનો જે૦પી૦નો ભ્રમ ભાંગ્યો હતો. રશિયામાં ૧૯૨૮ પછી ધાર સ્ટાલિનના હાથમાં હતી. એમણે ગાંધી અને આઝાદીની લડતને ભૂંડવા અને પ્રતિજ્ઞાની કઢીને વખોડ્યાં. કોમ્યુનિસ્ટોએ જ્યારે આઝાદીની લડતની વિરુદ્ધ બ્રિટિશ સરકારને સહકાર આપ્યો ત્યારે જે૦પી૦એ કોમ્યુનિસ્ટ પાર્ટી અંગે વિશ્વાસ ગુમાવી દીધો.

રશિયાએ ૧૯૫૬ માં હંગેરી પર આક્રમણ કર્યું. ભારત સરકાર તરફે આનો કશો વિરોધ કરવામાં ન આવ્યો. સંયુક્ત રાષ્ટ્રસંઘમાં પણ ભારતના પ્રતિનિધિએ આવા નાનકડા દેશ પર આવા હીચકારા હુમલાને વખોડયો નહીં. પણ એક સામાન્ય નાગરિક તરીકે શ્રી જયપ્રકાશે એને અંગે અવાજ ઊઠાવ્યો. એટલું જ નહીં, પણ કહ્યું, કે " એક ભારતીય નાગરિક તરીકે મારું માથું એ જોઈ શરમથી ઢળી પડે છે કે મારા દેશના પ્રતિનિધિએ સત્ય, આઝાદી અને શાંતિના પાયાના સિદ્ધાન્તોની આવી નાસ્તિકતા ભરી અવહેલના કરી."

એવી જ રીતે તિબેટ પર જ્યારે ચીનનું આક્રમણ થયું ત્યારે જે૦પી૦એ એને વખોડી કાઢ્યું એટલું જ નહીં, પણ તિબેટ પર તેમણે દિલ્લીમાં એક આંતરરાષ્ટ્રીય સમ્મેલન બોલાવ્યું. એમણે કહ્યું : " આપણે ચીનને તિબેટ પર હુમલો કરતાં ભલે રોકી ન શક્યા પણ આક્રમણ અંગે મૂંગા રહીને આપણે શાંતિનું હિત સાધતા નથી." જે૦પી૦ એ રીતે આખી દુનિયામા માનવની મુક્તિના રખેવાળ હતા. તેઓ એક સિદ્ધાન્તનિષ્ઠ પુરુષ હતા અને ક્યાંય પણ લોકોની આઝાદીને જોખમ પહોંચે એને સાંખી લેવા તૈયાર નહોતા.

દેશની અંદર અને બહાર ઘટનાક્રમ એવો ચાલ્યો કે જેનાથી સિદ્ધ થયું કે સામ્યવાદીઓ રાજ્યના ચીમળાઈ જવાનાં સિદ્ધાન્તની નજીક પણ જઈ શકે એમ નહોતું. બલ્કે એ લોકો વધુને વધુ એકહથ્થુ સરકાર તરફ જઈ રહ્યા હતા અને પાડોશી દેશોની આઝાદી સારુ જોખમરૂપ બની રહ્યા હતા. આ જ ટાણે વિનોબાજી પોતાની ભૂદાન-ફિલસૂફી સાથે બહાર પડ્યા હતા. આ કાળ સુધીમાં એમ. એન. રોય પણ પોતાના મૂળ વિચારોથી ચાતરીને મૂળગામી માનવતાવાદ તરફ વળ્યા હતા. તેઓ પક્ષહીન સરકાર અંગે લખતા હતા. જે૦પી૦ને ભૂદાનમાં માત્ર જમીન વહેંચણીનો શાંતિમય ઉપાય જ નહીં, પણ પક્ષહીન લોકતંત્રનો પાયો પણ દેખાયો. જેમાં લોકો ગ્રામ પંચાયતના નમૂનાના આધારે લોકોના સર્વસમ્મત અભિપ્રાયથી નિર્ણયો કરતા હશે. તેઓ એવા નિર્ણય પર પહોંચ્યા કે શિક્ષણ અને જાગૃતિ દ્વારા જ સંપૂર્ણ ક્રાંતિ લાવી શકાય છે, રાજનૈતિક સત્તા અને કાયદાઓ દ્વારા નહીં.

જે૦પી૦એ સર્વોદય આન્દોલનમાં પૂરા દિલથી ઝંપલાવ્યું. તેઓ ગાંધીની અહિંસાના અભ્યાસી બન્યા એટલું જ નહીં, પણ એમણે ગાંધી વિચારોનું ભાષ્ય કરવા માંડ્યું. ૧૯૫૨માં 'જનતા' માં ગાંધીવાદ સારુ કેફિયત નામે એક લેખમાં તેઓ લખે છે : " ગાંધીવાદ સરકાર દ્વારા સત્તા કબજે કરવામાં શક્તિ વાપરતો નથી, પણ લોકો પાસે સીધા જઈ એમને પોતાના જીવનમાં ક્રાંતિ લાવવામા અને તે દ્વારા સમાજમાં ક્રાંતિ લાવવામાં સહાય કરે

છે. ગાંધીની પદ્ધતિ પાર્ટી અને વર્ગોને વટાવી જાય છે. કારણ કે તે બધી પાર્ટીઓ અને વર્ગોમાંથી ક્રાંતિકારી લોકોને પોતાની તરફ વાળવા માગે છે. સમાજવાદ. વર્ગની સામે વર્ગને ગોઠવીને આગળ વધવા માગે છે, ગાંધીવાદ વર્ગોને ચીરીને આગળ વધે છે. સમાજવાદ એક વર્ગને બીજા વર્ગ સામે છતાડીને વર્ગને ખતમ કરવા માગે છે, જે તર્કશુદ્ધ લાગતું નથી. ગાંધીવાદ વર્ગોના ભેદો ત્યજીને વર્ગોનું નિરાકરણ કરવા માગે છે. સમાજવાદ ને ગાંધીવાદ બંને વર્ગવિહીન સમાજરચના ચાહે છે, પણ ગાંધીવાદ અહીં અને અત્યારથી શરૂઆત કરવા માગે છે.

જે૦પી૦એ ભારતની રાજ્યવ્યવસ્થા અંગે લખાણ કર્યું હતું અને તેઓ એ અંગે બોલ્યા પણ હતા. તેઓ ઇચ્છતા હતા કે તે ભારતીય ઢબની હોવી જોઈએ—એની પરંપરાઓ અને એની સંસ્કૃતિ પર આધારિત હોવી જોઈએ. એમને 'આર્થિક માનવ'ની કલ્પના છોડીને માનવના નૈતિક પાયાને સ્વીકારવો પડ્યો હતો. જો એકબીજાને ઓળખતા સમાજના સંબંધો સ્થાપવા હોય તો રાજનૈતિક અને આર્થિક વિકેન્દ્રીકરણની ઉપયોગિતા પણ સ્વીકારવી જરૂરી છે એ તેમણે જોયું. રાજનૈતિક વિચારોમાં એમની નોંધપાત્ર દેણ રાજનીતિની જગાએ લોકનીતિ સ્થાપવાનો વિચાર છે. આ વિચારને સાંગોપાંગ રજૂ કરવામાં સર્વોદયના બીજા આગેવાનો જોડે જે૦પી૦નો પણ મોટો ફાળો હતો. જે૦પી૦ની ભવિષ્યવાણી કેટલી સાચી હતી અને આ પૃથ્વી પર માણસ જાત અથવા સારુ કેટલી ઉપયોગી હતી, તે અત્યારના કેટલાંક વલણો પરથી પુરવાર થાય છે.

( મૂળ અંગ્રેજી )

○ કે. અરુણાચલમ

## જયપ્રકાશ ને અધ્યાત્મ

સંપૂર્ણ ક્રાંતિના સંદર્ભમાં જયપ્રકાશજીએ જ્યારે એના આધ્યાત્મિક પાસાનો ઉલ્લેખ કર્યો, ત્યારે એની સામે બે પ્રકારની પ્રતિક્રિયાઓ વ્યક્ત થયેલી :

જેઓ ભૌતિકવાદી હતા, એ લોકોને લાગ્યું કે, આખરે આ માણસે અધ્યાત્મની વાત કરીને પોતાની જાતને સાવ જ નકામી સાબિત કરી દીધી !

જેઓ પરંપરાગત અધ્યાત્મવાદી હતા. તેઓ એમના મુખે નીકળેલી આ વાતથી ખૂબ ખુશ થઈ ગયા. કહે. આખરે પાછો પોતાના ખીલા આગળ પાછો આવી ગયો ખરો !

પરંતુ આ બેઉ પક્ષો એક વાત સાવ જ ભૂલી ગયા કે, જયપ્રકાશ કેવળ અધ્યાત્મની નહિ પણ આધ્યાત્મિક ક્રાંતિની વાત કરી રહ્યા હતા.

આમ તો જયપ્રકાશના જીવનમાં આ કોઈ તદ્દન નવી વાત હતી જ નહિ. તાર ટપાલ ખાતાના કર્મચારીઓના સંબંધમાં કેન્દ્ર સરકારના તે વખતના પ્રધાન શ્રી રફી અહમદ કિડવાઈ સાથે એમને જે વાતો થયેલી, એના વિષે વાત કરતાં, જ્યારે એમને લાગ્યું કે એમના કહેવામાં ને પોતે જે સમજ્યા હતા તેમાં ઘણું અંતર રહી ગયું છે. ત્યારે એમને લાગ્યું કે પોતે આ બાબતમાં કંઈક વધારે સાવધાન રહેવું જોઈતું હતું. એમ હોત તો આવી ભૂલ કદાપિ ન થઈ હોત. પોતાની એ ભૂલને માટે પ્રાયશ્ચિત રૂપે પૂના શહેરમાં એમણે એકવીસ દિવસના ઉપવાસ કરેલા. ને એ દિવસો દરમિયાનના પોતાના ચિંતનનો જે નિચોડ એમણે પ્રગટ કરેલો, એમાં ભલાઈના ઉગમ પાછળ રહેલા તત્ત્વની એમણે ચર્ચા કરેલી. ભૌતિકતા એ ભલાઈ માટેની પ્રેરણાનું એક માત્ર ઉગમસ્થાન બની શકે એમ નથી. એ વાત એમણે સાફ શબ્દોમાં કહેલી.

ભલાઈની પ્રેરણા જીવનનાં મૂલ્યોના સંદર્ભમાં જ નિર્માણ થાય છે. ને આ મૂલ્યો સમાજના સંદર્ભમાં જ અસ્તિત્વમાં આવી શકે છે. માણસે જો એકલા એકલા જ જીવવાનું હોત તો એ ભલો છે યા બૂરો છે. એવો કોઈ સવાલ જ ઊઠત નહિ. હિમાલયના એકાંતમાં ભમનારો માણસ ગાંધર્વની જેમ ગાતો રહે યા ગધેડાની માફક ભૂંકતો રહે, એના વિષે કોઈ સવાલ જ ઊઠવાનો નહિ. કેવળ ભૂત. ભવિષ્ય ને પૂર્વજન્મના યા મરણોત્તર જીવનની ચિંતા કરતા પરંપરાગત અધ્યાત્મની વાત જયપ્રકાશજીએ આધ્યાત્મિક ક્રાંતિના સંદર્ભમાં નહોતી કરી. એના કારણે સમાજમાં જે જે અનાચાર ને અન્યાય પ્રવર્તી રહ્યા છે, એને તેઓ બરાબર પિછાણી ચૂક્યા હતા. અસ્પૃશ્યતા તથા સ્ત્રી-પુરુષ વચ્ચેની અસમાનતા એની જ નિપજ હતી. પાપ પુણ્યની પરંપરાગત કલ્પનાએ માણસના કર્તૃત્વનો છેદ ઉડાડી મૂક્યો હતો. ને એને કારણે સામાજિક કર્તવ્યનું ભાન પણ સામાન્ય માણસ વિસરી ગયો હતો. એટલે જયપ્રકાશજી આવા પરંપરાગત અધ્યાત્મની વાત કરી શકે એમ હતા જ નહિ.

લેનિને એક વખત ભારતના કમ્યુનિસ્ટ કાર્યકર્તાઓને ગાંધીજી વિષે ચેતવતાં કહેલું કે, 'જો ગાંધીજીની શબ્દાવલીના ચક્કરમાં પડ્યા તો સંભવ છે કે એ તમને તમારો રસ્તો જ ભુલાવી દેશે. સામાન્ય માનવી સાથે સમજણ તો પૂલ બાંધવા માટે તેઓ એ પરમ્પરાગત શબ્દાવલીનો ઉપયોગ ભલે કરતા હોય. પરંતુ એમનો ઉદ્દેશ છે. સમાજમાં એક નવી સભાનતા પેદા કરવાનો.

ગાંધીજી રામરાજ્યની વાત કરતા ત્યારે તેઓ જન-સામાન્યના દિલ-દિમાગમાં એક સારા રાજ્યની જે પ્રતિમા ખડી થઈ ચૂકેલી હતી, તેના સંકેતરૂપે જ રામરાજ્યનું નામ લેતા. રામરાજ્ય શબ્દનો ગાંધીજીએ ઉપયોગ કર્યો, પરંતુ જેઓ શબ્દોને પકડીને જ ઝઘડા ઊભા કરનારા હતા, તેવા લોકોને એમનો વિરોધ કરવા માટેનું આથી એક સારું બહાનું મળી ગયેલું.

જયપ્રકાશ અધ્યાત્મ શબ્દનો ઉપયોગ સંપૂર્ણ ક્રાંતિના સંદર્ભમાં કરતા હોય તો એ અધ્યાત્મ પરંપરાગત અધ્યાત્મની

માફક માણસને કર્તૃત્વહીન બનાવી મૂકનાર, નસીબ ને દૈવવાદ સામે ઘૂંટણિયાં ટેકવી દેનાર યા પાપ-પુણ્યને આ લોક-પરલોકના ફેરામાં અટવાતો કરી મૂકનાર આધ્યાત્મ તો ન જ હોઈ શકે.

જીવનને માનવીય મૂલ્યોની દીક્ષા આપવી એને જ જયપ્રકાશ આધ્યાત્મિક ક્રાંતિ ગણતા હતા...એવું લાગ્યા વિના રહેતું નથી. ભારત-સેવક ગોખલે તથા ગાંધીજી—રાજનીતિના આધ્યાત્મિક-કરણની (સ્પિરિચ્યુઅલાઈઝેશન ઑફ પોલિટિક્સ) વાત જે અર્થમાં કરતા હતા, કંઈક એવો જ મતલબ જયપ્રકાશની આધ્યાત્મિક ક્રાંતિની વાતમાંથી નીકળે છે. જયપ્રકાશ પોતે પક્ષીય ને સત્તાની રાજનીતિથી ક્યારના અલગ થઈ ચૂક્યા હતા. પરંતુ રાજનીતિથી તેઓ પોતાની જાતને અલિપ્ત રાખી શકે એમ ન હતા. પરંપરાગત સર્વોદયવાદીઓ આ જ કારણસર એમના પર આક્ષેપ પણ કરતા હતા. પરંતુ જીવનના પ્રત્યેક પાસાને રાજનીતિનો સ્પર્શ લાગ્યા વિના રહેતો નથી, તો પછી કોઈ ગમે તે કરે તોય રાજનીતિથી અળગા શી રીતે રહી શકવાનું હતું? ગાંધીજી પોતે સત્તા યા પક્ષીય રાજનીતિમાં કદીય રહ્યા ન હતા. તેમ છતાં રાજનીતિથી પોતાની જાતને અલિપ્ત તેઓએ કદી રાખી ન હતી. સરહદના ગાંધી ખાન અબદુલ ગફારખાન એનું બીજું ઉદાહરણ છે.

એ પ્રકારની રાજનીતિને ધર્મ કહો યા અધ્યાત્મ કહો. એમની વચ્ચે મૂળભૂત એવું કોઈ અંતર નથી. તત્કાલિન ધર્મ યા અધ્યાત્મ રાજનીતિના પરિવેશમાં પ્રગટ થાય છે, ને દીર્ઘકાલીન રાજનીતિ, ધર્મ યા અધ્યાત્મનું રૂપ લઈ લેતી હોય છે. ઉતાવળીઓ ધાર્મિક રાજનીતિમાં ઘસડાઈ જાય છે. ને સુધીર રાજનીતિક ધાર્મિક યા આધ્યાત્મિક પુરુષ નીવડે છે. જયપ્રકાશ અધ્યાત્મની વાત કરે છે, ત્યારે તેઓ આ સંદર્ભમાં બોલતા હોય છે. ને આપણે પણ એ જ સંદર્ભમાં આધ્યાત્મિક ક્રાંતિનો વિચાર કરવો જોઈએ.

આજની રાજનીતિ મૂલ્યોની સજાગતાને અભાવે ખરીદ-વેચની સોદાગીરીની વસ્તુ બની ગઈ છે. જીવનનાં મૂલ્યોથી એને દીક્ષિત કરવામાં જો આપણે અસફળ નીવડ્યા તો રાજનીતિની લગામ સમાજનાં ગુંડાતત્ત્વોના હાથમાં ચાલી જશે. ને એ વાતાવરણમાં લોકતંત્ર પોતાની ઉપયોગિતા જ ખોઈ બેસશે. એ પરિસ્થિતિમાં લોકનીતિનું નિર્માણ દુષ્કર બની જશે. સર્વોદયને પણ પોતાની રાજનીતિ યા લોકનીતિ હશે, જો એની આધ્યાત્મિકતાની સફળતા પણ એ જ વસ્તુ પર નિર્ભર હશે કે, જીવનને મૂલ્યોની દીક્ષા આપવામાં એ કેટલું સફળ નીવડે છે.

સ્વાધીનતા હાંસિલ થયા બાદ આપણી રાજનીતિમા એકધારી અવનતિ જોતા આવીએ છીએ. ચૂંટણી અવલંબિત રાજનીતિનું ભ્રષ્ટ સ્વરૂપ દિન બ દિન આપણી સામે છતું થતું ગયું છે. જ્યાં રાજકીય દળો ધર્મ, કોમ, તથા પૈસાનો ઉપયોગ કરીને ચૂંટણીઓ જીતવી ગેરને વાજબી માનતા થઈ ગયા, ત્યાં પછી બંધારણમાં શું ને લખેલું હોય એ નકામું બની જાય છે. જયપ્રકાશ આ

સ્થિતિને બદલવા માટે બંને છેડેથી કામ કરી રહ્યા હતા. એક કામ હતું મતદાતાને દીક્ષિત કરવાનું; બીજું કામ હતું, રાજકીય પક્ષોને માટે સર્વસંમત એવી આચારસંહિતા ઘડી કાઢવાનું, 'ચૂંટણીની પ્રણાલિકામાં' પણ કેટલાક સુધારા એમણે સૂચવ્યા હતા, શ્રીમતી ઇંદિરા ગાંધીના કાર્યકાળ દરમિયાન ભ્રષ્ટતા ચરમ સીમાએ પહોંચી ગઈ હતી.

જયપ્રકાશજીએ 'સંપૂર્ણ ક્રાંતિ'ના કાર્યક્રમની ઘોષણા કરી, ત્યારે પણ એમણે સાફ સાફ કહી દીધેલું કે કેવળ સરકાર બદલવાનું કામ આપણે કરવાનું નથી. સાપનાથ ગયા ને નાગનાથ આવ્યા, યા નાગનાથ ગયા ને સાપનાથ આવ્યા, એથી આપણે કોઈ રીતે સંતોષ માની શકીએ એમ નથી. સંપૂર્ણ ક્રાંતિ જ આ અભિયાનનો ઉદ્દેશ છે.

રાજનીતિ જીવનનાં તમામ પાસાંઓને સ્પર્શનારી વસ્તુ છે. માટે જ રાજનૈતિક ભ્રષ્ટતા ચેપી રોગનાં જંતુઓની માફક જીવનનાં અન્ય ક્ષેત્રોને પણ ભ્રષ્ટ બનાવી દેતી હોય છે, ને ભ્રષ્ટ જીવનમા આધ્યાત્મિકતા ટકી જ શકતી નથી, આધ્યાત્મિકતાની વાત કરવી ને ખુલ્લેઆમ ભ્રષ્ટતાને દોર ચલાવતી જોયા કરવી એ બિલકુલ ખોટું છે. નિષ્પક્ષ હોવાનો મતલબ એવો ન હોઈ શકે કે ભ્રષ્ટતાને વિષે મોં બંધ કરીને બેસી રહેવું. નિષ્પક્ષ હોવાની સાચી મતલબ એ જ હોય કે ભ્રષ્ટતા ગમે તે પક્ષની હોય, એનો મુકાબલો કરવા તત્પર રહેવું.

ગાંધીજીની સત્યાગ્રહી, આધ્યાત્મિક રાજનીતિનો આ સિવાય બીજો કોઈ અર્થ જ ન થઈ શકે. ભારતમાં અંગ્રેજી રાજ સ્થપાયું એ વાતને ભગવાનનું વરદાન માનનારા લોકો પણ આ દેશમાં હતા. અંગ્રેજી રાજે લોકોને માટે કંઈક સારું-ભલાઈનું કામ પણ કર્યું હશે, પરંતુ એથીય અધિક બૂરાઈ એણે આચરી હતી. ગાંધીજીએ એનાં લેખાંજોખાં કરીને બતાવ્યું કે, ભારતમાં અંગ્રેજી રાજ ભગવાનનું વરદાન નથી, પણ શયતાની શાસન છે. એને તો ઉખાડી જ નાખવું જોઈએ. ને એ માટે એમણે સત્યાગ્રહનાં આન્દોલન ચલાવ્યાં. આધ્યાત્મિકતાનું નવું રૂપ ગાંધીજીને કારણે ઉજ્જવલ બન્યું. ગાંધીજીને રાજનીતિથી વેગળા રહેવાનું સૂચન કરનારા લોકો એ જમાનામાં પણ હતા. પરંતુ ગાંધીજી માનતા હતા કે વર્તમાન જીવનના શુદ્ધિકરણમાં સહયોગી ન બની શકે એવાં અધ્યાત્મની બે કોડી જેટલી પણ કિંમત નથી. ને રાજનીતિ એ જીવનનું એક મુખ્ય અંગ હોવાને કારણે એની ઉપેક્ષા કરીને કોઈ સાચો આધ્યાત્મવાદી બની શકે જ નહિ.

જીવનથી પણ નિરાળું-અળગું રહેનારું અધ્યાત્મ ખરું અધ્યાત્મ નથી. મૂલ્યોના સંદર્ભમાં અન્યાયની શક્તિ પેદા કરનારું તત્ત્વ અધ્યાત્મ છે. સત્તા પર અંકુશ રાખવામાં સફળ ન થાય એવું અધ્યાત્મ નકામું છે.

સત્તા માણસને ભ્રષ્ટ કરે છે, ને અતિ ઘણી સત્તા બેહદ ભ્રષ્ટ કરે છે. એથી જ સત્તાનું વિકેન્દ્રિકરણ થવું જોઈએ એમ જયપ્રકાશજી માનતા હતા. પંચાયતી રાજ તથા ગ્રામસ્વરાજ્યનું એમણે

સમર્થન કર્યું હતું. કારણ તેઓ આધ્યાત્મિક ભૂમિકા પર હતા. સત્તા જેમ ભ્રષ્ટતાનું કારણ બને છે, તેમ સત્તાહીનતા પણ માણસને ભ્રષ્ટતા તરફ ધકેલે છે. તેમાંય અતિ સત્તાહીનતા અતિ-ભ્રષ્ટ કરે છે. આ તથ્ય ગાંધીજી તથા જયપ્રકાશજીએ આત્મસાત્ કરેલું હતું. તદ્દન સત્તાવિહોણા માણસને ભ્રષ્ટતા સામે ઘૂંટણીએ પડતાં વાર લાગતી નથી. એટલે જ તો આવા તબક્કે સત્યાગ્રહ દ્વારા માણસને તારવો એ આધ્યાત્મિક કાર્ય છે.

જયપ્રકાશજીએ ગ્રામદાન આંદોલનમાં ભાગ લીધો એની પાછળ આ જ એમની દૃષ્ટિ હતી. ગાંધીજી આધ્યાત્મિક વ્યક્તિ હતા એ વાત પરંપરાગત અધ્યાત્મવાદીઓએ કદી મંજૂર રાખી ન હતી. આ દેશમાં આધ્યાત્મિક લોકોની પ્રતિમા ખરડાયેલી હતી. એટલે જયપ્રકાશજી પોતે અધ્યાત્મમાં વિશ્વાસ ધરાવનારા હોવા છતા એમણે કદી અધ્યાત્મનું નામ લીધું ન હતું. વાસ્તવમાં સાક્ષાત્ જીવનમાં એમણે જે જે કંઈ કામ કર્યાં તે બધાં જ આધ્યાત્મિક કોટીનાં હતાં.

સંપૂર્ણ ક્રાંતિની વાત જયપ્રકાશજીએ કરી, ને તેઓ એના આધ્યાત્મિક પાસાને નજરઅંદાજ શી રીતે કરી શકવાના હતા? અત્યંત નમ્રતાપૂર્વક તેઓએ સંપૂર્ણ ક્રાંતિનો આધ્યાત્મિક ક્રાંતિ તરીકે ઉલ્લેખ કર્યો છે. ને તે એટલા જ માટે કે આપણા દેશમાં અધ્યાત્મના ક્ષેત્રમાં અધિકાર અનધિકારની ચર્ચા બહુ ચાલ્યા કરતી હોય છે. આ અધિકાર અનધિકારના કારણે અધ્યાત્મ એ રાજનીતિના સ્તર પર ઊતરી આવે છે.

જીવનને મૂલ્યોની દીક્ષા દેવી એ અધ્યાત્મ જ છે. ને રાજ-નીતિ પણ જીવનનું એક મહત્ત્વનું અંગ જ છે. ભારતીય બંધા-રણમાં મૂલ્યો બાબતનો સંકેત આપણને મળી રહે છે. ન્યાય, સ્વતંત્રતા, સમતા, તથા બંધુતાની બુનિયાદ પર જ્યાં લગી ભારતનું નવનિર્માણ નહિ થાય ત્યાં લગી ભારત સુદૃઢ, સંપન્ન તથા એકાત્મ બની શકશે નહિ. ન તો ભારત પોતે આધ્યાત્મિક ભૂમિ હોવાનો દાવો કરી શકશે.

ન્યાયની ભાવના અહીં એટલી ક્ષીણ થઈ ગયેલી છે કે, જયપ્રકાશજી જેવા ભલા માણસને કોઈ પણ જાતની ન્યાયોચિત કાર્યવાહી કર્યા વિના જ જેલમા ગોંધી દેવામાં આવ્યા હતા. રાજનીતિમાં મૂલ્યોને જો કોઈ સ્થાન હોત તો શું આવી ઘટના કદી બની શકત ખરી?

સામાજિક જીવનમાં પણ ન્યાયની ભાવના એટલી તો ક્ષીણ થઈ ગયેલી છે કે જેની લાઠી એની જ ભેંસ વાળી પ્રણાલિ જ અહીં ચાલી રહી છે. રાજનૈતિક, આર્થિક તથા સામાજિક ક્ષેત્રને ન્યાયની દીક્ષા દેવામા અસફળતા મળે તો અધ્યાત્મ ખાટે ગયું હશે. લોભ ને ભયથી મુક્ત મન જ ન્યાયનો વિચાર કરી શકે છે. જયપ્રકાશનો પ્રયત્ન લોભ ને ભયથી મુક્ત એવા માનવીનું નિર્માણ કરવાનો હતો. લોભ ને ભયથી મુક્તિ મેળવવા માટે જ તેઓ લોકશક્તિ ઊભી કરવા મથી રહ્યા હતા.

સ્વતંત્રતા જ મારા જીવનનો મૂળ પ્રેરણા સ્રોત રહ્યો છે, એવું જયપ્રકાશ હંમેશાં કહેતા હતા. ને સ્વતંત્રતા એ જ સાચી, જે ન્યાયના નિર્માણમાં સહાયભૂત બને. ને ન્યાય એ જ સાચો, જે સ્વતંત્રતાનું સંવર્ધન કરી શકે. સમતાની યા ન્યાયની ક્ષિતિજ કેટલી વ્યાપક હોઈ શકે, એવું ભાન વિનોબાના સામ્યસૂત્રોથી આવી શકે છે. માનવીના જીવનનું ધ્યેય અર્થાત્ એનું સર્વોપરી ધ્યેય મામૂલી સમતા નથી, પરંતુ પરમ સામ્ય છે, એવું એમણે કહેલું છે. સમતા એ પરમસામ્યની દિશામાં ઉઠાવેલું પહેલું કદમ છે. સમતામાં આર્થિક તથા સામાજિક સમતાનો અંતર્ભાવ આવી જાય છે. લોકતંત્ર રૂપે રાજનીતિક સમતાની દિશામા દેશ એક કદમ ભરી ચૂક્યો છે. પરંતુ સંવિધાન અર્થાત્, બંધારણ સભાના સમાપન ભાષણમાં ડો. આંબેડકરે કહેલું તેમ, 'સમતાને જો આપણે આર્થિક તેમજ સામાજિક ક્ષેત્રમાં સ્થાપન ન કરી શક્યા, તો રાજનીતિક સમતા પણ નષ્ટ થઈ જશે.'

સ્વતંત્રતા એ જ સાચી, જે સમતાનું સંવર્ધન કરતી હોય, ને સમતા એ જ સાચી, જે સ્વતંત્રતાને નક્કર બનાવે. શબ્દમાં ઇતિહાસ તથા જીવનદૃષ્ટિ સંચિત થયેલી હોય છે. સ્ત્રી પુરુષ સમાનતાને મંજૂરી નહિ હોવાને કારણે જ બંધારણમાં બંધુતા શબ્દ દાખલ થયો છે. વાસ્તવમાં પોતાપણું શબ્દનો ઉપયોગ થવો જરૂરી હતો. પરંતુ પુરુષપ્રધાનતાનો દ્યોતક 'બંધુતા' શબ્દ એમાં આવ્યો છે. બંધુતાનું સ્તર જ્યારે અધ્યાત્મને સ્પર્શે છે, ત્યારે એમાં 'આત્મીયતા'. સ્ત્રીપુરુષ નિરપેક્ષ 'આત્મીયતા' સમાઈ જાય છે.

જયપ્રકાશનું અધ્યાત્મ ગાંધીજીના અધ્યાત્મની વધુ નિકટ છે, કારણ કે એમાં સત્યાગ્રહી સંઘર્ષને માટે પૂરી ગુંજાયેશ છે. ગાંધીજીના શબ્દો બાબત ઘણી બધી ચર્ચાઓ ચાલ્યા કરે છે. ગાંધીજી નાગરિક સહયોગ (સિવિલ એસિસ્ટન્સ) ની વાત વધારે કરતા હતા. નાગરિક સંઘર્ષ (સિવિલ રેઝિસ્ટન્સ)ની વાત ઓછી કરતા...એવું કહેવામાં આવે છે, નાગરિક સહયોગને માટે જયપ્રકાશજીએ જેટલા પ્રયાસ કર્યા છે, તેટલા કદાચ બીજા કોઈએ ભાગ્યે જ કર્યા હશે. કટોકટી કાળની ઘોષણા થઈ તેના થોડા દિવસ અગાઉ જ જયપ્રકાશજીને પૂનામાં ખબરપત્રીઓએ પૂછેલું, "શું આપ ફરીવાર ઇંદિરાજીને મળવા જાઓ ખરા?" જયપ્રકાશજીએ જવાબ આપેલો, 'હું એમને તો શું, એમના પટાવાળાને મળતાં અચકાઈશ નહિ... જો એનાથી કંઈ પરિણામ આવવાનું હોય તો.'"

જયપ્રકાશજી સહયોગ જ ઇચ્છતા હતા. પરંતુ સ્વાર્થવશ સત્તાધારીઓનાં દિલ-દિમાગ કોક વાર એટલી હદે ઠરી જાય છે કે એને પ્રવાહિત કર્યા વિના સહયોગ થઈ જ નથી શકતો. સત્યા-ગ્રહી સંઘર્ષ એક એવું આધ્યાત્મિક સાધન છે કે જે ઠરી ગયેલી ભાવનાઓ તથા બુદ્ધિને પીગળાવીને પ્રવાહિત કરે છે. ને સહયોગ માટેનો માર્ગ ખુલ્લો કરી આપે છે. એવો આધ્યાત્મિક સંઘર્ષ ઉત્તમ પ્રકારના સહયોગનું જ એક રૂપ હોય છે.

સંઘર્ષનું રૂપ ત્યારે જ આધ્યાત્મિક બને છે, જ્યારે એ લોભ ને ભયથી મુક્ત હોય છે ને એનો ઉદ્દેશ મૂલ્યોની સ્થાપના હોય છે. એવે વખતે સંઘર્ષ ત્રણ મોરચે કરવો પડતો હોય છે. પહેલો મોરચો, પારકી ગુલામી સામે હોય છે. બીજો મોરચો, સ્વકીયોની ગુલામી સામે હોય છે, ને ત્રીજો પોતાની ઇચ્છા-વાસનાઓના દાસત્વ સામેનો હોય છે. પોતાની કામનાઓ ને વાસનાઓના દાસ્ય સામેના મોરચા પર માણસ લડે છે ત્યારે જ એ મૂલ્યોનો પૂર્ણ ઉપાસક બને છે. ગાંધીજી તથા જયપ્રકાશજીનો સંઘર્ષ આ ત્રણે મોરચા પર સદાય ચાલ્યા કરતો. ને એટલા જ માટે એમનો સંઘર્ષ, આધ્યાત્મિક સ્તરે ઉન્નત કરનારો સંઘર્ષ બની રહેતો.

આધ્યાત્મિક વ્યક્તિ લૌકિક જયપરાજયની ખાસ પરવા નથી કરતી, કારણ કે સફળતા યા નિષ્ફળતા બાબતની એની પરિભાષા જ ભિન્ન હોય છે. કદીક લૌકિક સફળતા પણ એટલી ગઈ ગુજરી —અર્થાત્ નિમ્નતર કક્ષાની હોય છે કે, અલૌકિક નિષ્ફળતા એના કરતાં અનેકગણી તેજસ્વી હોય છે. જયપ્રકાશ પર જ્યારે સત્તાધારીઓએ નિષ્ફળતાના આરોપ ઝીંકવા માંડ્યા, ને એમને એનો જવાબ આપવાનો અવસર સુધ્ધાં આપ્યો નહિ, ત્યારે જયપ્રકાશજીએ પોતાનું ચિંતન જેલ ડાયરીમાં ટપકાવી લીધેલું જોવા મળે છે. જયપ્રકાશજીની બુદ્ધિ તથા આધ્યાત્મિક ભૂમિકા એ ચિંતનમાં સ્પષ્ટ થઈ જાય છે. પોતાના એ ચિંતનમાં એમણે આરંભમાં જ કહી દીધું છે કે, સફળતા ને નિષ્ફળતાની મારી પરિભાષા જ ભિન્ન છે, ને તે કેવી રીતે? સામાન્ય રીતે જગતમાં જેને નિષ્ફળતા તરીકે ઓળખવામાં આવે છે, એ બધી તો મારે માટે શોધની એક એક નવી મંજિલો હતી. ને એવી તો અગણિત મંજિલો એમણે પાર કરી હતી. તેઓ એ પણ જાણતા હતા કે, અધ્યાત્મનું ગંતવ્ય તો અન્યત્ર જ હોય છે. એ યાત્રામાં માણસ અધવચ્ચે ક્યાંય અટકી શકતો નથી.

જયપ્રકાશ અંત લગી એમના ગંતવ્યની એ દિશામા ગતિ કરતા જ રહેલા. આધ્યાત્મિક વ્યક્તિ લૌકિક લાભાલાભની સુખ-દુઃખની યા જયપરાજયની પરવા કરતી નથી. આધ્યાત્મિકતાની આ જ તો સૌથી મોટી કસોટી હોય છે. ને જયપ્રકાશનું જીવન આ અર્થમાં આધ્યાત્મિક જીવન જ હતું. આ પ્રકાશ કદાપિ નહિ બુઝાનાર અમર પ્રકાશ છે. અંધકારમાં ઉજાસ પ્રસરાવનારો પ્રકાશ!

(મૂળ હિંદી)

**○ યદુનાથ થત્તે**

## જયપ્રકાશની ધર્મદૃષ્ટિ

જયપ્રકાશજીની ધાર્મિક ભૂમિકા વિષે કંઈક લખવું એ કેવળ સાહસ જ નથી. દુસ્સાહસભર્યો પ્રયાસ છે. જેણે એમની આ ભૂમિકા વિષે કંઈ અભ્યાસ કર્યો નથી કે નથી એમની સાથે કદી આ વિષયની ચર્ચાય કરી, એના દુસ્સાહસ ને ધૃષ્ટતાની તો કોઈ સીમા જ નથી. આ વસ્તુ સમજવા છતાં આ લેખક એ જ કામ કરી રહ્યો છે. જ્યાં ફરિસ્તા પગ મૂકતાંય ગભરાય છે, તેવા ક્ષેત્રે આ લેખક આજે બેધડક પ્રવેશ કરી રહ્યો છે. આમેય જયપ્રકાશજીનું વિભૂતિમત્વ વિવાદાસ્પદ ગણાયું છે. એમની બાબતમાં અનેક સુબુદ્ધ નિરીક્ષકોના અભિપ્રાય અત્યંત વિવિધ ને પરસ્પર વિરોધી રહ્યા છે. આ વિરોધાભાસ છતાં એમના વ્યક્તિત્વની આભા આપણી સાર્વજનિક ક્ષિતિજને બરાબર આલોકિત કરતી રહી છે. એમનું સમગ્ર જીવન જેટલી માત્રામાં સાર્વજનિક રહ્યું છે, એટલું આ છેલ્લાં કેટલાંય વર્ષો થયાં બહુ થોડા ભારતીયોનું જીવન સાર્વજનિક રહ્યું હશે. એમના જીવનનાં મોટાભાગનાં વર્ષોમાં એમનું ખાનગી યા વ્યક્તિગત જીવન પ્રાયઃ શૂન્યવત્ રહ્યું છે. એમ કહીએ તો પણ એમાં કંઈ અતિશયોક્તિ નહિ થાય.

ગાંધીએ પોતાના વિષે કહેલું કે, 'આ સંસારમાં ધાર્મિક વ્યક્તિના વેશમાં વિચરનારા ઘણા બધા રાજનીતિક લોકો છે. પરંતુ હું પોતે રાજનીતિક વેશમાં વિચરનારો એક ધાર્મિક માણસ છું.' આમ છતાં આ દેશમાં તેમ જ પરદેશમાં ગાંધીને માટે કેટલાય આલોચકોએ ભોટ, ધર્મની ધજા લઈને ફરનારો ને એવું એવું કંઈ કેટલુંય કહી નાખેલું. જયપ્રકાશજીએ તો કોઈ દિવસ સાધુ યા ધાર્મિક પુરુષ હોવાનો દાવો જ કર્યો ન હતો, તેઓ કોઈ ધર્મમાં, યા ધર્મના ક્રિયાકાંડ યા વિધાનોમાં માનતાય નહિ. તેમ છતાં, કૃષ્ણમૂર્તિ જેને 'ધાર્મિક મનુષ્ય' કહે છે. એ અર્થમાં તેઓ કંઈક અંશે ધાર્મિક જરૂર હતા.

જ્યોર્જ બર્નાર્ડ શૉનું એક નાટક છે, જેનું શીર્ષક છે 'ધી ડેવિલ્સ ડિસાઈપલ'; અને ચાર્લ્સ ડિકન્સની નવલ કથા છે, જેનું શીર્ષક છે, 'ધ ટેલ ઑફ ટુ સિટીઝ'. એમાં સિડની કાર્ટન નામનું એક પાત્ર છે. શૉ ને ડિકન્સનાં આ બે પાત્રો વચ્ચે એમ તો કોઈ રીતે સરખામણી થઈ શકે એમ નથી. તેમ છતાં બંને વચ્ચે એક સમાનતા છે, ને તે એ કે, પોતાના કોઈ કશા જ સ્વાર્થનો વિચાર કરવા થોભ્યા વિના, આ બેઉ જણાંએ, પારકાના હિતાર્થે પોતાના પ્રાણ કાઢી આપેલા. 'ડેવિલ્સ ડિસાઈપલ'ના નાયકનું ચરિત્ર જોઈને તો પુરોહિત પોતે અવાક્ થઈ ગયેલો!

સેઈન્ટ ફ્રાન્સીસ ઑફ એસીસીએ જંગલી જાનવરોને—ખિસકોલી, ઉંદર જેવાં પ્રાણીને પોતાનાં મિત્ર બનાવેલાં. સંત તુકારામે કહ્યું કે, "વૃક્ષ વલ્લરી આમ્હાં વનચરે સોયરી" (આ ઝાડ, વેલા ને આ જંગલી જાનવર અમારાં સ્વજન છે.)

ને કૃષ્ણમૂર્તિએ કહ્યું કે, 'પેલું ચેરીનું વૃક્ષ ને આ હરિયાળી ધરોની પાંદડીઓ એ જાણે હું પોતે જ હોઉં એવું પ્રતીત થાય છે મને.'

જવાહરલાલજીને ગાંધીએ વિનોબા પછીના—બીજા નંબરના સત્યાગ્રહી તરીકે ઓળખાવ્યા, ત્યારે કેટલાક ગાંધીનિષ્ઠોએ એ સામે વાંધો ઉઠાવેલો કે, 'જવાહરલાલ તો નિરીશ્વરવાદી છે. કંઈ નહિ તો અજ્ઞેયવાદી તો છે જ.' ગાંધીજીની સત્યાગ્રહીઓ માટેની શરતોમાં એક શરત એવી પણ હતી કે, સત્યાગ્રહીને ઈશ્વરમાં શ્રદ્ધા હોવી જોઈએ. જવાહરલાલજીને સત્યાગ્રહી બનાવવા સામેના ગાંધીનિષ્ઠોના વિરોધનો વિનોબાજીએ જે જવાબ આપેલો, તેમાં એમણે કહેલું કે, "રામના ભક્ત બે પ્રકારના હોઈ શકે છે, એક કૌશલ્યા જેવા, ને બીજા સીતા જેવા. કૌશલ્યાજી આખો દિવસ ને રાત, 'મારો રામ', 'મારો પ્યારો રામ', 'મારો દુલારો રામ,' કહી રામને પોકાર્યા કરતાં. પરંતુ સીતાને જ્યારે લોકોએ પૂછ્યું કે, 'રામ તમારા કોણ થાય?' ત્યારે એમણે કેવળ ઈશારાથી એમને સમજાવી દીધું કે, 'એ તો મારા પ્રાણનાથ છે', પરંતુ લક્ષ્મણનું નામ લઈને એમણે કહ્યું કે, 'એ તો મારા દિયરજી છે.'

જવાહરલાલજી ઈશ્વરનું નામ લેતા નહિ. પરંતુ એનો માર્ગ અવલંબીને ચાલનારા હતા. રામ-સીતાવાળી આખ્યાયિકાનું ઇંગિત આ જ છે. જયપ્રકાશની બાબતમાં પણ આ આખ્યાયિકાનું ઈંગિત લાગુ પાડી શકાય એમ છે.

સૌ કોઈ જાણે છે કે જયપ્રકાશજી પોતાની યુવાવસ્થામાં અભ્યાસ માટે અમેરિકા ગયેલા ને ત્યાં માર્ક્સવાદના આશક બની ગયેલા. કમ્યુનિઝમ પર જયપ્રકાશ ફિદા થઈ ગયેલા ને એ વિચારસરણીને એમણે પોતાના જીવનદર્શન તરીકે અપનાવી લીધેલી. એક વાર નેપોલિયને લેપ્લેસને આકાશનું ચિત્ર આંકતા જોયો. નેપોલિયને એને પૂછ્યું, "તારા આ આકાશમાં ઈશ્વર ક્યાં છે?" લેપલેસે કહ્યું કે, "મારી યોજનામાં ઈશ્વરનું ક્યાંય સ્થાન નથી." સોશિયાલિઝમ ને કમ્યુનિઝમનો નાતો પણ આવો જ છે. માર્ક્સે તો એટલે સુધી કહી નાખેલું કે, 'ધર્મ એ તો અફીણ જેવી એક નશાની વસ્તુ છે, એના નશામાં માણસ પોતાની જાતને—ઐહિક જીવનને ભૂલીને એક કલ્પનાની દુનિયામાં ખોવાઈ જાય છે.'

માર્ક્સવાદને અપનાવ્યા બાદ પરંપરાગત ધર્મ સાથેનો જયપ્રકાશજીનો સંબંધ સદંતર તૂટી ગયો હતો. વર્ષો બાદ જ્યારે તેઓ અખિલ હિંદ રાષ્ટ્રીય કોંગ્રેસના મહામંત્રી હતા ત્યારે કોઈએ એમને પૂછેલું; 'તમે ભગવત્ ગીતા વાંચી છે ખરી? એના વિષે આપનો શો અભિપ્રાય છે?' તો એમણે કહ્યું, 'એ પુસ્તક બીજી વાર વાંચવા જેવું નથી. એ પુસ્તકને તમે ઉડતી નજરે એક વાર ઉથલાવી ગયા હો તો બસ છે.'

પહેલવહેલા જયપ્રકાશજી ભૂદાનમાં આવ્યા ત્યારે સમૂહ-પ્રાર્થનામાં સામેલ તો થતા પણ તે કેવળ શિસ્તપાલનને ખાતર. વિનોબાની સામૂહિક મૌન પ્રાર્થનામાં પણ તેઓ એ નાતે જ સામેલ થતા. પરંતુ વિનોબાના પડાવ પર જે નિત્ય પ્રાર્થના થતી એમાં સામેલ થવા સામે એમને કંઈક વાંધો હતો. વાંધો એ જ કે, એમાં રામધૂન આદિ ધૂનો તથા અન્ય દેવતાઓનાં ભજનોનો સમાવેશ થતો હતો. આ ઉપરાંત એમાં ગીતા-ઉપનિષદ આદિનાં અવતરણો પણ આપવામાં આવતાં. આ બધી વાતોનું રોજ રટણ કરવામાં એમને કશો અર્થ દેખાતો નહિ. કેટલીયવાર વિનોબા સાથે એમને આ બાબત ચર્ચા પણ થતી. અલબત્ત, ભજનો સાંભળવા એમને ખૂબ ગમતાં. એ એમની રસિકતાનું એક લક્ષણ હતું, ભગવદ્ભક્તિનું લક્ષણ નહિ.

જેમ જેમ વિનોબા સાથેનો એમનો સંપર્ક વધતો ગયો તેમ તેમ એમના કાર્યક્રમોની બારીકીઓને ઊંડાણ લગી તેઓ પહોંચવા લાગ્યા. સામુદાયિક પ્રાર્થનાનું મહત્ત્વ પણ એમની સમજમાં આવવા લાગ્યું. આ બાબત બુનિયાદી પરિવર્તન એમનામાં ત્યારે જ આવ્યું જ્યારે એમની બુદ્ધિને એવા નિર્ણય પર આવવું પડ્યું કે કેવળ ભૌતિકતામાં ભલાઈનો સ્રોત હોઈ જ ન શકે. એનું ઊગમસ્થાન ક્યાંક બીજે જ હોવું જોઈએ, ને આ બાબતમાં એમણે જે અનોખું એવું આત્મનિવેદન કર્યું છે, એનું સ્થાન સર્વોદયના સાહિત્યમાં બહુ ઊંચું છે.

શ્રી અરવિંદે એક જગાએ લખ્યું છે કે 'માણસને નૈતિકતાનું શિક્ષણ આપી શકાતું નથી. કારણ કે બુદ્ધિ હૃદયનું સ્થાન લઈ શકતી નથી. નૈતિકતાના શિક્ષણનું દ્વાર હૃદય છે, બુદ્ધિ નહિ.' જે૦પી૦ એક અત્યંત હૃદયવાન વ્યક્તિ હતા. એમના હૃદયની વ્યાપકતા અસીમ હતી. સારાં કામમાં તેઓ સહજભાવે પ્રવૃત્ત થતા હતા. યા તો એમ કહો કે, તેઓ ભલાઈ કરતા નહોતા, ભલાઈ એમનાથી સહજભાવે, આપોઆપ થઈ જતી.

જે૦પી૦ એક નીતિવાન વ્યક્તિ હતા, કારણ કે પહેલાં પ્રથમ તેઓ હૃદયવાન વ્યક્તિ હતા. એમાં પ્રભાવતીજીનું યોગદાન બહુ પ્રભાવશીલ રહ્યું છે. પ્રભાવતીજી એમનાં પ્રિય સખી હતાં. એટલું જ નહિ, એમનાં પ્રેરણાદાયી મિત્ર હતાં. જે૦પી૦ તો એમને દેવી જ માનતા. પ્રભાવતીજીના ચિત્તમાં જે૦પી૦ને માટે જે પૂજ્યભાવ હતો, તે જયપ્રકાશજીના જીવનનો એક અણમોલ નિધિ હતો. પ્રભાવતીજીના મૃત્યુ બાદ જયપ્રકાશજી રામચરિત માનસનો નિત્ય પાઠ, તેમ જ જપયજ્ઞ આદિ પણ કરતા થઈ ગયેલા. તેઓ કદી કેવળ રૂક્ષ બુદ્ધિવાદી હતા જ નહિ. એમની બુદ્ધિનિષ્ઠા હૃદયનિષ્ઠા વડે સંપન્ન ને સમૃદ્ધ થયેલી હતી. હૃદયનિષ્ઠ વ્યક્તિ આસ્તિક હોય છે, નાસ્તિક નહિ. આસ્તિક એને કહેવાય કે જે જીવનની કીમત બીજાં અવાંતર મૂલ્યો વડે કદી આંકતો નથી. જીવન જ પરમ મૂલ્ય છે. જીવનનું મૂલ્ય આંકવા માટે બીજું કોઈ પરિમાણ માણસ પાસે છે જ નહિ. એ એક નિરપેક્ષ મૂલ્ય છે.

સાધારણ રીતે આપણે ઈશ્વરનિષ્ઠાને જ આસ્તિકતા માનીએ છીએ. પરંતુ કોકવાર એમ જોવા મળે છે કે કેટલીય બ્રહ્મનિષ્ઠ વ્યક્તિઓ આપણા સામાન્ય અર્થ પ્રમાણે ઈશ્વરનિષ્ઠ નથી

હોતી. શંકરાચાર્યે પણ ઈશ્વરને માયાસમન્વિત બ્રહ્મ, અર્થાત્ શબ્દ બ્રહ્મ જ માનેલ છે. જે મુક્ત થઈ ગયા, એમને માટે ઈશ્વર પણ નથી. કારણ કે બ્રહ્મ નિરુપાધિક છે, ને ઈશ્વર સોપાધિક છે. એટલે જ તો ઈશ્વરની સિદ્ધિને માટે શંકરાચાર્યે કેનોપનિષદનું એક બીજું ભાષ્ય લખ્યું. બ્રહ્મનિષ્ઠા ઈશ્વરનિષ્ઠા કરતાં વ્યાપક છે. કૃષ્ણમૂર્તિ જેવી બ્રહ્મનિષ્ઠ વ્યક્તિને સર્વસાધારણ અર્થમાં ઈશ્વરનિષ્ઠ વ્યક્તિ ગણી શકાય નહિ. કપિલમુનિએ બ્રહ્મને તો માન્યો પણ ઈશ્વરની બાબત એક સૂત્ર લખીને કહી નાખ્યું છે કે. ઈશ્વરના અસ્તિત્વનું કોઈ પ્રમાણ નથી. આસ્તિકતા ને નિરીશ્વરતા વચ્ચેનો ભેદ સમજાવવા માટે આટલું વિવેચન અહીં કરવું આવશ્યક હતું, માટે કર્યું છે.

સારાંશ એ કે નિરીશ્વરવાદ પણ અધાર્મિકતાનું લક્ષણ નથી. આપણી પરંપરા અનુસાર બૌદ્ધ અને જૈન ધર્મો ઈશ્વરને નથી માનતા. તેમ છતાં ધાર્મિકતામાં તેઓ કોઈથીયે ઊતરતા નથી. દુનિયાભરમાં જોઈએ તોયે માનવતાવાદના પ્રવર્તકો ઈશ્વરનિષ્ઠ નહોતા. જો કે કેટલીક ઈશ્વરપરાયણ વ્યક્તિઓએ માનવનિષ્ઠાને ઈશ્વરનિષ્ઠાની બરોબરીની માની છે. આ સંદર્ભમાં એલિએટની 'અબુ બિન આદમ' કવિતા પ્રસિદ્ધ જ છે.

આપણા સાથીઓમાં પ્રા. ગોરા નાસ્તિકતાવાદી હતા ને તેઓ એ વાદનું પ્રતિપાદન આગ્રહપૂર્વક કરતા હતા. પરંતુ સાધુતા તથા નૈતિકતાની બાબતમાં આપણી સામે ટક્કર ઝીલી શકે એવો, એમના જેવો માણસ ભાગ્યે જ કોઈ મળી આવે. તેઓ નિરીશ્વરવાદી હતા, છતાં કહેવું પડે છે કે, એમના જેવા દેવાત્મા જવલ્લે જ જોવા મળે. સમાજવાદીઓમાં તેમજ સામ્યવાદીઓમાં પણ, આવી દેવતુલ્ય વ્યક્તિઓ જોવા મળતી હોય છે. એમનાં જીવન અતિશય શુદ્ધ તેમજ સદાચારી હોય છે. પરંતુ આ લોકો ઈશ્વરનિષ્ઠા ને ધર્મને તો પાખંડ યા મૂઢતા જ ગણે છે.

જ્યૉર્જ બર્નાર્ડ શૉનું જ ઉદાહરણ લઈએ તેઓ પોતીકા એવા એક અનોખા ઢંગના સમાજવાદી હતા. ધર્મ કે ઈશ્વર જેવી કોઈ ચીજમાં માનતા નહિ. એમના 'એન્ડ્રોક્લીઝ એન્ડ ધ લાયન'માં તો હજરત ઈસાનું પણ મનોવૈજ્ઞાનિકની ઢબે એમણે વિશ્લેષણ કર્યું છે. પરંતુ 'સેઈન્ટ જોન' લખતી વખતે એની મનોભૂમિકા કંઈક બદલાયેલી જોવા મળે છે. ને એનાં પૂર્વવચન લખતી વખતે તો જાણે એમનું રૂપાંતર જ થઈ ગયું હોય એવું લાગે છે. એ લખાણમાં એમણે જીવનશક્તિને જ ઈશ્વરના તરીકે પ્રતિષ્ઠિત કરેલી છે. આ જીવનશક્તિ આપણી બુદ્ધિ, અભિરુચિ આદિ શક્તિઓથી ભિન્ન છે. બ્રહ્મની જેમ એની પણ કોઈ વ્યાખ્યા થઈ શકતી નથી.

જે.પી. [illegible] આત્મમીમાંસા કરવાનું [illegible] [illegible] કહી શકું હોઉં, તેવું અલબત્ત, હું પોતે એ જાણતો [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] છે. [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] જતો હું કદી જશે, તે હું પોતેય જાણતો નથી. એટલે જ તો જે૦પી૦ આ બાબત શું વિચારતા હતા, અથવા તો એ બાબત એમણે કદી વિચાર સરખો કર્યો હશે કે કેમ તે તેની મને બિલકુલ જાણ નથી. ઈશ્વરભક્તિ ને બ્રહ્મનિષ્ઠા યા બ્રહ્મજિજ્ઞાસા એ બે અલગ ભૂમિકા પરના ભાવ છે, એટલું જ અહીં મારે સૂચવવાનું છે.

જે૦પી૦ જેવા પુરુષને વિષે આપણે જ્યારે ધાર્મિકતા ને નૈતિકતાનો વિચાર કરવા બેસીએ છીએ, ત્યારે એમના સમગ્ર જીવનનો વિચાર આવશ્યક બની જાય છે. તેઓ પોતાના જીવનકાળ દરમિયાન અનેક વખત ગુપ્તવાસમાં રહેલા છે એમાં એમણે વેશ પણ બદલ્યા છે, નામ પણ બદલ્યાં છે ને તે એટલે સુધી કે, કદિક કદિક કોઈ અન્ય સ્ત્રીને પોતાની પત્ની તરીકે પણ ઓળખાવી છે. શુદ્ધ તાત્ત્વિક દૃષ્ટિએ જુઓ તો આ બધાં અસત્યાચરણ જ ગણાય. આવું અસત્યાચરણ કરીને જ એમના નિકટવર્તી સાથીઓએ પણ ૧૯૭૪માં લોકવ્યાપી આન્દોલન ચલાવેલું. ગાંધી વિનોબાની દૃષ્ટિએ તો આવું અસત્યાચરણ અસમર્થનીય જ ગણાય. અલબત્ત, એ વાત પણ સાચી કે ગાંધી વિનોબાના આન્દોલનમાં પણ એમના કેટલાક સાથીઓને ગુપ્તવાસ સેવવો પડેલો. ને એ બાબત જાણકારી હોવા છતાં ગાંધીએ કદી એમને ઉઘાડા પાડી દેવાનું કામ કર્યું ન હતું. આંદોલનોમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ચિઠ્ઠી પત્ર પહોંચાડવાનું કામ કરનારાઓએ બહુ ચાલાકીથી જાસૂસી કરવી પડતી.

પરંતુ જે૦પી૦ તો જાતે ગુપ્તવાસમાં રહેલા, ને ગુપ્તવાસમાં રહેનારાઓને સમર્થન પણ આપેલું. આ એક પ્રકારની બેવડી નીતિ તો ખરી જ. જેને અંગ્રેજીમાં duplicity કહે છે. આ બેવડી નીતિમાં છલના તો છે જ. એ બાબતમાં કંઈ વિશેષ વિવેચન કરી લેવું અહીં જરૂરી લાગે છે.

પ્રાચીન કાળ અર્થાત્ પુરાણકાળનીય પૂર્વે. આ પ્રકારની દ્વિધા-નીતિનાં અનેક રૂપ જોવા મળે છે. શ્રીરામ તેમજ શ્રીકૃષ્ણે પણ આ નીતિનું અનુસરણ કર્યું. રામને આવા આચરણ બાબત વાલ્મિકીનું સમર્થન મળેલું નહિ. એમણે તો એને 'સન્માર્ગચ્યુતિ' જ ગણાવેલ છે. પરંતુ શ્રીકૃષ્ણનાં આવા તમામ આચરણોનું નિરપવાદરૂપે સમર્થન કરવામાં આવ્યું છે. શુકાચાર્યે કહ્યું છે:

"સમરથકો નહિ દોષ ગુસાંઈ
જિમિ સબ રવિ અગ્નિ [illegible] જાહ્નવિ"

બ્રહ્મનિષ્ઠ મુક્ત પુરુષને માટે કશું જ બંધનકર્તા નથી રહેતું. ઉપનિષદમાં તો એવું વર્ણન કરતાં એટલે સુધી કહેલું છે કે, 'એ માણસ એવી બધી વાતની ચિંતા નથી કરવી પડતી કે, મેં સારું કામ કેમ ન કર્યું ને આ પાપ શું કામ કર્યું? એવા માણસને માતા પિતાનો વધ કરતાં યા ભ્રૂણહત્યાથી પણ કોઈ પાપ લાગતું નથી. એ નિસ્ત્રૈગુણ્ય—નિષ્પાપ રહિત છે. એને માટે કોઈ વિધિનિષેધ રહેતા નથી.

આ બાબતમાં તિલક તથા ગાંધી વચ્ચે મૂળભૂત મતભેદ પ્રવર્તતો હતો. 'યે યથા માં પ્રપદ્યન્તે' તથા '[illegible]

ઈમાન લોકાન ન હન્તિ ન નિબધ્યતે' પર 'અનાસક્તિ યોગ'ને 'ભગવદ્‌ગીતા રહસ્ય'નું વિવેચન, આ બાબત અભ્યાસ કરવા જોગ છે. 'ગીતા રહસ્ય'નું 'સિદ્ધાવસ્થા તથા વ્યવહાર' એ પ્રકરણ એ લોકમાન્યના જીવનદર્શનનું સારસર્વસ્વ છે. આ વિષયમાં ગાંધી તથા તિલક વચ્ચેનો કેટલોક વિવાદ 'યંગ ઇન્ડિયા'માં છપાયેલો. જેમાં તિલકે પોતાના 'સિદ્ધાવસ્થા તથા વ્યવહાર' પ્રકરણનો હવાલો આપેલો.

ગાંધીનું કહેવું એમ હતું કે. 'આ સંસારમાં હત્યા કરવા છતાં જેને પાપ લાગતું નથી. એવો તો કેવળ ઈશ્વર જ હોઈ શકે. મનુષ્યને એવો અધિકાર છે જ નહિ. ભલે પછી એ મુક્ત પુરુષ હોય તો પણ'. તિલકનું કહેવું એમ હતું કે, 'મનુષ્યે ઈશ્વરના આચરણનું યથાશક્તિ અનુસરણ કરવું જોઈએ. ગીતા પણ કહે છે કે "મમવર્ત્માનુવર્તન્તે મનુષ્યાઃ પાર્થ સર્વશઃ" અર્થાત ઈશ્વરે માર્ગ પ્રશસ્ત કર્યો છે, એ માર્ગે જ પોતપોતાની ગુંજાયેશ મુજબ મનુષ્યે ચાલવું જોઈએ. શરત એટલી જ કે, એ કર્મ નિષ્કામભાવે કરેલું હોય. એમાં કોઈ પ્રકારની લાલસા પોષવાની વૃત્તિ ન હોય. લોકકલ્યાણને ખાતર કદીક કદીક આપદ્‌ધર્મ રૂપે અસત્ય ને છળનો પ્રપંચ પણ કરવો પડે છે. એ ક્ષમ્ય તો નથી જ, છતાં આવશ્યક થઈ પડે છે. તિલક. શ્રી અરવિંદ તથા એમના જેવા બીજા સશસ્ત્ર ક્રાંતિકારીઓએ સમય આવ્યે કેટલીક વખત હિંસા તથા અસત્યનો આશ્રય લીધેલો. પરંતુ તેથી એમને કોઈએ દુરાચારી યા અનીતિમાન ગણ્યા નથી. શ્રીરામે તાડકા, શૂર્પણખા, વાલી આદિ પ્રત્યે અસત્યાચરણ કરેલું, તથા રાવણ કે જે પોતે ઋષિપુત્ર હતો. તથા મેઘનાદ કે જે સતી સુલોચનાનો પતિ હતો, છતાં એ બંનેનો વધ પણ કર્યો—ને તેમ છતાં રામ 'મર્યાદા પુરુષોત્તમ' કહેવાયા. શ્રીકૃષ્ણે જરાસંધ તથા જયદ્રથ વધને કાજે જે અસત્યનો આશ્રય લીધો ને ધર્મરાજને મુખેથી પણ 'નરો વા કુંજરો વા' કહેવડાવ્યું, એથી એમના પૂર્ણાવતાર બનવામાં રજમાત્ર ત્રુટિ આવી હોય એવું બન્યું નથી.

વિનોબાએ પણ પોતાના એક વર્ગમાં 'હત્વાપિ સ ઇમાન લોકાન'વાળો ગીતાનો શ્લોક સમજાવતાં આ પ્રકારનું નિવેદન કરેલું. મને યાદ છે ત્યાં લગી. એ પ્રસંગે એમણે પોતાની ગીતાઈ ચિંતનિકામાંથી પણ કેટલોક ભાગ વાંચી સંભળાવ્યો હતો. એ બધાનો સારાંશ એ હતો કે, સર્વના હિતને માટે અસત્ય તેમ જ હિંસાનો પ્રયોગ ગાંધી પૂર્વેના આધ્યાત્મિક પુરુષોએ પણ નિષિદ્ધ નહોતો માન્યો. સુજનોએ પણ આ પ્રકારની બેવડી નીતિને પ્રશસ્ત માની હતી.

શ્રી કૃષ્ણે વત્સાસુરનો વધ કર્યો, કારણ કે. એ રાક્ષસ વત્સનું રૂપ લઈને આવેલો હતો. એટલે લોકોએ કદી એમ ન કહ્યું કે, ગોપાળ થઈને એમણે ગોવત્સનો વધ કર્યો છે. સ્વયં ગાંધીએ વેદનામાં તરફડતા એક વાછડા પ્રત્યેની કરુણાથી પ્રેરાઈ અને મરણદાન કરેલું. પ્રાણાન્તકાળે અસહ્ય વેદનાથી પીડાઈ રહેલા માનવીને મરણદાન આપવું, એ પુણ્યકર્મ જ છે. એ વાત વિનોબાએ મરાઠા ઇતિહાસમાંથી ઉદાહરણો આપીને અમને સમજાવેલી. આમ "ધર્મસ્ય તત્ત્વમ્ નિહિતમ્ ગુહાયામ્"—વચનની સત્યતા જીવનમાં અનેકવાર પુરવાર થતી આવી છે.

જે૦પી૦ એ અધ્યાત્મનિષ્ઠ પુરુષોમાં શ્રી અરવિંદ, ભગવાન રમણ મહર્ષિ તથા કૃષ્ણમૂર્તિને શ્રેષ્ઠ માન્યા હતા. પરંતુ એમની શ્રદ્ધાના ભાજન તો ગાંધી-વિનોબા જ રહ્યા. એમાં ય વિનોબા તો ગાંધી કરતાં ય વિશેષ એમના શ્રદ્ધાભાજન રહ્યા. પરંતુ વિભૂતિનિષ્ઠા ને વિભૂતિપ્રામાણ્ય બે જુદી વસ્તુ છે. સ્વયં ગાંધીવિનોબાએ અનેક વ્યક્તિઓને પૂજનીય ગણી છે. કેટલીક વિભૂતિઓને શ્રદ્ધેય ગણી પ્રણમી છે. પરંતુ પોતાના જીવનમાં એમણે આત્મપ્રામાણ્યને જ સર્વોપરિ સ્થાન આપ્યું છે. જે૦પી૦એ પણ આ બાબતમાં સ્વાભાવિકપણે જાણે એમનું જ અનુવર્તન કર્યું છે.

પશ્ચિમના શાંતિવાદીઓમાં પણ શસ્ત્ર આંદોલન બાબત વિચારભિન્નતા પ્રવર્તે છે. એમણે એને અમુક પરિસ્થિતિઓમાં અનિવાર્ય ગણ્યું છે. એટલે કે એનું અવલંબન પ્રશસ્ત માન્યું છે, નિષિદ્ધ નહિ. જે૦પી૦ના વ્યક્તિત્વમાં અરવિંદ, તિલક, માર્ક્સ તથા ગાંધી-વિનોબા આ બધાંના શુભ સંસ્કાર સંકલિત થયા હતા.

આ સંદર્ભમાં મને હેન્રી મિલરની એક રૂપક કથા યાદ આવી જાય છે. આમ તો હેન્રી મિલર અશ્લીલ સાહિત્યનો લેખક ગણાય છે. પરંતુ એની આ રૂપક કથા ગજબની છે. એક માણસે બાવન ખૂન કરેલાં. ત્યાર પછી એને પસ્તાવો થવા લાગ્યો. એને થયું કે આ પાપના પ્રક્ષાલન માટે કોઈ ગુરુના શરણે જવું જોઈએ. એ દિવસોમાં એક મહાત્માની બહુ બોલબાલા હતી. પેલો માણસ એમના આશ્રમમાં પહોંચી ગયો. ચરણે પડી પ્રણામ કર્યા. ને ખૂબ દીનતાપૂર્વક કહેવા લાગ્યો, ભગવાન ! હું ઘોર પાપી છું. બાવન હત્યાઓનો અપરાધી છું. તે મારાં પાપ ધોવા માટે આપના શરણમાં આવ્યો છું. મારો ઉદ્ધાર કરો."

મહાત્માએ પૂરાં બે વરસ લગી એને પોતાના આશ્રમમાં રાખ્યો. એની પાસે તરેહ તરેહનાં વ્રત નિયમોનું પાલન કરાવ્યું. બે વરસ સુધી એ શરણાગત માણસનું આચરણ જોઈ લીધા પછી મહાત્મા એનાથી સંતુષ્ટ થઈ ગયા. ને એને કહ્યું, "હવે તું બેલાશક સંસારમાં પાછો જઈ શકશે. તું શુદ્ધ થઈ ગયો છે, હવે કોઈ વાતનો ડર નથી."

હત્યારાએ કહ્યું, "ભગવાન્ , મને વિશ્વાસ નથી બેસતો. તમે મને કોઈ એવી નિશાની આપો કે જેના આધારે હું જાણી શકું કે હું ખરેખર શુદ્ધ થઈ ગયો છું."

મહાત્માએ એને કાળા રંગનો એક અંગૂઠો આપ્યો ને કહ્યું, "જ્યારે આ કાળો અંગૂઠો સફેદ થઈ જાય, ત્યારે સમજી લેજે કે, તારાં બધાં પાપ ધોવાઈ ગયાં છે, ને એ જોવા ન મળે, ત્યાં લગી મેં આપેલા નિયમો ને વ્રત—આચાર અનુસાર ચાલ્યા કરજે." બિચારો પાપીઓ તો ત્યાંથી નીકળી પડ્યો, બહાર

સંસારમાં. ગુરુના આદેશ મુજબ ખંતપૂર્વક મન. આચાર ને નિયમપાલન કરતો રહ્યો. તીર્થાટન કરવા નીકળ્યો. તીર્થનાં પવિત્ર જળમાં પોતાનો પેલો કાળો અંગૂછો ડૂબાડીને ધોયા કરતો. પણ હજી લગી એના ધોળા થવાનાં કોઈ ચિહ્ન જણાતાં ન હતા. આમ કરતાં કરતાં બે વરસ વીતી ગયાં. આખરે હતાશ થઈ એણે વિચાર્યું કે, લાવ ફરીથી ગુરુજી પાસે જ જાઉં ને એમને જ રસ્તો પૂછું. એવો વિચાર કરીને ગુરુજીના આશ્રમ ભણી પગ ઉપાડ્યા. એ હવે ગુરુના આશ્રમની નજીક જ આવી પહોંચ્યો હતો. એટલામાં એણે જોયું કે, એક ઉદ્દંડ પુરુષ કોઈ એક સ્ત્રીને પજવી રહ્યો હતો, એના પર અત્યાચાર ગુજારી રહ્યો હતો. સ્ત્રી એનાથી ત્રાસીને ચીસો પાડી રહી હતી. હવે આ હત્યારાથી રહેવાયું નહિ, એણે પાસે જઈને પેલા પુરુષને વિનય, અનુનય કરીને સમજાવીને દુષ્ટતાથી વારી લેવાનો પ્રયાસ કર્યો. પરંતુ પેલો ન માન્યો તે ન જ માન્યો. આખરે સ્ત્રીનો ત્રાસ પેલાથી ન જોવાયો, ન સહેવાયો. ક્ષણ ભર એણે વિચાર કર્યો કે હવે શું કરવું? મારા હાથે એક હત્યા ઓર થવાની, બાવન હત્યાઓનું પાપ તો ચઢેલું જ છે. તેમાં હવે એક વધવાની...તે આમ વિચાર કરીને એણે પેલા દુષ્ટને ખતમ કરી નાખ્યો. ને પછી આશ્રમ ભણી ચાલવા લાગ્યો. પગ ઉપાડે તે પહેલા જોયું તો ગમછાનો રંગ સફેદ થઈ ગયો હતો. એ તો અવાચક જ થઈ ગયો.

તાત્પર્ય સ્પષ્ટ જ છે. સહજસ્ફૂર્ત નિષ્કામ પ્રેરણા પોતાના ઉદ્ધારનો વિચાર પણ ત્યજી દે છે. એમાં પોતાની જાતનો વિચાર જ નથી હોતો. સંપૂર્ણ નિર્મમત્વ જ હોય છે. એ પ્રેરણામાં અહમ્‌ને પ્રવેશ જ નથી હોતો. પેલા અપરાધીએ પોતાના ઉદ્ધારનો વિચાર સુધ્ધાં તજી દીધો, ને ત્યારે એનો અંતિમ અપરાધ જ એના ઉદ્ધારનું સાધન બની ગયો.

એક દિવસ કોઈ એક છોકરી કૂવામાંથી પાણી ખેંચતી હતી. પાણી ખેંચતા ખેંચતાં એ કૂવામાં ગબડી પડી. પાસે જ એક માણસ ઉભેલો હતો, એનાથી ન રહેવાયું. એણેય પેલીની પાછળ કૂવામા ભૂસકો માર્યો. પેલી છોકરી ને એ માણસ. બેઉ ડૂબકાં ખાવા લાગ્યાં. એટલામાં હોહા થઈ ગઈ ને કૂવાના થાળા પર ભેગા થઈ ગયેલા લોકોએ કૂવામા દોરડું લટકાવીને બેઉને ઉપર ખેંચી લીધાં. પૂછતા માલૂમ પડ્યું કે, છોકરીને બચાવવા માટે કૂવામા કૂદી પડનારા માણસને પોતાને તરતાં આવડતું નહોતું. લોકોએ કહ્યું. "ભલા માણસ! તરતાં નહોતું આવડતું તો પછી કૂવામાં ભૂસકો શું કામ માર્યો?" એણે જવાબ આપ્યો, 'મારાથી રહેવાયું નહિ, એટલે કૂદી પડ્યો, બીજો કોઈ વિચાર જ મનમાં આવ્યો નહિ." આ જીવનનો શુભાવેગ છે. આને Passion (પૅશન) કહે છે. એમા વિચારને માટે કોઈ અવકાશ જ નહિ. વિવેક પેદા થાય તે પૂર્વે જે આચરણ ઘટિત થાય છે તે.

જીવનની આ Passion જે૦પી૦મા ભરપૂર હતી. આ વ્યાપક જીવનનિષ્ઠામાથી જ કરુણા નિષ્પન્ન થતી હોય છે. આવી કરુણાથી જ જે૦પી૦નું વ્યક્તિત્વ તરબતર હતું. એમના શેખોદેવરા આશ્રમમાં એમના રહેઠાણના મકાન સામે એક બહુ સુંદર ઘટાદાર વૃક્ષ હતું. આશ્રમનાં મકાનો બાંધનારા સ્થપતિઓએ વૃક્ષ કાપી નાખવાનો આદેશ આપી દીધો હતો. એ જાણ્યું ત્યારે જે૦પી૦ ગદ્‌ગદ્ થઈ ગયા. કહે, 'ના ભાઈ, તમારા નકશા બદલો, પણ આ ઝાડને તમે છેડશો નહિ.' આ અદમ્ય જીવનનિષ્ઠા છે. આ વ્યાપક જીવનનિષ્ઠામાં પશુ, પક્ષી, વનસ્પતિ તથા સચરાચર સૃષ્ટિનો સમાવેશ થઈ જાય છે. આ નિષ્ઠા અનુસાર આ આખી સૃષ્ટિ જ પરમાત્માનું સગુણ રૂપ બની જાય છે. જે૦પી૦એ કદી સગુણ સાકાર રૂપની ઉપાસના કરેલી કે નહિ, એ તો એમના આશ્રમના અંતેવાસી જ વધારે જાણે. પરંતુ હું એટલું જાણું છું કે, આવા સગુણ સાકાર વિશ્વના જ તેઓ ઉપાસક હતા. આ મારું અવલોકન છે. જે૦પી૦ જેવા કરુણાવાન હતા એટલા જ તેઓ વિશ્વાસપરાયણ પણ હતા. તેઓ કોઈનીય સાથેનો વ્યવહાર અવિશ્વાસથી કરતા નહિ. એમની વિશ્વાસપરાયણતા કોકવાર ભોળપણની હદ સુધી પહોંચી જતી.

ભૂદાનની બાબતમાં એક વેળા એમણે વિનોબાને પૂછેલું કે, આપના આ અનુષ્ઠાનમાં કોઈ વાર કંઈ દોષ પણ નહિ થઈ જતા હોય? એવા દોષો પ્રત્યે આંખમિંચામણાં કરવા શું ઉચિત ગણાય? તો વિનોબાએ કહેલું, "આ અનુષ્ઠાન ઉપાસનાનું છે. ઉપાસનામાં થોડો ભ્રમનો અંશ હોય છે જ. પણ એના જ થકી તો ઉપાસના સિદ્ધ થાય છે. જ્યારે ખજૂરી તથા તાડનાં ઝાડ કાપવાનું અભિયાન અશુદ્ધ છે. કારણ એમાં નાહક વૃક્ષોની હત્યા થાય છે. આ બધાં ઝાડના પણ કોઈ ને કોઈ ઉપયોગ હોય છે એ વસ્તુ આપણે ભૂલવી ન જોઈએ. બ્રહ્મચર્ય સિદ્ધ કરવા માટે શું આપણે સ્ત્રીઓની સાર્વત્રિક હત્યા જરૂરી ગણીશું ખરા?" ત્યારે વિનોબાએ ગીતાનો હવાલો આપતાં કહ્યું: "સર્વારંભાહિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતા". ભૂદાન આન્દોલનના ઉપસંહાર ટાણે તો એમણે એટલે સુધી કહી નાખ્યું હતું કે, 'ભૂદાન બોગસ, બિહાર બોગસ ને બાબા પણ બોગસ.' એમાં કેવળ વ્યંગ નથી, પ્રામાણિક વસ્તુકથન છે અને પ્રામાણિકતા જ નમ્રતાની જનની છે. આ વિનયશીલતામાં વિનોબાની વિભૂતિની મહાનતા છે. સંત પુરુષોમા બાળસુલભ સરળતા હોય છે. કેટલાક સંપ્રદાયોમા એવી માન્યતા હોય છે કે કોઈ વિભૂતિસંપન્ન વ્યક્તિનું મૃત્યુ થાય, ત્યારે એને પરમ ધામ લગી દોરી જવા માટે એક નિર્દોષ બાળક આવીને એનો હાથ પકડી લે છે. બાળવૃત્તિની નિખાલસતા એ વિભૂતિમત્ત્વની એક પિછાણ છે.

નક્સલવાદીઓએ ફેંકેલો પડકાર ઝીલી લેવા જે૦પી૦ મુસહરી પહોંચી ગયા હતા. ત્યાં એક વાર કોઈએ એમને વાત કહી કે, લોકોએ એક નક્સલવાદીને અહીંથી ધમકી આપીને ભગાડી મૂક્યો, એની ઝૂંપડી પણ સળગાવી મૂકી, એનાં માબાપ રસ્તે રઝળતાં થઈ ગયા. ને એમને ભૂખે મરવાનો વારો આવ્યો છે. ત્યારે જે૦પી૦ ને પ્રભાવતીજીનું હૃદય પીગળી ગયું. ને તેઓ તાબડતોબ

પેલા કુટુંબની સહાય કરવા દોડી પહોંચ્યાં. આવી વિશુદ્ધ કરુણામાં પોતીકાં-પરાયાંનો વિચાર જ નથી હોતો. માનવીનાં દુઃખ–સંકટ દેખીને એ ગંગાજીની ધારા માફક સ્વભાવથી જ વહેવા લાગે છે.

૧૯૪૨ના આંદોલનમાં પૂજ્ય કાકા સાહેબ તથા પૂજ્ય કિશોરલાલભાઈ જેવા પવિત્ર પુરુષોએ પણ આઝાદીની લડત માટે ભાંગફોડ ને ગુપ્તતાનું સમર્થન કરેલું. જોકે પાછળથી એ વસ્તુનો એમણે પોતાની ભૂલ તરીકે સ્વીકાર પણ કરેલો.

અહીં એ યાદ રાખવાની જરૂર છે કે આ પ્રકારનાં અશુદ્ધ આચરણ ને પોતાના યા પોતાના સમૂહના સ્વાર્થને માટે જે અશુદ્ધ આચરણ કરવામાં આવે છે, તે બેની વચ્ચે સરખામણી હોઈ જ શકે નહિ.

ગાંધીજીના આંદોલનમાં પણ જેલમાં ગયેલા અમારા જેવા સત્યાગ્રહી કેદીઓ અનેક તરેહનો ભ્રષ્ટાચાર કરતા. જેલના કર્મચારીઓને કર્તવ્યભ્રષ્ટ કરતાં આંચકો અનુભવતા નહિ. મને સાંભરે છે કે, વિનોબા જેવા મહાપુરુષો, સાગરના શ્રી કેશવલાલજી ખાંડેકર તથા અકોલાના શ્રી દાદાસાહેબ પંડિત જેવા થોડાક માણસોના અપવાદ સિવાય બધા જ આમાં આવી જતા. આ બેઉ જણા તો જન્મસિદ્ધ સાધુપુરુષ હતા, એમની સાધુતા પ્રયત્નસિદ્ધ ન હતી. આવી વ્યક્તિઓ તો અમારા આંદોલન માટે ગૌરવરૂપ હતી. પરંતુ એ સમયનાં આપણાં ભ્રષ્ટાચારનાં કડવાં ફળ આજે આપણે સ્વરાજ્યોત્તર ભારતમાં ભોગવીએ રહ્યાં છીએ... એક વાર તો જે૦પી૦એ સુધ્ધાં ચોરીછૂપીથી જેલ બહાર પત્ર મોકલી આપવા પ્રયત્ન કરેલો. પરંતુ પ્રભાવતીજીએ દૃઢતાપૂર્વક એ પત્ર લઈ જવાની ના પાડી દીધેલી. હું તો એમાં એમના પતિપ્રેમની પરાકાષ્ઠા જ જોઉં છું.

જયપ્રકાશજી એક વીર પુરુષ હતા. વીર પુરુષનું હૃદય ઉદાર હોય છે. ઉદાર એટલે કે દરિયાદિલ. જેના હૃદયમાં બધાંનો સમાવેશ થાય. આ ઉદારતા વ્યાપક પ્રેમમાંથી પેદા થતી હોય છે. દલિત, પીડિત, વંચિત માનવતાને કાજે એમનું હૃદય વ્યથિત હતું. તમામ ક્રાંતિકારીઓના હૃદયમાં આ વ્યથાનું શગ હોય છે, તે જ રીતે માર્ક્સવાદીઓનો ક્રોપ પણ આ કરુણાનું જ સંતાન છે. અન્યના દુઃખે જે દુઃખી છે. તે જ અસલમાં ધાર્મિક છે. દયા ધર્મનું મૂળ છે. આવી કરુણા એ જે૦પી૦ના વ્યક્તિત્વનું કેળવેલું પોત ન હતું. એમનું સમગ્ર જીવન જ આ કરુણાથી ઓતપ્રોત હતું. એમના બધા જ પ્રતિકાર ને ભૂખહડતાલો પાછળ આ કરુણાની પ્રેરણા હતી. ભૂદાનમાં સામેલ થતાં પહેલાં દિનશા મહેતાના નિસર્ગોપચાર કેન્દ્રમાં એમણે જે ઉપવાસ કરેલા એમાં આ કરુણા અધિક વિશુદ્ધ તથા ઉદાત્ત રૂપે પ્રગટ થઈ હતી. કારણ એમાં પ્રતિકારની ગંધ સરખી ન હતી. નરદમ કરુણા જ કરુણા હતી. હવે આવી વ્યક્તિને ધાર્મિક કહેવાય કે નહિ. તે તો તમે જાણો. એમણે એનાં લેબલોની કદી પરવા કરી ન હતી.

• દાદા ધર્માધિકારી

## જયપ્રકાશજી અને ટ્રસ્ટીશિપ

૧૯૭૬ માં ભારતની કુલ ખાનગી કંપનીઓની સંખ્યા ૪૫૬૯૨ હતી. જેમાંથી ૭૯૫૯ પબ્લિક લિમિટેડ અને ૩૭૭૩૩ પ્રાઈવેટ લિમિટેડ હતી. બધીની મળીને કુલ મૂડી ૯૧૧૫ કરોડ રૂપિયા હતી. પબ્લિક લિમિટેડ કંપનીની મૂડી ૨૫૮૧ કરોડ અને પ્રાયવેટ લિમિટેડ કંપનીની ૬૫૭૯ કરોડ રૂપિયા હતી. આમાંથી ૬૭૪ કંપનીઓ સરકારી હતી અને તેની કુલ મૂડી ૬૩૫૭ કરોડ રૂપિયા હતી. ગેરસરકારી કંપનીઓની મૂડી ૨૭૫૮ કરોડ હતી. ૧૯૭૫માં ખાનગી ક્ષેત્રની કંપનીઓની માલિકીની સંપત્તિ ૧૦૫૫૦ કરોડની હતી. આ પૈકી કેટલીક માત્ર વેપારનું જ કામ કરતી. ખાનગી ક્ષેત્રમાં ઉત્પાદક ઉદ્યોગ કરનાર કંપનીઓનાં કારખાનામાં ૧૯૭૬માં ૬૮,૪૪,૦૦૦ કામગારો કામ કરતા હતા. આ ઉદ્યોગોમાં કામગાર દીઠ વાર્ષિક ઉત્પન્ન, ધાતુ સિવાયના બીજાં ક્ષેત્રોમાં, ૨૧૯૫ રૂપિયા અને સૂતર તેમ જ કપાસના સંયુક્ત વસ્ત્રોદ્યોગમાં ૩૯૮૮ થતું હતું. ૧૯૭૫માં હડતાળ અને તાળાબંધીના ૧૯૪૩ પ્રસંગો બન્યા હતા અને ૧૧,૪૩,૦૦૦ કામગારોને એની ઝાળ અડી હતી. માત્ર હડતાળને લીધે જ ૧,૬૭,૦૬,૦૦૦ કામના દિવસો નકામા ગયા. અને તાળાબંધીને લીધે ૫૧,૯૫,૦૦૦ દિવસો. ૧૯૭૭માં જુલાઈ માસ સુધીમાં એ બન્નેને લીધે ૫૬,૦૦,૦૦૦ કામના દિવસો એળે ગયા. કેટલીક હડતાળો માત્ર થોડા દિવસો જ ચાલી ને બીજી મહિનાઓ લગી લંબાઈ. પણ મૂડી અને શ્રમ વચ્ચેના સંબંધો વધુ ને વધુ તાણવાળા જ બનતા ગયા. ૧૯૭૬ પછી પણ આ પરિસ્થિતિ ખાસ સુધરી નથી.

મજૂર હડતાળ પર હોય એટલે ઉત્પાદન અને ઉત્પન્ન બંને ઘટે છે એ તો સ્પષ્ટ જ છે, પણ સામાજિક સ્વાસ્થ્ય જે પ્રમાણમાં બગડે છે તેની ગણતરી આંકડાઓમાં થઈ શકે એમ નથી. વ્યવસ્થાપક વર્ગ એટલે કે મૂડી અથવા મૂડીના પ્રતિનિધિ. અને શ્રમ કરનાર એટલે કે કોઈના કાંઈ નહીં. વ્યવસ્થાપક એટલે કે જાણે કે માલિક અને કામદાર એટલે જાણે નોકર ! અને સહેજે નોકરની શ્રમશક્તિમાંથી માલિકે વધુમાં વધુ નફો મેળવવાનો રહે. અને શક્ય હોય ત્યારે મજૂરોને ઓછામાં ઓછો મહેનતાણો આપવાનો. શ્રમિકોનું ધોરણ ઓછામાં ઓછું કામ કરી વધુમાં વધુ મજૂરી મેળવવાનું. આ બન્ને ધોરણો પરસ્પરવિરોધી છે પણ એ લગભગ સર્વમાન્ય છે. આમાંથી વ્યવસ્થાપક (એટલે કે મૂડીદાર) અને કામગારમાં પરસ્પર અવિશ્વાસ, ઝઘડો. કંકાસ અને વિરોધ સતત ભારેલો રહે છે. આ વાત સ્પષ્ટ હોવા છતાં આ પરિસ્થિતિ સમૂળગી બદલવા તરફ ધ્યાન આપવાને બદલે પરિણામ ઓછું ઘાતક કેમ નીવડે એટલો જ વિચાર શાસને અને અર્થશાસ્ત્રીઓએ કર્યો. મૂળ દુઃખ એમનું એમ રહ્યું. ગાબડું આડે પાળ બાંધવી દૂર રહી. ઉત્પાદન વૃદ્ધિની બૂમો પણ નિરર્થક બની. સમાજનું સ્વાસ્થ્ય સુધરવાને બદલે બગડતા તરફ વળ્યું. એનાથી રાષ્ટ્રીય પ્રગતિ વિષે શંકા અને ચિંતાનું વાતાવરણ

પ્રસરવા લાગ્યું. રાષ્ટ્રીય હિતને મહત્ત્વ આપનાર શક્તિઓનું લક્ષ આ પરિસ્થિતિ તરફ નહોતું એમ નહીં. પણ ઉમંગભેર આગળ આવી પ્રશ્નમાં હાથ નાખવા સારુ કોઈએ આગેવાની લીધી નહીં. શાસનકર્તાઓને ગતાગમ જ નહોતી. શાસન બહારના વિચારકોને ઉમંગ જ નહોતો. ઉદ્યોગપતિઓ કે મજૂર આગેવાનોએ ગજામાં લીધું હોત તો તેઓ રસ્તો શોધી શક્યા હોત. પણ પરસ્પર અવિશ્વાસને લીધે એમણે પણ આ તરફ દુર્લક્ષ કર્યું. આરોપ પ્રત્યારોપ કરવાથી આગળ એમની ગતિ ન થઈ. હડતાળ અને તાળાબંધીની સંખ્યા ૧૯૬૦માં ૧૩૫૭ હતી તે વરસોવરસ વધતી જ ગઈ. ૧૯૬૧માં ૫,૧૨,૦૦૦ કામગારો પર એની અસર થઈ તો ૧૯૬૬માં ૧૪,૧૦,૦૦૦ કામગારો પર થઈ.

એમ જણાય છે કે આ બગડતી પરિસ્થિતિ તરફ જયપ્રકાશનું લક્ષ બારીકાઈથી ગયું હશે. તે વખતે તેઓ જમીનનો પ્રશ્ન ઉકેલવામાં સંપૂર્ણ રીતે ખૂંપેલા હતા. આ જ અરસામાં ચીનનું આક્રમણ થયું અને મૂળમાં વિકટ પરિસ્થિતિ ગંભીર થઈ તેથી જયપ્રકાશજીએ ઉદ્યોગક્ષેત્રની અશાંતિનો તોડ લાવવા સારુ પગલાં માંડવાનો નિર્ધાર કર્યો. ૧૯૬૫ના માર્ચ માસમાં એક આંતરરાષ્ટ્રીય પરિષદ યોજી. પરિષદની ચર્ચાનો મુખ્ય વિષય 'ઉદ્યોગ અને વ્યવસાયની સામાજિક જવાબદારી' હતો. અનેક દેશોના પ્રતિનિધિઓવાળી પરિષદનું ઉદ્‌ઘાટન લાલબહાદુર શાસ્ત્રીએ કર્યું અને ૭ દિવસને અંતે ઉદ્યોગ અને વ્યવસાયની સામાજિક જવાબદારીઓનું જાહેરનામું બહાર પડયું.

પરિષદના નિર્ણયોની અમલબજવણી સારુ દિલ્હી, કલકત્તા અને મુંબઈમાં આવી સભાઓ જયપ્રકાશજીની પ્રેરણાથી થઈ. દિલ્હીમાં કામગારોની સામાજિક જવાબદારી વિષે એક મુસદ્દો સર્વસંમતિથી સ્વીકારાયો.

ફરી એકવાર રાષ્ટ્રીય પરિસ્થિતિનો નવો વળાંક આવવાથી આ બન્ને મહત્ત્વની પરિષદોના નિર્ણયોના અમલ કરાવવા સારુ જયપ્રકાશજી લક્ષ દઈ શક્યા નહીં. રાજકીય આંટીઘૂંટીઓમાંથી જયપ્રકાશજીની સૂક્ષ્મદૃષ્ટિને લોકશાહીના સંકટનાં ચિહ્નો જણાવા લાગ્યાં. લોકશાહીનું રક્ષણ એ તાકીદનું કામ હતું, એ સ્પષ્ટ છે. જયપ્રકાશજી એમાં ગૂંથાયા.

તોય ૧૯૬૨માં પ્રગટ કરેલા પોતાના વિચારોનો તંતુ તેમણે છોડ્યો નહોતો. ઉદ્યોગ અને વ્યવસાયમાં માલિકીનું સ્વરૂપ શું, માલિકી કોની, ફક્ત મૂડીની કે ફક્ત શ્રમની કે મૂડી અને શ્રમ બન્નેની સંયુક્ત માલિકી ? સંયુક્ત માલિકીમાં શ્રેષ્ઠ કોણ ? મૂડી કે શ્રમ ? આમાં સમાજનું સ્થાન શું ? સામાજિક માલિકીનો વ્યવસાય એટલે શું ? શાસનની માલિકી એટલે સમાજની માલિકી એમ માની શકાય કે ? કઈ વ્યવસ્થાથી શોષણમુક્ત સમાજ ઘડાય ? વગેરે પ્રશ્નો જયપ્રકાશજી સમક્ષ ખડા થયા. નવાઈની વાત એ હતી કે આ જ સુમારે ઇંગ્લેન્ડમાં જયપ્રકાશજીના એક સ્નેહી શ્રી શમાખર અને રર્નાર્ડ બાડરે જયપ્રકાશજીની સલાહથી જ સામાજિક માલિકી—માલિકની મૂડીનીયે નહીં અને શાસનનીયે નહીં' એવી માલિકીના ઉદ્યોગનું સ્વરૂપ કેવું હોવું જોઈએ અને કેવું હોઈ શકે તે વિષે એક પ્રયોગ શરૂ કર્યો હતો. એ વિષે શમાખરે કહ્યું, "આ અમારી કંપનીનો એક ક્રમ, અમારો એક આગ્રહ પણ છે. દરેક કોઈએ કહ્યું કે, આ પ્રયોગ ઝાઝો નહીં ટકે. માલિકી નાબૂદ કરીને કામ શી રીતે ચાલે ? અમે એ કરી દેખાડવાનું ધાર્યું. કામગારોએ ભાગીદાર થવાનું ઠરાવ્યું. અને ઉદ્યોગમાં લોકશાહી લાવવાનું કર્યું. પણ એને સારુ એમને સ્વેચ્છાએ કેટલીક મર્યાદાઓ નક્કી કરવી પડી.

૧. અમારો માલ અમે શસ્ત્રોત્પાદન સારુ વેચશું નહીં.
૨. ઉદ્યોગ વિષેના સર્વ નિર્ણયોમાં કામગાર સહભાગી થશે.
૩. પગારમાં ઓછામાં ઓછી વિષમતા રાખવાની.
૪. ચારસો-પાંચસો લોકોને કામ મળી શકે એટલો જ કંપનીનો આકાર રાખવાનો, કારણ એને લીધે કામ કરનારાઓ વચ્ચે માનવીય સંબંધો રહી શકે છે. અને
૫. નફાનો જેટલો ભાગ અમે લઈશું એટલો જ ભાગ અમે સમાજને આપીશું. અને હવે આ કંપની સમાજની. સમાજ સારુ અને સમાજે ચલાવેલી છે. ભવિષ્યકાળમાં કારખાનાનું સ્વરૂપ કેવું હોવું જોઈએ તેનો આ સુયોગ્ય નમૂનો છે.

"ગાંધીજીના નેતૃત્વમાં આટલી પ્રેરકતા હતી. છતાંય ઉત્પાદનનાં સાધનો અને એની માલિકી વિષે યુરોપમાં જેટલો વિચાર થયો એટલો ભારતમાં ન થયો." આ શબ્દોમાં જયપ્રકાશજીએ પોતાનો ખેદ વ્યક્ત કર્યો. "યુરોપના અનુભવનો આપણે લાભ પણ ન લીધો એ કમનસીબીની વાત છે. યુગોસ્લાવિયા જેવા નાનકડા રાષ્ટ્રે માલિકીના ક્ષેત્રમાં કરેલા સાહસભર્યા અને સફળ પ્રયોગની આપણે આપણા દેશમાં કદર પણ ન બૂઝી. આપણા આર્થિક ક્ષેત્રમાં હજુયે વીસમી સદીનું તંત્રશાસ્ત્ર અને ઓગણીસમી સદીનું માલિકીનું ચોકઠું ગળામાં ગળું ભેરવીને ચાલતું જણાય છે. આ દેશમાં મજૂર ચળવળની રચના જુનવાણી છે અને દૃષ્ટિ પછાત છે. આ બધું બદલવું હોય તો ઊંડું નવું ચિંતન કરવું પડશે. અને કેટલીક પુનર્રચના કરવી પડશે." આ શબ્દો વડે જયપ્રકાશજીએ ટ્રસ્ટીશિપના કામનું સૂતોવાચ કર્યું.

તેઓ આગળ કહે છે: "કામગાર એટલે માત્ર વેતનભોગી લોક નહીં, તેઓ પણ ટ્રસ્ટી છે. તેમણે પોતાની શ્રમશક્તિ અને કૌશલ્ય વગેરેનો ઉપયોગ સમાજના હિત સારુ કરવાનો છે. સમાજ સારુ વસ્તુઓ બનાવતાં હોઈ તેઓ પણ સમાજના સેવકો જ છે. તેમને માત્ર કામગાર માનીને દોઢસો વર્ષોથી જગતમાં મજૂર આન્દોલન ચાલે છે. કામગારોની સ્થિતિ સુધારવામાં એને થોડી ઘણી સફળતા પણ મળી છે. તોય મજૂર મજૂર જ છે, અને માલિક માલિક છે. કામગારને નામે જ્યાં ક્રાંતિ થઈ ત્યાં પણ મજૂર મજૂર જ રહ્યો, ફક્ત માલિક બદલાયા, તેથી કામગાર ચળવળની દિશા ઠરાવવામાં કાંઈક ભૂલ થઈ છે કે શું એનો વિચાર કરવો

જોઈએ. ખરું જોતાં સ્વાર્થવૃત્તિની પ્રવૃત્તિનો પ્રતિકાર સ્વાર્થ-ત્યાગવૃત્તિની ચળવળથી થવો જોઈએ. સઘળી સંપત્તિ સમાજની છે અને સૌએ સમાજનું ઋણ ફેડવાનું છે એ ભાવના સમાજ-વ્યાપી અને સમાજમાન્ય થવી જોઈએ. આ ભાવના એટલે ગાંધીજીએ આપેલો ટ્રસ્ટીશિપનો વિચાર. એ વિચારની દૃષ્ટિ નવો સમાજ બનાવવાની છે. એવો સમાજ કે જેને મન વ્યાપાર ઉદ્યોગ એ અંતિમ હોય નહીં પણ સમાજસેવાનાં સાધનો હશે. અંતિમ ધ્યેય હશે માનવ. તેથી આ વિચાર અને આ ભાવના સમાજમાં પ્રસરે અને પ્રત્યક્ષ અમલમાં આવે તે સારુ સતત પ્રયત્ન કરવો જોઈએ."

આ સતત પ્રયત્નના એક ભાગ તરીકે જ તેમણે કામગાર નેતાઓની એક અખિલ ભારતીય પરિષદ ૨૯મી માર્ચ ૧૯૬૬ને રોજ દિલ્લીમાં બોલાવી હતી. આ પરિષદમાં મજૂરોની સામાજિક જવાબદારીઓનું એક જાહેરનામું સ્વીકારાયું. એનાથી બરાબર એક વર્ષ પહેલાં માર્ચ ૧૯૬૫માં ઉદ્યોગ અને વ્યવસાયની પરિષદે સર્વસંમતિથી એક ઘોષણાપત્ર તૈયાર કર્યો એ આપણે ઉપર જોઈ ગયા. પણ બંને ઢંઢેરા વિષે અમલ કાંઈ થયો નહીં. રાજકીય અને રાષ્ટ્રીય પરિસ્થિતિ ઝડપથી બદલાઈ રહી હતી. ક્ષિતિજની પેલી પાર બળજબરીનાં વાદળાં ઘેરાતાં હતાં તે તરફ જયપ્રકાશજીનું ધ્યાન ગયું. તેથી ટ્રસ્ટીશિપના કામમાંથી ધ્યાન ખેંચી લઈને તેમને રાષ્ટ્રીય કાર્યોમાં પડવું પડયું. તોય ૧૯૬૯ના સપ્ટેમ્બરમાં મુંબઈના કેટલાક ઉદ્યોગપતિઓની એક સભામાં ૧૯૬૫ પછી શું શું કામ થયું હતું તેનું સરવૈયું મેળવવા જયપ્રકાશજી ખાસ હાજર રહ્યા. આ સભામાં એવું માન્ય કરવામાં આવ્યું કે ઉદ્યોગની સામાજિક જવાબદારી સ્પષ્ટ કરનાર એક કલમ, કંપનીઓનાં બંધારણમાં અને એના ઉદ્દેશમાં નાખવામાં આવે. ટાટા સમૂહની કેટલીક કંપનીઓએ પોતાની એક ખાસ સાધારણ સભામાં ૧૯૭૦માં આવી કલમ દાખલ કરવાનું માન્ય કર્યું. પણ એ કલમનો અમલ થયો કે નહીં એ કોણ જુએ? પૈસાનો વ્યવહાર બરાબર ચાલે છે કે નહીં એ જોવા સારુ જેમ હિસાબની તપાસ થાય છે તેમ સામાજિક જવાબદારી પાર પડે છે કે નહિ તે જોવા સારુ 'સોશ્યલ ઑડિટ'ની વ્યવસ્થા કરવાનું માન્ય કરવામાં આવેલું. બરાબર પાંચ વર્ષે જયપ્રકાશજીના પ્રયત્નને સારો એવો જવાબ મળ્યો.*

કામની પ્રગતિનો આવો મંદ વેગ અને બગડનારી રાષ્ટ્રીય પરિસ્થિતિની ઉતાવળ ગતિ જોઈને જયપ્રકાશજીએ ટ્રસ્ટીશિપને હજી વધુ સમય આપવાનું ધાર્યું. ૧૯૭૧-૭૨ના વર્ષમાં આ કામમાં મદદ કરવા સારુ સર્વોદય ચળવળના એક સહકાર્યકરને ખાસ મુંબઈમાં બોલાવી લીધો. લગભગ નવ અઠવાડિયાના અરસામાં અનેક ઉદ્યોગપતિઓ અને મોટા વેપારીઓની મુલાકાત લઈને ટ્રસ્ટીશિપના સિદ્ધાન્તની તરત અમલબજવણી એ વર્તમાન રાષ્ટ્રીય પરિસ્થિતિમાં કેટલી જરૂરી છે એ સમજાવ્યું. પણ લોકોને આ વિચાર જ પૂરતા પ્રમાણમાં સમજાયો નથી એમ જ્યારે સમજાયું ત્યારે મુલાકાતોમાંથી ઉત્પન્ન થયેલા વાતાવરણનું 'ફોલો-અપ' કરવાની જવાબદારી પેલા સહકાર્યકર્તા પર સોંપીને જયપ્રકાશજીને બીજા કામ સારુ અન્યત્ર જવું પડયું.

જયપ્રકાશજીની પ્રેરણાથી, પ્રયત્નથી અને કાર્યકર્તાઓની મહેનત વડે ટ્રસ્ટીશિપનો પ્રચાર અને પ્રયોગ કરવા સારુ મુંબઈમાં 'ટ્રસ્ટીશિપ ફાઉંડેશન' નામની એક સંસ્થા સ્થપાઈ. આ સંસ્થામાં વ્યવસાય, સમાજસેવા અને ઉદ્યોગના લોકો છે. જય-પ્રકાશજી જાતે સંસ્થાના કાર્ય અંગે કાળજી દેખાડતા. ૧૯૭૫ પછીના રાષ્ટ્રીય સંકટના કાળમાં, નાદુરસ્ત તબિયત હોવા છતાંયે આ સંસ્થાવતી ટ્રસ્ટીશિપના કામ વિષે વિચાર કરવા સારુ થતી સભાઓમાં તેઓ હાજર રહેતા અને આ કામમાં ભાગ લેવા કાર્યકર્તાઓ સાથે વ્યક્તિગત રીતે વાત પણ કરતા. એને લીધે ક્રમે ક્રમે મુંબઈમાં તો ટ્રસ્ટીશિપના વિચાર અને કાર્ય વિષે આસ્થા ધરાવનારી એક ટીમ ઊભી થઈ છે. આ ટીમના પ્રયત્નને લીધે કટોકટીના કાળમાં પણ ટ્રસ્ટીશિપના પ્રચારનું કામ મુંબઈમાં ચાલુ રહ્યું. તેઓ ઘણી વાર કહેતા, '૧૯૭૨માં હું ખાસ ટ્રસ્ટીશિપના કામ સારુ મુંબઈમાં બાર દિવસ રહ્યો. અનેક પ્રકારના સમૂહોને મળવાનું મેં કરાવ્યું. મજૂર નેતાઓ અને વેપારવ્યવસાય, શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રોના આગેવાનો-ની સભાઓમાં હું બોલી શક્યો. બીજાઓની સભામાં તબિયત અચાનક બગડવાથી હું ભાષણ કરી શક્યો નહીં. પણ આ કામ તમે આગળ ચલાવજો." ટ્રસ્ટીશિપના કામ અંગે તેમને જણાનાર અગત્ય કટોકટી વખતની જીવલેણ બીમારીમાં પણ સતત પ્રગટ થતી હતી.

કટોકટી ખતમ થયા પછી તરત જ ૨૭ ઑક્ટોબર ૧૯૭૭ને રોજ મુંબઈના ટ્રસ્ટીશિપ ફાઉન્ડેશન વતી એક રાષ્ટ્રીય પરિષદ ભરવામાં આવી. શ્રી મોરારજી દેસાઈએ એ પરિષદનું ઉદ્‌ઘાટન કર્યું. મુખ્ય મહેમાન તરીકે ઇંગ્લેંડની ટ્રસ્ટીશિપ જેવી કૉમન ઓનરશિપ મુવમેન્ટના મંત્રી શ્રી રોજર સોટેલ હાજર હતા. તેમણે ટ્રસ્ટીશિપ ફાઉન્ડેશનના મંત્રીને ઇંગ્લેંડ આવીને સમવિચારક લોકો સાથે વિચારવિનિમય કરવાનું નિમંત્રણ આપ્યું. મંત્રીએ યુરોપના ચાર દેશોની મુસાફરી કરી. આ પ્રવાસ દરમિયાન જણાયું કે જયપ્રકાશજીની ટ્રસ્ટીશિપ વિષયની વિચારણા અંગે ઘણાને માહિતી અને અત્યુત્સાહ છે. તેમજ જયપ્રકાશજીનું માર્ગદર્શન પ્રાપ્ત કર-વાની ઇચ્છા છે. તેથી ભારતમાં આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટીશિપ પરિષદ ભરવાનું ઠર્યું. આ પરિષદ તા. ૨૬ થી ૨૯મી ઑક્ટોબર ૧૯૭૮ સુધી બેંગલોરમાં ભરાઈ. પરિષદમાં ઇંગ્લેંડ, અમેરિકા, જર્મની અને ઑસ્ટ્રેલિયાથી પ્રતિનિધિઓ આવ્યા હતા. પરિષદની ફલ-શ્રુતિ અંગે જયપ્રકાશજીને ખૂબ જ આસ્થા અને અપેક્ષા હતી. એ આસ્થા પ્રગટ કરતાં તેઓ એક પત્રમાં કહે છે, "પરિષદના સંયોજકોની ઇચ્છાના જવાબમાં આજે તો હું એટલું જ કહીશ કે

* આ એના અમલને પણ દશ વર્ષ લાગી ગયાં. તાજેતરમાં જ ટાટા કંપનીનો સોશલ ઑડિટ રિપોર્ટ પ્રગટ થયો છે. —મો. દે.

પરિષદમાં હાજર રહેવાની મારી ઇચ્છા છે. પણ મારી તબિયતને લીધે આ વખતે તે શક્ય નથી. પરિષદમાં ટ્રસ્ટીશિપના જુદાં જુદાં પાસાં અંગે ચર્ચા થશે ને કાંઈક નિશ્ચિત કાર્યક્રમ ઘડવામાં આવશે એવી મને આશા છે."

પરિષદે માન્ય કરેલા નિવેદનમાં સામાજિક જવાબદારી બાબત ઉદ્યોગો અને વ્યાપારી સંસ્થાઓએ જાગરૂક રહેવાના ૧૯૬૫ની પરિષદના નિર્ણયને ટેકો આપ્યો. એક પગલું આગળ એ રીતે મૂક્યું કે રાષ્ટ્રીય અને સામાજિક ઉદ્દેશો અને આકાંક્ષાઓ પૂર્ણ કરવામાં સહકાર આપવો એ પણ ઉદ્યોગ અને વ્યાપારી સંસ્થાઓ તેમજ ઉદ્યોગપતિઓ અને વેપારીઓની જવાબદારી છે. પરિષદે આંતરરાષ્ટ્રીય સ્તર પર ટ્રસ્ટીશિપના વિચારનો પ્રભાવશાળી પ્રચાર કરવાનું પણ ઠરાવ્યું.

પણ આ બધું શાને સારુ?

એક નવો સમાજ બનાવવા સારુ. કેવો સમાજ? જયપ્રકાશજીના સ્વપ્નોનો નવો સમાજ કેવો હશે? તેઓ કહે છે— ઉત્પાદનનાં જે સાધનો છે તેની ઉપર સમાજની માલિકી હોવી જોઈએ અને જે સંપત્તિ ઉત્પન્ન થાય તે સમાજના હિત સારુ ખર્ચાવી જોઈએ. એને સારુ લોકમત બનાવવો જોઈએ. કોઈને કાયદા વડે ટ્રસ્ટી બનાવી ન શકાય, પણ વ્યક્તિગત માલિકી એ માનવ-સ્વભાવનો મૂળભૂત ગુણ છે. એ પણ માન્ય નહીં થાય, માનવ-સ્વભાવ પરિવર્તનશીલ છે. તેને જુદા જુદા પ્રકારના વલણ અને આકાર આપી શકાય તેથી જ તો શિક્ષણસંસ્થાઓ છે અને શિક્ષણકાર્ય ચાલે છે. માલિકીહકની ભાવના બાબત પણ શિક્ષણ આપી શકાય એમ છે. માણસ પોતાનો શ્રમ, બુદ્ધિ, કુશળતા વાપરીને, પ્રાકૃતિક સંપત્તિનો ઉપયોગ કરીને કાંઈક નવું નિર્માણ કરે છે, એને સારુ આખા સમાજની મદદ લેવી પડે છે. તે જ્યારે કોઈ કહે કે હું આ સંપત્તિનો માલિક છું તો તે સો ટકા ભૂલ છે, તે એક અસત્ય છે. ઉત્પાદનની પ્રક્રિયા એક સામૂહિક, સામાજિક પ્રક્રિયા છે. પ્રત્યક્ષ-અપ્રત્યક્ષ રીતે તેમાં અનેક લોકો મદદ કરતા હોય છે શ્રમ, મૂડી, બુદ્ધિ એકઠાં થઈને કામ કરે ત્યારે ઉત્પાદન થાય છે. તેથી તે ઉત્પાદનમાં આખા સમાજનો ભાગ છે. એક જણ કહેશે, 'મેં બુદ્ધિ વાપરી એટલે હું માલિક, બીજો કહેશે કે મેં મૂડી લગાડી એટલે હું માલિક'—આ સાવ ભૂલભરેલું છે મૂડી લગાડી એટલે તમે માલિક અને જેમણે મહેનત કરી તેમનો કાંઈ ભાગ નહીં? વ્યાજ અને મજૂરી આપી એટલાથી બચેલા પૂરા નફાના માલિક મૂડી લગાડનાર ન થઈ શકે. તે નફામાં આખા સમાજનો ભાગ છે. એક જવાબદાર સમાજ બનાવવાનો આ ક્રાંતિકારી વિચાર છે.

• ગોવિંદરાવ દેશપાંડે



ગુચ્છ ચાર

# ભાવિભણી દૃષ્ટિ

## જયપ્રકાશજીની દેણ અને આપણું કર્તવ્ય

આપણે શું લોકનાયકની સંપૂર્ણ ક્રાંતિની દિશામાં આગળ વધી રહ્યા છીએ? કે જનતા પાર્ટીના વિસર્જનથી આપણે નિરાશ થઈને બેઠા છીએ? જનતા પાર્ટી અને એની સરકાર જ સંપૂર્ણ ક્રાંતિનું સર્વસ્વ નહોતું. અલબત્ત જનતા પાર્ટીની સ્થાપના અને એની સરકાર એ એક આવશ્યક પગલું હતું. પણ જનતા પાર્ટી અને એની સરકારો બન્યા પછી અથવા એ સરકારો પડ્યા પછી આપણું કામ ખતમ નથી થતું.

જયપ્રકાશજીએ એ પણ કદી કહ્યું નહોતું કે શાસન દ્વારા સંપૂર્ણ ક્રાંતિની મંઝિલ પાર પડી શકશે. સંપૂર્ણ ક્રાંતિના ઉદ્દેશને અનુકૂળ સરકાર હોય તો આપણા કામમાં મદદ જરૂર મળી શકે. પણ મોટા ભાગનું કામ તો જનતાએ જ કરવાનું છે.

વિદેશી હકૂમતને હટાવવી એ સંપૂર્ણ ક્રાંતિની સરખામણીમાં સહેલું કામ હતું. એને સારુ રાષ્ટ્રની અસ્મિતાને જગવવી જરૂરી હતી અને આપણા નેતાઓએ એ કામ સારી રીતે કર્યું. પણ તે એક નકારાત્મક ભૂમિકા હતી. આપણા નેતા એને વિષે સારી રીતે જાણતા હતા. તેથી જ એમણે આઝાદીના આન્દોલન દરમ્યાન જ રાષ્ટ્ર-નિર્માણના કાર્યક્રમ પર પણ જોર દીધું હતું. દેશને સામ્રાજ્યવાદી સકંજામાંથી મુક્ત કરવો એ પહેલું કામ હતું. ત્યાર બાદ લોકશાહીના પાયા પર નવી સમાજવ્યવસ્થા બનાવવી છે. સંપૂર્ણ ક્રાંતિનું સૂત્ર એને જ અમલમાં મૂકવા સારુ છે.

આર્થિક અને સામાજિક વિષમતાનું નિરસન શી રીતે થશે એ જ આપણી સામે એક યક્ષપ્રશ્ન છે. આ જ સમસ્યાનો ઉકેલ શોધવામાં જયપ્રકાશજીની જીવનયાત્રામાં અને સાથે સાથે એમની વિચારયાત્રામાં અનેક પરિવર્તનો આવ્યાં. એને લીધે જ તેઓ માર્ક્સવાદી બન્યા. એ રસ્તો પર્યાપ્ત ન લાગ્યો ત્યારે ભૂદાની થઈ ગયા. એમ તો માર્ક્સિસ્ટ હોવા છતાંય ગાંધીજીના વિચારો અને એમનાં જીવનમૂલ્યોથી ઘણા પ્રભાવિત હતા. સાધ્ય-સાધન વિવેકને તેમણે અપનાવ્યો. તેથી ગાંધીજી પ્રણીત રચનાત્મક કાર્યમાં એમને રસ હતો. રચનાત્મક કાર્ય દ્વારા જન-સાધારણને સમતાનાં મૂલ્યોનું શિક્ષણ આપી શકાય છે. સામૂહિક જાગૃતિ કરવાનું એક પ્રભાવશાળી સાધન છે એમ માનીને ભૂદાન આન્દોલન સારુ લોકનાયકે પોતાનું જીવન જ અર્પિત કર્યું. જેવી રીતે આઝાદીના આન્દોલનમાં લોકોની રાષ્ટ્રીય અસ્મિતા જાગી ઊઠી તેવી રીતે ભૂદાન-ગ્રામદાન આન્દોલન દ્વારા સમતાધિષ્ઠિત નવસમાજ સારુ એક સમાજ-માનસ બનશે, એક નવી અસ્મિતા પેદા થશે એવી આશા લઈને તેઓ સર્વોદયી બન્યા. દુર્ભાગ્યે ભૂદાન–ગ્રામદાન આન્દોલનથી જે શક્તિઓ પ્રગટી એના પ્રમાણમાં કોંગ્રેસી શાસન મારફત જે આર્થિક નીતિઓ અપનાવવામાં આવી તેને પરિણામે જે શક્તિઓ બહાર આવી તે વધુ પ્રભાવશાળી સાબિત થઈ. ગરીબ વધુ ગરીબ અને અમીર વધુ અમીર થતા ગયા. સત્તા-પ્રાપ્તિનું ભૂત લગભગ બધી પાર્ટીઓને વળગી રહ્યું. કોંગ્રેસપાર્ટી-વાળા સમજવા લાગ્યા કે જાણે એમનું હમેશા સારુ સત્તાધિષ્ઠિત

રહેવું એ દેશના હિત સારુ જરૂરી છે. સારાનરસાંનો ખ્યાલ અભરાઈએ ચડાવવામાં આવ્યો અને તે વિરોધી પક્ષોને નેસ્તનાબૂદ કરવાની તમામ કોશિશો કરવામાં લાગી ગયા. વિરોધી પક્ષોવાળા પણ પોતાને સંભાળી ન શક્યા. સત્તાધારી પક્ષે જે રસ્તાઓ અપનાવ્યા તેનું જ અનુકરણ કરવા લાગ્યા. સાધ્ય-સાધનનો વિવેક ન રહ્યો. ધર્મનિરપેક્ષતાને નામે જાતિવાદને ઉત્તેજન આપવામાં આવ્યું. ઊંચનીચનો ખ્યાલ ખતમ થવાને બદલે ઊંચી જાતિવાળા આક્રમક બન્યા. મૂડીવાદીઓ, જમીનમાલિકો, નોકરશાહ વર્ગના લોકો સમાજ પ્રત્યેના પોતાના કર્તવ્યોને ભૂલી ગયા. સર્વહારા વર્ગના લોકો પર હુમલા થવા લાગ્યા. ચારેકોર ભ્રષ્ટાચાર ફેલાઈ ગયો. લોકતાંત્રિક વ્યવસ્થાનો પાયો હચમચી ગયો. ગરીબો સારુ ન્યાય ન રહ્યો. સ્વરાજ નામનું જ રહ્યું. અરાજકતાના કાળાં વાદળાં ઘેરાવા લાગ્યાં.

વીસ વર્ષો સુધી તનતોડ પ્રયત્ન કરવા છતાંયે જ્યારે આવી હાલત પેદા થઈ ગઈ ત્યારે જયપ્રકાશજીનું મન ચિંતાગ્રસ્ત થઈ ગયું. આ એકાધિકારવાદી ભ્રષ્ટાચારી મનહૂસ શક્તિઓનો સામનો કેવી રીતે થાય? કઈ શક્તિ આ બધાંની સામે ટકી શકે અને બહાદુરી સાથે લડી શકે તેની એ શોધ કરવા લાગ્યા. એટલામાં ગુજરાતના નવયુવકોએ ભ્રષ્ટાચારની વિરુદ્ધ પોતાનો જંગ શરૂ કર્યો. ભ્રષ્ટાચારની વિરુદ્ધ યુવાશક્તિને ખડી થતી જોઈને લોકનાયકને દિલાસો મળ્યો. તેથી જ તેમણે કહ્યું કે ગુજરાતથી મને રોશની મળી. એમની આ પ્રક્રિયાને લઈને સત્તાધારી લોકોએ ધાંધલ મચાવી દીધી હતી. જાણે કે જે૦પી૦ હિંસક આચારના ઠેકેદાર ન બન્યા હોય! ભ્રષ્ટાચાર, બેકારી, મોંઘવારી અને કુશિક્ષણની વિરુદ્ધ બિહારમાં જે આન્દોલન થયું તેનું નેતૃત્વ તેમણે અહિંસાના આચરણની શરત સાથે જ સ્વીકાર્યું હતું અને તે આન્દોલન પૂર્ણ રીતે શાંતિમય રહ્યું.

બિહાર આન્દોલન દરમ્યાન જે૦પી૦એ સંપૂર્ણ ક્રાંતિની ઘોષણા કરી. તેઓ જાણતા હતા કે સંપૂર્ણ ક્રાંતિ સારુ દેશના નવયુવકોએ મેદાનમાં ઊતરવું જોઈએ અને પોતાના વિચારો ગામડાંના નીચેમાં નીચેના વર્ગો સુધી પહોંચાડવા જોઈએ. એ લોકોમાં આત્મસમ્માનની ભાવના જગાડવાનું કામ યુવકોએ કરવું જોઈએ. શ્રમજીવી સમાજની અસ્મિતાને આધારે લોકસમિતિઓએ ધર્મનિરપેક્ષ, જાતિનિરપેક્ષ સામૂહિક શક્તિ દ્વારા પોતપોતાના ક્ષેત્રમાં જનસાધારણની સરકારો ચલાવવી જોઈએ.

જન જાગરણની આ પ્રક્રિયા બિહારમાં શરૂ થઈ અને ધીરે ધીરે જોર પકડી રહી હતી કે દેશના સ્તર પર રાજનૈતિક ક્ષેત્રમાં કેટલીક આકસ્મિક ઘટનાઓ બની. એને લીધે બિહાર આન્દોલનનો મૂળ રંગ જ બદલાઈ ગયો. કટોકટીની જાહેરાત થઈ અને આખા દેશમાં સંઘર્ષની હવા ફેલાઈ ગઈ. છેવટે સામાન્ય ચૂંટણીઓને પરિણામે શ્રીમતી ઇન્દિરા ગાંધીની પાર્ટી પદચ્યુત થઈ અને એની જગ્યાએ જનતા પાર્ટીની સરકાર આવી ગઈ.

એને લીધે લોકોમાં એક ગેરસમજ પેદા થઈ ગઈ. જે લોકો જયપ્રકાશના નેતૃત્વને માનતા હતા તે બધું સત્તાની પાછળ દોડવા લાગ્યા. જાણે કે સત્તા પ્રાપ્ત કરવાથી જ સંપૂર્ણ ક્રાંતિ ન થવાની હોય? એમણે કરવું તો એમ જોઈતું હતું કે પોતાના રચનાત્મક સંઘર્ષનું કાર્ય ચાલુ રાખી સમૂળા પરિવર્તનની દિશામાં આગળ વધે. રચનાત્મક કાર્ય માટે એક સારું વાતાવરણ મળ્યું હતું. પણ આપણે લોકો એનો લાભ ઉઠાવી ન શક્યા. ઘણા લોકો સંઘર્ષ જ સંઘર્ષની વાત કરતા રહ્યા, જ્યારે એમણે રચનાત્મક કામમાં લાગી જવું જોઈતું હતું. એ ખરું છે કે જયપ્રકાશજીએ રચનાત્મક કાર્યની સાથે જ સંઘર્ષની આવશ્યકતા પર ભાર મૂક્યો હતો પણ એનો અર્થ હરગિજ એ નહોતો થતો કે એમણે રચનાત્મક કામને નિષિદ્ધ માન્યું હતું. એમના પ્રતિપાદનનો અર્થ માત્ર એટલો જ હતો કે વખત આવતાં સંઘર્ષ પણ ચલાવવો પડશે. શાસનની વિરુદ્ધ સર્વોદયી કાર્યકર્તાઓએ કદી સત્યાગ્રહી આન્દોલન કરવું જ ન જોઈએ એવો આગ્રહ એમને માન્ય નહોતો.

જનતા પાર્ટીનું રાજ્ય સમાપ્ત થતાં ઘણા લોકો હાવરાબાવરા થઈ ગયા. એમને સંપૂર્ણ ક્રાંતિનું સમ્યક આકલન થઈ જ ન શક્યું. મહત્ત્વની વાત તો એ છે કે શાસન દ્વારા સંપૂર્ણ ક્રાંતિની પ્રક્રિયાને મદદ મળી શકે છે, પણ એને આકાર આપવાની જવાબદારી મોટે ભાગે જન સાધારણ પર હશે. એ કામ સારુ શ્રમજીવી લોકોમાં જાગૃતિ લાવવી અને તેમને સંગઠિત કરવા એ જ આપણું કર્તવ્ય છે. જયપ્રકાશજીના નેતૃત્વને માનનારાઓએ એને લગની સાથે કરવું જોઈએ.

સંપૂર્ણ ક્રાંતિના ઉદ્દેશને લઈને સત્તાધારી પક્ષનો સામનો કરે એવો કોઈ શક્તિશાળી વિકલ્પ આજે દેખાતો નથી. રાજનૈતિક પક્ષો પર લોકોનો વિશ્વાસ જ સમાપ્ત થઈ ગયો છે. જે લોકો રાજનૈતિક ક્ષેત્રમાં કામ કરવા ઇચ્છે છે તેમણે જનતાનો ખોયેલો વિશ્વાસ ફરી મેળવવો જોઈએ. દિવસે દિવસે ગરીબોની હાલત પડતી જાય છે. કાયદાનો ફાયદો એમને નથી મળતો. એમને સારુ દેશમાં અરાજકતા જેવી આવી ગઈ છે. એવી સ્થિતિમાં દુ:ખી લોકોની સાથે થઈ જવું એ આપણી ફરજ છે. રચનાત્મક કાર્ય વડે શક્ય તેટલું તેમનું દુ:ખ દૂર કરવાની કોશિશ થવી જોઈએ. અન્યાય સામે સંઘર્ષનો વારો આવે તો એનાથી પણ હટવું ન જોઈએ. એ તો રચનાત્મક સંઘર્ષ છે. એ દ્વારા શોષિત અને પીડિત જનસાધારણને જાગ્રત અને સંગઠિત કરવાથી જ એ શક્તિ પ્રગટ થશે જે સંપૂર્ણ ક્રાંતિના ધ્યેયને સાકાર કરી શકશે.

સંપૂર્ણ ક્રાંતિના ઠેકેદાર સર્વોદયી કાર્યકર્તાઓને ખબર હોવી જોઈએ કે સંઘર્ષની શોધમાં દોડવું એ એમનું કામ નથી. જનસંઘર્ષ આગળ હોય છે. જ્યારે તે એમની પર લદાય ત્યારે તેનાથી નાસવું નહીં. પણ રચનાત્મક કાર્ય દ્વારા લોકોમાં રાષ્ટ્રીય અસ્મિતા જગવી રાષ્ટ્રનિર્માણનાં કામોમાં લાગેલા રહેવું એ

રહે; અને પોતાના મતદાનવિસ્તારો સાથે કોઈ કોઈ વાર આંટો મારવા સિવાય જેમનો બીજો સંપર્ક તૂટી ગયો હોય. મતદાતાઓને એની ખબર નથી હોતી કે એમના પ્રતિનિધિઓ શું કરે છે અથવા પાર્લામેન્ટમાં કેવું કામ કરે છે. એ લોકો પોતાની નાની નાની ફરિયાદો અંગે એમની પાસે અરજીઓ ભલે મોકલતા હોય. કોઈ કોઈ વાર એનો જવાબ આપવામાં આવે છે, પણ મોટે ભાગે તો એની અવગણના જ કરવામાં આવે છે. જયપ્રકાશજીએ તેથી સક્રિય સ્તર પર 'નિગરાણી સમિતિઓ' રચવાની વાત કહી કે જે તે તે મતદાન ક્ષેત્રમાં અને પાર્લામેન્ટમાં પણ પોતાના પ્રતિનિધિઓના કામ અંગે નજર રાખી શકે. આ કામ સારુ તેઓ વિકેન્દ્રીકરણની પણ હિમાયત કરતા હતા. સાચી લોકશાહીમાં તો બહુકેન્દ્રી સમાજ હોવો જોઈએ અને સત્તા કેન્દ્ર-સરકારમાં જ કેન્દ્રિત ન થવી જોઈએ. ભારતના દરેક નાના એકમે પણ દેશના વહીવટમાં કાંઈક ભાગ ભજવવો જોઈએ એમ તેઓ માનતા.

પણ એમની 'સંપૂર્ણ ક્રાંતિ' તો માત્ર રાજનૈતિક સુધારા કરતા ઘણા વિશાળ ફલકને વ્યાપી વળે છે. તેઓ માનતા અને યોગ્ય રીતે માનતા કે લોકશાહી તો સર્વક્ષેત્રોમાં પ્રવર્તવી જોઈએ. એ માત્ર રાજનૈતિક જ નહીં, પણ સામાજિક અને આર્થિક ક્ષેત્રો સુધી પણ પહોંચવી જોઈએ. તેઓ સંપૂર્ણ ક્રાંતિના સામાજિક પાસાને ખૂબ અગત્ય આપતા. સમાજનાં ઘણાંય એવા અનિષ્ટો છે જેને દૂર કરવામાં આપણે હજુ સુધી સફળ થયા નથી. સૌથી પહેલી તો જાતિ પ્રથા છે. એ માણસ માણસને વિખૂટા પાડે છે અને માનવમાત્રની સમાનતાને સ્વીકારવાનો ઇન્કાર કરે છે. પછી અસ્પૃશ્યતા છે, જેનો બંધારણમાં તો પ્રતિબંધ કરવામાં આવ્યો છે, પણ એ કોઈ ને કોઈ ઓઠા હેઠળ ફૂલેફાલે છે. આપણે શરમ સાથે કબૂલ કરવું પડે છે કે આજે પણ એવા લાખો ગામડાં છે કે જ્યાં હરિજનો સવર્ણોના કૂવામાંથી પાણી ભરી નથી શકતા. કમનસીબે આ દીન દલિત લોકોનું આજે પણ દમન થઈ રહ્યું છે. વળી વાંકડા પૈઠણની પ્રથા છે, જે દીકરીના બાપને ખુવાર કરી મૂકે છે અને સરખો વાંકડો ન આપે ત્યાં સુધી એમની દીકરીઓનાં લગ્ન થઈ શકતાં નથી. હું એવા લોકોને ઓળખું છું કે જેઓ સરખો વાંકડો આપી ન શક્યા હોવાને કારણે જાણે કાયમી દેવામાં મુકાઈ ગયા ન હોય, એમ ખુવાર થઈ ગયા છે.

અને છેવટે વસ્તીના નિયંત્રણનો પ્રશ્ન છે. વસ્તીના નિયંત્રણ વિના આ દેશની કદી પ્રગતિ થઈ નહીં શકે. આપણે ગમે તેટલી સિદ્ધિઓ મેળવીએ તેનો પણ વસ્તીના વધારાને લીધે છેદ ઊડી જાય છે. અલબત્ત જયપ્રકાશજી કટોકટી દરમિયાન વસ્તી નિયંત્રણ સારુ વપરાયેલી પદ્ધતિઓમાં નહોતા માનતા પરંતુ દરેક નાગરિકને વસ્તી નિયંત્રણની અગત્ય ગળે ઉતરાવવા સારુ શિક્ષણ અને સમજણની જરૂર છે.

આર્થિક ક્ષેત્રમાં જયપ્રકાશજી સાચા સમાજવાદી હતા અને સમાજવાદની સાદી વ્યાખ્યા 'રોટી સાથે આઝાદી' છે. આઝાદી વિનાની રોટીનો અર્થ તાનાશાહી થાય છે. અને રોટી વિનાની આઝાદીનો અર્થ શોષણ થાય છે. તેઓ એક સમતાવાદી સમાજમાં માનતા હતા કે જ્યાં દેશમાં જેટલી જરૂર હોય અને જેટલું શક્ય હોય તેટલું ઉત્પાદન તો કરવામાં આવે જ, પણ એ ઉત્પન્નની દેશના લોકો વચ્ચે વાજબી વહેંચણી કરવામાં આવે. ઉદ્યોગોના લાભો અને યંત્રવિજ્ઞાનની પ્રગતિનાં ફળોનો લાભ જો સૌ લોકોને સરખે ભાગે ન મળે તો એની વાત કરવાનો કશો અર્થ નથી.

આપણી આઝાદીની પહેલી લડતના આગેવાન રાષ્ટ્રપિતા ગાંધીજી હતા; જયપ્રકાશજી આઝાદી અને નાગરિક સ્વાતંત્ર્યની બીજી લડતના આગેવાન હતા. પહેલી લડાઈ ભારતને બ્રિટિશ આધિપત્ય હેઠળથી મુક્ત કરવા સારુ હતી, બીજી લડાઈ પણ એટલી જ મહત્ત્વપૂર્ણ હતી. એણે ભારતમાં લોકશાહી મૂલ્યોને જાળવી રાખ્યાં અને ઘરગથ્થુ તાનાશાહીમાંથી મુક્તિ અપાવી, એ તાનાશાહી તો ઘણા અર્થોમાં બ્રિટિશ સરકારની આપખુદી કરતાં પણ બદતર હતી.

દુનિયામાં એવા બહુ ઓછા રાજકારણી લોકો હશે કે જે સત્તા અને મુરબ્બીવટની મહત્ત્વાકાંક્ષા વિના રાજકારણના ક્ષેત્રમાં પ્રવેશ કરતા હોય. આ બાબતમાં જયપ્રકાશજી એક નોંધપાત્ર અપવાદ હતા. એમણે તો કોઈ પ્રતિનિધિસભામાં સ્થાન સુધ્ધાં નહોતું ઇચ્છ્યું, એમણે કદી હોદ્દાની આકાંક્ષા રાખી નહોતી અને તેમણે લોકોના કલ્યાણ સારુ નિરંતર કામ કર્યું. પોતાની તબિયત ખરાબ હોવા છતાંય કટોકટીને હળવી કરવામાં આવી ને આગેવાનોને છોડવામાં આવ્યા અને પ્રેસની સ્વતંત્રતા પુનઃ સ્થપાઈ તેના વચગાળાના બે માસમાં એમણે કોઈ પણ માટીનો માણસ કરી શકે એનાથી વધારે કામ કરી બતાવ્યું.

(મૂળ અંગ્રેજી)

○ મોહમ્મદ કરીમ છાગલા

### જયપ્રકાશજી સાજા રહ્યા હોત તો...

કેટલીયે વાર મનમાં તરંગો ઊઠે છે કે ૧૯૭૭ થી ૧૯૭૯ સુધી જયપ્રકાશજી સાજા રહ્યા હોત તો દેશ અને દુનિયામાં શું શું થયું હોત અને શું શું ન થયું હોત! મહાપુરુષોનાં મગજ શી રીતે ચાલે છે, કેવી રીતે વિચારે છે તે જાણવાનો દાવો કોણ કરી શકે? ભવભૂતિએ સાચું જ કહ્યું છે—લોકોત્તરાણાં ચેતાંસિ કો હિ વિજ્ઞાતુમર્હતિ. ખેર, છતાં આપણે એમના મનોવ્યાપારોને જાણી શક્યા હોત!

પરંતુ એક વાત પાકી. ઝપાટાબંધ કથળતી જતી ભારતની રાજનૈતિક, આર્થિક, સામાજિક અને નૈતિક પરિસ્થિતિને જોઈ મૂંગે મોઢે સહન કરી બેસી રહેનારાઓ પૈકીના જયપ્રકાશજી

નહોતા. અને સંપૂર્ણ ક્રાંતિની કુંઠિત સ્થિતિને પણ એ ચૂપચાપ જોતા બેઠા રહ્યા ન હોત. આખી જિંદગીમાં એમણે ક્યારેય અન્યાય સાંખી લીધો નથી. અન્યાય, વિષમતા, શોષણ અને નૈતિક અધઃપતન સામે હમેશા એક યોદ્ધાની જેમ અડગ ઊભા રહી લડ્યા. આવી લડાઈઓમાં ક્યારેક એ જીત્યા તો ક્યારેક હાર્યા. પણ સફળતા યા નિષ્ફળતા કશાની એમણે ક્યારેય તમા રાખી નથી. ૧૯૭૫માં બંદી જીવનમાં એમની કલમે જે એક માત્ર અમર કવિતા અવતરી તેમાં એ પોતે જ લખે છે:

" જગ જિસે કહતા વિફલતા
શોધ કી હૈ મંજિલે "

દરેક નિષ્ફળતામાંથી એમણે પાઠ શીખી લીધો અને એમ સંપૂર્ણ ક્રાંતિના માર્ગ પર જીવનનો ડાયરો કદમ બ કદમ બદલતો ગયો.

૧૯૭૭માં એમના આશીર્વાદ પામી જનતા સરકારે કેટલાંયે બુનિયાદી અને સારાં કામો કર્યાં. પરંતુ બીજી આઝાદીના એ ઉષઃકાળે અનેક રાજપુરુષોને અતિઅધિક અમર્યાદ વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાની ઉધેઈ લાગી હતી. સાજા-સ્વસ્થ જયપ્રકાશજી દેશભરમાં ફરતા હોત, તરુણો સાથે જીવંત સંપર્ક રાખતા હોત, એમને અન્યાય-નિવારણનો તાત્કાલિક અને સંપૂર્ણ ક્રાંતિનો દીર્ઘકાલીન કાર્યક્રમ આપતા હોત; ૨૪ માર્ચ ૧૯૭૭ની કૉન્ફરન્સ મારફતે દેશ સમક્ષ લોકસમિતિના સંગઠનની વાત મૂકી હતી તેને કાર્યાન્વિત કરતા હોત, એ સંગઠન અને એની મારફત દેશની જનતાને સમજાવતા હોત કે એક વાર એક જ ઉધેઈ ઘૂસી તો આખી ઇમારતને કેવી રીતે અંદરથી ખોખલી કરી મૂકે છે; એ સમજાવી એ ઉધેઈને જડમૂળથી કાઢવા માટે લોકસમિતિઓ દ્વારા દેશની સુપ્ત લોકશક્તિને જાગ્રત અને સંગઠિત કરતા હોત; બે-ચાર વ્યક્તિઓના પ્રધાન મંત્રી બનવાના અભરખા કરતાં રાષ્ટ્ર ઊંચું છે એ સત્યનું ગર્જન કરતા હોત, તો એ જાગ્રત જનશક્તિના હુંકાર સામે કોની મજાલ હતી કે એની અવગણના કરી પોતાનાં મેલાં કરતૂતો કરતાં રહેત ?

જયપ્રકાશજી લોકસમિતિઓને શું કાર્યક્રમ આપત ? ૧૯૭૫ની શરૂઆતમાં એમણે બિહારનાં ગામો અને શહેરોને જનતા સરકારો રચવાનો ક્રાંતિકારી કાર્યક્રમ આપ્યો હતો. પણ ૨૫મી જૂને કટોકટીની જાહેરાત થઈ. પરિણામે જનતા સરકારોની રચનાનો કાર્યક્રમ અટકી ગયો. આ છૂટેલા ૧૯૭૫ના જનતા સરકારવાળા સૂત્રને પકડીને જયપ્રકાશજી લોકસમિતિઓ મારફતે એ તમામ લોકશિક્ષણાત્મક, રચનાત્મક અને સંગઠનાત્મક કાર્યક્રમોને પુનર્જીવિત કરત. ગામના ઝઘડા ગામમાં જ પતાવવા, ઘરથાળની જમીનના કાગળો અપાવવા, દારૂબંધી અમલી કરવી, કમ્પોસ્ટ ખાતર તૈયાર કરવું, સફાઈ, પ્રૌઢ શિક્ષણ, ગામની અંદરના રસ્તાઓ ઠીક કરવા, વાંકડોપ્રથા વિરુદ્ધ લોકમત ઘડવો, ભ્રષ્ટાચાર રોકવો, સાર્વજનિક વિતરણની વ્યવસ્થામાં ચાલતી ગોલમાલને બહાર પાડવી વગેરે અનેક જૂના કાર્યક્રમોને એ ચાલના આપતા. કેટલાંક ગામોમાં સઘન કામ કરવા ત્યાંના લોકોને પ્રોત્સાહિત કરત અને સમગ્ર ગ્રામ વિકાસની યોજના બનાવડાવી લોકસમિતિ એનો અમલ કરે એવી સૂચના એ આપત. આ કામ કરતાં કરતાં વચ્ચે અડચણ આવત અથવા સ્થાપિત હિતો દ્વારા એનો વિરોધ થાત તો લોકસમિતિ એની સામે લડી લે એવી સલાહ એ અચૂક આપત. દેશવ્યાપી સ્તર પર સરકાર સાથે એક વર્ષ સુધી સંઘર્ષ ન કરવો પરંતુ એની સાથે સ્થાનિક મુદ્દાઓ ઉપાડી સંઘર્ષ કરવો એ બે વચ્ચે એ બરાબર મેળ પાડત.

જયપ્રકાશજીએ મોરારજી સરકારને આપેલું એક વરસ માર્ચ ૧૯૭૮માં પૂરું થયું. એ જ દિવસોમાં કલ્યાણકારી કામો કરવાની સરકારની ગતિ ઝડપભેર ઘટવા લાગી હતી. આપસના ઝઘડાઓ વધતા ચાલ્યા હતા. જૂથવાદ જોર પકડતો ચાલ્યો હતો. જનતા પાર્ટી બંધાવા જ પામી નહોતી. બીજી બાજુ જનતાના મનથી ઊતરી ગયેલી કોંગ્રેસના ટુકડા પડ્યા અને ઇંદિરા કોંગ્રેસ ધીમે ધીરે પોતાની પ્રતિમા જનતા સમક્ષ ખડી કરવા લાગી હતી. ૧૯૭૭ના અંતમાં બિહારમાં બેલછી કાંડ થયો. શ્રીમતી ઇંદિરા ગાંધી હાથી પર ચઢીને બેલછી પહોંચ્યાં. ત્યાં જનાર ખ્યાતનામ વ્યક્તિઓ યા રાજપુરુષોમાં ઇંદિરાજી પહેલાં હતાં. સરકારના મોવડીઓને યા જનતાના નેતાઓને તો ત્યાં જવાની ફુરસદ જ ક્યાંથી હોય ? સાજા જયપ્રકાશજી બનાવના બે જ દિવસમાં ત્યાં પહોંચતે, દુખીઓનાં આંસુ લૂછતે અને આ કાળાં કામોના કરનાર દુષ્ટ શક્તિઓને પડકારતે. ૧૯૬૬-૬૭ના દુષ્કાળ વખતે દુષ્કાળ સામે બાથ ભીડવાનું કામ સરકાર કરતાં પહેલાં જયપ્રકાશજીએ જ બિહાર રિલીફ કમિટી બનાવીને આરંભી દીધું હતું એ વાત કોણ ભૂલી શકે તેમ છે ? એટલે બેલછી હો યા પારસબીઘા, ડોહિયા હો યા વિલુપુરમ્, નારાયણપુર હો યા મરાઠવાડા-અન્યાય યા દુઃખથી પીડિતોનો ચિત્કાર એમને ચૂપ ન બેસવા દેત એમાં કોઈ શંકા નથી. અને એમ થાત તો આ બનાવો રાજનૈતિક દાવ-પેચ ન બનત. કોઈની પ્રતિમા સુધારવાનું સાધન ન બનત. પછાત જાતિઓ માટેના રિઝર્વેશન-આરક્ષણને લઈને ભારે ધમાલ મચી ગઈ અને આખા પ્રદેશમાં લોહી રેડાયાં. સાજા જયપ્રકાશજી આ ગૂંચવાયેલા પ્રશ્નનો શાંતિથી વિચારી ઉકેલ કાઢત અને એના પ્રચાર-પ્રસાર માટે રાજ્યભરમાં ફરી. પછાત જાતિઓ અને ઉચ્ચ જાતિઓ વચ્ચે ઊભા થયેલા તનાવને દૂર કરી સામાજિક એકરસતા નિર્માણ કરવા પ્રયત્ન કર્યા હોત.

આ ત્રણ વર્ષ દરમ્યાન સર્વોદય આંદોલન મંદ જ રહ્યું. દેશભરમાં સો જેટલા પ્રખંડો પસંદ કરી એમાં સંપૂર્ણ ક્રાંતિનું ચતુર્વિધ કામ હાથ ધરવાનો સર્વ સેવા સંઘનો કાર્યક્રમ હતો. એ આજે પણ ચાલુ છે. સાજા જયપ્રકાશ પોતાની તીક્ષ્ણ બુદ્ધિ, અમોઘ વાણી અને લેખનીથી આ કાર્યક્રમને પ્રચંડ વેગથી આગળ વધારત અને જોનારા હેરતભરી નજરે એ જોતા રહી જાત. આની સાથે સાથે લોકશાહીનો બુરખો ઓઢી સરમુખત્યારશાહી કેવી

ચોર પગલે વ્યાપી રહી છે તે પણ જનતા સામે સ્પષ્ટ રજૂ કરત. શાસક પક્ષ એના આપસના ઝઘડામાં ફસાઈને કેવી રીતે નિષ્ક્રિય બની બેઠો છે તે પણ નિર્મમતાપૂર્વક ઉઘાડું કરી જનતા સામે મૂકત.

દેશની ઝડપભેર કથળતી જઈ રહેલી પરિસ્થિતિ પ્રત્યે અને સત્તા ધારણ કરતાં પહેલાં જનતા પાર્ટીના લોકસભાના સભ્યોએ રાજઘાટ પર લીધેલી પ્રતિજ્ઞા તરફ સૌનું ધ્યાન આકર્ષણ કરવાના હેતુથી સર્વ સેવા સંઘે જયપ્રકાશજીની સંમતિથી એક દિવસ રાજઘાટ ખાતે ઉપવાસ કરી ધ્યાનાકર્ષણ સત્યાગ્રહ કર્યો હતો. આને છાપાંઓમાં પૂરતી પ્રસિદ્ધિ ન મળી. લોકનાયક સાજા હોત તો પોતે જ આ કાર્યક્રમનું નેતૃત્વ કરત. એટલા માત્રથી જ આ સત્યાગ્રહ દેશ આખાનું ધ્યાન ખેંચી શકત. તે વખતના પ્રધાનમંત્રીએ જયપ્રકાશજી વગરના આ સત્યાગ્રહ તરફ લગીરે ધ્યાન દીધું નહીં. પણ જયપ્રકાશજી પોતે એમાં હોત તો શું પ્રધાનમંત્રી આમ કરી શકત ખરા?

૧૯૭૯મા ચરણસિંહનું બજેટ આવ્યું. મોંઘવારીનો આરંભ થયો. જાતજાતની ભાંગફોડ રાજકીય ક્ષિતિજ પર થવી શરૂ થઈ. જુલાઈ ૧૯૭૯ માં દિલ્હીની સરકાર પડી. ત્યારબાદનો ઇતિહાસ તાજો જ છે. સંભવ છે આ ઘટનાઓ ટાળી શકાઈ હોત કારણ કે ૧૯૭૭ મા સાજા જયપ્રકાશજીએ શરૂ કરેલ સંપૂર્ણ ક્રાંતિના કાર્યક્રમનાં આગળનાં પગલાં ૧૯૭૯ સુધી ગતિમાન થઈ ચૂક્યાં હોત, એને જ લઈને સરકારી કામકાજોમાં જાગ્રત અને સંગઠિત લોકશક્તિ મદદ કરત, પછી ભલે ને એ સરકાર કોંગ્રેસની જ હોય—આંધ્ર અને કર્ણાટકમાં હતી તેમ. તેવી જ સરકારનાં ખોટાં કામોને યા નિષ્ક્રિયતાને જયપ્રકાશજીના નેતૃત્વ હેઠળ આગળ વધેલી લોકશક્તિ પડકારત—પછી એ સરકાર જનતા પાર્ટીની જ ભલે ને હોય. આવી જાગ્રત, સંગઠિત અને સક્રિય લોકશક્તિની સામે ચરણસિંહ, મધુ લિમયે, ફર્નાન્ડીસ યા રાજનારાયણની શી દેન હતી કે બહેરા કાન કરીને સરકારને ગબડાવવાનું મેલું કામ કરી શકે? આ રાજકીય નેતાઓનું થોડું ઘણું શુદ્ધિકરણ થાત અને એમની ખોટી મહત્ત્વાકાંક્ષાઓને રોકવામા આવત.

૧૯૭૯ ના અંતમાં અને ૧૯૮૦ મા દુનિયામાં અનેક નોંધપાત્ર બનાવો બન્યા. રશિયાએ અફઘાનિસ્તાન પર હુમલો કર્યો. જયપ્રકાશજી આ પ્રસંગને 'આક્રમણ' કહી એની સખત શબ્દોમાં ટીકા કરત. ૧૯૫૬ માં ઇમ્રેનાજના હંગેરી પર રશિયાએ હુમલો કર્યો ત્યારે ભારત સરકારની તમા રાખ્યા વિના જે૦પી૦એ જાહેર રીતે રશિયાની ટીકા કરી હતી. ઈરાનમાં હત્યાકાંડ સર્જાયો, લગભગ પચાસ જેટલા અમેરિકનોને બાનમાં પકડ્યા, જયપ્રકાશજી આ બધા બનાવોની પણ કડક ટીકા કરત.

૧૯૭૯–૮૦ માં ભારતના કંઈ કેટલા ભાગોમાં દુકાળ પડ્યો. સાજા જયપ્રકાશજી દુષ્કાળને મારી હઠાવવા લોકશક્તિને સંગઠિત કરત. આ જ દિવસો દરમ્યાન કાયદો વ્યવસ્થાની સ્થિતિ કથળી અને ગુંડાગીરી વધી. જયપ્રકાશજી આ બધાની સામે લડવા માટે નવયુવાનો અને લોકસમિતિઓને પ્રોત્સાહિત કરત. આજે મલ્ટીનેશનલ્સને (બહુરાષ્ટ્રીય મૂડીવાદી વેપારી પેઢીઓને) આમંત્રણ આપવાની, અને ખેતી ગ્રામોદ્યોગ પર ભાર મૂકવાને બદલે ભારે ઉદ્યોગો વિકસાવવાની આર્થિક નીતિ અપનાવાઈ રહી છે તેની સામે એ જનમત જાગ્રત કરત અને એ સરકારની નીતિઓને બદલીને જ જંપત.

આવા આવા કેટલાયે તરંગ મનમાં ઊઠ્યા કરે છે. ૧૯૭૪થી ૧૯૭૬ દરમ્યાન જે નિષ્પક્ષ લોકશક્તિ સામે આવી હતી તેને સંપૂર્ણ ક્રાંતિના આગળના પગલા માટે તથા ઉપર જે બધી વાતોની મેં કલ્પના કરી છે તે બધીને કાર્યાન્વિત કરવા માટે જયપ્રકાશજી સંગઠિત અને સક્રિય બનાવત. બધાં કામો પડતાં મેલી સૌ પ્રથમ એ આ જ કામને હાથમાં લેત. આ કામ સર્વોદય આંદોલન ન કરી શક્યું. સંપૂર્ણ ક્રાંતિમાં માનનારી બીજી નિષ્પક્ષ શક્તિઓ પણ આ ન કરી શકી. છાત્ર યુવા સંઘર્ષ વાહિનીએ સંઘર્ષ પર અને એ સંઘર્ષનું નેતૃત્વ પછાત જાતિ જ કરે એ વાત પર જરૂરત કરતાં વધારે જોર દીધું; અને નાની નાની વાતોમાં અટવાઈ ગઈ. એક વાર તો ખુદ વાહિનીનાયક જયપ્રકાશજીનો ઘેરાવ કર્યો. સર્વોદય મંડળ, લોકસમિતિ અને વાહિની જયપ્રકાશજીના નેતૃત્વના અભાવમાં કમજોર સાબિત થયાં એમ ભાવિ ઇતિહાસ લખશે.

એટલે જે દુર્ઘટના ટાળી શકાઈ હોત તે થઈને રહી. સ્વરાજ્ય બાદ રાષ્ટ્રજીવનમાં બીજી વાર આવેલો જુવાળ લગભગ વ્યર્થ ગયો કારણ કે જુવાળના નેતા ગંભીર રીતે બીમાર હતા. માંદગીને કારણે જનતા સાથેનો એમનો જીવંત સંપર્ક હતો તે તૂટી ગયો. ૧૯૭૭ના માર્ચ પછી રાષ્ટ્રજીવનમાં જે શોકાંતિકા ભજવાઈ તેના, કોચવાતા દિલે મૂગા સાક્ષી બની જયપ્રકાશજીને રહેવું પડ્યું હશે. એમના દિલ પર શું શું ગુજરી હશે તે કોણ જાણે છે? કેટલી વાર દુઃખથી ખિન્ન થયા હશે અને કેટલીવાર આપણી નાદાની અને એમની પોતાની લાચારી જોઈ જોઈને ડુસકે ડુસકે એ રોયા હશે? શું મહાપુરુષોનાં જીવન ગ્રીક ટ્રેજેડી—શોકાંતિકા જ બનતાં હશે? રામની એ જ દશા થઈ. કૃષ્ણની પણ એ જ દશા થઈ. પૌરાણિક કાળ છોડી દઈએ તો આપણી નજર સામે ગાંધીની પણ એ જ દશા થઈ. તો પછી એમની પંક્તિમા બેસનાર જયપ્રકાશજીની દશા એથી જુદી શી થવાની હતી? આમ કેમ બનતું હશે? વિધાતાને આવું છળ કરવામાં શી મજા આવતી હશે? કરુણામય ભગવાનનું આ બધા પાછળ શું રહસ્ય છુપાયું હશે? કોને ખબર?

છેવટના દિવસોમાં એમના ડાયાલિસીસ વખતે હાજર રહેવાના હેતુથી જયપ્રકાશજીની પાસે બેઠો હતો. એ મહાપુરુષ ડાયાલિસીસની તકલીફથી કષ્ટાઈ રહ્યા હતા. હું એમના હાથ પગ દબાવીને એમની વેદના કંઈક ઓછી કરવા ફાંફાં મારી રહ્યો હતો. મારા મનમા અચાનક એક વિચાર આવ્યો ને હું પૂછી બેઠો, "જે૦પી૦! તમારી પાસે કોઈ નથી હોતું અને તમે વાંચતા પણ નથી હોતા

ત્યારે એવી ખાલી પળોમાં તમારા મનમાં શું વિચારો ચાલતા હોય છે ?"

જે૦પી૦ બોલ્યા, "જનતા પાર્ટી. એની સરકાર અને એને લઈને દેશની જે હાલત છે તે શી રીતે સુધરે તેનો જ વિચાર કરતો હોઉં છું."

મેં કહ્યું, "જનતા પાર્ટી અને એની સરકારના તમે જનક છો એટલે પોતાનાં સંતાનો અંગે વિચારો આવવા સ્વાભાવિક છે. પરંતુ તમારું જે પહેલું સંતાન છે તેને વિશે તમે કંઈ વિચારો છો ખરા ?"

ચોંકીને જે૦પી૦એ પૂછ્યું. "પહેલું સંતાન ? કોણ ?"

મેં કહ્યું, "૧૯૭૪ના ઉજ્જવળ દિવસોમાં અને કટોકટીના અંધારા દિવસોમાં સર્વ સેવા સંઘના ૯૦ ટકા કાર્યકર્તાઓએ તમારા માર્ગનું અનુસરણ કર્યું. એ બધા કાર્યકર્તા તમારું પહેલું સંતાન છે. એ બધાને માર્ગદર્શન દેવાની પિતા તરીકે તમારી જવાબદારી છે."

એક મિનિટ એ મૌન રહ્યા. પછી ગંભીર સ્વરે બોલ્યા, "ગાંધીજીની આખરી ઇચ્છા હતી તેને આપણે છોડી દીધી. એમની ઇચ્છા હતી એકેએક મતદાતાને શિક્ષણ આપવાની. મતદાતા–પ્રશિક્ષણની. એ આપણે કરી શકીએ તો આખી સ્થિતિ પલટાઈ જશે."

આ કામ હજી કરવાનું બાકી છે. ગાંધીજીની ઇચ્છા પૂરી થવી બાકી છે. જયપ્રકાશજીની ઇચ્છા પણ પૂરી થવી બાકી છે.
(મૂળ હિંદી)

• ઠાકુરદાસ બંગ

## ભારતમાતાનો પનોતો પુત્ર

જયપ્રકાશ કોઈ સામાન્ય કાર્યકર નથી. સમાજવાદના તો એ એક પ્રમાણભૂત પંડિત ગણાય. એટલે સુધી કહી શકાય કે સમાજવાદ વિશે જયપ્રકાશ જે નથી જાણતા તે આ દેશમાં બીજું કોઈ નથી જાણતું. દેશની આઝાદી માટે એમણે પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું છે. જે કામ માથે લે છે તેને અથક પરિશ્રમથી પરિપૂર્ણ કરવામાં તેઓ કોઈ વાતે મણા નથી રાખતા. એમની સહનશક્તિનો કોઈ જોટો નથી.

*

વિધિની એ એક વિડંબના જ છે કે અંગ્રેજ સરકાર જયપ્રકાશની દેશભક્તિની જ એને સજા કરતી રહી છે. આમ તો લાખો લોકો જે વિચારે છે અને હજારો લોકો જે વાતચીતમાં વ્યક્ત કરે છે, તે જ વાત જયપ્રકાશે જાહેરમાં ઉચ્ચારી છે. એ ખરું કે એમના શબ્દોનો પુનરોચ્ચાર થાય અને અમલ થાય, તો અંગ્રેજ સરકાર ભારે મૂંઝવણમાં મુકાઈ જશે. પરંતુ આવી મૂંઝવણ થતી હોય તો સરકારે એક દેશભક્તને એના મુક્ત ચિંતન માટે સજા કરવા કરતાં પોતાની જાતનું આત્મ-પરીક્ષણ કરવું જોઈએ.

*

જેલમાંથી ગુપ્ત દસ્તાવેજ બહાર મોકલીને સરકાર સામે ષડ્યંત્ર રચવાનો જયપ્રકાશ ઉપર આરોપ મુકાયો છે. એ આરોપ સાચો હોય તો જયપ્રકાશની કાર્યપદ્ધતિ કોંગ્રેસની સત્ય અને અહિંસા પર ચાલવાની નીતિથી વિરુદ્ધ છે. એમ કહી શકાય. અહિંસક આન્દોલનમાં ગુપ્તતા માટે કોઈ સ્થાન નથી.

તેમ છતાં હું એમ પૂછું કે આ અંગ્રેજ સરકાર કયે મોઢે જયપ્રકાશના કૃત્યની નિંદા કરી રહી છે ? ખરું જોતાં તો આજે રાષ્ટ્રની બધી શક્તિઓ સરકાર સામે જંગે ચડી છે. અને અંગ્રેજો જે યુદ્ધના નિયમોને અનુસરે છે તે નિયમો મુજબ તો જયપ્રકાશ દ્વારા અપનાવાયેલ સાધન પૂરેપૂરું કાયદેસરનું છે. જયપ્રકાશે સાત-સાત વરસ સુધી અમેરિકામાં શિક્ષણ લીધું છે. અને પશ્ચિમના દેશો પોતાની આઝાદીના જંગ કેવી રીતે લડ્યા હતા, તેનોયે એમણે અભ્યાસ કર્યો છે. એ જંગમાં તો થાપ આપવી, વિશ્વાસઘાત કરવો, ગુપ્ત ઉપાયો અપનાવવા, અરે, હત્યા કરવાનું ષડ્યંત્ર રચવું, એ બધાંનું જ ગૌરવ કરવામાં આવ્યું છે, અને તેનો અમલ કરનારાઓને રાષ્ટ્રીય વિભૂતિ માનવામાં આવી છે. શું ક્લાઈવ, વૉરન હેસ્ટિંગ્સ વગેરે બ્રિટિશ વિભૂતિઓ નથી મનાતી ? અત્યારે જયપ્રકાશ જો સરકારી એલચી કચેરીમાં કર્મચારી હોત અને કોઈક ગુપ્ત કૂટનીતિથી એમણે કોઈ મહત્ત્વનું કામ પાર પાડ્યું હોત, તો તો એમને માનપાન અને ઇનામોથી નવાજવામાં આવ્યા હોત.

*

વિચારની બાબતમાં જયપ્રકાશ સાથે મારે કેટલાક મતભેદ છે. તેમ છતાં એમની અદમ્ય હિંમત અને દેશ પ્રત્યેના પ્રેમને ખાતર એમણે આપેલી સર્વસ્વની કુરબાનીને બિરદાવ્યા વિના હું રહી શકું નહીં. એમનાં કેટલાંક મંતવ્યોમાં હું મારો સૂર ભલે ન પુરાવી શકું. પરંતુ એ મંતવ્યોમાં ધગધગતી દેશભક્તિ તથા વિદેશી ધૂંસરીને ફગાવી દેવાની અધીરતા સિવાય બીજું કશું નથી. આ એક એવો ગુણ છે, જેને માટે કોઈ પણ દેશ ભારે ગૌરવ લઈ શકે.
[સંકલિત]

• ગાંધીજી

જયપ્રકાશને રૂપવાન ન કહી શકાય.
પરંતુ એકંદરે એમની મુખમુદ્રામાં
એક પ્રકારની મધુરતા છે,
એક જાતની સુભગતાનો ભાવ છે.
નીલોત્પલવત્ શ્યામવર્ણ એ સુભગતાને વધારે છે.

એમના અવાજમાં
એક અનોખો વૈભવ અને ગંભીર મધુરતા છે.
શૈલીમાં સુભગતા અને શોભનીયતા છે.

એમની રહેણીકરણીમા
વિલાસિતા કે પ્રસાધનપ્રિયતા નથી,
પણ સહજઅભિરુચિ ને રસિકતા પૂરતી છે

એમની હલચલ અને હાવભાવમા
રસિકતા અને સુરુચિ છે,
અદ્ભુત રમ્યતાની સાથે સાથે જ
ઇન્દ્રધનુષ્ય જેવી લોભાવી લેતી વિવિધતા છે.

એમનુ હૃદય કરુણાના પીયૂષથી છલોછલ છે,
અને તેથી જ માખણ જેવું મૃદુલ છે.
એમનામા સંતતુલ્ય શુચિતા છે,
તેમ બાલસુલભ ઋજુતા અને સરળતા પણ છે

સરવાળે એમનુ વ્યક્તિત્વ
અંગ્રેજીમા જેને "પ્રી–પઝેસિંગ પ્રેઝન્સ"
(મંત્રમુગ્ધ કરી દે તેવું અસ્તિત્વ) કહે છે,
તેવો કંઈક પ્રભાવ ચિત્ત પર પાડે છે.

• દાદા ધર્માધિકારી

# કૅમેરાની નજરે

માતા-પિતા-શ્વશુર
સમયના વહેવા સાથે
પત્ની પ્રભાવતી-બાપુની બેટી
કન્યાકુમારીથી કાશ્મીર દેશભ્રમણ લોકજાગરણ
સમાજવાદના પુરસ્કર્તા સર્વોદયનું અનુશીલન
અમુકના જ નહીં, અનેકોના
વિદેશયાત્રા-મૅગસેસે ઍવૉર્ડ
પ્રકૃતિની પગથારે
બાગી-આત્મસમર્પણ
વિધવિધ વેશે, વિધવિધ પ્રદેશે
ખાનપાન-સ્વાભાવિક ચેષ્ટાઓ
લેખન વાચન-ચિંતનમગ્ન
દૂર દૂર દૃષ્ટિ અંતરના ઊંડાણમાં ડૂબકી
અવનવી અદાઓ ભાવછટા લાક્ષણિક મુદ્રાઓ
લોકનાયક સભાના મંચ પર
માનવીના નિર્વાણે-વ્યાક્ષિમિગના ય રંગ
ચિરનિદ્રા પૂર્ણાહુતિ

૧ પિતા હરસૂદયાળ
૨ માતા ફૂલરાણી
૩ મિતાબદિયાળનુ ઘર
૪ શ્વશુર વ્રજકિશોરબાબુ
૫ પ્રભાવતીના મા અન કુટુબીજના



૫



૨



૧



બાપુની બેટી

૧ ગાંધીજી સાથે પ્રવાસમાં ૨ સ્વયંસેવિકા દળનાં કમાન્ડર—રામગઢ કોંગ્રેસ
૩ જે૦પી૦ સાથે જેલઘરમાં ૪ મહિલા ચરખા સમિતિ, પટના

૩



૪





△ જે૦પી૦ સાથે લાહોરમાં

કેન્સરગ્રસ્ત દેહે મિત્ર-મિલનમાં ▽



કન્યાકુમારીથી કાશ્મીર : દેશજાગરણ – લોકજાગરણ

૧ વંદે માતરમ્……વંદે માતરમ્……

૨ હિંદ કિસાન પંચાયત, પંજાબ–૧૯૫૦

૩ મદ્રાસમાં સ્વાગતમ્

૪ અ. ભા. કિસાન સભા, બિહાર–૧૯૪૦

૧



૨



૧ મીનુ મસાણી સાથે
૨ એસ.એમ.જોશી સાથે

૧



૨



૧ બાદશાહખાન સાથે
૨ શેખ અબ્દુલ્લા સાથે

૩ નાનાજી દેશમુખ સાથે
૪ ઉમાશંકર અને "દર્શક" સાથે

૧



૩



૨



૪



૧ નારાયણ દેસાઈ સાથે
૨ રામમનોહર લોહિયા સાથે





૧



૨



વિદેશયાત્રા

૧ જાપાનમાં – ૧૯૬૮
સત્કાર સમારંભ

૨ ઓસ્ટ્રેલિયામાં–૧૯૬૯
લોર્ડ કેસી સાથે

૧



૨



૧ કરાંચીમાં — ૧૯૫૮

૨ લંડનમાં — ૧૯૭૧
રત્નાકર ભારતીય દ્વારા
બી.બી.સી. માટે મુલાકાત

૧



૨



૧ ઇંગ્લૅન્ડમાં — ૧૯૫૮
અર્નેસ્ટ બાર્કર સાથે

૨ ફિલિપ નોએલ બેકર સાથે

## પ્રવૃત્તિની પગથારે

૧ એકવીસ દિવસના ઉપવાસ—૧૯૫૨

૨ વેડછી સર્વોદય શિબિર—૧૯૫૩

૩ ગયા જિલ્લામાં ભૂદાન-પ્રાપ્તિ—૧૯૫૩

૪ બોધગયા સર્વોદય સંમેલનમાં જીવનદાન—૧૯૫૪

૧



૨



૪ બિહાર રાહત સમિતિ માટે ફાળો
૫ નાગભૂમિમાં ઝૂંપડે ઝૂંપડે
૬ નાગભૂમિના ગ્રામજનો વચ્ચે
૭ નાગાલૅન્ડ પીસ મિશન

૫



૬



૪



૭



૧ સંઘર્ષના મોરચે

૨ જનસંઘના અધિવેશનમાં

૩ રાજઘાટ પર જનતા સાંસદોની પ્રતિજ્ઞા



## બાગી – આત્મ-સમર્પણ

૧ ચંબલના બાગીઓ જોગ જયપ્રકાશજીની અપીલ

૨ બાગીઓનો સંપર્ક સાધનાર તહેસિલદારસિંહ જે૦પી૦ સાથે

૩ અપીલ વાંચી રહેલ બાગી માધોસિંહ, જેના માથા માટે દોઢ લાખનું ઇનામ હતું

૧



યહ ક્રાંતિ હૈ, મિત્રો ! સંપૂર્ણ ક્રાંતિ ! જમાને કી પુકાર હૈ યહ
સંપૂર્ણ ક્રાંતિ સમાજ ઔર વ્યક્તિ કો બદલને કે લિએ હૈ
સંઘર્ષ ઔર રચના કી દોહરી પ્રક્રિયા ઉન કે લિએ આવશ્યક હૈ



યહ કેવલ મંત્રીમંડલ, શાસન, નેતા મેં પરિવર્તન કી બાત નહીં હૈ, બલ્કિ લોક નયે સમાજ કા નિર્માણ ભી કરના હૈ
દુનિયા કા નકશા બદલને મેં પાવર(સત્તા) પાવરલેસ(અસમર્થ) સિદ્ધ હુઈ હૈ
ભૂતકાલ કા ઇતિહાસ ઔર વર્તમાન કી વિવિધ ક્રાંતિયાં પુકાર પુકાર કર કહ રહી હૈ કિ,
સત્તા દ્વારા મૂલ્ય પરિવર્તન કા કામ આપ નહીં કર સકેંગે



કોલ્હૂ કે બૈલ કી તરહ યહી જો તંત્ર હૈ, યહી જો વ્યવસ્થા હૈ લોકતંત્ર કી છવી મે ઘૂમતે રહેંગે
તો "સાપનાથ કી જગહ નાગનાથ આયા", ઐસા હોતા રહેગા.
અતેવ હમે "કેપ્ચર ઓફ પાવર" નહીં જનતા દ્વારા કંટ્રોલ ઓફ પાવર કરના હૈ



સંપૂર્ણ ક્રાંતિ સમસ્ત જનતા કી નિષ્ઠા ઔર શક્તિ સે હી સંભવ હૈ.
હર ગાંવ, હર શહર, હર વિદ્યાલય, હર કારખાને મેં ઐસે લોગ સામને આયેં, જો સંપૂર્ણ ક્રાંતિ કે મૂલ્યોં કો સ્વીકાર કરતે હોં.



बहुत दूर जाना है, यह लंबा सफर है, और समाज में बदलना है
संपूर्ण क्रांति सतत क्रांति है, इस क्रांति में ठहराव नहीं है विराम नहीं है, पूर्णविराम तो हरगिज़ नहीं



બહુત દૂર જાના હૈ, યહ લંબા સફર હૈ, સારે સમાજ કો બદલના હૈ.
સંપૂર્ણ ક્રાંતિ સતત ક્રાંતિ હૈ, ઇસ ક્રાંતિ મેં ઠહરાવ નહીં હૈ, વિરામ નહીં હૈ, પૂર્ણવિરામ તો હરગિજ નહીં હૈ.



નઈ પીઢી કે લડકો કો મિટ્ટી કી ખાદ બનના પડગા, તબ સ્વરાજ્ય કે ફૂલ ખિલેંગે
તિલક-દહેજ— નૌજવાન લોગો કો ઇનકે બાપ બેચતે હૈ જૈસે ઘોડે બેચે જાતે હૈ !
સામાજિક કુરીતિયાં છૂઆછૂત, જાતિભેદ આદિ કે ખિલાફ, પત્ર-પત્રિકા ઘર ઘર મેં વિદ્રોહ કા નારા બુલન્દ કરે !



ચિરનિદ્રા : પટણા, ૮ ઑક્ટોબર ૧૯૭૯



# ૧

# પ્રારંભિક સંસ્કારો

ગંગા અને સરયૂ (ઘાઘરા)નો સંગમ. બરાબર એ સંગમ-સ્થળે વસ્યું છે, સિતાબદિયારા ગામ. ગંગા નદી અનેક ધારાઓમાં વહે છે. એક જ નદીની બે ધારાઓ વચ્ચેના અથવા બે નદીની નજીક-નજીકની ધારાઓ વચ્ચેના પ્રદેશને દિયારા કહે છે. લોકો ત્યાં વસવાટ કરે છે. આવા અનેક દિયારામાંનો એક તે સિતાબ-દિયારા. રાજા સિતાબરાયે વસાવેલો તેથી તે નામ પડયું.

સિતાબદિયારા પટણાથી હશે પચાસેક માઈલ દૂર. અહીંથી ગંગા ઉત્તર પ્રદેશ છોડી બિહારમાં પ્રવેશ કરે છે. ઉત્તર પ્રદેશ અને બિહારની સરહદ અહીં મળે છે. એક બાજુ છે ઉત્તર પ્રદેશનો બલિયા જિલ્લો. અને બીજી બાજુ છે બિહારનો છપરા જિલ્લો. સિતાબદિયારા બિહારના છપરા જિલ્લામા છે. જો કે ગામની ખેડાણની જમીનો બલિયા જિલ્લામા પણ આવેલી છે. વળી, નદીના પટ બદલાતા રહે છે તેમ જિલ્લાઓની સરહદ પણ બદલાયા કરે છે. અને તેમ સરહદ પરની જમીનો ક્યારેક ઉત્તર પ્રદેશમાં તો ક્યારેક બિહારમાં. એવું થતું રહે છે.

### દાદા અને માતાપિતા

સિતાબદિયારા મોટું કસબા જેવું ગામ છે. તેનાં ૨૨ ફળિયાં છે. તે બાજુ એને ટોલા કહે છે. આવા એક કાયસ્થ ટોલામા બાબુ દેવકીનંદન લાલે પોતાનું ઘર વસાવેલું. તેઓ અંગ્રેજી શિક્ષણ મેળવીને પોલીસ-દારોગા થયા. તેજ મિજાજ અને ભારે રુઆબ. એક વાર એક અંગ્રેજને પણ હંટરો લગાવી દીધેલાં. પોતે એક કાળા માણસના હાથે માર ખાધો એવી બદનામી થશે, તેની બીકે બિચારાએ કોઈને વાત પણ ન કરી.

લાંબા સમય સુધી દેવકીનંદનને કોઈ સંતાન નહીં. શાહાબાદના સુપ્રસિદ્ધ હરસૂબ્રહ્માની માનતાથી દીકરો થયો, એટલે એનું નામ રાખ્યું હરસૂદયાલ. એમણે પણ અંગ્રેજી શિક્ષણ મેળવી સરકારમાં નોકરી લીધી. નહેર વિભાગમાં જિલેદારના પદથી શરૂ કરી નિવૃત્ત થયા ત્યારે રેવન્યૂ-આસિસ્ટન્ટના પદે પહોંચેલા. મધ્યમ વર્ગનું કાયસ્થ કુટુંબ. સરકારી નોકરીની સાથોસાથ એક મોટા જમીનદારની રૈયત રૂપે થોડી જમીન પણ ધરાવતા, જે મોટે ભાગે બલિયા જિલ્લામાં હતી અને પેટા-ગણોતિયા કે મજૂરો મારફત ખેડાતી.

હરસૂદયાલ સ્વભાવે અત્યંત સૌમ્ય, સરળ અને સૌજન્યશીલ હતા. રહેણી-કરણી સાદી અને સંસ્કારી. અંગ્રેજ સરકારની નોકરી કરતા હતા, છતાં રાષ્ટ્રીય ભાવનાનો સ્પર્શ એમને થયેલો. આઝાદીની લડતમાં રસ પડતો. ૧૯૧૨ માં કોંગ્રેસનું અધિવેશન પટણામાં ભરાયું, તેમાં એમણે ભાગ લીધેલો. ગાંધીજી માટે પણ એમના મનમાં આદર. સામાજિક સુધારા તરફનું પણ વલણ ખરું. ઘરમાં નોકર-ચાકર સાથે સમાન વ્યવહારનો આગ્રહ રાખતા. છૂતાછૂત, નાતજાત વગેરેમાં નહોતા માનતા. એમના મુસલમાન મિત્રો પણ હતા.

હરસૂદયાલનાં લગ્ન છપરા જિલ્લાના એક જમીનદારનાં દીકરી ફૂલરાણી સાથે થયેલાં. એ પણ સરળ સ્વભાવનાં અને દયા-મમતાની મૂર્તિ જેવાં હતાં એક કુશળ ગૃહિણી હતાં. ઘરનો, ખેતીવાડી વગેરેનો બધો કારભાર મોટે ભાગે એ જ ચલાવતાં.

આવાં ફૂલરાણીની કૂખે સંવત ૧૯૫૯ની વિજયાદસમીએ જયપ્રકાશનો જન્મ થયો. સને ૧૯૦૨ની ૧૧ ઑક્ટોબર. આમ તો ત્યારે તેઓ સિતાબદિયારામાં જ રહેતાં હતાં. પરંતુ તે વખતે ગામમાં ભારે પ્લેગ ફાટી નીકળેલો. તેથી સિતાબદિયારાનું ઘર છોડી થોડા વખત માટે ગામથી બે-અઢી માઈલ દૂરની બલિયા જિલ્લાની પોતાની જમીન પર એ લોકોએ ડેરા નાખેલા. તેને બબુરવાની કહેતા. જયપ્રકાશનો જન્મ તે જગ્યાએ થયો.

જયપ્રકાશ એમનાં માતાપિતાનું ચોથું સંતાન. કુલ છ સંતાન થયેલાં. તેમાં સૌથી મોટો દીકરો હરિપ્રકાશ તેર વરસનો થઈને કૉલેરામાં મરી ગયો. ત્યાર બાદની દીકરી ચંદ્રભાનુ ૧૧ વરસની ઉંમરે પ્લેગમાં ગઈ. ત્યાર પછી દીકરી ચંદ્રાવતી, તે જયપ્રકાશનાં મોટાં બહેન. જયપ્રકાશ પછી ચારેક વરસે નાની બહેન ચંદ્રકળા, અને દસેક વરસે સૌથી નાનો ભાઈ રાજેશ્વર.

### પ્રેમાળ ઉછેર અને ઉર્મિશીલ સ્વભાવ

જયપ્રકાશનું બાળપણ સિતાબદિયારામાં જ વીત્યું. ઘણા લાડકોડમાં એમનો ઉછેર થયો. માને ખૂબ જ વહાલો. માની સાદાઈ, પ્રેમ અને કોમળ હૃદયની જયપ્રકાશ ઉપર ઘેરી છાપ પડેલી. પિતાનો વહેવાર પણ ખૂબ સારો હતો. બાળકો ઉપર કોઈ દિવસ એમણે હાથ નથી ઉપાડયો. છતાં સ્વભાવથી એ જરા "રીઝર્વ" માણસ હતા. એટલે બાળક જયપ્રકાશ ઉપર પિતા કરતાં માતાના અપાર વાત્સલ્યના સંસ્કાર વિશેષ રહ્યા.

જયપ્રકાશનું હુલામણું નામ હતું, બઉલ. બઉલ એટલે બોખો, દાંત વિનાનો. જયપ્રકાશને દૂધના દાંત બહુ મોડેથી આવ્યા. એટલે ઘરમાં સહુ એને લાડથી બઉલ એટલે કે બોખલો કહ્યા કરતા. પછી તો દાંત આવ્યા છતાં બઉલ નામ જ ચાલણી થઈ ગયું. ગામમાં પણ બધાં એમને બઉલજી, બઉલભૈયા જ કહેતાં.

નાનપણથી જયપ્રકાશને ખેલકૂદનો બહુ શોખ નહીં. ધીંગા-મસ્તી પણ ઓછી. ઉંમરના પ્રમાણમાં ઘણા વધારે શાંત અને ધીરગંભીર. એક વાર તો એમના પિતાથી કહેવાઈ પણ ગયું કે 'આ તો બુઢ્ઢો બાળક છે!' નાની બહેન ચંદ્રકળા એ દિવસો યાદ કરીને કહેતી: 'બઉલભૈયા હંમેશાં પોતે ચાહી કરીને રમતમાં હારી જતા, અને અમને નાનાં ભાઈ-બહેનોને જિતાડતા, જેથી અમે રાજી થઈએ. બઉલભૈયા ક્યારેક રાજનને ચીડવે ત્યારે રાજન એમને ધીબેડી નાખતો. બઉલભૈયા ચૂપચાપ માર સહન કરી લેતા અને હસીને કહેતા કે વાહ, નોકરે સરસ ચંપી કરી દીધી! રાજનનો ગુસ્સો ઊતરી જતો અને એ પણ એકદમ હસી પડતો.'

જયપ્રકાશનું હૃદય પહેલેથી જ બહુ નાજુક અને સંવેદનશીલ. ઘરનાં એક ઘોડી પાળેલી. તેનું એક નાનકડું બચ્ચું. એક દિવસ જયપ્રકાશ એ બચ્ચા સાથે રમવા ગયા, ત્યારે ઘોડીએ એમને લાતો મારીને પાડી નાખ્યા અને સારી પેઠે ઘાયલ કર્યા. નોકરોએ દોડી આવીને છોડાવ્યા. પછી નોકરો ઘોડીને મારવા લાગ્યા, તો જયપ્રકાશે એમને રોક્યા, 'મત મારો! બેચારી કો મત મારો!'

કબૂતરનું એક જોડું પાળેલું. ઉનાળાની ભારે લૂને લીધે તેમાંથી એક કબૂતર મરી ગયું. જયપ્રકાશને અસહ્ય વેદના થઈ. એક દિવસ તો ખાધું નહીં. આમ, પહેલેથી જ ઘણા ઊર્મિલ અને સંવેદનશીલ.

પિતાને નોકરી અંગે જુદે જુદે ગામ રહેવું પડતું. માતા પણ ઘણી વાર એમની સાથે જતી. જયપ્રકાશ ત્યારે દાદી સાથે સિતાબદિયારા રહેતા. દાદી પણ ખૂબ પ્રેમથી ઉછેરતાં.

### શિક્ષણ, ચારિત્ર્ય-ઘડતર, ઈતર અભિરુચિ

શરૂઆતમાં જયપ્રકાશને ભણાવવા ઘરે માસ્તર રાખેલા. પછી ગામની પ્રાથમિક શાળામાં મૂક્યા. ભણવામાં પહેલેથી જ ભારે તેજસ્વી. શિક્ષકે ત્યારથી કહેલું કે 'આ છોકરો આગળ જતા નામ કાઢશે.' શિક્ષક ગામમાં જયપ્રકાશને ઘરે જ રહેતા. એ રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલા હતા. તેનો થોડો રંગ જયપ્રકાશને પણ લાગતો રહ્યો.

ગામમાં માત્ર પ્રાથમિક શાળા જ હતી. આગળ ભણવાની ત્યાં કોઈ વ્યવસ્થા નહોતી. એટલે પ્રાથમિક શાળાનું શિક્ષણ પૂરું થયા બાદ જયપ્રકાશને પટણા મોકલવામાં આવ્યા. ત્યાં એમનાથી દસેક વરસ મોટા એક સંબંધી શંભુબાબુ હોસ્ટેલમાં રહીને કૉલેજમાં ભણતા હતા. જયપ્રકાશ પણ એમની સાથે હોસ્ટેલમાં રહીને આગળ ભણવા લાગ્યા. આમ, લગભગ નવ વરસની ઉંમરે જયપ્રકાશ પોતાનું ગામ સિતાબદિયારા છોડીને પટણા ગયા.

પટણામાં જયપ્રકાશ પટણા કૉલેજિયેટ સ્કૂલમાં દાખલ થયા. તે વખતે એ બિહારમાં સૌથી સારી સ્કૂલ ગણાતી. જયપ્રકાશને સાતમા ધોરણમાં દાખલ કરવામા આવ્યા. ત્યાર બાદ સાત વરસે મેટ્રિકની પરીક્ષા લેવાતી.

હાઇસ્કૂલમાં શિક્ષકો ખૂબ સારા હતા. એમની બહુ સારી છાપ જયપ્રકાશના માનસ પર રહી હતી. પાછળથીયે ઘણી વાર ખૂબ આદરભેર એમને યાદ કરતા. કહેતા કે ભણતર ઉપરાંત અમારાં ચારિત્ર્ય-ઘડતર ઉપર પણ એમની અસર રહી.

પાછળથી એક અંગ્રેજ વિટમોર સાહેબ સ્કૂલના હેડમાસ્તર તરીકે આવેલા. એ પણ બહુ સારા માણસ હતા. વિદ્યાર્થીઓ પર ઘણો સ્નેહ રાખતા. તેઓ પ્રત્યાઘાતી કે સામ્રાજ્યવાદી વિચારનાયે નહોતા. છતાં કડક શિસ્તપાલનમાં માનતા અને વિદ્યાર્થીઓએ ભણવા સિવાય બીજી કોઈ વાતમાં રસ ન લેવો જોઈએ એવો એમનો મત હતો.

તે વખતે દેશમાં રાષ્ટ્રીય ભાવના જાગી રહી હતી. વિદ્યાર્થીઓ ઉપર પણ તેની અસર પડ્યા વિના રહેતી નહીં. એક વાર

લોકમાન્ય ટિળક ટ્રેનમાં પટણાથી પસાર થઈ રહ્યા હતા. જયપ્રકાશ અને એમના કેટલાક સાથીઓ નિશાળ છોડીને સ્ટેશને ગયા. વિટમોર સાહેબને તે ગમ્યું નહીં.

ફરી એક વાર એવું બન્યું કે એક તહેવારને દિવસે જ નિશાળમાં પરીક્ષા રાખવામાં આવી. જયપ્રકાશ અને એમના પાંચ મિત્રો શ્રેષ્ઠ વિદ્યાર્થી ગણાતા. એમણે છ જણે મળીને આ પરીક્ષાનો બહિષ્કાર કર્યો. બીજે દિવસ વિટમોર સાહેબે એમને બોલાવ્યા. વાત તો પ્રેમથી કરી, પણ પછી કહ્યું કે તમે શિસ્ત-ભંગ કર્યો છે એટલે તમને સજા થવી જોઈએ. અને છયે જણે હસતે મોઢે સોટી ખાધી. લગીરે કડવાશ વિના આ પ્રસંગને યાદ કરીને પાછળથી જયપ્રકાશજીએ કહેલું : 'અમને સોટી મારવી પડી તેની એમના મન પર ભારે ગ્લાનિ હતી. કેમ કે બહુ સારા વિદ્યાર્થી તરીકે એમને અમારા માટે ઘણું માન હતું. કદાચ અમારી રાષ્ટ્રીય ભાવના માટે પણ એમને આદર હતો. પણ લાચારીથી કર્તવ્યપાલન રૂપે આમ કરવું પડ્યું.'

ભણવામાં જયપ્રકાશ ખૂબ તેજસ્વી હતા. હાઇસ્કૂલમાં પણ પહેલા પાંચ-દસ વિદ્યાર્થીમાં એમની ગણના થતી. ભાષા પર એમને સારી પકડ હતી. હિંદી, અંગ્રેજી, સંસ્કૃત પર પ્રભુત્વ હતું. સાહિત્યમાંયે ઘણી રુચિ હતી. ગણિતમાં સોમાંથી ૯૦ કરતાં ઓછા ગુણ ભાગ્યે જ મેળવ્યા હશે. વિજ્ઞાનમાં પણ એમને રસ પડતો. ૧૯૧૯ માં ૧૭ વરસની ઉંમરે મેટ્રિકની પરીક્ષા મેરિટ સર્ટિફિકેટ સાથે પાસ કરી. શિષ્યવૃત્તિ પણ મળી. એક વિષયનું પેપર જરા નબળું ગયું. છતાં નવમો નંબર આવેલો. ગણિતમાં ૯૮ ટકા ગુણાંક મેળવ્યા હતા.

કિશોરાવસ્થાથી જ એમનું લેખન સુઘડ અને પ્રભાવશાળી હતું. એક વાર એક નિબંધ-સ્પર્ધામાં ભાગ લીધો. આખા બિહારના સ્કૂલ તેમ જ કોલેજના બધા વિદ્યાર્થીઓ તેમાં ભાગ લઈ શકતા. વિષય હતો, "બિહારમાં હિંદીની સ્થિતિ." ખૂબ ઝીણવટથી તૈયારી કરીને જયપ્રકાશે પોતાનો નિબંધ મોકલ્યો. ત્યારે હજી એ હાઇસ્કૂલમાં જ હતા. આખા બિહારમાં એમનો નિબંધ સર્વશ્રેષ્ઠ ગણાયો અને એમને પહેલું ઇનામ પ્રાપ્ત થયું.

સાહિત્યમાં ઘણી રુચિ હતી. એટલે તે વખતનાં ખ્યાતનામ સામયિકો "સરસ્વતી," "મર્યાદા," "પ્રભા." "પ્રતાપ" વગેરે ખૂબ રસપૂર્વક વાંચતા. મૈથિલીશરણ ગુપ્ત એમના પ્રિય કવિ હતા. એમની કવિતાઓ જયપ્રકાશના હૃદયને રાષ્ટ્રપ્રેમની ભાવનાથી ભરી દેતી. "ભારત-ભારતી" અને "પ્રિય પ્રવાસે" તો તે વખત યુવાહૃદય પર જાદુ કરેલો.

સાહિત્ય માટે આટલી બધી અભિરુચિ છતાં કોલેજમાં જયપ્રકાશે વિજ્ઞાન શાખામાં પ્રવેશ મેળવ્યો. કેમ કે એમના માનસ ઉપર તે વખતે એવી છાપ પડેલી કે વિજ્ઞાનના અભાવને કારણે આપણો દેશ પછાત છે. તેથી સૌથી પહેલાં આપણે ત્યાં વૈજ્ઞાનિક વિકાસ થવો જોઈએ. વિજ્ઞાન અને ટેકનોલોજીના આધારે નવા નવા ઉદ્યોગ-ધંધા વિકસવા જોઈએ. તે વખતના લેખોમાં એ વાંચતા કે આપણો દેશ એટલો બધો પછાત છે કે એક નાનકડી સોઈ સુધ્ધાં આપણે ત્યાં નથી બનતી ! તેથી જયપ્રકાશના કિશોર માનસમાં હતું કે હું વિજ્ઞાની બનીશ. આ રીતે સાહિત્ય અને વિજ્ઞાનનો એમના વ્યક્તિત્વમાં સમન્વય થયો. એમના ચરિત્રકાર બેનીપુરીજીએ યોગ્ય જ કહ્યું છે કે 'સાહિત્ય એમના વિજ્ઞાનને સરસ અને સહૃદય બનાવતું રહ્યું તથા વિજ્ઞાન એમના સાહિત્યને વિશ્લેષણાત્મક અને વિચારાત્મક રૂપ આપતું રહ્યું.'

કોલેજમાંયે પહેલા પાંચ વિદ્યાર્થીઓમાં જયપ્રકાશની ગણના થતી. રમતગમત વગેરેમાં પહેલેથી જ ઓછો રસ. બસ, ભણવું-ગણવું, વાંચવું, લખવું, વાતો કરવી, ચર્ચા કરવી. કોલેજ ઉપરાંત પણ બહારનું વાચન વ્યાપક હતું. લાયબ્રેરીનો ઘણો ઉપયોગ કરતા. સ્વભાવે થોડા શરમાળ અને એકાંતપ્રિય. ચર્ચાએ ચઢે તો કલાકો નીકળી જાય, પણ નહીં તો પોતાની ધૂનમાં.

**સાદાઈ, ખડતલપણું, ધર્મના સંસ્કારો**

હજી હાઇસ્કૂલમાં ભણતા હતા તે દરમ્યાન એમની મોટી બહેન ચંદ્રાવતીનાં લગ્ન થયાં. બનેવી વ્રજવિહારીબાબુને પટણા હાઈકોર્ટના કાર્યાલયમાં નોકરી મળી એટલે એ લોકો પટણા આવીને રહ્યાં. ત્યારે જયપ્રકાશ પણ હોસ્ટેલ છોડીને બહેન-બનેવી સાથે રહેવા લાગ્યા. વ્રજવિહારીબાબુ શાંત પ્રકૃતિના અને ઘણા નિષ્ઠા-વાન, ચારિત્ર્યવાન વ્યક્તિ હતા. એમની સંગતિએ પણ જયપ્રકાશના ચારિત્ર્ય-ઘડતરમાં સારો ફાળો આપ્યો.

બનેવી પાકા વૈષ્ણવ હતા. એમને ઘરે ચુસ્ત શાકાહારી ખોરાક રહેતો. જયપ્રકાશનાં માતાજી શાકાહારી હતાં, પણ પિતાજી માંસ ખાતા એટલે ઘરમાં માંસાહાર થતો. પણ પટણામાં બહેન-બનેવીને ત્યાં રહ્યા ત્યારથી જયપ્રકાશ પણ શાકાહારી બની ગયેલા. અમેરિકા ગયા ત્યાં પણ અઢી-ત્રણ વરસ સુધી શાકાહારી જ રહ્યા. ત્યાર બાદ ફરી માંસાહાર શરૂ કરેલો, તે વિનોબાના આંદોલનમાં પડ્યા ત્યારે ૧૯૫૫ ના અરસામાં છોડ્યો. વળી પાછો મૃત્યુ પહેલાં છેલ્લાં ચાર-પાંચ વરસ ફરી માંસાહાર કરેલો.

પટણામાં જયપ્રકાશનું જીવન ઘણું નિયમિત હતું. સવારના પહોરમાં વહેલા ઊઠી જતા. અને ગમે તેવી ઠંડીમાંયે કૂવા ઉપર ઠંડે પાણીએ નાહી લેતા. પછી ગીતાનો પાઠ કરતા. તે દિવસોમાં એ ગીતાના અનન્ય ભક્ત હતા. એક ધાર્મિક ભાવના હતી. ગીતાના ઘણા અધ્યાય એમને મોઢે હતા. લગ્ન થયાં ત્યારે પ્રભાવતીદેવીને પહેલા ઉપહાર રૂપે ગીતા જ ભેટ આપેલી. અમેરિકા ગયા ત્યારે પણ ગીતા સાથે લઈ ગયેલા. એવી જ રીતે તુલસી-દાસનું "રામચરિત-માનસ" પણ એમને અત્યંત પ્રિય હતું. અમેરિકા ગયા ત્યારે તે પણ સાથે લઈ ગયેલા.

મોટી બહેન પિયર જાય ત્યારે રસોઈનું કામ સાળા-બનેવી પર આવતું. રાંધણકળાની આ જે કેળવણી પટણામાં મળી, તે આગળ જતા અમેરિકામાં ઘણી કામ આવી.

રહેણીકરણી સાદી હતી. પટણા આવ્યા ત્યારે શરૂ-શરૂમાં ધોતિયું, ખમીસ, કોટ અને પગમાં વિલાયતી જોડા એ એમનો પોશાક હતો. ત્યાર બાદ રાષ્ટ્રીય આંદોલનની અસર હેઠળ પોશાકમાં વધુ સાદાઈ આવી. સ્વદેશી કાપડનું જાડું ધોતિયું અને ઝભ્ભો અને પગમાં દેશી જોડા. માથે ગોળ કિશ્તી ટોપી પહેરતા. આગળ જતાં ધોતિયું-ઝભ્ભો ખાદીનાં થયાં અને માથે સફેદ ગાંધી ટોપી આવી. પગમાં દેશી ચપ્પલ. પહેરવેશ સાદો, પણ હંમેશાં સ્વચ્છ અને સુઘડ રહેતો.

વહેવાર-વર્તનમાંયે આવા જ સાદાઈ અને સહજતા, સ્વચ્છતા અને સુઘડતા. દિલ એમનું પહેલેથી બહુ કોમળ હતું. મોટા થતા ગયા તોયે તે એવું ને એવું ઋજુ જ રહ્યું. કિશોરાવસ્થાનો એક પ્રસંગ એમની ઋજુતા અને શાલીનતાનો દ્યોતક છે. હાઇસ્કૂલમાં હતા ત્યારે એક સહાધ્યાયી એમનાં કેટલાંક પુસ્તક ઉપાડી ગયો. આમ તો ખબર હતી કે અમુક જણે જ આ ચોરી કરી છે. પરંતુ સંકોચવશ જયપ્રકાશ તેને કાંઈ કહી શકયા નહીં. છેવટે હેડમાસ્તરને કાને વાત ગઈ. એમણે પેલા વિદ્યાર્થીને બોલાવી જયપ્રકાશનાં પુસ્તકો પાછાં અપાવ્યાં. ત્યારે જયપ્રકાશે ઊલટાની પેલા છોકરા પાસે જઈને તેની માફી માગી ! એક માણસ સાથે નિરુપાયે આવો વહેવાર કરવો પડ્યો અને બધાની નજરમાં એ માણસ નીચો પડ્યો, તે જયપ્રકાશથી સહન થઈ શકયું નહીં અને એમના દિલમાં ગ્લાનિ થઈ આવી. જયપ્રકાશની આવી સહૃદયતાથી પેલો છોકરો દ્રવિત થઈ ઊઠ્યો અને તેણે પોતાની બીજી ચોરીઓ વિશે પણ કહી દીધું.

**પ્રભાવતી દેવી સાથે લગ્ન**

જયપ્રકાશ કૉલેજના પહેલા વર્ષમાં ભણતા હતા ત્યારે ૧૯૨૦માં પ્રભાવતી સાથે એમનાં લગ્ન થયાં. એ લગ્ન ગોઠવવામાં શંભુબાબુનો મુખ્ય હાથ રહ્યો. છોકરા-છોકરીએ એકમેકને જોયેલાં નહીં. શંભુબાબુ એક દિવસ જયપ્રકાશને પટણામાં રાજેન્દ્રબાબુને ઘરે લઈ ગયા. ત્યાં પ્રભાવતીના પિતા વ્રજકિશોરબાબુએ જયપ્રકાશને જોયા અને એમની સાથે થોડી વાતચીત કરી. છોકરો એમને પસંદ પડી ગયો. પછી શંભુબાબુ મારફત આગળ વાતચીત ચાલી અને લગ્નનું નક્કી થયું. પ્રભાવતીને શંભુબાબુએ કદાચ જોયાં હશે. પણ એમના સિવાય જયપ્રકાશના ઘરનાં બીજા કોઈએ એમને જોયેલાં નહીં. વ્રજકિશોરબાબુનું નામ જાણીતું હતું.

બિહારના જાહેર જીવનમાં તે વખતે વ્રજકિશોરબાબુ સૌથી આગળ પડતા હતા. રાજેન્દ્રબાબુ પણ એમના પછી ગણાતા. ચંપારણના સત્યાગ્રહ વખતે વ્રજકિશોરબાબુ જ ગાંધીજીની સાથે રહેલા. પાછળથી વકીલાત છોડીને સ્વરાજના આન્દોલનમાં ઝંપલાવેલું. બિહારના સારણ જિલ્લામાં શ્રીનગર ગામ તે એમનું વતન. પણ પછી મોટે ભાગે દરભંગા રહેતા.

વ્રજકિશોરબાબુ જાહેર જીવનમાં જેમ આગળ હતા, તેમ જ સમાજસુધારામાં પણ આગળ હતા. તે જમાનામાં પણ તેઓ છૂતા-છૂતમાં બિલકુલ માનતા નહીં. લાજ-ઘૂમટાનો રિવાજ એમણે ઘરમાંથી કાઢી નાખેલો. જેટલું કામ જાતે થાય તેટલું કરવું જોઈએ, એવો એમનો આગ્રહ રહેતો. દીકરીનો ઉછેર પણ એમણે પુત્રવત્ કરેલો.

વ્રજકિશોરબાબુને સાત સંતાન—ચાર દીકરી, ત્રણ દીકરા. તેમાંથી બે દીકરી અને એક દીકરો નાનપણમાં મરણ પામ્યાં. બાકીનાં ચાર સંતાનોમાં પ્રભાવતી સૌથી મોટાં. એમનો જન્મ ૧૯૦૬ના જૂનમાં થયેલો. માતાપિતાએ ખૂબ પ્યારથી ઉછેર્યાં. ખાસ કરીને પિતાનો બહુ પ્રેમ હતો. તેથી જ મા અને દાદીની અનિચ્છા છતાં પ્રભાવતી મોટી ઉંમર સુધી ધોતીકુર્તા-પાયજામાના છોકરાના પહેરવેશમાં જ રહેતા. દસ-અગિયાર વરસની ઉંમરે દાદીની હઠને લીધે સાડી પહેરતાં થયાં. છતાં પિતાની અસરને લીધે પ્રભાવતી પર પહેલેથી સાદાઈના સંસ્કાર રહ્યા. કપડાં-ઘરેણાં વગેરેમાં એમને કદી રસ ન પડ્યો.

એકાદ વરસ ગામની પ્રાથમિક શાળામાં પ્રભાવતીને ભણાવ્યાં. પણ પછી થયું કે નિશાળનું આવું રૂટિન શિક્ષણ નથી આપવું. એટલે ઘરે ખાસ શિક્ષક રાખ્યો. કન્યા મહાવિદ્યાલય, જાલંધરથી પાઠ્યપુસ્તક વગેરે મંગાવ્યાં. આ રીતે વ્રજકિશોરબાબુએ પ્રભાવતીને સુશિક્ષિત અને સુસંસ્કારી બનાવવા ખાસ ધ્યાન આપ્યું. પરીક્ષાની કાંઈ જરૂર નથી, પણ હિન્દી, સંસ્કૃત, અંગ્રેજી સારી રીતે શીખી લેવી જોઈએ, એમ તેઓ કહેતા.

પાછળથી પોતાના બાળપણ વિશે પ્રભાવતીજીએ કહેલું : 'બાળપણથી જ હું બહુ ચંચળ હતી. બધાં જ કામ મારે કરવાં જોઈએ. માળી બગીચામાં કામ કરતો હોય તો હુંયે તે કામ કરવા માંડું. રસોયો રાંધી રહ્યો હોય તો હું ઘૂસી જાઉં અને કહું કે હું બનાવીશ. નહીં તો ચૂલામાં પાણી નાખી દઈશ ! ગાય પણ મારે દોહવી જોઈએ. બધાં જ કામો કરવાનો આવો મને બહુ શોખ હતો. તેથી પાછળથી ગાંધીજીના આશ્રમમાં ગઈ ત્યારે મને કોઈ મુશ્કેલી ન પડી.'

લગ્ન થયાં ત્યારે પ્રભાવતીની ઉંમર માત્ર ૧૪ વરસની હતી. લોકો વ્રજકિશોરબાબુને પૂછતા કે તમે તો સમાજસુધારક છો, છતાં દીકરીને આટલી નાની ઉંમરે કેમ પરણાવો છો ? ત્યારે તેઓ કહેતા : 'પ્રભાવતી માટે આ છોકરો મને પસંદ પડી ગયો. ફરી આવો વર ને ઘર ક્યાંથી મળે ? એટલે લગ્ન કરાવી નાખ્યાં. પરંતુ પ્રભાને હું પાંચ વરસ પહેલાં સાસરે નહીં મોકલું. મોટી થશે ત્યારે જશે. ઉતાવળ શી છે ?'

લગ્ન શ્રીનગર ગામે થયાં. તિલક-દહેજ વગેરે કશું નહીં. જો કે દુલ્હા-દુલ્હનને પરંપરાગત પોશાક વગેરેમાં સજાવેલાં ખરાં. અને પરંપરાગત વિધિ વગેરે પણ થયેલી. જયપ્રકાશની ઉંમર ત્યારે ૧૮ વરસની હતી. એટલે સમજણા થયેલા. પણ ૧૪ વરસની પ્રભાવતીને મન આ બધું કોઈ ખેલ કે કોઈ ઉત્સવ સમાન હતું. લગ્ન એટલે શું, તેની કશી જાણકારી હતી નહીં. પાછળથી પોતાના લગ્નનાં સંસ્મરણો યાદ કરતાં પ્રભાવતીજીએ

કહેલું : 'મને એટલું યાદ છે કે અમારાં સગાંમાં એક બહેન સિતાબદિયારાનાં હતાં. એ કહેતાં કે તમારી દીકરી તો અમારા ગામમાં આવશે. મેં જોયું કે જાન આવી ગઈ. લગ્ન થઈ ગયાં. એટલે મેં માન્યું કે હવે મારે ચાલી જવાનું થશે તેથી હું બહુ રડવા લાગી. મારી દાદી, મારી મા બધાં મને વઢવા લાગ્યાં કે શું કામ રડે છે? છેવટે જાન ચાલી ગઈ. ત્યારે મને હાશ થઈ અને ઘરમાં જઈને માવા-મીઠાઈ કાઢી ખુશ થતી થતી ખાવા લાગી. હું સમજી કે હવે તો હું અહીં રહી ગઈ. જો કે એવી ખબર હતી કે પાછળથી મોકલશે.'

લગ્ન બાદ "ગૌના"—આણું વાળવામાં આવતું, જેને બીજું લગ્ન કહે છે. છોકરી ત્યારે પોતાના સાસરે જાય છે. પ્રભાવતીને તો ચાર-પાંચ વરસ બાદ સાસરે મોકલત. પરંતુ લગ્ન પછી બેએક વરસમાં જયપ્રકાશનું વિદેશ જવાનું નક્કી થયું, એટલે આણું વહેલું વાળવામા આવ્યું. આ વિશે પ્રભાવતીજીએ પાછળથી કહેલું : 'પતિ વિદેશ જતા રહે, તો પછી આણું કેવી રીતે થાય? એટલે મારે જવું પડ્યું. હું બહુ રડતી હતી. પિતાજીને બધું કહેતી. એ મને સમજાવતા કે સીતાજી કેમ ગયેલાં, તું નાનીને ત્યાં કેમ જાય છે, એમ અહીં જવાનું......ત્યારે મને લગ્નનો અર્થ સમજાયો.'

જય-પ્રભાના દાંપત્ય-જીવનનો આરંભ આ રીતે થયો. એ દાંપત્ય આગળ જતાં એક અનેરી ભાત પાડવાનું હતું.

બિહારના ગામડાગામનો છોકરો. ગામમાં જ ઊછર્યો અને ગામમા જ મોટો થયો. પ્રાથમિક શિક્ષણ પણ ગામમાં જ મેળવ્યું. પછી પટણા આવી આગળ ભણ્યો-ગણ્યો. આજુબાજુની દુનિયાનું પ્રાથમિક જ્ઞાન મેળવ્યું. નવી નવી ભાવનાઓ અને ભિન્ન ભિન્ન પ્રવાહો ઝીલતો થયો. તેનાથી એનાં હૃદય-મન-ચિત્ત પોષાતાં રહ્યાં, કેળવાતાં રહ્યાં. કિશોરાવસ્થા વટાવી હવે યૌવનના ઉંબરે આવી ઊભો હતો. એના જેવી જ એક ગામડાગામની છોકરી—હજી અધખીલેલી કળી જેવી મુગ્ધ કન્યા—એની જીવનસંગિની બની હતી. બંને હવે રાષ્ટ્રીય આંદોલનથી આંદોલિત થઈ રાષ્ટ્રજીવનમાં પદાર્પણ કરવાના હતાં. ત્યારે એમનાં જીવન આટલા પ્રારંભિક સંસ્કારોથી સંપન્ન થઈ ચૂક્યાં હતાં.



૨

# જીવનનો ધ્રુવતારક

પોતાની ચંડીગઢ જેલ-ડાયરીમાં જયપ્રકાશજીએ નોંધ્યું છે: ‘ આ ક્રાંતિનો વીંછુડો તો હું હાઇસ્કૂલમાં ભણતો, તે દહાડાનો મને ડંખેલો. તે વખતે એનું નામ હતું રાષ્ટ્રીય ક્રાંતિ, રાષ્ટ્રીય સ્વતંત્રતા. ’

### રાષ્ટ્રીય ભાવનાના પહેલા પાઠ

ગોખલે, ટિળક અને રાષ્ટ્રીય કોંગ્રેસના એ દિવસો હતા. ૧૯૧૫ માં ગાંધીજી પણ દક્ષિણ આફ્રિકાથી ભારત આવી ચૂક્યા હતા. હોમરૂલ આન્દોલન, રોલેટ ઍક્ટ, જલિયાંવાલા બાગ, ખિલાફત ચળવળ, ચંપારણ સત્યાગ્રહ વગેરે ઘટનાઓને લીધે દેશનું વાતાવરણ રાષ્ટ્રીય ભાવનાથી વ્યાપ્ત થતું જતું હતું. એ વાતાવરણની અસર પટણામાં શિક્ષણ લઈ રહેલ કિશોર જયપ્રકાશ ઉપર પણ પડતી જતી હતી.

રાષ્ટ્રીય ભાવનાના પહેલા પાઠ જયપ્રકાશને સરસ્વતી-ભવનમાં મળ્યા. સિતાબદિયારાથી પટણા આવ્યા ત્યારે શરૂઆતનાં વરસોમાં જયપ્રકાશ આ સરસ્વતી-ભવનમાં રહીને ભણ્યા. એ એક ખાનગી છાત્રાલય જેવું હતું. તે વખતમાં પટણાના વિદ્યાર્થીઓનું એ એક સૌથી વધુ પ્રસિદ્ધ અને પ્રભાવશાળી કેન્દ્ર હતું. જોગાનુજોગ તે વખતે બિહારના અત્યંત તેજસ્વી યુવાનો ત્યાં ભેગા થઈ ગયેલા. એમાંના ઘણા આગળ જતાં બિહારના નેતા અને આગેવાન કાર્યકર બન્યા અને બિહારના જાહેર જીવનમાં એ લોકોએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો. આને લીધે સરસ્વતી-ભવન એક એવું સ્થાન બની ગયું હતું કે જ્યાં રાત-દિવસ દેશના પ્રશ્નોની ચર્ચાઓ ચાલ્યા કરતી. શરૂ-શરૂમાં જયપ્રકાશને તેમાંનું બધું સમજાતું નહીં. છતાં એમના માનસ પર આનો પ્રભાવ પડ્યા કરતો. અને આ રીતે દેશભક્તિના, દેશ-સેવાના સંસ્કાર એમને મળતા રહ્યા. એમનાં મન-હૃદય રાષ્ટ્રીય ભાવનાથી ઓતપ્રોત થતાં ગયાં. અને દિલમાં એક એવી પ્રચંડ ભાવના જાગતી ગઈ કે આપણો દેશ કઈ રીતે જલદીમાં જલદી અંગ્રેજોની ગુલામીમાંથી છૂટીને સ્વતંત્ર થાય.

દિવસે દિવસે આ ભાવના તીવ્ર થતી ચાલી. જયપ્રકાશ ઉપર ગોખલેના વ્યક્તિત્વનો ઘણો પ્રભાવ પડ્યો. ટિળક પણ તે અરસામાં જ છ વરસની સજા પૂરી કરીને માંડલેની જેલમાંથી છૂટેલા. “ સ્વરાજ મારો જન્મસિદ્ધ અધિકાર છે ” નો એમનો મંત્ર પણ કાનોમાં ગૂંજતો હતો. તેમ છતાં સરવાળે જયપ્રકાશના મન પર ગોખલેનો પ્રભાવ વધારે રહ્યો. ગોખલેનો દેહાંત થયો ત્યારે શોક-સંતપ્ત હૃદયે એમનું એક પ્રશસ્તિ-કાવ્ય પણ જયપ્રકાશે લખેલું.

### વિપ્લવવાદીઓ સાથે આછડતો સંપર્ક

ઇતિહાસનાં પુસ્તકોમાં પણ જયપ્રકાશને રસ પડતો. રજપૂતો અને મરાઠાઓની વીરગાથા એમને અસર કરી જતી. શિવાજી અને રાણા પ્રતાપની કથા તેઓ રસથી વાંચતા. એવી જ રીતે વિપ્લવવાદીઓની વાતો પણ એમના કાને પડતી રહેતી. નવજુવાન હૈયામાં એક લગન જાગી હતી કે દેશની આઝાદી માટે મારે કાંઈક

આપણને ગુલામીની જંજીરોમાં વધુ ને વધુ જકડી રહ્યું છે. તેને તો તત્કાળ છોડવું જ જોઈએ.

### જીવનમાં એક નવો વળાંક

બસ, ઘડી પાકી ગઈ. બીજે જ દિવસે જયપ્રકાશ અને એમના સાથીઓએ કૉલેજ છોડી દીધી. ત્યારે તેઓ ઇન્ટર સાયન્સમાં, કૉલેજના બીજા વરસમા હતા. કૉલેજની પરીક્ષા થઈ ચૂકી હતી અને તેમા જયપ્રકાશ બહુ આગળ નંબરે પાસ થયા હતા. યુનિવર્સિટીની પરીક્ષા માટે તડામાર તૈયારી ચાલી રહી હતી. પરીક્ષાને માત્ર ૨૦ દિવસની વાર હતી. પરંતુ નહીં, હવે આ અંગ્રેજોનું શિક્ષણ કદાપિ ન ખપે, બ્રિટિશ સંસ્થામાં ભણવું એ પાપ છે. એક વાર બરાબર સમજાઈ ગયું એટલે એ જ ઘડીએ છોડયું, અને સ્વરાજ્યના આન્દોલનમાં ઝંપલાવ્યું. જયપ્રકાશ અને એમના સાથીઓ પટણામા સરવસ કાઢીને રાજેન્દ્રબાબુને ત્યા ગયા અને અસહકારમાં જોડાયા. રાજેન્દ્રબાબુ આ નવલોહિયા યુવાનોનો દેશપ્રેમ, આઝાદી માટેની તમન્ના અને ત્યાગ જોઈને ગદ્‌ગદિત થઈ ગયા.

જયપ્રકાશના જીવન માટે આ એક અત્યંત મહત્ત્વની ઘટના હતી, જેણે એમના જીવનને એક સાવ નવો વળાંક આપ્યો. આ પગલું ભરતાં પહેલાં પિતાજીને કે બીજા કોઈને પૂછવાનો તો સવાલ નહોતો. કૉલેજ છોડયા બાદ પિતાજીને માત્ર એક પત્ર લખ્યો કે દેશની આઝાદી માટે આવું પગલું મેં ભર્યું છે, અને તેમ કરતાં પહેલા તમારી સલાહ વગેરે લઈ શક્યો નથી તે માટે માફી માગું છું. પિતાજીને દીકરા પાસેથી ઘણી ઉમેદ હશે, એટલે એમને ધક્કો તો પહોંચ્યો હશે, પરંતુ એમણે ખાસ કશી નારાજી વ્યક્ત કરી નહીં કે કશું અનુચિત દબાણ પણ કર્યું નહીં. વ્રજકિશોરબાબુ તો પોતે જ અસહકાર આન્દોલનમાં અગ્રણી હતા, એટલે એમણે આ પગલાનુ સ્વાગત જ કર્યું. પ્રભાવતી પણ એ જ વાતાવરણમાં ઊછરી રહ્યાં હતા. એટલે એમનો પણ પ્રતિભાવ અનુકૂળ હતો: 'ગાંધીજીનું આન્દોલન ચાલી રહ્યું છે એમ મેં સાંભળેલું. બધા જ લોકો કૉલેજનું શિક્ષણ, વકીલાત વગેરે છોડી રહ્યા છે, તો જયપ્રકાશે પણ કૉલેજ છોડી તેમાં મને પણ ખુશી હતી.'

અસહયોગ આંદોલનમાં ઝંપલાવીને જયપ્રકાશે તુરત ખાદી અપનાવી. મિલનાં કપડાં ઉતારીને ખાદીનાં કપડાં પહેરવા લાગ્યા. ચરખો ચલાવતાં પણ શીખ્યા. અને આંદોલનમાં થોડો ઘણો ભાગ લીધો હશે, પરંતુ આંદોલનમાં કાંઈ બહુ ઝાઝું કામ કર્યું હોય એવું નહોતું. પાછળથી ચૌરીચૌરાના હત્યાકાંડને કારણે ગાંધીજીએ લડત પાછી ખેંચી લીધી. નેતાઓ ઘણા જેલમાં હતા. આંદોલનની આંધી ધીમે ધીમે શમી ગઈ હતી.

### ગુલામીનું શિક્ષણ ન ખપે !

ત્યારે જયપ્રકાશના ઘણા સાથીઓ ફરી કૉલેજમાં જોડાઈ ગયા. પરંતુ જયપ્રકાશ જુદી માટીના હતા. એમણે કહ્યું કે એક વાર જેને ગુલામીની અવજ્ઞા કરી અને એમ નક્કી કર્યું કે જેની મારફત જે શિક્ષણ આપવામાં આવે છે તે ગુલામીનું શિક્ષણ છે, તો પછી હવે એ શિક્ષણ તો કદી લેવાય જ નહીં. તેથી અંગ્રેજ સરકાર સંચાલિત અથવા એ સરકારની ગ્રાંટ વડે ચાલતી કોઈ પણ શિક્ષણસંસ્થામાં શિક્ષણ લેવાનું એમને હરગિજ મંજૂર નહોતું. ને ત્યાં સુધી કે બનારસ હિંદુ યુનિવર્સિટીમાં પણ જવા તેઓ તૈયાર નહોતા, કેમ કે તે પણ અંગ્રેજ સરકાર પાસેથી થોડી ઘણી ગ્રાન્ટ મેળવતી હતી.

હા, ગાંધીજીએ કેટલાંક રાષ્ટ્રીય વિદ્યાલયો શરૂ કરેલાં. ગુજરાત વિદ્યાપીઠની જેમ ત્યારે બિહારમા બિહાર વિદ્યાપીઠનીયે સ્થાપના થયેલી. જયપ્રકાશ થોડો વખત તેમાં રહીને ભણ્યા. ઇન્ટર સાયન્સની પરીક્ષા પણ, તેમાં પ્રથમ વર્ગમાં પાસ કરી. પરંતુ ત્યા એમની જ્ઞાનપિપાસા પૂરી સંતોષાઈ નહીં. વળી ત્યાં હજી ઇન્ટરથી આગળ વિજ્ઞાનના વિદ્યાર્થીઓને શિક્ષણની પર્યાપ્ત સગવડ પૂરી પાડી શકાય એવી વ્યવસ્થા હતી નહીં.

થોડા દિવસ જયપ્રકાશ બનારસ ચાલ્યા ગયા. ત્યાં ઑર્ગેનિક કેમિસ્ટ્રિના બહુ મોટા પ્રાધ્યાપક ફૂલદેવ સહાય વર્મા હતા. એમની સાથે રહ્યા, અને એમની નિગરાણી હેઠળ વિજ્ઞાનનું અધ્યયન કરતા રહ્યા. એમની પ્રયોગશાળામાંયે જઈને કામ કરતા.

પરંતુ હવે આન્દોલનનાં પૂર એકદમ ઓસરી ગયાં હતાં. દિલદિમાગને ભરી દે એવું આન્દોલનનું કોઈ કામ આંખ સામે નહોતું. બીજી બાજુ જ્ઞાનની પિપાસા હજી અતૃપ્ત હતી. ઉચ્ચ વિદ્યા પ્રાપ્ત કરવાની ઝંખના હતી. દેશમાં તો તે પૂરી થાય તેમ નહોતું. એટલે વિદેશ જઈને ભણવાની ઇચ્છા જાગી. જોકે કુટુંબની એવી ત્રેવડ નહોતી કે એમને વિદેશ મોકલીને ભણાવી શકે. વળી, ઇંગ્લૅંડ જઈને અંગ્રેજોનું શિક્ષણ તો લેવાય જ નહીં. તેવા સંજોગોમાં એક નવો માર્ગ સૂઝયો.

### અમેરિકા જઈને રળો ને ભણો

જયપ્રકાશ હજી સરસ્વતીભવનમાં રહીને હાઇસ્કૂલમાં ભણતા હતા, તે અરસામાં સ્વામી સત્યદેવ પરિવ્રાજક એક વાર પટણા આવેલા. એમના વ્યક્તિત્વથી અને ભાષણોથીયે જયપ્રકાશ ઘણા પ્રભાવિત થયેલા. પછી તો એમનાં પુસ્તકો પણ વાંચ્યાં. તેમાં બધું વર્ણન હતું કે પોતે અમેરિકા જઈને ખેતરો, કારખાનાં વગેરેમાં કામ કરતા કરતાં કેવી રીતે શિક્ષણ મેળવ્યું. તેનું ભારે આકર્ષણ થયેલું. અત્યારે તે બધું ફરી યાદ આવ્યું. હવે શું કરવું. એ સવાલ હતો ત્યારે અમેરિકા જઈને આગળ ભણવું એમ નક્કી કર્યું. "રળો અને ભણો" ની સગવડ ત્યાં મળી રહેશે. અર્થાત્‌ રોટી, રહેઠાણ અને ભણતર જોગી કમાણી કરતાં જવું અને અમેરિકાની યુનિવર્સિટીઓમાં ઉચ્ચ શિક્ષણ મેળવતાં જવું.

પ્રભાવતીને પત્ર લખી પુછાવ્યું, તો એમનો તો જવાબ આવ્યો કે 'મને બહુ ખુશી છે કે તમે ભણવા માટે પરદેશ જાઓ છો. ત્યાંથી ભણીને આવશો, તો પછી દેશનું કામ કરશો.'

સગાંવહાલાં કહેવા લાગ્યાં કે તેં શું કામ રજા આપી ? તારે તો મનાઈ કરવી જોઈએ. ત્યારે પણ પ્રભાવતીએ એમ જ કહ્યું કે 'હું શું કામ એમને રોકું ? મને તો ગમે છે. આવી રીતે પરદેશ ભણવા જાય તેમાં શું ?' આટલું જ નહીં પણ વચ્ચે જ્યારે જયપ્રકાશના પરદેશમાં જવાની વાતમાં કાંઈક વિક્ષેપ આવ્યો ત્યારે ઊલટાની પ્રભાવતીને ચિંતા થવા લાગી કે બહારના લોકો માનશે કે એની પત્નીએ રોકી લીધા હશે. આમ પ્રભાવતીની પૂર્ણ સંમતિ હતી.

વ્રજકિશોરબાબુ એટલા ઉત્સાહી નહોતા. તેમ છતાં એમનુંયે કમને સમર્થન મળી રહ્યું. પિતાજીનો આમ તો કોઈ વિરોધ નહોતો. તેમ છતાં એમને સ્વાભાવિક જ ચિંતા થતી કે છોકરો આટલે દૂર એકલો રહેશે, હજી તો હમણાં જ લગ્ન થયાં છે. કોને ખબર ક્યારે પાછો આવશે, વગેરે. અને માતાજી તો ખૂબ જ દુઃખી હતાં. પોતાના વહાલા દીકરાના આટલા લાંબા વિરહની એમનાથી કલ્પના જ નહોતી થઈ શકતી. એમની આંખોમાંથી આંસુ જ વહેતાં રહ્યાં.

એવામાં બાલાદત્ત પંત નામનો એક યુવક અમેરિકા ભણવા જઈ રહ્યો હતો. એની સાથે જયપ્રકાશને ઓળખાણ થઈ અને બંનેની દોસ્તી થઈ ગઈ. જયપ્રકાશે એની સાથે જ અમેરિકા માટે ઊપડવાનું નક્કી કર્યું. કલકત્તા જઈને પાસપોર્ટ વગેરેની વ્યવસ્થા પણ કરી લીધી. પરંતુ એ જ દિવસોમાં છાપાંમાં સમાચારો આવ્યા કે અત્યારે અમેરિકામાં મંદીનું મોજું ફરી વળ્યું છે, તેથી કોઈ કામ પણ મળતું નથી અને ત્યાં ગયેલા ભારતીય વિદ્યાર્થીઓને બહુ જ મુસીબત પડે છે. આને લીધે જયપ્રકાશને રોકી લેવામાં આવ્યા. પરંતુ બાલાદત્ત પંત તો ગયા જ. અમેરિકા પહોંચીને એમણે જયપ્રકાશને પત્રો લખ્યા કે ગભરાવાની કોઈ જરૂર નથી, તમે તમારી પત્નીને લઈને પણ અહીં આવી શકો છો. એ તો ન બન્યું, પણ છેવટે જયપ્રકાશનું અમેરિકા જવાનું નક્કી થયું.

તે વખતે "એસોસિયેશન ફોર ધ એડવાન્સમેન્ટ ઓફ ધ સાયન્ટિફિક લર્નિંગ" નામની એક સંસ્થા હતી. તેનો સંપર્ક સાધીને તેની પાસેથી થોડી મદદ મેળવાઈ. ઠેઠ જાપાન સુધી જવાનું ભાડું ત્યાંથી મળ્યું. બીજી પણ આમતેમ સગવડ કરી, અને બધું ગોઠવાયું.

જયપ્રકાશ વિદેશ જતા રહેવાના હતા એટલે પ્રભાવતીનું આણું વહેલું વાળવામાં આવ્યું અને એ થોડા વખત માટે સાસરે આવ્યાં હતાં. પોતાની નવોઢા પત્નીને જયપ્રકાશ કહી ગયા કે તું પણ અહીં ભણી-ગણીને તૈયાર થઈ જજે, ગીતાનું અધ્યયન કરજે, ચરખો કાંતજે. હા, ગાંધીના મારગે એમનું મન હરી લીધેલું, અને ચરખો એ ગાંધીમાર્ગનું પ્રતીક હતો. પાછળથી પ્રભાવતીજી હસતાં હસતાં યાદ કરતાં : 'આને જ પૂછો, મને ચરખો કાંતવા માટે કોણે પ્રેરિત કરેલી ? આજે ભલેને ગમે તે કહેતા.'

## હૃદય પર સ્વતંત્રતાની અમીટ મુદ્રા

વિદેશ જવા રવાના થયા, ત્યારે જયપ્રકાશને હજી ૨૦ વરસ પણ પૂરાં નહોતાં થયાં. તેમ છતાં એક ધ્રુવતારક દૃષ્ટિગોચર થઈ ચૂક્યો હતો. અને તેની સામે જ અવિચળ નજર ખોડી રાખીને આખીયે જીવનયાત્રા હવે ચાલવાની હતી. આ વખતની એમના દિલની ભાવાવસ્થા પાછળથી શબ્દાંકિત થઈ :

'આ જ એ સમય હતો, જ્યારે સ્વતંત્રતા મારા જીવનનો એક આકાશદીપ બની. અને જે આજ સુધી તેવી જ રહી છે. સમયના વીતવા સાથે એ સ્વતંત્રતાનો અર્થ માત્ર પોતાના દેશની આઝાદી એટલો જ ન રહ્યો. પણ તેનાથી આગળ વધીને માનવ-માત્રની સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્તિ, એવો થઈ ગયો. બલ્કે, તેનાથીયે આગળ વધીને માનવવ્યક્તિત્વની સ્વતંત્રતા, વિચાર-ની સ્વતંત્રતા, આત્માની સ્વતંત્રતા, એવો અર્થ તેણે ગ્રહણ કરી લીધો. આ સ્વતંત્રતા મારા જીવનની નિષ્ઠા બની ગઈ છે. અને હું કદાપિ રોટલા ખાતર, સત્તા ખાતર, સલામતી ખાતર, સમૃદ્ધિ ખાતર, રાજ્યના માનમોભા ખાતર અથવા બીજી કોઈ પણ વસ્તુ ખાતર તેનો સોદો કરી શકું તેમ નથી.'

સ્વતંત્રતાની આવી અમીટ મુદ્રા જયપ્રકાશના હૃદય પર અંકિત થઈ ગઈ હતી. તત્કાળ પોતાના દેશની સ્વતંત્રતા એ આંખ સામેનું ધ્યેય હતું. તેના માટે જ અસહયોગના આન્દોલનમાં ઝંપલાવેલું. અને આ વિદેશયાત્રા પણ તેના જ એક અંગરૂપ હતી. વિદેશ ગયા ત્યારે તો આ સ્વતંત્રતા ગાંધીના મારગે જ આવી શકશે એવું એમના મનમાં વસી ગયું હતું. વચ્ચે વિપ્લવવાદી માર્ગનું થોડું આકર્ષણ થયેલું. પરંતુ એમણે વાસ્તવમાં જોયું કે : 'ક્યારેક બૉમ્બની કે હિંસાની છૂટીછવાઈ ઘટનાઓ બને છે. પરંતુ વિપ્લવના માર્ગ માટે આમજનતાની અંદર ઉત્સાહ હોય, એવું કાંઈક આન્દોલન હોય, દેશનું વાતાવરણ એકદમ બદલાયું હોય, એવું તો કાંઈ જોવા મળતું નથી. જ્યારે ગાંધીજીના અસહયોગ આન્દોલનથી જરૂર એમ લાગ્યું કે જાણે આખો દેશ જાગી ગયો છે, આમજનતામાં ભારે જાગૃતિ આવી છે, એક નવી ચીજનો આવિષ્કાર થયો છે, જે દેશના આત્માને સ્પર્શી ગઈ છે.'

## ચિંતનનો વ્યવહારલક્ષી ઝોક

જયપ્રકાશના જીવનમાં આ વસ્તુ પહેલેથી છેલ્લે સુધી જોવા મળે છે. Abstract—અમૂર્ત, નિરપેક્ષ ને ભાવાત્મક ચિંતન પણ એ કરી શકે છે. કલ્પનાની ઉત્તુંગ છલાંગો એ એમના વ્યક્તિત્વનું એક અંગ છે. હજી પ્રત્યક્ષ ન થઈ હોય છતાં કોઈ બીજરૂપ વિચાર, કાર્ય કે ઘટનામાં રહેલી અનંત સંભાવનાઓને ચિત્તમાં ઝીલવાની ક્રાંતિકારી ક્ષમતા એમનામાં અવશ્ય જોવા મળે છે. પરંતુ આની સાથોસાથ એમનામાં pragmatic—વ્યવહારલક્ષી, પરિણામલક્ષી ચિંતન પણ ભારોભાર જણાય છે. એક વાર મૂળ વાત ગ્રહણ કરી લીધા બાદ એમના ચિંતનનો ઝોક મોટે ભાગે વ્યવહારલક્ષી, પરિણામલક્ષી રહે છે. કોઈ સિદ્ધાંત કે વાદ નહીં,

પણ પ્રત્યક્ષ વ્યવહારને નજર સામે રાખીને તેઓ ચાલે છે. હિંસા-અહિંસાના આધારે નહીં, પણ પ્રત્યક્ષ પરિણામના આધારે એમણે વિપ્લવનો માર્ગ છોડ્યો. એમના જીવનના ઘણાખરા મહત્ત્વના નિર્ણયો આવા વ્યવહારલક્ષી ચિંતનને આધારે થયા છે.

જાહેર જીવનના આરંભકાળે એમણે જોયું કે દેશને આઝાદ કરવા જે લોકજુવાળ ઊભો જોઈએ તે ગાંધીના માર્ગે ઊભો રહ્યો છે એટલે વિપ્લવના માર્ગનો ઇનકાર કરી એમણે ગાંધીનો માર્ગ અપનાવી લીધો. ૧૯૨૦–૨૧માં ગાંધીજી આપણા દેશમાં જે અભૂતપૂર્વ વાતાવરણ સરજી શક્યા હતા, તે જયપ્રકાશ કદી ભૂલી શક્યા નહોતા. એમના માનસ પર એ અમીટ છાપ મૂકતું ગયું હતું.

પાછળથી એમણે કહેલું : 'મારા ક્રાંતિકારી વિચારો પાકા નહોતા થયા, ત્યાં જ ગાંધીજીનું પહેલું અસહયોગ આંદોલન એક ઝંઝાવાતની જેમ દેશ આખામાં છાઈ ગયું. તે જમાનાના એ હજારો નવયુવાનોમાં હું પણ એક હતો, જે સૂકાં પાંદડાંની જેમ તે તોફાનમાં ઊડીને થોડી વાર માટે આકાશમાં પહોંચી ગયા હતા. એક ક્ષણ વિચારના ઉડ્ડયનમાં જાણે ઊંચે ઊડી જવાનો તે અલ્પ અનુભવ અંતસ્તલમાં કંઈક એવી છાપ મૂકી ગયો, જેને કાળ અને વાસ્તવિકતાની વિટંબના પણ ભૂંસી નથી શકી.'

આમ, ૧૯૨૧માં ૧૯ વરસની ઉંમરે ગાંધીજીના અસહયોગ આંદોલનમાં ઝંપલાવવું, એ જયપ્રકાશના જીવનની સૌથી મોટી નિર્ણાયક ઘટના છે. એમણે પોતે કહ્યું છે : 'મારા જીવનની કોઈ એક ઘટના એવી બની હોય કે જેનો કાયમને માટે નિર્ણાયક પ્રભાવ જીવન પર રહ્યો, તો તે અસહયોગની ઘટના. તે વખતે અંદર જે એક બીજ વવાઈ, તે જ એક રીતે unfold—પ્રગટ થઈ રહી છે. ચિંતનને તે વખતે ચાલના આપાઈ, તે જ ચાલી રહી છે.'

જયપ્રકાશની હવે પછીની જીવનયાત્રાનું વિવરણ એટલે આ પ્રગટીકરણ અને આવિર્ભાવનું વિવરણ.



વિસ્કૉન્સિન યુનિવર્સિટીમાં અભ્યાસ શરૂ કર્યો. ત્યાં એક સત્ર પૂરું કર્યું. તેવામાં એમના એક ઘનિષ્ઠ મિત્ર કોલમ્બસ જઈને રહેલા. જયપ્રકાશે પણ ત્યાં જઈ ઓહાઈયો યુનિવર્સિટીમાં પ્રવેશ મેળવ્યો.

છેવટનો અભ્યાસ ઓહાઈયો યુનિવર્સિટીમાં જ પૂરો થયો. ત્યાંથી ગ્રેજ્યુએટ થયા. બી૰એ૰ની ડિગ્રી મેળવી. ભણવામાં તેજસ્વી તો હતા જ. ૩૦ ડોલરની શિષ્યવૃત્તિ મળી. તેજસ્વી વિદ્યાર્થીઓને ગ્રેજ્યુએટ થયા બાદ યુનિવર્સિટીમાં ભણાવવાની નોકરી મળતી. જયપ્રકાશને પણ મળી ગઈ. એટલે બી૰એ૰ પછી એમ૰એ૰ સુધી અધ્યયન-અધ્યાપન સાથે સાથે ચાલ્યાં. છેવટે ઓહાઈયો યુનિવર્સિટીમાંથી જયપ્રકાશે એમ૰એ૰ની ડિગ્રી મેળવી. એમ૰એ૰ માટેનો એમનો થીસિસ ઘણો વખણાયો. આ થીસિસમાં એમની અધ્યયનશીલતા, વિગતો અંગેની ઝીણવટ, સૂક્ષ્મ દૃષ્ટિ, વિચારોનું ઊંડાણ અને ચિંતનની પુખ્તતા જોવા મળે છે. રજૂઆત પદ્ધતિસરની અને શૈલી રોચક છે. આખી યુનિવર્સિટીમાં એ વિષયનો તે સર્વશ્રેષ્ઠ થીસિસ ગણાયેલો. જયપ્રકાશને તો એમ૰એ૰ પછી પીએચ૰ડી૰ પણ કરવું હતું. પણ દેશમાંથી માની બીમારીના સમાચાર આવ્યા કરતા હતા એટલે એ ન બની શક્યું.

### કુશાગ્ર બુદ્ધિ, તર્કપટુતા, સૂક્ષ્મ અંતરદૃષ્ટિ

આ રીતે જયપ્રકાશે સાત વરસ અમેરિકામાં રહીને યુનિવર્સિટીનું શિક્ષણ મેળવ્યું. ઘણા વિવિધ વિષયોનું જ્ઞાન એમણે સંપાદન કર્યું. એમની કુશાગ્ર બુદ્ધિ, તર્કપટુતા અને સજ્જનતાથી એમના સહાધ્યાયીઓ તેમ જ પ્રાધ્યાપકો ઘણા પ્રભાવિત થયા હતા. તે વખતના એમના એક અમેરિકન સહાધ્યાયી ઉજરે કહ્યું છે : 'એમની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી અને તર્ક લાજવાબ હતો. બૌદ્ધિક દૃષ્ટિએ આટલી જાગરૂક અને જીવંત વ્યક્તિ મેં બીજી જોઈ નથી. વર્ગમાં ઊભા થતા પ્રશ્નો બાબતમાં એમનામાં સૂક્ષ્મ અંતરદૃષ્ટિ જોવા મળતી. પોતાની વાત એ હંમેશાં એક કુશળ કલાકારની માફક રજૂ કરતા.'

અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક વોલ્ટે નોંધ્યું : 'એ નખશિખ વિદ્યાર્થી છે. મેં જોયું છે કે તાંત્રિક વિગતો કરતાં અર્થશાસ્ત્રના વ્યાપક અને ઊંડા પ્રશ્નોમાં એ રસ લે છે.'

માનસશાસ્ત્રના પ્રાધ્યાપક આલ્બર્ટ વીસે ત્યારે જ ભાખેલું કે, 'આ વિદ્યાર્થી આગળ જતાં સામાજિક તત્ત્વવેત્તા તરીકે નામ કાઢશે.'

કૅમ્પસ કૉમ્યુનિકેશનના વડા પ્રાધ્યાપક રીચર્ડ સ્ટેઈનમેત્ઝ : 'શ્રી નારાયણ ભારે ખંત અને ઉત્કટતાથી અભ્યાસ કરે છે. કૉલેજના કામ સાથે સીધા સંકળાયેલા ન હોય એવા વિષયોમાં ઘણો વખત આપે છે. એમનું ચિંતન મારી દૃષ્ટિએ હંમેશાં બુદ્ધિયુક્ત, ઘણી વાર મૌલિક અને કેટલીક વાર પ્રતિભાશાળી હોય છે.'

સમાજશાસ્ત્રના પ્રાધ્યાપક લુમલીએ કહેલું : 'મારી પાસે આજ સુધીમાં જેટલા વિદ્યાર્થીઓ આવી ગયા તેમાં આ યુવાન ભારતીય વિદ્યાર્થી ઘણી ઊંચી કક્ષાનો અથવા કહો ને કે સૌથી ઊંચી કક્ષાનો છે. એનું ચિંતન ઘણું ચીવટભર્યું અને સૂક્ષ્મ સમીક્ષાયુક્ત છે, અને એની દૃષ્ટિ સત્યશોધકની છે. એનું વાચન વિશાળ છે. દરેક અર્થમાં એ એક પાંગરતો વિદ્વાન છે.'

### વિદ્યોપાર્જનની સાથોસાથ અર્થોપાર્જન

આમ, વિદ્યોપાર્જનની કામગીરી અત્યંત તેજસ્વી અને અવ્વલ દરજ્જાની રહી. અને આ બધું વિદ્યોપાર્જન અર્થોપાર્જનની સાથોસાથ થયું. ભણતરની સાથોસાથ રહેવા-ખાવા-ભણવા માટે પૈસા કમાવા પડતા. બલ્કે, અમેરિકાની ધરતી પર પગ મૂક્યો કે પહેલું કામ ભણવાનું નહીં, કમાવાનું જ કરેલું. એ ઑક્ટોબરમાં આવ્યા ત્યારે યુનિવર્સિટીનું સત્ર તો ઑગસ્ટથી શરૂ થઈ ગયેલું. નવું સત્ર જાન્યુઆરીથી શરૂ થવાનું હતું. તેથી વચગાળામાં થોડું કમાઈ લીધું. ત્યાર પછી છુટ્ટીનો ઉપયોગ મોટે ભાગે કામ કરીને પૈસા કમાવામાં જ થતો.

આ સાત વરસ દરમ્યાન અમેરિકામાં જયપ્રકાશે નાનાંમોટાં જાતજાતનાં કામો કર્યાં. પહેલું કામ મળ્યું ખેતરમાં, ફળઝાડના બગીચામાં. ત્યાં દ્રાક્ષ ચૂંટી લેવાઈ હતી. હવે તેને સૂકવીને કિસમિસ બનાવવાનું કામ ચાલતું હતું. લાકડાની ખુરપીથી તેને અવળસવળ કર્યા કરવાની અને સડેલી દ્રાક્ષ દેખાય તો તેને તુરત કાઢી નાખવાની. સુકાઈ જાય એટલે લાકડાના ખોખાંમાં પૅક કરવાની. નવ કલાક કામ, વચ્ચે અડધા કલાકની છુટ્ટી. એક કલાકના ૪૦ સેન્ટ. રોજના ૩ ડોલર અને ૬૦ સેન્ટ મળતા.

આ રીતે પહેલી વાર જ્યારે જાતમહેનત કરીને કમાયા ત્યારે પોતાને જે અનુભૂતિ થયેલી, તેનું વર્ણન જયપ્રકાશજીએ પાછળથી આમ કરેલું : 'આ રીતે કામ કર્યાનો મેં ભારે ગર્વ અનુભવ્યો. મને સંતોષ થયો કે આજે ગાંધીજીના વિચાર મુજબ હું કાંઈક વર્તી શક્યો. ગાંધીજી અને એમના આશ્રમ-જીવન વિશે ઘણી વાતો સાંભળેલી. સવારના પહોરમાં વહેલા ઊઠે છે. હાથે દળે છે. પાણી ભરવું, કપડાં ધોવાં, કામ-વાસણ સાફ કરવાં, બધું જ જાતે. નોકરચાકર કોઈ રાખવાના નહીં. બધાં જ કામો જાતે કરવાનાં. આ વાતોની એટલી બધી અસર હતી કે મને થયું, જાણે હું બહુ મોટું પગલું ભરી રહ્યો છું. જાતે કામ કરવું, કમાવું અને તેમાંથી ભણવું.'

### જાતજાતનાં કામો

એટલે જયપ્રકાશે કામ કર્યું, વેઠ નહીં. અને કામ કર્યું તે પણ આત્મગૌરવ અનુભવતાં-અનુભવતાં કર્યું. કોઈ પણ કામ કરતાં એમણે નાનપ અનુભવી નહીં. ખેતરોમાં, બગીચાઓમાં, કારખાનાંઓમાં કામ કર્યું. દ્રાક્ષ ચૂંટી, બદામ ચૂંટી, સફરજન ચૂંટ્યાં, લાકડાંનાં ખોખાં બનાવ્યાં, તેની મરમ્મત કરી. ફળોનું પૅકિંગ કર્યું. કેનિંગ ફૅક્ટરીમાં કામ કર્યું. મુરબ્બો બનાવવાના કારખાનાનાં કામ કર્યું.

મોટા ઘરોમાં જઈને ઘરકામ કર્યું. બરફ પડ્યો હોય તે કોદાળી લઈને હટાવવાનો. બોઈલર ચલાવી પાણી ગરમ કરવાનું. આખા ઘરની સફાઈ કરવાની. હોટેલોમાં જઈનેયે કામ કર્યું. વેઇટરનું કામ, ડિશો ધોવાનું કામ, સફાઈનું કામ. બૂટપૉલિશનું કામ કર્યું. એક વાર કતલખાનામાં પણ કામ કરવું પડ્યું. ઢોરને કાપવાનું કામ નહીં પણ કતલખાનાના પાવર હાઉસમાં કામ કર્યું. પરંતુ પશુની કતલ થતી નજરોનજર જોઈ, ત્યારે બેચાર અઠવાડિયાં માંસાહાર નહોતા કરી શક્યા. ફાઉન્ડ્રીમાં કામ કર્યું. માટીની ચીજવસ્તુ બનાવવાના કારખાનામાં કામ કર્યું. આમ, જાતજાતનાં કામો કર્યાં. હોટેલોમાં જાજરૂ-સફાઈનું કામ પણ કર્યું.

જયપ્રકાશના માનસે એક વસ્તુની ખાસ નોંધ લીધી કે અત્યંત મૂડીવાદી ગણાતા અમેરિકા જેવા દેશમાંયે મહેનતનાં કામો કરનારાઓ પ્રત્યેનો, મજૂરો પ્રત્યેનો મુકાદમો અને માલિકોનો વર્તાવ ઘણો સારો હતો. મજૂરો સાથે તેઓ છૂટથી હળતાભળતા પણ ખરા. એક શેરખાન નામના પઠાણ મુકાદમને તો જયપ્રકાશજી છેવટ સુધી યાદ કરતા.

થોડા દિવસ એક અરુચિકર કામ પણ કરવું પડ્યું. ત્યાંના કેટલાક ભારતીય લોકો ક્રીમ, હેઅર લોશન વગેરે પ્રસાધનની સામગ્રી બનાવતા. તેની જાહેરાત એવી કરતા કે આમાં હિમાલયની જડીબુટ્ટી વાપરવામાં આવી છે. અને તે વાંકડિયા વાળને સીધા કરે છે તથા કાળા વાનને ગોરો બનાવે છે. નીગ્રો વસ્તીઓમાં આનો ધૂમ પ્રચાર થતો. નીગ્રો અને મલાટ (નીગ્રો–ગોરાની વર્ણસંકર ઓલાદ) સ્ત્રીઓ આની પાછળ પાગલ થતી. સેલ્સમેન તરીકે ખાસ ભારતીય વિદ્યાર્થીઓ પસંદ થતા, કેમકે તેઓ કહી શકે કે જુઓ, આના વપરાશથી અમારા વાળ સીધા થયા છે અને વાન પણ ઘઉંવર્ણો થયો છે! વળતર પણ ઘણું હતું. સહેજે રોજના ૨૦–૨૫ ડોલર કમાઈ શકાતા.

વખાના માર્યા જયપ્રકાશે પણ થોડા દિવસ આ ચીજવસ્તુઓ વેચવાનું કામ કર્યું. જો કે એમના દિલમાં ખૂંચ્યા કરતું કે આ તો છેતરપિંડી છે. જૂઠાણું એમની જીભે જ નહોતું ચઢતું. તેવામાં એક પ્રસંગ બન્યો. એક મલાટ યુવતીએ જયપ્રકાશ પાસેથી ઘણી બધી ચીજવસ્તુ ખરીદી. પછી કહે, માલિક બહાર ગયા છે, પૈસા પછી લઈ જજો. થોડા વખત પછી ફરી ગયા તો ઘરમાં લઈ ગઈ. કૉફી પાઈ. પછી આંખના ઉલાળા સાથે બોલી, 'પૈસા જોઈએ? માત્ર પૈસા?' જયપ્રકાશ ઊઠીને ભાગ્યા જ! આ કામને એમણે નવ ગજના નમસ્કાર કર્યા.

ક્યારેક આપ્તજનોને મદદ કરવાનું કાંઈક કામ મળી જતું, તો તે કરી લેતા. ભાષણ કરવા જતા અને પચીસ-પચાસ ડોલર મળી જતા. બી૦એસ૦ થયા બાદ યુનિવર્સિટીમાં જ અધ્યાપનનું કામ મળી ગયું. તેમાં ઠીક કમાણી થતી. મહિનાના એકસો ડોલર મળતા. આમ, વિદ્યોપાર્જનની સાથોસાથ અર્થોપાર્જન પણ ઠીકઠીક ચાલતું રહ્યું.

## શરીરશ્રમના ગૌરવની સાક્ષાત્ અનુભૂતિ

આથી જ જયપ્રકાશજીએ કહ્યું છે કે, 'માત્ર યુનિવર્સિટીઓમાંથી જ નહીં પણ ખેતરો ને કારખાનાંમાંયે હું ઘણું ઘણું શીખ્યો.' એમનું કહેવું છે કે, 'અમેરિકામાં મને જે કાંઈ શિક્ષણ મળ્યું તેનો અને સામ્યવાદનોયે મારા પર જે પ્રભાવ પડ્યો, તેનાથી જરીકે ઓછો નહીં બલ્કે તેની બરોબરીનો જ પ્રભાવ મારા વ્યક્તિત્વ પર, મારા ચારિત્ર્ય પર આ જાતમહેનતથી કામ કરવાનો પડ્યો. આવાં કામો હું હોંશે હોંશે કરી શક્યો તેનું કારણ ગાંધીજીના વિચારોની અસર હતી, દિલમાં ગરીબો પ્રત્યેની હમદર્દી હતી, તેમ જ મારા પોતાના ઘરના સંસ્કારો હતા. અમે પોતે પણ મધ્યમ વર્ગના જ હતા તથા મારા માતાપિતાને મેં હંમેશાં ગરીબો પ્રત્યે પ્રેમથી માયાળુ વર્તાવ કરતા જ જોયા હતા.'

જયપ્રકાશના વ્યક્તિત્વના ઘડતરમાં આ વસ્તુએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. અમેરિકન પત્રકાર વેલેસ હંગેનને એમણે કહેલું: 'આ વસ્તુ મારા પર એક ભારે ઊંડી છાપ મૂકતી ગઈ છે. જાતમહેનતનાં કામો કરવાના અનુભવે મને એક એવી જીવનદૃષ્ટિ આપી છે, જે બીજું કોઈ ન આપી શકત. માત્ર શાસ્ત્રીય ને પુસ્તકિયા ગાંધીવાદ કે માર્ક્સવાદ કદાપિ આ ન કરી શકત. માનવમાત્રની સમાનતા અને શ્રમનું ગૌરવ, શ્રમની પ્રતિષ્ઠા એ મારે માટે નકરા શબ્દો ન રહ્યા, સાક્ષાત્ અનુભૂતિની ચીજ બની ગઈ.'

સરવાળે, જયપ્રકાશે અમેરિકામાં જે જીવન વિતાવ્યું તે મહેનતનું, કષ્ટ-સહનનું, સંયમનું અને કરકસરનું જીવન હતું. ઠીક ઠીક ગરીબીમાં રહેવું પડતું. ક્યારેક નીચે ઘાસ અને તેના ઉપર ચટાઈ પાથરીને ચલાવી લેતા. ક્યારેક ખર્ચ ઓછો કરવા એક જ ખાટલામાં બે મિત્રો સૂઈને ચલાવતા. ક્યારેક ડબલ ડેકર ખાટલા રહેતા, જેમાં ઉપર અને નીચે એમ બે પથારી રહેતી. મોટે ભાગે જાતે રાંધી લેતા. કામ ઉપર જવાનું થતું ત્યાં પણ ઘરેથી સેન્ડવિચ વગેરે સૂકું પાકું બનાવીને સાથે લઈ જતા, જેથી બહાર ખાવાપીવાનો વધારે ખર્ચ ન થાય. હોટેલોમાં કામ કરતા, ત્યારે ત્યાં જ ખાવાનું મળી જતું. કપડાં હંમેશાં સ્વચ્છ ને સુઘડ પહેરતા. પણ તેનીયે ખેંચ રહેતી. હાથે ધોઈને ઘડી કરી ગાદલા નીચે મૂકી દેતા. ધોબી પાસે ધોવડાવવાનો કે ઇસ્ત્રી કરવાનો ખર્ચ પોષાતો નહીં. ડાન્સ માટે ખાસ પોશાક જોઈએ તે કોઈ મિત્ર પાસેથી કામચલાઉ માગી લાવતા. આવી રીતે સાત વરસ સુધી તાણીતૂસીને જ ચલાવ્યું. પાછળથી એક વાર જયપ્રકાશજીએ કહેલું: 'મેં ગરીબી હિંદુસ્તાનમાં જોઈ હતી, પણ અનુભવી અમેરિકામાં.'

## સાંસ્કૃતિક પ્રવૃત્તિ

હરવાફરવા, હળવામળવાનો સમય ઓછો મળતો, રમતગમતનો શોખ તો પહેલેથી જ ઓછો. અહીં તે માટે ઝાઝો સમય જ નહીં. છતાં ક્યારેક ક્યારેક ટેનિસ રમતા. ડાન્સિંગ શીખેલા.

પણ તેમાં ક્યારેય પ્રવીણ ન થઈ શક્યા. કહેતા કે સંગીત માટે મારા કાન કેળવાયેલા નથી, અને ડાન્સિંગ સારુ સંગીત જોઈએ. થોડા શરમાળ પણ હતા. અંતર્મુખ હતા. વચ્ચે વચ્ચે પોતાનામાં ખોવાઈ જતા.

એમને શોખ હતો સિનેમા જોવાનો. એ જમાનો મૂંગી ફિલ્મ અને બોલપટના સંધિકાળનો હતો. જયપ્રકાશ અમેરિકામાં હતા તે દરમ્યાન જ પાછલા ગાળામાં બોલતી ફિલ્મો આવવી શરૂ થયેલી. પચાસેક વરસ પછી પણ એમને યાદ હતું: 'તે વખતે મેરી પિકફોર્ડનો જમાનો હતો. ભારે મશહૂર હતી. "ટૉપ" ઉપર હતી. ગ્રેટા ગાર્બોની ફિલ્મ પણ ત્યારે આવવા લાગી હતી. મને પૂછવામાં આવે તો હું ગ્રેટા ગાર્બોને નંબર વન આપું.'

સમય હોય ત્યારે મિત્રો સાથે પિકનિક પર પણ જતા. વાચનનો ભારે શોખ. અમેરિકામાં પણ ખૂબ વાંચ્યું છે. સાહિત્યમાં ઘણી રુચિ. આ ગાળામાં અનાતોલે ફ્રાન્સ અને અને ઇબ્સન એમના માનીતા લેખકો હતા. એમનાં પુસ્તકોથી એ ઘણા પ્રભાવિત થયેલા. બર્ટ્રાન્ડ રસેલનાં પુસ્તકો પણ વાંચ્યાં.

લેખો વગેરે પણ લખતા. બર્કલીમાં હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ એક નાલંદા ક્લબ ચલાવતા. એક હિંદુસ્તાની સ્ટુડન્ટ્સ ઍસોસિયેશન હતું. તેની એક માસિક પત્રિકા નીકળતી. જયપ્રકાશ ત્યાં ગયા ત્યારે આ પત્રિકાની બધી જવાબદારી એમના પર આવી. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ ઘણી વાર ભેળા થતા અને હિંદુસ્તાનના સવાલો વિશે ચર્ચાઓ ચાલતી. અમેરિકાનાં છાપાંઓમાં હિંદુસ્તાનના બહુ વિગતે સમાચાર તો નહોતા આવતા, માત્ર મોટી મોટી ખબરો ક્યારેક આવતી. વચ્ચે વચ્ચે પત્રો દ્વારા, અને ક્યારેક હાથે ચઢી ગયેલ કોઈક હિંદુસ્તાનના છાપા દ્વારા વધારે જાણકારી મળતી. જયપ્રકાશના દિમાગમાં તો દેશની આઝાદીની લડત સતત રહેતી. એટલે મિત્રો સાથે તેના વિશે ઘણી ચર્ચાઓ ચાલતી.

**માર્ક્સવાદનો પ્રભાવ ને લેનિનની રશિયન ક્રાંતિની ભૂરકી**

૧૯૨૪–૨૫ માં વિસ્કોન્સિન યુનિવર્સિટીમાં ભણતા હતા તે દરમ્યાન જયપ્રકાશ માર્ક્સવાદી સાહિત્ય અને માર્ક્સવાદી મિત્રોના ગાઢ સંપર્કમાં આવ્યા. પોલેન્ડથી આવેલો એક યહૂદી યુવાન હતો, એબ્રમ લેન્ડી. ભણવામાં જયપ્રકાશથી બે વરસ આગળ હતો. એનો પરિચય થયો અને ધીરે ધીરે એની સાથે દોસ્તી જામતી ગઈ. એ પાકો માર્ક્સવાદી હતો, અને સામ્યવાદી પક્ષ સાથે પણ એને સંબંધ હતો. માર્ક્સવાદી સાહિત્ય, ચોપાનિયાં વગેરે એ જયપ્રકાશને આપતો ગયો. જયપ્રકાશને તેમાં રસ પડ્યો. જેમ જેમ વધુ વાંચતા ગયા તેમ તેમ રસ વધતો જ ગયો. બંને દોસ્તો વચ્ચે લાંબી લાંબી ચર્ચાઓ ચાલતી રહી. એબ્રમ મારફત માર્ક્સવાદમાં રસ ધરાવનારા અન્ય મિત્રોનો પરિચય થયો. એક સરસ નાનું વર્તુળ બન્યું. બધા મળતા અને ચર્ચાઓ કરતા. રશિયાથી આવેલો એક યહૂદી દરજી હતો. તેના ઘરે પછી તો નિયમિત અભ્યાસ વર્તુળ ચાલવા લાગ્યું. મોડી મોડી રાતો સુધી પુસ્તકોનું સામૂહિક અધ્યયન ચાલતું, ચર્ચાઓ ચાલતી. માર્ક્સવાદ અંગે તે વખતે અંગ્રેજીમાં જેટલું સાહિત્ય ઉપલબ્ધ હતું તે બધું આ લોકો વાંચી ગયા. અંગ્રેજીમાં હજી ન પ્રસિદ્ધ થયું હોય એવું જર્મન ભાષામાંનું સાહિત્ય પણ જોઈ ગયા. એબ્રમ જર્મન ભાષા સરસ જાણતો. એ વાંચીને સારાંશ કહેતો, મહત્ત્વના અંશોના અનુવાદ કરીને વાંચી સંભળાવતો.

આ રીતે જયપ્રકાશનું માર્ક્સવાદનું ઊંડું અધ્યયન થયું. તે જમાનો રશિયન ક્રાંતિની ગૌરવગાથાનો હતો. તેણે જયપ્રકાશના યુવાન ચિત્ત પર કામણ કર્યું. આ કાળ સ્તાલિનના ઉદય પૂર્વેનો કાળ હતો. લેનિનનું મૃત્યુ હજી હમણાં-હમણાં જ થયેલું. લેનિનની બુલંદ આગેવાની હેઠળ રશિયામાં જે હિંસક ક્રાંતિ થઈ, તેનાં રોમાંચક વર્ણનોથી યુવાહૃદય નાચી ઊઠતાં. અને આમ લેનિન જયપ્રકાશના એક "હીરો" બન્યા. માર્ક્સ, લેનિન, ટ્રોટસ્કી, રોઝા લક્ઝેમ્બર્ગ વગેરે સમાજવાદના મૂળ પ્રવક્તાઓનું બધું સાહિત્ય જયપ્રકાશ જોઈ ગયા. અમેરિકામાં સામ્યવાદી પક્ષનું મુખપત્ર "ડેઈલી વર્કર" નીકળતું. અને એક મેગેઝીન "ન્યૂ માસીસ" તે પણ નિયમિત વાંચતા. અમેરિકાના સામ્યવાદી પક્ષના પોતે સભ્ય નહોતા બન્યા, પણ યુનિવર્સિટીમાં તેનું જે cell—કેન્દ્ર હતું, તેના સભ્ય બનેલા.

પાછળથી ઓહાઈયો યુનિવર્સિટીમાં ગયા ત્યારે માર્ક્સવાદ અંગે અને રશિયાની ક્રાંતિ અંગે જાહેર ભાષણો કરતા પણ થયેલા. મજૂર પ્રવૃત્તિઓમાં પણ ભાગ લેતા. કેટલાક મોરચાઓ અને હડતાલોમાં પણ જોડાયેલા. હડતાલિયાઓ માટે ફંડ ઉઘરાવવામાં ભાગ લીધેલો. આમ, અમેરિકાથી પાછા ફરવાનું થયું ત્યાં સુધીમાં તો જયપ્રકાશ પાકા માર્ક્સવાદી બની ચૂકેલા.

એબ્રમ લેન્ડીએ એમને એમ૦ એન૦ રૉયના સાહિત્યનો પણ પરિચય કરાવેલો. રૉયનાં તે વખતનાં પુસ્તકો —"ઇન્ડિયા ઇન ટ્રાન્ઝીશન" ને "આફ્ટરમથ ઑફ નૉન-કોઑપરેશન"— આ બે પુસ્તકોએ ઘણી અસર કરી. જયપ્રકાશની નજર સામે સ્વતંત્રતાનું ધ્યેય તો જેમનું તેમ રહ્યું, પણ તે પાર પાડવા માટે ક્રાંતિનું માર્ક્સવાદી વિજ્ઞાન ગાંધીજીની સવિનય કાનૂનભંગ અને અસહકારની પદ્ધતિ કરતાં વધારે ચોક્કસ અને ઝડપી માર્ગ પૂરો પાડે છે, એવું જયપ્રકાશને તે વખતે લાગ્યું. મહાન નેતા લેનિનની સફળતાનાં રોમાંચક વર્ણનો વાંચતાં ત્યારે એ ધરાતા નહોતા. એમને થતું કે ક્રાંતિ માટે માર્ક્સવાદી રસ્તો જ શ્રેષ્ઠ છે, એ હવે આ રશિયાના દાખલાથી સિદ્ધ થઈ ચૂક્યું છે.

ત્યારે જયપ્રકાશના મનમાં પોતાના દેશને અંગ્રેજોની ગુલામીમાંથી છોડાવવાની તીવ્ર લગન હતી. અમેરિકામાં એમને એમના સહાધ્યાયીઓ તેમ જ અન્ય લોકો પૂછ્યા કરતા કે તમારા આવડા મોટા ૩૦–૩૫ કરોડના દેશને માત્ર લાખ-બે લાખ અંગ્રેજો કેવી રીતે તાબામાં રાખી શકે છે? અને જયપ્રકાશનું માથું શરમથી ઝૂકી જતું. એમના દિલમાં આગ ભડકતી કે આ ગુલામીનું કલંક કઈ રીતે જલદીમાં જલદી મિટાવી દઈ શકાય? આપણી તરફ

બીજા લોકો કેટલા હીનભાવથી જુએ છે કે આ મુઠ્ઠીભર અંગ્રેજો તમને ગુલામ રાખે છે ! એટલે દેશને આઝાદ કરવાની એક તડપન હતી, છટપટાહટ હતી. અને એમણે જોયું કે માર્ક્સના વિચારો મુજબ રશિયામાં લેનિને ઝારશાહીને કેવી ફગાવી દીધી ! એટલે માર્ક્સવાદ તરફ ઢળવામાં મુખ્ય તત્ત્વોમાંનું એક આ પ્રત્યક્ષ પરિણામ હતું. આપણે આગળ જોયું તેમ વ્યવહારલક્ષી, પરિણામલક્ષી ચિંતન જયપ્રકાશના જીવનમાં નિર્ણાયક ભાગ ભજવતું રહ્યું છે.

### માર્ક્સવાદે સમાનતા ને બંધુતાની એક વધુ જ્યોતિ જગાવી

સાથેસાથ હવે એમની અમુક વિચારસરણી પણ બંધાતી જતી હતી. તેવી જ રીતે ધીરે ધીરે અધ્યયન વ્યાપક અને ઊંડું થતું જતું. ભણવામાંયે હવે એમણે સમાજશાસ્ત્રનો મુખ્ય વિષય લીધો હતો. સમાજ-પરિવર્તન અંગેના પ્રશ્નોની તેઓ સૂક્ષ્મ સમીક્ષા અને છણાવટ કરતા થયા હતા. એમ૰એ૰ માં એમનો થીસિસ આ જ બાબત પર હતો—Cultural Variation (સાંસ્કૃતિક રૂપાંતરણ). તેમાં એમણે બતાવ્યું હતું કે સામાજિક પરિવર્તન એટલે અંતતોગત્વા સાંસ્કૃતિક પરિવર્તન. સંસ્કૃતિમાં માણસની ભૌતિક સાધન-સામગ્રી, જ્ઞાન, માન્યતાઓ, રીતરિવાજો, કળા, સંસ્થાઓ. નીતિનિયમો, મૂલ્યો વગેરે બધું જ આવી જાય છે. તેની ઉત્ક્રાંતિ થતી રહે છે. એટલે સામાજિક ઉત્ક્રાંતિ અથવા સામાજિક પરિવર્તન એટલે માણસની કળાઓ, ઉદ્યોગો, જ્ઞાન, રીતરિવાજો, સંસ્થાઓ વગેરેમાં થતું રહેતું રૂપાંતરણ. આ સાંસ્કૃતિક રૂપાંતરણ કે સાંસ્કૃતિક ઉત્ક્રાંતિનાં લક્ષણો, પરિબળો વગેરેનો અભ્યાસ કરવો એ સમાજવિજ્ઞાનનું કામ છે.

તે કાળે એમનું અધ્યયન જ્યાં સુધી પહોંચ્યું હતું તેમાં એમને લાગ્યું કે આ બાબતમાં માર્ક્સના વિચારો સૌથી વધુ સંતોષકારક છે. એટલે એમણે માર્ક્સની વિચારસરણી અપનાવી. સમાજપરિવર્તન માટેની એમની લગની તીવ્ર થતી જતી હતી. ગરીબી અને દુઃખદર્દ પ્રત્યેની અનુકંપા એમના વ્યક્તિત્વમાં પહેલેથી જ હતી. અજ્ઞાત માનસમાં એ જે સંસ્કારો હતા, તે માર્ક્સવાદના અધ્યયનથી જાગ્રત બન્યા. અમેરિકામાં એ પોતે જે રીતે જીવતા હતા તેણે પણ આમાં ફાળો આપ્યો. તેથી સમાજમાંથી ગરીબી, દુઃખદર્દ, વિષમતા, શોષણ વગેરે દૂર થવાં જોઈએ એવી લગન એમના દિલમાં તીવ્ર બનતી ગઈ. જયપ્રકાશના જીવનની આ પણ એક મહત્ત્વની નિર્ણાયક ઘટના છે. પાછળથી આ અંગે એમણે લખ્યું :

'માર્ક્સવાદે સમાનતા અને બંધુતાની એક વધુ જ્યોતિ મારા માટે જગાવી દીધી. કેવળ સ્વતંત્રતા પૂરતી નહોતી. તેનો અર્થ થવો જોઈએ સહુની, જે લોકો સૌથી નીચેના સ્તરે છે, સૌથી પછવાડે છે એમનીયે સ્વતંત્રતા. અને આ સ્વતંત્રતામાં શોષણમાંથી, ભૂખમરા ને દરિદ્રતામાંથી મુક્તિ પણ સામેલ હોવી જોઈએ.'

### ગાંધીમાર્ગ વિશેનું અજ્ઞાન

૧૮–૧૯ વરસની ઉંમરે જયપ્રકાશે ગાંધીજીના અસહકાર આન્દોલનમાં ઝંપલાવેલું. પણ ત્યાર બાદ કેટલાંક વરસમાં જ એ અમેરિકા ચાલતા રહ્યા. ગાંધીજીના વ્યક્તિત્વે તેમ જ એમની સત્યાગ્રહ પદ્ધતિએ એમના મન પર બહુ સારી છાપ પાડી હતી, પરંતુ ગાંધીજીના જીવનદર્શનનું કે સામાજિક ક્રાંતિ અંગેના વિચારોનું અધ્યયન કરવાનો એમને મોકો જ નહોતો મળ્યો. એમણે પોતે નોંધ્યું છે :

'આ વખતે (એટલે કે માર્ક્સવાદના પ્રભાવ હેઠળ પોતે આવ્યા ત્યારે) સ્વતંત્રતાના આદર્શની જેમ સમાનતાના આદર્શે પણ મારા ચિત્તનો કબજો લીધો હતો, અને આ પ્રશ્નરૂપ સવાલ અંગે ગાંધીજીની શી ભૂમિકા છે, તે વિશે હું બહુ નિશ્ચિત નહોતો. બલ્કે, એમ૰ એન૰ રૉયનાં તે વખતનાં લખાણોએ મને એમ માનવા પ્રેર્યો કે ગાંધીજી સામાજિક ક્રાંતિની વિરુદ્ધ છે, તથા આણીને વખતે શોષણ અને અસમાનતાવાળી આજની વ્યવસ્થાને પડખે જ એ ઊભા રહેશે. એ વખતે મને એ ખબર નહોતી કે સામાજિક ક્રાંતિ બાબતમાં ગાંધીજીનાયે પોતાના આગવા વિચારો છે, અને તે સાધવા માટે એમની પણ પોતાની આગવી પદ્ધતિ છે.'

આ જોતાં આગળ જતાં એમણે માર્ક્સવાદ છોડી ગાંધીનો માર્ગ અપનાવ્યો તે બાબત આપણને લગીરે આશ્ચર્ય ન થવું જોઈએ. ગાંધીજીની બાબતમાં એમનું કેટલુંક અજ્ઞાન હતું, કેટલોક ભ્રમ હતો. તેનું નિરસન થયું કે તુરત એમણે ગાંધીમાર્ગ અપનાવી લીધો. ખેર, અમેરિકામાં એમના વિચારોનું ઘડતર અહીં સુધી થયેલું.

### 'ચાલ, ઇન્ડિયા આવવું છે ?'

હવે અમેરિકા છોડી વતન પાછા ફરવાની વેળા આવી પૂગી હતી. જયપ્રકાશના મનમાં તો એમ૰એ૰ પછી પીએચ૰ડી૰ કરી લેવાનું હતું. પણ માતા ખૂબ બીમાર છે, એવા ખબર દેશમાંથી આવ્યા કરતા હતા. એટલે પાછા ફરવાનું નક્કી કર્યું. પણ તે માટે પૈસા જોઈએ. તે ભેળા કરવા કામની શોધમાં ન્યૂયૉર્ક જવા નીકળ્યા. પણ તે પગપાળા જ. પૈસાની તંગીમાં આ રીતે જે બન્યું તે. "હિચ-હાઇકિંગ" કરતા નીકળ્યા. કોલમ્બસથી ફિલાડેલ્ફિયા સુધી એકલા જ હતા. વચ્ચે વચ્ચે ક્યાંક કોઈ રસ્તે જતી મોટર કે ટ્રક બેસાડી દે, તો ૨૫–૫૦ માઈલ એમ કપાઈ જાય. એમ કરતાં કરતા ફિલાડેલ્ફિયા આવ્યા અને ત્યાંથી ટ્રેનમાં ન્યૂયૉર્ક પહોંચ્યા. પણ ત્યાં ખાસ કાંઈ કામ મળ્યું નહીં. માત્ર થોડું છૂટુંછવાયું કામ કરતા. એટલે પાછા ફરવા જોગા પૈસા હજી ભેળા થયા નહોતા.

તેવામાં એક દિવસ એવું બન્યું કે એક જૂનો દોસ્ત ઔરંગાબાદકર ઘણા વખતે અચાનક મળી ગયો. કહે, 'નારાયણ, ઇન્ડિયા આવવું છે ? તો ચાલ,. કાલ સવારે જ !' જયપ્રકાશે કહ્યું કે આવવું તો છે, પણ હજી થોડી વાર છે. પેલો સમજી ગયો, એ પૈસાદાર ઘરનો હતો. બોલ્યો, 'લંડન સુધીનું ભાડું

હું આપી દઈશ. લંડનમાં તું આગળના ભાડાના પૈસા ઘેરથી મંગાવી લેજે. તો થઈ જા તૈયાર !'

અને રાતોરાત જયપ્રકાશ થઈ ગયા તૈયાર ! રાતે મિત્રોએ વિદાય પાર્ટી પણ આપી. આટલો વખત અમેરિકામાં રહ્યા પણ દારૂને અડ્યા નહોતા. મન જ નહોતું થતું. સિગારેટ સુધ્ધાં નહોતી પીધી. તે રાતે વિદાય પાર્ટીમાં મિત્રો સિગારેટ ફૂંકતાં ફૂંકતાં તેના ધુમાડાની રિંગ બનાવતા હતા. કોઈ મિત્રે કહ્યું, 'યાર, ટ્રાય અજમાવ ને !' જયપ્રકાશે અજમાવી જોયું. એમનાથી રિંગ્સ તો ન બની, પણ આમ તે દિવસ થોડીક પીધી.

બીજે દિવસે સવારે ઔરંગાબાદકર સાથે જહાજમાં ઊપડ્યા. સાત વરસના અમેરિકા-નિવાસનો નવેમ્બર ૧૯૨૯માં આમ એકાએક અંત આવ્યો. લંડન પહોંચ્યા. ત્યાં ઘરેથી પૈસા આવતાં ૨૮ દિવસ નીકળી ગયા. એટલો વખત લંડનમાં હર્યાફર્યા. રજની પામ દત્તના ભાઈ ક્લેમેન્સ દત્ત, ડૉ૦ રાધાકૃષ્ણન વગેરેને મળ્યા. ચર્ચાઓ કરી. ઘરેથી પૈસા આવ્યા એટલે ઑસ્ટ્રેલિયા જતા જહાજમાં ત્રીજા વર્ગની ટિકિટ લઈ નીકળ્યા. તે જહાજ ભારતમાં કોઈ બંદરે નહોતું ઊભવાનું. નેપલ્સ, પોર્ટ સૈયદ, સુએઝ નહેરમાં થઈ તે સીધું કોલંબો પહોંચ્યું. ત્યાં ઊતરીને જયપ્રકાશ મદ્રાસ થઈ કલકત્તા. અને ત્યાંથી પટણા પહોંચ્યા.

**આગળના જયપ્રકાશની લઘુ આવૃત્તિ**

અમેરિકા આવ્યા ત્યારે જયપ્રકાશની ઉંમર માંડ ૨૦ વરસની હતી. વ્યક્તિત્વનો હજી ઉઘાડ થઈ રહ્યો હતો. પાછા ફર્યા ત્યારે ૨૭ વરસની ભરયુવાન વયે પહોંચી ચૂક્યા હતા. દરમ્યાન એમના વ્યક્તિત્વનું ઘડતર થવા લાગ્યું હતું. એમના વિચારોને, વ્યક્તિત્વને, જીવન-દર્શનને કંઈક આકાર મળવા લાગ્યો હતો. આગળ જતાં જે વ્યક્તિત્વ પૂર્ણરૂપે મહોરવાનું હતું. તેનાં અંકુરો આ ગાળામાં સ્પષ્ટ દેખાવા લાગ્યાં હતાં. વ્યક્તિત્વની કેટલીક ખાસિયતો જણાવા લાગી હતી. સ્વભાવનાં કેટલાંક આગવાં લક્ષણો અણસારથી જોવા મળતાં હતાં. પ્રારંભિક અને કિશોરાવસ્થાનાં સંસ્કારબીજોને પણ કૂંપળો ફૂટવા લાગી હતી.

એ દિવસોમાં એમની સાથે ભણનાર અમેરિકન મિત્ર ઉજર તથા તે વખતના એમના પ્રાધ્યાપકોએ એમના આ ગાળાના જીવન તેમ જ વ્યક્તિત્વ વિશે જે મંતવ્યો આપ્યાં છે, તેના પરથી જયપ્રકાશના આ ઘડતરના કાળની આપણને કંઈક ઝાંખી મળે છે :

દેખાવમાં અત્યંત આકર્ષક. સિકલ ઊડીને આંખે વળગે તેવી. વસ્ત્રો હંમેશા સુરુચિપૂર્ણ ને સુઘડ, ભલે સાદાં. એક ચોખ્ખા, શુદ્ધ, નિર્મળ અને સર્વતોભદ્ર પુરુષ. એક ભવ્ય, શાનદાર વ્યક્તિત્વ. નખશિખ સજ્જન માણસ. સંયમશીલતા, શાલીનતા, સ્વાભાવિક મૃદુતા, સહજ આકર્ષકતા અને અજબ સાધુતા. નિતાંત નૈતિક વ્યક્તિત્વ. અત્યંત ઉચ્ચ કક્ષાની નૈતિકતા. નૈતિક દૃષ્ટિએ કોઈ આંગળી ચીંધી શકાય તેમ નહીં. મતૈક્ય ન હોય એમની સાથે પણ મૃદુ-કોમળ વ્યવહાર. ખુલ્લા મનના. ખૂબ ગમી જાય એવા. સાથીઓના લાડીલા.

બૌદ્ધિક સંપર્કો માટે નિત્ય આતુર. મિલનસાર, રસિક અને ઉદાર. પ્રસન્નચિત્ત. બીજાની કાળજી રાખનાર. હાસ્યવિનોદ ઉચ્ચ કક્ષાનો. બોલવામાં ઉત્કૃષ્ટ સુરુચિપૂર્ણ ભાષા. વચ્ચે વચ્ચે સામાને છેડી લેનારું મોહક સ્મિત.

ક્યારેય રુક્ષ, અશિષ્ટ કે અસભ્ય નહીં. છતાં છૂરીની ધાર જેવા તેજ અને તીક્ષ્ણ, ધારદાર. વેધક તર્કપટુતા. વિચારોમાં આક્રમક, પણ વહેવારમાં નહીં. અન્વેષણાત્મક દૃષ્ટિ. તથ્યોની તલાશ માટે ઉત્સુક. જિજ્ઞાસુવૃત્તિ. અસાધારણ સ્વનિર્ભરતા અને સ્વતંત્રતા. ભારે ઉતાવળા અને અધીરા.

વિચારોની પરિપક્વતા. પુષ્કળ મૌલિકતા. હિંમત, સાહસ. દૃઢ મનોબળ. આત્મવિશ્વાસ. આદર્શવાદ. વિશાળ દૃષ્ટિ. નિઃસ્વાર્થ વૃત્તિનો અવારનવાર પરચો. નેતૃત્વનાં લક્ષણો. સમારોપ કરવાની અજબ શક્તિ.

વ્યક્તિગત રીતે મહત્ત્વાકાંક્ષી કદી નહીં. માનવ-કલ્યાણમાં રસ. સમાજને કેમ મદદરૂપ થવાય તે માટેની ઉત્કટતા. વાસનાઓને કદી પોતાના ઉદ્દેશોની આડે આવવા દેતા નથી. હંમેશાં ઉત્સર્ગ-ભાવનાથી પ્રેરિત.

**ભાવિનાં પૂર્વચિહ્નો**

—પાછળનાં વરસોમાં જે જયપ્રકાશને આપણે જોયા-જાણ્યા તેની જ લઘુ આવૃત્તિ ! નાનકડી કાર્બન કૉપી ! આ ગાળા દરમ્યાનનાં એમનાં કેટલાંક પગલાં ને વહેવારો પણ ભાવિનાં પૂર્વચિહ્નો જેવાં છે. વિદ્યાર્થી જયપ્રકાશ જેમ વિચાર બદલાતાં વિજ્ઞાન છોડી સમાજવિજ્ઞાનનો વિષય લઈ શકે છે, તેમ આગળ જતાં એ એક વિચારસરણી છોડી બીજી અપનાવી શકે છે. એક માર્ગ છોડી બીજો પકડી શકે છે. વિદ્યાર્થી જયપ્રકાશ જેમ કહી શકે છે કે મારે તો ક્રાંતિકાર્ય કરવું છે, ડિગ્રી લઈને શું કરવું છે, તેમ એ આગળ જતાં કહી શકે છે કે મારે ખુરશી લઈને શું કરવું છે !

એમના વ્યક્તિત્વમાં એક સહજતા છે. સહજભાવે આજીવન અમુક રીતે વર્તી નાખે. પણ ચુસ્ત વ્રતપાલન એમના મિજાજને માફક નથી આવતું. અમેરિકામાં બે-આઠ વરસ બિલકુલ શાકાહારી રહ્યા. ત્યારે ઈંડાં સુધ્ધાં નહોતા ખાતા. પછી એટલી જ સહજતાથી માંસાહાર કરવા લાગ્યા. પાછળના જીવનમાં પણ આવું જ બનેલું. સિગારેટને અડ્યા નહોતા. છતાં વિદાય પાર્ટીમાં પી લીધી. કોઈ મરજાદ એમને જકડી શકતી નથી. કોઈને કદાચ આ તત્ત્વનિષ્ઠાની કચાશ પણ લાગી શકે.

એમનો એમ૦એ૦નો થીસિસ પણ એમના વ્યક્તિત્વની કેટલીક ખાસિયતોની ઝાંખી કરાવી જાય છે. તેમાં એક જગ્યાએ એમણે લખ્યું છે : 'આ બાબત મેં કાંઈક વિગતે ચર્ચી છે, કેમ કે આ વસ્તુની બીજે કશે પૂરતી છણાવટ થયેલી મારી

જાણમાં નથી. અને આ બાબત મને પોતાને ઘણી જ મહત્ત્વની લાગી છે. '—આત્મવિશ્વાસ સાથે નવી કેડી પાડવાની ગુંજાશ અત્યારથી દેખાવા લાગી છે.

બીજી એક જગ્યાએ એમણે લખ્યું છે: 'આપણે આનું અર્થઘટન કરવું જ રહ્યું. તેમાં આપણે ભૂલ કરીશું, તો બીજું કંઈ નહીં તોયે આપણી પછીના આ ક્ષેત્રના ખેડણહારોને આનાથી લાભ થશે. આપણા આવા કામનું મૂલ્ય કોઈ તાત્કાલિક પરિણામોમાં નથી રહ્યું, પણ આને લીધે અધ્યયનની એક પદ્ધતિનો ધીરે ધીરે પ્રાદુર્ભાવ થતો જશે તેમાં રહેલું છે.'— પ્રયોગશીલતા તથા "નિશાનચૂક માફ, ન માફ નીચું નિશાન"નાં લક્ષણો અહીં સ્પષ્ટ જોવા મળે છે.

થીસિસમાં ત્રીજી જગ્યાએ તેઓ નોંધે છે: 'સત્ય ખાતર સત્યની ખોજમાં જેઓ લાગ્યા છે, એમને હું ઉપયોગિતા ઉપર વારંવાર આ રીતે ભાર મૂકું છું, તે કદાચ કઠશે પરંતુ મને લાગે છે કે વિજ્ઞાન હંમેશા સામાજિક મૂલ્યોને આધીન રહેવું જોઈએ. કેટલાંક રસપ્રદ છતાં નિરર્થક સત્યના ભોગે પણ સામાજિક કલ્યાણ અંગે મુખ્ય વિચાર થવો જોઈએ.' — એમના ચિંતનનો વહેવારલક્ષી ને પરિણામલક્ષી ઝોક આમાં જોવા મળે છે.

**કશીક બહુમૂલી ચીજ ભીતર પાંગરી રહી હતી**

આમ, અંકુર ફૂટીને એક મહાન વ્યક્તિત્વ પાંગરવા લાગ્યું હતું. એમના મનોવિજ્ઞાનના પ્રાધ્યાપક લુમલીની તીક્ષ્ણ દૃષ્ટિએ આ વસ્તુ છેક ૧૯૨૯માં નોંધી હતી:

'એની વિનમ્ર સૌમ્યતા અને ઓછાબોલાપણાને લીધે હું હજી ચોક્કસ પામી શક્યો નથી કે મૂળભૂત જીવનદૃષ્ટિ હજુ એના મનમાં કોઈ નક્કર સ્વરૂપ પકડાયું છે કે નહીં અથવા તો એણે આગળના કામની કોઈ મોટી યોજના વિચારી લીધી છે કે નહીં. તેમ છતાં એની સાથેના અનેક વાર્તાલાપો પરથી હું એમ જોઈ શક્યો છું કે કશીક બહુમૂલી ચીજ એમની ભીતર આકાર લઈ રહી છે, પાંગરી રહી છે.'

આમ જ, અગાઉ જે બીજારોપણ થયેલું, તે હવે અંકુરિત થઈને પાંગરી રહ્યું હતું. એક અનોખા વ્યક્તિત્વનું ઘડતર થઈ રહ્યું હતું. ૧૯૨૯માં જ્યારે સાત વરસ અમેરિકામાં ગાળીને ભારત પાછા ફર્યા, ત્યારે જયપ્રકાશના વિચારોને, ભાવનાઓને, સ્વભાવ અને રીતભાતને, એમના સમગ્ર વ્યક્તિત્વને કાંઈક સ્પષ્ટ આકાર મળવા લાગ્યો હતો. પ્રાધ્યાપક લુમલીએ નોંધ્યું છે તેમ "કશીક બહુમૂલી ચીજ" એમની ભીતર પાંગરી રહી હતી.



૪

# સ્વરાજની લડતની દીક્ષા

જયપ્રકાશ વિશે મેસેજ લુઈને લખ્યું છે: 'તેઓ વિશ્વનાગરિક (cosmopolitan) છે. બહુ ઓછા ભારતીય એવા હોય છે. એમનું વ્યક્તિત્વ સર્વદેશીય છે. અને તેય પોતાની હિન્દુસ્તાની આદતોના વર્ગીકરણને ગુમાવ્યા વિના.'

## 'બઉલજી તો બિલકુલ નથી બદલાયા!'

કોલંબોથી પટણા પહોંચ્યા ત્યારે તો જય કોસ્મોપોલિટનના વિદેશી પોશાકમાં જ હતા. પણ પટણામાં અનેક મિત્રો અને સ્નેહીઓ પાસેથી મેળવીને ધોતીકુરતાના ખાદીના ભારતીય પોશાકમાં આવી ગયા. એટલી સહજતા કોસ્મોપોલિટનમાં હતી તેટલી જ ધોતીકુરતામાં પણ.

૧૯૨૯ની ૨૩ નવેમ્બરે જયપ્રકાશ સિતાબદિયારા પહોંચ્યા. સાત વરસે વિદેશથી ભણીગણીને પાછા ફરેલા. પણ કુટુંબ સાથે અને ગામ લોકો સાથે તત્કાળ જ એવા તો સહજતાથી હળીમળી ગયા કે બધાને નવાઈ લાગી. ઘરે પહોંચ્યા ત્યારે મા ચોકામાં હતી. લાકડાં જલાવીને રસોઈ થતી. જયપ્રકાશ તો સીધા રસોડામાં જઈ ચૂલા પાસે બેસી ગયા. વહાલા દીકરાના વિરહમાં ઝૂરતી માની આંખ ઠરી, હૈયું ઠર્યું. પિતાનેય હતું કે અમેરિકા જેવા દેશમાં આટલો વખત રહી આવ્યો છે તો હવે ગામડાગામમાં એને શી રીતે ફાવશે? પણ એમનેય ખાતરી થઈ ગઈ કે મારો જયપ્રકાશ હજી જેવો ને તેવો જ છે. ગામલોકો કહેવા લાગ્યા કે બઉલજી તો બિલકુલ નથી બદલાયા!

ઘરમાં અને ગામમાં એમનું વિધિપુરઃસર સ્વાગત વગેરે થયું. . . કોઈ વડીલોએ નાનનાઓ તાની નાખેલી. એ બધી પૂરી થઈ. જયપ્રકાશે પ્રભાવતીની સાથે ગંગાજળની પૂજાથી લઈને બીજા કર્મકાંડની પૂજા સુધીનો બધો વ્યવહાર પ્રેમપૂર્વક નિભાવ્યો. વાસ્તવમાં તો અમેરિકાના પોતાના વિચારો ત્યારે બધી પૂજાવિધિ, ધાર્મિક ક્રિયાઓ વગેરેથી દૂર થતા જતા હતા. જનોઈ વગેરે પણ હવે છૂટી ગઈ હતી. માર્ક્સવાદના પ્રભાવ હેઠળ આવ્યા અને dialectical materialism—દ્વંદ્વાત્મક ભૌતિકવાદની ફિલસૂફીનું અધ્યયન કર્યું, ત્યારથી એમનો ઝોક નાસ્તિકવાદ તરફ થતો જતો હતો. અમેરિકામાંની એમની ઉદ્દામ સાથીઓની મિત્રમંડળીનું તો નામ જ "The Circle of the Godless" (નિરીશ્વરવાદીઓનું વર્તુળ) એવું હતું!

## વ્યક્તિત્વની એક મૂળ ખાસિયત : કટ્ટરતાનો અભાવ

એટલે પાછળથી એમને એક વાર પૂછવામાં આવેલું કે તમે આવી રીતે પૂજા વગેરેમાં ભાગ લીધો તેનો તમારા માર્ક્સવાદ સાથે શી રીતે મેળ બેસે છે? આના જવાબમાં જયપ્રકાશજીએ જે કહેલું તેમાં એમના વ્યક્તિત્વની એક મૂળ ખાસિયત પ્રગટ થાય છે:

'આમાં મારા પોતાના ટેમ્પરામેન્ટની અને નેચરની—મિજાજની અને સ્વભાવની વાત છે. મારો કાંઈક એવો સ્વભાવ છે, તે વખતે પણ હતો, કે બહુ જે એક fanatic—કટ્ટર અને દુરાગ્રહી

માણસ હોય છે, એ પ્રકારનો હું કદી રહ્યો નથી. આપણી પોતાની વાત પર અડગ રહેવું અને સાથોસાથ બીજાઓની વાત પણ સમજવી તથા એમની સાથે જો એડજસ્ટ થઈ શકતું હોય, મેળ પડી શકતો હોય તો પાડવો, આ પ્રકારનો મારો સ્વભાવ પહેલેથી રહ્યો છે.

'હવે જુઓ ને! મારા ઘરમાં હું એકલો માર્ક્સવાદી હતો, અને એ અર્થમાં નાસ્તિકવાદી પણ, જો કે સદંતર નાસ્તિકવાદી તો ન કહી શકાય, પણ હતો. પરંતુ મારા પિતાજી, મારી માતાજી, મારા ઘરના બીજા લોકો, મારી પત્ની અને પરિવારના લોકો તો નાસ્તિક નહોતા. એમને તો આ બધી ધાર્મિક ક્રિયાઓમાં શ્રદ્ધા હતી. અને ઘરનો એક છોકરો આટલાં વરસે હેમખેમ પાછો આવ્યો તેનો એમને હરખ હતો અને ઈશ્વરમાં શ્રદ્ધા હતી, આસ્થા હતી. તો તેવા સંજોગોમાં મને એ કાંઈ ઉચિત ન લાગ્યું કે હું એ લોકોને કહું કે હું કાંઈ આમાં માનતો-બાનતો નથી અને એક બાજુ બેસી જાઉં. હું માનતો નહોતો તે તો એ લોકો જાણતા હતા. પરંતુ એક ઔપચારિકતા તરીકે, શિષ્ટતા રૂપે મેં તેમાં ભાગ લીધો.

'પાછળથી મારી માતાજીનું મૃત્યુ થયું ત્યારે પણ મેં આગ દીધી અને શ્રાદ્ધ વગેરેની ક્રિયા પણ થઈ. પિતાજીનું પણ શ્રાદ્ધ કર્યું. હું પોતે શ્રાદ્ધમાં નથી માનતો અને મેં મારા બધાં સગાંસંબંધીને કહી રાખ્યું છે કે મારા મૃત્યુ બાદ મારું શ્રાદ્ધ ન કરવું. તેમાં મને વિશ્વાસ નથી. પરંતુ એ લોકોને વિશ્વાસ હતો. મારી માતાજી શ્રાદ્ધમાં માનતી, પિતાજી માનતા. હું એમનો દીકરો હતો. એટલે એમની માન્યતા મુજબ એમની અંતિમ ક્રિયા કરવાનું મને આવશ્યક લાગ્યું.

'આપણે ત્યાં ભારતમાં માનતા માને છે, સત્યનારાયણની પૂજા કરીશું, વગેરે નક્કી કરે છે. તો મારી માતાએ આવી કોઈ માનતા માની હોય, મારી દાદીએ માની હોય, તો ભલે હું પોતે તેમાં ન માનતો હોઉં, પણ એ લોકોને ખોટું ન લાગે, એમનું દિલ ન દુભાય, એમને ઠેસ ન પહોંચે, એવું મારું વર્તન રહેવું જોઈએ. મારો તો આવો પ્રયાસ છે. અને હું નથી માનતો કે આવું કરવાથી મારા નાસ્તિકવાદ પર કોઈ ધબ્બો લાગ્યો હોય. આવા માનસની પાછળ, આવા દૃષ્ટિકોણની પાછળ હું નથી માનતો કે એવું કાંઈ હોય કે ઉપર-ઉપરથી તો હું દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં માનતો, પણ અંદર બીજું પણ કાંઈક છુપાયેલું હતું કે આવું કરવાથી કાંઈક લાભ થઈ જાય. ન, એવી કોઈ વાત નહોતી. પરંતુ બીજાઓની ભાવનાના ખ્યાલથી આવી રીતે [illegible] 'હિંદુ' [illegible] માનતો. [illegible] જૂના સંસ્કાર છે, એમની માન્યતાઓ છે, તેમનો અને તેમનો આદર કરવો જોઈએ, એવી મારી ભૂમિકા રહી છે.'

[illegible]

સિતાબદિયારામાં આ રીતે પૂરાં સાત વરસ પછી જયપ્રકાશ પોતાના સ્વજનોને ફરી મળ્યા. જો કે એ વિદેશ ગયા ત્યારે જે મકાન હતું, તે હવે રહ્યું નહોતું. આપણે અગાઉ જોયું તેમ નદીઓ પટ બદલ્યા કરતી અને એ રીતે ગામની જમીનનું ધોવાણ થયા કરતું. જયપ્રકાશ જ્યારે અમેરિકામાં હતા ત્યારે ૧૯૨૬માં આ રીતે નદીના ધોવાણને કારણે એમનું જૂનું મકાન જ્યાં હતું તે જમીન નદીમાં ગરક થઈ ચૂકી હતી. જયપ્રકાશના પિતાજીએ નદીકાંઠાથી એકાદ-દોઢ માઈલ દૂર નવું મકાન બાંધ્યું હતું. વિદેશથી જયપ્રકાશનું પુનરાગમન આ નવા મકાનમાં થયું હતું. જો કે કેટલાક વરસ પછી તે મકાન પણ તેમ જ એમનું આખું ફળિયું નદીમાં ગરક થઈ ગયું. ત્યાર બાદ ઘણા વરસે જયપ્રકાશજી અને એમના ભાઈએ પોતાની પારિવારિક થોડીક જમીન વેચીને બલિયા જિલ્લામાંની પોતાની જમીન પર નવું મકાન બંધાવ્યું. અત્યારે જે મકાન હસ્તીમાં છે, તે આ મકાન અને તે બલિયા જિલ્લાના કોદરહાનોબરાર મહેસૂલી ગામના બબુરવાની ટોલામાં આવેલું છે. જો કે મૂળમાં જયપ્રકાશનો જન્મ આ જગ્યાએ જ થયેલો. એમના જન્મ વખતે સિતાબદિયારામાં પ્લેગ ફાટી નીકળેલો હોવાથી એમનાં માતાપિતાએ પોતાની બબુરવાનીમાંની જમીન પર આવીને ડેરા નાખેલા. આ બબુરવાની ટોલાએ પાછળથી વિનોબાજીના આંદોલન દરમ્યાન ગ્રામદાન કરીને પોતાના ટોલાને જયપ્રકાશનગર નામ આપ્યું છે.

**પ્રભાવતી હવે "બાપુની બેટી"**

વિદેશથી આવીને સિતાબદિયારામાં જયપ્રકાશ દસેક દિવસ રહ્યા પછી પ્રભાવતી સાથે એમને ગામ શ્રીનગર જઈ આવ્યા. ત્યાર બાદ ગાંધીજીને મળવા વર્ધા ગયા. પ્રભાવતી ત્યાં ગાંધીજીની સેવામાં જવા માગતા હતા. અને ગાંધીજીએ પત્રમાં લખેલું કે જયપ્રકાશને પણ તારી સાથે વર્ધા લઈ આવજે. પ્રભાવતી હવે "બાપુની બેટી" બની ગયા હતા.

વાત એમ હતી કે ચંપારણ સત્યાગ્રહ વખતે ગાંધીજી અને કસ્તુરબા પ્રભાવતીને ઘરે ગયા ત્યારથી પ્રભાવતીનો એમની સાથે પુત્રીવત્ નાતો બંધાઈ ગયો હતો. એ બંને પ્રભાવતીને પોતાનાં બા-બાપુ જેવાં જ લાગ્યાં. ગાંધીજી અને કસ્તુરબાનો પણ પ્રભાવતી પ્રત્યે એકસરખો અનહદ પ્રેમ રહ્યો. ગાંધીજી વ્રજકિશોરબાબુને કહેતા કે પ્રભાને આશ્રમમાં મોકલો. પ્રભાવતીને એક પત્રમાં પણ ગાંધીજીએ લખેલું: 'તને અહીં (આશ્રમમાં) આવવાનો મેં તો ખૂબ પ્રયત્ન કર્યો. હજી કરી રહ્યો છું. જોઈએ, વિધાતા શું ધારે છે!' પણ આ દરમ્યાન પ્રભાવતીનાં લગ્ન થઈ ગયાં હતાં. પ્રભાવતીનાં સાસરિયાંને ગમે કે ન ગમે તે [illegible] વ્રજકિશોરબાબુને [illegible] થતો હતો. પરંતુ અમેરિકાથી જયપ્રકાશે પોતાના પિતાને આગ્રહપૂર્વક લખ્યું કે પ્રભાવતીને ગાંધીજીના આશ્રમમાં મોકલો. તેથી જયપ્રકાશના પિતાએ પણ સંમતિ [illegible]. જયપ્રકાશ અમેરિકા રહ્યા તે દરમ્યાન [illegible] ગાંધીજી [illegible] સાબરમતીના આશ્રમમાં

રહ્યાં. પ્રવાસમાંયે ગાંધીજીની સાથે જતાં. ગાંધીજીથી છૂટા પડવાનું પ્રભાવતીને બહુ વસમું પડતું. એવી જ રીતે ગાંધીજી પણ પ્રભાને પોતાની પાસે રાખવા ઇચ્છતા. બંને વચ્ચે પિતા-પુત્રીનો ઉત્કટ સ્નેહનો નાતો બંધાયો હતો.

ગાંધીજીએ પ્રભાવતીના ઘડતર પાછળ જેટલો સમય, શક્તિ અને ધ્યાન આપ્યું છે, તેટલું ધ્યાન ભાગ્યે જ બીજી કોઈ વ્યક્તિના ઘડતર પાછળ આપ્યું હશે. પ્રભાવતીજી કહેતાં, 'બાપુ મારા પ્રત્યે એટલું બધું ધ્યાન આપતા કે હું બીજાઓ માટે ઈર્ષાનું કારણ બની જતી...... હું એમનાથી દૂર થાઉં તે એમને પસંદ નહોતું. હંમેશા એમ જ કહ્યા કરતા કે તું મારી પાસે રહે છે તો મને સારું લાગે છે, અને હું નિશ્ચિંત રહું છું. જ્યારે કાંઈ કામ ન હોય, ત્યારે પણ હું ચૂપચાપ એમની પાસે બેઠી રહેતી. જો કે બાપુને આમ નકામા બેસી રહેવું પસંદ નહોતું. છતાં ખબર નહીં, મને કશું ન કહેતા.'

છૂટા પડવાનું થાય ત્યારે પણ ગાંધીજી પ્રભાવતીના કાગળ માટે આતુર રહેતા. સમયસર કાગળ ન મળે તો ચિંતા પણ કરતા : 'તેં આ વખતે મને ઠીક દુઃખ દીધું. બે જ લીટીનું એક પત્તું લખ્યું હોત તો કેટલો વખત જાત ?'...'અઠવાડિયામાં એક વખત તો તારો કાગળ મારે જોઈએ જ.'

એક વાર પ્રભાવતીએ ગાંધીજીને પૂછ્યું હશે કે તમે શું કામ મને પોતાની પાસે બોલાવો છો ? એના જવાબમાં ગાંધીજીએ લખેલું : 'મારે ખાસ બોલાવવી નથી, કંઈ ખાસ કહેવાનું નથી. પણ બાપ જેમ પોતાની દીકરીને વિના કારણ પણ પોતાની પાસે રાખવા ઇચ્છે એમ મારી સ્થિતિ સમજ.'

આવો એક પિતા-પુત્રીનો સ્નેહનો નાતો બંધાયો હતો. ગાંધીજી પ્રભાવતીને જીવનની કેળવણી આપતા જતા હતા. 'તારે દૃઢ બનવાનું છે, વીરતા પ્રાપ્ત કરવાની છે, સ્વાશ્રયી બનવાનું છે...... શુશ્રૂષા કોઈનીયે હોય, હંમેશાં આત્માની ઉન્નતિ કરે છે...... હિંમતપૂર્વક સાસરે જવું. ત્યાં જઈ વડીલોની સેવા કરવી, પણ પોતાના નિયમોનું દૃઢતાપૂર્વક પાલન કરવું. સાસુસસરાને વિનયપૂર્વક રાજી કરીને પાછા પણ આવવું. ત્યાં પડદો ન રાખવો. સસરા આગળ હિંમતપૂર્વક વાત કરવી.... અશાંતિમાં શાંતિ મેળવતાં શીખવું. બહારના સંજોગો હંમેશાં આપણી ઇચ્છાને અનુકૂળ નથી હોતા...... મેં તો તને જનસેવા સારુ તૈયાર કરી છે. મારી સાથે કામ કરવા સારુ તૈયાર કરી છે."

ગાંધીજી સ્વયં પ્રભાવતીના શિક્ષક પણ બન્યા. સંસ્કૃત શીખવ્યું. ગણિત શીખવ્યું. શરીરશાસ્ત્ર અને આહારશાસ્ત્ર શીખવ્યું. અમેરિકાથી જયપ્રકાશના પત્રો આવ્યા કરતા કે સારું અંગ્રેજી શીખી લેવું જોઈએ. એટલે પ્રભાવતીને અંગ્રેજી શીખવવા પાછળ પણ ગાંધીજીએ ઘણી મહેનત લીધી. ગુજરાતી લખતાં-વાંચતાં-બોલતાં શીખવ્યું. ચરખો કાંતતાંયે શીખવ્યું અને નિયમિત રોજનીશી લખતાંયે શીખવ્યું. અને આશ્રમજીવન પોતેયે એક વિદ્યાલય જેવું હતું.

પ્રભાવતીજી પાછળથી ઘણી વાર કહેતાં કે હું જે કાંઈ છું તે બધું જ ગાંધીજીને આભારી છે. એમણે જ મારું સમગ્ર ઘડતર કર્યું છે. પ્રભાવતીએ પણ ગાંધીજીનાં ચરણે પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દીધું હતું. પોતાની જાતને શૂન્ય બનાવીને એ પૂરેપૂરાં ગાંધીજીની સેવામાં તેમ જ ગાંધીજીનાં કામોમાં રત બની ગયાં હતાં. ગાંધીજીનો પૂરેપૂરો સ્નેહ-વિશ્વાસ પ્રભાવતીએ સંપાદન કરી લીધો હતો. એક પત્રમાં ગાંધીજીએ લખ્યું : 'તારી ઉપર રોષ શો ? તારાથી નારાજી શી ? કોઈ દહાડો તેં મને રંજનું કે રોષનું કારણ આપ્યાનું મને સ્મરણ નથી...તું મારી અર્થાત્ આશ્રમની બેટી છો. તેથી આશ્રમ પાસેથી પૈસા લેવાનો તને અધિકાર છે...અહીંનું એક પણ કામ એવું નથી. જેને માટે તું યોગ્ય ન હો. તું દરેક પ્રકારના મનુષ્યો સાથે રહેવાને લાયક છો. તને કયાંય પણ મોકલવામાં મને સંકોચ નથી થતો. તું કાંઈ ઊલટું-સીધું કરી બેસીશ, એવો ડર મને નથી. તું ફાંસી પર પણ હસતાં-હસતાં જવાને લાયક થઈ છે..'

આવી રીતે જે ગાળામાં અમેરિકામાં જયપ્રકાશના વ્યક્તિત્વનું ઘડતર થઈ રહ્યું હતું, તે જ ગાળામાં અહીં ગાંધીજી પાસે પ્રભાવતીનું વ્યક્તિત્વ પણ આકાર ધારણ કરી રહ્યું હતું. જયપ્રકાશ વિદેશથી પાછા આવી રહ્યા છે એવા સમાચાર આવ્યા ત્યારે પ્રભાવતી ગાંધીજી સાથે ઉત્તર પ્રદેશના પ્રવાસમાં હતાં. ગાંધીજીએ એમને સિતાબદિયારા મોકલ્યાં. ત્યારે ગાંધીજીએ તા. ૨૪-૧૧-૨૯ ના પત્રમાં લખ્યું : 'તું ગઈ ત્યારે મને દુઃખ તો થયું, પણ આ જ સાચો ધર્મ હતો. તેથી દુઃખને સહી લીધું ......જયપ્રકાશને કહેજે કે મને કાગળ લખે અને એ પણ તારી સાથે જ વર્ધા આવે.'

### ગાંધીજી સાથે પહેલી રૂબરૂ મુલાકાત

આમ, જયપ્રકાશ ગાંધીજીને મળવા પ્રભાવતી સાથે વર્ધા ગયા. અગાઉ પટણામાં સભામાં દૂરથી ગાંધીજીનાં દર્શન થયેલાં. રૂબરૂ મળવાનું આ પહેલી વાર થયું. અને આ પહેલી જ મુલાકાતમાં ગાંધીજીના વ્યક્તિત્વે જયપ્રકાશનું હૃદય જીતી લીધું.

૧૯૨૯ નો ડિસેમ્બર મહિનો હતો. વર્ધામાં ગાંધીજીને ત્યાં જયપ્રકાશનું ઉષ્માભર્યું સ્વાગત થયું. કસ્તુરબાએ એક જમાઈ જેવી એમની સરભરા કરી. જયપ્રકાશે ત્યારે ગાંધીજી સાથે ચર્ચા તો ઝાઝી ન કરી, પણ ગાંધીજીની બોલચાલ, રીતભાત વગેરેનું બારીક નિરીક્ષણ કર્યા કર્યું. ગાંધીજી અનેકોને મળતા, અનેકો સાથે વાતો કરતા, તે બધું જયપ્રકાશે નીરખ્યા કર્યું, સાંભળ્યા કર્યું. થોડીઘણી વાતચીત થઈ હશે. આમ તો પ્રભાવતી પર આવતા પત્રોને કારણે ગાંધીજી જાણતા હતા કે જયપ્રકાશ માર્ક્સવાદ તરફ ઢળતા થયા છે. છતાં એકંદરે જયપ્રકાશની બહુ સારી છાપ ગાંધીજીના મન પર પડેલી. પત્રો પરથી એમણે કહેલું : 'જયપ્રકાશના પત્રના કેટલાક અંશ મને સારા લાગ્યા. એ બિલકુલ સીધો જુવાન છે......જયપ્રકાશ પર મને વિશ્વાસ

છે.....જયપ્રકાશનો સરળ—શુદ્ધ પત્ર મને બહુ પસંદ પડ્યો. એની સ્પષ્ટતા ઘણી સારી લાગી.'

વર્ધાથી જયપ્રકાશ અને પ્રભાવતી ગાંધીજીની સાથે જ લાહોર ગયા. ત્યાં ડિસેમ્બર આખરે રાવી તટે કોંગ્રેસનું ઐતિહાસિક અધિવેશન થયું, જેમાં પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા લેવાઈ. અધિવેશનની કાર્યવાહીથી જયપ્રકાશ ઘણા પ્રભાવિત થયા. અહીં પણ એમના પર ગાંધીજીના વ્યક્તિત્વની અસર થતી રહી. ગાંધીજીના પોતાના ઉપર પડેલા આ પ્રથમ પ્રભાવ વિશે પાછળથી જયપ્રકાશજીએ કહેલું :

**'આ એક અનોખો માણસ છે!'**

'પ્રભાવતીને કારણે મારા હૃદયમાં ગાંધીજી વિશે શ્રદ્ધાનો ભાવ તો હતો જ. ૧૯૨૦–૨૧નું અસહયોગ આન્દોલનનું અભૂતપૂર્વ વાતાવરણ પણ મન પર અમીટ છાપ મૂકતું ગયેલું કે આ માણસ કેવો આખા દેશને જગાડી શકે છે અને વિરાટ લોક-આન્દોલન ખડું કરી શકે છે. લાહોરમાં એમનું ભાષણ સાંભળતો હતો ત્યારે મનોમન વિચારતો રહ્યો કે આ એક અજબ માણસ છે! કેવડી મોટી વાત પણ કેટલી બધી ઠંડકથી કરી રહ્યો છે! લોકોને સમજાવે છે કે આપણે એક બહુ મોટું પગલું આગળ ભરી રહ્યા છીએ. પણ તે સાવ શાંતિથી. એની વાણીમાં ન કોઈ જોશ છે, ન વક્તૃત્વની કશી ભૂરકી. એવું કશું નહીં, બલ્કે, વધુ ભાર અહિંસા વગેરે ઉપર જ મૂકી રહ્યો છે. અને એ તો લોકોને ચેતવી રહ્યો છે કે આટલાં આટલાં કષ્ટ સહન કરવાં પડશે! તો આ એક અનોખો માણસ છે એમ લાગતું હતું.

'વળી, અન્ય નેતાઓ કરતાં બીજી એક બાબતમાંયે એ ભિન્ન છે. એમની પાસે જવાથી એમ નથી લાગતું કે જાણે એ પર્વત જેવા ઊંચા છે અને એની સામે તમે ઠીંગુજી જેવા ઊભા છો. એમની સાથે સમાન ભૂમિકાએ વાત થઈ શકે છે. આપણી સાથે એટલી સહજતાથી અને આત્મીયતાથી વાતો કરે છે કે સ્વજન જેવા લાગે છે. આપણે જે કાંઈ કહી રહ્યા હોઈએ તે સમજવાની કોશિશ કરતા હોય એમ લાગે. આમ, હું એમના વ્યક્તિત્વથી બહુ જ પ્રભાવિત થયો.

'એમનું જીવન પણ ઘણું વ્યવસ્થિત અને નિયમિત હતું. એથી જ રીતે એમની સૌમ્યતા, નિર્મળતા અને સ્વચ્છતાનો પણ મારા પર ભારે પ્રભાવ પડ્યો. એમની નજીક જવાથી એમ લાગતું કે એક પવિત્ર સ્થાનમાં આવ્યા છીએ. આવી પવિત્રતાની અને નિર્મળતાની અનુભૂતિ તે વખતે હું માર્ક્સવાદી હતો છતાંયે કરી શકતો હતો. તેથી જ વિચારોમાં મતભેદ છતાં એમના માટે પહેલા દિવસથી જ દિલમાં આદર રહ્યો. પરિણામે ક્યારેય મેં એમની સાથે અશિષ્ટ વહેવાર નથી કર્યો. પહેલા દિવસથી જ, જેમ મારા પિતાજીને કરતો તેમ, ચરણસ્પર્શ કરીને ગાંધીજીનેય પ્રણામ કરતો. માર્ક્સવાદી બન્યો તેથી કાંઈ આ સભ્યતા થોડી જ જતી રહે છે? હા, કોઈ એમ કહી શકે કે જયપ્રકાશ પાકો માર્ક્સવાદી નહોતો. પરંતુ હું એમ માનું છું કે ખુદ લેનિન પણ હોત, તો મારી માફક જ ગાંધીજીથી પ્રભાવિત થાત. અને હો–ચી–મિન્હ વગેરેએ ગાંધીજી વિશે જે કહ્યું છે તે તો સહુ જાણે જ છે. હો–ચી–મિન્હ સામ્યવાદી નહોતા કે માર્ક્સવાદી નહોતા, એમ તો કોણ કહેશે?'

**લાંબો વખત ચાલેલો અંતર્દ્વંદ્વ**

જયપ્રકાશના વ્યક્તિત્વનું આ પણ એક મહત્ત્વનું પાસું છે. એમની માનવતા અને એમના હૃદયની ઋજુતાપૂર્ણ શુદ્ધતા એમને હંમેશાં શુભ તરફ, પવિત્ર તરફ ખેંચતી રહી છે. અમેરિકામાંના એમના સહાધ્યાયી ઉર્જરે કહ્યું છે, 'અમેરિકામાં હતા ત્યારે બૌદ્ધિક રીતે એમણે માર્ક્સવાદનો અવશ્ય સ્વીકાર કરી લીધો હતો. પરંતુ મૂળમાં શ્રી નારાયણ નૈતિક વ્યક્તિત્વવાળા માણસ હતા. તેથી એ વાસ્તવમાં ભૌતિકવાદી ન બની શક્યા. તે વખતે પણ મને એમ લાગતું હતું કે ભારતીય સમાજના સંદર્ભમાં એ માર્ક્સવાદ અને ગાંધીવાદ વચ્ચે સંતુલન બેસાડી રહ્યા હતા. કદાચ એક અંતર્દ્વંદ્વ હતો, જેનું સમાધાન કરવાનો પ્રયત્ન એ કરી રહ્યા હતા.'

આ અંતર્દ્વંદ્વ લાંબો વખત ચાલ્યો, કેમ કે બૌદ્ધિક રીતે તેઓ એમ માનતા થયા હતા કે આઝાદીની લડત તેમ જ સામાજિક ક્રાંતિ માટે માર્ક્સવાદ વધુ સંતોષકારક માર્ગ પૂરો પાડે છે, પરંતુ પ્રત્યક્ષ વ્યવહારમાં એવું દેખાતું નહોતું. જયપ્રકાશ અમેરિકાથી પાછા ફર્યા ત્યારે દેશમાં ફરી એક વાર રાષ્ટ્રીય ભાવનાનો જુવાળ ઊઠ્યો હતો. રાવી તટે પૂર્ણ સ્વરાજનો સંકલ્પ થયો. બીજે વરસે ગાંધીજીએ દાંડીકૂચ અને પોતાનો સુવિખ્યાત મીઠાનો સત્યાગ્રહ શરૂ કર્યો. જયપ્રકાશે પોતાની નજર સામે ૧૯૨૦–૨૧નું વાતાવરણ ફરી ખડું થતું જોયું. પરંતુ ભારતના સામ્યવાદીઓ તો આ ચળવળમાં ક્યાંય દેખાતા જ નહોતા! તેઓ બધા સામ્રાજ્યવાદની નાબૂદી અંગે જોરશોરથી વાતો કરતા, પણ તેને અનુરૂપ એમનું કોઈ પ્રત્યક્ષ વર્તન જોવા મળતું નહોતું. ઊલટાના તેઓ તો રાષ્ટ્રીય આન્દોલનને બુર્ઝવા આન્દોલન અને ગાંધીજીને ભારતીય બુર્ઝવા વર્ગના પીઠુ કહીને નિંદા કર્યા કરતા. એમનો બધો દોરીસંચાર દેશની બહારથી થતો. અહીંનો સામ્યવાદી પક્ષ તો મોસ્કોના હાથની કઠપૂતળી માત્ર હતો.

**ભારતીય સામ્યવાદીઓ કરતાં જુદો રાહ**

જયપ્રકાશના વિચારોથી આ બિલકુલ વિરુદ્ધ હતું. અમેરિકાથી પાછા ફરતાં લંડનમાં રહેવાનું થયું ત્યારે ત્યાં રહેતા ભારતીય સામ્યવાદીઓ સાથે એમને ઘણી ચર્ચા થયેલી. એ લોકોએ પૂછ્યું કે ભારત જઈને શું કરશો? જયપ્રકાશે જરીકે ડગ્યા વિના ઉત્તર આપેલો કે કોંગ્રેસમાં જોડાઈને સ્વરાજના આન્દોલનમાં ભાગ લઈશ તથા કોંગ્રેસને સામ્યવાદ તરફ વાળવા બનતી કોશિશ કરીશ. જયપ્રકાશે એ લોકોને એમ પણ કહ્યું કે હું તો લેનિન પાસેથી એમ શીખ્યો છું કે સંસ્થાનવાદી દેશોમાં સામ્યવાદીઓએ ત્યાંનાં રાષ્ટ્રીય આન્દોલનો ભલે બુર્ઝવા વર્ગ મારફત

પણ ચાલતાં હોય તોયે તેનાથી અળગા ન રહેવું જોઈએ, પણ તેમાં જ જોડાઈ જવું જોઈએ.

સામ્યવાદી મિત્રો કહેતા રહ્યા કે લેનિને આમ કહેલું તે સાચું, પણ હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. સ્તાલિનના નેતૃત્વ હેઠળ કમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલે હવે નવી નીતિ અખત્યાર કરી છે કે સામ્યવાદીઓએ બધે પોતાનું અલગ અસ્તિત્વ સ્થાપવું જોઈએ. કિસાનો અને મજૂરોનો એક અલગ પક્ષ બનાવવો. એ મિત્રોએ એમ પણ કહ્યું કે તમે જો સાચા સામ્યવાદી હો, તો ચૂં કે ચાં કર્યા વિના ઉપરથી આ જે નીતિ નક્કી થઈ છે તેને જ તમારે અનુસરવું રહ્યું.

પણ જયપ્રકાશના મિજાજને આ બિલકુલ માફક આવે એવું નહોતું. કોઈ પણ પ્રકારની મતાંધતા અને સર્વાંકુશતા એ કદાપિ માન્ય કરી શકે નહીં. વળી, વિચારથીયે સામ્યવાદી મિત્રોની વાત લગીરે એમને ગળે ઊતરી નહોતી. અને જ્યારે અહીં આવીને પ્રત્યક્ષ પરિસ્થિતિ જોઈ, ત્યારે જયપ્રકાશ માટે બીજો કશો વિચાર કરવાનો રહ્યો જ નહીં. એ અહીં સામ્યવાદી પક્ષમાં નહીં, પણ કૉંગ્રેસમાં જોડાયા. ગાંધીજીના વ્યક્તિત્વ તેમ જ ગાંધીજીના આંદોલનથી પ્રભાવિત થઈને એમણે સ્વરાજ્યની લડતમાં ઝંપલાવ્યું. જયપ્રકાશના વહેવારલક્ષી વિચાર-વર્તનનું આ એક વધુ ઉદાહરણ છે. વળી, એમનો નાતો મૂળ માર્ક્સવાદી વિચારસરણી સાથે હતો, રશિયન સામ્યવાદ સાથે નહીં, તેનુંયે આ દ્યોતક છે.

### જવાહર સાથે પ્રથમ દૃષ્ટિએ પ્રેમ

વર્ધામાં ગાંધીજીને મળવા ગયા ત્યારે ત્યાં જવાહરલાલ સાથે પણ મળવાનું થયું. બન્ને વચ્ચે પ્રથમ દૃષ્ટિએ પ્રેમનો નાતો બંધાયો. વિચારોમાં, ભાવનાઓમાં બંનેએ ઘણી નિકટતા અનુભવી. ફરી લાહોરમાં મળવાનું થયું. ત્યારે ઘણી વાતચીત થઈ. બંનેને એકબીજા એકદમ પસંદ પડી ગયા. જવાહરે પૂછ્યું, આગળનું શું વિચારો છો ? જયપ્રકાશના મનમાં દેશનું કામ કરવાનું હતું, પણ કમાવા ખાતર બનારસ હિંદુ યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્રના પ્રાધ્યાપક બનવાનુંયે હતું. જવાહર તે વખતે કૉંગ્રેસના અધ્યક્ષ હતા. એમણે કહ્યું કે અલ્લાહાબાદ આવી જાવ અને કૉંગ્રેસ કચેરીમાં મજૂર-સંશોધન વિભાગની જવાબદારી સંભાળી લો. જયપ્રકાશને વાત ગમી ગઈ.

૧૯૩૦ના આરંભમાં જયપ્રકાશ અને પ્રભાવતી અલ્લાહાબાદ રહેવા ચાલ્યા ગયાં. શરૂઆતમાં તો ભાડાનું જુદું ઘર લીધું હતું. પણ પછી જવાહર એમને પોતાની સાથે જ રહેવા લઈ ગયા. બંને વચ્ચે પ્રેમનો નાતો ગાઢ થતો ગયો. જવાહરને જાણે જમણો હાથ મળ્યો, જયપ્રકાશને મોટાભાઈ. છેવટ સુધી પત્રવ્યવહાર વગેરેમાં જયપ્રકાશ જવાહરને " પૂજ્ય ભાઈ " એવું જ સંબોધન કરતા. કમલાદેવી અને પ્રભાવતી વચ્ચે પણ ઉત્કટ સ્નેહનો સંબંધ બંધાયો. બંને આત્મીય સખી બની ગઈ. એ દિવસોમાં બંનેએ સાથે મળીને અલ્લાહાબાદમાં વિદેશી કાપડની દુકાનો તેમ જ દારૂની દુકાનો પર પિકેટિંગ, સભા-સરઘસ, બહેનોનું સંગઠન, ચરખાનો પ્રચાર વગેરે અનેક કામો કર્યાં.

જયપ્રકાશનું કામ તો એકડે એકથી શરૂ થવાનું હતું. મજૂર આન્દોલન સાથે કૉંગ્રેસનો સંપર્ક રહે એવા ખ્યાલથી આ નવો વિભાગ શરૂ કરવાની જવાહરની કલ્પના હતી. હજી કોઈ વિગતવાર યોજના તો એમના મનમાંયે નહોતી. જયપ્રકાશે નાનકડી ઑફિસ શરૂ કરી. થોડો પત્રવ્યવહાર વગેરે થયો હશે. તેવામાં માર્ચમાં દાંડીકૂચ અને મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો. પછી માતાજીની બીમારીને કારણે સિતાબદિયારા જવું પડ્યું. એટલે બેએક મહિના માંડ કામ શરૂ થયું હશે.

### કૌટુંબિક સમસ્યાઓ અને આર્થિક ભીંસ

લાંબી માંદગી બાદ માતાજીનો દેહાંત થયો. જયપ્રકાશને ભારે આઘાત લાગ્યો. અત્યંત શોકાકુલ થઈ ગયા. તે વખતે એક પત્રમાં ગાંધીજીએ એમને લખ્યું, ' તમારો શોક હૃદયદ્રાવક છે, માતૃપ્રેમ અદ્ભુત છે......પણ સાથેસાથ તમને સાવધાન કરું......તમારા અદ્ભુત પ્રેમમાં હું મોહ જોઉં છું. તમારો પ્રેમ જ્ઞાનમય હોવો જોઈએ......તમારા પ્રેમનો વિકાસ થવો જોઈએ. સાચી માતા માતૃભૂમિ છે. તમારા પ્રેમનું પરિવર્તન કરીને એ પ્રેમને અખંડિત બનાવવા માટે માતૃભૂમિને કાં પોતાનું સમર્પણ ન કરો ? '

પણ તેવામાં જયપ્રકાશના પિતાને લકવો થઈ ગયો. એમને નોકરી છોડવી પડી. કુટુંબ ઉપર ભારે આર્થિક સંકટ આવી પડ્યું. નાના ભાઈનું ભણવાનું હજી પૂરું થયું નહોતું. કરજ પણ થઈ ગયેલું. તેથી કુટુંબ માટે કમાવાનું જયપ્રકાશ માટે અનિવાર્ય થઈ પડ્યું. ગાંધીજીએ ઘનશ્યામદાસ બિરલા પર ભલામણચીઠ્ઠી લખી દીધી. અને ૧૯૩૧ માં છએક મહિના જયપ્રકાશે બિરલાજીના અંગત મદદનીશ તરીકે કામ કર્યું.

અમેરિકાથી આવ્યા બાદ શરૂઆતનાં પાંચ-સાત વરસ જયપ્રકાશને ભારે આર્થિક ભીંસ વેઠવી પડી. તેની ઘણી માનસિક તાણ પણ એમણે અનુભવી. મિત્રો પાસે હાથ લંબાવ્યો તેનોયે અનુભવ બહુ સારો ન રહ્યો. એક મિત્રે ૩૦૦ રૂપિયા આપ્યા તો તેનું વ્યાજ પણ વસૂલ કર્યું. ગમે તે રીતે આર્થિક જોગવાઈ કરતાં-કરતાં દેશના કામોમાં વ્યાપૃત રહેવામાં એમને પુષ્કળ મુશ્કેલી પડી.

### ગાંધીજીનું પ્રેમાળ પણ નિર્મમ માર્ગદર્શન

પરંતુ ગાંધીજી જેવા ગારુડી હતા. પ્રેમથી પણ નિર્મમતાથી તેઓ સ્વધર્મનું ભાન કરાવતા રહ્યા, દેશસેવક માટેનો સાચો રાહ બતાવતા રહ્યા :

' હું ઇચ્છું છું કે ક્યારથીયે તમારી ભીડ ભાંગું. ખરું મારી શક્તિનીયે મર્યાદા છે. તેથી મને તમને મદદ પહોંચાડવામાંયે તમારી મદદ જોઈએ......હું તો તમને ગામડાના માણસ જેવા બનાવવા માગું છું......તમારે લડાઈમાંથી અત્યારે ખસી જવું જોઈએ. આ લડાઈ વરસો સુધી ચાલશે. જ્યારે કમાવાનો બોજ હળવો

થઈ જાય ત્યાંરે લડાઈમાં ફરી આવી શકો છો.... જે લડાઈમાં પડે છે એમણે કૌટુંબિક મોહ છોડવો પડે છે......જેના પર કરજ છે, જેને ભાઈ-બહેનોનો ખર્ચ ઉપાડવો છે, તેને માટે આ લડાઈ નથી. આ લડાઈમાં તો સર્વસ્વ હોમવાની જરૂર છે. ગરીબોનાં ભાઈ-બહેન કઈ રીતે ભણે છે? આપણે તો એવો રસ્તો ખોળવો જોઈએ કે આપણાં ભાઈ-બહેન ગરીબીમાં ભણી શકે અને તુરત આજીવિકા મેળવી શકે. પિતાજીને પેન્શનના ૫૦ રૂપિયા મળે છે, તે પૂરતા છે. એમની મિલકતમાંથી તમારે બંનેએ હાથ ઉઠાવી લેવો જોઈએ. જયપ્રકાશ જો ફકીરી લેવા તૈયાર હોય, તો લડાઈમાં રહી શકશે. સિપાઈનો આ જ ધર્મ છે.'

જયપ્રકાશ સાચા સિપાઈ હતા, એટલે ગાંધીજી જેવા રાહબરના ચીંધ્યા રાહે ટકી શક્યા. દેશ ખાતર એમણે હસતે મોઢે ફકીરી સ્વીકારી. વચ્ચેના ગાળામાં બિરલાજીને ત્યાં થોડો વખત નોકરી તો કરી. પણ એમનું દિલ દેશની આઝાદીની લડતમાં ભાગ લેવા તડપતું હતું. એટલે જવાહરનું ફરી તેડું આવ્યું કે તુરત બિરલાજીની નોકરી પડતી મૂકી એ અલ્લાહાબાદ આવી ગયા. મજૂર વિભાગ તો ઊભો થઈ શક્યો નહોતો. કોંગ્રેસના મુખ્ય કાર્યાલયમાં કામ કરવા લાગ્યા.

## આંદોલનમાં ઝંપલાવ્યું

દેશનું વાતાવરણ ફરી તંગ થતું જતું હતું. બીજી ગોળમેજી પરિષદ પડી ભાંગી હતી. નવા વાઈસરોયે કડક વલણ અખત્યાર કર્યું હતું. તેવા સંજોગોમાં કોંગ્રેસ કારોબારીની બેઠક ૧૯૩૨ના જાન્યુઆરીમાં મુંબઈમાં મળવાની હતી. તેમાં ભાગ લેવા જવાહરલાલ અલ્લાહાબાદથી નીકળ્યા. સાથે જયપ્રકાશને પણ લીધા. એમને જુદા ડબ્બામાં બેસાડ્યા અને મહત્ત્વના કાગળો બધા એમને સોંપી દીધા. જવાહરને વચ્ચે ટ્રેનમાંથી જ પકડી લેવામાં આવ્યા. જયપ્રકાશે કાગળો મુંબઈ પહોંચાડ્યા.

સરકારે દમનનો કોરડો વીંઝ્યો. ગાંધીજી તેમ જ ટોચના બધા જ નેતાઓને ગિરફ્તાર કરી લીધા. દરેક દરેક પ્રાંતના આગેવાન કાર્યકરોને જેલમાં ધકેલી દીધા. કોંગ્રેસને ગેરકાયદે સંસ્થા જાહેર કરી. સરકાર સખત હાથે આન્દોલનને કચડી નાખવા માગતી હતી. ઇંગ્લંડની પાર્લમેન્ટમાં સરકારે અટ્ટહાસ્ય સાથે કહ્યું પણ ખરું કે કોંગ્રેસ તો મરી ચૂકી.

પરંતુ ના, કોંગ્રેસ એમ મરે એવી નહોતી. આન્દોલનને એવી રીતે કચડી નાખી શકાય તેમ નહોતું. તે વખતે સરોજિની નાયડુ કોંગ્રેસનાં કાર્યકારી અધ્યક્ષ હતાં. એમણે જયપ્રકાશને કોંગ્રેસના કાર્યકારી મહામંત્રી નીમ્યા. મીઠાના સત્યાગ્રહ વખતે તો માની બીમારીને કારણે તથા આર્થિક સંકટને કારણે જયપ્રકાશ આંદોલનમાં ઝાઝો ભાગ લઈ શક્યા નહોતા. પરંતુ આ વખતે એમણે પૂરેપૂરું આન્દોલનમાં ઝંપલાવ્યું.

અન્ય નેતાઓની ગેરહાજરીમાં કોંગ્રેસને જીવતી રાખવાની તેમ જ આન્દોલનને ધમતું રાખવાની જવાબદારી મુખ્યત્વે ૩૦ વરસના યુવાન જયપ્રકાશ ઉપર આવી પડી. અને તે એમણે બરાબર નિભાવી. કાર્યકરો વેરવિખેર હતા. એમની સાથે સંપર્ક જાળવી એમનો ઉત્સાહ ટકાવી રાખવો. એમને સંગઠિત કરવા. સરઘસ, હડતાલ, પિકેટિંગ, સત્યાગ્રહ વગેરેના કાર્યક્રમો આપતા રહેવા, વાતાવરણને ગાજતું રાખવું, અને આ બધું લગભગ ભૂગર્ભમાં ચલાવવું, કેમ કે કોંગ્રેસને તો સરકારે ગેરકાયદે જાહેર કરેલી.

## કોંગ્રેસનું ભેજું જેલ ભેગું!

આ વખતે જયપ્રકાશના વ્યક્તિત્વના નેતાગીરીના ગુણો બહાર આવ્યા. દેશ આખામાં એ સતત ઘૂમતા રહ્યા. લોકોને જગાડતા રહ્યા. પોતાની જિંદાદિલી અને દેશભક્તિનો ચેપ કાર્યકરોને લગાડતા રહ્યા. દેશમાં એ હજી બહુ જાણીતા નહોતા થયા. એટલે પોલીસની નજર ચુકાવીને ફરતા રહેવાનું એમના માટે થોડું સરળ હતું. ઇંગ્લંડથી "ઇન્ડિયા લીગ" તરફથી એક પ્રતિનિધિ મંડળ આવેલું તેને ઠેકઠેકાણે લઈ જઈને અંગ્રેજ સરકારનાં દમન અને અત્યાચારોનાં દૃશ્યો બતાવ્યાં અને માહિતી આપી. કોંગ્રેસની ગુપ્ત બેઠકો પણ યોજી. એક ઠેકાણે કોઈ સ્થાયી કાર્યાલય ચલાવવાનું તો શક્ય નહોતું. પોલીસને થાપ આપતાં આપતાં જુદે જુદે ઠેકાણેથી કામ ચલાવવું પડતું. જયપ્રકાશે આ રીતે આંદોલનને જાગતું રાખી અંગ્રેજ સરકારને સારી પેઠે હંફાવી.

છેવટે સરકારે ૧૯૩૨ના સપ્ટેમ્બરમાં જયપ્રકાશને મદ્રાસમાં પકડ્યા. તે દિવસે મુંબઈના અંગ્રેજી દૈનિક "ફ્રીપ્રેસ જર્નલે" હેડિંગ આપ્યું : Congress Brain Arrested—કોંગ્રેસનું ભેજું જેલ ભેગું! આ દિવસોમાં જયપ્રકાશે જે કામ કરેલું તે જોતાં આ ઘણી રીતે યથાર્થ હતું.

## જેલ-જીવનનો પ્રથમ અનુભવ

જયપ્રકાશને મદ્રાસથી મુંબઈ લાવવામાં આવ્યા. પહેલાં આર્થર રોડ જેલમાં રાખ્યા. પછી નાસિક રોડ સેન્ટ્રલ જેલમાં ખસેડ્યા. જયપ્રકાશની આ પહેલવહેલી જેલયાત્રા હતી. મદ્રાસમાં હાથકડી નાખીને લઈ ગયેલા. જેલમાં એક નવી જિંદગીનો અનુભવ થયો. નીચે જમીન પર સૂવાનું. શૌચાદિ માટે ખૂણામાં વાસણ પડ્યું હોય. આ બધું જ નવું હતું. વાંચવા-લખવાનું થઈ શકતું. વાંધાજનક ન હોય એવાં પુસ્તકો મળતાં. અખબારો સેન્સર થઈને આવતાં. વાંધાજનક ભાગ કાપી લીધો હોય. ખાવાનું બહુ સારું નહીં. કાચું-પાકું પણ રહેતું. પરિણામે જેલમાંથી જ પેટનો રોગ લાગુ પડ્યો. પરંતુ દેશ ખાતર, દેશને આઝાદ કરવા માટે આ બધું હોંગે હોંગે સહન કરવાનું હતું.

પ્રભાવતી તો જાન્યુઆરીમાં જ અલ્લાહાબાદમાં પકડાઈ ચૂકેલાં. બે વરસની સખત કેદની સજા એમને મળેલી. એમને લખનઉ જેલમાં રાખ્યાં હતાં. એમની તબિયત ઉપર પણ અસર થઈ. વચ્ચે વચ્ચે એમને હિસ્ટીરિયા આવવી શરૂ થઈ. એ જેલમાં હતાં તે દરમ્યાન ગાંધીજીના લાંબા ઉપવાસ થયા. ત્યારે પ્રભાવતીની ચિંતાનો પાર ન રહ્યો.

આમ જયપ્રકાશ અને પ્રભાવતી બંનેને સ્વરાજની લડતની દીક્ષા મળી. બંનેએ પહેલી વાર પ્રત્યક્ષ આંદોલનમાં ભાગ લીધો. જયપ્રકાશના જીવનનો રાહ નક્કી થઈ ગયો અને તેની વિટંબણાઓ સહેવી પડે અને કુરબાનીઓ આપવી પડે પણ હવે આ જીવન દેશ માટે ન્યોછાવર છે. રાષ્ટ્રીય આંદોલન એ જ હવે જીવનનું સર્વસ્વ. તેનાથી ભિન્ન કોઈ અરમાનો નહીં, કોઈ લાલસા નહીં.

પ્રથમ જેલવાસ વખતેની પોતાની અનુભૂતિ જયપ્રકાશે પાછળથી આ રીતે વર્ણવી હતી:

મારે એક આત્મસંતોષ હતો. દેશમાં રાષ્ટ્રીય આંદોલનનું ગાંધીજીના નેતૃત્વનું એક વાતાવરણ ઊભું થયું. એક લોકમાનસ બન્યું કે દેશ માટે સહન કરવું અને આપણા આના સહનથી જ સ્વરાજ્ય મળે. દેશમાં શક્તિ નિર્માણ થશે તે જાતનો એક પ્રકારનો આ યજ્ઞ હતો. જેમાં ભાગ લેવાનો, આહુતિ આપવાનો અમને મોકો મળ્યો હતો તો મારે પ્રેરણા લગી અને એક મોટો આત્મસંતોષ હતો.

આ રીતે સ્વરાજ્યની લડતની દીક્ષા પામીને જયપ્રકાશે પોતાનું જીવન સંપૂર્ણપણે દેશસેવા અને માનવસેવાના યજ્ઞમાં સમર્પિત કરી દીધું. વિચારોમાં પરિવર્તન આવ્યાં, કામ કરવાની પદ્ધતિ અને માર્ગો બદલાયા, પણ તે બધું જ દેશના અર્થે, માનવજાતના કલ્યાણ અર્થે. તે સિવાય અંગત બીજું કોઈ ધ્યેય નહીં, બીજો કોઈ સ્વાર્થ નહીં, બીજો કોઈ ઉદ્દેશ નહીં. દેશને અને માનવજાતને ચરણે સર્વસ્વ સમર્પણ!



૫

# અનોખું દાંપત્ય

જય-પ્રભાનું દાંપત્ય-જીવન અનોખું રહ્યું છે. તે ઘણી રીતે આગવું હતું. વળી, શરૂઆતમાં તો તુમુલ મંથનમાંથી એ પસાર થયું અને આકરી અગ્નિપરીક્ષામાંથી તવાઈને એ અત્યંત શુદ્ધ સ્વરૂપે બહાર આવ્યું. આ મંથન અને આ અગ્નિપરીક્ષા એ જયપ્રકાશના જીવનની કાંઈક ઓછી જાણીતી બાજુ છે.

લગ્ન થયા ત્યારે જયપ્રકાશની ઉંમર ૧૮ વરસની અને પ્રભાવતીની ઉંમર ૧૪ વરસની. કોઈ પૂર્વ-પરિચય તો હતો નહીં. લગ્ન બાદ તુરત સાથે રહેવાનું યે બન્યું નહીં. જયપ્રકાશ અમેરિકા ગયા તે પહેલાં થોડો વખત બંને સાથે રહેલાં. એટલે નિકટનો પરિચય કેળવવાનો, એકમેકને સમજવાનો મોકો ઓછો મળ્યો નહોતો. પછી સાત વરસ જયપ્રકાશ અમેરિકા રહ્યા અને પ્રભાવતી મોટે ભાગે ગાંધીજીના આશ્રમમાં રહ્યાં. તે દરમ્યાન પત્રવ્યવહારથી થોડોઘણો સંપર્ક રહ્યો.

### દાંપત્ય-જીવનમાં આંતરિક સંઘર્ષ

પ્રભાવતી ગાંધીજી સાથે રહ્યાં તે દરમ્યાન એમના પર આશ્રમજીવનનો પ્રભાવ પડતો રહ્યો. એમને બ્રહ્મચર્યનો સંકલ્પ લેવાની પ્રેરણા થઈ. આમ તો જયપ્રકાશનો યે ખ્યાલ એવો હતો કે આપણે દેશસેવા કરવી છે એટલે "ફેમિલી લાઇફ", બચ્ચાં-કચ્ચાંની જવાબદારીમાંથી મુક્ત રહેવું સારું. અગાઉ જયપ્રકાશ અને પ્રભાવતી વચ્ચે આવી થોડીક અછડતી વાતચીત થયેલી. પરંતુ બ્રહ્મચર્યની વાત કાંઈ જયપ્રકાશના મનમાં નહોતી. અમેરિકાથી પાછા ફર્યા ત્યારે એ બ્રહ્મચર્ય વગેરેમાં માનતા યે નહોતા. પરંતુ પ્રભાવતી પોતાના સંકલ્પમાં અડગ હતાં. આને લઈને એમનાં દાંપત્ય-જીવનમાં એક આંતરિક સંઘર્ષ ઊભો થયો અને તે ઘણાં વરસો સુધી ચાલ્યો.

પ્રભાવતી આમ તો રોજનીશી લખતાં. લગભગ ૪૫ વરસની એમની લખેલી ડાયરીઓ મોજૂદ છે. પરંતુ એ ડાયરીઓમાં આ આંતરિક સંઘર્ષની નોંધ નથી. તેમ છતાં તેમાં થોડાક સંકેતો જરૂર મળે છે: 'બાપુએ મને જયપ્રકાશ બાબતમાં ઘણી વાતો સમજાવી......બાપુ સાથે ખૂબ વાતો થઈ. એમણે સારી રીતે સમજાવ્યું, સુંદર ઉપદેશ દીધો. પોતાના વિશેની વાતો પણ કરી. પરમાત્મા મારી રક્ષા કરે. તબિયત બહુ અશાંત છે. ઈશ્વર પર ભરોસો છે ...કાંઈ સમજ નથી પડતી. ઈશ્વરનું ધ્યાન કરી રહી છું. મને શાંતિ દે......બાપુ સાથે વાત કરી. એમણે સારી રીતે મારો ધર્મ સમજાવ્યો. સાંજ બાદ બાપુ અને જયપ્રકાશ વચ્ચે જે વાતો થઈ, સાંભળતી રહી......તબિયત ચિંતિત છે. ઈશ્વર પર ભરોસો છે. એ જ મારી મદદ કરશે... બાપુએ ખૂબ સારી રીતે અમારા બંનેના સ્પષ્ટ થવા વિશે સમજાવ્યું......'

આ માનસિક તાણની અસર પ્રભાવતીના સ્વાસ્થ્ય પર પણ પડી. એમને અવારનવાર ફિટ્સ અને હિસ્ટેરિયા આવતા રહ્યા. ગાંધીજીના એમના પરના પત્રોમાં આ વસ્તુનો ઉલ્લેખ વારંવાર જોવા મળે છે.

## પ્રભાવતીને બ્રહ્મચર્યની પ્રેરણા

ડૉ૦ હરિદેવ શર્માએ જુલાઈ ૧૯૭૨માં પ્રભાવતીજીની એક વિસ્તૃત મુલાકાત લીધેલી. તેમાં આ બ્રહ્મચર્યના સંકલ્પ વિશે પ્રભાવતીજીએ કહ્યું છે :

'હું સાબરમતી આશ્રમ પહોંચી. ત્યાં બધું જોતી, સાંભળતી. મને સારું લાગતું કે દેશની સેવા કરવી છે તો આ પ્રકારનું જીવન વ્યતીત કરવું પડશે. એટલે મેં બાપુજીને કહ્યું કે હું તમારી સાથે બ્રહ્મચર્ય વિશે ચર્ચા કરવા માગું છું. પહેલાં તો એ ટાળતા રહ્યા કે હજી તું સમજણી થા, હમણાં શી જરૂર છે? પણ મેં કહ્યું કે હું તો બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવા માગું છું. ત્યારે બાપુએ કહ્યું કે ઠીક છે, તારાં લગ્ન થઈ ગયાં છે માટે તારે જયપ્રકાશ સાથે વાત કરવી જોઈએ અને પછી આપસમાં નક્કી કરીને આવું કોઈ પગલું ભરવું હોય તો ભરી શકાય. તું એમને લખ. પછી જ તું વ્રત લઈ શકે. મેં જયપ્રકાશને અમેરિકા લખ્યું. એમણે જવાબ લખ્યો કે આપણે રૂબરૂ મળીશું ત્યારે આની ચર્ચા કરીશું, પત્રમાં તો શું લખું? પછી જયપ્રકાશના અહીં આવ્યા બાદ અમે બંને ગાંધીજી પાસે ગયાં. એમની સાથે વાતચીત થઈ. એમણે મને કહ્યું કે જયપ્રકાશ સાથે જવાનો તારો તો ધર્મ છે, કર્તવ્ય છે. અને મને યાદ છે કે જ્યારે વિદાય લેતી વખતે હું બહુ રોતી હતી ત્યારે ગાંધીજીએ કહ્યું કે નહીં, જાઓ અને સાથે રહો, એકબીજાને સમજો, તારે જવું જ જોઈએ. અલ્લાહાબાદમાં અમે લોકો સાથે રહ્યાં તો આપસમાં ઘણી વાતચીત કરી, અને એકબીજાને સમજ્યાં. પરંતુ હું એમ કહેવા માગું છું કે જે લોકો એમ કહે છે કે ગાંધીજીએ આવું કરાવ્યું અને એમના કહેવાથી મેં બ્રહ્મચર્યનું વ્રત લીધું, તો ગાંધીજીએ કશું કહ્યું નહોતું. ઊલટાની એમણે તો મનાઈ જ કરી અને એ તો વારંવાર કહેતા રહ્યા કે મારે જયપ્રકાશની સાથે રહેવું જોઈએ. એમની સંભાળ રાખવી જોઈએ. સેવા કરવી જોઈએ. ગાંધીજીના મારા ઉપરના પત્રોમાં પણ એમણે આવું જ લખ્યું છે. માટે મેં કોઈ વ્રત કોઈના કહેવાથી નહોતું લીધું. પરંતુ નાનપણથી જ મારું આવું કાંઈક વલણ હતું. ત્યાં આશ્રમમાં જઈને બધું જોયું. તેને લીધે સ્વાભાવિક રીતે આ તરફ હું અગ્રસર થઈ.'

જયપ્રકાશને એક પત્રમાં પ્રભાવતીએ લખેલું : 'જ્યારે હું કિશોરલાલભાઈ અને ગોમતીબહેનને જોઉં છું, ત્યારે હંમેશા મનમાં એવો વિચાર આવે છે કે ઈશ્વર આપણા બંને માટે આવો શુભ અવસર ક્યારે દેશે? આપણે બંને એક સાથે રહીને સહયોગથી કામ કરીએ !... આપણે આપણા મનભેદ છોડી દેવા જોઈએ. આપણે જો ગરીબોની સેવા કરવા માગતા હોઈએ. તો આપણે આપણું જીવન ત્યાગમય બનાવવું જોઈએ.'

## ગાંધીજી સાથેનો પત્રવ્યવહાર

પ્રભાવતી પોતાના નિશ્ચયમાં અડગ હતાં. આને લઈને એક આંતરિક સંઘર્ષ લાંબા વખત સુધી ચાલ્યો. આમાં ગાંધીજી પણ સ્વાભાવિક રીતે સંકળાયેલા રહ્યા. એમની અને જયપ્રકાશની વચ્ચે ૧૯૨૯ થી ૧૯૩૬ સુધી આ બાબત ઘણી ચર્ચા થતી રહી અને પત્રવ્યવહાર પણ ચાલ્યો. ૧૯૭૩માં પ્રભાવતીજીનું મૃત્યુ થયું ત્યાર બાદ જૂના કાગળોમાંથી જયપ્રકાશે આ બાબત અંગે ગાંધીજીને લખેલા પત્રોની એક થોકડી હાથમાં આવી હતી. એ પત્રો વાંચીને બધી જૂની સ્મૃતિ તાજી થયેલી. ત્યારે જયપ્રકાશજી બહુ દુઃખી-દુઃખી થઈ ગયેલા. પત્રો વાંચતા જાય અને એમની આંખેથી ચોધાર આંસુ વહેતાં જાય. 'આવડા મોટા મહાત્માને મેં આવું-આવું લખેલું?!' એમને ભારે વેદના થઈ. વાંચીને તે કાગળો એક પછી એક ફાડવા માંડયા. એમને વિનંતી કરાઈ કે તમે તો રેકર્ડ રાખવામાં માનો છો, એટલે આ રીતે કાગળો ફાડી નાખવાને બદલે કોઈક વ્યવસ્થા કરો. એમણે કાને તો ધરેલું, પણ એમનું મન માન્યું નહોતું. આજે હવે એમની નિકટ રહેલાંઓને આ પત્રો અંગે કશી માહિતી નથી. સંભવ છે, બધા જ કાગળો ફાડી નખાયા હોય.

પરંતુ ગાંધીજીએ જયપ્રકાશને લખેલા જવાબો મોજૂદ છે. અને તેના પરથી જય-પ્રભાના દાંપત્યના આંતરિક સંઘર્ષનો બરાબર ખ્યાલ આવી શકે છે. એ બધા પત્રો ૧૯૨૯ થી ૧૯૩૬ના ગાળાના છે. એ પત્રો વાંચતાં એકોક્તિનો અનુભવ થાય છે. જયપ્રકાશને જોઓ જાણે છે, એમની નજર સામે ગાંધીજીના શબ્દો વાંચતાં-વાંચતાં જયપ્રકાશના ભાવ સહેજે ખડા થઈ જાય છે. જયપ્રકાશનાં રોષ, રીસ, ધારદાર પ્રહાર, આશુતોષપણું, મૃદુતા, ઊર્મિશીલતા વગેરે વિવિધ ભાવો ગાંધીજીના પત્રો પરથી આપણે કલ્પી શકીએ છીએ.

## ભારોભાર સહાનુભૂતિ

ગાંધીજીના પત્રોમાં જયપ્રકાશ પ્રત્યે ભારોભાર સહાનુભૂતિ છે. કામવૃત્તિની પ્રબળતાનો ગાંધીજીને પોતાને ખાસ્સો અનુભવ હતો. તેથી એમણે જયપ્રકાશને લખ્યું છે : 'તમારું દુઃખ સમજી શકું છું...... તમારા દુઃખથી મને દુઃખ થયું છે......"ભૂલી જવા" નો મતલબ તમે ઊલટો સમજ્યા. જેમ અમેરિકામાં પ્રભાવતીને ભૂલી શકયા હતા—એની હાજરી નહોતી મળી શકતી—એવી જ રીતે એક વરસ સુધી ભૂલવાની વાત હતી...... તમારો પત્ર મળ્યો છે. સ્વચ્છ છે. તમારી સ્થિતિ હું બિલકુલ સમજી ગયો છું. પ્રભાવતી સાથે રહેવાની તમારી ઇચ્છા સ્વાભાવિક છે. એ હાલતમાં હું એને વર્ધા રાખવા નથી માગતો...... તમારું જીવન નિરસ બની રહ્યું છે, તેનું મને દુઃખ છે જ...... તમારો મીઠો અને શુદ્ધ હૃદયથી લખેલો પત્ર મળ્યો હતો...... મારા માટે તમારા દિલમાં સ્થાન અને માન છે, એ તો હું સારી રીતે જાણું છું. મળીશું ત્યારે વાતો કરીશું.'

એમ લાગે છે કે ગાંધીજી પ્રત્યેના આદરમાન છતાં અકળામણને કારણે જયપ્રકાશનો રોષ ક્યારેક આશ્રમ અને આશ્રમજીવન ઉપર ઊતર્યો હશે. નૈતિક બંધનો, વ્રતનિયમો વગેરે બાબત એમણે પોતાનો ઊકળાટ ઠાલવ્યો હશે. તેથી ગાંધીજીના પત્રોમાં આપણે

વાંચીએ છીએ: 'તમારા અને મારા આદર્શ ભિન્ન હોવાને કારણે આશ્રમની પ્રણાલી તમને સારી નથી લાગતી, એ તો હું સમજી શકું છું. તેમ છતાં પ્રભાનું આશ્રમમાં રહેવાનું સહન કરો છો, એ જોઈને મને સાનંદ આશ્ચર્ય થાય છે......એટલું તો તમારે સમજવું જોઈએ કે ન હું મને પોતાને મહાત્મા માનું છું, ન આશ્રમને કોઈ મોટી વાત માનું છું. આશ્રમના દોષોને, આશ્રમમાં રહેનારાઓની અલ્પતાને હું સારી પેઠે જાણું છું.....જમનાલાલજીને તમે મારા વિશે જે કાંઈ કહ્યું તે કહેવાનો તમને અધિકાર હતો. પરંતુ તમારું દુ:ખ તમારે મને બતાવવું જોઈતું હતું.'

**'મને કહો, હું શું કરું?'**

જયપ્રકાશને એમના મિત્રો કહ્યા કરતા કે તેં પત્નીને આશ્રમમાં રાખી તેનું જ આ ફળ મળ્યું. આશ્રમમાં તો બધી છોકરીઓને આવું જ કરી નાખે છે. આવો ભાવ જયપ્રકાશના પત્રોમાં વ્યક્ત થયો હશે. તેથી જવાબમાં ગાંધીજીએ લખ્યું: 'આમાં મારી જવાબદારી તો છે જ. પ્રભા મારી સાથે રહી અને મારી વાતોએ, મારા આચારે એના પર અસર નાખી. હવે હું નથી જાણતો કે શું કરવું ઉચિત છે......પ્રભા મારી પાસે આવી વ્રજકિશોરબાબુની અને તમારી સંમતિથી. મારી જે કાંઈ અસર પ્રભા પર પડી તેના માટે તો શું કરી શકાય? પરંતુ મારા સંપર્કથી પ્રભાની પિતાભક્તિ અને પતિપ્રેમમાં કશી ન્યૂનતા નથી આવી......હવે મને કહો, હું શું કરું? તમે જો એમ ઇચ્છતા હો કે પ્રભા ન મારી પાસે આવે અને ન મને પત્ર લખે, તો તમારા સંતોષ ખાતર એવા પ્રતિબંધનો પણ હું સ્વીકાર કરી લઈશ......તમારા બંનેના આદર્શમાં ભેદ જોઉં છું. પ્રભાવતીના આદર્શ બનવામાં મારો હાથ છે ખરો. તેનો મને અફસોસ નથી. પરંતુ તમારો પ્રેમ એને તમારા આદર્શ તરફ ખેંચી જાય, તો હું રાજી થઈશ. મારી જવાબદારી ઓછી થશે. તમને સંતોષ થશે...... મારા માટે એટલી ખેદની વાત છે ખરી કે જે કેળવણી પ્રભાએ મારી પાસેથી મેળવી છે, તેમાં તમારી પૂર્ણ સંમતિ નથી. એ કેળવણી વ્યર્થ તો થઈ નથી શકતી. જેટલું પ્રભાએ અપનાવ્યું છે. તે તો એનું જ બની ગયું. હવે તમારાથી જેટલો પ્રહાર એની બુદ્ધિ પર અને એના હૃદય પર થઈ શકતો હોય, અવશ્ય કરો. મેં પ્રભાને કહી દીધું છે, મેં જે કાંઈ બતાવ્યું છે, તેનો ખ્યાલ ન કરીશ. તારી બુદ્ધિ અને તારું હૃદય જેમ કહે તેમ જ કરજે.'

જયપ્રકાશે દલીલ કરી હશે કે પ્રભા સ્વતંત્ર રીતે વિચારી જ ક્યાં શકે છે? એ તો તમારા જેવા મહાત્માના પ્રભાવ હેઠળ આવી ગઈ છે. ત્યારે ગાંધીજી કાંઈક આર્દ્ર હૃદયે લખે છે: 'વિચાર કરવામાં આગ્રહ નથી. તેમાં મારો દોષ હશે. પરંતુ વધારે તો જમાનાનો દોષ છે. જો કે આજ જોઈએ તો કેટલા માણસો [illegible] આઝાદી ભોગવે છે? અને તેમાંય હિંદુ સ્ત્રી તો હિંમતથી પોતાને આઝાદ માનતી જ નથી. અહીં વિધવા બહેનોને આઝાદ કરવાની મેં બહુ કોશિશ કરી છે. ત્યારે પ્રભાને [illegible] છે, મને શું કામ ગમે?'

**'હું તટસ્થ છું. તમારી બેઉની ખુશીમાં મારી ખુશી!'**

ખરું જોતાં ગાંધીજી તો ધર્મસંકટમાં આવી પડેલા. પ્રભાવતી માટે એમનો કોઈ આગ્રહ નહોતો. પોતાની તટસ્થ ભૂમિકા એમણે પત્રોમાં વારંવાર વ્યક્ત કરી છે: 'મારી એ જ અભિલાષા છે કે તમારું દાંપત્ય આદર્શ બને........ મારા માટે ધર્મસંકટ છે. પ્રભા મને અથવા આશ્રમને છોડવા નથી માગતી. હું કેવી રીતે એને કાઢી મૂકું? હું ઇચ્છું છું કે પ્રભા તમારી પાછળ પાછળ ફરે, અને તમારા બંને વચ્ચે જે અંતર પડી ગયું છે તે દૂર થઈ જાય. પરંતુ જો પ્રભાને પોતાનો કોઈ આદર્શ રાખવાનો હક હોય, તો તમારા અને એના આદર્શમાં જ અંતર છે......પ્રભાવતી ત્યાં આવે છે. હવે તમે બંને અહીંના બંધનથી મુક્ત છો. બંને શાંતિથી બેસીને જે નિશ્ચય કરવો હોય, કરી લો. તમારી સંમતિ વિના પ્રભા આશ્રમમાં નહીં રહે. હું તો તમારું બંનેનું શ્રેય થાય, એ જ ઇચ્છું છું. ઈશ્વર બંનેનું ભલું કરો!......આપણે ત્રણેયે મળીને નક્કી કરેલું કે પ્રભા વર્ધા રહેશે. હવે જો તમારું દિલ આનાથી જુદું ઇચ્છતું હોય, તો મારી કોઈ ફરિયાદ નથી......હું કોઈ રીતે દખલ દેવા માગતો નથી.......જ્યાં સુધી તમને બંનેને મારી સંમતિની દરકાર રહે છે, મને પ્રિય લાગે છે કે તમારા જીવનમાં હું કાંઈક હિસ્સો લઉં. પરંતુ મને સારું એ લાગશે કે તમે બંને હવે પોતાનું જીવન એકબીજાની ઇચ્છાનુસાર વ્યતીત કરતા હો...પ્રભા સાથે વાત કરી લો અને પછી બંને તમારો નિશ્ચય મને જણાવો...બંને મળીને કાંઈક ફેંસલો કરો. મારે તેમાં કશું કહેવાનું નથી. હું તો જ્યાં તમે કહો ત્યાં સલાહ આપી શકું. હા, કોઈ એકબીજા પર બળાત્કાર ન કરે......પ્રભાવતી ઘણા દુ:ખ સાથે આવે છે. એનો નિશ્ચય છે કે તમને પ્રસન્નચિત્ત કરીને શીઘ્ર પાછી આવી જશે......હું તટસ્થ છું. તમારા બંનેની વચમાં આવવાનો મને કોઈ અધિકાર નથી.'

**સ્ત્રી-પુરુષ-સંબંધની મર્યાદાઓ**

આની સાથોસાથ સ્વસ્થ નિર્ણય કરવામાં ખાસ શું ધ્યાનમાં રાખવું જોઈએ, તે બતાવી દેવાનું ગાંધીજી ચૂકતા નથી. તેમ કરતાં કરતાં સ્ત્રી-પુરુષ-સંબંધની મર્યાદા અંગે થોડી છણાવટ પણ કરી દે છે: 'તમને કહેવાની આવશ્યકતા નથી કે જેટલી સ્વતંત્રતા પુરુષોને છે, તેટલી જ સ્ત્રીઓને પણ હોવી જોઈએ......મારો એવો દૃઢ અભિપ્રાય છે કે દંપતીમાં એક વિકારવશ થાય તેથી બીજી અથવા બીજાને વિકારવશ થવાનો કોઈ ધર્મ નથી. બલ્કે, જેને વિકાર પેદા થયો છે, તેનો શાંત થઈ જવાનો ધર્મ છે...... જેમ બીમાર સ્ત્રી સાથે પતિ સંગ કરશે, તો તે અનીતિ માનવામાં આવશે, તેમ જ જો પત્નીની વિષય ભોગવવાની ઇચ્છા નથી તેની સાથે સંગ કરવો એ પણ અનીતિ છે......તમારી સામે કાયું સમસ્યા સ્ત્રી-સ્વાતંત્ર્યની છે. જો પ્રભાવતીને એટલી જ સ્વતંત્રતા છે જેટલી તમને, તો પ્રભાવતીને પોતાનો સ્વતંત્ર વિચાર કરવાનો મોકો આપી દેવો આવશ્યક છે.'

સૌથી નિર્ણાયક મુદ્દો એ કે પ્રભાવતી પોતે બ્રહ્મચર્યના સંકલ્પ માટે કેટલાં તૈયાર છે. આ વિશે ગાંધીજીનું નિરીક્ષણ ચાલ્યા કરતું. છેવટનો નિર્ણય આ વાત પર નિર્ભર રહેવો જોઈએ એમ એ માનતા : 'પ્રભાવતીના વૈરાગ્ય બાબત આપણે મળીશું ત્યારે રૂબરૂ ચર્ચા કરીશું......એ જો વિકારવશ રહે તો તો કોઈ પ્રશ્ન નથી રહેતો. પણ જો વિકારવશ ન થાય તો એની રક્ષા કરવી એ તમારું પરમ કર્તવ્ય માનું છું......સ્વતંત્ર વાતાવરણમાં એ પોતાના હૃદયને ઓળખી લે તો એને ખબર પડશે કે પોતાનું શું કર્તવ્ય છે......પ્રભાવતી જો પોતાને છેતરતી ન હોય તો નિર્વિકાર છે એમ પ્રતીત થાય છે. એ તમારા વશમાં રહેવા છતાંયે વિકારવશ નથી થતી, એટલે મને લાગે છે કે પ્રભાવતીને મુક્તિ આપવી જોઈએ......પ્રભા તમને ભોગસુખ નથી આપતી, કેમ કે નથી આપી શકતી. અને આ ચીજ એનામા સ્વભાવસિદ્ધ છે. મારી પાસે આવી તે પહેલાથી જ એ નિર્વિકાર હતી. આ વાત આપણે તો એની જીભે જ જાણી શકીએ છીએ. એણે મને તો આ જ વાત વારંવાર ભારે દૃઢતાથી કહી છે, અને મેં તે વાત માની છે.'

### 'ગાંધીજીનો નિષ્ઠુર તર્ક !'

અને એક પત્રમાં ગાંધીજીએ એવી વાત લખી દીધી, જેણે જયપ્રકાશના દિલને બેહદ ચોટ પહોંચાડી, એમનું હૈયું ઘવાયું : 'એટલા વાસ્તે મારો તો દૃઢ અભિપ્રાય છે કે જો પ્રભાવતીને વિકાર નથી, તો એને મુક્તિ આપવી જોઈએ અને તમારે બીજાં લગ્ન કરી લેવાં જોઈએ. તેમાં હું અધર્મ નથી માનતો. શું કરીએ ? તમારી ભોગેચ્છાને બલાત્કારથી કેમ રોકાય ? તમે તો ભોગેચ્છાને આવશ્યક અને આત્માને માટે લાભદાયી માનો છો. એવા સંજોગોમાં બીજાં લગ્ન કરવામાં હું કોઈ દૃષ્ટિએ ખરાબ ચીજ નથી માનતો. મારો તો એવો ખ્યાલ છે કે તમારા આમ કરવાથી સમાજને એક સારું દૃષ્ટાંત મળશે. ઘણા નવયુવક પોતાની પત્ની પર બળાત્કાર કરે છે. ઘણા વેશ્યાગમન કરે છે. ઘણા તેનાથીયે વધારે અનીતિ કરે છે. અહીં તો પ્રભાવતીએ કુમારિકા જીવન પસંદ કર્યું છે. તમને બ્રહ્મચર્યની ઇચ્છા નથી. એટલા માટે તમે પ્રભાવતીની ઇચ્છાના રક્ષક બનો છો અને પોતાના માટે બીજી સ્ત્રી શોધો છો. આ યોજનામાં મને ક્યાંય પણ બૂરાઈ નથી જણાતી.'

પાછળથી ડૉ૦ હરિ દેવ શર્મા સાથેના વાર્તાલાપમાં જયપ્રકાશજીએ આને ગાંધીજીનો ruthless logic—નિષ્ઠુર તર્ક કહેલો. એમની કલ્પનામાંયે આ આવે તેમ નહોતું પ્રભાવતીને પણ આટલી પ્રતીતિ તો થઈ જ ચૂકી હતી. એટલે ગાંધીજી તો એમને માટે પિતાતુલ્ય હતા, ગુરુતુલ્ય હતા. એમના ઉપર પ્રભાવતીને અવિચળ શ્રદ્ધા હતી. તેમ છતાં ગાંધીજીની આ વાત પર એમણે પણ માથું ધુણાવ્યું. એમને થયું કે આ તો જયપ્રકાશ પર ભારે અત્યાચાર કરી નાખ્યો, એમને અન્યાય કર્યો : 'મેં બાપુને કહ્યું કે તમારે આવું નહોતુ કરવું જોઈતું. આ બહુ જ ખોટું થયું. જયપ્રકાશને દુઃખ થશે. એમના મનમાં આવી કોઈ વાત છે જ નહીં.' જયપ્રકાશના સ્ફટિક સમ નિર્મળ દિલનો આ વિજય હતો. ગમે તેવા મતભેદ છતાં પોતાની સચ્ચાઈ, ઈમાનદારી અને હૃદયની શુદ્ધતા વિશે એ પહેલેથી આવી પ્રતીતિ સામાને કરાવી શકતા હતા.

### હૃદયના ઊંડાણના આશીર્વાદ

ગાંધીજી પણ જયપ્રકાશની આ નિર્મળતા પર મુગ્ધ થઈ ઉઠેલા. પોતાના હૃદયના ઊંડાણમાંથી એમણે આ અનોખા દંપતીને આશીર્વાદ આપ્યા : 'જો બીજી સ્ત્રીનો ખ્યાલ સુધ્ધાંયે તમને નથી, તો પ્રભાવતી ખાતર તમારે બ્રહ્મચર્ય પાલન કરવું જોઈએ. અને પ્રભાવતી પર તમારો ખરેખર આવો પ્રેમ છે, તો અનુભવથી તમે જોશો કે તમારા વિકાર પ્રભાવતીની નિકટ શાંત થઈ જશે......ધર્મ જે રસ્તો બતાવે તેમ કરો અને તેમ કરવાની ભગવાન તમને શક્તિ દો!......હવે માર્ગ સાફ છે. જ્યાં ઇચ્છો ત્યાં પ્રભાને બોલાવી લો......વિશેષ કાંઈક કરવા માટે પ્રભાની ઉત્પત્તિ થઈ છે......પ્રભા અહીં રહે છે, તે આગામી સેવાને માટે.'

આગળ જતાં આપણે જોયું કે ગાંધીજીના આશીર્વાદ બરાબર ફળ્યા અને એમણે મૂકેલો વિશ્વાસ પૂરેપૂરો સાચો ઠર્યો.

### અનેરી શાલીનતા અને દિલની અમીરાત

આ આખાયે આંતરિક સંઘર્ષ દરમ્યાન જયપ્રકાશે ગુસ્સો કર્યો હશે, રીસ કરી હશે, થોડી ઘણી કડવાશ પણ બતાવી હશે. તેમ છતાં મર્યાદાભંગ ક્યારેય ન કર્યો. તીવ્ર મતભેદ છતાં પ્રભાવતીની સ્વતંત્રતા એમણે અક્ષુણ્ણ રાખી. એ જ ખરો સ્વતંત્ર પુરુષ છે, જે બીજાની સ્વતંત્રતાનો પૂર્ણપણે આદર કરે છે. જયપ્રકાશ અને પ્રભાવતી આમ તો બિહારી સમાજના સંસ્કારોમાંથી આવેલા. પણ જયપ્રકાશે ઘણીપણું કદી ન આચર્યું. ગાંધીજી અગાઉના દિવસોનું પોતાનું ઘણીપણું ભૂલ્યા નહોતા. તેથી આ આખાયે પ્રકરણથી જયપ્રકાશ માટે એમને આદર ને પ્રેમ ઊપજ્યો, જયપ્રકાશનું એમના દિલમાં સ્થાન થયું. એ જોતા કે આ જુવાનડાની છટપટાહટમાંયે એક અનેરી શાલીનતા છે, આત્મગૌરવ છે, સજ્જનતા છે, દિલની અમીરાત છે, પ્રેમનો વૈભવ છે. એની દિલેરી, ઋજુતા અને શુદ્ધતાએ એમને જીતી લીધેલા. પ્રભાવતીને એ કહ્યા કરતા : 'તારે દુઃખ ન લગાડવું. લગીરે ચિંતા ન કરવી. એ તો અંતમાં મારા રસ્તા પર આવવાનો છે.'

૧૯૪૦માં દેવલી કેમ્પના બનાવ વિશે ગાંધીજીએ જાહેર નિવેદન કર્યું તેમાં સ્પષ્ટ કહ્યું : 'પતિ-પત્નીના નાતે જયપ્રકાશ નારાયણ અને પ્રભાવતી એક આદર્શ દંપતી છે. જયપ્રકાશે ક્યારેય પોતાના વિચાર પ્રભાવતી પર લાદવાની કોશિશ નથી કરી. મારી પાસે છૂટથી આવતાં એમણે એને કદી નથી રોકી.'

**'મને નકારું જ શ્રેય સમજે છે!'**

પાછલાં વરસામાં જયપ્રકાશજીએ પોતાના દાંપત્ય જીવનના આ શરૂઆતના સંઘર્ષ વિશે થોડું દિલ ખોલેલું. ડૉ૦ હરિ દેવ શર્માએ જુલાઈ ૧૯૭૨માં એમના મોઢે એમનો જીવનવૃત્તાંત જાણવા એક વિસ્તૃત મુલાકાત લીધેલી. ત્યારે એમને સવાલ પુછાયો, 'અમેરિકાથી પાછા ફર્યા બાદ તમે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી, તે વિશે કાંઈ કહેશો?' આના જવાબમાં જયપ્રકાશજીએ પોતાની લાક્ષણિક નિખાલસતાથી કહ્યું :

'બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા મેં નહોતી લીધી. એ તો મને નકારું જ શ્રેય સમજે છે. એમ જોઈએ તો બ્રહ્મચર્ય નિભાવ્યું છે, એવું પણ નથી. જ્યારે હું ત્યાં અમેરિકામાં હતો, ત્યારે પ્રભાવતી ગાંધીજીના આશ્રમમાં હતી. એના પર ત્યાંના વાતાવરણની અસર પડતી. તો એના મનમાં થયું કે હું સંકલ્પ લઉં, આવી પ્રતિજ્ઞા લઉં. બાપુજીએ એને ક્યારેય નહોતું કહ્યું. બલ્કે, કદાચ એમ જ કહેલું કે ઉતાવળ ન કર, વિચાર કરીને કરજે. પણ પ્રભાવતીએ કહ્યું કે નહિ, મારે તો આ કરવું છે. મને એણે પત્રમાં લખેલું. હું અમેરિકાથી આવ્યો. હવે, પ્રભાવતીએ તો બ્રહ્મચર્યનું વ્રત લઈ લીધેલું. મારે તો એને honour કરવાનું હતું, માથે ચઢાવવાનું હતું. તો બાપુજી સાથે વાતચીત થઈ. પ્રભાવતી તો પોતાની વાત પર અડગ હતી. અને બાપુજીએ—કેટલો ruthless logic—નિષ્ઠુર તર્ક એમનો હતો કે એમણે કહ્યું કે જયપ્રકાશને જોઈએ તો બીજું લગ્ન કરે! તો મેં કહ્યું કે બીજું લગ્ન મારે નથી કરવું. ઠીક છે, તેં આ વ્રત લીધું છે, મારો-તારો સંબંધ છે, તો એક રીતે ફરજિયાત બ્રહ્મચર્ય થયું. કોઈ બહુ અધિકાંશ તો નિભાવ્યું, પરંતુ પૂર્ણ રૂપે ન નભ્યું મારા તરફથી. એણે તો નિભાવ્યું.'

આવી જ રીતે ૧૯૭૮ના એપ્રિલમાં લોલા ચેટર્જી સાથેના વાર્તાલાપમાં પણ આ વાત નીકળી હતી. ત્યારે આમ તો જયપ્રકાશજીએ કહ્યું કે 'અંગત બાબતો વિશે વાત કરતાં હું અચકાઉં છું, તેમ છતાં તમારા સવાલોના બનશે તેટલા જવાબ આપવાની કોશિશ કરીશ. જો કે તેમાં મર્યાદા રહેશે. કેટલીક બાબત વિશે હું બહુ સ્પષ્ટતાથી નહીં કહી શકું. હું અસત્ય નહીં કહું. પરંતુ કેટલીક માહિતી કે અનુભવો કે જાણકારી વિશે હું સાવ ખુલ્લો નહીં થઈ શકું.'

**'છેવટે એ વિજયી બની.'**

અને તેમ છતાં લોલા ચેટર્જી સાથેની વાતચીતમાં જયપ્રકાશજીએ કહ્યું :

'હું અમેરિકા હતો તે દરમ્યાન મારી પત્નીએ બ્રહ્મચર્યનું વ્રત લીધું. હા, યૌવનકાળના પ્રેમની સાથે મારી જાતનો મેળ પાડતાં મને ઘણી મુશ્કેલી પડી. હું જુવાન હતો. એ પણ જુવાન હતી, અને તે [illegible] [illegible]. એ [illegible] [illegible] સંપૂર્ણ [illegible] [illegible] [illegible] નહીં. [illegible] હું [illegible] [illegible] [illegible] [illegible] નહીં કરી શક્યો. તેને પાપ કહો કે દુર્ગુણ કહો કે બીજું કાંઈ કહો, મારા હિસ્સામાં આદર્શથી હેઠા પડવાનું, માર્ગથી આમતેમ ફંટાવાનું બનેલું. પરંતુ અમારી વચ્ચેના પ્રેમના બંધનને કારણે ગમે તે રીતે છેવટે એ વિજયી બની.'

જો કે જયપ્રકાશનું ઊર્મિશીલ વ્યક્તિત્વ જોતાં એમના શબ્દો પરથી વાસ્તવિક સ્થિતિનો ક્યાસ કાઢવો મુશ્કેલ છે. એમની ઋજુતા ને નમ્રતા અપ્રતિમ હતી. પોતાની નાની અમથી ચૂકનેય એ પહાડ જેવડી ગણી શકે. એમની કૂટપટ્ટી જ ઘણી મોટી હતી. પ્રભાવતી પરના પ્રેમને કારણે એમની સરખામણીમાં તો પોતે મનસા-વાચા-કર્મણા બ્રહ્મચર્યનું પાલન નથી કરી શકયા એવી લાગણી એમની રહી હોય તો નવાઈ નહીં. બીજી બાજુ સહજતા એમના સ્વભાવનું એક મુખ્ય લક્ષણ હતું. કોઈ મરજાદ એમના મિજાજને માફક નહોતી આવતી. તેથી આ બાબતમાંયે સહજવાદે કેટલો ભાગ ભજવ્યો હશે, કહી શકાય નહીં.

એમના અમેરિકન સહાધ્યાયી ઉજરે અમેરિકામાના જયપ્રકાશના ભરયુવાનીના દિવસોને યાદ કરતાં કહેલું : 'અમે પુસ્તકાલયમાં સાથે જતા. મોટે ભાગે સૌથી પહેલા અમે જ પહોંચીએ. પરંતુ થોડા વખતમાં જ અમારી આસપાસની બધી બેઠકો છોકરીઓથી ભરાઈ જતી, અને બધી છોકરીઓ નારાયણ તરફ ટીકીટીકીને જોયા કરતી. નારાયણ શરીરે ને ચહેરે મહોરે ખાસ્સા આકર્ષક. પરંતુ મેં નારાયણને આનાથી કદી વિચલિત થતા નથી જોયા. વાસ્તવમાં નારાયણનું ભારે શાલીન વ્યક્તિત્વ હતું. વાત નીકળે ત્યારે હંમેશા એ પોતાની પત્નીને યાદ કરે.'

**'મારા ઘડતરમાં પ્રભાનો ફાળો'**

એમ. જય-પ્રભાના દાંપત્ય જીવનમાં સંઘર્ષ તો રહ્યો, પરંતુ એમનો પરસ્પરનો અસીમ પ્રેમ એ બધા સંઘર્ષને પાર કરી ગયો. ૧૯૭૮માં લોલા ચેટર્જી સાથેના વાર્તાલાપમાં લગભગ જીવનને આરે પહોંચેલા જયપ્રકાશજીએ પોતાના આખાયે દાંપત્ય જીવન પર નજર નાખતા કહેલું : 'અમારો બંનેનો સંબંધ એક વિશિષ્ટ પ્રકારનો વિલક્ષણ સંબંધ હતો. સ્વાભાવિક જ અમારી વચ્ચે મતભેદો હતા, સારી એવી ભિન્નતા હતી. પરંતુ અમારી વચ્ચે જે એક નાતો બંધાયેલો, તેણે બધા જ પ્રકારના આંતરિક તેમ જ બાહ્ય સંઘર્ષોને પાર કરાવી જઈને અમને બંનેને સાથે રાખ્યા. એ નાતો એક પત્ની અને એક પતિ વચ્ચેના કેવળ સામાન્ય નાતા કરતા કાંઈક વિશેષ હતો. એ નાતાને સમજાવવો અઘરો છે.'

અને પ્રભાવતીને યાદ કરીને અત્યંત ઉત્કટ ભાવે એમણે ઉમેર્યું : 'અમારી વચ્ચેના પ્રેમના નાતાને કારણે (બ્રહ્મચર્યની બાબતમાં) છેવટે એ વિજયી નીવડી, અને એ રીતે એક લાંબા સમય સુધી એણે મારા ઉપર પ્રભાવ પાડ્યો. મારી જાતને ખોળવાના અને આજે હું જે છું તે બનવામાં એણે મને મદદ કરી. મારા ઘડતરમાં એણે જે ફાળો આપ્યો છે, તે હું ભૂલી શકું તેમ નથી.'

આવો એક અનોખો એ બંનેનો નાતો હતો. સ્વભાવથી, વિચારથી બંને ઘણાં ભિન્ન હતાં. કેટલીક બાબતમાં તો ઉત્તર-દક્ષિણ જેટલું અંતર હતું. જયપ્રકાશ માર્ક્સવાદી, તો પ્રભાવતી ગાંધીવાદી. જયપ્રકાશ ત્યારે ચરખાની મજાક ઉડાવતા, તો પ્રભાવતી માટે ચરખો નિત્ય ઉપાસનાનું સાધન હતો. જયપ્રકાશ કહેતા કે દરરોજ એમની એક ચોપડી શું કામ વાંચવી જોઈએ, તો પ્રભાવતીનો ગીતાપાઠ વિના એક દિવસ નહોતો જતો. પરંતુ એ બંનેનો સંબંધ ક્યારેય વિચારોની સમતા કે એકતા પર આધારિત નહોતો, હૃદયની એકતા પર આધારિત હતો. અને આ હૃદયની એકતા એકબીજાને વિચારસ્વાતંત્ર્યની પૂરેપૂરી સ્વતંત્રતા આપતી હતી. જયપ્રકાશજી કહેતા, 'મારી અને પ્રભાવતી વચ્ચે વૈચારિક વિવાદ કદી નહોતો થતો. અમારા લોકોની આપસમાં એક સમજૂતી હતી કે જેનો જે વિચાર હોય તે અનુસાર વર્તે. આ વિશે કદી વાતચીત કરીને નક્કી નહોતું કર્યું. પરંતુ એનો એ અર્થ સ્વભાવ હતો અને માર્ગ હતો.'

## પ્રસન્ન–મધુર પ્રેમસભર દાંપત્ય

આ બધી ભિન્નતા, સંઘર્ષ વગેરેને ક્યાંય ભુલાવી દે એવી હાર્દિકતા અને આત્મીયતા બંને વચ્ચે હતી. તેથી સમગ્રપણે એમનું દાંપત્ય જીવન પ્રસન્ન, મધુર અને પ્રેમસભર હતું. તેની એક ઝલક આપણને પ્રભાવતીજી સાથેની એક મુલાકાત પરથી મળી શકે છે. આ મુલાકાત ૧૯૪૦માં એક મરાઠી પત્રકાર વ્યંકટેશ વણીકે લીધી હતી. જયપ્રકાશ અને પ્રભાવતી વર્ધાથી મુંબઈ જઈ રહ્યાં હતાં ત્યારે ચાલુ ટ્રેને ત્રીજા વર્ગના ડબ્બામાં આ વાતચીત થયેલી. આ વાતચીત પરથી જયપ્રભાના દાંપત્યનું એક સરસ ચિત્ર આપણી નજર સામે ખડું થાય છે :

આગગાડીમાં એક પાટલી ઉપર એકમેક સાથે બેઠેલ એક જ થાળીમાંથી ભોજન કરતાં એ પતિ-પત્નીની સામે હું લાંબો વખત કુતૂહલથી જોઈ રહ્યો પછી મેં પૂછ્યું, 'જયપ્રકાશ સાથે આમ ભેળા ખાવાનો પ્રસંગ તમને ઘણીવાર આવતો હશે, નહીં ?'

'બહુ થોડા આવે છે આવા પ્રસંગ ! ઘરે તો ક્યારેક જ આવે છે.'

'પણ તમે ક્યારેક એમને પાસે બેસીને જમાડો છો કે નહીં ? કેમ કે દરેક જણની ખાવાપીવાની જુદી જુદી ટેવ હોય !' મેં કહ્યું.

મારા સવાલનો જવાબ આપતાં પહેલાં પ્રભાદેવી એક વાર પોતાના પતિ સામે જોઈ લે છે, એ મારા ખ્યાલમાં આવ્યું. આ વખતેય એમણે જયપ્રકાશ સામે જોયું. ત્યારે તેઓ જ હસીને બોલ્યા, 'તેમાં એમ છે કે, હું છું માંસાહારી અને અહિંસા એ તો આનો પ્રાણ. વળી, મને આ ભાવે ને આ ન ભાવે એવું બહુ નથી. હા, એટલું ખરું કે આના હાથનું ભોજન બહુ મીઠું લાગે છે.'

'ત્યારે આ બાબતમાં તમારી વચ્ચે ક્યારેય મતભેદ થયો નથી ?'

'ખાવાની બાબતમાં કેવો મતભેદ ?' જયપ્રકાશે મને જ ઊલટો ઉત્તર દીધો.

'ભલે એમ. પણ બીજી બાબતમાં તો થયો હશે કે નહીં ? કારણ તમે સમાજવાદી અને આ તો કટ્ટર ગાંધીવાદી.'

## 'સ્ત્રી પુરુષની છાયા જ હોવી જોઈએ, એવું શું કામ ?'

અને તે વખતે પ્રભાદેવીએ હંમેશ પ્રમાણે પતિ સામે ન જોતાં મારી સામે જોયું, અને મારા પ્રશ્નનો ઉત્તર દીધો : 'એમ તો હું યે સમાજવાદી વિચારની છું. પણ મને અહિંસા માન્ય છે, જ્યારે આમને માન્ય નથી. છતાં તેમાં મને કાંઈ ખોટું લાગતું નથી. કારણ કે આ પોતપોતાના મનનો પ્રશ્ન છે. બાકી જીવનમાં સ્ત્રી એ પુરુષની છાયા જ હોવી જોઈએ, એવા મતની હું યે નથી અને આ પણ નથી.' પ્રભાદેવી કંઈક આવેશથી બોલ્યાં. ડાબા કાન પરની લટ સરખી કરી અને પોતાના પતિ સામે જોયું.

જયપ્રકાશે પત્નીના સૂરમાં સૂર પુરાવ્યો : 'આ ગાંધીજીની અનુયાયી છે તેમાં મને કાંઈ જ ખોટું લાગતું નથી. દુનિયામાં મતભેદને સ્થાન હોવું જ જોઈએ. નહીં તો જીવન શુષ્ક થઈ જાય.'

પ્રભાવતીદેવીની આંખમાં ત્યારે અભિમાનનું આછું ઝળક્યું હતું. એમના ગૌર ચહેરાને શોભે એવો જ ઊંચો ભાલપ્રદેશ. કંકુનો ચાંદલો તેની શોભા વધારતો હતો.

મેં જયપ્રકાશને પૂછ્યું, 'આમની મદદની તમે અપેક્ષા તમારા રાજકારણ માટે રાખો છો કે નહીં ?'

'નહીં. પણ ઘરે ખતી સભાઓ વખતે આની મદદ મળે છે. અને મારા પત્રવ્યવહારમાં તો આની મદદ હોય જ છે ને ! વળી, અતિથિ-સત્કારનું બધું કામ આને જ ફાળે જાય છે.'

## 'રચનાત્મક કામમાં જિંદગીયે ઓછી પડે !'

મેં પ્રભાદેવીને પૂછ્યું, 'તમે તમારું પોતાનું કયું રાજકારણ ચલાવો છો ?'

'કેમ વળી ? બાપુનું રચનાત્મક કામ કરતા રહીએ, તો આખી જિંદગીયે પૂરી ન પડે. હમણાં બિહારમાં હું સ્ત્રીઓમાં રાષ્ટ્રીય જાગૃતિ લાવવાનું કામ કરું છું.'

અને પછી એમણે પોતાના કામનો વિગતે પરિચય આપ્યો. પછી ઉમેર્યું, 'ઊંચા કુળની બહેનો રસ્તે પગે ચાલીને નીકળે, તો એમના ખાનદાનની આબરૂ ધૂળમાં મળે એવી ખોટી સમજણ હજી જ્યાં પ્રવર્તે છે, ત્યાં મોટાં ઘરની બહેનો મારી સાથે ઘેરઘેર ખાદી વેચવા આવે છે, તે કાંઈ ઓછું છે ?'

'તમને દેશભક્તિની પ્રેરણા જયપ્રકાશ પાસેથી જ મળી ને ?'

પ્રભાવતીદેવી કંઈક હસીને બોલ્યાં, 'જરીકે નહીં'. મારા પિતા પોતે ઉત્તમ કાર્યકર્તા હતા. ચંપારણની લડત વખતે એમણે બાપુને

ઘણી મદદ કરી હતી. તેને લીધે મારે પણ દેશ માટે કાંઈક કરવું જોઈએ, એવી ઈચ્છા થવા લાગી.'

**'એ જેવા છે તેવા મને ગમે છે!'**

'તમારા પતિના રાજકારણમાંની કઈ ઘટના તમને વધારે ગમી ગઈ?'

'મને એવી કોઈ સારી-નરસી પસંદગી કરતાં આવડશે નહીં. કારણ તેઓ આજે જેવા છે તેવા જો ન હોત, તો જ મને ખરાબ લાગ્યું હોત.' એમણે ઉત્તર આપ્યો.

આ કાંઈ મારા પ્રશ્નનો ઉત્તર નહોતો. પત્નીનો જવાબ સાંભળી જયપ્રકાશ પણ હસવા લાગ્યા. તેઓ બોલ્યા, 'તમે ફરી મતભેદનો પ્રશ્ન જ જરા ઉલટાવી-સૂલટાવીને પૂછયો.'

અને પછી પ્રભાદેવીને કહેવા લાગ્યા, 'પ્રભા, કહી નાખ ને એક વાર કે તારી મારી વચ્ચે મતભેદ થાય છે!' અને આગળ એમણે જ બોલવાનું ચાલુ રાખ્યું:

'અમારા જીવનમાં વ્યકિતગત મતભેદને અમે ઝાઝું મહત્ત્વ નથી આપતા. આ દરરોજ પ્રાર્થના કરે છે, અને હું હસું છું. આ દરરોજ બે વાર ગીતાપાઠ કરે છે અને હું એની અંધશ્રદ્ધા પર હસું છું. પણ દરેકના પોતાના ગમાઅણગમા હોય છે. આને દૂધ ગમે છે, ત્યારે હું ચા પીઉં છું. ભોજન વિશે તો મેં પહેલાં કહ્યું જ. એકમેકના ગમાઅણગમા વિશે અમે વાદવિવાદ કરવા બેસતા નથી. તેથી અમારી વચ્ચે રિસામણાં-મનામણાંના બહુ પ્રસંગ જ આવતા નથી.'

**'સૂઈ રહે, પ્રભા!'**

એટલામાં અમારી ગાડી એક સ્ટેશને થોભી. અમે ચા પીવા નીચે ઊતર્યા. અને જ્યારે ફરી ડબ્બામાં આવ્યા, ત્યારે જરા આડા પડેલાં પ્રભાવતીદેવી ફરી ઊઠીને બેઠાં. જયપ્રકાશે કહ્યું, ''સૂઈ રહે, પ્રભા!' પણ પ્રભાદેવી સૂઈ રહેવા તૈયાર નહોતાં. ત્યારે જરા મંદ સ્વરમાં જ (અને કોઈ નાના બાળકને જરી ધમકાવતા હોય એવા સ્વરમાં) એમણે એમને સૂવાની ફરજ પાડી બારી પાસે ઓશીકું બરાબર ગોઠવી આપ્યું, શાલ ઓઢાડી દીધી, અને મને કહ્યું, 'તમે ચાલવા દો!'

એમનાં લગ્નજીવનમાંનું આ સહજપણું ક્યારેક ક્યારેક રિસામણાં-મનામણાંના મીઠા પ્રસંગો ઊભા કરતું જ હશે. મેં પ્રભાદેવીને પૂછયું,'જયપ્રકાશને આ વખતે જેલમાં કષ્ટ પડયું એ વાંચીને તમને દુઃખ થયું હશે.'

'ના, એમણે પડયા પડયા જ જવાબ આપ્યો.'

'તો શું થયું?'

પ્રભાદેવી ઊઠીને બેઠાં થયાં અને કહેવા લાગ્યાં: 'જુઓ, શું થયું એ કહી શકતી નથી, પણ તે વિશે વિશેષ દુઃખ થયું નહોતું એમ કહી શકું. લડતના રાજકારણમાં ભાગ લેનારાઓના જીવનમાં જેલ જવાના પ્રસંગો આવવાના જ, મને ખબર હતી કે આવું ચાલવાનું. તેમાં દુઃખ લગાડીએ તોયે શો અર્થ?'

**'નહીં હોં, આ એક-બે વાર જ આવેલા!'**

'તમે જેલમાં એકમેકને મળવા જતાં હતાં કે નહીં?'

'જતાં!' જયપ્રકાશે ઉત્તર દીધો.

'નહીં હોં! આ એક બે વાર જ મને મળવા આવેલા, પણ હું ઘણીવાર એમને મળવા ગઈ હતી.'

એકદમ પતિ-પત્ની વચ્ચે જૂની યાદદાસ્તોની ચર્ચા શરૂ થઈ. કોણ ક્યારે જેલમાં મળવા આવેલું, એ વિશે એકબીજાની માહિતી ખંખોળાવા લાગી. છેવટે જયપ્રકાશ બોલ્યા, 'ખરું છે આનું કહેવું! હું આને જેલમાં એકાદ વાર જ મળવા ગયો હોઈશ. ૧૯૩૨ માં આને બે વરસની સજા થઈ. તે વખતે હું એક વાર મળવા ગયો હતો. કારણ મારી પાછળ હમેશાં ગુપ્ત પોલીસ હોય છે. એટલે હું કેવી રીતે મળવા જાઉં?'

પ્રભાવતીદેવીએ સ્મિત કરીને પોતાના ગળાની આસપાસ શાલ બરાબર વીંટી લીધી અને કહ્યું, 'ભલે, પણ હું તો આવી હતી ને?'

'કબૂલ!' જયપ્રકાશ બોલ્યા.

**'...ત્યારે મને અતિશય આનંદ થયો હતો'**

'તમારા જીવનમાં સુખની ને દુઃખની અતિ ઉત્કટ ક્ષણ તમે મને કહી શકશો કે?' મેં પૂછયું.

'એવું કાંઈ કહી શકાશે નહીં. તો પણ આ જ્યારે અમેરિકાથી સાત વર્ષે પાછા આવ્યા, ત્યારે મને અતિશય આનંદ થયો હતો. તેવી જ રીતે મારાં સાસુ મરી ગયાં ત્યારે મને અતિશય દુઃખ થયું હતું.'

છેલ્લે મેં પૂછયું, 'ધારો કે તમારી સામે સવાલ આવી પડયો કે પતિ માટે ગાંધીજીનો ત્યાગ કરવો કે ગાંધીજી માટે પતિનો ત્યાગ કરવો, તો તમે શું કરો?'

પ્રભાવતીદેવીએ આ પ્રશ્નની અપેક્ષા રાખી નહોતી. તેઓ કાંઈ પણ જવાબ આપ્યા વિના સ્વસ્થ બેઠાં રહ્યાં. મેં ફરી આનો આ પ્રશ્ન જરા જુદા શબ્દોમાં પૂછયો. જયપ્રકાશને પણ જાણે આ પ્રશ્નનો ઉત્તર સાંભળવાની ઉત્સુકતા જણાઈ. એમણે પત્ની સામે સ્મિતપૂર્વક એક નજર નાખી.

પ્રભાદેવી વિચારપૂર્વક બોલ્યાં: 'મને એમ લાગે છે કે આ પ્રશ્ન તમે ન પૂછયો હોત તો સારું હતું. પણ ફરી ફરી તમે અમારા વચ્ચે મતભેદ થાય તો શું થશે, એ વાત પર ભાર મૂકો છો, તો પછી હું કહી નાખું છું અને થઈ જાઉં છું એક વાર મોકળી!

'મારા અને મારા પતિના મતમાં અને દષ્ટિકોણમાં ફરક ખાસ છે. મને ચરખો ધર્મ લાગે છે, જ્યારે આ સૂતર પણ કાંતતા નથી. પરંતુ હું જો બાપુની અનુગામી હોઉં, તો ખાસ એમનો જ એવો આદેશ

છે કે તારા પતિને અનુસરીને તેની આજ્ઞા પાળ. તેની ઇચ્છા વિરુદ્ધ ન વર્તીશ.'

**'તો મેં એવા પતિનો જરૂર ત્યાગ કર્યો હોત!'**

'પણ તેમ કરતાં જો તમારા મૂળભૂત તત્ત્વોને બાધા આવતી હોય તો?' મેં હજી છોડયું નહીં.

'પણ હું એનાં તત્ત્વોની આડે જ શું કામ આવું? મેં હમણાં ન કહ્યું કે અમે પરસ્પરના મનઃસ્વાતંત્ર્ય ઉપર તરાપ મારતા નથી?' જયપ્રકાશ વચ્ચે જ બોલી ઊઠયા.

'તે ખરું, પણ ધારો કે તમારી જગ્યાએ કોઈ દુરાગ્રહી પુરુષ હોત તો?' મેં પૂછયું.

'તો મેં એવા પતિનો જરૂર ત્યાગ કર્યો હોત,' પ્રભાવતીદેવીએ આવેશથી કહ્યું. જયપ્રકાશ મોટેથી હસ્યા પણ પ્રભાવતીદેવી ગંભીરપણે એમની સામે જોતાં હતા

**'એમનું બલિદાન જ વધુ પસંદ કરું'**

'જયપ્રકાશ સ્વતંત્ર હિંદુસ્તાનના અધ્યક્ષ થાય તે તમને ગમે કે દેશ માટે જાતનુંયે બલિદાન આપી દે તે તમને ગમે?'

મારા પ્રશ્નનો ઉત્તર આપતાં એમને એક ક્ષણ પણ વાર ન લાગી: 'મને એમનું આદર-માન થાય તેના કરતા એમનું બલિદાન જ વધુ પસંદ છે.'

'નસીબ મારું!' જયપ્રકાશે ગમ્મતમાં કહ્યું.

જય-પ્રભાના અનોખા દાંપત્યનું એક સુભગ ચિત્ર આમાંથી ઊપસે છે. બંનેનું પોતપોતાનું આગવું વ્યક્તિત્વ, અને છતાં એકમેકને સમર્પિત. સ્વતંત્રતા અને સમર્પણનો સુભગ સમન્વય. પૂર્ણમ્ અદઃ પૂર્ણમ્ ઇદમ્। તેથી જ બંનેનાં વ્યક્તિત્વ પોતપોતાની રીતે ખીલ્યાં, બંનેનાં પ્રફુલ્લીકરણમાં એકબીજાએ મદદ કરી, અને બંનેનું મળીને એક પ્રફુલ્લ દાંપત્ય બન્યું. એ પ્રસન્ન, મધુર, પ્રેમસભર દાંપત્ય પાછું પૂર્ણરૂપે દેશસેવાને, માનવસેવાને સમર્પિત હતું. જાહેરજીવનનો જે ધ્રુવતારક હતો એ ધ્રુવતારક દાંપત્ય જીવનમાં પણ દિશા દાખવતો રહ્યો.



## ૬

# સમાજવાદ માટે મથામણ

**મા**ર્ક્સવાદના પ્રભાવ હેઠળ આવ્યા બાદ સ્વતંત્રતાના આદર્શની જેમ સમાનતાના આદર્શે પણ જયપ્રકાશના ચિત્તનો કબજો લીધો હતો. એકલી સ્વતંત્રતા પૂરતી નથી. તે સ્વતંત્રતામાં શોષણમાંથી, ભૂખમરા ને દરિદ્રતામાંથી મુક્તિ પણ સામેલ હોવી જોઈએ. અને આ માટે માર્ક્સવાદ જ સૌથી વધુ સંતોષકારક ઉપાય બતાવે છે, એવું જયપ્રકાશના મગજમાં ઠસી ગયું હતું. હિંદુસ્તાનને આ માર્ગે ઝડપથી કઈ રીતે આગળ વધારી શકાય, તે વિશે ભારે અધીરાઈ એમના મનમાં હતી.

### નાસિક જેલમાં તીવ્ર ચિંતન

તેથી સ્વરાજ્યની લડતમાં ઝુકાવીને પ્રથમ જેલવાસ ભોગવવાનો આવ્યો, ત્યારે જેલમાં સૌથી વધુ તીવ્ર ચિંતન આ બાબતનું જ ચાલ્યું. જોગાનુજોગ ૧૯૩૨માં નાસિક જેલમાં તે વખતે અચ્યુત પટવર્ધન, મીનુ મસાણી, અશોક મહેતા, પ્રો૦ દાંતવાળા વગેરે અનેક અભ્યાસી અને ચિંતનશીલ યુવાન કાર્યકરો ભેળા થઈ ગયેલા. એટલે ખૂબ ચર્ચાઓ થઈ, વિચારો થયા, મંથન ચાલ્યું.

આ બધા યુવાનોને ગાંધીજી પર શ્રદ્ધા તો જરૂર હતી. એમના શિષ્ય હોવાને નાતે તો જેલમાં આવેલા. ત્યાં ગાંધીજીના [illegible] વિચારો અને એમનું [illegible] કાંઈ એમને [illegible] નહોતું. તેથી [illegible] એટલે એમને

તો ગાંધીજીના ઘણા વિચારો ને કાર્યક્રમ ગળે નહોતા ઊતરતા. વળી, હવે આંદોલનનું જોર નરમ પડી ગયું હતું, લોકજુવાળમાં ઓટ આવી ગઈ હતી. તેને લીધે પણ બધાને નવા નવા વિચાર આવવા લાગ્યા હતા.

જુવાનિયાઓને થતું કે આમ જેલો ભરવાથી કઈ રીતે સ્વરાજ મળશે? કેવળ ચરખો ચલાવવાથી અંગ્રેજો થોડા જ અહીંથી ચાલ્યા જવાના છે? છેવટે તો હિંસક ક્રાંતિ વિના અંગ્રેજોની નાગચૂડમાંથી નહીં જ છુટાય. ઠીક છે, મોટું લોક-આંદોલન ખડું કરવાની ગાંધીજીમાં શક્તિ છે, પણ આટલાથી અંગ્રેજો દેશ છોડીને ચાલ્યા જશે એવો ભરોસો જુવાનિયાઓને નહોતો બેસતો. જેલમાંથી છૂટીને કોઈ હિંસક આંદોલનની તૈયારી કરવામાં લાગી જઈશું એમ તો કોઈને નહોતું લાગતું, પણ મનમાં એમ રહ્યા કરતું કે છેવટે તો કોઈ ને કોઈ પ્રકારની હિંસક ક્રાંતિની જરૂર પડશે.

સાથોસાથ એવા વિચાર આવતા કે અંગ્રેજોને કાઢીને જે સ્વરાજ આવશે તે કેવું આવશે? કોંગ્રેસના અત્યારના કાર્યક્રમો-માંથી તો સ્વરાજનું કોઈ સ્પષ્ટ ચિત્ર ઊપસતું નથી. તો સ્વરાજ મળ્યા પછી દેશ કઈ દિશામાં આગળ વધશે તેનોયે કાંઈક ખ્યાલ આવવો જોઈએ. આમ, મુખ્ય બે સવાલ સામે હતા કે આઝાદી-ની લડતમાં કઈ રીતે જોર આવે અને કઈ રીતે તે જલદી સફળ થાય તથા જે સ્વરાજ આવે તેની સિકલ કેવી હોય

જયપ્રકાશની નજર સામે માર્ક્સવાદી સમાજવાદનું સપનું હતું. અન્યે મિત્રો પણ માર્ક્સવાદ મારફત નહીં પણ ઇંગ્લૅંડ, ફ્રાન્સ વગેરેના સમાજવાદી વિચારો મારફત સમાજવાદનું સપનું સેવતા થયેલા. તેથી સ્વરાજ્ય બાદ હિંદુસ્તાન માટે એક સમાજવાદી સમાજનું ચિત્ર દેશ સમક્ષ મુકાવું જોઈએ અને તેને અમલમાં લાવવા માટે યુવકો, મજૂરો, કિસાનો વગેરેને સંગઠિત કરવા જોઈએ, એવા નિર્ણય પર એ બધા આવ્યા.

પછી આની વિગતોનીયે ચર્ચા થઈ. અને એમ નક્કી થયું કે આ માટે કોઈ અલગ સંસ્થા ન બનાવવી, પણ કોંગ્રેસ અત્યારે એક લોક-આંદોલનની પ્રતિનિધિ રૂપ છે, તો તેની અંદર રહીને જ આ કામ કરવું. અને ધીરે ધીરે આખી કોંગ્રેસને જ સમાજવાદની દિશામાં લઈ જવી. આનું નામ કોંગ્રેસ સમાજવાદી પક્ષ રાખવું. ઘણા મિત્રોનું વલણ કોંગ્રેસ સમાજવાદી ગ્રુપ એવું નામ રાખવાનું હતું. પરંતુ જયપ્રકાશનો ખાસ આગ્રહ રહ્યો કે આને કોંગ્રેસ સમાજવાદી પક્ષ કહેવો, અને આનું જુદું બંધારણ વગેરે પણ રહે. એવી રીતે તૈયારી કરવી કે આગળ જતાં છૂટા પડવાની જરૂર પડે તોય પડી શકાય.

જયપ્રકાશની કલ્પના હજીયે વ્યાપક હતી. માર્ક્સવાદને એ હિંદુસ્તાનની પરિસ્થિતિને અનુરૂપ હોય એવું સ્વરૂપ આપવા માગતા હતા. એ કહેતા કે, 'હું માર્ક્સને માનું છું. હું સ્તાલિન તેમ જ બીજા કેટલાયે કરતાં વધુ સારો માર્ક્સવાદી છું. માર્ક્સવાદ મારા વિચારનો આધાર છે. પરંતુ માર્ક્સવાદને હું એક વિજ્ઞાન માનું છું. વિજ્ઞાન સત્યની શોધ કરે છે, અને તે સત્ય સાપેક્ષ વસ્તુ છે. તેમાં કટ્ટરપણું સંભવી શકતું નથી. વિજ્ઞાનની પ્રગતિ મનુષ્યના જ્ઞાનભંડારમાંથી મિથ્યા જ્ઞાનને ઉત્તરોત્તર દૂર કરવાથી થાય છે. માર્ક્સવાદ જો એક વિજ્ઞાન હોય, તો માર્ક્સે કહ્યું તે જ અંતિમ સત્ય, એવું કટ્ટરપણું ચાલી શકે નહીં. દેશકાળ અનુસાર તેમાં આવશ્યક સુધારાવધારા કરતા રહેવા જોઈએ. અને તેથી આપણે હિંદુસ્તાનની આજની પરિસ્થિતિને અનુરૂપ એવું માર્ક્સવાદનું સ્વરૂપ વિકસાવવું જોઈએ.'

આથી સ્તાલિન અને કૉમિનટર્નની કઠપૂતળીની જેમ કામ કરતા ભારતીય સામ્યવાદી પક્ષ સાથે એમનો મેળ બેસે તેમ નહોતું. રશિયાની અસરથી અને અંકુશથી મુક્ત હોય એવું એક સ્વતંત્ર સમાજવાદી પરિબળ એ આપણા દેશમાં ઊભું કરવા માગતા હતા. વળી, આ પરિબળ રાષ્ટ્રીય આંદોલન સાથે રહીને કામ કરે, રાષ્ટ્રીય આંદોલનને પણ સમાજવાદી ઝોક મળે, અને આખરે રાષ્ટ્રીય આંદોલન અને સમાજવાદી આંદોલન બંને એક થઈ જાય, એવું જયપ્રકાશનું સપનું હતું. કોંગ્રેસ સમાજવાદી પક્ષ રાષ્ટ્રવાદ અને સમાજવાદને પુષ્ટ કરતો રહે, સંગઠિત અને સક્રિય કરતો રહે, એવી નેમ હતી.

### કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના

આમ, સુચુક મહેરઅલીના શબ્દોમાં, '૧૯૩૩ માં જયપ્રકાશ જ્યારે નાસિક જેલમાંથી બહાર આવ્યા, ત્યારે એક વિચાર, એક હેતુ અને એક દૃષ્ટિ લઈને બહાર આવેલા. અને આમાંથી કોંગ્રેસ સમાજવાદી પક્ષનો જન્મ થયો.'

૧૯૩૪ના જાન્યુઆરીમાં બિહારમાં જબરદસ્ત ધરતીકંપ થયો. જયપ્રકાશ રાહતકામમાં લાગી ગયા. ત્યાર બાદ ૧૭ મે ૧૯૩૪ના રોજ પટણામાં સમાજવાદી વિચારમાં આસ્થા રાખનારા મિત્રોની એકહોક પરિષદ આચાર્ય નરેન્દ્ર દેવના અધ્યક્ષપદે મળી. તેમાં એક સમિતિ રચાઈ. તેના સંગઠક મંત્રી તરીકે જયપ્રકાશ આખા દેશમાં ઘૂમી વળ્યા. ઑક્ટોબર ૧૯૩૪માં મુંબઈમાં સંપૂર્ણાનંદજીના પ્રમુખપદે મોટું સંમેલન મળ્યું. તેમાં કોંગ્રેસ સમાજવાદી પક્ષની વિધિવત્ સ્થાપના થઈ. આચાર્ય નરેન્દ્ર દેવ પક્ષના અધ્યક્ષ બન્યા અને ૩૨ વરસના જયપ્રકાશને પક્ષના મહામંત્રીની જવાબદારી સોંપાઈ. મુખ્યત્વે આ જુવાનિયાઓનો પક્ષ હતો. પક્ષની પ્રથમ રાષ્ટ્રીય કારોબારીના સભ્યોની સરેરાશ ઉંમર ૩૦ વરસ હતી. તેમાં ભિન્ન ભિન્ન વિચારસરણીવાળા લોકો હતા—સામ્યવાદી, માર્ક્સવાદી, થિયોસોફિસ્ટ, લોકશાહી સમાજવાદી, રૉયિસ્ટ, ગાંધીજીની અસર હેઠળ આવેલ સમાજવાદી, સમાજવાદી વલણવાળા કોંગ્રેસી. પ્રથમ કારોબારીના ત્રીજા ભાગના સભ્યો પરદેશમાં શિક્ષણ પામેલા હતા.

કોંગ્રેસ સમાજવાદી પક્ષ એ કોંગ્રેસની અંદરનો જ એક પક્ષ હતો. કોઈ પણ કોંગ્રેસમેન જ તેનો સભ્ય બની શકતો. તેનો ઉદ્દેશ હતો, હિન્દુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્યમાંથી બિલકુલ મુક્ત કરીને સંપૂર્ણ આઝાદી મેળવવી તથા દેશમાં સમાજવાદી સમાજની સ્થાપના કરવી.

### મુખ્ય ધારામાં સમાજવાદની વાત

આ રીતે રાજકીય ક્ષેત્રે દેશની મુખ્ય ધારામાં સમાજ-પરિવર્તન અને સમાજવાદની વાતને અગ્રિમ સ્થાન અપાવવાનું શ્રેય જયપ્રકાશ અને એમના કોંગ્રેસ સમાજવાદી પક્ષને ફાળે જાય છે. આ પહેલાં સામ્યવાદી પક્ષની સ્થાપના ૧૯૨૫માં થયેલી અને તેણે સમાજ-પરિવર્તનની વાત કરેલી ખરી. પરંતુ તે રશિયાની કઠપૂતળી રૂપે જ કામ કરતો રહ્યો અને તેથી તે રાષ્ટ્રીય જીવનની મુખ્યધારાથી અળગો રહ્યો. ગાંધીજીની સ્વરાજની કલ્પનામાં તો સર્વોદયી સમાજરચનાનું ધ્યેય સંમિલિત જ હતું, અને પોતાના રચનાત્મક કાર્યક્રમ દ્વારા તેઓ પોતાની કલ્પનાના ભાવિ સમાજનું ચિત્ર ઉપસાવતા રહેતા. પરંતુ ગાંધીજીના બહુ ઓછા રાજદ્વારી સાથીઓ આ વાતનો મર્મ પામી શક્યા હતા. એમને મન અંગ્રેજોના હાથમાંથી સત્તા મેળવવાની રાજકીય પ્રવૃત્તિ જ મુખ્ય હતી. એટલે આઝાદીની લડતમાં રચીપચી રહેલી કોંગ્રેસને રાજકીય સ્વતંત્રતાની સાથોસાથ આર્થિક અને સામાજિક સ્વતંત્રતા પણ હાંસલ કરવાની વાત ફરીફરીને યાદ કરાવતા રહેવાનું શ્રેય જયપ્રકાશ અને એમના સાથીઓને જ ફાળે જાય છે.

કોંગ્રેસ સમાજવાદી પક્ષની નીતિઓ અને કામગીરી ઉપર જયપ્રકાશના વ્યક્તિત્વ તેમ જ વિચારોનો ઘણો પ્રભાવ રહ્યો. જયપ્રકાશ જ પક્ષના પ્રાણરૂપ હતા. પક્ષની વિચારધારા મુખ્યત્વે

જયપ્રકાશ દ્વારા જ ઘડાઈ. જયપ્રકાશના વિચારોના વિકાસની સાથે જ આપણા દેશમાં સમાજવાદના વિચારનો વિકાસ થતો ગયો એમ કહીએ તોયે ખોટું નહીં ગણાય.

**માર્ક્સવાદને ભારતીય સ્વરૂપ**

તે વખતે તો જયપ્રકાશ સંપૂર્ણપણે માર્ક્સવાદી સમાજવાદમાં માનતા હતા. પરંતુ દેશની પરિસ્થિતિ મુજબ તેમ જ પ્રત્યક્ષ વહેવારની જરૂરિયાત મુજબ તેઓ માર્ક્સવાદી વિચારો પર નવી નવી કલમો કરતા ગયા. માઓની જેમ એમણે પણ કહ્યું કે અહીં ક્રાંતિનો સિપાઈ મજૂર નહીં, ખેડૂત બનશે. માઓની વાત તો ત્યારે જાણીતી નહોતી થઈ. પરંતુ જયપ્રકાશે જોયું કે જો લોકઆંદોલન ઊભું કરવું હોય તો તેમાં મોટી સંખ્યામાં લોકોને ભેળવવા જોઈશે. અને મજૂર વર્ગ તો બહુ જ ઓછો છે અને તે પણ મુઠ્ઠીભર શહેરો પૂરતો જ સીમિત છે. એટલે ગામડાંઓના અને ખેતીપ્રધાન એવા આપણા દેશમાં ખેતમજૂરો, નાના ખેડૂતો અને નાના જમીનદારો સુધ્ધાંને સંગઠિત કરીને ક્રાંતિ કરવી પડશે.

એવી જ રીતે એમણે સહકારી અને સામૂહિક ખેતીની હિમાયત કરવા છતાં ગ્રામીકરણની વાત કરી, વિકેન્દ્રીકરણની વાત કરી. ગામને જ એકમ માન્યું અને કૃષિ-ઔદ્યોગિક ગ્રામસમાજની કલ્પના કરી. સહકારી અને સામૂહિક ખેતી પણ રશિયાની જેમ જોરજુલમથી નહીં પણ પ્રચાર, પ્રત્યક્ષ પ્રયોગ, સબસિડી વગેરે જાતજાતનાં પ્રોત્સાહનથી લાવવાની હતી. અહીં મોટાં ટ્રેક્ટરો અને મશીનોની એટલી જરૂર નહીં પડે. યંત્રો પાછળની આંધળી દોટ નકામી છે. જયપ્રકાશે શહેરીકરણનીયે આકરી ટીકા કરેલી તથા સમાજવાદી સમાજરચનામાં શહેરોની રચના આયોજનપૂર્વક કરવામાં આવશે તેમ જ ઔદ્યોગિક કેન્દ્રોને ફેલાવી દેવામાં આવશે, એમ કહેલું.

આમાં રશિયાના માર્ગ કરતાં નવી કેડી પાડવાના સ્પષ્ટ સંકેત જોવા મળે છે. જો કે માર્ક્સવાદની કેટલીક મૂળ બાબતોમાં એમનો ત્યારે હજી અફર વિશ્વાસ હતો : સમાજવાદની એક જ થિયરી છે, અને તે માર્ક્સવાદ. તે વ્યક્તિગત વર્તનનું શાસ્ત્ર નથી, સમાજના નવનિર્માણની પદ્ધતિ છે. તેની સ્થાપના સત્તા વિનાના થોડાક આદર્શવાદીઓ દ્વારા ન થઈ શકે. આને માટે એક સમાજવાદી પક્ષના હાથમાં પૂરતી સત્તા આવવી જોઈએ અથવા તેને લોકોનો પૂરતો ટેકો મળવો જોઈએ. કુદરતી સંપત્તિ અને ઉત્પાદનના સાધનોની વ્યક્તિગત માલિકી એ અસમાનતાનું મૂળ કારણ છે. તેથી તે નાબૂદ કરીને આખા સમાજની માલિકી કરવી જોઈએ. પાયાના ઉદ્યોગોનું, બેન્કો વગેરેનું સમાજીકરણ થવું જોઈએ.

જો કે આ તબક્કે પણ "સત્તા હાથમાં આવવી જોઈએ" ના વિકલ્પ-તરીકે "અથવા લોકોનો પૂરતો ટેકો મળવો જોઈએ" એ વિચાર પણ જયપ્રકાશના મનમાં રમતો હતો એ વાતની નોંધ લેવા જેવી છે. આગળ ઉપર થનારા વિચારપરિવર્તનનું તેમાં બીજ છે.

૧૯૩૬ માં જયપ્રકાશનું "Why Socialism ?—સમાજવાદ શા માટે ?" પુસ્તક બહાર પડ્યું. જયપ્રકાશનાં ઉત્તમ લખાણોમાંનું આ એક લખાણ છે. જ્યારે કોઈ વાત એમને સાચી લાગે, ત્યારે તેનાં વિવિધ પાસાંની સુંદર રીતે રજૂઆત કરવાની અને તેના સમર્થનમાં જેટલી દલીલો શક્ય હોય તે બધી તર્કબદ્ધ રીતે રજૂ કરવાની કળા જયપ્રકાશને પહેલેથી હસ્તગત હતી. આનું કારણ તેઓ એક પ્રખર વકીલ કે પ્રચારક હતા એ નહીં, પણ તેઓ એક સરળ, સહૃદયી અને અત્યંત meticulously—ચોકસાઈ ને ઝીણવટથી કામ કરનારા માણસ હતા, એ છે. તેથી એક વાત એમને સમજાઈ જતી, તો તેની સાથે તેઓ તદાકાર થઈ જતા, અને પછી પોતાનું સમસ્ત ચિત્ત અને પ્રાણ પરોવીને તેનું તેઓ અનુશીલન કરતા તથા ઉદ્‌બોધન કરતા. આ ગાળામાં જયપ્રકાશનું ચિત્ત માર્ક્સવાદી સમાજવાદના વિચારોથી ઓતપ્રોત હતું. તેથી આ પુસ્તકમાં તે મુજબની સમાજરચનાનું એક સમગ્ર ચિત્ર મળે છે.

**સમાજવાદી પરિબળોની એકતા**

સાથે જ તે વખતે એમને લગન હતી, હિન્દુસ્તાનમાં બધાં જ સમાજવાદી પરિબળોની એકતાની. તે માટે એમણે ઊંધું ઘાલીને પ્રયત્નો કર્યા. સમાજવાદી વિચારોમાં માનનારું એક જૂથ હતું એમ૦ એન૦ રોયના અનુયાયીઓનું. શરૂઆતમાં એમણે ઘણો ઉત્સાહ બતાવ્યો, અને મોટા ભાગના બધા સમાજવાદી પક્ષમાં જોડાયા. પણ ઝાઝો મેળ ન પડ્યો. ૧૯૩૬ માં એમ૦ એન૦ રોય જેલમાંથી બહાર આવ્યા, ત્યારબાદ ઘર્ષણ વધતું ગયું. વ્યક્તિગત મતભેદો, તેજોદ્વેષ, પક્ષમાં વર્ચસ્વ ભોગવવાના પ્રયાસ, વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા વગેરે કારણોસર ૧૯૩૭ માં એ લોકો સમાજવાદી પક્ષમાંથી છૂટા થઈ ગયા.

બીજું જૂથ હતું સામ્યવાદીઓનું. પહેલાં તો કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપનાને એ લોકોએ અત્યંત દુશ્મનાવટભરી લાગણીથી જોઈ. "બુઝર્વા વર્ગની ઉદ્દામ ચાલબાજી," "સામાજિક ફાસીવાદ" વગેરે કહેવામાં કડવી ટીકાઓ એમણે સમાજવાદી પક્ષ માટે કરી. માર્ક્સવાદનો ઇજારો સામ્યવાદી પક્ષે પોતાનો જ માનેલો.

પરંતુ જર્મનીમાં હિટલર અને નાઝીવાદના ઉદય બાદ સ્તાલિન અને કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે પોતાની નીતિ બદલી તથા સામ્યવાદી પક્ષોને રાષ્ટ્રીય પરિબળો સાથે સંયુક્ત મોરચો રચીને કામ કરવાનો આદેશ આપ્યો. આથી અહીંના સામ્યવાદીઓએ પણ પોતાનું વલણ બદલ્યું. જયપ્રકાશ તો ઉદ્દામ પરિબળોની એકતાના સપના સેવતાં જ હતાં. એમને બદલાયેલી પરિસ્થિતિમા આવી એકતા માટે બહુ મોટી તક ઊભી થયેલી લાગી. ૧૯૩૬મા મેરઠમા કોંગ્રેસ સમાજવાદી પક્ષનું અધિવેશન મળ્યું. અન્ય સભ્યોને તો હજી સામ્યવાદીઓ પર વિશ્વાસ બેસતો નહોતો, પણ આચાર્ય નરેન્દ્ર દેવનું સમર્થન મળ્યું, અને કારોબારીએ ખાસ કરીને જયપ્રકાશના આગ્રહથી છેવટે સર્વાનુમતિએ

સામ્યવાદી પક્ષના સભ્યો માટે પણ કોંગ્રેસ સમાજવાદી પક્ષનાં દ્વાર ખોલી નાખ્યાં. ઠરાવમાં એમ હતું ખરું કે સામ્યવાદીઓને પક્ષમાં લેતાં પહેલાં રાષ્ટ્રીય કારોબારીની મંજૂરી લેવી. પણ વહેવારમાં એવી મંજૂરી કદી લેવાઈ નહીં. આ એક બહુ મોટી ભૂલ સાબિત થઈ.

આ દિવસોમાં સામ્યવાદી પક્ષના મહા મંત્રી પી૦સી૦ જોશી સાથે જયપ્રકાશને ઘણી દોસ્તી થઈ. સામ્યવાદીઓ પોતાની રમત બરાબર રમ્યા. જયપ્રકાશને "હિંદુસ્તાનના લેનિન," "હિંદુસ્તાનના ક્રાંતિકારી નંબર વન" કહી-કહીને બિરદાવતા! જયપ્રકાશ પણ એમના પર અંધવિશ્વાસ મૂકીને ચાલતા. જ્યાંત્યાં એમને આગળ કરતા. સમાજવાદી પક્ષની કારોબારીના તે વખતના એક સભ્ય કમળાશંકર પંડ્યાએ પોતાની આત્મકથામાં નોંધ્યું છે: 'એક વખત જયપ્રકાશ અમારી કારોબારીમાં સામ્યવાદી પક્ષના પી૦ સી૦ જોશી, અધિકારી અને ભારદ્વાજને લઈ આવ્યા અને તેમણે અમને સંયુક્ત મોરચાની સમજ આપી. જયપ્રકાશ આવી રીતે અમારી બેઠકમાં સામ્યવાદીઓને લાવી સમાજવાદી પક્ષ અને સામ્યવાદી પક્ષ વચ્ચેનું અંતર ભૂંસી નાખવા પ્રયત્નો કરતા હતા. તે સામે ભારે વિરોધ થયો. અમે જાણે રાજકારણમાં નાનાં બાળકો હોઈએ તેમ સામ્યવાદી પક્ષના કાર્યકરો પાસે અમને રાજકીય જ્ઞાન અપાવવાનો તેમણે બાલિશ અને હાસ્યાસ્પદ, પણ તેમની દૃષ્ટિએ ગંભીર, પ્રયત્ન કર્યો.....અમે અકળાતા, પણ જયપ્રકાશ માટે અંગત લાગણીના કારણે કાંઈ કરી શકતા નહીં.'

### જે૦પી૦ના વ્યક્તિત્વની એક ખાસિયત

જયપ્રકાશના વ્યક્તિત્વની આ એક ખાસિયત હતી. કોઈક વસ્તુ જ્યારે એમના ચિત્તનો કબજો લઈ લેતી ત્યારે વીજળીવેગે જોશભેર તેઓ તે દિશામાં આગળ ને આગળ ધપતા રહેતા. એમના એ ઝંઝાવાતને રોકવાનું સાથીઓ માટે મુશ્કેલ બની જતું. બલ્કે, એમના ધસમસતા પ્રવાહમાં સાથીઓ પણ તણાતા. એમના વ્યક્તિત્વનું પ્રભુત્વ, એમની મોહકતા અને દિલેરી, જે કામ હાથમાં લીધું હોય તેની સાથેનું તાદાત્મ્ય અને તેના માટેની નખશિખ પ્રામાણિકતા—આ બધાંને કારણે એમની સાથે અસંમત હોવા છતાં અને એમની કેટલીક ભૂલો સ્પષ્ટ જોઈ શકવા છતાં સાથીઓ એમને છોડી શકતા નહીં.

સમાજવાદી પક્ષના સાથીઓનું પણ આવું જ થયું. તેઓ કોઈ સમાજવાદી પક્ષનું સંગઠન સામ્યવાદીઓના હાથમાં મૂકી દેવા તૈયાર નહોતા. પરંતુ જયપ્રકાશના અંધવિશ્વાસને કારણે સામ્યવાદીઓ પોતાની ઘૂસણનીતિમાં અને અંદર દાખલ થઈને તોડવાની નીતિમાં પૂરેપૂરા સફળ થયા. પરિણામે દક્ષિણના બધા જ પ્રાંતોમાં કોંગ્રેસ સમાજવાદી પક્ષનું સુકાન સામ્યવાદીઓના હાથમાં ચાલી ગયું. અન્ય પ્રાંતોમાં પણ સામ્યવાદીઓએ અંદર ઘૂસીને ધીરે ધીરે પગ પસારવાની તેમ જ સમાજવાદી કાર્યકરો પર અસર પાડીને પોતાનામાં ભેળવવાની કોશિશ કરી. એક તબક્કે મસાણી, લોહિયા, અચ્યુત, અશોક જેવા સાથીઓએ રાષ્ટ્રીય કારોબારીમાંથી રાજીનામું આપેલું. પણ જયપ્રકાશની આંખ બહુ મોડી ખૂલી. અને ખૂલી પછી પણ કડક પગલાં ભરવામાં ઘણું મોડું કર્યું. આને લીધે આગળ જતાં દક્ષિણના પ્રાંતોમાં સમાજવાદી પક્ષ બહુ જડ પકડી શક્યો નહીં, અને સામ્યવાદીઓને ઘણો લાભ થયો. છેક ૧૯૪૦ માં રામગઢ અધિવેશન વખતે કારોબારીએ સામ્યવાદીઓને પક્ષમાંથી હાંકી કાઢવાનો નિર્ણય લીધો. અને તેની સાથે આ કરુણ પ્રકરણનો અંત આવ્યો.

### નિખાલસ એકરાર

આ આખાયે પ્રકરણની જવાબદારી પોતાના માથે લઈને જયપ્રકાશે પોતાની ભૂલ કબૂલી. સમાજવાદી પરિબળોની એકતાની એમની ભાવના સાચી હતી. તે માટે એમણે અત્યંત પ્રામાણિક પ્રયત્ન કર્યો. પણ તેઓ બહુ બૂરી રીતે છેતરાયા. સામ્યવાદીઓને તો એકતામાં નહીં, સામા પક્ષને કબજે કરવામાં કે તોડવામાં જ રસ હતો. જયપ્રકાશે છેવટે સ્વીકાર્યું: 'સામ્યવાદીઓ જેવા સાથે એકતાનો આ આખો વિચાર જ ભૂલભરેલો હતો. તેમાં પાયાની જે મુશ્કેલીઓ રહેલી તેનો પહેલેથી ખ્યાલ જ રાખવામાં નહોતો આવ્યો. એ તો ઠીક, પણ એકતા માટે જે પદ્ધતિ અપનાવવામાં આવી તે પોતે જ એક મોટી ભૂલથાપ હતી. કોઈ બીજા પક્ષના સભ્યોને આપણા પક્ષમાં દાખલ કરવાની વાત સંગઠનના સિદ્ધાંતોની જ સાવ વિરુદ્ધ હતી. આવા પ્રયોગનું કદી પુનરાવર્તન ન થવું જોઈએ. તેમાંથી બીજું કશું નહીં, આંતરિક અવ્યવસ્થા અને સંઘર્ષ જ જન્મે.'

જયપ્રકાશની આ નિખાલસતા જ ફરી પાછું બધાનું દિલ જીતી લેતી.

### ધારાસભાકીય પ્રવૃત્તિનું ગૌણત્વ

માર્ક્સવાદ સાથે માસ-વર્કની કલ્પના પણ જયપ્રકાશના મનમાં બરાબર પાકી બેસી ગઈ હતી. ક્રાંતિ માટે જનતાની વચ્ચે જઈને કામ કરવાનું છે, અને તે જ પાયાનું કામ છે. અમેરિકાથી પાછા ફર્યા ત્યારે તુરત ગાંધીજી સાથે કોંગ્રેસના લાહોર અધિવેશનમાં ગયેલા. ત્યાંની એકબે વાત બરાબર એમને યાદ રહી ગયેલી, તેમાંની એક વાત હતી મોતીલાલ નેહરુએ કહેલી. મોતીલાલજીએ પોતાના ભાષણમાં ત્યારે કહેલું કે ગાંધીજીની સલાહથી વિરુદ્ધ જઈને અમે લોકો ધારાસભા વગેરેમાં ગયા. પણ હવે આટલાં વરસના અનુભવ બાદ હું તમને નિઃસંકોચ કહી શકું છું કે અમારો તે પ્રયોગ બિલકુલ નિષ્ફળ ગયો છે, અને ગાંધીજીની જે સલાહ હતી તે જ સાચી હતી. અમારો તે બધો પ્રયત્ન નકામો ગયો. જયપ્રકાશને આ વાત બહુ જ ગમી ગઈ: 'તે દિવસ મોતીલાલજીના મોઢે મેં આ સાંભળ્યું તેની મારા પર ભારે અસર પડી. એક ક્રાંતિકારીની હેસિયતથી મને બહુ પ્રસન્નતા થઈ કે પંડિત મોતીલાલ નેહરુ જેવા માણસ પણ અનુભવથી આ નવીન પર આવ્યા છે કે સુધારાવાદથી કશું નહીં વળે, આપણે જનતાની વચ્ચે જઈને જ કામ કરવું પડશે.'

કૉંગ્રેસ સમાજવાદી પક્ષ ઉપર પણ આ વિચારધારાની અસર હતી. તેણે હંમેશા ધારાસભાકીય પ્રવૃત્તિ કરતાં જનતા વચ્ચે કરવાના કામને અને જનતાના આંદોલનને જ વધુ મહત્ત્વ આપ્યું હતું. સંપૂર્ણ આઝાદીથી ઓછું અમને કશું ખપતું નથી, એમ તેણે વારંવાર કહ્યા કર્યું. ધારાસભામાં જઈને આપણી આ માંગનો કદાપિ કડદો થઈ શકે નહીં. ૧૯૩૪માં કૉંગ્રેસે ધારાસભાની ચૂંટણીઓમાં ભાગ લેવાનો ઠરાવ કર્યો. સમાજવાદી સાથીઓએ તેનો વિરોધ કરેલો. એટલું જ નહીં, કૉંગ્રેસ સમાજવાદી પક્ષે પોતે ઠરાવ કરીને આ નીતિ અમાન્ય કરી તથા પોતાના સભ્યોને આદેશ આપ્યો કે એમણે કોઈએ ચૂંટણીમાં ઊભા રહેવું નહીં. અને આ આદેશનો ભંગ કરવા બદલ પ્રોફેસર રંગાને પક્ષમાંથી બરતરફ કરતાંયે અચકાયો નહીં. ત્યાર પછી પણ પ્રાંતોમા પ્રધાનમંડળ રચવાનો સવાલ આવ્યો ત્યારે કૉંગ્રેસમા સમાજવાદી સાથીઓ તેની વિરુદ્ધ હતા. પ્રધાનમંડળો રચાયાં છતા રાજદ્વારી કેદીઓ હજી જેલોમાં જ સબડતા રહ્યા ત્યારે જયપ્રકાશે તેની સામે અવાજ ઉઠાવ્યો. તે વખતે એમનું સૂત્ર હતું—Release or Resign (કેદીઓને છોડો અથવા રાજીનામું આપો). આને લીધે ઉત્તર પ્રદેશ અને બિહારમા તો પ્રધાનમંડળોએ રાજીનામાં આપવાં પડ્યાં.

૧૯૪૦માં ગાંધીજીની ઇચ્છાથી સાવ વિરુદ્ધ જઈને કૉંગ્રેસે યુદ્ધ દરમ્યાન પણ અમુક શરતે સરકારમાં જોડાવાની તૈયારી બતાવી. ગાંધીજી "હરિજન"માં કૉંગ્રેસના આ વલણ વિરુદ્ધ લખાણ કર્યે જતા હતા. કમળાશંકર પંડ્યાએ પોતાની આત્મકથામાં નોંધ્યું છે: 'ગુજરાત પ્રાંતિક સમિતિની સભા આ અંગે વિચારણા કરવા મળી. તેમાં સરદારે જણાવ્યું કે મહાસભા રાજકીય સત્તા મેળવવા માટેનું મંડળ છે. તે આત્માના ઉદ્ધાર માટેનું મંડળ નથી. એટલે તેને રાજકીય દૃષ્ટિએ વિચાર કરીને પગલાં ભરવાનાં રહે છે. ... સરદારના સાથીદારો ચંદુલાલ દેસાઈ તથા મોરારજી દેસાઈ વગેરેએ ગાંધીજીની અહિંસાની ઠેકડી ઉડાવી કહ્યું કે તેમનું સ્થાન હિમાલયમાં છે, અને તે ત્યાં જાય તો અમે તેમને ચાંલ્લો કરી વિદાયમાન આપીશું, તેમની છબી ગોખલામાં મૂકી પૂજા કરીશું.'

ગાંધીજીના ગમે તેટલા પ્રભાવ અને સમજાવટ છતાં સ્વરાજની આખી લડત દરમ્યાન ધારાસભામા જવાનું અને સત્તા સ્વીકારવાનું માનસ કૉંગ્રેસમાં કાયમ જ રહ્યું. પરંતુ એમ જોવા મળે છે કે જયપ્રકાશ અને એમના સમાજવાદી સાથીઓ આ પાર્લમેન્ટરી માનસથી મુક્ત હતા, અને કમ સે કમ સંપૂર્ણ આઝાદીની આપણી મૂળ માંગમાં કોઈ કડદો કરીને સત્તા હાથમાં લેવાની તો વિરુદ્ધ જ હતા. આ બાબતમાં તેઓ ગાંધીજીના નિકટ ગણાતા અન્ય રાજદ્વારી સાથીઓ કરતાં ગાંધીજીથી વધુ નિકટ હતા એમ આના પરથી લાગે છે.

કૉંગ્રેસને વધુ પ્રવેશ મળ્યો. વૈચારિક સફાઈ, કર્મઠતા અને નિષ્ઠા બાબતમાંયે સમાજવાદી કાર્યકરોનો આંક સરખામણીમાં ઊંચો રહ્યો. એમનું સંખ્યાબળ પણ ધીરે ધીરે કૉંગ્રેસ મહાસમિતિમાં લગભગ ત્રીજા ભાગનું થયેલું. જયપ્રકાશ, નરેન્દ્ર દેવ અને અચ્યુત પટવર્ધનને કૉંગ્રેસ કારોબારીમાં લેવામાં આવેલા. સુભાષબાબુના પ્રશ્ને ૧૯૩૯માં કૉંગ્રેસમાં જ્યારે કટોકટી ઊભી થયેલી, ત્યારે જયપ્રકાશે કાંઈક સમાધાન કરાવવા અને કૉંગ્રેસની એકતા ટકાવી રાખવા ઘણા પ્રયત્નો કરેલા. આમ, સ્વરાજના આંદોલન દરમ્યાન લડતના ક્ષેત્રે તેમ જ વૈચારિક વિકાસના ક્ષેત્રે કૉંગ્રેસ સમાજવાદી પક્ષનો મહત્ત્વનો ફાળો રહ્યો.

**જવાહરલાલ પ્રત્યેની મુગ્ધતા**

જયપ્રકાશનો જવાહરલાલ નેહરુ સાથે ઘનિષ્ઠ સંબંધ હતો. સમાજવાદી પક્ષ સાથે પણ જવાહરલાલજીનો નજીકનો સંબંધ રહ્યો. કૉંગ્રેસની નેતાગીરીમાં જે જૂથો હતાં, તેમાં સમાજવાદીઓની ગણના જવાહરલાલજીના જૂથમાં થતી. જવાહરલાલ સમાજવાદી વલણવાળા ગણાતા, જ્યારે સરદાર, રાજેન્દ્રબાબુ, રાજાજી વગેરે સમાજવાદના વિરોધી છે એવી સાચીખોટી છાપ ઊભી થયેલી. આને લીધે સમાજવાદીઓના મનમાં એમના પ્રત્યે સારી એવી કડવાશ હતી.

જયપ્રકાશ તો તે વખતે જવાહરથી મુગ્ધ હતા. મીનુ મસાણીએ ૧૯૩૬ની લખનઉ કૉંગ્રેસનો એક કિસ્સો નોંધ્યો છે. રાજેન્દ્રબાબુએ પોતાના ભાષણમાં જવાહરનાં કેટલાંક કથનો વિશે આલોચનાત્મક ટિપ્પણી કરી, અને પછી વ્યંગમાં કહ્યું કે હું તો એક સાદો સીધો ખેડૂત છું. મેં ન કદી વિદેશોની યાત્રા કરી છે, ન વિદેશી પુસ્તકોમાથી વિચાર ગ્રહણ કર્યા છે. જયપ્રકાશ આનાથી ભારે ઉત્તેજિત હતા. રાજેન્દ્રબાબુના એક સમર્થક આગળ ગુસ્સામાં બોલી ગયા કે 'રાજેન્દ્રબાબુ તો જવાહરલાલજીનાં જૂતા સાફ કરવાને લાયક પણ નથી.' જો કે પાછળથી બહુ દુઃખી થયા. ગળે કોળિયો ન ઊતર્યો. જઈને રાજેન્દ્રબાબુ પાસે માફી માગી આવ્યા ત્યારે એમને શાંતિ વળી. પણ આને લીધે રાજેન્દ્રબાબુને રાતે ઊંઘ ન આવી. એમને થયું કે જયપ્રકાશને પોતાની ક્રુદ્ધ ભાષા માટે આવી વ્યથા થઈ તો પોતે જવાહર વિરુદ્ધ હિંસક ભાષા વાપરવાના દોષિત છે. છેવટે ગાંધીજીએ હાસ્ય-વિનોદથી આ પ્રકરણને પતાવ્યું.

જો કે જયપ્રકાશજીના તેમ જ ઘણાખરા અન્ય સમાજવાદીઓના પણ સરદાર, રાજેન્દ્રબાબુ વગેરે વિશેના અભિપ્રાયમાં પાછળથી ફેરફાર થયેલો. પરંતુ આ ગાળામાં તો બન્ને પક્ષે ખાસ્સી ગેરસમજો અને પૂર્વગ્રહો રહ્યા. જવાહર પોતે કદી સમાજવાદી પક્ષમાં જોડાયા નહીં. એમની સહાનુભૂતિ રહેતી. પણ કૉંગ્રેસમાં તેઓ મોટે ભાગે સમાજવાદીઓ સાથે નહીં, કારોબારી સાથે રહેતા.

**સામ્રાજ્યવાદી યુદ્ધનો સતત વિરોધ**

... જીવનનો આ ગાળો અત્યંત સંઘર્ષમય ગયો.

હતો. સામ્યવાદીઓ સાથેના સંબંધમાં પણ માનસિક તાણના ઘણા દિવસો પસાર થયા. સમાજવાદ માટેની તીવ્રતા પણ એમને જંપીને બેસવા દેતી નહોતી. અને અંગ્રેજોની ગુલામી એમનાથી કોઈ રીતે સહન થતી નહોતી. એમનાં ભાષણોમાં અંગ્રેજ સરકાર સામે આગ ઝરતી. અને જ્યારે ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું, ત્યારે તો જયપ્રકાશથી રહેવાયું જ નહીં. યુદ્ધના સમાચાર મળતાં વેંત એમણે પટણાની એક સભામાં એલાન કર્યું : 'આ યુદ્ધ સામ્રાજ્યવાદી યુદ્ધ છે. આપણે તેનો વિરોધ કરીશું. અને આ અવસરનો લાભ ઉઠાવીને આપણે આપણા દેશને આઝાદ કરવાની કોશિશ કરીશું.' અને યુદ્ધનો સદંતર વિરોધ, સરકારના યુદ્ધકાર્ય સાથે સંપૂર્ણ અસહકાર અને આઝાદી-ની અંતિમ લડાઈ માટેની તૈયારીનો સંદેશો આપતા જયપ્રકાશ આખા દેશમાં ઘૂમી વળ્યા.

આ વખતે કોંગ્રેસના ટોચના ઘણા નેતાઓ સરકાર સાથે વાટાઘાટ કરીને કાંઈક સોદો કરવાના વિચારના હતા. કોઈ ને કોઈ સ્વરૂપમાં અંગ્રેજ સરકાર જો હિંદુસ્તાનને સ્વતંત્રતા આપવાની બાંહેધરી આપતી હોય તો તેના યુદ્ધપ્રયાસોમાં શરતી સહાય આપવાનું એમનું વલણ હતું. પરંતુ ગાંધીજી એમનાથી જુદા પડતા હતા. એમનું કહેવું હતું કે આ રીતે તો છેલ્લાં ૨૦ વરસનું બધું કર્યું-કારવ્યું ધૂળમાં મળી જશે. અહિંસાને છોડીને આપણને સ્વરાજ પણ નથી જોઈતું. અને આપણે અહિંસામાં માનતા હોઈએ તો યુદ્ધમાં સહાય થઈ શકે નહીં. ગાંધીજી નવી લડત ઉપાડવાની દિશામાં વિચારી રહ્યા હતા. આમ, સામ્રાજ્યવાદી યુદ્ધ અંગેના દૃષ્ટિકોણ અને નવી લડત બાબત જયપ્રકાશ અને ગાંધીજીની ભૂમિકામાં ઘણું સામ્ય હતું.

### ભડવીર નિવેદન

અંગ્રેજ સરકાર પહેલી જયપ્રકાશ ઉપર જ ત્રાટકી. ફેબ્રુઆરી ૧૯૪૦માં જમશેદપુરમાં યુદ્ધ-વિરોધી ભાષણ કરવા માટે એમને પટણાથી પકડી લેવામાં આવ્યા. તે ભાષણમાં એમણે અંગ્રેજ સરકારને ઉથલાવી નાખવાની, બ્રિટિશ અદાલત, પોલીસ વગેરેનો બહિષ્કાર કરીને જનતાનું પોતાનું શાસન સ્થાપવાની તથા સરકારના યુદ્ધ માટે પોલાદ મળતું અટકાવવા ટિસ્કોના મજૂરોને સંપૂર્ણ હડતાલ પાડવાની હાકલ કરી હતી. તે વખતે પછી અદાલત સમક્ષ એમણે જે નિવેદન કર્યું તેમાં કહ્યું :

'મારો દેશ આ લડાઈમાં કોઈ રીતે સામેલ નથી. કારણ, જર્મન નાઝીવાદ તેમ જ બ્રિટિશ સામ્રાજ્યશાહી બેઉને તે બુરાઈ તરીકે અને શત્રુ તરીકે લેખે છે...... ખુલ્લી વાત છે કે આવી લડાઈ જોડે હિંદને કશું સ્નાન-સૂતક હોઈ શકે નહિ. કોઈ પણ હિંદી પોતાના દેશની સાધનસામગ્રી સામ્રાજ્યશાહી દોરને મજબૂત કરવાની અને લડાઈ વાટે સ્વદેશની ગુલામીની જંજીરોની મજબૂતી કરવાની દિશાએ વપરાવા દઈ શકે નહિ....... બ્રિટિશ સરકારે હિંદી પ્રજામતને સાવ અવગણીને હિંદને લડાઈમાં ભળેલા દેશ તરીકે જાહેર કરી દીધું છે. આમાં હિંદ ઉપર જે રૂપનું આક્રમણ રહેલું છે, તે તેના સંજોગોની ગંભીરતામાં પોલંડ પર કરેલા જર્મનોના આક્રમણથી ઓછું ઊતરે એમ નથી. હિંદે આવા આક્રમણનો સામનો કર્યે જ છૂટકો...... જે ગુલામ છે તેને પોતાની ગુલામીની રક્ષા કરવાની ફરજ ન હોય. એની ફરજ તો એક માત્ર પોતાની જંજીરોને તોડવાની જ હોઈ શકે. મને ઉમેદ છે કે જ્યારે અમે આઝાદી મેળવી હશે તે દિવસે પછી અમને આત્મરક્ષા કરતાં આવડશે જ......છેલ્લે હું એટલું ઉમેરવા ઇચ્છું છું કે લડાઈ ચલાવવાને કામે અંતરાય આણવામાં મારો જર્મનીને મદદ કરવાનો કે જર્મનીને જિતાડવાનો મુદ્દલ હેતુ નથી. હું સામ્રાજ્યવાદ કે નાઝીવાદ બેમાંથી એકની જીત ઇચ્છતો નથી. બ્રિટીશ પ્રજા તેમ જ જર્મન પ્રજા માટે મારા અંતરમાં સદ્‌ભાવ સિવાય બીજું કશું નથી......'

ગાંધીજીએ આ નિવેદન પૂરેપૂરું "હરિજનબંધુ"માં પહેલે પાને "ભડવીર નિવેદન" એવા શીર્ષક નીચે પોતાની નોંધ સાથે છાપ્યું : '......જયપ્રકાશના સ્વદેશપ્રેમ બદલ એમને દંડવામાં આવે એ પણ એક દૈવદુર્વિલાસ છે......સરકારને આનાથી થતી મૂંઝવણને લીધે એક દેશભક્તને ખુલ્લી રીતે વિચાર કરવા બદલ સજા આપવા કરતા તો હિંદ પ્રત્યેના પોતાના વર્તન વિશે જ સરકારે વિચારમાં પડવું જોઈએ. જયપ્રકાશના નિવેદનનો છેવટનો ભાગ એમની ઉત્કટ માનવતાનો પુરાવો આપે છે. એમનામાં દ્વેષ તો લવલેશ નથી......'

### 'એ કોઈ સામાન્ય કાર્યકર નથી'

આ નિવેદન છાપતાં પહેલાં જ જયપ્રકાશની ધરપકડ થઈ કે તુરત ગાંધીજીએ "હરિજન"માં લખેલું : 'જયપ્રકાશની ધરપકડ એ કમનસીબ બનાવ છે. એ કોઈ સામાન્ય કાર્યકર નથી. એ તો સમાજવાદના એક અધિકારી પ્રવક્તા છે. એમ કહી શકાય કે સમાજવાદ વિશે એ જે નથી જાણતા તે આ દેશમાં બીજું કોઈ નથી જાણતું. દેશની મુક્તિ માટે એમણે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દીધું છે. એ ફક્કડ લડવૈયા છે. એમનો ઉદ્યમ થાક શું તે જાણતો નથી. સહન કરવાની એમની શક્તિનો કોઈ જોટો નથી. જયપ્રકાશની ગિરફતારીથી સરકાર કટોકટી ઊભી કરવા માગતી હોય તો ભલે. આનાથી લોકોને એમ લાગવા માંડયું છે કે સરકારને લડી જ લેવું છે.' જવાહરલાલજીએ પણ કહી દીધું કે 'અમારા સૌથી પ્રિય અને સૌથી મૂલ્યવાન સાથી-ઓમાંના એક એવા જયપ્રકાશની ધરપકડ કરીને સરકારે કોંગ્રેસ સામે લડતનું એલાન કર્યું છે.'

દેશના રાષ્ટ્રીય જીવનમાં જયપ્રકાશ અત્યાર સુધીમાં કેવું મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી ચૂક્યા હતા, તેનું આ દ્યોતક છે.

### સ્વરાજનું મારું ચિત્ર

આ બધું રામગઢ કોંગ્રેસને ટાંકણે બનેલું. જયપ્રકાશને ત્યારે એમ લાગતું હતું કે, 'દેશ એક મહાન રાષ્ટ્રીય ઉત્થાનને ચોઘડિયે પહોંચી રહ્યો છે. આઝાદીની આખરી લડાઈ જલદી જ

લડાશે.' તે વખતે કૉંગ્રેસે સ્વરાજ્યનું પોતાની કલ્પનાનું રેખાચિત્ર પ્રજા સમક્ષ મૂકવું જોઈએ. કૉંગ્રેસ જ્યારે આખરી લડત માટે હાકલ કરવાની છે, ત્યારે તે લડત શાને માટે છે, તે લોકોને સમજાવવું જોઈએ. આથી પોલીસ જ્યારે એમને પટણાથી જમશેદપુર લઈ જઈ રહી હતી, ત્યારે રસ્તામાં જ એમણે આ માટેનો એક મુસદ્દો લખી નાખ્યો અને એક મિત્ર સાથે ગાંધીજીને મોકલી આપ્યો. જયપ્રકાશની ઇચ્છા હતી કે કૉંગ્રેસ આવો ઠરાવ કરે. ગાંધીજીએ કારોબારી સમક્ષ તે મૂક્યો. કારોબારીએ તો તે પસાર ન કર્યો, પણ પાછળથી ગાંધીજીએ "હરિજનબંધુ"માં "શ્રી જયપ્રકાશનું મનોરાજ્ય" એવા શીર્ષક નીચે તે છાપ્યો.

માત્ર ૩૮ વરસના એક દેશભક્ત અને ઊગતા દેશનેતાએ લખેલો આ મુસદ્દો પણ તેની સમગ્ર, સ્વસ્થ અને વ્યાપક દૃષ્ટિ માટે ઘણો નોંધપાત્ર છે. બીજા કેટલા રાજદ્વારી નેતાઓના મનમાં ત્યારે ભાવિ સ્વતંત્ર હિંદુસ્તાનનું આવું સુરેખ ચિત્ર હશે, ભગવાન જાણે! બીજી એક રીતે પણ તે નોંધપાત્ર છે. માર્ક્સવાદ કે અન્ય વિચારસરણીના બોજથી તે મુક્ત છે. ચાલુ વાહને એક ચિંતનશીલ આર્તહૃદયની ભાવનાઓ અને કલ્પનાઓ તેમાં શબ્દાંકિત થઈ છે. "મારો દેશ આવો હશે"—એવી દિલની આરત તેમાં પ્રગટ થઈ છે:

'આઝાદ હિંદ જુદી જુદી પ્રજાઓ વચ્ચે સુલેહસંપ માટે અને સંપૂર્ણ શસ્ત્રસંન્યાસ માટે તથા આંતરરાષ્ટ્રીય ઝઘડાઓના શાંતિમય નિરાકરણ માટે કાર્ય કરશે......પડોશી રાષ્ટ્રો સાથે મૈત્રીભર્યાં ધોરણે રહેવા મથશે અને પરાયા મુલક કે હદ પર પોતાની લોભદૃષ્ટિ નાંખશે નહિ.

'દેશનો કાયદો તેની પ્રજાએ સ્વખુશીથી જાહેર કરેલી ઇચ્છાને અનુસરીને ઘડવામાં આવશે. વ્યવસ્થા જાળવવાની બાબતમાં પ્રજાનું પીઠબળ અને સંમતિ એ જ છેલ્લું બળ લેખાશે.

'વ્યક્તિને તેની હરફર, મેળમિલાપ, સંસ્કૃતિ તેમ જ ધાર્મિક બાબતમાં એ શરતે પૂરી બાંહેધરી અપાશે કે લોકપ્રતિનિધિ સભા મારફત હિંદી પ્રજાએ ઘડેલા હિંદના રાજબંધારણને હિંસાબળથી ઉથલાવી પાડવાની છૂટ કોઈને નહિ હોય......દરેક નાગરિકને સરખા હકોની બાંહેધરી રહેશે......વંશપરંપરાના સામાજિક દરજ્જાથી કે રાજ્ય તરફથી મળતા કશા હકદાવા કે ઇલકાબો મંજૂર રાખવામાં આવશે નહિ.

'રાજકીય તેમ જ આર્થિક તંત્રરચના સામાજિક ન્યાય તથા આર્થિક સ્વાતંત્ર્યના સિદ્ધાંતને અનુસરીને થશે...... છતાં એકલી ભૌતિક જરૂરિયાત પૂરી કરવાની જ તેની નેમ નહિ હોય. વ્યક્તિની નરવી જીવનયાત્રા અને તેના નૈતિક તેમ જ બૌદ્ધિક વિકાસ સાધવાનો એનો હેતુ રહેશે. આવો સામાજિક ન્યાય મેળવવાના હેતુથી વ્યક્તિ અગર સહકારી સમૂહોના પ્રયત્નથી સૌ લાગતાવળગતાઓના સરખા લાભને અર્થે ચાલતા નાના પાયા પરના ઉત્પાદક ધંધાઓને ઉત્તેજન આપશે. મોટા પાયા પરનાં તમામ સામુદાયિક ઉત્પાદનો અંતે સામુદાયિક માલિકી તથા કાબૂ તળે લાવવામાં આવશે અને આ દિશાએ ભારે અને મોટા ઉદ્યોગોને રાષ્ટ્રીય કરી મૂકીને આરંભ કરવામાં આવશે. કાપડ ઉદ્યોગને દેશભરમાં વિખેરી નાખવામાં આવશે.

'ગામડાંઓનું જીવન નવેસર રચવામાં આવશે. ગામડાંને બને તેટલાં સ્વયંપૂર્ણ સ્વાયત્ત સ્વતંત્ર એકમો બનાવવામાં આવશે...... જમીન તેને પ્રત્યક્ષ ખેડનારની જ માલિકીની ગણાશે...... ખાસા ધોરણે ભરણપોષણ માટે જરૂરી ગણાય તે ઉપરાંત વધુ જમીન કોઈ પાસે રહેવા દેવામાં આવશે નહિ...... જમીનદારી પ્રથાઓનો અને જમીનોના બંધનની ગુલામીનો અંત આવશે.

'રાજ્ય ઉપલા વર્ગોના હિતોની રક્ષા કરશે. પણ જ્યારે એવાં હિતો ગરીબો તેમ જ દલિતોનાં હિતો પર આક્રમણ કરતાં હશે, ત્યારે તે એવા ગરીબો અને દલિતોને રક્ષણ આપશે અને એ રીતે સામાજિક ન્યાયનું પલ્લું સમતોલ રાખશે.

'પ્રજાકીય માલિકી અને સંચાલન હેઠળના ઉદ્યોગોમાં કામદાર વર્ગને વ્યવસ્થામાં સરકારના પ્રતિનિધિઓ જેટલું જ પ્રતિનિધિત્વ મળશે.

'દેશી રાજ્યોમાં સંપૂર્ણ લોકશાસનવાળાં રાજ્યતંત્ર સ્થપાશે. ......રાજાઓ કે નવાબો તરીકે કોઈ વ્યક્તિઓ રાજના ટીલાધારીઓ તરીકે રાખવામાં આવશે નહિ.

'......તમામ પ્રજા મળીને આવા પાયા ઉપર એક મહાપ્રતાપી અને ગૌરવશાળી રાષ્ટ્રની રચના કરશે.'

ગાંધીજીએ આના ઉપર વિસ્તૃત ટિપ્પણી લખી: 'આ મુસદ્દો મને ગમ્યો......હિંદ મુક્ત થતાંવેંત બની શકે તેટલા અમલમાં ઉતારવાના આદર્શ તરીકે એક બાબતમાં અપવાદ સિવાય શ્રી જયપ્રકાશે દોરેલા આખા ચિત્રમાં હું મારી સામાન્ય સંમતિ પુરાવું છું......રાજાઓની બાબતમાં તેમણે કરેલી દરખાસ્તમાં હું મારી સંમતિ પૂરી શકતો નથી......શ્રી જયપ્રકાશને રાજાઓ આપમેળે પોતાની આપખુદ સત્તાઓ છોડે એવી શ્રદ્ધા નથી. મને છે. કારણ, એક તો તેઓ આપણા જેવા જ માનવી છે, અને બીજું એ કે સાચી અહિંસાની અમોઘ શક્તિમાં મને અપાર શ્રદ્ધા છે......(આ સિવાય) શ્રી જયપ્રકાશે અહિંસાની ધરતી પર દોરેલી દરખાસ્તને સામાન્ય રૂપે સંમતિ આપવામાં મને મુશ્કેલી નથી......શ્રી જયપ્રકાશને પોતે કલ્પેલી તંત્રવ્યવસ્થા સ્થાપવાને અર્થે અહિંસાને સ્વીકારતા નિહાળીને હું અંતરથી રાચું છું......'

પોતાના મુસદ્દાને ગાંધીજીએ આવી રીતે મહત્ત્વનું સ્થાન આપ્યું તથા તેમાં એક અપવાદ સિવાય સંમતિ પણ આપી, તેથી જયપ્રકાશે ઘણું ગૌરવ અનુભવ્યું.

આ મામલામાં ૯ મહિનાની સજા ભોગવીને જયપ્રકાશ જેલમાંથી બહાર આવ્યા. પણ બે-ત્રણ મહિનાની અંદર ફરી

સરકારે એમને મુંબઈમાં પકડી લીધા. અને એમના પર કામ ચલાવ્યા વિના જ રાજસ્થાનમાં આવેલી દેવલી છાવણીમાં રાખ્યા. અહીં બે નોંધપાત્ર ઘટનાઓ બની.

"જયપ્રકાશ—ષડ્યંત્રી નં. ૧"

૧૯૪૧નો ઑક્ટોબર મહિનો. પ્રભાવતી જેલમાં મળવા આવ્યા હતા. થોડી વાતચીત બાદ જયપ્રકાશ એક કાગળ ધરીને કહે કે આ માપના ચપ્પલ મારા માટે ખરીદી લાવજો. અને જરા દૂર બેઠેલા પોલીસને પણ એ માપનો કાગળ બતાવે છે, 'જુઓ સાહેબ. આમાં પગનું માપ છે, બીજું કાંઈ નહીં!' પોલીસ અધિકારી એને બારીકીથી તપાસવામાં વ્યસ્ત છે. તેટલામાં જયપ્રકાશ છૂપીથી કેટલાક પત્રો ખિસ્સામાંથી કાઢી પ્રભાવતીને આપવા કરે છે. પરંતુ પ્રભાવતી તો બાપુની બેટી, અહિંસામાં માનનારી! એ લેતાં નથી. એટલે જયપ્રકાશ પત્રો એમની ખુરશી પર મૂકી દે છે. પણ પ્રભાવતી તેને હાથેય નથી અડકાડતાં. બંનેના ચહેરા પર એક અજબ ઉત્તેજના છે. દરમ્યાન પોલીસનું ધ્યાન આ બાજુ ખેંચાય છે, અને એ ઝાટકે છે. પત્રો કબજે કરી લે છે. બીજે દિવસ દેશભરનાં અખબારોમાં અંગ્રેજ સરકારે આ ઘટનામાં થોડું મીઠું મરચું ઉમેરીને છપાવ્યું—જયપ્રકાશ, હિંદુસ્તાનનો ષડ્યંત્રી નં. ૧. જુઓ, કૉંગ્રેસની અને ગાંધીની અહિંસા આવી છે, કહી એમનેય બદનામ કરવાની કોશિશ કરી.

જયપ્રકાશ માટે ત્યારે આવી ગુપ્ત કારવાઈ નવી નહોતી. એ પોતાને "પ્રોફેશનલ લૉ-બ્રેકર"—વ્યાવસાયિક કાનૂનભંગ કરનારા કહેતા. અંગ્રેજોનો કાયદો હું માનતો જ નથી. જેલમાંયે શાનો માનું? પુસ્તકના પૂંઠામાં સેરવીને કાગળો બહાર મોકલતા. કોઈ ને કોઈ રીતે લેખો પણ મોકલતા, જે પટણાનાં અખબારોમાં "એક કૉંગ્રેસ સમાજવાદી"ના નામે છપાતાયે ખરા. દેવલીના પત્રોમાં ગુપ્ત રીતિનીતિ, ગુપ્ત અખબાર, રાજકીય પરિસ્થિતિની ચર્ચા વગેરેની વાતો હતી.

આ ઘટનાથી પ્રભાવતી ઘણા ચિંતિત હતાં. પણ ગાંધીજી એમને કહ્યા કરતા કે તું શું કામ ફિકર કરે છે, હું જોઈ લઈશ. અને એમણે એક નિવેદન લખ્યું. કહે છે કે એ બહુ જ કડક હતું. સાથીઓના કહેવાથી તેને થોડું હળવું કર્યું. કોઈએ કહ્યું, તમે આમાં નાહક શું કામ પડો છો? તમારે શી જરૂર? પણ ગાંધીજી કહે, ના, મારે લખવું જ છે. હું નિવેદન આપીશ જ. અને ગાંધીજીએ ત્યારે જે નિવેદન આપ્યું તે એમની સત્યવાદિતા, કુશળતા અને સૂક્ષ્મ વિવેકબુદ્ધિનું સૂચક છે:

**ગાંધીજીનું નિવેદન**

'સરકાર કયા મોઢે જયપ્રકાશની નિંદા કરે છે? ખરું પૂછો તો દેશની બધી શક્તિઓ આજે સરકાર સામે જંગે ચઢી છે. અને યુદ્ધના નિયમો અનુસાર જયપ્રકાશે અપનાવેલ સાધન બરાબર જ છે. એમણે સાતસાત વરસ સુધી અમેરિકામાં શિક્ષણ લીધું છે, અને પશ્ચિમના દેશો આઝાદીની લડાઈ કેવી રીતે લડ્યા છે તેનોયે અભ્યાસ કર્યો છે. આઝાદીના એ જંગોમાં વિશ્વાસઘાત કરવો. ગુપ્ત ઉપાયો અપનાવવા, ત્યાં સુધી કે હત્યાનું કાવતરું કરવું, બધી જ બાબતનું ગૌરવ થાય છે અને એવું કરનારાઓ રાષ્ટ્રીય વિભૂતિ મનાય છે. જયપ્રકાશ અત્યારે સરકારી દૂતાવાસના કર્મચારી હોત અને કોઈક ગુપ્ત કૂટનીતિથી એમણે કાંઈક મહત્ત્વનું કામ પાર પાડ્યું હોત, તો એમને માનઇલકાબોથી ઊલટાના નવાજવામાં આવ્યા હોત!......આ કમનસીબ ઘટનામાં એમની પત્નીને બિચારીને નાહકની સંડોવવામાં આવી છે. એ તો આમાંનું કાંઈ જાણતી નહોતી......હું એમ જાહેર કરવા માગું છું કે પ્રભાવતીના વિચાર જયપ્રકાશથી જુદા છે. પતિ-પત્નીને નાતે એ બંને આદર્શ દંપતી છે. પણ રાજકારણમાં પ્રભાવતી મારા વિચારોમાં સંપૂર્ણપણે માને છે અને મારા સૌથી વધુ વફાદાર સાથીઓમાંથી તે એક છે......કૉંગ્રેસજનો માટે એક વાત. જો કે જયપ્રકાશ નારાયણ આપણી નજરમાં એવા જ દેશભક્ત રહેશે, જેવા તેઓ સદાય હતા, તેમ છતાં આપણે એટલું સમજવું જોઈએ કે એમની જે પદ્ધતિ છે, તે આપણી અહિંસક લડત માટે ભારે નુકસાનકારક છે. મેં વારંવાર એમ કહ્યું છે કે અહિંસક સંગઠનમાં ગુપ્તતાને કોઈ સ્થાન નથી.'

આટલું બધું થયું. પોતે આટલા છાપે ચઢ્યા, છતાં જયપ્રકાશે પ્રભાવતી પર જરીકે રોષ ન દાખવ્યો. બલ્કે, જ્યારે એમને ખબર પડી કે આ ઘટનાને લીધે પ્રભાવતી બહુ પરેશાન હતાં, ત્યારે તા. ૨૮-૧૦-૪૧ના ગાંધીજી ઉપરના પત્રમાં જયપ્રકાશે લખ્યું: '......તમારું નિવેદન જોઈને મને ઘણો સંતોષ થયો. તેનાથી તો તમારી મહાનતા જ સાબિત થાય છે...... પ્રભાવતીની હાલત જાણીને મને આશ્ચર્ય અને દુઃખ બંને થયાં. અમારો જીવનસંબંધ તો ક્યારેય વિચારોની સમતા કે એકતા પર આધારિત નહોતો. તો પછી એને મારા વિચારોને લીધે આટલા પરેશાન થવાની શી જરૂર છે? તમે એને કૃપા કરીને સમજાવી દેજો.'

**૩૧ દિવસના ઉપવાસ અને હજારીબાગ જેલમાં બદલી**

બીજી ઘટના પણ દેવલી છાવણીમાં જ બની. ત્યાં કેદીઓને અનેક મુશ્કેલીઓ હતી. ઘણી ફરિયાદો કર્યા છતાં જેલ અધિકારીઓ દાદ આપતા નહોતા. વળી, આ છાવણીમાં દેશના જુદા જુદા ભાગમાંના કેદીઓને રાખવામાં આવેલા. તેથી એમનાં સગાંસંબંધીઓનેય ભારે ત્રાસ વેઠવો પડતો. મુલાકાત માટે દૂર દૂરથી ઘણો ખર્ચ વેઠીને આવવું પડતું. એટલે બધાને પોતપોતાના પ્રાંતની જેલોમાં મોકલી દેવામાં આવે એવીયે એક માગણી હતી. આ માગણીઓ ખાતર આખરે કેદીઓ ઉપવાસ પર ઊતર્યા. જયપ્રકાશ પણ તેમાં સામેલ થયા. પૂરા ૩૧ દિવસના ઉપવાસ થયા.

આ અંગે દેશમાં સારો એવો ઊહાપોહ થયો. ગાંધીજીએ પણ તા. ૧૭-૧૧-૪૧ના રોજ નિવેદન બહાર પાડ્યું: 'મને યાદ નથી કે આટલી સ્પષ્ટ, ચોખ્ખીચટ અને ન્યાયી બાબત વિશે અગાઉ ઉપવાસ થયા હોય. વિના વિલંબે એમની માગણીનો

સ્વીકાર થવો જોઈએ. તત્કાળ ન્યાયનું પગલું ભરીને આ ઘોર યંત્રણાનો અંત લાવવો એ આજની ઘડીનો તકાજો છે.'

છેવટે સરકારને દેવલી છાવણી બિસ્તરા નાખવી પડી. બધા કેદીઓને પોતપોતાના પ્રાંતોમાં મોકલી દેવાયા એ રીતે જયપ્રકાશ પણ બિહારની હજારીબાગ જેલમાં ગયા.

**બીજા વિશ્વયુદ્ધ અંગે ભિન્ન ભિન્ન ભૂમિકા**

બહાર વાતાવરણમાં ગરમી વધતી જતી હતી. જાપાને યુદ્ધમાં ઝુકાવવાથી યુરોપનું યુદ્ધ હવે એશિયામાં અને હિંદુસ્તાનના સીમાડાની નજીક ને નજીક પ્રસરવા લાગ્યું હતું. આ યુદ્ધ પ્રત્યેના જુદા જુદા લોકોના વલણમાં ખાસ્સું અંતર હતું. અગાઉ હિટલર–સ્તાલિનની સંધિને કારણે જે સામ્યવાદીઓ આને "શાહીવાદી યુદ્ધ" કહીને વખોડતા હતા તે જ હવે હિટલરના રશિયા પરના આક્રમણ પછી આને "જનતાનું યુદ્ધ" કહી જબ્બર સમર્થ કરતા થયા હતા. ફાસીવાદ અને નાઝીવાદ સામેની જેહાદથી પ્રભાવિત થઈને નેહરુ આ યુદ્ધમાં સાથી રાજ્યોને મદદ કરવા તત્પર બન્યા હતા. કોંગ્રેસના બીજા ઘણા નેતાઓ પણ એવા વલણના હતા કે આવા ભારે સંકટને વખતે અંગ્રેજ સરકાર માટે વધુ મુસીબત ઊભી કરવી જોઈએ નહીં, પણ તેની સાથે વાટાઘાટ કરી હિંદુસ્તાનને આઝાદી મળે એવી કોઈક બાંહેધરી મેળવીને યુદ્ધમાં તેને મદદ કરવી જોઈએ. નેહરુ જાપાનનો સામનો કરવા ગેરીલા પદ્ધતિની અને રાજાજી આખા દેશને લશ્કરી તાલીમ આપવાની હિમાયત કરતા થયા હતા. સુભાષે દેશ બહાર જઈને જાપાન સાથે મળી આઝાદ હિંદ ફોજ ઊભી કરી હતી. ઈંગ્લંડથી ક્રિપ્સ મિશન આવેલું પણ તેની સાથેની વાટાઘાટો છેવટે પડી ભાંગી.

ગાંધીજીની ભૂમિકા આનાથી સાવ જ જુદી હતી. એમનું કહેવું હતું કે ઇંગ્લેંડના સામ્રાજ્યવાદ અને જર્મનીના નાઝીવાદ વચ્ચે કોઈ ગુણાત્મક ફરક નથી. પોતપોતાનો સ્વાર્થ સાધવા બંને ગમે તેટલા હિંસક ને નિર્દય બની શકે છે. દક્ષિણ એશિયામાંથી પીછેહઠ કરતી વખતે અંગ્રેજ સેનાએ ધીખતી ધરાની જે નીતિ અપનાવી તેની ગાંધીજીએ આકરી ટીકા કરી. તેને લીધે નિર્દોષ પ્રજાને જ ભોગવવાનું થયું. આવા યુદ્ધમાં આપણાથી સાથ આપી શકાય જ નહીં. વળી, જાપાન દ્વારા સ્વતંત્ર થવાની આશા સેવવી એ તો દરદ કરતાં દવા મોંઘી જેવો ઘાટ થશે. અને જ્યાં સુધી પૂર્ણ આઝાદી ન મળે ત્યાં સુધી અંગ્રેજો સાથે વાટાઘાટ કરીને થોડીક સત્તા લેવાનો વિચાર જ ન થઈ શકે. માટે હિંદુસ્તાનની પ્રજાએ અહિંસક મારગે પોતાની આઝાદીની ઘોષણા કરી દેવી જોઈએ. 'હવે તમે હિંદુસ્તાન છોડીને ચાલ્યા જાવ.' એમ અંગ્રેજોને કહી દેવાની ઘડી હવે પાકી ચૂકી છે. ગાંધીજી તો આ વખતે જેલમાં પગ મૂકતાંવેંત સામુદાયિક ઉપવાસ શરૂ કરી દેવાનુંયે વિચારતા હતા. તે બાબત એમણે વિનોબા સાથે ચર્ચા પણ કરેલી. જો કે પાછળથી એમણે પોતાનો વિચાર બદલ્યો.

ગાંધીજી પોતાની વાત કોંગ્રેસના નેતાઓને ગળે ન ઉતારી શક્યા ત્યારે પોતે ખસી ગયા અને એ નેતાઓને એમની રીતે આગળ વધવા અનુકૂળતા કરી આપી. પરંતુ અંગ્રેજ સરકારે કોંગ્રેસને દાદ ન આપી. તેનું વલણ આકરું અક્કડ બન્યું. તેની સાથે કોંગ્રેસના નેતાઓ પોતાનો ખાસો સોદો કરી શક્યા નહીં. છેવટે બધી ગડમથલને અંતે પરિસ્થિતિવશ કોંગ્રેસે લડતનું સુકાન ફરી એક વાર ગાંધીજીના હાથમાં સોંપ્યું. અને મુંબઈમાં મળેલી મહાસમિતિએ ૧૯૪૨ની ૮ ઓગસ્ટે "હિંદ છોડો"નો ઠરાવ કર્યો. ગાંધીજીએ દેશને "કરેંગે યા મરેંગે"નો મંત્ર આપ્યો.

આ આખાયે પ્રસંગમાં જયપ્રકાશની ભૂમિકા લગભગ ગાંધીજીને મળતી આવતી હતી. એ પોતે તો જેલમાં હતા. પણ એમના સમાજવાદી સાથીઓએ ગાંધીજીના લોકલડતના વિચારનું પૂરેપૂરું સમર્થન કર્યું હતું. કોંગ્રેસના અન્ય મોટા નેતાઓ કરતાં આ જુવાનિયાઓની ભૂમિકા ગાંધીજીની ભૂમિકાથી એ બાબતમાં વધુ નજીક હતી.

**જયપ્રકાશ પ્રત્યે ગાંધીજીના દિલનું ખેંચાણ**

ખરું જોતાં ગાંધીજીનું દિલ આ જુવાનિયાઓ પ્રત્યે અને તેમાંયે ખાસ કરીને જયપ્રકાશ પ્રત્યે ઘણું ખેંચાતું જતું હતું. જયપ્રકાશ ગાંધીજીના મારગે નથી આવતા એવું દુઃખ ક્યારેક પ્રભાવતીથી વ્યક્ત થઈ જતું ત્યારે ગાંધીજી એમને કહેતા: 'એ મારી નજીક નથી, એમ તું શું કામ માની લે છે? અમારા બંનેના ઉદ્દેશોમાં મને તો કોઈ ફરક નથી દેખાતો. હા, રસ્તા ભિન્ન છે ખરા, પરંતુ આખરે દરેક માણસે પોતાના અંતરાત્મા પ્રત્યે વફાદાર રહેવું જોઈએ.'

દિવસે દિવસે માર્ગની આ ભિન્નતા પણ ઘટતી જતી હતી. ગાંધીજી એ સ્પષ્ટ જોઈ શકતા. એટલે પરસ્પર સમજણ વધે એવી એમને ઉત્કટ ઇચ્છા રહેતી. પ્રભાવતી ઉપરના પત્રોમાં એમણે આ ઇચ્છા વ્યક્ત પણ કરેલી: 'તું બારડોલી આવી શકે છે. જયપ્રકાશ પણ આવે. પરંતુ એ રહ્યો ફકીર, ધ્યાની પોતાનાં સપના જોવામાં. ક્યાંથી મારી પાસે થોડો સમય ગાળે? મારી પાસેથી એ કાંઈ લઈ પણ નહીં શકે, અને મારું જીવન પણ કાંઈક એને પસંદ નહીં આવે. તેથી શું થાય? તું એની સેવામાં નિમગ્ન રહે છે, તેનાથી મને સંતોષ છે...... આવી શકો તો બંને આવો. જયપ્રકાશને કહેજે કે એ થોડા દિવસ મારી સાથે રહે, એમ હું ઇચ્છું છું. અમે એકબીજાને સમજીએ, એવી મારી તીવ્ર ઇચ્છા છે.'

જયપ્રકાશ પ્રત્યેનું ગાંધીજીના દિલનું ખેંચાણ આમાં સ્પષ્ટ જોવા મળે છે. બીજી બાજુ જયપ્રકાશ પણ ગાંધીજીના અનોખા વ્યક્તિત્વ પ્રત્યે ખેંચાણ અનુભવતા. પરંતુ હજી અંતર્દ્વંદ્વનું નિરાકરણ થયું નહોતું. માર્ક્સવાદ ઉપર બેસી ગયેલી શ્રદ્ધા અને ગાંધીજીના જીવનદર્શન અને સમાજદર્શન વિશે પૂરતી સમજણનો અભાવ—આને લીધે અંતર્દ્વંદ્વનું નિરાકરણ થઈ શકતું નહોતું.

પરિણામે જયપ્રકાશનું ચિત્ત ઝોલાં ખાયા કરતું. ગાંધીજીનું વ્યક્તિગત જીવન, લોકોની નાડ પારખવાની એમની શક્તિ, લોક-આંદોલન ઊભું કરવાની હથોટી—આ બધું જયપ્રકાશ ઉપર બહુ ઘેરો પ્રભાવ પાડતું. લેનિનનાં તો એમણે વર્ણનો જ વાંચેલાં, સપનાં જ જોયેલાં. અહીં એક લોકનેતા, નિરાળો લોકનાયક પ્રત્યક્ષ લોકઆંદોલનનો ચમત્કાર સરજી રહ્યો હતો, તેનું અદમ્ય-આકર્ષણ એ અનુભવતા. ક્રાંતિ માટે લોકઆન્દોલનને એ અનિવાર્ય માનતા.

### તરવરિયા જુવાનિયાનો ઉધમાત

અને છતાં અવારનવાર ગાંધીજીના અમુક વિચારો પર અને કાર્યક્રમો પર આકરા પ્રહાર પણ એ કરી બેસતા. ગાંધીજીની જે વાતો નહોતી સમજાતી, તેને શાંતિથી સમજવા જેટલી ધીરજ ને જિજ્ઞાસા હજી જાગી નહોતી. વળી, માર્ક્સના જેવું વ્યવસ્થિત લખાયેલું ગ્રંથસ્થ શાસ્ત્ર ગાંધીનું હતુંયે નહીં. તે પણ એક અડચણ હતી. અને જયપ્રકાશની આલોચના તો હંમેશા ધારદાર જ રહેતી. "સમાજવાદ શા માટે?" પુસ્તકમાં એમણે ગાંધીજીની આકરી ટીકાઓ કરી. એમની વર્ગસમન્વય, ટ્રસ્ટીશિપ, રામ-રાજ્ય વગેરે વાતોની તો લગભગ ઠેકડી જ ઉડાવી.

ગાંધીજી આ તરવરિયા જુવાનિયાનો આ બધો ઉધમાત જોતા રહેતા. પોતાની વાત મક્કમતાથી સમજાવતા પણ પ્રહાર સામે પ્રતિ-પ્રહાર મોટે ભાગે ટાળતા. તેનો અવિનય ભૂલીને વત્સલતાપૂર્વક થાય એટલું ગુણદર્શન કરતા. દિલમાં કદી કડવાશ રાખ્યા વિના હંમેશા એને પ્રેમથી જીતવાનો જ પ્રયત્ન કરતા.

### ગુણદર્શન અને પ્રેમભરી સમજાવટ

જ્યારે કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના થઈ, ત્યારે જયપ્રકાશ તેનો નક્કી કરેલો કાર્યક્રમ લઈને ગાંધીજી પાસે ગયેલા. ગાંધીજી તે જોઈ ગયા. અને પછી તેમાંની એક આઈટમ પર આંગળી મૂકીને બોલ્યા: 'મારે મન આ ખરો સમાજવાદ છે. જયપ્રકાશ, તમે લોકો આ કરો, તો હું તમારી સાથે સો ટકા છું.' એ બીજું કાંઈ નહીં માર્ક્સનું પ્રસિદ્ધ સૂત્ર હતું: From each according to his capacity and to each according to his needs—દરેક પાસેથી એની ગુંજાશ પ્રમાણે લેવું, અને દરેકને એની જરૂરિયાત મુજબ આપવું. આ વાતનો એમની સર્વોદયની ફિલસૂફી સાથે બરોબર મેળ ખાતો હતો, અને સમાજવાદીઓ માટે પણ આ પાયાની વસ્તુ હતી. ગાંધીની તીક્ષ્ણ દૃષ્ટિએ આ પાયાની વસ્તુ પકડી લીધી અને સાવ સહજતાથી એક સેતુ ઊભો કરી દીધો. જયપ્રકાશ આથી ખુશ થયા હતા, અને પાછળથી વરસો સુધી ગાંધીની આ વાતને યાદ કર્યા કરતા.

ગાંધીની આવી એક બીજી વાત પણ જયપ્રકાશને બરાબર યાદ રહી ગઈ હતી. એક વાર વર્ધામાં વાતચીત કરતાં થોડોક વિનોદ અને થોડીક ગંભીરતા સાથે ગાંધીજીએ એમને કહ્યું: 'તમે લોકો હજી જન્મ્યાયે નહોતા તે પહેલાંથી હું સમાજવાદી છું. સમાજવાદ તો પોતાની જાતથી શરૂ થાય છે. સમાજવાદી પોતે જ સમાજવાદનો વ્યવહાર શરૂ કરી દે છે. એ કાંઈ રાજ્યના કરવાથી નથી આવતો.'

આમ, પ્રેમથી સમજાવતા જ રહેતા, સમજાવતા જ રહેતા. "સમાજવાદ શા માટે?" પુસ્તક જયપ્રકાશે એમને મોકલ્યું તો તે વાંચીને ગાંધીજીએ પત્ર લખ્યો: 'તમારી ચોપડી હું ધ્યાન-પૂર્વક વાંચી ગયો. મને સારી લાગી. જો કે તેમાં મારા પર જે હુમલા કર્યા છે, ઘણું અજ્ઞાન મારા વિશેનું બતાવે છે. એ તો આગળ જતાં દૂર થઈ શકે છે. પરંતુ તમારા અભ્યાસ પર હું મુગ્ધ છું. આટલું કહ્યા પછી હું એમ કહું કે તમારા પુસ્તકમાં મેં આપણા દરદનો ઇલાજ ન જોયો. જે તમે બતાવ્યો છે તે આ દેશ માટે આજે તો ઉપયોગી નથી. જે તમે ઇચ્છો છો તે બધું લગભગ હું અને ઘણા કોંગ્રેસવાળા ઇચ્છે છે. પરંતુ તે મેળવવાની પદ્ધતિ તમારી પદ્ધતિ કરતાં ભિન્ન છે. મારી દૃષ્ટિએ તમારી પદ્ધતિ આ ભૂમિ માટે ચાલવા યોગ્ય નથી. મારી પદ્ધતિ ઉપર મને એવો કોઈ રાગ નથી કે હું બીજાની વિશેષતા જોઈ ન શકું. શુભ પ્રયત્ન કરવા છતાંયે તમારી વાત મને ગળે ઊતરતી નથી......પ્રભા લખે છે કે તમારા શરીરની જરીકે કાળજી તમે નથી લેતા. એ તો બરાબર ન કહેવાય.' (તા. ૧૩-૩-૩૬)

એવી જ રીતે બીજા એક પત્રમાં લખ્યું: '......તમારું નિવેદન તમારા વિચારોને છુપાવે છે, એવું મને લાગ્યું. તમારા માટે મારા દિલમાં મોટી જગ્યા છે. અને તમારા મારફત દેશની મોટી સેવા થશે, એવું મેં માની રાખ્યું છે. એટલે જ્યારે મેં નિવેદન વાંચ્યું ત્યારે મને દુઃખ થયું. જે સ્પષ્ટ છે, તે એમ જ ન કહેવું સાચા સેવક માટે સારું નથી......પરંતુ આ બધી તો તમારા નિવેદનની મારા પર પડેલી અસર છે. તે જો સાચી ન હોય, તો મારે કાંઈ જ કહેવાનું નથી. જે તમે કહેશો તેના પર હું વિશ્વાસ રાખીશ.' (તા. ૭-૩-૪૧). અને પછી આ પત્રમાં આગળ દેશ-દુનિયાના અનેક પ્રશ્નોમાં ગળાડૂબ એવા મહાત્માએ પૂરાં ૬ પાન ભરીને જયપ્રકાશને એમની તબિયત માટે શું ઉપચાર કરવો, કેવી રીતે કરવો. શું ખાવું પીવું વગેરે અત્યંત ઝીણી ઝીણી વિગતો લખી છે. આખોયે પત્ર સ્વહસ્તે લખાયેલો છે.

### અંતરંગ વર્તુળમાં આદર-વિશ્વાસ

આવી રીતે કામ કરવાની પદ્ધતિ બાબતમાં હજી થોડું અંતર હતું. પરંતુ પરસ્પરની નિષ્ઠા વિશે, હેતુની સચ્ચાઈ વિશે વિશ્વાસ હતો. જયપ્રકાશ ગાંધીજીના મનમાં તેમ જ એમના અંતરંગ વર્તુળમાં એવી છાપ તો અવશ્ય ઊભી કરી શક્યા હતા કે આ માણસ સત્તાના રાજકારણ પાછળ નથી. એને પ્રજાનાં કામો કરવામાં રસ છે. સામાજિક ન્યાય માટે એના મનમાં તીવ્રતા છે. આ વસ્તુ ગાંધીજીના એક અંતેવાસી અને મંત્રી

એવા પ્યારેલાલજીના એક પત્રમાં જોવા મળે છે. તા. ૮–૫–૩૭ ના રોજ જયપ્રકાશ ઉપરના પત્રમાં એમણે લખ્યું છે :

'કેટલાક વખતથી એક વાત મને સતાવી રહી હતી. આજે એક વિચાર સૂઝ્યો. બાપુજી સાથે મેં ચર્ચા કરી છે. એમને પણ તે વિચાર પસંદ પડ્યો છે. અહીં બાપુ પાસે હંમેશા બિહાર તથા અન્ય પ્રાંતોમાંથી ખેડૂતો ઉપર થતા જમીનદારોના અત્યાચારની ફરિયાદો આવે છે. પણ જોઈએ એવી કારવાઈ તે અંગે નથી થઈ શકતી. કોંગ્રેસનું તંત્ર તો સડા વગેરેને લીધે દરેક જગ્યાએ ખોટું થઈ જ રહ્યું છે. જ્યારે ચારે કોર ડાબેરી-જમણેરી, આગે–પીછેના વિવાદોથી જનતામાં બુદ્ધિભેદ ઊભો થઈને વિમૂઢતાનું વાતાવરણ પેદા થઈ રહ્યું છે, ત્યારે એક anti-corruption (ભ્રષ્ટાચારવિરોધી) અને મૂક સેવાના સિદ્ધાંતવાળાઓના આપસના સહકારની ખાસ આવશ્યકતા છે. પણ આ ઉપરાંત ખેડૂતોનો સવાલ ખાસ તમે અપનાવ્યો છે. તમે તો અવશ્ય એમને પૂરેપૂરો ન્યાય આપવાનો પ્રયત્ન કરશો જ. મારું સૂચન એ છે કે આવા અત્યાચારના ખાસ ખાસ કિસ્સા અમે તમારી પાસે મોકલી આપીએ. તમે તેની બારીકીથી તપાસ કરો. અને એમને ન્યાય અપાવવામાં શું અને ક્યાં અડચણ આવે છે તે લખો. પછી આગળ શું કરવું એ પણ જોઈશું. ખેડૂતોના સવાલને માત્ર સિદ્ધાંત-પ્રચારની દૃષ્ટિએ હાથમાં લેવાને બદલે શુદ્ધ વ્યક્તિગત ન્યાયની દૃષ્ટિએ જો હાથમાં લેવામાં આવે, તો આ બાબતમાં તમારી અને બાપુના વચ્ચે સહકાર માટે સંયુક્ત મંચ મળી શકે છે, અને આગળ જતાં અથવા તો આ રીતે આજકાલના આર્થિક શાસનમાં જે ત્રુટીઓ છે તે દૂર કરવાની છે, અને આજકાલનું આર્થિક તંત્ર જ જો આ સામાન્ય ન્યાયની સ્થાપનામા એક અનિવાર્ય બાધા સાબિત થાય, તો તમે સમજી લેજો કે બાપુ કરતાં વધારે કટ્ટર શત્રુ આ શાસનનો તમને બીજો કોઈ નહીં મળે. માત્ર ભરપૂર અને અવિશ્રાંત પ્રયત્નની આમાં આવશ્યકતા છે. આની સાથે આવાં કેટલાંક કાગળિયાં તમને મોકલું છું.'

### પ્રભાવતીનું રચનાત્મક કાર્ય

હિંદુસ્તાનના જાહેર જીવનમા આવ્યાને તો હજી એમને પાંચ-સાત વરસ જ થયેલાં, પણ જયપ્રકાશ આવો વિશ્વાસ સંપાદન કરી શકેલા. ગાંધીજી અને એમના વર્તુળ સાથે પ્રેમનો નાતો વધુ ને વધુ મજબૂત બનતો જતો હતો. તેમા બંને વચ્ચેની કડી રૂપ પ્રભાવતીનો ફાળો પણ હતો જ. એમના જીવનનો મૂક પ્રભાવ જાણે-અજાણે જયપ્રકાશ ઉપર પડતો જ હશે. અલબત્ત, એ કદી ચર્ચા નહોતા કરતાં. પરંતુ "બાપુનું રચનાત્મક કામ કરતા રહીએ તો આખી જિંદગીયે પૂરી ન પડે" એવી આત્મપ્રતીતિ આવે એ પોતાનું કામ કરતા રહેતાં. એ કોઈ પક્ષમાં નહોતા. કોંગ્રેસ પક્ષમાં પણ નહીં, એક વાર એમને મહાસમિતિના "ડેલીગેટ" બનાવી દેવાયાં. પણ તેમાં એમને રુચિ જ નહોતી. એમને રુચિ સાધકના કામોમાં જ હતી. એક અવ્વલ દરજ્જાની સમાજ-સેવિકા તરીકે એમણે કાદું કાઢના માંડેલું. એક વાર જો ગાંધીજીને છોડીને ક્યાંય જવા નહોતાં માંગતાં અને લાચારીથી જવું પડે તો જેમની આંખોમાં આંસુ સુકાતાં જ નહોતાં, એવાં પ્રભાવતી હવે બાપુને લખી શકતાં કે, 'હું નહીં આવી શકું, કેમ કે સમય નહીં મળે. અહીં બહેનોનું કામ છે.' ૧૯૪૨ માં મુંબઈમાં ગાંધીજીની ધરપકડ થઈ ત્યારે પ્રભાવતી ગમે તેમ કરીને બિહાર પહોંચી ગયાં કેમ કે, 'ત્યાં મારી સંસ્થાની બધી વ્યવસ્થા કરવાની હતી. મુંબઈમાં જ પકડાઈ જાઉં તો બધું ગરબડ થઈ જાય.'

૧૯૪૦ માં રામગઢ કોંગ્રેસમાં સ્વયંસેવિકા દળના કમાન્ડર તરીકેની જવાબદારી પ્રભાવતીએ નિભાવી. તે દિવસોમાં કોઈ બિહારી છોકરી આવું કામ કરી શકે એ જ લોકોને મન આશ્ચર્ય હતું અને પછી તો એમણે બહેનોમાં કામ ઉપાડ્યું અને પટણામા મહિલા ચરખા સમિતિની સ્થાપના કરી. બહેનોને આત્મ-નિર્ભર બનાવવી, એમનામાં દેશસેવાની ભાવના જગાડવી તથા ખાદીકામ, સત્યાગ્રહ વગેરે માટે એમને તૈયાર કરવી. આખા બિહારમાં ઠેરઠેર ફરીને એમણે આ કામ કર્યું.

જયપ્રકાશ તો કાયમ ઘુમક્કડ જ રહ્યા. એટલે ફરીકામ એક જગ્યાએ રહેવાનું ઓછું બનતુ. પટણામાં હોય ત્યારે બંને જયપ્રકાશનાં બહેન-બનેવીને ત્યાં રહેતાં. ૧૯૩૭ માં પહેલી વાર એ લોકોએ પટણામાં એક ભાડાના મકાનમાં ઘર માંડ્યું. છતા કાયમ પ્રવાસ તો ચાલ્યા જ કરતો. પ્રભાવતી પણ ક્યારેક સાથે જતાં, ક્યારેક ગાંધીજી પાસે જઈને રહેતાં. આ દિવસોમાં જ જયપ્રકાશના પિતાનું અવસાન થયું.

જયપ્રકાશ માટે ૧૯૩૨ થી ૧૯૪૨ સુધીનો આ આખોયે ગાળો સમાજવાદ માટેની મથામણનો હતો. તે માટે જ સમાજવાદી પક્ષની સ્થાપના કરી, ઉદ્દામ પરિબળોની એકતા માટે મથ્યા, કોંગ્રેસને તે મારગે વાળવાનો પ્રયત્ન કરતા રહ્યા. હિંદુસ્તાનની પરિસ્થિતિને અનુરૂપ સમાજવાદી સમાજનું એક રેખાચિત્ર દોરવાનીયે એમણે કોશિશ કરી. અને આના જ એક ભાગ રૂપે બ્રિટિશ સામ્રાજ્યને અહીંથી ખતમ કરવા પણ એ મથતા રહ્યા.

### વર્ગ-હિતની સભાનતા જગાડવાનો પ્રયાસ

આ આખીયે મથામણનું એક વિહંગાવલોકન અને સમીક્ષા એમણે ડૉ૦ હરિદેવ શર્મા સાથેના વાર્તાલાપમાં પાછળથી કરી હતી :

'આ દિવસોમાં મારા મનમા એમ હતું કે સમાજવાદ માટે struggle—લડત અનિવાર્ય છે. માટે નીચલા વર્ગનું અને મધ્યમ વર્ગનું સંગઠન કરવું જોઈએ. એમનામાં એવી સભાનતાયે લાવવી જોઈએ કે અમે અમારા વર્ગહિત માટે લડી રહ્યા છીએ. અને આ લડતમાં અમે જે અમારી વિરુદ્ધના વર્ગની સાથે છે. તો આ રીતે પોતાના વર્ગ-હિત વિશે સભાન કરીને આવા વર્ગ-સંઘર્ષ મારફત સમાજવાદ સામેના આંદોલનને તીવ્ર કરી શકાય, તેને ધાર આપી શકાય, એવી કલ્પના મારી તે વખતે હતી.

'પરંતુ મને લાગે છે કે આ મારી ભૂલ હતી. આ રીતે તો અમે એમને મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ આડે ફાંટે લઈ જતા હતા. અનુભવે મેં જોયું કે જે નાનો ખેડૂત પણ હતો તેને સ્વરાજની વાત, અંગ્રેજ સામ્રાજ્યને ખતમ કરવાની વાત વધારે અસર કરતી, વધારે સમજાતી. વર્ગ-હિતની વાત એટલી એની સમજમાં નહોતી આવતી. એટલે સામ્રાજ્યવાદ વિશે સભાન બનાવવા માટે આવી આડકતરી રીત અપનાવવાની જરૂર જ નહોતી. સામ્રાજ્ય-વાદ-વિરોધી તો એ હતો જ. તેથી મને લાગે છે કે અમારા કિસાન આંદોલનથી સ્વરાજ્ય આંદોલનને કોઈ શક્તિ મળી એમ ન કહી શકાય.

'એ ખરું કે સમાજવાદી આંદોલનને આનાથી શક્તિ મળી. અને પાછળથી જમીનદારી નાબૂદી વગેરે કામોમાં પણ આનાથી જે વાતાવરણ બનેલું તેનો અવશ્ય ફાળો રહ્યો. તેનું શ્રેય તો જરૂર કિસાન આંદોલનને જાય છે. તેમાંય ખાસ કરીને બિહારમાં તો સમાજવાદી પક્ષે ઘણો ભાગ ભજવ્યો. પરંતુ આજે એટલું તો માનવું જ પડે કે વર્ગ-હિતની સભાનતા જગાડીને વર્ગ-સંગઠન કરવું અને તેનાથી રાષ્ટ્રીય આંદોલનને તીવ્ર બનાવવું, એ વ્યવહારમાં થઈ શક્યું નહીં. કાં તો અમે લોકો એ ન કરી શક્યા, કાં એ થઈ શકે એવી ચીજ જ નહોતી. ગાંધીજીએ આનાથી ક્યાંય મોટું આંદોલન ખડું કરીને બતાવ્યું. બીજા લોકોએ ગમે તેટલી જહાલ વાતો ભલે કરી હોય પણ ગાંધીજી જે કરીને બતાવી ગયા તે બીજું કોઈ નથી કરી શક્યું.

'હા, સમાજવાદી પક્ષે એટલું કર્યું કે આઝાદીની લડતમાં ક્યાંય કહેરો ન થાય, હંમેશાં સંપૂર્ણ આઝાદીનું જ ધ્યેય નજર સામે રહે. તથા સ્વરાજનું ચિત્ર કેવું હોય, સ્વરાજ કોને માટે, સ્વરાજ પછી અહીં મૂડીવાદી સમાજ ન હોય, સમાજવાદી સમાજ સ્થપાય—આ બધી વાતો અમે લોકોએ કર્યા કરી.

'ગાંધીજી ત્યારે ટ્રસ્ટીશિપની વાત કરતા અને બધાને સમજાવીને કરીશું એમ કહેતા. પણ અત્યારે તો રાષ્ટ્રીય એકતામાં ખલેલ ન પહોંચાડવી. મૂડીવાદી, રાજા, જમીનદાર, મજૂર બધા સાથે મળીને અંગ્રેજો સામે લડે અને એક વાર એમને અહીંથી કાઢે.'

**માર્ક્સવાદનું જોર અને પરિપક્વતાનો અભાવ**

ડૉ. શર્મા સાથેના વાર્તાલાપમાં જયપ્રકાશજીએ બીજા પણ એક મુદ્દાની છણાવટ કરી છે, જે મહત્ત્વની છે. એમણે કહ્યું :

'ખબર નથી, મારા બીજા સાથીઓ આની સાથે સંમત થાય કે નહીં, પરંતુ આજે હવે મને એમ લાગે છે કે અમારે લોકોએ કોંગ્રેસ સમાજવાદી પક્ષ નહોતો બનાવવો જોઈતો. કોંગ્રેસની અંદર એક સમાજવાદી ગ્રુપ જ રાખ્યું હોત તો સારું થાત. તેનું અલગ સભ્યપદ, અલગ શિસ્ત, અલગ નિયમો, અલગ બંધારણ, એ રીતે પોતાને આટલા બધા કોંગ્રેસથી અળગા અથવા આગવા નહોતા કરવા જોઈતા. જો અમે લોકોએ માત્ર ગ્રુપ બનાવીને કામ કર્યું હોત, અને કોંગ્રેસની તે વખતે જે નેતાગીરી હતી તેની સાથેય સંબંધ હજી થોડા સારા રાખ્યા હોત, તો અમે કાંઈક વધુ ફાળો આપી શક્યા હોત. આ વાતની ગાંધીજી પણ વધુ કદર કરત. આમ કર્યું હોત તો અમે ધીરે ધીરે લોકોને સમાજવાદ તરફ વધારે વાળી શકત તથા અમારા વિચારોમાં અને ગાંધીજીના વિચારોમાં કાંઈક સામંજસ્ય પણ લાવી શકત, જે આજે હું માનું છું કે આવું સામંજસ્ય તો છે.

'એટલે મને લાગે છે કે થોડી વધુ maturity—પ્રૌઢતા, પરિપક્વતા સાથે અમે લોકોએ કામ કર્યું હોત, તો હજી વધુ સારી ભૂમિકા અમે અદા કરી શક્યા હોત. મારા માથામાં માર્ક્સવાદનું આટલું જોર ન હોત તો કદાચ આ થઈ શકત. જો અમારી કામ કરવાની પદ્ધતિમાં થોડોક ફરક રહ્યો હોત, અમે *થોડીક કુશળતાથી કામ લીધું* હોત, *થોડીક milder—સૌમ્ય* પદ્ધતિ અપનાવી હોત, તો જે એવી છાપ ઊભી થઈ કે અમે લોકો ગાંધીજીની વિરુદ્ધ છીએ તે છાપ ઊભી ન થાત. અમે ગાંધીજીની વિરુદ્ધ હતા જ નહીં. સરદાર, રાજેન્દ્રબાબુ, રાજાજી વગેરેની નેતાગીરી સામે અમારે ત્યારે કહેવાનું હતું, પણ છાપ એવી પડતી કે અમે ગાંધીજીની વિરુદ્ધ છીએ. અને એ લોકો પણ અમે જાણે ગાંધીજીની વિરુદ્ધ હોઈએ એવી જ રજૂઆત કરતા. તો જરા જુદી રીતે અમે વર્ત્યા હોત તો સારું થાત પરંતુ એટલી પ્રૌઢતા અમારા લોકોમાં તે વખતે હતી નહીં.'

**વિચારસરણીના ડાબલા**

આવી ભૂલો કેમ થતી હશે એમ જ્યારે એમને પુછાયું ત્યારે જયપ્રકાશજી બોલ્યા :

'મારો ખ્યાલ છે કે આ જે ideological blinkers—વિચારસરણીના અને સિદ્ધાંતના ડાબલા હોય છે, તેને લીધે આવું થાય છે. અત્યારે સર્વોદય-આંદોલનમાં પણ હું જોઉં છું કે અમુક વિચારસરણીના ચોકઠામાં પોતાને બાંધી દેવાય છે તેથી પછી મુક્ત ચિંતન નથી થઈ શકતું. અને આજે હું કોઈ પક્ષમાં નથી અને સર્વોદય આંદોલનમાં પણ હોવા છતાં એ રીતે બંધાયેલો નથી, તો કાંઈક મુક્તપણે વિચારી શકું છું, ચિંતન કરી શકું છું. માટે આંખ ઉપર આવા વૈચારિક કે સૈદ્ધાંતિક ડાબલા ન હોય, તો મને લાગે છે કે નિર્ણયો વધુ સાચા થઈ શકે છે.

'અને હું માનું છું કે આચાર્ય નરેન્દ્ર દેવ પણ આમ તો માર્ક્સવાદી હતા. છતાં એ મારા કરતાં વધારે મુક્તપણે વિચારી શકતા. લોહીયા પણ મુક્તપણે વિચારી શકતા. અચ્યુત પણ મુક્તપણે વિચારી શકતા. પરંતુ પક્ષમાં મારી કાંઈક એવી ઇજ્જત હતી, બીજાઓનો મારા પ્રત્યે પ્રેમ હતો, કે આખરે મારી વાત બધા માની લેતા.'

**રશિયાના અકળાવનારા બનાવો**

હિંદુસ્તાનના જાહેર જીવનમાં આ બધો પ્રત્યક્ષ અનુભવ જયપ્રકાશને થઈ રહ્યો હતો તે જ અરસામાં રશિયાના લોખંડી પડદાની તિરાડમાંથીયે સ્તાલિનના ત્રાસવાદના સમાચારો આવવા

લાગ્યા હતા. લગભગ ૧૯૩૬થી જ રશિયામા થઈ રહેલ ભયંકર જુલમ, વ્યક્તિ-સ્વાતંત્ર્યનો હ્રાસ, રાજદ્વારી હત્યાઓ વગેરેની વાતો કાને પડવા લાગી હતી. ત્યા જે ખટલાઓના નાટક ચાલ્યા, ટ્રોટસ્કી વગેરે લેનિનના નિકટના સાથીદારોની સાફસૂફી કરી દેવાઈ તથા આખી પ્રજા પર લોખંડી સરમુખત્યારશાહી ઠોકી બેસાડાઈ, એ બધી ઘટનાઓ જયપ્રકાશ માટે ખૂબ જ અકળાવનારી હતી. એમને ખાતરી થતી ગઈ કે સ્તાલિનના અંકુશ હેઠળ રશિયાનો સામ્યવાદ સાવ અવળે રસ્તે ચઢી ગયો છે.

**સમાજવાદ અને લોકશાહી અભિન્ન**

પરિણામે ફરી એક વાર જયપ્રકાશનું વહેવારલક્ષી ચિંતન ચાલ્યુ. અને તે ચિંતનને આધારે એ એવા નિર્ણય પર આવતા ગયા કે સમાજવાદ અને લોકશાહી, સમાજવાદ અને સ્વતંત્રતા એ બંનેને છૂટા પાડી શકાય નહી. નહીં તો રશિયામાં બન્યુ તેવુ જ પરિણામ આવે. માટે લોકશાહી વિના કોઈ પણ સમાજ-વાદ શક્ય નથી. ગાંધીજીની નિકટ પહોંચવાની દિશામાં આ એક મહત્ત્વનુ પગલું હતું.



૭

# "કરેંગે યા મરેંગે"

બહાર ઘમસાણ યુદ્ધ ચાલી રહ્યું હતું. અને હજારીબાગ જેલમાં રહ્યા રહ્યા જયપ્રકાશના મનમાં પણ આવું જ ઘમસાણ ચાલતું હતું. આવી ઘડીએ દેશમાં આટલી બધી સુસ્તી કેમ છે? અંગ્રેજ સલ્તનતને ઉથલાવી પાડવા કેમ કાંઈ થતું નથી? જેલનું બંધન અગાઉ ક્યારેય નહોતું કઠ્યું એટલું અત્યારે એમને કઠતું હતું. પિંજરામાં પુરાયેલ સિંહ જેવી એમની સ્થિતિ હતી. દિવસે દિવસે મનમાં અકળામણ ને અધીરાઈ વધતી જતી હતી.

**ન ખપે આ જેલ, ન ખપે આ બંધન**

એટલે ૧૯૪૨ના ઑગસ્ટમાં ગાંધીજીએ જ્યારે "હિંદ છોડો"ની હાકલ કરી, ત્યારે જયપ્રકાશનું રોમેરોમ નાચી ઊઠ્યું. આઝાદીની અંતિમ લડતની એમનને જે ઝંખના હતી, તે નજર સામે સાકાર થતી લાગી. પણ આનાથી તો એમની બેચેની ઘણી વધી ગઈ. શા એમની આઝાદીની આવી અંતિમ લડતમાં પોતે ભાગ નહીં લઈ શકે? શું અંગ્રેજોની જેલમાં હાથ જોડીને બેઠા રહેશે?

કેટલાંક પ્રતીકાત્મક પગલાં તો જેલમાં તત્કાળ ભર્યાં. બધા કેદીઓએ નક્કી કર્યું કે અમે જેલમાં કોઈને અમારી મુલાકાત લેવા દઈશું નહીં, કોઈને કાગળ લખીશું નહીં, બહારનો કોઈ કાગળ સ્વીકારીશું નહીં. અંગ્રેજો સાથે સંપૂર્ણ અસહકાર. અંગ્રેજોના આખાયે તંત્રને ઠપ કરી દેવું છે. અંગ્રેજોની પોસ્ટ ઑફિસ પણ બંધ થઈ જાય, અને રેલ પણ બંધ થઈ જાય, અને રાજ પણ બંધ થઈ જાય.

પરંતુ આટલું કર્યા માત્રથી ચેન ક્યાંથી પડે? તડપન હતી આખીને આખી સલ્તનતને ઉથલાવી પાડવાની. ત્યારે એ સલ્તનતની જ જેલમાં કેમ રહેવાય? ન ખપે આ જેલ, ન ખપે આ બંધન. બસ, ગાંધીજીએ મંત્ર આપી દીધો છે—કરેંગે યા મરેંગે! જયપ્રકાશે પણ નિરધાર કરી લીધો—મરી જઈશ, પણ આ અંગ્રેજોની જેલનું બંધન તો નહીં જ સ્વીકારું. નહીં જ સ્વીકારું! અને નિરધારને પ્રત્યક્ષ વહેવારમાં મૂર્તિમંત કરવા જેલના કેટલાક સાથીદારોની મદદથી નિશ્ચિત યોજના ઘડાવા માંડી. આવા કામમાં પાવરધા એવા એક સાથી હતા. યોગેન્દ્ર શુક્લ. એમની સાથે મળીને ઝીણી ઝીણી વિગત સાથે બધું નક્કી થઈ ગયું.

**૧૭ ફૂટ ઊંચી દીવાલ કુદાવી**

૧૯૪૨ના નવેમ્બરની આઠમી તારીખ. દિવાળીનો દિવસ. સવારથી જ આ ઉત્સવ ધામધૂમથી ઊજવવાની તૈયારી ચાલી. ખેલકૂદ અને ગાયનો અને સંગીત તબલાં વગેરે બધું મેળવાયું. વાળુ બાદ રાતે દિવાળીનું સરઘસ નીકળ્યું. આ સરઘસ જેલ આખીમાં વૉર્ડ વૉર્ડ ફરતું હતું. સાથે ગાન માટે સિનેમાનું જાણીતું ગાયન પસંદ કરવામાં આવ્યું હતું—દિવાલી ફિર આ ગઈ સજની! સરઘસમાં એકલા કેદીઓ જ નહીં, વૉર્ડર અને જમાદાર પણ સામેલ હતા.

બીજે બધે આવી ધમાલ ચાલી રહી હતી ત્યારે જેલના એક સૌથી અંધારા ખૂણામાં દીવાલ પાસે એક ટેબલ ગોઠવાયું. તેના ઉપર યોગેન્દ્ર શુકલ ઊભા રહી ગયા. એમના ખભે એક બીજા સાથી. ધોતિયાં એકમેક સાથે બાંધી લાંબું દોરડું બનાવ્યું હતું. તેને બબ્બે ફૂટે ગાંઠ વાળી સીડી જેવું'યે બનાવી દીધું હતું. તેના સહારે એક પછી એક છ જણ જેલની આ ૧૭ ફૂટ ઊંચી દીવાલ વટાવીને જેલની બહાર આવી ગયા. તેમાં એક જયપ્રકાશ પણ હતા. પૂર્વતૈયારી અને તાલીમ એટલી બધી બરાબર કરવામાં આવી હતી કે આ છયે જણને બહાર આવી જવામાં માંડ આઠેક મિનિટ લાગી હશે.

પરંતુ ઉતાવળ અને ઉત્તેજનામાં એક સાથી પોતાનો કોટ અંદર ભૂલી આવ્યા. તેમાં બધા પૈસા રહી ગયા. અને એક ગાંઠડી પણ રહી ગઈ. તેમાં કપડાં હતાં. ભાતભાતની સૂરતસિકલ બનાવવી પડશે એ દૃષ્ટિએ પણ થોડા ભેગાં કરેલાં. થોડા પૌંઆ ને ચણા પણ બાંધેલા. અને બધાના જોડા પણ એ ગાંઠડીમાં બાંધેલા. આખી ગાંઠડી જ અંદર રહી ગઈ!

**ભાગ્યા જ ભાગ્યા, ભાગતા જ રહ્યા.**

પરંતુ હવે તેને રોવા બેસાય એવું હતું નહીં. પહેરેલે કપડે જ ભાગવા મંડ્યા. હજારીબાગ લગભગ ૧૭૦૦ ફૂટની ઊંચાઈએ આવેલું છે. જેલની આસપાસ જંગલ છે. ખુલ્લામાં બહાર ભારે કડકડતી ઠંડી. અને અમાસની રાત એટલે અંધારું ઘોર. થોડે ગયા ત્યાં પગ એકાએક ગંદા નાળામાં પડ્યા. વળી થોડું ચાલ્યા ત્યાં ડાંગરનું ખેતર. ક્યાંક ઘૂંટણભર પાણી ને કીચડ, તો ક્યાંક તેનાથીયે વધુ. પણ પાછળ ક્યારે પોલીસ છૂટશે, કોને ખબર! એટલે ભાગ્યા જ ભાગ્યા, ભાગતા જ રહ્યા. સાત માઈલે એક આદિવાસી ગામ હતું. પણ રસ્તો ભૂલ્યા એટલે એ ગામ ક્યાય દેખાયું જ નહીં. આખી રાત ઘોર જંગલમાં ભાગતા જ રહ્યા.

ઠેઠ મળસકે એક ઝાડ નીચે જઈને પડ્યા. તાપણું કર્યું. જરીક ગરમાટો મળ્યો. થોડુંક ઊંઘ્યા ન ઊંઘ્યા અને વળી ભાગ્યા. સવારે દસ-અગિયાર સુધી ભાગતા જ રહ્યા. હવે પેટમાં કકડીને ભૂખ લાગી હતી. પણ ખાવાનું ને પૈસા તો જેલમાં રહી ગયેલા. એક જણ પાસે સો રૂપિયાની એક નોટ હતી ખરી ગામડાગામમાં એ કોણ વટાવી આપે? ખિસ્સા ફંફોળતા એક પાવલી (૨૫ પૈસા) જડી. એ પાવલીના ચૂડા (પૌંઆ, મીઠું ને મરચું) ને આધારે છયે જણે પૂરા બે દિવસ કાઢ્યા!

પગની હાલત બિસ્માર થઈ ચૂકી હતી. કાંકરા-પથ્થર-કાંટા-ઝાંખરા પર ઉઘાડે પગે ચાલવાનું. તળિયાં છોલાઈ ગયાં, મોટા ચીરા ને ઊઝરડા પડ્યા, પગ સૂજી ગયા. વચ્ચે ગરમ પાણીનો ઝરો આવ્યો. તેનાં પગ બોળીને બેસવાથી થોડો આરામ મળ્યો. પણ ઝાઝો આરામ લેવાય એવું હતું નહીં. બસ, ભાગવાનું જ હતું. હવે તો પગનાં છાલાંમાંથી લોહી ટપકવા માંડ્યું હતું. ધોતિયાં ફાડીને તેના ટુકડા પગે વીંટીને ચાલ્યા. તે કટકાયે લોહીથી ભીંજાઈ ગયા.

અને જયપ્રકાશ માટે તો હવે એક ખાસ માંદ્યુંને ખૂંદલ બન્યું. એમને પગે સાયટિકાનું દરદ. ભારે પીડા ઊપડી. સાથીઓએ એકબીજાના હાથની સાંકળ કરી અને વચ્ચે જયપ્રકાશને બેસાડીને ચાલ્યા. વચ્ચે વચ્ચે જયપ્રકાશ સાથીનો ખભો ઝાલી પગ ઘસડતા થોડો રસ્તો કાપી નાખતા.

**પૂરા ૪૫ કલાકે ખાવા મળ્યું**

બે દિવસે જંગલમાં જ એક નાનકડી વસ્તી આવી. ત્યાં એક ઓળખીતા શિક્ષક હતા. એટલે પૂરા ૪૫ કલાકે એ લોકોને પેટ ભરીને ખાવા મળ્યું. થોડાં જૂનાં કપડાં મળ્યાં. અને સૌથી વધુ તો થોડા જૂના જોડા મળ્યા. હજી જંગલ ઘણું કાપવાનું હતું. જોડાને લીધે પગને ભારે રાહત થઈ.

છેવટે કુલ ચાર રાત અને ત્રણ દિવસ સતત ભાગતા રહીને એ જંગલ વટાવ્યું. વચ્ચે થોડોક રસ્તો બળદગાડામાં કાપ્યો. અને ગયા જિલ્લામાં પ્રવેશ્યા. પછીયે મોટા ગામ અને શહેર છોડીને ચાલતા. એક જગ્યાએ ત્રણ દિવસ વિશ્રામ કર્યો. પગના જખમ રુઝાયા, શરીરનો થાક ઊતર્યો પછી સાથીઓ બધા છૂટા પડી ગયા, કેમ કે એક સાથે ફરવું જોખમભર્યું હતું. જયપ્રકાશ બનારસ પહોંચ્યા. અને અહીંથી એમનું ભૂગર્ભવાસનું જીવન શરૂ થયું.

ત્યાં જેલમાં જે બે-ચાર સાથીઓ જાણતા હતા, એમણે મધરાત સુધી દિવાળીની ધમાલ ચાલુ રાખી અને પછીયે ચૂપકીદી સેવી. ઠેઠ સવારે દસ-અગિયાર વાગતા સુધી જેલ અધિકારીઓ અંધારામાં જ રહ્યા. છયે કેદીઓ ભાગી છૂટ્યાની જ્યારે જાણ થઈ, ત્યારે જેલ અધિકારીઓ જ નહીં, અંગ્રેજ સરકાર પણ હચમચી ઊઠી. દુનિયાભરમાં એની નામોશી થઈ. ભાગેલા કેદીઓને પકડી પાડવા તેનું આખુંયે તંત્ર સાબદું થઈ ગયું. દરેક કેદી દીઠ રૂપિયા પાંચ હજારનું ઈનામ બહાર પાડ્યું. જયપ્રકાશને જીવતા કે મરેલા પકડી લાવે અથવા એમની ભાળ લાવે તેને માટે રૂપિયા દસ હજારનું ઈનામ.

**વિદ્રોહની જ્યોત જલતી રાખી**

પરંતુ દસ-સાડા દસ મહિના સુધી જયપ્રકાશ અંગ્રેજ સરકારને હંફાવતા રહ્યા. ક્યાય છુપાઈને બેસી નહોતા રહ્યા. દેશભરમાં ઘૂમીને અંગ્રેજો સામેના વિદ્રોહને જીવતો રાખવા એકે એક પ્રયત્ન કરતા રહ્યા હતા. પોલીસની નજર ચૂકવવા જાતજાતના વેશ ધર્યા, નામ બદલ્યાં, અનેક યુક્તિ-પ્રયુક્તિઓ આચરી. જયપ્રકાશ જેલમાંથી બહાર આવ્યા, ત્યારે કેટલાક યુવાન સાથીઓ ભૂગર્ભમાં રહીને લડતનું ગુપ્ત સંચાલન કરી રહ્યા હતા. તેમાં અચ્યુત પટવર્ધન, રામમનોહર લોહિયા, અરુણા આસફઅલી, દિવાકર વગેરે હતા. જયપ્રકાશના આવવાથી એ બધાંને ખૂબ જ બળ મળ્યું. એક કેન્દ્રીય સંચાલક મંડળ બન્યું હતું. તે આખા દેશના ભૂગર્ભ કેન્દ્રો સાથે સંપર્ક રાખવાનો, એમને માહિતી, સૂચનાઓ, પૈસા વગેરે પહોંચાડવાનો પ્રયત્ન કરતું. હવે આ સંચાલક મંડળને જયપ્રકાશની આગેવાની મળી.

જયપ્રકાશે આઝાદીના સૈનિકોને નામે, વિદ્યાર્થીઓને નામે, ખેડૂતોને નામે ખુલ્લા પત્રો લખ્યા. તેમાં આઝાદીની આ અંતિમ લડાઈ છેલ્લા શ્વાસ સુધી લડી લેવાની હાકલ હતી. સાથે જ પરિસ્થિતિનું સચોટ વિશ્લેષણ હતું. લોકોના જુસ્સાને અને લડતના વાતાવરણને જાગતું રાખવા માટેના પ્રેરણાદાયી આ પત્રો હતા. તેમા એમણે લડતને સક્રિય રાખવા સંગઠન અને કાર્યક્રમ ઉપર ખૂબ ભાર મૂકેલો. એમણે કહેલું : 'ક્રાંતિનો અર્થ કેવળ સંહાર નથી. ક્રાંતિ સાથે નિર્માણની મહાન શક્તિ પણ સામેલ છે...... જ્યાં જ્યાં વિદેશી રાજને હપ કરી દેવામાં આવ્યું હોય ત્યા ત્યા જનતાની પોતાની ઇન્કલાબી સરકારે કામ કરતી થવી જોઈએ...... આપણું કામ માત્ર કાયદાં ઘડીને છાપા મારવાનું નથી. આપણે તો આખી જનતાને આપણી સાથે ક્રાંતિના પથ ઉપર લઈ જવી છે.'

આમાં કોઈ ભાગફોડિયા જહાલ જુવાનિયાના નહી, પણ ક્રાંતિની ચોક્કસ દૃષ્ટિવાળા જવાબદાર નેતાનાં દર્શન થાય છે. અલબત્ત, આ તબક્કે જયપ્રકાશ હિંસા-અહિંસાની ચર્ચાને નિરર્થક માનતા હતા. ભૂગર્ભ પ્રવૃત્તિ અને ગુપ્ત યોજનાઓને પણ અનિવાર્ય માનતા. જો કે લડતના આટલા જ્વર છતાંયે એમણે આ પત્રોમાં પણ ગાંધીજીની અહિંસાને તો બિરદાવેલી જ : 'એ વાતનો સ્વીકાર કરતાં હું લગીરે અચકાતો નથી કે વીરની અહિંસા જો પૂરતા વ્યાપક પ્રમાણમાં આચરવામાં આવે, તો હિંસા અનાવશ્યક બની જાય. પરંતુ જ્યાં આવી અહિંસા ન હોય ત્યાં શાસ્ત્રીય વિતંડાવાદ હેઠળ કાયરતાને ક્રાંતિના માર્ગમા ગેડારૂપ બનવા દેવાય નહી.'

તેથી એમનું મંતવ્ય એવું હતું કે અત્યારને તબક્કે હિંસા-અહિંસાનો વિવાદ ખડો કર્યા વિના જેમને જે સૂઝે તે રીતે અંગ્રેજો સામેની લડત ચાલુ રાખવી જોઈએ. એકબીજાને વખોડવામાં શક્તિનો નકામો વ્યય કરવો જોઈએ નહીં. કોઈની હત્યા કરવી, કોઈનો જાન લેવો, એવી હિંસામા તો આ બધા ભૂગર્ભ કાર્યકરો પણ માનતા નહીં. જો કે જયપ્રકાશના મનમા એવું ખરું કે આવે વખતે કદાચ કોઈ વાર કોઈનો જાન લેવાનો વારો આવે તોયે વાંધો નહીં. પણ મુખ્યત્વે એમનો ઝોક અંગ્રેજ સરકારના તંત્રને ગમે તેમ કરીને ખોરવી નાખવાનો હતો. ટેલિફોન-વીજળીનાં દોરડાં કાપવા, પુલો ઉડાવી દેવા, પોસ્ટ ઑફિસ વગેરે બાળવી, રેલવે લાઇનમા ભગાણ પાડીને ટ્રેન-વ્યવહાર ખોરવી નાખવો, ગુપ્ત સંગઠન રચવા વગેરે ભાંગફોડના કાર્યક્રમો મારફત વિદેશી રાજને અહીં કામ કરતું અટકાવી દેવાની નેમ હતી. આને માટે "આઝાદ દસ્તા" ઊભા કરવા માગતા હતા. દસ-દસની ટુકડી, જેમાનો એક નાયક હોય એમને સશસ્ત્ર તાલીમ આપવી તથા ભાગફોડની પ્રવૃત્તિ માટે પણ તૈયાર કરવા. આવા આઝાદ દસ્તાની છાપામાર પ્રવૃત્તિઓથી અંગ્રેજ સરકારને નાકે દમ લાવી દેવો હતો. તે માટે નેપાળમાં થાણું નાખવું અને ત્યાં જ આવું તાલીમ કેન્દ્ર ચલાવવું એમ નક્કી થયું.

તેવામાં વચ્ચે આગાખાં મહેલમાં ગાંધીજીના ઉપવાસ શરૂ થયા. જયપ્રકાશને મુંબઈ રોકાઈ જવું પડ્યું. તે વખતનો એક પ્રસંગ સાને ગુરુજીએ નોંધ્યો છે : 'ગાંધીજીની તબિયત ગંભીર થતી જાય છે એવા સમાચાર મળતા હતા. હવે તો નાડીનુંયે ઠેકાણું નથી એવા ખબર આવ્યા. અચ્યુતજીએ જયપ્રકાશજીને કહ્યું કે તમે પત્રિકા તૈયાર કરી દો, કાંઈક અજુગતું બન્યું તો તેની લાખો નકલ છપાવીને વહેંચવી પડશે. જયપ્રકાશજી લખવા બેઠા. આંખેથી અશ્રુધારા વહી જાય. પણ કાગળ ઉપર એક અક્ષર ન પડે છેવટે ડૂસકાં લેતા લેતાં માંડ માંડ પત્રિકા તૈયાર કરી. અચ્યુતજીએ મારી પાસે તેનો મરાઠી અનુવાદ કરાવીને તૈયાર રાખ્યો. પણ પત્રિકાની જરૂર ન પડી. મહાત્માજી બચી ગયા.'

### નેપાળમાં આઝાદ દસ્તાનું તાલીમ કેન્દ્ર

મુંબઈથી મદ્રાસ–કલકત્તા થઈ જયપ્રકાશ નેપાળ જવા નીકળ્યા. ઉત્તર બિહારનો સહરસા જિલ્લો નેપાળની સરહદે આવેલો છે. ત્યાં થઈને નેપાળમા પ્રવેશ્યા. વેશ એવો બનાવેલો કે લગ્ન બાદ પત્નીને લઈને જઈ રહ્યા છે. સરસ બની-ઠનીને નીકળેલા. જયપ્રકાશ આગળ હાથી ઉપર. અને પાછળ પાલખીમાં અચ્યુતજીની નાની બહેન વિજયા પટવર્ધન.

આવી રીતે નેપાળમાં પહોંચીને થાણું જમાવ્યું. સૂરજબાબુએ ત્યાં આઝાદ દસ્તાની તાલીમ શરૂ કરી. ૩૫–૪૦ જુવાનો હતા. રેડિયો સ્ટેશન શરૂ કરવાનીયે યોજના બની. બૅટરી વગેરે પહોંચી ગઈ. થોડા વખતમાં લોહિયા પણ આવી પહોંચ્યા. થાણું સરસ રીતે કામ કરતું થઈ ગયું.

### ગિરફતારી અને મુક્તિ

અંગ્રેજ સરકાર સાવધ બની. પૂછપરછ ચાલુ થઈ. નેપાળના રાણા બધું જાણતા હતા, પણ એમને હિંદુસ્તાનની સ્વરાજની લડત પ્રત્યે સહાનુભૂતિ હતી. એટલે એ ટાળ્યા કરતા હતા. પણ પછી નેપાળ સરકાર ઉપર દબાણ વધતું ગયું. છેવટે નેપાળ પોલીસે જયપ્રકાશને, લોહિયાને અને બીજા ચાર-પાંચ જણને ગિરફતાર કરી લીધા. તથા બળદગાડામાં બેસાડીને બડા હાકેમ પાસે હનુમાનનગર લઈ ગયા.

હનુમાનનગર પહોચતાં બે એક દિવસ થયા. તેમાં વચ્ચે એવું બન્યું કે જયપ્રકાશ સવારે શૌચ માટે ખુલ્લામાં ગયેલા. પોલીસો દૂરથી એમના પર નજર રાખી રહ્યા હતા. પાછા ફરતાં જયપ્રકાશે જોયું કે થોડે દૂર એમની જ ટુકડીનો એક જુવાન જઈ રહ્યો હતો. એ રડતો હતો, 'અફસોસ છે કે અમે તમને ન બચાવી શક્યા.' જયપ્રકાશે કહ્યું, 'એની ચિંતા છોડ. જો, અમને હનુમાનનગર લઈ જઈ રહ્યા છે. બે-ત્રણ દિવસ ત્યાં રાખશે. સૂરજબાબુને જઈને કહે કે આઝાદ દસ્તાની તૈયારી હોય તો આવીને અમને છોડાવે.' બસ, એ જુવાન તીરની જેમ ત્યાંથી છૂટયો.

હનુમાનનગરમાં બડા હાકેમનો વર્તાવ બહુ સારો રહ્યો. ધરપકડની ખબર કાઠમંડુ અને ત્યાંથી દિલ્હી પહોંચાડવામાં આવી હતી. ત્યાંથી શું સૂચના આવે છે તેની રાહ જોવાતી હતી. એ લોકોએ અંગ્રેજ સરકારને કહી દીધું હતું કે તમારા પોલીસ

અમારા પ્રદેશમાં નહીં આવે. તમે નક્કી કરશો ત્યારે અમે સરહદ પર આવીને તમને સોંપી દઈશું.

જેલ જેવું નહોતું. પોલીસો રહેતા ત્યાં એમને રાખેલા. રાત ને દિવસ એમના પર ચોકીપહેરા માટે બે સિપાઈ ભરીબંદૂકે ખડા રહેતા. ત્રીજી રાતે આઝાદ દસ્તાના પચાસેક માણસોએ આ જગ્યા પર છાપો માર્યો. એમની પાસે રાઇફલ હતી, બંદૂક હતી. એક સંત્રી ત્યાંનો ત્યાં મરાયો, બીજો ઘાયલ થયો. બાકીના સિપાઈઓ સૂતા હતા. આંગણામાં ઢોર માટેનું ઘાસ ભરેલું હતું. તેમાં આગ લગાવી દીધી. સૂતેલા સિપાઈઓ જાગ્યા કે તે તરફ દોડયા. એમની બંદૂકો આઝાદ દસ્તાના માણસોએ લઈ લીધી. આ ધાંધલધમાલ દરમ્યાન જયપ્રકાશ, લોહિયા વગેરે ભાગી છૂટયા. ચાંદની રાતમાં આઠેક માઈલ સુધી દોડતા-દોડતા ભાગ્યા, અને હિંદુસ્તાનની સરહદમાં આવતા રહ્યા. લપાતા-છુપાતા ઘણા દિવસે કલકત્તા પહોંચ્યા.

## સુભાષનો સંપર્ક સાધવા પ્રયત્ન

વચ્ચે જયપ્રકાશે સુભાષબાબુ અને એમની આઝાદ હિંદ ફોજનો સંપર્ક સાધવાનોયે પ્રયત્ન કરેલો. જયપ્રકાશનું મંતવ્ય એવું હતું કે હિંદુસ્તાનની આઝાદી જાપાનીઓ નહીં લાવી આપી શકે, તે તો હિંદુસ્તાનના લોકોએ પોતે જ મેળવવી પડશે. વળી, એમણે ભારપૂર્વક કહેલું કે આપણે ધરી રાજ્યો સાથેયે નથી રહેવું અને સાથી રાજ્યો સાથેયે નથી રહેવું. આપણે જો આપણી સ્વરાજ્યની લડત બરાબર ચલાવીશું, તો દુનિયાના સામાન્ય લોકોના ત્રીજા જૂથનું નેતૃત્વ કરી શકીશું. આ ફાસીવાદી કે નાઝીવાદી કે સામ્રાજ્યવાદી યુદ્ધો દુનિયાભરના સામાન્ય લોકોના હિતમાં લગીરે નથી. પણ તે યુદ્ધો ચર્ચિલો કે રૂઝવેલ્ટો કે હિટલરો કે ટોજો બંધ નહીં કરાવી શકે. તેને માટે દુનિયાભરના સામાન્ય લોકોને જ સંગઠિત કરવા પડશે.

જયપ્રકાશના આ ચિંતનમાં હિંદુસ્તાનની ભવિષ્યની શાંતિવાદી તેમજ તટસ્થ નીતિનાં બીજ સ્પષ્ટ જોવા મળે છે. સત્તાધારીઓ પરનો નહીં પણ સામાન્ય માણસની શક્તિ પરનો એમનો મદાર પણ સ્પષ્ટ જણાય છે. ખેર, સુભાષબાબુનો સંપર્ક સાધવા એમણે ઘણી જહેમત કરી એક માણસને આસામ થઈને બ્રહ્મદેશ તરફ મોકલ્યો. એ લગભગ બ્રહ્મદેશની સરહદ સુધી જઈને પાછો આવ્યો.

તે વખતે જાતજાતની કલ્પનાઓ ઊઠતી. આમ કરીએ ને તેમ કરીએ. શાંતિથી બધી બાજુનો વિગતવાર વિચાર કરીને એક એક પગલું ભરવાનું બનતું નહીં. જોશમાં ને ઉત્સાહમાં નિર્ણયો લેવાઈ જતા. ભૂગર્ભવાસી સાથીઓને થયું કે આપણી લડતમાં મદદ માટે અફઘાનિસ્તાનના લોકોનો સંપર્ક કરવામાં આવે. એટલે જયપ્રકાશ દિલ્હીથી ટ્રેનમાં રાવલપીંડી જવા ઊપડ્યા.

## ટ્રેનમાંથી ધરપકડ અને લાહોર કિલ્લામાં

પરંતુ સરકારને ક્યાંકથી ગંધ આવી ગઈ. અને જયપ્રકાશ પણ ઘણા બેફિકર થઈ ગયા હતા. હવે દાઢી-મૂછ સાફ કરી નાખી. નખશિખ અંગ્રેજી લેબાશમાં સજ્જ થયા હતા. હૅટ, ટાઈ, સૂટ, બૂટ. અને ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં મુસાફરી કરી રહ્યા હતા.

સાદા કપડાંમાં સજ્જ પોલીસ અધિકારીઓની નજર દિલ્હીથી જ હતી. સવારે અમૃતસર સ્ટેશને બે શીખ અને એક અંગ્રેજ જયપ્રકાશના ડબ્બામાં ચઢ્યા. જેવી ટ્રેન આગળ વધી કે અંગ્રેજ અફસર જયપ્રકાશ પાસે આવીને બોલ્યો, 'તમે જયપ્રકાશ છો. સરકારના હુકમથી હું તમારી ધરપકડ કરું છું.' જયપ્રકાશે થોડો પ્રતિવાદ કરવાની કોશિશ કરી તો એણે સામે પિસ્તોલ ધરીને કડકાઈથી કહ્યું, 'મિસ્ટર નારાયણ, આ ન બિહાર છે, ન નેપાળ. આ પંજાબ છે. અહીં કોઈ રમત ન રમતા. મને હુકમ છે કે જરીકે ચાલાકી કરે તો ઠાર કરજો.'

સાથેના શીખોએ સામાન તપાસ્યો. પત્રો, કાગળિયાં, સરક્યુલર વગેરે હાથ આવ્યાં. એ બધું સાથે લઈને મુસાફરી કરવાની જરૂર નહોતી. પણ ઢીલાશને કારણે ભૂલ થઈ ગયેલી. એ જયપ્રકાશ જ છે એવો પાકો પુરાવો પોલીસના હાથમાં આવી ગયો. હવે કોઈ ઇલાજ નહોતો.

જયપ્રકાશને હાથકડી પહેરાવી લાહોર નજીક મુગલપુરા સ્ટેશને ઉતાર્યા, અને લાહોર કિલ્લા જેલમાં લઈ ગયા. એમને કડક ચેતવણી અપાઈ કે અહીં દોઢ હજાર જેટલા સશસ્ત્ર પોલીસો ભરી બંદૂકે સતત પહેરો ભરે છે, જરીકે આઘાપાછા થવાની કોશિશ ન કરતા.

આમ, હજારીબાગ જેલમાંથી ભાગ્યા બાદ દસ-સાડા દસ મહિને ૧૮ સપ્ટેમ્બર ૧૯૪૩ ના રોજ જયપ્રકાશ ફરી અંગ્રેજ સરકારના બંદી બન્યા. ત્યાર બાદ ૩૧ મહિના કેદમાં રહ્યા. તેમાંથી પહેલા ૧૬ મહિના એમને લાહોર કિલ્લામાં રાખવામાં આવેલ.

## એક મહિનો એકાંત કોટડીમાં

આ દિવસો જયપ્રકાશ માટે ભયંકર હતા. એક મહિના સુધી તો એમને એકાંત કોટડીમાં ગોંધી રાખવામાં આવ્યા. ત્યારની મનઃસ્થિતિનું વર્ણન એમના જ શબ્દોમાં: 'એક અંધારી નાનકડી કોટડી. તેમાં જ સૂવું, ખાવું, પીવું, શૌચ, બધું. એક ખાટલો આપેલો અને એક ધાબળો. આટલી ગૂંગળામણ અને મનની તૂટન મેં ક્યારેય નહોતી અનુભવી. એક મહિના સુધી એ જ અંધારી કોટડીમાં એકદમ મૂંગો રહ્યો. એટલું એકાંત, એટલો સૂનકાર! અને મનમાં એ પણ દુઃખ હતું કે બહાર દેશમાંયે એકદમ સન્નાટો છે. મારું શું થશે, તેની કદી ચિંતા નહોતી થતી. પણ દેશમાં કેવી રીતે ફરી જાગૃતિ આવશે તે વાત જરૂર મનમાં ઘોળાયા કરતી. એમ પણ વિચારતો કે અત્યાર સુધી જે કર્યું, તેમાં ક્યાં, કઈ ભૂલ થઈ, વગેરે.

'પરંતુ પોતાની સાથે ક્યાં સુધી કોઈ વાત કરે? બીજું કોઈ તો નાના અમથા સવાલોનાયે જવાબ ન આપે! સંત્રી સાથે વાત કરવા જાઉં તો એ જાણે પથ્થરની મૂર્તિ! હા-ના કહેવા માથું સુધ્ધાં ન હલાવે. ન કોઈ પુસ્તક, ન છાપું, ન કોઈ

કાગળ કલમ. જાણે એકદમ શૂન્યમાં ફેંકી દીધો હોય. દરવાજા નીચેથી ખાવાની થાળી અંદર સરકાવી દેવામાં આવતી, અને હું પણ ખાઈને તે બહાર ઠેલી દેતો. મહેતર આવતો અને સફાઈ કરીને ચાલ્યો જતો. ભિસ્તી આવીને ઘડામાં પાણી ભરી જતો. પણ કોઈ સાથે હરફેય ઉચ્ચારવાનો નહીં. મહિનો આખો આવું જ ચાલ્યું.'

**પૂછપરછ અને યુક્તિ-પ્રયુક્તિ**

એક મહિના પછી રોજ સવારમાં એમને જેલની ઑફિસમાં લઈ જવામાં આવતા, અને ત્યાં લગભગ આખો દિવસ પોલીસ અધિકારીઓની જુદી જુદી ટુકડી એમની પૂછપરછ કરતી: જેલમાંથી કેવી રીતે ભાગ્યા? ક્યાં ક્યાં રહેલા? કોણે કોણે મદદ કરી? રૂપિયા ક્યાંથી આવતા? હથિયારો ક્યાંથી આવતા? નેપાળ શું કરવા ગયેલા? રાવલપીંડી શું કામ જઈ રહ્યા હતા? વગેરે વગેરે. પણ બધા સવાલોનો જયપ્રકાશ પાસે એક જ જવાબ હતો: 'હું જાણું છું. પણ તમને જણાવીશ નહીં.' ભૂગર્ભ પ્રવૃત્તિ વિશેના કોઈ પણ સવાલનો બસ, આ એક જ જવાબ. ૧૦-૧૫ દિવસ આવું ચાલ્યું. આઠ-આઠ, દસ-દસ કલાક ઑફિસમાં બેસાડીને પૂછપરછ ચાલતી. વચ્ચે ખાવાનું સૂઝ્યાં નહીં.

ક્યારેક કોઈ જયપ્રકાશને ખૂણામાં એકલા લઈ જઈને ખૂબ ખુશામત કરતો. માથેથી પાઘડી ઉતારીને જયપ્રકાશના પગે મૂકતો: 'તમે તો મહાન છો. ગાંધી, નેહરુ બાદ લોકો તમને જ જાણે છે. અંગ્રેજ સરકાર પણ તમારાથી ડરે છે. અમારે તો નોકરી કરવાની. તમે સહકાર નહીં આપો તો અમારાં બાળબચ્ચાં ભૂખે મરશે!'

ક્યારેક કોઈ આવીને કહેતું: 'જુઓ, આ કહ્યું છે તમારા અચ્યુત પટવર્ધને. લોહિયાનું, અરુણા અસફઅલીનું આ નિવેદન છે. અમે જે પૂછીએ છીએ તે તો બધું આ લોકોએ કહી જ દીધું છે. તો પછી હવે તમે શું કામ ચૂપ છો?'

જયપ્રકાશ તુરત કહેતા: 'તમને બધી જાણ થઈ જ ગઈ છે, તો પછી મને શું કામ પૂછો છો?' એમને પાકી ખાતરી હતી કે આ બધી ઉપજાવી કાઢેલી વાતો છે અને પોલીસે જ લખેલાં નિવેદનો છે.

**શારીરિક ઉત્પીડન અને માનસિક યાતના**

પોલીસની કડકાઈ ને કનડગત ધીરે ધીરે વધતી ગઈ. કલાકોના કલાકો ખુરશી પર બેસાડીને પૂછ્યા કરતા. એક ક્ષણ પણ દિમાગને તાણમુક્ત નહોતા રહેવા દેતા. જરા સુસ્તી દેખાઈ કે માથાના વાળ પકડીને હચમચાવી દેતા. કહેતા, સૂવા માટે અહીં નથી બોલાવ્યા.

પછી બાજુના ઓરડામાં કોઈને ખૂબ માર મારતા. મારવાના, ગાળો ભાંડવાના, હંટરના, ચીસાચીસના અવાજોથી ઓરડો ભરાઈ જતો. પછી એક એક કરીને મારવાનો બધો સામાન— સોટી, હંટર, લોખંડની સાંકળ, વગેરે જયપ્રકાશને જ્યાં બેસાડ્યા હોય તે ઓરડામાં લાવીને મૂકતા. વચ્ચે વચ્ચે કોઈ આવી એ બધી ચીજો હાથમાં લઈ ફેરવી-ફેરવીને જોઈ જતું. જયપ્રકાશને એક ખૂણામાં બેસાડી રખાતા. સાંજે બધો સામાન પાછો લઈ જતા. પ્રત્યક્ષ પિટાઈ કરતાં આની માનસિક તાણ વધારે ભયાનક હતી.

ધીરે ધીરે પૂછપરછનો સમય વધતો ગયો. છેવટના દસ દિવસ તો પૂરા ૨૪ કલાક સાં જ ખુરશી પર બેસાડી રાખ્યા. બંને હાથ પાછળ વાળીને બાંધી દેતા. જરીક ઝોકું આવ્યું કે ધડ કરતો તમાચો મારીને જગાડી દેતા. મોડી રાતે કહે. આજનું હવે પૂરું, જાઓ, જઈને આરામ કરો! પણ કોટડીમાં જઈને હજી મટકું માર્યું ન માર્યું ત્યાં ફરી ઉઠાડીને લઈ જતા. ફરી એની એ ખુરશી અને એના એ સવાલો. આવું લાગલાગટ દસ દિવસ સુધી ચાલ્યું. બસ, સૂવા જ નહીં દીધા. જયપ્રકાશનું માથું ચક્કર-ચક્કર ફરતું. ખાવાની કશી રુચિ જ ન રહી. માનસિક સંતુલન જાળવી રાખવું મુશ્કેલ પડે એવી સ્થિતિ હતી. થોડા દિવસ હજીયે એક ગંધાતી નાની ઓરડીમાં પૂરી રાખ્યા.

**'મરી જઈશ, પણ મોં નહીં ખોલું.'**

પૂછપરછ અને આ બધું લગભગ બે મહિના સુધી ચાલ્યું. પરંતુ જયપ્રકાશે જરીકે મચક ન આપી. એ ખુલ્લંખુલ્લા કહેતા કે, 'બ્રિટિશ સામ્રાજ્યનો હું જાની દુશ્મન છું. હું મારા દેશની આઝાદી માટે લડું છું. અને કાં તો મારો દેહ પડશે, કાં મારું ધ્યેય સિદ્ધ થશે. હું મરી જઈશ, પણ મોં નહીં ખોલું.'

પાછળથી આ બધું યાદ કરીને જયપ્રકાશજીએ કહેલું: 'મને બોલતો કરવા માટે એ લોકોએ જેટલું કર્યું તેટલું હજી પૂરતું નહોતું.' પછી પોતાની લાક્ષણિક નિખાલસતા સાથે ઉમેર્યું: 'ખરું જોતાં તો કહેવાનું ઝાઝું હતું જ શું? લોકોને થાય છે કે આ ભૂગર્ભ પ્રવૃત્તિ ઘણી દુષ્ટ અને મહત્ત્વની છે. પણ હકીકત એ છે કે તમારો મોટા ભાગનો સમય કેવળ તમારી જાતને કઈ રીતે લપાવતા-છુપાવતા ફરવું તેમાં જ જતો રહેતો હોય છે!'

છેવટે પોલીસે થાકીને પૂછપરછ વગેરે બંધ કર્યું. જયપ્રકાશને થોડા મોટા અને થોડા વધારે સારા ઓરડામાં લઈ ગયા. સામે કેટલાંક ઝાડ વગેરે હતાં. જયપ્રકાશને સારું લાગ્યું.

સરકારને ફરિયાદ કરેલી. પરિણામે, મહિનાઓ બાદ કાગળ-કલમ મળ્યાં. છાપાં મળ્યાં. કોઈ સાથી કેદીની માંગણી કરેલી. એક દિવસ સામે રામમનોહર લોહિયાને લાવીને ખડા કરી દીધા. જયપ્રકાશને પોતાની આંખો પર વિશ્વાસ નહોતો બેસતો. આ સપનું છે કે સત્ય? આ મુલાકાતથી એમને એટલો બધો આનંદ થયો કે જાણે જેલમાંથી જ મુક્તિ મળી ન હોય! પછી તો દરરોજ એક કલાક લોહિયા કે અન્ય કોઈ કેદી સાથે મળવા દેતા.

દરમ્યાન દેશ આખામાં વ્યાપક હવા ફેલાઈ ગઈ હતી કે લાહોર કિલ્લામાં જયપ્રકાશ ઉપર ભારે જુલમ ગુજારાઈ રહ્યો છે. મિત્રો તરફથી હાઈકોર્ટમાં અરજી કરવામાં આવી. પરિણામે જયપ્રકાશને અને લોહિયાને આગ્રા મધ્યસ્થ જેલમાં લઈ જવાયા. લાહોર કિલ્લામાંના યાતનાભર્યા ૧૬ મહિનાનો આ રીતે જાન્યુઆરી ૧૯૪૫માં અંત આવ્યો.

### વિધવિધ મનોભાવો ઝીલતી જેલ-ડાયરી

લાહોરના કિલ્લામાં જયપ્રકાશને શરૂઆતમાં તો લેખન-વાચનની કશી સામગ્રી નહોતી આપી. પણ પૂછપરછનો ગાળો પૂરો થયા ત્યાર બાદ બહારથી પુસ્તકો પણ મળવા દીધાં અને લેખન-સામગ્રી પણ અપાઈ. તા. ૧૮–૨–૪૪ ના રોજ લાહોર કિલ્લામાં પહેલી વાર જયપ્રકાશને નોટબૂક મળી. ત્યારથી એ તેમાં કાંઈક ને કાંઈક ટપકાવતા રહેતા. આ જેલ-ડાયરી ઘણું રસપ્રદ વાચન પૂરું પાડે છે. લાહોર કિલ્લામા લગભગ એક વરસના જયપ્રકાશના મનોભાવો તેમા શબ્દાંકિત થયેલા છે. રોજ છાપું મળતું. તે વાંચીને દેશ-દુનિયાના બનાવો અંગે તત્કાળ જે પ્રતિભાવો ઊઠતા તે આ ડાયરીમાં નોંધાયા છે. ક્યારેક કાંઈક ચિંતન ચાલતું, જુદા જુદા વિચારો આવતા, તે લખી લીધા છે. કેટલીક વાર મનની લાગણીઓ અને ભાવનાઓને વાચા મળી છે. તેમાં જુદા જુદા ભાવ ને મૂડ જોવા મળે છે. પોતે જે પુસ્તકો વાંચ્યાં, તેનાં અવલોકનો પણ છે. ભાવિ યોજનાઓ અને કલ્પનાઓ છે કેટલાંક ચિંતન-મનનમા ભવિષ્યના એમના વિચારો અને વલણોનાં સ્પષ્ટ બીજ પણ જણાય છે.

લાહોર કિલ્લામાંની શરૂઆતના દિવસોની યાતના વિશે જયપ્રકાશે લખ્યું છે: ‘મને થાય છે કે હું જાણે હિંસ્ર પશુમાં ફેરવાઈ જઈશ. મારી ભીતર જાણે વેરની, બદલો લેવાની ભભૂકતી પાશવી જ્વાળાઓ ઊઠે છે. મારી માનવતા જાળવી રાખવા માટે મારે મારી જાત સાથે ભારે ઝઝૂમવું પડે છે. એ અઘરું છે, બહુ અઘરું. અને મને ખાતરી નથી કે હું આમાં પૂરો સફળ થઈશ.’

### માનવ આવો હેવાન બની શકે ?

પરંતુ જયપ્રકાશ માનવતા ગુમાવે, તો મીઠાએ એની ખારાશ ગુમાવ્યા જેવું થાય. એમના જેવી મૃદુહૃદયી, સૂક્ષ્મ સંવેદનશીલ વ્યક્તિ માટે તે સંભવ જ નહોતું. વેર કે બદલાનો ભાવ તો દૂર રહ્યો, કોઈને માટે લાંબો સમય કડવાશ અનુભવવાનુંયે એમને માટે શક્ય નહોતું. બેહદ કનડગત અને ત્રાસ-જુલમના બનાવો વિશે એમણે ફેબ્રુઆરી ૧૯૪૪ મા સરકારને લેખિત ફરિયાદ કરી તેમાંયે પત્રને અંતે એમણે એમ જ લખ્યું કે, ‘જે લોકોએ મારી સાથે આવો વર્તાવ કર્યો, એમને માટે મારા મનમાં કોઈ કડવાશ નથી. કેમ કે તેઓ તો માત્ર ઉપરના હુકમોનો જ અમલ કરતા હતા. જે ઉચ્ચ સત્તાધારીઓ આને માટે ખરેખર જવાબદાર છે, એમના પ્રત્યે મને સખત નારાજી અને રોષ છે.’

જો કે નખશિખ માનવ એવા એમને એક વસ્તુ કેમેય કરી સમજાતી નહોતી. અને તે એ કે માણસ જેવો માણસ થઈને આવી રીતે વર્તી જ કેમ શકે ? ‘માનવની અધોગતિની આ કથા છે. મને કેટલા દિવસ ને રાત જાગતો રાખવામાં આવ્યો અથવા મારે કેટકેટલાં અપમાનજનક શબ્દો ને ગાળો સાંભળવા પડ્યાં તેની મારા પર એટલી અસર ન થઈ, જેટલી એ વાતની થઈ કે બાહ્ય બધી દૃષ્ટિએ માણસનાં જ લક્ષણો અને ગુણધર્મો ધરાવતી આ બધી વ્યક્તિઓ આવી રીતે સાવ પશુ જેવો વર્તાવ કરે છે, અને જાણે તેમાં મજા માણે છે ! માનવ આટલો હીન બની શકે ? માનવની અધોગતિનું આ દૃશ્ય મને વ્યાકુળ કરી મૂકતું.’

પોતાની વ્યક્તિગત યાતના ગૌણ છે, પણ માનવજાતને લાંછન લાગે એવું હીન કૃત્ય થઈ ગયું છે, તેની વેદના છે ! ગુલામી પણ આથી જ એમને આખુંએ આયખું કઠતી હતી. ગુલામી માણસને હીન બનાવે છે, એની અધોગતિ કરે છે. તેથી પરદેશી શાસન અહીંથી જવું જ જોઈએ. ૧૯૪૨ ના રાષ્ટ્રીય આંદોલનનાં બે સૂત્રો—“હિંદ છોડો” અને “કરેંગે યા મરેંગે” આ ગાળાના જયપ્રકાશના જીવનમા પૂરેપૂરા મૂર્તિમંત થયેલા જોવા મળે છે. અંગ્રેજોને અહીંથી હાંકી કાઢવા માટે એમણે પોતાના જાનની બાજી લગાવી દીધી હતી. અંગ્રેજો માટે એમને કશો દ્વેષ નહોતો. પણ અંગ્રેજી સામ્રાજ્ય ન ખપે. જયપ્રકાશ અને અન્ય સાથીઓ દ્વારા ચાલેલી ભૂગર્ભ પ્રવૃત્તિથી બહુ ઝાઝું તો કાંઈ ન થઈ શક્યું. પણ તેને લીધે રાષ્ટ્રીય વિદ્રોહની મશાલ જલતી રહી.

### સલ્તનતને મન જયપ્રકાશ સૌથી વધુ ખતરનાક

અંગ્રેજ સલ્તનત પણ કોંગ્રેસના અન્ય નેતાઓ કરતાં જયપ્રકાશને પોતાના માટે વધુ ખતરનાક માનતી હતી. તેથી જ બીજા બધાને છોડ્યા, પણ જયપ્રકાશ અને લોહિયાને હજી જેલમા જ ગોંધી રાખ્યા. ગાંધીજી તબિયતને કારણે ૧૯૪૪ના મે મહિનામાં છૂટ્યા. અન્ય નેતાઓ પણ ૧૯૪૫ના જૂનમાં જેલમાંથી બહાર આવી ગયા. પરંતુ જયપ્રકાશ અને લોહિયા હજી આગ્રા મધ્યસ્થ જેલમાં જ હતા.

અંગ્રેજોના મનમા ત્યારે જયપ્રકાશ વિશે કેવી છાપ હતી તે દર્શાવતો આ ગાળાનો એક કિસ્સો જયપ્રકાશના અમેરિકાના સહાધ્યાયી ઉજરે કહ્યો છે : બીજું વિશ્વયુદ્ધ સમાપ્ત થઈ ગયું હતુ. મને અમેરિકન સ્ટેટ ડિપાર્ટમેન્ટ તરફથી જર્મની જવાનો આદેશ મળ્યો. હુ સમુદ્ર માર્ગે મુસાફરી કરી રહ્યો હતો. મારી કેબિનમા એક અંગ્રેજ હતા, જે હિંદુસ્તાનથી ઈંગ્લેંડ જઈ રહ્યા હતા. એ ત્યારે હિન્દુસ્તાનમા “ટાઈમ્સ ઑફ ઇન્ડિયા”ના ખબરપત્રી હતા. મને આ ખબર પડી એટલે તુરત મેં ઘણી જિજ્ઞાસા સાથે તેને પૂછ્યુ. “મારા એક હિંદુસ્તાની મિત્ર હતા. મારી સાથે અમેરિકામા ભણતા ઘણા વખતથી એમના કોઈ સમાચાર નથી. એમના વિશે તમને કાંઈ ખબર છે ?” એ ભાઈ પોતાના બિસ્તર પર સૂતેલો હતો. એણે સૂતા-સૂતા જ મને પૂછ્યું કે એમનું નામ શું છે ? મેં કહ્યું. “જયપ્રકાશ નારાયણ.” મેં આટલું કહ્યું ત્યા તો એ માણસ ચોંકીને પોતાના બિસ્તર પરથી નીચે ગબડી પડ્યો ! અને પછી મને પૂછવા લાગ્યો : “શું એ તમારા મિત્ર છે ? એ તો ભારે ખતરનાક માણસ છે ! એણે એકલાએ હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો હચમચાવી મૂક્યો છે. આજકાલ એ બ્રિટિશ જેલમાં છે.”

પરંતુ દેશમાં ધીરે ધીરે જયપ્રકાશને મુક્ત કરવાની માગણી બુલંદ થતી ગઈ. ઘણી જગ્યાએ જયપ્રકાશ-દિન અને લોહિયા-દિનની ઉજવણીઓ થઈ. સભાઓ ભરાઈ અને દેખાવો થયા.

ઇંગ્લંડના મજૂર પક્ષના સોરેન્સન વગેરે સંસદીય સભ્યોનું એક પ્રતિનિધિમંડળ આગ્રા જેલમાં જયપ્રકાશને મળ્યું. હિંદ સરકારના ગૃહ પ્રધાને જયપ્રકાશ સાથે જેલમાં વાતચીત કરી. જેલમાંથી છૂટવા ખાતર કોઈ કહેણ કરે તે જયપ્રકાશ નહીં. જયપ્રકાશે સ્પષ્ટ જ કહ્યું કે અમારું ધ્યેય હિંદુસ્તાનની આઝાદી છે. તે જો અહિંસાથી મળે તો તેનાથી રૂડું બીજું શું ? પણ જરૂર જણાય તો હિંસાથી પણ આઝાદી પ્રાપ્ત કરતાં અમે અચકાઈશું નહીં.

## ગાંધીજીએ મરદાનગીને બિરદાવી

અંગ્રેજોએ એમને છોડવાનું ઉચિત ન માન્યું. પણ હવે ગાંધીજીએ પણ જયપ્રકાશ અને લોહિયાને તત્કાળ છોડી મૂકવાની માગણી બુલંદ કરી. ઇંગ્લંડથી કેબિનેટ મિશન આવેલું. તેના ઉપર પણ ગાંધીજીએ આ માટે પુષ્કળ દબાણ કર્યું. છેવટે સરકારને નમવું પડ્યું. તે વખતના વાઇસરોય વેવલે નોંધ્યું છે : 'ગાંધી હજી જયપ્રકાશને છોડવાની વાત લઈને બેઠા હતા. આપણે એમને છોડવા પડશે. હવે ઘણા દુષ્ટો (blackguards)ને મુક્ત કરવા પડે છે ત્યારે તેમાં એકના વધારાથી મને લાગે છે, ઝાઝો ફરક નહીં પડે. સિવાય કે જયપ્રકાશ એક બુદ્ધિશાળી અને સમજદાર દુષ્ટ છે.'

આખરે ૧૧ એપ્રિલ ૧૯૪૬ના રોજ આગ્રા જેલમાંથી જયપ્રકાશ છૂટ્યા. બીજે દિવસ નવી દિલ્હીના સ્ટેશને લોકોની ભારે ભીડ હતી. તેમાં પ્રભાવતી પણ જયપ્રકાશને લેવા આવેલાં.

પ્રભાવતી પણ આ વરસોમાં ફરી જેલવાસ ભોગવી ચૂક્યાં હતાં. ૧૯૪૨ના ઑગસ્ટમાં એમને પટણાથી પકડી લઈને ભાગલપુર જેલમાં રાખ્યાં. જ્યારે આગાખાં મહેલમાં કસ્તુરબા બીમાર પડ્યાં ત્યારે એમણે બીજા કોઈને નહીં પણ પ્રભાવતીને પોતાની પાસે બોલાવ્યાં. 'મને પ્રભા જોઈએ' એમ કહ્યા કરતાં. કસ્તુરબાની અંતિમ હાલત જોઈ સરકારે તે માગણી માન્ય કરી. ત્રણેક મહિના પ્રભાવતીને ભાગલપુર જેલમાંથી ખસેડી આગાખાં મહેલમાં ગાંધીજી પાસે રાખ્યાં. પ્રભાવતીએ બાની ખૂબ સેવા કરી. બધા નેતાઓ છૂટ્યા ત્યાર બાદ ૧૯૪૫માં ભાગલપુર જેલમાંથી પ્રભાવતી છૂટ્યાં. ગાંધીજી પાસે જઈને રહ્યાં. આગ્રા જેલમાં જયપ્રકાશને મળવા જતાં. જયપ્રકાશ જ્યારે છૂટ્યા ત્યારે પ્રભાવતી ગાંધીજી સાથે દિલ્હી હતાં. દિલ્હી સ્ટેશને એમને લેવા ગયેલાં.

જેલમાંથી જયપ્રકાશનો છુટકારો થયો, ત્યારે ગાંધીજીએ કહ્યું : 'જયપ્રકાશ અને લોહિયા બંને બહાદુર છે. સરકારને એમનો ડર લાગ્યો, એટલે એમને જેલમાં રાખ્યા. જયપ્રકાશ જાનનો ખેલ ખેલી રહ્યા હતા. જેલ પણ કૂદી ગયા. એમને એક જ તમન્ના હતી, દેશ આઝાદ થાય !'

## ગુપ્ત પ્રવૃત્તિને અહિંસામાં સ્થાન નથી.

"કરેંગે યા મરેંગે"ના મંત્રદાતાએ આ રીતે જયપ્રકાશની મરદાનગીને બિરદાવી. ૧૯૪૨ની ૮મી ઑગસ્ટના પોતાના ભાષણમાં ગાંધીજીએ કહ્યું હતું : 'તમને હું એક ટૂંકો મંત્ર આપું છું, કરેંગે યા મરેંગે. કાં તો આપણે હિંદને સ્વતંત્ર કરીશું અથવા એ માટે પ્રયાસ કરતાં કરતાં મરણને ભેટીશું.' અલબત્ત, આમાં શરીરની અહિંસા આચરતાં આચરતાં જરૂર પડ્યે જાન આપી દેવાની વાત હતી. ગાંધીજીનો કાર્યક્રમ સંપૂર્ણપણે અહિંસક અસહકારનો હતો. પણ ૧૯૪૨માં બન્યું હતું એવું કે લડતના કાર્યક્રમની રૂપરેખા અપાય અને વધુ સ્પષ્ટતા થાય તે પહેલાં જ ગાંધીજીને અને બધા ટોચના નેતાઓને પકડી લેવામાં આવ્યા હતા. આવા સંજોગોમાં "કરેંગે યા મરેંગે"ના મંત્રનું પોતાની મતિ મુજબ અને પોતાની ઢબે આચરણ કરવાની હિંમતથી કોશિશ કરનાર જયપ્રકાશની મરદાનગીને ગાંધીજીએ અવશ્ય બિરદાવી. તેમ છતાં આ ભાંગફોડની પ્રવૃત્તિ અને ભુગર્ભવાસ અને ગુપ્ત યોજનાઓને અહિંસક આંદોલનમાં કદાપિ સ્થાન હોઈ શકે નહીં, એવો એમનો સ્પષ્ટ મત હતો.

૧૯૪૨માં એમ કહેવાયેલું કે નેતાઓની ગેરહાજરીમાં દરેક જણ પોતાનો નેતા છે. અને દરેક જણે સત્ય અને અહિંસાની મર્યાદામાં રહીને "હિંદ છોડો"ના ઠરાવનો અમલ કરવાનો છે. પરંતુ નેતાઓની એકાએક ધરપકડ કરી લેવામાં આવી, ત્યારે જુદા જુદા લોકોએ અહિંસાનો જુદો જુદો અર્થ ઘટાવ્યો. કિશોરલાલ મશરૂવાળા જેવા પણ આમાં ગોથું ખાઈ ગયા. પાછળથી એમણે પોતાની ભૂલ સ્વીકારી કે, "જેમ મેં લૂંટવા અને આગ લગાડવાના કાર્યક્રમોનો નિષેધ કર્યો, તેમ જ તારો તોડવા, પાટા ઉખાડવા, પુલો ભાંગવા વગેરે રીતોનો પણ મારે ચોખ્ખા શબ્દોમાં અહિંસાની દૃષ્ટિએ નિષેધ કરવો જોઈતો હતો.'

ગાંધીજીના પોતાના મનમાં આ વિશે કદી કોઈ ડગડગો હતો નહીં. ૧૯૪૪માં આગાખાં મહેલમાંથી છૂટ્યા બાદ એમણે આ વાતની ઘણી છણાવટ કરી : 'ગુપ્ત પ્રવૃત્તિ અહિંસાની સક્રિય ભાવનાના વિકાસને અનુકૂળ નથી......અહિંસાના પાલનમાં ગુપ્તતાને હું પાપ લેખતો થયો છું......ગુપ્ત પ્રવૃત્તિ સંપૂર્ણપણે નિર્દોષ હોય તોયે અહિંસક કાર્યપદ્ધતિમાં તેને સ્થાન હોવું ન જોઈએ......એ પ્રવૃત્તિઓએ કેટલાક લોકોની કલ્પનાશક્તિને ઉત્તેજિત કરી તથા તેમનામાં ઉત્સાહ પેદા કર્યો એમ ભલે દર્શાવી શકાય. પરંતુ એકંદરે જોતાં તેમણે સમગ્ર લડતને હાનિ પહોંચાડી છે.'

ગાંધીજીનાં આવાં મંતવ્યોથી ઘણા કાર્યકરોને થયું કે અમને જાણે ઉતારી પાડવામાં આવ્યા. ગાંધીજીએ એક વાર એમ પણ કહ્યું કે કોંગ્રેસે આવી લડત આપવાનું એલાન કદી કર્યું જ નહોતું. જેલમાં જયપ્રકાશે આ જાણ્યું ત્યારે એમને અનહદ દુઃખ થયું. તા. ૫-૮-૪૪ની જેલ ડાયરીમાં એમણે નોંધ્યું : 'મારું મન કડવાશથી ભરાઈ ગયું છે. અમને બહુ બૂરી રીતે ઉતારી પાડવામાં આવ્યા છે. ગાંધીજી કદાપિ હિંસા સાથે પોતાને ન જોડે, તે સમજી શકાય છે. પણ ૧૯૪૨માં જે બન્યું તે હિંસા ક્યાં હતી ? મોટા ભાગનું તો આમ જનતાના સાવ સહજ અને તત્કાળ પ્રતિભાવરૂપ હતું. જનતાએ કેવી અજોડ લડત આપી !

હા, તેમાં ભૂલો થઈ હશે. પણ તેથી ગાંધીજી અને કોંગ્રેસ તેનો અસ્વીકાર કરે ? બધા ગુણદોષ માથે આ લડતને એમણે પોતાની જ માનવી રહી. કેટલાકને થશે, હું નાહક રજનું ગજ કરી રહ્યો છું. અમુક લડત કોંગ્રેસની કહેવાય કે ન કહેવાય, તેથી પણ શો ફરક પડી જવાનો છે ? પણ મારું મન તો આવું છે. આપણો પોતાનો પરિવાર આપણને તરછોડી મૂકે, આપણો અસ્વીકાર કરે તે કોને ગમે ? આપણો પોતાનો સમુદાય આપણને કાઢી મૂકે તે કેમ સહેવાય ? માણસો તો આના કરતાં મરી જવાનું પસંદ કરે છે !'

જયપ્રકાશની આ વેદના અને પારિવારિક ભાવના હૃદયસ્પર્શી છે. પણ ગાંધીજી તો એક આખા રાષ્ટ્રને અહિંસાની નવી કાર્યપદ્ધતિની તાલીમ આપવા માગતા હતા. એક કાર્યકર સાથેની ચર્ચામાં એમણે કહેલું કે, 'મેં કોઈનેયે દોષ દીધો નથી. પણ કોઈ વસ્તુ ખોટી હોય તો મારે એ પ્રમાણે કહેવું જોઈએ. આપણે આપણી ભૂલોમાંથી શીખીએ છીએ અને તે સુધારીને આગળ વધીએ છીએ.'

### સત્યાગ્રહ માટે વધુ બહાદુરીની જરૂર

તો પછી ભાંગફોડની પ્રવૃત્તિ, સ્વતંત્રતા માટેની લડતને પાછી પાડનારી નીવડી હતી શું ? એ લડત દરમ્યાન પ્રજાએ દાખવેલી હિંમત અને વીરતા એળે ગયાં હતાં કે શું ? એ અંગે ગાંધીજી માનતા કે ઇતિહાસની દૃષ્ટિથી જોતાં દરેક પ્રકારની લડત દ્વારા દેશ સ્વતંત્રતાની દિશામાં આગળ વધેલો માલૂમ પડશે. પણ સૌ કોઈએ જો અહિંસા જાળવી હોત, તો પ્રગતિ તેના કરતાંયે ઘણી વધારે થવા પામી હોત. જયપ્રકાશની હિંમત, દેશભક્તિ તથા આત્મબલિદાનની ભાવના માટે ગાંધીજીના દિલમાં ભારે આદર હતો. પણ એમણે કહ્યું કે, 'સાચી વીરતાને માટે મારે જો ચાંદ આપવાનો હોય, તો હું તે જયપ્રકાશને નહીં પણ તેમની બહાદુર સત્યાગ્રહી પત્નીને જ આપું.'

સત્યાગ્રહ માટે વધારે બહાદુરીની જરૂર પડે છે એવો ગાંધીજીનો નિશ્ચિત મત હતો. એમણે કહ્યું કે, 'લોકો શારીરિક હિંસાની વ્યર્થતા સમજ્યા છે, પણ હજી કેટલાકને લાગે છે કે ભાંગફોડના તેના સુધરેલા રૂપમાં તેનો ઉપયોગ કરી શકાય. આથી કદાચ તમારી કલ્પનાશક્તિ થોડી સંતોષાશે. પણ આને બાળકનાં રમકડાં સમાન જ સમજો.'

### આમ જનતાની ક્રાંતિ અહિંસાથી જ શક્ય

પણ જોતા. ગાંધીજી જે કરવા માગતા હતા તે [illegible] કહ્યું હતું : 'મારી જાણ પ્રમાણે, આઝાદી મેળવવા માટે કોઈ પણ દેશે [illegible] સત્ય અને અહિંસાના એક માત્ર સાધનનો ઉપયોગ કર્યો નથી......અહિંસક બળવો [illegible] કાર્યક્રમ નથી. એ તો [illegible] સત્તાની ફેરબદલી [illegible], સંપૂર્ણ પરિવર્તન કરવાનો કાર્યક્રમ [illegible]......[illegible] નહિ કરી શકાય. [illegible] કરવાની [illegible] કાર્યની છે. તે કોઈ પણ વ્યક્તિ ઉપાડી લઈ શકે છે. એ તો અહિંસક સૈનિક માટેની કવાયત છે. એના દ્વારા તમે ગ્રામવાસીઓને સ્વાશ્રયી, સ્વયંપૂર્ણ અને સ્વાધીન બનાવી શકો...... ટિળક મહારાજે સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે એ મંત્ર આપ્યો. તેમાં મારો આટલો ઉમેરો છે કે, સત્ય અને અહિંસાને માર્ગે એ મેળવી શકાય.'

ગાંધીજીની સ્વરાજની કલ્પના જ અનોખી છે. એ મુઠ્ઠીભરનું રાજ અથવા પ્રાતિનિધિક રાજ નહીં, પણ સામાન્યમાં સામાન્ય માણસનું સ્વરાજ લાવવા માગતા હતા. તેથી એમણે કહ્યું : 'કરોડોની મૂક આમ જનતાની સ્વતંત્રતા એ જો આપણું ધ્યેય હોય, તો ગુપ્તતાનો સર્વથા ત્યાગ કરવો રહ્યો. ૪૦ કરોડની પ્રજાને ખુલ્લેખુલ્લાં અને સત્યમય સાધનો સિવાય બીજી કોઈ પણ રીતે કાર્ય કરવા માટે સંગઠિત ન કરી શકાય. તેથી આપણે એક કે બે વ્યક્તિનો વિચાર નથી કરવાનો, આપણે તો ચાલીસ કરોડ લોકોને નજરમાં રાખીને વિચાર કરવાનો છે. આજે તેઓ ચેતનહીન છે. ગુપ્ત પદ્ધતિ અપનાવીને આપણે તેમનામાં ચેતન પ્રગટાવી શકવાના નથી. કેવળ સત્ય અને અહિંસાને વળગી રહીને જ આપણે તેમની નિસ્તેજ આંખોને પાછી સતેજ કરી શકીશું.'

જયપ્રકાશને પણ સ્વરાજ તો આવું જ ખપતું હતું—સામાન્યમાં સામાન્ય માણસનું સ્વરાજ. આઝાદીના સૈનિકોને લખેલા ખુલ્લા પત્રમાં એમણે પણ કહેલું કે, 'આપણું કામ માત્ર કાવતરાં ઘડીને છાપા મારવાનું નથી. આપણે તો આખી જનતાને આપણી સાથે ક્રાંતિના પથ ઉપર લઈ જવી છે.' તેમ છતાં આમ જનતાની ક્રાંતિનો પથ અહિંસક અને રચનાત્મક કાર્યક્રમ સિવાય બીજો કોઈ હોઈ જ શકે નહીં, એવી પ્રતીતિ થવી હજી બાકી હતી. ગાંધીમાર્ગનો ખરો મર્મ હજી પકડાયો નહોતો.

### ગાંધીજીની અખૂટ ધીરજ અને વત્સલતા

પરંતુ ગાંધીને અખૂટ ધીરજ હતી. એક વાત સત્ય છે તે આજે નહીં તો કાલે સમજાશે. દરમ્યાન રાષ્ટ્રપિતાના બિરુદને બિલકુલ છાજે એવી રીતે પોતાની વત્સલતાથી ભિન્ન ભિન્ન માર્ગોના ખેડણહારોને પણ એમણે કદી વંચિત ન રાખ્યા. સુભાષની આઝાદ હિંદ ફોજના સૈનિકો પકડાઈને આવ્યા, તો એમનીયે એમણે ચિંતા કરી. એમને મળ્યા. એમને છોડાવવા મથ્યા. એમણે કહ્યું : 'શસ્ત્રબળથી કરવામાં આવતા કોઈ પણ સંગ્રામ સાથે મારે કશી લેવા દેવા ન હોઈ શકે એ ખરું, પરંતુ શસ્ત્ર ધારણ કરનાર માણસો જે વીરતા અને દેશભક્તિ દાખવે છે તે કદી પણ મારી નજર બહાર હોતાં નથી.'

ગાંધીજીની આ જ વત્સલતાએ જયપ્રકાશની બહાદુરીને પણ બિરદાવી. એમને એ વાતની દૃઢ પ્રતીતિ હતી કે જયપ્રકાશના દિલમાં એક જ તમન્ના છે—દેશ આઝાદ થાય ! અને તે માટે એ જાનની બાજી પણ લગાવી શકે છે, ભલે તેથી [illegible] [illegible] છે.

# ૮

# સ્વરાજ્યના પરોઢે

અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢવા માટે એક વધુ લડત આપવી પડશે, એવા ખ્યાલ સાથે જયપ્રકાશ જેલમાંથી બહાર આવેલા. એ છેલ્લી લડત માટે કેવી રીતે સુવ્યવસ્થિત તૈયારી કરવી, તેના વિચારો જ એમના મગજમાં ચાલ્યા કરતા. પરંતુ એ છૂટ્યા ત્યારે એપ્રિલ ૧૯૪૬માં બહાર વાતાવરણ સાવ પલટાઈ ગયેલું. દેશમાં લડતને બદલે વાટાઘાટનો વાયરો વાઈ રહ્યો હતો.

### બહાર વાટાઘાટોનો વાયરો

ગાંધીજી ૧૯૪૪ના મેમાં છૂટ્યા હતા. ઝીણાને સમજાવી લેવા એમણે એક વધુ નિષ્ફળ પ્રયાસ કરી જોયો હતો. ૧૯૪૫ના મે માસમાં યુરોપમાં યુદ્ધનો અંત આવ્યો. જાપાન સાથેનું યુદ્ધ હજી ચાલતું હતું. જૂનમાં અંગ્રેજ સરકારે કોંગ્રેસના બધા નેતાઓને છોડી મૂક્યા, અને વાઈસરોય લોર્ડ વેવલે સિમલામાં બધા પક્ષોના પ્રતિનિધિઓની એક પરિષદ ભરી. બંધારણીય માર્ગે ફેરફારો કરવા અંગે તેમાં વિચારણા કરવાની હતી. પણ કશું પરિણામ ન આવ્યું. પરિષદ નિષ્ફળ નીવડી. જુલાઈમાં બ્રિટનમાં ચૂંટણી થઈ. ચર્ચિલનો રૂઢિચુસ્ત પક્ષ પૂરી રીતે હાર્યો. એટલીના વડાપ્રધાનપદે ત્યાં મજૂર પક્ષ સત્તા ઉપર આવ્યો. સપ્ટેમ્બરમાં તેણે જાહેરાત કરી કે તુરત ચૂંટણી કરીને પ્રાંતોમાં પ્રધાનમંડળો રચાશે, બંધારણસભા બોલાવાશે અને હિંદના મુખ્ય પક્ષોના ટેકાથી વાઈસરોયની એક્ઝીક્યુટીવ કાઉન્સિલની રચના થશે. બ્રિટનમાં લોકમત હિંદમાંથી બ્રિટિશ અમલનો અંત લાવવાની તરફેણમાં હતો. આ માટે હિંદના નેતાઓ સાથે વાટાઘાટ કરીને સત્તા-સોંપણીની યોજના ઘડવા ૧૯૪૬ના માર્ચમાં ઈંગ્લંડથી કેબિનેટ મિશન અહીં આવ્યું હતું, અને તેણે બધા સાથે વાતચીત શરૂ કરી દીધી હતી.

આ બધા સમાચારોથી જયપ્રકાશને જેલમાં રહ્યે રહ્યે જ અકળામણ થવા લાગી હતી. અંગ્રેજોની ઈમાનદારી વિશે એમને શંકા હતી. આવી રીતે તેઓ હિંદ છોડીને ચાલ્યા જશે એમ એ નહોતા માનતા. વાટાઘાટો તો આપણને અવળે માર્ગે દોરવાના પ્રયાસ રૂપ છે એમ કહેતા. આ રીતે તો પ્રજામાં નાહક ખોટી આશાઓ જન્મે છે અને પછી વાટાઘાટો નિષ્ફળ જતાં પ્રજા એકદમ નિરાશ થઈ જાય છે. લડતના જુસ્સાને આથી ધક્કો પહોંચે છે. તેથી જયપ્રકાશના મનમાં તો તત્કાળ છેલ્લી લડતની તૈયારીમાં લાગી જવાનું હતું. તે માટે પ્રજાને વ્યવસ્થિત કાર્યક્રમ આપીને સંગઠિત કરવાની હતી.

### યુવાહૃદયસમ્રાટનું ઉમળકાભેર સ્વાગત

પ્રજાએ જયપ્રકાશનું બહુ જ ઉમળકાભેર સ્વાગત કર્યું. ૧૯૪૨ના આન્દોલનના એ "હીરો" હતા. તે આન્દોલનમાં એમણે જે સર્જન કર્યું હતું અને મરદાનગીભર્યાં જે પરાક્રમો કર્યાં હતાં, તેણે લોકોનું હૃદય જીતી લીધું હતું. લોકજીભે એમનું નામ રમતું થઈ ગયું હતું. લોકપ્રિયતાની દૃષ્ટિએ ગાંધીજી અને જવાહરલાલ પછી એમની જ ગણના થતી. ખાસ કરીને યુવાનો

પર તો એમના નામની જાદુ જેવી અસર થતી. એમને યુવાહૃદય-સમ્રાટનું બિરુદ આપવામાં આવેલું.

જેલમાંથી છૂટીને આવ્યા બાદ તુરત ૨૧ એપ્રિલે પટણામાં પ્રજાએ બિહારના આ પનોતા પુત્રનું ભવ્ય સ્વાગત કર્યું. લગભગ આખું શહેર ઊમટ્યું હતું. પાંચ-સાત દિવસમાં જ એકઠી કરાયેલી ૧૬ હજાર રૂપિયાની થેલી જયપ્રકાશને અર્પણ થઈ. ઉપરાંત સભામાં ઘણાએ રૂપિયા, સોનાના દાગીના વગેરે પણ આપ્યા. હિંદીના અગ્રણી કવિ દિનકરે આ પ્રસંગે ખાસ રચેલું પોતાનું કાવ્ય વાંચ્યું. જયપ્રકાશના ખમીરવંતા વ્યક્તિત્વને આબેહૂબ શબ્દાંકિત કરતું આ એક શ્રેષ્ઠ કાવ્ય છે.

એ સભામાં જયપ્રકાશે કહ્યું : 'આ બહુમાન મારું નહીં, ૧૯૪૨ની લોકચેતનાનું બહુમાન છે...... અમારી કાંઈ ભૂલો થઈ હશે, તો અવશ્ય સુધારીશું. પરંતુ એક હાકલ કરી દીધી પણ સાથે કોઈ કાર્યક્રમ ન આપ્યો, તે નેતાઓની ભૂલ નહોતી ?......હિંસા-અહિંસાની વાતો થાય છે અમને હિંસા આચરવાનો દોષ દેવાય છે. મહાત્માજીની અહિંસા હું સમજી શકું છું. તેની સામે મારું માથું નમે છે. છતાં મારી પાસે એટલું આત્મબળ નથી, એટલે મને બંદૂકથી લડવાનું સહેલું લાગે છે. અને કોંગ્રેસના નેતાઓનું વલણ પણ આનાથી કયું જુદું છે ? શું એ લોકોએ નહોતું કહ્યું કે અંગ્રેજો અમને સત્તા સોંપશે, તો અમે જાપાનીઓ સામે શસ્ત્રો લઈને લડીશું ? શું જાપાનીઓ માણસ નથી ? બ્રિટિશો જ એકલા માણસ છે કે જેથી એમની સામે શસ્ત્રો ઉઠાવવાથી હિંસા થઈ જાય ? માટે આ બધી વાહિયાત વાતો છે. ગાંધીજીની વાત જુદી છે. બાકી, કોંગ્રેસના અન્ય નેતાઓને અહિંસામાં જેટલો વિશ્વાસ છે એટલો જ મને છે, અને મને હિંસામાં જેટલો વિશ્વાસ છે એટલો જ કોંગ્રેસના નેતાઓને છે. માટે મારો તો અભિપ્રાય એ છે કે અહિંસાની વાતનો સત્તાની રાજનીતિ માટે ગેરલાભ લેવાઈ રહ્યો છે......સ્વરાજ કદી વાટાઘાટોથી આવી શકે ? તેને માટે તો પ્રજાને તૈયાર કરવી પડે. મને લાગે છે કે પૂર્ણ સ્વરાજ હજી સંભવ નથી, કેમ કે હિંદુસ્તાને એટલી શક્તિ હજી સંપાદન કરી નથી. દાખલા તરીકે બિહારમાંની ૪૦ મુસ્લિમ બેઠકોમાંથી જો કોંગ્રેસે ઓછામાં ઓછી ૩૦ બેઠકો મેળવી હોત તો એમ કહી શકાત કે આપણે પૂર્ણ સ્વરાજ માટેની શક્તિ પ્રાપ્ત કરી છે.'

## સ્વરાજની કસોટી : મુસ્લિમોનું દિલ જીતવું

આ છેલ્લો મુદ્દો બહુ જ મહત્ત્વનો છે. કોંગ્રેસ મુસ્લિમોના દિલ જીતી લે, તેને જયપ્રકાશે પૂર્ણ સ્વરાજની શક્તિ માટેની એક કસોટી ગણાવી હતી ! એ દિવસોમાં આપણે જોયું કે કોંગ્રેસની આ નબળાઈને લીધે જ છેવટે દેશના ભાગલા પડ્યા અને આપણને ખંડિત સ્વરાજ્ય મળ્યું. અંગ્રેજોને કહી દઈને ભારતમાંથી કાઢી શકાય એવો સબળ અને પ્રભાવી અનુભવ-જયપ્રકાશના, પૂર્ણ સ્વરાજ્ય માટેની આવી શક્તિ જો પ્રાપ્ત ન થઈ હોય તો થોડો વિલંબ સહન કરીનેય તે માટે કોશિશ કરવા પર ભાર મૂકતા હતા. તત્ત્વતઃ આ વસ્તુ આ દિવસોની ગાંધીજીની ભૂમિકાને ઘણી મળતી આવે છે. બીજી બાજુ એમ જોવા મળે છે કે કોંગ્રેસના ટોચના નેતાઓ ઉતાવળા થઈ ગયેલા, અને ગાંધીજીની ઉપરવટ જઈનેય અંગ્રેજોના હાથમાંથી ભાગલા સહિતનું સ્વરાજ સ્વીકારવા તત્પર બનેલા.

દેશના ભાગલા સામેનો જયપ્રકાશનો તીવ્ર વિરોધ લાહોર કિલ્લાની એમની જેલ-ડાયરીમાં પણ ઘણી જગ્યાએ જોવા મળે છે : 'સ્વતંત્ર અને અખંડ હિંદુસ્તાનમાં એક સાથે રહેવાની પૂરતી કોશિશ કર્યા પહેલાં જ ભાગલા સ્વીકારી લેવા સામે મારો ઘોર વિરોધ છે. દેશના આવા ભાગલાથી અલગની આપણી એક પણ સમસ્યાનો ઉકેલ આવવાનો નથી, બલ્કે ભાગલાથી વળી બીજી ઘણી ગંભીર સમસ્યાઓ ઊભી થશે...... મુસ્લિમો માટે મારા દિલમાં લગીરે પૂર્વગ્રહ નથી. જો આપણા દેશની એકતા જળવાઈ રહેતી હોય, તો હિંદુ પ્રભુત્વ અંગેનો મુસ્લિમોનો ડર નિવારવા હું છેલ્લામાં છેલ્લી હદ સુધી નમતું જોખવા તૈયાર છું. મને મારો દેશ વહાલો છે, તેમાં રહેતા બધા દેશવાસીઓ વહાલા છે. કોઈ મુસલમાન છે કે ખ્રિસ્તી છે કે હિંદુ છે તેની સાથે મને શી નિસ્બત ? ......પાકિસ્તાનથી બચવા હું ન અમેરિકાને વચ્ચે લાવું, ન ઇંગ્લંડને, કે ન બીજા કોઈને. આપણી પોતાની આંતરિક શક્તિથી જ તે થઈ શકે.'

## બિલકુલ ગાંધીજીની જ વાત

બિલકુલ ગાંધીજીની જ વાત જાણે બીજા શબ્દોમાં રજૂ થઈ છે. એ દિવસોમાં ગાંધીજીએ વારંવાર કહ્યા કર્યું હતું : 'મારું ચાલે તો સુલેહશાંતિ સ્થપાયા પહેલાં પાકિસ્તાનની વાત થઈ શકે જ નહીં, અને બ્રિટિશોની દરમ્યાનગીરીથી તો હરગિજ નહીં......કોંગ્રેસે કોઈ પણ સંજોગોમાં ભાગલાના પક્ષકાર બનવું જોઈએ નહીં. આપણે બ્રિટિશરોને હિંદ બિનશરતે છોડી જવાને કહેવું જોઈએ......અરાજકતા અને અંધેરના ભયથી ડરીને કદાપિ ભાગલાનો સ્વીકાર કરવો જોઈએ નહીં......ભાગલા પડવાના જ હોય, તો બ્રિટિશો ચાલ્યા ગયા પછી, લાગતા-વળગતા પક્ષો વચ્ચે સમજૂતીને પરિણામે અથવા સશસ્ત્ર યુદ્ધને પરિણામે ભલે પડતા......કોંગ્રેસને બાજુએ મૂકીને, તેઓ મુસ્લિમ લીગને પણ સત્તા સોંપી દઈ શકે છે......એ પછી આપણે લીગની હિંસા સામે પણ આપણી અહિંસાનો મોરચો માંડીશું. . . . ત્યારે કોઈ ત્રીજો પક્ષ ન રહેતા, વહેલીમોડી દેશની એકતા નિર્માણ થશે.'

જયપ્રકાશની "છેલ્લામાં છેલ્લી હદ સુધી નમતું જોખવાની તૈયારી" તથા "જરૂર તો મુસ્લિમ લીગના હાથમાં સત્તા સોંપીને પણ તમે તો હિંદમાંથી જાવ" એવી ગાંધીજીની ભૂમિકા વચ્ચેનું સામ્ય સ્પષ્ટ જોઈ શકાય તેવું છે. અંગ્રેજો એક વાર જાય પછી કોઈ ત્રીજા પક્ષની હાજરી વગર આપણે આપણું ફોડી લઈશું એવું બંનેનું વલણ હતું. તે વલણને અનુસરવાની નૈતિક

હિંમત જો દેશના ત્યારના આગેવાનો દાખવી શક્યા હોત, તો દેશના ભાગલા ન પડત.

એ ખરું કે આ બધા આગેવાનો પણ ભાગલા ઇચ્છતા નહોતા. બિલકુલ લાચારીથી એમને તે સ્વીકારવા પડેલા. કોંગ્રેસ મહાસમિતિની બેઠકમાં સરદાર પટેલે કહ્યું : 'બ્રિટિશરો તથા મુસ્લિમ લીગ, એ બંનેએ મળીને વહીવટી તંત્રની અંદર ઊભી કરેલી દખલગીરીમાંથી મુક્ત થવા માટેનું બીજું કોઈ પણ દ્વાર અમારા માટે ખુલ્લું રહેવા દેવામાં આવ્યું નહોતું.......... અમારે છેવટે ભાગલા એક પડે કે અનેક પડે, તેની પસંદગી કરવાની હતી. કોંગ્રેસે હકીકતોનો મુકાબલો કરવો જ રહ્યો. લાગણી કે ભાવનાને વશ થવાનું તેને પાલવી શકે એમ નહોતું.'

**વધતા જતા અંતરની કરુણ કથા**

પરંતુ એ વસ્તુની નોંધ લીધા વિના ચાલે તેમ નથી કે આવી પરિસ્થિતિ કોંગ્રેસ આગેવાનોની પોતાની ભૂલો અને ખોટાં પગલાંઓને કારણે જ ઊભી થવા પામી હતી. પ્યારેલાલજીએ "પૂર્ણાહુતિ" (ધ લાસ્ટ ફેઝ)માં ગાંધીજી અને કોંગ્રેસ આગેવાનો વચ્ચેના વધતા જતા અંતરની કરુણ કથા બહુ વેધક રીતે વર્ણવી છે. ૧૯૪૬ના એપ્રિલમાં ઇંગ્લંડના કેબિનેટ મિશન સાથે વાટાઘાટો શરૂ થઈ, ત્યારથી ગાંધીજી એ લોકોને ચેતવતા જ રહેલા કે, 'તમારા આ નવા કાર્યમાં તમે ઘૂંટણિયે પડીને પ્રવેશ કરશો તેથી તમને કશો લાભ થવાનો નથી. બ્રિટિશ સરકારનું પ્રતિનિધિમંડળ તમારી શરતો ન સ્વીકારે, તો વચગાળાના સમય દરમ્યાન કેન્દ્રમાં મુસ્લિમ લીગને રાષ્ટ્રીય સરકાર રચવા દેવી એ બહેતર છે. તમારે તેમાં દાખલ ન થવું...... એ લોકો સાથેની વાતોથી મને સંતોષ થયો નથી...... ઊલટી મારી શંકા વધારે ઘેરી બની છે...... બંધારણસભામાં જવામાંયે સાર નથી...... મારી અંતઃસ્ફુરણા તમારે ગળે ઊતરે, તો જ તમારે તેને અનુસરવું ઘટે. અન્યથા તમારે સ્વતંત્ર રીતે ચાલવું જોઈએ.'

પરંતુ ગાંધીજીની અને કોંગ્રેસ નેતાઓની દૃષ્ટિમાં અને વલણમાં ખાસ્સું અંતર પડી ગયું હતું. તેથી તેઓ ગાંધીજીને ન અનુસરી શક્યા. ૧૯૪૦માં જેમ યુદ્ધમાં ભાગ લેવાના મુદ્દા પર એમની વચ્ચે ગંભીર મતભેદ ઊભા થયેલા તેમ આ વખતે ૧૯૪૬માં પણ બન્યું. કારોબારીએ ગાંધીજીની ઉપરવટ જઈને કેબિનેટ મિશનની યોજના સ્વીકારી લીધી. પ્યારેલાલજીના શબ્દોમાં : 'કારોબારી સમિતિની સભા સૂમસામ થઈ ગઈ. થોડા વખત સુધી કોઈ કશું બોલ્યું નહીં. પોતાની અચૂક સાવધાનીથી મૌલાના સાહેબે તરત જ પરિસ્થિતિની લગામ હાથમાં લીધી. તેમણે પૂછ્યું, "તમારી શી ઇચ્છા છે? બાપુને હવે વધુ રોકવાની કશી જરૂર છે ખરી?" કોઈ કશું બોલ્યું નહીં. બધા જ પરિસ્થિતિ સમજી ગયા. નિર્ણયની એ પળે તેમને બાપુનો કશો ખપ નહોતો. તેમણે મુકાનીને પડતા મૂકવાનો નિર્ણય કર્યો. બાપુ પોતાને મુકામે પાછા ફર્યા......બ્રિટિશ સરકારના પ્રતિનિધિમંડળને મળી આવ્યા બાદ, એ મુલાકાતમાં શું બનવા પામ્યું, તે વિશે કોઈએ પણ બાપુને એક શબ્દ સરખો કહ્યો નહીં!'

ત્યારે ગાંધીજીએ સરદારને કહેલું, 'કોઈનો દોષ નથી. સંજોગનો દોષ છે. તેમાં તમે કે હું શું કરી શકીએ? તમે તમારા અનુભવ પર ચાલો. હું મારા ઉપર......આમાં ક્યાંય ફરિયાદ નથી, પણ આપણે નોખી નોખી દિશામાં જઈ રહ્યા છીએ એમ જોઉં છું......મારી સૂચના છે કે, હવે પછી કારોબારી સમિતિને તમારે દોરવણી આપવી જોઈએ.'

આ પછી બનેલા બનાવો પર નજર નાખતાં એમ જરૂર લાગે છે કે ગાંધીજીની અંતઃસ્ફુરણા સાચી હતી. કેવળ રાજકીય દૃષ્ટિએ જ વિચાર કરનારા કોંગ્રેસના આગેવાનો તે સમજી શક્યા નહીં. સપ્ટેમ્બરમાં વચગાળાની સરકાર રચાઈ. પહેલાં મુસ્લિમ લીગ તેમાં ન જોડાઈ, પાછળથી જોડાઈ. મુસ્લિમ લીગની સાથે વહીવટ કરવાનો કોંગ્રેસ નેતાઓનો અનુભવ બહુ જ કડવો રહ્યો. ઝીણા અને અંગ્રેજો તો આ બધું ગણતરીપૂર્વક કરી રહ્યા હતા. છેવટે સરદાર પટેલે કહ્યું તેમ, 'આમાંથી મુક્ત થવા માટેનું (ભાગલા સિવાય) બીજું કોઈ દ્વાર ખુલ્લું રહેવા દેવામાં આવ્યું નહોતું.' ગાંધીજીની ઘોર ઉપેક્ષા કરીને ભરવામાં આવેલા ખોટા પગલાને પરિણામે ઊભી થયેલી આ બધી ઘટનાઓની પરંપરા હતી, જે છેવટે દેશના ભાગલા ભણી દોરી ગઈ.

**'રાષ્ટ્રના નીવડેલા સેવકની સલાહ લેજો!'**

૧૯૪૭ના ફેબ્રુઆરીમાં બ્રિટિશ સરકારે જાહેરાત કરી કે મોડામાં મોડા ૧૯૪૮ના જૂન સુધીમાં અમે સત્તાની સોંપણી કરીને હિંદ છોડી જવા માગીએ છીએ. સાથે જ નવા વાઇસરોય તરીકે લોર્ડ માઉન્ટબેટનની નિમણૂક થઈ. ત્યાર પછીના બનાવો વિશે પ્યારેલાલજી નોંધે છે : 'જાણ્યે-અજાણ્યે સમગ્ર જૂનું નેતામંડળ, બાહ્ય અવકાશમાંની આકાશગંગામાંનાં તારામંડળોની જેમ, અગોચર રીતે, બીજા સૂર્યની કક્ષામાં—વાઇસરોય લોર્ડ માઉન્ટબેટનની કક્ષામાં ખેંચાઈ રહ્યું હતું. કેટલાક વખતથી તેઓ તથા ગાંધીજી જુદી જુદી ભૂમિકાઓ પરથી કાર્ય કરી રહ્યા હતા અને એ વસ્તુએ તેમની વિચારણા, તેમની દૃષ્ટિ તથા તેમના વલણને જુદો જુદો ઘાટ આપ્યો હતો......જેના તેઓ અંગરૂપ બની ગયા હતા તે પશુબળના પાયા પર રચાયેલા વહીવટી તંત્રરૂપી યંત્રની પ્રક્રિયાને તથા પ્રાંતોમાં અને કેન્દ્રમાં સત્તા પર આવ્યા પછી તેમણે અખત્યાર કરેલી તેમની નીતિઓના અટલ ફલિતાર્થોને ઘણુંખરું તેમને વશ થવું જ પડતું હતું. તેમની ભૂતપૂર્વ પ્રેરણામૂર્તિ અને તેમની વચ્ચે અંતર ઉત્તરોત્તર વધતું જતું હતું......અનાડી ડોસાને ઉચ્ચ આસને સ્થાપવામાં આવ્યા. તેમની પ્રતિભા માટે તથા તેમની અચૂક સૂઝ માટે તેમની પ્રશંસા કરવામાં આવી. તેમની સલાહ લેવામાં આવી. આદરપૂર્વક તેમની વાત સાંભળવામાં આવી અને — તેમને બાજુએ મૂકવામાં આવ્યા...... પછી તો ગાંધીજીની સલાહ લીધા વિના અથવા તેમને ખબર આપ્યા વિના પણ મહત્ત્વના નિર્ણયો લેવાયા.'

૧૯૪૬ના ડિસેમ્બરમાં પંડિત નેહરુ પરની એક અંગત ચિઠ્ઠીમાં નોઆખલીથી ગાંધીજીએ લખ્યું : 'કોઈ ને કોઈ રીતે મને લાગે છે કે, કોમી સવાલો તથા રાજકીય પરિસ્થિતિ વિશેનો મારો અભિપ્રાય સાચો છે. કેબિનેટ મિશનના નિવેદન અંગે મેં જે કહ્યું હતું તેના ડહાપણ વિશે મને શંકા નથી. પણ તે વખતે અતિશય અસ્પષ્ટ રીતે મને દિલમાં જે લાગણી થતી હતી તેનું હું ત્યારે બુદ્ધિથી સમર્થન કરી શક્યો નહોતો. આ વખતે તેનાથી તદ્દન ઊલટું છે. મારી બુદ્ધિ મારા દિલની લાગણીને સંપૂર્ણપણે ટેકો આપે છે. એનું સમર્થન મને રોજેરોજ જોવા મળ્યા કરે છે. એટલા માટે હું રાષ્ટ્રના જૂના, નીવડેલા આ સેવક જોડે વારંવાર સલાહમસલત કરવાની સૂચના કરું છું.'

પરંતુ કોંગ્રેસનું વરિષ્ઠ મંડળ હવે ગાંધીજીની સલાહ પ્રમાણે ચાલવા તૈયાર નહોતુ. બધા જ મોટા નેતાઓ સરકારમાં હતા અને વહીવટી ફરજોમાંથી તેમને શ્વાસ લેવાનો સમય પણ ભાગ્યે જ મળતો. ૧૯૪૭ ના એપ્રિલમાં ગાંધીજીના હાથે એક પત્રમાં આ શબ્દો લખાયા 'હું ચાર દિવસથી અહીં (દિલ્હીમાં) છું. પરંતુ સરદારને હું થોડી મિનિટોથી વધારે મળ્યો નથી......કેટલીક વાર મને લાગે છે કે, એ બધા પૈકી કોઈને નવરાશ હોય તો તે એકલા મને જ છે.'

જૂનમા સરદાર પટેલ જોડે એક કલાક વાતો કર્યા બાદ ગાંધીજીએ પંડિત નેહરુને લખ્યું : 'આપણે જેમ જેમ વધુ મળીએ છીએ તેમ તેમ મને વધુ ને વધુ ખાતરી થતી જાય છે કે, વિચારોના ક્ષેત્રમાં આપણી વચ્ચેનું અંતર મેં ભીતિ રાખી હતી તેના કરતાં ઘણું વધારે છે.'

**'હિંદનું દેહછેદન એ મારું દેહછેદન !'**

ગાંધીજી કહેતા કે હિંદનું દેહછેદન એ મારું પોતાનું દેહછેદન છે. આથી ભાગલાની કલ્પનાથી જ એમના દિલમાં ભીષણ વલોપાત થતો હતો. અત્યંત અનિષ્ટ થઈ રહ્યું છે એમ એમને લાગતું. છતા પોતે તે રોકી શકતા નથી તેની અપાર વેદના એમના હૃદયને કોરી રહી હતી : 'આજે હુ એકલો જ રહી ગયો છું. સરદાર અને જવાહરલાલ સુધ્ધાં માને છે કે, પરિસ્થિતિની મારી સમજ ખોટી છે અને ભાગલાની બાબતમાં સંમતિ થાય તો સુલેહશાંતિ ખસૂસ ફરી સ્થપાશે......તેમને થાય છે કે ઘડપણને લઈને મારી બુદ્ધિ બહેર તો નથી મારી ગઈ !......પરંતુ આ કિંમત ચૂકવીને મેળવેલી સ્વતંત્રતાનું ભાવિ અંધકારમય નીવડવાનુ છે, એ હુ સ્પષ્ટપણે જોઉં છું......એ જોવાને હું કદાચ જીવતો નહીં હોઉં. પરંતુ મને જેની ભીતિ રહે છે તે અનિષ્ટ હિંદ પર આવી પડે અને તેની સ્વતંત્રતા જોખમમાં મુકાય, તો એનો વિચાર કરતા આ ડોસાએ શી શી મનોવેદના ભોગવી હતી એ ભવિષ્યની પ્રજા જાણી લે. એમ ન કહેવાઓ કે, ગાંધી હિંદના દેહછેદનનો પક્ષકાર હતો. પણ આજે તો સૌ કોઈ સ્વાતંત્ર્યને માટે અધીરું બન્યું છે. એટલે બીજો કશો ઉપાય નથી.'

જો કે પોતે ગાંધીજીની વાત કાને ન ધરી તેનો કોંગ્રેસના નેતાઓને પાછળથી પસ્તાવો થયો. ભાગલાને પરિણામે પ્રજાને અને નેતાઓને અનહદ યાતનામાંથી પસાર થવું પડ્યું. એટલું જ નહીં, ભાગલાનાં દુષ્પરિણામો હજી આજ સુધી બંને દેશની પ્રજાઓ ભોગવી રહી છે. પાછળથી આ વિશે પસ્તાવો કરતા પંડિત નેહરુએ કહ્યું, ખૂનામરકી વગેરેના રૂપમાં ભાગલાનાં ભીષણ પરિણામોની અમને જાણ હોત, તો અમે હિંદના ભાગલાનો સામનો કર્યો હોત. મૌલાના આઝાદે એકરાર કર્યો કે, એ વખતે અમે બાપુની વાત ન સાંભળી એ અમારી મોટી ભૂલ હતી. રાજેન્દ્રબાબુએ કહ્યું, આની અમને જરાસરખી પણ જાણ હોત તો કેવું સારું થાત !

**હિંસાનું ભીષણ તાંડવ : સત્યાગ્રહીની આહુતિ**

૧૯૪૬ ના ઑગસ્ટથી જ દેશમાં ઠેરઠેર કોમી દાવાનળ ભભૂકવા લાગ્યો હતો. તેનું સ્વરૂપ અગાઉ ક્યારેય જોવા ન મળ્યું હોય એટલું ભીષણ હતું. અમાનુષી હત્યાકાંડ, સ્ત્રીઓનાં અપહરણ, માલમિલકતની તારાજી, લૂંટફાટ, બળજબરીથી ધર્મપલટો, હેવાનિયતભર્યા અત્યાચારો, વગેરેના માન્યામાં ન આવે એવા બનાવો બન્યા હતા. ઘણી જગ્યાએ ઝનૂની અને ગાંડાતૂર બનેલા લોકોનાં ટોળેટોળાંએ હાહાકાર મચાવી દીધો હતો. એક જગ્યાનું વેર વાળવા બીજે આગ ફાટી નીકળતી હતી.

આ દાવાનળને ઠારવા ગાંધીજીએ પોતાની શક્તિનું બુંદેબુંદ ખરચી નાખ્યું. કલકત્તા, નોઆખલી, બિહાર જઈને એમણે લોકોને ગાંડપણના રસ્તેથી પાછા વાળવા ભગીરથ પ્રયાસ કર્યો. ઇઠ્ઠોતેર વરસની જૈફ ઉંમરે એમણે નોઆખલીમાં ગામડે ગામડે પદયાત્રા કરી. સાથે કોઈ સાથીને પણ રહેવા દીધા નહોતા. એમના દિલમાં અપાર વેદના થતી હતી. હિંસાના આ ભયાનક તાંડવને કારણે સવાસો વરસ જીવવાની એમની ઇચ્છા પણ હવે મુરઝાવા લાગી હતી. દિલ્હીમાં જ્યારે દેશના ભાવિ અંગે મહત્ત્વની રાજકીય વાટાઘાટો ચાલતી હતી, ત્યારે ગાંધીજીનો ઘણોખરો સમય આ કોમી દાવાનળને ઠારવામા ગયો. ૧૯૪૭ની ૧૫ ઑગસ્ટે દેશને આઝાદી મળી, ત્યારે એ આઝાદી માટે જીવનભર ઝઝૂમનાર આ અહિંસાનો ઉપાસક દિલ્હીમાં નહીં, કલકત્તામાં પોતાની ઉપાસનામાં રત હતો. આઝાદીની ઉજવણી વખતે પાટનગરમાં રહેવાને બદલે પોતાના શાંતિકાર્યના મોરચા પર રહેવાનું જ તેણે મુનાસિબ માન્યું. આ વિશે પ્યારેલાલજીએ નોંધ્યુ છે : 'આ વખતે એમ ન કરવાને તેમને કોઈએ પણ આગ્રહ કર્યો નહીં. તેમને સૌને પ્રતીતિ થઈ કે, ભાગલાને વિષે તથા ૧૫ મી ઑગસ્ટની આગામી ઉજવણી વિશે ગાંધીજી જે લાગણી અનુભવી રહ્યા હતા તે જોતાં, સ્વાતંત્ર્ય દિનને અવસરે પાટનગરમાં રાજ્ય તરફથી થનાર રંગરાગમાં તેઓ અટૂલા પડી જશે.'

પરંતુ અત્યાર સુધી બનેલું તે તો પાઘેરામાં પહેલી પૂણી સમાન સાબિત થયું. આઝાદી મળતાં વેંત આ કોમી દાવાનળે

અત્યંત ભીષણ સ્વરૂપ ધારણ કર્યું. જાણે આભ તૂટયું. નિર્દય કત્લેઆમ થઈ. માણસોને જીવતા ને જીવતા બાળી મુકાયા. જાનમાલની ભયંકર ખુવારી થઈ. કેટલા માણસો મરાયા તેનો અંદાજ કાઢવાનું અશકય હતું. સ્ત્રીઓ ઉપરના અત્યાચારોએ તો માઝા મૂકી. દેશના ભાગલા પાડીને નવી રચાયેલી સરહદની બંને બાજુની લઘુમતીઓ પોતાનાં બાપદાદાનાં ઘરબાર છોડી ભાગી આવી. માનવજાતના ઇતિહાસમાં કદી કયારેય ન થઈ હોય એવી હિજરત થઈ. કહે છે કે પંજાબમાં સરહદની બંને બાજુએ એક કરોડ જેટલા લોકો સામસામી દિશામાં સ્થળાંતર કરી ગયા. કરોડો નિરાશ્રિતોની અત્યંત વિકટ સમસ્યા ઊભી થઈ. આખો દેશ જાણે આ આગમાં ભસ્મીભૂત થઈ જશે! છેવટે ગાંધીજીએ પોતાના જાનની આહુતિ આપીને આ કોમી દાવાનળને તત્પૂરતો ઠાર્યો.

સમુદ્રમંથન વખતે નીકળેલું આ બધું ગરલ તો ગાંધીજી પોતે જ ગટગટાવી ગયા, પણ સાથોસાથ ગંભીર મતભેદો છતાં પોતાના વરસોના સાથીઓના માર્ગમા એમણે કશી બાધા પણ ઊભી ન કરી. બલ્કે, એમને આખર સુધી મદદરૂપ જ થયા. દેશના ભાગલા પોતાના દેહછેદન સમાન હતા, છતાં કોંગ્રેસ મહાસમિતિમાં કારોબારીના નિર્ણયને સ્વીકારી લેવાની જ એમણે ભારે હૈયે ભલામણ કરી: 'આ નેતાઓ દેશના જૂના અને નીવડેલા સેવકો છે. અત્યાર સુધી તેઓ કોંગ્રેસની કરોડરજ્જુ સમાન રહ્યા છે. આ ઘડીએ તેમને દૂર કરીને તેમને સ્થાને બીજાઓને લાવવા એ અશક્ય નહીં તો અતિશય ગેરડહાપણભર્યું છે. તત્કાળ ક્રાંતિ કરવાની અથવા દેશમાં ભારે ઊથલપાથલ કરવાની વાતો કરનારાઓમાં આજ ને આજ કોંગ્રેસનાં અને સરકારનાં સૂત્રો સંભાળી લેવાની તાકાત છે કે કેમ એ વિશે મને શંકા છે. જુઓ, એ તાકાત આજે મારામાં નથી, નહીં તો મેં એકલે હાથે બળવો પોકાર્યો હોત.'

**ફરી એકડે એકથી**

સત્યાગ્રહીને કદી નિષ્ફળતા હોય જ નહીં. અને "એકલો જાને રે" પણ ગાંધીજી માટે કાંઈ નવું નહોતું. પરંતુ આ કટોકટીને વખતે એમને એમ અનુભવ્યું કે અહિંસા વિશેની પ્રજાની શ્રદ્ધા નાશ પામી હતી, અને તે ફરીથી પેદા કરવા માટે ભગીરથ પ્રયત્નની જરૂર હતી. તેને માટે વળી પાછો એકડે એકથી આરંભ કરવો પડશે, એમ એમને લાગતું હતું. દેશને જો અહિંસાની દિશામાં નહીં વાળી શકાય, તો તે વસ્તુ દેશને માટે તેમ જ દુનિયાને માટે અત્યંત ખતરનાક નીવડશે, એમ એમનું હૃદય પોકારી-પોકારીને કહ્યા કરતું.

એટલે જીવનના છેલ્લા દોઢ-બે વરસમા ગાંધીજીનું ચિંતન દિવસરાત આના વિશે જ ચાલ્યું. એ પોતાના અંતરમાં ઊંડા ને ઊંડા ઊતરતા ગયા: 'મારે કબૂલ કરવું જોઈએ કે આપણી લડતનું મંડાણ શુદ્ધ અહિંસાના પાયા પર નહોતું. આપણી લડતની અહિંસા કેવળ નામની જ હતી. વસ્તુતાએ એ નબળા લોકોનો શાંત બળવો હતો. એ કેવળ નિઃશસ્ત્ર પ્રતિકાર જ હતો. તેમાંથી જ્યારે પણ શકય હોય ત્યારે, એ સ્વાભાવિક રીતે જ સશસ્ત્ર પ્રતિકારમાં પરિણમે છે......દક્ષિણ આફ્રિકામાં મળેલી સફળતાના નશા સાથે હું હિંદ આવ્યો હતો. અહીં પણ લડત સફળ નીવડી. પરંતુ હવે હું સમજ્યો છું કે, એ લડત શૂરાની અહિંસાના પાયા પર રચાયેલી નહોતી. એ વખતે આ વાત મારા ખ્યાલમાં આવી હોત, તો મેં લડત શરૂ કરી ન હોત. પરંતુ ઈશ્વર મારી પાસેથી એ કામ લેવા માગતો હતો. એટલે તેણે મારી દૃષ્ટિ ધૂંધળી કરી નાખી......સવિનય કાનૂનભંગને રચનાત્મક કાર્યની પહેલાં મૂકવામાં મેં ભૂલ કરી હતી. મારા સહકાર્યકર્તાઓને હું દૂભવી બેસીશ એવી ભીતી મેં રાખી અને તેથી અધૂરી અહિંસાથી મેં કામ ચલાવ્યું...... એકમાત્ર રચનાત્મક કાર્ય થકી જ તમે સત્યાગ્રહની તાકાત પેદા કરી શકશો. રચનાત્મક કાર્યના પાયા પર જ સામુદાયિક અહિંસક પગલું સફળતાપૂર્વક પાર પાડી શકાય.'

**નવપ્રસ્થાનની ગાંધીજીની કલ્પના**

સત્યાગ્રહનું પ્રતિકારાત્મક સ્વરૂપ ઘણું આકર્ષક નીવડયું હતું. પણ હૃદયપરિવર્તનની તેની શક્તિ વિશે લોકોને શ્રદ્ધા નહોતી. એક ભાઈએ ઉપવાસ, પ્રાર્થના વગેરેની અસરકારકતા વિશે શંકા વ્યક્ત કરી. ત્યારે ગાંધીજીએ કહ્યું: 'વિરોધીનો હૃદયપલટો કરવાને અર્થે કેટલાએ તેનો પ્રયોગ કર્યો છે ભલા? તેનો પ્રયોગ કરનાર કદાચ હું એકલો જ હોઈશ. પ્રાર્થનાની અસરકારકતા વિશેની મારી શ્રદ્ધા અટલ છે...... પોતાના અંતરમાં ઈશ્વરની જીવંત હસ્તીનું ભાન એ નિઃશંક એ માટેની પહેલી આવશ્યકતા છે.'

વીરની અહિંસા કેળવવા માટેનો કાર્યક્રમ અંગ્રેજો સામે લડવાના કાર્યક્રમ જેટલો આકર્ષક નથી એમ તેઓ સમજતા હતા. છતાં ગાંધીજી એવી નવી કાર્યપદ્ધતિ યોજવા મથી રહ્યા હતા, જે આમજનતામાં અસહકારના અને સવિનય કાનૂનભંગના કાર્યક્રમે અગાઉ જગાડેલો તેવો જ ઉત્સાહ ફરી જગાડે. નોઆખલીમાં ગામડે ગામડે ફરી રહ્યા હતા ત્યારે એમણે કહ્યું: 'હું નોઆખલીમાં જો એ વાત પુરવાર કરી બતાવી શકું કે, આખરે જીવનની રોજિંદી બાબતો જ સૌથી વધારે મહત્ત્વની છે—પછી પાકિસ્તાન હો કે અખંડ હિંદુસ્તાન—અને આમજનતા તેને સંતોષ થાય એ રીતે તેનો ઉકેલ લાવી શકે અને કોઈ પણ વાદની પરવા રાખ્યા વિના. તેની પોતાની ઉદ્યોગશીલતા, બુદ્ધિમત્તા, સંગઠનશક્તિ તેમ જ અરસપરસના સહકાર દ્વારા તે પોતાના ભાવિની સ્વામી બની શકે, તો એની કેવળ નોઆખલીમાં જ નહીં પણ સમગ્ર હિંદમાં અસર થવા પામશે અને દુનિયાની ભવિષ્યની શાંતિ માટે પણ એ માર્ગદર્શક થઈ શકશે.'

આમ, દેશને નવેસરથી ઘડવા એક નવો કાર્યક્રમ અને નવી કાર્યપદ્ધતિ એમના ચિત્તમાં આકાર લઈ રહી હતી. તથા

સ્વરાજ્યની લડતના બધા સૈનિકોને તેઓ આ નવપ્રસ્થાનમાં સામેલ કરવા માગતા હતા. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદ આવ્યા ત્યારે આરંભમાં કોંગ્રેસનું સ્વરૂપ મુખ્યત્વે વાર્ષિક જલસા સમાન હતું. આગેવાનો મળતા, ચર્ચા કરતા, ભાષણો કરતા અને છૂટા પડતા. તેમાંથી ગાંધીજીએ તેને ધીરે ધીરે એક કાર્યકારી સંગઠનનું અને આમજનતાના પ્રતિનિધિનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો હતો. તેને કાંઈક નિશ્ચિત વિચારસરણી અને કાર્યક્રમ પણ આપ્યા હતા. આ રીતે સ્વરાજ્યની લડત માટેનું એક વ્યવસ્થિત સંગઠન એમણે ઊભું કર્યું હતું. તેના મારફત રાજકીય સ્વતંત્રતાની એક મજલ સિદ્ધ થઈ. હવે કોંગ્રેસના આ રાષ્ટ્રવ્યાપી સંગઠનને ગાંધીજી લોકસેવાના અને સ્વરાજ્યને ઘડવાના ભગીરથ કામમા પરોવી દેવા માગતા હતા. સરકારમાં તો મુઠ્ઠીભર નેતાઓ જશે. તેમાંય થોડાક ટોચના નેતાઓ તો જનસંગઠનના કામ માટે સરકારની બહાર રહે એવો જ ગાંધીજીનો આગ્રહ હતો. પરંતુ આ સરકાર ચલાવવાના કામ માટે જુદો રાજકીય પક્ષ બને, અને બાકીના બધા સ્વરાજ્યની લડતના સૈનિકો કોંગ્રેસને એક લોકસેવક સંઘનું સ્વરૂપ આપીને દેશના નવઘડતરના કામમાં લાગી જાય એવી ગાંધીજીની કલ્પના હતી. તે કલ્પના એમણે પોતાની હત્યાના આગલા દિવસે જ કોંગ્રેસ માટેના નવા બંધારણનો મુસદ્દો ઘડીને શબ્દબદ્ધ પણ કરી દીધો હતો. પ્યારેલાલજીએ બહુ ઉચિત રીતે આને ગાંધીજીનું છેલ્લું વસિયતનામું કહ્યું છે. ગાંધીજીની અનોખી પ્રતિભાને કારણે જ એમને આવી કલ્પના સૂઝી હતી.

આ મુસદ્દામાં ગાંધીજીએ લોકસેવક સંઘના બંધારણની રૂપરેખા આપી છે, તથા ચાલુ કોંગ્રેસ સંસ્થાનું જ આવા લોકસેવક સંઘમા રૂપાંતર કરી નાખવાની હિમાયત કરી છે: 'આજના સ્વરૂપની કોંગ્રેસનો, એટલે કે પ્રચારના વાહન અને ધારાસભાની પ્રવૃત્તિ ચલાવવાના તંત્ર તરીકેનો તેનો ઉપયોગ હવે પૂરો થયો છે. શહેરો તથા કસબાઓથી ભિન્ન એવાં તેના સાત લાખ ગામડાંઓની દૃષ્ટિથી હિંદની સામાજિક, નૈતિક ને આર્થિક સ્વતંત્રતા સિદ્ધ કરવાની હજી બાકી છે. લોકશાહીના લક્ષ્ય તરફની હિંદની પ્રગતિ દરમ્યાન લશ્કરી સત્તા ઉપર સરસાઈ સ્થાપવા માટેની મુલકી સત્તાની ઝુંબેશ અનિવાર્ય છે. એને રાજકીય પક્ષ અને કોમી સંસ્થાઓ સાથેની અશ્લીલ સ્પર્ધાથી અળગી રાખવી જોઈએ. આ અને આવાં બીજાં કારણોને લઈને મહાસમિતિ નીચેના નિયમો અનુસાર કોંગ્રેસની વર્તમાન સંસ્થાને વિખેરી નાખવાનો અને તેનું લોકસેવક સંઘમાં રૂપાંતર કરવાનું ઠરાવે છે.'

**'તને કોંગ્રેસ-પ્રમુખ બનાવવો છે.'**

આ જ રીતે તેઓ પોતાની રચનાત્મક સંસ્થાઓનું પણ [illegible] હતા. [illegible] હિંદુસ્તાનમાં અહિંસક [illegible] કામમાં [illegible] ખાસ કરીને જયપ્રકાશ અને [illegible] સાથીઓની

પણ એમના મનમાં ગણતરી હતી. ૧૯૪૭મા તો એક વાર એમણે જયપ્રકાશને કહેલું: 'તને કોંગ્રેસનો પ્રમુખ બનાવવા માગું છું. તારી વીરતાનો, તારી બહાદુરીનો લાભ ઉઠાવી લેવા માગું છું.' ગાંધીજીએ જવાહરલાલ પાસે પણ આ વાત મૂકી કે જયપ્રકાશને કોંગ્રેસના પ્રમુખ બનાવીએ. પણ જવાહરલાલે ઉત્સાહ ન બતાવ્યો. એમણે સૂચવ્યું કે એને બદલે આચાર્ય નરેન્દ્ર દેવને બનાવીએ, એ જયપ્રકાશથી સિનિયર પણ છે. જો કે પાછળથી કોંગ્રેસના મોવડીઓએ મળીને રાજેન્દ્રબાબુને તે સ્થાને બેસાડ્યા. ગાંધીજીની કોઈ પણ દૂરદર્શી વાતને પકડી લેવાની સૂઝ-સમજ ને તત્પરતા જ આ દિવસોમા કોંગ્રેસના આગેવાન નેતાઓમાં રહી નહોતી એમ લાગે છે. લુઈ ફિશરે આ ઘટના વિશે પોતાના પુસ્તકમાં લખ્યું છે, 'સત્તારૂઢ ટોચના નેતાઓએ અને કોંગ્રેસના તંત્રે ગાંધીને હરાવ્યો.' પોતાના અંતિમ દિવસોમાં તો ગાંધીજીને આવા કેટલાયે કડવા ઘૂંટડા ગળવા પડેલા.

**'મારે જયપ્રકાશને હજમ કરવો છે!'**

ખેર, જયપ્રકાશ તેમ જ એમના સમાજવાદી સાથીઓ માટે ગાંધીજીના દિલમા ઊંડી લાગણી હતી. જયપ્રકાશ ૧૯૪૬ માં જેલમાંથી છૂટીને આવ્યા ત્યારે થોડા દિવસ બાદ ૨૭ એપ્રિલે ગાંધીજી સાથે દિલ્હીમા જયપ્રકાશ, લોહિયા, અચ્યુત પટવર્ધન, અરુણા અસફઅલીની સરસ વાતચીત થયેલી. ગાંધીજીએ ત્યારે આ ચારેય જુવાનિયાઓને પોતે હિંદ આવીને કેવી રીતે કામ ઉપાડ્યું તેની વિગતે વાત કરેલી. ઘણો વિનોદ પણ કર્યો. ખબર નહોતી, અહીં શું કરીશ, કોઈને ઓળખતોયે નહોતો, લખીને બોલવું પડતું, એમનેમ નહોતો બોલી શકતો, વગેરે ઘણી વાતો કરી. આ વાતચીતમાં ગાંધીજીએ કહેલું: 'હા, જયપ્રકાશને હું હજમ કરવા માગું છું......અહિંસાથી કામ સરતું હશે તો અહિંસાથી અને હિંસાથી સરતું હશે તો હિંસાથી, એમ કરવા જશો તો હિંસા જ ચાલશે. તમને હિંસા જોઈતી હોય તો મને છોડો. અહિંસા જોઈએ તો મારી સાથે ચાલો. મૌલાના, જવાહર, ગાંધી ત્રણેયનું માનવા જશો તો કામ નહીં થાય. અમે ત્રણેય એક નથી. એ તો બહુરંગી ચીજ થઈ જશે. દેશનું કામ એ રીતે નથી ચાલી શકતું. માટે તમે ચારેય બેસીને વિચાર કરો. કાં તો તમે લોકો મને પૂરેપૂરો ગળી જાવ, અથવા હું તમને ગળી જાઉં. નહીં તો મને છોડી દો. હું ઉતરું છું, મજાક કરું છું, પણ મારું દિલ રડે છે. કારોબારીના સભ્યો પણ જેવા છે તેવા પોતાને દેખાડતા નથી. આ...... તો મારી પાસે રહે છે. માને છે કે પોતે અહિંસાને બરાબર સમજી ગયો છે. પણ મને ડર છે કે એવું નથી. આપણે જેવા આપણે નથી તેવા દેખાવા માગીએ છીએ! એ બધું હિંસામાં ચાલી શકે, અહિંસામાં નહીં.'

**સમાજવાદીઓને ગાંધીજીનું ઇજન**

૧૯૪૭ ના મે માસમાં ફરી એક વાર ગાંધીજીએ સમાજવાદી મિત્રો સમક્ષ પોતાનું દિલ ખોલ્યું હતું: 'તમારે દેશમાં અહિંસાનું [illegible] પેદા કરવામાં મારી સાથે જોડાઈ જવું જોઈએ.

એ કાર્યમાં મને તમારો સાથ મળશે, તો મને ઘણો જ આનંદ થશે......આજે તો તમે મારી સાથે નથી. કોંગ્રેસ મારી સાથે નથી. એટલે મારે તો એકલે હાથે જ મારું કામ કરવાનું રહે છે, અને એમ કરવામાં મને સંતોષ છે......૧૯૪૨ ની સાલમાં જયપ્રકાશ, અરુણા, અચ્યુત અને બીજાઓએ જે કંઈ કર્યું તેને માટે મને આદર છે. પોતાની જિંદગી જોખમમાં મૂકતાં તેમણે કશાની લેશમાત્ર પરવા નથી કરી. તેમની નીડરતા તથા હિંમતની મેં પ્રશંસા કરી છે. પરંતુ બીજાને માર્યા વિના મરવાને માટે જોઈએ છે તે, એથી ચઢિયાતી હિંમત, તમારે હવે કેળવવી જોઈશે. એ આન્દોલનમાં ભાંગફોડને જરાયે અવકાશ ન હોઈ શકે......હું ફરીથી કહું છું અને મારા છેલ્લા શ્વાસ સુધી ફરી ફરીને કહેતો રહીશ કે, પ્રજામાં નિર્દોષપણે યાતનાઓ સહેવાની તથા આત્મબલિદાન આપવાની ભાવના પ્રગટાવવાની આપણી ફરજ છે. અને એ કશી પણ બાંધછોડ કર્યા વિના તથા વિરુદ્ધ પ્રકારની ભાવનાને જરા સરખી પણ મચક આપ્યા વિના કરવું જોઈએ......તમે તમારું ભાવિ મારી સાથે જોડશો, તો હું તમારા જેવા પ્રત્યેક કાર્યકર્તાને મારી સાથે મરણનો સામનો કરવાને હાકલ કરીશ......સાચા સમાજવાદનું મંડાણ એક માત્ર અહિંસાના પાયા પર જ થઈ શકે......એટલે મારે તો તમને માત્ર એક જ વાત કહેવાની છે—૧૯૪૨ ની સાલમાં તમે દાખવેલી નિર્ભયતા તેની અંતિમ હદ સુધી લઈ જાઓ. એને માટે આજે યોગ્ય ઘડી છે. સામાને માર્યા વિના મરવાની કળા શીખીને તમે હિંદનું ભાવિ ઘડી શકો છો. એનો બીજો કોઈ રસ્તો નથી.'

### જયપ્રકાશ વગેરે પ્રતિસાદ ન પાડી શક્યા

પરંતુ ગાંધીજીના આવા પ્રેમભર્યા ઇજનનો પ્રતિસાદ જય-પ્રકાશ અને એમના સાથીઓ તે વખતે ન પાડી શક્યા. એ અભૂતપૂર્વ કટોકટીના દિવસોમાં તેઓ અહિંસાના શિસ્તબદ્ધ સૈનિક બનીને પૂરેપૂરા રાષ્ટ્રપિતાની પડખે ન રહી શક્યા. કોમી દાવાનળ ઠારવામાંયે એ લોકો જોઈએ તેટલો ભાગ ન લઈ શક્યા. મજૂર સંગઠન, હડતાલ વગેરેમાં વધુ વ્યસ્ત રહ્યા. વિચારસરણીના ચોકઠામાંથીયે હજી સંપૂર્ણપણે મુક્ત નહોતા થઈ શક્યા. આમ જોઈએ તો વિચારોની દૃષ્ટિએ જયપ્રકાશ આ દિવસોમાં ગાંધીજીની ખૂબ જ નજીક પહોંચી ચૂક્યા હતા. તેમ છતાં હજી માર્ક્સવાદ છૂટ્યો નહોતો અને ગાંધીજીની સંપૂર્ણ અહિંસાને અપનાવવાની ઘડી હજી આવી નહોતી.

જો કે પોતાના સમકાલીન અન્ય રાજદ્વારી નેતાઓની સરખામણીમાં સ્વરાજ્યના પગેટે આગળના કામ અંગેનું જય-પ્રકાશનું ચિંતન ઘણું સાફ હતું. લાહોર કિલ્લાની જેલડાયરીમાં જ એમણે નોંધેલું કે કોંગ્રેસનું કામકાજ વ્યવસ્થિત યોજનાપૂર્વક ચાલવું જોઈએ. સામાન્ય કાર્યકર સમક્ષ ચોક્કસ કાર્યક્રમ મૂકવો જોઈએ, જેથી એ લોકો સાથે સતત સંપર્કમાં રહી શકે. ૧૯૪૬ ના ઑગસ્ટમાં એમણે આઝાદીના સૈનિકોને નામે ત્રીજો પત્ર લખ્યો. તેમાં કહ્યું કે, હવે આપણી લડતનું સ્વરૂપ વધુ વ્યાપક અને ઊંડું થશે. સ્વરાજ્ય મેળવવા માટેની લડતમાં હવે રાષ્ટ્રીય એકતા માટેની તેમ જ સહુને રોજીરોટી પહોંચાડવા માટેની લડત ઉમેરાશે. આ માટે ધારાગૃહોની બહાર લોકોની વચ્ચે જવું પડશે, લોકોની સંમતિ મેળવવી પડશે, લોકમત કેળવવો પડશે અને લોકોને સંગઠિત કરવા પડશે. કાર્યકરોની તાલીમ પર પૂરતું ધ્યાન આપવાનું છે. ગામડાંઓ અને શહેરોમાં સઘન કામ માટે એમને તૈયાર કરવાના છે.

### માર્ક્સવાદ અંગે કેટલીક પુનર્વિચારણા

સાથોસાથ માર્ક્સવાદ વિશેના એમના વિચારો પણ વધુ ને વધુ સાફ થતા જતા હતા. તે અંગેના ચિંતનમાં સ્વસ્થતા આવતી જતી હતી. ૧૯૪૬ ના નવેમ્બરમાં "સમાજવાદનું મારું ચિત્ર" નામના લેખમાં જયપ્રકાશે સ્પષ્ટપણે કહી દીધું કે માર્ક્સ-ના મૃત્યુ પછીના ઇતિહાસને તથા આપણા દેશની પરિસ્થિતિ તેમ જ ઐતિહાસિક પૃષ્ઠભૂમિને ધ્યાનમાં રાખીને આપણે સમાજ-વાદની આપણી રૂપરેખા તૈયાર કરવી જોઈએ. એમણે જણાવ્યું કે ઇતિહાસનો બોધપાઠ આપણને એમ શીખવે છે કે રશિયામાં બન્યું તેમ સમાજવાદમાં રાજ્યસંસ્થા ધીરે ધીરે કરમાઈને ખરી પડવાને બદલે સમસ્ત નાગરિક જીવન પર નાગચૂડ જમાવીને સર્વાંકુશ આતતાયીનું રૂપ ધારણ કરે છે. તેમાંથી આજના રશિયા જેવી આપખુદશાહી પેદા થાય છે. ઉદ્યોગોની માલિકીને વિકેન્દ્રિત કરીને અને ગામડાંઓને લોકશાહી ગ્રામરાજ્યો તરીકે વિકસિત કરીને આપણે રાજ્યસંસ્થાનો આ ભરડો ઘણે અંશે ઢીલો કરી શકીએ અને આપખુદશાહીના જોખમને ખાળી શકીએ.

લોકશાહી વિના સમાજવાદ શક્ય નથી, એવા મંતવ્ય ઉપર તો તેઓ ૧૯૪૦ ના અરસામાં જ આવી ચૂક્યા હતા. એ જ વાતની વિશેષ છણાવટ કરતાં એમણે જણાવ્યું કે સમાજવાદ માટે શ્રમિક વર્ગની સરમુખત્યારશાહી દરેક જગ્યાએ અનિવાર્ય જ છે, એ માન્યતા માર્ક્સની શિખવણીથી વિરુદ્ધ છે. માર્ક્સે ઇંગ્લંડ જેવા લોકશાહી પ્રણાલીવાળા દેશમાં લોકશાહી પદ્ધતિએ પણ સમાજવાદની સ્થાપના થઈ શકશે એવી કલ્પના કરેલી. માટે ભારતમાં પણ લોકશાહી સ્વરૂપનો સમાજવાદ આવશે.

આગળ જતાં ૧૯૪૭ના જાન્યુઆરીમાં બીજા એક લેખમાં આ જ વાતનું એમણે માર્ક્સનું ૧૮૭૨નું હેગ પરિષદનું એક ભાષણ ટાંકીને સમર્થન કર્યું. તે પરથી એમણે ભારપૂર્વક પ્રતિપાદિત કર્યું કે માર્ક્સ પણ સમાજવાદની સ્થાપનાના બે માર્ગ કલ્પતા હતા, એક શાંતિમય માર્ગ અને બીજો હિંસક માર્ગ. દરેક દેશની પરંપરા, પ્રણાલીઓ, રીતરિવાજો, સંસ્થાઓ પરથી આ માર્ગ નક્કી થશે. ભારત અવશ્ય શાંતિમય માર્ગે સમાજવાદ લાવી શકશે. હિંસક રસ્તે કદાચ સમાજવાદ આવે. પણ ફક્ત રશિયામાં એ પ્રયોગ થયો હતો તેના પ્રત્યે આંગળી ચીંધીને એમણે કહ્યું કે ત્યાં તો સમાજવાદને બદલે નોકરશાહી રાજ્ય સ્થપાઈ ગયું છે.

જો કે આ તબક્કે પણ જયપ્રકાશને હિંસા ઉપર આસ્થા હતી એમ માનવું ઠીક નહીં ગણાય. આમ તો ગાંધીજીનો રસ્તો જ એમને આકર્ષતો હતો અને એ જ વ્યવહારુ પણ લાગતો હતો. લાહોર કિલ્લામાં હતા ત્યારે છાપાંમાં ગાંધીજીની અહિંસાની સખત ટીકા આવેલી તથા ઝીણાનો એવો અભિપ્રાય છપાયેલો કે ગાંધીજીના કાર્યક્રમને લીધે આખા દેશની બરબાદી થઈ છે. જયપ્રકાશથી આ ન સહેવાયું. જેલ-ડાયરીમાં એમણે લખ્યું કે, 'ઝીણા વગેરે અહિંસાના સિદ્ધાંત વિશે ભલે ગમે તે કહેતા હોય, પરંતુ ક્યારેય જો એમનામાં પાકિસ્તાન કે બીજું કાંઈ મેળવવા અંગ્રેજો સામે લડવાની હિંમત આવશે, તો તેઓ તલવાર કે રાયફલનો આશરો નહીં લે પણ કોઈ ને કોઈ પ્રકારના નાગરિક પ્રતિકારનો આશરો જ એમણે લેવો પડશે. મુસ્લિમ આમજનતા વચ્ચે જઈને ક્યારેય એમણે કામ કરવું હશે, તો બૉમ્બ બનાવવાનું કામ લઈને નહીં જઈ શકાય, કોઈ ને કોઈ પ્રકારનું રચનાત્મક કામ લઈને જ જવું પડશે. હું પોતે અહિંસામાં જ માનું છું એવું નથી. તેમ છતાં ભારતના શસ્ત્રવિહીન લોકોને શાંત પ્રતિકારની પદ્ધતિ શીખવીને ગાંધીજીએ દેશની સૌથી મોટી સેવા કરી છે એમ મારું નિશ્ચિત માનવું છે......હું હજી એમ નથી કહી શકતો કે મહાત્માજીના આર્થિક વિચારો મને પૂરેપૂરા સ્વીકાર્ય છે. પરંતુ એમની ચરખાની અને ગ્રામ-સ્વાવલંબનની વાતની ઠેકડી ઉડાવવાના દિવસો તો હવે પૂરા થયા, એમ ચોક્કસ કહી શકું છું.'

લાહોર કિલ્લામાં હતા ત્યારે મીનુ મસાણીએ એમને પ્રાધ્યાપક દાંતવાલાની પુસ્તિકા "ગાંધીવાદની પુનર્વિચારણા" મોકલી હતી. જે૦પી૦ ને તે ગમી હતી અને એમાંના વિચારો ઘણા ઉપયોગી છે એમ એમને લાગ્યું હતું. તેથી આ વિચારોની છણાવટ તો દાંતવાલાએ વધુ વિગતે કરવી જોઈએ અને તો દેશની મોટી સેવા થશે, એમ જે૦પી૦એ જેલ-ડાયરીમાં નોંધ્યું. વળી, એમ પણ નોંધ્યું કે, '૧૯૩૮ માં મારે અર્થરચના અંગે જે૦સી૦ કુમારપ્પા સાથે વાતચીત થયેલી. તે પછી મેં કેટલીક રૂપરેખા તૈયાર કરેલી. મિત્રો સાથે તેની ચર્ચા કરી. ગાંધીજી સાથે પણ વાત કરી. એમણે કહેલું કે થોડા દિવસ વર્ધા રહી જા અને કુમારપ્પા સાથે મળીને આની વિગતવાર યોજના તૈયાર કરી દે. પણ દુર્ભાગ્યે હું આ માટે થોડો સમય કાઢીને આ કામ પૂરું ન કરી શક્યો.'

### સાધનશુદ્ધિની વાતનો સ્વીકાર

આમ ધીરે ધીરે પણ નિશ્ચિતપણે જયપ્રકાશ એક એક ડગલું ગાંધીજીની દિશામાં આગળ વધી રહ્યા છે, એમ આના પરથી સ્પષ્ટ જોઈ શકાય છે. પરંતુ વિચારની દૃષ્ટિએ અને તત્ત્વની દૃષ્ટિએ સંપૂર્ણ હિંસાને હજી તિલાંજલિ નહોતી આપી. તેની કોઈ ખાસ જરૂર નહોતી માની. ન છૂટકે અનિવાર્યપણે ક્યારેક હિંસા કરવી પડે તો વાંધો નહીં. એવો ખ્યાલ હતો—જેમ કે નેપાળમાંથી બળવા વખતે. જો કે સશસ્ત્ર ક્રાંતિની કલ્પના હતી અને તેની તૈયારીમાં લાગેલા એવુંયે નહીં. તેમ છતાં રશિયામાં બનેલું તેમ અણીને વખતે સશસ્ત્ર સૈન્યો એકદમ પલટાઈ જઈને આપણી ક્રાંતિની સાથે ભળી જશે, ભારતીય સેનામાં જ વિદ્રોહની ભાવના ફેલાશે અને સશસ્ત્ર બળવો થશે, એવું કાંઈક એમના મનમાં રહ્યા કરતું, તેથી જમશેદપુરમાં પોલીસોએ કાંઈક છમકલું કર્યું અથવા ૧૯૪૬ ના ફેબ્રુઆરીમાં નૌકાદળના ખલાસીઓએ બળવો કર્યો, તો એવી ઘટનાઓને તેઓ વધુ પડતું મહત્ત્વ આપી દેતા, અને અતિ ઉત્સાહ દાખવતા. જેઓ સપનાંઓ સેવી શકે છે એમને કદાચ મનઘડંત ખ્યાલોના મૃગજળમાંથીયે વચ્ચે વચ્ચે પસાર થવાનું આવતું હશે!

પરંતુ દેશ-દુનિયાના બનાવોએ આ બાબતમાં એમને વધુ ઊંડાણમાં જવા પ્રેર્યા. એમનું વ્યવહારલક્ષી ચિંતન સાધનસાધ્યની એકવાક્યતા બાબત વધુ ને વધુ તીવ્રતાથી ચાલતું થયું. જો કે આ અંગે પણ એમણે એમ નોંધ્યું છે કે પહેલેથી જ સત્ય-અહિંસા સાથે એમને કોઈ ઝઘડો નહોતો. સારાં સાધનોની તેઓ વિરુદ્ધ નહોતા. બલ્કે, શક્ય હોય ત્યાં સુધી સારાં સાધનો જ વાપરવાં જોઈએ એવું એમનું વલણ હતું. પરંતુ આમાં નીતિમત્તાનો કોઈ પ્રશ્ન નથી આવતો, એમ તેઓ ત્યારે માનતા. માર્ક્સવાદનું "ક્રાંતિકારી નીતિશાસ્ત્ર" એમના ચિત્તમાં બેસી ગયેલું કે, તમારું સાધ્ય શુદ્ધ હોય એટલું પૂરતું છે, સાધન ગમે તેવું હોય તે ચાલે. અને આમ જોઈએ તો સાધનશુદ્ધિની ગમે તેટલી વાતો થાય પણ વ્યવહારુ જગતમાં અને રાજદ્વારી પુરુષોના વ્યવહારમાં પણ વાસ્તવમાં આવું જ જોવા મળે છે. ગમે તે રીતે અને ગમે તે સાધનથી તેઓ પોતાનું કામ સાધવા મથતા હોય છે.

જો કે આ વખતે પણ જયપ્રકાશના મનમાં સવાલ તો ઊઠ્યા જ કરતો. આ વસ્તુમાં એમને કાંઈક તર્કસંગતતાનો અભાવ લાગતો. એમને થતું કે સાધ્ય સીધું હોય, પણ સાધનો ઊલટાં હોય, તો ઊલટાં સાધનો મારફત સીધા સાધ્ય સુધી પહોંચાય જ શી રીતે? એક એક ડગલું જે દિશામાં ભરતા જઈશું તે જ દિશામાં છેવટે પહોંચીશું ને? સારું શું ને ખરાબ શું, નીતિ શી અને અનીતિ શી, એ દૃષ્ટિએ નહીં પણ સાવ વ્યવહારુ રીતે આવા સવાલો એમના મનમાં ઊઠ્યા કરતા. પરંતુ માર્ક્સવાદી વિચારસરણીના પ્રભાવ હેઠળ અંતતોગત્વા એ સવાલો દબાઈ રહેતા અને સંજોગોવશ વ્યવહાર ચાલતો રહેતો.

પરંતુ રશિયામાં આ ફિલસૂફીના પ્રત્યક્ષ પ્રયોગનાં જે પરિણામો જોવા મળ્યાં, તેણે જયપ્રકાશને ઊંડાણથી વિચારવાની ફરજ પાડી. હિંસાથી એક વાર સત્તાપલટો થયો તે તો ઠીક. પણ ત્યાર બાદ વારંવાર જે હિંસાનું સામ્રાજ્ય ફેલાયું, ક્રાંતિના જ સાથીઓનું નિર્દયપણે નિકંદન કાઢી નાખ્યું અને પ્રજા પર દમનનો ને આતંકનો કોરડો વીંઝાયો, તેની સામે જયપ્રકાશનો આત્મા વિદ્રોહ પોકારી ઊઠ્યો. એવું જ આ દિવસોમાં આપણા દેશમાંય એમણે જોયું. અહીં જે કોમી દાવાનળ ફાટી નીકળ્યો અને તેમાં હિંસાનું જે તાંડવ જોવા મળ્યું તેણે જયપ્રકાશને હચમચાવી

નાખ્યા. પરિણામે એમનામાં હિંસા પ્રત્યેની વિરક્તિ વધતી ગઈ. અને તેમાં જ્યારે છેવટે આ હિંસાના દાવાનળે રાષ્ટ્રપિતાનો ભોગ લીધો ત્યારે જયપ્રકાશે હિંસાને કાયમને માટે છોડી. ગાંધીજીની હત્યા બાદ તુરત ૧૯૪૮ના માર્ચમાં નાસિકમાં મળેલા સમાજવાદી પક્ષના અધિવેશનમાં એમણે જાહેર કર્યું કે સમાજવાદની સાધના માટે સાધનશુદ્ધિની બાબત સૌથી વધુ મહત્ત્વની છે. અશુદ્ધ સાધનો વડે કદાપિ શુદ્ધ સાધ્ય પાર પાડી શકાય નહીં. શુદ્ધ સાધ્ય માટે સાધનો પણ શુદ્ધ જ જોઈએ.

આ રીતે જયપ્રકાશે છેવટે માર્ક્સના "ક્રાંતિકારી નીતિશાસ્ત્ર" નો ત્યાગ કર્યો અને ગાંધીજીના સાધન અને સાધ્યની એકવાક્યતાના કે સાધનશુદ્ધિના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું. પ્રત્યક્ષ પરિણામોના અનુભવે તેઓ આ મુકામે પહોંચ્યા હતા. ગાંધીજીની અહિંસા એમને સ્વાનુભવે થોડી થોડી ઊકલવા માંડી હતી. પણ આ હજી હિંસાની વ્યાવહારિક વ્યર્થતાની પ્રતીતિ હતી. અહિંસાની આધ્યાત્મિક ભૂમિકાના સાક્ષાત્કારથી હજી તેઓ જરા દૂર હતા.

### આધ્યાત્મિક પુનરુત્થાનની જરૂર

જો કે તેનાંયે ચિહ્નો હવે દેખાવા લાગ્યાં હતાં. ગાંધીજીની હત્યા બાદ જયપ્રકાશે એક નિવેદન બહાર પાડેલું કે આજે હવે આધ્યાત્મિક પુનરુત્થાનની જરૂર છે એટલે શ્રી અરવિંદ, રમણ મહર્ષિ જેવા આધ્યાત્મિક પુરુષોને મારી વિનંતી છે કે એકાંતમાંથી બહાર આવીને તમે દેશને દોરવણી આપો. જયપ્રકાશનું નિર્મળ સંવેદનશીલ હૃદય ઘણીવાર ઘટનાઓનાં તથ્ય સાર સહજતાથી ઝીલી લેતું અને ત્યારે એમનાં કથન અને નિર્ણયો એક અનેરી અંતરસૂઝ તેમજ અંતરપ્રેરણાની અભિવ્યક્તિરૂપ બની રહેતાં. આ પણ આવું જ એક કથન હતું. ગાંધીજીના ગયા બાદ દેશમાં જે પરિસ્થિતિ ઊભી થયેલી તેને પહોંચી વળવાનું કોઈ રાજકારણીનું ગજું નહોતું. કાંઈક "વિશેષ"ની જરૂર હતી. અને જયપ્રકાશના મોઢે "આધ્યાત્મિક પુનરુત્થાન"ની વાત સાવ સહજપણે વ્યક્ત થઈ ગઈ.

પણ આનાથી થોડી હલચલ મચી ગઈ. અઠંગ માર્ક્સવાદી જયપ્રકાશ આ શું બોલે છે? એમના કેટલાક સાથીઓએ પણ ઊહાપોહ જગાવ્યો. ક્રાંતિના માર્ગેથી ચાતરી જવાની આ નિશાની છે કે શું? આપણા નિરીશ્વરવાદના સિદ્ધાંતનું શું? વર્ગસંઘર્ષના સિદ્ધાંતનું શું?

પણ નાશિક અધિવેશનમાં જયપ્રકાશે પોતાની વાતનું પુનરુચ્ચારણ કર્યું. એમણે કહ્યું : 'અધ્યાત્મ મારે માટે કોઈ પલાયનવાદ નથી. ધાર્મિક કે તત્ત્વમીમાંસાની દૃષ્ટિએ આધ્યાત્મિક બાબતોનું મને કોઈ જ્ઞાન નથી. મારી ફિલસૂફી તો બિલકુલ દુન્યવી અને માનવીય છે. મારી સામેનો સવાલ માત્ર એટલો જ છે કે સમાજમાં કયા પ્રકારના માણસો સાથે હું રહેવા માગું છું? સ્પષ્ટ જ છે કે, હું જુઠ્ઠાઓ અને ખૂનીઓના સમાજમાં રહેવા નથી માગતો; જે માણસોમાં દયા નથી, સહિષ્ણુતા નથી, ભાઈચારાની લાગણી નથી, એમની વચ્ચે શું રહેવું?...... માનવનો સ્વભાવ કેવો છે તે તો કોઈ કહી શકે તેમ નથી. પણ એટલું નક્કી કે આપણે જેવો બનાવીએ તેવો તે બને. સંસ્કારોથી અને કેળવણીથી માણસને સારો બનાવી શકાય. તો આપણાં રાજકીય કાર્યો પણ અમુક નૈતિક મૂલ્યોથી પ્રેરાઈને ચાલવાં જોઈએ. અમુક માનવીય મૂલ્યો અને આચારવિચારનાં ધોરણોને આપણે ચુસ્તપણે વળગીને ચાલવું જોઈએ......દેશમાં એકાએક જે અમાનુષી હત્યાકાંડ વગેરે બધું બન્યું તે શું કેવળ આર્થિક વિષમતાને કારણે બન્યું? શું સમાજમાં મૂડીવાદ જ એકમાત્ર ખરાબ વસ્તુ છે? વર્ગવિગ્રહના એક માત્ર સાધન પર જ આપણે આધાર રાખવાના છીએ? આર્થિક દૃષ્ટિકોણ જ માત્ર સર્વસ્વ છે, એવું મને નથી લાગતું. તે દૃષ્ટિકોણની પણ કંઈક મર્યાદા છે. ભૌતિકવાદ કરતાં આગળ જવું પડશે.'

### લોકશાહી સમાજવાદ

આ રીતે હવે જયપ્રકાશ ગાંધીવિચારની એકદમ નજીક આવી ચૂક્યા હતા. હિંસાને છોડી, શ્રમિકોની સરમુખત્યારશાહીને છોડી, "ક્રાંતિકારી નીતિશાસ્ત્ર" છોડ્યું. હવે એમની કલ્પનાના સમાજવાદમાં વિકેન્દ્રીકરણ જોઈએ, લોકશાહી જોઈએ. સાધનશુદ્ધિ જોઈએ, માનવનો નૈતિક વિકાસ જોઈએ, માનવીય મૂલ્યો જોઈએ. સાથે સાથે પોતે કરેલ કાંઈક મર્યાદિત અર્થમાં આધ્યાત્મિક પુનરુત્થાનની આવશ્યકતા પણ એ દર્શાવી ચૂક્યા. અને છતાં હજી માર્ક્સવાદને છોડવાની એમની તૈયારી નથી. તેમાં જોઈએ તેટલું સંશોધન કરવું છે, પણ સમૂળગો તેને છોડવો નથી. માર્ક્સવાદે એમના દિલમાં એવું સ્થાન જમાવી દીધેલું કે ગમે તેમ કરીનેય તેને માનવીય દૃષ્ટિએ ગ્રાહ્ય બને એવું નવું સ્વરૂપ આપવાની મથામણ તેઓ આ દિવસોમાં કરતા રહ્યા.

એરિક ફ્રોમના વિચારોથી આમાં એમને ઘણી મદદ મળી. જયપ્રકાશ લાહોર કિલ્લામાં હતા ત્યારે એરિક ફ્રોમનું "Fear of Freedom" પુસ્તક એમના હાથમાં આવેલું. તેનાથી તેઓ ખૂબ જ પ્રભાવિત થયેલા. એરિક ફ્રોમે માનવને કેન્દ્રમાં રાખીને માનવતાવાદી સમાજવાદની રૂપરેખા તેમાં દોરેલી. સમૂહના ભાર નીચે માનવ કચડાઈ ન જાય, તેનું રાજ્યસંસ્થા કે બીજા કોઈ દ્વારા પણ શોષણ ન થાય, તેની સ્વતંત્રતા કાયમ રહે, નોકરશાહી ન ખપે, અતિ કેન્દ્રીકરણ ન ખપે વગેરે વાતો ઉપર તેમાં ભાર મુકાયેલો. જયપ્રકાશને આમાં પોતાના જ વિચારોનો પડઘો સંભળાયો. અને આ સમાજવાદને એરિક ફ્રોમે "democratic socialism" (લોકશાહી સમાજવાદ) કહેલો. જયપ્રકાશ પણ પોતાના સંશોધિત માર્ક્સવાદના નવા સ્વરૂપને લોકશાહી સમાજવાદ કહેવા લાગ્યા. યુગોસ્લાવિયામાં સામ્યવાદનું કાંઈક નવું સ્વરૂપ ઊભું થાય એવી સંભાવના જણાતી હતી. બ્રિટનમાં તેમ જ યુરોપના કેટલાક દેશોમાં લોકશાહી માર્ગે ચૂંટાયેલી ઉદ્દામવાદી સરકારો સમાજવાદ લાવવાની કોશિશ કરી રહી હતી. આને લીધે પણ જયપ્રકાશને પોતાના લોકશાહી સમાજવાદની કલ્પનામાં બળ મળ્યું.

### કોંગ્રેસ છોડવાનો નિર્ણય

જયપ્રકાશની આ બધી વિચારયાત્રામાં સમાજવાદી પક્ષ પણ સાથે સાથે ચાલતો હતો. જો કે હવે વિચારભેદ અને મતભેદ ઊભા થવા લાગ્યા હતા. છતાં પક્ષ ઉપર મુખ્યત્વે જયપ્રકાશના વિચારોનું પ્રભુત્વ રહેતું. શરૂઆતમાં તો હજી એ બધા કોંગ્રેસમાં રહીને જ કામ કરતા રહ્યા. પણ ૧૯૪૭ ના ફેબ્રુઆરીમાં કાનપુર અધિવેશનમાં એમણે પક્ષના નામમાંથી "કોંગ્રેસ" શબ્દ દૂર કર્યો, અને માત્ર સમાજવાદી પક્ષ એવું જ નામ રાખ્યું, તથા હવે પછી સમાજવાદી પક્ષના સભ્યો કોંગ્રેસના પણ સભ્ય હોવા જ જોઈએ એવું જરૂરી નથી એમ ઠરાવ્યું. આ માટે પણ મુખ્ય આગ્રહ જયપ્રકાશનો જ હતો. આચાર્ય નરેન્દ્ર દેવ વગેરે એમની સાથે પૂરા સહમત નહોતા. છતાં એમણે વિરોધ ન કર્યો.

જયપ્રકાશ અને એમના સમાજવાદી સાથીઓએ કોંગ્રેસ મહાસમિતિમાં બ્રિટિશ કેબિનેટ મિશનની યોજનાનો, બંધારણ સભામાં જવાનો, અને પછી દેશના ભાગલાના ઠરાવનો સખત વિરોધ કરેલો. એમના અને કોંગ્રેસના મોવડીમંડળના વિચારોમાં ખાસ્સું અંતર હતું. વળી, જયપ્રકાશ માર્ક્સવાદના વિચારોથી અભિભૂત હતા. આખી કોંગ્રેસને તુરત સમાજવાદને રસ્તે લાવી શકાશે એમ એમને લાગતું નહોતું. લોકશાહીમાં સબળ વિરોધ પક્ષની આવશ્યકતા રહેશે એવોયે ખ્યાલ હતો. બ્રિટનમાં મજૂર પક્ષનું જે સ્થાન છે, તે ભારતમાં સમાજવાદી પક્ષે લેવું પડશે એવી એમની કલ્પના હતી. એટલે સ્વરાજ્ય મળ્યું ત્યાં સુધી તો કોંગ્રેસમાં રહ્યા. પણ હવે એમનું મન બીજી દિશામાં કામ કરતું થયું હતું.

તેવામાં કોંગ્રેસે બંધારણમાં ફેરફાર સૂચવવા એક સમિતિ નીમી તથા તેની ભલામણ મુજબ એવો નિયમ દાખલ કર્યો કે હવેથી જેનું પોતાનું કોઈ અલગ બંધારણ હોય એવો બીજો પક્ષ કોંગ્રેસમાં રહીને કામ ન કરી શકે.

આથી માર્ચ ૧૯૪૮ માં નાસિક અધિવેશનમાં સમાજવાદીઓએ પોતાનો ફેંસલો કરવાનો હતો. કાં તો કોંગ્રેસ છોડવી પડે, કાં પછી સમાજવાદી પક્ષનું અલગ સંગઠન વિખેરી નાખી કોંગ્રેસમાં રહીને કામ કરવું પડે. નરેન્દ્ર દેવ, લોહિયા વગેરે કોંગ્રેસ છોડવાની તરફેણમાં એટલા બધા નહોતા. પણ ચર્ચાને અંતે કોંગ્રેસ છોડવાનો નિર્ણય સર્વસંમતિથી લેવાયો.

આ એક બહુ મોટો નિર્ણય હતો. ગાંધીજીએ તો કોંગ્રેસનું લોકસેવક સંઘમાં રૂપાંતર કરવાની સલાહ આપેલી. તેમ થયું હોત તો સ્વરાજ્યની લડતની મૂડી સીધી લોકસેવાના અને પ્રજા-ઉત્થાનના કામમાં લાગી હોત. અને સરકારની તેમ જ ધારાસભાની પ્રવૃત્તિ ચલાવવા માટે જુદા જુદા નેતાઓના અને જુદી જુદી વિચારસરણીના એક-બે અથવા વધુ રાજકીય પક્ષો બન્યા હોત. એ દરેક પક્ષે પોતપોતાની કામગીરી બતાવીને લોકોનો વિશ્વાસ સંપાદન કરવો પડત, પરંતુ કોંગ્રેસનું લોકસેવક સંઘમાં રૂપાંતર ન થયું. તેને બદલે તે એક સૌથી મોટો રાજકીય પક્ષ બનીને રહ્યો. આથી પ્રજામાં એક ભ્રમ કાયમ રહ્યો. સ્વરાજ્યની લડતની કોંગ્રેસ અને હવેની કોંગ્રેસ વચ્ચે આસમાન-જમીનનું અંતર હતું. પણ સામાન્ય જન તથા ગાંધીજી સાથે કોંગ્રેસને એકરૂપ માનીને ચાલનારા હજારો સેવકો આ અંતરને કદી ન પારખી શક્યા.

ગાંધીજીના જીવતાં જયપ્રકાશે કોંગ્રેસ છોડવા અંગે એમની સાથે વાત કરેલી. એમની હત્યાના એકાદ દિવસ પહેલાં જ. ગાંધીજીએ કહ્યું કે તમને લોકોને બહુ મુશ્કેલી પડશે. પણ બીજી કોઈ સૈદ્ધાંતિક વાત ન ઉપાડી. જયપ્રકાશે કહ્યું, બાપુ, તમારા જીવતાં જ લોકશાહી કઈ રીતે ચાલવી જોઈએ તેનો ખ્યાલ લોકોને મળી જાય તો સારું. એક સત્તાધારી પક્ષ હોય, એક વિરોધ પક્ષ હોય. આ સાંભળીને ગાંધીજી ચૂપ રહેલા. કાંઈ બોલ્યા નહીં. પછી એટલું કહ્યું કે, ઠીક છે. 'હું જાણું છું' કે તમે જ્યાં રહેશો ત્યાં દેશની સેવા કરશો. બહાદુર છો. જયપ્રકાશે જવાહરલાલજી સાથે વાત કરી એમણે પણ ન છોડવા અંગે કાંઈ દબાણ ન કર્યું.

આમ, જ્યારે સત્તા હાથમાં આવેલી અને કોંગ્રેસમાં રહ્યા હોત તો ક્યારેક ને ક્યારેક તેમાં ભાગીદાર થવાનો પણ મોકો આવત, તે છોડી દઈને અલગ પક્ષ બનાવવાનું પગલું ખરેખર સત્તા-લાલસાના અભાવનું સૂચક હતું. સત્તા વિશેના જયપ્રકાશના બેતમાપણાને લીધે જ આ બની શક્યું. કોંગ્રેસમાંથી છૂટા પડ્યા ત્યારે પણ અગાઉ કોંગ્રેસની ટિકિટ પર ચૂંટાઈ આવેલા બધા સમાજવાદી ધારાસભ્યોએ પોતાની બેઠકનું રાજીનામું આપી દીધેલું. આ પણ એ લોકોને અને એમના પક્ષને ગૌરવ અપાવે એવું પગલું હતું. જો કે આ વિશે પાછળથી ડૉ૦ શર્મા સાથેની વાતચીતમાં જયપ્રકાશજીએ કહેલું : 'માર્ક્સવાદનું આટલું જોર ન હોત તો કદાચ કોંગ્રેસ અમે લોકો છોડત પણ નહીં. આજે મને લાગે છે કે ૧૯૪૮મા અમે કોંગ્રેસ છોડી તે પણ ઠીક ન કર્યું. અમે જો કોંગ્રેસમાં રહ્યા હોત તો તેને વધુ જલદી ધકેલીને સમાજવાદ તરફ લઈ જઈ શક્યા હોત. બહાર કરતાં અંદર રહીને આ વધુ સારી રીતે થઈ શક્યું હોત.'

### ધારાસભાકીય ને રચનાત્મક પ્રવૃત્તિનો સમન્વય

ખેર, જયપ્રકાશ પોતાના સમાજવાદી પક્ષને વારંવાર એ વાત કહેતા રહ્યા કે સત્તાનું રાજકારણ એ જ કાંઈ બધું નથી. સમાજની સેવા કરવા માટે તથા સમાજમાં પરિવર્તન લાવવા માટે સત્તા હાથમાં લેવી જ જોઈએ, એ મંતવ્ય સંપૂર્ણપણે ખોટું છે. લોકશાહી માટે તો એ જરૂરી છે કે લોકો સરકાર ઉપર ઓછામાં ઓછો આધાર રાખતા થાય. લોકો પોતાના સ્વૈચ્છિક પ્રયત્નથી પોતાનું ઉત્થાન સાધતા થાય, એ માટે એમને પ્રોત્સાહન આપવું જોઈએ. સામાજિક નવનિર્માણની સઘળી જવાબદારી રાજ્યની જ માનીશું, તો ખત્તા ખાઈશું. માટે સત્તામાં જવાના પ્રલોભન ઉપર અંકુશ રાખવો જોઈએ. રચનાત્મક પ્રવૃત્તિ અને ધારાસભાકીય પ્રવૃત્તિનો સમન્વય થાય તથા રચનાત્મક કાર્યકરોનો અવાજ વધારે સંભળાય, તો જ આપણે આપણા પક્ષને લોકશાહીનું યોગ્ય માધ્યમ બનાવી શકીશું.

જયપ્રકાશના આ બધા વિચારો પણ ગાંધીજીના વિચારોથી ઘણા નજીક હતા, એમ જોઈ શકાય છે. એ જોતાં ગાંધીજીના જીવતાં જ જયપ્રકાશ એમના કામમાં જોડાઈ શક્યા હોત, તો તે દિવસોની ઘટના ઉપર તેની ચોક્કસ અસર થઈ હોત એમ લાગે છે. ગાંધીજી પોતે તો એવું તીવ્રતાપૂર્વક ઇચ્છતા જ હતા.

**પ્રભાવતી છાયાની જેમ સાથે**

ગાંધીજીના પ્રતિનિધિરૂપે પ્રભાવતી જયપ્રકાશની સાથે હતા. જયપ્રકાશ જ્યારે જેલમાંથી છૂટીને બહાર આવ્યા ત્યારે પ્રભાવતીએ ગાંધીજીને કહેલું : 'હમણાં એ જેલમાંથી બહાર આવ્યા છે. મને ખબર નથી કે કેવા વિચાર લઈને આવ્યા છે. તેથી અત્યારે એમની સાથે રહું, તો હું એમના વિચારો સમજી શકું અને તમારા જે વિચારો હું સમજી છું તે એમને સમજાવી શકું. તમે જાણો છો કે હંમેશા મારી ઇચ્છા એવી રહી છે કે જયપ્રકાશ તમારી વધુ નજીક આવે, તમને સમજે અને તમારા પાંચ સાચા સિપાઈઓમાના એક બને. તમને યાદ હશે કે તમે એક વાર કહેલું કે દેશની આઝાદી સારુ મને પાંચ સાચા માણસ મરવા માટે મળે, તો મારા માટે બસ છે. એટલાથી જ હું સ્વરાજ લાવી દઈશ......એટલે મને લાગે છે કે હમણાં થોડા દિવસ હું એમની સાથે રહું. થોડા દિવસ પહેલાં તમે મને કહેલું કે તારે જયપ્રકાશ સાથે રહીને એના વિચાર સમજવા જોઈએ અને એને મારા સમજાવવા જોઈએ. મારી ઇચ્છા એવીયે છે કે હમણાં એમની સાથે રહું તો હું એમને જલદી તમારી પાસે મહાબળેશ્વર લાવી શકીશ. નહીં તો તમે તો જાણો છો કે એમના સાથીઓ એવા છે કે ફાલતુ કામોમાં એમને બાંધી લેશે! મારે શું કરવું જોઈએ તે મને કહેશો.'

ગાંધીજીએ એમને કહ્યું : 'જયપ્રકાશ સાથે રહેવાનો તારો સ્પષ્ટ ધર્મ છે. એના વિચાર સમજવા, મારા સમજાવવા, એ વાત ગૌણ છે. એની સેવા કરવી, એની જરૂરિયાતો, આવશ્યકતાઓ સમજવી અને તે પૂરી કરવી એ તારું ખાસ કામ છે. તું પોતે પણ સ્વતંત્ર વિચાર કરતી રહે. મારા મર્યા પછી શું કરીશ?'

પ્રભાવતી જયપ્રકાશની સાથે ગયાં. એમની સેવા કરતા રહ્યાં. ૧૯૪૮ના જાન્યુઆરીમાં એ ફરી ગાંધીજી સાથે દિલ્હીમાં હતાં. એમની હત્યાને આગલે જ દિવસે ૨૯મીએ બંને જણ બાપુની વિદાય લઈને નીકળ્યા. જયપ્રકાશ મુંબઈ ગયા, પ્રભાવતી પટણા ગયાં. કેવળ એક જ દિવસ માટે પોતે બાપુથી અલગ થયેલાં, તેનો ભારે વસવસો પ્રભાવતીના દિલમાં કાયમ રહી ગયો. જયપ્રકાશ તો મુંબઈથી પાછા તુરત દિલ્હી પહોંચીને બાપુની સ્મશાનયાત્રામાં સામેલ થઈ શકેલા. પરંતુ "બાપુની બેટી"નું બિરુદ પામેલાં પ્રભાવતી સમયસર ન પહોંચી શક્યાં. પટણાથી વિમાનમાં એમને જગ્યા જ ન મળી. કેટલાક પ્રધાનો ખાસ વિમાનમાં ઉપડેલા. તેઓ પણ એમને સાથે ન લઈ ગયા. આખરે ટ્રેનમાં ત્રીજે દિવસે દિલ્હી પહોંચ્યાં, ત્યારે બાપુનો દેહ ભસ્મીભૂત થઈ ચૂક્યો હતો. બાપુની બેટી એના બાપુનું અંતિમ દર્શન ન કરી શકી.

પ્રભાવતી પછી જીવનભર છાયાની જેમ જયપ્રકાશની સાથે રહ્યા. બાપુની આજ્ઞા એમણે બરાબર પાળી. જયપ્રકાશની અંગત સેવામાં લગીરે કચાશ રહેવા દીધી નહીં. એમની નાની મોટી સુખસગવડ, જરૂરિયાત વગેરેનું ઝીણામાં ઝીણું ધ્યાન રાખ્યું. જયપ્રકાશના જીવન સાથે એકરૂપ થઈ ગયાં. અને છતાં પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ પણ કાયમ રાખ્યું. એમની પ્રાર્થના ચાલતી રહી. ગીતા-રામાયણનો પાઠ ચાલતો રહ્યો. ચરખો ચાલતો રહ્યો. સમાજવાદી મંચ ઉપરથી જ્યારે માર્ક્સવાદ અને સમાજવાદ અને અનેકવિધ રાજકીય બાબતોની ચર્ચા ચાલી રહી હોય, ત્યારે એ સભામાં પ્રભાવતીનો ચરખો પણ અખંડ ચાલતો રહેતો હોય. એક વાર કોઈએ કહ્યું, સમાજવાદીઓ વચ્ચે બેસીને તમારું આ ચરખો ચલાવવાનું ભારે વિસંગત અને વિચિત્ર લાગે છે!

પ્રભાવતી હસીને એટલું જ બોલ્યાં : 'હું ક્યારેય સમાજવાદી નહીં બનું. હા, કોઈ ને કોઈ દિવસ જે૦પી૦ ગાંધીવાદી બની શકે છે.'

આ જ એમની શ્રદ્ધા હતી, એમની આકાંક્ષા હતી, એમનું મિશન હતું.

ગાંધી પણ ક્યાં નહોતા કહી ગયા કે, 'મારે જયપ્રકાશને હજમ કરવો છે!'

૯

# અહિંસાત્મક ક્રાંતિ માટે જીવન સમર્પણ !

ગાંધીજીના અસહયોગ આંદોલનના તૂફાનમાં ઘડી ભર ઊડીને અઢાર-ઓગણીસ વરસના નવજુવાન જયપ્રકાશ એક અલૌકિક અનુભૂતિ કરી ચૂક્યા હતા. એ અલ્પ અનુભૂતિ એમના અંતસ્તલમાં અમીટ છાપ મૂકી ગઈ અને વ્યક્તિગત કે કૌટુંબિક જીવનને બદલે રાષ્ટ્રને માટે અને માનવજાતને માટે સમર્પિત એવા સાર્વજનિક જીવનની લગની લગાડતી ગઈ. દેશની સ્વતંત્રતા, માનવમાત્રની સ્વતંત્રતા એમના જીવનનો ધ્રુવતારક બની. તે સ્વતંત્રતા કઈ રીતે હાંસલ થાય તેની અવિરત ખોજમા એ લાગી ગયા.

અનુભવ વધતો ગયો તેમ આ સ્વતંત્રતાનો અર્થ વધુ ને વધુ વ્યાપક તથા ઊંડો ને ઊંડો થતો ગયો. સ્વતંત્રતા એટલે માનવમાત્રની સર્વ પ્રકારનાં બંધનોમાથી મુક્તિ, શોષણમાંથી મુક્તિ, ભૂખમરા અને દરિદ્રતામાથી મુક્તિ, શાસનમાંથી મુક્તિ. સ્વતંત્રતા એટલે માનવ-વ્યક્તિત્વની સ્વતંત્રતા, વિચારની સ્વતંત્રતા, આત્માની સ્વતંત્રતા. આવી સ્વતંત્રતા એ એમના જીવનની પાકી નિષ્ઠા બની ગઈ.

**વાદ કે મતાંધતાથી મુક્ત**

માર્ક્સના વિચારોના પરિચયમા આવ્યા અને એ વિચારોમાં એમને પોતાની માનવમુક્તિ માટેની તમન્નાનો પડઘો સંભળાયો. માર્ક્સનું જાગતિક અને માનવતાવાદી ચિંતન એમને આકર્ષી ગયું. વર્ગરહિત અને શાસનરહિત માનવસમાજની કલ્પના એમના હૃદયને સ્પર્શી ગઈ. એટલે કોઈ વાદ રૂપે કે સિદ્ધાંત રૂપે નહીં, પણ માનવમુક્તિ માટેના પોતાના ધ્યેયની સિદ્ધિ માટેના એક સાધન રૂપે, એક માધ્યમ રૂપે એમણે માર્ક્સની વિચારસરણીનો, એની દ્વંદ્વાત્મક ભૌતિકવાદની ફિલસૂફીનો સ્વીકાર કર્યો. એમને માટે માનવ અને એની મુક્તિ જ મુખ્ય હતા. માર્ક્સના દાખવેલા મારગે તે સાધી શકાશે એમ લાગ્યું, તેથી માર્ક્સનો માર્ગ સ્વીકાર્યો.

તે દિવસોમા વ્યવહારમાં તે માર્ગ સફળ થયેલો જણાતો હતો. માર્ક્સની વિચારસરણી મુજબ લેનિને રશિયામા ઝારના શાસનમાથી મુક્તિ મેળવી બતાવી હતી. તેનાં રોમાંચક વર્ણનોથી યુવાન જયપ્રકાશ અત્યંત પ્રભાવિત હતા. ત્યાં હવે માર્ક્સના સમાજવાદની દિશામા આગેકૂચ થઈ રહી છે એમ એમને લાગતુ. તેથી હિંદુસ્તાનને પણ અંગ્રેજોની ગુલામીમાંથી મુક્ત કરીને સમાજવાદની દિશામાં લઈ જવાની એમને લગન હતી.

તત્કાળ ધ્યેય હતુ દેશની આઝાદી મેળવવાનું. એ ધ્યેય સૌથી સારી રીતે ગાંધીજીના રાષ્ટ્રીય આન્દોલન મારફત સધાતું હોય એમ લાગ્યું. જયપ્રકાશ પહેલેથી જ કોઈ પ્રકારના વાદ કે મતાંધતાથી મુક્ત હતા. તેથી માર્ક્સની વિચારસરણીમાં માનવા છતા એમણે સાવ સહજતાથી ગાંધીજીના સ્વરાજ્ય આન્દોલનમાં ઝંપલાવ્યુ અને દેશની આઝાદી માટે જાનની બાજી લગાવી દીધી.

આની સાથોસાથ સમાજવાદ માટે પણ મથામણ કરતા રહ્યા. માર્ક્સના વિચારોને આપણા દેશની પરિસ્થિતિને અનુરૂપ સ્વરૂપ

આપવાની કોશિશ એમની રહી. દરમ્યાન રશિયામાં થયેલા પ્રત્યક્ષ પ્રયોગના અનુભવ પરથી જેમ બોધપાઠો મળતા ગયા તેમ તેમ જયપ્રકાશ સમાજવાદ અંગેના કલ્પનાચિત્રમાં તેમ જ તે સાધના માટેની કાર્યપદ્ધતિમાં ઘટતા સુધારાવધારા કરતા રહ્યા. એમની સામે મૂળ વાત માનવ અને એની મુક્તિની જ હતી. માનવ અને એની મુક્તિને રૂંધે એવું કશું એમને નહોતું ખપતું. એટલે અમલદારોની અથવા એમના નામે બીજા કોઈની સરમુખત્યારશાહી ન જોઈએ. માનવને નગણ્ય બનાવી મૂકતું રાજકીય-આર્થિક કેન્દ્રીકરણ ન જોઈએ. અમાનવીય એવું ઉદ્યોગીકરણ ન જોઈએ. માનવને હેવાન બનાવી મૂકતી હિંસા ન જોઈએ. આની સાથે જ માનવના વિકાસ માટે ભૌતિકવાદથી આગળ જવાની તેમ જ માનવના આધ્યાત્મિક પુનરુત્થાનની જરૂરિયાત પર ભાર મૂકતા થયા હતા. સ્વરાજ્યના પરોઢે જયપ્રકાશની વિચારયાત્રા અહીં સુધી પહોંચી હતી.

### ગાંધીમાર્ગ વિશેનું અજ્ઞાન

જો કે હજી સુધી ગાંધીમાર્ગ વિશેનું જયપ્રકાશનું અજ્ઞાન મોટે ભાગે કાયમ હતું. ગાંધીજીના મૂળભૂત જીવનદર્શન વિશે, સામાજિક ક્રાંતિ અંગેના એમના વિચારો વિશે જોઈએ તેટલું અધ્યયન જયપ્રકાશે હજી નહોતું કર્યું. માર્ક્સની વિચારસરણીના ચોકઠામાંથી એ હજી બહાર નહોતા નીકળ્યા. પ્રભાવતીજીની રોજનીશીમાં એક પ્રસંગ નોંધાયેલો છે—

૧૯૫૯ માં સોખોદેવરા આશ્રમમાં ગોળમેજી પરિષદ અંગેનું પુસ્તક વાંચતાં-વાંચતાં જેપી એકદમ બોલી ઊઠ્યા : ‘ ૬ મહિના હું જો બાપુજી સાથે રહ્યો હોત, તો આ બધી ચીજો સમજી ગયો હોત. ’

પ્રભાવતીએ કહ્યું : ‘ તે વખતે બાપુ કેટલું ઇચ્છતા હતા, તોયે તમે એમની પાસે રહેતા જ નહોતા. ’

જેપી બોલ્યા : ‘ તે વખતે હું માર્ક્સવાદી હતો ને ! આ વિચારો કયાં હતા ? ’

માર્ક્સના વિચારોનો ઠેઠ તલસ્પર્શી તાગ મેળવી લેનાર જયપ્રકાશ પોતે જેમની સાથે જીવ્યા, ઝૂઝ્યા એવા ગાંધીજીના વિચારોથી આટલા બધા અળગા રહ્યા, તેને વિધિની વિચિત્રતા સિવાય બીજું શું કહીશું ?

### ચિત્ત પર ઊંડી છાપ મૂકતી ગયેલ બે ઘટના

પરંતુ બે ઘટનાએ હવે જયપ્રકાશને હચમચાવી મૂકેલા અને કાંઈક નવું ચિંતન કરવા પ્રેરેલા. પહેલી ઘટના સ્વરાજ્ય પ્રાપ્તિની, અને બીજી ગાંધીજીની હત્યાની. છેવટે કશાયે સશસ્ત્ર બળવા વિના આપણે આઝાદી મેળવી શક્યા અને અંગ્રેજો આપણને સત્તા-સોંપણી કરીને ચાલ્યા ગયા, તે વાતની જેપીના ચિત્ત પર ઘેરી અસર પડી. કેમ કે લોકજાગૃતિ માટે અને લોકકેળવણી માટે ગાંધીજીના માર્ગની અસરકારકતા જેપીના મનમાં વસી ગઈ હતી તથા ગાંધીજીનાં આન્દોલનોથી ઊભો થતો અનેરો લોકજુવાળ પણ એમના પર ભારે પ્રભાવ પાડતો, તેમ છતાં દેશને આઝાદ કરવા માટે આટલું પૂરતું થશે એવો વિશ્વાસ એમને નહોતો. ઊંડે ઊંડે એમના મનમાં એમ હતું કે અંતતોગત્વા તો કોઈ ને કોઈ પ્રકારે હિંસક ક્રાંતિની, સશસ્ત્ર બળવાની જરૂર પડશે જ. અંગ્રેજો કાંઈ એમનેમ ચાલ્યા નહીં જાય. ઠેઠ એપ્રિલ ૧૯૪૬માં જેલમાંથી બહાર આવ્યા ત્યારે પણ આવી કાંઈક લડતની જ વાત એમના મનમાં ઘોળાતી હતી. એક સભામાં એમણે કહેલું કે જેલો ભરવાની વાત હવે જૂનીપુરાણી થઈ ગઈ, આજે તો હવે બંદૂકોની અને જાન ન્યોછાવર કરવાની ઘડી છે. પરંતુ અંગ્રેજો સત્તા સોંપીને ચાલ્યા ગયા અને કોઈ સશસ્ત્ર બળવાની જરૂર પડી નહીં. આ વસ્તુની જેપીના ચિત્ત પર ઘેરી અસર પડી. પાછળથી આ વિશે એમણે કહ્યું : ‘ ઇતિહાસે મારી માન્યતાને ખોટી ઠરાવી...... આ વસ્તુ મારા માનસ પર ઊંડી છાપ મૂકતી ગઈ. તેને લીધે મારા ચિંતનનું આખું વલણ બદલાયું. ’

આમ, ગાંધીમાર્ગ વિશે જેપી વધુ ગંભીરતાથી વિચારતા થયા. એવી જ રીતે ગાંધીજીની હત્યાની પણ એમના પર ઘેરી અસર થઈ. ગાંધીજીનો પ્રભાવ જેટલો એમના જીવતા નહોતો અનુભવ્યો તેટલો એમના મૃત્યુ બાદ અનુભવ્યો. સ્વરાજ્યના પરોઢે દેશના ટોચના રાજદ્વારી નેતાઓનું વલણ, કોમી દાવાનળ અને હિંસાનું ભીષણ તાંડવ તથા ગાંધીજીનું બલિદાન, આ બધી ઘટનાથી ખળભળી ઊઠી જેપી પોતાના અંતરમાં ઊંડા ઊતરતા ગયા. તેના જ પરિણામસ્વરૂપ હવે તેઓ સાધન-શુદ્ધિની ભારપૂર્વક હિમાયત કરતા થયા તથા આધ્યાત્મિક પુનરુત્થાનની વાત પણ સાવ સહજપણે એમના દિલમાંથી વ્યક્ત થઈ ગઈ. જેપીના જીવનમાં જે નવો વળાંક આવી રહ્યો હતો, તેનાં આ બધાં પૂર્વચિહ્નો હતાં. બાહ્ય પ્રવૃત્તિ યથાવત્ ચાલતી રહી. પણ અંતરમાં કશુંક નવું આકાર લઈ રહ્યું હતું. એમની પોતાની અંતઃસ્ફૂર્તિથી ગાંધીમાર્ગનો અસલ મર્મ ધીરે ધીરે એમની સમક્ષ ઊઘડતો જતો હતો.

### એ રાજકારણના જીવ હતા જ નહીં

એમના અમેરિકન સહાધ્યાયી ઉજરે નોંધ્યું છે : ‘ નારાયણ મૂળમાં નૈતિક વ્યક્તિત્વવાળા માણસ હતા, તેથી એ વાસ્તવમાં ભૌતિકવાદી ક્યારેય બની શક્યા નહીં. હું માનું છું કે એમનું સાધ્ય સર્વદા નૈતિક હતું. જ્યાં સુધી વ્યક્તિગત રીતે સત્તા મેળવવાનો સવાલ છે, મને ક્યારેય એવો આભાસ નથી થયો કે નારાયણ રાજકીય સત્તા કબજે કરવા માગતા હતા. મને હંમેશા એમ લાગ્યું કે તેઓ સર્વદા સમસ્યાના ઉકેલની તલાશમાં છે, નહીં કે રાજ્યસત્તાની. અમે સાથે ભણતા ત્યારનો હું જોતો કે નારાયણ તે વસ્તુની પાછળ નહોતા કે પોતે ભારતનું સંચાલન કે તેની રક્ષા કેવી રીતે કરે, બલ્કે એ તો એ વસ્તુની ખોજમાં હતા કે કઈ પદ્ધતિ, કઈ ટેકનિક અપનાવવામાં આવે કે જેથી ભારતની રક્ષા થઈ શકે. આ બે વસ્તુ વચ્ચે ભારે અંતર છે. એ વ્યક્તિગત રીતે મહત્ત્વાકાંક્ષી કદી નહોતા, સામ્યવાદને પણ

તેઓ બ્રિટિશ રાજની ચુંગાલમાંથી મુક્ત થવાનું સાધનમાત્ર માનતા. એમનામાં વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા લેશમાત્ર પણ જોવા મળતી નહોતી. '

સ્વરાજ્ય આવ્યા બાદ દેશના જાહેર જીવનમાં જયપ્રકાશે જે ભાગ ભજવ્યો તેમાં પણ એમના વ્યક્તિત્વની આ મૂળભૂત ખાસિયત બહુ સ્પષ્ટપણે જોવા મળે છે. એ રાજકારણના માણસ હતા, અને છતાં નહોતાયે. સત્તાનું રાજકારણ જોઈએ તો એમ લાગે કે આ માણસ આ ક્ષેત્રમાં ક્યાંથી ભૂલો પડી ગયો છે! સત્તા તરફ એમનું મોઢું જ નહોતું. એવી જ રીતે રાજકીય પ્રપંચો અને કાવાદાવામાંયે એમને લગીરે રુચિ નહોતી. રાજકારણ પણ એમને મન લોકકલ્યાણનું એક સાધન માત્ર હતું. જેમ વ્યક્તિગત જીવનમાં તેમ જાહેર જીવનમાં પણ માનવીય મૂલ્યોનો અને નૈતિક રીતિનીતિનો આગ્રહ તેઓ સેવતા. એમના પોતાના તો સ્વભાવમાં જ આ વસ્તુ વણાઈ ગઈ હતી. આ વસ્તુ અન્ય રાજકારણીઓથી એમને એકદમ જુદા પાડી દે છે. ઠેઠ કિશોરકાળમાં એમને ટિળક કરતાં ગોખલેએ વધુ પ્રભાવિત કરેલા, તે વસ્તુ આ સંદર્ભમાં વિશેષ સૂચક બની રહે છે. ગોખલે–ગાંધીની રાજકારણને ધર્મમય બનાવવાની વાત જયપ્રકાશે સાવ સહજપણે પોતાના જાહેર જીવનમાં આચરી બતાવી આ એમને માટે કોઈ સિદ્ધાંત કે વ્રતપાલન કે આચારસંહિતા નહોતી. એમના પોતાના સ્વભાવનું જ આ સાવ સહજ વલણ હતું. અને જેમ જેમ હિંસાનો સદંતર ત્યાગ કરીને સાધનશુદ્ધિ અને આધ્યાત્મિક પુનરુત્થાનની હિમાયત કરતા થયા, તેમ તેમ જયપ્રકાશના વિચાર-વર્તનમાં આ વલણનો ઉઠાવ વધુ ને વધુ દેખાતો ગયો. સત્તા-નિરપેક્ષ રાજકારણનું ખેડાણ સ્વતંત્ર ભારતમાં જયપ્રકાશ મારફત જેટલું થયું તેટલું અન્ય કોઈ રાજકારણી પુરુષ મારફત ભાગ્યે જ થયેલું જોવા મળે છે.

### પહેલેથી જ રચનાત્મક અને લોકનિષ્ઠ વલણ

ઠેઠ ૧૯૪૮માં સમાજવાદી પક્ષના નાસિક અધિવેશનમાં એમણે અત્યંત ભારપૂર્વક કહી દીધું કે બધું રાજકારણ એ સત્તાનું જ રાજકારણ છે તથા સમાજની સેવા કરવા માટે રાજ્યની સત્તા કબજે કરવી જ પડે, એ સદંતર ભૂલભરેલો ખ્યાલ છે. ગાંધી અને માર્ક્સ બંનેએ રાજ્ય આપોઆપ કરમાઈને ખરી પડે એવી જ કલ્પના કરેલી છે. તેથી લોકો રાજ્ય ઉપર ઓછામાં ઓછો આધાર રાખતા થાય, તે લોકશાહીના સંપૂર્ણ વિકાસ માટે અનિવાર્ય છે. જયપ્રકાશે પોતાના સમાજવાદી સાથીઓને એમ પણ કહ્યું કે વિરોધ પક્ષો માટે પણ સત્તા તરફ મીટ માંડીને બેસવાનું પ્રલોભન મોટું છે. પરંતુ એ કદાપિ ન ભૂલતા કે ધારાસભાકીય પ્રવૃત્તિથી નહીં પણ રચનાત્મક કાર્યથી, લોકોની ભૂખ અને ઉત્પાતોનો લાભ ઉઠાવીને નહીં પણ ... સેવા કરીને આપણે એક લોકશાહી સમાજવાદી સમાજ નિર્માણ કરી શકીશું. તેમણે ધારાસભાકીય પ્રવૃત્તિ અને રચનાત્મક પ્રવૃત્તિના સમન્વય ઉપર તથા રચનાત્મક કાર્યકરો ને અવાજ પક્ષમાં વધારે સંભળાવો જોઈએ, તે વાત પર ખૂબ ભાર મૂક્યો.

જે૦પી૦નું ઘુમક્કડ જીવન અખંડ ચાલુ જ હતું. એમનો પ્રવાસ લગભગ સતત ચાલુ રહેતો. દેશ આખામાં ફરીને લોકજાગૃતિનું અને પક્ષ-સંગઠનનું કામ તેઓ કર્યા કરતા. આવા એક પ્રવાસ દરમ્યાન એપ્રિલ ૧૯૪૯માં બિહારમાં એમની મોટરને અકસ્માત થયો. જે૦પી૦ના જમણા હાથનું હાડકું ભાંગ્યું. પ્રભાવતીજીને પણ માથામાં વાગ્યું. જે૦પી૦નો હાથ પ્લાસ્ટરમાં રાખવો પડ્યો.

૧૯૪૯માં સમાજવાદી પક્ષે પટણામાં એક ભવ્ય કિસાન-કૂચ કાઢી. ગામડાંઓના હજારો ખેડૂતોએ તેમાં ભાગ લીધો. નાખી નજર ન પહોંચે એટલું લાંબું સરઘસ પટણાની સડકો પરથી પસાર થઈને ગાંધી મેદાનમાં સભામાં ફેરવાયું. એ સભાને સંબોધતાં જે૦પી૦એ કહ્યું: ' તમે અહીં મારા નામનાયે નારા લગાવ્યા. હું આને બિલકુલ પસંદ નથી કરતો. સ્વરાજ્યના આન્દોલનમાં નેહરુ, સરદાર વગેરેના નારા લગાવ્યા. પણ તેથી શું વળ્યું? તેથી હું કહું છું કે આમ વ્યક્તિઓના નારા લગાવવાને બદલે તમારી પોતાની અંદર શક્તિ પેદા કરો કે જેથી તમારે ફરીથી નિરાશ ન થવું પડે. '

સમાજવાદી પક્ષે તે દિવસોમાં "રાષ્ટ્ર માટે રોજનો એક કલાક" નો કાર્યક્રમ પણ આપેલો અને એ રીતે લોકશક્તિને આધારે ગ્રામનિર્માણનાં કામો ઉપાડેલાં. તે માટે શિબિરો-સંમેલનો પણ યોજતાં. સફાઈ, આરોગ્ય, શિક્ષણ, ગ્રામોદ્યોગ, ભૂમિવ્યવસ્થા વગેરે બાબત માર્ગદર્શન આપવા વિનોબા, કુમારપ્પા વગેરેનો સંપર્ક સાધી જે૦પી૦ રચનાત્મક કાર્યકરોને પણ બોલાવતા. ૧૯૫૧ના ફેબ્રુઆરીમાં વિનોબાને લખેલા એક પત્રમાં જે૦પી૦એ કહેલું કે, ' ખાસ કરીને બિહારમાં અમે આ ગ્રામનિર્માણના કામને પ્રાંતવ્યાપી કરવા માગીએ છીએ. અને ત્યારે તમનેય કષ્ટ આપીશું. સંમેલન પક્ષ તરફથી હશે, પણ તેમાં રાજનીતિની સીધી ચર્ચા નહીં થાય, કોઈ ઠરાવ નહીં થાય. હા, પક્ષના ઝંડા હશે, અને ક્યારેક કોઈક નારા વગેરે પોકારાય. ' ભૂદાનના જન્મ પહેલાંનો આ પત્ર છે. ભૂદાન આંદોલનથી જે૦પી૦ આકર્ષાયા તેમાં નવાઈ જેવું કશું નથી. એમનું પોતાનું વલણ જ ત્યારે રચનાત્મક પ્રવૃત્તિ અને ગ્રામનિર્માણનાં કામો તરફનું થતું જતું હતું.

### મજૂર પ્રવૃત્તિ અંગે નરવી દૃષ્ટિ

મજૂર સંગઠનનું કામ પણ જયપ્રકાશ વરસોથી કરતા આવ્યા હતા. રેલવે કર્મચારી, પોસ્ટ કર્મચારી અને લશ્કરી સરંજામ બનાવનારાં કારખાનાંના કર્મચારીઓના, એવા દેશના ત્રણ મોટા મજૂર સંઘોના તેઓ પ્રમુખ હતા. રેલવે કર્મચારીઓના સંઘની સભ્ય-સંખ્યા ૧૯૪૯માં સાડા ચાર લાખ જેટલી હતી. અને ૧૯૪૭થી જયપ્રકાશ તેના પ્રમુખ હતા. આ મજૂર પ્રવૃત્તિમાં પક્ષીય રાજકારણને દાખલ થવા દેવું ન જોઈએ તે વાત જયપ્રકાશ શરૂઆતથી જ કહેતા આવ્યા હતા અને તે

માટે એમણે ઘણી કોશિશ પણ કરી. તેઓ કહેતા કે મુખ્ય હિત મજૂરોનું જોવું જોઈએ, એ કામ પક્ષીય દૃષ્ટિએ ન ચાલવું જોઈએ. આપણી ફરજ મજૂરોના હિતનું રક્ષણ કરવાની છે, કોઈ રાજકીય સ્વાર્થ કે વિચારસરણીને આગળ કરવાની નહીં. મજૂરોને પણ તેઓ કહેતા કે માત્ર પગારવધારા તરફ જ નજર ન રાખો. "નેતાઓ"નાં વચનોથી અને પ્રચારથી ભોળવાઈ ન જાવ, મજૂર સંઘો તરફથી પણ સેવાનાં રચનાત્મક કામો ઉપાડો. આગળ જતાં નેહરુને આપેલા કાર્યક્રમના ૧૪ મુદ્દામાં એક મહત્ત્વનો મુદ્દો એ હતો કે દરેક કારખાના કે ઉદ્યોગમાં મજૂરોનું માત્ર એક જ સંગઠન હોવું જોઈએ, જુદાં જુદાં સંગઠનો નહીં. જુદા જુદા પક્ષોના જુદા જુદા મજૂર સંઘો બને તે જેંપીંને પસંદ નહોતું. મજૂર પ્રવૃત્તિને તેઓ પક્ષના ને સત્તાના રાજકારણથી અળગી રાખવા માગતા હતા.

### રાજકારણથી ઊંચેરો એવો આત્મીય નાતો

જુદી જુદી વિચારસરણીને લીધે જુદા જુદા પક્ષો ભલે બને, પણ તેથી કાંઈ બધી જ બાબતનો પક્ષીય ધોરણે વિચાર ન થવો જોઈએ. પરંતુ આપણા દેશના રાજકારણમાં પોતાના પક્ષની ખોટી વાતનેય સાચી ઠેરવવાનું અને અન્ય પક્ષોની સાચી વાતનેય નકારવાનું વલણ વધતું જતું હતું. આનાથી જેંપીંને દુઃખ થતું. આવું કેમ બની શકે, તે એમને સમજાતું જ નહોતું. રાજકીય પક્ષભેદને કારણે સામાન્ય સૌજન્યતા પણ કેમ વિસરી જવાય? ૧૯૪૯માં બિહારમાં ડાલમિયાનગરની હડતાલ બાબત આવો એક પ્રસંગ ઊભો થયો ત્યારે એમણે ત્યાંના મુખ્યમંત્રી અનુગ્રહબાબુને એક અંગત પત્ર લખ્યો : 'આ પત્ર રાજનૈતિક નાતે નહીં, પણ આત્મીયતાને નાતે લખી રહ્યો છું......તમારા લોકોનું આજે રાજ્ય છે. પણ તેનો કોઈ ઉદ્દેશ હોવો જોઈએ, તેના અમુક સિદ્ધાંતો હોવા જોઈએ......દમનથી તો રાજ લાંબો વખત ન ચાલી શકે. શું નાગરિકોની સ્વતંત્રતાનું કોઈ મૂલ્ય નથી? અંગ્રેજી શાસન અને આપણા શાસનમાં કોઈ અંતર નથી?......બહુમતીનું રાજ અને બહુમતીનો જુલમ બંને એક નથી. બહુમતીનો જુલમ રોકવા માટે જ બંધારણમાં મૂળભૂત અધિકારો સુરક્ષિત રાખવામાં આવે છે......આશા છે, તમે મારી વાતો પર ધ્યાન આપશો અને વિવેક તથા નીતિથી કામ લેશો. સત્તા જ જીવનમાં બધું કાંઈ નથી......આપણે લોકો પરસ્પર વિરોધી પક્ષોમાં વહેંચાયેલા છીએ, છતાં કેટલીક વાત એવી છે, જે હું ન કરી શકું. તમારી વિરુદ્ધ છાપાંમાં હું કાંઈ કહું અથવા તમારી સામે લડું, તે તો મારાથી નહીં બની શકે. પરંતુ બિહાર સરકારનું જે વલણ અમારા લોકો પ્રત્યે છે તે જોતાં સમજાતું નથી કે શું કરું? ખેર, મારે જે કહેવું હતું, કહી દીધું. હવે તમને ઉચિત લાગે તેમ કરો.'

રાજકારણમાંયે આ રીતે આત્મીય નાતો જાળવી રાખનાર અને સત્તા જ જીવનમાં બધું કાંઈ નથી, એમ કહેનાર જેંપીં જેવા બીજા પાંચ-પચાસ રાજકારણીઓ પણ હોત, તો કદાચ આપણા દેશના જાહેર જીવનની સિકલ આજ કરતાં ઘણી જુદી હોત!

### ભ્રષ્ટાચાર સામે જેહાદ

જાહેર જીવનમાંથી ભ્રષ્ટાચાર કાઢવા અંગેની જેહાદ પણ જેંપીંએ ઠેઠ સ્વરાજ્ય મળ્યું તે પહેલાંથી ઉપાડેલી. ૧૯૪૬-૪૭માં એ પોતે જ્યારે કૉંગ્રેસ કારોબારીના સભ્ય હતા, ત્યારે કારોબારી સમક્ષ આ અંગેની એક દરખાસ્ત પણ એમણે રજૂ કરેલી. તેમાં ચૂંટણી દરમ્યાન થતા ભ્રષ્ટાચારની તેમ જ વહીવટી તંત્રમાંની લાંચરુશવત ડામવાની વાત હતી. તે માટે એક ટ્રિબ્યુનલ નીમવાનું એમણે સૂચન કરેલું તથા બીજાં પણ નક્કર સૂચનો હતાં. પરંતુ જેંપીંએ નોંધ્યું છે કે : 'પોતાના ટેકેદારોને નાખુશ કરીને કોઈ ચોક્કસ પગલાં ભરવાની હિંમત રાખતા નેતાઓમાં નહોતી.'

જયપ્રકાશજીનાં જૂનાં કાગળિયાંઓમાં તે વખતના સમાજવાદી પક્ષના ઑડિટ કરાવેલા વાર્ષિક હિસાબો છે. આજે તો હવે રાજકીય પક્ષોના હિસાબો કોઈનીયે પાસે રહેતા હશે કે કેમ, એ સવાલ છે.

### સાદાઈનો આગ્રહ અને પંડિત નેહરુનું વલણ

પ્રધાનોની સાદાઈભરી રહેણીકરણી વિશે ઠેઠ ૧૯૪૮થી જેંપીં અવાજ ઉઠાવતા આવેલા. પંડિત નેહરુ પણ વચગાળાની સરકારના વખતથી જ ખાસ્સા મોટા બંગલામાં રહેતા હતા. આઝાદી બાદ તે બંગલોયે છોડીને તેનાથીયે વધુ વિશાળ બંગલામાં રહેવા ગયા. કહેતા કે રાષ્ટ્રની શાન જાળવવી જોઈએ! ત્યારે ૧૯૪૭ના ડિસેમ્બરમાં જેંપીંએ નેહરુને સમજાવવા પ્રયત્ન કરેલો. 'નિર્ધન ભારતના વડા પ્રધાને આવડા વિશાળ મહેલમાં રહેવાની શી જરૂર છે?' એમણે નેહરુને એ વાતની પણ યાદ દેવડાવી કે તમે તમારી રશિયાની મુલાકાત બાદ તમારા પુસ્તકમાં ખૂબ જ વખાણ કરીને લખ્યું છે કે રશિયા જેવા મહાન દેશના મહાન નેતા લેનિન પોતાની પત્ની અને બહેન સાથે ક્રેમલિનમાં માત્ર બે ઓરડાના એક નાનકડા ફ્લૅટમાં રહેતા હતા. ત્યારે જવાહરલાલજી બોલ્યા કે હજી બે દિવસ પહેલાં રશિયાના રાજદૂત મને મળવા આવ્યા ત્યારે એક અત્યંત શાનદાર મોટરમાં બેસીને આવ્યા હતા. એટલું જ નહીં, તેની આગળ ને પાછળ પણ એક એક બીજી એવી શાનદાર મોટરો હતી! જયપ્રકાશે ફરી કહ્યું, 'ભાઈ, રશિયા તો આજે ઘણી પ્રગતિ કરી ચૂક્યું છે, દુનિયાની એક મોટી સત્તા બની ગયું છે. પરંતુ ભારત તો હજી લેનિનના વખતના રશિયા જેવી પ્રારંભિક અવસ્થામાં છે. ત્યારે આવો ઠઠારો ને વૈભવ રાષ્ટ્રના નેતાઓને શોભતો નથી!'

ત્યારે પંડિત નેહરુએ સરોજિની નાયડુની એક મજાકનો ઉલ્લેખ કર્યો. એમણે એક વાર વિનોદમાં કહેલું કે 'ગાંધીની સાદાઈ જાળવી રાખવા માટે બિરલાના લાખોની જરૂર પડે છે.'

સાંભળીને જયપ્રકાશ આભા જ બની ગયા! એ ચૂપ થઈ ગયા અને વાતચીત ત્યાં જ કપાઈ ગઈ. આ બાબત પંડિત

નેહરૂ સાથે એમણે ફરી ક્યારેય ન ઊજળી. વરસો પછી એક ભાષણમાં એમણે દર્દભર્યા સ્વરે કહ્યું : ' પરંતુ એ પ્રારંભિક ભૂલનું શું પરિણામ આવ્યું તેની સાક્ષી આજે આપણા રાજ્યકર્તાઓના ઠાઠમાઠ અને દારદમામ પુરાવી રહ્યા છે ! તે બધું દેશની કરોડો ઝૂંપડીઓનો ઉપહાસ કરતું આ દેશનું " ગૌરવ " વધારી રહ્યું છે, " રાષ્ટ્રની શાન " જાળવી રહ્યું છે ! '

આના અનુસંધાનમાં અગાઉનો એક કિસ્સો પણ જે૦પી૦ ક્યારેક સંભળાવતા. ૧૯૩૦માં એમના અમેરિકામાંના એક પ્રાધ્યાપક હર્બર્ટ મિલર ભારત આવેલા. એમને જયપ્રકાશ અલ્લાહાબાદ લઈ ગયેલા. આલિશાન આનંદભવનમાં જવાહરલાલ સાથે ઘણી વાતચીત થઈ. ત્યારે પ્રા. મિલરે એક વિનોદ પણ કરેલો. આનંદભવન પર નજર નાખીને કહે, ' આવી જગ્યાએ રહીને સમાજવાદનું કામ કરવામાં તમે કોઈ મુશ્કેલી તો નથી અનુભવતા ? ' જવાહરલાલ હસ્યા. બોલ્યા, ' એક વાત છે કે આનાથી જરા કામ કરવાની efficiency વધી જાય છે. ' મિલર પણ ખડખડાટ હસી પડ્યા !

### એક જવાબદાર નેતાનું કાર્ય

સ્વસ્થ લોકમત ઘડવાની જવાબદારી પણ જયપ્રકાશ ત્યારથી જ અદા કરવા મંડ્યા હતા. પોતાને જે સાચું લાગે અને દેશના હિતનું લાગે તે કશાયે ભય વિના અથવા લોકોમાં અળખામણા થવાશે તેની લગીરે પરવા કર્યા વિના તેઓ દેશ સમક્ષ મૂકી દેતા. તેઓ એમ માનતા કે આપણી વાત સાચી હશે તો લોકો છેવટે તે માનશે જ. આપણે લોકોને આપણને સાચી લાગતી વાત સતત સમજાવ્યા કરવી.

ઘણાખરા નેતાઓ કહેતાં અચકાતા હતા એવી એક વાત હતી, ભારત-પાક મૈત્રીની. પરંતુ શરૂઆતથી જ એ વાત કહેતાંયે જે૦પી૦ કદી અચકાયા નહોતા. ૧૯૫૦માં આ અંગે એમણે એક લાંબું નિવેદન બહાર પાડ્યું, તે કિશોરલાલભાઈ મશરૂવાળાને બહુ ગમ્યું. એટલે " હરિજન " પત્રોમાં પૂરાં બે પાન ભરીને તે છાપ્યું, અને ઉપર પોતે નોંધ લખી કે, ' નિવેદનમાં વિચારો સારી રીતે રજૂ કરાયા છે. વાચકે એ ધ્યાન દઈને અભ્યાસ કરવા યોગ્ય છે. તેમાંથી થોડા અગત્યના ફકરા જ હું નીચે ઉતારી શક્યો છું, તે માટે દિલગીર છું. '

આ નિવેદનમાં એક પાકટ દેશનેતાને છાજે એવી રીતે જયપ્રકાશે કહેલું : ' ભારત અને પાકિસ્તાન બંને ધર્મથી પર રાજ્યો બને અને બંને દેશમાં લઘુમતીને પૂરી સલામતી અને સમાન નાગરિકતા મળે......અત્યારે પંડિત નેહરુની આશા સાચી ઠરી અને શાન્તિભર્યો કરાર ( નેહરુ-લિયાકત કરાર ) થઈ શક્યો. એ કરારનો વિરોધ કરવો કે તેના અમલને અવરોધવો એ આગ સાથે ખેલવા જેવું છે......પાકિસ્તાનના હેતુની પ્રામાણિકતા વિશે બહુ વાતો થાય છે. બધી બાજુથી પૂછવામાં આવે છે : ' તેઓ કરારનો અમલ કરશે ? ' પરંતુ આપણે તેનો અમલ કરીશું કે કેમ એ સવાલ પૂછવાનું કોઈને સૂઝતું નથી......દેશના ભાગલા માટે મુસ્લિમ અને હિંદુ બંને કોમવાદો જવાબદાર હતા. ......બંને ભાંગેલા કટકાને જો હિંદુ કોમવાદી યુદ્ધથી જીતી લઈને જોડવાનું સ્વપ્ન સેવતા હોય, તો એ શેખચલ્લીની દુનિયામાં વસે છે. પાકિસ્તાન અને ભારતના દસ કરોડ મુસ્લિમોને કદી બળજબરીથી તરવારને જોરે હિંદુસ્તાનના નાગરિક બનાવી શકાય નહીં......અને હિંદે શા માટે કોઈને ગુલામીમાં રાખવા જોઈએ ? બીજાને ગુલામ કરવા માટે શું આપણે ગુલામીમાંથી મુક્તિ મેળવી છે ? '

### જાહેર જીવનમાંયે ઈમાનદારી અને સજ્જનતા

આટલાં વરસોથી રાજકારણમાં હતા, છતાં ૪૭ સુધી જે૦પી૦એ ચૂંટણીમાં અથવા ચૂંટણી-પ્રચારમાં કદી ભાગ નહોતો લીધો. સ્વરાજ્ય બાદ ૧૯૪૮ માં ઉત્તર પ્રદેશની પેટા ચૂંટણીમાં એમને ચૂંટણી-પ્રચારનો પહેલવહેલો અનુભવ થયો. એ ચકિત થઈ ગયા. ચૂંટણીમાં જે નીચી કક્ષાએ ઊતરીને આક્ષેપબાજી, જુઠાણું વગેરેનો આશરો લેવાય છે, તે વસ્તુ એમની કલ્પના બહારની હતી. અત્યંત દર્દભર્યા હૈયે એમણે એક લેખ લખ્યો : ' મારા જીવનમાં પહેલી વાર મેં ચૂંટણી-સંઘર્ષમાં ભાગ લીધો. એકાદબે દિવસમાં પરિણામો બહાર પડશે. પણ પરિણામ ગમે તે આવે, આ ચૂંટણી યુક્ત પ્રાંતની સરકાર અને પ્રાંતીય કોંગ્રેસ સમિતિ જે રીતે લડી છે, તે ભારે ગંભીર બાબત છે. લોકશાહીની તેમાં સદંતર અવહેલના થઈ છે. ચૂંટણીમાંયે કાંઈક મર્યાદા તો હોય ને ? કોઈ નાના કાર્યકર મારફત નહીં પણ યુક્ત પ્રાંતના મુખ્ય પ્રધાન એવા પંડિત ગોવિંદવલ્લભ પંત મારફત આ ચૂંટણીમાં જે રત્ન વેરવામાં આવ્યાં તેમાંના કેટલાંક આ હતાં—

(૧) વિરોધ પક્ષની કોઈ જરૂર નથી.

(૨) અમે વિરોધને કચડી નાખીશું, જેમ મુસ્લિમ લીગ, હિંદુ મહાસભા, કમ્યુનિસ્ટો વગેરેને કચડી નાખ્યાં.

(૩) સમાજવાદી લોકો સાપ છે.

(૪) સમાજવાદીઓને મત આપવો એટલે રજાકારોને મત આપવો, કાશ્મીર પર હુમલો કરનારા સરહદ પ્રાંતના કબીલાવાળાઓને મત આપવો.

(૫) કોંગ્રેસને મત આપવો એટલે ગાંધીના આત્માને શાંતિ આપવી.

(૬) સમાજવાદીઓને ધર્મમાં વિશ્વાસ નથી. એમના હાથમાં સત્તા ગઈ તો મંદિરોનું અસ્તિત્વ નહીં રહે.

(૭) યુક્ત પ્રાંતની સરકારે હિંદીને સરકારી ભાષા બનાવી છે. સમાજવાદી તેની જગ્યાએ હિંદુસ્તાની રાખશે.

(૮) કોંગ્રેસની વિરુદ્ધ મત આપવો એટલે દેશને કમજોર કરવો.

' આ રીતે તો લોકશાહીનું ગળું ઘૂંટાઈ જશે અને તેની જગ્યાએ ફાસીવાદ સ્થપાશે. એટલું જ નહીં, બલ્કે જાહેર જીવનમાંથી ઈમાનદારી અને ભલમનસાઈ નામની ચીજનો જ લોપ થઈ જશે ! '

જાહેર જીવનમાંયે ઈમાનદારી અને સજ્જનતા એ જયપ્રકાશના વ્યક્તિત્વની ખાસિયત હતી. પરંતુ સ્વતંત્ર ભારતના જાહેર જીવનમાં એ જ વસ્તુનો વધુ ને વધુ અભાવ વર્તાતો જતો હતો. ચૂંટણીમાં તો કોઈ વાતની મર્યાદા રહેતી નહીં. એટલે ઠેઠ ત્યારથી જે૦પી૦ ચૂંટણી અંગે કાંઈક આચારમર્યાદા ઘડવા પ્રયાસો કરતા રહ્યા. ૧૯૫૦માં આ માટે મુંબઈમાં એક પરિષદ પણ એમણે બોલાવેલી.

## જે૦પી૦નું રાજકારણ એટલે ગાંધી-ગોખલેનું રાજકારણ

આ બધું કરતા હતા ત્યારે જયપ્રકાશ સર્વોદયના નેતા નહોતા બન્યા, હજી એક રાજકીય પક્ષના જ નેતા હતા. પરંતુ એમનું રાજકારણ એ ગોખલે-ગાંધીનું રાજકારણ હતું. એટલે એમને આવું-આવું જ સૂઝતું. ગાંધીજી અને સર્વોદય પ્રત્યેનું એમનું ખેંચાણ પણ દિવસે દિવસે વધતું જતું હતું. ૧૯૫૦ની ૩૦ જાન્યુઆરીએ ગાંધી-નિર્વાણદિન નિમિત્તે પટણામાં યોજાયેલ અખંડ કાંતણ યજ્ઞમાં પ્રભાવતીની સાથે જયપ્રકાશ પણ સામેલ થયા અને ચરખો કાંત્યો. આખો દિવસ બંનેએ ઉપવાસ રાખેલો.

છેલ્લે છેલ્લે ગાંધીજી પોતાનાં બધાં કામોના નવસંસ્કરણની વાત કરતા થયેલા. તે માટે ફેબ્રુઆરીમાં સેવાગ્રામમાં એક સંમેલન પણ યોજેલું. પરંતુ ૧૯૪૮ના જાન્યુઆરીમાં ગાંધીજીની હત્યા થઈ. છેવટે તે સંમેલન માર્ચમાં મળ્યું. તેમાં ખાસ કરીને વિનોબાની પ્રેરણાથી સર્વોદય સમાજ અને સર્વ સેવા સંઘની સ્થાપના થઈ. ત્યાર બાદ એક સમિતિ બનાવાઈ હતી અને તેણે તૈયાર કરેલ "સર્વોદય પ્લાન" ઉપર બસો જેટલા રચનાત્મક કાર્યકરોએ ફરી ભેગા મળી વિચાર કર્યો હતો. છેવટે ૧૯૫૦ માં ૩૦ જાન્યુઆરીએ તે દેશ સમક્ષ મુકાયો.

આ "સર્વોદય પ્લાન" જે૦પી૦ને બહુ જ પસંદ પડ્યો હતો. પોતાનાં ભાષણો, લેખો અને વાતચીતમાં આ પ્લાનનો ઝીણવટથી અભ્યાસ કરવાનો અનુરોધ તેઓ કરતા રહ્યા: "પાયાની સામાજિક ક્રાંતિ માટેનો આ એક નક્કર કાર્યક્રમ છે. સમાજવાદી પક્ષના તત્કાળના કાર્યક્રમોમાંથી ૮૦ ટકા જેટલા કાર્યક્રમોનો તેમાં સમાવેશ થઈ જાય છે. આ પ્લાન કોઈ રાજકારણીઓએ નથી ઘડ્યો, રચનાત્મક કાર્યકરોએ ઘડ્યો છે, અને આ પ્લાનમાં ગાંધીમાર્ગે રાષ્ટ્રનું નવઘડતર કઈ રીતે થઈ શકે તેની રૂપરેખા આપણને મળે છે. મતાંધતામાં નહીં પણ વૈજ્ઞાનિક સમાજવાદમાં આસ્થા રાખનાર સહુ કોઈની ફરજ થઈ પડે છે કે આ પ્લાનનો ઝીણવટથી અભ્યાસ કરે અને ગાંધીમાર્ગને સમજવાની કોશિશ કરે.'

## પવનાર-વર્ધાનું ભક્તિપૂર્ણ અને ચેતનમય વાતાવરણ

જયપ્રકાશ પોતે તો આવી કોશિશમાં લાગેલા જ હતા. ગાંધીમાર્ગને સમજવાની એમની જિજ્ઞાસા વધુ ને વધુ તીવ્ર થતી જતી હતી. આવી રીતે ૧૯૫૦ના ઑગસ્ટમાં તેઓ વર્ધાની મુલાકાતે ગયા. ત્યાં પવનારમાં વિનોબા હતા. એમની સાથે બાર-પંદર વરસથી જે૦પી૦ને પરિચય હતો. કમલનયન બજાજ વગેરે પાસેથી એમની પ્રશંસા સાંભળેલી. વર્ધા જવાનું થાય ત્યારે ક્યારેક ક્યારેક જે૦પી૦ વિનોબાને મળતા, રાજનૈતિક પ્રશ્નોની, સમાજવાદ વગેરેની ચર્ચા કરતા. એમના પર હંમેશા એવી છાપ પડતી કે વિનોબા ઘણા વિદ્વાન તેમ જ તલવારની ધાર જેવી તીક્ષ્ણ બુદ્ધિવાળા એક અત્યંત સૂક્ષ્મ વિચારક છે. વિનોબામાં જે૦પી૦ને અસાધારણ મૌલિકતા તથા પ્રેરણા દેવાની અદ્ભુત શક્તિ જણાતી. વિનોબાનાં કેટલાંક લખાણો વાંચેલાં, તે પણ એમને સ્ફૂર્તિદાયક લાગેલાં. ગાંધીજીએ ૧૯૪૦ માં વ્યક્તિગત સત્યાગ્રહ વખતે આખા દેશમાં સૌથી વધારે યોગ્ય સત્યાગ્રહી તરીકે પહેલા વિનોબાને જ પસંદ કરેલા તથા ગાંધીજીના મૃત્યુ બાદ સેવાગ્રામમાં મળેલ સંમેલનમાં વિનોબાએ સ્પષ્ટ માર્ગદર્શન આપેલું તેની પણ ઘેરી છાપ જે૦પી૦ના મન પર હતી. આમ, ૧૯૫૦ માં વર્ધા ગયા ત્યારે મુખ્યત્વે વિનોબાને અને કિશોરલાલભાઈને મળવાની જે૦પી૦ની નેમ હતી. પરંતુ શ્રીમન નારાયણ, રાધાકૃષ્ણ બજાજ વગેરે મિત્રોએ મગનવાડી, સેવાગ્રામ, ગોપુરી વગેરે બધે ફેરવીને ત્યાં ચાલતી વિવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ જે૦પી૦ને બતાવી.

આ બધી જગ્યાએ વિનોબાએ તૈયાર કરેલ નિષ્ઠાવાન કાર્યકરો મારફત ગ્રામોદ્યોગ, નઈ તાલીમ, ગોપાલન વગેરે વિવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી હતી. પહેલાં તો જે૦પી૦ને એમ કે મરવા વાંકે જીવતી ગાંધીજીની સ્થાપેલી કેટલીક જૂની સંસ્થાઓ જોવા મળશે. પરંતુ એમણે પ્રત્યક્ષ જે બધું જોયું તેથી તો એ દંગ થઈ ગયા: 'બધે જે ધબકતું જીવન અને ચેતના જોવા મળ્યાં તેથી હું દંગ થઈ ગયો! ઘણાં શક્તિશાળી અને કાબેલિયતવાળાં સ્ત્રી-પુરુષો અહીં શાંતિપૂર્વક નિસ્વાર્થભાવે ભક્તિ અને અથાગ નિષ્ઠા સાથે કામમાં લાગેલાં હતાં. લોકોમાં આ કામની વાહવાહ થશે કે આ કામને લોકોની માન્યતા મળશે એવી કોઈ વાતની એમને પડી નહોતી. અને છતાં તેઓ જે કરી રહ્યા હતાં તે બિલકુલ પાયાનું કામ છે. એમના પ્રયોગો લોકોના જીવન સાથે સીધો સંબંધ ધરાવે છે.'

જયપ્રકાશે પવનારમાં વિનોબા સાથે પણ લંબાણથી વાતચીત કરી. એમણે કહ્યું કે સમાજવાદી પક્ષ પણ ગ્રામોદ્યોગો ઉપર ભાર મૂકે છે. ત્યારે વિનોબા બોલ્યા, 'બધા પક્ષોના કાર્યક્રમો ને મેનિફેસ્ટો હું જોઈ ગયો છું. બધા જ ગ્રામોદ્યોગોની વાત કરે છે. પરંતુ એ વાતના ફલિતાર્થો ભાગ્યે જ કોઈ સમજતું હશે અને સ્વીકારવાને તૈયાર હશે. ભારતમાં દરેકે દરેક માણસને કામ મળવું જોઈએ. માત્ર સિદ્ધાંતમાં તેનો સ્વીકાર કરો અથવા બંધારણમાં દરેકને કામનો અધિકાર છે એમ લખી દો, એટલાથી ન ચાલે. ગામમાં બેઠાં અત્યારે ને અત્યારે દરેકને કામ મળવું જોઈએ. દેશની આજની સ્થિતિમાં આ રીતે દરેકને કામ પૂરું પાડી શકે એવું સાધન માત્ર ચરખો છે. તે માટે મિલો પર નિયંત્રણ મૂકવા કેટલા તૈયાર છે? ચરખા સિવાય પણ બીજી કોઈ રીતે જો ગામમાં દરેકે દરેકને પૂરું કામ આપી શકાતું હોય તો હું ચરખાને ફેંકી દેવા તૈયાર છું.'

આ રીતે પૂર્ણ રોજગારીના સંદર્ભમાં જયપ્રકાશને ચરખાનું અને અન્ય ગ્રામોદ્યોગોનું "એક નવું અને વૈજ્ઞાનિક મહત્ત્વ" સમજાયું. જયપ્રકાશ સાથેની વાતચીતમાં વિનોબાએ અહિંસક સમાજ માટે માણસની પ્રાથમિક જરૂરિયાતો બાબત સ્વાવલંબન અનિવાર્ય છે એમ જણાવ્યું. નહીં તો કટોકટીને વખતે આપણે આપણી સ્વતંત્ર ઇચ્છા મુજબ વરતી શકીશું નહીં. આ બધી વાતોની પણ જયપ્રકાશ ઉપર ઘણી સારી અસર થઈ. એમણે કહ્યું કે 'અહીં જે કામ થઈ રહ્યું છે તેની પાછળ માનવજીવન અને સમાજજીવનનું એક સુગ્રથિત સમગ્ર દર્શન જણાય છે.'

**'મને અહીં કાંઈક પ્રકાશ જણાય છે.'**

પવનારમાં ત્યારે વિનોબાનો કાંચનમુક્તિનો પ્રયોગ ચાલતો હતો. એમને જોવું હતું કે બજારના અને પૈસાના સકંજામાંથી શું મુક્ત ન થઈ શકાય? જીવનોપયોગી ચીજવસ્તુ બને તેટલી શ્રમ દ્વારા પેદા કરી લેવી. માત્ર કોદાળી-પાવડાથી ઋષિખેતી કરવાનો પ્રયોગ પણ કર્યો. આશ્રમની કાંકરા-પથ્થરવાળી જમીન ખેડીને સરસ તૈયાર કરી. સોનખાદ વગેરેથી તેને ઘણી ફળદ્રુપ કરી. પાણી માટે કૂવો ખોદ્યો, તેના પર રહેંટ ગોઠવ્યો. એ રહેંટ પણ બળદ નહીં, આશ્રમવાસીઓ જ ચલાવતા. સવાર-સાંજની પ્રાર્થના એ રહેંટ ઉપર જ થતી. ઈશાવાસ્યના મંત્રો બોલતા જાય અને પાણીયે નીકળતું જાય. સખત પરિશ્રમયુક્ત ઉપાસનામય કર્મયોગની આ સાધના હતી.

વિનોબાએ જયપ્રકાશને પોતાની સાથે રહેંટ ઉપર થતી આ પ્રાર્થનામાયે ભેળવ્યા. જયપ્રકાશ માટે આ એક કદી ભૂલ્યો ભુલાય નહીં એવો અનુભવ હતો. ૧૫ ઓગસ્ટની એ સાંજ હતી, જયપ્રકાશના જ શબ્દોમાં: 'ચારે કોર બધું નીરવ અને નાનિમય હતું. કેવળ રહેંટ મારફત કૂવામાંથી પાણી નીકળતું રહેતું. અમે લોકો ધીમે ધીમે વર્તુળાકારે ચાલતા રહેતા અને પ્રાર્થના બોલતા રહેતા. મારા જેવા નાસ્તિક ઉપર પણ આ અનોખા સ્વરૂપની પ્રાર્થનાનો જે પ્રભાવ પડ્યો તેનું વર્ણન થઈ શકે તેમ નથી. કામ એ જ પૂજા—ઉપાસના છે, એમ કહેવાય છે. મને ખબર નથી, આ કથનની આના કરતાં વધારે પ્રેરણાદાયક અભિવ્યક્તિ બીજી કઈ હોઈ શકે?'

ત્યાંથી પાછા ફરતાં પત્રકારોએ પૂછ્યું, ત્યારે જયપ્રકાશ બોલ્યા: 'I see some light here—મને અહીં કાંઈક પ્રકાશ જણાય છે.'

વિનોબાએ જયપ્રકાશની મુલાકાત અંગે "સર્વોદય" માસિકમાં એક ટિપ્પણ લખ્યું. તેમાં એમણે કહ્યું: 'અમારે અનેક મતભેદો હોવા છતાં અમે બંને એક બીજાને [illegible] હતા. અને તે રહેંટ ચલાવવા આવ્યા. અમે [illegible] ચલાવવાથી પાણી તો નીકળ્યું જ, અને અમારું ચિત્ત પણ નિર્મળ થયું. [illegible] કે કેવળ [illegible] જુદા [illegible] [illegible] જેમ રહેંટ ચલાવવામાં કોઈ કોઈ

વાર કિચૂડ કિચૂડ અવાજ આવતો, તે તેલ પૂરવાથી મટી જતો. તેવી જ રીતે દેશના નિર્માણમાં જો ઘર્ષણ પેદા થાય, તો તેમાં સ્નેહનું કામ કરી શકું એવી પ્રભુ શક્તિ આપો!'

**ગાંધીજીનું અધૂરું કાર્ય: શાસનમુક્તિ અને શોષણમુક્તિ**

ગાંધીજીની હત્યા બાદ વિનોબા પણ માર્ગ ખોળી રહ્યા હતા. ગાંધીજીના કામને કઈ રીતે આગળ વધારવું તેનું ચિંતન સતત ચાલ્યા કરતું. પંડિત નેહરુના કહેવાથી નિરાશ્રિતોના પુનર્વસવાટનું જે થોડું ઘણું કામ એમણે કર્યું તેના અનુભવ પરથી તેઓ એવા નિષ્કર્ષ પર આવ્યા હતા કે ખરેખર કાંઈ પણ નક્કર કામ કરવું હશે તો સરકાર ઉપર આધાર રાખ્યા વિના, લોકોની શક્તિ જગાડીને જ કરવું પડશે.

ત્યાર બાદ લગભગ પોણા બે વરસ વિનોબા દેશ આખામાં ફર્યા. એ દરમ્યાન એમણે જોઈ લીધું કે દેશમાં રાજકીય સ્વરાજ ભલે આવ્યું, પણ ગાંધીજીનું મુખ્ય કામ તો હજી અધૂરું જ છે. વિનોબાને મન ગાંધીજીના કામનાં બે મુખ્ય પાસાં હતાં: એક તો ખાદીગ્રામોદ્યોગ વગેરેથી આર્થિક ક્ષેત્રે લોકો જાતે શોષણથી મુક્ત થાય. અને બીજું, અહિંસા અને સત્યાગ્રહથી રાજકીય ક્ષેત્રે લોકો જાતે શાસનથી મુક્ત થઈ સ્વરાજ્ય મેળવે. એટલે મુખ્યત્વે આ શોષણમુક્તિ અને શાસનમુક્તિનું ગાંધીજીનું અધૂરું કામ અહિંસાના માર્ગે કઈ રીતે આગળ વધારી શકાય તે માટે એ પ્રકાશની શોધમાં હતા.

**ભૂદાન આન્દોલનનું આકર્ષણ**

તે પ્રકાશ વિનોબાને સામ્યવાદી આતંકથી ત્રસ્ત તેલંગણામાં મળ્યો. ત્યાં પોચમપલ્લી ગામે ૧૦૦ એકર જમીનનું દાન મળ્યું. તેને ઈશ્વરનો ઈશારો માનીને વિનોબા નીકળી પડ્યા. ૭૦ દિવસમાં એમને બાર હજાર એકર જમીન ભૂદાનમાં મળી. વિનોબાને અનુભૂતિ થઈ: 'ગાંધીજીના નિર્વાણ પછી અહિંસાના પ્રવેશને માટે હું રસ્તો ખોળી રહ્યો હતો. ભૂદાનયજ્ઞના રૂપમાં મને અહિંસાનો સાક્ષાત્કાર થયો.'

આ રીતે ભૂદાન આન્દોલનનો જન્મ થયો. બીજાઓની જેમ જયપ્રકાશનો પણ પહેલો પ્રત્યાઘાત તો એ જ હતો કે આ રીતે જમીનની ફેરવહેંચણી કરતાં તો સેંકડો વરસ લાગે. પરંતુ એ વિનોબાને ઓળખતા હતા. વિનોબા જેવા માણસે શરૂ કર્યું હોય, ત્યારે તેને સાવ હળવાશથી કાઢી નાખી શકાય નહીં. અને બીજી વાત એ કે આન્દોલનનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. જ્યાં જ્યાં બરાબર પ્રયત્ન કરવામાં આવ્યો ત્યાં ત્યાં સારાં પરિણામ આવ્યાં. તેથી આ આન્દોલન તરફ જેપીનું ધ્યાન વધુ ને વધુ ખેંચાતું ગયું અને તેના વિશે ગંભીરતાપૂર્વક વિચાર કરવાની એમને ફરજ પડી. ધીરે ધીરે તેઓ એવા નિષ્કર્ષ પર આવવા લાગ્યા કે જેટલી શક્તિ સામાન્ય રાજકીય આન્દોલનમાં લાગે છે, તેટલી શક્તિ આની પાછળ લગાડવામાં આવે, તો ઘણું નક્કર અને ઝડપી પરિણામ લાવી શકાય.

### સાથીઓ સાથે વધતો વિચારભેદ

જયપ્રકાશના અન્ય સમાજવાદી સાથીઓને પણ આ આંદોલને ઓછેવત્તે અંશે આકર્ષ્યા હતા. જો કે એમને જેપી૦ જેટલી શ્રદ્ધા નહોતી બેસતી. આ રીતે પણ જમીનનો સવાલ કાંઈક હળવો થતો હોય તો સારું છે, અને તેમાં આપણે પણ થોડો સહકાર આપવો જોઈએ. એવી એમની ભૂમિકા હતી. પણ જેપી૦ની જેમ કોઈ નવી ક્રાંતિનાં દર્શન એમને આ આંદોલનમાં નહોતાં થતાં.

આમ, ધીરે ધીરે જયપ્રકાશનો એમના સાથીઓ સાથેનો વિચારભેદ વધતો જતો હતો. આખાયે પરિસ્થિતિના અવલોકનમાં ફરક પડતો જતો હતો. રાજકારણ પ્રત્યેના દૃષ્ટિકોણમાં પણ ખાસ્સી ભિન્નતા હતી. ૧૯૫૨માં દેશમાં પહેલી સામાન્ય ચૂંટણી આવી રહી હતી. ૧૯૫૧ના ઑગસ્ટમાં રાંચીમાં સમાજવાદી પક્ષની કારોબારીની બેઠક મળી. એક મત એવો હતો કે પક્ષના ટોચના બધા જ કાર્યકરોએ ચૂંટણીમાં ઊભા રહેવું. જેપી૦નું મંતવ્ય એવું હતું કે આ બરાબર નથી. દરેક જગ્યાએ કમ સે કમ એક ટોચનો કાર્યકર તો ચૂંટણીમાં ઊભો ન રહે. માત્ર એક મતની બહુમતીથી જેપી૦ના મંતવ્યની વિરુદ્ધ નિર્ણય થયો. પ્રશ્ન મહત્ત્વનો હોવાથી આચાર્ય નરેન્દ્ર દેવ વગેરે ગેરહાજર સભ્યોને લખીને એમનો અભિપ્રાય મંગાવાયો. એમનો મત બહુમતીની તરફેણમાં રહ્યો. જેપી૦ને મન આ સામાન્ય બાબત નહોતી. રાજકારણ પ્રત્યેના એમના સમગ્ર અભિગમથી આ વિરુદ્ધ હતું. ૨૮ ઑગસ્ટ ૧૯૫૧ના રોજ એમણે કારોબારીના સભ્યોને ઉદ્દેશીને એક પત્ર લખ્યો—

'આપણા પક્ષની સ્થાપનાથી લઈને કદાચ આ પહેલી વાર એક મહત્ત્વની નીતિવિષયક બાબત અંગે હું મારી જાતને કારોબારીથી બિલકુલ ભિન્ન ભૂમિકામાં જોઉં છું. બહુમતીથી આનો નિર્ણય તો આવી ગયો છે. તેમ છતાં આ નિર્ણય બદલાવવા માટે હજી હું એક વધુ પ્રયત્ન કરી જોઉં છું. પક્ષના વિકાસ માટે તેમ જ લોકશાહી સમાજવાદના ભાવિ માટે આ બાબત અત્યંત મહત્ત્વની છે. બીજે બધે લોકશાહી સમાજવાદના જે પ્રયોગો થયા છે, તેના કરતાં આપણે કાંઈક જુદું કરવા મથીએ છીએ. બીજાઓ કરતાં આપણું વલણ મુખ્યત્વે એ રીતે જુદું પડે છે કે લોકશાહી સમાજવાદી સમાજના નિર્માણ માટે રાજ્યની સત્તા અને રાજ્યનો અભિક્રમ જ એક માત્ર સાધન હોય એમ આપણે માનતા નથી. તે માટે લોકોનો અભિક્રમ અને રોજબરોજની લોકપ્રવૃત્તિઓ પણ નિતાંત આવશ્યક છે. એટલું જ નહીં, અંતતોગત્વા એનું જ મહત્ત્વ વધારે છે. આપણે ખરેખર જો આમ માનતા હોઈએ તો ધારાસભાકીય પ્રવૃત્તિ અથવા સરકારનું કામ આપણે મન લોકો વચ્ચે જઈને કરવાના પ્રત્યક્ષ ક્ષેત્રનાં કામો કરતાં હરગિજ વધુ મહત્ત્વનું ન હોઈ શકે. બંને કામોનું કમ સે કમ સરખું મહત્ત્વ છે એમ માનીએ તોયે બધા જ મહત્ત્વના માણસોને શું કામ ધારાગૃહોમાં મોકલી દેવા જોઈએ? એકની એક વ્યક્તિ બંને કામ એક સાથે કરી શકશે, એમ માનવું એ તો નરી આત્મવંચના છે. કારોબારીના આ નિર્ણયનો અમલ થશે, તો આપણા દેશમાં લોકશાહી સમાજવાદનું ભાવિ ખતરામાં આવી પડશે. તેથી આની ફેર-વિચારણા કરવા તમને આગ્રહ કરું છું. હું આશા રાખું છું કે કારોબારી ચૂંટણીમાં ઊભા રહેવામાંથી મને મુક્ત રાખશે, કેમ કે સંસદીય પ્રવૃત્તિ માટે મને જરીકે રુચિ નથી અને લોકોની વચ્ચે રહીને પ્રત્યક્ષ કામ કરવાની જ મને તીવ્ર ઇચ્છા છે.'

### જેપી૦નું રાજકારણ પણ વાસ્તવમાં લોકકારણ જ

રાજકીય ક્ષેત્રે તો ચૂંટણીમાં ઊભા રહેવા માટે માણસો વલખાં મારતા હોય છે, આકાશપાતાળ એક કરી મૂકતા હોય છે. ત્યારે આ માણસ ચૂંટણીથી પોતાને મુક્ત રાખવા માટે આટલી બધી વિનવણી કરી રહ્યો છે! સને ૧૯૪૬માં સરદારે ચૂંટણીમાં ટિકિટ મેળવવા માટેની પડાપડી સામે ચેતવણી ઉચ્ચારીને કહ્યું હતું કે બંધારણસભાની એક એક બેઠક માટે મારી પાસે સો-સો કોંગ્રેસમેનોની અરજી આવી છે! રાજકારણના આવા વાતાવરણમાં જેપી૦ની વાત કોને ગળે ઊતરે? એમના અને એમના રાજકીય સાથીઓના માર્ગ હવે જુદા પડી રહ્યા હતા. ઉપરાંત અહીં સૌથી નોંધપાત્ર બાબત એ છે કે સર્વોદયમાં આવ્યા તે પહેલાંયે જયપ્રકાશનું રાજકારણ એ આવી રીતે ગાંધીનું રાજકારણ જ હતું. વાસ્તવમાં લોકકારણ જ હતું.

જયપ્રકાશ ચૂંટણીમાં તો પોતે ન જ ઊભા રહ્યા. પણ આખા દેશમાં ઘૂમી વળીને પક્ષનો ચૂંટણીપ્રચાર એમણે પૂરજોશથી કર્યો. પરંતુ તેમાંયે એમની ભાત તો નિરાળી જ હતી. પક્ષના કાર્યકરોને એ કહેતા કે અનાસક્તભાવે ચૂંટણીનું કામ કરજો, ચૂંટણી જ કાંઈ આપણું સર્વસ્વ નથી. 'ચૂંટણીમાં આપણે ઘણો સારો દેખાવ કરવાના છીએ, તે વિશે મને લગારે શંકા નથી. તેમ છતાં આપણો પૂરેપૂરો ધબડકો થાય તોયે મારે મન કશો ફરક પડતો નથી. એવું પરિણામ આપણા પુરુષાર્થ માટે એક વધુ પડકાર સમાન હશે. આપણે કોશિશ કરવામાં કશીયે કચાશ ન રાખીએ. પરિણામની અપેક્ષા વિના આપણી ફરજ બજાવીએ.'

પરિણામ ભારે નિરાશાજનક આવ્યું. કોંગ્રેસ પછી સૌથી વધુ ટકા મત સમાજવાદી પક્ષને મળ્યા. પણ લોકસભાની પાંચસો જેટલી બેઠકોમાંથી સમાજવાદી પક્ષ માત્ર ૧૨ બેઠક જ મેળવી શક્યો. આ હારની જવાબદારી જેપી૦એ પક્ષના નેતા તરીકે પોતાના માથે લીધી. પરંતુ એમનું માનવું હતું કે લોકો વચ્ચે જઈને કરવાનાં રચનાત્મક કામો ઉપર પૂરતું ધ્યાન ન આપ્યું તે આ હારનું મુખ્ય કારણ છે. આત્મનિરીક્ષણ કરીને આપણી પોતાની કમીઓ દૂર કરવી જોઈએ.

### પક્ષનું અંદરનું કલુષિત વાતાવરણ

પરંતુ પક્ષના કાર્યકરોનું માનસ જુદું હતું. ૧૯૫૨ના મે માસમાં પચમઢીમાં પક્ષનું અધિવેશન મળ્યું. તેમાં નેતાગીરીની

આકરી ટીકાઓ થઈ. જયપ્રકાશ ઉપર અંગત પ્રહારો પણ થયા. વરિષ્ઠ સાથીઓ વચ્ચે પણ વિચારભેદ, વલણભેદ વધતા જતા હતા. ક્રાંતિના માર્ગેથી ચાતરીને જયપ્રકાશ હવે ગાંધી-વિનોબાની નીતિમત્તાના ઉપદેશો આપતા થઈ ગયા છે, એવો ગણગણાટ સંભળાવા લાગ્યો હતો. પક્ષની અંદર પણ ખેંચાતાણી, જૂથબંધી, કાનાફૂસી વગેરે વધતા જતાં હતાં. ચૂંટણીનાં પરિણામોની સમીક્ષા કરવા બિહારના કાર્યકરો મળ્યા હતા, ત્યારે હજારીબાગ જેલમાંથી જે૦પી૦ સાથે ભાગનારાઓમાંના એક એવા જે૦પી૦ના સાથીએ પુસ્તિકા વહેંચી, જેમાં એમ પ્રતિપાદિત કરવાનો પ્રયાસ હતો કે જે૦પી૦ને કારણે પક્ષે વર્ગસંઘર્ષ છોડ્યો તેથી સમાજવાદીઓની હાર થઈ. જે૦પી૦ તો જવાહરલાલના દોસ્ત છે, એમણે કોંગ્રેસને મદદ કરી ચૂંટણી ફંડમાંથી પોતાના માનીતા ઉમેદવારોને વધારે મદદ કરી, વગેરે અનેક આક્ષેપો પણ થયા. આવી વ્યક્તિગત આક્ષેપબાજીથી જે૦પી૦ના દિલને ભારે ચોટ લાગી. આંસુભરી આંખે એ સભામાંથી ઊઠીને ચાલ્યા ગયા અને એકાંતમાં જઈને ખૂબ રડ્યા. એમને માટે આવું બધું વર્તન કલ્પના બહારનું હતું.

**વિનોબાના ક્રાંતિકારી દૃષ્ટિકોણ અંગે પ્રતીતિ**

જયપ્રકાશ તાર-ટપાલ ખાતાના કર્મચારીઓના અખિલ ભારતીય સંઘના પ્રમુખ હતા. ટપાલીઓએ અગાઉ એક હડતાલ પાડેલી તે સંદર્ભમાં ૧૯૪૯માં સંઘના પ્રમુખના નાતે જયપ્રકાશ અને કેન્દ્ર સરકારના સંદેશવ્યવહાર ખાતાના પ્રધાનના નાતે રફી અહમદ કીડવાઈ વચ્ચે વાટાઘાટો થયેલી. આ વાટાઘાટો દરમ્યાનની કીડવાઈ સાથેની કેટલીક મૌખિક સમજૂતી અંગે પાછળથી એ બે વચ્ચે ગેરસમજ ઊભી થઈ. જે૦પી૦ એમ સમજેલા કે હડતાલના દિવસોની વેતનચૂકવણીની વાત કીડવાઈએ માન્ય કરી લીધી છે એ આધારે જ જે૦પી૦ના કહેવાથી કર્મચારીઓએ ફરી હડતાલ બંધ રાખી હતી. પરંતુ કીડવાઈએ આવી સમજૂતી થયાનો ઇનકાર કર્યો. જે૦પી૦ને લાગ્યું કે એક સજ્જન તરીકે કીડવાઈની વાત સ્વીકારી લીધા સિવાય બીજો ઉપાય નહોતો. પરંતુ વાટાઘાટો દરમ્યાન થયેલ સમજૂતીને ત્યારે જ લેખિત સ્વરૂપ ન આપ્યું તે પોતાની ભૂલ હતી. જાહેર સેવકે આવી રીતે ગાફેલપણે વર્તવું જોઈએ નહીં. એટલે પ્રાયશ્ચિત્ત રૂપે એમણે ૨૧ દિવસના ઉપવાસ કરવાનું નક્કી કર્યું.

**ઉપવાસની પદ્ધતિનો શુદ્ધ ઉપયોગ**

વાસ્તવમાં આ ઉપવાસ હવે આંતરિક છટપટાહટને કારણે જ હતા. પંડિત નેહરુએ કહેવું પણ મોકલ્યું કે જયપ્રકાશની માન્યતા મુજબની સમજૂતીનો હજુયે સ્વીકાર કરી લઈએ, તો શું ઉપવાસ બંધ રાખશો? પણ જે૦પી૦એ કહ્યું કે હવે એવો કોઈ સવાલ નથી, આ ઉપવાસ કેવળ આત્મશુદ્ધિ પૂરતા છે. ઉપવાસ શરૂ કરતી વખતે આપેલા નિવેદનમાં એમણે જણાવ્યું : 'હાલના ઉપવાસને તે વાટાઘાટો સાથે (ઐતિહાસિક સંદર્ભ સિવાય), કેન્દ્ર સરકાર સાથે તેમ જ શ્રી કીડવાઈ સાથે કોઈ નિસ્બત નથી. એક જાહેર કામમાં મેં બેદરકારી અને ગાફેલપણું દાખવ્યાં છે, તેના પ્રાયશ્ચિત્તરૂપે આ છે. આજે તે ભૂલ તો માત્ર દૃષ્ટાંતરૂપ છે. ભવિષ્યમાં મારી ફરજો અદા કરવા માટે આ ઉપવાસ મને વધુ યોગ્ય બનાવશે, એવી આશા રાખું છું. ઉપવાસ દરમ્યાન મારી મરવાની ઇચ્છા નથી. ઉપવાસ સંપૂર્ણપણે વ્યક્તિગત બાબત હોવાથી તે અંગે કશી જાહેરાત, દેખાવો કે સહાનુભૂતિનું પ્રદર્શન થાય એમ હું ઇચ્છતો નથી. ખાસ કરીને ટપાલીઓ એમ ન માને કે આ બાબતમાં તેમની કોઈ જવાબદારી છે, અને મારે ખાતર તેઓ કોઈ આંદોલનનો માર્ગ ન લે.'

## આત્મશુદ્ધિના યજ્ઞનું સ્વરૂપ

પૂનામાં ડૉ૦ દિનશા મહેતાના પ્રાકૃતિક ચિકિત્સાલયમાં ૨૩ જૂનથી ૧૩ જુલાઈ સુધી જયપ્રકાશના ૨૧ દિવસના ઉપવાસ થયા. ઉપવાસ બહુ સારી રીતે પાર પડ્યા. કોઈ ખાસ તકલીફ ન પડી. વધારે શાંતિ અને પ્રસન્નતાનો અનુભવ થયો. સમાજવાદી અને માર્ક્સવાદી ફિલસૂફી માટે આ વસ્તુ બિલકુલ નવી હતી. ખાસ કરીને એ ફિલસૂફીમાં માનનારા મિત્રોને ઉદ્દેશીને જે૦પી૦એ ઉપવાસ બાદ લખ્યું : 'ઉપવાસ આગળ વધતા ગયા તેમ તેમ તેણે ઉત્તરોત્તર એક આત્મશુદ્ધિની સાધનાનું, આત્મશુદ્ધિના યજ્ઞનું સ્વરૂપ પકડ્યું. એક એક દિવસ પસાર થતો ગયો અને તે નવી આંતરિક શક્તિ આપતો ગયો અને ક્યારેક એક અનપેક્ષિત અનુભૂતિ કરાવતો ગયો. આત્મશુદ્ધિ માટે હું કાંઈક કરી રહ્યો છું એવો દાવો કરતાં પહેલાં મને સંકોચ થતો હતો. અંતરમાં ડોકિયું કરીએ તો આપણને આપણા એટલા બધા દોષો અને દુર્ગુણો દેખાય કે જાહેરમાં આત્મશુદ્ધિની વાત કરતાં જીભ ન ઊપડે!......પરંપરાગત રીતે જોઈએ તો સમાજનાં અનિષ્ટો દૂર કરવા માટે સમાજવાદનો મદાર વ્યવસ્થા-પરિવર્તન ઉપર રહ્યો છે. પરંતુ અનુભવે આપણે જોયું છે કે કેવળ વ્યવસ્થા-પરિવર્તન પૂરતું નથી. વ્યક્તિગત માનવ, કે જે સમાજના મૂળમાં છે, તેનુંયે પરિવર્તન કરવું જોઈએ. તેથી જ આપણે માનવીય મૂલ્યો ઉપર અને શુદ્ધ સાધનો ઉપર વધુ ને વધુ ભાર મૂકતા થયા છીએ. છતાં આ વાતનું મહત્ત્વ પર્યાપ્તપણે હજુ આપણે મન વસ્યું નથી. અનાસક્તિ, સંયમ, લાલસાઓ પર અંકુશ વગેરે જરૂરી છે. આપણે જો સમાજવાદની સેવા કરવા માગતા હોઈએ, અને એક નવો સમાજ અને નવો માનવ નિર્માણ કરવા માગતા હોઈએ, તો આપણે આપણી જાતને ને સતત [illegible]

માધ્યમ બનાવવું જોઈએ. એ ખરું કે એક વાર સાચા સ્વરૂપની સમાજવાદી વ્યવસ્થા અને સંસ્થાઓ ઊભી થશે તો તે માનવને અને સમાજને ઘડશે. પરંતુ સૌથી પહેલાં આ વ્યવસ્થાને અને સંસ્થાઓને ઘડવાની જવાબદારી કોણ ઉપાડશે? સ્વાભાવિક છે કે, આપણે પોતે જ તે જવાબદારી ઉપાડવી પડશે. શું સદીઓથી એમ નથી કહેવાયું કે જો મીઠું જ પોતાની ખારાશ ગુમાવશે, તો તેને ખારું કઈ રીતે કરીશું?'

## માણસ ભલો શું કામ બને?

ઉપવાસ દરમ્યાન ગીતા, ઉપનિષદ અને હક્સલેનું "પેરીનિયલ ફિલોસોફી" પુસ્તક વાંચતા રહેતા, ભજનો સાંભળતા અને વિચારતા રહેતા. ચિંતનનું ચક્ર ચાલ્યા કરતું. કોલંબિયા યુનિવર્સિટીના પ્રોફેસર રિચર્ડ પાર્ક મળવા આવ્યા. એમને પૂછ્યું, 'કોઈ માણસ ભલો કે સારો શું કામ બને?' પ્રોફેસર પાસે તેનો જવાબ નહોતો. લુઈ ફિશર આવ્યા. એમનેય પૂછ્યું. એ ચકિત થઈને કહેવા લાગ્યા, 'શું તમે ધાર્મિક બની રહ્યા છો?' જવાબમાં જે૦પી૦ બોલ્યા, 'ખબર નહીં, ધાર્મિક શબ્દનો તમે શો અર્થ કરો છો? હું ઈશ્વર નામની કોઈ વ્યક્તિમાં નથી માનતો. પણ હું એવી સંસ્કૃતિ અવશ્ય ઊભી કરવા માગું છું, જેના આધારે માણસ સર્વોચ્ચ સ્તર સુધી પહોંચી શકે.'

ઉપવાસ દરમ્યાન મુખ્યત્વે આ જ ચિંતન ચાલ્યું. ૧૯૪૮માં ગાંધીજીની હત્યા બાદ તુરત નાસિક અધિવેશનમાં જયપ્રકાશે માર્ક્સનું "ક્રાંતિકારી નીતિશાસ્ત્ર" છોડીને ગાંધીજીની સાધનશુદ્ધિની વાતનું પ્રતિપાદન કર્યું. ત્યારથી જે વિચારધારા ચાલેલી તે હવે તેના તર્કયુક્ત ફલિતાર્થ તરફ આગળ વધી રહી હતી. હિંસાની વ્યાવહારિક વ્યર્થતાની પ્રતીતિ ત્યારે થઈ ચૂકી હતી. હવે અહિંસાની આધ્યાત્મિક ભૂમિકાનો સાક્ષાત્કાર થવાની ઘડી પાકી ગઈ હતી. પુનર્વિચારની ચાલુ થયેલ પ્રક્રિયા હવે તેના ચરમ બિંદુએ પહોંચી રહી હતી.

## માર્ક્સનો દ્વંદ્વાત્મક ભૌતિકવાદ માનવીય સમાજની પ્રેરણા ન આપી શકે

તીવ્ર મનોમંથન અને ચિંતનને અંતે જયપ્રકાશ છેવટે એવા નિષ્કર્ષ પર પહોંચ્યા કે માર્ક્સનો દ્વંદ્વાત્મક ભૌતિકવાદ માણસને ભલાઈની અને સારા થવાની પ્રેરણા આપી શકે નહીં. એમણે કહ્યું : 'ઘણાં વરસો સુધી મેં દ્વંદ્વાત્મક ભૌતિકવાદની દેવીની પૂજા કરી છે. બીજી કોઈ પણ ફિલસૂફી કરતાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદની ફિલસૂફી મને બૌદ્ધિક રીતે વધુ સંતોષકારક લાગી હતી. હજુયે ફિલસૂફીની મારી મુખ્ય ખોજ તો અણઉકેલાયેલી રહી છે. તેમ છતાં એક વાત તો મારી સામે દીવા જેવી સ્પષ્ટ થઈ ચૂકી છે કે, કોઈ પણ પ્રકારનો ભૌતિકવાદ માણસને પરમ અર્થમાં માનવ બનવાનાં સાધનોથી જ સાવ વંચિત બનાવી મૂકે છે. ભૌતિક સંસ્કૃતિમાં માણસને સારા, માનવ બનવા માટે કોઈ બુદ્ધિગમ્ય કારણ રહેતું જ નથી. તેથી અને [illegible]

આકરી ટીકાઓ થઈ. જયપ્રકાશ ઉપર અંગત પ્રહારો પણ થયા. વરિષ્ઠ સાથીઓ વચ્ચે પણ વિચારભેદ, વલણભેદ વધતા જતા હતા. ક્રાંતિના માર્ગેથી ચાતરીને જયપ્રકાશ હવે ગાંધી-વિનોબાની નીતિમત્તાના ઉપદેશો આપતા થઈ ગયા છે, એવો ગણગણાટ સંભળાવા લાગ્યો હતો. પક્ષની અંદર પણ ખેંચાતાણી, જૂથબંધી, કાનાફૂસી વગેરે વધતા જતાં હતાં. ચૂંટણીનાં પરિણામોની સમીક્ષા કરવા બિહારના કાર્યકરો મળ્યા હતા, ત્યારે હજારીબાગ જેલમાંથી જે૦પી૦ સાથે ભાગનારાઓમાંના એક એવા જે૦પી૦ના સાથીએ પુસ્તિકા વહેંચી, જેમાં એમ પ્રતિપાદિત કરવાનો પ્રયાસ હતો કે જે૦પી૦ને કારણે પક્ષે વર્ગસંઘર્ષ છોડ્યો તેથી સમાજવાદીઓની હાર થઈ. જે૦પી૦ તો જવાહરલાલના દોસ્ત છે, એમણે કોંગ્રેસને મદદ કરી ચૂંટણી ફંડમાંથી પોતાના માનીતા ઉમેદવારોને વધારે મદદ કરી, વગેરે અનેક આક્ષેપો પણ થયા. આવી વ્યક્તિગત આક્ષેપબાજીથી જે૦પી૦ના દિલને ભારે ચોટ લાગી. આંસુભરી આંખે એ સભામાંથી ઊઠીને ચાલ્યા ગયા અને એકાંતમાં જઈને ખૂબ રડ્યા. એમને માટે આવું બધું વર્તન કલ્પના બહારનું હતું.

**વિનોબાના ક્રાંતિકારી દૃષ્ટિકોણ અંગે પ્રતીતિ**

દરમ્યાન ભૂદાન આન્દોલન વ્યાપક ને વ્યાપક થતું જતું હતું. ૧૯૫૨ ના એપ્રિલમાં સેવાપુરીમાં સર્વોદય સંમેલન મળ્યું, ત્યાં સુધીના એક વરસના ગાળામાં પાંચેક હજાર દાતાઓ પાસેથી કુલ એક લાખ એકર જમીન ભૂદાનમાં મળી ચૂકી હતી, અને ભૂદાનનું કામ આખા દેશમાં ઉપાડી લેવાની જવાબદારી સર્વ સેવા સંઘે પોતાના માથે લીધી હતી. જયપ્રકાશનું ધ્યાન સતત આ આન્દોલન તરફ રહ્યા કરતું. એટલે વિનોબાની પદયાત્રા ઉત્તરપ્રદેશના બાંદા જિલ્લામાં ચાલી રહી હતી ત્યારે ૧૯૫૨ ના મે માસની ૩૦ તારીખે જે૦પી૦ જઈને વિનોબાને મળ્યા. પેટ ભરીને એમની સાથે ચર્ચા કરી લીધી. આ વાતચીત પરથી જયપ્રકાશને પાકી ખાતરી થઈ ગઈ કે વિનોબાનો દૃષ્ટિકોણ બુનિયાદી રીતે ક્રાંતિકારી છે. એમણે જોયું કે વિનોબા એક એવી વ્યવસ્થા નિર્માણ કરવા ઝંખે છે, જે આખાયે સામાજિક, રાજકીય અને આર્થિક માળખામાં સમૂળું પરિવર્તન આણે, એ સમસ્યાઓની જડમાં જવા માગે છે. આ કેવળ જમીન વહેંચવાનું આંદોલન નથી. આથી આ આંદોલનમાં પોતે સમય આપશે, એવી ખાતરી જે૦પી૦ વિનોબાને આપી આવ્યા.

**અંતર્બાહ્ય પરિશુદ્ધિ માટેનું નિમિત્ત**

જયપ્રકાશના જીવનમાં ધરમૂળથી પરિવર્તન થવાની ઘડી હવે આવી ચૂકી હતી. એક નવપ્રમાણનો આરંભ થવાનો હતો. તે માટે જૂનું કેટલુંક છોડવાની જરૂર હતી, અંતર્બાહ્ય પરિશુદ્ધિ કરી લેવાની જરૂર હતી, અંતસ્તમના અતલ ઊંડાણમાં ડૂબકી મારી આવવાની જરૂર હતી. અને આ માટેનું નિમિત્ત પણ સાવ સહજપણે પરિસ્થિતિમાંથી ઊભું થઈને સામે આવી ગયું.

જયપ્રકાશ પોસ્ટ-ટપાલ ખાતાના કર્મચારીઓના અખિલ ભારતીય સંઘના પ્રમુખ હતા. ટપાલીઓએ આખા દેશમાં એક હડતાલ પાડેલી તે સંદર્ભમાં ૧૯૪૯માં સંઘના પ્રમુખના નાતે જયપ્રકાશ અને કેન્દ્ર સરકારના સંદેશવ્યવહાર ખાતાના પ્રધાનના નાતે શ્રી અહમદ કીડવાઈ વચ્ચે વાટાઘાટો થયેલી. આ વાટાઘાટો દરમ્યાનની કીડવાઈ સાથેની કેટલીક મૌખિક સમજૂતી અંગે પાછળથી એ બે વચ્ચે ગેરસમજ ઊભી થઈ. જે૦પી૦ એમ સમજેલા કે હડતાલના દિવસોની વેતનચૂકવણીની વાત કીડવાઈએ માન્ય કરી લીધી છે. એ આધારે જ જે૦પી૦ના કહેવાથી કર્મચારીઓએ ફરી હડતાલ બંધ રાખી હતી. પરંતુ કીડવાઈએ આવી સમજૂતી થયાનો ઇનકાર કર્યો. જે૦પી૦ને લાગ્યું કે એક સજ્જન તરીકે કીડવાઈની વાત સ્વીકારી લીધા સિવાય બીજો ઉપાય નહોતો. પરંતુ વાટાઘાટો દરમ્યાન થયેલ સમજૂતીને ત્યારે જ લેખિત સ્વરૂપ ન આપ્યું તે પોતાની ભૂલ હતી. જાહેર સેવકે આવી રીતે ગાફેલપણે વર્તવું જોઈએ નહીં. એટલે પ્રાયશ્ચિત્ત રૂપે એમણે ૨૧ દિવસના ઉપવાસ કરવાનું નક્કી કર્યું.

**ઉપવાસની પદ્ધતિનો શુદ્ધ ઉપયોગ**

આ ઉપવાસ કોઈની સામે અથવા કશુંયે મેળવવા માટે નહોતા. માત્ર પોતાની ભૂલના પ્રાયશ્ચિત્ત માટે અને પોતાની આત્મ-સુધારણા માટે જ હતા. ઉપવાસ કરવાનો નિર્ણય એમણે ૧૯૫૧માં જાહેર કરેલો. પરંતુ કામના દબાણને લીધે તથા મિત્રોના દબાણને લીધે તે પાર પડી શક્યો નહોતો. હવે ૧૯૫૨માં ૨૩ જૂનથી આ ઉપવાસ શરૂ કરવાનું એમણે નક્કી કર્યું.

આ અંગે "હરિજન"માં પ્યારેલાલજીએ લેખ લખ્યો: 'ગાંધીજીના અવસાન પછી ઉપવાસની પદ્ધતિનો યોગ્ય ઉપયોગ થવા કરતાં દુરુપયોગ જ વધારે પ્રમાણમાં થયો છે. શ્રી જયપ્રકાશના ઉપવાસ એ તેના શુદ્ધ સ્વરૂપમાં સાચા ઉપયોગનો દાખલો છે. તેમના ઉપવાસ કોઈની પણ સામે નથી. તત્ત્વતઃ એ આત્મશુદ્ધિ માટે છે. જેઓ ગાંધીજીને અનુસરવાનો દાવો કરે છે એવા લોકોના વિચારો પણ ગોટાળે ચડી જવા લાગ્યા છે એવે વખતે શ્રી જયપ્રકાશ જેવા પુરુષ ગાંધીજીની સત્યાગ્રહની ફિલસૂફી સાથે જે એકરૂપ છે એવી પદ્ધતિના અમલનું શુદ્ધમાં શુદ્ધ ઉદાહરણ પૂરું પાડી રહ્યા છે, એ બહુ સારી વાત છે. શ્રી જયપ્રકાશના ઉપવાસ પર સદંતર સચ્ચાઈની મહોર છે.'

કિશોરલાલ મશરૂવાળાએ પણ આ ઉપવાસ ગાંધીજીના સિદ્ધાંતો પર સોળ આના ખરા ઊતરે છે એમ કહીને ઉમેર્યું કે જ્યારે ગાંધીજીના અનુયાયીઓ પણ અંધારામાં ફંફોસી રહ્યા છે, ત્યારે જયપ્રકાશે આ ઉપવાસ દ્વારા એક નવો આદર્શ રજૂ કર્યો છે.

વિનોબાએ પ્રભાવતીજી પરના પત્રમાં લખ્યું: 'મેં એમને ઉપવાસ અંગે મારો અભિપ્રાય કહી જ દીધો કે, દોષના હિસાબે પ્રાયશ્ચિત્તની માત્રા અધિક જણાય છે. એમણે પણ તે કબૂલ કર્યું હતું. પરંતુ અંદરની એક છટપટાહટ હતી. એટલા માટે પોતાના માનસિક સંકલ્પને એમણે કાયમ રાખ્યો, તે પણ સારું જ થયું'.

ચૂકી છે કે ભલાઈની અને સારા થવાની પ્રેરણા માટે માણસે ભૌતિકવાદથી પર થવું પડશે. આનો અર્થ એ થયો કે સામાજિક નવનિર્માણનું કામ ભૌતિકવાદી ફિલસૂફીની પ્રેરણા હેઠળ કદાપિ સફળ થઈ શકે નહીં.'

જો બધે ભૌતિકવાદની જ બોલબાલા હોય, તો માણસ સારો થાય શું કામ, બીજા માટે ઘસાય શું કામ, નૈતિક આચરણ કરે શું કામ ? ન કોઈ ઈશ્વર છે, ન આત્મા છે, ન નીતિમત્તા છે, ન આ જીવનથી પર બીજું કાંઈ છે. માણસ જડ દ્રવ્યનો પણ સમુચ્ચય માત્ર છે, આકસ્મિક રીતે અસ્તિત્વમાં આવી પડ્યો છે, અને તુરત ફરી પાછો જડ દ્રવ્યના અનંત મહોદધિમાં સમાઈ જવાનો છે. —આવી ભૌતિકવાદી ફિલસૂફીના પાયા પર સામાજિક નવનિર્માણ સંભવ નથી. જડભૌતિકવાદનો અંતિમ સત્ય તરીકે ઇન્કાર કરીને જ આપણે માણસને એક નૈતિક સ્તર પર ઊંચો ઉઠાવી શકીએ, અને તેને પોતાના સર્વોચ્ચ વિકાસની પ્રેરણા આપી શકીએ. ભૌતિકવાદથી ઉપર ઊઠીને જ માણસ પોતે પોતાનો નિયંતા બની શકે અને પૂર્ણ માનવતાને સાધી શકે. આવી રીતના માનવ નવનિર્માણ વિના સમાજનું નવનિર્માણ કરવું અસંભવ છે. હું માત્ર શરીર નથી, ચૈતન્ય છું, સર્વવ્યાપ્ત ચૈતન્યનો એક અંશ છું, તેની પૂર્ણતા માટે મારે સારા બનવું જોઈએ.

આ રીતે જે૰પી૰એ માર્ક્સવાદની ફિલસૂફીનો ત્યાગ કર્યો તેને પરિણામે ગાંધી-વિચારને તેના પૂર્ણ અર્થમાં સમજવા તેમ જ અપનાવવા માટેનો માર્ગ એમને માટે ખુલ્લો થયો. અત્યાર સુધી માર્ક્સવાદી વિચારસરણીનું ચોકઠું કાંઈક બાધારૂપ થતું હતું તે દૂર થયું. મીનુ મસાણીએ આને જે૰પી૰ના "માર્ક્સવાદ સાથેના છૂટાછેડા" કહ્યા. અશોક મહેતાએ લોહિયા પરના એક પત્રમાં લખ્યું : 'માર્ક્સવાદ સાથે એમને જોડી રાખતી નાભિનાળ કપાઈ ગઈ.' પરંતુ જે૰પી૰ના જીવનમાં આ જે પરિવર્તન આવી રહ્યું હતું, તે આના કરતાયે વધુ વ્યાપક અને ઊંડો અર્થ ધરાવતું હતું તથા તેના વધુ દૂરગામી ફલિતાર્થો હતા.

**'આ એક આંતરિક ઘટના બની'**

વરસો પછી બ્રહ્મવિદ્યા મંદિરની બહેનો સાથેની વાતચીતમાં જયપ્રકાશજીએ કહેલું : 'ઉપવાસ દરમ્યાન ભીતર અંતરમાં કંઈક અનુભૂતિ અને પ્રસન્નતા થઈ, તેનું વર્ણન થઈ શકે તેમ નથી.'

એમને પૂછવામાં આવ્યું કે, 'તમને કાંઈ આધ્યાત્મિક પ્રેરણા થઈ ?'

જયપ્રકાશ : 'કહેવું બહુ કઠણ છે. પણ ઉપવાસ દરમ્યાન ભીતરથી એક પ્રશ્ન ઊઠતો રહ્યો કે માણસને ભલાઈ માટેની પ્રેરણા શેમાંથી મળે છે ? ભૌતિકવાદમાંથી આવી પ્રેરણા કદી ન મળી શકે. આનું ચિંતન કરતાં કરતાં મેં માર્ક્સનો ભૌતિકવાદ છોડ્યો અને અધ્યાત્મ તરફનું વલણ પેદા થયું. આ એક આંતરિક ઘટના બની. તે વખતે ભીતરથી કાંઈક inspiration—પ્રેરણા મળી, અવાજ મળ્યો, આને તમે spiritual — આધ્યાત્મિક કહેવું હોય તો કહી શકો છો.'

આ ઘટના પછી ઈશ્વર બાબત પૂછાતું ત્યારે જયપ્રકાશજી કહેતા : ઈશ્વર શું છે, કેવો છે તેની મને શી ખબર ? પણ કશુંક તત્ત્વ છે એવો અનુભવ થાય છે...... કોઈક શક્તિ છે, સાર્વભૌમ શક્તિ.

**માર્ક્સ-ગાંધીના જીવનદર્શનમાં પાયાનો ફરક**

પાછળનાં વર્ષોમાં અગ્લાન કરે એક વાર માર્ક્સવાદ અને ગાંધીવાદ વિશે જે૰પી૰ સાથે ચર્ચા કરી હતી. તેમાં છેલ્લે એમણે પૂછ્યું, 'પોતાના આદર્શ સમાજ વિશે માર્ક્સનું એક સપનું હતું, અને ગાંધીનુંયે એક સપનું હતું. પરંતુ ગાંધીનું જીવન વિશેનું દર્શન કાંઈક જુદું હતું. ગાંધી ઈશ્વરમાં માનતા, જ્યારે માર્ક્સ નહોતા માનતા. શું આને લીધે આદર્શ સમાજ વિશેના એમના અંતિમ દર્શનમાં કોઈ ફરક પડે છે ખરો ?'

જયપ્રકાશજી ભારપૂર્વક બોલ્યા : 'મને લાગે છે કે આને લીધે અવશ્ય ફરક પડે છે.'

ગાંધીજી પોતે માર્ક્સનું ઘણુંબધું સાહિત્ય ૧૯૪૩–૪૪ની આગાખાન મહેલમાંની એમની અટકાયત દરમ્યાન વાંચી ગયા હતા. ત્યાર બાદ પ્યારેલાલજીએ એમની સાથે માર્ક્સના વિચારો વિશે લંબાણથી ચર્ચા કરી હતી. તે ચર્ચામાં ગાંધીજીએ કહેલું : 'માર્ક્સવાદીઓ વિચારને જાણે મગજમાંથી ઝરતો સ્રાવ હોય એમ લેખે છે, તથા મન યા ચિત્તને ભૌતિક પરિસ્થિતિની પ્રતિક્રિયા તરીકે લેખે છે. હું તે સ્વીકારી શકતો નથી. પદાર્થ તથા મન ઉભયથી પર અને અતીત તે ( ઈશ્વર ) છે. મારા દિલમાં વિરાજમાન એ જીવંત સિદ્ધાંતની પ્રતીતિ મને હોય તો, મારા મનને કોઈ પણ બંદીવાન કરી શકે નહીં. આ મારે માટે કોઈ સિદ્ધાંત નથી, એ અનુભવસિદ્ધ હકીકત છે......ઘટનાઓની પરંપરાનું, એ ઘટનાઓ નિર્માણ કરનારાઓનાં ચિત્તોનું સુધ્ધાં આખરે તો અદૃશ્ય શક્તિ શાસન કરે છે......પરમેશ્વર ચેતનમય શક્તિ છે. જીવ એ શક્તિનો બનેલો છે. એ મહાન શક્તિનો ઇન્કાર કરનાર તેમાં રહેલી અખૂટ શક્તિથી વંચિત રહી અપંગ બને છે.'

આમ, ગાંધી અને માર્ક્સ વચ્ચેનો ફરક ઘણો ઊંડો છે. અને તે હવે જે૰પી૰ના ધ્યાન બહાર નહોતો રહ્યો. એ ઈશ્વરનું અને અધ્યાત્મનું નામ ઝાઝું નહોતા લેતા. પણ મૂળ મર્મને એમણે બરાબર પકડી લીધો હતો. બ્રહ્મવિદ્યા મંદિરની બહેનો સાથેની વાતચીતમાં એમણે કહ્યું : 'કિશોરાવસ્થામાં તો રોજ નિયમિત ગીતાનો પાઠ કરતો. પછી માર્ક્સના વિચારોના પરિચય સાથે હું નિરીશ્વરવાદી બન્યો હતો. પણ સર્વોદય-વિચારે રંગાયો તે પહેલાં જ, મારી સામે સવાલ ઊભો થયેલો કે રાજનીતિ અને નીતિશાસ્ત્ર વચ્ચે શો સંબંધ છે ? પૂનામાંના ઉપવાસ વખતે મારે મનોમંથન ચાલ્યું. આ અંગે વિચારતાં વિચારતાં મારે એ નિર્ણય ઉપર આવવું પડ્યું કે નીતિશાસ્ત્ર ( ethics ) થી પણ પૂરેપૂરો ઉત્તર મળતો નથી. ત્યારે માનવું પડે કે કોઈ એવું

અસ્તિત્વ છે, કોઈ એવી શક્તિ છે, જેને સંક્ષેપમાં ઈશ્વર કહીએ. ઈશ્વરના સ્વરૂપ વિશે મારી સ્થિતિ તો એવી છે કે એ પ્રશ્નના ઉત્તરમાં ચૂપ જ રહેવું જોઈએ. એ તો અનુભૂતિથી જ સમજી શકાય. જો એવી કોઈ આસ્થા ન હોય કે અંતિમ સત્ય છે, તો જીવનને કોઈ ધરી નહીં રહે, માણસે શા માટે સારા થવું તેનો કોઈ ઉત્તર નહીં મળે.'

### ભૂદાન આન્દોલનનો પ્રત્યક્ષ અનુભવ

આ રીતે જયપ્રકાશના જીવનમાં ધરમૂળથી પરિવર્તન આવ્યું. હવે નવપ્રયાણ માટે આંતરિક દૃષ્ટિએ એ પૂરેપૂરા તૈયાર થઈ ગયા હતા. ઉપવાસ બાદ બિહારના ગયા જિલ્લામાં ભૂદાનની ગંગામાં એમણે ઝંપલાવ્યું. એમનો પ્રત્યક્ષ અનુભવ અત્યંત પ્રેરણાદાયી રહ્યો. એકાદ અઠવાડિયામાં એમને લગભગ સાત હજાર એકર જેટલી જમીન ભૂદાનમાં મળી. જે૦પી૦ને ત્યારે એમ પણ લાગ્યું કે બીજાઓની જેમ એમણે પોતે પણ પોતાની જમીન ભૂદાનમાં આપવી જોઈએ. તેથી એમણે સિતાબદિયારામાંની પોતાની ૩૧ એકર જમીન ભૂમિહીન પરિવારોમાં વહેંચી આપી. તે ઉપરાંત ગામમાં ગૌશાળા, ગાંધીઘર વગેરે સ્થાપવા પણ થોડી જમીન આપી. ત્યારબાદ ૨૩ એકર જેટલી જમીન એમની પાસે રહેલી.

વળી, ૧૯૫૨ માં જ ભૂદાન આન્દોલનનું એક વ્યાપક પાસું સામે આવી ગયું હતું. ઉત્તર પ્રદેશના હમીરપુર જિલ્લામાં મંગરોઠ ગામનું ગ્રામદાન જાહેર થયું. ગ્રામદાન એટલે આખા ગામનો એક પરિવાર બનાવીને ગ્રામનિર્માણનો સહિયારો પુરુષાર્થ. ગામની બધી જમીનની લગભગ સમાન ધોરણે પુનઃ વહેંચણી. જમીનની માલિકી ગ્રામપરિવારની. આ ગામમાં જે કાંઈ થયું તે નજરોનજર જોવા માટે જે૦પી૦ તે ગામની ખાસ મુલાકાતે પણ જઈ આવ્યા. ત્યાં એમણે જે કાંઈ જોયું, તેમાં અહિંસક ક્રાંતિની એક સુંદર ઝાંખી એમને મળી. પાછળથી આ વિશે એમણે લખ્યું :

'વિનોબાના આંદોલને આ રીતે બહુ દિવસોથી જે પ્રશ્ન હું પૂછી રહ્યો હતો, તેનો ઉત્તર હાજરાહજૂર કરી દીધો. પ્રશ્ન હતો—શું ગાંધીજીની ફિલસૂફીમાં સામાજિક ક્રાંતિ પાર પાડવા માટે કોઈ વ્યાવહારિક પદ્ધતિ ઉપલબ્ધ છે? ગાંધીજીના કાર્યને અસાધારણ પ્રતિભા સાથે ફેલાવીને અને વિકસિત કરીને વિનોબાએ પુરવાર કરી દીધું કે ગાંધીતત્ત્વજ્ઞાનમા એવી ગુંજાશ છે.'

### ગ્રામજીવનને નિકટથી સમજવાની તમન્ના

આમ, તાત્ત્વિક તેમ જ વહેવારલક્ષી બંને ચિંતન એમને ગાંધીમાર્ગ તરફ વધુ ને વધુ ખેંચતા જતા હતાં. થોડો વખત ભૂદાન આંદોલનનું કામ અને પક્ષનું કામ સાથોસાથ ચાલતા રહ્યા. પરંતુ હવે પોતાની રાજકીય પ્રવૃત્તિને પણ નવું સ્વરૂપ આપવા જે૦પી૦ વિચારી રહ્યા હતા. એમણે મજૂર સંગઠન પ્રવૃત્તિમાંથી પોતાની જાતને હવે ખેંચી લીધી. મજૂર સંઘોના અધ્યક્ષપદેથી રાજીનામાં આપ્યાં.

પક્ષમાં પણ રામમનોહર લોહિયાએ કેટલાક વખતથી સમાજવાદી આશ્રમો સ્થાપવાનો વિચાર વહેતો મૂક્યો હતો. ટોચના આગેવાનો પોતપોતાનું એક ક્ષેત્ર લઈને ત્યાં સમાજવાદી વિચાર અનુસાર નમૂનો ઊભો કરવાની કોશિશ કરે. જયપ્રકાશે જાહેર કર્યું કે દેશવ્યાપી ભ્રમણ વગેરે પડતું મૂકીને હવે હું એક ગામડામાં જઈને બેસીશ. સક્રિય રાજકીય પ્રવૃત્તિમાથી નિવૃત્તિનું આ પગલું નથી, બલ્કે મારી રાજકીય પ્રવૃત્તિને વધુ અસરકારક અને વધુ ફળદાયક બનાવવાનું આ પગલું છે. આપણી રાજકીય પ્રવૃત્તિનું કેન્દ્ર હવે ગામડું બનવું જોઈએ. એક વખત આપણે એવી ભ્રમણામા હતા કે ઔદ્યોગિક કામદારો આપણી ક્રાંતિના અગ્રદૂત બનશે. પણ ઇતિહાસે આપણી તે માન્યતાને ખોટી ઠેરવી છે. સ્વરાજના આન્દોલનમાં ખેડૂત જ આગળ રહેલો. હવે ગ્રામજીવનને નિકટથી સમજ્યા વિના, ગ્રામજનો સાથે તાદાત્મ્ય સાધ્યા વિના આપણા આન્દોલનને આપણે સમાજના સૌથી નીચેના સ્તર સુધી નહીં પહોંચાડી શકીએ.

પક્ષના મહામંત્રીની જવાબદારીમાંથી પણ હવે જે૦પી૦ છૂટા થયા હતા. ૧૯૫૨ ના સપ્ટેમ્બરમાં આચાર્ય કૃપલાણીના કિસાન મજદૂર પ્રજા પક્ષ અને સમાજવાદી પક્ષનું જોડાણ થઈને નવો પ્રજા સમાજવાદી પક્ષ બન્યો હતો. તેના પ્રમુખ આચાર્ય કૃપલાણી થયા અને મહામંત્રી રામમનોહર લોહિયા થયા.

### સમાજવાદી વિચારસરણીનું પુનરવલોકન

એશિયાના દેશોની પહેલી સમાજવાદી પરિષદ ૧૯૫૩ ના જાન્યુઆરીમાં રંગુનમાં મળી. તેમાં જે૦પી૦એ કહ્યું કે સમાજવાદ એટલે ૯૦ ટકા વ્યવહાર અને ૧૦ ટકા સિદ્ધાંત. આ વસ્તુ ભૂલી જવાને કારણે જ નાહકના જાતજાતના વિવાદો ઊભા થાય છે. આવી પ્રસ્તાવના સાથે એમણે પ્રત્યક્ષ વ્યવહારમા ઊભા થયેલા પ્રશ્નોના સંદર્ભમાં માર્ક્સના વિચારોનું અને સમાજવાદી વિચારસરણીનું પુનરાવલોકન કર્યું. એમણે સાધનશુદ્ધિ, વિકેન્દ્રીકરણ, માનવીય મૂલ્યો, જમીનનું ગ્રામીકરણ વગેરે બાબત પર ખાસ ભાર મૂક્યો. વ્યક્તિમાં તેમ જ પરિસ્થિતિમાં બંનેમાં સાથે સાથે પરિવર્તન આણવું પડશે એમ પણ કહ્યું. એક મહત્ત્વનો મુદ્દો એ કહ્યો કે લોકશાહી પદ્ધતિ એટલે કેવળ પાર્લમેન્ટરી પદ્ધતિ નહી. બંધારણ બહારના છતા શાંતિમય એવાં અહિંસક સ્વરૂપનાં લોક-આન્દોલનો અને લોક-અભિયાનોનો પણ તેમાં સમાવેશ થાય છે. એમણે વિનોબા ભાવેના ભૂદાન આન્દોલન તરફ પણ પરિષદનું ધ્યાન દોર્યું અને કહ્યું કે સમાજવાદ લાવવા માટે આવી નવી નવી ટેકનિકનો અભ્યાસ અને પ્રયોગ કરવા માટે પણ આપણે તત્પર રહેવું જોઈએ.

### નેહરુની દરખાસ્ત

પરંતુ જે૦પી૦ પોતે ભૂદાન આંદોલનમાં ઝંપલાવે તે પહેલાં એક ઘટના બની ગઈ. જે૦પી૦ પોતાના ઉપવાસ અંગે પૂના હતા તે અરસામાં એમને પંડિત નેહરુનો પત્ર મળેલો કે તમને મળવું છે અને કેટલીક વાતો કરવી છે. પણ એક યા બીજા

ચૂકી છે કે ભલાઈની અને સારા થવાની પ્રેરણા માટે માણસે ભૌતિકવાદથી પર થવું પડશે. આનો અર્થ એ થયો કે સામાજિક નવનિર્માણનું કામ ભૌતિકવાદી ફિલસૂફીની પ્રેરણા હેઠળ કદાપિ સફળ થઈ શકે નહીં.'

જો બધે ભૌતિકવાદની જ બોલબાલા હોય, તો માણસ સારો થાય શું કામ, બીજા માટે ઘસાય શું કામ, નૈતિક આચરણ કરે શું કામ? ન કોઈ ઈશ્વર છે, ન આત્મા છે, ન નીતિમત્તા છે, ન આ જીવનથી પર બીજું કાંઈ છે. માણસ જડ દ્રવ્યનો પણ સમુચ્ચય માત્ર છે, આકસ્મિક રીતે અસ્તિત્વમાં આવી પડ્યો છે, અને તુરત ફરી પાછો જડ દ્રવ્યના અનંત મહોદધિમાં સમાઈ જવાનો છે. —આવી ભૌતિકવાદી ફિલસૂફીના પાયા પર સામાજિક નવનિર્માણ સંભવ નથી. જડભૌતિકવાદનો અંતિમ સત્ય તરીકે ઇન્કાર કરીને જ આપણે માણસને એક નૈતિક સ્તર પર ઊંચો ઉઠાવી શકીએ, અને તેને પોતાના સર્વોચ્ચ વિકાસની પ્રેરણા આપી શકીએ. ભૌતિકવાદથી ઉપર ઊઠીને જ માણસ પોતે પોતાનો નિયંતા બની શકે અને પૂર્ણ માનવતાને સાધી શકે. આવી રીતના માનવ નવનિર્માણ વિના સમાજનું નવનિર્માણ કરવું અસંભવ છે. હું માત્ર શરીર નથી, ચૈતન્ય છું, સર્વવ્યાપ્ત ચૈતન્યનો એક અંશ છું, તેની પૂર્ણતા માટે મારે સારા બનવું જોઈએ.

આ રીતે જે૰પી૰એ માર્ક્સવાદની ફિલસૂફીનો ત્યાગ કર્યો તેને પરિણામે ગાંધી-વિચારને તેના પૂર્ણ અર્થમાં સમજવા તેમ જ અપનાવવા માટેનો માર્ગ એમને માટે ખુલ્લો થયો. અત્યાર સુધી માર્ક્સવાદી વિચારસરણીનું ચોકઠું કાંઈક બાધારૂપ થતું હતું તે દૂર થયું. મીનુ મસાણીએ આને જે૰પી૰ના "માર્ક્સવાદ સાથેના છૂટાછેડા" કહ્યા. અશોક મહેતાએ લોહિયા પરના એક પત્રમાં લખ્યું : 'માર્ક્સવાદ સાથે એમને જોડી રાખતી નાભિનાળ કપાઈ ગઈ.' પરંતુ જે૰પી૰ના જીવનમાં આ જે પરિવર્તન આવી રહ્યું હતું, તે આના કરતાંયે વધુ વ્યાપક અને ઊંડો અર્થ ધરાવતું હતું તથા તેના વધુ દૂરગામી ફલિતાર્થો હતા.

**'આ એક આંતરિક ઘટના બની'**

વરસો પછી બ્રહ્મવિદ્યા મંદિરની બહેનો સાથેની વાતચીતમાં જયપ્રકાશજીએ કહેલું : 'ઉપવાસ દરમ્યાન ભીતર અંતરમાં કંઈક અનુભૂતિ અને પ્રસન્નતા થઈ, તેનું વર્ણન થઈ શકે તેમ નથી.'

એમને પૂછવામાં આવ્યું કે, 'તમને કાંઈ આધ્યાત્મિક પ્રેરણા થઈ?'

જયપ્રકાશ : 'કહેવું બહુ કઠણ છે, પણ ઉપવાસ દરમ્યાન ભીતરમાં એક પ્રશ્ન ઊઠ્યો હતો કે માણસને ભલાઈ માટેની પ્રેરણા ક્યાંથી મળે છે? ભૌતિકવાદમાંથી આવી પ્રેરણા કદી ન મળી શકે. આનું ચિંતન કરતાં કરતાં મેં માર્ક્સનો ભૌતિકવાદ [illegible] એક આંતરિક ઘટના બની. તે બહાર ક્યાંયથી કંઈક inspiration—પ્રેરણા મળી, અવાજ મળ્યો, આને તમે spiritual—આધ્યાત્મિક કહેવું હોય તો કહી શકો છો.'

આ ઘટના પછી ઈશ્વર બાબત પુછાતું ત્યારે જયપ્રકાશજી કહેતા : ઈશ્વર શું છે, કેવો છે તેની મને શી ખબર? પણ કશુંક તત્ત્વ છે એવો અનુભવ થાય છે. ... કોઈક શક્તિ છે, સાર્વભૌમ શક્તિ.

**માર્ક્સ-ગાંધીના જીવનદર્શનમાં પાયાનો ફરક**

પાછળનાં વરસોમાં અમ્લાન દત્તે એક વાર માર્ક્સવાદ અને ગાંધીવાદ વિશે જે૰પી૰ સાથે ચર્ચા કરી હતી. તેમાં છેવટે એમણે પૂછ્યું, 'પોતાના આદર્શ સમાજ વિશે માર્ક્સનું એક સપનું હતું, અને ગાંધીનુંયે એક સપનું હતું. પરંતુ ગાંધીનું જીવન વિશેનું દર્શન કાંઈક જુદું હતું. ગાંધી ઈશ્વરમાં માનતા, જ્યારે માર્ક્સ નહોતા માનતા. શું આને લીધે આદર્શ સમાજ વિશેના એમના અંતિમ દર્શનમાં કોઈ ફરક પડે છે ખરો?'

જયપ્રકાશજી ભારપૂર્વક બોલ્યા : 'મને લાગે છે કે આને લીધે અવશ્ય ફરક પડે છે.'

ગાંધીજી પોતે માર્ક્સનું ઘણુંબધું સાહિત્ય ૧૯૪૩-૪૪ની આગાખાન મહેલમાંની એમની અટકાયત દરમ્યાન વાંચી ગયા હતા. ત્યાર બાદ પ્યારેલાલજીએ એમની સાથે માર્ક્સના વિચારો વિશે લંબાણથી ચર્ચા કરી હતી. તે ચર્ચામાં ગાંધીજીએ કહેલું : 'માર્ક્સવાદીઓ વિચારને જાણે મગજમાંથી ઝરતો સ્રાવ હોય એમ લેખે છે, તથા મન યા ચિત્તને ભૌતિક પરિસ્થિતિની પ્રતિક્રિયા તરીકે લેખે છે. હું તે સ્વીકારી શકતો નથી. પદાર્થ તથા મન ઉભયથી પર અને અતીત તે (ઈશ્વર) છે. મારા દિલમાં વિરાજમાન એ જીવંત સિદ્ધાંતની પ્રતીતિ મને હોય તો, મારા મનને કોઈ પણ બંદીવાન કરી શકે નહી. આ મારે માટે કોઈ સિદ્ધાંત નથી, એ અનુભવ-સિદ્ધ હકીકત છે......ઘટનાઓની પરંપરાનું, એ ઘટનાઓ નિર્માણ કરનારાઓનાં ચિત્તોનું સુધ્ધાં આખરે તો અદૃશ્ય શક્તિ શાસન કરે છે......પરમેશ્વર ચેતનમય શક્તિ છે. જીવ એ શક્તિનો બનેલો છે. એ મહાન શક્તિનો ઇન્કાર કરનાર તેમાં રહેલી અખૂટ શક્તિથી વંચિત રહી અપંગ બને છે.'

આમ, ગાંધી અને માર્ક્સ વચ્ચેનો ફરક ઘણો ઊંડો છે. અને તે હવે જે૰પી૰ના ધ્યાન બહાર નહોતો રહ્યો. એ ઈશ્વરનું અને અધ્યાત્મનું નામ ઝાઝું નહોતા લેતા. પણ મૂળ મર્મને એમણે બરાબર પકડી લીધો હતો. બ્રહ્મવિદ્યા મંદિરની બહેનો સાથેની વાતચીતમાં એમણે કહ્યું : 'કિશોરાવસ્થામાં તો રોજ નિયમિત ગીતાનો પાઠ કરતો. પછી માર્ક્સના વિચારોના પરિચય સાથે હું નિરીશ્વરવાદી બન્યો હતો. પણ સર્વોદય-વિચારે રંગાયો તે પહેલાં જ, મારી સામે સવાલ ઊભો થયેલો કે રાજનીતિ અને નીતિશાસ્ત્ર વચ્ચે શો સંબંધ છે? પૂનાગાંના ઉપવાસ વખતે મારે મનોમંથન ચાલ્યું. આ અંગે વિચારતાં વિચારતાં મારે એ નિર્ણય ઉપર આવવું પડ્યું કે નીતિશાસ્ત્ર (ethics) થી પ્રશ્નનો ઉત્તર મળતો નથી ત્યારે માનવું પડે કે કોઈ એવું

અસ્તિત્વ છે, કોઈ એવી શક્તિ છે, જેને સંક્ષેપમાં ઈશ્વર કહીએ. ઈશ્વરના સ્વરૂપ વિશે મારી સ્થિતિ તો એવી છે કે એ પ્રશ્નના ઉત્તરમાં ચૂપ જ રહેવું જોઈએ. એ તો અનુભૂતિથી જ સમજી શકાય. જો એવી કોઈ આસ્થા ન હોય કે અંતિમ સત્ય છે, તો જીવનને કોઈ ધરી નહીં રહે, માણસે શા માટે સારા થવું તેનો કોઈ ઉત્તર નહીં મળે.'

### ભૂદાન આન્દોલનનો પ્રત્યક્ષ અનુભવ

આ રીતે જયપ્રકાશના જીવનમાં ધરમૂળથી પરિવર્તન આવ્યું. હવે નવપ્રયાણ માટે આંતરિક દૃષ્ટિએ એ પૂરેપૂરા તૈયાર થઈ ગયા હતા. ઉપવાસ બાદ બિહારના ગયા જિલ્લામાં ભૂદાનની ગંગામાં એમણે ઝંપલાવ્યું. એમનો પ્રત્યક્ષ અનુભવ અત્યંત પ્રેરણાદાયી રહ્યો. એકાદ અઠવાડિયામાં એમને લગભગ સાત હજાર એકર જેટલી જમીન ભૂદાનમાં મળી. જે૰પી૰ને ત્યારે એમ પણ લાગ્યું કે બીજાઓની જેમ એમણે પોતે પણ પોતાની જમીન ભૂદાનમાં આપવી જોઈએ. તેથી એમણે સિતાબદિયારામાંની પોતાની ૩૧ એકર જમીન ભૂમિહીન પરિવારોમાં વહેંચી આપી. તે ઉપરાંત ગામમાં ગૌશાળા, ગાંધીઘર વગેરે સ્થાપવા પણ થોડી જમીન આપી. ત્યારબાદ ૨૩ એકર જેટલી જમીન એમની પાસે રહેલી.

વળી, ૧૯૫૨ માં જ ભૂદાન આન્દોલનનું એક વ્યાપક પાસું સામે આવી ગયું હતું. ઉત્તર પ્રદેશના હમીરપુર જિલ્લામાં મંગરોઠ ગામનું ગ્રામદાન જાહેર થયું. ગ્રામદાન એટલે આખા ગામનો એક પરિવાર બનાવીને ગ્રામનિર્માણનો સહિયારો પુરુષાર્થ. ગામની બધી જમીનની લગભગ સમાન ધોરણે પુનઃ વહેંચણી. જમીનની માલિકી ગ્રામપરિવારની. આ ગામમાં જે કાંઈ થયું તે નજરોનજર જોવા માટે જે૰પી૰ તે ગામની ખાસ મુલાકાતે પણ જઈ આવ્યા. ત્યાં એમણે જે કાંઈ જોયું, તેમાં અહિંસક ક્રાંતિની એક સુંદર ઝાંખી એમને મળી. પાછળથી આ વિશે એમણે લખ્યું :

'વિનોબાના આંદોલને આ રીતે બહુ દિવસોથી જે પ્રશ્ન હું પૂછી રહ્યો હતો, તેનો ઉત્તર હાજરાહજૂર કરી દીધો. પ્રશ્ન હતો—શું ગાંધીજીની ફિલસૂફીમાં સામાજિક ક્રાંતિ પાર પાડવા માટે કોઈ વ્યાવહારિક પદ્ધતિ ઉપલબ્ધ છે? ગાંધીજીના કાર્યને અસાધારણ પ્રતિભા સાથે ફેલાવીને અને વિકસિત કરીને વિનોબાએ પુરવાર કરી દીધું કે ગાંધીતત્ત્વજ્ઞાનમાં એવી ગુંજાશ છે.'

### ગ્રામજીવનને નિકટથી સમજવાની તમન્ના

આમ, તાત્ત્વિક તેમ જ વહેવારલક્ષી બંને ચિંતન એમને ગાંધીમાર્ગ તરફ વધુ ને વધુ ખેંચતા જતા હતા. થોડો વખત ભૂદાન આંદોલનનું કામ અને પક્ષનું કામ સાથોસાથ ચાલતાં રહ્યાં. પરંતુ હવે પોતાની રાજકીય પ્રવૃત્તિને પણ નવું સ્વરૂપ આપવા જે૰પી૰ વિચારી રહ્યા હતા. એમણે મજૂર સંગઠન પ્રવૃત્તિમાંથી પોતાની જાતને હવે ખેંચી લીધી. મજૂર સંઘોના અધ્યક્ષપદેથી રાજીનામાં આપ્યાં.

પક્ષમાં પણ રામમનોહર લોહિયાએ કેટલાક વખતથી સમાજવાદી આશ્રમો સ્થાપવાનો વિચાર વહેતો મૂક્યો હતો. ટોચના આગેવાનો પોતપોતાનું એક ક્ષેત્ર લઈને ત્યાં સમાજવાદી વિચાર અનુસાર નમૂનો ઊભો કરવાની કોશિશ કરે. જયપ્રકાશે જાહેર કર્યું કે દેશવ્યાપી ભ્રમણ વગેરે પડતું મૂકીને હવે હું એક ગામડામાં જઈને બેસીશ. સક્રિય રાજકીય પ્રવૃત્તિમાંથી નિવૃત્તિનું આ પગલું નથી, બલ્કે મારી રાજકીય પ્રવૃત્તિને વધુ અસરકારક અને વધુ ફળદાયક બનાવવાનું આ પગલું છે. આપણી રાજકીય પ્રવૃત્તિનું કેન્દ્ર હવે ગામડું બનવું જોઈએ. એક વખત આપણે એવી ભ્રમણામાં હતા કે ઔદ્યોગિક કામદારો આપણી ક્રાંતિના અગ્રદૂત બનશે. પણ ઇતિહાસે આપણી તે માન્યતાને ખોટી ઠેરવી છે. સ્વરાજના આન્દોલનમાં ખેડૂત જ આગળ રહેલો. હવે ગ્રામજીવનને નિકટથી સમજ્યા વિના, ગ્રામજનો સાથે તાદાત્મ્ય સાધ્યા વિના આપણા આન્દોલનને આપણે સમાજના સૌથી નીચેના સ્તર સુધી નહીં પહોંચાડી શકીએ.

પક્ષના મહામંત્રીની જવાબદારીમાંથી પણ હવે જે૰પી૰ છૂટા થયા હતા. ૧૯૫૨ ના સપ્ટેમ્બરમાં આચાર્ય કૃપલાણીના કિસાન મજદૂર પ્રજા પક્ષ અને સમાજવાદી પક્ષનું જોડાણ થઈને નવો પ્રજા સમાજવાદી પક્ષ બન્યો હતો. તેના પ્રમુખ આચાર્ય કૃપલાણી થયા અને મહામંત્રી રામમનોહર લોહિયા થયા.

### સમાજવાદી વિચારસરણીનું પુનરવલોકન

એશિયાના દેશોની પહેલી સમાજવાદી પરિષદ ૧૯૫૩ ના જાન્યુઆરીમાં રંગૂનમાં મળી. તેમાં જે૰પી૰એ કહ્યું કે સમાજવાદ એટલે ૯૦ ટકા વ્યવહાર અને ૧૦ ટકા સિદ્ધાંત. આ વસ્તુ ભૂલી જવાને કારણે જ નાહકના જાતજાતના વિવાદો ઊભા થાય છે. આવી પ્રસ્તાવના સાથે એમણે પ્રત્યક્ષ વ્યવહારમાં ઊભા થયેલા પ્રશ્નોના સંદર્ભમાં માર્ક્સના વિચારોનું અને સમાજવાદી વિચારસરણીનું પુનરાવલોકન કર્યું. એમણે સાધનશુદ્ધિ, વિકેન્દ્રીકરણ, માનવીય મૂલ્યો, જમીનનું ગ્રામીકરણ વગેરે બાબત પર ખાસ ભાર મૂક્યો. વ્યક્તિમાં તેમ જ પરિસ્થિતિમાં બંનેમાં સાથે સાથે પરિવર્તન આણવું પડશે એમ પણ કહ્યું. એક મહત્ત્વનો મુદ્દો એ કહ્યો કે લોકશાહી પદ્ધતિ એટલે કેવળ પાર્લમેન્ટરી પદ્ધતિ નહીં. બંધારણ બહારનાં છતાં શાંતિમય એવાં અહિંસક સ્વરૂપનાં લોક-આન્દોલનો અને લોક-અભિયાનોનો પણ તેમાં સમાવેશ થાય છે. એમણે વિનોબા ભાવેના ભૂદાન આન્દોલન તરફ પણ પરિષદનું ધ્યાન દોર્યું અને કહ્યું કે સમાજવાદ લાવવા માટે આવી નવી નવી ટેકનિકનો અભ્યાસ અને પ્રયોગ કરવા માટે પણ આપણે તત્પર રહેવું જોઈએ.

### નેહરુની દરખાસ્ત

પરંતુ જે૰પી૰ પોતે ભૂદાન આંદોલનમાં ઝંપલાવે તે પહેલાં એક ઘટના બની ગઈ. જે૰પી૰ પોતાના ઉપવાસ અંગે પૂના હતા તે અરસામાં એમને પંડિત નેહરુનો પત્ર મળેલો કે તમને મળવું છે અને કેટલીક વાતો કરવી છે. પણ એક યા બીજા

કારણોસર ઝટ મળવાનું બની શક્યું નહીં. છેવટે રંગુનથી પાછા ફરીને જે૦પી૦ ૧૯૫૩ના ફેબ્રુઆરીમાં નેહરુને મળ્યા. ત્રણ દિવસ સુધી વાતચીત ચાલી. આચાર્ય કૃપલાણી અને નરેન્દ્ર દેવ પણ નેહરુને મળ્યા. પંડિત નેહરુની દરખાસ્ત એવી હતી કે સરકારના તેમ જ બીજા બધા સ્તરે કોંગ્રેસ અને પ્રજા સમાજવાદી પક્ષ વચ્ચે સહકાર સાધવો. અને આ માટે એમણે જે૦પીની મદદ માગી.

જયપ્રકાશે નેહરુના આ અભિક્રમની દિલથી કદર કરી. કેમ કે પ્રાંતોમાં તેમ જ કેન્દ્રમાં કોંગ્રેસ પક્ષ જબ્બર બહુમતી ધરાવતો હતો અને તેને કોઈની સાથે સંયુક્ત પ્રધાનમંડળ રચવાની જરૂર નહોતી. તેથી પક્ષીય સ્વાર્થથી ઉપર ઊઠીને એક દીર્ઘદૃષ્ટિવાળા રાજપુરુષની જેમ નેહરુએ આ હિંમતભર્યું ને અસામાન્ય પગલું ભર્યું હતું. જે૦પી૦એ તેને એક નવા ભારતના નિર્માણ માટેના સહિયારા પુરુષાર્થના આવાહન રૂપે લેખ્યું.

પરંતુ એમના બધા સાથીઓનો પ્રતિભાવ સાનુકૂળ નહોતો. કેટલાકના મનમાં ઘણી શંકાકુશંકા પણ હતી. તેમ છતાં પક્ષના મુખ્ય મુખ્ય સાથીઓ મળ્યા અને એમણે કાર્યક્રમનો મુસદ્દો તૈયાર કર્યો. જે૦પી૦એ ૪ માર્ચ ૧૯૫૩ના રોજ પોતાના પત્ર સાથે આ કાર્યક્રમ પંડિત નેહરુને મોકલ્યો. આવી રીતે અમુક સમાન કાર્યક્રમ પરસ્પરને માન્ય થાય તો સહકારની વાતચીત આગળ ચલાવવી એમ નક્કી થયેલું.

### વ્યાપક પરિપ્રેક્ષ્યમાં જે૦પી૦નો જવાબ

પંડિત નેહરુ પરના પત્રમાં જયપ્રકાશે પોતાની ભૂમિકા બહુ સ્પષ્ટપણે રજૂ કરી : 'સમાજવાદનાં અમુક ધ્યેય અને મૂલ્યો અમારી સામે ચોક્કસપણે નક્કી થયેલાં છે. મને એમ લાગે છે કે તમારી નીતિઓમાં આવાં કોઈ ધ્યેય માટેની ધગશ કે તાકીદ જણાતી નથી......બીજી એક વાત. આપણા બધા ઉપર ગાંધીજીનો ભારે પ્રભાવ છે. મને એમ કહેવામાં વાંધો નથી કે હમણાં હમણાંનો મને ગાંધીજીનો નવો આવિષ્કાર થઈ રહ્યો છે અને હું એમને નવેસરથી સમજી રહ્યો છું. આધુનિક યુગના સહુથી વધુ જીવંત વિચારકોમાં એમનું સ્થાન છે, એમ હું માનું છું. મને ખાતરી છે કે એમની પાસેથી આજે ને આવતી કાલે ઘણું બધું શીખવાનું છે. ગાંધીજીની ગતિશીલતા અને અખંડ ખોજ મને આજે વિનોબા સિવાય બીજા કોઈમાં નથી જણાતી. વિનોબાએ દેશના એક મોટા સવાલના ઉકેલ માટે એક વિલક્ષણ એવી ગાંધી-પદ્ધતિ આપણી સામે છતી કરી બતાવી છે. મને લાગે છે કે ગાંધીવાળાઓએ અને સમાજવાદીઓએ હવે સાથે મળીને કામ કરવું જોઈએ. પરંતુ તમારી નીતિઓમાં ગાંધીમાર્ગ વિશેની આવી કોઈ સભાનતા જણાતી નથી.

'ત્રીજી વાત. ભારત અને ચીન બે મહાન દેશો છે, જેના પ્રત્યે એશિયા-આફ્રિકાના બધા દેશો આશાભરી આંખે જુએ છે. હવે ભારત જો કલ્યાણરાજ્યના એક પાંગળા ચિત્રથી વિશેષ કાંઈ નહીં રજૂ કરી શકે, તો ચીનના પ્રભાવને રોકવાનું અસંભવ થઈ પડશે......પરદેશીઓ આવીને આપણી પ્રગતિનાં વખાણ કરી જાય છે. પણ તેને ઝાઝું મહત્ત્વ આપવા જેવું નથી. ઘણી વાર તેઓ એક પ્રકાર દંભ જોવાની અપેક્ષા સાથે આવ્યા હોય છે. પણ અહીં જ્યારે તેઓ પાર્લમેન્ટ, સચિવાલય, દામોદર વેલી કૉર્પોરેશન, શિષ્ટતાભર્યું અંગ્રેજી વગેરે જુએ છે એટલે અંજાઈ જાય છે. પરંતુ આપણી ફૂટપટ્ટી એમના કરતાં જુદી હોવી ઘટે. ભૌતિક સાધન-સંપત્તિની બાબતમાં નહીં પણ અન્ય રીતે એમના કરતાં વધુ વિકાસ પામેલો સમાજ આપણે નિર્માણ કરવા માગીએ છીએ. એક નવું ભારત નિર્માણ કરવું છે, અને તે માટે સહિયારા પુરુષાર્થની જરૂર છે.

'તમારી સહકારની વાતને હું આવા વ્યાપક પરિપ્રેક્ષ્યમાં જોઉં છું. તમારો પોતાનો અભિગમ કેવો છે, તેના પર બધું નિર્ભર છે. જો તમારી દરખાસ્તનો અર્થ માત્ર એટલો જ હોય કે અમારામાંના કેટલાકને તમારા પ્રધાનમંડળમાં સમાવી લેવામાં આવે કે જેથી તમારી આજની નીતિઓ પાર પાડવામાં તમારા અને તમારી સરકારના હાથ મજબૂત બને, તો મને એવો પ્રયાસ કરવા જેવો લાગતો નથી. પરંતુ જો આ દ્વારા રાષ્ટ્રીય નવઘડતરનું એક સંયુક્ત અભિયાન શરૂ કરવાની તમારી નેમ હોય તો આ એક ઐતિહાસિક પગલું ગણાશે. આ સાથેનો ૧૪ મુદ્દાનો કાર્યક્રમ આવી દૃષ્ટિએ ઘડાયો છે. એ લગીરે વધુ પડતો મહત્ત્વાકાંક્ષી કાર્યક્રમ નથી. કમર કસીને મહેનત કરવામાં આવે તો આવતાં ચાર વરસમાં આટલો કાર્યક્રમ અવશ્ય પાર પાડી શકાય તેમ છે.

'ટૂંકમાં, સહકાર અંગેની મારી કલ્પના આવી છે. તમારી પણ કલ્પના જો આવી ન હોય, તો મારી તમને આદરપૂર્વક વિનંતી છે કે આ આખાયે વિચારને પડતો મૂકવો.'

## કાર્યક્રમ

### બંધારણીય સુધારા

(૧) બંધારણમાં સુધારા કરવા

૧. સામાજિક પરિવર્તનમાં વચ્ચે આવતી આડખીલીઓ દૂર કરવા માટે.

૨. રાજાઓનાં સાલિયાણાં વગેરે નાબૂદ કરવા માટે.

૩. ઉપલાં વિધાનગૃહો નાબૂદ કરવા માટે.

### વહીવટી સુધારા

(૨) ૧. દરેક સ્તરે વહીવટી સુધારા કરવા. રાજકીય તેમ જ વહીવટી સત્તાનું વિકેન્દ્રીકરણ.

૨. કાયદા અને અદાલતી કાર્યપ્રણાલીમાં સુધારા.

૩. ભ્રષ્ટાચાર સામે ત્વરિત અને અસરકારક રીતે કામ ચલાવવા તંત્રની જોગવાઈ.

(૩) ૧. ભાષાકીય, આર્થિક અને વહીવટી દૃષ્ટિએ રાજ્યોની પુનર્રચના. તે માટે એક પંચની નિમણૂક.

૨. વહીવટી ખર્ચ ઘટાડવા માટે બે-ત્રણ પડોશી રાજ્યો માટે સહિયારા એવા એક રાજ્યપાલ, એક હાઈકોર્ટ, એક ઉચ્ચ કક્ષાની ટ્રિબ્યુનલ અને એક પબ્લિક સર્વિસ કમિશનથી કામ ચલાવવું.

### જમીનની ફરી વહેંચણી

(૪) ૧. આર્થિક વિષમતા અને શોષણ દૂર કરવા ભૂમિનું પુનર્વિતરણ. તેમાં ભૂમિહીન મજૂરો અને ગરીબ ખેડૂતોને પહેલી પસંદગી.

૨ બેદખલીના કિસ્સા બનતા તુરત અટકાવવા

૩. જમીનના એકત્રીકરણ માટે યોગ્ય કાયદા.

૪. જમીનદારીની સંપૂર્ણ નાબૂદી

૫. વિવિધ કાર્યકારિણી મંડળીઓ મારફત ગ્રામીણ અર્થતંત્રમાં સહકારી તત્ત્વ દાખલ કરવું.

૬. ખેડૂતોને ધીરાણ તેમ જ અન્ય સગવડો માટે સહકારી મંડળીઓ મારફત રાજ્યની મદદ.

૭. રાજ્ય ખેડૂતો સાથે બને ત્યાં સુધી વ્યક્તિગત નહીં પણ સામૂહિક વહેવાર રાખે, એટલે કે પંચાયત મારફત. મહેસૂલ તેની મારફત ઉઘરાવાય. તેનો અમુક હિસ્સો પંચાયત પાસે રહે.

(૫) પડતર જમીનને નવસાધ્ય કરી તેના પર ભૂમિહીન મજૂરોને વસાવવા. પડતર જમીન મૂડીદારી ખેતીનાં મોટાં ફાર્મ માટે ન આપવી.

### રાષ્ટ્રીકરણ, સહકારી અને મજૂર મંડળો

(૬) બેન્કો અને વીમા કંપનીઓનું રાષ્ટ્રીકરણ.

(૭) રાજ્ય હસ્તકના વેપારનો ધીરે ધીરે વિકાસ

(૮) રાજ્ય સહકારી મંડળી, સ્વાયત્ત કોર્પોરેશન અથવા મજૂરોનાં મંડળો મારફત જુદા જુદા ઉદ્યોગો ચલાવવાના કેટલાક ખાસ પ્રયોગો.

(૯) દરેક ઉદ્યોગમાં એક એક જ મજૂર સંઘ, જેના બધા કર્મચારીઓ સભ્ય હોય. આ સંઘો પોતાની સામાજિક જવાબદારીઓ સમજે.

(૧૦) કોલસા અને બીજી અગત્યની ખાણોનું રાષ્ટ્રીકરણ.

(૧૧) રાજ્ય હસ્તકના ઉદ્યોગોના વહીવટમાં મજૂરો અને કર્મચારીઓની ભાગીદારી

### લઘુ ઉદ્યોગો

(૧૨) અમુક ક્ષેત્રમાં મોટા ઉદ્યોગો અને અમુકમાં લઘુ ઉદ્યોગો એવી મર્યાદા આંકવી. લઘુ ઉદ્યોગોને પ્રોત્સાહન તેમ જ રક્ષણ આપવું.

### આર્થિક સમાનતા

(૧૩) આર્થિક સમાનતા સાધવાના પહેલા પગલા રૂપે સરકારી કર્મચારીઓના ઊંચા પગારો તેમ જ ભથ્થાંભથ્થામાં કાપ મૂકવો.

### સ્વદેશી

(૧૪) જીવનનાં બધાં ક્ષેત્રમા સ્વદેશીની ભાવના પ્રસરાવવી અને પુષ્ટ કરવી.

આજે ત્રીસેક વરસે પણ આ કાર્યક્રમ પર નજર નાખી જવાનું રસપ્રદ થઈ પડે છે. સરકાર મારફત ખરેખર કાંઈક ચોક્કસ કરી જવાની ઇચ્છા હોય, તો શું થઈ શકે તેનું સરસ ચિત્રણ આમાં મળે છે. સહિયારા રાજ્યપાલ, દરેક ઉદ્યોગમાં એક જ મજૂર સંઘ, ભ્રષ્ટાચારની તપાસ માટે તંત્ર, નાના–મોટા ઉદ્યોગો માટે અલાયદાં ક્ષેત્રો, સરકારી કર્મચારીઓ પર કાપ, સ્વદેશી ભાવના વગેરે સૂચનો તો આજેય અત્યંત અગત્યનાં છે.

### નેહરુનો જુદો અભિગમ

પરંતુ આવી રીતે અમુક ચોક્કસ કાર્યક્રમ વિશે બંધાઈ જવાની નેહરુની તૈયારી નહોતી. જેપીના પત્રના જવાબમાં ૧૭ માર્ચે એમણે લખ્યું : 'પાયાની કેટલીક બાબતમાં સમાનતા હોવા છતાં આપણા અભિગમમાં ફરક છે. પ્રશ્નો તરફ જોવાના દૃષ્ટિકોણ જુદા જુદા છે. પંચવાર્ષિક યોજનામાં એક સમગ્ર ચિત્ર આપવાનો પ્રયાસ છે, અને તેમાં કેટલીક પ્રાથમિકતાઓ પણ નક્કી કરી છે. વધારે વિચાર કરીને અને અનુભવ પરથી તેમાં સુધારા થઈ શકશે, પણ તેનો મુખ્ય પાયો એનો એ રહેશે...... સમાજવાદનાં ધ્યેયો અને મૂલ્યો તો કયો બુદ્ધિશાળી માણસ ન સ્વીકારે ? હું સંપૂર્ણપણે તે સ્વીકારું છું અને શક્ય તેટલાં જલદી તે સિદ્ધ થવાં જોઈએ એમ પણ માનું છું. સવાલ કઈ રીતે આગળ વધવું તે છે. દેશમાં ઘણાં કે તાકીદ જણાતી નથી, એ વાત સાથે હું સંમત થાઉં છું. ફંફોસતાં ફંફોસતાં એક એક ડગલું આગળ ભરતાં હોઈએ એવી લાગણી હું પણ અનુભવું છું. પણ આના વિવાદમાં ઊતરવા માગતો નથી. મારી એવી લાગણી છે કે દેશમાં આપણે મોટાં કામો કરવાનાં છે. આવતાં પાંચ-દસ વરસ બહુ મહત્ત્વનાં છે. આપણી પ્રગતિને ઝડપી બનાવવામાં મને તમારી મદદ જોઈએ છે. આને માટે કોઈ ચોક્કસ પદ્ધતિનો મેં વિચાર કર્યો નહોતો.. મને એમ હતું કે સહકારની આવશ્યકતા એક વાર પરસ્પરને ગળે ઊતરશે, તો બીજું બધું તો સ્વાભાવિકપણે ગોઠવાઈ જશે. તમારા કાર્યક્રમના એક એક મુદ્દા વિશે વિચારું, તો તેમાં મને ભાગ્યે જ કશું વાંધાજનક લાગે. પરંતુ વડાપ્રધાન તરીકે અને કોંગ્રેસ પ્રમુખ તરીકે આવી બાંહેધરી આપવાનું માર્ગ ગજા બહારનું છે. તેથી હું તમારી સાથે સંમત થાઉં છું કે હાલ પૂરતી આ વાતને પડતી મૂકવી.'

એક રીતે જોઈએ તો એક બહુ મોટા પ્રલોભનને જે૦પી૦એ ઠોકરે માર્યું હતું. સત્તાસ્થાન માટે એમના મનમાં જરીકે લાલસા હોત તો ગમે તે રીતે સમજૂતી સાધીને તેઓ કેન્દ્ર સરકારમાં દાખલ થઈ ગયા હોત. અને તો નેહરુ પછી દેશના વડાપ્રધાન થવાનું એમના માટે સાવ સરળ હતું. પરંતુ જે૦પી૦ની આંખ સામે દેશનું હિત માત્ર હતું અને પોતે સેવેલા આદર્શો જ હતા, આવી કોઈ વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાને જે૦પી૦ના જીવનમાં લેશમાત્ર સ્થાન નહોતું. તેથી જ આવા પ્રલોભનને તેઓ ઠોકરે મારી શક્યા.

### કલુષિત વાતાવરણથી ક્ષોભ અને રોષ

આ રીતે છેવટે આ વાત તો પડતી મુકાઈ, પણ તે ઘણાં તરંગો જન્માવતી ગઈ. છાપાંઓમાં જાતજાતની અટકળો થઈ. કોંગ્રેસ પક્ષની અંદર ઘણો ઊહાપોહ થયો. સમાજવાદ પ્રત્યે પહેલેથી જ શંકાની નજરે જોનારા તેમ જ નેહરુ પછી પોતાને નેતાગીરીના ઉમેદવાર માનનારા વર્તુળો તરફથી આનો સખત વિરોધ થયો. પ્રજા સમાજવાદી પક્ષ તો આ ઘટનાને લઈને ભારે મોટી આંધીમાં સપડાઈ ગયો. ટોચના સાથીઓ વચ્ચે ગંભીર મતભેદો અને તેમાંથી મનદુઃખ ઊભાં થયાં. લોહિયાનો આની સામે ઘોર વિરોધ હતો. જયપ્રકાશ વિરુદ્ધ વ્યક્તિગત આક્ષેપો થયા. જયપ્રકાશની નેહરુ સાથે છૂપી સાંઠગાંઠ ચાલે છે અને જયપ્રકાશ સરકારમાં ઘૂસી જવાની પેરવી કરી રહ્યા છે, એમને તો નેહરુ પછી વડાપ્રધાન થવું છે એવી એવી શંકાઓ વ્યક્ત થઈ. આખું વાતાવરણ કલુષિત થઈ ગયું. મહિનાઓ સુધી આવું ચાલ્યું. જૂન ૧૯૫૩માં બેતુલમાં પક્ષનું ખાસ અધિવેશન મળ્યું ત્યાં સુધીમાં આ વિવાદ પરાકાષ્ટાએ પહોંચી ગયો હતો. ત્યાર બાદ પણ લોહિયા સાથેનો વાદવિવાદ લાંબો વખત ચાલ્યો, અને તેમાં ઘણી કડવાશ પણ પેદા થઈ.

જયપ્રકાશના પોતાના શબ્દોમાં : 'કોંગ્રેસ સાથેના સહકારની વાત તો ખતમ થઈ ગઈ, પણ દુર્ભાગ્યે તેની પ્રતિક્રિયાઓ પક્ષમાં બહુ ખરાબ થઈ. અંગ્રેજીમાં જેને કેરેક્ટર એસેસિનેશન એટલે કે ચારિત્ર્ય-ખંડન કહે છે, તેની પૂરી ઝુંબેશ જ શરૂ થઈ ગઈ, અને તેનો મુખ્ય શિકાર હું પોતે હતો ! રાજનીતિમાં મતભેદ તો ઊઠે જ છે. પણ દરેક મતભેદને માટે કોઈ ગુપ્ત કારણ છે, કોઈ ખરાબ આશય છે, કોઈ આંતરિક દુર્બળતા છે, એ પ્રકારની જ્યારે ચર્ચા અને પ્રચાર થાય છે, તો તે અત્યંત દુઃખદાયી હોય છે. આશય વિશે શંકા ઉઠાવવી, ચારિત્ર્ય-ખંડનનું ઝેર ફેલાવવું એ તો રાજનીતિના ક્ષેત્રની બહારની વાતો છે. અમારામાંથી કોઈ ફૂટી નહોતું ગયું, ન કોઈ પદલોલુપતાનો શિકાર બની ગયું હતું. પ્રજા સમાજવાદી પક્ષ કોંગ્રેસમાં ભળી જાય એમ પણ અમે નહોતા ઇચ્છતા. જવાહરલાલજી સાથે મારો ઘણો નિકટનો સંબંધ હતો. પણ તેથી શું એમની સાથેની મુલાકાતથી એમ માની લેવાય કે એમની સાથે મળીને સમાજવાદી આન્દોલનને ખતમ કરી નાખવાનું કોઈ ષડ્યંત્ર મેં ઘડી કાઢ્યું હશે ? અશોક મહેતાની "કમ્પલ્સન્સ ઑફ બૅકવર્ડ ઇકોનોમી"ની વાત સાથે હું સહમત નહોતો. તે વિશે બૌદ્ધિક વિચાર થઈ શકે. પરંતુ બેતુલમાં તો હવા જ કાંઈક એવી ઝેરીલી થઈ ગઈ હતી કે જેમાં વિચારોનું આદાન-પ્રદાન અશક્ય હતું. ત્યાં તો રૂપ એ આપવામાં આવ્યું કે અશોક મહેતાએ જયપ્રકાશ નારાયણના ઇશારે આ વાત લખી છે. આ વાતાવરણથી ક્ષુબ્ધ થઈને મેં કારોબારીમાંથી રાજીનામું આપ્યું. જો કે પાછળથી લોકોના આગ્રહને કારણે તે પાછું ખેંચ્યું. પરંતુ હવે મારા માટે પક્ષમાં કામ કરવું મુશ્કેલ બની ગયું અને હું ધીરે ધીરે પક્ષથી અળગો થતો ગયો. મારી દૃષ્ટિએ બેતુલ અધિવેશન વખતના દિવસો ભારતીય સમાજવાદ માટે બહુ ખરાબ દિવસો હતા.'

### રાજકારણ છોડવાનું આ પણ એક કારણ

ક્ષુબ્ધ થઈને અને રોષે ભરાઈને જે૦પી૦ તરફથી પણ કાંઈક અઘટિત વર્તાવ થયો હશે. પાછળથી ડૉ૦ હરિદેવ શર્મા સાથેની વાતચીતમાં એમણે એક વાતનો સ્વીકાર કરેલો : 'એ ૧૪ મુદ્દાના કાર્યક્રમનો મુસદ્દો મેં લોહિયાને ન બતાવ્યો, તે મારી ભૂલ થઈ. તેમાં મેં લોહિયાની સલાહ ન લીધી, તેનું એમને બહુ ખોટું લાગ્યું હતું. અને ખરેખર એ મારી pettiness (સંકુચિતતા) હતી. હું લોહિયાથી નારાજ હતો, કેવા કેવા remarks વગેરે એમણે કરેલા !'

વરસો પછી આચાર્ય નરેન્દ્ર દેવના જીવનચરિત્રની પ્રસ્તાવના લખતાં જે૦પી૦એ એમ પણ સ્વીકાર્યું છે કે, 'જે કારણોએ મને પક્ષ અને રાજનીતિ છોડીને સર્વોદય આન્દોલનમાં જવા માટે પ્રેરિત કર્યો, તેમાં પક્ષની અંદર ચારિત્ર્યખંડન અને વિઘટનને પરિણામે મને જે આત્મિક દુઃખ થયું તે પણ એક કારણ હતું.'

### 'બહારનું કામ ક્યાંય વધારે મહત્ત્વનું'

જો કે નેહરુ સાથેની વાતચીત સફળ થઈ હોત તોયે જે૦પી૦ કેન્દ્ર સરકારમાં જોડાયા હોત કે કેમ તે સવાલ છે. દેશના નવનિર્માણ માટે સજ્જનોએ બધાએ ભેળા મળીને કામ કરવું જોઈએ, પક્ષોએ પણ પરસ્પર સહકારનું ક્ષેત્ર વધારવું જોઈએ, જનતા પણ દિલથી એમ જ ઇચ્છે છે કે દેશના નેતાઓ બધા અંદરઅંદર ઝઘડવાને બદલે એકમેક સાથે સહકારથી કામ કરે અને તેની સ્થિતિ સુધારે, ૧૪ મુદ્દાના કાર્યક્રમને આધારે સહકાર સાધવાની વાત જો સફળ થઈ હોત તો દેશનું ભલું જ થાત—આવા અભિપ્રાયો ત્યારે જે૦પી૦ અવશ્ય ધરાવતા હતા, તેમ છતાં એ પોતે સરકારમાં જોડાયા જ હોત એમ ચોક્કસ કહી શકાય નહીં.

ડૉ૦ હરિદેવ શર્મા સાથેની વાતચીતમાં જે૦પી૦એ આ બાબતનોયે ઉલ્લેખ કર્યો છે : 'જવાહરલાલજી કદાચ સૌથી વધારે એમ ઇચ્છતા હતા કે હું એમના પ્રધાનમંડળમાં આવું. તેમ છતાં હું એમને સમજાવવાની પૂરેપૂરી કોશિશ કરત કે તમે મને ન લો,

બીજા લોકોને લો. આચાર્યજી વગેરેને લો, મને છોડી દો. કેમ કે હું કાયમ એવો વિશ્વાસ ધરાવતો રહ્યો છું કે બહારનું જે કામ છે તે ક્યાંય વધારે મહત્ત્વનું છે.'

### ગાંધી-વિચાર અને ગાંધી-માર્ગનું ક્રાંતિકારી ભાષ્ય

તેથી સ્તો રાજકારણના આ બધા વાવંટોળ વચ્ચેયે જે૦પી૦નું ધ્યાન ભૂદાન આંદોલન ઉપરથી ખસતું નહોતું. એ આંદોલન સાથેનો એમનો સંપર્ક અખંડ ચાલુ હતો. પંડિત નેહરુ પરના પત્રમાં પણ લખ્યું હતું તેમ એમને હવે "ગાંધીજીનો નવો આવિષ્કાર" થઈ રહ્યો હતો અને એ હવે ગાંધીજીને "નવેસરથી સમજી રહ્યા" હતા. વિનોબાનું આંદોલન આમાં એમને સૌથી વધુ મદદરૂપ થઈ રહ્યું હતું. નજરોનજર જે કાંઈ દેખાતું હતું તે જે૦પી૦ના વહેવારલક્ષી ચિંતનને વધુ ને વધુ પુષ્ટ કરતું જતું હતું. સાથોસાથ વિનોબાનાં વક્તવ્યોમાં પણ એમને ગાંધી-વિચાર અને ગાંધીમાર્ગનું ક્રાંતિકારી ભાષ્ય મળતું. તે એમની કલ્પનાશીલતાને પ્રેરણા આપતું તથા બીજરૂપ વિચાર અને કૃતિમાં રહેલી અનંત સંભાવનાઓ ચિત્તમાં ઝીલવામાં સહાયરૂપ થતું. આ રીતે ગાંધીને એ નવેસરથી ખોળી રહ્યા હતા અને પામી રહ્યા હતા.

### ત્રીજી શક્તિ–વિચાર-શાસન–કર્તૃત્વ-વિભાજન

૧૯૫૩ના એપ્રિલમાં ચાંડિલમાં સર્વોદય સંમેલન મળ્યું. તેમાં વિનોબાનું એક અત્યંત તલસ્પર્શી અને માર્મિક પ્રવચન થયું. એ પ્રવચન બહુ યોગ્ય જ રીતે "સર્વોદયના ઘોષણાપત્ર" તરીકે પ્રસિદ્ધ થયું છે. ગાંધીજીના અધૂરા કામને આગળ ધપાવવા મથનારાઓ માટે એ પ્રવચન આજે પણ, એટલું જ નહીં ચિરકાળ સુધી, માર્ગદર્શક બને તેવું છે. તેમાં વિનોબાએ એલાન કર્યું : 'આપણે સ્વતંત્ર લોકશક્તિ નિર્માણ કરવી છે. મારો કહેવાનો અર્થ એ છે કે આપણે હિંસાશક્તિની વિરોધી અને દંડશક્તિ (કાયદા)થી ભિન્ન એવી સ્વતંત્ર લોકશક્તિ પ્રગટ કરવી છે. હિંસાશક્તિ તો જાણે ન જ ખપે પરંતુ સરકારના હાથમાં જે દંડશક્તિ સોંપવામાં આવી છે, તે દંડશક્તિનો પણ ઉપયોગ કરવાનો મોકો ન આવે એવી પરિસ્થિતિ દેશમાં નિર્માણ કરવી, તે આપણું કામ છે. આ લોકશક્તિ દંડશક્તિની વિરોધી નથી, પણ તેનાથી જુદી છે. આપણા દરેક કાર્યમાં છેવટે લોકોમાં દંડ-નિરપેક્ષતા (સરકાર ઉપર આધાર નહીં એવી સ્થિતિ) નિર્માણ થાય એવા પરિણામની અપેક્ષા રહેશે.

'આ દૃષ્ટિએ વિચારતાં સહેજે ધ્યાનમાં આવશે કે આપણી કાર્યપદ્ધતિના બે ભાગ રહેશે— વિચારશાસન અને કર્તૃત્વ-વિભાજન. વિચારશાસન એટલે વિચાર સમજાવવો, વિચાર સમજવો અને વિચાર સમજ્યા વગર કોઈ પણ વાત કબૂલ કરવી નહીં. વિચાર સમજ્યા વગર કોઈ આપણી વાત કબૂલ કરતો હોય તો દુઃખી થવું. પોતાની ઇચ્છા બીજા પર ન લાદવી. બલ્કે, કેવળ વિચાર સમજાવીને જ સંતુષ્ટ રહેવું. આપણા વિચારનો નિરંતર પ્રચાર કરતા રહેવો. આમ, વિચારની સત્તા, વિચારશાસન એ આપણું એક ઓજાર છે.

'બીજું ઓજાર છે, કર્તૃત્વ વિભાજન. એટલે કે બધું કર્તૃત્વ યાને બધી કર્મશક્તિ એક કેન્દ્રમાં કેન્દ્રિત ન હોવી જોઈએ. બલ્કે, ગામેગામમાં કર્મશક્તિ, કર્મસત્તા નિર્માણ થવી જોઈએ. આવું સત્તાનું વિભાજન જો નહીં કરીએ, કર્તૃત્વ વિભાજન નહીં કરીએ, તો સૈન્યબળ અનિવાર્ય છે એમ સમજી લેવું. તો પછી સેના વગર આજે તો નહીં ચાલે તે નહીં જ ચાલે, પણ કદીયે નહીં ચાલે. માટે પરમેશ્વરે કર્યું તેવું જ કરવું જોઈએ. પરમેશ્વરે અક્કલનું વિભાજન કરી નાખ્યું. દરેકને અક્કલ આપી દીધી અને કહ્યું કે પોતાની અક્કલ પ્રમાણે ગાડું ગબડાવી લો. એવી જ રીતે રાજ્યસત્તાનું પણ વિભાજન થવું જોઈએ. ગ્રામસ્વરાજ અને ગ્રામઆયોજન ઊભું થવું જોઈએ. આનું નામ છે, સ્વતંત્ર લોકશક્તિ, ત્રીજી શક્તિ.'

ચાંડિલમાં વિનોબાનું આ અવિસ્મરણીય પ્રવચન સાંભળ્યા પછી જયપ્રકાશે ભરી સભામાં કહી દીધું કે મારા બધા સંદેહનો પાર આવી ગયો છે, હું મારી જાતને વિનોબાનો શિષ્ય કહેવડાવવા તૈયાર છું. વિનોબાના કાર્યમાં હવે સ્પષ્ટપણે એક અભિનવ અહિંસક ક્રાંતિનાં એંધાણ વર્તાવા લાગ્યાં હતાં. હિંસક ક્રાંતિ દ્વારા માર્ક્સવાદી સમાજવાદનો રશિયાનો પ્રયોગ તથા દંડશક્તિ દ્વારા લોકશાહી સમાજવાદ લાવવાનો પશ્ચિમના દેશોનો પ્રયોગ—આ બંને માર્ગની મર્યાદા જયપ્રકાશ જોઈ ચૂક્યા હતા, અને કોઈ ત્રીજા માર્ગની ખોજમાં હતા. શું સમાજને બદલવાનો અને તેના નવનિર્માણનો રાજ્યના માધ્યમ સિવાય અન્ય કોઈ માર્ગ હોઈ શકે? વિનોબાના આંદોલનમાં એમને આ ત્રીજો માર્ગ દેખાયો.

એટલે હવે પ્રચલિત રાજનીતિ તરફની એમની વિરક્તિ વધતી જતી હતી, અને સર્વોદયના ગાંધીમાર્ગ પ્રત્યેનું ખેંચાણ વધતું જતું હતું. એમને તો આખાયે પક્ષને પણ તે તરફ ખેંચવા પ્રયાસ કર્યો. પક્ષના સાથીઓને એમણે કહ્યું કે ગાંધીમાર્ગના ક્રાંતિકારી પરિબળની ચિનગારી વિનોબામાં દેખાય છે. સમાજવાદીઓ જો એમની સાથે મળીને કામ કરે તો આખા દેશને ખળભળાવી મૂકનારી અન્યાય સામેની પ્રચંડ જેહાદ ઊભી થઈ શકે. નામધારી પાર્ટિયાંવાળા બે પક્ષોના જોડાણથી આવી શક્તિ કદાપિ ઊભી થઈ શકશે નહીં.

### પક્ષપદ્ધતિના વિકલ્પ અંગે પ્રગટ ચિંતન

પરંતુ પોતાના સમાજવાદી સાથીઓને ગળે આ વાત જે૦પી૦ ન ઉતારી શક્યા. બલ્કે, આપણે ઉપર જોયું તેમ પક્ષનું વાતાવરણ દિવસે દિવસે વધુ કલુષિત થતું જતું હતું. એટલે જે૦પી૦ પક્ષથી ધીરે ધીરે અળગા થતા ગયા. એમનું ચિંતનચક્ર પણ જોરજોરથી ચાલતું રહ્યું. એમને આજની પક્ષપદ્ધતિ વિશે જ શંકા ઊઠવા લાગી. પશ્ચિમી ઢબની આ પક્ષપદ્ધતિ આપણે ત્યાં સફળ થઈ શકી નથી. તે ઘણી ખામીભરેલી પદ્ધતિ છે. રાષ્ટ્રીય એકતા માટે પણ તે પોષક નથી. સજ્જનો અને શક્તિશાળી માણસો તેને લીધે વહેંચાઈ જાય છે. રાષ્ટ્રની શક્તિ વેરવિખેર

થાય છે. લોકોના નામે રાજકીય પક્ષો સત્તા માટે અંદરોઅંદર લડયા કરે, તે શું લોકશાહી માટે અનિવાર્ય છે ?—આવા આવા વિચારો જે૦પી૦ છેક ૧૯૫૩ થી દેશ સમક્ષ મૂકવા લાગ્યા હતા. પક્ષવિહીન લોકશાહી અંગે એમ૦ એન૦ રોય સાથે ચર્ચા કરવાની ઇચ્છા પણ એમણે તે દિવસોમાં વ્યક્ત કરેલી.

એમને પૂછવામાં આવતુ કે તમારી પાસે આનો કોઈ વિકલ્પ છે ? અને જો વિકલ્પ ન હોય તો પછી શું કામ આવી વાતો કરો છો ? ત્યારે જે૦પી૦ કહેતા કે 'વિકલ્પ હજી ન જડતો હોય તેથી શું થયું ? વિચાર્યા વિના વિકલ્પ જડશે શી રીતે ? એટલે લોકો આ બાબત ગંભીરતાથી વિચારતા થાય એમ હું ઇચ્છું છુ. અને તેથી પ્રગટ ચિંતન રૂપે આ પક્ષવિહીન લોકશાહીની વાત લોકો સમક્ષ મૂકતો રહું છું. મારા માટે આ એક ખોજ છે, અને તમને સહુને હું મારી સાથે તેમાં સામેલ કરવા માગું છું.'

આવી રીતે પ્રગટ ચિંતન રજૂ કરીને લોકજાગૃતિ અને લોકશિક્ષણ કરતા રહેવાની ભૂમિકા જે૦પી૦ ત્યારથી અદા કરતા આવ્યા હતા.

### સત્યાગ્રહની ફેશન પ્રત્યે અરુચિ

૧૯૫૪ ના ફેબ્રુઆરીમા જે૦પી૦નો એક લેખ "હરિજન" પત્રોમાં છપાયેલો. તેમાં એમણે કહ્યું કે, 'સમાજવાદી વર્તુળોમાં સત્યાગ્રહની ફેશન થઈ પડી છે. પરંતુ સત્યાગ્રહને જો આપણે પક્ષ-પક્ષ વચ્ચેની કક્ષાએ ઊતરી જવા ન દેવો હોય, તો તેને વધુ સૂક્ષ્મતાથી સમજી લેવો જોઈએ. કોઈ પણ ચળવળ શાંતિભરી હોય એટલા માત્રથી એ સત્યાગ્રહ બની જતી નથી. હૃદય-પરિવર્તનની શકયતા વિશેની શ્રદ્ધાના પાયા પર સત્યાગ્રહ નિર્ભર છે.'

જે૦પી૦ હવે એમ કહેવા લાગ્યા હતા કે સમાજવાદ એ કેવળ એક વિચારસરણી નથી, એ તો એક નવી સંસ્કૃતિ છે, નવી સભ્યતા છે. મૂલ્યોમાં પરિવર્તન લાવ્યા વિના કેવળ રાજ્યસત્તા દ્વારા ભરવામાં આવેલાં પગલાંથી આવી સંસ્કૃતિ નહીં ઊભી થઈ શકે, માનવીય મૂલ્યોને આધારે જ તે થઈ શકશે. આ એક નવો માનવ નિર્માણ કરવાનુ કામ છે. "સમાજવાદ એ વ્યક્તિગત આચરણનું શાસ્ત્ર નથી પણ સમાજના નવનિર્માણની પદ્ધતિ છે," એમ કહીને ગાંધીમાર્ગની ઉપેક્ષા કરનાર જે૦પી૦ હવે ભારપૂર્વક એમ કહેવા લાગ્યા હતા કે માનવના નવઘડતર વિના સમાજનું નવઘડતર શક્ય જ નથી. માનવનું અને સમાજનું આવું નવઘડતર વિનોબાના ભૂદાન-ગ્રામદાન આન્દોલન જેવા અહિંસાત્મક લોક-આન્દોલન મારફત જ થઈ શકશે, એવી દઢ પ્રતીતિ હવે જયપ્રકાશને થઈ ગઈ હતી. એટલે વિનોબાએ ચાંડિલમાં કહેલું તેમ "ત્રીજી શક્તિ"ની, લોકશક્તિની આરાધનામાં જ પોતાની પૂરેપૂરી શક્તિ લગાડી દેવા જયપ્રકાશ તત્પર બન્યા હતા.

### જીવનદાનનો સંકલ્પ

અને છેવટે એ ઘડી આવી બોધગયા સર્વોદય સંમેલનમાં. ૧૯૫૪ના એપ્રિલમાં બોધગયામાં સર્વોદય સંમેલન ભરાયું. તેમાં બોલતાં જયપ્રકાશે કહ્યું : 'પાછલા કેટલાક મહિનાઓનો આ આન્દોલનનો મને જે કાંઈ અનુભવ છે, તેનાથી હું દઢતાપૂર્વક કહી શકું છું કે જે શ્રદ્ધાથી હું આ આન્દોલનમાં પડ્યો હતો, તે મારી શ્રદ્ધા દિવસે દિવસે દઢ થતી ગઈ છે.' આખા ભાષણમાં ખાસ કાંઈ વિશેષ નહોતું, કામના અનુભવોની સામાન્ય વાતો જેવું જ હતું. પણ ભાષણના અંતભાગમાં એમણે સાવ સહજપણે જાહેર કરી દીધું કે, 'આ એવું આન્દોલન છે કે તેમાં એક સાલ કે પાંચ સાલ આપ્યાથી કામ નહીં ચાલે. આમાં તો જીવનદાન કરવું પડશે. એવા જીવનદાની કાર્યકર્તાઓને હું આવાહન કરું છું. આજે મારી વાણી ખૂબ શિથિલ છે......આજે હું કહું છું કે આવા જીવનદાની કાર્યકર્તાઓમાં મારું પણ નામ સામેલ થાય એવું સૌભાગ્ય મને પણ પ્રાપ્ત થયું છે.'

આખાયે સંમેલનમાં એક વીજળી દોડી ગઈ. વિનોબાને તુરત બોલવાની સહજ પ્રેરણા થઈ. જયપ્રકાશના અમૂલ્ય દાનને વધાવી લેતાં વિનોબાએ માર્મિક ને હૃદયસ્પર્શી વાણીમા કહ્યું : 'હમણા આપણે એક વ્યાખ્યાન સાંભળ્યું. તેમાં તો હૃદય બોલતું હતું. મને રુક્મિણીનો પત્ર સાંભરી આવ્યો. તેમાં એ ભગવાનને લખે છે કે મારે સો સો અવતાર લેવા પડશે, તો લેતી રહીશ અને શરીરને કૃશ કરતી પ્રાણત્યાગ કરતી રહીશ, પરંતુ પરણીશ તો તને જ. આવા શુભ નિશ્ચયની વાત સાંભળીને હૃદયને ખૂબ સુખ થાય છે. હુ ઇચ્છું કે આપણે બધા પણ જયપ્રકાશબાબુની જેમ જ દઢસંકલ્પી બનીએ.'

પાછળથી જે૦પી૦ને નીચે મુજબ પત્ર લખીને વિનોબાએ પોતાનો સંકલ્પ દોહરાવ્યો :

શ્રી જયપ્રકાશ,

કાલે તમે જે આવાહન કર્યું હતું તેના જવાબમાં—

ભૂદાનયજ્ઞમૂલક ગ્રામોદ્યોગપ્રધાન અહિંસાત્મક ક્રાંતિને માટે મારું જીવન સમર્પણ !

—વિનોબા

જયપ્રકાશે ગદ્‌ગદ ભાવે કહ્યુ : જેમણે આપણને બધાને પ્રેરિત કર્યા છે એ જ મારા જેવા તુચ્છને જીવનદાન કરે એ વિશે કશું કહ્યુ કહેવાય તેમ નથી. એટલુ જ કહીશ કે આ અમૂલ્ય દાનનો સ્વીકાર કરી શકું તે માટે હું બધી રીતે અયોગ્ય છું. આપણે તો જીવનદાન ભગવાનને નામે વિનોબાજીને જ આપવાનું છે.'

આ રીતે જયપ્રકાશના જીવનમાં એક મૂળગામી પરિવર્તન આવ્યું, એક નવપ્રયાણનો આરંભ થયો. ગાંધીમાર્ગે અહિંસાત્મક ક્રાંતિને માટે એમણે જીવન સમર્પણ કર્યું.

## પ્રભાવતી માટે પરમ સુખદ ઘડી

પ્રભાવતીજી માટે આ જીવનની પરમ સુખદ ઘડી હતી. એમને મનમાં થયા કરતું કે બાપુ આજે હોત તો ? વિનોબા પાસે જઈને એમણે ગદ્‌ગદ કંઠે કહ્યું : 'ઈશ્વરે આ દિવસ દેખાડ્યો. તેના માટે એનો જેટલો અનુગ્રહ માનું એટલો ઓછો જ છે. પરંતુ બાબા, આ જીવન-પરિવર્તન બાપુની સામે થયું હોત અને બાપુએ એમને સર્વોદયનું કામ કરતા જોયા હોત, તો બાપુને કેટલો આનંદ થાત, કેટલી શાંતિ મળત !'

વિનોબાએ એમને શાંતિથી કહ્યું : 'તું એવું શું કામ માને છે ? હું તો જાણું છું કે બાપુની જ પ્રેરણાથી આ જીવન-પરિવર્તન થયું છે. આજે બાપુ એ જોઈ રહ્યા છે. એમને પરમ સંતોષ થઈ રહ્યો છે.'

પ્રભાવતીજીને એક વાર પૂછવામાં આવેલું કે, 'તમે ક્યારેય જે૦પી૦ની રાજનીતિને અમુક દિશામાં વાળવાની કોશિશ કરેલી કે ?'

પ્રભાવતીજી બોલ્યાં : 'જી નહીં, જી નહીં. ક્યારેય નહીં.'

પરંતુ કવિશ્રી દિનકરજીએ પ્રભાવતીજીના મૃત્યુ બાદ એમને અંજલિ આપતાં કહેલું : 'સામ્યવાદને છોડીને જયપ્રકાશજી સર્વોદયવાદી કઈ રીતે થઈ ગયા, તેનાં અનેક કારણો હતાં. પરંતુ એક અદૃશ્ય કારણ એ પણ હતું કે એમના અડધા શરીરમાં ગાંધીજીનો વાસ હતો. આ અડધું શરીર પોતાનું કાર્ય અલક્ષિત તેમ જ અહિંસક રીતે કરતું હતું. પ્રભાવતીજીએ પોતાના પતિ પર પ્રભાવ માર્ક્સના વિરોધી બનીને નહીં, ગાંધીધર્મની પ્રતિમા બનીને પાડ્યો હતો. અને જયપ્રકાશજીને કદી એવી અનુભૂતિ પણ નહીં થઈ હોય કે રાજનીતિમાં એમનું અંતર્મન બદલાતું જઈ રહ્યું છે !'

## 'મારા માટે આ એક આધ્યાત્મિક યાત્રા.'

પોતાના જીવન-પરિવર્તન વિશે જીવનદાનની આ ઘટના બાદ થોડા દિવસે જે૦પી૦એ કહેલું : 'મેં જે નિર્ણય કર્યો તે ક્ષણિક આવેશમાં નહોતો કર્યો. છેલ્લા થોડા મહિનાથી હું એ તરફ ધીમે ધીમે ધકેલાઈ રહ્યો હતો. એ જ રીતે એ પગલાનો એવો પણ અર્થ નથી કે આટલા લાંબા વખત સુધી જે આદર્શો હું ધરાવતો હતો, તે મેં તજી દીધા. ઊલટું, એનો અર્થ તો એવો થાય કે ભૂદાન અર્થાત્ ગાંધીજીને રસ્તે એ આદર્શો વધુ સારી રીતે સિદ્ધ થશે અને સચવાશે એવી મને ખાતરી થઈ છે...... માત્ર ભૂદાન માટેનું આ સમર્પણ નથી, પણ ભૂદાન જે જે હેતુઓ માટે છે તે તે હેતુઓ માટેનું સમર્પણ છે......ઊંડાણથી જેમણે જોયું છે તેમને મન આ ઘણો વધારે ઊંડો અર્થ ધરાવનારું આન્દોલન છે. સમાજની અને મનુષ્યની ચોગરદમની ક્રાંતિની આ તો શરૂઆત છે. સમાજની સાથે સાથે ભૂદાન મનુષ્યને પણ બદલવા માગે છે......છેલ્લે એ વસ્તુ ઉઘાડી છે કે મનુષ્યને અને સમાજને સાચો કરવા માટે જીવન આપનારો જીવનદાની પોતાની જાતને સારી કરવાથી જ શરૂઆત કરે. જીવનદાની એના બીજા ભાઈઓના જેવો જ હોય અને ખામીઓથી ભરેલો સાધારણ કાચી માટીનો માણસ છે. પણ એણે મનુષ્ય અને સમાજને નવેસરથી ઘડવાની પ્રતિજ્ઞા લીધી છે એનો અર્થ જ એ કે એ પોતાની જાતને નવેસરથી ઘડવાની શરૂઆત કરશે. આ રીતે જીવનદાન એક આધ્યાત્મિક યાત્રા થઈ પડે છે. ઓછામાં ઓછું મારે માટે તો આ જ એનું સૌથી વધુ મૂલ્યવાન રહસ્ય છે.'

આમ, રાજકારણ સમેત બીજી બધી પ્રવૃત્તિને ગૌણ લેખીને ગાંધીમાર્ગે અહિંસાત્મક ક્રાંતિ સાધવા માટે જયપ્રકાશે પોતાનું જીવન સમર્પણ કર્યું.



## ૧૦

# ગ્રામસ્વરાજ આંદોલન

સર્વોદય સંમેલન ૧૯૫૪માં બોધગયામાં મળ્યું, ત્યાં સુધીમાં ભૂદાન આંદોલન મારફત અહિંસક ક્રાંતિની એક અભિનવ પ્રક્રિયા નજર સામે આવી ગઈ હતી. ગાંધીમાર્ગે રાષ્ટ્રનું નવઘડતર કરવું હોય તો કઈ રીતે થઈ શકે તેનો અણસાર પણ તેમાં હતો. કોઈ પણ અવાંતર વળગણ વિનાનું જયપ્રકાશનું નિર્મળ હૃદય આ તથ્યને પ્રાંજલપણે ઝીલી લઈ શક્યું. ઋજુતા ને સરળતા એ એમના વ્યક્તિત્વનો પ્રધાન ગુણ છે. તેથી આટલું તથ્ય આત્મસાત્ થતાં જ અત્યંત સરળ ભાવે ઋજુ બુદ્ધિથી આવી અહિંસક ક્રાંતિ માટે એમણે પોતાનું જીવન સમર્પણ કરી દીધું. આ ઘટના રાજકારણના અન્ય નેતાઓ કરતાં જે૦પી૦નું કાઠું કેટલું જુદું હતું તથા એમના જીવનનું મુખ્ય ધ્યેય શું હતું, તેની દ્યોતક છે.

### દેશની શક્તિનો સરવાળો કરવાનો વિનોબાનો પ્રયત્ન

વાસ્તવમાં જે બોધગયા સંમેલનમાં જે૦પી૦એ પોતાનું જીવનદાન જાહેર કર્યું, તે સંમેલનમાં વિનોબાએ ખાસ આમંત્રણ પાઠવીને પંડિત નેહરુને બોલાવેલા. અને તેઓ પણ પોતાના કાર્યક્રમમાં ફેરફાર કરીને એક દિવસ માટે આ સંમેલનમાં આવેલા. ૧૮ એપ્રિલે પંડિતજી સંમેલનમાં આવીને ગયા અને ૧૯ એપ્રિલે જયપ્રકાશે જીવનદાનની ઘોષણા કરી. આમ તો આવી રીતે કોઈને ખાસ આમંત્રણ આપીને બોલાવવાની વિનોબાની રીત નહોતી. તોયે આ વખતે પંડિતજીને ખાસ બોલાવ્યા. તે વિશે વિનોબાએ સંમેલનમાં કહ્યું પણ ખરું કે, 'ભૂદાનનું કામ કરતાં કરતાં જે અનુભવો થયા તેનાથી આમંત્રણ આપવાની પ્રેરણા થઈ. ભૂદાનયજ્ઞમાં થયેલા અનુભવનો સાર એ છે કે આપણે આ કામને પક્ષાતીત રાખીએ, આમાં સત્તાને વચમાં ન આણતાં નૈતિક શક્તિથી જ ચાલવાની નિરંતર કોશિશ કરીએ...... ઓરિસ્સાના ગોપબાબુ મને કહેતા હતા કે ભૂદાનની એ મહાનતા છે કે જે લોકો એક સાથે બેસીને ભોજન પણ નહોતા કરતા, તેઓ હવે એક ભાણે ખાવા લાગ્યા છે. ભૂદાનયજ્ઞનો આવો મહિમા છે. એના પરથી આ કામ કરતાં જે અનુભવ થયો, તેનો કંઈક ખ્યાલ આવશે. તો, મને લાગ્યું કે આપણા દેશને માટે આ એકતાનો અભાવ ઠીક નથી. લોકો કહે છે કે દેશ પર સંકટ આવશે તો અમે બધાએ ભેગા મળીને દેશની રક્ષા કરીશું, સઘળા ભેદભાવ ભૂલી જઈશું......તો હું પૂછું છું કે જે દેશમાં સ્વરાજ્ય મળ્યા છતાં જીવનની સામાન્ય જરૂરિયાતો મળવાનાં ઠેકાણાં નથી, ત્યાં એથી વધુ બીજું કેવુંક સંકટ જોઈએ છે? હું માનું છું કે આ પૂરતું જ નહીં, પૂરતાથી પણ વધારે સંકટ છે. તો આપણે બધાંય દિલથી એક થઈ જઈએ તે ઘણું જરૂરી છે. એની ખૂબ જરૂરત લાગી તેથી પંડિતજીને બોલાવવાની ધૃષ્ટતા મેં કરી.'

આના પરથી સ્પષ્ટ સમજાય છે કે વિચાર કરીને ઇરાદાપૂર્વક વિનોબાએ પંડિત નેહરુને સંમેલનમાં બોલાવેલા. પોતાના દેશ-

ભ્રમણ દરમ્યાન એમણે જોયેલું કે પશ્ચિમી ઢબના રાજકારણથી દેશની શક્તિ કેવી વેરવિખેર થઈ રહી છે. ગરીબ દેશને બેઠો કરવો હશે, તો આ રીતે કામ નહીં ચાલે. ગાંધીજીએ પસંદ કરેલા દેશના નેતા સમક્ષ આ વાત મૂકીને રાષ્ટ્રના નવઘડતર માટે દેશની સમગ્ર શક્તિ એકત્ર થાય એવું કાંઈક કરવાની વિનોબાની નેમ હતી. સંમેલનમાં પંડિત નેહરુની હાજરીમાં વિનોબાએ પોતાના દિલની વાત રજૂ પણ કરી :

'રાજા રામમોહનરાયથી માંડીને મહાત્મા ગાંધી સુધીના લોકોએ જાતિભેદ પર અસંખ્ય પ્રહારો કર્યા તેથી જે જાતિભેદની કમર ભાંગી ગઈ હતી, તે જાતિભેદ ચૂંટણીઓની જે પદ્ધતિ આપણા દેશમાં આવી છે તેનાથી પાછો મજબૂત થવા લાગ્યો છે......આપણા રાષ્ટ્રની મુખ્ય ચિંતનશક્તિ ભાતભાતની ચૂંટણીઓની પરંપરામાં જ રોકાયેલી રહે, એ તો ન પોસાય......એકે એક ચૂંટણીમાં સમાજની શક્તિ અને પૈસા વેડફાય છે. તે ઉપરાંત એનાથી મન ઊંચાં થાય છે તે તો અલગ જ !...... આના પર મારા મનમાં નિરંતર ચિંતન ચાલે છે......બીજી રીતો વિચારીએ. ......રાજકીય પક્ષોની સાઠમારી ચાલે છે તેનાથી શો લાભ થશે ? ......મારા મનમાં એમ છે કે સજ્જનોમાં ગમે તેટલા મતભેદ હોય, છતાં કંઈક કંઈક સમાન અંશ તો હોવો જ જોઈએ. તેઓ જે કામ પર એકમત હોય તેવાં કામો પર દેશની શક્તિને કેન્દ્રિત કરવી જોઈએ, અને તે માટે એકી અવાજે તેવા કામ જનતા સમક્ષ મુકાવાં જોઈએ. ત્યારે જ આ દેશની જનતા જે સદીઓથી નિષ્ક્રિય છે તેમાં પ્રાણસંચાર થશે અને ત્યારે જ તેની શક્તિ પ્રગટ થશે......ભૂદાન યજ્ઞ આવો એક કાર્યક્રમ છે. તેમાં બીજા પણ કાર્યક્રમો ઉમેરી શકાય......વિચારમંથન જરૂર થાય, પણ આચારસંઘર્ષ ન થાય. મંથનમાંથી માખણ નીકળે છે, સંઘર્ષમાંથી અગ્નિ પેદા થાય છે, જે દાહક હોય છે......ભૂદાનયજ્ઞથી આજે હવે એક હવા તૈયાર થઈ ગઈ છે. લોકો એમ માનવા મંડ્યા છે કે જમીન પર કોઈની માલિકી નથી......જેમ આ વાત બધે ફેલાઈ ગઈ છે, તેમ જ હવે એ વાત પણ ફેલાઈ જવી જોઈએ કે આપણી પાસે જે કાંઈ સંપત્તિ, બુદ્ધિ કે શક્તિ છે, તેનો એક ભાગ સમાજને આપીને પછી જ બાકીનાનો ઉપભોગ કરી શકાય. પહેલાં આપો પછી ખાવ એવી ભાવના નિર્માણ થવી જોઈએ...... આ જાતની હવા ફેલાય તે માટે લોકોનાં મન તૈયાર થવાં જોઈએ......આ ત્રણ વરસમાં જે લોકમાનસ તૈયાર થયું છે તેનો કેવી રીતે ઉપયોગ કરવો એ વિચારવાની વાત છે......જે કાંઈ કામ કરીએ તેમાં તરતમ ભાવ અર્થાત્ priority (પ્રાથમિકતા)નો ખ્યાલ રહેવો જોઈએ. એ રીતે જોતાં જમીનનો સવાલ ઉકેલ્યા વિના સ્વરાજ્યના સુખનું ભાન લોકોને ન થઈ શકે.' એ સવાલ અત્યંત તાકીદનો છે.'

**પણ પંડિતજી તેનો પડઘો ન પાડી શક્યા**

આવી રીતે પોતાનું દિલ ખોલીને વિનોબાએ પંડિત નેહરુ પાસે માર્ગદર્શન માગ્યું. એમનો ભાવ એવો હતો કે ગાંધીજીના એક અદના સેવકને નાતે પોતાની શક્તિ મુજબ વર્તમાન સ્થિતિના સંદર્ભમાં ગાંધીમાર્ગનો આવિષ્કાર કરવાની કોશિશ અત્યાર સુધી પોતે કરી હતી. તેનાં કેટલાંક આશાસ્પદ પરિણામો પણ આવ્યાં હતાં. હવે આગળ કેમ વધવું છે તે સાથે મળીને વિચારીએ. અને તેમાં દેશના નેતા તરીકે પંડિતજી પાસેથી માર્ગદર્શનની અપેક્ષા હતી.

પરંતુ પંડિત નેહરુના ચિંતનનું વલણ આનાથી જુદું હતું. મૂળમાં તો ગાંધીમાર્ગે દેશના નવનિર્માણ અંગે જ એમને હજી શ્રદ્ધા નહોતી. સત્તા પ્રત્યેનો એમનો અભિગમ પણ ગાંધી-વિનોબા કરતાં ભિન્ન હતો. એમના મનમાં જાગતિક પરિબળોના કેટલાક ખ્યાલો હતા. અને એ પરિબળોના સંદર્ભમાં ગાંધી-વિચારની સમ્યક્ મુલવણી હજી તેઓ કરી શક્યા નહોતા. આમ, વિનોબાના ભાવનો પડઘો તેઓ ન પાડી શક્યા. ગાંધીમાર્ગે સમાજ-પરિવર્તન માટેની એક અભિનવ પ્રક્રિયા સમાજ સમક્ષ છતી થઈ હતી તથા એક નવું વાતાવરણ ઊભું થયું હતું, તેનો વિનિયોગ રાષ્ટ્રીય સ્તરે વિવિધ ક્ષેત્રોમાં કરવાની તેમ જ એ રીતે રાષ્ટ્રના નવનિર્માણ માટે એક નવપ્રયાણ આરંભવાની દૂરંદેશી અને સૂક્ષ્મ સૂઝ તેઓ ન દાખવી શક્યા. એમની વિચારવાની ઢબછબ જ જુદી હતી. એમની સામેના આદર્શો અને ઉદ્દેશો પણ કદાચ ભિન્ન હતા.

તેથી સંમેલનમાંનું પંડિત નેહરુનું ભાષણ અસ્પષ્ટતા અને અનિશ્ચયથી ભર્યું હતું. ભૂદાનનું કામ ક્રાંતિકારી છે, ચૂંટણી અંગેની વિનોબાની વાત પણ સાચી છે, ૮૦ ટકા પ્રશ્નોમાં તો એકમત થઈ શકે, વગેરે વગેરે કહ્યું. પરંતુ એમના ભાષણનું એક વાક્ય એમની ભૂમિકાને સ્પષ્ટપણે વ્યક્ત કરતું હતું : 'આ સર્વોદય સમાજ અને ખાસ કરીને વિનોબાજી બાપુના કાર્યનો તંતુ આગળ ચલાવવાની વિશેષ શક્તિ ધરાવે છે, અને બાપુનું કામ આગળ વધારી પણ રહ્યા છે. એમ બને ખરું કે કોઈ તમારી સાથે હોય, કોઈ બીજા રસ્તે હોય.'

ટૂંકમાં, પંડિત નેહરુનો રસ્તો જુદો હતો. સંમેલનમાંનું એમનું આ ભાષણ જયપ્રકાશને બહુ નિરાશ કરી ગયું હતું. તે વિશે એમણે પોતાની કાંઈક વ્યથા પણ પ્રગટ કરી હતી. જવાહર એમના લાડીલા નેતા હતા, મોટા ભાઈ જેવા હતા. પરંતુ હવે જે૦પી૦ને એવી અણગમતી પ્રતીતિ થતી જતી હતી કે જવાહરના અને પોતાના રસ્તા જુદા જુદા છે, ગાંધી-વિચાર તરફ જોવાની બંનેની દૃષ્ટિ પણ જુદી જુદી છે. ખરું જોતાં, આવી ભિન્ન દૃષ્ટિ અને ભિન્ન અભિગમને લીધે જ જે૦પી૦ સત્તાનું અને પક્ષીયતાનું રાજકારણ છોડી અહિંસક લોકક્રાંતિ માટે જીવન સમર્પણ કરી શક્યા. આને એમણે પોતાની નવી આધ્યાત્મિક યાત્રા માની.

**જે૦પીના મનમાં હવે કોઈ દ્વિધા રહી નહોતી**

બોધગયા સર્વોદય સંમેલન મળ્યું તેના થોડા દિવસ પહેલાં જ જે૦પી૦ને લોહિયાનો ૩૦ માર્ચ ૧૯૫૪ નો પત્ર મળેલો. તેમાં લોહિયાએ અત્યંત ઉત્કટતાથી જે૦પી૦ને લખેલું : 'મને

લાગે છે કે ફરી એક વાર દેશને અને પક્ષને હલાવી મૂકવાનો સમય આવી રહ્યો છે. જેવો તમે હલાવી શકશો તેવો બીજો કોઈ નહીં હલાવી શકે. દેશ સાથે તમારો મમતાનો સંબંધ છે. તમે જ દેશના નેતા થઈ શકો તેમ છો. અને સમાજવાદને આગળ વધારી શકો તેમ છો.'

આના જવાબમાં બીજી એપ્રિલે જે૦પી૦એ લખ્યું : 'અત્યારે મારા જે વિચારો છે તે જાણતા હોવાથી આવો પ્રસ્તાવ તમારે કરવો જ નહોતો જોઈતો. દેશને હલાવી શકવાની શક્તિ મારામાં ન તો ક્યારેય હતી, ન આજે છે. ન આ રીતે હલાવવાનું મારે મન ઝાઝું મહત્ત્વ પણ છે......મારો તો એવો અભિપ્રાય છે કે વિધાયક કામમાં લાગેલાઓએ કોઈ પણ પ્રકારની ચૂંટણીમા ભાગ ન લેવો જોઈએ. તદનુસાર મારે પણ પક્ષના "ચવન્ની"ના જ સભ્ય બનીને રહેવું પડશે.'

ત્યાર બાદ બોધગયા સંમેલનમાં જીવનદાનની ઘટના બની. તે છાપાં પરથી જાણી ૨૨ એપ્રિલે મુંબઈથી લોહિયાએ લખ્યું : 'સામાન્ય રાજનીતિમાંથી નીકળી જવાના તમારા સંકલ્પ બાબત પત્રમાં કાંઈ લખવું તો ધૃષ્ટતા જ કહેવાશે. મને ખબર નથી કે આ વિશે તમારી સાથે વાત કરવાનીયે મને હિંમત અને ધીરજ રહી શકશે. તમારી મતલબ એવી હોય કે આવા મોટા પ્રશ્નોમાં દરેક માણસ પોતાનો ફેંસલો પોતે કરે છે, તો ઠીક છે, મારા જેવા માણસે પણ તેમ જ કરવું પડશે. હું તો બેએક વરસથી ગંગોત્રી કે પેરિસની વાત કરી રહ્યો છું. અત્યાર સુધી હિંમત નથી થઈ, અને કદાચ હજીયે ન થાય. અને મારા માટે કદાચ પેરિસ ગંગોત્રી કરતાં વધુ નજીક હશે.'

આનો જવાબ જે૦પી૦એ મધ્ય પ્રદેશના પ્રવાસમાંથી ૨૮ એપ્રિલે આપ્યો : 'આવી વાતોનો નિર્ણય ખરેખર વ્યક્તિગત જ થઈ શકે. મિત્રોની સલાહ લેવાય. કમ સે કમ તમને તો મેં મારા માનસનો પરિચય પટણામાં આપેલો. છેલ્લા પત્રમાં પણ દરેક પ્રકારની ચૂંટણીથી અળગા રહેવાની વાત લખી હતી. બોધગયાનો નિશ્ચય એનું જ પ્રગટીકરણ હતું. હવે પક્ષમાં કેવળ ચાર આનાનો સભ્ય રહીશ......જીવનનો આ અંતિમ ચૂંટણી-પ્રવાસ હાલે સમાપ્ત થશે.'

**ધીરે ધીરે પક્ષનું સભ્યપદ પણ છૂટયું**

આમ, જે૦પી૦ના મનમાં હવે કશી દ્વિધા રહી નહોતી. તેથી એમણે બોધગયા સંમેલનમાં ૧૯ એપ્રિલે જીવનદાનની ઘોષણા કરી. પરંતુ મધ્ય પ્રદેશનો કાર્યક્રમ અગાઉથી નક્કી થયેલો હતો. તેથી તે પૂરો કર્યો અને તે સાથે જે૦પી૦એ ચૂંટણીના રાજકારણમાંથી નિવૃત્તિ લીધી. જો કે હજી પક્ષના સામાન્ય સભ્ય તરીકે ચાલુ રહ્યા હતા. ૧૯૫૬ માં ભૂદાન આંદોલનનું કામ લેવા માંડ્યો ત્યારથી જે૦પી૦એ પક્ષ છોડતાં પહેલાં વિનોબા સાથે વાતચીત કરેલી. વિનોબાજીએ ત્યારે એમને કહેલું કે ભૂદાન વગેરેના અનુભવ પછી જો તે પછી પણ જરૂર લાગે તો પક્ષ છોડજો. ૧૯૫૪માં દેશભર ફર્યા પછી પણ હજી જે૦પી૦એ પક્ષ છોડ્યો નહીં. છતાં એમણે એટલી મર્યાદા રાખેલી કે પક્ષના કોઈ પદ પર ન રહેવું, કારોબારી વગેરેમાં પણ ન રહેવું, માત્ર એક સામાન્ય સભ્ય તરીકે રહેવું. પક્ષના કામમાં સીધો ભાગ ન લેવો. કોઈ સલાહ વગેરે માગે તો વ્યક્તિગત રીતે આપવી.

આ બાબતમાં વિનોબાએ કશો આગ્રહ નહોતો રાખ્યો. તેમ છતાં જે૦પી૦ પોતે એ બાબત જ્યારે ચર્ચા કરતા ત્યારે વિનોબા સમ્યક્ ચિંતનમાં મદદરૂપ થાય એવા સ્પષ્ટ સંકેત જરૂર આપતા. સપ્ટેમ્બર ૧૯૫૫ના એક પત્રમાં વિનોબાએ જે૦પી૦ને લખ્યું : 'આ વખતે આપણે મળ્યા, તો તમારી બાબતમાં તમારું સાંભળ્યા બાદ મારો એક અભિપ્રાય બન્યો, જે મેં તમારી સામે મૂક્યો. અને મને જાણીને ખુશી થઈ કે તમારા મનમાં પણ એવો જ વિચાર શરૂ થયો છે. પરંતુ તમે તેના માટે વ્યાવહારિક કારણોસર એક મુદત વિચારી છે. આ અંગે હું વિચારતો રહ્યો, અને મને લાગ્યું કે એક વિચાર કે જેને આપણે નૈતિક અસરની દૃષ્ટિએ જરૂરી માનીએ છીએ, થોડીક મુદત માટે પરિસ્થિતિના ખ્યાલથી મુલતવી રાખવો ઠીક નથી. પરિસ્થિતિ આજે જેટલી પ્રતિકૂળ હશે, તેના કરતાં હવે પછી ઓછી પ્રતિકૂળ રહેશે, એમ પણ નક્કી કહી શકાય નહીં. બલ્કે. વધુ પ્રતિકૂળ પણ બની શકે. તદુપરાંત, જે વખતે આપણે સહુનું ધ્યાન એક ક્રાંતિ પર કેન્દ્રિત કર્યું છે, તે વખતે આપણી પૂરી તાકાત તેમાં ન લગાવવી એ ક્રાંતિને દૂર ધકેલવા જેવું છે......આ વિચારનો વિષય છે. બરાબર સમીક્ષા કરવી જોઈએ......જલદબાજીનું કામ જ નથી. ચિંતનનો વિષય છે. આપણી ઉક્તિઓ અને કૃતિઓની શક્તિ ખંડિત ન થાય. એ મુખ્ય દૃષ્ટિ છે.'

છતાં પક્ષનું સભ્યપદ છોડતાં બે-ત્રણ વરસ નીકળી ગયાં. આમ તો ૧૯૫૪ થી જે૦પી૦ પૂરેપૂરા સર્વોદયના કામમાં જ લાગી ગયેલા. પક્ષના કામમાં બિલકુલ સક્રિય નહોતા રહ્યા. ક્યારેક કોઈ બેઠકમાં ગયા હોય અથવા ક્યારેક કોઈને સલાહ આપી હોય એટલું જ. ત્યાં હવે સામાન્ય સભ્યપદ પણ છોડી જ દેવું જોઈએ એમ એમને લાગ્યા કરતું. પણ ૧૯૫૫ માં લોહિયા પ્રજા સમાજવાદી પક્ષ છોડી ગયા તેથી પક્ષ ખંડિત થયો. ૧૯૫૬ માં નરેન્દ્ર દેવનું અવસાન થયું તેને લીધે પણ પક્ષને ફટકો પડ્યો. આ સંજોગોમાં મિત્રોની સલાહથી ૧૯૫૭ ની સામાન્ય ચૂંટણી સુધી જે૦પી૦એ પક્ષમાંથી પોતાનું રાજીનામું જાહેર નહોતું કર્યું. પરંતુ છેવટે ૧૯૫૭ ના ઓક્ટોબરમાં એમણે પ્રજા સમાજવાદી પક્ષના સામાન્ય સભ્યપદેથી પણ રાજીનામું આપ્યું. આ પ્રસંગે એમણે પોતાના સાથીઓને એક જાહેર પત્ર રૂપે પોતાની વિચારયાત્રાનું સુરેખ ચિત્ર આપ્યું. રાષ્ટ્રવાદ, માર્ક્સવાદ, લોકશાહી સમાજવાદથી છેવટે પોતે સર્વોદય સુધી કેવી રીતે પહોંચ્યા તેનું તાદૃશ નિરૂપણ તેમાં થયેલું છે. તેમાં એમણે પોતાની એવી આત્મપ્રતીતિ પણ વ્યક્ત કરી કે : દુનિયામાં જો સ્થાયી શાંતિ, સ્વતંત્રતા અને બંધુત્વ સ્થાપવાં હશે તો સમાજવાદ આખરે સર્વોદયમાં વિલીન થઈ જ જશે.'

## સર્વોદય સાથે સુસંવાદી સાધુચરિત વ્યક્તિત્વ

આ આત્મપ્રતીતિ હવે એમનાં વક્તવ્યોમાં પ્રગટ થતી રહેતી. પ્રેમકરુણાની અહિંસક ક્રાંતિનો સંદેશ ફેલાવતા એ દેશભરમાં ઘૂમતા રહેતા. આમ તો પોતાની પ્રવૃત્તિનું સ્વરૂપ બદલાવવાનોયે એમણે પ્રયત્ન કર્યો. ગયા જિલ્લામાં સોખોદેવરા ગામે એક આશ્રમ સ્થાપ્યો અને ત્યાં રહીને ગ્રામનિર્માણનું સઘન કામ ઉપાડયું. પરંતુ દેશભરના કાર્યક્રમોને લીધે જે૦પી૦ આશ્રમમાં કાયમ રહી શક્યા નહીં. તેમ છતાં થોડાં વરસ સુધી એટલું થયું કે સોખોદેવરા આશ્રમ એમનું હેડક્વાર્ટર બન્યો અને ત્યાંથી બધે આવવા જવાનું થતું; ૧૯૫૪ પછી શરૂઆતનાં થોડાં વરસોને બાદ કરતાં એમનું ઘુમક્કડ જીવન એવું ને એવું રહ્યું.

પૂનામાં ૨૧ દિવસના ઉપવાસ કર્યા ત્યારથી જે૦પી૦માં એક આંતરિક પરિવર્તન પણ આવતું જતું હતું. લુઈ ફિશરે તે દિવસોમાં જ આનો ઉલ્લેખ પણ કરેલો. સપ્ટેમ્બર ૧૯૫૨માં જે૦પી૦ને લખેલા એક પત્રમાં લુઈ ફિશરે કહેલું : 'તમારી ભીતરના નૈતિક અને આધ્યાત્મિક વિકાસ સારુ અત્યારે તમે જે કરી રહ્યા છો, તે સામાન્ય રીતે જેને કાર્ય કે પ્રવૃત્તિ કહેવામાં આવે છે તેના કરતાં ઘણું વધારે મહત્ત્વનું છે.'

ભૂદાન આંદોલનનું અવલોકન કરવા ભારત આવેલા હેલમ ટેનિસને પોતાના પુસ્તકમાં જે૦પી૦ અંગે લખ્યું છે : 'પૂનાના ઉપવાસ બાદ જે૦પી૦માં એક શારીરિક પરિવર્તન આવી ગયું. હવે એ ધીરે ધીરે ચાલતા અને પાદરીઓની જેમ હાથોથી સંકેત કરતા. એમને હવે સાંભળતાં એ ખ્યાલ ન આવે કે એક જમાનામાં જોશીલાં ભાષણો માટે એ મશહૂર હતા. એ હવે વિનોબાની જેમ જ શાંતિપૂર્વક બોલતા. એમના સુંદર સુદૃઢ ચહેરા પર વાસનાનું કોઈ ચિહ્ન નહોતું. ગંભીર કાળી આંખો જ એમના ચહેરા પર છવાયેલી લાગતી.'

ખેર, જે૦પી૦ને બંને અવસ્થામાં નિકટથી નિહાળનારા જ આ વિશે ચોક્કસ કાંઈ કહી શકે. પરંતુ એટલું નક્કી કે રાજકારણમાં જે૦પી૦નું સાધુચરિત વ્યક્તિત્વ 'કાંઈક અડવું અડવું' લાગતું. હવે ગાંધી-વિનોબાની પ્રેમ-કરુણાની વાત સાથે 'એ સાધુચરિત વ્યક્તિત્વ બિલકુલ સુસંવાદી ભાસતું હતું'. એક પક્ષીય નેતા હતા ત્યારે પણ સજ્જનતા, ઈમાનદારી, નૈતિકતા એમના જાહેર જીવનની ખાસિયત રહી હતી. હવે તો એમણે એક "આધ્યાત્મિક યાત્રા" આરંભેલી એટલે આ ગુણો સવિશેષ વિકસતા રહ્યા.

જો કે માર્ક્સવાદ પણ એમના માનવીય વલણને કદી ડામી શક્યો નહોતો. પાછળથી અજલાન દત્ત સાથેની વાતચીતમાં એમણે કહ્યું હતું કે, 'મારે એમ કહેવું જોઈએ કે લેનિન અને રોઝા લક્ઝેમ્બર્ગ વચ્ચેના જાહેર આંતરરાષ્ટ્રીય વિવાદમાં હું જોતો કે મારું મન લેનિન કરતાં રોઝા લક્ઝેમ્બર્ગ તરફ વધારે ઢળતું હતું. રોઝા લક્ઝેમ્બર્ગનો માનવતાવાદી અભિગમ મારા હૃદયને સ્પર્શી ગયો હતો, જ્યારે લેનિનની કેટલીક કઠોરતા મને ગમતી નહીં. ક્રાંતિની વેદી પર હજારો માણસોનાં બલિદાનની વાત મારા ગળે ઊતરતી નહીં. લેનિનમાં પણ ખાસ કરીને એની સક્રિય નેતાગીરી મને આકર્ષતી. બાકી ટ્રોટ્સકી મને વધુ પ્રિય હતો......હું હિંસક ક્રાંતિમાં આસ્થા ધરાવતો ત્યારે પણ હું મારી ભીતર એક એવી માનવીય લાગણી અનુભવતો કે માત્ર સત્તા ખતર માણસ માણસનો વધ કરે તે મને કદી ગમતું નહીં. તેથી ગાંધીના માનવીય મૂલ્યો માટેનો આદર મને એમની નજીક ને નજીક ખેંચતો ગયો.'

અને એક વાર માર્ક્સવાદનું વળગણ છૂટયા બાદ તો ગાંધીજીની વાતોનો સૂક્ષ્મ મર્મ જે૦પી૦ વધુ ને વધુ પકડતા ગયા. ૧૯૫૩માં પંડિત નેહરુને લખેલા પત્રમાં કહ્યું હતું તેમ એ હવે ગાંધીને નવેસરથી સમજી રહ્યા હતા. એમના મનમાં વસવસો રહી ગયો કે ગાંધીજીના જીવતા હું આ બધું સમજી ગયો હોત તો?

## ગાંધીજીએ સત્તા પોતાના હાથમાં ન લીધી

જે૦પી૦ના ધ્યાનમાં હવે એક વાત એ આવી કે દેશ આઝાદ થયો ત્યારે ગાંધીજીએ સત્તા પોતાના હાથમાં ન લીધી : 'આ ઘટનાનું મહત્ત્વ તે વખતે બિલકુલ મારા ધ્યાનમાં નહોતું આવ્યું. પરંતુ આજે મને લાગે છે કે દુનિયાભરના ઇતિહાસમાં આ એક અનોખું ઉદાહરણ છે. ફ્રાન્સ, રશિયા, અમેરિકા, ચીન, બધે જ જ્યારે ક્રાંતિ થઈ કે સ્વતંત્રતા આવી, ત્યારે ત્યાંનો સૌથી મોટો નેતા પોતાના દેશના સર્વોચ્ચ સિંહાસન પર જઈને બેઠો, તેણે સરકારનો દોર પોતાના હાથમાં લીધો. પોતાની ક્રાંતિના ઉદ્દેશો પાર પાડવા તે દરેકે સત્તા ગ્રહણ કરી. કેવળ ગાંધીજી જ એક એવા નેતા નીકળ્યા, જેમણે પોતાના હાથમાં સત્તા ન લીધી. હવે, ગાંધીજી કોઈ સંન્યાસી નહોતા. તેઓ રાજનીતિથીયે અળગા નહોતા રહેતા. તેમ છતાં જ્યારે સ્વરાજ આવ્યું, ત્યારે એમણે સત્તા તરફ ઢૂકીને જોયું સુધ્ધાં નહીં. સત્તામાં જઈને રાષ્ટ્રનું ઉત્થાન થઈ શકશે, એવી જો એમની માન્યતા હોત, તો એમણે રાજ્યસત્તા હાથમાં લીધી હોત. પરંતુ એમણે તેમ ન કર્યું. આના પરથી એટલું સ્પષ્ટ થાય છે કે બીજાઓ કરતાં ગાંધીજી કાંઈક જુદી રીતે વિચારતા હતા. એમને ઊંડા સુધીની ખાતરી હતી કે એમના જે ઉદ્દેશ હતા, તેની પૂર્તિ સત્તા દ્વારા નહીં થઈ શકે. આ એમના ચિંતનનો પરિપાક હતો. સમજી-વિચારીને તેઓ આ નિશ્ચય ઉપર પહોંચ્યા હતા.'

## લોકસેવક સંઘની અનોખી દરખાસ્ત

આ જ સંદર્ભમાં જે૦પી૦ને ગાંધીજીની લોકસેવક સંઘની વાતનું રહસ્ય પણ સમજાયું : 'કોંગ્રેસનું લોકસેવક સંઘમાં રૂપાંતર કરી નાખો! આવું ગાંધીજી જ કહી શકે, બીજું કોણ કહી શકે? એમની આ અદ્વિતીય દરખાસ્તનું તાત્પર્ય તે વખતે મારા ધ્યાનમાં આવ્યું નહોતું. પરંતુ આજે મને લાગે છે કે ગાંધીજીની આ અનોખી દરખાસ્ત નિઃશંક એમની આગવી પ્રતિભાનું એક રોમાંચક ઉદાહરણ છે. ગાંધીજી વાસ્તવવાદી

હતા, છતાં એમણે આમ કહ્યું ! તે વખતે દેશમાં આગ લાગેલી. છતાં એવા નાજુક સંજોગોમાંયે એમણે આવી દરખાસ્ત રજૂ કરી ! આ લોકસેવક સંઘને તેઓ એક નવી સામાજિક ક્રાંતિનું વાહન બનાવવા માગતા હતા. તેઓ ચિંતક હતા, એમનામાં દૂરદૃષ્ટિ હતી. એટલે જ દેશના નવઘડતર માટે સત્તાનો પરંપરાગત, બર્જેસ્ગિત ને જરીપુરાણો રસ્તો લેવાને બદલે એમણે આપણને નવો રસ્તો ચીંધ્યો. લોકનીતિ એટલે કે જનતાની રાજનીતિ માટે જ ગાંધીજીએ પોતાનું આખું જીવન વિતાવ્યું. અને છેલ્લે છેલ્લે પણ આવી જનતાની રાજનીતિ વિકસે તથા લોકશક્તિ પાંગરતી રહે એવી યોજના જ તેઓ દેશ સમક્ષ મૂકતા ગયા.'

**સ્વરાજ્ય બાદ સર્વોદયનું મિશન**

સ્વરાજ્ય પછી સમાજ-પરિવર્તનના ધ્યેય રૂપે સર્વોદયનું મિશન પણ ગાંધીજી દેશ સમક્ષ મૂકતા ગયા હતા, તે વાત પણ જે૦પી૦ને બરાબર સમજાઈ ગઈ. તેથી એમણે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે, 'ગાંધીજીનું પોતાનું એક જીવન-દર્શન હતું. એમના કેટલાક સામાજિક સિદ્ધાંત હતા, અને રાજ્યવ્યવસ્થા વિશે પણ આગવી કલ્પના હતી. એટલે આપણને જ્યારે સ્વરાજ્ય મળ્યું. ત્યારે આપણે પરદેશી કલ્યાણરાજની અથવા સમાજવાદ કે સામ્યવાદની નકલ કરવાની કોઈ જરૂર નહોતી. સ્વરાજ્ય પછીના ધ્યેય માટે આ બધાથી બિલકુલ ભિન્ન અને નવો સર્વોદયનો વિચાર ગાંધીજીએ આપણી સામે મૂકયો જ હતો. અને ગાંધીજી ઇચ્છતા હતા કે ભારતીય રાજ્યની ઇમારત ગ્રામસ્વરાજના પાયા ઉપર ખડી કરવામાં આવે.'

**ગાંધીજીનો અધૂરો તંતુ વિનોબાએ આગળ વધાર્યો**

ગાંધીજી છેલ્લા દિવસોમાં કહેતા કે મારા કામનો સાચો પ્રારંભ તો હવે થઈ રહ્યો છે. સ્વરાજના પરોઢે ગાંધીજીના માનસમાં શું ચાલી રહ્યું હતું તેની ઝાંખી પ્યારેલાલજીના પુસ્તક "પૂર્ણાહુતિ" માં આપણને મળે છે. સર્વોદયની અહિંસક પદ્ધતિનો વિકાસ કરવા અંગે અને સમાજ-પરિવર્તનના કામમાં તેનો ઉપયોગ કરવા અંગે એમનું તીવ્ર ચિંતન ચાલતું હતું. મૃત્યુને આગલે દિવસે પોતાના વસિયતનામામાં તેઓ લખી ગયેલા : 'રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે. પણ શહેરો તથા કસબાઓથી ભિન્ન એવાં તેના સાત લાખ ગામડાંઓની દૃષ્ટિથી હિંદની સામાજિક, નૈતિક અને આર્થિક સ્વતંત્રતા સિદ્ધ કરવાની હજી બાકી છે.'

ગાંધીજીના આ જ અધૂરા તંતુને વિનોબાએ આગળ વધાર્યો. તેથી ભૂદાન આંદોલન વિશે પ્યારેલાલજીએ કહ્યું કે, 'ગાંધીજીનો વિચાર આજે પુનર્જીવિત થયો છે. વિનોબા તેનું અનુવર્તન કરી રહ્યા છે. બાપુ અવિશ્વાસુઓની સામે જે મૂળગામી સામાજિક ક્રાંતિની વાતો કર્યા કરતા હતા, તેનો જ આરંભ આજે આપણે જોઈ રહ્યા છીએ.'

૧૦૦ એકરના એક નાનકડા દાનમાંથી ઊગી નીકળેલું વિનોબાનું ભૂદાન-આંદોલન સહજ રીતે ખીલતું રહ્યું. વિનોબાની પદયાત્રા અખંડ ચાલતી રહી, નવાં કેડીઓ પાડતી રહી અને સર્વોદય સમાજરચનાની દિશામાં આગળ વધવા માટે નવા નવા કાર્યક્રમો આપતી રહી. માણસને શોભે એવી અને માણસના માનવીય વિકાસને પોષક એવી સમાજરચનાનું એક રેખાચિત્ર નજર સામે ઊપસતું ગયું. ૧૯૫૬માં એક પુસ્તકની પ્રસ્તાવનામાં જે૦પી૦એ લખ્યું : 'વિનોબાની પદયાત્રામાં તેમ જ એમનાં પ્રવચનોમાં ગાંધી-વિચારના વિકાસની સેર તથા એક અનોખી નૈતિક ને સામાજિક ક્રાંતિના વિકાસની ઝલક જોવા મળે છે.'

વિનોબા કહેતા હતા કે જમીનનો માલિક ભગવાન જ છે, આપણે નથી. આટલું સમજીને ભૂમિ વિનાના આપણા ભાંડુઓ માટે જમીન દાનમાં આપો. દાન સંવિભાગ: —દાન એટલે સમ્યક્ વિભાજન, યોગ્ય વહેંચણી. વિનોબા ઢોલ-નગારાં વગાડીને કહેતા કે મારી માંગણી હકની છે. સ્વરાજમાં પણ આપણે જો ગરીબને એના હકનું ન આપીએ, તો સ્વરાજનો કશો અર્થ નથી.

ભૂદાનમાંથી ગ્રામદાન પ્રગટ્યું. જમીન બધી ભગવાનની એટલે કે ગ્રામસમાજની. ગ્રામસ્વામિત્વ, જમીનની વ્યક્તિગત માલિકીનું વિસર્જન. ગામ આખાને એક કુટુંબ માની જમીનની ફરી વહેંચણી. નવા પાયા પર ગામનું સમગ્ર આયોજન. હવે માત્ર વ્યક્તિગત દાન નહીં, પણ સામૂહિક સંકલ્પ અને સામૂહિક પુરુષાર્થથી ગ્રામસમાજનું નવઘડતર.

ચાર-પાંચ હજાર ગામોએ આ રીતે ગ્રામદાન કરીને પોતાના ગામનું નવનિર્માણ શરૂ કર્યું. પરંતુ ક્રાંતિ માટે કોઈ પણ આદર્શ સમાજમાં વ્યાપકપણે માન્ય થવો જોઈએ. વળી, ૧૯૬૨ માં દેશ પર ચીનનું આક્રમણ આવી પડ્યું. તેનોયે તકાજો હતો. સરહદ પર તો સેના મોકલી દઈશું, પણ ચીનના વૈચારિક આક્રમણનો સામનો શી રીતે થશે? વિનોબાએ દેશ સમક્ષ એ વાત ભારપૂર્વક મૂકી કે સંરક્ષણનો મુખ્ય ઉપાય તો ગામેગામના લોકો પૂર્ણ સ્વરાજ્યનો અનુભવ કરે, પોતાના ગામની જવાબદારી ઉપાડી લે, તે છે. ગામેગામ એકાત્મતા સાધવા માટે અને ગામેગામને પગભર કરવા માટે ગ્રામદાન એ ઉત્તમ કાર્યક્રમ છે. ગ્રામદાન એક ડિફેન્સ મેઝર છે, સંરક્ષણનું પગલું છે.

**ગ્રામસ્વરાજનો એક સર્વાંગી સુલભ કાર્યક્રમ**

એટલે ૧૯૬૩ માં વિનોબાએ ગ્રામદાનના વિચારને ગ્રામ-સ્વરાજના એક સર્વાંગી સુલભ કાર્યક્રમનું સ્વરૂપ આપ્યું. જમીનની માલિકી સમસ્ત ગ્રામસમાજની એ મૂળભૂત વિચાર એમનો એમ રહ્યો, પણ ગામની બધી જમીનની લગભગ સમાન ધોરણે ફરી વહેંચણી કરવાની વાત પડતી મુકાઈ. જમીન બધી ગ્રામસભાને નામે થઈ જાય પણ તેમાંથી અમુક હિસ્સો આપી દીધા બાદ દરેક જણ પોતાની જમીનનો ભોગવટો કરી શકે. અને તેની સંમતિ વિના એ જમીનની ફેરફાર થઈ શકે નહીં. જેથી કે આ જમીન ગામની બહાર વેચી શકાય નહીં કે ગીરો મૂકી શકાય નહીં.

ગ્રામદાનનું બીજું પગલું એ કે ગામના ભૂમિવાનો પોતાની જમીનમાં વીસમો ભાગ જમીન ભૂમિહીનો માટે દાનમાં આપે. આ ઉપરાંત

વિનોબાએ ખાદીને ગ્રામાભિમુખ બનાવવાની વાત પણ કર્યા કરી. એમણે કહ્યું કે આજે હવે ખાદીનો સંબંધ સીધો આર્થિક સ્વરાજ અને ગ્રામસ્વરાજ સાથે છે. આપણે ગામની કાપડની કુલ જરૂરિયાત ગામમાં જ પેદા કરી લેવાય એવું આયોજન કરવું જોઈએ. અને તે માટે વીજળીનો ઉપયોગ કરવો હોય તો પણ કરી શકાય. પણ તે કાપડ ગ્રામ સ્વાવલંબન માટે હોય, બહાર વેચાણ માટે નહીં. ખાદીનો અર્થ છે, ગ્રામ-ઉદ્યોગ. ગામના લોકોને ગામમાં ઉદ્યોગ મળવો જોઈએ. પછી પાવર ગમે તે હોય. આવી જ રીતે ખેતીને પૂરક એવા જેટલા ઉદ્યોગો ગામમાં શરૂ કરી શકાય તેટલા કરવા જોઈએ. ખાદી વગેરેનો અલાયદો વિચાર કરવાને બદલે ગ્રામ અર્થશાસ્ત્રના એક અંગ લેખે તેનો વિચાર થવો જોઈએ. મૂળમાં ગામડું પગભર થાય એ દૃષ્ટિ છે.

આ અંગે જે૦પી૦એ કહેલું : ‘વીજળીનો ઉપયોગ કરીને ગામમાં નાની પાવર મિલ ઊભી કરવાની યોજના મને માન્ય છે. મને તો ખાદી શબ્દનોયે આગ્રહ નથી. તેને જોઈએ તો લોકવસ્ત્ર કહો. મારા દિમાગમાં કોઈ સંદેહ નથી કે આજની પરિસ્થિતિમાં અન્ન પછી બીજા નંબરની વસ્ત્રની જે જરૂરિયાત છે, તે ગામમાં જ પૂરી થઈ શકે, તો ગામ બજારની ચુંગાલમાંથી એટલું છૂટે, અને ગામલોકોને ગામમાં જ કામ મળી રહે.’

બીજો એક મહત્ત્વનો વિચાર મુકાયો તે આચાર્યકુલનો. દેશના આચાર્યો, વિદ્વાનો, બુદ્ધિવાનોનું એક સંગઠન બને. તે સત્તાની અને પક્ષની રાજનીતિથી અળગું રહે. પોતાના આચરણ દ્વારા સમાજમાં એક નૈતિક પ્રભાવ ઊભો કરે. જેમ ન્યાયતંત્ર સરકારથી સ્વતંત્ર છે, તેમ આખુંયે શિક્ષણનું માળખું પણ સરકારથી બિલકુલ સ્વતંત્ર બને તેવો પ્રયત્ન થવો જોઈએ. સરકાર શિક્ષણ માટે પૈસા ભલે આપે, પણ તેના પર સરકારનો અંકુશ ન હોવો જોઈએ. એવી જ રીતે આચાર્યકુલ સમાજના જુદા જુદા પ્રશ્નો અંગે લોકોને તટસ્થ માર્ગદર્શન પૂરું પાડે. દેશની પરિસ્થિતિનું અવલોકન અને નિરીક્ષણ કરતા રહીને સમાજ સમક્ષ પોતાના નિષ્પક્ષ, નિર્વૈર અને નિર્ભય અભિપ્રાય રજૂ કરતા રહે.

**સત્તાનું નહીં, પણ લોકોનું રાજકારણ**

વિનોબાએ રાજનીતિને બદલે લોકનીતિની વાત પણ કરી હતી. પક્ષનું ને સત્તાનું ને ચૂંટણીનું રાજકારણ નહીં, પણ લોકોનું રાજકારણ, લોકકારણ. રાજનીતિ સામે ધ્યેય છે, સત્તા પ્રાપ્ત કરવાનું અને સત્તા મારફત જ બધું કરવાનું, જ્યારે લોકનીતિ લોકોની શક્તિ વધારવા માગે છે અને તે લોકશક્તિ દ્વારા કામ કરવા માગે છે. લોકો પોતાની જાત પર વધુ ને વધુ આધાર રાખતા થાય અને સરકારનો આધાર દિવસે દિવસે ઓછો કરતા જાય.

જે૦પી૦ કહેતા કે, ‘સર્વોદય આંદોલન રાજનીતિથી અળગું રહ્યું છે, એ ગલત ધારણા છે. ઊલટી અમે તો કમજોર ને નકલી રાજનીતિને બદલે શક્તિમાન ને અસલ રાજનીતિ ગ્રહણ કરી છે. આ રીતે સર્વોદય આંદોલન ચાલી રહ્યું છે, તે પક્ષના ને સત્તાના સંકીર્ણ અર્થમાં નહીં, પણ વિશાળ અર્થમાં રાજનીતિ છે. હું તેને “જનતાની રાજનીતિ” કહું છું. વિનોબાએ તેને “લોકનીતિ” એવું સાર્થક ને યથાર્થ નામ આપ્યું છે.’

જે૦પી૦એ ૧૯૫૯માં “ભારતીય રાજ્યવ્યવસ્થાની પુનર્રચના” નામે એક પ્રબંધ પણ દેશ સમક્ષ મૂકેલો. ૧૯૬૧માં “લોકસ્વરાજ” નામે પુસ્તિકામાં પણ રાજનીતિના નવસંસ્કરણ અંગેના વિચારો રજૂ કરેલા. તેમાં મુખ્ય મુદ્દો એ હતો કે આજની રાજકીય સંસ્થાઓ અને પદ્ધતિઓમાં એવા સુધારા અને નવરચના થાય કે જેથી તે વધુ લોકશાહી બનતી, કાર્યસાધક, સધ્ધર અને અર્થપૂર્ણ બને. આ જ સંદર્ભમાં મતદાતા પરિષદો રચવાની વાત પણ એમણે કરેલી. ગ્રામદાની ગામોની ગ્રામસભાના પ્રતિનિધિઓ ભેગા થઈને લોક-ઉમેદવારોને પસંદ કરશે અને ચૂંટણીમાં ઊભા રાખશે, અને એ અંગેની આછીપાતળી રૂપરેખા પણ આંદોલન દરમ્યાન રજૂ થતી રહી હતી.

**કમ્યુનિટિપ્રધાન કાર્યપદ્ધતિ**

આ સંદર્ભમાં સર્વોદય આંદોલનનું મૂળભૂત વલણ જયપ્રકાશજી આ દિવસોમાં બહુ સ્પષ્ટ રીતે રજૂ કરતા : ‘લોકનીતિનો જો પાયામાંથી વિકાસ કરવો હશે, તો કમ્યુનિટિને—આખા ગ્રામ-સમાજને સક્રિય બનાવવા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું પડશે. આ કાર્યપદ્ધતિનો મૂળભૂત ભેદ છે. સર્વોદય આંદોલનની કાર્યપદ્ધતિ કમ્યુનિટિપ્રધાન છે, જ્યારે આજની ચૂંટણીની પદ્ધતિ પક્ષપ્રધાન છે. એટલે આમાં ઉમેદવાર પક્ષનો કે જનતાનો એટલો જ માત્ર ભેદ નથી. પણ મૂળ વાત એ છે કે આજે જનતા ભેળી થઈને સાથે બેસી વિચારણા જ નથી કરતી. બાકી, કમ્યુનિટિ સક્રિય થાય છે તો તે જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી સર્વાનુમતિથી કામ કરે છે.

સર્વોદય આંદોલનની સામે જનતા જેમાં વધુમાં વધુ ભાગ લેતી હોય એવી પ્રત્યક્ષ લોકશાહીનું ધ્યેય છે. તેથી તે ચૂંટણી વગેરેમાં પડવાને બદલે આખી કમ્યુનિટિને સક્રિય બનાવવા ઉપર જ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે. આ ઘણું કઠણ કામ છે. એક બિલકુલ નવું કામ છે. સાવ નવો જ ચીલો પાડવાનો છે આજે. ક્યાં છે પ્રત્યક્ષ લોકશાહી ? જનતા જાતે જવાબદારી ઉપાડીને પોતાની સમસ્યાઓના ઉકેલ લાવે, એવું હજી દુનિયામાં ક્યાંય ચાલતું નથી, એટલે આ બહુ જ નવું કામ છે.

જનતાનું માનસ આ માટે કેળવવાનું છે. એક નવી સમાજ-રચના ઊભી કરવાનું આ કામ છે લોકશાહી વ્યવસ્થામાં આવું કંઈક આગળનું પગલું આજે દુનિયા આખી ઇચ્છે છે. ગ્રામદાન આંદોલન આજે જે કેટલીક મૂળભૂત વાતોને ધ્યાનમાં રાખીને ચાલે છે, તે કોઈ જરીપુરાણી વાતો નથી, પણ દુનિયાની આજની સૌથી પ્રગતિશીલ વિચારધારા સાથે તાલ મેળવતી વાતો છે. લોકનીતિની કલ્પનામાં આ બધું આવે છે. આ રીતે લોકનીતિના વિચારનો ઊંડો ભાવાર્થ સમજશે, તો સર્વોદય આન્દોલન આજે

ગ્રામસ્વરાજની સ્થાપના માટે જે કોશિશ કરી રહ્યું છે, તેનું અસલી મૂલ્ય સમજાશે, તથા પક્ષીય તેમ જ સત્તાના રાજકારણને બદલે જનતાનું અસલ રાજકારણ ઊભું કરવાની દિશામાં આ આંદોલન કેવો મહત્ત્વનો ભાગ ભજવી રહ્યું છે. તે ખ્યાલમાં આવશે.'

### તેઓવાદને કાઢવો છે

વિનોબા વારંવાર કહેતા કે, આજે દુનિયામાં બધે They-ism—તેઓવાદ ચાલ્યો છે. અમે નહીં, તેઓ—સરકારમાં બેઠેલાઓ અમારો માટે બધું કરશે! આ તેઓવાદ કાઢવો છે. સામ્રાજ્યવાદને કાઢ્યો. હવે સરકારવાદને કાઢવો છે.

એક વાર કોઈએ પૂછેલું કે, 'શું તમે સત્તાંતર કરવા ઇચ્છો છો?'

વિનોબાએ જવાબ આપ્યો: 'જી હા, અવશ્ય કરવા ઇચ્છું છું. સરકારની સત્તાને સમાપ્ત કરવા માગું છું, અને તેની જગ્યાએ લોકોની પોતાની સત્તા સ્થાપવા માગું છું. આને મેં નામ આપ્યું છે લોકનીતિ.'

### ગાંધીજીના રચનાત્મક કામનું ક્રાંતિકારી સ્વરૂપ

૧૦૦ એકરના એક નાનકડા દાનમાંથી આ એક આખી વિચારસૃષ્ટિ ઊભી થઈ. ભૂદાન, ગ્રામદાન અને ગ્રામસ્વરાજ સુધી સર્વોદયી સમાજરચનાની એક આછી-પાતળી રૂપરેખા નજર સામે આવી. વિનોબા કહેતા કે આ આંદોલન નહીં, આરોહણ છે. અને ખરે જ આ આરોહણ પુરસ્કાર થયું. જેમ જેમ આગળ વધતું ગયું તેમ તેમ તેની ક્ષિતિજ વિસ્તરતી ગઈ. પર્વતારોહણની જેમ એક પર્વ પૂરું થયું કે બીજું શરૂ થયું. અને સાથે દર્શન વ્યાપક થતું ગયું, વિકસતું ગયું. વિનોબાએ આશ્રમમાં રહીને એકનિષ્ઠાપૂર્વક જે સાધના કરેલી, તે કોઈ શાસ્ત્રપોથાંની કે ક્રિયાકાંડની નહીં, પણ સત્ય-અહિંસાનાં અને સર્વોદયનાં મૂળ તત્ત્વોની કરેલી. એટલે જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે સમાજક્ષેત્રે એ તત્ત્વોનો વિનિયોગ તેઓ કરી શક્યા. પ્રાપ્ત પરિસ્થિતિ અનુસાર વિનોબાની પ્રતિભામાંથી સર્વોદય અને અહિંસાના પ્રત્યક્ષ કાર્યક્રમો પ્રગટ્યા. જયપ્રકાશજીના શબ્દોમાં કહીએ તો, 'વિનોબાના આન્દોલને ગાંધીજીના રચનાત્મક કામનું ક્રાંતિકારી સ્વરૂપ સમાજ સમક્ષ છતું કરી આપ્યું.'

ગાંધીજીની અહિંસક સમાજરચનાની કલ્પનાને સાકાર કરવા આવું ગ્રામસ્વરાજ આન્દોલન વિનોબાના નેતૃત્વ હેઠળ ૧૯૫૧ થી ૧૯૬૯ એટલે કે લગભગ બે દાયકા સુધી એકધારું ચાલ્યું. જયપ્રકાશજી પણ જીવનદાન આપીને આ આન્દોલન સાથે ઓતપ્રોત થઈ ગયા. ગ્રામસ્વરાજની આ સમગ્ર વિભાવના બાબત જે૦પી૦ વિનોબા સાથે પૂરેપૂરા એકરૂપ હતા. એમણે કહેલું: 'સ્વરાજ્યની બુનિયાદ ગ્રામરાજ છે, એમ ગાંધીજીએ માનેલું. વિનોબાજીએ આ ગ્રામસ્વરાજના ચિંતનને ઘણું આગળ વધાર્યું છે. વિનોબાજીના આન્દોલનને કારણે ગાંધીજીનો અહિંસક ક્રાંતિ અને આમૂલાગ્ર સમાજ-પરિવર્તનનો વિચાર આજે ઉન્નત રહ્યો છે. મને તો વિચાર આવે છે કે વિનોબાએ આ રીતે એક ક્રાંતિકારી આન્દોલન શરૂ કર્યું ન હોત, તો આપણે લોકો હજીયે એનો એ ચરખો જ ચલાવતા હોત અને એની એ ઘાણી જ પીલતા હોત! ગાંધીજીનો અહિંસક ક્રાંતિનો વિચાર બિલકુલ ભુલાઈ જ ગયો હોત. વિનોબાના આવા આંદોલન વિના કદાચ સર્વોદયની આત્મ-પ્રતીતિ શક્ય જ ન બનત. મૂળ વિચાર ગાંધીજીનાં લખાણો વગેરેમાં હતો. પરંતુ કાર્યની દૃષ્ટિએ તો બહુ થોડો જ એ આગળ ગયો હતો. વિનોબાએ ભૂદાન-ગ્રામદાન આંદોલનનો કાર્યક્રમ આપીને તેને આગળ વધાર્યો. ગાંધીજીનું અધૂરું કામ આ સિવાય બીજી કોઈ રીતે આગળ વધી શકત, એમ હું માનતો નથી. સ્વરાજ મળ્યા પછી ગાંધીજી દેશની આર્થિક, સામાજિક ને નૈતિક આઝાદી માટે અહિંસક આંદોલન ઉપાડવાનું વિચારતા હતા, તે દિશામાંનું જ આ પગલું છે. આ આંદોલનમાં ગાંધીજીની અહિંસક ક્રાંતિ-પ્રક્રિયાનો સાર્વજનિક રૂપે પ્રયોગ ચાલી રહ્યો છે.'

### વિનોબાની વિભાવના અને કાર્યશૈલી

આમ, ગ્રામસ્વરાજ આંદોલનની વિનોબાની વિભાવના સાથે જે૦પી૦ પૂરેપૂરા એકરૂપ હતા. આખા આંદોલનની સમગ્ર વ્યૂહરચના સાથે પણ જે૦પી૦ સહમત હતા. ગાંધીજીની હત્યા બાદ વિનોબા લગભગ પોણા બે વરસ બધે ફરીને દેશ-દર્શન કરી ચૂક્યા હતા. તે દરમ્યાન એમના મનમાં આગળના કામ અંગે તીવ્ર મંથન ચાલેલું. તેના પરિણામ સ્વરૂપ તેઓ એવા નતીજા પર આવેલા કે મુખ્યત્વે શોષણમુક્તિ અને શાસનમુક્તિનું ગાંધીજીનું અધૂરું કામ આગળ વધારવાનું છે. જયપ્રકાશજીના માનસે પણ આ વસ્તુ પૂરેપૂરી ઝીલી હતી.

આવી જ રીતે ઘણા ચિંતનને અંતે પોતાના આગળના કાર્યના સ્વરૂપ અને કાર્યપદ્ધતિ વિશે પણ વિનોબાના ચિત્તમાં એક ચિત્ર ઊપસ્યું હતું. ૧૯૫૦ માં જે૦પી૦ પવનાર ગયેલા અને વિનોબા સાથે રહેંટ ઉપર પ્રાર્થના કરેલી, ત્યારથી આનો સંકેત વિનોબાએ આપેલો. સજ્જનો બધે જ છે. પક્ષ વિચારસરણી કે એવા બીજા કશાયે ભેદભાવ વિના એ બધા સજ્જનોને દેશના નવનિર્માણના કામમાં ભેળા કરવા. તેમાં ક્યારેક કોઈ ઘર્ષણ ઊભું થાય તો પોતે સ્નેહનનું કામ કરવું.

આ ભૂમિકા જે૦પી૦ માટે પણ પોતીકી જ હતી. રાજકીય પક્ષમાં હતા ત્યારે પણ માત્ર પક્ષીય ધોરણે એ કદી નહોતા વિચારી શકતા. સર્વોદયમાં આવીને તો એમની આ સર્વમિત્રની ભૂમિકા ખૂબ ગહેરી હતી. સર્વોદયનું કામ કરતાં કરતાં દેશની ચીલાચાલુ રાજનીતિમાં પણ politics of consensus—સામંજસ્યનું રાજકારણ ઊભું કરવા એમણે ઘણી કોશિશ કરેલી.

ગાંધીજીની હત્યા સુધી તો વિનોબાએ આશ્રમમાં રહીને જ કામ કરેલું. ત્યારેય એમનો લોકસંપર્ક તો રહેલો, પણ રાજકીય ક્ષેત્ર સાથેનો સંપર્ક ઘણો ઓછો હતો. જાહેર ક્ષેત્રમાં કામ કરવા

લાગ્યા તેમ તેમ એમને અનુભવ થતો ગયો અને તેની છાપ એમના ચિત્ત પર પડતી ગઈ. એમના આ અનુભવે પણ એમના કામનું સ્વરૂપ ને વ્યૂહરચના ઘડવામાં ઘણો ભાગ ભજવ્યો.

૧૯૪૮માં પંડિત નેહરુના કહેવાથી વિનોબાએ છ મહિના સુધી મેવ જાતિના લોકોના પુનર્વસવાટનું કામ કર્યું. ત્યારના અનુભવ વિશે વિનોબાએ કહ્યું છે : 'એ ૬ મહિનામાં અમે લોકોએ જે મજા જોઈ, તેનું વર્ણન કરવું હોય તો એક ગ્રંથ લખવો પડે ! મારે "લિયેઝન"નું કામ કરવાનું હતું. આપણી ભાષામાં તેને નારદમુનિનું કામ કહી શકાય. એટલે કે અહીંનું ત્યાં પહોંચાડવું અને ત્યાંનું અહીં. મેં જોયું કે પંડિતજી તો એક વાત કહી દેતા પણ એમની નીચેના જે અમલદારો અને બીજા માણસો મારફત તે કરાવવાનું હતું એમના વિચાર ભિન્ન હતા, એટલે છેવટે તે વાત થતી નહીં. પંડિતજી કહેતા કે આ બાબતમાં હું તો ત્રણ મહિના થયા, હુકમ આપી ચૂક્યો છું. છતાં તેના પર અમલ નહોતો થયો આવો હતો ત્યાંનો અંધાધૂંધ કારભાર ! એ દિવસોમાં મેં બહુ મહેનત કરી. પણ ૬ મહિનાના અનુભવથી જોયુ કે આ કામથી આપણી મતલબ સધાશે નહીં, સર્વોદય નારદમુનિ બનીને લાવી શકાશે નહી.' આના પરથી વિનોબા એવા નિષ્કર્ષ પર પહોંચેલા કે ખરેખર કાંઈ પણ નક્કર કામ કરવું હશે તો સરકાર ઉપર આધાર રાખ્યા વિના લોકોની શક્તિ જગાડીને જ કરવું પડશે.

**દિલ્હીનાં દિમાગ એમનેમ નહીં બદલાય**

૧૯૫૧માં પહેલી પંચવાર્ષિક યોજનાનો ખરડો બહાર પડ્યો તેની વિનોબાએ ખૂબ આકરી ટીકા કરી : 'આ તો કચરાની ટોપલીમાં ફેંકી દેવા લાયક છે, કેમ કે તેમાં બધાને કામ અને બધાને અન્ન આપવાની વ્યવસ્થા નથી.' આર૦કે૦પાટિલ સાથેની વાતચીતમાં એમણે ત્યાં સુધી કહી નાખ્યું કે જો બધાને રોજી-રોટી આપવાની જવાબદારી તમે ઉપાડી શકતા ન હો, તો તમારે રાજીનામું આપી દેવું જોઈએ. પંડિતજીને કાને આ વાત પહોંચતાં એમણે વિનોબાને દિલ્હી બોલાવ્યા. પદયાત્રા કરતા અને માર્ગમાં ૧૮ હજાર એકર જમીન ભૂદાનમાં મેળવતા વિનોબા દિલ્હી ગયા. પંડિતજી તેમજ પ્લાનિંગ કમિશન સાથે ખૂબ વિસ્તાર-થી વાતચીત થઈ. ત્યારે વિનોબાએ સ્વરાજ્યમાં ગાંધીમાર્ગે દેશનું આયોજન કેવું હોવું જોઈએ તેની એક આછી-પાતળી રૂપરેખા [illegible] રજૂ કરી દીધી. પરંતુ પંડિત નેહરુનું અને પ્લાનિંગ કમિશનનું મોઢું જુદી દિશામાં હતું. વિનોબાએ જોયું કે દિલ્હીનાં દિમાગ કાંઈક જુદી જ રીતે ચાલતાં હતાં. એટલે એમણે દિલ્હીને આવજો કહી [illegible] વાટ પકડી.

જ્યારે વિનોબાજી હજી [illegible] સુધી નહોતા. એમને લાગ્યું કે [illegible]

વિનોબાએ પંડિતજીને ૧૯૫૪મા બોધગયા સંમેલનમાં બોલાવેલા. પરંતુ વિનોબાએ જોયું કે પંડિતજીનો રસ્તો જુદો હતો.

ગાંધીજીના અંતિમ દિવસોનું પ્યારેલાલજીએ "પૂર્ણાહુતિ" માં જે આબેહૂબ વર્ણન કરેલું છે, તેનીયે વિનોબાના ચિત્ત પર ઘેરી અસર પડી હતી. ગાંધીજીના અને એમના સાથીઓના માર્ગ કેટલા બધા જુદા પડી ગયા હતા, ગાંધીજીને કોરાણે મૂકીને એ બધા કેવી રીતે વર્ત્યા હતા, લોકો પણ ગાંધીમાર્ગ વિશે કેટલું બધું પાંખું જ્ઞાન ધરાવતા હતા તથા અહિંસક પદ્ધતિ વિષેની આસ્થા પણ કેટલી બધી કાચી હતી—આ બધું પ્યારેલાલજીના વર્ણન પરથી દીવા જેવું સ્પષ્ટ થઈ જાય છે. જો ગાંધીજી જેવા ગાંધીજીની આ દશા થઈ હોય, તો આપણા જેવા અદના સેવકનું તે શું ગજું, એવી છાપ વિનોબાના ચિત્ત પર પડી હતી. તેથી તેઓ એવા નિષ્કર્ષ પર આવ્યા કે દિલ્હીનાં દિમાગ એમ ને એમ પલટી શકાશે નહીં. તથા જનતાને પણ તૈયાર કરવા ઠેઠ જડમાં જઈને એકડે એકથી કામ શરૂ કરવું પડશે.તેથી વિનોબાની કાર્યશૈલી એવી રહી કે—ગાંધી-વિચારનું વ્યાપક લોકશિક્ષણ કરતા રહેવુ, તે વિચાર પ્રમાણે વર્તવા લોકોને પ્રેરિત કરવા, અને આવા લોક-આચારમાંથી જે લોકશક્તિ અને લોકમત નિર્માણ થાય તેના બળે સરકાર વગેરેનો રંગ બદલવા પ્રયત્ન કરવો. આ સિવાય બીજો કોઈ માર્ગ એમને જણાતો નહોતો.

**લોકોનું અને નેતાઓનું શિક્ષણ જરૂરી**

પોતાની બધી મથામણને અંતે અનુભવ પરથી આખરે પંડિત નેહરુને પોતાની ભૂલ સમજાવા લાગી હતી. ૧૯૬૩માં લોકસભામાં એમણે કહી દીધું કે ગાંધીજીનો રસ્તો આપણે લીધો હોત તો સારું થાત. આપણા દેશની આર્થિક સમસ્યાઓના ઉકેલ અંગે હું હવે દિવસેદિવસે ગાંધીજીના માર્ગે વધુ વિચારવા લાગ્યો છુ. ત્યારે વિનોબાની ટિપ્પણી ભારે વેધક હતી : 'ત્યાંના બધા નેતાઓને જો આવો અનુભવ થયો હોય, તો હું માનીશ કે અત્યાર સુધીમાં જે ખર્ચ થયો તે બધો આ નેતાઓના શિક્ષણ માટે થયો !'

પેર, વિનોબાએ એ જોઈ લીધુ હતુ કે ગાંધીનું નામ ભલે ચાલતાં ને ચાલતાં રોવાતું હોય, પરંતુ ગાંધીવિચાર અને ગાંધી-પદ્ધતિ વિશે સમાજમાં હજી કાંઈ ઝાઝી સમજ પ્રવર્તતી નથી અને તે બાબત લોકોનું તેમ જ નેતાઓનું સાચું બધું શિક્ષણ કરવું પડે તેમ છે. આથી લોકશિક્ષણ ઉપર એમનો ખૂબ ઝોક રહ્યો.

**જે૦પી૦ના કેટલાક પૂરક પ્રયાસો**

વિનોબાની આ કાર્યશૈલી જે૦પી૦ને પણ સરખી રીતે માન્ય હતી. તેથી સર્વોદયના વ્યાપક લોકશિક્ષણ અને ગ્રામસ્વરાજના કાર્યક્રમમાં તેઓ પૂરેપૂરા તનમનથી લાગી ગયા હતા. પરંતુ [illegible] અન્ય પક્ષોને પણ ગ્રામસ્વરાજની દિશામાં વાળવાની કોશિશ એમણે ઘણી કરી. તે વખતના કેન્દ્ર પ્રધાન [illegible] વિકાસ યોજના

અને ગ્રામદાન આંદોલન વચ્ચે કાંઈક સમાન ભૂમિકા સાધવા જેંપીએ થોડાં વરસ બહુ મહેનત કરી. પણ છેવટે એમણે જોયું કે સરકારી યોજનાની તાસીર જ જુદી છે.

આવી જ રીતે પંચાયતીરાજને ગ્રામદાનનો ને ગ્રામસ્વરાજનો રંગ ચઢાવવા પણ જેંપીં ઘણું મથ્યા. વિનોબા તે વિશે ઉત્સાહી નહોતા. એમણે બે વચ્ચેનો મૂળ તત્ત્વભેદ પારખી લીધો હતો. એટલે એમને પહેલેથી જ પંચાયતીરાજ વિશે કોઈ આશા નહોતી. એમણે શરૂઆતથી જ કહેલું : 'જે ઢબે આ પંચાયતીરાજની યોજના બની રહી છે, તે ઢબે તો એ એક વિકેન્દ્રિત શોષણ યોજના બની રહેશે. દિલ્હીમાં એક મોટો પથ્થર હોય, તેના ટુકડા કરીને ગામેગામ વહેંચી દેવાથી તો તે પથ્થરના જ નાના નાના ટુકડા થશે, તેમાંથી કાંઈ માખણ નીકળશે નહીં. ગ્રામપંચાયત એક સત્તાનો ટુકડો બન્યો. તેમાં સેવાનો અંશ નથી. એટલે પંચાયતીરાજ દ્વારા તો સત્તાની જે હોડ ઉપર ચાલી રહી હતી, તે જ નીચે ગ્રામપંચાયતમાં આવી. ઉપરનો મત્સર ગામ સુધી પહોંચ્યો. જાણે મત્સરનું રાષ્ટ્રીકરણ થયું ! મત્સર દેશવ્યાપી થયો ! ત્યારે ગ્રામદાનનો આરંભ બિલકુલ જુદી જ ભૂમિકા પર થાય છે.

છતાં જેંપીં ઘણું મથ્યા. સાત વરસ સુધી અંભાં પંચાયત પરિષદના અધ્યક્ષ તરીકે પણ રહ્યા. પણ એ મથામણને અંતે એ પણ એવા નિષ્કર્ષ પર પહોંચ્યા કે, 'ગાંધીજી જેને ગ્રામરાજ કહેતા તે આ નહીં. પંચાયતીરાજ પાછળ પ્રેરણા ગાંધીજીની નહીં, પણ સામુદાયિક વિકાસ યોજના માટે ગ્રામસ્તરે એક સરકારી માળખું ઊભું કરવાની હતી. એટલે જ આજે પંચાયત સ્થાનિક સ્વશાસનની સંસ્થા બનવાને બદલે રાજ્ય સરકારના હાથારૂપ સંસ્થા બની ગઈ.'

કેટલીક તાત્ત્વિક બાબત વિનોબા ઝટ પામી જતા. જેંપીંને ત્યાં પહોંચતાં થોડાક અનુભવની અને તે પરથી નીપજતા વહેવારલક્ષી ચિંતનની જરૂર રહેતી. બંનેના જુદા જુદા ઘડતર અને જુદા જુદા વ્યક્તિત્વને કારણે આ સ્વાભાવિક હતું. પરંતુ આવા થોડા અભિપ્રાયભેદને બાદ કરતાં સરવાળે જોઈએ તો ગ્રામસ્વરાજ આંદોલનની સમગ્ર વ્યૂહરચના બાબત બંને વચ્ચે સંપૂર્ણ એકતા પ્રવર્તતી હતી.

**બંનેની દૃષ્ટિ અસલ ક્રાંતિકારીની**

વિનોબાનું અને જેંપીંનું, બંનેનું લક્ષ્ય ઘણું ઊંચું હતું. મૂળમાં બંનેની દૃષ્ટિ અસલ ક્રાંતિકારીની હતી. થોડીઘણી સફળતા મેળવી લઈને અને કશુંક કરી દેખાડીને સંતોષ પામવો નથી, આપણે તો એક અહિંસક ક્રાંતિની પ્રક્રિયાની ખોજ કરવી છે, એ વાત બંનેની નજર સામે હતી. તેથી જ વિનોબાએ આંદોલન દરમ્યાન જે વિવિધ ટેકનિક ને કાર્યપદ્ધતિ અપનાવી તે વિશે વચ્ચે વચ્ચે બીજા કેટલાક તરફથી અસંમતિના સૂર ઊઠ્યા, પણ જેંપીંએ હંમેશાં આની બાબતમાં 'વિનોબા સાથે એકસૂરતા અનુભવી.

**વિવિધ ટેકનિક ને કાર્યપદ્ધતિ વિશે એકવાક્યતા**

આંદોલન દરમ્યાન એક સૂર એવો ઊઠ્યા કરતો કે વિનોબા તો કોઈ એક કાર્યક્રમ પર ઠરીઠામ થતા જ નથી. બસ, કૂદંકૂદા કરે છે. એક કાર્યક્રમ હજી પૂરો પણ ન થયો હોય ત્યાં જ બીજો કાર્યક્રમ શરૂ કરી દે છે. આને લીધે શક્તિ ક્યાંય કેન્દ્રિત જ નથી થતી. પરંતુ જેંપીં આ જ વસ્તુને સાવ જુદી દૃષ્ટિએ જોતા. ૧૯૫૯માં વિલ્ફ્રેડ વેલોકને લખેલા એક પત્રમાં એમણે કહ્યું : 'આ બધા વિવિધ કાર્યક્રમો એક જ સમગ્ર વસ્તુના જુદા જુદા ભાગરૂપ છે, અને એકમેકને પોષક છે. જેમ એક મૂળમાંથી ફણગા ફૂટતા રહે અને છોડ ચારેકોર સહજપણે પાંગરતો રહે, એવું જ આ કાર્યક્રમોનું છે.'

તો આંદોલન અમુક સ્તરે પહોંચ્યા બાદ આનાથી સાવ ઊલટી ફરિયાદ થતી કે વિનોબા તો બસ, એકનું એક ગ્રામદાન-ગ્રામદાન જ ગાયા કરે છે, નવો કોઈ કાર્યક્રમ આપતા નથી. ત્યારે જેંપીં સ્વરાજના આંદોલનના પોતાના જુવાનીના દિવસો યાદ કરીને કહેતા : 'અમે પણ ગાંધી વિશે આવું જ બોલતા કે, આ બુઢ્ઢો બસ ચરખાની જ વાત કરે છે, રચનાત્મક કાર્યક્રમનું જ ગાણું ગાયા કરે છે ! કોઈ બીજો અસરકારક કાર્યક્રમ જોઈએ. પરંતુ ગાંધીજી તો એકનો એક જવાબ આપતા કે મારી પાસે દેશને આપવા માટે આ રચનાત્મક કાર્યક્રમ સિવાય બીજું કશું નથી. તેથી વિનોબાએ પણ જ્યારે કહી દીધું કે મારી પાસે ગ્રામસ્વરાજના આ ત્રિવિધ કાર્યક્રમ સિવાય બીજું નવું કશું નથી, ત્યારે હું બહુ ખુશ થયો. આંદોલનના નેતામાં આમ કહેવાની હિંમત હોવી જોઈએ.'

વિનોબા સૌથી પહેલાં મોટી સંખ્યામાં ગ્રામદાન કરાવી લેવાની વાત કરતા ત્યારે વારે વારે ગ્રામદાનના નમૂના ઊભા કરી બતાવવાની માગણી થતી. સાથે જ કાર્યકરો પહોંચી વળે એટલાં જ ગ્રામદાનો કરાવવાની વાત પણ થતી. આ સંદર્ભમાં જેંપીં હમેશાં કહેતા : 'પાંચ–પચાસ સરસ નમૂના બનાવીને રાખશો અને ચારે કોર આવો ને આવો જ સમાજ રહેશે તો તમારા નમૂના સમુદ્રની વચ્ચેના ટાપુની જેમ ક્યાંય ગરક થઈ જશે ! માટે નમૂના બનાવીને દેખાડીશું તો તેમાંથી ક્રાંતિ થઈ જશે, એ એક બહુ મોટો ભ્રમ છે. ક્રાંતિ માટે તો વિચાર જલદીમાં જલદી વ્યાપકપણે ફેલાઈ જવો જોઈએ.'

આના અનુસંધાનમાં એક બીજી ભૂલ તરફ પણ જેંપીં ધ્યાન દોરતા : 'કેટલાક વળી ગ્રામદાન થાય છે કે ઝટ ગામમાં જોવા દોડી જાય છે કે ગામલોકો કેટલું સમજ્યા છે ? પણ હું એમ કહું કે કોઈ પણ રાજકીય પક્ષના કાર્યકરને બોલાવીને પૂછો કે પોતાના પક્ષનો કાર્યક્રમ એ કેટલો સમજ્યો છે ? અરે, સારામાં સારા કોંગ્રેસી નેતાને પૂછો કે તમારો લોકશાહી સમાજવાદ સમજાવી શકશો ? ત્યારે સામાન્ય ગ્રામજનો પાસે તમે કેવી કેવી અપેક્ષાઓ રાખો છો ? કોકામજીથી એ જરૂર સમજ્યો હશે. તેને ધીરે ધીરે સર્વોદયના માર્ગે આગળ વધવા દો.'

વિનોબા કાર્યકરો સામે અમુક કામ અમુક વખતમાં પૂરું કરો એવા લક્ષ્યાંક મૂકતા રહેતા, તેની સામેયે ઊહાપોહ થયા કરતો. પણ જેંપી૦ વિનોબાની રીતનું ખૂબ જ સમર્થન કરતા : ‘વિનોબા આપણી સામે લક્ષ્યાંક મૂકે છે ત્યારે તેમાં હુંકારની કોઈ વાત નથી હોતી. એ વસ્તુ એમના વ્યક્તિત્વમાં છે જ નહીં. લક્ષ્યાંક મૂકવા પાછળ એમનો ઇરાદો એટલું જ બતાવવાનો હોય છે કે જો પૂરેપૂરી શક્તિ લાગે તો કામની આટલી સંભાવના છે. વળી, આવા ક્રાંતિના કામમાં વ્યાપકતા હોવી જ જોઈએ, તે વિના ક્રાંતિ થાય નહીં. વિનોબાના વ્યક્તિત્વમાં જ એક તૂફાન છે! આપણી વચ્ચે જો આવો કોઈ માણસ ન હોય, જે કરોડો એકરની વાત કરે, એક વર્ષમાં સ્વરાજ્યની વાત કરે, તો પછી આપણા જેવા સામાન્ય માટીના માનવોમાં જાન ક્યાંથી આવે? વિનોબાની અંદર એક અજંપો છે, એક તીવ્રતા છે, એક આગ જલતી રહે છે. એ જ બીજાઓને આટલી પ્રેરણા આપી જાય છે.’

**તૂફાનનો મર્મ જેંપી૦-વિનોબા બંનેએ પકડેલો**

૧૯૬૫માં ૭૦ વરસની ઉંમરે વિનોબા ગ્રામદાન તૂફાનની હાકલ કરીને બિહારમાં આખરી જંગ ખેલવા નીકળ્યા : ‘I have ever been a fighter, one fight more, the *last* and the *best*—જીવનભર હું ઝઝૂમતો રહ્યો છું, એક જંગ ઔર, અંતિમ અને સર્વોત્તમ!’

વિનોબાના મનમાં હતું કે ગ્રામદાનના કાર્યક્રમની ક્રાંતિકારી સંભાવના જો પ્રગટ કરવી હોય, તો તેને ખૂબ વ્યાપક પ્રમાણમાં લોકો ઝીલી લે એવું થવું જોઈએ. માટે ગ્રામદાનનું તૂફાન જાગે! તૂફાની વાયરો વાય છે અને એકેએક ઝાડપાન ડોલી ઊઠે છે, તેમ પ્રેમમયી અહિંસક ક્રાંતિ માટે સામૂહિક પ્રેરણાથી બધા આ કામમાં લાગી જાય.

અને લાગલાગટ ચાર વરસ સુધી ન વિનોબા જંપ્યા, ન દેશભરના કાર્યકરોને એમણે જંપવા દીધા. સેંકડો–હજારોની સંખ્યામાં ગ્રામદાન થયાં.

૧૯૬૯માં રાજગીરમાં સર્વોદય સંમેલન ભરાયું ત્યાં સુધીમાં દેશમાં ગ્રામદાનનો આંકડો સવા લાખ ઉપર પહોંચી ગયો હતો. અને બિહારમાં તો એક વિશેષ વાતાવરણ ઊભું થયું હતું. બિહારનાં કુલ ૬૦ હજાર જેટલાં ગામોમાંથી માત્ર આઠ-દસ હજાર ગામોને બાદ કરતાં બધાં જ ગામોમાં ગ્રામદાનનો સંદેશો ફેલાઈ ગયો હતો. કોઈ નાનુંસૂનું કામ નહોતું. ગામેગામ જઈને અને ઘરેઘરે ફરીને ગ્રામદાનના સંકલ્પ-પત્રો પર સહીઓ લેવાની. આ પહેલાં ગામડે ગામડે જનતાને સામેલ કરીને આટલું વ્યાપક લોક-આંદોલન ક્યારેય નથી થયું.

તૂફાનનું બીડું ઉપાડી લેનારા અને બિહારમાં વિનોબાની તૂફાનયાત્રાને પોંખનારા કાર્યકરોમાં મોખરે જયપ્રકાશ જ હતા. વિનોબાની તૂફાનની વાતનો મર્મ એમણે બરાબર પકડી લીધો હતો. આ તૂફાન આંદોલનમાં ગ્રામદાનના સંકલ્પ-પત્રો પર તત્કાળ સહીઓ જ લેવાની હતી. એકવાર ચારે કોર બધે ફેલાઈ જવું અને પછી એ બધાં ગામોમાં એક સાથે ગ્રામદાનની શરતોનો અમલ કરાવવો, એવી વ્યૂહરચના હતી. ત્યારે ઘણા પૂછતા કે આ બધું કાગળ ઉપર જ ને? આવા કાગળ ગ્રામદાનનો શો અર્થ? પણ વિનોબાના મનમાં ક્યાંયે ડગડગો નહોતો. એમને માટે આ બિલકુલ વિચારપૂર્વક અપનાવેલી ક્રાંતિની વ્યૂહરચના હતી. તેઓ સામેથી પૂછતા : ‘તમે ચૂંટણીમાં આખરે શું કરો છો? કાગળની ચબરખી જ નાખો છો ને? હું પૂછું છું કે આ વોટ વગેરે મળે છે, અને સરકારો ચાલે છે, તે શું છે? કાગળ ઉપર જ ને? લોકશાહીનું નાટક ચાલે છે. મોટરો ભરી ભરીને લોકોને લઈ જશો, એક દિવસ ખવડાવશો-પિવડાવશો, અને મતપેટીમાં મતનું પતાકડું નાખવાનું કહેશો. છતાં તમે જુઓ છો કે તેનાથીયે કાંઈક કામ ચાલે છે.’

જયપ્રકાશજી પણ તે દિવસોમાં વિનોબાના આ સૂરનો બરાબર પડઘો પાડતા હતા : ‘આમ જુઓ તો લોકસભામાં ને ધારાસભામાં જે બધું થાય છે, તે પહેલાં તો કાગળ ઉપર જ થાય છે ને! કાયદાઓ બને છે, તે પણ કાગળ ઉપર. ૨૫ વરસમાં કેટલા કાયદા બન્યા હશે! તેમાંથી માંડ ૧૦ ટકા જેટલું વ્યવહારમાં ઊતર્યું હશે. વિનોબાએ સરસ કહ્યું છે કે તમે ચૂંટણીમાં આખરે શું કરો છો? કાગળની ચબરખી જ નાખો છો ને? પણ એ કાગળમાં એટલી તાકાત છે કે હકૂમત બદલાઈ જાય છે, હકૂમત! ત્યારે આમાં તો જનતા પોતે કંઈક કરવાનો સંકલ્પ લે છે. આજે બધું ધ્યાન ગ્રામદાનની શરતો માટે ગ્રામજનતાની સંમતિ મેળવવા ઉપર કેન્દ્રિત થયું છે. સમજવાની વાત એ છે કે હકીકતમાં આ આંદોલનનો હેતુ થોડાંક છૂટાંછવાયાં “આદર્શ ગ્રામો” ખડાં કરવાનો નહીં, પણ સમાજ-પરિવર્તન માટે સર્વસામાન્ય લોકમાનસ સર્જવાનો છે.’

**માસ સાયકોલોજીની પૂરી સમજ સાથેનો ભગીરથ પ્રયાસ**

વિનોબાનું વલણ બિલકુલ તર્કશુદ્ધ હતું. દેશ અને દુનિયાના ચીલાચાલુ પ્રવાહથી કાંઈક જુદું ગાંધીમાર્ગે સમાજનું નવનિર્માણ કરવું હોય તો રસ્તો કયો છે? નારદમુનિ બનીને તે થઈ શકશે નહીં. દિલ્હીનાં દિમાગ પણ એમ ને એમ પલટી શકાશે નહીં. એ દિમાગો કરતાં જુદું કરવું હોય તો શું કરવું? સરકારમાં બેઠેલા એ દિમાગવાળાઓ તો કહી શકશે કે અમારી પાછળ લોકોના વોટનું સેન્ક્શન છે, અને લોકોની ઇચ્છા મુજબ અમે રાજ ચલાવીએ છીએ. એટલે પછી વિનોબા માટે એક જ ઉપાય રહી જતો હતો કે પોતાના કામ માટે વ્યાપક લોકસંમતિ પ્રગટ કરી બતાવવી. રાજનીતિમાં પ્રવેશી વોટ મેળવીને તે કરવું નહોતું. એટલે લોકનીતિને અનુરૂપ એવી પ્રક્રિયા વિનોબાએ અપનાવી. ગ્રામદાનનો સંકલ્પ-પત્ર એ બીજું કાંઈ નહીં, સર્વોદયનો ઘોષણા-પત્ર હતો. રાજનીતિના ઘોષણા-પત્રમાં ‘અમને સત્તા સોંપવામાં આવશે તો અમે આટલું આટલું કરીશું’ એવી જાહેરાત હોય છે. “તેઓવાદ”ના મૂળમાં પ્રહાર કરનારી લોકનીતિના આ ઘોષણા-પત્રનું સ્વરૂપ યથાર્થપણે ‘અમે અમારા

ગામ માટે આટલું આટલું કરીશું' એવા જનતાના પોતાના સંકલ્પનું હતું. અને આવું ધીરે ધીરે થાય અથવા છૂટુંછવાયું થાય તેનો કોઈ અર્થ નહીં. એકાદ પ્રદેશમાં એકી સાથે આ કરી નાખી શકાય, તો કાંઈક નક્કર પરિણામ લાવી શકાય.

માટે તૂફાન આંદોલન એ બીજું કાંઈ નહીં, પણ ગ્રામસ્વરાજના કાર્યક્રમ માટે લોકસંમતિ મેળવવાનો, તેના માટે લોકોને સંકલ્પબદ્ધ કરવાનો તથા તેના વિશે વ્યાપકતમ લોકશિક્ષણ કરીને લોકશક્તિ અને લોક-અભિક્રમ ઊભો કરવાનો "માસ સાયકોલૉજી"ની પૂરી સમજ સાથે થયેલો એક ભગીરથ પ્રયાસ હતો. તે દિવસોમાં વિનોબા વારંવાર કહેતા કે, 'આજે સમાજમાં તોડનારી તાકાતનું જોર વધી ગયું છે. તેનો મુકાબલો કરવો હોય અને તેના બદલે જોડવાની તાકાત ઊભી કરવી હોય, તો પણ કહાય આ આખરી મોકો છે.' તેથી લગભગ બે દાયકાથી જે વિચારો ઘૂંટાતા રહ્યા હતા, તે વિચારો અનુસાર એકાદ પ્રદેશમાં સર્વોદયનું કશુંક પ્રત્યક્ષ દર્શન કરાવવાની વિનોબાની નેમ હતી. તેમાં જ દેશ ને દુનિયા માટે એકમાત્ર તરણોપાય છે, અને સહુને જોડવાની તાકાત છે, એવી એમને આત્મપ્રતીતિ હતી.

સારાંશ એ કે બે દાયકા સુધી એકધારું આ જે ગ્રામસ્વરાજ આંદોલન ચાલ્યું તેની પાછળ વિનોબાની દૃષ્ટિ સંપૂર્ણપણે એક અહિંસક ક્રાંતિની પ્રક્રિયાનો આવિર્ભાવ કરવાની હતી. આંદોલન દરમ્યાન વિનોબાએ ઘણીવાર કહેલું કે, 'પૂર્ણ ક્રાંતિ—Total Revolution માટે હું ફરી રહ્યો છું. પૂર્ણ ક્રાંતિથી ઓછું મને કાંઈ ન ખપે. જીવનના એકેએક અંગને સ્પર્શતી સમગ્ર ક્રાંતિ કરવી છે.' જે૦પી૦ વિનોબાની આ વિભાવના સાથે પૂરું તાદાત્મ્ય અનુભવતા.

## આગળના કામની રૂપરેખા

૧૯૬૯માં રાજગીર સંમેલનમાં ગ્રામસ્વરાજ આંદોલન એક મુકામે પહોંચ્યું હતું. હવે એક નવું પર્વ શરૂ થવાનું હતું. સંમેલનમાં વિનોબાએ આગળના કામની રૂપરેખા આપી દીધી: 'તૂફાન તો થઈ ચૂક્યું, હવે અતિતૂફાન! તીવ્ર ગતિથી જ કામ થશે. તમારે જો તેને કુંઠિત કરવું હોય, તો ધીરે ધીરે કામ કરો. લોકોમાં એક અપેક્ષા ઊભી થઈ છે. હવે આપણા કાર્યમાં એમને મંદતા જણાશે, તો નિરાશા થશે. તેથી એક બાજુ તો દેશભરના ગામેગામને ગ્રામદાનમાં સામેલ કરવાં છે, અને બીજી બાજુ બિહારમાં અતિતૂફાની ઢબે ગ્રામદાનની પુષ્ટિનું કામ કરવું છે. વધુમાં વધુ એક વરસની અંદર ગ્રામદાનની શરતોનો વ્યવહારમાં અમલ કરાવવો છે. આ ગ્રામદાનનું કામ એવું છે કે કાં તો એનું પરિણામ શૂન્ય આવશે, કાં અનંત. એક ડેફિનેટ (ચોક્કસ) કામ છે, બીજું ઇનફિનેટ (અનંત). ચોક્કસ કામ છે ખાદીનું. ૫૦ લોકોને ચરખા મળ્યા, એમનું ભલું થયું. પરંતુ અનંત કામમાં તમારે નસીબે કાં તો શૂન્ય આવશે, કાં અનંત. આપણે અનંત પરિણામ આવે એવી જ કોશિશ કરીશું.'

અને આની સાથોસાથ વિનોબાજીએ સમગ્ર આંદોલનની દૃષ્ટિએ પણ હવે પછીની વ્યૂહરચનાના થોડાક સંકેતો રાજગીરમાં આપી દીધા: 'અત્યાર સુધી આપણે લગભગ મૂઢ એકાગ્રતાથી એક કાર્યક્રમ પાછળ પડ્યા હતા. એટલી બધી એકાગ્રતા કે તેને કોઈ દોષ પણ માને. પરંતુ આજે હવે આપણે એક મંજિલ સુધી પહોંચી ગયા છીએ. એટલે હવે આપણા આન્દોલનમાં બેચાર બીજી ચીજો પણ જોડવી જોઈએ. હવે શહેરોમાં પણ કામ ઉપાડવું પડશે. બેત્રણ કામ મુખ્ય થવાં જોઈએ. દરેક શહેરની મ્યુનિસિપાલિટીને પક્ષમુક્ત કરવી પડશે. પક્ષોનું રાજકારણ ત્યાં ન પ્રવેશે. પછી શહેરના દરેક મહોલ્લાને શાંતિસેનાનું કેન્દ્ર બનાવવું પડશે. એક શાંતિસેના શહેરમાં ખડી થાય તે માટે સુવ્યવસ્થિત આયોજન કરવું પડશે. ત્રીજી વાત એ કે મજૂરોને જઈને સમજાવવું કે તમારા ટ્રેડ યુનિયનને કોઈ પણ રાજકીય પક્ષ સાથે ન જોડો. નહીં તો યુનિયનનું હિત તો બાજુએ રહી જાય છે. અને રાજકીય પક્ષો જ પોતાનું હિત સાધી લે છે. વળી, મજૂર પ્રવૃત્તિને સર્વોદય વિચાર તરફ ખેંચવા આપણા તરફથી ખાસ પ્રયાસ થવા જોઈએ. ચોથી વાત એ કે શહેરમાં આવેલાં મિલ-કારખાનાં, વેપારીઓ-ઉદ્યોગપતિઓ થોડુંક દાન આપે એટલું પૂરતું નથી. તેઓ બધા સમાજની ભાગીદારીનો વિચાર માન્ય કરે, એવો આપણે કોશિશ કરવી જોઈએ. આપણા તરફથી આવી માગણી કરવી અને માગણી કર્યા બાદ તેઓ ના ન પાડી શકે એવી શક્તિ ખડી કરવી, એ પણ ગ્રામદાન આંદોલનનો એક ઉદ્દેશ છે. આપણે આવી બુલંદ માગણી કરીએ અને તેની પાછળ લોકશક્તિ ખડી કરીએ.'

## વિનોબાનું ક્રાંત દર્શન

આના પરથી બહુ સ્પષ્ટ જોઈ શકાય તેમ છે કે વિનોબાજીનો દૃષ્ટિકોણ એક સમાજવ્યાપી સર્વાંગી ક્રાંતિ લાવવાનો હતો. અત્યાર સુધી એમણે આંદોલનને અમુક ક્ષેત્રો સુધી સીમિત રાખેલું તે એકાગ્રતા સાધવા માટે અને શક્તિ નિર્માણ કરવા માટે. તે સમગ્ર વ્યૂહરચનાના એક ભાગરૂપ હતું. આવી એકાગ્રતાપૂર્વક અમુક મંજિલ સર કર્યા બાદ એ સમગ્રતા ભણી ડગ માંડવા માગતા હતા.

અને એમને તો પૂર્ણ ક્રાંતિ કરવી હતી. એટલે એમની નજર તો હજીયે બહુ દૂર પહોંચતી હતી. રાજગીરમાં એમણે આગળ કહ્યું: 'હજી ત્રણ વરસ એટલે કે ૧૯૭૨ સુધી એકધારું કામ કરવું પડશે. ૧૯૭૨માં સામાન્ય ચૂંટણી થશે. ત્યાં સુધીમાં ગામેગામનો સંપર્ક સાધી ગામડાંની શક્તિ ખડી કરવી પડશે. ગામેગામનું કામ લોકો ભેગા મળીને સર્વાનુમતિએ કરતા થાય, તો જ કાંઈ વળે. તેનાથી ભારતનાં ગામડાંઓનો વહીવટ ઊભો થઈ શકે, અને તેની મારફત આજની લોકશાહીનાં મૂળિયાં જડ ઘાલી શકે. પછી લોકોના ઉમેદવાર ઊભા રાખી શકાય. આવી રીતે આપણે સરકારનો અને સરકારના પ્લાનિંગનો રંગ બદલી શકીશું.'

આમ, વિનોબાના ગ્રામસ્વરાજ આંદોલન પાછળ ક્રાંતિનું એક સમગ્ર દર્શન હતું. એટલે જ દાદા ધર્માધિકારી કહેતા હોય છે કે, 'ક્રાંત-દર્શનમાં વિનોબા કરતાં આગળ હજી સુધી કોઈ નથી ગયું.' વિનોબાના આવા ક્રાંત-દર્શનથી પ્રેરાઈને જ જયપ્રકાશે પોતાનું જીવનદાન આપેલું તથા ત્યારબાદ દોઢ દાયકા સુધી આ ક્રાંત-દર્શનને સાકાર કરવાના મહાયજ્ઞમાં પોતાનું સર્વસ્વ સમર્પી તેઓ સર્વોદયની સાધના કરતા રહેલા.

### સમાજવાદી સાથીઓ સાથે ન થઈ શક્યા

પરંતુ સમાજવાદી આંદોલનના એમના વરસો જૂના સાથીઓ જેપી૦ને એમની આ નવી યાત્રામાં સાથ આપી શક્યા નહીં. એમનો સાથ મળ્યો હોત, તો જેપી૦ને બેહદ ખુશી થાત. પણ તે શક્ય ન બન્યું. બલ્કે. એ બધા સાથીઓ વરસો સુધી એવી જ ફરિયાદ કરતા રહ્યા કે જયપ્રકાશ નારાયણે અમને છોડી દીધા અને જેપી૦ના પગલાથી રાજકારણને અને ખાસ કરીને સમાજવાદી આંદોલનને ભારે ક્ષતિ પહોંચી છે. આનું જેપી૦ને ઘણું દુઃખ રહેતું. એમને થયા કરતું કે મારા સાથીઓ કેમ મને સમજી શકતા નથી? હું આજે શું કરી રહ્યો છું, ક્યા કાર્યક્રમમાં મારી સમગ્ર શક્તિ રેડી રહ્યો છું, શું વિચારું છું, રોજ ને રોજ લોકો સમક્ષ ક્યા વિચારો રજૂ કરું છું, તેને સાહૃદયતાપૂર્વક સમજવાની કોશિશ આ બધા સાથીઓ કેમ નથી કરતા? અને એમની આ વ્યથા ક્યારેક થોડાક રોષ સાથે પણ પ્રગટ થતી:

'શ્રી અરવિંદ પોંડિચેરી ગયા ત્યાર બાદ એમના જૂના સાથીઓ એમને સમજાવવા ગયેલા કે બંગાળ પાછા ફરીને દેશની સ્વરાજની લડતમાં અમને નેતૃત્વ આપો. ત્યારે શ્રી અરવિંદે એમને કહેલું કે, "હું હવે બદલાઈ ચૂક્યો છું. તમે હજીયે જૂના અરવિંદને જ ઇચ્છો છો. જે ક્યારનો ભૂંસાઈ ચૂક્યો છે. અરવિંદ આજે જેવો છે તેવો તમને ખપતો નથી. એ તમારા માટે નકામો છે." શ્રી અરવિંદ સાથે હું મારી જાતને સરખાવતો નથી. પરંતુ એમના આ શબ્દો જેવા ને તેવા આજે મને પણ લાગુ પડે છે.

'કોઈ પણ વસ્તુ હું અડધીપડધી સ્વીકારતો નથી. જો કાંઈ સ્વીકારું છું તો પૂરેપૂરું હૃદયપૂર્વક સ્વીકારું છું, અને પછી તેમાં મારી બધી જ શક્તિ રેડી દઉં છું. મારું હૃદય ને આત્મા બધું જ તેને સમર્પિત થઈ જાય છે. હું રાજકારણમાં હતો ત્યારે આવું જ હતું. એટલે મને લાગેવળગે છે ત્યાં સુધી વ્યવહારમાં હું હંમેશ ક્રાન્તદર્શની જ રહ્યો છું. મારો સ્વભાવ જ એવો છે. આજે હવે હું સર્વોદય સાથે ઓતપ્રોત છું. પક્ષીય રાજકારણમાં મને હવે શ્રદ્ધા રહી નથી. [illegible] આજ સુધીના અનુભવના નિચોડ [illegible] નિષ્કર્ષ પર પહોંચ્યો છું કે ભારતવર્ષમાં સમાજ[illegible] આ સર્વોદયના માર્ગે જ આવશે. [illegible] સાથીઓમાં [illegible] ને [illegible] સમજવાનું [illegible] [illegible] ?

'તમે મને ઇચ્છો છો, પણ મારા આજના વિચારોની તમને દરકાર નથી. જે જયપ્રકાશને તમે ઇચ્છો છો, તેના દિમાગને, કાર્યકલાપને. વિચારોને તમે સમજવા માગો છો ખરા? એ શું કરી રહ્યો છે, એ શું બોલી રહ્યો છે. તેનો સમાજવાદ સાથે કે જનતાના ભવિષ્ય સાથે શો સંબંધ છે, એ બધું સમજવાની તમારી તૈયારી છે? તમે જે જયપ્રકાશને હજી ઇચ્છો છો તે ક્યારનો મરી ચૂક્યો. માણસમાં અને સમાજમાં ધરમૂળથી પરિવર્તન આણવાના પાયાના કામમાં આજે હું લાગેલો છું. મારો સાથ જોઈતો હોય તો આવો, અને આ ખોજમાં તમે પણ મારી સાથે થાઓ!'

### વિનોબાના આન્દોલન સાથે એકરૂપ

મદ્રાસના સમાજવાદી સાથીઓને લખેલા એક પત્રમાં એમણે કહેલું: 'સમાજની ખરેખરી સમસ્યાઓ રાજકારણ દ્વારા ઉકેલી શકાશે, એમ હવે મને નથી લાગતું. આ સમસ્યાઓ અસલમાં નૈતિક સ્વરૂપની છે, અને માણસનો નૈતિક વિકાસ સાધીને જ આ સમસ્યાઓનો ઉકેલ લાવી શકાશે. રાજકારણ પોતાના કામ માટે રાજ્યની શક્તિ ઉપર આધાર રાખે છે. સમાજનો વહીવટ ચલાવવા માટે આવી રાજ્યવ્યવસ્થાની જરૂર પડે તેની ના નહીં. પરંતુ માણસના નૈતિક વિકાસ માટેનું સાધન તે કદાપિ બની શકે નહીં. ભૂદાન એ અસલમાં એક નૈતિક આન્દોલન છે, અથવા તો સામાજિક-આર્થિક સમસ્યાઓને નૈતિક સાધનો દ્વારા ઉકેલવાનું અને એ રીતે માણસનું નૈતિક રૂપાંતર કરવાનું આન્દોલન છે. બધા ભલે ભૂદાનને આ સ્વરૂપમાં ન જોતા હોય, અને તેથી એવા લોકો થોડોક સમય ભૂદાનમાં આપે અને થોડોક પોતાનાં અન્ય કામોમાં આપે તે ચાલે. પરંતુ મારે તો આ ભૂદાનના કામ માટે મારું આખું જીવન સમર્પી દેવું રહ્યું. એકાગ્રતાપૂર્વક મારે આ જ કામમાં લાગી રહેવું જોઈએ.'

જેપી૦ વિનોબાના આન્દોલન સાથે આટલા બધા એકરૂપ થઈ ગયેલા! વિનોબા જે રીતે આન્દોલનના કામમાં લાગેલા, તેણે જેપી૦ના ચિત્ત પર ભારે પ્રભાવ પાડ્યો હતો. સાથી કાર્યકરોને એ કહ્યા કરતા: 'જુઓને, એમણે પોતાનાં બીજાં બધાં કામો બંધ કરી દીધાં, આશ્રમ પણ છોડી દીધો, અને સૂરજની નિયમિતતાએ ગામેગામ ફરવા માંડ્યું! આવી અતિ-શીલતા અને પોતાની ખોજ માટેની એકનિષ્ઠા મેં ગાંધીજી સિવાય બીજા કોઈમાં નથી જોઈ. શું આપણામાંથી એક વિનોબા સિવાય કોઈ કહી શકશે કે મેં મારી પૂરી શક્તિ લગાડીને સાતત્યપૂર્વક આ કામ કર્યું છે?'

### પ્રેમ-આદરયુક્ત હાર્દિક નાતો

આ દોઢેક દાયકા દરમ્યાન વિનોબા અને જયપ્રકાશ વચ્ચે એક પ્રેમ-આદરયુક્ત હાર્દિક નાતો બંધાયો હતો. આંદોલનના કામ બાબત તો બંને વચ્ચે એકરાગ હતો જ, પણ તે ઉપરાંત પણ [illegible] [illegible] બાબતો વિશે બંને વચ્ચે વાતચીત થતી, વિચારોનું આદાન-પ્રદાન થતું, પરસ્પર પ્રેમની અભિવ્યક્તિ થતી.

૧૯૫૫ના એક પત્રમાં વિનોબાજીએ જે૦પી૦ને લખ્યું છે: 'પ્રાર્થના વિશે તમારી સાથે વાતો થઈ હતી. હું તેના પર વધુ વિચારી રહ્યો છું.'

જે૦પી૦ના ઘણા બુદ્ધિજીવી મિત્રો અને રાજકારણના સાથીઓ જો વિનોબા વિશે કાંઈક ઘસાતું બોલતા, તો જે૦પી૦ તુરત વિનોબાનો બચાવ કરતા. કહેતા કે તમે વિનોબાને સમજ્યા નથી. વિનોબાનું ચિંતન બિલકુલ આવું નથી. વિનોબાને જુનવાણી વિચારના માનનારા બૌદ્ધિકોને ૧૯૬૪માં ધર્મવીર ભારતીને કહેલું તેમ જે૦પી૦ અચૂક કહેતા કે 'મારા મત મુજબ તો વિનોબાજી વિચારોમાં બહુ જ આધુનિક છે.'

કોઈ વિદેશી મહેમાન આવ્યા હોય તો તે વિનોબાને મળીને જાય એવી ઇચ્છા જે૦પી૦ને હંમેશાં રહેતી. બીજા નેતાઓને પણ વિનોબાના વ્યક્તિત્વનું તેમ જ વિનોબાના કામનું મહત્ત્વ સમજાવવાની કોશિશ જે૦પી૦ કર્યા કરતા. ૧૯૬૪માં લાલબહાદુર શાસ્ત્રી વડાપ્રધાન બન્યા તો તુરત જે૦પી૦એ તા. ૨–૬–૬૪ એ એમને પત્ર લખ્યો: 'આજે રેડિયો પર સમાચાર સાંભળ્યા. બહુ ખુશી થઈ. વધાઈ......ભારતના વડાપ્રધાનની હેસિયતથી બહુ મોટી શક્તિ તમને મળી છે. પરંતુ મનુષ્યની સૌથી મોટી શક્તિ એની પોતાની આંતરિક શક્તિ છે. એ શક્તિને ઓળખવી તથા તેના ભરોસે કર્મ કરવું તેમાં માનવજીવનની સાર્થકતા છે......હવે બધો સંકોચ છોડી તમારે વિનોબાજી પાસે જવું જોઈએ. બીજે ક્યાંક જતા હો અને વચ્ચે મળી આવવું એમ નહીં પણ ખાસ એમને જ મળવા જાવ. વિનોબાજી આજે એ બધી વાતોના પ્રતીક છે, જે વાતોથી આપણને ગાંધીજીનું સ્મરણ થાય છે. એમની પાસે એક વિશેષ શક્તિ છે. ભારતના વડાપ્રધાન પાસે પણ એક વિશેષ શક્તિ છે. બંને શક્તિઓનો મેળ ભારત માટે આવશ્યક છે. વિનોબાજી ૧૯–૨૦–૨૧ જૂને પોતાના કેટલાક નિકટના સાથીઓને બોલાવી રહ્યા છે. મારી સલાહ છે કે તે પહેલાં જ તમે એમને મળી લો.'

વિનોબા પણ જયપ્રકાશના અનેક ગુણોથી પ્રભાવિત હતા. ખાસ કરીને જયપ્રકાશના હૃદયની સરળતા વિનોબાને એમના પ્રત્યે ખેંચતી. જે૦પી૦ને મળવાનું, એમની સાથે ચર્ચા-વિચારણા કરવાનું વિનોબાને પણ ગમતું. પ્રેમથી એમને "જપજી" કહેતા અને પત્રમાં પણ એ જ સંબોધન કરતા. આંધ્ર પ્રદેશની પદયાત્રામાંથી ઑક્ટોબર ૧૯૫૫ માં લખેલા એક પત્રમાં વિનોબાજીએ કહ્યું: "વચ્ચે વચ્ચે મળતા રહેવું લાભદાયી જણાય છે. આ વખતે તમને મળવાનું થયું ત્યારે તમે કહેલું કે હવે સંમેલનમાં મુલાકાત થશે. સંમેલન તો મે મહિનાના અંતમાં થશે. ગાળો કાંઈક લાંબો પડે છે."

જયપ્રકાશજીની સલાહનું, એમના મંતવ્યનું પણ વિનોબાને મન મહત્ત્વ રહેતું. રાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચા પણ બંને વચ્ચે થતી રહેતી. ૧૯૫૬ના જાન્યુઆરીમાં વિનોબાએ જે૦પી૦ને એક પત્રમાં લખ્યું: 'સંયુક્ત મહારાષ્ટ્રનું આંદોલન હદની બહાર ચાલ્યું ગયું. તેને ચલાવવામાં ભૂલો પણ ઘણી થઈ. દેશના બીજા ભાગોમાં પણ ખરાબ કામો થયાં. હું આનાથી બહુ વ્યથિત છું. ભૂદાનની હવા આપણે શહેરોમાં ન ફેલાવી શક્યા. તીવ્રતાથી વિચારી રહ્યો છું. એસ૦ એમ૦ જોશી વગેરેને કદાચ તમારે મળવાનું થયું હશે. તમારી પ્રતિક્રિયા જાણવા ઇચ્છું છું.'

૧૯૬૩ માં રાયપુર સર્વોદય સંમેલનમાં ગ્રામદાન ઉપરનું જે૦પી૦નું બે એક કલાકનું ભાષણ વિનોબા મંચની સામે નીચે બેસીને ચરખો કાંતતાં કાંતતાં એક ધ્યાને સાંભળતા રહ્યા અને પછી કહ્યું કે એક સર્વગ્રાહી ઉત્તમ પ્રવચન હતું. જયપ્રકાશજીએ તેમાં જે કહ્યું છે, તે એટલું સાંગોપાંગ છે કે હવે મારે કશું ઉમેરવાનું રહેતું નથી. 'મને નિસ્બત છે ત્યાં સુધી તેમાં ક્યાંય વિચારભેદ પણ ન હતો.'

૧૯૫૯ માં પદયાત્રા કરતા કરતા વિનોબા રાજસ્થાનમાં દેવલી પહોંચ્યા. ૨૦ વરસ પહેલાં અંગ્રેજોએ જે૦પી૦ને દેવલી કૅમ્પ જેલમાં રાખેલા. ત્યાં જે૦પી૦ જે ઓરડામાં રહેતા હતા. એ જ ઓરડામાં, એ જ ખૂણામાં વિનોબાએ પોતાનો મુકામ રાખ્યો.

૧૯૬૦ માં પંજાબમાં યાત્રા ચાલી રહી હતી. ત્યાંથી એક દિવસ વિનોબાએ જે૦પી૦ને નાહક એક પત્ર લખ્યો: 'આજના અમારા પડાવનું નામ છે, બિલગા. અહીં આવીને સાંભળ્યું કે બિલગાનું નામ તમારા નામ સાથે જોડાઈ ગયું છે. જ્યારે તમે તમારી ઢબના અજ્ઞાતવાસમાં ફરી રહ્યા હતા, ત્યારે અહીં તમારો ત્રણ દિવસનો મુકામ રહ્યો હતો. એમ કહે છે. તે દિવસોના તમારા સાથીનું નામ જ ઉજાગરસિંગ બિલગા છે. એ આજે સર્વોદય વિચારના સમર્થક બની ગયા છે......આ વખતે તમારી સાથેની વાતચીતથી મને ઘણું સમાધાન રહ્યું. પ્રબંધ સમિતિની બેઠક કદાચ ૧૫ માર્ચે મારી પાસે રાખી રહ્યા છે. તો ત્યારે તમને પણ મળવાનું થશે......આ પત્ર તો મેં નાહક જ લખ્યો છે. ખાસ કોઈ પ્રયોજન નહોતું. બિલગા નિમિત્તે તમારા પૂર્વ-ચરિત્રનો અમે લોકો ઉલ્લેખ કરી રહ્યા હતા. તો એ પ્રસાદ તમનેય વહેંચી દીધો.'

**મળવાની ઉત્સુકતા અને મૈત્રીનો આનંદ**

આવો એક હાર્દિક પ્રેમનો નાતો રહેલો. જે૦પી૦ અને પ્રભાવતીજી પણ વિનોબાને મળવા ઘણાં ઉત્સુક રહેતાં. વચ્ચે વચ્ચે સમય કાઢી પદયાત્રામાં મળી આવતાં. એક વાર તો વિનોબાની યાત્રા હિમાચલ પ્રદેશમાં ચાલી રહી હતી. પહાડી ઇલાકો અને ઠેઠ દૂર દૂરના ગામમાં વિનોબાનો પડાવ. પણ બંને ઊપડ્યાં. ખાસ કોઈ કામ નહોતું. બસ, બાબાને ઘણા દિવસથી મળાયું નહોતું. પ્રેમને કદી કોઈ કષ્ટ લાગતું નથી. તે મુલાકાતનું વર્ણન પ્રભાવતીજીના જ શબ્દોમાં જોવા જેવું છે:

'સવારથી નીકળેલાં. વચ્ચે એક નદી પાર કરવાની હતી. જે૦પી૦ને અને મને બે માણસોએ ખભા પર ઊંચકીને પાર કરાવ્યાં. સાંજે ૭ વાગે બાબાના પડાવે પહોંચ્યાં. આજે ૧૫ માઈલ પગપાળા ચાલવાનું થયું. જે૦પી૦ માટે આ ઘણું વધારે

પડતું હતું. વચ્ચે વચ્ચે ચાર-પાંચ મિનિટ બેસતા. બાકી ચાલ્યા જ કર્યું. દોઢ માઈલ તો ખાસ્સું ચઢાણ હતું. જે૦પી૦ના પગમાં સાયટિકાનું દર્દ હોવાથી એ ધીરે ધીરે ચાલતા હતા. આખરી ચઢાઈ ત્રણ માઈલ બાકી રહી ત્યારે તો જે૦પી૦ ખૂબ જ થાકી ગયેલા. પરંતુ ચાલ્યા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. રસ્તે મળે તેને પૂછતી, હવે કેટલા માઈલ છે? કહેતા, અઢી માઈલ. આગળ ચાલીને ફરી કોઈને પૂછતી, કેટલા માઈલ છે? તો કહે, ત્રણ માઈલ! હસવું આવતું અને જે૦પી૦ના પગ માટે ચિંતા પણ થતી. છેવટનો દોઢ માઈલ તો એમ જ લાગતું કે જાણે પૂરો જ નહીં થાય!......બાબાએ કહ્યું કે નાનકના ગ્રંથનું નામ પણ જપુજી છે. જપજી અને જપુજી! મને કેટલો આનંદ થયો!......જે૦પી૦ સાથે વાતચીત કરતા બાબા બોલ્યા કે, મારી પાસે લોકો કામ લઈને આવે છે. આવી રીતે કશાયે કામ વિના પાંચ-દસ દિવસ માટે મારી પાસે આવતા રહેવું. બીજું કાંઈ નહીં તો આપણે શતરંજ ખેલીશું!'

એક વાર વાતચીતમાં વિનોબાએ કહ્યું: 'તમે ક્યારેય તારલાઓનો અભ્યાસ કર્યો છે? જર્મન ફિલોસોફર કાન્ટને પૂછવામાં આવ્યું કે દુનિયામાં સૌથી સુંદર ચીજ કઈ? ત્યારે એણે જવાબ આપેલો કે Two beautiful things in the world, starry heaven above and sense of duty below—જગતમાં બે સુંદર ચીજ છે, ઉપર તારલા-જડિત આકાશ અને નીચે કર્તવ્યનું ભાન! કર્તવ્યના ભાનનો અર્થ મેં કર્યો છે, sense of duty in day time—દિવસે કર્તવ્યનું ભાન!'

વિનોબા સાંજે લગભગ છ વાગ્યાની પ્રાર્થના બાદ સૂઈ જતા હોય છે. એટલે જે૦પી૦ તુરત બોલ્યા: 'સાંજ થતાં જ સૂઈ જનારો માણસ starry heaven—તારલાજડિત આકાશનું સૌંદર્ય કેવી રીતે માણે?' વિનોબા સહિત બધાં ખૂબ હસ્યાં.

**રીસ અને રોષનોયે અભાવ નહીં**

આવી રીતે જ્યારે રૂબરૂ મળવાનું થતું ત્યારે કામને લગતી ચર્ચાવિચારણા ઉપરાંત પ્રેમથી ગપસપ થતી, મૈત્રીનો આનંદ લૂંટાતો. અને પ્રેમમાં રીસ ને રોષ વિના સ્વાદ ન આવે. જે૦પી૦–વિનોબા વચ્ચે તેનોય અભાવ નહોતો વર્તાતો. જે૦પી૦નો સ્વભાવ એવો કે પોતે કોઈ મહત્ત્વનું કામ લઈને બેઠા હોય તેમાં કોઈ એમને બીજા કોઈ કામમાં ખેંચી જાય, તો પેલું કામ તો બાજુએ જ રહી જાય અને જે૦પી૦ બીજા કામમાં ખૂંપી જાય. આન્દોલનના કામમાં ક્યારેક આ ગંભીર વિક્ષેપરૂપ બનતું. "એક હી સાધે સબ સધે"ના હિમાયતી વિનોબાના મનમાં ત્યારે સ્વાભાવિક જ જે૦પી૦ પ્રત્યે જરીક રોષ જાગતો.

બીજી બાજુ જે૦પી૦ને પણ ક્યારેક ક્યારેક વિનોબા પ્રત્યે રીસ ચઢતી. જે૦પી૦ રહ્યા અત્યંત લાગણીશીલ. અને વિનોબા જ્ઞાની. તેમાંયે ખાસ કરીને જ્યારે મતભેદનો સવાલ ઊભો થાય, ત્યારે જે૦પી૦ જ્યારે કોઈ ને કોઈ બાબતથી બહુ મૂંઝાયેલા હોય અથવા નિરાશામાં હોય, ત્યારે બંને વચ્ચે મેળ નહોતો જામતો. વિનોબાનું વલણ દિશાસૂચક પાટિયા જેવું. પાટિયું દિશા દાખવી દે, કોઈને આંગળી ઝાલીને તે દિશામાં લઈ ન જાય. વિનોબાની આવી અલિપ્તતા જે૦પી૦ને ડંખતી. એમને બાપુ યાદ આવતા. કેવો વાત્સલ્યભર્યો વ્યવહાર! પણ બાપુ બાપુ હતા અને વિનોબા વિનોબા. જો કે જે૦પી૦ ખીજેય જલદી અને રીઝેય જલદી. એમની રીસ ઝાઝી ટકતી નહોતી. ૧૯૬૩માં એક વાર જે૦પી૦ને થયું કે કાંઈક નવેસરથી વિચારવું પડશે. શિબિર ને ગોષ્ઠી કર્યાં. નવું સૂઝયું નહીં. બીજી બાજુ વિનોબા સુગમ ગ્રામદાનનો કાર્યક્રમ લઈને બંગાળ ખૂંદી રહ્યા હતા. ત્યાં ૩૦૦ ગ્રામદાન થયાં. જે૦પી૦ પર આની બહુ અસર પડી. એમણે કહ્યું કે જે બંગાળમાં ગાંધીજીનીયે દાળ ગળી નહોતી, તે બંગાળમાં વિનોબા આટલા વ્યાપક પ્રમાણમાં ગ્રામદાનના વિચારનો સ્વીકાર કરાવી શક્યા, તો આમાં પોટેન્શિયાલીટી છે. અને તુરત પોતે બિહારના ગયા જિલ્લામાં ગ્રામદાનનું કામ ઉપાડયું. ૧૯૬૩ના અંતમાં રાયપુર સંમેલનમાં ગ્રામદાન અંગે જે સાંગોપાંગ વિવરણ કર્યું, તે ગયા જિલ્લામાંના પોતાના પ્રત્યક્ષ અનુભવને આધારે.

**વિનોબાની ભૂમિકા મૈત્રીની**

વિનોબાની ભૂમિકા બધા સાથે મિત્રતાની છે. દરેકે દરેકને એમના વિશે એવી પ્રતીતિ ભલે ન થતી હોય, પણ વિનોબા કહે છે કે દરેકની સાથે મને માત્ર મિત્રનો જ નાતો રુચે છે. જે૦પી૦ સાથે પણ એમની મિત્રની જ ભૂમિકા રહી. ૧૯૬૧નો એક પ્રસંગ છે. વાત હતી, અશોભનીય પોસ્ટરની. તે માટે સત્યાગ્રહ કરવા અંગે તો નહીં પણ સત્યાગ્રહના પ્રકાર અને અન્ય વિગત અંગે ઠીક ઠીક મતભેદ હતો. જે૦પી૦ વગેરેની હાજરીમાં વિનોબાનું જાહેર ભાષણ થયું. તે વિશે જે૦પી૦એ વિનોબાને લાંબી ચિઠ્ઠી લખી:

'આજનું ભાષણ અત્યંત સુંદર હતું. પણ તેમાંની એક વાતની પ્રતિક્રિયા મારા મન પર સારી ન થઈ. અમારું નામ લીધા વિના તમે આ વિશે મતભેદ રાખનારાઓનો ઉલ્લેખ કર્યો. સામાન્ય શ્રોતાઓ તો શું સમજ્યા હશે ખબર નહીં, પણ જાણકારોને લાગ્યું હશે કે બાબાએ આજે શંકરરાવ, દાદા, જયપ્રકાશ વગેરેની બરાબર ખબર લીધી. અમારી મુશ્કેલી એ છે કે અમે અમારા મતભેદ જાહેર નથી કરવા માગતા...... બીજી વાત, તીવ્રતાની. તો બાબા, એ કાંઈ જરૂરી નથી કે જે બાબતમાં તમને તીવ્રતા અનુભવાતી હોય, તેમાં જ અને તે જ વખતે બધાને પણ તીવ્રતા અનુભવાય—પછી ભલે ને બધા અહિંસાવાળા હોય. આખરે અશોભનીય પોસ્ટર કાંઈ એ જ દિવસે નહોતા લગાડવામાં આવ્યા કે જે દિવસે તમારી નજર તેના પર પડી. એવાં પોસ્ટરો તો વરસોથી ચાલ્યા આવ્યાં છે, અને આપણી પવિત્રતાને દુભાડી રહ્યાં છે. તમે આ પહેલાંયે શહેરોમાં ગયેલા, રહેલા. હજી થોડા વરસ પહેલાં જ કાશીમાં

રહીને સ્વચ્છ કાશી આંદોલન ચલાવેલું. પણ પોસ્ટરો બાબત ત્યારે તમે આવી કોઈ તીવ્રતા નહોતી અનુભવી. આ દશા બીજાઓની પણ હોઈ શકે છે—તમારા જગાડી દીધા પછી પણ. એમના પ્રત્યે જો થોડી સબૂરી રાખવામાં આવે તો કદાચ વધારે સારું.'

આનો જવાબ વિનોબાએ આવો આપ્યો: 'એ ભાષણમાં જ્યારે હું સત્યાગ્રહનો ઉલ્લેખ કરી રહ્યો હતો, ત્યારે મારી સ્મૃતિમાં તમે લોકો નહોતા, બીજાઓ હતા જે ઠેર ઠેર મને મળતા અને જેમને સત્યાગ્રહમાં એક પ્રકારનો ડર જ હતો. તેમ છતાં સંભવ છે કે મારા ભાષણના શબ્દ વધારે વ્યાપક નીકળ્યા હોય. તો મારે તેનો બચાવ નથી કરવો. ક્ષમા જ માગવી છે......કોઈ કામની તીવ્રતા વિશે તમે જે લખ્યું છે તે સર્વથા યોગ્ય છે. જ્યારે મહમદ પયગંબર ઉત્સાહ-અતિરેકમાં લોકોને ઉપદેશ દેવા લાગ્યા, ત્યારે અલ્લાહે પયગંબરને કહ્યું, તારે સબૂરી રાખીને કામ લેવું જોઈએ, અને તારા મનમાં એમ વિચારવું જોઈએ કે તું પણ પહેલાં એવો જ હતો. પયગંબરી-ઉત્સાહથી કામ કરનારાઓને આવા ઇશારાની જરૂર પડે જ છે.'

આમ, રોષ ને રીસ ઝાઝાં ટકતાં નહીં. પરસ્પરની હાર્દિકતા રોષ–રીસને ક્યાંય ઓગાળી નાખતી. વળી, આન્દોલનના ધસમસતા પ્રવાહમાં પણ એ બધું તદ્દન ગૌણ બની જતું. કામની બાબતમાં તો જે૦પી૦–વિનોબા વચ્ચે સંપૂર્ણ એકવાક્યતા પ્રવર્તતી હતી. જે૦પી૦ કહેતા કે, 'ગાંધીજી બાદ દુનિયામાં જો કોઈ એક નામે, ભલે મોજું નહીં તોયે, આશાની એક લહર ઉઠાવી હોય, તો તે વિનોબાના નામે!'

### સામાજિક જીવનમાં આધ્યાત્મિક મૂલ્યોનો પ્રવેશ

અહિંસાને માર્ગે સામાજિક ક્રાંતિનું કામ દુનિયામાં ક્યાંય હજી સુધી થયું નથી. અને જે૦પી૦ હવે એમ કહેતા થયા હતા કે 'અધ્યાત્મવાદી થયા વિના અહિંસા ટકવાની નથી. હું અને તમે એક છીએ, એવી ભાવના વિના સમાજવાદ, સર્વોદય વગેરે શી રીતે થાય? એટલે અધ્યાત્મ એ તો અહિંસાનો ને સર્વોદયનો પાયો છે.'

અને આવા અધ્યાત્મને જનજીવનમાં પ્રતિષ્ઠિત કરવાનું કામ ગ્રામસ્વરાજ આન્દોલન મારફત થઈ રહ્યું છે એમ જે૦પી૦ માનતા: 'ગ્રામદાન વગેરે કાર્યક્રમ મારફત વિનોબાજીએ સામૂહિક જીવનમાં આધ્યાત્મિક મૂલ્યોનો પ્રવેશ કરાવવાનો એક અદ્ભુત પ્રયાસ શરૂ કર્યો. માનવતાના ગુણોનો વિકાસ એ સમાજના વિકાસનું સૌથી મુખ્ય લક્ષણ છે. વિનોબાનું આન્દોલન એ માનવ-નિર્માણ તેમજ માનવીય ક્રાંતિ માટેનો એક મહાન પ્રયાસ છે.'

ગ્રામસ્વરાજ આન્દોલન દરમ્યાન આવી એમને દૃઢ પ્રતીતિ હતી. તેથી જ ૧૯૭૦ના અરસામાં એક વાર જયપ્રકાશજીએ કહેલું કે, 'આજે હું જે કામ કરી રહ્યો છું, તેને હું મારાં અત્યાર સુધીનાં બધાં જ કામો કરતાં સૌથી વધારે મહત્ત્વનું કામ માનું છું. બધો જ વિચાર કરી-કારવીને, દુનિયામાં જે બધું ચાલે છે, તે સમજી-બૂઝીને, જેને રાજકારણ કહેવાય છે તેનોયે પૂરતો અનુભવ લઈને, હું આ કામમાં પડ્યો છું. અને એ કાર્ય હું કરી રહ્યો છું, તેનો મને સંતોષ છે.'

### ગાંધી-વિચાર સાથે ઓતપ્રોત

માર્ક્સવાદી સમાજવાદના એક વારના જહાલ પુરસ્કર્તા જયપ્રકાશ હવે સર્વોદયના અને ગાંધી-વિચારના પ્રખર પ્રવક્તા બની ગયા હતા. ૧૯૬૯ એ ગાંધી-શતાબ્દીનું વર્ષ હતું. ત્યારે જે૦પી૦ પોતાનાં ભાષણોમાં ખાસ કરીને ગાંધી-વિચારનું પોતાનું આકલન રજૂ કરતા. જલગાંવમાં એમનું આવું એક ભાષણ સાંભળીને મહારાષ્ટ્રના ત્યારના એક પ્રધાન બોલી ઊઠેલા: 'દેશમાં બીજા બધા નેતાઓનાં ભાષણ બંધ કરી દઈને આ ગાંધી-શતાબ્દી વર્ષમાં કેવળ જયપ્રકાશજીને ગાંધી-વિચાર સમજાવવા માટે બધે ફેરવવા જોઈએ.'

ગાંધી-વિચાર સાથે જે૦પી૦ આટલા બધા ઓતપ્રોત થઈ ગયેલા, અને તેથી ગ્રામસ્વરાજ આંદોલન સાથે પણ. એક વાર એક વિદેશી પત્રકારે વિનોબાને પૂછેલું: 'તમને શું લાગે છે? તમે ગાંધીજીનું કામ ક્યા અર્થમાં આગળ ધપાવી રહ્યા છો?'

જવાબમાં વિનોબાએ કહ્યું: 'કોઈ પણ સવાલના ઉકેલ કરતાં તેને ઉકેલવાની રીતને હું વધુ મહત્ત્વ આપું છું. અને રીતને લાગેવળગે છે ત્યાં સુધી હું માનું છું કે આ અંગેના ગાંધીજીના વિચારોના સારને અમલમાં આણવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું.'

વિનોબાના આવા પ્રયત્નમાં જયપ્રકાશનું પણ પૂરેપૂરું યોગદાન રહ્યું. ૧૯૫૪થી લઈને ૧૯૬૯ સુધીનો દોઢ દાયકો જે૦પી૦ ગાંધીરીતિના વિકાસના અને અમલના આવા પાયાના કામમાં પરોવાયેલા રહ્યા.

આંતરરાષ્ટ્રીય બજાર અને શહેરના મૂડીવાદીઓની દયા પર છોડી દેવું. હરગિજ નહીં. હું જે સૂચવું છું એવું ગામડું તો એક સંપૂર્ણપણે સુરક્ષિત આર્થિક એકમ હશે. આ સંરક્ષણ તેને રાજ્ય દ્વારા તેમ જ ગ્રામજનોના પોતાના સહકાર દ્વારા સાંપડશે.

'ગામડું આર્થિક દૃષ્ટિએ આવું એક એકમ બનશે એટલું જ નહીં, રાજકીય દૃષ્ટિએ પણ તે એક એકમ બનશે. આપણે રાજકીય જીવનને જો થાળે પાડવું હશે, તો ગામડાને આપણે ફરી એક વાર સંપૂર્ણપણે ખરેખરા અર્થમાં એક સ્વ-શાસનનું એકમ બનાવવું પડશે. ખરું જોતાં તો રાજકીય ક્ષેત્રમાં આમ નહીં કરીએ ત્યાં સુધી ગામડું આપણે ઇચ્છીએ છીએ એવું આર્થિક એકમ પણ બની શકશે નહીં. આપણી રાજકીય સંસ્થાઓ ઊંડાં મૂળ ઘાલે અને આપણા ગ્રામજનસ્વભર્યા રાષ્ટ્રીય જીવનની ખરેખરી અભિવ્યક્તિ રૂપ બને, એમ જો આપણે ઇચ્છતા હોઈએ, તો ગ્રામપંચાયતોને એમના સર્વ મહિમા સાથે તેમ જ એમની બધી જૂની સત્તાઓ સાથે પુનર્જીવિત કરવી જ પડશે.

'પંચાયતો મહેસૂલી, વહીવટી અને ન્યાયતંત્રની સત્તાઓ ધરાવે એવી મારી કલ્પના છે. કાયદો કરીને જમીનની માલિકી રાજ્યની કરી નાખવી. પંચાયત ગ્રામજનોમાં તેની વહેંચણી કરી આપે. સરકાર તેને માટે અમુક માર્ગદર્શક સિદ્ધાંતો ઘડી આપે. મહેસૂલ બધું પંચાયત જ ઉઘરાવે, અને આખા ગામનું મહેસૂલ પછી એકી સાથે રાજ્યને આપે. રાજ્યની ખાસ પરવાનગી વિના જમીન ગામ બહાર હસ્તાંતરિત કરી શકાય નહીં.

'ગામડાના ઉદ્યોગોના વિકાસ માટે જે ગ્રામોદ્યોગ સાથે બહારની પેદાશો સ્પર્ધા કરે તેમ હોય, તેની આયાત પર પ્રતિબંધ મૂકવો અને દેશની અંદરના મોટા ઉદ્યોગોને પણ આવા ગ્રામોદ્યોગોના ક્ષેત્ર ઉપર આક્રમણ કરતાં અટકાવવા.'

પરસ્પરાવલંબન, કાનૂન તેમ જ ગ્રામ-સંકલ્પ મારફત ગામનું સુરક્ષિત અર્થતંત્ર, સ્વ-શાસનનું એકમ, મહેસૂલ ગામ ઉઘરાવે, ગામ બહાર જમીન વેચાય નહીં, ગ્રામોદ્યોગોને ક્ષેત્ર-રક્ષણ— ગ્રામસ્વરાજ આંદોલનમાં ગ્રામ-નિર્માણ અને ગ્રામ-આયોજન માટે જે ચિત્ર રજૂ થતું તેવું જ આબેહૂબ આ ચિત્ર છે. માત્ર કાયદાથી જમીન રાજ્યની માલિકીની કરવાને બદલે લોકોની સ્વેચ્છાએ તેને સમસ્ત ગ્રામસમાજની માલિકીની કરવી, એટલો જ આ રૂપરેખામાં ફરક છે. ગ્રામદાનમાં વિનોબાએ આને એક સુઘડ, સુરેખ કાર્યક્રમનું સ્વરૂપ આપ્યું અને ગ્રામસ્વરાજ માટે એક નક્કર ભૂમિકા રચી આપી. એમ લાગે છે કે કોઈ એક વ્યક્તિ મારફત છેવટનું સ્વરૂપ પ્રગટ થાય છે, તે એ જ દિશામાંના અનેકોના ચિંતન અને મથામણના પરિપાક રૂપ હોય છે. ખેર, નોંધપાત્ર બાબત એ છે કે ગ્રામસ્વરાજ આંદોલનમાં જયપ્રકાશ આવી ચડ્યા તે કોઈ અકસ્માત નહોતો, એમના ચિંતન અને મથામણનું એ સાવ સ્વાભાવિક પરિણામ હતું.

**ગ્રામસ્તરે પ્રત્યક્ષ કામ કરવાની ઝંખના**

જેમ એમનું ચિંતન ગ્રામલક્ષી હતું, તેમ રચનાત્મક કામ-લક્ષી પણ હતું. જહાલ ક્રાંતિની વાત કરતા ત્યારેય સાથે રચનાત્મક કામની વાત રહેતી. લોકશાહી સમાજવાદના પુરસ્કર્તા બન્યા ત્યારેય પોતાના સમાજવાદી પક્ષના સાથીઓને જે૦પી૦ કહેતા રહ્યા કે ધારાસભાકીય યુક્તિ-પ્રયુક્તિથી નહીં પણ રચનાત્મક કામથી અને લોકોની પ્રત્યક્ષ સેવાથી સમાજવાદી સમાજ નિર્માણ થઈ શકશે. પક્ષમાંયે ધારાસભાકીય પ્રવૃત્તિ અને રચનાત્મક પ્રવૃત્તિના સમન્વય ઉપર ભાર મૂકતા રહ્યા. એટલું જ નહીં, તેનાથીયે એક ડગલું આગળ વધીને એમણે કહેલું કે પક્ષમાં ધારાસભાકીય પ્રવૃત્તિમાં પડેલા સાથીઓ કરતાં રચનાત્મક કાર્યકરોનો અવાજ વધારે સંભળાવો જોઈએ. આમ, રચનાત્મક કામ પ્રત્યેનું એમનું વલણ પણ કાયમ રહ્યું હતું. આથી જ ૧૯૫૦માં પવનારમાં અને વર્ધામાં ચાલતી જીવંત રચનાત્મક પ્રવૃત્તિઓ જોઈને એ અત્યંત પ્રભાવિત થયેલા.

એમના નસીબે કામ કરતા રહેવાનું જ આવ્યું હતું. વ્યાપક ઉદ્બોધન અને લોકજાગરણ એ એમનું મુખ્ય કામ રહ્યું. લોકોને મળતાં, લોકો સાથે હળતાં-ભળતાં, લોકો સાથે વાતો કરતાં અને વિશાળ લોકસમૂહ સમક્ષ પોતાના દિલની વાતો રજૂ કરતા હોય એ રીતે ભાષણો કરતાં એમને અપાર આનંદ આવતો. આ રીતે વિચારનું ખેડાણ અને તેનો પ્રચાર-પ્રસાર એ એમને ગમતું કામ હતું. અને તેમ છતાં એમના દિલમાં ઊંડે ઊંડે કાંઈક પ્રત્યક્ષ કામની પણ ઝંખના રહેતી. એ ઝંખના એમની પૂરી થઈ શકી નહોતી. સ્વરાજની લડતની દીક્ષા લીધી ત્યારથી લગભગ ૧૯૩૨ થી એમને દેશ આખામાં ઘૂમતા જ રહેવું પડયું. વચ્ચે વચ્ચે થોડો સ્થિર થવાનો પ્રયત્ન કરતા, પણ તે લાંબું ચાલતું નહીં. એટલે ક્યાંક સ્થિર બેસીને સઘન કામ કરવાની એમની ઇચ્છા અધૂરી જ રહી હતી.

સમાજવાદી પક્ષમાં હતા ત્યારે ૧૯૫૨ના અરસામાં લોહિયાએ સમાજવાદી આશ્રમો સ્થાપવાનો વિચાર વહેતો મૂક્યો હતો. દરેક આગેવાન પોતપોતાનું એક ક્ષેત્ર તૈયાર કરે. ત્યારે જયપ્રકાશે જાહેર કરેલું કે દેશવ્યાપી ભ્રમણ વગેરે પડતું મૂકીને હું હવે એક ગામડામાં જઈને બેસીશ. મજૂર સંગઠનની પ્રવૃત્તિમાંથી એમણે પોતાની જાતને ખેંચી લીધી. પક્ષના મહામંત્રીની જવાબદારીમાંથીયે છૂટા થયા. ૨૧ દિવસના ઉપવાસ અને ભૂદાન આન્દોલનમાં ભાગ લીધા પછી આ વિચાર વધુ દૃઢ થયો.

હવે આ વિચારને કાંઈક નક્કર સ્વરૂપ આપવાનું જે૦પી૦એ નક્કી કર્યું. ગામડામાં એક આશ્રમ જેવું કાંઈક સ્થાપવું. ત્યાં રહીને સામાજિક કામ કરવું. સાથે સાથે કાર્યકરોના પ્રશિક્ષણનું કામ પણ ઉપાડવું. આ માટે જગ્યા પસંદ કરવા ૧૯૫૪ના જાન્યુઆરીમાં ગયા જિલ્લામાં થોડું ફરી પણ આવેલા. બોધગયા સર્વોદય સંમેલનમાં જતાં પહેલાં બીજી એપ્રિલે લોહિયાને એમણે પત્રમાં લખેલું: 'તમને પટણામાં કહેલું કે એક શિક્ષણ કેન્દ્ર

ખોલવાનો વિચાર છે, જેમાં વિધાયક કર્મીઓનું શિક્ષણ થઈ શકે અને જ્યાં વિધાયક પ્રયોગ કરી શકાય. હવે પછી થોડો વખત તો એકાગ્રતાપૂર્વક આ જ કામમાં મારે રહેવો પડશે.'

### ગયા જિલ્લા સાથે પહેલેથી ગાઢ નાતો

ગયા જિલ્લા સાથે જયપ્રકાશજીનો પહેલેથી ગાઢ નાતો રહ્યો હતો. શરૂથી જ એ એમનું કર્મક્ષેત્ર રહ્યું હતું. એમના રાજકીય જીવનનું એ કેન્દ્ર હતું. ત્યાંની જિલ્લા કોંગ્રેસ સમિતિના એ અધ્યક્ષ પણ રહી ચૂકેલા. ત્યાં એમણે જોરશોરથી કિસાન આંદોલન પણ ચલાવેલું. "જમીનદારી પ્રથા કા ધ્વંસ હો" એવા નારા એમણે ૧૯૩૭ માં ગયા જિલ્લાના ગામડે ગામડે લગાવ્યા હતા. એ જ ગયા જિલ્લામાં એમણે સાત દિવસની પદયાત્રા કરીને માગવાથી જમીન મળી શકે છે એવી આત્મપ્રતીતિ મેળવેલી.

૧૯૫૩ માં ગયા જિલ્લામાં આ ભૂદાનયાત્રા કરી ત્યારે જ જે૦પી૦ પોતાનાં ભાષણોમાં કહેતા કે, 'અમે લોકો જમીન માગીને તમારા લોકોની વચ્ચેથી ગાયબ નથી થઈ જવાના. ભૂદાન તો નવો સમાજ બનાવવાની દિશામાં પહેલું પગલું છે. ગામમાં જમીન આપ્યા બાદ ત્યાં ખેતીની યોજના બનાવીને સઘન અને સુધરેલી ખેતી માટે પ્રયાસ કરવા પડશે. પણ ગામડાંની ગરીબી એટલાથીયે નહીં નાબૂદ થાય. ગામની અંદર જ ગ્રામોદ્યોગો પુનર્જીવિત કરવા પડશે. ગામોમાં જ શિક્ષણ, સ્વાસ્થ્ય વગેરેની યોગ્ય વ્યવસ્થા કરવી પડશે. આજના ગામડાં વેરવિખેર છે, તૂટેલાં છે. એ બધાંને સામૂહિક પ્રયાસથી જોડવાં પડશે. આ બધાં કામો કરવા માટે સેવાભાવી કાર્યકરોની જરૂર પડશે. એમના પ્રશિક્ષણની યોજના અને વ્યવસ્થા પણ કરવી પડશે.'

### સૌથી પછાત વિસ્તારમાં આશ્રમ

આ રીતે સ્વાભાવિક જ પોતાની સઘન પ્રવૃત્તિ માટે જે૦પી૦એ ગયા જિલ્લો પસંદ કર્યો. અને તેમાંયે અંત્યોદયની દૃષ્ટિએ સૌથી પછાત વિસ્તાર ઉપર પસંદગી ઉતારી. જ્યાં હજી પાકી સડક કે વીજળી પણ નહોતી પહોંચી એવા એક ઊંડાણના ગામ સોખોદેવરામાં જે૦પી૦એ પોતાનો આશ્રમ સ્થાપવાનું નક્કી કર્યું. ગાઢ જંગલોથી ઘેરાયેલું આ ગામ ત્રણ બાજુ પહાડોની તળેટીમાં આવેલું છે. આશ્રમની સ્થાપના થઈ ત્યારે ત્યાં વાઘ, ચિત્તા, રીંછ વગેરે જંગલી જાનવરોનો ઘણો ત્રાસ હતો. મચ્છરોનો પણ ભારે ઉપદ્રવ હતો. મેલેરિયા ચારે કોર ફેલાયેલો હતો. વરસાદના દિવસોમાં તો આખો વિસ્તાર બહારની દુનિયાથી કપાઈ જઈને ટાપુ જેવો બની જતો. ત પ્રદેશ બિહારનું આંદામાન ગણાતો. ત્યાં કોઈને મોકલે એટલે તેને કાળાપાણીની સજા થઈ એમ મનાતું. ગયા શહેર સોખોદેવરાથી લગભગ ૬૦ માઈલ અને નવાદા પચીસેક માઈલ. સોખોદેવરાથી પાકી સડક આશરે દસેક માઈલ દૂર. જે હજારીબાગની જેલમાંથી જે૦પી૦ દીવાલ કૂદીને ભાગેલા, તે હજારીબાગનું જંગલ આ વિસ્તારને અડોઅડ અડીને આવેલું છે.

આશ્રમ સુધી પાકી સડક છેક ૧૯૬૫માં થઈ અને વીજળી ૧૯૬૮ માં આવી.

વિસ્તાર ઘણો જ ગરીબ. ૮૫ ટકા વસ્તી આદિવાસીઓની અને હરિજનોની. ચારે કોરથી એમનું ઘોર શોષણ થાય. અમલદારો વગેરેનોયે ભારે રંજાડ. ગરીબી, બેકારી પાર વિનાની. વરસમાં છએક મહિના લોકો કામ માટે ભટકતા દૂર દૂર ઝરિયા, ધનબાદ સુધી જતા.

બોધગયા સંમેલનમાં જીવનદાનની ઘોષણા કર્યા બાદ તુરત જે૦પી૦એ આવા એક અત્યંત પછાત વિસ્તારમાં જંગલોની ગોદમાં આવેલા સોખોદેવરા ગામે ૧૯૫૪ના મે મહિનાની પાંચમી તારીખે પોતાના આશ્રમની સ્થાપના કરી. એક બિનઉપજાઉ પડતર ૬૦ એકર જમીન મળી હતી. કાંટા-ઝાડી-ઝાંખરા સાફ કરીને ત્યાં ગામલોકોના શ્રમદાનથી પહેલાં એક કૂવો અને રહેવા માટે ઘાસફૂસની અને તાડપાની ઝૂંપડીઓ બનાવાઈ. જે૦પી૦નો આગ્રહ હતો કે બને ત્યાં સુધી સ્થાનિક માલસામાનમાંથી જ મકાન વગેરે બનાવવાં. અનેક વરસ પછી માટીની દીવાલો અને નળિયાંનાં છાપરાંવાળાં મકાનો બન્યાં. આયોજન સાદું પણ સુંદર થયેલું. ચારે કોર ગોળાકારમાં રહેઠાણો અને વચ્ચે ચબૂતરો, બગીચો વગેરે. ગુલમહોર, યુકેલિપ્ટસ વગેરે વૃક્ષોથીયે જંગલમાં મંગલ ઊભું થયેલું.

### આશ્રમનું બહિર્મુખ સ્વરૂપ

આશ્રમનું નામ રાખેલું, સર્વોદય આશ્રમ. ગ્રામ નિર્માણમંડળ નામે એક નવી સંસ્થા બનાવેલી, જે આશ્રમનું સંચાલન કરતી. ઉદ્દેશ એ હતો કે ગામડાંની નવરચનાની વિવિધ પ્રવૃત્તિઓ ઉપાડવી તથા તે માટે કાર્યકરોને પ્રશિક્ષણ આપી તૈયાર કરવા. પરંતુ જે૦પી૦ની મુખ્ય દૃષ્ટિ એ હતી કે સામાન્ય રીતે આશ્રમોની પ્રવૃત્તિ મોટે ભાગે આશ્રમની અંદર જ વિશેષ ચાલે છે. તેને બદલે આ આશ્રમનું મુખ્ય કાર્ય ગામડાંઓમાં ચાલવું જોઈએ, અને ગામડાંઓમાંની પ્રવૃત્તિના એક અભિન્ન અંગ રૂપે આશ્રમનો વિકાસ થવો જોઈએ. આ ઉદ્દેશથી આજુબાજુનો સોએક ગામોનો વિસ્તાર સઘન કામ માટે પસંદ થયો અને ત્યાં ગ્રામનિર્માણનાં કામો શરૂ થયાં.

શરૂઆતમાં સોએક કાર્યકરો આવેલા. એમના મારફત આશ્રમમાં અને ગામડાંઓમાં વિવિધ પ્રવૃત્તિઓ શરૂ થઈ. જે૦પી૦ પોતે પણ પૂરી લગનથી આ કામમાં લાગ્યા. આવા વિસ્તારમાં કામ કરવાનું સહેલું નહોતું. પરંતુ જે૦પી૦ તો ગ્રામભારત સાથે અને તેમાં વસતા સૌથી છેવાડેના માણસો સાથે તાદાત્મ્ય સાધવા માગતા હતા, પોતે જે આદર્શો સેવતા તેને ધરતી પર ઉતારવા માગતા હતા, જે મૂલ્યોમાં પોતે શ્રદ્ધા ધરાવતા હતા તે મૂલ્યોને જીવનમાં સાકાર થયેલાં જોવા માગતા હતા.

### આશ્રમજીવન અને ગ્રામકાર્ય સાથે તાદાત્મ્ય

એમના આશ્રમના એક સાથી ડૉ૦ રવિશંકર શર્માએ વરસાદના દિવસોમાં એક વાર જે૦પી૦ સોખોદેવરા આશ્રમ કઈ રીતે

પહોંચ્યા તેનું વર્ણન કર્યું છે: 'પાંચ જુલાઈએ જે૦પી૦ આવવાના હતા. સાથે પ્રભાવતીજી અને વિદેશી મહેમાનો પણ હતા. ભારે વરસાદને કારણે ચારે કોર પાણી જ પાણી. નદી, નાળાં, રસ્તા બધાં પાણીથી ભરાઈ ગયેલાં. પટણાથી ચંદપુર સુધી તો પાકી સડક હતી. પણ ત્યાંથી સોખોદેવરા સુધી આવવું ભારે કઠણ હતું. ખેતરોમાં પાણી ભરાયેલાં અને રસ્તે બધે કીચડ જ કીચડ. ચાલતાં પગ લપસી જાય, કાદવમાં ખૂંપી જાય. પણ જે૦પી૦ કહે, આજે સોખોદેવરા પહોંચવું જ છે. આખરે હાથીની વ્યવસ્થા કરી. પણ જે૦પી૦ માન્યા નહીં. ડોળી લાવ્યા. પણ તેમાંય ન બેસે. પ્રભાદીદી અને મહેમાન હાથી પર બેઠાં. જે૦પી૦એ પદયાત્રા શરૂ કરી. વરસાદ ચાલુ જ હતો. ભીંજાઈને તરબોળ થઈ ગયા. પણ ગમે તેમ કરીને સાંજ સુધીમાં સોખોદેવરા પહોંચ્યા જ. આશ્રમ પહોંચ્યાં ત્યાં પણ છાપરામાંથી પાણી ચૂતું હતું. પ્લાસ્ટિક વગેરે રાખીને ગમે તેમ રાત વિતાવી. અમારા બધા માટે આ પ્રસંગ અવિસ્મરણીય છે.'

આશ્રમમાં પણ અનેક અગવડો વેઠવી પડતી. વીજળી હતી નહીં. ફાનસથી ચાલતું. પણ બધો માલસામાન પણ દૂર-દૂરથી લાવવો પડતો. એટલે કેરોસીન પણ સંભાળી-સંભાળીને વાપરવું પડતું. પાછળથી ગૌશાળા વગેરે શરૂ કરી. પણ શરૂઆતનાં વરસોમાં દૂધ, શાકભાજી, ફળ વગેરેનો પણ અભાવ. ટપાલ અનિયમિત મળે. ભારે વરસાદના દિવસોમાં બજારો સાવ બંધ થઈ જાય. પરંતુ આ બધી અગવડો વેઠીનેય જે૦પી૦ને આશ્રમમાં રહેવાનું ગમતું.

આશ્રમનાં કામોમાં બધાંની સાથે રહેતા. હાફપેન્ટ પહેરીને ખેતરમાં કામ કરતા. આશ્રમવાસીઓ રોજ સાડા ત્રણ કલાક શ્રમકાર્ય કરતા. જમીન સમતલ કરવી, ખેતર ખેડવું, કમ્પોસ્ટ ખાતર બનાવવું, સફાઈ કરવી, સામૂહિક રસોડું ચલાવવું. જે૦પી૦ બધાંમાં જ ભળતા. સવાર-સાંજ પ્રાર્થનામાં ભાગ લેતા. પ્રાર્થના બાદ કાર્યકરો સમક્ષ બોલતા. પોતાના અનુભવો કહેતા, દેશદુનિયાના પ્રશ્નોની ચર્ચા કરતા, ક્યારેક આત્મચિંતન રજૂ કરતા.

ગામડાંઓ સાથે પણ જે૦પી૦નો સંપર્ક રહેતો. પોતે પણ જતા અને કાર્યકરો મારફત પણ પૂરેપૂરી જાણકારી મેળવતા. કામ-કરતાં-કરતાં ઊઠતા પ્રશ્નોની ચર્ચા કરતા. વચ્ચે આવતી મુસીબતો દૂર કરવાનો પ્રયાસ કરતા.

એક વાર એમને ખબર મળ્યા કે એક તળાવની પાળ તૂટી રહી છે, અને પાણી વહી રહ્યું છે. ગામલોકોને કાર્યકરોએ ઘણું સમજાવ્યું કે આખી પાળ તૂટી જતાં તમને ભારે નુકસાન થશે, માટે બધા મળીને આનું સમારકામ કરીએ. પણ ગામમાં કાંઈક ઝઘડો ઊભો થયેલો અને પક્ષ પડી ગયેલા. એટલે કોઈ તૈયાર થતું નહોતું. જે૦પી૦ને જાણ થઈ કે તુરત પોતે કોદાળી-પાવડા સાથે ઊપડ્યા. સાથે પ્રભાવતીજી અને કાર્યકરો પણ. જે૦પી૦ માટી ખોદે અને દાદી તગારાં ઉપાડે. ગામવાળાઓને તો કાપો તો લોહી ન નીકળે! કલાકેકમાં તો ગામ આખું કામે લાગી ગયું. અને તળાવ બચી ગયું.

**ઋજુહૃદયી સભાન સેવકનો સંકોચ**

આવી રીતે ગામડાંના લોકો સાથે અને ગામડાંના પ્રશ્નો સાથે જે૦પી૦ એકરૂપ થઈ રહ્યા હતા. આશ્રમના સહ-કાર્યકરો સાથે પણ એકરૂપ થવાનો એમનો પ્રયાસ હતો. તેમ છતાં પોતાની રહેણીકરણીનો ફરક એમને ખૂંચતો. આમ તો આશ્રમમાં એમનું મકાન સાવ સાદું જ હતું. અન્ય મકાનો જેવું જ માટીનું. માત્ર બે ઓરડા. લખવા માટે નીચું નાનકડું ઢાળિયું અને પીઠ પાછળ રાખવા એક પાટિયું. રહેણીકરણીમાંયે એવો કોઈ ઝાઝો ફરક નહોતો. પણ એમના એક સાથીએ લખ્યું છે: 'ગમે એમના માટે મચ્છરદાની બંધાતી. પરંતુ બધાંને આત્મવત્ જોનારા આ ઋજુહૃદયી સાધકને ત્યાં સુધી ચેન નહોતું પડતું, જ્યાં સુધી એ પોતાના જ હાથે અમને બધાંને મચ્છરોથી બચવા માટે ઓડોમસ ન વહેંચી જાય!'

સર્વોદય આન્દોલનમાં આવ્યા ત્યારે શરૂ-શરૂમાં આવો સંકોચ જે૦પી૦ને બહુ થતો. એમને લાગ્યા કરતું કે પોતાની રહેણીકરણી સર્વોદયને અનુરૂપ નથી. એકવાર પ્રાંજલપણે વિનોબા પાસે પણ આ વાત મૂકી. વિનોબા કાંઈક મજાકમાં બોલ્યા, તમારા સમાજવાદમાં આ બધું નભી જતું હતું? તો પછી સર્વોદયમાં કેમ નહીં નભે?

પરંતુ "આ કોઈ વ્યક્તિગત આચરણનું શાસ્ત્ર નથી" એવી ફિલસૂફીનો ત્યાગ કરીને હવે પોતે "મણ ઉપદેશ કરતાં અધોળ આચરણ શ્રેષ્ઠ" એવી ફિલસૂફી સ્વીકારી છે, તેની સભાનતા આ ઋજુહૃદયી માણસને હતી. એટલે એમનો સંકોચ જતો નહોતો. પછી એક વાર વિનોબાએ વાતચીતમાં એમની સામે એક સૂત્ર મૂક્યું: ભોગ મેં ફસો મત, ત્યાગ મેં પડો મત, સહજ ભાવે વર્તવું. ત્યાગનો અહંકાર તો ભોગથીયે વધુ ભયંકર છે.

જે૦પી૦ને કાંઈક સમાધાન થયું. જો કે એમનો સંકોચ પૂરો દૂર થતાં ઘણો સમય લાગ્યો.

ખેર, સોખોદેવરા આશ્રમ મારફત જે૦પી૦એ ગામડાંની સ્થિતિનો અને ગામડાંના પ્રશ્નોનો, રચનાત્મક કામોનો, કાર્યકરોના સહજીવનનો અને ગ્રામસ્વરાજના સઘન કામનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો. શરૂઆતનાં બે-ત્રણ વરસ જે૦પી૦ ઘણો સમય આશ્રમમાં રહેવાનું કરતા. કમ સે કમ આશ્રમ એમના હેડક્વાર્ટર જેવો બન્યો હતો અને અહીંથી બીજે બધે આવવા જવાનું થતું. પરંતુ ત્યાર બાદ બહારનાં રોકાણોને લીધે આશ્રમમાં આવવાનું ઓછું ને ઓછું થતું ગયું. વચ્ચે મહિનામાં એકાદવાર આવવાનું રાખેલું, પણ તેય ન સચવાયું. પછી તો બહારની દોડધામનો થાક ઉતારવા અને થોડીક શાંતિ મેળવવા આશ્રમમાં આવતા. તેથી આશ્રમની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું ઓછું બનતું. તેમ છતાં આશ્રમના સંચાલનમાં છેલ્લે સુધી માર્ગદર્શન આપતા રહેલા.

### આશ્રમની અનેકવિધ પ્રવૃત્તિઓ

સોખોદેવરા આશ્રમ મારફત અનેકવિધ પ્રવૃત્તિઓ આખા વિસ્તારમાં થઈ. ઠેર ઠેર કેન્દ્રો સ્થપાયાં, ત્યાં આશ્રમના કાર્યકરો રહેતા થયા. એમના મારફત આન્દોલન અને નિર્માણનાં કામો સાથે સાથે ચાલ્યાં. ભૂદાનની જમીન વહેંચાઈ. ૧૦૪ એકરના એક પ્લોટ પર ૩૨ ભૂમિહીન કુટુંબોને વસાવીને ગાંધીધામ નામે એક નવું ગામ ઊભું થયું. ગામોમાં કૂવા, તળાવ બન્યા. સિંચાઈની વ્યવસ્થા થઈ. ખેતી-સુધાર, ગોપાલન, ખાદી, ગ્રામોદ્યોગ, મહાજન-મુક્તિ, નશાબંધી, અમલદારોના જોર-જુલમથી મુક્તિ, બાલવાડી, રાત્રી-શાળા, મેલેરિયા ને કોલેરા નાબૂદી, વૃક્ષારોપણ, આરોગ્ય-શિક્ષણ, વગેરે અનેક કામો ઉપાડીને આખાયે ક્ષેત્રનો સમગ્ર વિકાસ કરવાનો પ્રયાસ થયો. આશ્રમમાં ગ્રામ-નિર્માણ વિદ્યાલય, ખાદી વિદ્યાલય, અંબર કાર્યકર્તા-પ્રશિક્ષણ વિદ્યાલય, કૃષિ વિદ્યાલય, ખાદી-ગ્રામોદ્યોગ વિદ્યાલય, ગ્રામસ્વરાજ વિદ્યાલય એમ ટૂંકી મુદત-ના અનેક વિદ્યાલયો ચલાવીને ગ્રામજનોને તાલીમ આપી તૈયાર કરવામાં આવ્યા.

જન-આરોગ્યનો કાર્યક્રમ ઉપાડાયો. તેમાં ખાસ કરીને આખા ક્ષેત્રમાંથી કુષ્ઠરોગ નાબૂદ કરવા એક અભિયાન ચલાવાયું. ગામડાં-માં કેન્દ્રો સ્થાપીને સર્વેક્ષણ, લોકશિક્ષણ અને ઉપચારની વ્યવસ્થા કરવામાં આવી. ૧૫ વરસના એકધારા પ્રયત્ન બાદ લગભગ બે લાખની વસ્તીમાં કુષ્ઠરોગનું પ્રમાણ પહેલાં કરતાં અડધાથીયે ઓછું કરી શકાયું છે.

આ બધાં કામોને પરિણામે આખાયે ક્ષેત્રમાં ખેતીની ઊપજ ઘણી વધી છે, અનેક ઉદ્યોગધંધા ઊભા થયા છે, રોગ વગેરે ઘટ્યા છે, અને કામની શોધમાં બહાર જવાનું ઘણું ઓછું થઈ ગયું છે. આમ, આખાયે ક્ષેત્રના વિકાસમા સોખોદેવરા આશ્રમના કાર્યકરોએ ઘણો ફાળો આપ્યો છે. સાથોસાથ કેટલાક દૂષણો પણ જોવા મળ્યાં છે. કામનો વ્યાપ એકદમ વધી ગયો અને સરકારી તેમજ ખાદી કમિશન વગેરેની અનેક યોજનાઓ મારફત પૈસા આવ્યા તેમાં અમુક જગ્યાએ ગેરવહીવટ અને ગેરરીતિના કિસ્સા પણ બન્યા. આ ઉપરાંત કાર્યકરોના આપસ-આપસના સંબંધો-માં પણ મનદુઃખના પ્રસંગો ઊભા થયા. જે૦પી૦ને દૂર રહ્યા-રહ્યા આ બધી બાબતો પર ધ્યાન આપવું પડતું અને તેનાથી ક્યારેક તેઓ બહુ કંટાળી પણ જતા.

### જે૦પી૦ પ્રયોગશાળામાં ઝાઝું રહી ન શક્યા

સરવાળે જોતાં ભૂદાન-ગ્રામદાન બાદ ગ્રામ-વિકાસ અને ગ્રામ-નિર્માણનું કામ સોખોદેવરા આશ્રમ દ્વારા સારું થયું. પણ ગ્રામ-સ્વરાજ એ માત્ર વિકાસ અને નિર્માણ નથી. નિર્માણના સંદર્ભમાં એક વાર વિનોબાએ તો કહેલું કે, 'નિર્માણકાર્યની લાંબી કલ્પના-ઓથી આપણા લોકો નાહક પરેશાન છે. આપણું મુખ્ય કામ નૈતિક નિર્માણનું છે. પછી બાહ્યનિર્માણ ઘણુંખરું લોકો પોતે કરી લેશે. વળી, નિર્માણ બધે એક જ ઢાંચાનું નહીં થાય. તેના તો અનેકવિધ પ્રયોગો થશે.'

સોખોદેવરામાં આ દિશામાંયે કામ નો થયું. મૂળમાં દૃષ્ટિ એ જ હતી. પરંતુ જયપ્રકાશજી જાતે ત્યાં વધુ રહી ન શક્યા એટલે ગ્રામસ્વરાજના સંદર્ભમાં જે નવા નવા પ્રયોગો થવા જોઈતા હતા અને એમનું પોતાનું જે વિચારમંથન ચાલવું જોઈતું હતું તે ન થયું. વિશ્વપ્રવાહો ઝીલતું ચિત્ત ગ્રામસ્તરના નાનામોટા વાસ્તવિક સવાલોથી સ્પંદિત થાય, તો તેમાંથી કાંઈક નવું ચિંતન નીપજે. ગ્રામસ્વરાજમાં સમાજરચનાને ધરમૂળથી બદલવાની વાત છે. તેને માટે નવી પ્રથાઓ, પ્રણાલીઓ, નવી સંસ્થાઓ, નવા માનવસંબંધો, નવાં મૂલ્યો ખીલવવાં પડશે. જયપ્રકાશજી જાતે સોખોદેવરાના કામમાં વધુ સમય આપી શક્યા હોત અને ત્યાંનો પ્રયોગ એમની સીધી દેખરેખ હેઠળ ચાલ્યો હોત, તો ગ્રામસ્વરાજના ઘડતર બાબત વિશેષ સંશોધન થઈ શક્યું હોત.

જે૦પી૦ સોખોદેવરા રહેતા તે વખતનો એક મજાનો પ્રસંગ છે. લોકસંપર્ક માટે એ ગામેગામ ફરતા. ત્યારે પોતાનાં ભાષણોમાં એ વારંવાર સમજાવતા કે, 'આ તો તમારા લોકોનું રાજ છે, જનતાનું રાજ છે. ત્યાં ખુરશી પર બેઠા છે, એ તો તમારા નોકર છે. ખરું જોતાં ખુરશીના માલિક તો તમે છો.'

થોડા દિવસ પછી એક આદિવાસી કાંઈક કામ માટે તાલુકા અધિકારીની કચેરીમાં ગયો હશે. એના મનમાં જે૦પી૦નાં વાક્યો ગુંજતા હતાં, 'માલિક તો તમે છો, એ તો તમારો નોકર છે.' પરંતુ એને બિચારાને ત્યાં આવો કશો અનુભવ થયો નહીં. એટલે એક દિવસ આશ્રમમાં જે૦પી૦ પાસે આવીને કહે, 'તું કહે છે, જનતા માલિક છે. બ્લોકમાં ગયેલ તો બી૦ડી૦ સાહબે મને બેસવાનુંયે ન કહ્યું! તો જનતા માલિક કેવી રીતે થઈ? માલિક ઊભો રહ્યો અને નોકર બેઠો રહ્યો ખુરશી પર!'

જે૦પી૦ આ આદિવાસીની કોઠાસૂઝ પર બહુ જ ખુશ થયા. ત્યારે તો એને પ્રેમથી સમજાવ્યું. પણ પછી જ્યારે બી૦ડી૦ઓ૦ કે બીજા અમલદાર વગેરે આવે ત્યારે એમની હાજરીમાં જનતા સમક્ષ આ વાત કરતા અને પછી કહેતા કે પૂછી જુઓ આ અમલદાર સાહેબને, હું ખોટું કહેતો હોઉં તો! અમલદાર પણ તેમા હા ભણતા.

ગ્રામ-સ્વરાજ લાવવું એટલે આવું પાયાનું માનસ-પરિવર્તન કરવાનું કામ છે. વિશ્વ-ચિંતન અને તળપદી કોઠાસૂઝ વચ્ચે આવી રીતે action–interaction થાય, ક્રિયા-પ્રતિક્રિયા થાય, પરસ્પર પ્રભાવ પડે, તે આને માટે બહુ જ જરૂરી છે. જે૦પી૦નું ચિત્ત એક સમાજ-વિજ્ઞાનીનું ચિત્ત હતું. લોકોની જીવંત પ્રયોગશાળામાં એ પોતાના ચિંતનને અને મંતવ્યોને પ્રયોગની કસોટીએ કસતા રહેતા. વ્યાપક ઉદ્‌બોધનના કામમા પણ ઘનિષ્ઠ લોકસંપર્ક આ માટે એમને ઘણો ઉપયોગી થતો. એવી જ રીતે સઘન કામમાં પણ એમને ગ્રામભારતની કોઠાસૂઝવાળી ગ્રામજનતાની, જીવંત પ્રયોગશાળામાં વધુ સમય ગાળવાનો અવકાશ મળ્યો હોત. તો ગ્રામસ્વરાજનું કામ વધુ પુષ્ટ થયું હોત. એટલું જ નહીં જે૦પી૦-ના પોતાના ચિંતનને પણ ઘણું પોષણ મળ્યું હોત. પરંતુ આ

પ્રકારના grass-root માં પહોંચીને, એટલે કે સમસ્યાની જડ સુધી પહોંચીને કરવાના કાર્યનું મૂલ્ય હજી સમાજમાં યથાર્થપણે સમજાયું નથી.

**ગ્રામ-શાળાની જે૦પી૦ની કલ્પના**

ખેર, જે૦પી૦ના મનમાં આવી રીતે જડ સુધી પહોંચીને કાર્ય કરવાની તીવ્ર ઝંખના હતી. જ્યારે કાંઈક મૌલિક પ્રસ્થાન કરવું હોય ત્યારે તેઓ ખાસ આની જરૂર અનુભવતા. સોખોદેવરામાં શરૂઆતમાં થોડાક સ્થિર થઈને રહ્યા તે દરમ્યાન પણ ગ્રામ-સમાજના પ્રશ્નો બાબત એમનું મંથન ઘણું ચાલેલું. તેનું એક જ ઉદાહરણ જોવા જેવું છે. આશ્રમમાં એમણે શિશુસદન નામે શાળા શરૂ કરેલી. એ વિસ્તારમાં કે જ્યાં શિક્ષણનાં હજી મંડાણ જ નહોતાં થયાં ત્યાં આવી રીતે તત્કાળ પૂરતી તો પરંપરાગત ઢબે શાળા શરૂ કરી દીધી. પરંતુ જે૦પી૦ પોતે પોતાની નજર સામે ગ્રામસમાજની જે વાસ્તવિક સ્થિતિ જોતા હતા, તેમાં એમને આજની પરંપરાગત શિક્ષણ-પદ્ધતિ બિલકુલ વિસંગત લાગી. એટલે એમનું ચિંતન ચાલતું રહ્યું. તેના પરિણામે ગામમાં કેવી શાળા હોવી જોઈએ તેની કાંઈક કલ્પના એમના ચિત્તમાં આકાર લેવા લાગી. અને એક યોજના એમણે ઘડી કાઢી. એ યોજના આજેયે ગ્રામસ્વરાજના સંદર્ભમાં એટલી જ સુસંગત હોવાથી તેનો સાર જરા વિગતે જોઈએ :

'સોખોદેવરામાં અમે શિક્ષણનો એક પ્રયોગ કરવા માગીએ છીએ. તે પ્રયોગ શિક્ષણની કોઈ નવી પદ્ધતિ વિશે નથી. અમારો ઉદ્દેશ સાવ વ્યવહારુ છે. અમારે એક "ગ્રામ"-શાળા ઊભી કરવી છે.

'ગ્રામશાળા એટલે ગામડામાં આવેલી કોઈ પણ શાળા એમ નહીં. આજે તો શહેરોની અને ગામડાંની શાળા વચ્ચે કોઈ ફરક નથી, કમ સે કમ બિહારમાં તો નહીં જ. નઈ તાલીમની શાળાઓમાં થોડો ઘણો ફરક કદાચ હશે. બાકી, શહેરોમાં અને ગામડાંમાં એક સરખો પાઠ્યક્રમ છે.

'ગામડાના વાલીઓ પોતાનાં બાળકોને નિશાળે મોકલે છે તેની પાછળ એક જ ઉદ્દેશ હોય છે કે ભણીને પોતાનો છોકરો ગામ બહાર ક્યાંક શરીરશ્રમ ન કરવો પડે એવી નોકરી મેળવી લે. અલબત્ત, ગામડાંનાં બાળકોને પણ ઉચ્ચ શિક્ષણ મેળવવાનો અને શહેરમાં જઈને નોકરી કરવાનો પૂરેપૂરો હક છે. પરંતુ પરિસ્થિતિ એવી તો ઊભી ન જ થવી જોઈએ કે જેથી જે ભણ્યા નથી એવા જ છેવટે ગામડાંમાં રહી જાય. અને બાકીના ગામ છોડીને જતા રહે! ગામડાંમાં રહેતા ખેડૂત, મજૂર, કારીગર, બહેનો બધાંને જ અમુક પાયાનું શિક્ષણ તો મળવું જ જોઈએ કે જેથી એ લોકો વધુ સભર-સંપન્ન જીવન જીવી શકે. પણ એમને આવું શિક્ષણ આપતી કોઈ નિશાળ આજે ગામડાંમાં નથી.

'તેથી જેને યથાર્થપણે ગામડાની શાળા કહી શકાય એવી એક શાળાનો પ્રયોગ હું સોખોદેવરામાં કરવા માગું છું. તેમાં નાનાં બાળકો. યુવાનો તેમ જ પ્રૌઢો, તમામને શિક્ષણ મળે. તેનો પાઠ્યક્રમ આજના પાઠ્યક્રમ કરતાં બિલકુલ જુદો હોય. આ ગ્રામશાળા આગળ ઉપરના ઉચ્ચ શિક્ષણ માટેની તૈયારી કરી આપનારી શાળા ન હોય. એ પોતે પોતાનામાં "પૂર્ણ" હોય, એટલે કે અમુક વરસની અંદર એ મૂળભૂત રીતે જરૂરી હોય એટલું જ્ઞાન અને તાલીમ સંપૂર્ણપણે આપી દે. છોકરીઓ માટે થોડોક જુદો પાઠ્યક્રમ ચલાવવામાં આવે. આને લીધે વધુ સારા ખેડૂત, વધુ સારા કારીગર, ગામનાં કામો વધુ સારી રીતે કરી શકનારા ગ્રામજનો ઊભા થાય.

'શિક્ષણ વિશેના આજના જે ખ્યાલો છે તે જોતાં વાલીઓ આવી શાળામા પોતાનાં બાળકોને મોકલવા કેટલા તૈયાર થશે, તે સવાલ છે. પરંતુ ગામડાંના લોકોએ વહેલું મોડું એ સમજવું જ પડશે કે ગામડાનો દરેકે દરેક યુવાન ગામ બહાર જઈને પોતાની રોજીરોટી મેળવે, એ શક્ય જ નથી. ભારતનાં સાડાપાંચ લાખ ગામડાં આ રીતે વેરાન બની જઈ શકે નહીં. ગામડાંમાં રહેતી વસ્તીમાં કદાચ થોડોક ઘટાડો થાય, પરંતુ તોયે શહેરોની સરખામણીમાં ગામડાંમાં જ આપણી મોટા ભાગની વસ્તી રહેવાની. એ નક્કી. ત્યારે શું આ મોટા ભાગની વસ્તી અશિક્ષિત અને અકુશળ જ રહેશે? નહીં જ તો. પરંતુ આજે આપણે ગામડાંમાં જે શિક્ષણ આપીએ છીએ તેનું પરિણામ તો આના કરતાં જુદું આવી જ શકે નહીં. તેથી ખરેખરી ગ્રામશાળા કેવી હોય તેનો આવો કોઈક પ્રયોગ કરવો જ પડવાનો.

'આ ગ્રામશાળા બાળકોને જ નહી, યુવાનોને અને પ્રૌઢોને પણ શિક્ષણ આપશે. તેથી એ લોકો જ્યારે કામે જતા ન હોય ત્યારે તથા જે ઋતુમાં અને જે દિવસોમાં એમને કામ ન હોય, એવા દિવસોમાં આ શિક્ષણ અપાવું જોઈએ. આ રીતના પ્રયોગમાંથી જે અનુભવ મળે તે પરથી ગ્રામશિક્ષણ વિશે આગળનો માર્ગ સૂઝશે, એવી મને આશા છે.'

આવો પ્રયોગ કરવાની જે૦પી૦ની આકાંક્ષા હતી. પણ તે ન થઈ શક્યો. જે૦પી૦ કહેતા કે સર્વોદય એ સમાજવાદનું વધુ યથાર્થ અને વધુ શુદ્ધ સ્વરૂપ છે. અને આ સર્વોદય અને ગ્રામસ્વરાજની સ્થાપના એટલે એક નવી માનવીય સંસ્કૃતિ ખીલવવાની વાત છે. તેમાં જીવનનાં બધાં ક્ષેત્રોમાં આવા અનેક પ્રયોગો કરીને નવાં મૂલ્યો અને નવી પ્રણાલીઓ પ્રસ્થાપિત કરવી પડશે. તે દિવસોમાં જે૦પી૦ "ભૂદાનમૂલક ગ્રામોદ્યોગપ્રધાન અહિંસાત્મક ક્રાંતિ"નો અર્થ સમજાવતા. તેઓ કહેતા કે 'આપણાં બધાં કામો "ભૂદાનમૂલક" બનવાં જોઈએ. એટલે કે વિનોબાએ ભૂદાન-યજ્ઞ રૂપે આપણી સામે જે પ્રક્રિયા ઉપસ્થિત કરી છે—સમાજ પ્રત્યેનું ઋણ ફેડવા માટે આપણી પાસે જમીન, સંપત્તિ, બુદ્ધિ, શ્રમ જે કાંઈ હોય તેમાંથી સમાજનો અમુક હિસ્સો આપવો—તે પ્રક્રિયાનો આપણે સ્વીકાર કરીએ અને તેને જ આપણાં બધાં કાર્યોનો આધાર બનાવીએ. ભૂદાનમૂલક એટલે ક્રાંતિકારી દૃષ્ટિકોણથી અને ક્રાંતિકારી પદ્ધતિથી સર્વોદયનું કામ કરવું.'

**આધ્યાત્મિક દૃષ્ટિ**

ગ્રામસ્વરાજના પાયામાં આધ્યાત્મિક દૃષ્ટિ પણ રહેવી જોઈશે, એ વાત ઉપર જે૦પી૦ હંમેશા ભાર મૂકતા. તે વખતે બ્રેઝનેવનું એક વાક્ય એમના વાંચવામાં આવેલું. એ દિવસોમાં પોતાનાં ભાષણોમાં તેનો ઉલ્લેખ જે૦પી૦ વારંવાર કરતા : 'જુઓ, સામ્યવાદી નેતા પણ આધ્યાત્મિક મૂલ્યોની વાત કરે છે અને તેની સ્થાપના પર ભાર મૂકે છે. રશિયાના સામ્યવાદી પક્ષના મહામંત્રી બ્રેઝનેવે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે, "જો આપણે લોકો સમક્ષ કેવળ ભૌતિક પ્રેરણાઓ જ મૂકીશું તો, that will impoverish the inner world of the Soviet man—તેને લીધે સોવિયેત માનવના આંતરિક જગતનું દરિદ્રીકરણ થશે." પૂરું આધ્યાત્મિક વાક્ય છે!'

જે૦પી૦ માનવતાવાદી તો પહેલેથી જ હતા. માર્ક્સવાદનાં પણ અમાનવીય તત્ત્વો એમને કદાપિ રુચ્યાં નહોતાં. પરંતુ ૨૧ દિવસના ઉપવાસ બાદ એ માનવતાવાદ ઉપરાંત અધ્યાત્મની વાત પણ વારે વારે કરતા થયા હતા. આધ્યાત્મિક વલણ એમને માટે પછી સ્વાભાવિક બની ગયું હતું. સોખોદેવરા આશ્રમ માટે જે ગ્રામનિર્માણ મંડળ બનાવ્યું તેના ઉદ્દેશોમાં લખ્યું હતું : 'માનવનાં જીવન-મૂલ્યોમાં એવું પરિવર્તન લાવવાનો પ્રયત્ન કરવો કે જેથી વ્યક્તિના હિતને લોક-હિતથી અને ભૌતિક આકાંક્ષાઓને આધ્યાત્મિક પ્રેરણાઓથી પોષણ મળે.'

ગ્રામસ્વરાજ આંદોલનનો મર્મ આમાં આવી જાય છે. એવી જ રીતે સોખોદેવરા આશ્રમમાં બે તખ્તી ઉપર વિનોબા અને જે૦પી૦નાં વચનો કોતરાયેલાં છે. વિનોબાનું વચન છે : 'સત્ય, પ્રેમ, કરુણા—વિનોબાના જય જગત્!' અને જયપ્રકાશજીનું વચન છે : 'પોતીકા-પરાયાનો ભેદ મિટાવવો, એ જ સૌથી ઊંચો ધર્મ છે— જયપ્રકાશ નારાયણ.'

આ જ એમના દિલની તીવ્ર ઝંખના હતી. આ જ એમના કર્મ પાછળની પ્રેરણા હતી. માનવ માત્ર સાથે એકરૂપ થવા એ મથ્યા. માનવ માત્રની મુક્તિ કાજે એ ઝઝૂમ્યા.

**સચરાચર સૃષ્ટિ સાથે એકરૂપતા**

આવા માણસો સચરાચર સૃષ્ટિ સાથે પણ એકરૂપ થઈ શકતા હોય છે. જે૦પી૦ને વૃક્ષો માટે બહુ જ પ્રેમ હતો. લાહોર કિલ્લાની જેલમાં શરૂઆતમાં એમને એક નાની કોટડીમાં ગોંધી રાખેલા. પણ પછી ત્યાંથી થોડા મોટા ઓરડામાં પૂર્યા. ત્યારે પોતાની જેલ-ડાયરીમાં જે૦પી૦એ નોંધ્યું છે : 'સામે કેટલાંક વૃક્ષો હતાં. મને ઘણું સારું લાગ્યું!'

સોખોદેવરામાં પણ વૃક્ષોની માવજતમાં જે૦પી૦ ઘણો સમય આપતા. એમને તે કામ બહુ ગમતું. પ્રભાદીદીની રોજનીશીમાં ૧૯૫૯ની સોખોદેવરાની એક નોંધ છે : જે૦પી૦ને ઝાડ-પાન માટે બહુ પ્રેમ છે. બપોરે જ્યારે માળી ઝાડ રોપતો હતો ત્યારે લખવાનું છોડીને જે૦પી૦ ત્યાં ચાલ્યા ગયા. આવીને કહેવા લાગ્યા : 'મને આ કામ બહુ સારું લાગે છે. કદાચ આગલા જન્મમાં હું ઝાડ હોઈશ!'

મરાઠી કવિ મંગેશ પાડગાંવકરની સરસ પંક્તિ છે :

જ્યાંચી હૃદયે ઝાડાંચી,
ત્યાનાંચ ફક્ત ફુલે યેતાત,
તેચ વાઢતાત, પ્રકાશ પિતાત,
તેચ ઋતુ ઝેલૂન ઘેતાત

—ઝાડ જેવાં જેમનાં હૃદય હોય છે, એમને જ ફક્ત ફૂલો આવે છે, તેઓ જ વર્ધમાન રહે છે, તેઓ જ પ્રકાશનું પાન કરે છે, તેઓ જ ઋતુ સહન કરી લે છે.

જયપ્રકાશજીના નિત્ય પ્રફુલ્લિત, નિત્ય વર્ધમાન, નિત્ય પ્રકાશગામી, નિત્ય ધૈર્યશીલ વ્યક્તિત્વના મૂળ સચરાચર સૃષ્ટિ અને માનવમાત્ર સાથેની એમની એકાત્મતામાં હતાં. એમની આખીયે જીવનચર્યા આ એકાત્મતાની સાધનામાં જ લીન હતી.



૧૨

# લોકનીતિની અનન્ય ઉપાસના

લગભગ બે દાયકા સુધી ગ્રામસ્વરાજ આન્દોલન એકધારું ચાલ્યું. તેમાં ભૂદાન, ગ્રામદાન, શાંતિસેના વગેરે કાર્યક્રમો ચાલ્યા, પણ મૂળમાં તો એ રાષ્ટ્રના નૈતિક પુનરુત્થાનનું એક માધ્યમ બની રહ્યું. રાષ્ટ્રની એકાત્મતા પણ તેનાથી પુષ્ટ થઈ. વિનોબાજી કહેતા કે મારું મુખ્ય કામ છે દિલોને જોડવાનું. ૧૩ વરસ સુધી એમની અખંડ પદયાત્રા અને પછી એક વરસના વિરામ બાદ ચાર વરસની તૂફાનયાત્રા. સાથોસાથ એમણે બીજા બે-પાંચ હજારને પણ ચાલતા કર્યા. ચારેકોરની ભોગ પાછળની દોટ વચ્ચે એક ત્યાગ-મૂલક કાર્યક્રમ લઈને ગાંધી-વિચારથી પ્રેરિત કાર્યકરોનો મોટો સમૂહ દેશ આખામાં ઘૂમી વળ્યો. દેશમાં સર્વત્ર એમનું સ્વાગત થયું. આ રીતે "સર્વોદય"ની ભાવનાનો જનજીવનમાં પ્રવેશ કરાવવા માટે એક વ્યાપક આન્દોલન ચાલ્યું. પદયાત્રાઓ થઈ, અનેક શિબિર-સંમેલનો, ગોષ્ઠી-વાર્તાલાપો થયાં. દેશની બધી જ ભાષામાં આન્દોલનનાં સામયિકો ચાલ્યાં અને સાહિત્ય પ્રકાશિત થયું. અનેક ચિંતકોના વિચારો સમાજ સમક્ષ મુકાયા. આને લીધે વિચાર-પ્રચાર અને લોકસંપર્કનું કામ સાતત્યપૂર્વક ચાલ્યું. દેશ-દુનિયાની પરિસ્થિતિ તેમ જ સાંપ્રત પ્રવાહોની સમીક્ષા થતી રહી, અને સર્વોદયનો દૃષ્ટિકોણ રજૂ થતો રહ્યો. આમ, ઘણું વ્યાપક લોકશિક્ષણનું કામ થયું.

**લોકનીતિના વિકાસમાં મહત્ત્વનો ફાળો**

આ આખાયે આન્દોલનમાં જયપ્રકાશજીનો પણ પૂરેપૂરો ફાળો રહ્યો. એમનું દેશભ્રમણ સતત ચાલતુ રહ્યું અને લોકોને તેમ જ કાર્યકરોને પ્રેરણા આપતું રહ્યું. આ ઉપરાંત સર્વોદય આન્દોલનને જે૦પી૦એ એક વિશેષ રીતે સમૃદ્ધ કર્યું. લોકનીતિનો વિકાસ એ આન્દોલનનું એક મુખ્ય અંગ હતું. સરકારનું અને ચૂંટણીનું રાજકારણ નહીં, પક્ષાપક્ષીનું રાજકારણ નહીં. પણ લોકોનું રાજકારણ વિકસે એવો સર્વોદય આન્દોલનનો પ્રયત્ન હતો. જાહેર જીવનના પ્રશ્નો રાજનીતિની દૃષ્ટિએ નહીં, લોકનીતિની દૃષ્ટિએ ઊકલતા થાય, તેને માટે અહિંસાની રીતો અને પદ્ધતિઓ શોધાતી રહે અને લોકમાનસ આને માટે કેળવાતું જાય, એવી આન્દોલનની નેમ હતી. આ દિશામાં જે૦પી૦નો ફાળો ઘણો મહત્ત્વનો રહ્યો.

જે૦પી૦ની દૃષ્ટિ કદીયે એકાંતિક રહી નથી. ગ્રામસ્વરાજ આંદોલનના કામમાં એકાગ્રતાપૂર્વક લાગેલા હતા તેની સાથોસાથ સમગ્ર પરિસ્થિતિ ઉપર પણ એમનું ધ્યાન સતત રહેતું. દેશ-દુનિયાના બનાવો વિશે એ હંમેશા જાગરૂક અને સાવધાન રહેતા. દેશમાં કે દુનિયામાં બનનારી કોઈ પણ મહત્ત્વની ઘટના તરફ એમનું ધ્યાન ન ગયું હોય એવું બનતું નહીં. અને એ ઘટના કે પ્રશ્ન વિશે નિર્ભયતાપૂર્વક સ્પષ્ટ શબ્દોમાં પોતાનું મંતવ્ય જાહેર કરવાનું અને જરૂર પડે ત્યારે તે અંગે સક્રિય પગલું ભરવાનું તેઓ કદી ચૂકતા નહીં. આ રીતે સ્વરાજ્ય મળ્યા બાદ અનેકવિધ પ્રશ્નોમાં પોતાની આગવી ઉત્કટતા, ઝીણવટ, નિર્ભીકતા અને વિશાળ દૃષ્ટિ સાથે રસ લઈને જે૦પી૦એ જાહેર જીવનમાં

એક નિષ્પક્ષ લોકનિષ્ઠ દેશનેતાનું સ્થાન પ્રાપ્ત કરેલું. લોકનીતિની ઉપાસનાનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ એમણે પૂરું પાડ્યું. સ્વરાજ્યના પહેલાં ત્રણ દાયકામાં કોઈ પદ કે સત્તા વિના તેમ જ કોઈ પદ કે સત્તાની લાલસા વિના સામાન્ય નાગરિકની હેસિયતથી આ માટે જે૦પી૦એ જે અવિરત પુરુષાર્થ કર્યો છે, તેનો જોટો જડે તેમ નથી.

**પહેલેથી પક્ષનિષ્ઠ કે સત્તાનિષ્ઠ નહીં, લોકનિષ્ઠ જ**

હજી પોતે એક રાજકીય પક્ષના નેતા હતા ત્યારથી જ પક્ષનિષ્ઠ કે સત્તાનિષ્ઠ કરતાં લોકનિષ્ઠ જ વિશેષ રહ્યા હતા. તે ઉપરાંત નારાબાજીમાં રાચવાને બદલે કોઈ પણ પ્રશ્નની વિગતે, ઊંડી સમજણ આપીને સ્વસ્થ લોકમતનું ઘડતર કરતા રહેવાનું એમનું વલણ પણ પહેલેથી રહ્યું છે. ઈ૦ ૧૯૪૮ના જુલાઈમાં એક લેખમાં એમણે કહેલું : 'ભયની બુમરાણ મચાવાતી રહે છે. હૈદરાબાદ ભયમાં છે, કાશ્મીર ભયમાં છે, વગેરે. પણ વ્યક્તિનું સ્વાતંત્ર્ય ભયમાં છે, તેની કોઈને પડી નથી ! લોકો પણ મૂળભૂત બાબતો વિશે ઉપેક્ષા સેવે છે, અને સત્તાધારીઓ ભારોભાર અનાસ્થા......જે સાચું છે તેના અમલમાં આપણું માનસિક આળસ અથવા સંકુચિત પક્ષીય રાજકારણ કદાપિ વચ્ચે ન આવવું જોઈએ.'

ગાંધીજીની હત્યા બાદનાં તુરતનાં વરસોમાં કિશોરલાલ મશરૂવાળાએ હરિજન પત્રો મારફત જાહેર જીવનના પ્રશ્નો બાબત સર્વોદયનો દષ્ટિકોણ બહુ જ વેધક રીતે રજૂ કરવા માંડ્યો હતો. પણ તેઓ લાંબું ન જીવ્યા. એમના મૃત્યુ પ્રસંગે જે૦પી૦એ કહ્યું : 'હિંદમાં ઘણા રાજકીય પક્ષો છે. એ દરેકને પોતાના નેતા છે, અને શાણપણનો ઇજારો એક માત્ર પોતાને પક્ષે જ છે, એવો તે સહુનો દાવો છે. પણ પક્ષથી પર એવું પણ એક શાણપણ હોય છે અને પક્ષરહિત હોવા છતાં દરેક પક્ષને માટે તે ઉપકારક હોય છે. એ દુર્બળ, નિરભિમાન પુરુષ એવું—નિષ્પક્ષ, પારગામી, માનવતા અને ઉદારતાથી ભરેલું શાણપણ ધરાવતા હતા. એટલા માટે જ તેઓ ભારતનું રાજકીય અંતઃકરણ બની ગયા હતા.'

મશરૂવાળા ૧૯૫૨માં મૃત્યુ પામ્યા. ત્યારે પણ હજી જે૦પી૦ એક પક્ષના નેતા જ હતા. છતાં પક્ષીય સંકુચિતતા એમનામાં નહોતી. અને પક્ષની અને સત્તાની રાજનીતિને તિલાંજલિ આપી જ્યારે સર્વોદયની લોકનીતિની ઉપાસનામાં લાગ્યા ત્યારે તો જે૦પી૦નું આ વલણ પૂરી કળાએ ખીલી ઊઠ્યું. જે શબ્દો એમણે કિશોરલાલભાઈ વિશે કહ્યા છે, તે જ શબ્દો જે૦પી૦ની પોતાની ભૂમિકા માટે પણ એવા ને એવા લાગુ પડે તેમ છે. તેઓ ભારતનું રાજકીય અંતઃકરણ બની ગયા.'

જ્યારે સર્વોદય આન્દોલનમાં ઝંપલાવ્યું, ત્યારે જે૦પી૦એ સ્પષ્ટ કહેલું કે, 'હવે મારી બધી શક્તિ લોકનીતિના વિકાસ પાછળ લાગશે, તેમ છતાં રાજનીતિના ક્ષેત્રમાં શું થઈ રહ્યું છે તે વિશે હું આંખ મીંચીને બેસી રહીશ નહીં. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, રાજનીતિ લોકોના જીવનને અમુક હદ સુધી અસર કરે જ છે. એ અસર શક્ય તેટલી હિતકારી રહે તે માટે હું બહાર રહીને પણ પ્રયત્ન કરતો રહીશ.'

**નેહરુની તિબેટનીતિનો ઘોર વિરોધ**

શરૂઆતના વરસોમાં તો નેહરુનો સુવર્ણકાળ તપતો હતો. દેશ અને દુનિયામાં એમની બોલબાલા હતી. છતાં એમના તેજથી અંજાયા વિના જ્યારે જરૂર પડી ત્યારે જે૦પી૦એ એમની સામે અવાજ ઉઠાવ્યો જ. બેત્રણ વાર તો નેહરુની વિદેશનીતિને લીધે એમને સખત ટીકા કરવી પડી હતી. આમ તો આપણી તટસ્થતાની નીતિના જે૦પી૦ પણ પ્રખર હિમાયતી રહેલા. બલ્કે, એ પ્રકારની વિદેશનીતિ ઘડવામાં એમનો અને એમના સમાજવાદી સાથીઓનો પણ સારો એવો હિસ્સો હતો એમ કહીએ તોયે ખોટું નહીં. પરંતુ જ્યારે એમને લાગ્યું કે આ તટસ્થતા ભાવરૂપમાં સચવાતી નથી અને જાણે બેવડાં ધોરણ અપનાવાય છે, ત્યારે નેહરુના એવા વલણની એમણે આકરી આલોચના કરી.

નેહરુની તિબેટ નીતિનો જે૦પી૦એ ઘોર વિરોધ કરેલો. ચીને તિબેટ ઉપર આક્રમણ કર્યું, ત્યાં હજારો માણસોને રહેંસી નાખ્યા, છતાં તેની સામે આપણે અવાજ ન ઉઠાવ્યો અને ચીનનું તિબેટ ઉપરનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું, તે એક ગંભીર ભૂલ હતી એમ જે૦પી૦ માનતા. યુનોમાં એ પ્રશ્ન ઊઠ્યો ત્યારે ભારતે ઊલટાની એવી ખાતરી આપી કે આ પ્રશ્ન તો ચીન અને તિબેટ આપસમાં શાંતિપૂર્વક ઉકેલી લેશે ! ભારતે આવું ખોટું વલણ ન અપનાવ્યું હોત તો કદાચ પરિણામ કંઈક જુદું આવત. તે વખતે ચીન એટલું તૈયાર નહોતું થયું અને કોરિયાના મામલામાયે તે ફસાયેલું હતું, એટલે યુએઝ વખતે ઊઠ્યો એવો પ્રબળ લોકમત જો ત્યારે જગાડી શકાયો હોત તો તિબેટને કદાચ બચાવી શકાયું હોત. જે૦પી૦નું કહેવું હતું કે 'ચીન તે વખતે આપણું મિત્ર હતું એ ખરું, પણ મિત્ર જો અન્યાય કરતો હોય, તો એની ટીકા ન થાય ?'

પાછળથી ચીનના ભારત ઉપરના આક્રમણે પુરવાર કરી આપ્યું કે જે૦પી૦ સાચા હતા. એમની વાત સમયસર કાને ધરાઈ હોત, તો કદાચ ચીનને ભારતની સરહદ સુધી પંજો પસારતું અટકાવી શકાયું હોત. જે૦પી૦એ આ બાબત લોકમત કેળવવા ભારે મથામણ કરી હતી. ૧૯૫૯માં આ માટે એક આંતરરાષ્ટ્રીય પરિષદ પણ બોલાવી હતી, જેમાં એશિયા-આફ્રિકાના ૧૯ દેશોએ ભાગ લીધેલો. પાછળથી ૧૯૬૩માંયે તિબેટની સ્વાયત્તતાનો સ્વીકાર કરવા અને તિબેટ પરના ચીનના બળાત્કારને વખોડી કાઢતા ઠરાવને યુનોમાં ટેકો આપવા જે૦પી૦એ નેહરુને સમજાવવા ઘણી કોશિશ કરી હતી પણ નેહરુ નહોતા માન્યા. ત્યારે તા. ૨૩-૮-૬૩એ જે૦પી૦એ નેહરુને આકરા શબ્દોમાં લખ્યું : 'હજીયે ધર્મસંકટમાંથી નીકળી શકાયું નથી તે નિરાશાજનક છે. મને કહેવા દો કે તમારી તિબેટ અંગેની નીતિ અનૈતિક છે અને તે નાનકડા કમભાગી દેશને અપાર નુકસાન

પહોંચાડનારી છે એટલું જ નહીં ભારતને પણ ઘણું મોટું નુકસાન પહોંચાડનારી છે.' જે૦પી૦એ દલાઈ લામા સાથે ઘણો સારો સંબંધ રાખેલો અને તિબેટ કદાચિત્ તો કદાચિત્ પોતાની સ્વતંત્રતા પાછી મેળવશે એવી આશા પણ તેઓ રાખતા.

## હંગેરી વખતેય નેહરુને ઢંઢોળ્યા

હંગેરી પરના રશિયાના આક્રમણ વખતે પણ જે૦પી૦એ નેહરુને ઢંઢોળ્યા. પશ્ચિમના દેશોના સામ્રાજ્યવાદની ટીકા કરતા થાકીએ નહીં અને રશિયન સામ્રાજ્યવાદ વિશે આંખમીંચામણાં કરીએ, તે શાંતિ અને તટસ્થતાની નીતિને માટે ટૂંપો દેવા બરાબર છે. જ્યારે કૃષ્ણમેનને કહ્યું કે આ તો એમનો અંદરનો પ્રશ્ન છે, ત્યારે જે૦પી૦ ઊકળી ઊઠ્યા : 'શું એમ કહેવું કે રશિયાવાળાઓનાં ઘર હંગેરીમાં તો નહોતાં ને ? પણ રશિયાએ ત્યાંની પ્રજાને કચડવા પોતાની સેના મોકલી ! એક તરફ હંગેરિયન નવજુવાન હતા, અને બીજી તરફ રશિયાની ટેન્ક હતી. આને ઘરનો પ્રશ્ન કહેવાય ?'

તે વખતે પણ ભારતે જો નિર્ભયતાથી આ નગ્ન આક્રમણને વખોડી કાઢવામાં આગળ પડતો ભાગ ભજવ્યો હોત, તો કદાચ રશિયાને ત્યાંથી પાછા વળવું પડ્યું હોત અથવા કમ સે કમ રશિયાના હંગેરી ઉપરના બીજી વારના આક્રમણને તો ખાળી જ શકાયું હોત.

## ચેકોસ્લોવાકિયા અંગેની સંવેદનશીલતા

આવી જ રીતે ૧૯૬૮માં ચેકોસ્લોવાકિયા પરના રશિયાના આક્રમણ વખતે પણ જે૦પી૦એ અવાજ ઉઠાવેલો. પ્રભાવતીજીએ પોતાની રોજનીશીમાં તા. ૨૨-૮-૬૮ના રોજ નોંધ્યું છે : 'જે૦પી૦એ આજે છાપામાં વાંચ્યું કે ચેકોસ્લોવાકિયામાં રશિયાની સેના પ્રવેશી. વાંચીને બહુ જ દુઃખી-દુઃખી થઈ ગયા. એમની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. બહુ જ ઉદાસ રહ્યા.'

આ બધા પ્રશ્નો એમને માટે નકરા રાજકીય પ્રશ્નો નહોતા. એ માનવીય પ્રશ્નો હતા અને એમના દિલની અંતરતમ સંવેદનશીલતાને સ્પર્શતા હતા. આ વિશે જે૦પી૦એ કહેલું : 'માનવહૃદયમાં વસેલી સ્વતંત્રતાની આકાંક્ષાને કચડી નાખવા રશિયન ટેન્કો મોકલવામાં આવી ! સામ્યવાદી આન્દોલન અને સામ્યવાદી ક્રાંતિ આમ તો સામ્રાજ્યવાદવિરોધી ગણાય છે. પણ ૫૦ વરસ પછીયે સામ્યવાદનું સામ્રાજ્યવાદી સ્વરૂપ બદલાયું નથી, અને જોરાવર હિંસક જાનવર બીજાં નબળાં પશુને ખાઈ જાય એવો જંગલનો કાયદો જ હજીયે સામ્યવાદી દુનિયામાં પ્રવર્તે છે !'

એમની મૂળ વેદના આ હતી. માનવ-સ્વાતંત્ર્યને કચડી નાખનારા કોઈ પણ પરિબળનો સજ્જડ સામનો કરવો જોઈએ. સાથોસાથ તેઓ રશિયાના વિરોધી બની ગયા હતા એવુંયે નથી. રશિયા સાથે પણ ભારતના સંબંધો સારા હોવા જોઈએ એમ માનતા. બાંગ્લા દેશના પ્રશ્ન વખતે ભારત-રશિયા વચ્ચે થયેલા મૈત્રી-કરારનું જે૦પી૦એ જોરદાર સમર્થન કર્યું હતું.

## ગોવાના પ્રશ્ને [illegible] વલોપાત અને ઉદ્વેગ

૧૯૬૧ના ડિસેમ્બરમાં ભારત સરકારે મર્યાદિત લશ્કરી પગલાં ભરી દીવ, દમણ અને ગોવાનાં ત્રણ પોર્તુગીઝ સંસ્થાનો કબજે કરી લીધાં. ત્યારે જે૦પી૦એ ભારતની ભૂમિ પર સંસ્થાનવાદના અંતિમ અવશેષની પરિસમાપ્તિ માટે આનંદ જ વ્યક્ત કર્યો. તેમ છતાં એમણે કહ્યું કે 'હિંસાને અનિષ્ટ અને માનવના માટે ઘાતક માનનારી મારા જેવી વ્યક્તિને એ વાતનો ખેદ છે કે એના પોતાના જ દેશને હિંસાનો આશરો લેવો પડ્યો. અહિંસાથી આખા દેશની આઝાદી મેળવી. પરંતુ માતૃભૂમિના એક નાના સરખા ભાગને અહિંસક સાધનો દ્વારા મુક્ત કરાવવામાં આપણે અસફળ રહ્યા.'

[illegible] પણ ભારત પ્રત્યે સદ્‌બુદ્ધિ બતાવવા છતાં તે લેવા માટે બળનો ઉપયોગ ન કરવાનો આપણે અનુરોધ કરતા આવ્યા હતા તથા આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનો ઉકેલ શાંતિમય સાધનો દ્વારા જ લાવવાની હિમાયત કરતા રહ્યા હતા. તે દૃષ્ટિએ સરકારનું આ પગલું બિલકુલ ખોટું હતું એમ જે૦પી૦એ ભારપૂર્વક કહ્યું. પરંતુ એમને સૌથી વધુ ઉદ્વેગ એ વાતનો હતો કે અહિંસામાં માનનારા આ બાબતમાં કશું ન કરી શક્યા. અત્યંત વ્યથાપૂર્વક એમણે કહ્યું કે, 'આ મામલામાં અગર જો કોઈ દોષિત હોય તો, તે અમે છીએ. એનો દોષ મુખ્યતઃ શાંતિસેનાના સેનાપતિ વિનોબા પર અને અમો શાંતિસૈનિકો પર છે. અહિંસાની દૃષ્ટિએ પાયાનું રચનાત્મક કામ આપણે સહુ કરી રહ્યા છીએ એમ આપણે માનીએ છીએ. પરંતુ આવા પ્રશ્નો અંગે આપણી કોઈ જવાબદારી ખરી કે નહીં ? આ બધા પ્રશ્નો રાજ્યોને હવાલે સોંપી દેવાથી અહિંસાનો વિકાસ થઈ શકવાનો નથી.'

આ ગાળામાં જે૦પી૦ ઉપર પશ્ચિમના શાંતિવાદીઓ અને એમનાં શાંતિ આંદોલનોની ઘણી બધી અસર હતી. એમને થયા કરતું કે એ લોકો જેવું આપણે તો કાંઈ જ કરતા નથી. આ અંગે એમનું દિલ બહુ વલોવાતું રહેતું. એટલે પોતે જ કહેતા કે, 'આ બધું હું ભાવાવેશથી કહી રહ્યો છું. મારી વાતોમાં ઉત્તેજના આવી જાય છે, તે બદલ ક્ષમાપ્રાર્થી છું. પણ દિલના દર્દ પાસે હું લાચાર છું.'

આ અંગે ત્યારે ઘણું મંથન ચાલેલું. પ્યારેલાલજીએ પણ કહેલું કે 'અહિંસાની પદ્ધતિની અસરકારકતા બતાવી આપવાની સોનેરી તક ગુમાવી દેવાઈ.' પણ તેમાં પાછું એમણે ઉમેર્યું કે, 'અહિંસા એ આધ્યાત્મિક અનુભવ છે. શાંતિસેના વાસ્તવિક બને તે પહેલાં તેના વ્યક્તિગત સભ્યોને આ અનુભવ થઈ જવો જોઈએ. દેશના એકાદ ગામડામાં સમાજવિરોધી તત્ત્વો સામે અહિંસક સંરક્ષણ યોજવાનો ગંભીર પ્રયત્ન કર્યા સિવાય આંતરરાષ્ટ્રીય શાંતિસેનાની વાતો કરવી એ તો ઘોડાની આગળ ગાડી જોડવા જેવો ઘાટ છે !'

ધીરેન્દ્ર મજુમદારે આખી પરિસ્થિતિની બહુ વિશદ છણાવટ કરીને ત્યારે કહેલું કે, 'સમાજમાંથી હિંસાનાં કારણો નાબૂદ

કરવાના પાયાના સવાલ પ્રત્યે આપણું ધ્યાન દોરીએ. અને એ રીતે જોઈએ તો વિનોબા જ એક એવી વ્યક્તિ છે જે આજે એકલે હાથે મથી રહી છે. પરિસ્થિતિ પ્રત્યે તેઓ નિરંતર જાગરૂક છે અને આપણી સામેના અનેક સવાલોના અહિંસક ઉકેલ શોધવા તેઓ ઝૂઝી રહ્યા છે.'

જો કે જે૦પી૦ના મનનું સમાધાન થતાં ખાસ્સો સમય લાગ્યો. છેવટનું સમાધાન તો દેશ પર ચીનનું આક્રમણ થયું ત્યારે થયું. એ તો ગોવા કરતાંયે ક્યાંય વધારે મોટો પ્રશ્ન હતો. પરંતુ ત્યારે જે જબ્બર મંથન ચાલ્યું તેને પરિણામે જે૦પી૦ની ભૂમિકામાં ઘણું પરિવર્તન આવ્યું. એમણે એમ પણ કહી દીધું દીધું કે, 'દરેક યુદ્ધ અનૈતિક જ છે એમ કહેતાં મારી જીભ ઉપડતી નથી.'

૧૯૬૨માં ભારત ઉપર ચીનનું આક્રમણ થયું. તે વખતે વિનોબાજીએ "વીર બનો, મહાવીર બનો!" નો જે મંત્ર દેશને આપેલો, તેની સાથે જે૦પી૦ પૂરેપૂરા એકસૂર હતા. શરૂમાં ચીનની કોઈ પણ શરત સ્વીકારી લઈને ગમે તેમ યુદ્ધ બંધ કરવાની એક વાત ચાલતી તેની પણ જે૦પી૦ વિરુદ્ધ હતા. ત્યારે એમણે કહેલું: 'કોઈ પણ દેશની આઝાદી પર આઘાત પહોંચાડીને, તેને અપમાનિત કરીને શાંતિ અને અહિંસા ક્યારેય સ્થાપી શકાશે નહીં.'

**ચીન સાથે રાજકીય પતાવટની હિમાયત**

પરંતુ પછી જ્યારે ઘણા રાજકારણીઓ પ્રજામાં ઉન્માદનું વાતાવરણ ઊભું કરી રહ્યા હતા, "હિંદી–ચીની ભાઈ-ભાઈ"ની જગ્યાએ બાપે માર્યાં વેરનો લોક-હિસ્ટેરિયા દેશમાં ફેલાઈ રહ્યો હતો, ત્યારે લોકોનો ખોફ વહોરી લઈનેય જે૦પી૦ ફરી-ફરીને સમજાવતા રહ્યા કે આ વલણ તદ્દન ખોટું છે. સામાન્ય રાજકારણીઓ તો "તસુએ તસુ જમીન પાછી મેળવીને જ જંપીશું," એવા હાકોટા પાડતાં અને લોકોની તાળીઓ મેળવતાં થાકતા નહોતા. પણ તેવે વખતે અળખામણા થઈનેય જે૦પી૦એ લોકોને સમજાવ્યા કર્યું કે આપણા બે મોટા દેશ અને આવડી બે મહાન પ્રજા વચ્ચે કાયમનું દુશ્મનાવટ શક્ય નથી, ઇષ્ટ પણ નથી. વળી, યુદ્ધથી આ પ્રશ્નનો ઉકેલ કદી આવી શકવાનો નથી, આનો ઉકેલ તો રાજકીય પતાવટની રીતે આપલેની ભૂમિકાએ જ આવી શકશે. એ વાત ઉપર પણ ભાર મૂકતા રહ્યા. આવી આપલેનો અર્થ શરણાગતિ હરગિજ નથી. તેમાં પરસ્પરનાં [illegible] હિતોને માન્ય કરીને પરસ્પર કોઈક સમજૂતી ઉપર આવવાનું હોય છે.

[illegible] જે૦પી૦એ દેશ સમક્ષ એક [illegible] મૂક્યું. એમણે કહ્યું કે [illegible] ચીનને અક્સાઈ [illegible] ચીનને આ વિસ્તાર [illegible]

આપે. ચીન તેનો લશ્કરી ઉપયોગ ન કરી શકે. ત્યાં ધ્વજ ભારતનો રહે. અથવા તો આ અકસાઈ ચીનના બદલામાં આપણે ચીન પાસે એમના ચૂંબી ખીણના વિસ્તારની માગણી કરીએ. હિંદુસ્તાનના નકશા ઉપર નજર નાખવાથી જણાશે કે આ ચૂંબી ખાણ આપણને બહુ ઉપયોગી થઈ પડે તેમ છે. અત્યારે આસામને બાકીના ભારત સાથે જોડતી માત્ર એક સાંકડી પટી છે. કટોકટીને વખતે જો કોઈ દુશ્મન દેશ એટલી પટીનો કબજો લઈ લે, તો આખું આસામ, નેફા, નાગાલેન્ડ વગેરે ભારતથી છૂટું પડી જાય. ઊંધા અંગૂઠાના આકારની આ ચૂંબી ખીણ મળી જાય તો સંરક્ષણની દૃષ્ટિએ તે આપણને ઘણી ઉપયોગી થાય. આમ, જે૦પી૦નું આ સૂચન દૂરંદેશીભર્યું અને અત્યંત વ્યવહારુ છે. પણ ઉશ્કેરાટભરી લોકલાગણીના વાજાં ઢોળ વચ્ચે સ્વસ્થતાપૂર્વક વિચારવાની ઝાઝી ગુંજાશ નથી હોતી. જો કે હજી આજેય ચીન સાથેનો મામલો ઊભો જ છે. જે૦પી૦ જેની વરસો સુધી હિમાયત કરતા રહ્યા હતા એવા રાજકીય પતાવટના આવા કોઈ ધોરણે જ તેનો કાયમનો ઉકેલ ક્યારેક આવે તો નવાઈ નહીં.

એક વાર જે૦પી૦એ કહેલું કે, 'મારી ભૂમિકા એવી છે કે પ્રગટ ચિંતન રૂપે હું મારાં મંતવ્યો જનતા સમક્ષ રજૂ કરી દઉં કે જેથી તેના ઉપર જાહેરમાં ચર્ચા ચાલે અને એ મંથન દ્વારા એક સ્વસ્થ લોકમતના ઘડતરમાં કાંઈક મદદ મળે. કેટલીક વાર તો હું ઇરાદાપૂર્વક મારી વાત જાહેરમાં મૂકતો હોઉં છું, કે જેથી અમુક પ્રશ્નો વિશેનું ચિંતન અત્યંત જડ અને બંધિયાર બની ગયું હોય, તેમાં કાંઈક પ્રવાહિતા આવે.' અકસાઈ ચીનવાળું સૂચન આનું સ્પષ્ટ ઉદાહરણ છે.

ચીન સાથેના યુદ્ધના વાતાવરણમાં પણ નવેમ્બર ૧૯૬૨માં વેડછીમાં મળેલ સર્વોદય સંમેલનમાં જે૦પી૦એ એકપક્ષી નિઃશસ્ત્રીકરણની હિમાયત કરવાની હિંમત કરેલી: 'ભારતના નાગરિકો આજે સંકલ્પ કરે કે અમે હથિયાર નહીં રાખીએ, અમને કોઈનો ભય નથી, અમે સામી છાતીએ મુકાબલો કરીને મરવા તૈયાર છીએ, તો ભારતને કોઈ જીતી શકશે નહીં. ભારત અજેય બનશે. આ કોઈ આસમાની વાત નથી. આપણું સાચું સંરક્ષણ આપણા સંકલ્પમાં અને દુર્નિવાર માનવતામાં રહેલું છે.'

આ ઉપરાંત જે૦પી૦એ દેશભરમાં ઘૂમીને વિનોબાજીની જેમ લોકોને સમજાવ્યા કર્યું કે ચીનનું અસલ આક્રમણ તો વૈચારિક આક્રમણ છે, અને તેનો મુકાબલો તેનાથી અદકેરા વિચાર દ્વારા જ થઈ શકે. માટે સંરક્ષણનો મુખ્ય ઉપાય તો ગ્રામસ્વરાજ જ છે. આ જ સંદર્ભમાં આગળ જતાં વિનોબાએ સુલભ ગ્રામદાનની અભિનવ યોજના વિકસાવી તથા તેનો અત્યંત વ્યાપક પ્રસાર કરી [illegible] વખતે [illegible] તેમાંયે જે૦પી૦ પૂરેપૂરા સંમિલિત હતા.

**અહિંસક પ્રતિકાર અંગે વિનોબાની વાતમાં દમ**

[illegible] અહિંસામાં માનનારાઓમાંથી [illegible] કે આપણું આ આક્રમણનો

અહિંસક પ્રતિકાર ન કર્યો, ખરા મોકાને વખતે આપણે કાંઈ ન કરી શક્યા. વરસેક સુધી સર્વોદયના વર્તુળમાં આની ઘણી ચર્ચા ચાલતી રહી. વિનોબા એમ સમજાવતા રહ્યા કે આ અણુયુગમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આવા સત્યાગ્રહનું સ્વરૂપ કેવું હોય, તે હજી સુધી સમજાયું નથી. મોરચા પર જઈને બે સેના વચ્ચે ઊભા રહેવાની કલ્પના તો સાવ crude— પ્રાકૃત લાગે છે. હિમાલયમાં જવું છે તો તમને જેમની આત્મશક્તિમાં વિશ્વાસ છે એવા કેટલા સજ્જનો ત્યાં જઈ શકશે? જ્યારે સત્યાગ્રહનો દાવો જ એ છે કે તે શરીરશક્તિ નહીં, આત્મશક્તિ છે. માટે તેનું કોઈક આધ્યાત્મિક સ્વરૂપ શોધવું જોઈએ. અને તે હજી સુધી ન મળ્યું હોય તો ભારત સામે આજે આ એક ધર્મયુદ્ધ આવી ઊભું છે, ત્યારે જનતાએ વીર બનીને અને મહાવીર બનીને આ પરિસ્થિતિનો સામનો કરવો રહ્યો. જે નિર્ભયતાથી સામનો કરે છે તે વીર છે અને કોઈ પણ પ્રકારના શસ્ત્ર વિના મરવા માટે તૈયાર થાય છે, તે મહાવીર છે. વિનોબાએ ત્યારે એવી અસંદિગ્ધ ભૂમિકા લીધેલી કે ચીનનું આ નર્યું આક્રમણ છે અને ભારત ઉપર આ લડાઈ લાદવામાં આવી છે.

આ દિવસોમાં જયપ્રકાશજીની અત્યંત ઋજુબુદ્ધિનો પરચો મળ્યો. એમનુંયે મંથન ખૂબ ચાલતું હતું. પણ નવું કાંઈ સૂઝતું નહોતું. બીજી બાજુ એમના વહેવારલક્ષી ચિત્તે એ વસ્તુસ્થિતિની નોંધ લીધી કે આપણા જેવા જ્યારે આજને તબક્કે અહિંસાની ભૂમિકા બાબત હજી ઝોલાં ખાયા કરીએ છીએ, ત્યારે બંગાળનાં ઊંડાં ગામડાંઓમાં પદયાત્રા કરી રહેલ વિનોબાને આ આક્રમણના સમાચાર મળતાં વેંત એમનો સ્વસ્થ અને ધીરગંભીર સૂર રણકી ઊઠ્યો કે વીર બનો, મહાવીર બનો! કશી દ્વિધા નહીં, કશી સંદિગ્ધતા નહીં. માટે જે૰પી૰એ તો અત્યંત ઋજુતાપૂર્વક કહી દીધું કે, 'અહિંસાના સૈદ્ધાંતિક ને તાત્ત્વિક મુદ્દાઓની છણાવટ કરવાની મારી ગુંજાશ નથી. અહિંસાની તાત્ત્વિક બાબતમાં મારી બુદ્ધિ હું વિનોબાને સોંપી દઉં છું અને એમના કહેવા પ્રમાણે ચાલું છું.' અને સર્વ સેવા સંઘના આરામબાગ અધિવેશનમાં જ્યારે વિનોબાએ બે-ત્રણ દિવસ સુધી અહિંસાની ભૂમિકાની તલસ્પર્શી છણાવટ કરી ત્યારે જે૰પી૰ વિનોબાનાં એ ભાષણોને સામાન્ય કાર્યકરો સાથે સામે બેસીને કેવાં એકધ્યાનપૂર્વક સાંભળતા રહ્યા હતા, તે જેમણે જોયું છે એમની આંખ સામેથી જે૰પી૰ની એ જિજ્ઞાસાસભર ઋજુમૂર્તિ હજીયે ખસતી નથી.

**અણુબૉમ્બ અંગે ધીરજભરી સમજાવટ**

ચીન સાથેના સંઘર્ષના સંદર્ભમાં અણુબૉમ્બની વાત પણ વારે વારે ઊઠ્યા કરતી. તે અંગે પણ દેશમાં એક સ્વસ્થ લોકમત કેળવવા જે૰પી૰ ઘણું મથ્યા. કંઈક અંશે ઝનૂની બની ગયેલ દેશભક્તિ અને આળી બની ગયેલ લોકલાગણીને દુભવ્યા વિના જે૰પી૰ પોતાનાં ભાષણોમાં બહુ ધીરજપૂર્વક આ આખાયે પ્રશ્નની ઘણી વિગતે છણાવટ કરતા રહેતા. લોકોને એ સમજાવતા કે અણુબૉમ્બ કરતાં વધારે અનૈતિક બીજા કોઈ શસ્ત્રની કલ્પના નથી થઈ શકતી. તે કરોડો માણસોને એક ક્ષણમાં ખાક કરી દે છે, પૃથ્વીના વાતાવરણમાં ઝેર પ્રસરાવી દે છે, અને ભવિષ્યની પેઢીઓનેય બદસૂરત તેમ જ ભ્રષ્ટ બનાવી મૂકે છે. વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં પણ તેનાં આર્થિક અને રાજનૈતિક પરિણામો આપણા દેશ માટે અત્યંત બૂરાં આવશે. વળી, મૂળ પ્રશ્ન તો એ છે કે દેશના સંરક્ષણ માટે અણુબૉમ્બ જરૂરી છે? શું ચીન ભારત પર અણુ-આક્રમણ કરવા માગે છે? સમજવાની વાત છે કે ચીનના અણુબૉમ્બનો ઉદ્દેશ લશ્કરીને બદલે રાજકીય વિશેષ છે. આપણે તેનાથી ડરી જઈને અણુબૉમ્બ બનાવવા લાગીશું, તેથી તો ઊલટાના આપણે ચીનના જ હાથમાં રમી જઈને તેનો ઉદ્દેશ પૂરો કરી આપીશું.

**કાશ્મીર પ્રશ્ને જે૰પી૰ની વાત અને રીત સાચાં ઠર્યાં**

સ્વસ્થ લોકમતના ઘડતરની દૃષ્ટિએ તેમ જ અત્યંત ગૂંચવાઈ ગયેલા રાષ્ટ્રીય પ્રશ્નના ઉકેલની દૃષ્ટિએ કાશ્મીરના અને નાગભૂમિના સવાલ બાબતમાં જયપ્રકાશજીનો ફાળો અજોડ છે. આજે એ બંને પ્રશ્નો લગભગ ઉકેલાઈ ગયા છે, તેનું શ્રેય વરસો સુધીની જે૰પી૰ની નિઃસ્વાર્થ ને અવિરત જહેમતને ફાળે જાય છે. બિલકુલ સામે પૂરે તરીને જે૰પી૰એ આ બંને બાબતમાં સ્વસ્થ લોકમત કેળવ્યો છે અને બંને પ્રશ્નનો શાંતિમય ઉપાય સંભવ બનાવ્યો છે.

કોની હિંમત હતી ત્યારે શેખ અબ્દુલ્લાનો પક્ષ લેવાની? એમના વિશે જરીક કૂણું વલણ દાખવવું એટલે દેશના દુશ્મનને ટેકો આપવા બરાબર મનાતું. તેવા વાતાવરણમાં નેહરુ, શાસ્ત્રીજી, ઇંદિરાજી એમ એકેએક વડાપ્રધાનને શેખની સાથે સલૂકાઈભર્યું વર્તન કરવા તથા એમનો સાથ લઈને કાશ્મીરનો પ્રશ્ન હિંદુસ્તાન પૂરતો પતાવી નાખવા જે૰પી૰એ વીનવ્યા છે. કાશ્મીરનો કોઈ પ્રશ્ન છે જ નહીં, એ તો ક્યારનો ઊકલી ગયો છે, એવું જ ગાણું ત્યારે દેશમાં ગવાયા કરતું. ત્યારે જે૰પી૰એ જ હિંમત કરીને આ દેશની જનતાને એકધારું સમજાવ્યા કર્યું કે જેની સાથે જીવંત માણસોનો સંબંધ હોય એવો કોઈ જ પ્રશ્ન કાયદાની રીતે કે રાજકીય રીતે કે બળ વાપરીને કદાપિ ઉકેલી શકાય નહીં. કાશ્મીરનો સવાલ એ એક માનવીય સવાલ છે, અને તેથી તેનો ઉકેલ એક માત્ર માનવીય રીતે જ આવી શકશે. આમ, જે૰પી૰એ દેશના હિતને ખાતર કાશ્મીરની ભૂમિ જ નહીં, એ ભૂમિ ઉપર વસનારા લોકોનું પણ હૃદય જીતી લેવાની સતત હિમાયત કર્યે રાખી. આને માટે જે કાંઈ સહન કરવું પડ્યું તે ફરિયાદનો હરફેય ઉચ્ચાર્યા વિના સહન કર્યું. લોકોની ગાળો ખાધી, લોકોનો ખોફ વહોર્યો, લોકોમાં અળખામણા થયા. કેટલાકે તો એમને ઠેઠ દેશદ્રોહી કહીને હડધૂત કર્યા. ૧૯૬૪માં કેટલાક સંસદ સભ્યોએ નિવેદન બહાર પાડીને જે૰પી૰નાં કાશ્મીર અંગેનાં મંતવ્યોને દેશને માટે અત્યંત ખતરનાક ગણાવ્યાં. કેટલાકે તો ભારત સંરક્ષણધારા હેઠળ જે૰પી૰ની ધરપકડ કરવાની માગણી કરી.

તે જ દિવસોમાં જે૰પી૰ની દિલ્હીની એક સભામાં રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના દેખાવકારોએ ભારે ધાંધલ મચાવ્યું. 'ચીન અને પાકિસ્તાનના એજન્ટ પાછા જાવ !' 'દેશદ્રોહીને ફાંસીએ લટકાવો !' વગેરે નારાઓ પોકારતા રહીને સભામાં ખલેલ પાડી, ભયનું વાતાવરણ ઊભું કરી દીધું. પણ જે૰પી૰ જરીકે ન ડગ્યા. પોતાને સાચી લાગતી વાત એ લોકો સમક્ષ મૂકતા જ રહ્યા. આ દેખાવોને બીજે જ દિવસે ભારત-પાક મૈત્રી માટે એક પ્રતિનિધિ મંડળને લઈ પાકિસ્તાન ગયા અને પાકિસ્તાનના પ્રમુખ સાથે મંત્રણા કરી.

આટલી જ નિર્ભીકતાથી એ બીજી બાજુ પણ ઠેઠ સિંહની બોડમા જઈને પોતાની વાત કહી આવ્યા. શેખ અબ્દુલ્લાએ એમને કાશ્મીરમા પોતાના એક સંમેલનમાં બોલાવેલા. ત્યાં જઈને શેખ અબ્દુલ્લાની હાજરીમા જે૰પી૰એ સંમેલનને કહ્યું કે કાશ્મીરના સવાલનો ઉકેલ હિંદુસ્તાનમાં રહીને જ શોધી શકાશે, બીજી કોઈ રીતે નહીં.

જે૰પી૰ની વરસોની આ જહેમત ફળી. દેશનેતાઓને અને દેશની જનતાને જે૰પી૰ વરસો સુધી સમજાવતા આવ્યા હતા એ રીતે જ છેવટે શેખ અબ્દુલ્લાને વિશ્વાસમાં લઈને કાશ્મીરના પ્રશ્નનો શાંતિમય ઉકેલ શોધાયો. અને જ્યાં સુધી કાશ્મીરને અને ભારતને લાગે વળગે છે ત્યાં સુધી આજે કાશ્મીરના પ્રશ્નનો કાયમનો ઉકેલ આવી ગયો છે. જમાનાએ જે૰પી૰ની વાતને અને જે૰પી૰ની રીતને સાચી ઠેરવી છે.

**નાગભૂમિનો પ્રશ્ન**

નાગભૂમિનો પ્રશ્ન ઉકેલવામાં તો જે૰પી૰નો ફાળો આના કરતાયે વિશેષ મૂલ્યવાન છે. ઠેઠ પંડિત નેહરુના વખતથી એ પ્રશ્ન ભિકગતા ચરૂ જેવો રહ્યો હતો. ખુદ નેહરુના કેટલાંક ખોટાં વલણને કારણે એ વકરી ગયેલો. કાયમ લોકલાડીલા ગણાતા નેહરુની સભામાથી એક વાર સ્વમાની નાગ લોકો પીઠ ફેરવીને પાછા ચાલ્યા રહેલા !

વાસ્તવિકતા એ હતી કે ભારતીય સંસ્કૃતિનો નાગભૂમિમાં બિલકુલ પ્રવેશ જ નહોતો થયો. ભારતીય સંસ્કૃતિની કોઈ અસર ત્યાં જોવા નથી મળતી. પરિણામે "અમે ભારતીય છીએ" એવી ભાવના જ નાગ લોકોમા નહોતી. આપણને સ્વરાજ મળવાનું હતું તે અરસામાં નાગલોકોનું એક પ્રતિનિધિ મંડળ ગાંધીજીને મળવા આવેલું. તેણે કહ્યું કે ૧૫ ઓગસ્ટ જેમ ભારત સ્વતંત્ર થશે તેમ અમનેય સ્વતંત્રતા મળવી જોઈએ. ત્યારે ગાંધીજીએ એમને કહેલું કે, 'સ્વતંત્રતાનો અધિકાર જેટલો ભારતને છે, તેટલો જ તમને પણ છે. જો કદી ભારત તમારી સ્વતંત્રતાની વચ્ચે આવશે, તો ભારતીય બંદૂકની સામે સૌ પ્રથમ હું મારી છાતી ધરીશ.' અને પછી ગાંધીજીએ એમને સ્વતંત્રતા વિશે પોતાની રીતે સમજાવેલું, એમનાં કપડાં બતાવીને કહ્યું કે જુઓ, કાપડ સુધ્ધાં બહારથી લાવો છો તો તમે સ્વતંત્ર શાના ?

**દર્દભરી દાસ્તાનનો શરમજનક ઇતિહાસ**

પરંતુ સ્વતંત્ર હિંદુસ્તાનના નેતાઓ, વહીવટદારો, લશ્કર બધાએ જ નાગ લોકો સાથે એવો વહેવાર કર્યો કે એમની અલગતાની ભાવના પાકી થતી ગઈ. એ એક શરમજનક ઇતિહાસ છે. ભારત સરકારે ક્યારેક નરમ વલણ લીધું, અને પછી લાંબા વખત સુધી નાગપ્રજા ઉપર સખત દમનનો કોરડો વીંઝાયો. નાગલોકોએ પણ હિંસાનો માર્ગ લીધો. એમની ભૂગર્ભ સરકાર સ્થાઈ. એ ભૂગર્ભ સરકાર ગામલોકો પાસેથી કરવેરા પણ ઉઘરાવતી. ઘણા પ્રદેશમાં તેનો અંકુશ હતો.

એ ખૂબ દર્દભરી દાસ્તાન છે. હુમલા, છાપા મારવા, સામસામા ગોળીબાર, પુલ ઉડાવી દેવા, ગામો અને નિર્દોષ ઘરોને જલાવી મૂકવા, લશ્કરને વ્યવસ્થા જાળવવામાં સુગમતા પડે તે ખાતર આખાં ગામોનાં ગામને એક જગ્યાએથી હટાવીને બીજી જગ્યાએ વસાવવાં, અને આવા અનેક અત્યાચારોની આ કથા છે. બહાદુર નાગ પ્રજા માટે આ એક જબરદસ્ત શારીરિક ને માનસિક વેદનાની કથા છે. ત્યાં તે દિવસોમા કાયમનો કર્ફ્યુ રહેતો ! સૂરજ ડૂબ્યો નહીં કે કર્ફ્યુ લાગી ગયો. નાગ લોકોને આવી અશાંતિભરી જિંદગી લાગલાગટ દસેક વરસ સુધી વિતાવવી પડેલી. સ્વતંત્ર હિંદુસ્તાન માટ આ એક અત્યંત કલંકરૂપ પ્રકરણ છે. આપણા માથેથી આ કલંક ભૂંસી નાખવાનો ભગીરથ પુરુષાર્થ જો કોઈ ભારતીય સપૂતે કર્યો હોય તો તે જે૰પી૰એ. એમણે શાંતિ મિશન સ્થાપીને નાગભૂમિના પ્રશ્નનો શાંતિમય ઉકેલ આણવા ખૂબ પ્રેમ, ધીરજ અને સલૂકાઈથી કામ લીધું.

**જે૰પી૰એ ગાંધીના ભારતનું નાક સાચવ્યું**

ઘણી વાટાઘાટો અને મથામણને અંતે જે૰પી૰ ભારત સરકાર અને નાગલોકો પાસે એટલું માન્ય કરાવી શક્યા કે હવે અમે શસ્ત્રોનો આશરો નહીં લઈએ, અને વાટાઘાટો તેમ જ શાંતિમય સાધનો દ્વારા જ આ સવાલનો ઉકેલ શોધીશું. ૬ સપ્ટેમ્બર ૧૯૬૪ના રોજ નાગભૂમિમાં પહેલી વાર શસ્ત્રવિરામ થયો. દસેક વરસ બાદ નાગપ્રજા ફરી શાંતિનો શ્વાસ લઈ શકી. પહેલા તો આ શસ્ત્રવિરામની સંધિ માત્ર ૬ મહિના માટે જ થયેલી. પણ પછી તે મુદત દર ૭-૭ મહિને લંબાવાતી ગઈ. આખરે એ શસ્ત્રવિરામે કાયમની શાંતિનું સ્વરૂપ લીધું. શાંતિનાં પરિબળોએ તેમ જ માનવ-હૃદયમાંની શાંતિની અદમ્ય ઝંખનાએ કામ કર્યું અને તેણે રાજનૈતિક ઉકેલ લાવવામાયે મહત્ત્વનો ભાગ ભજવ્યો. એક વાર ઘણા વરસો બાદ ત્યાં કાયમના સંઘર્ષને સ્થાને શાંતિ સ્થપાઈ, તેની મનોવૈજ્ઞાનિક અસર થઈ, therapeutic effect—સ્વાસ્થ્યકર અસર થઈ. પ્રજાએ ઘણા વખત પછી ફરી શાંતિનો સ્વાદ ચાખ્યો, એટલે એ શાંતિ કાયમ રાખવા માટે પ્રજા તરફથી જ નેતાઓ વગેરે ઉપર ભારે દબાણ આવ્યું.

એક વાર શાંતિનું વાતાવરણ ઊભું થયું, પછી જે૰પી૰ અને એમનું શાંતિ મિશન નાગપ્રજાને ધીરે ધીરે પ્રેમ ને ધીરજથી

સમજાવતા ગયા કે નાગભૂમિની સ્વતંત્રતાની માગણીની કોઈ જરૂર જ ક્યાં છે? તમે પણ ભારતના બીજા કોઈ પ્રાંત જેટલા જ સ્વતંત્ર છો. આજે આસામમાં કોનું રાજ છે? બંગાળમાં કોનું રાજ છે? ત્યાંની પ્રજાનું જ ને? અને છતાંય એ બધા ભારતમાં જ છે. તેવી રીતે અહીં તમારે ત્યાં નાગભૂમિમાં નાગલોકોનું રાજ છે. એ અર્થમાં તમે સ્વતંત્ર જ છો. બાકી, સ્વતંત્રતા એટલે ભારતથી વિખૂટા પડી જવું, એ તમારા હિતમાં નથી. એ રીતે તો તમારી સ્વતંત્રતા ટકી શકશે કે કેમ એ જ સવાલ છે. બ્રહ્મદેશ, ચીન, પાકિસ્તાન તમારી કેટલા બધા નજીક છે! માટે ભારતની અંદર રહીને જ સ્વતંત્ર રહેવામાં તમારું હિત છે.

ગાંધીએ જે૦પી૦ને પોતાના કોઈ પ્રકારના વારસદાર તરીકે જાહેર કર્યા નહોતા. બલ્કે, ગાંધીના જીવતાં તો એ ગાંધી-વિચારના અનુયાયી પણ ગણાતા કે મનાતા નહોતા. એવા જે૦પી૦એ ગાંધીના ભારતનું નાક સાચવ્યું. ગાંધીની જ વાત લગભગ ગાંધીની જ ઢબે એક અત્યંત ગૂંચવાયેલા મોટા પ્રશ્નને ઉકેલવા માટે એમણે પ્રત્યક્ષ અમલમાં આચરી બતાવી. સમાજમાં અહિંસાની શક્તિ વધારવી હોય તો સમાજના આવા મોટા મોટા પેચીદા પ્રશ્નોને ઉકેલવાની અહિંસક રીતો પણ શોધતા રહેવી પડશે. જે૦પી૦ ઉત્કટ લગનથી અવિરતપણે આવી શોધમાં લાગેલા રહ્યા.

**બીજું વિયેતનામ સર્જાતું અટકાવ્યું**

પરંતુ સાચી પરિસ્થિતિથી જનતા વાકેફ નથી હોતી. તે નારાબાજીથી અને છાપાંની અધકચરી તેમ જ ક્યારેક તો વિકૃત એવી બાતમીઓથી દોરવાઈ જાય છે. નાગભૂમિની અસલ સમસ્યા વિશે જનતા લગભગ અંધારામાં હતી. અને તેથી જ નાગભૂમિમાંના આવા અત્યંત ઉત્કૃષ્ટ અને મૂલ્યવાન કામ બદલ પણ જે૦પી૦ને લોકોની ઘણી ગાળો ખાવી પડી. ઘણા કહેતા કે, 'આ જયપ્રકાશ તો આપણા બધા પ્રદેશોનું ભૂદાન કરી નાખવા નીકળ્યા છે!' વાસ્તવમાં જયપ્રકાશ અને એમના શાંતિ મિશને જ નાગપ્રજાનું દિલ જીતી લીધું અને વિશ્વાસ સંપાદન કર્યો. તથા છેવટે ભારતથી છૂટા ન પડવાની વાત પણ પ્રેમપૂર્વક નાગલોકોને ગળે ઉતારી. નાગપ્રજા સાથેની વાતચીતનો માર્ગ એમણે આખા દેશના જનમતની ખફગી વહોરીનેય ખોલી નાખ્યો.

આમ, નાગભૂમિ આજે ભારતના એક ભાગ તરીકે કાયમ છે, તેમાં સૌથી મોટો ફાળો જો હોય, તો તે જે૦પી૦ અને એમના શાંતિ મિશનના કામનો છે. જાણકારો જાણે છે કે વિદેશી સરહદોના અત્યંત મર્માળા સ્થાને આવેલા આ પ્રદેશની પ્રજાને જયપ્રકાશની શાંતિ ને પ્રેમની જડીબુટ્ટીએ સમયસર જો જીતી લીધી ન હોત, તો ત્યાં બીજું વિયેતનામ સર્જાયું હોત અને ભારતીય સૈન્ય ત્યાં ગોઝારી ગેરીલા લડતના કળણમાં ખૂંપી ગયું હોત.

જે૦પી૦એ આને શાંતિસેનાનું એક ઘણું જ અગત્યનું કામ માન્યું હતું. એક વાર એમણે કહેલું: 'આવી બધી રાજકીય બાબતોમાં હું જે રસ લઉં છું, તેની પાછળ મુખ્ય પ્રેરણા એ રહી છે કે આવા પ્રશ્નો રાજનીતિ મારફત કદી ન ઉકેલી શકાય. લશ્કરી તાકાતથી એ ઉકેલી શકાય છે, તે પણ બહુ મોટો ભ્રમ છે. અહિંસા અને શાંતિનાં પરિબળોને સક્રિય કરીને જ તેનો કાયમી ઉકેલ શોધી શકાય.' જે૦પી૦ માટે આ બધું લોકનીતિની અનન્ય ઉપાસના રૂપ હતું.

**પાકિસ્તાન સાથેના સંબંધ**

પાકિસ્તાન સાથેના સંબંધની બાબતમાંયે જે૦પી૦ આ જ વસ્તુની વરસો સુધી હિમાયત કરતા રહ્યા. એ કહેતા કે ભારત અને પાકિસ્તાન વચ્ચે કાયમ સંઘર્ષ ચાલ્યા કરે તેનું સૌથી મોટું વિઘાતક પરિણામ બંને દેશની પ્રજા વચ્ચે અળગાપણું વધતું જાય તે છે. જ્યાં સુધી એક દેશ પોતાની પ્રજા સમક્ષ બીજા દેશને સંપૂર્ણ કાળો જ ચીતર્યા કરશે ત્યાં સુધી આવો કાયમનો સંઘર્ષ અનિવાર્ય જ રહેશે. માટે આ ઝેરી કૂંડાળાને ક્યાંક ને ક્યાંક તોડવું જ રહ્યું. બંને દેશની પ્રજાને નિકટ લાવવાના પ્રયાસ થવા જોઈએ. આ માટે ભેગા બેસીને પરસ્પર સહયોગનાં ક્ષેત્રો શોધતા રહેવા જોઈએ. બંને દેશનાં સમાન હિત શેમાં છે, એ જોવું જોઈએ. દા૦ ત૦ બંને દેશ વચ્ચે સળંગ રેલવે વહેવાર શરૂ થઈ શકે. વીસા પદ્ધતિ રદ થઈ શકે. આયાત-નિકાસ, કરન્સી, બૅન્કિંગ, જેવી આર્થિક બાબતોમાં પણ સહયોગ થઈ શકે. ભારતમાં કોલસા છે, પણ પાકિસ્તાનને છેક ઇંગ્લંડથી તે મંગાવવા પડે છે. ભારતમાં શણની મિલો છે, તેને માટે કાચો માલ પૂર્વ પાકિસ્તાન (હવે બાંગ્લા દેશ) પૂરો પાડી શકે. આવાં આદાન-પ્રદાન અને સહયોગ થાય, તો બંને દેશની પ્રજા એકમેકની નિકટ આવતી જાય અને ધીરે ધીરે સંબંધો સુધરે. સામાન્ય જનતાનો પરસ્પર સંપર્ક વધવો જોઈએ.

આ દૃષ્ટિએ જે૦પી૦ હંમેશા કોશિશ કરતા રહ્યા. આ માટે ૧૯૬૨ માં એમણે ભારત-પાક સમાધાન મંડળની સ્થાપના કરેલી અને પાકિસ્તાનના પ્રમુખ અયૂબખાન સાથે સંપર્ક પણ કાયમ કરેલો. પ્રમુખ અયૂબખાને ભારત-પાક મૈત્રી અંગેની જે૦પી૦ની ધગશ ને તાલાવેલી જોઈ એમના આ ઉમદા ધ્યેયથી પ્રભાવિત થઈને એવા ઉદ્ગાર કાઢેલા કે, 'પાકિસ્તાનમાં પણ આવો કોઈક જયપ્રકાશ હોત તો કેવું સારું!'

પરંતુ ભારત-પાક સંબંધોની બાબતમાં જે૦પી૦ના પ્રયાસોને ઝાઝી સફળતા ન મળી. તેનું મુખ્ય કારણ એ કે બંને દેશના નેતાઓ લોકમતને યોગ્ય દિશામાં કેળવવાનું પોતાનું કર્તવ્ય હિંમતભેર બજાવી શક્યા નહીં. એટલે પછી લોકમત તો અખબારોમાં આવતાં મોટાં મોટાં શીર્ષકોથી જ ઘડાતો રહ્યો. પંડિત નેહરુએ છેલ્લે છેલ્લે કંઈક નવી દિશામાં પહેલ કરવાની શરૂઆત કરેલી. પરંતુ તુરતમાં જ એમનું મૃત્યુ થતાં એ પ્રયાસ આરંભમાં જ મૂરઝાઈ ગયો. અને પછી પાકિસ્તાનમાં રાજકીય સ્થિરતા કદી આવી શકી નહીં. અને તેની એ અસ્થિરતા જ બંને દેશ વચ્ચે તંગદિલી વધારતા રહેવાનું કારણ બની. તેના પરિણામે દેશને ખુવાર કરતાં યુદ્ધો પણ નિવારી શકાયાં નહીં.

**પરિવર્તનનાં એંધાણ જે૦પી૦એ પારખેલાં**

જો કે જે૦પી૦એ પોતાના પ્રયાસમાં કોઈ કસર રહેવા દીધી નહોતી. પાકિસ્તાનની અંદરની પરિસ્થિતિ અંગે પણ એ પૂરા માહિતગાર રહેતા. તેથી જ પાછળથી જ્યારે પૂર્વ પાકિસ્તાનમાં ભારે પરિવર્તન આવતું જતું હતું, ત્યારે તેનાં એંધાણ ઓળખવામાં અને તે અંગે પ્રજાને સાબદી કરવામાં અન્ય દેશનેતાઓ કરતાં જયપ્રકાશજી જ સૌથી પહેલા હતા. ૧૯૬૯ના અરસામાં જે૦પી૦ પોતાનાં ભાષણોમાં એ વાત ઘૂંટી-ઘૂંટીને સમજાવતા રહેતા કે ધર્મની એકતા છતાં પાકિસ્તાનના બે અડધિયાં એકબીજાંથી દૂર ને દૂર ધકેલાઈ રહ્યાં છે, જ્યારે બે બંગાળની સાંસ્કૃતિક એકતા રાષ્ટ્રીય સરહદોને ઓળંગી જઈનેય માથું ઊંચકી રહી છે. તેથી પાકિસ્તાનની અંદરની પરિસ્થિતિમા આવી રહેલ આ ઘણો મોટો ફેરફાર આપણી નજર બહાર ન રહેવો જોઈએ અને તે અનુસાર આપણી નીતિ અને વલણનેયે ઘટતો વળાંક આપવો જોઈએ એ તરફ જે૦પી૦ ત્યારે જનતાનું અને સત્તાધીશોનું ધ્યાન સતત દોરતા રહેલા. ત્યારે ઘણાએ એમને ભોળાભોટ આદર્શવાદી માન્યા હોય તો નવાઈ નહીં. પરંતુ પછીના બનાવો જે૦પી૦ને દૂરદેશીભર્યા વાસ્તવવાદી પુરવાર કરી ગયા.

બાંગ્લાદેશની ઘટનાઓએ ભારતીય ઉપખંડના ઇતિહાસમાં એક નવું પ્રકરણ શરૂ કર્યું. એ બધી ઘટનાઓ અભૂતપૂર્વ હતી. શેખ મુજીબુર રહેમાનની આગેવાની હેઠળ ત્યાં શાંતિમય અસહકારનું આંદોલન ચાલ્યું. શરૂઆતમાં એમની માગણી કેવળ પોતાના પ્રદેશ માટે સંપૂર્ણ સ્વાયત્તતાની જ હતી. પરંતુ યાહ્યાખાન અને ભુટ્ટોએ એમને દગો દીધો. અને પછી તો પાકિસ્તાની લશ્કરે પૂર્વ બંગાળની જનતા ઉપર કાળો કેર વર્તાવ્યો ! એટલે એ લોકો માટે પાકિસ્તાનમાં રહેવું અશક્ય બની ગયું. અને એમને બાંગ્લા દેશ સ્વતંત્ર જાહેર કરવો પડ્યો.

ત્યાર બાદ પાકિસ્તાની લશ્કર દ્વારા પૂર્વ પાકિસ્તાનમાં જે ક્રૂર અને રાક્ષસી નરસંહાર ચાલ્યો તથા પાશવી અત્યાચાર થયો, તેવો તો કદાચ હિટલરના વખતમાંયે નહીં થયો હોય. ત્યાંની જનતાએ આનો બહાદુરીથી સામનો કર્યો. સશસ્ત્ર સેનાનો શસ્ત્રહીન જનતાએ ખુમારીથી મુકાબલો કર્યો. કેટલીયે વાર એવી જોવા મળી, જેના હાથમાં વાંસની લાઠી હતી. અને તેના વડે જ બંદૂકોનો સામનો કરતાં કરતાં તેઓ મરી ગયા ! લંડનના "ઑબ્ઝર્વર" પત્રે Mujib's Bamboo-stick Army— મુજીબની લાઠીની સેના, કહી. [illegible] કે આ લગભગ [illegible] જ છે. પાછળથી એક વાતચીતમાં એમણે એમ પણ કહ્યું કે અહિંસા [illegible] કરવા જેવા નથી કે લોકો [illegible] [illegible] અને [illegible] થઈ જાય.

**બાંગ્લા દેશની મુક્તિ માટે અથાગ પ્રયત્નો**

[illegible]

તેવી આપત્તિમાંયે વિનોબા પ્રસન્ન રહેતા હોય છે. પરંતુ ૧૯૭૧ની ૨૫ માર્ચથી બંગાળમા પાકિસ્તાનના લશ્કરે જે નરસંહાર શરૂ કર્યો તેનાથી વિનોબા પણ અત્યંત વ્યથિત થઈ ગયા. ૨૭ માર્ચે એક ભાષણમાં એમણે કહ્યું : 'બે-ત્રણ દિવસથી મારું ઘણુંખરું ધ્યાન પૂર્વ બંગાળની ઘટનાઓ તરફ છે. દુનિયાની દૃષ્ટિએ આ બહુ જ ભયંકર છે. આને લીધે મને એટલું બધું દુઃખ થઈ રહ્યું છે કે આજે તો મારે ગળેથી કોળિયો પણ બહુ મુશ્કેલીએ ઊતર્યો. સહજતાથી હું આજે ભોજન ન કરી શક્યો. આજે મને બિલકુલ જ પ્રસન્નતા નહોતી ' બાંગ્લા દેશના આપાયે પ્રશ્ન સાથે વિનોબા પૂરેપૂરા સંકળાયેલા રહ્યા. અહિંસાની અને માનવતાની દૃષ્ટિએ શું કરી શકાય તે વિશે પણ એમનું ઘણું ચિંતન ચાલતું રહ્યું. એક વાર તો વિશ્વની સદ્-અસદ્ વિવેકબુદ્ધિ જગાડવા ઉપવાસ કરવાનો વિચાર પણ એમને આવી ગયો. જે૦પી૦ જે કાંઈ પ્રયત્ન કરી રહ્યા હતા તેમાં વિનોબા પૂરા દિલથી સહમત હતા.

જે૦પી૦ તો બાંગ્લા દેશની પ્રજાને સક્રિય સહાય કરવા પોતાથી બનતું બધું જ કરી છૂટ્યા. એમની પાસે કોઈ સત્તા નહોતી કે પદ નહોતું. પરંતુ એક માનવની હેસિયતથી, એક સામાન્ય નાગરિકના નાતે, માનવ-સ્વાતંત્ર્ય માટેના એક અદના લડવૈયાની રૂએ એમણે બાંગ્લા દેશની મુક્તિ માટે યથાશક્ય કર્યા કરી. ઇંદિરાજી અને ભારત સરકારની ઇચ્છાથી અને સહાયથી જે૦પી૦એ દોઢેક સહિનો આખી દુનિયાના દેશોની યાત્રા પણ કરી. વિશ્વ લોકમત કેળવીને અને દુનિયાના દેશોની સરકારોને સમજાવીને આ સમસ્યાનો કોઈ રાજકીય ઉકેલ શક્ય હોય, તો શોધવાની એ કોશિશ હતી. પણ કાંઈ ન વળ્યું. અને જૂન ૧૯૭૧ મા યાહ્યાખાનના નિવેદન બાદ જ્યારે એમ નિશ્ચિત થઈ ગયું કે હવે બાંગ્લા દેશની સંપૂર્ણ સ્વતંત્રતા સિવાય આ સમસ્યાનો બીજો કોઈ રાજકીય ઉકેલ શક્ય જ નથી, ત્યારે બાંગ્લા દેશની સરકારને તત્કાળ વિધિવત માન્યતા આપીને બાંગ્લા દેશની મુક્તિ માટે તેને બધી જ મદદ કરી છૂટવાની જે૦પી૦ ભારપૂર્વક હિમાયત કરતા રહ્યા. બાંગ્લા દેશની મુક્તિ-વાહિની તેમ જ આરઝી સરકાર સાથે સતત સંપર્કમા રહ્યા, બનતી બધી જ મદદ કરતા રહ્યા. ઑક્ટોબરમા એક વાર ત્રિપુરા સરહદેથી તત્કાલીન પૂર્વ પાકિસ્તાનમાં પ્રવેશીને મુક્તિવાહિનીના થડ મથક પણ જઈ આવેલા.

**જે૦પી૦-વિનોબાની સમાન ભૂમિકા**

જુલાઈ ૧૯૭૧ માં જે૦પી૦ દુનિયાની યાત્રાએથી પાછા ફરીને પવનાર બે દિવસ રહેલા. ત્યારે બાંગ્લા દેશના પ્રશ્ન અંગે એમની અને વિનોબા વચ્ચે બહુ વિગતે વાતચીત થઈ હતી. વિનોબા પણ [illegible] એમ જ માનતા હતા કે બાંગ્લા દેશને ભારતે તત્કાળ માન્યતા આપીને તેને બધી જ મદદ કરવી જોઈએ. વાતચીત દરમ્યાન વિનોબાએ જે૦પી૦ને એમ પણ કહ્યું કે, 'હિંસા અને અહિંસા [illegible] જે [illegible] છે, તેમાં મને કોઈ શંકા નથી. [illegible] [illegible] અહિંસા, [illegible] [illegible] [illegible] હાથમાં

આ દરમ્યાન એમને જાતજાતની ગેરસમજોના શિકાર થવું પડયું. ઘણાં વરસો સુધી તો લોકોને એ વાતની ગેડ જ ન બેઠી કે જે માણસને સત્તા ન જોઈતી હોય તે માણસ જાહેર જીવનના પ્રશ્નોમાં આટલો બધો રસ જ શું કામ લે ? ઘણા એવી ફરિયાદ કરતા કે આ માણસે રાજકારણ તો છોડી દીધું છે, છતાં રાજકારણ તેમ જ રાજકીય બાબતો વિશે અવારનવાર બોલ-બોલ શું કામ કર્યા કરે છે ? રાજકીય બાબતોમાંયે વારેઘડીએ માથું શું કામ માર્યા કરે છે ? ઘણાને એવી આશંકા રહી કે આ માણસને નક્કી આ દેશના વડાપ્રધાન થવું છે, નહીં તો આટલી બધી ઊહાપોહ કરે શું કામ ? માત્ર રાષ્ટ્રહિતથી પ્રેરાઈને નિસ્વાર્થભાવે કોઈ માણસ કર્તવ્ય રૂપે આટલી બધી ઊઠવેઠ કરે, એ વાત જેપી૦ના સંદર્ભમાં સમજતાં લોકોને ઘણાં વરસો લાગ્યાં. પરંતુ છેવટે સત્તાથી નિરપેક્ષ એવા લોકનિષ્ઠ દેશસેવક તરીકેની યથાર્થ છાપ લોકોના મનમાં જેપી૦ ઊભી કરી શકયા હતા ખરા.

બીજી બાજુ, વરસો સુધી ઘણાને એમ જ લાગ્યા કર્યું કે આ માણસ ભોટ છે અને રાજકારણમાં કેમ વર્તવું તેની એને કશી ગતાગમ નથી. એમના એક મિત્રે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે જયપ્રકાશનું જીવન ખોયેલી તકોની કથની જેવું છે, ગુમાવેલા અવસરોની કહાની છે. કેટલાક કહેતા કે જયપ્રકાશ તો જ્યારે ને ત્યારે બસ ચૂકી જ જાય છે. એક વાર એક મિત્રે કહ્યું કે ઊંચામાં ઊંચી ગાદીના ઉમેદવાર તરીકે જયપ્રકાશ કાયમ ખોટા ઘોડા પર શરત બકતો આવ્યો છે. ઘણા એમને વરસો સુધી પૂછતા રહ્યા કે તમે રાજકારણ છોડીને આમ રાષ્ટ્રજીવનના મધ્ય પ્રવાહમાંથી ભાગી શું કામ ગયા ? તો કેટલાકે એવી ટીકા કરી કે તમે પરિસ્થિતિને પહોંચી વળે તેટલું ગજું નથી દાખવતા.

પરંતુ વાસ્તવિકતા એ હતી કે જયપ્રકાશ એ ઘોડદોડમાં કદી પડયા જ નહોતા. તેઓ કદી કોઈ તકની શોધમાં ગયા જ નહોતા. પરિસ્થિતિમાં આપોઆપ તક સામે આવી ત્યારે પણ તેનાથી પોતાને માટે લાભ લઈ લેવાની નિયત જ એમના મનમાં કદી જાગી નહીં. સત્તા હાથમાં લેવાનું આકર્ષણ જ કદી એમને ન થયું. ૧૯૩૦ થી રાજકારણમાં પડેલા. તેમ છતા કદી કયારેય ચૂંટણીમાં ઊભવાનો વિચાર સુધ્ધાં એમને નહોતો આવ્યો. તેઓ માનતા કે ખરું કામ તો જનતાની વચ્ચે રહીને કરવાનું છે. ઘણી વાર કહેતા કે, 'લોકોને હજી આજની પ્રચલિત પક્ષીય ને સત્તાની રાજનીતિ પર બહુ ભરોસો છે, તે જોઈને મને તો દયા આવે છે ! મારી તો સમજમાં જ નથી આવતુ કે કેવળ સત્તામાં પહોંચી જવાથી દેશની સેવા કઈ રીતે થઈ જવાની છે ! જનતાનું વિચારાગ રાજકારણ તો સત્તાની અને પાર્લમેન્ટની બહાર પડયું છે.'

**સત્તા મેળવવાની તક પાછી ઠેલી**

જેપી૦ પોતે શોધવા નહોતા ગયા જ્યાં સત્તાસ્થાન મેળવવાની તક અનેક વાર એમની સામે આવીને ઊભી હતી. ૧૯૫૩માં પંડિત નેહરુએ એમને અને એમના સમાજવાદી સાથીઓને કેન્દ્ર સરકારમાં જોડાવા કહ્યું હતું. પરંતુ અમુક ચોક્કસ કાર્યક્રમ બાબત સંમતિ સધાય તો જ એ અંગે વિચારવા જેપી૦ તૈયાર હતા. તેમ ન થઈ શકયું, એટલે તે વાત પડતી મુકાઈ.

બીજી આવી તક ૧૯૬૨ માં ચીનના આક્રમણ વખતે આવી હતી. ચીનના હુમલાએ કાગ્રેસે પંડિત નેહરુની નીતિ સામે વંટોળ જાગ્યો હતો. પંડિતજી પોતે પણ ખાસ્સા હચમચી ગયેલા. કૃષ્ણમેનન બાબત ભારે વિરોધ જાગેલો અને છેવટે એમનો ભોગ પણ લેવાયો. તે વખતે એમ કહેવાય છે કે રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણને પોતે પ્રવાસમાં હતા ત્યારે પટણા સ્ટેશને સલૂન ઊભું રાખીને જેપી૦ને મળવા બોલાવેલા, અને એમને ખાનગીમાં કહેલું કે 'જેપી૦, મેઈક રેડી ટુ ટેઈક ઓવર !—જેપી૦, સત્તા સંભાળી લેવા તૈયાર થઈ રહેજો !' કેટલાક સંસદ-સભ્યોએ પણ નેહરુને ખસેડવાની ચળવળ ઉપાડેલી. છાપામાં પત્ર લખી નેહરુને ખસેડવાની રાષ્ટ્રપતિને અપીલ થયેલી. આ અંગે સંસદ-સભ્યો અને ધારાસભ્યોને કેટલાક પરિપત્ર પણ મોકલાયેલા. આવુ માનનારાઓની એક બેઠક પણ જેપી૦ના એક સમાજવાદી સાથી પી૦ટી૦ને ત્યાં થઈ. તેમા જેપી૦ને બહુ આગ્રહ થયો કે તમે નેતૃત્વ લઈ દેશને નેહરુનો વિકલ્પ પૂરો પાડો. પરંતુ જેપી૦એ નમ્રતાથી પણ દૃઢતાપૂર્વક ના પાડી. ભરચક પત્રકાર પરિષદ વચ્ચે જાહેર કર્યું કે હું સત્તાના રાજકારણથી અલિપ્ત છું. જાતે પંડિત નેહરુને મળી આવીને એમને પોતાનો ટેકો આપી આવ્યા. અને નવેમ્બરમાં વેડછી સર્વોદય સંમેલનમાં સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું : 'દિલ્હી જાઉં છું તો ત્યાં સાંભળું છું કે મારા જીવનનો સૌથી મોટો અવસર હોઈ શકે, તે હું આજે હાથે કરીને ખોઈ રહ્યો છું. આ બધાનાં મનમાં મારા વિશે જે ભ્રમ હોય, જે માયા હજીયે રહી ગઈ હોય, તે હવે સંપૂર્ણપણે ખતમ થઈ જાય તે સારું જ છે. અને ઘણા લોકો જે રૂપમાં જયપ્રકાશને જોવા ઇચ્છી રહ્યા છે, તે ભાવના સરી પડ્યા પછી તો તે મારા-તમારા માટે કલ્યાણકારી બનશે.'

ત્રીજો પ્રસંગ ઊભો થયો ૧૯૬૭માં. રાજ્યોની ચૂંટણીમાં કોંગ્રેસને પહેલી વાર જબ્બર હાર ખમવી પડી અને કેટલાંક રાજ્યોમાં અન્ય પક્ષોની સંયુક્ત સરકારો પણ બની. તે વખતે નવા રાષ્ટ્રપતિની ચૂંટણીમાં બધા વિરોધ પક્ષો એક બનીને પોતાનો ઉમેદવાર ઊભો રાખે, એવી હાકલ લોહિયાએ કરેલી અને તેને માટે જેપી૦નું નામ પણ સૂચવેલું. જેપી૦ના નામને ઘણા પક્ષોનો તેમજ કોંગ્રેસ પક્ષના કેટલાક સભ્યોનો પણ ટેકો મળવા લાગેલો. તેવામાં જ જેપી૦એ પટણાથી નિવેદન બહાર પાડીને રાષ્ટ્રપતિપદ માટે કોંગ્રેસના ઉમેદવાર ઝાકિરહુસેનને પોતાનો ટેકો જાહેર કરી દીધો. એમના મિત્રોએ ફરી એકવાર આ "નકામા" માણસ માટે મહેનત ન કરવાના કસમ ખાધા હશે ! જેપી૦એ ફરી એક વાર સામે આવી ઊભેલી એક નક્કર તકને સાવ સરળતાથી પાછી ઠેલી.

૧૯૬૯માં એક વાર જેપી૦ને કોઈએ પૂછ્યું, 'તમે રાષ્ટ્રપતિપદનો અસ્વીકાર શું કામ કર્યો ?'

જે૦પી૦ બોલ્યા : 'શું જયપ્રકાશ નારાયણ વડાપ્રધાનનાં લખી દીધેલાં ભાષણ વાંચવા માટે રાષ્ટ્રપતિ બને ?'

**પાવર પાવરલેસ : અહિંસાની નિષ્ઠા**

આમ. કોઈ હતાશાના માર્યા જે૦પી૦એ રાજકારણ નહોતું છોડયું. રાજકારણનું તેમ જ દુનિયાભરની ક્રાંતિઓનું પૂરતું અધ્યયન કર્યા પછી અને પૂરતો અનુભવ લીધા પછી એમણે વિચારપૂર્વક રાજનીતિનો માર્ગ છોડીને લોકનીતિનો માર્ગ અપનાવ્યો હતો. સત્તાની અને પક્ષની રાજનીતિ છોડવાનો નિર્ણય એમણે ક્ષણિક આવેશમાં નહોતો લીધો. પરંતુ 'દુનિયાનો નકશો પલટવામાં સત્તા (પાવર) અસમર્થ (પાવરલેસ) પુરવાર થઈ છે.' એવી દઢ પ્રતીતિ થયા બાદ જ એમણે આ પગલું ભર્યું હતું. એટલે તેઓ વારંવાર કહેતા કે, 'પક્ષીય અને સત્તાની રાજનીતિમાં પાછા ફરવાનો વિચાર મને કદી સપનામાંયે આવતો નથી......" સત્તા દ્વારા સેવા "ના વિચારની અયોગ્યતા તેમ જ અસારતાનો પૂરતો અનુભવ આપણને થઈ ચૂકયો છે......લોકનીતિ વિકસાવવા માટે લોકસભામાં નહીં, લોકો વચ્ચે જવાનું છે, એમને સમજાવવાના છે, એમની શક્તિ નિર્માણ કરવાની છે.'

પરંતુ જે૦પી૦ની સત્તાનિરપેક્ષતા આનાથીયે વધુ ઊંડી અનુભૂતિ ઉપર આધારિત હતી. અત્યંત નિખાલસતાથી અને ઋજુતાપૂર્વક એમણે કહેલું : 'અહિંસાને માટે મારા ચિત્તમાં નિષ્ઠા પેદા થઈ છે, તે ધ્યાનમાં લેતાં હું આ પદોનો સ્વીકાર ન કરી શકું.'

**નેહરુ સાથેનો નાતો**

પોતાને જે સારું લાગે તે બીજાઓમાં વહેંચવાની માણસને હંમેશા ઇચ્છા રહેતી હોય છે. પોતે કાંઈક સરસ ચાખ્યું, તો તે પ્રિયજનોને ચખાડવાનીયે તેને હોંશ થતી હોય છે. અને તેમાં પણ જે૦પી૦ તો થોડાક ભોળા. પોતાને જેવી લગન છે તેવી જ બીજાને પણ હશે એમ માનીને ચાલે. તેથી આ લોકનીતિનો માર્ગ અપનાવવા એ વારંવાર અન્ય રાજદ્વારી નેતાઓને પણ સમજાવતા રહ્યા. એમણે ખુદ પંડિત નેહરુને કહેલું કે સત્તામાંથી બહાર નીકળીને લોકો વચ્ચે આવો અને દેશમાં જનતાનો અભિક્રમ જગાડો, જનતાની શક્તિ કેળવો. એક વાર એમ પણ કહ્યું કે તમે તો ભારતના લોકનેતા છો' એટલે એક પક્ષીય નેતા તરીકે નહીં પણ રાષ્ટ્રીય નેતા તરીકે તમારે વર્તવું જોઈએ.

પરંતુ નેહરુના વિચારો જુદા હતા, મૂલ્યો જુદાં હતાં, આકાંક્ષાઓ જુદી હતી. તેથી જે૦પી૦ના પ્રેમભર્યા ઇજનનો પ્રતિસાદ એ પાડી શક્યા નહીં. એમનો માર્ગ જુદો હતો. ગાંધીજીના આર્થિક-રાજકીય વિચારો સાથે એમને કેટલાક પ્રામાણિક મતભેદો પણ હતા. બીજા વિશ્વયુદ્ધ વખતે, દેશના ભાગલા વખતે અને સ્વરાજ્ય બાદના દેશના આર્થિક આયોજન વખતે આ વાત એકદમ સ્પષ્ટ થઈ ગઈ હતી. પોતે સત્તામાં રહીને જેટલું કરી શકશે તેનાથી વધુ સત્તાની બહાર રહીને કરી શકશે, એવું તેઓ માનતા નહોતા. જે૦પી૦એ પાછળથી એક વાર એમ કહેલું કે કદાચ નેહરુ બે હતા—સ્વરાજ્ય પહેલાંના નેહરુ અને સ્વરાજ્ય પછીના નેહરુ. સત્તામાંના નેહરુ સ્વરાજ્ય માટેના લડવૈયા તરીકેના નેહરુ કરતાં ઘણા બધા જુદા હતા. એમની દેશભક્તિ અને સ્વરાજ્ય માટેની લડત ઇતિહાસમાં ચિરકાળ સુધી યાદ કરાશે.

નેહરુ સાથેનો જે૦પી૦નો નાતો અત્યંત પ્રેમ અને આત્મીયતાભર્યો હતો. ૧૯૨૯માં બંને પહેલી વાર મળ્યા. ત્યારથી જ બંને વચ્ચે પ્રથમ દૃષ્ટિએ પ્રેમનો નાતો બંધાયેલો. જે૦પી૦ નેહરુને પોતાના મોટા ભાઈ ગણતા. પત્રોમાં પણ છેવટ સુધી "પ્રિય ભાઈ" એમ જ સંબોધન કરતા. નેહરુને પણ જે૦પી૦ પ્રત્યે ઘણો સ્નેહ હતો. શરૂઆતમાં જે૦પી૦ નેહરુ પ્રત્યે ખૂબ જ આદરથી જોતા અને એમની પાસેથી માર્ગદર્શનનીયે અપેક્ષા રાખતા. જે૦પી૦ના સમાજવાદી મિત્રો મજાક પણ કરતા કે નેહરુ તો જે૦પી૦ના boss—ઉપરી છે, સ્વામી છે! જો કે ખરું જોતા એક વાર જે૦પી૦એ કહેલું તેમ : 'કોઈ ખાસ વસ્તુ હું એમની પાસેથી શીખ્યો હોઉં એમ મને નથી લાગતુ. હું પાકો માર્ક્સવાદી હતો, અને મને એમ લાગતું કે નેહરુ ભારતની પરિસ્થિતિને અનુરૂપ એવો માર્ક્સવાદનો અમલ નથી કરતા. એટલે થિયરીના ક્ષેત્રમાં મેં એમની પાસેથી કશું મેળવ્યું નથી. પણ મારે એટલું કહેવું જોઈએ કે મારી રાજકીય કારકિર્દીની શરૂઆતમાં જ મને અલ્લાહાબાદ લઈ જઈને નેહરુએ કોંગ્રેસ જેવી સંસ્થા મારફત સ્વરાજ્યની લડતમાં ભાગ ભજવવાનો મને મોકો આપ્યો.'

**સરદાર વિશેની માન્યતા બદલાઈ**

સમય જતો ગયો તેમ તેમ નેહરુ વિશેની જે૦પી૦ની પ્રારંભિક મુગ્ધતા ઓસરતી ગઈ, અને ઘણી બાબતમાં ભ્રમ-નિરસન પણ થતું ગયું. સમાજવાદ માટેની મથામણ દરમ્યાન જે૦પી૦ અને એમના સાથીઓ એમ માનતા કે નેહરુ તો સમાજવાદના સાચા પુરસ્કર્તા છે, પરંતુ સરદાર, રાજેન્દ્રબાબુ વગેરેને કારણે કોંગ્રેસ સમાજવાદની દિશામાં આગળ વધી શકતી નથી. પાછળથી જે૦પી૦નો અને એમના લગભગ બધા સાથીઓનો પણ આ ખ્યાલ બદલાયો હતો. સરદાર પટેલને પોતે ખોટી રીતે સમજેલા અને ઘણા પૂર્વગ્રહથી એમની સાથે વરતેલા, એમ કહીને જે૦પી૦એ જાહેરમાં પોતાની ભૂલ કબૂલ પણ કરેલી. તિબેટ અંગે સરદારે નેહરુને લખેલ પત્ર પ્રસિદ્ધ થયો ત્યાર પછી તો સરદારની રાજકીય દૂરંદેશી, વિદેશી સંબંધો અંગેની પણ સૂક્ષ્મ સમજ, અને રાજનીતિજ્ઞ તરીકેની કુનેહની પણ જે૦પી૦ ભારે પ્રશંસા કરતા થયા હતા. એકબે વાર તો ત્યાં સુધી પણ કહી દીધું કે ભારતના પહેલા વડાપ્રધાન પંડિત નેહરુને બદલે સરદાર પટેલ હોત, તો કદાચ સ્વતંત્ર ભારતનો ઇતિહાસ જુદો લખાત.

જે૦પી૦ને એવો ખ્યાલ હતો કે નેહરુની જેમ સરદાર પણ બહુ મોટા બંગલામાં રહેતા હતા. પણ ૧૯૭૨માં સરદારનાં પુત્રી મણિબહેને એમને પત્ર લખીને ખુલાસો કરેલો : 'સૌથી નાનું મકાન અમારું હતું. ચાર સૂવાના ઓરડામાંથી અમે પિતાપુત્રી તો એક જ ઓરડાનો ઉપયોગ કરતા. એકમાં મળવા આવનારા

બેસતા. એકમાં મદદનીશની ઑફિસ હતી. એકમાં બધી જ જાતની મિટિંગો થયા કરતી. ભોજન ખંડમાં ઘણી મુશ્કેલીએ દસ ખુરશી મુકાતી. નેહરુ તીનમૂર્તિમાં રહેવા ગયા ત્યારે માઉન્ટબેટને સરદારને વિલિંગ્ડન ક્રેસેન્ટમાં રહેવા જવા કહેલું. પણ સરદારે હસીને ના પાડી. અમારા મકાનમાં પડદા વગેરે બધું ખાદીનું હતું અને અમારા ખરચે નાખેલું હતું. માત્ર ઑફિસનું ફર્નિચર સરકારી હતું. ન અમે ક્યારેય ચપરાસીનો ઘરના કોઈ કામ માટે ઉપયોગ કર્યો. ન અંગત ટપાલમાં સરકારી કાગળ-ટિકિટોનો. અંગત વ્યવહારમાં સરદાર આટલા બધા જાગૃત હતા. શ્રીપ્રકાશજી સરદારને વારંવાર કહેતા કે પ્રધાનને એવી સગવડ મળવી જોઈએ કે એ સરકારી ખરચે પત્નીને કે બીજા કોઈ સંબંધીને પ્રવાસમાં પોતાની સાથે લઈ જઈ શકે. પરંતુ સરદારે મચક ન આપી. કેબિનેટ મિશન રૂ. ૨૦ થી ૪૦, રોજનું ભથ્થું સંસદસભ્ય માટે કરવા માગતું હતું. ત્યારે સરદારે કહ્યું કે તમે શું અમારા લોકોનું પતન કરવા માગો છો ? સરદાર હયાત હતા ત્યાં સુધી દૈનિક ભથ્થામાં વધારો ન થઈ શક્યો.'

સરદાર સાથેનો એક પ્રસંગ જેપી પાછળથી ઘણી વાર યાદ કરતા : '૧૯૪૭ના ઑગસ્ટ કે સપ્ટેમ્બરની વાત છે. બિરલા હાઉસમાં અમારો ભેટો થઈ ગયો. હું ગાંધીજીને મળીને બહાર આવતો હતો, અને સરદાર ગાંધીજીને મળવા અંદર આવતા હતા. ત્યારે સરદારે મારા ખભે હાથ મૂકીને અત્યંત સ્નેહભર્યા શબ્દોમાં કહ્યું કે 'જરની ક્રાંતિમાં તમે લોકોએ જે કાંઈ કર્યું છે, ત્યાર બાદ તમારી ને મારી વચ્ચે હવે કોઈ ભેદ નથી રહ્યો. આગળ એમણે કહ્યું કે તમે સમાજવાદીઓ કોંગ્રેસ સરકાર પાસે શું ઇચ્છો છો તે હું જાણવા માગું છું. એમની ગંભીરતા જોઈ અમે લોકોએ કાર્યક્રમ અંગેનું એક નિવેદન તૈયાર કરીને એમને મોકલેલું. બાપુ સમક્ષ તેના પર ચર્ચા થયેલી. તેમાં જવાહરલાલજીએ કોઈ ખાસ રસ ન લીધો. સરદારને અમારો ખરડો બિલકુલ પુસ્તકિયો અને શાસ્ત્રીય લાગેલો. આજે આટલાં વરસે હું વિચારું છું તો મનેયે લાગે છે કે સરદારની વાત સાચી હતી. અમારું તે નિવેદન અમારી પોથીપંડિતાઈના જ નમૂના રૂપ હતું ! અલબત્ત, કેટલાંક તુરત અમલમાં લાવવા જેવાં વ્યવહારુ સૂચનો પણ તેમાં હતાં.'

## નેહરુ અંગે મનમાં કેટલાક સવાલો

આમ, સરદાર વિશેનો જેપીનો અભિપ્રાય પાછળથી સુધરતો ગયો હતો. પણ બીજી બાજુ નેહરુ વિશેનો અભિપ્રાય દિવસે દિવસે વિપરીત થતો ગયો હતો. કેટલાક જાહેર પ્રશ્નો અંગેની નેહરુની નીતિ સામે તો જેપીને વાંધા હતા જ અને તે દેશ સમક્ષ જેપી રજૂ પણ કરતા રહ્યા હતા. પરંતુ આગળ જતાં નેહરુના સમગ્ર વ્યક્તિત્વ અંગે પણ જેપીના મનમાં કેટલાક સવાલો ઊઠવા લાગ્યા હતા. લોકશાહી ક્ષેત્રે નેહરુ જે રીતે વર્તતા તે જેપીને ઘણી વાર રુચિકર નહોતું લાગતું. બધી જ સત્તા પોતાના હાથમાં રાખવાનું નેહરુનું વલણ છે અને બીજા કોઈને એ દેશમાં આગળ આવવા દેવા માગતા નથી એવી એક છાપ જેપીના માનસ પર પડતી જતી હતી. આને માટે ઘણા પ્રસંગો જવાબદાર હતા.

૧૯૪૬ માં નેહરુ કોંગ્રેસ-પ્રમુખ બન્યા ત્યારે એમણે લોહિયાને મંત્રી થવા કહ્યું. લોહિયાએ ત્રણ શરત મૂકી, જેમાંની એક એ હતી કે કોંગ્રેસ-પ્રમુખ પોતે સરકારની બહાર રહે. પણ નેહરુને તે મંજૂર નહોતું એટલે લોહિયા મંત્રી ન બન્યા. પછીનાં વરસોમાં નેહરુએ વડાપ્રધાનના પદની સાથોસાથ કોંગ્રેસ-પ્રમુખનું પદ પણ કેટલોક વખત પોતાની પાસે રાખેલું. કોંગ્રેસ સંગઠન અને સરકાર વચ્ચેના સંબંધ બાબત નેહરુ સાથે મતભેદ થવાને કારણે કૃપલાણી અને ટંડનને પોતાનાં પ્રમુખપદના રાજીનામાં આપવા પડયાં હતાં. અને પછી તો સામાન્ય રીતે નેહરુના કહ્યાગરા માણસોને જ કોંગ્રેસ-પ્રમુખ બનાવાતા.

આ વિશે જેપીના મનમાં ઘણો રોષ હતો. ડૉ૦ શર્મા સાથેની વાતચીતમાં એમણે કહેલું : 'આ જે કોંગ્રેસના હાલ થયા છે, જવાહરલાલજીએ જે રીતે કોંગ્રેસ-પ્રમુખને બિલકુલ એક—એમ તો નહીં કહું કે કલર્ક બનાવી મૂક્યો, પણ તેને સાવ શૂન્ય બનાવી દીધો, તે કોંગ્રેસ સંગઠન માટે બહુ જ ખરાબ થયું. કેમ કે પક્ષના સંગઠનનો પોતાની ધારાસભાકીય પાંખ ઉપર અંકુશ રહેવો જોઈએ. એવો કોઈ અંકુશ કોંગ્રેસનો પોતાની સરકાર પર રહ્યો નહીં. બલકે, તેનાથી ઊલટું થયું. રશિયામાં પક્ષના સંગઠનની સ્થિતિ આવી નથી. ઇંગ્લંડના મજૂર પક્ષમાંયે આવી સ્થિતિ નથી. આ રીતે કોંગ્રેસનું સંગઠન બહુ નબળું પડી ગયું.'

૧૯૫૩મા જ્યારે જેપીએ નેહરુની સામે સમાજવાદી સમાજરચનાની દિશામાં જવા માટે ૧૪ મુદ્દાનો કાર્યક્રમ મૂકેલો, ત્યારે પોતે આવી બાંહેધરી ન આપી શકે તથા આને માટે હજી સમય પાક્યો નથી એમ કહીને છેવટે નેહરુએ એ વાત પડતી મૂકી હતી. પણ ત્યાર બાદ લગભગ એકાદ-બે વરસની અંદર જ નેહરુએ લોકસભા પાસે અને કોંગ્રેસ પાસે સમાજવાદી સમાજરચનાનો સ્વીકાર કરતો ઠરાવ પસાર કરાવ્યો. આ કાંઈ જેપીને સમજાયું નહીં. નેહરુ જો સમાજવાદ માટે આટલા બધા આતુર હતા તો ૧૯૫૩માં જ ૧૪ મુદ્દાનો કાર્યક્રમ સ્વીકારી કેમ ન લીધો ?

## નેહરુના વ્યક્તિત્વની વેધક આલોચના

એક અપ્રકટ લેખમાં જેપીએ નેહરુના વ્યક્તિત્વની ઘણી વેધક આલોચના કરી છે : 'જે કોઈ સમાજવાદમાં માનતો હોય તેને માટે નેહરુનું વ્યક્તિત્વ એક આશ્ચર્યજનક વિરોધાભાસ છે. ત્રણ-ત્રણ દાયકાથી એ સમાજવાદની વાતો કરતા આવ્યા છે. પરંતુ સત્તા પર આવીને એમણે એવું કશું નથી કર્યું કે જે સમાજવાદમાંની એમની નિષ્ઠા પુરવાર કરી જાય. એ પોતાને સમાજવાદી કહેવડાવે છે, અને સાથોસાથ અવારનવાર સમાજવાદની ઠેકડી પણ ઉડાવે છે ! આનું કારણ એટલું જ છે કે નેહરુ

દરેકને રાજી રાખીને પોતે સત્તામાં ચીટકી રહેવા માગે છે. કશુંયે પરિવર્તન લાવવા માટે એ પોતે વધારે પડતા ભીરુ છે. આપણે નેહરુ સાથે બૌદ્ધિક ઈમાનદારીને સાંકળતા આવ્યા છીએ. પરંતુ વાસ્તવમાં એવું જણાતું નથી. એક કુનેહબાજ, પણ સિદ્ધાંતહીન ચલતા પુરજા જેવું જાણે એમનું વ્યક્તિત્વ બન્યું છે. નેહરુની પ્રતિષ્ઠા તેમ જ સામાન્ય માણસોનો એમનામાંનો વિશ્વાસ બે વસ્તુને લીધે છે— એક તો એ સમાજવાદી છે તેને લીધે. અને બીજી વસ્તુ એ કે એ ગાંધીના રાજકીય વારસ છે. પરંતુ પોતાના વહેવારમાં નેહરુ આ બંનેનો ઇન્કાર કરે છે. એમને ન સમાજવાદ ખપે છે, ન ગાંધીવાદ.' ૧૯૫૯માં એકવાર જે૦પી૦એ અકળાઈને ત્યાં સુધી કહી દીધેલું કે, 'ભારતમાં સમાજવાદ તરફ ઝડપથી અને નિર્ણાયક રીતે આગળ વધવામાં જો કોઈ સૌથી વધુ બાધારૂપ હોય તો તે જવાહરલાલ નેહરુ છે. જવાબદારીના સંપૂર્ણ ભાન સાથે હું આ કહી રહ્યો છું.'

અને આમ છતાં જે૦પી૦ એક મર્યાદા રાખીને ચાલ્યા. જાહેરમાં એમણે નેહરુની નીતિની આકરામાં આકરી ટીકા કરી, પણ એમના પર અંગત પ્રહારો કદી ન કર્યા. લોહિયાની જેમ લોકોની નજરમાં નેહરુના વ્યક્તિત્વને નીચું પાડવાનો પ્રયાસ પણ જે૦પી૦એ ન કર્યો. તેમ છતાં નેહરુની ઈમાનદારી વિશે જે૦પી૦ના મનમાં પાકી શંકા ઊભી થઈ હોય એમ જરૂર લાગે છે.

૧૯૫૫માં રાજેન્દ્રબાબુ રાષ્ટ્રપતિપદ છોડીને જનતા વચ્ચે કામ કરવાનું વિચારતા હતા. જે૦પી૦ સાથે એમણે આની ચર્ચા કરેલી. આ સંદર્ભમાં રાજેન્દ્રબાબુ પરના ૨૮ જૂનના પત્રમાં જે૦પી૦એ લખ્યું: 'આ અંગે જેટલું વિચારતો રહ્યો તેટલો જ મારો મત દૃઢ થતો ગયો કે દેશને માટે, ખાસ કરીને અહિંસા ધર્મ અને સમાજરચના માટે તમારું આ પગલું ઇચ્છનીય છે. જવાહરલાલજી આ વિચારને સમજી નથી શકતા, એવું તો મને નથી લાગતું. બુદ્ધિમાન માણસ છે. બાપુજીનો એમના પર પણ પ્રભાવ પડ્યો છે. પરંતુ, જો હું એમના પ્રત્યે અન્યાય ન કરી રહ્યો હોઉં તો, મને એમ લાગે છે કે સરકારની શક્તિ, એટલે કે પોતાની શક્તિ સિવાય બીજી કોઈ શક્તિ દેશમાં વધે. એવું એ જોવા નથી માગતા. તમે જ્યાં સુધી રાષ્ટ્રપતિ છો. એમનો જ અવાજ દેશમાં સૌથી બુલંદ છે. પણ તમે રાષ્ટ્રપતિપદ છોડીને બહાર આવો, તો પછી આવું ન રહે. આને લીધે સરકારવાળાઓને ખતરો જણાય છે. આ એમની અદૂરદર્શિતા છે, પણ તથ્ય છે......મને લાગે છે કે બાપુનું એક ઋણ છે. જે ચૂકવવા માટે તમારે પદ છોડીને જનતાની વચ્ચે આવી જવું જોઈએ.'

વિધિની કેવી વિચિત્રતા! જે જવાહરથી મુગ્ધ થઈને ૧૯૩૬માં એકવાર આ જ રાજેન્દ્રબાબુ ઉપર જે૦પી૦ છેડાઈ પડ્યા હતા કે, 'રાજેન્દ્રબાબુ તો જવાહરલાલજીનાં જૂતાં સાફ કરવાને લાયક પણ નથી,' એ જ જવાહર વિશે બે દાયકા બાદ આવું મંતવ્ય ખુદ રાજેન્દ્રબાબુ સમક્ષ જે૦પી૦ને આપવું પડ્યું.

**'પોતાની જાતને કેન્દ્રમાં રાખીને જ વિચારતા.'**

બહુ પાછલાં વરસોમાં ડૉ૦ હરિદેવ શર્મા સાથેની વાતચીતમાં પણ જે૦પી૦એ આવું જ કહ્યું હતું: 'જવાહરલાલજી માટે મારા દિલમાં હંમેશા આદર રહ્યો. હું એમને મોટાભાઈ જ માનતો રહ્યો. પરંતુ મને એમ લાગ્યું છે કે પોતાની જાતને અળગી કરીને મુક્ત ચિંતન તેઓ નહોતા કરી શકતા. એ હંમેશા પોતાની જાતને વચ્ચે રાખીને જ વિચારતા. અને તેમાં કાંઈ ખોટુંયે નથી. રાજકારણમાં જે હોય તે આવી જ રીતે વિચારે. આને લીધે મારે મન એમની મોટાઈ ઓછી નથી થઈ જતી. ગાંધીજી આવી રીતે નહોતા વિચારતા. પરંતુ જવાહરલાલજી અવશ્ય પોતાની જાતને કેન્દ્રમાં રાખીને જ વિચારતા. હું તો સાવ નાનો માણસ છું, ઘણો નાનો. પરંતુ મારી જાતને વચ્ચે રાખીને મેં કદી વિચાર્યું નથી. જો વિચાર્યું હોત તો જવાહરલાલજી પછી દેશનો વડોપ્રધાન થતાં મને કોઈ રોકી શક્યું ન હોત. કેમ કે તેના માટે શું કરવું જોઈએ. કેવી રીતે વર્તવું જોઈએ, તે ન જાણવા જેટલો બુદ્ધુ હું નહોતો......અને મને લાગે છે કે આચાર્ય નરેન્દ્ર દેવ, લોહિયા, અચ્યુતમાંથી પણ કોઈ પોતાની જાતને વચ્ચે રાખીને વિચારતું નહોતું. ખેર. મૂળ વાત હું એ કહી રહ્યો હતો કે પોતાની જાતને વચ્ચે રાખીને ન વિચારવામાં આવે તથા વિચારસરણીના કે સિદ્ધાંતના ઢાબલા આપણી આંખે ન હોય, તો મને લાગે છે કે નિર્ણયો વધુ સાચા થઈ શકે છે.'

**અંગત સંબંધમાં થોડી તરડ**

પટણાના ગોળીબારવાળા પ્રસંગ પછી જે૦પી૦—નેહરુના અંગત સંબંધમાં પણ થોડી તરડ પડેલી. ૧૯૫૫ના ઑગસ્ટમાં બસભાડાના વધારાનો પટણા યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ વિરોધ કરેલો. તેમાંથી ભારે મોટો સ્ફોટ થયો. પોલીસે આડેધડ ગોળીબાર કર્યા. કૉલેજની અંદર દીવાલો પર પણ ગોળીનાં નિશાન પડી ગયેલાં. બે વિદ્યાર્થી મરાયા. મામલો વધુ ઉગ્ર બન્યો. બેત્રણ દિવસ બાદ વિદ્યાર્થીઓએ રાષ્ટ્રધ્વજ બાળ્યો, સરકારી ગ્રામોદ્યોગ ઍમ્પોરિયમને આગ લગાડી.

જે૦પી૦ ત્યારે સોખોદેવરા આશ્રમમાં હતા. ત્યાંથી ગયા થઈને પટણા પહોંચ્યા. ઘટનાસ્થળે ગયા. હૉસ્પિટલમાં જઈને ઘાયલોની ખબરઅંતર પૂછી. જાહેર સભા કરી. એ દિવસોની પોતાની રોજનીશીમાં પ્રભાવતીજીએ નોંધ્યું છે: 'જે૦પી૦ અંદર આવ્યા અને પલંગ પર બેસી હાથમાં માથું પકડી ખૂબ રોયા....... જાહેર સભામાં પણ ભાષણ શરૂ કરતાં જ ગોળીબારની વાત આવતાં જે૦પી૦ની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. બેત્રણ મિનિટ ચૂપ થઈ ગયા.'

જે૦પી૦એ વ્યથાભર્યું નિવેદન બહાર પાડ્યું અને પોલીસ તરફથી થયેલ જુલમ અંગે તપાસની માગણી કરી. થોડા દિવસ બાદ પંડિત નેહરુ પટણાની મુલાકાતે આવી ગયા. નેતાઓ અને અધિકારીઓની વાત પર જ એમણે બધો વિશ્વાસ રાખ્યો. વિદ્યાર્થીઓના અત્યંત દબાણ છતાં ઘટનાસ્થળની મુલાકાતે જવાને

ન ગયા. સાંજે જાહેર સભામાં પણ અત્યંત ગુસ્સામાં બોલ્યા. રાષ્ટ્રધ્વજ બાળવાની ઘટનાને જ આગળ કરીને બધો દોષ વિદ્યાર્થીઓ પર ઢાળવ્યો. એટલે સુધી કહી નાખ્યું કે હજારો ને લાખો માણસોને ઠાર કરી નાખવા પડે તેની મને પરવા નથી, પણ રાષ્ટ્રધ્વજનું આવું અપમાન હું કદાપિ નહીં સાંખી લઉં.

જે૦પી૦ને ભારે દુઃખ થયું. રેડિયો પર રાતે નેહરુનું ભાષણ સાંભળતાં એ વિહ્વળ બની ગયા. 'ભાષણ સાંભળતાં-સાંભળતાં હું મારાં આંસુ ન રોકી શક્યો. મને ખબર નથી કે ગુસ્સે થઈ જવાને બદલે હું રડ્યો શું કામ?'

સત્તાધારીઓના પ્રજા સાથેના આવા વહેવારની જે૦પી૦ કલ્પના જ નહોતા કરી શકતા. હજી પાંચ-દસ વરસ પહેલાં જે નેતાઓ બ્રિટિશ રાજના જુલમ સામે પોકાર પાડતા હતા, તે જ નેતાઓ પ્રજા સાથે આવી રીતે કેમ વર્તતા હશે? જે૦પી૦એ કહ્યું કે નેહરુએ તો ઘા ઉપર મીઠું ભભરાવવા જેવું કર્યું છે. રાષ્ટ્રધ્વજની ઘટના તો ગોળીબારની ઘટના પછી બનેલી ઘટના છે એ કેમ સાવ ભૂલી જવાય છે? વિદ્યાર્થીઓ આટલી હદ સુધી કેમ પહોંચી ગયા તે વિશે લોકોના નેતાની રૂએ પ્રેમથી અને ધીરજથી ઊંડા ઊતરીને બધું વિગતે સમજવાને બદલે કોઈ સરમુખત્યારની જેમ કેવળ કાયદો ને વ્યવસ્થાની વાત કરવી આપણને શોભતી નથી.

પાછળથી મુખ્ય ન્યાયાધીશની તપાસમાં એમ સાબિત થયેલું કે પોલીસનો ગોળીબાર ગેરવાજબી હતો.

પરંતુ જે૦પી૦ના નિવેદનથી નેહરુ બહુ જ નારાજ થયા. એમણે તેને પોતાના ઉપરના વ્યક્તિગત આક્ષેપરૂપ માન્યું. જે૦પી૦એ સ્પષ્ટતા કરવાનો ઘણો પ્રયત્ન કર્યો. પણ નેહરુના મનમાં ખટકો રહી ગયો. ત્યાર પછી પરસ્પરના સંબંધમાં ઉષ્મા થોડી ઓછી થઈ. સાથે સાથે બંને વચ્ચેનું વિચારોનું અંતર પણ વધતું ગયું. [illegible] પણ ઘણાં જુદાં જુદાં થઈ ગયાં. પછી પરસ્પરના સંબંધમાં થોડીક ઔપચારિકતા આવી ગઈ. આ વચ્ચે વચ્ચે લાગણીઓ પણ ઊંડી અને પ્રેમની રીસ પણ વ્યક્ત થતી.

**વચ્ચે વચ્ચે ઊછળતી રહેતી લાગણીઓ**

[illegible] એક પત્રમાં નેહરુએ લખ્યું: 'તમે [illegible] વિચારતા હો કે કોઈ પણ બાબત વિશેના તમારા [illegible] કોઈ પ્રશ્ન નથી, તો તમે મને અન્યાય [illegible].'

[illegible] નેતાઓની [illegible] વિનોબાજી [illegible] Guardian has [illegible]

આ મન ભરાઈ આવ્યું. હું ત્યાં તમને કાંઈક કહેવા માગતો હતો. પરંતુ તમે મારી તરફ એટલા ઉદાસીન હતા કે હું કાંઈ કહી ન શક્યો. ખરેખર, મારે તમને એ રીતે નહોતું લખવું જોઈતું જેવું મેં હમણાં એક પત્રમાં લખ્યું હતું. હું તમને વિનંતી કરું છું કે તે માટે મને ક્ષમા કરી દેજો.'

આના જવાબમાં તુરત નેહરુનો પ્રેમભર્યો પત્ર આવ્યો: 'એવો કોઈ સવાલ જ નથી કે તમે કોઈ બાબત માટે મારી માફી માગો અને કેવળ તમારો સ્નેહ જોઈએ, તમારા વિચાર ભલે ગમે તેવા હોય. મને બહુ દુઃખ છે કે ગ્રામદાન સંમેલનમાં તમને એમ લાગ્યું કે હું તમારા પ્રત્યે ઉદાસીન છું. આપણને ત્યાં એકલા મળવાનો મોકો મળ્યો જ નહીં. ક્યારેક ક્યારેક જાહેર સંમેલનોમાં બહારથી એવી સિકલ બનાવી લેવી પડે છે, જેથી માણસ પોતાની ભાવનાઓને પોતાના ઉપર છવાઈ જતી રોકી શકે.'

આવું છેવટ સુધી ચાલતું રહ્યું. બંનેના દિલમાં પરસ્પર પ્રેમ ને આદર રહ્યાં, પણ પહેલાંની ઉત્કટતા અને ઉષ્મા ફરી ક્યારેય જાગી શક્યાં નહીં. છેવટના વરસોના બે-ત્રણ પત્ર જોવા જેવા છે. તા. ૨૫-૧-૬૩ના રોજ જે૦પી૦એ નેહરુને લખ્યું: 'છેલ્લા દિવસોમાં ઘણા મિત્રોએ— વિનોબાજી, પી૦સી૦સેન, લાલબહાદુરજી— મને કહ્યું છે કે મારાં ભાષણોથી તમે ઘણા પરેશાન રહો છો, અને વિચારો છો કે હું તમારાથી કેમ આટલો નારાજ છું. વિનોબાજીએ મને એમ પણ કહ્યું કે તમે એમને કહી રહ્યા હતા કે મારા માટે તમને આદર પણ છે અને પ્રેમ પણ. મને ક્ષમા કરજો, પણ મારા ઉપર તો છેલ્લાં કેટલાક વરસોથી એવી જ અસર રહી છે કે તમારા દિલમાં મારા માટે ન પ્રેમ બાકી રહ્યો છે, ન આદર પણ. જો એમ ન હોત તો તમે ક્યારેય પણ મને બોલાવીને વાત કરી શકતા હતા.'

આનો જવાબ નેહરુએ તે જ દિવસે લખ્યો: 'એ સાચું છે કે તમારી ઘણી વાતોથી મને બહુ જ દુઃખ થયું છે, અને મને એમ લાગ્યું છે કે કેટલીક બાબતમાં તમારાં અને મારાં મંતવ્યોમાં ઘણો બધો ફરક છે. પરંતુ મંતવ્યોનો એટલો સવાલ નથી. તે તો જુદાં જુદાં હોઈ શકે. પણ મારા પર એવી છાપ પડી છે કે તમને મારા પ્રત્યે નફરત છે. હું દિલગીર છું કે તમારી એવી છાપ છે કે તમારા માટે મારા દિલમાં ન પ્રેમ છે, ન આદર. હું એટલું જ કહી શકું કે તમારી આ છાપ ખોટી છે. તમે લખ્યું છે કે મારે તમને બોલાવીને ચર્ચા કરી લેવી જોઈતી હતી. આમ તો હું તમને અવારનવાર મળતો રહ્યો છું. [illegible] નથી. [illegible] કે તમને [illegible] બોલાવતાં હું [illegible] કે તેનાથી તમે [illegible].'

[illegible]

થવું આવશ્યક બને છે. ગાઢ મિત્રોની ઝંખના એક જ સાથે ઝૂલો ઝૂલવાની હોય છે. તે શક્ય ન બનતું હોય તો પછી ગાઢ મૈત્રી નિભાવવાનુંયે શક્ય બનતું નથી. જેપી૦ના જૂના સમાજવાદી મિત્રોની બાબતમાંયે આ જ બન્યું અને નેહરુની બાબતમાંયે આ જ બન્યું. નેહરુએ પોતાના પત્રમાં છેલ્લે જે ગાળા આપ્યા છે તે સ્પષ્ટ છે! જેપી૦ આનો શો જવાબ આપે? એમણે થોડીક ઔપચારિકતા દાખવીને વાતને વાળી લીધી. જો કે પોતાની રીસને છાવરવાનો ઓછો પ્રયાસ ન કર્યો:

'મને ઘણો ખેદ છે કે મારા કાંઈ કહેવાથી કે કરવાથી તમને ચોટ પહોંચી હોય. છેલ્લાં કેટલાંક વરસોમાં તમારી નીતિ કે પગલા સાથે હું ઘણી વાર સંમત થઈ શક્યો નથી, અને કેટલીક વાર કર્તવ્યની ભાવનાથી મેં મારી અસંમતિ જાહેર પણ કરી છે. પણ તમને કશી ચોટ પહોંચાડવાનું તો મારા મનમાં કે ચિત્તમાંયે નહોતું. તમે મને ક્યારેય મળવા બોલાવનો, તો તેથી હું તો કદાપિ મૂંઝવણમાં નહીં મુકાઉં—હા, તેનાથી જો તમે મૂંઝવણમાં મુકાતા હો. તો તે મારા હાથની વાત નથી. મને લાગેવળગે છે ત્યાં સુધી તો મારે કશુંયે કામ હોય ત્યારે તમને મળતાં હું કદી અચકાયો નથી.'

**જેપી૦નું મૃદુ-નિર્મળ હૃદય**

આ પછી એકાદ વરસમાં નેહરુને લકવાનો હુમલો આવ્યો. જેપી૦ જોવા ગયા. પંડિતજીની હાલત જોઈને બહુ દુઃખી થઈ ગયા: 'એમને ચુપ બેઠેલા જોઈને એક મિનિટ સુધી હું કાંઈ બોલી ન શક્યો. દિલ ભરાઈ આવ્યું.'

૧૯૬૪માં ૨૭ મેના રોજ પંડિતજીનું અવસાન થયું, તે દિવસે જેપી૦ નાગાલેન્ડથી મદ્રાસ જવા કલકત્તા પહોંચેલા. સમાચાર મળતાં તુરત મદ્રાસને બદલે દિલ્હી પહોંચ્યા. પછીનું વર્ણન પ્રભાવતીજીએ પોતાની રોજનીશીમાં લખ્યું છે: 'સીધા પંડિતજીને ઘેરે ગયા. પણ ત્યાં બહુ જ ભીડ હોવાને કારણે બહારથી જ પાછા આવતા રહ્યા. બીજે દિવસ સવારે ફરી ગયા અને ત્યાં દોઢ—બે કલાક મૂંગા બેઠા રહ્યા. પછી શાંતિઘાટ ગયા. ભારે કરુણ દૃશ્ય હતું. જેપી૦ તે વખતે બહુ ગભરાઈ ગયા. ત્રીજે દિવસ જાહેરસભામાં જેપી૦ને પણ બોલવા માટે ઘણો આગ્રહ કરવામાં આવ્યો. પરંતુ જેપી૦ ન બોલ્યા. એમનું મન દિલ્હીમાં લાગતું નહોતું. બહુ જ ઉદાસી અનુભવતા હતા.'

**જેપી૦—નેહરુના વ્યક્તિત્વની તુલના**

જયપ્રકાશજીનું આ મૃદુ. નિર્મળ હૃદય જ એમને બીજાઓ કરતાં મૂઠી ઊંચેરા સાબિત કરી જાય છે આવા મૃદુ-નિર્મળ હૃદયને કારણે જ તેઓ કદી કોઈને ધિક્કારી શકતા નહોતા. ગમે તેવા મતભેદ છતાં જેપી૦ એ વ્યક્તિને તો માનવના નાતે પ્રેમ જ કરતા. બાકી, જવાહરલાલ અને જયપ્રકાશના રાહ બહુ જુદા હતા. લુઈ ફિશરે પોતાના પુસ્તક "This is our world" માં ૧૯૫૬ ના અરસામાં બંનેનાં વ્યક્તિત્વની સરસ તુલના કરી છે:

'ગાંધી વિચારમાં કે ખ્રિસ્તી વિચારમાં કે એવા કોઈ મહાન વિચારમાં માણસને નિષ્ઠા છે કે નહીં તેની કસોટી શી? માણસના અંગત વહેવાર-વર્તન અને ચરિત્ર પરથી જ આનો નિર્ણય થઈ શકે. નેહરુ ઝંઝાવાતી, અધીરા, લડાકુ, જલદી ચિડાઈ ઊઠે એવા, મિથ્યાભિમાની. અવજ્ઞાપૂર્ણ અને તુંડાની સ્વભાવના છે. ગાંધીએ ૧૯૩૬ માં એક પત્રમાં નેહરુને લખેલું કે બીજા નેતાઓ તમારાં મહેણાં—ટોણાં, આપખુદી રીતભાત, ઉદ્ધતાઈ અને ઘમંડથી ભારે ખિજવાયેલા છે, આવું જેપી૦ વિશે કોઈ નહીં કહે. જેપી૦ મૃદુ-ભાષી અને સૌમ્ય. વિનમ્ર, વિનયશીલ, સંતુલિત, સમત્વયુક્ત. હંમેશા બીજાનું ધ્યાન રાખનાર, સમાધાનકારી, માયાળુ તેમ જ શ્રદ્ધાવાન છે. નેહરુનાં ભવાં વારે વારે ઊંચા થઈ જાય છે, જ્યારે જેપી૦ના મુખ પર મંદ મંદ સ્મિત લહેરાતું રહે છે. જેપી૦નું વ્યક્તિત્વ મૃગચર્મ જેવું સુંવાળું છે. જ્યારે નેહરુનું બરછટ. જેપી૦માં આંતરિક શાંતિ અને દૃઢતા છે. નેહરુમાં તેનો અભાવ જણાય છે. જેપી૦ની સ્વસ્થતા શક્તિની સૂચક છે. નેહરુનો મિજાજ એમની નબળાઈ અને બિનસલામતીની ચાડી ખાઈ જાય છે. જેપી૦ કોઈક ઊંડા સત્યની ખોજમાં છે, નેહરુ જાહેરમાં વિચારોના ખેલ ખેલવામાં ગયે છે. પોતાના પશ્ચિમી શિક્ષણ અને પશ્ચિમ પ્રત્યેના પ્રેમ છતાં જયપ્રકાશ નારાયણ નરદમ ભારતીય છે, જ્યારે પૂર્વ માટેના પોતાના પ્રેમ-પ્રદર્શન છતાં જવાહરલાલ નેહરુ નરદમ વિલાયતી છે. "નેહરુ એક અંગ્રેજ છે." એમ ગાંધીએ મને એક વાર કહેલું. આપણે જેપી૦ને એક નાનકડા ગામડાગામમાં રહેતા જોઈ શકીએ, કુલીન નેહરુ રાજમહેલમાં જ રહી શકે. જેપી૦ ઉપવાસ કરે તે હું કલ્પી શકું, નેહરુ વિશે એવું ન કલ્પી શકું. માણસોની નિકટ જવાનું અને આત્મીયતા કેળવવાનું જેપી૦ને ગમે છે, નેહરુ મંચ ઉપર શ્રેષ્ઠ દેખાવ કરી શકે છે. હેમલેટના નાટકમાં નેહરુ પાઠ ભજવી રહ્યા છે હેમલેટનો, પણ માણી રહ્યા છે ભૂમિકા રાજાની.'

બંને વચ્ચે આવું ભારે અંતર હતું. એટલે જ લોકનીતિની જેવી ઉપાસના જેપી૦ કરી શક્યા તેવી નેહરુ કદાપિ ન કરી શક્યા. જેપી૦નો એમને એ દિશામાં ખેંચવા માટેનો પ્રયાસ પણ જેપી૦ના ભોળપણ, પ્રેમ અને ભ્રમનો સૂચક હતો.

**લોહિયા સાથેનો સંબંધ**

ખેર, જેપી૦ ભારે હૃદયવાન વ્યક્તિ હતા. સૌહાર્દ અને સહૃદયતા એમનામાં ભારોભાર હતાં. ગમે તેવા મતભેદો છતાંયે એમની આ સહૃદયતા કદીયે કુંઠિત થઈ નહોતી. લોહિયા જેપી૦-ના જીગરજાન દોસ્ત હતા. પરંતુ ૧૯૫૦ બાદ બંનેના માર્ગ જુદા થતા ગયા. વિચારભેદ અને મતભેદ તો ઊભા થયા જ, પણ મનદુઃખના પણ ઘણા પ્રસંગો બન્યા. બંને વચ્ચે ઘણી કડવાશ પણ ઊભી થઈ. લોહિયાએ કરેલા કેટલાક આક્ષેપોથી અને તોછડા વર્તનથી જેપી૦ને બહુ દુઃખ થયેલું. તે દિવસોમાં એ લોહિયા ઉપર બહુ નારાજ હતા. ત્યારે એમણે લોહિયાની આકરી ટીકા પણ

કરેલી : 'આપણી સામે એક બાજુ છે, જવાહરલાલ નેહરુ—એક લોકશાહી સરમુખત્યાર, અને બીજી બાજુ છે, રામમનોહર લોહિયા. એમને સરમુખત્યાર કહેતાં તો મારી જીભ નથી ઊપડતી. પરંતુ એમને એવા જ સંગઠનમાં રહેવું ગમે છે જ્યાં એમનો જ કક્કો ચાલતો હોય, અને જ્યાં એ પોતે ગમે તે કરે છતાં એમને કોઈ પૂછનાર ન હોય......અહંકારની તો એમનામાં કદી કમી રહી નથી......સમાજવાદી પક્ષને એ સુધારવા નીકળેલા. પણ છેવટે તેને તોડીફોડીને જંપ્યા! વિનાયક કરવા બેઠેલા પણ કરી બેઠા વાનર! જે કૉંગ્રેસનો એ વિરોધ કરી રહ્યા છે તેની સૌથી વધુ સેવા તો આ રીતે એમણે જ કરી! હું જો કૉંગ્રેસ-પ્રમુખ હોઉં તો લોહિયાને સુવર્ણચંદ્રક પ્રદાન કરું.'

તેમ છતાં લોહિયાના મૌલિક ચિંતન, બુદ્ધિપ્રતિભા, કલ્પનાશીલતા અને વિદ્રોહની ભાવનાના જેપી૦ ભારે પ્રશંસક પણ હતા. લોહિયા માટે એમના દિલમાં ઘણો પ્રેમ પણ હતો. તેથી કેટલાંક વરસના અતડાપણા પછી બંને ફરી નજીક પણ આવવા લાગ્યા હતા. ૧૯૬૭ની ચૂંટણીમાં કૉંગ્રેસને હરાવીને ઘણાં રાજ્યોમાં અન્ય પક્ષોની સંયુક્ત સરકાર રચાઈ, તેમાં મુખ્ય ફાળો લોહિયાનો હતો. સપ્ટેમ્બર ૧૯૬૭માં પટણામાં જેપીના નિવાસસ્થાને બંને મિત્રો ઘણા વખતે ફરી મળ્યા. દિલ ખોલીને વાતચીત થઈ. બંનેને ઘણું સારું લાગ્યું. લોહિયાએ કહ્યું, 'પેટ ભરીને મુક્ત મને વાતચીત થઈ.'

આ મુલાકાત અંગે જેપી૦એ કહ્યું : 'અમારે ઘણી ચર્ચા થઈ હતી. સર્વોદય આંદોલનમાં અમે લોકો શું કરી રહ્યા છીએ, હું પોતે શું કરી રહ્યો છું, તેની પાછળ શો વિચાર છે, શી દૃષ્ટિ છે, તેનીય અમે ચર્ચા કરી હતી. મારા ઉપર એવી છાપ પડી કે ડૉક્ટર સાહેબે એ બધું માત્ર ધ્યાનથી સાંભળ્યું એટલું જ નહીં, બલ્કે પોતાના હૃદયમાંય ઉતાર્યું.'

પરંતુ આ પછી એકાદ મહિનામાં જ લોહિયાનું મૃત્યુ થયું. ત્યારે લોહિયાની ગંભીર બીમારી વખતે જેપી૦ પોતાના પૂર્વનિશ્ચિત બધા કાર્યક્રમો રદ કરીને દિલ્હીમાં જ રહ્યા. અને અંતિમ ઘડી સુધી લોહિયા પાસે હૉસ્પિટલમાં જ રહ્યા. મૃત્યુના [illegible] લોહિયાએ જેપી૦ તરફ આંગળી ચીંધીને એક [illegible] 'હાલ પણ [illegible] આ જ એક માણસ દેશને [illegible]'

[illegible]

[illegible]

## મજબૂત વિરોધ પક્ષની જરૂર

જેપી૦ પોતે તો લોકનીતિ ખીલવવાના કામમાં જ લાગેલા હતા. પણ તેની સાથે આજની લોકશાહી જેવી છે તેવી પણ સારી રીતે ચાલે તેની ફિકર જેપી૦ને રહેતી. કેમ કે તેઓ માનતા કે આ લોકશાહી વ્યવસ્થા પડી ભાંગશે તો તેમાંથી સર્વોદયને માટેની નહીં પણ સરમુખત્યારી માટેની ભૂમિકા ઊભી થશે. અને તેથી દેશમાં લગભગ સરખે સરખા બે કે ત્રણ પક્ષ હોય એવી સ્થિતિ ઊભી કરવા પણ તેઓ બનતી કોશિશ કરતા. આને લીધે જેપી૦ તો કૉંગ્રેસ-વિરોધી છે એવી ખોટી છાપ પણ કેટલાકના મનમાં ઊભી થયેલી. પરંતુ જેપી૦ની આંખ સામે આ કે તે પક્ષને આગળ કરવાનું નહોતું. એમને તો રસ એટલો જ હતો કે આજની આપણી લોકશાહી વ્યવસ્થા સારી રીતે ચાલે તે માટે દેશમાં એક મજબૂત વિરોધ પક્ષ પણ ઊભો થવો જોઈએ. લાંબા સમય સુધી લગભગ એક જ પક્ષનું શાસન લોકશાહીના વિકાસ માટે અનુકૂળ નથી.

ગમે તેમ કરીને કૉંગ્રેસને તો કાઢવી જ, એવું ત્યારે એમના મનમાં હતું નહીં. તેથી ૧૯૬૭ની વાતચીતમાં જ્યારે લોહિયાએ કેન્દ્રમાંથીયે કૉંગ્રેસ સરકારને ઉખેડી નાખવાની વાત કરી, ત્યારે જેપી૦ એમની સાથે સહમત ન થયા. એમણે લોહિયાને કહ્યું કે, 'કેન્દ્રમાં સંયુક્ત મોરચાની સરકાર બનાવવાની કોશિશ સારી દૃષ્ટિએ ખતરનાક છે. હું માનું છું કે જ્યાં સુધી કૉંગ્રેસની સામે કોઈ એક મજબૂત પક્ષ રાષ્ટ્રીય વિકલ્પના રૂપમાં તૈયાર નથી થતો, ત્યાં સુધી કેન્દ્રમાંથી કૉંગ્રેસ સરકારને ઉખેડી નાખવાની કોશિશમાંથી રાજકીય અસ્થિરતા જન્મશે તથા કેન્દ્ર સરકારનું અસ્થિર થવું રાષ્ટ્રીય એકતા અને સ્વતંત્રતા માટે પણ ખતરનાક સાબિત થશે.'

## પક્ષ પદ્ધતિના વિકલ્પની ખોજ

આમ એક બાજુ આજની પક્ષીય લોકશાહી સારી રીતે ચાલે તે માટે મજબૂત વિરોધ પક્ષની જરૂર જેપી૦ને જણાતી હતી, તો બીજી બાજુ આજની આ પક્ષીય લોકશાહીનો કોઈ ને કોઈ વિકલ્પ શોધવો પડશે એમ પણ એમને લાગતું. પક્ષો હંમેશાં પોતાનો સ્વાર્થ જ જુએ છે, અને સત્તા માટે પડાપડી કરે છે. લોકોનું હિત કે દેશનું હિત આને લીધે ઘણી વાર જોખમાય છે. આથી જેપી૦ પક્ષવિહીન લોકશાહીનો વિચાર પણ રજૂ કરતા હતા : 'લોકશાહી એટલે ગળાકાપ પક્ષોની [illegible] [illegible]. એવું શું કામ? તે સિવાય પણ શું લોકશાહી ન ચાલે? આજે તો આ બધા પક્ષો વચ્ચે માત્ર [illegible] [illegible] કરે છે. અને તે આમ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] પ્રજાની તો તેમાં [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] પક્ષવિહીન લોકશાહી [illegible] [illegible] [illegible] [illegible] [illegible] લોકશાહીને ન કાઢી નાખીએ, [illegible] [illegible] [illegible] [illegible]

જવું જોઈએ. તેની શરૂઆત મ્યુનિસિપાલિટીથી કરી શકાય. પક્ષીય રાજકારણને બિલકુલ વચ્ચે લાવ્યા વિના મ્યુનિસિપાલિટીનો વહીવટ અવશ્ય ચલાવી શકાય. માટે સૌથી પહેલાં બધા પક્ષો એટલું નક્કી કરે કે ગ્રામપંચાયત, તાલુકા પંચાયત, જિલ્લા પંચાયત અને મ્યુનિસિપાલિટીમાં પક્ષોના ધોરણે કામકાજ નહીં થાય. પક્ષને ધોરણે ચૂંટણી પણ નહીં લડાય અને પક્ષને ધોરણે વહીવટ પણ નહીં ચાલે. આ રીતે ધીરે ધીરે પક્ષવિહીન લોકશાહીની દિશામાં આગળ વધી શકાશે.'

આ ઉપરાંત પક્ષાપક્ષીનું ક્ષેત્ર મર્યાદિત કરતા જઈને જુદા જુદા પક્ષો વચ્ચે સંમતિનું ક્ષેત્ર વિસ્તારતા જવાની કોશિશ પણ જે૦પી૦ કરતા રહ્યા. દેશમાં એક સામંજસ્યનું વાતાવરણ ઊભું થાય અને રાષ્ટ્રની શક્તિઓની બાદબાકી થતી રહેવાને બદલે તેનો સરવાળો થતો રહે, એવી પણ જે૦પી૦ની નેમ હતી. આ માટે સમાજનાં બધાં ક્ષેત્રોના આગેવાનો સાથે જે૦પી૦ સતત સંપર્કમાં રહેતા, અને એમનાં મિલનો, પરિષદો, સંમેલનો વગેરે પણ યોજતા રહેતા.

**સમાજજીવનના અનેકવિધ પ્રશ્નોમાં રસ**

વિનોબા ઘણી વાર કહેતા કે માણસ મકાન બંધાવે તો તેમાં એક સૂવાનો ઓરડો, એક અભ્યાસનો ઓરડો, એક રસોઈનો ઓરડો એમ રાખે, પણ એક હવાનો ઓરડો એમ કોઈ અલાયદો ઓરડો રાખે કે? હવા તો સર્વત્ર હોવી જોઈએ. તેમ સર્વોદયનું કોઈ અલાયદું ક્ષેત્ર નથી. જીવનના દરેકેદરેક ક્ષેત્રમાં સર્વોદયનું સ્થાન હોવું જોઈએ. દરેક ક્ષેત્રમાં સર્વોદયની ભાવનાથી કેમ વરતી શકાય, તેનું સંશોધન કરતા રહેવું જોઈએ.

જે૦પી૦એ આ વાતનો પ્રત્યક્ષ અમલ કર્યો. સમાજજીવનના અનેકવિધ પ્રશ્નોમાં તેઓ રસ લેતા રહ્યા. બધાં જ ક્ષેત્રોના લોકો સાથે એ હંમેશા હળતા-મળતા રહેતા. અનેક બિન-સરકારી સંસ્થાઓ સાથે પણ જે૦પી૦ સંકળાયેલા રહેલા. એ સંસ્થાઓ મારફત સમાજસેવાનાં અને લોકશિક્ષણનાં કામો થતાં રહેતાં. જુદા જુદા પ્રશ્નો અંગે સેમિનારો, ગોષ્ઠીઓ, કૉન્ફરન્સો જે૦પી૦ બોલાવતા રહેતા. આ રીતે સમાજમાં એક વિચાર-મંથન ચાલતું રહેતું. સરકારનિરપેક્ષ લોકઅભિક્રમથી આ રીતે સમાજના પ્રશ્નોની છણાવટ થતી રહે અને તેના અમલ માટેયે કોશિશ થાય, તે લોકનીતિની ઉપાસનાનું જ એક અંગ છે.

આમાં ગાંધીજીના ટ્રસ્ટીશિપના વિચારને વેપાર-ઉદ્યોગના ક્ષેત્રમાં પ્રવેશ કરાવવા જે૦પી૦એ જે પ્રયત્નો કર્યા તે ખાસ નોંધપાત્ર છે. આમાં જે૦પી૦એ જાતે રસ લઈને વૈચારિક ક્ષેત્રમાં સંશોધન-કાર્ય પણ કરાવ્યું તથા વ્યવહારમાં આના પ્રત્યક્ષ પ્રયોગો થાય તેને પણ અનુમોદન આપ્યા કર્યું. પરદેશમાં અર્નેસ્ટ બાદર વગેરેએ કરેલા પ્રયોગ સાથે પણ સંપર્કમાં રહ્યા. જો કે ટ્રસ્ટીશિપના પ્રત્યક્ષ અમલ માટે કોઈ નક્કર યોજના હજી બની શકી નહીં. તેમ છતાં વેપાર-ઉદ્યોગની સામાજિક જવાબદારીના પ્રશ્નની ઠીક ઠીક છણાવટ થઈ. દરેક વેપાર-ઉદ્યોગની પોતાના કર્મચારીઓ પ્રત્યે, પોતાના ગ્રાહકો પ્રત્યે તેમ જ સમગ્ર સમાજ પ્રત્યે જવાબદારી છે તથા કોઈ પણ ઉદ્યોગની સફળતાની એક કસોટી આ પણ છે કે તે પોતાની સામાજિક જવાબદારી કેટલી અને કઈ રીતે અદા કરે છે. આની સાથોસાથ ઇકોલોજી, વાતાવરણનું શુદ્ધિકરણ વગેરે વિચારોની પણ છણાવટ થતી રહી.

**દુનિયાભરના વિચારપ્રવાહો સાથે સંપર્ક**

વિદેશોના સમાજવાદી મિત્રો, શાંતિ આંદોલનના મિત્રો તેમ જ અન્ય આગેવાનો સાથે પણ જે૦પી૦ સંપર્કમાં રહેતા. દુનિયાભરના વિચારપ્રવાહોથી પણ પૂરા માહિતગાર રહેતા. એક વિશ્વ શાંતિ સેના રચાઈ હતી. તેના ત્રણ અધ્યક્ષોમાં એક જે૦પી૦ પણ હતા. "કૉમનવેલ્થ ઑફ વર્લ્ડ સિટિઝન્સ" નામની એક સંસ્થા લંડનમાં છે. ૧૯૬૩ માં આ સંસ્થાના પાંચ સભ્યોના સર્વોચ્ચ મંડળમાં જે૦પી૦ની વરણી થયેલી.

વિદેશના મિત્રોના નિમંત્રણથી તેમ જ એમના ખરચે જે૦પી૦ વિદેશોની મુલાકાતે પણ ગયેલા. જે૦પી૦ની પહેલી વિદેશયાત્રા ૧૯૫૮ માં થઈ. ૧૯૨૯માં અમેરિકાથી ભણીને પાછા ફર્યા બાદ જે૦પી૦ આ પહેલી વાર વિદેશોના પ્રવાસે ગયા. વચ્ચે એક વાર એશિયાના દેશોની પહેલી સમાજવાદી પરિષદ નિમિત્તે ૧૯૫૩ માં થોડા દિવસ માટે રંગૂન જઈ આવેલા. ૧૯૫૮માં સાડા ચાર મહિનાની વિદેશયાત્રા થઈ. પ્રભાવતીજી પણ સાથે હતાં. ઇંગ્લંડ અને યુરોપના દેશોની મુલાકાત લઈ કરાંચી થઈને પાછા ફરેલા. આ યાત્રા દરમ્યાન ફ્રાંસમાં શાંતિદાસજીને અને સિસિલીમાં ડાલેનો ડોલ્ચીને જે૦પી૦ મળેલા. પોલેન્ડ સુધી ગયા હતા.

જે૦પી૦ની બીજી વિદેશયાત્રા ૧૯૬૮ માં થઈ. ૭૦ દિવસમાં કમ્બોડિયા, થાઈલેન્ડ, જાપાન, અમેરિકા, કેનેડા, ઇંગ્લંડ, પશ્ચિમ જર્મની, રશિયા અને અફઘાનિસ્તાન થઈને પાછા ફર્યા. વિદ્યાર્થીકાળ બાદ ૩૯ વરસે ફરી અમેરિકા જવાનું થયું. લગભગ મહિનો અમેરિકામાં જ ફર્યા. રશિયા પણ જવાનું થયું. તાશ્કંદમાં શાસ્ત્રીજીનું મૃત્યુ થયેલું તે સ્થાન જોયું. મોસ્કોમાં લેનિનનો નિવાસ અને સમાધિ જોયાં. લેનિન કેવા સામાન્ય નિવાસસ્થાનમાં સાદાઈથી રહેતા હતા, તે જોઈને જે૦પી૦નું હૈયું ભરાઈ આવ્યું. આંખેથી આંસુ વહ્યાં. આ યાત્રા દરમ્યાન ખાસ કરીને લુઈ ફિશર, શુમાખર, આર્થર કસલર, વિલિયાન્ટ વગેરેને મળવાનું થયું. કાબુલમાં બાદશાહખાનને મળ્યા. આ યાત્રામાં પણ પ્રભાવતીજી સાથે હતાં.

ત્રીજી વિદેશયાત્રા ૧૯૬૯માં ઑસ્ટ્રેલિયામાં થઈ. ગાંધી શતાબ્દી નિમિત્તે ત્યાંના મિત્રોએ જે૦પી૦ને ખાસ બોલાવેલા. પ્રભાવતીજી પણ સાથે ગયેલાં.

૧૯૭૧ માં બાંગ્લા દેશના પ્રશ્ન નિમિત્તે જે૦પી૦ને ફરી એક વાર વિદેશ જવાનું થયું. આ વખતે ૪૭ દિવસની યાત્રામાં દુનિયાભરના દેશોની મુલાકાત લીધી તથા વિશ્વ લોકમત જગાડવાની કોશિશ કરી.

આ બધી વિદેશયાત્રાઓ દરમ્યાન જે૦પી૦એ ગાંધી-વિનોબાનો અને સર્વોદયનો સંદેશો દુનિયાભરમાં પહોંચાડ્યો. માનવીય ક્રાંતિ માટે દુનિયામાં જે અનેકવિધ પરિબળો કામ કરી રહ્યાં છે, તેમની સાથે આ રીતે સંપર્ક રહ્યો. દુનિયાના અદ્યતન પ્રવાહો સાથે સર્વોદય આન્દોલનનું અનુસંધાન જળવાયું.

૧૯૬૫માં જે૦પી૦ને ફિલિપાઈન્સનો લોકસેવા માટેનો મેગ્સેસે એવોર્ડ એનાયત થયો. તેમાં એમને "આધુનિક ભારતના લોકાત્માની રચનાત્મક અભિવ્યક્તિ" માટે બિરદાવવામાં આવ્યા. આ એવોર્ડના સ્વીકાર નિમિત્તે જે૦પી૦ મનીલા ગયેલા.

૧૯૬૯માં ગાંધી શતાબ્દી વર્ષ નિમિત્તે સરહદના ગાંધી બાદશાહખાનને ભારત બોલાવવામાં જે૦પી૦એ આગળ પડતો ભાગ ભજવેલો. ત્યારે બાદશાહખાન સન્માન સમિતિના અધ્યક્ષ તરીકે જે૦પી૦ જ રહેલા. આ રીતે એ ખુદાઈ ખિદમતગાર પ્રત્યે રાષ્ટ્રની પ્રેમની અને સન્માનની લાગણી વ્યક્ત કરાઈ. દેશના ભાગલાને લીધે અહિંસાના આ ઉપાસકને અને એમના સાથીદારોને જે બેહદ સહન કરવું પડ્યું છે, તે માટે પણ રાષ્ટ્રની હમદર્દી પ્રગટ થઈ.

### બિહારમાં દુકાળ-રાહતનું પ્રચંડ કામ

જયપ્રકાશજી દ્વારા જે અનેક કામો થયાં, તેમાં ૧૯૬૭ના બિહારના દુકાળ વખતે થયેલું રાહતનું કામ પણ ખાસ નોંધપાત્ર છે. ૧૯૬૭માં લગભગ આખા બિહારમાં દુકાળની પરિસ્થિતિ ઊભી થયેલી. તેમાંયે અમુક જિલ્લામાં તો સ્થિતિ અત્યંત ભીષણ હતી. કુલ સાડા ત્રણ કરોડ માણસો દુકાળના વિકરાળ પંજામાં સપડાયા હતા. જાણકારો કહેતા કે ૧૮૭૦ પછી છેલ્લાં સો વરસમાં આવો દુકાળ ક્યારેય પડ્યો નથી.

આ અભૂતપૂર્વ પરિસ્થિતિને પહોંચી વળવા જયપ્રકાશજીના અધ્યક્ષપદે બિહાર રિલીફ કમિટીની રચના થઈ. એકાદ વરસ જે૦પી૦ લગભગ આ જ કામમાં ડૂબેલા રહ્યા. અનેક ભાષણો, પત્રો, લેખો, વ્યક્તિગત સંપર્કો દ્વારા એમણે દેશ–દુનિયાના લોકોની કરુણાને જગાડી. પરિણામે ધનનો પ્રવાહ વહ્યો. નાના-મોટા અનેક દાતાઓએ તેમ જ દેશ-દુનિયાની અનેક સંસ્થાઓએ મદદ કરી. પ્રત્યક્ષ રાહત કામ કરવા માટે દેશભરમાંથી સ્વયંસેવકોએ પોતાની સેવા આપી. ઘણી સંસ્થાઓએ ... પણ ... ... આમ દેશની ... દુકાળગ્રસ્ત પ્રજાને રાહત મળી.

કામ થયું. જે ૭૦ લાખ બચેલા તેમાંથી પછી લઘુ સિંચાઈ યોજનાઓનું કામ ઉપાડાયું, કે જેથી દુકાળની પરિસ્થિતિને કાયમને માટે નિવારવાની દિશામાં કાંઈક આગળ વધાય.

જયપ્રકાશજીએ પોતાની આભારની લાગણી વ્યક્ત કરતાં કહ્યું : 'ભગવાનની દયા અને એ દયાને કારણે જ દેશ-દુનિયાની સહૃદય સહાયતાને લીધે આવડું મોટું કામ થઈ શક્યું. લોકોએ દિલ ખોલીને મદદ કરી. ફરી એક વાર સ્પષ્ટ થઈ ગયું કે અનેક વિવિધતાઓ અને વિવાદ છતાં ભારતનો આત્મા એક છે. આ રાહતકાર્યમાં રાષ્ટ્રીય એકતાનાં દર્શન થયાં અને આ કામને લીધે રાષ્ટ્રનો આત્મવિશ્વાસ દૃઢતર થયો.'

### રાહતકામ અંગે વિનોબાનો અભિગમ

આ દિવસોમાં બિહારમાં વિનોબાની તૂફાનયાત્રા ચાલતી હતી. એમણે પોતાના મૂળભૂત ક્રાંતિકાર્ય સાથે દુકાળના આ તાત્કાલિક રાહતકાર્યને સાંકળી લીધું. ગામેગામ એ લોકોને સમજાવતા રહ્યા : 'આ તો ઈશ્વરદીધો અવસર છે. આ ધર્માચરણનો પ્રસંગ છે. ૧૯૪૩માં બંગાળમાં લાખો માણસો ભૂખે મરી ગયા. ત્યારે દોષનો ટોપલો આપણે અંગ્રેજો પર ઢોળી દીધો. હવે બધી જવાબદારી આપણા ઉપર છે. આ કોઈ મામૂલી દુકાળ નથી. પૂરતું ધ્યાન ન અપાયું તો લાખો લોકો તમારી ને મારી આંખ સામે ભૂખે મરતા દેખાશે. હવે, દુનિયામાં જેણે મરવાનું છે તે તો મરે જ છે. ખાનારાયે મરે છે અને ન ખાનારાયે એટલે મરવાનો કોઈ ખાસ સવાલ નથી. હું તો સગવાં બાબતમાં સાવ "નિષ્ઠુર", અથવા વધુ સારો શબ્દ વાપરવો હોય તો "નિશ્ચિંત" છું. પણ સવાલ એ છે કે દરેકે દરેક નાગરિકે, દરેકે દરેક ગ્રામજને સ્વધર્મનું આચરણ કર્યું કે નહીં ? દુનિયાની જવાબદારી છે, કેન્દ્ર સરકારની જવાબદારી છે, રાજ્ય સરકારની જવાબદારી છે, પરંતુ સૌથી વધુ જવાબદારી જો કોઈની હોય, તો તે ગામની છે. કોઈ ગામમાં કોઈ ભૂખ્યું મરી જાય, અને બાકીના લોકો પૂર્વવત ખાતા રહે, તે ખોટી વાત છે. માટે આજની પરિસ્થિતિમાં ગ્રામદાન-પુષ્ટિને વિશેષ ચાલના અને તુરત ચાલના મળવી જોઈએ. મેં કહેલું કે ગ્રામદાન એ "ડિફેન્સ મેઝર" (સંરક્ષણનું પગલું) છે, પણ આજની પરિસ્થિતિમાં તે "રીલિફ મેઝર" (રાહતનું પગલું) પણ છે. રાહતનું કામ પણ ગ્રામસભા જનાવીને તેને પૂરેપૂરું સોંપવાથી જ સારામાં સારું થઈ શકશે. ગ્રામસભા વિના તે શક્ય નથી. નહીં તો ... ... ... ... જેમાં પહેલવહેલી

અને બાળસહજ હતી કે તેવે વખતે લાંબું વિચારવા બેસવાનું એમનાથી બનતું નહીં. સહજ પ્રેરણાથી તેઓ પડકાર ઝીલી લેતા. તેમાંયે જ્યારે માણસ પ્રત્યેની કરુણાની બાબત આવે, ત્યારે બીજો કશો વિચાર આવે તે પહેલાં જ એમની હાર્દિક સહાનુભૂતિ સક્રિય બની જતી. તેથી ક્યારેક એમણે વિનોબાને કહેલું પણ ખરું કે, તમે ઊંડાણમાં જઈને વિચારો છો, હું ક્યારેક તાત્કાલિક દૃષ્ટિએ વિચારતો હોઉં છું.

### જે૦પી૦—વિનોબા વચ્ચે સામંજસ્ય

આવો થોડો સ્વભાવભેદ, કાર્યપદ્ધતિભેદ, વલણભેદ જે૦પી૦—વિનોબા વચ્ચે રહેતો. તેમાંથી ક્યારેક ક્યારેક કાંઈક નારાજી, કાંઈક ગેરસમજ, કાંઈક રીસ ને રોષ પણ ઊભા થતાં. તેમ છતાં સરવાળે ગ્રામસ્વરાજ આંદોલનની સાથોસાથ લોકનીતિની ઉપાસનાના આ વ્યાપક કામમાં પણ વિનોબા ને જે૦પી૦ની વચ્ચે સારી પેઠે સામંજસ્ય અને એકસૂત્રતા રહી હતી. દેશના જાહેર જીવનમાં જે૦પી૦ના અવાજની કીમત વિનોબા જાણતા. એટલે એમણે જે૦પી૦ને ઘણીવાર કહેલું કે સર્વ સેવા સંઘ અમુક બાબત વિશે બોલે કે ન બોલે, તમે દેશના જુદા જુદા પ્રશ્નો વિશે તમારા વિચારો જનતા સમક્ષ મૂકતા રહો. એક વાર કોઈએ ફરિયાદ કરી કે અમુક બાબતમાં જે૦પી૦ને સમજાવવા જોઈએ. ત્યારે વિનોબા તુરત બોલ્યા, એમને શું સમજાવવાનું છે? એ બધું સમજેલા જ છે.

વિનોબા પોતે ગ્રામસ્વરાજ આંદોલનના કામમાં એટલા ગળાડૂબ રહેતા કે બધા તાત્કાલિક પ્રશ્નોમાં રસ લેવાનું એમના માટે સંભવ નહોતું. વળી, એમનું વલણ તાત્કાલિક સમસ્યાઓ કરતાં દૂરગામી પાયાની બાબતો પ્રત્યે વધુ ધ્યાન આપવાનું રહેતું. તેમ છતાં કાશ્મીર, બાંગ્લાદેશ જેવી અત્યંત મહત્ત્વની સમસ્યાઓમાં એમણે પૂરેપૂરો રસ લીધેલો. કાશ્મીરની બાબતમાં તો પોતે ઘણા સક્રિય પણ રહેલા. ત્યાંની પદયાત્રા ખાસ એ પ્રશ્નના અધ્યયન માટે જ કરેલી. શેખ અબ્દુલ્લાને છોડવાની બાબતમાં પણ લાગતાવળગતાને સમજાવવાની કોશિશ એમણે કરેલી. અને આવે વખતે જે૦પી૦ સાથે બરાબર સંપર્કમાં રહેતા. ૧૯૬૨માં મૃદુલા સારાભાઈ મારફત કાશ્મીર પ્રશ્ન અંગેના પોતાના કેટલાક અભિપ્રાય પંડિતજીને પહોંચાડ્યા, તો તેની નકલ જે૦પી૦ને મોકલીને લખ્યું, 'તમને આ હું એટલા માટે મોકલું છું કે હમણાં તમે પંડિતજીને મળવાના હશો, તો ત્યારે આનો ઉલ્લેખ તમે કરી શકો.'

### 'ઊંચા પ્રકારનું શાંતિકાર્ય'

નાગાલૅન્ડના પ્રશ્નમાં પણ જે૦પી૦ જે કરી રહ્યા હતા તેનું મૂલ્ય વિનોબાને મન ઘણું હતું. પણ ક્યારેક આવાં બધાં અન્ય કામોમાં જે૦પી૦ બહુ ખૂંપી જતા અને તેને લીધે આન્દોલનનાં કામોમાં વિક્ષેપ આવતો, ત્યારે વિનોબા જરીક અકળાતા પણ. એક વાર આવી કોઈક ટીકા ગમે તેવા સ્વરૂપમાં જે૦પી૦ના કાને પહોંચી. પોતાના સ્વભાવ મુજબ જે૦પી૦ એકદમ નારાજ થઈ ગયા. કોહિમાથી તા. ૧૧-૧૧-૬૪ એ એક સાથીને પત્રમાં લખ્યું: 'પહેલાં તો મને થયું કે વિનોબાને યાદ દેવડાવું કે એમણે પોતે મને શું કહ્યું હતું. પણ પછી થયું કે એમને શું કામ નાહકનું કષ્ટ આપવું? છેવટે તો દરેક જણે પોતાનો ક્રૂસ પોતે જ ઉપાડવો પડતો હોય છે. વિનોબા ભલે અસંમત હોય, પણ મને જે ઠીક લાગે છે તે હું કરતો જ રહીશ.'

જો કે વિનોબાના મનમાં નાગભૂમિમાં જે કામ થયું તેનું ભારે ગૌરવ હતું. અને તે એમણે ૧૯૬૫માં સર્વ સેવા સંઘના અધિવેશનમાં વ્યક્ત પણ કર્યું: 'શાંતિકાર્ય, શાંતિસેના-કાર્ય અને મૈત્રી-કાર્ય—આ ત્રણેય પ્રકારનાં કામ કરવાં પડે છે, ત્યારે દુનિયામાં શાંતિ થાય છે. મૈત્રી-કાર્ય લોકજીવનમાં પ્રવેશ કરીને સાંસ્કૃતિક કાર્યક્રમ દ્વારા કરવાનું છે. દીર્ઘદૃષ્ટિથી તે કામ થશે. શાંતિસેના સજાગ રહે, અશાંતિ ન થાય તેની કોશિશ કરે, અને અશાંતિ થાય તો વચ્ચે પડીને શાંતિની સ્થાપના કરે. શાંતિ-કાર્ય ઊંચા પ્રકારનું હોય છે. જેવું કે હમણાં આપણા જયપ્રકાશજી દ્વારા નાગભૂમિમાં કામ થઈ રહ્યું છે.'

૧૯૬૭માં પણ એક વાર ભાવસભર શબ્દોમાં વિનોબા જાહેર-માં બોલેલા: 'ખુશીની વાત છે કે જયપ્રકાશજી જેવા સેવક મળ્યા છે. હું જોઉં છું કે જ્યારે તેઓ વાત કરે છે, ત્યારે સમજ-વાની કોશિશ કરે છે. હું પણ એમના વિચારોને સમજવાની કોશિશ કરું છું. એ ખુશીની વાત છે કે અમારી વચ્ચે વિચારોનો ઘણો મેળ છે.'

ખેર, આ આખાયે દોઢ-બે દાયકા દરમ્યાન જે૦પી૦-વિનોબા વચ્ચે ઘણો ઉત્કટ હાર્દિક નાતો રહ્યો. જે૦પી૦ બહુ દોડધામ કરતા ત્યારે વિનોબા એમને વારતા અને શરીરની પૂરતી કાળજી લેવા અને વચ્ચે વચ્ચે પૂરતો આરામ કરવા સમજાવતા. એક પત્રમાં વિનોબાએ જે૦પી૦ને લખ્યું: 'હિંદુસ્તાનના લોકોને આદત છે કે જ્યાં સુધી માણસ જીવતો હોય, ત્યાં સુધી એની પાસેથી ખૂબ કામ લે છે. એના પર કશી રહેમ નથી કરતા. પછી એના મરી ગયા બાદ એનાં નામનાં સ્મારક બનાવે છે!'

### રાષ્ટ્રના જાગ્રત સંત્રી

આ દેશની સેવામાં જે૦પી૦એ પોતાની જાત ઘસી નાખી. સ્વતંત્ર હિંદુસ્તાનમાં ત્રણ દાયકા સુધી કોઈ પણ જાહેર પ્રશ્ન ઊભો થયો, તો તેમાં જે૦પી૦એ રસ લીધો જ છે. કોઈ પણ જાતના સ્વાર્થ વિના કે કોઈ પણ જાતના પ્રલોભન વિના તથા બીજી કોઈ દૃષ્ટિએ નહીં, માત્ર લોકોના અને દેશના હિતની જ દૃષ્ટિએ જે૦પી૦એ પોતાને જ્યારે જે સાચું લાગ્યું, તે લોકો સમક્ષ મૂક્યું છે, તથા જે-તે પ્રશ્ન ઉકેલવા પોતાથી બનતું બધું જ એ કરી છૂટયા છે. એમના માટે આ બધું લોકનીતિની ઉપાસના રૂપ હતું. આજના પ્રચલિત પક્ષીય તેમ જ સત્તાના અને ધારાસભા-સંસદના રાજકારણ સિવાય પણ જનતાના અસલ રાજકારણનું કેવડું વિશાળ ક્ષેત્ર પડેલું છે, અને તેમાં કેટલું

બધું કામ કરવાનું રહે છે, તે જયપ્રકાશજીના જાહેર જીવન પરથી જોઈ શકાય છે.

આપણા એક વારના રાષ્ટ્રપતિ ડૉ૦ ઝાકિરહુસેને ૧૯૬૭માં જે૦પી૦ને એક પત્રમાં લખેલું : ' ગાંધીજીએ એક વાર ટાગોરને રાષ્ટ્રના સંત્રી કહેલા. મને લાગે છે કે આજે તમારા માટે પણ એ બરાબર સાચું પડે તેમ છે.'

જયપ્રકાશજી સ્વતંત્ર ભારતનો વિવેકબુદ્ધિનો અવાજ બની ગયા, લોકાત્માના જાગ્રત પ્રહરી બની ગયા, લોકોના ચૂંટાયા વિનાના સ્વયંસિદ્ધ પ્રતિનિધિ બની ગયા. એમણે પોતે મશરૂવાળા વિશે કહ્યું હતું એવા " ભારતનું રાજકીય અંતઃકરણ " બની ગયા. કદાચ જે૦પી૦ જ એક એવા રાજદ્વારી નેતા હશે કે જેમણે સ્વરાજ્યની લડત દરમ્યાનની પોતાની નૈતિક મૂડીમાં સ્વરાજ્યનાં વરસો દરમ્યાન વધારો કર્યો હોય તથા લોકહૃદયમાં પોતાનું સ્થાન દૃઢતર બનાવ્યું હોય. આને માટે એમનું ત્યાગ-તપોમય જીવન કારણભૂત છે અને લોકનીતિની એમની અનન્ય ઉપાસના કારણભૂત છે.



# ૧૩
# વાવેલાં બીજને મૂળમાં જઈ જળ-સિંચન

**રા**જગીરમાં ૧૯૬૯ ના ઑક્ટોબરમાં સર્વોદય સંમેલન મળ્યું, ત્યાં સુધીમાં ગ્રામસ્વરાજ આંદોલનનો પહેલો તબક્કો પૂરો થઈ ચૂક્યો હતો. બે દાયકા સુધી એકધારા ચાલેલા આ આંદોલન મારફત ગાંધીવિચારનો આર્થિક-સામાજિક ક્ષેત્રે પ્રવેશ કરાવવા માટે એક સમાજવ્યાપી પ્રયોગ ચાલ્યો. સમાજ-પરિવર્તન માટે અહિંસાની નવી પ્રક્રિયા સમાજ સામે આવી. લોકો સમક્ષ એક સર્વોદય-દર્શન છતું થતું રહ્યું. સર્વોદયી સમાજરચનાની દિશામાં જવા માટે ભૂદાન-ગ્રામદાન-શાંતિસેના વગેરે નક્કર કાર્યક્રમો પણ ચાલ્યા. પ્રાથમિક ખેડાણનું અને વ્યાપક વિચાર-પ્રચારનું કામ થયું. ગ્રામસ્વરાજ માટેની કાંઈક આછી-પાતળી રૂપરેખા નજર સામે આવી. ગાંધીમાર્ગે સમાજના નવનિર્માણ માટે એક શ્રદ્ધા જન્મી.

### બે દાયકાની નિષ્પત્તિથી સરવાળે સમાધાન

બે દાયકામાં જેટલું થયું હતું તેથી વિનોબાને સરવાળે સમાધાન હતું. રાજગીર સંમેલનમાં એમણે કહ્યું કે, 'આટલું વ્યાપક કાર્ય કઈ રીતે થયું એમ વિચારીએ છીએ, તો ઈશ્વરની પ્રેરણા અને આશીર્વાદ વિના એ થયું હોત એવો ભાસ નથી થતો.'

જયપ્રકાશજીએ પણ સંમેલનમાં આવો જ ભાવ વ્યક્ત કર્યો: 'જે કાંઈ થયું છે અને કરવાનો સંકલ્પ થયો છે, તે ભગવાનની પ્રેરણા અને ભગવાનના આશીર્વાદનું પરિણામ છે. આવડું મોટું કામ થયું છે, તે કલ્પનાતીત છે.'

આંદોલનનાં નક્કર પરિણામો વિશે અવારનવાર ચર્ચા થતી, ત્યારે જે૦પી૦ એ વાત તરફ ધ્યાન દોરતા કે ભૂદાન આંદોલનમાં કુલ ૪૨ લાખ એકર જમીન મળી. તેમાથી ૧૫ લાખ એકર જમીન ભૂમિહીનોને વહેંચી પણ અપાઈ. આ જમીન ઉપર દેશભરમાં ચાર-પાંચ લાખ કુટુંબો મહેનત કરીને પોતાનો રોટલો રળતા થયા. અને આટલી જમીન દમડીનાયે વળતર વિના કે કોરટ કચેરીના આંટાફેરા વિના ગરીબોના હાથમાં આવી. આની સામે હિંસા દ્વારા અથવા ટોચમર્યાદાના કાયદા દ્વારા કેટલી જમીન ગરીબોના હાથમાં આવી? બિહારમાં ટોચમર્યાદાના કાયદા હેઠળ એક એકર જમીન પણ નથી વહેંચાઈ, જ્યારે ભૂદાન મારફત ત્યાં સાડા ત્રણથી ચાર લાખ એકર જમીન ભૂમિહીનોને મળી છે. મહારાષ્ટ્રમાં સવા લાખ એકર જમીન ટોચમર્યાદાની ઉપરની જાહેર કરાઈ, પણ તેમાંથી માત્ર ૨૫ હજાર એકર જ વહેંચી શકાઈ. ત્યારે ત્યાં ભૂદાન મારફત એક લાખ છ હજાર એકર જમીન વહેંચી દેવાઈ. ગુજરાતમાં કાયદા દ્વારા માત્ર આઠ હજાર એકર જમીન મળી છે, અને તેમાંથી છએક હજાર જેટલી વહેંચાઈ છે. જ્યારે ભૂદાન મારફત ગુજરાતમાં ૫૦ હજાર એકર જેટલી જમીન વહેંચાઈ છે. આમ, જમીન-વહેંચણીની બાબતમાં કાયદો અને કતલના રસ્તા કરતાં કરુણાના રસ્તે પરિણામ વધુ જ આવ્યું છે. નક્સલવાડીમાંયે આટલી ખૂનામરકી થઈ, છતાં કોઈના હાથમાં જમીન નથી આવી.

આ બધા આંકડા રજૂ કરીને જયપ્રકાશજી કહેતા: 'વાત એમ છે કે બીજાની સાધનસંપત્તિ કોઈ બળજબરીથી છીનવી લે,

તો બધાને એકદમ એમ થઈ જાય કે મોટી ક્રાંતિ થઈ ગઈ. પરંતુ શાંતિથી અને સ્વેચ્છાથી મોટું પરિવર્તન થઈ રહ્યું છે, તો તે ધ્યાનમાં આવતું નથી. પંદર લાખ શું, પંદરસો એકર જમીન પણ જો ક્યાંક બળજબરીથી છીનવી લેવાઈ હોત, તો તે એક સીમાચિહ્ન રૂપ ક્રાંતિકારી ઘટના મનાત!......થોડાં વરસોમાં વિનોબાએ જે કર્યું છે, તે અદ્ભુત જ છે! એમણે બહુ મોટું કામ કર્યું. એટલું મોટું કામ ગાંધીજી પછી આ દેશમાં કોઈએ નથી કર્યું. જનશક્તિથી, વિચાર-શક્તિથી, પ્રેમની શક્તિથી એમણે લાખો એકર જમીનની વહેંચણી કરાવી. આ કોઈ નાની વાત નથી. બહુ મોટી વાત છે.'

એવી જ રીતે ગ્રામદાનનો વિચાર પણ દેશભરમાં દોઢેક લાખ ગામડાં સુધી પહોંચાડાયો. તેમાંથી બે-ત્રણ હજાર ગ્રામદાનો કાયદા હેઠળ પણ રજિસ્ટર્ડ થઈને સરકારી ગેઝેટમાં જાહેર થઈ ચૂક્યાં હશે. અને ત્યાં લોકોની શક્તિ અને લોકોના અભિક્રમથી નવ-નિર્માણનાં નાનાં-મોટાં કામ પણ શરૂ થયાં. રાજગીર સંમેલનમાં દેશભરમાંથી ગ્રામદાની ગામના લોકો પણ સારી એવી સંખ્યામાં આવ્યા હતા. એક બેઠકમાં દોઢેક કલાક સુધી એમનામાંના કેટલાક ગ્રામજનોએ સંમેલનના મંચ પરથી પોતાના અનુભવ પણ જણાવ્યા. એમની સાદી સરળ ભાષામાં ગ્રામદાન બાદ થયેલ નાનાં-મોટાં કામોનું વર્ણન તથા ગ્રામદાન વિશેની એમની શ્રદ્ધા વ્યક્ત થતી સાંભળવી, એ એક લહાવો હતો. આખીયે બેઠક બહુ જીવંત રહી.

મૂળમાં તો ગ્રામદાન દ્વારા જે ગ્રામભાવના અને ગ્રામશક્તિ ખડી થાય છે, તેનું બહુ મહત્ત્વ છે. તે વાત ઉપર ભાર મૂકીને જે૦પી૦એ રાજગીર સંમેલનના પોતાના ભાષણમાં પહેલા ગ્રામદાની ગામ મંગરોઠની ઘટનાનો ખાસ ઉલ્લેખ કરેલો: 'ગ્રામદાન થયું ત્યારે ગામલોકોએ કહ્યું કે હવે તો આપણા ગામનો એક પરિવાર થયો. એટલે મહેસૂલ ગામ આખાનું એક સાથે ગ્રામસભા ભરી દેશે. પછી આપણે ગામમાં વહેંચી લઈશું. પણ મહેસૂલ અધિકારી કહે છે કે અમે કાંઈ તમારા ગ્રામદાનને માનતા નથી, અને આ રીતે લેવાનો કોઈ અધિકાર નથી. ગોવિંદ વલ્લભ પંત તે વખતે ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન હતા. એમના સુધી વાત પહોંચી. તેઓ સમજી ગયા કે આવી સારી વાતનો ઇનકાર કરીશું તો સરકારની બદનામી થશે. એમણે તુરત આદેશ કાઢ્યો કે આખા ગામનું એક મહેસૂલ સ્વીકાર્યું. આ લોકશક્તિનો ચમત્કાર છે. ગ્રામદાનમાં આવી અનેક સંભાવનાઓ પડેલી છે.'

બિહારમાં જ્યારે ગ્રામદાનનું તૂફાન આંદોલન પૂરજોશમાં ચાલતું હતું, ત્યારે દેશના એક સુપ્રસિદ્ધ પત્રકાર [illegible] [illegible] હતા. [illegible] પોતાના પુસ્તક "બિહાર [illegible]"માં [illegible] ગ્રામદાનના કાર્યક્રમની વિગત સાથે ચર્ચા કરીને [illegible] છે, 'ગ્રામદાન [illegible] આર્થિક ને સામાજિક સંબંધોમાં [illegible] પરિવર્તન [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible].

તો ગ્રામદાનના કાર્યક્રમના આવા વ્યાપક ફેલાવાની જરૂર છે. આ એક ઉમદા આદર્શ છે. તેને વ્યવહારમાં લાવવો અત્યંત અઘરો છે. તેમ છતાં આજે હવે તેને શેખચલ્લીનું સપનું કહી સાવ હસી કાઢી શકાય તેમ પણ નથી. ભૂદાન-ગ્રામદાન આંદોલન દ્વારા સામૂહિક ભાવનાનું જે વાતાવરણ ઊભું થયું છે, તેનો લાભ લેવો જોઈએ. દેશના વિકાસમાં લોકોનો અભિક્રમ એક ઘણું શક્તિશાળી પરિબળ બની શકે તેમ છે.'

**ગ્રામસ્વરાજ આંદોલનનો બીજો તબક્કો**

ગાંધીમાર્ગે સમાજનું નવનિર્માણ કરવાનો આવો એક સમાજ-વ્યાપી પ્રયોગ ગ્રામસ્વરાજ આંદોલન મારફત ચાલ્યો. ૧૯૬૯ સુધીમાં તે એક મુકામે પહોંચ્યો. વિનોબાના મનમાં આ પ્રયોગને પૂર્ણતાએ પહોંચાડવાની કલ્પના હતી. તેથી રાજગીરમાં એમણે કહી દીધું: 'તૂફાન તો થઈ ચૂક્યું, હવે અતિ-તૂફાન! વધુમાં વધુ એક વરસની અંદર ગ્રામદાનની શરતોનો વ્યવહારમાં અમલ કરાવવો છે.'

અત્યંત વ્યાપક પ્રમાણમાં એક વાર ગ્રામદાનના સંકલ્પો કરાવી લેવા, આખાયે પ્રદેશને આવરી લઈને લોકોની સંમતિ મેળવી લેવી અને પછી એકી સાથે વ્યાપક પ્રમાણમાં તેનો અમલ કરાવવો, આવી વ્યૂહરચના અપનાવવામાં આવેલી. તેથી હવે આંદોલનનો બીજો તબક્કો શરૂ થયો. વિનોબા કહેતા કે, 'આ બધાં ગામોમાં ગ્રામદાનની પુષ્ટિ થઈ જાય તે જરૂરી છે. ત્યારે ગ્રામસ્વરાજની "રેલવે" ચાલશે. ગ્રામદાનનો સંકલ્પ થયો. એટલે "વે" બન્યો, હજી "રેલ" નાખવી બાકી છે. રસ્તો બન્યો છે, હજી તેના પર પાટા નખાયા નથી. ગ્રામદાનની શરતોની પુષ્ટિ થવાથી રેલ બનશે. પછી તેના પર ગ્રામસ્વરાજની રેલવે ચાલશે.'

જયપ્રકાશજી પણ કહેતા: 'આજે પણ સેંકડો ગામડાં એવાં છે, જ્યાં ગ્રામદાન થયા બાદ નૈતિક તેમ જ ભૌતિક બંને દૃષ્ટિએ ઘણી પ્રગતિ થઈ છે. કેટલાંક ગામોમાં ગ્રામસભા સક્રિય રૂપે કામ કરી રહી છે. પરંતુ હમણાં હજારોની સંખ્યામાં ગ્રામદાન થયાં, તેમાં આપણે લોકો પાસે સંકલ્પ-પત્રો ભરાવ્યાં છે. ગ્રામદાનના કાર્યક્રમના વ્યાપક ફેલાવાનો આ પહેલો તબક્કો પૂરો થયો. તેનાથી ગ્રામસ્વરાજ આન્દોલનની એક ભૂમિકા બની છે. હવે એ સંકલ્પોની પૂર્તિ કરાવવાના બીજા મહત્ત્વપૂર્ણ તબક્કામાં આન્દોલન પ્રવેશ્યું છે. આ બધું હવે વ્યવહારમાં ઉતારવાનું છે. અને ત્યાર બાદ ત્રીજો તબક્કો આવશે—ગામડાંથી માંડીને ઉપર સુધી આર્થિક, સામાજિક અને રાજનૈતિક વિકાસનો. આપણાં સપનાં ધરતી પર ઉતારવાની કોશિશ કરવી જ રહી. ગ્રામદાન મારફત ગ્રામસ્વરાજની સ્થાપના કરવાની છે.'

**વિનોબાનો બિહારનો તંતુ તૂટ્યો: જે૦પી૦ નિમિત્ત**

વિનોબાનાં મનમાં ભારે તીવ્રતા હતી, તાકીદ હતી. દેશ-દુનિયાની પરિસ્થિતિ જે રીતે વણસી રહી છે તથા અન્ય વિઘાતક પરિબળો જે રીતે બળવાન બની રહ્યાં છે, તે બધાંનાં કારણે

ગાંધીમાર્ગે કશુંક નક્કર સત્વર કરીને બતાવવું પડશે, તો જ પરિસ્થિતિને પહોંચી વળાશે એમ તેઓ કાર્યકરોને વારે વારે સમજાવતા રહેતા. તેથી જ રાજગીર સંમેલન બાદ તુરત વિનોબા અતિતૂફાનનો મંત્ર લઈને બિહારમાં ગ્રામદાન-પુષ્ટિના કામમાં લાગી જવાના હતા.

પરંતુ તેમ ન થઈ શક્યું. એક યા બીજા કારણસર આમાં એક પછી એક વિક્ષેપ ઊભા થતા ગયા. અને ગ્રામસ્વરાજ આન્દોલનને મળતું રહેતું વિનોબાનું પ્રત્યક્ષ નેતૃત્વ ધીરે ધીરે છૂટતું ગયું. સંજોગોવશ આ માટે જયપ્રકાશજી પોતે પણ નિમિત્ત બન્યા.

ગાંધી શતાબ્દી નિમિત્તે બાદશાહખાન ભારત આવ્યા હતા. જે૦પી૦ જ એમની સન્માન સમિતિના અધ્યક્ષ હતા. આમ તો કાર્યક્રમ એવો હતો કે બાદશાહખાન પોતે રાજગીર આવશે, સર્વોદય સંમેલનમાં ભાગ લેશે અને વિનોબાજીને પણ મળશે. પરંતુ અમદાવાદમાં ભીષણ કોમી રમખાણો થયાં. તેને લીધે બાદશાહખાને સંમેલનમાં આવવાનું રદ કર્યું અને અમદાવાદ જ રહી ગયા. ત્યાંથી એ નવેમ્બરમાં સેવાગ્રામ જવાના હતા.

વિનોબાએ બાદશાહખાનને મળવા સેવાગ્રામ જવું જોઈએ એવો જયપ્રકાશજીનો બહુ જ આગ્રહ હતો. વિનોબાજીના દિલમાં પણ બાદશાહખાન માટે અપાર પ્રેમ ને આદર હતો. અગાઉ એક પત્રમાં વિનોબાએ એમને લખેલું કે તમારા પ્રત્યે ભારત તરફથી ઘોર અન્યાય થયો છે, મિત્રદ્રોહ થયો છે, તે માટે હું અસંત શરમિંદો છું, અને તમારી ક્ષમા માગું છું. રાજગીરમાં પણ એમ કહ્યું કે બાદશાહખાનનું આ વખતે ભારતમાં આગમન એટલે ગાંધીજીનું જ પુનરાગમન. પરંતુ બિહારનું કામ છોડીને એકદમ સેવાગ્રામ જવાનો વિનોબાનો વિચાર નહોતો. એવી દોડધામ એમના સ્વભાવમાં નથી. એટલે બે-ત્રણ દિવસ સુધી વિનોબા ના પાડતા રહ્યા. આથી જે૦પી૦ ઘણા નારાજ થયા. એમનું મન કેટલીક બાબતમાં બાળક જેવું હતું. કોઈક વસ્તુ એમના દિલ-દિમાગનો કબજો લઈ લે, તો ત્યારે પછી એમને બીજું કશું ન સૂઝે. છેવટે વિનોબાએ સંમેલનમાં જાહેર કર્યું કે, 'મેં એમ નક્કી કર્યું છે કે મારે અહીંથી સેવાગ્રામ જવું. બાદશાહખાનને મળવા માટે ત્યાં જવું જરૂરી છે. વળી, ચાર વરસ પહેલાં ત્યાંથી જ અહીં તૂફાનયાત્રા માટે બિહાર આવેલો. ચાર વરસ અહીં વિતાવ્યાં. તો એક વાર ત્યાં જવું લાભદાયી છે.'

જે૦પી૦ ત્યારે મંચ ઉપર સભા તરફ પીઠ કરીને વિનોબાની ખુરશીની સામે બેઠેલા. વિનોબાની આ જાહેરાત સાંભળીને એ એટલા બધા ખુશ થઈ ગયા કે બાળકની જેમ તાળી પાડી ઊઠ્યા! જેમણે એ દૃશ્ય જોયું છે એમને તે ચિરકાળ સુધી યાદ રહેશે.

આવું એક નિમિત્ત બન્યું. અને વિનોબા સેવાગ્રામ ગયા. આ રીતે બિહાર છૂટ્યું. એક તંતુ તૂટી ગયો, જે ફરી કદી સાંધી શકાયો નહીં.

આમ, ગ્રામદાનના પુષ્ટિકામનો આરંભ થવામાં વિક્ષેપ પડ્યો. વરસોના એકધારા કામથી કાર્યકરો પણ થાકેલા હતા. વિનોબા સેવાગ્રામ અને ત્યાંથી પવનારમાં સ્થિર થઈને રહ્યા. ત્યાં રહીને પણ બિહારના કામને આગળ ધપાવવાની કોશિશ કરતા રહ્યા. ધીરે ધીરે પુષ્ટિકામની શરૂઆત તો થઈ, પણ તેને વ્યાપક અભિયાનનું સ્વરૂપ ન મળી શક્યું.

**નક્સલવાદી ધમકી-પત્ર : એક નવો વળાંક**

૧૯૭૦ ના મે મહિનામાં વરસોનો થાક ઉતારવા થોડા દિવસ હિમાલયમાં ગાળવાનું જયપ્રકાશજીએ નક્કી કર્યું હતું. પહેલાં ગંગોત્રી જઈને પછી થોડો વખત એક સ્થળે આરામ કરવાના હતા. ટીહરીગઢવાલના સર્વોદય કાર્યકર સુંદરલાલ બહુગુણાએ બધી વ્યવસ્થા કરેલી. પ્રભાવતીજીની રોજનીશીમાં આ યાત્રાનું વર્ણન જોવા મળે છે :

(તા. ૨૫/૫) ગંગોત્રી પહોંચ્યાં. મને બહુ જ પ્રસન્નતા થઈ. વરસોની મારી અભિલાષા પૂર્ણ થઈ.

(તા. ૨૬/૫) જે૦પી૦એ કહ્યું કે હવે આ શરીર એકદમ જર્જર થઈ ગયું છે. અંદર કાંઈ જ નથી. તેથી શરીર ક્યારેય છૂટી જઈ શકે.

(તા. ૨૭/૫) આજે અમે બંને ગંગા-સ્નાન માટે ગયાં. ગંગાનું પાણી બરફ જેવું ઠંડું હતું. અમે બંનેએ મંદિરમાં ગંગામાતાની પૂજા કરી. જે૦પી૦એ ભારે શ્રદ્ધા અને ભક્તિથી બધી પૂજા અને આરતી કરી. આજે સવારે મેં પૂ૦ ગાંધીજીની ભસ્મી (જે મેં મારી પાસે રાખેલી) ગંગામાં પ્રવાહિત કરી દીધી. તેનાથી મને ભારે શાંતિ અને ખુશી થઈ.

આ યાત્રા દરમ્યાન જ બિહારથી સર્વોદય કાર્યકર નિર્મળા દેશપાંડેએ લખેલો તા. ૨૪-૫-૭૦નો એક પત્ર સુંદરલાલજીને મળ્યો : 'અહીં બિહારમાં એક નવી ઘટના બની છે. મુજફ્ફરપુર જિલ્લા સર્વોદય મંડળના અધ્યક્ષ શ્રી બદીબાબુ અને ગ્રામસ્વરાજ સમિતિના મંત્રી શ્રી ગોપાલ મિશ્ર ઉપર નક્સલવાદીઓની ચિઠ્ઠી આવી છે કે તમે મજૂરોના દુશ્મન છો. તમારી......તારીખે હત્યા કરી નાખવામાં આવશે. ૫ અને ૭ જૂનની તારીખ બંનેને દીધી છે. એ બંને પોતાના ક્ષેત્રના મજૂરોમાં ઘણા લોકપ્રિય છે અને એમને જમીન પણ અપાવી છે. આજ સુધી આવી ચિઠ્ઠીઓ જમીનદારો પાસે ગયેલી અને બરાબર નિશ્ચિત તારીખે હત્યાઓ થઈ છે. તમને યોગ્ય લાગે તો જે૦પી૦ને આની માહિતી આપજો. એમને પૂરો આરામ મળે અને ચિંતા ન થાય, એટલા વાસ્તે મેં એમને લખ્યું નહીં. એમનું સ્વાસ્થ્ય સારું ન હોય, તો હમણાં જાણ ન કરશો. પૂ૦ બાબાને મેં લખી દીધું છે.'

ફરી પ્રભાવતીજીની રોજનીશી નોંધે છે : આજે જ્યારથી સુંદરલાલજીએ આ સમાચાર જે૦પી૦ને આપ્યા, ત્યારથી જે૦પી૦ ચિંતિત થઈ ગયા અને વિચાર કરવા લાગ્યા કે શું કરવું જોઈએ. (તા. ૨/૬) નાસ્તા વખતે જે૦પી૦એ સુંદરલાલજીને કહ્યું કે

મને લાગે છે કે મારે જલદી બિહાર પહોંચવું જોઈએ. તેથી રાનીચૌરામાં આરામનો બધો કાર્યક્રમ રદ કરી નાખવો. આજે જ હરિદ્વાર જઈને ટ્રેન પકડી લઈશું'. (તા. ૩/૬) મુજફ્ફરપુર સ્ટેશન પર અમને લેવા આવનારાઓમાં ગોપાલજી મિશ્ર (જેમને ધમકી-પત્ર મળ્યો હતો) પણ હતા. પરંતુ જે૦પી૦એ એમને ન ઓળખ્યા. અહીં અને પટણામાં બધા લોકો પેલા પત્રની વાત જાણતા હતા. પરંતુ એ વાતને કોઈએ આટલી ગંભીર નહોતી માની, જેવી જે૦પી૦એ માની અને તુરત અહીં પહોંચી ગયા.

જે૦પી૦ની કરુણા ક્યારેય લાંબું વિચારવા બેસતી નહોતી. દિમાગ ચાલે તે પહેલાં જ એમનું હૃદય સક્રિય થઈ ઊઠતું. માનવ અને માનવ-સ્નેહ જ એમને મન પરમ મૂલ્ય હતાં. ગોપાલજી મિશ્રને દીઠે ઓળખતાયે નહોતા છતાં નેતા તરીકેની પોતાની જવાબદારી સમજીને દોડી ગયા. કેટલાંયે વરસ બાદ થોડો સમય કાઢીને આરામ માટે ગયેલા પણ જવાબદારીનો સાદ પડતાં વેંત તે છોડીને મોરચે પહોંચી ગયા.

બંગાળમાં નક્સલવાદી પ્રવૃત્તિ આ અરસામાં બહુ જોર પકડી રહી હતી. તેઓ કહેતા કે માઓ જે ચીનના ચેરમેન છે, તે અમારા પણ ચેરમેન છે. તેઓ ગાંધીનાં પુસ્તકો બાળતા, ગાંધીના પૂતળાંને નુકસાન પહોંચાડતા. ખેડૂતોનો સશસ્ત્ર બળવો કરાવવા એ મથતા. બિહારના ગ્રામવિસ્તારમાં પણ હવે આ આન્દોલન ફેલાવા લાગ્યું હતું. મુજફ્ફરપુર જિલ્લામાં નક્સલવાદીઓ ઘણા સક્રિય હતા. એમણે સશસ્ત્ર ધાડો પાડી હતી અને કેટલાંક ખૂનો પણ કર્યાં હતાં. આખા વિસ્તારમાં આતંકનું વાતાવરણ પ્રસરેલું હતું. એમના તરફથી સર્વોદય કાર્યકરોને મળેલો તા. ૧૬–૫–૭૦ નો ધમકી-પત્ર નીચે મુજબ હતો :

'લાલ સલામ. જિન્દાબાદ. બાદ બાત યહ હૈ કિ આપ મજદૂર પર અત્યાચાર કરને કે ફલ સ્વરૂપ હમારી પાર્ટી આપ કો એવં લેખપાલ સે મિલને કો મજબૂર હૈ. હમ લોગ આપ કે પૈસા કા ભૂખા નહીં, ખૂન કા ભૂખા હૂં. ઔર ખૂન કી ભૂખ પૈસે કી પ્યાસ સે બુઝતી નહીં. ઈસ કા કારણ હૈ સિર્ફ મજદૂરોં કા દમન જો બેકસુર હૈ ઔર ઉસ કી નાસમઝી સે આપ ફાયદા ઉઠાતે હૈં. ઈસ લિયે આપ ૫–૬–૭૦ કો તૈયાર હો જાય. મૈં આપ કે ખૂન સે પ્યાસ ઉસી દિન બુઝાઉંગા. મજદૂર એકતા કા ઉદાહરણ પેશ કરુંગા. જનતા કે બીચ અંતર્વિરોધ કો સહી ઢંગ સે હલ કરને કે બારેમેં—નક્સલવાડી પાર્ટી. માઓ જિન્દાબાદ. મજદૂર એકતા જિન્દાબાદ. ધન્યવાદ. લાલ સલામ.'

**'મારાં હાડકાં મુસહરીમાં પડશે'**

તેલંગણાના સામ્યવાદી આતંકને નિમિત્તે ભૂદાન આન્દોલનનો જન્મ થયેલો. એ જ આન્દોલનના આ બીજા તબક્કે ફરી નક્સલવાદી આતંક સામે ખડો હતો. તે વખતે વિનોબાએ સામ્યવાદી પડકાર ઝીલી લીધેલો. આ વખતે જયપ્રકાશે પડકાર ઝીલ્યો. મુજફ્ફરપુર જઈને ત્યાંના સૌથી આતંકગ્રસ્ત એવા મુસહરી પ્રખંડમાં કામ કરવાનો નિર્ણય લીધો, તે દિન એમણે કહ્યું : 'પ્રભાવતી સાથે વાત કરીને મેં નિર્ણય કરી લીધો કે મુસહરીમાં જઈને બેસવું છે. ત્યારે હું કોઈને પૂછવા ન ગયો. દિલ ને દિમાગ એકાકાર થઈ જતાં તત્કાળ કંઈક કરવાની પ્રેરણા થઈ. દિલે કહ્યું કે દમનના માથે જોખમ છે, તેમની પાસે દોડી જા. દિમાગે જોરદાર દલીલ કરી કે નક્સલવાદી ધમકીએ તક આપી છે. વિનોબાજીની ગ્રામદાન ગ્રામસ્વરાજની રચનાત્મક રીતે આ હિંસાના પડકારને જ અહિંસક સમાજ-પરિવર્તનની તક બનાવવામાં કામે લગાડી શકાય, તે બતાવી આપવાનું છે. આવી ખોજની ભાવનાથી વિનમ્ર કાર્યક્રમ સાથે હું મુસહરીમાં ગયો. મનમાં નિશ્ચય થઈ ચૂક્યો હતો કે કાં તો આ કામ પાર પડશે, કાં તો મારાં હાડકાં આ મુસહરીમાં પડશે, અહીંની માટીમાં ભળી જશે.'

**'સલામતીની વ્યવસ્થા ન ખપે'**

જયપ્રકાશજીના આ પગલાએ દેશમાં ઠીક ઠીક હલચલ મચાવી. સરકારને પણ એમની સલામતીની ચિંતા થઈ. તેથી બિહાર સરકાર એમને માટે સશસ્ત્ર પોલીસ સાથે પૂરી સલામતીની વ્યવસ્થા કરવા માગતી હતી. પરંતુ જે૦પી૦એ તેની ના પાડી દીધી. એટલું જ નહીં, એમણે ભારપૂર્વક એમ કહી દીધું કે મારી સલામતીના આ કામમાં હું લગીરે સહકાર નહીં આપું, સલામતી દળના કોઈ પણ સભ્યને હું મારા વાહનમાં બેસવા નહીં દઉં, કે મારા ઉતારામાં રહેવા નહીં દઉં, કે હું જ્યાં રહેતો હોઈશ તે જગ્યામાં પ્રવેશવા નહીં દઉં. મને કાંઈ થશે, તો તેની જવાબદારી સંપૂર્ણપણે મારી જ ગણાશે, તેની હું સરકારને ખાતરી આપું છું.

જે૦પી૦નું કહેવું હતું કે સલામતીની આટઆટલી વ્યવસ્થા છતાંયે જ્યારે ગાંધીજી અને કેનેડી જેવાને ન બચાવી શકાયા, ત્યારે ખૂન કરવા તત્પર બનેલા માણસ પાસેથી બીજાનો બચાવ ક્યાં સુધી થઈ શકશે? એટલે જાહેર સભાઓમાં પણ જે૦પી૦ સ્પષ્ટ કહેતા કે અમારી અહિંસામાં પાકી નિષ્ઠા છે. શસ્ત્રો ઉપર અમને ભરોસો નથી. અમે જાહેરમાં ખુલ્લંખુલ્લા બધું કામ કરીએ છીએ. કોઈ એમ ન સમજે કે અમે ધમકીઓ કે ખૂનથી ડરવાના છીએ

પરંતુ દેશનાં છાપાંઓ અને રેડિયોએ જ્યારે જે૦પી૦ના આ પગલાને કાંઈક નાટકીય રંગ આપ્યો અને કહેવા માંડ્યું કે જે૦પી૦એ નક્સલવાદીઓની ચેલેન્જ સ્વીકારી લીધી છે અથવા તો એમની સામે લડી લેવાની ગાંઠ વાળી છે, ત્યારે જે૦પી૦ને ન ગમ્યું. એમણે કહ્યું : 'જવાનીના તોરમાં પણ ચેલેન્જો ફેંકવી કે રાજકીય વિરોધીઓ સામે લડાઈ જાહેર કરવી, એ મારી ખાસિયત નહોતી. આ મારું કામ નકારાત્મક નથી, હકારાત્મક છે. તે મારે મન કોઈનીયે વિરુદ્ધની લડાઈ નથી. મુસહરીમાંના મારા આ કામને હું તો સામાજિક અને આર્થિક ન્યાય માટેનો સંઘર્ષ માનું છું, બીજા જે માનતા હોય તે. સાચી વાત એ છે કે મેં મારું આ કામ પ્રાર્થનાપૂર્વક અને ઊંડી નમ્રતાના ભાવ સાથે સાથે લીધું છે. કેટલાકે આને ક્રાંતિકારી પગલા તરીકે વર્ણવ્યું છે, તેવું પણ એ કાંઈ નથી. પણ હા, એ સફળ થાય, તો

શાંતિમય રચનાત્મક સામાજિક ક્રાંતિનું એક અદ્ભુત કદમ થઈ પડે ખરું. હું તો ગ્રામસ્વરાજનું કામ કરી જ રહ્યો હતો. તેને હજી વધુ ગતિશીલ અને અસરકારક બનાવવાની જરૂર જણાઈ. તેથી આ રીતે મુસહરીના કામમાં લાગ્યો છું.'

### માર્ગ-શોધનનું નવું પર્વ

જે૦પી૦ના પગલાનું સૌથી મોટું મહત્ત્વ આ જ હતું. આને લીધે ગ્રામદાનના પુષ્ટિકામના અભિયાનનો આરંભ થયો, અને ગ્રામસ્વરાજ આંદોલનનું બીજું પર્વ શરૂ થયું. આ બીજા પર્વને ધીરેન્દ્રભાઈ મજુમદાર માર્ગ-શોધનનું પર્વ કહેતા. અને આ માટે આંદોલનના શ્રેષ્ઠ પ્રતિભાશાળી નેતાઓએ ઠેઠ પાયામાં પ્રત્યક્ષ કામમાં લાગવું પડશે. એ વાત પર તેઓ બહુ જ ભાર મૂકતા. એમનું કહેવું હતું કે, 'આવાં આંદોલનોમાં શરૂમાં પ્રદર્શનાત્મક ધામધૂમ પ્રાથમિક ધ્યાન-આકર્ષણ માટે જરૂરી છે. ઢોલ વગાડવાનું ભાવનાત્મક ઉદ્બોધન માટે સહાયક બને છે. આપણે અત્યાર સુધી મુખ્યત્વે જય-બળથી દેશ-દુનિયાનું ધ્યાનાકર્ષણ આપણા આંદોલન પ્રત્યે કરી શક્યા છીએ. ગમે તેવાં ગ્રામદાનો થયાં પણ તેને લીધે "ગ્રામદાન" શબ્દ તો પરિપુષ્ટ થઈ ગયો. પરંતુ અત્યાર સુધી તેનો મોટે ભાગે શબ્દસંચાર જ થયો, હવે અર્થ-સંચાર પણ થવો જોઈશે. ભાવનાત્મક ભરતીને રચનાત્મક દિશામાં વાળવી પડશે. ગ્રામસ્વરાજનાં મૂળભૂત તત્ત્વોનો લોકમાનસમાં પ્રવેશ કરાવવો પડશે. તે માટે કેવળ જપ-બળ પૂરતું નહીં થાય, તપ-બળની પણ આવશ્યકતા રહેશે. તે માટે વનવાસમાં જવાની તૈયારી જોઈશે. હાડકાં ગાળી નાખવાની તૈયારી જોઈશે, ધૈર્ય અને સાતત્ય સાથે અજ્ઞાતવાસમાં રહીને જનતાને ક્રાંતિપથ પર એક એક ડગલું આગળ વધારતા રહેવાની તૈયારી જોઈશે. આ માટે કાચાપોચા કામ નહીં લાગે. આન્દોલનના શ્રેષ્ઠ કાર્યકરોએ આ માર્ગ-શોધનના કામમાં લાગવું પડશે.'

જયપ્રકાશજી લગભગ આવા જ માનસ સાથે મુસહરીના કામમાં લાગેલા. આન્દોલનની શ્રેષ્ઠ શક્તિ આ રીતે પાયાના નવનિર્માણના કામમાં લાગી તે ગ્રામસ્વરાજ આન્દોલનના વિકાસની દૃષ્ટિએ એક અત્યંત મહત્ત્વની ઘટના હતી. તદુપરાંત, આટલા ઊંચા સ્તરનો કોઈ કાર્યકર ઠેઠ ગ્રામસ્તરની સમસ્યાઓના મોઢામોઢ સંપર્કમાં આવે. તે પણ સમાજવિજ્ઞાનના વિકાસની દૃષ્ટિએ એક મહત્ત્વની બાબત હતી.

### ગ્રામસ્તરની વાસ્તવિકતાનો મોઢામોઢ પરિચય

આમ તો અન્ય રાષ્ટ્રનેતાઓની જેમ જે૦પી૦ ગામડાંથી અળગા કે અપરિચિત નહોતા જ. જન્મથી જ ગામડાંઓ સાથે એમનો સંબંધ રહેલો. સઘન ગ્રામ-કાર્યનો પણ એમને માટે આ કાંઈ પહેલો અનુભવ નહોતો. ગયા જિલ્લામાં કિસાન આન્દોલન વખતે, ભૂદાન આન્દોલન વખતે અને ગ્રામદાન આન્દોલન વખતે એમણે ગામડાંઓમાં કામ કરેલું. ઠેઠ શીંડાણુના સોખોદેવરા ગામે પોતાનો આશ્રમ સ્થાપીને ગ્રામ ભારતની સાક્ષાત અનુભૂતિ પણ તેઓ મેળવી ચૂક્યા હતા. અને તેમ છતાં ગ્રામસ્તરના કામમાં આ રીતે એકદમ ખૂંપી જવાનું પહેલી જ વાર બન્યું હતું. ગ્રામજીવનની નરદમ વાસ્તવિકતાનો આ રીતે એમને અત્યંત નિકટથી મોઢામોઢ પરિચય થયો.

આ કામ કરતાં જે૦પી૦ને ઘણું કષ્ટ સહન કરવું પડ્યું, અગવડ પણ વેઠવી પડી. એમણે કાચી સડકો ખૂંદી. ધૂળિયાં ગામડાંમાં એ રખડ્યા. કાચાં, અવાવરુ મકાનોમાં અને ક્યારેક તો ખુલ્લામાં વાસો કર્યો. લોકો દ્વારા બધે સ્વાગત જ થયું એમ પણ નહીં. શરૂમાં નક્સલવાદના ભયથી પણ લોકો સાથ આપવા ઝટ તૈયાર નહોતા થતા. પરંતુ એ બધું સહન કરીને પણ જે૦પી૦ આ પાયાના કામમાં લાગ્યા.

હવે પહેલાંની જેમ સભા થઈ, ભાષણ થયું અને પછી ચાલ્યા આવ્યા, એવું નહોતું. ભાષણો તો થતાં, પણ તેનાથી વિશેષ ગામલોકો સાથે હળવા-મળવાનું થતું, ગામના પ્રશ્નો અંગે વાતચીત થતી. ત્યાં બિહારમાં એક એક પંચાયત હેઠળ પાંચ-સાત ગામો હોય છે. સરેરાશ વસ્તી સાતેક હજાર. જે૦પી૦ દરેક પંચાયતમાં પંદર-વીસ દિવસ ગાળતા. ગામડે ગામડે જતા. ગામમાં જઈને ય ઘરેઘરે પહોંચતા. સૌને મળતા. સાથી કાર્યકરો સાથે પણ ચર્ચા-વિચારણા થયા કરતી. અઠવાડિયામાં એક વાર બધા કાર્યકરો ભેળા મળે. ભજન-કીર્તન કરે, મનોરંજન કરે, ગોષ્ઠી કરે, એવું પણ ગોઠવ્યું હતું. કાર્યકરો સાથેનું જે૦પી૦નું આ સહજીવન પણ ઘણું મહત્ત્વનું હતું.

### કામનું સ્વરૂપ

મુસહરી એ બિહારના મુજફ્ફરપુર જિલ્લાનો એક પ્રખંડ છે. તેમા કુલ ૧૨૧ મહેસૂલી ગામો છે, જે ૧૭ પંચાયતોમાં વહેંચાયેલાં છે. શરૂઆતમાં એક એક પંચાયતમાં કામ ઉપાડતા. કાર્યકરોની સંખ્યા વધતાં એક સાથે બે કે ત્રણ પંચાયતમાં પણ કામ ચાલતું.

ગામેગામ જઈને ગ્રામદાનની શરતોનો અમલ કરાવવાનો હતો. ગામમાં ગ્રામસભાની સ્થાપના કરવી અને તેનું કામ સર્વાનુમતિએ ચાલે તેમ ગોઠવવું. આ ઉપરાંત ગામમાં શાંતિસેનાની સ્થાપના કરવી. અગાઉ ભૂદાનમાં મળેલી જમીન હજી ન વહેંચાઈ હોય. તો વહેંચી દેવી. ઘરથાળની જમીન અપાવવી અને તેના પટ્ટા અપાવવા. ભૂમિહીન મજૂરોના સવાલોમાં ઊંડા ઊતરી ઘટતું કરવું. અન્યાય અને જુલમના કિસ્સાઓ હાથમાં લેવા. ગરીબોના અને ગામલોકોના લાભાર્થે જે કાયદાઓ થયેલા હોય તેનો અમલ ન થયો હોય તો અમલ કરાવવાનો પ્રયત્ન કરવો.

ગામમાં ગ્રામસભા રચાતી ત્યારે જે૦પી૦ કહેતા કે ખરું જોવા જઈએ તો આ જ સાચી લોકસભા છે, જેમાં પ્રત્યક્ષ લોક ડિસિઝન કરે છે, કામ કરે છે. એક પ્રતિજ્ઞા-પત્ર ઘડેલો. જાહેર સભામાં જે૦પી૦ તે વાંચીને લોકો પાસે પ્રતિજ્ઞા લેવડાવતા. ગ્રામદાનની શરતો ઉપરાંત બીજા ૧૧ સંકલ્પ પણ ગ્રામજનો પાસે લેવડાવતા. ગામનો કોઈ ઝઘડો અદાલતમાં નહીં જાય. અત્યારે હજી જે કેસ અદાલતમાંથી પાછા ખેંચીશું, નાત-જાત-ધર્મ

આદિનો ભેદભાવ મિટાવીશું, દારૂ વગેરે વ્યસનોથી દૂર રહીશું, ગામમાં કોઈ ભૂખ્યું ન રહે, બેકાર ન રહે, ઘરબાર વિનાનું ન રહે, તે માટેની જવાબદારી ગ્રામસભા ઉપાડશે વગેરે.

મુસહરીમાં આ બધાં કામો જેપી૦એ ઉપાડ્યાં હતાં. વળી તેઓ કહેતા કે, 'ગ્રામસભા રચાઈ ગઈ કે આ બધું આપમેળે થઈ જવાનું નથી. ગ્રામસભાને માર્ગ દેખાડવો પડશે, જરૂર પડે મદદ કરવી પડશે, અને ધીરે ધીરે તેને ગ્રામસ્વરાજની દિશામાં આગળ વધારતા જવી પડશે. પ્રત્યક્ષ અને જેમાં લોકો સીધા ભાગ લઈ રહ્યા હોય એવી લોકશાહી ઊભી કરવાનું આ કામ છે. તેને યોગ્ય રીતે ચલાવવા માટે બીજું ઘણું કરવાનું રહેશે. ગ્રામસભાની નૈતિક શક્તિ અને કૌશલ્ય પણ ખીલવવાં પડશે. ગ્રામસભામાં આજ ને આજ આ બધું કરવાની શક્તિ નથી. પણ એ શક્તિ તેનામાં આવે એ રીતે તેને તૈયાર કરવી પડશે.'

મુસહરીમાં જેપી૦ને ગામડાંની કેટલીક વરવી વાસ્તવિકતાનાં પણ નિકટથી દર્શન થયાં: 'આ બધાં ગામડાં નૈતિક તેમ જ ભૌતિક દૃષ્ટિએ દયનીય દશામાં સબડે છે. સમૂહજીવન ભાંગીને ભૂકો થઈ ગયું છે. ગામડે ગામડે દુર્યોધનના દરબાર જામ્યા છે. દ્રૌપદીનું ચીરહરણ થઈ રહ્યું છે, ભીષ્મ, દ્રોણ, વિદુર વગેરે ચૂપ બેઠા છે. ગામડાંમાં અનેક અન્યાય ચાલે છે, પણ કોઈ કાંઈ બોલતું નથી.'

**ધીરજભરી સમજાવટ, હૃદયને સ્પર્શવાનો પ્રયાસ**

એટલે ગામડાની અત્યારની વાસ્તવિક પરિસ્થિતિ વિશે જેપી૦ના મનમાં કોઈ ભ્રમ નહોતો. એ પરિસ્થિતિને ધરમૂળથી પલટાવવાનો પુરુષાર્થ તેઓ કરી રહ્યા હતા. મુસહરીમાં કામ કરતાં જેપી૦એ જોયું કે ગ્રામદાનના સંકલ્પપત્ર પર પોતે સહી નથી કરી એમ કોઈ કહેતું નહોતું, પણ એ પછીનાં કામોમાં, વીસમા ભાગની જમીન કાઢવી વગેરેમાં બહાનાં બનાવતા અને ટાળવાની કોશિશ કરતા. તેમ છતાં ટૂંકા સમયના પોતાના અનુભવે એમણે જોયું કે 'અખંડ મિત્રભાવના અને સૌની ભલાઈ માટેની ફિકર સાથે ધીરજભરી સમજાવટ છેવટે સફળ થયા વિના નથી રહેતાં.'

ધીરે ધીરે કેટલાક ભૂમિવાનો આગળ આવ્યા. એમણે પોતે ગ્રામદાનની શરતોનો અમલ કર્યો. અને અન્ય ભૂમિવાનોને પણ તેમ કરવા જાહેર અપીલ બહાર પાડી. કેટલાક ભૂમિવાનો બીજાઓને સમજાવવા સર્વોદય કાર્યકરોની સાથે પણ ફર્યા. એમણે બધા ગ્રામસેવકોને કહ્યું કે જયપ્રકાશબાબુ આપણને સાચો રસ્તો દેખાડી રહ્યા છે.

જેપી૦એ જોયું કે મોટા ભૂમિવાનોને મુખ્ય બે વાત નડે છે: એક, જમીન પરનો માલિકીહક છોડવો પડે તે, અને બે, ગ્રામસભાની [illegible] [illegible] બેસવું પડે તે. [illegible] [illegible] અને [illegible] [illegible]. [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] હતા. [illegible] જ [illegible] [illegible] અને મજૂરો એકબીજા વિશે ફરિયાદ કર્યા કરતા. માલિકો કહેતા કે મજૂરો પૂરું કામ નથી કરતા, અને મજૂરો કહેતા કે અમને પૂરતી રોજી નથી મળતી.

આવા બધા પ્રશ્નોમાં જેપી૦ અત્યંત કુશળતાથી કામ લેતા. માણસના હૃદયને સ્પર્શવાનો એમનો પ્રયત્ન રહેતો. એમના મનમાં હતું કે બંને સામસામે બેસે અને એકબીજા સાથે વાત કરે, એમ થવું જોઈએ. આ રીતે મોઢામોઢ બેસીને એકબીજાને સમજવાની કોશિશ કરવાથી જ સમસ્યાઓ ઊકલશે અને સમાન સ્તરે બેસવાની ભૂમિકા રચાશે, એમ જેપી૦નું માનવું હતું.

તેથી એ દિશાના એમના પ્રયાસો રહ્યા. અને તેમાં એમને સફળતા પણ મળી. બે મહિનાની સમજાવટ બાદ ઑગસ્ટ ૧૯૭૦માં માલિક અને મજૂરને જેપી૦ આવી રીતે એક સાથે બેસાડી શક્યા. એ વિસ્તારના અગ્રણી જમીનદારો અને ભૂમિહીન મજૂરોના પ્રતિનિધિઓ સામસામે બેઠા, અને ખુલાસાથી વાતો કરી. પૂરા ચૌદ ભૂમિહીનોએ ઊઠીને કશા ભય કે કડવાશ વિના પોતાની વાત રજૂ કરી. માલિકોએ પણ પોતાની વાત કરી. બે બેઠકના અંતે કેટલીક બાબતો વિશે એકમતી સધાઈ, કેટલીક મતભેદની બાબતો બીજી ગોષ્ઠી માટે મુલતવી રખાઈ. ગોષ્ઠી બાદ જાહેર સભામાં વાતચીતનો હેવાલ અપાયો, ગ્રામદાન હેઠળ મળેલ વીસમા ભાગની કેટલીક જમીન વહેંચાઈ. સહુના દિલમાં થયું: 'આજે એક મોટું કામ થયું!'

**સહજભાવે સૂઝતું ગયું**

આવી રીતે પાયામાંથી એક નવા સમાજના તેમ જ નવા માનવસંબંધોના નવનિર્માણનું કામ મુસહરીમાં ઊભું થઈ રહ્યું હતું. જેપી૦ આ કામ સાથે પૂરેપૂરા ઓતપ્રોત થઈ ગયા હતા. એમની પાસે કોઈ પ્રશ્નના તૈયાર ઉકેલ નહોતા. જેમ જેમ પ્રશ્નો સામે આવતા ગયા તેમ તેમ તેના વિશે વિચારતા ગયા અને અંતરમાં જેમ સૂઝતું ગયું તેમ આગળ વધતા ગયા. અગાઉથી વિચારીને કાંઈ નથી કર્યું, સહજભાવે સૂઝ્યું તે કર્યું.

એક ગામે જેપી૦નો પડાવ હતો. ત્યાં હજી વીજળી પહોંચી નહોતી. ગામની નજીક સડક સુધી પહોંચી ચૂકી હતી. સરકારી અધિકારીઓને થયું કે આટલી ગરમીમાં જેપી૦ પંખા વગર શી રીતે રહેશે. એટલે એમણે ૧૧ હજાર રૂપિયાના અંદાજ સાથે એક યોજના બનાવી, જેથી જેપી૦ના પડાવ સુધી વીજળી લાવી શકાય. પરંતુ આ વાતની જેપી૦ને જેવી ખબર પડી કે એમણે આ કામ એકદમ અટકાવી દીધું. 'આટલા બધા લોકો પંખા વગર જીવે છે, તો હું થોડા દિવસ નહીં રહી શકું?'

ગામવાળા કહેવા લાગ્યા કે આ તે કેવા નેતા! બીજા કોઈ મોટા માણસ આવે તો એમના બહાને ગામમાં વીજળી આવી જાય, પાકી સડક બની જાય, જ્યારે આમણે તો સામેથી વીજળી આવતી હતી તે પણ અટકાવી દીધી!

જે૦પી૦એ ગામલોકોને સમજાવ્યું કે મેં તો કેવળ મારા પૂરતી ના કહી છે, ગામમાં વીજળી પહોંચે તેની મેં ના કહી નથી. જુઓ, સરકારનો એવો નિયમ છે કે ખેતીની સિંચાઈ માટે ઓછામાં ઓછો ૩૫ હોર્સપાવર જેટલો વપરાશ હોય, તો વીજળીની લાઈન તે ગામ સુધી પહોંચાડાય છે માટે તમારામાંથી મોટા ભૂમિવાનોએ આ માટે તૈયાર થવું જોઈએ. તો તુરત તમારા ગામમાં વીજળી આવે. આ કામમાં હું પણ તમને મદદ કરીશ.

બસ, આ રીતે પછી બોરિંગ કરાવવાનું, વીજળી પહોંચાડવાનું કામ ઊપડ્યું. સિંચાઈની યોજના બની. જે૦પી૦એ બહારની અમુક સંસ્થાઓને આ કામમાં રસ લેતી કરી. બૅન્કોને કહ્યું કે હવે તો બૅન્કોનું રાષ્ટ્રીયકરણ થયું છે, તો ગ્રામવિસ્તારમાં મોટા પ્રમાણમાં ધીરાણ કરવા તમારે તૈયાર થવું જોઈએ. આમ, ઘણા ટ્યુબવેલ થયા, ઘણાં ગામે વીજળી પહોંચી. લોકો જે૦પી૦ને ઉદ્‌ઘાટન માટે બોલાવતા.

## વિકાસને બદલે ડૂબતાને બચાવવાનું અર્થશાસ્ત્ર

પરંતુ જે૦પી૦એ જોયું કે આ રીતે તો હજી માત્ર મોટા ખેડૂતોને જ લાભ પહોંચે છે. નાના ખેડૂતો પોતાની ટૂંકી જમીનમાં ક્યાંથી ટ્યુબવેલ કરાવવાના અને પંપ મૂકવાના? જો નાના ખેડૂતોને પણ પાણીની સગવડ મળે તો એમનું ઉત્પાદન વધી શકે. અને સરખામણીમાં એમને તો પહેલી જરૂર છે.

તેથી જે૦પી૦એ બૅન્કોને, બિહાર રીલીફ કમિટીને, સરકારી તંત્રને આ પ્રશ્નમાં રસ લેતા કર્યા. અને પછી પોતાના કાર્યકરો મારફત આની એક મોટી ઝુંબેશ જ ઉપાડી. નાના નાના ખેડૂતોની જમીનમાં હેન્ડપંપ બેસાડવાનું મોટું અભિયાન ચાલ્યું. થોડા વખતની અંદર હજારેક હેન્ડપંપ બેસાડી દીધા. સરકારી તંત્ર મારફત જેટલું કામ થતું, તેનાથી કેટલાય ગણું કામ ઓછા ખર્ચે અને બહુ ઓછા સમયમાં પાર પડ્યું. આ જોઈને બિહારના ત્યારના મુખ્ય મંત્રીએ પણ ભારે આશ્ચર્ય વ્યક્ત કર્યું હતું. સિંચાઈ માટેના હેન્ડપંપોની સાથોસાથ હરિજનો અને મજૂરોની વસ્તીઓમાં પણ પીવાના પાણી માટે હેન્ડપંપ મુકાવ્યા. એગ્રોઈન્ડ સંસ્થાએ કેટલાક સામૂહિક ટ્યુબવેલ પણ બનાવ્યા. તેની માલિકી ગ્રામસભાની રહેતી અને તેમાંથી નજીકનાં ખેતરોને પાણી મળતું. ઘણાં ગામોમાં સામૂહિક શ્રમથી પણ કેટલાંક કામો ઉપાડવામાં આવેલાં. ગરીબ લોકોને તત્કાળ સહાય પહોંચાડવાનું કામ પણ કેટલીક ગ્રામસભાઓએ ઉપાડેલું.

જે૦પી૦ કહેતા કે વિકાસના કાર્યક્રમો વગર ગામડાંની આજની ગરીબી નાબૂદ થવાની નથી. એટલે તે તરફ પણ એમનું ખાસ ધ્યાન રહેતું. વિનોબાજીએ જરૂર પડે વીજળીનો યે ઉપયોગ કરીને ગામ પોતાની જરૂરિયાત પૂરતું કાપડ ગામમાં જ તૈયાર કરી લે, એવી વાત કરી હતી. તે જે૦પી૦ને પણ પસંદ પડી હતી. મુસહરીનાં ગામડાંઓમાં કાંતણની વર્કશોપો ઊભી કરવાનું જે૦પી૦ વિચારતા હતા. ઉપરાંત ગામની કાપડની કુલ જરૂરિયાતના ૭૫ થી ૮૦ ટકા જેટલું કાપડ ગામમાં જ પેદા થઈ શકે એવું આયોજન કરવાની એમની નેમ હતી. આવી ગ્રામ-આધારિત ખાદીની યોજનાથી અમુક લોકોને ગામમાં કામ મળે અને ગામની કાપડની જરૂરિયાત પણ ગામમાં પૂરી પડે.

મુસહરીમાંના પોતાના પ્રત્યક્ષ અનુભવને આધારે ત્યારે જે૦પી૦ કહેતા હતા કે, 'બેકારી નાબૂદ કરવાની બાબતમાં હું બિહારના મુખ્ય મંત્રીને અને ઇંદિરાજીને પણ કેટલાંક સૂચનો કરવાનો છું. વિનોબાજી વારંવાર કહે છે કે ઉદ્ધારમાં ઉધારી ન ચાલે. માણસ ડૂબી રહ્યો હોય, ત્યારે તેને તુરત બચાવવો જોઈએ. તેમાં વાયદો કર્યે ન ચાલે. એટલે આજે હવે economics of operation rescue—ડૂબતાને બચાવવાનું અર્થશાસ્ત્ર ખડું થવું જોઈએ. આજે દેશમાં હજારમાંથી ત્રણસો-ચારસો કુટુંબો એવાં છે, જે ભૂખ્યાં કે અધભૂખ્યાં રહે છે. તેવે વખતે આપણે માત્ર development economics—વિકાસના અર્થશાસ્ત્ર પાછળ પડીશું, તો નહીં ચાલે. એ રીતે તો પરકોલેશન થતાં થતાં સૌથી નીચેના સ્તર સુધી ક્યારે પહોંચાશે તેનો કોઈ ભરોસો નથી.'

## દરિયાવ દિલમાં બધાં માટે કરુણા

આ રીતે એક સમગ્ર દૃષ્ટિ સાથે મુસહરીનું કામ ગોઠવવાની કોશિશ જે૦પી૦ કરી રહ્યા હતા. સાથોસાથ હિંસાથી કદાપિ લોકોની ક્રાંતિ નહીં થઈ શકે એ વાત પણ ઘૂંટી-ઘૂંટીને જે૦પી૦ સમજાવતા રહેતા. જે૦પી૦ના આવ્યા બાદ મુસહરીમાં આતંકનું વાતાવરણ ઘણું ઘટવા લાગ્યું હતું. તેમ છતાં જે૦પી૦ના ગયા પછી પણ ત્યાં બે-ત્રણ હત્યાઓ થઈ. તેમાંયે ત્યાંના એક મોટા જમીનદાર બેચુબાબુની હત્યા તો અત્યંત કરપીણ હતી. રાત્રે સશસ્ત્ર ટોળાએ એમના ઘર પર હુમલો કરીને એમને પકડ્યા, શાહુકારીના લેણ-દેણના બધા કાગળપત્ર ઘરમાંથી કાઢીને એમને માથે મૂક્યા, પેટ્રોલ છાંટ્યું અને જીવતા બાળી મૂક્યા. ઘરને આગ લગાડી. આ બેચુબાબુને જે૦પી૦ થોડા દિવસ પહેલાં જ મળેલા. ત્યારે એમણે વાતો તો ઘણી સારી સારી કરી હતી, પણ કામમાં કશો સાથ નહોતો આપ્યો, બલ્કે ગ્રામદાનમાં ભળનારા લોકોને કરજ આપવાનુંયે બંધ કરી દીધેલું.

તેમ છતાં બેચુબાબુની હત્યાથી જે૦પી૦ને ભારે વ્યથા થઈ. તુરત ઘટનાસ્થળે જઈને બધાંને મળી આવ્યા. બહુ દુઃખી દુઃખી થઈ ગયા. રાતે પ્રભાવતીજીને કહે કે આજથી હું પગ નહીં દબાવડાવું, આ ઘટનાનું મને ભારે દુઃખ છે.

એમના દરિયાવ દિલમાં બધાંને માટે પ્રેમ જ હતો; કરુણા જ હતી. જે નક્સલવાદીઓ માર્યા ગયા હતા કે ભૂગર્ભમાં રહેતા હતા કે જેલમાં હતા, એમના પરિવારો પણ બહુ દુઃખી હતા. જે૦પી૦ એ પરિવારોમાં પણ જતા, સાંત્વન આપતા, બનતી સહાય કરતા. પ્રભાવતીજી આવા પરિવારોને મદદ પહોંચાડવાની ખાસ કાળજી રાખતાં. એમને અનાજ તેમ જ બીજી ચીજવસ્તુ પણ પહોંચાડતા. એક પરિવારની હાલત તો અત્યંત ખરાબ હતી. તે જોઈને પ્રભાવતીજીએ ત્યાં ખાવા માટે અનાજ આપ્યું અને

એની બે છોકરીઓને ભણાવવા માટે મહિલા ચરખા સમિતિમાં પટણા રાખી.

## ગ્રામસ્વરાજની દિશામાં નક્કર પગલાં

જે૦પી૦ના કામને પરિણામે મુસહરીના વાતાવરણમાં પરિવર્તન અવશ્ય આવવા લાગ્યું હતું. પહેલાં ત્યાંનાં ગામડાંઓમાં લાલ સલામ, કતલ, ધમકી-પત્રો, નક્સલવાદી ઉધમાત વગેરેની જ વાતો ઘેરઘેર થવા લાગી હતી. અંધારું થયે બહાર નીકળતાં લોકો ડરતાં. પણ હવે એ આતંકનું વાતાવરણ દૂર થયું હતું, અને ગામેગામ ગ્રામદાન, ગ્રામસ્વરાજ અને સર્વોદયની વાતો થવા માંડી હતી. લોકોની ચર્ચાનો વિષય બદલાઈ ગયો. ગામડે ગામડે ગ્રામસભાની રચનાથી પણ લોકોમાં નવી ચેતના જણાતી હતી.

લગભગ એક વરસના ગાળામાં મુસહરી પ્રખંડનાં આશરે અડધાં જેટલાં ગામોમાં ગ્રામસભાઓ રચાઈ ગઈ હતી અને નાના મોટા કામો કરતી થઈ હતી. ગ્રામદાનના બધા કાગળો તૈયાર કરીને ગ્રામદાનને સરકારને ચોપડે રજિસ્ટર્ડ કરાવવાનું કામ પણ શરૂ થયું હતું. ૧૯૭૧માં ભૂદાન જયંતીના દિન ૧૮ એપ્રિલે રોહુઆ ગામે એક વિશાળ સભા થઈ. આખા મુસહરી પ્રખંડમાંથી ગામે ગામથી લોકો સૂત્રો પોકારતાં, ગીતો ગાતા, ઢોલનગારાં, ધજાપતાકા, પોસ્ટરો-બૅનરો સાથે પગપાળા આવ્યા. એક ભવ્ય દૃશ્ય હતું. રચનાત્મક લોકશક્તિનાં ત્યાં દર્શન થતા હતા. એ વિશાળ સભાને સંબોધન કરતાં જયપ્રકાશજીએ ગ્રામજનોને સમજાય એવી સાદી ભાષામાં ગ્રામદાન અને ગ્રામસ્વરાજનો મર્મ સમજાવ્યો. વરસેકમાં પોતે જે કામ કરી શક્યા તેનું સંક્ષેપમાં વિવરણ કર્યું અને ભવિષ્યના પોતાના કામનું સ્વરૂપ સમજાવ્યું.

આ જ સભામાં જે૦પી૦એ નક્સલવાદીઓનો ઉલ્લેખ કરીને કહ્યું : 'તેઓ જો ડાકુ અને લૂંટારા ન હોય, અને આ બધું એમણે જો ક્રાંતિના નામે કર્યું હોય, તો હું કહેવા માગું છું કે એમની આવી ક્રાંતિથી જે માનવ બનશે, તે માનવ નહીં, રાક્ષસ હશે. આ પ્રકારના કામથી સમાજમાં જે વિકાર પેદા થશે, તેનું પરિણામ અમાનવીય સંસ્કૃતિમાં જ આવી શકે.'

અને પછી ગ્રામસ્વરાજના આ કામને તેની ચરમ સીમાએ પહોંચાડવાનો પોતાનો સંકલ્પ જે૦પી૦એ સભામાં ફરી દોહરાવ્યો તથા આખા પ્રખંડની ગ્રામજનતા સામે જાહેરમાં પ્રતિજ્ઞા કરી કે, 'આવતાં પાંચ વરસની અંદર આ પ્રખંડમાં એક પણ માણસ બેકાર ન રહે એવી પરિસ્થિતિ ઊભી કરવી છે, અને તે પણ જનતાનો અભિક્રમ જગાવીને. અલબત્ત, જેઓ હાથથી કામ કરવા માગશે, તેને જ આવી ખાતરી આપી શકાશે. જેઓ માત્ર ટેબલવર્ક કરવા માગતા હશે, તે બધાને આવી ખાતરી નહીં આપી શકાય. ગ્રામસભાઓ જો બરાબર કામ કરે તો પાંચ વરસની અંદર ગામમાં કોઈ ભૂખ્યું નહીં રહે, નાગું નહીં રહે, કામ વગરનું નહીં રહે.'

આ રીતે જે૦પી૦ મુસહરીના કામ સાથે પૂરેપૂરા ઓતપ્રોત થઈ ગયા હતા. તેઓ ઇચ્છતા હતા કે બીજા પણ આગેવાન કાર્યકરો આ રીતે જ એક એક ક્ષેત્ર લઈને કામમાં લાગી જાય. ઘણા મુસહરી આવીને જે૦પી૦ને મદદ કરવા માગતા હતા. એમને પણ જે૦પી૦ કહેતા કે તમે પોતપોતાના ક્ષેત્રમાં આવું જ કામ ઉપાડો. મેં મારા માટે આ એક ક્ષેત્ર પસંદ કર્યું છે તેમ તમે પણ તમારું ક્ષેત્ર પસંદ કરીને કામે લાગી જાઓ. બિહારના બીજા જિલ્લાઓમાં પણ આવી જ રીતે કામ ઊપડવું જોઈએ એમ જે૦પી૦ ઇચ્છતા.

## બિહારના કામ અંગે વિનોબાની છટપટાહટ

પરંતુ બીજે બધે ગ્રામદાનનું પુષ્ટિકામ બરાબર ગોઠવાતું નહોતું. તેથી વિનોબાને ભારે ચિંતા થતી હતી. ગમ્ભીર બાદ એમની કલ્પના તો અતિ-તૂફાનની હતી. ગ્રામદાનના તૂફાન અભિયાન દરમ્યાન જે પદ્ધતિ અપનાવવામાં આવેલી, તે જોતાં આમ કરવું અનિવાર્ય હતું. લોકો પાસે જે સંકલ્પો કરાવેલા, તેનો અમલ કરાવવા ઝટ ન જઈએ અને પછી બે પાંચ વરસ પહોંચીએ, તો તેનો કોઈ અર્થ નહીં. અને ગ્રામદાનની શરતોનો અમલ કર્યા વિના ગ્રામસ્વરાજની દિશામાં આગળ ન વધી શકાય. વળી, બંગાળમાં જેમ જેમ હિંસાનું વાતાવરણ વધતું જતું હતું, તેમ તેમ વિનોબા બિહારના કામ માટે વધુ ને વધુ તીવ્રતા અનુભવતા રહેતા. તે દિવસોની એમની છટપટાહટ આ શબ્દોમાં પ્રગટ થાય છે :

'મારા મનમાં બે વાત આવે છે : એક તો બિહારમાં કામ પૂરું કરીને બંગાળ ઉપર અસર પાડીએ, અથવા સીધા બંગાળમા જઈને આપણું નસીબ અજમાવીએ......આપણી રણભૂમિ બિહારમાં છે. ત્યા સિદ્ધિ નહીં મળી, તો બંગાળના અનાચારનું આક્રમણ બિહાર પર થશે. એટલે અહીં એકાંએકાંએ મારું ધ્યાન બિહારમાં છે......નક્સલવાદીનો જવાબ બિહાર જ આપી શકે. બિહાર જ બચાવી શકશે બંગાળને અને હિંદુસ્તાનને. પણ બિહારમાં આટલું જે કામ થયું, તે જો કાલે માત્ર કાગળ ઉપરનું સાબિત થાય, તો ખુદા હાફિજ ! (ઈશ્વર જ તમને બચાવે !)......ચૂલો ઠરી જશે તો રસોઈ નહીં બને. સારો રસોયો ગરમ ગરમ ચૂલે જ રસોઈ બનાવી લે છે...... અડધી નદી પાર કરી ચૂક્યા, એ ઠીક છે; પરંતુ બહુ તરી લીધું એમ માનીને જો તરવાનું બંધ કરી દેશો, તો આટલી મહેનત પછી મઝધારમાં જ ડૂબી મરશો.'

આમ તો વિનોબા હવે ૭૫ વરસના થઈ ચૂક્યા હતા. તેમ જ સ્થૂળ કર્મોમાંથી પોતાની જાતને સંકોરતા જઈ સૂક્ષ્મ-પ્રવેશની સાધના એમણે શરૂ કરી હતી. છતાં બિહારના અધૂરા પ્રયોગની જવાબદારી એ સતત અનુભવતા. તેથી જે૦પી૦એ જ્યારે મુસહરી જઈને કામ કરવાનો નિર્ણય કર્યો, ત્યારે વિનોબાએ પણ કહ્યું કે, 'જયપ્રકાશજી મુસહરી દોડી ગયા, તો હુંયે વિચારી રહ્યો છું કે જરૂર પડ્યે મારે પણ ચૂપ બેસવું જોઈએ નહીં, મારે પણ જવું જોઈશે. બંગાળના ઉપદ્રવનો ઉત્તર આપણે બિહારનો મોરચો માન્યો હતો. પરંતુ બિહારમાં જ ગરબડ શરૂ થાય અને તે વધે, તો મારાથી ચૂપ બેસી રહેવાય નહીં.'

### જે૦પી૦એ વિનોબાને રોક્યા

વિનોબાજી આવું કાંઈક વિચારી રહ્યા છે એવી જાણ ઠાકુરદાસ બંગે જયપ્રકાશજીને કરી. પરંતુ એમણે તુરત બંગને લખ્યું : 'વિનોબાજીના હૃદયમાં બિહાર આવવાનો વિચાર ઊગ્યો છે, એ ઉત્સાહપ્રદ છે. પરંતુ અત્યારે તેમણે અહીં ન આવવું જોઈએ, એમ મને લાગે છે. બિહારના અમે બધા સાથીઓ અત્યારે સરાણે ચઢ્યા છીએ. જો બાબા અત્યારે અહીં આવશે, તો એમના તેજમાં અમારા બધાનું બુઠ્ઠાપણું (ભોથરાપન) ઢંકાઈ જશે. જો અમારું લોઢું પાણીદાર હશે, તો સરાણે ચઢીને અમે બધા પણ તેજ બનીશું. જો અમે બધા કાચા હઈશું, તો બાબાના ઉધાર તેજથી ક્યાં લગી કામ ચાલશે ?'

અને વિનોબા બિહાર જતા અટકી ગયા. બિહાર છોડવા માટે પણ જયપ્રકાશજી જ નિમિત્ત બનેલા. હવે ફરી બિહાર ન જવા માટે પણ એ જ નિમિત્ત બન્યા. એક તૂટેલો તંતુ ફરી સાંધી શકાયો નહીં. ગ્રામસ્વરાજ આંદોલનને મળતું વિનોબાનું પ્રત્યક્ષ નેતૃત્વ ધીરે ધીરે છૂટતું ગયું.

જો કે આ પછીયે એકાદબે વરસ સુધી બિહારનો અધૂરો પ્રયોગ પૂરો કરવા માટેની વિનોબાની તીવ્રતા ચાલુ જ રહી હતી : 'જયપ્રકાશજીએ જાનની બાજી લગાવી છે. મારું ધ્યાન પણ બિહારમાં જ છે......મને વારંવાર થાય છે કે તો પછી હું જ કેમ બિહાર ન જાઉં ? પરંતુ હું મારી જાતને રોકું છું......હું જો બિહાર જાઉં, તો જેમણે સહીઓ કરી છે, તેઓ ઇનકાર નહીં કરે. ઓછામાં ઓછું જે કેટલીક જગ્યાએ મેં એકાગ્ર થઈને ખાસ પ્રયત્ન કરેલા, ત્યાંના લોકો તો જરૂર જમીન આપશે. ના કોઈ નહીં કહી શકે. પરંતુ જયપ્રકાશજી હમણાં મને રોકે છે. અને તે બરાબર જ છે. તેમાંયે કાંઈક તત્ત્વ છે. વળી, હું પણ એમ જ ચાલ્યો જાઉં, તો સૂક્ષ્મ-પ્રવેશમાં તે બેસતું નથી. તે પ્રક્રિયા કુંઠિત થાય છે.'

### જે૦પી૦ પોતે સરાણે ચઢેલા

જે૦પી૦એ વિનોબાને બિહાર આવતાં રોક્યા, કેમ કે હવે એ પોતે સરાણે ચઢ્યા હતા. ગ્રામસ્વરાજના આંદોલનને તેના બીજા તબક્કામાં આગળ વધારવા માટેના પ્રયત્નમાં તેઓ જીજાનથી લાગ્યા હતા. પાયામાંથી નવનિર્માણ કરવાના ભગીરથ કામ સાથે જે૦પી૦ ઓતપ્રોત થઈ ગયા હતા. ઠેઠ મૂળમાં જઈને જળસિંચન કરવાનું આ કામ હતું. અને એ જ તો ગાંધીરીતિ છે. સમાજનો કાયાકલ્પ કરવાનો કીમિયો તેમાં જ પડેલો છે. આવી રીતે બિલકુલ grass roots માં પહોંચીને—જડમાં પહોંચીને કામ કરવાથી કામ કરનારને પણ આંતરિક શક્તિ મળે છે, એના વિચારો અને ચિંતન પર પણ તેની અસર પડે છે. જયપ્રકાશજીના આ ગાળાના વિચારો અને ચિંતનમાં આવો પ્રભાવ સ્પષ્ટ જોવા મળે છે. તેમાં એક નવી તાજગી અને નક્કરાઈ વરતાય છે.

કાગળી ગ્રામદાન વિશે ઘણો ઊહાપોહ થયો છે. જો કે જે૦પી૦એ તો તૂફાન અભિયાન દરમ્યાન પહેલેથી છેલ્લે સુધી તે કાર્યપદ્ધતિનું ભારપૂર્વક સમર્થન જ કર્યું હતું. અને અભિયાન દરમ્યાન થયેલા કાચા કામનો પ્રત્યક્ષ અનુભવ મુસહરીમાં થયો ત્યાર પછીયે એમનો આ અભિપ્રાય કાયમ રહ્યો હતો : 'અત્યાર સુધી ગ્રામદાનનું જે આંદોલન ચાલ્યું, તે ન ચાલ્યું હોત તો મારા મુસહરી જવાથી શું થાત ? હું તો જોઉં છું કે કાગળી ગ્રામદાનથીયે એક ભૂમિકા જરૂર બની છે. આજ સુધી જે કાંઈ થયું છે તેનું ઘણું મહત્ત્વ છે. એક વાતાવરણ બન્યું છે એ બેકાર કામ નથી થયું. તેને લીધે ગામેગામનો પ્રવેશ આસાન થયો છે......બિહારનાં ગ્રામદાન બોગસ નથી. એ ગ્રામદાન ડેક્લેરેશન ઑફ ઇન્ટેન્ટ—ભાવનાની અભિવ્યક્તિ છે, આશયની ઘોષણા છે.'

### સત્યાગ્રહ બાબતમાં બિલકુલ વિનોબાને મળતો દૃષ્ટિકોણ

એવી જ રીતે વિનોબા સત્યાગ્રહ નથી કરતા એવી ફરિયાદ પણ વારે ઘડીએ ઊઠ્યા કરતી. જે૦પી૦ હમેશાં વિનોબાનો બચાવ કરતા અને વિનોબાની કાર્યપદ્ધતિનું જ સમર્થન કરતા. મુસહરીના કામના પ્રત્યક્ષ અનુભવથી એમની આ પ્રતીતિ વધુ દૃઢ થઈ હતી. તે દિવસોમાં સત્યાગ્રહના સંદર્ભમાં એમણે જે કહ્યું છે, તેમાં આત્મપ્રતીતિનો અનેરો રણકો સાંભળવા મળે છે : 'એક નવસમાજના નિર્માણના કામમાં આપણે લોકો લાગ્યા છીએ. આ કામ કરતાં કરતાં કોઈ એવી જગ્યાએ પણ પહોંચીએ, જ્યારે સીધાં પગલાંયે ભરવાં પડે. બાકી, હું તો મુસહરીમાંના મારા કામને સત્યાગ્રહ જ માનું છું. આપણે સત્યાગ્રહ નથી કરતા એટલે આપણી કોઈ અસર નથી થતી, એ દૃષ્ટિએ સત્યાગ્રહના મોકા શોધતા ફરવું એ કાંઈ અહિંસાની રીત મને નથી લાગતી. સત્યાગ્રહ તો આખરે પરિસ્થિતિમાંથી પેદા થાય છે. આપણે એક કામ કરી રહ્યા હોઈએ, તેમાં એક એવી પરિસ્થિતિ ઊભી થાય કે આપણને સત્યાગ્રહનો માર્ગ લેવો પડે. ગાંધીજી કદી મારે સત્યાગ્રહ કરવો છે, સત્યાગ્રહ કરવો છે, એમ ગોખતા-ગોખતા મોકો શોધવા નહોતા ગયા. હું સત્યાગ્રહ ન કરવો જોઈએ એમ નથી કહેતો. વખત આવે કરવો યે પડે. પરંતુ એ પરિસ્થિતિમાંથી જ પેદા થશે. આપણું પાયાનું કામ કરતાં કરતાં એવો પ્રસંગ આવી પડે જ્યારે સ્વાભાવિક જ સત્યાગ્રહની પરિસ્થિતિ જન્મે. હું મુસહરીમાં જઈને બેઠો ન હોત, તો આ વાત આટલી દૃઢતાપૂર્વક અને વિશ્વાસપૂર્વક ન કહી શકત.'

અલબત્ત, મુસહરીમાં જે૦પી૦ ખાસ કરીને નક્સલવાદીઓને ઉદ્દેશીને કહેતા કે, 'કોઈ એમ ન સમજે કે અહિંસાના ભાથામાંથી બધાં તીર નીકળી ચૂક્યાં છે, વપરાઈ ચૂક્યાં છે. હજી બીજાંયે તીર છે. ક્યારે શું થશે એ તો હું નથી જાણતો. અમે લોકોની સેવા કરીશું. એમને સમજાવીશું, અનેક રીતે પ્રયત્ન કરીશું. અંતનોગત્વા સત્યાગ્રહનું અસ્ત્ર પણ છે જ.'

પરંતુ મુસહરીમાં હતા તે દરમ્યાન જે૦પી૦એ સત્યાગ્રહ અંગે હજીયે વધુ ઊંડાણથી છણાવટ કરી હતી : 'હું તો જોઉં છું

કે ગાંધીજીના જીવનમાં અને અહિંસાના બીજા પ્રવર્તકોના જીવનમાં એક spontaneity—સહજતા છે. એવી કોઈ પરિસ્થિતિ ઊભી થઈ જાય છે, જે અસહ્ય છે, અને સહજ તેઓ સત્યાગ્રહનો માર્ગ લે છે. મને નક્ષલવાદીઓના ધમકી-પત્રની જાણ થઈ કે તુરત પ્રજા સાથે વાત કરીને મેં નિર્ણય કરી લીધો કે મુસહરીમાં જઈને બેસવું છે. ત્યારે હું કોઈને પૂછવા ન ગયો. આવી સહજતા દરેક સત્યાગ્રહીમાં હોવી જોઈએ. જ્યારે ગરીબ માણસની તૂટીફૂટી ઝૂંપડી કોઈ ઊખેડી નાખતું હોય, ત્યારે ક્રોધ આવી જ જાય છે. તેમાંથી જ અહિંસક પગલું ઉદ્‌ભવે છે. પુણ્યપ્રકોપ નથી હોતો, તો અહિંસક પગલુંયે નથી ભરાતું. તે પ્રેમમૂલક ને કરુણામૂલક જ હશે, પણ તેની શરૂઆત પુણ્યપ્રકોપની સ્થિતિમાંથી થશે. ત્યાં ગ્રામવિસ્તારમાં પ્રત્યક્ષ લોકો વચ્ચે રહીને કામ કરવાનું થાય છે. મોઢામોઢ વાતચીત ચાલે છે. હું એ ચહેરાઓને જોઉં છું, એમની સકલસૂરત જોઉં છું. હું નજર માંડું છું, અને મને લાગે છે કે હજી એક વધુ મોકો આપવો જોઈએ. પરંતુ એવીયે સ્થિતિ આવી શકે, જ્યારે હૃદય-પરિવર્તન માટે, બીજું પગલું ભરવાની જરૂર પડે. અને તે એમના જ હિત માટે, ગામના હિત માટે, સમાજના હિત માટે. તેવે વખતે મારી પોતાની જાત ઉપર જ કષ્ટ સહન કરવાનું આવશે. એમનું કાંઈ બગડવાનું નથી. અને તેમ છતાં એમના ઉપર અસર થાય, એવી એ કાંઈક પ્રક્રિયા હશે. હવે, આવે વખતે જો કોઈ એમ કહે કે જુઓ, અમે તો પહેલેથી જ કહેતા હતા, હવે ૨૦ વરસે તમે પણ સત્યાગ્રહની વાત ઉપર આવ્યા કે નહીં, તો એ બરાબર નથી.'

આ કોઈ તાર્કિક દલીલબાજી કે શાસ્ત્રીય ચર્ચા નથી લાગતી, પરંતુ પ્રત્યક્ષ કામમાં પરોવાયેલા એક સજાગ, સભાન ચિત્ત અને સંવેદનશીલ દિલની સાક્ષાત્ અનુભૂતિમાંથી જન્મેલી આત્મ-પ્રતીતિ છે. એવી આત્મપ્રતીતિ સાથે જ આ છણાવટનો ઉપસંહાર કરતાં જયપ્રકાશજીએ કહ્યું હતું : 'જ્યાં સુધી મારો પોતાનો સવાલ છે, હું મને કોઈનો શિષ્ય નથી માનતો. ગાંધીજીની અને વિનોબાજીની બધી વાત હું નથી માનતો. તેમ છતાં આ સત્યાગ્રહની બાબતમાં મારો દૃષ્ટિકોણ વિનોબાજી સાથે બિલકુલ મળતો છે. આપણે મૂળમાં જવું, એવી વિનોબાની દૃષ્ટિ છે. ડાળાં-પાંદડાં તોડતાં નહીં, તેનાથી નહીં ચાલે. મૂળમાં જ પ્રહાર કરવો પડે. એ વિનોબાની પ્રતિભા હતી કે total revolution—સમગ્ર ક્રાન્તિ માટે એક કાર્યક્રમ એમણે જનતા સમક્ષ મૂક્યો અને આટલા લોકોને તેમાં ખેંચ્યા. આ આખીયે પ્રક્રિયા સત્યાગ્રહની જ એક પ્રક્રિયા છે, એમ હું માનું છું.'

**ગ્રામસ્વરાજ : લોકશાહીની આધારશિલા**

અને જેપી૦ જેમ જેમ ગ્રામદર્શન કામ સાથે વધુ ને વધુ ઓતપ્રોત થતા ગયા, તેમ તેમ એમની આ આત્મપ્રતીતિ સ્ફુટ થતી ગઈ, એ વધુ સુસ્પષ્ટ બનતી ગઈ. ઓક્ટોબર ૧૯૭૦માં નક્ષલવાદી ... આ ... અભિપ્રેત ... ત્યાં જેપીએ કહ્યું : 'કાર્યકર્તાઓ ... હજુ ... વિનોબાની

ભૂમિકા બરાબર સમજ્યા નથી. જ્યાં સુધી ગ્રામસ્વરાજનું અમલીકરણ જોશે નહીં, ત્યાં સુધી કદાચ એમને સ્પષ્ટ રીતે સમજાશે નહીં. ભૂદાનનું નગદ કામ હતું. જ્યારે દોઢ લાખ ગ્રામદાનનું કામ ઉધાર છે. લોકોને તેમાં વાતો જ વાતો દેખાય છે. પરંતુ એ પ્રત્યક્ષ લોકશાહીનું કામ છે.'

માર્ચ ૧૯૭૧માં નરસિંહપુરમાં સર્વોદય કાર્યકરોની એક ગોષ્ઠી થઈ. તેમાં આ જ તંતુ આગળ વધ્યો : 'તમે જો લોકશાહીમાં માનતા હો અને તેને તેના તર્કબદ્ધ અંતિમ બિંદુ સુધી લઈ જવા માગતા હો, તો ગ્રામસ્વરાજની વાત લોકશાહી માટે પાયારૂપ છે, એમ તમારે માનવું પડશે. સક્રિય ગ્રામસભા વિના તેના માટે કોઈ આધારશિલા નથી બનતી. તેથી સૌથી પહેલાં આપણે પાયો મજબૂત કરવો જોઈએ. આ કાર્યક્રમ આજના વિશ્વપ્રવાહોને બહુ જ અનુકૂળ છે એમ મારું માનવું છે. હમણાં જ એરિક ફ્રોમનું નવું પુસ્તક "Revolution of Hope" હું ઊથલાવી રહ્યો હતો. તો તેમાં જોયું કે એનું અને આપણા આન્દોલનનું ચિંતન બિલકુલ સમાંતર ચાલી રહ્યું છે. વ્યક્તિની સ્વાયત્તતા ઉપર આપણો ઝોક છે. માણસ પોતાના ક્ષેત્રની સામાજિક-આર્થિક-રાજકીય બાબતોમાં સક્રિયપણે ભાગ લેતો થાય એમ આપણે ઇચ્છીએ છીએ. અને આજે આખી દુનિયાના વિચારકોમાં આવું જ વલણ જોવા મળે છે. માનવીય ઐક્ય એ આખાયે વિચારધારાનું મુખ્ય અંગ છે.'

ચિંતનની આ સેર મે ૧૯૭૧માં નાસિક સર્વોદય સંમેલનમાં આગળ વધી : 'આપણે જનતાને સમજાવીએ છીએ કે તમારું રાજ તમે ચલાવો, પણ જનતા પોતે તૈયાર નથી ! એ તો સામેથી કહે છે કે તમે અમારા માટે ખાવાપીવાની, પહેરવા-ઓઢવાની, શિક્ષણ વગેરેની વ્યવસ્થા કરી આપો એટલે બસ. એરિક ફ્રોમનું પુસ્તક છે, "Fear of Freedom." માણસ સ્વતંત્ર બનતાંયે ડરે છે, સ્વતંત્રતાની જવાબદારીથી ભાગે છે. આજે આવો એક બેજવાબદાર સમાજ છે, તેની જગ્યાએ આપણે "જવાબદાર સમાજ" ઊભો કરવા માગીએ છીએ. જવાબદાર પિતા, જવાબદાર મજૂર, જવાબદાર શિક્ષક. આવી રીતે બધા જવાબદાર નહીં બને ત્યાં સુધી શાસનમુક્તિ શક્ય નથી. શાસનની જગ્યાએ અનુશાસન (સ્વયંશિસ્ત) આવે, ત્યારે જ જવાબદાર સમાજ બને. આ એક બિલકુલ નવું કામ છે. સાવ નવો જ ચીલો પાડવાનો છે. ભારે કઠણ કામ છે. આમાં આપણે જાતે કાંઈ કરવા નીકળ્યા જ નથી. આપણે તો એક એવું કામ લીધું છે, જેમાં કરવાનું લોકોએ છે. લોકો આ વાત કેટલી સ્વીકારે છે, ગામનું રાજ જાતે ચલાવવા કેટલા તૈયાર થાય છે, ગામની ભલાઈ માટે, ગામના હિત માટે કામ કરવા કેટલા આગળ આવે છે. એ આપણે જોવાનું છે.'

**'આ ગામના કામમાં જાત ખૂંપાવી દેવી પડશે.'**

ગાંધી-વિનોબાની ગ્રામસ્વરાજની વિભાવના સાથે જેપી૦ ... આટલા ... એકાકાર થઈ ગયેલા ... સુધી વિનોબાજીના

નેતૃત્વ હેઠળ ચાલેલા આંદોલનથી આ વિભાવનાને પ્રત્યક્ષ વ્યવહારમાં ઉતારવા માટેની એક ભૂમિકા ઊભી થઈ છે એમ પણ ત્યારે તેઓ માનતા. એટલે આ માટેના પુરુષાર્થમાં એકાગ્રતાપૂર્વક સાતત્યથી લાગી જવું જોઈએ એવી હિમાયત એ પોતાના બધા સાથી કાર્યકરોને કર્યા કરતા. એ પોતે કહેતા કે મુસહરીમાં હું આજે પરીક્ષામાં બેઠો છું, આજ સુધી જે કાંઈ કહેતો આવ્યો છું, તેની પરીક્ષા થઈ રહી છે. 'મુસહરીમા મેં જે રીતે કામ ઉપાડ્યું છે, તેની પાછળ મારી દૃષ્ટિ સમગ્ર ક્રાંતિની છે. એક પ્રખંડના સ્તરે ગ્રામ-સ્વરાજની દિશામાં જેટલું થઈ શકે તેટલું કરવાનો મારો પ્રયત્ન છે..અહિંસાના માર્ગે આપણે કેટલા આગળ વધી શકીએ છીએ, તે મુસહરીમાં મારે જોવું છે.'

ખાસ કરીને પોતાના સાથી કાર્યકરોને ઉદ્દેશીને જે૦પી૦એ સેવાગ્રામ અધિવેશનમા કહ્યું : 'મને નથી લાગતું કે સાંકો પાંઝાની માફક અહીંથી તહીં તલવાર વીંઝ્યે રાખવાથી કોઈ કામ થશે. જેમને એવી તડપ હોય તે ફરી જુએ. આપણે જે મૂળભૂત કામ હાથમા લીધું છે, તે છોડવાનું નથી. આ પાયાનું કામ છે.'

નરસિંહપુર ગોષ્ઠીમાં ફરી કહ્યું : 'આપણા કામનો સમાજ ઉપર ઇમ્પેક્ટ નથી, તેનો કોઈ પ્રભાવ નથી પડી રહ્યો, એવું એવું ચિંતન મારું તો નથી ચાલતુ. આપણે કેટલું મોટું કામ લઈને બેઠા છીએ, તેનો આપણને હંમેશાં ખ્યાલ રહેવો જોઈએ. અત્યંત અઘરું કામ છે. ભારે પુરુષાર્થ માગી લે તેવું કામ છે. પણ સમજી-સોચીને આપણે આ કામમા લાગ્યા છીએ. હજીયે હામ ન થતી હોય, તો આ કામ છોડીને કોઈ બીજા સહેલા કામમાં લાગી જવું જોઈએ. બાકી તો આ એક એવું નવું ને ભારે કામ છે કે ઇમ્પેક્ટ-બીમ્પેક્ટનો વિચાર કર્યા વિના તેમા તમારી જાત સંપૂર્ણપણે ખૂંપાવી દીધે જ છૂટકો છે.'

નાસિક સંમેલનમાં હજીયે વધુ તીવ્રતાથી બોલ્યા : 'મિત્રો ! આપણો જે પ્રભાવ છે તે તમને "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"મા નહીં જોવા મળે, ચૂંટણીના પરિણામોમા નહીં જોવા મળે...... આપણાથી આ કામ નહીં થઈ શકે એમ લાગે તો છોડી દઈએ. અને પછી આ દેશમા અન્યાય, જોરજુલમ વગેરેની તો કોઈ કમી નથી. અનેક પ્રશ્નો લઈને દેખાવો ને પ્રતિકારો ને સત્યાગ્રહો થઈ શકે છે. અને તો પદયાત્રાને બદલે તમારી અર્થયાત્રા નીકળશે ! ......મિત્રો ! ખરી વાત એ છે કે આપણા હાથમાં જે કાર્યક્રમ છે. તેના પ્રત્યે આપણે ન્યાય નથી કર્યો. વિનોબાજીને આપણે ધોખો દીધો છે. સચ્ચાઈ અને ઈમાનદારીપૂર્વક આ કાર્યક્રમ પાર પાડવાની પૂરેપૂરી કોશિશ આપણે એક વાર ફરી છૂટવી જોઈએ......આ કેવળ દેખાવો કરવાથી કે જેલોમાં જવાથી થઈ જાય એવું કામ નથી. આ તો ધરમૂળથી સમાજ-પરિવર્તન કરવાનું કામ છે. એ મૂળમા જઈને જ થઈ શકશે.'

**સમાજ-વિજ્ઞાનની દૃષ્ટિ**

જયપ્રકાશજી કાયમ એક શોધક રહ્યા હતા. એમની દૃષ્ટિ હંમેશાં એક સમાજ-વિજ્ઞાનીની રહી હતી. માનવીય સમાજરચનાનું નિર્માણ કઈ રીતે થઈ શકે તે માટેની એમની ખોજ હતી. કોઈ પણ કામ એમને માટે આ ખોજના પ્રયોગરૂપ હતું. એટલે એમનું વૈજ્ઞાનિક ચિત્ત દરેક કામ કરતાં-કરતાં પોતાના પ્રયોગોનાં તારણો કાઢવા મથતુ અને તેના પર ઊંડાણથી વિચાર કરતું. વળી, આખા સમાજને એ પોતાની આ ખોજમાં સામેલ કરવા માગતા. તેથી પોતાના તારણો અને પોતાનું ચિંતન-મનન એ સમાજ સમક્ષ કાયમ રજૂ કરતા રહેતા.

મુસહરીનું કામ પણ જે૦પી૦ માટે સમાજ-વિજ્ઞાનના આવા એક પ્રયોગ રૂપ જ હતું. ત્યા ચાર-પાચ મહિના કામ કરતાં જે અનુભવ આવ્યો તેનો નિચોડ નવેમ્બર ૧૯૭૦ મા જે૦પી૦એ સમાજ સમક્ષ મૂકી દીધો હતો. તેને નામ આપેલું—"Face to Face" (આમને-સામને). ઠેઠ ગામડાના સ્તરે કામ કરતાં વાસ્તવિકતાનો જે મોઢામોઢ સાક્ષાત્કાર થયો, અને તેના આધારે જે ચિંતન ચાલ્યું, તેનો નિચોડ તેમા રજૂ કર્યો. આ લાંબો લેખ દેશના ઘણાં દૈનિકો અને સામયિકોમાં પ્રગટ થયો. ઇંગ્લંડ, ઇટાલી અને લેટિન અમેરિકાનાં કેટલાંક સામયિકોએ પણ તે પ્રસિદ્ધ કર્યો.

કામ આગળ ચાલ્યું. નવા નવા પ્રયોગો થયા, અનુભવો મળ્યા, તારણો નીકળતાં રહ્યાં. એ બધું પણ સમાજ સમક્ષ મૂકી દેવાની ઇચ્છા હતી. મનમાં તેનું માળખું તૈયાર થઈ ચૂક્યું હતું. નામ સુધ્ધાં મનમા રમતું હતું—"Musahari in a Test-Tube" (ટેસ્ટ-ટ્યુબમા મુસહરી). એપ્રિલ ૧૯૭૧ માં આ વાત કરતા-કરતા જે૦પી૦નો હાથ જાણે ટેસ્ટ-ટ્યુબ ઊંચી કરીને ન બતાવતા હોય તેમ આંખ સામે સહેજ ઊંચો પણ થયેલો (જો કે પાછળથી બાંગ્લા દેશના પ્રશ્નમાં પડી જતાં આ કદી લખી શકાયું નહીં). એ દૃશ્ય નજર સામેથી ખસતું નથી.

**પૂર્ણ એકાગ્રતા અને અખંડ સાતત્યની તાલાવેલી**

ખેર, એક વિજ્ઞાનીની લગનથી જે૦પી૦ ત્યારે મુસહરીની પ્રયોગ-શાળામાં ખૂંપી ગયેલા. પોતાના પ્રયોગ માટે એમને પૂર્ણ એકાગ્રતાની જરૂર હતી. અખંડ સાતત્યની જરૂર હતી. મુસહરીમાં પ્રવેશતાં જ જૂન મહિનામાં એમણે મુઝફ્ફરપુરની સભામાં કહી દીધેલું કે, 'હાલ તુરત શહેરમા આ મારી આખરી સભા હશે.' થોડા પૂર્વનિશ્ચિત કાર્યક્રમો માટે એમને જૂન-જુલાઈમાં બે વાર પટણા-દિલ્હી જવું પડ્યુ, પણ એમણે જાહેર કરી દીધું કે, 'હવે પછી બહારનો કોઈ કાર્યક્રમ હું સ્વીકારવાનો નથી. ઑગસ્ટથી ક્યાંય બહાર નહીં જાઉં.' જુલાઈમાં થોડા દિવસ બહાર જવાનું થયું ત્યારે પણ જનતા જોગ જાહેર પત્ર લખ્યો, 'જરૂરી કામસર બહાર જાઉં છું. પણ મારા સાથીદારો તો તમારી વચ્ચે કામ કરતા રહેશે.'

મુસહરીના કામમા લીન થઈ જવાની તાલાવેલી આમાં સ્પષ્ટ જોઈ શકાય છે. આ તાલાવેલી જે૦પી૦એ ઑગસ્ટમાં પોતાના નજીકના મિત્રો અને સાથીઓને લખેલા પત્રમા પરાકાષ્ઠાએ પહોંચેલી જણાય છે : 'કાંઈક દુભાયેલી લાગણી સાથે આ પત્ર

હું તમને લખી રહ્યો છું. જ્યારથી મેં મારી જાત અહીં ખૂંપાવી દેવાનું નક્કી કર્યું, ત્યારથી મારા ઉપર અભિનંદનોનો વરસાદ વરસ્યો છે. તેમ છતાં મને જાણે એમ લાગવા માંડ્યું છે કે આ બધું માત્ર ઉપરછલ્લું જ હતું. મેં એવી આશા રાખી હતી કે આ જે કામ મેં ઉપાડ્યું છે તેમાં હું એકાગ્ર થઈ શકું તે માટે પ્રયત્ન કરવામાં તમે બધા કાંઈ જ બાકી નહીં રાખો. પરંતુ તમે પણ મારી એકાગ્રતામાં ખલેલ પાડી રહ્યા છો અને હું મારું આ કામ છોડીને હજી દેશ આખામાં અહીંથી તહીં ઘૂમતો રહું, એવી આશા રાખી રહ્યા છો ! આના ઉપરથી મને એમ લાગે છે કે અત્યારે મેં આ જે કામ ઉપાડ્યું છે, તેની અગત્યતા ને તીવ્રતા હજી બધાંને મન વસી નથી. હું એટલી ઇચ્છા તો જરૂર રાખું કે થોડાક મહિના મને એકલો મૂકી દેવામાં આવે, કે જેથી હું એકચિત્તે મારા આ કામમાં મારું સમગ્ર ધ્યાન પરોવી શકું.'

આ જ ગાળામાં પોતાના મિત્ર જે૦જે૦ સિંઘને એમણે લખ્યું : 'હમણાં મેં જે સઘન અને જડમૂળનું કામ ઉપાડ્યું છે તેને માટે મારે અહીં જ મારો વધુમાં વધુ સમય આપવો પડશે. તેથી મને લાગે છે કે પક્ષના નેતાઓ સાથે કાશ્મીર પ્રશ્ન અંગે વિચારણા કરવા આઠેક દિવસ આપવાનું જે નક્કી કરેલું તે રદ કરીને એ દિવસો પણ હું અહીં જ આપું. આજના સંજોગોમાં આ કામ મારા માટે સૌથી વધુ મહત્ત્વનું બની ગયું છે.'

ફરી જે૦જે૦ સિંઘને ૧૯૭૧ના ફેબ્રુઆરીમાં મુસહરીથી લખેલા પત્રમાં કહ્યું : 'મને ખબર નથી, અમે ફરી દિલ્હી ક્યારે આવી શકીશું, તે જગ્યાને હું ધિક્કારું છું. જો કે તમને સહુને મળવાનું તો મને અને પ્રભાને ઘણું મન છે.'

**'બીજાં બધાં કામોમાંથી મને છોડો !'**

જેમ જેમ કામ વધતું ગયું તેમ તેમ જે૦પી૦ની આ તીવ્રતા વધતી જ ગઈ હતી. એટલે બહારનાં બધાં જ કામોમાંથી એ પોતાની જાતને સંકેલી લેવાનું વિચારતા હતા. ઘણી સંસ્થાઓમાંથી રાજીનામું આપવા માંડેલા. શાંતિસેના મંડળના અધ્યક્ષપદેથી પણ છૂટા થઈ જવાની ઇચ્છા દર્શાવી : 'હવે બધાંમાંથી મને છોડો. એકાગ્રતાપૂર્વક કામ કરવા માટે આ જરૂરી છે.'

પોતે જે અહિંસાત્મક ક્રાંતિને માટે જીવન સમર્પિત કરેલું તે ક્રાંતિની આરાધના માટે પોતાનું મુસહરીનું આ કામ અનિવાર્ય છે એવું જે૦પી૦ના મનમાં બરાબર વસી ગયું હતું. એટલે મે ૧૯૭૧માં નાસિક સંમેલનમાં એમણે કહી દીધું કે, 'આજે હું મુસહરી ક્ષેત્રમાં જઈને બેઠો છું, તે કામ મારાં અત્યાર સુધીનાં બધાં જ કામો કરતાં વધારે મહત્ત્વનું કામ છે, એમ હું માનું છું.'

મહાદેવીતાઈએ આ ગાળાની પોતાની રોજનીશીમાં એક જગ્યાએ નોંધ્યું છે : 'અમરેશ સેન વગેરે સાથે મુસહરીના કામ અંગે વાતચીત કરતાં જે૦પી૦એ કહ્યું કે આ માગ જીવનનો નવો વળાંક છે. જો આનો અમલ બરાબર રીતે ન થયો, તો બધું જ વ્યર્થ જશે.'

આ દિવસોમાં જે૦પી૦ અને વિનોબા વચ્ચે સંપૂર્ણ એકવાક્યતા પ્રવર્તતી હતી. મુસહરીના અનુભવોનો જે૦પી૦નો લેખ "ફેસ ટુ ફેસ" વાંચીને વિનોબાજીએ લખાવ્યું કે 'તેમાંના એકેએક વિચાર સાથે હું સંમત છું.' વિનોબા હવે પવનારમાં બેઠા હતા, સૂક્ષ્મપ્રવેશ કરી ચૂક્યા હતા. જે૦પી૦એ એમને બિહાર જતાં રોક્યા હતા, અને પોતે સ્થાણે ચાલ્યા હતા. તેથી આંદોલનની જવાબદારી સ્વાભાવિક રીતે જે૦પી૦ના માથે આવતી જતી હતી. ડિસેમ્બર ૧૯૭૦માં બિહારના કાર્યકરો સાથેની વાતચીતમાં વિનોબાજીએ કહ્યું કે, 'ત્યાંની સરકારને માગ મૌખિક સંદેશો કહેજો કે ભૂદાન કમિટી રચવી હોય તો જયપ્રકાશજીની સલાહ પ્રમાણે રચજો. સર્વ સેવા સંઘની સંમતિ લેવી જોઈએ, પણ સર્વ સેવા સંઘ હજી દૂર છે. માટે જયપ્રકાશજી કહે તેમ કરજો.'

**દિલની એકાત્મતા**

આંદોલન વિશે, સત્યાગ્રહ વિશે, લોકનીતિ વિશે જયપ્રકાશજીનું ચિંતન વિનોબાજીના ચિંતન સાથે કેટલું એકરૂપ હતું તે આપણે આ પહેલાં જોયું. પણ મુખ્ય તો બંનેનાં દિલ એક હતાં. બંને પરસ્પર ઉત્કટ પ્રેમ ને આદર અનુભવતા. વિનોબાજીને ૭૫ વરસ પૂરાં થયાં તે નિમિત્તે એક ગ્રામસ્વરાજ કોષ એકત્ર કરવામાં આવેલો. તેના અધ્યક્ષ તરીકે જે૦પી૦ હતા. આ કોષનો સમર્પણવિધિ ૧૯૭૦ની બીજી ઑક્ટોબરે સેવાગ્રામમાં થયો. તે વખતે જાહેર સમારંભમાં વિનોબાજી ભાવવિભોર થઈ બોલ્યા :

'આપણા સહુ વચ્ચે અનન્ત સ્નેહ હોવો જોઈએ. ખૂબ કામ કર્યું, પણ જો સ્નેહ ન મેળવ્યો, તો કશું જ ન મેળવ્યું. આને માટે કોનો દાખલો આપું ?—જયપ્રકાશજીનો. છેલ્લા કેટલાક મહિનાથી એમની મૂર્તિ હંમેશાં મારી નજર સામે આવે છે. એમનું શરીર થાકેલું હતું. લોકોના આગ્રહથી તેઓ હિમાલયની ગોદમાં જરા આરામ માટે ગયા હતા. તેવામાં ખબર આવ્યા કે આપણા બે સાથીઓ ઉપર નક્સલવાદીઓના ધમકીપત્ર આવ્યા છે. આ ખબર મળતાં જ જયપ્રકાશજી આરામ-બારામ છોડીને એકદમ દોડી ગયા અને તે વિસ્તારમાં પોતાના જાનની બાજી લગાવી.......' આટલું બોલતાં બોલતાં તો વિનોબા ડૂસકે ભરાયા. આંખેથી અશ્રુધારા વહેવા લાગી. માંડ માંડ ભાવાવેગને કાબૂમાં રાખી આગળ ઉમેર્યું—

'......કોઈ કહે છે કે ક્રાંતિની દિશામાં નવું પગલું ભરાઈ રહ્યું છે. કોઈ કહે છે કે ગ્રામદાનની નવી ટેકનિક હાથ આવી રહી છે. કોઈ કહે છે કે સત્યાગ્રહનું નવું પાસું ખુલી જશે. આ બધું તો થશે, જો ઈશ્વરે ઇચ્છ્યું તો. પણ એ બધું ગૌણ છે. મુખ્ય તો એ જે સ્નેહ છે, તેની કીમત છે. હમણાં ઘણા દિવસથી મારી એવી આદત છે કે વહેલો સૂઈ જાઉં છું. મધરાતે જાગી જાઉં છું, અને એકાદોક કલાક ધ્યાન

કરું છું. ફરી પાછો ઊંઘી જાઉં છું. ધ્યાનમાં જયપ્રકાશજીના દાખલાની યાદ આવતાં મારી આંખોમાંથી આંસુ વહેવા માંડે છે. તો, આપણા સહુમાં આવો સ્નેહ પાંગરવો જોઈએ.'

વિનોબાજીના આ સ્નેહથી જયપ્રકાશજી પણ ગદ્‌ગદિત થઈ ગયેલા. એમણે કહ્યું કે, 'બાબાની આંખેથી આંસુ વહ્યાં, તેની સાથે આપણા સહુની આત્મશુદ્ધિ થઈ ગઈ.'

આ દિવસોમાં એક વાર એવું બન્યું કે વિનોબા સાથેની મુલાકાતમાં ઝાઝી વાતો ન થઈ. ઘણો વખત બંનેનું મૌન સાંનિધ્ય રહ્યું. સાથીદારે પૂછ્યું, 'તમે તો કહેતા હતા ને કે ઘણી વાતો કરવાની છે, કરી તો નહીં.' ત્યારે મલકાતા મોંએ જે૦પી૦એ જવાબ દીધો, 'બોલવાથી જ વાતો થાય છે એવું થોડું છે? નજીક બેસવાથી પણ વાતો થઈ જાય છે.' આવો નિકટનો હાર્દિક સંબંધ બંને વચ્ચે હતો.

ફરી એક વાર વિનોબાજી અને વિનોબાજીના કામ સાથેનું તાદાત્મ્ય જયપ્રકાશજીના મોઢેથી આ શબ્દોમાં મુખરિત થઈ ઊઠ્યું: 'જીવન જ અર્પણ કરી દીધું છે, ત્યારે (વિનોબાને) શ્રદ્ધાંજલિ અર્પણ કરવાની શી વાત? આને સૌથી મહત્ત્વનું કામ ન માનતો હોત, તો જીવન શું કામ આપત?'

**આંદોલન સાથેની એકાત્મતાના બુલંદ ઉદ્‌ગારો**

જયપ્રકાશજીના જીવનદાનનું આ ચરમ બિંદુ હતું. અહિંસાત્મક ક્રાંતિના આ પાયાના કામ સાથે તેઓ કેટલા ઓતપ્રોત થઈ ગયેલા, અને આગળની છલાંગ માટે કેવા તૈયાર થઈ ગયેલા, તેનું દર્શન આ દિવસો દરમ્યાનના એમના એક વક્તવ્યમાં આપણને થાય છે. એ વક્તવ્ય એક સહજ ઘટનામાંથી નીપજ્યું હતું. કલકત્તાના કલાભવનમાં ૧૯૭૦ના નવેમ્બરમાં એક સમારંભ થયો, જેના અધ્યક્ષસ્થાને જે૦પી૦ હતા. ઘણા ખ્યાતનામ સાહિત્યકારો ને કલાકારો આવેલા. તેમાં જે૦પી૦એ વર્તમાન રાજકારણ પાસેથી હવે પોતાને કશી આશા રહી નથી એવી વાત કરેલી તથા કાંઈક અધ્યાત્મનો પણ ઉલ્લેખ કરેલો. ત્યારે હિંદીના પ્રસિદ્ધ સાહિત્યકાર બચ્ચનજીએ કહ્યું કે જે૦પી૦ને હું ૩૦ વરસ પહેલાં મળેલો. હવે એ અને હું બંને બુઢ્ઢા થયા. જુઓને, એ નિરાશ છે અને હવે અધ્યાત્મની વાત કરવા લાગ્યા છે. એ બુઢાપાનાં લક્ષણ છે, વગેરે.

ત્યારે તો જે૦પી૦ કાંઈ ન બોલ્યા. પણ રાતે એમને ઊંઘ ન આવી. બચ્ચનજીની વાત પર વિચારતા રહ્યા. પોતાની મનઃસ્થિતિ બિલકુલ એવી નહોતી. એમનાથી ન રહેવાયું. રાતે જ ઊઠીને એ વક્તવ્ય લખી નાખ્યું. સામાન્ય રીતે જે૦પી૦ને લખતાં વાર લાગતી, એક વાર લખીને તેમાં ઘણા સુધારા-વધારા પણ કરતા રહેતા. પરંતુ આ વક્તવ્ય વિશે જે૦પી૦એ કહેલું કે. 'એ મનઃસ્થિતિમાં કલમ આપોઆપ ચાલતી ગઈ.' એ વક્તવ્યમાં અત્યંત બુલંદ સ્વરે જે૦પી૦એ કહ્યું છે:

'દેશના વર્તમાન રાજકારણ પાસેથી હું કશી આશા રાખી શકતો નથી. તેનો અર્થ એ નથી કે હું નિરાશાવાદી છું. તેનો અર્થ એ છે કે મારા ખ્યાલ પ્રમાણે તેનાથી કશું નીપજવાનું નથી. કશું નીપજશે તો માત્ર વાનરપણું નીપજશે, વિનાયકપણું નહીં. લોકનીતિથી વિનાયક બનશે, જરૂર બનશે એવો મને ભરોસો છે.

'વર્તમાન રાજકારણ પાસેથી હજીયે જે લોકો આશા રાખે છે, તેઓ સૂકાં હાડકાં ચૂસી રહ્યા છે, અને પોતાના જ રક્તનો આસ્વાદ લઈને તૃપ્ત થઈ રહ્યા છે. આજની રાજનીતિનું પતન થતું જાય છે, હજીયે વધારે થશે. આજની રાજનીતિ તૂટી રહી છે, હજીયે વધારે તૂટશે, છિન્નભિન્ન થઈ જશે. ત્યારે તેના કાટમાળ પર, નવા પાયા પર નવી રાજનીતિ જનમશે. એ સાવ ભિન્ન હશે. એ રાજનીતિ નહીં, લોકનીતિ હશે. એ ઈમારત ઉપરથી નહીં, નીચેથી ચણાશે. દિલ્હીથી નહીં, ગામેગામથી, મહોલ્લેમહોલ્લેથી એનાં ચણતર ચણાશે. એને માટે કોઈ એક નવીન પક્ષનું પાટિયું ટાંગી દેવાનું પર્યાપ્ત નથી. રાજકારણના રંગમંચ પર કોઈ એક નૂતનતમ નેતાનું અવતરણ પણ આ માટે પૂરતું નીવડવાનું નથી. એ લોકનીતિ જનશક્તિના ગર્ભમાંથી પેદા થવાની છે. એ લોકનીતિનાં બીજ આજે ભારતની માટીમાં ઘોર તાપમાં ઊંડાં પડેલાં છે. એ બીજ પેદા કર્યાં હતાં ગાંધીએ અને પોતાની પદયાત્રા દ્વારા વારંવાર ભારતની ધરતીને ખેડીને એ બીજ વાવ્યાં છે વિનોબાએ. હજારો સેવકોની સેવા એ બીજને પાણી સીંચી રહી છે. આ દેશના સરસ્વતીપુત્રોએ એ બીજનાં ગાણાં ગાયાં હોત તો? પણ ગીત તો ગવાય છે પલ્લવોનાં અને પુષ્પોનાં. હજી કૂંપળેય ફૂટી ન હોય એવાં બીજનાં ગીત કોણ ગાય?

'વાત રહી હવે બુઢાપાની અને અધ્યાત્મની. આ દેશનું અધ્યાત્મ ઘરડાંની ચીજ નથી, જુવાનોની ચીજ છે. જ્યારે હૃષિકેશે જીવનના કુરુક્ષેત્રમાં અપૂર્વ અધ્યાત્મનો પાંચજન્ય શંખ ફૂંક્યો હતો, ત્યારે એ વૃદ્ધ નહોતા પણ યુવાન હતા. ત્યારે ભારતની ઉત્કૃષ્ટ તરુણાઈના રથના એ સારથિ હતા. પોતાની પ્રિયાની ગોદમાં નવજાત રાહુલને સૂતેલો છોડીને સિદ્ધાર્થ અદ્વિતીય સાંસ્કૃતિક ક્રાંતિના પથ પર ચાલી નીકળ્યા હતા, ત્યારે એ વૃદ્ધ નહીં, યુવાન હતા. અદ્વૈતના અનન્યતમ શોધક શંકરે જ્યારે પોતાની દિગ્વિજયયાત્રા કરી હતી ત્યારે એ વૃદ્ધ નહોતા, યુવાન હતા. વિવેકાનંદે શિકાગોના મંચ પર જ્યારે વેદાંતના સાર્વભૌમ ધર્મની ઉદ્‌ઘોષણા કરી, ત્યારે એ વૃદ્ધ નહોતા, યુવાન હતા. દક્ષિણ આફ્રિકામાં રંગભેદના દાવાનળમાં કૂદીને અધ્યાત્મના આગ્નેય શસ્ત્રનો ગાંધીએ પ્રયોગ કર્યો, ત્યારે એ વૃદ્ધ નહોતા પણ યુવાન હતા. ના, મિત્રો! અધ્યાત્મ એ કાંઈ ઘડપણની પ્રવૃત્તિ નથી, એ તો તરુણાઈનો ઊંચામાં ઊંચો કૂદકો છે.

'જે સાંસ્કૃતિક ક્રાંતિ વિના ભારતનો અને ભારતીયતાનો બચાવ દુષ્કર લાગે છે, તેના સૈનિકો ને સેનાપતિ તરુણો જ હોઈ શકે. અને એની માનવીય ક્રાંતિ અવશ્ય થશે, વ્યક્તિવ્યક્તિના જીવનમાં ભારતના અધ્યાત્મનો રંગ લાગી જાય એવી ક્રાંતિ

અનુભવ થશે ત્યારે સમાજના હિતમાં વ્યક્તિ પોતાનું હિત જોશે આવી ક્રાંતિ વિના ન તો સમાજવાદ આવશે, ન તો સામ્યવાદ સર્વોદય તો એ ક્રાંતિનું બીજું નામ જ છે

મુસાફરીના જયપ્રકાશનું યથાતથ દર્શન આ વક્તવ્યમાં થાય છે ગ્રામસ્વરાજ આંદોલનના અશ્વ પર ત્યારે એ બરાબર પલાણીને બેઠા હતા એમની એ ક્રાંતિયાત્રા જો અખંડ ચાલી હોત, તો ગ્રામસ્વરાજ આંદોલનના ગર્ભમાં રહેલી ઘણી સંભાવનાઓનો સાક્ષાત્કાર થઈ શક્યો હોત તથા આંદોલન પર બીજા પણ નવા નવા પુટ ચઢ્યા હોત આગળનું જે કાંઈ કામ ઊભું થયું હોત તે આજ સુધીના આંદોલનના સંદર્ભમાં અને એના આગલા કદમ રૂપે થયું હોત

**પરંતુ દુર્ભાગ્યે પ્રયોગ અધૂરો રહ્યો**

પરંતુ આવું ન બની શક્યું બાંગ્લા દેશની અભૂતપૂર્વ સમસ્યા ઊભી થઈ, અને જે૦પી૦ એની ઘટનાઓના પ્રવાહમાં અવશપણે તણાતા ગયા પરિણામે મુસહરીના કામમાંની એમની એકાગ્રતા તૂટી સાતત્ય ખંડિત થયું, પ્રયોગ અધૂરો રહ્યો

બાંગ્લા દેશના પ્રશ્નથી જે૦પી૦ ખૂબ જ સ્પંદિત થયેલા તેમ છતાં એને લીધે પોતાના મુસહરીના કામને લગીરે આંચ આવે અથવા તેમાં કોઈ વિક્ષેપ ઊભો થાય એમ તેઓ હરગિજ નહોતા ઇચ્છતા એ પ્રશ્ન નિમિત્તે પણ અનિવાર્યપણે એમને બહાર જવાનું થતું, તો તેનો એમને ઘણો રંજ રહેતો કહેતા કે હું ત્યાં નથી હોતો, ત્યારે કામ ઢીલું પડી જાય છે અને મૂળમાં તો એમની પોતાની એકાગ્રતા તૂટતી, તે એમને નહોતું ગમતું એપ્રિલ ૧૯૭૧માં જે૦પી૦ મુસહરી હતા, ત્યારે બાંગ્લા દેશના પ્રશ્ન અંગે એક મીટિંગ માટે કલકત્તા આવવાનો પત્ર એમને મળ્યો જે૦પી૦એ ના લખી દીધી મુસહરી છોડવાનો એમનો ઇરાદો નહોતો પરંતુ પછી તાર ટેલિફોન વગેરે દ્વારા આગ્રહ થયો અને જે૦પી૦ને કલકત્તા જવું પડ્યું. ત્યારે જે૦પી૦ એટલા બધા નારાજ હતા ! આ લોકો બસ, આ કામનું મહત્ત્વ સમજતા જ નથી ! સ્ટેશને જતાં જીપમાં બેસતાં–બેસતાંયે બોલેલા કે કલકત્તાથી બે દિવસની અંદર પાછો આવી જાઉં છું, આપણું કામ અટકવું ન જોઈએ

પરંતુ કલકત્તાની એ મીટિંગમાં જ બાંગ્લાદેશના પ્રશ્ન અંગે જે૦પી૦ની વિદેશયાત્રાનું ગોઠવાયું કલકત્તાથી દિલ્હી જવું પડ્યું અને દિલ્હીથી દુનિયાભરના પ્રવાસે ત્યાર બાદ તો બાંગ્લા દેશનો પ્રશ્ન વધુ ને વધુ ઉગ્ર અને જટિલ બનતો ગયો તથા જે૦પી૦ પણ તેમાં વધુ ને વધુ સામેલ થતા ગયા એ ઘટનાઓ જ એવી અભૂતપૂર્વ હતી તથા જે૦પી૦ પણ તેનાથી એટલા બધા આન્દોલિત થઈ ઊઠેલા કે ત્યાર પછી તો તે બનાવોમાં જ એ ખૂંપી ગયા બાંગ્લાદેશનો પ્રશ્ન પત્યો તે પછી બીજા કામો આવતા ગયા. પછી એમની બાગી સમર્પણની ઘટના બની પોતાની તેમજ પ્રભાવતીજીની ગંભીર બીમારી આવી પડી પ્રભાવતીજીનું અવસાન થયું પરિણામે મુસહરીના કામનો જે૦પી૦નો તંતુ તૂટ્યો, એ પ્રયોગ અધૂરો રહ્યો કાર્યકરો મારફત પછી ત્યાં કામ તો ચાલુ રહ્યું, જે૦પી૦ થોડો વખત દૂર રહ્યે-રહ્યે પણ ધ્યાન આપતા રહ્યા પરંતુ મુખ્ય વિજ્ઞાનીની ગેરહાજરીમાં સમાજવિજ્ઞાનનો એ અત્યંત મહત્ત્વનો પ્રયોગ આગળ વધી શક્યો નહીં ગ્રામસ્વરાજ આંદોલનનો બીજો તબક્કો આ રીતે લગભગ વણખેડાયેલો રહ્યો



# ૧૪

# ચંબલના બાગીઓનું આત્મ-સમર્પણ

પહેલી ઓક્ટોબર ૧૯૭૧. પટણાનું જયપ્રકાશજીનું નિવાસ-સ્થાન. પાંત્રીસેક વરસનો એક ઊંચો કદાવર જુવાન જે૦પી૦ પાસે આવ્યો, 'મારું નામ રામસિંહ.'

'હા, શું કામ છે?'

'ચંબલની ખીણમાં હું જંગલનો ઈજારદાર છું. ત્યાંના ડાકુઓ તરફથી તમારા ઉપર સંદેશો લઈને આવ્યો છું.'

'શું સંદેશો છે?'

'ડાકુ લોકો તમારી પાસે આત્મ-સમર્પણ કરવા માગે છે.'

'એને માટે તો તમે વિનોબાજી પાસે જાઓ. હું એ કામ હાથમાં ન લઈ શકું.'

'બાબુજી, મારી વાત તો સાંભળો! આ વખતે દસબાર નહીં. ત્યાંના બધા જ ડાકુઓ આત્મ-સમર્પણ કરી દેશે અને એ વિસ્તારની ડાકુ સમસ્યાનો જ અંત આવશે.'

'જુઓ, મને તમારી વાત ઉપર વિશ્વાસ નથી બેસતો. વળી, હું આજે મારાં હાથ પગનાં કામો પણ એક પછી એક છોડી રહ્યો છું, એટલે હવે નવી કોઈ જવાબદારી લેવાની મારી તૈયારી નથી. આ માટે તમે વિનોબાજી પાસે જાઓ!'

'જી. ડાકુઓનો એક પ્રતિનિધિ વિનોબાજી પાસે ગયેલો. પણ એમણે તમને મળવા જણાવ્યું.'

'પણ હું આ કામ નહીં ઉપાડી શકું.'

'બાબુજી, આ પણ એક સર્વોદયનું જ કામ છે.'

'એ ભલે, પણ મારાથી નહીં થઈ શકે,' જે૦પી૦એ હસીને ઇનકાર કર્યો.

**'બાબુજી, આપના ઉપર અમને પૂરો વિશ્વાસ છે.'**

તેવામાં એકાએક એ યુવાન જે૦પી૦ની સામે આવીને બોલ્યો, 'બાબુજી, હું પોતે જ માધોસિંહ છું.'

ક્ષણ વારમાં જે નાટકીય ઢબે આ બન્યું, તેનાથી જે૦પી૦ સ્તબ્ધ બની ગયા. એમના મોઢેથી નીકળી ગયું: 'તમારા માથે દોઢ લાખનું ઈનામ છે, છતાં મારી પાસે આવવાનું જોખમ તમે શું કામ ઉઠાવ્યું?'

'બાબુજી, આપના ઉપર અમને લોકોને પૂરો વિશ્વાસ છે, તેથી આવ્યો છું.' માધોસિંહે કહ્યું.

એકદમ મોટી જવાબદારીનો ભાર પોતાના ઉપર આવી પડ્યો હોય એવું જે૦પી૦એ અનુભવ્યું. હવે આનાકાની કરવાનું અશક્ય બની ગયું. અને જે૦પી૦એ આ કામ સ્વીકારી લીધું. માધોસિંહે એ જ વખતે જે૦પી૦ સામે આત્મસમર્પણ કરી દીધું. જે૦પી૦એ એને પોતાની પાસે જ રાખ્યો. પ્રભાવતીજી સિવાય બીજા કોઈનેય ખબર પડવા ન દીધી કે આ રામસિંહ કોણ છે.

માધોસિંહે પાછળથી કહ્યું કે પોતે નાનો હતો ત્યારથી જે૦પી૦ના કામમાં એને વિશ્વાસ હતો. એમને જોયેલા, એમનાં ભાષણો

સાંભળેલાં, એટલે જ છેવટે એમની પાસે આવ્યો. જે૦પી૦ને માધોસિંહે બધી વાત કરી : 'છેલ્લાં છ વરસથી હું આને માટે પ્રયત્ન કરતો રહ્યો છું. મેં પ્રધાનો અને બીજા ઘણા નેતાઓને પત્રો લખ્યા, પણ કોઈ તરફથી યોગ્ય જવાબ ન મળ્યો. રાજકારી નેતાઓ સાથેનો મારો અનુભવ ઉત્સાહજનક નથી. તેથી હું કોઈ એવા માણસની શોધમાં હતો કે જેને રાજકારણ સાથે કશી લેવાદેવા ન હોય અને જેની વાતમાં ભરોસો રાખી શકાય, અને ડાકુઓના આત્મ-સમર્પણમાં જે પોતાનો સ્વાર્થ ન જોતો હોય.'

આ રીતે આ કામ જે૦પી૦ને હાથમાં લેવું પડ્યું. બાર વરસ પહેલાં ૧૯૬૦માં ચંબલના વીસ-બાવીસ બાગીઓએ વિનોબાજીને બિનશરતી આત્મ-સમર્પણ કરેલું. પરંતુ જે૦પી૦એ માધોસિંહને કહ્યું, 'જુઓ, વિનોબા તો સંત છે, હું એક અદનો સેવક છું. આટલો ભાર હું ન ઉઠાવી શકું. એટલે તમારી જે માગણીઓ હોય, અપેક્ષાઓ હોય, તે જણાવો!'

માધોસિંહ બોલ્યા, 'આત્મ-સમર્પણ કરનારા બાગીઓને, સજા ગમે તેટલી લાંબી થાય, પણ ફાંસી ન દેવાય એટલું જ અમે ઇચ્છીએ છીએ.'

'આ બહુ વાજબી શરત છે. કમ સે કમ હું તો કોઈની ફાંસીની જવાબદારી ન લઈ શકું,' જે૦પી૦ બોલ્યા.

માધોસિંહે આગળ કહ્યું : 'અગાઉ લોકમન વગેરે સાથે થયું, તેવું અમારી સાથે ન થાય. કેસો એક જ જગ્યાએ ચલાવવામાં આવે, પોલીસ છ મહિનાની અંદર બધા કેસો રજૂ કરી દે અને અદાલત વધુમાં વધુ ત્રણ વરસમાં બધા કેસોનો નિકાલ કરી નાખે. પછી જેલમાં અમારી સાથે સારો વર્તાવ રાખવામાં આવે. ગાળાગાળી ન થાય, હાથકડી ન પહેરાવાય. જ્યાં સુધી અમે જેલમાં હોઈએ, ત્યાં સુધી અમારાં બાળ-બચ્ચાંની સંભાળ લેવાય.'

**સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણ**

જે૦પી૦ને આમાં કશું ગેરવાજબી ન લાગ્યું. આટલી અપેક્ષાઓ બરાબર જ હતી. આ પછી એમણે માધોસિંહને પોતાના સોખોદેવરા આશ્રમમાં છુપાવી રાખવાની વ્યવસ્થા કરી. ત્યાં પણ એ કોણ છે, તે કોઈ જાણતું નહોતું. ત્યાર બાદ જે૦પી૦એ કેન્દ્રના ગૃહપ્રધાન તથા મધ્યપ્રદેશ, ઉત્તર પ્રદેશ અને રાજસ્થાનના મુખ્ય મંત્રીઓને પત્રો લખ્યા અને રૂબરૂ વાતચીત કરી. બધાનું વલણ ઉત્સાહવર્ધક અને સહાનુભૂતિભર્યું હતું. એ બધાએ આ કામમાં સરકારનો પૂરો સાથ આપવાનું સ્વીકાર્યું.

જે૦પી૦નો દૃષ્ટિકોણ સમાજશાસ્ત્રીય હતો. તેથી એમણે આ અંગે બાગી-સમસ્યાનો અભ્યાસ કરવાનું કામ વારાણસીના ગાંધીઅન ઇન્સ્ટિટ્યૂટના એક ભાઈને સોંપ્યું. એમણે ચંબલ પ્રદેશમાં જઈ અભ્યાસ કરીને રિપોર્ટ તૈયાર કર્યો. તેને નજર સમક્ષ રાખીને જે૦પી૦એ શાંતિના કામની યોજના બનાવી.

ચંબલ ઘાટી શાંતિ મિશનની સ્થાપના કરી. ૧૫ ડિસેમ્બરે જે૦પી૦એ બાગી ભાઈઓને ઉદ્દેશીને અપીલ બહાર પાડી. તેની હજારો નકલ છપાવીને ચંબલ વિસ્તારમાં વહેંચી. પછી બાગીઓનો સંપર્ક સાધ્યો. પોલીસે પણ આમાં સહકાર આપ્યો. એ વિસ્તારને અઘોષિત શાંતિક્ષેત્ર બનાવી દીધું. આ શાંતિક્ષેત્રમાં બાગીઓને મળવા-હળવા, સમજાવવા માટે સગવડ કરી આપી. જે૦પી૦ની વિનંતીથી ઉત્તર પ્રદેશની સરકારે પ્રખ્યાત બાગી માનસિંહના પુત્ર તહેસિલદારસિંહને ફેબ્રુઆરી ૧૯૭૨માં જેલમાંથી છોડી મૂક્યા. એમને જુદા જુદા કેસોમાં બધી મળીને ૨૪૭ વરસની સજા થયેલી! ૧૭ વરસે એ જેલમાં બહાર આવ્યા. આ તહેસિલદારસિંહે જ ૧૯૬૦માં જેલમાંથી વિનોબાજીને પત્ર લખેલો અને એમની વિનંતીથી જ વિનોબાએ ૧૯૬૦માં ચંબલ પ્રદેશમાં પદયાત્રા કરેલી. આ ઉપરાંત ૧૯૬૦માં વિનોબાજીને આત્મ-સમર્પણ કરનાર અને પછી જેલની સજા ભોગવી સારી વર્તણૂક બદલ વહેલા છૂટનાર પંડિત લોકમન (પ્રખ્યાત બાગી લુક્કા) પણ આ કામમાં ભળ્યા. તહેસિલદારસિંહ અને લોકમન બંને બાગીઓનો સંપર્ક સાધી એમને સમજાવવાના કામમાં ખૂબ જ ઉપયોગી થયા.

આ રીતે ૧૯૭૨ના માર્ચ [illegible] સુધીમાં ચંબલ પ્રદેશના બધા જ મોટા બાગીઓનો સંપર્ક થઈ ગયો; અને તેમણે બધાએ આત્મ-સમર્પણની તૈયારી બતાવી. જે૦પી૦ વડા પ્રધાન ઇન્દિરાજીને મળ્યા. એમનું વલણ પણ ઘણું સારું હતું. સરકારે જાહેર નહોતું કહ્યું, પરંતુ જે૦પી૦ની એ વાત તેણે માન્ય કરી લીધી હતી કે અદાલતમાં આ બાગીઓને જો ફાંસીની સજા થશે તોયે પાછળથી એમની એ સજા હળવી કરી દેવામાં આવશે, અને એમનામાંના કોઈનેય ફાંસી દેવામાં નહીં આવે. બાકી બીજું કોઈ આશ્વાસન આપવામાં આવ્યું નહોતું. કેસ ચાલશે અને જેલની સજા પણ ભોગવવી જ પડશે, એમ બાગીઓને સ્પષ્ટ કહેવામાં આવ્યું હતું.

**'એક એકનો જાન મારા જાનની બરાબર'**

૧૧ એપ્રિલે જે૦પી૦ આ વિસ્તારમાં પહોંચ્યા. ત્યાં જૌરા ગામ નજીક પગારા ડેમના વિશ્રામગૃહમાં એમનો નિવાસ રાખવામાં આવેલો. ત્યાં જ જે૦પી૦ સાથે બાગીઓની મુલાકાત શરૂ થઈ. પહેલો મળવા આવનાર વિખ્યાત બાગી મોહરસિંહ હતો. તેની ટુકડી સૌથી મોટી અને તેના માથે ઇનામ પણ સૌથી વધારે બે લાખ રૂપિયાનું હતું. મધ્ય પ્રદેશના મુખ્ય પ્રધાન, પોલીસ અધિકારીઓ વગેરે કોઈને વિશ્વાસ જ નહોતો કે મોહરસિંહ આત્મ-સમર્પણ કરે. પરંતુ સૌથી પહેલું આત્મ-સમર્પણ તેણે જ કર્યું.

૧૨મીએ રાતે જ મોહરસિંહ જે૦પી૦ને મળ્યો. જે૦પી૦એ એને બહુ પૂછ્યું કે તમારી કોઈ માગણી કે શરત હોય તો જણાવો. પણ મોહરસિંહે એટલું જ કહ્યું કે, 'અમારી નથી કોઈ માગ કે નથી કોઈ શરત. અમે તો અમારું માથું આપને અર્પણ ધરી દીધું છે. આપ ભલે ફાંસીએ લટકાવો કે પછી બચાવી લો. અમે કાંઈ નહીં બોલીએ.'

જે૦પી૦ બોલ્યા : 'કોઈ પણ બાગી મારી આગળ આત્મ-સમર્પણ કરે અને એને ફાંસી થાય એ જોવા હું તૈયાર નથી. તમારો એકએકનો જાન મારા જાનની બરાબર છે. કોઈને પણ ફાંસી થશે, તો હું ઉપવાસ કરીને મરીશ.'

જે૦પી૦ના બોલની ચમત્કારિક અસર થઈ. બાગીઓનાં દિલ પીગળી ગયાં, જે૦પી૦ને મળી આવ્યા બાદ મોહરસિંહ નાચી ઊઠ્યો હતો. એ બધાને કહેતો ફરતો કે 'બાબુજીને કહ દિયા હૈ કિ હમમેં સે એક એક કી જાન ઉન કી જાન કે બરાબર હૈ!'

આવી જ રીતે બીજા એક બાગી સરદાર નાથુસિંહે પણ જે૦પી૦ને ગદ્‌ગદ ભાવે કહેલું : 'અત્યાર સુધી પકડનારાઓ અને મરાવી નાખનારાઓ મળ્યા, પણ બચાવનારાઓ તો આપ જ નીકળ્યા. આપે પ્રેમથી બોલાવ્યા અને અમે ચાલ્યા આવ્યા. હવે ભલે અમને ફાંસીએ લટકાવવામાં આવે કે પછી ગમે તે થાય.'

આમ એક પછી એક બાગીઓની ટોળી આવતી ગઈ. એમને જોવા લોકોની તો ઠઠ જામી હતી. મહાત્મા ગાંધી, સંત વિનોબા અને જયપ્રકાશ નારાયણની જયના પોકારો થાય એટલે કોણ નવો બાગી આવ્યો એ જોવા લોકો એકઠા થઈ જતા. બાગીઓ મકાનના છાપરા ઉપર કે બહાર છજામાં ઊભા રહેતા, જેથી મોટા માનવમહેરામણ એમને જોઈ શકે. બાગીઓ આત્મ-સમર્પણ કરવા આવ્યા છે, એમ સાંભળીને દૂર દૂરથી એમનાં સગાંવહાલાં પણ મળવા આવતાં.

**'અમારા પરિવારમાં તમને સામેલ કર્યા છે.'**

૧૩મી એપ્રિલે પારિવારિક સ્નેહ-મિલનનો સમારંભ યોજાયો. જાહેર સમારંભ તો બીજે દિવસ હતો, પણ જે૦પી૦ને મન આ મિલનનું મહત્ત્વ વધારે હતું. છેલ્લી ઘડીએ કહે, 'ગાંધી-વિનોબાના ફોટાઓ ગોઠવો!' જંગલમાં ગાંધી-વિનોબાના ફોટા ક્યાંથી કાઢવા? એક સાથી પાસેથી ગાંધી શતાબ્દી વખતે બહાર પડેલ ગાંધી-વિનોબાનાં ચિત્રની એક એક નકલ મળી. તેને પૂઠા ઉપર ચોંટાડીને મૂક્યા.

"આયા દ્વાર તુમ્હારે રામા, આયા દ્વાર તુમ્હારે!" ના ભજન સાથે સ્નેહ-મિલનનો આરંભ થયો. પ્રભાવતીજીએ દરેક બાગીને તિલક કર્યું, જયપ્રકાશજી એક એકને ભેટ્યા. બહેનોએ દરેકને રાખડી બાંધી. જે૦પી૦એ કહ્યું : 'અમારો એક નાનકડો પરિવાર છે—ઈશ્વરમાં માનનારા, પ્રેમ અને અહિંસામાં માનનારા, ગાંધી અને વિનોબાના માર્ગે ચાલનારા લોકોનો સર્વોદય પરિવાર. અમે તમને આજે અમારા આ પરિવારમાં સામેલ કર્યા છે. આ પરિવારની લાજ રાખવાની જવાબદારી તમારી છે. એ તમારું કર્તવ્ય છે.'

એક સવાલ ઊભો થયો. બાગીઓ કહે, બહેન રાખડી બાંધે એટલે એને પૈસા તો આપવા જ પડે ને! હવે, જો આ ચાલુ થાય તો કોઈ સોની નોટ કાઢે અને કોઈ એકની. એ સારું ન દેખાય. તેમાં પ્રતિસ્પર્ધા જાગવાનો પણ સંભવ હતો. છેવટે કાર્ય-કરોએ બાગીઓને સમજાવ્યા કે આપણા પરિવારના મુખ્ય માણસ જયપ્રકાશબાબુ. એમણે કહ્યું છે કે હું જ બધા વતી દરેક બહેનને એક એક રૂપિયો આપીશ. આ વાત બાગીઓને ગળે ઉતારતાં ખાસ્સી વાર લાગી. પણ પછી 'સર્વોદય પરિવારની રીત ન્યારી!' એમ કહીને માની ગયા.

આ મિલન વખતે મધ્ય પ્રદેશના ડી૦આઈ૦જી૦નાં પત્ની આવી ચડેલાં. એમનેય રાખડી બાંધવામાં ભળવાનું નિમંત્રણ આપ્યું. એકાદ ક્ષણ એ ખમચાયાં, પણ પછી પ્રેમથી એમણે પણ રાખડીઓ બાંધી.

**આત્મ-સમર્પણનો જાહેર સમારંભ**

૧૪ એપ્રિલે અને ૧૬ એપ્રિલે જાહેર સમારંભમાં બાગી-ઓનું આત્મ-સમર્પણ થયું. ગાંધીજીના ચિત્ર આગળ લાખો રૂપિયાનાં શસ્ત્રો ખડકાયાં. સ્ટેનગન, મશિનગન, ઑટોમેટિક રાઈફલ, ટેલિસ્કોપિક રાઈફલ, કારતૂસો, કેટલાંક વિદેશી શસ્ત્રોનો ઢગલો થયો. માધોસિંહે સૌ બાગીઓ વતી સમાજની ક્ષમા-યાચના કરતું નિવેદન વાંચી સંભળાવ્યું : 'અમે અમારી જાતને સમાજની સેવા માટે સમર્પિત કરીએ છીએ. બાબા વિનોબાજી અને બાબુ જયપ્રકાશજીના આશીર્વાદથી અમે અમારી નવી જિંદગી શરૂ કરી રહ્યા છીએ. અમારી ઘણી ભૂલો થઈ છે, જેને માટે અમને દિલથી પસ્તાવો થાય છે. અમારે કારણે જેમને-જેમને દુઃખ-તકલીફ થઈ છે, તેમની અમે માફી માગીએ છીએ.'

આત્મ-સમર્પણ કરનાર દરેક બાગીને "રામાયણ" અને વિનોબાજીના "ગીતા પ્રવચનો" ની એક એક નકલ ભેટ આપવામાં આવી. મોહરસિંહ સાવ અભણ માણસ. તેણે જયપ્રકાશજીને કહ્યું, 'હું જેલમાંથી બહાર આવીશ, ત્યારે આપની સામે આપે આપેલું આ રામાયણ વાંચી બતાવીશ.' કેવી ભાવના!

જયપ્રકાશજીએ પોતાના સંબોધનમાં કહ્યું : 'તમારી પાસે મારું એટલું જ નિવેદન છે કે જે માર્ગ આજે તમે સ્વીકાર્યો છે. તેને હવે કદી છોડશો નહીં. ઘણી ઘણી જાતનાં વિઘ્નો આવે, તોયે આ માર્ગેથી હવે ડગશો નહીં. જેલવાસને તમારા નૈતિક તેમ જ આંતરિક વિકાસ માટેનો અવસર માનજો અને જેલમાંથી છૂટીને સમાજના સારા સેવક બની રહેજો.'

બાગીઓના આત્મ-સમર્પણની આ ઘટનાની દેશ-દુનિયાનાં અખબારોમાં ઘણી પ્રસિદ્ધિ થઈ. ઇંગ્લંડના બી૦બી૦સી૦ અને અમેરિકાના "ટાઈમ" મેગેઝિનના પ્રતિનિધિ પણ ત્યાં હાજર હતા. 'ટાઈમ'નો પ્રતિનિધિ કહે, 'એક જમાનામાં અમારા દેશમાં લોકો માનતા કે ગાંધીનો અહિંસાનો રસ્તો અવ્યવહારુ છે. પણ હવે અમારે ત્યાં પણ લોકોને સમજાતું જાય છે કે અહિંસા સાવ અવ્યવહારુ વસ્તુ નથી.'

**ચંબલ શાંતિ મિશનની કામગીરી**

બધા બાગીઓને ગ્વાલિયર જેલમાં લઈ જવાયા. કોઈને હાથકડી ન પહેરાવાઈ. એમની સાથેનો વર્તાવ પણ સારો રહ્યો.

કેસ પણ ઝડપથી ચલાવાયા. કેટલાકને ખુલ્લી જેલમાં પણ રાખવામાં આવ્યા. આત્મસમર્પણ પછી પણ ચંબલ ઘાટી શાંતિ મિશને પોતાનું કામ ચાલુ રાખ્યું. બાગીઓના સવાલો ઉકેલવા, અદાલતોમાં એમને મદદ કરવી, જેલમાં પણ એમના શિબિરો ચલાવીને સંસ્કાર-સિંચન કરવું, બાગીઓના પરિવારોની દેખભાળ રાખવી, જેલમાંથી છૂટે ત્યારે એના પુનર્વસવાટની વ્યવસ્થા કરવી, એમને જમીન આપવી, બીજા કામધંધાની બનતી સગવડ કરવી, વગેરે કામો આ મિશન દ્વારા થતા રહ્યાં. શાંતિ મિશનના પ્રમુખપદની જવાબદારી જયપ્રકાશજીએ જ વહન કરેલી. જે૦પી૦ના એક સાથી સુબ્બારાવે જૌરા ગામે જ આશ્રમ સ્થાપીને ત્યાં થાણું જમાવ્યું. આ બધા પ્રયત્નને લીધે આત્મસમર્પણ કરનારા બાગીઓને સમાજના નાગરિક બનાવવાની દિશામાં ઘણું સારુ કામ થઈ શક્યું છે. એપ્રિલ ૧૯૭૨ માં તેમ જ ત્યાર બાદ આ વિસ્તારમાં કુલ ૬૫૪ બાગીઓએ આત્મસમર્પણ કરેલું. ૧૯૮૦ના અંત સુધીમાં આમાંથી ૬૪૦ બાગીઓ જેલમાંથી પોતાની સજા ભોગવીને મુક્ત થઈ ચૂક્યા છે અને સમાજમાં શાંતિમય જીવન વિતાવતા થયા છે.

જેમને જેમને બાગીઓનો નજીકનો અનુભવ થયો એમને લગભગ બધા બાગીઓમાં બાળક જેવી નિષ્કપટતા, સરળતા અને પ્રેમ જણાયાં. તેમાંના મોટા ભાગના નિયમિત સ્નાન-સંધ્યા, પૂજાપાઠ વગેરે પણ કરતા. રામાયણ વિશે બધાને પ્રેમ-આદર. જે૦પી૦એ પોતાના અનુભવ પરથી એક વસ્તુ એ પણ નોંધી કે આ બાગીઓનું માનસ સાધારણ અપરાધીઓનું માનસ હોય છે એવું નથી. તેમાંથી મોટા ભાગના સામાજિક અન્યાયનો શિકાર થયા હોય છે. પછી એક વાર હતાશામાં કે રોષમાં કાંઈક કરી બેઠા અને બગાવતના મારગે ચઢી ગયા.

એપ્રિલમાં બાગીઓને ગ્વાલિયર જેલમાં લઈ ગયા ત્યાર પછી તુરત એમની એક ચિઠ્ઠી જયપ્રકાશજી ઉપર આવી તેમાં એમની માગણી એ હતી કે, 'અમારા જે દુશ્મનો કહેવાય છે,—હવે અમે તો કોઈને દુશ્મન માનતા જ નથી, કેમ કે અમે અમારા જીવનનું પરિવર્તન કરી દીધું છે, પરંતુ હજી તેઓ જો અમને દુશ્મન માનતા હોય, તો અમારી વિનંતી છે કે તેવા લોકોને અહીં જેલમાં લાવીને અમને મળવા દેવામાં આવે. તેમને અમે પ્રેમથી ભેટી બધી દુશ્મનાવટ ખતમ કરીશું. અમેય પહેલાંનું બધું ભૂલી જઈશું અને એમનેય બધું ભૂલી જવા પ્રાર્થના કરીશું'

આ લોકો આમેય પોતાને ડાકુ નથી કહેવડાવતા, પણ "બાગી" કહેવડાવે છે. બાગી એટલે કે રાજદ્રોહી. અને ચંબલ પ્રદેશની સામાન્ય જનતા પણ મોટે ભાગે એમને રાજદ્રોહી રૂપે જુએ છે. સામંતશાહી સમાજવ્યવસ્થા, દોષપૂર્ણ ભૂમિ-વ્યવસ્થા, ભ્રષ્ટાચારી પોલીસતંત્ર, સમાજમાં થતા રહેતા અનેક અન્યાયો વગેરે આ લોકોને બાગી બનાવવા માટે જવાબદાર છે. વળી, બારસો-તેરસો વરસ જૂની આ સમસ્યાનો ઉકેલ ન આવવા દેવામાં કેટલાંક સ્થાપિત હિતોનો પણ હાથ છે. પોલીસ તંત્ર, સિદ્ધાંતહીન રાજકારણીઓ, શસ્ત્રોનો છૂપો વેપાર કરનારાઓ, દાણચોરો, જંગલના ઇજારદારો વગેરેને પોતપોતાના સ્વાર્થ ખાતર આ સમસ્યા કાયમ રહે તેમાં રસ છે. એમ જાણવા મળ્યું કે બાગીઓને હથિયાર આપનારાઓમાં પોલીસ અને ફોજના લોકો હતા. આ સમસ્યા ઊકલી જાય, તો એ બધાનો તો ધંધો ખતમ થઈ જાય!

'હીરો નહીં, ભાઈ બનાવ્યા છે'

એટલે ૧૯૬૦ માં વિનોબાજી સમક્ષ થયેલ આત્મ-સમર્પણ વખતે આ બધાએ જ મળીને ઊહાપોહ કરેલો અને એ ઘટનાનું મૂલ્ય ઘટાડવાનો પ્રયત્ન કરેલો. બુદ્ધિજીવીઓ અને વહીવટીતંત્ર પણ તેમાં ભળીને કેટલાક અર્થહીન વિવાદ ઊભા કરેલા. આ વખતે પણ પાછળથી વાતાવરણ થોડું કલુષિત થયું હતું અને આગળનું કામ બરાબર થશે કે કેમ તે વિશે શંકા ઊભી થઈ હતી. પરંતુ સદ્‌ભાગ્યે ધીરે ધીરે બધું થાળે પડ્યું.

ઘણી વાર એક અવાજ એવો ઊઠ્યા કરે છે કે જે૦પી૦-વિનોબાએ તેમ જ સર્વોદયવાળાઓએ આ ડાકુઓને "હીરો" બનાવી દીધા છે, "ગ્લેમરાઇઝ" કર્યા છે. આવી વાતો થતી ત્યારે જે૦પી૦ સ્પષ્ટ શબ્દોમાં કહેતા કે, 'હું આનો બિલકુલ ઇનકાર કરું છું. હું એમ કહેવા માગું છું કે અમે તેમને હીરો નથી બનાવ્યા, ભાઈ બનાવ્યા છે, માણસ બનાવ્યા છે. હા, સમર્પણ પછી તેઓ અમારે મન ડાકુ નથી રહ્યા. "તમે ડાકુ છો, ડાકુ છો!" એમ કહેતા રહેવાથી કોઈ વ્યક્તિ સુધરશે કે? માણસ બનશે કે? એટલે આમાં હીરો બનાવવાનો કોઈ સવાલ જ નથી. અમે તો એમને ગળે લગાડી ભાઈ બનાવ્યા છે, માણસ બનાવ્યા છે, અમારા ગાંધી-પરિવારમાં એમને સામેલ કર્યા છે. તેઓ ખોટે રસ્તે ચાલ્યા ગયા હતા. હવે એ રસ્તો છોડીને આવ્યા છે, તો એમને સમાજના સારા નાગરિક બનવાની તક આપવી જોઈએ.'

ઘણા લોકો વિનોબાને પૂછતા કે શું ખરેખર આ બાગીઓનું હૃદય-પરિવર્તન થયું છે? ત્યારે વિનોબા જવાબ આપતા: 'બિગડી જનમ અનેક કી, સુધરત પલ લગે ન આધ—દોષ હોય અનેક જન્મોના, પણ તેને સુધરતાં અડધી પળ પણ નથી લાગતી.'

આ જ સંદર્ભમાં જયપ્રકાશજી એક સમાજવિજ્ઞાનીની દૃષ્ટિએ કહેતા: 'અપરાધ અને સજા બાબતના આખાયે પ્રશ્ન વિશે જ નવેસરથી વિચારણા થવી જોઈએ. અપરાધીઓ પ્રત્યે સમાજની કરુણા વૃત્તિ જાગે અને તે એમને સજા કરવાને બદલે એમને સુધારવાની દૃષ્ટિએ વિચારે. વળી, એ સામાજિક પરિસ્થિતિઓનોયે વિચાર થવો જોઈએ, જેને કારણે સામાન્ય માણસ અપરાધી બનવાને મજબૂર થાય છે. સમાજ-વ્યવસ્થા જ એવી છે કે જેને કારણે અમુક અપરાધો થતા રહે છે. એટલે સમાજની મૂળ રચનામાં પરિવર્તન કરવાનું છે. ઉપરાંત, અપરાધીઓ સાથેના આપણા વર્તાવમાંયે ધરમૂળથી પરિવર્તન કરવાની જરૂર છે. અપરાધીઓ

સાથેના વ્યવહારની આજની પદ્ધતિ તો એવી છે કે જેમાં હજારો નહીં, લાખો અપરાધીઓને સજા કરવામાં આવે છે, સેંકડોને ફાંસી અપાય છે, તેમ છતાં ગુનાઓનું પ્રમાણ વધતું જ જાય છે, ઘટતું નથી !'

### વિનોબાજીએ વાવેલ બીજનાં ફળ

આવી રીતે જયપ્રકાશજી આખીયે ઘટના પ્રત્યે સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણથી જોતા. ઉપરાંત, એમની ભૂમિકા અત્યંત વિનમ્ર હતી. જે૦પી૦ વારે વારે કહેતા કે 'બાર વરસ પહેલા ૧૯૬૦માં વિનોબાજીએ જે બીજ વાવ્યાં હતાં, તેનાં જ આ ફળ છે.' તે વખતે ૨૦ બાગીઓએ આત્મ-સમર્પણ કરેલું.' આ વખતે છસો જેટલાએ આત્મ-સમર્પણ કર્યું. આ અગાઉની જ ઘટનાનું વિસ્તરણ હતું એમ જે૦પી૦ માનતા. એમણે કહ્યું કે, 'વાલ્મીકિના કાળ, પછી વિનોબા આગળનું એ સમર્પણ સ્થાન પામશે. ઉપર-ઉપરથી તો એમ લાગતું હતું કે એ કામ ત્યાં જ અટકી ગયું. પરંતુ વાસ્તવમાં એ ઘટનાનો પ્રભાવ બરાબર પોતાનું કામ કરતો રહ્યો. એમણે એ વખતે જે એક નાનકડું બીજ વાવેલું, તે ત્યારથી લઈને આજ સુધી બાગીઓનાં, જનતાનાં અને હું ભૂલ ન કરતો હોઉં તો સરકારમાં કામ કરી રહેલા માણસોનાં દિલમાંયે પોતાનું કામ કરતું રહ્યું. ત્યારે વિનોબાજીએ મોટા સાહસ સાથે એક પ્રેમનો પ્રયોગ કર્યો હતો. વીસ બાગીઓના હૃદયનું એમણે પરિવર્તન કરેલું. અને એમ કરીને ભલે ને થોડા જ વખત માટે કેમ ન હોય, તેમ છતાં વિનોબા વ્યવહારુ રીતે એ સાબિત કરી શક્યા હતા કે અપરાધોની બાબતમાં કામ કરવાની એક માનવીય અને વધારે સભ્ય રીત પણ છે.'

વિનોબાની આ વાતને આગળ વધારવામાં પોતે નિમિત્ત માત્ર બન્યા એમ જ જે૦પી૦ માનતા. આ કામનું શ્રેય પણ તેઓ બીજાને જ આપતા રહ્યા. અને તેમ છતાં એ વિશેયે નાના માણસો તરફથી ઠીક ઠીક ઊહાપોહ થયો. થોડો વખત મધ્યપ્રદેશના મુખ્ય મંત્રી વગેરેએ અજુગતી ચર્ચા પણ ચલાવી. એ બધું જોઈ જે૦પી૦ને ઘણું દુઃખ થયું. તા. ૧૨–૭–૭૨એ વડાંપ્રધાન ઇંદિરા ગાંધીને એક પત્રમાં જે૦પી૦એ લખ્યુ: 'મારો તથા મારા મુખ્ય સાથીઓનો પ્રારંભથી જ એવો પ્રયાસ રહ્યો છે કે બાગીઓના આત્મ-સમર્પણનું શ્રેય શેઠીજી અને બીજી બે રાજ્ય સરકારોના તેમજ તમારા તથા તમારી સરકારના મુક્ત સહયોગને જ દેવું. મેં હંમેશા આને ઈશ્વરની લીલા જ કહી છે—એટલા વાસ્તે કે હું એક આસ્તિક છું. અને મેં પોતાને નિમિત્ત માત્રથી અધિક ન માન્યો છે, ન કદી કહ્યો છે.'

### ઈશ્વરની જ લીલા, બીજું શું ?

જયપ્રકાશજીના દિલનો ભાવ આવો જ હતો. એમણે આને એક ઈશ્વરીય કાર્ય જ માનેલું. આ ઘટનાનો એમના ચિત્ત પર ઘેરો પ્રભાવ પડેલો. તેઓ કહેતા કે, 'આ એક અસાધારણ ઘટના છે, ઐતિહાસિક ઘટના છે. અને કદાચ ભારત સિવાય દુનિયાના બીજા કોઈ દેશમાં આવી ઘટના સંભવિત નથી. ભારતની જમીન અને હવામાં એવું કોઈક તત્ત્વ છે કે તેમાં આવી અદ્ભુત ઘટના સંભવી શકે. એટલે આ બધું આ દેશની માટી અને ઈશ્વરની કૃપાથી બન્યું છે.'

જે૦પી૦ બરાબર જાણતા હતા કે એમણે પોતે તો આ કામને દૂર ઠેલવા ઘણો પ્રયત્ન કરેલો. જો એમનું ચાલ્યું હોત, તો એ આ કાર્યમાં પડત પણ નહીં. 'પરંતુ આ કામ આસમાનથી મારા માથે આવી પડ્યું.' તેથી આમાં પોતાનું કોઈ જ કર્તૃત્વ નથી એવી લાગણી એમને થતી. જે૦પી૦ ફરી-ફરીને કહેતા કે, 'ઘણા આને "ચમત્કાર" વગેરે શબ્દોથી નવાજે છે, અને આ ચમત્કારમાં મારો હાથ છે એમ પણ કહે છે. પરંતુ હું એમ માનું છું કે આની પાછળ કોઈ અદૃશ્ય શક્તિએ જ કામ કર્યું છે. આમાં હું નિમિત્ત માત્ર છું. મને તો સમજાતું નથી કે આ ઘટના શી રીતે બની. મને તો આમાં ઈશ્વરની જ લીલા દેખાય છે. એની જ અગમ્ય યોજના અનુસાર એણે આપણા આ માર્ગ ભૂલેલા ભાઈઓને સાચા માર્ગે આવવાની પ્રેરણા આપી. હું તો આ આખાયે કામમાં નિમિત્તમાત્ર બન્યો છું. તેનાથી વિશેષ આમાં મને કોઈ શ્રેય નથી.'

ઈશ્વરની લીલા, અદૃશ્ય શક્તિનો હાથ—આવી દૃઢ પ્રતીતિ જે૦પી૦ને થયેલી. ૧૯૬૦ની બાગી-સમર્પણની ઘટના વખતે વિનોબાને પણ આવી જ પ્રતીતિ થયેલી. આમ તો વિનોબાની ક્ષણેક્ષણ ઈશ્વર-સ્મરણથી રસાયેલી રહે છે. અને છતાં એમને પણ એ ઘટના પાછળ ઈશ્વરના સીધા દોરી-સંચારની કંઈક વિશેષ અનુભૂતિ થઈ હતી. તે વખતે એમણે કહેલું: 'The whole atmosphere was surcharged with God's presence—સમસ્ત વાતાવરણમાં ઈશ્વરની હાજરીનો વિદ્યુત-સંચાર થઈ ગયો હતો.' દીવાસળીમાં આગ અવ્યક્ત રૂપે રહેલી હોય છે, સળી ઘસો કે પ્રગટ થાય છે. અવ્યક્ત રહેલી વીજળીનું કાર્ય પણ સૂક્ષ્મ બુદ્ધિ જ જાણી-સમજી શકે છે; પરંતુ તે પ્રગટ થાય એટલે તેનું સામર્થ્ય જેને જોવું હોય તે જોઈ શકે. માણસાઈના દીવા ઝગમગાવતી આવી ઘટનાઓ અવ્યક્ત રૂપે નિરંતર વિલસી રહેલા ઈશ્વરી તત્ત્વને વ્યક્ત કરતી જાય છે.

### અનુભૂતિની અલૌકિક ક્ષણો

જયપ્રકાશજીને પણ આવી ગાઢ અનુભૂતિ થયેલી. ઈશ્વરની લીલા વિશે એમણે કહ્યું તે કોઈ માત્ર ભાવાવેગમાં આવી જઈને નહોતું કહ્યું, પણ પોતાની સાક્ષાત્ અનુભૂતિને આધારે કહેલું. તેઓ કહેતા કે, 'એ એક અદ્ભુત ઘટના છે. એ યાદ આવે છે ત્યારે મારું હૈયુ ભરાઈ આવે છે.' અને ત્યારે એમને ઈશ્વરની અસીમ કૃપાનું જ સ્મરણ થતું. કહેતા કે, 'ઈશ્વરની કૃપાએ જ મારા જેવી એક અયોગ્ય વ્યક્તિને આમાં નિમિત્ત બનાવી. આ પ્રકારના કામ માટે હું મને પોતાને સાવ અયોગ્ય માનું છું. હું આને માટે કોઈ નૈતિક કે આધ્યાત્મિક ગુણનો દાવો નથી કરતો... આ ઘટના પાછળ મારી કોઈ શક્તિ છે, મારું કોઈ તપ કે-સાધના છે, એમ હું નથી માનતો.'

આમા લગીરે ઔપચારિકતા નહોતી આવી ઘટનાઓ વખતે નિમિત્ત રૂપ બનેલ વ્યક્તિને તેમા ઈશ્વરનો હાથ હોવાની જે સાક્ષાત્ અનુભૂતિ થતી હોય છે એવી જ આ જે૦પી૦ની અંતર તમની અનુભૂતિ હતી તેથી તેઓ હમેશા ઉમેરતા 'આ હુ વિનમ્રતા બતાવવા નથી કહી રહ્યો, પરંતુ મે બીહડ, પગારા અને ગ્વાલિયરમા આ ઘટના વખતે જે અનુભવ્યુ, તેથી કહું છુ અનુભૂતિની આ અલૌકિક અને અદ્ભુત ક્ષણોમા મને એ વાતની સાફ પ્રતીતિ થઈ ગઈ છે કે મારા નિમિત્તે આ જે બન્યુ છે, તે બનવામા કેટલાયે સ્તરે ઈશ્વરની લીલાએ જ કામ કર્યુ છે એક આસ્તિકના નાતે પૂરી શ્રદ્ધાથી હુ કહુ છુ કે આ બધી ઈશ્વરની જ લીલા છે જે કાઈ થયુ, તે એની જ કૃપાથી, એની જ પ્રેરણાથી થયુ ઈશ્વરની પ્રેરણાથી જ આટલા બધા ભાઈઓએ એક નવો રસ્તો, પોતાની આત્મશુદ્ધિનો રસ્તો પકડ્યો'

૧૯૬૦ ની બાગી-સમર્પણની ઘટના બાદ વિનોબાજી કહેતા કે, 'આ ઘટનાથી બાગીઓનુ હૃદયપરિવર્તન થયુ કે નહી, મને ખબર નથી પરંતુ એમના એ શસ્ત્રસમર્પણથી મારુ તો હૃદય પરિવર્તન થઈ જ ગયુ પહેલા હુ બહુ કઠોર હતો પણ આવી ઘટનાઓ પછી હુ મૃદુ બનતો ગયો

**આધ્યાત્મિક યાત્રાનુ ચરમ બિંદુ**

આવુ જ કાઈક પરિવર્તન બાગી-સમર્પણની ઘટના બાદ જે૦પી૦મા પણ જોવા મળે છે એ પહેલેથી આસ્તિક હતા વચ્ચે માર્ક્સવાદના પ્રભાવ હેઠળ નિરીશ્વરવાદી બન્યા ૧૯૫૨મા ૨૧ દિવસના ઉપવાસ બાદ 'કોઈક સાર્વભૌમ શક્તિ છે, જેને સંક્ષેપમા ઈશ્વર કહીએ' એમ ફરી કહેતા થયેલા ૧૯૭૨મા બાગી સમર્પણ વખતે આ આસ્થા તેના ચરમ બિંદુએ પહોચી ઈશ્વરના અસ્તિત્વ વિશે જ નહી, દુન્યવી ઘટનાઓમા ઈશ્વરના અદૃશ્ય હોરીસંચાર વિશે પણ એમને સાક્ષાત્ અનુભૂતિ થઈ આ અનુભૂતિ ઘણી ઊંડી અને પ્રગાઢ હતી અહિંસા કરુણા, માનવતા પાછળની પૂર્ણ આધ્યાત્મિક ભૂમિકા આમા જણાય છે, પાકી ઈશ્વરનિષ્ઠાના દર્શન થાય છે

જે૦પી૦ની દૃષ્ટિ હમેશા એક સમાજવિજ્ઞાનીની રહી છે તેથી તેઓ 'આ ઘટના પાછળ અદૃશ્ય શક્તિનો હાથ છે' એમ કહીને અટકી ન ગયા એમણે તો સમાજવિજ્ઞાનીની રીતે આમાથી સામાજિક ગતિવિધિઓના સંદર્ભમા એક તારણ કાઢીને પણ સમાજ સમક્ષ મૂક્યુ 'ઈશ્વર આપણા સહુના હૃદયમા બેઠો છે, તે આપણને સહુને પ્રેરણા આપે છે અને તેણે જ આ બાગી-ભાઈઓને આવી પ્રેરણા આપી એ લોકોને જે આ પ્રેરણા થઈ, એમને જે આ એક નવો પ્રકાશ મળ્યો, તે અંદરથી મળ્યો આપણે સહુએ એવો વિશ્વાસ રાખવો જોઈએ કે આપણા આમા વ્યક્તિગત જીવનમા, આપણા રાષ્ટ્રીય જીવનમા એવા મોકા આવે છે, જ્યારે પ્રત્યક્ષ ઈશ્વર આપણને પ્રેરણા આપે છે, અને સન્માર્ગે લઈ જાય છે એ સિવાય મારી નાનકડી બુદ્ધિથી હુ તો સમજી નથી શકતો કે આ ઘટના કેવી રીતે બની'

૧૯૫૪મા બોધગયા સર્વોદય સમ્મેલનના અહિંસાત્મક ક્રાંતિ માટે પોતાનુ જીવન સમર્પણ કરતી વખતે જે૦પી૦એ કહેલ કે 'મારા માટે આ એક આધ્યાત્મિક યાત્રા છે' બાગીસમર્પણની ઘટના એ જે૦પી૦ની આવી આધ્યાત્મિક યાત્રાનુ ચરમ બિંદુ હતુ 'એવા પ્રસંગ આવે છે, જ્યારે પ્રત્યક્ષ ઈશ્વર આપણને સન્માર્ગે લઈ જાય છે'—આમા જે૦પી૦ની ઈશ્વરનિષ્ઠા તેમ જ આધ્યાત્મિકતા મુખરિત થઈ છે અનેક ભક્તો અને સંતોને જેવી અનુભૂતિ થઈ છે કે અમુક ઘટનામા પોતે ઈશ્વરના હાથનુ ઓજાર બન્યા તેવી જ અનુભૂતિ જે૦પી૦ને પણ થઈ

**પુણ્યના પ્રહરીઓ માટેનો વિરલ ઉપહાર**

જે૦પી૦ના એક સાથીએ એમને બાગી-સમર્પણની ઘટના વખતે એક પત્ર લખેલો, તેમા આ આખીયે ઘટનાનુ યથાર્થ મૂલ્યાંકન જોવા મળે છે 'આ અવસર એક દિવ્ય પ્રસંગ હતો પૂજ્ય બાબાએ જે બીજ વાવેલા, તેના ફૂલરૂપ આ રીતે એકત્ર કરવાનુ સદ્ભાગ્ય તમને મળ્યુ, તે ઘણુ તર્કસંગત બિલકુલ ઔચિત્યપૂર્ણ જ હતુ તમારુ કહેવુ સાચુ છે કે તમે કોઈ સંત નથી તોયે તમારા વ્યક્તિત્વમા અમુક માનવીય ગુણોનો એવો પ્રકર્ષ જોવા મળે છે કે તમને સંત ભલે ન કહીએ, તમારી ગણના એવા કેટલાક ગણ્યાગાંઠ્યા માનવોમા થશે, જેમણે પોતાના જીવન દ્વારા માનવજાતને સભર-સંપન્ન બનાવી છે અને ઈશ્વરીય ઊંચાઈની ઝલક દેખાડી છે તેથી માનવજાતના એક ઐતિહાસિક વિરલ અધ્યાયમા તમે નિમિત્ત બન્યા, તેમા ભારોભાર ઐતિહાસિક તેમ જ દિવ્ય ઔચિત્ય છે બીજી કઈ રીતે નિયતિ તમને સન્માનિત કરી શકે? દેશના વડાપ્રધાન બનાવી દેવા, લોકપ્રિયતાની તરલ તેમ જ અસ્થાયી ભરતીમા થોડી વાર માટે સેર કરાવવી, નોબેલ પારિતોષિક જેવી દુન્યવી ઉપાધિઓથી વિભૂષિત કરવા—આ બધુ જ ફિક્કુ ફિક્કુ તેમ જ મુલ્યક માલૂમ પડે છે પોતાના પસંદ કરેલા બંદાઓ માટે ખુદા પાસે અલગ જ પ્રકારનો ઉપહાર રહે છે એટલા જ વાસ્તે પરમ કૃપાળુ પરમાત્માએ માનવજાતના ઇતિહાસના આવા એક દિવ્ય અધ્યાયમા નિમિત્ત બનાવીને તમારા ઉપર પોતાની અપાર કૃપા વરસાવી છે આ પ્રસંગથી હિંદુસ્તાનની જનતાના દિલમા તમે એક પરમ સ્નેહ આદર તેમ જ પ્રતિષ્ઠાનુ સ્થાન પ્રાપ્ત કર્યુ છે ભારતીય જનતા પોતાના સર્વોચ્ચ માનવરત્નોને સત્તા કે અન્ય દુન્યવી સ્થાનોને બદલે આવા જ સ્થાનો પર જોવા માગે છે

જયપ્રકાશજીની જીવનયાત્રામા બાગી-સમર્પણ ઘટનાનુ આવુ એક સર્વોચ્ચ શિખરરૂપ સ્થાન છે એ શિખર પહોચીને એમને પોતે ઈશ્વરના હાથના ઓજારરૂપ બન્યા એવી દિવ્ય અનુભૂતિ થઈ અદૃશ્ય પરમ શક્તિના પ્રત્યક્ષ સંચારનો એમને સાક્ષાત્કાર થયો. એક પરમ ધન્યતા અને કૃતાર્થતા એમણે અનુભવી આ પછીનુ એમનુ જીવન જાણે લીલા રૂપ બની ગયુ.

# ૧૫

# કાળની થપાટો અને નવો વળાંક

કાળ કાળનું કામ કરતો રહે છે. અમુક ઉંમર બાદ કાળાનુક્રમે શરીરની શક્તિઓનો ક્ષય થતો રહે છે. મનથી નિત્ય યુવા એવા જયપ્રકાશજીને પણ હવે શારીરિક દૃષ્ટિએ ઉંમર વર્તાવા લાગી હતી. એમને સિત્તેરેક વર્ષ થવા આવ્યા હતા. જીવન આખું ખૂબ જ પ્રવૃત્તિમય અને પાછલા બે એક દાયકા બાદ કરતા તો ઠીક ઠીક કષ્ટમય પણ વીત્યું હતું. આ શરીરે જેલવાસ દરમ્યાન ઘણી ઘણી યાતનાઓ પણ સહન કરી હતી. ક્યારેય ક્યાંય સ્થિર થઈને બેસવાનું થયું નહોતું. આરામના દિવસો તો જૂજ મળ્યા હતા. કાયમ પ્રવૃત્તિના ચાકડે ચડેલા જ રહ્યા. પણ હવે ધીરે ધીરે થાક વર્તાવા લાગ્યો હતો. શરીર જર્જર થવા લાગ્યું હતું. વર્ષોથી ડાયાબિટીસની તકલીફ શરૂ થઈ હતી. જો કે દૃઢ મનોબળને કારણે એમની પ્રવૃત્તિઓ હજી જેમની તેમ ચાલુ જ હતી. તેમ છતાં હવે ઘડી વિરામ લેવાની, કાંઈક નિવૃત્તિનો કાળ ગાળવાની, કમ ને કમ વર્ષોથી ચાલી આવતી પ્રવૃત્તિઓના સ્વરૂપમાં કાંઈક પરિવર્તન કરવાની ઇચ્છા જે૦પી૦ને થયા કરતી હતી. એટલે ૧૯૭૨માં ૭૦ વર્ષ પૂરાં થાય ત્યારે એકાદ વરસ માટે બધા જ કામોમાંથી છુટ્ટી લેવાની વાત એ ૧૯૭૧થી કરવા લાગ્યા હતા. પરંતુ શરીરે તે પહેલાં જ છુટ્ટી માગવા માંડી.

**શારીરિક અસ્વસ્થતા**

બાંગલા દેશના પ્રશ્ન અંગે વિશ્વ લોકમત જાગ્રત કરવા દુનિયાભરના દેશોની યાત્રા કરીને જે૦પી૦ ૧૯૭૧ના જૂનમાં દિલ્હી પાછા ફર્યા. પવનારમાં વિનોબાને મળીને મુસહરી ગયા. પણ ત્યાં એકાએક બીમાર પડી ગયા. શરીરનો થાક તો હતો જ, તે ઉપરાંત બાંગલા દેશની ઘટનાઓની માનસિક તાણ પણ ઘણી હતી. હૃદયરોગનો એ હળવો હુમલો હતો. પાછળથી એવું નિદાન થયું કે હૃદય નબળું પડતું જાય છે. ઘણા દિવસ સુધી જે૦પી૦ બહુ અસ્વસ્થ રહ્યા. આ બીમારી દરમ્યાન જે૦પી૦એ એક વાર પ્રભાવતીજીને ક્ષીણ અવાજે કહ્યું, 'મને તારી ચિંતા છે. હું જતો રહીશ પછી શું થશે?'

પ્રભાવતીજી તુરત બોલ્યાં, 'મારી ચિંતા ન કરો. હું તમારી પહેલાં જવાની છું.'

અને ખરેખર જે૦પી૦ની માંદગીને ભુલાવી દે એવી માંદગી પ્રભાવતીજીની આવી પડી. એમને ઘણા વખતથી રક્તસ્રાવની તકલીફ રહ્યા કરતી. પણ એમણે ઝાઝું ગણકાર્યું નહીં. જ્યારે તકલીફ વધતી ગઈ ત્યારે ઑગસ્ટમાં એમણે દિલ્હીની મેડિકલ ઇન્સ્ટિટ્યૂટમાં તપાસ કરાવી. ત્યાં ડૉક્ટરોને શક થયો કે કદાચ કૅન્સર હોઈ શકે. એમને એમણે તુરત મુંબઈ જઈને તપાસ કરાવવાની સલાહ આપી. તે દિવસની પ્રભાવતીજીની ડાયરીમાં આવી નોંધ છે:

(તા. ૧૯-૮-૭૧) જે૦પી૦ને ખબર પડી [illegible] હાલમાં [illegible] ના કરી દીધી [illegible] અમે વિમાનમાં મુંબઈ [illegible] મારી બીમારીથી જે૦પી૦ બહુ ચિંતિત હતા. સૂતા તો ચૂપ હતા

કદાચ આંખોમાંથી આંસુ પણ નીકળ્યાં. હું સામાન વ્યવસ્થિત કરી રહી હતી. સૂતા, પણ ઘણી વારે ઊંઘ આવી.

મુંબઈમાં તાતા હૉસ્પિટલમાં ફરી બધી તપાસ થઈ. પંદર દિવસ હૉસ્પિટલમાં રાખ્યાં. પરંતુ જુદા જુદી તપાસ છતાં કૅન્સર છે એમ પકડી શકાયું નહીં. જે૦પી૦ તથા બીજા સહુને ત્યારે તો રાહત થઈ, પણ રોગ અંદર ને અંદર વધતો ગયો, આજુબાજુ પ્રસરતો ગયો.

### એક વરસની નિવૃત્તિની યોજના

૧૧ ઑક્ટોબર ૧૯૭૧ એ જે૦પી૦ ૬૯ વરસ પૂરા કરી ૭૦મા વરસમાં પ્રવેશ્યા. તે વખતે એમણે એક જાહેર નિવેદન બહાર પાડીને ૭૦ વરસ પૂરાં કર્યા બાદ એક વરસ જાહેર કામોમાંથી નિવૃત્તિ લેવાનો પોતાનો નિર્ણય જણાવ્યો :

'મારી પત્નીની સંપૂર્ણ સંમતિ સાથે મેં આ અંગત નિર્ણય લીધો છે. આવતા વરસે ૧૧ ઑક્ટોબરથી હું એક વરસ માટે બધી જ જાતનાં જાહેર અને સામાજિક કામોમાંથી મારી જાતને ખેંચી લઈશ. બધી સંસ્થાઓના સામાન્ય સભ્યપદેથી પણ રાજીનામું આપીશ. આ નિવૃત્તિકાળ દરમ્યાન હું શું કરીશ તેની મને ખબર નથી. પરંતુ આ ગાળો સંપૂર્ણ આરામ અને એકાંત-વાસનો હશે. હું કોઈ જાહેર સભા, સંમેલન, સેમિનાર કે મિલનમાં ભાગ નહીં લઉં. મિત્રો મળવા આવી શકશે. પણ એમની સાથે હું કોઈ સંસ્થાગત ચર્ચા નહીં કરું, અથવા જાહેર બાબતો વિશે હું એમને કશી સલાહ નહીં આપું. મને ઇચ્છા થશે તો હું લખીશ અને પ્રકાશિત પણ કરીશ. એક વરસના આ નિવૃત્તિકાળ બાદ હું શું કરીશ, તે હું આજે જાણતો નથી. મને એટલી ખબર છે કે જયાં સુધી શરીર અને મન કામ કરે છે ત્યાં સુધી હું મારા દેશની અને દુનિયાની સેવા કરતો રહીશ. હું એ પણ જાણું છું કે ભવિષ્યના મારા કામના પ્રકાર ને શૈલીમાં ધરમૂળથી ફેરફાર કરવો પડશે. કેમ કે આજની મારી કાર્યશૈલી તો શારીરિક અને માનસિક બંને દૃષ્ટિએ સમય અને શક્તિના બેહદ વ્યય સમાન પુરવાર થઈ છે. આનાથી વિશેષ તો ભવિષ્ય અંગે કહી શકાય તેમ નથી. ખરેખર તો એ ઈશ્વરના હાથની વાત છે.'

વાસ્તવમાં એ ઈશ્વરના જ હાથની વાત પુરવાર થઈ.

૧૯૭૧-૭૨ દરમ્યાન જે૦પી૦ની અસ્વસ્થતા ચાલુ રહી. વચ્ચે વચ્ચે તબિયત વધુ બગડી જતી, અને ત્યારે પથારીમાં પડ્યા રહેવું પડતું. છતાં જુદાં જુદાં કામોમાં એ રસ લેતા રહ્યા. ચંબલના બાગીઓની આત્મસમર્પણની ઘટના આ ગાળામાં જ બની. બાંગ્લાદેશ અંગેનું પાકિસ્તાન સાથેનું યુદ્ધ થયું અને એક સ્વતંત્ર દેશ તરીકે બાંગ્લા દેશનો જન્મ થયો. આ બધા બનાવોમાં જે૦પી૦ અસ્વસ્થ તબિયતે પણ ઘણા સક્રિય રહ્યા.

### ચમત્કારોના પ્રભાવ હેઠળ

આ દિવસો દરમ્યાન જેને "ચમત્કાર" કહે છે એવી કેટલીક ઘટનાઓના પ્રભાવ હેઠળ પણ જે૦પી૦ આવ્યા. દાદાજીના નામે ઓળખાતા શ્રી અમીય રોય ચૌધરીના સંપર્કમાં જે૦પી૦ અને પ્રભાવતીજી આવ્યાં. એમના દ્વારા થતા કેટલાક ચમત્કારોનો બંનેને પ્રત્યક્ષ અનુભવ થયો. પ્રભાવતીજીનું ઍલ્યુમિનિયમનું લૉકેટ દાદાજીના હાથમાં જતાં એકાએક ચાંદીનું થઈ ગયું. દાદાજીએ ખાલી હાથમાં એકાએક ઘડિયાળ લાવીને આપ્યું. જે૦પી૦ના બનેવીને ત્યાં દાદાજીએ પૂજા કરી અને આખુંયે ઘર સુગંધથી મઘમઘી ઊઠ્યું. નાળિયેરના પાણીનું દૂધમાં રૂપાંતર થઈ ગયું. આ બધું કેવી રીતે બને છે એમ પૂછ્યું, તો દાદાજીએ કહ્યું કે મને ખબર નથી. પોતે કાંઈ જાણતા નથી અને પોતે કાંઈ કરતા નથી. જે કાંઈ કરે છે તે ઈશ્વર કરે છે, પરમ શક્તિ કરે છે. દાદાજી બધાંને એમ પણ કહ્યા કરતા કે આવી બાબતોને ઝાઝું મહત્ત્વ ન આપવું, આવા ચમત્કારો બાહ્ય તથા ઉપરછલ્લા હોય છે. તેઓ કહેતા કે ઈશ્વર દરેકના હૃદયમાં વસેલો છે. આ દેહ જ આશ્રમ છે, મંદિર છે. નામ-સ્મરણથી એ પરમ શક્તિ સાથેનું તાદાત્મ્ય અનુભવાય છે. અહંશૂન્ય થઈને ઈશ્વરની ઉપાસના રૂપે આપણાં કામો કરવાથી માનવજીવન દિવ્ય બને છે.

જે૦પી૦ દાદાજીથી ઘણા પ્રભાવિત થયેલા. એમણે "સત્યની શોધ" એવા શીર્ષક હેઠળ એક લેખ પણ લખ્યો, જેમાં આ બધું વર્ણન કરેલું. માર્ક્સવાદ હેઠળ પોતે ઇતિહાસના ભૌતિકવાદી અર્થઘટનને જ અંતિમ સત્ય માનતા અને ધર્મને વર્જ્ય લેખતા તેનીયે તેમાં ચર્ચા કરી હતી. અંતે, ભૌતિક અને આધ્યાત્મિક જગત વચ્ચેનો વિસંવાદ દૂર થશે એવી આશા વ્યક્ત કરી હતી.

આવી જ રીતે જે૦પી૦ અને પ્રભાવતીજી સત્ શ્રી સાંઈબાબાના સંપર્કમાં પણ આવેલા અને એમનાથીયે પ્રભાવિત થયેલા. તા. ૨૭-૩-૭૨ એ દિલ્હીમાં એમને મળ્યા તેનું વર્ણન પ્રભાવતીજીએ આવું કર્યું છે : 'મોહનલાલજીને ઘરે અમને લોકોને અંદરના ઓરડામાં લઈ ગયા. થોડા વખત પછી સત્ શ્રી સાંઈબાબા હસતાં હસતાં પ્રવેશ્યા. અમે બંનેએ ઊઠીને પ્રણામ કર્યા. બાબાએ અમને પોતાની પાસે સોફા પર બેસાડ્યા અને શરૂમાં હિંદીમાં વાત કરવા લાગ્યા. બાબાના શાંત અને પ્રસન્ન મુખ પર જ્યોતિ ચમકી રહી હતી. આંખોમાં જ્યોતિ હતી. મને એમના દર્શનથી બહુ જ શાંતિ અને આનંદ મળ્યા. બાબાએ કહ્યું, પ્રેમ, સેવા, સત્ય જ ભગવાન છે, ઈશ્વર છે.'

સાંઈબાબાએ જે૦પી૦ને વારંવાર કહેલું કે 'તમારું હૃદય અત્યંત શુદ્ધ છે.' એમણે જે૦પી૦ને એક વીંટી પણ આપેલી અને તે વીંટી જે૦પી૦ પહેરતા. આગળ જતાં તા. ૧૫-૯-૭૨ ની પ્રભાવતીજીની રોજનીશીમાં આ સંદર્ભમાં આવી નોંધ છે : જે૦પી૦એ આજે ટ્રેનમાં મને કહ્યું કે, 'સત્ સાંઈબાબાની આપેલી વીંટી મેં હાથમાંથી કાઢીને એટેચીમાં રાખી દીધી છે. દાદાજીનું લૉકેટ પણ તેમાં જ રાખી દીધું છે. વિનોબા કહે છે કે વીંટી પહેલેથી એમની પાસે હતી. આને લીધે મનમાં ભ્રમ પેદા થાય છે.'

મેં કહ્યું કે, 'દાદાજીના લૉકેટની વાત જુદી છે, અને વીંટીની વાત જુદી છે. તમારો અંતરાત્મા જે કહે, તે જ માનવું જોઈએ.'

ત્યારે જેપીએ મને ઉત્તર આપ્યો કે, 'મારા અંતરાત્માએ તો આજ સુધી આવી બાબતોનો ક્યારેય સ્વીકાર નથી કર્યો. બીમારીના દિવસોમાં કદાચ મારા મનમાં કાંઈક કમજોરી આવી ગઈ હતી, જેને લીધે મેં સ્વીકાર કર્યો. હવે થાય છે કે આ ઝંઝટમાં મારે ન પડવું જોઈએ.'

**કેન્સરની કઠોર તાવણી**

૧૯૭૨ની ૧૧ ઑક્ટોબરે જેપીને ૭૦ વરસ પૂરાં થયાં. અગાઉ નક્કી કર્યા મુજબ હવે એક વરસ સંપૂર્ણ આરામમાં ગાળવાનું હતું. એવા વિચારથી જેપી પોતાને ગામ સિતાબદિયારા ગયા. પરંતુ આરામ એમના નસીબમાં લખાયો જ નહોતો. બે-ત્રણ અઠવાડિયાં માંડ શાંતિમાં વિતાવ્યાં હશે, ત્યાં જેપીને બગલમાં બામલાઈ (કારબંકલ)ની ગાંઠ નીકળી. ભારે પીડા થતી હતી, અને નાનું ઑપરેશન કરવું પડે તેમ હતું. તેથી તુરત વારાણસી આવવું પડ્યું. ત્યાં ઑપરેશન થયું અને ધીરે ધીરે જેપીનો ઘા રૂઝાઈ રહ્યો હતો. પણ તેવામાં પ્રભાવતીજીને કેન્સર થયું છે, એવી શંકા ફરી ઊભી થઈ.

પ્રભાવતીજીની તકલીફ વધતી જતી હતી એટલે જેપી વારાણસીની હૉસ્પિટલમાં હતા તે દરમ્યાન એમણે ફરી પોતાની તપાસ કરાવી. બાયોપ્સી લેવાઈ. કેન્સર જ છે, એમ ડૉક્ટરોને લાગ્યું. અને નવેમ્બરના અંતમાં જેપી અને પ્રભાવતીજી મુંબઈ ગયાં. તાતા હૉસ્પિટલમાં ફરી બધી તપાસ થઈ. ગર્ભાશયનું કેન્સર છે, એવું નિદાન થયું.

આ રોગ પ્રભાવતીજીને બે-અઢી વરસથી અંદર ને અંદર વધ્યા કરતો હતો એમ લાગે છે. એમની રોજનીશીમાં તા. ૭-૪-૭૦ના દિને આવી એક નોંધ છે : 'રાતે ટ્રેનમાં એકાએક બે વાગે મારા જમણા પડખામાં ભારે દુખાવો શરૂ થઈ ગયો. ત્યાં સુધી કે ઊઠીને બેસવું, જરા હલનચલન કરવુંયે મુશ્કેલ બની ગયું. પંખો જોરથી ચાલી રહ્યો હતો. બારી ખુલ્લી હોવાથી હવા પણ જોરથી આવી રહી હતી. હું બંને બંધ કરવા માગતી હતી. પણ દર્દને કારણે તેમ કરી શકતી નહોતી. ગમે તેમ કરીને બંધ કરી. દવા ખાધી. અને બેઠી રહી, કેમ કે દર્દને લીધે સૂવાનું તો અશક્ય હતું. જેપી પોતાની મેળે ઊઠ્યા. જોયું. મેં કહ્યું, કાંઈ નહીં થઈ શકે, મેં દવા ખાધી છે. એ ફરી સૂઈ ગયા. અરધા કલાક પછી મેં ફરી દવા લીધી. જરા દુખાવો ઓછો થયો કે હું ડાબે પડખે સૂતી અને થોડી વારે ઊંઘ આવી.'

સંભવ છે, આ દિવસોથી જ અંદર કાંઈક ગરબડ શરૂ થઈ હોય. પછી રક્તસ્રાવ વગેરેની પણ તકલીફ રહી. જેપીને ચિંતા થશે, એમ માની પ્રભાવતીજીએ ઘણા વખત સુધી કહ્યું જ નહીં. ૧૯૭૧ના ઑગસ્ટમાં દિલ્હી અને મુંબઈમાં તપાસ કરાવી ત્યારે ઘણી શંકાને અંતે કેન્સર નથી એવું આશ્વાસન મળ્યું. અને હવે એક વરસ બાદ રોગ ખૂબ જ પ્રસરી ચૂક્યો હતો.

છેવટે ૧૯૭૨ની ૪ ડિસેમ્બરે મુંબઈની તાતા હૉસ્પિટલમાં પ્રભાવતીજીના ગર્ભાશયનું ઑપરેશન થયું. ત્યારે તો એવું આશ્વાસન મળ્યું કે રોગની હજી શરૂઆત જ હોવાથી કોઈ ખતરો નથી. પરંતુ આ આશ્વાસન ઠગારું નીવડ્યું. ઑપરેશન બાદ પ્રભાવતીજીના ભાઈને ત્યાં કલકત્તા રહેલાં. ત્યાં તબિયત વધુ ને વધુ બગડતી ચાલી. દર્દ વધતું જતું હતું. ઘણી નબળાઈ વર્તાતી હતી

ફેબ્રુઆરીમાં પટણા ગયાં. પણ તબિયતમાં કોઈ સુધારો ન ન થયો. માર્ચમાં ફરી મુંબઈ જઈને તાતા હૉસ્પિટલમાં દાખલ થયાં. કેન્સર પેટમાં ફેલાઈ ગયું હતું. હવે કોઈ ઇલાજ નહોતો. મુંબઈથી દિલ્હી થઈ ફરી પટણા આવ્યાં. દિલ્હીમાં બધા મિત્રોને એક સાથે મળાય તે માટે મિલન ગોઠવેલું. ૨૭ માર્ચે પટણા આવી ગયાં.

**પ્રભાદીદીની આંતરિક સ્વસ્થતા**

માંદગી દરમ્યાન પ્રભાવતીજી ખૂબ જ સ્વસ્થ રહેલાં. આમ તો કેન્સરનું નામ પડતા જ માણસ અડધો મરી જતો હોય છે. પરંતુ પ્રભાવતીજી હિંમત હાર્યાં નહોતાં. કેન્સરની અસહ્ય પીડા પણ હસતા મોંએ સહન કરતાં રહ્યાં. આ વિશે જેપીએ કહેલું : 'પ્રભાવતીએ બહુ હિંમત દાખવી છે. ડૉક્ટરે જ્યારે કેન્સરનું નિદાન કર્યું ત્યારે મને કહેલું કે એને ન કહેશો. પણ એમ હું કેવી રીતે કરી શકું ? જીવનમાં ક્યારેય એવું બન્યું નથી કે મેં પ્રભાવતીથી છુપાવીને કાંઈ કર્યું હોય. અમારો નાતો ડૉક્ટરોને કઈ રીતે સમજાવું ? મેં તો તુરત પ્રભાને જણાવી દીધું. એણે સાંભળ્યું તો એક ક્ષણ, કદાચ એટલીયે નહીં, અસ્વસ્થ થઈ હતી. પરંતુ ત્યાર બાદ મને જ હિંમત આપવાનું કામ કરતી રહી છે.'

છેલ્લા પાંચ દિવસને બાદ કરતા ૧૦ એપ્રિલ ૧૯૭૩ સુધી પ્રભાવતીજીની રોજનીશી લખાયેલી છે. તેમાં તાતા હૉસ્પિટલમાં તા. ૧૨ માર્ચે એમનું માનસિક ચિંતન આવું નોંધાયેલું છે : 'આજે બપોરે જ્યારે મારી પીઠ અને કમરમાં અસહ્ય દરદ થવા લાગ્યું, ત્યારે જરા મન બેચેન થઈ ગયું અને ગભરાઈ ગયું. મોઢાથી બોલાઈ ગયું, ભગવાન આટલું કષ્ટ શું કામ આપે છે ? મને હવે જલદી બોલાવી લે. પછી એક ક્ષણમાં જ એવો ખ્યાલ આવ્યો કે આમાં આપણા હાથમાં શું છે ? જેવી ઈશ્વરની ઇચ્છા હશે, કરશે. ગભરાવાથી શું થવાનું ? હવે તો કેન્સરની બીમારી પેટમાં ફેલાઈ ગઈ છે. બીજું ઑપરેશન થઈ ન શકે. કોબાલ્ટનો શેક પણ ન આપી શકાય, કેમ કે હવે એક જગ્યાએ તો બીમારી છે નહીં. તેથી સારામાં સારી ખાવાની દવા અને ઇન્જેક્શન આપે છે. પરિણામ તો ઈશ્વરાધીન છે. કોઈ કહી નથી શકતું, શું થશે. જે થવાનું હશે, થશે. હું તેની ચિંતા નથી કરતી. "આનંદ" સિનેમા જોયો

હતો. તે વખતથી મારા મન પર તેની બહુ અસર પડી. આનંદ પોતાની બીમારી જાણતો હતો અને એમ પણ જાણતો હતો કે પોતે જલદી મરવાનો છે. તેમ છતાં બરાબર પ્રસન્ન રહેતો અને સહુને હસાવતો. મૃત્યુ વખતે પણ ભજન સાંભળતો રહ્યો. ઈશ્વર એવી શક્તિ સહુને આપે. મને જે૦પી૦ને માટે ચિંતા છે કે મારી બીમારીથી એ બહુ ચિંતિત અને ગભરાઈ ગયા છે. ઉપરથી માલૂમ નથી પડતુ.'

જે૦પી૦ના ભાઈ રાજબાબુના દીકરા અનિલના લગ્ન પોતાની આંખ સામે કરીને જવાની પ્રભાવતીજીની ઇચ્છા હતી. તેથી લગ્ન પટણામાં થાય એમ ગોઠવેલું. બીમાર હાલતમાં પણ તેની બધી ઝીણી ઝીણી વ્યવસ્થા એમણે કરી. છેલ્લે દિવસે હાલત વધુ બગડી એટલે લગ્નની વિધિ બે દિવસ આગળથી શરૂ કરી. પણ તે પૂરી થાય તે પહેલાં જ ચાલ્યાં ગયાં.

**૫૨ વરસના સહજીવનની સમાપ્તિ**

૧૪ એપ્રિલની રાતે હાલત બહુ બગડી ત્યારે જે૦પી૦એ એમને કહ્યું કે, 'હવે મારી ચિંતા છોડ, લગ્નની ચિંતા પણ છોડ, બીજી બધી ચિંતા પણ છોડ. બસ, રામનામ લે.' પ્રભાવતીજી બોલ્યાં, 'બરાબર છે. તમે પણ મારી સાથે રામનામ લો.' અને બંને સાથે નામસ્મરણ કરતા રહ્યા.

૧૫મીએ સવારે એક ઊલટી થઈ પછી નાડી મંદ પડતી ગઈ. છેલ્લી ઘડીએ જે૦પી૦ ડૉક્ટરને ફોન કરવા બાજુના ઓરડામાં ગયા. આ બાજુ પ્રભાવતીજીએ કસ્તુરબા ટ્રસ્ટની એક સેવિકાના ખોળામાં સદાયને માટે આંખ ઢાળી દીધી.

મૃત્યુ બાદ જે૦પી૦એ બધાને બહાર જવા કહ્યું. ૧૫–૨૦ મિનિટ સુધી પ્રભાવતીજીના શબ પાસે પોતે એકલા રહ્યા. એકાંતમાં અંતરતમના સંવાદથી અંતિમ વિદાય લીધી. જય-પ્રભાના ૫૨ વરસના સહજીવનની સમાપ્તિ થઈ. શબને સ્નાન કરાવવામાં આવતું હતું, તે વખતે જે૦પી૦એ મનોમન સંકલ્પ કર્યો: 'એ જ્યાં હશે ત્યાં સાંભળશે એવા ભાવ સાથે મારા અંતરના ઉદ્ગાર પ્રગટ થઈ ગયા. મેં કહ્યું કે તું રામાયણ, ગીતાઈનું અધ્યયન તેમજ હનુમાનચાલીસા, વિષ્ણુસહસ્રનામનો પાઠ કરતી હતી તે હું ચાલુ રાખીશ.'

પ્રભાવતીજીના મૃત્યુના સમાચાર મળતા વિનોબાજી બોલેલા: 'એક પવિત્ર જીવનની સમાપ્તિ થઈ.' આ અક્ષરશઃ સાચું છે. ગાંધીજીએ એમને રોજનીશી રાખવાનું શીખવ્યું હતું. તે મુજબ ૧૯૨૯ થી લઈને ૧૯૭૩ સુધીની એમની લખેલી ડાયરીઓ મળે છે. એ ડાયરીઓમાં સ્થૂળ દિનચર્યા તેમજ સૂક્ષ્મ મનોભાવ નોંધાયેલા છે. પણ તેમાં ક્યાંય મનોમાલિન્ય જોવા મળતું નથી. નિતાંત નિર્મળ જીવન. ક્યાંય કશી આંટીઘૂંટી નહીં. સરળ, ઋજુ, પ્રાંજલ હૃદય. અને સત્યતાની જાણે પ્રતિમૂર્તિ. જીવનભર સત્યવ્રત રહ્યાં. લોકોને તે માટે કેટકેટલી સાધના કરવી પડે છે! પણ પ્રભાવતીજી માટે એ સહજ હતું.

હિંદીના પ્રસિદ્ધ કવિ દિનકરે કહેલું: 'પ્રભાવતીજી કરુણાની પ્રતિમા હતાં, દયાની મૂર્તિ હતાં, બીજાઓને સુખી રાખવાના પ્રયાસમાં એ પોતાનું સુખ ભૂલી જતાં. ગાંધીજીના વિશાળ ક્રિયાકલાપ પાછળ બહુ લોકોનો હાથ હતો, જે ગાંધીજીને અનેક ચિંતાઓથી મુક્ત રાખતા હતા. તેમાં પ્રભાવતીજીનું ઘણું ઊંચું સ્થાન હતું. પરંતુ જયપ્રકાશજીનાં તો એ પત્ની કરતાં અધિક માતા બની ગયા હતાં. એટલે જયપ્રકાશજી તો પ્રભાવતી વિના વિધુર નહીં, અનાથ થઈ ગયા હતા.'

**રિક્તતાની ભીંસ, વિરહ, વૈરાગ્ય, શહીદી**

પોતે ન હોય ત્યારે જે૦પી૦ને રાંધીને ખવડાવવા-પીવડાવવા, એમની બધી સારસંભાળ રાખવા પ્રભાવતીજીએ ગુલાબ નામના એક છોકરાને બરાબર તૈયાર કરેલો. જે૦પી૦નાં છેલ્લાં વરસોમાં ગુલાબે બહુ સારી રીતે એમનું ધ્યાન રાખ્યું, દિલથી સેવા કરી. છતાં પ્રભાવતીજીના જવાથી જે૦પી૦ના જીવનમાં ભારે મોટી રિક્તતા ઊભી થઈ. મહિનાઓ સુધી તો જે૦પી૦ને પ્રભાદીદીનો વિયોગ બહુ જ સાલ્યો. જ્યાં જ્યાં જતા ત્યાં 'એકલો જઈ રહ્યો છું. આજે સાથે પ્રભા નથી,' એમ યાદ કરી-કરીને એમનું દિલ રડતું રહ્યું, આંખેથી આંસુ પણ વહેતાં રહ્યાં. એક વાર કહ્યું, 'લાગે છે કે મારી અંદર કશુંક ખુટાઈ ગયું છે!' જાણે કે એમની પોતાની જીવવાની-ઇચ્છા મરી પરવારી.

જે૦પી૦ના એક સાથી રામનંદન મિશ્રે નોંધ્યું છે: 'આ વિરહ-વેદનાએ જયપ્રકાશના જીવનમાં વૈરાગ્યને જન્મ આપ્યો, અને ત્યાર બાદ આવનારી દેશની રાજનીતિ પર આ વૈરાગ્યની ખરે જ બહુ ઊંડી અસર પડી. એ દિવસોમાં જયપ્રકાશ ઉદ્ભ્રાન્ત જેવા થઈને કોઈ અસરકારક રસ્તો ખોળવા મથામણ કરતા હતા. માર્ક્સવાદી નેતા જ્યોતિ બસુએ જે૦પી૦ને મળીને આવ્યા બાદ કહેલું કે જે૦પી૦ સાથે વાત કરતાં મને લાગ્યું કે એમના દિલમાં શહીદીની આગ ભડકે બળે છે, હવે એમને કોઈ રોકી શકે તેમ નથી. દેશની આ અવદશાની સાથે પ્રભાવતીજીની વિરહ-ભાવનાએ ભળી જઈને જયપ્રકાશના હૃદયમાંથી જીવન માટેના મોહનો જાણે લોપ જ કરી દીધો હતો. અને એ હૃદયપૂર્વક જાણે શહીદ બનવા માગતા હતા.'

એમના બીજા એક સાથીએ પણ નોંધ્યું છે કે, 'પ્રભાવતીજીનો દેહાંત થઈ ગયો, તે પછી શું બન્યું અને કેમ બન્યું, તે કોણ જાણે, પણ જે૦પી૦માં પલટો આવી ગયો.'

બોસા ચેટર્જીએ પણ જે૦પી૦ સાથેની વાતચીતમાં કહેલું કે, 'તમારા પત્નીના મૃત્યુ બાદ તમારા જીવનનો માર્ગ એકાએક બદલાઈ ગયો, એમ નથી લાગતું?'

આનો કોઈ સીધો જવાબ જે૦પી૦એ નહોતો આપ્યો; વાત બીજી બાજુ વળી ગયેલી. પરંતુ તે વાત દરમ્યાન પ્રભાવતીજીને અત્યંત ઉત્કટ ભાવે યાદ કરીને જે૦પી૦ ત્યારે બોલેલા કે, 'એક લાંબા સમય સુધી એણે મારા ઉપર પ્રભાવ નાખ્યો.' મારી

જાતને ખોળવામાં અને આજે હું જે છું તે બનવામાં એણે મને મદદ કરી. મારા ઘડતરમાં એણે જે ફાળો આપ્યો છે તે હું ભૂલી શકું તેમ નથી.'

ખેર, પ્રભાવતીજીના મૃત્યુ પછીનું એક વરસ જે૦પી૦ માટે ઘણી અસ્વસ્થતામાં પસાર થયું. એમની તબિયત પણ ઘણી નરમ રહી. હૃદયની બીમારીને કારણે વારે વારે અસ્વસ્થ બની જતા. વચ્ચે એમને મુંબઈમાં પંદરેક દિવસ હોસ્પિટલમાંયે રહેવું પડ્યું. એટલે જે વરસ એમણે સંપૂર્ણ આરામ અને નિવૃત્તિ લેવાનું નક્કી કરેલું, તે વરસ તો એમને માટે અત્યંત ખરાબ ગયું. તે વરસ પ્રભાવતીજીના વિયોગનું વરસ, શારીરિક અસ્વસ્થતા અને માનસિક તાણનું વરસ બની રહ્યું. વિષાદની છાયા એમને ઘેરી વળી.

દેશ-દુનિયાના બનાવો પ્રત્યેની એમની તીવ્ર સંવેદનશીલતા અને સભાનતાને લીધે તેમ જ સમાજ પ્રત્યેની જવાબદારીની ઉત્કટ ભાવનાને લીધે જ તેઓ છેવટ આ મનઃસ્થિતિમાંથી ધીરે ધીરે બહાર આવી શક્યા. અને પછી જીવનનાં છેલ્લાં વરસોમાં એમના હાથે ફરી પાછું પ્રચંડ સામાજિક કાર્ય થયું. છેવટના વરસોનું આ કાર્ય જે૦પી૦ના ૧૯૪૨ના મિજાજનું ફરી દર્શન કરાવી ગયું. તેમાં અહિંસક ક્રાંતિકારીની "પાણીમાં પેટેલા અગ્નિ" જેવી દંડી તાકાતને બદલે કેસરિયા કરવા નીકળેલ યોદ્ધાનું મરણિયાપણું અને ઉગ્રતા વિશેષ જોવા મળે છે. એમ પણ કહી શકાય કે દેશની પરિસ્થિતિ એમને આમ કરવા માટે મજબૂર કરી ગઈ.

**અનાસ્થા-અને નવા માર્ગની શોધ**

આ અરસામાં દેશની રાજકીય પરિસ્થિતિ ઘણી કથળવા લાગી હતી. સત્તા માટેનો સંઘર્ષ માઝા મૂકી રહ્યો હતો. નીતિ-મત્તાનું ધોરણ ઘણું નીચું જતું ગયું હતું. પક્ષાપક્ષીના રાજકારણની નિરર્થકતા દિવસે દિવસે વધુ ને વધુ છતી થતી જતી હતી. મુસહરીની પ્રયોગશાળામાં ગ્રામસ્વરાજના પ્રયોગમાં ગળાડૂબ હતા ત્યારે તો જે૦પી૦એ બુલંદ રણકાર સાથે કહી દીધેલું કે દેશના આ વર્તમાન રાજકારણ પાસેથી હું કશી આશા રાખી શકતો નથી. તેનાથી કશું નીપજવાનું નથી. જે લોકો હજીયે આ રાજકારણ પાસેથી આશા રાખે છે, તેઓ સૂકાં હાડકાં ચૂસી રહ્યા છે. આ રાજનીતિના કાટમાળ પર, નવા પાયા પર નવી રાજનીતિ જનમશે. એ રાજનીતિ નહીં, લોકનીતિ હશે.

અને આવી લોકનીતિના ઘડતરના પાયાના કામમાં પોતે લાગેલા છે એવી આત્મપ્રતીતિ ત્યારે એમને હતી. જડમાં પહોંચીને કામ કરવાથી એક અનેરી આંતરિક શક્તિનો અનુભવ એમને થઈ રહ્યો હતો. એટલે તે વખતે એ કહેતા કે એક નવા સમાજના તેમ જ નવા માનવ-સંબંધોના નવનિર્માણના પાયાના કામમાં અત્યારે આપણે લાગેલા છીએ. આ પ્રત્યક્ષ લોકશાહી ઊભી કરવાનું કામ છે. આ ગ્રામસ્વરાજની વાત લોકશાહી માટે પાયારૂપ છે સક્રિય ગ્રામસભા વિના લોકશાહી માટે કોઈ આધારશિલા નથી બનતી.

પરંતુ એક વાર મુસહરીનું કામ હાથમાંથી છૂટી ગયું અને ચિત્ત બીજા વાતાવરણમાં અને બીજાં કામોમાં ખૂંપતું ગયું તેમ તેમ જે૦પી૦નો આ બુલંદ રણકાર અને દૃઢ આત્મપ્રતીતિ ઓસરતાં ગયા. તેમાં વળી અંગત જીવનની અસ્વસ્થતા, વિરહ, વિષાદ વગેરે ભળ્યા. એવી બદલાયેલી પરિસ્થિતિમાં તેમ જ મનઃસ્થિતિમાં પછી દેશની કથળતી પરિસ્થિતિને ગ્રામસ્વરાજ આંદોલન મારફત પહોંચી વળાશે એવી આસ્થા હવે જે૦પી૦ને ન રહી. તેથી પાછળથી ચંડીગઢ જેલ-ડાયરીમાં એમણે નોંધ્યું છે તેમ: 'વિનોબાજીના માર્ગે જે અહિંસક ક્રાંતિની સિદ્ધિ માટે છેલ્લાં ૨૦ વરસથી અમે મથી રહ્યા હતા, તે ક્રાંતિનું ધ્યેય ગ્રામ સ્વરાજ-ના આન્દોલન દ્વારા સધાવું શક્ય નથી એમ મને જ્યારે લાગ્યું, ત્યારે ૧૯૭૪ના અરસામાં હું કોઈક નવા માર્ગની શોધમાં પડ્યો.'

**વસ્તુસ્થિતિની વરવી વિસ્મૃતિ**

જે૦પી૦ની પોતાની મનઃસ્થિતિનું આ વર્ણન સાચું છે. પણ હકીકતની દૃષ્ટિએ અહીં એ વસ્તુસ્થિતિની નોંધ લેવી જરૂરી છે કે ગ્રામસ્વરાજ આન્દોલનની યથાર્થ ગુંજાશ અને સંભાવનાને પૂરી નાણી જોવામાં આવી નથી. ગ્રામસ્વરાજ આંદોલનના વિનોબાના પ્રયોગને સાવ અધવચ્ચે જ એકાએક રઝળતો મૂકી દેવામાં આવ્યો હતો, અને તે માટેની જવાબદારી જે૦પી૦ની પોતાની પણ ઘણી બધી હતી. બિહાર આન્દોલનના-દિવસો દરમ્યાન વિનોબાના આન્દોલનની છણાવટ કરતાં જે૦પી૦એ કહ્યું કે, 'મારા માનવા પ્રમાણે આ આન્દોલનની સૌથી મોટી નબળાઈ રહી તે એ કે તેમાં ભળેલાં ગામડાંઓને ગ્રામદાનના આદર્શ પ્રમાણે સ્વયં-શાસિત એકમરૂપે વિકસિત કરી શકાયાં નહી. આ ગામડાંઓને સ્વયં-શાસિત અને સ્વયંપરિચાલિત સમાજ બનવાની દિશામાં દોરી જવા આપણે અસમર્થ રહ્યા. તેને લીધે આ આંદોલનના ગર્ભમાં રહેલી ક્રાંતિકારી સંભાવનાઓનો સાક્ષાત્કાર થઈ શક્યો નહીં. આપણને અપેક્ષિત હતી એવી સમાજરચના લાવવા માટે આ ગામડાંઓ આર્થિક રીતે સ્વાવલંબી નીવડે અને એક સ્વયંશાસિત એકમ તરીકેના પોતાના ચારિત્ર્યને ટકાવવા માટે જરૂરી એવો આત્મ-વિશ્વાસ એમનામાં જન્મે એ સારુ પ્રયત્ન થવો જોઈતો હતો.'

જે૦પી૦ના આ કથનનો અક્ષરે અક્ષર સાચો છે. આંદોલનની નબળી કડીનું એમણે કરેલું પૃથક્કરણ યથાર્થ છે. આને લીધે જ ગ્રામસ્વરાજ આંદોલનની ક્રાંતિકારી સંભાવનાઓનો સાક્ષાત્કાર થઈ શક્યો નહીં. પણ વાસ્તવમાં રાજગીર સંમેલન બાદ આંદોલનની આવી સંભાવનાના સાક્ષાત્કાર માટે જ તો મથવાનું હતું. રાજગીર એ પૂર્ણવિરામ નહોતું, માત્ર અલ્પ-વિરામ હતું. આંદોલનનો કેવળ પહેલો, અતિ પ્રાથમિક તબક્કો જ હજી પૂરો થયો હતો. હજી મોટા ભાગનું બધું કાગળ પર હતું, વાતોમાં હતું. તેને જમીન પર ઉતારવા માટે બીજા તબક્કાના ભગીરથ પુરુષાર્થની જરૂર હતી.

અને મુસહરીમાં આવો ભગીરથ પુરુષાર્થ જ જે૦પી૦એ આરંભેલો. ત્યાં ગ્રામદાનના આદર્શને ધરતી ઉપર ઉતારવા જ તો એ મથતા હતા. ત્યાંનાં ગ્રામદાની ગામોને આર્થિક રીતે સ્વ-નિર્ભર બનાવવા અને ગ્રામસભાઓને સક્રિય કરી સ્વ-શાસનના પાયાના એકમરૂપે એમનો વિકાસ કરવાની કોશિશમાં જ એ લાગેલા. જેમ જેમ પ્રત્યક્ષ અનુભવ મળતો જતો હતો તેમ તેમ આગળનું સૂઝતું જતું હતું. તેમાં એકાએક વિક્ષેપ પડવાથી બધું ખોરવાઈ ગયું.

**વિનોબાને વારવામાં આવ્યા હતા**

એવી જ રીતે આવા ભગીરથ પુરુષાર્થ માટે પોતાની ૭૫ વરસની ઉંમરે પણ હજી એક છલાંગ ઔર મારવાની વિનોબાની પણ તૈયારી હતી. રાજગીરમાં જ એમણે આ પ્રયોગને પૂર્ણતાએ પહોંચાડવાની કલ્પના રજૂ કરી દીધી હતી. એમણે ત્યાં ગ્રામદાનના પુષ્ટિકામ માટે "અતિ તૂફાન"ની હાકલ કરેલી, તથા અત્યાર સુધીની "લગભગ મૂઢ એકાગ્રતા" છોડીને હવે શહેરોમાં, મજૂર સંગઠનોમાં, વેપાર-ઉદ્યોગમાં, ચૂંટણીમાં આ આંદોલનનો વિસ્તાર કરવાની સમગ્ર વ્યૂહરચના સામે મૂકેલી. બાદશાહખાનને મળવા જવાને નિમિત્તે બિહારનો એમનો તંતુ એક વાર તૂટ્યો તે પછી પણ ફરી બિહાર જઈને એક વાર પૂર્ણ પ્રયત્ન કરી જોવા માટેની વિનોબાની છટપટાહટ ચાલુ જ હતી.

પરંતુ જે૦પી૦એ જ એમને રોકેલા, કેમ કે ત્યારે એ પોતે બરાબર સરાણે ચઢેલા. અને સાવ સ્વાભાવિક ક્રમમાં ગ્રામસ્વરાજ આન્દોલનના આ બીજા તબક્કાનું પ્રત્યક્ષ નેતૃત્વ જે૦પી૦ના હાથમાં આવતું જતું હતું. એ પોતે પણ તે વખતે ગ્રામસ્વરાજ આન્દોલનના અશ્વને બરાબર પલાણી રહ્યા હતા. તેને લીધે જ ત્યારે એમના ચિંતનમાં અને ઉદ્‌બોધનમાં એક નવી તાજગી, એક નવો રણકાર અને એક નવી આત્મપ્રતીતિ દેખાવા લાગી હતી. પરંતુ આપણે આગળ જોયું તેમ સંજોગોના માર્યા જે૦પી૦ પોતાના આ અત્યંત મહત્ત્વના પ્રયોગમાં ઓતપ્રોત રહી શક્યા નહીં.

હા, પ્રયાગ પૂરો કરીને તેનાં પરિણામના આધારે જે૦પી૦ કોઈ અન્ય નિષ્કર્ષ પર પહોંચ્યા હોત તો જુદી વાત હતી. પણ હકીકત એવી નથી. એમનો મુસહરીમાંનો પહેલા એક વરસનો અનુભવ તો ઘણો આશાસ્પદ હતો. તેથી જ એમણે ૧૮ એપ્રિલ ૧૯૭૧ના રોજ મુસહરીની ગ્રામસભાઓના ગ્રામજનો સમક્ષ ગ્રામ-સ્વરાજના આ કામને તેની ચરમ સીમાએ પહોંચાડવાનો પોતાનો સંકલ્પ દોહરાવ્યો હતો તેમ જ આવતાં પાંચ વરસની અંદર મુસહરી પ્રખંડમાં એક પણ માણસ બેકાર ન રહે એવી પરિસ્થિતિ પેદા કરવાની જાહેર પ્રતિજ્ઞા પણ કરી હતી. અને આ પછી તો જે૦પી૦ મુસહરીની પ્રયોગશાળામાં રહ્યા જ નહોતા. વચ્ચે વચ્ચે માત્ર મુલાકાત લઈ આવતા એટલું જ. તેથી મુસહરીના પ્રત્યક્ષ પ્રયોગનો એમનો કોઈ અન્યથા અનુભવ હતો, એમ કહી શકાય તેમ નથી.

બાકી, હકીકત એટલી છે કે અનેક સંજોગોને કારણે જે૦પી૦ નો મુસહરીનો પ્રયોગ તેમ જ ગ્રામસ્વરાજ આંદોલનનો પ્રયોગ અધકચરો જ છૂટી ગયો હતો, અને આ પ્રયોગની સંભાવનાઓને યથાર્થપણે નાણી જોવામાં આવી નહોતી. પ્રયોગ અધૂરો રહ્યો અને ગ્રામસ્વરાજ આંદોલનનો બીજો તબક્કો લગભગ વણખેડાયેલો જ રહ્યો.

**થાશું ધણીનું થાય!**

દેશની ઘણી સમસ્યાનો ઉકેલ ગ્રામસ્વરાજની પરિપૂર્તિમાં છે, એવી વિનોબાને દૃઢ પ્રતીતિ હતી. તેથી જ બિહારમાં ઉપાડેલા ગ્રામદાન-તૂફાનનો પ્રયોગ આગળ વધારવા એમણે મથામણ તો ઘણી કરી. દૂર રહ્યા રહ્યા પણ બિહારના કામને આગળ ધપાવવાની કોશિશ કરતા રહ્યા. જે૦પી૦એ એમને બિહાર આવતાં રોક્યા તે પછી પણ ૧૯૭૩-૭૪ સુધી વિનોબાએ ખૂબ પ્રયત્ન કર્યો. કામ આગળ પણ વધ્યું. પરંતુ આ તો એક સાવ નવી જ સામાજિક પ્રક્રિયાની ખોજનું કામ હતું. આ માટે કોઈ ઊર્ધ્વ ચિંતનનું અનુસંધાન પ્રત્યક્ષ વાસ્તવિકતા સાથે થાય, આમને-સામને ક્રિયા-પ્રતિક્રિયા ચાલે, માનવીય પ્રયોગશાળામાં સમાજવિજ્ઞાનનો પ્રયોગ પૂર્ણ એકાગ્રતા સાથે ચાલે તે જરૂરી હતું. આ કોઈ સામાન્ય રૂટીન કામ નહોતું. તેથી વિનોબા—જે૦પી૦ જેવા કોઈ નેતૃત્વના અભાવમા ક્રાંતિ-ખોજનું એ કામ થઈ શક્યું નહીં.

છેવટે વિનોબાએ બધું કૃષ્ણાર્પણ કરી દીધું. આંદોલનના નેતાને છાજે એવી ગૌરવપૂર્ણ ખામોશી સાથે એમણે આખાયે પ્રયોગની બધી જ જવાબદારી નીલકંઠ બનીને પોતાના માથે લઈ લીધી. બિહાર અને બાબા બંને "B" થી શરૂ થાય છે અને B એટલે "બોગસ" એમ કહીને ઘૂંટડો ગળી ગયા. બિહારની તૂફાનયાત્રાના આરંભે એમણે કહેલું: 'આ ભગવાનનું કામ છે, મારું નહીં. પરમાત્મા મને જે પ્રેરણા આપે છે, તે જ પ્રેરણા સહુને આપશે, તો કામ થઈ જશે.' એવી પ્રેરણા જેટલી આપી તેટલું કામ થયું, અને તે કૃષ્ણાર્પણ! વધારે પ્રેરણા ન અપાઈ, તો તે પણ કૃષ્ણાર્પણ!

બહુ વરસો પહેલાં ૧૯૫૯માં કાશ્મીરયાત્રામાંથી પ્રભાવતીજીને લખેલા એક પત્રમાં વિનોબાએ કહેલું: 'મેં જોયું છે કે મારી યોજનાઓમાંથી અડધી યોજનાઓમાં ભગવાન સફળતા આપે છે, અડધી નિષ્ફળ બનાવે છે. આનું કારણ પણ મેં જોઈ લીધું છે. જો પૂરી સફળતા આપે, તો ભક્ત અહંકારી બની જાય. જો બધી જ યોજના નિષ્ફળ બનાવે, તો ભક્ત નિરાશ થઈ જાય. એક બાજુ અહંકાર, બીજી બાજુ નિરાશા. બંનેથી બચાવવા માટે એ આવું કરે છે.'

૧૯૭૨માં એક વાર બિહારના કામ અંગેની પોતાની તીવ્રતા વ્યક્ત કરતાં વિનોબાજી બોલેલા: 'આખરે કાળપુરુષ હોય છે. કાલાત્મા કહે છે કે 'કાલોસ્મિ'—હું કાળ છું.

લોકોના પ્રલય માટે પ્રવૃત્ત થયો છું. માટે હવે બિહારમાં કામ ન થયું તો હું કહીશ કે હે ભગવાન, હવે તારે જે લીલા કરવી હોય તે કર. આ બિહાર તને સમર્પણ છે।'

બિહારનો પ્રયોગ અધૂરો છૂટ્યો તેમાં જે૦પી૦ પણ નિમિત્ત બનેલા. એવો ઉલ્લેખ વિનોબાએ ક્યારેય નથી કર્યો. હા, એ કામ માટે એમના મનમાં જ્યારે અત્યંત તીવ્રતા હતી, ત્યારે પોતાના અંતરંગ વર્તુળમાં એકાદબે વાર રાજગીર સંમેલનનો પેલો પ્રસંગ એમણે યાદ કરેલો, જ્યારે બાદશાહખાનને મળવા બિહારથી સેવાગ્રામ જવાની વિનોબાની જાહેરાત પર જે૦પી૦ સામે બેસીને એકદમ તાળી પાડી ઉઠેલા. બિહારનો તંતુ તૂટવામાં એ પ્રસંગ નિમિત્ત બનેલો તેટલા કારણસર તે વિનોબાના માનસમાં ચોંટી ગયો હતો.

### અધૂરા પ્રયોગની માઠી અસરો

અધૂરા પ્રયોગની ભારે માઠી અસર આંદોલન ઉપર અને આંદોલનમાં કામ કરતા નાના-મોટા કાર્યકરો ઉપર પડી. વિનોબાએ અગાઉ કહેલું જ કે બિહારમાં આટલું જે કામ થયું, તે જો કાલે માત્ર કાગળ ઉપરનું સાબિત થાય, તો ખુદા હાફિઝ! નાના-મોટા કાર્યકરોના માનસ પર એવી છાપ પડતી ગઈ કે અત્યાર સુધીનું કર્યું-કારવ્યું બધું પાણીમાં ગયું. કાગળી ગ્રામદાનના પ્રયોગમાં આપણી શક્તિ નાહકની વેડફાઈ. આની એક માનસિક પછાટ લાગી, જેણે કાર્યકરોની શ્રદ્ધા અને શક્તિ ક્ષીણ કરી. વિનોબાએ કહેલું કે આ ગ્રામદાનનું કામ એવું છે કે કાં તો તેનું પરિણામ અનંત આવશે, કાં શૂન્ય. પરંતુ પરિણામ જ્યારે શૂન્યવત્ આવ્યું હોય એમ લાગ્યું, ત્યારે એ શૂન્યની ભીંસ બહુ ઓછા જીરવી શક્યા.

જો કે આ ક્રાંતિ-દૃષ્ટિનો અભાવ જ કહેવાય. ક્રાંતિનાં કામોનું મૂલ્યાંકન આ રીતે ન થઈ શકે. ક્રાંતિમાં તો આવા અનેક પ્રયોગો કરવા જ પડે અને સંજોગવશ આવી પડતા આવાં પરિણામો પણ સહન કરવાં પડે. વિજ્ઞાનમાં પણ અનેક પ્રયોગો થાય છે તે બધા જ કાંઈ સફળ થતા નથી. અને એવા અનેક અસફળ પ્રયોગોના આધારે છેવટે કોઈ પ્રયોગ સફળ થાય છે. અરે, ચૂંટણીઓ કરીએ છીએ તેમાં ક્યારેક કોઈને સ્પષ્ટ બહુમતી ન મળી તો આખીયે ચૂંટણી નકામી જાય અને ફરી ચૂંટણી કરવી પડે એવુંયે બને. ત્યારે આમાં તો કામ અધૂરું રહ્યું એટલું જ. બાકી ગ્રામસ્વરાજની એક સમગ્ર રૂપરેખાના આવિર્ભાવનું, લોકશિક્ષણનું અને નૈતિક વિચારના વ્યાપક પ્રચારનું એક બહુ મોટું કામ તો થયું જ.

પરંતુ આવી પ્રતીતિ નાના-મોટા સહુ કાર્યકરોને ન કરાવી શકાઈ. આંદોલનનું નેતૃત્વ અને સંગઠન એ દૃષ્ટિએ નિષ્ફળ નીવડ્યું. પરિણામે ઘણાખરા કાર્યકરોની નજર સામે પોતાના કામનું એક સમગ્ર સ્વરૂપ ન રહ્યું. સર્વોદય આંદોલનનો કોઈ એકકેન્દ્રી કાર્યક્રમ ન ચાલી શક્યો. તાત્કાલિક પરિસ્થિતિનાં મોજાં કાર્યકરોને અહીં-તહીં ફંગોળતાં રહ્યાં. રાષ્ટ્રીય કક્ષાએ સર્વોદય આંદોલનની વ્યૂહરચના નવેસરથી ન ઘડી શકાઈ.

આવા સંજોગોમાં વિનોબાજીનું વલણ ઉપસંહાર અને બીજ-સંગોપન તરફ વિશેષ ઢળતું ગયું, એમ જણાય છે. બ્રહ્મવિદ્યાની સાધના, નાગરી લિપિ મારફત દેશની ભાવાત્મક એકતાની પુષ્ટિ, જનશક્તિ, સજ્જનશક્તિ, વિદ્વદ્જન શક્તિ, મહાજન શક્તિ અને શાસનશક્તિ એવી સમાજની મુખ્ય પાંચેય શક્તિઓનો સહયોગ, શુદ્ધ નૈતિક પાયા પર લોકસેવકોનું સંગઠન—ગ્રામસ્વરાજ્ય, શાંતિસેના અને આચાર્યકુળના કાર્યક્રમની સાથોસાથ વિનોબાજી હવે આ બાબતો પર વધુ ને વધુ ભાર મૂકતા જતા હતા. એમના મનમાં એમ હતું કે આધ્યાત્મિક ભૂમિકા સાથે કામ કરતા સેવકોનો એક એવો સમૂહ હોય જે સમાજ-પરિવર્તન માટે નિરંતર સંશોધન અને પુરુષાર્થ કર્યા કરતો હોય.

### સાંપ્રત સમસ્યાઓની ભીંસ

પરંતુ જયપ્રકાશજીનું મન હવે કાંઈક જુદી દિશામાં વળવા લાગ્યું હતું. આ અરસામાં એક વાર એમણે કહેલું: 'જે સામે છે, જે તત્કાળ છે, એ જ કર્મ છે. હવે સર્વોદયને એ જ અર્થ આપવો છે.' અને એમનું ધ્યાન દૂરની વાતો કરતાં તાત્કાલિક પ્રશ્નો ઉપર વધુ ને વધુ કેન્દ્રિત થતું ગયું. તૂફાન અભિયાન, મુસહરીનું સઘન કાર્ય અને ગ્રામસ્વરાજ આંદોલનનું જે વાતાવરણ ઊભું થયેલું તે હવે લગભગ વિખેરાઈ ગયું હતું. આંદોલનના કામમાં એક પ્રકારનો ગતિરોધ પણ અનુભવાવા લાગ્યો હતો. બીજી બાજુ તાત્કાલિક પરિસ્થિતિ એટલી હદે વણસતી જતી હતી કે જે૦પી૦ જેવા ઊર્મિશીલ માણસ માટે હાથ જોડીને બેસી રહેવાનું સંભવ નહોતું. જાહેર જીવનમાં ભ્રષ્ટાચાર માઝા મૂકી રહ્યો હતો. રાજકારણીઓની સત્તા પાછળની આંધળી દોટ પર કોઈ અંકુશ રહ્યો નહોતો. લોકોના ચૂંટેલા પ્રતિનિધિઓ અને લોકોની સરકાર લોક-અભિમુખ અને લોકોને જવાબદાર રહેવાને બદલે સ્વચ્છંદી અને નિરંકુશ બનતા જતા હતા. આમ, પરિસ્થિતિની ભીંસ વધતી જતી હતી.

૧૯૭૨ના જુલાઈમાં બેંગ્લોર નજીક ટીપુ ગુન્ટાનાહલ્લી ગામે જે૦પી૦ થોડો વખત આરામ માટે રહેલા. ત્યારે એમણે પોતાના કેટલાક સાથીઓને ત્યાં બોલાવ્યા. ૨૫-૩૦ મિત્રોની સાત દિવસ સુધી ગોષ્ઠી ચાલી. તે ગોષ્ઠીમાં જે૦પી૦એ દેશની કથળતી જતી પરિસ્થિતિ અંગે પોતાની ઉત્કટ ચિંતા વ્યક્ત કરેલી. ત્યારે એમણે એ વાત ઉપર પણ ભાર મૂક્યો કે આપણું આંદોલન એક રાજનૈતિક force—શક્તિ પણ છે. એ વસ્તુનું ભાન રહેવું જોઈએ. રાજકીય પરિસ્થિતિ વિશે બિલકુલ બેધ્યાન રહીએ તે ન ચાલે. આપણા મૂળ કામ સાથે આજુબાજુની પરિસ્થિતિનોયે ખ્યાલ રાખવો જ રહ્યો. આ સાથે એમણે પોતાની સૌથી મોટી ચિંતા લોકશાહીના ભાવિ વિશે વ્યક્ત કરી: 'આજે એક જ વ્યક્તિના હાથમાં લગભગ બધી સત્તા કેન્દ્રિત થતી જાય છે. અને આખુંયે માળખું એવું જડબેસલાક બનાવાતું જાય છે કે કોઈ ચૂં કે

ચાં ન કરી શકે. કોંગ્રેસ પક્ષમાંયે એક જ વ્યક્તિની આણ પ્રવર્તે છે. રાજ્યોના મુખ્ય પ્રધાનોને પણ પટવારી જેવા બનાવી મુકાયા છે!'

આ ઉલ્લેખ ઇંદિરાજી વિશે હતો. ઇંદિરાજીના વ્યક્તિત્વ તેમ જ એમની કાર્યશૈલી વિશે જયપ્રકાશજીના મનમાં જે ખ્યાલ આ અરસામાં બંધાતો જતો હતો, તેણે હવે પછીના બનાવો ઉપર ઘણી અસર કરી. આમ તો ઇંદિરા જે૦પી૦ને મન મોટા ભાઈની દીકરી સમાન હતી. જવાહરલાલજી સાથેના ઘનિષ્ઠ નાતાને લીધે છેક બાળપણથી ઇંદિરાનો પરિચય એમને હતો અને એના માટે એમના દિલમાં સ્નેહભાવ જ હતો. પત્રોમાં પણ "પ્રિય ઇન્દુ" એવું જ સંબોધન કરતા.

### ઇંદિરાજી સાથેનો મીઠો-કડવો પરિચય

ઇંદિરાજી પહેલીવાર વડાં પ્રધાન બન્યાં ત્યારે તા ૨૦-૧-૬૬ ના રોજ જે૦પી૦એ એમને ઉષ્માભર્યો પત્ર લખ્યો : 'મારાં હાર્દિક અભિનંદન! એક ભારે મોટો બોજ તેં માથે લીધો છે, અને આ કસોટીની અને તાણની વેળાએ મારું હૃદય તને સર્વ શુભેચ્છા વાંછે છે......તારે તારી પોતાની આંતરિક શક્તિઓ ઉપર જ નિર્ભર રહેવું પડશે, અને મને ખાતરી છે કે તું ભીતર ખોળીશ, તો એ શક્તિઓ તને છેહ નહીં દે. મને લાગે-વળગે છે ત્યાં સુધી, આ દેશની આમ પ્રજાનાં સુખ-શાંતિ માટે તું જે કાંઈ કરીશ તેમાં મારો તને પૂરેપૂરો ટેકો રહેશે' -

બંનેનો સંપર્ક કાયમ રહ્યો હતો. ક્યારેક મળવાનું થતું. પત્રવ્યવહાર થતો. નાનામોટા પ્રશ્નો વિશે થોડો ઘણો વિચારભેદ પણ રહેતો. છતાં પરસ્પર પ્રેમઆદર હતો. મુસહરીના પોતાના અનુભવનું વર્ણન કરતી પુસ્તિકા "Face to Face" જે૦પી૦એ મોકલેલી, તે વાંચી જઈને ઇંદિરાજીએ તા. ૯-૧૨-૭૦ ના રોજ જે૦પી૦ને લખ્યું : 'મુસહરીની પરિસ્થિતિ વિશેની તમારી સમીક્ષા રસપૂર્વક વાંચી ગઈ. તમારો પ્રયોગ છેક પાયાના સ્તરે અહિંસક પરિવર્તનની સંભાવના ખોળવાનો એક સાહસપૂર્ણ પ્રયાસ છે. હું તમારી સાથે સંમત થાઉં છું કે નક્સલવાદ મુખ્યત્વે તો ગરીબી અને શોષણ દૂર કરવાના અહિંસક માર્ગો ખોળવા માટેનું આપણી સામેનું એક આહ્વાન છે. કાયદો અને વ્યવસ્થાનો પ્રશ્ન તો તેની ગૌણ બાજુ છે. ધરકાણની જમીન, ભાગબટાઈ અને ખેતમજૂરીના પ્રશ્નો તમે ઉઠાવ્યા છે, તે ઘણા મહત્ત્વના છે......'

આમ, વિચારો અને મંતવ્યોનું આદાન-પ્રદાન પણ થતું. કોંગ્રેસમાં ભાગલા પડ્યા અને ત્યાર બાદ ૧૯૭૧ ની સામાન્ય ચૂંટણીમાં ઇન્દિરાજીનો પક્ષ સંસદમાં ૨/૩ જેટલી બહુમતી સાથે ચૂંટાઈ આવ્યો, ત્યારે અત્યંત ઉરભેર જે૦પી૦એ "પ્રિય ઇન્દુ"ને તા. ૧૩-૩-૭૧ ના રોજ પત્ર લખ્યો : 'આ પત્ર ભારતના પ્રધાનમંત્રી શ્રીમતી ઇન્દિરા ગાંધીને નહીં બલ્કે "ઇન્દુ"ને લખી રહ્યો છું. સૌથી પહેલાં હું અને પ્રભા તને ઘણી ઘણી વધાઈ આપીએ છીએ. આ વિજય શ્રી જગજીવનરામની અધ્યક્ષતાવાળી કોંગ્રેસનો નહીં, બલ્કે એકલો તારો છે. આ ફક્ત ભારતના લોકશાહી ઇતિહાસમાં એક અભૂતપૂર્વ ઘટના છે, જેનું બધું શ્રેય તારું છે......દેશની જનતાની સેવા કરવાનો આ અપૂર્વ અવસર તને પ્રાપ્ત થયો છે. તને કહેવાની જરૂર નથી કે ભારતની સમસ્યાઓ ઘણી જટિલ અને ઊંડી છે. સમાજવાદનાં સૂત્રો અથવા કેટલાંક ચમત્કારી કાર્યોથી તેના ઉકેલ નહીં આવે. આશા રાખું છું કે તું ઊંડાણમાં જશે અને ધૈર્ય તેમ જ નમ્રતાપૂર્વક વર્તમાન પડકારોનો સામનો કરશે......રાષ્ટ્રપતિની ચૂંટણી વખતે તારા રાજકીય આચરણને મેં પસંદ નહોતું કર્યું. જો કે હું જાણતો હતો કે એ તારા માટે રાજકીય જીવનમરણની ઘડી હતી. હવે જ્યારે તને અતુલિત સત્તા પ્રાપ્ત થઈ છે, ત્યારે હું ભગવાનને પ્રાર્થના કરું છું કે એ તને નિર્મળ વિવેક બક્ષે તથા આ મહાન ભારને વહન કરવાની પૂરી શક્તિ આપે તેમ જ પૂર્ણ સ્વાસ્થ્ય અને દીર્ઘ જીવન પ્રદાન કરે.'

### પરસ્પર અપરિચયની ફરિયાદ

આગળ ઉપર ઇન્દિરાજી વિશેનાં મૂલ્યાંકનમાં જે વસ્તુ મહત્ત્વનો ભાગ ભજવવાની હતી, તેનો સ્પષ્ટ અણસાર આ પત્રમાં છે. બંનેના મૂળ અભિગમમાં જે ફરક હતો તે અનાયાસ જ સામે આવી ગયો. આ પત્રના ઉત્તરમાં ૧૪મીએ ઇન્દિરાજીએ લખ્યું : 'તમે લખ્યું છે કે રાષ્ટ્રપતિની ચૂંટણી વખતે તમે મારું આચરણ પસંદ ન કર્યું, જો કે તમે મારા રાજકીય જીવન માટે તેને આવશ્યક માન્યું હતું. આ વાંચીને મને દુઃખ થયું, અને ખાસ કરીને તો એ વિચારથી કે તમે મને આટલી ઓછી જાણો અને સમજો છો. રાજકીય કે કોઈ પણ પ્રકારના અસ્તિત્વ માટે મેં કદાપિ ચિંતા નથી કરી. તે વખતે જે સવાલ હતો, તે મારા ભવિષ્યનો નહીં, બલ્કે કોંગ્રેસ પક્ષના ભવિષ્યનો અને એટલા માટે દેશના ભવિષ્યનો સવાલ હતો......' આ પછી સિંડિકેટી નેતાઓના કોંગ્રેસની નીતિ વિરુદ્ધના વલણ, વગેરે વિશે લખી અંતમાં લખ્યું : 'તમે ગમે તે રીતે આ ઘટનાઓ તરફ જોતા હો, એટલો વિશ્વાસ રાખજો કે મને જીવનમાં એવી કોઈ આકાંક્ષાઓ નથી જે મને મારા સિદ્ધાંતોથી વિચલિત કરે.'

એક વધાઈના પત્રમાંનું એક વાક્ય આવી રીતે ચર્ચાસ્પદ બની ગયું તેનો જે૦પી૦ને ખેદ થયો. વધુ સ્પષ્ટતા ખાતર એમણે તા. ૨-૫-૭૧ એ આની છણાવટ કરતો લાંબો પત્ર લખ્યો : '......મારા એ વાક્યનો અર્થ તેં કર્યો એવો નથી કે તારા એ આચરણને મેં તારા રાજકીય જીવન માટે આવશ્યક માનેલું. જે ચીજ ઉચિત નથી, તેને હું આવશ્યક કઈ રીતે માની શકું? મારો મતલબ એવો હતો કે એમ જાણવા છતાં કે એ ઘડી તારા રાજકીય જીવન માટે આટલી મહત્ત્વની હતી, તારા આચરણને મેં પસંદ નહોતું કર્યું......ઇન્દુ, એ ઠીક છે કે રાજકીય અભિનેત્રીના રૂપમાં તને બહુ ઓછી, અથવા નહીંવત્ જ જાણું છું. તને તો હું બીજા રૂપમાં જ જાણતો અને માનતો રહ્યો છું. અને આજેય તને એ જ રૂપમાં

જોઉં છું. તેથી જ તારી સફળતાઓને લીધે હૃદયથી પ્રસન્ન થાઉં છું અને ભવિષ્યમા પણ તારી સફળતા હૃદયથી ઇચ્છું છું. પરંતુ ઇન્દુ, મારેયે રાજનીતિનો લાંબો અનુભવ છે અને તેનાથી અળગો થયા પછી પણ તટસ્થ રીતે તેનું અધ્યયન કરતો રહ્યો છું. પક્ષોમાં પડતી ફૂટનોયે ઘણો અનુભવ કરી ચૂક્યો છું. એ બધા અનુભવો પરથી એમ કહેવાની ધૃષ્ટતા કરું છું કે જ્યારે પણ કોઈ પક્ષમાં ફૂટ પડે છે, ત્યારે બંને તરફના નેતાઓનો દાવો એ જ હોય છે કે ઝઘડો સિદ્ધાંત અને નીતિનો છે. કોઈ એમ નથી કહેતું કે ઝઘડો વ્યક્તિગત સત્તા કે પદનો છે. દરેક ફૂટમાં થોડોઘણો વિચારભેદ તો હોય જ છે, પણ સાથોસાથ નેતૃત્વનો, પદનો ઝઘડો ઓછો નથી હોતો......અંતમાં એટલું ઉમેરવું જરૂરી સમજું છું કે ક્યારેક ક્યારેક તારું રાજકીય આચરણ પસંદ ન પડયું હોવા છતાં જાહેરમાં તારી વિરુદ્ધ ક્યારેય કાંઈ નથી કહ્યું......આ તને ખુશ કરવા કે તારી પાસેથી કોઈ અપેક્ષા ખાતર નથી લખતો. બલ્કે, એટલા માટે કે મને લાગે છે કે તું પણ મને બહુ ઓછો ઓળખે છે.'

### વધતી જતી આશંકા

"મને તમે ઓછો કે ઓછી ઓળખો છો" એવી ફરિયાદ કદાચ બંને પક્ષે છેવટ સુધી રહી. પરસ્પર વિશ્વાસનીયે કમી રહી. ઇન્દિરાજીની જાહેર કાર્યપદ્ધતિનો તેમ જ નીતિરીતિનો જેમ જેમ વધુ પરિચય થતો ગયો તેમ તેમ પંડિત નેહરુની બાબતમાં બનેલું તેવું જ ઇન્દિરાજીની બાબતમાંયે બન્યું. ઇન્દિરાજીના સમગ્ર વ્યક્તિત્વ વિશે જ જે૦પી૦ના મનમાં કેટલાક સવાલો ઊઠવા લાગ્યા હતા અને આશંકા ઊભી થવા માંડી હતી. બાંગ્લાદેશના પ્રશ્ન વખતે શરૂઆતમાં બાંગ્લાદેશને માન્યતા આપવા બાબત બંને વચ્ચે થોડો મતભેદ રહ્યો. પરંતુ મૂળ વલણ બાબત બંને વચ્ચે ઘણું સામ્ય હતું. ઇન્દિરાજીની ઇચ્છાથી અને સહાયથી જ જે૦પી૦ વિશ્વ લોકમત કેળવવા દુનિયાના દેશોના પ્રવાસે ગયેલા. ત્યાર બાદ પાકિસ્તાન સાથેના યુદ્ધ વખતે ઇન્દિરાજીએ દેશને જે દૂરંદેશી, સંયમ ને હિંમતભર્યું નેતૃત્વ પૂરું પાડયું તેની જે૦પી૦એ ભારોભાર પ્રશંસા કરી, પણ આ બાંગ્લાદેશની ઘટના વખતે જ કેટલાક એવા અનુભવ થયા જેને લીધે જે૦પી૦ના મનમાં ખટકો ઊભો થયો. જે૦પી૦એ પણ તનતોડ મહેનત કરીને બાંગ્લાદેશની આરઝી હકૂમતને મદદ કરેલી. પણ આ આખીયે ઘટનાનો જરીકે જશ જે૦પી૦ ન ખાટી જાય તેની ખાસ કાળજી લાગતાવળગતાઓએ લીધી! ક્યાંય જયપ્રકાશનું નામ ન આવી જવું જોઈએ. તે ત્યાં સુધી કે એક વાર બાંગ્લાદેશ સ્વતંત્ર થયો તે પછી જે૦પી૦ સાથેનો સંબંધ જાળવતાંયે બાંગ્લાદેશના નેતાઓ હવે અચકાવા લાગ્યા. મહામના સજ્જન જે૦પી૦એ કદી ફરિયાદ ન કરી. પણ રાજકારણીઓના સંકુચિત ને સ્વાર્થી વલણથી એ વ્યથિત બન્યા.

દેશનાં બધાં ક્ષેત્રોના આગેવાનો સાથે જે૦પી૦નો સંપર્ક રહેતો. બધા પક્ષના રાજદ્વારી નેતાઓ પણ એમને મળતા રહેતા. વહીવટી તંત્રના ઉચ્ચ અમલદારો સાથે પણ મળવાનું થતું. આમ, અંદરની ઘણી માહિતી એમને મળ્યા કરતી. એ માહિતીના આધારે જે૦પી૦ને એમ લાગવા માંડયું હતું કે પક્ષમાં, સરકારમાં તેમ જ વહીવટીતંત્રમાં લોકશાહી રીતરસમોનો ધીરે ધીરે હ્રાસ થઈ રહ્યો છે, અને સત્તાનો મનસ્વી ઉપયોગ વધતો જાય છે. આને લીધે જે૦પી૦ બહુ જ ચિંતિત હતા. ઇંદિરાજીનાં જુદાં જુદાં પગલાં અને વલણને લીધે જે૦પી૦ની આશંકા વધુ ને વધુ પાકી થતી ગઈ અને ચિંતા વધતી ગઈ.

### નિરાશાજનક અનુભવ

૧૯૭૩ના જુલાઈથી જે૦પી૦એ "એવરીમેન્સ" નામનું અંગ્રેજી સાપ્તાહિક શરૂ કર્યું હતું. તેમાં પોતે પણ લખતા રહેતા. દેશની પરિસ્થિતિનું વિશ્લેષણ કરીને જુદા જુદા પ્રશ્નોના ઉકેલ શોધવાનો તેમાં પ્રયત્ન રહેતો. ખાસ કરીને દેશમાં સર્વત્ર વ્યાપી રહેલા ભ્રષ્ટાચાર પ્રત્યે જે૦પી૦ લોકોનું ધ્યાન દોરતા. તેમાંય રાજકારણમાંના ભ્રષ્ટાચારની અસર સમાજનાં બધાં જ ક્ષેત્રો પર ઘણી પડે છે. એ ભ્રષ્ટાચારને અંકુશમાં આણવાનાં કેટલાંક પગલાં પણ જે૦પી૦એ સૂચવેલાં. ચૂંટણીના કાયદામાં અને ચૂંટણીની પદ્ધતિમાં ફેરફાર કરવાનાં સૂચનો પણ કરેલાં.

જે૦પી૦ આ બધું ઇંદિરાજીના પણ ધ્યાન પર લાવતા. એમને રૂબરૂ મળીને પણ કાંઈક ચોક્કસ પગલાં ભરવા વિશે આગ્રહ કરતા. પરંતુ જે૦પી૦નો અનુભવ બહુ નિરાશાજનક રહ્યો. એમણે જોયું કે આ બધી વાતો તરફ કોઈ ધ્યાન જ નથી આપતુ. કોઈ કાંઈ કરવા જ નથી માગતું. ધીરે ધીરે જે૦પી૦ને ઇંદિરાજીના આશય વિશે જ શંકા ઊભી થવા માંડી હતી. ૧૯૭૩ના મે માસમાં સર્વોચ્ચ અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિની નિમણૂક બાબત ઘણો ઊહાપોહ થયો. જે૦પી૦એ એક ચોક્કસ સૂચન કર્યું કે જો સિનિયોરિટીની પરંપરા પડતી મૂકવી હોય, તો સંસદની એક સર્વપક્ષીય સમિતિ રચવી, જે બધી બાજુનો વિચાર કરીને ન્યાયમૂર્તિની નિમણૂક બાબત અમુક ચોક્કસ પદ્ધતિની ભલામણ કરે. વડા ન્યાયમૂર્તિની નિમણૂક સંપૂર્ણપણે વડા પ્રધાનના જ હાથમાં રહે, એ ન્યાયતંત્રની સ્વતંત્રતાની દૃષ્ટિએ હિતાવહ નથી.

આવો જ બીજો વિવાદ બંધારણમાંના નાગરિકના મૂળભૂત અધિકારો વિશે ચાલ્યા કરતો. તે વિશે પણ જે૦પી૦એ સમજાવ્યું કે અત્યારે આપણા બંધારણમાં મિલકત અંગેના અધિકારોને વાણી-સ્વાતંત્ર્ય વગેરે મૂળભૂત અધિકારો સાથે નાહકના સાંકળી દેવામાં આવ્યા છે. તે બંનેને છૂટા પાડી નાખવા જોઈએ. મિલકત એ આખરે એક સામાજિક વસ્તુ છે. તેથી મિલકતની ખાનગી માલિકીને મર્યાદિત કરી શકાય, તેના પર નિયંત્રણ મૂકી શકાય, અને જરૂર પડે તો તેને સાવ રદ પણ કરી શકાય પરંતુ નાગરિકના અન્ય મૂળભૂત અધિકારો તો કદી પણ રદ કરી શકાય જ નહીં, એવી સ્પષ્ટ જોગવાઈ બંધારણમાં કરી દેવી જોઈએ. માત્ર અત્યારની વ્યક્તિઓ અને સ્થિતિને નજર સામે

રાખીને નહીં, પણ લાંબા ગાળાની દૃષ્ટિએ આવી બાબતો વિશે વિચારવું જોઈએ.

જે૦પી૦ને લાગતું કે આ તો સાવ સાદીસીધી વાત છે, અને મનમાં જો ખરેખર ઇચ્છા હોય તો આનો અમલ કરવામાં કશી આનાકાની થવી જોઈએ નહીં. પરંતુ એમણે જોયું કે ઇન્દિરાજી આવી સાદીસીધી વાતને પણ ગૂંચવી દેતા. સીધી ચર્ચા કરવાને બદલે ગોળગોળ અને નારાજીમાં જ બોલ્યે રાખતાં, તથા સામેવાળા ઉપર એકદમ આક્ષેપબાજીમાં ઊતરી જતા.

આ બધું જે૦પી૦ને રુચતું નહીં. એમને એ સમજાતું જ નહીં કે લોકશાહીના મૂલ્યમાં માનનારી કોઈ પણ વ્યક્તિ આવી સીધીસાદી બાબત સાથે શી રીતે અસંમત થઈ શકે. ઉપરોક્ત બંને બાબત અંગેના પોતાના નિવેદનમાં જે૦પી૦એ "વડાપ્રધાનને અંતઃકરણપૂર્વકની અપીલ" કરેલી. પણ તેનો ઇન્દિરાજીએ જે જવાબ વાળ્યો, તેથી જે૦પી૦ને ભારે નિરાશા અને ઊંડી વેદના થઈ

**અકળાવનારી પરિસ્થિતિની મૂંઝવણ**

આ દિવસોમાં જે૦પી૦ અત્યંત મૂંઝવણમાં હતા. પરિસ્થિતિ દિવસે દિવસે વધુ ને વધુ અકળાવનારી બનતી જતી હતી. પણ શું કરવું તે એમને સૂઝતું નહોતું. વિનોબાજી તરફથી કાંઈક માર્ગદર્શન મળે એવીયે એમના મનમાં અપેક્ષા ખરી. પરંતુ એવું માર્ગદર્શન મળતું નહોતું. વિનોબાજીનું ચિંતન જુદી રીતે ચાલતું હતું. તા. ૨–૩–૭૪ના એક પત્રમાં જે૦પી૦એ લખ્યું : 'આજે જે પરિસ્થિતિ છે, જનતાની જે હાલત છે, તેમાં જનતાની નાડ ઉપર હાથ રાખીને બાબા કાંઈ કરવા માગત, તો મારો પણ ઉપયોગ કોઈક મોટા કામમાં થઈ શકત. પણ તેમ ન થયું ત્યારે મને જે સૂઝે છે તે કરું છું. મારા સ્વાસ્થ્યની જે હાલત છે તેમાં ઝાઝું તો કાંઈ નહીં કરી શકું. તેમ છતાં થશે એટલું કરીશ. આ બધું બાબાની દૃષ્ટિએ બેકાર હોઈ શકે છે. પરંતુ દરેક માણસે પોતાની બુદ્ધિ અનુસાર વરતવું પડે છે.'

**દૃષ્ટિકોણ અને મૂલ્યાંકનમાં ફરક**

ઇન્દિરાજીની બાબતમાં જે૦પી૦ અને વિનોબાના દૃષ્ટિકોણમાં અને મૂલ્યાંકનમાં પણ ફરક પડતો જતો હતો. આ અરસામાં એક વાર ઇન્દિરાજી વિનોબાને મળવા ગયાં ત્યારે વાતવાતમાં વિનોબાએ કહી દીધું કે 'તમે સર્વ સેવા સંઘના સદસ્યા જ છો !' આ અંગે સારો એવો ઊહાપોહ થયો. ત્યારે વિનોબાજીએ કહ્યું કે, 'આનો મતલબ એ કે આપણા જે મુખ્ય મુખ્ય આધ્યાત્મિક વિચારો છે, તે એમને માન્ય છે, એટલા માટે મેં એમને સર્વ સેવા સંઘના સદસ્યા કહ્યાં. મેં કાંઈ મને પોતાને કોંગ્રેસનો સદસ્ય તો નથી માન્યો......પંચશક્તિનો સહયોગ મને માન્ય છે. તેમાં આપણે શાસનશક્તિનો સહયોગ પણ માન્યો છે. જ્યાં શાસનની ભૂલ હશે ત્યાં આપણે એમને ચેતવણી પણ આપીશું અને એમનો વિરોધ પણ કરીશું. આપણું વલણ ન વિરોધનું હશે, ન એમના પક્ષનું. શક્ય હશે એટલો સહયોગ આપણે એમની સાથે કરીશું અને એમનો સહયોગ લઈશું.'

પરંતુ જયપ્રકાશજીના ગળે આ વાત ન ઊતરી. એટલે તા. ૨–૩–૭૪ના એક પત્રમાં એમણે લખ્યું : 'ઇન્દિરાજી બાબાને આ રીતે મળતાં રહે, તો બહુ સારું થશે. તેનાથી એમના પર સારો પ્રભાવ પડશે અને દેશનુંયે ભલું થશે......પણ બાબાએ જે કહ્યું તે મને વિચિત્ર લાગ્યું. ઇન્દિરાજી પ્રત્યેનો બાબાનો ભાવ—મી નો ઇવિલ, હિયર નો ઇવિલ, સ્પીક નો ઇવિલ — જેવો માલૂમ પડે છે, જે એક સંત માટે તો ઠીક છે, પરંતુ વાસ્તવિકતાને સમજવામાં બાધક બની શકે છે......જ્યાં સુધી આધ્યાત્મિક મૂલ્યોનો પ્રશ્ન છે, મારી સમજમાં તેનો ઘનિષ્ઠ સંબંધ નૈતિકતા સાથે છે. રાજનૈતિક અને શાસકીય નૈતિકતાનું જેટલું ઊંડું પતન ઇન્દિરાજીના શાસનકાળમાં થયું છે એટલું ક્યારેય નહોતું થયું. એમનું પોતાનું આચરણ આ દૃષ્ટિએ દૂષિત રહ્યું છે. સત્તાની લડાઈમાં ગમે તેવું સાધન ક્ષમ્ય છે, એવું ઇન્દિરાજીનું રાજનૈતિક દર્શન હોય એમ જણાય છે. હું તો આને સર્વોદયનાં આધ્યાત્મિક મૂલ્યોનો સ્વીકાર નથી માની શકતો.'

આમ, દૃષ્ટિકોણમાં અને મૂલ્યાંકનમાં ખાસ્સો ફરક હતો પણ તે વિશે સામસામે બેસીને ચર્ચા કરી લેવાનું અને એકબીજાની ભૂમિકા વિગતે અને ઊંડાણથી સમજી લેવાનું ન બન્યું. એવો મોકો જ ન આવ્યો. તથા તેની અનિવાર્યતા પણ બન્નેને મન ન વસી.

**સંવાદમાં ઊભો થતો વિક્ષેપ**

વળી, જે૦પી૦ અને વિનોબાના સંવાદમાં હવે વિક્ષેપ આવવા લાગ્યો હતો. એક વખત એવો હતો, જ્યારે બોલવાથી નહીં, નજીક બેસવાથીયે વાતો થઈ જતી. પરંતુ હવે બોલીલખીનેય વાતો જોઈએ તેવી નહોતી થઈ શકતી. તા. ૨૬–૧૦–૭૩ના એક પત્રમાં સર્વોદયના એક સાથીને જે૦પી૦એ લખ્યું: 'બાબા સાથે ચર્ચા કરવામાં મને બહુ મુશ્કેલી પડે છે. એ give-and-take નથી કરી શકતા. સામેવાળાને એવું ભાન નથી કરાવી શકતા કે તેઓ એને બરાબરીના દરજ્જા પર રાખીને વાતચીત કરી રહ્યા છે. બીજાઓએ શું કહ્યું, લખ્યું, કર્યું છે તેની ન તેઓ જાણકારી રાખે છે, ન જાણકારી મેળવવા ઇચ્છે છે. કમ સે કમ મને તો એવું જ લાગ્યું છે. પ્રબંધ સમિતિ સાથે એમની જે હમણાં વાતચીત થઈ, તેનો રિપોર્ટ વાંચીને મારા મન પર સારી અસર નથી પડી. એમણે પ્રબંધ સમિતિના સભ્યો સાથે એવો જ વહેવાર કર્યો છે જેવો પુરાણી પદ્ધતિનો કોઈ સ્કૂલ માસ્ટર નાનાં બાળકોના ક્લાસ સાથે કરે. જો કે વ્યક્તિગત રીતે મારો તો તેઓ ઘણો આદર કરે છે.'

આ જ અરસામાં એક સજ્જનનો પત્ર જયપ્રકાશજીએ વિનોબાજીના અંતેવાસી કુસુમબહેન પર લખેલો : 'મારો એવો નમ્ર વિચાર છે કે આપણી જમાતમાં "કટુસુલ્લાપન" ઉપર સખત નજર રાખવી જોઈએ. કટુસુલ્લાપન એટલે બાબા વક્તા અથવા ઓછા

કાંઈક બરાબર શૂન્ય જેમ બાબાએ "ગાંધી વત્તા કાંઈક (ગાંધી પ્લસ સમથિંગ)નું ઉમેરણ કરીને ગતિરોધ દૂર કર્યો અને ગાંધીના વિચારને તેમ જ કાર્યને આગળ વધાર્યા, તેમ બાબા પછીયે થવું જોઈએ અલબત્ત, બાબાથી ભિન્ન મત પ્રગટ થયો, ત્યાં તે હંમેશા "બાબા વત્તા" જ છે, એવું કાંઈ નથી સંભવ છે કે બાબા પછી "બાબા ઓછા" જ વધારે થાય પરંતુ એ ખતરો ઉઠાવવા લાયક છે અને પેલા અવમૂલ્યન કરતાં તો તે વધારે સારું જ છે એ જ પ્રકારના વિચારમુક્તતાના વાતાવરણમાં "બાબા વત્તા કાંઈક" પણ ઉદ્ભવી શકશે "બાબા વત્તા અથવા ઓછા કાંઈક બરાબર શૂન્ય" તો sterile—વાંઝિયું જ નીવડશે '

આના જવાબમાં કુસુમબહેને લખ્યું કે 'બાબા પત્ર વાંચી ગયા, અને બોલ્યા—બહુ જ સુંદર લખ્યું છે ઉત્તમ પત્ર છે જયપ્રકાશને લખજે કે બાબાને તમારો પત્ર બહુ સારો લાગ્યો તેમાં જે વિચાર વ્યક્ત કર્યા છે, તેની સાથે બાબા સહમત છે, તે વિચાર બાબાને પસંદ છે' તેમ છતાં જે૦પીનું મન કાંઈક આળું થતું જતું હતું

**કાંઈક નવા માર્ગની શોધમાં**

ખેર, મુખ્ય તો એમના મનમાં વર્તમાન પરિસ્થિતિ અને સમસ્યાઓ વિશે છટપટાહટ ચાલતી હતી દેશની વર્તમાન પરિસ્થિતિ ઉપર અસર પાડી શકે એવું કાંઈક કરવાની એમને તાલાવેલી હતી અત્યાર સુધીમાં સેમિનાર, સંમેલન ગોષ્ઠી વગેરે તો અનેક કરી ચૂક્યા હતા સમિતિઓ અને સર્વે પણ થઈ ચૂક્યા હતા અંગત સંપર્ક દ્વારા સરકારની નીતિરીતિઓ પર અસર પાડવાના પ્રયાસ પણ જે૦પી૦એ ઓછા નહોતા કર્યા દેશના મહદ્ગત વાતાવરણ જન્માવવા પણ ઘણું મથ્યા હતા અનેક લેખો, ભાષણો, નિવેદનો દ્વારા લોકમત કેળવવાની કોશિશ પણ એમણે ઘણી કરી હતી પરંતુ આ બધું કરીકરીને એ હવે થાક્યા હતા આની કોઈ અસર લાગતાવળગતાઓ ઉપર નથી પડતી, તેઓ આ બાબત કશું કાને જ નથી ધરતા એમ જે૦પી૦ને લાગતું હતું

ત્યારે છેવટે પછી જે૦પી૦ એવા નતીજા પર પહોંચ્યા કે આનો બીજો કોઈ રસ્તો નથી હવે તો જનતા પોતે પોતાની શક્તિથી જો કાંઈ કરે તો થાય આપ મૂઆ વિના સ્વર્ગે જવાતું નથી તેમ જે ભ્રષ્ટ તંત્ર હેઠળ આજે જનતા પીડાઈ રહી છે, તેની યાતનાઓમાંથી છૂટવા લોકોએ પોતે જ લડવું પડશે આવા ભ્રષ્ટાચાર, ભૂખમરો, બેકારી, ફુગાવો તેમ જ દરેક પ્રકારના સામાજિક-આર્થિક અન્યાયો તેમ જ શોષણ સામે લડવા લોકોએ તૈયાર થવું પડશે

જો કે હજી લોકોએ શું કરવું જોઈએ તે કાંઈ જે૦પી૦ને સૂઝતું નહોતું એ પોતે અંધારામાં હતા કાંઈક નવો માર્ગ ખોળી રહ્યા હતા



૧૬

# લોકશક્તિ જગાડવાનો એક પ્રયોગ

ચંડીગઢની પોતાની જેલ-ડાયરીમાં જયપ્રકાશજીએ નોંધ્યું છે : 'પ્રભાના અવસાન પછી જીવન નીરસ બની ગયું હતું. જો સાર્વજનિક કાર્યોનું આકર્ષણ ન રહ્યું હોત, તો કદાચ હું હિમાલય ભણી વળી ગયો હોત. અંદર દિલ રડતું હતું, બહારથી કામમાં મચ્યો રહેતો હતો. મારું સ્વાસ્થ્ય ધીરે ધીરે કથળતું જતું હતું. આવી જ વિષાદની ઘડીમા એક અણધારી ઘટના બની. અને અંતર ફરી પાછું ખીલી ઊઠ્યું, જીવનમાં ફરી પાછો જાણે કાંઈક રસ જાગ્યો. સ્વાસ્થ્ય પણ સુધરતું ગયું. એક નવી જ શક્તિ, નવા જ ઉમંગનો અનુભવ થવા લાગ્યો.'

**યુવાશક્તિને આવાહન**

૧૯૭૩ ના ડિસેમ્બરની વાત છે. જયપ્રકાશજી વિનોબાજીને મળવા પવનાર આવેલા, ત્યા બેચાર દિવસ રહ્યા હતા. દેશની પરિસ્થિતિ વિશે એમના મનમાં ચિંતા થયા કરતી હતી. વળી, તે વખતે ઉત્તર પ્રદેશમાં વચગાળાની ચૂંટણી થવાની હતી. ચૂંટણીમાંગે અનેક પ્રકારની ગેરરીતિઓ, બળજબરી વગેરે થવા લાગ્યાં હતાં. એવી પરિસ્થિતિમાં લોકશાહી મૂલ્યોની રક્ષાનો કાર્યક્રમ ઉપાડવાનો વિચાર જેપી૦ને આવ્યો. અને તે માટે માધ્યમ કોણ બને ? એમની નજર વિદ્યાર્થીઓ અને તરુણો પર ગઈ. એમને માટે પક્ષનિરપેક્ષ ભૂમિકામાં કામ કરવું સહેલું થશે એમ એમને લાગ્યું. તેથી યુવકોને આવાહન કરવાની પ્રેરણા જે૦પી૦ના દિલમાં જાગી. "યૂથ ફોર ડેમોક્રસી" નામે લોકતંત્ર માટે યુવકોને આવાહન કરતી એક અપીલ એમણે પવનારથી જ બહાર પાડી. યુવાનોને ઉદ્દેશીને કરેલી એ અપીલમાં જે૦પી૦એ કહેલું :

'વડાં પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ "વર્લ્ડ યુનિયન પાર્લમેન્ટ ઓફ યૂથ"ને સંદેશો આપતાં કહ્યું કે, "એક નવી શક્તિનું અવતરણ થઈ રહ્યું છે—યુવાશક્તિનું. દુનિયાભરના યુવકોમા અજંપો છે. અને તેઓ એક યા બીજા પ્રકારનો વિરોધ કરવામાં જોડાયા છે......અજંપો થાય અને પ્રતિકાર કરવો પડે એવું ઘણું છે." વિરોધના વિષય તરીકે એમણે યુદ્ધ, રંગભેદ, વર્ચસ્વ જમાવવાની વૃત્તિ, અસમાનતા, ઇત્યાદિનો ઉલ્લેખ કર્યો છે.

'આપણા દેશના યુવાન માટે પણ વિરોધ કરવા જેવું ઘણું છે. શિક્ષણ સંસ્થાઓમાં હમણાં વિદ્યાર્થીઓના વિવિધ પ્રકારના વિરોધના દૃશ્યો જોવા મળે છે. પરંતુ તેમા સામાન્ય રીતે સ્થાનિક, સંકુચિત અને તાત્કાલિક પ્રશ્નોની ઘેરી અસર હોય છે......આજે શિક્ષણમા ક્રાંતિકારી પરિવર્તન લાવવાનો પ્રશ્ન અવશ્ય મહત્ત્વનો છે. પરંતુ હું જે કારણસર આ અપીલ કરું છું, તેમાં હજુ ઊંડી અને પાયાની સમસ્યાઓ સમાયેલી છે. એ છે લોકશાહી. લોકશાહીનો અર્થ એ થવો જોઈએ કે લોકતાંત્રિક પ્રક્રિયામાં ભાગ લેવાની લોકોને સૌથી વધુ તક મળે.

'દુર્ભાગ્યે, નાગરિક જીવનની આ પૂર્વશરત પર વિવિધ દિશાઓમાંથી ભય ઝઝૂમી રહ્યો છે. સૌથી વધુ ગંભીર ભય ચૂંટણીની પ્રક્રિયા દૂષિત થવાને કારણે ઊભો થયો છે. આજે

ચૂંટણીઓનું કેન્દ્રબિંદુ જનતા અને લોકશાહીની પ્રક્રિયામાંથી ખસી ગયું છે. આનું કારણ એ છે કે ચૂંટણીનો અર્થ અને અર્ક પૈસા, જૂઠાણું, લાંચ તથા શારીરિક ભયના પરિબળોથી ધીમે ધીમે ખવાઈ રહ્યો છે. ચૂંટણીનો ખર્ચ માઝા મૂકી રહ્યો છે. એ જ રીતે માથાભારે રાજકીય તેમ જ જ્ઞાતિના સ્થાપિત હિતોના ટેકાથી પાંગરતા પશુબળનો ઉપયોગ ભયજનક રીતે વધતો જાય છે.

'લોકશાહીની પ્રક્રિયાના જન્મકાળે જ તેનું ગળું ઘોંટી દેવામાં આવતું હોય, ત્યારે શું આપણો યુવાન વર્ગ આળસુની જેમ માત્ર જોયા કરશે? આજે અને અત્યારે જ સક્રિય બનીને પગલું ભરવાનો વખત છે. એમના આ પગલાનું સ્વરૂપ કેવું હોય તે યુવકોએ જાતે નક્કી કરવાનું છે. મારી ભલામણ માત્ર એટલી જ છે કે લોકશાહીના આત્મા અને મર્મને અનુરૂપ એવું એમનું વર્તન ચુસ્તપણે શાંતિમય અને નિષ્પક્ષ હોવું જોઈએ.

'વિદ્યાર્થીઓનો એક નાનકડો વર્ગ પક્ષોમાં વહેંચાઈ ગયો છે. પરંતુ તેનો વિશાળ સમુદાય—શાળામાં ન જનાર યુવક વર્ગ પણ—ક્યાંય જોડાયો નથી. હું આ વિશાળ સમુદાયને અપીલ કરું છું. મારી સલાહ એ છે કે આને માટે કોઈ પહેલ કરે તેની રાહ જોઈને બેસી ન રહેવું. જ્યાં જરૂર હોય ત્યાં "લોકશાહી માટે તરુણ" નામે સંગઠનો આપોઆપ ઊભા થવાં જોઈએ. સાહજિકતા અને સ્વતંત્ર સ્થાનિક પગલાં આ આંદોલનની વિશેષતા બનવી જોઈએ.

'દુનિયાના ઘણા દેશોમાં વિદ્યાર્થીઓએ પોતાના દેશની રાજકીય ભાગ્યરેખા બદલવામાં નિર્ણાયક ભાગ ભજવ્યો છે. ભારતમાં પણ રાષ્ટ્રીય રંગમંચ પર નિર્ણાયક ભાગ ભજવી યુવાશક્તિએ લોકોની સર્વોપરીતાની સ્થાપના કરવાની તથા પૈસો, જૂઠાણું અને પાશવી બળની બોલબાલા ઉપર વિજય મેળવવાની ઘડી પાકી ગઈ છે.'

છેલ્લાં વરસોમાં જે૦પી૦ મારફત જે પ્રચંડ લોકકર્મ થયું, તેનાં બીજ યુવકોને નામે બહાર પાડેલી એમની આ અપીલમાં રહેલાં છે. તેમાં મૂળ બાબતો છે— યુવાશક્તિ, લોકશાહી મૂલ્યોનું સંરક્ષણ-સંવર્ધન, શાંતિમયતા, નિષ્પક્ષતા, લોકોનો સ્વતંત્ર અભિક્રમ અને લોકોની સર્વોપરીતા. પવનારમાં હતા એટલે આ અપીલ એમણે વિનોબાજીને પણ બતાવેલી, અને એમણે તેના પર "ઠીક હૈ" એમ લખીને તેમાં પોતાની સહમતી દર્શાવેલી. જે૦પી૦-ને તેથી ખુશી થઈ હતી.

### ક્ષિતિજ પર ફરી ૧૯૪૨નાં એંધાણ

યુવકોને કરેલા જે૦પી૦ના આ આવાહનનો પ્રત્યુત્તર જે૦પી૦-ની પોતાની અપેક્ષા કરતાંયે વધારે મળ્યો. એ દિવસોમાં એમને વિદ્યાર્થીઓ સાથે વધુ હળવા-મળવાનું થયું. ખાસ કરીને પટણા યુનિવર્સિટીના વિદ્યાર્થીઓની રેલીઓ સમક્ષ જે૦પી૦નાં ભાષણો થયાં. ઉત્તર પ્રદેશનાં કેટલાંક વિદ્યાર્થી કેન્દ્રોમાં પણ જે૦પી૦એ વિદ્યાર્થીઓને સંબોધેલા. ઉત્તર પ્રદેશની વર્તમાન ચૂંટણીના સંદર્ભમાં પોતાની અપીલના ફલિતાર્થો પણ જે૦પી૦ એમને સમજાવતા.

યુવકો સાથેના આ નવા સંપર્કથી જે૦પી૦ના દિમાગમાં પોતાના અગાઉના જીવનની રોમાંચક સ્મૃતિઓ ફરી સળવળવા લાગી હતી. ૧૯૪૬માં એ જ્યારે જેલમાંથી બહાર આવેલા, ત્યારે જે૦પી૦એ લોકોમાં તેમ જ ખાસ કરીને યુવકોમાં જે અદમ્ય ઉત્સાહ અને ઉમળકો જોયેલા, તે જાણે એમને ફરી નજર સામે સજીવન થતાં લાગ્યાં. તે વખતે જે૦પી૦ ૧૯૪૨ના આંદોલનના "હીરો" બની ગયેલા અને યુવાહૃદય-સમ્રાટનું બિરુદ પામેલા. ૧૯૭૪માં ફરી જે૦પી૦ને યુવાહૃદય સાથે પોતાના હૃદયનો તાલ મળતો લાગ્યો. સેતુ બંધાતો લાગ્યો. યુવકોના ઉત્સાહ ને ઉમંગ જોઈને જે૦પી૦ને પોતાને પણ નવી પ્રેરણા થવા લાગી.

આ દિવસોની સભાઓમાં જે૦પી૦ વારંવાર ૧૯૪૨ની ક્રાંતિની યાદ અપાવતા. એ કહેતા કે આજે હું ફરી ૧૯૪૨ની પરિસ્થિતિ ક્ષિતિજ પર જોઈ રહ્યો છું. ઇતિહાસનું પુનરાવર્તન થાય પણ છે અને નથી પણ થતું. પરિસ્થિતિ નદીના પ્રવાહની માફક પ્રતિક્ષણ બદલાતી રહે છે. એટલે ૧૯૪૨ની જે સ્થિતિ હતી, તેની તે ફરી આવી રહી છે, એમ તો કોઈ નહીં કહે. પરંતુ મારું કહેવાનું તાત્પર્ય એ છે કે દેશમાં ભારે અશાંતિ છે, લોકો બેહદ પરેશાન છે. એ અર્થમાં દેશમાં એક ક્રાંતિકારી પરિસ્થિતિ ઊભી થઈ રહી છે. ફરી એક વાર ૧૯૪૨ની ક્રાંતિના એંધાણ વર્તાઈ રહ્યાં છે. આમાંથી કાં તો અરાજકતા અને તેમાંથી સરમુખત્યારી જન્મશે, કાં ક્રાંતિ જન્મશે.

### ગુજરાતના વિદ્યાર્થીઓની પહેલ

જે૦પી૦ના આ નવા જુસ્સા અને નવા રણકારે ઘણા જુવાનોનાં મન પર ઘેરી અસર નિપજાવી હતી. તેવામાં એકાએક ગુજરાતમાં વિદ્યાર્થીઓનું આંદોલન શરૂ થયું. તે આંદોલન પહેલાં જે૦પી૦ને ગુજરાત જવાનું થયું ન હતું. પણ એ આંદોલનના કેટલાક અગ્રણી જુવાનોએ એમ કહ્યું કે અમે જે૦પી૦ના આવાહનને અનુસરીને એ ચળવળમાં ભાગ લીધો હતો. ગુજરાતનું આંદોલન મહિનો-માસ ચાલ્યું ત્યાર બાદ તેના અગ્રણી યુવક-નેતાઓ જે૦પી૦ ગુજરાત આવીને પોતાને માર્ગ-દર્શન આપે તે માટે બહુ ઉત્સુક હતા. ગુજરાતના સર્વોદયના તેમ જ અન્ય સાથીઓનું એક પ્રતિનિધિમંડળ ફેબ્રુઆરી ૧૯૭૪માં જે૦પી૦ને મળવા દિલ્હી ગયું ત્યારે કેટલાક જુવાનિયાઓએ કહેલું કે જયપ્રકાશને હાઈજેક કરીનેય અહીં તો આણો જ! રવિશંકર મહારાજે પણ જે૦પી૦ને ગુજરાત આવવા સંદેશો મોકલ્યો.

આથી ફેબ્રુઆરીમાં જે૦પી૦ ગુજરાત ગયા. ચાર દિવસ અમદાવાદમાં રહ્યા. વિદ્યાર્થીઓ, વેપારીઓ, રચનાત્મક કાર્યકરો વગેરે સમક્ષ એમનાં ભાષણો થયાં. ત્યારે હિંદીના કવિ બચ્ચન-જીની એક પંક્તિ જે૦પી૦ યાદ કરતા: "આજ લહરોં મેં નિમંત્રણ, તીર પર કૈસે રુકું મૈં?" જે૦પી૦ કહેતા કે આજે

લહેરો નિમંત્રણ દઈ રહી છે અને હું કિનારે કેમ બેસી રહી શકું ? સમાજમાં આ જે નવા તરંગો ઊઠી રહ્યા છે તેમાં કૂદી પડવા માગું છું, પણ સ્વાસ્થ્યને લીધે લાચાર છું. છતાં મારી શારીરિક મર્યાદા સાથે જેટલું થઈ શકશે તેટલું કરીશ.

પછી યુવકોને એમણે પૂછ્યું કે તમે નવનિર્માણ સમિતિ એવું નામ આપ્યું છે, પણ નવનિર્માણની કોઈ રૂપરેખા છે તમારી પાસે ? ન હોય તો બનાવવી જોઈએ. અને બીજી વાત જે૦પી૦એ એ મૂકી કે ધારાસભાનું વિસર્જન થઈ ગયા બાદ નવી ચૂંટણી થશે, તો શું એની એ ઘરેડમાં જ થશે ? માટે ચૂંટણીની પદ્ધતિમાંયે પરિવર્તન કરવું જરૂરી છે. આના અનુસંધાનમાં જે૦પી૦એ નવી ચૂંટણીમાં મતદાતા પરિષદ તથા ગ્રામસભા-પ્રતિનિધિ પરિષદ મારફત લોકઉમેદવાર ઊભા કરવાની હિમાયત કરેલી. ત્યારે એમણે ભારપૂર્વક કહેલું કે આવો ઉમેદવાર કોઈ રાજકીય પક્ષનો ન હોવો જોઈએ, નહીં તો તેની ચોટલી તેના પક્ષના હાઈકમાન્ડના હાથમાં જ રહેશે. જે૦પી૦એ ત્યારે એમ પણ કહેલું કે અત્યારે જનતામાં રોષ છે તેથી ઇંદિરાજીના કોંગ્રેસ પક્ષને નવી ચૂંટણીમાં ઓછા વોટ મળશે એમ ઘણા કહે છે. પરંતુ અત્યારે તેના સિવાય બીજા કયા પક્ષો છે ? સંસ્થા કોંગ્રેસ, જનસંઘ, સ્વતંત્ર પક્ષ, એ લોકો જીતીને આવે તો તે પ્રગતિની દિશાનું પગલું થશે કે પીછેહઠનું ? જે૦પી૦એ એમ પણ કહેલું કે રચનાત્મક કાર્યકરો ભેળા મળીને એક પક્ષ બનાવે અને તેના તરફથી ચૂંટણીમાં ઉમેદવારો ઊભા રાખે, તો તેનોયે હુ ઘોર વિરોધ કરીશ. વળી, રચનાત્મક કાર્યકરોને તો એમણે કહ્યું કે હવે તો કોઈ પણ રચનાત્મક કાર્યકરે કોઈ પણ રાજકીય પક્ષ સાથે સંબંધ ન રાખવો જોઈએ, નહીં તો નાહકના પક્ષાપક્ષીમાં ફસાશો. ઉપરાંત, યુવકોને તેમ જ બીજા સહુને એમણે ઉત્કટતાપૂર્વક કહ્યું કે ગ્રામભારતના નવનિર્માણનો મુખ્ય કોયડો આપણી સામે આજે છે. સામાજિક-આર્થિક સમતા સ્થાપવાની મુખ્ય સમસ્યા છે. દેશમાં શાંતિમય ક્રાંતિ લાવવી છે.

### ગુજરાતના આંદોલનના સંકેતો

ગુજરાતના આંદોલનને આવી કોઈ સ્પષ્ટ દિશા મળે એવી જે૦પી૦ને ઘણી ઇચ્છા હતી. પણ ગુજરાતનું આન્દોલન પૂરેપૂરું શાંતિમય પણ રહી શક્યું નહીં, અને તેને વ્યાપક ફલક પર આગળ વધારવા માટે ઉચિત નેતાગીરી પણ મળી નહીં. થોડા વખતમાં આન્દોલન ઓસરી ગયું. તેમ છતાં જે૦પી૦ના મનમાં આ આંદોલનનું મહત્ત્વ બહુ જ વસી ગયું. એમણે જોયું કે વિદ્યાર્થીઓએ પહેલી વાર પોતાના વર્ગની માગણીઓથી ઉપર ઊઠીને જનતાની વ્યાપક માગણીઓ માટે સંઘર્ષ કર્યો. એમણે સામાન્ય પ્રજાની લાગણીને વાચા આપી. જે૦પી૦એ એ પણ નોંધ્યું કે સ્વરાજ્ય પછી આજે પહેલી વાર બન્યું કે એક ગેરબંધારણીય પરિવર્તન—પ્રધાનમંડળનું રાજીનામું અને ધારાસભાનું વિસર્જન—જનશક્તિ તેમ જ જનશક્તિના દબાણથી કર્યું. આ પદ્ધતિ સંસદીય લોકશાહીની વિરોધી નથી. જ્યારે પ્રજાકીય પ્રતિનિધિઓ અને બધી લોકશાહી સંસ્થાઓ લોકોની યાતનાઓનો ઉકેલ કરવામાં અથવા લોકોની ઇચ્છાઓનો શીઘ્ર પ્રત્યુત્તર વાળવામાં નિષ્ફળ જાય, ત્યારે લોકો બીજું કરી પણ શું શકે ?

આમ, જે૦પી૦નું ચિંતન એ રીતે ચાલ્યું કે ગુજરાતના આ આંદોલને ભારતમાં પ્રથમવાર લોકશાહી તંત્રમાં લોકોનું મહત્ત્વ પ્રસ્થાપિત કર્યું, અને તેય તમામ રાજકીય પક્ષોની ઉપરવટ જઈને. આ આંદોલનથી મુખ્ય વસ્તુ એ પ્રતિપાદિત થઈ કે જનશક્તિ રાજ્યશક્તિ કરતાં સર્વોપરી છે, રાજ્યશક્તિ જનશક્તિને આધીન છે. આવા ચિંતનના આધારે જે૦પી૦એ નિખાલસતાથી કહી દીધું કે, 'ગુજરાતના આંદોલને મને પ્રકાશ દેખાડયો. દેશની પરિસ્થિતિ વિશે હું ભારે ચિંતિત હતો. પણ મને કોઈ માર્ગ સૂઝતો ન હતો. હું અંધારામાં ખંખોળતો હતો. ત્યારે ગુજરાતના વિદ્યાર્થીઓએ આ આંદોલનની મશાલ ચેતાવી, અને તેમાંથી મને પ્રકાશ મળ્યો.'

### વિનોબાનો ભિન્ન પ્રતિભાવ

પરંતુ આ વિશે વિનોબાજીનો પ્રતિભાવ પહેલેથી ભિન્ન રહ્યો. એમનું કહેવું એમ હતું કે આપણી ચૂંટેલી સરકારની પ્રતિષ્ઠા જાળવવી જોઈએ. આપણે પોતે જ તેને ચૂંટી હોય અને આપણે જ તેની પ્રતિષ્ઠા ખંડિત કરીએ, તો તે લોકશાહી માટે સારું નથી. એમ કરવાથી દેશની શક્તિ ક્ષીણ થાય. આજે તમારા માથા પર ડેમોક્રસીને બચાવવાનું ભૂત સવાર થઈ ગયું છે, તેને પહેલાં ભગાડી મૂકયા વિના તમારું મુક્ત ચિંતન થઈ શકશે નહીં.

વિનોબાજીએ વધુ ઊંડાણમાં જઈને એમ સમજાવવાનોયે પ્રયત્ન કર્યો કે લોકનીતિ સિવાયની બધી જ રાજ્ય-પદ્ધતિઓ "તેઓવાદ" અને લશ્કર ઉપર આધારિત છે. તેની જગ્યાએ આપણે તો સકલાયતન આણવાનું છે. એ આપણું મુખ્ય કામ છે. તે માટે સહુની શક્તિ પેદા કરવાની છે—ગ્રામશક્તિ, નગરશક્તિ એ બધાંની સંમિલિત શક્તિ.

ગુજરાતના સર્વોદય કાર્યકરોને વિનોબાજીએ કહ્યું : "લોકોને પક્ષમુક્તિની વાત ગળે ઉતારવામાં જો આનાથી મદદ મળતી હોય, તો જોવું જોઈએ. બને તેટલા વધુ લોકોને પક્ષમુક્ત બનાવો. ગ્રામસભા બનાવીને તેની મારફત લોકોનો ઉમેદવાર ઊભો કરો. ગામેગામ તમારો એક સેવક ખડો કરો. દરેક ગામમાં આપણી પત્રિકા પહોંચાડો.

વિનોબાજી આ રીતે સમજાવવાનો પ્રયત્ન કરતા રહ્યા. વર્તમાન પરિસ્થિતિમાં સર્વોદય આંદોલનનું વલણ કેવું હોવું જોઈએ, તે વિશે પોતાના સ્પષ્ટ વિચારો અવારનવાર રજૂ કરતા રહ્યા. તેમ છતાં એ પોતે હવે પ્રત્યક્ષ કાર્યક્ષેત્રમાં નહોતા પડતા. એમની ભૂમિકા પણ હવે ભિન્ન થતી જતી હતી. આ દિવસોમાં, એક વાર વાતચીતમાં વિનોબાજીએ પોતાની ભૂમિકાની સ્પષ્ટતા કરતાં, કાર્યકરોને એક વાત કહેલી : 'એક વાર આપણી બેઠકોમાં કહ્યું ખાલી કે આપણા આંદોલનમાં એક છે 'સંત' અને, બીજો

છે પૉલિટિશિયન. તો કોણ સંત અને કોણ પૉલિટિશિયન? એક વિનોબા છે. એક જયપ્રકાશજી છે. ઘણાનો મત એવો રહ્યો કે જયપ્રકાશજી સંત છે.....જયપ્રકાશજી અહીં આવ્યા ત્યારે નક્કી કરેલું કે લોકશાહીને બચાવવા માટે વિદ્યાર્થીઓની સેના ઊભી કરીશું. મને પૂછ્યું, તો મેં હા કહી દીધી. ત્યાર પછી બીજા લોકો આવ્યા. એમણે પૂછ્યું. નાહક આપણે આ ઝઘડામાં પડીએ, તે ઠીક કહેવાય? મેં કહ્યું, ના. તેમાં પડવું ઠીક નથી. ત્યાર પછી ત્રીજા આવ્યા. પૂછવા લાગ્યા. ભ્રષ્ટાચાર વગેરે થાય છે. તો અમે લોકો શું એ બધું જોયા કરીએ? તેવે વખતે એવા લોકોને અમે થોડો બોધપાઠ આપી શકીએ કે નહીં? તો મેં કહ્યું, જરૂર આપી શકો. સામે ભ્રષ્ટાચાર થઈ રહ્યો હોય, ત્યારે શું આપણે હાથ જોડીશું અને ઉપવાસ કરીશું? ત્યાં તો તત્કાળ કાંઈક કરવાની જરૂર છે. આમ, મેં બધાને સંમતિ આપી દીધી. ૐ ૐ. આને તુકારામનું પણ સમર્થન છે. તુકારામ બિચારો ભોળો સાધુ, દેહાત હતો. અધિકાર તૈસા કરું ઉપદેશ! જેનો જેવો અધિકાર, તેવો તેને ઉપદેશ!'

આ બધાં વરસોમાં વિનોબાજીની ભૂમિકા લગભગ આવી જ રહી છે. અને તેને કારણે એમના વિશે અનેક ગેરસમજો પણ ઊભી થઈ છે. જેવો પ્રસંગ અને સામે જેવો માણસ, તેવું એમને મોઢેથી નીકળી જાય છે. અલબત્ત, એમના પોતાના સ્પષ્ટ વિચારો અને અભિપ્રાયો પણ વચ્ચે વચ્ચે જોવા મળે છે. છતાં પ્રત્યક્ષ ક્ષેત્રમાં સાર્વજનિક કામની જવાબદારી લઈને એક મોટા લોક-આંદોલનનું નેતૃત્વ કરનારા વિનોબા અને સૂક્ષ્મ-પ્રવેશ કરીને નિવૃત્તિ-પરાયણ અને ઈશ્વર-પરાયણ બનેલા વિનોબાની ઝલક જુદી જુદી છે.

## નવા લોક-જાગરણની ઉમેદ

ખેર, જે૦પી૦ પોતાના ચિંતન અનુસાર આગળ વધતા રહ્યા. ગુજરાતના આંદોલને એમને માર્ગની કાંઈક ઝાંખી કરાવી હતી અને આગળ વિચારવાની તક પૂરી પાડી હતી. ક્ષિતિજ ઉપર ૧૯૭૪ની જે પરિસ્થિતિ એમને દેખાઈ રહી હતી, તેને એક લોક-આંદોલનનું સ્વરૂપ આપી નવું લોક-જાગરણ કરવાની એમને ઉમેદ હતી. અને તેમાં ઇંદિરાજી અને એમની સરકાર તેમ જ અન્ય રાજદ્વારી નેતાઓનો પણ સાથ પોતાને મળી રહેશે એવી એમને આશા હતી.

'ઇંદિરાજીની રીતિનીતિ વિશે જે૦પી૦ ઘણા નારાજ હતા તથા ઇંદિરાજીના સમગ્ર વ્યક્તિત્વ વિશે પણ એમના મનમાં શંકા ઊઠવા લાગી હતી, તેમ છતાં ઇંદિરાજી માટે એમના દિલમાં ઘણો પ્રેમ હતો. તા. ૨-૩-૭૪ના એક પત્રમાં જે૦પી૦એ લખ્યું હતું: 'ઇંદિરાજી સાથેનો મારો સંબંધ ઘણો જૂનો છે, અને અમારી વચ્ચે વ્યક્તિગત સ્નેહ અને પ્રેમ છે. પ્રભાને પણ એ બહુ પ્રેમ કરતી. પરંતુ ઇન્દુ જાણે છે કે હું મારા આપને પણ છોડી નથી શકતો. જ્યારે પણ ક્યારેય દેશના હિતમાં મને કાંઈ કહેવાની પ્રેરણા થાય છે. તો હું કહું છું અને કરું છું. તેને લીધે એ નારાજ જરૂર થાય છે. પણ છતાંયે એ સમજે છે અને હું એની રાજનીતિને અને એના રંગઢંગને સારી પેઠે સમજું છું. એને ખબર છે કે એની ઘણી વાતો મને નાપસંદ છે. પરંતુ તે એક તથ્ય છે, જેના વિશે ન તો એ કાંઈ કરી શકે છે અને ન હું પણ. એ પણ જ્યારે ને ત્યારે મારું નામ લીધા વિના મારા પર આક્રમણ કરે છે. પણ તેની મારા ઉપર કોઈ અસર નથી પડતી, જ્યાં સુધી એના માટેના મારા પ્રેમને સંબંધ છે. આ બધું હોવા છતાં ઇન્દુ મારી પાસેથી મદદની અપેક્ષા રાખે છે, અને હું પણ મારા વિચારો સાથે તડજોડ કર્યા વિના એને યથાશક્ય મદદ કરું છું અને કરતો રહીશ.'

બંને વચ્ચે આવો એક સંબંધ રહેલો. આ જે નવું લોક-આન્દોલન ઊભું થાય તે ઇંદિરાજીની ખોટી રીતિ-નીતિને પણ ઠેકાણે લાવે એવું જે૦પી૦ના મનમાં જરૂર હતું પણ એ આન્દોલન ઇંદિરાજીની વિરુદ્ધ હોય અને એમને કાઢવા માટે હોય, એવું તો જે૦પી૦ના મનમાં કે ચિત્તમાંયે નહોતું. બલ્કે ઇંદિરાજીનો પણ આમાં સાથ મળશે એવી એમને અપેક્ષા હતી. એક લોક-આંદોલનના વાતાવરણમાં દેશમાંયે કાંઈક સામંજસ્યનું રાજકારણ ઊભું કરવાની જે૦પી૦ની કલ્પના હતી.

## સામંજસ્યના રાજકારણ માટે પ્રયાસ

અમદાવાદથી ૧૫ ફેબ્રુઆરીએ પાછા ફર્યા તે રાતે જ જે૦પી૦ ઇંદિરાજીને મળ્યા. બહુ પ્રેમથી વાતો થઈ. ગુજરાતની પરિસ્થિતિ વિશે જે૦પી૦એ એમને જાણ કરી. ઇંદિરાજીએ જે૦પી૦ને કહ્યું કે વિરોધી પક્ષોનો સહકાર મેળવવામાં મને મદદ કરો. જે૦પી૦એ હા પાડી. બીજે દિવસ એ બહુ બીમાર થઈ ગયા. પણ થોડુંક સારું થયું કે એમણે અટલબિહારી બાજપાઈને બોલાવ્યા અને વાતચીત કરી. આ અંગે તા. ૪-૩-૭૪ના રોજ જે૦પી૦એ ઇંદિરાજીને પત્રમાં લખ્યું: 'બીમારીની હાલતમાંયે મેં આ કામ શરૂ કરી દીધું છે. જનસંઘ કોંગ્રેસનો સૌથી કટ્ટર વિરોધી છે અને તું પણ એમની એવી જ કટ્ટર વિરોધી છો, એટલે મને થયું કે પહેલાં અટલજી સાથે વાતચીત કરું. અને એમની પ્રતિક્રિયા જાણીને મને બહુ પ્રસન્નતા થઈ.....સમાજવાદી પક્ષના મિત્રો સાથે પણ વાત થઈ. માર્ચના છેલ્લા અઠવાડિયામાં દિલ્હી આવીશ ત્યારે અન્ય પક્ષોના નેતાઓ સાથે પણ વાત કરીશ. તે વખતે ૧૫-૨૦ દિવસ દિલ્હીમાં રહીશ. અને તે દરમ્યાન તારી સાથે પણ ઘણી વાર મળવાની જરૂર પડશે.'

દિલમાં આવી સામંજસ્યની ભાવના હતી. પણ દુર્ભાગ્યે, સંજોગો આનાથી સાવ ઊલટી જ દિશામાં બંનેને ઘસડી ગયા. બંને વચ્ચે આવી કામની વાતો ઉપરાંત બીજી પણ વિચારોની આપલે થયા કરતી. તેથી ઉપરોક્ત પત્રમાં જ આગળ જે૦પી૦એ લખ્યું હતું: 'એક વાર મેં તને હિંદીના એક પુસ્તકની વાત કરેલી—"માનસ કા હંસ," જે ગોસ્વામી તુલસીદાસજીની આત્મકથા રૂપે લખવામાં આવ્યું છે. અત્યંત સુંદર પુસ્તક છે.

જો તું તુલસી રામાયણ અને તુલસીદાસજીની અન્ય કૃતિઓથી પરિચિત હશે, તો તને આ પુસ્તકમાં રસ પડશે. લેખક છે, લખનઉના શ્રી અમૃતલાલ નાગર. આટલી વ્યસ્ત રહેતી હોવાં છતાં વાચન માટે તું થોડો સમય કાઢી લે છે, તો હું આશા રાખું છું કે આ પુસ્તક પણ અવશ્ય વાંચી જશે. તુલસીદાસજીનું જે વ્યક્તિત્વ તેમાંથી ઊપસે છે, તે અત્યંત માનવીય છે અને એમનું જે ચિત્ર જન-માનસમાં પ્રચલિત છે તેનાથી બહુ ભિન્ન છે. આ પુસ્તકની સાથે મારું એક પુસ્તક "મારી વિચારયાત્રા" તને મોકલવાની ધૃષ્ટતા કરી રહ્યો છું. તું માને છે કે મારા વિચારો કાંઈક અટપટા છે, અને હું ક્યારેક કાંઈ અને ક્યારેક કાંઈ બોલી દેતો હોઉં છું. જો તુ મારું આ પુસ્તક જોઈ જઈશ, તો તને મને સમજવામાં મદદ મળશે—હા, જો તુ મને સમજવા માગતી હો તો. આ પુસ્તક મારા લેખો, વક્તવ્યો આદિનું એક બહુ જ કુશળ સંકલન અમારા ગુજરાતના એક મિત્ર શ્રી કાન્તિલાલ શાહે કર્યું છે.' પત્ર બહુ લાંબો થઈ ગયો. ક્ષમા કરજે. તારી તબિયતનું ધ્યાન રાખજે.'

પણ પરસ્પરને સમજવાનો ઝાઝો મોકો જ ન મળ્યો. બનાવો એક પછી એક એટલા ઝડપથી બનતા ગયા અને મામલો એટલો ગૂંચવાતો ગયો કે સ્વસ્થ ચિંતન માટે ઝાઝો અવકાશ જ ન રહ્યો. પરિણામે, સામંજસ્યના રાજકારણને બદલે બિલકુલ સંઘર્ષના રાજકારણમાં જે૦પી૦ અને ઇન્દિરા તેમજ દેશ આખો ફસાઈ ગયો.

### શાસનનાં અળવીતરાં કરતૂકો

માર્ચની શરૂઆતમાં જે૦પી૦ જ્યારે દિલ્હીથી પટણા આવ્યા ત્યારે ત્યાં પણ વિદ્યાર્થીઓએ ફેબ્રુઆરીથી એક આંદોલન શરૂ કરી દીધેલું. એમની કુલ ૧૨ માગણીઓ હતી. આઠ શિક્ષણ સંબંધી અને વિદ્યાર્થીઓને લગતી, જ્યારે બીજી ચાર રાષ્ટ્ર-જીવન સાથે સંબંધિત—ભ્રષ્ટાચાર દૂર કરો, મોંઘવારી દૂર કરો, બેકારી દૂર કરો, શિક્ષણમાં આમૂલ પરિવર્તન આણો. બિહાર સરકારે તેના તરફ ખાસ ધ્યાન ન આપ્યું. ૧૮ માર્ચનો એક અત્યંત ગોઝારો દિવસ પુરવાર થયો. તે દિવસે બિહાર વિધાનસભા સામે સત્યાગ્રહ કરી રહેલા વિદ્યાર્થીઓ ઉપર પોલીસે આડેધડ લાઠીઓ વીંઝી, ગોળીબાર કર્યા. બીજી તરફ પટણા શહેરમાં ઠેરઠેર આગ ને લૂંટફાટ ચાલી. ત્યાંના "સર્ચલાઈટ" અખબારનું મકાન કલાકો સુધી બળતું રહ્યું. આખા શહેરમાં ભાડૂતી ઉપદ્રવી તત્ત્વોનો દોર રહ્યો. દિલ્હીથી જગજીવનરામ અને ઉમાશંકર દીક્ષિત આવેલા તે પણ કહેતા હતા કે વાત તો સાચી હતી. તે દિવસ દોઢ કલાક સુધી પટણામાં કોઈ સરકાર નહોતી, ગુંડાઓનું જ રાજ હતું.

દરમ્યાન બિહારની સરકારમાં પ્રધાનોની અંદરોઅંદરની લડાઈ ચાલુ હતી. એક બાજુ બિહાર સળગી રહ્યું હતું અને એ લોકો બસ, પટણાથી દિલ્હી અને દિલ્હીથી પટણા કર્યા કરતા હતા!

શાસક પક્ષના કેટલાક લોકોએ જે૦પી૦ને બદનામ કરવાની પણ ઝુંબેશ આદરેલી. આ બધા તોફાનોની અશાંતિ પાછળ જે૦પી૦નો જ હાથ છે, અને જે૦પી૦ની નજર તો દિલ્હીના સિંહાસન પર છે, એવી વાતો તેઓ વહેતી મૂકી રહ્યા હતા. ભાગલપુરના ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનમાંથી બોમ્બ અને શસ્ત્રો મળ્યાં છે, એવી સાવ બિનપાયાદાર વાતો એ લોકોએ છાપાંમાં છપાવી. પાછળથી તપાસમાં જણાયું કે તે એક તરકટ જૂઠાણું હતું અને જે૦પી૦ અને એમની સાથે સંકળાયેલી સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ ઉપર કાદવ ઉછાળવાનો બાલિશ પ્રયાસ હતો.

એ લોકોએ એવીયે અફવા ઉડાવી કે બિહારની ઘટનાઓ પાછળ વિદેશી ષડ્યંત્ર છે અને એક વિદેશી એજન્ટને ગિરફતાર કરવામાં આવ્યો છે. આ પણ તરકટ જૂઠાણું જ હતું. જે યુવકને વિદેશી એજન્ટ બનાવી દેવાયો હતો, તે તો ચારચાર વરસથી બિહારના સહરસા જિલ્લામાં રહીને ગ્રામસ્વરાજનું કામ કરનાર કિશોર શાહ નામનો યુવાન હતો. તે કેન્યામાં જઈને વસેલા એક ભારતીય કુટુંબમાં જન્મેલો તેટલા પરથી તેના પર વિદેશી એજન્ટનું આળ ચડાવી દેવાયું!

પટણામાં મૌન સરઘસ માટેની પરવાનગીમાં પણ સરકાર ટાળંટાળ કરતી રહી. ઊલટાના કેટલાયને ગિરફતાર કરી લીધા અને ગિરફતાર કરાયેલ બે વિદ્યાર્થીઓને ખૂબ માર મારવામાં આવ્યો.

### માંહ્યલો યોદ્ધો ફરી જાગ્યો

શાસનનાં આ બધાં અળવીતરાં કરતૂકો જે૦પી૦ની સમજમાં જ નહોતાં આવતાં. કોઈ પણ પ્રજાકીય સરકાર આ રીતે કેમ વર્તી શકે? ૩૦ એપ્રિલે એમણે એક નિવેદન બહાર પાડીને સરકારને જવાબદારીપૂર્વક વર્તવાની અપીલ કરી: 'બિહાર સરકારને મારી સાચા દિલની સલાહ છે કે સરકાર જો આ રીતે જ વર્તતી રહેશે અને પ્રજાના શાંતિમય આન્દોલનોને દબાવતી જ રહેશે, તો પછી હિંસક વિસ્ફોટ કદાપિ ટાળ્યો ટળશે નહીં.'

સાથે જ આ નિવેદનમાં એમણે પોતાની ભૂમિકા પણ સ્પષ્ટ કરી દીધી હતી: 'જેઓ એમ માનતા હોય કે સર્વોદયમાં તો બધા સારું સારું બોલનારા જ લોકો છે, તેઓ કાંઈક ભ્રમમાં છે. મારા પૂરતું કહું તો હું તો કદી પણ પટણા, દિલ્હી કે બીજે ક્યાંય ચાલતા ગેરવહીવટ, ભ્રષ્ટાચાર વગેરેનો મૂક સાક્ષી રહી શકું નહીં. સ્વતંત્રતાની ચળવળ હું કાંઈ આને માટે નહોતો લડ્યો. ફલાણા પ્રધાનમંડળને સ્થાને ઢીકણું પ્રધાનમંડળ આવે તેમાં મને કશો રસ નથી. પરંતુ ભ્રષ્ટાચાર, ગેરવહીવટ, કાળાંબજાર, નફાખોરી અને સંઘરાખોરી સામે લડી લેવાનો મેં નિશ્ચય કર્યો છે. ખરા અર્થમાં જનતાનું રાજ, જનતાની લોકશાહી લાવવા માટે લડી લેવાનો મેં નિશ્ચય કર્યો છે.'

### ઇંદિરાજી દ્વારા મર્માઘાત

આમ, જે૦પી૦ની નારાજી વધતી જતી હતી અને એમની અંદર રહેલો યોદ્ધો ફરી જાગી રહ્યો હતો. તેવામાં અનપેક્ષિત

રીતે જ બળતાંમાં ઘી હોમાયું. પહેલી એપ્રિલે ભુવનેશ્વરમાં બોલતાં ઇંદિરાજીએ કેટલીક એવી વાતો કહી જેથી જે૦પી૦ને મર્માઘાત થયો. જે૦પી૦નું નામ લીધા વિના ઇંદિરાજી બોલ્યાં : 'કોંગ્રેસીઓ ઉપર ભ્રષ્ટાચારના આક્ષેપો કરવામાં આવે છે. વિરોધ પક્ષવાળા આવા આક્ષેપો કરે તે તો હું સમજી શકું છું, પણ આશ્ચર્યની વાત એ છે કે સર્વોદયવાળા પણ હવે આવા આક્ષેપો કરવા લાગ્યા છે! પૈસાદારો સાથે કાયમનો સંબંધ રાખનારા અને એમની કૃપાદૃષ્ટિની અપેક્ષા રાખનારા આવા લોકો ભ્રષ્ટાચારની વાત કરવાની હિંમત શી રીતે કરતા હશે?'

બે દિવસ બાદ ફરી દિલ્હીમાં બિહારના સંસદ-સભ્યો સમક્ષ ઇંદિરાજી બોલ્યાં : 'કેટલાક માણસોને એક ઊંચા નૈતિક સ્તર પરથી સલાહ આપવાની ટેવ હોય છે. જો કે એ પોતે તો મોટા ઉદ્યોગપતિના જાહોજહાલ અતિથિગૃહોમા જ રહેતા હોય છે. એમનો પ્રવાસ-ખર્ચ તેમ જ બીજો ખર્ચ પણ એ ઉદ્યોગપતિ જ ઉપાડતા હોય છે.'

આમાં જે૦પી૦નું નામ નહોતું લેવામાં આવ્યું, પણ આ પ્રહાર જે૦પી૦ ઉપર જ હતો. તે બાબત કોઈ શંકા નહોતી. છાપાંવાળાઓએ તેમ જ બીજાઓએ પણ આમાંથી એ જ અર્થ તારવેલો. આ વસ્તુ જે૦પી૦ને ડંખી ગઈ. ગમે તેવા મતભેદો છતાં એમણે ઇંદિરાજી સાથે જે પ્રેમ-સંબંધ જાળવી રાખેલો તેમ જ જરૂર પડ્યે એમને યથાશક્ય મદદ કરવાનો પ્રયત્ન કરેલો, તે જોતાં આવી હીન કક્ષાના આક્ષેપોની એમણે કલ્પના જ નહોતી કરી. દેશની સેવામાં જે૦પી૦એ પોતાની જાત ઘસી નાખેલી. તેના બદલામાં સત્તા, સંપત્તિ કે બીજું કશું એમણે ઇચ્છ્યું નહોતું. એમનું જાહેર જીવન પણ ખુલ્લી કિતાબ જેવું હતું. છતાં એમના ઉપર આવો આક્ષેપ કરાય? જે૦પી૦ને અત્યંત દુઃખ થયું.

આની સાથોસાથ ઇંદિરાજીએ સર્વોદય વર્તુળમાં ફૂટ પડાવવાનોયે પ્રયાસ કરેલો. ભુવનેશ્વરમાં એમણે એમ કહેલું કે દુર્ભાગ્યની વાત છે કે કેટલાક સામાજિક કાર્યકરો ગ્રામ-વિકાસના કામોમાથી પોતાની રુચિ ખોઈ બેઠા છે અને સક્રિય રાજનીતિમા ઝંપલાવવાની કોશિશ કરી રહ્યા છે. આચાર્ય વિનોબા ભાવે પણ પોતાના કેટલાક અનુયાયીઓના આવા આંદોલનકારી વલણથી દુઃખી છે.

આને લીધે જે૦પી૦ ઊકળી ઊઠ્યા. ત્રીજી એપ્રિલે એમણે ગાંડેખાઓના આવા બખડજંતર સામે સખત શબ્દોમાં એક નિવેદન બહાર પાડ્યું. આ પહેલાં જ એમણે "એવરીમેન્સ"માં પોતે પોતાનો અંગત નિર્વાહ કઈ રીતે ચલાવે છે તેની પૂરતી વિગત આપી હતી. તેનો હવાલો આપીને નિવેદનમાં એટલું જ ઉમેર્યું કે, 'જેની પાસે આવકનો પોતાનો કોઈ સ્વતંત્ર સ્રોત હોય નહીં એવા પૂરા સમયના કોઈ પણ સામાજિક કાર્યકર માટે અંગત મિત્રો પાસેથી આજીવિકા પૂરતી આર્થિક મદદ લેવાનું અનિવાર્ય થઈ પડે છે. બાકી, ઇંદિરાજીનો માપદંડ લાગુ પાડવામાં આવે, તો તો ગાંધીજી સૌથી વધારેમા વધારે ભ્રષ્ટાચારી સાબિત થાય, કેમ કે એમનો બધો જ ખર્ચ એમના ધનિક પ્રશંસકોની મદદમાંથી જ નીકળતો!'

સર્વોદય આંદોલન અંગે જે૦પી૦એ નિવેદનમાં કહ્યું : 'બે વ્યક્તિઓના સંબંધમાં ફાચર મારવાની કળામાં ઇંદિરાજી પારંગત છે. પરંતુ પોતાની એ કળાનો ઉપયોગ કરી મારી અને વિનોબાજીની વચ્ચે કોઈ ફાટફૂટ ઊભી કરવાની ચેષ્ટાથી તેઓ દૂર રહે તો મહેરબાની. મારી અને વિનોબાજી વચ્ચે સંપૂર્ણ સમજણ પ્રવર્તે છે. અમારા બેઉ વચ્ચેની સંમતિનુ ક્ષેત્ર અત્યંત વિશાળ છે. કેટલાક પ્રશ્નો પ્રત્યેના અભિગમમાં અમુક ભિન્નતાનું ક્ષેત્ર ઘણું જ નજીવું છે. સિદ્ધાંતની બાબતમાં કોઈ કહેતાં કોઈ મતભેદ લવલેશ છે જ નહીં. ખેર, સર્વોદય આંદોલનને માર્ગદર્શન આપવાનું કામ વિનોબાજીનું પોતાનું અને સર્વ સેવા સંઘનું છે. ઇન્દિરાજીએ તેમાં માથું મારવાની કોઈ જ જરૂર નથી.'

જે૦પી૦ પરના અંગત આક્ષેપ અંગેનો પત્ર-વ્યવહાર બે-ત્રણ મહિના સુધી ચાલ્યો. ઇંદિરાજીએ લખ્યું કે, 'મેં તમારી અંગત ટીકા કરી છે એવું તમે માન્યું તેથી મને ચોટ પહોંચી છે...... મેં તમારું નામ લીધું નહોતું કે તમારા વિશે વ્યક્તિગત અનાદરનો કોઈ ઉલ્લેખ કર્યો નહોતો. છાપાંવાળા મનફાવે તેવું અર્થઘટન કરે તેમાં હુ શું કરી શકું?...... મેં એક ઉદ્યોગપતિના આતિથ્યનો જરૂર ઉલ્લેખ કરેલો, પણ તે કોઈ આક્ષેપ રૂપે નહીં, પણ ભ્રષ્ટાચાર જ્યાં હોય ત્યાંથી કાઢવો પડશે એટલું બતાવવા પૂરતો.'

આથી જે૦પી૦ ભારે નિરાશ થયા. એક પત્રકાર સાથેની વાતચીતમાં એમણે કહી દીધેલુ કે ભુવનેશ્વરના પોતાના ઉદ્ગારો વિશે કોઈ ક્ષતિપૂર્તિ ઇન્દિરાજી ન કરે, તો એમની સાથેના મારા અંગત સંબંધોનો હવે અંત આવે છે. પણ ઇન્દિરાજીનું એવું કોઈ વલણ ન દેખાયું ત્યારે છેવટે તા. ૧૦–૭–૭૪ના પત્રમા જે૦પી૦એ લખી દીધું : 'મારી નિરાશાને વ્યક્ત કરવા શબ્દો નથી. જેવી તારી મરજી. હું તો કેવળ એક સામાન્ય નાગરિક છું. પણ મનેય મારું સ્વમાન છે.'

બંનેના સંબંધોમાં આ જે તડ પડી તેણે પણ હવે પછીના બનાવો પર ઘણી અસર કરી હશે. જે૦પી૦નું દિલ ઘવાયું હતું. ઇન્દિરાજીના વ્યકિતત્વ વિશેની આશંકા વધુ પાકી બની હતી.

### શાંતિમય આન્દોલન માટે લોક-કેળવણી

જે૦પી૦એ પોતાના આન્દોલન માટે યુવકો અને લોકોને કેળવવા માંડ્યા. માર્ચ મહિનાના બનાવોથી પટણામાં જે તંગદિલીનું વાતાવરણ પેદા થયેલું. તેને ફરી થાળે પાડવાની જરૂર હતી. ઉપરાંત. સરકાર ઉપર અને જનતા ઉપર એ વાતની બરાબર છાપ પાડવાની જરૂર હતી કે આ આંદોલન અન્ય તોડફોડનાં આંદોલનો કરતાં સાવ જુદું છે અને સંપૂર્ણપણે શાંતિમય છે. તેથી ૮ એપ્રિલે જે૦પી૦એ પટણામાં એક મૌન સરઘસ કાઢ્યું. તેની આગેવાની એમણે પોતે

લીધી. તે સરઘસમાં "શાંતિમય સંઘર્ષ અને ત્યાગ"ને માટે પ્રતિજ્ઞાપત્ર પર સહી કરનારા પસંદ કરેલા એક હજાર માણસ જ રહે એવું ગોઠવ્યું હતું. નાગરિકોને અપીલ કરેલી કે સરઘસમાં ભળશો નહીં, રસ્તાની બે બાજુ શાંતિથી ઊભા રહેજો, તમે પણ કોઈ સૂત્રો ન પોકારશો.

તે દિવસ પટણાના ચારપાંચ લાખ નાગરિકો પૂરા છ કિલોમિટરના માર્ગ ઉપર આ અભૂતપૂર્વ મૌન સરઘસને જોવા મૂંગા ઊભા રહ્યા. સરઘસમાં ભાગ લઈ રહેલ દરેક માણસને મોઢે પટ્ટી હતી અને દરેકના બંને હાથ કમરની પાછળ હતા. સાથેના "પ્લે કાર્ડ્સ" પર લખ્યું હતું—"ક્ષુબ્ધ હૃદય હૈ, બંદ જબાન." "હમલા ચાહે જૈસા હોગા, હાથ હમારા નહીં ઊઠેગા."

અત્યાર સુધી જે૰પી૰ યુવકોને કહ્યા કરતા કે તમારા આંદોલનના નેતા તમે જાતે જ બનો, તમે પોતે જ બધા નિર્ણય કરો, અને તમે જ તેની પૂરેપૂરી જવાબદારી ઉપાડો, હું માત્ર સલાહ ને માર્ગદર્શન આપીશ. પરંતુ યુવકો એમને આંદોલનનું નેતૃત્વ સ્વીકારવા માટે આગ્રહ કર્યા કરતા હતા. ઘણા વખત સુધી જે૰પી૰ ટાળતા રહ્યા. પણ છેવટે એમને નેતૃત્વ સ્વીકારવું પડ્યું. અને બિહારના આંદોલનની જવાબદારી જે૰પી૰ના માથે આવી.

**લોકશક્તિનું આવાહન કરતા લોકનાયક**

મૌન સરઘસના બીજા દિવસે એક મોટી જાહેર સભામાં જે૰પી૰એ કહ્યું કે, 'આ શાંતિમય આંદોલનનો પ્રારંભ છે. હવે પછી આપણે સત્યાગ્રહીની ભૂમિકામાં કામ કરવાનું છે. એક સરકાર જશે અને બીજી આવશે તેટલા માત્રથી આપણું કામ સરવાનું નથી. એ તો ભૂત જશે ને પલીત જાગશે! માટે આપણે સમાજના રોગોના મૂળમાં જવાનું છે હું તમારી સામે કાર્યક્રમ રજૂ કરીશ. પરંતુ આ લાંબી યાત્રા છે. આ કાંઈ અમુક પ્રધાનમંડળને ઊથલાવવાનું કામ છે નહીં.'

૯ એપ્રિલની પટણાની આ સભામાં વિદ્યાર્થીઓએ જયપ્રકાશજીને "લોકનાયક"નું બિરુદ આપ્યું. પછીનાં વરસોમાં જે બન્યું તેણે આ બિરુદને બધી રીતે સાર્થક પુરવાર કર્યું.

જે૰પી૰ હવે એક નવા શાંતિમય આંદોલનનો આરંભ કરી રહ્યા હતા. સ્પષ્ટ જ છે કે જનતાના અસંતોષને અને રોષને અંકુશમાં રાખીને તેની શાંતિમય અભિવ્યક્તિ કરવાની તથા સમાજપરિવર્તન માટે લોકોની શક્તિ જગાડવાની જે૰પીની નેમ હતી. સરકારનાં ખોટાં કૃત્યો રોકવાં હતાં. પણ સરકાર સાથે સીધા સંઘર્ષમાં ઊતરવાની એમને કોઈ ઇચ્છા નહોતી. અરે, સરકાર-પરિવર્તનના સંઘર્ષથી આંદોલનને અળગું રાખવાની તેઓ કોશિશ કરતા રહેતા હતા. વિદ્યાર્થીઓને પણ તેઓ એમ જ સમજાવ્યા કરતા હતા કે ગુજરાતની નકલ કરવા ન જશો. વિધાનસભાના વિસર્જનની માગણીમાં ન પડશો.

પરંતુ પરિસ્થિતિનો ધસમસતો પ્રવાહ માનવીના સભાન પુરુષાર્થ કરતાં વધુ બળવત્તર સાબિત થયો. એ પ્રવાહ બાપુજીને એમની પોતાની ઇચ્છા કરતાં સાવ વિરુદ્ધ દિશામાં તાણી લઈ ગયો.

**વિધાનસભા-વિસર્જનની માંગ**

બિહારની સરકારે અવિચારી અને ઘમંડી વલણ અપનાવ્યું. એમણે વિદ્યાર્થીઓના આંદોલનને ગમે તે ભોગે કચડી નાખવાનો જ જાણે નિર્ણય કરી લીધો હતો. તેણે ઘોર દમનની નીતિ અપનાવી. "શાસન ઠપ કરો" કાર્યક્રમ હેઠળ શાંતિપૂર્વક દેખાવો કરી રહેલ વિદ્યાર્થીઓ અને યુવકો પર પણ તેણે લાઠી-ગોળી ચલાવવા માંડી. ૧૨ એપ્રિલે ગયામાં વિદ્યાર્થીઓ ઉપર આવો ગોળીબાર થયો. જે૰પી૰ એકદમ ત્યાં પહોંચી ગયા. બધાં ક્ષેત્રોના લોકોને મળ્યા. પાંચ પ્રતિષ્ઠિત નાગરિકોની એક તપાસ સમિતિ નીમી. એકી અવાજે બધાએ કહ્યું કે વિદ્યાર્થીઓનું આંદોલન બિલકુલ શાંતિમય હતું, અને જે ગોળીબાર થયો તે જાણીજોઈને કરવામાં આવેલો. જે૰પી૰ ગયાથી પાછા ફર્યાં ત્યાર બાદ થોડા દિવસે બિહાર સરકારે પોતાના એક અધિકારીને ત્યાં મોકલ્યા. તે સાંજે ગયા અને બીજે દિવસે પાછા ફર્યા, અને સરકારે એમનો રિપોર્ટ જાહેર કરી દીધો કે ત્રણેય જગ્યાએ ગોળીબાર થયેલો તે વાજબી હતો!

જે૰પી૰થી આ સહન થઈ શક્યું નહીં. એમણે નોંધ્યું છે: 'આગ શરીરમાં આગ લાગી ગઈ! મને થયું, આ સરકાર જુલ્મ પર ઊતરી ગઈ છે. તે માત્ર જુલ્મ ને હિંસા પર ચાલી રહી છે. તેના હાથમાં એક જ તાકાત છે, જનતાને દબાવવાની. પોલીસ લાવો, લશ્કર લાવો, ત્યાં સુધી કહેવાયું કે ટેન્ક સુધ્ધાં લાવીશું! પોતાની જ જનતા સામે ટેન્ક! આગ શરીરમાં આગ લાગી ગઈ...... ઊંટની પીઠ પરનું આ છેલ્લું તણખલું હતું. મેં કહ્યું, હવે આ જનતાના પ્રતિનિધિ નથી રહ્યા, જનતાના દુશ્મન બની ગયા છે, "એન્ટીપીપલ" બની ગયા છે. હવે સત્તા પર રહેવાનો એમને અધિકાર નથી. ફરી જનતા પાસે જઈને પૂછે, જનતા પાસે ફરી વોટ માગે.' અને આ બધી ઘટનાઓ પછી જે૰પી૰એ છાત્ર સંઘર્ષ સમિતિને કહી દીધું કે તમે લોકો વિધાનસભાના વિસર્જનની માગણી કરતા હો, તો તેમાં હું તમારી સાથે છું. અને આ રીતે બિહાર આંદોલનમાં વિધાનસભાના વિસર્જનની માંગ ઉમેરવામાં આવી.

**સુકાન અવિચળ ન રહી શક્યું**

આ સૌથી મહત્ત્વનું વળાંક-બિંદુ હતું. એણે બિહારના આંદોલનની દિશા બદલી નાખી. જે દિશામાં જે૰પી૰ જવા માગતા નહોતા, તે જ દિશામાં એ અવશપણે ધકેલાયા. સરકારનું બિનલોકશાહી અને બેજવાબદાર વલણ આને માટે કારણભૂત હતું તે ખરું. પરંતુ ગમે તેવી આંધી વચ્ચે પણ આંદોલનના સુકાનને ધારેલી દિશામાં જ રાખવા માટેનાં ધૈર્ય

ને પુરુષાર્થ ઓછાં પડ્યાં. જે૦પી૦ની ઊર્મિશીલતાએ આમાં ભાગ ભજવ્યો. પરંતુ આ વસ્તુએ આંદોલનનું આગળનું સ્વરૂપ અને ગતિવિધિ નક્કી કરવામાં ઘણો બધો પ્રભાવ પાડ્યો. અન્ય કાર્યક્રમો ગૌણ બની ગયા. આંદોલનનું લગભગ બધું જ ધ્યાન વિધાનસભાના વિસર્જનની માગણી પાછળ બિહારના કેવા જબરદસ્ત લોકમતનો પોતાને ટેકો છે, એ બતાવી દેવા ઉપર કેન્દ્રિત થયું. અને આગળ જતાં તો આ માત્ર વટનો સવાલ બની ગયો. કહે છે કે ઉમાશંકર દિક્ષીત એક વાર એમ બોલી ગયેલા કે ગુજરાતમાં વિધાનસભા વિખેરી નાખી, પણ બિહારમાં તેનું વિસર્જન નથી કરાતું તેનું કારણ જયપ્રકાશ નારાયણ છે. મતલબ કે સામે જે૦પી૦ હોવાથી ઇન્દિરાજીને મન આ પોતાની પ્રતિષ્ઠાનો સવાલ બની ગયો. આ વસ્તુ આંદોલનના રચનાત્મક વિકાસને માટે ભારે મોટા વિક્ષેપરૂપ બની.

## વેલોરમાં ઓપરેશન

ખેર, થોડા વખતથી જે૦પી૦ને પ્રોસ્ટેટની તકલીફ શરૂ થયેલી. ડૉક્ટરોની સલાહ હતી કે તેનું તુરત ઓપરેશન કરાવી લેવું જરૂરી છે. વેલોરની હોસ્પિટલમાં ઓપરેશન કરાવવાનું નક્કી થયું. તે માટે જે૦પી૦ને પાંચ અઠવાડિયાં બિહારની બહાર રહેવું પડ્યું. તે દરમ્યાન આંદોલનના સંચાલનની જવાબદારી જે૦પી૦એ પોતાના ચાર વરિષ્ઠ સાથીઓ પર નાખી અને પાંચેય અઠવાડિયાંનો એક વિગતવાર કાર્યક્રમ ઘડી આપ્યો. વેલોરથી પણ તાર, ટેલીપ્રિન્ટર વગેરે મારફત પટણા સાથે જે૦પી૦ સતત સંપર્કમાં રહ્યા અને જરૂરી સલાહસૂચના આપતા રહ્યા.

આ પાંચ અઠવાડિયાં દરમ્યાન આંદોલન આખા બિહારમાં ઘણું બધું ફેલાઈ ગયું. સંઘરાખોરી, નફાખોરી, કાળાં બજાર સામે ઠેરઠેર નાનાં મોટાં પગલાં ભરાયાં. ઘણી જગ્યાએ જીવન-જરૂરિયાતની ચીજવસ્તુ અમુક નક્કી ભાવે વેચવાની લોકોએ વેપારીઓને ફરજ પાડી. ઘણી જગ્યાએ સેંકડોની સંખ્યામા ભૂતિયાં રેશનકાર્ડ પકડવામાં આવ્યાં અને છાપાં મારીને માલનો ગેરકાયદે સંઘરો પણ પકડાયો. સેંકડોની સંખ્યામાં લોકોએ ઠેર-ઠેર આંદોલનના સમર્થનમાં જાહેર સ્થાનો પર બેસીને ઉપવાસ કર્યા. અને આખા બિહારભરમાં વિધાનસભા-વિસર્જનની માગણી-ના સમર્થનમાં વ્યાપક પ્રમાણમાં સહી અભિયાન ચાલ્યું. ગામેગામ જઈને સભાઓ કરીને અને લોકોને મળીને વિધાનસભા વિખેરી નાખવાની અમે માગણી કરીએ છીએ એવા આવેદનપત્ર ઉપર મતદારોની સહી અને અંગૂઠા લેવાયા.

૨૩ એપ્રિલે જે૦પી૦ પટણાથી વેલોર જવા નીકળ્યા. વચ્ચે તિરુપતિ બાલાજીનાં દર્શને ગયા. ત્યાં એક હૃદયસ્પર્શી ઘટના બની. એમની સાથે ગંગાબાબુ વગેરે મિત્રો ઉપરાંત હિંદીના કવિ દિનકર પણ હતા. એ જે૦પી૦ના વરસોથી આત્મીય મિત્ર અને પ્રશંસક હતા. બાલાજીનાં દર્શન કરતી વખતે એમણે પ્રાર્થના કરી: 'હે ભગવાન! જયપ્રકાશ આજે દેશ માટે ઉપયોગી પ્રવૃત્તિમાં પડ્યા છે. મારું શેષ આયુષ્ય એમને આપી દે.' જે૦પી૦એ આ જાણ્યું ત્યારે હસી પડ્યા. એમણે કહ્યું કે મેં આવી જ પ્રાર્થના ગાંધીજી માટે ઘણી વાર કરી હતી, છતાં ગાંધીજી તો ગયા, હું હજી જીવું છું!

પરંતુ બન્યું એવું કે એ જ રાતે કવિ દિનકરને હૃદયરોગનો હુમલો આવ્યો અને એમનું પ્રાણપંખેરું ઊડી ગયું. મિત્રના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે જે૦પી૦ બહુ જ ઉદાસ થઈ ગયા.

૨૯ એપ્રિલે વેલોરમાં જે૦પી૦નું પ્રોસ્ટેટનું ઓપરેશન થયું. ઓપરેશન બહુ સારી રીતે પત્યું અને ઝડપથી સ્વસ્થ બનીને જે૦પી૦ પોતાના નિશ્ચિત કાર્યક્રમ મુજબ પટણાના મોરચે પાછા આવી ગયા.

## લોક-આંદોલન અને સંપૂર્ણ ક્રાંતિનું એલાન

પાંચ જૂને પટણામાં જયપ્રકાશજીની આગેવાની હેઠળ એક વિરાટ સરઘસ નીકળ્યું. બિહારના દરેક મતદાનક્ષેત્રમાંથી બબ્બે, ત્રણ-ત્રણ વ્યક્તિ વિધાનસભા વિસર્જન માટેના આવેદન-પત્રો પર લોકોની સહીઓ લઈને પટણા આવી હતી. અને પટણાનુંયે લોક ઊમટ્યું હતું. સૌથી આગળ આવી લાખો સહીઓવાળા આવેદન-પત્રોના બંડલો ભરેલી ટ્રક હતી, પછી જે૦પી૦ની જીપ અને પછી વિદ્યાર્થીઓ અને લોકો. બે કલાકે સરઘસ રાજભવન પહોંચ્યું. ત્યાં જે૦પી૦એ અને વિદ્યાર્થીનેતાઓએ આવેદન-પત્ર રાજ્યપાલને સુપ્રત કર્યા અને કહ્યું કે આજની વિધાનસભા જનતાનો વિશ્વાસ ખોઈ ચૂકી છે અને તેથી તેને વિખેરી નાખવાની જનતાની માગણી છે.

ત્યાર બાદ ગાંધી મેદાનમાં વિરાટ સભા સમક્ષ બોલતાં જે૦પી૦એ આંદોલનનું વ્યાપક સ્વરૂપ લોકો સમક્ષ મૂકી દીધું. એમણે એલાન કર્યું કે આ આંદોલન હવે કેવળ વિદ્યાર્થીઓના બાર મુદ્દા પૂરતું તથા સરકારની બરતરફી અને વિધાનસભાના વિસર્જન પૂરતું જ મર્યાદિત રહેતું નથી, આ હવે સમગ્ર જનતાની સંપૂર્ણ ક્રાંતિ માટેની લડત બને છે. આ સંઘર્ષ કેવળ સીમિત ઉદ્દેશો માટે નથી થઈ રહ્યો. તેના ઉદ્દેશો તો બહુ દૂરગામી છે: ભારતીય લોકશાહીને "રીયલ" એટલે કે વાસ્તવિક તેમ જ સુદૃઢ બનાવવી, જનતાનું સાચું રાજ કાયમ કરવું, સમાજ-માંથી અન્યાય, શોષણ આદિનો અંત લાવવો, એક નૈતિક, સાંસ્કૃતિક તેમજ શૈક્ષણિક ક્રાંતિ કરવી, નવું બિહાર બનાવવું અને અંતતોગત્વા નવું ભારત બનાવવું. આ સંપૂર્ણ ક્રાંતિ છે. આપણું આંદોલન આવી સંપૂર્ણ ક્રાંતિ માટેનું આંદોલન છે.

આ આંદોલનના સંદર્ભમાં "સંપૂર્ણ ક્રાંતિ" નો શબ્દોચ્ચાર જે૦પી૦એ આ રીતે પાંચમી જૂનની સભામા પહેલી વાર કર્યો. એ જ એમની સામેનું મુખ્ય ધ્યેય હતું. આખાયે આંદોલનને તેઓ એક ઊંચા ધરાતલ પર લઈ જવા માગતા હતા.

## સર્વોદયનું મંથન

જ્યાં સુધી સર્વોદય આંદોલનને સંબંધ હતો, ત્યાં સુધી જે૦પી૦ એમ કહ્યા કરતા કે બિહારનું આંદોલન મેં સારી

લીધી. તે સરઘસમાં "શાંતિમય સંઘર્ષ અને ત્યાગ"ને માટે પ્રતિજ્ઞા-પત્ર પર સહી કરનારા પસંદ કરેલા એક હજાર માણસ જ રહે એવું ગોઠવ્યું હતું. નાગરિકોને અપીલ કરેલી કે સરઘસમાં ભળશો નહીં, રસ્તાની બે બાજુ શાંતિથી ઊભા રહેજો, તમે પણ કોઈ સૂત્રો ન પોકારશો.

તે દિવસ પટણાના ચાર-પાંચ લાખ નાગરિકો પૂરા દસ કિલોમિટરના માર્ગ ઉપર આ અભૂતપૂર્વ મૌન સરઘસને જોવા મૂંગા ઊભા રહ્યા. સરઘસમાં ભાગ લઈ રહેલ દરેક માણસને મોઢે પટ્ટી હતી અને દરેકના બંને હાથ કમરની પાછળ હતા. સાથેના "પ્લે કાર્ડ્સ" પર લખ્યું હતું—"ક્ષુબ્ધ હૃદય હૈ, બંદ જબાન." "હમલા ચાહે જૈસા હોગા, હાથ હમારા નહીં ઊઠેગા."

અત્યાર સુધી જે૦પી૦ યુવકોને કહ્યા કરતા કે તમારા આંદોલનના નેતા તમે જાતે જ બનો, તમે પોતે જ બધા નિર્ણય કરો, અને તમે જ તેની પૂરેપૂરી જવાબદારી ઉપાડો, હું માત્ર સલાહ ને માર્ગદર્શન આપીશ. પરંતુ યુવકો એમને આંદોલનનું નેતૃત્વ સ્વીકારવા માટે આગ્રહ કર્યા કરતા હતા. ઘણા વખત સુધી જે૦પી૦ ટાળતા રહ્યા. પણ છેવટે એમને નેતૃત્વ સ્વીકારવું પડ્યું. અને બિહારના આંદોલનની જવાબદારી જે૦પી૦ના માથે આવી.

### લોકશક્તિનું આવાહન કરતા લોકનાયક

મૌન સરઘસના બીજા દિવસે એક મોટી જાહેર સભામાં જે૦પી૦એ કહ્યું કે, 'આ શાંતિમય આંદોલનનો પ્રારંભ છે. હવે પછી આપણે સત્યાગ્રહીની ભૂમિકામાં કામ કરવાનું છે. એક સરકાર જશે અને બીજી આવશે તેટલા માત્રથી આપણું કામ સરવાનું નથી. એ તો ભૂત જશે ને પલીત જાગશે! માટે આપણે સમાજના રોગોના મૂળમાં જવાનું છે. હું તમારી સામે કાર્યક્રમ રજૂ કરીશ. પરંતુ આ લાંબી યાત્રા છે. આ કાંઈ અમુક પ્રધાન-મંડળને ઊથલાવવાનું કામ છે નહીં.'

૯ એપ્રિલની પટણાની આ સભામાં વિદ્યાર્થીઓએ જય-પ્રકાશજીને "લોકનાયક"નું બિરુદ આપ્યું. પછીનાં વરસોમાં જે બન્યું તેણે આ બિરુદને બધી રીતે સાર્થક પુરવાર કર્યું.

જે૦પી૦ હવે એક નવા શાંતિમય આંદોલનનો આરંભ કરી રહ્યા હતા. સ્પષ્ટ જ છે કે જનતાના અસંતોષને અને રોષને અંકુશમાં રાખીને તેની શાંતિમય અભિવ્યક્તિ કરવાની તથા સમાજ-પરિવર્તન માટે લોકોની શક્તિ જગાડવાની જે૦પીની નેમ હતી. સરકારનાં ખોટાં કૃત્યો રોકવાં હતાં. પણ સરકાર સાથે સીધા સંઘર્ષમાં ઊતરવાની એમને કોઈ ઇચ્છા નહોતી. બલ્કે, સરકાર-પરિવર્તનના સંઘર્ષથી આંદોલનને અળગું રાખવાની તેઓ કોશિશ કરતા રહેતા હતા. વિદ્યાર્થીઓને પણ તેઓ એમ જ સમજાવ્યા કરતા હતા કે ગુજરાતની નકલ કરવા ન જશો. વિધાનસભાના વિસર્જનની માગણીમાં ન પડશો.

પરંતુ પરિસ્થિતિનો ઘટનાચક્રનો પ્રવાહ માનવીના સભાન પુરુષાર્થ કરતાં વધુ બળવત્તર સાબિત થયો. એ પ્રવાહ માણસોને એમની પોતાની ઇચ્છા કરતા સાવ વિરુદ્ધ દિશામાં તાણી લઈ ગયો.

### વિધાનસભા-વિસર્જનની માંગ

બિહારની સરકારે અવિચારી અને ઘમંડી વલણ અપનાવ્યું. એમણે વિદ્યાર્થીઓના આંદોલનને ગમે તે ભોગે કચડી નાખવાનો જ જાણે નિર્ણય કરી લીધો હતો. તેણે ઘોર દમનની નીતિ અપનાવી. "શાસન ઠપ કરો" કાર્યક્રમ હેઠળ શાંતિપૂર્વક દેખાવો કરી રહેલ વિદ્યાર્થીઓ અને યુવકો પર પણ તેણે લાઠી-ગોળી ચલાવવા માંડી. ૧૨ એપ્રિલે ગયામાં વિદ્યાર્થીઓ ઉપર આવો ગોળીબાર થયો. જે૦પી૦ એકદમ ત્યાં પહોંચી ગયા. બધાં ક્ષેત્રોના લોકોને મળ્યા. પાંચ પ્રતિષ્ઠિત નાગરિકોની એક તપાસ સમિતિ નીમી. એકી અવાજે બધાંએ કહ્યું કે વિદ્યાર્થીઓનું આંદોલન બિલકુલ શાંતિમય હતું, અને જે ગોળીબાર થયો તે જાણી-જોઈને કરવામાં આવેલો. જે૦પી૦ ગયાથી પાછા ફર્યા ત્યાર બાદ થોડા દિવસે બિહાર સરકારે પોતાના એક અધિકારીને ત્યાં મોકલ્યા. તે સાંજે ગયા અને બીજે દિવસ પાછા ફર્યા, અને સરકારે એમનો રિપોર્ટ જાહેર કરી દીધો કે ત્રણેય જગ્યાએ ગોળીબાર થયેલો તે વાજબી હતો!

જે૦પી૦થી આ સહન થઈ શક્યું નહીં. એમણે નોંધ્યું છે: 'મારા શરીરમાં આગ લાગી ગઈ! મને થયું, આ સરકાર જુલ્મ પર ઊતરી ગઈ છે. તે માત્ર જુલ્મ ને હિંસા પર ચાલી રહી છે. તેના હાથમાં એક જ તાકાત છે, જનતાને દબાવવાની. પોલીસ લાવો, લશ્કર લાવો, ત્યાં સુધી કહેવાયું કે ટૅન્ક સુધ્ધાં લાવીશું! પોતાની જ જનતા સામે ટૅન્ક! મારા શરીરમાં આગ લાગી ગઈ......ઊંટની પીઠ પરનું આ છેલ્લું તણખલું હતું. મેં કહ્યું, હવે આ જનતાના પ્રતિનિધિ નથી રહ્યા, જનતાના દુશ્મન બની ગયા છે, "ઍન્ટીપીપલ" બની ગયા છે. હવે સત્તા પર રહેવાનો એમને અધિકાર નથી. ફરી જનતા પાસે જઈને પૂછે, જનતા પાસે ફરી વોટ માગે.' અને આ બધી ઘટનાઓ પછી જે૦પી૦એ છાત્ર સંઘર્ષ સમિતિને કહી દીધું કે તમે લોકો વિધાનસભાના વિસર્જનની માગણી કરતા હો, તો તેમાં હું તમારી સાથે છું. અને આ રીતે બિહાર આંદોલનમાં વિધાનસભાના વિસર્જનની માંગ ઉમેરવામાં આવી.

### સુકાન અવિચળ ન રહી શક્યું

આ સૌથી મહત્ત્વનું વળાંક-બિંદુ હતું. એણે બિહારના આંદોલનની દિશા બદલી નાખી. જે દિશામાં જે૦પી૦ જવા માગતા નહોતા, તે જ દિશામાં એ અવશપણે ધકેલાયા. સરકારનું બિન-લોકશાહી અને બેજવાબદાર વલણ આને માટે કારણભૂત હતું તે ખરું. પરંતુ ગમે તેવી આંધી વચ્ચે પણ આંદોલનના સુકાનને ધારેલી દિશામાં જ રાખવા માટેનાં ધૈર્ય

ને પુરુષાર્થ ઓછાં પડ્યાં. જે૦પી૦ની ઊર્મિશીલતાએ આમા ભાગ ભજવ્યો. પરંતુ આ વસ્તુએ આંદોલનનુ આગળનું સ્વરૂપ અને ગતિવિધિ નક્કી કરવામાં ઘણો બધો પ્રભાવ પાડ્યો. અન્ય કાર્યક્રમો ગૌણ બની ગયા. આંદોલનનું લગભગ બધું જ ધ્યાન વિધાનસભાના વિસર્જનની માગણી પાછળ બિહારના કેવા જબરદસ્ત લોકમતનો પોતાને ટેકો છે, એ બતાવી દેવા ઉપર કેન્દ્રિત થયું. અને આગળ જતાં તો આ માત્ર વટનો સવાલ બની ગયો. કહે છે કે ઉમાશંકર દિક્ષીત એક વાર એમ બોલી ગયેલા કે ગુજરાતમાં વિધાનસભા વિખેરી નાખી, પણ બિહારમાં તેનું વિસર્જન નથી કરાતું તેનું કારણ જયપ્રકાશ નારાયણ છે. મતલબ કે સામે જે૦પી૦ હોવાથી ઇન્દિરાજીને મન આ પોતાની પ્રતિષ્ઠાનો સવાલ બની ગયો. આ વસ્તુ આંદોલનના રચનાત્મક વિકાસને માટે ભારે મોટા વિક્ષેપરૂપ બની.

**વેલોરમાં ઓપરેશન**

ખેર, થોડા વખતથી જે૦પી૦ને પ્રોસ્ટેટની તકલીફ શરૂ થયેલી. ડૉક્ટરોની સલાહ હતી કે તેનું તુરત ઓપરેશન કરાવી લેવું જરૂરી છે. વેલોરની હોસ્પિટલમાં ઓપરેશન કરાવવાનુ નક્કી થયું. તે માટે જે૦પી૦ને પાંચ અઠવાડિયાં બિહારની બહાર રહેવું પડ્યું. તે દરમ્યાન આંદોલનના સંચાલનની જવાબદારી જે૦પી૦એ પોતાના ચાર વરિષ્ઠ સાથીઓ પર નાખી અને પાંચેય અઠવાડિયાં-નો એક વિગતવાર કાર્યક્રમ ઘડી આપ્યો. વેલોરથી પણ તાર, ટેલીપ્રિન્ટર વગેરે મારફત પટણા સાથે જે૦પી૦ સતત સંપર્કમાં રહ્યા અને જરૂરી સલાહ-સૂચના આપતા રહ્યા.

આ પાંચ અઠવાડિયાં દરમ્યાન આંદોલન આખા બિહારમાં ઘણું બધું ફેલાઈ ગયુ. સંઘરાખોરી, નફાખોરી, કાળાં બજાર સામે ઠેરઠેર નાનાં મોટાં પગલાં ભરાયાં. ઘણી જગ્યાએ જીવન-જરૂરિયાતની ચીજવસ્તુ અમુક નક્કી ભાવે વેચવાની લોકોએ વેપારીઓને ફરજ પાડી. ઘણી જગ્યાએ સેંકડોની સંખ્યામાં ભૂતિયાં રેશનકાર્ડ પકડવામાં આવ્યાં અને છાપાં મારીને માલનો ગેરકાયદે સંઘરો પણ પકડાયો. સેંકડોની સંખ્યામાં લોકોએ ઠેર-ઠેર આંદોલનના સમર્થનમાં જાહેર સ્થાનો પર બેસીને ઉપવાસ કર્યા. અને આખા બિહારભરમાં વિધાનસભા-વિસર્જનની માગણી-ના સમર્થનમા વ્યાપક પ્રમાણમાં સહી અભિયાન ચાલ્યું. ગામેગામ જઈને સભાઓ કરીને અને લોકોને મળીને વિધાનસભા વિખેરી નાખવાની અમે માગણી કરીએ છીએ એવા આવેદનપત્ર ઉપર મતદારોની સહી અને અંગૂઠા લેવાયા.

૨૩ એપ્રિલે જે૦પી૦ પટણાથી વેલોર જવા નીકળ્યા. વચ્ચે તિરુપતિ બાલાજીનાં દર્શને ગયા. ત્યાં એક હૃદયસ્પર્શી ઘટના બની. એમની સાથે ગંગાબાબુ વગેરે મિત્રો ઉપરાંત હિંદીના કવિ દિનકર પણ હતા. એ જે૦પી૦ના વરસોથી આત્મીય મિત્ર અને પ્રશંસક હતા. બાલાજીનાં દર્શન કરતી વખતે એમણે પ્રાર્થના કરી: 'હે ભગવાન! જયપ્રકાશ આજે દેશ માટે ઉપયોગી પ્રવૃત્તિમાં પડ્યા છે મારું શેષ આયુષ્ય એમને આપી દે.' જે૦પી૦એ આ જાણ્યું ત્યારે હસી પડ્યા. એમણે કહ્યું કે મેં આવી જ પ્રાર્થના ગાંધીજી માટે ઘણી વાર કરી હતી, છતાં ગાંધીજી તો ગયા, હુ હજી જીવું છું!

પરંતુ બન્યુ એવુ કે એ જ રાતે કવિ દિનકરને હૃદયરોગનો હુમલો આવ્યો અને એમનું પ્રાણપંખેરું ઊડી ગયું. મિત્રના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે જે૦પી૦ બહુ જ ઉદાસ થઈ ગયા.

૨૯ એપ્રિલે વેલોરમાં જે૦પી૦નું પ્રોસ્ટેટનું ઓપરેશન થયું. ઓપરેશન બહુ સારી રીતે પત્યું અને ઝડપથી સ્વસ્થ બનીને જે૦પી૦ પોતાના નિશ્ચિત કાર્યક્રમ મુજબ પટણાના મોરચે પાછા આવી ગયા.

**લોક-આંદોલન અને સંપૂર્ણ ક્રાંતિનું એલાન**

પાંચ જૂને પટણામા જયપ્રકાશજીની આગેવાની હેઠળ એક વિરાટ સરઘસ નીકળ્યું. બિહારના દરેક મતદાન-ક્ષેત્રમાંથી બબ્બે, ત્રણ-ત્રણ વ્યક્તિ વિધાનસભા વિસર્જન માટેના આવેદન-પત્રો પર લોકોની સહીઓ લઈને પટણા આવી હતી. અને પટણાનુંયે લોક ઊમટ્યું હતું. સૌથી આગળ આવી લાખો સહીઓવાળા આવેદન-પત્રોના બંડલો ભરેલી ટ્રક હતી, પછી જે૦પી૦ની જીપ અને પછી વિદ્યાર્થીઓ અને લોકો. બે કલાકે સરઘસ રાજભવન પહોંચ્યું. ત્યાં જે૦પી૦ એ અને વિદ્યાર્થી નેતાઓએ આવેદન-પત્ર રાજ્યપાલને સુપ્રત કર્યા અને કહ્યું કે આજની વિધાનસભા જનતાનો વિશ્વાસ ખોઈ ચૂકી છે અને તેથી તેને વિખેરી નાખવાની જનતાની માગણી છે.

ત્યાર બાદ ગાંધી મેદાનમાં વિરાટ સભા સમક્ષ બોલતા જે૦પી૦એ આંદોલનનું વ્યાપક સ્વરૂપ લોકો સમક્ષ મૂકી દીધું. એમણે એલાન કર્યું કે આ આંદોલન હવે કેવળ વિદ્યાર્થીઓના બાર મુદ્દા પૂરતું તથા સરકારની બરતરફી અને વિધાનસભાના વિસર્જન પૂરતું જ મર્યાદિત રહેતું નથી, આ હવે સમગ્ર જનતાની સંપૂર્ણ ક્રાંતિ માટેની લડત બને છે. આ સંઘર્ષ કેવળ સીમિત ઉદ્દેશો માટે નથી થઈ રહ્યો. તેના ઉદ્દેશો તો બહુ દૂરગામી છે: ભારતીય લોકશાહીને "રીયલ" એટલે કે વાસ્તવિક તેમ જ સુદૃઢ બનાવવી, જનતાનુ સાચું રાજ કાયમ કરવું, સમાજ-માંથી અન્યાય, શોષણ આદિનો અંત લાવવો, એક નૈતિક, સાંસ્કૃતિક તેમજ શૈક્ષણિક ક્રાંતિ કરવી, નવું બિહાર બનાવવું અને અંતતોગત્વા નવું ભારત બનાવવું. આ સંપૂર્ણ ક્રાંતિ છે. આપણું આંદોલન આવી સંપૂર્ણ ક્રાંતિ માટેનુ આંદોલન છે.

આ આંદોલનના સંદર્ભમાં "સંપૂર્ણ ક્રાંતિ" નો શબ્દોચ્ચાર જે૦પી૦એ આ રીતે પાંચમી જૂનની સભામાં પહેલી વાર કર્યો. એ જ એમની સામેનું મુખ્ય ધ્યેય હતું. આખાયે આંદોલનને તેઓ એક ઊંચા ધરાતલ પર લઈ જવા માગતા હતા.

**સર્વોદયનું મંથન**

જ્યાં સુધી સર્વોદય આંદોલનને સંબંધ હતો, ત્યાં સુધી જે૦પી૦ એમ કહ્યા કરતા કે બિહારનું આંદોલન મેં મારી

પોતાની જવાબદારી ઉપર ઉપાડયું છે, તેને વિનોબાની કે સર્વ સેવા સંઘની માન્યતા હજી મળી નથી. તેમ છતાં સર્વોદયની દૃષ્ટિએ આમાં કોઈ વિરોધ એમને જણાતો ન હતો. તેથી વિનોબાનું આને સમર્થન જ મળશે એમ જે૦પી૦એ માનેલું. વિનોબાજીને મળીને એમની સાથે વિગતે ચર્ચા કરી લેવાની જે૦પી૦ની ઘણી ઇચ્છા હતી, પણ તે જલદી બની શક્યું નહીં.

બીજી બાજુ વિનોબાજીને એમ લાગતું નહોતું કે આ રીતે સમાજ સામેની સમસ્યાઓનો કોઈ ઉકેલ આવશે. આ રીતે કોઈ લોકશક્તિ જાગશે એમ પણ તેઓ માનતા નહોતા. છતાં એમના મનમાં એમ હતું કે જે૦પી૦ મળવા આવશે ત્યારે એમની સાથે વાત કર્યા પછી જ આ વિશે ચોક્કસ અભિપ્રાય બાંધીશ. ક્યારેક એમ પણ કહેતા કે જે૦પી૦ને કોઈ જાતનો સ્વાર્થ નથી. નિસ્વાર્થી પુરુષ છે. હું એમને Judge શું કામ કરું? જે૦પી૦ને મળ્યા વિના કાંઈ નહીં કહું.

પરંતુ મળવાનું લંબાતું જ ગયું, અને બનાવો તો ઝડપથી બનતા રહ્યા. અનેક લોકો મળવા આવતા અને અનેક જાતના સવાલો પૂછતા. એ બધી વાતચીત પરથી વિનોબાજીનું વલણ કાંઈક ભિન્ન છે એવી છાપ ઊભી થતી જતી હતી. શરૂ-શરૂમાં વિનોબાજી સમજાવતા રહેતા કે ભ્રષ્ટાચાર, મોંઘવારી, બેકારી, શિક્ષણમાં પરિવર્તન વગેરે બધા ચિંતનના વિષય છે, આંદોલનના નહીં. શિક્ષણમાં સુધારો કરવો જોઈએ, તે વાત આજે કોણ નથી કહેતું? એટલે તે માટે આંદોલન કર્યે કાંઈ વળે ખરું? તેમાં તો વિગતે વિચારણા કરવી પડે. મોંઘવારીનો સવાલ મારે મન-ઇકોનોમીનો સવાલ છે, તે માટે બને તેટલી બજાર-મુક્તિ સાધવી જોઈએ. ભ્રષ્ટાચાર પણ અનેક પ્રકારના છે. તે આંદોલનથી શી રીતે કાઢશો? વળી, આ સરકારને હટાવો, તે સરકારને હટાવો એમ જ જો ચાલશે, તો લોકશાહીનો જ વિરોધ થશે.

**વિનોબાના સત્યગ્રાહી વૃત્તિ**

જ્યાં જયપ્રકાશજી આંદોલનને જોરશોરથી આગળ વધારતા ગયા. ત્યારે પહેલાં વિનોબાએ એમનો વિરોધ ન કરવાની કોશિશ કરી. જૂન ૧૯૭૪માં એક વાતચીતમાં એમણે કહ્યું: 'જયપ્રકાશજી જે કાંઈ કામ કરશે તમા મારી સંમતિ છે, કેમ કે (૧) જે૦પી૦ સજ્જન છે. (૨) તેઓ મારું હરી એવું જ કામ કરશે, અને તે પણ નિઃસ્વાર્થપણે કરશે. (૩) પોતાના કામમાં જો કાંઈ ભૂલ જણાશે, તો તુરત સુધારી લેશે. (૪) આમાં કશું થઈ જવાનું નથી. સમસ્યાઓ તો ઊઠતી રહે છે, અને ઊઠતી રહેશે. ટેનિસને કહ્યું છે કે Men may come and men may go—આપણે [illegible] ને [illegible]!

આની અભિવ્યક્તિ કરતાં પોતાની ભૂમિકા સાફ કરતાં એમ પણ કહ્યું કે જયપ્રકાશજીએ જે [illegible] લીધી છે, તે [illegible] [illegible]: (૧) મેં [illegible] [illegible] [illegible] છે. (૨) હું એક [illegible] [illegible], જે૦પી૦ [illegible] [illegible] નથી છે. તેથી [illegible]

નથી દેખાતું, તે એમને દેખાય છે. બીરબલને પૂછ્યું કે સત્ય અને અસત્ય વચ્ચે કેટલું અંતર છે? તો એણે કહ્યું કે ચાર આંગળનું. આંખ અને કાન વચ્ચે ચાર આંગળનું અંતર છે! તેથી એમને જે દેખાય છે, જે જાણકારી છે, તે મુજબ તેઓ જે નિર્ણય કરે છે તે પાકો છે. તેની સાથે બાબા સંમત છે. (૩) બાબા નેતૃત્વ નથી ઇચ્છતા, ગણસેવકત્વ ઇચ્છે છે. જો હું એમના અભિપ્રાય વિરુદ્ધ સલાહ આપતો રહું તો નેતા બની જાઉં!

વિનોબાજીના માનસનો અને મંથનનો આના પરથી પૂરો ખ્યાલ આવી શકે તેમ છે. મતભિન્નતા સ્પષ્ટ હતી, છતાં સામે પક્ષે સત્ય હોય તેટલું ગ્રહણ કરવાની વૃત્તિ પણ એટલી જ સ્પષ્ટ જણાય છે. છેવટે જુલાઈ ૧૯૭૪માં સર્વ સેવા સંઘનું અધિવેશન પવનારમાં મળ્યું. જે૦પી૦—વિનોબાની અંગત વાતચીત થઈ. ત્રણ-ચાર બેઠકમાં ખૂબ ખુલાસાથી મિત્રભાવે બંનેએ ચર્ચા કરી. પરસ્પરની વાતને અને દૃષ્ટિકોણને સમજવાની કોશિશ કરી. વિનોબાએ ખાસ કરીને એ બાબત ઉપર ભાર મૂક્યો કે વિધાનસભા-વિસર્જનની વાતને સિદ્ધાંત ન બનાવી મૂકો. જે૦પી૦એ કહ્યું કે તે વાતમાં તો એ પોતે પણ નહોતા માનતા, બલ્કે તેમાં ન પડવા વિદ્યાર્થીઓને ચેતવ્યા કરતા હતા, પણ પાછળથી નિરુપાયે તે માગણીમાં સંમતિ આપવી પડી. હવે એક વાર એવી ભૂમિકા લેવાઈ ગયા બાદ તેને છોડવાનું શક્ય નથી.

**'અનુભવ મેળવવા ભલે પ્રયોગ થતો!'**

સંઘ અધિવેશન સમક્ષ બોલતા વિનોબાએ બિહાર આંદોલન-નો વિરોધ ન કર્યો, પણ પોતાના ભિન્ન વલણનો તેમ જ અણગમાનો ઈશારો અવશ્ય કર્યો. છતાં નિર્ણય સંઘ ઉપર જ છોડ્યો. તમે લોકો સર્વસંમતિથી જે નિર્ણય કરશો, તે મને માન્ય રહેશે, એમ કહ્યું.

પરંતુ સંઘમાં કોઈ સર્વસંમત નિર્ણય થઈ શક્યો નહીં. બહુ મોટી સંખ્યામાં સભ્યો જે૦પી૦ના આન્દોલનની તરફેણમાં હતા. પણ કેટલાક સાથીઓનું એવું દૃઢ મંતવ્ય રહ્યું કે જે૦પી૦નું આ કામ આપણા મૂળભૂત સિદ્ધાંતોથી જ તાત્ત્વિક રીતે સાવ વિરોધી છે. રાજકારણમાં તાણી જઈને જે૦પી૦ સર્વોદય આન્દોલનને પથભ્રષ્ટ કરી રહ્યા છે. આથી સર્વસંમતિ સાધી શકાઈ નહીં. સારી પેઠે ઉત્તેજના અને કટુતા પણ પેદા થઈ. સંઘ તૂટવાની અણી ઉપર આવી ગયો.

આથી જે૦પી૦ને ઘણું દુઃખ થયું. પોતાના થકી સંઘ તૂટે એમ તેઓ હરગિજ નહોતા ઇચ્છતા. એમણે વિનોબાજીને પૂછ્યું પણ ખરું કે, 'તમે કહ્યું હતું, મસ્તિષ્ક ભલે રહે, હૃદય એક હોવું જોઈએ, તો આ હૃદયની એકતા મજબૂત કઈ રીતે થાય?'

આજે પ્રમાણે વિનોબાના હૃદયની ઉદારતા, મનનું ખુલ્લાપણું અને કરુણાદિ એમના વ્યક્તિત્વમાં રહેલાં સમન્વયાત્મક વલણ [illegible] આવ્યા. શુદ્ધ-નિર્મળ હૃદયની અંતઃપ્રેરણાથી એમણે જવાબ કહ્યું: 'સત્ય એક છે, પણ દિમાગ અનેક છે, અને

દરેકને પોતપોતાના વિચાર અનુસાર કામ કરવાની પૂરેપૂરી આઝાદી હોય. સંઘનો સભ્ય, પ્રતિનિધિ, લોકસેવક વગેરે જેને જે કોઈ કામ કરવાની રુચિ હોય, કોઈને ગ્રામદાન-ગ્રામસ્વરાજનું કામ કરવું છે, કેટલાક ક્રાંતિકારી સમજીને બિહારના કામમાં જવા માગે છે—બધા જ પોતપોતાની રુચિ અનુસાર કામ કરે. કેવળ ત્રણ મર્યાદા જાળવવાનું ધ્યાન રાખે—અહિંસા, સત્ય અને સંયમ. અને હૃદય એક રહે, તે ન ભૂલીએ. આમ થશે, તો કોઈ નુકસાન નહીં થાય; બલ્કે પ્રયોગ થશે. અને અનુભવ તો પ્રયોગ કરવાથી જ મળે છે. બે વિચારધારાઓ છે. એક છે ગંગાની, બીજી બ્રહ્મપુત્રની. બંને આખરમાં મળી જાય છે. સમુદ્રમાં તો જાય જ છે. અને બેઉ પવિત્ર ધારાઓ છે. એટલે પોતપોતાની ઢબે બંને પ્રયોગ કરે. તેમાંથી જો એવો અનુભવ થયો કે ત્યાં પટણા-ક્ષેત્રમાં ઘણી સારી જનશક્તિ ઊભી થાય છે, તો જેઓ અત્યારે તેનાથી પ્રભાવિત નથી, તેઓ પણ પ્રભાવિત થશે અને બીજાઓની સાથે થઈ જશે. અને એને બદલે જો એવો અનુભવ થયો કે તેનો ખાસ કાંઈ લાભ મળતો નથી અને ચીજ નીખરતી નથી, તો તેઓ એને છોડી દેશે અને આપણા મૂળ કાર્યક્રમમાં ફરીથી બમણું જોર લગાવશે.'

ચાંડિલ સંમેલનમાં વિનોબાએ ૧૯૫૩માં સર્વોદયની કાર્ય-પદ્ધતિ સમજાવતાં વિચારશાસન અને કર્તૃત્વ-વિભાજનની જે વાત કરેલી, તેનો જ પ્રત્યક્ષ વ્યવહારમાં અમલ કરી બતાવ્યો. વળી, એ જ પ્રવચનમાં વિનોબાએ હિંસાશક્તિની વિરોધી અને દંડ-શક્તિથી ભિન્ન એવી ત્રીજી શક્તિ એટલે કે સ્વતંત્ર લોકશક્તિ નિર્માણ કરવાનું સર્વોદય આંદોલનનું મુખ્ય કામ છે એવું પણ એલાન કરેલું. અત્યારના સંજોગોમાં અનેકવિધ વિવાદો વચ્ચેથી પણ આ મૂળભૂત વાત પકડી લઈને વિનોબાએ જે૦પી૦ને તથા સર્વોદયના પોતાના બધા સાથીઓને કહ્યું કે એવી જનશક્તિ જો ઊભી થઈ શકતી હોય, તો ભલે, ત્યાં બિહારમાં પ્રયોગ કરીને અનુભવ લઈ જુઓ. જે૦પી૦ના આંદોલનનો મર્મ પણ આ જ હતો—લોકશક્તિનું પ્રગટીકરણ. વિનોબાને પોતાના ચિંતનના આધારે એમ લાગતું હતું કે આમાં ધારાસભાકીય સંઘર્ષ વિક્ષેપ રૂપ બનશે, એટલે તે માગણી છોડવાની સલાહ જે૦પી૦ને એમણે આપી. છતાં તેનોયે આગ્રહ ન રાખ્યો. જે૦પી૦ને તેનાથી ઊલટું લાગતું હોય તો ભલે, એ રીતે પ્રયોગ થતો.

### ફરી એક વાર હાર્દિક એકાત્મતાની ઝલક

ચાંડિલના વિનોબાના એ પ્રવચનથી પ્રભાવિત થઈને જે૦પી૦એ ભરી સભામાં કહી દીધું હતું કે મારા બધા સંદેહનો પાર આવી ગયો છે, અને હું મારી જાતને વિનોબાનો શિષ્ય કહેવડાવવા તૈયાર છું (જુઓ પાન ૨૯૩). અત્યારે પણ વિનોબાની ભૂમિકાથી જે૦પી૦ અત્યંત ખુશ થઈ ગયા. પોતાને આનાથી મોળ આનો સમાધાન છે એમ કહ્યું. બંને વચ્ચે ફરી એક વાર હાર્દિક એકાત્મતાની ઝલક દેખાઈ. જે૦પી૦એ સભામાં જ કહી દીધું કે બાબા ભૂદાનમાં છઠ્ઠો ભાગ માગતા હતા. તો હવેથી "એવરીમેન્સ"માં છઠ્ઠો હિસ્સો બાબાની ઇચ્છા મુજબ નાગરી લિપિમાં છાપીશું."

પાછળથી એક જાહેર નિવેદનમાં પણ જે૦પી૦એ પવનારમાં જે બન્યું, તે વિશે પોતાનો હરખ વ્યક્ત કર્યો: 'વિનોબાજીની પ્રતિભા એવી વિલક્ષણ છે અને પોતાના વિચારો વ્યક્ત કરવાની એમની શૈલી એવી અનુપમ છે કે એમનું નાનકડું પ્રવચન પૂરું થયું કે દરેકનું હૃદય આનંદવિભોર થઈ ઊઠ્યું. એમણે સંઘને જે સૂચવ્યું. ને માન્યામાં ન આવે એટલું સરળ અને સીધું છે. તેમ છતાં માનવજીવન અને સમાજની જટિલતા તેમ જ ગ્રંથિ-ઓના મૂળ સુધી પહોંચવાનો તથા તેના સરળ ઉકેલ સાથે બહાર આવવાનો આ ગુણ-નરી પ્રતિભાનો જ સૂચક છે, ખાસ કરીને આધ્યાત્મિક પ્રતિભાનો.'

જે૦પી૦-વિનોબા વચ્ચેની આવી હાર્દિક એકાત્મતા સાથે અને વિચારોના મુક્ત આદાન-પ્રદાન સાથે જો બિહારનો પ્રયોગ ચાલી શક્યો હોત, તો આંદોલનને કદાચ જુદું જ સ્વરૂપ મળત. પણ દુર્ભાગ્યે તેમ બની શક્યું નહીં. પવનારમાં જે બનેલું તે વિશેનો જે૦પી૦નો હરખ બહુ અલ્પજીવી નીવડ્યો, અને જેઓ જે૦પી૦-વિનોબાના એકત્વનું મૂલ્ય સમજતા હતા અને ઝંખતા હતા એવા સહુનો પણ.

### કમનસીબ વિક્ષેપ

હજી ૧૨ જુલાઈએ પવનારમાં ગંગા-બ્રહ્મપુત્રની બે પવિત્ર ધારાની વાત વિનોબાજીએ કરેલી. તેને એક અઠવાડિયું પણ નહોતું થયું, ત્યાં વિનોબાજીની સાથે રહેતાં બહેન કુસુમે ૧૯ જુલાઈના રોજ જે૦પી૦ને પત્રમાં લખ્યું: 'આજના છાપામાં પી૦ટી૦આઈ૦ના સમાચાર જોયા. તેમાં છે કે નિર્મળા વડા પ્રધાનને મળી અને તેણે એમને જે૦પી૦ અને બાબા વચ્ચે થયેલ વાતચીતથી અવગત કરાવ્યા. ખબર નહીં. આ સમાચાર વાંચીને સારું ન લાગ્યું. લાગે છે કે રિપોર્ટિંગ બરાબર નથી. કેમકે તમારી અને બાબાની જે વાતચીત થઈ, એ તો નિર્મળા જાણતી જ નથી. અધિવેશનની જાણકારી એણે આપી હશે. ખબર નહીં, કેવી રીતે આવા સમાચાર આવ્યા!'

એ જ દિવસે આ ઉપરાંત "હિંદુસ્તાન ટાઈમ્સ"માં નિર્મળા દેશપાંડેની એક મુલાકાત પ્રગટ થઈ હતી. તેમાં એમણે કહ્યું હતું: 'જયપ્રકાશ નારાયણના બિહારના આંદોલન સામેનો સર્વોદયનો વિરોધ એવી પાકી માન્યતા ઉપર આધારિત છે કે કોઈ પણ હિંસક રાજકીય ચળવળ આજના સમાજની બીમારી-ઓનો ઉકેલ લાવી શકે તેમ નથી......સંઘમાં આ વિશે ભારે મતભેદ છે......વિનોબાજીએ પોતાની ઇચ્છા કોઈના ઉપર લાદવાને બદલે દરેક કાર્યકરને પોતાનો નિર્ણય કરવાની છૂટ આપી કે આ આન્દોલનમાં જોડાવું કે નહીં......વિનોબાજી તો સિદ્ધાંતમાં જ આ આંદોલન સાથે સંમત થતા નથી. એમણે આને પોતાના આશીર્વાદ નથી આપ્યા. જ્યાં સ્વ. પ્રયોગનું તેઓ નિરીક્ષણ કરી રહ્યા છે.'

આ વિશે જે૦પી૦એ તુરત તા. ૨૨-૭-૭૪એ કુસુમબહેનને પત્ર લખ્યો : 'નિર્મળાની આ અખબારી મુલાકાત વાંચીને બહુ દુઃખ થયું છે. સૌથી વધુ દુઃખ તો એ વાતનું થયું છે કે તેણે પોતાની વાતો એ ઢબે કહી છે કે વાંચનારાઓ પર એવી અસર પડે કે એ બાબાના જ મતનું અર્થઘટન કરી રહી છે. બાબાએ સંઘ અધિવેશનમાં જે રસ્તો સુઝાડ્યો હતો તેનો અર્થ તો હું એવો સમજેલો કે બિહાર આન્દોલન અંગે સર્વોદય કાર્યકરો અને લોકસેવકો જાહેર વાદવિવાદમાં નહીં પડે અને બાબાએ બતાવેલી ત્રણ મર્યાદાઓમાં રહીને પોતપોતાનું કામ કરશે તથા એકબીજાના અનુભવ પરથી બધા લોકો બોધપાઠ ગ્રહણ કરતા રહેશે. પરંતુ નિર્મળાની મુલાકાતથી એમ લાગે છે કે બિહાર આન્દોલનનો જાહેર વિરોધ કરવાનું એ ચાલુ રાખશે. આનું મને દુઃખ અવશ્ય છે, પણ કોઈ ફરિયાદ નથી.'

**સંઘર્ષ-રચનાની સમતુલા**

આ કમનસીબ વિક્ષેપને વિનોબાજી પણ દૂર કરી શક્યા નહીં. પરિણામે ગંગા-બ્રહ્મપુત્રની બે વિચારધારાવાળી ભાવનાના પ્રત્યક્ષ અમલને માટે અવકાશ જ રહ્યો નહીં. ઉપરાંત પરિસ્થિતિના ધસમસતા પ્રવાહમાં બીજા પણ જુદા જુદા વિક્ષેપો ઊભા થતા રહ્યા. આમ, સર્વોદય વર્તુળમાં વિવાદ ચાલુ રહ્યો. અને જે૦પી૦નો પ્રયોગ પણ ચાલુ રહ્યો. જે૦પી૦ સામે મુખ્ય ધ્યેય હતું, લોક-જાગરણનું, લોક-ચેતના, લોક-અભિક્રમ અને લોકશક્તિ જગાડવાનું. સાથોસાથ રાજ્યશક્તિ સાથેનો સંઘર્ષ પણ આવી પડેલો. તેથી એ રાજ્યશક્તિ ઉપર લોકશક્તિની સર્વોપરિતા સિદ્ધ કરવાનું કર્તવ્ય પણ જે૦પી૦ ઉપર આવી પડેલું. કુશળ લોકનાયકની અદાએ જે૦પી૦ આ બંને પાસાંની સમતુલા જાળવવાનો પ્રયાસ કરતા કરતા આગળ વધતા ગયા. આંદોલનમાં પહેલેથી જ ચાર પ્રકારના કામો થતાં આવેલા—પ્રચારાત્મક અને લોકશિક્ષણાત્મક, સંગઠનાત્મક, પ્રતિકારાત્મક તથા રચનાત્મક.

એક ઑગસ્ટે આખા દિવસના ઉપવાસનું એલાન કરેલું. સાંજે જાહેર સભામાં મુસળધાર વરસાદમાં પલળતાં-પલળતાં હજારોની માનવમેદની પાસે જે૦પી૦એ પ્રતિજ્ઞા કરાવી કે અમે અમે અમારા પોતાના જીવનમાં કોઈ પ્રકારના ભ્રષ્ટાચારને પ્રવેશવા નહીં દઈએ તથા સમાજમાં વ્યાપેલા ભ્રષ્ટાચારને પણ સહન નહીં કરીએ અને તેને દૂર કરવા માટે પૂર્ણ પ્રયત્ન કરીશું. બિહારના એક છેડાથી બીજા છેડા સુધી ઘૂમી વળીને જે૦પી૦ લોકોને સમજાવતા રહ્યા કે, ભ્રષ્ટાચાર આજે એકલા શાસનમાં છે એવું નથી, જનજીવનના અનેક ક્ષેત્રમાં તે પેઠો છે. અધિકારી તો કારણો છે. સરકાર, વહીવટી તંત્ર, રાજકીય પક્ષો, વેપારીઓ, કાળાં બજાર, ચોરી, અન્યાય એ બધા જ ભ્રષ્ટાચાર સામે આજનો આ સંઘર્ષ છે. ભાગ્યે જ આવો એક એવો સુવર્ણ અવસર આવ્યો છે કે આખાયે જનજીવનમાં આ આંદોલનને ફેલાવીને ૧૯૨૧ જેવું નૈતિક વાતાવરણ ઊભું કરી શકીએ અને એક નૈતિક ક્રાંતિ કરીએ.

આ રીતે આંદોલનમાં શક્ય તેટલો વધુ સામાજિક-આર્થિક સંભાર ભરવાની કોશિશ જે૦પી૦ સતત કર્યા કરતા હતા. સાથોસાથ દેખાવો અને પ્રદર્શનાત્મક કાર્યક્રમો મારફત યુવકો અને જનતાનો જુસ્સો જાળવી રાખવાનોયે એમનો પ્રયાસ રહેતો. તેમાં વળી સરકાર તરફથી દમનનો આશરો લેવાતો ગયો એટલે એ કાર્યક્રમો લોક-જુસ્સો પ્રગટ કરવાનાં વિશેષ માધ્યમ રૂપ બની ગયાં.

જે૦પી૦એ તા. ૩-૪-૫ ઑક્ટોબરે સંપૂર્ણ બિહાર બંધનો કાર્યક્રમ આપ્યો. આંદોલનને બિહારની જનતાનો કેટલો ટેકો છે તે બતાવવા આ બંધ યોજેલો. તેને અદ્‌ભુત સફળતા મળી. લગભગ આખા બિહારની જનતાએ સ્વેચ્છાએ પૂરા ત્રણ દિવસ બધું કામકાજ બંધ રાખ્યું. ત્રણ દિવસ રેલવે પણ બંધ રહી. રેલવે બંધનું એલાન આપવામાં સાથીઓને પહેલાં જોખમ લાગતું હતું. ભાંગફોડ થવાનો એમને ડર હતો. પણ જે૦પી૦એ કહ્યું કે મને જનતા ઉપર વિશ્વાસ છે, રેલવેને બંધ રાખવાનુંયે શાંતિમય રીતે બની શકે તેમ છે. અને જે૦પી૦નો વિશ્વાસ સાચો ઠર્યો. ઠેર ઠેર લોકો રેલવે લાઈન ઉપર બેસી ગયા. ૫૦૦-૧૦૦૦-૨૦૦૦નું ટોળું રેલવે લાઈન ઉપર બેઠું હોય, પછી રેલવે કેમ ચાલે? આ બતાવે છે કે આંદોલનને જનતાનો સાથ કેટલો બધો હતો.

ફેલ્લી ૪ નવેમ્બરે પટણામાં જે૦પી૦ના નેતૃત્વ હેઠળ એક ભવ્ય કૂચ યોજાઈ. બિહારભરમાંથી લોકોએ આવીને પોતાના પ્રતિનિધિઓને કહ્યું કે તમે હવે અમારા પ્રતિનિધિ નથી રહ્યા એટલે રાજીનામું આપો. સરકારે લોકોને આવતા રોકવાનો, ડરાવવાનો ખૂબ પ્રયાસ કર્યો. લોકોને જ્યાં-ત્યાં રોક્યા. કોઈ કારણ વિના ઘણાને માર્યા, ઘણાની ધરપકડ કરી, ઘણાને બસોમાંથી અને રેલવેમાંથી જતી ટિકિટે ઉતારી મૂક્યા. બીજીએ અનેક બાધાઓ નાખી. બિહારમાં ૫૮ ટ્રેનો તે દિવસ બંધ કરી દીધી. ગંગા પાર કરવા માટેની સ્ટીમરો રદ કરી નાખી. અનેક નૌકાઓમાં પાણી ભરીને કિનારે ડુબાડી દીધી. અનેક બસો કૅન્સલ કરી. આખાયે પટણા શહેરને ત્રીસ ત્રીસ માઈલ બંને બાજુ મોટા મોટા વાંસ નાખીને એવી ઘેરાબંધી કરી દીધી કે જાણે એમ લાગતું હતું કે બહારથી દુશ્મનનું આક્રમણ થવાનું ન હોય! શાંતિમય કૂચ માટે આવી રહેલ જનતા સામે જનતાની સરકારે આવું બધું કર્યું! પ્રજાકીય સરકારનું આ બિલકુલ બિન-લોકશાહી વર્તન હતું. બીજીબાજુ સરકારે પોતાનું બળ-પ્રદર્શન કરવા સામ્યવાદીઓના અને કૉંગ્રેસના મોરચા ગોઠવ્યા હતા ત્યારે સ્પેશિયલ ટ્રેનો ને બસો દોડાવેલી, કપડાં ને રૂપિયા વહેંચેલા, ખાવાપીવાનોયે છૂટથી બંદોબસ્ત કરવામાં આવેલો, અને ભાડૂતી માણસો લાવીને જયપ્રકાશ તો અમેરિકાનો દલાલ છે એવી ગાળો અપાવી દીધી!

**જે૦પી૦ પર પ્રહાર**

અને છતાં ૪ નવેમ્બરે લોકો આવ્યા. કેળની થાંભલીઓ અને વાંસના તરાપા બાંધીબાંધીને લોકોએ ગંગા પાર કરી.

લોકો પગપાળા આવ્યા, અનેક રુકાવટો અને બાધાઓ પાર કરીને પણ આવ્યા. ત્યારે છેવટે કાર્યક્રમને નિષ્ફળ બનાવવા પોલીસે આડેધડ અશ્રુવાયુ છોડયો અને લાઠીમાર કર્યો. સેંકડોને ઘાયલ કરી દીધા. જયપ્રકાશજીએ પોતે પણ એમની લાઠીનો માર ખાધો. જો નાનાજી દેશમુખ અને બીજા લોકોએ જે૦પી૦ને બચાવવા માટે પોલીસની લાઠીનો માર પોતાની ઉપર ઝીલી લીધો ન હોત, તો તે દિવસ કાંઈક અજુગતું બની ગયું હોત.

આ ઉપરાંત બીજી ત્રણ વખત પણ જે૦પી૦ સાથે આવો વર્તાવ થયો. ૨૯ ઑક્ટોબરે લુધિયાણા સ્ટેશને ઊતરતી વખતે ત્યાં ભેળી થયેલ ભીડમાંથી કોઈએ પાછળથી આવી જે૦પી૦ને એકદમ પકડીને દબાવવાની કોશિશ કરી, જેને લીધે એમની એક પાંસળી તૂટી ગઈ અને ઘણા દિવસ સુધી તેમાં દરદ રહ્યું. પછી જ્યારે એ જ દિવસોમાં જે૦પી૦ દિલ્હીથી નીકળી કુરુક્ષેત્રમાં એક સભાને સંબોધવા જઈ રહ્યા હતા, ત્યારે રસ્તામાં પાણીપત નજીક કેટલાક લફંગાઓએ એમની મોટર રોકીને તેના પર આડેધડ લાઠીઓ વીંઝી. એવી જ રીતે આગળ ૨ એપ્રિલ ૧૯૭૫એ કલકત્તામાં એક સભામાં જતી વખતે કેટલાક ગુંડાઓ જે૦પી૦ની મોટરને ઘેરી વળ્યા અને તેના પર દંડાથી અસંખ્ય પ્રહારો કર્યા. આ બધી ઘટનાઓ પાછળ કોઈકનો દોરીસંચાર છે એવી શંકા જે૦પી૦ના મનમાં પણ ઊભી થયેલી.

આવું દમન અને સત્તાનો આવો દુરુપયોગ અંગ્રેજોના રાજ્યમાંયે નહોતો થયો. સરકાર તરફથી બીજાયે અનેક અત્યાચારો થયા. જેલોમાં પણ ભારે દમન ગુજારાયું. યુવકો ઉપર ઘણો જુલમ થયો. ૧૨–૧૩ વરસના કિશોરોનાંય હાડકાં ભાંગ્યાં. પગ કાપી નખવામાં આવ્યા. અને શરીરે ડામ દેવામાં આવ્યા. આ કોઈ પ્રજાએ સરકારના હાથમાં સોંપેલી દંડશક્તિ નહોતી, પણ સત્તાનો નાગો નાચ હતો. આની સામે જે૦પી૦ના રોમેરોમમાં ઝાળ ઊઠી, એમનું અંતર કકળી ઊઠ્યું. શું આ લોકશાહી છે? શું આ બધા લોકોના પ્રતિનિધિ છે? શું આવા સ્વરાજ માટે હજારો ને લાખો લોકોએ કુરબાની આપેલી? શું લોકશાહીમાં નાગરિકોને શાંતિમય આંદોલન ચલાવવાનોય આટલો અધિકાર નથી?

## આંદોલન સંપૂર્ણપણે શાંતિમય

અને બિહારનું આંદોલન સંપૂર્ણપણે શાંતિમય જ રહેલું. જે૦પી૦ વારંવાર લોકોને યાદ દેવડાવતા રહેલા કે હિંસાનો કે તોફાનનો આશરો લેવાશે, તો આંદોલનને જ ધોખો પહોંચશે. માટે ગમે તેવી ઉશ્કેરણી છતાંયે આપણો હાથ ન ઊઠવો જોઈએ. "હમલા ચાહે કૈસા હોગા. હાથ હમારા નહીં ઉઠેગા, નહીં ઉઠેગા!"—બિહાર આંદોલનનો આ એક મંત્ર જ બની ગયેલો. વિદ્યાર્થીઓએ આને પોતાના આચરણથી સિદ્ધ કરી બતાવ્યો. મોટા મોટા કાર્યક્રમોનાં આયોજન થયાં કે જેમાં લાખો લોકોએ ભાગ લીધો, પણ તે બધાં જ બિલકુલ શાંતિપૂર્વક પાર પડ્યાં હતાં. ક્યાંય કોઈ હિંસા કે ભાંગફોડ આંદોલનકારીઓ તરફથી નથી થઈ. પટણામાં ૫ જૂનના એ વિરાટ સરઘસ ઉપર ઇંદિરા બ્રિગેડના માણસોએ ગોળીબાર સુદ્ધાં કર્યો હતો, છતાં સરઘસ તરફથી કોઈએ એક કાંકરી પણ નથી ફેંકી. લાખોની જાહેર સભામાં જે૦પી૦એ વિદ્યાર્થીઓ અને લોકો પાસેથી વચન લીધેલું કે ઉશ્કેરાઈને આનું વેર વાળવાનો કોઈ પ્રયાસ નહીં કરીએ.

હિંસાની માત્ર એક ઘટના થઈ હતી, જેમાં ઉશ્કેરાયેલા ટોળાએ એક પોલીસ કૉન્સ્ટેબલને મારી નાખ્યો. તે કૃત્યને જે૦પી૦એ સખત રીતે વખોડી કાઢ્યું હતું, બિહારની પોલીસની જાહેરમાં માફી માગી હતી અને મરનારની વિધવાને પાંચ હજાર રૂપિયા મદદ તરીકે મોકલ્યા હતા. એક દિવસ વિધાનસભા બહાર વિધાનસભ્યને રોકવા જતાં ઝપાઝપી થઈ ગઈ અને એમનો ઝભ્ભો ફાટી ગયો. જે૦પી૦એ તે કૃત્યને વખોડી કાઢ્યું અને ધારાસભાના સ્પીકર પર પત્ર લખીને આ માટે દિલગીરી વ્યક્ત કરી. એક ઘેરાવના કાર્યક્રમ વિશે વિવાદ રહ્યો.

આમ, આવડું મોટું આંદોલન ચુસ્તપણે લાંબો વખત સુધી બિલકુલ શાંતિપૂર્વક અને જવાબદારી સાથે ચાલ્યું, તેનો યશ જે૦પી૦ના નેતૃત્વને ફાળે જાય છે. તેને લીધે વિદ્યાર્થીઓના અને પ્રજાના આક્રોશને એક શાંતિમય અભિવ્યક્તિ મળી, નહીં તો કદાચ અંદરનો અસંતોષ વિસ્ફોટનું સ્વરૂપ લેત. આ રીતે જે૦પી૦ના આંદોલન દ્વારા સ્વતંત્ર ભારતમાં કદાચ પહેલીવાર પ્રજાને શાંતિમય પ્રતિકારના તેમજ જવાબદારીપૂર્વક લોકોની લાગણીને વાચા આપવાના પાઠ શીખવા મળ્યા.

પરંતુ સરકાર તરફથી વિધાનસભાનું વિસર્જન ન જ થયું. જે૦પી૦ને આશા હતી કે આંદોલનના સમર્થનમાં આટલા મોટા પ્રમાણમાં લોકમત પ્રગટ કરી બતાવવાથી સરકાર પર અસર પડશે અને વાતચીત કરીને કાંઈક માર્ગ કાઢવાનો એ પ્રયાસ કરશે. પણ એવું ન બન્યું. જે૦પી૦એ તો સંપૂર્ણ ક્રાંતિના આંદોલન માટે સરકાર સાથેનો આવો સંઘર્ષ અનિવાર્ય નહોતો માન્યો. આંદોલન સરકારના સહકાર સાથે પણ ચાલી શકે. પણ ઇંદિરાજી ઉપર આની વિપરીત જ અસર પડી એટલે સરકાર સાથેનો સંઘર્ષ નિવારી ન શકાયો.

## ઇંદિરાજી સાથેની મુલાકાત

૧લી નવેમ્બરે જે૦પી૦ અને ઇંદિરાજી વચ્ચે મુલાકાત થઈ શકી. ફેબ્રુઆરીમાં બંને મળેલાં. ત્યાર બાદ આંદોલન શરૂ કરીને આ પહેલી વાર મળતા હતાં. તે વખતે સામંજસ્યનું રાજકારણ એ વાતચીતનો વિષય હતો. આ વખતે સંઘર્ષનું રાજકારણ. ઇંદિરાજીએ પૂછ્યું કે મેં સાંભળ્યું કે તે વખતની આપણી વાતોને મેં ગંભીરતાથી નથી લીધી એવી તમારા પર છાપ પડી છે, તો આવી છાપ કેમ પડી?

જે૦પી૦: ઇન્દુ! મારા પર એવી જ છાપ પડી છે. કારણ કે ત્યાર બાદ કોઈ નક્કર પગલાં ન ભરાયાં. ન ભ્રષ્ટાચાર અંગે તેં કાંઈ કર્યું. ન ચૂંટણી પદ્ધતિમાં ફેરફાર કરવા અંગે.

બંસીલાલ સામે ૧૨૭ સંસદ સભ્યોએ પોતાની સહી સાથે તહોમતનામું રજૂ કર્યું, છતાં તેની કોઈ તપાસ ન કરાવી.

સામે બિલકુલ ચૂપકીદી! આ ચૂપકીદી જ જે૦પી૦ને અકળાવી મૂકતી હતી અને એમની આશાઓને પાણી ફરતી જતી હતી.

પછી બિહાર આન્દોલન અંગે વાતચીત થઈ. તેમાં જે૦પી૦એ સ્પષ્ટ કર્યું કે, હવે તો ઘણું મોડું થઈ ગયું, ધારાસભાના વિસર્જનની માગણી હવે છોડી ન શકાય. ઇન્દિરાજીએ કહ્યું કે, ઠીક છે, બિહારનું તો સમજ્યા, પણ બીજા બધા પ્રદેશોનું શું?

જે૦પી૦ : આમ તો મેં જાહેરમાં કહ્યું જ છે કે અન્ય પ્રદેશોમાં ધારાસભા-વિસર્જનની માગણી ન કરવી જોઈએ. પણ ઈન્દુ! ધાર કે જયપ્રકાશ આવતી કાલે મરી જશે, તો પણ શું આ આન્દોલન અટકવાનું છે? કાંઈક નક્કર પગલાં ભરાય, તો જ જનતાને ભરોસો બેસે. આ ગરીબ દેશમા સસ્તી ચૂંટણી શી રીતે થાય, તેનો વિચાર કરવો જોઈએ. કરોડો રૂપિયાનું કાળું નાણું છે. તેમાંથી જ કરોડોનાં ચૂંટણી-ફંડ ઊભાં કરાય છે. બધા ભ્રષ્ટાચારના મુખ્ય મૂળ તો ત્યાં છે. તે દૂર કરવા શું કર્યું? તારા પોતાના પ્રધાનમંડળમાં ભ્રષ્ટ પ્રધાનો બેઠા છે.

**સંઘર્ષ ચૂંટણીના મેદાનમાં ઘસડાયો**

દોઢેક કલાક વાતચીત ચાલી, પણ કાંઈ નીપજ્યું નહીં. જે ભાવમાં વાતચીત થયેલી તે પરથી જે૦પી૦ને એમ લાગ્યું કે હજી ફરી આગળ વાતચીત થશે. પરંતુ તેને બદલે તે જ દિવસે સાંજે એક જાહેર સભામાં ઇન્દિરાજીએ ઊંચા અવાજે કહી દીધું કે 'હું રાજીનામું આપવાનું પસંદ કરીશ, પણ બિહાર વિધાન-સભાનું વિસર્જન કરવા તૈયાર નહીં થાઉં. જયપ્રકાશજી કહે છે કે જનતા એમના આંદોલનની સાથે છે, તો એમણે સબૂરી રાખવી જોઈએ. આ વાતનો ફેંસલો આવતી ચૂંટણીમાં થશે.'

ત્યાર પછી ૧૮ નવેમ્બરે પટણાની વિરાટ સભામાં જે૦પી૦ને કહેવું પડ્યું કે, 'ઇન્દિરાજીએ જ્યારે આવો પડકાર ફેંક્યો છે, ત્યારે તેનો હું સ્વીકાર કરું છું. તેઓ એમ જ ઇચ્છે છે તો આનો ફેંસલો હવે બિહારની આવતી ચૂંટણીમાં થશે. આ રીતે ચૂંટણીને તેઓ હાથે કરીને સંઘર્ષના મેદાનમા ઘસડી લાવ્યાં છે. આ જે સંપૂર્ણ ક્રાંતિનો સંઘર્ષ ચાલી રહ્યો છે, તેમાં એમણે ચૂંટણીને લાવીને ખડી કરી દીધી છે. એ માટેની બધી જવાબદારી એમને શિરે છે, મારે શિરે નહીં. બાકી, ચૂંટણીમાં મને કોઈ રસ નથી. ચૂંટણીઓથી હું હંમેશાં અળગો રહ્યો છું.'

આંદોલનનું પોતાનું પણ એક વહેણ હોય છે. એના વહેણમાં ઇંદિરાજીએ એક પડકાર ફેંક્યો અને જે૦પી૦એ તે ઝીલી લીધો. આ સ્વાભાવિક હતું. ખરું જોવા જતા, એપ્રિલમાં ગયા ગોળી-કાંડના સંદર્ભમાં એક ઉત્તેજિત અને ઊર્મિશીલ ક્ષણે ધારાસભા-વિસર્જનની માંગને આંદોલન સાથે જોડવાનો જે નિર્ણય અવશપણે લેવાયો હતો, તેનું જ આ તર્કસંગત ફલિત હતું. નવેમ્બરમાં હવે આંદોલનને જે સ્વરૂપ પકડેલું તે જોતાં ઇંદિરાજીની ચૅલેન્જ સ્વીકારી લેવાનું જે૦પી૦ માટે હવે સ્વાભાવિક બની ગયું હતું. અને ચૅલેન્જના આવા સ્વીકારે આંદોલનના હવે પછીના સ્વરૂપ અને દિશા નક્કી કરવામાંયે પોતાનો ભાગ પ્રભાવ પાડ્યો.

**આંદોલન વધુ ઊંડાણમાં**

આંદોલન પાછળ કેટલો લોકમત છે, તેનો ફેંસલો તો હવે આવતી ચૂંટણીમા થવાનો હતો. તેથી અગાઉ જેવા પ્રદર્શનાત્મક અને પ્રતિકારાત્મક કાર્યક્રમોની હવે જરૂર નહોતી તેમ જ ઉપ-યોગિતા નહોતી. તેને બદલે હવે સંગઠનનું કામ મહત્ત્વનું બન્યું હતું તથા સંગઠનને મજબૂત બનાવવા રચનાત્મક તેમજ સમાજ-લક્ષી કાર્યક્રમો ઉપાડવાનું પણ અનિવાર્ય બની ગયું હતું. બિહાર આંદોલનમાં સંગઠનનું માળખું છાત્ર સંઘર્ષ સમિતિ અને જનસંઘર્ષ સમિતિનું રહ્યું હતું. શરૂઆતથી જ ઠેર ઠેર આવી સંઘર્ષ સમિતિઓની રચના થવા લાગી હતી, અને અત્યાર સુધી પણ આંદોલન મુખ્યત્વે એ સમિતિઓ મારફત ચાલેલું. હવે બિહારભરમાં આવી સમિતિઓ ગામડાંથી લઈને પ્રખંડ, જિલ્લા અને પ્રદેશના સ્તર સુધી વ્યવસ્થિતપણે રચવાનો અને એમને કામ કરતી કરવાનો પ્રયાસ થયો. કૉલેજો અને હાઈસ્કૂલમાં પણ સંઘર્ષ સમિતિઓ રચાતી. શહેરોમાં મહોલ્લે મહોલ્લે રચવામાં આવતી. આવી રીતે આંદોલન વધુ ઊંડાણમાં જતું ગયું.

આ સંઘર્ષ સમિતિઓને એ વાત ખાસ સમજાવવામાં આવતી કે તમારે સંપૂર્ણ ક્રાંતિના વાહક બનવાનું છે. તમારે કેવળ સત્તાની સામે જ સંઘર્ષ નથી કરવાનો, પણ સમાજમાંના અન્યાય વિષમતા, અનીતિ, શોષણ વગેરેની સામે પણ સંઘર્ષ કરવાનો છે. સત્તા સામેનો સંઘર્ષ કે ચૂંટણીનો સંઘર્ષ એ કાંઈ અંતિમ મંજિલ નથી. જ્યાં છેલ્લે પહોંચવાનું છે એ તો સંપૂર્ણ ક્રાંતિ છે.

અને જ્યાં પૂરતી જનશક્તિ જાગ્રત થઈ હોય, ત્યાં જનતા સરકાર રચવાનો કાર્યક્રમ ઉપાડાતો. એક રીતે જોઈએ તો આ ગ્રામસ્વરાજનો કાર્યક્રમનું જ એક નવું સ્વરૂપ હતું. જનતામા પ્રગટેલી પ્રતિકારની શક્તિને સમાજ-પરિવર્તનના કામમાં વાળવાનો એ પ્રયાસ હતો, તેનાથી સંઘર્ષને એક નવો આયામ અને અર્થ પ્રાપ્ત થતો હતો. ગરીબોના લાભાર્થે થયેલ કાયદાઓનો અમલ કરાવવો. બેનામી તથા પચાવી પાડેલ જમીનો છોડાવવી. ભૂદાનની જમીનો પરની બેદખલી દૂર કરવી. ઘરથાળના પટ્ટા અપાવવા જાહેર વિતરણ વ્યવસ્થામાં નિયમિતતા આણવી. તેમા ચાલતા ભ્રષ્ટાચારને ખુલ્લો પાડવો અને રોકવો. વહીવટી તંત્રના ભ્રષ્ટાચાર સામે અવાજ ઉઠાવવો. ગામની અંદરના ઝઘડાઓની પતાવટ કરાવવી, હરિજનો સાથે સમાનતાભર્યો વ્યવહાર થાય, લગ્નના દહેજ ને તિલક જેવા જૂનવાણી કુરિવાજો નાબૂદ થાય, તે માટે પ્રયાસ કરવો. બિલકુલ ગ્રામસ્વરાજ આંદોલનનો જ કાર્યક્રમ હતો. સંઘર્ષનું જે વાતાવરણ અને પ્રતિકારની શક્તિ બિહાર આંદોલન દ્વારા ઊભી થયેલી તેને આવી રીતે રચનાત્મક સંઘર્ષને મારગે વાળીને આંદોલનને સમાજ-પરિવર્તનના મૂળ ધ્યેય તરફ

આગળ વધારવાની જે૦પી૦ની નેમ હતી. કેટલીક જગ્યાએ આ દિશામાં ઘણું ઉત્સાહજનક કામ થવા લાગ્યું હતું. ૧૯૭૫ના જુલાઈથી પોતાની મોટા ભાગની શક્તિ "જનતા સરકાર"ના આ પ્રયોગને સફળ બનાવવા પાછળ જ તેઓ લગાડવાના હતા. જો કે જૂનમાં જ પરિસ્થિતિએ સાવ નવો વળાંક લેતાં તે બની શક્યું નહીં અને આ પ્રયોગ આરંભમાં જ અટવાઈ ગયો.

**પક્ષમુક્ત રાખવાની કોશિશ**

વિદ્યાર્થીઓને જે૦પી૦ પહેલેથી કહેતા રહ્યા હતા કે આંદોલનને રાજકીય પક્ષોના હાથની કઠપૂતળી ન બનવા દેતા. તે પક્ષોના નેતૃત્વમાં તો ન ચાલે, એટલું જ નહીં, વિદ્યાર્થીઓએ પોતે પણ બિન-પક્ષીય રહેવું જોઈએ, અને તે અનુસાર જ વર્તવું જોઈએ. ત્યાર પછી તો જે૦પી૦એ પોતે આંદોલનનું નેતૃત્વ લીધું ત્યારે પણ આંદોલનને 'બિન-પક્ષીય રાખવાનું જ એમનું વલણ હતું. રાજકીય પક્ષોને પણ જે૦પી૦ કહેતા કે તમે આ આન્દોલનમાં ભાગ અવશ્ય લો. પણ તેમાં તમારી ભૂમિકા પક્ષીય ન હોવી જોઈએ. જે૦પી૦ના પોતાના વ્યક્તિત્વના પ્રભાવને કારણે બિહારના આન્દોલનને મોટે ભાગે બિન-પક્ષીય રાખી શકાયું હતું, અને કમ સે કમ આન્દોલનનું સંચાલન તો સંપૂર્ણપણે જે૦પી૦ના હાથમાં જ રહ્યું હતું. કામ પણ બધું છાત્ર-યુવા સંઘર્ષ સમિતિના નામે જ ચાલ્યું. આન્દોલનના કામમાં જુદા જુદા પક્ષના ઝંડા, નામ વગેરે કદાપિ ન રહ્યાં.

તેમ છતાં એ પણ એક હકીકત છે કે મોટા ભાગના છાત્ર-યુવા આગેવાનો આન્દોલનમાં સક્રિય ભાગ લેવા છતાં કોઈ ને કોઈ રાજકીય પક્ષ સાથે સંકળાયેલા જ રહ્યા. તેઓ છેવટ સુધી જે૦પી૦ ઇચ્છતા હતા તેવા બિનપક્ષીય બની ન શક્યા. આ ઊણપને અને કમજોરીને દૂર કરવા માટે જ આખરે જે૦પી૦ને ૧૯૭૫ ના જાન્યુઆરીમાં "છાત્ર-યુવા સંઘર્ષ વાહિની"ની સ્થાપના કરવી પડેલી. સંપૂર્ણ ક્રાંતિને વરેલું એ એક સ્વતંત્ર બિનપક્ષીય યુવા સંગઠન બને, એવી જે૦પી૦ને ઉમેદ હતી. પરંતુ બિહાર આન્દોલન દરમ્યાન છાત્ર વાહિની પૂરતી સંખ્યામાં યુવકોને આકર્ષી શકી નહીં. તેનું કોઈ એક નવું કાઠું, નવું ચરિત્ર કે નક્કર સંગઠન ઊભું થઈ શક્યું નહીં.

આમ તો જે૦પી૦ પક્ષવિહીન લોકશાહીના પુરસ્કર્તા હતા, અને તે વિચારનો વરસોથી પ્રચાર-પ્રસાર પણ કરતા આવ્યા હતા. તે દિશામાં એમનું ચિંતન પણ ઘણું ચાલ્યું હતું. બિહાર આન્દોલન વખતે પણ એ વિચાર કાંઈ એમણે છોડ્યો નહોતો. તેમ છતાં અત્યારે જે૦પી૦ની દૃષ્ટિ તાત્કાલિક પરિસ્થિતિ ઉપર ખોડાયેલી હતી. અને આ પક્ષવિહીન લોકશાહીની કલ્પના નજીકના ભવિષ્યમાં ક્યાંય ચરિતાર્થ થઈ શકે એવી કોઈ સંભાવના એમને જણાતી નહોતી. તેથી એમણે જાહેર કર્યું હતું કે બિહાર આંદોલનને લાગેવળગે છે ત્યાં સુધી તેમાં આ પક્ષવિહીન લોકશાહીની વાત નથી. આમાંથી કોઈ પક્ષવિહીન લોકશાહી પેદા થઈ શકશે, એવી કલ્પના નથી.

આમ, જે૦પી૦ ચાલુ લોકશાહી વ્યવસ્થાના સંદર્ભમાં જ આંદોલનનું સંચાલન કરી રહ્યા હતા. વળી, એ પોતે આંદોલનમાં આવ્યા તે પહેલાંથી જ રાજકીય પક્ષો તેમાં કોઈ ને કોઈ રીતે સંકળાયેલા જ હતા. તેથી માત્ર એટલું થઈ શક્યું કે પક્ષની દૃષ્ટિએ ન વિચારાય અને વર્તાય. પક્ષનું હિત નહીં, આંદોલનનું હિત નજર સામે રહે.

**આંદોલન કોંગ્રેસ પક્ષની વિરુદ્ધ નહોતું**

વળી, આ આંદોલન ઇંદિરાજીના વિરોધી એવા બધા રાજકીય પક્ષોના સાથવાળું આંદોલન બને એવી પણ જે૦પી૦ની ઇચ્છા નહોતી. બલ્કે, ઇંદિરાજીનો પક્ષ પણ આંદોલનમાં ભળે, સાથ-સહકાર આપે, એવી એમની અંતરની ઇચ્છા હતી. ઇંદિરાજી અને એમની સરકારના ગમે તેટલા વિરોધી વલણ છતાં, જે૦પી૦ના મનમાં એમના પ્રત્યે વિરોધનો ભાવ જાગ્યો નહોતો. બલ્કે, અવારનવાર એ પોતાનું દુઃખ વ્યક્ત કર્યા કરતા કે ઇંદિરાજીએ નાહક આ સંઘર્ષ ઊભો કરી દીધો છે.

૧૯૭૪ ના ફેબ્રુઆરીમાં ગુજરાતના આંદોલનના સંદર્ભમાં તો જે૦પી૦એ એમ કહેલું કે બીજા કયા પક્ષો છે? સંસ્થા કોંગ્રેસ, જનસંઘ, સ્વતંત્ર પક્ષ, એ બધા જીતીને આવે, તો તે પ્રગતિની દિશાનું પગલું થશે કે પીછેહઠનું? ઑગસ્ટમાં બિહાર આંદોલનનો જુવાળ ઊઠી રહ્યો હતો, ત્યારે એક મુલાકાતમાં કહ્યું, 'એક તટસ્થ ને બિનપક્ષીય વ્યક્તિ તરીકે હું એમ માનું છું કે ધારાસભા-વિસર્જનની આ માગણીને ઠુકરાવીને કોંગ્રેસ પક્ષ પોતાનું જ અહિત કરી રહ્યો છે. આ વલણ એમના પોતાના માટે નુકસાનકારક છે. કોંગ્રેસે તો મને ઊલટાનો આમાં સહકાર આપવો જોઈએ. કોંગ્રેસ ધારાસભાનું વિસર્જન જેટલું વહેલું કરશે, તેટલો તેને આવતી ચૂંટણીમાં લાભ થશે.'

પોતે ઇંદિરાજીનો પડકાર ઝીલી લીધો ત્યાર પછી પણ ૧૯૭૪ના ડિસેમ્બરમાં જે૦પી૦એ એક લેખમાં કહ્યું : 'ઇંદિરાજીને કાઢવાનો અમારો કોઈ ઇરાદો નથી.' આ "ઇંદિરા હઠાવો"નું આંદોલન નથી. આ તો લોક-આંદોલન છે. ઇંદિરાજી તેમાં આડખીલી બનીને ઊભાં રહે, આંદોલનને રૂંધવાનો પ્રયાસ કરે તો કાળ અને ઇતિહાસ એમને નહીં છોડે. જો કે અમારું ધ્યેય એમને કાઢવાનું નથી.'

ઠેઠ ૧૯૭૫ના એપ્રિલમાં પણ બીજી એક મુલાકાતમાં જે૦પી૦એ કહ્યું : 'જેઓ પક્ષાપક્ષીની લડાઈમાં ડૂબેલાં છે એમને કોંગ્રેસ પક્ષ પ્રત્યેનું મારું વલણ સમજાવવામાં કદાચ મુશ્કેલી પડશે. મને એમ લાગે છે કે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, તોયે આજે કોંગ્રેસ સત્તા પર છે. જો હું કોંગ્રેસમાં તેની આંતરિક લોકશાહી ફરી લાવવામાં મદદ કરું તો તેથી દેશનું હિત થશે. વિરોધ પક્ષો સાથેના મારા સંબંધનો એવો અર્થ હરગિજ નથી કે હું કોંગ્રેસ પક્ષની વિરુદ્ધ છું. હું માત્ર તેની ખોટી નીતિઓની વિરુદ્ધ છું. કોંગ્રેસ પક્ષને બચાવી લેવાનો પ્રયાસ જો સફળ થાય, તો દેશના ભાવિ

માટે તે એક રચનાત્મક ફાળો ગણાશે, એમ મારું અવશ્ય માનવું છે.'

### લોક-ઉમેદવારની પસંદગી

એટલે જેˆપીˆ પક્ષોનો સાથ લેતા, પણ કોઈ પક્ષના બની ગયા નહોતા. તેઓ કહેતા કે આજે લોકો બધા જ પક્ષો તરફ અવિશ્વાસની નજરે જુએ છે, અને બિનપક્ષીય માણસોને જ વધુ પસંદ કરે છે. બધા વિરોધ પક્ષો ચૂંટણીમાં પોતાનો એક સંયુક્ત ઉમેદવાર ઊભો રાખે અને તેને "જનતા ઉમેદવાર" કહી દે, તેનોયે જેˆપીˆએ વિરોધ કરેલો. જાન્યુઆરી ૧૯૭૫ માં પોતાની ભૂમિકા સ્પષ્ટ કરતાં જેˆપીˆએ કહી દીધેલું: 'બધા વિરોધ પક્ષો ભેળા થઈને એક ઉમેદવાર ઊભો રાખે, તે કાંઈ જનતા ઉમેદવાર નથી બની જતો. હમણાં ભોપાળની ચૂંટણીમાં એવું થયું. એ બધા પક્ષોનો સર્વસંમત ઉમેદવાર ભલે કહેવાય, પણ જનતા ઉમેદવાર ન કહી શકાય. તેને માટે તો ગામેગામ જવું જોઈએ અને બધાના પ્રતિનિધિઓની મતદાતા પરિષદ બનાવવી જોઈએ.'

૧૯૭૫ ના મે માસમાં એક અખબારી મુલાકાતમા જેˆપીˆએ ફરી કહ્યું: 'આ જનતા ઉમેદવાર નથી. આ તો તમે લોકોને ઉલ્લુ બનાવી રહ્યા છો! બિહારમાં કમ સે કમ સંઘર્ષ સમિતિઓ છે, જે જનતા વતી બોલી શકે. મારું કહેવાનું એ છે કે કોઈ ને કોઈ રીતે તમારે ઉમેદવારની પસંદગીમાં લોકોને સાંકળવા જોઈએ.'

બિહારમાં પણ જ્યારે આંદોલનનો પ્રદર્શનાત્મક તબક્કો પૂરો થયો ત્યારે જેˆપીˆએ જોયું કે રાજકીય પક્ષોને અન્ય રચનાત્મક કાર્યક્રમોમાં રસ નહોતો પડતો. એમનું ધ્યાન તો હવે ચૂંટણી તરફ જ હતું. લોકજાગૃતિના નવા જુવાળનો અને આંદોલનની લોકપ્રિયતાનો લાભ લઈ, ચૂંટણીઓ જીતવા એ બધા એકદમ આતુર હતા. ઇંદિરાજીની ચેલેન્જ સ્વીકારી લીધા બાદ જેˆપીˆએ કહી દીધેલું કે, 'આવતી ચૂંટણીમાં માત્ર બે જ પક્ષ રહેશે, સત્તાધારીઓનો પક્ષ અને જનતાનો પક્ષ, સંઘર્ષ-વિરોધી પક્ષ અને સંઘર્ષ પક્ષ.'

### રાજકીય પક્ષોનું વરવું ચરિત્ર

હવે સવાલ એ ઊભો થયો કે આ જનતાનો, સંઘર્ષ આંદોલનનો ઉમેદવાર પસંદ કેવી રીતે કરવો? ત્યારે રાજકીય પક્ષવાળાઓએ કહ્યું કે, 'જેˆપીˆ. તમે દરેક પક્ષવાળાને તમારી પાસે બોલાવો. એની પાસે દરેક ઉમેદવારોનું લિસ્ટ માગો. અને પછી જુઓ કે કયા મતદાન ક્ષેત્રમાં ખેંચાતાણ છે. તેમાં પછી તમે જે નિર્ણય કરશો તેને અમે બધા માન્ય કરી લઈશું.'

પણ જેˆપીˆએ કહ્યું કે, આ મારું કામ નથી. ન હું ડિક્ટેટર છું, ન હું બધાને ઓળખું છું. તમારા વચ્ચે ખેંચાતાણ હોય તો મતદાન ક્ષેત્રમાં જવું પડશે અને ત્યાંની સંઘર્ષ-સમિતિ આ અંગે નિર્ણય કરશે, અને તે જ આખરી ગણાશે.

આ જ્યારે સંઘર્ષ સમિતિઓ છેલ્લો નિર્ણય કરશે એવી વાત જેˆપીˆએ મૂકી ત્યારે રાજકીય પક્ષોએ એ સંઘર્ષ સમિતિઓ પર પોતાનો કબજો જમાવવાની દોટ મૂકી. એ સમિતિઓની અંદર પક્ષોના લોકો ઘૂસવા લાગ્યા. પ્રખંડના સ્તરની સમિતિઓમાં તો વધુ બોલકા લોકો મોટે ભાગે પક્ષવાળા જ હતા.

ત્યારે જેˆપીˆએ એવો માર્ગ કાઢ્યો કે સંઘર્ષ સમિતિઓમા જ્યારે ઉમેદવારની પસંદગી થાય ત્યારે પક્ષો સાથે સંકળાયેલા સભ્યો તેમાં ભાગ નહીં લે, માત્ર બિનપક્ષીય સભ્યો જ તેનો ફેંસલો કરશે.

ત્યાર પછી પક્ષવાળાઓ એવી યુક્તિ કરવા લાગ્યા કે પક્ષ સાથે સીધા જોડાયેલા ન હોય એવા માણસોને સમિતિઓમાં ઘુસાડવા લાગ્યા અને એમને પોતાના ખિસ્સામાં રાખવાની કોશિશ કરવા લાગ્યા. બિહારમાંનો પોતાનો આ બધો પ્રત્યક્ષ અનુભવ વર્ણવીને જેˆપીˆએ ૧૯૭૫ના મે માસમાં હૈદરાબાદની સભામાં કહ્યું હતું: 'મારી સામે આ એક બહુ મોટી સમસ્યા છે...... અબ મૈં ચલૂંગા ડાલ-ડાલ, આપ ચલેંગે પાત-પાત, તો મૈં કહાં તક આપકે પીછે ચલૂંગા?!'

### દેશવ્યાપી એક લહર

આવા બધા પ્રશ્નો સામે આવવા લાગ્યા હતા. આંદોલનના કેટલાક આંતરવિરોધો ઊઠવા લાગ્યા હતા. જેˆપીˆ તે બધાનો સામનો કરતા રહેતા હતા, અને પોતાની અંતરસૂઝ મુજબ માર્ગ કાઢતા રહેતા હતા. સાથોસાથ જેˆપીˆ આંદોલનનું સંપૂર્ણ ક્રાંતિનું મૂળ ધ્યેય તથા વર્તમાન પરિસ્થિતિ તેમજ લોકશાહીના સંદર્ભમાં ઊભા થયેલા પ્રશ્નો માત્ર બિહાર પૂરતા જ સીમિત નહોતા, તેનું મહત્ત્વ દેશવ્યાપી હતું. એટલે ધીરે ધીરે બિહાર આંદોલનની લહેર દેશ આખામાં પણ ફેલાતી ગઈ. આમેય જેˆપીˆ જેવું રાષ્ટ્રીય ને જાગતિક કક્ષાનું નેતૃત્વ બિહાર આંદોલનનું સંચાલન કરી રહ્યું હતું, એટલે દેશભરમાં અને બહાર પણ લોકોનું ધ્યાન તેના તરફ દોરાયું જ હતું. છાપાં વગેરેમાં પણ તેની ખૂબ ચર્ચા ચાલેલી. હવે જેˆપીˆ પોતે સંપૂર્ણ ક્રાંતિનો અને લોકોની નવજાગૃતિનો આ સંદેશો લઈને દેશ આખામાં ઘૂમી વળ્યા. બધે જ લોકોએ જેˆપીˆનું અભૂતપૂર્વ સ્વાગત કર્યું. જેˆપીˆ જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં જનતા બેસુમાર સંખ્યામાં ઊમટી આવતી અને ભારે ઉમળકાભેર હર્ષ-ધ્વનિઓ સાથે એમની વાતો સાંભળતી. લોકોને થતું કે જેˆપીˆ એમના જ દિલની વાતોને બુલંદ વાચા આપી રહ્યા છે. દેશના ખૂણે ખૂણે જોયેલો આવો લોકજુવાળ જેˆપીˆ માટે ઘણો જ ઉત્સાહપ્રેરક રહ્યો. માર્ચ ૧૯૭૫ માં એક વિરાટ સરઘસ જેˆપીˆના નેતૃત્વ હેઠળ દિલ્હીમાં નીકળ્યું. તેમાં દેશભરમાંથી આવેલ પ્રતિનિધિઓ સાથે લાખો લોકોએ ભાગ લીધો. તે પ્રસંગે જેˆપીˆએ જનતા તરફથી એક માંગપત્ર પણ લોકસભા અને રાજ્યસભાના અધ્યક્ષોને આપ્યું.

દેશની પરિસ્થિતિમાં ભારે અજંપો હતો. ગરીબી, બેકારી, મોંઘવારી, ભ્રષ્ટાચાર વગેરેથી જનતા ત્રસ્ત હતી. વિદ્યાર્થીઓના મનમાં પણ પુષ્કળ અકળામણ હતી. લોકોમાં ઘણો અસંતોષ હતો. એમની ધીરજ ખૂટતી જતી હતી. બીજી બાજુ રાજકારણીઓ પોતાના સ્વાર્થમાં અને સત્તાના સંઘર્ષમાં જ રચ્યાપચ્યા હતા. જાહેર જીવનમાં નીતિમત્તાનું ધોરણ ઘણું નીચું જતું ગયું હતું. આવી વિકટ પરિસ્થિતિમાંથી કેમ માર્ગ કાઢવો, તે સૂઝતું નહોતું. આવે વખતે જે૦પી૦ લોકોના અજંપાના અને ખૂટેલી ધીરજના બુલંદ ઉદ્ગાતા બની રહ્યા. લોકોની આકાંક્ષાઓનો એમણે પડઘો પાડ્યો.

### લોકશાહીનો પાયો મજબૂત કરવાની નેમ

સમાજ-પરિવર્તનની ઝંખના સાથે જે૦પી૦ જીવનભર ઝૂઝતા રહ્યા હતા. આ દેખાઈ રહેલી નવી લોકજાગૃતિ મારફત પણ સમાજમાં કેટલુંક બુનિયાદી પરિવર્તન અંકે કરી લેવાની એમને ખેવના હતી. સત્તામાં બેઠેલા કહેતા કે જે૦પી૦ તો બધે આગ લગાડતા ફરે છે. ત્યારે જે૦પી૦ ફરીફરીને કહેતા કે, 'આગ તો લાગી જ છે. તમારા ઘરમાં આગ લાગી છે. તમારી ખુરશીઓની નીચે આગ ધૂંધવાઈ રહી છે! હું તો માત્ર તમને ચેતવી રહ્યો છું. અને હું આ આગને કાંઈક એવું સ્વરૂપ આપવા મથી રહ્યો છું કે જેથી તે કોઈને ભરખી ન જાય, પરંતુ દેશને એ પાવક જ્વાળાઓ પરિશુદ્ધ કરે, એક નવો અવતાર આપે.'

છેક બિહાર આંદોલનની શરૂઆતથી જ જે૦પી૦ તો કહેતા આવેલા કે મને capture of power—સત્તા હાથમાં લેવામાં કે કબજે કરવામાં કોઈ રસ નથી, control of power—સત્તા ઉપર અંકુશ રાખવામાં જ રસ છે, and that too by the people—અને એ અંકુશ પણ લોકો મારફત રખાતો અંકુશ. દેશભરમાં ઘૂમી વળીને આ જ વાત જે૦પી૦ લોકોને સમજાવતા રહેતા. રાજ્યશક્તિ ઉપર લોકશક્તિનો અંકુશ હોવો જોઈએ, એવું પ્રતિપાદન કરતા અને સંપૂર્ણ ક્રાંતિની વાત લોકોને સમજાવતા. જે૦પી૦ને એવી ઉમેદ હતી કે આ બધી મથામણને અંતે કાંઈક એવી વ્યવસ્થા ઊભી થઈ શકશે, જેને લીધે ચૂંટણીમાં ઉમેદવાર ઊભો કરવાની બાબતમાં લોકોનો અવાજ સંભળાતો થાય. એવાં લોકસંગઠન ઊભાં થાય કે જે કોઈ ને કોઈ પ્રક્રિયા મારફત પોતાનો ઉમેદવાર ઊભો કરી શકે અથવા કમ સે કમ ઉમેદવારની પસંદગીમાં તેનોયે અભિપ્રાય સાંભળવો પડે. અને આ લોકસંગઠનો પછી ચૂંટાઈ આવેલા પોતાના પ્રતિનિધિ ઉપર ધ્યાન રાખી શકે, અંકુશ રાખી શકે અને જરૂર પડે તો તેને પાછો પણ બોલાવી શકે. આટલું થાય તો આપણી લોકશાહીનો પાયો મજબૂત બને.

### પણ ઇંદ્રને ચિંતા ઇંદ્રાસનની!

પરંતુ ઇંદ્રને પોતાના ઇંદ્રાસનની ચિંતા. ક્યાંક કોઈ તપસ્યા શરૂ કરે, તો ઇંદ્રને પોતાનું ઇંદ્રાસન આંચકી લેવા જ એ તપસ્યા કરી રહ્યો છે એવો ભય લાગે! જે૦પી૦ના આંદોલન પ્રત્યે પહેલેથી જ ઇંદિરાજીનો પ્રતિભાવ આવો રહ્યો હતો. એમને એમ લાગ્યું કે પોતાને વડાપ્રધાનના પદેથી હટાવવા માટે જ આ આંદોલન શરૂ થયું છે. એમણે આને પોતાની સત્તા અને શક્તિ સામેનો પડકાર માની લીધો. પરિણામે, આંદોલનની મુખ્ય ટક્કર તત્કાળની રાજ્યશક્તિ સાથે જ આવી પડી. અને આંદોલન જેમ જેમ બિહારની બહાર પણ ફેલાવા લાગ્યું, તેમ તેમ આ ટક્કરનું સ્વરૂપ વધુ ઉગ્ર બનતું ગયું. સંજોગો એવા ઊભા થતા ગયા કે વિરોધ પક્ષોવાળા લગભગ બધા જે૦પી૦ની આસપાસ ભેળા થઈ ગયા. 'એમને તો ઇન્દિરાજીના વ્યક્તિત્વને પડકારી શકે એવું એક વ્યક્તિત્વ જે૦પી૦માં મળી ગયું. જે૦પી૦એ જેલ-ડાયરીમાં નોંધ્યું છે તેમ જે૦પી૦ના પોતાના જ શબ્દોમાં કહેવું હોય તો—'સરકાર વિરુદ્ધનો સંઘર્ષ અનિવાર્ય બની ગયો. આ પરિસ્થિતિએ વિરોધ પક્ષોને તુરત આકર્ષિત કર્યા, મધ દેખીને માખો આકર્ષાય એમ સ્તો!' જે પરિસ્થિતિ ઊભી થઈ ગઈ હતી, તે જે૦પી૦ને વાંછનીય નહોતી લાગતી. પણ એમને કોઈ વિકલ્પ જણાતો નહોતો. 'આવા સંજોગોમાં માણસ શું કરી શકે?' પણ આનું પરિણામ ઇચ્છવાજોગ ન આવ્યું. બિહાર આંદોલનના સમર્થક અને જે૦પી૦ના પરમ મિત્ર એવા દાદા ધર્માધિકારી એ નોંધ્યું છે: 'જે૦પી૦નું આંદોલન પણ છેવટે છેવટે પક્ષના આંદોલનનું જ સંકીર્ણ રૂપ લેતું હોય, એમ લાગતું હતું. આ બાબત ગંભીર ચિંતનની છે.'

### સર્વોદય પરિવારનું મંથન

અહીં એ હકીકતની નોંધ લેવી ઘટે કે આવી પરિસ્થિતિમાંથી જે૦પી૦ને, આંદોલનને અને દેશને બહાર કાઢવાનો એક છેવટનો પ્રયાસ વિનોબાજી મારફત થયો હતો. જુલાઈ ૧૯૭૪માં સર્વ સેવા સંઘનું અધિવેશન થયું, ત્યાર બાદ બિહાર આંદોલનના પ્રયોગને વિનોબા તટસ્થભાવે જોયા કરતા હતા. પરંતુ જ્યારે જે૦પી૦એ ઇંદિરાજીનો પડકાર ઝીલી લઈને ચૂંટણીમાં ફેંસલો કરવાનું સ્વીકારી લીધું, ત્યારે એ વસ્તુ વિનોબાને ગળે ઊતરી નહિ. એમને લાગ્યું કે જે૦પી૦નું આંદોલન હવે લોકનીતિને પાટેથી ઊતરીને રાજનીતિને પાટે ચઢ્યું છે. જેને ખાતર બિહારમાં પ્રયોગ કરવાની વાત હતી તે લોકશક્તિ આનાથી ઊભી નહીં થાય, એમ વિનોબાનું માનવું હતું. એટલે એમણે ખુલ્લી રીતે આનો વિરોધ કર્યો. ડિસેમ્બર ૧૯૭૪માં એમને નિરુપાયે એમ જાહેર કરી દેવું પડ્યું કે, 'જુલાઈમાં પ્રયોગ કરવાની જે વાત કરેલી, તેમાં આજે હવે પરિવર્તન આવી ગયું છે. આજે ચૂંટણીમાં જવાની વાત છે. પણ તેમાં હું કદાપિ સંમતિ નહીં આપું. સર્વ સેવા સંઘના લોકો જો ચૂંટણીમાં પડશે, તો હું સંઘ સાથેનો મારો નાતો તોડી નાખીશ.'

પરંતુ પરિસ્થિતિ ઘણી અટપટી હતી. આ વિશે જયપ્રકાશજીએ એમ કહ્યું કે, 'લોકનીતિની મારી ભૂમિકામાં લગીરે ફરક પડ્યો નથી. અને હું ચૂંટણીમાં પાપ નથી માનતો. આ [illegible] સંઘર્ષના સંદર્ભમાં અપવાદરૂપ એક જવાબદારી આવી પડી

છે. આ ચૂંટણીનું સ્વરૂપ તો લગભગ રેફરન્ડમ—જાહેર લોકમત જેવું હશે.'

હંમેશાં જોડવું, તોડવું નહીં. સામેના માણસ ઉપર વિશ્વાસ રાખવો. બીજાના કહેવામાં જેટલું સત્ય જણાય, તે ઝટ ગ્રહણ કરી લેવું—આ તત્ત્વોની વિનોબાની ઉપાસના ફરી કામ આવી. એમની પ્રતિભાએ અટપટી પરિસ્થિતિમાંથી ફરી એક વાર સરળ રસ્તો કાઢ્યો: 'એક વિચાર મારા મનમાં સહજ આવ્યો. શું કામ તોડવું? તો, એમ ન થઈ શકે કે જેને એ કામમાં જવું હોય, તે તેટલા પૂરતી સંઘમાંથી છુટ્ટી લઈને જાય?'

આ બધું મંથન ચાલ્યું, ત્યારે વિનોબાની સૂક્ષ્મ-પ્રવેશની સાધના ચાલી રહી હતી. તેને માટે આ બધો સ્થૂળ ઝમેલો હવે વધારે પડતો થતો જતો હતો. એટલે તે અંગે વિનોબાનું ચિંતન ચાલ્યું. અને એમણે ૨૫ ડિસેમ્બર ૧૯૭૪થી એક વરસનું મૌન લીધું.

એમના આ મૌનકાળમાં જ માર્ચ ૧૯૭૫માં ફરી સર્વ સેવા સંઘનું અધિવેશન પવનારમાં મળ્યું. વિનોબા મૌન હતા. માર્ગ સૂચવી ચૂક્યા હતા. એટલે આમ તો બધું સહેલાઈથી પતવું જોઈતું હતું. પણ ન પત્યું. અમુક સાથીઓના મનમાં બસ એવું જ થઈ ગયું કે જે૦પી૦નું આંદોલન સંઘના બુનિયાદી સિદ્ધાંતોથી બિલકુલ વિરુદ્ધ છે, એટલે સંઘ તેમજ સર્વોદય આંદોલનને તેનાથી સદંતર મુક્ત કરી નાખવા જોઈએ. પરિણામે, "છુટ્ટી"ની વ્યાખ્યા અને વિગતોની બાબતમાં સમાધાન થઈ શક્યું નહીં. જયપ્રકાશજીએ એક બેઠકમાં અત્યંત દુઃખ અને વેદના સાથે કહ્યું: 'સંઘ એક sect—પંથ ને સંપ્રદાય બની રહ્યો છે. તેમાં મારા જેવા માણસ માટે કોઈ સ્થાન રહેતું નથી.'

**વિનોબાનો છેવટનો પ્રયાસ**

આ અધિવેશન દરમ્યાન જ જે૦પી૦ અને વિનોબા વચ્ચે વાતચીત થઈ. વિનોબાનું તો મૌન હતું. પણ અગાઉ કહેલી વાતો છપાયેલી હતી, તેમાં નિશાની કરી-કરીને એમણે જે૦પી૦ પાસે પોતાની વાત ફરી મૂકી. તેમાં કહેલું કે, 'તમે રણછોડ-નીતિ વિશે સાંભળ્યું છે? બંને બાજુવાળા મારામારીએ ચડ્યા, ત્યારે કૃષ્ણ ભગવાન નાસીને દ્વારકા ગયા, એકદમ ૧૨૦૦ માઈલ દૂર. એમણે શું કર્યું? આંતરયુદ્ધ ટાળ્યું. રણ છોડી દીધું. આમ કૃષ્ણની જેમ જે રણછોડ બનશે, તે જીતશે. જયપ્રકાશજી જો એમ કહે કે જનતા અમારી સાથે છે તો અમે પૂરતું સાબિત કરી બતાવ્યું, હવે વધારે તંગદિલી ન થાય તે ખાતર અમે છોડી દીધું, તમારી સાથે વાત કરવા તૈયાર છીએ, તો જયપ્રકાશજીની જીત ગણાશે.'

જયપ્રકાશજી આના જવાબમાં કહેતા રહ્યા: 'મારું મન કે હૃદય આ નથી સ્વીકારતું......હું ખસી જાઉં. તો ગમે તો લોકો મહાર કહેશે જ, પણ સંઘર્ષ એવા લોકોના હાથમાં જઈ પડશે, જેમની લડવાની રીતો બહુ જુદી છે......મને લાગે છે કે સંઘર્ષની મારી પૂરી કલ્પના બાબાના ધ્યાનમાં નથી. હું જે અર્થમાં સંઘર્ષની વાત કહું છું, તે બહુ જ વ્યાપક છે. સંઘર્ષ કેવળ સત્તાની વિરુદ્ધ નથી. સત્તાનો સહકાર લઈને પણ સંઘર્ષ ચાલવો જોઈએ, એમ હું માનું છું. સંઘર્ષ સમાજ-પરિવર્તન માટે છે......'

ત્યારે અચાનક વિનોબા પોતાનું મૌન તોડીને બોલ્યા: 'હવે જરા સાંભળો! બે મિનિટ મારું મૌન તોડીને તમારી સાથે વાત કરી રહ્યો છું. તમારી સંઘર્ષની જે કલ્પના છે, તે હું જાણું છું. એ ચાલુ રહે, સારી વસ્તુ છે. બાબાને તે પસંદ છે. તેમાં તમને બાબાની મદદ પણ મળી શકે. કેવળ એક વાત છે. રાજસત્તાના વિરોધમાં જે સંઘર્ષ છે તે છોડી દો, એટલું જ મારું કહેવું છે. અન્ય સંઘર્ષ ચાલુ રહે. તમારી સંપૂર્ણ ક્રાંતિની જે કલ્પના છે, તેને છોડવા હું નથી કહેતો. દેશના હિતમાં પણ તમારે રાજસત્તાના વિરોધનો સંઘર્ષ છોડવો જોઈએ......ધારો કે પાકિસ્તાને ભારત પર આક્રમણ કર્યું. તો તમે આંદોલન તુરત બંધ કરી દેશો. મારું કહેવું એ જ છે કે આપણે આક્રમણની રાહ શું કામ જોઈએ? આપણે દુનિયાની પરિસ્થિતિ સમજીએ. હમણાં ભારત સરકારે શેખ અબ્દુલ્લા સાથે જે સમાધાન કર્યું, તેને તમે આવકાર્યું. જનસંઘને તે પસંદ ન પડ્યું. પણ તમને પસંદ પડ્યું, કારણ કે તમારી દૃષ્ટિ જાગતિક છે. એ જ દૃષ્ટિથી ૫૫ કરોડના દેશના હિતમાં આપણે રાજસત્તા વિરુદ્ધનું આંદોલન છોડી દઈએ જેથી દેશ કમજોર ન પડે. તમે જો આમ કરો, તો બાબાની પૂરી સહાનુભૂતિ અને મદદ પણ તમને મળશે......આમાંયે મારી જાગતિક દૃષ્ટિ છે. એ દૃષ્ટિએ મને લાગે છે કે આપણે રાજસત્તા વિરુદ્ધનું આંદોલન છોડવું જોઈએ......આમાં શાંતિની સ્થાપનાની દૃષ્ટિએ વિચારવું જોઈએ. રાજસત્તાના વિરોધની વાત છોડીને સરકાર સાથે વાતચીત કરવાથી મને લાગે છે કે દેશનું હિત સધાશે અને આપણી જીત થશે.'

પરંતુ જે૦પી૦ આ ન સ્વીકારી શક્યા. વિનોબા ફરી મૌન થઈ ગયા.

**જે૦પી૦ પ્રત્યેનો પ્રેમ-વિશ્વાસ-આત્મીયતા**

ગાડાને ઘાંચમાંથી બહાર કાઢવાનો વિનોબાનો આ અનેરો પ્રયાસ હતો. જે૦પી૦ પ્રત્યેના એમના પ્રેમ અને આત્મીયતાનાં આમાં ભારોભાર દર્શન થાય છે. આ રણછોડની વાત વિનોબાએ પહેલીવાર કરી, ત્યારે કોઈએ એમને પૂછ્યું કે રણ છોડવાનું તમે ઇંદિરાને કેમ નથી કહેતા? ત્યારે વિનોબાએ કહેલું કે, 'ઇંદિરાજી રણ છોડશે તો એ જીતશે. પણ ઇન્દિરાજી રણછોડ બને એવી સંભાવના બહુ ઓછી છે.'

ખરે જ, જે૦પી૦ આ કરી શકત. એ બહુ ઋજુહૃદયી પ્રાંજલ પુરુષ હતા. ઉદારમના હતા. વીર હતા. નિઃસ્વાર્થ અને નિર્વૈર હતા. એમનામાં મહાવીર બનીને રણ છોડવાની પૂરેપૂરી ગુંજાશ હતી. સંઘર્ષના એ ઉત્તેજનાભર્યા દિવસોમાંયે એક જાહેર સભામાં પ્રગટ ચિંતન રૂપે એ બોલી ગયેલા: 'અહિંસાનો સાધક હું જરૂર છું. અહિંસાનું પાલન કરી રહ્યો છું કે નહીં, મને સંદેહ

છે. એ બહુ ઊંચી ચીજ છે. જેમની વિરુદ્ધ લડી રહ્યો છું, એમના માટે હૃદયમાં પ્રેમ હોય, એ જરા મુશ્કેલ વાત છે. ક્યારેક એમના માટે ભારે રંજ પણ થઈ આવે છે, અને ક્યારેક-ક્યારેક ઘૃણા પણ થાય છે કે કેવા આ નાલાયક, નકામા લોકો છે!' જે૦પી૦ના હૃદયમાં કેવું મંથન ચાલતું હશે, તેની આમાં ઝાંખી થાય છે. એ કોઈ મામૂલી માણસ નહોતો, ઝનૂને ચડેલો યોદ્ધો નહોતો, એ તો "યુદ્ધસ્વ વિગતજ્વરઃ"નો સાધક હતો. આવો સાધક ગમે તે પળે સાવ અનાયાસ મહાવીરતાનો, રણછોડનો પંથ પણ લઈ શકે. જે૦પી૦ માટેનો આવો આદર-વિશ્વાસ જ વિનોબા પાસે મૌન તોડાવીને રણછોડ બનવાનો અનુરોધ કરાવી ગયો.

વળી, જે૦પી૦ માટેનો અનહદ પ્રેમ વિનોબાને કહેતો હતો કે આ ભલો માણસ નીકળ્યો છે કાંઈક બીજું કરવા, અને સાવ જુદી દિશામાં એની નૌકા ઘસડાઈ રહી છે. ઉપર જેનો ઉલ્લેખ કર્યો એ ભાષણમાં જ આગળ એક જગ્યાએ જે૦પી૦એ રાજશક્તિ સાથે ટક્કર આવી પડી તેનો ઉલ્લેખ કરીને કહેલું: 'આ ટક્કરમાં શક્તિનો કેટલો બધો હ્રાસ થયો! નહીં તો બિહારને ક્યાંય સુધી આગળ લઈ ગયા હોત!' શક્તિનો થઈ રહેલો આવો હ્રાસ અટકાવીને સંપૂર્ણ ક્રાંતિની તથા સમાજ-પરિવર્તન માટેના સંઘર્ષની જે૦પી૦ની મૂળ વાતમાં બધી શક્તિ પ્રયોજાય, તે માટે વિનોબાનો આ પ્રેમભર્યો પ્રયાસ હતો. તેમાં પછી પોતે પણ મદદ આપે. જે૦પી૦ માટેનો વિનોબાનો પ્રેમ, નર્યો પ્રેમ હતો આ!

**વિનોબાની રીત ન્યારી!**

પણ વિનોબાની રીત થોડી ન્યારી છે! એમનો પ્રેમ પણ ન્યારો છે! વળી, એમણે કેટલીક મર્યાદા પણ માની છે. शास्त्र ज्ञापकं, न कारकं । શાસ્ત્ર જ્ઞાપક છે, કારક નહીં. તે કરાવનારું નથી, સમજાવનારું છે. રસ્તા ઉપર પાટિયું હશે, તે કદી તમને હાથ પકડીને રોકશે નહીં, માત્ર ચેતવણી આપશે કે આગળ પુલ તૂટેલો છે. તેમ છતાં તમારે તેની પરવા કર્યા વિના જવું જ હોય, તો ભલે જાવ, જેવી તમારી મરજી! પાટિયાએ તો તમને કહી દીધું. વિનોબાની આવી ભૂમિકા છે. લૌકિક કર્મોનું એમના સંન્યાસી ચિત્તમાં આનાથી વિશેષ મહત્ત્વ પણ નથી હોતું.

જે૦પી૦નું કાઠું જુદું હતું. પોતે ભૂલો કરી શકે છે એની નમ્રતા તો એમનામાં ભારોભાર હતી. તેથી પોતાનો કાન પકડાય તેનો વાંધો નહોતો. વહાલની થપ્પડ ખાવાયે એ તૈયાર હતા. એમને આવી વિમાસણની વેળાએ "બાપુ" ખપતા હતા. પણ બાપુ બાપુ હતા, બાબા બાબા.

દેવલી જેલના પ્રસંગ વખતે બાપુએ ધરાર નિવેદન કર્યું. તેમાં એટલું તો ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે, 'જયપ્રકાશની જે પદ્ધતિ છે, તે આપણી અહિંસક લડત માટે ભારે નુકસાનકારક છે. અહિંસામાં ગુપ્તતાને કોઈ સ્થાન નથી.' પરંતુ સાથોસાથ 'તમે ક્યા મોઢે જયપ્રકાશની નિંદા કરો છો? એમ કહીને અંગ્રેજ સરકારનો તો ઊધડો જ લઈ નાખ્યો હતો! (જુઓ પાન ૨૫૩)

**અપેક્ષાભંગથી જન્મેલ અળગાપણું અને ઘવાયેલું દિલ**

બાપુનો આ વિવેક કહો, કુશળતા કહો, વાણિયાગીરી કહો, જે કહો તે. જે૦પી૦ તેના પર આફરીન હતા. અત્યારની કસોટીના વખતે વિનોબાજી પાસેથી પણ એમને આવી જ કોઈક ભૂમિકાની અપેક્ષા હતી. બિહાર આંદોલનમાં મારી જે કાંઈ ભૂલ થતી લાગે તે કહો. પણ સામેથી સત્તાનો આટલો બધો દુરુપયોગ થયો, અત્યાચાર થયો, દમન થયું તે વિશે પણ બે વેણ કહો ને! પરિવારના વડીલ પાસે આટલી અપેક્ષા ન રાખીએ તો કોની પાસે રાખીએ? જે ખોટું થઈ રહ્યું હોય, તેને એ ટોકશે, રોકશે, કમ સે કમ આની સાથે હું નથી એટલું સ્પષ્ટ કરશે. બસ, આવી કાંઈક અપેક્ષા જે૦પી૦ને હતી.

૫ જૂનના સરઘસ ઉપર ઇન્દિરા બ્રિગેડના માણસોએ ગોળીબાર સુધ્ધાં કર્યો અને ૨૧ જણને ઘાયલ કર્યા ત્યારે એ વિશે કોઈએ વિનોબાજીને પૂછ્યું અને એ બોલી ગયા કે, 'પટણા મેં જો કુછ ભલા-બુરા હુઆ વહ ભગવાન કો સમર્પણ!' તે જાણીને જે૦પી૦ છેડાઈ પડ્યા: 'આવા નરદમ ગુનાઇત અને કાયર કૃત્ય વિશે કાંઈ કહેવાને બદલે તે ભગવાનને સમર્પણ કરી દે છે, તો પછી બધું જ કાંઈ ભગવાનને સમર્પણ કરી દેતા હોત તો સારું હતું!' (આ બનાવ પાછળ સરકારનોયે હાથ હતો એમ દર્શાવતો પુરાવો પાછળથી મળેલો.)

ટૂંકમાં, જે૦પી૦ને આવી કાંઈ અપેક્ષા હતી. એવી જ રીતે લોકનીતિનાં કેટલાંક મૂલ્યોના જતનની અપેક્ષા વિનોબાને પણ જે૦પી૦ પાસેથી હશે, અને એ અપેક્ષાભંગથી થોડું અળગાપણું જન્મ્યું હશે.

જે૦પી૦નું ચિંતન વ્યવહારલક્ષી રહેતું, પરિણામલક્ષી રહેતું. આજને તબક્કે એમની સામે મુખ્ય મુદ્દો એ હતો કે રાજશક્તિ ઉપર લોકશક્તિની સર્વોપરિતા સિદ્ધ થવી જોઈએ. ઇન્દિરાજીના વર્તનમાં એમને જે નિરંકુશતા દેખાતી હતી, તેના પર કમ સે કમ નૈતિક શક્તિનોયે કાંઈક નિર્ણાયક પ્રભાવ જાહેરમાં દેખાયો હોત, તો એટલો માત્ર આધાર લઈને પણ રણ છોડી દેવાનું એમને માટે સહેલું બન્યું હોત તેના અભાવમાં એ આવું ન કરી શક્યા.

સર્વોદય પરિવારમાં આ બિહાર આંદોલનના પ્રશ્ને એમની જે પજવણી થઈ, તેથી એમનું મન જરીક આળું પણ થઈ ગયેલું. ૧૯૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિ વિશે ગાંધીજીએ કહ્યું કે કોંગ્રેસે આવી લડત આપવાનું કહ્યું જ નહોતું, ત્યારે જે૦પી૦ વ્યથિત થઈ ગયા. લાહોર કિલ્લામાં એમણે ડાયરીમાં લખ્યું: 'આપણો પોતાનો પરિવાર આપણને તરછોડી મૂકે, આપણો અસ્વીકાર કરે તે કોને ગમે? આપણો પોતાનો સમુદાય આપણને કાઢી મૂકે તે કેમ સહેવાય? માણસો તો આના કરતાં મરી જવાનું પસંદ કરે છે!' (જુઓ પાન ૨૬૬) આવું સંવેદનશીલ અને ઊર્મિશીલ એ હૃદય હતું. તે ઘવાયેલું.

ખેર, વિનોબા રણ ન છોડાવી શક્યા, અથવા કહો કે જે૦પી૦ રણ ન છોડી શક્યા. છેવટે દેશ એક અભૂતપૂર્વ સંઘર્ષમાં સપડાયો.

### ચૂંટણી-મોરચાના તર્કસંગત ફલિતાર્થો

હવે ઇંદિરાજી સામે ચૂંટણીના મેદાનમાં મોરચો મંડાયો હતો. એટલે તેના તર્કસંગત ફલિતાર્થો પરિસ્થિતિ ઉપર પોતાનો પ્રભાવ પાડવા લાગ્યા હતા. આંદોલનની આગળની વ્યૂહરચના વિશે વિચારતાં ચૂંટણીનો સંદર્ભ સ્વાભાવિક રીતે જ અગ્રસ્થાન લેવા લાગ્યો હતો. આંદોલન બિહારની બહાર પણ હવે વિસ્તરી રહ્યું હતું અને ટક્કર હતી ઇંદિરાજી સાથે, તેથી સંઘર્ષના સમર્થકો અને સંઘર્ષના વિરોધીઓ, એ રીતનો વિચાર માત્ર બિહાર પૂરતો જ સીમિત ન રહેતાં અન્ય પ્રદેશોમાં તેમ જ રાષ્ટ્રીય સ્તરે પણ આગળ આવવા લાગ્યો હતો. જૂનમાં ગુજરાતમાં ધારાસભાની ચૂંટણી થવાની હતી, તો તેમાં સંઘર્ષના સમર્થકો જીતવા જોઈએ, એવું વલણ ઊભું થઈ રહ્યું હતું. પરિણામે ત્યાં ઊભા થયેલ જનતા મોરચાને ટેકો આપવો જોઈએ, એમ સ્વાભાવિક લાગવા માંડયું હતું. જો કે વાસ્તવમાં બિહારમાં સંઘર્ષનો જેવો સંદર્ભ હતો તેવો બીજા કોઈ પ્રદેશમાં હજી હતો નહીં. પરંતુ આખા દેશના લોકમતનું દબાણ ઊભું કરવું પ્રાપ્ત પરિસ્થિતિમાં અનિવાર્ય થઈ પડયું હતું.

રાષ્ટ્રિય સ્તરે પણ સંઘર્ષના સમર્થકોની બધી શક્તિ એકત્રિત થવી જોઈએ, સંગઠિત થવી જોઈએ, એવી જરૂર વર્તાવા લાગી હતી. આ માટે નિષ્પક્ષ નાગરિકોનું એક દેશવ્યાપી સંગઠન ઊભું કરવાની વાત જે૦પી૦એ મૂકી હતી. આવા નાગરિકો કેવળ રાજ્ય-પરિવર્તન માટે જ નહીં સમાજ-પરિવર્તન માટે પણ કામ કરશે અને જરૂર પડયે સત્યાગ્રહ કરી જેલ જવા તૈયાર હશે, એવી એમની કલ્પના હતી.

સાથોસાથ એક જવાબદાર દેશનેતા તરીકે જે૦પી૦ હવે કોંગ્રેસ પક્ષનો કોઈ ને કોઈ પાર્લમેન્ટરી વિકલ્પ તત્કાળ ખડો કરવાની દિશામાયે વિચારતા થયા હતા. આમેય આપણી લોકશાહીની તંદુરસ્તી માટે સબળ વિરોધ પક્ષ માટેની હિમાયત જે૦પી૦ વરસોથી કરતા જ આવ્યા હતા. આજના સંજોગોમા હવે તેની તાતી જરૂર ઊભી થઈ ચૂકી હતી. તેથી વિરોધ પક્ષોને ભેળા કરવા, એમને અમુક કાર્યક્રમોમાં સાથે જોતરવા, અંદરો અંદરની પક્ષાપક્ષીથી ઉપર ઉઠાડીને એમને પોતાની રાષ્ટ્રીય જવાબદારીનું ભાન કરાવવું, આવી બધી કોશિશ જે૦પી૦ કરવા લાગ્યા હતા. વિરોધ પક્ષના નેતાઓને એ કહેતા કે તમે અત્યારે એકતા સ્થાપશો કે જેલમાં ઘલાયા પછી જ તેની ચર્ચા-વિચારણા કરશો ? લોક-સંઘર્ષ અંગે એક રાષ્ટ્રીય સમન્વય સમિતિની પણ રચના કરવામાં આવી હતી.

### અચાનક અણધાર્યો પલટો

તેવામાં પરિસ્થિતિએ એકદમ અચાનક અણધાર્યો પલટો લીધો. ૧૨ જૂન ૧૯૭૫ એ ઇંદિરાજી સામેની ચૂંટણી અરજીનો અલ્લાહાબાદ હાઈકોર્ટનો ચુકાદો આવ્યો. હાઈકોર્ટે ઇંદિરાજીને ચૂંટણી-ભ્રષ્ટાચાર માટે ગુનેગાર ઠેરવી એમની ચૂંટણી રદબાતલ જાહેર કરી. સાથે જ આના અમલ અંગે વચગાળાનો મનાઈ હુકમ આપી એમને આ ચુકાદા સામે સર્વોચ્ચ અદાલતમાં અપીલ કરવાની રજા આપી અને તે માટે ૨૦ દિવસનો સમય આપ્યો. જો કે તે દરમ્યાન એ લોકસભાના સભ્ય મટી ગયાં હતાં.

જયપ્રકાશજીએ એક નિવેદન કર્યું કે ઇંદિરાજીએ સર્વોચ્ચ અદાલતનો ચુકાદો આવતાં સુધી રાજીનામું આપીને વડાપ્રધાન-પદેથી ખસી જવું જોઈએ, અને પોતાની અપીલનો સર્વોચ્ચ અદાલતમાં નિર્ણય થાય ત્યાં સુધી રાહ જોવી જોઈએ. આમ કરવાથી લોકોની નજરમાં એમની પ્રતિષ્ઠા વધશે. પરંતુ ઇંદિરાજીએ રાજીનામું ન આપ્યું, ત્યારે જે૦પી૦એ કહ્યું કે ઇંદિરાજી જાહેર સદાચાર અને લોકશાહી મર્યાદાઓની વિરુદ્ધ આ રીતે એક ખતરનાક ઉદાહરણ રજૂ કરી રહ્યાં છે.

આવી રીતે જે૦પી૦એ પોતાનું સ્પષ્ટ મંતવ્ય જાહેર કરી દીધું હતું, પણ આનાથી વિશેષ તત્કાળ કાંઈ કરવાનો એમનો ઇરાદો નહોતો. હાઇકોર્ટે ૨૦ દિવસની મુદત આપી છે, તો ત્યાં સુધીમાં સર્વોચ્ચ અદાલત કેવો નિર્ણય આપે છે તે જોવું જોઈએ, એવી એમની માન્યતા હતી. તેથી જ ૧૬ જૂને જ્યારે પત્રકારોએ જબલપુરમા એમને પૂછ્યું કે ત્યાં દિલ્હીમાં રાષ્ટ્રપતિ-ભવન સામે વિરોધ પક્ષો દ્વારા ઇન્દિરાજીનું રાજીનામું માગવા જે દેખાવો યોજાયા છે, તેમાં તમે ભાગ લેશો કે ? ત્યારે એમણે જવાબ આપ્યો કે ના, હું દિલ્હી જવાનો નથી. અને જબલપુરથી જે૦પી૦ સીધા પટણા ચાલ્યા ગયા.

આ એમની અંતરસૂઝ સાચી હતી. પરંતુ જે૦પી૦ની બાબતમા હંમેશાં બનતું તેમ પાછળથી મિત્રોના આગ્રહને એ વશ થઈ ગયા. દિલ્હીની રેલીમાં એમને જોડાવું નહોતું, છતાં મિત્રોના આગ્રહથી તેમાં ઘસડાયા. દિલ્હીથી આવીને મિત્રો એમને મનાવી ગયા. આખરે ૨૩મીએ જે૦પી૦ પણ દિલ્હી પહોંચી ગયા અને ઇન્દિરાજી સામેના વિરોધ પક્ષોના આયોજનમા સામેલ થઈ ગયા. વિરોધ પક્ષોની બેઠકોમાં પણ પૂરેપૂરો ભાગ લીધો, બલ્કે અગ્રણી બની ગયા. ૨૫ જૂનની રામલીલા મેદાનની જાહેર સભામા મુખ્ય વક્તા જે૦પી૦ જ હતા. વિરોધી નેતાઓ કરતા જે૦પી૦નો અભિગમ જુદો હતો, પ્રેરણા પણ જુદી હતી. છતા એમના કરતાં પોતાની જુદી identity જે૦પી૦ જાળવી ન શક્યા.

### વિનાશકાળે વિપરીત બુદ્ધિ !

પરંતુ ૨૬ જૂન ૧૯૭૫ એ ઇંદિરાજીએ દેશમાં આંતરિક કટોકટી જાહેર કરી દીધી અને બધાને ગિરફતાર કરી જેલમાં ઠોંસી દીધા. આ રીતે લોકશાહી પર મરણતોલ ફટકો પડ્યો, અને જે૦પી૦ના આંદોલનમા એક મોટું વિઘ્ન આવી પડયું. લોકશક્તિ જગાડવાનો એ પ્રયોગ આમ અધવચ્ચે જ અટકી ગયો.

જે૦પી૦ ત્યારે દિલ્હીમાં ગાંધી શાંતિ પ્રતિષ્ઠાનમાં ઊતરેલા. ત્યાંથી એમને ૨૬મીએ મળસ્કે ચારેક વાગ્યાના સુમારે અટકમાં લેવામાં આવ્યા. તે વખતે એમના મોઢેથી એક વાક્ય સરી પડ્યું—વિનાશકાળે વિપરીત બુદ્ધિ !

# ૧૭

# તુમુલ મંથન

દેશ ઉપર કટોકટી લદાઈ ચૂકી હતી. હજારોને પકડીને જેલમાં ગોંધી દેવામાં આવ્યા હતા, અખબારો ઉપર સેન્સરશિપ મૂકી દીધી હતી. નાગરિકોના મૂળભુત અધિકારો પર તરાપ પડી હતી. જેલ ડાયરીમાં જે૰પી૰એ વ્યથિત હૃદયે નોંધ્યું છે તેમ—'લોકશાહીની ક્ષિતિજો વિસ્તારવાની વાત તો બાજુએ રહી, લોકશાહી જ એકાએક જાણે કાળનો કોળિયો બની ગઈ ! દુનિયાની સૌથી મોટી લોકશાહીને તાનાશાહીમા ફેરવી નાખવામા આવી. '

૨૬ જૂને વહેલી સવારે જયપ્રકાશજીને અટકાયત હેઠળ લઈને દિલ્હીથી સીધા હરિયાણા રાજ્યમાં આવેલા સોહના નામના સ્થળે લઈ જવામાં આવ્યા. તે જ વખતે મોરારજીભાઈને પણ ત્યાં લાવ્યા હતા, પણ બંનેને અલગ-અલગ રાખેલા અને મળવા દીધા નહોતા. જે૰પી૰ને ત્રણ દિવસ ત્યાં રાખીને એમની તબિયત બગડતાં દિલ્હીની મેડિકલ ઇન્સ્ટિટ્યુટમાં લાવ્યા. બે-ચાર દિવસ ત્યાં સારવાર આપી વિમાનમાં ચંડીગઢ લઈ ગયા. ત્યાં પોસ્ટ ગ્રેજ્યુએટ ઇન્સ્ટિટ્યુટ ઑફ મેડિકલ એજ્યુકેશન ઍન્ડ રીસર્ચની હૉસ્પિટલમાં અટકાયત હેઠળ રાખવામાં આવ્યા.

અખબારોને મોઢે તો તાળાં હતા. તેથી જે૰પી૰ ક્યાં છે, કેવી હાલતમાં છે, તેના કોઈ સમાચાર દેશની જનતાને મળ્યા નહોતા. જે૰પી૰ના સંબંધીઓને સુધ્ધા શરૂઆતમાં તેની જાણ નહોતી. જે૰પી૰ના નાનાભાઈ રાજામાણુએ દિલ્હી જઈ ઘણી તપાસ કરી. છેવટે છેક ૬ઠ્ઠી જુલાઈએ એમને જાણ થઈ. અને ૭મીએ એકાદ કલાક તેઓ ચંડીગઢમાં જે૰પી૰ને મળી શક્યા. ત્યાર બાદ રાજાબાબુ અથવા બીજા સંબંધીઓ મહિનામાં એકાદ બે વાર મળવા જતા.

### એકાંતવાસની આકરી સજા

ચંડીગઢની હૉસ્પિટલના એક મજલા ઉપર જે૰પી૰ને રાખવામાં આવ્યા હતા. તે મજલાના ઘણા ઓરડામાં પોલીસો રહેતા. જે૰પી૰ની બાજુના ઓરડામાં ડી૰એસ૰પી૰ બેસતા. જે૰પી૰ને જે કાંઈ ખાવાપીવાનું અપાતું તે ત્યાં પહેલાં ડી૰એસ૰પી૰ સમક્ષ ચાખીને અપાતુ. જે૰પી૰ના ઓરડાને બારણે એક સિપાઈનો પહેરો ચોવીસે કલાક રહેતો. ડાક્તરો, નર્સો વગેરે આવશ્યકતા મુજબ આવ-જા કરતાં. પરંતુ બહારથી કોઈ ઓરડામાં પગ મૂકે કે તુરત પોલીસના માણસ ત્યાં હાજર થઈ જાય. તબિયત અંગે કે બીજી કોઈ જરૂરી વાતચીત સિવાય અન્ય કશી વાત કરવાનો સવાલ જ નહીં.

સાચા અર્થમા તે એકાંત કેદ જ હતી. દિવસ ને રાત એક જ ઓરડામાં ભરાઈ રહેવાનું હતું. માત્ર રોજ થોડો વખત એ મજલાની બંધિયાર ઓસરીમાં આંટા મારવા બહાર કાઢતા. એ ઓસરી એવી હતી કે જ્યાંથી ન કોઈ બહારનું આકાશ દેખાય, ન કોઈ માણસ. જે૰પી૰ આંટા મારે ત્યારેય સાથે બંદૂકધારી સિપાઈ. જે૰પી૰એ અરજ કરી કે મારી સાથે એકાદ જણને

રહેવા દો. પણ સરકારે ન માન્યું. અદાલતમાં ધા નાખી તો, ફેંસલો આવ્યો કે માણસને હૉસ્પિટલમાં રાખ્યો હોય તો તેને એકાંતવાસની સજા ગણી શકાય નહીં !

આ દૃષ્ટિએ ઇંદિરાજીનો વહેવાર વિદેશી અંગ્રેજ સરકારના વહેવાર કરતાંયે બદતર હતો. જેૅપીૅને લાહોર કિલ્લામાં થોડોક વખત જ એકાંત કોટડીમાં રાખ્યા હતા. પછી રોજ એકાદ કલાક લોહિયાને મળીને વાતચીત કરવા દેતા. આગ્રામાં તો જેૅપીૅ–લોહિયાને સાથે જ રાખેલા. પરંતુ અહીં ચંડીગઢમાં અટકાયતના પૂરા સાડા ચાર મહિના જેૅપીૅને સાવ એકલા જ રહેવું પડ્યું. અને એ જ એમને માટે સૌથી મોટી સજા હતી. જેૅપીૅના જ શબ્દોમાં : 'આ એકલાપણું જ મારા માટે સૌથી વધુ કઠનારી ચીજ હતી. મને કોઈક સાથી-સોબતીની જરૂર ખૂબ તીવ્રતાથી વર્તાતી હતી. ત્યાં કોઈ એવી વ્યક્તિ નહોતી, જેની સાથે હું મારા મનની વાત કરી શકું. હું સાવ એકલવાયો પડી ગયો હતો. એક ઊંડી ઘેરી માનસિક ગૂંગળામણ હું અનુભવતો હતો.'

જીવનભર જેણે દેશને માટે પોતાની જાત ઘસી નાખી હતી, અને બદલામાં કશું જ માગ્યું નહોતું એવા એક પરમ દેશસેવકને પોતાની પાછલી જિંદગીમાં અને અસ્વસ્થ અવસ્થામાં સત્તા ભૂખ્યા રાજકારણીઓના હાથે આવી યાતના ભોગવવી પડી. એમનો ગુનો માત્ર એટલો જ હતો કે એ જનતાને જગાડવા અને જનતાની સર્વોપરિતા સિદ્ધ કરવા નીકળેલા !

થોડા દિવસ બાદ જેૅપીૅને છાપાં આપવા માંડ્યાં હતાં. પણ તેમા એટલાં જુઠ્ઠાણાં આવતાં કે વચ્ચે વચ્ચે જેૅપીૅ છાપાં વાંચવાનું જ છોડી દેતા. એમને એક રેડિયો પણ આપવા માંડ્યો હતો. પણ મારા જેવા હજારો રાજકીય કેદીઓને જે નથી મળતો, તે મારે પણ નથી જોઈતો, એમ કહીને જેૅપીૅએ તે લેવાની ના પાડી.

### હૃદય-વિદારક વેદના

બંદીવાસમાં રહ્યા રહ્યા જેૅપીૅને દેશની જ ચિંતા થયા કરતી. ક્યારેક બહુ જ ઉદાસ થઈ જતા. એમને લાગતું કે ઇંદિરાજી અને એમની ટોળકી લોકશાહીને ગળે ટૂંપો દઈને તેને કફનપેટીમાં પૂરી રહ્યાં છે. ભારતની લોકશાહીની કફનપેટી પર ઠોકાવે જતો એક એક ખીલો જાણે એમના કાળજાને છેદતો ઊંડો ઊતરી રહ્યો હતો. એક દિવસ તો એમણે પોતાની જેલ-ડાયરીમાં નોંધ્યું : 'મેં મારા હૃદયને ફંફોસી જોયું. હવે જો મૃત્યુ આવે તોય ચિંતા નથી. પોતાના દેશને સરમુખત્યારીની ઊંડી ગર્તા ભણી ધકેલાતો જોઈ રહેવું, એ મારા માટે મૃત્યુ કરતાં જરાય ઓછું વિદારક નહોતું.'

છેલ્લાં કેટલાંક વરસથી આ સરમુખત્યારીના જોખમ વિશે જેૅપીૅ દેશ આખાને ચેતવ્યા કરતા હતા 'અને તેને રોકવા બનતા કરતા હતા. દેશમાં ધીરે ધીરે સરમુખત્યારી વલણ કેવું વધી રહ્યું છે અને તેનાં જુદાં જુદાં સ્વરૂપો કેવાં આકાર લઈ રહ્યાં છે, તે વિશે જેૅપીૅ દેશને સાવધાન કર્યા કરતા. ઇંદિરાજી માટે એમને ન કોઈ વ્યક્તિગત દ્વેષ હતો, ન એમને એમની ગાદી આંચકી લેવી હતી. એ ઇંદિરાજીની વિરુદ્ધ નહોતાં, ઇંદિરાજીની નીતિરીતિની વિરુદ્ધ હતાં, ઇંદિરાજીની નેતૃત્વની શૈલીની વિરુદ્ધ હતાં. અને તોય ઇંદિરાજીને ગાદીએથી ઉઠાડી મૂકવાની એમની નેમ નહોતી. જેૅપીૅ માત્ર એટલું જ ઇચ્છતા હતા કે ઇન્દિરાજી ઉપર લોકશક્તિનો અંકુશ આવે અને એમની ખોટી નીતિરીતિઓ સુધરે. સાથોસાથ આ લોકશક્તિને કેળવીને તેની મારફત સમાજમાં શાંતિમય પરિવર્તનની દિશામાં આગળ વધવાની જેૅપીની મથામણ હતી.

પરંતુ એમની કલ્પનામાંય આવ્યું નહોતું એવું કાંઈક થઈ બેઠું ! પોતાની જેલ-ડાયરીના પહેલા પાને એમણે નોંધ્યું : 'મારું જગત મારી ચારે કોર ટુકડે ટુકડા વેરણછેરણ પડ્યું છે. મારા જીવતેજીવત ફરી તે સારી પેઠે આખું ગોઠવાયેલું અકબંધ જોવા મળશે એવું તો આજે લાગતું નથી. કોણ જાણે, કદાચ મારા પછીની પેઢીને પણ જોવા મળશે કે કેમ. કોણ જાણે !'

### ઋજુહૃદયી અંતર-નિરીક્ષણ

અને બંદીવાસમાં જેૅપીૅનું મંથન ચાલ્યા કર્યું. કોઈ શાંતિમય આંદોલનનું પરિણામ છેવટે આવું આવે ? મારી ક્યા ભૂલ થઈ ? ગણતરીમાં હું ક્યાં ચૂક્યો ? એક વસ્તુ એમણે એ નોંધી કે 'આ દેશમાં સરમુખત્યાર બની બેસવાનું ઇન્દિરાજી માટે શક્ય જ બનશે નહીં એવી ધારણા સેવવામાં મેં મોટી થાપ ખાધી. મને જો આની કલ્પના આવી શકી હોત, તો અસહકાર, ના-કરની લડત, એ બધાં સુધી હું પહોંચી ન જાત. આવાં સીધાં પગલાંને બદલે રાજકીય અને સર્વસામાન્ય લોકતાંત્રિક ઉપાયો ઉપર મેં વધુ ધ્યાન દીધું હોત, ચૂંટણી પર વધુ ધ્યાન દીધું હોત.'

બિહાર આંદોલન દરમ્યાન જેૅપીૅ ઉપર એક આક્ષેપ એ આવ્યા કરતો હતો કે તેઓ પોલીસ અને સેનાને બળવો કરવા માટે ઉશ્કેરી રહ્યા હતા. જો કે સત્તાવાળાઓએ આ વાતને નાહકની ચગાવી મૂકી હતી. એમને તો આને લીધે જેૅપીૅ વિરુદ્ધ પ્રચાર કરવાનું એક સરસ બહાનું મળી ગયેલું. વાસ્તવમાં જેૅપીૅ હંમેશાં એક જ વાત ઉપર ભાર મૂકતા કે પોલીસોએ કોઈ પણ ગેરકાયદેસર હુકમોનું પાલન ન કરવું જોઈએ. તેઓ એમ પણ કહેતા કે શાંતિમય દેખાવો હોય કે સત્યાગ્રહ હોય, તેના પર લાઠી ચલાવવી તે અન્યાયી પરંપરા છે, માટે એવો આદેશ ન માનવો. જે અમાનવીય હુકમ હશે, અમારા અંતરાત્માના અવાજની વિરુદ્ધ હશે, એવા હુકમનું પાલન નહીં કરીએ, એમ કહી દેવું.

લશ્કરની બાબતમાં તેઓ એમ કહેતા કે લશ્કરે દેશ પ્રત્યે અને બંધારણ પ્રત્યે વફાદાર રહેવાનું છે, કોઈ પક્ષની સરકાર કે તેના સંકીર્ણ હિતો સાચવવા માટે અથવા લોકશાહીને દબાવીને

સરમુખત્યારશાહી ઠોકી બેસાડવા માટે લશ્કરનો ઉપયોગ કરવા માગે તો લશ્કરનું એ કર્તવ્ય છે કે આપખુદ નિરંકુશ સત્તાના ખતરાથી એ દેશના લોકશાહી બંધારણને બચાવે.

શબ્દશઃ જોવા જઈએ તો આમાં કશું ખોટું નહોતું. પોલીસ અને લશ્કરને એમની સાચી ફરજનું ભાન કરાવવાનો જ આમાં ઉદ્દેશ હતો. અને લોકશાહીની આદર્શ વ્યવસ્થામાં આવું જ હોવું જોઈએ. પરંતુ આટલી સૂક્ષ્મ દૃષ્ટિએ આવી વાતોને સમજવા માટે પોલીસ-લશ્કરના માણસોનું તેમ જ સામાન્ય જનતાનું માનસ કેટલું તૈયાર છે, તે સવાલ છે. વળી આપણે અગાઉ જોયેલું તેમ ( જુઓ પાન ૨૭૪ ) રશિયામાં આણીને વખતે ઝારનું સૈન્ય કેવું પલટાઈ ગયેલું તે ઘટના જેoપીoના માનસને બહુ જ આકર્ષી ગયેલી. બિહાર આંદોલન દરમ્યાન પણ એ ઘટનાનો ઉલ્લેખ જેoપીo ક્યારેક ક્યારેક કરતાં.

આમાં ક્યારેક ક્યારેક વિવેકચ્યુતિ થતી. અને અગાઉની ઘટનાઓની નકલ કરવાનું માનસ દેખાતું. આ સંદર્ભમાં દાદા ધર્માધિકારીએ તા. ૨૬–૯–૭૪ એ એક સાથીએ લખેલા પત્રમાં કહ્યું : ' જેoપીo કેટલીક ઐતિહાસિક ઘટનાઓનું પ્રમાણ પોતાના કાર્યક્રમો માટે આપે છે, તેને લીધે થોડી ભ્રાંતિ અવશ્ય પેદા થાય છે. રશિયાની ક્રાંતિ વખતે સેનાએ જે ભૂમિકા અપનાવી, તે ભૂમિકા આ આંદોલનમાં તેની ન હોઈ શકે. કેમકે તેનાથી દેશની સુરક્ષિતતા જોખમાય. બારડોલીનું દૃષ્ટાંત બહુ જ સીમિત અર્થમાં બિહારને માટે લાગુ કરી શકાય તેમ છે. ના-કર અને મહેસુલ ન ભરવા બાબત બહુ સાવધાની અને વિવેકથી કામ લેવું પડશે. આજના સંદર્ભમાં ૧૯૪૨ નો દાખલો બિલકુલ અપ્રસ્તુત છે. ત્યારની પરિસ્થિતિ અને અત્યારની પરિસ્થિતિમાં ઘણો ફરક છે. લોકશક્તિના સ્ફોટ સુધી જ તે બે વચ્ચે સમાનતા છે. મને આશા છે કે જેoપીoની મૌલિક અંતઃપ્રેરણા જ એમને અવિવેકપૂર્વકના અનુકરણથી બચાવશે. '

**માનવીનો આત્મા અજેય છે**

ખેર, બંદીવાસમાં જેoપીoનું ઘણું મંથન ચાલ્યું. ત્યારની જેલ-ડાયરીમાં એ બધું નોંધાયેલું છે. તેમાં બિહાર આન્દોલનની સમીક્ષા છે, તેના સંદર્ભમાં ઊઠેલા અનેક સવાલોની છણાવટ છે, સંપૂર્ણ ક્રાંતિ અંગે ચિંતન છે. ઉપરાંત લાહોર ડાયરીની જેમ આમાં પણ જેoપીoના જુદા જુદા મનોભાવો અને સ્પંદનો ઝીલાયેલાં છે. ૭ ઓગસ્ટે એમણે ડાયરીમાં નોંધ્યું : ' કાલે રાતે મા ભગવતીની પ્રાર્થના કરતાં આ ઘોર અંધકારમાંથી નીકળવા માટે દિશા-નિર્દેશની યાચના કરી હતી. તે આજે સવારે મળી ચૂકી છે. મન હવે સ્થિર છે, શાંત છે. ' વચ્ચે વચ્ચે આત્મવિશ્વાસનો રણકો પણ સાંભળવા મળે છે : ' ભારત કબરમાંથીયે ઊભું થશે. ' ' રાત ગમે તેટલી અંધારી હોય પ્રભાત તો ફૂટવાનું જ. ' ૨૧ જુલાઈએ વડાપ્રધાન ઇંદિરાજીને લખેલા પત્રમાં પણ છેલ્લે લખ્યું : ' જે પ્રજાએ બ્રિટિશ સામ્રાજ્ય-શાહી સામે લડીને તેને નમાવી છે, તે પ્રજા સરમુખત્યારશાહીનાં અનાદર, અપમાન ને હિણપત સદાકાળને માટે સાંખી લઈ શકશે જ નહીં. માનવીનો આત્મા અજેય છે. તેને ભલે તમે પાતાળમાં ચાંપી દીધો હશે, તો પણ એ મરવાનો નથી. કબરમાંથી પણ એ સજીવન થઈને બેઠો થશે. '

ઓગસ્ટ મહિનામાં બિહારમાં ભારે મોટી રેલ આવી. પુષ્કળ ખાનાખરાબી થઈ. જેoપીoની કરુણા જાગી ઊઠી. વડાપ્રધાનને કાગળ લખ્યો, મને એક મહિના માટે પેરોલ ઉપર છોડો તો બહાર જઈને રાહતનું કામ ઉપાડું. ૧૯૩૪માં બિહારના ભૂકંપ વખતે બ્રિટિશ સરકારે રાજેન્દ્રબાબુને આવી રીતે છોડયા હતા તેનો દાખલો ટાંકયો. દિવસો સુધી જવાબની રાહ જોતા રહ્યા. છાપાંઓમાં લોકોની મુસિબતોની વાતો વાંચી દુઃખી થતા રહ્યા. ફરી લખ્યું કે મારા પર વિશ્વાસ રાખજો, રાહતકામ સિવાય બીજી કોઈ પ્રવૃત્તિમાં નહીં પડું. આવા સંકટના વખતે રાજ-કારણની વાત કરવી એ તો અનૈતિક છે અને લોકોની વિટંબણા-ઓની મજાક ઉડાવવા બરાબર છે.' પણ આનો કોઈ પ્રત્યુત્તર એમને ન મળ્યો.

**એકાએક બંને કિડનીઓ બંધ !**

૧૮ સપ્ટેમ્બરથી જેoપીoને હૉસ્પિટલની હદમાં જ આવેલા અતિથિ ગૃહમાં રાખ્યા હતા. એ અતિથિ ગૃહ ફરતી દિવાલને રાતોરાત ત્રણચાર ફૂટ વધુ ઊંચી ચણી લેવામાં આવી, અને તેની ઉપર વળી તારની વાડ કરી લેવાઈ. બાજુમાં એક હૉસ્ટેલ હતી. તેને પણ ખાલી કરી નખાઈ, જેથી ત્યાં ઉપરથી કોઈ જેoપીoને જોઈ ન શકે. પણ જેoપીoને અહીં મુક્ત વાતાવરણ મળ્યું. અતિથિ ગૃહની લોનમાં ચાલવાનુંયે ગમતું.

જુલાઈના પહેલા અઠવાડિયાથી ઓગસ્ટના મધ્ય સુધી જેoપીo-ને વચ્ચે વચ્ચે ઊલટીની તકલીફ થયા કરતી હતી. કારણ તો સમજાયું નહીં. પણ હૃદયની બીમારીને કારણે એમને dialintine નામની દવા આપવી ફરી શરૂ કરી હતી. તેની ટોક્સીસીટીને લીધે આમ થતું હશે એમ ડૉક્ટરોનું માનવું થયું.

૨૭ સપ્ટેમ્બરે જેoપીo બાથરૂમમાં ગયેલા ત્યારે અચાનક પેટમાં ભયંકર દર્દ શરૂ થયું, તે વધતું ગયું અને પુષ્કળ પરસેવો છૂટવા લાગ્યો. ખૂબ નબળાઈ વર્તાઈ અને બેભાન થઈ જવાશે એવું લાગ્યું. માંડ માંડ બહાર આવીને પથારીમાં પડ્યા. કલાકો સુધી આ દર્દ રહ્યું. આખો દિવસ પથારીમાં પડયું રહેવું પડયું. અત્યંત તીવ્ર અને કલ્પનામાં ન આવે એવો સખત એ દુખાવો હતો. જેoપીoએ લખ્યું છે : ' આવા દર્દનો અનુભવ મને જીવનમાં પહેલવહેલો હતો.' ડૉક્ટરોએ દવા આપી. એમનું માનવું હતું કે કોઈક ચેપને લીધે હશે.

૮ ઓક્ટોબરથી ફરી પેટના નીચેના ભાગમાં આવો સખત દુખાવો શરૂ થયો. ૨૯ ઓક્ટોબરે જેoપીoએ નોંધ્યું છે : ' છેલ્લા દિવસોમાં હું નરકયાતનામાંથી પસાર થયો છું. પેટના નીચેના ભાગમાં એકધારો દુખાવો રહ્યા કરે છે. ' જાતજાતની તપાસો થઈ, પણ કશું મળ્યું નહીં. દુખાવો થોડોક ઘટયો, પણ ચાલુ

રહ્યો. ભારે કબજિયાત રહી. વચ્ચે વચ્ચે ઊલટી થઈ. ભૂખ બિલકુલ મરી ગઈ. ખોરાકને જોઈને ભારે અરુચિ થતી હતી. ૩૧ ઓક્ટોબરે જે૦પી૦ને અતિથિ ગૃહમાંથી ફરી પાછા હૉસ્પિટલના અગાઉના ઓરડામાં ખસેડવામાં આવ્યા. પહેલી નવેમ્બરથી અવારનવાર માનસિક ગ્લાનિ અનુભવાતી. ક્યારેક કાંઈક તંદ્રામાં રહેતા. વિસ્મૃતિ પણ થવા લાગી હતી. પછી એકાએક ૫ નવેમ્બરે ડૉક્ટરોએ એવું નિદાન કર્યું કે જે૦પી૦ની બંને કિડની બિલકુલ ખરાબ થઈ ગઈ છે.

આ બાબત પાછળથી જે૦પી૦એ "બિહારવાસીયોં કે નામ ચિઠ્ઠી"માં લખ્યું : 'ગિરફ્તારી પહેલાં કિડનીનો કોઈ રોગ મને નહોતો. અટકાયત દરમ્યાન પણ ડૉક્ટરોએ ક્યારેય નહોતું કહ્યું કે મારી કિડનીમાં કોઈ ખરાબી છે. એટલે મારી સમજમાં નથી આવતું કે આ રોગ મને ક્યારે, ક્યાં અને કઈ રીતે લાગુ પડયો. એ લોકોએ જે દવા દીધી તે મેં લીધી, જે ખાવાનું આપ્યું તે મેં ખાધું, છતાં શું થઈ ગયું તે સમજમાં નથી આવતું. મારા ઘણા મિત્રોને આવી શંકા છે, અને મને પણ ક્યારેક ક્યારેક સંદેહ થાય છે કે ક્યાંક જાણી જોઈને તો મારી કિડની ખરાબ નહીં કરી નાખવામાં આવી હોય! ડૉક્ટરોનો મારી સાથેનો વહેવાર બહુ સારો હતો. તેથી એમના પર મને અવિશ્વાસ નથી. કોઈ ડૉક્ટર આવું જઘન્ય કૃત્ય કરી પણ કેમ શકે? પરંતુ મારા રોગનું નિદાન કરવામાં એમને બહુ વાર લાગી. મુંબઈના ડૉક્ટરોનો ખ્યાલ છે કે પંદરેક દિવસ પહેલાં પણ જો હું જસલોક હૉસ્પિટલમાં પહોંચી ગયો હોત, તો મારી કિડનીઓને થોડી ઘણી બચાવી લેવાઈ હોત.'

**અધમરેલી હાલતમાં બંદીવાસમાંથી મુક્તિ**

૧૯૭૭ના ઑગસ્ટમાં મેનકા ગાંધીએ જે૦પી૦ની મુલાકાત લીધેલી. તેમાં એમણે સીધો સવાલ કર્યો કે આ વસ્તુ જાણી જોઈને કરવામાં આવી કે પછી પ્રામાણિક ભૂલને કારણે આવું બન્યું? જવાબમાં જે૦પી૦ બોલ્યો, 'શક્યતા બંને વાતની છે. આમ પણ હોઈ શકે અને તેમ પણ હોઈ શકે.'

ખેર, જે૦પી૦ની ગંભીર બીમારીના સમાચાર થોડા થોડા બહાર આવવા લાગ્યા હતા. અને તેથી દેશમાં ચિંતાની લાગણી પ્રસરતી જતી હતી. ૭ નવેમ્બરે એમના ભાઈ રાજબાબુ મળવા ગયા ત્યારે જે૦પી૦ની હાલત ખૂબ જ લથડી ચૂકી હતી. એમણે હમીએ ઇંદિરાજીને પત્ર લખ્યો. સર્વોદયના એક સાથી દેવેન્દ્ર ગુપ્તને પણ દિલ્હીમાં ખબર આપ્યા. દેવેન્દ્રભાઈએ તુરત પવનાર જઈને વિનોબાજીને વાત કરી, બધી માહિતી આપી. વિનોબાજીએ બે વાક્ય લખી દીધાં. ઇંદિરાજીને કહેવડાવ્યું કે જે૦પી૦ની તબિયત બાબતમાં મને ઘણી ચિંતા થાય છે, તુરત યોગ્ય કાંઈક કરવું જોઈએ. આ સંદેશો લઈને પ્રભાકરજી ઇંદિરાજીને મળ્યા, ત્યારે એમણે કહ્યું કે બાબાને કહેજો કશી ચિંતા ન કરતા, જે કાંઈ પગલાં લેવા જેવાં હતાં તે લઈ લીધાં છે.

૧૨ નવેમ્બરે સરકારે જે૦પી૦ને એક મહિનાના પેરોલ ઉપર છોડયા અને પછી ડિસેમ્બરની ચોથીએ અટકાયતનો હુકમ પાછો ખેંચ્યો. ચંડીગઢના બંદીવાસમાંથી બહાર નીકળ્યા ત્યારે જે૦પી૦ અધમરેલી હાલતમાં હતા. એ હવે થોડા દિવસના જ મહેમાન છે, એમ લાગતું હતું. એમની હાલત બહુ જ બગડી ગઈ હતી. હાથ-પગ સૂજી ગયા હતા. આંખોની નીચેનો ભાગ સૂજીને નીચે લબડી પડયો હતો. અવાજ ક્ષીણ થઈ ગયો હતો. ખાવાની રુચિ થતી નહોતી. બિલકુલ મરણાસન્ન હતા. એમને જલદી મુંબઈની જસલોક હૉસ્પિટલમાં લઈ જવાનું નક્કી થયું. મુંબઈ માટે સીધું વિમાન ન મળવાથી ૧૬મીએ ચંડીગઢથી દિલ્હી લઈ જવામાં આવ્યા. ત્યાંની મેડિકલ ઇન્સ્ટિટ્યૂટમાં રાખ્યા. બીજે જ દિવસે મુંબઈ લઈ જવાના હતા. પણ દિલ્હીના ડૉક્ટરના આગ્રહને કારણે લંબાયું. છેવટે મુંબઈ લઈ જઈને ૨૨ નવેમ્બરે જે૦પી૦ને જસલોક હૉસ્પિટલમાં દાખલ કર્યા.

દેશ આખો ઊંચા શ્વાસે જે૦પી૦ની હાલત વિશે ચિંતિત હતો. બંને કિડની કામ કરતી બંધ થઈ ગઈ હોવાથી હવે બચવાની આશા બહુ થોડી હતી. પરંતુ જસલોક હૉસ્પિટલના ડૉક્ટરોએ ભારે સૂઝ-બૂઝ અને જહેમતથી સારવાર કરી. અને જે૦પી૦ બચી ગયા. જો કે ડૉક્ટરો તો એમ કહ્યા કરતા કે અમે તો તમને નથી બચાવ્યા, તમે તમારી ઇચ્છા-શક્તિથી બચી ગયા છો. જે૦પી૦ કહેતા, 'હું માનું છું કે ઈશ્વરની કૃપા મારા પર હતી, એટલા માટે જ હું બચી શક્યો. ખબર નહીં, એ હજી કયું કામ મારી પાસેથી લેવા માગતો હશે!'

**ડાયાલીસિસની કાયમની યાતના**

જે૦પી૦ દોઢેક મહિને હૉસ્પિટલમાંથી બહાર આવ્યા. જો કે ત્યાર બાદ પણ એમને દર એકાંતરે દિવસે ડાયાલીસિસ માટે હૉસ્પિટલમાં જવું પડતું હતું. એમની બંને કિડની ખતમ થઈ ચૂકી હતી, અને તે પુનર્જીવિત થવાની હવે કોઈ આશા રહી નહોતી. એટલે હવે કૃત્રિમ કિડની મશીનના આધારે જ જે૦પી૦એ જીવવાનું હતું. લોહીશુદ્ધિનું જે કામ માણસના શરીરમાં કિડની કરે છે તે જ કામ આ મશીન દ્વારા થાય છે. માણસના શરીરની નસ સાથે આ મશીનની ટયુબ જોડી શરીરનું બધું જ લોહી મશીનમાંથી પસાર કરવામાં આવે છે અને ત્યાં લોહીની શુદ્ધિ થતાં થતાં ફરી તે લોહી બીજી ટયુબ વાટે માણસના શરીરની નસમાં દાખલ થાય છે. લોહીની આવી શુદ્ધિ જો કાયમ ન થતી રહે તો શરીરમાં ઝેર રેલાઈ જઈને મૃત્યુ નીપજે છે. મશીન દ્વારા થતી લોહીશુદ્ધિની આ પ્રક્રિયાને ડાયલીસિસ કહે છે. જે૦પી૦ને હવે પછી ઠેઠ છેવટ સુધી અઠવાડિયામાં ત્રણ દિવસ આવું ડાયલીસિસ કરાવવું પડતું. પાંચથી છ કલાક મશીન સાથે જોડાઈને સૂતા રહેવું પડતું અને તેમાં ઘણી વેદના પણ થતી.

બાકીની જિંદગી હવે આમ જ જીવવાનું હતું. એટલે પટણાના નિવાસસ્થાને રાખી શકાય અને જરૂર પડયે સહેલાઈથી

હેરફેર પણ કરી શકાય એવા એક ડાયલીસિસ મશીનની જરૂર ઊભી થઈ. મશીન બહુ મોંઘું હતું અને તેને દર વખતે ચલાવવાનું ખર્ચ પણ ઘણું થતું હતું. જો કે ઘણા મિત્રોએ મોટા ફાળો આપીને તેટલી રકમ કરી આપવાની તૈયારી બતાવી. પરંતુ લોકનાયકને છાજે એવી રીતે આ માટે લોકફાળો જ થયો. સ્વામી આનંદ, રવિશંકર મહારાજ, કેદારનાથજી અને દાદા ધર્માધિકારીએ જાહેર જનતાને અપીલ કરી, ગુજરાત સર્વોદય મંડળે વ્યવસ્થા સંભાળી. બહુ જ ટૂંકા ગાળાની અંદર આ "જયપ્રકાશ સ્વાસ્થ્ય સહાય નિધિ"માં લોકોએ લગભગ સાડા ત્રણથી ચાર લાખ રૂપિયા જેટલી રકમ નાનાં નાનાં દાનથી એકત્રિત કરી આપી. તેમાં પ્રેમના પ્રતીક રૂપે વિનોબાજી તરફથી પણ એક રૂપિયાનું દાન હતું. છેલ્લે છેલ્લે ઇંદિરાજીએ વડાપ્રધાનના રાહતફાળામાંથી ૯૦ હજારની રકમ મોકલી. પરંતુ ત્યાં સુધીમાં લોકફાળા દ્વારા સ્વાસ્થ્ય નિધિ ભરાઈ ચૂકયો હતો, મોટાં દાન ન લેવાં એવું યે વલણ હતું તથા સ્વાસ્થ્ય નિધિમાંથી ડાયલીસિસ માટેનું મશીન અને જરૂરી સાધનસામગ્રી પણ ખરીદાઈ ચૂક્યાં હતાં. તેથી આભાર સાથે ઇંદિરાજીને તે રકમ પરત કરાઈ. જે૦પી૦એ એમને તા. ૧૧-૬-૭૬ ના રોજ નમ્રતાપૂર્વક કાગળ લખ્યો. તેમાં આ કારણો દર્શાવીને ઉમેર્યું કે, 'આશા રાખું છું કે તમે કોઈ ગેરસમજ નહીં કરો તથા હું કૃતઘ્ન અને અવિવેકી છું એમ પણ નહીં માનો.'

**બે-લગામ શાસનની અમાનુષિતા**

જે૦પી૦ હવે અટકાયતમાંથી મુક્ત થઈ ચૂકયા હતા. પરંતુ એક ઘાયલ સૈનિક જેવી એમની હાલત હતી. હવે ઝાઝા સક્રિય બની શકે એવી એમની શારીરિક સ્થિતિ જ રહી નહોતી. પહેલાંની જેમ સતત પ્રવાસ કરવાનું અને લાંબાં ભાષણો આપવાનું તો હવે એમના માટે અશકય જ બની ગયું હતું. દર એકાંતરે દિવસે કરવા પડતા ડાયલીસિસને કારણે પણ ભારે મર્યાદા આવી ગઈ હતી. તેમ છતાં એમને ચેન નહોતું. એમ કહ્યા કરતા કે, હજારો સાથી હજી કેદમાં છે અને હું મુક્ત છું તે માટે હું શરમિંદા છું. આ બીમારીમાં કેદ કરતાંયે વધારે લાચારી છે.

તે વખતે એવી પરિસ્થિતિ હતી કે જનતા આખી ભયભીત હતી. હજારો માણસો જેલોમાં હતા. સામાન્ય નાગરિકની સ્વતંત્રતા ઝૂંટવી લેવામાં આવી હતી. દેશમાં આપખુદ શાસન ઠોકી બેસાડવામાં આવ્યું હતું. અખબારો ઉપર કડક સેન્સરશિપ લાદી દેવામાં આવી હતી. ન્યાયતંત્રને પણ પાંગળું બનાવી દેવાયું હતું. સર્વોચ્ચ અદાલતનાં જુબાની આપતાં ભારત સરકારના તે વખતના સોલીસીટર જનરલ નિરેન ડેએ ત્યાં સુધી કહી દીધું હતું કે કટોકટી દરમ્યાન સરકાર કોઈને ભૂલથી કે અદાવતથી પકડી લે અથવા પકડ્યા પછી મારે યા મારી નાખે તો પણ, તેની કશી દાદ-ફરિયાદ થઈ શકે નહીં.

તે વખતના સત્તાધીશોના મનસ્વી, બિનલોકશાહી અને અમાનુષી માનસનાં આમાં દર્શન થાય છે. લોકશાહીમાં હોવું જોઈએ એવું પ્રજાના પ્રતિનિધિઓનું આ માનસ નહોતું, આ તો મધ્યયુગીન શહેનશાહી માનસ હતું. અમે મનફાવે તેમ રાજ ચલાવીએ, અમારી સામે કોઈ ચૂં કે ચાં ન કરી શકે. બિહાર આંદોલન દરમ્યાન શાસનના આ જ માનસનાં દર્શન થયેલાં, જેની સામે જયપ્રકાશજીનો માનવમુક્તિ ઝંખતો અંતરાત્મા શાંત બેસી રહી શકેલો નહીં. અને હવે આ જ માનસ બિલકુલ નિરંકુશ બનીને પ્રજા ઉપર બે-લગામ શાસનની જોહુકમી ઠોકી બેસાડવા માગતું હતું. આ માનસનું આબેહૂબ ચિત્રણ ૪થી નવેમ્બરની ઘટના નિમિત્તે કવિહૃદયમાંથી ઉદ્ભવેલ ધર્મવીર ભારતીના "મુનાદી" (ઢંઢેરો) કાવ્યમાં શબ્દાંકિત થયેલું છે.

**ગુનેગારે પોતે કાયદો જ બદલી કાઢયો !**

કટોકટી લાદી દીધા બાદ તુરત ઉતાવળે ઉતાવળે ચૂંટણીના કાયદામાં સુધારા કરી લેવાયા. તેનો આશય સ્પષ્ટ હતો. જે મુદ્દાઓને લઈને ઇંદિરાજીની ચૂંટણી રદબાતલ ઠેરવવામાં આવેલી, તે મુદ્દાઓને જ આવરી લઈને ચૂંટણી ધારામાં એકદમ સુધારા કરી નખાયા કે જેથી સર્વોચ્ચ અદાલતમાં અપીલનો ચુકાદો ઇંદિરાજીની તરફેણમાં જ આવે. સર્વોચ્ચ અદાલતમાં પૂરા ૩૨ દિવસ સુનાવણી ચાલી. છેવટે નવેમ્બર ૧૯૭૫મા સર્વોચ્ચ અદાલતે ઇંદિરાજીની અપીલ માન્ય રાખી અને અલ્લાહાબાદ હાઈકોર્ટનો ચુકાદો રદ કર્યો. રેલીઓ અને નારાબાજીથી ગોકીરો કરી મુકાયો કે ઇંદિરાજી વિજયી નીવડ્યાં, એમની સામે આંગળી ચીંધનારા ખોટા હતા, વગેરે વગેરે.

તે દિવસોમાં સત્યને મોઢે ડૂચો દઈને તથા અસત્ય અને અર્ધસત્યોનાં ઢોલ-નગારાં વગાડીને વાસ્તવિકતાને ઓઝલ કરી દેવાના કેવા પ્રયાસો થતા તેનું આ એક ઉદાહરણ છે. એ તો દીવા જેવું સ્પષ્ટ હતું કે અલ્લાહાબાદ હાઈકોર્ટનો ચુકાદો હતો, તે અત્યાર સુધીના ચૂંટણી ધારા અનુસારનો હતો. તેની સામે અપીલ ચાલી રહી હતી તે દરમ્યાન ગુનેગારના પોતાના હાથમાં સત્તા હોવાથી તેણે એ ધારાને જ બદલી કાઢ્યો ! પરિણામે સર્વોચ્ચ અદાલતમાં છેવટે અપીલનો જે ચુકાદો આવ્યો તે આ નવા સુધારેલા ચૂંટણી ધારા હેઠળ આવ્યો.

આમ, સર્વોચ્ચ અદાલતે અલ્લાહાબાદ હાઈકોર્ટના ચુકાદાને ખોટો ઠેરવ્યો એમ કહેવું ખોટું છે. ન્યાયમૂર્તિઓએ પણ પોતાના ચુકાદાઓમાં સ્પષ્ટપણે એમ જ લખ્યું કે ઇંદિરાજી સામે અમુક આરોપો હતા, અને તે બાબત હાઈકોર્ટે કેટલાંક તારણો કાઢેલાં. પણ હવે નવા સુધારેલા કાયદા મુજબ આ રીતના આરોપ એ ગુનો રહેતો જ નથી, એટલે ઇંદિરાજીની અપીલ માન્ય કરવામાં આવે છે. એટલું જ નહીં, ન્યાયમૂર્તિઓએ એવો પણ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો કે આ અપીલ અગાઉનો જે ચુકાદો અપાયેલો તે જ કાયદા હેઠળ નહીં પણ નવા સુધારેલા કાયદાના પ્રકાશમાં માન્ય કરાતી હોવાથી જીતેલા પક્ષનો ખર્ચ સામેવાળાએ ભરપાઈ

કરી દેવો એવો હુકમ અપાતો નથી. હા, પાંચમાંથી એક ન્યાયમૂર્તિએ પોતાનો એવો વ્યક્તિગત અભિપ્રાય આપ્યો હતો કે હાઈકોર્ટનાં તારણો સ્પષ્ટપણે ભૂલભરેલાં હતાં.

**લોકશાહીની અંદર એક શહેનશાહી ફતવો !**

ઇંદિરાજી અને એમની ટોળકીનો આશય શો હતો, તે તો એમના બીજા એક પગલાથી ઉઘાડો પડી જાય છે. ચૂંટણી ધારાને સુધારવાની સાથોસાથ એમણે પોતાની ૨/૩ બહુમતીના જોરે બંધારણમાં સુધારો કરીને એમ ઠરાવી દીધું કે રાષ્ટ્રપતિ, ઉપરાષ્ટ્રપતિ, વડાપ્રધાન અને સ્પીકરની ચૂંટણીને કાયદાની અદાલતમાં કદી પડકારી શકાય જ નહીં. કોઈ કોર્ટ આ ચારની ચૂંટણીને કદી રદબાતલ કરી શકે નહીં. અત્યાર પહેલાં પણ આ ચારમાંથી કોઈની ચૂંટણી ગેરકાયદે ઠરી હોય તો તે કોર્ટનો ચુકાદો પણ આથી રદબાતલ કરી દેવામાં આવે છે અને એવી ચૂંટણી સંપૂર્ણપણે કાયદેસરની ગણાશે.—બસ, જાણે કોઈ શહેનશાહનો ફતવો બહાર પડાતો હોય એવી ઢબે આપણી પ્રજાની ચૂંટેલી લોકસભાએ આવો હુકમ બહાર પાડી દીધો !

સ્પષ્ટ જ હતું કે સત્તાભૂખ્યા રાજકારણીઓએ હવે બધી લાજશરમ અને ઔચિત્ય નેવે મૂકી દીધાં હતાં. દેખીતો જ આ એક અસંત વિચિત્ર ફતવો હતો. દેશના લોકશાહી બંધારણ માટે આ ઉમેરવામાં આવેલી કલમ ભારે કલંક રૂપ હતી. ઇન્દિરાજીના વકીલની મૂળ દલીલ તો એવી હતી કે આ કલમની રૂએ હવે તમે આ કેસ જ ચલાવી શકો નહીં. પરંતુ એમની આ વાત બિલકુલ માન્ય કરવામાં આવી નહીં. સર્વોચ્ચ અદાલતે બંધારણમાંના આ સુધારાને ગેરકાયદે ઠરાવીને સાવ રદ કરી નાખ્યો તથા તેની સખત ટીકા કરી.

ન્યાયમૂર્તિઓએ પોતાના ચુકાદામાં લખ્યું : 'આ કલમ પાછળ એક રાજકીય હેતુ છે......લોકસભાએ અદાલતમાં કાયદેસર જે કેસ ચાલતો હતો, તેમાં નાહક દખલ કરી છે. લોકસભા અદાલતી કેસોનો નિર્ણય કરી શકે નહીં......આનું વ્યવહારમાં પરિણામ એ આવે કે ગમે તે ગેરરીતિઓ આચરીને આ ચાર વ્યક્તિઓ ચૂંટાઈ આવી હોય, છતાં તેને કશી આંચ આવી શકે નહીં ! આ તો મુક્ત ને ન્યાયી ચૂંટણીના મૂળમાં જ પ્રહાર થયો. ......તો પછી કાયદાનું શાસન ક્યાં રહ્યું ?......આ સુધારો તો એવો આદેશ આપે છે કે અદાલતમાં જે અપીલની સુનાવણી ચાલી રહી છે, તેનો ચુકાદો તેની ગુણવત્તા અનુસાર કે કોઈ કાયદા અનુસાર ન આપવો, પણ અમારા કહેવા મુજબ આપવો. ......આપણા કેટલાંક દેશી રજવાડાંઓમાં આવું અવારનવાર બનતું......આ તો નરી despotic power—આપખુદ અને નિરંકુશ સત્તા ગણાશે, અને તે આપણા લોકશાહી માળખાને નુકસાન પહોંચાડશે.'

સર્વોચ્ચ અદાલતે આટલા સ્પષ્ટ શબ્દોમાં ઇન્દિરાજીનો ઇરાદો ખુલ્લો કરી દીધો હતો. ઇન્દિરાજી અને એમની ટોળકી હાથમાં આવેલી સત્તાનો દુરુપયોગ કરીને કેવી મનસ્વીપણે વર્તવા માગતી હતી, તેનો આ ઉઘાડે છોગ નમૂનો છે. પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ પણ જાણે જન્મજૂનિયા બનીને વર્તવા લાગ્યા હતા, તેનું આ ઉદાહરણ છે.

આ બાબતનો અહીં આટલી વિગતે ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે તે વખતે દેશને કઈ દિશામાં ધકેલી જવાનો પ્રયત્ન થઈ રહ્યો હતો તેનો યથાર્થ ખ્યાલ આવે. આ જ વખતે દરેક ક્ષેત્રમાં દમન થઈ રહ્યું હતું. બંધારણમાં સુધારો કરીને વિધાનસભા અને સંસદની મુદત પાંચને બદલે છ વરસની કરી દેવાઈ હતી અને એ રીતે સામાન્ય ચૂંટણીને આગળ ઠેલી દેવામાં આવી હતી. છાપાંઓ, રેડિયો, ટેલિવિઝન વગેરે બધાં માધ્યમો મારફત અનેક જૂઠાણાં, અર્ધસત્યો, વિકૃતિઓનો પ્રચાર કરી જનતાને ભરમાવવાના પ્રયાસ ચાલુ હતા.

**જયપ્રકાશજીની મૂંઝવણ**

આવા વાતાવરણમાં જે૦પી૦ ભારે મૂંઝવણ અનુભવતા હતા. એમને એક અણગમતી વાસ્તવિકતાનોયે સ્વીકાર કરવો પડતો હતો કે સામાન્ય લોકો તો હજી પોતાના હક્કો અને જવાબદારીઓ વિશે અત્યંત અજ્ઞાન તેમ જ બેતમા છે. તેથી જ ઇન્દિરાજી આવી રીતે કટોકટી લાદીને બધા નાગરિક હક્કો એમની પાસેથી એકદમ છીનવી લઈ શક્યાં ને ? ત્યારે તેનો છૂટોછવાયો વિરોધ થયો, પણ સામાન્ય જનતા તો બિલકુલ નિષ્ક્રિય રહી. તેણે મૂંગે મોઢે આ બધું સહન કરી લીધું. લોકો જો પોતાના હક્કો ને જવાબદારીઓ વિશે જાગ્રત હોત, તો કટોકટી સામે દેશભરમાં દેખાવો ને પ્રતિકાર વગેરે થયા હોત, પણ એવો કોઈ લોકવિરોધ ઊઠ્યો નહીં. ૧૯૭૪માં જે જુવાળ દેખાતો હતો તે હવે લગભગ શમી ગયો હતો. ત્યારે સભાઓમાં જે લાખો માણસો આવતા અને ઊંચા સાદે નારાઓ બોલતા, તે આજે હવે ક્યાંય દેખાતા નહોતા. મોટા ભાગના લોકો તો ભયભીત થઈને બેસી ગયા છે. આ એક વાસ્તવિકતા હતી, અને તેનો જે૦પી૦ સ્વીકાર કરતા.

પરંતુ આની સાથોસાથ તેઓ એમ પણ કહેતા કે ઊભરો ભલે શમી ગયો હોય, પણ લોકોના મનમાં તો હજી અસંતોષ અને અજંપો ધૂંધવાઈ રહ્યો છે. એટલે જે૦પી૦ના મનમાં ખાતરી હતી કે આખરે તો લોકો માથું ઊંચકશે જ. માટે આજે લોકો પાસે પહોંચીને લોકશિક્ષણ કરતા રહેવું એ જ મુખ્ય કામ છે. એમને આજની પરિસ્થિતિ વિશે સમજાવવું. એમના અધિકારો કેવી રીતે છીનવી લેવામાં આવ્યા છે તેની સમજણ પાડવી. સાથોસાથ ભયનું વાતાવરણ દૂર કરવા મથવું. નિર્ભયતા પ્રગટ કરનારાં નાનકડામાં નાનકડાં પગલાંનું યે આ દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે, એમ જે૦પી૦ ત્યારે ભારપૂર્વક કહેતા રહેતા.

જે૦પી૦ને એમ પણ થયા કરતું હતું કે સર્વોદય અને ગાંધીમાં આસ્થા રાખનારાઓની જવાબદારી આજે સૌથી વધારે છે. તાનાશાહી પોતાનામાં જ એક અનૈતિક વસ્તુ છે, તે અનૈતિકતા પેદા કરે છે. આ અવસર અહિંસાની કસોટીનો છે. તાનાશાહી

સામે લડવાનો કોઈ ઉપાય હિંસા પારો તો છે જ નહીં. ત્યારે જેઙપીઙને અપેક્ષા હતી કે વિનોબા આનો માર્ગ બતાવે. જનતા અહિંસાની શક્તિથી તાનાશાહીનો સામનો કઈ રીતે કરી શકે ?

### વિનોબાજીની ભૂમિકા

હવે, ૨૬ જૂને દેશમાં કટોકટી જાહેર થઈ, ત્યારે વિનોબાનું એક વરસનું મૌન ચાલુ જ હતું. એમનો પહેલો પ્રતિભાવ એવો હતો કે દેશમાં દસેક બે એક વરસથી જે સંઘર્ષ ચાલી રહ્યો હતો, તેના જ એક ભાગરૂપ આ કટોકટી પણ છે. તે સંઘર્ષ દરમ્યાન એ મોટે ભાગે તટસ્થ રહ્યા હતા. એટલે અત્યારે પણ તટસ્થભાવે પરિસ્થિતિનું નિરીક્ષણ કરતા રહેવાની એમની વૃત્તિ હતી. એમની ગણતરી એવી હતી કે કામચલાઉ શોક ટ્રીટમેન્ટ રૂપે આનો ઉપયોગ થશે. પરંતુ પછી વાસ્તવિક પરિસ્થિતિ એમના સમક્ષ ધીરે ધીરે ખૂલતી ગઈ. કટોકટીનું ખરું સ્વરૂપ પણ ખ્યાલમાં આવતું ગયું. આમ તો સહજરૂપે જુલાઈમાં જ તેઓ એવો નિર્દેશ કરી ચૂક્યા હતા કે આ "અનુશાસન પર્વ" છે, અને એકબે વાર તેના સંકેતાર્થ વિશે પણ થોડી ચોખવટ કરી હતી. પરંતુ શાસન તરફથી આનો ભારે દુરુપયોગ થયો અને પરિણામે વિનોબા વિશે પણ લોકોમાં નાહક લોકાપવાદ ઊભો થયો. જાહેરમાં આની ચોખવટ છેક ૨૫ ડિસેમ્બર ૧૯૭૫એ થઈ. પોતાના એક વરસના મૌનની સમાપ્તિ વખતે વિનોબાજીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે—

'આચાર્યોનું હોય છે અનુશાસન, અને સત્તાવાળાઓનું હોય છે શાસન. શાસન અને અનુશાસન વચ્ચેનો ફરક સારી રીતે સમજી લેવો જોઈએ. જો શાસનના માર્ગદર્શનમાં દુનિયા રહેશે, તો દુનિયામાં ક્દાપિ સમાધાન થવાનું નથી. તેને બદલે જો આચાર્યોના અનુશાસનમાં દુનિયા ચાલશે, તો દુનિયામાં શાંતિ રહેશે. આચાર્ય કેવા હોય ? એ નિર્ભય, નિર્વૈર, નિષ્પક્ષ હોય. અને એ કદી અશાંત નથી થતા, એમના મનમાં કદી ક્ષોભ નથી ઊઠતો. એમના માર્ગદર્શનમાં જો લોકો ચાલશે, તો લોકોનું કલ્યાણ થશે. આને કહું છું અનુશાસન. આચાર્યોનું અનુશાસન. આચાર્યો જે માર્ગદર્શન આપશે, તેનો વિરોધ જો શાસન કરશે, તો તેની સામે સત્યાગ્રહ કરવાનો પ્રસંગ આવશે. પરંતુ મને પૂરો વિશ્વાસ છે કે અહીંનું શાસન એવું કોઈ પણ કામ નહીં કરે, જે આચાર્યોના અનુશાસનની વિરુદ્ધ હોય. એટલે સત્યાગ્રહ કરવાનો વારો ભારતમાં આવશે નહીં.'

કટોકટી એટલે અનુશાસન એમ નહીં જ. શાસન કરતાં અનુશાસન સાવ ભિન્ન છે, અને ખુદ શાસને પણ અનુશાસનના માર્ગદર્શનમાં ચાલવાનું છે, તથા શાસન જો તેમ ન કરે તો તેની સામે સત્યાગ્રહ કરવો પડે—આટલી વાત વિનોબાએ બિલકુલ સાફ શબ્દોમાં કહી દીધી. જો કે સરકારની સેન્સરશિપને લીધે વિનોબાની વાત ત્યારે બધે સારી રીતે પહોંચી શકી નહોતી, અને એમના વિશેનો ઘણો લોકાપવાદ કાયમ રહ્યો હતો.

### મડાગાંઠ ઉકેલવાના પ્રયાસો

દેશમાં ઊભી થયેલ મડાગાંઠને ઉકેલવાની દિશામાં વિનોબાનું આ પહેલું પગલું હતું. ત્યાર બાદ તુરત એમણે અભિક્રમ લઈને શ્રીમન્નનારાયણ મારફત ૧૯૭૬ના જાન્યુઆરીમાં જ પોતાની પાસે એક આચાર્ય સંમેલન બોલાવ્યું. તેમાં ચર્ચા થઈને એક સર્વસંમત નિવેદન પણ પ્રગટ થયું. તે વખતની પરિસ્થિતિમાં તે ઘણું ઉપયોગી હતું. જેઙપીઙને પણ તેનાથી એકંદરે સમાધાન થયું. એમણે કહ્યું : 'આને મારું સમર્થન છે. સરવાળે આ નિવેદન ઠીક છે. આનાથી વધારે કદાચ આ તબક્કે કાંઈ કહી શકાય તેમ નહોતું, કે જેના વિશે સર્વસંમતિ થઈ શકી હોત અથવા જે રાજનૈતિક દૃષ્ટિએ સંભવ કે ડહાપણભર્યું હોત.'

આચાર્ય સંમેલનના નિવેદન સાથે શ્રીમનજીને વિનોબાએ દિલ્હી મોકલ્યા. પણ ઇંદિરાજીએ શ્રીમનજીને દાદ ન આપી. મહિના પછી પોતે આવીને વિનોબાને મળી ગયા. પરંતુ વિનોબાને કોઈ માર્ગ નીકળતો ન લાગ્યો. વિનોબા કઈ રીતે માર્ગ કાઢવો તેની મથામણમાં હતા. સરકારને અને દેશને જે કાંઈ કહેવાય તેની પાછળ શક્તિ કઈ ? એ રાષ્ટ્રની તટસ્થ નૈતિક શક્તિનો અવાજ છે, એવું દર્શન થવું જોઈએ તેથી એમણે દેશના સાડા ચારસો જેટલા જિલ્લામાંથી એક એક આચાર્યને બોલાવીને એક બૃહદ્ આચાર્ય સંમેલન ભરવાની વાત મૂકી, અને દેશ સમક્ષ તેનો સર્વસંમત અભિપ્રાય જાહેર કરીને આગળ વધવાનું વિચાર્યું. આવું બૃહદ્ આચાર્ય સંમેલન બે-ચાર મહિનાની અંદર શીઘ્રાતિશીઘ્ર બોલાવવાની વિનોબાની ગણતરી હતી. અને તે માટે શ્રીમનજી પ્રવાસ પણ કરી રહ્યા હતા.

આ બધા પ્રયાસથી કાંઈક નીપજશે એવી આશા જેઙપીઙના મનમાં પણ ઊભી થયેલી. જો કે એ ત્યારે કહેતા કે, 'કટોકટીના નામે જે અબાધિત સત્તા ઇંદિરાજીએ પોતાના હાથમાં કેન્દ્રિત કરી લીધી છે તેને એ કેવળ વાતચીતથી છોડવા માટે તૈયાર થઈ જશે, એવા ભ્રમમાં આપણે ન રહીએ. દેશભરનું પ્રચંડ નૈતિક દબાણ તે માટે લાવવું પડશે.'

વિનોબા પણ હવે કાંઈક સક્રિય પગલું ભરવા માગતા હતા એટલે એમનું ચિંતન પણ ત્યારે વાસ્તવિકતાના ખ્યાલ સાથે જ ચાલતું હતું. એનઙજીઙ ગોરે સાથે આચાર્ય સંમેલન અંગેની વાતચીતમાં એમણે કહ્યું કે, 'આચાર્ય સંમેલન એ કહેશે કે બધાંને જેલમાંથી છોડો. કટોકટી ઉઠાવી લો અને ચૂંટણી કરો ! મને લાગે છે કે ઇંદિરાજી આટલું તો માની લેશે. પણ ધારો કે ન માને, તો સત્યાગ્રહ થશે. આચાર્યોનું અનુશાસન સરકાર નહીં સ્વીકારે, તો બાબા સત્યાગ્રહ કરશે.'

પરંતુ આમાં કાંઈ ને કાંઈ વિઘ્નો આવતાં રહ્યાં. શાસન તરફથી કેટલાક આચાર્યો પર દબાણ પણ આવ્યું. બીજાં પણ સમાંતર આચાર્ય સંમેલનો ઊભાં કરવાની કોશિશ થઈ. કેટલાક આચાર્ય ડરી ગયા. છેવટે વિનોબાને કહેવું પડ્યું : 'મારી ગણતરી હતી કે નિર્ભય, નિષ્પક્ષ, નિર્વૈર આચાર્યો ભેગા મળીને

સમાજ સમક્ષ અનુશાસન રજૂ કરે. પરંતુ તેમ થઈ શક્યું નહીં. એવા આચાર્યો જ મળતા નથી. જે નિષ્પક્ષ છે તે નિર્ભય નથી, અને જે નિર્ભય છે તે નિષ્પક્ષ નથી !'

**લોકશાહીમાંયે સત્યાગ્રહને સ્થાન**

આ સંજોગોમાં કાંઈક બીજી રીતે વિચારવાની જરૂર ઊભી થઈ. અને વિનોબાને ગોવધ-બંધીનો પ્રશ્ન ઉપાડવાની પ્રેરણા થઈ. મે ૧૯૭૬ માં એમણે જાહેર કર્યું કે આખા દેશમાં સપ્ટેમ્બરથી પોતે ઉપવાસ શરૂ કરશે. એમને પૂછવામાં આવ્યું કે તમને અત્યારે જ આ ક્યાંથી સૂઝ્યું ? ત્યારે એમણે કહ્યું : 'આ જ સમય ઉત્તમ છે......બાબાએ પોતાના માટે વિચાર્યું કે બેઠો બેઠો શું કરે ? તો એમ લાગ્યું કે ગાયને બચાવવાનું કામ કરવું સારું.' એમના મનમાં શું હતું, ભગવાન જાણે ! પણ આ નિમિત્તે સરકારના તેમ જ લાગતાવળગતા સહુ કોઈના માનસનો અને વલણનો તથા કટોકટીના ખરા સ્વરૂપનો સરસ ખ્યાલ આવી ગયો.

સૌથી પહેલાં તો સરકારે સેન્સરનો કોરડો વીંઝી વિનોબાના આ નિર્ણયને દેશભરમાં પ્રકાશિત થવા ન દીધો. એમના આશ્રમમાંથી નીકળતા માસિક "મૈત્રી"માં આ સમાચાર છપાયેલા એટલે તેની નકલો પણ જપ્ત કરીને લઈ ગયા. જો કે પાછળથી ૨૦–૨૫ દિવસે તે પાછી આપી ગયા. "મૈત્રી" જેવા સાત્ત્વિક માસિક અને ગોહત્યા નિષેધ જેવા શુદ્ધ સંકલ્પ પર પણ સરકારની તાનાશાહીનો હુમલો થયો તે વાતની વિનોબાના ચિત્ત પર ઘેરી અસર થઈ.

આ દિવસોમા વિનોબાએ સ્પષ્ટ શબ્દોમાં કહેવા માંડયું હતું : 'આપણે બધા કેવા ડરપોક થઈ ગયા છીએ કે આવો એક સત્-સંકલ્પ સરકારે સેન્સર કરી દીધો એટલે આપણા છાપાંઓએ છાપ્યો નહીં ! આવતી કાલે ધારો કે ઉપવાસ કરતાં મારો દેહ પડે અને સરકાર એમ જાહેર કરે કે વિનોબા હૃદય બંધ પડવાથી મરી ગયા, તો તમે બધા શું એમ જ છાપશો ?......સરકાર પકડી શકે, જકડી શકે અને અકડી પણ કરી શકે, બધુંય કરી શકે. પણ જો તમે હિંમત રાખશો તો, એ તમારું કાંઈ બગાડી નહીં શકે. હિંમતે મર્દા, તો મદદે ખુદા !......જેને જે ઉચિત લાગતું હોય, તે તેણે નિર્ભયતાપૂર્વક લોકો વચ્ચે જઈને કહેવું જોઈએ. ખુલ્લેખુલ્લા તમારા જે વિચાર હોય તે સમજાવતા રહો, પછી તે ઇમરજન્સી અંગે હોય કે ગોહત્યાબંધી અંગે હોય......જેલમાં રાખશે તો કેટલાને રાખશે ?......તમારા એક પણ અધિકારને સમાપ્ત કરવાની શક્તિ કોઈનામાંય નથી. તમે ભાગી જાવ, ડરપોક બનીને મોં બંધ કર્યાં તો જુદી વાત છે.'

જો કે પાછળથી સરકારે વિનોબા સાથે વાતચીત કરીને એમ જાહેર કર્યું કે દેશનાં બધાં રાજ્યોની સરકારો એકાદ વરસની અંદર ગોવધ-બંધી માટે કાયદાઓ કરશે. જયપ્રકાશજી વહેવારલક્ષી ચિંતક છે. આ વિશે એમણે ત્યારે પોતાનો પ્રતિભાવ આવા શબ્દોમાં વ્યક્ત કર્યો : 'આ વસ્તુ એમ સિદ્ધ કરે છે કે વિનોબાનો દેશ ઉપર નૈતિક પ્રભાવ છે, જેની કોઈ તાનાશાહી પણ ઉપેક્ષા કરી શકે તેમ નથી. શાસનને નૈતિક સત્તા સાથે કોઈ ને કોઈ પ્રકારની વાટાઘાટ ચલાવવી પડી, એ મોટી વાત છે. ઇન્દિરાજી કહેતાં ફરતાં હતાં કે લોકશાહીમાં સત્યાગ્રહને સ્થાન ન હોઈ શકે. પણ વિનોબાએ તે અમાન્ય કર્યું. સૌમ્ય સત્યાગ્રહ અથવા શુદ્ધ અહિંસક સત્યાગ્રહની કળાને વિનોબાએ ફરી એક વાર પ્રસ્થાપિત કરી. સત્યાગ્રહ દુરાગ્રહમાં ન પલટાઈ જાય તથા શાસનની મુશ્કેલીઓને પણ ધ્યાનમાં રાખવામાં આવે, એ વિનોબાએ ફરીથી સિદ્ધ કરી બતાવ્યું.'

**જે૦પી૦—વિનોબા—ઇંદિરા**

આ પહેલાં મુંબઈથી પટણા જતા વચ્ચે પવનાર ઊતરીને જે૦પી૦ વિનોબાજીને મળી પણ આવ્યા હતા. છેલ્લે માર્ચ ૧૯૭૫ માં મળેલા. ૧૬ મહિને ફરી મળ્યા. એમની સાથે ગયેલા એક સાથીએ કહ્યુ, એ બે હૃદયોનું મિલન હતું. ત્રણેક વાર વિનોબા ભાવ-વિભોર થઈ ઊઠ્યા અને એમની આંખોમાંથી ભાવાશ્રુ વહ્યાં. જસલોકના ડૉ૦ મણિ સાથે હતા તે કહેતા હતા કે મેં જે૦પી૦ને આટલા બધા પ્રસન્ન મુંબઈમાં હમણાં ક્યારેય નથી જોયા. દોઢેક કલાક વાતચીત થઈ.

નવેમ્બર ૧૯૭૫ માં વસંતરાવ નારગોળકર સાથેની વાતચીતમાં વિનોબાએ કહેલું કે, 'જયપ્રકાશજી ઉપર મારો પહેલેથી લઈને અત્યાર સુધી નિતાંત પ્રેમ છે.' વસંતરાવે પૂછ્યું, 'જયપ્રકાશજીની ભૂમિકામાં સત્યગ્રાહી તરીકે તમને કોઈ સત્યાંશ જણાય છે કે ?' વિનોબાનું ત્યારે મૌન ચાલતું હતું. એમણે લખી દીધું : 'ભરપૂર સત્ય.'

ડિસેમ્બર ૧૯૭૬ માં ગુજરાતના કાર્યકરો સમક્ષ વિનોબાજીએ કહ્યું : 'ઇંદિરાજી એક વાર અહીં મને મળવા આવેલાં. ત્યારે વાતચીત દરમ્યાન ભારત વિશે એમના પોતાના શું શું વિચારો છે, તે એમણે મને કહેલું. ત્યારે મેં કહ્યું કે તમારા આ વિચારો સાભળીને મને તો લાગે છે કે તમે સર્વ સેવા સંઘનાં સદસ્ય થઈ ગયાં ! પરંતુ અત્યારે અનેકવિધ પરિસ્થિતિ દુનિયાની અને ભારતની છે. તેમાં એમના વિચારોમાં કેટલાક નિશ્ચય થઈ ગયા છે. તે એમના બધા નિશ્ચયો સાથે આપણા વિચારોનો મેળ ન બેસી શકે. એમના કેટલાક વિચારો આપણને પસંદ પડે, અને કેટલાક પસંદ ન પણ પડે.'

એક વાર એક પ્રશ્નના જવાબમાં એ બોલ્યા કે, 'શું બાબા એટલો મૂરખ હશે કે અનૈતિક બાબતોને પોતાનું નૈતિક સમર્થન આપે ?' કટોકટી કાયમ ન રહી શકે, સેન્સરશિપ દૂર થવી જોઈએ, મિસાનો ઉપયોગ રાજકીય કારણોસર ન થાય, વગેરે પણ વિનોબા સ્પષ્ટપણે કહેતા રહ્યા હતા. ચૂંટણી પણ આગળ ને આગળ ઠેલાવી ન જોઈએ. 'ચૂંટણી જો ટાળતા જ રહીશું',

તો લોકોને તેમાં વિશ્વાસ નહીં રહે.' તુરત ચૂંટણી કરાવવા માટે એમણે ઇંદિરાજીને વારંવાર કહેવડાવ્યે રાખ્યું હતું. તે અંગે પોતાનાથી બનતું દબાણ તેઓ કરતા રહ્યા હતા.

### જેંપીંની અચળ શ્રદ્ધા

આમ કટોકટી દરમ્યાન વિનોબાનું ચિંતન તો ઘણું ચાલ્યું અને એમણે બનતા પ્રયત્નો પણ કર્યા. ક્યારેક એમના ઉપર પણ પરિસ્થિતિનો બોજ વર્તાતો હતો. મૂળમાં એ કોઈ એવા અહિંસક કીમિયાની ખોજમાં હતા, જેથી પ્રશ્ન ઊકલે અને દેશમાં ફરી પરસ્પર વિશ્વાસ તેમજ સદ્‌ભાવનું વાતાવરણ જન્મે. બધાની જીત થાય, કોઈ હારે નહીં. જેમ અંગ્રેજો ગયા, પણ મિત્ર બનીને રહ્યા. કોઈ વેરભાવ ન રહ્યો. પરંતુ આવો કોઈ કીમિયો એમને હાથ ન લાગ્યો, આવી કોઈ અંતઃપ્રેરણા એમને ન થઈ. કદાચ, જે પરિસ્થિતિ જયપ્રકાશજીના આંદોલનના અનુસંધાનમાં સર્જાઈ હતી, તેનું નિરાકરણ જયપ્રકાશજીના વિભૂતિમત્વ દ્વારા થાય, તેમાં વિશેષ ઔચિત્ય હતું. ઈશ્વરની યોજનામાં પણ કાવ્યાત્મક ઔચિત્ય રહેલું હોય છે.

જયપ્રકાશજીને પણ શું કરવું એ તો સૂઝતું નહોતું. પ્રાપ્ત પરિસ્થિતિનો પ્રતિકાર શી રીતે થઈ શકે, તેનો રસ્તો દેખાતો નહોતો. માત્ર એ વારંવાર એટલું કહ્યા કરતા કે બસ, એક વાર મુક્ત ને ન્યાયી ચૂંટણી દેશમાં ઝટ થઈ જવી જોઈએ. એમના દિલમાં એવો વિશ્વાસ હતો કે ભારતની જનતા કાયમને માટે આ તાનાશાહીની સ્થિતિનો કદાપિ સ્વીકાર નહીં કરે. ચૂંટણીમાં જો તેને પોતાનો મત પ્રગટ કરવાની તક અપાશે, તો તે અવશ્ય તાનાશાહીની વિરુદ્ધ જ પોતાનો મત આપશે. જેંપીંની એવી દૃઢ માન્યતા હતી કે ચૂંટણીની જાહેરાત આખા દેશની રાજકીય આબોહવામાં ગજબનું પરિવર્તન આણી દેશે. તેનાથી વાતાવરણમાંની તંગદિલી દૂર થશે, અને આપણા રાજકીય જીવનમાં તંદુરસ્તી ને જોમનો સંચાર થશે. ચૂંટણીથી ખબર પડશે કે લોકોને શું જોઈએ છે. જેંપીંને ભારતની જનતામાં અચળ શ્રદ્ધા હતી.

### ચૂંટણી અંગે વાસ્તવવાદી ચિંતન

અને એક જવાબદાર અને વાસ્તવદર્શી નેતા તરીકે એમને ઇંદિરાજીનો વિકલ્પ ખડો કરવાની હવે તાતી જરૂર જણાતી હતી. વિરોધ પક્ષના મોટા ભાગના નેતાઓ તો જેલમાં હતા. પણ જેટલા બહાર હતા એમને જેંપીં સમજાવતા રહ્યા કે તમારા માથે એક રાષ્ટ્રીય વિકલ્પ ઊભો કરવાની જવાબદારી છે. તમે એ નહીં કરી શકો તો ઇતિહાસ તમને આ દેશમાં ફાસીવાદ અને તાનાશાહી કાયમ થવા દેવા બદલ જવાબદાર ગણશે. એટલે કૉંગ્રેસનો વિકલ્પ પૂરો પાડવા તમે લોકો એક થાઓ તે અસંત આવશ્યક છે. બધા પક્ષોને વિસર્જિત કરીને એક નવો પક્ષ સ્થાપો. આજે પરિસ્થિતિની આ માંગ છે.

વિનોબાજી પણ કટોકટીની પરિસ્થિતિમાથી નીકળવાના એક ઉપાય તરીકે ચૂંટણી ઉપર ઘણો ભાર મૂકતા હતા. અને તેના અનુસંધાનમાં વિચારતાં એમનું ચિંતન પણ લગભગ જયપ્રકાશજી જેવું જ હતું. આને માટે યોગ્ય વ્યક્તિઓ સમક્ષ એ રીતે વાત પણ મૂકતા. ૧૯૭૬ ની ૩૧ ઑક્ટોબરે નાનાસાહેબ ગોરે સાથેની વાતચીતમાં વિનોબાજીએ પોતે એમને પૂછ્યું કે, 'જયપ્રકાશજીએ એક પક્ષ બનાવવા માટે કહ્યું હતું, તેનું શું થયું?' ગોરેએ જવાબ આપ્યો કે, 'હજી સુધી એ ચીજ વિચારોના આદાન-પ્રદાન સુધી જ સીમિત છે. ઉમેદ હતી કે જયપ્રકાશજીની હાલત સુધરી જશે, તો તેઓ એક પક્ષના નિર્માણ માટે વાતાવરણ બનાવવામાં ઘણી સહાય કરી શકશે. પરંતુ હજી તે શક્ય નથી બન્યું.' ત્યારે વિનોબા બોલ્યા: 'જયપ્રકાશજીની તબિયત સુધરવાની રાહ જોયા વિના એમના સૂચન પર અમલ કરવો જોઈએ.'

જેને રાજનીતિની કશી ગતાગમ નથી એમ મનાય છે એવા એક સંત પુરુષને પણ દેશની પ્રાપ્ત પરિસ્થિતિમાં ચૂંટણીના સંદર્ભમાં આ વસ્તુની અનિવાર્યતા આટલી બધી સમજાતી હતી, છતાં જેઓ રાત ને દિવસ એ રાજનીતિ જ ડહોળતા રહેતા હતા એમને હજી આ સમજાતું નહોતું! જેંપીંના અનેક પ્રયાસ છતાં એ લોકો હજી એક થઈ શકતા નહોતા. આથી જેંપીં બહુ જ ખિન્ન હતા.

### પરિસ્થિતિમાં અણધાર્યો પલટો

આખરે જાન્યુઆરી ૧૯૭૭ માં પરિસ્થિતિએ એકાએક પલટો લીધો. ઇંદિરાજીએ દેશમાં સામાન્ય ચૂંટણીની જાહેરાત કરી. જેંપીંએ છેવટે કહી દીધું કે બધા પક્ષો જો ભેળા થઈને ચૂંટણી નહીં લડે, તો હું તમારા માટે ચૂંટણી-પ્રચાર નહીં કરું. આની અસર થઈ. અને અસામાન્ય પરિસ્થિતિના દબાણ હેઠળ જનતા પક્ષનો ઉદ્‌ભવ થયો. જેંપીં એ વાત બધાને ગળે ઉતારી શક્યા કે હવે તો આ ક્ષણે આપણા બધાનો પ્રયાસ લોકશાહીની ફરી સ્થાપના થાય અને નાગરિક સ્વાતંત્ર્ય પાછું મળે તે માટેનો જ હોવો જોઈએ. લોકોને એમનું ગુમાવેલું સ્વરાજ્ય પાછું મેળવી આપવાનું છે.

ઇંદિરાજીએ ચૂંટણી આપી તે વિશે જેંપીંની માન્યતા એવી હતી કે 'આ કાંઈ એમની ઉદારતા કે લોકશાહી માટેના પ્રેમની નિશાની નહોતી. એક વરસ માટે ચૂંટણી ટાળી જ દીધી હતી ને! પછી કદાચ એમને લાગ્યું હશે કે આ વખતે પરિસ્થિતિ એમને માટે અનુકૂળ છે. અથવા તો જનતામાં વધતો જતો અજંપો અને વિદેશોમાં થતી ટીકાઓના દબાણ હેઠળ આ પગલું ભરવા પ્રેરાયાં હશે, દુનિયામાં પોતાની સિકલ સાવ કુરૂપ ન બની જાય તે માટે. એટલે એમને થયું હશે કે ચૂંટણી લડી નાખું. એમણે માન્યું હશે કે કટોકટીને કારણે જે ભયનું વાતાવરણ પ્રસરેલું છે, ત્યારે જીતી જવાનું સહેલું થઈ પડશે. એ જે હોય તે. પરંતુ દેશનું સદ્‌ભાગ્ય કે પોતાના ભાવિનો નિર્ણય કરવાનો આવો અવસર એમણે આપણને આપ્યો.'

ચૂંટણીની જાહેરાતે જેંપીંમાં નવો પ્રાણ પૂર્યો. પોતાની શારીરિક મર્યાદાને એમણે બિલકુલ ગણકારી નહીં, અને જનતાને

જગાડવા એ ફરી દેશના પ્રવાસે નીકળ્યા. જો કે ડાયલીસિસ વગેરે મર્યાદાને કારણે એ બહુ ઓછી જગ્યાએ પહોંચી શક્યા. તેમાં વચ્ચે ફરી બીમાર પડી ગયા એટલે પ્રવાસનો કેટલોક કાર્યક્રમ રદ પણ કરવો પડ્યો. છતાં પથારીમાં પડ્યા પડ્યા પણ એમને એમ જ થયા કરતું હતું કે જેમને લોકશાહી જોઈએ છે અને જેઓ જીવનના કેટલાંક મૂલ્યો તેમ જ ધોરણોમાં માને છે, એમને માટે કદાચ આ છેલ્લી જ તક હશે. તેથી પોતાથી બનતો બધો જ પ્રયત્ન તેઓ કરી છૂટ્યા. સભાઓમાં ન જઈ શક્યા, તો છાપાંઓ અને પત્રિકાઓ દ્વારા તેમ જ ટેપ કરાવીને પણ પોતાનો સંદેશો મતદારો સુધી પહોંચાડવાની કોશિશ એમણે કરી.

### દેશના ભાવિનો નિર્ણય

એમની સ્વભાવસહજ નિખાલસતાથી એમણે દેશ આખાને કહ્યું કે કેટલાંયે વરસોથી આ ચૂંટણી અને સત્તાની ફેરબદલીના રાજકારણથી હું અળગો થઈ ગયો છું. પણ અત્યારને ટાણે મેં આને મારું કર્તવ્ય માન્યું છે. દેશના ભાવિનો નિર્ણય થવાનો હોય, ત્યારે તટસ્થ રહી શકાય નહીં. આ વખતની ચૂંટણી એ કોઈ સાધારણ ચૂંટણી નથી, એ સાવ જુદા જ પ્રકારની છે. અત્યાર સુધીની ચૂંટણીઓમાં પક્ષોના ભાગ્યનો ફેંસલો થતો હતો કે કયો પક્ષ સત્તા પર આવશે અને કયો નહીં આવે. પણ આજે તો સવાલ છે આપણા પોતાના ભવિષ્યનો, દેશના ભવિષ્યનો. આ ચૂંટણીમાં આપણે લોકશાહી અને તાનાશાહી વચ્ચે પસંદગી કરવાની છે. ઇંદિરાજીએ પોતાનાં પાછલાં કુકૃત્યોથી એ સ્પષ્ટ કરી દીધું છે કે પોતાની સત્તા માટે, પોતાના પક્ષની સત્તા માટે ગમે તે કરવું પડે તે કરવા એ તૈયાર છે. આખા દેશને એમણે જેલખાનું બનાવી મૂક્યો હતો. પોતાની ગાદી બચાવવા એવું એવું કર્યું જે અંગ્રેજોએ પણ નહોતું કર્યું. ચારે કોર આતંક ફેલાવી દીધો. આપણે સમજી ન શક્યા કે આપણા પોતાના ચૂંટેલા પ્રતિનિધિ અને એક લોકશાહી દેશના વડા પ્રધાન પ્રજા સાથે આવો વિશ્વાસઘાત કરે! ત્યારે આ ચૂંટણીને લીધે એક મોકો આવ્યો છે કે આપણા બંધનોને એક ઝાટકે તોડી નાખી શકીએ. આ અવસર જો ખોઈ દીધો, તો કોને ખબર દેશને કેવા દિવસ જોવા પડશે! આપણને ગુલામી જોઈએ છે કે આઝાદી, તાનાશાહી ખપે છે કે લોકશાહી, એ આપણી સામેનો આજે સવાલ છે. આમાં જો થાપ ખાશું, તો લોકશાહીનો ખાત્મો બોલી જશે.

અત્યંત ઉત્કટતાપૂર્વક આ વાત જે૦પી૦એ દેશ સમક્ષ મૂકી. અને એમણે લોકોમાં રાખેલી શ્રદ્ધા સાચી ઠરી. લોકો લોકશાહી મૂલ્યો, તાનાશાહી વગેરે સૂક્ષ્મ રીતે કેટલું સમજ્યા હશે, તે સવાલ છે. પરંતુ એમની કોઠાસૂઝ એમને એમ કહી ગઈ કે આ પ્રકારની રાજ્યસત્તા તો ન જોઈએ. ખાસ કરીને ઉત્તરના રાજ્યોમાં કુટુંબ નિયોજનના કાર્યક્રમને લઈને ભારે અતિરેકો થયા હતા. તેના દ્વારા સામાન્ય લોકોને પણ રાજ્યસત્તાની બદલાયેલી તરાહનો પ્રત્યક્ષ અનુભવ થયો. જે સ્તરે એમને રાજ્યસત્તા સ્પર્શતી હતી તે સ્તરે એમણે કટોકટીનો તેના સાવ અણઘડ સ્વરૂપમાં સાક્ષાત્કાર કર્યો, અને આવું રાજ્યશાસન તો ન ખપે, એમ લોકમાનસ પોકારી ઊઠ્યું. પરિણામે, ભારતની આમજનતાએ ચૂંટણીમાં આ બદલાયેલી તરાહના રાજ્યશાસન વિરુદ્ધ સ્પષ્ટ ચુકાદો આપી દઈને લોકશાહીને બચાવી લીધી.

### 'મારું કાર્ય પૂરું થયું'

જે૦પી૦ માટે એ અનહદ આનંદ અને સંતોષનો અવસર હતો. એમને મોઢેથી બોલાઈ ગયું, 'મારું કાર્ય પૂરું થયું'. દેશ તાનાશાહીના ખતરામાંથી ઊગરી ગયો.'

કોઈએ આને "લઘુ ક્રાંતિ" કહી, કોઈએ "શાંત ક્રાંતિ". કોઈએ "બીજી આઝાદી." જે૦પી૦ને મન દેશની અને માનવની મુક્તિને લાગેલું ગ્રહણ દૂર થયું હતું. એ મુક્તિ ઠેઠ વીસ વર્ષની વયે એમના જીવનનો ધ્રુવતારક બની ગઈ હતી. એમના હૃદય પર એ મુક્તિની અમીટ મુદ્રા અંકિત થઈ ગઈ હતી. એના વ્યાપકતમ અર્થમાં એ મુક્તિ તો હજી ઘણી દૂર હતી અને તેને માટે સંપૂર્ણ ક્રાંતિની ખોજયાત્રા નિરંતર ચાલુ રાખવાની હતી. પરંતુ તે યાત્રાની વચ્ચે આવી પડેલા આ અંતરાય દૂર થયો, તેથી જે૦પી૦ને અનહદ સંતોષ ને આનંદ થયો.

આ જે કાંઈ બન્યું, તેનું ઘણું બધું શ્રેય જે૦પી૦ને ફાળે જાય છે. પરંતુ જે૦પી૦ પોતે ફરીફરીને એમ જ કહેતા રહ્યા કે, 'આ દેશની સામાન્ય જનતાએ જ આ કર્યું છે, ન કોઈ વ્યક્તિએ કે ન કોઈ પક્ષે. ભારતની આમજનતાએ જ આ કર્યું. આમાં મુખ્ય ફાળો ગાંધીનો છે. બીજા દેશો કે જ્યાં ગાંધી પેદા નથી થયા, ત્યાં તો આ પ્રકારના પ્રશ્નનો ઉકેલ તલવારથી, હિંસાથી, બંદૂકથી જ થાય છે. આપણું એ સદ્ભાગ્ય છે કે આપણા દેશમાં ગાંધી જેવો એક મહાપુરુષ પેદા થયો, જેણે અહિંસાનો માર્ગ બતાવ્યો. આજની આ મોટી કસોટીમાંથી આપણે શાંતિમય રીતે પાર ઊતરી શક્યા, તેનું મહદ્ શ્રેય ગાંધીને છે.'

### સુહૃત્સ્વ વિગતજ્વરઃ

આ કોઈ નમ્રતાના ઠાલા શબ્દો નહોતા, આ જ એમના અંતરતમનો મનોભાવ હતો. વળી, એમના જીવનની આ એક વિજયની ક્ષણે પણ જયપ્રકાશજીનું જે વહેવારવર્તન જોવા મળ્યું, તેણે નિઃશંકપણે એમ દેખાડી આપ્યું કે "સુહૃત્સ્વ વિગતજ્વરઃ"ની સાધના આ માણસ ઘણી પચાવી ચૂક્યો હતો.

૧૯૭૫ની ૨૬ જૂને જ્યારે દેશ પર કટોકટી લાદીને ઇંદિરાજીએ એમને બંદીવાન બનાવ્યા, ત્યારે પહેલી ક્ષણે બીજો કોઈ ઉદ્વેગ કે રોષ પ્રગટ થવાને બદલે એમના મોઢેથી માત્ર અફસોસ વ્યક્ત થઈ ગયો હતો—'વિનાશકાળે વિપરીત બુદ્ધિ!'

ચંડીગઢના બંદીવાસમાંથી લખેલા પત્રમાંયે ઠીક ઠીક રોષ, આલોચના, વ્યંગ, કટાક્ષ, તીખાશ વગેરેને અંતે તો છેવટે આ માણસે વિનવણી જ કરી હતી: 'આ રાષ્ટ્રના પિતાએ તથા સાથે તમારા મહાન પિતાએ પણ જે પાયાઓ નાખ્યા છે, તેનો

કૃપા કરીને નાશ ન કરશો. આજે તમે જે રસ્તો પકડ્યો છે, તે રસ્તે તો આગળ વિખવાદ ને યાતનાઓ સિવાય બીજું કશું જ નથી.'

અને આ વિજયની ક્ષણે પણ જે૦પી૦માં આનંદ જરૂર દેખાયો, ઉન્માદ લવલેશ નહીં. ઇંદિરાજીનો પક્ષ ચૂંટણીમાં બહુ બૂરી રીતે હાર્યો હતો એટલું જ નહીં, એ પોતે પણ વ્યક્તિગત રીતે ચૂંટણીમાં હારી ગયાં હતાં. ત્યારે જે૦પી૦ સામેથી ઇંદિરાજીને મળવા ગયા. પોતાની સહ-અનુભૂતિ દર્શાવવા ગયા. તે વખતે જર્જર દેહે અને લાકડીના ટેકે પગ માંડતા એ મહામાનવને પોતાને મળવા આવતા જોઈને ઇંદિરાજીને પણ ચોક્કસ એમના "વિગતજ્વરઃ"ની પ્રતીતિ થઈ હશે.

**સંતતુલ્ય હૃદય**

જે૦પી૦ની આ કરુણા હતી, વીરોચિત ક્ષમા હતી. પણ નહીં, આ ક્ષમાથીયે કાંઈક ઉપરની ચીજ હતી. આ માનવીનું અંતર જ ભગવાને કાંઈક અનોખું બનાવ્યું હતું. ઠેઠ નાનપણમાં એમને પાડી નાખનાર અને લાતો મારનાર ઘોડીને મારતાં નોકરોને જોઈને એમનું આ અંતર પોકારી ઊઠ્યું હતું, 'મત મારો! બેચારી કો મત મારો!' હાઈસ્કૂલમાં પેલા છોકરાની ચોરી ઉઘાડી પડી ગઈ અને હેડમાસ્તરે એની પાસેથી જયપ્રકાશનાં પુસ્તકો પાછાં અપાવ્યાં, ત્યારે પણ આ જ અંતર જયપ્રકાશ પાસે પેલા છોકરા પાસે જઈને ઊલટાની તેની માફી મગાવી ગયું ! બધાંની નજરમાં એ માણસ નીચો પડ્યો, તે જયપ્રકાશથી સહન થઈ શક્યું નહીં, એમના દિલમાં ગ્લાનિ થઈ આવી. આવો જ કાંઈક મનોભાવ એમને ઇંદિરાજીને મળવા લઈ ગયો. એ કેવળ વીરની ક્ષમા જ નહોતી, મહાવીરની આત્મૌપમ્યયુક્ત સહૃદયતા હતી. પાડાની પીઠે પડતા ચાબખાના સોળ પોતાની પીઠે ઊઠે એવું સંતતુલ્ય હૃદય હતું આ !

**તુમુલ મંથનની નિષ્પત્તિ**

પોતાના જીવનના તેમ જ રાષ્ટ્ર-જીવનના આ તુમુલ મંથનમાંથી છેવટે જે૦પી૦ને મન સિદ્ધિ એ જ લાધી કે, જનશક્તિ રાજ્યશક્તિ કરતાં સર્વોપરી છે, રાજ્યશક્તિ જનશક્તિને આધીન છે. સંપૂર્ણ ક્રાંતિનો ઉદ્દેશ તો પાછળથી ઉમેરાયો હતો, અને એ હજી સિદ્ધ થવાનો બાકી જ હતો. પરંતુ ૧૯૭૩માં જે૦પી૦ જ્યારે કોઈ નવા માર્ગની શોધમાં નીકળેલા, અને એમણે યુવાશક્તિને આવાહન કરેલું, ત્યારે એનું ધ્રુવપદ "લોકશાહી" જ હતું. લોકશાહીની સુરક્ષા કરવાની, લોકશાહી મૂલ્યોનું સંગોપન કરવાની તથા લોકોની સર્વોપરીતાની સ્થાપના કરવાની એમણે યુવાશક્તિને હાકલ કરેલી. આ ત્રણ-ચાર વરસની અંદર વ્યાપક લોક-આંદોલનના તેમ જ તુમુલ મંથનના અંતે લોકશક્તિની સર્વોપરીતા સિદ્ધ થઈ. આમ તો લોકશાહીમાં આ વસ્તુ સ્વયંસિદ્ધ જ છે, છતાં વિસરાઈ જતી હોય છે, તેથી તે ફરી ઘૂંટાઈ કે, લોકશાહીમાં લોક સર્વોપરી છે.

બિહાર આંદોલન દરમ્યાન જયપ્રકાશજી ગાંધીજીનું એક વાક્ય વારંવાર યાદ કરાવતા. લોકશાહીની વ્યાખ્યા કરતાં ગાંધીજીએ કહેલું કે, 'માત્ર લોકોના મત લઈને સ્થપાયેલું હોવાને કારણે જ કોઈ શાસન લોકશાહી બની જતું નથી. પરંતુ એ શાસન સાચી લોકશાહી ત્યારે જ બને છે કે જ્યારે પ્રજા પર શાસન કરનારા નાલાયક સાબિત થાય. તો તેવે વખતે પ્રજામાં એટલી ક્ષમતા અને કૌવત જાગી ચૂક્યાં હોય કે તેઓ પોતાના શાસકોને એમનાં પદ પરથી ઉઠાડી મેલી શકે.'

જયપ્રકાશજી તો ગાંધીજીનું આ વાક્ય પ્રજાને તેમ જ સરકારને બંનેને ગળે ઉતારવા મથ્યા. પણ તત્કાલીન સરકારે તેનો મર્મ ગ્રહણ કરવાને બદલે સત્તાના તોરમાં આનાથી સાવ વિપરીત દિશામાં દેશના નાવને તાણી જવાનો પ્રયાસ કર્યો. તેવે વખતે ગાંધીજીનું આ વાક્ય પ્રત્યક્ષ વ્યવહારમાં ચરિતાર્થ કરી બતાવીને જયપ્રકાશજીએ તેનો મર્મ ફરી લોકમાનસમાં અંકિત કરી આપ્યો. રાષ્ટ્ર-જીવનના તુમુલ મંથનની આ સૌથી મોટી નિષ્પત્તિ રહી.







# ૧૮

# અંતિમ અધ્યાય

જનજીવનમાં એવી મનોવૈજ્ઞાનિક ઘડી આવતી હોય છે, જ્યારે જૂની ઘરેડમાંથી નીકળીને નવા ચીલા પાડવાનું, નવી પ્રણાલીઓ અને રીતરસમો ઊભી કરવાનું સહેલું થઈ પડે છે. પરંતુ તે માટે એવી ઘડીને ઓળખવાની તથા ઓળખીને આવા પરિવર્તન માટે પુરુષાર્થ કરવાની જરૂર પડે છે. તેની અનિવાર્ય શરત એ છે કે આવો પુરુષાર્થ કરવા માગનારાઓએ આની શરૂઆત ખુદ પોતાની જાતથી કરવી જોઈએ. પોતાના ચિંતનમાં, વલણમાં, વહેવાર-વર્તનમાં તત્કાળ આવું પરિવર્તન કરીને જનજીવનમાં પણ અપેક્ષિત પરિવર્તન લાવવા મથવું જોઈએ. આવું જો થઈ શકે, તો આવી મનોવૈજ્ઞાનિક ઘડીએ સમાજને બહુ ત્વરાથી ઘણો આગળ લઈ જઈ શકાય. પણ એક વાર જો આવી ઘડી ચૂકી જવાય, તો જનજીવન વળી પાછું એની એ જૂની ઘરેડમાં જ ચાલ્યું જાય છે.

### એક મનોવૈજ્ઞાનિક ઘડી

૧૫ ઓગસ્ટ ૧૯૪૭એ દેશને આઝાદી મળી, ત્યારે આવી એક મનોવૈજ્ઞાનિક ઘડી આવી હતી. ૧૯૭૭ના માર્ચમાં દેશ શાસનની એક મોટી તરાહમાંથી બહાર આવ્યો, ત્યારે વળી પાછી આવી મનોવૈજ્ઞાનિક ઘડી સામે આવી. તેનો લાભ લઈને શાસનનું તેમ જ સમાજનું એક નવપ્રયાણ આરંભવાની જયપ્રકાશજીની મહેચ્છા હતી. રાજ્યશક્તિ અને જનશક્તિના સહિયારા પુરુષાર્થથી સમાજને આગળ વધારી જવાનું સપનું તેઓ સેવતા હતા.

તે વખતના નવા આશા-ઉત્સાહના વાતાવરણમાંયે જે૦પી૦ની આ આકાંક્ષાનો પડઘો પડતો હતો. જનતા પક્ષના નવા ચૂંટાયેલા સંસદ-સભ્યોએ જયપ્રકાશજીનાં સાંનિધ્યમાં રાજઘાટ પર ગાંધીજીની સમાધિ પાસે આવા નવપ્રયાણ માટે પ્રતિજ્ઞા લીધી. લોકોએ માન્યું કે આ સોગંદવિધિ લોકસભામાં થતી ઔપચારિક સોગંદવિધિ કરતાં વિશેષ ગંભીર અને પવિત્ર લેખાશે. તેથી લોકોના મનમાં નવી આશા-અપેક્ષા જન્મી.

જનતા પક્ષ પરિસ્થિતિના દબાણ હેઠળ એકાએક અસ્તિત્વમાં આવી ગયેલો. સંસ્થા કોંગ્રેસ ભારતીય લોકદળ, ભારતીય જનસંઘ, સમાજવાદી પક્ષ અને જગજીવનરામ કોંગ્રેસ, એમ મુખ્યત્વે પાંચ પક્ષોના એકત્રીકરણથી આ પક્ષ ઊભો થયેલો. તેમાં હજી સમરસતા અને ભાવાત્મક એકતા આવવાનાં બાકી હતાં. વડા પ્રધાનની વરણી વખતે થોડીક અશોભનીય સ્પર્ધા પણ દેખાઈ આવી. પરંતુ વડા પ્રધાન કોણ બને તે નક્કી કરવાનું કામ જયપ્રકાશજીને અને આચાર્ય કૃપાલાનીને સોંપવામાં આવેલું. એમણે મોરારજીભાઈની વરણી કરી. બધા સંસદ-સભ્યોએ તેને સર્વાનુમતિએ માન્ય પણ રાખી. છતાં તે વિશે થોડોક કચવાટ અને ગણગણાટ ટાળી ન શકાયો. એવી અફવા ફેલાઈ કે પહેલાં જગજીવનરામને વડા પ્રધાન બનાવવાનું વચન અપાયેલું, પણ તેનો ભંગ થયો. આ વિશે જે૦પી૦ને કહેવું પડ્યું કે, 'યહ સોલહ આના જૂઠ હૈ!'

આ એક અમંગળ એંધાણ હતાં. વડાપ્રધાનપદના ઉમેદવારો પોતાની લાલસાને કાબૂમાં રાખી શક્યા નહોતા. છતાં તે વખતની પરિસ્થિતિના તેમ જ લોકમાનસના પ્રભાવને કારણે નભી ગયું.

૨૪ માર્ચે સંસદ-સભ્યોને સંબોધતાં જયપ્રકાશજીએ કહ્યું કે ૩૦ વરસે ફરી એક વાર એક નવો ઇતિહાસ રચવા આપણે પ્રયાણ કરી રહ્યા છીએ. નવા ભારતના નિર્માણમાં રાજ્યશક્તિ અને જનશક્તિ બંને એકમેક સાથે તાલમાં તાલ મેળવીને આગળ વધશે. તેમ છતાં જો ક્યારેક બંને વચ્ચે પરસ્પર વિરોધ ઊભો થાય તો તે વખતે મારી અપેક્ષા છે કે મોરારજીભાઈ અથવા જે કોઈ સત્તા ઉપર હોય તે પ્રજાના વિનમ્ર સેવકની માફક વરતે, ઇન્દિરાજી જેવો વહેવાર ન કરે.

અને જે૦પી૦ના આશ્ચર્ય વચ્ચે જે૦પી૦ને અટકાવીને મોરારજીભાઈએ ત્યાં ને ત્યાં એવી ખાતરી ઉચ્ચારી કે, 'તમે નિશ્ચિંત રહેજો, અમે આમ જ કરીશું.' જે૦પી૦ને આથી અનહદ ખુશી થઈ.

### જે૦પી૦નાં અરમાનો

જે૦પી૦ને એવી આશા હતી કે એક લોક-આંદોલન અને રાષ્ટ્રજીવનના તુમુલ મંથનમાંથી ઊભો થયેલ પક્ષ અને સરકાર કાંઈક નવી ભાત પાડશે. અન્ય રાજકીય પક્ષો અને સરકાર કરતાં એમનાં રંગઢંગ જુદા હશે. પોતાની મુગ્ધ ભાવાવસ્થામાં જે૦પી૦ તો ત્યાં સુધી બોલી ગયેલા કે આ જનતા પક્ષ મારું ફરઝંદ છે, મારા દેહનું જ એક અંગ છે! બિહાર આંદોલન વખતે જે૦પી૦ કહેતા કે લોક-આંદોલન સરકારના સહકાર સાથે પણ ચાલી શકે. એવો અવસર ઊભો થયો હોય, એમ જે૦પી૦ને લાગેલું. તેથી જે પક્ષને ઊભો કરવામાં એમનો ઘણો મોટો ફાળો રહ્યો હતો, તે પક્ષ સાથે ત્યારે તેઓ આટલી બધી એકરૂપતા અનુભવતા હતા.

કોઈએ કલ્પના પણ ન કરી હોય એટલી બધી સરળતાથી દેશ કટોકટીની કપરી પરિસ્થિતિમાંથી બહાર નીકળી ગયો, તેથી વિનોબાજીને પણ રાહત થઈ હતી. ચૂંટણી બાદ એસ૦ એમ૦ જોશી મળવા ગયા, ત્યારે વિનોબાએ કહ્યું : 'आनंदी आनंद गडे, इकडे तिकडे चोहीकडे—અહીંતહીં ચારે કોર આનંદ જ આનંદ છે!' પણ પછી તેમાં ઉમેર્યું, 'સાવધાન!' વિનોબા મોટે ભાગે સાંકેતિક ને સૂચક શબ્દોનો પ્રયોગ કરતા હોય છે.

ખેર, જે૦પી૦એ બધાંને એટલા સાવધાન તો કર્યા જ હતા કે સંપૂર્ણ ક્રાંતિની આપણી મંજિલ તો હજી ઘણી દૂર છે. ઇન્દિરા ગાંધીની સરકાર ગઈ અને તેની જગ્યાએ બીજી સરકાર આવી એટલા માત્રથી આપણા કામની ઇતિશ્રી થઈ જતી નથી. સંપૂર્ણ ક્રાંતિમાં તો આખાયે જીવનને બદલવાની વાત છે, વ્યક્તિ અને સમાજના જીવનના પ્રત્યેક પાસાને બદલવાની, એક નવો સમાજ રચવાની વાત છે. અને સમાજમાં આવું આમૂલ પરિવર્તન સરકાર મારફત કદાપિ થઈ શકે નહીં. સરકારની પણ જવાબદારી છે. સરકાર પણ આમાં મદદરૂપ થઈ શકે. પરંતુ ક્રાંતિ સરકારની શક્તિથી થવાની નથી, જનતાની શક્તિથી જ થશે. લોકોનો પોતાનો અભિક્રમ જાગે એ બાબતને બધી રીતે પૂરેપૂરું પ્રોત્સાહન અપાવું જોઈએ. આ ક્રાંતિનું સ્વરૂપ એક લોક-આન્દોલનનું જ હોઈ શકે.

તેથી કેન્દ્રમાં જનતા પક્ષની સરકાર સ્થપાઈ તેની સાથોસાથ જ જે૦પી૦એ લોકોના સંગઠનની વાત મૂકી હતી. ૨૫ માર્ચે જ આકાશવાણીને આપેલ મુલાકાતમાં એમણે લોકસમિતિઓ રચવાનો કાર્યક્રમ રજૂ કર્યો હતો. દેશ આખામાં આવી લોકસમિતિઓનું માળખું રચાઈ જવું જોઈએ, જેથી લોકોની શક્તિને શાંતિમય ક્રાંતિ માટે સંગઠિત કરી શકાય તથા સરકાર ઉપર પણ અસર પાડી શકાય. આની સાથોસાથ છાત્ર-યુવા સંઘર્ષ વાહિનીના સંગઠનને પણ વ્યાપક અને સક્રિય બનાવવાની એમણે હાકલ કરી હતી. આવું થાય તો જ છેલ્લા મંથન દરમ્યાન રાજ્યશક્તિ ઉપર લોકશક્તિની જે સર્વોપરીતા સિદ્ધ થઈ છે તેને કાંઈક સ્થાયી સ્વરૂપ આપી શકાય, એમ જે૦પી૦ને લાગતું હતું.

પરંતુ હવે પહેલાંની જેમ લોકો વચ્ચે જઈને લોકોને જગાડવાની, લોકોને પ્રેરણા આપવાની સ્થિતિ જે૦પી૦ની રહી નહોતી. તબિયત પણ સારી રહેતી નહોતી. અને એકાંતરે કરવા પડતા ડાયલીસિસને કારણે પણ હરફર ઉપર ઘણી જ મર્યાદા આવી ગઈ હતી. ડાયલીસિસ વખતે એમને પીડા પણ બહુ થતી હતી. તે દૂર કરવા એક ખાસ પ્રકારના ઑપરેશનની જરૂર હતી. તે માટે અમેરિકા પણ જઈ આવ્યા. તેને લીધે થોડો વખત ઘણી રાહત રહી. પરંતુ અગાઉની જેમ દેશભ્રમણ કરીને લોકોના સતત સંપર્કમાં રહી શકે એવી તબિયત એમની ફરી ક્યારેય ન થઈ.

શરૂઆતમાં જે૦પી૦ એમ કહ્યા કરતા હતા કે જનતા પક્ષની સરકારને એક વરસનો સમય આપવો જોઈએ, અને જોવું જોઈએ કે એટલા વખતમાં એ લોકો કેટલું કરી શકે છે. તેથી એક વરસ સુધી એ પોતે પણ સરકારની કોઈ પણ જાતની ટીકા-ટિપ્પણીથી દૂર રહ્યા હતા. નવી સરકારનું પ્રથમ કર્તવ્ય દેશમાંથી ભયના વાતાવરણને દૂર કરવાનું અને લોકશાહીની આબોહવાને ફરી સ્થાપવાનું હતું અને તે કામ પ્રમાણમાં સારી રીતે પાર પડ્યું હતું. નાગરિક સ્વાતંત્ર્ય, અખબારી સ્વાતંત્ર્ય પાછાં મળ્યાં હતાં. કટોકટીનો ઓથાર પ્રજાને માથેથી ઊતરી ગયો હતો. છેલ્લે દેશમાં જે કાંઈ બની ગયું હતું, તેના સંદર્ભમાં આ વસ્તુનું ઘણું મૂલ્ય હતું. એક આતંક પર્વ સમાપ્ત થયું.

### આદર્શથી અવળી ગતિ

પરંતુ જે૦પી૦ ઇચ્છતા હતા એવી નવપ્રયાણની કોઈ ઝલક દેખાઈ નહીં, અને રાજકારણનું ગાડું પાછું એની એ જૂની ઘરેડમાં જતું હોય એમ લાગવા માંડ્યું. પ્રજાને વિશ્વાસ બેસે તે માટે કેટલીક વસ્તુઓ તો તત્કાળ થવી જોઈતી હતી. દા૦ ત૦

સત્તાધીશો આપણા જેવા ગરીબ દેશને શોભે એ રીતે સાદાઈ અને કરકસરનો દાખલો બેસાડે અને વરસોથી ચાલ્યાં આવતા ઠઠારા, દોરદમામ, સાહ્યબી, આડંબર વગેરે બંધ કરે, તે અત્યંત જરૂરી હતું. અને તે કામ એવું હતું કે પોતાની ઇચ્છા હોય તો તત્કાળ થઈ શકે પણ મન હોય તો માળવે જવાય ને? ઑગસ્ટ ૧૯૭૭મા જે૦પી૦ને વ્યથાપૂર્વક કહેવું પડયું : 'એ લોકો હજી એની એ ઢબે, એના એ બંગલા વગેરેમાં રહે છે, તે મને ગમતું નથી. એટલું જ નહીં, મને તો એવા ખબર મળ્યા છે કે પોતાના માટે વધુ જાહોજહાલ બંગલો મેળવવા પ્રધાનો વચ્ચે હરીફાઈ પણ ચાલે છે! આવી બધી વસ્તુઓ મને ચિંતા કરાવે છે. મને બેચેન કરી મૂકે છે.'

પ્રધાનો, સંસદ-સભ્યો વગેરે પોતાની મિલકત જાહેર કરે એવી અપેક્ષા હતી. પણ તેય થયું નહીં. ઇન્દિરાજીએ સંસદ-સભ્યોને જિંદગીભર પેન્શન આપવાની યોજના ચાલુ કરી હતી તેને તો તુરત જ રદ કરવાની વાત હતી. પણ તે બાબતમાંયે છેવટ સુધી કાંઈ ન થયું. ભ્રષ્ટાચારને રોકવાનું, જાહેર સેવકોના ભ્રષ્ટાચારના આક્ષેપોની તપાસ માટે કોઈક કાયમનું તંત્ર ઊભું કરવાનું કામ પણ ન થયું. પક્ષપલટો રોકવા માટે કોઈ પગલું ન ભરાયું. ચૂંટણી-ખર્ચ ઘટાડવો, ચૂંટણી-ફંડો પર અંકુશ મૂકવો, પક્ષો તરફથી થતા ખર્ચને પણ ગણતરીમાં લેવો, પક્ષોના હિસાબકિતાબ ઑડિટ કરાવીને જાહેર કરવા વગેરે માગણી બિહાર આંદોલન વખતે જોરશોરથી કરાતી. પણ જનતા પક્ષે સત્તા પર આવીને તે દિશામાં કશું જ ન કર્યું. ચૂંટણી પદ્ધતિમાં સુધારા કરવા અંગે ઘણું ચિંતન થઈ ચૂકેલું, ઘણાં નક્કર સૂચનો પણ સામે આવેલાં, પણ તે અંગે કશો વિચાર જ ન થયો. વહીવટીતંત્ર એનું એ કાયમ રહ્યું, તેમાં પણ કોઈ સુધારો કરવાનો અભિક્રમ ન લેવાયો. "રાઈટ ઑફ રીકૉલ"— પોતાના પ્રતિનિધિને પાછો બોલાવી લેવાનો અધિકાર એ તો બિહાર આંદોલનનો એક મુખ્ય નારો હતો. તેના વિશે ગંભીરતાથી વિચાર કરીને કોઈક વાસ્તવિક અને વ્યવહારુ યોજના વિચારવાને બદલે એ વાતને અવ્યવહારુ ગણીને લગભગ હસી કાઢવામાં આવી. કેન્દ્ર અને રાજ્યો વચ્ચેના સંબંધ, વહીવટીતંત્રમાં રાજકારણીઓ તરફથી થતી દખલગીરી, સર્વોચ્ચ ન્યાયમૂર્તિની નિમણૂક વગેરે અનેક બાબતોમાં લોકશાહી વ્યવસ્થાને અનુરૂપ અને પોષક એવી ઘણી સ્વસ્થ ને તંદુરસ્ત પ્રણાલીઓ ઊભી કરવાની જરૂર હતી. પણ તે તરફ ધ્યાન જ ગયું નહીં. જનતાને જવાબદાર એવા રાજકારણ માટે કોઈ આચાર-સંહિતા ઊભી કરાઈ નહીં.

બિહાર આંદોલન ચાલતું હતું ત્યારે ચંદ્રશેખરે જે૦પી૦ને અનેકવાર સવાલ કરેલો કે બિહારની યા બીજી કોઈ પણ આંદોલન દ્વારા જો કોંગ્રેસની સરકારને ઉથલાવી તેની જગ્યાએ વિરોધ પક્ષની સરકાર સ્થાપવાનું થાય, તો તે સરકાર આજની સરકાર કરતાં કોઈ રીતે બહેતર હોવાની છે ખરી? દોઢેક વરસ પહેલાંની આ વાત. જે૦પી૦ને ત્યારે આશા હતી કે નવો ચીલો પાડી શકાશે. પણ એ આશા જનતા પક્ષ દ્વારા ફળીભૂત થઈ નહીં.

### મનોવ્યથા અને મથામણ

૧૯૭૮ના જાન્યુઆરીમાં ગાંધીનિર્વાણ દિન નિમિત્તે જે૦પી૦એ જનતા સરકારના સભ્યો અને જનતા પક્ષને અપીલ કરી કે, 'હું આશા રાખું છું કે આ પવિત્ર દિને તમે આત્મનિરીક્ષણ કરશો કે આપણું આચરણ અને આપણી જીવનપ્રથા રાજઘાટ પર આપણે લીધેલી પ્રતિજ્ઞાને અનુરૂપ છે ખરાં? તદ્દન નીચલા થરના માનવીને લાભ પહોંચે એ રીતે નીતિઓમાં પરિવર્તન કરવા આપણે આપણાથી બનતું બધું કરી છૂટ્યા છીએ? આ સરકાર આગલી સરકારો કરતા નોખી માટીની સરકાર છે, એવો અનુભવ સામાન્ય માનવીને તેની સાથેના રોજિંદા વ્યવહારમાં આપણે કરાવી શક્યા છીએ?'

પરંતુ આની કશી અસર થઈ. એપ્રિલ ૧૯૭૮માં જે૦પી૦એ નોંધ્યું : 'રાજઘાટ પર સોગંદ લેવરાવ્યા હતા ત્યારની અને આજની પરિસ્થિતિમાં મોટો ફેર પડી ગયો છે. એક વર્ષ સુધી હું ચૂપ રહ્યો. હવે થાય છે કે હું કાંઈક કહું. હાલની સ્થિતિને સુધારવા હું કાંઈક કરું.'

જનતા પક્ષના પ્રમુખ ચંદ્રશેખરને જે૦પી૦એ પત્ર લખ્યો. તેમાં એમના દિલને કોરતી ચિંતાઓ વ્યક્ત કરી. કરવા જેવી અનેક બાબતો પ્રત્યે ધ્યાન દોર્યું અને કહ્યું : 'જનતામાં જે અભૂતપૂર્વ ઉત્સાહ અને આશાનો સંચાર થયો હતો તે એકંદરે ટાઢો પડી ગયો છે, અને લોકોમાં નિરાશાની ભાવના વધી રહી છે. આનાં કારણો તપાસવાં જોઈએ......૩૦ વરસે ફરી આપણને જે એક મોકો હાથ લાગ્યો છે, તેને જો આપણી પોતાની વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા અથવા આગ્રહના માર્યા આપણે ખોઈ બેસીશું, તો લોકોનો વિશ્વાસઘાત કર્યો ગણાશે.'

પરંતુ આવી વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાઓ અને આગ્રહો જ માથું ઊંચકવા લાગ્યા હતા. જનતા પક્ષના જુદા જુદા ઘટકો વચ્ચેની ખેંચતાણ અને ખટરાગ પણ વધતા જતા હતા. એ બધા ઘટકો અંદરોઅંદર અથડાઈ-કુટાઈને ફરી વેરવિખેર થઈ જશે, એવી ભીતિ વર્તાવા લાગી હતી. જે૦પી૦એ ચેતવ્યા પણ ખરા કે એક વાર આવી રીતે વેરાઈ જશો, તો પછી કોઈ તમારો ભાવ પણ નહીં પૂછે, તમારામાં કશી શક્તિ નહીં રહે. એમને ભારે અકળામણ થયા કરતી હતી. એક વાર જનતા પક્ષના બે નેતાઓ મળવા આવ્યા હતા. એમની હાજરીમાં એક ત્રીજી વ્યક્તિએ જનતા પક્ષના ઝઘડાની વાત કાઢી, ત્યારે જે૦પી૦ કાંઈક ઉત્તેજિત સ્વરમાં બોલ્યા, 'મારું સ્વાસ્થ્ય જો સારું હોત, તો હું આ લોકોને પરેશાન કરી મૂકત.'

માર્ચ ૧૯૭૯ મા જે૦પી૦એ મોરારજીભાઈને પત્ર લખ્યો : 'જે લોકોએ ૧૯૭૭ માં મતદાન કરીને તમને અને તમારા સાથીઓને સત્તા પર બેસાડ્યા, તે લોકોની આકાંક્ષા અને તમે

બધાએ લીધેલી પ્રતિજ્ઞાઓ પાર પાડવા માટે બહુ ઓછો પ્રયત્ન થયો છે, એવું મને લાગે છે......દેશ આજે જાણે દિશાહીનતાની અવસ્થામાં ભટકી રહ્યો છે...... ભ્રષ્ટાચાર રોકવામાં અને ઉચ્ચ સ્તર પરના ભ્રષ્ટાચારના પાપને ડામવામાં આપણી સરકારો સંપૂર્ણપણે નિષ્ફળ ગઈ છે...... શાસનની નવી પદ્ધતિ અપનાવવાની દિશામાં કોઈ પગલું ભરવામાં આવ્યું હોય એમ લાગતું નથી......જનતા પક્ષમાં જૂથવાદ અને ઘટકવાદ વકરી રહ્યા છે......જનતા પક્ષના એક મિત્ર તરીકે આ બધી બાબતોથી મને ચિંતા થાય છે. જનતાને પણ મેં વચન આપેલું કે જનતા સરકાર પોતાનાં વચન પાળશે અને લોકોની ઇચ્છા પૂરી કરશે.'

### ઇંદિરાજી સાથેનો વહેવાર

ઇંદિરાજી સાથેના વહેવારમાંયે જનતા સરકાર કોઈ લાંબી દૃષ્ટિ અને મોટું મન દાખવી શકી નહીં, કુશળતા ને કાર્યક્ષમતાયે દાખવી શકી નહીં. આચાર્ય કૃપાલાનીએ શરૂઆતમાં જ કહેલું કે આ માટે ખાસ અદાલત સ્થાપીને બેત્રણ મહિનામાં કેસનો નિકાલ આણો અને કટોકટી દરમ્યાન થયેલાં કુકૃત્યોને જાહેરમાં જનતા સમક્ષ મૂકી દો. પરંતુ એમ લાગે છે કે જનતા સરકારને વ્યક્તિગત પજવણીમાં તેમ જ આ વસ્તુને લાંબી ચલાવીને તેમાંથી રાજકીય લાભ ખાટતા રહેવામાં વધુ રસ હતો. પણ બન્યું એવું કે આને લીધે રાજકીય લાભ ઊલટાનાં ઇંદિરાજી ખાટી ગયાં, અને મામલો આખો કાનૂની આંટીઘૂંટીમાં અટવાઈ ગયો. વિરોધ વ્યક્તિનો નહીં, વ્યક્તિની ખોટી નીતિઓનો કરવાનો હોય, એ ગાંધી-રીતિનો આમાં અભાવ હતો.

જ્યારે જેપી૦ પૂરેપૂરા ગાંધી-રીતિ મુજબ જ વર્ત્યા. ઇંદિરાજીની નીતિરીતિ ઉપર, એમની શાસનની તરાહ ઉપર જેપી૦એ જેટલા વેધક પ્રહારો કર્યા હતા, તેટલા ભાગ્યે જ બીજા કોઈએ કર્યા હશે. અને તેમ છતાં ૧૯૭૭માં ઇંદિરાજીના પરાજયથી માંડીને તે પોતાના મૃત્યુ લગી, જેપી૦એ સૌથી ઓછી ચર્ચા જો કોઈ બાબતની કરી હોય તો તે ઇંદિરાજીની. કોઈની વગોવણીમાં કે પજવણીમાં એમને બિલકુલ રસ નહોતો. બલ્કે, ખોટું કામ કરનારી વ્યક્તિ પ્રત્યે તો એમના દિલમાં પ્રેમ જ હતો. એમનો વિરોધ ખોટા કામ પ્રત્યે હતો, વ્યક્તિ પ્રત્યે નહીં.

અલબત્ત, એમણે એટલું જરૂર કહી દીધું હતું કે, 'કાયદાને તેનું કામ કરવા દેવું જોઈએ. કાયદાની નજરમાં દરેક માણસ સરખો જ છે, એમ સદાય સહુને માટે સ્વીકારીને ચાલવું જોઈએ. હું આશા તો રાખું છું કે આ બધાં તપાસ પંચોમાં ઇંદિરાજી અપરાધી નહીં સાબિત થાય. પરંતુ જો તેઓ અપરાધી સાબિત થયાં, તો એમને પણ ઘટતી સજા મળવી જોઈએ, અને એમણે પોતે પણ તે સજા સ્વીકારવી જોઈએ.'

મેનકા ગાંધીએ જેપી૦ને પૂછ્યું કે તમે ઇંદિરાજીની વિરુદ્ધ કેમ થઈ ગયેલા? ત્યારે જેપી૦એ કહ્યું કે એ દિવસોમાં બે વાર અમારે વાતચીત થઈ હતી. પણ મેં જોયું કે કશો સુધારો કરવાની એમની તૈયારી જ નથી.

### એક હિતચિંતકની સલાહ અને દુઃખ

મેનકાએ ઇંદિરાજીના રાજકીય ભવિષ્ય વિશે પૂછ્યું. ત્યારે ઇંદિરાજીના એક ખરા હિતચિંતક તરીકે જેપી૦ બોલ્યા : 'એમણે ક્યારેક પસ્તાવો વ્યક્ત કર્યો હોત કે આ ખોટું થયું, આમ થવું જોઈતું નહોતું, વગેરે તો સારું હતું. લોકશાહીમાંની એમની માન્યતા વિશેની મારી શ્રદ્ધા ડગી ગઈ છે. તે વિશે એમને કોઈ આંતરિક નિષ્ઠા હોય એમ મને નથી લાગતું. અગાઉ પણ મેં કહેલું કે એમના વ્યક્તિત્વમાં સરમુખત્યારીનાં લક્ષણો છે. અને તેમ છતાં લોકોને જો એવો વિશ્વાસ હશે કે લોકશાહી એમના હાથમાં સુરક્ષિત છે, તો એ પાછાં આવશે.'

મેનકાએ ફરી પૂછ્યું કે પાછાં આવવા માટે ઇંદિરાજીએ શું કરવું જોઈએ?

જેપી૦એ કહ્યું : 'તેને માટે ઘણા રસ્તા છે. પણ જે રીતે થઈ શકે તે રીતે લોકોની સેવા કરવી, જે રીતે થઈ શકે તે રીતે એક રાજકીય નેતા તરીકે વર્તવું. પરંતુ આ જે વસ્તુ એમને વળગેલી છે, તે ધોવાઈ જવી જોઈએ. તો કદાચ પરિસ્થિતિમાં પલટો આવે.'

દિલમાં લગીરે દ્વેષ નહીં, પોતાને થયેલ કોઈ અન્યાય કે ગેરવર્તન માટે કશી ફરિયાદ નહીં, બલ્કે દોષિત વ્યક્તિ પોતે પોતાના દોષ ન છોડી શકી, તે માટેયે ભારોભાર અફસોસ અને હાર્દિક સહાનુભૂતિ. એક વાર પોતાના દિલનું દુઃખ આવા શબ્દોમાં વ્યક્ત કર્યું : 'કમનસીબે ઇંદિરાજીને એવું લાગ્યું કે એમને વડાપ્રધાનના પદેથી હટાવવા માટે જ એ આંદોલન શરૂ થયું છે. એમણે એમ માની લીધું કે એમને ઉથલાવી પાડવાનું આ કાવતરું છે. એ એક દુઃખદ પ્રકરણ બની ગયું. કોઈક કારણસર આપણા સહુની બહેન અને પ્યારી બહેન ઇંદિરાજીના દિમાગમાં રાજતંત્રની કલ્પના જુદા પ્રકારની થઈ અને તે દિશામાં એ આગળ પણ વધ્યાં. પરિણામે, ભારતીય લોકશાહી ઘણાં બધાં બંધનોમાં જકડાઈ ગઈ.'

### એક નોખી માટીનો માનવી!

એટલે માર્ચ ૧૯૭૭માં ઇન્દિરાજીના ઘોર પરાજય બાદ સામેથી એમને મળવા ગયેલા તે ઔપચારિકતા ખાતર કે થોડીક સહાનુભૂતિ દર્શાવવા ખાતર નહીં, પણ પોતાના દિલના આવા મનોભાવ પ્રગટ કરવા ખાતર ગયેલા કે બહેન, તેં આવું શું કામ કર્યું, આવું ખોટું શું કામ ધારી લીધું? નીચલા સ્તરની આપણી રાજરમતો અને આપણાં વામણાં વૃત્તિવલણોની નજરે આ ખાનદાન દિલની ઊંચાઈ ખ્યાલમાં નહીં આવે. પરંતુ ગાંધીજી બાદ જાહેર જીવનમાં આવી ખાનદાની અને મહાનતાના દાખલા ભાગ્યે જ જોવા મળે છે. આ સાધુસંતનું રાજકારણ પણ પહેલેથી છેલ્લે સુધી ગાંધી-ગોખલેનું જ રાજકારણ રહેલું. રાજકારણને એણે શુદ્ધ માનવતા અને માનવસંબંધોની આધ્યાત્મિકતાથી અળગી ચીજ માની નહોતી. ભાઈ પ્રશાંતે સાચું કહ્યું છે કે પોતાના સમત્વ અને કરુણાને લીધે જેપી૦ લોહિયા

સત્તાધીશો આપણા જેવા ગરીબ દેશને શોભે એ રીતે સાદાઈ અને કરકસરનો દાખલો બેસાડે અને વરસોથી ચાલ્યાં આવતા ઠઠારા, દોરદમામ, સાહ્યબી, આડંબર વગેરે બંધ કરે, તે અત્યંત જરૂરી હતું. અને તે કામ એવું હતું કે પોતાની ઇચ્છા હોય તો તત્કાળ થઈ શકે. પણ મન હોય તો માળવે જવાય ને? ઑગસ્ટ ૧૯૭૭માં જેપીને વ્યથાપૂર્વક કહેવું પડ્યું : 'એ લોકો હજી એની એ ઢબે, એના એ બંગલા વગેરેમા રહે છે, તે મને ગમતું નથી. એટલું જ નહીં. મને તો એવા ખબર મળ્યા છે કે પોતાના માટે વધુ જાહોજલાલ બંગલો મેળવવા પ્રધાનો વચ્ચે હરીફાઈ પણ ચાલે છે! આવી બધી વસ્તુઓ મને ચિંતા કરાવે છે. મને બેચેન કરી મૂકે છે.'

પ્રધાનો, સંસદ-સભ્યો વગેરે પોતાની મિલકત જાહેર કરે એવી અપેક્ષા હતી. પણ તેય થયું નહીં. ઇન્દિરાજીએ સંસદ-સભ્યોને જિંદગીભર પેન્શન આપવાની યોજના ચાલુ કરી હતી તેને તો તુરત જ રદ કરવાની વાત હતી. પણ તે બાબતમાંયે છેવટ સુધી કાંઈ ન થયું. ભ્રષ્ટાચારને રોકવાનું, જાહેર સેવકોના ભ્રષ્ટાચારના આક્ષેપોની તપાસ માટે કોઈક કાયમનું તંત્ર ઊભું કરવાનું કામ પણ ન થયું. પક્ષપલટો રોકવા માટે કોઈ પગલું ન ભરાયું. ચૂંટણી-ખર્ચ ઘટાડવો, ચૂંટણીફંડો પર અંકુશ મૂકવો, પક્ષો તરફથી થતા ખર્ચને પણ ગણતરીમાં લેવો, પક્ષોના હિસાબકિતાબ ઑડિટ કરાવીને જાહેર કરવા વગેરે માગણી બિહાર આંદોલન વખતે જોરશોરથી કરાતી. પણ જનતા પક્ષે સત્તા પર આવીને તે દિશામાં કશું જ ન કર્યું. ચૂંટણી પદ્ધતિમાં સુધારા કરવા અંગે ઘણું ચિંતન થઈ ચૂકેલું, ઘણાં નક્કર સૂચનો પણ સામે આવેલાં, પણ તે અંગે કશો વિચાર જ ન થયો. વહીવટીતંત્ર એનું એ કાયમ રહ્યું, તેમાં પણ કોઈ સુધારો કરવાનો અભિક્રમ ન લેવાયો. "રાઈટ ઑફ રીકૉલ"— પોતાના પ્રતિનિધિને પાછો બોલાવી લેવાનો અધિકાર એ તો બિહાર આંદોલનનો એક મુખ્ય નારો હતો. તેના વિશે ગંભીરતાથી વિચાર કરીને કોઈક વાસ્તવિક અને વ્યવહારુ યોજના વિચારવાને બદલે એ વાતને અવ્યવહારુ ગણીને લગભગ હસી કાઢવામાં આવી. કેન્દ્ર અને રાજ્યો વચ્ચેના સંબંધ, વહીવટીતંત્રમાં રાજકારણીઓ તરફથી થતી દખલગીરી, સર્વોચ્ચ ન્યાયમૂર્તિની નિમણૂક વગેરે અનેક બાબતોમાં લોકશાહી વ્યવસ્થાને અનુરૂપ અને પોષક એવી ઘણી સ્વસ્થ ને તંદુરસ્ત પ્રણાલીઓ ઊભી કરવાની જરૂર હતી. પણ તે તરફ ધ્યાન જ ગયું નહીં. જનતાને જવાબદાર એવા રાજકારણ માટે કોઈ આચાર-સંહિતા ઊભી કરાઈ નહીં.

બિહાર આંદોલન ચાલતું હતું ત્યારે ચંદ્રશેખરે જેપીને અનેકવાર સવાલ કરેલો કે બિહારની યા બીજી કોઈ પણ આંદોલન દ્વારા જો કોંગ્રેસની સરકારને ઉથલાવી તેની જગ્યાએ વિરોધ પક્ષની સરકાર સ્થાપવાનું થાય, તો તે સરકાર આગલી સરકાર કરતાં કોઈ રીતે બહેતર હોવાની છે ખરી? સંદેહથી ભરેલી આ વાત. જેપીને ત્યારે આશા હતી કે નવો ચીલો પાડી શકાશે. પણ એ આશા જનતા પક્ષ દ્વારા ફળીભૂત થઈ નહીં.

**મનોવ્યથા અને મથામણ**

૧૯૭૮ના જાન્યુઆરીમા ગાંધીનિર્વાણ દિન નિમિત્તે જેપીએ જનતા સરકારના સભ્યો અને જનતા પક્ષને અપીલ કરી કે, 'હું આશા રાખું છું કે આ પવિત્ર દિને તમે આત્મ-નિરીક્ષણ કરશો કે આપણું આચરણ અને આપણી જીવનપ્રથા રાજઘાટ પર આપણે લીધેલી પ્રતિજ્ઞાને અનુરૂપ છે ખરાં? તદ્દન નીચલા થરના માનવીને લાભ પહોંચે એ રીતે નીતિઓમાં પરિવર્તન કરવા આપણે આપણાથી બનતું બધું કરી છૂટ્યા છીએ? આ સરકાર આગલી સરકારો કરતાં નોખી માટીની સરકાર છે, એવો અનુભવ સામાન્ય માનવીને તેની સાથેના રોજિંદા વ્યવહારમાં આપણે કરાવી શક્યા છીએ?'

પરંતુ આની કશી અસર થઈ. એપ્રિલ ૧૯૭૮માં જેપીએ નોંધ્યું : 'રાજઘાટ પર સોગંદ લેવરાવ્યા હતા ત્યારની અને આજની પરિસ્થિતિમાં મોટો ફેર પડી ગયો છે. એક વર્ષ સુધી હું ચૂપ રહ્યો. હવે થાય છે કે હું કાંઈક કહું. હાલની સ્થિતિને સુધારવા હું કાંઈક કરું.'

જનતા પક્ષના પ્રમુખ ચંદ્રશેખરને જેપીએ પત્ર લખ્યો. તેમાં એમના દિલને કોરતી ચિંતાઓ વ્યક્ત કરી. કરવા જેવી અનેક બાબતો પ્રત્યે ધ્યાન દોર્યું અને કહ્યું : 'જનતામાં જે અભૂતપૂર્વ ઉત્સાહ અને આશાનો સંચાર થયો હતો તે એકંદરે ટાઢો પડી ગયો છે, અને લોકોમાં નિરાશાની ભાવના વધી રહી છે. આનાં કારણો તપાસવાં જોઈએ......૩૦ વરસે ફરી આપણને જે એક મોકો હાથ લાગ્યો છે, તેને જો આપણી પોતાની વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા અથવા આગ્રહના માર્યા આપણે ખોઈ બેસીશું, તો લોકોનો વિશ્વાસઘાત કર્યો ગણાશે.'

પરંતુ આવી વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષાઓ અને આગ્રહો જ માથું ઊંચકવા લાગ્યા હતા. જનતા પક્ષના જુદા જુદા ઘટકો વચ્ચેની ખેંચતાણ અને ખટરાગ પણ વધતા જતા હતા. એ બધા ઘટકો અંદરોઅંદર અથડાઈ-કુટાઈને ફરી વેરવિખેર થઈ જશે, એવી ભીતિ વર્તાવા લાગી હતી. જેપીએ ચેતવ્યા પણ ખરા કે એક વાર આવી રીતે વેરાઈ જશો, તો પછી કોઈ તમારો ભાવ પણ નહીં પૂછે, તમારામાં કશી શક્તિ નહીં રહે. એમને ભારે અકળામણ થયા કરતી હતી. એક વાર જનતા પક્ષના બે નેતાઓ મળવા આવ્યા હતા. એમની હાજરીમાં એક ત્રીજી વ્યક્તિએ જનતા પક્ષના ઝઘડાની વાત કાઢી, ત્યારે જેપી કાંઈક ઉત્તેજિત સ્વરમાં બોલ્યા, 'મારું સ્વાસ્થ્ય જો સારું હોત, તો હું આ લોકોને પરેશાન કરી મૂકત.'

માર્ચ ૧૯૭૯માં જેપીએ મોરારજીભાઈને પત્ર લખ્યો : 'જે લોકોએ ૧૯૭૭માં મતદાન કરીને તમને અને તમારા સાથીઓને સત્તા પર બેસાડ્યા, તે લોકોની આકાંક્ષા અને તમે

જેવા મૂર્તિભંજક ન બન્યા. તેઓ મૂર્તિઓને જમીનદોસ્ત કરનારા નહીં, પણ મૂર્તિઓને ઘડનારા, નવો ઘાટ આપનારા શિલ્પી હતા. ( જુઓ પાન ૭૬-૭૭ )

આટલું બધું બન્યા છતાંયે જે૦પી૦ના મનમાં ઇન્દિરાજી માટે લવલેશ દ્વેષ કે અભાવો નહોતો. એટલે જ ઑગસ્ટ ૧૯૭૭ માં ઇન્દિરાજી એમને પટણામાં મળવા આવ્યા, ત્યારે મુલાકાત બાદ પત્રકારો સમક્ષ જે૦પી૦ના મોઢેથી આવી શુભકામના જ નીકળી : 'એમનો ભૂતકાળ ઉજ્જ્વળ હતો, એમનું ભવિષ્ય ઉજ્જ્વળતર નીવડો !'

કૉંગ્રેસ પક્ષ માટે પણ જે૦પી૦ના મનમાં આવી જ શુભ-કામના હતી : 'કૉંગ્રેસની પોતાની મહાન પરંપરા છે. આજેય દેશભરમાં તેનું ખાસ્સું મોટું સંગઠન છે. જ્યાં એ પોતાને કટોકટીના અવશેષોથી મુક્ત કરીને લોકશાહી પ્રત્યેની પોતાની નિષ્ઠા ફરી સ્થાપિત ન કરે ત્યાં સુધી લોકો તેના પર વિશ્વાસ ન મૂકી શકે. આવી રીતે નવસંસ્કરણ પામેલી કૉંગ્રેસ ભારતીય રાજ્ય-વ્યવસ્થામાં શક્તિના એક સ્રોતરૂપ બની રહેશે, કેમ કે દ્વિપક્ષી પદ્ધતિ માટે તે એક આધાર પૂરો પાડશે. આમ, કૉંગ્રેસ પુનર્જી-વિત થાય તેમાં મને રસ છે. તેના માટે મારા મનમાં કોઈ દ્વેષ નથી. દેશના રાજકીય જીવનમાં તે પણ પોતાની ઉચિત ભૂમિકા ભજવતી રહે, એમ હું ઇચ્છું.'

ખરે જ, આ એક જુદી માટીનો માનવી હતો. અને તેથી જ વહેવારડાહ્યા રાજકારણીઓને એની વાત પૂરી ન સમજાય, તે પણ સ્વાભાવિક હતું. છતાંયે જો એમનું સ્વાસ્થ્ય સારું રહ્યું હોત, તો વહેવારડાહ્યા રાજકારણીઓને પણ એમણે રાજકારણમાં ફરી એક નવી તરાહ ઊભી કરવા માટે દોરવણી આપી હોત. તબિયતને લીધે પોતે લાચાર છે, એવો વસવસો પાછલા વરસોમાં જે૦પી૦ના મોટેથી વારંવાર સાંભળવા મળતો. એ કહેતા કે ૧૯૭૭ની ચૂંટણી બાદ જો હું તુરત બીમાર ન પડી ગયો હોત, અને મારું ભારતવ્યાપી ભ્રમણ ચાલુ રાખી શક્યો હોત, તો કદાચ સરકાર ઉપર અને તેની નીતિઓ ઉપર પ્રભાવ પાડી શકે એવું લોકમતનું દબાણ હું ઊભું કરી શક્યો હોત.

**લોક-સંપર્કના અભાવે પંગુતા**

લોકો વચ્ચે જવું, લોકો સાથે હળવું-ભળવું, લોકોના સુખદુઃખમાં ભાગ પડાવવો, વિચારોનું આદાનપ્રદાન કરતા રહેવું, એ જે૦પી૦ માટે શક્તિનો મોટો સ્રોત હતો. લોકો સાથેના આત્મીય સંબંધમાંથી એમને સ્ફુરણા થતી. પરંતુ એ સ્રોત હવે લગભગ સુકાઈ ગયો હતો. લોહિયા ઘણી વાર કહેતા કે, 'જે૦પી૦ લોકનેતા છે. એ લોકસમૂહને લઈને ચાલે છે. એ લોકસમૂહને સમજે છે, અને લોકસમૂહ પણ એમને સમજે છે.' જે૦પી૦એ પોતે પણ ઘણી વાર કહ્યું છે કે, 'જ્યારે મારી સામે લોકસમૂહ ખડો થાય છે, અથવા હું લોકસમૂહ સામે ખડો થાઉં છું, ત્યારે મને અનુભવ થાય છે કે એમનામાંથી કોઈ શક્તિ નીકળીને મારામાં પ્રવેશ કરી રહી છે. જનતા ચૂપ રહે છે, તોયે મને લાગે છે કે તે મને કાંઈક કહી રહી છે, અને હું સાંભળી રહ્યો છું.' લોકહૃદયમાંથી અનાયાસ પ્રગટ થઈને જે૦પી૦ને "લોકનાયક"નું બિરુદ મળ્યું, તે કેટલું બધું યથોચિત હતું તે આના પરથી સમજાય છે. લોકોની છઠ્ઠી ઇંદ્રિય દ્વારા જ આવી વસ્તુ સહેજે ઝિલાઈ જતી હોય છે.

પરંતુ આવા જીવંત લોકસંપર્કના અભાવમાં પોતાનાં પાછલા વરસોમા જે૦પી૦ કાંઈક પંગુતા અનુભવતા હતા, પરિસ્થિતિ ઉપર પોતાની પકડ નથી રહી એમ અનુભવતા હતા. વળી, એમને એવીયે લાગણી થતી કે હવે એમની કોઈને પડી નથી, એમનું કોઈ સાંભળતું નથી, એમની વાત પર કોઈ ધ્યાન દેતું નથી. એક વાર એમને કોઈએ પૂછ્યું, 'જનતા પક્ષના નેતાઓને તમે કેમ કાંઈ કહેતા નથી? એ બધા ખોટે રસ્તે જઈ રહ્યા છે.' ત્યારે જે૦પી૦ બોલ્યા : 'એ લોકો મારી વાત ત્યારે સાંભળત, જ્યારે મારી પાછળ હજારો-લાખો લોકો ઊભા હોત. એવી શક્તિના અભાવમાં એ લોકો મારી વાત નહીં સાંભળે. એટલે મેં કાંઈ કહેવાનું છોડી દીધું છે.'

**'બાગ ઊજડ ગયા !'**

ગાંધીજીની જેમ જે૦પી૦ પણ પોતાના છેલ્લા દિવસોમા મહાભારતનો પેલો શ્લોક ગણગણ્યા કરતા : उर्ध्ववाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे—ઊંચા હાથ કરી-કરીને બૂમો પાડું છું, પણ મારું કોઈ સાંભળતું નથી ! એ જોતા કે સરકારમાંના કોઈ એમની સલાહ કે માર્ગદર્શન માટે આતુર નહોતા. તેવા સંજોગોમાં પોતાનાં મંતવ્યો એમના ઉપર લાદવાનું એમને ઠીક નહોતુ લાગતુ. બલ્કે, ધીરે ધીરે તો જે૦પી૦ના મન પર એવી છાપ પડતી જતી હતી કે એમનાં કામોમાં પોતે માથું ન મારે, દખલ ન દે એવું એ લોકો ઇચ્છતા હતા.

આનુ પરિણામ એ આવ્યું કે પોતાની ચારે કોર જે બધું બની રહ્યું હતું, તેના મૂક સાક્ષી બનીને જે૦પી૦એ બેસી રહેવું પડ્યું. લોક-જાગરણનુ જે એક વાતાવરણ ઊભું થયું હતુ, તે ફરી વિખેરાઈ જતું જે૦પી૦ ખિન્ન મને જોતા રહ્યા. જે પક્ષને એમણે પોતાના એક અંગરૂપ માન્યો હતો, તે પક્ષને અંદરોઅંદરના વિખવાદને લીધે અસ્તવ્યસ્ત થતો જે૦પી૦ જોઈ રહ્યા. એમના મોઢેથી માત્ર આહ નીકળી ગઈ : 'બાગ ઊજડ ગયા !' એમનું સમાજવિજ્ઞાનીનુ દિલ કણસી ઊઠ્યું : 'ક્રાંતિનો આ જુવાળ પણ વ્યર્થ ચાલ્યો ગયો. માત્ર રાજકીય સત્તા-પલટો કરાવીને ઓસરી ગયો, ક્રાંતિની ગાડી આગળ ન વધી. એક વધુ ઐતિહાસિક તક ગુમાવી દેવાઈ.'

**નેતૃત્વની કમી**

આમાં અન્ય કારણોની સાથોસાથ નેતૃત્વનીયે કમી રહી. ૧૯૭૮ની ૨૦ ઑગસ્ટે જે૦પી૦એ આચાર્ય કૃપાલાનીને એક પત્રમાં લખ્યું : 'તમે અને મેં મોરારજીભાઈની વડાપ્રધાનપદે વરણી ભલે કરી હોય, પણ તેનો કોઈ પાડ એમના મનમાં હોય અથવા તો આપણી સલાહ ઉપર તેઓ ગંભીરતાપૂર્વક કશું

ધ્યાન આપતા હોય, તે વિશે મને ભારે શંકા છે. આપણે ગમે તે સલાહ આપીએ, એમણે તો પોતાનો માર્ગ નક્કી જ કરી લીધો હોય એમ લાગે છે. એ વડાપ્રધાન બન્યા ત્યાર પછી આટલા બધા મહિનાઓમાં એમણે વ્યક્તિગત મારી સાથે વાત કરવાની કે મને એક પત્ર સુધ્ધાં લખવાની ફિકર કરી નથી. તેથી મારી ભૂમિકા અળગા રહેવાની છે. મૂક પ્રેક્ષક બનીને જોયા કરવું. ક્યારેક કાંઈ કહેવા જેવું લાગે તો સીધું લોકોને ઉદ્દેશીને કહેવું.'

એ જ અરસામાં બ્લીટ્ઝ સાથે મુલાકાતમાં જે૦પી૦એ કહ્યું, 'મોરારજીભાઈએ જનતા પક્ષને હજી સુધી એક રાખ્યો છે. પણ લોકોને પ્રેરણાત્મક નેતૃત્વ એ પૂરું પાડી શક્યા નથી. સર્જનાત્મકતાની કોઈ ઝલક જણાતી નથી.'

૧૯૭૯ના જાન્યુઆરીમાં ઑબ્ઝર્વર સાથેની વાતચીતમાં જે૦પી૦એ કહ્યું : 'જનતા પક્ષને જો કાંઈક બીજા પ્રકારનું—વધારે પરિવર્તનકારી—નેતૃત્વ મળ્યું હોત તો કદાચ એ રાજનૈતિક જીવન, રાજનૈતિક પદ્ધતિ, રાજનૈતિક સંસ્થાઓ વગેરેને વધુ ક્રાંતિકારી બનાવવાની દિશામાં કામ કરત. મોરારજીભાઈની વરણી ઘણી દૃષ્ટિએ ઉપયોગી હતી. પરંતુ મને લાગે છે કે એમની પાસે એક સીમિત દૃષ્ટિ છે. પરિવર્તનની દૃષ્ટિએ જોઈએ તો એમની સીમિત ઉપયોગિતા છે. અને પાછા સત્તામાં આવ્યા બાદ એ કાંઈક—કહી જ દઉં—ઢીલા અને આત્મલિપ્ત, આત્મતુષ્ટ થઈ ગયા. એ માને છે કે એમણે મેળવી લીધું. અને આંદોલને એમના બારણે જે અવસર લાવીને મૂક્યો, તેનો એમણે કોઈ ઉપયોગ ન કર્યો. કદાચ આજે સામે જે પડકાર છે, તેને માટે જરૂરી એવી દૃષ્ટિ એમની પાસે નથી.'

## મૂલ્યાંકનોની સામાજિક અભિવ્યક્તિ

બંનેનું એકબીજા માટેનું મૂલ્યાંકન આજ ઉત્સાહપ્રદ નહોતું. પણ બંનેએ સામાજિકપણે જાહેરમાં એ મૂલ્યાંકન પ્રગટ કરી દીધાં છે. તેમાંનું સત્ય આપણે જ આપણી વિવેકબુદ્ધિ મુજબ તારવવું રહ્યું.

જે૦પી૦ની અંતિમ ક્રિયા થઈ રહી હતી, ત્યારે ૯ ઑક્ટોબર ૧૯૭૯એ સ્મશાનભૂમિ ઉપર જ "સન્ડે"ના પ્રતિનિધિએ મોરારજીભાઈની ટૂંકી મુલાકાત લીધી. ત્યારે એમણે કહ્યું : 'જે૦પી૦એ જિંદગીભર દેશને માટે કામ કર્યું. એમણે કદી પોતાના વિશે ન વિચાર્યું. આ એમની બાબત સૌથી મોટી વસ્તુ છે.'

પછી એમને પૂછવામાં આવ્યું કે જે૦પી૦ના આંદોલનના ઐતિહાસિક મહત્ત્વ વિશે તમારું મૂલ્યાંકન શું છે?

મોરારજીભાઈ : 'એ આંદોલનમાં નવું શું હતું? ઊલટે તો એ ગાંધીજીના આંદોલનની એક નકલ માત્ર હતી. એ આંદોલને સિદ્ધ શું કર્યું? તેમાંથી કશું ન નીપજ્યું. પ્રચાર ખૂબ થયો કે બિહાર આંદોલને બહુ અગત્યની ભૂમિકા ભજવી. પણ જો કટોકટી ન આવી હોત, તો કશું ન થયું હોત. કટોકટી આવી અને ત્યારે જ દેશ સમજ્યો. દેશમાં જે કાંઈ પરિવર્તન આવ્યું, તે કટોકટી અને તે દરમ્યાન થયેલ જુલમને કારણે આવ્યું. તે આપણે કારણે આવ્યું એમ કહીએ તો ખોટું છે.'

## જુવાળ શમી ગયો હતો

ખેર, જેવું સરકારની બાબતમાં બન્યું તેવું જ લોકસંગઠનની બાબતમાંયે બન્યું. લોકશાહીમાં લોક સર્વોપરી છે, એમ ચૂંટણીમાં ફરી એક વાર સિદ્ધ થયું. લોકોના મતદાનથી શાંતિમય રીતે સત્તાપલટો થયો. પરંતુ આ વસ્તુને કાયમ કરવા માટે પાયામાંથી લોકસંગઠનોની જરૂર હતી, લોકશક્તિને કેળવીને સંગીન બનાવે એવા રચનાત્મક કાર્યક્રમની જરૂર હતી. તે માટે જે૦પી૦એ લોકસમિતિનો કાર્યક્રમ રજૂ કર્યો હતો. પણ તે વસ્તુ જડ પકડી શકી નહીં. લોકસમિતિની મૂળ વિભાવના, સ્વરૂપ, કાર્યક્ષેત્ર અંગે પણ જોઈએ તેટલી સ્પષ્ટતા થઈ શકી નહીં. અને મૂળમાં તો આંદોલન દરમ્યાન જે જુવાળ દેખાતો હતો તે હવે ઓસરી ગયો હતો. લોકસમિતિ વગેરે કાર્યક્રમોને ઉપાડી લેવા માટે લોકોમાં ઉત્સાહ ને અભિક્રમ જણાતાં નહોતાં. છાત્ર યુવા સંઘર્ષ વાહિની પણ હજુ કાઠું કાઢી શકી નહોતી. બિહારની વાહિનીએ બોધગયામાં મંદિરની બેનામી જમીનનો પ્રશ્ન ઉપાડ્યો અને તેને જયપ્રકાશજીએ આશીર્વાદ પણ આપ્યા. પરંતુ દેશ આખામાં છાત્રયુવા સંઘર્ષ વાહિનીનું કોઈ વ્યાપક સંગઠન ઊભું થઈ શક્યું નહીં અને તેનું કોઈ આગવું ચરિત્ર પણ ઊપસી શક્યું નહીં. જે૦પી૦ જો પોતે પ્રત્યક્ષ કાર્યક્ષેત્રમાં રહ્યા હોત તો આ અતિગમને કદાચ દૂર કરી શક્યા હોત. પરંતુ તબિયતને લીધે એમના માટે સક્રિય બનવું અસંભવ થઈ ગયું હતું.

## માણસની શક્તિનીયે મર્યાદા

માણસની શક્તિનીયે એક મર્યાદા હોય છે. એવી મર્યાદા હવે જે૦પી૦ને વર્તાવા લાગી હતી. દેશ તાનાશાહીના ખતરામાંથી ઊગરી ગયો, ત્યારે જે૦પી૦એ કહેલું કે, 'મારું કાર્ય પૂરું થયું.' એ કથન એમના આનંદ અને સંતોષનું સૂચક હતું, તેવી જ રીતે પોતાની મર્યાદાના સ્વીકારનુંયે સૂચક હતું. ૧૯૭૮ના એપ્રિલમાં બોલા ચેટર્જીએ એમને પૂછ્યું કે તમારા આ કથનનો શો અર્થ? તમારું અસલ જયપ્રકાશનું કાર્ય કહી શકાય એવું કયું કાર્ય હતું, કે જે પૂરું થયું એમ તમે કહ્યું?

જવાબમાં જે૦પી૦ ઊંડા વિચારમાં પડી ગયા અને બોલ્યા : 'આ એક અઘરો સવાલ છે. પહેલાં તો મને યાદ નથી કે તે વખતે મેં શું કહેલું. પણ અત્યારે વિચારું છું તો લાગે છે કે રાજકીય ક્ષેત્રમાં સ્વતંત્રતા પાછી મળી અને લોકશાહી ખતરામાંથી ઊગરી ગઈ, અને તેમાં મેં કાંઈક ભાગ ભજવ્યો, એવા કોઈક અર્થમાં મેં આ કહ્યું હશે......જો કે હજી તો ઘણું કરવાનું બાકી છે. કદાચ મને એમ લાગ્યું હશે કે જેટલું થયું હતું, અથવા તો જેટલું હું કરી શક્યો હતો, તેટલું જ મારાથી થઈ શકે તેમ હતું. અને એ અર્થમાં મારા જીવનનું કાર્ય પૂરું થયું. છતાં કામ તો હજી વિશાળ પડ્યું છે. કવિના શબ્દોમાં—અપાર કરવાનું બાકી છે, અને થોડુંક થયું છે.'

મેળ પડતો નથી. આ એમનો નિશ્ચિત અભિપ્રાય હતો કે અમુક વાતાવરણમાં વ્યક્ત થઈ ગયેલો ઊર્મિશીલ ઉભરો હતો, તે નક્કી કરવાનું પણ આજે હવે શક્ય નથી અને તેમ છતાં વિનોબા પ્રત્યેનું આકર્ષણ અને પ્રેમ–આદર જે૦પી૦ના દિલમાં છેવટ સુધી જેવાને તેવાં રહેલાં એ નક્કી છે. ૧૯૭૮ના પાછલા ભાગમાં એક વાર સર્વ સેવા સંઘના આગેવાનો સાથે બીજી કશીક ચર્ચા ચાલતી હતી, ત્યારે છેવટે એકાએક જે૦પી૦એ અકારણ લાગણીસભર સ્વરે કહેલું : 'મારી એક વાતનો ખ્યાલ રાખજો. વિનોબાજી સાથે સંપર્ક રાખતા રહેજો અને એમની પાસે જતા રહેજો, કેમ કે એમનું મહત્ત્વ એમના ચાલ્યા ગયા પછી સમજાશે.'

૧૯૭૮ના જુલાઈમાં પ્રસિદ્ધ કટાર-લેખિકા રામી છાબડાએ જે૦પી૦ની મુલાકાત લીધી. તે વાતચીતમાં જે૦પી૦એ કહ્યું : 'આપણી મુખ્ય ચિંતા રાષ્ટ્રનિર્માણના કામ ઉપર કેન્દ્રિત થવી જોઈતી હતી. પણ રાજકીય ગતિવિધિઓએ તેમ થવા દીધું નહીં.' પછી વચ્ચે બીજી થોડી વાત થઈ. ત્યાર બાદ ક્ષણભર મૌન થઈ જઈને જે૦પી૦એ અગાઉની જ વાતનો તંતુ આગળ વધાર્યો : 'આ દેશમાં બહુ ઓછા લોકોએ રાષ્ટ્રીય પુનરુત્થાન બાબત ખરેખર વિચાર્યું છે. ગાંધીએ વિચાર્યું હતું અને વિનોબા ભાવેએ વિચાર્યું હતું. કદાચ તમને સાંભળીને નવાઈ લાગશે, પણ વિનોબાજી આ દેશની સિકલ બદલી શકે તેમ હતા. પરંતુ તેઓ હવે કર્મક્ષેત્રમાંથી સંન્યાસ લઈ ચૂક્યા છે. તેને લીધે જે સ્થાન ખાલી પડ્યું છે, તે હજી સુધી ભરી શકાયું નથી. હું કદાચ અંશતઃ તે ભરી શક્યો હોત, પણ હવે તો હું એક બીમાર માણસ છું.'

આમ, જે૦પી૦-વિનોબાનો પ્રેમસંબંધ છેવટ સુધી જેવો ને તેવો રહ્યો હતો. વિચારોમાં પણ ઘણું સામ્ય હતું. થોડોક વિચારભેદ અને એપ્રોચભેદ જણાતો હતો, તેમ છતાં બંનેની પરસ્પરની આત્મીયતામાં કોઈ ફરક પડ્યો નહોતો. જ્યારે મળવાનો પ્રસંગ આવતો, ત્યારે વિનોબાની આંખમાંથી ગંગા-જમના વહેતી. બંને ભાવવિભોર થઈ ઊઠતા.

### 'નાગપુર આવી ગયું કે ?'

છેલ્લી ગંભીર માંદગી બાદ મુંબઈ હતા, ત્યારે અવારનવાર જે૦પી૦ કહ્યા કરતા કે એક વાર વિનોબાજીને મળવાનું ઘણું મન છે. એમની આવી ઉત્કટ ઇચ્છા જોઈને કેટલાક સાથીઓએ જે૦પી૦ મુંબઈથી પટણા જાય ત્યારે વચ્ચે વિનોબાને મળી લેવાય એવું ગોઠવ્યું. એમની નરમ તબિયતને લીધે સરકારે ખાસ વિમાનમાં એમને પટણા મોકલવાની વ્યવસ્થા કરેલી. વચ્ચે નાગપુર ઊતરી જે૦પી૦ને મોટરમાં પવનાર ન આવવું પડે, તે ખાતર વિનોબાજી પવનારથી નાગપુર આવે અને બંને જણ નાગપુરમાં મળે એવી ગોઠવણ થઈ હતી.

પરંતુ જે૦પી૦ની નજીકના કેટલાક નાના માણસોને આ પસંદ નહોતું. એમણે છેલ્લી ઘડીએ બધી વ્યવસ્થા બદલી નાખી, અને જે૦પીનું વિમાન નાગપુર જવાને બદલે સીધું પટણા પહોંચ્યું. જે૦પી૦ને આની જાણ કરેલી કે નહીં, અને કરી હોય તે જ્યાં એ ભૂલી ગયેલા, ભગવાન જાણે ! પરંતુ વિનોબાજીને મળવાની વાત એમના દિલમાં એટલી બધી તીવ્ર હતી કે વિમાન ઊતરાણ કરી રહ્યું હતું ત્યારે જે૦પી૦ બોલી ઊઠ્યા, 'નાગપુર આવી ગયું કે ?'

આમ, અત્યંત તીવ્ર ઇચ્છા છતાં છેલ્લે જે૦પી૦ વિનોબાજીને ન મળી શક્યા. આ ૧૯૭૯ના જુલાઈની વાત. પછી તો પટણાથી નીકળવાનું થયું જ નહીં, અને ત્રણેક મહિનામાં તો એમનું દેહાવસાન થયું.

છેલ્લા દિવસોમાં જે૦પી૦ ભારે પરવશતામાં જીવ્યા. એમના એક મિત્ર ભોલા ચેટરજીએ એમની આ પરવશતા આવી રીતે વર્ણવી છે : 'ક્યારેક એમ લાગતું કે એ હવે પોતાની જાતના સ્વામી રહ્યા નહોતા. એમના અને બીજાઓના સંપર્ક વચ્ચે એક ખાઈ ઊભી થઈ ગઈ હતી. એમણે શું વાંચવું અને શું ન વાંચવું, કયા પત્રો–અહેવાલો વગેરે જોવા કે ન જોવા, કોને મળવું અને કોને ન મળવું—આ બધું એમને માટે બીજા નક્કી કરી આપતા ! આટલું જ નહીં, અનેકો એમનું નામ વટાવી ખાતા અને એ હરફેય નહોતા ઉચ્ચારતા. શારીરિક ને માનસિક બધી જ યાતના એ સહન કર્યે જતા. ભારે મોટી તિતિક્ષામાંથી એ ગુજરી રહ્યા હતા.'

### શારીરિક યાતનાની અસહ્યતા

શરીર એમનું જર્જર થતું જતું હતું. ઘણા નબળા પડી ગયા હતા. ભાવુક પણ બની ગયેલા. ઘણી વાર કહેતા, ભગવાને મને કેવો લાચાર બનાવી મૂક્યો છે ! એકાંતરે કરાવવા પડતા ડાયલીસિસથી તો તંગ આવી ગયા હતા. કહેતા, મારે આ ઉપચાર કરાવવો જ નથી, હું આનાથી ત્રાસી ગયો છું ! ડાયલીસિસ દરમ્યાન કષ્ટ પણ બહુ પડતું. શરીર એટલું દુખતું કે ડાયલીસિસ વખતે કલાકો સુધી કોઈ ને કોઈ એમનું શરીર દાબતું રહેતું. ગંગાબાબુ એમના પરમ મિત્ર. જે૦પી૦ એમને કહ્યા જ કરતા કે, 'હવે જીવવાની ઇચ્છા નથી. આવી જિંદગી કરતાં તો મૃત્યુ સારું. ગંગાબાબુ, કંઈક ઉપાય કરો ને ! તમે મિત્ર થઈનેય આટલું નથી સમજતા કે હું કેટલું કષ્ટ ભોગવી રહ્યો છું ! આ જીવનનો શાંતિમય અંત આવે એવું કરો !'

વચ્ચે વચ્ચે એમને સાવ વિસ્મરણ થઈ જતું. માણસોનેય ભૂલી જતા અને ઘડીક પહેલાં કરેલી વાત પણ ભૂલી જતા. છતાં અમુક પ્રસંગોની, ઘટનાઓની સ્મૃતિ પાછી એકદમ તાજી પણ રહેતી. બહુ ભૂતકાળની વાત પણ પૂરેપૂરી યાદ કરીને વિગતે કહી શકતા, આવું સ્મરણ–વિસ્મરણ બેઉ ચાલતું. બારીક જોવા અને પરખ કરવાની શક્તિ એમની ઘણી ક્ષીણ થઈ ગઈ હતી.

જે૦પી૦નું જીવન આખું લોકોની વચ્ચે એટલું બધું પ્રવૃત્તિમય વીત્યું હતું કે હવે ઘરમાં બેસી રહેવું એમને બહુ જ આકરું

લાગતું હતું. ઘણી વાર કહેતા કે, ‘ આમ પથારીમાં પડ્યો પડ્યો થાકી ગયો છું. ભગવાનને એક જ પ્રાર્થના કરું છું કે હવે બોલાવી લે મને. મારું કામ તો પૂરું થઈ ગયું. તારા કામને હવે તું જ સંભાળી લે. ’ વળી કહેતા, ‘ હવે જીવન ભારરૂપ બની ગયું છે. આમ જીવીને શો લાભ? જ્યારે કાંઈ કરી નથી શકતો. ત્યારે આમ જીવતો શું કામ છું? ’ આજુબાજુની પરિસ્થિતિથી વ્યથિત થઈને ક્યારેક બોલી ઊઠતા, ‘ કયાં પાપ કર્યાં હશે કે આ બધું જોવું પડે છે? ’

છેલ્લા દિવસોમાં એક સંસ્કૃત સુભાષિત રટયા કરતા હતા. मुहूर्तं प्रज्वलितं श्रेयः, न तु धुमायते चिरम् ( લાંબા વખત સુધી ધુમાયા કરવા કરતાં ક્ષણવારમાં પ્રજ્વલિત થઈને બળી જવું બહેતર ). આ તો જાણે એમનો મંત્ર જ બની ગયેલો. દિવસમાં બે-ચાર વાર આ બોલ્યા જ હોય. મહાભારતનો સાવિત્રી મંત્ર પણ વારંવાર યાદ કરતા. કોઈ આવીને દીર્ઘાયુ માટે શુભેચ્છા વ્યક્ત કરતું, તો જે૦પી૦ કહેતા, ‘ મને આયુષ્ય નહીં, સ્વાસ્થ્ય જોઈએ છે. જ્યાં સુધી જીવતો રહું, સ્વસ્થ રહીને કાંઈક કરી શકું એવી કામના કરો! ’

**મૃત્યુની વિશેષ અનુભૂતિ**

મૃત્યુનો ડર તો જે૦પી૦ને પહેલેથી જ ક્યારેય નહોતો. ઘણી જોખમભરી જિંદગી એ જીવ્યા હતા. ગમે તે ઘડીએ મૃત્યુ આવે તેની એમને ચિંતા નહોતી. આ એમના સ્વભાવમાં જ હતું. કોઈ ચિંતન-મનનથી કે ફિલસૂફીથી નહીં, જીવનની અનુભૂતિમાંથી જ આ નીપજ્યું હતું. ચંડીગઢના બંદીવાસમાંથી છૂટયા બાદ ત્રણ વાર જે૦પી૦ મૃત્યુને બારણેથી પાછા ફર્યા હતા. તેમાંયે છેલ્લે માર્ચ ૧૯૭૯ની માંદગી વખતે તો જાણે ઘડીઓ જ ગણાતી હતી. દેશ આખો અધ્ધરશ્વાસ થઈ ગયો હતો. થોડીક ગફલતને કારણે લોકસભામાં તેમ જ આકાશવાણી પરથી તા. ૨૨ માર્ચ ૧૯૭૯ના રોજ બપોરે એવી જાહેરાત પણ થઈ ગઈ કે જે૦પી૦ મૃત્યુ પામ્યા છે. પાછળથી એ સમાચાર ખોટા હતા એમ જાહેર થયું. આવી રીતે ત્રણ વાર મૃત્યુને બારણેથી પાછા ફરવાની કાંઈક વિશેષ અનુભૂતિ પણ થઈ હતી. એમણે કહેલું કે, ‘ મૃત્યુના બારણેથી પાછા ફરવાનો એક પાઠ હું શીખ્યો છું. બહુ મોટી ઉપલબ્ધિ તે અનુભવથી મને પ્રાપ્ત થઈ છે, અને તે માટે હું ભગવાનનો બહુબહુ હૃદયપૂર્વક આભારી છું. ’

આમ, છેલ્લે છેલ્લે તો સવિશેષ મૃત્યુનો કોઈ ભય એમને રહ્યો નહોતો. કહેતા કે, ‘ મૃત્યુ સાથે મેં સમજૂતી કરી લીધી છે. જે ક્ષણે મૃત્યુ આવે, હું તૈયાર બેઠો છું. ’

ગંગાબાબુ એમને રવીન્દ્રનાથ ઠાકુરની મૃત્યુ વિશેની કેટલીક રચના સંભળાવતા. જે૦પી૦ તેનાથી પ્રભાવિત થયા હતા. પરંતુ એ કહેતા કે, ‘ રવીન્દ્રબાબુએ પોતાની પ્રતિભાના બળે મૃત્યુને આટલું સરસ, આટલું મોહક બનાવી દીધું છે. મૃત્યુ જો આટલું બધું આકર્ષક હોય, તો લોકો તેનાથી ગભરાય છે શું કામ? મને લાગે છે કે રવીન્દ્રબાબુની પ્રતિભાને કારણે જ એ વસ્તુ આટલી બધી ઊંચી ઊઠી ગઈ છે. વાસ્તવિકતા કરતાં તેમાં કલ્પનાનું જોર વધારે છે. ’

પરંતુ છેલ્લે ૧૯૭૯ના માર્ચની ગંભીર માંદગી બાદ જે૦પી૦એ પોતાનો અભિપ્રાય બદલ્યો. એમણે કહ્યું કે, ‘ મુંબઈથી આવ્યા બાદ હું મારા પોતાના અનુભવ પરથી કહી શકું છું કે રવીન્દ્રનાથ સાચા છે. મૃત્યુ એક ભારે મોહક વસ્તુ છે. એ કોઈ ડરવાની ચીજ નથી, ગભરાવાની ચીજ નથી. મારો ખ્યાલ છે કે મૃત્યુ કષ્ટદાયક નથી. અને આનો કાંઈક અનુભવ મને હમણાં મુંબઈમાં થયો છે. ’ આ વિશેષ અનુભૂતિની વાત એમણે ગંગાબાબુને કહેલી.

છેલ્લા દિવસોમાં ઘણાને એવો અનુભવ થયેલો કે વાત કરતાં કરતાં જે૦પી૦ ક્યાંક દૂર-દૂર ખોવાઈ જતા, અને ઘણી પળો ચૂપકીદીમાં પસાર થઈ જતી. પછી જાણે કોઈ દૂર ઊંડાણેથી આ દુનિયામાં ફરી પ્રવેશતા હોય તેમ ફરી વાતમાં પરોવાતા. મૃત્યુથી થોડા દિવસ પહેલાં કેટલાક સાથીઓને જે૦પી૦એ એક અજબ વાત કહી: ‘ મને લાગે છે કે હું આ દુનિયાને કોઈ બીજી જગ્યાએથી જોઈ રહ્યો છું. ’

**ગાઢ બનતી જતી વિરક્તિ**

આમ તો છેલ્લાં બેએક વરસથી જે૦પી૦ કહ્યા કરતા કે મને રાજકીય ચર્ચાઓમાં ઝાઝો રસ નથી. છતાં કોઈ મળવા આવતું તો એ વાતો નીકળતી જ. પરંતુ એમની સાથે રહેનારાઓ જો આવી વાતો કાઢે, તો જે૦પી૦ મોટે ભાગે ટાળતા. કોઈ ગંભીર ચર્ચામાં પડવાનુંયે એમને નહોતું ગમતું. બસ, ગપસપ કરો, હળવી વાતો કરો, ભજન સંભળાવો. લાંબા સમય સુધી ભજનો સાંભળ્યા કરતા. એમનું અંતર્મન જાગ્રત રહેતું અને કાંઈ ને કાંઈ ચિંતનમાં હોય એમ લાગતું.

અને છતાં કાંઈ દુનિયાથી અલિપ્ત થઈ ગયા હતા એવુંયે નહોતું. રોજ સવાર-સાંજ છાપાંના સમાચાર સાંભળતા. દેશ-દુનિયાના સમાચાર જાણવા ઉત્સુક રહેતા. છાપાં હવે જાતે તો નહોતા વાંચી શકતા. ચશ્મા પહેરવાનું છોડી દીધેલું. ડૉક્ટરોનું કહેવું હતું કે ડાયાબિટીસ અને ડાયલીસિસની પ્રક્રિયાને કારણે એમની આંખો પર અસર થઈ છે, અને હવે ચશ્માથીયે ઝાઝો લાભ નહીં થાય. તેથી છાપાં એમને વાંચી સંભળાવવામાં આવતાં અને તેઓ ધ્યાનથી સાંભળતા. વાંચનમાં થતી ભૂલ પણ બતાવતા. ૧૯૭૯ના ફેબ્રુઆરીમાં નેપાળ કોંગ્રેસના બે કાર્યકરોને ફાંસી અપાઈ. તેના સમાચાર આકાશવાણી ઉપર ન આવ્યા. જે૦પી૦એ તુરત કેન્દ્રના માહિતી ખાતાના પ્રધાન અડવાણીને કાગળ લખી ધ્યાન દોર્યું. આવી લોકસંગ્રહની વૃત્તિ છેવટ સુધી જણાતી હતી.

પરંતુ સાથોસાથ એક પ્રકારની વિરક્તિ પણ વર્તાતી હતી. જનતા પક્ષમાં છેલ્લે જે ઊથલપાથલ ચાલી તેમાં લગભગ છેવટ સુધી જે૦પી૦એ ઝાઝો રસ ન લીધો. અંતે નેતાઓના ક્ષુદ્ર સ્વાર્થને કારણે જનતા પક્ષમાં ભંગાણ પડયું અને કેન્દ્રમાં

જનતા સરકાર તૂટી. છેલ્લી ઘડીએ જે૦પી૦ને એ વિવાદમાં નાહકના સંડોવવામાં આવ્યા. એક જૂના સાથીના આગ્રહથી જે૦પી૦એ ચંદ્રશેખર અને મોરારજીભાઈને પત્રો લખ્યા કે તમે બંને ખસી જઈ જગજીવનરામને વડાપ્રધાન થવા દો. જે૦પી૦ આવી રીતે બીજાના દોરવ્યા વિવાદમાં પડ્યા તેથી એ બંનેને ખોટું લાગ્યું, છતાં ચંદ્રશેખરે કહ્યું કે તમારો નિર્દેશ મારા માટે અંતિમ વાક્ય છે. મોરારજીભાઈએ કહ્યું કે મારા અંતરાત્માને હું થોડાક લોકોની ચાલબાજીને વશ થવા દઈ શકું નહીં. ૧૯૭૭ના માર્ચમાં તુમુલ મંથનને અંતે જે કાંઈ મેળવાયું હતું તે બધું ધોવાઈ ગયું.

આ બધું જ જે૦પી૦ મૂંગા મોઢે જીરવી ગયા. ચૂપ રહ્યા, નિરપેક્ષ રહ્યા, વિરક્ત રહ્યા. જોનારા કહે છે કે છેલ્લે છેલ્લે જે૦પી૦ કાંઈક વધારે સ્વસ્થ જણાતા હતા, શાંત જણાતા હતા. તબિયતમાંયે ઘણો સુધારો થયેલો લાગતો હતો. ચિત્ત પણ સ્વસ્થ હતું. બુઝાતા દીપકનો આ છેલ્લો ચમકારો હતો.

## અંતિમ યાત્રા

૧૯૭૯ની ૭ ઑક્ટોબરે જે૦પી૦ ફરી થોડા અસ્વસ્થ થઈ ગયા. શ્વાસ લેતાં તકલીફ થતી હતી, પેટમાં દુખાવો થતો હતો. એમને ઑક્સીજન આપવામાં આવ્યો. તેનાથી થોડી રાહત થઈ. બપોરે એમના જૂના મિત્ર અચ્યુત પટવર્ધન મળવા આવેલા. બંનેએ ખૂબ પ્રેમથી વાતો કરી. પણ પોતાની તબિયત વિશે જે૦પી૦ બોલ્યા કે, મૃત્યુની રાહ જોતો બેઠો છું. આમ તો એ ડાયલીસિસ કરવાનો દિવસ નહોતો. પરંતુ જે૦પી૦ને હજી બેચેની ચાલુ હતી એટલે સાંજે એમને ડાયલીસિસ શરૂ કરવામાં આવ્યું, તે રાતે નવેક વાગ્યા સુધી ચાલ્યું. ભોજન પણ ડાયલીસિસ દરમ્યાન જ લીધું. દસેક વાગ્યે સૂઈ ગયા.

રાતે એમનું ધ્યાન રાખવા વારાફરતી કોઈ ને કોઈ રહેતું. ૮ ઑક્ટોબરે જે૦પી૦ સવારમાં પોણા પાંચે ઊઠ્યા. બાથરૂમ જઈ આવ્યા. અમૃત કિશોર નામના જે ભાઈ એમની પાસે હતા એને કહ્યું કે, જા, હવે સૂઈ જા! પોતે પણ ફરી સૂઈ ગયા. લગભગ ૫–૪૦ ના સમયે બીજા એક ભાઈ જગદીશબાબુ જોઈ ગયા, ત્યારે પણ જે૦પી૦ સૂતા હતા. ૭ વાગવામાં પાંચ-સાત મિનિટ બાકી હતી, ત્યારે એમનો અંગત સેવક ગુલાબ ઓરડામાં આવ્યો અને ચોંકી ઊઠ્યો. જે૦પી૦ પથારીમાં એક બાજુ પડ્યા હતા, એક હાથ બહાર લટકતો હતો, આંખો બંધ હતી, મોઢું ખુલ્લું હતું. પ્રાણપંખેરું ઊડી ગયું હતું.

માનવજાતના આ એક મહાન સેવકને કરોડો હૈયાએ મૂક શ્રદ્ધાંજલિ આપી. દેશવિદેશના અનેક મિત્રો અને નેતાઓએ એમનાં જીવન અને કાર્યને બિરદાવ્યાં. ૯ ઑક્ટોબરે પટણામાં ગંગાઘાટે લાખો લોકો સમક્ષ અગ્નિદાહ દેવાયો. પાર્થિવ દેહ પંચમહાભૂતમાં ભળી ગયો, આત્મા લોકાત્મામાં.

જયપ્રકાશજીના મૃત્યુના સમાચાર જ્યારે વિનોબાજીને આપવામાં આવ્યા, ત્યારે એ બોલ્યા : 'પ્રાર્થના પછી બોલીશ. ઉંમરમાં જે ચાલ્યા જાય છે, તેઓ ભગવાનનું ચિંતન કરતાં કરતાં જાય છે.'

## ના કોઈ બૈરી, નાહિ બિગાના

આશ્રમમાં પ્રાર્થના કરવામાં આવી. જાહેર સભાનું સૂચન થયું ત્યારે વિનોબાજીએ કહ્યું, 'આવે પ્રસંગે બોલી તો શું શકાય? મૌન જ સૌથી ઉત્તમ છે.' વિનોબા એ બપોરનું ભોજન ન લઈ શક્યા. જે૦પી૦ની સ્મૃતિમાં ખોવાયેલા રહ્યા. આશ્રમવાસીઓ સમક્ષ બોલતાં કહ્યું : 'લોકોએ એમને લોકનાયકની ઉપાધિ આપેલી. પરંતુ એમણે પોતાને કદી લોકનાયક માન્યા નહોતા, લોકસેવક જ માનેલા. તેઓ જો ઇચ્છત તો વડાપ્રધાન અથવા રાષ્ટ્રપતિ બની શકત. પરંતુ એવી કોઈ ઇચ્છા એમના મનમાં કદાપિ થઈ નહીં. લોકોના સ્તર પર રહીને એ લોકોની સેવા કરતા રહ્યા.'

વિનોબા જે૦પીને પ્રેમથી જપજી અને જપુજી કહેતા. "જપુજી" ગુરુ નાનકના પ્રખ્યાત ગ્રંથનું પણ નામ છે. જયપ્રકાશજીની સ્મૃતિમાં વિનોબાને તેમાંનું એક ભજન યાદ આવ્યું. જયપ્રકાશજીનાં જીવન અને કાર્યને એ ઉત્તમ રીતે વ્યક્ત કરે છે : "બિસર ગઈ સબ તાત પરાઈ......ના કોઈ બૈરી નાહિ બિગાના......"

માનવજાતના આ મહાન સેવકને કોઈની સાથે વેર નહોતું, કોઈ એમને મન પરાયું નહોતું. એમના સાખોદેવરા આશ્રમમાં એક તખ્તી પર જે૦પી૦નું પોતાનું વચન કોતરાયેલું છે : 'પોતીકા-પરાયાનો ભેદ મિટાવવો, એ જ સૌથી ઊંચો ધર્મ છે.'

## માલિક, તેરી રજા રહે!

નાનકના ઉપર્યુક્ત ભજનની એક અન્ય પંક્તિ પણ જયપ્રકાશજીને લાગુ પડતી હતી અને છેલ્લે છેલ્લે તો તે એમના જીવનમાં આત્મસાત્ થઈ ગયેલી જણાતી હતી : 'જો પ્રભુ કીન્હો સો ભલ માન્યો.' અત્યંત પ્રવૃત્તિમય એમનું જીવન વીત્યું હતું. પણ તેનું ફળ બધું ઈશ્વરને સમર્પિત હતું. તેથી જ કશાથી એ લેપાયા નહીં. એમના પટણાના નિવાસસ્થાનમાં જે ઓરડામાં એમણે દેહ છોડ્યો, તેમાં દીવાલ પર એક વચન મઢેલું છે :

માલિક, તેરી રજા રહે,
ઔર તૂ હી તૂ રહે;
બાકી ન મૈં રહૂં,
ન મેરી આરજૂ રહે

વિચારોનું અધ્યયન-મનન, નિરીક્ષણ-પરીક્ષણ, અનુશીલન-પરિશીલન તેમ જ સમાજના વ્યાપક ક્ષેત્રમાં તેના અમલીકરણનું કામ એમણે કર્યું છે. ગાંધીના વિચારો અને વ્યક્તિત્વથી સૌ પ્રથમ પ્રભાવિત થયા તથા એ પ્રભાવ હેઠળ જ આ ક્રાંતિખોજની એમણે દીક્ષા લીધી. પછી માર્ક્સના વિચારોના પરિચયમાં આવ્યા. માર્ક્સનું જાગતિક અને માનવતાવાદી ચિંતન એમને આકર્ષી ગયું. વર્ગરહિત અને શાસનરહિત માનવસમાજની કલ્પના એમના હૃદયને સ્પર્શી ગઈ. એટલે માનવમુક્તિના એક માધ્યમરૂપે માર્ક્સની વિચારસરણીનો એમણે સ્વીકાર કર્યો અને તે અનુસાર સમાજ-પરિવર્તન માટે મથામણ કરી. પરંતુ ચિંતનમનન અને અનુભવને આધારે સમજાયું કે હિંસા, સરમુખત્યારશાહી, કેન્દ્રીકરણ, યાંત્રિક ઉદ્યોગીકરણ વગેરે પોતાના સાધ્યમાં વિક્ષેપરૂપ બનશે. લોકશાહી સમાજવાદનો વિચાર પણ એમને અધૂરો લાગ્યો. વળી, ભૌતિક-વાદથી માણસને સારા બનવાની પ્રેરણા કદાપિ મળી શકશે નહીં. આથી એમણે માર્ક્સની દ્વંદ્વાત્મક ભૌતિકવાદની ફિલસૂફીનો ત્યાગ કર્યો. જો કે ત્યાર પછી પણ માર્ક્સના ઘણા વિચારોનો પ્રભાવ એમના પર કાયમ રહ્યો અને સામાજિક પરિબળોનું વિશ્લેષણ મુખ્યત્વે માર્ક્સની પદ્ધતિએ એ કરતા રહ્યા. તેમ છતાં સમાજના નવનિર્માણનું કામ માર્ક્સની ફિલસૂફીની પ્રેરણા હેઠળ નહીં થઈ શકે તથા એ માર્ગે માનવીય સમાજરચનાની દિશામાં આગળ નહીં વધી શકાય એમ એમને લાગ્યું. તે માટે માનવીના નૈતિક-આધ્યાત્મિક પુનરુત્થાનની જરૂરિયાત પણ એમને વર્તાવા લાગી.

માર્ક્સવાદના પ્રભાવ હેઠળ હતા, ત્યારે ગાંધીના હિંદસ્વરાજનું ચિત્ર જયપ્રકાશના મનમાં વસ્યું નહોતું. પણ ચિંતન અને અનુભવને આધારે ધીરે ધીરે એ તે તરફ જતા ગયા. આમાં વિનોબા અને વિનોબાના આંદોલને પણ ભાગ ભજવ્યો.

**સર્વોદયના સત્ત્વનો સાક્ષાત્કાર**

વિનોબાના આંદોલન નિમિત્તે જયપ્રકાશને સર્વોદયના સત્ત્વનો સાક્ષાત્કાર થયો અને એમની ખોજયાત્રા ગાંધીમાર્ગે વળી. એમની સામે ગાંધીનો નવો આવિષ્કાર થયો અને ગાંધીને એ નવેસરથી સમજવા લાગ્યા. ગાંધીના જીવનદર્શન અને સમાજદર્શનનો મર્મ એ વધુ ને વધુ પામતા ગયા. પોતે માનવમુક્તિની જે ખોજ માટે નીકળેલા, તે ગાંધીના હિંદસ્વરાજના સપનામાં ફળીભૂત થઈ શકશે, એવી એમને પ્રતીતિ થઈ. અને એ હિંદસ્વરાજની સાર્થકતા વિનોબાની ગ્રામસ્વરાજની કલ્પનામાં છે, એમ પણ લાગ્યું. તેથી તે ગ્રામસ્વરાજની સાધનામાં જયપ્રકાશ રત થઈ ગયા. મૂળમાં જઈને જળસિંચનનું કામ ઉપાડયું. મુસહરીના પ્રયોગમાં લીન થઈ ગયા.

પણ સંજોગવશ જયપ્રકાશની એકાગ્રતા તૂટી અને મુસહરીનો પ્રયોગ અધવચ્ચે છૂટી ગયો. ત્યારબાદ શારીરિક અસ્વસ્થતા, પ્રભાવતીજીનો વિયોગ, રિક્તતાની ભીંસ, પરિસ્થિતિની અકળામણ, જાહેર જીવનમાંનો મૂલ્ય-હ્રાસ, ગ્રામસ્વરાજની તત્કાળ પરિણામ-દાયિતાનો અભાવ વગેરે કારણોસર જયપ્રકાશ ભારે વ્યથા અને વ્યાકુળતાની મનઃસ્થિતિમાં હતા. તેવામાં ગુજરાત-બિહારનાં યુવા આંદોલનોને કારણે કાંઈક નવો માર્ગ મળતો હોય એમ એમને લાગ્યું, અને એક નવા પ્રયોગમાં એમણે ફરી ઝંપલાવ્યું. નજર સામે હજી પેલો મુક્તારક જ હતો. એટલે આ આંદોલન દરમ્યાન એમના મોઢેથી "સંપૂર્ણ ક્રાંતિ"નું એલાન થયું. આમ તો ગ્રામસ્વરાજ આંદોલન દરમ્યાન પણ વિનોબા અને જયપ્રકાશના મોઢેથી આ નારો ઊઠેલો. માનવ-જીવનના એકેએક ક્ષેત્રને વ્યાપી વળતી સમગ્ર અને સર્વાંગીણ ક્રાંતિ કરવી છે, એવો ધ્વનિ ત્યારે પણ તેની પાછળ હતો. પરંતુ જયપ્રકાશના આ નવા આંદોલન દરમ્યાન આ નારો બુલંદીથી બોલાયો અને જનતાની જીભે રમતો થઈ ગયો.

પરંતુ આ મુખ્યત્વે એક નારો જ રહ્યો છે, તેની ઝાઝી સ્પષ્ટતા થઈ શકી નથી. તા. ૧૫-૯-૭૮ ની એક વાતચીતમાં ખુદ જયપ્રકાશે કહ્યું હતું : 'સંપૂર્ણ ક્રાંતિના આ વિચારની પહેલાં તો સ્પષ્ટ વ્યાખ્યા થવી જોઈએ અને પછી તેનું વિવરણ. આંદોલનમાંથી આ વિચાર ઊછળીને બહાર આવ્યો, પણ હજી સુધી તેની જોઈએ તેવી વ્યાખ્યા થઈ નથી. ધરમપાલ જેવા કોઈક સાથી અહીં થોડા દિવસ રહે અને સંપૂર્ણ ક્રાંતિના વિભિન્ન પાસાં વિશે મારી પાસેથી કાંઈક કઢાવે. આ રીતે કદાચ સંપૂર્ણ ક્રાંતિનું કાંઈક ચિત્ર ઊપસે, જે હું પોતે હજી સુધી દોરી કે દેખાડી શક્યો નથી.'

**સર્વોદય અને સંપૂર્ણ ક્રાંતિ એક જ**

એપ્રિલ ૧૯૭૮માં ભોલા ચેટર્જીએ એમને કહ્યું કે, 'તમે માર્ક્સવાદથી આરંભ કરેલો. તે છોડીને લોકશાહી સમાજવાદમાં અને પછી સર્વોદયમાં વિશ્વાસ મૂક્યો. હવે ફરી સર્વોદયને છોડયો. એક આખું વર્તુળ પૂરું થયું. આજે ફરી માર્ક્સવાદના છૂટેલા તંતુ તમે એકત્ર કરી રહ્યા છો. કેમ બરાબર છે ને ?'

ત્યારે જયપ્રકાશે અત્યંત દઢતાપૂર્વક કહી દીધું : 'ના, હું બિલકુલ આમ માનતો નથી. સાચો સમાજવાદ સર્વોદયમાં માને જ છે. ગાંધીએ સમાજવાદનો વધુ સારો રસ્તો બતાવ્યો છે.'

છેલ્લાં ચાર-પાંચ વરસમાં જયપ્રકાશે વારંવાર કહ્યા કર્યું : 'મારા મૂળ ઉદ્દેશમાં કશો ફરક પડ્યો નથી......નવી સમાજ-વ્યવસ્થાના સ્વરૂપ વિશે છેલ્લાં દસ-પંદર વરસમાં મેં જે વિચારો પ્રગટ કર્યા છે, તે આજે પણ એટલા જ સાચા છે......નવા સમાજનું મારું ચિત્ર મારા અત્યાર સુધીનાં અનેક લખાણો ને વક્તવ્યોમાં વેરાયેલું પડ્યું છે......મોટે ભાગે તે ગાંધીનું જ માળખું છે......સંપૂર્ણ ક્રાંતિ કાંઈ સર્વોદયથી અલગ નથી...... પદ્ધતિમાં કદાચ થોડો ફરક હોય, પણ તે પણ એમ્ફેસિસનો. ક્રાંતિ શબ્દથી બુનિયાદી પરિવર્તનનો જે બોધ થાય છે, તે ઉદય શબ્દથી નથી થતો. સંપૂર્ણ ક્રાંતિ શબ્દ વધુ આકર્ષક છે, તેથી હું તે વાપરું છું......સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પનામાં નૈતિક ક્રાંતિની સાથોસાથ ગ્રામસ્વરાજનો વિચાર પણ નિહિત હતો અને છે.'

આમ, દેવદત્તે નોંધ્યું છે તેમ ( જુઓ પાન ૧૮૧ ) વાસ્તવિકતા એ છે કે, ' વિચારસરણીની દૃષ્ટિએ જયપ્રકાશે સર્વોદયથી સંપૂર્ણ ક્રાંતિ સુધીની જે મજલ કાપી છે, તેનું અંતર શૂન્ય જ છે. તેમાં સારી પેઠે હિલચાલ, શોધ અને ખોજ થઈ છે. પણ ભાગ્યે જ કશું બદલાયું છે.'

ટૂંકમાં, હિંદસ્વરાજ, ગ્રામસ્વરાજ અને સંપૂર્ણ ક્રાંતિ ત્રણેયનો ભાવાર્થ લગભગ એક જ છે. નવી સમાજરચનાની કલ્પના બાબત ત્રણેય વચ્ચે કોઈ ફરક નથી, માત્ર શબ્દો જુદા જુદા છે. જયપ્રકાશની પોતાની ખોજયાત્રામાં એમનું સાધ્ય છેવટે પણ એનું એ જ રહ્યું હતું : નજર સામે માનવમુક્તિનો ધ્રુવતારક, અને ધરતી પર હિંદસ્વરાજ–ગ્રામસ્વરાજ–સંપૂર્ણ ક્રાંતિની રૂપરેખા.

**ગાંધી : વિપ્લવવાદનો જવાબ સુધારાવાદનો વિકલ્પ**

હિંદસ્વરાજની ગાંધીની વિભાવનાનાં મુખ્ય બે અંગો હતાં. ૧૯૦૯માં જ્યારે ગાંધીએ હિંદુસ્તાનના સ્વરાજની પોતાની કલ્પના શબ્દાંકિત કરી, ત્યારે તે મુખ્યત્વે વિપ્લવવાદીઓને જવાબરૂપે હતી તથા પશ્ચિમના સુધારાવાદના વિકલ્પરૂપે હતી. હિંદુસ્તાનનું સ્વરાજ વિપ્લવના માર્ગે, હિંસાના માર્ગે ન આવી શકે, ન આવવું જોઈએ, એ વાત ગાંધીએ તેમાં ઠોકી-વગાડીને કહી. ક્રાંતિ એટલે લોહીયાળ ક્રાંતિ જ, એવો જે રૂઢ ખ્યાલ હતો, તેના મૂળમાં ગાંધીએ પ્રહાર કર્યો અને ક્રાંતિની પ્રક્રિયામાં જ ક્રાંતિ આણવાની વાત મૂકી. અહિંસક ક્રાંતિના એક નવા માર્ગનો એમણે આવિષ્કાર કર્યો.

સાથોસાથ સમાજની નવરચનાનું ચિત્ર એમણે તે વખતના પરંપરાગત પશ્ચિમના ચિત્ર કરતાં સાવ ભિન્ન દોર્યું. પશ્ચિમના દેશોમાં "સુધારાવાદ"નો જે પવન વાતો હતો, તેને સ્વીકારવાનો ગાંધીએ ઇનકાર કરી દીધો. એ રીતે માનવીય અને અહિંસક સમાજરચના કદાપિ પ્રસ્થાપિત નહીં થઈ શકે, એવું અત્યંત દૃઢતાપૂર્વક પ્રતિપાદન કર્યું. ગાંધીએ માનવમૂલ્યો પર આધારિત સમાજની વાત મૂકી. સમાજનું ધારણપોષણ ધર્મ, બંધુત્વ અને પરિવારભાવનાથી થાય એમ ગાંધી ઇચ્છતા હતા. તેમ નહીં કરીએ તો કાયદો, વ્યવસ્થા, રાજ્યતંત્રનું જટિલ માળખું, બંધારણ વગેરેની ભુલભુલામણીમાંથી કદી છૂટી શકાશે નહીં. અને એ બધું પોલીસ, લશ્કર, કોર્ટ વગેરેને આધારે જ ટકી શકશે. શસ્ત્રાસ્ત્રો અને યુદ્ધની બિભીષિકામાંથી પણ પછી બચી શકાશે નહીં. આથી ગાંધીએ પાયામાંથી ગ્રામસમાજો ઊભા કરવાની વાત મૂકી. તે વખતના સરકાર-આધારિત ઢાંચા કરતાં સાવ ભિન્ન ઢાંચો ઊભો કરવાની ગાંધીની કલ્પના હતી.

ગાંધીની હિંદસ્વરાજની આ વિભાવના એક યુગપ્રવર્તનકારી વિભાવના છે. વિનોબાએ એક વાર કહેલું કે ગાંધીમાં આપણને પુરાતન પરંપરાનું ફળ અને નૂતન પરંપરાનું બીજ સાંપડ્યું છે. આ પણી દૃષ્ટિએ યથાર્થ છે. ભૂતકાળમાં મહાપુરુષોએ આપણને જે કાંઈ આપ્યું, તેનો સાર આપણે ગાંધીમાં પામ્યા. અને ભવિષ્યમાં આવનારા મહાપુરુષોનાં બીજ પણ પામ્યાં.

**વિનોબા : હિંસાશક્તિની વિરોધી, દંડશક્તિથી ભિન્ન**

વિનોબાએ ગાંધીનાં બીજનું સંગોપન-સંવર્ધન કર્યું, ગાંધીના વિચારોને સુવ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. "સ્વરાજશાસ્ત્ર" લખી આપ્યું. વિપ્લવવાદીઓને જવાબ અને પશ્ચિમના સુધારાવાદનો વિકલ્પ—આ બંને આશયને અભિવ્યક્ત કરતું "સર્વોદયનું ઘોષણાપત્ર" ઘડી આપ્યું : ' આપણે હિંસાશક્તિની વિરોધી અને દંડશક્તિ (કાયદા)થી ભિન્ન એવી સ્વતંત્ર લોકશક્તિ પ્રગટ કરવી છે. ' ( જુઓ પાન ૨૯૩ )

વિનોબાની આ વાતથી છિન્નસંશય થઈને જયપ્રકાશે અહિંસાત્મક ક્રાંતિ માટે પોતાનું જીવનદાન આપ્યું. ઇતિહાસના તેમ જ પોતાના અનુભવને આધારે એમણે હિંસાને ત્યાજ્ય ગણી ગાંધીની સાધનશુદ્ધિની વાત સ્વીકારી લીધી હતી, અને સત્તા મારફત સમાજ-પરિવર્તનનું કામ નહીં થઈ શકે એમ પણ માનતા થયા હતા.

આ એમની માન્યતા પણ છેવટ સુધી જેમની તેમ રહી હતી. હિંસાના માર્ગની નિરર્થકતા બરાબર એમના મનમાં વસી ગઈ હતી. ક્રાંતિનો જન્મ બંદૂકની નળીમાંથી થાય છે એવા માઓના કથન વિશે જયપ્રકાશ કહેતા કે આ બંદૂક કદી સામાન્ય લોકોના હાથમાં હોતી નથી, એટલે પછી બંદૂકવાળા જ સામાન્ય લોકોને માથે ચડી બેસે છે. આમ, હિંસાથી જનતાના હાથમાં સત્તા કદી આવી શકે નહીં. હિંસાનો માર્ગ ઝડપી છે, એ પણ નર્યો ભ્રમ છે. અહિંસામાં પરિવર્તન અને નવનિર્માણ સાથોસાથ થતું હોય છે. જયપ્રકાશના આ વિચારોમાં છેવટ સુધી કોઈ ફરક પડ્યો નહોતો.

એવું જ દંડશક્તિ વિશે પણ. સંપૂર્ણ ક્રાંતિ સત્તા મારફત હરગિજ થઈ શકશે નહીં, એમ જ તેઓ માનતા. પરંતુ આ બાબત છેલ્લાં વરસોમાં થોડોક ભ્રમ ઊભો થયો છે. પ્રાધ્યાપક બિમલપ્રસાદે જયપ્રકાશનાં લખાણોનું સંકલન કરીને એક પુસ્તક બહાર પાડ્યું છે—" A Revolutionary's Quest " ( એક ક્રાંતિકારીની ખોજ ). તેમાં શરૂઆતમાં જયપ્રકાશની વિચારયાત્રાનું નિરૂપણ કરીને સમારોપ કરતા એમણે લખ્યું છે : ' જે૦પી૦ના અનુભવો પરથી, અને તેમાંયે ખાસ કરીને અંતિમ વરસોના એમના અનુભવો પરથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ. શું અહિંસક સામાજિક ક્રાંતિ માટે પણ રાજ્યસત્તાનો ઉપયોગ કરવા અંગેના આરંભના વલણમાં ફેરફાર નહીં કરવો પડે ? સ્પષ્ટપણે કહેવું હોય તો મારે એમ કહેવું છે કે આવી ક્રાંતિના નેતાઓ પોતે પોતાના હાથમાં રાજ્યસત્તા ગ્રહણ ન કરે તો સામાજિક ક્રાંતિ શક્ય છે ખરી, એ વિશે ગંભીરતાથી વિચાર થવો જોઈએ. '

**જયપ્રકાશ : ક્રાંતિ જનશક્તિથી જ થશે**

આ એક ઘણો મહત્ત્વનો મુદ્દો છે. અને જ્યાં સુધી જયપ્રકાશને લાગેવળગે છે ત્યાં સુધી આ બાબત કોઈ અંદેશો ન રહેવો જોઈએ. પોતે સમાજવાદી પક્ષમાં હતા ત્યારથી એ કહેતા રહેલા કે,

'રાજ્યસત્તા મારફત સમાજવાદી સમાજ ન ઊભો થઈ શકે, સમાજવાદી સંસ્કૃતિ ન ઊભી થઈ શકે. તે માટે તો મૂલ્યપરિવર્તન જરૂરી છે. અને તે રાજ્ય દ્વારા ન થઈ શકે.' અને છેલ્લાં વરસોમાંયે એમની આ જ પ્રતીતિ હતી. કેન્દ્રમાં જનતા સરકારની સ્થાપના પછીયે સંપૂર્ણ ક્રાંતિ અંગે એમણે કહેલું કે, 'સમાજમાં આવું આમૂલ પરિવર્તન સરકાર મારફત કદાપિ થઈ શકે નહીં, અથવા તો સત્તા-સ્થાને બેઠેલા નેતાઓનાં ભાષણોથી કે હાકલોથીયે થઈ શકે નહીં. લોકોનો પોતાનો અભિક્રમ જાગે તે સિવાય બીજી કોઈ રીતે સમાજનું આવું નવ-ઘડતર શક્ય નહીં બને. ક્રાંતિ સરકારી શક્તિથી થવાની નથી, જનશક્તિથી જ થશે.'

એમને એમ પૂછવામાં આવ્યું કે ૧૯૭૭ના પ્રયોગની નિષ્ફળતા બાદ શું તમને એમ નથી લાગતું કે સત્તાની બહાર રહીને સત્તાને નૈતિક આદર્શો પ્રત્યે પ્રવૃત્ત રાખવી, તેની નિરંકુશતા પર અંકુશ રાખવો અશક્ય છે?

આના જવાબમાં પણ જયપ્રકાશે ભારપૂર્વક કહ્યું: 'હું આજેય એમ માનું છું કે સત્તા પર અંકુશ રાખવા માટે અને તેને નૈતિક આદર્શો તરફ પ્રવૃત્ત રાખવા માટે એ જરૂરી છે કે થોડાક પ્રભાવશાળી લોકો સત્તાથી અળગા રહીને જનતા વચ્ચે કામ કરે. સંગઠિત જનતા જ શાસકીય સત્તા પર અંકુશ રાખી શકશે, અને જનતાને સાચું નેતૃત્વ સત્તાથી અળગા રહીને કામ કરનારા લોકો જ આપી શકશે.'

જાન્યુઆરી ૧૯૭૯માં ઓસ્ટરગાર્ડે તો એમને વ્યક્તિગત સવાલ જ કરી નાખ્યો: બહાર રહીને સત્તા પર પ્રભાવ પાડવાની ગાંધીની આ રીત જ ખોટી નથી શું? તમારી તબિયત સારી રહી હોત તો શું તમે આનાથી બીજો કોઈ રસ્તો અપનાવત?

જવાબમાં જયપ્રકાશે એનું એ કહ્યું: 'ના, હું નથી માનતો કે ગાંધીના આ વલણ કરતાં જુદું હું કાંઈ કરત.'

### ગાંધી-વિચારનું પાયાનું તત્ત્વ

આ વસ્તુને તો જયપ્રકાશે ગાંધી-વિચારનું એક મુખ્ય અંગ માનેલું. ગાંધીએ સત્તા પોતાના હાથમાં ન લીધી તેને જયપ્રકાશ દુનિયાભરના ઇતિહાસમાં એક અનોખું ઉદાહરણ ગણતા અને આ રીતે ગાંધીએ ક્રાંતિ માટે "સત્તાનો પરંપરાગત, જર્જરિત ને જરીપુરાણો રસ્તો છોડી નવો રસ્તો ચીંધ્યો" એમ પણ માનતા. જયપ્રકાશે કહ્યું છે: 'આજ સુધીની ક્રાંતિની પદ્ધતિ કરતા ગાંધીની પદ્ધતિ સ્પષ્ટ રીતે ભિન્ન છે. આની પાછળ ક્રાંતિનાં પ્રેરકબળો વિશેની ગાંધીની ઊંડી સમજ કારણભૂત હતી. ગાંધીનું માનવું હતું કે સમાજનું સ્વરૂપ ને ચારિત્ર્ય માનવીય રાખવાં હોય તો સમાનતા અને બંધુતાને સમાજનાં ધારક પરિબળો તરીકે સમાજે સ્વીકારવાં પડશે, અને સમાજની આવી સ્વીકૃતિ સમજાવટથી અને ક્યારેક જરૂર પડે તો સત્યાગ્રહથી મેળવવી રહી. એટલે ગાંધીને મન ક્રાંતિનો હેતુ રાજ્યસત્તા હાથ કરવાનો નહોતો.'

આમ જ્યાં સુધી જયપ્રકાશની ક્રાંતિની યોજનાને સંબંધ છે ત્યાં સુધી હિંદસ્વરાજ–ગ્રામસ્વરાજ–સંપૂર્ણ ક્રાંતિના આદર્શને આંબવા માટે હિંસાશક્તિની વિરોધી અને દંડશક્તિથી ભિન્ન એવી સ્વતંત્ર લોકશક્તિના સાધન ઉપર જ એમને દૃઢ વિશ્વાસ રહ્યો હતો, અને બીજી કોઈ રીતે આ નહીં સાધી શકાય એમ એમને લાગતું, આ બાબત વિવાદને કોઈ સ્થાન નથી.

### ગાંધીનું હિંદસ્વરાજનું આગવું દર્શન

કાર્યક્રમની બાબતમાં ગાંધીએ સ્વરાજની સાથે "સર્વોદય"નું ધ્યેય મૂકેલું. પણ ગાંધીના જીવનમાં જે આંદોલન ચાલેલું તેમાં સ્વરાજ માટેની લડત જ મુખ્ય રહી, સર્વોદય સમાજની દિશામાં ઝાઝું થઈ શક્યું નહોતું. ગાંધીએ રચનાત્મક કાર્યક્રમો મૂકેલા, પણ તેની ક્રાંતિકારીતા હજી પ્રગટ થઈ શકી નહોતી. ગાંધી તેનું નવસંસ્કરણ કરવાનું વિચારતા હતા. ટ્રસ્ટીશિપ, રામરાજ્ય વગેરે કલ્પનામાં હતાં, તેના વ્યવહારુ કાર્યક્રમ હજી ગોઠવવાના હતા. સ્વરાજના પરોઢે ગાંધીનું ચિંતન એવું ચાલતું હતું કે, 'હિંદના લોકો પરદેશી સંસ્કૃતિ, પરદેશી ભાષા અને પરદેશી આચારવિચારના પ્રભુત્વ નીચે હશે ત્યાં સુધી, હિંદ ખરે-ખર સ્વતંત્ર નહીં બને......પ્રજામાં આત્મબલિદાનની ભાવના પ્રગટાવવાની છે......સમગ્ર રચનાના કેન્દ્ર તરીકે ગામડાંને લેખનારા કેટલા હશે તેની મને ખબર નથી. એથી ઊલટું, હિંદને પ્રથમ પંક્તિની લશ્કરી સત્તા બનાવવાની તથા હિંદને મજબૂત કેન્દ્રસ્થ સરકારવાળું રાજ્ય બનાવવાની ઇચ્છા રાખનારા ઘણા છે, એ હું જાણું છું......પરસ્પર વિરોધી વિચારો અને આદર્શોના શંભુમેળામાં, શુદ્ધ વિચારના પાયા પર રચાયેલા શુદ્ધ કાર્યમાં આગેવાન બનવાનું જો હિંદના નસીબમાં લખાયેલું હશે તો, ઈશ્વર આ બધા મોટા મોટા માણસોના ડહાપણને જૂઠું ઠરાવીને હિંદુસ્તાનનાં ગામડાંને ઘટતી રીતે પોતાની વાત જાહેર કરવાની તેમ જ તેનો અમલ કરવાની તાકાત આપશે.'

અન્ય વિચારકો કરતા ગાંધીનો સાવ જુદો જ અભિગમ આમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. અમ્લાન દત્તે એક વાર ગાંધી-માર્ગની આ વિશિષ્ટતા પ્રત્યે ધ્યાન દોરેલું: 'ઔદ્યોગિક ક્રાંતિની સાથોસાથ ગ્રામ-સંસ્કૃતિ તૂટવા લાગી. તે વિશે માર્ક્સે એમ કહ્યું કે કેવી આનંદની વાત છે કે ગામડાં તૂટી રહ્યાં છે અને શહેરો વધી રહ્યાં છે! આપણી ક્રાંતિમાં તે મદદરૂપ થશે. ત્યારે આ જ વસ્તુ તરફ જોવાનો ગાંધીનો દૃષ્ટિકોણ બિલકુલ જુદો હતો. એમણે તો શહેરોના વધતા જતા પ્રભુત્વ સામે અવાજ ઉઠાવ્યો અને ગામડાંની વહારે ધાવાની હાકલ કરી. બંને વચ્ચે આ પાયાનો ભેદ છે.'

જયપ્રકાશના ચિંતનમાં પણ આના અંશો પહેલેથી જ જોવા મળે છે. અને તેમાંયે માર્ક્સવાદના પ્રભાવ હેઠળ ગાંધીના ટ્રસ્ટી-શિપ વગેરે વિચારો વિશેની એમની જે ગેરસમજો હતી તે એક વાર દૂર થઈ એટલે તો ગાંધીની વિચારસરણી સાથે તેઓ વધુ ને વધુ એકરૂપ થતા ગયા. ચંડીગઢ જેલ-ડાયરીમાં 'શુમાખરના એક

કથનનો ઉલ્લેખ કરીને જયપ્રકાશે "એલીટ" વર્ગની વિચારસરણી અને ગાંધીની વિચારસરણી વચ્ચેના મૂળભૂત ફરકની બહુ સરસ અને વિશદ છણાવટ કરી છે. અને સંપૂર્ણ ક્રાંતિની પોતાની કલ્પના ગાંધીની વિચારસરણી ઉપર આધારિત છે એમ દર્શાવ્યું છે.

### હિંદસ્વરાજની સાર્થકતા ગ્રામસ્વરાજમાં

વિનોબાના આંદોલનમાં ગાંધી-વિચારનો અને ગાંધીના અધૂરા કાર્યનો તંતુ જ આગળ વધી રહ્યો છે. એમ જયપ્રકાશે પરખી લીધું હતું. એમણે જોયું કે પોતાના મૃત્યુના આગલે દિવસે ગાંધીએ લખેલું કે 'ગામડાંઓની દૃષ્ટિથી હિંદની સામાજિક, નૈતિક અને આર્થિક સ્વતંત્રતા સિદ્ધ કરવાની હજી બાકી છે,' એ જ કામ વિનોબાએ ઉપાડી લીધું છે. ગાંધીએ તેમાં એમ પણ કહેલું કે. 'લોકશાહીના લક્ષ્ય તરફની હિંદની પ્રગતિ દરમિયાન લશ્કરી સત્તા ઉપર સરસાઈ સ્થાપવા માટેની મુલકી સત્તાની ઝુંબેશ અનિવાર્ય છે.' શાંતિસેનાના કાર્યક્રમને જયપ્રકાશે આ જ દિશાનું પગલું લેખ્યું. સૈનિક-શક્તિની જગ્યાએ નાગરિક-શક્તિ સમાજમાં કામ કરતી થવી જોઈએ. વિનોબાના ગ્રામસ્વરાજના કાર્યક્રમમાં જયપ્રકાશે ગાંધીની ઘણી બધી મહેચ્છાઓ અને કલ્પનાઓને વ્યવહારમાં ઊતરતી જોઈ.

વ્યક્તિગત માલિકીના વિસર્જનની વાત એક સૌથી મોટી ક્રાંતિકારી ચીજ હતી. ગ્રામદાનનો કાર્યક્રમ "ટ્રસ્ટીશિપ ઇન એક્શન" છે એમ જયપ્રકાશે કહ્યું. ગ્રામીણ સમાજ માટે સમાજવાદનું સ્વરૂપ કેવું હોય. તેનો જવાબ ગ્રામદાન આપે છે. ગ્રામસભા પરમેનન્ટ રેવોલ્યુશન—નિરંતર ક્રાંતિ માટેનું એક ઉત્તમ માધ્યમ બની શકે. જયપ્રકાશે કહી દીધું કે, 'વિનોબાના આંદોલને ગાંધીના રચનાત્મક કામનું ક્રાંતિકારી સ્વરૂપ સમાજ સમક્ષ છતું કરી આપ્યું. સર્વોદયની અને હિંદસ્વરાજની ઇમારતના ચણતર માટે ગ્રામસ્વરાજ એક નક્કર પાયો પૂરો પાડે છે. માણસની કુટુંબ પ્રત્યેના ઋણની ભાવનાને સમાજ પ્રત્યેના ઋણ સુધી આગળ ખેંચી જવાનો તેમાં પ્રયાસ છે. ગાંધીએ રામરાજ્યની આશા સેવેલી. જયપ્રકાશને મન પણ હવે એ હાસ્યાસ્પદ વસ્તુ નહોતી રહી. બલ્કે, 'અધ્યાત્મવાદી થયા વિના અહિંસા ટકવાની નથી,' એમ કહેતા થયા હતા. ગ્રામસ્વરાજ આંદોલન મારફત અધ્યાત્મને જનજીવનમાં પ્રતિષ્ઠિત કરવાનું કામ થઈ રહ્યું છે એવી પ્રતીતિ સાથે જયપ્રકાશે કહ્યું : 'ગ્રામદાન વગેરે કાર્યક્રમ મારફત વિનોબાએ સામૂહિક જીવનમાં આધ્યાત્મિક મૂલ્યોનો પ્રવેશ કરાવવાનો એક અદ્ભુત પ્રયાસ કર્યો. માનવતાના ગુણોનો વિકાસ એ સમાજના વિકાસનું સૌથી મુખ્ય લક્ષણ છે. વિનોબાનું આંદોલન એ માનવ-નિર્માણ તેમ જ માનવીય ક્રાંતિ માટેનો એક મહાન પ્રયાસ છે.'

જયપ્રકાશની સૂક્ષ્મ દૃષ્ટિએ વિનોબાના ગ્રામસ્વરાજ આંદોલનનો અસલ મર્મ બરાબર પકડી લીધો હતો. જો કે પાછલાં વરસોમાં એમના આ મૂલ્યાંકનમાં થોડોક ફરક પડેલો જણાય છે. પરંતુ પાછલાં વરસોનાં એમનાં કથનોનો સૂક્ષ્મ અભ્યાસ કરતાં એમ લાગે છે કે એમના મનમાં દ્વિધા હતી. મુખ્યત્વે તો તેમાં એમની વ્યવહારલક્ષી, પરિણામલક્ષી અધીરાઈ અને અજંપો વિશેષ જણાય છે. જુદા જુદા રૂપમાં જુદી જુદી રીતે રજૂઆત થઈ છે. બિહાર આંદોલનના સંઘર્ષના ઊભરા હેઠળ એમણે એક વાર કહી દીધું કે, 'ગ્રામસ્વરાજ આંદોલનમાં ૨૦ વરસ સુધી આપણે જે નહોતા કરી શક્યા, તે જનસંઘર્ષ સમિતિઓ મારફત થોડાક મહિનાઓમાં થયેલું દેખાય છે, અને તે પણ ગ્રામસ્વરાજ કરતાં ઘણું વધારે વાસ્તવિક.' હકીકતમાં આંદોલનના જોશ હેઠળ ઊભો થયેલો આ એક ભ્રમ હતો, ભોળપણ હતું, મુગ્ધતા હતી, એમ પાછળના બનાવોએ સાબિત કર્યું.

### ગ્રામસ્વરાજની વાત આજેય એટલી જ પ્રસ્તુત

૧૯૭૬ના જૂનમાં બ્રહ્માનંદ સાથેની વિસ્તૃત મુલાકાતમાં જયપ્રકાશે ગ્રામસ્વરાજ આંદોલનની આવી છણાવટ કરી : 'મને હજુયે એમ લાગે છે કે વિનોબા પોતે જો કાર્યક્ષેત્રમાં રહ્યા હોત અને ગ્રામદાનના સંકલ્પોનો અમલ કરાવવાના પાયાના કામમાં એકાગ્રતાથી લાગ્યા હોત, તો એક અહિંસક કૃષિ ક્રાંતિ અવશ્ય ફળીભૂત થઈ હોત, જેણે સંપૂર્ણ અહિંસક ક્રાંતિ માટેનો માર્ગ કંડારી આપ્યો હોત. એ ખરું કે અમે કેટલાકે ગ્રામદાનના કાર્યક્રમને આગળ વધારવાનો પ્રયત્ન કર્યો. પણ વિનોબાની ગેરહાજરીમાં વાતાવરણ વિખેરાઈ ગયું અને આંદોલન પોતાની ગતિશીલતા ગુમાવી બેઠું.'

ગ્રામસ્વરાજ આંદોલનના મૂલ્યાંકનમાં આ સૌથી અગત્યનું બિંદુ છે. છેવટે તો સંજોગવશ જ આવું થયું. તેમ છતાં હકીકતની દૃષ્ટિએ એટલું નોંધવું જ રહ્યું કે વિનોબાને કાર્યક્ષેત્ર છોડાવવામાં તેમ જ ફરી કાર્યક્ષેત્રમાં આવતા રોકવામાં જયપ્રકાશ પોતે જ કારણભૂત બનેલા. (જુઓ પાન ૩૪૦, ૩૪૭, ૩૬૩) પણ આ ભલા માણસ ઉપરની વાત કરતી વખતે આ હકીકત જ બિલકુલ વિસરી ગયેલા!

ખેર, બ્રહ્માનંદ સાથેની ઉપરોક્ત મુલાકાત વખતે જયપ્રકાશે વિનોબાના આ પ્રયોગ પર બહુ જ ભાર મૂક્યો : 'સ્વરાજ્ય બાદ આ દેશમાં એક મહત્ત્વના સામાજિક—આર્થિક પ્રશ્નને ઉકેલવાનો આવો એક પ્રયાસ થયો તે આ રીતે છેવટે બિનઅસરકારક નીવડ્યો.' અને પછી ઉમેર્યું : 'મેં જાણી જોઈને આ પ્રયાસની આટલી વિગતે છણાવટ કરી છે. કેમ કે અહિંસક માર્ગે સામાજિક-આર્થિક પરિવર્તન આણવાનો આવો આ એકમાત્ર પ્રયાસ થયો છે......અંતે મારે એમ કહેવું છે કે આ અહિંસાની નિષ્ફળતા નથી, પણ વિનોબા સહિત અમારા બધાની નિષ્ફળતા છે. અને તેમ છતાં હું એવી આશા રાખું છું કે નવી પેઢી અમારા અનુભવમાંથી શીખીને આગળ વધશે અને અમે જ્યાં નિષ્ફળ નીવડ્યા છીએ ત્યાં એ લોકો સફળ થશે. રાજકીય પક્ષો વિશેનું લોકોનું ભ્રમનિરસન પણ આમાં એમને મદદરૂપ થશે.'

જયપ્રકાશની ખોજયાત્રાના સંદર્ભમાં ગ્રામસ્વરાજ આંદોલન અંગેના આ મૂલ્યાંકનને જયપ્રકાશનો અંતિમ નિષ્કર્ષ ગણી શકાય. આ ઉપરાંત પણ છેલ્લાં વરસોમાં જયપ્રકાશે કહ્યું છે: 'ગ્રામસ્વરાજની દિશામાં વિનોબાના નેતૃત્વ હેઠળ જે કાંઈ કામ થયું છે, તેનાથી ઠીક ઠીક અનુભવ અને દૃષ્ટિ પ્રાપ્ત થયાં છે......આપણી ગ્રામસ્વરાજની વાત આજેય એટલી જ પ્રસ્તુત છે......ગામડામાં રહેતી જનતા સરકારો ગ્રામસ્વરાજનું જ કામ કરશે.'

ટૂંકમાં, સમાજ-પરિવર્તનના અને ક્રાંતિના મૂળભૂત કાર્યક્રમને સંબંધ છે ત્યાં સુધી જયપ્રકાશના વિચારોમાં ઝાઝો કોઈ ફરક પડ્યો નહોતો. છેલ્લા વરસોમાં પણ ક્રાંતિનો કોઈ નવો કાર્યક્રમ જયપ્રકાશે સમાજ સમક્ષ મૂક્યો નહોતો. જનોઈ તોડો, તિલક-દહેજ નાબૂદ કરો જેવા કેટલાક પ્રાસંગિક કાર્યક્રમો ખાસ કરીને યુવકોના સંદર્ભમાં આપ્યા હતા. પરંતુ ક્રાંતિની મૂળભૂત ભૂમિકા અને કાર્યક્રમ એના એ રહ્યા હતા. ગાંધી-વિચારને વ્યવહારમાં ઉતારવા વિનોબાની પ્રતિભામાંથી જેટલા કાર્યક્રમો નીપજ્યા હતા, તેનાથી આગળ ખેડાણ થયું નથી. એટલે જ દાદા ધર્માધિકારી કહેતા હોય છે કે, 'ક્રાંતદર્શનમાં વિનોબા કરતાં આગળ હજી સુધી કોઈ નથી ગયું.'

**લોક-આંદોલનનો અનુભવ**

પરંતુ સમાજ-પરિવર્તનના મૂળભૂત કામની સાથોસાથ સમાજ-ના કેટલાક તાત્કાલિક પ્રશ્નોને લઈને મૂળ પ્રવાહને પૂરક ને સહાયક એવાં લોકોનાં આંદોલન ચલાવવાની વાત છેલ્લાં વરસોમાં જયપ્રકાશે મૂકી હતી. આપણે તો પાયાના કામમાં લાગેલા છીએ એટલે બીજી-ત્રીજી વસ્તુ તરફ ધ્યાન આપવાનું નથી, એવું વલણ એમને ખોટું લાગ્યું હતું. મૂળ કામ સાથે આજુબાજુની પરિસ્થિતિ વિશે સાવધાન રહેવું જોઈએ. કેટલાક પ્રશ્નો અંગેની લોકોની અકળામણને શાંતિમય માર્ગે વાચા આપવા પણ તૈયાર રહેવું જોઈએ. જયપ્રકાશનું કહેવું એમ હતું કે, 'લોકશક્તિ નિર્માણ કરવી હશે, તો લોકોને એવી પ્રતીતિ થવી જોઈશે કે જે કેટલીક સમસ્યાઓથી આજે અમે ત્રસ્ત છીએ તેને દૂર કરવા માટે કાંઈક કામ થઈ રહ્યું છે. તો જ લોકો તેને પોતાની લડત સમજે છે અને તેમાં ભળે છે. એ લોકશક્તિને પછી સંગઠિત કરીને મૂળ કામ તરફ વાળવી પડશે. કારણ કે આખરે તો સમાજમાં એક સંપૂર્ણ રાજકીય, આર્થિક, સામાજિક પરિવર્તન વિના જુદી જુદી સમસ્યાઓ છૂટીછવાયી ઊકલી શકવાની નથી. તમે આજે જે છે તે બધું જેમનું તેમ રાખીને ભ્રષ્ટાચાર નાબૂદ કરવાની વાત નહીં કરી શકો, બેકારી વગેરે નાબૂદ નહીં કરી શકો.'

આમાં કોઈ તાત્ત્વિક ભેદનો સવાલ નહોતો, આ કેવળ વ્યૂહ-રચનાનો સવાલ હતો, એક નવો પ્રયોગ કરી જોવાનો સવાલ હતો, વ્યાવહારિક ભૂમિકાનો સવાલ હતો. આવાં લોક-આંદોલનો ઊભાં કરીને પણ છેવટ તો તેમાંથી પ્રગટેલી લોકશક્તિને સમાજ-પરિવર્તનના પાયાના ક્રાંતિકાર્યમાં જ વાળવાની જયપ્રકાશની નેમ હતી. તેના વિના તો કોઈ સમસ્યા છૂટીછવાયી ઊકલવાની નથી, એમ જ હજીયે એ માનતા. આવી ભૂમિકા અને દૃષ્ટિકોણ સાથે બિહારના આંદોલનનો પ્રયોગ થયો હતો. તે આંદોલનની ગતિવિધિ તેમ જ તે કેવી રીતે સત્તા સાથેની ટક્કરમાં અટવાઈ ગયું, તે બધું આપણે અગાઉ જોઈ ચૂક્યા છીએ. અહીં માત્ર ક્રાંતિયોજનાના સંદર્ભમાં એ પ્રયોગનો નિષ્કર્ષ તારવવાનો પ્રયત્ન કરીએ.

આવાં આંદોલનો માત્ર શાંતિમય હોય એટલું જ પૂરતું નથી એ વાત જયપ્રકાશને બિહાર આંદોલન દરમ્યાન જ સમજાઈ હતી. એટલે શાંતિમયની સાથોસાથ શુદ્ધ સાધનની વાત એમણે પાછળથી જોડી હતી. એ કહેતા કે ભ્રષ્ટાચાર વિરુદ્ધ આંદોલન કરે અને જાતે ભ્રષ્ટાચારી હોય, તે ન ચાલે. સંપૂર્ણ ક્રાંતિનો નારો લગાવે અને દારૂ પીતા હોય, તે ન ચાલે.

આવા આંદોલનની પ્રક્રિયામાંથી પસાર થવાથી રાજકીય પક્ષોના ચરિત્રમાં પરિવર્તન આવશે, એમનું મોટું સત્તા તરફ રહેવાને બદલે લોકોનાં કામો કરવા તરફ વળશે, આવા આંદોલનના ગર્ભમાંથી ઊભી થતી નવી સરકાર નવો ચીલો પાડી શકશે, એવી જે આશા જયપ્રકાશે સેવેલી તે ફળીભૂત ન થઈ.

*શાંતિમય પ્રતિકારના આંદોલનમાં ઊભી થયેલી લોકશક્તિને* શાંતિમય સમાજ-પરિવર્તનના મૂળભૂત કામમાં વાળી શકાશે, એવી ઉમેદ પણ બર ન આવી. આંદોલન દરમ્યાન જે લોકશક્તિ જાગેલી તેને સંગઠિત કરવાનો પૂરતો અવકાશ ન મળ્યો એ ખરું, પરંતુ શરૂઆતનો ગાળો પૂરો થયા બાદ એમ પણ જોવા મળ્યું હતું કે પ્રદર્શનાત્મક અને પ્રતિકારાત્મક કાર્યક્રમો માટે લોકોને જેવો ઉત્સાહ હતો તેવો રચનાત્મક અને સંગઠનાત્મક કામો માટે નહોતો.

**મૂળ ધ્યેય : રાજ્યનો ક્ષય અને સ્વાયત્ત લોકજીવનની સ્થાપના**

આમ, સરકાર બદલાઈ પણ વ્યવસ્થા બદલવાની દિશામાં કાંઈ થઈ શક્યું નહીં. જુલાઈ ૧૯૭૮માં ભોલા ચેટર્જી સાથેની વાતચીતમાં જયપ્રકાશે લોકશક્તિ નિર્માણ કરવાના પાયાના પ્રશ્નની છણાવટ કરતાં કહ્યું : 'મને રસ છે લોક-ચેતના અને લોકસંગઠન ઊભું કરવામાં, કે જેથી આખીયે આ રાજ્યવ્યવસ્થા જેમના આધારે ખડી છે એવા લોકો પોતાનું જીવન અને પોતાનું ભાવિ પોતાને હાથે ઘડી શકે. માત્ર તેઓ લોકશાહીની પ્રક્રિયામાં વધારે ભાગ લેતા થાય એમ જ નહીં પણ લોકો જાતે પોતાનું કામ કરતા થાય. દુર્ભાગ્યે, આવી લોકશક્તિ કોઈક સંગઠનાત્મક સ્વરૂપમાં હજી સુધી પ્રગટ થઈ શકી નથી. ક્યારેક તે લોક-આંદોલનના સ્વરૂપમાં દેખા દે છે, અને ત્યારે તે સમાજને અવશ્ય આંદોલિત કરે છે, કેટલાક ફેરફાર આણે છે, સરકારનાં મંતવ્યો બદલે છે. પરંતુ તે માત્ર તત્કાળ પૂરતું જ. એટલું કરીને એ સમાપ્ત થઈ જાય છે. તેની પ્રક્રિયા નિરંતર ચાલતી નથી. હું જોવા માગું છું એક નિરંતર ક્રાંતિ. માણસમાં જે કાંઈ શ્રેષ્ઠ છે તેમાંથી પ્રેરણા પામીને ક્રાંતિકારી પરિવર્તનો કાયમ થતાં રહે.'

જયપ્રકાશનું લક્ષ્ય કેટલું ઊંચું હતું તે આના પરથી સમજાય છે. સહયોગાત્મક લોકશાહીની કલ્પનાથીયે આગળ જઈને લોકસત્તાની સ્થાપના થાય એમ તેઓ ઇચ્છતા હતા. વિનોબાને કોઈએ એક વાર પૂછ્યું કે, 'શું તમે સત્તાંતર કરવા ઇચ્છો છો ?' ત્યારે વિનોબાએ જવાબ આપ્યો : 'જી હા, અવશ્ય કરવા ઇચ્છું છું. સરકારની સત્તાને સમાપ્ત કરીને લોકોની પોતાની સત્તા સ્થાપવા માગું છું.'

આવું કામ ગ્રામસ્વરાજની સ્થાપના વિના થઈ શકવાનું નથી, એવી વિનોબાની દૃઢ માન્યતા છે. અત્યંત ઉત્કટતાપૂર્વક એમણે કહ્યું છે : 'ગાંધીવિચારમાં માનનારાઓ સામે મુખ્ય ધ્યેય છે, જનતાને જગાડવાનું અને રાજ્યનો ક્ષય કરવાનું. આત્મનિર્ભર ગામડાંઓ જો નહીં ઊભાં કરી શકીએ, તો ગાંધીનું નામ અને કામ બેઉ ભૂંસાઈ જશે. ગાંધી જો જીવશે, તો આવાં ગામડાંઓ મારફત જીવશે. અહિંસક સંસ્કૃતિ જો લાવવી હોય, તો તે આત્મનિર્ભર ગામડાંને આધારે જ લાવી શકાશે. આપણી પોતાની શક્તિથી ગામને ઉન્નત કરી રહ્યા છીએ, એમ લોકોને લાગવું જોઈએ.'

ક્રાંતિની ખોજયાત્રાના ચિંતનમાં જયપ્રકાશ અને વિનોબા બંને બિલકુલ એક જ બિંદુ પર હતા એમ આના પરથી જોઈ શકાય છે. લોકશક્તિનો માત્ર તાત્કાલિક ઊભરો નહીં, સમાજનું ધારણપોષણ એ લોકશક્તિ મારફત થાય એવી બંનેની નેમ છે. રાજ્યનિરપેક્ષ સ્વાયત્ત લોકજીવન એ અહિંસક ક્રાંતિની આધારશિલા છે. સ્વરાજ્યના પરોઢે ગાંધી પણ આ જ દિશામાં વિચારતા હતા, એમ લાગે છે. પ્યારેલાલજીએ "પૂર્ણાહુતિ"માં નોંધ્યું છે : 'ગાંધીજીની માન્યતા પ્રમાણે, કેવળ હિંદમાં જ નહીં પણ દુનિયાભરમાં સવાલ એ છે કે, લોકો સૂત્રો અને નારાઓથી દોરવાઈ જાય છે. વાદોને વિશે પ્રવર્તતી અંધાધૂંધીની સ્થિતિમાં તેઓ પડછાયાઓને માટે માંહોમાંહે લડે છે અને નક્કર વસ્તુને પોતાના હાથમાંથી સરકી જવા દે છે. ગાંધીજીએ કહ્યું, હું નોઆખલીમાં જો એ વાત પુરવાર કરી બતાવી શકું કે, આખરે જીવનની રોજિંદી બાબતો જ સૌથી વધારે મહત્ત્વની છે—પછી પાકિસ્તાન હો કે અખંડ હિંદુસ્તાન—અને આમજનતા તેને સંતોષ થાય એ રીતે તેનો ઉકેલ લાવી શકે અને કોઈ પણ વાદની પરવા રાખ્યા વિના તેની પોતાની ઉદ્યોગશીલતા, બુદ્ધિમત્તા, સંગઠનશક્તિ તેમ જ અરસપરસના સહકાર દ્વારા તે પોતાના ભાવીની સ્વામી બની શકે, તો એની કેવળ નોઆખલીમાં જ નહીં પણ સમગ્ર હિંદમાં અસર થયા પામશે અને દુનિયાની ભવિષ્યની શાંતિ માટે પણ એ માર્ગદર્શક થઈ શકશે.'

આમ, ક્રાંતિના કામમાં તાત્કાલિક આંદોલનોનાં સ્થાન, સ્વરૂપ વગેરે વિશે આવા એક વ્યાપક પરિપ્રેક્ષ્યમાં વિચાર થવો જોઈએ. બિહાર આંદોલન બાદ જયપ્રકાશની અસ્વસ્થતાને કારણે આવી કોઈ તલસ્પર્શી સમીક્ષા થઈ શકી નથી. પરંતુ ભોલા ચેટર્જી સાથેની ઉપરોક્ત વાતચીત પરથી એટલું જરૂર જણાય છે કે એમનું reflective mind— અવલોકન કરતું રહેતું ચિંતનશીલ ચિત્ત પોતાના અનુભવમાંથી કાંઈક તારણ કાઢવા મથી રહ્યું હતું.

### ઊર્ધ્વ જરૂરિયાતની સભાનતા વિના ક્રાંતિ ન થાય

આ સંદર્ભમાં ધીરેન્દ્ર મજૂમદારે કરેલી ક્રાંતિમીમાંસા થોડો વધુ પ્રકાશ પાડે છે : 'કોઈ મહાપુરુષ આંદોલનનું આહ્વાન કરે છે, અને તે આંદોલન સામાન્ય જનતાની ચાહ (ઇચ્છા) પૂરી કરવા માટેના રાહના રૂપમાં રજૂ થાય છે, તો તેને તુરત વ્યાપક લોકઆવકાર મળે છે. પરંતુ જો એ આંદોલન પરંપરાગત ચાહના વિરોધમાં કે તેનાથી જુદી કોઈ નવી ચાહ પેદા કરવા માટે થાય છે, તો તેને લોકોનો આવકાર ત્યાં સુધી નથી મળતો, જ્યાં સુધી જનતામાં એ નવા વિચાર અનુસાર નવું ધ્યેય પ્રાપ્ત કરવાની ચાહ પેદા ન થાય.' જયપ્રકાશના ભ્રષ્ટ રાજકારણીઓ સામેના વિદ્રોહના આહ્વાનને અને લોકસમિતિઓ રચવા માટેના આહ્વાનને લોકોનો જે જુદો જુદો આવકાર મળ્યો, તે જોતાં આ વસ્તુ દીવા જેવી સ્પષ્ટ થઈ જાય છે.

ક્રાંતિ પણ છેવટે લોકોને સાથે લઈને કરવાની હોય છે, એટલે લોકો શું ઇચ્છે છે તે તરફ પણ ધ્યાન તો આપવું જ પડે. પણ લોકોની રોજબરોજની સામાન્ય ઇચ્છા કરતાં કોઈક ઊંચી ઇચ્છા એમના મનમાં જન્માવ્યા વિના પણ ક્રાંતિ ન થઈ શકે. જયપ્રકાશે એક વાર કહેલું કે અમે સમાજવાદીઓ એમ માનતા કે ખેડૂતો, મજૂરો, મધ્યમ વર્ગ વગેરેની felt needs, સળગતી સમસ્યાઓ, રોજબરોજના પ્રશ્નો લઈને જ લોકજાગૃતિ થશે, અને તેમ કરીશું તો જ સ્વરાજના આંદોલનમાં લોકોનો સાથ મળશે. આ માટે અમે ઘણું મથ્યા. પરંતુ ગાંધીએ પોતાની આગવી ઢબે સ્વરાજનું જેવું વ્યાપક આંદોલન ઊભું કરી બતાવ્યું તેવું અમે કદી ઊભું કરી બતાવી શક્યા નહીં.

વાસ્તવમાં ક્રાંતિ એ તો માણસને એની મામૂલી જરૂરિયાતો કરતાં કાંઈક ઊર્ધ્વ જરૂરિયાત વિશે સભાન કરવાની પ્રક્રિયા છે. આવી કોઈક ઊર્ધ્વ વસ્તુ આંબવા માટે ભાવના જગાડવી, તે માટેનું લોકમાનસ તૈયાર કરવું, તે માટે ત્યાગ ને બલિદાન સારુ લોકોને પ્રેરવા એ ક્રાંતિની પ્રક્રિયા છે. તેથી જ ક્રાંતિકારીએ લોકપ્રમાણ કરતાં આત્મપ્રમાણ ઉપર વિશેષ આધાર રાખવો પડતો હોય છે, પ્રચલિત અને પરંપરાગત માન્યતાઓ કરતાં પોતાની ક્રાંતિનિષ્ઠા ઉપર વધુ આધાર રાખવો પડતો હોય છે.

### ચિંતનમાંનાં "બુર્ઝવા" ભયસ્થાન

આ સંદર્ભમાં એરિક ફ્રોમનું માર્ક્સ વિશેનું એક વિધાન સમજવા જેવું છે. એમણે ખુદ માર્ક્સને "બુર્ઝવા" કહી દીધા ! એરિક ફ્રોમનું કહેવું છે કે, 'માર્ક્સ અને એન્જલ્સ સામાજિક-આર્થિક ક્ષેત્ર ઉપર રાજકીય ક્ષેત્રના પ્રભાવ અંગેના પરંપરાગત પ્રવાહમાં તણાઈ ગયા છે. રાજ્ય અને રાજકીય સત્તા તેમ જ કેવળ રાજકીય પરિવર્તનના મહત્ત્વ અંગેના પ્રચલિત વલણથી તેઓ પોતાને મુક્ત કરી શક્યા નથી. આ બાબતમાં

તેઓ "બુર્ઝ્વા" વિચારક પુરવાર થયા છે. રાજકીય સત્તા અને હિંસાને વધુ પડતું મહત્ત્વ આપી દેવાની-રૂઢિગત પ્રણાલિકામાંથી માર્ક્સ પોતાને મુક્ત ન કરી શક્યો, તે સૌથી મોટી ખામી છે.'

ગાંધી-વિનોબા આ દૃષ્ટિએ પાકા ક્રાંતિકારી પુરવાર થયા છે. હિંસા વિશેની તેમ જ રાજ્યશક્તિ વિશેની પ્રચલિત માન્યતાઓથી ઉપર ઊઠીને એમણે લોકશક્તિ અને લોકસત્તા નિર્માણ કરવાના ક્રાંતિકાર્ય પરથી પોતાની દૃષ્ટિ જરીકે વિચલિત થવા દીધી નથી.

ગાંધીનું આજે નામ તો ઘણું લેવાય છે. પણ તે એક ગોળ ગોળ શબ્દ થઈ ગયો છે. તેની કોઈ વિશિષ્ટ મુદ્રા રહી નથી. દેશનું સ્વરાજ્ય મેળવવા ગાંધીને રાજકારણમાં જે ભાગ ભજવવો પડ્યો, તેથીયે લોકમાનસમાં એની એક ભ્રામક "ઇમેજ" ઊભી થઈ ગઈ છે. સ્વરાજ્ય મળી ગયા બાદ એમનું ચિંતન કઈ દિશામાં ચાલતું હતું તેનું યથાર્થ ચિત્ર પ્યારેલાલજીના "પૂર્ણાહુતિ" પુસ્તકમાં મળે છે. કોંગ્રેસને એક રાજકીય સંસ્થા તરીકે વિખેરી નાખીને લોકસેવક સંઘમાં તેનું રૂપાંતર કરવાની એમની છેવટની ઇચ્છા હતી. નોઆખલીમાં રાજ્ય-નિરપેક્ષ સ્વાયત્ત લોકજીવન ઊભું કરવાની એમની ખ્વાહેશ હતી. વળી, જયપ્રકાશે નોંધ્યું છે કે, 'દેશને સ્વરાજ્ય મળ્યું અને બંધારણસભા રચાઈ, ત્યારે એ બંધારણસભાની કાર્યવાહીમાં ગાંધીએ ભાગ્યે જ કશો રસ લીધો. ઉપરના સ્તરની સત્તા પ્રત્યે એમણે લગભગ પૂરેપૂરી ઉદાસીનતા દાખવી અને ભારતની નવી રાજ્યવ્યવસ્થા નીચે પાયામાંથી ઊભી કરવાનું કામ આરંભ્યું.'

## માત્ર પક્ષીની આંખ જ જોતી ક્રાંતિદૃષ્ટિ

એટલે જ વિનોબા કહે છે કે આત્મનિર્ભર ગામડાં જો નહીં ઊભાં કરી શકીએ, તો ગાંધીનું નામ અને કામ બેઉ ભૂંસાઈ જશે. વિનોબાએ સતત "તેઓવાદ" પર પ્રહાર કર્યે રાખ્યો છે. બાંગ્લાદેશની ઘટનાઓથી, ખાસ કરીને તેમાં જે અમાનુષી નરસંહાર થયો અને વિશ્વ લોકમત ઉદાસીન રહ્યો ત્યારે વિનોબા પણ ઘણા આંદોલિત થઈ ઊઠેલા. પરંતુ એક તબક્કા બાદ એમણે કહેવા માંડ્યું : 'ધારો કે બાંગ્લા દેશ સ્વતંત્ર થયો અને ત્યાંના વડાપ્રધાન કે પ્રમુખ મુજીબ થઈ ગયા, તો પણ ત્યાંની ગરીબી, વિષમતા વગેરે સમસ્યાઓ તો ઊકલશે નહીં. એમનું આખું આંદોલન આજે રાજનીતિનું છે. જેને આપણે લોકનીતિ કહીએ છીએ એવું તો કાંઈ ત્યાં થયું નથી. તેથી લોકો સરકાર પર જ આધાર રાખશે. અને પછી સરકાર આ દેશ પાસેથી મદદ માગશે, પેલા દેશ પાસેથી મદદ માગશે. માટે મારું પૂછો તો આપણે બાંગ્લા દેશને પણ મદદ કરવી હોય તો એ જ રીતે કરી શકીએ કે આપણા દેશમાં ગ્રામસ્વરાજની સ્થાપના કરીને બતાવીએ. આમ કરીશું તો આપણે અહિંસામાં માનનારાઓએ એમને ઉત્તમમાં ઉત્તમ મદદ કરી, એમ બાંગ્લા દેશનો ઇતિહાસ કહેશે.'

; બાંગ્લા દેશમાં આજસુધી જે કાંઈ બન્યું તેમાં વિનોબાના આ અભિપ્રાયની દૂરંદેશી દેખા દેતી સ્પષ્ટ દેખાઈ આવે છે.

માત્ર પક્ષીની આંખ જ જોતી ક્રાંતિદૃષ્ટિ આને કહે છે. પ્રત્યેક ઘટના અને પરિસ્થિતિમાં નીરક્ષીર-વિવેક તે કરી શકે છે. પરંતુ આ બાબતમાં જયપ્રકાશમાં થોડી કચાશ હતી. હૃદયાકાશમાં ધ્રુવતારક અવિચળ હતો એટલે, થોડા આડા-અવળા જઈને પાછા મૂળ માર્ગે આવી જતા, પણ વચ્ચે વચ્ચે કરુણાથી પ્રેરાઈને અથવા અન્ય ભાવાવેગમાં આમતેમ ફંટાવાનું બન્યા કરતું. એમણે પોતે કહ્યું છે : 'મારું તો એવું છે કે એક વાર એક કામમાં પડું છું એટલે બીજું મને કંઈ સૂઝતું નથી.' નીરક્ષીર વિવેક આવે વખતે એમનો મંદ થઈ જતો.

## પરિસ્થિતિએ ઘૂંટી આપેલું તથ્ય

એમ પણ લાગે છે કે છેલ્લાં વરસોમાં જયપ્રકાશ પણ માર્ક્સની જેમ રાજકીય ક્ષેત્રના પરંપરાગત પ્રવાહમાં તણાવાનું રોકી શક્યા નહીં. ભાવોદ્રેકમાં ઠેઠ ત્યાં સુધી કહી દીધું કે જનતા પક્ષ મારા દેહનું એક અંગ છે! ૧૯૭૭ની ચૂંટણી બાદ કેટલાકે કહ્યું કે સર્વોદયમાં તખ્ત પલટાવવાનીયે શક્તિ છે, તેનું દર્શન થયું. આને લીધે સર્વોદય ઉપરની આસ્થા વધી. પરંતુ સાથોસાથ એ વસ્તુની પણ નોંધ લેવી ઘટે કે "તખ્ત પલટાવવાથી ક્રાંતિ નથી થતી" એ તથ્ય લોકમાનસમાં રૂઢ કરાવવાના પ્રયાસમાં આનાથી ધક્કો પહોંચ્યો. જો કે પરિસ્થિતિએ એ તથ્યને ફરી પાછું ઘૂંટી આપ્યું.

૧૯૭૦માં જયપ્રકાશ પોતે જે નિષ્કર્ષ ઉપર પહોંચેલા તેને જ કદાચ ફરી યાદ કરવો પડે તેમ છે : 'વર્તમાન રાજકારણ પાસેથી હજીયે જે લોકો આશા રાખે છે, તેઓ સૂકાં હાડકાં ચૂસી રહ્યા છે, અને પોતાના જ રક્તનો આસ્વાદ લઈને તૃપ્ત થઈ રહ્યા છે. લોકનીતિની ઈમારત ઉપરથી નહીં, નીચેથી ચણાશે. એને માટે કોઈ એક નવીન પક્ષનું પાટિયું ટાંગી દેવાનું પર્યાપ્ત નથી. રાજકારણના રંગમંચ પર કોઈ 'એક નૂતનતમ' નેતાનું અવતરણ પણ આ માટે પૂરતું નીવડવાનું નથી. એ લોકનીતિ જનશક્તિના ગર્ભમાંથી પેદા થવાની છે. એ લોકનીતિનાં બીજ પેદા કર્યાં હતાં ગાંધીએ અને ભારતની ધરતીને ખેડીને એ બીજ વાવ્યાં છે વિનોબાએ. આવી સાંસ્કૃતિક ક્રાંતિ—કે જેમાં સમાજના હિતમાં વ્યક્તિ પોતાનું હિત જોશે—વિના ન તો સમાજવાદ આવશે, ન તો સામ્યવાદ. સર્વોદય તો એ ક્રાંતિનું બીજું નામ જ છે.'

## વિરોધ-વિદ્રોહ અને ક્રાંતિકાર્ય વચ્ચેનો વિવેક

વિરોધ, વિદ્રોહ અને ક્રાંતિમાં ફેર છે. ધીરેનભાઈના શબ્દોમાં: 'જે પરંપરાગત સંસ્થાઓ અને પદ્ધતિઓને કારણે સમાજ ઉપર સંકટ પેદા થયું હોય, અથવા અન્યાય ને અત્યાચાર થતો હોય, તે સંસ્થાઓ અને પદ્ધતિઓને બદલવાનું જે આંદોલન હોય છે, તે વિરોધ કે વિદ્રોહનું સ્વરૂપ લે છે, પરંતુ સર્વજન દ્વારા જે માન્ય સંસ્થાઓ અને પદ્ધતિઓ હોય, તેને મૂળ બદલવા માટેનું જે આંદોલન હોય, તેને ક્રાંતિ કહે છે. જો ક્રાંતિ અને પાયાપૂર્વક સાચો વિરોધ અને વિદ્રોહનાં આંદોલન થઈ

શકે છે, તે ગતિ અને ધામધૂમ સાથે ક્રાંતિ થઈ શકતી નથી. ક્રાંતિ થતી હોય છે જનતાના વિચાર-પરિવર્તન તથા માન્યતા-પરિવર્તનથી. તેથી તેની પોતાની એક મનોવૈજ્ઞાનિક ગતિ હોય છે. ક્રાંતિકારી એ ગતિને સમજે છે, અને તેના માટે ધૈર્ય રાખે છે. જેમનામાં આવું ધૈર્ય નથી હોતું, તેઓ હિંમતવાન વીરપુરુષ, વિદ્રોહી ને યોદ્ધા તો બની શકે છે, પણ ક્રાંતિકારી નથી બની શકતા.'

ઇતિહાસ એમ જરૂર નોંધશે કે પોતાના ક્રાંતિકાર્યનો વિકાસ કરતા રહેવામાં, વિનોબાએ અપ્રતિમ ધૈર્ય દાખવ્યું છે. એમણે પોતાના આંદોલનને સામાન્ય વિરોધ કે વિદ્રોહમાં જરીકે સરી જવા દીધું નહીં. કેમ કે ચાલુ વ્યવસ્થામાં થોડા ઘણા સુધારા કરી દેવાથી એમને સંતોષ નહોતો. આખીયે વ્યવસ્થાને ધરમૂળથી બદલવાની એમની નેમ હતી. અને તે માટે સમાજમાં પ્રચલિત મૂલ્યોમાં અને લોકોની માન્યતાઓમાં પરિવર્તન કરવું અનિવાર્ય હતું.

આ બાબતમાં જયપ્રકાશનો અભિગમ પણ એક ક્રાંતિકારી તરીકેનો જ રહ્યો હતો. એમણે પણ પહેલેથી આખીયે વ્યવસ્થાને બદલવાની જ નેમ રાખેલી. તેથી જ તો અન્ય રાજદ્વારીઓ કરતાં જુદો માર્ગ તેઓ પકડી શક્યા. ઠેઠ ૧૯૫૪માં 'સમાજવાદી વર્તુળોમાં સત્યાગ્રહની ફેશન થઈ પડી છે.' એમ કહીને તે સામે એમણે પોતાની અરુચિ દર્શાવી હતી.

### મૂળે પ્રહારથી જ ક્રાંતિ

ગ્રામસ્વરાજ આંદોલન દરમ્યાન પણ એમણે ઘણી વાર કહ્યા કર્યું: 'સત્યાગ્રહની બાબતમાં મારો દૃષ્ટિકોણ વિનોબા સાથે બિલકુલ મળતો છે. ડાળાં–પાંદડાં તોડતાં રહીશું, તેનાથી નહીં ચાલે. મૂળમાં જ પ્રહાર કરવો પડશે. બાકી, આ દેશમાં અન્યાય, જોરજુલમ વગેરેની તો કોઈ કમી નથી. અનેક પ્રશ્નો લઈને દેખાવો ને પ્રતિકારો ને સત્યાગ્રહો થઈ શકે છે. પણ મને નથી લાગતું કે સાંઠો પાંઝાની માફક અહીંથી તહીં તલવાર વીંઝયે રાખવાથી કોઈ કામ થશે.'

બિહાર આંદોલન વખતે જયપ્રકાશને સરકાર સાથે સંઘર્ષમાં ઊતરવું પડ્યું અને સવિનય કાનૂનભંગ, શાંતિમય દેખાવો વગેરેનો આશરો લેવો પડ્યો. પ્રજાની ચૂંટેલી સરકારે પણ જ્યારે દમનનું અને લોકોના આંદોલનને ઉખેડી નાખવાનું વલણ અપનાવ્યું, ત્યારે તેનો પ્રતિકાર કરવાનું અનિવાર્ય થઈ પડ્યું. તેમ છતા આ રીતના સંઘર્ષમાં શક્તિનો નાહકનો ઘણો બધો વ્યય થયો અને આંદોલનનો મૂળ ઉદ્દેશ બાજુએ રહી ગયો, એવો વસવસો જયપ્રકાશે અનેક વાર વ્યક્ત કર્યો. આના પરથી એમના મનમાં મુખ્યત્વ શી હતી તે સ્પષ્ટ જણાઈ આવે છે.

આમ, સામાન્ય વિરોધ-વિદ્રોહનાં આંદોલનોમાં કાનૂનભંગ વગેરેનું સ્થાન તથા ક્રાંતિની પ્રક્રિયામાં સત્યાગ્રહનું સ્થાન, એ બેવચ્ચેનો વિવેક વિનોબા અને જયપ્રકાશ બંનેના મનમાં રહ્યો હતો. પરદેશી સરકાર સામે સ્વાભાવિક જ કાનૂનભંગના પ્રસંગો વધારે આવે, પ્રજાએ પોતે ચૂંટેલી સરકાર સામે ઓછા આવે. તેમ છતાં લોકશાહીમાંયે સત્યાગ્રહના આવા પ્રસંગ ઊભા થઈ શકે, એમ વિનોબા અને જયપ્રકાશ બંનેએ કહ્યું છે. ( જુઓ પાન ૩૯૫–૩૯૬ )

### અહિંસક માર્ગે સમાજ-પરિવર્તનનો એક માત્ર પ્રયોગ

પરંતુ મુખ્ય સવાલ છે, અહિંસક ક્રાંતિની પ્રક્રિયામાં સત્યાગ્રહના સ્થાન વિશે અહિંસક માર્ગે સમાજ-પરિવર્તનનું ક્ષેત્ર અત્યાર સુધી સાવ વણખેડાયેલું જ હતું. આપણી સ્વરાજ્યની લડત, નીગ્રો આંદોલન, અણુબોમ્બનો પ્રતિકાર વગેરે પશ્ચિમના શાંતિ આંદોલનો, બાંગ્લા દેશનો મુક્તિ-સંગ્રામ, બિહાર આંદોલન—આ બધાં જ શાંતિમય ને અહિંસક પ્રતિકારનાં ઉદાહરણો છે, સમાજ-પરિવર્તનનાં નહીં. ગાંધીએ આ બાબત વૈચારિક ખેડાણ કરેલું અને રચનાત્મક કાર્યક્રમ મારફત તે દિશામાં પગરણ માંડવાનો આરંભ કરેલો. પણ તેનું ક્રાંતિકારી સ્વરૂપ હજી છતું નહોતું થયું. અને ગાંધીના જીવનકાળ દરમ્યાન સ્વરાજની લડતની જ વિશેષ બોલબાલા રહી હતી. પોતાનાં અંતિમ વર્ષોમાં ગાંધીએ જોયું કે સત્યાગ્રહનું પ્રતિકારાત્મક સ્વરૂપ ઘણું આકર્ષક નીવડયું હતું, પણ હૃદય-પરિવર્તનની તેની શક્તિ વિશે લોકોને શ્રદ્ધા નહોતી. આથી તેઓ કોઈ નવી કાર્યપદ્ધતિ અને કાર્યક્રમની ખોજમાં હતા. ( જુઓ પાન ૨૭૧ )

### અહિંસક પ્રક્રિયામાં સત્યાગ્રહનું સ્થાન

આમ, માણસનાં મન-હૃદયને બદલીને ક્રાંતિ કરવાની અહિંસક ક્રાંતિનો એક માત્ર પ્રયોગ ગ્રામસ્વરાજ આંદોલનનો જ થયો છે. તેમાં સત્યાગ્રહનો સવાલ શરૂઆતથી જ ઊઠ્યા કર્યો છે. ૧૯૫૨ના એપ્રિલમાં લોહિયાએ વિનોબાને એક પત્ર લખેલો: 'હૃદય-પરિવર્તનનું સીમાજ્ઞાન આવશ્યક છે. કાનૂન અથવા સત્યાગ્રહનો સહારો લેવો જ પડે.....ગાંધીને બે સ્ફૂર્તિઓ હતી, ક્રોધ અને પ્રેમ, સહુ પ્રત્યે પ્રેમ અને અન્યાય પ્રત્યે ક્રોધ......એ બંનેનો એકધારો અને સાથોસાથ પ્રકાશ કરનારો જ કદાચ દુનિયાને કાંઈક સારી રીતે બદલી શકે.'

આના જવાબમાં વિનોબાએ લોહિયાને લખ્યું હતું: 'સીમાજ્ઞાન અંગેનું તમારુ કથન પ્રકૃતિની યોજનામાં અવશ્ય સાચું છે. પરંતુ જ્યાં સુધી તે સીમા નથી આવી પહોંચી, ત્યાં સુધી મારા હૃદયમાં હું તેને શું કામ સ્થાન આપું? બુદ્ધિમાં એ વાતને માટે ભલે અવકાશ રાખું કે મારી સેવાનું ધારેલું પરિણામ ન પણ આવે, અથવા અમુક હદ સુધી જ આવે...કાનૂન અથવા સત્યાગ્રહનો સહારો લેવો પડે તો પણ ન લેવો, એવું તો મેં નથી કહ્યું. કાનૂનને પણ મેં રોકયો નથી......સત્યાગ્રહ અંગે મારા કેટલાક વિચાર છે, અનુભવ પણ છે, દૃષ્ટિ પણ છે. ત્રણેય મળીને સત્યાગ્રહ જ્યાં અનિવાર્ય જણાશે, ત્યાં મને આશા છે હું તેને નહીં ટાળું......પ્રેમ અને તેજસ્વિતા બંને સ્ફૂર્તિઓ સર્વોદયમાં આવશ્યક છે, તેમાં કોઈ સંદેહ નથી આપણે જો

તેમાંથી એક સ્ફૂર્તિ પ્રગટ ન કરી શકીએ, તો સમજવું કે બીજી સ્ફૂર્તિ પણ આપણી કાચી છે.'

### ગાંધીના અનુભવ પરથી બોધપાઠ

આના પરથી સ્પષ્ટ છે કે વિનોબાએ સત્યાગ્રહનો નિષેધ કદી નથી કર્યો, તેનો વિવેકપૂર્વકનો તેમ જ અહિંસાની શક્તિનો વિકાસ થાય એ રીતનો ઉપયોગ કરવા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું છે. ગાંધી છેવટે એમ કહી ગયેલા કે 'સવિનય કાનૂનભંગને રચનાત્મક કાર્યની પહેલાં મૂકવામાં મેં ભૂલ કરી હતી. એક માત્ર રચનાત્મક કાર્ય થકી જ તમે સત્યાગ્રહની તાકાત પેદા કરી શકશો.'

વિનોબા ગાંધીના આ અનુભવ પરથી બોધપાઠ લઈને ચાલ્યા. એમણે રચનાત્મક કામને પ્રાથમિકતા આપી. ત્યાગમૂલક કાર્યક્રમથી પ્રજાને કેળવીને તેનામાં સત્યાગ્રહની શક્તિ પ્રગટ કરવાના પુરુષાર્થમાં મંડ્યા રહ્યા. જ્યાં લોકોએ પોતે થોડાંક ડગલાં ચાલીને ગ્રામસ્વરાજની દિશામાં આગળ વધવા માંડ્યું હતું, ત્યાં પછી માર્ગમાં આવતા અવરોધોને દૂર કરવા સત્યાગ્રહ કરવા પણ સૂચવ્યું. ગ્રામદાની ગામોની ગ્રામસભાઓને કહ્યું કે સામૂહિક મહેસૂલ લેવાની સરકાર ના પાડે તો સત્યાગ્રહ કરજો, તમારા ગામમાં જરૂર પૂરતું અનાજ રાખીને પછી જ વધારાનું લેવીમાં આપજો અને સરકાર તે ન માને તો સત્યાગ્રહ કરજો. ગાંધીએ જેમને પ્રથમ સત્યાગ્રહી જાહેર કરેલા એવા સત્યાગ્રહના આ આજીવન ઉપાસકનો સત્યાગ્રહનું ગાંધી ઇચ્છતા હતા એવું નવસંસ્કરણ કરવાનો આ ભગીરથ પ્રયાસ હતો. અને આખાયે ગ્રામસ્વરાજ આંદોલન દરમ્યાન જયપ્રકાશ પણ વિનોબાની આ ભૂમિકા સાથે બિલકુલ સંમત થતા હતા.

### સત્યાગ્રહ પ્રેમનો પ્રકર્ષ છે

લોહિયા ઉપરના ઉપરોક્ત પત્રમાં વિનોબાએ એમ પણ લખેલું કે, 'સત્યાગ્રહને હું દબાણના રૂપમાં નથી જોતો, બલ્કે વિચારને પ્રેરણા દેનારી આત્મૌપમ્ય બુદ્ધિમાંથી નીપજેલી કરુણામય તપસ્યાના રૂપમાં જોઉં છું. છેવટનો નૈમિત્તિક પ્રતિકાર જ સત્યાગ્રહ નથી હોતો, બલ્કે સત્યાગ્રહીનું નિત્ય જીવન પણ સત્યાગ્રહ હોય છે.'

આ જ અર્થમાં વિનોબા કહેતા કે, 'મારી પદયાત્રા એ એક પ્રકારનો સત્યાગ્રહ જ છે.' અને જયપ્રકાશ પણ કહેતા કે, 'હું તો મુસાફરીમાંના મારા કામને સત્યાગ્રહ જ માનું છું.'

સત્યાગ્રહનું સ્વરૂપ સૌમ્ય, સૌમ્યતર, સૌમ્યતમ થતું જવું જોઈએ, એવા વિનોબાના વલણ સાથે જયપ્રકાશના આ ઉદ્ગારો સરખાવવા જેવા છે: 'ત્યાં મુસાફરીમાં લોકો સાથે મોઢામોઢ વાતચીત ચાલે છે. હું એ ચહેરાઓને જોઉં છું. એમની સકલ-સૂરત જોઉં છું. હું નજર માંડું છું, અને મને લાગે છે કે હજી એક વધુ મોકો આપવો જોઈએ. પરંતુ એવીયે સ્થિતિ આવી શકે, જ્યારે હૃદય-પરિવર્તન માટે બીજું પગલું ભરવાની જરૂર પડે. તેવે વખતે મારી પોતાની જાત ઉપર જ કષ્ટ સહન કરવાનું આવશે. એમનું કાંઈ બગડવાનું નથી. અને તેમ છતાં એમના ઉપર અસર થાય, એવી એ કાંઈક પ્રક્રિયા હશે.' ( જુઓ પાન ૩૪૮ )

જયપ્રકાશ પણ પોતાની રીતના સત્યાગ્રહના એક ઉપાસક રહ્યા છે. એટલે જ નારાયણભાઈની વાત સાંભળી એમના મોઢેથી બોલાઈ જાય છે: 'ઘૃણા? સત્યાગ્રહીના મનમાં ઘૃણા હોય?' ( જુઓ પાન ૧૩૩ ) અને ઠેઠ ૧૯૫૪માં એમણે કહેલું, 'હૃદય-પરિવર્તનની શક્યતા વિશેની શ્રદ્ધાના પાયા પર સત્યાગ્રહ નિર્ભર છે.' ૧૯૭૬ના જૂનમાં એક વાર કહ્યું: 'અહિંસાનો આત્મા જો પ્રેમ હોય, તો કોઈ પણ અહિંસક પગલું, અહિંસક પ્રતિકાર કે કાનૂનભંગ પ્રેમથી ઓતપ્રોત હોવાં જોઈએ. આ સહેલું નથી, પણ એક આદર્શ રૂપે હું આને સ્વીકારું છું, અને આને વ્યવહારમાં ઉતારવા આપણે મથવું જોઈએ.'

ગ્રામસ્વરાજ આંદોલનમાં વિનોબાએ આનો એક સમાજ-વ્યાપી પ્રયોગ કર્યો. પ્રતિકારમાં જુસ્સો હોય છે. સંઘર્ષમાં એક અમર્ષ હોય છે. એવા કોઈ અમર્ષનો આશરો લીધા વિના બે-અઢી દાયકા સુધી વિનોબાએ સમાજ-પરિવર્તનનું આંદોલન ચલાવ્યું. પ્રેમમયી ક્રાંતિનું તૂફાન જગાવ્યું. દાદા ધર્માધિકારીના શબ્દોમાં 'ક્રાંતિની પ્રક્રિયાને એક લલિતકળાનું સ્વરૂપ આપવાનો વિનોબાનો આ એક ભગીરથ પ્રયાસ હતો.' જયપ્રકાશ પણ આ પુરુષાર્થમાં વિનોબાની સાથે હતા.

પરંતુ સમજાવટ અને હૃદય-પરિવર્તનનો ઉપાય પર્યાપ્ત ન નીવડે ત્યારે શું? ગ્રામસ્વરાજ આંદોલનના બીજા તબક્કામાં એ સવાલ સામે હતો. જયપ્રકાશ ત્યારે મુસાફરીમાં કહેતા કે, 'અહિંસાના ભાથામાં હજી બીજાંયે તીર છે. અને અંતતોગત્વા સત્યાગ્રહનું બ્રહ્માસ્ત્ર પણ છે જ. પ્રવાહપતિત પરિસ્થિતિમાંથી એ સહજ-પણે જન્મશે.' વિનોબાએ પણ પહેલેથી જ કદી આનો નિષેધ નથી કર્યો.

### સંઘર્ષનું વિવેકપૂર્વકનું સ્થાન

આ પ્રયોગ તો અધૂરો છૂટ્યો, પણ બિહાર આંદોલન દરમ્યાન સંઘર્ષની વાત સામે આવી. જયપ્રકાશે સંઘર્ષના તત્ત્વને પણ સર્વોદય આંદોલન સાથે વણી લેવાનો પ્રયાસ કર્યો. ઓસ્ટરગાર્ડે ૧૯૭૫ના ડિસેમ્બરમાં એમની સાથેની વાતચીતમાં કહ્યું કે, 'અહિંસક ક્રાંતિની વિચારધારાના વિકાસમાં તમારો ફાળો એ ગણાશે કે તમે તેમાં સંઘર્ષના તત્ત્વને દાખલ કર્યું છે.'

ત્યારે જયપ્રકાશ બોલ્યા: 'હા, મને પણ એવું લાગે છે. જો કે વિનોબાને જ્યારે જ્યારે આ વિશે પૂછવામાં આવતું, ત્યારે સંઘર્ષનુંયે આમાં એક સ્થાન છે એ વાતનો એમણે કદીયે ઇનકાર નથી કર્યો.' બિહાર આંદોલન દરમ્યાન પણ સંઘર્ષનો વિનોબાએ કદી સ્પષ્ટ વિરોધ નહોતો કર્યો, તેના પ્રકાર વિશે જરૂર એમનો જુદો મત હતો. ગંગા-બ્રહ્મપુત્રની બે ધારા કહીને બિહારમાં પ્રયોગ કરવાનીયે સંમતિ આપી હતી. અને છેવટે

જ્યારે બે મિનિટ માટે મૌન તોડીને જયપ્રકાશ સાથે વાત કરી ત્યારે તો સ્પષ્ટ શબ્દોમાં કહ્યું : 'તમારી સંઘર્ષની જે કલ્પના છે, તે હું જાણું છું. એ ચાલુ રહે, સારી વસ્તુ છે. બાબાને તે પસંદ છે. તેમાં તમને બાબાની મદદ પણ મળી શકે.'

ખેર, સમાજ-પરિવર્તનના કામમાં, વ્યવસ્થા-પરિવર્તનના કામમાં સંઘર્ષના તત્ત્વને પણ અહિંસક પ્રક્રિયામાં કેટલું ને કેવું સ્થાન હોઈ શકે, તે હજી સંશોધનનો અને પ્રયોગનો વિષય રહ્યો છે. આમ તો આ "સંઘર્ષ" શબ્દ જયપ્રકાશે દાખલ નથી કર્યો. બિહાર આંદોલન પહેલાં વિદ્યાર્થીઓએ શરૂ કરેલું અને તે માટે છાત્ર સંઘર્ષ સમિતિ ઊભી કરેલી. તેમાંથી આ શબ્દ આંદોલનમાં આવી પડ્યો. પછી આંદોલનનું જે સ્વરૂપ ઊભું થતું ગયું તેને લઈને તે લોકજીભે રમતો થઈ ગયો. પરંતુ દાદા ધર્માધિકારીનું કહેવું છે કે, 'સંઘર્ષ શબ્દ જયપ્રકાશને બહુ પ્રિય નહોતો, આજે પણ નથી. જેલમાંથી બહાર આવ્યા બાદ કહેતા હતા કે સંઘર્ષ શબ્દ હવે છોડી દેવો જોઈએ.'

૧૯૭૮ ના મે માસમાં યુવકો સાથેની વાતચીત દરમ્યાન છાત્ર-યુવા સંઘર્ષ વાહિનીના એક યુવકે એમ કહ્યું કે ગામડાંઓમાં તો રચનાત્મક કાર્યો લઈને જ જવું પડશે. પછી એની મારફત સંગઠન કરીને સામાજિક-આર્થિક સવાલો પર સંઘર્ષ કરીશું. વાત તો સાવ સાદી હતી. પરંતુ આમાં સૂક્ષ્મ દૃષ્ટિએ રચનાત્મક કામને કાંઈક ગૌણ સ્થાન મળતું લાગ્યું અને જયપ્રકાશ એકદમ બોલી ઊઠ્યા : 'નહીં, આ પ્રમાણે વિચારવું ખોટું છે. રચનાત્મક કામોને આવી રીતે સાધન બનાવવાં નહીં જોઈએ. એ સાધ્ય છે. એ કામ કરતાં સંઘર્ષ આવી પડે, તો એનાથી ભાગવું પણ નહીં. એનો સામનો કરવો જોઈએ. પરંતુ એટલું યાદ રાખો કે રચનાત્મક કામ તો પોતે જ એક મહત્ત્વનું કામ છે. સંઘર્ષ એ પોતે સાધ્ય નથી. પરિવર્તનનું કામ કરવા જતાં વચ્ચે વિરોધ ઊભો થાય તો શાંતિપૂર્ણ રીતે એનો સામનો કરવાની આપણી તૈયારી હોવી જોઈએ એટલું જ.'

ગાંધી-વિનોબાને બિલકુલ મળતી આવતી આ ભૂમિકા છે.

### અંત્યોદય માટે તત્કાળ વિશેષ પ્રયત્નની જરૂર

પરંતુ જયપ્રકાશ મૂળમાં એક વહેવારલક્ષી ચિંતક હતા, અને મનુષ્ય પ્રત્યેની કરુણા એમનું મુખ્ય ચાલકબળ હતું. તેથી સમાજના સૌથી નબળા વર્ગોની સ્થિતિ ઝડપથી કેમ બદલી શકાય તે વિશે એમના મનમાં તીવ્ર મંથન ચાલ્યા કરતું. તેના પરિણામે છેવટ તેઓ એવા નિષ્કર્ષ પર પહોંચ્યા હતા કે, 'માત્ર ઉપરવાળાઓની ઉદારતા પર નિર્ભર રહેવું પૂરતું નથી. આજના સંજોગોમાં આપણે પછવાડે રહી ગયેલા લોકોને, શોષિતોને, દલિતોને અલગ રીતે સંગઠિત કરવા પડશે. જ્યાં સુધી નીચેના વર્ગોમાં આત્મ-સન્માન પેદા નહીં થાય, જ્યાં સુધી એમના પોતાના આત્મ-વિશ્વાસનું એક દબાણ ઊભું નહીં થાય, ત્યાં સુધી ઉપરના વર્ગો આપમેળે બદલાય એવો સંભવ નથી લાગતો. વ્યાપક લોક-શિક્ષણનું દબાણ તથા પછાતના, દબાયેલા લોકોના વ્યાપક વર્ગ-સંગઠનનું દબાણ, દબાણની આવી બેવડી તાકાત જ સામંતવાદી પરંપરાઓ અને શોષણની વ્યવસ્થાને તોડી શકશે.'

૧૯૭૭ ના અરસામાં જયપ્રકાશ અંત્યોદયની દૃષ્ટિએ સૌથી નીચેના લોકોના આવા સંગઠનની હિમાયત કરતા થયા હતા. ગાંધીએ ટ્રસ્ટીશિપની વાત મૂકી, પણ સાથેસાથ મજૂર મહાજન પણ સ્થાપ્યું, એવું કાંઈક વલણ જયપ્રકાશનું પણ આની પાછળ હતું. પરંતુ બન્યું એવું કે કેટલાકે કહ્યું કે આનાથી તો વર્ગ-સંઘર્ષ પેદા થશે. ત્યારે જયપ્રકાશે કહી દીધું કે એવો વર્ગ-સંઘર્ષ અનિવાર્ય જ હોય તો છો થતો વર્ગ-સંઘર્ષ! વર્ગ-સંઘર્ષનું નવું અહિંસક સ્વરૂપ ઊભું કરીશું.

બસ, આને લીધે મોટો ઊહાપોહ ઊભો થઈ ગયો. જયપ્રકાશ તો ફરી માર્ક્સવાદ તરફ જઈ રહ્યા છે, એવી પણ વાતો થઈ. ત્યારે પોતાની વાતના સ્પષ્ટીકરણમાં જયપ્રકાશે કહ્યું : 'આ જે વર્ગ-સંઘર્ષની વાત હું કરું છું, તેનું સ્વરૂપ માર્ક્સવાદના વર્ગ-સંઘર્ષ જેવું કદાપિ નહીં હોય. વર્ગ-સંઘર્ષની માર્ક્સવાદી કલ્પના આપણને કામ નહીં આવે. મારી કલ્પનાના વર્ગ-સંઘર્ષમાં હિંસાને માટે કોઈ કહેતાં કોઈ સ્થાન નથી. વર્ગો વચ્ચે સ્થાયી સંઘર્ષ ચાલતો રહેવાની જે સામ્યવાદી કલ્પના છે તેનીયે આમાં કશી જરૂર નથી. વર્ગ-સંઘર્ષનું અહિંસક સ્વરૂપ પ્રગટ કરવાનો એક નવો પ્રયોગ કરવાનો છે. સંગઠિત રૂપે અન્યાયનો પ્રતિકાર કરતાં કરતાં કષ્ટ સહન કરવાથી સમાજ-પરિવર્તન માટેની તાકાત ઊભી થાય છે. ટૂંકમાં, વ્યાપક શાંતિમય સત્યાગ્રહ એ જ મારા વર્ગ-સંઘર્ષનું સ્વરૂપ છે.'

આના પરથી સ્પષ્ટ સમજાય એવું છે કે "વર્ગ-સંઘર્ષ" શબ્દ તો અમથો આવી પડેલો. વિચારના બંધિયાર જળમાં વચ્ચે વચ્ચે કાંકરી નાખી તરંગો ઊભાં કરવાનું ઇષ્ટ કાર્ય જયપ્રકાશે પોતાનું માનેલું, તેનું જ આ પણ એક ઉદાહરણ જણાય છે. બાકી, એક અતિ શાસ્ત્રીય અને અમુક ફિલસૂફી સાથે ગાઢ રીતે સંકળાયેલ તથા અનેક સહચારી ભાવોથી યુક્ત આવા શબ્દને અપનાવવાનું ઉપયોગી જણાતું નથી. પણ સારાંશ એટલો કે અંત્યોદયની દિશામાં ત્વરિત કાંઈ થવું જોઈએ અને તે માટે અમુક લોક-વિશેષનું સંગઠન કરવા ઉપર તેમ જ જરૂર પડ્યે સત્યાગ્રહની શક્તિ પ્રગટ કરવા ઉપર વિશેષ ધ્યાન આપવું પડશે, એવો અભિપ્રાય જયપ્રકાશનો થયો હતો. પરિવારની ભાવનાથી આખા ગ્રામસમાજનું સંગઠન થાય અને માલિક, મજૂર, બુદ્ધિજીવી, દરેક વ્યક્તિ ટ્રસ્ટીશિપની ભાવનાથી પોતાની બધી શક્તિ સમાજને સમર્પિત કરે, એવા મૂળભૂત કામ સાથે આનો કશો વિરોધ નથી. અંત્યોદય સર્વોદયની વિરુદ્ધ નથી, બલ્કે સર્વોદયની દિશાનું પ્રથમ પગલું જ છે.

### ક્રાંતિનો સિપાઈ કોણ બનશે?

ક્રાંતિનો સિપાઈ કોણ બનશે તેની ખોજ પણ જયપ્રકાશની પહેલેથી ચાલતી રહેલી. ભારત જેવા કૃષિપ્રધાન સમાજમાં મજૂરને બદલે કિસાન જ આમાં આગળ પડતો ભાગ ભજવશે

છે કે કેન્દ્રમાં એક વ્યક્તિ હોય, જરૂરી અધ્યયન, ચર્ચા વગેરેને આધારે અમુક લોકો ભેગા મળીને ભલે સામૂહિક નિર્ણય લે, પરંતુ છેવટનો નિર્ણય તો નેતાએ જ લેવો જોઈએ. અબ્રાહમ લિંકને પણ એક વાર કહેલું કે કેટલીક વાર બહુમતી અભિપ્રાયથી ઉપરવટ જઈને નેતાએ નિર્ણય લેવો પડતો હોય છે.'

આ વ્યક્તિપૂજા નથી, પણ આંદોલનની પ્રક્રિયાની એક અનિવાર્યતા છે. દાદા ધર્માધિકારીએ આ વાતને આવી રીતે સમજાવી છે: 'આમાં વાત એવી છે કે કાર્યક્રમમાં નેતા જોઈએ, વિચારમાં નેતા ન જોઈએ. વિચારનો નિયમ એ છે કે એક કરતાં બે માથાં સારાં, બે કરતાં વીસ સારાં. પરંતુ ક્રિયાનો નિયમ આથી ઊલટો છે. તેમાં બગોથી વીસ ભલા, વીસથી બે ભલા. બેથી એક ભલો. વિચાર કરવો હોય તો કોઈ નેતા નહીં. પણ એક વાર વિચાર થઈ ગયા બાદ તેના અમલ માટે એક જ નેતા જોઈએ. નેતા જે નિર્ણય કરે છે, તે વિચારથી નથી કરતો, અંતઃપ્રેરણાથી કરે છે. આવા નેતા આંતરે આંતરે આવતા રહે છે. નેતા બનાવી નથી શકાતા, ચૂંટી નથી શકાતા. આવો નેતા બિલકુલ અલગ માટીનો હોય છે. એનું દ્રવ્ય જ અલગ. એને શરણે લોકો સામેથી જાય છે.'

ક્રાંતિ કાર્યના નેતૃત્વ બાબત જયપ્રકાશના વિચારો આવા હતા. આ સંદર્ભમાં વિનોબાએ નેતૃત્વ-નિરસન, ગણસેવકત્વ, સર્વસંમતિની દિશામાં જે પ્રયોગો અને પ્રયાસો કર્યા છે, તે પણ ખૂબ નોંધપાત્ર છે. એ પ્રક્રિયાઓને આગળ ચલાવવી પડશે, પરિમાર્જિત અને પુષ્ટ કર્યા કરવી પડશે. વિનોબાએ આ બધું સમાજ-વિજ્ઞાનના પ્રયોગ રૂપે, સામાજિક કામોના વિજ્ઞાનની ખોજ રૂપે કર્યું છે. અને તેમાં જયપ્રકાશ પણ એમની સાથે જ હતા.

**હલદીઘાટી ખમીર અને વ્યક્તિત્વનું હૈવત**

જયપ્રકાશના જીવનમાં ૧૯૨૧થી લઈને ૧૯૭૯ સુધી ક્રાંતિની જે અખંડ ખોજયાત્રા ચાલી, તેનું આ એક વિહંગાવલોકન છે. તેમાંના અનુભવો, તથ્યો અને તારણો ક્રાંતિ માર્ગના અન્ય યાત્રીઓ માટે ઘણાં ઉપયોગી થઈ શકે તેમ છે. છ દાયકા સુધી જયપ્રકાશ અવિરતપણે આ ખોજયાત્રામાં જ નિમગ્ન રહ્યા. કોઈ વસ્તુ એમને તેમાંથી ચળાવી શકી નહીં. એમણે કહ્યું છે: 'સર્વોદયના બે અત્યંત મૌલિક પ્રણેતાઓ, ગાંધી અને વિનોબાએ વારંવાર કહ્યું છે તેમ, સર્વોદય પોતે એક ખોજ છે. એમણે તેને સત્યની ખોજ કહી છે. હવે, સત્યનો શોધક હોવાનો દાવો તો હું નહીં કરું, પરંતુ હું એટલો દાવો અવશ્ય કરીશ કે માનવની અને સમાજની સ્થિતિ સુધારવા માટે સાચા ઉપાયોની ખોજ હું નિરંતર કરતો રહ્યો છું—હા, ગાંધી અને વિનોબાની જેમ વિશ્વ સમાજની ભૂમિકામાં નહીં, પણ ભારતની ભૂમિકામાં.'

રામમનોહર લોહિયાએ પોતાના એક પુસ્તકમાં લખ્યું છે કે કશુંક હૈવતવાળું અર્થપૂર્ણ કામ કરવું હોય, તો તે માટે "હલદીઘાટી ખમીર"ની જરૂર પડે છે. કેવળ છમછમિયાથી સંતોષ માનવાને બદલે માનવજાતના કલ્યાણ માટે કશુંક નક્કર કરી જવું હોય તો પરિણામની કે બીજાઓ શું કહેશે તેની પરવા રાખ્યા વિના એકધારું મથ્યા કરવું પડે તથા આપણને જે ઇષ્ટ લાગ્યું હોય તેને માટે Pile up conditions—અનુકૂળ વાતાવરણ, પરિસ્થિતિ, સંજોગોનો ગંજનો ગંજ ખડકતા રહેવો જોઈએ.

આની સાથે સાથે લોહિયાએ એમ પણ કહ્યું છે કે સત્તા-ભૂખ્યા રાજકારણીઓ આ નહીં કરી શકે. પોતાની મુદ્રા ઇતિહાસમાં અંકિત કરી જવાની કામના-સેવનારાઓ આ નહીં કરી શકે. નિષ્ફળતાના ભયથી ડરનારા વ્યવહારુઓ આ નહીં કરી શકે. એમને ક્યાંક ને ક્યાંક કડદા કરવા જ પાલવાના. આ કરવા માટે તો પેલું "હલદીઘાટી ખમીર" જોઈએ.

લોહિયાએ આને grit of personality કહી છે—માણસનું અંતરતમ સત્ત્વ, વ્યક્તિત્વનું હૈવત, જે ગમે તેની સામે અને ગમે તેવા સંજોગોમાં અડીખમ રહેજે. આવી વ્યક્તિઓ વિરલ હોય છે. પરંતુ અંતતોગત્વા એ જ માનવજાત માટે કલ્યાણકારક અને કશુંક નક્કર કરી જતી હોય છે.

જયપ્રકાશ આવી વિરલ વ્યક્તિઓમાંના એક હતા. તેથી જ ક્રાંતિની આવી અખંડ ખોજમાં લાગેલા રહી શક્યા. આ વસ્તુ જાહેર જીવનની એમની સમકાલીન અન્ય વ્યક્તિઓ કરતાં એમને મૂઠી ઊંચેરા પુરવાર કરી જાય છે. આવી ખોજમાં નિમગ્ન થયા વિના માનવજાત માટે કશુંક અર્થપૂર્ણ એવું કદી ગાંધી શકાતું નથી.

**સમાજ-વિજ્ઞાનની વિસ્તરતી રહેતી ક્ષિતિજો**

આ સમાજ-વિજ્ઞાનની ખોજ છે વિજ્ઞાનની વસ્તુનિષ્ઠા સાથે વ્યક્તિઓથી ઉપર ઊઠીને તેમ જ પરિસ્થિતિના પરપોટાથી પર થઈને તેની મૂલવણી થવી જોઈએ. મામૂલી સફળતા-નિષ્ફળતાની દૃષ્ટિ આમાં કામ ન લાગે. વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેની તુલના પણ કામ ન લાગે. વિજ્ઞાનનો અભિગમ એ નથી. તેમાં તો એક પછી એક ખોજથી સરવાળે વિજ્ઞાન વધુ ને વધુ સંપન્ન બનતું જાય છે. આગળની એક થિયરી ખોટી પુરવાર થતાં કાંઈ તે થિયરી અથવા તેની સાથે સંકળાયેલ વ્યક્તિ લાંછનસ્પદ ઠરતી નથી. વ્યક્તિની પ્રતિષ્ઠા-અપ્રતિષ્ઠા અથવા મહાનતા તેની સાથે જોડાઈ જતી નથી. ન્યૂટન, આઈન્સ્ટાઈન, નારલીકર એમ એક પછી એક વિજ્ઞાનની ખોજને આગળ વધારતા રહે છે. પાછલા પ્રયોગની ભૂલો જો નજરમાં આવે તો તેને સુધારતા જવાય છે. પરિણામે વિજ્ઞાનની ક્ષિતિજો વિસ્તરતી રહે છે.

સમાજ-વિજ્ઞાનમાં પણ આવું જ છે. જયપ્રકાશ આવા એક સમાજ-વિજ્ઞાની હતા. એમને મન સફળતા-વિફળતાની પરિભાષાઓ જ ભિન્ન હતી. જગ જેને વિફળતા કહે છે, એ આ ક્રાંતિ-શોધક માટે હતી, શોધની મંજિલો. ક્રાંતિનો કંટકછીર્ણ માર્ગ બીજાઓ માટે કાંઈક સુગમ બનાવી જવાય, તો તેમાં એમને જીવનની ધન્યતા જણાતી હતી. અને આ એમનો અભિગમ ઠેઠ

અમેરિકામાં એમ૦એ૦નો થીસિસ લખ્યો ત્યારથી આવો ને આવો જ હતો. તે થીસિસમાંયે એમણે લખેલું: 'આમાં આપણે ભૂલ કરીશું, તો બીજું કાંઈ નહીં તોયે આપણી પછીના આ ક્ષેત્રના ખેડણહારાને આનાથી લાભ થશે. આવા કામનું મૂલ્ય કોઈ તાત્કાલિક પરિણામોમાં નથી રહ્યું.'

તાત્કાલિક પરિણામો પાછળ પડ્યા વિના દૂરદૃષ્ટિ સાથે પાયાના કામમાં ખૂંપી જવાની આ ભાવના દિવસે દિવસે પરિપુષ્ટ જ થતી રહેલી. તેમાં સફળતા-નિષ્ફળતાનો કોઈ સવાલ નહોતો, કર્તવ્ય-પાલનનો જ સવાલ હતો, સમાજ-વિજ્ઞાનની ખોજને આગળ વધારતા જવાનો જ સવાલ હતો.

**સબ હૈ સમર્પિત ઈશ કો !**

૧૯૭૬ના જૂનમાં એકવાર કોઈએ વિનોબાને પૂછ્યું કે અમુક અમુક ચીજ ન થઈ તેને ગ્રામદાન અભિયાનની અસફળતા માનીએ કે?

વિનોબા બોલ્યા: 'માની શકો છો. શંકરાચાર્યે "ભજ ગોવિંદમ્" સ્તોત્ર લખ્યું છે. તેમ જયપ્રકાશજીએ પણ કાવ્ય લખ્યું છે. તેમાં કહ્યું છે—"સફળતા-નિષ્ફળતા ઈશ કો સમર્પિત!" એવી જ રીતે વિનોબા જો અસફળ થયો, તો તે પણ ઈશને સમર્પણ છે.'

'નિજ કામના કુછ હૈ નહીં,
સબ હૈ સમર્પિત ઈશ કો'

આ ક્રાંતિખોજ પણ આખરે ઈશ્વરને જ સમર્પિત! આ વસ્તુ જયપ્રકાશને અન્ય ક્રાંતિકારીઓથી નોખા પાડી દે છે. આ એમના વ્યક્તિત્વની આધ્યાત્મિકતા છે, જે ગુપ્ત સરસ્વતીની માફક સદાય એમના જીવન સાથે વહેતી રહી છે, જયપ્રકાશની ક્રાંતિયાત્રા પણ આવી એક અધ્યાત્મયાત્રા જ બની રહેલી અને તે એમને ગાંધી યુગના ક્રાંતિ-શોધકોમાં કાયમનું સ્થાન અપાવી જાય છે.



૨૦

# માણસ, નર્યો માણસ !

મહાન માણસો વિશે વિચારતાં આપણને એમણે કરેલાં મહાન-મહાન કામોની યાદ જલદી આવી જાય છે. પરંતુ એમને પોતાને મન તો તેનું કશું વિશેષ મહત્ત્વ નથી હોતું. એમણે એ બધું કર્યું નથી હોતું, એમના થકી એ બધું થઈ ગયું હોય છે. એમને મન મહત્ત્વ હોય છે, માણસાઈનું. એ માણસાઈને લીધે જ તો તેઓ મહાન છે. તેઓ તો બસ માણસાઈની રીતે જીવ્યે જાય છે. તેમાંથી સ્વાભાવિક જ નિષ્પત્તિ થાય છે, મહાન કામોની. તેથી વાસ્તવમાં મહાનતા હોય છે એમની જીવવાની રીતમાં. માણસ કેટલો ઊંચે ચઢી શકે છે, દિવ્યતાની કેટલો નિકટ પહોંચી શકે છે, તેનાં દર્શન આવા માણસોના જીવનમાં, એમની જીવવાની રીતમાં થાય છે. તેઓ માણસાઈના મેરુદંડ સમા હોય છે.

જયપ્રકાશના જીવનમાં પણ માણસાઈનો પ્રકર્ષ જોવા મળે છે. એ બીજું બધું હતા, પણ મૂળમાં માણસ હતા. નર્યા માણસ. માણસ તરીકે જીવી ગયા. જે કાંઈ કર્યું, તે નર્યા માણસ તરીકે જ. જીવનભર એમની સામે ધ્રુવતારક રહ્યો, માણસ અને માણસની મુક્તિનો. એ માણસ કાજે જ ક્રાંતિની ખોજમાં નિમગ્ન રહ્યા. તેથી જ તો ક્રાંતિનોયે માપદંડ એમને માટે માણસ જ હતો. એક માણસ તરીકે કેવળ પોતાની મુક્તિથી જ સમાધાન પામવું એમને માટે શક્ય નહોતું, એટલે માણસાઈના કર્તવ્ય રૂપે જ એ અન્ય સહુની મુક્તિ માટે પણ મથ્યા. માનવને શોભે એવો અને એની માનવતાને પૂર્ણરૂપે મહોરવાની અનુકૂળતા કરી આપે એવો સમાજ નિર્માણ કરવા મથ્યા. આ બધું એક માણસ તરીકેનું એમનું સહજ કર્તવ્ય હતું. એ પોતે તો માણસ તરીકે જીવ્યે જતા હતા. તેમાંથી આ બધી સ્વાભાવિક નિષ્પત્તિ થતી જતી હતી.

બિમલપ્રસાદે જયપ્રકાશનાં લખાણો, વક્તવ્યો વગેરેનું સંકલન કરી તેને નામ આપ્યું, “ એક ક્રાંતિકારીની ખોજ, ” અને પછી એમને પૂછ્યું કે આ શીર્ષક યથાર્થ છે ને ? ત્યારે જયપ્રકાશે જવાબ આપ્યો, ‘ ઠીક છે, આ શીર્ષક મને ગમે છે. મારા રાજકીય જીવનને તે અવશ્ય આવરી લે છે. ’ “ મારા જીવનને ” એમ ન કહ્યું, “ મારા રાજકીય જીવનને ” એમ કહ્યું. અર્થાત્ જીવન આનાથીયે મોટું છે એવી પ્રતીતિ એમને હતી. રાજકીય જીવન એ તો એનો એક અંશ હતો. અને આ “ રાજકીય ” શબ્દ પણ રાજકારણના વ્યાપક અર્થમાં વાપર્યો હતો, પ્રચલિત રાજનીતિના અર્થમાં નહીં. ૧૯૫૮માં એક વાર લોકસભા સમક્ષ બોલતાં આ પ્રચલિત રાજનીતિ વિશે તો એમનું એમ કહેવું કે, ‘ આપણે રાજકારણની આ ક્ષુદ્ર રમતમાં ( in this little game of politics ) સંડોવાઈ અને ફસાઈ ગયા છીએ.’ એટલે એમનું આખું જીવન ભલે રાજકીય ક્ષેત્રમાં અને જાહેર ક્ષેત્રમાં વીત્યું પણ એમનું હતું માનવજીવન: નિષ્કામ, નિર્લેપ સેવકનું હતું. એમનું જાહેર જીવન પણ આને લીધે જ મહાન હતું.

વિનોબાએ એક વાર પ્રેમપૂર્વક કહેલું કે 'આપણા સર્વોદય આંદોલનમાં એક સંત છે, અને એક પોલિટીશિયન, પોલિટીશિયન વિનોબા અને સંત જયપ્રકાશ!' ખરે જ, સંતતુલ્ય હૃદય હતું એમનું. છેલ્લાં વરસોમાં વિનોબા ઘણી વાર કહ્યા કરે છે, 'જયપ્રકાશ ભોળો માણસ હતો.' વિનોબાનું કથન સંપૂર્ણપણે યથાર્થ છે. સંતતુલ્ય શુચિતા અને સરળતા એમનામાં હતી.

**બહુરંગી વ્યક્તિત્વ**

જયપ્રકાશના જીવનમાં ઘણી વિવિધતા રહી છે. એમનું વ્યક્તિત્વ ભાતીગળ અને બહુરંગી રહ્યું છે. એમની પ્રતિભા બહુમુખી હતી. તેથી જ અનેકવિધ ક્ષેત્રના લોકો એમના પ્રત્યે આકર્ષાયેલા. એમની અનેક પ્રકારની મહાનતાથી એ બધા આકર્ષાતા. પછી જેમ જેમ નિકટ પહોંચતા તેમ તેમ એમની મનોરમ્ય માણસાઈને લીધે જયપ્રકાશ એ બધાને પોતીકા લાગવા માંડતા. આવી રીતે એક વ્યક્તિ માટે અનેકવિધ પ્રકૃતિના લોકોને પોતીકાપણાની અનુભૂતિ થવી, એ એક વિરલ વસ્તુ છે. જે વ્યક્તિમાં પોતાનો અહં શૂન્યવત્ થયો હોય અને જેના જીવનમાં માનવતાની અભિલાઈનાં વિવિધ પાસા દૃષ્ટિગોચર થતાં હોય, તેના કિસ્સામાં જ આવું શક્ય બને. આને લીધે જયપ્રકાશ મહાન જ નહીં, પ્યારા માણસ પણ હતા.

જેને રૂપાળા કહી શકાય એવા એ ભલે નહોતા, પણ એમના અસ્તિત્વમાં સરવાળે ભારે મોહકતા હતી. એમની મુખમુદ્રામાં એક પ્રકારની મધુરતા હતી, એક જાતની સુભગતા હતી, સૌમ્યતા ને શુચિતા હતી. એમના અવાજમાં મૃદુતા, સુસવાદિતા અને ધીરગંભીરતા હતી. એમની સાથેની વાતચીત હંમેશાં રસાળ અને આનંદદાયક બની રહેતી. એમની પ્રસન્ન ગંભીરતા અને સ્વસ્થતા આહ્લાદક હતી. એમનાં વહેવારવર્તન, બોલચાલ બધામા જ નરી ખાનદાની વર્તાતી. એમની ભાષામા શિષ્ટતા અને અભિગમમાં કોમળતા રહેતી. વિનયશીલતા અને સભ્યતા એમના સ્વભાવ સાથે ગૂંથાઈ ગયાં હતાં, તેમાં લગીરે ઔપચારિકતા નહોતી. સમગ્રપણે એક મંત્રમુગ્ધ કરી દે એવું એમનું વ્યક્તિત્વ હતું.

રસિકતા અને સુરુચિ પણ એમનામા ભારોભાર હતી. એમના પોશાક, રહેણીકરણી વગેરેમાં વિલાસિતા કે પ્રસાધનપ્રિયતા નહોતાં. પરંતુ એમની સ્વચ્છતા, સુઘડતા, સાદાઈ વગેરેમાં પણ સુરુચિપૂર્ણ વૈભવ અને કલાયુક્ત સંસ્કારિતા હતાં. એમણે જીવનમાં કષ્ટ ઘણું સહન કર્યું છે, પણ એમની વૃત્તિ દેહદમનની કે બોજયુક્ત સંયમની કદી હતી નહીં. ખાવામાં અને ખવડાવવામાં એમને આનંદ આવતો. સ્વાદની પરખ એમને હતી. એટલા રસથી ખાતા કે ખવડાવનારનેય શેર લોહી ચઢે અને બીજાઓને ખવડાવતી વખતે જયપ્રકાશના મોં પર જે પ્રેમભરી રોનક આવતી, તેય જોવા જેવી હતી.

જીવનને માણવામાં એ માનતા. આધુનિક યુવકોને લાંબા લાંબા વાળ રાખતા જોઈને હસતાં-હસતાં યાદ કરતા કે અમેરિકામાં ભણતો હતો ત્યારે મેં પણ થોડા દિવસ જુલ્ફાં વધાર્યાં હતાં. તે કાળના નટનટીઓની પણ રસપૂર્વક વાત કરતા. સિનેમા જોવાનો પહેલેથી ઘણો શોખ હતો. ૧૯૩૦-૪૦ના ગાળામાં પ્રભાવતીજીની રોજનીશીમાં ક્યારેક મુંબઈમાં જે૦પી૦ સાથે એક દિવસમાં બબ્બે સિનેમા જોયાની નોંધ છે. સંગીતમાંયે રુચિ હતી. ભજનો સાંભળવાં બહુ ગમતાં. મદ્રાસ જતા ત્યારે જો પ્રસિદ્ધ ગાયિકા એમ. એસ. શુભલક્ષ્મી શહેરમાં હોય, તો એક મિત્રને ત્યાં એમનાં ભજનોનો કાર્યક્રમ અવશ્ય ગોઠવાતો. એમનો જીવ સૌંદર્યપ્રેમી જીવ હતો. સત્યમ્ ને શિવમ્‌ની સાથોસાથ એ સુંદરમ્‌નાયે ઉપાસક હતા.

**જીવનના કલાકાર**

રવીન્દ્રનાથ ઠાકુરે લખ્યું છે કે કોણ નાનો છે અને કોણ મોટો છે, જીવનમાં શો સાર છે અને શો અસાર છે, તેનો વિચાર તત્ત્વજ્ઞો ભલે કર્યા કરે. હું તો ત્યાં સુધી બેઠોબેઠો જીવનનું રસપાન કરું છું. હું જીવન જીવી રહ્યો છું. મને ક્યાં ફુરસદ છે, એવું વિશ્લેષણ કરવા બેસવાની ?

જયપ્રકાશ એક સમાજવિજ્ઞાની જરૂર હતા. કોઈ પણ કામ હાથમાં લે તો તેના વિશે અત્યંત ઝીણવટથી ને ચોકસાઈથી વિચાર કરવાની, પ્રયોગો કરી-કરીને તેમાંથી તારણો કાઢતા રહેવાની વૈજ્ઞાનિક વૃત્તિ એમનામા ભરપૂર હતી. અને તેમ છતાં અંતતોગત્વા એ એક જીવનના કલાકાર હતા. એ જીવન જીવતા, જીવનને માણતા, જીવનનું આકંઠ રસપાન કરતા. ઘણીવાર કહેતા કે હું કયા તત્ત્વજ્ઞાની છું ? જીવનના કલાકાર હોવાને કારણે જ અન્યાય, અત્યાચાર વગેરે અશુભ પ્રત્યે પુષ્કળ ઉગ્રતા છતાં એમનામાં ક્યારેય વિધ્વંસકતા ન આવી. એમના સંઘર્ષોમાં પણ સૌહાર્દની કમી કદી નહોતી જણાતી. જીવનના કલાકારની સર્જનાત્મકતાનાં આમાં દર્શન થાય છે. જીવનનું આ પીયૂષ જ એમને ક્ષુલ્લક દંખ, કડવાશ, કિન્નાખોરી વગેરેથી મુક્ત રાખતું.

કલાકારનું અને સંતનું સત્ય લોજિકથી, તર્કબુદ્ધિથી પર હોય છે. એમના ચિંતનનો અંતઃસ્રોત અંતઃકરણ છે.૧ અંતઃકરણથી વિચારનારા અને અંતઃકરણથી જીવનારા એ જીવ છે. જયપ્રકાશની બુદ્ધિ તો ઘણી કુશાગ્ર હતી અને એમનો તર્ક પણ અત્યંત ધારદાર રહેતો. તેમ છતાં એમના જીવનના મહત્ત્વના નિર્ણયો લોજિકથી નહોતા થતા, અંતઃપ્રેરણાથી થતા. એ કહેતા : 'અંતઃપ્રેરણાથી જે સૂઝ્યું તે કર્યું. મારા દરેક પગલા પાછળ કોઈ દર્શન, લોજિક વગેરે નથી હોતું. મારો અંતરાત્મા કહે છે કે ઠીક છે, તો બસ, તે મુજબ ચાલું છું. અમુક પરિસ્થિતિમાં તમે કેમ વર્ત્યા એવું મને પૂછશો, તો તે સમજાવું અને સમજાવવું મુશ્કેલ છે. એવું બધું હું વિચારું છું ઓછું. મને લાગે છે કે જીવનમાં સહજતા જ છે.' તેથી જ એમના નિર્ણયો પાછળ કોઈ નફા-નુકસાનનો હિસાબ કે ફાયદા-ગેરફાયદાનાં લેખાં-જોખાં નહોતાં. પોતાના સાથીઓનેય એ હંમેશાં કહેતા કે બુદ્ધિપૂર્વક ગ્રહણ કરવું અને શ્રદ્ધાપૂર્વક કામ કરવું.

બુદ્ધિ અને હૃદયનું એક અદ્ભુત સામંજસ્ય જયપ્રકાશના વ્યક્તિત્વમાં થયેલું.

**સૂક્ષ્મ સંવેદનશીલતા**

જયપ્રકાશની ઋજુતા અને પ્રાંજલતા પણ બેનમૂન હતી. એમની કરુણા અને સહાનુભૂતિ દોષ બની બેસે એટલી હદે ઉત્કટ અને અદમ્ય હતી. એમની સંવેદનશીલતા અત્યંત સૂક્ષ્મ હતી. વીણાના તારની જેમ સહેજ ઝંકૃત થઈ ઊઠતી. હજારીબાગની જેલમાંથી ભાગ્યા, ત્યારે જેલના વૉર્ડરને અંગ્રેજ સરકારે નોકરીમાંથી કાઢી મૂક્યો. હૃદયવાન જયપ્રકાશની કરુણા જાગી ઊઠી. ફાળો કરીને એ વૉર્ડરને મદદ પાઠવતા. વેલેસ હંગેને નોંધ્યું છે તેમ કબાટમાં પુરાયેલી ગરોળીને જોઈ અસ્વસ્થ થઈ ઊઠેલા. જ્યાં સુધી કબાટ ખૂલ્યું અને ગરોળી બહાર કૂદી નહીં, ત્યાં સુધી લોખંડી મનોબળવાળા આ ક્રાંતિકારીની બેચેની દૂર થઈ નહીં ! બેચુઆબુની હત્યાથી વ્યાકુળ થઈ ગયા. ચેકોસ્લોવાકિયામાં રશિયાની ટૅન્કોએ લોકજુવાળને કચડી નાખ્યો તે સમાચારથી એમની આંખેથી અશ્રુધારા વહી. ચીનના આક્રમણ વખતે હવે આસામને નહીં બચાવી શકાય એમ લાગતું હતું, અને પંડિત નેહરુએ રેડિયો પર દર્દભર્યા અને પરાસ્ત સ્વરે ભાષણ કર્યું, તે સાંભળીને જયપ્રકાશ અત્યંત વિહ્વળ બની જઈ રોવા લાગ્યા કે જવાહરલાલજીનો આવો અવાજ મારાથી સાંભળી શકાતો નથી, એમને મદદ કરવા હું શું કરું ? ૧૯૬૧માં ગોવામાં ભારતને લશ્કરી પગલું ભરવું પડ્યું તેને અહિંસા માટે બટ્ટારૂપ લેખી વિશ્વ શાંતિસેનાની બેઠકમાં ન ગયા. 'અમારા દેશે આવું કર્યું ત્યારે હું ત્યાં કયા મોઢે આવું ?'

એક અત્યંત મૃદુ ઋજુહૃદયી માણસનાં આ બધાં સૂક્ષ્મ સંવેદનો હતાં. દુનિયામાં ક્યાંય કોઈનેય અન્યાય થતો, ક્યાંય કાંઈક ખોટું થતું, તો એમના હૃદયને ચોટ પહોંચતી, તેમાં એ પોતે સીધા સંકળાયેલા હોય કે ન હોય. કોઈ ક્યાં એમને મન પરાયું હતું ? એમનું concern ક્ષિતિજવ્યાપી હતું. સાર્વત્રિક સાવધાનતા સાથે એમનાં ચિંતા-ચિંતન સમસ્ત માનવજાત માટે ચાલ્યાં કરતાં.

**ફકીરી અને અલગારીપણું**

પોતાની જાતનો એ ઓછામાં ઓછો વિચાર કરતા. બીજાનો જ વિચાર એમના મનમાં પહેલો ઊઠતો. એક વાર એકલા પ્રવાસે ગયેલા. ચાર-પાંચ દિવસ પછી વહેલી સવારે પ્રભાવતી બહાર આવ્યાં, તો જયપ્રકાશ શેતરંજી ઓઢીને સૂતા છે ! મોડી રાત્રે આવ્યા ત્યારે ઘરમાં બધાંને ઊંઘતાં જોઈ, કોઈને જગાડ્યા વિના આમ બહાર જ સૂઈ રહ્યા. કડકડતી ઠંડીના દિવસો હતા, એટલે પ્રભાવતીએ મોટો બિસ્તરો તૈયાર કરીને આપેલો. તે બિસ્તરો ક્યાં ? તો કહે, એક જણ પાસે બિસ્તરો નહોતો. આવી ઠંડીમાં તેને બહુ તકલીફ પડતી હતી, એટલે મેં આપી દીધો ! અને રાતે આવી ઠંડીમાં તમારાં બધાંની ઊંઘ ક્યાં બગાડું ? જાતને ભૂલવા એમને કોઈ તપ નહોતું કરવું પડ્યું. આ એમનો સહજ સ્વભાવ હતો.

સમાજવાદી પક્ષના લાહોર અધિવેશનમાં જવાનું હતું. ગંગાબાબુએ અહીં-તહીંથી વ્યવસ્થા કરી મુસાફરી જોગા રૂપિયા જયપ્રકાશને આપી રાખ્યા. પણ નીકળવાની આગલી રાતે જ એક જરૂરિયાતવાળો માણસ આવ્યો અને જયપ્રકાશે બધી રકમ એને આપી દીધી. સવારે ખાલી ખિસ્સે પ્રવાસ શરૂ થયો. ગંગાબાબુ પાસેના બીજા થોડા પૈસામાંથી બે ટિકિટ તો લેવાઈ, પણ પછી બચી હતી માત્ર એક પાવલી. છતાં આ ફકીર માણસને કશી ચિંતા નહીં. ટ્રેનમાં જ સરસ નાસ્તો વગેરે પણ કર્યો. ગંગાબાબુ દ્વિધામાં કે બિલ કેમ ચૂકવવું. પણ આ માણસ નિરાંતે ઊંઘે. એમ કરતાં કરતાં લખનૌ સ્ટેશન આવ્યું. લોહીયા અને પૂર્ણિમા બેનરજી ત્યાંથી સાથે થઈ ગયાં. બસ, હવે ફિકર શી ? ખાલી ખિસ્સે જ લાહોર જઈ આવ્યા !

પાછલાં ૨૦-૨૫ વરસને બાદ કરતા પૈસાની ખેંચ તો કાયમ રહી. મુંબઈમાં સમાજવાદી પક્ષની ઑફિસના મેડે એકલા રહેતા. બપોરે હોટેલમાંથી ભાણું મંગાવી લેતા. રાતના ભોજનની કોઈ વ્યવસ્થા નહોતી. ત્યાં સફાઈ, પાણી લાવવું બધું હાથે જ કરતા.

કોઈ સ્થિર ઘર કરીને રહેવાનું તો ઝાઝું બન્યું જ નહીં. છેવટે પટણામાં પ્રભાવતીજીએ સ્થાપેલ મહિલા ચરખા સમિતિના મકાનમાં એમનો નિવાસ રહ્યો. પટણાના ગીચ લત્તામાં અને અત્યંત સાંકડી ગલીમાં આવેલું આ સાવ સાદું મકાન છે. ત્યાં કન્યા છાત્રાલય, ચરખા વર્ગ વગેરે છે. તેમાં માત્ર ત્રણેક ઓરડા જયપ્રકાશ અને પ્રભાવતી વાપરતાં. કોઈ ઝાઝું ફર્નિચર પણ નહીં.

આમ પોતાની ઢબની ફકીરીમાં જીવ્યા. એમના વ્યક્તિત્વમાં એક અલગારીપણું હતું. આમ તો આખો વખત લોકોના સંપર્કમાં રહેવું પડતું એટલે બહિર્મુખ જ જીવન વીતતું. છતાં વચ્ચે વચ્ચે અંતર્મુખ બની જતા. પોતાની ભીતર ખોવાઈ જતા. અને ત્યારે ગમે તેટલા ટોળા વચ્ચે પણ એકાકી લાગતા. કામમાં કે વાચન-લેખનમાં પણ એવા ડૂબી જતા કે આજુબાજુનું ભાન રહેતું નહીં. એક વાર એક સ્ટેશને ગાડી બદલવાની હતી. વચ્ચે બેએક કલાકનો સમય હતો. જયપ્રકાશ જરીક એકાંત શોધી ચોપડી વાંચતા બેઠા. ગાડીનો સમય થઈ ગયો. પ્રભાવતી ઊંચાં-નીચાં થાય. શોધાશોધ કરી મૂકી. છેવટે સામાન ગાડીમાંથી ઉતારી લીધો. ત્યાં આ બિહારીબાબુ ટહેલતા ટહેલતા આવ્યા ! ઝટઝટ સામાન પાછો ચઢાવી ગાડી પકડી.

એક વાર નાની બહેનને ગામ જતા હતા. પણ વિચારોમાં એવા ખોવાઈ ગયા કે કયું સ્ટેશન આવ્યું, જોયું નહીં. ધૂનમાં ને ધૂનમાં આગલે સ્ટેશને ઊતરી ગયા. તે એક નાનકડું સ્ટેશન હતું. છેવટે ઠેઠ રાતે બીજી ગાડીમાં બહેનના ગામે પહોંચ્યા. સહુને ગંમતનો મસાલો મળી ગયો.

૧૯૭૨માં એક વાર કામમાં વ્યસ્ત હતા. પ્રભાવતીજીએ ભૂલથી દવાની શીશીને બદલે શૅમ્પૂની શીશી આપી દીધી. જયપ્રકાશે તેમાંથી ચમચી ભરીને પી લીધી. જ્યારે કડવું-કડવું લાગ્યું ત્યારે શીશી જોઈ. આ તો શૅમ્પૂ !

એમના પિતાજીની બીમારીનો પ્રસંગ છે. જયપ્રકાશ જેલમાં હતા. એમને પેરોલ પર છોડ્યા. ભૂલથી એવા ખબર મળેલા કે પિતા ગુજરી ગયા. જયપ્રકાશ ઘેર પહોંચીને ચૂપચાપ બહાર બેસી રહ્યા. ઘરમાં નીરવ વાતાવરણ જોઈ કોઈને કશું પૂછ્યું નહીં. ગુમસુમ બેઠા જ રહ્યા. અંદર જવાનીયે ઇચ્છા નહોતી થતી. ત્યાં તો અંદર પ્રભાવતીનો સ્વર સંભળાયો, 'બાપુજીને દવા પીવડાવી કે?' હેં! બાપુજી જીવે છે! જયપ્રકાશ ઊઠીને અંદર દોડી ગયા. પિતા-પુત્રનું આંસુભર્યું મિલન થયું. થોડા દિવસ પછી પિતા મૃત્યુ પામ્યા.

### એમની જીવવાની રીતમાં મહાનતા

આવા હતા જયપ્રકાશ. નર્યા માણસ. મહાનતાની કશી ઉપાધિ નહીં કે કશી સભાનતા નહીં. લગીરે ઠસ્સો, ઠાળ, દમામ કે આડંબર નહીં. સાવ સાદા સીધા સામાન્ય માણસ. અને સાવ સામાન્ય રીતે જ જીવતા. સહજ જેવી ભાવના થતી એ રીતે જ વર્તતા. સહુને માટે એમના દિલમાં આવકાર હતો. નાના-મોટા દરેક સાથે સહજતાથી ભળી જતા. અલબત્ત, જૂના સંસ્કારોથી એકદમ ઉપર ઊઠી ગયા નહોતા. તેથી માણસના મોભા, પદ, પદવી વગેરેનો ખ્યાલ સાવ જતો નહીં, અને એ રીતે જુદા જુદા માણસની વાતને ઘણી વાર પદ-પદવી મુજબ ઓછું-વત્તું વજન પણ એમનાથી અપાઈ જતું. તેમ છતાં દિલ એમનું દરેકને માટે ખુલ્લું હતું. માણસાઈના વહેવારમાં કોઈ એમને માટે નાનું નહોતું કે મોટું નહોતું. સાવ સામાન્ય કાર્યકરોને પોતાને ઘેર સિતાબદિયારા લઈ ગયેલા, ત્યારે દરેકને વી૦આઈ૦પી૦ ટ્રીટમેન્ટ આપેલી, અને દરેકની નાનીનાની સગવડનો ખ્યાલ રાખવા ત્રણ-ચાર દિવસ સુધી ઊભે પગે જાતે તહેનાતમાં રહેલા. શૈલેશબાબુએ નોંધ્યું છે તેમ ઘરે એક કાર્યકર આવ્યો તો હાથમાં ટુવાલ-લોટો લઈને ખુદ પોતે ઊભા જ છે. અતિથિ ગમે તે સ્તરનો હોય, જયપ્રકાશને મન સરખો.

કામ પણ એમને મન કોઈ નાનું-મોટું નહીં. ઘણી વાર નાવમાં બેસવાનું થતું તો નાવિકના હાથમાંથી હલેસાં લઈને ચલાવવા મંડી જતા. એક વાર તો અડધા-પોણા કલાક સુધી હલેસાં મારીને નાવ ચલાવી. જીપમાં પ્રવાસ થતો ત્યારે વચ્ચે વચ્ચે ઘણી વાર જીપ રિસાઈને અટકી બેસતી, અને તેને ધક્કા મારવા પડતા. સાથેના બીજા ઉજળિયાત સજ્જનો ત્યારે કમ્મરે હાથ દઈને ઊભા હોય. પરંતુ જયપ્રકાશ દોડીને ધક્કો મારવામાં લાગી જાય. બિચારા પેલા સજ્જનોને પણ શરમાઈને તેમાં ભળવું પડે! સોખોદેવરામાં આશ્રમનાં બધાં કામોમાં ભળવાની કોશિશ કરતા. હાફપેન્ટ પહેરીને ખેતરમાં કામ કરતા. એક વાર થોડો કષ્ટદાયક પ્રવાસ કરીને અને છેવટે હાથી પર બેસીને મુકામે પહોંચ્યા. કોઈએ સાથેના એક સેવકને કહ્યું કે જે૦પી૦ને માલિશ કરી દે અને પગ દબાવી દે. જયપ્રકાશ એકદમ ગુસ્સે થઈ ગયા: 'અરે, હું તો હાથીએ ચઢીને આવ્યો છું, અને આ માણસ પાછળ પાછળ પગે ચાલીને આવ્યો છે. માલિશ એને કરી આપવી જોઈએ કે મને?' ઘટના મામૂલી છે, પણ માણસાઈની દ્યોતક છે. આવી બધી એમની જીવવાની રીત હતી અને મૂળમાં એ રીત મહાન હતી.

રજીસાહેબે વર્ણવેલો પ્રસંગ પણ જયપ્રકાશના સ્વભાવની એક મોટી ખાસિયત વ્યક્ત કરી જાય છે. જે૦પી૦ જીપમાં જઈ રહ્યા હતા. આગળ એક ટ્રક મંથર ગતિએ જતી હતી. સતત હૉર્ન વગાડવા છતાં જીપને મારગ નહોતી આપતી. એક જગ્યાએ સડક થોડી પહોળી આવી કે ડ્રાઈવરે જીપને આગળ કાઢી લીધી. ત્યારે જે૦પી૦એ માથું બહાર કાઢી ટ્રકવાળાને ગુસ્સામાં જોરથી કહ્યું, 'યૂ ડૅમ ફૂલ!' પણ શંકરજીની ખીજ બે ઘડીની. થોડેક ગયા ત્યાં જે૦પી૦એ જીપને થોભાવી. 'મેં ડૅમ ફૂલ કહ્યું તે મારી ભૂલ હતી. હું એની માફી માગીશ!' જીપમાંથી ઊતર્યા. પણ ટ્રકવાળો તો રોકાયા વિના સડસડાટ હાંકી ગયો. ગુસ્સામાં કહી બેસવું એ પણ નર્યા માણસનું લક્ષણ હતું અને ગુસ્સો આવીને ગયો કે તુરત માફી માગવી એ પણ નર્યા માણસનું જ લક્ષણ! જયપ્રકાશના સ્વભાવની આ એક ખાસિયત હતી.

જે૦પી૦ના કાગળોમાં ૧૯૫૧માં લખાયેલો એક લાંબો પત્ર છે. પણ લખાયા બાદ એ મોકલાયો નહીં. "જનતા" ચલાવનારા સમાજવાદી સાથીઓના અંદર અંદરના ઝઘડા અને ખેંચાતાણી વિશે તેમાં સંકળાયેલા એક સાથીને જે૦પી૦એ આખાબોલી શૈલીમાં બહુ કડક લખ્યું છે. પણ પછી એ પત્રને બદલે નાનકડી ચિઠ્ઠી લખી મોકલી કે ફલાણો જે કહે તેમાં કોઈ ઊંડા ષડ્યંત્રની શંકા લાવ્યા વિના ગંભીરતાથી વિચારવું, અપ્રિય વાતોમાં મોટે ભાગે આપણી ભલાઈ હોય છે. મોટું મન રાખીને નિભાવી લેવાની અને સાથીઓના દોષ ગળી જવાની આ વૃત્તિ પણ આખરે જયપ્રકાશની કરુણાની જ સૂચક છે.

### રોજિંદી કૂચકદમથી ડગલું આગળ

કોઈ પણ બાબતમાં તથ્યોની તલાશ કરવાની એક અદમ્ય આકાંક્ષા એમને સદૈવ રહેતી. એમની જિજ્ઞાસા કાયમ સતેજ રહેતી બીજાની ભૂમિકા સમજવા એ તત્પર રહેતા. હા, ભાવાવેગને કારણે ક્યારેક અધીરા બની જતા અને તેવે વખતે કાંઈક અસહિષ્ણુતાનો ભાસ થતો. પરંતુ એમની સહૃદયતા ફરી પાછી અનાગ્રહમાં જ પરિણમતી અને ફરી બીજાની વાત સાંભળવા-સમજવા એ કોશિશ કરતા. મૈત્રેયીદેવીએ બહુ યથાર્થ કહ્યું છે કે, 'આ માણસનો આત્મા યુવાન હતો— જિજ્ઞાસાથી ભરપૂર, અજ્ઞાતને જાણવાની ઇંતેજારીવાળો. જ્યારે બીજાઓ સર્વજ્ઞાની હતા અને પોતાના જ પૂર્વગ્રહોની કબરમાં દટાયેલા હતા.' વેલેસ હંગેને જે૦પી૦ની વસ્તુનિષ્ઠાને જરા જુદી રીતે બિરદાવી છે: 'બીજાઓ જ્યારે હલકી કંગાલ રીતે સાચા ઠરતા હોય, ત્યારે આ માણસ જાણે ખાનદાનીપૂર્વક ખોટા ઠરવા માટે જ સર્જાયો છે!'

આવા માણસો કદી વડાપ્રધાનના પદ પર ન બેસી શકે. તુકારામને બૅન્કનો મૅનેજર બનાવ્યો હોય તો શું થાય? ૧૯૫૮માં ફ્રૅન્ક મોરેસે એમના વિશે સાચું જ કહેલું કે,

'એ ખૂબ સરસ માણસ છે, અચ્છા માણસ છે, પણ મને ખાતરી છે કે એ વડાપ્રધાન નહીં બને.' જેઓ રોજિંદી કૂચકદમથી એક ડગલું આગળ હોય અને જેમણે પોતાની જાતને અસંભવિતને સંભવિતમાં પલટાવવાના પુરુષાર્થમાં પરોવી દીધી હોય, એવાઓ માટે એ સ્થાન નથી. આવા માણસો સ્વપ્નદર્શી હોય છે. સપનાંઓ જોવાનું, સપનાંઓમાં રાચવાનું અને સપનાંઓને સાકાર કરવા મથવાનું જ એમને ગમે છે. કેમ કે આવાં સપનાંઓ વિના માનવજાત રંક બની જાય, દરિદ્ર બની જાય.

**લોકહૃદયમાં સ્થાન**

આ માણસ રાજની ગાદીએ ન બેઠા. એટલે જ લોકના હૃદય-સિંહાસન પર આરૂઢ થઈ શક્યો. માનવજાતનું શ્રેય વાંછનારા દુનિયાભરના વિચારકો એના તરફ પ્રેમ અને આદરથી જોતા. ભારતની ભાવાત્મક એકતાનું એ પ્રતીક બની રહ્યો. અન્ય દેશ બાંધવોથી કપાયેલો કાશ્મીર અને નાગભૂમિનો માણસ તથા ઉત્તરથી કપાયેલો દક્ષિણનો માણસ પણ આ માણસમાં પોતાના સ્વજનની અનુભૂતિ કરી શકતો. કેમ કે આ માણસને દેશની ભૂમિ કે દેશની સરહદો માટે મોહ નહોતો, એને તો એ ભૂમિ પર વસનારા માણસો માટે પ્રેમ હતો, આત્મીયતા હતી. એનો એ પ્રેમ જ એ બધાને જીતી શક્યો હતો. દેશભરના લોકો એને પોતાનો માનતા. એના ઉદ્‌ગારોમાં પોતાના દિલનો પ્રતિઘોષ સાંભળતા. એમને એ પોતાના કુટુંબીજન જેવો લાગતો. આ એક અન્ય કશી ઉપાધિ વિનાનો નર્યો માણસ છે, એવી પ્રતીતિ લોકોને થઈ હતી. અને તેથી જ લોકો એના પર વિશ્વાસ મૂકતા હતા, એને પ્રેમ કરતા હતા, એને પોતાનો નાયક સમજતા હતા.

જાહેર જીવનમાંયે માનવીય સંબંધો વિકસાવવા એ મથતા. ભારત-પાક મૈત્રી માટે પ્રયત્ન કરતા હતા ત્યારે પાકિસ્તાનના અયૂબખાનની ઘણા નિકટ પહોંચેલા. તે ગાળાના એક પત્રમાં એમણે અયૂબને લખેલું : 'શબ્દોની ઘણી શક્તિ છે, સારી અને ખરાબ. મહાપુરુષોના શબ્દોએ માણસને ઊંચે ચઢાવ્યો છે અને સુસંસ્કૃત બનાવ્યો છે. બીજા શબ્દોએ એને હીણો અને પાશવી બનાવ્યો છે. શબ્દો પોલાદ કરતાંયે વધુ ઊંડા ભોંકાય છે. કેટલીક વાર મને લાગે છે કે શસ્ત્રાસ્ત્રોનું નિયમન શબ્દોના નિયમન જેટલું મહત્ત્વનું નથી. ભારત અને પાકિસ્તાન આ વસ્તુ ખ્યાલમાં નથી રાખતા, તે ભારે દુઃખદ બીના છે.' આંતરરાષ્ટ્રીય સંબંધોમાં પણ આવો માનવીય અભિગમ દાખવીને જ જે૦પી૦ સામેવાળાનો વિશ્વાસ જીતી શકતા હતા.

છેલ્લાં વરસોમાં એમણે સહુને ઢંઢોળ્યા : 'શું નૈતિક પોત વિના કોઈ પણ રાષ્ટ્ર જીવતું રહી શકે? આનો જવાબ કેવળ રાજકારણીઓએ જ નહીં, આપણે સહુએ આપવાનો છે.' ભ્રષ્ટાચાર સામેની એમની જેહાદ આમાંથી જ ઉદ્‌ભવી. નૈતિકતાને એ નવનિર્માણની આધારશિલા માનતા. સૌથી પહેલાં માણસ બદલાવો જોઈએ. માણસના જીવનમાં નૈતિક મૂલ્યો, આધ્યાત્મિક મૂલ્યો, માનવીય મૂલ્યો દાખલ થવાં જોઈએ.

**માનવતા જ પરમ મૂલ્ય**

લેનિન તો એમનો "હીરો" હતો. મુગ્ધ યુવાવસ્થાથી હૃદયમાં વસેલો. લેનિનનું અવસાન ન થયું હોત તો રશિયાની સિકલ જુદી હોત એમ વરસો સુધી માનતા. પણ ૧૯૭૮ના એપ્રિલમાં એક વાર કહી દીધું : 'પહેલાં મને લાગતું કે લેનિન વધુ જીવ્યો હોત તો માનવજાત માટે કદાચ આશીર્વાદ રૂપ થઈ પડ્યો હોત. પરંતુ પાછળથી એનાં અને એને વિશેનાં નવાં લખાણો પરથી હવે મને લાગે છે કે કદાચ લેનિને પોતાને જે આપવાનું હતું તે બધું એ આપી ચૂક્યો હતો. માર્ક્સવાદનો ને સામ્યવાદનો વધુ માનવીય ચહેરો દુનિયા સમક્ષ ખોલી આપવાનું કામ રોઝા લક્ઝેમ્બર્ગ કદાચ કરી શકત, લેનિન નહીં. લેનિન મૂળભૂત રીતે હિંસામાં માનનારો હતો અને હિંસા એ એની રાજકીય પદ્ધતિ હતી.'

જે૦પી૦ ઘણી વાર કહી ચૂક્યા હતા કે મારામાં માર્ક્સ, લેનિન અને ગાંધીના વિચારોનો સમન્વય થયો છે. એવા લેનિન વિશે પણ છેવટે એ આવા મંતવ્ય ઉપર પહોંચ્યા હતા. કેમ કે એમની માણસાઈની કસોટીએ એ ઊણો ઊતર્યો હતો. અહિંસા પણ જયપ્રકાશને મન છેવટે માણસાઈ અને અધ્યાત્મનું એક અભિન્ન સ્વરૂપ જ બની ગયું હતું. જેમાં માણસાઈનો હ્રાસ થતો હોય, તેનું મૂલ્ય શું? અશોકવાટિકાના હનુમાનની માફક એક એક મોતી ચાવીચાવીને એ ફેંકતા ગયા. આ મને ન ખપે, આમાં મારો રામ નથી જણાતો. બીજી કશી ઉપાધિ વિનાના નર્યા માણસ રહ્યા તેથી જ આવી મોતીમાળાઓ ચાવીચાવીને ફેંકી દઈ શક્યા.

અઠંગ માર્ક્સવાદી હતા ત્યારે પણ નૈતિકતા ને માનવતા એમણે કદી છોડી નહોતી. અમેરિકાના સહાધ્યાયી ઉજર કહે છે કે અમારો રસ્તો એક કબ્રસ્તાન આગળથી જતો. પરંતુ મારા પુષ્કળ આગ્રહ છતાં નારાયણ કદીયે મારી સાથે કબ્રસ્તાન નજીકથી પસાર થવા માટે તૈયાર ન થયા. દિવંગત આત્માઓ પ્રત્યેની ભારતીય આદરભાવના આને અશિષ્ટ માનતી. વિદેશથી પાછા ફર્યા ત્યારે પણ કુટુંબીજનોની પૂજ્યમાનતા અંગેની ભારતીય ભાવનાનો આદર કરવામાં જ એમણે પોતાની માણસાઈ જોઈ. સ્વજનોના દિલને ઠેસ શી રીતે પહોંચાડાય? કટ્ટરતા અને દુરાગ્રહ તો માણસાઈનો હ્રાસ કરે. સિદ્ધાંત, વાદ, વિચાર, ક્રાંતિ, બધા કરતાંયે આખરે એમને મન માણસ મોટો.

**આધ્યાત્મિકતાની અનુભૂતિ**

રામ, કૃષ્ણ, બુદ્ધ, તેમાંથીયે બુદ્ધનું ચરિત્ર જ એમના હૃદયને વધુ સ્પર્શતું. રામ પણ વાલિના વધ વખતે નીચા ઊતરેલા. કૃષ્ણ તો ધૂર્ત રાજનીતિજ્ઞ હતા, એમ ઘણી વાર જે૦પી૦ કહેતા. બુદ્ધ વિશે એમના મનમાં અત્યંત આદરભાવ હતો. ૧૯૬૯માં રાજગીરમાં પહાડ ચઢીને ગયા. બુદ્ધની મૂર્તિ સામે થોડો વખત ધ્યાનમાં ઊભા રહ્યા અને એમની આંખેથી આંસુની ધારા વહેવા લાગી. રડવા જ લાગ્યા. હૃદયની ભાવનાને ન રોકી શક્યા.

કિશોરાવસ્થામાં રોજ નિયમિત ગીતાપાઠ કરતા. પ્રભાવતીજીના મૃત્યુ બાદ ફરી રામાયણ, વિષ્ણુસહસ્રનામ વગેરેનો પાઠ છેવટ સુધી કરતા રહેલા. પ્રાર્થના રોજ નહોતા કરી શકતા પણ કહેતા કે 'ક્યારેક પ્રાર્થનામાં બેસું છું, ત્યારે તેનો સ્પર્શ જરૂર થાય છે, તેનાથી લાભ પણ થાય છે. કોઈ સાહિત્ય વાંચતો હોઉં એ પ્રકારનું, ત્યારે પણ હૃદયને લાભ થાય છે.'

શ્રી અરવિંદ કહેતા કે નૈતિકતાના શિક્ષણનું દ્વાર હૃદય છે, બુદ્ધિ નહીં. જયપ્રકાશ એક અત્યંત હૃદયવાન વ્યક્તિ હતા. હૃદયની આવી વાતોમાં એમણે કદી પોતાની બુદ્ધિને વચ્ચે આવવા દીધી નથી. મૃત્યુ પછી અને શરીર ખતમ થઈ ગયા પછી પણ કંઈક બચે છે એમ માનતા. છેલ્લી ગંભીર માંદગીમાંથી ઊઠ્યા બાદ કહેતા કે મૃત્યુનો દરવાજો જોઈ લીધો. ખાલી એની અંદર ઘુસવાનું બાકી હતું, કોટડીમાં જવાનું હતું. હું તો દરવાજેથી જ પાછો ફર્યો. પણ મને અનુભવ થઈ ગયો.

૧૯૭૮ માં એક પત્રમાં લખ્યું : 'હું માનું છું કે ખુદા દરેકે દરેકના દિલમાં વસે છે. એટલા વાસ્તે આપણે આપણા અંતરાત્માના અવાજ અનુસાર ચાલવું જોઈએ.'

૧૯૫૨ના ઉપવાસ દરમ્યાન પોતે એક આંતરિક અનુભૂતિમાંથી પસાર થઈ ચૂકેલા. ભીતરથી કાંઈક પ્રેરણા મળી, અવાજ મળ્યો. કોઈક શક્તિ છે, સાર્વભૌમ શક્તિ, એમ કહેતા થયેલા. તેને સંક્ષેપમાં ઈશ્વર કહેવામાંયે પછી કોઈ બાધ નહોતો રહ્યો. ગાંધી ઈશ્વરમાં માનતા, જ્યારે માર્ક્સ નહોતા માનતા; શું આને લીધે આદર્શ સમાજ વિશેના એમના અંતિમ દર્શનમાં કોઈ ફરક પડે છે ખરો ?—આમ જ્યારે પુછાયું ત્યારે જયપ્રકાશ ભારપૂર્વક બોલેલા : 'મને લાગે છે કે આને લીધે અવશ્ય ફરક પડે છે.'

આને આધ્યાત્મિકતા કહો કે ગમે તે કહો. જયપ્રકાશ અધ્યાત્મનું નામ ઝાઝું નહોતા લેતા. અધ્યાત્મ કરતાં માણસને માનવીય મૂલ્યોની દીક્ષા આપતી આધ્યાત્મિક ક્રાંતિની વાત જ એ વિશેષ કરતા. કહેતા કે હું તો સામાન્ય માણસ છું, ન અધ્યાત્મ વિશેનું મારું કોઈ ઊંડું અધ્યયન છે, ન ધ્યાન વગેરેનો કોઈ અભ્યાસ છે. આપણા જેવા સામાન્ય માણસ માટે તો ભક્તિમાર્ગ છે. અને કલિયુગ માટે તો ભક્તિમાર્ગ જ સરળ છે એમ કહ્યું છે. પરંતુ હૃદયમાં એવી ભક્તિ જાગતી નથી.

### અંતર મમ વિકસિત કરો !

૧૯૭૫ના ચંડીગઢના બંદીવાસમાં ૧૧ ઑક્ટોબરે એમણે ૭૩ વરસ પૂરાં કર્યાં. જન્મદિન નિમિત્તે કૃતજ્ઞતાપૂર્વક ઈશ્વરને યાદ કરીને એમણે ડાયરીમાં નોંધ્યું : 'ઈશ્વર મને એવી સદ્બુદ્ધિ અને ઇચ્છાશક્તિ આપે કે મારો જેટલો સમય બચ્યો હોય તેટલો બધો હું દેશની અને લોકોની સેવામાં સમર્પિત કરી શકું. ઈશ્વરની સેવા કરવા માટે હું એ જ એકમાત્ર માર્ગ જાણું છું. મારા હૃદય અને મનમાં જે કોઈ અશુદ્ધિ હોય તે બધી ઈશ્વર દૂર કરી દે, એ જ પ્રાર્થના !'

એમને ઝંખના હતી હૃદયશુદ્ધિની, અંતઃશુદ્ધિની. કહેતા કે, આપણી અસલી શક્તિ અંતઃશુદ્ધિ જ છે, અંતઃશુદ્ધિ નહીં કરીએ તો આપણી શક્તિ નહીં વધે. રવીન્દ્રનાથનું ગીત યાદ કરીને કહેતા કે, અંતર મમ વિકસિત કરો...... એ ગુરુદેવનું ગીત મને તો અહિંસાના વિકાસને માટે ધ્યાનમાં આવે છે.

એક વાર સર્વોદયના સાથીઓની એક ગોષ્ઠીમાં અહિંસાની શક્તિ વિશે વાત ચાલી. એક સાથીએ મૃદુ વાણી, મધુર વર્તન, ગુણદર્શન, અવિરોધ, વિશ્વાસશક્તિ વગેરે ઉપર ખૂબ ભાર મૂક્યો. ચર્ચા બે દિવસ ચાલી. જે૦પી૦નું ચિંતન ચાલતું રહ્યું. છેવટે એમણે પોતાના દિલની વાત કહી : 'આમા મુશ્કેલી એ છે કે માણસ જેવો ઘડાવાનો હોય, તેવો નાનપણમાં જ ઘડાઈ જાય છે. કેટલાક સ્વભાવથી જ મૃદુ હોય છે, જ્યારે કેટલાક સ્વભાવથી જ કઠોર હોય છે. એટલે મને લાગે છે કે અહિંસા માટે મુખ્ય વાત ચિત્તશુદ્ધિની છે. મૃદુ વાણી વગેરે કરતાં હૃદયશુદ્ધિ વધારે મહત્ત્વની છે. કોઈ વાર ગુસ્સો પણ થઈ જાય, તો વાંધો નહીં. પરંતુ ચિત્ત શુદ્ધ હોય, હૃદય શુદ્ધ હોય તો હૃદયપ્રવેશ થઈ શકે છે.'

### ચિત્તશુદ્ધિ અને હૃદયશુદ્ધિની લગન

આધ્યાત્મિક સાધનામાં પણ કોઈ શાસ્ત્રીયતા કરતાં આવી સામાન્યતા જ એમને વધુ રુચિકર લાગતી હતી. ચિત્તશુદ્ધિ, હૃદયશુદ્ધિ. જો કે આ જ વસ્તુ અસામાન્ય છે. મોટે ભાગે તો મનોમાલિન્ય કાઢવું જ આપણને અઘરું લાગે છે. પરંતુ જે૦પી૦ માટે તે સહજસાધ્ય હતું. એમની પવિત્રતા જ આવા મનોમાલિન્યના અભાવમાં હતી. ચિત્ત એમનું શુદ્ધ હતું, હૃદય એમનું શુદ્ધ હતું. તેમાં જરીક વિક્ષેપ જણાય તો બેચેન બની જતા. તુરત અંતર્નિરીક્ષણ કરતા. એમનું આત્મમંથન ચાલતું. બિહાર આંદોલનના સંઘર્ષ વખતે જાહેર સભામાં આવું પ્રગટ ચિંતન રજૂ કરી દીધું : 'અહિંસાનો સાધક હું જરૂર છું. અહિંસાનું પાલન કરી રહ્યો છું કે નહીં, મને સંદેહ છે. જેમની વિરુદ્ધ લડી રહ્યો છું, એમના માટે હૃદયમાં પ્રેમ હોય, એ જરા મુશ્કેલ વાત છે. ક્યારેક એમના માટે ભારે રંજ થઈ આવે છે, અને ક્યારેકક્યારેક ઘૃણા પણ થાય છે કે કેવા આ નાલાયક, નકામા લોકો છે !'

મુલાયમ હૃદયના આ ઋજુ માણસને આટલો અમથો અળગો ભાવ પણ ખૂંચ્યો ! એમનું આંદોલન વ્યક્તિગત રીતે ઇંદિરાજી વિરુદ્ધ હતું જ નહીં. તેમ છતાં એ વાતની પ્રતીતિ પોતે ઇંદિરાને ન કરાવી શક્યા, તેનો ખટકો એમના દિલમાં રહી ગયો. ડાયલીસિસના ઑપરેશન માટે ૧૯૭૭ માં અમેરિકા જવાનું થયું ત્યારે ફરી પાછા આવાશે કે નહીં એવો ભાવ હતો. ત્યાં જતાં પહેલાં એક વાર મોટા ધર્માધિકારીને કહેવા લાગ્યા : 'મારા મનમાં બે વાત રહી જાય. એક તો એ કે હું કન્યાદાન (બેનદીનું) નહીં આપી શકું, અને બીજી વાત એ કે આ છોકરી ઇંદિરા મને સમજી ન શકી. મારા મનમાં એને વિશે કોઈ દ્વેષની ભાવના કદી નથી રહી. હું એને પદભ્રષ્ટ કરવા માગતો નહોતો. મારો એ ઉદ્દેશ

ક્યારેય નહોતો. એને સત્તાસ્થાનેથી દૂર કરવામાં મારું શું પ્રયોજન હોઈ શકે ? પરંતુ આ હું એને કઈ રીતે સમજાવું ?'

જાહેર જીવનમાંયે કેટલાં ઊંચાં માનવીય મૂલ્યોને ખ્યાલમાં રાખીને આ માણસ વર્તતો હતો, તેનું સ્પષ્ટ દર્શન આના પરથી થાય છે. ૧૯૬૨માં ચીનના આક્રમણ વખતે નેહરુનો વિકલ્પ દેશને પૂરો પાડવા એમના પર ઘણું દબાણ થયું. જેંપી૦ દઢતાપૂર્વક ઇનકાર કરતા રહ્યા. અશોક મહેતાએ તો એમને ત્યાં સુધી કહી દીધું કે, ' J.P., You are not measuring upto the situation—જેંપી૦ તમે પરિસ્થિતિને પહોંચી વળે તેટલું ગજું નથી દાખવતા. આ વખતે તમારે જવાહરલાલજીની જગ્યા લેવી જ જોઈએ.' ત્યારે જેંપી૦ બોલ્યા : ' જ્યારે મારા દેશનો વડાપ્રધાન પરાસ્ત થવાની મનઃસ્થિમાં હોય, વિફળતાની મનઃસ્થિતિમાં હોય, તેવે વખતે હું એની જગ્યા લઈ લેવાની કોશિશ કરું, એટલો અધમ હું નથી.'

વડાપ્રધાન ન થવાનાં બીજાં કારણો તો તેની જગ્યાએ હતાં જ. પરંતુ જેંપી૦ને મન કદાચ સૌથી મોટું કારણ આ જ હશે. એમની માણસાઈને આવું કદાપિ ન રુચે, ન શોભે. માણસ મટીને એમને ત્રિભુવનનું રાજ પણ નહોતું ખપતું.

**નિષ્કામ સેવા અને નિરહંકારપણું**

એકવાર એક સ્વામીજીએ સંન્યાસ વગેરેની વાતો કરી. ત્યારે જયપ્રકાશે એમને કહ્યું : ' હું તો તેનો અધિકારી નથી. માત્ર એટલું સમજું છું કે માનવસેવા કરવી જોઈએ અને માણસમાં પરસ્પર પ્રેમભાવ વધે તે માટે કોશિશ કરતા રહેવી જોઈએ. આ જ સંન્યાસ છે ને ? હું આમા જ પગેવાયેલો છું. કોઈ વસ્તુની તૃષ્ણા અને મોહમાથી મુક્તિ પામવી એ જ મોક્ષનુ લક્ષણ છે હું તૃષ્ણા-મોહથી મુક્ત થઈ ગયો છું, એમ તો નથી કહી શકતો, પણ એ દિશામા પ્રયત્ન અવશ્ય કરું છું.'

એમણે માનવસેવાને જ ઇશ્વરભક્તિ માનેલી. નિરહંકારપણે કોઈ પોતાનું કાર્ય કરે તો તે પ્રાર્થના જ છે, એમ પણ માનતા. બીજાના દુઃખે દુઃખી થવું, એ જ એમને મન અધ્યાત્મ હતું. ક્યારેક કહેતા કે, ' નિષ્કામપણે કામ કરવાની કોશિશ મેં કરી છે. સંપૂર્ણપણે નિષ્કામ થઈને જ સેવા કરી છે, એવો દાવો નથી કરતો. કેમ કે જે કામ કરું છું તે સફળ થાય, એમ તો ઇચ્છું જ છું. તો એટલી સકામના જરૂર છે. પરંતુ તેનાથી મને કોઈ પ્રસિદ્ધિ મળે, મારી વાહ વાહ થાય, એવું નથી થતુ. કામ સારી રીતે કરવું છે. એવો ભાવ રહે છે. નિરહંકાર થવું મારા માટે કદાચ સહજ હતુ. તેના માટે ખાસ કાંઈ મેં કર્યું હોય એમ નથી લાગતું. બાળપણથી જ ખાસ કોઈ આકાંક્ષા કે મને નામના મળે, સત્તા મળે, જેને ambition ( મહત્ત્વાકાંક્ષા ) કહે છે, તેની કોઈ આકાંક્ષા રહી નથી. મેં કદી એવો વિચાર નથી કર્યો કે હું આ થઈશ કે તે થઈશ.'

લોકો એમના વિશે ઘણું કહેતા, લખતા, એમના ગુણગાન કરતા. પણ જયપ્રકાશને મન તેનું ઝાઝું મહત્ત્વ નહોતું. રામવૃક્ષ બેનીપુરીએ હિંદીમાં એમનું અત્યંત રસપ્રદ જીવનચરિત્ર લખ્યું છે. પરંતુ જેંપી૦ કહેતા કે, બેનીપુરીજીએ બહુ અતિશયોક્તિ કરી છે, વાતોને વધારી-વધારીને લખ્યું છે; હકીકતે હું કાંઈ એવો અદ્ભુત પરાક્રમી વીર નથી. આ નરી નમ્રતા કે વિનયશીલતા નહોતી. ખરેખર જેંપી૦ આવું જ માનતા હતા. કેટલીક વાર એમણે કહેલું કે, ' હું મારા પોતાના દોષ જાણું છું. કોઈ દિવસ લખી દઈશ. રૂસોની જેમ મારી આત્મકથા લખવાની હિંમત નથી, પરંતુ મારામાં ખૂરાઈઓ છે, કમજોરીઓ છે તેની મને ખબર છે. તમને ભલે ગુણ જ ગુણ દેખાતા હોય.'

એક વાર એમણે એમ પણ કહેલું કે, સમાજમાં વિદ્યા, ચારિત્ર્ય વગેરેમાં મારાથી ચઢિયાતા માણસો ઘણા છે. હા, એ બધા જેલની દીવાલો કુદાવીને નથી ભાગ્યા કે મારી જેમ જાહેર જીવનમાં નથી રહ્યા એટલે એમની પ્રસિદ્ધિ નહીં થઈ હોય. પરંતુ મારા કરતાં વધારે ચારિત્ર્યવાન, ગુણવાન લોકો ઘણા છે.

**'જયપ્રકાશ નારાયણથી હું ક્યારેય આકર્ષાયો નથી'**

૧૯૭૮ના એપ્રિલમાં ભોલા ચેટર્જીએ એમને એમ પૂછ્યું કે જેને જયપ્રકાશ નારાયણની મૌલિક દેણ કહી શકાય, જેના ઉપર જયપ્રકાશ નારાયણની વિશિષ્ટ મુદ્રા હોય, એવું તમારા અભિપ્રાય મુજબ શું છે ?

જેંપી૦એ જવાબ આપ્યો : ' એ બીજાએ જોવાનું છે. જ્યાં સુધી મને લાગેવળગે છે ત્યા સુધી જયપ્રકાશ નારાયણની વિશિષ્ટતા શી છે, તે હું નથી જાણતો. હું માત્ર એટલું જ કહી શકું કે મારી જાતને વફાદાર રહેવાનો પ્રયત્ન મેં કર્યો છે. હું મારા વિશે કશાયે ભ્રમમાં નથી રહ્યો. હું મારા દોષો, મારી ભૂલો, મારી નિષ્ફળતાઓ જાણું છું. જે થોડીઘણી સફળતા મને મળી છે, તે કદાચ મોટે ભાગે કાંઈક અનુકૂળ સંજોગો અને પરિસ્થિતિને કારણે મળી છે. એમાં મારો પોતાનો ફાળો ઘણો અલ્પ છે. ખોટી નમ્રતાને કારણે આમ નથી કહેતો, પણ હું ખરેખર આવું અનુભવું છું.'

એમને પૂછવામાં આવ્યું કે શું તમે તમારા સિદ્ધાંતો અનુસાર જીવી શક્યા છો ?

જેંપી૦એ કહ્યુ : ' એટલું જ કહી શકું કે મેં કોશિશ કરી છે. પણ હું ખરેખર તેમા સફળ થયો છું, એવો દાવો ન કરી શકું. મને ખબર નથી, મારે જો જીવન ફરી નવેસરથી જીવવાનું આવે, તો એની એ ભૂલો, ભ્રાંતિઓ, દોષો. ખોટા કામો વગેરે હું ટાળી શકું કે નહીં. પરંતુ આજે જોઉં છું કે ઘણા પ્રસંગે અને ઘણાં ક્ષેત્રમાં હું ઊણો સાબિત થયો છું. તમારા સવાલનો પૂરો જવાબ આપવા માટે તો ઘણી આત્મસમીક્ષાની જરૂર પડે. ગમે તેમ પણ, જયપ્રકાશ નારાયણથી હું ક્યારેય આકર્ષાયો નથી. એટલે કે મને ક્યારેય એવું નથી લાગ્યું કે મારે મારા વિશે, મારા અનુભવો વિશે લખવું જોઈએ. લોકો ઘણી વાર પૂછે છે, તમે તમારી આત્મકથા કેમ નથી લખતા ? પણ મને કદી આકર્ષણ નથી થયું. મને લાગ્યું છે કે એ નાહક સમયનો વ્યય થશે. ખેર, મારું તો આવું છે.'

ઋજુ હૃદયની સરળતા, સ્ફટિક સમ નિખાલસતા અને નર્યા માણસની અહંશૂન્યતા. લોકોએ ભલે એમને લોકનાયક કહ્યા, પણ એ પોતે તો પોતાને સામાન્ય લોકસેવક જ માનતા. ખરા દિલથી એ પોતાના વિશે આવું જ માનતા હતા. આપણે મન એમની જે બધી મહાનતાઓ હતી તેનું એમને પોતાને મન કોઇ મહત્ત્વ નહોતું. એમને મન મહત્ત્વ હતું નરી માણસાઈનું. બસ, માણસાઈની રીતે જીવ્યે ગયા. એમને હજી જુદી જુદી રીતે પુછાયું. તમારી ફલાણી ફલાણી સિદ્ધિઓ ગણી શકાય. સામે પ્રવાહે તરવું, કદી કડદો ન કરવો, ગમે તે ભોગે પોતાની નિષ્ઠાઓને વળગી રહેવું, કદી સત્તાનો મોહ ન રાખવો વગેરે.

પરંતુ ત્યારે પણ અત્યંત ઋજુભાવે નિખાલસતાથી જયપ્રકાશે એનું એ જ કહ્યું : 'તમે મને આસમાને ચઢાવી દો છો. હું તે બધાને લાયક નથી. મારી શ્રેષ્ઠ શક્તિ અને ગુંજાશ મુજબ દેશની તેમ જ માનવજાતની સેવા કરવાની કોશિશ મેં કરી છે. મેં મને પોતાને એક સામાન્ય નાગરિક, સામાન્ય માનવી, એક સામાન્ય ભારતીય માન્યો છે, તથા મને જે મારું કર્તવ્ય લાગ્યું તે કર્તવ્ય પાર પાડવાની કોશિશ માત્ર મેં કરી છે. તેમાં કશુંયે ખાસ નોંધપાત્ર, ખાસ પ્રભાવશાળી, ખાસ સ્મરણીય મને જણાયું નથી. લોકો મને મારા મૃત્યુ બાદ બસો વરસ સુધી તો શું, થોડાક દાયકાઓ સુધી પણ યાદ કરશે કે કેમ, મને ખબર નથી. ખેર, વ્યક્તિઓનું મૂલ્યાંકન તો ઇતિહાસ કરશે, અને ઇતિહાસની પોતાની આગવી રીત છે. હું તો માત્ર એટલું જ કહી શકું કે મારી પોતાની માન્યતાઓ, મારી પોતાની નિષ્ઠાઓનો અમલ કરવાનો પ્રયત્ન મેં કર્યો છે, મારી પોતાની જાત પ્રત્યે, દેશ પ્રત્યે અને રાષ્ટ્ર પ્રત્યે યથાશક્ય વફાદાર રહેવાનો પ્રયત્ન મેં કર્યો છે. બસ, મારે કહેવાનું છે તે આટલું જ.'

આ જ એમની નરી માણસાઈ હતી, આ જ એમનું અધ્યાત્મ હતું, આ જ એમની અસામાન્ય સામાન્યતા હતી.

**મારે સૂવું છે, ભૂલવું છે, ફરી ઊગવું નથી !**

હજી એક છેવટનો સવાલ પુછાયો : તમારો સંદેશ શો છે? તમે જ્યારે જીવતા ન હો, ત્યારે લોકો તમને કઈ રીતે યાદ કરે એમ તમે ઇચ્છો ?

જયપ્રકાશ : મને લાગે છે કે આનો ઉત્તમ જવાબ હું એક અમેરિકન કવિના સુપ્રસિદ્ધ કાવ્યના રૂપમાં જ આપી શકું—

I am for sleeping and forgetting
  all that has gone before,
I am for lying still and letting
  who will knock at my door,
I would my life's sun were setting
  for me to rise no more.

મારે સૂવું છે, અને જે કંઇ પસાર થઈ ગયું
  તે બધું જ ભૂલવું છે.
મારે એમનેમ પડી રહેવું છે. બારણે ટકોરા પડે
  —ભલે પડે !

મારા અસ્તિત્વનો સૂર્ય, હું ઇચ્છું, હંમેશ માટે અસ્ત થાય,
  એને ફરી ઊગવાપણું રહે નહીં.

છેલ્લે એમની મનઃસ્થિતિ આવી હતી. એમની જિંદગીની ક્ષણે ક્ષણ ભારે પ્રવૃત્તિમય ગઈ હતી. તેમાં વેગ હતો, આવેગ હતો, જોશ હતું, પરાક્રમ હતું, વીરતા હતી, જિંદાદિલી હતી. પરંતુ એ પ્રવૃત્તિ એમને લેપતી નહોતી. સતત પ્રવૃત્તિમયતાની વચ્ચે પણ નિવૃત્તિની સેર અંતરમાં અખંડ વહ્યા કરી હતી. એ લોકોના માણસ હતા. લોકોમાંથી એમને પ્રેરણા મળતી. લોકોના સમૂહ સાથે એ એકરૂપ થઈ જતા. અને છતાં ગમે તેવા મોટા ટોળાની વચ્ચે પણ એ એકાકી હતા. પ્રવૃત્તિના ગમે તેવા મોટા ખટાટોપ વચ્ચે પણ એ પોતાની ભીતર ખોવાઈ જતા. બાહ્ય પ્રવૃત્તિઓને કારણે બહિર્મુખ લાગતું એમનું વ્યક્તિત્વ અંતતોગત્વા અંતર્મુખ વિશેષ હતું. અમેરિકાના અભ્યાસકાળ દરમ્યાનના એમના માનસશાસ્ત્રના પ્રાધ્યાપક લુમલીએ છેક ૧૯૨૯માં નોંધ્યું હતું કે 'કશીક બહુમૂલી ચીજ એમની ભીતર આકાર લઈ રહી છે, પાંગરી રહી છે.' અનેકવિધ બાહ્ય પ્રવૃત્તિઓ વચ્ચે પણ આ "બહુમૂલી ચીજ" તો એમની ભીતર અવિરતપણે પાંગરતી જ રહી. જીવનના બાહ્ય વળાંકો પણ એમને માટે આંતરિક ઘટના રૂપ હતા. માર્ક્સવાદના ત્યાગને એમણે એક આંતરિક ઘટના કહી. અહિંસાત્મક ક્રાંતિ માટેના જીવનદાનને એમણે આધ્યાત્મિક યાત્રા રૂપ ગણાવ્યું.

આવા મહાપુરુષોનું જીવન મહાસાગરમાં તરતી હિમશિલા જેવું હોય છે. બાહ્ય જેટલું દેખાય તેના કરતાં અનેક ગણું ભીતર હોય છે. જયપ્રકાશની આવી અંતરયાત્રાનું યથોચિત આકલન કર્યા વિના એમની જીવનયાત્રાનું સમ્યક્ આકલન શક્ય નહીં બને.

જીવનયાત્રાના અંતિમ પર્વમાં જયપ્રકાશના દિલમાં પ્રવૃત્તિની કોઈ ચાહ શેષ રહી નહોતી, કોઈ આરજૂ બાકી રહી નહોતી. એમને પોઢી જવું હતું, બધું જ બધું ભૂલી જવું હતું. બારણે પડતા કોઈ પણ ટકોરાનો પ્રતિસાદ દેવો નહોતો, કેમ કે હવે કોઈ પણ કર્તવ્ય શેષ રહી ગયેલું એમને લાગતું નહોતું. કર્યું, બનતું બધું જ કરી છૂટ્યા. અંતે "સબ હૈ સમર્પિત ઈશ કો." હવે બસ, "માલિક તેરી રજા રહે." આમ તો કરુણાસભર એમનું જીવન રહ્યું હતું, તેમ છતાં માનવસેવા માટે પણ "જનમોજનમ અવતાર" માગવાની એમને કામના નહોતી રહી. જીવનના સૂર્યને ફરી ઊગવાપણું ન રહે, એ જ એમની આરત હતી.

—કાન્તિ શાહ

સત્યનો શોધક હોવાનો દાવો તો હું નહીં કરું,
પરંતુ હું એટલો દાવો અવશ્ય કરીશ
કે માનવની અને સમાજની સ્થિતિ સુધારવા માટે
સાચા ઉપાયોની ખોજ હું નિરંતર કરતો રહ્યો છું.
એક માર્ગે નહીં પહોંચાય એમ લાગ્યું,
ત્યારે બીજો શોધવો જ રહ્યો.
આવા અનેકાનેક અનુભવોને આધારે
મારા વિચારોનો વિકાસ થતો રહ્યો છે.

મારો આ યાત્રાપથ બીજાઓને ભલે
વાંકોચૂંકો અને અટપટો લાગે,
પરંતુ મને તો તેમાં
વિકાસની એક અખંડ સેર જોવા મળે છે.
અને તેમાં એક એવી પૂર્ણ જ્યોતિ હતી,
જે ન ક્યારેય ધૂંધળી પડી, ન બદલાઈ,
અને જે એકધારી મારું માર્ગદર્શન કરતી રહી.

સ્વતંત્રતા મારા જીવનનો એક આકાશદીપ બની.
વખત જતાં એ સ્વતંત્રતાનો અર્થ
માનવમાત્રની, સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્તિ,
એવો થઈ ગયો.
બલ્કે, તેનાથીયે આગળ વધીને
માનવ-વ્યક્તિત્વની સ્વતંત્રતા, વિચારની સ્વતંત્રતા.
આત્માની સ્વતંત્રતા,
એવો અર્થ તેણે ગ્રહણ કરી લીધો.

આ સ્વતંત્રતા મારા જીવનની નિષ્ઠા બની ગઈ,
જીવનનો ધ્રુવતારક બની ગઈ.
તેના પર અવિચળ નજર ખોડી રાખીને
સારી યાત્રા ચાલી.

• જયપ્રકાશ નારાયણ

# ૧. સિંહાવલોકન

મારા જીવનનો રસ્તો બીજાઓને ભલે વાંકોચૂકો અને અટપટો લાગે, બીજાઓ ભલે તેને અનિશ્ચિત અને અંધકારમાં ખંખોળવા જેવું માને, પરંતુ મને તો તેમાં વિકાસની એક અખંડ સેર જોવા મળે છે. તેમાં રાહ શોધવાનો પ્રયત્ન હતો, તે વાતનો ઇનકાર થઈ શકે તેમ નથી, પણ એ અંધકારમય હરગિજ નહોતો. તેમાં એક એવી પૂર્ણ જ્યોતિ હતી, જે શરૂઆતથી જ ન ક્યારેય ધૂંધળી પડી, ન બદલાઈ, અને જે એકધારી આ અટપટા લાગતા મારા રસ્તા પર મારું માર્ગદર્શન કરતી રહી. કમ સે કમ હું તો આ વાંકાચૂકા રસ્તા માટે દુ:ખી નથી જ.

જીવનમાં અનેકાનેક અનુભવોમાંથી પસાર થવાનું મારે ભાગે આવ્યું છે, અને તેની સાથોસાથ મારા વિચારોનો વિકાસ થતો રહ્યો છે. જો કે આના ઉપરથી કેટલાક એમ માને છે કે મારા વિચાર કદી એકના એક રહેતા નથી, તે કાયમ બદલાતા રહે છે. પરંતુ હકીકતમાં આ સાચું નથી. સાચી હકીકત તો એ છે કે જીવનમાં શરૂઆતથી જ હું અમુક વસ્તુની ખોજમાં લાગેલો રહ્યો છું, અને એ ખોજની તીવ્રતા જ મને આજ સુધી વિભિન્ન દિશાઓમાં ખેંચી ગઈ છે.

હવે, સત્યનો શોધક હોવાનો દાવો તો હું નહીં કરું, પરંતુ હું એટલો દાવો અવશ્ય કરીશ કે માનવની અને સમાજની સ્થિતિ સુધારવા માટે સાચા ઉપાયોની ખોજ હું નિરંતર કરતો રહ્યો છું. આ માટે મેં જાતજાતના પ્રયોગો કર્યા. જ્યારે એક પ્રયોગ સફળ ન થયો, ત્યારે તેનાથી વધારે સારો બીજો પ્રયોગ કરી જોવાની મેં કોશિશ કરી. હું જે વસ્તુની ખોજમાં લાગેલો હતો, તે તો અવિચળ હતી અને મૂલ્યવાન હતી, અને જો કોઈ એક માર્ગ મને ત્યાં સુધી નહીં પહોંચાડી શકે એમ લાગે, તો બીજો માર્ગ ખોળવો જ રહ્યો.

### તરુણ હૃદયનું મુગ્ધ ઉડ્ડયન

ક્રાંતિનો રાહ લાંબો છે. પરંતુ હું એ જ રાહનો રાહી રહ્યો છું. આ ક્રાંતિનો વીંછુડો તો હું હાઇસ્કૂલમાં ભણતો, તે દહાડાનો મને ડંખેલો. એ વખતે તેનું નામ હતું રાષ્ટ્રીય ક્રાંતિ, રાષ્ટ્રીય સ્વતંત્રતા. શરૂઆતમાં મારો ઝોક વિપ્લવવાદી પદ્ધતિ તરફ હતો. તે વખતે બંગાળ આમાં સહુથી આગળ હતું. તેમ છતાં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસે મારા તરુણ હૃદયને મુગ્ધ કરી દીધું હતું. મારા વિપ્લવવાદી વિચારો હજી પાકા નહોતા થયા, ત્યાં જ ગાંધીજીનું પહેલું સત્યાગ્રહ આંદોલન એક ઝંઝાવાતની માફક દેશમાં છાઈ ગયું. તે જમાનાના એ હજારો નવયુવાનોમાં હું પણ એક હતો, જે સૂકાં પાંદડાંની જેમ તે તૂફાનમાં ઊડીને થોડી વાર માટે આકાશમાં પહોંચી ગયો હતો. એક ઊંચા વિચારના ઉડ્ડયનમાં બહુ ઊંચે ઊડી જવાનો તે અલ્પ અનુભવ અંતસ્તલમાં કંઈક એવી છાપ મૂકી ગયો, જેને કાળ અને વાસ્તવિકતાની વિદ્રુપતા પણ ભૂંસી નથી શકી.

મારા જીવનમાં કોઈ એક ઘટના જો બની હોય કે જેનો કાયમને માટે નિર્ણાયક પ્રભાવ જીવન પર રહ્યો, તો તે આ અસહયોગની ઘટના. તે વખતે અંદર જે એક ચીજ ભરાઈ, તે જ એક રીતે unfold—પ્રગટ થતી રહી. સ્પ્રિંગને તે વખતે જે ચાવી અપાઈ, તે જ આખું જીવન ચાલી.

આ જ એ સમય હતો, જ્યારે સ્વતંત્રતા મારા જીવનનો એક આકાશદીપ બની, અને જે છેવટ સુધી તેવી જ રહી. સમયના વીતવા સાથે એ સ્વતંત્રતાનો અર્થ માત્ર પોતાના દેશની આઝાદી એટલો જ ન રહ્યો, પણ તેનાથી આગળ વધીને માનવમાત્રની સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્તિ, એવો થઈ ગયો. બલ્કે તેનાથીયે આગળ વધીને માનવીય વ્યક્તિત્વની સ્વતંત્રતા, વિચારની સ્વતંત્રતા, આત્માની સ્વતંત્રતા, એવો અર્થ તેણે ગ્રહણ કરી લીધો. આ સ્વતંત્રતા મારા જીવનની એક નિષ્ઠા બની ગઈ. અને હું કદાપિ રોટલા ખાતર, સત્તા ખાતર, સલામતી ખાતર, સમૃદ્ધિ ખાતર, રાજ્યના માન-મોભા ખાતર અથવા બીજી કોઈ પણ વસ્તુ ખાતર તેની સાથે કશીયે બાંધછોડ કરી શકું તેમ નહોતો.

### માર્ક્સવાદની ભૂરકી

આમ, ક્રાંતિના વીંછુડાના ડંશે જ હું ગાંધીજીની અસહકારની ચળવળમાં ઝંપલાવવા પ્રેરાયેલો અને અસહકારની લડતના પૂર ઓસરી ગયે હું મારા શિક્ષણમાં આગળ વધવા માટે અમેરિકા ગયેલો. સન ૧૯૨૨ થી ૧૯૨૯ સુધી મારે અમેરિકામાં રહેવાનું થયું. ત્યાં મેં માર્ક્સવાદનું ઊંડું અધ્યયન કર્યું. તેને લીધે સ્વતંત્રતાના મારા ધ્યેયમાં કોઈ પરિવર્તન ન થયું, પણ તે પાર પાડવા માટે ક્રાંતિનો માર્ક્સવાદી સિદ્ધાંત ગાંધીજીની સવિનય કાનૂનભંગ અને અસહકારની પદ્ધતિ કરતાં મને તે વખતે વધારે નિશ્ચિત અને ઝડપી લાગ્યો.

માર્ક્સવાદે સમાનતા અને બંધુતાની એક વધુ જ્યોતિ મારા માટે જગાવી દીધી. કેવળ સ્વતંત્રતા પૂરતી નહોતી. તેનો અર્થ થવો જોઈએ સહુની, જે લોકો સૌથી નીચેના સ્તરે છે એમનીયે સ્વતંત્રતા. આ સ્વતંત્રતામાં શોષણમાંથી, ભૂખમરા ને દરિદ્રતામાંથી મુક્તિ પણ સામેલ હોવી જોઈએ. એ વખતે મને એ ખબર નહોતી કે સામાજિક ક્રાંતિ બાબતમાં ગાંધીજીનાયે પોતાના વિચારો છે, અને સાથોસાથ તેના માટે એમની પણ પોતાની આગવી પદ્ધતિ છે.

સન ૧૯૨૯માં જ્યારે હું અમેરિકાથી પાછો ફર્યો, ત્યારે દેશમાં રાષ્ટ્રીય ભાવના ચરમ સીમાએ હતી. બીજે વરસે ગાંધીજીએ પોતાનો સુવિખ્યાત મીઠાનો સત્યાગ્રહ શરૂ કર્યો. સ્વાભાવિક જ હતું કે હું પૂરા ઉત્સાહ સાથે સ્વરાજની આ લડતમાં કૂદી પડ્યો. કેમ કે હું તો લેનિન પાસેથી એમ શીખ્યો હતો કે સંસ્થાનવાદી દેશોમાં માર્ક્સવાદીઓએ ત્યાંના રાષ્ટ્રીય આંદોલનો ભલે બૂર્ઝ્વા-વર્ગે આરંભેલાં કે સંચાલિત હોય તોયે તેનાથી અળગા ન રહેવું જોઈએ, પણ એમાં જ જોડાવું જોઈએ. વળી, પહેલેથી જ માર્ક્સવાદ કરતાં સ્વરાજની કલ્પના કે મનોભાવનો આધાર હતો. તેથી માર્ક્સવાદમાં માનવા છતાં હું અહીં આવીને સામ્યવાદી પક્ષમાં જોડાવાને બદલે ગાંધીજીના સ્વરાજ્યના આંદોલનમાં જોડાયો.

પરંતુ મેં જોયું કે ભારતના સામ્યવાદીઓ તો આ ચળવળમાં ક્યાંય દેખાતા જ નહોતા! ઊલટાના તેઓ તો રાષ્ટ્રીય આંદોલનને બુર્ઝ્વા આંદોલન અને ગાંધીજીને ભારતીય બુર્ઝ્વા વર્ગના પીઠુ કહીને નિંદા કર્યા કરતા. એમનો બધો દોરીસંચાર દેશની બહારથી થતો. અહીંનો સામ્યવાદી પક્ષ તો મોસ્કોના હાથની કઠપૂતળી માત્ર હતો. વળી, આ જ અરસામાં રશિયામાં કેટલીક અકળાવનારી ઘટનાઓ બની રહી હતી. લોખંડી પડદાની તરફમાંથીયે સ્તાલિનના ત્રાસવાદના સમાચારો આવવા લાગ્યા હતા.

### ફેર-વિચારણા માટે મજબૂર

આ બધી ઘટનાઓ અને અનુભવોએ મને માર્ક્સવાદના બુનિયાદી સિદ્ધાંતો વિશે ફરી વિચારવા માટે મજબૂર કરી મૂક્યો. મારા મનમાં ઘણા પ્રશ્નો ઊઠતા રહ્યા, કેમ કે એ પ્રશ્નો હું જે ક્રાંતિ કરવા માગતો હતો તેની સાથે સંબંધ ધરાવતા હતા. મનોમંથનની એક લાંબી પ્રક્રિયામાંથી મારે પસાર થવું પડ્યું.

રશિયામાં જે ભયંકરમાં ભયંકર જુલમો થયા, તેને લીધે માર્ક્સવાદના "ક્રાંતિકારી નીતિશાસ્ત્ર" સામે મારું મન વિદ્રોહ પોકારી ઊઠ્યું, અને હું વિચારવા લાગ્યો કે શું અશુદ્ધ સાધનો વડે ક્યારેય શુદ્ધ સાધ્યો મેળવી શકાય ખરાં? છેવટે હું એવા નિર્ણય પર આવ્યો કે સમાજવાદની સાધના માટે સાધનશુદ્ધિની બાબત સૌથી વધુ મહત્ત્વની છે. શુદ્ધ સાધ્ય માટે સાધનો પણ શુદ્ધ જ જોઈએ.

એવી જ રીતે ધીરે ધીરે હું એવા નિર્ણય ઉપર પણ આવ્યો કે લોકશાહી વિના કોઈ પણ સમાજવાદ શક્ય જ નથી. સમાજવાદનો રસ્તો કોઈ પણ પ્રકારની સરમુખત્યારશાહીમાંથી પસાર થતો નથી. સામાજિક ક્રાંતિમાં લોકોની ઇચ્છા શી છે, તે જાણવાની પૂર્ણ સ્વતંત્રતા રહેવી જોઈએ.

રશિયાના ઉદાહરણે મારા માટે એ વાત પણ વધુ સ્પષ્ટ કરી દીધી કે કેવળ મૂડીવાદનો અભાવ એટલે જ સમાજવાદ નહીં. એવુંયે બને કે મૂડીવાદનો નાશ થઈ જાય, વેપાર-ઉદ્યોગ, બૅન્કો, ખેની વગેરેનું રાષ્ટ્રીકરણ અને સામૂહીકરણ થઈ જાય, અને તેમ છતાં સમાજવાદ દૂરનો દૂર જ રહે, એટલું જ નહીં બલ્કે પોતાના ધ્યેયની સાવ વિરુદ્ધ જ ચાલ્યો જાય. રશિયામાં કેવળ ઔપચારિક સ્વાતંત્ર્યતાનો જ નિષેધ ન જણાયો, બલ્કે સામાજિક ન્યાય અને સમાનતાનોયે નિષેધ જણાયો. અમલદારશાહી શાસકોનો એક નવો વર્ગ ત્યાં ઊભો થયો તથા શોષણનાં નવાં નવાં રૂપ પણ આપણે જોયાં. આ બધું સમાજવાદનો અભાવમાત્ર જ નહીં, બલ્કે તેનો નિષેધ પણ છે.

મને લાગ્યું કે રશિયામાં જે આ બધું થયું, તે માત્ર કોઈ માથા ફરેલ માણસનાં દુષ્ટ કર્મોનું પરિણામ નથી, પરંતુ ત્યાં

જે પ્રકારની સામાજિક, આર્થિક વ્યવસ્થા ઊભી કરવામાં આવી તેનું જ પરિણામ હતું. રાજકીય તેમ જ આર્થિક સત્તાનું અતિ કેન્દ્રીકરણ અને સંપૂર્ણ રાજ્યવાદ જ સ્પષ્ટ રીતે આ બૂરાઈની જડમાં હતાં.

### પ્રત્યક્ષ અનુભવોના પદાર્થપાઠ

આ બધી ફેરવિચારણા ધીરે ધીરે મને ગાંધીજીની નજીક લાવી રહી હતી. જેમ જેમ હું પૂરેપૂરો ગાંધીનિષ્ઠ નહોતો બન્યો. હજી મારી આસ્થા લોકશાહી સમાજવાદમાં હતી. મને એમ હતું કે લોકશાહી સમાજવાદ એવો ક્રાંતિકારી સમાજવાદ હતો. જે સમાજમાં સમગ્ર પરિવર્તન લાવશે, અને સાથોસાથ સ્વતંત્રતા, સમાનતા તેમ જ બંધુતાનાં ઉચ્ચ માનવીય મૂલ્યો પણ જાળવશે.

પરંતુ હું જોતો ગયો કે યુરોપમાં જેમ સામ્યવાદ નિષ્ફળ ગયો છે, તેમ લોકશાહી સમાજવાદને પણ કોઈ ઝાઝી સફળતા નથી મળી. કલ્યાણકારી રાજ્યનો સિદ્ધાંત એ તો સમાજવાદનું સાવ ફિસ્સું સ્વરૂપ છે. સહુના સહિયારા પ્રયત્નથી જે બધી ચીજો ઉપલબ્ધ થાય, તેને એકબીજા સાથે વહેંચીને ખાવાની પદ્ધતિ એ જ સમાજવાદી જીવનમાર્ગ છે. વહેંચી ખાવાનું આ કામ જેટલું સ્વેચ્છાથી અને સહમતિથી થશે, તેટલાં જ સમાજમાં તંગદિલી અને દબાણ ઓછાં રહેશે અને એટલો જ સમાજવાદ વધારે સધાશે. નહીં તો રાજ્ય કરનારાઓ ઉપર અંકુશ કોણ કરશે? એમના ઉપર અંકુશ કોણ રાખશે? સામ્યવાદી દેશોના ઉદાહરણ પરથી તેમ જ સમાજવાદી સરકારોના અનુભવ પરથી એટલું સ્પષ્ટ થઈ ગયું છે કે આનો ઉકેલ એક જ છે, અને તે એ કે ઉપરથી અનુશાસન કરવાની આવશ્યકતા તેમ જ તેનું ક્ષેત્ર મર્યાદિત થતું જવું જોઈએ. પણ સમાજવાદીઓએ આજ સુધી આ બાબત તરફ બહુ જ ઓછું ધ્યાન આપ્યું છે. એમનું એક માત્ર ધ્યેય સત્તા કબજે કરવાનું જ રહ્યું છે.

તે ઉપરાંત પક્ષીય રાજકારણનો પણ મને પ્રત્યક્ષ અનુભવ થયો. પક્ષાપક્ષીની રાજનીતિનો પરંપરાગત સ્વભાવ છે કે સત્તાને માટે તેમાં નીચામાં નીચી કક્ષાના સંઘર્ષ ચાલે છે. મેં જોયું કે ધન, સંગઠન અને પ્રચારનાં સાધનોના બળ ઉપર જુદા જુદા પક્ષો કેવી રીતે પોતાને જનતા ઉપર લાદી દે છે; કેવી રીતે લોકશાહી વાસ્તવમાં પક્ષીય તંત્ર બની જાય છે; કેવી રીતે પક્ષીય તંત્ર સ્થાનિક ચૂંટણી સમિતિઓ તેમ જ સ્થાપિત હિતો માટે સંબંધિત જૂથોનું રાજ્ય બની જાય છે; કેવી રીતે લોકશાહી માત્ર પાંચ પાંચ વરસે મતપેટીમાં મતનું પતાકડું નાંખી આવવામાં જ સીમિત થઈ જાય છે; કેવી રીતે મત આપવાનો અધિકાર સુધ્ધાં સાવ સીમિત બની જાય છે, કેમ કે મતદાતાઓએ કેવળ પક્ષો વગેરે દ્વારા ઊભા રખાયેલ ઉમેદવારોમાંથી જ પસંદગી કરવાની હોય છે; કેવી રીતે આ મર્યાદિત મતાધિકાર પણ અવાસ્તવિક બની જાય છે, કેમ કે મતદાતાઓ સામે જે મુદ્દા મુકાય છે, તેમાંના મોટા ભાગના તો એમની સમજની બહારના હોય છે.

વળી, મેં જોયું કે પક્ષાપક્ષીની આ પદ્ધતિ લોકોને ડરપોક ને નપુંસક બનાવી રહી છે. તે એવી રીતે કામ નથી કરતી કે જેથી જનતાની શક્તિ તેમ જ અભિક્રમ વધે અથવા જનતાને સ્વરાજ્ય સ્થાપવામાં તેમ જ પોતાની વ્યવસ્થા જાતે સંભાળવામાં મદદ મળે. પક્ષોને તો કેવળ એટલી મતલબ છે કે સત્તા પોતાના હાથમાં આવે અને પોતે જનતા ઉપર શાસન કરી શકે. મેં એવો અનુભવ કર્યો કે પક્ષીય પદ્ધતિ લોકોને ઘેટાંની સ્થિતિમાં મૂકી દેવા માગે છે, જેમને એકમાત્ર અધિકાર એટલો રહે કે થોડે થોડે વખતે એ પોતાનો ભરવાડ પસંદ કરી લે, જે પછી તેમના કલ્યાણની બધી ચિંતા કર્યા કરે. મને આમાં સ્વતંત્રતાનું દર્શન ન થયું — એ સ્વતંત્રતા કે સ્વરાજ્ય, કે જેને માટે હું ઝઝૂમ્યો હતો તેમ જ આ દેશના લોકો ઝઝૂમ્યા હતા.

એટલે ફરીથી આના વિકલ્પની ખોજને માટે હું મજબૂર બન્યો. શું આનો કોઈ વિકલ્પ છે? શું સમાજને બદલવાનો અને તેના નવનિર્માણનો રાજ્યના માધ્યમ સિવાય બીજો કોઈ રસ્તો હોઈ શકે?

### દ્વંદ્વાત્મક ભૌતિકવાદનો ત્યાગ

૧૯૫૨ના મારા ૨૧ દિવસના ઉપવાસ દરમ્યાન એક બીજું યે ચિંતન ચાલ્યું. તે એક આંતરિક ઘટના બની. મારી ભીતરથી એક પ્રશ્ન ઊઠતો ગયો કે માણસને ભલાઈ માટેની પ્રેરણા શેમાંથી મળે છે? ઘણાં વરસો સુધી મેં દ્વંદ્વાત્મક ભૌતિકવાદની દેવીની ઉપાસના કરી હતી. બીજી કોઈ પણ ફિલસૂફી કરતાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદની ફિલસૂફી મને બૌદ્ધિક રીતે વધુ સંતોષકારક લાગી હતી. પણ હવે એક વાત મારી સામે દીવા જેવી સ્પષ્ટ થઈ ગઈ કે, કોઈ પણ પ્રકારનો ભૌતિકવાદ માણસને ખરા અર્થમાં માનવ બનવાનાં સાધનોથી જ સાવ વંચિત બનાવી મૂકે છે. ભૌતિક સંસ્કૃતિમાં માણસને સારો માનવ બનવા માટે કોઈ બુદ્ધિગમ્ય પ્રેરણા રહેતી જ નથી.

જો બધે ભૌતિકવાદની જ બોલબાલા હોય, તો માણસ સારો થાય શું કામ. બીજા માટે ઘસાય શું કામ, નૈતિક આચરણ કરે શું કામ? ન કોઈ ઈશ્વર છે, ન આત્મા છે, ન નીતિમત્તા છે. ન આ જીવનથી પર બીજું કાંઈ છે, માણસ જડ દ્રવ્યનો સમુચ્ચય માત્ર છે. આકસ્મિક રીતે અસ્તિત્વમાં આવી પડયો છે, અને તુરત ફરી પાછો જડ દ્રવ્યના અનંત મહોદધિમાં સમાઈ જવાનો છે — આવી ભૌતિકવાદી ફિલસૂફીના પાયા પર સામાજિક નવનિર્માણ સંભવ નથી. જડ ભૌતિકવાદનો અંતિમ સત્ય તરીકે ઇન્કાર કરીને જ આપણે માણસને એક નૈતિક સ્તર પર ઊંચો ઉઠાવી શકીએ, અને તેને પોતાના સર્વોચ્ચ વિકાસની પ્રેરણા આપી શકીએ. ભૌતિકવાદથી ઉપર ઊઠીને જ માણસ પોતે પોતાનો નિયંતા બની શકે અને પૂર્ણ માનવતાને સાધી શકે. આવી રીતના માનવ-નવનિર્માણ વિના સમાજનું નવનિર્માણ કરવું અસંભવ છે. હું માત્ર શરીર નથી, ચૈતન્ય છું, સર્વવ્યાપ્ત ચૈતન્યનો એક અંશ છું, તેની પૂર્ણતા માટે મારે સારા બનવું જોઈએ.

આવા ચિંતનને પરિણામે છેવટે મેં માર્ક્સનો દ્વંદ્વાત્મક ભૌતિકવાદ છોડયો. મને પાકી ખાતરી થઈ ચૂકી કે ભલાઈની અને સારા થવાની પ્રેરણા માટે માણસે ભૌતિકવાદથી પર થવું પડશે. સામાજિક નવનિર્માણનું કામ ભૌતિકવાદી ફિલસૂફીની પ્રેરણા હેઠળ કદાપિ સફળ થઈ શકે નહીં. આ રીતે મેં માર્ક્સવાદની ફિલસૂફીનો ત્યાગ કર્યો, અને મારામાં અધ્યાત્મ તરફનું વલણ પેદા થયું.

### સમાજવાદે સર્વોદયમાં વિલીન થવું પડશે

મારું આ બધું મનોમંથન ચાલતું હતું એ જ અરસામાં એક બહુ મોટી મહત્ત્વની ઘટના બની. તેલંગાણામાં ભૂદાન આંદોલનનો જન્મ થયો. એ ઘટના સાથે સંકળાયેલી બે વાતને લીધે મારું ધ્યાન તેની તરફ વિશેષ ખેંચાયું અને તેના વિશે ગંભીરતાથી વિચારવાની મને ફરજ પડી. એક તો વિનોબાજીને હું વરસોથી ઓળખતો, એટલે જ્યારે એમના જેવા માણસે કાંઈક શરૂ કર્યું હોય, ત્યારે તેને સાવ હળવાશથી ન કાઢી નાખી શકાય અને બીજી વાત હતી, આ આંદોલનનો ઉત્તરોત્તર વિકાસ. એવું જોવા મળ્યું કે જ્યાં જ્યાં અમુક સાચા કાર્યકરોએ આ કામ ઉપાડી લીધું, ત્યાં ત્યાં તેનાં સારાં પરિણામ આવ્યાં. પદ્ધતિ પણ અવ્યવહારુ નહોતી. એમ લાગ્યું કે જેટલી શક્તિ સામાન્ય રાજકીય આંદોલનમાં લાગે છે, તેટલી શક્તિ આની પાછળ લગાડવામાં આવે, તો આનાં પરિણામ વધારે નક્કર અને શીઘ્રગામી બનશે.

એટલે હું વિનોબાજીને મળ્યો. એમની સાથે જોડાતાં પહેલાં મેં એમની સાથે ચર્ચાઓ કરીને મારી જાતને એ વાતની ખાતરી કરાવી લીધેલી કે, આ માર્ગે કેવળ થોડા વધારે લોકોના હાથમાં જમીન આવે એટલો જ હેતુ વિનોબાજી ધરાવતા નથી; પરંતુ આ આંદોલન દ્વારા માણસમાં તેમ જ સમગ્ર સમાજમાં સર્વાંગીણ પરિવર્તન લાવવા તેઓ ઝંખે છે. મેં જોયું કે વિનોબાજીનો દૃષ્ટિકોણ બુનિયાદી રીતે ક્રાંતિકારી હતો. એટલે મેં એમના આંદોલનમાં ઝંપલાવ્યું. અને ૧૯૫૪થી માંડીને ૧૯૭૪ સુધી હું તે આંદોલન સાથે પૂરેપૂરો એકરૂપ બનીને રહ્યો.

વિનોબાના આંદોલને બહુ દિવસોથી જે પ્રશ્ન હું પૂછી રહ્યો હતો, તેનો ઉત્તર હાજરાહજૂર કરી દીધો. પ્રશ્ન હતો : શું ગાંધીજીના તત્ત્વજ્ઞાનમાં સામાજિક ક્રાંતિ પાર પાડવા માટે કોઈ વ્યાવહારિક પદ્ધતિ ઉપલબ્ધ છે ? ગાંધીજીના કાર્યને અસાધારણ પ્રતિભા સાથે ફેલાવીને અને વિકસિત કરીને વિનોબાએ પુરવાર કરી દીધું કે ગાંધીતત્ત્વજ્ઞાનમાં આવી ગુંજાશ છે. સર્વોદય એ જનતાનો સમાજવાદ છે. જનતાનો અથવા સ્વૈચ્છિક સમાજવાદ જેટલો વધારે હશે અને રાજ્ય દ્વારા લદાયેલો સમાજવાદ જેટલો ઓછો હશે, એટલો સમાજવાદ વધારે પૂર્ણ અને યથાર્થ બનશે. આમ, મારી ખોજ મને રાજનીતિથી દૂર ને દૂર ખેંચી જઈને છેવટે સર્વોદય તરફ લઈ આવી. મને એવી પાકી ખાતરી થઈ ગઈ કે દુનિયામાં જો ક્યારેય સ્વતંત્રતા, સમાનતા, બંધુતા અને શાંતિની સ્થાપના કરવી હશે, તો સમાજવાદે આખરે સર્વોદયમાં વિલીન થવું જ પડશે.

ગાંધીજીનું પોતાનું એક જીવનદર્શન હતું, એમના ચોક્કસ સામાજિક સિદ્ધાંત હતા, અને રાજ્યવ્યવસ્થા વિશે પણ એમની આગવી કલ્પના હતી. એટલે આપણને જ્યારે સ્વરાજ્ય મળ્યું, ત્યારે આપણે પરદેશી કલ્યાણરાજ્યની અથવા સમાજવાદ કે સામ્યવાદની નકલ કરવાની કોઈ જરૂર નહોતી. સ્વરાજ્ય પછીના ધ્યેય માટે આ બધાથી બિલકુલ ભિન્ન અને નવો સર્વોદયનો વિચાર એમણે આપણી સામે મૂક્યો જ હતો. અને ગાંધીજી ઇચ્છતા હતા કે ભારતીય રાજ્યની ઇમારત ગ્રામસ્વરાજના પાયા ઉપર ખડી કરવામાં આવે.

### ગ્રામસ્વરાજ આંદોલન

વિનોબાજીએ એમની પોતાની રીતે ગાંધીજીના સંકેતોને પાર પાડવાનો જબરો પુરુષાર્થ કર્યો. ભૂદાન આંદોલન દ્વારા એમણે કેવળ ભૂમિ-સમસ્યાનો ઉકેલ જ આપણી સામે ન મૂક્યો, બલ્કે અહિંસક માર્ગે સામાજિક ક્રાંતિ તથા સમાજના નવનિર્માણની દિશામાં પહેલું પગલું ભર્યું. એમણે સમાજ-પરિવર્તનનો એક નક્કર કાર્યક્રમ સમાજ સમક્ષ મૂક્યો. તેના દ્વારા એમણે ગાંધીજીના રચનાત્મક કામનું ક્રાંતિકારી સ્વરૂપ સમાજ સમક્ષ છતું કરી આપ્યું. ગ્રામસ્વરાજનું આંદોલન એ સામૂહિક જીવનમાં આધ્યાત્મિક મૂલ્યોનો પ્રવેશ કરાવવાનો એક અદ્ભુત પ્રયાસ હતો. માનવતાના ગુણોનો વિકાસ એ સમાજના વિકાસનું સૌથી મુખ્ય લક્ષણ છે. વિનોબાનું આંદોલન એ માનવનિર્માણ તેમ જ માનવીય ક્રાંતિ માટેનો એક મહાન પ્રયાસ હતો. તેથી જ તેણે દેશ-દુનિયાનું ધ્યાન ખેંચ્યું. ગાંધીજી બાદ જો કોઈ એક નામે, ભલે મોજું નહીં તોયે, આશાની એક લહર ઉઠાવી હોય, તો તે વિનોબાના નામે ! સ્વરાજ્ય બાદ આપણી મુખ્ય ચિંતા રાષ્ટ્ર-નિર્માણના કામ ઉપર કેન્દ્રિત થવી જોઈતી હતી. પણ રાજકીય ગતિવિધિઓએ તેમ થવા દીધું નહીં. આ દેશમાં બહુ ઓછા લોકોએ રાષ્ટ્રીય પુનરુત્થાન બાબત ખરેખર વિચાર્યું છે. ગાંધીએ વિચાર્યું હતું અને વિનોબાએ વિચાર્યું હતું.

ગ્રામસ્વરાજ આંદોલનનો ઘણો પ્રચાર અને પ્રસાર થયો. તેની કાંઈક અસર પણ લોકમાનસ ઉપર પડી, તેમાં કોઈ શક નથી. ભૂદાન-ગ્રામદાનના આ આંદોલનમાં આમજનતા પણ આટલા બધા વિશાળ ફલક પર ક્રાંતિની પ્રક્રિયામાં સામેલ થઈ શકી, એ વાતનો દુનિયાની ક્રાંતિઓના ઇતિહાસમાં જોટો શોધ્યો જડે તેમ નથી. પરંતુ એક જગ્યાએ આવીને આ કાર્યક્રમ અટકી ગયો. આ આંદોલનની સૌથી મોટી નબળાઈ રહી તે એ કે તેમાં ભળેલાં ગામડાંઓને ગ્રામદાનના આદર્શ પ્રમાણે સ્વયં-શાસિત એકમ રૂપે વિકસિત કરી શકાયાં નહીં. આ ગામડાંઓને સ્વયં-શાસિત અને સ્વયં-સંચાલિત સમાજ બનવાની દિશામાં દોરી જવા અમે અસમર્થ રહ્યા. તેને લીધે આ આંદોલનના ગર્ભમાં રહેલી ક્રાંતિકારી સંભાવનાઓનો સાક્ષાત્કાર થઈ શક્યો નહીં. ક્રાંતિ માટેની મારી લગનીને કારણે આ બધા અનુભવે મને એમ લાગ્યું કે, જો અહિંસક ક્રાંતિની સિદ્ધિ માટે

૨૦ વરસથી અમે મથી રહ્યા હતા, તે ક્રાંતિનું ધ્યેય આ માર્ગે સધાવું શક્ય નથી. આથી ૧૯૭૪ના અરસામાં હું કોક નવા માર્ગની શોધમાં પડ્યો.

### કોક નવા માર્ગની શોધમાં

આ બધા વરસો દરમ્યાન ગ્રામસ્વરાજ આંદોલનની સાથોસાથ સરકારની નીતિમાં, તેના રાષ્ટ્રીય આયોજનનાં નાનાં-મોટાં ક્ષેત્રે તેમ જ ચૂંટણી ઇત્યાદિ બાબતમાં જરૂરી સુધારા કરાવવા હું મથતો રહ્યો હતો. એવી જ રીતે ભ્રષ્ટાચાર વિશે પણ હું પહેલેથી બધાનું ધ્યાન દોરતો આવ્યો હતો. પરંતુ મેં જોયું કે આ બધી વાતો તરફ કોઈ ધ્યાન જ નથી આપતું. કોઈ કાંઈ કરવા જ નથી માગતું. આ બધાને અંતે મને ભારે નિરાશા થઈ. આમ, આવું બધું કરી-કરીને હું થાકી ગયો, ત્યારે પછી હું એવા નતીજા પર પહોંચ્યો કે આનો બીજો કોઈ રસ્તો નથી. હવે તો જનતા પોતે પોતાની શક્તિથી જો કાંઈ કરે તો થાય. આ બાબત દેશની જનતાએ પોતે લડી લેવું પડશે. ભ્રષ્ટાચાર, ભૂખમરો, બેકારી, ફુગાવો તેમ જ દરેક પ્રકારના સામાજિક-આર્થિક અન્યાયો તેમ જ શોષણ સામે લડવા લોકોએ તૈયાર થવું પડશે. જો કે લોકોએ શું કરવું જોઈએ તે કાંઈ મને સૂઝતું નહોતું. હું પોતે અંધારામાં જ હતો, કાંઈક માર્ગ ખોળી રહ્યો હતો.

૧૯૭૩ના ડિસેમ્બરમાં મેં "યૂથ ફોર ડેમોક્રસી" નામે લોકતંત્ર માટે યુવકોને આવાહન કરતી એક અપીલ બહાર પાડી. તેનું પરિણામ આશાતીત આવ્યું. મારા આ આવાહનનો પ્રત્યુત્તર મારી અપેક્ષા કરતાંયે વધારે મળ્યો. ગુજરાતના વિદ્યાર્થીઓએ પહેલીવાર પોતાના વર્ગની માગણીઓથી ઉપર ઊઠીને એવી માગણીઓ માટે સંઘર્ષ કર્યો, જે જનતાની માગણીઓ હતી. સમાજવ્યાપી પ્રશ્નોને એમણે પોતાની માગણીઓ સાથે જોડ્યા. અને એક રાજનૈતિક પરિવર્તન યુવાશક્તિ અને જનશક્તિના દબાણથી થયું

ગુજરાતના આ આંદોલને મને કાંઈક નવા માર્ગની ઝાંખી કરાવી અને કાંઈક આગળ વિચારવાનીયે તક પૂરી પાડી. અને જ્યારે બિહારના વિદ્યાર્થીઓએ આંદોલન શરૂ કર્યું અને ધીરે ધીરે હું તેમાં આવી ગયો, ત્યારે મારા ચિંતનને પ્રાયોગિક રૂપ આપવાનો અવસર મને સાંપડ્યો. વિદ્યાર્થીઓના આ આંદોલને મને એક તક પૂરી પાડી, કે જેથી તે વખતની પરિસ્થિતિને એક લોક-આંદોલનનું સ્વરૂપ આપીને હું કોઈક વિશાળ હેતુ માટે, સંપૂર્ણ ક્રાંતિની સાધના માટે મથી શકું.

### લોક-આંદોલન અને સંપૂર્ણ ક્રાંતિનું એલાન

ખરું જોતાં, આ લોક-આંદોલન કાંઈ મેં નહોતું પેદા કર્યું. એ તો જેમ ધરતીના ગર્ભમાંથી જ્વાળામુખી ફૂટે છે તેમ ભારતના સમાજના ગર્ભમાંથી ફૂટી નીકળ્યું હતું. કોઈ પણ ક્રાંતિ કોઈ નેતા નથી પેદા કરતો હોતો. એ તો આપોઆપ પેદા થતી હોય છે. તેને સાચી દિશામાં લઈ જવી એટલું જ નેતાનું કામ છે. ક્રાંતિ તો પાગલ હાથી જેવી છે. તેના પર અંકુશ રાખવાનો હોય છે, તેને સાચે રસ્તે લઈ જવાની હોય છે.

મોટી લોક-લડતનું વાતાવરણ પણ આપણી ઇચ્છા મુજબ ઊભું કરી શકાતું નથી હોતું. એ વાતાવરણ તો ત્યારે જ સરજાતું હોય છે, જ્યારે એકંદર આખી આમપ્રજામાં અસંતોષ, હતાશા ને નિર્ભ્રાંતિ ફેલાયેલાં હોય. તથા સત્તાધારીઓ અને સમાજના વિભિન્ન વર્ગો વચ્ચે અંતર પડી ગયું હોય તેવા સમયને લડત માટે પક્વ પરિસ્થિતિ ગણી શકાય. તેવા સમયે લડત હિંસક સ્વરૂપે પણ ફાટી નીકળે અથવા તો શાંતિમય માર્ગ પણ ગ્રહણ કરી શકે. નેતાનું કામ એ છે કે, આવી ક્રાંતિકારી પરિસ્થિતિના પિંડમાંથી એક ક્રાંતિકારી આંદોલનનું સ્વરૂપ પેદા કરવું. આપણા દેશમાંયે એક ક્રાંતિકારી પરિસ્થિતિ ઉપસ્થિત થયેલી અને તેમાંથી જ આ લોકઆંદોલન ઊભું થયું હતું.

૫ જૂન ૧૯૭૪ના રોજ પટણામાં જંગી જાહેરસભા સમક્ષ બોલતાં-બોલતાં સહજ રીતે જ મારા મોઢેથી "સંપૂર્ણ ક્રાંતિ" શબ્દો પહેલી વાર સરી પડ્યા. મેં કહ્યું કે, આ આંદોલન હવે કેવળ છાત્ર સંઘર્ષ સમિતિની ૧૦–૧૨ માગણીઓ પૂરતું સીમિત નથી, આ તો એક સંપૂર્ણ ક્રાંતિની શરૂઆત છે. તેના ઉદ્દેશો ઘણા દૂરગામી છે: ભારતીય લોકશાહીને "રીયલ" એટલે કે વાસ્તવિક તેમજ સુદૃઢ બનાવવી, જનતાનું સાચું રાજ્ય સ્થાપવું, સમાજમાંથી અન્યાય, શોષણ વગેરે નાબૂદ કરવાં, એક નૈતિક-સાંસ્કૃતિક-શૈક્ષણિક ક્રાંતિ કરવી, નવું બિહાર બનાવવું અને અંતોગત્વા નવું ભારત બનાવવું. શાંતિમય લોકશક્તિ જગાડવી અને તેને સંગઠિત કરવી. સંપૂર્ણ ક્રાંતિના અંતિમ ધ્યેય સાથે સમાજ-પરિવર્તનના કાર્યક્રમો ઉપાડવા.

### સમાજમાં એક સર્વાંગીણ પરિવર્તનની નેમ

આવી રીતે ૧૯૭૪માં જે લોક-આંદોલન શરૂ થયેલું, તેની સાથે મેં સંપૂર્ણ ક્રાંતિનું એક બહુ દૂરનું સપનું જોડી દીધું. એ એક એવી ક્રાંતિનું દર્શન હતું, જે આખાયે સમાજને સંપૂર્ણ રીતે બદલી નાખે. સંપૂર્ણ ક્રાંતિ એનો મંત્ર હતો. આખાયે જીવનને બદલવાની એ વાત હતી. વ્યક્તિ અને સમાજના જીવનના પ્રત્યેક પાસાને બદલવાની. લગ્ન-વિવાહ, નાત-જાત, રાજનીતિ. અર્થનીતિ, બધાંને બદલવાની, એક નવો સમાજ કાયમ કરવાની એ વાત હતી. સમાજ અને વ્યક્તિના જીવનના દરેક ક્ષેત્રમાં ક્રાંતિકારી પરિવર્તન આવે તથા વ્યક્તિનો અને સમાજનો વિકાસ થાય, બંને ઊંચા ઊઠે. કેવળ શાસન બદલાય એમ નહીં, વ્યક્તિ ને સમાજ પણ બદલાય.

એક વાત સમજવાની છે તે એ કે, સમાજમાં એક સંપૂર્ણ રાજકીય, આર્થિક, સામાજિક પરિવર્તન વિના જુદી જુદી સમસ્યાઓ છૂટીછવાયી ઊકલી શકવાની નથી. તમે આજે જે છે તે બધું જેમનું તેમ રાખીને ભ્રષ્ટાચાર નાબૂદ કરવાની વાત કરી શકો નહીં. બેકારી નાબૂદ કરવાની વાત કરી શકો નહીં. તેથી તમારે સામાજિક પરિવર્તન, આર્થિક પરિવર્તન, વહીવટી તંત્રમાં પરિવર્તન, સાંસ્કૃતિક પરિવર્તન, એમ સમગ્ર દૃષ્ટિએ વિચારવું પડશે. વર્તમાન માળખામાં સર્વાંગીણ સામાજિક ક્રાંતિ

આણ્યા વિના બીજી કોઈ પણ મર્યાદિત માંગો પૂર્ણપણે હાંસલ થવી શક્ય નથી. અને આ જ તો સંપૂર્ણ ક્રાંતિનું સારતત્ત્વ છે.

આવી સામાજિક ક્રાંતિનાં પદાર્પણ કરાવવા માટે એક માનસિક વાતાવરણ ઊભું થવું જરૂરી છે. હું માનું છું કે આવું એક વાતાવરણ બિહાર આંદોલન વખતે ઊભું થયું હતું. તે વખતે લોકોમાં જે જાગૃતિ આવી હતી, તે ચાલુ રહી હોત કે ધીરે ધીરે ઠંડી પડી ગઈ હોત, તે ચોક્કસપણે કહી ન શકાય. એ જો એક વાર ઠંડી પડી જાય, તો તેને ફરી લાવતાં વખત લાગે. બાકી, તે વખતે એક વિરાટ છલાંગ સાથે આપણે આગળ વધી જઈ શક્યા હોત, એમ મને લાગે છે.

**ભારે મોટો વિક્ષેપ**

પરંતુ કમનસીબે સત્તાવાળાઓએ આ આંદોલનને પોતાની સામેનો પડકાર માની લીધો અને તેને દબાવી દેવા માટે બધી રીતે પ્રયાસ કર્યો. એમને એમ લાગ્યું કે આ આંદોલન એમની સત્તા અને શક્તિને પડકારે છે. એમણે એમ માની લીધું કે એમને ઉથલાવી પાડવાનું આ કાવતરું છે. જો કે હકીકતમાં એવું કશું જ નહોતું. પરંતુ આને લીધે સંપૂર્ણ ક્રાંતિના આંદોલનમાં એક ભારે મોટો વિક્ષેપ આવી પડ્યો. શાસનની દમનકારી નીતિઓને કારણે આ આંદોલનને રાજ્યસત્તા સાથે સીધી ટક્કરમાં ઊતરવું પડ્યું. આ ટક્કરમાં શક્તિનો કેટલો બધો હ્રાસ થયો ! નહીં તો ક્યાંય સુધી આગળ વધી જઈ શકાયું હોત ! પરિણામ એ આવ્યું કે સત્તા બદલાઈ, પણ વ્યવસ્થા ન બદલાઈ. અને સંપૂર્ણ ક્રાંતિની વાત અધૂરી જ રહી ગઈ.

**લોક-ચેતનાની સતત જાગૃતિ આવશ્યક**

આવી સંપૂર્ણ ક્રાંતિ સરકાર મારફત કદાપિ થઈ શકે નહીં. આવી ક્રાંતિ લોકશક્તિ મારફત જ થઈ શકે. એટલે મને રસ છે લોક-ચેતના જગાડવામાં અને લોક-સંગઠન ઊભું કરવામાં, કે જેથી આખીયે આ રાજ્ય-વ્યવસ્થા જેમના આધારે ખડી છે એવા લોકો પોતાનું જીવન અને પોતાનું ભાવિ પોતાના હાથે ઘડી શકે. માત્ર તેઓ લોકશાહીની પ્રક્રિયામાં વધારે ભાગ લેતા થાય એમ જ નહીં, પણ લોકો જાતે પોતાનું કામ કરતા થાય. દુર્ભાગ્યે, આવી લોકશક્તિ કોઈક સંગઠનાત્મક સ્વરૂપમાં હજી સુધી પ્રગટ થઈ શકી નથી. ક્યારેક તે લોક-આંદોલનના સ્વરૂપમાં દેખા દે છે અને ત્યારે તે સમાજને અવશ્ય આંદોલિત કરે છે, કેટલાક ફેરફાર આણે છે, સરકારનાં મંતવ્યો બદલે છે. પરંતુ તે માત્ર તત્કાળ પૂરતું જ. એટલું કરીને એ સમાપ્ત થઈ જાય છે. તેની પ્રક્રિયા નિરંતર ચાલતી નથી. હું જોવા માગું છું, એક નિરંતર ક્રાંતિ. માણસમાં જે કાંઈ એબ છે, તેનાથી [illegible] ક્રાંતિકારી પરિવર્તનો કાયમ થતાં રહે. એ માટે સમસ્ત પ્રજાની શક્તિ દેશની નવરચનાના કામમાં લાગે તે માટે મથવું જોઈએ. લોકોનો પોતાનો અભિક્રમ જાગે એ બાબતને બધી રીતે પૂરેપૂરું પ્રોત્સાહન આપવું જોઈએ. સ્વાશ્રય અને [illegible] સંગઠનોને બિનસરકારી ક્ષેત્રમાં [illegible] જોઈએ. આ સિવાય બીજી કોઈ રીતે દેશનું નવસર્જન શક્ય નહીં બને.

**સ્પષ્ટ વ્યાખ્યા અને વિવરણની જરૂર**

મારું આંદોલન આવી સંપૂર્ણ ક્રાંતિને લક્ષમાં રાખીને જ ચાલેલું. સંપૂર્ણ ક્રાંતિના આ વિચારની પહેલાં તો સ્પષ્ટ વ્યાખ્યા થવી જોઈએ, અને પછી તેનું વિવરણ. આંદોલનમાંથી આ વિચાર ઊછળીને બહાર આવ્યો, પણ હજી સુધી તેની જોઈએ તેવી વ્યાખ્યા થઈ નથી. આમ જોવા જઈએ તો સંપૂર્ણ ક્રાંતિ કાંઈ સર્વોદયથી અલગ નથી, અને સર્વોદય પણ સંપૂર્ણ ક્રાંતિ વિના સાધી શકાવાનો નથી. મારા મૂળ ઉદ્દેશમાં કશો ફરક પડ્યો નથી. નવી સમાજ-વ્યવસ્થાના સ્વરૂપ વિશે અગાઉનાં વરસોમાં મેં જે વિચારો પ્રગટ કર્યા છે, તે આજે પણ એટલા જ સાચા છે. નવા સમાજનું મારું ચિત્ર મારાં અત્યાર સુધીનાં અનેક લખાણો ને વક્તવ્યોમાં વેરાયેલું પડ્યું છે. મોટે ભાગે તે ગાંધીની વિચારસરણી અનુસારનું જ માળખું છે. સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પનામાં નૈતિક ક્રાંતિની સાથોસાથ ગ્રામસ્વરાજનો વિચાર પણ નિહિત હતો અને છે.

**નવી જીવનદૃષ્ટિની કેળવણી**

ટૂંકમાં, મારા જીવનનું લક્ષ્ય સંપૂર્ણ ક્રાંતિનું જ રહ્યું છે. એના જ સપનાં હું કાયમ જોતો રહ્યો છું. ઇતિહાસમાં અત્યાર સુધી જે ક્રાંતિઓ થઈ છે, તે મારા ખ્યાલ મુજબ મહદ્ અંશે રાજકીય ક્રાંતિઓ હતી, અને તે મોટે ભાગે હિંસાના માધ્યમથી થઈ છે. હવે, આપણે ઇચ્છીએ છીએ કે ભારતમાં ગાંધીના માર્ગે એક સંપૂર્ણ ક્રાંતિ અહિંસાના માધ્યમથી થાય. આવી સંપૂર્ણ ક્રાંતિને લીધે એક નવો સમાજ બનશે, જે આજના કરતાં દરેક રીતે જુદો હશે. વળી, પશ્ચિમના દેશોમાંનાં મોટા ભાગનાં આંદોલનો માણસની વધુ ને વધુ ઉપભોગ માટેની ભૂખ સાથે સંકળાયેલાં હતાં. જ્યારે ગાંધીની ક્રાંતિનો રૂપ આનાથી સાવ ભિન્ન છે. પ્રજામાં એક નવી જીવનદૃષ્ટિ કેળવવાની તેની નેમ છે. આમ, સંપૂર્ણ ક્રાંતિની કલ્પનામાં આખીયે જીવનદૃષ્ટિનો ફરક છે.

**સપનાંઓનું સેવન**

સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પનાની કેટલાક ભલે મજાક ઉડાવી અને કેટલાક ભલે એમ કહીને તેની અવહેલના કરી કે સંપૂર્ણ ક્રાંતિ એક અવ્યવહારુ માણસનું સપનું છે. એ લોકો સાથે હું કોઈ વિવાદમાં નહીં ઊતરું. જો કે એટલું જરૂર કહીશ કે જેણે સપનાં જોવાનું છોડી દીધું હશે, તેનાથી કદાપિ ક્રાંતિ નહીં થાય. ક્રાંતિકારી જો સ્વપ્નદર્શી નહીં હોય, તો નવા સમાજની તસવીર, નવા સમાજનું ચિત્ર ક્યાંથી મળશે ?

એટલે સપનાં હું પહેલેથી જોતો આવ્યો છું. દુનિયાની કહેવાતી સફળતાઓ પાછળ દોડવાનું મને ક્યારેય મન થયું નથી. સપનાંઓમાં રાચવાનું અને એને સાકાર કરવા માટે મથવાનું મને વધુ ગમે છે. સંપૂર્ણ ક્રાંતિનું મારું સપનું જમીન પર સાકાર થયેલું જોવા હું તો કદાચ આ દુનિયામાં નહીં રહું. પરંતુ સમાજનો છેલ્લો માણસ જ્યારે આબરૂભેર જીવન જીવી શકશે, પોતાની શક્તિ મુજબ મહેનત કરી શકશે અને પોતાની આવશ્યકતા મુજબ મેળવી શકશે, ત્યારે મને સંતોષ થશે.

## ૨. હિંસાના માર્ગની નિરર્થકતા

હું હાઇસ્કૂલમાં ભણતો હતો, ત્યારથી રાષ્ટ્રીય ભાવનાનો પ્રભાવ મારા પર પડવા લાગ્યો હતો. દેશની આઝાદી માટે દિલમાં એક તડપન ઊઠેલી અને આપણે પણ દેશની આઝાદી માટે કાંઈક કરવું જોઈએ એમ મનમાં થયા કરતું. તે માટે એ વખતે કોઈ રસ્તો તો દેખાતો નહોતો, સિવાય કે હિંસાનો, બોમ્બ અને પિસ્તોલનો રસ્તો. એટલે શરૂઆતમાં મારોયે ઝોક તે તરફ હતો. એ માર્ગે દેશની આઝાદી માટે મથનારાઓ માટે મનમાં એક આદરનો ભાવ હતો. એમની બહાદુરી, એમના ત્યાગ, એમના બલિદાન માટે માન થતું.

### વિપ્લવવાદીઓનો અછડતો સંપર્ક

હું જે છાત્રાલયમાં રહીને ભણતો, તેની બાજુમાં સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા જદુનાથ સરકારનું મકાન હતું. એક વાર એમના ઘર પર પોલીસે છાપો માર્યો, અને આખાયે ઘરની તપાસ કરી. અમને ભારે આશ્ચર્ય થયું કે જદુનાથ સરકાર જેવી વ્યક્તિના ઘર ઉપર પણ પોલીસે છાપો માર્યો! પાછળથી ખબર પડી કે વિપ્લવવાદી ચળવળમાં જોડાયેલ કોઈક બંગાળી નવજવાન થોડાક દિવસ એમને ત્યાં રહેલો. એ બાતમી મળતાં પોલીસે છાપો માર્યો હતો. જ્યારે પોલીસ આવી ત્યારે તે ત્યાં નહોતો. આ ઘટનાની પણ ઘેરી છાપ મારા કિશોરમાનસ પર પડી હતી.

હાઇસ્કૂલમાં મારા વર્ગમાં એક છોટનસિંહ કરીને સહાધ્યાયી હતો. એ મને કહેતો કે મારા કેટલાક મિત્રો સાથે તને ઓળખાણ કરાવીશ. એક વાર એ મને પટણામાં ગંગાકાંઠે લઈ ગયો. ત્યાં એક બંગાળી યુવક સાથે મારો પરિચય કરાવ્યો. એ યુવકે ઘણી વાતો કરી અને "દેશ કી બાત" પુસ્તક વાંચી જવા જ જણાવ્યું અને કહ્યું કે આપણે લોકો ફરી મળતા રહીશું. મેં કહ્યું કે ભલે, હું આવીશ. પરંતુ પછી બન્યું એવું કે થોડા દિવસમાં જ છોટનસિંહ ગિરફતાર થયા અને તેની કમરમાં દોરડું બાંધીને પોલીસ તેને લઈ ગઈ. પેલા બંગાળી યુવક સાથે પણ મારો કોઈ સંપર્ક રહ્યો નહીં. આમ, વિપ્લવવાદીઓ સાથે સામુલી સંપર્ક જ થયો. એ સંપર્ક વધ્યો હોત તો કદાચ તે માર્ગે હું આગળ વધ્યો હોત. કેમ કે દિલમાં આગ તો હતી જ કે દેશની આઝાદી કેમ આવે, ક્યારે આવે.

### ગાંધીજીના આંદોલનનો પ્રભાવ

પરંતુ આને બદલે ગાંધીજીના આંદોલનનો પ્રભાવ મારા પર વધુ ને વધુ પડતો ગયો. મેં એમ પણ જોયું કે વિપ્લવવાદી માર્ગે કોઈ ખાસ કામ તો થતું નથી. ક્યારેક કોઈક છૂટીછવાઈ ઘટના બની જાય એટલું જ. પરંતુ આમજનતામાં ઉત્સાહ જાગે, કોઈ આંદોલન ચાલે, નવું વાતાવરણ ઊભું થાય, એવું તો કાંઈ તેમાં થતું નથી. જ્યારે ગાંધીજીના માર્ગે તો જાણે દેશ આખો જાગી ગયો, જનતામાં ભારે જાગૃતિ આવી, લોકો પકડાયા, જેલમાં ગયા. કાંઈક નવીન ચીજ હતી, જે દેશના આત્માને સ્પર્શી ગઈ. અમારા જેવા નવજુવાનોને પણ એક નવો રસ્તો મળ્યો.

અમેરિકામાં હું માર્ક્સવાદના પ્રભાવ હેઠળ આવ્યો. એટલે જ્યારે ત્યાંથી હિંદુસ્તાન આવીને ફરી ગાંધીજીના આંદોલનમાં જોડાયો, ત્યારે મારા વિચારો થોડા જુદા હતા. ગાંધીજીની સત્ય અને અહિંસાની વાતમાં મને વિશ્વાસ નહોતો. સત્ય સાથે મારે કોઈ ઝઘડો નહોતો, પરંતુ માર્ક્સવાદના "ક્રાંતિકારી નીતિશાસ્ત્ર"માં હું માનતો થયો હતો, તેથી સાધનશુદ્ધિ વિશે મારા મનમાં આગ્રહ નહોતો.

### અહિંસા પર થોડી ઠગુમગુ શ્રદ્ધા

આમ તો સ્વરાજ્યના આંદોલનમાં જોડાયેલો, ગાંધીજી ઉપર શ્રદ્ધા પણ હતી, અને એમનો એક સિપાઈ બનીને જેલમાં પણ ગયો હતો. તેમ છતાં ૧૯૩૨–૩૩માં નાસિક જેલમાં જ્યારે અમે લોકોએ સમાજવાદી પક્ષ સ્થાપવાનો વિચાર કર્યો, ત્યારે અમારી ભૂમિકા એવી હતી કે અમે લોકો ગાંધીજીના સત્ય-અહિંસાના વિચારોને અને એમના સમગ્ર દર્શનને પૂરેપૂરું માનતા નહોતા. અમને થતું કે માત્ર આમ જેલ જવાથી જ થોડું સ્વરાજ્ય આવી જવાનું છે? ચરખો ચલાવવાથી કેવી રીતે અંગ્રેજો આ દેશમાંથી જતા રહેશે? આખરે તો હિંસાની ક્રાંતિ વિના અંગ્રેજોની ગુલામીમાંથી નહીં છૂટી શકાય. ઠીક છે, હમણા તો ગાંધીજીમાં એવી શક્તિ છે અને એમનો એવો કોઈક જાદુ છે કે બહુ મોટું લોક-આંદોલન એમણે ઊભું કરી દીધું છે. પરંતુ આનાથી કાંઈ અંગ્રેજ સલ્તનતને થોડી દૂર કરી શકાય? આવી અમારા લોકોની ત્યારે મનઃસ્થિતિ હતી.

અલબત્ત, તે વખતે પણ મેં એવું નહોતું વિચાર્યું કે હવે હિંસાના માર્ગની તૈયારી કરવી છે, એવો કોઈ કાર્યક્રમ ઉપાડવો છે. પરંતુ દિમાગમાં એટલી વાત રહેતી કે એક વખત એવો આવશે જ્યારે હિંદુસ્તાનના લશ્કરની અંદર જ એવી રીતે વિદ્રોહની ભાવના ફેલાશે કે જેનાથી હિંસક ક્રાંતિ માટેની પરિસ્થિતિ તૈયાર થશે. આમ, અંતતોગત્વા હિંસક ક્રાંતિની જરૂર પડશે જ, એમ હું ત્યારે માનતો. મને થતું કે ગાંધીજીના સત્યાગ્રહના માર્ગે કદાચ એટલી શક્તિ નહીં પેદા થાય કે અંગ્રેજો અહીંથી ચાલ્યા જાય. એટલે છેવટે હિંસક ક્રાંતિ તો થશે જ. તે કેવી રીતે થશે, હથિયાર વગેરે ક્યાંથી આવશે, એ બધું નહોતું વિચાર્યું. બસ, લેનિનની થિયરી મગજમાં હતી કે એક પરિસ્થિતિ છેવટે એવી આવીને ઊભે છે કે ચાલુ તંત્રની ઇમારત આખી ને આખી અંદરથી જર્જરિત થઈ ગઈ હોય અને તેને હવે માત્ર એક ધક્કો જ દેવાની જરૂર હોય, રાજ્યકર્તા વર્ગ સાવ ખોખલો થઈ ગયો હોય, ત્યારે તેનું લશ્કર જ વિદ્રોહ કરીને તેની સામે ફરી બેસે છે! આવું કાંઈક છેવટે થશે એવી કલ્પનામાં હું ત્યારે રાચતો.

પરંતુ ઇતિહાસે મારી માન્યતાને ખોટી ઠરાવી. આપણે આપણી નજરોનજર જોયું કે આપણા શાંતિમય આંદોલનના બળ ઉપર અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના દબાણ હેઠળ આપણે દેશની આઝાદી મેળવી શક્યા. આ વસ્તુ મારા માનસ પર ઊંડી છાપ મૂકતી ગઈ. તેને લીધે મારા ચિંતનનું આખું સ્વરૂપ બદલાયું. અહિંસાની શક્તિ વિશે મારા મનમાં શ્રદ્ધા ઊભી થઈ. કમ્યૂનિઝમના બનાવોએ પણ મને આ વિશે વધુ ઊંડાણથી વિચાર કરવા પ્રેર્યો.

### સાધનશુદ્ધિનો સાક્ષાત્કાર અને હિંસા ત્યાજ્ય

આની સાથોસાથ ગાંધીજીની સાધનશુદ્ધિની વાત પણ મારા મનમાં વસતી ગઈ, રશિયામાંના સ્ટાલિનવાદના અત્યાચાર બહાર આવતા ગયા તેમ તેમ આ સવાલ મારા મનમાં ઊઠતો ગયો. બીજા વિશ્વયુદ્ધના જમાનામાં તે સવાલ વધુ ને વધુ તીવ્ર બનતો ગયો. આમ તો વચ્ચે વચ્ચે સાધન-સાધ્યની એકવાક્યતાનો સવાલ ઊઠ્યા તો કરતો. તે વખતે હું માર્ક્સવાદી હોવા છતાં અમુક સાધ્યને માટે ગમે તેવાં સાધનોનો આશરો લઈ શકાય તે વાત મારા ગળે પૂરી ઊતરતી નહોતી. મને તેમાં કાંઈક તર્કસંગતતાનો અભાવ લાગતો. ભારતીય સંસ્કૃતિની અસરને કારણે આમ થતું હોય અથવા પછી ગાંધીજીના પ્રભાવને કારણે કે તર્કસંગત વિચારણાને કારણે, પરંતુ મને થતું કે સાધ્ય સીધું હોય, પણ સાધનો ઊલટાં હોય, તો ઊલટાં સાધનો મારફત સીધા સાધ્ય સુધી પહોંચાય જ શી રીતે? એક એક ડગલું જે દિશામાં ભરતાં જઈશું, તે જ દિશામાં છેવટે પહોંચીશું ને? ડગલું જ ઊલટી દિશામાં હશે તો મંઝિલે કેવી રીતે પહોંચીશું? એટલે સારું શું ને ખરાબ શું, નીતિ શી અને અનીતિ શી, એ દૃષ્ટિએ નહીં પણ સાવ વ્યવહારુ દૃષ્ટિએ આવા સવાલો મનમાં ઊઠ્યા કરતા.

પરંતુ સ્વરાજ્યના પરોઢે માત્ર વ્યાવહારિક દૃષ્ટિએ જ નહીં, તાત્ત્વિક રીતે પણ આ સવાલ મારી સામે આવી ઊભો. સ્વરાજ્ય મળતી વખતે દેશમાં બેફામપણે જે અમાનુષી હત્યાકાંડ વગેરે બધું બન્યું અને છેવટે ગાંધીજીની હત્યા થઈ, તેનીયે મારા ચિત્ત પર બહુ ઘેરી અસર પડી. મારા મનમાં સવાલ ઊઠ્યો કે સમાજમાં કયા પ્રકારના માણસો સાથે હું રહેવા માગું છું? સ્પષ્ટ જ છે કે હું ગુંડાઓ અને ખૂનીઓના સમાજમાં રહેવા નથી માગતો. જે માણસોમાં દયા નથી, સહિષ્ણુતા નથી, ભાઈચારાની લાગણી નથી, એમની વચ્ચે શું રહેવું? માનવનો સ્વભાવ કેવો છે તે તો કોઈ કહી શકે તેમ નથી. પણ એટલું નક્કી કે આપણે જેવો બનાવીએ તેવો તે બને. સંસ્કારોથી અને કેળવણીથી માણસને સારો બનાવી શકાય. તેથી હું એવા નિષ્કર્ષ પર આવ્યો કે આપણાં રાજકીય કાર્યો પણ અમુક નૈતિક મૂલ્યોથી પ્રેરાઈને ચાલવાં જોઈએ. અમુક માનનીય મૂલ્યો અને આચારવિચારનાં ધોરણોને આપણે ચુસ્તપણે વળગીને ચાલવું જોઈએ.

કાયમ એમ મનાતું આવ્યું છે કે નૈતિક મૂલ્યોને રાજકારણમાં સ્થાન હોઈ શકે નહીં. ફાસીવાદ, નાઝીવાદ, સ્તાલિનવાદ વગેરેમાં આ વસ્તુની પરાકાષ્ઠા જોવા મળી. માર્ક્સવાદમાં પણ નૈતિક મૂલ્યોને કોઈ સ્થાન નથી, એમ મનાય છે. પરંતુ હું આ માનવા હરગિજ તૈયાર નથી. મારે સાફ સાફ શબ્દોમાં કહેવું છે કે શુદ્ધ

સાધ્ય માટે શુદ્ધ સાધનોની વાત સર્વોચ્ચ મહત્ત્વની છે. ગાંધીજીએ આપણને ઘણી વસ્તુઓ શીખવી છે, પણ સૌથી મહાન વસ્તુ જે એમણે શીખવી છે તે આ સાધનશુદ્ધિની વાત. અશુદ્ધ સાધનો વડે કદાપિ શુદ્ધ સાધ્ય પાર પાડી શકાય નહીં. શુદ્ધ સાધ્ય માટે સાધનો પણ શુદ્ધ જ જોઈએ. આમ, હિંસાનો માર્ગ મારા માટે સદંતર ત્યાજ્ય બની ગયો.

### આમજનતાની ક્રાંતિ અહિંસક જ હોઈ શકે

ટૂંકમાં, માનવીય ક્રાંતિ માટે હિંસાના માર્ગની નિરર્થકતા આપણને બરાબર સમજાઈ જવી જોઈએ. હિંસાનો માર્ગ મેં છોડયો નહોતો, ત્યારે પણ એક બાબત મારા ધ્યાનમાં આવતી રહેતી હતી. હું જોતો કે ગાંધીજીએ લડતની એવી પદ્ધતિ અપનાવી હતી કે જેમાં આમજનતા ભાગ લઈ શકતી. જ્યારે હિંસક લડતમાં આમજનતા આવી રીતે ભાગ લઈ શકે નહીં. એ તો અરાજકતા ફેલાય ત્યારે લૂંટફાટ વગેરે કરી શકે. બાકી જેની પાસે બંદૂક હોય એ જ હિંસક લડતમાં ભાગ લઈ શકે. આમજનતા પાસે તો બંદૂક હોય નહીં. ગાંધીજી પોતાની લડતમાં આમજનતાને ભેળવીને મોટું વ્યાપક લોકઆંદોલન ખડું કરી શકતા, તે વસ્તુ મારા મનમાં ત્યારે પણ બરાબર વસી ગઈ હતી.

અને હવે તો આ વસ્તુ મારા મનમાં બરાબર પાકી થઈ ગઈ છે કે અહિંસાના માર્ગે જ આવું શકય બને. અહિંસક ક્રાંતિની પ્રક્રિયામાં જ આમજનતા સામેલ થઈ શકે, હિંસક ક્રાંતિમાં હરગિજ નહીં. માઓએ અક્ષરશઃ સાચું કહ્યું છે કે સત્તા બંદૂકની નળીમાંથી નીકળે છે. હિંસક ક્રાંતિ થશે, તો એક એક મજૂર, એક એક ખેડૂત, એક એક વિદ્યાર્થી, એક એક નવજવાનના હાથમાં શું બંદૂક હશે? એ તો શકય નથી. અને તો પછી જેમના હાથમાં બંદૂક હશે, જેમનો એ બંદૂક ઉપર અંકુશ હશે, તેમનું રાજ થશે. કહેવાય ભલે જનતાનું રાજ, પણ એ વાસ્તવમાં હશે બંદૂક ઉપર અંકુશ ધરાવનારાઓનું રાજ. તેથી હું ફરી-ફરીને એટલું ભારપૂર્વક કહી દેવા માગું છું કે હિંસાથી જે ક્રાંતિ થશે, તેમાં જનતાની શક્તિ, જનતાની સત્તા કદાપિ નહીં વધે.

### હિંસક ક્રાંતિ ઝડપી છે, એ મોટો ભ્રમ

અને છતાં આપણે જોઈએ છીએ કે હિંસક ક્રાંતિની હિમાયત વારે વારે થયા કરે છે, અને ઘણાને તેનું ભારે આકર્ષણ પણ છે. સમાજમાં ઝડપી પરિવર્તન થતું દેખાતું ન હોય, ત્યારે ભૂખ, ક્રોધ ને હતાશા ગરીબોના મનને ભમાવી મૂકે તથા સમાજમાં ત્વરિત ક્રાંતિકારી ફેરફાર ઇચ્છતા યુવાનો પણ હિંસાનો આશરો લે, તેમાં કશી નવાઈ નથી એ સમજી શકાય તેવું છે. પણ સાથે જ એ પ્રશ્ન પ્રસ્તુત છે કે હિંસા દેખાય છે તેવી તારણહાર ખરેખર નીવડે તેમ છે ખરી? શાંતિથી વિચારીશું તો જણાશે કે આ પહેલાં ઇતિહાસમાં ઘણી હિંસક ક્રાંતિઓ થઈ ચૂકી છે, અને તેનાં પરિણામોએ દુનિયાના સમજદાર લોકોના મનમાંથી હિંસક માર્ગની મોહિની હરી લીધી છે.

પહેલી વાત તો એ કે હિંસક ક્રાંતિમાં ઝડપી પરિણામ આવી જાય છે, એ એક મોટો ભ્રમ છે. કોઈ એમ કહેતું હોય કે લોહિયાળ ક્રાંતિ અહિંસક ક્રાંતિ કરતાં વધારે જલદી થાય છે, તો દુનિયાની ક્રાંતિઓનો ઇતિહાસ જોતાં તો એમ નથી લાગતું. વળી, અનુભવ તો એવો છે કે લોહિયાળ ક્રાંતિ દ્વારા જે નવો સમાજ ઊભો થાય છે, તે ક્રાંતિકારીઓની મૂળ કલ્પના કરતાં બહુ જુદો જ હોય છે. જે ઉદ્દેશ સાથે ક્રાંતિ કરી હોય છે, તે ઉદ્દેશ તો પાર પડતો નથી, બલ્કે તેનાથી વિપરીત પરિણામ આવે છે. જોવા એમ મળે છે કે હિંસક ક્રાંતિ મારફત સમાજની રચના જેવી આપણે ઇચ્છતા હતા તેવી નથી થઈ શકતી.

દુનિયાની કોઈ પણ હિંસક ક્રાંતિ ઓછાં વરસોમાં થઈ નથી, અને આજ સુધી પોતાનો મૂળ ઉદ્દેશ પાર પાડી શકી નથી. ક્રાંતિકારી જમાતના હાથમાં સત્તા આવી જાય, એ કાંઈ ક્રાંતિની સફળતા નથી. એથી ક્રાંતિનો ઉદ્દેશ સરતો નથી. એ "સફળતા"નો અર્થ શો હોય છે? એટલો જ કે જૂની સમાજવ્યવસ્થાનાં ચીંદરડાં થઈ ગયાં અને એ નાશ પામી. પણ નાશ એ જ કાંઈ કોઈ પણ ક્રાંતિનો હેતુ ન હોઈ શકે. હેતુ તો કાયમ નવી સમાજવ્યવસ્થાનો જ હોઈ શકે. પણ ક્રાંતિકારીઓને આ નવી વ્યવસ્થા લાવતાં કેટલા વરસ લાગે છે? જોવા તો એ મળ્યું છે કે દર વખતે સફળતા પછી એમનું પહેલું કામ સત્તા માટે આપસમાં ખૂનખાર જંગ ખેલવાનું જ થઈ પડતુ હોય છે. ભાઈઓનાં લોહીની એ નદીઓમાં ધોવાઈ જતાં વધે તેટલાં સપનાં સાકાર થાય ત્યારે સાચાં.

### તેમાં ક્રાંતિનો મૂળ હેતુ સરતો નથી

ઇતિહાસમાં કોઈ હિંસક ક્રાંતિ એના હેતુ સાધવામાં સફળ થઈ છે ખરી? ફ્રાંસની ક્રાંતિના ત્રણ આદર્શો—સમતા, સ્વતંત્રતા અને બંધુતાનો વિચાર કરો. ફ્રાંસની ક્રાંતિને લગભગ બસો વરસ થયાં, પણ સમાનતા, ભાઈચારો અને સ્વતંત્રતાનો તેનો એ મૂળ ઉદ્દેશ સર્યો? રશિયાની ક્રાંતિને યાદ કરો. તેને લગભગ ૫૫ વરસ થયાં, પણ હજીયે ત્યાં મજૂરોના હાથમાં સત્તા આવી છે? લેનિનના પેલા સૂત્રને સંભારો: "સર્વ સત્તા સોવિયેતોને." કામદારોની, સૈનિકોની, કિસાનોની સોવિયેતો કે પંચાયતોને સત્તા મળી કે? હજી બધી સત્તા સામ્યવાદી પક્ષના નેતાઓના હાથમાં છે. વળી, મોસ્કો, લેનિનગ્રાડના યુવકો અહીંની જેમ મુક્ત રીતે બોલી-ચાલી નથી શકતા. તેથી તો એમને છૂપાં બુલેટિન કાઢવાં પડે છે. ક્રાંતિને "સફળ" થયાંને ૫૫ વરસ થયાં, તોયે આ સ્થિતિ છે! હજી રશિયાની જનતાને માથે પક્ષની સરમુખત્યારી જડબેસલાખ બેઠેલી જ છે. એ સરમુખત્યારી હજી કેટલી ચાલશે અને ક્યારે સોવિયેતો ખરેખર સત્તાએ આવશે, તે કોઈ કહી શકે તેમ નથી.

એટલે સમજવાની વાત એ છે કે હિંસક ક્રાંતિ માટે કાંઈ ઓછો સમય નથી લાગતો, અને તેમ છતાં છેવટે તેનાથી મુખ્ય ઉદ્દેશ પાર પડતો નથી. કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના થઈ,

તે પછી તેનો કાર્યક્રમ લઈને હું ગાંધીજી પાસે ગયેલો. તેઓ એ વાંચી ગયા. અને પછી તેમાંના એક વાક્ય ઉપર આંગળી મૂકીને મને કહે કે 'જયપ્રકાશ, તમે લોકો જો આ કરી બતાવો, તો હું સોળે સોળ આના તમારી સાથે છું.' એ વાક્ય હતું : To each according to his needs and from each according to his capacity—દરેક જણ પાસેથી તેની ગુંજાશ મુજબ લેવું, અને દરેક જણને તેની જરૂરિયાત પ્રમાણે આપવું. રશિયા અને ચીનમાં જે હિંસક ક્રાંતિ થઈ, તેમાંયે એમની સામે ધ્યેય આ જ હતું. પણ હજી આટલાં વરસોય રશિયામાં કે ચીનમાં આવું થઈ શક્યું છે ? એને બદલે ત્યાં પણ હજી કામ બરાબર દામનો પૂંજીવાદી સિદ્ધાંત જ કાયમ છે. આજે પણ એ લોકોની સામે મોટો સવાલ એ જ છે કે કઈ રીતે જનતાને નવાં મૂલ્યો શીખવીએ, સમાજમાં કઈ રીતે એવું માનસ-પરિવર્તન લાવીએ, કે જેથી જે આદર્શ સામે રાખીને ક્રાંતિ થયેલી, તે આદર્શ વ્યવહારમાં પાર પડી શકે. હું કહી નથી શકતો કે રશિયાવાળા ક્યારે આ આદર્શ સુધી પહોંચી શકશે.

### અહિંસામાં પરિવર્તન અને નવનિર્માણ સાથોસાથ

આમ, દુનિયાભરની હિંસક ક્રાંતિઓનો ઇતિહાસ તમે જોશો તો જણાશે કે પુરાણા સમાજને તોડવામાં હિંસક ક્રાંતિ લાંબા સમય બાદ સફળ થાય છે, તથા તે પછી નવા સમાજના નિર્માણમાંયે બહુ સમય લાગે છે, અને નિર્માણ ધીરે ધીરે જ થઈ શકે છે. બીજી બાજુ અહિંસક ક્રાંતિમાં પુરાણા સમાજને બદલવાનું અને નવા સમાજનું નિર્માણ કરવાનું, બંને કામ સાથોસાથ અને ડગલે ને પગલે થતાં રહે છે. અહિંસક પ્રક્રિયામાં ગુણ એ છે કે પરિવર્તન અને નવનિર્માણ બંને સાથોસાથ ચાલી શકે છે. એટલે આ બધું જોતાં હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે ભારતમાં લોહિયાળ ક્રાંતિ કદાચ થાય, તો પણ તેમાં વધુ વિલંબ જ થવાનો. તેના કરતાં અહિંસક ક્રાંતિ અહીં જલદી જ થશે.

બીજી વાત એ સમજવાની છે કે રાજકીય હિંસા બેય પ્રકારની હોઈ શકે— ક્રાંતિકારી અને પ્રત્યાઘાતી. હિંસક ચળવળથી કાયમ સામાજિક ક્રાંતિ થાય જ એવું નથી. તેમાંથી પ્રત્યાઘાત પણ જન્મે અને તે ફાસીવાદી સરમુખત્યારીમાંયે પરિણમે. અથવા તેમાંથી અરાજકતા જન્મે, જનતાને માથે વીતકો વરસી પડે, બધું છિન્નવિછિન્ન થઈ જાય અને રાષ્ટ્ર ગુલામીના બંધનમાંયે આવી પડે. હિંસાના ઉપદેશકોએ આ શક્યતાઓ લેખામાં લેવી પડશે.

### હિંસાથી જનતાના હાથમાં સત્તા આવતી જ નથી

ત્રીજી વાત એ કે બધી ક્રાંતિના કેન્દ્રમાં સત્તાનો સવાલ હોય છે, અને બધી ક્રાંતિઓ લોકોની સત્તાને નામે કરાય છે, પણ અનિવાર્ય-પણે સત્તા ક્રાંતિ કરનારાઓ પૈકી સૌથી નિષ્ઠુર હોય તેવા ગણ્યા-ગાંઠ્યા લોકોના હાથમાં જઈ પડે છે. કલ્પના કરો કે ચારેકોર ઍનાર્કિઝમ શરૂ થયો, સમાજમાં બધે હિંસા પ્રસરી. આવી અરાજકતા લાંબો વખત ચાલે તો ક્રાંતિ જ વ્યર્થ કરે, એટલે ક્રાંતિકારી કહેશે કે રાજ્યસત્તા હાથમાં લઈને આ અરાજકતા હું દૂર કરું. પણ તેના હાથમાં એક વાર સત્તા આવી, પછી તે જનતાના હાથમાં પાછી ક્યારે આવશે ?

અને સત્તા જ્યારે બંદૂકના નાળચેથી પેદા થતી હોય, ત્યારે આ સિવાય બીજું કાંઈ થાય પણ શી રીતે ? સમજવાની વાત એ છે કે આ બંદૂક કદી સામાન્ય લોકોના હાથમાં હોતી નથી. એ તો હોય છે ક્રાંતિને સફળ કરવા માટે અનિવાર્ય એવા સંગઠિત હિંસક તંત્રના હાથમાં, તથા એ સંગઠનો ઉપર કાબૂ ધરાવનાર "ક્રાંતિકારી" સૈન્ય અને તેના સહાયક દળોના હાથમાં. તેથી જ તો હિંસક ક્રાંતિએ હમેશાં કોઈ ને કોઈ પ્રકારની સરમુખત્યારી જન્માવી છે, અને તેથી જ ક્રાંતિ પછી હમેશાં વિશેષાધિકારો ધરાવતા રાજ્યકર્તાઓ તેમ જ શોષકોનો એક નવો વર્ગ કાળે કરીને ફૂલીફાલીને લોકોને માથે ચડી બેસતો હોય છે. આમાં ક્રાંતિકારીઓની બદદાનત કે સત્તાલાલસા કરતાંયે હિંસાના માર્ગનું આ સાવ તર્કસંગત પરિણામ છે, એમ લાગે છે. આનાથી ભિન્ન પરિણામ આવી જ ન શકે. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે હિંસક સાધનોથી જનતાના હાથમાં સત્તા આવતી નથી.

### ઐતિહાસિક સંયોગો પૂરતા પાકવા જોઈએ

ચોથી અને પાયાની વાત એ કે ક્રાંતિ કેવળ ક્રાંતિકારીના સંકલ્પથી જ ટપકી પડતી નથી. ક્રાંતિ થઈ શકે તે પહેલાં સામાજિક અને ઐતિહાસિક સંયોગો પૂરતા પરિપક્વ થવા જરૂરી છે. ઇતિહાસે ઘણી વાર દેખાડ્યું છે તેમ તેમાં સોનસો વરસ પણ નીકળી જાય. સમાજ અંદરથી તૈયાર નથી થતો, ત્યાં સુધી ક્રાંતિ થતી નથી. આ ક્રાંતિશાસ્ત્રનો axiom—સ્વયંસિદ્ધ સિદ્ધાંત છે. પુરાણો સમાજ અંદરથી જર્જરિત થાય છે, ત્યારે પરિસ્થિતિ પાકે છે અને ક્રાંતિ થાય છે. ફ્રાંસમાં લુઈનું, રશિયામાં ઝારનું અને, ચીનમાં ચ્યાંગ કાઈ શેકનું શાસન થયું અને ભીતરથી બધું તંત્ર ખખડી ગયું, ત્યારે ક્રાંતિ થઈ. ઝારના સમયમાં સૈનિકો બંદૂકો લઈને ભાગતા હતા, અને કહેતા કે 'અમને રોટી ને શાંતિ આપો !' લેનિને કહ્યું, 'એ બંને ચીજ અમે આપીશું.' આવી પરિસ્થિતિમાં ત્યાં ક્રાંતિ થઈ શકી. પરંતુ ભારતની પરિસ્થિતિ આજે હિંસક ક્રાંતિ માટે આવી અનુકૂળ નથી. માટે અહીં હિંસાવાળાઓની વાત હરગિજ આગળ વધવાની નથી. ચપટી વગાડતાંમાં હિંસક ક્રાંતિનાં ચક્રો ગતિમાન કરી દઈ શકાય, એવી ઉપરચોટિયા માન્યતા બિલકુલ જ ભૂલભરેલી છે. માઓત્સેનું પણ કથન છે કે 'આપણે માછલીઓ છીએ, જનતા સાગર છે.' ભારતમાં આજે એ સાગર હિંસક ક્રાંતિ માટે તૈયાર નથી.

આમ, હિંસક ક્રાંતિની હિમાયત કરનારાઓએ શાંતિથી ફેર-વિચારણા કરવાની જરૂર છે. મને તે આજની પરિસ્થિતિમાં વ્યવહારુ નથી લાગતી, તથા તેનાથી મૂળ ઉદ્દેશ પણ સરતો નથી લાગતો.

## ૩. કાયદાના માર્ગની મર્યાદા

સામાજિક ક્રાંતિ કાયદાના અને બંધારણના મારગે પણ થઈ શકશે નહીં. કેવળ આપણા દેશના જ નહીં, અન્ય દેશોનાયે અનુભવ પરથી હું આવા નિષ્કર્ષ પર પહોંચ્યો છું. સરકારના હાથે ન તો સમાજનું નિર્માણ થશે અને ન સમાજ બદલાશે. આપણા દેશમાં આટલાં વરસોમા આપણે શું જોયું? સમાજના જીવન-વ્યવહારમા કે તેના આર્થિક તેમ જ રાજકીય માળખામાં ક્યાંય સાચી દિશાનો કોઈ ફેરફાર થયા નથી. આપણે ગામડાઓમાં જઈને પ્રત્યક્ષ જોઈશું તો પહેલી પ્રતિક્રિયા એ હશે કે દિલ્હી, પટણા કે અમદાવાદમાં ગાજતી વીર ગર્જનાઓ ધરતીની હકીકતોથી કેટલી બધી દૂર અને અવાસ્તવિક છે! ભવ્ય શબ્દો, ભભકાદાર ઘોષણાઓ, યોજનાઓ ને સુધારણાઓના કાગળ-ખડકલા, બધું જ અધ્ધર લટકે છે. જમીન પર એમના પગ અડકતા જ નથી! ગામડાંમાં તો એકંદરે નજરે ચડે છે, ઉંડા પાટલાની ગરીબી, પીડા, અસમાનતા, ચૂસણખોરી, પછાતપણું, બંધિયારપણું અને આશા માત્રનો ભંગાર!

### દૃષ્ટિ વિનાનું અવાસ્તવિક આયોજન

સ્વરાજ્ય પછીનાં આટલાં વરસની અંદર સરકારી યોજનાઓ અને કાયદાઓ દ્વારા કોઈ મૂળભૂત પરિવર્તન નથી લાવી શકાયું. સમાજવાદી સમાજરચનાના દાવા તો ઘણા થયા છે, અને યોજનાઓ પાછળ અબજો રૂપિયા પણ ખર્ચાયા છે, છતાં એવી સ્થિતિ છે કે દેશમા લાખો ઘરોમાં હજી દિવસમાં બે વાર ચૂલો સળગતો નથી અને છોકરાં રડી રડીને ભૂખ્યાં સૂઈ જાય છે. ઔદ્યોગિક વિકાસ જરૂર થયો છે, દેશની સંપત્તિમા વધારો પણ થયો છે, પરંતુ તેનો લાભ કોને મળ્યો છે? મહાલનોબિસ કમિટિનો રિપોર્ટ તેમ જ બીજાં સંશોધનો એમ કહે છે કે ગરીબો વધુ ગરીબ બન્યા અને ધનિકો વધુ ધનિક. બેકારોની સંખ્યા વધી. હજી બધાને પૂરતું અન્ન મળતું નથી, રહેવાને છાપરું નથી. હજારો ગામોમા હજી પીવાના પાણીનીયે સગવડ નથી. દેશમાં કાંઈ જ નથી થયું એમ હું નથી કહેતો, પરંતુ જે કાંઈ થયું તેનો આર્થિક લાભ ધનવાનોને, ઉપલા મધ્યમ વર્ગને, મોટા ખેડૂતોને મળ્યો. નાના દુકાનદારો, મધ્યમ વર્ગ, ગરીબો, ભૂમિહીનો, આદિવાસીઓ, વગેરે તો એવા ને એવા જ રહ્યા, અથવા એમની સ્થિતિ વધારે બગડી પણ ખરી. ગામડામાં ખેતીની નવી રીતો, નવાં બીજ, સાધનો ને વધુ ઉત્પાદન, એ બધું આવ્યું છે. પણ એનાથી ગામનો નકશો બદલાયો નથી. કેમ કે મોટા ભાગના ગરીબો પાસે તો જમીન જ નથી, અને છે તેમની પાસેયે બહુ ઓછી છે. પરિણામે ગરીબ અને તવંગર વચ્ચેની ખાઈ અંગ્રેજોના વખત કરતાં આજે ઊલટાની વધી છે.

આવું કેમ છે? દેશમાં લોકશાહી છે. લોકોના મતથી ચૂંટાઈ આવતી સરકાર છે. બધાને જ મત આપવાનો અધિકાર મળેલો છે. તેમાં બહુ બહુ તો ૧૫ ટકા મતદારો ધનવાન ને સુખી હશે. બાકીના ૮૫ ટકા તો નીચલા થરના ને ગરીબ જ છે. તેમ છતા

આ બધાના મતથી જ ચાર-ચાર, પાંચ-પાંચ વાર ચૂંટાઈ આવેલી સરકારોએ પણ ગરીબો તરફ પહેલું ધ્યાન કેમ ન આપ્યું? સરવાળે તો ગરીબોની ગરીબી જ વધી, એવો ચમત્કાર કેમ થયો?

કારણ કે વિકાસનો એવો નિયમ છે કે સમાજની રચના બદલ્યા વિના નવા વિકાસની યોજના લાગુ કરીએ, તો અગાઉ જેમનો વિકાસ થયો હોય, તે જ વર્ગનો આગળ વિકાસ થતો જશે. કોઈ તળાવમાંથી નહેરમાં પાણી છોડીએ, તો શું થાય? તે નહેરના જે ફાંટા મોટા હશે તેમાં વધુ પાણી વહી જશે અને નાના ફાંટામાં ઓછું પાણી જશે, અને જ્યાં નહેર હજી પહોંચી જ નહીં હોય, તે ભાગ તો કોરો ને કોરો જ રહેશે. આજે આવું જ થઈ રહ્યું છે. હરિયાળી ક્રાંતિમાં મોટા ખેડૂતો ત્રણ-ત્રણ પાક લઈ શકે છે, જ્યારે મધ્યમ ને નાના ખેડૂતોને મામૂલી લાભ મળ્યો છે, અને ભૂમિહીન મજૂરો તો કોરાધાકોર જ રહ્યા છે. સરકાર પાસેથી અને સહકારી મંડળીઓ વગેરે પાસેથી મળતા લાભ મોટા ખેડૂતો આંતરી બેઠા છે. આમ, હરિયાળી ક્રાંતિને લીધે ગામડાંમાં વિષમતા વધે છે. આપણા નેતાઓએ વિકાસનો જે માર્ગ લીધો, તેણે આપણને આ મુકામે પહોંચાડ્યા છે.

### થિયરી ઑફ પરકોલેશન નહીં, અંત્યોદય જોઈએ

આ બધી બાબતોનો વિચાર કરીને જ ગાંધીજીએ કહ્યું હતું કે આપણા દેશના આર્થિક વિકાસની પ્રક્રિયા એવી હોવી જોઈએ, જે સૌથી છેલ્લે પડેલા માણસ પ્રત્યે સૌથી પહેલું ધ્યાન આપે. એમણે આપણને શીખવ્યું છે કે સર્વોદયને માર્ગે જવા માટે સૌ પ્રથમ સૌથી છેવાડે અને સૌથી નીચે પડેલાથી આરંભ કરવો જરૂરી છે. સર્વોદયનો આ એક પાયાનો વિચાર છે. પરંતુ ગાંધીજીની આ અંત્યોદયની વાત તરફ આજે કોઈ ધ્યાન નથી અપાતું.

વાત એમ છે કે આજની વિકાસની પ્રચલિત વિચારસરણીઓ આ પ્રશ્નની સાવ ઉપેક્ષા જ કરે છે! તેઓ એવું અનુમાન કરીને ચાલે છે કે વિકાસના લાભો ધીરે ધીરે છેવાડે પડેલા અને સૌથી નીચે રહેલા સુધી પહોંચશે. વિનોબાજી આને માટે બહુ સારગર્ભિત શબ્દ વાપરે છે—પરકોલેશન. એટલે કે વિકાસના લાભો ઉપરથી ધીરે ધીરે ઝમી-ઝમીને નીચેનાઓ સુધી પહોંચશે. આજે આ દેશમાં જે આયોજન થઈ રહ્યું છે અને સર્વોદય જે જાતનું આયોજન કરવા માગે છે, તે બેની દિશા વચ્ચેનો મૂળભૂત ફરક આ જ છે.

ખરું જોવા જઈએ તો વિકાસની યોજનાઓનું મુખ્ય અને સર્વપ્રથમ લક્ષ્ય એ હોય કે દરેકે દરેક માણસને જીવનની પ્રાથમિક જરૂરિયાત પૂરતું મળી રહેવું જોઈએ. પરંતુ આજે તો આપણા દેશમાં આટલુંયે ક્યારે સાધી શકાશે તે કોઈ કહી શકતું નથી. પ્લાનિંગ કમિશન આવતાં દસ-પંદર વરસમાં આટલું થશે એવીયે બાંહેધરી નથી આપી શકતું.

### કાયદાઓ માત્ર પોથીમાં જ?

આ થઈ આયોજનની વાત. અને તેવું જ કાયદાઓના અમલની બાબતમાંયે છે. રાજ્યોમાં ટોચમર્યાદાના કાયદા થયા, તો મોટા પ્રમાણમાં બોગસ ને બેનામી ટ્રાન્સ્ફર કરી દેવાયાં. જમીનનું હસ્તાંતર કરી દીધું, જુદી જુદી રીતે વહેંચી દીધી. તેવી જ રીતે ઘરથાળ, ભાગ-બટાઈ, લઘુતમ વેતન, શરાફી કરજ, વગેરે જે કાયદા થયા છે, તેનો પણ અમલ ક્યાં થયો છે? મોટા ભાગના માત્ર કાગળ ઉપર રહ્યા છે. જો લોકોનાં મનમાં પલટો ન લાવીએ, ગ્રામસમાજ વધુ લોકશાહી ઢબે ચાલતો ન થાય, આજે જમીનવાળા ને સંપત્તિવાળા જબરા લોકો તરફ સત્તાનું પલ્લું ઢળતું જ રહે છે તેમાં ફેર ન પડે, તો આ કાયદાઓ જેમના લાભાર્થે ઘડાયા છે, તેમને તેનો કશો લાભ કદી મળે તેમ નથી.

મુસહરીમાં કામ કરતી વખતે હું ગામડાંઓમાં ઘેરઘેર અને ઝૂંપડે ઝૂંપડે ફરીને લોકોને મળ્યો. તેથી ગામડાંનું અત્યારનું જીવન તદ્દન નજીકથી જોવાની મને તક મળી. ત્યાં મેં જોયું કે બિહારમાં "ઘરથાળ ગણોતધારો" છેક ૧૯૪૮માં પસાર થયેલો છે. છતાં આટલાં વરસે મુસહરીમાં ભૂમિહીન હકદારોમાંથી માંડ અડધાને ઘરથાળ માટેની "ચિટ્ઠીઓ" અપાઈ છે. ચિટ્ઠીમાં ઘણી જગ્યાએ અપાયેલી જમીન એટલી ઓછી છે કે ન પૂછો વાત. અપાયેલી જમીન પરથી હકદારને હાંકી કાઢ્યાના દાખલા મારી સામે આવ્યા. હાંકી કાઢનાર જમીનદાર સામે કાનૂની પગલાં લેવાની કશી સ્પષ્ટ સત્તા કાયદામાં નથી! ચાલુ કાયદાની રાહે પૈસાનું પાણી કરીને ઇન્સાફ મેળવવાનું આ મુફલીસ હકદારોનું ગજું નથી.

### ન્યાયનું નાટક!

એવી જ રીતે લઘુતમ વેતન ધારા વિશે તપાસ કરતાં મને જોવા મળ્યું કે એ ધારો અને તેનો અમલ કરનાર અફસરોની દશા સાવ લાચાર છે. મજૂરોને તેનાથી અડધા દરે જ મજૂરી કરવી પડે છે. ઓછા દર ચૂકવાતા હોય, તોયે અફસર પોતે થઈને કેસ કરી શકતો નથી. મજૂર ફરિયાદ કરે ત્યારે જ એનાથી આગળ વધાય. જ્યાં મજૂરો મોંમાગ્યા મળતા હોય, ત્યાં ઓછી મજૂરીની ફરિયાદ કરવાની હામ કોની ચાલે? છતાં જો કોઈએ ફરિયાદ કરી, તો પહેલાં અફસરે તેની તપાસ કરવાની, પછી કેસ દાખલ થાય, અને ફરિયાદી મજૂરે લેબર કોર્ટમાં હાજર રહી નિવેદન કરવાનું. કોર્ટ એની રીતે આરામથી કેસ ચલાવે અને ફરિયાદનો નિકાલ આવતાં કેટલાંય વરસ નીકળી જાય! ચીંથરે-હાલ ખેત-મજૂરને માઈલો દૂર શહેરી અદાલતોનાં આવાં ટાંપાં પોસાય નહીં. એ લડી શકે નહીં, એટલે ન છૂટકે માલિકને તાબે થાય અથવા ભૂખે મરીને ગામ છોડી જાય

ન્યાય અને વ્યવસ્થાના સંરક્ષકો ગરીબોનો પક્ષ લે એવું બહુ ઓછું જોવા મળે છે. તેઓ આસાનીથી સત્તાવાન અને સંપત્તિવાન લોકોના પ્રલોભનના શિકાર બની જાય છે. આ ગરીબો જ્યારે કાંઈક ભાંગફોડ કે ખાનાખરાબી કરી મૂકે છે, ત્યારે આપણા સહુ ઉજળિયાતો અને ભદ્રલોકોના મનમાં નૈતિકતા, કાયદો ને વ્યવસ્થા, લોકશાહી પદ્ધતિ વગેરે પ્રશ્નો ઊઠે છે. પરંતુ આપણે ભૂલી જઈએ છીએ કે તાકાતના બળથી

કે છળકપટથી જ્યારે આ ગરીબોને અન્યાય થઈ રહ્યો હતો, ત્યારે આવા કોઈ પ્રશ્નો ઊઠ્યા નહોતા કે ન તો લોકશાહી ખતરામાં હોવાની બૂમો પડી હતી એ વખતે એ લોકોની મદદમાં ન તો કાયદો આવ્યો હતો, કે ન તો સામાજિક વ્યવસ્થાએ એમને કશી મદદ કરી હતી.

### હિંસાના ખરા જનક કોણ ?

મારું કહેવું એ છે કે જેમણે આટઆટલાં વરસોથી આ કાયદાઓનું સળંગ ઉલ્લંઘન કરીને તેમને નિષ્પ્રાણ કર્યા છે, તે લોકો આ હિંસાના ખરા જન્મદાતા છે— પછી ભલે તે રાજકારણીઓ હોય, અમલદારો હોય, જમીનદારો હોય, કે પછી શાહુકારો હોય. બેનામી બનાવટી પતાવટથી જે ખેડૂતોએ ટોચ-મર્યાદાના કાયદાને છેતર્યો, જે ગૃહસ્થોએ સરકારી કે ગામની જમીનો દબાવી, જે જમીનદારોએ એમના ભાગિયાઓનો કાયદેસરનો હક ડુબાડ્યો અને એમની જમીન પરથી હકાલપટી કરી, જેમણે ખેત-મજૂરોને ઓછી દાડી ચૂકવી અને એમનાં ઘરડાંણ પરથી પણ એમને મારીઝૂડીને કાઢી મૂક્યા, જે બળિયાઓએ દગાબાજીથી કે બળજબરીથી નબળાઓની જમીનો ઝૂંટવી લીધી, જે કહેવાતા ઉજળિયાતોએ હરિજન ભાઈઓને ધુતકાર્યા, જે શાહુકારોએ પઠાણી વ્યાજ નિચોવ્યાં, જે રાજકારણીઓ અને અમલદારોએ આ ઘોર અન્યાયોને છાવર્યા કે ટેકા કર્યા—તે બધાઓ જ, અન્યાય સામેના ધૂંધવાટની જમા થયેલી લાગણીઓ બંધ તોડીને હિંસારૂપે ફૂટી નીકળે છે, તે માટે જવાબદાર છે. ગરીબોનાં અને કચડાયેલાઓનાં ઘાયલ દિલોની વેદના હિંસા વાટે ચિત્કાર કરીને વ્યક્ત થવા મથે છે. એને માટે અદાલતો ને તેના દરબારી રવૈયા ને મોધાદાટ ઇન્સાફના તરીકા જવાબદાર છે. એમણે મળીને આપણા સમાજના નબળા માનવીને ન્યાય ન મળે તેવું ષડ્યંત્ર રચ્યું છે. અને વધુમાં જવાબદાર છે રાજકારણીઓ, જેમના સ્વાર્થીપણાએ લોકશાહી પક્ષપદ્ધતિ અને વિચારસરણી તમામને ફારસરૂપ બનાવી મૂક્યાં છે. તેથી આશ્ચર્ય તો એ થાય છે કે સમાજમાં હિંસા માટે આવાં અનેક કારણો મોજૂદ હોવા છતાં આજના કરતાં વધારે હિંસા કેમ નથી થતી ?

તેથી આપણે જો સમાજમા હિંસાને રોકવી હશે, તો આ પરિસ્થિતિમાં ધરમૂળથી પરિવર્તન લાવીને જ તે રોકી શકાશે. સમાજમાં જે અપ્રત્યક્ષ અને છુપાયેલી હિંસા છે, તે અંગે વિચારવું જ પડશે. સમાજમાં આજે ઘોર શોષણ છે, અન્યાય છે, પાર વિનાની વિષમતા છે, તે બધું સ્પષ્ટ હિંસા જ છે. અહિંસક માણસ આ હિંસા પણ કદી સહન ન કરી શકે. સમાજનું આ સ્વરૂપ જડમૂળથી બદલવું પડશે. આ માત્ર કાયદાથી થઈ શકશે નહીં.

### ખોટાં મૂલ્યો, સંસ્કારો, રીતરિવાજો

વળી, વર્ણો, સંપ્રદાયો, જાતિઓમાં વહેંચાયેલા સમાજને કારણે આપણી અંદર એવા કેટલાંક ખોટાં મૂલ્યો, સંસ્કારો અને અંધવિશ્વાસો ઘર ઘાલી ગયાં છે કે તેમનો ન્યાય અને સમતાની જીવન-પદ્ધતિ સાથે મેળ નથી બેસતો. દા૦ ત૦ અનિષ્ટ એક એવી ચીજ છે, જે કોઈ કાયદાથી નાબૂદ નથી થઈ શકતી. કાયદા અને પૈસા વડે હરિજનો, આદિવાસીઓ વગેરેને કેટલીક સ્થૂળ સુખ-સગવડ તો આપી શકાય. પરંતુ સમાજમાં સમાનતાનું સ્થાન એમને ત્યારે જ મળી શકે, જ્યારે લોકોનું માનસ બદલાય અને લોકો એમને પોતાના જેવા જ માણસ માનીને અપનાવે.

આપણા લગ્નના રિવાજો, દહેજ-તિલક પહેરામણી વગેરેના રિવાજ તો બિહાર, બંગાળ, ઉત્તર પ્રદેશ તેમ જ બીજાં અનેક રાજ્યોમાં ઘર ઘાલીને બેઠા જ છે. આ અનિષ્ટને કાયદા દ્વારા ડામવાના પ્રયાસો થયેલા છે. પણ એ કાનૂનો તો નિર્જીવ અક્ષર રૂપે પોથીમાં પુરાઈને પડ્યા છે ! બીજી બાજુથી રોગ તો વાયરે ચઢીને વધી રહ્યો છે. કુટુંબોનાં કુટુંબો તેમાં ભરખાઈ રહ્યાં છે. કેટલીય છોકરીઓનાં જીવન તેણે રોળી નાખ્યાં છે. જે કોમો ને જ્ઞાતિઓ આજ પહેલાં આ રોગથી મુક્ત ગણાતી હતી, તેને પણ આ રોગના વાયરાએ ઝડપભેર પોતાનો શિકાર બનાવવા માંડ્યાં છે. કારણ કે જેને આપણે કુરિવાજ ગણીએ છીએ, એ જ વસ્તુ આજે એમની દૃષ્ટિએ સામાજિક પ્રતિષ્ઠાનું પ્રતીક બની બેઠી છે ! આની સામે તો એક જબરદસ્ત સામાજિક આંદોલન જગાવ્યા સિવાય બીજો ઉપાય જ નથી. શાંતિમય સામાજિક ઝુંબેશ દ્વારા જ આ અનિષ્ટ સામે ઝૂઝી શકાશે.

### સરકારનું આ ગજું નથી

આ બધાને પહોંચી વળવાનું સરકારનું ગજું નથી. તે માટે તો આમપ્રજાની જાગૃતિ અને સામુદાયિક ઝુંબેશ જ જોઈએ. આ પરિસ્થિતિને જો પલટાવવી હશે, તો ગામેગામ ક્રાંતિની જ્યોત જગાવવી પડશે. આને માટે વ્યાપક લોકશિક્ષણની જરૂર છે. લોકોને સમજાવવા, લોકોને તૈયાર કરવા, એમના માનસને બદલવું. જ્યાં સુધી લોકમાનસ નહીં બદલાય, ત્યા સુધી ક્રાંતિ, લોક-ક્રાંતિ, સંપૂર્ણ ક્રાંતિ થશે નહીં, એ બરાબર સમજી લેવું જોઈએ. સમાજના માળખામા, તેની જીવન-પદ્ધતિમાં, તેની વ્યવસ્થામાં સરકાર દ્વારા પરિવર્તન નહીં આણી શકાય.

શાસન દ્વારા સમાજમાં ક્રાંતિ, અને તે પણ સંપૂર્ણ ક્રાતિ દુનિયામાં આજ સુધી ક્યાંય થઈ નથી. ક્રાતિ તો જનતા દ્વારા જ થાય છે. હા, તે વખતે શાસન જો ક્રાંતિને અનુકૂળ હોય, તો તેનું બળ મળે છે અને જનતાનું કામ એટલું આસાન થાય છે. પરંતુ સમાજ-પરિવર્તન માટેનાં મુખ્ય સાધન તરીકે રાજ્ય-સત્તા હોઈ શકે નહીં. રાજ્ય એ સ્વભાવગત રીતે એક બળ-જબરીનું સાધન છે. તેથી રાજ્ય મોટે ભાગે સંગઠિત જૂથોની સત્તા-લાલસા સંતોષવા માટેનું એક સાધન બની રહે એવી જ સંભાવના વધુ છે. જ્યાં પ્રત્યેક વ્યક્તિના કલ્યાણની ચિંતા આખો સમાજ કરતો હોય એવી સમાજરચના માટે રાજ્યસત્તા એક સાધન બની શકે, તે બહુ શક્ય નથી. રાજ્યસત્તા ગમે તેના હાથમાં હો, તે એક નીતિ-અનીતિથી નિરપેક્ષ એવું પરિબળ છે. એટલે તેના દ્વારા જો નૈતિક ઉદ્દેશો સિદ્ધ કરવા હોય,

તો સમાજમાં આપણે સૌથી પહેલાં નૈતિક પરિબળો ઊભા કરવાં પડશે.

### લોક-માનસમાં માનવીય મૂલ્યોની રોપણી

સરમુખત્યારી છે ત્યાં ડરાવી-ધમકાવીને કામ લેવાય છે. પરંતુ જ્યાં સુધી લોકોના હૃદયને સ્પર્શ નથી થતો, ત્યાં સુધી કોઈ ઉકેલ આવતો નથી. સરવાળે એમ જોવા મળ્યું છે કે, કાનૂન, ભય, હિંસાના કોઈ પણ માધ્યમથી કરવામાં આવેલી ક્રાંતિમા સફળતા મળતી નથી. જ્યાં સુધી કોઈ પણ કામ કરતી વખતે માનવીય મૂલ્યોની કાંઈ ને કાંઈ પ્રેરણા સામે નહીં હોય, ત્યાં સુધી કશો ફરક પડવાનો નથી. આપણે કેવળ આપણા પોતાના માટે જ કામ નથી કરી રહ્યા, તેમાં આપણી આસપાસના લોકો. સમાજ, દેશ વગેરે પણ આપણી સાથે જોડાયેલા છે—એવી ભાવના સુધી દરેક માણસને ઉપર ઉઠાવવો પડશે. આ કામ સરકાર ન કરી શકે. કાયદાથી આ ન થઈ શકે. આને માટે તો લોકોને સમજાવવા પડે છે, એમનું વિચાર-પરિવર્તન કરવું પડે છે. આ તો વ્યવસ્થા-પરિવર્તન, પ્રક્રિયા-પરિવર્તન અને નવનિર્માણની વાત છે.

સામાજિક ક્રાંતિ એટલે થોડુંક સમાજ-કલ્યાણનું અને આર્થિક હાલત સુધારવાનું કામ નહીં. સામાજિક ક્રાંતિની જરૂર તો જેટલી ભારતમાં છે તેટલી જ અમેરિકા અને રશિયામાં પણ છે. સામાજિક ક્રાંતિ એટલે તો આજની આર્થિક, રાજકીય, સામાજિક વ્યવસ્થાના સમગ્ર માળખામા ધરમૂળથી પરિવર્તન. વ્યક્તિના તેમ જ સમાજના જીવનમાં નવા મૂલ્યોની સ્થાપના કરવાનું આ કામ છે. તેથી જ આ ક્રાંતિનું ચાલકબળ દુનિયાની પાર્લમેન્ટોમાં નથી, લોકોના હૃદયમાં છે. મને એવી પ્રતીતિ થઈ છે કે જે મુકામે આપણે પહોંચવું છે, માનવ-કલ્યાણનું જે ધ્યેય આપણે સિદ્ધ કરવું છે, જેવો માનવીય સમાજ આપણે બનાવવો છે, તે આજની પરંપરાગત રાજનીતિ મારફત થઈ શકે તેમ નથી.

માનવ-સમાજનો નકશો પલટવામાં સત્તા (પાવર) અસમર્થ (પાવરલેસ) પુરવાર થઈ છે. આદર્શવાદીઓ યુગયુગાંતરોથી જે નવસમાજ રચવાના સોણલાં સેવતા રહ્યા છે, તે તો મનુષ્યમાં પોતામાં પરિવર્તન નહીં આવે ત્યાં સુધી કોઈ કાળે પણ સિદ્ધ થવાનાં નથી. કેવળ એક નવું આર્થિક ને રાજનૈતિક માળખું જ ઊભું કરી દેવાની આ વાત નથી. આનો સંબંધ નવી સભ્યતા અને નવા માણસ સાથે છે. જો નવી સંસ્કૃતિનું નિર્માણ કરવું હોય, નવા માનવનું નિર્માણ કરવું હોય તો તે કામ કાયદા મારફત નહીં થઈ શકે. આપણે સામાજિક અને માનવીય મૂલ્ય-પરિવર્તનનું કામ કરવું હોય, તો તે સત્તા હાથમાં લીધે નહીં થઈ શકે. આવું હજી સુધી ક્યાંય થયું નથી, અને થઈ શકે પણ નહીં. ભૂતકાળનો ઇતિહાસ અને વર્તમાનની વિવિધ ક્રાંતિઓ પોકારી-પોકારીને આપણને કહે છે કે સત્તા દ્વારા આ મૂલ્યપરિવર્તનનું, નવી માનવીય સંસ્કૃતિના નિર્માણનું કામ તમે કરી શકો નહીં.



## ૪. અભિનવ ક્રાંતિ માટે ત્રીજી શક્તિ

કાયદાનો માર્ગ જ્યારે અપર્યાપ્ત નીવડે અને હિંસામાં ઉકેલની આશા ન હોય, તો પછી રસ્તો શો? મને લાગે છે કે આ રસ્તો શોધવા આપણે ગાંધીજી તરફ વળવું પડશે. જો કે ગાંધીજીના અનુયાયીઓએ આઝાદી પછી જે ઢબે દેશનું શાસન ચલાવ્યું અને ઘણાખરા રચનાત્મક કાર્યકરો જે રીતે લકીરના ફકીર બનીને ચાલતા રહ્યા, તેને લીધે ગાંધી-વિચાર વિશે ભ્રમ પેદા થયો છે, અને ગાંધીજીનું અસલી સ્વરૂપ ધૂંધળું થયું છે. યુવાન પેઢી તો ગાંધીજીના વિચારોથી મોટે ભાગે અપરિચિત છે પરંતુ આજેયે ઘણાં ક્ષેત્રોમાં આપણે ગાંધીજી પાસેથી કાંઈ ને કાંઈ શીખી શકીએ તેમ છીએ. એમની વાતનો આપણે આગળ વિકાસ કરવો પડશે, દુનિયાની આજની પરિસ્થિતિ સાથે મેળ બેસાડવો પડશે. પણ એમની વાતોમાં એવું ઘણું તત્ત્વ છે, જે આજે પણ સુસંગતતા ધરાવે છે.

ગાંધીજી હિંસાની નિરર્થકતા વિશે સભાન હતા, તેમ જ તેઓ લોકશાહી સરકારની મર્યાદાઓ વિશે પણ સજાગ થઈ ચૂક્યા હતા. તેથી એમણે રાજ્યશક્તિની જોડાજોડ લોકશક્તિ જગાડવાની યોજના ઘડેલી. તે માટે એમણે બધું છોડી સ્વયં-સેવકોનું એક મોટું દળ રચી તેના અગ્રણી તરીકે પાછા લોકો વચ્ચે જઈ, તેમને શિક્ષણ આપી, મન બદલીને સંગઠિત કરી, પોતાના પગ પર ખડા કરી દેવાની તૈયારી કરેલી. ગાંધીજી સામાજિક પરિવર્તનની પ્રક્રિયામાં લોકોને જ સીધા સક્રિય કરવા માગતા હતા.

તેથી જ જ્યારે સ્વરાજ્ય મળ્યું, ત્યારે ગાંધીજીએ કહેલું કે આપણું કામ પૂરું નથી થયું, બલ્કે હજી તો શરૂ થયું છે. સ્વરાજ્ય બાદ સામાજિક ક્રાંતિ માટે લોકશક્તિ જગાડવાનું ગાંધીજીનું સપનું હતું, અને એ જ એમની સાધના હતી. એમણે સત્તાને આવી ક્રાંતિનું માધ્યમ માનવાને બદલે સેવા, સહકાર અને સંઘર્ષને સામાજિક પરિવર્તનનું સાધન બનાવ્યું હતું. અને એટલા માટે જ તો સ્વરાજ્ય મળ્યા બાદ ગાંધીજીએ પોતે કોઈ પદ ન સ્વીકાર્યું, બલ્કે કોંગ્રેસ સંસ્થાને પણ પોતાનું વિસર્જન કરી જન-સાગરમાં કૂદી પડવાની સલાહ આપી.

### દુનિયાભરના ઇતિહાસમાં અનોખું ઉદાહરણ

આજે હવે આપણને ગાંધીજીની આ વાતનો મર્મ બરાબર સમજાય છે. બીજા નેતાઓ જ્યારે રાષ્ટ્ર-નિર્માણ માટે કેવળ રાજસત્તા ઉપર મદાર બાંધીને બેઠા હતા, ત્યારે ગાંધીજી બરાબર જાણતા હતા કે તેમના સ્વપ્નનું ભારત કાંઈ એકલી સરકારના ઓજારથી ઘડી શકાય નહીં. રાજસત્તાની કીમત તેઓ ઓછી નહોતા આંકતા, કે તેના અસરકારક ને ઉચિત ઉપયોગમાં એમને રસ નહોતો, એવું પણ નહોતું. ઉત્તમ હાથમાં રાજ્યની ધુરા રહે અને એ સાચી નીતિને અનુસરે, તે વિશે તેઓ સચિંત હતા. તેમ છતાં માત્ર રાજ્યથી જ બધો ભલીવાર નહીં વળી જાય, તે વિશે તેઓ સ્પષ્ટ હતા. એટલે જ જ્યારે સ્વરાજ આવ્યું અને

પોતાના આદર્શને અનુરૂપ દેશનું નવઘડતર કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે એમણે તે માટે સત્તા હાથમાં ન લીધી.

આ ઘટનાનું મહત્ત્વ તે વખતે બિલકુલ મારા ધ્યાનમાં નહોતું આવ્યું, પરંતુ આજે મને લાગે છે કે દુનિયાભરના ઇતિહાસમાં આ એક અનોખું ઉદાહરણ છે. દુનિયામાં મોટી મોટી ક્રાંતિઓ થઈ. દુનિયાની આ બધી ક્રાંતિઓ સફળ થઈ, ત્યારે શું થયું ? એ ક્રાંતિનો સૌથી મોટો નેતા પોતાના દેશના સર્વોચ્ચ સિંહાસન પર જઈને બેઠો. પોતાની ક્રાંતિના ઉદ્દેશો પાર પાડવા, પરિવર્તનને પૂરું કરવા, નવા સમાજનું નિર્માણ કરવા તે દરેકે સત્તા ગ્રહણ કરી. અમેરિકામાં જ્યોર્જ વૉશિંગ્ટને તેમ કર્યું. ફ્રાંસમાં એક પછી એક નેતા સત્તા હાથમાં લેતા ગયો. રશિયામાં લેનિને પણ સત્તા ગ્રહણ કરી. ચીન, તૂર્કી, અલ્જેરિયા, ક્યુબા, બધે આવું જ થયું. કેવળ ગાંધીજી જ એક એવા નેતા નીકળ્યા, જેમણે પોતાના હાથમાં સત્તા ન લીધી.

### ગાંધીજીની રાજનીતિ એ લોકનીતિ હતી

હવે, ગાંધીજી કોઈ સંન્યાસી નહોતા. તેઓ રાજનીતિથી અળગા નહોતા રહેતા. આ દેશની રાજનીતિને ૨૫ વરસ સુધી તેમણે પોતાની આંગળીએ નચાવી હતી. તેમ છતાં જ્યારે સ્વરાજ આવ્યું ત્યારે એમણે સત્તા તરફ ઢૂકીને જોયું સુધ્ધાં નહીં. સત્તામાં જઈને રાષ્ટ્રનું ઉત્થાન થઈ શકશે, એવી જો એમની માન્યતા હોત, તો એમણે રાજ્યસત્તા હાથમાં લીધી હોત. તેમાં કોણ એમને રોકી શકતું હતું ?

પરંતુ ગાંધીજીએ તેમ ન કર્યું. એમણે આખી દુનિયાથી નિરાળો જ રસ્તો લીધો. ન તો એમણે કોઈ પદ સ્વીકાર્યું, ન કોઈ ધારાસભામાં કે લોકસભામાંયે ગયા. આના પરથી એટલું સ્પષ્ટ થાય છે કે બીજાઓ કરતાં ગાંધીજી કાંઈક જુદી રીતે વિચારતા હતા. એમને ગળા સુધીની ખાતરી હતી કે એમના જે ઉદ્દેશ હતા, તેની પૂર્તિ સત્તા દ્વારા નહીં થઈ શકે. આ એમના ચિંતનનો પરિપાક હતો. સમજી-વિચારીને તેઓ આ નિશ્ચય ઉપર પહોંચ્યા હતા.

તેમ છતાં ગાંધીજીનું આખું જીવન રાજનીતિમાં વીત્યું હોવાથી, આ વાત ઝટ લોકોના ધ્યાનમાં આવતી નથી. પણ વિચારવાની વાત એ છે કે ગાંધીજીએ જે રાજનીતિમાં ભાગ લીધો તે કેવી રાજનીતિ હતી ? એમણે જે આંદોલન ચલાવ્યું તે દેશનું સ્વરાજ મેળવવા માટેનું આંદોલન હતું. એટલા જ અર્થમાં રાજનૈતિક હતું. બાકી, તે કદાપિ પક્ષીય કે સત્તાની રાજનીતિ નહોતી. ભારતનું સ્વરાજ આંદોલન એક સર્વોત્તમ લોક-આંદોલન હતું. તે રાજનીતિ એટલે કે રાજ્યની રાજનીતિ નહોતી. બલ્કે લોકનીતિ એટલે કે જનતાની રાજનીતિ હતી. એવી જનતાની રાજનીતિ માટે જ ગાંધીજીએ પોતાનું આખું જીવન વિતાવ્યું અને છેલ્લે છેલ્લે પણ આવી જનતાની રાજનીતિ વિકસે તથા લોકશક્તિ પાંગરતી રહે એવી યોજના જ તેઓ દેશ સમક્ષ મૂકતા ગયા.

### આગવી પ્રતિભામાંથી નીપજેલ અનોખી દરખાસ્ત

એમની હત્યા થઈ તેના આગલે દિવસે ૨૯ જાન્યુઆરીએ ગાંધીજી કૉંગ્રેસના બંધારણમાં સુધારો કરવા માટે એક ખરડો ઘડી ગયા. તેમાં એમણે લખ્યું છે કે 'કૉંગ્રેસે દેશને આઝાદી અપાવીને એક બહુ મોટું કામ કર્યું છે. પણ હજી તેણે ઘણાં મોટાં મોટાં કામો કરવાનાં છે. દેશને રાજકીય સ્વતંત્રતા મળી, પણ હજી જનતાની અને ખાસ કરીને ગામડાંની આર્થિક, સામાજિક તેમ જ નૈતિક સ્વતંત્રતા મેળવવાની બાકી છે. ભારત લોકશાહી-ની દિશામાં જેમ જેમ આગળ વધતું જશે, તેમ તેમ નાગરિક-શક્તિ અને સૈનિક-શક્તિ વચ્ચે સંઘર્ષ ઊભો થવાનો સંભવ છે. તેથી સૈનિક-શક્તિ નાગરિક-શક્તિના નિયંત્રણ હેઠળ રહે એવી સમાજરચના આપણે ઊભી કરવાની છે.'

અને આ માટે એમણે નુસખો કયો બતાવ્યો ? એમણે એમ ન કહ્યું કે આ માટે ધારાસભામાં ને બંધારણસભામાં જઈને એવું બંધારણ બનાવો અથવા ભારત સરકારની નીતિ આવી આવી ઘડો. એમણે એમ પણ ન કહ્યું કે આ માટે કૉંગ્રેસે ફલાણું-ફલાણું કરવું પડશે. એમણે એવું કાંઈ કહ્યું નહીં. ઊલટાનું એમણે તો કહ્યું કે આ માટે આજની કૉંગ્રેસને વિખેરી નાંખીને લોકસેવક સંઘ નામનું નવું સંગઠન ઊભું કરવું.

આવું ગાંધીજી જ કહી શકે, બીજું કોણ કહી શકે ? એમની જ એ શક્તિ હતી. મને લાગે છે કે ગાંધીજીની આ અનોખી દરખાસ્ત નિઃશંક એમની આગવી પ્રતિભાનું એક રોમાંચક ઉદાહરણ છે.

ગાંધીજી સત્તા અને સંગઠનનું મહત્ત્વ નહોતા સમજતા એવું નથી. તેઓ તો વાસ્તવવાદી હતા. અને છતાં એમણે આમ કહ્યું ! વળી, તે વખતે દેશમાં આગ લાગેલી, અને ખબર નહોતી કે દેશ બચશે કે નહીં. એવા નાજુક સંજોગોમાંયે એમણે આવી દર-ખાસ્ત રજૂ કરી ! જે કૉંગ્રેસે લડત ચલાવીને આઝાદી મેળવી હતી, જે કૉંગ્રેસ આ દેશની એકતાની ગૅરન્ટીરૂપ હતી, જેના હાથમાં દેશની હકૂમત હતી, તે કૉંગ્રેસ માટે ગાંધીજીએ કહ્યું કે તેનું વિસર્જન કરો. અને તેની જગ્યાએ લોકસેવકોનો સંઘ રચો !

### જર્જરિત અને જરીપુરાણો માર્ગ નહોતો ખપતો

ગાંધીજીએ આવું સૂચન કર્યું, કેમ કે તેઓ જાણતા હતા કે કેવળ સરકારની શક્તિથી, રાજ્યની સત્તાથી નવા ભારતનું નિર્માણ થઈ શકે તેમ નથી. એટલે જ એકવાર રાજકીય આઝાદી મળી ગઈ. તે પછી કૉંગ્રેસ સંસ્થા પાર્લમેન્ટરી મશીનની જેમ રહે એમ તેઓ ઇચ્છતા નહોતા. કૉંગ્રેસ તેને બદલે એક નવા ક્રાંતિકારી સંગઠનમાં રૂપાંતર પામે એવી એમની ઇચ્છા હતી. કૉંગ્રેસ હવે ગામડે ગામડે ફેલાયેલો એક લોકસેવક સંઘ બને. આ લોકસેવક-સંઘને તો તેઓ એક રાષ્ટ્રીય નવું સંગઠન, એક નવી સામાજિક ક્રાંતિનું વાહન બનાવવા માગતા હતા. તેઓ ચિંતક હતા, એમનામાં દૂરદૃષ્ટિ હતી. એટલે જ દેશના નવઘડતર માટે સત્તાનો

પરંપરાગત, જર્જરિત ને જરીપુરાણો રસ્તો લેવાને બદલે એમણે આપણને નવો રસ્તો ચીંધ્યો.

ગાંધીજીની આ વાત આપણે સમજવી પડશે, અને તેનો અમલ કરવો પડશે. તેના વિના બીજો કોઈ આરો નથી. ગાંધીજીનો છેલ્લો સંદેશ હું તો આ જ રીતે સમજ્યો છું. એમના સાથીઓએ એમની આ વાત ઉપર બિલકુલ ધ્યાન જ આપ્યું નહીં. મને લાગે છે કે ગાંધીજીનો રસ્તો ચીલાચાલુ રસ્તા કરતાં એટલો બધો નિરાળો હતો કે તે એમને ન તો ગળે ઊતર્યો કે ન તો મનમાં વસ્યો. સફળ થયેલા ક્રાંતિકારીઓ સત્તાથી અળગા રહીને પોતાની ક્રાંતિનાં ધ્યેય પાર પાડવા લોકોની અંદર પડેલી સ્વૈચ્છિક શક્તિને ઢંઢોળીને જગાડવાનું કામ લઈ બેઠા હોય, એવું તે ક્યાંય કદી સાંભળ્યું છે?

## ક્રાંતિનાં પરિબળો વિશેની ઊંડી સમજ

ગાંધીજીની ક્રાંતિ માટેની પ્રક્રિયા લોકકેળવણીની, મત-પરિવર્તનની, હૃદય-પરિવર્તનની પ્રક્રિયા હતી. તેઓ નવસમાજના નિર્માણમાં હિંસાને વર્જિત કરવા માગતા હતા એટલું જ નહીં, પણ પ્રાથમિક સાધન રૂપે કાયદાનોયે આશરો લેવા માગતા નહોતા. લોકોને સમજાવવા, એમની સેવા કરવી, એમને પગભર કરવા. એમણે દંડશક્તિને બદલે જનશક્તિ ઉપર જ આધાર રાખેલો. એમણે સર્વોદય-પદ્ધતિનો સુંદર ઉપયોગ સ્વરાજની લડતમાં કરી બતાવ્યો હતો. એ સર્વોદય-પદ્ધતિનો વિકાસ કરવાનું અને સમાજ-પરિવર્તનના કામમાં તેનો ઉપયોગ કરવાનું એમના મનમાં હતું.

આજ સુધી ક્રાંતિ માટેની જે પદ્ધતિઓ રહી છે, તેના કરતાં ગાંધીજીની આ પદ્ધતિ સ્પષ્ટ રીતે ભિન્ન છે. ક્રાંતિનાં પ્રેરક બળો વિશેની એમની ઊંડી સમજ આને માટે કારણભૂત છે. ગાંધીજીએ જોઈ લીધું હતું કે સમાજનું ચારિત્ર્ય માનવીય રાખવું હોય તો સમાનતા અને બંધુતાને સમાજનાં ધારક બળો તરીકે સમાજે સ્વીકારવાં પડશે, અને સમાજની આવી સ્વીકૃતિ સમજાવટથી અને ક્યારેક જરૂર પડે તો સત્યાગ્રહથી મેળવવી રહી. નવસમાજનું નિર્માણ નૈતિક મૂલ્યોને આધારે થાય. અને માનવ-નિર્માણ વિના સમાજ-નિર્માણ અશક્ય છે, તથા માનવ-નિર્માણનો આધાર ભૌતિકવાદ ન બની શકે. માણસનો માનવીય વિકાસ થવો જોઈએ, નૈતિક વિકાસ થવો જોઈએ. આધ્યાત્મિક ને સાંસ્કૃતિક પાસાંયે ધ્યાનમાં રખાવાં જોઈએ.

## દુનિયાને માર્ગદર્શન કરાવતી ગાંધીખોજ

ગાંધીજીએ સ્વરાજના આંદોલનમાં અહિંસાનો પ્રયોગ કર્યો, તેમાંથી આખી દુનિયાને માર્ગદર્શન મળ્યું. આખા માનવ સમાજને, આખાને આખા સમૂહને કઈ રીતે નૈતિક મૂલ્યને આધારે ચલાવી શકાય, તેનો રસ્તો ગાંધીજીએ શોધ્યો. એ બહુ જરૂરી શોધ થઈ. હજારો વર્ષ જૂનાં નૈતિક મૂલ્યોને માત્ર વ્યક્તિના નહીં, પણ આખા રાષ્ટ્રના જીવનમાં કઈ રીતે ઉતારવાં, એ જોયું. સામાન્ય માણસ પણ જેમાં ભાગ લઈ શકે તેવી સત્યાગ્રહની પ્રક્રિયા મળી. કાયદાનો ભંગ એ તો તેનું એક સ્વરૂપ માત્ર હતું. સાધુસંતોની જીવનશુદ્ધિની વાતો આપણે સાંભળતા હતા, પણ તેને આધારે કઈ રીતે ભારત જેવા વિશાળ દેશમાં નૈતિક આંદોલન, એક ક્રાંતિ ઉપાડી શકાય, તેની રીત ગાંધીજીએ કાઢી. એમણે કહ્યું કે દુશ્મનને માટે પ્રેમ રાખો, દ્વેષ નહીં. અને હજારોએ એ વાત માની લીધી.

અહિંસાની આ જ પ્રક્રિયાને ગાંધીજી આગળ વધારીને દેશના નવનિર્માણના કામમાં લાગુ પાડવા માગતા હતા. પણ એમને માટે એ મોકો આપણે ન રહેવા દીધો. એટલે એ કામ વિનોબાજીને માથે આવ્યું. એમણે સામૂહિક જીવનમાં આધ્યાત્મિક મૂલ્યોનો પ્રવેશ કરાવવાનો એક અદ્‌ભુત પ્રયાસ કર્યો. દેશમાં નવસમાજનું નિર્માણ નૈતિક મૂલ્યોને આધારે કઈ રીતે થાય, તેનો જવાબ વિનોબાજીના કાર્યક્રમો દ્વારા મળે છે.

## હિંસા-શક્તિ અને દંડ-શક્તિની જ બોલબાલા

આને માટે જ સર્વોદય તેમ જ ગાંધી-વિનોબાની વિચાર-સરણીમાં "ત્રીજી શક્તિ"ની કલ્પના કરવામાં આવી છે. અત્યાર સુધી માનવ-સમાજના પરિવર્તન, પુનર્નિર્માણ તથા ધારણ-પોષણ માટે ફક્ત બે શક્તિનો જ આશરો લેવામાં આવ્યો છે: હિંસા-શક્તિનો અને દંડ-શક્તિનો. પ્રેમની શક્તિનો પણ માણસને ખ્યાલ છે, પણ તે કુટુંબના મર્યાદિત વિસ્તારની બહાર બહુ કામ કરતી જણાતી નથી. પ્રેમ-અહિંસા-કરુણાની આધાર-શિલા પર સમાજની રચના હજી સુધી થઈ નથી. એટલે હિંસા-શક્તિ તથા દંડ-શક્તિ (જે પોતે પણ છૂપી હિંસા-શક્તિ જ છે, જો કે લોકશાહીમાં તેટલી હિંસા લોક-સંમત હોય છે) આજ સુધી માનવસમાજ ઉપર રાજ કરતી રહી છે. તેને કારણે જ્યારે એક બાજુ માનવ-સમાજ અણુયુદ્ધની શક્યતાને આરે ઊભો છે, ત્યારે બીજી બાજુ—ભલે ને લોકતંત્ર હોય, એકતંત્ર હોય, અથવા બીજું કોઈ તંત્ર હોય—માનવ એક અતિ-કેન્દ્રિત, અતિ-યાંત્રિક રાજકીય-આર્થિક સંગઠનની નીચે દબાઈને પોતાનું વ્યક્તિત્વ તેમ જ સ્વાયત્તતા ગુમાવી ચૂકયો છે.

ટૂંકમાં, સાર એવો નીકળે છે કે હિંસા-શક્તિ તેમ જ દંડ-શક્તિ બંનેય માનવ-સમાજની મૂળ સમસ્યાઓને ઉકેલવામાં નિષ્ફળ ગઈ છે. કોઈ ત્રીજી શક્તિની ચોખ્ખી જરૂર જણાય છે. આ ત્રીજી શક્તિ એટલે પ્રેમ-અહિંસા-કરુણાની શક્તિ, જેનો ઉપદેશ સંત-મહાત્માઓ અને બધા ધર્મો દ્વારા સનાતન કાળથી અપાતો આવ્યો છે, અને ઈશુ, બુદ્ધ, મહાવીરે જેનું સામાજિક ક્ષેત્રે પણ પ્રતિપાદન કર્યું હતું.

## પ્રેમ-અહિંસા-કરુણાની ત્રીજી શક્તિ

ઈશુએ પ્રેમની શક્તિના વિસ્તારને પડોશી સુધી વધારવાની કલ્પના કરી અને તેવો ઉપદેશ દીધો. પડોશીનો વ્યાપક અર્થ સમગ્ર માનવજાત પણ લઈ શકાય. પરંતુ પ્રેમધર્મને સામાજિક જીવનમાં ઉતારવાનો ઈશુના અનુયાયીઓ દ્વારા કોઈ પ્રયત્ન કરાયો હોય એવું જાણમાં નથી. આજના ખ્રિસ્તી સમાજ વિશે એમ તો

કદાપિ ન કહી શકાય કે તે કોઈ પણ અર્થમાં ઈશુના પ્રેમ-અહિંસા-કરુણાના ઉપદેશો અનુસાર ચાલે છે.

મહાવીર અને બુદ્ધે અહિંસા તેમ જ કરુણાને ધર્મના આધાર બનાવ્યા. પણ આ ધર્મ વ્યક્તિ કે ભિક્ષુક સંઘના આંતરિક જીવન સુધી સીમિત રહ્યો. સમ્રાટ અશોક દુનિયાનો એક માત્ર એવો રાજા થયો કે જેણે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યા પછી તથા કલિંગના રક્તપાતથી સંતાપ પામીને ફરીથી યુદ્ધ ન કરવાનો સંકલ્પ કર્યો. જોકે અશોકના સમયનો ભારતીય સમાજ અહિંસામય કે કરુણામય બન્યો હોય એવું તો લાગતું નથી.

આમ, પ્રેમ-અહિંસા-કરુણાની આધારશિલા પર સ્થાપિત આ ત્રણેય ધર્મોના અનુયાયીઓ પોતપોતાના સમાજની રચના એ આધારશિલા પર ન કરી શક્યા. આજે એ જ ત્રીજી શક્તિનો પ્રયોગ આપણે સામાજિક ક્ષેત્રે કરવા માગીએ છીએ. પરંતુ સવાલ એ ખડો થાય છે કે આ શક્તિ વ્યક્તિગત સ્તરે ભલે ગમે તેટલી સફળ થઈ હોય, છતાં અત્યાર સુધી સામાજિક સમસ્યાઓને ઉકેલવામાં સફળ થઈ શકી નથી, તો આ યુગમાં તેની સફળતાની શી શક્યતા છે? આ એક સર્વથા યોગ્ય પ્રશ્ન છે. તેનો પૂરેપૂરો ઉત્તર તો આજે કોઈની પાસે નથી. જોકે પરિસ્થિતિ, અનુભવ તેમ જ વિચારના આધારે એમ કહી શકાય કે તેની સફળતાની શક્યતા અગાઉ કરતાં આજે વધારે પ્રબળ થઈ છે.

### તેની સફળતા માટે આજે વધુ સંભાવના

એક તો પહેલાંના વખત કરતાં સામાન્ય માણસ આ જમાનામાં વધારે જાગૃત છે. તેની જાગૃતિનું એક લક્ષણ એ છે કે હિંસા-શક્તિ કે દંડશક્તિથી જે જાતની સમાજરચના અત્યાર સુધી થઈ છે, કે જે જાતની રાજકીય ને આર્થિક વ્યવસ્થા તેની મારફત રચાઈ છે, તેનાથી તેને સંતોષ નથી. તેથી વર્તમાન ઐતિહાસિક પરિસ્થિતિની એ માંગ છે કે આ બંને શક્તિઓથી અલગ એવી કોઈ ત્રીજી શક્તિનો આશ્રય લેવામાં આવે.

બીજી વાત. ભૂતકાળના પ્રયોગોના અનુભવો પરથી આજની પેઢીને માટે એ શક્ય છે કે પહેલાંની ભૂલોનું પુનરાવર્તન ન થાય. પ્રેમ વગેરેની શક્તિએ અગાઉના જમાનામાં એક મોટી થાપ ખાધી હતી કે તેણે રાજ્યનો આશ્રય લઈને પોતાનો પ્રસાર કરવાનું ઇચ્છ્યું. પરિણામ ઊલટું જ આવ્યું. પ્રેમ-શક્તિ પર દંડ-શક્તિ, અહિંસા-શક્તિ પર હિંસા-શક્તિ તથા કરુણા-શક્તિ પર કાનૂન-શક્તિ સવાર થઈ ગઈ, અને વિનાયકનો વાનર બની ગયો. આ અનુભવનો લાભ લઈને આપણે રાજ્યસત્તાથી અળગા રહી ત્રીજી શક્તિનો વિકાસ કરવો છે. એટલા માટે ગાંધીજીએ કહ્યું હતું કે અહિંસામાં શ્રદ્ધા રાખનારાઓએ રાજસત્તામાં ન જવું જોઈએ. અને તેટલા માટે જ વિનોબાજીએ લોકસેવકોને રાજકીય પક્ષોમાં ન જવાની સલાહ આપી. તથા રાજનીતિને બદલે લોકનીતિની કલ્પના મૂકી.

પાછલા અનુભવમાંથી એક બીજેયે બોધપાઠ શીખી શકાય. જ્યાં અગાઉના પ્રયોગકર્તાઓએ પ્રેમાદિ શક્તિને વ્યક્તિગત જીવન તેમ જ ધર્મસંઘો સુધી જ મર્યાદિત કરી, ત્યાં આપણે સંકલ્પપૂર્વક સમાજના તમામ વ્યવહારો તેમ જ સંસ્થાઓમાં તે શક્તિની પ્રતિષ્ઠા કરવી છે, અને તે મુજબ પ્રેમાધારિત અહિંસક સમાજનું નિર્માણ કરવું છે.

ત્રીજી વાત, જ્યારે પાછલા અનુભવોને ધ્યાનમાં રાખી આપણે વિચાર કરીએ છીએ, ત્યારે એવા નિર્ણય ઉપર અવાય છે કે જો અગાઉની ભૂલોનું પુનરાવર્તન ન કરવું હોય, તો વિચાર-શાસનને આપણાં બધાં કામોનો આધાર બનાવવો પડશે, અને કર્તૃત્વ-શક્તિનું પૂર્ણ વિભાજન કરવું પડશે. લોકોને વિચાર સમજાવવો, સમજાવીને તેમના પૂર્વગ્રહોને બદલવા તથા તેમની વ્યક્તિગત તેમ જ સામૂહિક કર્તૃત્વ-શક્તિને જાગૃત કરવી, એ જ આપણો ખરો રસ્તો હોઈ શકે. અને વિચાર કરતાં એવી પ્રતીતિ થાય છે કે આ પદ્ધતિથી સામાજિક ક્રાંતિનો પ્રયાસ કરવામાં આવે, તો જ્યાં અગાઉના પ્રયોગો નિષ્ફળ ગયા હતા, ત્યાં નવા પ્રયોગો સફળ થઈ શકે. જો કે આદર્શ અને વ્યવહાર વચ્ચે જે અનિવાર્ય અંતર રહી જાય છે તેટલું તો રહેશે જ.

ચોથી વાત, આધુનિક કાળમાં ગાંધીજીએ આ ત્રીજી શક્તિનો સમાજના સ્તરે જે વ્યાપક પ્રયોગ દક્ષિણ આફ્રિકામાં અને ભારતમાં કર્યો, તેણે પણ આપણને મહત્ત્વપૂર્ણ પાઠ શિખવાડયા છે. આ બધા પાઠ આપણે માટે નવા છે, જે અગાઉના પ્રયોગો વખતે મળ્યા નહોતા. છેલ્લે વિનોબાજીએ પણ જે વ્યાપક પ્રયોગો કર્યા છે તેમાંથી પણ આપણને કેટલાક નવા પાઠો શીખવા મળ્યા છે, જેનાથી હવે પછીના પ્રયોગકર્તાઓને ખાસ્સી મદદ મળશે.

### અભિનવ માર્ગનો આવિષ્કાર કરવો જ રહ્યો

આ બધાં કારણોને લીધે હું એમ માનું છું કે જે કાર્યમાં મહાવીર, બુદ્ધ ને ઈશુ સફળ ન થઈ શક્યા, તેમાં આજે આપણા જેવા સામાન્ય માણસો સફળ થઈ શકીશું. આ એક નવી પ્રક્રિયા છે. જેનો દુનિયાને હજી કોઈ અનુભવ નથી. નવા વિચારો બાબતમાં સંદેહ તેમ જ સંકોચ થવો સ્વાભાવિક છે. પરંતુ આપણે જો વિચારપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક પ્રયાસ કરીશું, તો આ ત્રીજી શક્તિ દ્વારા સામાજિક સમસ્યાઓને ઉકેલવામાં જરૂર સફળ થઈશું. અને તો માનવસમાજનો વિકાસ સમ્યક્ દિશામાં થઈ શકશે. ગાંધીજીએ આપણી સ્વાતંત્ર્યની લડત માટે જે પદ્ધતિ અપનાવી, તેવી કોઈ દેશે અત્યાર સુધી નહોતી અપનાવી. તો જેવી રીતે સ્વતંત્રતા મેળવવાનું આપણું કામ અભિનવ રહ્યું. તેવી જ રીતે આપણી આર્થિક ને સામાજિક રચના તથા તેને કાર્યાન્વિત કરવા માટેનાં સાધનો પણ બીજાથી ભિન્ન રહેશે. આપણી અભિનવ સામાજિક ક્રાંતિ ત્રીજી શક્તિને આધારે થશે. આ ત્રીજી શક્તિ એ પ્રેમ-અહિંસા-કરુણાની શક્તિ છે, હિંસાશક્તિ અને દંડશક્તિથી નિરપેક્ષ એવી સ્વતંત્ર લોકશક્તિ છે.

## ૫. દુનિયા માટે તારક ગાંધી-વિચાર

અમેરિકાના એક વખતના સેનાપતિ મેકઆર્થરે ગાંધીજીને અંજલિ આપતાં જણાવ્યું હતું કે આ એક એવો મહાપુરુષ હતો, જે પોતાના જમાનાથી ક્યાંય આગળ જીવતો હતો. અને પછી એમણે ઉમેર્યું હતું કે કોઈ ને કોઈ દિવસ દુનિયાએ ગાંધીજીની વાત સાંભળવી જ પડશે, નહીં તો હિંસાને માર્ગે દુનિયાનો વિનાશ થશે.

માનવ-કલ્યાણ માટેના રાહની અવિરત ખોજમાં હું છેવટે ગાંધીજીના માર્ગે પહોંચ્યો છું, તેનો મને સંતોષ છે. મારા મનમાં જો થોડો વસવસો રહી ગયો હોય, તો તે એટલો જ કે જ્યારે હજી ગાંધીજી આપણી વચ્ચે જીવતા હતા, ત્યારે હું આ સર્વોદયના મુકામ સુધી ન પહોંચી શક્યો. ગાંધીજીના જીવનકાળ દરમ્યાન તો એમનાં ઘણાંખરાં કાર્યો અને વિચારોનો હું ટીકાકાર જ રહ્યો છું. બીજા ઘણા લોકોની જેમ એ વખતે તો હું પણ ગાંધીજીની કેટલીક વાતોનો મૂળ આશય નહોતો સમજી શક્યો. આનું કારણ મને એ લાગે છે કે અમે બધા ગાંધીજીના રાજકીય સાથીઓ એમની પાછળ પાછળ ચાલ્યા, પણ અમે લોકોએ કોઈ ગાંધીજીનું અહિંસાનું દર્શન સ્વીકાર્યું નહોતું, માત્ર રાજ્યસત્તાની સામે લડવાના એક હથિયાર તરીકે અહિંસાને અપનાવી હતી. જો અમે સંપૂર્ણ ગાંધીજીના જીવનદર્શનને સ્વીકાર્યું હોત, તો અમે દેશની કેટલીક વાતો ઉપર જરૂર ગંભીરતાથી વિચાર કરત.

### ગાંધીજીની ઉપેક્ષા અને પશ્ચિમની નકલ

આને લીધે પછી જ્યારે સ્વરાજ્ય આવ્યું ત્યારે, ગાંધીજીના વિચારો તરફ પૂરતું ધ્યાન આપવાને બદલે આપણે પશ્ચિમની નકલ કરવા તરફ વળ્યા. આપણે ગાંધીજીનો માર્ગ છોડી દુનિયાની પ્રચલિત ઘરેડમાં જ ચાલ્યા. ગાંધીજી પછી પંડિત નેહરુનો યુગ આવ્યો. ગાંધીજીનું જીવનદર્શન પંડિતજી સમજ્યા તો જરૂર હશે, એમ તો કેમ કહું કે નહીં સમજ્યા હોય? પણ તેને એમણે અપનાવ્યું નહીં. ગાંધીજીના જીવતા વિચારોની સ્પષ્ટતા પણ જોઈએ તેટલી થઈ શકી નહોતી. એટલે પંડિતજીએ સર્વોદય વિચારને એમ કહીને ટાળ્યો કે સર્વોદય તો બહુ ઊંચો માર્ગ છે, હું તેને લાયક નથી, હું તો સમાજવાદની સ્થાપના માટે જ મારી શક્તિ લગાડી શકું. શું આમ કહીને એમણે ગાંધીજી સાથે અન્યાય નથી કર્યો? શું ગાંધીજીએ એવી કોઈ શરત મૂકી હતી કે સર્વોદય લાવવા માટે દેશના દરેક માણસે સંત બનવું પડશે? સ્વતંત્રતાની લડતમાં ગાંધીજીએ તો સ્ત્રી-પુરુષ, બાળક-બુઢ્ઢાં, અશિક્ષિત સહુને સાથે લીધેલાં. પરંતુ ગાંધીજીનો માર્ગ છોડી પંડિતજી દુનિયામાંની પ્રચલિત ઘરેડમાં ચાલ્યા. એમણે સત્તા, કાયદો ને પૈસાના જોરે દેશને ઘડવાનો પ્રયત્ન કર્યો. જો કે પાછલી ઉંમરે એમને પણ પોતાની ભૂલ સમજાવા લાગી હતી. ગાંધીજીનો રસ્તો અપનાવી લીધો હોત, તો સારું હતું, એવી પ્રતીતિ એમને છેલ્લે-છેલ્લે થઈ.

## પરિણામે ગાડું અવળે ચીલે ચઢી ગયું

સ્વરાજ્ય બાદ આપણા દેશનું ગાડું અવળે ચીલે કેમ ચઢી ગયું, તેનાં કારણોનું પગેરું કાઢવાની જરૂર છે. ગાંધીજી ઇચ્છતા હતા કે ભારતીય રાજ્યની ઇમારત ગ્રામસ્વરાજના પાયા ઉપર ખડી કરવામાં આવે. પરંતુ સ્વતંત્ર ભારતનું બંધારણ ઘડતી વખતે આપણે ક્યાંક અમેરિકાની નકલ કરી, ક્યાંક ઇગ્લંડના બંધારણના અંશો જેમના તેમ લઈ લીધા, અને ક્યાંક બીજા દેશોની કલ્પનાનાં ચીથરાં જોડી આજના આપણા બંધારણની ગોદડી તૈયાર કરી લીધી. અને આમ બનવું સ્વાભાવિક હતું, કેમ કે બંધારણ ઘડવાનું કામ આપણે મુખ્યત્વે દેશના સર્વોચ્ચ કક્ષાના કાયદાબાજોને માથે નાખેલું. એમાંના મોટા ભાગનાઓએ સ્વાતંત્ર્ય આંદોલનમાં ભાગ્યે જ કશો ભાગ ભજવ્યો હતો. પરિણામ એ આવ્યું કે સ્વાતંત્ર્ય આંદોલન દરમ્યાન આપણે જે ભાવનાઓ અને આદર્શો સેવેલાં, તેનો બંધારણમાં તો વાચ્યે ન વાચો.

એક દાખલો આપું. જ્યારે બંધારણનો સંપૂર્ણ ખરડો તૈયાર થઈ ગયો, ત્યારે કોકે—શ્રી સંથનમે કે શ્રી ટી૦ પ્રકાશમે ધ્યાન દોર્યું કે ગાંધીજીએ ગ્રામસ્વરાજની કલ્પનાને સ્વરાજ્યના માળખાના પાયારૂપ લેખી હતી, પણ આપણા બંધારણમાં તો તેનો ઉલ્લેખ સરખોયે જડતો નથી, આપણું બંધારણ તો તેનાથી સાવ વિપરીત બની ગયું છે. તેમણે બંધારણસભાના અધ્યક્ષ રાજેન્દ્રબાબુને વાત કરી. રાજેન્દ્રબાબુને આંચકો લાગ્યો. એમણે તુરત બંધારણસભાના કાયદાનિષ્ણાત ડૉ૦ રાવને બોલાવ્યા. ડૉ૦ રાવે કહ્યું કે હવે જો આપણે ગ્રામ-સ્વરાજને પાયો બનાવીને આ બંધારણને સુધારવા બેસીશું, તો તેની આખી સૂરત જ બદલાઈ જશે. ચૂંટણીની પદ્ધતિ પણ બદલવી પડશે. બહુ વખત લાગી જશે. નેહરુ અને સરદારના કાને પણ આ વાત નાખવામાં આવી. એમનેય લાગ્યું કે હવે બંધારણને સુધારવામાં બહુ વખત લાગી જશે. આ મુદ્દા અંગે કંઈક આવેશપૂર્ણ ચર્ચા પણ થઈ. પરંતુ આ બધામાંથી છેવટે માત્ર એટલું જ નીપજ્યું કે બંધારણમાં એક કલમ ઉમેરાઈ, જેમાં રાજ્યોને એવો નિર્દેશ કરવામાં આવ્યો કે 'બંધારણના મૂળ માર્ગદર્શક સિદ્ધાંતોને ધ્યાનમાં રાખીને ગ્રામપંચાયતને સ્વ-શાસનનું એકમ માનવામાં આવે.' રાષ્ટ્રીય ક્રાંતિમાં કેન્દ્રરૂપ એવા ગાંધીજીના આ રાજકીય વિચારને આપણા બંધારણમાં માત્ર આટલું જ સ્થાન મળી શક્યું. મારું એમ માનવું છે કે અવળી દિશામાંનું આ એક પહેલું મહત્ત્વનું પ્રસ્થાન હતું.

વરસો પછી ૧૯૫૯માં પંચાયતીરાજનો કાર્યક્રમ ઉપાડવામાં આવ્યો. પણ તેની પાછળ પ્રેરણા ગાંધીજીની વિચારસરણીના અનુસરણની નહીં, પણ સામુદાયિક વિકાસ-યોજના માટે ગ્રામસ્તરે એક સરકારી માળખું ઊભું કરવાની હતી. એટલે જ આજે પંચાયત સ્થાનિક સ્વ-શાસનની સંસ્થા બનવાને બદલે રાજ્ય સરકારના હાથારૂપ સંસ્થા બની ગઈ છે.

સામુદાયિક વિકાસ યોજના એ અવળી દિશામાંનું બીજું મહત્ત્વનું રાષ્ટ્રીય પ્રસ્થાન હતું. સ્વરાજ્યના આંદોલન દરમ્યાન ગ્રામવિકાસના ક્ષેત્રમાં ગાંધીજી કરતાં વધુ પ્રયોગો અને ચિંતન બીજા કોઈએ નહોતાં કર્યાં. એમણે હજારો નિષ્ઠાવાન રચનાત્મક કાર્યકરો, અનેક સંસ્થાઓ અને ગ્રામસેવાનાં કેન્દ્રો ઊભાં કરેલાં. પરંતુ જ્યારે સામુદાયિક વિકાસ-યોજના હાથ ધરવામાં આવી, ત્યારે તેની પાછળની પ્રેરણા ગાંધીજીના આજીવન રચનાત્મક કાર્યની નહોતી, પણ ચેસ્ટર બાઉલ્સની અને પશ્ચિમની હતી. વળી, આ યોજનાનો અમલ કરવાનું પણ ગ્રામસેવાને પોતાનું જીવન સમર્પી ચૂકેલા નિષ્ઠાવાન કાર્યકરોને નહીં, પણ સર્વજ્ઞ અને સર્વવ્યાપક એવા સરકારી નોકરોને સોંપવામાં આવ્યું. એટલે પછી પરિણામ આજે આપણે જોઈએ છીએ તે જ ન આવે તો બીજું શું આવે?

જ્યારે પહેલી પંચવર્ષીય યોજનાનો ખરડો બન્યો, ત્યારે વિનોબાએ એ ખરડો જોઈ કહ્યું કે આ તો કચરાની ટોપલીમાં ફેંકી દેવા લાયક છે, કેમ કે તેમાં બધાને કામ અને બધાને અન્ન આપવાની વ્યવસ્થા નથી. પછી પંડિતજીના બોલાવવાથી વિનોબા દિલ્હી ગયા અને આયોજન પંચ સાથે બેસીને ચર્ચા કરી. પરંતુ વિનોબાની સલાહ ત્યાં કોઈને ગળે ઊતરી હોય એમ લાગતું નથી. નહીં તો આટલી પંચવર્ષીય યોજનાઓ પૂરી થવા છતાં ગરીબોની ગરીબી અને બેકારોની બેકારી આમ વધતી ન જાત. ગાંધીજી આવી યોજનાને કદી મંજૂર રાખત!

## ગાંધી-વિચાર વિશેનું ઘોર અજ્ઞાન અને ઉપેક્ષા

આવું કેમ બન્યું? વિચાર કરતાં મને એમ લાગ્યું છે કે સ્વાતંત્ર્ય-આંદોલન દરમ્યાન અમુક વર્તુળની બહાર ગાંધી-વિચારની ઝાઝી અસર નહોતી. દા૦ ત૦ આપણી યુનિવર્સિટીઓમાં જે શિક્ષણ અપાતું તેમ જ રાજ્યશાસ્ત્ર ને અર્થશાસ્ત્ર શિખવાતું, તે કાંઈ ગાંધી-વિચાર અનુસારનું નહોતું. તે બધું તો પાશ્ચાત્ય ઢબનું જ હતું. સરકારનો કારભાર જેના હાથમાં હતો, તે આખું નોકરશાહી તંત્ર સ્વાતંત્ર્ય-આંદોલન સાથે ભાગ્યે જ કશો સંપર્ક ધરાવતું અને તેનું માનસ પણ રાષ્ટ્રીય રંગે રંગાયેલું નહોતું. સ્વરાજ્ય આવ્યું, પણ સરકારનો બધો કારભાર તો આની આ નોકરશાહીના જ હાથમાં હતો, તેઓ જ પ્રધાનોના સલાહકારો હતા. તેઓ જ નીતિ ઘડતા, વિગતો તૈયાર કરતા, અને પ્રધાનો સમક્ષ મૂકતા. અહીંતહીં થોડોઘણો ફેરફાર થતો અને એ નીતિનો અમલ કરવાનુંયે પાછું આ નોકરશાહીના જ હાથમાં આવતું. આમ, શિક્ષિત ભદ્ર વર્ગનું ગાંધી-વિચાર પ્રત્યેનું બૌદ્ધિક અળગાપણું અને નોકરશાહીનું બિન-રાષ્ટ્રીય સ્વરૂપ, મુખ્યત્વે આ બે ચીજને લીધે આપણું ગાડું અવળે ચીલે ચઢી ગયું. અને હજી આજે પણ આ પરિસ્થિતિમાં કોઈ ફરક નથી પડ્યો.

ગાંધીજીનો માર્ગ દુનિયાના પ્રચલિત માર્ગ કરતાં એટલો બધો નિરાળો છે કે લોકોને હજી તે બરાબર સમજાયો જ નથી. પંડિત નેહરુના જમાનામાં તો સમાજના "એલીટ"—શિક્ષિત







ભદ્ર વર્ગના વિદ્વાનોએ ગાંધીજીના માર્ગને જુનવાણી ગણ્યો હતો અને પંડિતજીના “ મૉડર્ન ”, અદ્યતન દૃષ્ટિકોણની પ્રશંસા કરી હતી. માટે ગાંધી-વિચાર વિશે સમાજમાં સાચી સમજ કેળવ્યા વિના આજની પરિસ્થિતિમા કશો ફરક થઈ શકવાનો નથી. શુમાખરે પોતાના એક લેખમા કહ્યું છે કે, ‘ સરકાર તો માત્ર પ્રવર્તમાન વ્યવસ્થાના વહીવટી કારભારીથી વિશેષ કશું જ નથી. જે તે વ્યવસ્થાની પ્રચલિત ફિલસૂફીને, વિચારસરણીને અમલમા મૂકવાનું કામ જ એણે કરવાનુ હોય છે. ’ શુમાખરનું આ કથન આજની દુનિયામાં જે વાસ્તવિકતા છે. તેને બરાબર બંધ-બેસતું આવે છે.

### પ્રવર્તમાન વ્યવસ્થા અને તેની ફિલસૂફી

તો જોવાની વાત એ છે કે આજે ભારતમાં “ પ્રવર્તમાન વ્યવસ્થા ” અને તેની ફિલસૂફી શું છે? બહુ દિલચસ્પ સવાલ છે. પહેલી વાત તો એ કે, આપણે ત્યાં વ્યવસ્થા જેવું કશું છે ખરું? આ દેશની ૮૦ ટકા વસ્તી ગામડાંમાં વસે છે, ૨૦ ટકા જ શહેરી વસ્તી છે. આ ૨૦ ટકામાં ઔદ્યોગિક કામદારો, ચોથા વર્ગના સરકારી કર્મચારીઓ અને કેટલાક ત્રીજા વર્ગના કર્મચારીઓનો પણ સમાવેશ થઈ જાય છે. શહેરોમાં ગરીબી, ગંદવાડ અને ઝૂંપડપટ્ટીઓનો પાર નથી, અને તેમ છતાં શહેરો તેમ જ કસબાનાં નગરો તરફ વસ્તીનો પ્રવાહ નિરંતર વહ્યા જ કરે છે. તેમાંથી બહુ ઓછાને શહેરોમાં કામધંધો તો મળે છે, છતાં વધુ ને વધુ લોકો શહેરોમા ઠલવાયે જાય છે. ઔદ્યોગિક કામદારો અને ત્રીજા-ચોથા વર્ગના કર્મચારીઓને બાદ કરતાં શહેરની વસ્તીનો એક નાનકડો અંશ આર્થિક રીતે સુખિયા એવા લોકોનો છે, જેમાંનો અમુક વર્ગ વળી અત્યંત શ્રીમંત લોકોનો છે, જે વર્ગ પશ્ચિમની પદ્ધતિએ એશ-આરામભર્યું જીવન વિતાવે છે. આ ઉપરાંત શહેરોમાં વિદ્યાર્થીઓ છે, સ્કૂલો અને યુનિવર્સિટીઓ છે. પાટનગરોમા સરકારી અમલદારો અને પ્રધાનો છે. આપણા દેશમાં કોઈ વ્યવસ્થા કે તંત્ર કહો, તો તે આવા લોકોનું બનેલું છે. તથા આ પ્રવર્તમાન વ્યવસ્થાની પાછળ જો કોઈ ફિલસૂફી કે વિચારસરણી કામ કરી રહી હોય, તો તે આવા સુશિક્ષિત અને પૈસે ટકે સુખી એવા ભદ્ર વર્ગની. ગ્રામપ્રદેશમા ઊભા થતા રહેતા સુખિયા ભદ્ર વર્ગને પણ આ શહેરો અવિરતપણે પોતાનામા સમાવતા જાય છે.

હવે જોઈએ કે આ વ્યવસ્થાની પાછળ કઈ ફિલસૂફી કે વિચારસરણી કામ કરી રહી છે? પોતાની પાસે જે છે, તેમાં સદાય વધારો થતો રહે, પોતે ઊંચે ને ઊંચે ચઢતા રહે, પોતાને મળતા લાભો વધારે ને વધારે માણસોને મળતા થાય એટલે કે આ લાભોનો ફેલાવો થાય. આખું રાજકારણ, સમગ્ર શિક્ષણ, તમામ વિશેષાધિકારો આજે સમાજના સૌથી ઉપલા આ પાતળા થર સુધી જ સીમિત છે. સમાજના આ મુઠ્ઠીભર ઉપલા વર્ગમા પૂંજીપતિઓ જ નહીં, ખાસ સુખ-સગવડ ભોગવનારા બધા લોકો અને જાહેર ક્ષેત્ર સાથે સંકળાયેલો ઉપલો વર્ગ પણ આવી જાય છે.

ગણીગાંઠી વ્યક્તિઓને બાદ કરતા, બહુજનોનો આ આખોયે વર્ગ વધુ ને વધુ અદ્યતન ટેક્નોલૉજી, વધુ ને વધુ ઉદ્યોગીકરણ, વધુ ને વધુ યંત્રીકરણ અને ખેતીમાં વધુ ને વધુ રાસાયણિક ખાતરો વગેરેનો ઉપયોગ થાય એમ ઇચ્છે છે. ભારતમાં આજે આધુનિકતાના આચાર-વિચારનું આગમન હોય, તો તે આ છે. પ્રવર્તમાન વ્યવસ્થાની આ ફિલસૂફીની દેશમાં આજે બોલબાલા છે.

### ગાંધીજીની કલ્પના સાવ જુદી

ગાંધીજીની કલ્પના આનાથી સાવ જુદી હતી. જરૂરિયાતો કાયમ વધારતા જવાની તેમ જ વધુ ને વધુ મેળવતા જવાની અને ઊંચે ને ઊંચે ચઢતા જવાની “ વિકાસ ” અને “ પ્રગતિ ” અંગેની પશ્ચિમની જરીપુરાણી કલ્પનાથી એ સાવ ભિન્ન હતી સાદાઈ તેમ જ ભૌતિક જરૂરિયાતો ઉપર સ્વૈચ્છિક નિયંત્રણ એ ગાંધીજીના જીવન અને તત્ત્વજ્ઞાનનો એક મુખ્ય સંદેશ રહ્યો છે. ગાંધીજીનું એક માર્મિક કથન છે કે, ‘ માણસની જરૂરિયાત સંતોષવા માટે આ દુનિયામાં પૂરતી સાધન-સામગ્રી છે, પરંતુ માણસની લોભલાલસા સંતોષવા માટે નથી. ’ આ કથનનો મર્મ પકડવાનુ તેમ જ દેશના આયોજન અને વિકાસમાં તેને આવીરૂપ સ્થાન આપવાનું હજી બાકી છે.

### ત્રણ મૂળભૂત સિદ્ધાંત

ગાંધીજીની વિચારસરણી અંગે સંક્ષેપમા કાંઈ કહેવું સહેલું નથી. ગાંધીજીના વિચારો એકી સાથે સરળ અને ગહન, સ્થૂળ અને સૂક્ષ્મ, સ્પષ્ટ અને અસ્પષ્ટ હતા. વળી, એમના “ સત્યના પ્રયોગો ”ની સાથોસાથ એ વિચારો પાંગરતા ને વિકસતા ગયા. અને તેમ છતાં ગાંધીજીની વિચારસરણીની એક આછી રૂપરેખા આપવાનો પ્રયત્ન કરી શકાય. પોતાની સમગ્ર વિચારધારા વ્યક્ત કરવા માટે ગાંધીજી “ સર્વોદય ” શબ્દનો ઉપયોગ કરતા. પોતાની આત્મકથામાં “ સર્વોદય ”ના ઉપદેશોનો સાર એમણે નીચેના ત્રણ મૂળભૂત સિદ્ધાંતોમાં આપ્યો છે :

(૧) બધાના ભલામાં આપણું ભલું રહેલું છે.

(૨) વકીલ તેમ જ વાળંદ બંનેના કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમ કે આજીવિકાનો હક બધાને એકસરખો છે.

(૩) સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

તરેહતરેહના સમાજવાદ અને સામ્યવાદના યુગમાં આ મૂળભૂત સિદ્ધાંતોને એ ભિન્ન ભિન્ન વાદોના મૂળભૂત સિદ્ધાંતો સાથે સરખાવવાનું રસપ્રદ થઈ પડશે. પહેલો સિદ્ધાંત કદાચ સમાજવાદ-સામ્યવાદના સામૂહીકરણના વિચાર સાથે બંધબેસતો થતો હોય એમ લાગશે, કેમ કે તે વિચારમાંયે સમૂહના ભલામા વ્યક્તિનું ભલું સમાયેલું છે એમ માનવામાં આવે છે. ઇતિહાસ જો કે એમ કહે છે કે કાલ્પનિક સમૂહની વેદી પર વાસ્તવિક વ્યક્તિનો હંમેશાં ભોગ દેવાયો છે. જ્યારે બીજી બાજુ ગાંધીજી અહિંસાને વળગી રહ્યા

હતા તેને કારણે એક એવી બાંહેધરી મળતી હતી કે સમૂહના હિત માટે વ્યક્તિ ઉપર નૈતિક દબાણ સિવાયનું બીજું કોઈ પણ દબાણ આવશે નહીં. ગાંધીજીની વિચારસરણી પ્રમાણે તો સહુનું કલ્યાણ પણ વ્યક્તિગત પુરુષાર્થ દ્વારા જ સાધી શકાશે. ગાંધીજીને મન આ "સર્વ" એ કોઈ પક્ષ કે રાજ્યમાં મૂર્તિમંત થયેલ કલ્પના નહોતી. એમને માટે તો "સર્વ" એટલે શબ્દશઃ સમાજમાં રહેતી બધી વ્યક્તિનો સરવાળો, અને સર્વના ભલાનો અર્થ દરેકે દરેક વ્યક્તિનું ભલું. તેથી જ્યારે એમણે એમ કહ્યું કે સર્વના ભલામાં વ્યક્તિનું ભલું સમાયેલું છે, ત્યારે એમનો અર્થ સમૂહવાદીઓના અર્થ કરતાં સાવ જુદો હતો.

બીજા સિદ્ધાંતના સંદર્ભમાં આપણને યાદ આવશે કે "દરેકની પાસેથી તેની શક્તિ અનુસાર લેવું અને દરેકને તેની જરૂરિયાત મુજબ આપવું." એ દિવ્ય સિદ્ધાંતનો ઉદ્ઘોષ કરનાર કાર્લ માર્ક્સ હતો. પરંતુ માર્ક્સની અન્ય માનવતાવાદી આંતરસૂઝની જેમ માર્ક્સવાદના આ માનવતાવાદી મહાન સિદ્ધાંતનીયે તેના અનુયાયીઓએ ઉપેક્ષા કરી છે. જ્યારે ગાંધીજી કામ કરનાર માણસને એક વ્યાપારી એકમ ગણવાને બદલે એક જીવતોજાગતો માનવ ગણતા, જેની શારીરિક અને આધ્યાત્મિક જરૂરિયાતો પક્ષના નેતાઓ, ઑફિસરો, મૅનેજરો, વિજ્ઞાનીઓ, કળાકારો વગેરેના જેટલી જ છે.

ત્રીજા સિદ્ધાંતના સંદર્ભમાં કેવળ અમુક સામ્યવાદી સમાજોએ જ શરીરશ્રમનું ગૌરવ વધારવાના અધકચરા પ્રયત્નો કર્યા છે. તેને વ્યવહારમાં ઉતારવાનો પ્રયત્ન ગંભીરપણે ક્યાંય નથી થયો. પરિણામે શરીરશ્રમનું કામ કરનારા અને બૌદ્ધિક કામ કરનારા વચ્ચેની ખાઈ પહોળી ને પહોળી થતી જાય છે અને બૌદ્ધિક કામ કરનારાઓને સમાજમાં ઊંચો દરજ્જો અપાય છે. માનસ-શાસ્ત્રી કહેશે કે માણસ કષ્ટ ટાળવાનો અને તેથી શરીરશ્રમ ટાળવાનો પ્રયત્ન કરે તે સ્વાભાવિક છે. પરંતુ આના પરથી તો એ સ્પષ્ટ થાય છે કે શ્રમજીવીની મુક્તિના પ્રશ્નના મૂળમાં શું છે. સૌ પ્રથમ તો શારીરિક દૃષ્ટિએ અને આધ્યાત્મિક દૃષ્ટિએ માણસને ક્ષીણ કરનારી વેઠ તથા કામની નીરસતા કેમ દૂર કરવી તે સવાલ છે. પછી કામ કરનારનો તેના કામ સાથેનો સંબંધ સુધરે તે માટેનો પ્રયત્ન કરવાનો છે, જેથી તેને માટે કામ અર્થપૂર્ણ તેમ જ આનંદદાયક બને. ત્રીજી વાત એ કે સમાજના માનસમાં પરિવર્તન કરવાનું છે, જેથી શરીરશ્રમને એક નવું ગૌરવ પ્રાપ્ત થાય. આ ઉદ્દેશને કારણે, અને તેમાંયે ખાસ કરીને શ્રમનું ગૌરવ વધારવાના ઉદ્દેશને કારણે, ગાંધીજીએ એ વાત પર આટલો બધો ભાર મૂકેલો કે સમાજમાં દરેક જણ નિયમિત કાંઈ ને કાંઈ શરીરશ્રમ કરે, જેને તેઓ રોટી-શ્રમ કહેતા.

### ગાંધીજીનું પોતાનું એક જીવનદર્શન હતું

આ ઉપરથી એટલું તો જરૂર સમજાશે કે ગાંધીજીનું પોતાનું એક જીવન-દર્શન હતું, એમના કેટલાક સામાજિક સિદ્ધાંત હતા, અને રાજ્ય-વ્યવસ્થા વિશે પણ આગવી કલ્પના હતી. એટલે આપણને જ્યારે સ્વરાજ્ય મળ્યું, ત્યારે આપણે પરદેશી કલ્યાણ-રાજની અથવા સમાજવાદ કે સામ્યવાદની નકલ કરવાની કોઈ જરૂર નહોતી. સ્વરાજ્ય પછીના ધ્યેય માટે આ બધાથી બિલકુલ ભિન્ન અને નવો સર્વોદયનો વિચાર એમણે આપણી સામે મૂક્યો જ હતો.

ચારેકોરથી આપણે બધું ભલે લઈએ. સમાજ-વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન વગેરે બધામાંથી જે કાંઈ સારું હોય તે જરૂર ગ્રહણ કરીએ. જ્ઞાનને કદી ઉવેખીએ નહીં અને સત્યની ખોજને રૂંધીએ નહીં. પરંતુ જે કાંઈ લઈએ તેને આપણી પરિસ્થિતિ તેમ જ આપણા વાતાવરણ સાથે બંધબેસતું કરવાનો પ્રયત્ન કરીએ. તે કોઈ પરદેશી તત્ત્વરૂપ ન રહેવું જોઈએ, પણ આપણા સ્વાભાવિક વિકાસના જ એક ભાગરૂપ બની જવું જોઈએ. તેનાં મૂળ ભારતની ભૂમિમાં, ભારતના ઇતિહાસમાં, ભારતની સંસ્કૃતિમા અને ભારતના આત્મામાં હોવાં જોઈએ. એટલા માટે જ ગાંધીજીએ એમ કહેલું કે 'હું મારા ઘરની બધી બારી ખુલ્લી રાખવા માગું છું, અને ચારેકોરનો વાયરો ત્યાં વાય એમ ઇચ્છું છું, પણ એ વાયરો એવો ન હોવો જોઈએ કે તે મારા ઘરને જ ઉખેડીને ફેંકી દે!'

વળી, ગાંધીજી એ વાત બરાબર સમજી ચૂક્યા હતા કે હવે "લોકોની સંમતિની સરકાર" એટલું જ પૂરતું નથી, ખુદ લોકોની સરકાર જોઈએ. લોકો જાતે પોતાનો વ્યવહાર ચલાવતા થવા જોઈએ. એટલે જ એમણે કહેલું કે સ્વરાજની બુનિયાદ ગ્રામરાજ છે. તેઓ એમ ઇચ્છતા કે વધુ ને વધુ અધિકાર જનતાના હાથમાં આવવા જોઈએ.

હવે, આ ગ્રામરાજ એટલે ગાડાની સંસ્કૃતિ નહીં. આજના ગામડાંને તો ગાંધીજીએ dung-heaps—ઉકરડા કહ્યા હતા. તેઓ જે ગામડાની કલ્પના કરતા, તે તો કૃષિઔદ્યોગિક નાના નાના સમુદાય રૂપે. અને આ વાત વિશે ગંભીરતાથી વિચાર કરવો જ પડશે. નહીં તો આજે વિજ્ઞાન દુનિયાને એક કરી રહ્યું છે, અને મોટાં રાષ્ટ્રો દુનિયાને વહેંચી રહ્યાં છે. મોટાં રાષ્ટ્રો પોતપોતાનું સામ્રાજ્ય મજબૂત બનાવી રહ્યાં છે. અને એમની વચ્ચે પરસ્પર સમજૂતી થઈ ગઈ જણાય છે. એટલે તેઓ એકબીજાના સામ્રાજ્યમાં હસ્તક્ષેપ નથી કરતા અને એકબીજાના દુષ્કૃત્ય સામે આંગળી નથી ઉઠાવતા. આ એકે ભયાનક સ્થિતિ છે. દુનિયાને આમાંથી છોડાવવી હશે તો ગાંધીજીની ગ્રામરાજની કલ્પના ઉપર ધ્યાન આપવું જ પડશે.

### તેઓ હિંસાની જડ ઉખેડી નાખવા માગતા હતા

ગાંધીજી એક એવી દુનિયાનું નિર્માણ કરવા માગતા હતા કે જેમાં હિંસાને લગીરે સ્થાન ન હોય અને માનવજાત યુદ્ધના અભિશાપથી મુક્ત બની હોય. હવે, આના માટે પાયામાંથી પ્રયત્ન કરવો પડશે, અને અહિંસાનાં પરિબળોનો વિકાસ કરવો

પડશે. પશ્ચિમના શાંતિવાદીઓનું ધ્યાન આ દિશામાં હજી વિશેષ નથી ગયું. ત્યાં શાંત પ્રતિકાર, અસહયોગ કે વિરોધનાં પ્રદર્શનાત્મક કામો પર વધુ ધ્યાન આપવામાં આવ્યું છે. પરંતુ બીજા લોકો યુદ્ધને માટે તડામાર તૈયારીઓ કરતા રહે, અને આપણે શાંતિવાદીઓ એમ વિચારતા રહીએ કે જ્યારે યુદ્ધ થાય ત્યારે આપણું કર્તવ્ય છે કે આપણે યુદ્ધનો પ્રતિકાર કરીએ અને તેને રોકીએ, તો એ સ્થિતિ તો મને ભારે કઢંગી લાગે છે.

વાસ્તવમાં યુદ્ધને નાબૂદ કરવા માટે યુદ્ધનાં મૂળ ઉખેડવાં પડશે. યુદ્ધનાં મૂળ માણસોનાં ચિત્તમાં છે, એમની શિક્ષણપદ્ધતિમાં છે, એમની સામાજિક, આર્થિક તેમ જ રાજનૈતિક સંસ્થાઓ અને પ્રણાલીઓમાં છે. જ્યાં સુધી આ બધાં ક્ષેત્રોને આવરી નહીં લેવાય ત્યાં સુધી હિંસાને અને યુદ્ધને દુનિયામાંથી નાબૂદ કરવાની ખેવના વાંઝણી જ રહેશે.

ગાંધીજી આ વાત બરાબર સમજ્યા હતા. એટલે જ એમણે વ્યક્તિના તેમ જ સમાજના માનસમાં ધરમૂળથી પરિવર્તન આણવા ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. એમનો આખોયે રચનાત્મક કાર્યક્રમ, શિક્ષણની પદ્ધતિમાં ક્રાંતિકારી પરિવર્તન કરવા ઉપર એમનું જોર, ગ્રામસ્વરાજની ભાવનામાં વ્યક્ત થતો આર્થિક અને સામાજિક સત્તા તથા લોકશાહીના વિકેન્દ્રીકરણ માટેનો એમનો અત્યંત આગ્રહ, સાદા અને નૈતિક જીવનની એમની હિમાયત, બધા ધર્મો-જાતિઓ-વંશો વગેરેની સમાનતા માટેનો એમનો અનુરોધ, આંતરરાષ્ટ્રીયતા સાથે તાલ મેળવતી એમની રાષ્ટ્રીયતાની ભાવના— આ બધાનો એક જ અર્થ થાય છે કે તેઓ હિંસાની જડ માણસોના ચિત્તમાંથી સમૂળી ઉખેડી નાખવા માગતા હતા. ઉપરછલ્લા થોડા સુધારાથી એમને સંતોષ નહોતો. એમનો પ્રયત્ન પાયામાંથી નવનિર્માણ કરવાનો હતો.

### 'હું એક અહિંસક ક્રાંતિકારી અવશ્ય છું'

તેથી ગાંધીજીનો જે રચનાત્મક કાર્યક્રમ હતો, તેની પાછળ એક વિચાર હતો, એક તત્ત્વ હતું, એક જીવનનું દર્શન હતું, સમાજનું દર્શન હતું. એમણે રચનાત્મક કાર્યકરોને કહેલું કે થોડી નાનીમોટી સેવા કરવી, બેકારોને થોડું કામ આપવું, થોડું ઉત્પાદન કરવું, ગરીબોનાં ખિસ્સામાં બે પૈસા વધારે નાખવા, કેવળ એટલો જ આપણો ઉદ્દેશ નથી; પણ આ રચનાત્મક કાર્યક્રમ મારફત આપણે સમાજમાં અહિંસક ક્રાંતિ આણવાની છે. અહિંસક સમાજ નિર્માણ કરવો, એ આપણો મૂળ ઉદ્દેશ છે. ગાંધીજી ગમે તે હતા, પણ સૌથી પહેલા તેઓ ક્રાંતિકારી હતા. એમણે જાતે લખ્યું છે: 'કેટલાકે મને મારા જમાનાનો સૌથી મોટો ક્રાંતિકારી કહ્યો છે. "સૌથી મોટો" એ ખોટું હોઈ શકે, પણ હું મારી જાતને એક ક્રાંતિકારી—એક અહિંસક ક્રાંતિકારી અવશ્ય માનું છું.'

પોતાના મરણથી થોડા વખત પહેલાં ગાંધીજીએ કહ્યું હતું કે મારા કામનો સાચો પ્રારંભ તો હવે થઈ રહ્યો છે, અને મારું ધ્યેય પાર પાડવા માટે હું સવાસો વરસ જીવવા માગું છું. આ

આ કથનમાં એમનો પુનરુત્થાનિત ઉત્સાહ તો પ્રગટ થાય જ છે, પણ સાથેસાથ તેમાં એ પણ પ્રગટ થાય છે કે એમણે પોતાની સામે કેવડું મોટું ધ્યેય રાખેલું અને તે માટે તેઓ કેવો પુરુષાર્થ કરવા માગતા હતા!

સ્વરાજ પછી ગાંધીજીના માનસમાં શું ચાલી રહ્યું હતું, તેની ઝાંખી આપણને પ્યારેલાલજીના પુસ્તક "લાસ્ટ ફેઝ" (પૂર્ણાહુતિ) માં મળે છે. તેમાં એક પ્રકરણ છે — "સેટિંગ ડેમોક્રસી ઑન ધ માર્ચ." તે પરથી ગાંધીજી આગળનો કેવો કાર્યક્રમ વિચારતા હતા તેનો કંઈક ખ્યાલ આવે છે. ગાંધીજી પોતાની પ્રક્રિયાનો પ્રયોગ કેવી રીતે કરત, અને એમના કાર્યક્રમનું સ્વરૂપ કેવું હોત, એ તો કોણ કહી શકે? પરંતુ એટલું લાગે છે કે તેમાં ગ્રામરાજ અને ટ્રસ્ટીશિપ એ બે મહત્ત્વની વાતનો સમાવેશ અવશ્ય થયો હોત. પોતાની કલ્પનાની લોકશાહીનો પાયો નાખવા સારુ એમણે પહેલી વાત પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું હોત, અને આજની સામંતવાદી તેમ જ મૂડીવાદી વ્યવસ્થાનું એક સર્વોદયી સમાજ-વ્યવસ્થામાં પરિવર્તન કરવા માટે એમણે બીજી વાતનો ઉપયોગ કર્યો હોત.

### વિનોબા ગાંધીની મશાલ ઉપાડી આગળ વધ્યા

હવે, મારું એમ માનવું છે કે વિનોબાજીએ એમની પોતાની રીતે ગાંધીજીના સંકેતોને પાર પાડવાનો જબરો પુરુષાર્થ કર્યો. ભૂદાન આંદોલન શરૂ થયું, ત્યારે પ્યારેલાલજીએ કહેલું કે 'ગાંધીજીનો વિચાર આજે પુનર્જીવિત થયો છે. વિનોબા તેનું અનુવર્તન કરી રહ્યા છે.'

વિનોબાજીએ એક વ્યાપક લોક-આંદોલનનો તેમ જ લોકશિક્ષણનો કાર્યક્રમ દેશને આપ્યો. એમણે ગાંધીજીનું જ અધૂરું કાર્ય આગળ વધાર્યું. ગાંધીજીના હાથમાંથી પડેલી મશાલ ઉપાડીને તેઓ આગળ વધ્યા. ગ્રામદાન, શાંતિસેના વગેરે કાર્યક્રમો દ્વારા એમણે ગાંધીજીના રચનાત્મક કામનું ક્રાંતિકારી સ્વરૂપ સમાજ સમક્ષ છતું કરી આપ્યું. એમણે ગ્રામસ્વરાજના ચિંતનને ઘણું આગળ વધાર્યું. ગાંધીજીના કાર્યને અસાધારણ પ્રતિભા સાથે ફેલાવીને અને વિકસિત કરીને વિનોબાજીએ એમ સિદ્ધ કરી બતાવ્યું કે ગાંધીજીના તત્ત્વજ્ઞાનમાં સામાજિક ક્રાંતિ પૂર્ણ કરવા માટે કોઈ વ્યાવહારિક ઉપાય છે.

### બધી વિચારસરણીએ સર્વોદયમાં વિલીન થવું પડશે

ગાંધીજીના વિચારોનું જેટલું અધ્યયન થવું જોઈએ તેટલું આપણા દેશમાં થયું નથી. હું પણ ગાંધીજીના જીવનકાળ દરમ્યાન એમના વિચારો બરાબર સમજી શક્યો નહોતો. મારા પોતાના અનુભવ ઉપરથી મને લાગે છે કે વિદેશી તત્ત્વજ્ઞાન અને વિચારસરણીઓનું આપણે અધ્યયન કરીએ છીએ, પણ આપણી જ પુણ્યભૂમિમાં જન્મેલા નવતત્ત્વજ્ઞાન વિશે આપણે ઘોર અજ્ઞાન સેવીએ છીએ. આજે હવે મને ખાતરી થઈ છે કે ગાંધીજીના વિચારો આપણે માટે જ નહીં, બલ્કે આખી દુનિયા માટે છે. હું

તો જોઉં છું કે આજે પોતાને new left—નવજાભવ કહેવડાવનારા ક્રાંતિકારી યુવાનો પણ જાણ્યે ગાંધીજીના જ વિચારો જુદી ભાષામાં રજૂ કરી ગયા છે. તેમ છતાં આપણા જ દેશમાં ગાંધીજીની વિચારસરણી વિશે ભારે અજ્ઞાન ને ઉપેક્ષા પ્રવર્તે છે. ગાંધીનું નામ ઘણું લેવાય છે, પણ એમના વિચારોનું અધ્યયન થતું નથી. મારું એમ કહેવું છે કે ગાંધી-વિચાર આજે દેશ-દુનિયા માટે તરણોપાય છે. આજે હવે હું એટલું જરૂર માનું છું કે આજની બીજી બધી જ સામાજિક વિચારસરણીઓ અને પ્રણાલીઓ કરતાં સર્વોદય સ્પષ્ટપણે આગળ વધેલો અને ઉન્નત વિચાર છે. મારો એવો અટલ વિશ્વાસ છે કે દુનિયામાં જો ક્યારેય સમાનતા, બંધુતા, સ્વતંત્રતા અને શાંતિની સ્થાપના કરવી હશે, તો સમાજવાદ વગેરેએ આખરે સર્વોદયમાં વિલીન થવું જ પડશે.



## ૬. અહિંસાના માર્ગે સામાજિક ક્રાંતિનો પ્રયોગ

ગાંધીજીએ ગામડાંઓ ઉપર ખાસ ભાર મૂકેલો. એ એમના ચિંતનની બુનિયાદ હતી. આગળના કામની શરૂઆત ગામડામાંથી જ કરવાની અને ગ્રામરાજની વાત એમણે કરેલી. સ્વરાજની બુનિયાદ ગ્રામરાજ છે, એમ એમણે માનેલું. વિનોબાજીએ આ ગ્રામસ્વરાજ્યના ચિંતનને ઘણું આગળ વધાર્યું છે.

ભારતનો હજારો વરસનો એક ઇતિહાસ છે. અહીં અનેક સામ્રાજ્યો ઊભાં થયાં ને એમનું પતન પણ થયું, અને તેમ છતાં ભારત જીવતું રહ્યું. આનું શું કારણ? એક અંગ્રેજ ઇતિહાસકારે લખ્યું છે કે જેમ આંધીમાં મોટાં વૃક્ષ ઊખડી જાય છે, પણ ઘાસ કાયમ રહે છે, તેમ અહીં સામ્રાજ્ય બદલાતાં અને તૂટતાં રહ્યાં, પણ ગામડાંઓમાં જે ગ્રામરાજ્ય કાયમ હતાં તે જીવતાં રહ્યાં, અને તેથી ભારત જીવતું રહ્યું. અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારે જાણી જોઈને ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ આ ગ્રામરાજ્યની સંસ્થાને તોડી નાખી. કેમ કે તે જ આપણા સમાજને બાંધનારી શક્તિ હતી, અને તે કાયમ રહે ત્યાં સુધી એમનાં મૂળ આ દેશમાં બહુ ઊંડાં જઈ શકે નહીં. એટલા માટે એમણે ગામના સંગઠનને તોડ્યું. આ રીતે આપણા સમાજનું અંગ્રેજોએ "એટમાઇઝેશન"—વિઘટીકરણ કર્યું. તેને લીધે ગામડાં બેહાલ થયાં. આ ગામડાંઓને ફરી બેઠાં કરવા માટે ફરી એમનું સંગઠન ઊભું કરવું પડશે.

### ગ્રામ-ભાવના વિના બધું ધૂળ ઉપર લીંપણ

વિનોબાજીએ આ માટે ગ્રામદાન મારફત એક નક્કર કાર્યક્રમ સમાજ સમક્ષ મૂક્યો. તે ગામમાં સામૂહિકતા અને પરસ્પર સહયોગની ભાવના જગાડીને ગ્રામસ્વરાજની સ્થાપના માટેનો પાયો નાખે છે. ગામમાં પરસ્પર એવી ભાવના પેદા થાય કે અમે બધા એક છીએ, એકબીજા ઉપર અવલંબિત છીએ, એકબીજાના સહયોગથી અમારે જીવવાનું છે. આને વિનોબાજી ગ્રામ-ભાવના કહે છે, અને ગ્રામદાન મારફત તે ઊભી કરવાનો પ્રયત્ન થાય છે. સર્વોદયી સમાજ-રચના ઊભી કરવી હશે, તો તે આવી ગ્રામ-ભાવના, સમુદાય-ભાવનાના પાયા ઉપર જ ઊભી થઈ શકશે. એક વારના કેન્દ્ર-પ્રધાન શ્રી એસ૦કે૦ ડે કહેતા કે, 'હું કમ્યુનિટી ડેવલપમેન્ટ (સામુદાયિક વિકાસ)ના કામ માટેનો પ્રધાન છું. પણ હું જોઉં છું કે કમ્યુનિટી (સમુદાય)ની ભાવના તો ગામમાં છે નહીં. એ તો તમારા ગ્રામદાન દ્વારા જ ઊભી થઈ શકે છે. ગ્રામદાન મારફત ગામમાં કમ્યુનિટી (સમુદાય) ઊભી થાય છે. જેના આધારે પછી ડેવલપમેન્ટ (વિકાસ) થઈ શકે.'

આમ, ગ્રામદાનની ભૂમિકા પર ગામડાંઓની પુનર્રચના કરવાની છે. ગ્રામદાન એક બુનિયાદ છે. નવનિર્માણ માટે જે એક સામુદાયિક સભાનતાની આવશ્યકતા છે, તે ગ્રામદાન દ્વારા પેદા થઈ શકે છે. એક માનવસમાજ ઊભો થાય છે, કારણ કે તેમાં caring and sharing—અન્યોન્યની સંભાળ રાખવાની

અને વહેંચીને ભોગવવાની ભાવના કેળવાય છે. ઠેઠ નીચેથી લોકશક્તિ જગાડવાનું આ કામ છે. એવી લોકશક્તિના આધારે ગ્રામસ્વરાજ ઊભું કરવાનું છે.

આ રીતે પ્રેમ-કરુણાના માર્ગે એક સામાજિક ક્રાંતિ અને નવનિર્માણ સાધવાનો પુરુષાર્થ વિનોબાએ કર્યો. ઇતિહાસમાં આવો એ પહેલવહેલો પ્રયાસ હતો. વિનોબાએ એક નવો ચીલો પાડવાનું કામ કર્યું. ઘૃણા તેમ જ દ્વેષથી ત્રસ્ત અને હિંસાથી ગ્રસ્ત આ જગત ઉપર વિનોબાના પ્રયોગનાં પરિણામો દૂરગામી પ્રભાવ પાડનારાં નીવડશે. વિનોબાની એ પ્રતિભા હતી કે ગાંધીજીએ પ્રસારેલાં જીવનમૂલ્યોને અમલી બનાવવા એમણે તેને એક આંદોલનનું સ્વરૂપ આપ્યું. આને લીધે ગાંધી-વિચાર ઉન્નત રહ્યો.

### ત્યાગની દીક્ષા આપતો કાર્યક્રમ

સ્વરાજ્યની લડતમાં આપણને ત્યાગની દીક્ષા મળી હતી. પણ સ્વરાજ્ય મળી ગયા પછી આપણે તે ભૂલી ગયા અને ભોગ પાછળ પડ્યા. બસ, મેળવવાનું જ છે, લાભ જ લેવાય તેટલો લેવાનો છે, દેવાનું કાંઈ નથી, એવું એક માનસ દેશમાં બની ગયું. આ માનસને, આ અવળા પ્રવાહને બદલવો પડશે. કંઈક દેવાનું શરૂ કરો. ત્યાગની શક્તિનો મહિમા તો વેદકાળથી ગવાયો છે. પરંતુ અહીં તો ત્યાગનો એક સ્થૂળ કાર્યક્રમ બનાવીને ગ્રામદાન રૂપે વિનોબાજીએ સમાજ સમક્ષ મૂક્યો. માલિકી છોડવાની વાત, જમીનનો અમુક હિસ્સો આપવાની વાત. વર્ષે દહાડે ઊપજનો અમુક હિસ્સો આપવાની વાત. તો આનાથી આપનારના માનસમાં કંઈક પરિવર્તન થશે, લેવાને ઠેકાણે દેવાની વાત. ગીતા, રામાયણ, કુરાન, બાઈબલ, વગેરેને આચરણમાં ઉતારવાનો એક સ્થૂળ કાર્યક્રમ. આપણા દેશના મોટામાં મોટા વિચારકોનોયે સૌથી મોટો દોષ એ રહ્યો છે કે એમણે મહાન વિચારો તો મૂક્યા, પણ તેને આચારમાં ઉતારવાનો માર્ગ ન બતાવ્યો. મહાપુરુષોએ બધી વાત કહી જ છે, તેમ છતાં આજે સમાજની કેવી હાલત છે? કોણ બુદ્ધને માર્ગે ચાલી રહ્યું છે? કોણ ઈશુને માર્ગે ચાલી રહ્યું છે? કોણ મહમ્મદને માર્ગે ચાલી રહ્યું છે? એટલે એ બધી કેવળ વાતો જ વાતો રહી જાય છે. આખરે એ બધી વાતો આપણા પોતાના જીવનમાં, આપણા પાડોશીના જીવનમાં, ગામના જીવનમાં ઉતારવાની છે. એ માટે આ ગ્રામદાન-ગ્રામસ્વરાજનો કાર્યક્રમ હતો. એ એક નૈતિક ઉત્થાનનો બહુ મોટા વ્યાપક પાયા પરનો કાર્યક્રમ હતો.જે બહુ પ્યારી વસ્તુ છે, તેની માલિકી છોડવી. જે જમીન પ્યારી છે, તેનો થોડો ભાગ છોડવો. મહેનતથી જે પેદા કર્યું છે, તેમાંથી નિયમિત આપતા રહેવું. આ કાંઈ નાની વાત નથી. એમાંથી જે શક્તિ પેદા થાય છે, તે શક્તિ નવો સમાજ નિર્માણ કરી શકે છે. એક સારો સમાજ રચવાની અનુકૂળતા આનાથી ગામમાં પેદા થાય છે.

### સંપત્તિ બધી સમસ્ત સમાજની

ગ્રામદાન એ સહયોગી માનવસમાજ સ્થાપવાની દિશામાં પહેલું પગલું છે. તેમાં વ્યક્તિગત માલિકીનું વિસર્જન એ એક પાયાનો વિચાર છે. સમાજમાં જે કાંઈ સંપત્તિ છે, તેના પર વ્યક્તિગત માલિકી હોઈ શકે નહીં, તે સંપત્તિ બધી સમસ્ત સમાજની છે, એ આ ગ્રામદાન આંદોલન પાછળ રહેલો એક મૂળભૂત વિચાર છે.

જો કે આજે સમાજમાં જે જાતનું માનસ કામ કરી રહ્યું છે, જે વૃત્તિ છે, તે વ્યક્તિગત માલિકીના વિચારને સ્વીકારે છે. વ્યક્તિગત માલિકી એ એક મૂળભૂત અધિકાર મનાય છે. તેનાથી વ્યક્તિની સ્વતંત્રતા જળવાય છે, અને અભિક્રમ સચવાય છે, એવો દાવો કરવામાં આવે છે. એટલે આ બાબત થોડી ઊંડી છણાવટની જરૂર છે.

માલિકી વ્યક્તિની છે, એ વિચાર જ આપણે ધરમૂળથી બદલવો છે. અને આ માત્ર જમીન માટે જ નહીં, પણ દરેક પ્રકારની સંપત્તિ માટે પણ એટલી જ સાચી વાત છે, ખાસ કરીને ઉત્પાદક સંપત્તિ માટે. ઉપભોગની ચીજવસ્તુને પણ આ થોડુંઘણું લાગુ પડે જ છે. નહીં તો રેશનિંગનો કોઈ અર્થ રહે નહીં. રેશનિંગ કયા ન્યાય પર ચાલે છે? ઉપભોગની ચીજવસ્તુમાંયે સહુનો હિસ્સો છે, એ તથ્યનો તેમાં સ્વીકાર છે.

### માલિકી એ માનવસ્વભાવનો મૂળભૂત ગુણ નથી

આજે મનોવિજ્ઞાનનો જે કંઈ વિકાસ થયો છે, એ પરથી પણ એમ ફલિત થતું નથી કે માનવસ્વભાવમાં આ માલિકીની વાત રૂઢ છે. વ્યક્તિગત માલિકી એ માનવસ્વભાવનો મૂળભૂત ગુણ છે, એમ નથી માની શકાતું. ઊલટાનું મનોવિજ્ઞાને તો એમ બતાવી આપ્યું છે કે કુંભારના હાથમાં રહેલા માટીના લોંદામાંથી જેમ કુંજો પણ ઘડી શકાય છે અને કૃષ્ણની મૂર્તિ પણ બનાવી શકાય છે, તેમ માનવસ્વભાવ પણ ઘણો પરિવર્તનશીલ છે, તેને ઘાટ આપી શકાય છે, બદલી શકાય છે. દુનિયામાં એવા વિશ્વાસ સાથે જ બધા કામ કરે છે કે મનુષ્યના સ્વભાવને educate કરી શકાય છે. કેળવી શકાય છે; અને તેની વૃત્તિઓને બદલાવી શકાય છે, જાતીય વૃત્તિને પણ વાળી શકાય છે.

### માણસ કદી એકલો રહી શકતો નથી

વ્યક્તિગત માલિકીનો ઇતિહાસ તપાસીએ. એ વાત સમાજમાં ક્યારથી આવી? માણસ કદી એકલો રહી શકતો નથી. એ સામાજિક પ્રાણી છે. અગાઉના જમાનામાં માણસો tribes—ટોળીઓ બનાવીને રહેતા. જે કંઈ સંપત્તિ હતી, તે એ નાનકડા સમૂહની હતી. વ્યક્તિગત માલિકીનો વિચાર તો પાછળથી આવ્યો. કોઈ એમ કહે કે આ તો એક સાંસ્કૃતિક મૂલ્ય છે, માનવસંસ્કૃતિ આગળ વધી છે તેની નિશાની છે, તો ભલે કહે. બાકી, શરીરમાં જેમ વિવિધ cells—કોષો એકમેક સાથે ગૂંથાયેલા છે, તેમ માનવસમાજ પણ ગૂંથાયેલો છે.

માણસનું આગવું વ્યક્તિત્વ અને પૃથક વ્યક્તિત્વ, એ બે જુદી જુદી ચીજ છે. આજે માનવ-સમાજ ત્યાં પહોંચ્યો છે, જ્યાં માનવીઓ રેતીના કણોની માફક એક in organic mass બનીને જીવી રહ્યા છે. તેમાંથી ફરી આપણે organic

community—જીવંત માનવસમુદાય બનાવવો છે. આજે તો જીવનનું ટુકડીકરણ થઈ ગયું છે. કણ-કણમાં તે છિન્નભિન્ન થઈ ગયું છે. આજે લોકો સાથે રહે છે, પણ લોકજીવન સાથે ચાલતું નથી. પશ્ચિમના દેશોમાંયે આ વિશે ફેરવિચારણા ચાલી રહી છે. એ લોકો પણ એવો સમાજ ફરી સ્થાપવા પ્રયત્ન કરી રહ્યા છે, જેમાં માણસો એકબીજાની ચિંતા કરતા હોય, અરસપરસ મદદ કરતા હોય, એકબીજા માટે જ્યાં લાગણી ને ઘસાવાની ભાવના હોય. અને આ કલ્યાણરાજ દ્વારા નહીં, પણ માણસ માણસની હેસિયતથી બીજાને મદદ કરતો હોય, એવું તેઓ લાવવા માગે છે. કલ્યાણરાજ દ્વારા એમણે સામાજિક સુરક્ષાની વ્યવસ્થા કરી, એક તંત્ર ઊભું કર્યું. પણ તેનાથી પરસ્પર સહાયનું એક મૂલ્ય માનવ-હૃદયમાં પ્રવેશ્યું નહીં. એ લોકોએ સમાજવ્યવસ્થાને સ્પર્ધાત્મક જ રહેવા દીધી. તેમાં વ્યક્તિગત માલિકી એક બહુ મોટું મૂલ્ય ગણાયું. શું આપણે પણ આ રીતે આપણા સમાજને છિન્નભિન્ન થઈ જવા દેવા માગીએ છીએ? એ તો ખોટું થશે. એ ખતરનાક નીવડશે.

### માલિકી એ કોઈ સનાતન સત્ય નથી

આ વ્યક્તિગત માલિકીની વાત એ કોઈ વિજ્ઞાનથી સિદ્ધ થયેલી વાત નથી. ન તો એ માનવ-સ્વભાવમાં રૂઢ થયેલી વાત છે. આરંભકાળમાં તો જમીન આખાયે સમાજની હતી. વ્યક્તિગત માલિકીની વાત પાછળથી આવી. તેને લીધે સમાજમાં ભેદની દીવાલો ખડી થઈ છે. એક તરફ મજૂરો અને બીજી તરફ માલિકો, આવી બે દુનિયા ઊભી થઈ ગઈ છે. માલિક-મજૂરના આ ભેદ ન રહેવા જોઈએ, એવું આપણે માનીએ છીએ. સર્વોદય, સમાજવાદ સામ્યવાદ, એ બધી વિચારસરણી આની સાથે સંમત છે. એ ભેદોથી તો શોષણની વ્યવસ્થા કાયમ રહે છે, વિષમતાઓ માટે રસ્તો ખુલ્લો રહે છે અને સંઘર્ષ ચાલતો રહે છે. માલિકી સમાજની થવાથી અશાંતિનું એક મોટું કારણ દૂર થશે.

કોઈ સમાજશાસ્ત્ર કે ધર્મશાસ્ત્ર એમ કહેતું નથી કે વ્યક્તિ માલિક છે. વ્યક્તિગત માલિકીની વાત એ કોઈ સનાતન સત્ય છે નહીં. આ પૃથ્વી ઉપર જે કંઈ છે, તે બધાનું છે, ભગવાનનું છે. એ કુદરતની બક્ષિસો છે. ભગવાનને ઘેરથી કોઈ લખાવીને નથી આવતું કે આ ૫૦૦ વીઘા જમીન મારી છે. એ બધું તો માનવીઓએ—ભગવાનનાં સંતાનોએ ઊભું કરેલું છે.

### ઉત્પાદનની પ્રક્રિયા એ સામાજિક પ્રક્રિયા છે

વળી, જમીન ભગવાને બનાવી. પણ પ્રકૃતિના ખોળામાં જે કંઈ છે, તેનો ઉપયોગ માણસ જેમનો તેમ નથી કરતો. માણસ સીધી માટી તો નથી ખાતો, જમીનમાંથી અન્ન પેદા કરીને માણસ ખાય છે. જે કંઈ ધરતીની ભીતર, ઉપર, બહાર, હવામાં છે, તે બધામાંથી માણસ પોતાનો પરિશ્રમ અને બુદ્ધિ વાપરીને નવું પેદા કરે છે. અને આ માટે આખા સમાજની સહાયની જરૂર પડે છે. તેમ છતાં કોઈ કહે કે એનો માલિક તો હું છું, તો એ વાત સોળેસોળ આની ખોટી છે, અસત્ય છે. ઉત્પાદનની પ્રક્રિયા એ સામૂહિક પ્રક્રિયા છે, સામાજિક પ્રક્રિયા છે, એક social process છે. તેમાં પ્રત્યક્ષ, અપ્રત્યક્ષ રૂપે અનેક લોકો મદદ કરે છે. મહેનત, મૂડી, બુદ્ધિ, એ બધું એક સાથે લાગે છે, ત્યારે ઉત્પાદન થાય છે. તેથી તેમાં આખાયે સમાજનો હિસ્સો છે. કોઈ કહે કે બુદ્ધિ વાપરી એટલે હું માલિક. બીજો કહે કે મેં મૂડી નાખી એટલે હું માલિક, તો એ વાત તદ્દન ખોટી છે. મૂડી રોકી એટલે તમે માલિક, અને મહેનત કરી એનો કોઈ જ હિસ્સો નહીં? બૅન્કનું વ્યાજ ચૂકવી દીધું, મહેનતનો પગાર ચૂકવી દીધો, એટલે બાકીનો બધો નફો તમારો હરગિજ નહીં. એ નફામાં પણ આખા સમાજનો હિસ્સો છે.

કોઈએ કાચો માલ કાઢ્યો, કોઈએ મહેનત કરી તેને પાકો બનાવ્યો, કોઈએ રેલગાડી ચલાવી......તો એ બધાયનો હિસ્સો છે. આ રીતે સમાજમાં જે કાંઈ ઉત્પન્ન થાય છે, તેનું યોગ્ય વિતરણ થાય એ જરૂરી છે.

આ વિચાર આપણે તલવાર કે બંદૂકથી અથવા કાયદાથી અમલમાં નથી લાવવો, પણ લોકો સમજબૂઝીને પોતાની માલિકી સમાજને સમર્પણ કરે અને માલિક તો સમાજ છે, ગામ છે, ભગવાન છે એમ સ્વીકારે, એવું આપણે કરવું છે.

### ટ્રસ્ટીશિપને વ્યવહારમાં ઉતારવાનો મૌલિક પ્રયોગ

ગ્રામદાન દ્વારા આ કરવાનો પ્રયત્ન થયો. ગ્રામદાન આંદોલને જમીનની માલિકીના ક્ષેત્રમાં એક નૈતિક ફરજ પાડતું તત્ત્વ દાખલ કર્યું કે જમીન એ નિર્બંધ માલિકી અને અધિકારની વસ્તુ નથી, પણ સમાજનું હિત સધાય એ શરતને આધીન રહીને ઉપયોગમાં લેવાનું એક સાધન માત્ર છે. ગ્રામદાન મારફત ગામમાં એક નવી વ્યવસ્થા ઊભી થાય કે જમીનની માલિકી ગામની ગણાવી જોઈએ, અને જમીન ઉપર કબજો ખેડૂતનો હોવો જોઈએ. સંપત્તિ અને તેમાંયે ખાસ કરીને કુદરતી સંપત્તિ તો સમાજની છે. વ્યક્તિના હાથમાં તે રહી શકે છે, પણ વ્યક્તિની સંપત્તિના રૂપમાં નહીં, આજીવિકાના સાધનના રૂપમાં. એટલે જમીન ઉપર કબજો ખેડૂતનો હોય.

આ રીતે ગ્રામદાનમાં ગાંધીજીની ગ્રામરાજ અને ટ્રસ્ટીશિપની વાતને એક મૂર્તિમંત સ્વરૂપ સાંપડે છે. ગાંધીજીના ટ્રસ્ટીશિપના વિચારનો વ્યવહારમાં અમલ કરવાનો વિનોબાજીનો આ એક અત્યંત મૌલિક પ્રયોગ હતો. જમીન ગ્રામસમાજની એ ટ્રસ્ટીશિપ ઇન ઍક્શન—સાક્ષાત્ વ્યવહારમાં ટ્રસ્ટીશિપ થઈ કોઈ પક્ષ એમ કહેવાની હિંમત નથી કરી શકતો કે અમારા હાથમાં રાજ્ય આવશે, તો અમે જમીનની વ્યક્તિગત માલિકી નાબૂદ કરીશું. કોઈ રાજકીય પક્ષ આનો વિચાર સરખોયે નથી કરી શકતો.

### ખેતીપ્રધાન દેશમાં સમાજવાદનું સ્વરૂપ કેવું હશે?

સમાજવાદની બહુ ચર્ચા થતી રહે છે. દરેક જણ એક-એકથી ઊંચા સમાજવાદી હોવાનો દાવો કરે છે. પણ બેન્કોનું અને

અમુક ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ કરી નાખ્યું એટલા માત્રથી સમાજવાદ થઈ ગયો ? આ ખેતીપ્રધાન દેશમાં તમારો આ સમાજવાદ ગામડાંઓમાં કેમ કરીને આવશે, એ વિશે ક્યારેય વિચાર કર્યો છે ? સમાજવાદ-સમાજવાદની વાતો કરો છો, પણ આ દેશમાં ૮૨ ટકા લોકો તો ગામડાંમાં વસે છે. એમને માટે સમાજવાદનું શું ચિત્ર છે ? આ ગામડાંઓને તમારો સમાજવાદ ક્યાં સ્પર્શે છે ? માત્ર નારાઓ પોકારવાથી સમાજવાદ નહીં આવી જાય. બીજા દેશોની નકલ કરવાથીયે સમાજવાદ નહીં લાવી શકાય. યુરોપના સમાજવાદીઓ આ પ્રકારના ગ્રામીણ અને ખેતીપ્રધાન વાતાવરણમાં સમાજવાદ કઈ રીતે સ્થાપી શકાય, તેનાથી પરિચિત નથી. ત્યારે મારું એમ કહેવું છે કે આપણા જેવા કૃષિપ્રધાન દેશમાં સમાજવાદનું સ્વરૂપ કેવું હોય, તેનો જવાબ ગ્રામદાન આપે છે. વ્યક્તિગત માલિકીના વિસર્જન ઉપરાંત વીસમા ભાગની જમીન ભૂમિહીન માટે આપવી, દર વરસે પાકમાંથી મણે શેર અનાજ ગ્રામ-ભંડોળ માટે આપવું. ગામનું કામકાજ સર્વાનુમતિએ ચલાવવું, આમાંથી ગ્રામીણ સમાજવાદનું કંઈક ચિત્ર ઊપસે છે. આ જનતાનો સમાજવાદ છે અને દરેકે એટલું તો માનવું જ પડશે કે જનતાનો અથવા સ્વૈચ્છિક સમાજવાદ જેટલો વધારે હશે અને રાજ્ય દ્વારા લદાયેલો સમાજવાદ જેટલો ઓછો હશે, એટલો સમાજવાદ વધારે પૂર્ણ અને યથાર્થ બનશે.

### “સરકાર અમારી માબાપ” એ વૃત્તિ કાઢવી છે

ગ્રામસ્વરાજ આંદોલનનું ધ્યેય એ હતું કે લોકોને સમજાવીને, સરકાર ઇચ્છે કે ન ઇચ્છે તોયે લોકોનાં જીવનમાં ક્રાંતિ કરીને તે મારફત સમાજમાં ક્રાંતિ લાવવી. એથીયે આગળ જઈને આ આંદોલનનું ધ્યેય એ હતું કે પક્ષો અને પાર્લમેન્ટોની દરમ્યાનગીરી વગર લોકો પોતાનો વ્યવહાર પોતે જ સીધેસીધો સંભાળે એવી હાલત પેદા કરવી. લોકો પોતાની જાત પર વધુ ને વધુ આધાર રાખતા થાય અને સરકારનો આધાર દિવસે દિવસે ઓછો કરતા જાય.

ભારત બહુ લાંબા વખત સુધી ગુલામ રહ્યું, તેને લીધે લોકો સરકારના ઓશિયાળા બની ગયા છે. અંગ્રેજોએ જનતાની પરાક્રમની, સ્વાવલંબનની, અભિક્રમની ભાવના મારી નાખી છે, અને “સરકાર અમારી માબાપ” એવી પંગુ સ્થિતિ ઊભી કરી છે. એટલે આજે જનતાનો અભિક્રમ જગાડવાનું કામ મુખ્ય છે. આવી લોકશક્તિ જગાડ્યા વિના આરો નથી. સ્વરાજ્યનો આપણો અનુભવ એમ કહે છે કે કેવળ રાજ્યના ભરોસે રહેવાથી કોઈ કામ પૂરું નથી થતું. મુખ્ય જવાબદારી તો જનતાએ જ ઉપાડવાની રહે છે. આટઆટલી પંચવર્ષીય યોજનાઓના અનુભવ પરથી આપણે એમ જોયું કે લોકજાગૃતિ અને લોકસંગઠન વિના નિર્માણ કામો અને વિકાસયોજનાઓ પાછળ કરોડો રૂપિયા ખર્ચવા છતાં કાંઈ નથી વળતું. જનતાનો પોતાનો અભિક્રમ જાગતો નથી, ત્યાં સુધી એ કામોમાં પણ પ્રાણ નથી આવતો.

### લોકશાહીનું મૂળ તત્ત્વ હજી સમજાયું નથી

ખરું જોતાં, લોકશાહીમાં પણ મુખ્ય વાત એ છે કે દંડશક્તિ ઓછી ને ઓછી થતી જવી જોઈએ, અને લોકશક્તિનો વિકાસ થતો રહેવો જોઈએ. સરકાર અને સરકારનાં કામો ગૌણ હોય તથા જનતા અને જનતાનાં કામો મુખ્ય હોય. પરંતુ લોકશાહીનું આ મૂળભૂત તત્ત્વ હજી લોકોને બરાબર ધ્યાનમાં નથી આવ્યું. આજે હજી મોટા ભાગના લોકોને રાજ્યશક્તિ ઉપર જ વધારે શ્રદ્ધા છે. એટલે રાજ્યની ટીકા કર્યા કરશે, પરિસ્થિતિ વિશે ભારે અસંતોષ પણ વ્યક્ત કરશે. અને તેમ છતાં બધી સમસ્યાઓનો કોઈ ઉકેલ થઈ શકે તેમ હોય તો તે રાજ્ય મારફત જ થઈ શકે તેમ છે, એવી એક રૂઢ માન્યતા લોકોના મનમાં ઘર કરી ગઈ છે. ઘણા મોટા મોટા લોકોને પણ એમ જ છે કે દેશનું ઘડતર કરવા માટે સરકાર એ જ એક અસરકારક સાધન છે.

એટલે પછી લોકો માને છે કે બધું સરકાર કરી દેશે, આપણી કાંઈ જવાબદારી જ નથી. લોકોમાં જવાબદારી ઉપાડીને અભિક્રમ લેવાની આજે તૈયારી નથી. પરિણામે દેશની પ્રચંડ માનવશક્તિ હજી ઘોરતી પડેલી છે, અને મૂડી રૂપ બનીને ઉપયોગી બનવાને બદલે તે આજે બોજરૂપ બનીને બેઠી છે.

આમાં રાજકીય પક્ષોનો, સરકારનો અને સરકારની નીતિઓનોયે ઘણો દોષ છે. તેને કારણે પણ જનતા નિષ્ક્રિય બને છે, અભિક્રમશૂન્ય બને છે. વાસ્તવમાં થવું તો એમ જોઈએ કે લોકો પોતાના પગ પર ઊભા થાય અને પોતાની પાસે જે કંઈ સાધનસામગ્રી હોય તે લઈને બનતું કરવા મંડી પડે. અને પછી સરકાર તેમાં જરૂરી એટલી મદદ કરે. પરંતુ આપણે સરકારી માળખું એ રીતે ગોઠવ્યું છે કે ગામડાની યોજના ગામ બહારના અજાણ માણસો જ દિલ્હીમાં બેઠાં બેઠાં બનાવે ! એટલે સરકાર તરફથી આજે લોકોના અનુભવોનોયે પૂરતો ઉપયોગ નથી થતો. ગામડાંના લોકો ઘણી બાબતોમાં કેટલીક વાર ઘણું ઉપયોગી કોઠાજ્ઞાન ધરાવતા હોય છે, તે તરફ કશું ધ્યાન નથી અપાતું. જનતાની પોતાની આવી સૂઝસમજને પ્રોત્સાહન મળે એવી સરકારનીયે દૃષ્ટિ નથી. બ્રિટિશ અમલ દરમ્યાન જનતા અને સરકાર એકબીજાથી છેટાં પડી ગયાં હતાં, તે વખતની ખાઈ આજેયે હજી ઝાઝી પુરાઈ નથી.

આથી જ ગાંધીજી જનતાને જગાડવા માગતા હતા, રાજ્યશક્તિની જોડાજોડ લોકશક્તિ ખડી કરવા માગતા હતા. અને આટલા માટે જ વિનોબાજીએ પણ જનતાના પુરુષાર્થ ઉપર આટલો બધો ભાર મૂક્યો. જનતાએ પોતે જાગરૂક થવાનું છે. જ્યાં સુધી જનતા જાગરૂક નથી થતી, ત્યાં સુધી કોઈ પણ લોકશાહી સફળતાપૂર્વક ચાલી શકે નહીં.

### ઘણો વધારે ઊંડો અર્થ ધરાવનારું આંદોલન

લોકોનો પુરુષાર્થ જગાડવાનો અને ગામનું સંગઠન ઊભું કરવાનો પ્રયાસ ગ્રામસ્વરાજ આંદોલને કર્યો. ગ્રામજનતામાં

સ્વાવલંબન અને સહકારી પુરુષાર્થની ભાવના જગાડી ગામમાં પ્રત્યક્ષ અને લોકોના સક્રિય હિસ્સાવાળી લોકશાહી પાંગરે, તે માટેનું સામાજિક ને મનોવૈજ્ઞાનિક વાતાવરણ પેદા કરવાની તેની નેમ હતી. સૂક્ષ્મતાથી જોઈએ તો જણાશે કે ગ્રામદાની ગામમાં ગ્રામસભા રચાય છે, અને તે સક્રિયપણે કામ કરતી થાય છે, તો એક નિરંતર ક્રાંતિની પ્રક્રિયા શરૂ થઈ જાય છે. કેટલાયે પ્રશ્નો હશે, જે ગામલોકોએ ગ્રામસભામાં એક સાથે બેસીને ઉકેલવાના રહેશે. ગ્રામસભા એ પરમેનન્ટ રેવોલ્યૂશન—નિરંતર ક્રાંતિ માટેનું એક ઉત્તમ માધ્યમ બની શકે. ગ્રામસભા એ ગામની લોકસભા છે. ખરું જોવા જઈએ તો એ જ સાચી લોકસભા છે, જેમાં પ્રત્યક્ષ લોક ફંક્શન કરે છે, કામ કરે છે. આવી ગ્રામસભાઓને માર્ગ દેખાડવો પડશે, જરૂર પડે મદદ કરવી પડશે, અને ધીરે ધીરે ગ્રામસ્વરાજની દિશામાં આગળ વધારતા જવી પડશે.

આમ, વિનોબાજીનું આંદોલન એક ઘણો વધારે ઊંડો અર્થ ધરાવનારું આંદોલન હતું. એમણે કેવળ ભૂમિ-સમસ્યાનો ઉકેલ જ આપણી સામે નહોતો મૂક્યો, બલ્કે અહિંસક માર્ગે સામાજિક ક્રાંતિ અને સમાજના નવનિર્માણની દિશામાં પહેલું પગલું ભર્યું હતું. આખુંય સામાજિક ને રાજકીય માળખું બદલવાની એમના આંદોલનની નેમ હતી. આ આંદોલન એક એવી નવી વ્યવસ્થા નિર્માણ કરવા ઝંખતું હતું, જે બધા જ સામાજિક, રાજકીય અને આર્થિક માળખામાં સમૂળી ક્રાંતિ આણે. વિનોબાજીએ પોતાની ક્રાંતદૃષ્ટિથી અહિંસક ક્રાંતિનાં પ્રેરકબળોના ગર્ભમાંથી આ આંદોલનનો ઉદ્ભવ કરાવ્યો હતો. ભૂદાન-ગ્રામદાનના આ આંદોલનમાં આમજનતા પણ આટલા બધા વિશાળ ફલક પર ક્રાંતિની પ્રક્રિયામાં સામેલ થઈ શકી, એ વાતનો દુનિયાની ક્રાંતિઓના ઇતિહાસમાં જોટો શોધ્યો જડે તેમ નથી.

### આંદોલનની સિદ્ધિઓ

આંકડાઓની દૃષ્ટિએ પણ આંખો ઊઘડી જાય તેવાં પરિણામો આ આંદોલને આપ્યાં છે. દેશભરમાં રાજ્ય સરકારોએ ભૂમિ-સુધારના અનેક કાયદાઓ કરી-કરીને જે પરિણામો પ્રાપ્ત કર્યાં છે, તેનાં કરતાં ભૂદાન-ગ્રામદાન મારફત વહેંચાયેલી જમીનના આંકડા કેટલાય ગણા મોટા છે. વિનોબાજીએ આ બહુ મોટું કામ કર્યું. એટલું મોટું કામ ગાંધીજી પછી આ દેશમાં બીજા કોઈએ નથી કર્યું. લોકશક્તિથી, વિચારની શક્તિથી, પ્રેમની શક્તિથી એમણે લાખો એકર જમીનની વહેંચણી કરાવી. આ કોઈ નાની વાત નથી. બહુ મોટી વાત છે. અને મારો એવો ખ્યાલ છે કે આપણે લોકોએ વિશ્વાસપૂર્વક એ કામને આગળ ચલાવ્યું હોત, તો ઘણી ઘણી પ્રગતિ થઈ હોત, અને કદાચ ભૂમિની સમસ્યા, જ્યાં સુધી આજની પરિસ્થિતિની અંદર શક્ય છે ત્યાં સુધી, ઉકલી ગઈ હોત. આજની પરિસ્થિતિનાં શક્યતાની વાત એટલા માટે કહું છું કે વાસ્તવમાં એટલી જમીન છે નહીં કે ગામનાં દરેક લોકોને જમીન આપી શકાય.

ખેર, ભૂદાન આંદોલને અહિંસાની પદ્ધતિની અસરકારકતા બતાવી આપી છે. એ ખરું છે કે ભૂમિની વિશાળ સમસ્યા કે ભૂમિહીનતાની તેનાથી નાની સમસ્યા હજી ઉકેલી શકાઈ નથી. પરંતુ ભૂદાન આંદોલને ભૂમિહીનો માટે બીજા કોઈ પણ કરતાં વધુ કર્યું છે. અને સૌથી વધારે મહત્ત્વની વાત તે એ કે જમાનાઓથી ભૂમિની માલિકી સંબંધી જે મૂલ્યો સમાજમાં પ્રતિષ્ઠિત હતાં, તેને અંગેના સમાજના વલણમાં એક માનસિક પરિવર્તન આ આંદોલને આપ્યું છે.

એવી જ રીતે ગ્રામદાનના વિચારને પણ દેશભરમાં દોઢેક લાખ ગામોએ ઝીલ્યો હતો. વળી, આમાંનાં સેંકડો ગામડાં એવાં હતાં, જ્યાં ગ્રામદાન થયા બાદ નૈતિક તેમ જ ભૌતિક બંને દૃષ્ટિએ ઘણી પ્રગતિ થઈ હતી. કેટલાંક ગામોમાં ગ્રામસભા સક્રિય રૂપે કામ કરતી થઈ હતી. અને દેશભરમાં ગ્રામદાનના વિચારને ફેલાવી દેવો તથા ગ્રામદાનના કાર્યક્રમ અને શરતોના સંકલ્પ-પત્રો ઉપર સહી મેળવવી એવી તૂફાન ઝુંબેશ ચાલી. ગ્રામદાન માટે વ્યાપક લોક-સંમતિ પ્રાપ્ત કરવાનો એ પ્રયાસ હતો. તેમાં બધું ધ્યાન ગ્રામદાનની શરતો માટે ગ્રામજનતાની સંમતિ મેળવવા ઉપર કેન્દ્રિત થયું હતું. એ બધા ગ્રામદાનના સંકલ્પ-પત્રો ડેકલેરેશન ઑફ ઇન્ટેન્ટ—ભાવનાની અભિવ્યક્તિ, આશયની ઘોષણારૂપ હતા.

### આંદોલનની અધૂરપો અને ખામીઓ

પરંતુ પાછળથી ગ્રામદાનના આ સંકલ્પોની પૂર્તિ કરાવવાનો મહત્ત્વનો તબક્કો અધૂરો રહ્યો. તેનો અમલ કરાવીને ગ્રામસ્વરાજની દિશામાં આ બધા ગામોને આગળ વધારવાનું બની શક્યું નહીં. મને હજીયે એમ લાગે છે કે વિનોબા પોતે જો કાર્યક્ષેત્રમાં રહ્યા હોત અને ગ્રામદાનના સંકલ્પોનો અમલ કરાવવાના પાયાના કામમાં એકાગ્રતાથી લાગ્યા હોત, તો એક અહિંસક કૃષિ ક્રાંતિ અવશ્ય ફળીભૂત થઈ હોત, જેણે સંપૂર્ણ અહિંસક ક્રાંતિ માટેનો માર્ગ ઉઘાડી આપ્યો હોત. વિનોબાની ગેરહાજરીમાં વાતાવરણ વિખેરાઈ ગયું અને આંદોલન પોતાની ગતિશીલતા ગુમાવી બેઠું.

ખેર, આને લીધે ગ્રામસ્વરાજ આંદોલનની સૌથી મોટી નબળાઈ રહી તે એ કે તેમાં ભળેલાં ગામડાંઓને ગ્રામદાનના આદર્શ પ્રમાણે સ્વયં-શાસિત એકમ રૂપે વિકસિત કરી શકાયાં નહીં. આ ગામડાંઓને સ્વયં-શાસિત અને સ્વયં-પરિચાલિત સમાજ બનવાની દિશામાં દોરી જવા અમે અસમર્થ રહ્યા. તેને લીધે આ આંદોલનના ગર્ભમાં રહેલી ક્રાંતિકારી સંભાવનાઓનો સાક્ષાત્કાર થઈ શક્યો નહીં.

આનાં કારણોમાં ઊંડા ઊતરીએ છીએ તો સમજાય છે કે, લોકો સમાજ પ્રત્યેનાં પોતાનાં કર્તવ્યોને સમજીને સ્વીકારે અને સ્વેચ્છાપૂર્વક પોતાનો માલિકી હક જતો કરે, એ માટે સતત પ્રયત્નો અનિવાર્ય છે. લોકોનાં માનસ ને હૃદય આ માટે કેળવવાં પડશે. તેની અવેજીમાં બીજો કોઈ ટૂંકો રસ્તો કે આડરસ્તો છે નહીં. મને લાગે છે કે આવા સાતત્યપૂર્ણ નિષ્ઠાવાન પ્રયત્નોને બદલે અમારું ધ્યાન આંકડાઓ ઉપર કેન્દ્રિત રહ્યું. તથા

એ હકીકતમાં બહુ નવાઈ પામવા જેવું કશું નથી કે ગ્રામદાન વ્યવસ્થા અને માલિકીહક અંગેનાં નવાં ધોરણો વિશેનો ઉત્સાહનો પહેલો ઊભરો શમી ગયો ત્યારે આમાંનાં મોટા ભાગનાં ગામડાં પોતાની જૂની ઘરેડે ચઢી ગયાં. પરિણામે, ગ્રામદાનનો સંદેશો દૂર દૂર સુધી પહોંચી ગયો એ સાચું, પણ તેનાથી મોટા ભાગનાં ગામડાંઓના આર્થિક અને સત્તાના માળખામાં અસરકારક ફેરફાર લાવી શકાયા નહીં.

આમાં મને બીજી જે ખામી દેખાઈ તે એ કે અમે ગ્રામદાન-પ્રાપ્તિને જ અમારા ઉદ્દેશનો છેડો માની લીધો. પણ આપણને તો જોઈતી હતી એક એવી સમાજરચના જેમાં કેવળ રૂપાળા અક્ષરોમાં છાપેલા બંધારણનાં પાના પર નહીં, પણ રોજબરોજના પ્રત્યક્ષ જીવન-વ્યવહારમાં એક સૌથી નીચા પદદલિતને સમાજના સૌથી ઊંચામાં ઊંચાની બરાબરીનો આર્થિક, સામાજિક ને રાજનૈતિક મોભો પ્રાપ્ત થાય. આવી ક્રાંતિકારી સમાજરચના માટે ગ્રામદાન એ એક મુખ્ય ફાયર રૂપ હતું. એટલે આપણને અપેક્ષિત હતી એવી સમાજરચના લાવવા માટે ગ્રામદાન-પ્રાપ્તિની સાથે સાથે આ ગામડાંઓ આર્થિક રીતે સ્વાવલંબી નીવડે અને એક સ્વયંશાસિત એકમ તરીકેના પોતાના ચારિત્ર્યને ટકાવવા માટે જરૂરી એવો આત્મવિશ્વાસ એમનામાં જન્મે એ સારુ પ્રયત્ન થવો જોઈતો હતો.

### દલિત-શોષિતનું સંગઠન આવશ્યક

બીજા એક સવાલની છણાવટ પણ જરૂરી છે. વિનોબાજીએ વર્ગ-સંઘર્ષની જગ્યાએ વર્ગ-નિરાકરણની વાત કરી હતી, અને અમે બધા એ દિશામાં પ્રયત્નશીલ પણ રહ્યા. તેનું શું પરિણામ આવ્યું? સૌથી નીચેના વર્ગની સામાજિક હેસિયતમાં કોઈ પરિવર્તન થયું? અમારા આંદોલનમાં અમે સબળાઓને જ ધ્યાનમાં રાખ્યા, અને સમજાવટથી એમને બદલવાનો પ્રયાસ કર્યો. નબળા જે છે, પછવાડે રહી ગયેલા જે છે, એમની અમારા આંદોલનમાં બહુ ઓછી ભૂમિકા રહી. આ પ્રક્રિયામાં વ્યક્તિગત રીતે કેટલાક લોકોનું માનસ બદલાયું, પરંતુ આખાયે વર્ગના રૂપમાં એ બદલાશે, એમ નથી લાગતું. આટલાં વરસ સ્વરાજ્યને થઈ ગયાં, આપણા કામને થઈ ગયાં, કેટલું બદલી શક્યા આપણે?

જે ઊંચી જાતિના લોકો છે, તે મોટે ભાગે આર્થિક દૃષ્ટિથી પણ સંપન્ન છે. તેઓ નીચી જાતિવાળાને મનુષ્યની સામાન્ય હેસિયત પણ દેવા માગતા નથી. માલિક મજૂરો સાથે જેમ તેમ બોલશે. નીચી જાતિના લોકોને એક ખાટલા પર આપણી સાથે બેસવા માટે પણ બહુ સમજાવવા પડે છે. આ બધા સામંતવાદના અવશેષ છે. અનુભવ એવો થયો છે કે ઉચ્ચ વર્ગ અને વર્ણના લોકોને જે વિશેષ સગવડો પ્રાપ્ત થઈ છે, તે એમને સમજાવીને એમની પાસે છોડાવવાનું તથા જુદી જુદી જાતિઓ વચ્ચે એકતા સ્થાપવાનું કામ ઘણું અઘરું છે. આજે તો નબળા લોકો સાથે ઘણો અમાનવીય વહેવાર પણ થાય છે.

ત્યારે, આ સ્થિતિ કેમ બદલાશે, એ આપણે વિચારવું જોઈએ. શું આપણે સિદ્ધાંતની ચર્ચા કરતા રહીએ, અને આ સ્થિતિમાં કશોયે ફરક ન પડે, તો આપણને સંતોષ થશે?

ટૂંકમાં, મારે કહેવું એ છે કે સર્વોદય આંદોલને વર્ગ-નિરાકરણનો જે વિચાર મૂકેલો, તે દિશામાં હજી સુધી બહુ પ્રયોગ તો થયા નથી; પરંતુ એ વિચાર આજે નેતૃત્વવિહીન બની ગયો છે. વિનોબાજી સામાજિક કામોમાંથી સંન્યાસ લઈ ચૂક્યા છે. મારી અથવા ધીરેનભાઈની એવી સ્થિતિ નથી કે નેતૃત્વ કરી શકીએ. એટલે એ દિશામાં પ્રયોગ કરનારા જરૂર કરે, અને તેમાં મને રસ પણ રહેશે. જો કે મારે કહેવું જોઈએ કે આ વર્ગ-નિરાકરણના વિચારની તાત્કાલિક અસરકારકતા વિશે વ્યક્તિગત રીતે મારો પોતાનો વિશ્વાસ પહેલાં કરતાં ઓછો થયો છે. મને આજે નથી લાગતું કે સર્વોદય આંદોલનમાં અથવા તો બીજા કોઈ પ્રકારની સ્વૈચ્છિક એજન્સીમાં એટલી તાકાત હોય, અથવા હોઈ શકશે કે જેથી તે વર્ગ-સંગઠનને તોડી નાખે. આ પરિસ્થિતિમાં બીજો રસ્તો શોધવો પડશે. આ સંદર્ભમાં મેં વર્ગ-સંઘર્ષના નવા અહિંસક સ્વરૂપની વાત મૂકી છે.

મારું કહેવું એમ છે કે આપણે જો ઉપરવાળા લોકોના હૃદય-પરિવર્તન ઉપર જ નિર્ભર રહીશું, તો ઘણો વખત નીકળી જશે. માટે જરૂરત એ વાતની છે કે દબાયેલા પોતે ઊઠે એ લોકો જો પોતાની તાકાત પ્રગટ કરી શકશે, તો ઉપરવાળા પરિવર્તન માટે તૈયાર થશે. માત્ર ઉપરવાળાઓની ઉદારતા પર નિર્ભર થઈને બેસી રહેવું પૂરતું નથી. આજના સંજોગોમાં આપણે પછવાડે રહી ગયેલા લોકોને, શોષિતોને, દલિતોને અલગ રીતે સંગઠિત કરવા પડશે. જે લોકો દબાયેલા છે તે લોકો જ્યાં સુધી પોતાની તાકાત પ્રતિપાદિત ( assert ) નથી કરી શકતા, અને પોતાની શક્તિનો અનુભવ નથી કરી શકતા, ત્યાં સુધી એમનામાં આત્મ-સન્માનની ભાવના પેદા થઈ શકતી નથી. અને જ્યાં સુધી નીચેના વર્ગોમાં આત્મ-સન્માન પેદા નહીં થાય, જ્યાં સુધી એમના પોતાના આત્મવિશ્વાસનું એક દબાણ ઊભું નહીં થાય, ત્યાં સુધી ઉપરના વર્ગો આપમેળે બદલાય એવો સંભવ નથી લાગતો. વ્યાપક લોકશિક્ષણનું દબાણ તથા પછવાડેના, દબાયેલા લોકોના વ્યાપક વર્ગ-સંગઠનનું દબાણ, દબાણની આવી બેવડી તાકાત જ સામંતવાદી પરંપરાઓ અને શોષણની વ્યવસ્થાને તોડી શકશે.

ત્યારે કોઈએ કહ્યું કે આમાંથી તો વર્ગ-સંઘર્ષ પેદા થશે. તો મેં કહી દીધું કે, આખરે જો વર્ગ-સંઘર્ષ અનિવાર્ય જ થઈ પડે, તો બીજો ઉપાય શો? મેં આમ કહ્યું તેનાથી થોડો ભ્રમ ઊભો થયો. છેલ્લાં કેટલાક વરસથી મારી પોતાની જે ભૂમિકા રહી છે, સર્વોદય આંદોલનની જે દિશા રહી છે, તે જોતાં વર્ગ-સંઘર્ષની મારી આ વાતથી જે ખળભળાટ ઊભો થયો, તે સ્વાભાવિક હતો. તેથી આ અંગેની મારી ભૂમિકા હું સ્પષ્ટતાપૂર્વક સમજાવી દઉં.

## વર્ગ-સંઘર્ષનું નવું અહિંસક સ્વરૂપ

આ જે વર્ગ-સંઘર્ષની વાત હું કરું છું, તેનું સ્વરૂપ માર્ક્સવાદના વર્ગ-સંઘર્ષ જેવું કદાપિ નહીં હોય. વર્ગ-સંઘર્ષની માર્ક્સવાદી કલ્પના આપણને કામ નહીં આવે. વર્ગ-સંઘર્ષની એ કલ્પના પાછળ આજ સુધીમાં ઘણી શક્તિ ખર્ચાઈ છે. સામ્યવાદીઓ, સમાજવાદીઓ વગેરે એવો વર્ગ-સંઘર્ષ ઊભો કરવાની યોજનાબદ્ધ કોશિશો કરી ચૂક્યા. તેમ છતાં તેમાં એમને કોઈ મોટી સફળતા મળી હોય એમ કહી શકાય તેમ નથી. થોડું-ઘણું પરિણામ આવ્યું. હકીકતમાં, માર્ક્સે જે કાંઈ કહ્યું હતું તે ઔદ્યોગિક સમાજને લાગુ પડે છે, ભારતના કૃષિ સમાજમાં એવું વર્ગીકરણ ઠીક નથી. અને કદાચ એવું વર્ગીકરણ થઈ શકશે પણ નહીં. નાના ખેડૂતો છે, મજૂરો છે. એમનો સ્વાર્થ, એમનું જીવન જોડાયેલું છે એ ખેતર સાથે, જેની માલિકી મોટા ભૂમિવાન પાસે છે. આ સંજોગોમાં માર્ક્સનો વર્ગ-સંઘર્ષ કઈ રીતે થઈ શકે ?

ઘણાં એવાં ગામો છે, જ્યાં મજૂરોની સંખ્યા ઓછી છે. તેથી સામ્યવાદીઓએ કોશિશ કરી, સમાજવાદીઓએ કોશિશ કરી કે નાના ખેડૂતો અને મજૂરો એક થઈ જાય. પરંતુ એમ થયું નહીં. નાના ખેડૂતને મજૂર કરતાં પેલો મોટો માલિક પોતીકો લાગે છે ! તેથી વર્ગ-સંઘર્ષની માર્ક્સવાદી કલ્પના આપણને કામ નહીં આવે.

વળી, મારી કલ્પનાના વર્ગ-સંઘર્ષમાં હિંસાને માટે કોઈ કહેતાં કોઈ સ્થાન નથી. મારો પોતાનો એવો પાકો વિચાર છે કે સામાજિક ને આર્થિક સમાનતાનો સંઘર્ષ શાંતિમય જ હોવો જોઈએ. જો હિંસાનો રસ્તો અપનાવાશે, તો તેમાં એ લોકો જ મરશે, કે જેમના લાભ માટે વર્ગ-સંઘર્ષની વાત આપણે કરીએ છીએ. પોતાના રક્ષણની તાકાત નીચેના લોકોમાં બહુ ઓછી છે.

વળી, આને માટે સ્થાયી સંઘર્ષ ચાલતો રહેવાની જે સામ્યવાદી કલ્પના છે, તેનીયે આમાં કશી જરૂર નથી. હું તો એટલું જ કહેવા માગું છું કે ઉપરવાળાઓની ઉદારતા પર નિર્ભર થઈને બેસી રહેવું પૂરતું નથી. બાકી, જેની સામે આપણો સંઘર્ષ છે તેને, તેના દિલને બદલવાની આપણે યથાશક્ય કોશિશ કરીશું. તેના પ્રત્યે આપણો ભાવ સ્નેહનો જ રહેશે. તેને કદી આપણે દુશ્મન નહીં માનીએ.

માટે વર્ગ-સંઘર્ષનું અહિંસક સ્વરૂપ પ્રગટ કરવાનો એક નવો પ્રયોગ કરવાનો છે. ગરીબ-અમીર, સબળા-દુબળા વચ્ચે સંઘર્ષનું જે સ્વરૂપ આજ સુધી દુનિયા સામે આવ્યું છે, તેના કરતાં ભિન્ન સ્વરૂપ આપણે રજૂ કરવાનું છે. અહિંસાથી આ કામ કેવી રીતે થઈ શકે, તેની ખોજ આપણે કરવાની છે.

સંભવ છે કે આ કામ કરતાં કરતાં આપણે જેલમાં જવું પડે, લાઠી ખાવી પડે અને બીજાંયે અનેક કષ્ટો સહન કરવાં પડે, તે બધા માટે તૈયાર રહેવું પડશે. સંગઠિત રૂપે અન્યાયનો પ્રતિકાર કરતાં કરતાં દમન, કષ્ટ સહન કરવાથી સમાજ-પરિવર્તન માટેની તાકાત ઊભી થાય છે. વર્ગ-સંઘર્ષ શાંતિમય સંઘર્ષના રૂપમાં, અસહકારના રૂપમાં વધી શકે છે. ટૂંકમાં, વ્યાપક શાંતિમય સત્યાગ્રહ એ જ મારા વર્ગ-સંઘર્ષનું સ્વરૂપ છે.

## વર્ગ-નિરાકરણ સર્વોદયની પદ્ધતિથી કદાચ થાય

અહીં હું વર્ગ-નિરાકરણના સંદર્ભમાં એટલું ઉમેરી દઉં કે વર્ગ-વિહીન સમાજ હજી સુધી તો કોઈ સમાજવાદી દેશમાં ઊભો થઈ શક્યો નથી. રશિયામાં પણ નવા વર્ગ પેદા થઈ ગયા. મિલોવાન જિલાસે 'ધ ન્યૂ ક્લાસ' — 'એક નવો વર્ગ' એ નામનું પુસ્તક લખ્યું છે. તેમાં તેણે એ બતાવ્યું છે કે કેવી રીતે રશિયાની ક્રાંતિ, જે સમાજમાંથી વર્ગોને નાબૂદ કરવા માગતી હતી, એ જ ક્રાંતિની પેદાશ રૂપે ત્યાં એક શાસક વર્ગ ખડો થઈ ગયો છે, જે અમુક અંશે શોષક વર્ગ પણ છે ! તેને ઘણી બધી સગવડો સમાજ તરફથી મળે છે, જે સામાન્ય નાગરિકને નથી મળતી. અધિકાર તો મળે જ છે.

આ એક બહુ મહત્ત્વનો પ્રશ્ન હંમેશાં સામે રહે છે. સર્વોદયની પદ્ધતિથી કદાચ આ પ્રકારનું પરિવર્તન સમાજમાં થાય. મને લાગે છે કે જો આમજનતામાં વ્યાપક જાગૃતિ આવે, અને સાથોસાથ વધુ ને વધુ વિકેન્દ્રીકરણ થાય, ત્યારે આ શક્ય બનશે. બને ત્યાં સુધી નીચેના સ્તરે જનતાની સમસ્યાઓના ઉકેલ જનતાના હાથે જ થાય, અથવા એમના નિકટના જે પ્રતિનિધિ છે, જનતાની આંખ સામે જે કામ કરી રહ્યા છે, એમના હાથે થાય. બને તેટલું સત્તાનું અને વહીવટી તંત્રનું વિકેન્દ્રીકરણ થાય, ત્યારે આ સમસ્યાનો ઉકેલ કદાચ આવી શકશે.

## ગ્રામસ્વરાજની વાત આજેય એટલી જ પ્રસ્તુત

ખેર, આવા બધા પ્રશ્નોની કાયમ છણાવટ થતી રહેવી જોઈએ. ગ્રામસ્વરાજ આંદોલનના સંદર્ભમાં અનેક જાતના પ્રયોગો કરતા રહેવા પડશે. આ ગ્રામસ્વરાજની વાત આજેય એટલી જ પ્રસ્તુત છે. સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પનામાં નૈતિક ક્રાંતિની સાથોસાથ ગ્રામસ્વરાજનો વિચાર પણ નિહિત હતો અને છે. ગ્રામસ્વરાજની દિશામાં વિનોબાના નેતૃત્વ હેઠળ જે કાંઈ કામ થયું છે, તેનાથી ઠીકઠીક અનુભવ અને દૃષ્ટિ પ્રાપ્ત થયાં છે. વિનોબાના આવા માર્ગદર્શન વિના સ્વરાજ્ય બાદ આપણા દેશમાં સર્વોદયની આત્મ-પ્રતીતિ શક્ય જ ન બનત. સર્વોદયે પોતે એક સ્વતંત્ર અને સર્જનાત્મક ભાગ ભજવવાનો છે, અને અહિંસા એટલે માત્ર હિંસાનો નકારાત્મક અભાવ જ નહીં, પણ માનવ અને માનવ-સમાજનું પરિવર્તન કરનાર પ્રેમ અને કરુણાના પરિબળનું ભાવાત્મક અનુસરણ — આ બધા વિચારો જો વિનોબા રંગભૂમિ ઉપર આવ્યા ન હોત, તો દૂરના અને ઝાંખા આદર્શ-રૂપ જ રહેત.

અહિંસક માર્ગે સામાજિક-આર્થિક પરિવર્તન આણવાનો આવો આ એક માત્ર પ્રયાસ થયો છે. બીજા પ્રયાસો બહુ બહુ

તો થોડીઘણી રાહત પહોંચાડી શક્યા છે અથવા સામાજિક ઉન્નતિ કરી શક્યા છે. તેને અહિંસક સાધનો દ્વારા સામાજિક ક્રાંતિ કરવાના પ્રયાસો ન કહી શકાય. અહિંસક માર્ગે સામાજિક ક્રાંતિનો તો વિનોબાનો જ આ એકમાત્ર પ્રયાસ થયો છે.

**યુવા પેઢી અનુભવમાંથી શીખીને આગળ વધે**

આખરે, મારે એમ કહેવું છે કે, ગ્રામસ્વરાજ આંદોલનના ગર્ભમા રહેલી ક્રાંતિકારી સંભાવનાઓનો ભલે સાક્ષાત્કાર થઈ શક્યો નહીં, અને વિનોબાનો પ્રયાસ ભલે બિન-અસરકારક રહ્યો; પરંતુ આ અહિંસાની નિષ્ફળતા નથી, વિનોબા સહિત અમારા બધાની નિષ્ફળતા છે. અને તેમ છતાં હું એવી આશા રાખું છું કે યુવા પેઢી અમારા અનુભવમાંથી શીખીને આગળ વધશે, અને અમે જ્યાં નિષ્ફળ નીવડ્યા છીએ ત્યાં એ લોકો સફળ થશે. રાજકીય પક્ષો વિશેનું લોકોનું ભ્રમ-નિરસન પણ આમાં એમને સહાયભૂત થશે.



# ૭. શાંતિ માટેની વિશ્વખોજ

**આ**જે દુનિયા એક એવે મુકામે આવીને ઊભી છે, જ્યાંથી એને આગળનો રસ્તો બરાબર દેખાતો નથી. છેલ્લાં ૫૦-૧૦૦ વરસમાં તેની સામે નવા નવા વિચારો આવ્યા, નવા નવા રસ્તાઓ ઊઘડ્યા, અને એ બધાનો થોડોઘણો અનુભવ પણ થયો. સામ્યવાદની સ્થાપના થઈ, સમાજવાદી રાજ્ય બન્યું, કલ્યાણકારી રાજ્ય પણ આવ્યું. આ બધા નવાં નવાં સૂત્રો અને નવી નવી વિચારધારાઓએ લાખો-કરોડો માણસોને આકર્ષિત કર્યા, અને તેની પ્રેરણાથી મોટી મોટી ક્રાંતિઓ પણ થઈ. પરંતુ માનવ-સમાજને, ખાસ કરીને પશ્ચિમના દેશોને આ બધાંનો જે અનુભવ થયો, તેનાથી એમનાં દિલમાં ભવિષ્યને માટે બહુ ઉત્સાહ પ્રગટ થતો નથી. એમને લાગે છે કે સમાજની જે સમસ્યાઓ છે, તેનું એ બધાથી કોઈ નિરાકરણ થયું નથી. શાંતિનો માર્ગ જડતો નથી. દુનિયા આજે તેની ખોજ કરી રહી છે.

### અનાત્મીકરણની વધતી જતી ભીંસ

માનવ-સમાજનો કંઈક એવી રીતે વિકાસ થયો છે કે તેમાંથી આજની જટિલ ઔદ્યોગિક સભ્યતા જ નીકળી છે! તેમાં મોટી ફૅક્ટરીઓનાં કારખાનાં મોટાં-મોટાં જ અંગો છે, આર્થિક તેમ જ સામાજિક સંબંધ સર્વથા યંત્રવત્ અને નિષ્પ્રાણ છે, કાર્યદક્ષિતા આનંદ તેમ જ સર્જનાત્મક શક્તિની અભિવ્યક્તિ આ બેના અવસરોથી વંચિત છે, તથા કેવળ ઉત્પાદનશક્તિ અને કાર્યક્ષમતાને જ મુખ્ય ગણીને બધું ચાલે છે. વિજ્ઞાને આખા જગતને સંકોચીને એક પડોશ બનાવી દીધું છે. પરંતુ માણસે એક એવી સભ્યતા નિર્માણ કરી લીધી છે કે પડોશીયે અપરિચિત બની ગયા છે.

એવી વાતો ચાલે છે કે આખુંયે અમેરિકા હવે ત્રણ મોટા મોટા મહાનગર-વિસ્તારમાં વહેંચાઈ જશે. વચ્ચે વિશાળ વેરાન વિસ્તાર હશે. કરોડોની વસ્તી નાના ક્ષેત્રમાં ભેળી થઈને રહેશે. હવે, માણસને જીવવા માટે આવાં આવા મહાનગરો અનુકૂળ વાતાવરણ પૂરું પાડતાં નથી. માણસ પોતે એક સંપૂર્ણ એકમ છે તેને કેન્દ્રમાં રાખીને વિચારવું જોઈએ. માણસ જો અનામી થઈ જાય, યંત્રના એક પુરજા સમાન થઈ જાય, તેને માનવીય સમાજ ન મળે, તો તેનામાં એક ભૂખ રહી જશે, અસંતોષ રહી જશે. આને અનાત્મીકરણ કહે છે. અને તેને લીધે માણસ, માણસ તરીકેના પોતાના સ્વધર્મથી અળગો પડી જાય છે.

### આ બાબતમાં બધા જ એકના એક

પશ્ચિમના દેશોમાં પ્રચલિત આજની જુદી જુદી વિચાર-સરણીઓ વચ્ચે બીજી બાબતોમાં ભલે કાંઈ ને કાંઈ ભેદ હોય, પણ આ બાબતમાં તો એ બધી જ વિચારસરણીઓ એક સમાન છે. સમાજવાદીઓ, સામ્યવાદીઓ કે કલ્યાણરાજ્યવાદીઓ, બધાએ જ વિજ્ઞાન, ઉત્પાદન, કાર્યક્ષમતા, જીવનધોરણ વગેરે નામે સમાજના આ અસ્વાસ્થ્યને તો બિલકુલ એમનો તેમ અપનાવી લીધો છે. અમેરિકન ઢબના ઔદ્યોગિક સમાજ અને રશિયન

ઢબના ઔદ્યોગિક સમાજ વચ્ચે આમ ગમે તેટલા ભેદ હોય. છતાં તાત્ત્વિક રીતે બંને કેટલા સમાન છે, તે એરિક ફ્રોમે પોતાના "શાણો સમાજ" (The Sane Society) પુસ્તકમાં બહુ આબાદ રીતે વર્ણવ્યું છે: 'બંને વ્યવસ્થા ઉદ્યોગીકરણના પાયા પર રચાયેલી છે, અને બંનેના લક્ષ્ય છે— નિત્ય વધતી જતી આર્થિક ક્ષમતા અને સમૃદ્ધિ. એ બંને સમાજમાં સંચાલનનાં સૂત્રો એક વ્યવસ્થાપક વર્ગ અને વ્યવસાયી રાજકારણીઓના હાથમાં છે, પશ્ચિમી દેશોમાં ખ્રિસ્તી વિચાર-સરણી પ્રવર્તે છે, અને પૂર્વના સામ્યવાદી દેશોમાં ધર્મનિરપેક્ષ પૈગમ્બરવાદની બોલબાલા છે; તેમ છતાં બંનેયના દૃષ્ટિકોણ તો નકરા ભૌતિકવાદી જ છે. મનુષ્યને એ બંનેય તોતિંગ કારખાનાં-ઓ દ્વારા અને જંગી રાજકીય પક્ષો દ્વારા એક કેન્દ્રિત પદ્ધતિ-ના સંગઠનમાં જકડી લે છે. ત્યાં એકએક જણ યંત્રનો પુરજો છે, અને યંત્રના પુરજાની જેમ દરેકે યંત્રમાં કશી ખલેલ ઊભી કર્યા વિના પોતાની ફરજ નભાવવાની છે.'

આજે ટેકનોલોજી એ સૌથી મોટો દેવ થઈ પડયો છે, અને સત્તા વધુ ને વધુ કેન્દ્રિત થઈ રહી છે. રશિયા ને અમેરિકામાં કેટલા લોકો નિર્ણય કરનારા હશે? મુઠ્ઠીભર માણસોના હાથમાં આજે બધી સત્તા કેન્દ્રિત થઈને પડી છે આજના લોકશાહી તંત્રમાંયે માણસ માત્ર એક "વોટિંગ મશીન" જેવો બની ગયો છે. આ બધાની સામે આજે માણસનો આત્મા અવાજ ઉઠાવી રહ્યો છે.

### આંખો આંજતી "સફળતાની કથા"

શાંતિની આવી ખોજના સંદર્ભમાં જ દેશ-દુનિયાની સમસ્યા-ઓને ધ્યાનમાં રાખીને ગાંધીજીએ સર્વોદયનો વિચાર રજૂ કર્યો હતો. પરંતુ આપણે તેની ઉપેક્ષા કરી દુનિયામાંની પ્રચલિત ઘરેડમાં જ ચાલ્યા. કેમ કે પશ્ચિમના દેશોની "સફળતાની કથા"-થી આપણી આંખો અંજાઈ જાય છે, અને આપણે એમને પગલે પગલે ચાલવા તલપાપડ થઈ જઈએ છીએ. પરંતુ એ સફળતા ઘણી એકાંગી છે કટાક્ષ ચિત્રોમાં ઘણી વાર "હાથ પગ દોરડી અને પેટ ગાગરડી" જેવાં રાક્ષસી બાળક ચીતરેલાં જોવા મળે છે, એવી તેની દશા છે! એટલે આજે તો સો વરસથી એ ઘરેડમાં ચાલતા આવેલા દેશોમાંયે વિચારકોનું મંથન ચાલુ છે. અતિ કેન્દ્રિત સમાજ-વ્યવસ્થા અને શાસન-વ્યસ્થા તથા અતિ શહેરી-કરણને લીધે ત્યાં લોકોનું જીવન ઢાંચાઢાળ થઈ ગયું છે. તેઓ જકડાઈ ગયા છે. તેથી જ ત્યાંના તરુણો પોતાના સમાજ સામે વિદ્રોહ પોકારી રહ્યા છે.

ગાંધીજી ભારતને આના કરતાં કોઈ નવા માર્ગે આગળ લઈ જવા માગતા હતા. આપણા દેશનો ભદ્ર વર્ગ ભલે ગાંધીજી-ના વિચારો પ્રત્યે બહુ આદર ન ધરાવતો હોય, નાના વિકેન્દ્રિત ઉદ્યોગો, સ્વાવલંબન, ગ્રામસ્વરાજ, વગેરે એમની વાતો ભલે આ ભદ્ર વર્ગને સાવ જૂના જમાનાની અને આ અણુયુગમાં બિલકુલ બંધબેસતી ન થાય એવી લાગે, પરંતુ આજે તો પશ્ચિમના ચિંતકો અને વિચારવાન માણસો પણ ગાંધીજીની ઢબે વિચારતા થયા છે. આપણા આજના યુગના મૂળભૂત સવાલો વિશે જેમને સમજ છે, તેઓ જાણે છે કે ગાંધીજી કાંઈ પુરાણા જમાનાની પીપૂડી વગાડી રહ્યા નહોતા, બલ્કે એમની દૃષ્ટિ તો અણુ-વિસ્ફોટના ધુમાડા-ધમાલથીયે પેલે પાર પહોંચતી હતી.

### અણુયુગમાં જૂનાં મૂલ્યો, જૂની ઢબછબ નહીં ચાલે

અણુયુગે આજ માણસ સામે એક આહ્વાન ઊભું કરી દીધું છે. યુગોના યુગોથી માણસ અંદરોઅંદર લડતો-ઝઘડતો આવ્યો છે, અને છતાં માનવજાત ટકી રહી છે. પરંતુ આજે અણુયુગે માણસને એવી ઘેરી ચેતવણી આપી દીધી છે કે માણસ જો હવે એકમેક સાથે લડવાનું બંધ નહીં કરે, તો તે આખીય માનવ-જાતનો સર્વનાશ નોતરી બેસશે. હિંસાને હવે માનવસમાજમાંથી જડમૂળથી ઉખેડી નાખવી પડશે, અને માણસ પોતાના પાડોશી સાથે શાંતિ તેમ જ ભાઈચારાથી રહી શકે એવી નવી જીવનપદ્ધતિ શોધવી પડશે. આને માટે નવું ચિંતન જોઈએ. સાવ નવેસરથી બધું વિચારવું જોઈએ. આર્થિક, રાજકીય, સામાજિક એના એ ઢાંચા હવે નહીં ચાલે. જૂની વ્યવસ્થાઓ, જૂનાં મૂલ્યો, જૂની ઢબછબ બધું જ બદલવું પડશે. નવાં મૂલ્યો, નવી રીતિનીતિઓ, નવી વ્યવસ્થાઓ શોધવી પડશે. ગાંધીજી જીવનભર આવી ખોજ પાછળ જ લાગેલા, અને વિનોબાજીએ પણ એ ખોજને જ આગળ વધારી.

### માણસનું લક્ષ્ય શું છે?

આજે દુનિયાભરનું ધ્યાન એક વાત તરફ જવું જોઈએ. માનવનું લક્ષ્ય શું છે? શું માણસ કેવળ વિજ્ઞાન અને ઉત્પાદન-વૃદ્ધિને માટે જ જીવશે, કે તેની સામે બીજો કોઈ ઉદ્દેશ છે? આજે દુનિયા આખી વિજ્ઞાનની પાછળ પાગલ છે, તેથી બીજા પ્રશ્નો તરફ ધ્યાન નથી જતું. આપણે ત્યાં પણ બધા કહે છે કે આ તો ઉદ્યોગીકરણનો જમાનો છે; આપણે જો વિજ્ઞાનના પડકારને ઝીલી ન લીધો, જમાનાની હવા પારખી ન લીધી, તો આપણે પાછળ પડી જઈશું. હવે, આપણેય માનીએ છીએ કે આ વિજ્ઞાનનો યુગ છે. યંત્રીકરણનો યુગ છે. અને આપણે પણ આ યુગને આવકારવા માગીએ છીએ. પરંતુ આપણે એને બુદ્ધિ-પૂર્વક આવકારવા માગીએ છીએ. યંત્રીકરણનો એક જોરદાર પ્રવાહ વહે છે, તેમા આપણે પણ લાકડાની પેઠે કશાય ભાનસાન વિના તણાઈએ, મનુષ્યનું ભાગ્ય એ પ્રવાહને આધીન થઈ જાય, એવું આપણે હરગિજ નથી ઇચ્છતા. યંત્ર અને વિજ્ઞાનને પણ આખરે મનુષ્યે જ પેદા કર્યાં છે. અને તેય શા માટે? શું પોતાની જ જાતને પીસવા માટે એણે આ યંત્ર-ચક્રીઓ ખડી કરી છે? યંત્ર મનુષ્યને છિન્નભિન્ન કરી નાંખે એવો છુટ્ટો દોર આપણે યંત્રને આપવા માગતા નથી.

મારે માટે તો "મનુષ્ય" જ સર્વ વસ્તુનું માપ છે. મનુષ્ય-ને માટે જ સર્વ કાંઈ અસ્તિત્વ ધરાવે છે—ધર્મ, વિચારસરણી, રાજ્ય, વિજ્ઞાન, યંત્રવિદ્યા, કલા. બધું જ. એટલે સ્વયં મનુષ્યને

મુક્ત રહેવામાં આવે, તો તે આપોઆપ આ બધી દૃષ્ટિએ જવાબદાર બની જશે, એમ માની લેવું નહીં. આ એક મોટો ભ્રમ છે. ભારતીય રેલવે તેમ જ અન્ય સરકારી સાહસો તરફ એક નજર કરવાથી આ વસ્તુની પ્રતીતિ થશે. ઊલટાના તેઓ કદાચ પોતાના ગ્રાહકો પ્રત્યે વધારે બેજવાબદાર હોય છે, અને બેદરકારીપૂર્વક વર્તે છે.

તેવી જ રીતે ઉદ્યોગ-વ્યવસાયની આંતરિક લોકશાહી અંગે પણ રાજ્યની કે ખાનગી કંપનીની નોકરશાહીએ, ટ્રેડ યુનિયનોએ, સમાજવાદી કે સામ્યવાદી પક્ષોએ, કોઈએ ગંભીરતાથી વિચાર્યું નથી. રાષ્ટ્રીકરણમાંયે આખરે નોકરશાહીના હાથમાં જ બધો મદાર જાય છે, મજૂરો અને કર્મચારીઓને તે ઉદ્યોગ-ધંધાના સંચાલનમાં કશો જ નોંધપાત્ર ભાગ લેવાનો મળતો નથી. ખરું જોતા બનવું એમ જોઈએ કે કર્મચારીઓ જાતે ઉદ્યોગ-ધંધાની વ્યવસ્થા સંભાળતા થાય અને સ્વયં-સંચાલન કરતા થાય.

### મજૂર-આન્દોલનની પણ દિશા બદલાવી જોઈએ

ટૂંકમાં, મૂળ સિદ્ધાંત ટ્રસ્ટીશિપનો છે. મજૂરો, કર્મચારીઓ વ્યવસ્થાપકો, માલિકો, શેયર-હોલ્ડરો, બધા જ પોતાને ટ્રસ્ટી માને. મજૂરો પણ માત્ર પગારદાર નથી. તેઓ પણ ટ્રસ્ટી છે. પોતાની શ્રમશક્તિ, કુશળતા વગેરેનો એમણે પણ સમાજના હિતમાં ઉપયોગ કરવાનો છે. હું મજૂરોને એમ કહેવા માગું છું કે તમે તમારું કામ પેટને માટે કરો છો, એમ શા માટે માનો છો? તમે તો સમાજની સેવા કરી રહ્યા છો. તમે જે કાંઈ લોઢું, કાપડ વગેરે પેદા કરો છો, તે તમારે પોતાને માટે પેદા નથી કરતા, સમાજને માટે પેદા કરો છો. તો તમે સમાજના સેવક છો. તમે ભરપૂર કામ કરો. સ્વેચ્છાથી કરો. આજે તો મજૂર આંદોલનોમાં બધા જ કહે છે કે કામ ઓછું લો, સગવડ અને પગાર વધારે આપો, વગેરે. આમ, સંગઠન સ્વાર્થ માટે થાય છે. આ પાયો ખોટો છે.

દુનિયામાં લગભગ ૧૫૦ વરસથી મજૂર આંદોલન ચાલી રહ્યું છે બધે લોકશાહી મજૂર સંગઠનો ખડાં કરવામાં આવ્યાં છે, અને તેમણે મજૂરોની સ્થિતિ સુધારવા માટે ઘણું ઉપયોગી કામ કર્યું છે. ઘણાં શક્તિશાળી મજૂર-સંગઠનો બન્યાં છે. એમનો સમાજ અને સરકાર ઉપર પણ પ્રભાવ પડ્યો છે. ઇંગ્લંડમાં તો મજૂર પક્ષની સરકારો પણ આવી ગઈ. પરંતુ અત્યાર સુધીમાં જે પરિણામ આવ્યાં છે, તેના પરથી એમ કહી શકાય કે મજૂર આંદોલન એક હદ સુધી પ્રગતિ કરીને હવે જાણે અટકી ગયું છે. કેવળ મજૂરો માટે અમુક સગવડો મેળવી આપવાનું જ તેનું કામ રહ્યું છે. તેનાથી સમાજમાં કાંઈ પરિવર્તન થયું હોય, મજૂરોના જીવનમાં પરિવર્તન થયું હોય, નવાં મૂલ્યોની સ્થાપના થઈ હોય, એમ નથી દેખાતું. અમેરિકા, ઇંગ્લંડ અને યુરોપના અન્ય દેશોમાં મજૂર વર્ગ પણ સમાજમાંનું એક સ્થાપિત હિત બની ગયો છે.

### મૂળમાં જીવનની દૃષ્ટિ બદલવાની છે

આ બધું ત્યારે જ બદલાય, જ્યારે જીવનની દૃષ્ટિ બદલાય. સ્વાર્થ સામે સ્વાર્થની ટક્કરથી તો એનું એ ઝેરી કૂંડાળું જ ચાલુ રહેશે. એટલે આજની સ્વાર્થભાવનાની જગ્યાએ આપણે સર્વોદયની ભાવના લાવવી છે. અને તે એ કે બધાંએ મળીને પેદા કર્યું છે, તો બધાંએ વહેંચીને ખાવું જોઈએ. "બધું સમાજનું છે" એ વિચારને સમાજવ્યાપી બનાવવો એ પહેલી જરૂરિયાત છે. ટૂંકે સમાજનું ઋણ ચૂકવવાનું છે.

આજે દેશને તેમ જ દુનિયાને આ ચીજની બહુ જ જરૂર છે, કેમ કે આજ સુધીના અનુભવ પરથી સમજદાર માણસો એ વિશે એકમત છે કે માનસ્વાર્થનો સંઘર્ષ નૈતિક તેમ જ ભૌતિક બેઉ દૃષ્ટિએ અત્યંત દુર્વ્યય કરનારો છે. આમ જોવા જઈએ તો સવાલ મૂળમાં નૈતિક તેમ જ સાંસ્કૃતિક સ્વરૂપનો છે. અસલમાં આપણી જીવનદૃષ્ટિ શી છે, અને કેવા પ્રકારનો સમાજ આપણે ઊભો કરવા માગીએ છીએ, એની સાથે આ બાબત સંકળાયેલી છે. આજે આપણે સમાજનાં મૂલ્યોમાં મૂળભૂત પરિવર્તન કરવાનું છે. આ નાનુંસૂનું કામ નથી, કરોડો લોકોનું માનસ બદલવાનું આ કામ છે.

### એક ગહન ક્રાંતિને ઉંબરે

સમજવાની વાત એ છે કે આજે હવે આપણે એક ગહન ક્રાંતિને ઉંબરે આવી પહોંચ્યા છીએ. હું અમેરિકા ગયો હતો ત્યારે મેં જોયું કે ત્યાંના યુવાનોના હૃદયમાં ને માનસમાં એક અભિનવ ક્રાંતિ આકાર ધારણ કરી રહી છે. ત્યાંની યુનિવર્સિટીઓમાં યુવાનો સાથેની વાતચીતથી મને ઘણો ઉદાત્ત અનુભવ થયો. એમનામાં એક નવી ચેતનાનો સંચાર થઈ રહ્યો છે. એ કેવળ વિયેતનામ કે નિગ્રો સમસ્યાની જ વાત નથી. એમના હૃદયમાં કશુંક વધુ ગહન ચાલી રહ્યું છે. ઉપરથી ભાકઝમાળ અને આટલી બધી આકર્ષક લાગતી આજની સંસ્કૃતિના મૂલ્યો સામે જ તેઓ પડકાર ફેંકી રહ્યા છે. આજનાં પ્રચલિત મૂલ્યો તેમ જ એમને ત્યાં જે affluent society—વૈભવપ્રચુર સમાજ ઊભો થયો છે, તેની સામે એમનો વિદ્રોહ છે. આજે જે ટેકનોલોજી છે, તેનો ઢાંચો એટલો બધો મોટો થઈ ગયો છે કે મનુષ્ય તેની નીચે દબાઈ ગયો છે. તો શું આધુનિક ટેકનોલોજી human scale—માનવીય પરિમાણમાં ન રહી શકે? માનવીય સંબંધ પણ વિકસી શકે એવું કોઈ સ્વરૂપ એનું ન હોય? ટેકનોલોજીનો કોઈ માનવીય હેતુ ખરો કે નહીં? આવા આવા સવાલો ઊઠે છે જે ઔપચારિક લોકશાહી છે, તેની યોગ્યતાને પણ તેઓ આજે પડકારી રહ્યા છે.

આજના યુગની આ માગ છે. માનવ-આત્મા સ્વાતંત્ર્ય ઝંખે છે, આનંદ ઝંખે છે, આત્મ-સાક્ષાત્કાર ઝંખે છે. આજ સુધી જે ક્રાંતિઓ થઈ છે. તે માનવ-આત્માની ઝંખનાઓને પરિણામે જ ઉદ્ભવી હતી. પરંતુ પાછળથી એ ક્રાંતિઓનું સ્વરૂપ એવું થઈ ગયું, જેમાં માનવ-આત્માની ઉપેક્ષા થઈ, અને તંત્ર તેમ જ સંસ્થાઓ ઉપર વધુ ભાર મુકાયો. ક્રાંતિકારી નેતાઓએ એમ માન્યું કે સમાજનાં કેટલાંક તંત્રો પોતે પલટાવી શક્યા એટલે ક્રાંતિ કરી નાખવામાં પોતે સફળ થયા છે. પરંતુ આટલું પૂરતું

નહોતું. ક્રાંતિનાં જે મૂળભૂત ધ્યેયો હતાં. તે તો હજી દૂરનાં દૂર જ રહ્યાં. સમાનતા, સ્વતંત્રતા, બંધુતા, બિરાદરી, રાજ્યવિહીન સમાજ, દરેકને એની જરૂરિયાત મુજબ અપાય અને દરેક પાસેથી એની ત્રેવડ મુજબ લેવાય— આ બધાં અસંત ઉમદા ધ્યેયો હતાં, પણ હજી તે સ્વપ્નવત્ જ રહ્યાં છે. હવે આ બધાં ધ્યેયો સિદ્ધ થાય, પ્રત્યક્ષ વ્યવહારમાં તેનો અમલ થાય, એવી આજના જમાનાની માંગ છે.

### આંતર-બાહ્ય પરિવર્તન કરતી બેવડી ક્રાંતિ

આના પરથી ગાંધીજી જે વારે વારે કહેતા એ મને યાદ આવે છે. તેઓ કહેતા કે બીજી ક્રાંતિઓ એકવડી ક્રાંતિ છે, એટલે કે એવી ક્રાંતિ જે માત્ર સમાજના બાહ્ય માળખામાં જ પરિવર્તન લાવે છે; જ્યારે મારી ક્રાંતિ બેવડી ક્રાંતિ હશે, માનવીય ક્રાંતિ હશે, જે માણસના માનસમાં શરૂ થશે, અને આખરે સમાજના બાહ્ય માળખામાં પરિવર્તન આણશે.

એટલે હવે એ વસ્તુ સ્પષ્ટપણે સમજાઈ જવી જોઈએ કે ક્રાંતિ માટે એવી પદ્ધતિ અપનાવવી જોઈશે, જેને લીધે મુખ્યત્વે માણસના માનસમાં પરિવર્તન આવે, તેનાં જીવન-મૂલ્યોમાં પરિવર્તન આવે, જીવન પ્રત્યેના માણસના દૃષ્ટિકોણમાં પરિવર્તન આવે, ચીજવસ્તુ પ્રત્યેના, માણસ પ્રત્યેના, કુદરત પ્રત્યેના દૃષ્ટિકોણમાં પરિવર્તન આવે. અને બીજું એ કે ઇતિહાસના આજના તબક્કે માણસ જ્યારે ચંદ્ર અને શુક્ર ઉપર પહોંચ્યો છે, ત્યારે તેની સામે માનવબંધુઓનું એક વિશ્વકુટુંબ રચવા કરતાં જરીકે ઓછો આદર્શ ન હોઈ શકે. આજે આ જ એક ક્રાંતિકારી ધ્યેય હોઈ શકે.

### કેન્દ્રમાં માણસ જ અને માનવતા જ અંતિમ મૂલ્ય

હવે સવાલ એ ઊભો થાય છે કે માણસને આપણે બદલીશું શી રીતે? ગાંધીવિનોબાએ તેના માટે વ્યાપક સામાજિક આંદોલનનો માર્ગ અપનાવ્યો છે. પરંતુ ઘણી વાર વિચારકો આપણને ચેતવતા રહે છે કે આવાં આંદોલનોમાં જ્યારે જ્યારે મત ઉપર અને કર્મ ઉપર વધુ ભાર મુકાય છે, ત્યારે તેની કીમત માણસ પાસેથી વસૂલ કરાતી હોય છે. આવાં આંદોલનોએ પોતે માની લીધેલા આદર્શોની બલિવેદી ઉપર માણસને કુરબાન કરાય છે. આંદોલનકારીઓ માટે આદર્શ એક માનવ-નિરપેક્ષ મૂલ્ય બની જતો હોય છે.

આ ચેતવણી જરૂર ધ્યાનમાં રાખવા જેવી છે. આ વિશે આપણે સાવધ રહેવાનું છે. આપણે જો અહિંસા દ્વારા જીવન-પરિવર્તન અને સમાજ-પરિવર્તન કરવા માગતા હોઈએ, તો આ પાસાનોયે અવશ્ય ખ્યાલ રાખવો પડશે. પરંતુ હું માનું છું કે સર્વોદય આંદોલનમાં આખરે માણસ જ કેન્દ્રમાં છે. આપણા માટે માનવતા જ અંતિમ મૂલ્ય છે. માણસ પ્રત્યે સમવેદના ન હોય. તો કોઈ આવા આંદોલનમાં પડે નહીં.

વળી, સર્વોદય આંદોલન તો લોકો સમક્ષ પ્રેમથી ને સમજાવટથી કેવળ વિચાર મૂકે છે. લોકોની સેવા કરવાની ભાવના સેવે છે. અને અમુક જ વિચાર માટે આપણો કોઈ આગ્રહ નથી. માણસના પૂર્ણ વિકાસનો ઉદ્દેશ અમુક જ માર્ગે સિદ્ધ થઈ શકે, એવીયે કોઈ ગાંઠ આપણે મનમાં વાળી રાખી નથી. વિચારની કોઈ બદ્ધતા નથી. અને તેમ છતાં વિચારના ક્ષેત્રમાંથી કાર્યના ક્ષેત્રમાં ઊતરીએ છીએ, ત્યારે કેટલુંક અનિવાર્ય થઈ પડે છે. માણસને અમુક કામમાં એકાગ્રપણે પ્રેરવા માટે આવું કરવું પડતું હોય છે. એટલે અમુક કાળ અને સ્થળ માટે એક કાર્યક્રમ આપણે જરૂર નક્કી કરીએ છીએ અને એ કાર્યક્રમ લઈને આપણે ચાલીએ છીએ. પણ કેન્દ્રમાં તો આખરે માણસ જ છે. તેમ છતાં આ ચેતવણી ધ્યાન બહાર ન રહેવી જોઈએ. હમેશાં એ ન ભૂલવું કે આપણો ઉદ્દેશ્ય માનવીય હોય તેમ જ સમગ્ર હોય.

જો કે કૃષ્ણમૂર્તિ જેવા તત્ત્વજ્ઞાનીઓ તો એમ પણ પૂછશે કે માણસને બદલનારા આપણે કોણ? આ અધિકાર આપણને કોણે આપ્યો? હું કહીશ કે આપણે સહુ ભાઈઓ છીએ, અને આવા માનવબંધુત્વને નાતે જ આપણને આ અધિકાર મળ્યો છે, આપણું આ કર્તવ્ય ઊભું થયું છે. આપણી પોતાની જાતમા પરિવર્તન આણવા આપણે નિરંતર મથીએ છીએ, અને આપણા માનવબંધુમાંયે પરિવર્તન આણવું, એ આપણી મથામણનો એક ભાગ જ છે. એટલે આવા સામાજિક આંદોલન મારફત માણસમાં પરિવર્તન આણીને સમાજમાં પરિવર્તન આણવાનો પ્રયાસ આપણે કરી રહ્યા છીએ.

### ભૌતિક-આધ્યાત્મિકનો સમન્વય કરતી કેળવણી

આ એક વ્યાપક લોક-કેળવણીનું કામ છે. સાથે જ ગાંધી-વિનોબાએ તો પ્રચલિત શિક્ષણપદ્ધતિને પણ નવું સ્વરૂપ આપવાની હિમાયત કરી છે અને નઈ તાલીમનો વિચાર સમાજ સમક્ષ મૂક્યો છે, જેથી નાનપણથી જ માણસના મનમાં નવાં મૂલ્યો જડ પકડતાં જાય. કેળવણીનો ઉદ્દેશ જ્ઞાન અને તાલીમ આપવાનો તો છે જ, પણ તેનો એક સર્વમાન્ય ઉદ્દેશ માણસ બનાવવાનોયે છે. આજ સુધી માણસની બાહ્ય પરિસ્થિતિને સમજવા માટે તેમ જ તેમાં પરિવર્તન કરવા માટે ઘણું થયું છે. પણ ખુદ માણસને સમજવા અને તેનામાં પરિવર્તન લાવવા માટે લગભગ નહીં જેવો જ પ્રયત્ન થયો છે.

આજે હવે આંતરજ્ઞાન અને બાહ્ય જ્ઞાન વચ્ચે સેતુ રચવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. ભૌતિક અને આધ્યાત્મિક, એ બેમાંથી એકેયનો નિષેધ નથી કરવાનો, પણ એ બેઉનાં અંતરતમ રહસ્યોનો તાગ મેળવીને એ બે વચ્ચે ખરો સમન્વય આપણે સાધવાનો છે. જ્ઞાનનો ચરમ વિકાસ આમાં જ રહેલો છે.

આવું જ્યારે શક્ય બનશે, ત્યારે કેળવણીનું પોતાનું આગવું પોત પ્રગટ થશે. તથા માણસ અને તેની બાહ્ય પરિસ્થિતિ બેઉને ઘડવાનું પોતાનું ખરું કર્તવ્ય તે પાર પાડી શકશે. તેને પરિણામે પછી માણસની આંતર અને બાહ્ય પ્રવૃત્તિઓમાં સામંજસ્ય સ્થપાશે, અને બેઉ પ્રવૃત્તિ એક સંલગ્ન ધ્યેયને પાર પાડવા પ્રયોજાશે. આજે આ બે પ્રવૃત્તિઓ વચ્ચે આવું કોઈ સામંજસ્ય

છે નહી. દાખલા તરીકે એન્જિનીઅરિંગ કે વેપાર કે રાજકારણના શાસ્ત્રને આજે અધ્યાત્મના શાસ્ત્ર સાથે કોઈ આંતરિક સંબંધ રહ્યો નથી, સિવાય કે ધર્મના નામે જે કાંઈ થોડોઘણો સંબંધ જળવાય છે તે ખરો. અને કોઈ માણસ વ્યવસાયમાં પોતાની આધ્યાત્મિક કેળવણી અનુસાર ચાલવાનો પ્રયત્ન કરે, તો તેને તરંગી, અવ્યવહારુ અને પોતાના વ્યવસાય માટે નાલાયક ગણવામા આવે છે।

### વિચ્છિન્નતને બદલે સુસંવાદી વ્યક્તિત્વ 'ખીલવવું' છે

આને પરિણામે આજે માણસનું વ્યક્તિત્વ વિચ્છિન્ન થઈ ગયું છે. અને જ્યા સુધી સુસંવાદી જ્ઞાન અને કેળવણી દ્વારા "નૈતિક વ્યક્તિ અને અનૈતિક સમાજ" વચ્ચેનો વિરોધ દૂર નહીં થાય, ત્યા સુધી માણસના વ્યક્તિત્વમાંની આ વિચ્છિન્નતા કાયમ રહેશે. નૈતિકતા અને આધ્યાત્મિકતા આ જગતથી જ્યા સુધી વિમુખ રહેશે, ત્યા સુધી સમાજની રોજબરોજની વ્યવહારુ બાબતો પણ નૈતિકતા અને આધ્યાત્મિકતાથી એટલી જ વિમુખ રહેશે અને આ વસ્તુ માણસના કલ્યાણ તેમ જ વિકાસ માટે ખૂબ જ હાનિકારક છે.

### સુસંવાદી કેળવણી અને વ્યાપક લોકશિક્ષણ

માણસ માત્ર પેટની ભૂખ સંતોષવા જ જીવતો નથી, પણ તેણે બીજી સૂક્ષ્મ ને ઊંડી ભૂખોયે સંતોષવાની છે. શાળા-કૉલેજોમા વિદ્યાર્થીઓને મૂળમા શીખવવાનું એ જ છે કે તમે તમારા બાહ્ય જીવન અને આંતર જીવન વચ્ચે સામંજસ્ય સ્થાપતા શીખો, વિચ્છિન્ન વ્યક્તિત્વને બદલે એક સુસંવાદી વ્યક્તિત્વ ખીલવતા શીખો. તમે તમારા ખાનગી જીવનની જેમ જાહેર જીવનમાંય નૈતિકતાને ઊંચું સ્થાન આપશો, તો તમે ચોક્કસ વધુ સારા અર્થશાસ્ત્રી, વકીલ, ડૉક્ટર, એન્જિનીઅર, સરકારી નોકર, શિક્ષક, રાજનીતિજ્ઞ બની શકશો. આમ કરવાથી તમે સમાજનું કલ્યાણ કરશો અને તમારા દેશની સેવા કરશો એટલું જ નહી, પરંતુ તમને વ્યક્તિગત દૃષ્ટિએ પણ તેનાથી લાભ થશે. તમે વધુ સુખી થશો અને જીવનમા વધુ સમાધાન પામશો. તમારું જીવન ભર્યુંભર્યું અને અર્થપૂર્ણ બનશે.

આજે આપણે જે એક ગહન ક્રાંતિને ઉંબરે ઊભા છીએ, તેને માટે જો માણસને તૈયાર કરવો હશે, તો શાળા-કૉલેજો મારફત આવી સુસંવાદી કેળવણી અને સામાજિક આંદોલનો મારફત વ્યાપક લોક-કેળવણી સમાજમા નિરંતર અપાતી રહેવી જોઈએ.



## ૮. ખરા અર્થમાં લોકોનું રાજ

સમાજમાં સર્વાંગી પરિવર્તન થવું જોઈએ. બધું જ ધરમૂળથી બદલાવું જોઈએ. સૌથી પહેલાં માણસ બદલાવો જોઈએ. તે સૌથી વધારે મુશ્કેલ કામ છે. ઠેઠ પહેલેથી લઈને શ્રી અરવિંદ સુધી અને જીવંત વ્યક્તિઓમાં વિનોબા સહિત આપણા બધા જ મહાપુરુષો, ગુરુઓ, દ્રષ્ટાઓની એક અખંડ પરંપરા રહી છે, અને એમણે બધાએ માણસને બદલવાનો પ્રયત્ન કર્યો છે. હજી સુધી એ એટલી હદે કે એવા સ્વરૂપે બદલાયો નથી કે એક નવા અને બહેતર સમાજનું નિર્માણ થઈ શકે. તેથી માણસની નવી કેળવણી, નવસંસ્કાર, નવઘડતર વગેરે થતું રહે અને તેની સાથોસાથ આજના રાજકીય, આર્થિક, શૈક્ષણિક વગેરે બધા માળખાંઓમાં પણ ધરમૂળથી પરિવર્તન થાય. આપણી રાજનીતિ, અર્થનીતિ, શિક્ષણનીતિ, સામાજિક પરંપરા વગેરે બધાનો એ રીતે વિકાસ કરવો જોઈશે કે જેથી વ્યક્તિ અને સમાજ વચ્ચે એક જીવંત નાતો જન્મી શકે અને નિરંતર પાંગરી શકે. સંપૂર્ણ ક્રાંતિ માટે આ અત્યંત જરૂરી છે.

### રાજનીતિની નવી શૈલી અને પદ્ધતિ

નવી રાજનીતિ આજની પ્રચલિત રાજનીતિ કરતાં સર્વથા ભિન્ન હશે. સત્તાના વિકેન્દ્રીકરણની વાત આપણે સ્વીકારીએ છીએ કે તુરત રાજનીતિનું સ્વરૂપ ધરમૂળથી બદલાઈ જાય છે, રાજનીતિની આજની શૈલી તેમ જ પદ્ધતિમાં પરિવર્તન આવી જાય છે. એક લોકશાહીનું માળખું આપણા દેશમાં આટલાં વરસ સુધી ટકી રહ્યું, તે આપણા માટે એક ગૌરવની વાત છે. પરંતુ આ લોકશાહી ખરા અર્થમાં લોકોનું રાજ બને તે માટે શું શું કરવું જોઈએ, તેનું સ્વરૂપ કેવું હોવું જોઈએ, તે બાબત આગળ વિચારવું પડશે.

પાછલી સદીઓમાં રાજનીતિનો અમુક એક વિકાસ થયો છે, અને તેણે માનવ-સમાજને એ આજે જ્યાં છે ત્યાં આણીને મૂક્યો છે. પણ હવે એવું મનાય છે કે જ્યાં સુધી આવ્યા છીએ, ત્યાથી આગળ હવે બીજો કોઈ નવો રસ્તો નથી. પરંતુ મારું એમ કહેવું છે કે આજે દુનિયામાં જે પ્રથાઓ પ્રચલિત છે, તે પૈકી સંસદીય લોકશાહી ભલે સૌથી સારી પ્રથા મનાય, પણ એથી આગળ એનાથી પણ વધુ સારી પ્રથા કોઈ હોઈ શકે તેમ છે કે નહીં, તે જોવું જોઈએ અને તે દિશાના પ્રયોગો થતા રહેવા જોઈએ. ચૂંટણી આદિની રાજનીતિ પાછળ આજે જેટલી શક્તિ ખર્ચાય છે, તેની અડધીયે શક્તિ જો આ નવા માર્ગની ખોજ પાછળ ખર્ચાય, તો વાતાવરણ જુદું જ બને.

### માત્ર મતાધિકાર પૂરતો નથી

સંસદીય લોકશાહીનાં વિવિધ રૂપો છે. એ પૈકીનું એક આપણા દેશમાં પણ કાયમ થઈ રહ્યું છે. તેનું થોડું પરીક્ષણ કરીએ. આ લોકશાહી માળખું ચૂંટણી પ્રથા તેમ જ મતાધિકાર ઉપર આધારિત છે. હવે, એક જમાનામાં આ મતાધિકારનો વિચાર ઘણો ક્રાંતિકારી મનાયો. પણ આપણે જોઈએ છીએ કે

તેના દ્વારા સમાજે બહુ આગળ કૂચ કરી નથી અલબત્ત, એ સાવ ફેંકી દેવા જેવી કે તિરસ્કાર કરવા જેવી વાત છે, એમ કહેવાનો આશય નથી પણ જ્યારે આપણે આગળ પ્રગતિ કરવા માગીએ છીએ, ત્યારે તો જરૂર સમજવું જોઈએ કે માત્ર આ મતાધિકાર પૂરતો નથી.

મતદાતા સમજીબૂજીને મતદાન કરે, એવી સ્થિતિ તો નથી અહીં કે નથી દુનિયામાં એક વાર એક વૃદ્ધા મતદાન મથકની અંદર ભરાઈ રહી મતપેટીની પૂજા કરતી હતી પૂછ્યું, તો કહે કે હું તો ગાંધીજીની પૂજા કરી રહી છું હવે, આવા મતદારોના મતથી રાજ્યની સ્થાપના થાય છે! તો શું એ લોકો કોંગો, વિયેતનામ અને કાશ્મીરની સમસ્યાઓ સમજી શકશે ખરા? એમને કાને વિદેશોના નામ પણ નથી પડ્યા, તો પછી વિદેશ-નીતિ તો એ લોકો શું સમજશે?

અમેરિકાનો મારો સ્વાનુભવ કહું સામાન્ય જ્ઞાનના પૂછાયેલા પ્રશ્નોના જવાબમાં જાણવા મળ્યું કે સોમાથી સત્તર અમેરિકન પ્રૌઢો પોતાના રાષ્ટ્રપતિનું નામ સુધ્ધાં નહોતા જાણતા બિહારના ગામડાઓની સભામાં લોકો જવાહરલાલજીને ભારતના રાજા ગણાવતા અને એમના પછી રાજગાદી પર એમનો જ છોકરો બેસશે, એવું કહેતા!

દુનિયાભરની જનતાની આજે આ હાલત છે આમ છતાં આપણે માન્યા કરીએ છીએ કે મતાધિકાર ઉપર રચાયેલું આપણું સંસદીય લોકતંત્ર બહુ જ સુંદર રીતે આગળ ધપી રહ્યું છે!

**વાસ્તવમાં આજે બહુમતીનું રાજ ક્યાં ચાલે છે?**

બીજી વાત છે, બહુમતીની સંસદીય લોકશાહીમાં એક એવી માન્યતા છે કે બહુમતીના આધાર પર જ રાજ્ય ચાલી શકે પણ જો હું ઓગણપચાસમાં હોઉં, તો એકાવનની વાત સ્વીકારી લેવા માટે મને શું કામ ફરજ પાડવામાં આવે, તેમાં કયો ન્યાય છે, તેનો કોઈ ઉત્તર નથી. કોઈ નવો ઉકેલ નથી સૂઝતો, તેથી આ રીતે ગાડું ગબડતું રહે છે ગાંધીજીનું એક વચન છે. 'બહુમતીનું રાજ્ય માત્ર પશુબળ છે' જેવું મનાય અને પૈસાના જોર પર ચાલતા રાજ્યવહીવટમાં આપણે જોઈએ છીએ કેટલા બધા ઊંડા ઊતરીને ગાંધીજીએ આ કહ્યું હતું!

વળી, જેને આજે આપણે બહુમતીનું રાજ્ય કહીએ છીએ, તે આરપાર જોઈએ તો યથાર્થપણે બહુમતીનું રાજ્ય હોય છે ખરું? અમલમાં ઘણી વાર કોઈ એક પક્ષને ઘણી વધારે બેઠકો મળી જાય છે, અને છતાં બને કે એવું કે દેશના બહુમતી વોટ તેને ન મળ્યા હોય

એને પછી ૩૫ થી ૪૦ ટકા મત મેળવનાર પક્ષની સરકાર બની જાય છે, અગાઉ પચાસ-સાઠ ટકા મતદારો જ મત આપવા જતા હોય છે. એટલે કે એ ૫૦-૬૦ ટકામાંથી ... વાસ્તવિક રીતે જોઈએ તો, ૩૫-૪૦ ટકા મત મેળવનાર પક્ષને ... કુલ મતદારોના વીસ-પચીસ ટકા જ મત

આપ્યા હોય છે એટલે જેને આપણે બહુમતીનું રાજ્ય કહીએ છીએ તે પણ વ્યવહારમાં તો લઘુમતીનું જ રાજ્ય હોય છે

વળી, ધારો કે લોકસભામાં સત્તાધારી પક્ષના સો સભ્યો છે એ સૌ આમ તો પાંત્રીસ-ચાલીસ ટકા વોટ મેળવેલા અને કુલ મતદારોમાંથી ગણવા જઈએ તો તો વીસ-પચીસ ટકા વોટ મેળવેલા પક્ષના છે તેમાં પાછો એમના પક્ષમાં એકાવનના અભિપ્રાય પ્રમાણે નિર્ણય થાય અર્થાત્ ખરું જોતાં તો એ નિર્ણય પાછળ કુલ મતદારોના ૧૦-૧૫ ટકાનું જ પ્રતિનિધિત્વ ગણાય ટૂંકમાં, આજે વ્યવહારમાં તો બહુ નાની લઘુમતીનું જ રાજ્ય ચાલે છે અને હજીયે આગળ વધીને વધારે સૂક્ષ્મતાથી જોઈશું તો જણાશે કે કોઈ પણ પ્રશ્ન પહેલવહેલો પક્ષની પાસે જ કાંઈ નથી આવતો પહેલાં પ્રધાનમંડળમાં વિચાર થવાનો અને તેમાંયે વડાપ્રધાનના અભિપ્રાયનું વધારે વજન રહેવાનું આમ આખર વાસ્તવમાં તો જવાહરલાલજી કે ચર્ચિલના જેવી કોઈ એક પ્રભાવશાળી વ્યક્તિનું રાજ્ય એટલે લોકશાહી, એવી હાલત થઈ જતી હોય છે

**પક્ષપદ્ધતિને લીધે દેશની શક્તિ વીખાય છે**

તે પછી લઈએ આજની પક્ષપદ્ધતિ આજે સંસદીય લોકશાહીમાં પક્ષપદ્ધતિ અનિવાર્ય મનાય છે હવે, આનું સૌ પ્રથમ ખતરનાક પરિણામ એ આવે છે કે પક્ષાપક્ષીમાં દેશની શક્તિ વીખાય છે ધારો કે આપણી સામેના સો પ્રશ્નોમાંથી એંશી અંગે તો સર્વસંમતિ પ્રવર્તે છે તો પણ જે પ્રશ્નોમાં સર્વસંમતિ છે, તે અંગે સાથે મળીને કામ કરવાને બદલે, બાકીના વીસ પ્રશ્નો વિશે જ ચર્ચાઓનું દંગલ જામવાનું. મતભેદની વાત આગળ કરીને રાગનો વાઘ થશે પરિણામે શક્તિ વીખાય છે અને અંદરોઅંદર વિરોધ પેદા થાય છે આમ પછી સર્વસંમતિવાળા પ્રશ્નો પર પણ બધા ખભેખભા મેળવીને કામ નથી કરી શકતા

અરે! એવું પણ થાય છે કે એક વ્યક્તિ જ્યાં સુધી વિરોધી પક્ષમાં છે, ત્યાં સુધી આપણી નજરમાં તે સાવ બૂરી વ્યક્તિ તરીકે વસેલી હોય છે, પણ જેવી એ વ્યક્તિ પેલો પક્ષ છોડીને આપણામાં જોડાય કે તુરત આપણી નજરમાં તેની કીમત વધી જાય છે સારું શું છે, સાચું શું છે, તેની બહુ પડી નથી. એક જ વાત છે, અમારા પક્ષમાં છે માટે સારો અને બીજાના પક્ષમાં છે માટે નકામો!

**ચૂંટણીની મર્યાદાઓ**

વળી, ચૂંટણી એ લોકશાહીનો પ્રાણ છે તોય આજે તો કોઈ દરિદ્રનારાયણ ચૂંટણીમાં ઉમેદવારી કરે, અથવા તો ગરીબો પોતે પોતાનો ઉમેદવાર ઊભો રાખે, એ સંભવિત નથી. અને ચૂંટણીમાં ઊભેલા પૈકીના કોઈ એકને જ જનતાએ ચૂંટવો પડે છે, અને પછી તે સમગ્ર જનતાનો પ્રતિનિધિ બની જાય છે વડા રાજધાનીઓ દિલ્હી કે અમદાવાદમાં બેસીને કયા ઉમેદવારને ટિકિટ આપવી તેની નક્કી કરી લે છે! જનતાને ના!

એટલી જ સ્વતંત્રતા છે કે ઉપરથી ઊભા રખાયેલ દસ-બાર ઉમેદવારોમાંથી જ કોઈને પસંદ કરીને તમારો વોટ આપો.

શું આ જ છે જનતાનું રાજ? અને આ જ છે ચૂંટણી? હરગિજ નહીં. આનો કાંઈક વિકલ્પ શોધવો જોઈશે.

### દિશા બદલવી પડશે

આજની લોકશાહીના આવા કેટલાક મોટા અને મહત્ત્વના દોષ છે. વાસ્તવમાં જોવા જઈએ તો આજે નથી જનતાનું રાજ કે નથી બહુમતીનું રાજ. ખરેખર તો આખરે ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં જ સત્તાનું કેન્દ્રીકરણ થઈ જતું હોય છે. અને પછી તો એ અમલદારોનું જ રાજ્ય બની બેસે છે!

સમાજવાદીઓએ રાષ્ટ્રીકરણ કર્યું. પરંતુ જેમ મતથી જનતાનું રાજ થઈ જશે એ સપનું પોકળ સાબિત થયું, એ જ રીતે રાજ્યને આર્થિક વ્યવસાયો સોંપી દેવાથી ગરીબોનું રાજ થઈ જશે, એ સપનું પણ સાવ ખોટું પુરવાર થયું છે. ઊલટું, તેનાથી સત્તાનું કેન્દ્રીકરણ જ વધતું ગયું છે. બ્યુરોક્રસી અને ટૅકનોક્રસી, નોકરશાહી અને નિષ્ણાતશાહી જ પેદા થઈ છે.

આમ, આજે જનતાનું સાચું રાજ તો હજી માઈલો છેટું છે. અને મૂળમાં તો તેની દિશા આનાથી કાંઈક જુદી છે. માટે આજ સુધી જે રસ્તે ચાલતા આવ્યા છીએ, તે જ રસ્તે ઊંધું ઘાલીને હંકારે રાખવું એ કાંઈ વૈજ્ઞાનિક રીત નથી. એ રીતે તો કદી જનતાનું રાજ આવનાર નથી.

### જનતાનું રાજ નીચેથી જ ખીલવવું પડશે

ખરા અર્થમાં જનતાનું રાજ લાવવું હશે, તો તે નીચેથી જ ખીલવવું પડશે. ગ્રામસ્વરાજની વાત ફોડ પાડીને જનતા આગળ રજૂ કરવી પડશે. સામુદ્રિક વર્તુળાકાર સમાજરચનાની ગાંધીજીની મહાન કલ્પના આપણી સામે છે. નાના નાના સમુદાયને અંદરથી જ વધુમાં વધુ અધિકાર અને તાકાત મળતાં રહે, અને અનિવાર્ય હોય તેટલા જ ઓછામાં ઓછા અધિકાર ઉપરવાળાના હાથમાં રહે. આ નાનકડા સમુદાય રોજિંદા જીવનના મુખ્ય સવાલો પોતપોતાની ઢબે ઉકેલે. જનતા પોતાનું કામ જેટલું જાતે સંભાળતી જશે, તેટલું જનતાનું રાજ આવશે. લોકશાહીની દૃષ્ટિએ વિચારતા એમ લાગે છે કે તંત્ર જેટલું હળવું અને સરળ હશે તેટલી જ લોકશાહી સરળ અને સફળ નીવડશે. જો તંત્ર ભારેખમ અને જટિલ હશે, તો લોકશાહી પણ તેટલે અંશે નિષ્ફળ જ નીવડશે. જ્યા કેન્દ્રિત સચાલન આવ્યું, ત્યાં જનતાનું સચાલન મરી પરવાર્યું સમજજો જનતા મારફત સચાલન કરાવવું હોય, તો તે વિકેન્દ્રિત ઢબે જ શક્ય બનશે. અને મારું એમ માનવું છે કે લોકશાહીનો ઉગારો પણ એમા જ છે. આપણને જો આજના ઔપચારિક લોકતંત્રથી સતોષ ન હોય, આપણે જો પાર્ટિસિપેટરી ડેમોક્રસી—જેમા ખુદ જનતા ભાગ લેતી હોય એવી લોકશાહી ઇચ્છતા હોઈએ, તો ગાધીજીની ગ્રામરાજની વાત તરફ ધ્યાન આપવું જ પડશે.

### રાજ્યની સત્તા અને ક્ષેત્ર સીમિત થતાં જવાં જોઈએ

ગાંધીજીનું દર્શન એ હતું કે સત્તા જેટલી ઓછી, તેટલી લોકશાહી વધારે. જેમ ટ્રેનમાં સલામતીની સાંકળ હોય છે, તેમ લોકશાહીમાં સત્તા રહેવી જોઈએ. એમણે એમ પણ કહેલું કે 'જે ન્યૂનતમ શાસન કરે, એ જ સરકાર શ્રેષ્ઠ.' લોકો પોતાના ઉપર વધુ ને વધુ નિર્ભર બનતા જાય અને સરકાર ઉપર ઓછામાં ઓછો આધાર રાખતા થાય. સામ્યવાદની જેમ ગાંધી-દર્શનમાંયે અંતમા એક રાજ્યવિહીન સમાજની કલ્પના છે. હવે. રાજ્યસંસ્થા ક્યારેય સંપૂર્ણ વિલીન થશે કે નહીં, એ તો કોઈ કહી શકે નહીં. પરંતુ આપણે જો અહિંસક લોકશાહીના આદર્શમા માનતા હોઈએ, તો આને માટે તે દિશામા આજથી પ્રયત્ન કરતા રહેવા જોઈએ. રાજ્યની સત્તા, વ્યવહાર તેમ જ ક્ષેત્રને બને તેટલાં સીમિત અને મર્યાદિત કરતાં જવાનું આપણું વલણ હોય. મને ખાતરી છે કે રાજ્ય જેટલું સંકેલાતુ જશે, તેટલું તે લોકશાહીના વિશેષ હિતમાં છે.

જો કે સત્તાનું આ વિકેન્દ્રીકરણ ઉપરથી સત્તા વહેચીને નહીં કરી શકાય. તેમ કરવા જતાં તો આપણે ત્યા પંચાયતીરાજનું જે પરિણામ આવ્યું તેવું જ પરિણામ આવે. ગાંધીજી જેને ગ્રામરાજ કહેતા, તે આ નહીં. સમાજના જીવનને સ્વનિર્ભર બનાવવાની આ શક્તિ નીચેથી જ પેદા થવી જોઈએ.

પરંતુ આજે તો બધા રાજ્યની પાછળ જ પડ્યા છે. સમાજવાદી, સામ્યવાદી, કલ્યાણરાજવાદી બધા જ આજે રાજ્યના અધિકારો તેમ જ કાર્યક્ષેત્રો વિસ્તારીને પોતાની ઢબનું સ્વર્ગ નિર્માણ કરવા માગે છે. લોકકલ્યાણકારી રાજ્ય જનતાની ભલાઈના નામે વધુ ને વધુ સત્તા ગ્રહણ કરતું જાય છે, લોકોના જીવનમા હસ્તક્ષેપ કરતુ જાય છે. આ વસ્તુ રોકવી જ જોઈએ. કલ્યાણરાજ લોકોનુ પોતાનું ચૂંટેલું હોય છે, તેટલા માત્રથી વસ્તુસ્થિતિમા કોઈ ઝાઝો ફરક નથી પડતો.

### ટોચ ઉપર ઊભેલો ઊલટો પિરામિડ !

હકીકતમાં આજે તો "સર્વસત્તાધીશ ટોચ" તરફથી "શક્તિવિહોણા તળિયા" ભણી સત્તાનો પ્રવાહ વહી રહ્યો છે. આપણી લોકશાહી આજે બહુ જ સાંકડા પાયા પર ઊભી છે, જાણે કે ટોચ ઉપર ઊભેલો ઊલટો પિરામિડ! એટલે આ પ્રકારની આજની વ્યવસ્થાને સમૂળગી પલટાવવાની હું હિમાયત કરું છું. દરેક પુખ્ત ઉંમરના નાગરિકને મત આપવાનો અધિકાર દઈ દઈએ એટલા માત્રથી પિરામિડનો પાયો વ્યાપક નથી બનતો. કરોડોની સંખ્યામાં વેરાયેલા વ્યક્તિગત મતદાતા રેતીના કણો જેવા છે, જે કદીય કોઈ સર્જનના પાયા બની શકે નહીં. એ રજકણોને તો ઈંટનો કે નક્કર કોંક્રીટનો ઘાટ આપીએ, તો જ તે કોઈ ભવનનો પાયો બની શકે.

આ માટે જ્યા લોકો ભેળા રહેતા હોય, જ્યાં એમનું જીવન એકસાથે ધબકતું હોય, એવા જીવંત એકમોમાં જઈ લોકશક્તિને જગાડવી પડશે. એ એકમો રેતીના ઢગલા જેવા કે ટોળા જેવા

ન હોય, પણ એક organic mass હોય, જીવંત સમૂહ હોય, પરસ્પરાવલંબિત સમૂહ હોય, અને આપણે ત્યાં તો હજી ૮૦ ટકા લોકો આવા બે આંખની શરમવાળા પ્રત્યક્ષ સમાજમાં (ગામડાંમાં) જ વસે છે. એ ગામડાંઓની શક્તિ જગાડીને તેનાથી તેમની સમસ્યાઓ ઉકેલવાની છે. આજે એ શક્તિ કુંઠિત છે, સુષુપ્ત છે. તેને જગાડવાની છે, કેળવવાની છે. આપણે જો લોકશાહીને સધ્ધર બનાવવી હશે તો તેના પાયાને વિશાળ બનાવવો પડશે, અને ઉપલા સ્તરને પાયાને અનુરૂપ આકાર આપવો પડશે.

આ ધોરણ પર લોકશાહીમાં જરૂર સુધારણા થઈ શકે. અને લોકશાહી સરકારની આજની પદ્ધતિમાં આ રીતે સુધારણા થઈ શકે છે, એવું જો આપણે દુનિયાને બતાવી શકીએ, તો લોકશાહીના વિકાસનો આગળનો માર્ગ જડશે. માત્ર "પ્રજાનું, પ્રજા માટેનું, પણ પ્રજા મારફત નહીં" એવું રાજ્ય નભાવી લેતી આજની પરિસ્થિતિથી કોઈ પણ લોકશાસનવાદીને સમાધાન ન થવું જોઈએ. પ્રજા પોતાની બાબતોમાં સીધો અને ખરેખરો ભાગ ભજવે, એ જરૂરી છે.

### બ્રિટિશ ઢબની સંસદીય પદ્ધતિ અપર્યાપ્ત

આજનું આપણું લોકશાહી માળખું મુખ્યત્વે આપણે બ્રિટન પાસેથી ઉછીનું લીધું છે. સંસદીય શાસનપદ્ધતિના વેસ્ટમિનિસ્ટર મૉડેલ પ્રમાણે આપણે ચાલ્યા છીએ. જો કે વેસ્ટમિનિસ્ટર મૉડેલ કહીએ છીએ ત્યારે માત્ર ત્યાંની પાર્લમેન્ટ જ આપણા ખ્યાલમાં આવે છે. વાસ્તવમાં બ્રિટનમાં તો પાર્લમેન્ટની સાથોસાથ સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ પણ છે, જે હજી શક્તિશાળી છે અને સેંકડો વરસથી કામ કરતી આવી છે. એટલે બ્રિટનની લોકશાહીમાં તો લોકો ઘણો સક્રિય ભાગ પણ લે છે. પરંતુ આવી સ્થાનિક સ્વરાજ સંસ્થાઓના અસ્તિત્વ વિનાનું વેસ્ટમિનિસ્ટર મૉડેલ તો ઘણું જ પાંગળું અને દોષપૂર્ણ બની રહે. આપણા લોકશાહી માળખામાં આ વસ્તુ આપણે આજે અનુભવી રહ્યા છીએ.

પરંતુ એક વાર ધારી પણ લઈએ કે આ સંસદીય પદ્ધતિમાં સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ પણ હોય, તેમ છતાં મને નથી લાગતું કે આ વેસ્ટમિનિસ્ટર મૉડેલ મુજબની શાસનપદ્ધતિ ક્યારેય ખરા અર્થમાં લોકોનું રાજ લાવી શકશે. તેનું સ્વરૂપ કાયમ પ્રાતિનિધિક લોકશાહીનું જ રહેશે. માત્ર ગ્રામસ્તરની સંસ્થાઓનો વિકાસ કરીને, ગ્રામસભાઓને સક્રિય બનાવીને જ આ વસ્તુ કદાચ થઈ શકે. સદ્ભાગ્યે, આપણે ત્યાં હજી ગ્રામસમાજ કાયમ છે. પશ્ચિમના દેશોમાં એવું કાંઈ અસ્તિત્વમાં નથી. ઉદ્યોગીકરણે ત્યાંનાં ગામડાંઓને ધોઈ નાખ્યાં છે. પણ આપણે ત્યાં હજી ગ્રામસમાજ છે. ગ્રામસભાની પ્રાચીન પરંપરા પણ છે.

### ગ્રામસ્વરાજના પાયા પર જ નવું માળખું ખડું થઈ શકે

અને મને લાગે છે કે ગામડું ભારતીય સમાજવ્યવસ્થાના એક કાયમના અંગરૂપ રહેવાનું છે, કદાચ મુખ્ય અંગરૂપ. અને આપણે જો બીજી બધી વસ્તુને આ ગ્રામસમાજના આધારે ખડી કરવાનો પ્રયત્ન કરીશું, તો આ વેસ્ટમિનિસ્ટર મૉડેલ તો આપણા માટે તદ્દન અપર્યાપ્ત થઈ પડશે. તેની ઘણી બધી પૂર્તિ કરવી પડે. ગાંધી, તિલક, શ્રી અરવિંદ વગેરેએ આ વસ્તુ ઘણાં વરસો પહેલાં જોઈ લીધી હતી. એટલે એમનું વલણ પશ્ચિમની લોકશાહીની નકલ કરવાનું નહોતું. હમણાં થોડા મહિના પહેલાં (એપ્રિલ ૧૯૭૮નું આ કથન છે. —સં૦) હું શ્રી અરવિંદનાં લખાણો વાંચતો હતો. અને હું જોઈને દંગ થઈ ગયો કે આટલાં બધાં વરસો પહેલાં એમણે આ વસ્તુ વિશે લખ્યું હતું.

ભારતનું ગામડું એક કાયમની વસ્તુ છે. તમારે તેનું આજનું સ્વરૂપ બદલવું પડશે. ગામડાને સ્વચ્છ, આરોગ્યપ્રદ બનાવવું પડશે. જરૂરી સગવડો ઊભી કરવી પડશે. શિક્ષણ, ટેકનોલૉજી, દુનિયાનું જ્ઞાન, વૈશ્વિક દૃષ્ટિકોણ વગેરે લાવવું પડશે. ગ્રામજનોના પરસ્પરના સંબંધોમાંયે પરિવર્તન લાવવું પડશે. પરંતુ આ બધા ફેરફાર સાથે ગામડું ભારતીય સમાજનું એક કાયમનું અંગ બનીને રહેશે, એમ મને લાગે છે. અને તે કાયમ રહે, એમ પણ હું ઇચ્છું. કેટલાકને લાગે છે કે આ શક્ય નથી, અને હવે તો શહેરો અને ઝૂંપડપટ્ટીઓ જ વધતી રહેશે. પણ મારા અભિપ્રાય મુજબ તે સારું નહીં થાય. એ તો આજના કરતાંયે બદતર અવસ્થા હશે.

આમ, ખરા અર્થમાં લોકોનું રાજ લાવવું હોય તો તે ગ્રામસ્વરાજના પાયા ઉપર જ શક્ય બનશે. આ ઉપરાંત, એ વસ્તુ પણ સમજવી પડશે કે અત્યારની પશ્ચિમની જે કલ્પના છે, તે મુખ્યત્વે રાજકીય લોકશાહીની જ છે, તેમાં આર્થિક લોકશાહીની કલ્પના નહીંવત્ છે. મજૂર આંદોલન, સમાજવાદી આંદોલન વગેરેના સમાવેશથી આ પશ્ચિમની લોકશાહીમાં પણ આર્થિક કાર્યક્રમોનો, આદર્શોનો, વિચારોનો થોડોઘણો પ્રવેશ થયો છે. પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે, મૂળમાં એ મોટે ભાગે એક રાજનૈતિક કલ્પના જ હતી. આપણી લોકશાહીની કલ્પના આના કરતાં વધુ વ્યાપક અને ઊંડી હોવી જોઈશે. લોકશાહીની માત્ર રાજનૈતિક કલ્પના ચાલી શકશે નહીં.

### લોકમાનસમાં એક મનોવૈજ્ઞાનિક પરિવર્તનની જરૂર

આ બધા ઉપરથી મને એમ લાગે છે કે લોકશાહીના વિકાસ માટેનું હવે પછીનું પગલું બે બાજુથી મોરચો માંડવાનું હોવું જોઈએ. સર્વપ્રથમ તો લોકમાનસમાં એવા એક મનોવૈજ્ઞાનિક પરિવર્તનની જરૂર છે, જેને પરિણામે દરેક જણ એવું માનતો થાય કે સૌના ભલામાં પોતાનું ભલું છે. અને સાથે જ આજના સામાજિક જીવનમાં જુદા જુદા સ્વાર્થો, વ્યક્તિઓ તેમ જ સમુદાયો સમુદાયો વચ્ચે જે ઠંડું યુદ્ધ ચાલી રહ્યું છે, તેનો અંત આવે. વિવિધ હિતો વચ્ચેનો સંવાદ એ જ લોકશાહીનો ખરેખરો પાયો છે.

પહેલા પગલામાંથી કુદરતી રીતે જ નીકળતું બીજું પગલું એ છે કે પક્ષપદ્ધતિ અને બહુમતી-લઘુમતીના વિષચક્રમાંથી આપણે ઊગરી જવું જોઈએ. કારણ, મૂળ મુદ્દે હિતસંવાદ હશે, તો આવા

બખડજંતરની કોઈ જરૂર રહેવાની નથી. વળી, આજે પક્ષોનું અસ્તિત્વ છે એનું કારણ એ છે કે જનતા જાતે લોકશાહીના સંચાલનમાં સીધો ભાગ લઈ શકતી નથી, તેથી તે પક્ષો મારફત પોતાનો ભાગ ભજવવાનો પ્રયત્ન કરે છે.

હવે, આપણે જો પક્ષોને નાબૂદ કરવા ઇચ્છતા હોઈએ, તો સામાન્ય જનતાની ભૂમિકા પક્ષરહિત બને અને તે લોકશાહીના સંચાલનમાં જાતે ભાગ લેતી થાય. એવી વ્યવસ્થા ગોઠવવી જોઈએ. તે માટે ગામેગામ ગ્રામસ્વરાજની સ્થાપના થવી જોઈએ. ગ્રામભાવના જાગે, ગામલોકો વચ્ચે સમરસતા અને એકાત્મતા વધે, સર્વાનુમતિએ નિર્ણયો કરવાની પ્રથા પડે, એ રીતે નીચેથી જ ખરી લોકશાહી પાંગરી શકશે. સર્વ પ્રથમ તો ઑર્ગેનિક કમ્યુનિટી બનવી જોઈએ. ત્યારે જ લોકો સાથે મળીને ગ્રામભાવનાથી ફંક્શન કરી શકશે, પોતાનો ભાગ ભજવી શકશે.

### પક્ષપ્રધાનને બદલે કમ્યુનિટીપ્રધાન કાર્યપદ્ધતિ

આ કાર્યપદ્ધતિનો મૂળભૂત ભેદ છે. સર્વોદય આંદોલનની કાર્યપદ્ધતિ કમ્યુનિટીપ્રધાન છે, જ્યારે આજની ચૂંટણીની પદ્ધતિ પક્ષપ્રધાન છે. આપણે જો જનતાની રાજનીતિનો, ખરા અર્થમાં લોકોના રાજનો પાયામાંથી વિકાસ કરવો હશે, તો કમ્યુનિટીને—આખા ગ્રામસમાજને સક્રિય બનાવવા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું પડશે. મૂળ વાત એ છે કે આજે જનતા ભેળી થઈને સાથે બેસી વિચારણા જ નથી કરતી. આપણી સામે જનતા જેમાં વધુમાં વધુ ભાગ લેતી હોય એવી પ્રત્યક્ષ લોકશાહીનું ધ્યેય છે. તેથી આખી કમ્યુનિટીને સક્રિય બનાવવા ઉપર જ આપણું ધ્યાન કેન્દ્રિત થવું જોઈશે.

દુનિયાની આજની પરિસ્થિતિમાં આવી એક ભૂમિકા તૈયાર થાય, એ અત્યંત મહત્ત્વનું છે. અને પછી તો જેમ જેમ ચીજ બનતી જશે, તેમ તેમ એને આંખો ફૂટતી જશે અને આગળનું દેખાતું જશે. કમ્યુનિટેરિયન સમાજરચનાના આધાર ઉપર આખું માળખું ગોઠવવું પડશે. કમ્યુનિટેરિયન પોલિટી—સમાજલક્ષી રાજ્યતંત્રનું માળખું એક એક થર ચડાવતા જઈને છેક મૂળથી ઉપર સુધી બાંધવું પડશે. ત્યારે ખરા અર્થમાં લોકોનું રાજ નિર્માણ કરવાનું શક્ય બનશે.

આ ઘણું કઠણ કામ છે. એક બિલકુલ નવું કામ છે. સાવ નવો જ ચીલો પાડવાનો છે. આજે ક્યાં છે પ્રત્યક્ષ લોકશાહી ? જે કાંઈ છે, તે પ્રાતિનિધિક રાજ છે. પ્રતિનિધિઓ મારફત જ બધું ચાલે છે. જનતા જાતે જવાબદારી ઉપાડીને પોતાની સમસ્યાઓના ઉકેલ શોધે, એવું હજી દુનિયામાં આજે ક્યાંય ચાલતું નથી. અને એમ કરવું એ બહુ જ કઠણ કામ છે.

### સ્વતંત્રતાથી ભાગવાની વૃત્તિ

આપણે અનુભવે જોઈએ છીએ કે ગ્રામસભા બને છે, કાર્યસમિતિ રચાય છે, પણ તેને સક્રિય બનાવવાનું સહેલું નથી. કેમ કે જાતે જવાબદારી ઉપાડીને કામ કરવાની લોકોને ટેવ જ પડી નથી. આપણે જનતાને જઈને સમજાવીએ છીએ કે તમારું રાજ તમે ચલાવો, પણ જનતા પોતે રાજ કરવા માટે તૈયાર નથી ! એ તો સામેથી કહે છે કે અમારા માટે તમે ખાવાપીવાની, પહેરવાઓઢવાની, શિક્ષણ વગેરેની વ્યવસ્થા કરી આપો એટલે બસ. એરિક ફ્રોમ કરીને એક મોટો વિચારક છે. તેનું એક પુસ્તક છે "Fear of Freedom"—સ્વતંત્રતાની ભીતિ. તેમાં તેણે આ બાબતની વૈજ્ઞાનિક ઢબે ચર્ચા કરી છે. તે કહે છે કે માણસ સ્વતંત્ર બનતાંયે ડરે છે, સ્વતંત્રતાથી ગભરાઈને ભાગે છે, કારણ કે સ્વતંત્ર વ્યક્તિની અમુક જવાબદારીઓ હોય છે. એ જવાબદારીઓ નિભાવવાની માણસની તૈયારી નથી હોતી. એટલે તે પોતાની સ્વતંત્રતાનો સોદો કરે છે. પોતાની જવાબદારી બીજાના માથે નાખી દે છે, અને તેના સાટામાં પોતાની સ્વતંત્રતા વેચી દે છે.

આજે આપણે આ જ જોઈએ છીએ. પક્ષો તરફ અને રાજદ્વારીઓ તરફ લોકોનું ધ્યાન કેમ જાય છે ? કેમ કે તેઓ બધા જનતા પાસે જઈને કહે છે કે 'તમે અમને વોટ આપો, પછી અમે તમારું બધું કામ કરી દઈશું. અમે ગરીબી દૂર કરીશું, અમે બેકારી ખતમ કરીશું.' આવા આવા નારા એ લોકોના હોય છે. આ "અમે કરી દઈશું" એમ સાંભળવું લોકોને સારું લાગે છે. તેઓ કહેશે કે લો, અમે તમને ગાદીએ બેસાડી દીધા, હવે તમે અમારું રાજ ચલાવી બતાવો ! અને આ જ કારણે પછી આપણી વાત એમને પસંદ પડતી નથી. કેમ કે આપણે જનતા પાસે જઈને શું કહીશું ? આપણે તો એમને જઈને કહીશું કે 'અમે તમને કાંઈ કરી આપવાના નથી. ભાઈ, તમે સ્વશાસિત બનો ! તમારું રાજ તમે જાતે ચલાવતાં શીખો !' આ "તમે કરો, તમે કરો, તમે કરો !" સાંભળવું લોકોને બહુ કડવું લાગે છે.

### આપણે "જવાબદાર" સમાજ ઊભો કરવો છે

એટલે આ વાત લોકોને ગળે ઉતારવાનું કામ ખરેખર ઘણું કઠણ છે. ઘરમાં તમારા પોતાના છોકરાને જવાબદારી સોંપી જુઓ. મિલ-કારખાનામાં કામ કરતા મજૂરોને કહો. બ્રિટન વગેરેમાંયે આ જ હાલત છે. મજૂરોને કહે કે તમે જાતે સંચાલનમાં રસ લો, તો તેઓ કહેશે કે અમે તો મજૂર માણસ ! અમારી માગણીઓ માટે હડતાલ પાડવી હોય તો પાડીએ, બાકી વ્યવસ્થા ને સંચાલન તો ઉપરનાઓએ કરવાનું !

આની સામે આપણો સર્વોદયનો વિચાર છે. મિલ, કારખાનું, ગામ, બધે એક પરિવાર બને, સમુદાય બને, જેમાં સહુ પોતપોતાની જવાબદારી અદા કરે. જેમ ગ્રામસ્વરાજની વાત છે, તેમ કારખાના-સ્વરાજ પણ. દરેક જગ્યાએ લોકો જાતે રસપૂર્વક ભાગ લેતા થાય. આજની લોકશાહી પણ પ્રત્યક્ષ અને લોકોના સક્રિય સહયોગવાળી બને. આવી બધી આપણી નેમ છે. લોકોમાં આજે હજી જવાબદારીથી ભાગવાનું જે માનસ છે, એ આખું માનસ ધરમૂળથી પલટાવવાનું છે. જનતાના માનસ-પરિવર્તનને

વિના ગ્રામસ્વરાજ કે પ્રત્યક્ષ લોકશાહી આવી શકવાની નથી. જનતાનું માનસ આ માટે કેળવવાનું છે. જનતાના રાજનો એક નકશો આપણા મનમાં છે, તે અનુસાર જનતાને સમજાવીને એક નવી સમાજરચના ઊભી કરવાનું આ કામ છે. એટલે કે એક સાવ નવું કામ છે. આજે એક બેજવાબદાર સમાજ છે, તેની જગ્યાએ આપણે "જવાબદાર" સમાજ ઊભો કરવા માગીએ છીએ. જવાબદાર પિતા, જવાબદાર મજૂર, જવાબદાર શિક્ષક, જવાબદાર નાગરિક આવી રીતે બધા જવાબદાર નહીં બને, ત્યાં સુધી શાસનમુક્તિ શક્ય નથી. શાસનની જગ્યાએ અનુશાસન (સ્વયંશિસ્ત) આવે, ત્યારે જ જવાબદાર સમાજ બને, અને ત્યારે જ ખરા અર્થમાં લોકોનું રાજ સ્થપાય.

### દુનિયા આખી આવું કંઈક ઇચ્છે છે

આ એક વ્યાપક લોકશિક્ષણનું કામ છે, લોકનીતિના વિકાસનું કામ છે. તે માટે લોકોની વચ્ચે આપણે જવાનું છે, એમને સમજાવવાના છે, એમની શક્તિ નિર્માણ કરવાની છે, એમનું માનસ કેળવવાનું છે. આ રીતે આપણે ગ્રામસ્તરેથી લોકનીતિની પ્રક્રિયાનો આરંભ કરવાનો છે, લોકશાહીનો નવો પાયો, નવી આધારશિલા ખડી કરવાની છે. આ કોઈ સામાન્ય કામ નથી. ઘણા પ્રયોગ કરતાં કરતાં અને અનુભવ પરથી શીખતાં શીખતાં આગળ વધી શકાય એવું આ કામ છે. આનું સમગ્ર કલ્પનાચિત્ર પણ આજ ને આજ રજૂ કરી શકાય તેમ નથી. માત્ર એટલું કહી શકાય કે, પક્ષવિહીન તેમ જ લોકો જેમાં સીધો ભાગ લેતા હોય એવી ચેતનથી ધબકતી પ્રત્યક્ષ લોકશાહી આપણે નિર્માણ કરવી છે. ગામડાંઓને ગાંધીજીની કલ્પનાના ગ્રામરાજ્યો, ગ્રામ પ્રજાસત્તાકો (વિલેજ રિપબ્લિક્સ) બનાવવાં છે. આમ થશે તો આજના પક્ષીય અને સત્તાના રાજકારણની શિકલ બદલાઈ જશે.

અને લોકશાહી વ્યવસ્થામાં આવું કંઈક આગળનું પગલું આજે દુનિયા આખી ઇચ્છે છે. આજની ડેલીગેટેડ ડેમોક્રસી—પ્રાતિનિધિક લોકશાહીથી હવે કોઈને પૂરતો સંતોષ નથી. દુનિયાભરના પ્રગતિશીલ વિચારકો આજે ડિરેક્ટ એન્ડ પાર્ટિસિપેટરી ડેમોક્રસી—પ્રત્યક્ષ અને લોકો જેમાં સીધો ભાગ લેતા હોય એવી લોકશાહીની હિમાયત કરે છે. મને ખાતરી છે કે આખી દુનિયાને છેવટે આ જ માર્ગે આવવું પડશે. આના સિવાય હવે બીજો કોઈ માર્ગ નથી, જે દુનિયામાં સમાનતા, બંધુતા અને સ્વતંત્રતાની સ્થાપના કરી શકે. સત્તા જો મુઠ્ઠીભર લોકોના હાથમાં કેન્દ્રિત રહી અને બાકીના લોકો જો એમના ઓશિયાળા રહ્યા, તો દુનિયા નક્કી એક ભારે સંઘર્ષમાં ફસાશે, જે માનવજાતનો સર્વનાશ નોતરશે. તેથી સત્તા અને સંપત્તિનું વિકેન્દ્રીકરણ કરી માનવમાત્રના વિકાસ તરફ આપણે અવશ્ય ધ્યાન દેવું પડશે, ખરા અર્થમાં લોકોનું રાજ સ્થાપવું પડશે.



# ૯. લોકશાહીનું રખોપું

એક ક્રાંતિકારી તરીકે મારું દિલ માર્ક્સવાદીઓ જેને "માસ-વર્ક"—જનતાની વચ્ચે કરવાનું કાર્ય કહે છે, તેમાં જ ચોંટેલું રહ્યું છે. વસ્તુતઃ એક સાચા ક્રાંતિધર્મ લેખે જનતાની વચ્ચોવચ્ચ કરવાના કાર્ય સિવાય બીજી કોઈ પણ જાતના કાર્યની કલ્પના મને આવી નથી. તેથી છેક ૧૯૩૦ થી હું રાજકારણમાં પડેલો, છતાં મને કદીય ચૂંટણી લડવાનો વિચાર સુધ્ધાં નથી આવ્યો. મારા સમાજવાદી સાથીઓને પણ હું કહેતો કે, બધું રાજકારણ એ સત્તાનું જ રાજકારણ છે તથા સમાજની સેવા કરવા માટે રાજ્યની સત્તા કબજે કરવી જ પડે, એ સદંતર ભૂલભરેલા ખ્યાલ છે. ગાંધી અને માર્ક્સ બંનેએ રાજ્ય આખરે કરમાઈને ખરી પડે એવી જ કલ્પના કરી છે. તેથી લોકો રાજ્ય ઉપર ઓછામાં ઓછો આધાર રાખતા થાય, તે લોકશાહીના સંપૂર્ણ વિકાસ માટે અનિવાર્ય છે. અને પછી ૧૯૫૪ માં તો મેં રાજકારણનું તેમ જ આખી દુનિયાની ક્રાંતિઓનું પૂરતું અધ્યયન કર્યા પછી તથા આ દેશમાં સમાજવાદી પક્ષ વગેરેમાં રહીને જે અનુભવો આવ્યા તે બધું જ ધ્યાનમાં લઈને ખૂબ વિચારપૂર્વક સર્વોદય આંદોલનનો માર્ગ અપનાવ્યો. ત્યારથી મારી બધી શક્તિ આ જનતાની રાજનીતિ અથવા જેને વિનોબાએ "લોકનીતિ" એવું સમર્પક અને યથાર્થ નામ આપ્યું છે, એવી લોકનીતિના વિકાસ માટે જ ખર્ચાઈ છે. ખરા અર્થમાં લોકોનું રાજ કેમ સ્થપાય તેના માટે જ હું મથ્યો છું.

અને તેમ છતાં પરંપરાગત રાજનીતિના ક્ષેત્રમાં પણ જે કાંઈ બનતું રહે, તે તરફ આંખ મીંચીને બેસી રહેવાય નહીં. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, પરંપરાગત રાજનીતિ લોકોનાં જીવનને અમુક અંશે અસર કરે જ છે. તેથી તે અસર બની શકે તેટલી સમાજ માટે સ્વાસ્થ્યકારક રહે, એવાં ચિંતા અને ચિંતન પરંપરાગત રાજનીતિથી બહાર રહીને પણ મારા રહ્યાં.

બીજી પણ એક વાત. નજીકના ભવિષ્યમાં મારી નજર પહોંચે છે ત્યાં લગી મને એવી કોઈ સંભાવના દેખાતી નથી કે, અત્યારની લોકશાહી વ્યવસ્થા કરતા કોઈ જુદું સ્વરૂપ આપણે ત્યાં હસ્તી ધરાવતું હશે. લોકશાહીનો આજે જે પ્રકાર છે. તેનું આજે જે સ્વરૂપ છે. તેમાં કોઈ મોટો સુધારો તુરત થઈ જાય એવી સંભાવના અત્યારે તો દેખાતી નથી. આમ, આજની પ્રવર્તમાન વ્યવસ્થાના સંદર્ભમાં પણ વિચારવું તો પડે જ.

એટલે આજની આ લોકશાહી ખરા અર્થમાં લોકોનું રાજ બને તે દિશામાં આગળ વધવાનું છે, એ ખરું; પરંતુ આજે આ જેવી છે તેવી લોકશાહી વ્યવસ્થાને પણ આપણે જાળવવાની છે. આપણે એ ન ભૂલીએ કે ભારત દુનિયામા સૌથી મોટો લોકશાહી દેશ છે. આપણે કુલ માનવ-પરિવારના પાંચમા ભાગ જેટલા છીએ. તેથી આજની આ ભયગ્રસ્ત અને લોભગ્રસ્ત દુનિયામાં આપણી ભારતની આ લોકશાહી વ્યવસ્થા ટકી રહે એવી આશા અપેક્ષા આપણને જ નહીં, બલ્કે દુનિયાના બીજા લોકોને પણ છે.

### તાનાશાહી તો ન જ ખપે

કેમ કે તાનાશાહી તો કોઈ પણ હિસાબે ન ખપે. તાનાશાહી પોતાનામાં જ એક અનૈતિક વસ્તુ છે, તે અનૈતિકતા પેદા કરે છે. તાનાશાહીનો ક્યારેય કોઈ નૈતિક આધાર નથી હોતો. દુનિયામાં ઘણી તાનાશાહી આજે પણ છે, અગાઉ પણ હતી. એ બધી તાનાશાહીનો ઇતિહાસ આપણી સામે છે. તાનાશાહીમાં પહેલી વાત તો એ થાય છે કે માનવની માનવતા ખતમ થઈ જાય છે, માનવ પશુ બની જાય છે. તાનાશાહીમાં એને એટલો પણ અધિકાર નથી હોતો કે તે પોતાની વાત મુક્તપણે કહી શકે. પશુમાં અને મનુષ્યમાં એક બહુ મોટું અંતર એ છે કે પશુને ભાષા નથી હોતી, વાણી નથી હોતી, જ્યારે માણસને વાણી છે. આ આપણો એક જન્મસિદ્ધ અધિકાર છે કે જે કાંઈ આપણને ઠીક લાગે તે આપણે બોલીએ, હિંમતપૂર્વક કહીએ, તે મુજબ કરીએ. પણ તાનાશાહીમાં આ અધિકાર આપણી પાસેથી છિનવાઈ જાય છે. એ અર્થમાં તાનાશાહી હેઠળ માણસ પશુ સમાન બની જાય છે

આપણા ભારત દેશમાં એવું ક્યારેય નહોતું બન્યું કે લોકોની જીભે તાળાં લાગ્યાં હોય, લોકોનાં દિમાગ પર તાળાં લાગ્યાં હોય. અહીં તો સ્વતંત્ર ચિંતન માટે પૂરેપૂરો અવકાશ રહ્યો છે. કોઈ નાસ્તિક થયું, કોઈ આસ્તિક થયું. અનેક પ્રકારના સંત-સંપ્રદાય બન્યા. અનેક શાસ્ત્ર ને દર્શન રચાયા. વિચાર-સ્વાતંત્ર્ય એ ભારતીય સંસ્કૃતિની સૌથી મોટી દેણ છે. આ લોકશાહી વ્યવસ્થા તેને અનુકૂળ છે. માટે તેને જાળવવાની છે.

સરમુખત્યારશાહીને વાજબી ઠેરવવા માટે ક્યારેક તેની હેઠળ ઊભી થતી શિસ્તને આગળ કરાય છે. પરંતુ સમજવાની વાત એ છે કે, પ્રજાને વ્યવસ્થા અને શિસ્તના પાઠ શીખવવા માટે જો સરમુખત્યારશાહી દંડાશાહી વડે જ કામ લેવું પડવાનું હોય, તો એમને શીખવવામાં આવેલો એ સદ્‌ગુણ કસોટીની પહેલી જ ક્ષણે કાંદાના ઉપરના પડની માફક ફોતરું બની ઊખડી આવશે. શિસ્ત અર્થાત્ વિનય-વિવેક અને આત્મ-સંયમ એ તો માનવીનો એક એવો સદ્‌ગુણ છે, જેના બીજ વ્યક્તિમાં અને માનવીઓના સમૂહોમાં આત્મ-સંયમના દાખલા બેસાડી રોપવા પડે છે, અને સારા-નરસાની પસંદગી માટેનો અવકાશ હોય એવા મુક્ત વાતાવરણમાં ખંત ને કાળજીપૂર્વક એને ઉછેર ને પોષણની તક પૂરી પાડવી પડે છે. ભયથી નિપજાવેલી શિસ્ત માટે બહુ રાજી થવા જેવું નથી. ભય વડે કોઈ રાષ્ટ્રનું ઘડતર થઈ શકે નહીં. ભય વચ્ચે જ ઊછરેલું બાળક જેમ માનસિક રીતે રોગિયલ વ્યક્તિ બને છે, તેવું જ ભયથી શાણા બનાવેલ રાષ્ટ્રનું સમજવું. સ્વસ્થ ને તંદુરસ્ત રાષ્ટ્રનું નિર્માણ તો સ્વાતંત્ર્યની મુક્ત આબોહવામાં જ થઈ શકે.

### લોકશાહી પરિબળો બળવત્તર બને

એટલે આપણા પાયાના કામની સાથોસાથ લોકશાહી પરિબળોને સંગઠિત અને સંગીન બનાવવાનું કામ પણ મહત્ત્વનું છે. લોકશાહી પરિબળો આગળ વધતાં રહેવાં જોઈએ. આ પ્રક્રિયામાં આપણાથી મદદરૂપ થવાય એટલું થવું, લોકશાહી પરિબળોને મજબૂત કરવાં. ટૂંકમાં, લોકશાહી પ્રક્રિયા બળવત્તર બનતી રહે તે વિશે આપણે સજાગ અને સક્રિય રહેવાનું છે, લોકશાહીનું રખોપું કરતા રહેવાનું છે.

૧૯૭૫માં આપણા દેશમાં સ્વરાજ્ય પછી પહેલી વાર એક એવી પરિસ્થિતિ ઊભી થયેલી, જ્યારે એમ લાગતું હતું કે લોકશાહીની જગ્યાએ તાનાશાહી દેશમાં કાયમ થઈ જશે, પરંતુ ચૂંટણીનો ઈશ્વરદીધો અવસર મળ્યો, અને ભારતની આમજનતાએ ચૂંટણીમાં સ્પષ્ટ ચુકાદો આપી દઈને લોકશાહીને બચાવી લીધી. આને લીધે દુનિયા આખીનાં લોકશાહી પરિબળોને ભારે બળ મળ્યું છે, પ્રેરણા મળી છે.

હવે, મને લાગે છે કે લોકશાહી સુરક્ષા માટે આપણા દેશના બંધારણમાં જ ઉચિત સંશોધન કરી લેવું જોઈએ. દાખલા તરીકે કટોકટી જાહેર કરવા માટે કઈ કઈ પરિસ્થિતિ જરૂરી છે, તેનો સ્પષ્ટ નિર્દેશ બંધારણમાં અપાઈ જવો જોઈએ. એવી જ રીતે કટોકટી હેઠળ જે વિશેષ અધિકારો સરકારને આપવામાં આવ્યા છે, તેનો દુરુપયોગ થતો રોકવા માટે પણ બંધારણમાં કેટલીક સ્પષ્ટ મર્યાદાઓ અંકાઈ જવી જોઈએ. અનુભવે આપણે જોઈ ચૂક્યા છીએ કે આવી મર્યાદાઓના અભાવમાં કટોકટીના વિશેષાધિકારોનો ઉપયોગ પક્ષીય કે વ્યક્તિગત હિતો સાધવા માટે કરવામાં આવે છે. આ ઉપરાંત, બંધારણમાં સુરક્ષિત મૂળભૂત અધિકારો તેમ જ નાગરિક સ્વતંત્રતાઓને કટોકટીમાં ક્યાં સુધી સ્થગિત કરી શકાય તે વિશે પણ જરૂરી નિર્દેશ બંધારણમાં હોવો જોઈએ.

### લોકશાહીની પુષ્ટિ માટે કેટલાક જરૂરી સુધારા-વધારા

બંધારણ-સંશોધન અંગે બીજાં પણ મારાં કેટલાક સૂચનો છે. આપણા બંધારણમાં મિલકત અંગેના અધિકારોને વાણી-સ્વાતંત્ર્ય, મુક્ત હરફરનું સ્વાતંત્ર્ય જેવા મૂળભૂત અધિકારો સાથે નાહકના સાંકળી દેવામાં આવ્યા છે. મિલકત એ આખરે એક સામાજિક વસ્તુ છે, અને લોકશાહીમાં સમાજના હિત માટે તેનો ઉપયોગ થવો જોઈએ. સમાજનું હિત શું છે અને તે કેવી રીતે સધાય, તેનો નિર્ણય લોકશાહી ઢબે પ્રજાની ઇચ્છા મુજબ થતો રહેવો જોઈએ. આ રીતે જોતાં અમુક પ્રકારની મિલકતની ખાનગી માલિકીને મર્યાદિત કરી શકાય, તેના પર નિયંત્રણ મૂકી શકાય, જરૂર પડે તો તેને સાવ રદ પણ કરી શકાય. પરંતુ લોકશાહીમાં નાગરિકના અન્ય મૂળભૂત અધિકારો તો કદી પણ રદ કરી શકાય જ નહીં. એટલે મારું સૂચન એવું છે કે મિલકતના અધિકારને મૂળભૂત અધિકારોની યાદીમાંથી કાઢી નાખવો જોઈએ, અને નાગરિકની બીજી સ્વતંત્રતાઓ તેમ જ અધિકારો પર કોઈ આંચ આવવી જોઈએ નહીં.

મેં બીજી એ વાત તરફ ધ્યાન દોર્યું છે કે, ભારતના વડા ન્યાયમૂર્તિની નિમણૂક જો સંપૂર્ણપણે ભારતના વડાપ્રધાન અને કેન્દ્ર સરકારના જ હાથમાં રહે, તો આ દેશનું સર્વોચ્ચ ન્યાયતંત્ર જે-તે વખતની સરકારનું આશ્રિત જ બની રહે. તેથી એક સંસદીય

સમિતિ રચીને આ અગત્યના સવાલના ઊંડાણમાં જવું જોઈએ અને સર્વોચ્ચ અદાલતના તેમ જ વડી અદાલતોના ન્યાયમૂર્તિઓની નિમણૂક બાબત કોઈ ચોક્કસ પદ્ધતિ નક્કી કરી લેવી જોઈએ. આવી રીતે ન્યાયતંત્રની સ્વતંત્રતા અંગે ભરોસાપાત્ર વ્યવસ્થા નહીં ગોઠવવામાં આવે, તો આપણી લોકશાહીના મૂળમાં જ લૂણો લાગવાનો ખતરો છે.

રાજ્ય સરકારો તેમ જ કેન્દ્ર સરકાર વચ્ચે તંદુરસ્ત સમતુલા જળવાઈ રહે તે માટે પણ જરૂરી જોગવાઈ કરી લેવી જોઈએ. રાજ્યપાલની સત્તાઓ તેમ જ કામગીરીઓ અંગે પણ ફરીથી ધ્યાનપૂર્વક વિચારણા કરી લેવી જોઈએ, કે જેથી રાજ્યની બાબતોમાં કેન્દ્ર સરકારની દખલગીરીના હાથારૂપ તેઓ ન બની શકે. બે રાજ્ય-રાજ્ય વચ્ચેના ઝઘડામાં અથવા રાજ્ય અને કેન્દ્ર વચ્ચેના ઝઘડામાં ઊંડા ઊતરીને ભલામણ કરવા માટે કોઈ પણ રાજકીય પક્ષ સાથે સંકળાયેલા ન હોય એવા દેશના નામાંકિત માણસોની કાઉન્સિલ રચવાનીયે જરૂર છે.

આવી રીતે કેટલાક સુધારા-વધારા કરીને આપણી લોકશાહી વ્યવસ્થાને વધુ મજબૂત અને વધુ અર્થપૂર્ણ બનાવી લેવી જોઈએ.

### ભ્રષ્ટાચાર-નિવારણનાં નક્કર પગલાં

જાહેર જીવનમાંથી ભ્રષ્ટાચાર પણ દૂર થવો જોઈએ. રાજકીય તેમ જ સરકારી ક્ષેત્રોમાંથી ભ્રષ્ટાચાર નાબૂદ કરવા માટે નક્કર તેમ જ કારગત પગલાં ભરાય. બંધારણના એક બહુ મોટા નિષ્ણાત આયવર જેનિંગનું એક વાક્ય છે: 'The most elementary qualification demanded of a minister is honesty and incorruptibility—કોઈ પણ પ્રધાનની સૌથી પહેલી લાયકાત એ હોવી જોઈએ કે તે પ્રામાણિક હોય અને ભ્રષ્ટાચારથી પર હોય.' ઓછામાં ઓછી આટલી લાયકાત તો એની હોવી જ જોઈએ. જેનિંગ આગળ કહે છે: 'It is not only necessary for him to possess this qualification, but he must also appear to possess it—એનામાં એ લાયકાત હોય એટલું જ બસ નથી, એ ભ્રષ્ટ ન હોય એટલે પત્યું એમ નહીં, એ ભ્રષ્ટ નથી એવું બીજાઓને પણ સ્પષ્ટ દેખાવું જોઈએ.' લોકોના મનમાં પણ એ વિશે કશો ડગડગો ન હોવો જોઈએ. લોકોને એની પ્રામાણિકતામાં વિશ્વાસ હોવો જોઈએ.

આ માટેનું એક સૂચન એ છે કે રાજ્યમાં અને કેન્દ્રમાં એક કાયમી સંસ્થા ઊભી કરવામાં આવે. જેની પાસે કાનૂની સત્તા અને અધિકારો હોય. વળી, જ્યાં ભ્રષ્ટાચારના આરોપો વજૂદવાળા જણાય, ત્યાં લાગતીવળગતી વ્યક્તિઓ પર કામ ચલાવવાનું ફરજિયાત હોવું જોઈએ, અને તમામ તપાસોના હેવાલો પ્રકાશિત થવા જોઈએ. જાહેર જીવનમાં હોદ્દા ધરાવનાર વ્યક્તિઓ હોદ્દા પર આવતાંની સાથે અને ત્યાર બાદ વખતોવખત પોતાની માલમિલકતની જાહેરાત કરતી રહે, એમ પણ થવું જોઈએ.

રાજકીય ભ્રષ્ટાચારનું એક મૂળ રાજકીય પક્ષ-પલટાઓમાં પણ રહેલું છે. એટલે એ અનિષ્ટને ડામવા માટે પણ સત્વર પગલાં ભરાવાં જોઈએ.

### ચૂંટણી-પદ્ધતિમાં સુધારા

પછી. રાજકીય પક્ષો ચૂંટણી માટે ફંડ ભેગાં કરે છે. તે રાજકીય અને બીજા પ્રકારના ભ્રષ્ટાચારનું કદાચ સૌથી મોટું ઉદ્ભવસ્થાન છે. આ રકમો પક્ષના જાહેર હિસાબોમાં દર્શાવવામાં આવતી નથી. કુલ કેટલું ઉઘરાણું થયું અને કેટલી રકમો ક્યાં ખરચાઈ, તે બે-ચાર વ્યક્તિને બાદ કરતાં કોઈ જાણતું નથી હોતું. પોતાનાં ફંડ આ રીતે કાળાં નાણાં વાટે એકત્ર કરવામાંથી કોઈ જ પક્ષ મુક્ત નથી હોતો. સમજવાની વાત એ છે કે, આ નાણાં જે રીતે ઉઘરાવાય છે, તે ભ્રષ્ટાચારના જંતુઓને રાજકીય ક્ષેત્રમાંથી બીજાં ક્ષેત્રોમાં પણ પહોંચાડે છે. વેપારમાં અપ્રામાણિક વહેવારો તથા કાળાં નાણાંને તે ઉત્તેજન આપે છે. વળી, તે વહીવટી તંત્રની સત્તા, નિષ્પક્ષતા, કર્તવ્યનિષ્ઠા અને કાર્યક્ષમતાને પણ ઘણી નબળી પાડે છે. માત્ર કાળાં નાણાંમાંથી જ જમા થઈ શકે એવાં આ જંગી ભંડોળો દેશના અર્થતંત્ર માટેય આપત્તિજનક બને છે. ઉપરાંત, ચૂંટણી પાછળ ખરચાતી ગંજાવર રકમોને લીધે મતદારો પોતે પણ ભ્રષ્ટ બને છે અને વધુ ચિંતાજનક તો એ કે, લોકશાહી પદ્ધતિમાંથી એમની આસ્થા ઊઠી જાય છે.

એટલે આજની ચૂંટણી પદ્ધતિમાં જ એવા સુધારા થવા જોઈએ, કે જેથી ચૂંટણીને ઓછી ખરચાળ બનાવી શકાય, અને આપણા સંસદીય લોકતંત્રને લોકશાહી દૃષ્ટિએ વધુ કારગત બનાવી શકાય. આ અંગે જુદી જુદી વ્યક્તિઓ અને સમિતિઓ તરફથી ઘણાં ઉપયોગી સૂચનો સમાજ સમક્ષ મૂકવામાં આવ્યાં છે. આપણી લોકશાહીને પૈસાના સકંજામાંથી છોડાવવા અંગે વધુ ચિંતન થયું છે. એટલે મને લાગે છે કે આ અંગે રાષ્ટ્રીય સ્તરે અર્થપૂર્ણ ચર્ચા-વિચારણા કરવા માટે પૂરતી સામગ્રી આપણી પાસે છે. અને આવી વિચારણા કરવાની જરૂર છે. આ માટે એક રાષ્ટ્રીય પરિષદ બોલાવવી જોઈએ. આ પરિષદ ચૂંટણી સુધારાઓ અંગેની એક વ્યવહારુ અને સરળ યોજના દેશને માટે ઘડી આપે.

### મતદારનો અલિખિત અધિકાર

બીજી એક વાત. જનતા એક વાર પોતાના પ્રતિનિધિને ચૂંટી મોકલે એટલે તેને પોતાની મુદ્દત પૂરી થાય ત્યાં સુધી ત્યાં જ રહેવાનો કોઈ અબાધિત અધિકાર મળી જતો નથી. એક વાર ચૂંટીને મોકલી દીધા એટલે પછી એ ગમે તેમ વરતે તોયે જનતાએ ચૂપચૂપ જોયા કરવાનું, એવો આનો અર્થ હરગિજ નથી થતો. લોકશાહીનો આવો અર્થ કદાપિ હોઈ શકે નહીં. પ્રતિનિધિ જ્યારે જનતાનો વિશ્વાસ ખોઈ બેસે, ત્યારે તેને પાછો બોલાવવાનો જનતાને પૂરેપૂરો હક્ક છે.

એ સાચું કે આપણા બંધારણમાં ચૂંટાયેલા પ્રતિનિધિને પાછો બોલાવવાનો અધિકાર સામેલ કરવામાં નથી આવ્યો. પરંતુ લોકશાહીમાં જનતા પાસે કેટલાક અલિખિત અધિકાર પણ હોય

છે. જેનો એ જરૂરિયાત અનુસાર ઉપયોગ કરી શકે છે. અલબત્ત, આનો અર્થ એ નહીં કે ચૂંટણી પતી અને થોડાક લોકો શેરીમાં ને રસ્તા પર ધમાલ મચાવીને માગણી કરે કે ધારાસભા વિખેરી નાખો. થોડાક અસંતુષ્ટ લોકો જાગે ત્યારે મનફાવે તેમ ચૂંટાયેલા પ્રતિનિધિને કે સરકારને રાજીનામું આપવા મજબૂર કરી મૂકે, એવો આનો અર્થ હરગિજ નથી થતો. પરંતુ જ્યારે સરકારને તટસ્થ દૃષ્ટિએ જોતાં એમ સિદ્ધ થઈ જાય કે આ જનતાનો અવાજ છે, થોડાક ધમાલિયાઓ અને ઉપદ્રવ મચાવનારાઓનો નહીં, ત્યારે જનતાના અવાજનો આદર થવો જોઈએ. મારું એવું માનવું છે કે આ બાબત એક પરંપરા વિકસાવવાની અત્યંત જરૂર છે કે જેથી ચૂંટાયેલા પ્રતિનિધિઓ પર એક અંકુશ રહે અને તેઓ પોતાના મતદારોના હિતની ઉપેક્ષા કરતાં તથા ભ્રષ્ટાચાર કરતા અટકે.

### સાદાઈ અને વહીવટીતંત્રનો કાયાકલ્પ

લોકશાહી માટે એ પણ જરૂરી છે કે, જાહેર જીવનમા સાદાઈનું ધોરણ અપનાવાય. સરકાર પોતે આમા પહેલ કરી દાખલો બેસાડે. વિલાસિતાની ચીજવસ્તુની બહારથી થતી આયાત અને દેશની અંદરનું ઉત્પાદન બંધ કરવામાં આવે. આડંબર અને ભપકાદાર રહેણીકરણીથી અળગા રહેવાય. સ્વરાજ્યના પરોઢે ગાંધીજીએ દેશનેતાઓને આવી જ સલાહ આપેલી. પરંતુ પંડિત નેહરુ અને એમના સાથીદારોએ રાજ્યનો મોભો જાળવવો જોઈએ, અને એવી બીજી મોટી મોટી દલીલો આગળ ધરીને આ વાત વિસારે પાડી. તેનું પરિણામ એ આવ્યું કે, જાહેર જનતાનો ઘણો બધો પૈસો તો વેડફાયો એટલું જ નહીં, પણ રાજ્યકર્તાઓ અને પ્રજા વચ્ચે એક દીવાલ ઊભી થઈ, એક દૂરીભાવ નિર્માણ થયો.

એવી જ રીતે વહીવટી તંત્રનો કાયાકલ્પ થવો પણ અત્યંત જરૂરી છે. અંગ્રેજોએ ભારત છોડયું ત્યારે તેઓ જેવી વહીવટી પદ્ધતિ પાછળ મૂકી ગયેલા, લગભગ તેવી ને તેવી જ આપણે હજી ચાલુ રાખી છે. સરકારી નોકરો વ્યક્તિગત રીતે પ્રામાણિક છે, કાર્યક્ષમ છે પણ આખીયે વહીવટી પદ્ધતિ દેશ માટે ભારરૂપ બની ગઈ છે. નોકરશાહી ફાલતી રહી છે. કાગળિયાનું કામકાજ વધતું ને વધતું રહ્યું છે. પરંતુ તંત્રની તાસીર એવી છે કે નિર્ણયો લેવામા બહુ જ સમય લાગે છે. અને એક વાર નિર્ણય લેવાઈ પણ ગયો તો તેના અમલમા વળી વધુ સમય નીકળી જાય છે. તેથી એક એવું વહીવટી માળખું ઊભું કરવું જોઈએ કે જે લોકોની વધુ નિકટનું હોય, જેમા જવાબદારી બહુ સ્પષ્ટપણે દર્શાવાતી હોય, અને જે ઝડપથી બધાં કામ પાર પડતું હોય.

### લોક-ચેતનાની જાગૃતિ અને સક્રિયતા

લોકશાહીનું રખોપું કરવું હશે અને તેમાંથી લોકોની આસ્થા ઊઠી ન જાય એમ કરવું હશે, તો આ બધી જ બાબતોનો વિચાર અવશ્ય કરવો પડશે. તે ઉપરાંત લોકશાહીની સંગીનતા માટે મૂળમાં તો એ જરૂરી છે કે લોકો પોતાના અધિકારો અને કર્તવ્યો વિશે સભાન હોય, નવીન તેજ અને તે સાથે જાગૃત હોય. લોકશાહીની નાગરિક ચેતના જાગૃત અને ઉદ્દામ હોય, એટલી જ લોકશાહી કાર્યક્ષમ અને કુશળ બને. લોકશાહી મૂલ્યો વિશેની સભાનતા વગર લોકશાહી એક નિરર્થક ઢાંચો માત્ર બની રહેશે. એટલે એક જ ઉપાય છે કે લોકો તથા યુવકોને એમની સ્વતંત્રતા વિશે, લોકશાહી મૂલ્યો વિશે, તેમનાં પોતાનાં કર્તવ્ય વિશે જાગ્રત કરીએ. લોકોનું નાગરિકત્વથી યુક્ત એવું સંગઠન તેમના પ્રશ્નો ઉકેલવામાં તથા તેમને તંત્ર મજબૂત કરવામાં મદદ રૂપ થઈ શકે.

જનતા આ લોકશાહીની પ્રહરી બને તથા નીચેના કર્મચારીથી માંડીને મુખ્ય પ્રધાન અને વડાપ્રધાન સુધી બધાનાં કામ ઉપર દેખરેખ રાખે. એવી પરિસ્થિતિ પેદા થાય કે જનતાની ઇચ્છા વિરુદ્ધ કોઈ કાંઈ ન કરી શકે. પ્રજાએ નિરંતર જાગૃતિ ને તકેદારી રાખવાની છે. તેના વિના સ્વતંત્રતા જાળવી શકાતી નથી. આ માટે લોકચેતનાને જાગ્રત ને સક્રિય રાખવી પડશે.

### લોકસમિતિઓ : લોકતંત્રની પ્રહરી

ગાંધીજીએ એક વાર લોકશાહીની વ્યાખ્યા કરતાં કહેલું કે માત્ર લોકોના મત લઈને સ્થપાયેલું હોવાને કારણે જ કોઈ શાસન લોકતંત્ર બની જતું નથી. પરંતુ એ શાસન સાચું લોકતંત્ર ત્યારે જ બને છે કે જ્યારે પ્રજા પર શાસન કરનારા નાલાયક સાબિત થાય, તો તેવે વખતે પ્રજામાં એટલી ક્ષમતા અને કૌવત જાગી ચૂક્યાં હોય કે, તેઓ પોતાના શાસકોને પદ પરથી ઉઠાડી મેલી શકે

પરંતુ આજે હજી આપણે ત્યાં એ સ્થિતિ છે કે, આપણા બંધારણમાં, આપણી લોકશાહી સંસ્થાઓમાં તેમ જ તેની હેઠળ ચાલતી લોકશાહી પ્રક્રિયાઓમાં લોકોના ચૂંટેલા પ્રતિનિધિને પોતાના મતદારવિભાગ પ્રત્યે જવાબદાર રાખવાની કોઈ વ્યવસ્થા નથી. આવી કોઈ જોગવાઈના અભાવે લોકોના પ્રતિનિધિ એકદમ મન ફાવે તેમ વર્તતા હોય છે. ઉમેદવારની પસંદગીમાં મતદારોનો કોઈ હાથ હોતો જ નથી, અને ચૂંટણી પછી પોતાના પ્રતિનિધિ ઉપર મતદારોનો કોઈ અંકુશ નથી.

આપણા લોકતંત્રની આ ઊણપ દૂર કરવાની કોશિશ થવી જોઈએ. જનશક્તિનાં સંગઠનો દ્વારા રાજ્ય પર અંકુશ રાખવાની શક્તિ આપણે આપણા લોકતંત્રમાં દાખલ કરવી છે. આને માટે જ મેં ઠેઠ ગ્રામસ્તરેથી ઉપર સુધી લોકસમિતિઓ રચવાનો કાર્યક્રમ દેશ સમક્ષ મૂકયો છે. આપણા લોકતંત્રને પ્રાણવાન અને વિકાસશીલ રાખવા માટે નાગરિકોના આવા વ્યવસ્થિત અને મજબૂત સંગઠનની અત્યંત જરૂર છે. ચૂંટણી માટેના ઉમેદવારોની પસંદગીમાં લોકો પણ કાંઈક ભાગ લેતા થાય એવું માળખું આ લોકસમિતિઓ પૂરું પાડશે. દા૦ ત૦ એક એક ગામ દીઠ, મહોલ્લા દીઠ અથવા એક એક પોલીંગ બૂથ દીઠ એક એક સમિતિ રચાય અને તેના એક એક પ્રતિનિધિને લઈને એક આખાયે મતદાનક્ષેત્ર માટેની લોકસમિતિ બને. તે ચૂંટણીમાં પોતાનો ઉમેદવાર ઊભો કરે,

અથવા તેમ ન કરી શકે તો ઊભા કહેલ કોઈ પણ ઉમેદવારનું સમર્થન કરે. ઉમેદવાર પક્ષનો હોય કે બિનપક્ષીય હોય, પણ તે ઉપરથી નક્કી કરી દેવાય એમ નહીં. સ્થાનિક લોકસમિતિ સાથે ચર્ચા-વિચારણા કરીને ઉમેદવારો નક્કી થાય એવું કાંઈક કરવું જોઈએ. આ માટે કેટલાંક ધોરણો નક્કી કર્યાં હશે, કેટલીક શરતો બનાવી હશે. એ પણ જોવાશે કે તેના પર જનતાનો કોઈ આક્ષેપ તો નથી ને ! સીતાની અગ્નિપરીક્ષા થયેલી તેવી ઉમેદવારની અગ્નિપરીક્ષા ત્યાં થશે. ચૂંટણીની પ્રક્રિયામાં દરેક તબક્કે કમ્યુનિટીનો—જનસમુદાયનો હાથ હોવો જોઈએ. ઉમેદવારની પસંદગીમાં કોઈ ને કોઈ રીતે જનતાનો હાથ હશે, તો ખર્ચ પણ બહુ ઓછું થશે અને ભ્રષ્ટાચારની ગુંજાશ પણ ઓછી રહેશે.

ત્યાર બાદ ચૂંટાઈને ગયેલો પ્રતિનિધિ લોકોને જવાબદાર રહે, પોતાના કામનો નિયમિત અહેવાલ મતદારોને આપતો રહે એવી પણ કાંઈક ને કાંઈક વ્યવસ્થા આ લોકસમિતિઓ મારફત ઊભી કરવાની છે. આ લોકસમિતિઓ પોતાના પ્રતિનિધિ પર કાયમની દેખરેખ રાખશે. જો તે પ્રતિનિધિ કોઈ પક્ષનો હોય, તો પણ પોતાના પક્ષના 'વ્હિપ' ( આદેશ ) કરતાં તે લોકોની ઇચ્છાને સર્વોપરી ગણે એવું થવું જોઈએ. પોતાના ધારાસભ્યો પર આ રીતનો પ્રજાનો અંકુશ રહે એવી કાંઈક ને કાંઈક વ્યવસ્થા ઊભી કરવા આપણે મથવાનું છે. આ વસ્તુ આપણી લોકશાહીને વધુ અસરકારક બનાવવામાં એક કાયમનો ફાળો આપી રહેશે. આજે તો આપણે ત્યાંના લોકતંત્રમાં માત્ર 'તંત્ર' છે, 'લોક' નથી. આપણી કોશિશ તેમાં 'લોક'ને દાખલ કરવાની છે.

આમ, લોકસમિતિઓ ચૂંટણી વખતે ઉમેદવારોને નાણી જોવાનું, પસંદ કરવાનું કામ કરશે અને ચૂંટણી બાદ પોતાના પ્રતિનિધિ સાથે સંપર્ક સતત તાજો રાખવાનું અને એ સાચા લોક-પ્રતિનિધિ તરીકે કામ કરે છે કે નહીં તેની ખબરદારી રાખવાનું કામ કરશે. તે ઉપરાંત એકંદર આખીય સરકારના કામકાજ પર ચાંપતી દેખરેખ રાખવાનું કામ પણ આ લોકસમિતિઓ કરશે. આ રીતે લોકસમિતિ જનશક્તિનું એક માધ્યમ બનશે. અને એ માત્ર ચૂંટણી પૂરતું જ નહીં, કાયમનું એક પરિબળ બની રહેશે.

### લોકસમિતિઓ : સમાજ-પરિવર્તનનું ગતિશીલ માધ્યમ

આ ઉપરાંત આપણે જનતાને એ રીતે પણ કેળવવી અને સંગઠિત કરવી છે કે સમાજ-પરિવર્તનના કામમાંયે એ પોતાનો અભિક્રમ લઈને સક્રિય બને. પરંપરાગત રાજનીતિએ તો આ તરફ બિલકુલ ધ્યાન નથી આપ્યું. તેનો બધો મદાર કાયદા, વહીવટી પ્રક્રિયાઓ, યોજનાઓ વગેરે ઉપર જ રહ્યો છે. પરંતુ આજે એવા કેટલાયે કાયદા કાગળ ઉપર છે, જેનો જનતાના સક્રિય સાથ વિના અમલ કરવો શક્ય નથી. જમીનની ટોચમર્યાદા, બેનામી માલિકી, ભૂમિહીનોમાં જમીન-વહેંચણી, સાંથ-ખેડ, ન્યૂનતમ ખેત-મજૂરી, ઘરઠાણની જમીન, ધીરધાર વગેરે બાબતના જેટલા કાયદા છે, તેનો કેવળ વહીવટી તંત્ર દ્વારા કદાપિ અમલ થઈ શકવાનો નથી. માટે સારા સારા કાયદાનાયે અમલ માટે જનશક્તિને જગાડવી પડશે. લોકસમિતિ દ્વારા જે કરવાનું છે, તે આ કરવાનું છે. નાનાંનાના ગામથી માંડીને ઉપર સુધી લોકસમિતિઓ રચાય અને તે બધી સક્રિય બને, તો આ કામ પણ આસાન થઈ શકે.

આ લોકસમિતિઓએ સમાજના અન્યાય અને અનીતિ સામે સંઘર્ષ પણ કરતા રહેવો પડશે. ગામમાં નાના સરકારી અધિકારીઓ અને કર્મચારીઓનો ભ્રષ્ટાચાર ચાલતો હોય, તો તેની સામે પણ લોકસમિતિ લડશે. હરિજનો વગેરે સામે જાતજાતના અન્યાય થતા હોય છે, તેને રોકવાનુંયે કામ આ લોકસમિતિનું છે. નાતજાત અને વર્ગના ભેદભાવ સામે, કુરિવાજો સામે, શોષણ સામે, સ્થાપિત હિતોની જોહુકમી સામે આ લોકસમિતિઓએ કાયમ લડતા રહેવાનું છે. આમ, કેવળ લોકતંત્રને સંગીન બનાવવા માટે જ નહીં, બલ્કે સામાજિક, આર્થિક, નૈતિક ક્રાંતિ માટે પણ આ લોકસમિતિઓ ઘણું કામ કરી શકશે.

વળી, એ પણ જોવું પડશે કે જુદા જુદા પ્રકારના સ્થાપિત હિતો આ લોકસમિતિઓ પર કબજો ન જમાવે, અને માત્ર ઉચ્ચ વર્ગના લોકોનું જ આના ઉપર વર્ચસ્વ ન રહે. એમ થશે તો લોકસમિતિઓની ક્રાંતિકારિતા નષ્ટ થઈ જશે. માટે આ લોકસમિતિઓ દલિતો ને શોષિતો માટે કામ કરનારી હોય, લોકશાહીનાં મૂલ્યોને પણ આગળ વધારનારી હોય. આ લોકસમિતિઓમાં એવા લોકો હોવા જોઈએ કે જે પોતે સમાજમાં પરિવર્તન થાય તે માટેની તીવ્રતા અનુભવતા હોય, જેમને પોતાને સંપૂર્ણ ક્રાંતિના વિચારોમાં નિષ્ઠા હોય. એ પોતે સંપૂર્ણ ક્રાંતિને સમજવા સતત કોશિશ કરતા હોય અને બીજાઓને પણ સમજાવવા મથતા રહેતા હોય.

### સ્વસ્થ લોકમતનું ઘડતર

લોકશાહીની સંગીનતા માટે બીજી એક વસ્તુની જરૂર પડશે, અને તે સ્વસ્થ લોકમતના ઘડતરની. લોકશાહીમાં દરેક જાહેર પ્રશ્ન વિશે પ્રજાએ શાંતિથી વિચારીને અભિપ્રાય બાંધવાની જરૂર છે. તે માટે સૌ પ્રથમ તો પ્રજા પાસે સાચી હકીકત પહોંચવી જોઈએ. પરંતુ આજે વાસ્તવિક પરિસ્થિતિનું ઝાઝું ભાન જનતાને કરાવાતુ નથી. બધો દોર છાપાંઓ અને રાજકારણી નેતાઓના હાથમાં છે. જનતા તો જાણે કઠપૂતળી છે ! તેને જેમ નચાવો તેમ નાચે ! ઘણી વાર જાતજાતની નારાબાજીથી એવો ભારે શોરબકોર મચાવી દેવાય છે, કે જેમાં પછી શાંતિથી વિચારવા માટે કોઈ અવકાશ જ ન રહે !

વળી, આપણે જોઈએ છીએ કે ગમે તે સવાલ હોય, પણ તેમાં પક્ષીય તેમ જ સત્તાની રાજનીતિ જેટલી ઘૂસે છે, તેટલા એ બધા જ સવાલો વધુ ને વધુ ગૂંચવાય છે. જ્યાં સુધી એ પ્રશ્નોમાંથી રાજનીતિ પોતાની ટાંગ નહીં કાઢી લે અને પક્ષીય તેમ જ સત્તાના રાજકારણના લાભાલાભની દૃષ્ટિએ વિચારવાને બદલે દેશના હિતની દૃષ્ટિએ નહીં વિચારે, ત્યાં સુધી એ સવાલો

ક્યારેય ઊકલશે નહીં. વાત એમ છે કે, જે રાજનીતિમાં પડેલા માણસો ઉપર જાતજાતનાં અનેક દબાણો કામ કરી રહ્યાં હોય છે, તથા એ લોકોને વોટ મેળવવાની યે સદાય ફિકર રહેતી હોય છે. તેથી તેઓ સાચી વાત જનતા સમક્ષ રજૂ પણ નથી કરી શકતા. ખરેખર પરિસ્થિતિ શી છે, તે વિશે તેઓ શાંતિથી વિચારી નથી શકતા. એટલે પછી મોટે ભાગે પોપટની જેમ સ્લોગનો ઉચ્ચાર્યે રખાય છે।

આ સંજોગોમાં સાચી વાત જનતા સમક્ષ મૂકવા રહેવાની જવાબદારી પક્ષીય તેમ જ સત્તાની રાજનીતિથી અળગા રહેનાર તટસ્થ માણસોએ જ ઉપાડવી પડશે. દેશભક્તિ અને જનતા પ્રત્યેના કર્તવ્યની ભાવનાથી પ્રેરાઈને એમણે આ કામ કરવું પડશે. સ્વસ્થ લોકમતનું ઘડતર પક્ષમાં કે સત્તામાં રહેલા માણસો કરતા તટસ્થ ને નિષ્પક્ષ માણસો જ વધુ સારી રીતે કરી શકશે. બાકી, કેટલાક પ્રશ્નો તો રાજનીતિને કારણે જ નાહક ગૂંચવાયા છે.

આવા બધા પ્રશ્નો વિશેના તટસ્થ અભિપ્રાય જનતા સમક્ષ રજૂ થતા રહે અને તેના ઉપર જનતામાં ચર્ચા ચાલે, આ વા મંથન દ્વારા એક સ્વસ્થ લોકમતના ઘડતરમાં કાંઈક મદદ મળે. આ રીતે જાહેર પ્રશ્નો વિશે માત્ર પોપટિયા સૂત્રો રટવાને બદલે શાંત ચિત્તે વિચાર કરવાની ટેવ પડશે નહીં, ત્યાં સુધી સ્વસ્થ ચિંતન અને સ્વસ્થ લોકમત વિના લોકશાહીનો પાયો કદી સંગીન બની શકશે નહીં.

આપણી આજની લોકશાહી વ્યવસ્થાનું રક્ષણ કરવું હોય, તો આ બાબતો જ ક્ષેત્રમાં ધ્યાન આપવું પડશે. આ લોકશાહી વ્યવસ્થા આજે જેવી છે તેવી પણ જાળવવાની છે, તેમાં સુધારા કરતા રહેવાનો છે, અને તેની સાથોસાથ પર આદર્શ લોકરાજ સ્થાપના માટે પણ સતત મથતા રહેવાનું છે.



## ૧૦. લોક-આંદોલનો વિશે થોડી છણાવટ

**બ્ર**ગ્રૂમ વુલ્ફે "ક્રુશ્ચેવ એન્ડ સ્તાલિન્સ ઘોસ્ટ" નામના પોતાના પુસ્તકમાં ઝારના રાજ્યના સંદર્ભમાં ક્લિચેવ્સ્કી નામના ઇતિહાસકારનું આવું એક વાક્ય ટાંક્યું છે: 'રાજસત્તા ફાલતી જાય છે, અને લોક ચિમળાતું જાય છે!'

### લોકશાહીની બે શક્તિઓ. રાજ્યશક્તિ અને લોકશક્તિ

પરંતુ દુઃખની બીના એ છે કે આજની લોકશાહીમાંયે કાંઈક આવો અનુભવ થાય છે. માર્ક્સના અને ગાંધીના દર્શનમાં અંતમાં એક શાસનમુક્ત સમાજની કલ્પના છે ખરી. પરંતુ આપણે જતાં રાજ્ય કરમાઈને ખરી પડે એવો તબક્કો આવશે કે કેમ, અને આવશે તો ક્યારે આવશે, એ હું નથી જાણતો. આજે તો જોવા એમ મળે છે કે બધાનો જ મદાર રાજ્યવાદ ઉપર છે. રાજ્યના અધિકારો તેમ જ કાર્યક્ષેત્રો વિસ્તરતાં જાય છે. લોકોના કલ્યાણને નામે રાજ્ય વધુ ને વધુ સત્તા ગ્રહણ કરતું જાય છે, લોકોના જીવનમાં હસ્તક્ષેપ કરતું જાય છે. લોકોનું રાજ્ય ઉપરનું અવલંબન પણ વધતું જાય છે.

વળી. એમ પણ જોવા મળે છે કે. રાજ્યસત્તા તો પોતાની જ અંદર જામી પડેલાં વિભિન્ન પરિબળોના સ્વાર્થ સાધવાની એક ખાનગી પેઢી જેવી હોય છે. રાજ્ય-વ્યવસ્થાની સત્તાના નૈતિક આધારને જ્યારે પડકારવામાં આવે, ત્યારે તે ભયંકર દમન આચરી શકે છે, એવોયે અનુભવ થયો છે. એટલે આમ તો લોકશાહીની બે શક્તિઓ છે— એક બાજુ સરકાર, રાજ્યશક્તિ અને બીજી બાજુ જનતા, જનશક્તિ. બ ને એકમેક સાથે તાલમાં તાલ મેળવીને આગળ વધે તો જ ગાડું ચાલે. બંને બે હાથ જેવા છે. બે હાથનો મેળાપ થશે, તો જ તાળી વાગશે, નહીં તો તાળી વાગવાની છે નહીં. પરંતુ એવી પણ એક સંભાવના રહે છે કે ક્યારેક જનશક્તિ અને રાજ્યશક્તિ વચ્ચે પરસ્પર વિરોધ ઊભો થાય ત્યારે સામાન્ય રીતે જોવા એમ મળે છે કે, જે લોકો સત્તામાં હોય છે તેઓ એમ જ માને છે કે જનતાને દબાવીને રાખવી જોઈએ, જનતા ઉપર શાસન કરવું જોઈએ, અમે શાસકો છીએ એટલે જનતાએ અમારા આદેશનું મૂંગા મૂંગા પાલન કરવું જોઈએ. આમ, લોકશાહીમાંયે ઘણી વાર લોકો અને સરકાર વચ્ચેનો સંઘર્ષ અનિવાર્ય થઈ પડે છે.

### લોકશક્તિ રાજ્યશક્તિ કરતાં સર્વોપરી

એવી જ રીતે એવુંયે બને કે લોકોનો કોઈ પ્રતિનિધિ અથવા લોકોના પ્રતિનિધિત્વ પર આધારિત કોઈ સરકાર પોતાના કર્તવ્યનું પાલન ન કરતી હોય. સરકાર અત્યાચારી, દમનકારી અને અક્ષમ બની ગઈ હોય ત્યારે જનતાએ શું કરવું? સરકારના ભ્રષ્ટ અને અંધેર કારભાર સામે પ્રજાએ શું કરવું? એ જ કે, ચૂંટણીઓ સુધી રાહ જોવાની? અને જ્યારે આ ચૂંટણીઓ જ શુદ્ધ ને મુક્ત ન રહી હોય, તેવે વખતે લોકોએ શું કરવું? આવી સરકારોને જો તમે ઉથાડી ન પાડી શકો, એમની બરતરફી ને કાયાપલટ માટે આંદોલન ન કરી શકો. તો પ્રજાજીવન માટે પછી આરો-ઓવારો ક્યો રહ્યો?

ખરું જોતાં તો સભા-સરઘસ, હડતાલ, બંધ, સવિનય કાનૂન-ભંગ, વગેરે બધાં લોકશાહીનાં હથિયારો છે. ખપ પડ્યે એ બધાં વપરાતાં ન રહે, તો કટાઈ જાય. માટે આવે વખતે લોકો પાસે સીધાં પગલાં ભરવા માટેનો અવકાશ હોવો જ જોઈએ. વાસ્તવમાં જ્યારે બંધારણીય પદ્ધતિઓ અને સ્થાપિત લોકશાહી સંસ્થાઓ લોકોની યાતનાઓનો ઉકેલ કરવામાં અથવા લોકોની ઇચ્છાઓનો યોગ્ય જવાબ વાળવામાં નિષ્ફળ જાય, ત્યારે લોકો બીજું કરી પણ શું શકે? ત્યારે ઊલટું લોકશાહીનું એ તંદુરસ્ત અને આવકારપાત્ર લક્ષણ છે કે લોકો—લોકશાહીના સાચા માલિકો—માથું ઊંચું કરીને, ભલે બંધારણ બહારના પરંતુ શાંતિમય સાધનો દ્વારા સત્તાને નમાવીને પોતાનો અધિકાર સિદ્ધ કરે. સંસદીય લોકશાહીમાં પણ લોકો કેવળ એના નિષ્ક્રિય ચાહકો જ ન બની રહેતાં સક્રિય બનીને પોતે ચૂંટી મોકલેલ પ્રતિનિધિઓનો જવાબ માગનારા અને અંતે એમની કારવાઈઓ પર અંકુશ રાખનારા સાચા "ડેમોસ" અર્થાત્ "લોક" તરીકે વર્તી શકે છે. આમાં સૌથી મુખ્ય વાત એ છે કે લોકશાહીમાં જનશક્તિ રાજ્યશક્તિ કરતાં સર્વોપરી છે, રાજ્યશક્તિ જનશક્તિને આધીન છે. એટલે જરૂર ઊભી થાય ત્યારે આવી લડત ઉપાડવાનો, આંદોલન ચલાવવાનો લોકોને અબાધિત અધિકાર છે.

### આંદોલન શાંતિમય જ હોઈ શકે

અલબત્ત, આવાં સીધાં પગલાંનો ઉપયોગ શાંતિમય અને વ્યવસ્થિત રીતે જ થવો જોઈએ. અવ્યવસ્થા અને હિંસાને તો લોકશાહીમાં સ્થાન ન જ હોય. આવાં લોક-આંદોલનો શાંતિમય માર્ગે જ ચાલવાં જોઈએ. શાંતિમય અને તેની સાથે હું "શુદ્ધ" પણ જોડીશ. આ શાંતિમય અને શુદ્ધ સાધનોની શક્તિ અસીમ છે.

આ દેશમાં વિદ્યાર્થીઓએ તેમ જ બીજા આંદોલન કરનારાઓએ કેટલાય પ્રસંગોએ બસોને અને જાહેર માલ-મિલકતને આગ ચાંપી છે, તોડફોડ કરી છે, અને જનતાનેય કેટલીક સતામણીઓ કરી છે. કોઈ પણ જવાબદાર માણસ આવાં કૃત્યોનો બચાવ કરી શકે નહીં. એટલું સાવ સ્પષ્ટ છે કે કોઈ પણ આંદોલનમાં કોઈ પણ વ્યક્તિ પોતાની જાતને કાયદાથી પર માની સ્વચ્છંદે વર્તી શકે નહીં. અને જ્યાં મુકરર કરેલા કાયદાનો ભંગ કરવાનો હોય, ત્યાં પણ એ કાર્ય વ્યવસ્થિત અને શાંતિમય રીતે જ પાર પાડવું રહ્યું. આંદોલનમાં ભાગ લેનાર કોઈ પણ વ્યક્તિ મનમાની રીતે કાયદો પોતાના હાથમાં લઈ શકે જ નહીં.

### સરકાર પક્ષે હિંસા-વિવેક ને સ્વયંશિસ્ત

આની સાથોસાથ સરકારના પક્ષે પણ વિચારવાનું છે. સમાજમાં હિંસા ન થાય એમ જો સરકાર ઇચ્છતી હોય, તો કેટલીક બાબત ખાસ ધ્યાનમાં રાખવી પડશે. સૌથી પહેલાં તો તેણે જુદી જુદી જાતની હિંસા વચ્ચેનો ભેદ પારખતાં શીખવું પડશે. એક છે, બિલકુલ વ્યવસ્થિત અને યોજનાપૂર્વકની હિંસા. દા૦ ત૦ તેનો અનુભવ બિહાર આંદોલન વખતે પટણામાં 'સર્ચલાઈટ' અખબારના મકાન ઉપરના હુમલામાં થયો. બીજી છે, ગુંડાઓ અને બીજાં અસામાજિક તત્ત્વો દ્વારા આચરાતી હિંસા. અને ત્રીજી છે, નાની હિંસા, જેવી કે પથ્થરમારો કરવો કે છૂટાં-છવાયાં વાહનોને બાળી મૂકવાં વગેરે. એવી હિંસા શુરુઆતમાં આવી જઈને કે અમુક વસ્તુનું સાટું વાળવા રૂપે કે માત્ર અવિચારી લડાકુ મિજાજમાં આચરી દેવામાં આવે છે. પરંતુ સરકારો આ બધી હિંસાઓ વચ્ચે આવો કોઈ વિવેક કરવા બેસતી હોય એમ નથી લાગતું. તેનું પરિણામ એ આવે છે કે ખરેખરા ગુનેગારો તો હાથમાં આવતા જ નથી, અને બીજાઓને, અરે સાવ નિર્દોષોને પણ સજા ભોગવવાનું આવે છે.

સરકારે બીજી વાત એ સમજવાની છે કે અમુક પરિસ્થિતિમાં પ્રજાના દિલમાંથી જ હિંસા જન્મતી હોય છે. પ્રજાની યાતનાઓ દિવસે દિવસે વધતી જાય, અને તેને લીધે પ્રજાનો રોષ પરાકાષ્ઠાએ પહોંચતો જાય, અને તેમાંથી ક્યારેક સ્ફોટ થઈ ઊઠે.

સરકારે એક વાત એ પણ ખ્યાલમાં રાખવી જોઈએ કે શ્રી રામુલુના આમરણ ઉપવાસને લીધે અલગ આંધ્ર રાજ્યની રચના થઈ, ત્યારથી માંડીને આજ સુધી પરંપરા એવી ચાલતી આવી છે કે પ્રજાનાં શાંતિમય ને લોકશાહી પગલાં તરફ તો સરકાર સાવ ધ્યાન જ નથી આપતી, પછી ભલે ને તે પગલાં ગમે તેટલાં શક્તિશાળી અને શુદ્ધ હોય! ક્યાંય કોઈ એકાદા કિસ્સામાંય સરકારોએ સહકારનો માર્ગ અખત્યાર કર્યાનું જાણ્યું નથી. મોટે ભાગે તો લોકોના આવેદનપત્રોનો કોઈ જવાબ જ અપાતો નથી. કાં ટાળમટોળ કે મુખ્ય મુદ્દાને બાજુએ સેરવી દેનારા ઉડાઉ જવાબો અપાયા કર્યા છે! પરંતુ જેવી જાહેર માલ-મિલકતની કાંઈક ભાંગ-ફોડ કે આગજાળ કે ખાનાખરાબી થઈ કે સરકાર તુરત ધ્યાન આપે છે અને ઝટઝટ કાંઈ ને કાંઈ પગલાં ભરવા માંડે છે. ઘણા આદરપાત્ર નાગરિકોએ પણ મને કહ્યું છે કે સરકાર તો હિંસા વિના કદી સાંભળતી જ નથી. સરકારની આ રીતભાતમાં જ્યાં સુધી સુધારો નહીં થાય, ત્યાં સુધી હિંસાને રોકી શકાશે કે કેમ, તે વિશે મને શંકા છે.

વળી, સરકારે તેની પોતાની હિંસા ઉપર પણ કાબૂ રાખતાં શીખવું પડશે. આ બાબતમાંયે અત્યાર સુધીની પરંપરા એ રહી છે કે જેવો કાંઈક પથ્થરમારો થયો અને કોઈક પોલીસ અફસરને વાગ્યું કે તુરત ગોળીબાર કરવામાં આવે છે. તેને લીધે કેટલાય લોકો ઘવાય છે અને આજુબાજુ ઊભેલાઓ પણ કેટલાક આનાથી મરે છે. આવું ઘણી વાર થાય છે. સરકારના હાથમાં સમાજે સોંપલી દંડશક્તિનો આવો વિચારહીન ઉપયોગ બંધ થવો જોઈએ. આ સંદર્ભમાં સરહદી સંરક્ષણ દળના વડા શ્રી રુસ્તમજીએ આંતરિક કાયદો ને વ્યવસ્થા જાળવવા માટે ઓછાં વિઘાતક સાધનોનો ઉપયોગ કરવા માટે કરેલી ભલામણો ઉપર સરકારે તત્કાળ ધ્યાન આપવું જોઈએ. એમણે કહ્યું કે આ રાયફલો તો યુદ્ધ લડવા માટે છે. તેનો ઉપયોગ દેશના લોકો પર ન થવો જોઈએ. આંતરિક સલામતી માટે નવા પ્રકારની ગોળીઓ જોઈએ, જે માણસનો જાન ન લે, માત્ર તેને ઘાયલ કરે.

રાજકીય પક્ષોની એ એક સ્વભાવગત વસ્તુ છે કે તેઓ આંદોલનનો પક્ષીય રીતે લાભ લેવા મથવાના જ. તેથી પક્ષો જો આવા લોક-આંદોલનમાં ભાગ લેવાના હોય તો એમનામાં પણ આંદોલનના હિત આગળ પોતાનાં પક્ષીય હિતોને ગૌણ ગણવાની વૃત્તિ જાગવી જોઈએ. અને આંદોલનમાં જો પ્રભાવક બિનપક્ષીય નેતૃત્વ ઊભું થયું હશે, પૂરતી જન-જાગૃતિ આવી હશે, જનશક્તિ પેદા થઈ હશે, તો આંદોલનના બિનપક્ષીય સ્વરૂપની જાળવણી કરવાનું શક્ય બનશે.

### આંદોલન માટે પરિસ્થિતિ પાકવી જોઈએ

ખેર, એક વાત એ પણ સમજવાની છે કે, મોટી લોક-લડતનું વાતાવરણ પણ કાંઈ આપણી ઇચ્છા મુજબ ઊભું કરી શકાતું નથી હોતું. એમ તો કોઈ પણ લડતને માટેની પૂર્વભૂમિકા સમાં ગરીબી, બેકારી, કુશિક્ષણ ઇત્યાદિ તત્ત્વો સમાજમાં હમેશાં પડેલાં જ હોય છે પરંતુ તેમાંથી આવું કોઈક લોક-આંદોલન પ્રગટાવવા માટે, સમાજની સૂકા ઈંધણ જેવી પરિસ્થિતિમાં ચેતન પ્રગટાવવા માટે, એકાદ ચીનગારીની જરૂર પડે છે.

હનુમાન વિશે કહેવાય છે કે એ જેટલા શાંત તેટલા જ સામર્થ્યવાન હતા. જનતા પણ હનુમાન જેવી છે. એનામાં અસીમ શક્તિ ભરી પડી છે. સવાલ કેવળ એ શક્તિને ઢંઢોળવાનો, એને સંગઠિત કરવાનો અને એને ચાલના દેવાનો છે. અને ઇતિહાસમાં એવા ઘણા દાખલાઓ પડ્યા છે કે સમાજ સાવ સૂતો મર્યા જેવો પડ્યો હોય, તે અચાનક આળસ મરડીને ઊઠે અને તખ્તો પલટી નાખે, સરકારો બદલી નાખે, પદ્ધતિઓ ફેરવી નાખે, અને સમાજ સાવ પરિવર્તિત થઈ જાય. જનતા પોતે જ આ બધું કરે. સંજોગો જ એવા આવી મળે. પરંતુ સમજવાની વાત એ છે કે, માણસ પોતાની ઇચ્છાથી આવું લોક-આંદોલનનું વાતાવરણ ઊભું કરી શકતો નથી. તેને માટે પરિસ્થિતિ પાકવી જોઈતી હોય છે.

### પરિસ્થિતિના પિંડમાંથી આન્દોલનને ઘાટ આપવો પડે છે

બીજી વાત એ કે, જ્યારે પરિસ્થિતિ પરિપક્વ બને, ત્યારે પણ એવી પરિસ્થિતિના પિંડમાંથી એક ક્રાંતિકારી આંદોલનનું સ્વરૂપ પેદા કરવું, એ નેતાનું કામ છે. દાખલા તરીકે, બિહાર આંદોલનમાં જોઈએ તો, શરૂઆતમાં જે કેવળ વિદ્યાર્થી-આંદોલન હતું, તેનું સમગ્ર આમજનતાના લોક-આંદોલન તરીકે સ્વરૂપાંતર કરી શકાયું હતું. બિહાર આંદોલનનું નેતૃત્વ મેં સ્વીકાર્યું ત્યારથી લોકોને મેં સ્પષ્ટ સમજાવ્યું કે, એક સરકાર જશે અને બીજી આવશે તેટલા માત્રથી ન ભ્રષ્ટાચાર નાબૂદ થશે, ન બેકારી દૂર થશે, ન શિક્ષણમાં કોઈ સમૂળું પરિવર્તન આવશે. એવી ઊથલપાથલ તો આટલાં વરસોમાં કેટલી બધી થઈ! પણ તેનાથી શો ફરક પડ્યો? માટે આ રોગોનાં મૂળમાં જવાનું છે. નહીં તો ઘાણીના બળદની જેમ આની આ વ્યવસ્થામાં ચક્કર લગાવ્યા કરવાથી જનતાને કદી રાહત થઈ શકવાની નથી. એ તો ભૂત જાય ને પલીત જાગે! સાપનાથની જગ્યાએ નાગનાથ આવને, એટલું જ. એટલે મેં કહ્યું કે, હવે આ આંદોલન મર્યાદિત ન રહેતાં સમગ્ર જનતાની લડત બને છે. એનું ધ્યેય સંપૂર્ણ ક્રાંતિ હાસલ કરવાથી લગરીક ઓછું નહીં હોય. આ નિમિત્તે તો આપણી પાસે એક એવો સુવર્ણ અવસર આવ્યો છે કે આખાયે જન-જીવનમાં આ આંદોલનને ફેલાવીને આપણે આખા દેશનું નૈતિક વાતાવરણ ઊંચું લાવી શકીએ અને એક નૈતિક ક્રાંતિ કરીએ.

પ્રજામાં તે વખતે જબરો ઉત્સાહ હતો અને એક આશા ને અપેક્ષાનું વાતાવરણ હતું. પ્રજાના આ ઉત્સાહ અને સદ્ભાવને યોગ્ય માર્ગે વાળીને તેમાંથી કઈ રીતે સારામાં સારાં પરિણામ લાવી શકાય, તે માટેની મારી મથામણ હતી. અને આ પરિણામ એટલે પટણામાં થોડી ઊથલપાથલ કે ધારાસભાનું વિસર્જન માત્ર જ નહીં, બલ્કે સમાજમાં કેટલાંક મૂળભૂત પરિવર્તન. આને માટે અમે સંગઠનનું કામ નીચેથી ઉપાડેલું. જનસંઘર્ષ સમિતિ અને છાત્ર સંઘર્ષ સમિતિઓની રચના કરી. આ સંઘર્ષ સમિતિઓને અમે એ વાત પણ ખાસ સમજાવતા કે, તમારે સંપૂર્ણ ક્રાંતિના વાહક બનવાનું છે. તમારે કેવળ સત્તાની સામે જ સંઘર્ષ નથી કરવાનો, પણ અન્યાય, વિષમતા, અનીતિ, શોષણ વગેરેની સામે પણ સંઘર્ષ કરવાનો છે. અને જ્યાં પૂરતી જનશક્તિ જાગૃત થઈ હોય, ત્યાં જનતા સરકાર રચવાનો કાર્યક્રમ ઉપાડાતો. જનતા સરકારનો કાર્યક્રમ એ આમપ્રજાની એક અત્યંત રચનાત્મક પ્રવૃત્તિ હતી.

આમ, બિહારનું વિદ્યાર્થી આંદોલન માત્ર એક પ્રાદેશિક કે અમુક વર્ગનું જ આંદોલન ન રહેતાં તેને સમાજવ્યાપી અને દેશવ્યાપી મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. કોઈક તાત્કાલિક હેતુની સિદ્ધિ માટે નહીં, પણ સમાજમાં એક સર્વાંગીણ પરિવર્તન લાવવા માટે એક લોક-આંદોલન આકાર ધારણ કરી રહ્યું હતું. હું એમ પણ કહેતો કે, અમને capture of power—સત્તા હાથમાં લેવામાં કે કબજે કરવામાં કોઈ રસ નથી, control of power—સત્તા ઉપર અંકુશ રાખવામાં જ રસ છે, and that too by the people—અને એ અંકુશ પણ લોકો મારફત રખાતો અંકુશ. રાજ્યશક્તિ ઉપર જનશક્તિનો અંકુશ હોવો જોઈએ, એવું હું પ્રતિપાદન કરતો અને સંપૂર્ણ ક્રાંતિની વાત લોકોને સમજાવતો.

આંદોલનના સંદર્ભમાં બીજો એક મુદ્દો એ છે કે, આવું લોક-આંદોલન લાગતીવળગતી સરકારોના સહકારમાંયે ચાલી શકે. લોક-આંદોલનની કલ્પનામાં સરકાર સાથેનો સંઘર્ષ અનિવાર્ય નથી. જે-તે સરકાર આંદોલન સાથે કેવો વર્તાવ કરે છે, તેના પર એ નિર્ભર છે.

### લોકશક્તિ-નિર્માણમાં સત્યાગ્રહનો ઉપયોગ

ખેર, આંદોલનમાં ભળનારાઓને હું એમ પણ સમજાવતો રહેતો કે આમાં આપણે સત્યાગ્રહીની ભૂમિકામાં કામ કરવાનું છે. સત્યાગ્રહમાં એક નિહિતાર્થ છે કે સત્યાગ્રહીનું પોતાનું આંતરિક પરિવર્તન થવું જોઈએ. એનો અર્થ એ કે જેઓ બીજાંમાં

પરિવર્તન આણવા ઇચ્છતા હોય. એમણે પહેલાં પોતાની જાતમાં પરિવર્તન સાધ્યા પછી જ કોઈ પણ પ્રકારના સત્યાગ્રહની દિશામાં પગલું ભરવું જોઈએ. પરંતુ આ સત્યાગ્રહના શસ્ત્રનો ઉપયોગ જેમ ગાંધીજીએ લોકશક્તિ પેદા કરવા માટે કરેલો, તેમ આપણે પણ આવાં આંદોલનોમાં કરવો પડશે. એમ લાગે છે કે લોકશક્તિ નિર્માણ કરવી હશે, તો લોકોને એવી પ્રતીતિ થવી જોઈએ કે જે કેટલીક સમસ્યાઓથી આજે અમે ત્રસ્ત છીએ, તેને દૂર કરવા માટે, તેનો ઉકેલ લાવવા માટે કાંઈક કામ થઈ રહ્યું છે. તો જ લોકો એને પોતાની લડત સમજે છે અને તેમાં જોડાય છે. એ લોકશક્તિને પછી સંગઠિત કરવી પડે છે.

સરવાળે મૂળમાં સવાલ એ છે કે આ સમાજના આખાયે તંત્રમાં પરિવર્તન આણવું શી રીતે? જેને હું સંપૂર્ણ ક્રાંતિ કહું છું, તેનાં પદાર્પણ કરવાનો માર્ગ કયો? સંપૂર્ણ ક્રાંતિ માટેની વ્યૂહરચનામાં આવાં લોક-આંદોલનો કેટલો અને કેવો ભાગ ભજવી શકે? આ બધા મુદ્દાની ઝીણવટભરી છણાવટ થતી રહેવી જોઈએ.

### ક્રાંતિકાર્યમાં લોક-આન્દોલનનું સ્થાન

મને એમ લાગે છે કે, રાષ્ટ્રના જીવનમાં કોઈ પણ ક્ષેત્રે ક્રાંતિકારી પરિણામો હાંસલ કરવાં હશે, તો તે માટે વિધવિધ પ્રકારનાં સાધનો વાપરવાં પડશે. દાખલા તરીકે, લોકશિક્ષણ અર્થાત્ સમજાવટ દ્વારા દબાણ આણીને, આમજનતાના આંદોલન દ્વારા, દબાણ આણીને, જરૂર પડ્યે અસહકાર દ્વારા, નાગરિકોનાં વિરોધ-પ્રદર્શનો દ્વારા તથા સવિનય કાનૂનભંગની લડતો દ્વારા દબાણ આણીને એ કાર્ય સાધી શકાશે. પરંતુ લોક-આંદોલનના સંદર્ભમાં એક મુખ્ય મુદ્દો એ પણ છે કે આવું આંદોલન નિરંતર ચાલતું રહેવું જોઈએ. કેમ કે છેવટે તો લોકોનો પોતાનો અભિક્રમ જાગે તે સિવાય બીજી કોઈ રીતે સમાજનું નવ-ઘડતર શક્ય નહીં બને. લોકો પોતાનું જીવન અને પોતાનું ભાવિ પોતાને હાથે ઘડી શકે, લોકો જાતે પોતાનું કામ કરતા થાય. પરંતુ જોવા એમ મળે છે કે આવી લોકશક્તિ ક્યારેક લોક-આંદોલનના સ્વરૂપમાં દેખા દે છે, અને ત્યારે તે સમાજને અવશ્ય આંદોલિત કરે છે. પરંતુ તે માત્ર તત્કાળ પૂરતું જ. એટલું કરીને એ સમાપ્ત થઈ જાય છે. તેની પ્રક્રિયા નિરંતર ચાલતી નથી. હું જોવા માગું છું એક નિરંતર ક્રાંતિ. માણસમાં જે કાંઈ શ્રેષ્ઠ છે, તેમાંથી પ્રેરણા પામીને ક્રાંતિકારી પરિવર્તનો કાયમ થતા રહે. અને આ માટે લોકશક્તિ માત્ર લોક-આંદોલનના જ સ્વરૂપમાં નહીં, પણ કોઈક ને કોઈક સંગઠનાત્મક સ્વરૂપમાંયે પ્રગટ થવી જોઈએ. ક્રાંતિકારી લોકશક્તિના નિર્માણ માટે આ જરૂરી છે.



# ૧૧. ક્રાંતિમાર્ગના સહયાત્રિકોને

બે-ચાર વાત હું આવા ક્રાંતિના કામમાં લાગેલા મારા સાથી કાર્યકરોના ધ્યાન પર લાવવા માગું છું. આવા અહિંસક આંદોલનોમાં મુખ્ય આધાર કાર્યકરો જ હોય છે. આપણે જોયું તેમ અહિંસક ક્રાંતિ સત્તા મારફત કદી સંભવી શકે નહીં. અહિંસક સમાજનું નિર્માણ કરવું હોય, તો પહેલાં તો ક્રાંતિકારી વિચાર જનતા સમક્ષ સતત રજૂ થતો રહેવો જોઈએ. વ્યાપક વિચાર-પ્રચાર વિના ક્રાંતિ થાય નહીં. અને તે માટે એ વિચાર ઉપર આસ્થા રાખનારી કાર્યકરોની એક કેળવાયેલી સેના જોઈએ. "હિંદુ", "ટાઇમ્સ", "સ્ટેટ્સમેન" વગેરે છાપાંઓ આનો પ્રચાર નહીં કરે, અથવા નહીં કરી શકે. કાર્યકરોએ જ ગામેગામ જઈને લોકોને સમજાવવું પડશે.

### લોકમાનસ પર અસર પડશે આચારની, ચારિત્ર્યની

વળી, એ પણ સમજવાનું છે કે લોકો કેવળ પ્રચારકની વાત સાંભળશે નહીં, કેવળ પ્રચારની લોકો ઉપર ઝાઝી અસર પણ પડશે નહીં. તેથી આપણે કાર્યકરોએ ગામમાં જવાનું છે, તે જનતાના સેવકના રૂપમાં જવાનું છે. આપણે લોકોનો વિશ્વાસ સંપાદન કરીને એમને આપણા આંદોલનના કામ માટે તૈયાર કરવાના છે. આ વિશ્વાસ આપણે ત્યારે જ પ્રાપ્ત કરી શકીશું, જ્યારે આપણા વ્યવહાર દ્વારા લોકોના મન ઉપર આપણે સારી છાપ પાડી શકીશું.

આપણા કામની જે કાંઈ અસર લોકમાનસ ઉપર પડશે, તે એનાથી જ પડશે, જેટલું આપણે આપણા આચારનું, ચારિત્ર્યનું ચિત્ર એમની સમક્ષ રજૂ કરીશું. લોકો જુએ છે કે આપણે કઈ રીતે વર્તીએ છીએ. આપણા આચારની લોકમાનસ પર અસર પડતી હોય છે. આપણા વર્તનમાં સભ્યતા હોય, બેસવા-ઊઠવામાં શિષ્ટતા હોય, આપણામાં પ્રામાણિકતા હોય, આપણી વાતોમા સચ્ચાઈ હોય, હિસાબ-કિતાબમાં ચોખ્ખાઈ હોય. આ કાંઈ સંત-મહાત્માના ગુણો નથી, પણ સામાન્ય નાગરિકના ગુણો છે. આમાં કોઈ મોટી સાધનાનો કે તપનો સવાલ નથી. જેને લોકસેવક બનવું છે, તેનામા આવા ગુણો તો હોવા જ જોઈએ. મને લાગે છે કે આ તરફ આપણું જેટલું ધ્યાન જવું જોઈએ તેટલું હજી ગયું નથી.

લોકો તો આપણા વિશે ઘણી વાર બહુ જ ઊંચા ખ્યાલ ધરાવે છે. પરંતુ આપણે કેટલામાં છીએ, તે આપણે પોતે જાણીએ છીએ. આપણામાં પણ ચારિત્ર્યની દુર્બળતા છે. બધાની વાત હું નથી કરતો, પણ ક્યાંક ક્યાંક નાનાં નાનાં પદો માટે કજિયા અને જૂથબંધી પણ પેદા થાય છે. ટૂંકમાં, આવડી મોટી ક્રાંતિનું જે વિશાળ કામ આપણે ઉપાડ્યું છે, તેને પૂરતા લાયક હજી આપણે બની શક્યા નથી. મારું એટલું જ કહેવું છે કે આવી બધી અધૂરપો દૂર કરવા તરફ આપણું ધ્યાન જવું જોઈએ.

### તપ-બપ કરવાનું હું નથી કહેતો

પરંતુ હું અહીં એક સ્પષ્ટતા કરી લઉં. આ બધું હું જે કહું છું, તેનો અર્થ એ નથી કે એકદમ તપ કરવાની જરૂર છે. તપ બપ કરવાનું હું નથી કહેતો. મેં હમણાં જ કહ્યું તેમ આમાં

તપસાધનાનો કોઈ સવાલ નથી, આ તો સામાન્ય નાગરિકના ગુણો છે, જેની લોકસેવકમાં તો વળી વિશેષ અપેક્ષા રાખી શકાય. બાકી, મારું એમ હરગિજ કહેવું નથી કે તમે ધોતિયું પહેરતા હો, તેને બદલે લંગોટી પહેરવા માંડો, અથવા આઠ કલાક સૂતા હો, તેને બદલે ચાર કલાક સૂવા માંડો. આવા કોઈ તપની હિમાયત હું નથી કરતો. મને એ પસંદ નથી.

આ વિશેય આપણા મનમાં સફાઈ થઈ જવી જરૂરી છે. પોતાની જાતને વધુ ને વધુ કસતા રહેવી, વગેરે ઘણી વાતો થાય છે. એ બધું વ્યર્થ છે, એમ તો હું નહીં કહું; પરંતુ તેને લીધે જો કાર્યકરોના મન ઉપર એક એવી અસર રહેતી હોય કે આપણા ગુજરાન માટે આપણે ૧૦૦–૨૦૦–૫૦૦ રૂપિયા લઈએ, તેનાથી આપણો ત્યાગ કાંઈક ઓછો થયો અથવા આપણે બીજાને કાંઈ છોડવાનું કેમ કહી શકીએ, તો તે બરાબર નથી. બલ્કે હું તો એમ કહીશ કે આ રીતે તો આપણે જે નથી, તે બનવા માગીએ છીએ, અને બની નથી શકતા તેને લીધે પછી ચિંતિત થતા રહીએ છીએ.

હું તો આ ઉંમરે પણ હજી એમ નક્કી કરી લઉં કે ઘૂંટણ ઉપર સુધીનું જ ધોતિયું પહેરીશ, જાડો ઝભ્ભો પહેરીશ, તો તેમ ન કરી શકું એવું હું નથી માનતો. પરંતુ સમજવાની વાત એ છે કે આ ક્રાંતિનું કામ કાંઈ સંન્યાસીઓનું કામ નથી. આ તો ગૃહસ્થોનું કામ છે. અને આમાં પડેલા કાર્યકરો તરફ સંન્યાસીની દૃષ્ટિએ નહીં, પણ ગૃહસ્થની દૃષ્ટિએ જ જોવું જોઈએ. ઘર-ગૃહસ્થીની અનેક સમસ્યાઓ રહે છે. અને ઘરબારવાળા કાર્યકરો એ બધી સમસ્યાઓથી જકડાયેલા રહે છે. તેથી એ બધા સંન્યાસીઓની જેમ જીવતા થઈ જાય, એ રીતે ન વિચારવું જોઈએ.

વળી, સમજવાની વાત એ છે કે લોકોને આપણે કાંઈ સંન્યાસી બનવાનું નથી કહેતા. આપણે માત્ર એમની સામે આપણા વિચારો મૂકીએ છીએ, અને લોકો પોતાની સ્થિતિમાં રહેતાં-રહેતાં આ વિચારો અનુસાર કાંઈક આચરણ કરે, એટલું જ આપણે કહીએ છીએ. એ બધા પોતાનું કામ નવી ઢબે કરે, એટલું જ કહીએ છીએ. સમાજમાં વિષમતા ઓછી થાય, શાંતિ અને સમૃદ્ધિ વધે, બધા લોકો પોતાનું કામ સારી રીતે કરી શકે. તેના માટે એક નવી વિચારધારા લોકો સામે રજૂ કરીએ છીએ. આમાં કોઈ ત્યાગની કે સંન્યાસી બનવાની વાત નથી. સમાજમાં સુખ, શાંતિ, સમૃદ્ધિ, નીતિ, સદાચાર, માનવતા પ્રવર્તે, એ માટેનો આપણો આ બધો પ્રયાસ છે.

### ત્યાગનોયે જુદો જુદો માપદંડ હોય છે

અને જ્યારે આપણે આપણા વિશે વિચારીએ, ત્યારે એ પણ યાદ રાખવું જોઈએ કે ત્યાગનોયે જુદો જુદો માપદંડ હોય છે. હા, આપણે કંઈક વધારે ખાઈપી રહ્યા છીએ અને તેનાથી આપણો આંતરિક વિકાસ રૂંધાય છે, એવું જો આપણને લાગતું હોય, તો તેના વિશે જરૂર વિચારજો. બાકી આપણે તપ કરીશું, આપણી જાતને કસીશું, એમ જો માનતા હો, તો સમજવું જોઈએ કે તેના માટે તમામ સાધુ-સંન્યાસી લોકો છે જ. ત્યાગ કરવાનું અને પોતાની જાતને કસવાનું એક વધુ ઉદાહરણ રજૂ કરી દેવાથી કાંઈ સમાજનું પરિવર્તન થઈ જશે, એવું નથી.

ગાંધીજીએ લંગોટી અપનાવેલી, તો તે એમણે કોઈ નાટક નહોતું કર્યું. એમનાથી જ્યારે રહેવાયું નહીં, ત્યારે જ એમણે એમ કર્યું. તમનેય એવી કાંઈક અનુભૂતિ થાય અને તમે એવું કાંઈક કરો, તો ઠીક છે. બાકી આપણા માટે જે સહજ હોય તે કરવું. હું ધોતિયું-ઝભ્ભો પહેરું છું તેથી લંગોટીવાળા કરતાં મારી અસર ઓછી થઈ ગઈ, એમ હું નથી માનતો. એમ તો કોઈ એવુંયે કહી શકે કે આ માણસ તો ઓવલ્ટીન પીએ છે, સંતરાં ખાય છે. ધોબી પાસે કપડાં ધોવડાવે છે. હું નથી માનતો કે આને લીધે સર્વોદયમાં કોઈ કમી આવી જાય છે. હા, મારું કહેવું એમ નથી કે તમે એશઆરામ કરો. પરંતુ દરેકના જીવનમાં કેવું balance— સંતુલન હોય, તે દરેક માણસ પોતે જ પોતાના અંતરમાં નક્કી કરી શકે છે, હૃદયથી હું બૌદ્ધ છું. મધ્યમ માર્ગ મને ગમે છે.

આપણે સહુ પોતપોતાના કામધંધા છોડીને આ આંદોલનમાં આવ્યા છીએ. અહીં આપણે નોકરી નથી કરતા, સ્વેચ્છાએ આ આંદોલનનું કામ કરી રહ્યા છીએ. નહીં તો આપણામાંથી કોઈ વકીલાત કરત, કોઈ નોકરી-ધંધો કરત, અને સારું કમાઈ લેત. એ બધું છોડીને આપણે આ આંદોલનના કામમાં લાગ્યા છીએ. ત્યારે ગુજરાન માટે કાંઈક લઈએ, તો તેમાં કોઈ પાપ થઈ ગયું કે આપણો ત્યાગ કાંઈ ઓછો થયો, એમ ન માનવું જોઈએ.

### જાતને પૂછો : પૂરી શક્તિ લગાડીને કામ કર્યું છે?

બાકી આપણે બધાંએ આપણી છાતી ઉપર હાથ મૂકીને હમેશાં એટલું જરૂર પૂછતા રહેવું જોઈએ કે આપણી બધી શક્તિ લગાડીને આપણે કામ કર્યું છે? આપણી જાતને પૂછતા રહેવું કે આ ક્રાંતિના કામ માટે આપણે કેટલો સમય આપ્યો, અને કેટલી લગનથી કામ કર્યું? કામમાં હમેશાં સાતત્ય અને તીવ્રતા જોઈએ. સાતત્ય એક આધ્યાત્મિક ગુણ છે, આંતરિક ગુણ છે. માટે જેટલા શક્ય હોય તેટલા સાતત્ય અને તીવ્રતા સાથે કામ કરતા રહેવું જોઈએ.

આપણે એટલું સમજી લેવું જોઈએ કે જો અહિંસાએ હિંસા ઉપર વિજય મેળવવો હશે, તો તેણે તીવ્ર ગતિએ કામ કરવું જ પડશે. નહીં તો ઘટનાચક્ર આગળ વધતું જશે, અને હિંસાના પૂરમાં અહિંસા ડૂબી જશે. લોકોની સમસ્યાઓ જો અહિંસા મારફત જલદી નહીં ઉકેલાય, તો અહિંસક કાર્યકરો માટે કાંઈ ઇતિહાસની ગતિ રોકાવાની નથી. આજની સમાજરચના તેના બધા લોભ, લાલચ, સ્વાર્થ, માનવવિમુખતા, અન્યાય, શોષણ અને વિષમતા સાથે નાબૂદ થવી જ જોઈએ. અહિંસા જો જલદી તેને નહીં બદલે, તો પછી હિંસા આગળ આવશે. એ જુદી વાત વાત છે કે હિંસા કદી કોઈ પણ સમસ્યા ઉકેલી નથી શકતી, અને

હિંસાના માર્ગે તો એક પ્રકારના અન્યાય, લોભ, શોષણ અને સ્વાર્થની જગ્યા બીજા પ્રકારના અન્યાય, લોભ, શોષણ અને સ્વાર્થ લે છે એટલું જ. પરંતુ એ બધું લોકોના ધ્યાનમાં આવે, ત્યાં સુધીમાં તો વખત વીતી ગયો હશે. અને અંધકારની શક્તિઓએ પોતાનું આસન જમાવી દીધું હશે.

તેથી આ કામ આપણી પૂરી શક્તિ સાથે સાતત્યપૂર્વક તીવ્રતાથી થાય, તે અત્યંત જરૂરી છે. અને તે માટે આપણે આખું જીવન આમાં ખપાવી દેવાનું છે. હું તો બીજી કોઈ ચીજની કલ્પનાયે નથી કરી શકતો, જે આપણી નિષ્ઠા અને પુરુષાર્થ માટે આના કરતાં વધારે ઉપયોગી હોય. સેનાની કરોડરજ્જુ એવા જ લોકોથી ઊભી થઈ શકે છે, જેમણે ક્રાંતિની વેદી ઉપર પોતાનું જીવન આખું સમર્પણ કરી દીધું હોય. ફુરસદે કામ કર્યે નહીં ચાલે. આમાં તો જીવનદાન જ દેવું પડશે. જીવનદાનનો ખાસ આશય એ છે કે આ કામની સામે બીજી બધી પ્રવૃત્તિઓ ગૌણ મનાવી જોઈએ.

### આપણામાં અધ્યયનની કમી છે

બીજી એક વાત એ કે આપણામાં હજી અધ્યયનની કમી છે. ઘણી વાર સવાલ થાય છે કે આપણે લોકોએ પોતે આ ક્રાંતિના કામને બરાબર સમજી લીધું છે ખરું ? હું કોઈ દાર્શનિક ઢબે સમજવાની વાત નથી કરતો, સામાન્ય વિચારના સ્તરે સમજવાની વાત કરું છું. ઘણી વાર કાર્યકરો તરફથી પણ એવા એવા સવાલો પુછાય છે, જેના જવાબ વરસોથી આપણા પુસ્તકોમાં પડ્યા છે. પણ એ પુસ્તકોનો અભ્યાસ કરવાની મહેનત લેવાઈ નથી. આપણે કહીએ છીએ કે આપણું કામ તો સમજાવતા રહેવાનું છે. પણ શું સમજાવીશું ? આપણે પોતે પહેલા સમજ્યા હોઈશું, તો સમજાવી શકીશું ને ! માટે અધ્યયનની અત્યંત જરૂર છે. આપણી તો આખી પ્રક્રિયા સમજાવવાની જ છે. તેથી નિયમિત સ્વાધ્યાયની આદત પાડવી જોઈએ. આવું ક્રાંતિનું કામ કેવળ લાગણીવશતા ( emotionalism ) ઉપર ન ચાલી શકે. આમાં ભાવનાની આવશ્યકતા જરૂર છે. પરંતુ તેની સાથોસાથ આની પાછળની વૈચારિક ભૂમિકા પણ આપણે સહુએ પૂરતી સમજી લેવી જોઈએ.

બીજું મને એમ પણ લાગે છે કે આપણી અને બુદ્ધિજીવીઓ વચ્ચેની ખાઈ ઓછી કરવા આપણે થોડો પ્રયત્ન કરવો જોઈએ. સામાન્ય રીતે બુદ્ધિજીવીઓનું આવાં ક્રાંતિના કામો પ્રત્યે સાશંક વલણ હોય છે. પણ તે માટે થોડો આપણોયે દોષ છે. આપણે ત્યાંના બુદ્ધિજીવીઓનું જે સીનિસિઝમ ( શંકાવાદ ) છે, તે નકલી છે. તે બદલી ન શકાય એમ હું નથી માનતો. તે માત્ર પશ્ચિમની નકલ છે. એક વાત તો એ કે આપણી ભાષા આ બુદ્ધિજીવીઓ નથી સમજી શકતા. માટે એમને જો આપણી તરફ ખેંચવા હોય, તો એમની ભાષામાં આપણી વાત મૂકવી જોઈએ. પણ આપણો એમની સાથેનો સંપર્ક જ બહુ ઓછો હોય છે. આ સારું નથી. માટે એમની સાથેનો સંપર્ક જેમ બને તેમ વધારવો જોઈએ. વિનોબાજી ઘણી વાર કહેતા કે કેટલાક દૂરથી જ ઓળખી લે છે, પણ બાકીના તો વિરાટ સ્વરૂપ નજર સમક્ષ છતું નથી થતું, ત્યાં સુધી નથી ઓળખી શકતા. હવે, આવું વિરાટ સ્વરૂપ તો આપણા કામનું આપણે હજી નથી બતાવી શક્યા. તો પછી એકદમ એ બુદ્ધિજીવીઓ ઉપર આપણા કામની અસર પડી જાય, એવી અપેક્ષા આપણે કેમ રાખી શકીએ ? માટે એમનો સંપર્ક જગાવીને એમની ભાષામાં એમને સમજાવતા રહેવું જોઈએ.

### આંદોલનોની અસર બરફના તરતા પહાડ જેવી

વાત એમ છે કે બીજાની સાધનસંપત્તિ કોઈ બળજબરીથી છીનવી લે, તો બધાને એકદમ એમ થઈ જાય કે મોટી ક્રાંતિ થઈ ગઈ. પરંતુ શાંતિથી અને સ્વેચ્છાથી મોટું પરિવર્તન થઈ રહ્યું હોય, તો તે ધ્યાનમાં નથી આવતું. દુનિયામાં આજ સુધી ક્રાંતિઓ જે રીતે થઈ છે, તેના કરતાં અહિંસક ક્રાંતિ સાવ જુદી જ રીતે થાય છે, અને તેને લીધે જ તેનું મહત્ત્વ ઝટ ખ્યાલમાં નથી આવતું. હકીકત એ છે કે અહિંસક ક્રાંતિની જે નવી ઢબ છે, પદ્ધતિ છે, તે લોકોની સમજમાં હજી બરાબર આવી નથી.

અને એમ જોવા જઈએ તો ખુદ કાર્યકરોના મનમાં પણ એક સવાલ અવારનવાર ઊઠ્યા કરે છે કે આ કામનો પ્રભાવ કેમ નથી પડતો ? સમાજમાં તેનો ઇમ્પેક્ટ કેમ નથી દેખાતો ? આ ઇમ્પેક્ટનો સવાલ ફરીફરીને ઊઠ્યા જ કરે છે !

મૂળમાં વાત એમ છે કે, આવાં અહિંસક આંદોલનોની અસર તો બરફના તરતા પહાડ જેવી છે, જે પાણીની ઉપર ઓછો દેખાય છે. એવી જ રીતે ક્રાંતિનાં આંદોલનોની જનમાનસ પરની અસર બાહ્ય દેખાતાં પરિણામો પરથી આંકી શકાય નહીં. ઉપરટપકે ટૂંકી દૃષ્ટિથી જોતાં એમ લાગે કે જે કંઈ પરિસ્થિતિ છે, તે આ કામને પ્રતિકૂળ છે, આપણે સામે પ્રવાહે તરીએ છીએ, પ્રવાહ આપણાથી ઊલટી દિશામાં છે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈશું તો જણાશે કે આજે દુનિયામાં જે પરિસ્થિતિ ઘડાઈ રહી છે, તે આ કામને અનુકૂળ છે દુનિયાને જો શાંતિના માર્ગે આગળ વધવું હશે, તો એણે ઉદ્યોગ, ખેતી, રાજકારણ, વેપાર વગેરે બાબત વિશે નવેસરથી વિચાર કરવા પડશે. એ બધાનાં આજનાં સ્વરૂપો અને પ્રક્રિયામા ફેરફાર કરવા પડશે. દુનિયાના વિચારકો અને વિદ્વાનોનું ધ્યાન આ તરફ ખેંચાઈ ચૂક્યું છે. માનવીય અપ્રોચ એ આપણા આંદોલનની વિચારધારાનું મુખ્ય અંગ છે. અને આજે આખી દુનિયાના વિચારકોમાં આવું જ વલણ જોવા મળે છે.

### એક કેવડું મોટું કામ છે !

તેથી આ એક આવું સમગ્ર આંદોલન છે, એ વાત હમેશાં ધ્યાનમાં રહેવી જોઈએ. એક વ્યાપક દર્શન આપણું હોવું જોઈએ. આ એક કેવડું મોટું કામ છે, તેનો ખ્યાલ રહેવો જોઈએ. આપણે અહિંસક ક્રાંતિ લાવવા માગીએ છીએ, અહિંસક સમાજનું

નિર્માણ કરવા માગીએ છીએ. આજ સુધી દુનિયામાં આવું ક્યાંય થયું નથી. ગાંધીજીએ અહિંસક માર્ગે રાજકીય આઝાદી અપાવી, પણ અહિંસક માર્ગે સામાજિક ક્રાંતિનું કામ હજી સુધી ક્યાંય થયું નથી. આર્થિક અને રાજનૈતિક સમાજના ઢાંચામાં સમૂળું પરિવર્તન થઈ જાય, તેને હું સામાજિક ક્રાંતિ કહું છું. તે અર્થમાં આજે દુનિયામાં બધે જ ક્રાંતિની જરૂર છે. કેટલીક સમાજવાદી સરકારોએ વેલ્ફેરનું, ડેવલપમેન્ટનું કામ કર્યું છે. પણ ગાંધીજીની ગ્રામસ્વરાજની વાત તેમાં નથી આવતી. લોક જનતા માટે જ નહીં, પણ જનતાનું રાજ હોય અને જનતા દ્વારા ચાલે, એવું હજી સુધી ક્યાંય થયું નથી. આપણે [illegible] માર્ગ કાઢવાનો છે.

એટલે આ કામનો સમાજ ઉપર ઇમ્પેક્ટ નથી, તેનો કોઈ પ્રભાવ નથી પડી રહ્યો, એવું એવું ચિંતન ન ચાલવું જોઈએ. દુનિયામાં આજ પહેલાં ઘણી હિંસક ક્રાંતિઓ થઈ છે. તેમાં કેટલીયે પેઢીઓ ખાતર બની ગઈ. તેમ છતાં હજી આપણે એ હિંસક ક્રાંતિઓનાં કેટલાં પરિણામ આપણી નજર સામે જોઈ શકીએ છીએ? એટલે આપણે જે એક મહાન કામમાં લાગ્યા છીએ, તે જોતાં બહુ વિશાળ દૃષ્ટિકોણથી આ બધું વિચારવું જોઈએ.

વળી, આવા ક્રાંતિના કામમાં વ્યાપકતા પણ હોવી જ જોઈએ. તે વિના ક્રાંતિ થાય નહીં. ક્રાંતિ કરવી હોય, તો કોઈ માસ એક્શનનો—વ્યાપક લોક-આંદોલનનો કાર્યક્રમ જોઈએ. નહીં તો ઘણા ધાર્મિક લોકો સારા સારા વિચાર તો હંમેશાં આપતા જ રહે છે. પણ એક વ્યાપક કાર્યક્રમ વિના સામાજિક ક્રાંતિ કદી ન થઈ શકે.

## આંદોલનના આલેખના ચઢાવ-ઉતાર

દુનિયાના ઇતિહાસમાં એવું કોઈ પણ આંદોલન નથી, જેની પ્રગતિનો આલેખ હંમેશાં ઉપર જ ચઢતો હોય. આંદોલનના આલેખમાં તો ચઢાણ-ઉતરાણ રહેવાનાં જ. ક્રાન્તિકારી હંગેરિયન લેખક આર્થર કસ્લર એક વાર મને લંડનમાં મળેલા. આંદોલન વિશે વાત કરતાં કરતાં એમણે મને એક ચીની કહેવત સંભળાવી: માછીમારના જીવનમાં બે કાળ હોય છે, એક જાળ નાખીને માછલાં પકડવાનો અને બીજો જાળને સૂકવીને ફરી પાછી પાણીમાં નાખવા તૈયાર કરવાનો! આંદોલનોમાંયે આવા કાળ વારાફરતી આવ્યા કરે છે — માછલાં પકડવાનો અને જાળ સૂકવવાનો.

આપણા આઝાદીના આંદોલનનો જ દાખલો લો. ત્યારે તો દેશને આઝાદી મળવી જોઈએ એ બાબતમાં જનતામાં લગભગ સર્વાનુમતિ હતી. પૂર્ણ સ્વરાજ્યના વિચારની વિરુદ્ધ બહુ ઓછા લોકો હતા. ઉપરાંત ગાંધી જેવો અદ્ભુત નેતા હતો. છતાંયે એ આંદોલનમાં કેટલાં ભરતી-ઓટ આવ્યાં? ત્યારે આજે સર્વોદય અંગે એટલી સર્વાનુમતિ નથી. ઉપરાંત હૃદયપરિવર્તન, વિચાર-પરિવર્તન દ્વારા આપણે અભિનવ ક્રાંતિ લાવવી છે. આ કામ કોઈ નાનુંસૂનું નથી.

## આંદોલનના નેતામાં આવી હિંમત જોઈએ

ગાંધીજીના આંદોલનમાં ચઢાણ-ઉતાર ઘણા આવ્યા. લોકોને લાગતું કે બસ, હવે આશા નથી! પરંતુ ગાંધીજી તો આત્મવિશ્વાસની અમર જ્યોત લઈ આગળ ધપતા જ ગયા, ધપતા જ ગયા. મને યાદ આવે છે એ પહેલાંના દિવસો, સ્વરાજની લડતના દિવસો. ત્યારે અમે લોકો યુવાન હતા. અમે જેલોમાં જતા, ત્યારે ત્યાં રાત ને દિવસ ચર્ચાઓ ચાલતી કે શું આ સત્યાગ્રહથી સ્વરાજ્ય આવશે? રેંટિયો કાંતવાથી સ્વરાજ્ય મળશે? અમે નવજવાન લોકો ગાંધીજી સાથે દલીલ કરતા, અમારો અસંતોષ અને ક્ષોભ પ્રગટ કરતા કે આજે દેશમાં જે બધું બની રહ્યું છે, તેમાં તમારા રચનાત્મક કાર્યક્રમથી શું વળવાનું? અમને લોકોને લાગતું કે અંગ્રેજો કેટલો અન્યાય કરી રહ્યા છે, દેશમાં કેટકેટલા અત્યાચાર થઈ રહ્યા છે, ભગતસિંહને ફાંસી અપાઈ અને બીજું કેટકેટલું થયું, પણ આ બુઢ્ઢો બસ, રેંટિયાની જ વાત કરે છે, રચનાત્મક કાર્યક્રમનું જ ગાણું ગાયા કરે છે! ક્યારેક મીઠું પકવવાનું કહે છે, તો ક્યારેક વ્યક્તિગત સત્યાગ્રહ કરાવે છે. પણ અંગ્રેજ સરકાર તો એવી ચામડીની બેઠી છે કે લગીરે ગાંઠતી નથી. એટલે અમે કહેતા કે બીજો અચૂક ને અસરકારક કાર્યક્રમ જોઈએ, લડતમાં તીવ્રતા આવવી જોઈએ, વગેરે. પરંતુ ગાંધીજી તો એકનો એક જવાબ આપતા કે મારી પાસે દેશને આપવા માટે આ રચનાત્મક કાર્યક્રમ સિવાય બીજું કશું નથી, સ્વરાજ્ય મેળવવા માટે તેને જ વળગી રહેવાનું છે.

ગ્રામસ્વરાજ આંદોલન દરમ્યાન વિનોબાજીને પૂછાતું, ત્યારે તેઓ પણ આવો જ જવાબ આપતા. મારે કહેવું એ છે કે આંદોલનના નેતામાં આમ કહેવાની હિંમત હોવી જોઈએ. આપણને આવી આસ્થા નથી હોતી એટલે જ આપણે આમ-તેમ નજર નાખતા રહીએ છીએ.

## બુદ્ધિપૂર્વક ગ્રહણ કરવું, અને શ્રદ્ધાપૂર્વક કામ કરવું

કોઈ પણ વિચાર, કોઈ પણ કાર્યક્રમ, કોઈ પણ આંદોલન વિશે એમ તો કદી કોઈ ન કહી શકે કે તેમાં શંકાને લગીરે સ્થાન જ નથી. પ્રશ્નો તો અનેક ઊઠવા જ જોઈએ. પરિપ્રશ્નથી જ વિચાર આગળ વધે છે, જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ થાય છે. પણ તેની સાથોસાથ જીવનમાં શ્રદ્ધાનુંયે સ્થાન છે. આખો વખત માત્ર શંકાઓ જ કર્યા કરીશું, તો હેમલેટ જેવી દશા થશે. આખરે કામ થશે શ્રદ્ધાથી. જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં શ્રદ્ધા સાથે જ આગળ પગલું ભરવું પડે છે. આપણે વસ્તુને બુદ્ધિપૂર્વક ગ્રહણ કરવી જોઈએ, અને શ્રદ્ધાપૂર્વક કામ કરવું જોઈએ. એ સિવાય બીજો કોઈ રસ્તો નથી.

## સત્યાગ્રહના મોકા શોધતા ન ફરાય

સત્યાગ્રહની વાત પણ કાયમ થયા કરે છે. મેં આ અંગે બહુ વિચાર્યું છે. મને એમ લાગે છે કે આજે સત્યાગ્રહ એક એવો શબ્દ બની ગયો છે, જેનો હાલતાં ને ચાલતાં સમજ્યા વિના જ ઉપયોગ કરવામાં આવે છે. ખરું જોતાં સત્યાગ્રહનું

સ્થાન બ્રહ્માસ્ત્ર જેવું છે. અગાઉના વખતમાં ગુરુ બ્રહ્માસ્ત્રનો મંત્ર પાત્ર જોઈને જ આપતા, અને સાથે સાથે એમ પણ કહેતા કે ખાસ પરિસ્થિતિ જોઈને જ આનો ઉપયોગ કરવો. જો દુરુપયોગ થશે, તો આમાંથી શક્તિ નીકળી જશે, આજે રાજકીય પક્ષોએ અને અનેક સંસ્થાઓએ સત્યાગ્રહના શસ્ત્રનો દુરુપયોગ કરીને તેને ખતમ કરી નાખ્યું છે.

માટે, સત્યાગ્રહ અંગે પણ જરા ઊંડાણથી વિચારવું જોઈએ. શું અહીં તહીં સત્યાગ્રહ કરવાથી સર્વોદય થઈ જવાનો છે? શું તેનાથી સમાજના પરિવર્તન આવી જવાનું છે? હું સત્યાગ્રહ ન કરવો જોઈએ, એમ નથી કહેતો. વખત આવે કરવોયે પડે. પરંતુ એ પરિસ્થિતિમાંથી જ પેદા થશે, નહીં કે કોઈ ફૉર્મ્યુલા-માંથી. તેના માટે કોઈ મોકો શોધતા થોડું જ ફરાય છે? આપણે એક પાયાનું કામ કરી રહ્યા હોઈએ, તેમાં ક્યારેક એવી પરિસ્થિતિ ઊભી થાય કે સ્વાભાવિક જ આપણને સત્યાગ્રહનો માર્ગ લેવો પડે. ગાંધીજી કંઈ "મારે સત્યાગ્રહ કરવો છે, સત્યાગ્રહ કરવો છે" એમ ગોખતા ગોખતા મોકો શોધવા નહોતા ગયા. સત્યાગ્રહ તો સ્વાભાવિક રીતે જ પરિસ્થિતિમાંથી પેદા થવો જોઈએ. પરંતુ આપણે સત્યાગ્રહ નથી કરતા એટલે આપણી કોઈ અસર નથી થતી, એ દૃષ્ટિએ સત્યાગ્રહના મોકા શોધતા ફરવું, એ કાંઈ અહિંસાની રીત મને નથી લાગતી.

## એ પ્રક્રિયામાં સહજતા હોય છે

હું તો જોઉં છું કે ગાંધીજીના જીવનમાં, અહિંસાના બીજા પ્રવર્તકોના જીવનમાં એક spontaneity—સહજતા છે. એવી કોઈ પરિસ્થિતિ ઊભી થઈ જાય છે, જે અસહ્ય છે અને સહજ તેઓ સત્યાગ્રહનો માર્ગ લે છે. ત્યારે પછી તેઓ કોઈને પૂછવા નથી રોકાતા કે કોઈ મિટિંગ બોલાવવા નથી બેસતા. આ જે સહજતા છે, તે દરેક સત્યાગ્રહીમાં હોવી જોઈએ.

જ્યારે ગરીબ માણસની તૂટીફૂટી ઝૂંપડી કોઈ ઉખેડી નાખતું હોય, ત્યારે ક્રોધ આવી જ જાય છે. અને તેમાંથી જ અહિંસક પગલું ઉદ્ભવે છે. પુણ્યપ્રકોપ નથી હોતો, તો અહિંસક પગલુંયે નથી ભરાતું. તે પગલું પ્રેમમૂલક અને કરુણામૂલક જ હશે, પણ તેની શરૂઆત પુણ્યપ્રકોપની સ્થિતિમાંથી થશે.

મુસહરીમાં હું કામ કરતો ત્યારે મને લાગતું કે મારું એ કામ એક સત્યાગ્રહ જ છે. ત્યાં ગ્રામવિસ્તારમાં પ્રત્યક્ષ લોકો વચ્ચે રહીને કામ કરવાનું થતું. મોઢામોઢ વાતચીત ચાલતી. હું એ ચહેરાઓને જોતો, એમની સકલસૂરત જોતો. જીવતા-જાગતા માણસો એકમેકની સામે બેઠા છે. હું નજર માંડતો, અને મને થતું કે હજી એક વધુ મોકો આપવો જોઈએ. ક્યારેક મનમાં પ્રકોપ પણ જાગતો. તમે થતું કે હજી મોકો આપવો જોઈએ.

પરંતુ એવી સ્થિતિ આવી શકે, જ્યારે હૃદય-પરિવર્તન માટે બીજું પગલું ભરવાની જરૂર પડે. અને તે એમના જ હિત માટે, આમના હિત માટે, સમાજના હિત માટે. તે વખતે મારી પોતાની જાત ઉપર જ કષ્ટ સહન કરવાનું આવશે. એમનું કાંઈ બગાડવું નથી, અને તેમ છતાં એમના ઉપર અસર થાય, એવી કોઈક એ સત્યાગ્રહની પ્રક્રિયા હશે. આવી એક વિશિષ્ટ પરિસ્થિતિમાંથી સત્યાગ્રહ જન્મતો હોય છે. એવી પરિસ્થિતિ કાંઈ એકાએક નથી જન્મતી. અમુક સંજોગો પરિપક્વ થતાં તે ઊભી થાય છે. પ્રેમ-પૂર્વક સેવા કરતાં કરતાં, એમને મદદ કરતાં કરતાં કદાચ આગળનું બીજું પગલું ભરવુંયે પડે. પણ તે ભરવાની જરૂર ન ઊભી થાય, તો તેના માટે કોઈ આતુરતાયે ન હોય.

## ડાળાં-પાંદડાં તોડતાં રહેવાથી કાંઈ નહીં વળે

આમ, સત્યાગ્રહની બાબતમાં મારી ભૂમિકા તો આવી છે. એક વાત સહુના ધ્યાનમાં આવવી જોઈએ. અને તે એ કે, આજે આપણી સામે જે અનેકવિધ સમસ્યાઓ છે, તેના મૂળમાં અમુક વાતો છે. કેટલાંક કારણોને લીધે આ સમસ્યાઓ ઉપ-સ્થિત થઈ છે. સમાજની આર્થિક, સામાજિક, રાજકીય વ્યવસ્થા-માં કેટલાંક રૂઢ મૂલ્યો છે. એ મૂલ્યો બદલ્યા વિના આ સમસ્યા-ઓ ઊકલવાની નથી. માટે આ બધી સમસ્યાઓના નિરાકરણ સારુ આપણે મૂળમાં જવું પડશે. એક એક સમસ્યાને હાથમાં લઈને લડતા રહેવાનો અર્થ નથી. આખીયે વ્યવસ્થાને મૂળમાંથી બદલવાનો પ્રયાસ કરવો જોઈએ. આ કેવળ દેખાવો કરવાથી કે જેલોમાં જવાથી થઈ જાય એવું કામ નથી. આ તો ધરમૂળથી સમાજ-પરિવર્તન કરવાનું કામ છે. એ મૂળમાં જઈને જ થઈ શકશે. ડાળાં-પાંદડાં તોડતાં રહીશું તેનાથી નહીં ચાલે. મૂળમાં જ પ્રહાર કરવો પડશે. દુનિયામાં અગાઉ ક્યારેય ક્યાંય ન થયું હોય એવું અહિંસક માર્ગે સમાજ-પરિવર્તન અને સમાજ-નિર્માણનું આ કામ છે, તેનોયે હંમેશાં ખ્યાલ રહેવો જોઈએ. અત્યંત અઘરું કામ છે. ભારે પુરુષાર્થ કરવો પડશે. એટલે ઇમ્પેક્ટ-બીમ્પેક્ટનો વિચાર કર્યા વિના તેમાં તમારી જાત સંપૂર્ણપણે ખૂંપાવી દીધે જ છૂટકો છે. આમાં તો ખાતર બની જવાની તૈયારી હોવી જોઈએ, માટી સાથે ભળી જવાની તૈયારી હોવી જોઈએ.

## મૂલ્યનિષ્ઠા અને મતાંધતા વચ્ચેનો વિવેક

મારા જીવનનો સૌથી વધુ સંતોષકારક તેમ જ રોમાંચક ગાળો સ્વરાજ્ય આંદોલન દરમ્યાન એક સ્વાતંત્ર્ય-સૈનિક તરીકે મેં ભજવેલ ભાગનો છે. એ ગાળામાં હું એમ શીખ્યો કે મૂલ્યો પ્રત્યેની વફાદારી એ એક સર્વોચ્ચ ગુણ છે. અમુક મૂલ્યો વિશેની નિષ્ઠા એક વાર પાકી હોય અને અમુક ધ્યેય નક્કી થઈ ગયા હોય, તો પછી સમસ્યાઓના ઉકેલ શોધવાનું કામ અને સામાજિક નવનિર્માણનું કામ એ એક ગંભીર વૈજ્ઞાનિક કાર્ય બની જાય છે. એ ખરું કે વિજ્ઞાનીઓમાંયે મતભેદ હોય છે. પરંતુ તેઓ વસ્તુનિષ્ઠ (objective) હોવાથી એવી ખાતરી મળે છે કે સૈદ્ધાંતિક અંધારીઓથી ને ડાબલાઓથી એમની દૃષ્ટિ સંકુચિત નહીં બને. કેટલાક વિજ્ઞાનીઓમાં આવી સૈદ્ધાંતિક એકાગ્રતા જોવા મળે છે ખરી, પણ તો પછી તેઓ વિજ્ઞાની કહેવડાવવાનો અધિકાર ગુમાવી બેસે છે.

જો કે અહીં મૂલ્ય વિશેની નિષ્ઠા અને સિદ્ધાંત કે વાદ પ્રત્યેની નિષ્ઠા વચ્ચેનો ભેદ સમજી લેવો જોઈએ. વાદની સૌથી મોટી કઠણાઈ એ છે કે અમુક મૂલ્યો તેના પોતાના અમુક ચોકઠામાં રહીને જ સાધી શકાશે, બીજી કોઈ રીતે નહીં, એવો તેનો આગ્રહ હોય છે. ત્યારે મારું કહેવું એમ છે કે એક વાર ધ્યેય નક્કી થઈ જાય અને મૂલ્યો વિશે પણ સ્પષ્ટતા થઈ જાય, પછી એ મૂલ્યોની પરિસીમાની અંદર મજકૂર ધ્યેય કઈ રીતે સિદ્ધ કરવું તે નક્કી કરવાનું કામ વિજ્ઞાનનું છે. આમાં પછી રસ્તો કયો હોય એ વિશે કશો કટ્ટર વાદનો આગ્રહ ન હોઈ શકે. અને જો પેલું નક્કી કરેલું ધ્યેય તેમ જ મૂલ્યો બરાબર નજર સામે રખાતા હોય, તો ત્યાં પહોંચવાનો મારગ તો અનુભવના આધારે બદલી પણ શકાય.

### વાદોના સંકીર્ણ દાયરામાંથી નીકળી જઈએ

અને છતાં દુનિયાએ સિદ્ધાંત અને વિચારસરણીના ભીષણ વિવાદ અને ઝઘડા જોયા છે, ક્યારેક તો તેમાંથી ખૂનખરાબીયે થઈ જતી જોઈ છે. તો દુનિયાના વર્તમાન ઇતિહાસમાં એ વાતનાં ઘણાંયે પ્રમાણ મોજૂદ છે કે જ્યારે સામાજિક વાસ્તવિકતાઓ અને ક્રાંતિ કરવાના તેમ જ ક્રાંતિ પછીના નવનિર્માણના વ્યાવહારિક સવાલો સામે આવીને ઊભા રહે છે, ત્યારે સિદ્ધાંત અને વિચારસરણીના મૂળ માળખામાં 'ખાસ્સું' એવું પરિવર્તન આવી જાય છે. જો કે તેના અનુયાયીઓ પોતાના સૈદ્ધાંતિક દેવતાઓનો જાપ હજીયે છોડતા નથી હોતા.

માર્ક્સવાદ પોતે આનું એક સારું ઉદાહરણ છે. એ કેટલો લચીલો, અથવા તો કહો કે કેટલો અસ્પષ્ટ અને અલ્પ-પરિભાષિત સિદ્ધાંત છે તે એ વાત પરથી જ દેખાઈ આવે છે કે લેનિન, ટ્રોટસ્કી ને લકઝેમ્બર્ગથી માંડીને ક્રુશ્ચેવ, ટીટો, દુબ્ચેક ને માઓ સુધી બધા માર્ક્સવાદનું જ નામ લઈને સૈદ્ધાંતિક દૃષ્ટિએ એકમેકથી સાવ અંતિમ છેડાની વાતો કરતા રહ્યા છે! આમાં માર્ક્સવાદની કોઈ નિંદા નથી અથવા તો તેના પ્રત્યેના મારા ઋણનોયે કોઈ અસ્વીકાર નથી. હું માત્ર એટલું બતાવવા માગું છું કે સિદ્ધાંતોનું બિલકુલ ભિન્ન ભિન્ન તેમ જ પરસ્પર વિરોધી પણ અર્થઘટન થઈ શકતું હોય છે. માર્ક્સવાદનું તેવું જ બીજા વાદોનું પણ. ગાંધીવાદ પણ આવી જ રીતે વિવાદનો વિષય બની ચૂક્યો છે અને તેનીયે જુદી જુદી વ્યાખ્યાઓ થવા લાગી છે.

હવે, આ બાબતમાં મારું એમ માનવું છે કે, આજની જટિલ પરિસ્થિતિમાંથી આગળ જવાનો રસ્તો શોધવા માટે જુદા જુદા વાદોના સંકીર્ણ દાયરામાંથી નીકળી જવું પડશે. આજે આપણી સામે જે સવાલો છે, તેના જવાબ કોઈ પણ એક સિદ્ધાંત કે વિચારસરણીના ચોકઠામાં રહીને મેળવી શકાય તેમ છે નહીં, પછી ભલે ને તે વિચારસરણી ગમે તેટલી ક્રાંતિકારી જણાતી હોય.

### જનતાના રાજકારણથી અલિપ્ત ન રહેવાય

એક વિવાદ ખાસ કરીને સર્વોદયના વર્તુળમાં રાજકારણ સાથે સંબંધ અંગે ઊઠતો રહે છે. હવે, આ રાજકારણથી અળગા રહેવાની વાત વિશે મારે કહેવું છે કે ક્રાંતિનું પ્રેરક બળ રાજ્યસત્તા કદી ન બની શકે, એ હું અગાઉ સમજાવી ચૂક્યો છું. ક્રાંતિ સિદ્ધ કરવા માટે રાજ્ય અથવા પક્ષનો આશરો લેવામાં સર્વોદય માનતો નથી. આજે પણ આ વાતમાંની મારી નિષ્ઠા કાયમ છે. એટલે અત્યાર સુધી હું ચૂંટણીથી અને સત્તાના રાજકારણથી દૂર રહ્યો તે મેં બરાબર જ કર્યું હતું એમ મને આજેયે લાગે છે. મને ખાતરી છે કે એમ કરવાથી હું દેશને વધુ ઉપયોગી નીવડ્યો છું. હવે પછી પણ જો હું કંઈ કરીશ તો તે પણ આ જ પાયા પર હશે.

તેથી સત્તાના અને પક્ષના રાજકારણથી અળગા રહેવાની આપણી નીતિ આજેયે જેમની તેમ કાયમ રહેવી જોઈએ, એમ હું અવશ્ય માનું છું. પરંતુ શું જનતાની રાજનીતિમાં આપણને રસ નથી? સમાજમાં આજે ભાગ્યે જ કોઈ એવો પ્રશ્ન હશે જે રાજનીતિને સ્પર્શ ન કરતો હોય અથવા જેને રાજનીતિ સ્પર્શ ન કરતી હોય. આવા તમામ સવાલો તરફથી આપણું મોઢું ફેરવી લેવાનું છે શું? આનો સ્પષ્ટ ઉત્તર છે, 'ના'. આપણે કોઈ પણ પક્ષના સભ્ય નહીં બનીએ કે કોઈ હોદ્દો નહીં ધરાવીએ અને ચૂંટણીમાં નહીં જઈએ. પરંતુ આટલી મર્યાદાનું દૃઢતાપૂર્વક પાલન કરતાં કરતાં આપણે સમાજમાં એક સક્રિય ભૂમિકા તો અવશ્ય અદા કરીશું. આ પ્રકારના જનતાના રાજકારણથી તો કોઈ માણસ અળગો ન રહી શકે.

### અધ્યાત્મ જીવનથી અળગું ન રહી શકે

અધ્યાત્મની બાબતમાં કાંઈ કહેવાનો અધિકાર મને તો નથી. તેમ છતાં એટલું કહીશ કે તેનો અર્થ જો એવો થતો હોય કે દેશ અને જનતાની વર્તમાન સમસ્યાઓ પ્રત્યે ઉદાસીન રહેવું, તો કમ સે કમ મને અધ્યાત્મની એ પરિભાષા માન્ય નથી. મને તો એમ લાગે છે કે જનતાની વર્તમાન સ્થિતિ સુધારવી, એની ગરીબી અને ગુલામી દૂર કરવી એ જ આપણું સર્વ પ્રથમ આધ્યાત્મિક કર્તવ્ય છે. ભારતીય અધ્યાત્મ ઘણા વખત સુધી જીવનની સમસ્યાઓથી અળગું રહીને એક સંકીર્ણ દાયરામાં જ સીમિત રહ્યું છે. જો કે બુદ્ધ આદિ આધ્યાત્મિક નેતાઓએ વખતોવખત વ્યક્તિ અને સમાજના તાત્કાલિક પ્રશ્નોને અધ્યાત્મ સાથે જોડવાનો પ્રયત્ન કર્યો છે. આધુનિક કાળમાં ગાંધીજી એવી આધ્યાત્મિક વિભૂતિનું ઉત્કૃષ્ટ ઉદાહરણ હતા. આજ ફરી જીવનની વાસ્તવિકતાઓ સાથે અધ્યાત્મને જોડવાની જરૂર છે. તેનાથી અળગા રહીને આખરે કયા અધ્યાત્મનો વિકાસ થઈ શકશે? કેટલાક રાજકીય પ્રશ્નો, કેટલીક રાજકીય સમસ્યાઓ આપણે હાથ ધરવી જ પડે એવી હોય છે.

ટૂંકમાં, party and power—રાજકીય પક્ષ અને રાજસત્તામાં જ રાજકારણની ઇતિશ્રી થઈ જતી નથી. એ તો રાજ-

કારણનો બહુ સંકીર્ણ અર્થ થયો. એરિસ્ટોટલે કહ્યું છે કે man is a political animal— માણસ એક રાજનૈતિક પ્રાણી છે. આપણી રહેણીકરણી, આપણું ખાનપીનું એ બધાનો રાજનીતિ સાથે સંબંધ છે. સમાજ વચ્ચે જીવવું એ પણ રાજનીતિ છે. આપણું આ ક્રાંતિનું કામ પણ પક્ષના અને સત્તાના સંકીર્ણ અર્થમાં નહીં, પણ વિશાળ અર્થમાં રાજકારણ છે. આ જનતાનું રાજકારણ છે, લોકનીતિનું રાજકારણ છે. એ લોકનીતિનું રાજકારણ તો હું અથવા બીજો કોઈ પણ લોકસેવક કેમ છોડી શકે? એટલે હું નથી માનતો કે આપણા માટે આ જનતાના રાજકારણથી, લોકનીતિના રાજકારણથી અળગા રહેવું શક્ય છે, અથવા તો સલાહભર્યું છે.

## માથાં અનેક, હૃદય એક

ખેર, આવા બધા પ્રશ્નોની આપણા વચ્ચે કાયમ છણાવટ થતી રહેવી જોઈએ. તે માટે સૌથી વધુ જરૂરી એ છે કે, આપણામાં વિચારની મુક્તતા અને એકમેકના વિચારો માટે આદર હોવો જોઈએ. મતભેદને કારણે મનભેદ ઊભા થવા ન જોઈએ. દિમાગ ભલે જુદા જુદા હોય, દિલ આપણું એક રહે. આ સંદર્ભમાં હું એમ પણ કહીશ કે સર્વસંમતિ અને સર્વાનુમતિ એ એક સુંદર અને ઉપયોગી પ્રક્રિયા છે. પરંતુ તેને નામે વિચાર-સ્વાતંત્ર્યને કુંઠિત ન કરવું જોઈએ. અને આપણો કોઈ સાથી જો સર્વ-સંમતિની ધારામાં પોતાને વહાવી ન શકે અને એકલો ચાલે, તો એનો પણ આપણે આદર કરવો જોઈએ, એટલું જ નહીં બલ્કે એને પ્રોત્સાહિત પણ કરવો જોઈએ. સંગઠન અને વ્યક્તિના અભિક્રમ વચ્ચે આપણે સામંજસ્ય સ્થાપતા રહેવું જોઈએ. આપણું સંગઠન એક બિરાદરી, ભાઈચારો બને. નિયમોથી નહીં, સ્નેહથી એ બંધાય. આપણે એકમેકને મદદ કરીએ. કોઈને પાડવાને બદલે ઊંચે ઉઠાવવાનો પ્રયત્ન કરીએ. નિંદા કે કડક નિયમ-પાલનથી નહીં, પણ સ્નેહપૂર્વક એકમેકના દોષો દૂર કરીએ.

## માધવદેવની શીખ મુજબ વર્તીએ

મને લાગે છે કે આપણી વૃત્તિ એવી બનવી જોઈએ કે આપણે આપણી પોતાની જાતને જ તોલીએ, પોતાની જાતને જ પરખીએ, તેમાં આત્મનિરીક્ષણ કરતા રહીએ. આજે જે લોકો બીજાઓ ઉપર ટીકા અને દોષ કરે છે, તે ... આધ્યાત્મનો વિષય છે. આપણે પોતાની તરફ જ જોતા રહીએ.

વળી, એ રીતે પણ વિચારવું જરૂરી છે કે આ કામમાં જે લોકો આવ્યા છે, એમને શું પ્રલોભન છે? રાજકારણમાં તો સત્તાના પ્રલોભનો હોય છે, પણ આમાં તો એવું કોઈ પ્રલોભન નથી. કોઈ એક આંતરિક શક્તિ છે, વ્યક્તિનો કોઈ અંશ છે, જે આપણને સહુને આ કામમાં ખેંચી લાવ્યો છે. આખી, માણસ માત્ર ભલાઈથી ભરેલા છે. વિનોબાજી માધવદેવનું એક વચન વારંવાર યાદ કરે છે, તેમાં અધમ, મધ્યમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ મનુષ્યની પરિભાષા આપી છે. જે બીજાઓના દોષ જ જુએ છે, તે માણસ અધમ છે. જે બીજાઓના ગુણ અને દોષ બંને જુએ છે, તે મધ્યમ છે. જે બીજાઓના ગુણ જ જુએ છે, તે ઉત્તમ છે. અને જે બીજાઓના નાના ગુણોને મોટા કરીને જુએ છે, તે ઉત્તમોત્તમ છે. વિનોબાજી કહે છે કે 'ગાંધીએ મારી સાથે એવું જ કર્યું. એમણે મારા નાના ગુણને બહુ જ મોટા કરીને જોયો.' અને આ યાદ કરતાં કરતા વિનોબાજીનો કંઠ ભરાઈ આવે છે. આપણા માટે પણ આ જ આદર્શ છે. આપણી દૃષ્ટિ પણ માધવદેવ કહે છે તેવી જ હોવી જોઈએ.

## આપણી અસલી શક્તિ અંતઃશુદ્ધિમાં

હું એમ માનું છું કે આ કામમાં આપણા સહુ માટે વાસ્તવિક પ્રેરણા અધ્યાત્મની જ છે. આપણે અહંકારશૂન્ય થઈને કામ કરવાનું છે. આપણામાં એવો ભાવ રહેવો જોઈએ કે આપણે જે કામ કરી રહ્યા છીએ, તે એક બહુ મહાન કામ છે, અને આવા કામમાં આપણો અલ્પ ફાળો આપવાનો આપણને જે મોકો મળ્યો છે. તે આપણું સદ્‌ભાગ્ય છે. આ કામ કરતા કરતાં આપણી જીવનશુદ્ધિની સાધના કરતા રહેવાની છે. અને તે જ આપણી શક્તિ છે. આપણી અંતઃશુદ્ધિ ન કરી શકીએ, તો આપણી શક્તિ નહીં વધે. શક્તિ વધારવાની બીજી બાહ્ય યોજના કરી શકાય. પરંતુ આપણી અસલી શક્તિ અંતઃશુદ્ધિ જ છે.



# ૧૨. સંપૂર્ણ ક્રાંતિ

**સં**પૂર્ણ ક્રાંતિ. સમાજની નવરચના માટે એક એવી ક્રાંતિની જરૂર છે, જે સંપૂર્ણ પણ હોય અને સમગ્ર પણ હોય. તે સમાજના એકેએક અંગને અને ક્ષેત્રને સ્પર્શે. સાથોસાથ એ વ્યક્તિના સમગ્ર જીવનને પણ આંદોલિત કરે. વ્યક્તિ અને સમાજ બંનેમાં સર્વાંગી પરિવર્તન લાવવાની શક્તિ આ સંપૂર્ણ ક્રાંતિમાં હોવી જોઈએ.

સાત પ્રકારની ક્રાંતિઓ મળીને એક સંપૂર્ણ ક્રાંતિ બને છે, એમ હું કહ્યા કરતો હોઉં છું. સામાજિક ક્રાંતિ, આર્થિક ક્રાંતિ, રાજનૈતિક ક્રાંતિ, સાંસ્કૃતિક ક્રાંતિ, વૈચારિક અથવા બૌદ્ધિક ક્રાંતિ. શૈક્ષણિક ક્રાંતિ, અને નૈતિક કે આધ્યાત્મિક ક્રાંતિ. આ 'ક્રાંતિ' શબ્દમાં પરિવર્તન અને નવનિર્માણ બંને અભિપ્રેત છે. વળી, જગતમાં આમ તો પ્રત્યેક ચીજ પરિવર્તનશીલ છે. પ્રત્યેક વસ્તુમાં નિરંતર નવીનીકરણ થતું રહે છે. તો પછી ક્રાંતિકારી પરિવર્તનનો શો અર્થ? એથી શું અભિપ્રેત છે? એક તો એ કે ક્રાંતિકારી પરિવર્તન બહુ શીઘ્રતાથી થતું હોય છે. તદુપરાંત એ પરિવર્તન બહુ દૂરગામી અને મૂલગામી હોય છે, કદીક કદીક એવું કે મૂળ વસ્તુમાં ગુણાત્મક પરિવર્તન આવી જાય છે. જેવી રીતે પાણી ગરમ થતું થતું વરાળ બની જાય છે તેમ.

### સંપૂર્ણ ક્રાંતિ પાછળની જીવનદૃષ્ટિ

આ સંપૂર્ણ ક્રાંતિ પાછળની વિચારસરણી મેં અગાઉ આધુનિક ભારતના "એલીટ" વર્ગની, ભદ્ર વર્ગની જે વિચારસરણી વર્ણવી છે. તેના કરતાં સાવ ભિન્ન છે. તેમાં આખીયે જીવનદૃષ્ટિનો ફરક છે. એ જીવનદૃષ્ટિ સમજાવવા તો એક જુદું પુસ્તક લખવું પડે. પરંતુ હું જ્યારે ચંડીગઢમાં નજરકેદ હતો, ત્યારે મેં મારી જેલ ડાયરીમાં થોડાં ટાંચણ કર્યાં હતાં, તે અહીં આપું છું. તેના પરથી સંપૂર્ણ ક્રાંતિ પાછળની મૂળભૂત વિચારસરણીની કાંઈક ઝાંખી થઈ શકશે.

(૧) **નૈતિક-આધ્યાત્મિક કલેવર :** મનુષ્ય પાર્થિવ સ્થૂળ પદાર્થ પણ છે. અને ચૈતન્ય પણ છે. જીવનમાં એનાં આ બંને તત્ત્વોને પોષક એવી પરિસ્થિતિ પ્રાપ્ત થવી જોઈએ. મનુષ્યની પાર્થિવ સ્થૂળ જરૂરિયાતો, અર્થાત્ અન્ન, વસ્ત્ર. રહેઠાણ ઇત્યાદિ જરૂરિયાતો પૂરી થવી જ જોઈએ. ખોરાક પૂરતો. સાદો, પોષક અને સ્વાદિષ્ટ હોવો જોઈએ. પરંતુ તેમાં અતિરેક ન હોય. વસ્ત્રો કેવળ ઉપયોગિતા સાધવા જોગ નહીં, પણ દૃષ્ટિ તેમ જ સ્પર્શને રુચે તેવાં હોય. તમામ ઋતુઓમાં શરીરને રક્ષણ આપી શકે તેટલાં હોય. પરંતુ તેમાંય અતિરેક, ફૅશનપરસ્તી અને દુર્વ્યય ન હોવાં જોઈએ. વસ્ત્રો બનાવવા માટેનો પદાર્થ શક્ય હોય ત્યાં લગી સેન્દ્રિય હોય. નિર્જીવ યા રાસાયણિક પદાર્થમાંથી વસ્ત્રો શક્ય હોય ત્યાં લગી ન બનાવવાં જોઈએ.

રહેઠાણો સાદાં પણ માણસને માટે સગવડભર્યાં, તંદુરસ્તીનો ખ્યાલ કરીને બાંધવામાં આવ્યાં હોય. પૂરતાં હવાઉજાસવાળાં હોય. મોટાં, તોતિંગ ને ભભકાદાર મકાનો ઊભાં કરવાથી વેગળા જ

રહેવું જોઈએ. જીવનની રહેણી-કરણીમાં વૈભવ-વિલાસને ઉત્તેજન ન આપવું જોઈએ. વૈભવ-વિલાસ શબ્દ સાપેક્ષ છે. પણ સમાજના સામાન્ય લોકોના જીવન-સ્તરની જરૂરિયાતોના સંદર્ભમાં એનો અર્થ સમજવો જોઈએ.

આવું જ વલણ બીજી પાર્થિવ વસ્તુની જરૂરિયાતો સંબંધમાં પણ રાખવું જોઈએ. આ બધી મર્યાદાઓ ફરજિયાત જ હોઈ શકે. એનો અર્થ જ એ કે તેની પાછળ નૈતિકતાનો વિચાર કામ કરતો હશે. સાધુતાની કલ્પનાથી આ વાત નથી કરતો. એ માર્ગ અધ્યાત્મના સાધકનો છે. આધ્યાત્મિક જીવનની પૂર્ણતા માટે સંયમ ને સાદાઈનું કઠોર જીવન અપનાવનારા સાધકોની વાત જુદી છે. સામાન્ય માણસને માટે, આપણા જેવા આમ પ્રજાજનો માટે તો પાર્થિવ જીવનની જરૂરિયાતોની પૂર્તિથી જન્મતો સંતોષ પણ આત્માનું જીવન છે. સતત લાલસા, અતિરેક, ગમે તેવા હલકા રસ્તે દોલત ભેગી કરવાની વૃત્તિ, ધનલોલુપતા વગેરે વૃત્તિઓ આત્માનો લોભ કરાવનારી છે.

મનુષ્યના જીવનને પોષક એવાં નૈતિક-આધ્યાત્મિક કારણ એને પૂરાં પાડો. આર્થિક, સામાજિક, રાજકીય, શુદ્ધ આબોહવાની એની પ્રાકૃતિક જરૂરિયાતો પોષાય એવી પરિસ્થિતિ નિર્માણ કરો. અણુશક્તિનો શાંતિમય ઉપયોગ કરવા જતાં પણ મનુષ્ય-સૃષ્ટિને માથે ઊભા થનારાં જોખમોનો તોડ શોધી કાઢો.

કોનો વિકાસ? કોને માટે વિકાસ? શાનો વિકાસ? ઇત્યાદિ સવાલોની છણાવટ. યુદ્ધ અને શાંતિનો સવાલ. આત્માના સૌંદર્ય અને સર્જનાત્મકતાનો સવાલ.

ભૌતિક વિકાસ ઉપર નૈતિકતા ને આધ્યાત્મિકતાનો અંકુશ કેટલો, ઇત્યાદિ.

**(૨) પ્રાકૃતિક વાતાવરણનું માળખું :** ગામડાં, નગર, કસબા અને મોટાં શહેરોનો સવાલ. એક બાજુ પ્રમાણ બહાર ફેલાયે જતી દૈત્ય નગરીઓ સમાં શહેરો, અને બીજી બાજુ કોરાઈ–ખવાઈ રહેલ ગ્રામ વિસ્તાર. ગામડાંઓને ફરીથી નવાં જૂથમાં સાંકળવાં. નાનાં નાનાં ગામડાંને એક એકમમાં જોડવાં. મોટાં ગામડાંને જુદાં જુદાં એકમોમાં મૂકી નવી સંકલના ઊભી કરવી. આદિવાસી વિસ્તારો, પહાડી પ્રદેશો, જંગલો, વનો અને મેદાનોના સવાલો વિશે પુનઃ વિચાર. મેદાનોના પ્રદેશનાં ગામડાંનું કદ એકંદર નક્કી કરવું. શહેરોના કદનો વિચાર. રેડીઅલ ટાઉન્સ, અર્થાત્ સડકો, વીજળિક સેવાઓ ઇત્યાદી આસપાસના આખા ગ્રામપ્રદેશને પૂરાં પાડી શકે એવાં નગરોનું આયોજન વિકાસઘટક કેન્દ્રોનાં મથકો આવાં નગરો માટે બંધબેસતા બને. બૅન્કો, કોઠારો, હોસ્પિટલો, ઇત્યાદિ.

ગામડાં, શહેર અને નગરોનાં ભૌગોલિક સંવિભાજન-સંયોજન-નું આ ચિત્ર ફરજિયાતપણે લાદી શકાય એવી વસ્તુ નથી. આવા સામાજિક-આર્થિક તેમ જ રાજકીય વિકાસની આ પ્રકારની પ્રક્રિયાને લોકોએ લોકશાહી રીતે સ્વીકારેલી હશે, અને સરકારોમાં વહીવટી તંત્રો તેમ જ લોકોનાં સંગઠનો દ્વારા સ્વૈચ્છિક રીતે તેને અમલમાં મૂકવાનો પ્રયાસ ચાલશે. હું આ વસ્તુ ગૃહીત માનીને જ મેં આ કહ્યું છે.

**(૩) અર્થરચના :** આપણા આર્થિક વિકાસનું ધ્યેય માણસની સુખાકારીનું હોવું જોઈએ. પુખ્ત વયના પ્રત્યેક માણસને કામ મળવું જોઈએ. ન્યૂનતમ જીવનધોરણ ઉપલબ્ધ થવું જોઈએ.

કદાચ ભારતમાં આપણી પાસે મોટા પાયા પરના ઉદ્યોગ, અદ્યતન ટેકનૉલૉજી અને ભારે મૂડીરોકાણવાળા ઉદ્યોગો પૂરતા પ્રમાણમાં છે. આપણે એ ક્ષેત્રે હજી વધુ વિકાસ કરવાનો વિચાર સ્વૈચ્છિક રીતે પડતો મૂકવો જોઈએ, સિવાય કે આપણું સંરક્ષણ ઉદ્યોગ માટે જેટલો જરૂરી હોય. ખૂબ ખર્ચાળ, દેખાડો કરવા માટેની, જેની કશી ઉપયોગિતા નથી તેવી કહેવાતી પ્રતિષ્ઠાના ભૂતને પોષવા માટેની, બીજાના વાદે વાદે શરૂ કરેલી અવકાશી ગ્રહો તરતા મૂકવાની યોજનાઓ પાછળનો દુર્વ્યય બંધ કરી દેવો જોઈએ. અહીં શુમાકરે વૈજ્ઞાનિક સંશોધન અને વિકાસ તેમ જ વિજ્ઞાનની શોધોને ટેકનૉલૉજીના ક્ષેત્રે પ્રયોજવા બાબત (દા૦ ત૦ ચંદ્ર પર પહોંચવા ઇત્યાદિ બાબત) જે વિશિષ્ટ ભેદરેખાઓ દોરી આપી છે, તેને યોગ્ય રીતે ઘૂંટવાની જરૂર છે. આથી હું એમ નથી ઇચ્છતો કે ભારત વિજ્ઞાનની બાબતમાં કમજોર, પછાત કે ઊતરતી કક્ષાનું રહી જાય. પરંતુ મારા મતે વિજ્ઞાનનાં અદ્યતન સંશોધનોનો પણ આપણા દેશમાં એવી રીતે ઉપયોગ થવો જોઈએ કે જેથી ભારતની આજની વાસ્તવિક પરિસ્થિતિમાં એ વિજ્ઞાનને સીધી રીતે પ્રજાનાં સુખને માટે પ્રયોજી શકાય.

ઔદ્યોગિક વિકાસનો પ્રવાહ એટલા માટે મધ્યમ કદના, લઘુ ઉદ્યોગો તથા ગ્રામોદ્યોગો ઊભા કરવાની દિશામાં વહેવો જોઈએ. આને માટે આપણે ગ્રામ વિસ્તારોમાં ઊભા થનારા ગ્રામોદ્યોગો તેમ જ લઘુ ઉદ્યોગોમાં વપરાતી ટેકનૉલૉજીમાં સુધારો કરવો પડશે. ટેકનૉલૉજીના ક્ષેત્રે પણ એવાં સંશોધનોને ઉત્તેજન આપવું પડશે કે જેનાથી આપણા આ ઉદ્યોગો સામેની સમસ્યાઓના ઉકેલને જ વેગ મળે. ગ્રામ વિસ્તારમાં આવેલી શાળાઓમાં જ ટેકનૉલૉજીનું શિક્ષણ આપનારા વિભાગ ખોલવા જોઈશે. તેમાં વિદ્યાર્થીને સ્થાનિક ઉદ્યોગોના સંચાલન અને એની જરૂરિયાતો વિશેનું શાસ્ત્રીય તેમ જ વ્યવહારુ જ્ઞાન આપવું પડશે.

ઉદ્યોગોની માલિકીનું ચિત્ર કેવા પ્રકારનું હશે? તેમાં ગૃહ-ઉદ્યોગ વ્યક્તિગત યાને કુટુંબની માલિકીના હશે. અમુક ગામની માલિકીના હશે. સહકારી માલિકીના ઉદ્યોગધંધા પણ હશે. અમુક નફાના ધોરણે ચાલતા વ્યક્તિગત ઉદ્યોગો પણ હશે. તેમાં કામદારોને વાજબી વેતન ઇત્યાદિની બધી સગવડ અપાતી હશે. એથી મોટા મૂડીવાદી પ્રકારના ઉદ્યોગોમાં અમુક ચોક્કસ અંકુશો ને શરતોનું પાલન કરવું પડશે. પરંતુ આમાંય જાહેર કૉર્પોરેશનની પદ્ધતિએ ચાલતા ઉદ્યોગોનું વધુ ને વધુ ચલણ થાય એ જોવું જોઈએ. આ જાહેર કૉર્પોરેશનોના સંચાલન બાબત, તેનો વહીવટ

સંભાળનારા ડિરેક્ટરો ને મૅનેજરોના પ્રોત્સાહન બાબત, એમની કુશળતા, દુર્વ્યય ઇત્યાદિ બાબત પણ ઝીણવટભર્યા અભ્યાસ બાદ લોકશાહી ધારાધોરણ અને કાનૂન યોજવાં પડશે.

આજની પરિસ્થિતિમાં કામદારો, માલિકો અને વ્યવસ્થાપકોની સંયુક્ત માલિકીનો પ્રયોગ થઈ શકે ખરો ? મોટા પાયા પરનાં નિગમોમાં કામદારોની સંયુક્ત માલિકી લાગુ કરી શકાય તેમ નથી. એવે ઠેકાણે સામાજિક માલિકીના વિચારને મૂર્ત કરી શકાય. પરંતુ કામદારો જો એ ઉદ્યોગોના ટ્રસ્ટી તરીકે એનું સંચાલન કરી શકે, તો તેમ થઈ શકે. તે ઉપરાંત તેઓ જો માલ વાપરનારા ગ્રાહકોના, સમાજના અને દેશના હિતની પણ ટ્રસ્ટી રૂપે સંભાળ લેતા થાય તો ઉત્તમ. આ બાબતમાં સરમુખત્યારશાહીને બાદ કરતાં જો યુગોસ્લાવિયાનું આખુંયે આયોજન જોઈએ, તો તે આપણને ઘણું અનુકૂળ આવે તેવું લાગશે.

પાયાના મોટા ઉદ્યોગો, કે જેમાં જાહેર ને ખાનગી એવાં બંને ક્ષેત્રો આજે જોડાજોડ કામ કરી રહેલાં છે, તે જેમ છે તેમ રહે તે સારું છે. ખાનગી ઉદ્યોગોના ક્ષેત્રને વધુ ઉત્પાદન, વિકાસ ને વિસ્તાર માટે પ્રોત્સાહન મળવું જોઈએ. જો તેઓ એમને માટે આંકવામાં આવેલ ધારાધોરણ પ્રમાણે ચાલવા તૈયાર હોય, તો કંટ્રોલ, લાયસન્સ જેવા બિનજરૂરી અંકુશો ઉઠાવી લેવા જોઈએ.

ઉદ્યોગોની વ્યવસ્થામાં કામદારોની ભાગીદારીનો પ્રયોગ કરી જોવો જોઈએ. પરંતુ જો કામદાર યુનિયનો એમના પ્રતિનિધિઓને આ કામને પહોંચી વળવા જોગ શિક્ષણ આપી તૈયાર કરવાના હોય તો જ આમાં સફળતા મળે.

વાતાવરણના પ્રદૂષીકરણને અટકાવવા માટે ખાસ કાળજી લેવાવી જોઈએ. ઉપરાંત પોતાના પ્રદેશ યા વિસ્તારની સુંદરતા અને સ્વચ્છતા બાબત પણ ઉદ્યોગો ખાસ ધ્યાન રાખે.

નવા વસાહતવાદી શોષણ વિશે પણ ગંભીરતાથી અભ્યાસ થવો જોઈએ. એ વિશે મારા મનમાં ઘણી ચિંતા છે.

આ ઉપરાંત મેં રાજકીય માળખું, શૈક્ષણિક માળખું, સામાજિક માળખું, સાંસ્કારિક કલેવર, સમાજ-પરિવર્તન અને પુનર્રચનાનું ગતિશાસ્ત્ર એટલા મુદ્દાયે ટપકાવી રાખ્યા હતા. તેનું વિવરણ નથી કર્યું. પરંતુ આટલા ઉપરથી સંપૂર્ણ ક્રાંતિ પાછળની મૂળભૂત વિચારસરણીનો કાંઈક ખ્યાલ આવી શકે તેમ છે.

### આ તો પર્વતારોહણ છે !

વળી, આ વિચારસરણી મારી આજ સુધીની વિચારસરણી કરતાં કાંઈ ભિન્ન નથી. મેં અગાઉ કહ્યું છે તેમ નવી સમાજ-વ્યવસ્થાના સ્વરૂપ વિશે આટલા વરસોમાં જે વિચારો મેં પ્રગટ કર્યા છે, તે આજે પણ એટલા જ સાચા છે. સંપૂર્ણ ક્રાંતિ કાંઈ સર્વોદયથી અલગ નથી, અને સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પનામાં ગ્રામસ્વરાજનો વિચાર પણ નિહિત છે. આ બધા પરથી સંપૂર્ણ ક્રાંતિના વિચારની થોડીક ઝલક અવશ્ય મળે છે. અને સંપૂર્ણ ક્રાંતિ વિશે વિચારવાનું થોડુંક ભાથું પણ મળી રહે છે.

આની સાથોસાથ મારે એમ કહેવું છે કે, સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પના કોઈ તૈયાર ચોકઠામાં સમાઈ શકે તેવી નથી. વાદો અને સિદ્ધાંતોના કકસુલ્લાપનથી ઉપર ઊઠવું એ પણ સંપૂર્ણ ક્રાંતિનું એક વૈચારિક પાસું છે. કોઈ પણ એક વ્યક્તિ પાસે બધી સમસ્યાઓનો ઉકેલ ન હોઈ શકે. સંપૂર્ણ ક્રાંતિની પૂરેપૂરી રૂપરેખા આજ ને આજ ન આપી શકાય. તે તો આગળ વધતાં ધીરે ધીરે ઊપસતી જશે.

ગાંધીજી કહેતા કે, એક ડગલું બસ થાય. બધું એક સાથે વિચારી નથી શકાતું. પરિસ્થિતિમાંથી આગળનાં પગલાં સૂઝતાં જશે. વિનોબાજી કહે છે કે પર્વતારોહણ કરતા કરતાં એક પર્વત ઉપર આપણે ચઢી જઈએ, તો તેનાથીયે ઊંચો પર્વત, જે નીચેથી નહોતો દેખાતો, તે દેખાશે. તેનીયે ઉપર ચઢીશું, તો તેના કરતાંયે ઊંચો પર્વત દેખાશે.

આ ક્રાંતિઓનુંયે પર્વતારોહણ જેવું જ હોય છે. તેમાં નવાં નવાં પર્વ દૃષ્ટિગોચર થતા રહે છે. એવી રીતે સંપૂર્ણ ક્રાંતિનાંયે નવાં નવાં પર્વ દેખાતા રહેશે.

### કોઈ ક્ષેત્ર બાકી ન રહે

મૂળમાં, સંપૂર્ણ ક્રાંતિની કલ્પનામાં એમ છે કે આખા સમાજમાં પરિવર્તન થાય, સમાજના દરેક અંગમાં થાય, વ્યક્તિના જીવનમાં થાય, સામાજિક સંસ્થાઓના રૂપરંગમાં, ચાલ-ચલગતમાં, એમના સંગઠનમાં અને કાર્યપદ્ધતિમાં, એમ બધામાં પરિવર્તન થાય. આના ઉપરથી એ પણ સ્પષ્ટ સમજાય એવું છે કે, સત્તા કબજે કરવાની અથવા સત્તા હાથમાં લેવાની આમાં કોઈ વાત નથી. આમાં તો વ્યવસ્થા-પરિવર્તન, પ્રક્રિયા-પરિવર્તન અને નવનિર્માણની વાત છે.

એટલે આ સંપૂર્ણ ક્રાંતિ સમસ્ત જનતાની ક્રાંતિ છે. તેનો મોરચો કેવળ રાજધાનીઓમાં નથી, બલકે ગામેગામ અને શહેરે શહેરમાં છે, દરેક કાર્યાલય, વિદ્યાલય અને કારખાનામાં છે, ત્યાં સુધી કે દરેક પરિવારમાં છે. આ બધા જ મોરચે સંપૂર્ણ ક્રાંતિની લડાઈ આપણે લડવાની છે. જ્યાં જ્યાં લોકો સાથે રહે છે અને કામ કરે છે, જ્યાં લોકોનો પરસ્પર સંબંધ આવે છે, એવી પ્રત્યેક જગ્યા આ લડાઈનો મોરચો છે. અને આ મોરચો દરેક વ્યક્તિની પોતાની અંદર પણ છે, કેમ કે આપણા પોતાના જરી-પુરાણા અને ખોટા સંસ્કારો સાથે પણ આપણે લડવાનું છે. આ સંપૂર્ણ ક્રાંતિ છે. આપણે નવો સમાજ બનાવવા માગીએ છીએ, એટલા માટે આપણે સરકાર અને સમાજ, શિક્ષણ અને ચૂંટણી, બજાર અને વિકાસ યોજના, એમ દરેકે દરેક ક્ષેત્રમાં પરિવર્તન લાવવા માગીએ છીએ. બેકારી, મોંઘવારી આદિ સમસ્યાઓનો ઉકેલ પણ ત્યાં સુધી નથી આવવાનો જ્યાં સુધી આર્થિક વિકાસ અને યોજનાઓની દિશામાં ક્રાંતિકારી પરિવર્તન ન આવે. જ્યાં સુધી તિલક-દહેજ, ચાકડો-પેંડાવું, છૂત-અછૂત, ઊંચનીચના ભેદભાવ દૂર નહીં થાય તથા જ્યાં સુધી આપણે સારી પેઠે એ વસ્તુ સમજી

નહીં લઈએ કે સ્વાર્થ અને આપમતલબની જગ્યાએ પરસ્પર મદદ અને સહયોગથી જ આપણે બધા ઊંચે ઉઠી શકીએ તેમ છીએ, ત્યાં સુધી ન સામાજિક ન્યાય સાધી શકાશે, ન ભ્રષ્ટાચાર નાબૂદ થઈ શકશે. શિક્ષણમાં ક્રાંતિનો ઉદ્દેશ પણ ત્યાં સુધી પાર નહીં પડી શકે. આ બધા સવાલો આજની વ્યવસ્થા સાથે અને એક-બીજા સાથે સંકળાયેલા છે. તે બધામાં પરિવર્તન લાવ્યા વિના સંપૂર્ણ ક્રાંતિ કદાપિ સધાવાની નથી.

## જાતિવાદનું ઉન્મૂલન

જાતિવાદ આપણા માટે એક અભિશાપ છે. જાતિવાદ લોકોના મનમાં ઘર ઘાલીને બેઠો છે, અને દરેક ક્ષેત્રમા આજે તે હાવી થઈ ગયો છે. આપણા આજના રાજકારણે પણ જાતિપ્રથાને મજબૂત કરવાનું જ કામ કર્યું છે. ખબર નહીં, આ જાતિપ્રથામાં કઈ શક્તિ છે! ઠેઠ બુદ્ધથી માંડીને, અથવા કદાચ તેનીયે પહેલાં-થી આજ સુધી કંઈ કેટલાય મહાપુરુષોએ તેના પર પ્રહાર કર્યા છે, છતાં હજી તેનું જોર કાયમ છે. તેથી આપણા દેશની પરિ-સ્થિતિમાં કદાચ જાતિવાદને નાબૂદ કરવાનું કામ અમુક અર્થમાં વર્ગને નાબૂદ કરવા કરતાંયે વધુ મહત્ત્વનું છે.

હરિજનો હજી આજેય અલગ વસ્તીઓમા રહે છે. કહેવાતા 'ગ્રામ સમુદાય' થી એ બહારના છે. અસ્પૃશ્યતા હજીયે ભયંકર છે. મોટા ભાગના ગામોમાં હરિજનો સવર્ણ લોકોના કૂવેથી પાણી નથી ભરી શકતા. અથવા તો એકાદ કૂવો હશે ગામમાં, જેને અસ્પૃશ્ય બનાવી દેવાયો હશે. તે કૂવેથી પછી સવર્ણો પાણી નહીં પીએ! આજેય આટલાં વરસો પછી પણ હજી આ સ્થિતિ છે. હરિજનો જો માણસની જેમ રહેવા ખાતર જરીક માથું ઊંચકે, તો તેનાં ભયંકર પરિણામો આવે છે. એમને ક્યારેક તો જીવતા બાળી મૂકવામા આવે છે!

આદિવાસીઓ પણ હજી ખૂબ પછાત રહી ગયા છે. શાહુકારો, જમીનદારો તથા નાના દુકાનદારો સુધ્ધાં આ આદિવાસી વસ્તીનું ભયંકર શોષણ ને છેતરામણી કરતા હોય છે. બિહારમાં તો આદિવાસીને મેદાનમા વસનારાઓ પોતાને માટે બોજ વહેનારું પ્રાણી અર્થાત્ "ડિકુ" ને નામે જ ઓળખતા હોય છે!

માટે સમાજ-પરિવર્તનનું આ એક બહુ આવશ્યક અંગ છે. પરંતુ આ તરફ કહેવાતા જહાલ લોકોનું ધ્યાન પણ બહુ ઓછું જાય છે. તેઓ પોતાને ક્રાંતિકારી માનતા હોય છે, પરંતુ સમાજ-પરિવર્તનની દૃષ્ટિએ આ પણ એક મોટો ક્રાંતિનો વિષય છે. આપણે આજે હવે સંપૂર્ણ ક્રાંતિ કરવા નીકળ્યા છીએ તો, સમાજમાં આ બધા બાબતોમાયે ધરમૂળથી પરિવર્તન લાવવું પડશે. ઊંચ-નીચના ભેદ કાઢવા પડશે. હરિજન પણ આપણે ભગવાનની જ સરજત છે. જે ભગવાને આપણને પેદા કર્યા, તે જ ભગવાને હરિજનોને પણ પેદા કર્યા છે. તો આપણે ઊંચા બની ગયા અને તેનાંય અસ્પૃશ્ય કયાથી થઈ ગયા? એ આપણું જ કાર્ય છે. આપે તેઓ નીચા ને અસ્પૃશ્ય થઈ ગયા? આજે સમાજમાં તેમની શી હાલત છે! ન કશી ઇજ્જત છે, ન કોઈ કદર! એ બધાંને દલિત, શોષિત રહેવા દઈને સંપૂર્ણ ક્રાંતિ કદી નહીં થાય.

ભગવાને તો કહ્યું છે, चातुर्वर्ण्यं मया सृष्ट्वा, गुण कर्म विभागशः.—આ ચાર વર્ણ મેં ગુણ-કર્મ અનુસાર રચ્યા છે. તો કોઈ મોટો પંડિત કહેવડાવતો હોય પોતાને, પણ તેનાં ગુણ-કર્મ તો બધા ચમારનાં હોય, અને છતાં પૂજ્ય બનવા માગે તો તે કેમ ચાલે? દુરાચારી, અન્યાયી, લોભી હોય, છતાં પોતાને બ્રાહ્મણ કહેવડાવે? કેવળ અમુક કુળમાં જન્મ્યો એટલે શું એના કપાળમા ટીકો થઈ ગયો? હરગિજ નહી. માણસના ગુણ-કર્મ પ્રમાણે એની ઇજ્જત થાય. અને બાકી તો બધી જ બાબતમા બધા સમાન ગણાય. માનવના નાતે સહુ સમાન હોય. કોઈ સારો માણસ હોય, તો તે પોતાની જાતિને કારણે નહીં, પણ પોતાના ચારિત્ર્યને કારણે હોય. કોઈ ખરાબ પણ હોય, તો તે જાતિને કારણે નહીં, ચારિત્ર્યને કારણે હોય. સમાજના માનસમા આપણે આવું પરિ-વર્તન લાવવા માગીએ છીએ. આ બધી વાતો સંપૂર્ણ ક્રાંતિમાં આવશે જ આવશે. જીવનના દરેક ક્ષેત્રમાં પરિવર્તન લાવવું છે. અને આ પરિવર્તન વ્યવસ્થામાયે આવશે અને વ્યક્તિમાં પણ આવશે.

આમ, માણસ-માણસ વચ્ચેનો ભેદ આપણે મિટાવવો છે. નાતજાત, છૂત-અછૂત બધું સમાપ્ત કરવું છે. બિહાર આંદોલન વખતે હું એમ પણ કહેતો કે આ જનોઈ પણ જો ઉચ્ચ જાતિનું પ્રતીક મનાતી હોય, તો તે પણ તોડવી પડશે. હિંદુસ્તાનમાં મોટા ભાગના લોકો એવા છે, જેમને જનોઈ પહેરવાનો અધિકાર નથી આપવામા આવ્યો. મહર્ષિ દયાનંદે વેદોનો આધાર આપીને એમ સિદ્ધ કરી આપ્યું હતુ કે જનોઈ પહેરવાનો અધિકાર દ્વિજો ઉપરાંત બીજા લોકોને પણ છે. તેમ છતાં વ્યવહારમાં તેનાથી બિલકુલ ઊલટું ચાલે છે. તેથી જાતિવાદ સાથે જોડાયેલી એ બધી વસ્તુઓ પણ કાઢવી પડશે.

સંપૂર્ણ ક્રાંતિમા ભાગ લેનાર સહુ કોઈએ આ બધું કરવું પડશે એમણે પહેલા તો આપસમાં જાતિનો બધો વહેવાર છોડવો પડશે. ખાવાપીવા બાબતમા એકતાનો આગ્રહ રાખી શકાય. વિજ્ઞાન, ટેકનોલોજી અને ઉદ્યોગીકરણની સાથે સાથે આ જાતની આભડછેટની ભાવના ઓછી થતી જશે. ગામડામાં જઈએ ત્યારે સામાન્ય રીતે આપણે સવર્ણ ઘરોમાં મુકામ રાખતા હોઈએ છીએ. તેમા કાંઈ ખોટું નથી. પરંતુ હવે હરિજનો વગેરેને ત્યાં પણ મુકામ રાખવો, એમને ત્યાં પણ ખાવુંપીવું. બ્રાહ્મણ, હરિજન વગેરેના સહભોજનનો કાર્યક્રમ પણ એક ડગલું આગળ વધવામા મદદરૂપ થઈ શકે. ટૂંકમાં, એ લોકોને એવી પ્રતીતિ થવી જોઈએ કે, આ સંપૂર્ણ ક્રાંતિની વાત લઈને નીકળનારાઓનું દિલ અમારી સાથે છે, અમને એ બધા હૈયે ચાંપીને ઉઠાડવા માગે છે, અમારી સેવા કરવા માગે છે. એમના પર એવી છાપ પડવી જોઈએ કે આ બધા અમારા મિત્ર છે, અને અમારું ભલું કરવા મથી રહ્યા છે.

સવર્ણોને પણ જ્યાં સુધી સમજાવાય ત્યાં સુધી સમજાવતા રહેવું જોઈએ.

## કુરિવાજો, કુપ્રથાને તિલાંજલિ

જાતિ-પ્રથા તોડવા માટેનો એક મહત્ત્વનો કાર્યક્રમ, એક મહત્ત્વનું સાધન આંતરજાતીય લગ્નનું હોઈ શકે છે. ખાસ કરીને યુવકોએ પોતાનાં માબાપને આ બાબતમાં સમજાવવું જોઈએ. અને ન સમજે તોયે એમની નારાજી વહોરીને, એમનો સામનો કરીને પણ બીજી જાતિઓમાં પોતાનાં લગ્ન કરવાં જોઈએ. આની પાછળ મૂળ વિચાર એ છે કે, ઊંચ-નીચ પર આધારિત જાતિ-પ્રથા આપણે કાઢવી છે. હિંદુ સમાજના આ કલંકને ભૂંસીને ભાઈ-ચારા અને સમાનતાને આપણો આદર્શ બનાવીએ અને પોતાના જીવનમાં ઉતારીએ.

એવી જ રીતે લગ્ન, જન્મ અને મૃત્યુ સાથે જોડાયેલા કેટલાક ખોટા રિવાજો છે. સંપૂર્ણ ક્રાંતિમાં તેને પણ દૂર કરવાના છે. સમાજના એ બધા કુરિવાજો, કુપ્રથાઓ અને કુસંસ્કારો સામે પણ સંઘર્ષની જરૂર છે. લગ્ન-વિવાહના પવિત્ર સંસ્કાર પણ બજારુ બની ગયા છે! તિલક-દહેજ, વાંકડો-પૈઠણના કુરિવાજો ઊંચા પરિવારોની પ્રતિષ્ઠા અને કુળની મર્યાદાનું અંગ બની ગયા છે. કાયદો પણ તેની સામે લાચાર બની ગયો છે. તેનાથી મુક્ત થવાનું કારગર પગલું એ જ છે કે ઘર-ઘરમાં યુવક-યુવતીઓ આની સામે વિદ્રોહ પોકારે. આ માટે યુવકોએ પ્રહ્લાદની માફક પોતાનાં માબાપની સામે પણ સત્યાગ્રહ કરવા તૈયાર થવું પડશે. તેના વિના 'સંપૂર્ણ ક્રાંતિ' કેવળ એક ખોખલું સૂત્ર જ બની રહેશે.

બિહારના આંદોલન વખતે હું નવલોહિયા યુવાનોને લલકારીને કહેતો કે, અત્યારે સૂત્રો તો પોકારો છો સંપૂર્ણ ક્રાંતિનાં અને "ઇન્કિલાબ ઝિંદાબાદ" પરંતુ તમારાં લગ્ન નક્કી થશે અને તમારા બાપ દીકરીના બાપ પાસે પૈઠણ, વાંકડો માગશે, ત્યારે તમે એનો વિરોધ નહીં કરો? તો ધિક્કાર છે તમારા ઇન્કિલાબ ઝિંદાબાદને. તમારો બધો ત્યાગ ને બલિદાન વ્યર્થ ગયાં એમ માનજો. તમે તમારા માતાપિતાને ચોખ્ખેચોખ્ખું કહી દો કે જે રીતે બજારમાં ઘોડા-બળદ વેચાય છે તે રીતે અમે કાંઈ જાનવર નથી કે અમને પણ વેચવામાં આવે, બજારમાં અમારો ભાવ બોલાય. અને એવી જ રીતે છોકરીઓને પણ હું કહેતો કે તમારામાં એવી હિંમત હોવી જોઈએ કે છોકરા પક્ષ તરફથી જો દહેજ વગેરેની માગણી થાય, તો એવા છોકરા સાથે અમે હરગિજ લગ્ન નહીં કરીએ એમ તમે કહી દો.

આપણી ભારતીય સંસ્કૃતિને તો જરા યાદ કરો! અહીં તો સીતા રામચંદ્રને વરમાળા પહેરાવતી. અહીં તો સ્વયંવર થતો. છોકરી પોતાનો વર સ્વયં જાતે પસંદ કરતી. તેને બદલે આજે તો છોકરાના બાપ પાસે નાક-લીટી તાણતા જાય છે! પછી એ કહે છે કે જરા છોકરાને સમજાવો, હું તો તૈયાર છું. પછી છોકરા પાસે જઈને મુજરો કરે છે, તો એ ફરમાવે છે કે મને પરદેશ મોકલો તો પરણું! મને એમ્બેસેડર ગાડી અપાવી દો તો પરણું! હવે, આ અભાગિયાઓને એમ પૂછીએ કે શું તમે મોટરને પરણી રહ્યા છો? વિદેશયાત્રાને પરણી રહ્યા છો? તમારે પત્નીની પસંદગી કરવાની છે કે મોટરની? આટલા પતિત થઈ ગયા છો! આ રીતે તમે નવું બિહાર અને નવું ભારત નિર્માણ કરવાના છો?

## કુસંસ્કારોથી મુક્તિ

આવી રીતનાં કંઈ કેટલાંય બંધનો અને ભેદભાવ ઊભાં કરી દીધાં છે. તે બધાં જ તોડવા પડશે. આ જે સંપૂર્ણ ક્રાંતિનો વિચાર છે તે સમાજ-જીવનના એકેએક અંગને, એકેએક તંતુને સ્પર્શે છે. સંપૂર્ણ ક્રાંતિકારી પરિવર્તન એટલે સમાજજીવનના એકેએક અંગમાં પરિવર્તન—વિવાહ આદિથી માંડીને ચૂંટણી અને શાસનતંત્રના સંચાલન સુધી એકેએક વસ્તુમાં પરિવર્તન. એનું નામ છે, સંપૂર્ણ ક્રાંતિ. બિહારનું આંદોલન ચાલતું હતું ત્યારે દશેરા-દિવાળીના તહેવાર વખતે મેં એક અપીલ બહાર પાડેલી કે, પૂજા વગેરે કરો, પણ પૂજાને અને તમાશાને કોઈ સંબંધ નથી. હવે, જે રેકોર્ડ આવા ઉત્સવ-તહેવારના પ્રસંગે વગાડવામાં આવે છે, તેનો પૂજા સાથે શો સંબંધ? અરે બાબા! દુર્ગાજી વિશે કોઈ ગીત હોય, ભજન હોય, અથવા બીજું કોઈ ભજન હોય, તો તો સમજમાં આવે. પરંતુ અહીં તો રાત આખી ફિલ્મી ગાયનો વગાડતાં રહેવાય છે! આ શું આપણી સંસ્કૃતિ છે? આને શું આપણે હિંદુ ને ભારતીય સંસ્કૃતિ કહીએ છીએ? તો મિત્રો, આ સંપૂર્ણ ક્રાંતિ છે. તેમાં આનીયે ક્રાંતિ થશે, આનુંયે પરિવર્તન થશે. પૂજા માટે પૂજાની ભાવના હોવી જોઈએ, તમાશાની ભાવના નહીં. આવી જ રીતે લગ્ન તેમ જ બીજા-ત્રીજા પ્રસંગોએ ધનિકો અને પ્રધાનો વગેરે જે દેખાડો ને ઠઠારો કરે છે તે બધું પણ બંધ થવું જોઈએ. દેશમાં આજેય હજી જે ગરીબી છે તે જોતાં તો એ બધું વિશેષ ભદ્દું લાગે છે.

## શિક્ષણ ક્ષેત્રે સમૂળું પરિવર્તન

સૌથી મહત્ત્વનું જે એક ક્ષેત્ર છે કે જેમાં સંપૂર્ણ ક્રાંતિ અને સમૂળું પરિવર્તન થવું જ જોઈએ, તે શિક્ષણનું ક્ષેત્ર છે. સમાજરચના સાથે, આપણે કેવું શિક્ષણ આપીશું તેનો સંબંધ છે. જે નૈતિક શિક્ષણ છે, આધ્યાત્મિક શિક્ષણ છે, જે શિક્ષણનું તત્ત્વ છે, એ તો દરેક અવસ્થામાં એનું એ જ રહેશે. પરંતુ બાકી તો પરિસ્થિતિ અનુસાર આપણે લોકોને શિક્ષણ આપવું પડશે. ત્યારે સંપૂર્ણ ક્રાંતિને અનુરૂપ શિક્ષણનું સ્વરૂપ કેવું હશે? થાગડથીગડ કર્યે કાંઈ નહીં વળે. આખોયે ઢાંચો બદલવો પડશે.

અત્યારની સડેલી ને નકામી શિક્ષણ-પદ્ધતિ સામે જેહાદ જગાવવી જ પડશે. આજનું શિક્ષણ તો પ્રજાનાં મોટા ભાગનાં બાળકોને અજ્ઞાન જ રાખી રહ્યું છે, અને જેને શિક્ષણ આપ્યું કહેવાય છે તેઓને પણ ક્યાંયના રહેવા દીધા નથી. આપણે ત્યાં અંગ્રેજોએ ઘડેલી પદ્ધતિ આજે પણ શિક્ષણમાં ચાલે છે: આમતેમ કંઈક

નજીવો ફરક થયો હશે. પ્રાથમિકથી માંડીને વિશ્વવિદ્યાલય સુધીના શિક્ષણમાં સમૂળું પરિવર્તન થવું જોઈએ, એવો એક સર્વસામાન્ય અભિપ્રાય છે. શિક્ષણ-શાસ્ત્રીઓનો પણ એ જ અભિપ્રાય છે. કોઠારી કમિશને પણ એમ જ કહેલું. છતાં આ દિશામાં ઘણું ઓછું થયું છે. આને લીધે વિદ્યાર્થીઓમાં ઘોર અસંતોષ છે. એમને ભાવિ અંધકારમય ભાસે છે.

શિક્ષણ એવું હોય કે જે જીવનમાં ઉપયોગી થાય. શિક્ષણ મેળવીને વિદ્યાર્થી પોતાના પગ ઉપર ઊભો રહી શકે, કાંઈક કરી શકે. ત્યારે આજના શિક્ષણથી તો માત્ર ડિગ્રી મળે છે, અને એ ડિગ્રી મેળવીને પછી નોકરીની શોધમાં ભટકવું પડે છે. નોકરીઓ તો બધાને ક્યાંથી મળવાની ? અને ત્યારે જીવન-નિર્વાહ ચલાવવાનોયે કોઈ રસ્તો સૂઝતો નથી. મારો એ યુવકોને કહ્યું કે કારખાનાઓમાં જાવ, ખેતરોમાં જાવ, ત્યાં જઈને શીખો-સમજો. એ તમારું વિશ્વ-વિદ્યાલય છે. ગાંધીજીએ પણ એ જ કહ્યું કે વિદ્યાર્થી સ્વાવલંબી બને, એનો આત્મ-વિશ્વાસ વધે, એવું શિક્ષણ હોવું જોઈએ. તેને બદલે આજે તો નોકરી દો, નોકરી દો, નોકરી દો. એટલે કે ગુલામી દો, ગુલામી દો, ગુલામી દો એવું શિક્ષણ છે !

મારું એમ માનવું છે કે જ્યાં સુધી ડિગ્રીઓ આપવાનું બંધ કરવામાં નહીં આવે, અથવા તો ડિગ્રીઓનો નોકરી-રોજગાર સાથેનો સંબંધ તોડી નાખવામાં નહીં આવે, ત્યાં સુધી શિક્ષણમાં કોઈ મૌલિક પરિવર્તન શક્ય નહીં બને. આજે તો વિદ્યાર્થી શીખ્યો હોય કે ન શીખ્યો હોય, પણ નામની પાછળ બી૦એ૦, એમ૦એ૦ની ડિગ્રી લાગી જાય એટલે નોકરી માટે એ લાયક ગણાય છે. અને મોટા ભાગના તો એટલા માટે જ ભણતા હોય છે. કોઈ શિક્ષણ મેળવવા નહીં, પણ ડિગ્રી મળે એટલે નોકરી સારુ દરવાજો ખૂલી જાય એટલા માટે જ ભણે છે. એટલે એવું કરી દેવું જોઈએ કે કેવળ ડિગ્રીને આધારે હવેથી કોઈને નોકરી નહીં મળે. જ્યાં જે કામ માટે નોકરી આપવાની હોય, ત્યાં તે માટે અલગ પરીક્ષા લેવાય. તો કદાચ એવુંયે થઈ શકે કે કોઈને યુનિવર્સિટીનું ઔપચારિક શિક્ષણ ન મળ્યું હોય છતાં તે પેલી પરીક્ષામાં પાસ થાય, અને યુનિવર્સિટીમાં શિક્ષણ મેળવી આવેલો નાપાસ પણ થાય. આવી રીતે નોકરી અને ડિગ્રીનો સંબંધ તોડી નાખવામાં નહીં આવે ત્યાં સુધી ડિગ્રીનો આ ખોટો મોહ જશે નહીં.

એટલે મારું સૂચન એ છે કે નોકરીઓ આપનાર ચાહે સરકારી ક્ષેત્ર હો કે ખાનગી, કામને અનુરૂપ તેઓ પોતે પરીક્ષા લઈ શકે છે. ભરતી કર્યા બાદ પણ આવશ્યકતા મુજબ તેઓ વધારાના શિક્ષણ-પ્રશિક્ષણની વ્યવસ્થા કરી શકે છે. યુનિવર્સિટી તરફથી માત્ર એક પ્રમાણપત્ર આપવામાં આવે કે વિદ્યાર્થી કેટલા વરસ કૉલેજમાં રહ્યો, કેટલા કલાક વર્ગોમાં રહ્યો, અને દુકાનો, કારખાના, કચેરીઓ, ખેતરો વગેરેમાં તેણે કેટલું કામ કર્યું, અને કયા કયા વિષયોમાં તેને રસ છે. તેની યોગ્યતા ને કાર્ય-કુશળતા પારખવાનું કામ નોકરી આપનારનું હોય.

એવી પણ ગોઠવણ થાય કે ન્યૂનતમ શિક્ષણ બધાને જ મળી શકે તથા અજ્ઞાન અને નિરક્ષરતા સંપૂર્ણપણે નાબૂદ કરી શકાય. શિક્ષણની પદ્ધતિ એવી હોય કે તેનાથી વિદ્યાર્થીની બુદ્ધિનો વિકાસ થાય, અને તે કોઈ પણ પ્રશ્ન ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કરી શકે એવી શક્તિ તેનામાં આવે. જો શિક્ષણ દ્વારા આ પ્રકારની શક્તિ પેદા ન થતી હોય, તો તેવું શિક્ષણ નકામું છે. શિક્ષિત માણસ સ્વતંત્ર રીતે પોતાની બુદ્ધિથી વિચાર કરી શકવો જોઈએ.

વળી, હવે શિક્ષણશાસ્ત્રીઓ સામાન્ય રીતે એમ માનતા થયા છે કે દિમાગના શિક્ષણની સાથોસાથ હાથોનું શિક્ષણ પણ મળવું જોઈએ. દિમાગ અને હાથ બંને સાથે મળીને કામ કરે. એટલે કે શિક્ષણમાં શ્રમનોયે સારો એવો પુટ હોય. હવે, શહેરમાં શ્રમનું એક સ્વરૂપ હશે, ગામડામાં બીજું. પરંતુ શ્રમનું શિક્ષણમાં સ્થાન હોય. આ દિશામાં નઈ તાલીમની ઘણી સંસ્થાઓએ પ્રયોગ કર્યા છે, તેનોયે લાભ લઈ શકાય. કાઉન્સિલ સ્કૂલ અથવા એક કલાકની પાઠશાળાની વાત પણ વિચારી શકાય.

### ખરા અર્થમાં ગ્રામશાળા

અને ગામડામાં કેવું શિક્ષણ આપવું તે વિશે તો માત્ર નવે સરથી જ વિચાર કરવો પડશે. જેને યથાર્થપણે ગામડાની શાળા કહી શકાય એવી "ગ્રામશાળા" ગામડાંઓમાં ચલાવવી પડશે. આજે તો શહેરોની અને ગામડાની શાળા વચ્ચે કોઈ ફરક નથી. ગામડાના વાલીઓ પોતાનાં બાળકોને નિશાળે મોકલે છે તેની પાછળ એક જ ઉદ્દેશ હોય છે કે ભણીને પોતાનો છોકરો ગામ બહાર ક્યાંક શરીરશ્રમ ન કરવો પડે એવી નોકરી મેળવી લે. અલબત્ત, ગામડાના બાળકોને પણ ઉચ્ચ શિક્ષણ મેળવવાનો અને શહેરમાં જઈને નોકરી કરવાનો પૂરેપૂરો હક છે, પરંતુ પરિસ્થિતિ એવી તો ઊભી ન જ થવી જોઈએ કે જેથી જે ભણ્યા નથી એવા જ છેવટે ગામડામાં રહી જાય, અને બાકીના ગામ છોડીને જતા રહે ! વળી, ગામડાના લોકોએ વહેલુંમોડું એ સમજવું જ પડશે કે ગામડાનો દરેકે દરેક યુવાન ગામ બહાર જઈને પોતાની રોજીરોટી મેળવે, એ શક્ય જ નથી. ભારતનાં સાડા પાંચ લાખ ગામડાં આ રીતે વેરાન બની જઈ શકે નહીં.

તેથી ખરેખરી ગ્રામશાળા એવી હોય કે જેમાં ગામનાં નાનાં બાળકો, યુવાનો તેમ જ પ્રૌઢો, તમામને શિક્ષણ મળે. તેનો પાઠ્યક્રમ આજના પાઠ્યક્રમ કરતાં બિલકુલ જુદો હોય. આ ગ્રામશાળા આગળ ઉપરના ઉચ્ચ શિક્ષણ માટેની તૈયારી કરી આપનારી શાળા ન હોય. એ પોતે પોતાનામાં "પૂર્ણ" હોય, એટલે કે અમુક વરસની અંદર એ ગ્રામશાળા મૂળભૂત રીતે જરૂરી હોય એટલું જ્ઞાન અને તાલીમ સંપૂર્ણપણે આપી દે. છોકરીઓ માટે થોડોક જુદો પાઠ્યક્રમ ચલાવવામાં આવે. આને લીધે વધુ સારા ખેડૂત, વધુ સારા કારીગર, ગામનાં કામો વધુ સારી રીતે કરી શકનારા ગ્રામજનો ઊભા થાય. ગામડામાં રહેતા ખેડૂત, મજૂર, કારીગર, બહેનો, બધાને જ

અમુક પાયાનું શિક્ષણ તો મળવું જ જોઈએ કે જેથી એ લોકો વધુ સભર-સંપન્ન જીવન જીવી શકે.

ટૂંકમાં, શિક્ષણનું સમગ્ર માળખું એ રીતે નવેસરથી ગોઠવવું પડશે કે જેથી તેનો સીધો સંબંધ દેશની સમસ્યાઓ સાથે બંધાય. વળી, શિક્ષણ સાથે સંબંધિત અને યુવાનો સાથે સંબંધિત બીજા કેટલાક સવાલોનોયે વિચાર કરવો પડશે. નહીં તો શિક્ષણમાં આમૂલ પરિવર્તનની વાતનો શો અર્થ ? દાખલા તરીકે વિદ્યાર્થીઓ ચોપડીઓ ખોલીને પેપર લખે, અને તેમ કરતાં કોઈ રોકે તો છુરી દેખાડે, એ કેવી ક્રાંતિ ? તમે પોતે બેઈમાની કરશો અને બીજાને કહેશો કે સાચા બનો, તે નહીં ચાલે. તમે પરીક્ષામાં ચોરી કરો, લાગવગ લગાડી માર્ક્સ વધારો, તો તમારામાં પરિવર્તનકારી શક્તિ ક્યાંથી આવશે ? આપણે વિદ્યાર્થીઓની તાનાશાહી પણ નથી લાવવી. વિદ્યાર્થીઓ ને યુવકો કહેશે તેવું જ થશે, એમ નહીં. એમણે પોતે પણ લોકશાહી ઢબે જ વર્તવું પડશે.

બિહારનું આંદોલન ચાલતું હતું ત્યારે ઘણાએ મને કહેલું કે આંદોલનની નવી હવાને કારણે હવે પટણા વગેરે શહેરોમાં ઈવ ટીઝીંગ— છોકરીઓની છેડતીના બનાવોમાં ઘટાડો થયો છે. એવું ચારિત્ર્યનું પરિવર્તન પણ આપણા પોતાનામાં અને સમાજમાં થવું જોઈએ. આમ, જીવનના એકેએક ક્ષેત્રમાં ક્રાંતિ કરવી પડશે. અને તે માટે સંઘર્ષનું સ્વરૂપ માત્ર બાહ્ય જ નહીં હોય, આંતરિક પણ હશે.

### સંઘર્ષ અને રચનાની બેવડી પ્રક્રિયા

આમ, સંપૂર્ણ ક્રાંતિના સિપાઈઓએ સતત સંઘર્ષ ચલાવતા રહેવો પડશે, ઝૂઝતા રહેવું પડશે, અને સાથોસાથ રચનાત્મક તેમ જ સર્જનાત્મક કામો પણ કરતા રહેવા પડશે. સંઘર્ષ અને રચનાની બેવડી પ્રક્રિયા સંપૂર્ણ ક્રાંતિને ફળીભૂત કરવા માટે આવશ્યક છે. સ્વાભાવિક રીતે જ રચનાત્મક કામો કરતાં સંઘર્ષાત્મક કામોનું આકર્ષણ વધારે હોય છે. પરંતુ આપણે સમજવું જોઈએ કે રચનાત્મક અને સંઘર્ષાત્મક કામ એકબીજાથી અલગ અલગ નહીં ચાલી શકે. રચના સંઘર્ષ વિના થઈ નથી શકતી, કેમ કે રચનામાં પરિવર્તન અથવા ક્રાંતિ નિહિત છે. એવી જ રીતે પરિવર્તન અને ક્રાંતિમાં રચના નિહિત છે. એટલે કોઈ આંદોલન શાંતિમય રીતે ચાલતું હોય તેથી ક્રાંતિકારી નથી એમ જો કોઈ માનતું હોય, તો તેણે બુદ્ધિનું દેવાળું કાઢ્યું છે, એમ હું કહીશ. એવું ન માનવું જોઈએ કે જ્યાં સુધી ટકરામણ અથવા જેલમાં જવાનો કાર્યક્રમ ન ઊપડે, ત્યાં સુધી સંપૂર્ણ ક્રાંતિ નહીં થાય.

સંભવ છે કે આપણા કામમાં બહારનો દેખાવ, પ્રદર્શન, વગેરે ન હોય. સંભવ છે કે ક્યારેક એ બિલકુલ શાંત કામ હોય, પરંતુ તેમાં એક મોટી વાત એ છે કે આ પ્રકારનાં કામ જ સામાન્ય જનતામાંથી વધુ લોકો કરી શકે છે. ખેડૂત પોતાના ગામમાં એ કરી શકે છે. ગામમાં બાબુ લોકો પોતાના નોકરો સાથે અસભ્ય વહેવાર બંધ કરે, એમને તોછડાઈથી બોલાવવાનું અને એમની સાથે તોછડાઈથી વાત કરવાનું બંધ કરે, તો તે પણ સંપૂર્ણ ક્રાંતિનું એક કામ હોઈ શકે છે.

### આના વિના સંપૂર્ણ ક્રાંતિ શી રીતે થશે ?

આજે તો હજી સખત ટાઢીમાં ઠર વગરે ઠૂંઠવાઈને સેંકડો માણસો મરી જતા હોય છે, ત્યારે સંપૂર્ણ ક્રાંતિ આવી કેમ કહેવાય ? આર્થિક પરિવર્તનમાં કેટલી બધી મજલ હજી આપણે કાપવાની છે, તેનું આ દ્યોતક છે. આવે વખતે એવા સૌથી પછવાડે રહી ગયેલા આપણા માનવબંધુને ધાબળો ઓઢાડી આવવો તે પણ સંપૂર્ણ ક્રાંતિની દિશાનું એક પગલું છે, અને સાથે જ આર્થિક સ્થિતિમાંયે પરિવર્તન લાવવા મથવું. સામાજિક ક્ષેત્રે અનેકાનેક ભેદ પડ્યા છે તેનું વર્ણન હું કરી ચૂક્યો છું. આપણને કોઈ ભેદ નથી ખપતા. માનવમાત્ર સમાન છે. આપણે વર્ગવિહીન સમાજ લાવવો છે. આજે તો હજી માણસ-માણસ વચ્ચે જમીન આસમાનનું અંતર છે. તે નાબૂદ થવું જોઈએ. તે દિશામાં પગલું એટલે સંપૂર્ણ ક્રાંતિની દિશામાં પગલું.

એવી જ રીતે ધારો કે એક તેજસ્વી છોકરો છે. પણ તેનો જન્મ એક ગરીબ ચપરાશીને ત્યાં થયો છે. તો તે ઝાઝું ભણી નથી શકતો. નાની ઉંમરે જ તેણે નોકરીધંધે લાગી જવું પડે છે. જ્યારે બીજો અમીરનો બેટો હશે. તે મંદબુદ્ધિ હશે અને તેને ભણાવવાથી સમાજને કોઈ લાભ નહીં થવાનો હોય, છતાં તે પૈસાના જોરે ઘણું આગળ ભણી શકશે. તો, આવી પરિસ્થિતિ જ્યાં સુધી ચાલુ રહે, ત્યાં સુધી શિક્ષણમાં ક્રાંતિ થઈ શી રીતે કહેવાય ?

સામાન્ય રીતે હું અધ્યાત્મનું નામ નથી લેતો. પરંતુ બીજાના દુઃખે દુઃખી થવું, ગરીબો માટે કાંઈક કરવાની પ્રેરણા થવી, એ પણ આધ્યાત્મિક હોઈ શકે છે. મારે મન તો પોતીકા-પરાયાનો ભેદ મિટાવવો, એ જ સૌથી ઊંચો ધર્મ છે. સમાજ-જીવનમાં, ગ્રામ-જીવનમાં અધ્યાત્મનું મુખ્ય પ્રગટ લક્ષણ એ જ હોઈ શકે, અથવા હોવું જોઈએ કે જે લોકો એક ઠેકાણે રહે છે, કમ સે કમ ગામના લોકો, તેઓ એકમેકની ચિંતા કરે, એકમેકને મદદ કરે, જરૂર પડે ત્યારે એકબીજા માટે ત્યાગ કરે. મારા સુખમાં બીજાઓનો ભાગ હોય, બીજાઓના દુઃખમાં મારો પણ ભાગ હોય. વ્યક્તિ માટે, સમાજ માટે એ આધ્યાત્મિક મૂલ્ય હશે, માનવીય મૂલ્ય હશે.

એક વાર હું ચાવણકોર-કોચીન ગયેલો. ત્યારે મેં જોયું કે નંબુદરી બ્રાહ્મણોમાં હજી પણ એવો ઔપચારિક રિવાજ છે કે જમતાં પહેલાં ઊભા થઈને "કોઈ ભૂખ્યા છે કે ?" એમ પૂછી લેવું. આ તો જાણે ઔપચારિકતા છે, પણ આપણે આવો સમાજ-ધર્મ પ્રસ્થાપિત કરવો છે. સમાજમાં કોઈ ભૂખ્યો ન રહે તેની ચિંતા બધા કરે. મનુષ્યમાં જે લોભ, મોહ, સ્વાર્થ છે, તેની જડ ઉખેડીએ તો જ અસલી ક્રાંતિ થશે. ગાંધીજી હંમેશાં એ વાત

ઉપર ભાર મૂકતા કે ક્રાંતિ એવડી થવી જોઈએ. અંદર અને બહાર, અને તેનો આરંભ અંદરની ક્રાંતિથી થાય.

સંપૂર્ણ ક્રાંતિમાં આ બધું આવે છે. વાસ્તવમાં જે દબાયેલા લોકો છે, એમને એમ લાગવું જોઈએ કે અમારા માટે એક નવું પ્રભાત ઊગ્યું છે. જે સૌથી ગરીબ અને અસહાય છે, તેની ચિંતા અને તેનો ઉદય સૌથી પહેલો થાય, તેમાં જ ન્યાય છે. આ માપદંડથી જ આપણે આપણું દરેક કામ માપવું જોઈએ. અને સંપૂર્ણ ક્રાંતિના આ બધા વિચારોને ગામડે-ગામડે ફેલાવી દેવાના છે. અને માત્ર વિચાર ફેલાવવા એમ જ નહીં, બલ્કે જનશક્તિ દ્વારા ગામની, સમાજની રચના બદલવાનું કામ કરવાનું છે. પ્રેમથી, સમજાવટથી આ કામ કરીશું, અને જરૂર પડશે તો સત્યાગ્રહનો પણ આશરો લઈશું. પરંતુ એ એવી જ હાલતમાં, જ્યારે આપણે બીજા બધા રસ્તા અજમાવી ચૂકયા હોઈએ, અને બીજો કોઈ રસ્તો ન જણાતો હોય. તેવા સંજોગોમાં અનિવાર્યપણે શાંતિમય સંઘર્ષ ઉપાડવો પડશે.

### આપણે "કેટલિટિક એજન્ટ" બની રહીએ

આ રીતે સંપૂર્ણ ક્રાંતિના આંદોલનને નિરંતર આગળ વધારતા રહેવાનું છે. માનવ-જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એટલા પ્રશ્નો, એટલી સમસ્યાઓ ભરેલી પડી છે કે તેનો ઉકેલ ગોઠવવાનું કામ કદી સમાપ્ત થવાનું નથી. બહુ મોટું કામ છે. પરંતુ આટલું કોણ કરશે અને ક્યારે કરશે, એમ વિચારતા બેસી રહેવાય નહીં. નહીં તો પેલાએ વહાણ ભરીને રૂ જોયું, તો એને થયું કે આટલું બધું રૂ હું ક્યારે પીંજીશ, અને તે પાગલ થઈ ગયો. આપણોય તેવો જ ઘાટ થાય. માટે બધું આપણે જ કરી નાખીશું એવો અહંકાર છોડીને એકાગ્રતા અને સાતત્યપૂર્વક આપણું પાયાનું કામ કરતા રહેવું. આવાં કામોમાં તો ઐતિહાસિક પરિસ્થિતિ, કેટલાક સંજોગો અને અન્ય વિવિધ પરિબળો કામ કરતા હોય છે. અંતતોગત્વા આવડાં મોટાં ઐતિહાસિક કામો માટે ઇતિહાસ જ મદદ કરતો હોય છે. આપણે તો માત્ર "કેટલિટિક એજન્ટ" બની રહેવાનું હોય છે. ખબર નથી, ઇતિહાસની મદદ ક્યારે અને કયા પ્રકારે પ્રગટ થશે. પરંતુ વખત આવતાં નવી શક્તિઓની એવી ભરતી આવતી હોય છે, જે પરિવર્તનના રથને ધક્કો મારીને એકદમ આગળ વધારી દે છે. સંપૂર્ણ ક્રાંતિના સિપાઈઓ આવી ક્ષણની પ્રતીક્ષા ભલે કરે, પણ બેસે સતત કાર્યરત રહીને.

તો, વ્યક્તિ અને સમાજના જીવનમાં એક સર્વાંગી પરિવર્તન લાવવું છે. નવું ગુજરાત બનાવવું છે, નવું બિહાર બનાવવું છે, નવું ભારત બનાવવું છે. સંપૂર્ણ ક્રાંતિ દ્વારા એ સાચું સ્વરાજ લાવવું છે, જે સ્વરાજ માટે દેશના હજારો ને લાખો જુવાનોએ કુરબાની આપી છે, જેને માટે ભગતસિંહ અને એના જેવા અનેક ક્રાંતિકારીઓ ગોળીથી વીંધાયા છે અથવા ફાંસીને માંચડે ચડ્યા છે, જે સ્વરાજને માટે લાખો લોકોએ જેલ ભોગવી છે અને ત્યાગ ને બલિદાન આપ્યાં છે.

### નિઃસ્પૃહ લોકસેવકોની જરૂર

આવી સંપૂર્ણ ક્રાંતિ માટે જરૂરત છે એવા લોકોની જે જનતા વચ્ચે જઈને નિઃસ્પૃહ ભાવે કામ કરે, જનતાને જાગ્રત કરે. શાસન પણ જેટલી મદદ કરી શકે તેટલી કરે. પરંતુ એ ન ભૂલવું જોઈએ કે મુખ્યત્વે આ કામ કાર્યકરોનું છે, ક્રાંતિમાં વિશ્વાસ ધરાવનારા યુવકોનું છે, જનતાનું છે. જન-ક્રાંતિ જનતાના જ સહયોગથી અને તેના હાથે જ થાય છે. સંપૂર્ણ ક્રાંતિ સરકારી શક્તિથી નહીં, જનશક્તિથી જ થઈ શકે છે. આ કામ સત્તાસ્થાને બેઠેલા નેતાઓના ભાષણોથી કે હાકલોથી થઈ શકે નહીં. આવું પરિવર્તન કેવળ એવા લોકનેતાઓ અને લોકસેવકો મારફત જ સંભવિત બને કે જેઓ આપમેળે રાજીખુશીથી સત્તાસ્થાનોથી દૂર રહે, લોકો સુધી પહોંચે, અને એમની વચ્ચે રહીને કામ કરે.

તેથી જ ગાંધીજીએ લોકસેવક સંઘની વાત કરેલી. એમણે કહેલું કે કોંગ્રેસનું રૂપાંતર કરવામાં આવે, અને તે સેવકોની, ખિદમતગારોની એક જમાત બને. સેવકોની જમાત, શાસકોની અને હાકેમોની જમાત નહીં, કે જે એમ કહે કે "અમને સત્તા સોંપો, અમને ગાદીએ બેસાડો, તો તમારાં બધાં કામ અમે કરી દઈશું." પ્રજાને વધારે બાપડી અને ઓશિયાળી બનાવવા માટે આથી વધારે બીજા કશાની જરૂર નથી. એટલે જ ગાંધીજીએ કહેલું કે હવે શાસકોની નહીં, સેવકોની જમાતની જરૂર છે.

સ્વરાજ્ય બાદ જનતાની સેવા માટે ઉત્સુક માણસો દેશસેવાની દૃષ્ટિએ સત્તા તરફ દોડ્યા, તે કદાચ સ્વાભાવિક હતું, પરંતુ મને લાગે છે કે હવે આટલાં વરસોમાં "સત્તા દ્વારા સેવા" ના વિચારની અયોગ્યતા તેમ જ અસારતાનો પૂરતો અનુભવ આપણને થઈ ચૂકયો છે. એટલે સેવા માટે ઉત્સુક દેશભક્તોએ વધુ ને વધુ સંખ્યામાં હવે સામાજિક ક્રાંતિના ક્ષેત્રમાં આવી જવું જોઈએ. એવા સેંકડો ને હજારો લોકસેવકોની આજે જરૂર છે.

સેવકોની એક ફોજ આપણે ખડી કરવી પડશે, જે ભારતનાં લાખો ગામડાઓમાં નવજાગૃતિનો સંદેશો લઈને ફેલાઈ જાય. એમને લોકસભામાં કે ધારાસભામાં જવાનો મોહ નહીં થાય. એમને ખુરશીની જરૂર નહીં પડે. ન તેઓ પંચાયતમાં જવા માગશે, ન મ્યુનિસિપાલિટીમાં. તેઓ જનતા પાસે વોટ માગવા માટે નહીં જાય, બલ્કે સેવા કરવા માટે જશે. આ લોકસેવકોની સેના વોટ માગ્યા વિના જનતાની સેવા કરશે, અને રાષ્ટ્ર-નિર્માણનો સંદેશો પહોંચાડશે.

### શું યુવકોને સુંવાળી જિંદગી જ જોઈએ છે?

આપણા દેશના યુવકો ઉપર આ એક બહુ મોટી જવાબદારી છે કે તેઓ આ ક્રાંતિને સફળ બનાવવા માટે જાનની બાજી લગાવે. અંગ્રેજોના રાજ્ય વખતે જોશીલા નવયુવકો સરકારી નોકરીઓમાં જવાનો ઇનકાર કરી દેતા હતા. મોટા મોટા પગાર અને ઊંચી ઊંચી પદવીઓના મોહને એમણે લાત મારી હતી. પણ હવે તો

આપણા નવયુવકો સામે નોકરી જ મુખ્ય આકર્ષણ છે. તેમાં ખોટું યે નથી. તેમ છતાં એમનામાંથી જે વધારે ભાવનાશાળી અને ઓછા સ્વ-કેન્દ્રી હોય, એમણે એ સમજવું જોઈએ કે રોજિંદું સરકારી કામ જરૂરી હોવા છતાં તેના મારફત રાષ્ટ્રનું નિર્માણ નહીં થઈ શકે. જેમના મનમાં રાજનૈતિક મહત્ત્વાકાંક્ષાઓ છે, એમણે પણ એ સમજવું જોઈએ કે ધારાસભાઓ તેમ જ સરકારો રાષ્ટ્ર-નિર્માણ નહીં કરી શકે. એ માટે જનતાને જ જગાડવી પડશે. એટલા માટે લોકો પાસે પહોંચવું. એમની સાથે રહેવું અને સ્વ-નિર્ભર થવામાં એમને મદદ કરવી. એ સૌથી વધારે મહત્ત્વનું કામ છે.

આ કરોડોની વસ્તીવાળા દેશમાં આવા કામ માટે શું અમુક હજાર ભાઈ-બહેનો પણ એવાં નહીં નીકળે, જેઓ એટલાં સ્વાર્થ-ત્યાગી, એટલાં સાહસિક, અને એટલાં દૂરદર્શી હોય કે પોતાની જાતને આવા પાયાના કામમાં ખપાવી દે ? નવયુવકો પોતાનું હૃદય ખંખોળે. શું એમને આરામની સુંવાળી જિંદગી જ જોઈએ છે ? શું તેઓ સામાજિક અને રાજનૈતિક હોંસાતોંશીની દોડમાં સામેલ થવા માગે છે ? જેઓ એ દોડમાં સામેલ થાય છે, તેઓ આખરે જનતાની પીઠ ઉપર જ સવાર થાય છે. મને આશા છે કે આ દેશમાં એવાં ઘણાં તરુણો છે, જે એક ઉદાત્ત ધ્યેય માટે કષ્ટમય અને સંકટમય જીવન સ્વીકારવા હસતે મોઢે તૈયાર થાય, આપણા દેશનો આધ્યાત્મિક વારસો પણ આજે આવી એક અભિનવ ક્રાંતિ માટે આપણને આહ્વાન કરી રહ્યો છે.

### અધ્યાત્મ એ તો તરુણાઈનો ઊંચામાં ઊંચો કૂદકો છે

આ આહ્વાન ઝીલવાનું કામ યુવાનોનું જ છે. આ દેશનું અધ્યાત્મ ઘરડાંની ચીજ નથી, જુવાનોની ચીજ છે. જ્યારે હૃષિકેશે જીવનના કુરુક્ષેત્રમાં અપૂર્વ અધ્યાત્મનો પાંચજન્ય શંખ ફૂંક્યો હતો, ત્યારે એ વૃદ્ધ નહોતા, પણ યુવાન હતા. ત્યારે ભારતની ઉત્કૃષ્ટ તરુણાઈના રથના એ સારથિ હતા. પોતાની પ્રિયાની ગોદમાં નવજાત રાહુલને સૂતેલો છોડીને સિદ્ધાર્થ અદ્વિતીય સાંસ્કૃતિક ક્રાંતિના પથ પર ચાલી નીકળ્યા હતા, ત્યારે એ વૃદ્ધ નહીં, યુવાન હતા. અદ્વૈતના અનન્યતમ શોધક શંકરે જ્યારે પોતાની દિગ્વિજયયાત્રા કરી હતી, ત્યારે એ વૃદ્ધ નહોતા, યુવાન હતા. વિવેકાનંદે શિકાગોના મંચ પર જ્યારે વેદાંતના સાર્વભૌમ ધર્મની ઉદ્‌ઘોષણા કરી, ત્યારે એ વૃદ્ધ નહોતા, યુવાન હતા. દક્ષિણ આફ્રિકામાં રંગભેદના દાવાનળમાં કૂદીને અધ્યાત્મના આગ્નેય શસ્ત્રનો ગાંધીએ પ્રયોગ કર્યો, ત્યારે એ વૃદ્ધ નહોતા પણ યુવાન હતા. અધ્યાત્મ એ કાંઈ ઘડપણની પ્રવૃત્તિ નથી, એ તો તરુણાઈનો ઊંચામાં ઊંચો કૂદકો છે.

### ભારતની ભૂમિમાં લોકનીતિનાં બીજનું સંગોપન

એટલે યુવકોએ જ આમાં આગળ આવવાનું છે. નોકરીની અને પદવીની અને રાજકારણની મહત્ત્વાકાંક્ષાઓ છોડીને એમણે આ પાયાના કામમાં લાગવાનું છે. માનવ-કલ્યાણનું જે ધ્યેય આપણે સિદ્ધ કરવું છે, જેનો માનવીય સમાજ આપણે બનાવવો છે, તે આજની સંકીર્ણ રાજનીતિ મારફત થઈ શકે તેમ જ નથી. વર્તમાન રાજકારણ પાસેથી હજીયે જે લોકો આશા રાખે છે, તેઓ સૂકાં હાડકાં ચૂસી રહ્યા છે, અને પોતાના જ રક્તનો આસ્વાદ લઈને તૃપ્ત થઈ રહ્યા છે ! આજની રાજનીતિનું પતન થતું જાય છે, હજીયે વધારે થશે. આજની રાજનીતિ તૂટી રહી છે, હજીયે વધારે તૂટશે. છિન્નભિન્ન થઈ જશે. ત્યારે તેના કાટ-માળ ઉપર, નવા પાયા ઉપર નવી રાજનીતિ જનમશે. એ સાવ ભિન્ન હશે. એ રાજનીતિ નહીં, લોકનીતિ હશે. એ ઇમારત ઉપરથી નહીં, નીચેથી ચણાશે. દિલ્હીથી નહીં, ગામેગામથી, મહોલ્લે-મહોલ્લેથી એનાં ચણતર ચણાશે. એને માટે કોઈ એક નવીન પક્ષનું પાટિયું ટાંગી દેવાનું પર્યાપ્ત નથી. રાજકારણના રંગમંચ ઉપર કોઈ એક નૂતનતમ નેતાનું અવતરણ પણ આ માટે પૂરતું નીવડવાનું નથી. એ લોકનીતિ તો જનશક્તિના ગર્ભમાંથી પેદા થવાની છે.

એ લોકનીતિનાં બીજ ભારતની માટીમાં ઘેર તાપમાં ઊંડાં પડેલાં છે. એ બીજ પેદા કર્યાં હતાં ગાંધીએ, અને પોતાની પદયાત્રા દ્વારા વારંવાર ભારતની ધરતીને ખેડીને એ બીજ વાવ્યાં છે વિનોબાએ. હજારો સેવકોએ એ બીજને પાણી સીંચ્યું છે. અને હજારોએ એ બીજમાંથી પાંગરતી સંપૂર્ણ ક્રાંતિનાં સપનાં સેવ્યાં છે. એનાં જ સપનાં હું આજેયે જોઉં છું. અને હું એવા ધૂની યુવકોની તલાશમાં છું, જેઓ એ સપનાંને સાકાર કરે.

### સંપૂર્ણ ક્રાંતિનું નિરંતર અનુસરણ

આ સંપૂર્ણ ક્રાંતિનું આંદોલન એક લાંબી પ્રક્રિયા છે. તેને માટે નવી શક્તિ જોઈશે. ગામડાંથી માંડીને દેશના સ્તર સુધી એક નવું નેતૃત્વ ઊભું થવું જોઈશે. દરેક ગામ, દરેક શહેર, દરેક વિદ્યાલય, દરેક કારખાનામાં એવા લોકો આગળ આવવા જોઈએ, જે સંપૂર્ણ ક્રાંતિનાં મૂલ્યોનો સ્વીકાર કરતા હોય, લોકશાહી અને નાગરિક સ્વતંત્રતામાં નિષ્ઠા રાખતા હોય, અને સંકુચિત સ્વાર્થથી ઉપર ઊઠીને નવું ભારત ઘડવામાં પૂરી શક્તિ લગાડવા તૈયાર હોય. ગામડે ગામડે, દરેક ગામમાં બે-ચાર નવયુવાનો આવા નીકળવા જોઈએ. તો એક જબરું આંદોલન ઊભું થઈ શકે. માટે ગામડે-ગામડે અને મહોલ્લે-મહોલ્લે જનતાની વચ્ચે જઈને આ સંપૂર્ણ ક્રાંતિના વિચારો સમજાવવા જોઈએ. ગામડે-ગામડે અને મહોલ્લે-મહોલ્લે આ સંપૂર્ણ ક્રાંતિના આંદોલનને આગળ વધારવા માટેનાં અને આ આંદોલનનો સંચાર અખંડ રાખનારાં લોક-સંગઠનો ઊભાં થવાં જોઈએ. એમના મારફત આ લોક-આંદોલન અવિરતપણે ચાલ્યા જ કરતું હોય. આ આંદોલનમાં ભાગ લેનારા જાતિ-વ્યવસ્થાની બાબતમાં, શિક્ષણની બાબતમાં, મજૂરોની બાબતમાં, અંધવિશ્વાસોની બાબતમાં, એમ જીવનના કોઈ ને કોઈ ક્ષેત્રમાં સંપૂર્ણ ક્રાંતિની દિશામાં કાંઈ ને કાંઈ કામ કરતા રહેતા હોય, અને આ બધાનાં કામનો સમન્વય પણ થતો રહેતો હોય.

હું હમેશાં કહેતો આવ્યો છું કે આ સંપૂર્ણ ક્રાંતિ એ નિરંતર ક્રાંતિ છે, નિરંતર ચાલનારી ક્રાંતિ છે નિરંતર ક્રાંતિ ક્યારેક શરૂ થઈ અને ક્યારેક પૂરી થઈ, એવું નહીં થાય ઘરઘરમાં ક્રાંતિ, વ્યાપક ક્રાંતિ અને નિરંતર ક્રાંતિ, એ સંપૂર્ણ ક્રાંતિની મારી કલ્પના છે. એ એક અખંડ ધારા છે, પ્રવાહ છે મારી કલ્પના સતત ક્રાંતિ (કન્ટીન્યુઇંગ રેવોલ્યુશન )ની છે. સંપૂર્ણ ક્રાંતિ સતત ચાલશે, નિરંતર ચાલશે અને આપણા વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનને બદલતી રહેશે પરિસ્થિતિ અનુસાર તેના રૂપ બદલાશે, કાર્યક્રમ બદલાશે, પ્રક્રિયાઓ બદલાશે આ ક્રાંતિમાં કોઈ વિરામ નથી, પૂર્ણવિરામ તો હરગિજ નથી

**આના વિના ભારત અને ભારતીયતાનો બચાવ દુષ્કર**

આ જે અભિનવ સાંસ્કૃતિક ક્રાંતિ આપણે કરવા માગીએ છીએ, તેવી ક્રાંતિ વિના ભારતનો અને ભારતીયતાનો બચાવ દુષ્કર લાગે છે. અને એવી માનવીય ક્રાંતિ અવશ્ય થશે, વ્યક્તિ-વ્યક્તિના જીવનમાં ભારતના અધ્યાત્મનો રંગ લાગી જાય એવી ક્રાંતિ અવશ્ય થશે ત્યારે સમાજના હિતમાં વ્યક્તિ પોતાનું હિત જોશે. વ્યક્તિ સમાજને માટે જીવે અને સમાજ વ્યક્તિને માટે.

આપણી આ અભિનવ સાંસ્કૃતિક ક્રાંતિ આરાધનાની એક પ્રક્રિયા હશે



મારા જીવનમાં
મને કશું નોંધપાત્ર, પ્રભાવશાળી, યાદગાર નથી લાગ્યું

તમે કહ્યું કે,
બસો વરસ પછીયે લોકો તમને યાદ કરશે.
પણ બસો તો શું,
મારા મરી ગયા બાદ થોડાક દસકા સુધીયે
લોકો યાદ કરશે કે કેમ, ખબર નથી.

ખેર, માણસોનું મૂલ્યાંકન કરવાનું કામ ઇતિહાસનું છે,
અને ઇતિહાસની પોતાની આગવી રીત છે.

○ જયપ્રકાશ નારાયણ

મારા જીવનમાં
મને કશું નોંધપાત્ર, પ્રભાવશાળી, યાદગાર નથી લાગ્યું

તમે કહ્યું કે,
બસો વરસ પછીયે લોકો તમને યાદ કરશે.
પણ બસો તો શું,
મારા મરી ગયા બાદ થોડાક દસકા સુધીયે
લોકો યાદ કરશે કે કેમ, ખબર નથી.

ખેર, માણસોનું મૂલ્યાંકન કરવાનું કામ ઇતિહાસનું છે,
અને ઇતિહાસની પોતાની આગવી રીત છે.

○ જયપ્રકાશ નારાયણ

## કહતે હૈં ઉસ કો જયપ્રકાશ!

ઝંઝા સોઈ, તૂફાન રુકા,
પ્લાવન જા રહા કગારોં મેં,
જીવિત હૈ સબ કા તેજ કિંતુ,
અબ ભી તેરે હુંકારોં મેં.

દો દિન પર્વત કા મૂલ હિલા,
ફિર ઉતર સિંધુ કા જ્વાર ગયા,
પર, સૌંપ દેશ કે હાથોં મેં,
વહ એક નયી તલવાર ગયા.

જય હો ભારત કે નયે ખડ્ગ,
જય તરુણ દેશ કે સેનાની,
જય નયી આગ, જય નયી જ્યોતિ,
જય નયે લક્ષ્ય કે અભિયાની.

સ્વાગત હૈ, આઓ, કાલ-સર્પ કે,
ફણ પર ચઢ ચલનેવાલે,
સ્વાગત હૈ, આઓ, હવન-કુંડ મેં,
કૂદ સ્વયં જલનેવાલે.

મુટ્ઠી મેં લિએ ભવિષ્ય દેશ કા,
વાણી મેં હુંકાર લિએ,
મન સે ઉતાર કર હાથોં મેં,
નિજ સ્વપ્નોં કા સંસાર લિએ.

સેનાની કરો પ્રયાણ અભય,
ભાવી ઇતિહાસ તુમ્હારા હૈ,
યે નખ્ત અમાં કે બુઝતે હૈં,
સારા આકાશ તુમ્હારા હૈ.

જો કુછ થા નિર્ગુણ, નિરાકાર,
તુમ ઉસ દ્યુતિ કે આકાર હુએ.
પી કર જો આગ પચા ડાલી,
તુમ સ્વયં એક અંગાર હુએ.

સાંસોં કા પા કર વેગ દેશ કી,
હવા તપીસી જાતી હૈ,
ગંગા કે પાની મેં દેખો,
પરછાંઈ આગ લગાતી હૈ.

વિપ્લવ ને ઉગલા તુમ્હેં, મહામણિ
ઉગલે જ્યોં નાગિન કોઈ.
માતાને પાયા યથા,
મણિ પાયે બડભાગિન કોઈ.

લૌટે તુમ રુપક બન સ્વદેશ કી,
આગ ભરી કુરબાની કા,
અબ જયપ્રકાશ હૈ નામ દેશ કી,
આતુર, હઠી જવાની કા.

કહતે હૈં ઉસ કો જયપ્રકાશ,
જો નહીં મરણ સે ડરતા હૈ,
જ્વાલા કો બુઝતે દેખ કુંડ મે,
સ્વયં કૂદ જો પડતા હૈ.

હૈ જયપ્રકાશ વહ જો ન કભી,
સીમિત રહ સકતા ઘેરે મે,
અપની મશાલ જો જલા,
બાટતા-ફિરતા જ્યોતિ અંધેરે મેં.

હૈ જયપ્રકાશ વહ, જો કિ પંગુ કા
ચરણ, મૂક કી ભાષા હૈ,
હૈ જયપ્રકાશ વહ, ટિકી હુઈ
જિસ પર, સ્વદેશ કી આશા હૈ.

હાં, જયપ્રકાશ હૈ નામ સમય કી
કરવટ કા, અંગડાઈ કા,
ભૂચાલ, બવંડર કે દાવોં સે,
ભરી હુઈ તરુણાઈ કા.

હૈ જયપ્રકાશ વહ નામ જિસે,
ઇતિહાસ સમાદર દેતા હૈ,
બઢ કર જિસ કે પદચિહ્નોં કો,
ઉર પર અંકિત કર લેતા હૈ

જ્ઞાની કરતે જિસ કો પ્રણામ,
બલિદાની પ્રાણ ચઢાતે હૈં.
વાણી કી આગ બઢાને કો,
ગાયક જિસ કા ગુણ ગાતે હૈં.

આતે હી જિસ કા ધ્યાન,
દીપ્ત હો પ્રતિમા પંખ લગાતી હૈ
કલ્પના જ્વાર સે ઉદ્વેલિત,
માનસ-તટ પર થર્રાતી હૈ.

વહ સુનો, ભવિષ્ય પુકાર રહા,
વહ દલિત દેશ કા ત્રાતા હૈ.
સ્વપ્નોં કા દ્રષ્ટા જયપ્રકાશ,
ભારત કા ભાગ્યવિધાતા હૈ.

૦ દિનકર

[ 'ચલે જાવ' આંદોલન બાદ ૧૯૪૬ માં જેપી૦ જેલમાંથી છૂટીને આવ્યા બાદ ૧૧ એપ્રિલે પટણાની અભિનંદન-સભામાં કવિ દિનકરે જેપીના ખમીરવંતા વ્યક્તિત્વને આબેહૂબ અંકિત કરતું આ કાવ્ય બુલંદીથી વાંચ્યું હતું ]

## મુનાદી

ખલક ખુદા કા, મુલુક બાશ્શા કા
હુકુમ શહર કોતવાલ કા...
હર ખાસો આમ કો આગાહ કિયા જાતા હૈ
કિ ખબરદાર રહેં
ઔર અપને-અપને કિવાડોં કો અન્દર સે
કુંડી ચઢા કર બંદ કર લેં.
ગિરા લેં ખિડકિયોં કે પરદે
ઔર બચ્ચોં કો બાહર સડક પર ન ભેજેં
ક્યોં કિ
એક બહત્તર બરસ કા બૂઢા આદમી
અપની કાંપતી કમજોર આવાજ મેં
સડકોં પર સચ બોલતા હુઆ નિકલ પડા હૈ !

શહર કા હર બશર વાકિફ હૈ
કિ પચ્ચીસ સાલ સે યહ મુજિર હૈ
કિ હાલાત કો હાલાત કી તરહ બયાન કિયા જાયે
કિ ચોર કો ચોર ઔર હત્યારે કો હત્યારા કહા જાયે
કિ માર ખાતે ભલે આદમી કો
ઔર અસ્મત લુટતી હુઈ ઔરત કો
ઔર ભૂખ સે પેટ દબાયે ઢાંચે કો
ઔર જીપ કે નીચે કુચલતે બચ્ચે કો
બચાને કી બેઅદબી કી જાયે.
જીપ અગર બાશ્શા કી હૈ તો
ઉસે બચ્ચે કે પેટ પર સે ગુજરને કા હક ક્યોં નહીં ?
આખિર સડક ભી તો બાશ્શા ને બનવાયી હૈ.

## ઢંઢેરો

પ્રજા પરમેશ્વરની, મુલક બાદશાહનો
હુકમ શહેરના કોટવાળનો...
દરેક નાના-મોટાને જણાવવામાં આવે છે
કે સાવધાન રહે
અને પોતપોતાનાં દ્વાર અંદરથી
કડી લગાવી બંધ કરી દે
બારીઓના પડદા પાડી દે
અને બાળકોને બહાર રસ્તા પર ન મોકલે
કારણ કે
એક બોત્તેર વર્ષનો બુઢ્ઢો માણસ
પોતાના કાંપતા કમજોર અવાજથી
સડકો પર સાચું બોલતો નીકળી પડ્યો છે !

શહેરની હરેક વ્યક્તિને ખબર છે
કે પચ્ચીસ વરસથી એ અનિષ્ટ છે
કે પરિસ્થિતિને જેવી છે તેવી જ વર્ણવવામાં આવે
કે ચોરને ચોર અને ખૂનીને ખૂની કહેવામાં આવે
કે માર ખાતા ભલા માણસને
અને લાજ લૂંટાતી સ્ત્રીને
અને ભૂખથી પેટ દબાવતા પિંજરને
અને જીપની નીચે કચડાતા બાળકને
બચાવવાનો " અવિવેક " કરવામાં આવે.
પણ જીપ જો બાદશાહની છે તો પછી
એને બાળકના પેટ પરથી પસાર થવાનો હક શા માટે નહીં ?
આખરે સડક પણ બાદશાહે જ બંધાવી છે.

ઔર જિસકા બચ્ચા પરસોં મારા ગયા
વહ ઔરત આંચલ પરચમ કી તરહ લહરાતી હુઈ
સડક પર નિકલ આયી હૈ.

ખબરદાર, યહ સારા મુલ્ક તુમ્હારા હૈ
પર જહાં હો વહીં રહો
યહ બગાવત નહીં બર્દાશ્ત કી જાયેગી કિ
તુમ ફાસલે તય કરો
ઔર મંજિલ તક પહુંચો

ઈસ બાર રેલોં કે ચક્કે હમ ખુદ જામ કર દેંગે
નાવેં મઝધાર મેં રોક દી જાયેંગી
બૈલગાડિયાં સડક કિનારે નીમ તલે ખડી કર દી જાયેંગી.
ટ્રકોં કો નુક્કડ સે લૌટા દિયા જાયેગા
સબ અપની-અપની જગહ ઠપ !
ક્યોંકિ યાદ રખો કિ મુલ્ક કો આગે બઢના હૈ
ઔર ઉસકે લિએ જરૂરી હૈ કિ જો જહાં હૈ
વહીં ઠપ કર દિયા જાયે !

બેતાબ મત હો
તુમ્હેં જલસા-જુલૂસ, હલ્લા-ગુલ્લા, ભીડ-ભડક્કે કા શૌક હૈ
બાદશાહ કો હમદર્દી હૈ અપની રિયાયા સે
તુમ્હારે ઇસ શૌક કો પૂરા કરને કે લિએ
બાદશાહ કે ખાસ હુકમ સે
ઉસકા અપના દરબાર જુલૂસ કી શકલ મેં નિકલેગા—
દર્શન કરો !
વહી રેલગાડિયાં તુમ્હેં મુફ્ત લાદ કર લાયેંગી.
બૈલગાડીવાલોં કો દુહરી બખ્શીશ મિલેગી
ટ્રકોં કો ઝંડિયોં સે સજાયા જાયેગા
નુક્કડ-નુક્કડ પર પ્યાઉ બિઠાયા જાયેગા
ઔર જો પાની માંગેગા
ઉસે ઇત્ર-બસા શર્બત પેશ કિયા જાયેગા !

લાખોં કી તાદાદ મેં શામિલ હો ઇસ જુલૂસ મેં
ઔર સડક પર પૈર ઘિસતે હુએ ચલો
તાકિ વહ ખૂન જો ઇસ બુઢ્ઢે કી વજહ સે બહા,
વહ પુંછ જાયે !
બાદશાહ સલામત કો ખૂન-ખરાબા પસંદ નહીં !

ખલ્ક ખુદા કા, મુલ્ક બાદશાહ કા,
હુકુમ......

ધર્મવીર ભારતી

અને જેનું બાળક પરમ દિવસે માર્યું ગયું 'તું
તે સ્ત્રી ધજાની માફક પાલવ ફરકાવતી
સડક પર નીકળી આવી છે.

ખબરદાર, આ આખો દેશ તમારો છે
પણ છો ત્યાં જ રહો
આ બળવો બરદાસ્ત કરવામાં નહીં આવે કે
તમે પંથ કાપો અને
મંજિલ સુધી પહોંચો !

આ વેળા રેલનાં પૈડાં અમે પોતે જકડી લઈશું
નૌકાઓ મઝધારમાં રોકી દેવાશે,
બળદગાડાં સડકની બાજુએ લીમડા નીચે ઊભાં કરી દેવાશે
ટ્રકોને વળાંકથી જ વાળી દેવામાં આવશે
બધા જ પોતપોતાની જગ્યાએ ઠપ !
કારણ, યાદ રાખો કે દેશને આગળ વધવાનું છે
અને એટલા માટે જરૂરી છે કે લોકો જ્યાં છે
ત્યાં જ થંભી જાય !

આકળા ન થાવ.
તમને સભા-સરઘસ, શોરબકોર, ધક્કામુક્કીનો શોખ છે
બાદશાહને હમદર્દી છે પોતાની રૈયત પર
તમારો આ શોખ પૂરો કરવા માટે
બાદશાહના ખાસ હુકમથી
એનો પોતાનો દરબાર સરઘસના આકારે નીકળશે—
દર્શન કરો !
એ જ રેલગાડીઓ તમને લાદીને મફત લાવશે
બળદગાડાવાળાને બમણી બક્ષિસ મળશે
ટ્રકોને ધ્વજોથી સજાવાશે
દરેક વળાંક પર પરબ મંડાશે
અને જે પાણી માગશે
એને સુગંધિત શરબતો અપાશે !

સામેલ થાવ આ સરઘસમાં લાખોની સંખ્યામાં
અને ચાલો સડક પર પગ ઘસડતા
જેથી લોહી જે આ બુઢ્ઢાના વાંકે વહ્યું
તે લુછાઈ જાય !
બાદશાહ સલામતને ખૂનામરકી પસંદ નથી.

પ્રજા પરમેશ્વરની, મુલક બાદશાહનો
હુકમ... .....

(અનુ૦ જોષી)

[ બિહાર આંદોલન વખતે [illegible] અનિવાર્ય [illegible] લોકભાષી [illegible] અપનાવાયું,
[illegible] નવેમ્બર ૧૯૭૪ની [illegible] છપાયેલું [illegible] ]

## કમાલ છે !

(છંદ : મિશ્રોપજાતિ)

કમાલ છે, મૃત્યુ, શી યુક્તિ તારી !

તું જાણતું કે—
જે જિંદગી આખી ઝઝૂમતા રહ્યા
અસત્ય, અન્યાય પ્રતિ અજેય
થૈને,
અરે જીરણ જર્જરીત
દેહે મહા આત્મબળેય તારા
પંજામહીંથી સપડાઈને પણ
સરી ગયા'તા સત-યુદ્ધ કાજે,
તે શરને
(જાગૃતિમાં રહેને
ના હાથમાં આવી શકે—બીકે એ)
લીધા ગ્રહી ઘેરી જ નિંદરેથી.........!

કમાલ છે.........!

( તા. ૮-૧૦-૭૯ ) • ગીતા પરીખ

## પ્રથમ પુણ્યતિથિએ

વારસાને પાત્ર ન નીવડવું,
એ વૈભવના અમૃતકુમ્ભને ઢોળી નાંખવો
ને વિષવેલીને ઉછેરવી
એ અમારી વિશિષ્ટતા છે જયપ્રકાશજી !

અર્જુનનો વિષાદ હણનાર કૃષ્ણને
પારધીનું તીર નહિ,
વિષાદનું બાણ હણી ગયું;

યાદવો સુરાપ્રમત્ત બની ભાપાને
' યાદવાસ્થળી 'નો શબ્દ વારસામાં આપતા ગયા
તેટલી પ્રાચીન તો આ પરંપરા ખરી જ !

ગાંધીને મારવા માટે
ગોડસેની ત્રણ ગોળીઓ આવશ્યક;
તમારા મૃત્યુને વહેલું નોતરવા માટે
અમારી અકૃતજ્ઞતા, ઉપેક્ષા અને સ્વાર્થ જ પર્યાપ્ત !

મિટ્ટી તમારી નહિ, રાષ્ટ્રની દુર્ગતિ !
હે પ્રભુ, ક્યારે કરવું એનું પ્રાયશ્ચિત્ત ?

( [illegible] ૧૯૮૦ ) • ભગવતીકુમાર શર્મા

## અંત્યેષ્ટિ

કોનો આ દેહ લઈ જવાય છે તોપ-શય્યા પર ?
કોને આ આપી રહ્યા છે સલામી
—હવાઈ-દરિયાઈ-ભૂમિના સેનાની ?
કોની આ અંત્યેષ્ટિ ?
—હશે કોઈ અવ્વલ દરજ્જાનો અફસર
—સંરક્ષક નક્કી.

કેમ આ વડા પ્રધાનો—ચાલુ ને માજી
કેમ આ પક્ષનેતાઓ ને રાષ્ટ્રપતિ કાજી
અંતિમ યાત્રાએ આગળ ને આગળ ?
કોની આ અંત્યેષ્ટિ ?
—હશે કોઈ સર્વોચ્ચ શાસનનો ઠેકેદાર નક્કી.

અને આ રેડિયો પર એકધારી કોમેન્ટ્રી :
અહીં બેઠે સંભળાય છે વારંવાર ' પ્રતિષ્ઠિતો 'ની નામાવલિ
—જેમાં સંજયકાંતિ, ને હશે સુરેશે નક્કી.
—હોય આ જેપીની અંત્યેષ્ટિ ?
હોય ના જેપીની અંત્યેષ્ટિ :
ક્યાં અહીં દાદા, ઢેઢ્ઢા, નારાયણ ને બંગ ?
ક્યા અહીં એસ. એમ. ગોરે ?
—કેમ નહીં જેપીને સંગ જેપીના સાથી ?
—ને ક્યા અહીં જેપીના પ્યારા દીન દુખિયારા
—હરિજન-આદિવાસી ?

હશે, એ બધા હશે;
ધૂન-ભજન ગાતા—
જેપીની અંતિમ યાત્રાએ ભીડમાં ભીંસાતા
—ગંગાને રસ્તે લાખોની મેદનીમાં આગે બઢતા.

હોય ના આ જેપીની અંત્યેષ્ટિ
—આવી સરકારી-સુલતાની સવારી
—આવી તોપ-પ્રોટોકોલની કારોબારી
—આવી સત્તાના સાગરિતોની ' સ્નેહાંજલિ '
—હાય, આ જેપીની અંત્યેષ્ટિ !

જેપીને જીવતે જીવત જેમણે ટાળ્યા ને બાળ્યા
એ જ પાછા અહીં પણ અગ્રેસરવાં !
—સત્તાવાદીઓની અજબ લીલા.

જેપીને અદ્ભુત થશે આ અંતિમ યાત્રા ?
જેપીએ સદા સહ્યું : મહીં લેવી આ પણ પનોતી ?
—કે એ આત્મજ્યોતે નાખ્યો ઊંડો ભભૂકી ?

• ઉપવાસી

( [illegible] : રેડિયો પર અંતિમ યાત્રાનો હેવાલ સાંભળીને )

## કમાલ છે !

(છંદ : મિશ્રોપજાતિ)

કમાલ છે મૃત્યુ, શી યુક્તિ તારી !

તું જાણતું કે—
જે જિંદગી આખી ઝઝૂમતા ગયા
અસત્ય, અન્યાય પ્રતિ અજેય
થૈને,
અર જીરણ જર્જરીત
દહે મહા આત્મબળેય તારા
પંજામહીંથી સપડાઈને પણ
સરી ગયા'તા સત–શુદ્ધ કાજે,
તે શરને
(જાગૃતિમાં રહેને
ના હાથમાં આવી શકે—બીકે એ)
લીધા ગ્રહી ઘેરી જ નિંદરેથી.........!

કમાલ છે.........!

(તા ૮–૧૦–૭૯)

૦ ગીતા પરીખ

## પ્રથમ પુણ્યતિથિએ

વારસાને પાત્ર ન નીવડવું,
એ દેભવતા અમૃતકુંભને ઢોળી નાખવો
ને વિષવેલોને ઉછેરવી
એ અમારી વિશિષ્ટતા છે જયપ્રકાશજી !

અર્જુનનો વિષાદ હણનાર કૃષ્ણને
પારધીનું તીર નહિ,
વિષાદનું ગાણું હણી ગયું;

યાદવો સુરાપ્રમત્ત બની ભાષાને
'યાદવાસ્થળી'નો રાક્ષ વારસામાં આપતા ગયા
તેટલી પ્રાચીન તો આ પરંપરા ખરી જ !

ગાંધીને મારવા માટે
ગોડસેની ત્રણ ગોળીઓ આવશ્યક;
તમારા મૃત્યુને વહેલું નોતરવા માટે
અમારી અકૃતજ્ઞતા, હિંસા અને સ્વાર્થ જ પર્યાપ્ત !

કિડની તમારી નહિ, રાષ્ટ્રની દૂષિત !
કેટલું, કયાં હજુ કરવું ડાયાલિસિસ !

(તા ૮–૧૦–૮૦)

૦ બળવંતીકુમાર શર્મા

## અંત્યેષ્ટિ

કોનો આ દેહ લઈ જવાય છે તોપ-શય્યા પર ?
કોને આ આપી રહ્યા છે સલામી
—હવાઈ-દરિયાઈ-ભૂમિના સેનાની ?
કોની આ અંત્યેષ્ટિ ?
—હશે કોઈ અવ્વલ દરજ્જાનો અફસર
—સંરક્ષક નક્કી.

કેમ આ વડા પ્રધાનો—ચાલુ ને માજી
કેમ આ પક્ષનેતાઓ ને રાષ્ટ્રપતિ કાજી
અંતિમ યાત્રાએ આગળ ને આગળ ?
કોની આ અંત્યેષ્ટિ ?
—હશે કોઈ સર્વોચ્ચ શાસનનો ઠેકેદાર નક્કી.

અને આ રેડિયો પર એકધારી કોમેન્ટ્રી :
અહીં બેઠે સંભળાય છે વારંવાર 'પ્રતિષ્ઠિતો'ની નામાવલિ
—જેમાં સંજય કાંતિ, ને હશે સુરેશ નક્કી.
—હોય આ જેપીની અંત્યેષ્ટિ ?
હોય ના જેપીની અંત્યેષ્ટિ :
ક્યાં અહીં દાદા, ઢઢ્ઢા, નારાયણ ને બંગ ?
ક્યાં અહીં એસ. એમ. ગોરે ?
—કેમ નહીં જેપીને સંગ જેપીના સાથી ?
—ને ક્યાં અહીં જેપીના પ્યારા દીન દુખિયારા
—હરિજન-આદિવાસી ?

હશે. એ બધા હશે;
ધૂન-ભજન ગાતા—
જેપીની અંતિમ યાત્રાએ ભીડમાં ભીંસાતા
—ગંગાને રસ્તે લાખોની મેદનીમાં આગે બઢતા.

હોય ના આ જેપીની અંત્યેષ્ટિ
—આવી સરકારી-ઠસ્સાની સવારી
—આવી તોપ-પ્રોટોકોલની કારોબારી
—આવી સત્તાના સાગરિતોની 'સ્નેહાંજલિ'
—હાય, આ જેપીનો અંત્યેષ્ટિ !

જેપીને જીવતે જીવત જેમણે ટાળ્યા ને બાળ્યા
એ જ પાછા અહીં પણ સર્વેસર્વા !
—સત્તાવાદીઓની અજબ લીલા.

જેપીને કબૂલ થશે આ અંતિમ યાત્રા ?
જેપીએ કહ્યું હશે : અહીં લેશે આ પણ પનોતી !
—કે એ આયુષ્યભર તારુંયે લેશે આપણી !

૦ ઉપવાસી

(૧૦-૧૦-૭૯ . રેડિયો પર અંતિમ યાત્રાની કોમેન્ટ્રી સાંભળીને)

## A DREARY ROUTINE

Pale, listless, wan,
She drags through the house
like an injured butterfly,
The days bring her wearying toil
—wearying to body and soul,
And the nights the selfish cruelties of man.

" A sweet, little woman ".
Her neighbours comment.
She only smiles sadly and turns her face away.
Something an inexplicable sigh.

Sometimes, when she is alone awhile,
Hid in a dark corner of the house,
Her youngest—the sixth—not tugging hungrily
at her young but wasted breasts,
She thinks.

She thinks of the comfortless nights,
Of the monotonous, languid, loveless hours,
That have meant to her
only the fulfilment of a wifely duty,
Six parturitions and a shattered body and mind.

She thinks of the stuffy dark room,
Of the untidy little house,
Of the crampy courtyard
from where she watched so wistfully,
The clouds gather and the thunder illumine
the little path of blue which is her sky

She thinks of these.
The roll of the distant traffic resounds in her ears,
Drawing grotesque pictures to her mind
of the world outside.
Her eyes grow moist, she trembles,
sits up and tries not to think

The child wakes up and noisily demands its right.
Mechanically she bares her bosom.
Five more children appear
—suddenly as if from an ambush
A hundred drudgeries their clamour.
her round of duties begins.

Once again she drags through the house—
Pale, listless, wan.

• Jayaprakash Narayan

## રગશિયું જીવતર

ફિક્કી, હોંશહીણી, મ્લાન,
તે ઢસડાય છે
ઘરમાં ઘવાયેલ પતંગિયા સમાન.
દિવસો આણે છે એને કાજે આકરાં કાજ
દેહ અને આત્માને કરી દેતાં ક્લાન્ત.
અને રાત આણે છે પુરુષની આપમતલબી નિષ્ઠુરતાઓ.

" બાઈ બહુ મીઠડી છે. "
કહે છે એના આડોશી પાડોશીઓ.
તે માત્ર કરુણ સ્મિત કરીને મોં ફેરવી લે છે.
કે ક્યારેક નાખે છે ગૂઢ નિસાસો

તો વળી ક્યારેક હોય એ એકાકી
પોતાના ઘરના અંધારિયા ખૂણામાં છૂપી,
નાનકો એનો—છઠ્ઠો—જ્યારે
તેના તરુણ પણ વેડફાયેલ સ્તનને ન હોય ભૂખથી ચૂસતો,
ત્યારે તે વિચાર કરે છે.

તે વિચારે છે સુખચેન વિનાની રાતો વિષે,
એકધારી, પ્રાણહીન, પ્રેમહીન ઘડીઓ વિષે
જેનો અર્થ એને સારુ તો
પત્નીત્વની ફરજ બજાવવાનો જ થાય છે.
અને થાય છે છ છ સુવાવડો તથા ખંડિયેર તન ને મન.

તે વિચારે છે નાના ને ટાપટીપ વિનાના ઘરની
હવા ઉજાસ વિનાની પોતાની ઓરડી વિષે,
અંગો ઝલાઈ જાય એવા આંગણા વિષે,
જ્યાંથી કેવી ઉત્કંઠાથી જોયાં છે એણે
વાદળોને ઘેરાતાં અને વીજળી વડે
એ સંકીર્ણ નીલ પથને ચમકાવતા, જે એનું આકાશ છે.

તે વિચારે છે આ બધા વિષે
દૂર થતી અવરજવરના ઘોંઘાટના પડઘા એને કાને અથડાય છે,
બહારની દુનિયાની અતિરંજિત છબિઓ
જે ઉપસાવી જાય છે એના મનમાં.
ભીના થાય છે એના નેત્ર, કંપે છે એના ગાત્ર
સફાળી ઊઠી બેસી એ ન વિચારવા મથામણ કરે છે.

બાળક જાગી ઊઠે છે અને ધાવણ સારુ દાવો કરે છે પોતાના હકનો
યંત્રવત્ તે પોતાનું વક્ષ:સ્થલ ખુલ્લું કરે છે.
જાણે કે છાપો મારવાને ઈરાદે લપાઈ રહ્યાં હોય એવા
બીજાં પાંચ બાળકો 'હૂઉક' કરતાં દેખા દે છે
સો સો ગધ્ધાવૈતરા પોતાની બુમરાણ મચાવે છે.
એની ફરજોની ઘાણી પાછી ચાલુ થાય છે.

ફરી પાછી એ ઘરમાં ઢસડાય છે.
ફિક્કી, હોંશહીણી, મ્લાન

(અનુ૦ નારાયણ દેસાઈ)

[ અમેરિકામાં વિદ્યાર્થીકાળ દરમ્યાન લખાયેલું ]

## ચિડા ઔર ચિડી

એક થા ચિડા ઔર એક થી ચિડી.
એક નીમ કે દરખ્ત પર ઉનકા થા છોટા-સા ઘોંસલા
બડા ગહરા પ્રેમ થા દોનોં મેં.
દોનોં સાથ-સાથ ઘોંસલે સે નિકલતે
સાથ ચારા ચુગતે
યા કભી-કભી ચારે કી કમી હોને પર
અલગ-અલગ ભી ઉડ જાતે.
ઔર શામ કો જબ ઘોંસલે કો લૌટતે
તો તરહ-તરહ સે એક-દૂસરે કો ખૂબ પ્યાર કરતે
ફિર ઘોંસલે મેં સાથ સો જાતે.

એક દિન આયા કિ શામ કો ચિડી
લૌટકર નહીં આયી.
ચિડા બડા વ્યાકુલ હુઆ
કભી ઘોંસલે કે અંદર જાકર ખોજે
કભી બાહર પેડ કે ચારોં ઓર દેખે
કભી ઉડકર એક તરફ, કભી દૂસરી તરફ
ચક્કર કાટકે લૌટ આવે.
અંધેરા બઢના [illegible] થા
નિરાશ હોકર ઘોંસલે મેં બૈઠ ગયા
શરીર ઔર મન દોનોં સે થક ગયા થા.

ઉસ રાત ચિડે કો નીંદ ન આઈ
જબ ભોર ભઈ તો ફિર ચિડી કે લિએ
ઈધર-ઉધર ઉડ-ઉડકર તલાશ કરને લગા
ફિર ઘોંસલે કો લૌટકર આવે
ફિર અંદર જાય, ફિર બહાર આય
ઉસ દિન તો ઉસને ચારા ભી ન ચુગા
ઔર બરાબર કુછ બોલતા રહા
જૈસે ચિડી કો પુકાર રહા હો.
દિન-ભર ઐસા હી બીતા.
ઘોંસલા ઉસકો સૂના લગે
ઈસલિએ વહાં જ્યાદા દેર રુક ન સકે
ફિર અંધેરે ને ઉસે અંદર રહને કો
મજબૂર કિયા.

દૂસરી ભોર હુઈ.
ફિર ચિડી કી વૈસી હી તલાશ.
વૈસે હી બાર-બાર પુકારના.
એક બાર જબ ઘોંસલે કે દરવાજે પર
બૈઠા થા,
તો એક નઈ ચિડી ઉસકે પાસ આકર બૈઠ ગઈ
ઔર ફુદકને લગી,
ચિડે ને ઉસે ચોંચ સે માર-મારકર ભગા દિયા.

ફિર કુછ દેર બાદ ચિડા ઉડ ગયા
ઔર ઉડતા હી ચલા ગયા
ઉસ શામ કો ચિડા લૌટ કર નહીં આયા
વહ ઘોંસલા અબ પૂરા વીરાન હો ગયા.
કુછ તો હવા ને કામ કિયા
કુછ દૂસરી ચિડિયા ચોંચો મેં
ભર-ભરકે તિનકે ઔર પત્તિયા
નિકાલ લે ગઈ.
અબ ઉસ ઘોંસલે કા નામો-નિશાં ભી મિટ ગયા
ઔર ઉસ નીમ કે પેડ પર
ચિડા-ચિડી કે એક દૂસરે જોડેને
એક નયા ઘોંસલા બના દિયા

○ જયપ્રકાશ નારાયણ

( [illegible] )

## મેરા જીવન

જીવન વિફલતાઓ સે ભરા હૈ,
સફલતાએં જબ કભી આઈ નિકટ,
દૂર ઠેલા હૈ ઉન્હેં નિજ માર્ગ સે.

તો ક્યા વહ મૂર્ખતા થી ?
નહીં !
સફલતા ઔર વિફલતા કી
પરિભાષાએં ભિન્ન હૈં મેરી !

ઇતિહાસ સે પૂછો કિ વર્ષોં પૂર્વ
બન નહીં સકતા પ્રધાનમંત્રી ક્યા ?
કિન્તુ મુઝ ક્રાંતિ-શોધક કે લિયે
કુછ અન્ય હી પથ માન્ય થે, ઉદ્દિષ્ટ થે
પથ ત્યાગ કે, સેવા કે, નિર્માણ કે,
પથ સંઘર્ષ કે, સંપૂર્ણ ક્રાંતિ કે.
જગ જિન્હેં કહતા વિફલતા
થીં શોધ કી વે મંજિલેં.

મંજિલેં વે અનગિનિત હૈં,
ગન્તવ્ય ભી અતિ દૂર હૈ.
રુકના નહીં મુઝ કો કહીં
અવરુદ્ધ જિતના માર્ગ હો.
નિજ કામના કુછ હૈ નહીં
સબ હૈ સમર્પિત ઈશ કો.

તો, વિફલતા પર તુષ્ટ હૂં અપની.
ઔર યહ વિફલ જીવન
શત શત ધન્ય હોગા
યદિ સમાન ધર્મા પ્રિય તરુણોં કા
કંટકાકીર્ણ માર્ગ
યહ કુછ સુગમ બના જાવે.

जयप्रकाश नारायण

( ચંડીગઢ જેલવાસ દરમ્યાન ૯ ઑગસ્ટ '૭૫ને લખાયેલુ )

## Dear Brother

Patna,
Dear Brother January 31, 1972

I hope you will not mind this intimate form of address because in no other way can I convey my feelings for you

At my age and in my state of health there are no desires left in a man's heart except to prepare himself to meet his Maker without regrets or longings and with calm and joy Yet on the day of your arrival in Delhi from London I was seized with an overwhelming desire to be present on that historic occasion and to see you and place a garland round your neck and God willing to clasp you for a moment in my arms Had it been any other but a heart ailment, I would certainly have been there whatever the doctor's orders But in the circumstances I had no option but to sit glued to my transistor radio and content myself with the eye witness accounts relayed by the A I R of all the moving events of that morning Your parade ground Bangla speech was deeply moving But the most moving and poignant moment of that day was your maidan 'Avoid all emotional stress' was my doctor's orders but that whole day was for me, as I am sure for many of my countrymen—not to speak of the 75 million of your countrymen—a day of the most poignant emotional and spiritual experience

May God bless you with long life and the best of health so that you might succeed in creating the Sonar Bangla of your dreams and of the dreams of the 75 million people of your country and also so that you may help in transforming this hate ridden unfortunate sub continent into a civilized, enlightened co operative and prosperous community of free and sovereign nations

## પ્રિય ભાઈ

પટણા,
જાન્યુઆરી ૩૧, ૧૯૭૨

પ્રિય ભાઈ,

આવું આત્મીય સંબોધન કરું તેનો તમને વાંધો નહીં હોય, એમ માનું છું, કેમ કે આ સિવાય બીજી કોઈ રીતે હું તમારા પ્રત્યેની મારી લાગણીઓ વ્યક્ત કરી શકું તેમ નથી.

મારી ઉંમર અને મારી તબિયતે માણસના મનમાં બીજી કશી કામના રહી ન હોય, સિવાય કે કશા અફસોસ કે કશી લાલસા વિના શાંતિથી ને ખુશીથી પોતાના સર્જનહારને મળવાની. તેમ છતાં જે દિવસે તમે લંડનથી દિલ્હી આવ્યા, તે દિવસે એ ઐતિહાસિક અવસરે ત્યાં હાજર રહેવાની એક જબરદસ્ત ઇચ્છાએ મારો કબજો લઈ લીધો હતો. તમારાં દર્શન કરવાને, તમારા ગળા ફરતો હાર પહેરાવવાને, અને ઈશ્વરકૃપાએ, એક ક્ષણ માટે તમને ગાઢ આશ્લેષમાં લઈ લેવાને મારું મન ત્યારે થનગની ઊઠ્યું હતું. જો મને હૃદયરોગ સિવાય બીજી કોઈ બીમારી હોત, તો દાક્તરોની ગમે તેવી સૂચના છતાં, હું ચોક્કસ ત્યાં તમારા સ્વાગત માટે આવ્યો હોત. પરંતુ સંજોગાધીન મારે મારું મન મારીને પથારીમાં જ બેસી રહેવા સિવાય કોઈ ઉપાય નહોતો. મારા ટ્રાન્ઝિસ્ટર રેડિયોને ચીટકીને હું બેસી રહ્યો અને તે દિવસે સવારના બધા હૃદયસ્પર્શી બનાવોનો નજરે જોયો અહેવાલ આકાશવાણીએ પ્રસારિત કર્યો તેટલા માત્રથી મારે સંતોષ માનવો પડ્યો. પેરેડ ગ્રાઉન્ડ ઉપરનું તમારું ભાષણ અત્યંત હૃદયસ્પર્શી હતું. પરંતુ તે દિવસની સૌથી વધુ હૃદયસ્પર્શી અને માર્મિક ઘટના હતી ઢાકાના રેસકોર્સ મેદાનમાંના તમારા ભાવવિભોર અને અશ્રુથી તરબોળ ઉદ્ગારો. મારા દાક્તરોની સૂચના હતી કે ભાવોત્તેજક કોઈ પણ પ્રકારની તાણ મન ઉપર ન આવવા દેવી. તેમ છતાં એ આખો દિવસ મારા માટે— તેમ જ મને ખાતરી છે કે મારા ઘણા દેશબાંધવો માટે અને તમારા સાડા સાત કરોડ દેશબાંધવોનું તો પૂછવું જ શું — સૌથી વધુ મર્મસ્પર્શી, ભાવાત્મક અને આધ્યાત્મિક અનુભૂતિનો દિવસ હતો.

This sub continent is usu lly regarded as being made up of India Bangla Desh and Pakistan But Bhut in Sikkim and Nepal are also parts of the Indian sub continent and their future too depends upon goodwill friendship and co operation between them and the rest of us Indeed it h s been the dream of some of us in this country including Vinobaji Jawaharlalji the late Rammanohar Lohia and my humble self that the destiny not only of the Indian sub continent but also of the entire South As i region lies in some kind of Association or Community of the nations comprising the region Vinobaji has often spoken of the triangle ABC i e the area formed by these three po nts of a triangle— A standing for Afghanistan B for Burma and C for Ceylon— as a natural geopolitical area linked by history and culture and designed as it were by Providence to form a community of political econo mic and other interests

But I am letting my imagination run riot My reason for sharing this dream with you is because I feel that you have the moral and political stature the breadth of vision and largeness of heart and the unique position in the whole of South Asia as well as the practical attitude of mind ( in fact if you pardon me for saying th s you are first poli tical leader in the sub continent since Gandhiji who is able to blend so well idealism with practicalism ) that are necessary for such an imaginative constructive and reconciliatory task Besides at 51 you have all the time needed to meet such a challenging historic task Happily our own youthful dynamic and dete rmined Prime Minister, who has proved to be such a superb political strategist and established such a preeminent position for herself in South Asia rather in the whole world has succeeded in forging such an unbreakable bond between India and Bangla Desh and such warm and mutually respectful personal relations with you That and her declared anxiety to free this whole region and the Indian ocean of all great power intrigue exploitation and domina tion should help in the realisation of her father s dreams Pakistan of course remains a question mark—how long God knows But I must not go on in th s vein and talk of d stant goals particu larly when you are faced with colossal problems and tasks of reconstruction The purpose of this letter was to send you my personal and affec tionate greetings and regards and make one or two suggestions

ઈશ્વર તમોને લાંબું આયુષ્ય અને ઉત્તમ આરોગ્ય બક્ષો કે જેથી તમારા તેમ જ તમારા સાડા સાત કરોડ દેશબાંધવોના સપનાનું સોનાર બાંગ્લા તમે સાકાર કરી શકો એટલું જ નહીં પણ આ વિક્ષુબ્ધગ્રસ્ત દુર્ભાગી ઉપખંડને સ્વતંત્ર અને સ્વાયત્ત રાષ્ટ્રોના એક સુગમ્ય, સુબુદ્ધ, પરસ્પર સહયોગી અને સમૃદ્ધ એવા સમુદાયમાં પલટાવી નાખવામાં પણ તમે મદદરૂપ થઈ શકો

સામાન્ય રીતે આ ઉપખંડને ભારત, બાંગ્લાદેશ અને પાકિસ્તાનનો બનેલો માનવામાં આવે છે પરંતુ ભુતાન, સિક્કિમ અને નેપાળ પણ આ ભારતીય ઉપખંડના ભાગરૂપ છે અને એમનું ભાવિ પણ એમની વચ્ચે તેમ જ આપણા બધાની વચ્ચે પ્રવર્તતા સદ્ભાવ, મૈત્રી અને સહકાર ઉપર અવલંબેલ છે સાચે જ વિનોબાજી, જવાહરલાલજી, રામમનોહર લોહિયા તેમ જ મારા સહિત આ દેશમાં કેટલાનું એવું સપનું છે કે કેવળ ભારતીય ઉપખંડનું જ નહીં બલ્કે આખાયે દક્ષિણ એશિયાનું ભવિતવ્ય આ વિસ્તારમાંના બધા દેશો કોઈ ને કોઈ પ્રકારના સંઘ અથવા બિરાદરીમાં ભેળા થઈને રહે તેમાં રહેલું છે વિનોબાજીએ વારંવાર એ–બી–સી ત્રિકોણની વાત કરી છે ' એ ' એટલે અફઘાનિસ્તાન ' બી ' એટલે બર્મા અને ' સી ' એટલે સિલોન આ ત્રણ છેડાની વચ્ચે આવેલો આખોયે પ્રદેશ સ્વાભાવિક રીતે એક ભૂરાજકીય એકમરૂપ છે ઇતિહાસ અને સંસ્કૃતિથી એકમેક સાથે સંકળાયેલો છે તથા જાણે નિયતિ દ્વારા જ રાજકીય, આર્થિક તેમ જ અન્ય હિતોની એક બિરાદરી ઊભી કરવા માટે જ સર્જાયેલો છે

પરંતુ હું તો મારી કલ્પનાને છૂટો દોર આપી રહ્યો છું ! આ સપનામાં તમને સહભાગી બનાવવાનું કારણ એ છે કે મને લાગે છે કે તમારામાં આ સપનાને સાકાર કરવા માટે જરૂરી એવું નૈતિક અને રાજકીય ઉચ્ચ વ્યક્તિત્વ છે વ્યાપક દૃષ્ટિ છે હૃદયની વિશાળતા છે અને આખાયે દક્ષિણ એશિયામાં તમારું એક વિશિષ્ટ સ્થાન છે તથા તમારામાં વ્યાવહારિક વલણ છે (હકીકતમાં, મને કહેવા દો કે, ગાંધીજી પછી આ ઉપખંડમાં તમે જ પહેલા રાજકીય નેતા છો, જે આદર્શવાદ અને વ્યવહારુતાનો આટલો સારો સમન્વય કરી શકે તેમ હોય ) એક કલ્પનાશીલ રચનાત્મક અને સામંજસ્યભર્યા કામ માટે આ બધું જરૂરી હોય છે તદુપરાંત ૫૧ની ઉંમરે તમારી પાસે આવા એક પડકારભર્યા ઐતિહાસિક કાર્યને પાર પાડવા માટેનો પૂરતો સમય છે એ પણ ખુશીની વાત છે કે અમારા યુવાન તરવરાટભર્યા અને દૃઢનિશ્ચયી વડા પ્રધાન પણ રાજકીય વ્યૂહરચનામાં અત્યંત નિપુણ સાબિત થયાં છે અને એમણે પણ દક્ષિણ એશિયામાં જ નહીં, બલ્કે આખી દુનિયામાં એક અત્યંત અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું છે એમણે ભારત અને બાંગ્લા દેશ વચ્ચે તેમ જ તમારી સાથે પણ અંગત ઉષ્માભર્યો અને પરસ્પર આદરયુક્ત અતૂટ સંબંધ બાંધ્યો છે, તથા આ આખાયે પ્રદેશને તેમ જ હિંદી મહાસાગરને મહાસત્તાઓના કાવાદાવા, શોષણ અને

I cannot say if you have seen the letter I had written to Janab Nazrul Islam, Janab Tajuddin Ahmed and Janab Khondakar Mustaq Ahmad, who were then respectively, Acting President, Prime Minister and Foreign Minister of the Peoples Republic of Bangla Desh. For convenience sake a copy of the letter is enclosed with this

There is one amendment I should like to make in my earlier letter to your colleagues I feel persuaded that in the very different conditions in post-independence Bangla Desh from those that obtained in post-independence India in 1947, it was inescapable that you, unlike Gandhiji, should have taken supreme State power in your hands Additionally, the fact ( a ) that in Bangla Desh there are no giants like Jawaharlal, the Sardar, Maulana Azad, Rajen Babu and Rajaji into whose hands Gandhiji could safely leave State power and devote himself to the building up of the people's power and mobilising it for national reconstruction on the basis of voluntary action and self-help, and ( b ) the fact that you and your colleagues, as well as the Awami League, have already taken steps to mobilise the people and utilise their energies for rebuilding the country—I read somewhere that already a voluntary force of 6 lakhs of young men and women has been set in motion—go to support your decision to become the Prime Minister of your country. I only hope that you will not, like Jawaharlal, continue to hold the office as long as he did, in spite of his failing health and loosening grip on the administration In this matter, George Washington's example of refusing third term has always seemed to me to be worthy of emulation

The only additional point that I wish to make in this letter, apart from those in the letter under mention, is regarding socialism or the socialist pattern of society It seems to me that socialism has become one of those words that mean all kinds of things to all kinds of people Apart from the grotesque form that it has acquired in the totalitarian communist States, and the fierce doctrinal disputes between them, as witness the unedifying slanging match between the world's two largest "Socialist" countries Russia and China—even those who have talked loudly and long about "democratic socialism" have hardly anything more to show than nationalisation of different areas of economic enterprise, which has succeeded little beyond augmenting the power of the State, particu-

પ્રભુત્વમાંથી મુક્ત કરવાનો નિશ્ચય જાહેર કરેલો છે. આ બધું એમના પિતાજીનાં સપનાંને સાકાર કરવા માટે મદદરૂપ બને એવું છે. અલબત્ત, પાકિસ્તાન હજી પ્રશ્નચિહ્ન રૂપ છે—કેટલો વખત ભગવાન જાણે! પરંતુ મારે આ જ રીતે લંબાવે રાખીને દૂરનાં ધ્યેયોની વાત ન કર્યે રાખવી જોઈએ, ખાસ કરીને જ્યારે તમારી સામે વિરાટ સમસ્યાઓ અને નવઘડતરનું ભગીરથ કામ ઊભું હોય ત્યારે. આ પત્રનો હેતુ તો તમને મારાં અંગત અને સ્નેહસભર અભિનંદન તેમ જ શુભ કામનાઓ પાઠવવાનો તથા એકાદ-બે સૂચનો કરવાનો જ હતો.

મને ખબર નથી, બાંગ્લા દેશના પ્રજાસત્તાકના તે વખતના કાર્યકારી પ્રમુખ, વડા પ્રધાન અને વિદેશ પ્રધાન જનાબ નઝરૂલ ઇસ્લામ, જનાબ તાજુદ્દીન અહમદ અને જનાબ ખોન્ડકાર મુસ્તાક અહમદને મેં જે પત્ર લખેલો, તે તમે જોયો છે કે નહીં સગવડ ખાતર એ પત્રની એક નકલ આ સાથે મોકલું છું.

તમારા સાથીદારો ઉપરના એ પત્રમાં મારે એક સુધારો કરવો છે. ફેર-વિચારણા કરતા મને એમ લાગ્યું છે કે ૧૯૪૭ માં સ્વરાજ્યના પરોઢે ભારતમાં જે પરિસ્થિતિ હતી તેના કરતાં અત્યારે બાંગ્લા દેશમા પરિસ્થિતિ ઘણી જુદી છે. એટલે બાંગ્લા દેશના અત્યારના સંજોગો જોતા, ગાંધીજીએ કર્યું હતુ તેના કરતા જુદી રીતે તમારા માટે સર્વોચ્ચ રાજ્યસત્તા હાથમા લેવાનું અનિવાર્ય થઈ પડયુ હતું. તદુપરાંત, એ હકીકત પણ ધ્યાનમાં રાખવી પડે કે, (અ) બાંગ્લા દેશમા જવાહરલાલ, સરદાર, મૌલાના આઝાદ, રાજેન્દ્રબાબુ અને રાજાજી જેવા અસામાન્ય નેતાઓ નથી કે જેમના હાથમા રાજ્યસત્તા સલામતપણે સોંપીને ગાંધીજી પોતે લોકશક્તિ નિર્માણ કરવાના તેમ જ તેને સ્વૈચ્છિક પુરુષાર્થ અને સ્વ-નિર્ભરતાના આધારે રાષ્ટ્રના નવઘડતરમા પ્રયોજવાના કામમા લાગી શકયા હતા, અને (બ) તમે અને તમારા સાથીદારો તેમ જ અવામી લીગે લોકોને પ્રેરિત કરીને એમની શક્તિઓનો દેશના નવ-ઘડતર માટે ઉપયોગ કરવાની દિશામા પગલા પણ ભરવા માંડયાં છે—મેં ક્યાંક વાંચ્યુ કે ૬ લાખ યુવક-યુવતીઓનુ એક સ્વયંસેવક દળ ઊભું થઈ રહ્યું છે. આ હકીકતો દેશના વડા પ્રધાન બનવાના તમારા નિર્ણયને વાજબી ઠેરવે છે. તેમ છતા હુ એટલી જ આશા રાખું છું કે લથડતી તબિયત છતા અને વહીવટ ઉપરની પકડ ઢીલી થતી જતી હોવા છતાં જવાહરલાલજી સત્તા-સ્થાને ચાલુ રહ્યા હતા એવું તમે નહી કરો. આ બાબતનાં જ્યોર્જ વૉશિંગ્ટને જે દાખલો બેસાડ્યો છે તે અનુસરવા જેવો છે. બે વાર દેશના પ્રમુખ બન્યા બાદ ત્રીજી વાર પ્રમુખ બનવાની ઓફર ના પાડી દીધી હતી.

ઉપર્યુક્ત પત્રમાં કહ્યા છે તે ઉપરાંત એક વધુ મુદ્દો હું આ પત્રમા સમાજવાદ કે સમાજવાદી સમાજવ્યવસ્થા બાબતનો કહેવા માગું છું. મને એમ લાગે છે કે, સમાજવાદ આજે એક એવો શબ્દ બની ગયો છે, જેનો બધા પ્રકારના લોકોને મન બધા પ્રકારનો અર્થ થઈ શકે છે. સર્વસત્તાવાદી સામ્યવાદી

larly of the non existent or at the most marginal economic returns Bureaucratic socialism has never been the ideal preached by the great teachers of democratic socialism

In India it was in December 1954 that the Lok Sabha (the Lower House of the Indian Parliament) on the initiative of Prime Minister Nehru endorsed the goal of a socialist pattern of society and it was in January 1955 that the All India Congress Committee (the Congress was yet an undivided body) endorsed that goal at its session held at Avadi in Madras One of the goals defined in the A I C C resolution was 'equitable distribution of the national wealth' That was more than 16 years ago, during which the Congress Party has continuously been in power at the Centre and in most of the States Any of your economists will tell you how much of 'equitable distribution of the national wealth has been achieved during this period The *Times of India* is one of the premier metropolitan dailies of this country published both from Bombay and New Delhi and quite well disposed towards our Prime Minister Commenting on Mr McNamara's flattering remark during his recent visit to New Delhi about the 'magnificent record' of this country in the field of economic development—and please remember that the World Bank Chairman has been emphasising repeatedly in the recent months that mere statistics of rates of economic growth and of G N P *were not enough and development* was also to be tested on the touchstone of growth in employment and social justice—the *Times* in its editorial of 25-1-72 remarked *inter alia* There is little to show that the disparities between the different income groups or different regions have been reduced during the plan period in fact they have widened Nowhere is this more obvious than in the districts which have benefited most from the use of high yielding varieties of seeds While the rich farmers there have in many cases more than doubled their incomes the condition of the landless has grown worse Similarly the contrast between the areas with an assured supply of water and the arid regions is starker than before '

Why am I writing all this to you? Because in London on your last visit you had referred to yourself as belonging to the Gandhian tradition (by the way, it was very kind of you to have remembered me in that context) The point I wish to make is that the differences between the socialism that is in

દેશોમા તેનુ એક વિકૃત સ્વરૂપ ઊભુ થયુ છે અને એ દેશો વચ્ચે ભીષણ વાદવિવાદ ચાલી રહ્યો છે દુનિયાના બે સૌથી મોટા "સમાજવાદી" દેશો રશિયા અને ચીન વચ્ચે ચાલી રહેલી અશોભનીય ગાળાગાળી આપણે જોઈ રહ્યા છીએ પરતુ આ સિવાય પણ જે લોકો વાગા વખતથી 'લોકશાહી સમાજવાદ'ના બણગા ફૂકતા આવ્યા છે, તે નોકરશાહી પાસ પણ જુદા જુદા આર્થિક ક્ષેત્રના રાષ્ટ્રીકરણથી વિશેષ ભાગ્યે જ બીજુ કાઈ દેખાડવાનુ છે રાષ્ટ્રીકરણ રાજ્યની સત્તાને મજબૂત કરવાથી આગળ ઝાઝુ જઈ શક્યુ નથી અને ખાસ કરીને તેણે નોકરશાહીને મજબૂત બનાવી છે તેમા વ્યાપારી દૃષ્ટિએ યોગ્ય વ્યવસ્થા શક્તિનો અભાવ તેમ જ આર્થિક વળતરનો અભાવ અથવા અત્યત અલ્પ વળતર બાબત તો કહેવુ જ શુ? લોકશાહી સમાજવાદના મહાન પ્રવક્તાઓએ જે આદર્શ આપણી સામે મૂક્યો, તે આવો નોકરશાહી સમાજવાદનો હરગિઝ નહોતો

ભારતમા વડા પ્રધાન નેહરુના અભિક્રમથી લોકસભાએ ડિસેમ્બર ૧૯૫૪મા "સમાજવાદી સમાજવ્યવસ્થા"ના ધ્યેયનો સ્વીકાર કર્યો અને જાન્યુઆરી ૧૯૫૫મા અખિલ ભારત કોગ્રેસ મહાસમિતિએ મદ્રાસમા પોતાના અવાડી અધિવેશનમા આ ધ્યેયનો સ્વીકાર કર્યો કોગ્રેસ મહાસમિતિના ઠરાવમા દર્શાવાયેલુ એક ધ્યેય હતુ, "રાષ્ટ્રીય સપત્તિનુ ન્યાયસગત વિતરણ" તે વાતને આજે ૧૬ વરસ કરતા વધારે થઈ ગયા આ દરમ્યાન કોગ્રેસ પક્ષ જ કાયમ કેન્દ્રમા તેમ જ મોટા ભાગના રાજ્યોમા સત્તા ઉપર રહ્યો છે તમારા કોઈ પણ અર્થશાસ્ત્રી તમને કહી શકશે કે આટલા વરસોમા "રાષ્ટ્રીય સપત્તિનુ ન્યાયસગત વિતરણ" કેટલુ સધાયુ છે. "ટાઈમ્સ ઑફ ઇન્ડિયા" મુબઈ અને નવી દિલ્હીથી એક સાથે પ્રગટ થતુ અમારુ એક પ્રથમ કક્ષાનુ પાટનગરીય છાપુ છે અને અમારા વડાપ્રધાન પ્રત્યે અનુકૂળ વલણ ધરાવે છે પોતાની તાજેતરની નવી દિલ્હીની મુલાકાત દરમ્યાન મેકનામરાએ અમારા દેશની આર્થિક વિકાસના ક્ષેત્રે "ભવ્ય કામગીરી" બાબત જે પ્રશસાના પુષ્પો વેર્યા હતા તે અગે ટાઇમ્સે ટીકા કરી છે—અહી એ યાદ રાખવુ જોઈએ કે વિશ્વ બૅન્કના અધ્યક્ષ હમણા હમણા વારવાર એ વાત ઉપર ભાર મૂકતા આવ્યા છે કે આર્થિક વિકાસના દર અને રાષ્ટ્રીય આવક વગેરેના આકડાઓ ઉપરથી જ કસાસ કાઢવો પૂરતો નથી રોજગારીના ક્ષેત્રમા તેમ જ સામાજિક ન્યાયના ક્ષેત્રમા કેટલુ આગળ વધી શકાયુ છે તે પણ આર્થિક વિકાસની એક મુખ્ય કસોટી ગણાવી જોઈએ—બીજી બાબતોની સાથોસાથ "ટાઇમ્સે" પોતાના તા ૨૫-૧-૭૨ના સપાદકીય લેખમા લખ્યુ છે 'આયોજનના ગાળા દરમ્યાન જુદી જુદી આવક ધરાવતા વર્ગો વચ્ચેની અથવા જુદા જુદા પ્રદેશો વચ્ચેની વિષમતા ઓછી થઈ હોય એમ ઝાઝુ બતાવી શકાય તેમ નથી. ખરુ જોતા તો એ વિષમતા ઊલટાની વધી છે તેમાયે ખાસ કરીને જે જિલ્લાઓને પુષ્કળ ઉત્પાદન આપતા નવા બિયારણોનો લાભ મળ્યો છે, ત્યા તો આ વિષમતા ઊડીને

fashion and Gandhiji's socialism, which he preferred to call *Sarvodaya*, is that for him socialism, or rather sarvodaya, began from the bottom Sarvodaya begins with *antyodaya* ( the rise of the last and lowliest ) he used to emphasise again and again But unfortunately, there is no extant theory of economic development, whether of the West or the East, in which there is a model to correspond to the Gandhian ideal Gandhi is to be revered and honoured ceremonially every 30th January and 2nd October, but as for his ideas, well, they are impractical and even backwardlooking

Luckily, the persistent rise in unemployment and disparity in the distribution of developmental benefits, the obstinacy of the apalling poverty at the lower economic levels, embracing on the average 40% of the population of the country, and the proverbial turning of the worm—has witnessed in the growth of rural and urban violence, somewhat quietened during the Bangla Desh liberation movement—and the imperatives of democracy which require the wooing of even the poorest voter—all these factors are compelling our economic pundits and planners to take a fresh look at their theories, directions of planning and fixing of priorities, etc Ideas reminding one of Gandhiji's main concerns are afloat The new Planning Minister, Shri Subramaniam, seems to be genuinely concerned about developmental benefits reaching the lowest levels of the socio economic order Events alone will show if the necessary hard decisions are taken at the highest political level, without impairing the foundation of our democracy. I do fervently hope that under your leadership Socialism in Bangla Desh will not take a quarter of a century before discovering its failures and mistakes I feel greatly reassured by your declared inclination towards the Gandhian ideals I had no right to write to you like this, a common citizen presuming to advise the undisputed leader of a great people, but I have done so as a fellow Gandhian and also because of my deep affection for you and your brave and long-suffering people

With deep respect and affection,

Yours sincerely,
Jayaprakash Narayan

Sheikh Mujibur Rahman
Prime Minister of Bangla Desh
Dacca

આંખે વળગે તેવી છે. એના પ્રદેશોમાં ધનવાન ખેડૂતોની આવક ઘણા કિસ્સાઓમાં પહેલાં કરતાં બમણી થઈ છે, જ્યારે ભૂમિહીન ખેતમજૂરની હાલત હતી તેના કરતાં બદતર બની છે. તેવી જ રીતે જ્યાં સિંચાઈની સવલતો પહોંચી છે તેવા પ્રદેશની અને અન્ય સૂકા પ્રદેશોની પરિસ્થિતિ વચ્ચેનો ફરક પણ આઘાત કરતો વધારે સખત બન્યો છે.'

આ બધું હું તમને શું કામ લખી રહ્યો છું? કારણ કે તમારી છેલ્લી મુલાકાત વખતે લંડનમાં તમે તમારી જાતને ગાંધી પરંપરાને વરેલી વ્યક્તિ રૂપે ઓળખાવી હતી. (એ સંદર્ભમાં તમે મને પણ યાદ કરેલો તે તમારી ભલમનસાઈ હતી.) મારે જે વસ્તુ ઉપર ભાર મૂકવો છે તે એ કે, હાલના ને આજના જે સમાજવાદનું નામ લેવાની આજે ફેશન થઈ ગઈ છે, તે સમાજવાદ કરતાં ગાંધીજીનો સમાજવાદ જુદો છે. તેને તેઓ "સર્વોદય" કહેવાનું પસંદ કરતા. એમનો એ સમાજવાદ, અથવા સર્વોદય નીચે પાયામાંથી શરૂ થતો. તેઓ વારંવાર કહેતા કે સર્વોદયની શરૂઆત "અંત્યોદય"થી થાય છે. પરંતુ દુર્ભાગ્યે, પૂર્વની કે પશ્ચિમની આર્થિક વિકાસ માટેની કોઈ પણ વર્તમાન થિયરીમાં ગાંધીજીના આદર્શને અનુરૂપ કોઈ નમૂનો મળતો નથી. દરેક ૩૦ જાન્યુઆરી અને ૨ ઑક્ટોબરે ગાંધીને આદર આપવાનો અને એનું સન્માન કરવાનું. પરંતુ જ્યાં એમના વિચારોને લાગેવળગે છે ત્યાં તો એ વિચારો અવ્યવહારુ અને જુનવાણી છે!

જો કે સદ્‌નસીબે, પરિસ્થિતિ જ ગાંધીને ફરી યાદ કરાવી રહી છે. એકધારી વધતી જતી બેકારી, વિકાસના લાભોની વહેંચણીમાંની વિષમતા, વસ્તીના લગભગ ૪૦ ટકાને આવરી લેતી સૌથી નીચેના સ્તરની ભયંકર ગરીબી, ગ્રામીણ અને શહેરી ક્ષેત્રમાં વધતી જતી હિંસા (જે બાંગ્લાદેશના મુક્તિ આંદોલન દરમ્યાન કાંઈક શાંત પડેલી), અને ગરીબમાં ગરીબ મતદારને રીઝવીને તેનો મત મેળવવાની લોકશાહીમાંની અનિવાર્યતા—આ બધાં કારણોસર આપણા અર્થશાસ્ત્રના પંડિતો અને આયોજકોને પોતાની થિયરીઓ, આયોજનની દિશાઓ અને પ્રાથમિકતાઓ વગેરે અંગે ફરીથી વિચારવાની ફરજ પડી રહી છે. તેથી એ બધાનું ધ્યાન હવે ફરી ગાંધીજીના વિચારો તરફ જવા લાગ્યું છે. અમારા નવા આયોજન પ્રધાન શ્રી સુબ્રમણ્યમને ખરેખર એ બાબતની ચિંતા જણાય છે કે વિકાસના લાભો સામાજિક–આર્થિક વ્યવસ્થાના સૌથી નીચેના સ્તર સુધી કેવી રીતે પહોંચે. આ માટે જરૂરી એવા મુશ્કેલ નિર્ણયો અમારી લોકશાહીના પાયાને હાનિ પહોંચાડ્યા વિના સર્વોચ્ચ રાજકીય સ્તરે લેવાય છે કે કેમ, એ તો માત્ર સંજોગો જ કહેશે. હું ઉત્કટતાપૂર્વક જરૂર એવી આશા રાખું છું કે, તમારા નેતૃત્વ હેઠળ બાંગ્લા દેશમાં સમાજવાદ પોતાની ખામીઓ અને ભૂલો સમજવા માટે પા સૈકા જેટલો સમય નહીં લે. ગાંધીજીના આદર્શો પ્રત્યેનું વલણ તમે પ્રગટ કર્યું હોવાથી મને પોતાને ઘણી શ્રદ્ધા બેઠી છે.

તમને આ રીતે લખવાનો મને કોઈ હક નથી. મારા જેવો એક સામાન્ય નાગરિક એક મહાન પ્રજાના તમારા જેવા નિર્વિવાદ નેતાને સલાહ આપવાની ધૃષ્ટતા કરે! પરંતુ મેં એક સાથી-ગાંધીજન તરીકે તથા તમારા અને તમારી બહાદુર અને સહનશીલ પ્રજા પ્રત્યેની મારી ઊંડી સ્નેહની લાગણીને કારણે મેં તમને આટલું લખ્યું છે.

ઊંડા આદર અને સ્નેહની લાગણી સાથે,

શેખ મુજીબુર રહેમાન
બાંગ્લા દેશના વડાપ્રધાન, ઢાકા

નિખાલસપણે તમારો,
**જયપ્રકાશ નારાયણ**

## Dear Prime Minister

Chandigarh
July 21, 1975

Dear Prime Minister,

*I am appalled* at press reports of your speeches and interviews. (The very fact that you have to say something everyday to justify your action implies a guilty conscience.) Having muzzled the press and every kind of public dissent, you continue with your distortions and untruths without fear of criticism or contradiction If you think that in this way you will be able to justify yourself in the public eye and damn the Opposition to political perdition, you are sorely mistaken. If you doubt this, you may test it by revoking the Emergency, restoring to the people their fundamental rights, restoring the freedom of the press, releasing all those whom you have imprisoned or detained for no other crime than performing their patriotic duty. Nine years, Madam, is not a short period of time for the people, who are gifted with a sixth sense, to have found you out.

The burden of your song, as I have been able to discover, is that *(a)* there was a plan to paralyse the government, and *(b)* that one person had been trying to spread disaffection among the ranks of the civil and military forces. These seem to be your major notes. But there have been also minor notes. Every now and then you have been doling out your *obiter dicta*, such as the nation being more important than democracy and about the suitability of social democracy to India, and more in the same vein

## પ્રિય વડાં પ્રધાન

ચંડીગઢ,
જુલાઈ ૨૧, ૧૯૭૫

પ્રિય વડાં પ્રધાન,

તમારી વાતચીત અને વક્તવ્યોના હેવાલો અખબારોમાં જોઈને મનને આઘાત પહોંચે છે. (રોજ ઊઠીને તમારે તમારા બચાવમાં કંઈ ને કંઈ કહેવું પડે છે એ જ બતાવી આપે છે કે તમારું દિલ ડંખી રહ્યું છે.) તમે તમામ પ્રકારના સાર્વજનિક મતભેદોને અને અખબારોને ગૂંગળાવી નાંખ્યાં છે. એટલે હવે ટીકા કે પ્રતિવાદના ભય વિના, મચડેલી હકીકતો તથા અસત્યોનું તમારું ગાડું ગબડાવ્યે જાવ છો. તમે ધારતા હો કે આમ કરીને જનતાની સામે તમે તમને સાચાં ઠેરવી શકશો અને વિરોધ પક્ષોને સદંતર ભૂંસી નાખી શકશો તો તમે ભીંત ભૂલો છો. તમને મારી આ વાત માન્યામાં ન આવતી હોય તો કટોકટી ઉઠાવી લો, લોકોના મૂળભૂત હકો પાછા આપો, અખબારી-સ્વાતંત્ર્ય પાછું સ્થાપો, તેથા જે લોકોનો દેશભક્તિ દાખવ્યા સિવાય બીજો કશો ગુનો નહોતો છતાં તમે જેમને જેલોમાં પૂરી રાખ્યા છે તે લોકોને છોડી મૂકો અને પછી મારી વાતનાં પારખાં કરો. જનતાને ભગવાને છઠ્ઠી ઇંદ્રિય આપેલી હોય છે, એટલે તમને ઓળખી કાઢ્યાં તે નવ વર્ષનો ગાળો કંઈ ટૂંકો ન કહેવાય.

તમે જે વાત સતત રટ્યા કરો છો તેનું ધ્રુવપદ મારા જાણવા પ્રમાણે આ છે કે (૧) સરકારને ખોટકાવી નાખવા માટે એક કાવતરું ઘડાયું હતું અને (૨) એક માણસ લશ્કરી અને બિનલશ્કરી દળોમાં બેદિલી ફેલાવતો હતો. વાતવાતમાં તમે બીજાં પણ કેટલાંક સૂત્રો ફંગોળતાં રહ્યાં છો. દા. ત. લોકશાહી કરતાં રાષ્ટ્ર વધારે મહત્ત્વનું છે, સમાજવાદી લોકતંત્ર ભારત માટે માફક આવે તેવું છે કે નહીં વગેરે વગેરે.

elected government and elected legislature to go? This is one of your favourite questions But it has been answered umpteen times by competent persons, including well-known constitutional lawyers The answer is that in a democracy the people do have the right to ask for the resignation of an elected government if it has *gone corrupt* and has been misruling. And if there is a legislature that persists in supporting such a government it too must go, so that the people might choose better representatives.

But in that case how can it be determined what the people want? In the usual democratic manner In the case of Bihar the mammoth rallies and processions held in Patna, the thousands of constituency meetings held all over the State, the three day Bihar *bandh*, the memorable happenings of the 4th November and the 'largest ever' meeting held at the Gandhi maidan on November 18 were *a convincing measure of the people's will* And what had the Bihar government and Congress to show on their side? The miserable counter-offensive of November 16 which had been master-minded by Mr. Barooah and on which according to reliable reports the fantastic sum of 60 lakhs of rupees was spent. But if that was not conclusive enough proof, I had asked repeatedly for a plebiscite But you were afraid to face the people

While I am on the Bihar movement, let me mention another important point that would illumine the politics of such a type of movement. The students of Bihar did not start their movement just off the beat as it were. After formulating their demands at a conference they had met the Chief Minister and the Education Minister. They had had several meetings But unfortunately the inept and corrupt Bihar government did not take the students seriously. Then the latter *gheraoed the assembly* The sad events of that day precipitated the Bihar movement Even then the students did not demand the resignation of the Ministry nor the dissolution of the Assembly. It was after several weeks during which firing, lathi charges and indiscriminate arrests took place that the student's Action Committee felt compelled to put up that demand. It was at that point that the Rubicon was crossed.

Thus, in Bihar, the government was given a chance to settle the issues across the table. None of the demands of the students was unreasonable or non-negotiable. But the Bihar government pre-

ચૂંટાયેલી સરકાર અને વિધાનસભાને ખસી જવાનું કહેવાનો કોને અધિકાર છે? તમારા ખાસ સવાલોમાંનો આ એક છે. અને બંધારણના વિખ્યાત જાણકારો તથા અન્ય અધિકારી વ્યક્તિઓ દ્વારા આ સવાલનો અસંખ્યવાર જવાબ અપાઈ ચુકાયો છે લોકશાહીમાં ચૂંટાયેલી સરકાર ગેરવહીવટ અને ભ્રષ્ટાચાર કરે તો એનું રાજીનામું માગવાનો જનતાને પૂરેપૂરો અધિકાર છે. અને આમ છતાં વિધાનસભા એવી સરકારને ટેકો આપ્યે રાખતી હોય તો એણે પણ જવું જ રહ્યું, જેથી જનતા ફરી વાર વધુ સારા પ્રતિનિધિઓને ચૂંટી શકે.

આમ ન હોય તો જનતા શું ઇચ્છે છે તેનો લોકતાંત્રિક રીતે શી રીતે નિર્ણય થઈ શકે? બિહારમાં શું થયું? પટનામાં ભરાયેલી વિરાટ વિરાટ રેલીઓ અને સરઘસો, રાજ્યભરમાં મતદાન ક્ષેત્રોમાં ભરાયેલી હજારો સભાઓ. ત્રણ દિવસનો એ બિહાર બંધ. ચોથી નવેમ્બરની યાદગાર ઘટનાઓ. તથા ૧૮મી નવેમ્બરે ગાંધી મેદાનમાં મળેલી અભૂતપૂર્વ વિરાટ સભા. આ બધું જનતાની ઇચ્છા શી છે તે કોઈને પણ સમજાવવા પૂરતું હતું. અને સામે પક્ષે બિહાર સરકાર તથા કોંગ્રેસ પાસે શું હતું? શ્રી બરૂઆએ જેની યોજના ઘડી હતી એવો ૧૬ મી નવેમ્બરનો કંગાળ વળતો દેખાવ—જેના માટે આધારભૂત માહિતી અનુસાર ૬૦ લાખ રૂપિયાની ગંજાવર રકમ ખર્ચાઈ હતી. અને તેમ છતાં તમને એ નિર્ણાયક પુરાવા નહોતા લાગતા તો મેં તો વારંવાર પ્લેબિસાઈટ—જનમત-ગણના કરવા માગણી કરી હતી. પણ જનતાની સામે જતા તમે ડરતા હતા.

બિહાર આંદોલનની વાત ચાલે છે ત્યારે એક બીજી મહત્ત્વની વાત કહી દઉં. એનાથી આનાથી આવી જાતના આંદોલનોના રાજકારણ પર પ્રકાશ પડશે. વિદ્યાર્થીઓએ એ આંદોલન એકાએક આરંભ નહોતું કર્યું. એ લોકોએ એક સંમેલનમાં પોતાની માગણીઓ નક્કી કરી અને ત્યાર બાદ મુખ્ય મંત્રી તથા શિક્ષણમંત્રીને મળ્યા. સંખ્યાબંધ મુલાકાતો થઈ. પણ બિહારની એ અયોગ્ય અને ભ્રષ્ટ સરકારે વિદ્યાર્થીઓની વાત કાને ન ધરી. આ થયા બાદ જ વિદ્યાર્થીઓએ વિધાનસભાનો ઘેરાવ કર્યો. તે દિવસે જે દુઃખદ ઘટનાઓ ઘટી તેને કારણે બિહાર આંદોલનની વાત એકદમ આગળ વધી ગઈ. આમ છતાં ત્યાં સુધી વિદ્યાર્થીઓએ પ્રધાનમંડળ તથા વિધાનસભાના રાજીનામાની માગણી કરી નહોતી. પરંતુ ત્યાર બાદ અઠવાડિયાંઓ સુધી જે ગોળીબાર, લાઠીમાર, આડેધડ ગિરફ્તારી વગેરે ચાલ્યાં ત્યારે જ નાછૂટકે વિદ્યાર્થીઓની પગલાંસમિતિએ એ માગણી કરી. છેક ત્યારે એ મર્યાદા ઓળંગીને આ અફર નિર્ણય લેવો પડ્યો.

આમ બિહારમાં સરકારને વાટાઘાટ મારફતે પ્રશ્નોની પતાવટ કરવાનો મોકો અપાયો જ હતો. વિદ્યાર્થીઓની એક પણ માગણી ગેરવાજબી અને ચર્ચા-વિચારણાથી ન પતે એવી નહોતી. પણ બિહાર સરકારે અથડામણનો રસ્તો જ પસંદ કર્યો અને જેનો જોટો ન જડે એવું દમન આચર્યું. ઉત્તર પ્રદેશમાં પણ

ferred the method of struggle i e, unparalleled repression It was the same in U P In either case the government rejected the path of negotiation, of trying to settle the issue across the table and chose the path of strife Had it been otherwise there would have been no movement at all

I have pondered over this riddle Why did not those governments act wisely ? The conclusion I have arrived at is that the main hurdle has been corruption Somehow the governments have been unable to deal with corruption in their ranks particularly at the top level the ministerial level itself And corruption has been the central point of the movement particularly corruption in the government and the administration

Be that as it may, except for Bihar there was no movement of its kind in any other State of India In U P though Satyagraha had started in April it was far from becoming a people s movement In some other States though struggle committees had been formed there seemed to be no possibility of a mass movement anywhere And as the general election to the Lok Sabha was drawing near the attention of the Opposition parties was turned more towards the coming electoral struggle than to any struggle involving civil disobedience

Thus the plan of which you speak the plan to paralyse the government is a figment of your imagination thought up to justify your totalitarian measures

But suppose I grant you for a minute for argument s sake that there was such a plan do you honestly believe that your erstwhile colleague, the former Deputy Prime Minister of India and Chandra Shekhar a member of the Congress Working Committee were also a party to it ? Then why have they also been arrested and many others like them ?

No, dear Prime Minister there was no plan to paralyse the government If there was any plan, it was a simple innocent and short time plan to continue until the Supreme Court decided your appeal It was this plan that was announced at the Ramlila grounds by Nanaji Deshmukh on 25th June and which was the subject matter of my speech that evening The programme was for a selected number of persons to offer Satyagraha before or near your residence in support of the demand that you should step down until the Supreme Court s

તેમ જ થયુ બન્ને સરકારોએ વાટાઘાટની વાટ છોડી અને સંઘર્ષનો રસ્તો લીધો જો આમ ન બન્યુ હોત તો આંદોલન થવા જ ન પામ્યુ હોત

મે આ કોયડા પર ખાસો વિચાર કર્યો છે આ સરકારો શાણપણથી કેમ ન વર્તી ? હુ એવા નતીજે પહોંચ્યો છુ કે આમા સૌથી મોટી આડખીલી ભ્રષ્ટાચારની હતી સરકાર પોતામા વ્યાપી રહેલા, ખાસ કરીને ઉપલા–પ્રધાનમંડળના સ્તર પર ચાલતા ભ્રષ્ટાચારને રોકવાના ગમે તે કારણસર નિષ્ફળ નીવડી છે અને આ આન્દોલનનો મહત્ત્વનો મુદ્દો ભ્રષ્ટાચાર જ રહ્યો છે ભ્રષ્ટાચાર સરકારનો ને ભ્રષ્ટાચાર વહીવટીતંત્રનો

જે હોય તે, પણ બિહાર છોડીને દેશમા બીજે ક્યાય આ જાતનુ આંદોલન નહોતુ ઉત્તર પ્રદેશમા એપ્રિલ મહિનામા સત્યાગ્રહ શરૂ થયો હતો, પણ એને જન આંદોલન બનતા હજી ઘણી વાર હતી બીજા પણ કેટલાક રાજ્યોમા સંઘર્ષ સમિતિઓની રચના થઈ હતી, છતા ક્યાય વ્યાપક જન આંદોલનની સંભાવના દેખાતી નહોતી અને લોકસભાની ચૂંટણીઓ નજીક આવી રહી હતી તેથી રાજકીય પક્ષોનુ ધ્યાન સવિનય કાનૂનભંગની લડાઈને બદલે ચૂંટણીની લડાઈ તરફ જ વધારે ખેંચાયેલુ હતુ

આમ, સરકારને ખોટકાવી નાખવાના કાવતરાવાળી વાત તો તમારો કાલ્પનિક તુક્કો માત્ર હતો. એમ કરીને તમારે તમારા આપખુદ પગલાને વાજબી ઠેરવવા હતા

તર્કને ખાતર એક મિનિટ માટે ધારી લઈએ કે એવી કોઈ યોજના બની હતી, તો શુ તમારા માજી સાથીદાર, નાયબ વડા પ્રધાન મોરારજીભાઈ તથા કોંગ્રેસની કાર્યકારિણીના સભાસદ ચંદ્રશેખર એ આવા કાવતરાના ભાગીદાર હતા એમ તમે માનો છો ? નહી તો પછી એમને અને એમના જેવા જ અનેકોને શા માટે અટકમા લેવામા આવ્યા છે ?

ના જી, વડા પ્રધાન, સરકારને ખોટકાવી નાખવાની કોઈ યોજના નહોતી કોઈ યોજના હોય તો તે એટલી જ સીધી સાદી ને ટૂંકા ગાળાની યોજના હતી કે સુપ્રિમ કોર્ટમાથી તમારા કેસનો ચુકાદો આવી જાય ત્યા સુધી આંદોલન ચાલુ રાખવુ તા ૨૫મી જૂને નાનાજી દેશમુખે રામલીલા મેદાનમા જે યોજનાની જાહેરાત કરી હતી અને એ દિવસના મારા ભાષણનો જે મુખ્ય સૂર હતો તે આ યોજના હતી એ યોજના પ્રમાણે, તમારા કેસનો ચુકાદો આવી જાય ત્યા સુધીને માટે તમારે પદાધિકાર છોડી દેવો એવી માગણીના ટેકામા તમારા નિવાસસ્થાનની સામે રોજ [illegible] લોકો સત્યાગ્રહ કરવાના હતા એ કાર્યક્રમ દિલ્હીમા સાત દિવસ ચલાવ્યા બાદ બીજા પ્રદેશોમા એ શરૂ કરવાનો હતો અને તે ઠેઠ સુપ્રિમ કોર્ટનો ચુકાદો આવતા સુધી જ ચલાવવાનો હતો આમા રાજ્યને ખોટકાવી પાડવાનુ કે ભયજનક એવુ શુ હતુ તે મને સમજાતુ નથી લોકશાહીમા [illegible] બીજા બધા જ માર્ગો બંધ થઈ જાય તો એવા સંજોગોમા નાગરિક પાસે સવિનય કાનૂન

judgment on your appeal. The programme was to continue for seven days in Delhi, after which it was to be taken up in the States. And, as I have said above, it was to last only until the judgment of the Supreme Court. I do not see what is subversive or dangerous about it. In a democracy the citizen has an inalienable right to civil disobedience when he finds that other channels of redress or reform have dried up. It goes without saying that the Satyagrahi willingly invites and accepts his lawful punishment. This is the new dimension added to democracy by Gandhi. What an irony that it should be obliterated in Gandhi's own India !

It should be noted–and it is a very important point–that even this programme of Satyagraha would not have occurred to the Opposition had you remained content with quietly clinging on to your office. But you did not do it. Through your henchmen you had rallies and demonstrations organised in front of your residence begging you not to resign. You addressed these rallies and justifying your stand advanced spurious arguments and heaped calumny on the head of the Opposition. An effigy of the High Court Judge was burnt before your residence and posters appeared in the city suggesting some kind of link between the judge and the CIA. When such despicable happenings were taking place every day, the Opposition had no alternative but to counter act the mischief. And how did it decide to do it ? Not by rowdyism but by orderly Satyagraha, self-sacrifice.

It was this 'plan' and not any imaginary plan to paralyse the government that has aroused your ire and cost the people their liberties and dealt a death-blow to their democracy.

And why has the freedom of the press been suppressed ? Not because the Indian press was irresponsible, dishonest or anti-government. In fact, nowhere, under conditions of freedom, is the press more responsible, reasonable and fair than it has been in India. The truth is that your anger against it was aroused because on the question of your resignation, after the High Court's judgment, some of the papers took a line that was highly unpalatable to you. And when on the morrow of the Supreme Court judgment all the metropolitan papers, including the wavering *Times of India*, came out with well-reasoned and forceful editorials advising you to quit, freedom of the press became

ભંગનો અવિચ્છેદ્ય અધિકાર રહે છે. અને કહેવાની જરૂર નથી કે એમ કરવા જતાં સત્યાગ્રહી કાયદેસરની શિક્ષાને જાણીજોઈને પોતાના પર નોતરે છે અને સ્વીકાર કરે છે. લોકતંત્રમાં ગાંધીજીએ ઉમેરેલું આ એક આગવું પરિમાણ હતું. અને વિધાતાની શી વક્રતા છે કે ખુદ ગાંધીના જ દેશમાંથી એ પરિમાણને કાઢી નાખવામાં આવે છે.

અહીં એક વાતની નોંધ લેવી જોઈએ. આ વાત મહત્ત્વની છે કે તમે મૂંગા મૂંગા તમારા પદને વળગી રહ્યાં હોત તો વિરોધ પક્ષને સત્યાગ્રહનો કાર્યક્રમ કદાચ સૂઝ્યો ન હોત. પણ તમે તેમ ન કર્યું. તમે તમારા મળતિયાઓ મારફતે તમારા નિવાસસ્થાનની સામે રેલીઓ અને દેખાવો કરાવ્યા અને એમની પાસે તમને રાજીનામું ન આપવાની વિનંતિઓ કરાવડાવી. આ બધી રેલીઓ સમક્ષ તમે ભાષણો કર્યાં. એમાં તમે તમારા બચાવમાં જૂઠી દલીલો રજૂ કરી અને વિરોધ પક્ષો પર ખોટાં આળ ચઢાવ્યાં. અલાહાબાદ હાઈકોર્ટના જજની ઠાઠડી તમારા નિવાસસ્થાનની સામે બાળવામાં આવી. અને એ જજ તથા સી. આઈ. એ (અમેરિકન જાસૂસી તંત્ર) વચ્ચે સંબંધ છે એવું સૂચવતાં પોસ્ટરો શહેરોની દીવાલ પર ચોંટાડવામાં આવ્યાં. રોજ રોજ આવી હીન ઘટનાઓ થતી હોય ત્યારે વિરોધ પક્ષ પાસે એનો પ્રતિકાર કરવા સિવાય બીજો ઉપાય રહેતો નહોતો. અને તે એમણે શી પદ્ધતિથી કરવાનું વિચાર્યું ? ગમે તેમ ધાંધલ ધમાલથી નહીં, પણ વ્યવસ્થિત સત્યાગ્રહ અને આત્મબલિદાનપૂર્વક.

અને આ જ છે એ યોજના જેનાથી તમારો ગુસ્સો ભભૂકી ઊઠ્યો, અને તમારે હાથે જનતાની સ્વાધીનતા ઝૂંટવાઈ ગઈ તથા લોકતંત્ર પર મરણતોલ ફટકો પડ્યો.

અને અખબારોનું સ્વાતંત્ર્ય શા માટે કચડી નાખવામાં આવ્યું ? એટલા માટે નહીં કે છાપાં બેજવાબદાર, અપ્રામાણિક અને સરકાર-વિરોધી હતાં. ખરી રીતે તો જ્યાં અખબારી સ્વાતંત્ર્ય છે એવા કોઈ પણ દેશનાં અખબારો કરતા ભારતનાં અખબારો વધુ જવાબદાર, તર્કસંગત અને વાજબી રહ્યાં છે. ખરી વાત તો એ છે કે અલાહાબાદ હાઈકોર્ટના ચુકાદા પછી કેટલાંક અખબારોએ જે નીતિ ગ્રહણ કરી તે તમને રુચિકર ન લાગી અને તેથી એમના પર તમારો રોષ ઠલવાયો. અને સુપ્રિમ કોર્ટના (વચગાળાના) ચુકાદા બાદ દિલ્હીના તમામ અખબારોએ—અડુક દડુકિયા ટાઇમ્સ ઑફ ઇન્ડિયા જેવા સુધ્ધાંએ બરાબર કારણો આપીને જોરદાર તંત્રીલેખો દ્વારા તમને પદ પરથી હટી જવા સલાહ આપી. અને તેથી અખબારી સ્વાતંત્ર્ય તમે સહન કરી ન શક્યાં. એમનું આવી બન્યું, તમે એના પર ભયંકર વાર કર્યો. એક વડાં પ્રધાનની અંગત ખીજને લઈને લોકતંત્રની શ્વાસનળી સમા અતિ મૂલ્યવાન અખબારી સ્વાતંત્ર્યને રૂંધી નાખવામાં આવે, એની કલ્પના કરતાંયે મગજને ચક્કર ચડે એવું છે.

too much for you to stomach That cocked the goose of the Indian press and you struck your deadly blow It staggers one's imagination to think that so valuable a freedom of the press the very life-breath of democracy can be snuffed out because of the personal pique of a Prime Minister

You have accused the Opposition of trying to lower the prestige and position of the country's Prime Minister But in reality the boot is on the other leg No one has done more to lower the position & prestige of that great office than yourself Can one ever think of the Prime Minister of a democratic country who cannot even vote in his parliament because he has been found guilty of corrupt electoral practices? (The Supreme Court may reverse the High Court's Judgment–most probably it will in this atmosphere of terror–but as long as that is not done your guilt and your deprivation of right to vote remain)

As for the one person who is supposed to have tried to sow disaffection in the armed and police forces he denies the charge All that he has done is to make the men and officers of the Forces conscious of their duties and responsibilities Whatever he has said in that connection is within the law the Constitution the Army Act & the Police Act

So much for your major points the plan to paralyse the government and the attempt to sow disaffection in the armed and police forces Now a few of your minor points and *obiter dicta*

You are reported to have said that democracy is not more important than the nation Are you not presuming too much Madam Prime Minister? You are not the only one who cares for the nation Among those who you have detained or imprisoned there are many who have done much more for the nation than you And everyone of them is as good a patriot as yourself So please do not apply salt to our wounds by lecturing to us about the nation

Moreover it is a false choice that you have formulated There is no choice between democracy and the nation It was for the good of the nation that the people of India declared in their Constituent Assembly on 26th November 1949 that We the people of India, having solemnly resolved to constitute India into a Sovereign Democratic Republic give to ourselves this Constitution That democratic Constitution cannot be changed into a totalitarian one by a mere ordinance or law of

તમે વિરોધ પક્ષ પર [illegible] પદના અને પ્રતિષ્ઠાને [illegible] આરોપ મૂક્યો છે [illegible] પણ [illegible] તમારા કરતાં [illegible] પ્રતિષ્ઠાને હલકી પાડવા માટે તમે કર્યું [illegible] કોઈએ નથી કર્યું. ચૂંટણીમાં [illegible] લોકશાહી દેશ [illegible] વડા પ્રધાનની કલ્પના [illegible] (સુપ્રીમ કોર્ટ [illegible] વાતાવરણમાં [illegible] ચુકાદો ઉલટાવી નાખે [illegible] આરોપ ખરો છે [illegible] મતાધિકારથી વંચિત જ રહ્યા છો.)

ઉપર [illegible] મુજબ [illegible] લશ્કરમાં બેદિલી ફેલાવવાનો આરોપ [illegible] 'એક વ્યક્તિ' એ આરોપનો [illegible] અધિકારીઓ તથા સામાન્ય સૈનિકોને તેમની ફરજો તથા જવાબદારીઓ વિષે સભાન કર્યા છે. એમણે એ અંગે જે કહ્યું છે તે કાયદાની, બંધારણની, લશ્કરી કાયદાની અને પોલીસ કાયદાની સીમાની અંદર રહીને કહ્યું છે.

આટલા સરકારને ઉથલાવી નાખવાની યોજના અને લશ્કરી તથા પોલીસના દળોમાં બેદિલી ફેલાવવા અંગેના તમારા મોટા મુદ્દાઓ વિષે. અને હવે તમે વાતવાતમાં જે નાનાસૂના મુદ્દાઓ છેડો છો તે વિષે.

હેવાલો પ્રમાણે તમે એમ કહ્યું છે કે લોકશાહી રાષ્ટ્ર કરતાં વધારે મહત્ત્વની વસ્તુ નથી. આ તમે તમારે માટે વધારે પડતું ધારી લેતા નથી શું? દેશ માટેની ચિંતા એ કાંઈ એકલા તમારો જ ઇજારો નથી. જે લોકોને તમે જેલમાં પૂર્યા છે તે લોકોમાં એવા ઘણા છે જેમણે રાષ્ટ્ર માટે તમારા કરતાં ઘણું વધારે કર્યું છે અને એમાંનો એકેએક જણ તમારા જેટલો જ દેશભક્ત છે. એટલે રાષ્ટ્ર વિષેનો ઉપદેશ આપીને અમારા દાઝ્યા પર ડામ દેવાનું કામ ન કરો.

બીજું, તમે એ બે વસ્તુની સરખામણી કરી તે જ ખોટી છે. લોકશાહી અને રાષ્ટ્ર એ બેમાંથી એક પસંદ કરવાનો સવાલ જ નથી ઊઠતો. ૨૬ મી જાન્યુઆરી ૧૯૪૯ના દિવસે ભારતની જનતાએ રાષ્ટ્રના કલ્યાણ અર્થે બંધારણ સભામાં ઘોષણા કરી હતી કે ગંભીરતાપૂર્વક નિર્ણય કરીને અમે ભારતને એક સ્વાયત્ત લોકશાહી પ્રજાતંત્ર બનાવવાનું અને અમારી જાતને આ બંધારણ અર્પવાનું ઠરાવ્યું છે. એ લોકતાંત્રિક બંધારણ છે તેને એકાદા વટહુકમથી કે લોકસભાના એકાદા કાયદા મારફત અધિકારવાદી તંત્રમાં ફેરવી ન શકાય. એ તો ભારતની જનતા જ ખાસ એ હેતુસર એક બંધારણસભા ચૂંટીને તેની મારફતે તેમ કરી શકે. એ બંધારણને [illegible] થયા બાદ પચ્ચીસ–સત્તાવીસ વર્ષ બાદ પણ જનતાને સ્વાધીનતા, સમાનતા અને બંધુતા અર્પી ન શકાયાં હોય તો તે દોષ બંધારણનો કે

Parliament. That can be done only by the people of India themselves in their new Constituent Assembly, especially elected for that specific purpose. If Justice, Liberty, Equality and Fraternity have not been rendered to 'all its citizens' even after a quarter of a century of signing of that Constitution, the fault is not that of the Constitution or of democracy but of the Congress party that has been in power in Delhi all these years. It is precisely because of that failure that there is so much unrest among the people and the youth. Repression is no remedy for that. On the other hand, it only compounds the failure.

I, no doubt, see that the papers are full these days of reports of new policies, new drives, show of new enthusiasm. Apparently you are trying to make up for lost time, that is to say, you are making a show of doing here and now what you failed to do in nine years. But your twenty points will go the same way as your ten points did and the 'Stray Thoughts'. But I assure you this time the people will not be fooled. And I assure you of another thing too: a party of self-seekers and spineless opportunists and *jee-huzurs* ('yesmen') such as the Congress, alas, has become, can never do anything worthwhile. (Not all Congressmen are such. There are quite a few exceptions, such as those who have been deprived of their party membership and some of them their freedom. So that according to the *dharma* of totalitarianism, there could be no criticism even within the party.) There will be a lot of propaganda and much-ado on paper but on the ground level the situation will not change the least. The condition of the poor—and they are the great majority over the greater part of the country—has been worsening over the past years. It would be enough if the downward trend were arrested. But, for that your whole approach to politics and economics will have to change.

I have written the above in utter frankness without mincing words. I have done so not out of anger or so as to get even with you in words. No, that would be a show of impotence. Nor does it show any lack of appreciation for the care that is being taken of my health. I have done it only to place the naked truth before you, which you have been trying to cover up distort.

Having performed this unpleasant duty, may I conclude with a few parting words of advice?

લોકશાહીનો નથી: એ દોષ તો કૉંગ્રેસનો છે કે જેણે આ ગયાં વર્ષ દરમ્યાન દિલ્હીની ગાદી પર બેસી રાજ કીધાં છે. અને એની આ જ નિષ્ફળતાને કારણે જનતા અને યુવા-પેઢીમાં આટલો બધો અસંતોષ છે. દમન એ કોઈ પણ રીતે આનો ઉપાય નથી. એનાથી તો ઊલટી નિષ્ફળતા ઘેરી જ બને છે.

આજકાલ અખબારો તમારી નવી નીતિઓ, નવાં અભિયાનો, નવ. ઉત્સાહો વગેરેની વાતોથી ભરેલાં હોય છે. આ બધાંમાંથી એક જ અર્થ સૂચિત થાય છે કે છેલ્લાં નવ વર્ષોમાં તમે જે કરવામાં નિષ્ફળ નીવડ્યાં છો તે બધું જ એક સામટું આજે ને અત્યારે તમારે કરી નાખવું છે, અને એમ કરીને વેડફાયેલો ટાઈમ તમારે ભરપાઈ કરી લેવો છે. પણ હું તમને ખાતરી આપું છું કે આ તમારા વીસ મુદ્દાની પણ એ જ વલે થવાની છે જેવી તમારા દસ મુદ્દાની થઈ હતી. બીજી પણ એક ખાતરી આપી દઉં—દુર્ભાગ્યે કૉંગ્રેસ જી-હજૂરિયા, સ્વાર્થસાધુઓ અને સાવ તકસાધુઓની જમાત બની જવા પામી છે; તેવી જમાતથી કદી દી વળવાનો નથી. (હા, બધા જ કૉંગ્રેસીઓ તેવા નથી. એમાં કેટલાક અપવાદો જરૂર છે જેમને એમનાં સભ્યપદો ને સ્વાધીનતાથી વંચિત કરવામાં આવ્યા છે. એકાધિકારવાદનો એ ધર્મ જ છે કે પોતાના પક્ષની અંદરથી પણ કશી ટીકા-ટિપ્પણી ન થવી જોઈએ.) કાગળ ઉપર ખૂબ પ્રચાર થશે ને ઢોલનગારાં વાગશે, પણ પ્રત્યક્ષમાં જરા જેટલોયે ફેરફાર નહીં થાય. આ દેશના મોટા ભાગ પર વસતા ગરીબો જ બહુમતીમાં છે, અને એમની હાલત પાછલાં વરસોમાં રોજેરોજ બગડતી જ આવી છે. એ વધુ બગડતી અટકે તોય ઘણું. પણ એટલું કરવા માટે રાજનીતિ અને અર્થનીતિનાં વલણો ધરમૂળથી બદલવાં પડશે.

ઉપરની બાબતો મેં અત્યંત નિખાલસતાથી અને સાફ સાફ શબ્દોમાં કહી છે. તમારી સાથે જીભાજોડીમાં ઊતરવા માટે યા ગુસ્સાના માર્યા આ બધું કહ્યું નથી. એમ કરવું એ તો કાયરતાનું લક્ષણ છે. ઉપરાંત, મારી તબિયત માટે જે કાળજી લેવાઈ રહી છે તેની કદરનો અભાવ છે એમ પણ ન માનશો. પણ આ તો તમે જે સત્યને છાવરવા ને વિકૃત રીતે રજૂ કરવા મથી રહ્યા છો તે જ સ્પષ્ટ સત્યને તમારી સામે ધરવા સારુ આ લખ્યું છે.

આટલી કડવી ફરજ અદા કર્યા બાદ, આ પૂરું કરતાં પહેલાં સલાહના બે શબ્દો કહું? તમે જાણો છો કે હું તો પાકેલું પાન છું. મારું જીવનકાર્ય પૂરું થયું છે. પ્રભાવતીજીના સ્વર્ગવાસ પછી હવે બીજું કોઈ નથી કે જેને માટે જીવવાનું હોય. મારા ભાઈ ભત્રીજાઓનાં પોતપોતાનાં કુટુંબોની લીલી વાડી છે. મોટી બહેન વર્ષો પહેલાં મરી ચૂકી હતી. નાની બહેનનાં પણ ભાણેજાં વગેરે છે. ભણતર પૂરું થયા બાદ મેં મારું સમગ્ર જીવન કશા પણ બદલાની આશા વગર રાષ્ટ્રને ચરણે ધર્યું છે. એટલે હવે તમારા રાજ-અમલમાં એક કેદી તરીકે મરીશ તોયે મને સંતોષ છે.

You know I am an old man My life's work is done. And after Prabha's going I have nothing and no one to live for My brother and nephew have their family and my younger sister—the elder one died years ago—has her sons and daughters I have given all my life, after finishing education, to the country and asked for nothing in return So I shall be content to die a prisoner under your regime.

Would you listen to the advice of such a man ? Please do not destroy the foundations that the Father of the Nation, including your noble father, had laid down. There is nothing but strife and suffering along the path that you have taken. You inherited a great tradition, noble values and a working democracy Do not leave behind a miserable wreck of all that It would take a long time to put all that together again For it would be put together again, I have no doubt A people who fought British imperialism and humbled it cannot accept indefinitely the indignity and shame of totalitarianism The spirit of man can never be vanquished, no matter how deeply suppressed In establishing your personal dictatorship you have buried it deep. But it will rise from the grave Even in Russia it is slowly coming up

You have talked of social democracy What a beautiful image those words call to the mind But you have seen in eastern and central Europe how ugly the reality is Naked dictatorship and in the ultimate analysis, Russsian overlordship Please, do not push India toward that terrible fate

And may I ask to what purpose all these draconian measures ? In order to be able to carry out your twenty points ? But who was preventing you from carrying out the ten points ? All the discontent, the protest, the Satyagraha were due precisely to the fact that you were not doing anything to implement your programme, inadequate as it was, to lighten the misery and burden under which the people and youth were groaning This is what Chandrashekhar, Mohan Dharia, Krishna Kant and their friends have been saying for which they have been punished

You have talked of 'drift' in the country But was that due to Opposition or to me ? The drift was because of your lack of decision direction and drive You seem to act swiftly and dramatically only when your personal position is threatened.

આવા એક જણની સલાહ કાને ધરશો? આ રાષ્ટ્રના પિતાએ તથા સાથે તમારા મહાન પિતાએ પણ જે પાયાઓ નાખ્યા છે તેનો નાશ ન કરશો. તમે જે રસ્તો લીધો છે તે રસ્તે કેવળ સંઘર્ષ અને વ્યથાઓ વેરાયેલાં છે. તમને વારસામાં એક મહાન પરંપરા, ઉમદા જીવન-મૂલ્યો અને ચાલતી ચલાવતી લોકશાહી મળ્યાં હતાં. હવે એ બધાંનો ભંગાર કરીને મેલી ન જશો. કારણ, મને ખાતરી છે કે એ બધું ફરી વ્યવસ્થિત કરતા બહુ લાંબો સમય લાગશે. જે પ્રજાએ બ્રિટિશ શાહીવાદની સામે લડીને એને ઝુકાવ્યો તે પ્રજા લાંબા ગાળા સુધી એકાધિકારવાદ દ્વારા નીપજતા અપમાન અને હીણપતને સાંખી નહીં લે. માનવ-ના જુસ્સાને ગમે તેટલો કચડીને ઊંડો ધરબો ને, એ ક્યારેય ખતમ નથી થતો. તમે તમારી વ્યક્તિગત સરમુખત્યારશાહી સ્થાપવા જતા એને ઊંડે દફનાવી દીધો છે, પણ એ તો એ ઊંડી ઘોરમાંથી ઊઠીને પાછો બહાર આવશે. રશિયા જેવા દેશમાં પણ એ બરાબર માથું ઊંચકી રહ્યો છે.

તમે સમાજવાદી લોકતંત્રની વાત કરો છો. એ શબ્દોમાંથી કેવી રૂપાળી મૂર્તિ સામે ઊભી થાય છે! પણ મધ્ય અને પૂર્વ યુરોપમાં જોયું છે કે એનું વાસ્તવિક રૂપ કેટલું કદરૂપું છે. નગ્ન સરમુખત્યારી, અને બરાબર ખોલીને જોઈએ તો રશિયન માલિકશાહી! મહેરબાની કરીને, કૃપા કરીને ભારતને એ ભયાનક રસ્તે ઠેલી ન દેશો!

અને આ બધા રાક્ષસી પગલાં શા સારુ ભરવા પડ્યાં? તમારા વીસ મુદ્દાના કાર્યક્રમને પાર પાડવા? તો પછી એ તો કહો કે તમારા દસ મુદ્દાના કાર્યક્રમને પાર પાડતા તમને કોણ રોકતું હતું? દેશની જનતા અને યુવા-પેઢી દુઃખ-દરિદ્રના બોજા તળે પીસાતા હતાં, એમનો એ બોજો હળવો કરવા સારુ અધ-કચરો જ ભલે રહ્યો તો પણ એવો એ કાર્યક્રમ પણ પાર પાડવા અંગે તમે કશું જ કરતાં નહોતાં. તેથી તો અસંતોષ, વિરોધ અને સત્યાગ્રહ સામે આવ્યા. આ જ વાત ચંદ્રશેખર, મોહન ધારિયા, કૃષ્ણકાંત અને બીજા મિત્રો કહેતા હતા, અને એ કહ્યા બદલ એમને સજા કરવામાં આવી.

તમે કહો છો કે દેશ એક દિશામાં ઘસડાતો જતો હતો. પણ શું એ વિરોધ પક્ષોને કારણે કે મારે કારણે થયું હતું? એ તો નિર્ણય-શક્તિ, માર્ગદર્શન અને અભિયાનના અભાવમાં એ પરિસ્થિતિ જન્મી હતી. જ્યારે તમારું વ્યક્તિગત પદ ખતરામાં આવી પડે છે કેવળ ત્યારે જ તમે ઝડપભેર અને અચાનક પગલાં ભરતા હો એમ જણાય છે. એટલું પતે કે ફરી પાછી એની એ જડતા! માટે ઇંદિરાજી, તમે તમને જ રાષ્ટ્ર માની ન બેસો. તમે અમર નથી, જ્યારે ભારત તો સદા સર્વદા રહેવાનું છે.

તમે વિરોધ પક્ષ અને મારા પર તમામ પ્રકારની દુષ્ટતાનું આરોપણ કર્યું છે. આમ છતાં એક વાતની હું તમને ખાતરી આપવા માગું છું. તમે જો સાચાં પગલાં ભરવા ઇચ્છતાં હો,

